



અર્જુન ઉર્વશી.



શ્રી. એન. સી. મહેતાના સૌજન્યથી—




લેખક:
રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,
પ્રમુખ, સાહિત્ય સંસદ.

ચિત્રકાર
રા. ગોરક્ષકર

સમય:
ઈ. સ. પૂર્વે ૩૨૦ ની આસપાસ.

## સ્થલોની માહીતી

પાટલીપુત્ર, કુસુમપુર, રાજગૃહ } પુરાતન મગધનું પાટનગર હાલ પટણા છે તેની પાસે.

તક્ષશિલા ... અફઘાનીસ્થાન આગળ આવેલું વિદ્યાને માટે વિખ્યાત હીંદુ રાજાનું પાટનગર.

## ક્રમવાર આવતાં પાત્રો

રાક્ષસ ......મગધના નરેંદ્ર હિરણ્યગુપ્તનો મંત્રી.

વક્રનાસ......મગધના નરેંદ્ર હિરણ્યગુપ્તનો અમાત્ય.

સુમોહા ......તક્ષશિલાના રાજા સુબાહુની પુત્રી, ને હિરણ્યગુપ્તની રાણી.

હિરણ્યગુપ્ત, ધનનંદ } શૂદ્ર મહાપદ્મ નંદનો વંશજ, અને પાટલીપુત્રનો ચક્રવર્તી રાજા

# ભૂમિકા

જરાસંધ મહાપુરુષ હતો. શ્રી કૃષ્ણના પ્રશંસક વેદવ્યાસે તેને દુષ્ટ ચીતરી, અન્યાય કર્યો છે.

બૃહદ્રથ વંશનો તે મહારથી મગધદેશના પાટનગર ગિરિવ્રજમાં રાજ્ય કરતો હતો. તેને આખા આર્યાવર્તમા ચક્રવર્તિપદ લેવુ હતુ —આર્યાવર્તને એક કરવુ હતુ. આ મોહક મહત્ત્વાકાંક્ષા પુરી પાડવા તેણે કંસ, શિશુપાલ વગેરેને પોતાના માંડલિક બનાવ્યા હતા. ખરેખરો તે મહાન હતો. તેણે મહાન સ્વપ્ન સેવ્યુ —અને તે સેવન માટે જીવ આપ્યો.

શ્રી કૃષ્ણને જરાસંધનુ સ્વપ્નુ રુચ્યુ નહીં, કારણ કે તેમને પણ એવુજ સ્વપ્નું આવતુ હતુ. સ્વપ્ના સેવનારની રાખ ઉપર સિદ્ધ કરનાર ઇમારત ચણે છે.

શ્રી કૃષ્ણે જરાસંધને મરાવ્યો અને પોતે વાસુદેવપદ લીધું. ધર્મરાજાને ત્યા રાજસૂયયજ્ઞ વખતે સમસ્ત આર્યાવર્તે તેમને અર્ઘ્ય આપ્યો. સિંહાસનવીહોણા, પુરુષોત્તમ વ્યક્તિત્વબળથી આર્યાવર્તની એકતાની મૂર્તિ બન્યા.

શ્રી કૃષ્ણ જરાસંધથી જબરા હતા. આ સ્વપ્નુ સેવતા તે કચરાયા નહીં; પણ આ સ્વપ્નાની સિદ્ધિ કરતા ઉપજેલા ઝંઝાવાતમા બીજા બધાનો વિનાશ થયો. આર્ય રાજ્યો કુરુક્ષેત્રમા માંહોમાહે કપાઇ મુવાં.

ભારતનું મહાયુદ્ધ ચાલતું હતુ ત્યારે જરાસંધનો પુત્ર સહદેવ રણમા મુવો અને પાર્થપુત્ર અભિમન્યુને ત્યા પરીક્ષિત જન્મ્યો.

તે સમયે યુગ બદલાયો—કલિકાલ બેઠો આર્યાવર્તની શક્તિ છિન્નભિન્ન થઈ ગઇ, તેનાં તેજ ઝાખા થયાં.

આ અંધકારમાથી સંસ્કૃતિ સાચવવા મહર્ષિઓ અરણ્યમા જઇ રહ્યા. નૈમિષારણ્યમા શૌનક ઋષિએ બાર વર્ષ સુધી સત્ર આદર્યો. ત્યારે, વ્યાસ દ્વૈપાયનના શિષ્ય, સૂત પુરાણી લોમહર્ષણના પુત્ર ઉગ્રશ્રવાએ મહાભારત અને પુરાણો કહી સભળાવ્યાં. આ સમયે મગધની ગાદી પર જરાસંધના વંશનો રાજા સેનાજિત રાજ્ય કરતો હતો.

થોડા સૈકા પછી કાશીરાજ શિશુનાકના વંશમા રાજા અજાતશત્રુ મગધમા રાજ્ય કરતો હતો ત્યારે ગૌતમ બુદ્ધે બૌદ્ધમત પ્રસાર્યો. અજાતશત્રુનાજ રાજ્યકાલમા બુદ્ધ ઇ. સ. પૂર્વે ૫૪૩ મા નિર્વાણ પામ્યા. અજાતશત્રુએ કોશલ ને વૈશાલિ જીત્યા; ગિરિવ્રજ છોડી ગંગાને સોણ નદીના સંગમ પર પાટલિપુત્ર સ્થાપ્યુ તેના ખંડીએર આજે પટણા પાસે મળે છે, તેના પૌત્ર ઉદયે પાટલિપુત્ર પાસે કુસુમપુર વસાવ્યુ. ઉદયના પૌત્ર મહાનંદીની શૂદ્રાને પેટે મહાપદ્મ જન્મ્યા.

મહાપદ્મનંદ નવ નંદ—નવીન નંદ કહેવાયો. તે કલિનો અવતાર ગણાયો

પરીક્ષિતના જન્મથી મહાપદ્મના અભિષેક સુધી ૧૦૫૦ વર્ષ વીત્યા; સપ્તર્ષિમંડળ કૃત્તિકામા હતું તે પૂર્વાષાઢામા આવ્યું.

મહાપદ્મ નંદે જરાસંધનું સ્વપ્નું સિદ્ધ કર્યું: તે સાર્વભૌમ થયો. તેણે પરશુરામની માફક ક્ષત્રિય સંહાર્યા.

કલિ મધ્યાન્હે પહોચ્યો.

મહાપદ્મે લાંબો વખત રાજ્ય કર્યું; તેના સૈન્યના પ્રતાપે ધરણી કાંપી રહી.

મારી સ્વ. પત્નિશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત દાહ્યાભાઇ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.

# ગુજરાતી

પુસ્તક ૧૧ ] ચૈત્ર ૧૯૮૩ [ અંક ૧

## ગુજરાત અને યુગધર્મ

### ગુર્જરી ગીર્વાણનું જય કીર્તન

ગાઓ, ગાઓ, વિજય ગાઓ, સર્વ ગુર્જર સતાનો,
સમય મગળ ગુર્જરી ગીર્વાણના યશ ગાવાનો,
અજ્ઞ તરછોડે ભલેને દીન ને દુબળી કહી,
જેવી તેવી તોએ વહાલી વાણી એ આપણી સહી

પ્રથમ શબ્દ મે એ વાણીમા અનણુ કર્યો માના મોઢે,
પ્રથમ શબ્દ મે એ વાણીમા ઉચ્ચાર્યો કાલો કોઢે

તાત ભ્રાત સહુ સ્વજનતણા પ્રિયમુખમા એ વાણી મહાલે
એ વાણીના અમૃતઝરણા અતરમા નિશદિન ચાલે,
શત શત સહસ્ર લોકો આજે એ વાણી વાપરનારા
પચખડમા પ્રસરી રહ્યા એ બૃહત વાકના ભણકારા

જય ગાઓ, જય ગાઓ!
ગુર્જર ગીરનો જય ગાઓ!
જય ગાઓ, જય ગાઓ!

વિશ્વવદિત મર્જનજીની મહાવાણી માત છે,
બગના, હીંદી, મહારાષ્ટ્રી ભગિની એની ખ્યાત છે

નરસૈંયાએ પ્રથમ ઘડી એ સુદર રૂપવતી ગણી,
પ્રેમાનદે કીધી કેળવી વિધવિધ રસની ઝીલનારી,
નાનાલાલતણા મૃદુ'કરથી લલિત બની શી લટકાળી,
ગોવર્ધન, ગાધી, ને કનૈયે કીધી સમૃદ્ધિશાળી

જય ગાઓ, જય ગાઓ!
ગુર્જર ગીરનો જય ગાઓ!
જય ગાઓ, જય ગાઓ!

જે ભૂપર શ્રીકૃષ્ણપ્રભુએ રાજ્યદડ કરમા લીધો
જે ભૂમિપર પરશુરામે બ્રહ્મતનો વિજય કીધો,
જેની કુખના દયાનદ ને ગાધી સમ રત્નો ગાજે,
તેની વાકના વિજય દુદુભિ સતત અખિલ જગમા ગાજે

જય ગાઓ, જય ગાઓ



 સિંહના મુખવાળા છજા આગળ સુવર્ણપાટ પર એક પથ્થરની મૂર્તિ સમી સુંદરી પડી હતી. 

—ભગવાન કૌટિલ્ય :

મગધને ત્રાસે આર્યાવર્ત ધ્રુજતું; શ્રુતિ અને સંસ્કૃતિએ બહારવટું લીધું હતું.

હીંદમાં નવનંદ કુલનો સર્વાર્થસિદ્ધિ હિરણ્યગુપ્ત પાટલીપુત્રમાં રાજ્ય કરતો હતો, પશ્ચિમ એશીઆમાં ઇરાનનો શહેનશાહ દારા ચમન કરતો હતો. તે વખતે મેસીડોનનો મહત્વાકાંક્ષી નરેશ ફીલીપ ગ્રીસનું સ્વાતંત્ર્ય છીનવી લેતો હતો.

ઇ. સ. પૂર્વે ૩૩૬ માં ફીલીપ ગુજરી ગયો. ને તેનો દીકરો સીકંદર ગાદીએ આવ્યો. બાપ દીકરાને નાનું પણ સશક્ત લશ્કર અને દિગ્વિજય-ની મહત્વાકાંક્ષા મુકી ગયો. આ વીસ વર્ષના છોકરામાં મહાન્ સદ્ગુણો, મહાન્ દોષો, ને મહાન્ ઊર્મિઓ હતી; એનો ગુરુ એરીસ્ટોટલ હતો.

એણે ગ્રીસને જોતજોતામાં ચોળી નાખ્યું; અને થીબ્સને જમીનદોસ્ત કર્યું. ઇ. સ. પૂર્વ ૩૩૫માં તે ૩૦૦,૦૦ પાળા ને ૫૦૦૦ ઘોડેસ્વાર લઇ એશીઆ જીતવા નીકળ્યો.

ભયાનક મહેચ્છાની આ મૂર્તિએ થોડા મહીનામાં મીસર, ઇરાન ને બેક્ટ્રીઆ લઇ પોતાની સત્તા બેસાડી સંસ્કારી યુરપ, આફ્રીકા ને પશ્ચિમ એશીઆ આ મહાન વીરના જયઘોષથી ગાજી રહ્યું.

હવે વાર્તા શરુ કરીએ—

## પ્રકરણ ૧ લું

### જેમાં ધનનંદનું શાસન અસ્વીકાર્ય છે તેની ખાત્રી થાય છે

**આ**થમતા રવિના મીઠા તેજમાં સ્નાન કરતું પાટલીપુત્ર વીસ્તરી રહ્યું હતું. નંદકુલના સુરેંદ્રનું પાટનગર અમરાવતીના વૈભવને શરમાવતું હતું.

મહાપદ્મ નંદના રાજ્યાભિષેકને એકાણું વર્ષ થયાં હતાં; અને તેનો પૌત્ર હિરણ્યગુપ્ત 'સર્વાર્થસિદ્ધ'નું બીરુદ ધારી, મગધને સિંહાસને વીરાજતો હતો. તે સૈન્યથી આર્યાવર્તને કંપાવતો હતો અને ધનથી કુબેરની વિડંબના કરતો હતો. આ નંદને બૌદ્ધ સાહિત્યે ધનનંદના નામથી ડામ્યો છે.

આ સમયે મધ્યાન્હે પહોંચેલો કલિ સોળે કલાએ તપતો હતો.

જરાસંધને સિંહાસને બેઠેલો શૂદ્ર મહાપદ્મનો

વંશજ ઇંદ્રની સ્પર્ધા કરવા પોતાને 'નરેંદ્ર' કહાવતો હતો. તેનું રાજગૃહ દેવશ્રેષ્ઠના ભુવનને ઝાંખું કરતું હતું.

આ રાજગૃહ તરફ એક યોદ્ધો દોડતે ઘોડે જતો હતો.

ઘોડો સફેત ધાટીલો હતો; જરીનાં બંધનો પર ઘુઘરીઓ ખણખણતી.

ઘોડે બેસનાર ત્રીસ ચાલીસ વર્ષનો સ્વરુપવાન યોદ્ધો હતો. તે કદાવર હતો; ને તેની આંખો મોટી ને તેજસ્વી હતી.

તેને માથે મણિજડિત મુગટ હતો. તેના લાંબા વાળ હવામા ઉડતા. તેની છાતીએ બખ્તર હતું; હાથે રક્ષણ માટે, સોને મઢયા લોખંડના જાપટા હતા. તેણે કેડે હાલ ટુંકું ગણાય એવું અમ્બર પહેર્યું હતું. તેને નળે ને પગે પણ લોખંડનું સંરક્ષણ હતું. તેને કેડે એક નાગું ખડ્ગ હતું. ને ખાંધે ધનુષ્ય ને બાણ હતા.

દોડતેને હાંફતે ઘોડે તે આગળ વધ્યો. રાજગૃહના દરવાજા આગળ તે આવ્યો એટલે રક્ષકોએ એકદમ બારણાં ઉઘાડી આપ્યાં. આગલા દરવાજાથી અંદરના દરવાજા સુધીનો રસ્તો ઘણો સાંકડોને પથ્થરથી જડેલો હતો. તેની બંને ગમ ઉંચી ભીંતો હતી; અને તેના પર ધનુષ્ય લઇ રખેવાળો ઉભા હતા. કોઈની પરવા કર્યા વગર ઘોડેસ્વાર આગળ ગયો; અને પરિચિત રસ્તા પરથી ઘોડો ચારે પગે, અંદર, ગયો.

ઘોડેસ્વાર પાસે આવતાં અંદરનાં દરવાજા પણ ખુલી ગયા; અને ખોલનારાઓ હાથ જોડી આ રાજપુરુષને નમી રહ્યા.

રાજગૃહના અંદરના દરવાજા ખુલતાં નવી બહારની ભયંકર કોટ જોનાર કદી ધારી શકે નહીં એવી–સૃષ્ટિ ઘોડેસ્વાર આગળ પ્રસરી રહી.

નજર પહોંચે ત્યાં સુધી ઉપવન વીસ્તરતું; સુંદર લીલોતરી ચારે તરફ પ્રસરતી. સોણનો એક ફુંરો, ધીમા સ્વથી વાતાવરણ મોહક કરતો પ્રાસાદનાં પગથીઆં પર નર્તન કરી ગંગાને મળવા ચાલી જતો. મંદ પ્રવન વૃક્ષોને ડોલાવતો. પક્ષીનાં વૃંદો આત્મસંતોષથી કલ્લોલતાં.

આવી અપૂર્વ સૃષ્ટિમાં નરેંદ્રનું અદ્દભુત ભુવન દેખાતું હતું. તે કોઇ કીમીયાગરની કારીગરી હોય એવું લાગતું. ત્યાં સોના ચાંદીની સરિતાઓ કલાકૃતિઓમાં ઠરી ગઈ હતી, પણ એકાગ્રચિત્તે આગળ વધતા આ રાજપુરુષને આ સૌંદર્ય જોવાની ફુરસદ નહોતી. ઉદ્યાન એ પળમાં વટાવી ભુવનનાં બાર આગળ તે પહોંચ્યો. અને ઘોડેથી નીચે ઉતર્યો. ઉભેલા સેવકોને વગર બોલે ઘોડો સોંપી તે અંદર ગયો.

બારણાં બહાર ઝુલતા હાથીઓના માવતો, ને થનગનતા ઘોડાઓના રખેવાલો નીચા નમી નમી નમસ્કાર કરી રહ્યા હતા. આ અધીરા રાજપુરુષે તેના તરફ નજર પણ કરી નહી.

ભુવનની અંદરના ખંડોની શોભાનો પાર નહોતો. સ્થંભાવલિથી શોભતા આ ખંડમાં ઉપવનમાં ફરતા મયૂરો થાંભલા પર બેસતાં રુપાના થઈ ગયા હતા. બહાર ઝુલતા હાથીઓ કુંભી આગળ આવતાં સુવર્ણમય બન્યા હતા. ચારે તરફ સુવર્ણનાં ઉડતાં પંખીઓ રત્નજડિત ચાંચમાં લીલમના બીજો લઈ નિશ્ચેતન બની પ્રાસાદના ખંડો શોભાવતા હતા.

થોડાક યોદ્ધાઓ આંગણામાં ઉભા હતા: કેટલાક અધીરાઈમાં ફરતા હતા; કેટલાક ગર્વથી ફાટી રહ્યા હતા; કેટલાક રુપે મઢેલી ભીંતમાં મુખ નીરખી નીરખી મુછે તાલ દેતા હતા.

નવા આવનાર રાજપુરુષને આવતો દેખી આ બધા ગભરાઇ સજ્જ થઇ ગયા. તેને આ

બધાની પરવા નહોતી, ચાર ફલંગ મારી તે આંગણું વટાવી અંદર ગયો. તે અદૃષ્ટ થતાં બહાર ઉભેલા યોદ્ધાઓએ એક બીજાની સામે બીકથી જોયું. મંત્રી રાક્ષસ આજ આગ ઉતાવળમાં કેમ? શું થયું? કોનું આવી બન્યું? આ પ્રશ્નો કોઇ મોંઢે બોલ્યું નહીં, પણ બધાના મોંઢા પર દેખાતા. અંદરના ખંડમાં ખડ્ગધારી યોદ્ધાઓ ફરતા હતા—વીકરાળ ને ભુખ્યા સિંહોની માફક. જમણે હાથે મંત્રભૂમિ હતી. ત્યાં મંત્રીઓ મસલત કરતા ને નરેંદ્રને સલાહ આપતા ડાબે હાથે અધ્યક્ષસ્થાન હતું. ત્યાં રાજ્યના અધ્યક્ષો રાજાને મળતા અને આજ્ઞા સાંભળતા.

આ ખંડમાંથી અંદર જવાનાં આ બારણાંમાંથી અંદર જતાં એક વિશાલ ઉદ્યાન નજરે ચઢતું. ત્યાં ઉદ્યાનની વચ્ચે નંદનું રત્નજડિત મોહનગૃહ હતું.

બારણા આગળ યાવની સ્ત્રીઓ શસ્ત્ર સજીને ઉભી હતી. તેમનાં હાથમાં તીર કામઠાં હતાં. મદમાતી, મજબૂત, ક્રૂર યવનીઓનું સૈન્ય અંતઃપુર સાચવતું હતું. એ યાવનીઓએ આડાં તીર રાખી રસ્તો રોક્યો—પણ હસતે મોઢે. તે બંને આવનારને ઓળખતી હતી. આ રોકાણ એને માટે તો માત્ર નિરુપયોગી વિધિરૂપ હતું.

ભવાં ચઢાવીં અધીરાઇથી રાક્ષસે રાજમુદ્રા બતાવી ને યવનીઓએ તીર પાછાં ખેંચી લીધાં.



મંત્રી રાક્ષસ

"સેનાજિત ક્યાં છે?" તેણે પુછ્યું.

"અંદર છે" રૂપનાથી પણ કઠોર અવાજે એક યાવનીએ કહ્યું. તેને દેશની ભાષા ઉચ્ચારતાં નહોતું આવડતું એ સ્પષ્ટ દેખાયું.

" દેવ

મોહનગૃહમાં છે ?" રાક્ષસે પુછ્યું.

"રાક્ષસ ! શું છે ?" પાછળથી અવાજ આવ્યો.

રાક્ષસ પાછળ ફર્યો ને મંત્રભૂમિમાંથી તેના તરફ આવતા એક વૃદ્ધ પુરુષને પ્રણામ કરી રહ્યો. વૃધ્ધ પુરુષની સાથે એક મુંડ સાધુ હતો તે ચાલી ગયો.

આ પુરુષ ઘણોજ વૃધ્ધ હતો. તેની કમ્મર ખુંધી થઈ ગઇ હતી. તેના બધા દાંત પડી ગયા હતા. તે લાકડી ઝાલી ચાલતો હતો. વૃદ્ધાવસ્થા બધાંને ગૌરવ અર્પે છે; માત્ર આ માણસ અપવાદ રુપે રહી ગયો હતો એની આંખોમા મજાક, તિરસ્કાર ને ખંધાઇ ત્રણે હતા. તેના મુખ પર નિર્દયતા ને દુષ્ટતા હતા. તેનો નીચલો હોઠ આગળ આવ્યો હતોઃ સતત સેવેલા તિરસ્કારથી હોય એમ.

રાક્ષસ આ ભયંકર દુષ્ટતાની મૂર્તિ તરફ પૂજ્ય ભાવથી જોઈ રહ્યો, આ આવનાર અમાત્ય વક્રનાસ હતો. એની બુદ્ધિથી નંદનું રાજ્ય ચાલતુ; એની શક્તિથી મગધ વિજય મેળવતું. એની મુત્સદ્દાગીરીની સહસ્રમુખી ફણાં પર નંદના સામ્રાજ્યનો આધાર હતો

"ગુરવર્ય ! એક પંચાત થઇ છે. તેથી દેવને પુછવા આવ્યો છું."

"શું છે ?" નીચલો હોઠ વધારે લંબાવી વક્રનાસે પુછ્યું.

"આભીર ગામમા આવવા ના પાડે છે."

"કેમ ?"

"એના ગુરુબંધુ વગર એ આવતો નથી." તિરસ્કારથી રાક્ષસે કહ્યું.

"તેને પણ લઇ આવવો હતો ને ?"

"કેમ કરી લઇ આવું ? યુવરાજ આભીર તેને પોતાની સાથે હાથી પર લઇ આવવા માગતો હતો. પણ તે બ્રાહ્મણ છે. દેવના શાસન પ્રમાણે બ્રાહ્મણ હાથી પર બેસી કેમ આવે ?"

"નહીંસ્તો."

"મેં યુવરાજને શાસનની ખબર આપી."

"પછી ?"

"વિષ્ણુગુપ્ત ગુસ્સે થઇ ગયો."

તિરસ્કારથી વક્રનાસ હસ્યો. "બ્રાહ્મણનો કે મીજાજ ! તક્ષશિલામાં બ્રાહ્મણોનું ઘણું જોર છે. પછી ?"

"એણે કહ્યું–"

"શું ?"

"માત્ર શ્રોત્રીય આ નગરમા ચાલીને જશે–શ્રોત્રીય શ્રેષ્ઠ આચાર્ય શકટાલનાં દર્શન કરવા, એમ કહી શકટાલને ઘેર ચાલીને ગયો."

વક્રનાસના મોં પર વાદળ આવ્યું. તેના મુખ પરની દુષ્ટતા ઘટ્ટ થઈ. તેની આંખમાં દ્વેષ સ્પષ્ટ દેખાયો.

"શકટાલનાં દર્શન કરવાવાળો એ કોણ છે ?"

"કોઇ એનો પહેલાનો શિષ્ય છે."

"પછી આભીર કેમ નહીં આવ્યો ?" વક્રનાસે પુછ્યુ.

"યુવરાજ કહે કે જ્યાં મારું અપમાન થાય ત્યા હું નહીં આવું."

"ત્યારે આવ્યો છે શું કામ ?"

"કહે કે મારી બ્હેનને મળવા આવ્યો છું, પણ માનભંગે નહીં."

"એમ છે ?" તિરસ્કારથી વક્રનાસે કહ્યું.

"શું કરવું છે ?"

"ચાલ દેવ પાસે."

"પધારો !" કહી રાક્ષસે માર્ગ આપ્યો ને વક્રનાસ લાકડી ઠોકતો આગળ ચાલ્યો. રાક્ષસ પાછળ ચાલ્યો.

[ વધુ માટે જુઓ પૃષ્ઠ ૯૧ ]

# ચંદ્રિકા

લેખક :
ડા. 'રસમાલ'

---

મિશ્ર હરિગીત

શી. વ્યોમ ઘટમાં ખીલતી;
તારક ગણોમાં ગાજતી.
મલપતી
મલકાવતી,
જગ ચન્દ્રિકા અજવાળતી

તુજ શાંત તેજે વ્યોમ મંડળને જરા અજવાળજે;
ઓ ચન્દ્રિકા ! તુજ મુખ થકી અમૃત એ વરસાવજે. ૧

દિવસના પરિશ્રમ થકી
જન કૈંક ક્લાંત બની જઈ.
તુજ અંકમાં
સુખ ઇચ્છતાં,
પડશે અધીરા બહુ થઇ.

તેને લઇ તુજ ગોદમાં શાંતિ અનેરી આપજે.
ઓ ચન્દ્રિકા ! તુજ સ્નેહની ધારા અનુપ વહાવજે ૨

દિનકર તણી કૈં ઉષ્ણતાથી
વૃક્ષ, વેલી સુકાઇ જઇ,
તુજ રશ્મિમાં
રસ યાચતાં;
ઉભાં રહ્યાં કરમાઇ જઇ.

તેમાં વહાવી ધાર ઔષધીની પ્રફુલ્લ બનાવજે
ઓ ચન્દ્રિકા ! તુજ કૌમુદીથી જગતને નવરાવજે. ૩

કો પ્રેમી હૈયું પ્રેમિકાના
વિયોગે બહુ ઝુરવું;
તુજ જ્યોતથી
મન શાંતિની,
આશા અનેરી રાખવું,
ઘડીવાર તે વિયોગને તુજ રશ્મિથી વીસરાવજે
ઓ ચન્દ્રિકા ! તે પ્રેમીને કૈં વી લાભ અપાવજે ૪

રજનીચરો નિજકર્મને
તુજ દેખતાં છુપાવશે;
અંધાર મહીં
સંતાઇ રહી
તારા થકી દૂર નાસશે.
તેઓ તણાં કૃત્યો તરફ તુજ દૃષ્ટિને ના નાખજે
ઓ ચન્દ્રિકા ! તુજ દૈવી હૈયાની પવિતી પુરજે. ૫

તારા વિયોગે ઝુરતાં
પ્રેમી જનો દુઃખી થતાં
દિવસે છુપી
બીડાઇ રહી,
રાત્રે પ્રફુલ્લ બની જતાં,
તે કુમુદીને તુજ પ્રેમની ધારા થકી વિકસાવજે
ઓ ચન્દ્રિકા ! તે પ્રિય ચકોરીને જરા આલિંગજે. ૬

કુદરત તણો બાલક કવિ
"રસ" ઇચ્છતો તુજ રશ્મિથી,
સરિતા તટે
કે ગિરિશૃંગે
તલસતો તુજ વીણુ નકી.
તેને અનેરી કાવ્ય શક્તિ અર્પીને રીઝાવજે,
ઓ ચન્દ્રિકા ! તુજ વિમલ જ્યોતે કવિ હૃદય સત્કારજે. ૭

# નવું ઓળખાણ

લેખક:
અ. જયેન્દ્રરાય ભગવાનલાલ દુર્કાળ

ચિત્રકાર:
રા. રવિશંકર મ. રાવળ

હમણાં અંધારીયું ચાલતું હતું. આજે મંગળવાર હતો. તાજેતર પાસ થએલ એડવોકેટ રમણલાલભાઇ ચોપાટી ઉપર સંધ્યાકાળે, નિત્યની પેઠે ફરવા આવ્યા હતા. ભાઇ અડધા પડધા વિચારમાં, અડધા પડધા છેટેથી આવતા ગંડેરીવાળાને જોતા બેંચ ઉપર અઢેલીને બેઠા હતા. એટલામાં બાજુ ઉપરથી એક પંજાબી જેવો જણાતો ગૃહસ્થ ટેલતો ટેલતો ત્યાં આગળ આવી બેંચના બીજા છેડા ઉપર બેઠો. તેણે સફેદ મોટો સાફો બાંધ્યો હતો. કોટ ઉપર એક કીંમતી શાલ વીંટાળી હતી અને તેના બે છેડા આગળ ઝુલતા હતા. ચાંચવાળા પંજાબી જોડા તેણે પહેર્યા હતા. પંજાબીના પ્રમાણમાં તેનું શરીર જરા નીચકડું હતું. તેની સુંદર અણીદાર ભરાઉ મુછો ઉપરથી તેની ઉમર પચીસ ત્રીસ વર્ષની લાગતી હતી. રમણલાલે તેના તરફ સહેજ નજર કરી, જરાક બેદરકારીમાં ને જરાક મત્સરમાં, જતા આવતા લોકો તરફ પોતાની દૃષ્ટિની લટારો પાછી શરુ કરી.

જરા વારમાં ગંડેરીવાળો એકાદ જણને ગંડેરી વેચી આ તરફ આવ્યો. પેલા પંજાબી ગૃહસ્થે તેને કહ્યું: "અચ્છી હો તો દો આને કી દો તો, હમકો, ભઇઓ." ગંડેરીવાળાએ શેરડીના કડકા વીણી વીણીને, આ-અને બેગા બેગા એક બે પુછડા તરફના કડકા પણ અંદર દાખલ કરવાની કાળજી રાખીને, ગંડેરી તોળી આપી; ને પૈસા લઇ આગળ ચાલ્યો. પેલા પંજાબી ગૃહસ્થે, એક પારસી યુગલ તરફ જોવામાં રોકાએલા રમણલાલને ધીમેથી કહ્યું; "જી આપ લેંગે ?" ને પોતાની હથેલીમાં ભરેલી ગંડેરી તેની પાસે ધરી. "નહીં સા'બ" રમણલાલે તેના વિનયને ધૃષ્ટતા માનીને જરાક કડકાઇથી કહ્યું. "યહ બંબઇકી ઉસ, હમેરા મુલુક જૈસી મીઠી તો નહીં રહતી, લેકીન હમકો ગંડેરીકા જરા શૌખ હૈ. આપ ભી દો એક લીજીએ" પંજાબીએ જરા હસીને કહ્યું. એનો વિનય એવો નીખાલસ અને સહજ હતો કે રમણલાલ એનો તિરસ્કાર કરી શકયા નહીં, ને બે કડકા લીધા અને હવે પોતે પણ વિનયમાં ન પડવાની ઇચ્છાથી પેલા ગૃહસ્થને કહ્યું: "આપ તો ઉત્તરસેં આયે હોંગે?" "જીહાં." પંજાબીએ ઉત્તર વાળ્યો, "હમારે બીરાદરોંકી યહાં શાલ આલવાન કી

દુકાન હૈ. આપ ગુજરાતીમાં બોલેંગે તો ભી હમ સમજ લેંગે–હમકો મહાવરા હૈના?... રમણલાલે કહ્યું: "હાં" ને હીંદીની કડાકુટ



સુલભા કેમ જાણે નેત્રનું રસાયણ હોય એમ રમણલાલ એની મુખમુદ્રામાંથી વર્ષતું અમી ઝીલવા લાગ્યો

બચી જાણીજરી સંતુષ્ટ થઇ બોલ્યે. 'આપ લોક-ની દુકાન કીયા નામથી ચાલે છે.' ન લા સીતારામ

ટેકચંદ નામ ચલતા હૈ" પંજાબીએ તુરત ઉત્તર આપ્યો; "આપ તો વકીલ બારીસ્ટર હૈંગે?"

"નહીં જી" રમણલાલે કહ્યું; "હું એડવોકેટ છું" પણ આ પંજાબી ભાઇ વકીલ એડવોકેટનો ફેર સમજી શકશે કે કેમ એ શંકા રમણ-



'જોજો, અધીરા ન થશો' સુલભાએ શરત કરી..

લાલને ગળા સુધી આવી ગઇ હતી એટલામાં તો તેમણે કહ્યું: "જી, એડવોકેટ ભી એક રકમ કે વકીલ હી હોતે હૈ ને". રમણલાલે કહ્યું: "હાં પરંતુ અમને સત્તાઓ ઘણી વધારે હોય છે. અમે હાઇકોર્ટમાં બંને બાજુ વકીલાત કરી શકીએ છીએ.' "હાં, હાં, ઓ તો થોડે હી વકીલ કર સકતે હૈં; દોનોં કા ફીસ લેના ઔ દોનોં કા કામ કરના ઉસમેં ભી કાબેલીઅત ચાહીએ" પંજાબીએ મુછમાં હસતાં કહ્યું. રમણલાલ હરયો અને કહ્યું: "નહીં સા'બ ઐસા તો હમ નહીં કરતે હૈં—પણ હાઇકોર્ટમાં નવા મુકદ્દમા ચાલે છે ત્યાં અમે ફીક્ લઇ શકીએ છીએ."

"હાં" પંજાબીએ કહ્યું: "જો 'ઓરીજીનલ સાઇડ' બોલતે હૈં વહી તો? હમારા ફરમકા પહેલે એક મામલા થા ઉસમેં એક એડવોકેટ હી રુકા ગયા થા. મગર એ સબ કામ હમ નહીં કરતે. ક્યોંકી ફીર હમારા કામ કૌન સમાલે? આજ કલ કામ બહુત રહતા હૈ તો ભી શ્યામકો ફુરસત રહતી હૈ તબ ઇધર હવા ખાએ ચલે આતે હૈં."

ભળ ભાગી અને બંને ખુલાસાથી વાતચીત કરવા લાગ્યા. આવા સારા ફર્મવાળાની મિત્રતા ઉપયોગી પણ નીવડે એ રમણલાલને સમજાવવું પડે એમ નહોતું. પાએક કલાક ગપ્પાં સપ્પાં મારી પંજાબી ગૃહસ્થ "અભી તો

કેમ જાયંગે " કહી ઉઠ્યા. રમણુલાલ પણ ઉઠ્યા અને પોતાના હમેશના રીવાજ મુજબ ત્યાંથી કલબમાં ગયા; ત્યાં અડધોક કલાક મિત્રા જોડે પત્તાં રમવાનો આનંદ લઇ આઠેક વાગ્યે ઘેર ગયા.

રમણુલાલનું મકાન સેન્ડહર્સ્ટ રોડ ઉપર આવેલું હતું. એક નાનો બ્લૉક એમણે રાખેલો હતો; જો કે ભાડું તો આટલાનુંએ સવાસો હતું. પણ સારા ઘરના સારા દામ આપવા પડે એ સૂત્રથી રમણુલાલ તથા તેની પત્ની સંતોષ વાળતાં હતાં. રમણુલાલ આવ્યા ત્યારે તેમની પત્ની માતાજીના દીવાનો મોગરો કાપતી હતી. એનું વય સત્તર અરાઢ વર્ષનું હતું. તે તાજેતરમાં પરણી હતી. રમણુલાલને સારું બહુએ માગાં થએલાં પણ ભણેલી ગણેલી, રુપાળી અને ગર્ભ શ્રીમંતની, કન્યા લેવાની રમણુલાલની ઇચ્છાઃ તેવી મળતાં વાર લાગે એ સ્વાભાવિક હતું. પણ ઇશ્વર કૃપાથી રમણુલાલની ધીરજ સફળ થઇ અને કાપડની ગાંઠોના પ્રખ્યાત વેપારી સારાભાઇ શેઠની દીકરી સુલભા જોડે એમનાં લગ્ન થયાં. રમણુલાલને આવ્યા જાણુતાંજ સુલભા ઉઠી અને તેમની પાસે જઇ મોં મલકાવીને બોલી 'આવ્યા'? સુલભા કેમ જાણે નેત્રનું રસાયન હોય એમ રમણુલાલ એની મુખમુદ્રામાંથી વર્ષતું અમી ઝીલવા લાગ્યો. " આ શીયાળામાં આઠ વાગે બહુ મોડું લાગે છે હો" સંબોધન વિનાજ સુલભા બોલી;—કેમ જાણે નવોઢાઓને સંબોધન કોપ નાનો હોય અને તે પણ ઘણું ખરું શરમાઇને હૃદયમાંજ સંતાઇ રહેતો હોય. "હા, પણ જરા બહાર જઇએ છીએ ત્યારે કોઇ મળે, હવે, ગપ્પાં મારીયે ને પાછું તું જાણે છેજ ને કે મારે કલબમાં ગયા વગર તો નજ ચાલે.

"ચાલો જરા પાણી લાવોને" રમણુલાલે માનાર્થે બહુવચન વાપરી કહ્યું. ઘરમાં રહેતી દક્ષિણી બાઇ પાણીનો કળશો પ્યાલો હમણાંજ મુકી ગઇ હતી. પ્યાલામાં ભરી સુલભાએ લીલા કરતાં પાણી આપ્યું. રમણુલાલને તરસ લાગી એટલે એણે તો પાણી સારી રીતે ઢીચવા માંડ્યું. સુલભાએ કહ્યું: " હમણાં ચાલીને આવ્યા છો, એટલે જરાવાર પછી વધારે પીઓ તો ?" "ઠીક ત્યારે" કહી રમણુલાલે પ્યાલો સુલભાના હાથમાં આપ્યો. પ્યાલામાં રહેલું પાણી સુલભા એ પી લીધું.

પતિપત્નીને એક બીજાથી સંતોષ હતો. સુલભા વિનયી હતી, આનંદી હતી અને પતિની આમાન્યા લોપે એવી ન હોતીઃ પણ જો મનમાં ધારે તો એને હથેલીમાં નચાવે એવીએ હતી. આ મકાનમાં તેઓ સુખચેનથી રહેતાં હતાં. રમણુલાલે એને એકલાં ન ગમે માટે એક દક્ષિણી બાઇ ઉપર ઉપરનું કામ કરવા રાખી આપી હતી. બાકી વાસણ પાણી તો ઘાટી આવી કરી જતો હતો. સગુણાબાઈ સુલભાના પીયરમાં સાતેક વર્ષથી રહેતી હતી એટલે વિશ્વાસુ હતી, અને તેથી જ તેને રમણુલાલે સાસુને કહીને માગી લીધી હતી

રમણુલાલનું સાસરું શ્રીમંત હતું. ઘેર એક મોટર અને એક ગાડી હંમેશાં સુલભાને તેડી જવા બપોરે આવતી અને પાછી સાંજના એને મુકી જતી. અને કોઇ વાર ફરવા જવું હોય ત્યારે પણ દંપતી તેનો ઉપયોગ કરતાં. દીકરી લાડકડી હતી અને શેઠ જરા વહેમી હતા એટલે એમણે કહી મુકયુ હતું કે ગાડી એને જોઇએ ત્યારે વાપરે પણ મોટરોમાં અકસ્માતો થાય છે માટે મોટરમાં એણે ન જવું. સસરાના આ વહેમને રમણુલાલ હસતા અને કહેતા કે બાબાજી તો જુના ને જુનાજ રહ્યા. સુલભા હસતી અને સાંભળી રહેતી. રમણુલાલે એક વખત એમે કહેલું કે 'આપણા લોકો તે એવા કયાં સુધી

[ વધુ માટે જુઓ પૃષ્ઠ ૭૩ ]



લેડી હોસી: ચીનના પ્રશ્નોની
અદ્વિતીય જાણકાર

# પાશ્ચાત્ય સંસ્કૃતિમાં સ્ત્રીઓનું સ્થાન

લેખક:
રા. મોતીચંદ ગી. કાપડીઆ,
સભ્ય, સાહિત્ય સંસદ.

યુરોપીય વાતાવરણમાં સ્ત્રીઓનું સ્થાન શું છે એ પ્રશ્ન બહુ વીચારવાલાયક છે અને સાથે આનંદ વિનોદ ઉપજાવે તેવો છે. એ સ્થાન છે તે બરાબર છે કે નહીં તેના નિર્ણય પર આવવું ઘણું મુશ્કેલ છે અને બીન જરુરી છે, પણ પૂર્વ કાળમાં ત્યાં શી સ્થિતિ હતી. વર્તમાન સ્થિતિ કેવી વર્તે છે અને એનું વલણ અત્યારે કઈ દિશાએ છે એનો જો વિચાર કરવામાં આવે. હીંદની અને ખાસ કરીને હીંદુ સ્ત્રીની સ્થિતિપર વિચાર કરવાનું, સાધન મળે અને ખાસ કરીને , જવાબદાર નેતાઓ તે પર લક્ષ્ય રાખે તો હકીકતને અંગે ઘણાં વિચારવાનાં સાધનો પ્રાપ્ત થાય અને તદ્દન સુકાન વગરના વહાણની સ્થિતિ છે તેનો કંઈ રસ્તો થાય; તો કદાચ લાભ પણ થાય એ દ્રષ્ટિએ આ વિષય પર અહીં કંઈ ઉલ્લેખ કર્યો છે.

સ્ત્રીઓ સંબંધી ઉલ્લેખ કરવામાં એક ખાસ જરુરી બાબત એ લક્ષ્યમાં રાખવા જેવી છે કે આપણું વ્યાવહારિક-બંધારણ, આપણી સ્ત્રી જીવનની ભાવના, આપણી સ્ત્રીઓનો જીવન પર ખ્યાલ, આદર્શો અને બીજી સંયોગ સ્થિતિ લગભગ એટલા જુદાંજુદાં છે કે એ એની સરખામણી તદ્દન ન થઇ શકે તેવી બાબત છે. સરખામણીની દ્રષ્ટિ કરતા વસ્તુસ્થિતિ હાલ યુરોપમાં કેવી છે તે પર વિચાર કરવો બહુ જરુરી છે; કારણ કે એના આદર્શો અને ભાવનાઓ સમજ્યા વગર એની છાયાનું અનુકરણ કરવાની જે અનિવાર્ય લાલચ થાય છે તેથી ઘણીવાર નધાર્યું પરિણામ આવવા સંભવ છે. આ વિષય વિચારણામાં આ મુદ્દો પણ કવચિત્ જરુર દ્રષ્ટિગોચર થશે તે પર લક્ષ્ય શરુઆતથીજ ખેંચવામાં આવે છે.

યુરોપમા સ્ત્રીઓને તદ્દન સ્વતંત્રતા આપવામાં આવતી જાય છે. છુટમાં કંઈ ઓછાશ હોય તો બાકીની સ્ત્રીઓ પોતે માગી લે છે અને ન આપવામાં આવે તો તે પડાવી-ઝુંટવી શકે એટલી શક્તિ તેમણે હવે ત્યાં પ્રાપ્ત કરી છે. અત્યારે ફરવાનાં સ્થાનોમાં જુઓ કે નાટકશાળામાં



માર્શીઓનેસ ઓફ એબરડીન પ્રમુખ, ઈન્ટરનેશનલ કાઉન્સીલ ઓફ વીમેન, જીનોઆ

જાઓ, બસમા બેસો કે બજારમા જાઓ, રસ્તે ચાલો કે ઉભા રહો સર્વત્ર મોટી સંખ્યામા સ્ત્રીઓ યુરોપમા જોવામા આવે છે. મોગ રેસ્ટોરાં કે અન્નગૃહોમા તે પીરસતી અને પૈસા વસુલ કરતી જોવાય છે, મોટા સ્ટોરોમા માલ વેચનારી હજારો મીસો જોવામા આવે છે, નાની દુકાનમા વેચવા ઉપર સ્ત્રીઓ દેખાય છે, ટાઇપીસ્ટ પણ સ્ત્રીઓ અને હીસાબ રાખનાર પણ સ્ત્રીઓ. વ્યાપારના લગભગ દરેક ક્ષેત્રમા યુરોપમા સ્ત્રીઓ દેખાય છે. મોજ વિલાસના સ્થાનમા સ્ત્રીઓનો પ્રવેશ પુરતી છુટ સાથે હોય, અને પુરષોની સાથે પૂર્ણ છુટથી તે ઓવી હરીફરી શકે છે. અને વ્યાપારમા પણ પુરષોના સ્થાનો તેઓના હાથમા આવતા જાય છે

ઉપરાત સ્ત્રીઓ હવે સોલીસીટર થઇ શકે છે, બેરીસ્ટર થઇ શકે છે, પાર્લામેન્ટમા બેસી શકે છે, મ્યુનીસીપાલીટીના મેમ્બર થઇ શકે છે અને તેમને વોટ ( મત ) આપવાનો લગભગ સાર્વત્રિક હક્ક મળી ચુકયો છે. આથી રાજ્યદ્વારી ક્ષેત્રમા તેઓ માત્ર કેબીનેટમા કેમ નથી આવી એટલોજ પ્રશ્ન બાકી રહે છે.

પરચુરણ પોસ્ટખાતા કે અધ્યાપક ખાતામાં તેઓને સ્થાન મળી ચુકયા છે. ઇજનેરીખાતામાં કે વિજ્ઞાનમાં તેઓએ આક્રમણ કર્યું છે. માત્ર લશ્કરીખાતામા અને નૌકાખાતામા તેઓને હજુ સ્થાન મળ્યુ નથી. વળી તેઓ પુરતી છુટથી પુરુષો સાથે મળી શકે છે, સામાન્ય ચર્ચામા ભાગ લે છે; રાજ્યદ્વારી ચર્ચામા ઉતરે છે અને મોટી મોટી હીલચાલો ઉપાડી રાજ્યમા ફેરફારો સુદ્ધા કરાવી શકે છે.

લગભગ ૫૦ વર્ષ પહેલા સ્ત્રીઓને આમાનું કશુ હતું નહી. સ્ત્રીઓને જુદી મીલ્કત ધરાવવાનો પણ અધિકાર નહોતો અને પરણ્યા પછીની પરાધીનતા ઘણી હતી. લગભગ સને ૧૮૭૪ થી ઇગ્લાંડમા સ્ત્રી સ્વતંત્રતાનો યુગ આરંભાયો પરણેલ સ્ત્રીને પણ જુદી મીલ્કત કરવાનો અધિકાર મળ્યો. સ્ત્રીઓને પાર્લામેન્ટમા બેસવાનો કે બેસનારને મત આપવાનો અધિકાર નહોતો. સ્ત્રીઓ ખુબ લઢી, કેંક બારીઓના કાચો ભાગ્યા, કેંક પુરુષોને બનાવ્યા અને આખરે મતાધિકાર પ્રાપ્ત થયો.



મીસ વાયોલેટ કોર્ડરી: જગતને ફરતી ૧૨૦૦૦ માઈલની મોટરની સહેલગાહે જનાર.

ધીમેધીમે કાયદામાં ફેર થયો. સ્ત્રીઓને પણ પાર્લામેન્ટમાં બેસવાનો હક મળ્યો. અથવા ખરું કહીએ તો તે તેઓએ મેળવ્યો, ખેંચી લીધો અને અત્યારે ગ્રેટબ્રીટનનું ભાગ્ય વિધાન કેટલેક દરજ્જે સ્ત્રીઓના હાથમા ગયુ છે. કારણ કે તેઓના મતની સંખ્યા એટલી મોટી છે કે તેઓ પોતાના મતના જોરથી અમુક મત કે વિચાર ધરાવનારને પાર્લામેન્ટમા મોકલી તે દ્વારા રાષ્ટ્રવિધાનના કાર્યમાં પોતે ઇષ્ટ માનેલ બાબત માં કેટલીક વાર સફળતા પ્રાપ્ત કરી શકે છે. વીલાયતમાં સ્ત્રીઓને છુટ તો હતીજ અને હવે તેઓને સ્થાન પ્રાપ્ત થયું. એટલે તેઓ એટલે થી અટકી નહી. આગળ વધવાનો યુરોપનો પ્રગતિ-મંત્ર છે ને તેઓ પણ શીખી ગઇ અને શીખીને તુરત તેનો અમલ કર્યો. એ ધડભાંજ ચાલતી હતી તેમાં મોટી લઢાઇ થઇ. મહા વિગ્રહે સ્ત્રીઓને તક આપી અને તે તકનો તેમણે પુરતો ઉપયોગ કર્યો—લાભ લીધો. લોર્ડ કીચનરની વીર હાકલે દેશને જાગ્રત કર્યો. મહા કારસ્થાની લોઇડ જ્યોર્જે અગ્રસ્થાન પ્રાપ્ત કર્યું, એની અસાધારણ ઉદ્દીપન શક્તિએ આખા



મીસ ડૉરીસ લેસ્લી: એક વિખ્યાત નવલકથા લેખક.



લેડી રેન્સડલ: સ્ત્રીઓના મતાધિકારની નેતા પીઅરેસ.

ગ્રેટબ્રીટનને પગભર કર્યું અને વ્યાપારીએ વ્યાપાર છોડ્યા ને નોકરોએ નોકરી છોડી. અને મોટાં રેસ્ટોરાં, સ્ટોર અને નાની દુકાનો નોકર કે શેઠ વગરની થઇ તેનાં ખાલી સ્થાનો સ્ત્રીઓએ લીધાં. પ્રથમથી સ્ત્રીઓ ભણેલી તો હતીજ અને આ તક મળી એટલે પુરુષોની નોકરીના સ્થાનો પર સ્ત્રીઓ દાખલ થઇ. દાખલ થયા પછી તેમને લાગ્યું કે તેઓ ઘણા કામો પુરુષની જેટલી યોગ્યતાથી કરી શકે છે. અને માલ વેચવાનું મુદ્દામ કાર્ય તો વધારે સારી રીતે કરી શકે છે. તેઓની બોલવાની મીઠાશ અને ઘરાક સમજાવવાની પદ્ધતિ પુરુષો થી ઉતરે તેવી તો નહીંજ અને કેટલીક વાર મુકાબલે ચઢે તેવી છે એમ તેમને અનુભવથી જણાતાં; પ્રાપ્ત કરેલાં સ્થાન તેઓએ છોડ્યા નહીં અને તેમને કામમા રોકનારને હીસાબે પણ લાભ દેખાયો એટલે તેમણે તેમને સ્થાનો છોડાવ્યાં પણ નહીં. એક તો ઘરાકી વધી અને બીજું પુરુષો જે નોકરીના દર અઠવાડીએ પાંચ પાઉન્ડ માગે તે કામ સ્ત્રીઓ બેથી અઢી પાઉન્ડમાં કરવા લાગી એટલે માલેકોને બેવડો લાભ સ્ત્રી કામદારોથી દેખાયો.

સ્ત્રીઓને વ્યાપારમા સ્થાન મળતા તે સમજવા લાગી કે તેઓની શકિત ઘણી ખરી બાબતમા પુરુષોથી ઉતરતી નથી એટલે એ વિચારનો તેમણે પોતાને અનુકુળ રે તે લાભ લેવા માડયો. પરણેલી જી દગીમા તેમને પરત ત્રતા લાગતી હતી પણ ભરણ પોષણને લઇનેજ કેટલીક સ્ત્રીઓ પગણતી હતી. તેમણે કુવારી જી દગી ગાળવાના ખ્યાલો કર્યા. પરણનાની વાત દૂર કરી અને આપ દે વ્યાપારમા નોકરીમા ચીવટથી વળગી રહ્યા લઢાઇ બ ધ થયા પછી મોઘવારી વધી ત્યારે પ્રથમ ડ્રેસમા મોટા ફેરફાર કરી લીધો સ્ત્રીઓના ડ્રેસમા લગભગ ત્રીસ ચાલીશ વાર કપડુ જતુ હતુ. તેને અ ગે કપડાના ઘેર કાઢી નાખ્યા અને દોઢ વારનો એક સ્કાર્ફ ( લાબુ પહેરણ ) દાખલ કર્યો ઘાઘરાની જરૂર ન રહી અને આની રીતે ડ્રેસમા મોટા ફેરફાર કરી નાખ્યો પછી માથા ઓળવામા તો દરરોજ અરધો કલાક જાય તે વાત વ્યાપારમા આડે આવતી લાગી. તેથી બાલને પ્રથમ બોબ કર્યા એટલે ડોકની નીચેની લાબી લટો કાપી નાખી તેમા પણ ઓળનાનો વખત જાય એટલે વચ્ચેના ઝુલ્ફા કાઢી નાખી બાલને શીંગલ કર્યા. કેટલીકે પુરુષના જેટલી બાબા ચોટલી (ઈટન ક્રોપ) રાખી અને આવી રીતે કપડા ટોપી અને બાલમા મોટા ફેરફાર કરી નાખ્યો તે એટલે સુધી કે અત્યારે દશ વર્ષ પહેલાની કપડાની પધ્ધતિ અને અત્યારની પધ્ધતિમાં જબરજસ્ત ફેરફાર કરી નાખ્યો '

પુરષોથી જેટલુ બને તેટલુ સ્વતંત્ર થવાનુ ધ્યેય થયુ, તેના મેજીરની મોટી હીલચાલ ચાલી, સ્ત્રીઓએ પાર્લામેન્ટમા બેસવાનો હક્ક માગ્યો. સામે ઘણી મોટી હીલચાલ થઇ, સ્ત્રીઓએ મોટા સરઘસો કાઢ્યા; હાઇડ પાર્કમા મોટી સભાઓ ભરી; પાર્લામેન્ટ હાઉસ સુધી ધમાલ મચાવી અને આખરે તે હક્ક પણ પ્રાપ્ત કર્યો લંડનમા જે ધમાધમ મતાધિકાર પ્રાપ્ત કરવા સ્ત્રીઓએ કરી તે વાત અજાણી નથી. તેઓએ લાખો સ્ત્રીઓનાં સરઘસો કાઢ્યા, વરઘોડા કાઢ્યા, રસ્તાપરની બારીઓના કાચ ભાગી નાખ્યા, જેલમા તેઓ ગઇ અને ગમે તેટલી અગવડે પડે પોતાની લડત ચાલુ રાખી, અને આખરે, ફત્તેહ મેળવી. તેટલીજ લડત કરીને તેઓએ યુનીવર્સીટીમા પદવી મેળવવાનો હક્ક પ્રાપ્ત કર્યો સેકડો વર્ષથી ચાલતી ઓકસફર્ડ કે બ્રીજ યુનીવર્સીટીમા સ્ત્રીઓ. બી. એ કે એમ. એ.ની પરીક્ષામા બેસી શકતી હતી પણ તેમને પદવી મળતી નહીં એટલે તેઓ પોતાના નામની પછવાડે તેઓ બી. એ. કે બીજી પદવીના નામો લખી શકતી નહીં એ હક્ક પ્રાપ્ત થયા પછી તેઓ બેરીસ્ટર તરીકે કામ કરવાનો પરવાનો મેળવના લાગી આવી રીતે ધ ધાના અને ડાક્ટરી કે વકીલાતના ક્ષેત્રો પણ તેમણે હાથ કર્યા.

અત્યારે યુરોપમા સ્ત્રીઓ એટલી આગળ વધી છે અને વધતી જાય છે કે દશ વર્ષ પહેલા યુરોપ જઇ આવેલા , માણસ ત્યાની સ્ત્રીઓની સ્થિતિ સ બધી ભાષણ ઉલ્લેખ કરે તો તે તદ્દન જુના વખતની વીસરાઇ ગએલી વાત જેવુ લાગે તેમ છે સ્ત્રીઓની સ્વત ત્રતાનો જે પ્રચંડ પવન અત્યારે ગ્રેટબ્રીટન અને ફ્રાન્સમા વાય છે તે અમેરીકાના યુનાઇટેડ સ્ટેટ્સનો પ્રતિધ્વનિ છે અથવા બન્ને દેશમા એક સરખી રીતે આગળ વધવાનો સ્ત્રીઓનો પ્રયાસ પુર જોસમા ચાલુ છે: આ સંબંધમા યુરોપના જુદા જુદા વિભાગો વિકાસક્રમના કયા વિભાગમા છે તે જરા વીચારી લઇએ સ્ત્રીઓના પોષાકનો નિર્ણય પેરીસ કરે છે એ પ્રજા સત્તાક રાજ્યમાં સ્ત્રીઓને મર્દથી વધારે છુટ છે અને નવી ફેશન માટે

[ વધુ માટે જુઓ પૃષ્ઠ ૬૯]





જુલીઅસ સીઝર



—એક પ્રવાસ




લેખક :
રા. કનૈયાલાલ, માણેકલાલ મુનશી
પ્રમુખ, સાહિત્ય સંસદ

## ખંડ ત્રીજો : નેપલ્સ.

૧

મેં નહોતું કહ્યું કે આ કહાણી બીનજવાબદાર છે? આ કહાણીના ક્રમ પ્રમાણે ૧૯૨૩ માં બ્રોન્ડીસીના દીવા દેખાયા, ચાર વર્ષ એક નિમિત્ત માત્ર બની ગયાં ૧૯૨૭ માં ફરીથી તે દીવા ઝબકયા અને હું પીલ્સના સ્ટીમર પર ઉભો ઉભો યુરોપના પ્રથમ દર્શનની કહાણી ચલાવું છું .. ... ... ...

પ્રિય ફાઉન્ટન પેન ! આ એક ચાર વર્ષના નિમિષમાં કેવું પરિવર્તન ? શું એ કહાણી એકધારી ચાલશે ? હું પુછ્યો, હે વોટરમેન કન્યા ! ખરેખર વિધિએ આપણી બીનજવાબદારીને પુષ્ટિ આપી છે.

× × × ×
× × × ×

પ્રિય ફાઉન્ટન પેન ! સજ્જ થા, વિસ્મરણની રાખ ઉરાડી નાખ તારી સુવર્ણમેખલા અત્યારે કટાઇ ગએલી છે તેને ૧૯૨૩ માં હતી તેવી ચમકાવ. તારું તીણું, રસઝરતું મુખ જે અત્યારે વૃદ્ધ ને ધારહીણું થયું છે તેને હતુ તેવુ તેજસ્વી કરી દે. નહીં તો કહાણી કેમ આગળ ચલાવીશુ ?

× × × ×
× × × ×
× × × ×

શરુ કરતા પહેલાં આપણા સાથીઓને સંભારી લે........મર્સ ને પિતૃલોક વચ્ચેનો



નેપલ્સ નગરનું દ્રશ્ય.

મોટા અનંત સાગર તરી લાવ તે શરીર—નાનકડું ને ગૌર; તે સ્મિત—સનાતન ને સુમધુર; તે અંતર—ભક્તનાં ને નિખાલસ......

ને કાળચક્રને ઉંધું ચલાવવાનો કીમીઓ કર. આ સામે બેઠેલી ગૃહિણી, સચિંત ને સભી ને લલિત, ખંડખોર ને તેજસ્વી મિત્રમાં ફેરવી નાંખ...

૨

૧૬ મી માર્ચ ૧૯૩૭ ની રાતના નવ વાગે બ્રીન્ડીસી આવ્યું. વરસાદ ઝરમર ઝરમર પડતો હતો. પથ્થરના કીનારા પર થોડાક લોકો ઉભા હતા—બુમો મારતા હતા વગર રચેલા પડદાની પેલી પારથી થોડાક દીવાનો પ્રકાશ આવતો હતો.

× × × ×

મારું હૈયું નાના બાળકના ઉત્સાહથી કુદી રહ્યું હતું. આખરે આ યુરોપ જેને જોવાનો તલસાટ નાનપણથી સેવ્યો હતો તે અને આ ઇટાલી—જેનાં પરાક્રમનાં સ્મરણો બાલપણની તાજી કુમળી જિજ્ઞાસા સજીવન કરતું હતું તે.

ઇટાલીઅન અમલદારો આવ્યા—પાસપોર્ટો જોવાયા; ન સમજાય એવી ભાષામાં પ્રશ્નો થયા. મને વિચાર આવ્યો; આ રાતે આ અણજાણ પ્રદેશમાં કોઇ લેવા ન આવ્યું હોય તો ?

એટલામાં કીનારા પરથી બુમ પડીઃ "મી. મુન્શી—મી. મુન્શી !" પહેલાં તો મને ચિંતા થઇ કે આ ટોળામાં ટોમસ કુકનો માણસ મને કેમ મળશે ? હું કેવી રીતે હોટેલ શોધી કાઢીશ ? પણ પેલી 'મી મુન્શી. મી મુન્શી'ની બુમો મને સંભળાયાં કરી. મુન્શી શું મુનશીનો ઇટાલીઅન અવતાર તો ન હોય ? મેં સ્ટીમર પરથી જવાબ દીધો "સી (હા)" સામેથી પ્રશ્ન આવ્યોઃ "મી. મુન્શી—ઓ—બે એ ?"

ઓ ભગવાન ! જ્યારથી મુનશી શબ્દ અરબી કે ઇરાની ભાષામાં ઘડાયો, જ્યારથી ભરુચનો બ્રાહ્મણ દીલ્હી જઇ મુનશીગીરી લઇ આવ્યો ત્યારથી તે અત્યાર સુધી આ નામની

આવી દશા કદી થઇ હશે ? ગમે તે હોય, પણ કોણું જાણે કેમ 'Munshi' એ 'Muschi છે એ ભ્રમ હું ઇંગ્લંડ ગયો ત્યાં સુધી યુરોપમાં કોઇનો પણ દૂર થયો હોય એમ મને લાગ્યું નહીં. ઇટાલી, સ્વીટ્ઝરલેન્ડ અને ફ્રાન્સ બધે બીચારો 'મુનશી' 'મુસ્કી' થઇ રહ્યો !

સ્ટીમર પરથી ઉતરી વરસાદમાં ભીંજાતા અમે "દુઓં"–કસ્ટમ હાઉસમાં–ગયા. હીંદુસ્થાનની અંદર મુસાફરી કરનારને યુરોપના એક દેશમાંથી બીજા દેશમાં જતાં, જેમ મૃત્યુલોકમાંથી સ્વર્ગલોકે જતાં પ્રેતલોક સેવવું પડે છે તેમ "દુઓં" સેવવું પડે છે તેનો ખ્યાલ હોતો નથી.

કડકડતી ઠંડીમાં એક તબેલા જેવા મકાનમાં હારદોર મુસાફરો ઉભા થઇ ગયા અને વારાફરતી પેટીઓની તપાસણીનો આરંભ થયો. યુરોપમાં બંદર કે સ્ટેશન પર એક તો મજુરની મુશ્કેલી; અમારી સાથે આવેલો કુકનો માણસ મારા કરતાંએ મોટો સદ્‌ગૃહસ્થ–તે કૈં મદદ કરે નહીં; અને મારી પેટી ઉંચકવાની શક્તિ ઘણીજ મર્યાદિત, પછી પુછવું શું ? જેમ તેમ કરતાં પેટીઓ તપાસી આખરે ખાવાની નેતરની પેટી મેં ઉંચકી...

ગુજરાતી સ્ત્રીઓમાં જો એક સરસ લક્ષણ હોય તો તે સવાદીઆપણું. બધા વગર ચાલે પણ લીંબુના રસદાર અથાણાના ચટકા વગર યુરોપ નીરખવાનો પ્રયોગ સફળ રીતે ન થઇ શકે. આ કારણથી અમારી સાથે લીંબુના અથાણાની શીશી લેવામાં આવી હતી. ઇટાલીઅન મજુરની હોંશીઆરીથી ખાવાની પેટી જોઇએ તેના કરતાં વધારે જોરથી ભોંય પર પટકવામાં આવી હતી; અને કાચની શીશીમાં પુરાએલું અથાણાનું તેલ યુરોપના સ્વાતંત્ર્યના વાતાવરણથી ઘેલું બની, સ્વતંત્ર સેના દુર્ગ તોડી બહાર પડે તેમ, શીશી તોડી બહાર પડ્યું હતું; તેની સ્વાતંત્ર્યની આકાંક્ષા ત્યાં નહીં થોભતાં, તે



બ્રીન્ડીસીથી નેપલ્સ જતી ગાડી.

ધું હતું; અને હિંગવંજય
ની નેતરની પેટીની બહાર
હતું. હાથમાં પેટી લેતાં–
ણાનું તેલ–ગુજરાતી તક્ષમાંથી
ગુજરાતી ધાંચણે પાએલું તેલ–સ્વાતંત્ર્યની
ઇચ્છાથી અને મરચાંના ઝમઝમાટથી તેજસ્વી
તેલ–મારા બુટ પર, મારી પાટલુન પર અને કસ્ટમ
હાઉસના અમલદારના શરીર પર વિજય
વાવટો ફરકાવતું આવી પડ્યું.



સોલ્ફતારા : જવાળામુખી પર્વત નથી; પણ ઉકળતું ખેતર છે.

હસવું કે રડવું તે મને સમજાયું નહીં. વહેમથી અમલદારે પેટી ઉઘડાવી–મેં ઘણું સમજાવ્યું ઇંગ્રેજી ભાષામાં;–તેણે ઘણું પુછ્યું ઇટાલીઅન ભાષામાં, આખરે હાથના ચાળાથી તેને મેં સમજાવ્યો અને થોડાંક લીંબુ અને મારૂં નેપલ્સનું શીરનામું આપી થોડાં ઘણાં ગુજરાતી લીંબુનો સહચાર સાચવવા અમે શક્તિમાન થયાં.

અઢી કલાકે આખરે અમે હોટેલમાં ગયાં, જેમ તેમ કરતાં સૂતાં, અને ખાવાની પેટીમાં કાચની કરચરો અને લીંબુના અથાણાનું થએલું મિશ્રણ ઇટાલીઅન નોકરડીને ઘણીજ ઉદારતાથી બક્ષીસ આપ્યું.

૩

—બીજે દહાડે સવારે બ્રીન્ડીસી બંદરનો કૈંક ખ્યાલ આવ્યો. આ બંદર યુરોપનો મોહજ્વર ઝપ દઇને ઉતારી દે એવું હતું. નાનાં નીચાં ઘરો; સાંકડા પથ્થરના રસ્તાઓ; પાટલુનના ગજવામાં હાથ ઘાલી આળસ મરડતા ગંદા કદરૂપા લોકો; ગલીચ શેરીઓ; પછી શું વધારે જોઇએ ? પલવાર તો એમ થયું કે આ યુરોપ હોય તો તો હીંદુસ્તાનમાં ક્યાં એની ખોટ છે ? આટલા પૈસા ખરચી આવી મુસાફરી કરવાનું શું કામ ?

બ્રીન્ડીસી કરતાં એ મોહ ઉતારે એવી વસ્તુ તો બ્રીન્ડીસીથી નેપલ્સ જતી ગાડી. સવારે નવ વાગે અમે બ્રીન્ડીસીથી નીકળ્યા. રાતના નવ વાગે નેપલ્સ અમે પહોંચવાનાં

હતાં, આ મુસાફરી માટે એક ઘણીજ લાંબી ભરચક ભરેલી ટ્રેનના ફર્સ્ટ ક્લાસમાં અમે બેઠા ફર્સ્ટ ક્લાસ આપણા સેકન્ડ ક્લાસથી ઉંચ ઉતરતો, ગાડીની ઝડપ ચાલતી ગાડીએ ઉતરી ચઢી જવાય એવી, અને ફર્સ્ટ, સેકન્ડ અને થર્ડ ક્લાસના પચાસેક ડબ્બાઓમાં છેવટે એકજ શંકા-સમાધાનનું સ્થાન !

અમે અમારા ડબ્બામાં બેઠા ત્યારથી એક પ્રયોગ શરૂ થયો અમે તેને exposition (એક્સપોઝીશીઓ) કહેતા એક એક ડબ્બામાંથી અમને અમારી જાત પર હસવું કે પેલા લોકો સામે હસવું તેની સમજ પડતી નહોતી અમે હસતા તો જોવા ઉભેલાં સ્ત્રીપુરુષો ખડખડ હસતા અમે ચોપડી વાંચવાનો ડોળ કરતાં, તો પણ તે ઉભાં ઉભાં જોયા કરતા જોનારાઓની જિજ્ઞાસા અને ધીરજ અદ્ભુત હતાં

અમારી સાથે એક વહાણ બનાવનાર કંપનીનો ડીરેક્ટર બેઠો હતો તેને ફ્રેન્ચ આવડતું, અમને અંગ્રેજી આવડતું, અને મારી પાસે ઇંગ્લીશ–ફ્રેન્ચ ડીક્ષનેરી હતી લીવીંગ્સ્ટન આફ્રી



સતતજ્વલંત વીસુવીઅસ

એક એક સ્ત્રીપુરુષ અમારા ડબ્બામાં વારાફરતી આવી જતાં, અને પાંચ દસના ટોળા તો સદાએ અમારા ડબ્બાને બીજા ડબ્બાઓ સાથે જોડતા કોરીડોરમાં ક્યારના દસ્તાકો ઉભા રહેતા—અને નફ્ટાઇથી અમારા તરફ જોયા કરતા. ઉઘે માથે ચાલવાની બહાદુરી કરતા પણ હીંદી સ્ત્રીનો પહેરવેશ યુરોપમાં વધારે લોકોને આકર્ષે છે. કામાં ગયો અને સીસીઓ જોડે જેમ તેણે વાત કરવા માંડી તેમ અમે પણ કરી

હીંદ, ચીન ને અરબસ્તાનના વાસીઓને કોઈ ભુલથી એક ગણે એ અહીંઆ આપણે મન અકલ્પ્ય છે ઇટાલીમાં અમે અરેબીઅન છીએ, ચીના છીએ તે પહેલો સવાલ થતો અને પછી અમે હીંદી છીએ એમ સાંભળતાં બધાને




મૃત્યુનું મંદિર : મોટા ડાલ મોર્ટો

કંકાવટી બહાર કાઢી સામે ધરી, અને તેમાં પડેલી દીવાસળીથી કેમ ચાંલ્લો થઈ શકે છે તે બતાવ્યું. સાથે બેઠેલા મુસાફરો અને કોરીડાર આગળ ઉભેલા પ્રેક્ષકોની અજાયબી અને આનંદનો પાર રહ્યો નહીં. અમારા સાથીએ ધડાધડ ફ્રેન્ચમાં કૈંક પુછી નાખ્યું. મને લાગ્યું કે આ ચાંલ્લાનું કારણ પુછે છે; એટલે નીચેના ફ્રેન્ચમાં મેં ક્રમે કરતાં ડીક્ષનેરી ઉથલાવી જવાબ આપ્યો:

Je (હું) Monsieur Munshi (મીસ્તર મુનશી); this Madame Munshi (મેડમ મુનશી);–Monsieur Munshi (મી. મુનશી)-vivant (જીવતાં) Madame Munshi (મેડમ મુનશી)–ક્રિયાપદની જગાએ કંકાવટીમાંથી ચાંલ્લો કરવાની ક્રિયા કરી બતાવી. -Monsieur Munshi (મી. મુનશી) morte (મોત) Madame Munshi (મીસીસ મુનશી) ne (ના) પાછી ક્રિયા કરી બતાવી. ફ્રેન્ચ ભાષાના આવા ભયંકર પ્રયોગો કરતાં કલાકો ચાલી ગયા.

અજાયબી ઉપજતી.

અમને મળતા બધા મુસાફરોને સ્ત્રીઓના કપાળમાંના ચાંલ્લાથી અજાયબી થતી. આ બાબતનો પહેલો સવાલ વહાણ બનાવનારી કંપનીના ડીરેક્ટરે કર્યો. તેની અને મારી વચ્ચે થએલો સંવાદ આ પ્રમાણે હતો:—

—લક્ષ્મીના કપાળ તરફ આંગળી કરી તેણે પુછ્યું; કૈંક ઉતાવળીઆ ફ્રેન્ચમાં. જવાબમાં મેં

૪

દક્ષિણ ઇટાલીનો પ્રદેશ રમણીય નહીં છતાં આકર્ષક કહેવાય ખરો–ખાસ કરીને જોનારમાં કલ્પના હોય તો. થોડે થોડે અંતરે ડુંગરોપર અને સમય વીત્યો. સાંજ પડી. વસવાટ વાળો પ્રદેશ આવ્યો. બંને તરફ લીલોતરી દેખાય. એક સાંકડી–દશેક ફુટ પહોળી નદી અનેક માઇલ સુધી ટ્રેનની સાથે સાથે વહી રહી.



—આ આવ્યો વર્જીલ : મહાકવિ.

કીલ્લાઓ, અને મહો ઝઝુમતા અને કલ્પના ઉત્તેજના

અભિમાની ઉમરાવો દુર્ગમાં બેઠાં બેઠાં બધી જનતાને લુંટતા, લુંટારાઓ ત્રાસ પસારી ગીધની માફક પોતાના ગગનવિહારી સ્થાનમાં ભરાઇ બેસતા, ને ક્રૂર ધર્મગુરુઓ શ્રદ્ધાળુ જનોને ભોળવી માન ને ધન લુટી સાં ભરાઇ જતા. મારા મનમાં રસને માટે સામગ્રી ચારે તરફ ઉભરાઇ રહી એ સામગ્રી સમેટું તે પહેલાં તો ટ્રેન ચાલી જતી; અને નવા પ્રદેશોના દર્શન કરાવતી.

આખરે અમે થાકયાં, હાર્યાં, કંટાળ્યાં; સુંદર સ્ટેશનો આવ્યાં, ને એક સ્ટેશન પર ગાડીમાં એક પાઉડરવાળી સ્ત્રી ને ડેમ્સુટવાળો પુરુષ ચઢ્યાં.

મશ્કરી ગુજરાતી સ્ત્રીઓ લગ્ન વખતે એક અસરકારી ગીત ગાય છે:—

> ફલાણા ભાઇનું ઘર કેમ જાણીએ રે,
> એને ગવેડાં બુંકે બાર

તેમ મને થયું કે

> પશ્ચાત સંસ્કાર ઘર કેમ જાણીએ રે ?
> પાઉડર દેખાય સ્ત્રીઓને કપોલ.

સંસ્કૃતિનાં પાદચિન્હો જણાવા માંડ્યાં બંને પ્રણયી લાગતાં હતાં, પણ હીંદીમ

સ્ત્રીનો પ્રહેરવેશ જોતાં તેમનો પ્રણય ઉડી ગયો—ને તે ટીકીટીકી અમને જોવા લગ્યાં; તે અમને જોઇ હસ્યાં. અમે તેમને જોઇ હસ્યાં.

નેપલ્સ આવ્યું-મુબઇનું સગોત્ર સપિંડ શહેર; ચીમનીઓ, વીજળીના દીવા, મોટર ટ્રામની ધમાલ ને દરીઆનું દર્શન, અને પરેલથી શરુ થતી ધુમાડીઆ અસ્વચ્છ હવા.

અમે હોટેલ વઝુવીઅસમાં ઉતર્યા—નેપલ્સના અખાતની બરોબર સામે. સવારનાં ઉઠીને અમે બહાર આવ્યા; અને મારું હૈયું ઉલ્લાસથી ઉછળી રહ્યું.

નેપલ્સ નગર નથી; પણ જડ પૃથ્વીનું રંગની મોહિની શબ્દમાં મૂર્તિમાન કરી નથી. એકરંગી તો એકજ જગ્યાએ છે—નેપલ્સમાં. નેપલ્સ આગળનો સમુદ્ર સમુદ્રોમાં પણ અદ્વિતીય છે. ઉલ્લાસ ત્યાં જલજલાકાર થઇ રહ્યો છે. અને તેને જોતાં જીવન ઉલ્લાસનું સત્ત્વ લાગે છે.

આ અતિશયોક્તિ હશે. ત્યાર પછી મેં કોમો, લ્યુસર્ન, મોરેકાબેં જોયા. પણ નેપલ્સના અખાતને જોતાં જે ભાવ મને થયો તેવો ફરી થયો નથી; અને જે થયો તે મેં તેજ દહાડે લખ્યો હતો. તે કાગળ મળતો નથી; પણ તેનું કંઇક પ્રતિબિંબ ઉપર આપ્યું છે.



રોમની રમતશાળાઓ. અર્વાચીન યુગમાં.

હાસ્ય છે. પ્રચંડ જ્વાલામુખી વીસુવીઅસ પડખે સતત જ્વાલાઓ ગગને મોકલે છે. અર્ધવર્તુળાકાર અખાતનાં નીલાં ભુરાં સ્વચ્છ ને શાંત પાણી સ્મિતભર્યાં સૂર્યનાં કિરણોમાં મોજ કરે છે. ઘણા કવિઓએ નેપલ્સના અખાતને સાહિત્યમાં અમર કર્યો છે; પણ કોઇએ તેના ઉલ્લાસમય

અમે કુકને ત્યાં જઇ બાયા જવાની ગોઠવણ કરી....

નેપલ્સમાં ફરતાં તેનો ભૂતકાળજ મારી આંખ આગળ રમી રહ્યો. રોમ સ્થપાયું તે પહેલાં સૌંદર્યપ્રેમી ગ્રીકો અહીંઆં

(વધુ માટે જુઓ પૃષ્ઠ ૮૫)

નો હીસ્સો આપી રહ્યાં છે

ગાવું અને નાચવું એ કુદરતી ક્રિયા હોઇ મનુષ્યનો પવિત્ર હક્ક એવી સ્વાભાવિક ક્રિયા અને જન્મસિદ્ધ હક્કમાંથી જે કલા જન્મ પામે તે જ નિષ્ટ અને નિર્વજ્ય છે, એવું માનવા મનાવવાને તો ઊંઠ મન, મતલબ બુદ્ધિભ્રષ્ટ જ બનાવ પડે !

**જગતની સૌથી પહેલી લલિત કલા નૃત્ય**

સૌથી પહેલી લલિત કલા તે નૃત્ય છે, એ સચ્ચાઇને કોઇ તોડી શકે એમ નથી મનુષ્ય જ્યારથી જન્મી, ત્યારથી તેણે પોતાની પહેલવહેલી અંતર ઊર્મિઓને મજબુત બાલસ્વરૂપે એક યા બીજા પ્રકારે નાચીને જ આપેલું એની ના પાડી શકાય એમ નથી.



હીંદમાં આવી ગએલી વિખ્યાત અમેરીકન નર્તની "રૂથ સેંટ ડેનીસ" (caption only partly legible: "શાનઆરા")

કેટલાક એલીમનો મત છે, કે "નૃત્ય કલા" તથા "શિલ્પ કલા" એ બે જગતની મૂલ કલા (*Primary art*) છે. શિલ્પ કલામાંથી નકશી કામ, ચિત્રકામ વિગેરે બહાર પડ્યા. નૃત્ય કલા મનુષ્યના અંતરમાં ઉંડા ભીતરમાંથી ઉદ્ભવી તેમાંથી ત્રણ ફાંટા નીકળ્યા, ૧–ગાયન વાદન ૨–અભિનય કલા (Acting) ૩–કાવ્ય કલા (*Art* of poetry.)

નૃત્ય, ગાયન-વાદન વિદ્યાથીએ આગળ સર્જાયું. સૌથી પહેલું ગાયન યોજાયું, તે નૃત્ય કાજે જ આ તો એક આભાવિક માન્યતા થઇ પણ જુનામાં જુના સંગીત દર્શક શબ્દો પણ આ માન્યતાને ટેકો આપે છે દાખલા તરીકે સંગીત ગૃહના કે નાટ્યશાળાના જે ભાગમાં વાજીંત્રો વગાડનારા બેસે છે, તેને આપણે હાલ "ઓરકેસ્ટ્રા" એ શબ્દથી પીછાણીએ છીએ, પણ એ શબ્દનો ખરો અર્થ મૂલ ગ્રીક શબ્દ "ઑરકેસ્ટર" (Orchister) પ્રમાણે "નૃત્યકાર' ( Dancer ) એજ થાય છે. અને અસલ ઑરકેસ્ટ્રાનો ઉપયોગ પણ એના મૂલ અર્થ પ્રમાણે "કોરસ" ગાતી વેળાએ 'નાચવાની જગ્યા" લેખે જ થતો. વળી હાલમાં માત્ર ગાયન વાદનાર્થે જ સંબંધમાં વપરાતા શબ્દો જેવા કે "Anthem" "Choir" "Chorus" એના અસલ અર્થ પણ નૃત્યજ સુચવનારા છે.

### નૃત્યની ઉત્પત્તિ

નૃત્યની ઉત્પત્તિ ક્યારથી થઇ હશે, એ કહી શકાય એમ નથી. કાળનાં પોલાણમાં ગુમાઇ ગએલું એનુ મૂલ જડતુ નથી; પણ આટલુ માની શકાય છે, કે જ્યારથી મનુષ્ય જાતે મુખ તથા અંગના બીજા અવયવો વડે સૌથી પહેલી ચેષ્ટા કરવા માંડી હશે ત્યારથી નૃત્યનો આરંભ થયો હશે.

પધ્ધતિસર નૃત્ય પ્રથમ ક્યારે ચાલુ થયું હશે, તે પણ કંઇ જણાતુ નથી આ વિષયમા

૮



પ્રવીર સૌંદર્ય મીસ એમા.



મીસ જગી ફોર્ડ

પ્રકાશ કે જતુ જુનામા જુનું પુસ્તક ભરત મુનિનુ "નાટ્યશાસ્ત્ર" છે આ ભરતમુનિ ક્રાઇસ્ટના જમાનાથી પણ સદીઓ આગળ થઇ ગએલા હોવા જોઇએ. મહાકવિ કાલિદાસના નાટ્ય ગ્રંથોમા તેમજ પુરાણોમા ભરતમુનિનું નામ વારંવાર વચાય છે.

#### દંતકથા શું કહે છે?

દંતકથા કે પુરાણ વાર્તા પ્રમાણે નૃત્ય ઉત્પત્તિ આ પ્રમાણે

જણાય છે. સંસ્કૃત કાવ્યોમાં જણાવ્યા પ્રમાણે નૃત્ય કળાના પ્રથમ યોજક "બ્રહ્મા" ગણાય છે, જેમણે એ કળા પહેલી ભરત મુનિને શીખવી. ભરતે અન્ય ઋષિઓને શીખવી અને તેમની પાસેથી પછી ઉત્તરોત્તર મનુષ્યોએ પ્રાપ્ત કીધી.

કહે છે કે એક વેળા ગાંધર્વો અને અપ્સરાઓ સહ ભારતે શિવ સમક્ષ એક નાટક ભજવ્યું. આથી શિવને પોતાનો એક નૃત્ય પ્રકાર યાદ આવ્યો. શિવે એ નૃત્ય નાચી પોતાના શિષ્ય તાંડુને શીખવ્યું, એ ઉપરથી એ નાચનું નામ "તાંડવ નૃત્ય" પડયું. એ તાંડવ નાચ મરદોને છાજે તેવો વીરતાવાળો છે.

શિવે એક બીજું નૃત્ય પોતાની પત્ની પાર્વતીને પણ શીખવ્યું હતું. એનું નામ "લાસ્ય." આ નાચ મૃદુ, પ્રેમોત્તેજક અને નઝાકતથી ભરપુર છે. પાર્વતીએ એ નાચ ઉષાને બતાવ્યો. ઉષા પાસેથી એ નાચ ગોપીઓ શીખી.

શિવને "નટરાજ" પણ કહ્યા છે. નટરાજ-ન સ્વરૂપમાં નાચતા શિવનાં ચિત્રો મદ્રાસ તરફના મંદિરોમાં જોવામાં આવે છે, તેમાં એક કાંસાનું બાવલું તો ઉત્તમ કલાકૃતિના નમુના જેવું છે.

### માનવ ઇતિહાસ શું કહે છે?

દંતકથાને છોડી આપણે મનુષ્ય જાતની ઇતિહાસ જોઇએ, તો તે ઉપરથી સાર એજ નીકળે છે.—કે ક્રમમાં ક્રમ ત્રણ મુખ્ય તત્વોના મિશ્રણમાંથી વર્તમાન નૃત્યની ઉત્પત્તિ થયેલી છે.

૧—ધાર્મિક ક્રિયાઓનું તત્ત્વ. ગૃહો નક્ષત્રોની ચાલના અનુકરણ રૂપે થએલી ગતિમાંથી બનેલા ધાર્મિક નાચો.

૨—નાટ્ય તત્ત્વ. માનસિક જુસ્સાઓ, તેમાં મુખ્યત્વે પ્રેમ તથા યુદ્ધ શૌર્યને કંઇ નાટ્ય સ્વરૂપે રજુ કરવા માટે યોજાએલા નાચો.

૩—પશુ પંખી ચેષ્ટાતત્ત્વ. કુદરત



વિલાયતના સર્પના નૃત્ય પ્રયોગ

• માહેલા પશુ પંખીઓની હીલચાલની નકલ (mimicry) માંથી બનેલા નાચો.

જુના તેમજ હાલના સુધરેલા નાચોના જે જે પ્રકારો છે, તે બધા ઉપર દર્શાવેલા ત્રણ કે બે તત્વોના સંમેલનમાથી ઉદ્દભવેલા છે.

હીંદી, ઇજીપ્શીઅન, ટીસ્રુ, ગ્રીક અને જપાનીઝ નાચો તેની અસલ્યાતમા ખચીતજ ધાર્મિક છે. પાછળથી એ નાચો રફતે રફતે ધાર્મિક ભાવના દર્શાવતા અટકયા અને માત્ર મોજ ખાતરજ થવા લાગ્યા.

પુષ્પ શૌર્ય દાખલતા નાચો, પહાડી પ્રદેશમા રહેતા લોકો અને લડાયક પ્રજાઓથી ખાસ કરીને નચાય છે. એમાં સ્પાર્ટન, સેક્સન, નોર્વેજીઅન્સ, અને સ્કોટસ તથા હીન્દમાં ભીલ લોકના નાચ એ શ્રેણીના છે.



ટેન્ગો-નૃત્યને નવું રૂપ આપનાર પ્રખ્યાત નૃત્યકારો મી. અને મીસીસ વરનોન કેસલ

પ્રીતિ દર્શક નાચોમા કેને કે પ્રેમ નાટયો ઘણી સફાઇથી વણી લેવામા આવેલાં હોય છે. સ્પેનીશ, સીસીલીઅન; નેપોલીટન, રશીઅન, પોલીશ અને હંગેરીઅન નાચો એ માટે ખાસ વખણાય છે.

જાનવરોની જુદી જુદી ચેષ્ટાઓની નકલથી ઉપજેલા નાચો આજે પણ કેટલીક જંગલી જાતો, પશુની ચામડીમાથી બનાવેલા વસ્ત્રો તથા જાનવરોના જેવા ડોકા પહેરીને નાચે છે. અમેરીકાના રેડ ઇન્ડીઅન જંગલીઓના "Bison Dances" એના નમુના રૂપ છે

### • નૃત્યનો હીંદી ઇતિહાસ

—નૃત્ય વેદિકકાળમાં

નૃત્યનો જુનો ઇતિહાસ જોતાં સાવ જણાઇ આવે છે, કે લાંબા કાળથી હીંદુસ્તાનમા પુરુષો તેમજ સ્ત્રીઓમા નૃત્યનો પ્રચાર ચાલી આવેલો છે. પ્રાચીન આર્યાવર્તમા નૃત્યને કાંપરા ના-



મિસ હેલન મેક્ડન

લાયક કે આબરને હલકી પાડનાર લેખે ગણવામા આવ્યું જ નથી. વેદોના વખતમા નૃત્યને આર્ય લોકો મોજનું એક સામાન્ય સાધન ગણતા. ઘણું-ખરું ખુલ્લી જગ્યામા નાચ થતા. ( જુઓ ઋગ્વેદ–૫૨–૧૨ ) પુરુષો તેમજ સ્ત્રીઓ પને પોત પોતાના વર્ગમા નૃત્ય કરતા. ધંધાદારી નૃત્યકારો, તથા વેશ્યાઓ નાચ કરનારી સ્ત્રીઓ પણ હતી. પુરુષો સોનાથી છાતીને શણગારી લઢાયક નાચ કરતા. ધાર્મિક નાચો પણ થતા વાજીંત્રો લેખે મૃદંગ, સારંગી, વાસળી અને હાથની તાળીઓ વપરાતાં. ઉભા વાસ (Pole Dance )નો નાચ તે વેળાએ સાધારણ હતો, લોકો નાચના ભારે શોખીન હતા

## નૃત્ય પૌરાણિક કાળમાં

" અગ્નિ પુરાણ ", " માર્કંડ પુરાણ ", " વિષ્ણુ પુરાણ " તથા " ભાગવત " મા નાચ વીશે સંખ્યાબંધ ઇશારા મળે છે. શિવને " નર્તનપ્રિય " કહેલ છે. કાળીએ મહિષાસુર રાક્ષસને મારતી વેળાએ " રૌદ્ર નૃત્ય ' કર્યું હતું. ઇંદ્ર પાસે ગાયન અને નૃત્ય કરવા માટે ચોસઠ ગંધર્વો

ત્યા અપ્સરાઓ હતા, તેમા ચિત્રમેના નામની અગ્રગ નૃત્યશિક્ષક તરીકે જાણીતી હતી એણે ઇંદ્રના દરબારમા અર્જુનને સંપૂર્ણ પણે નૃત્ય-કળા શીખવી હતી. અર્જુને વિરાટ રાજાને ત્યા નૃત્યશિક્ષક તરીકે રહી, રાજકુંવરી ઉત્તરાને, તેની સખીઓને અને અન્ય રમણીઓને નૃત્યના જુદા જુદા રમણીય પ્રકાર શીખવ્યા હતા ખુદ વિરાટ રાજાએ અર્જુનની નૃત્યકળાની તપાસ કરી ગણી થએ જ એને નૃત્યશિક્ષક નીમ્યો હતો

એ કાળમા રાજાઓ, રાણીઓ, રાજકુવરો અને રાજકુવરીઓ પ્રવીણ (Accomplished) ગણાવા માટે ગાયન તથા નૃત્યકલા શીખતા અને તેમા ભાગ લેતા નૃત્યગૃહ (Dancing Halls) ખાસ બાંધવામા આવતા એ સમયમા નૃત્યકલા વિશેષ ખીલેલી હોવાને લીધે મોજ કરતા પણ આના લેખે નૃત્યનો વધારે ઉપયોગ થતો

## ક્રિશ્ચિયાનિઝમ અને બાણના સમયમાં નૃત્ય

બુદ્ધની આગળના અને બુદ્ધની પછીના સમયનું સાહિત્ય જોતા, તે બધી નૃત્યને લગતા ઇશારા જડી આવે છે ક્રિશ્ચિયાનિઝમ અને બાણના જમાનામા નાટ્ય, ગાયન, વાદન અને નૃત્યની કળા તેના ઉચ્ચ શિખરે પહોચી હતી. બાણ કવિના વિખ્યાત ગ્રંથ "કાદમ્બરી" મા ચંદ્રાપીડને ગાયન તથા નૃત્યમા નિપુણ જણાવેલ છે

**નૃત્ય અકબરના સમયમા** દીલ્હીમા ઇસ્લામીઓના આગમન પછી મુગલ સમયમા નૃત્ય મળ શીખના કેન્દ્રો ઉભા થવા પામ્યા



અનોખી રશીઅન નર્તકી ક્રાસીવીનસ્કી 'રાઠેરાણી'ના વેષમા

ધર્મ સાથે કલાનો સંબંધ હીંદુ-પ્રજામાં પરાપૂર્વથી મનાતો આવ્યો છે. પૌર્વાત્યોને મનથી ધર્મ તથા કલા એ બે નોખાં નથી; પણ ઇસ્લામી આલમમાં તો ધર્મે સંગીતનો બહિષ્કાર કર્યો છે.

જે જે સાંસારિક રુઢિઓ લોકો વચ્ચે લાંબો કાળ ટકી રહે છે, તે ધાર્મિક ભાવનામાંથી ઉગી નીકળેલી, તેનેજ લીધે પ્રચલિત રહી જીવી શકે છે. નૃત્યનો આ આદર્શ ( Ideal ) ઇસ્લામી અમલમાં જન સમાજ વચ્ચે ભુલાવા પામ્યો, તેમાં હીંદુઓ કરતાં મુગલો વિશેષ વિલાસ પ્રિય હોઇ નૃત્યકલામાં એક નવો ભાડુતી વર્ગ ઉગેરાયો; જેઓને પૈસા આપી નૃત્ય કરાવવામાં આવતું.

"આઇને અકબરી"માં અબ્દુલ ફઝલે ગાયન, વાદન, અને નૃત્ય પર ખાસ પ્રકરણ લખ્યું છે. એમા અકબરના દરબારના સુનંદા સંગીતવેત્તાઓના નામો આપવામાં આવ્યાં છે. અકબરના વખતમા પણ અમીર ઉમરાવો અને તેમનો સ્ત્રીવર્ગ ગાયન તેમજ નૃત્ય શીખતાં.

"આઇને અકબરી" જણાવે છે કે તે વેળાએ ખાનગી નાચની મીજલસો ભરાતી; એ અખાડાને નામે ઓળખાતી. એનું વર્ણન આ પ્રમાણેઃ—

"આ નાચના અખાડા મોટા જાણીતા ઘરોમા ખાસ કુટુંબીજનો અને તેઓના અતલગના સ્નેહીઓ માટે કરવામાં આવતા. મુખ્યપણે સ્ત્રીઓ ભાગ ભજવતી. ચાર નૃત્ય કરનારીઓ અને ચાર ગાયકો, ચાર બીજા; પખવાજ રુબાબ અને જંતર વગાડતા તથા બે માણસો મશાલ ધરી ઉભા રહેતા"

એ વેળાએ હીંદમા નટો, ગવૈઆ, નૃત્યકારો અને ખેલાડીઓના જુદા જુદા વર્ગ, કીર્તનીઆ, ભુંગળીઆ, ભેંડ, કંજરી, નટ અને બહુરૂપી એવાં નામોથી ઓળખાતા. કીર્તનીઆઓમાં બ્રાહ્મણના છોકરાઓ ભુંગળી વગાડી ઘણો સરસ નાચ કરતા. ભવૈઆઓ પીત્તળની થાળીના ઘેરાવામાં નાચી "થાલી" નામે નાચ કરતા. આ નાચ જોનારને અજાયબ કરે એવો થતો. ભેંડો ગાતા તેમજ જાતજાતનાં જનાવરોનાં રૂપ લઇ તેવી ચેષ્ટા કરતા. નટો જાત જાતના વેષ લઇ અભિનય કલા ( mimicks ) ઘણું ખુબીથી દર્શાવતા. કંજરીઓ તે સ્ત્રી નાચનારીઓ હતી. બહુરૂપીઓ અતિ ઝડપથી પોતાના રૂપમાં જાત જાતના ફેરફાર લાવી તમાશગીરોને અચરજ કરી નાખતા."

## નૃત્ય ચાલુ જમાનામાં

હાલના વખતમા પણ હીંદ તથા પૂર્વના દેશોમા નૃત્યકારોના જુદા જુદા વર્ગ હસ્તિ ધરાવે છે, પણ પદ્ધતિસર અભ્યાસ કે અનુભવથી પ્રાપ્ત કરેલી નૃત્યકલા તો ઘણા થોડાઓને આવડતી હશે. ઘણાએક પ્રાચીન સુંદર નાચો ભુલાઇ ગયા છે—ભુલાતા જાય છે. નૃત્યકળા એવાઓને હાથ જઇ પડી છે જેઓ જાતે અજાણ છે. વળી એવાઓને કોઇનો ટેકો નહીં, એટલે નૃત્યની કલાની ખીલવણી થવાની આશા રહેતી નથી. એ કલાની તો અધોગતિ થઈ છે, અને થએજ જાય છે.

હાલના નાચો ગામડાના તથા શહેરી નાચોમાં વહેંચાઇ જાય છે. ગ્રામ્ય નાચો મોટે ભાગે જુદી જુદી ઋતુ બેસતાં એકેક વ્યક્તિ છુટી યા સ્ત્રી પુરષો પોત પોતાના વર્ગમાં સાથે મળી નાચે છે. વસંત ઋતુમાં અને તેહેવાર પ્રસંગે ગામડાના લોકો મોટા આનંદથી ભિન્ન ભિન્ન પ્રકારના સાદા નાચો કરે છે.

આબરુદાર ખાનદાની વર્ગમા કે મધ્યમ વર્ગના કુટુંબોમા નૃત્યકલા મુદ્દલ નથી, પણ તેને બદલે ઉતરતા વર્ગની કે પતિત વર્ગની

[ વધુ માટે જુઓ પૃષ્ઠ ૯૭]



ગુજરાત ] આના પાવલોવાનું હીંદી નૃત્ય [ચૈત્ર ૧૯૮૩

—નૃત્ય કલા.



# ઘુંઘટવાળી

લેખક:
રા. જયોતીંદ્ર હ. દવે,
સભ્ય, સાહિત્ય સંસદ.

ચિત્રકાર:
રા. જગમોહન મીસ્રી

શહેરના મુખ્ય ઉપવનમાં હું બેઠો હતો. ઉપર આકાશમાં પૂર્ણિમાનો ચન્દ્ર ચમકી રહ્યો હતો. એની રુપેરી જ્યોત્સ્નામાં આખો ભાગ તદ્દન નવીન, કોઇ દહાડો દીઠો ન હોય એવો અપરિચિત અને વર્ણન ન કરી શકાય એવો સુંદર લાગતો હતો. રાત્રિ અર્ધી વીતી ગઇ હતી. એટલે આખા ઉપવનમાં હુ એકલોજ હતો.

જીવનના અણઉકલ્યા પ્રશ્નોને ઉકેલવાને હું મથી રહ્યો હતો. પાર્થિવ જગતને છોડીને મારું મન દૂર દૂર જતું હતું. મનુષ્યની અનંત તૃષ્ણા સંબંધી હું વિચાર કરી રહ્યો હતો. કોઇ પણ વસ્તુ વીશેની આપણી વાંચ્છા પુરી કેમ થતી નથી ! જન્મ જન્માંતરોનાં ચક્રો ફરી આવ્યા છતાં મનુષ્યનો વાસનાદેહ કદીએ તૃપ્ત કેમ થતો નહીં હોય ? શું અનંતકાળ સુધી કોઇ ને કોઇ વસ્તુ સારું તલસ્યા કરવાનુંજ માનવ લલાટે લખાયું છે ? એકાદ કામ્ય વસ્તુ પ્રાપ્ત થાય તો પણ આપણને તૃપ્તિ કેમ નથી થતી ! દિવસમાં બે વાર જમવા છતાં કાલે શું જમીશું ? કેવું જમીશુ ? એવો તલસાટ હૃદયમાં વારંવાર શા માટે થતો હશે ? ને ઘણીવાર તો હૃદય શી વસ્તુ માટે આટઆટલો તલસાટ અનુભવી રહ્યુ છે તે પણ સમજાતુ નથી.

વિચારમાં ને વિચારમાં હું આસપાસની પરિસ્થિતિને ભુલી ગયો હતો. અચાનક મારું ધ્યાન સામે ગયું ને હું ચમકી ઊઠ્યો. હજારો જન્મોની ઉત્કંઠા એક ક્ષણમાં મને સમજાઇ ગઇ ભૂત, વર્તમાન ને ભવિષ્યની મારી વાંચ્છા સદેહે સ્રીના અવતારમાં મારે સામે આવી ઉભી હતી એમ મને લાગ્યું. એનું મુખ તો ઘુંઘટની અંદર ઢંકાએલું હતુ, પરંતુ ચંદ છુપે નહિ બાદલ છાયો તેમ એના અદૃશ્ય મુખચન્દ્રનો પ્રકાશ મારાં હૃદયને ખુણે ખુણે જ્યોત્સ્નાની અમીધારા રેડી રહ્યો હતો. આ એનુ દ્વિતીય દર્શન હતુ-પહેલાં મેં એને પાછળથી જોઇ હતી. પરંતુ એની સુલલિત ગતિ ને કમલકોમલ ચરણદ્વય જોતાંજ તે વેળા મારા હૃદયના તારે તાર ઝણણી ઉઠ્યા હતા.

આ વખતે તો તાર માત્ર ઝણણીજ ન-

ઉઠયા, પણ સંગીત પણ ચાલવા માંડ્યું, ને તે પણ તાર સપ્તકમાંજ, પણ હજીએ એનું મુખ ઘુંઘટથી આચ્છાદિતજ રહેલું હતું. શું એ ઘુંઘટ કદી નહીંજ ખુલે? એનું મુખ કેવું હશે? નયનોમાં પ્રેમજ્યોત્સ્ના પ્રકાશી રહી હશે કે કોપાગ્નિ સળગી રહ્યો હશે? મારી અધીરાઇ પળે પળે વધતી હતી. શું કરું? એને બોલાવું પણ શી રીતે? નયન સૌભાગ્યસર્વસ્વ જેવા એ વદનની ઝાંખી થશે? કયારે થશે? કયારે, કયારે? ઓ ઇશ્વર? પરબ્રહ્મ શા પરમ પ્રેમનું એ મંગલ મંદિર, ઉરની અધિષ્ઠાત્રીના વદનકમલનું એ આચ્છાદાન કયારે ઉઘડશે?

શુ કરું? 'આગ લાગી રે આગ' એમ બુમ પાડું? 'તમારા પગ આગળ સાપ છે?' એવી કારમી ચીસ પાડું? 'હા; હાય? હા, હાય!' કરીને કારમી કીકીઆરી નાખું? મારા ચક્કર ચક્કર ફરતા મગજમાં અનેક યોજનાઓ આવી અને ગઇ. આખરે મારાથી નજ ર્હેવાયું. કોઇ પણ ઉપાયે એને બોલાવવી એવો નિશ્ચય કરી મેં મોં ઉઘાડ્યુ. મારો કંઠ બેસી ગયો હતો, હોઠ શુષ્ક થઈ ગયા હતા એક શબ્દ પણ હું ન બોલી શકયો. પરંતુ હું કંઈક બોલવા માંગું છું એમ એ સમજી ગઇ. ઘુંઘટની અંદરથી પ્રશ્ન પુછતી એક તીરછી આંખ મારી તરફ ફરી એમ મને લાગ્યું. હું ગુંચવાઇ ગયો. મારે કપાળે સ્વદેના બુંદ બાઝયા. શું બોલવું તે મને ન સુજ્યું. 'છે—તે—છે—તે' કરીને હું અટકયો. આખરે હાથમાં સોનાનું ખમીસનું બટન હતુ તે બતાવી બોલ્યો, 'આ તમારું છે? મને રસ્તામાંથી જડ્યું,' જવાબમાં રુપેરી ઘંટડી કોમલના ટૌકારથી માનવ ભાષામાં બોલી; 'સ્ત્રીઓ ખમીસ પહેરતી નથી?' હુ દિંગમૂઢ થઇ ગયો. કેવો ગધેડો? આટલુંએ ન સુઝ્યું? અંતે મારી બુદ્ધિએ તોડ કાઢયો, 'છે—ને—આપણે—એમ કે તમારા ભાઇ કે—કે છે તે તમારા કોઇ બીજાનું હોય—ને તે—તમારા હાથમાંથી પડી ગયું હોય.'

કંઈ પણ જવાબ દીધા વગર એ ચાલી ગઇ; ઉંચા આકાશમાંથી ઉતરીને પૃથ્વીના અગાધ ઉંડાણમાં વિદ્યુલ્લેખા સમાઇ જાય તેમ. આસપાસ, સર્વત્ર ઘોર અંધકાર ફેલાઇ ગયો.

ત્યાર પછી મને શું થયું, મે શું કીધું તે કંઇ પણ યાદ નથી. પણ મેં મને નદીને કીનારે બેઠેલો દીઠો. આઘે ઉંચાં તાડનાં વૃક્ષો બનાવટી ગંભીરતા ધારણ કરી મારો છાનો ઉપહાસ કરતાં હોય એમ ઉભાં હતાં. પાસે મારા ઉરની અકથ્ય પીડાની જરા, પણ પરવા ન કરતી હોય એવી રીતે ઉલ્લાસથી નદી વહી રહી હતી. નદીનો ખળખળાટ ને મારા હૃદયના ધબકારા સીવાય સર્વત્ર નીરવતા વ્યાપી રહેલી હતી. મારા પ્રત્યેક વિચાર, પ્રત્યેક લાગણી જુદાં જુદાં સ્વરૂપ ધારી મારી આસપાસ જાણે નાચી રહ્યાં હોય એમ લાગતુ હતુ. મેં નહીં પણ મારા વિચારોએ દારુ પીધો હોય તેમ તે ધીમેધીમે લથડીઆં ખાતા એક પછી એક અદ્રષ્ટ થતા હતા. આખરે તે જરા સ્થિર થયા એ ઘુંઘટને ઘુંઘટવાળીને લક્ષ્ય બનાવી મારા વિચારોએ સ્થિરતાથી તે તરફ પ્રયાણ કરવા માંડ્યું. કદાચ એ ઘુંઘટ હેઠળ કુરુપતાના અવતાર સમુ કોઇક મુખ તો નહીં છુપાયું હોય? અસામાન્ય સૌંદર્યનું આચ્છાદન કરવાને બદલે કોઇ અતિ સામાન્ય રૂપનું સંગોપન કરી માનવ હૃદયમાં સૌંદર્યનો ભ્રમ તો ઘુંઘટપટ નહીં ઉપજાવતો હોય?...

ઘુમટો તાણવાના ફાયદા વીશે મિત્રમંડળમાં મેં ઘણી ચર્ચા કરી હતી. ઢાંકયા રત્નનું મૂલ્ય કેટલું વધી જાય છે, અદ્રષ્ટ કે અર્ધદ્રષ્ટ સૌંદર્ય કેટલું મનોહર લાગે છે તે સવિસ્તર દાખલા દલીલ સાથે મેં લગભગ પોણો કલાક સુધી સમજાવ્યું હતું. વચ્ચે મહેન્દ્રે વાંધો ઉઠાવ્યો

હતો તે પણ મને યાદ આવ્યું. એણે કહ્યું હતું, 'પણ એ ઘુંઘટપટ હેઠળ સૌંદર્યને બદલે માત્ર વિરૂપતાજ હોય તો ? ને કદાચ ખરેખરું સૌંદર્ય એ ઘુંઘટ પાછળ છુપાયું હોય ને તું ગાંડો બનીને એની પાછળ દોડે, એ તારી ભાભી કે મૌસી સાળીજ નીકળે તો ?'......

ખરેખર, એક અપરિચિત સ્ત્રીને જોઈને હૃદય આટલું ગાંડું કેમ બની ગયું હશે ! જે માણસાઈ કેળવતાં પચીસ વર્ષો થયાં તે એક સ્ત્રીનાં મુખ—મુખની કલ્પના માત્રથી પચીસ મેંકડમાં લુપ્તપ્રાય થઈ ગઈ ! એ શું હશે ? બધાને આમ જ થતું હશે ?

મારા સર્વ વિચાર ને વિચારશક્તિ એકાએક વિરમી ગયાં; ને મારી સન્મુખ એજ ઘુંઘટવાળીને મેં ઉભેલી જોઈ.

મને થયું.

लभेत वा प्रार्थयिता न वा श्रियं
श्रिया दुरापः कथमीप्सितो भवेत । *

વિધિએજ અમારો યોગ નિર્મ્યો છે. એમ ન હોય તો મારા માર્ગમાં વારંવાર એ શી રીતે આવી ચઢે ?

આમ છતાં વિધિનાં નિર્માણોને પણ સિદ્ધ કરવાને પુરુષાર્થની અપેક્ષા રહે છે. મરણ નિશ્ચિતજ છે એમ જાણ્યા છતાં પણ મૃત્યુને વધારે સફળ, સરસ ને ત્વરિત કરવાને આપણે વૈદ્ય કે ડૉકટરની સહાય ક્યાં નથી લેતા ? વિધિએ નિર્મેલા અમારા યોગને સિદ્ધ કરવા મારે ગો પુરુષાર્થ કરવો તેની વિમાસણમાં હું પડ્યો. ગઈ વખત એવો પુરુષાર્થ કરવા જતાં હું કેવો મૂર્ખો બન્યો હતો તે મને યાદ આવ્યું. આખરે મન સાથે નક્કી કર્યું કે આમ આડી અવળી વાત કરવા કરતાં જે કર્તવ્ય હોય તેજ સીધું કહી દેવું. आहारे व्यवहारे च स्पष्टवक्ता सुखी भवेत् । †

મારકણી ગાયને પકડવા જતો હોઉં એવી વૃત્તિથી, હતી એટલી હીંમત ભેગી કરી વાણીમાં લવાય તેટલી મીઠાશ લાવતાં મેં કહ્યું: 'બાલે !'

ઉત્તરમાં માન

" આવી નિર્જન જગાએ ક્યાંથી આવી ચઢ્યાં છો ? "

મૌન.

"સાથે કોઈ છે કે એકલાંજ છો ?"

પૂર્વવત્ મૌન.

" વનદેવી છો ? અપ્સરા છો ? કે સામાન્ય માનવ કન્યા છો ? "

ઉત્તરમાં એજ હૃદયભેદક મૌન.

"ભુલાં પડ્યાં છો ? "

જવાબમાં બાલાએ ડોકું ધુણાવી હા કહી.

ઉત્સાહના આવેગથી મારું હૃદય કુદી ઉઠ્યું.

"ચાલો હું તમારી સાથે આવું. ક્યાં રહો છો ? "

જવાબ ન મળ્યો.

પૂર્વ દિશા તરફ આંગળી બતાવી મે પુછ્યું: " આ બાજુ ? " પશ્ચિમ તરફ આંગળી કરી પુછ્યું: 'પેલી તરફ ?' પણ કે પણ ઉત્તર મળ્યો નહીં.

અગ્નિ, ઇશાન, નૈઋત્ય ને વાયવ્ય કોણ દર્શાવી પુછ્યું: 'આ બાજુ તમારું ઘર છે ?'

અંગુલિ વડે એણે એક કોણ ને દિશા વચ્ચેનો માર્ગ બતાવ્યો.

'ચાલો,'

* યાચના કરનારને તો લક્ષ્મી મળે કે ન પણ મળે; પણ લક્ષ્મીજ જેની ઇચ્છા કરી રહી હોય તે એને દુર્લભ કેમ હોય ?

† આહાર અને વ્યવહારમાં સ્પષ્ટ બોલનાર સુખી થાય છે.

અમે બંનેએ ચાલવા માંડ્યું. દૂર, દૂર ચાલ્યાંજ કર્યું.

'હજી તમારું ઘર આઘું છે ?' મેં પુછ્યું.

ઉત્તરમાં એણે ડોકાવતી હા કહી.

'કેટલે દૂર છે ?'

જવાબમાં એણે સીધા, ધોરી રસ્તા તરફ કંઈપણ અમુક વસ્તુ બતાવ્યા વગર આંગળી કરી. એનો અર્થ કંઈ પણ થઈ શકે એમ નહોતું એટલે મેં મુંગા મુંગા ચાલવા માંડ્યું.

એ આગળ ને હું પાછળ એમ ચાલતાં હતાં. ધીમેધીમે અમે સાથે થઈ ગયાં.

અનાદિમાંથી નીકળી અનંતતામાં ચાલ્યા જતા ભુલા પડેલા પ્રવાસી જેવાં અમે બંને લાગતાં હતાં.

મને લાગ્યું કે કેટલાક માઈલ અમે ચાલ્યાં હોઈશું ને મારી ધીરજનો અંત આવ્યો.



"જુઓ" કહીને એણે ઘુંઘટ ઉઘાડી નાખ્યો—ને ઓ પ્રભુ! ... ... ... મારા મિત્ર મહેન્દ્રનું મેં મોઢું જોયું.

'હજી તમારું ઘર દૂર છે ?'

જવાબમાં ડોકું ધુણાવી એણે હા કહી.

'પાંચેક માઈલ ખરું ?'

પ્રથમની પેઠે ડોકું હલાવી એણે હા કહી.

'પંદરેક માઈલ પણ હોય કે ?'

પૂર્વ પેઠેજ પાછી હા કહી.

હવે મારાથી રહેવાય એમ હતું નહીં. એ લલિતાંગીના ઉષ્માભર્યા સહવાસથી, નિર્જન પંથના એ એકાન્તથી, પ્રકૃતિની એ રમ્યતાથી ને સૌથી વધારે તો મારાં હૃદયની નિઃસીમ પ્રણયોર્મિથી હું ઘેલો થઈ ગયો હતો.

'બોલે !' મેં કંપતા અવાજે કહ્યું.

એ નિરુતર ઉભી રહી.

મારું આખું શરીર કંપતુ હતું. જાણે કોઈ સાંભળી જશે એવી બીક લાગતી હોય તેમ છેક ધીમા સ્વરે હું બોલ્યો—મેં મને બોલતો સાંભળ્યો: 'મને એક વાર તારું વદન જોવા દે—બસ એકજ વાર !'

આખું ભૂમંડળ શ્વાસ થોભાવી એનો જવાબ સાંભળવા ઉત્સુક બન્યું હોય, અખિલ નભોમંડળ એના ઉત્તર પર અવલંબી રહ્યું હોય એમ મને લાગ્યું.

અનંતતા જેટલી લાંબી પળો પર પળો વીતવા લાગી. જે અંધીરાઈથી અપુત્ર મનુષ્યના મૃત્યુની વાટ તેનાં વારસો જોઈ રહે છે, જે અધીરાઈ પાંચમીવાર પરણવા નીકળેલો પુરુષ ઉંમર વધતી હોવાના કારણે, લગ્ન માટે દર્શાવે

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૮૨]



# અરવિંદનાં આંસુ

લેખક :

**રા. કુસુમાકર**

[અનુસંધાન ગતાંક પૃષ્ઠ ૫૪૪ થી ]

પ્યારા અરુણ, આ મારી વીદાય રાત્રિ છે. લતા નિદ્રાની પાંખમાં શાંતિથી પડી છે. અમારો આખરી મેળાપ થતો હતો તેની શંકા તેને લવલેશે ક્યાંથી હોય ? મારાં લોચનોને છેલ્લી વાર તે આનંદ-મુદ્રાથી મેં પાળી લીધાં છે. બે કલાકના સાદાં મિલનમાં મારા હૃદય-સંગોપનને મારાં ચળી ગએલાં નયનોએ અનુકૂળ થયાં. હા ! તે આખરી ગુફતેગુ. શુ માધુર્યથી છલકાતો તે છેલ્લો વાર્તાલાપ !

સાંજના વાળુ પછી જ્યોતિન્ વાડીમા આવવાનો હતો. લતામંડપમા એક ઉચ્ચાસને હું શાંત બેસી રહ્યો હતો. આથમતા સુરજના સુવર્ણ રશ્મિમાં હું નહાતો હતો, અને સન્ધ્યા સુંદરીના ક્ષણુ ક્ષણુ બદલાતા રંગ એરંગી સાળુઓ નીરખી રહ્યો હતો. શાંત નિર્ઝરણી ને આહ્લાદજનક ખીણમાં સૂર્યનાં છેલ્લા કિરણો વેરાતાં હતા. આ રમણીય સ્થળે લતા સાથે કેટલી વાર મેં સુધાપાન કર્યું હતું ? સૂર્યાસ્તના અપ્રતિમ સૌન્દર્યલુબ્ધ અમારાં રાગી ચક્ષુ કેટલી વાર અહીં આનંદથી લસી રહેતા ? આ સ્થળ મને પ્રિય હતું, કોઈ પ્રચ્છન્ન ગુપ્ત કારણે હજી પરમ પ્રિય છે. તારાથી-તારા જેવા મર્મજ્ઞથી એના આનંદ-રહસ્યો છુપલાં ક્યા રહે એમ છે ? અમારા પ્રથમ પરચયે લતા સાથે કેટલા મધુ મદરે! અહીં મેં આળેલા ! કલાકારની કલ્પનાને મીઠાં ગદ્ગદીઆ કરાવે એવું મોહક અને રમણીય આ સ્થળ છે. આહી હૈયાની મીઠી થડક અનુભવેલી; આહી મધુર ધડકારે આ સ્થળને અમારા હૃદયના રંગે રંગ્યુ, ને આ શાંત ખુણો મારી દેવીને-એ કેટલો પ્રિય છે તે જાણ્યુ.

અશ્વત્થના વૃક્ષની ચોમેર રમણીય ક્ષિતિજ-દર્શન છે. મારા આગલા એકાદ પત્રમા એ

વીશે હું અંગુલિ-નિર્દેશ કરી ચુકયો છું. આસપાસની વૃક્ષ ઘટાનો મેં તને ખ્યાલ આપ્યોજ છે. આંહી ઘટાટોપ વૃક્ષરાજીમાં ઘેરોને ઘેરો થતો જાય છે; છેવટે એક પ્રાકૃતિક આરામાસન આવે છે. આ એકાંત જાદુઇ ખુણો હૃદય-ઘેલાને કેટલો આકર્ષક છે ? એનાં પ્રથમ દર્શને ને શોકની લાગણી મેં અનુભવી હતી, તે મને યાદ આવી. સમો ખરા બપોરનો હતો. તે વેળાજ હૃદયમાં આ શંકા ખટકતી હતી ? આ સ્થળ મને આહ્લાદનાં અમૃતમાં ઝરુખાથી આગળ ચાલ્યાં. પેલા ગમગીનીના ભંડારશા એકાંત આરામગાહ સુધી. અમે આવી પહોંચ્યાં હતાં. લતાએ એ આરામગાહમાં પ્રવેશ કર્યો ને ત્યાં બેસી ગઇ. જ્યોતિન્ પાછળ ખેંચાયો. . . .

પ્રિય સુહૃદ્ ! મારાથી ત્યાં ઉભું રહી શકાયું નહીં. મારો અન્તઃક્ષોભ તું સમજી શકીશ. ઘડીક હું ત્યાં ઉભો રહ્યો; તેની નજીક ગયો; વળી આમ તેમ મેં ફરવા માંડયું. મારી હૃદય-વ્યથા-મારા અજંપાનો તને હું શું




લતા નિદ્રાની પાંખમાં શાન્તિથી પડી છે.

ઝબકોળે કે વિપદગંગામાં ડુબાડે ! જાઉં કે રહું એ ખેંચતાણમાં અરધો કલાક વીતી ગયો. આખરે તેમનાં પગલાં સંભળાયાં. લતા મંડપના ઝરુખામાંથી તેમનું સ્વાગત કરવા હું ઉતરી પડયો. લતાના હાથની અંગુલિ લેતાં મારો હાથ ધ્રુજતો હતો. અમે ઝરુખામાં બેઠાં. અત્યારે ચન્દ્રરાજ ટેકરીના વન્ય પ્રદેશ પરથી ઉપર આવ્યો. વિવિધ વિષય પર વાર્તાલાપ ચાલ્યો. રસગોષ્ટી ચાલતી હતી ને અમે ખ્યાલ આપું ? ચન્દ્રિકા ઝરુખાને રજત કુચે રંગતી હતી; તરુશાખામાં રુપેરી કિરણો સંતા-કુકડી ખેલતાં હતાં. લતાએ પ્રકૃતિની આ ભવ્યતા તરફ સૌનું ધ્યાન ખેંચ્યું. નિશા સોડીયું વાળી લપાતી હતી. તેની ગોદમાંથી જાણે ચારે મેર ચન્દ્રિકાનાં ફોરાં વેરાતાં હતાં. થોડી વાર અમે સૌ શાંત ઉભાં રહ્યાં પછી લતા બોલી ઉઠી: “ જ્યારે હું કૌમુદીમાં રસળું છું ત્યારે મારાં સૌ પ્યારાં ગત સ્વજનોની

સ્મૃતિ મારા ચિત્તમાં ઉભરાય છે અને મારું હૃદય મૃત્યુ અને ભાવિના તર્કમાં ગરક થઇ જાય છે. લાગણીના માર્દવથી તેનો સ્વર સહજ કમ્પિત થતો હતો. લતાએ આગળ ચલાવ્યું; "આપણો પુનર્જન્મ થશે એ તો સિદ્ધ વાતજ. પરંતુ અરસ પરસ આપણને અભિજ્ઞાન થશે ? અરુ ! અરુ આ વિષયમાં તને શું અભિપ્રેત છે ?

મેં તેનો સુકોમળ હાથમારા હાથમાં લેતાં કહ્યું; " જરૂર આપણે પુનઃમળીશું; આ ભવમાં ને અનેક ભવમાં. " મારી આંખો આંસુથી છલ કાઇ ગઇ. મારાથી વધુ બોલી શકાયું નહી. પ્યારા અરુણ જ્યારે આગામી વિયોગના ભારથી મારું હૃદય લદબદાયું હતું ત્યારે આવો નાજુક-અતિ નાજુક પ્રશ્ન તેણે મને શા માટે પુછયો હશે ?

લતાનો અવાજ વધુ વધુ મૃદુ થતો હતો અને થડકતો હતો. " અરવિંદ પ્યારા ! ગત સ્નેહી સ્વજન આપના જીવનની અર ઘટ્ટઘટિકાથી પરિચિત રહી શકતાં હશે ? તેઓ આપણે કેવા આનંદી દિવસો નિર્ગમન કરીએ છીએ તે જાણતાં હશે ? આપણે તેમનાં પુનિત અભિધાનને મીઠામાં મીઠી સ્મૃતિથી રંગીએ ત્યારે તેનું લવ લેશે ભાન તેમને થતું હશે ? અરુ, પ્યારા અરુ, સાંજનાં શાંત પ્રહરે મારી જનનીની છાયા મારા નયન સમીપ તરવરે છે. મારી નાની શિશુ મંડળી વચ્ચે બેઠી હઉં ત્યારે જાણે તે ગત જનનીની આસપાસ ગુંચણુ વળ્યું હોયની એવું મને લાગે છે. ત્યારે મારી આતુર આંખો ઉંચા આકાશ ભણી નીરખી રહે છે અને ત્યારે ખરે હું ઇચ્છું છું કે મારાં બાએ આપેલા કોલનું કેવું યથાર્થ પાલન હું કરી રહી છું તેનું દર્શન કરી શકે ! કેવા હૃદય ક્ષોભથી ત્યારે મારાથી બોલી જવાય છેઃ "બા! વહાલી બા ! મને જનની થતાં ન આવડતું હોય તો માફ કરજે. અફસોસ ! હું મારાં બાડરડાંની જનની થવા મથું છું- કેટલી મથી રહી છું ! બચ્ચાંને ખવડાવું છું, પીવડાવું છું, એમને ચાહુ છું, અને કેળવવા મથી રહી છું. ને યથા શકિત તાલીમ આપુ છું. દેવી, દેવી ! અમારી વચ્ચે કેવી અતુટ સ્નેહગ્રંથિ ગુંથાઇ રહી છે; એ તું જોઇ શકતી હોત તો ! જે અણુને તેં તારી છેલ્લી ઘડીએ ગદ્દગદ્ કંઠે અમને સોપ્યાં હતાં તેનો તું કેટલો પાડ માનતે ! પ્રિય સુહૃદ ! લતાની આ સ્વયંભૂ રસોર્મિને પુરતો ન્યાય ક્યાંથી અપાય ?



લતાના હાથની આંગુલિ લેતાં મારો હાથ ધ્રુજતો હતો

આત્માના રસોદ્દગારને પણ આવેશહીણ શબ્દો શી રીતે મૂર્ત કરી શકે! જ્યોતીને માર્દવથી વચ્ચે કહ્યું: " લતા! લતા! આ સ્મરણ તારા આત્માપર પ્રબળ અસર કરી રહ્યાં છે; મને ખબર છે કે આ મધુઝર સ્મૃતિ તારા આત્માને અપૂર્વ આહ્લાદ આપે છે; પરંતુ, વહાલી હું તને વીનવું છું કે—" એનું અધુરું વાક્ય ઝીલતાં લતાએ ઉત્તર આપ્યો-વાળ્યો: "પ્યારા જ્યોતિન્! આપણી ત્રિપુટી ગોળ ટેબલ પર જ્ઞાન ગોઠડી કરતાં બેસતી તે મારાથી શેં વીસરાય! કોઇક વાર તારા હાથમાં રસિક પુસ્તક હોય, પણ મારી બાની રસમય મીઠી ગોઠડી મુકી પુસ્તકોનાં કોરાં પાનાં તે કોણ ખખડાવે! એના જેવી થવા હું મથું છું. તેમાં વિજય આપવા કેટલાં આંસુ સાથે પ્રભુને હું કરગરું છું!"

હું લતાને ચરણે ઢળી પડ્યો ને આંસુનાં મુક્તાથી તેનો કોમળ હાથ મેં ભીંજવી દીધો. મારાથી બોલી જવાયુઃ "લતા! લતા! પ્રભુના અને તારી માતાના અખંડ આશીર્વાદ તારા પર વરસી રહ્યા છે!" "અરવિંદ! અરવિંદ જો તેં તેને જોઇ હોત તો!" લતાએ મીઠી હુંફથી મારો હાથ લઇ ચલાવ્યું; "અરુ! અરુ! જેના પુણ્ય પરિચયની કોઇ પણ સાધુપુરુષને ઝંખના થાય એવી એ વિરલ વ્યક્તિ હતી. કહ્યું છે ને सतां सद्भिः संगःकथमपिहि पुण्येन भवति। એના જેવી સાધ્વીનો પ્રસંગ ક્યાથી!"

વહાલા અરુણ! મૂર્ચ્છાથી કદાચ હું ઢળી પડતે લાગણીનાં પ્રચંડ તોફાની મોજાં લતાના હૃદયને હલમલાવી રહ્યાં હતાં આવી મુક્તકંઠી કરુણ પ્રશસ્તિ મેં કદી સાંભળી ન હતી અને પ્રભુને શું ગમ્યું! તે અકાળે કરમાવા સર્જાઇ હતી! તેની જીવન કલિકા હજી તો હમણાંજ ફુટી ઉઘડું ઉઘડું થઇ રહી હતી. હા, એ મધુરી મુકુલ અધવિકાસે-અક્ષ પ્રકાશે હતી ન હતી થઇ ગઇ! ભલા ભગવાન! હજી નાના કીકાને પુરા છ માસે થયા નહોતા ત્યાં પાંત્રીશ વર્ષનું સ્વપ્ન ટુંકું કર્યું યમદૂતે! પ્રભુની મહેર કે ઝાઝો વખત તેને પથારી વશ રહેવું ન પડયું બીમારીને બીછાને તે કલાન્ત કરતાં વધુ શાન્ત દીસતી તેની હોલવાતી જતી ચક્ષુ દ્યુતિમાં પ્રભુપર અચળ શ્રદ્ધા સ્પષ્ટ ઉકેલાતી હતી. પિતા પ્રભુને પુનિત દ્વારે જતા એના જેવા પુણ્ય-જીવને આલ્હદજ હોય! માતા એક શોક શંકુ એના હૃદયને વીંદારી દેતો હતો. નાનાં સસલાં જેવાં શિશુ-સાવ, આ ભાવની આયાન નિર્દોષ રમકડાં તેના આત્મને વીંચી રહ્યાં હતાં. એ કાચા સુતરની દોરીએ તેનો પુણ્યાત્મા વળગી રહ્યો હતો. નાનો કીકો-અમારાં ગૃહમન્દિરનો લાડીલો બાલ-ફીરસ્તો આ સર્વ પાર્થિવ આકર્ષણનું કેન્દ્ર હતો. એને ખોળામાં લઇ બચ્ચીઓથી નવરાવતાં તેના પવિત્ર આત્માની પુણ્ય સુધા એ રેલાવી રહી હતી. જ્યારે અન્ત કાળ નજીક છે એમ તેના પુણ્યાત્માને સ્પષ્ટ પ્રતીતિ થઇ ત્યારે એ બધાંને તેની પાસે બોલાવવાનો તેણે ઇસારો કર્યો. તેની ઇચ્છાનુસાર બધાં ભુરકાંઓ તેની પથારી આસપાસ વીંટળાઇ વળ્યાં. નાનાં બચ્ચાંઓને 'કયું રમકડું હાથથી સરી જાય છે' તેનું શું ભાન હોય! મોટાં છોકરાંઓનાં સમજુ હૃદયો આ દુઃખભારથી ચગદાઇ રહ્યાં હતાં. છેલ્લી ઘડીએ તેના નિર્બલ હાથને ઉંચા કરી પરવર દીગારને હવાલે આ દુનીઆંની તેની મોંઘી મતાને તેણે સોંપી દીધી. પછી ધ્રુજતે હાથે મારો હાથ તેના હાથમા લઇ તેણે મને કહ્યું: "બેન, તું ડાહી છે, સમજુ છે, મારો પડતો બોલ તેં ઝીલ્યો છે; સ્નેહળ છે; કર્તવ્યપરાયણ છે. દીકરી! આ તારા ભાંડરડાની જીજીએ હવે તું અને બેનાં! અ..." આમ ત્રુટક ત્રુટક સ્વરે મોંઘી થાપણની છેલ્લી ભળામણ કરતાં તેણે

સર્વ બાળકને ખોળામાં લીધાં; વહાલ કર્યાં; હેત-લાડે ભગવતિએ પંપાળી પંપાળી આશીર્વાદ દીધા. બધાં ભુરકાંના માથાં ઉપર કરુણાજનક રીતે હાથ ફેરવ્યા; સૌને ફરી ફરી પંપાળ્યાં, લડાવ્યાં, ને બચીઓ ભરતાં ભરતાં, આંસુના દરીઆમાં ડુબાડી દીધાં. તેના આત્માને છેદતું શાંત્વન આપતાં મેં કહ્યું: "જી જી, કરખુ પ્રભુ સૌનીએ સંભાળ રાખશે! અરે! અરું! તેનું મૃદુ હૈયું શું દ્રવી રહ્યું હતું!— . . .

અરર! બાલુડાં! બાપલાં અહો!
જનની આ હવે સ્વર્ગમાં જતી!
સમજશો નહીં, શું થઈ ગયું.
રમકડું કયું હાથથી ગયું?
વીંગ! શે જશો છ'તી બાપડી
ઉપર જે તમે કુદતાં મદા
તમ પિતા મદા વહાલ રાખશે,
પણ ન માતની ખોટ ભાગશે.
નહીં નહીં મળે મા ગઇ ફરી
જગતમાં નકી મા બને નહીં.
દિવસ બે સૌ લાડ પુરશે,
દિવસ બે દયા સર્વ રાખશે
પણ ન છાતીએ કોઇની તમે,



ઝરુખામાં રૂપેરી કિરણો સંતાકુકડી ખેલતાં હતાં

રઝળતાં હવે એકલાં રહો !
બહુ કરી શકી વહાલ હું નથી,
કદી રડાવતી હું ઘણી હતી.
હમ દીસો ક્ષમા આપશે મને,
પણ ન માતને ચેન કૈં પડે !
સૌ હવે સદા બોલશે રડી,
જનની છે જરા ગામ કો ગઈ.
નવ જવું ગમે ગામ એ મને !
પણ ન કોઈ એ સાદ કો શકે !
—કલાપી.

અરવિન્દ ! અરવિન્દ ! આ અસ્ખલિત હૃદય પ્રવાહને ખાળી શી રીતે શકાય ! જીજીનો દુઃખભાર ઓછો કરવા મેં કહ્યું: " બા; હું તેમને એક ઘડીએ અળગાં પડવા દેનાર નથી. મારાં ભાંડું મારા પ્રાણ કરતાંએ મને વધુ પ્રિય છે. " રડતા રડતાં એણે કહ્યું: " બાપુડી, કાલ આપ કે મારો જીવ ગતે જાય. જોજે, દીકરી, મા થવું સહેલું નથી, માતાનો પ્રેમ અદ્વિતીય છે, અપાર્થિવ છે. તારી આંખની તળાવડીની મને ખાત્રી ન હોત તો મને ભરોસો ન પડતે. પણ દીકરી ! તારું હૈયું પાણી પોચું છે; માતાનું હૃદય-માર્દવ સમજી શકે એવી તું પાણી પોચી પ્રેમાળ તારાં હૈયાના અમૃત તારાં ભાંડુ પર ઢોળજે. તારા પિતાજીને મારી ખોટ પડવા ન દેજે ને બચ્ચાંને જરાએ ઓછું ન આવવા દેજે. તારા પ્રણયી પતિની સુખ દુઃખની ભાગીયણ થજે. જીવન સખી—સહચરી નામ સાર્થક કરજે ! પણ એ કયા ગયા ? " ભગ્નાશ હૃદયની તીવ્ર દુઃખાર્તિ સંતાડવા મારા પિતા અને પ્રણયી એક ખુણામા લપાયા હતા ત્યાંથી બહાર આવ્યા.

જીજીની આંખો ઘેરાવા માંડતી હતી. ધર્મરાયના પાર્ષદો પલંગની આસપાસ ઘુમી રહ્યા હતા જ્યોતિન્ સાંભરે છે એ છેલ્લી ઘડીએ આપણુંને એણે અડોઅડ પાસે બેસાર્યાં ! તારા હાથમાં મારો હાથ સોંપ્યો; આશીર્વાદ વરસાવ્યા શાંતિથી એકીટશે, અમીભરી દૃષ્ટિથી આપણા તરફ જોઇ રહી. આપણે બે જીવો જાણે કે એક બીજાને માટેજ સર્જાયા હઇએ અને એક બીજાના સહચારે પરમ સુખી ધન્યજ થઇએ એવી શ્રદ્ધા તેનાં અબોલ નેનો દાખવી રહ્યા હતાં તેની દેવતાઇ દુવામાં જાણે કે તે ગુંજી રહી હોય:-

લક્ષ્મી તણાં કમળનાં ભ્રમરા સમાં છો,
લેજો પરાગ મીઠડું મધ સર્વ ત્યા હો !
એ આપશે ઉરની ઓર અનંત તૃપ્તિ,
ને લાગશે જીવનમાં કૈં સ્વર્ગ સૃષ્ટિ
તારાં મંગલસૂત્ર કંકણ તથા સૌભાગ્યનો ચંદ્રમા,
કન્યા રત્ન વસંત એ ત્રિપુટીનો છાજો તમોને સદા
—લલિત

જ્યોતિન્ તેને ચરણે ઢળી પડ્યો. અદ્ભુતના આશીર્વાદ ઝીલતાં મારા કાનમાં ધીમેથી તેણે અમૃત રેડયુ દેવી " सुखे वा दुःखे वा क्वचु खलु हृतदैक्य हययो—સુખ દુઃખ કયાંએ હૃદયતણું અદ્વૈત વિરલું ? પુરપાટ લાગણીની તે ધન્ય ઘડી હતી. હંમેશના શાંત-પ્રશાંત જ્યોતિની હૃદય પાંખડી કૈંક વીખરાઇ અને હૃદયની પ્રચંડોર્મિએ બુદ્ધિના ડહાપણ પર વિજય મેળવ્યો તે બોલી ઉઠયો; "માતુશ્રી ! જીજીમા ! અમે તમારા આશીર્વાદના અધિકારી થવા સતત મથીશું; પુણ્ય સહચારે અમારા જીવનને ગુંથશું ને ભવસાગરની દુસ્તર વિચિ સાથ સાથે તરી જઇશું " મારું હૃદય આ વેળા મારે હાથ ન હતું. લાગણીની ભરતીના મસ્ત આનંદ જુવાળે તેની છેલ્લી ઘડી ધન્ય થઇ રહી હતી. "

[વધુ માટે જુઓ પૃ ૮૧]

# મારી નોંધપોથી

લેખક:
રા. ગુપ્તા

તા. ૧૮-૨-૨૭

આજે વાંચ્યું કે ડૉ. પ્રાંજપેએ કાઉન્સીલમાંથી રાજીનામું આપ્યું છે, ને ગ. મુનશી તેની જગા માટે ઉભા થયા છે. 'લોંગ જમ્પ'માં ડૉ. પ્રાંજપેએ દુનીઆનો 'રેકોર્ડ' તોડયો છે. ટાઉન હૉલમાથી ઠેઠ વ્હાઇટ હોલમાં એમણે કુદકો માર્યો છે. એને 'અંગદ કુદકો' કહો કે 'હનુમાન કુદકો' કહો, પણ અંગદ અને હનુમાન બંનેએ આવો ભારી કુદકો કદી માર્યો નહોતો. હશે. એ એમનો 'અંગત' કુદકો છે, એટલે એ સાથે આપણને સંબંધ નથી. એમની ટાઉન હૉલમાંની જગા ખાલી પડી. કુદરતની પેઠે મનુષ્યો પણ કોઇ પણ જગા તદ્દન ખાલી રહે તેની વિરુદ્ધ હોય છે. એટલે એ જગા માટે ચાર ઉમેદવારો બહાર પડ્યા છે એ ચાર ઉમેદવારો પૈકી એક રા. મુનશી પણ છે.

રા. મુનશી 'ગુજરાત'ના તંત્રી છે, 'ગુજરાતી સાહિત્ય'ના તંત્રી છે; યુનીવર્સીટીની સેનેટના સભ્ય છે, સીન્ડીકેટના સભ્ય છે; ગુજરાતી બોર્ડ ઓફ સ્ટડીઝના પ્રમુખ છે, 'સાહિત્ય સંસદ'ના પ્રમુખ છે, એ બરોડા યુનીવર્સીટીની યોજનાઓ ઘડે છે, અને મુંબાઇની વરિષ્ઠ અદાલતના અગ્રગણ્ય એડવોકેટ પણ છે. એઓ ટુંકી વાર્તાઓ લખે છે તેમજ નવલકથા લખે છે. આવી અનેકવિધ પ્રવૃત્તિઓ શું એમને ઓછી પડી કે ધારાસભામાં જવાની એમને ઇચ્છા થઇ?

રા. મુનશીએ માત્ર સાહિત્ય સેવનજ કરવુ જોઇએ એવો પોકાર અનેક દિશાએથી થઇ રહ્યો છે 'સાહિત્ય તરફ પાછા વળો!' એમ જાણે એ સાહિત્યનુ પોટલુ બાંધી તેને પશ્ચિમ દિશામા ફેકી આવી પોતે પૂર્વ તરફ ચાલ્યા ગયા હોય તેમ, 'સાહિત્ય' ના તંત્રી એમને સલાહ આપી રહ્યા છે. છતા દિવસે દિવસે એઓ પ્રવૃત્તિ વધારતાજ જાય છે!

આ પરથી કોઇને એમ લાગે કે રા. મુનશી પૂર્વ જન્મમા શતાવધાની હતા, અને પૂર્વજન્મનાં અધુરા રહેલાં કાર્યો એ આ જન્મમા પુરા કરવા માગે છે તો ખોટું નહીં.

પણ હું તો માત્ર એકજ વાકય કહીશ—જે વાકય તીભાની કાકીએ, પોતે સત્યાગ્રહની સભામાં વીગ પહેરીને ગઇ હતી; ત્યાં તીભાના કાકાએ ભુલથી અંબોડો છે એમ માની વીગ ખેંચી હતી અને પરિણામે તીભાની કાકીના માથામાં પોતાનુ પ્રતિબિંબ જોયુ હતું તે સંબંધી પોતાની

'બહેનપણીને વાત કરતાં તીભાના કાકાના વતન લીધે કહ્યું હતું: "એમને એ શું સુઝ્યું?"

કાઉન્સીલની જગા તો કોઇથી ભરાશે;— "ગુજરાતનો નાથ" કોણ લખશે?

તા. ૨૫–૨–૨૭

આજે વાંચ્યું કે, રા. ચંદ્રશંકર ને રા. ગોકળભાઇ, કવિવર નાનાલાલની પચ્ચાસમી જયંતિ ઉજવે છે. જયંતિની પ્રથા શાથી પડી હશે? એનો આરંભ શી રીતે થયો હશે? રામજયંતિ, કૃષ્ણજયંતિ, વામનજયંતિ ઇત્યાદિ અનેક પ્રકારની જયતિઓ પ્રાચીનકાળમાં પણ ઉજવાતી. ઉજવવાને માટે ત્રણ પ્રકારના મનુષ્યોની જરુર છે. એક પ્રશસ્ય, જેની જયંતિ ઉજવવાની હોય તે વ્યક્તિ, બીજી પ્રશંસક વ્યક્તિ; અને ત્રીજું તાળી પાડનાર મનુષ્યોનું ટોળું. આમાં પ્રશસ્ય વ્યક્તિ મૃત્યુ, મંદવાડ કે દૂરનિવાસના અનિવાર્ય કારણોને લીધે હાજર ન રહે તો હરકત નહીં. તેને બદલે તેની છબી, તે ના મળે તો તેના પુત્ર શિષ્ય, મામા કે કાકાના છોકરાની છબી, અને છેવટે કંઇ નહીં તો તેની સ્મૃતિથી પણ ચલાવી લેવાય. પૂર્વે બીજા ગુણો ઉપરાન્ત જે મનુષ્ય કે મનુષ્યેતર વ્યક્તિની જયતિ ઉજવવાની હોય તેનામાં એક સર્વસામાન્ય ગુણની જરુર જણાતી; અને તે ગુણ એનું મર્ત્યત્વ મનુષ્યો બધાજ મર્ત્ય છે; છતાં પણ એને જાતે મરી જઇને સિદ્ધ કરવું પડતું કે એ મર્ત્ય છે–હતો. અને ત્યાર પછીજ તેની જયંતિ ઉજવાતી. કદાચ આનું કારણ એ પણ હોય કે જેમ કેટલાક મનુષ્યો, આપણી અમુક સિદ્ધિથી પ્રસન્ન થઇ આપણને અભિનંદન આપવા આવ્યા હોય તો પણ આપણે તેમને ચાહા પાઇએ નહીં ત્યાં સુધી અભિનંદન આપતા નથી; તેજ પ્રમાણે પૂર્વે મનુષ્યો સમચરી અને માસીસાઓ ઉજવ્યા પહેલાં કોઇ પણ વ્યક્તિની જયંતિ ઉજવતા નહીં.

પરંતુ હાલ મોંઘવારી અને પાશ્ચાત્ય શિક્ષણના પ્રભાવને લીધે તેરમું, ઉનમાસીસા, માસીસા, સમચરી, શ્રાદ્ધ આદિ મરણોત્તર ક્રિયાઓ કરવામાં આવતી નથી. તેથી જીવતા પણ જયંતિ ઉજવવામાં આવે છે.

આમ જીવતા મનુષ્યોની જયંતિ ઉજવાય એ સર્વ પ્રકારે ઇષ્ટ છે. કોઇ કહે કે પોતાની જયંતિ ઉજવાની જોઇને મનુષ્યને ગર્વ થવાનો સંભવ છે તો એ વાંધો યોગ્ય નથી. ગર્વ થવાને બહારના કોઇ પણ કારણની જરુર નથી. પ્રીતિની પેઠે ગર્વ પણ બહારની ઉપાધિ પર આધાર રાખતો નથી. દરેક મનુષ્યને ગર્વ હોય છેજ—શેને માટે? તે તો તેને પણ ખબર નથી હોતી, તેમજ બીજું કોઇ પણ જાણતું નથી હોતુ. અભિમાન એ મનુષ્યનો જન્મસિદ્ધ હક્ક છે; અને સ્વરાજની પેઠે એની સિદ્ધિને અર્થે કોઇને ફાંફાં મારવા પડતાં નથી. આપોઆપ બ્રહ્મજ્ઞાનની માફક એ માનવ હૃદયમાં ઉદય પામે છે, અને અનસ્ત ચળકી રહે છે.

પરંતુ જયતિ સંબંધીની આપણી ભાવનાઓને હજી વધારે વિકસિત કરવાની જરુર છે પચ્ચાસ વર્ષ થયા પછીજ જયંતિ ઉજવવી જોઇએ એ નિયમ ઘણો કડક છે. તેમજ મહાકવિનીજ જયંતિ ઉજવવી એવો આગ્રહ પણ વધારે પડતો છે.

માનવજીવનમાં જયંતિ ઉજવવા યોગ્ય પ્રસંગો ઘણા આવે છે. દાખલા તરીકે પ્રથમ મનુષ્ય જન્મ પામે ત્યારે તેના માતાપિતા અને સગાવહાલાંએ એની જન્મજયતિ ઉજવવી જોઇએ. ત્યાર પછી એ બેસતાં શીખે, ઘુંટણીઆં તાણતાં શીખે તે વેળા એની જયતિ ઉજવાવી જોઇએ. મુખમાંથી સમજાય એવો પહેલો શબ્દ એ બોલે

[ વધુ માટે જુઓ પૃષ્ઠ ૮૩ ]

# નવી લહેજતની શોધમાં—*

લેખક:
રા. તનમનીશંકર લાલશંકર શિવ

ચિત્રકાર:
રા. ગોરધનભાઇ પટેલ
સભ્ય, સાહિત્ય સંસદ.



મારું ઘર તાપી નદીના કીનારા પર આવેલું હતું. ઘરની ચારે બાજુ ફરતી વાડી હતી. નદીનાં પાણી એક બાજુ તેની વાડનાં મુળને ધોતાં વહેતાં હતાં.

છેક સાંજનો સમય હતો. હું પેઢી પર નદી તરફ પડતી બારી આગળ આરામ ખુરશી પર પડ્યો પડ્યો નદીના પટપર જલદી જલદી બદલાતા સંધ્યાના રંગો ને તે પર પથરાતી કાળાશ જોઇ રહ્યો હતો. સાથે સાથે મગજમાં તરંગમાળા પણ ફરતી હતી આ બધો સુંદર સમય સીગારેટ પીવામાં કે કવિતા લખવામાં ગાળવો એવો પણ એક તુક્કો ઉઠ્યો; ને એ વિરુદ્ધ વિચારો વચ્ચે ઘડભાંજ શરુ થઇ. છેવટે નક્કી થયું કે સીગારેટો પીવી ને ભીંત પરનાં ચિત્રોને જોયાં કરવાં એજ અત્યારે તો વધારે રમ્ય છે.

સીગારેટ કે કવિતા ? અહા ! સીગારેટ તે સીગારેટ. આવે વખતે હાથ ને હોઠ માટે સીગારેટો સદા હાજરજ હોય એ કેટલું આવશ્યક ? સુંદર, દિવ્ય ધુમાડાના વાદળાંમાં જગતની બધી જડ વસ્તુઓને એ ઢાંકી દે છે. ઓરડીનું અજવાળુ ને અંધારું બંનેમાં એ વધારો કરે છે; ને એની સીમાઓ ને ખુણાઓને આવરી લઇ એને આકારહીન કરી નાખે છે. ઉદ્વેજીત મનુષ્યહૃદયને કોઇ અપ્રાપ્ય શાંતિ એ આણી આપે છે; ને સર્વેને એક સરખી રીતે દિવ્ય સ્વપ્ન પ્રદેશમાં ઉડતા કરી દે છે.

આજે સાંજે કંઇક લખવાનો મેં પહેલાં વિચાર કર્યો હતો; અને છતાં અત્યારે કંઇજ કરવું નથી એવું બંડ ચાલતું હતું. ટુંકામાં કહું તો, લખવાનો વિચાર હોવા છતાં જેમ ઘણી વખત આ સમયે શાહીનો ખડીઓ છલો-છલ ભરેલો રહેતો, કાગળો સફેદ, એક પણ

---

* પીઅર લુઇની 'The New Pleasure' નામની વાર્તા ઉપરથી.

ડાઘ વગરના રહેતા, રકાબી સુનેરી સીગારેટનાં ઠુંઠા અને રાખથી ભરાઇ જતી, લેખમાં લખવાના વિચારો એમ ને એમ નિદ્રાવશ થઇ જતા, અને દીવો પણ સળગતો નહીં તેમ આજે પણ થયું.

*ઘંટડી વાગતાં* એકાએક હું મારા જાગ્રત સ્વપ્નામાંથી ઝબકી ઉઠ્યો. માથું ખંજવાળી, આંખો ઉંચી ચઢાવી, મેં ઘણીએ વિચાર કર્યો કે કોઇને આજે મળવાનું હતું, પણ કૈં યાદ આવ્યું નહીં, એટલામાં બીજી વાર ઘંટડી થઇ. હું થાકી બારણા પાસે ગયો, ને તેનો આગળો ખસેડયો.

બારણું ઉઘાડતાંજ એક સ્ત્રીને ત્યાં ઉભેલી જોઇ. આખા શરીર પર એક બારીક વસ્ત્ર તેણે પહેર્યું હતુ. તે રૂપ રૂપનો અંબાર હતી. મોરના જેવી ઉંચી ડોક ને ખભા પર તેના કાળા, સુંવાળા ચળકતા વાળ છુટા વીખરાઇરહ્યા હતા; ને એ વાળમાંથી એની મોટી કાળી કામણ કરતી આંખો ચમકારા મારી રહી હતી. મોં ઉપર લાલાસ હતી, અને એની રેખાએ રેખામાં ને ત્યાંથી પ્રસરતા કિરણે કિરણોમાં રસિકતાના ભંડાર ભર્યા હતા.

જરાક માથું નમાવી, હોઠ પર વીજળીના ચમકારા જેવુ સ્મિત ફરકાવી, તેણે કહ્યુઃ "હું અંદર આવું ?"

છેક અજાણી સ્ત્રીને, આમ રાત્રિના આ સમયે આવી, બારણું ઉઘડાવી, અંદર આવવાની રજા માંગતી જોઈ હું ચમકયો.

એ સુંદરીને કેમ સંબોધવી તે તરત ન સુઝતાં તેને ઓરડીમાં લઇ જતા જતાં, બીતાં બીતાં, કૈંપણ સંબોધન વાપર્યા વગર મેં કહ્યું: "મને માફ કરશો ! હું તમને ઓળખું તો છું, પણ કોણ જાણે કેમ સ્મૃતિભ્રમ થવાથી તમારું નામ ભુલી ગયો છું. તમારું નામ ચપલા કે તરલા ?"

તેણે પરવશ બનાવતું મધુર સ્મિત કર્યું; ને જવાબ ન આપતાં, માત્ર વસ્ત્રનો ખસી ગએલો છેડો ઠીક કર્યો.

આ અસંત બારીક વસ્ત્ર વાદળી રંગનું હતું. તેમાંથી દીવાના પ્રકાશમાં એના આખાએ અંગનું અર્ધું પણ ન ઢંકાતું લાવણ્ય દૃષ્ટિગોચર થતું હતું. તસતસતી કાંચળીમાં બળથી પુરી રાખેલું તેનું ઉભરાતું ઉછળતું યૌવન ગુંગળાઇ બહાર નીકળવાને પ્રયત્ન કરી રહ્યુ હતું. સોનાની બંગડીઓ ને કડામાં જડેલા હીરાનું તેજ તેના કમળનાળ જેવા ખુલ્લા હાથ પર ચંદ્રિકા સમું વીંટળાઈ રહ્યું હતું. અને માખણ જેવી સુંવાળી ને ગુલાબની કળી જેવી સુંદર તેની ડોકને ઝાકળનાં બિંદુઓ જેવાં મોતીની બેસેરની માળા શોભાવી રહી હતી.

"સ્વપ્નપ્રદેશમા કે જ્યાંનાં સ્વપ્નાઓ સાચાં લાગે છે એવા કોઇ મનના અન્ય પ્રદેશમાં મને તમે જોઇ હશે, તેથી તમને મારી ઓળખાણ સાંભરતી હશે. હું ચપલા–મેઘરાજની પુત્રી આજથી બે હજાર વર્ષ પહેલાં કવિરાજ કાલિદાસને સંગીતથી રીઝાવી મહા મહેનતે તેમની પ્રિયતમા થઇ. પછી તો એજ ઇશ્વરદત્ત મારી સંગીત શક્તિએ સ્વર્ગમાં દેવોને પણ મુગ્ધ કર્યા. ઇન્દ્રના દરબારમાં મારી એક દિવસની ગેરહાજરી ન ચાલે. જે પૃથ્વી પર જન્મ લઇ મને એ સંગીતની સિદ્ધિ સાંપડી હતી, જ્યાં સુખ ને દુઃખ, અજવાળાં ને અધારાં, શાંતિ ને ઉન્માદ વગેરેની અનેક વિવિધતા ભાળેલી તેજ મારી વહાલી પૃથ્વીની આર્યભૂમિ પર એક વખત ફરી આવવાને હું ઘણી વખત તલસતી; પણ રજા મળે ત્યારે અવાયને. જેમ તેમ દેવોને મનાવી,

ફરી અત્રે થોડા દિવસ ફરવાની મારી લાંબા સમયની તીવ્ર આકાંક્ષા સફળ કરી શકી; ને આ રમ્ય સ્થળ જોઇ પ્રથમ તમારે ઘેરજ આવી છું."

હું બોલી ઉઠ્યો:

"ઓ ભૂતકાલના બાળક! તને આ દુનીઆ કેટલી બધી ફરી ગએલી દેખાશે?"

"હા, અને ના. હાલના તમારાં બધાં ઘરોમાં અજવાળાનું નામ નથી, કપડાંના ચાટપેડાળ થઇ ગયા છે; અને આકાશ ગમગીની ભર્યું ઝાંખુ દેખાય છે. આવી ઋતુમાં તમે કેવાં રંગ વગરનાં કપડાં પહેરો છો? મને એકંદરે આ તમારું જીવન મૂર્ખતા-ભર્યું લાગે છે, ને તે જુના યુગ કરતાં આ યુગના માનવો ઘણાજ થોડા સુખી દેખાય છે. પણ આ સર્વથી વધારે આશ્ચર્ય તો મને એ ઉપજે છે કે અમારા વખતમાં જે જુની વસ્તુઓ હતી તે હજુ તેના તેજ રૂપમાં તમારી પાસેં રહી છે. શુ આ બે હજાર વર્ષના ગાળામાં તમે કંઇજ નવું પેદા નથી કર્યું? ઘરમાં, રસ્તામાં ને આકાશમાં હું જોઉં છું તેટલુંજ બસ? કોઇ અન્ય નવી વસ્તુ તમે શોધીજ ન શક્યા? જો એમજ હોય તો કેટલું શોચનીય!"

હું જવાબમાં માત્ર ચકિત થઇ ઉભો રહ્યો.

તે હસી, ને મોતી સમા સફેદ સ્વચ્છ



હું અંદર આવું?

દાંતની હારના દર્શન કરાવતા તેના અમૃત ઝરતા રાતા હોઠ જાણે જાદુ કરતા હોય તેમ ખુલ્યા, ને તે બોલી: "અમે સુતરનાં, ઉનનાં કે રેશમી વસ્ત્રો પહેરતાં હતાં. અહીં આવતાં મને વિચાર આવ્યો હતો કે એ જુનાં પુરાણાં વસ્ત્રોનો હવે તો પૃથ્વીના

લોકોને ખ્યાલ પણ ન આવતો હશે. મેં તો ધાર્યું હતું કે મનુષ્યોએ રેશમ કે સૂર્યકિરણથી પણ વધારે ચળકતાં, ગુલાબની પાંદડીઓ કે કુમારીની સુકુમાર સુંવાળી ચામડીથી પણ અધિક કુમાશવાળા, ને વધારે આહ્લાદક સ્પર્શ સુખ આપે એવાં તંતુઓ વસ્ત્રો વણવા માટે શોધી કાઢ્યાં હશે. પણ તમે તો હજુ તેજ સુતર, ઉન કે રેશમનાં કપડાં પહેરો છો. સુનેરી જરીના તારથી ગુંથેલી મારી મોજડીઓ જુઓ. તમારી સ્ત્રીઓએ કોઇ દિવસ આવી પહેરી છે? આ જમાનાનાં હીરામોતીની બાબતમાં પણ એમજ. આ તમારું બધુંજ જુનું, અને વળી બેડોળ મને તો લાગે છે."

"ચપલા!" આખરે મે કહ્યુ: "આ બધી બાહ્ય અલંકારની વસ્તુઓને તમે જોઇએ તે કરતાં વધારે મહત્વ આપો છો. ઇશ્વરે નારીને જેટલી સુંદર ઘડી છે તેનાથી વધારે સુંદર તે કોઇ પણ બાહ્ય ઉપચાર કે આભારણથી થઇ શકતી નથી."

તે ક્ષણભર મારી સામે જોઇ રહી ને બોલી. "તમને ખાત્રી છે કે અસલની સ્ત્રીના રૂપ કરતાં હાલની સ્ત્રીના રૂપમાં પણ ફેર નથી પડયો?"

આ બોલતાંજ તેણે અલંકારો ને આભરણો દૂર કર્યાં. તે નખશીખ કોઇ દેવી કે મહામાયાની પ્રત્યક્ષ મૂર્તિ સમી ભવ્ય ને મોહક થઇ રહી પાસે પડેલી આરામ ખુરશી પર તે તેમજ પડી ને પાછી બોલી: "ફુલોમાં જેટલી પૂર્ણતા તમે આણી છે તેટલી પૂર્ણતા તમે નારીમાં કેમ નથી આણતા?" તેના શબ્દો વધારે કોમળ થયા ને સ્વપ્ન પ્રદેશમાંથી આવતા હોય તેમ ધીરાધીરા નીકળવા લાગ્યા: "હાય પૃથ્વીના બાલ્યકાળનો ને ઉગતા સુખનો ને આનંદનો સમય!.........મારી આ બે હજાર વર્ષની ગેરહાજરીમાં તમે કે તદ્દન નવીજ લહેજ્જત શોધી કાઢી! કયું નવુ સુખ પ્રાપ્ત કર્યું! જો હોય, તો મને બતાવો. તે લહેજ્જતનો લહાવો મને પણ આપો."

"આ શોધ કરવા ઘણો સમય જોઇએ, ચપલા!" મેં કહ્યું.

તે મશ્કરી કરતી હોય તેમ હસી: "તમારી કળા, સાહિત્ય ને જ્ઞાન બધુંએ તમે અમાર સમયના લોકો પાસેથી મેળવેલું છે. તમારું તત્વજ્ઞાન ઉપનિષદમાં મળે છે, તમારું સાહિત્ય ભાસ ને કાલિદાસ જેવાઓની કૃતિઓમાંથી જન્મ પામ્યું છે. અરે અમેરીકાની શોધ સુદ્ધાં આ જમાનાની નથી. પૃથ્વી ગોળ છે ને નીચે પાતાળ લોક છે એમ અમે જાણતાં હતાં; ને ભીમ તો ત્યાંની નાગકન્યાને પરણ્યો પણ હતો. હાય! આજ સુધીમાં તમે એકપણ નવું સુખ શોધી કાઢ્યું હોત!—વધારે નહીં, માત્ર એકજ!"

મે નીસાસો મુકયો જેમ તેના સૌંદર્યના અનિવાર્ય આકર્ષણને હું જીતી શકયો ન હતો, તેમજ તેના આ વાદને જીતવાને પણ હું સમર્થ ન હતો. માત્ર મેં ધીરેથી કહ્યુ "તમે સીગરેટ પીશો? હુ નથી ધારતો કે કાલિદાસે એ પીતાં તમને શીખવી હશે"

"ના," ચપળાએ જવાબ આપ્યો; પણ તમે મને એ તદ્દન નવીજ લહેજતના લહાવા તરીકે આપવા માંગો છો?"

તેણે સીગારેટ લેવા હા પાડી, ને મેં તેને એક સળગાવી આપી, ને તે કેવી રીતે પીતાં ખુબ લહેજ્જત મળે છે તે બતાવ્યું. થોડો વખત બન્ને મુગાં રહ્યાં. તેના એક હાથમાં સીગારેટનુ બાકસ હતું, ને વિચિત્ર, કોઇ દિવસ ન અનુભવેલા એવા આનંદમા ગરક થતી હોય એવી તે દેખાઇ. બીજી સીગારેટ સળગી ને તે પણ ખલાસ થઇ, ને પછી ત્રીજી સળગી. આખરે બે હજાર વર્ષ પહેલાની સુંદરીને ગત જમાનાથી તદ્દનજ કોઇ નવીન લહેજ્જત મળી ખરી.

---

# કવિ ખબરદારને

લેખક :
રા. લલિત,
સભ્ય, સાહિત્ય સંસદ.

૧

મુંબાઇમાં કુલવસંત મહોત્સવે તો
આવ્યો ભલે ખબરદાર કવિ સખા ! હો !
આ સાગરે ઉડતી જો ! રસછોળ કેવી !
મદ્રાસમાં પણ હજો રસખોળ તેવી !

૨

તારી ય કાવ્યકૃતિમાં કલિકા ઝીલી જ્યાં—
મેં પ્રેમની તુજ વસંત દીઠી ખીલી ત્યાંઃ
તું ગુર્જરી રસિક બુલબુલ રમ્ય ગાતું—
ત્યાં તો સદાય લયલીન ઝુકી જવાતું !

૩

તારાં સખે ! નયનનાં-મુખનાં ફુલે તો—
હૈયાની એ લલિત લક્ષ્મી હસી ઝુને હો !
એ હાસ્યથી સરલ નિર્મલ તું સુહાજેઃ
ને દેશને અભય સંગીત રોજ પાજે !

૪

મેં યે ધર્યાં સફલ લાલન લાડિલીનાંઃ
તેથી સુહાઉં પરિતૃપ્તિ બળે સતીનાં !
પુણ્યાશ પલ્લવ ઝુલેજ અશોક માલુંઃ
જે આરપાર જીવને પ્રભુને મ્હાલું !

૫

વહાલા સખે ! પ્રણયનાં રમણે ઘુમું છું
ને દેશમાં ઉરરસામૃત ઝીલવું છુંઃ
તું પ્રેમનો રસકવિ મુજને સહાજે
ને કાવ્યની કુલીનતા પ્રભુતા લહાજે !

# મેઘદૂત

અનુવાદકઃ

રા. મનહરરામ હરિહરરામ મહેતા,
મંત્રી, સાહિત્ય સંસદ

---

સ્વામી ક્રોધે વિયોગી હું ભાઇ ! અને વિશ્રામ તુ
બળતા ઝળતાનો મુજ સંદેશ પ્રિયાને પહોંચાડ તું.
પણે ઉત્તરમાં અમ ઇશ કુબેરનું ધામ છે;
તુ જજે એ અલૌકિક સ્થાન અલકાપુરી નામ છે;
બહાર વસતા ત્યાં હરના લલાટની ચંદ્રિકા છાય છે;
તેથી ભવ્ય ભવન ત્યાં નીત ધવલ ધોળાય છે.

તને પવન પલાણેલ જોઇ પિયુ સંભારતી
પ્યારી પથિકની ઉંચકી કેશ ધીરજ મન ધારતી.
તું આવે ને ઉવેખે નાર વિવશ જે વિયોગથી
એવો અન્ય તે મારા સમાન પરાધીન કો નથી.

મંદમંદ પવનની લહેર અનુકૂળ આવશે;
ડાબે મધુરાં ગીત સગર્વ.ચાતક લલકારશે;
પેલી નયન સુભગ એ ભાઇ ! ઓધાનની આશમાં
બગલી સેવશે બાંધી હાર તને આકાશમાં.

છત્રી પુષ્પ ઉગાડીને રમ્ય ધરા ફળતી કરે,
તારા શ્રવણ.સુભગ સુણી ઘેર્યમાન સરોવરે;
ધાતા ભાથામાં લઇને સાથ કમળનાં કિસલાં
કરશે કૈલાસ સુધી સંગ ગગનમાં હંસલા.

કટિ મેખળા રઘુવર ચરણુથી જેની પવિત્ર છે
ભેટી લેજે ગિરિના વિહાય એ તારો મિત્ર છે;
લાબે કાળે ચોમાસા માહ્ય મિલન તમ થાય છે,
ઉનાં આંસુએ તું પરનો સ્નેહ એનો ઉભરાય છે.

    કહું તારે જવાનો માર્ગ પ્રથમ આ સ્થાનથી;
    પછી કહું તને મુજ સંદેશ શ્રવણુ કર ધ્યાનથી.
    લાગતાં શ્રમ લેજે વિરામ ધરી પગ પર્વતે,
    પીજે ઝરણુાંનાં હલકાં નીર શરીર સુક્ષ્મ જતે.

જજે ઉતરે પેલા સરસ નિચુલના સ્થાનથી,
બચનો માર્ગે દિગ્ગજની પ્રચંડ સૂંઢના પ્રહારથી;
હરી જાય પવન ગિરિશૃંગ ભોળી એવું ધારતી
જોશે ચકિત તે સિદ્ધોની નાર ઉંચે ઉત્સાહથી

    જાણે મેળવ્યો રુચિકર મેળ વિવિધ રત્ન રંગનો
    એવો ચઢશે ને તારી સમક્ષ આપ મહેંદ્રનો
    તેથી દીપશે શ્યામલ તવ દેહ અધિક કાંતિ ભર્યો,
    મોરપીચ્છ ધરી ગોપવેશ વિષ્ણુએ શુ ધર્યો

મહેકતાં ક્ષેત્ર ફરતા હળ ત્યાં, તે ઉપર ચઢી,
ઉડજે સત્વર ઉત્તર માંહ્ય સહજ પાછો પડી
એનીનું ફળ તારે હાથ એવું મન માનતી
ભોળી ભામિની ભ્રૂના વિલાસ કશાયે ન જાણુતી
માલ દેશની સર્જન નાર તને જ્યારે ભાળશે
પોતે પ્રેમથી ભીની મીટ તુ ઉપર માંડશે.

# ઉડ્યું

લેખક:
બહેન જ્યોત્સ્ના
શુક્લ

અદૃશ્ય દૃષ્ટિ પથથી હતું જે,
પૃથ્વી પરેથી દૂર ખેંચતું જે;
વાણી વડે વર્ણી ન જે શકાતું,
નિશ્ચિત કોઇ ન સ્વરૂપ જેનું.

કારમા સૃષ્ટિના પંથે રમ્ય જ્યોતિ પ્રસારતું,
જ્વાલામુખી સમા ઉર શાંતિનાં જળ સીંચતુ.

તુટેલ તંતુ ફરી સાંધનારું,
આછાં ગીતોમાં સુર પુરનારું;
જુદા જગે સત્યવતું મધુરું,
માન્યું સદા જીવનથીય પ્યારું.

કાળના પટ ચીરીને, જીવ, જન્મ ભુલાવતુ,
પૂર્વ સ્મૃતિ તણું મીઠું સ્વપ્નું એ સુખદા હતુ.

ધીરું ધીરું વાયુ લહરીસમુ એ,
આવી હસાવી ભ્રમથી ભુલાવે;
સ્વચ્છંદ સૃષ્ટિ મહીં ખેલનારું,
ઉડ્યુ—ગયું એ સુખ સ્વપ્ન મારું.



# કૈંક નવું

સંપાદક
રા. નાગરદાસ ઇ. પટેલ

## પૃથ્વીની ઉત્પતિ

સૂર્ય એક બળતો ગોળો છે અને તેમા અપાર ગરમી છે એના દ્રવ્યમાથી થોડા થોડા વખતે કેટલુ ક દ્રવ્ય આકાશમા પડતુ ગયુ અને તેમાથી અનેક ગ્રહો અને ઉપગ્રહો પેદા થયા. એ રીતે પૃથ્વીનુ દ્રવ્ય પણ સૂર્યમાથી આવેલુ હોઇ હજારો વર્ષના ભ્રમણ પછી કાળે કરીને ઠંડુ પડતુ ગયુ અને બહારની ઠંડીને અંદરની ગરમીને લીધે એના પૃષ્ટ ભાગમા અનેક પ્રકારના ઉંચા નીચા પ્રદેશ રચાયા

હજીએ પુરતી ઠંડી નથી પડી એના પેટાળમા ઘણી ગરમી છે અને એ ગરમીના યોગે ધરતીકંપ થાય છે અને જ્વાળામુખીઓ ફાટી નીકળે છે

## શું લહેરથી વાંચે છે !

તમને તરતા આવડે છે?

આવડતુ તો હોય ને આની મઝા માણવી હોય તો એક વખત મૃત સમુદ્રની મુલાકાત લો.

એનુ પાણી એટલુ તો જાડુ-ઘાટુ અને ખારુ ખારુ અગર છે કે એમા ભાગ્યેજ તમને તરતા ફાવે! તમે પાણી કાપવા જતા ઉપરજ તરી આવો અને હાથ મારો તો તરતજ હાથ દુખી જાય એટલે એવી મહેનત લેવા કરતા ઠંડે કલેજે આમ પડ્યા પડ્યા સુઇ રહીને વાચજો સમજ્યાને!

અને તમે પાણીમાથી બહાર નીકળશો એટલે શરીર પર જાણે પાવડર લગાડ્યો હોય તેમ મીઠાના થર બાઝશે

## ઉડતાં જનાવર

કેટલાક જનાવરો ઉડે છે એમ જ્યારે આપણે સાંભળીએ છીએ ત્યારે આપણી અક્કલ કહ્યું નથી કરતી જનાવર જો ઉડતા હોય તો તેમને પક્ષી કેમ ન કહેવાય ? પણ વાસ્તવિક રીતે તે જનાવર જ છે પક્ષી નથી એવા જનાવરોમા દેડકો, ખીસકોલી, સાપ, માછલી વગેરે આવી શકે છે

ચોથા ચિત્રમા ઉડતા સાપનુ ચિત્ર છે, એ સાપ બોર્નીઓમા થાય છે અને આ પ્રમાણે ઉડતી વખતે આખુ શરીર એકદમ સીધુ રાખે છે એનુ શરીર સાધારણ રીતે ગોળ હોય છે પણ આમ ઉડતી વખતે એની નીચેની ચામડી મ કોચી નાખે છે અને આંકડાના જેવા આકારનું આખુ શરીર કરી દે છે

ઉડતી માછલી અને ઉડતા દેડકાના દેખાવ




ઉડતા જનાવર

ઉડતી ખીસકોલી આફ્રીકા અને અમેરીકામા થાય છે અને તે એક ઝાડ પરથી બીજા ઝાડ પર ઉડે છે પહેલા ચિત્રમા અમેરીકાની ને ત્રીજામા આફ્રીકાની એવી ખીસકોલી બતાવી છે ઉડતી વખતે એના અને રાંગની બાજુની ચામડીની ગતિ અને સ્થિતિ બીજા ચિત્રમા બતાવી છે

પણ આ સાથે પાંચમા ને છઠ્ઠા ચિત્રમા આપ્યા છે

## જમાના જુનાં જનાવરો

હજારો વર્ષ ઉપર—પાંચ સાત હજાર વર્ષ ઉપર દુનીઆમા કઈ જાતના જનાવરો હતા ના તેની કલ્પના પત્નિમના વિદ્વાન શાસ્ત્રીઓએ

અનેક પુરાવા અને શોધ ખોળને આધારે કરી છે. અને તેનાં બની શકે તેટલાં પ્રમાણો આપ્યા છે:

સર કૉનન ડૉઇલ નામના ડીટેકટીવ નવલ-કથાઓ જે શેરલોક હોમ્સની કથાઓને નામે પ્રખ્યાત છે તે લખવાથી 'સર' નો ઇલકાબ મેળવનાર ગૃહસ્થે 'જુની દુનીઆ' નામે પુસ્તક લખ્યું છે તેમા વાર્તાના રૂપમાં આવા જનાવરો અને પક્ષીઓનો પરિચય આપ્યો છે. થોડા વખત પરજ મુમ્બાઈમા એ પુસ્તક પરથી તૈયાર કરવામા આવેની સીનેમાની ફીલ્મ રોયલ ઓપેરા હાઉસમા બતાવવામા આવી હતી તેમા લાખો રૂપીઆને ખર્ચે આ બધા જનાવરોના જીવંત સ્વરૂપો પડદા પર બનાવ્યા હતા.

એનુ પહેલું ચિત્ર વનસ્પતિ આહારી કાગારુ જેવા પાછલા પગે ચાલનાર 'ઇગ્યુ નૅાડન' નામના પ્રાણીનું છે. એ એટલુ તો મોટું હતું કે આપણો હાલનો હાથી તો એના આગળ નાના વાછરડા જેવોજ લાગે. પાછલા બે પગ અને પુછડા ઉપરજ ભાર રાખીને ટટાર ઉભું રહેતું.

બીજુ ચિત્ર 'એલોસ્યુરસ' નામના એક



ઉડતા જનાવર

માંસાહારી જનાવરનુ છે અને તે પોતે મારી નાખેલા એક એવાજ મોટા પશુનો ભક્ષ કરતુ બતાવ્યુ છે.

'સ્ટેગોસોર' નામના રાક્ષસી જીવને 'સૅગયોરસૅાર' નામનો શીકારી રાક્ષસ મારતો હોય એવો ત્રીજા ચિત્રમા દેખાડેલ છે 'સ્ટેગો સોર' નો દેખાવ ભયકર અને શરીર મોટુ છે છતા પણ તેનામા એટલુ બળ નહી હોવાથી એનાથી નાના પણ ભયકર પ્રાણીનુ એ ભક્ષ બને છે.

ચોથુ ચિત્ર એ જમાનાના એક મહા મોટા પક્ષીનુ છે. એની પાંખ નહી નહીં તોએ ચાલીસ ફુટ લાંબી હશે!

પાચમુ ચિત્ર એ વખતના ભયકર જળ સર્પનુ છે અને તે તેમની ભયંકરતાનો ખ્યાલ આપે છે.

## દરીઆમાં ધરતીકંપ.

જમીન પરના ધરતીકંપની વાત આપણે સાંભળીએ છીએ પણ દરીઆના ધરતીકંપથી સાવ અજાણ છીએ એ ઉપરથી એમ ન કહી શકાય કે ત્યાં ધરતીકંપ નથી થતા.

દરીઆમાં પણ ભયંકર ધરતીકંપ થાય છે



જમાના જુનાં જનાવરઃ ઈગ્યુનોડન.

અને અનેક જીવોની હાનિ થાય છે. વખતે કોઇ આગબોટ એના સપાટામા આવી જાય તો તેના પણ કુચ્ચે કુચ્ચા ઉડી જાય છે


જમાન જુના જનાવર એલોરયુરસ

આ સાથેના ચિત્રમા 'રીઓ ડી જેનેરો' આગળ થએલા એના ધરતીકપનો ઉચુ ઉછળ્યુ છે એનાથી દૂર દેખાય છે. એમા પાણી પર્વત જેટલુ 'સ્યુગર લોફ પર્વત' નુ શિખર જણાય છે તેની સાથે સરખાવી શકાય એવી રીતે એનો આ ફોટો લેવામા આવ્યો છે.


જમાના જુનાં જનાર સ્ટેગોસોર.

કોઇ કોઇ વખત આવા ધરતીકપને પરિણામે ભરદરીઆમા નવા નવા ટાપુઓ પેદા થાય છે

## આ મામો સામો મળે તો !

ભર જંગલમા આ મામો સામો મળે તો ? એનો એકજ ડંશ સ્વર્ગનો માર્ગ, બતાવવાને પુરતો છે.

એના આગલા બે મોટા દાંત ભયંકર ઝેરી છે. અને તેના મુળમાં ઝેરના કોથળી છે.

## બરફનો પહાડ.

માણસે મોટામા મોટી કોઇ ચીજ બનાવી હોય તો તે પીરામીડ છે અને તેનું વજન વધારેમાં વધારે સાઠ લાખ ટન છે.



જમના જુનાં જનાવર

દરીઆમાં તરતા બરફના પહાડ એના કરતા સેંકડો ઘણા મોટા હોય છે અને તેનું વજન પણ એટલુંજ ભરે હોય છે. આ સાથે એવા એક બરફના પહાડનું ચિત્ર છે. એનુ વજન બે અબજ ટન એટલે મોટામાં મોટા પીરામીડ કરતા ત્રણસો ત્રીસ ગણું છે.

ઉત્તર મહાસાગર અને તેની નજીકના પ્રદેશમાં હજારો માઇલ સુધી પુષ્કળ બરફ પડેલું રહે છે અને બરફના પડ ને પડ વરસો સુધી ચઢ્યા કરે છે. એવાં પડ વધુ ચઢવાથી નીચેનો બરફ પાકો થઇ જાય છે અને તેનો રંગ આછો વાદળી જેવો હોય છે. કેટલીક જગ્યાએ એવા બરફમાં ફાટ પડવાથી ત્યાં પવન ભરાઇને અને બીજાં એવાં કારણોથી એ તણાય છે અને સમુદ્રમાં અંદરના વહેણને લીધે આગળ વધે છે. દરીઆની સપાટી કરતા અંદરની બાજુ મોટાં વહેણ હોય છે અને આ તરફથી તે તરફ મોટી નદીઓની માફક એ વહેણ સદાએ વહેતા રહે છે.

બરફનો એક નિયમ છે કે તે પાણીમા તરે છે ખરો પણ તેનો એક અષ્ટમાશ-આઠમો ભાગજ પાણીની સપાટી પર દેખાય છે. જ્યારે તેના સાત ભાગ પાણીમા ડુબેલાજ રહે છે એટલે આવા પર્વતો બહાર થોડા દેખાય છે પણ અંદર એના કરતાં સાત ગણા ઉંડા હોય છે. જોડેના ચિત્રમા પર્વત આપણા પાવાગઢ જેટલો ઉંચો બહાર દેખાય છે જ્યારે એથી સાતગણો પાણીમા છે. એ પાણીમા વધુ હોવાથી દરીઆના વહેણમા તણાય છે અને ધીરેધીરે તે મહાસાગરમા પડે છે. એવા પર્વતો અદ્યાપિ ગળતા રહે છે અને વર્ષો પછી પુરા પીગળી રહેશે કહે છે કે એને પીગળતાં સહેજે સો વર્ષ લાગે છે.

મોટી મોટી સ્ટીમરો અને વહાણો ને સાવચેતીના ઉપાય લે છે
સાઇક્લોનની માફક ભયંકર નુકસાન કરે છે એવા પહાડના અનેક વિચિત્ર દેખાવ પણ
એના સપાટામા આવેલુ વહાણુ કે આગબોટ ભાગ્યેજ છટકી શકે છે અને દરીઆ માર્ગને એ ઘણો ભયંકર બનાવી મુકે છે 'ટીટેનીક' નામની એક ઘણી મોટી આગબોટ પહેલીજ તકે એના સપાટામા ડુબી ગઇ હતી પણ એની હયાતી જરૂરની છે એમ કેટલાક વિદ્વાનોનુ ક્હેવુ છે. એને લીધે દરીઆના પાણીમા અનેક ફેરફારો થાય છે બરફ જ્યારે પીગળે છે ત્યારે ખારુ પાણી ઠંડુ કરે છે અને પોતાનુ મીઠુ પાણી તેના ઉપર પાથરે છે એ તદ્દન મીઠા પાણીનો બોજો હોવાથી એનુ પાણી પાતળુ હોવાથી તેલની માફક દરીઆના જાડા પાણીની સપાટી પર તરે છે અને સૂર્યનો તાપ એનીપર દરીઆના પાણી કરતા વધુ લાગતો હોવાથી ઉપરનુ એ પાણી વધુ ગરમ રાખે છે નવી શોધ પ્રમાણે એવો બરફનો પહાડ નજીક હોય તો પાણીની ગરમી વધેલી લાગે છે અને તે જોતાજ આગબોટનો કૅપ્ટન



આ મામો ક્યાંસ મળે તો ?

હોય છે ચિત્રમા એના બરફની કમનસીબી એક પહાડ ત્રીજામા બતાવ્યો છે +

+ ઇમેજ ઉપરથી.

पगनी स्व. पत्निश्रीना स्मरणार्थे
श्री फार्बस गुजराती सभाने
શ્રીયુત દાહ્યાભાઇ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.



# બે ખરાબ જણ

( પ્રતિષ્ઠા અને ગાંભીર્યના ઇજારદારોને નહીં
વાંચવા લાયક એક નાટક )


લેખક :
રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી
પ્રમુખ, સાહિત્ય સંસદ.

ચિત્રકાર :
રા. ગોરક્ષકર


## પાત્રો—જેમ આવતાં જાય છે તેમ

ખીમજીકાકા..................રામદાસ ડગલીવાળાનો કાકો.
જેક............................રામદાસનો અંગ્રેજી નોકર.
શેઠ રામદાસ ડગલીવાળા...વીલાયતથી તાજા પાછા ફરેલા એક જુવાન કરોડાધિપતિ.
મોહન ધી મેડીકો............એક નવો ડાકટર.
પરશોત્તમદાસ પોપડા........એક પ્રખ્યાત સોલીસીટર.
લેખાબાઇ.......................પરશોત્તમદાસનાં સ્ત્રી
રંભા..............................તેમની છોકરી.

સ્થલ—મુંબાઇ

—o—

## અંક પહેલો

### પ્રવેશ ૧

[ રામદાસ શેઠના નેપીઅન્સી રોડના બંગલાનું સુંદર ફર્નીચર અને નાગાં પુતળાંથી શોભતું ભોંયતળીયું.

ખીમજીકાકા હાથમા ગોટો લઇ દાખલ થાય છે, ચારે તરફ ગર્વથી જુએ છે, હસે છે, અને ખુટ પર પડેલી ધુળ દુપટ્ટાથી ખંખેરે છે. જેક ડ્રેસ સુટ પહેરી દાખલ થાય છે ]

ખીમજી

(નીચા વળી સલામ કરીને ) સાહેબજી ! ( ધુળવાળા દુપટ્ટાથી મોઢું લુછે છે. સ્વગત )

મારો દીકરો ભલ ભલા સાહેબને ગજવામા લઇ ફરે છે.

જેક

( બીજાજમા ) તુમ કોન હે ?

ખીમજી

( ફરીથી સલામ કરીને ગોટો ધરે છે ) સાહેબજી !

જેક

( ગોટો લેઇ) થે કયું! માલી લોગ (ગજવામાથી બે આના કાઢી આપે છે. )

ખીમજી

( ચકિત થઇ જોઇ રહેતા ) આ શું ?

જેક

( બીજાજમા ) બકસીસ માય બોય !

[રામદાસ દાદર પરથી ઉતરતો દેખાય છે. રામદાસ જુવાન, રુપાળો, ઉંચો, ચળકતા વાળ, સુરેખ સીટકના કપડા ને ચકેત બુટ પહેરેલો યુવક છે ]

રામદાસ

( ખડખડ હસીને ) જેક, કયા કરતા હય ?

જેક

Nothing Sir ! this is a clever gardner, Sir ! brought this boquet Sir ! (કૈં નહી સાહેબ! સારો માળીછે સાહેબ! આ ગોટો લાવ્યો છે, સાહેબ !)

રામદાસ

( તોરમા ) What ! he is my uncle, Jack! ( શું! તે તો મારા કાકા છે !)

જેક

( નીચો નમીને ) Very sorry Sir ! made a mistake Sir ! Looked very much like one, Sir ! ( ઘણો દીલગીર છુ સાહેબ! ભુલ કરી સાહેબ ! માલી જેવા લાગતા હતા, સાહેબ.) [ જાય છે ]

ખીમજી

ભાઇ ! આ માણસ બહુ સારું છે.

રામદાસ

કાકા ! તમને નોકર જોડે વર્તતાં નથી આવડતુ. ચાલો બેસો, ( ખુરશીપર બેસી પગ લબા કી સીગાર ચેતાવે છે) ખીમજી કાકા ! તમારા મુબાઇમા ધુળ બહુ છે.

ખીમજી

ભાઇ ! શું કરીએ ? અહીંની સુધરાઇ બહુ ખરાબ છે. પણ ભાઇ ( હાથ ચોળી ) કેમ બધુ ઠીક લાગે છે ને ?

રામદાસ

(પગ પર પગ ચઢાવી) જરાએ નહીં.

ખીમજી

( ચિંતાતુર ) શું કહો છો ? તમારા પૈસા બધા બરોબર રોકયા છે.

રામદાસ

તે કૈં ખવાય ?

ખીમજી

આ સારામા સારું ઘર—

રામદાસ

તેને શુ બગલમા મારી લઇ જાઉં ?

ખીમજી

મારામા સારી ગાડી—રોલ્સ ! મારા ભાઇ !

રામદાસ

(ખભા ચઢાવી) તેની જોડે કૈં રહેવાય ?

ખીમજી

( ગભરાઇને ) પણ ત્યારે—

રામદાસ

મે તમને લંડનથી તાર કર્યો હતો કે બધું ફક્કડમા ફક્કડ તૈયાર રાખજો.

ખીમજી

( કરગરીને ) બધું ફક્કડમાં ફક્કડજ છે. શુ બાકી છે ?

શામદાસ

( ડાકોરીયું કરી ) બૈરી વગર મારો પૈસો કેમ શોભે ? ફક્કડ બૈરી વગર ફક્કડ ઘર કહેવાય ? (નિશ્ચયથી) મારે તરત ને તરત મારું ઘર શોભાવે એવી મુબાઇમાથી સરસમા સરસ સ્ત્રી જોઇએ.

ખીંમજી

( સમજાવતા ) પણ ભાઇ ! એમ બૈરી કેમ લવાય ?

શામદાસ

(શેખીથી) એમ કહો છો કે મને-મુંબાઈના પૈસાદારના પૈસાદારને સરસમા સરસ સ્ત્રી નહીં મળે ? ઠીક તમે કોઇ ધ્યાનમાં રાખી છે કે ?

ખીમજી

( બીતાં ) ભાઇ ? આપણી જાતની ચાલી શકે !

શામદાસ

પૈસાદાર પોતાની નાતની બહાર કોઈ દહાડો પરણ્યો સાભળ્યો છે ?

ખીમજી

અંહ ! ત્યારે તો જોઇએ તેટલી તૈયાર છે.

[ મોહનલાલ-મોહન મેડીકો -આવે છે. તેણે ચેકના કોટ પાટલુન અને માથે જુની સાહેબની ટોપી પહેરી છે. એના ગજવામાથી



નેટ: (મીઆજમા) બક્સીસ માય બોય !

સ્ટેથોસ્કોપ લટકે છે. તેના જુના જોડા કાદવથી ખરડેલા હોવાથી ચોખ્ખી આરસની ભોંયપર કાદવના ડાઘાને ડપકા પડે છે. તેના મોં પર દુર્જય હાસ્ય છે. ]

મોહન

( હસીને હાથ લંબાવીને ) અરે જીવતો રહે મારો રામદાસ ! દોસ્ત નકટો હોય તે ખાતી વખતે આવી પહોંચે.

ખીમજી

(ભોંયપર પડતા ડાઘા તરફ આંગળી કરી) અલ્યા ! અલ્યા ! મોહન, મોહન !

રામદાસ

(ગુસ્સામાં બુમ) યુ-યુ-યુ જેક ! જેક !

મોહન

( રામદાસની ખુરસીના હાથા પર બેસી તેને ખભે ધબ્બો મારે છે. ) રામદાસ ? જવા દે-જવા દે. અત્યારે ચહા પીવાની મને ફુરસદ નથી. કેમ દોસ્ત !

રામદાસ

( ખુરસીપરથી ગુસ્સામાં ઉભા થઇ જતાં ) કોણ છે ?

મોહન

( રામદાસની ખાલી ખુરસી પર સરી જઇ તેના ટેબલ પરથી સીગાર લેતાં ) દીકરા ભુલી ગયો ! વાહ રે વાહ !

રામદાસ

( તિરસ્કારથી ) કોણ મોહન મેંઠીકો !

મોહન

સેવક પોતે. સલામાઆલેકુમ !

રામદાસ

( કચવાટથી ) હું તો તેવો ને તેવોજ જંગલી રહ્યો. ( ગલીચા પર પડેલા કાદવના ડપકા જોઈ રહે છે. )

મોહન

રામદાસ ! મારો બાપ બે કરોડ મુકી ગયો હોત તો હું પણ 'વીલાયત' જઇ સર ટોમસ હોરડરનો પરદાદો થઇ આવત. પણ મસાલા વગરનો હું રહી ગયો તેવોને તેવો. ચાલ હવે સાંભળ.

રામદાસ

( રોફથી ) શું કહે છે ?

મોહન

આજે મારી ડીસ્પેન્સરી ખુલ્લી મુકવાની ક્રિયા છે. આખરે સેવક એમ. બી. બી. એસ. થયા છે.

રામદાસ

તેમાં મારે શું ?

મોહન

રામદાસ ! તે તને સમજાવવાની મને ફુરસદ છે ? મારી દુકાને માંદાની હારની હાર લાગી છે. જો સાંજના સાડા પાંચ વાગે કાંદાવાડીને નાકે.

રામદાસ

મારાથી નહીં અવાય.

મોહન

અરે કૈં વાત છે ? સવારે સ્ટીમરપરથી આવ્યો તેમાં દીકરા, થાકી ગયો હશે તો સ્ટીમ્યુલન્ટ આપીશ. ગભરાઇશ નહીં, સાહેબજી ! ખીમજી કાકા રામ રામ ! જો સાંજના ભુલતો નહીં. ( સીગાર નાખી પગ નીચે કચરે છે )

રામદાસ

ઓ.—

મોહન

( સ્ટેથોસ્કોપ કાઢી ) શું થયું ? તપાસું ? ( રામદાસ ગુસ્સામાં જુએ છે ) ચાલ દોસ્ત ! સાહેબજી. ( ભોંય બગાડતો ચાલી જાય છે )

રામદાસ

( તિરસ્કારથી) આ તમારા ભણેલા.—

ખીમજી

આ તે આવો ને આવોજ રહ્યો.

રામદાસ

(કચવાઇને) બારણાં પર લખ્યો કેમ નથી? આ તમારી રીત!

ખીમજી

ભાઇ! આજે તમે વીલાયતથી આવ્યા એટલે મારાં મનમાં કોઇ જુના દોસ્તો—

રામદાસ

મારે કોઇનું મોઢું નથી જોવું (ઘંટડી વગાડે છે.)

નોકર

(આવીને) જી!

રામદાસ

આ માફ કર!

[નોકર કચરો માફ કરી ચાલ્યો જાય છે]

ખીમજી કાકા! હવે આપણે વાત કરતા હતા તે કરીએ.

ખીમજી

સુખેથી, (હાથ ઘસી) ન્યાતમાં ત્રણ કન્યા છે.

રામદાસ

ત્રણ સ્ત્રીઓ તે સાથે કરે શોભે?

ખીમજી

ભાઇ! હમણાં ન શોભે. બાકી તમારા દાદાને ત્રણ હતી. જુઓ, એક પૈસાદાર મકાદમની દીકરી છે.

રામદાસ

જવા દો. આખો વખત રુની ગંધાશે.

ખીમજી

ત્યારે બીજી એક મોટા શેઠની દીકરી ચૌદ વર્ષની છે.

રામદાસ

ઉંહ, મારે રમવાને ઢીંગલી નથી જોઇતી.

ખીમજી

ત્યારે ત્રીજી ઓગણીસ વર્ષની ને ચાંદા જેવી રુપાળી છે. પરશોત્તમ ચોપડા સોલીસીટરની દીકરી—

રામદાસ

અરર! તકરારી હશે—

ખીમજી

સરસમાં સરસ છે. ભાઇ! તમારું ઘર દીપી નીકળશે. પણ મને લાગે છે કે એનો બાપ એને આપશે નહીં

રામદાસ

નોન્સેન્સ! મારા જેટલી મીલકતની વ્યવસ્થા હાથમાં લેવાનું ચુકે એવો મૂર્ખ કોઇ જન્મ્યો છે ખરો? છોકરીનું નામ શું?

ખીમજી

રંભા.

રામદાસ

(વીચારીને) રંભાદેવી રામદાસ.. લાગશે તો ઠીક.

ખીમજી

(છબી કાઢી) આ રહી તેની છબી.

રામદાસ

(જોઇને) ફાઇન (સરસ)! મારી પાર્ટીઓમાં ચમકી શકશે–ખાસ કરીને આપણા હીરા–

ખીમજી

બી. એ. માં છે,

રામદાસ

તેની હરકત નહીં.

ખીમજી

આ ચાલશે?

રામદાસ

ચાલશે (ટેલીફોન લે છે.)

ખીમજી

શું કરો છો!

રામદાસ

પરશોત્તમ પોપડાને બોલાવું છું. મને ઢીલ કરવાની ટેવ નથી. ખબર નથી ?

ખીમજી

(ચમકીને) અરે-અરે કેવું લાગશે ?

રામદાસ

ગભરાઓ નહીં. ખીમજી કાકા ! જર ચાલુ સો કર. પરશોતમ પોપડો હમણાં કુદનો કુદનો આવશે. ( ચોપડીમાંથી નંબર કાઢી ટેલીફોન કરે છે ) હલો-હલો-કોણ પરશોતમદાસ ! મી. પોપડા સોલીસીટર...હલો !-રામદાસ ડગલીવાલા...હા-આજે સવારે એસ. એસ.'નાગપુર'માં હું આવ્યો...ઘણોજ ખુશીમાં...જુઓ...મારે તમારું કામ છે...તરત. હમણાંજ...મારી મીલકતની ઉસ્તેવારી વીશે-બે ચાર દાવા પણ છે...નહીં હમણાંજ . તમે નહીં આવી શકો તો મારા જુના સોલીસીટરને બોલાવું...ઠીક હું વાટ જોઉં છું ( ટેલીફોન મુકી દે છે ) ખીમજી કાકા ! પોપડો આ આવ્યો.

ખીમજી

પણ ભાઇ ! છોકરી ના કહેશે તો ?

રામદાસ

શું ?

ખીમજી

છોકરી ના કહેશે.

રામદાસ

કાકા ! તમને ઘરડાપો લાગતો જણાય છે. મને કોણ ના કહે ? (ટાઇ ઠીક કરે છે) આ ઘર, આ મીલકત પોપડાની છોકરીના નશીબમાં ક્યાંથી ? ( ચુંગી કાઢી ચેતાવે છે ને શાંતિથી પીએ છે ) ખીમજીકાકા ! પરામાં બંગલો લીધો છે કે ?

ખીમજી

અરે હા રે વાંદરામાં-પાલી હીલપર.

રામદાસ

ત્યારે ત્યાં લગન રાખીએ. થોડા પણ ફક્કડમાં ફક્કડ માણસો બોલાવવા.

ખીમજી

પણ ભાઇ ! હમણાં તો ધનારકાં મીનારકાં બેઠાં છે.

રામદાસ

શું ? જોષીને બોલાવી ડબલ દક્ષણાનો જપ કરાવો. તમારાં ધનારકાં મીનારકાંનો વાંધો નહીં ચાલે.

[બહાર મોટરનું ભુંગળું વાગે છે] પોપડો આવ્યો.

ખીમજી

ઝપઝપ આવ્યો.

[ પરશોત્તમદાસ પોપડા સોલીસીટર આવે છે. તે ટુંકા ને જાડા છે અને આડંબરથી ચાલે છે. તેના મોઢા પર મીઠાશની અત્યારે સીમા નથી. ]

પરશોત્તમદાસ

મી. રામદાસ ! કેમ છો ! કેમ છો ? તબીએત કેમ છે ? ( નીચા નમી શેકહેન્ડ કરે છે. )

રામદાસ

મી. પોપડા થેંક્યુ ! ખીમજીકાકાને ઓળખો છો ને ? બેસો !

પરશોત્તમદાસ

થેંક્યુ.

રામદાસ

સીગાર લેશો ?

પરશોત્તમદાસ

(હસીને) ચોક્કસ. લઇશજ.

રામદાસ

(તાપથી) મી. પોપડા !

પરશોત્તમદાસ

બોલો ! મારે ઉતાવળ છે. હું ચાર અસીલ ને તો મુકી ને આવ્યો. હમણાંઘણુંજ કામ છે-awful pressure!

(વધુ માટે જુઓ પૃષ્ઠ ૧૦૫)





રંભા:—મને ભોળું બચ્ચું ધારે છે? મી. વર! તારે રસ્તે
ચાલ્યો જા.

—પૃષ્ઠ ૨૧૦



—એક પ્રવાસ

અને બ્રુટસ ! તું પણ કાવત્રાંમાં સામેલ !




લેખક:

કૃષ્ણરાવ ભોળાનાથ દીવટીઆ

[કેટલાક પ્રસંગોને અનુરૂપ કેટલાંક લખાણો અનાયાસેજ હાથે ચઢી જાય છે. આ લેખ 'વસંત'મા કેટલાક વર્ષો પૂર્વે છપાએલો એવીજ અનાયાસ રીતે હાથમા આવતા અમે પુનઃ પ્રસિદ્ધિ કરીએ છીએ— ઉપતંત્રી]

આણસમાના સ્ટેશન પાસે હનુમાનીઆ પીપળા નીચે મહા સુદી ૧૫ ને દિવસે એક મોટી સભા ભરાઇ હતી. સભા મેળવવાની જાહેર ખબર પ્રથમથી ગામમા ઢોલ વગાડીને આપવામા આવી હતી તેથી ઘણા લોક હાજર થયા હતા. તેમા મુખ્ય કરીને ગામના પટેલ, મુખી, માસ્તર, સ્ટેશન માસ્તર, તાર માસ્તર, ટીકીટ માસ્તર, પોસ્ટ માસ્તર વગેરે હતા તેમજ વેપારીમાથી ગાંધી, દરજી, ઘાચી, સુથાર, હજામ, લુહાર વગેરે હતા વળી કોળી, કુંભાર, રબારી, પણ હતા. થોડેક છેટે વણકર, ઢેડ અને ભંગીઆ ઉભા રહ્યા હતા; થોડાક વાઘરી પણ જોવામા આવતા હતા

આવડી મોટી સભા ભરવા માટે ગામમા એકેજ મોટુ સ્થળ હતુ; તે મોદકેશ્વર મહાદેવનું દહેરું હતુ પણ ત્યા આજ કેટલાક દિવસથી મો દોઢસો અવધૂત બાવાઓનું ઝુંડ પડ્યુ હતુ તેથી આ વિશાલ પીપળાની શીતળ છાયા નીચે બપોરે ત્રણ વાગે સભા ભેગી થઇ હતી સભાનુ પ્રમુખસ્થાન વહીવટદાર કે મુનસફ અથવા બીજા કોઈ અમલદારે લેવાની ના કહી હતી તેથી ગામના મોટા વેપારી શેઠ ઉત્તમચંદ નેમચંદને પ્રમુખની જગાએ બેસાડ્યા હતા તેમને પોતાની દુકાન સીવાય બીજે કોઈ ઠેકાણે બેસવાની ટેવ નહોતી કોઈ કોઈ વાર મરણ પ્રસંગે લોકને ત્યા જાય ત્યારે ડાઘુ તરીકે બેસે અથવા પથાણે જઇને બેસે, સીવાય આખો દિવસ પોતાની ગાંધીની મોટી હાટ હતી ત્યાજ બેસવાની ટેવ હતી તેમ છતા નાશાળના મહેતાજીની મદદની આશાથી તેમણે પ્રમુખની જગા લેવાની હા કહી હતી, પરંતુ મહેતાજીની સાસુ પહેલેજ દિવસે મરી જવાથી મહેતાજીને પરગામ જવુ પડ્યુ હતુ. પણ જતા પહેલા પ્રમુખને બોલવાનું ભાષણ મહેતાજીએ લખી રાખેલુ તે પોસ્ટ માસ્તર સાથે મોકલ્યુ હતુ.

પોસ્ટ માસ્તર પ્રમુખની પાસેજ બેઠા અને પ્રમુખે શુ કરવુ તે બધુ શેઠ ઉતમચંદને બતાવતા ગયા. પોસ્ટ માસ્તર બહુ ભણેલા નહોતા. અંગ્રેજી બીજા ધોરણમા બે વાર નાપાસ થઇ નીશાળ તેમણે છોડી

દીધી હતી પરંતુ એમની ઓફીસમાં જેટલાં વર્તમાનપત્રો, ચોપાનીઆં વગેરે આવતાં તે સંભાળથી કવરમાંથી કાઢીને વાંચી ને પાછાં બરોબર સંભાળી બંધ કરી કવરમાં નાખીને જેનાં તેને પહોચાડતા, કારણ કે તેમને વાંચનનો બહુ શોખ હતો. આ કળાને લીધે તે સભાઓ, ભાષણો વગેરે બાબતોથી બહુ જાણીતા થયા હતા તેથી આજની સભામાં પ્રમુખને બહુ ઉપયોગી થઇ પડ્યા. સભામાં કરવાનાં સર્વ ભાષણો મહેતાજીએ લખીને તેમને સર્વેને પહોંચતાં કર્યાં હતાં. ભાષણ કરનારા સર્વેને વાંચતાં આવડતું હતું. સભાનું કામ શરુ કરતાં દરજી હરગોવન પરશોતમે પ્રથમ દરખાસ્ત મુકી કેઃ—

આજની સભાના પ્રમુખ તરીકે શેઠ ઉતમચંદ નેમચંદ જે આપણા ગામમાં મોટામાં મોટા સોપારીના વેપારી છે તેમને આપવું.

દરખાસ્તને લુહાર હરજીવન ખીમજીએ ટેકો આપતાં કહ્યું કે "આ દરખાસ્તને હું ઘણા જોરથી ટેકો આપુ છું. શેઠ ઘણા લાયક છે તેઓ ખીલા, સાંકળ, વગેરે મારે ત્યાંથીજ લે છે.

દરખાસ્તને તાળીઓથી મંજુરી મળી. પોસ્ટ માસ્તરે તાળી શરુ કરી એટલે બીજા સર્વેએ તાળીઓ પાડી ને બંધ કરી પણ નીશાળના છોકરાઓ બંધ રહ્યા નહીં તેથી મુખીએ ઉઠીને બુમ પાડી કહ્યું એટલે બંધ રહ્યા. મહેતાજી સાસુની કાણ કરવા ગયા તે વખતે છોકરાઓને કહેતા ગયા હતા કે પોસ્ટ માસ્તર તાળીઓ પાડે એટલે તમારે ખુબ જોરથી તાળીઓ પાડવી; પણ કયારે બંધ કરવી તે કહેવું મહેતાજી ભુલી ગયા હતા તેથી હર વખત મુખી બુમ પાડે ત્યારેજ છોકરાઓ બંધ રહે.

પ્રમુખ ધ્રુજતા ધ્રુજતા ઉભા થયા અને બોલ્યા કેઃ—

"ગૃહસ્થો!

આજની સભા બોલાવવાનું કારણ આપ સર્વે જાણો છો. આપણા ગામના એક વેપારી શેઠ જગજીવન ભીખા આપણું ગામ છોડી પોતાનો વેપાર વધારવા પરદેશ જાય છે; તેમને મુબારકબાદી આપવા અને તેમની આજ છેલ્લી મુલાકાત લેવા આ સભા બોલાવી છે.. આ સભામાં આટલા ગૃહસ્થો આવ્યા છે તેથી શેઠ જગજીવનભાઇની લોકપ્રિયતા સાબીત થાય છે. મને પ્રમુખની જગા આપી તે કરતાં કોઇ બીજાને મળી હોત તો ઠીક હતું. પણ અમલદારો હવે સભામાં આવતાં બીહે છે. તેથી હવે આવાં લોકકલ્યાણ અને માનદાનનાં કામ આપણા વેપારી લોકને માથે પડયાં છે તે આપણે સારી રીતે બજાવીશું; કેમકે આપણા ઉપર દેશનો આધાર છે. ભણી ગણીને શું ખાન, પાન, ગાનમાં ગુલતાન રહેવું? નહીંજ; આવાં માનદાનનાં કામનું પણ ભાન રાખવું જોઈએ; આવી વાતને કાન ધરી સાન રાખવી જોઈએ નહીં તો ધાનનું ખાન તો બધા કરે છે. જાન રાખવા ધાન જરુર છે તેની કોણ ના કહે છે? પણ તે ધાનનું દાન કરનારને આપણે માનનું પણ દાન કરવાનું ભાન રાખવું એ જરુરનું છે અને આજ જે ગૃહસ્થને આપણે માનનું દાન કરીએ છીએ તે સર્વ લોકને ધાનનું દાન કરે છે.

ભાઇઓ! આપ સર્વે જાણો છો કે શેઠ જગજીવન આપણા સ્ટેશન ઉપર શેવ ગાંઠીઆ અને ભજીઆંના મોટા વેપારી છે અને તેમનાં શેવ ગાંઠીઆ અને ભજીઆં ઘણાં સ્વાદિષ્ટ છે. તેમની ત્રણ સ્ત્રીઓ પાકશાસ્ત્રમાં બહુ કુશળ છે અને તે દરેક જણ જુદી જુદી ચીજો બનાવી શેઠ જગજીવનનો ખુમચો શોભાવે છે. શેઠ જગજીવન નિરભિમાન વૃત્તિથી ખુમચો

આથી લઇ ગામમાં થઇ ટ્રેનો વખતે સ્ટેશન ઉપર જઈ સંગીતમય સ્વરથી “ શેવ ગાંઠીઆં ભજીઆં ” બોલી લોકના કાનને પ્રસન્ન કરે છે; ખુમચાની અંદરની ચીજો જોઈ લોકોનાં લોચન લલચાય છે; જીભ સળકે છે; હાથ ખીસામાં જાય છે, ખીસામાંથી પૈસા આવીને શેઠ જગજીવનના હાથમાં પડે છે; તે હાથ ખુમચામાંથી શેવ ગાંઠીઆં ભજીઆં લઇને લોકોના હાથમાં મુકે છે અને તે હાથમાંથી મુખમાં જાય છે અને લોકો પ્રિય પ્રસન્ન થાય છે.

આવાં લોકકલ્યાણનાં કામ કરનાર શેઠ જગજીવન પોતાનો વેપાર વધારવા અમદાવાદ જાય છે. ત્યાં સ્ટેશન પાસે એક મોટું ઉપાહાર ગૃહ નીકળ્યું છે તેના વ્યવસ્થાપક તરીકે શેઠ જગજીવન નીમાયા છે અને તેમની ત્રણે સ્ત્રીઓ તે ઉપાહારગૃહના રસોડાની નાયિકાઓ તરીકે નીમાઈ છે. તેથી આજ આપણે સર્વે તેમને અભિવંદન આપી માનનું દાન કરીએ છીએ અને છેવટે ઇચ્છીશું કે પરમેશ્વર તેમની ત્રણે સ્ત્રીઓને લાંબું આયુષ્ય આપો અને તેમના હાથ કાયમ રાખો કે જેથી આવા સ્વાદિષ્ટ શેવ ગાંઠીઆ ને ભજીઆં રોજ બને, ઇશ્વિર શેઠ જગજીવનની ચડતી કરે કે જેથી મોટાં મોટાં ઉપાહારગૃહો ઉઘડે અને તેમા શેઠ નાયક અને એમની સ્ત્રાઓ નાયિકાઓ બની લોક સમૂહને પ્રસન્ન કરે !!!

તે પછી શેઠ જગજીવન ભીખા ઉપકાર માનવા ઉભા થયા અને મહેતાજીનું લખેલું વાંચી ગયા તે નીચે મુજબઃ—

મહેરબાન પ્રમુખ સાહેબ અને સદ્‌ગૃહસ્થો! મારે માટે આપ સર્વે શ્રમ લઈ પધાર્યા તેથી હું ઉપકાર માનું છું.

મારે માટે આપ સર્વે આટલી માનની લાગણી ધરાવો છો તેથી હું ઉપકાર માનું છું. મારી તથા મારી સ્ત્રીઓની ભવિષ્યની ચડતી માટે આપે ઇચ્છા બતાવી તેથી હું ઉપકાર માનું છું. હું એક સાધારણ વેપારી છતાં મને આટલું બધું માન મળે છે તેથી હું ગર્વિષ્ટ છું. મને આ વેપારમાંજ આજ ચાર વર્ષ થયાં; પ્રથમ હું મેહેસાણે કામ કરતો હાલ વર્ષથી અત્ર આવ્યો છું અને હવે અમદાવાદ જઈશ. ભણવા કરતાં વેપારમાં ફાયદો છે એ મારા દાખલાથી સાબીત થાય છે. મને ભણવાનું અનુકુળ ન પડવાથી મેં ગુજરાતી ચોથીમાંથીજ મુકી દીધુ અને વેપારમાં હું આગળ વધતો જાઉં છું તે તમે જુઓ છો અને જીવતાં હશે તે આગળ ઉપર જોશે. હું જાતે ક્ષત્રી છું પણ વૈશ્યનો ધંધો કરૂં છું; હાલના જમાનામા ગમે તે માણસને ગમે તે ધંધો કરવાની સ્વતંત્રા છે. હું ભણ્યો હોત તો બહુ તો પંદરની નોકરીમા રહત; પણ હાલ મને ઘણી સારી કમાઈ છે, કેટલી કમાઇ છે તે કહેવાની જરૂર નથી કેમકે અત્યારે કેટલાક ઇન્કમ ટેક્સ ખાતાના કારકુનો હાજર છે. પણ મને લાભ છે. તેનું એક મુખ્ય કારણ છે. વેપાર માટે મુડીની જરુર છે. તે મારે વ્યાજે લેવી પડી નથી મારી ત્રણે સ્ત્રીઓ એક એક હજાર લાવી એ મુડી મેં વેપારમાં રોકી .અને સ્ત્રીઓને પણ વેપારમાં રોકી જેથી ખરચ અને વખતનો બચાવ થાય છે. એક સ્ત્રી શેવ બનાવે બીજી ભજીઆં અને ત્રીજી ગાંઠીઆ બનાવે એ લાભ ઘણો છે. સુધારાવાળા એક સ્ત્રી જીવતાં તેઓ બીજી સ્ત્રી કરવાની વિરૂદ્ધ ભાષણો કરે છે પરંતુ તેમને આવી વેપારી બુદ્ધિ ન હોવાથી તેઓ માત્ર વેદીઆં ઢોર જેવા છે.

હું ક્ષત્રી છું; અમારી નાત સૂર્યવંશી રામચંદ્રજીમાંથી ઉત્પન્ન થઈ; રામચંદ્રજીના પિતા દશરથને ત્રણ સ્ત્રીઓ હતી તો

મારે શા માટે ત્રણ સ્ત્રીઓ ન કરવી? વળી અમારી નાતમા પુરુષ કરતા સ્ત્રીઓની સંખ્યા વધારે છે તો મારા જેવા બબ્બે ચાર ચાર સ્ત્રીઓનું પોષણ ન કરે તો તેમની દશા બીજી રીતે વિધવાઓ જેવીજ થઈ જાય. અમે સોળંકી રજપુત છીએ અથવા બીજુ નામ મેયાવત રજપુત છે. પરંતુ કેટલાક વર્ષ ઉપર અમારામાના કેટલાક ઘણા હલકા વર્ગની સ્ત્રીઓને રાખી રહ્યા તેથી અમને બીજા લોકોએ શૂદ્રના વર્ગમા ગણ્યા અને અસ્પર્શ્ય તરીકે લેખ્યા. પરંતુ ભલું થાઓ રાજા અંગ્રેજનું; અને ભલું થાઓ સુધારાવ ળા ઓનું અને ખાસ આર્યસમાજનું કે જેઓએ આ સર્વ દુઃખ ટાળ્યા.

આર્યસમાજનો એક ઉપદેશક અમારા ગામમા કેટલાક વર્ષ ઉપર આવ્યો તેણે મારી આખ ઉઘાડી કે અમે શૂદ્ર નથી પણ સૂર્યવંશી સોળંકી મેયાવત રજપુત એટલે ક્ષત્રી છીએ અને અમને વેદ અને જનોઇનો અધિકાર છે મારી ઇચ્છાથી કેટલાક મંત્રોચ્ચાર ભણીને મારા માથામા ખાસડું મારી બોલ્યો કે "શૂદ્રત્વ દૂર ગચ્છ" એટલે હુ શૂદ્ર મટી ક્ષોત્રિય થયો અને બીજે દિવસે મને જનોઈ પહેરાવ્યુ ત્યારથી હું આ વેપારમા જોડાયો અને મારું જનોઈ જોઇ મને બ્રાહ્મણ સમજીને નાગર બ્રાહ્મણો પણ મારા શેવ ગાંઠીઆ ભજીઆ ખાય છે.

છેવટ હુ આપ સર્વનો અંત કરણથી આભાર માનું છુ મારી પોતાની તરફથી મારી ત્રણે સ્ત્રીઓ તરફથી અને ત્રણે સ્ત્રીઓને છ મહીના પછી થનાર સંતાનો તરફથી આપનો સર્વનો ઉપકાર માનુ છુ

આ ભાષણ પુરું થયા પછી એક ચારણ જેવો દેખીતો આદમી ઉભો થયો અને બોલ્યો કે–

નામદાર પ્રમુખ અને ગૃહસ્થો!

આજના શુભ પ્રસંગ ઉપર વાંચવા લાયક એક કવિતા મેં બનાવી છે તે વાચવાની રજા લઉં છું. તે વાચતા પહેલાં મારે જણાવવું જોઇએ કે એ કવિતા આપને કંઈ વિચિત્ર લાગશે કારણ કે ચાલતા રીવાજ કરતા જુદે માર્ગે જનાર હંમેશ વિચિત્રજ ગણાય. નાગાના ટોળામા પોતીયું પહેરેલો માણસ ગાંડો ગણાય. આપ સર્વે નાનાલાલ દલપતરામે જે નવી શૈલી કવિતાની ઉત્પન્ન કરી છે તે શૈલી જાણતા હશો. હું તે શૈલીનો ભકત છું. તે શૈલી ગદ્યના સ્વરૂપમાં પદ્ય છે અને પદ્યના સ્વરૂપમાં ગદ્ય છે. તે શૈલી સ્ત્રીના સ્વરૂપમા પુરુષ છે અને પુરુષના સ્વરૂપમા સ્ત્રી છે એટલે નહી સ્ત્રી કે નહીં પુરુષ, નહી ગદ્ય કે નહી પદ્ય પરંતુ તે શૈલી સંગીત વિહીન નથી. હાલરડા ખાયણાં વગેરે જાતિની રચનાને મળતી તે છે. તે શૈલી સુંદર છે એટલુંજ નહી પરંતુ વાચનારને સરળ અને રચનારને સહેલી છે માટે હું તેનો ભક્ત છું અને તેને અનુસરી બનાવેલી કવિતા હું વાચુ તે શ્રોતાજનો લક્ષપૂર્વક સાભળોઃ-

જુઓ જુઓ જગતના ઓ લોકો!
ભાઇ જગજીવન મોટા વેપારી;
તે જાય છે પરદેશ પધારી,
તેમને આપીયે માન તણું દાન.
શું સુંદર શેવો!
શું સુંદર ગાંઠીઆ!!!
શું સુંદર ભજીઆ!!
મુખમાં રહેશે એનો સ્વાદ,
નહી કદી વીસરશે.
સુંદર સ્ત્રીની સુંદર શેવો!
મધુરી સ્ત્રીના મધુરા ગાંઠીઆ
રુપાળી સ્ત્રીના રુપાળાં ભજીઆં..

[ વધુ માટે જુઓ પૃષ્ઠ ૭૮]




લેખકઃ
**સૌ. લીલાવતી મુનશી**
સભ્ય, સાહિત્ય સંસદ.

—o—

**માલાદેવી અને બીજાં નાટકો.** લેખકઃ રા. બટુભાઈ ઉમરવાડિયા, પ્રકાશકઃ 'કૌમુદી' કાર્યાલય, અમદાવાદ. મૂલ્યઃ રુ ૨–૦–૦.

રા. બટુભાઇ ઉમરવાડીઆ કૃત 'માલાદેવી' અને બીજાં નાટકોને સત્કાર આપતાં અમને આનંદ થાય છે. રા. બટુભાઇનો ગુજરાતને મળેલો નાટકોનો આ બીજો સુંદર સંગ્રહ છે. આમાંનાં ત્રણ નાટકો 'રક્ષા', 'કૃપાલ', અને 'સતી' તો 'ગુજરાત'માંજ પહેલાં છપાયાં હતાં. 'અશક્ય આદર્શો' 'કૌમુદી' માં આવ્યું હતું. અને 'માલા દેવી' કોઇપણ માસિકમાં ન છપાએલું તદ્દન નવુંજ નાટક છે.

રા. બટુભાઇ ઉમરવાડીઆ એકાંકી નાટકો-ના સિદ્ધહસ્ત લેખક છે એ તો ગુજરાતને ફરી જણાવવાનું હોયજ નહીં. એમણે આપણી સાહિત્ય-સૃષ્ટિમાં જુદી ભાત પાડી એક વિશિષ્ટ પ્રકાર સાધ્યો છે. નિર્જીવ લેખકોના ફાલના આ જમાનામાં આફ્રીકાના રણમાં કેટલાંક "oasis" આવે અને મુસાફરને સંતોષ અને સુખની કૈંક મિશ્ર લાગણી થાય એવીજ કૈંક લાગણી રા. બટુભાઈના લેખો વાંચતાં થાય છે.

આ પાંચ નાટકોના લગભગ ત્રણ જુદા વર્ગ પાડી શકાય તેવું છે. 'અશક્ય આદર્શો' 'રક્ષા' અને 'માલા દેવી' ઓછી વત્તી માત્રાના તફાવતવાળા છતાં એકજ વર્ગમાં મુકી શકાય એવાં નાટકો છે. 'કૃપાલ' અને 'સતી' એ બંનેનો પોત પોતાનો જુદો વર્ગ છે. પહેલાં ત્રણમાં પ્રતાપી અને જ્વલંત સ્ત્રીત્વના જુદા જુદા પ્રકારો છે. જુદા સંયોગો અને જુદાં હવા પાણીમાંથી આવે એટલો ભેદ કર્તા દર્શાવે છે છતાં એમાં મુળમાંનું વ્યક્તિત્વ એક; અથવા છેક એમ પણ નહીં; કદાચ માલાદેવીના સ્વભાવ-નું એક વધારાનું તત્ત્વ તેને એ વ્યાખ્યામાં

નએ સમાવા દે. માલાદેવીમાં સૌંદર્યની અમૃત ભાવના જોવાની જે શક્તિ છે તે વિજયા કે રક્ષામાં નથી. એ બંનેનાં જીવન પ્રેમદેવની નિષ્ફલ પૂજામાં સમાપ્ત થાય છે. એમના આદિ અને અંત પ્રેમ અને પ્રણયીની શોધમાંથી ઘડાયાં છે. એમનાં વ્યક્તિત્વ તેજ દેવની આરાધનામાં વિકસે છે અને કરમાય છે. માલાદેવીમાં એ બંનેથી વધારામાં એની સૌંદર્ય જોવાની શક્તિ; અને તેથીએ સાધારણ સ્ત્રીત્વની સાંકડી મર્યાદા વટાવી કૈંક જુદીજ થઇ રહે છે.

આટલો ભેદ સ્વીકાર્યા પછી પણ એ ત્રણે એમના સ્થાનમાં અતિ સુંદર લાગે છે એમ તો કહેવુંજ પડશે. આદર્શઘેલી રજપુતાણી વિજયા અને વીરાંગના દુર્ગા, એકવીસમી સદીની પ્રતાપી ગુજરાતણ રક્ષા અને તેજ સદીની સાદી સીધી પણ ચતુર મેના અને સ્ત્રીઓના કોઇ અપૂર્વ વિકાસ યુગમાં જન્મેલી માલાદેવી એ સર્વ પાત્રો વાંચકને અજબ રીતે આકર્ષી રાખે છે.

રાધારાણીનું પાત્ર જરા જુદી પ્રકારનું છે. એની આખી કલ્પના લાગે છે સરસ; પણ છે કૃત્રિમ. વના સુથારની અજ્ઞાન સ્ત્રી રાધારાણી થાય તે કબુલ પણ સતીનો જે આદર્શ એણે કલ્પ્યો છે અને તેની સિદ્ધિનો જે વિચિત્ર તોડ એણે કાઢયો છે તે એ વનાસુથારની સ્ત્રીમાં મહારાણીપદના બધા સંસ્કારો પામ્યા પછી પણ શક્ય ગણી શકાય કે કેમ એ એક પ્રશ્ન છે. ખરી વાત એમ છે કે કર્તાના કલ્પના વ્યાપારમાંથી બનેલી એ એક સુંદર ચીજ છે. કાચના ખંડમાં મુકેલા મીણના રુપાળા પુતળા જેવી તે મનમોહક છે પણ એનાં ભાવ ને ક્રિયા એનાં પોતાનાં નથી પણ કારીગરનાં છે એ વાત પણ ભુલાય એવી નથી.

કૃપાલમાં તો ખાસ કરીને મુખ્ય એવું એક સ્ત્રીપાત્ર આવતુંજ નથી. આ નાટકને રા. બટુભાઇની સારી કૃતિ તરીકે ગણી શકાય; સરસ કૃતિ તરીકે નહીં. આમાં સુચનાઓનું પરિબળ દર્શાવવાનો ઉદ્દેશ કર્તાનો છે. પણ એક પ્રશ્ન વાંચતાની સાથેજ વાચકના ચિત્તમાં ઉદ્‌ભવ્યા વિના રહેતો નથી. શું માણસ ભયંકર કહે ભયંકર થાય ખરું ? અથવા ખરું કહીએ તો કોનામાં એવી ભયંકરતા નથી હોતી ? મનુષ્ય માત્રમાં કેટલીક વૃત્તિઓ સંતાએલી હોય છે-ભાગ્યશાળી જનોનાં જીવન એવી વૃત્તિઓની સાથે સંઘર્ષણમાં આવ્યા વિના જાય છે કે એવા તપાવનારા પ્રસંગો તેમને સાંપડતા નથી. પારખનારમાં એવી સમભાવિક વૃત્તિ ન હોય તો એ સામાની ભયંકરતા પારખે કેમ ? તે નારાયણભાઇમાં હતી એવું કર્તાનુ સૂચન સ્પષ્ટજ છેને !

રા. બટુભાઇનાં સ્ત્રી પાત્રો જેટલાં પુરુષ પાત્રો સરસ નથી હોતાં—આ ચોપડીમાં તો નથીજ. દરેક પ્રતાપી સ્ત્રીને પ્રકાશવા માટે નમાલા કે ઉતરતા માણસના સંસર્ગમાં આવવું જોઇએ એવો કોઇ સનાતન નિયમ હશે ખરો ? માત્ર સ્ત્રીનેજ નહીં પણ દરેક તેજાંશી વ્યક્તિનાં તેજ તેના સાથીઓની સાથે સરખામણી કરીને મપાય છે. અંધકાર વગર પ્રકાશ સમજાય નહીં-અને પ્રકાશ વગર અંધારું ઓળખાય નહીં. પ્રતાપ બુદ્ધિવાદથી નમાલો બનેલો ન હોત તો વિજયાના આત્માનાં ભવ્યતા અને પરાક્રમ જણાત નહીં. પ્રદ્યુમ્ન હાલ હજારો છોકરાઓ બહાર પડે છે તેવા થોડા ઘણા "Romance"થી ભરપુર ટચાક છોકરો ન હોત તો રક્ષાને જવાંદેત નહીં અને તે બીચારી સીતારામ બીલાડાને રમાડવાનો, ઘોડેસ્વારી કરવાનો કે માણસો પર રોફ મારવાનો લહાવો મેળવત નહીં; અને માલાદેવીને હાથે કલાધર અને રસેશ્વરનાં ઉપનામો પામેલા છતાંએ ત્રિલોક માત્ર હોંશીઆર—ન્યાયને ખાતર કહીએ તો અતિ નિપૂણ અભિમાની ગાયક હોત નહીં તો માલાદેવી કરતાંએ કૈંક અપૂર્વ આત્મત્યાગ કરી એની બધી મહત્તાને ઝાંખી પાડી નાખત.

પણ સાધારણ માણસોએ અસાધારણ માણસોના સંબંધમાં આવવું એ એમને માટે એક પ્રકારના જુલમરૂપ નથી ? બીજા કોઇ માણસની સાથે તેઓ વધારે સારા ગણાઇ શકાય તેવા હોય તે વિધાતાની ક્રૂર રમતને પરિણામે અસાધારણ માણસો સાથે સંબંધમાં આવી હોય તેનાથીએ વધારે ત્રુટિઓવાળા અને સાધારણ દેખાઇ આવે છે. અને સાહિત્ય સ્રષ્ટાઓ પણ વિધાતા જેવા ક્રૂરજ હોય છે કેની !

રા. બટુભાઇએ વાતાવરણ અને વાતચીત જમાવવાની કળા ઘણી સરસ રીતે સાધી છે. થોડાક શબ્દોમાં તે ઘણું સુચવી શકે છે અને પાત્રો બધાં સીધી અને સચોટ ભાષામાં વાતચીત કરે છે. ને તેથી ન સમજાય છતાં તેમાં ડુબી જવાય એવા કયારસમા વાચક છેક સુધી નિમગ્ન બની રહે છે. એક જણે કહ્યું હતુ તેમ "બટુભાઇનાં નાટકોમાં કેઇ છીંક કે બગાસું ખાતું નથી પણ સાથે સાથે આપણને પણ ખાવા દેતુ નથી."

આ નાટકોનો પ્રધાન સુર તો પ્રતાપી અને જ્વલંત સ્ત્રીત્વજ છે. વિજયાનુ ટેકીલું આત્મ સમર્પણ, રક્ષાનો તોફાની આત્મત્યાગ, રાધારાણીનો સતીત્વનો નવીન આદર્શ અને માલાદેવીનો અનિવાર્ય દેહનાશ એ બધા એક મુખ્ય હેતુનાં જુદા જુદાં રૂપાંતરો છે. અત્યાર સુધી રચાઇ હોય એથી જુદી સ્ત્રીઓની એક સૃષ્ટિ કર્તા રચે છે અને આ સુંદરીસંઘદ્વારા નવાં બળ અને ક્રિયાનાં આદર્શનો પાઠવે છે.

એક પ્રશ્ન થયા વિના નથી રહેતો. શા માટે આમાંની કોઇ સ્ત્રી વિજેતા નહીં ? શા માટે એ બધીજ નાશ પામે ? આવી અપાર્થિવ સુદરીઓને આ સૃષ્ટિની હવા સદેનહીં એમ કે ક હશે ? અને છતાં આજ પરિણામ અનિવાર્ય લાગે છે.

કલાની દૃષ્ટિએ આમાંનુ ગમે તે નાટક ઉચું ગણાય પણ સૌથી સુદર ભાવના માલાદેવીની છે એમ કહેવું પડશે. અત્યાર સુધીનાં સ્ત્રી પાત્રો —અને રા. બટુભાઇનાં પણ—જુદી ભાવના પર રચાયાં હતાં એ સૃષ્ટિમા તોફાની, રમતીઆળ આકર્ષક, કદીક જ્વલંત અને પ્રતાપી અને પુરુષનુ અર્ધાંગ સંપૂર્ણ કરવાના કોડવાળી સ્ત્રીઓના આદર્શ જડે છે. એમનો મોટામાં મોટો અભિલાષ પુરુષમાં સમાવાનો. એમને મોટાં કામો જાતે કરવા કરતાં પ્રેરવાં ગમે છે. પત્ની, સખીમાંથી મિત્ર સુધીનો વિકાસ એમણે સાધ્યો છે. પણ એ પોતે સૌંદર્યની સર્જનાર—એક અવ્યક્ત ભાવનાના અમૂર્ત સ્વરૂપ પર જીવનાર વ્યક્તિ બની નથી. હજી સુધી સ્ત્રી એ કલાનું અંગ છે, કલાની વિધાત્રી નથી. એનું આખું જીવન સૂક્ષ્મરૂપે પ્રવર્તતી સ્થૂલ ભાવનાઓ અને વસ્તુઓ પર મંડાયુ છે. ને તેથીજ, સ્ત્રીઓ માંથી કોઇ પયગંબર, સૌંદર્યદૃષ્ટા, મહાકવિ, મહાન લેખક કે યુગે યુગે સંભારાય એવા બીજા કોઇ સર્જનો કરનાર થઇ નથી. પુરુષોએ આપેલા મનોરથોને પોતાનામાં ઝીલવા અને સંરક્ષવા અને ચંદ્રની માફક ઝીલેલાં તેજે જગતમાં શીતળતા પાથરવી એ અત્યાર સુધીનો આખી સ્ત્રીજાતિનો જીવનમંત્ર. આજે પશ્ચિમમાં એ સંકલ્પ તુટે છે અને સ્ત્રીઓ જાતે સાંદર્ય, કલા અને મહત્તા સેવવાના અભિલાષ રચે છે અને સેવે છે. માલાદેવી પણ સાંદર્ય અને કલાના એવાજ સાક્ષાત્કાર પાછળ મથેછે. અને જ્યાં એને જડે છે એવું લાગે છે ત્યાં એ ધર્મ, સત્તા, લોકપ્રિયતા સૌને એકીવારે ફેંકી દે છે. એને આદર્શસિદ્ધિ કરતાં, નથી વિનાશકતાનો હીસાબ કે નથી જાતની કે જગતની પરવા. જે આમ લોકોત્તર થવાના છંદમા પડે તેને લોકો કેમ સહી શકે ?

અંતમાં આવા સુંદર નાટકોના સર્જક તરીકે અમે રા. બટુભાઇને અભિનંદન આપીએ છીએ.

## નવું ઓળખાણ

(અનુસંધાન પૃષ્ટ ૧૨ થી)

રહેશે' ને સુલભાએ ઉત્તર વાળેલો કે 'આપણા લોક શા ખોટા છે?' પણ રમણલાલ વીલાયતની નવલકથાઓની સૃષ્ટિમાં રમતાં હતા અને તેમને આપણા લોકોનો સંસાર ઘાણીના બેલની ગરડ જેવો લાગતો હતો અને એમણે એમ કહેલું કે 'આપણા સંસારમાં નવીનતા ક્યાં છે.' પણ પતિપત્નીનું ગાડું હમણાં તો નવો નવો સંસાર હોવાથી ઠીક ઠીક ચાલ્યા કરતું હતું. બીજાઓને તો તે સરખે સરખી જોડીનો ગૃહસંસાર ઈર્ષ્યા કરાવે એવો લાગતો હતો. પણ રમણલાલને કોઈ કોઈવાર વીલાયતના 'રોમેન્સ'નો અભખરો થઈ આવતો હતો. પહેલાં તો એનો વીલાયત જવાનો વિચાર હતો પણ કેટલાક મુરબ્બીઓની સલાહ ન પડવાથી અને વાસ્તિવિક રીતે પદર હજારનું પાણી કર્યા કરવું એ મુદ્દાના વિચારથી તે અટકી ગયો. એડવોકેટની પરીક્ષા તાજેતરજ પાસ કરી તે ચાર છ મહીનાથી ધંધામાં જોડાયો હતો એટલે એડવોકેટની કમાણી નહોતી પણ એડવોકેટની ખુમારી હતી. પણ તે એકંદરે ચતુર, ખાનદાન, વિલાસી અને વહાલસોહો હતો અને સુલભા ઉપર તેને બહુ મમતા હતી.

થોડી વારમાં જમવાની વખત થઇ. શાક તો થઇજ ગયું હતું અને પુરીની કણક પણ બાંધેલી હતી. રમણલાલ ઉતરતી પુરીએ બેસી ગયો, અને કેસરી દુધ પુરી ને શાક જમી લીધું. સુલભા પણ પાએક કલાકમાં જમી પરવારી અને સગુણાબાઇને ઉંચું નીચું મુકવાનું કહી પોતાના ઓરડામાં ગઇ. બીજે દિવસે રમણલાલ કંઈક વહેલો આવ્યો, અને હંમેશાની પેઠે જમી ખાઇને રાત્રે બન્ને જણ શાકુન્તલનું નાટક વાંચવા બેઠાં. તેમાં કાલિદાસની ચર્ચા કરવાનો એક પ્રસંગ બન્યો. સુલભાએ પુછ્યું: "કાલિદાસ उत्तमीतं થી ૭ કેમ અટકી ગયા હશે?" રમણલાલે ઉત્તર આપ્યો "હું શાકુન્તલ લખું તો એવી ભુલ ન કરું" અને પછી કેટલીક સકર્મક ચર્ચા ચાલી પણ આપણે એ ચર્ચામાં ઉતરવાનું કામ નથી.

બીજે દહાડે, ગુરુવારે હંમેશના રીવાજ મુજબ સંધ્યાકાળે ચોપાટી ઉપર એ એજ બેંચ ઉપર રમણલાલ બેઠા હતા. એટલામાં જરા આઘે એક વીકટોરીઆમાંથી પરમ દિવસવાળા પંજાબી ગૃહસ્થ ઉતર્યા. તેમણે ચાલતાં ચાલતાં જરા નીચા વળીને 'જી સા 'બ' કહીને સલામ કરી. તે કદાચ સલામ કરીનેજ આગળ ચાલ્યો જાત. પણ તે નીચકડા પંજાબી જુવાનના મળતાવડાપણાથી રમણલાલને તેના તરફ જરા પક્ષપાત થયો હતો. અને તેણે સલામ ઝીલી સહજજ કહ્યું: "આપ કલ તો નહીં આયે થે, મનોહરલાલજી?

આ પ્રશ્ને તે પંજાબી ગૃહસ્થને અટકાવ્યા અને તેમણે પોતાની છડી હલાવતાં હલાવતાં કહ્યું: "અજી, રોજ સમય કહાં મીલતા હૈ, સાહબ. કલ રુક ગયે, આપ હર હમેશ આતે હૈં કયા?" "જી હાં" રમણલાલે કહ્યું બન્ને વાતે વળગ્યા અને લાલાજીનેઅ જરા વાતમાં રસ પડ્યો ને તે પણ બેંચ ઉપર બેઠા. એમ તો રમણલાલ હોંશીઆર હતો અને કોઇને કુપ્પામાં ઉતારવાની કળા એને આવડતી હતી. તેને આ પંજાબીની વગથી પોતાના ધંધામાં લાભ થાય એમ આશા હતી. પરમ દિવસ એક સવાલ પુછવાનો રહી ગએલો તે આજે એણે પુછ્યો: "આપણી દુકાન તો બડા મંદિર પાસે છે પણ આપને રહેવાનું તો બીજે થતું હશે." "જી હાં" લાલાજીએ કહ્યું

"હમ લોગ કુટુંબ કબીલાવાલે ઠહરે, તો બીના ઇલાયદ મકાનસે કૈસે કામ ચલ સકતા હૈ ? હમરહતેહૈ બહાર કે ાટ, બાલુશામકી ગલી મેં." રમણલાલે જરા મો મલકાવીને કહ્યું: "અચ્છા ?" "ફીર યહ ન હૈં" લાલાજીએ કહ્યું: "હમારે લોગમેં મુલાઝા બહુત હૈં. આપ લોગો મેં ઔરત લોગ હરકોઇ આદમીસેં બાત ચીત કર શકતે હૈં મગર હમારે મેં ઐસા-નહીં. હાં હમલોગ યહાં આયે હૈં તો હમારે મેં ઇતના હુઆ હૈ કી કોઇ ખાનદાન હો, અપના દોસ્ત હો, તો ઉસકે લોગે ઉતના ઓ નહીં હૈ એક રોજ આપકો હમારે મકાન પર લે જાયંગે" રમણલાલને આશા તો હતીજ પણ જે અનિર્વચનીય નવીનતાને એ અંતરના ઉંડાણમાં ઝંખતો હતો તેનાં આછાં કિરણો હવે નો સ્ફુરતાં જણાયાં.

એટલામાં ગંડેરીવાળો આવ્યો. લાલાજીએ તેને રોક્યો. તેણે રમણલાલની બાજુમાં છાબડી મુકી અને ગંડેરી તોળી. મણલાલ પોતાના ખીસામાંથી પાકીટ બહાર લઇને પૈસા કાઢતો હતો ને ગંડેરીવાળો પંજાબી ગૃહસ્થને ગંડેરી આપતો હતો એટલામાં પવનના સપાટાથી છાબના ઘાસલેટના દીવાની ઝાળે મણલાલના ધોતીઆની ફડકને પકડી. પંજાબી ગૃહસ્થની નજર તે પર ગઇ ને તરત તેમણે "અરે હાં-એ ક્યા ?" કહેતેકને પોતાના હાથવડે તે આગને ચાળી નાંખ્યો. રમણલાલ જરા ખસીયાણો પડી ગયો; અને પંજાબી મિત્રનો આભાર માનવા લાગ્યો. લાલાજીએ જાણે લુલો દિલાસો આપતાં કહ્યું "યહ બીલાયતી ઘાસલેટકા કામહી ઐસા હૈ. ઔર પવન ભી ચલતા હૈ." રમણલાલનો આભાર માત્ર મોંઢાનો ન હતો એમ જણાયું; કારણ કે થોડીવાર આડી અવળી વાત કર્યા પછી વાતનો મોકો આવતાં કહ્યું: "આપ આજ તો હમારે વહાં ચલીએ," પંજાબી ગૃહ-આનાકાની પણ એના આગ્રહ પાસે ચાલી નહીં. પાસેજ વીકટોરીઆ મળી ગઇ અને બંને રમણલાલને મકાને ગયા.

સગુણાબાઇએ બારણું ઉઘાડ્યું ને બંને દીવાનખાનામાં ગયા. સુલભા આજે પીએરથી આવી નહોતી; ને રમણલાલ ક્લબમાં ગયા વગર આવ્યા એટલું વહેલુંએ હતું. રમણલાલે બાઇને તરત ચાહ કરી લાવવા હુકમ આપ્યો. સગુણાબાઇએ અંદર જતાં મોં મરડ્યું. સારું થયું કે કોઇએ દીઠું નહીં. "અરે, સગુણાબાઇ" રમણલાલે જરા ઉંચે સાદે કહ્યું; "પ્યાલા રકાબી પેલા કબાટ-માંથી લેજો હોં" "બ હેરચ આહેત" બાઇએ ડોકું કાઢી જવાબ વાળ્યો. રમણલાલે કહ્યું "પેલા કબાટમાં છે તેજ લેજોને" ફરીવાર સગુણાબાઇએ મોં મરડ્યું. રમણલાલે દેખ્યું ન દેખ્યું ને જરાક છાવરવા ને જરાક મહેમાનને ખુશી કરવાના ઇરાદાથી કહ્યું: "આજે કોણ જાણે સાથી એની શેઠાણી હજી આવ્યાં નથી ને, એટલે એનો જીવ ઉંચો જણાય છે એ આવ્યાં હત તો તો આપણી પણ ઓળખાણ કરાવત.

લાલાજીએ પ્લેટો કે સોક્રેટીસના જેવી ગંભીરતાથી તે સાંભળ્યા કર્યું. રમણલાલને લાગ્યું ખરું કે આવી બાબતોમાં મારા જેટલો ઉદ્યમ આમને નથી. એક તરફથી એને એમે થયું કે આવા મિત્રની અસરો આદરણીય પણ છે. વાતચીત કરતાં થોડીવારમાં ચાંદીના સુંદર પ્યાલા રકાબીમાં ચાહ આવ્યો. લાલાજીએ બહુ પીધો નહીં. રમણલાલે આગ્રહ તો કર્યો પણ એ વખતે ચાહ પીવાની પોતાને ટેવ ન હોવાનુ જણાવી બીજો એકાદ ઘુંટડો માત્ર લીધો. આટલી એ મુલાકાતમાં રમણલાલ અને લાલાજી વચ્ચે સારી મૈત્રી જાણે થઇ ગઇ. સામાન્ય રીતે ન થાય પણ કોઇ કોઇને પૂર્વની લહેણાદેણીજ

હોય છે. પાએક કલાક નીકળી ગયો. મનોહરલાલજીને ઉતાવળ હતી. આવ્યા હતાજ માંડમાંડ એટલે થોડીવારમાં તેઓ રજા લઇ પોતાને ઘેર ગયા.

સુલભા ઘેર આની ત્યારે સગુણાબાઇએ બધી હકીકત કહી. સુલભા જરાકજ મોડી પડી એમ રમણલાલે પણ કહ્યું. સુલભાએ તે કોણ છે તે પુછી જોયું; રમણલાલે ટુંકમાં હકીકત કહી, અને તેમની ખાનદાનીની જરા પ્રશંસાએ કરી. જરાવારે સુલભાએ પોતાને, માશી આવ્યાને લઇને કેમ મોડું થયું એ વાત પણ કરી. કારણ સુલભા નાક ઉપર માખીએ બેસવા દે એવી ન હોતી. નાકે એ હીરાની નાનીશી ચુંક પહેરતી ને એને જડ કહેતી. વાળનાં ફુલ પાડની પણ સેંથી સીધી રાખતી; કારણ એની બાળસખીએ કહેલું કે વાંકો સેંથી રાખીએ તો વાંકો વર મળે.

થોડીવારમાં સુલભાએ પુરી શાક કરી નાખ્યાં. આજે સુરતથી રતાળુ આવ્યું હતું. ભજીઆં ને સારુ ખીરું તૈઆર કરી સુલભાએ તેલની પેણી શગડી ઉપર મુકી. રમણલાલને 'વખત થઇ છે' કહેવરાવ્યું. રમણલાલ આવ્યા તો ખરા પણ હજી ભજીઆં કરવાનાં હતાં એટલે સુલભાને કહ્યું: "ભજીઆં કરી નાખોને, આજે તો આપણે જોડેજ બેસીશું."

"કેં નહીં" સુલભા જરા હસીને બોલી; "તમે થતેભજીએ બેસોને ઉનાં ઉનાં ખવાશે —મને તો તામારી સહચરી કરતાંએ અનુચરી થવું બહુ ગમે છે."

હા, એ તો વીલાયતી ચોપડીઓ વાંચી નથી ત્યાં લગી. નહીં તો તુંએ બંડખોર થઇ જાય," રમણલાલે પુરુષોની પેઠે ચીણગારી મુકી.

"ના એમ તો નહીં" સુલભા બોલી; "અલબત બંડખોર થવાની શક્તિ તો અમે ધરાવીએ છીએ."

"અરે વાહરે, બંડખોરપણાને જીતનારાં!" રમણલાલે કહ્યું; "ત્યારે તો બોલ્યું પાળો. અમારે તમારી જોડે ટાઢાં ભજીઆં ખાવાં છે."

"લ્યો, ત્યારે તો જરા પાટલા ઉપર બેસો. આપણે વાતો કરીશું, જો જો—અધીરા—ન—થશો" સુલભાએ સરત કરી.

"અરે વાહ, અહીં તારી પાસે બેઠો હોઉં અને આપણે બેને જમવાના ભજીઆં તળતી તને જોવામાં કયાં ઓછો આનંદ છે કે મને અધીરાઇ આવે?' રમણલાલે કહ્યું.

"આનંદએ છે ને કૈંક નવું નવુંએ નથી?" ભજીઆંને ઉથલાવતી સુલભા બોલી.

"હા, વધારે આનંદ તો એનોજ છેને" રમણલાલે ઉત્તર વાળ્યો.

"ત્યારે તમે કેમ કહેતા'તા કે આપણા લોકોના જીવનમાં નવીનતા નથી—'રોમેન્સ' નથી કે એવુંજ કૈંક કહેતા'તા ને?"

"એવી એવી રસલહાણીઓ તો હોય પણ તે કૈં 'રોમાન્સ' કહેવાય, સુલભા?" રમણલાલે કહ્યું.

"કોણ જાણે ત્યારે હું તો ધારતી હતી કે લગ્ન એજ માનવીનું રોમેન્સ, મીઠડું સ્વપ્ન છે" સુલભા જરા વીચારતી બોલી.

"ઓહો, તું તો રતાળુની ગલેરી બનાવતી સંસારની ફીલસુફી બનાવવા લાગી. જો જો ગલેરીને ઉથલાવ" રમણલાલે જરા હસતાં મજાકમાં કહ્યું.

"એએ ચાલે છે. પણ કહો," સુલભા લાડથી બોલી; "હું કહું છું તે ખરું છે કે નહીં? બાકી બીજું જવું-તો બીજે બધેએ નથી?"

રમણલાલે જાણે તેનું મન રીઝવવા હસીને ઉત્તર દીધો: "અરે વાહ, તું કહે એ વળી ખોટું

હોય ?" વાતોચીતોમાં ભાજીઆં થઇ ગયાં અને બંને નીરાંતે હોંશથી જમ્યાં.

ત્રણ ચાર દિવસ વહી ગયા. રમણલાલને ઘેર લાલાજી તો આની ગયા ખરાં પણ લાલાજીને પાછાં મળવાનું સ્થાન તો ચોપાટીજ હતું. કેમ કે રમણલાલને એમનું ઘર માલુમ નહીં અને અથડાતા ઘર પુંછતા જવું એ એમને શોભે નહીં. આજેએ પાછો મંગળવાર હતો. આજે તો રમણલાલ ચોપાટી ઉપર ફરતા હતા એટલામાં લાલાજી જરા છેટે ગાડીમાંથી ઉતરતા દેખાયા બંને એક બીજા તરફ ગયા. ઘણે દહાડે મળ્યા હોય એમ બંનેને લાગ્યું; અને વાતો કરતા બેઠા. એટલામાં લોકોનું એક ટોળું દૂર કંઈ જોતું જણાયું. "આ લોકો કેમ ભેગાં થયાં છે?" રમણલાલે સેહેજજ અડધું મનમાં કહ્યું; મનોહરલાલજીએ તે તરફ જોયું અને કહ્યું: "હાં હાં એ તો દુઇજકા ચંદ્રમાકો દેખનેં હૈ" અને રમણલાલના સામું જોઇને કહ્યું; "આપને દેખા તો ?"

રમણલાલે કહ્યું: "કયાં છે ?"

"દેખીએ" લાલાજીએ રમણલાલને ખભે હાથ મુકી કહ્યું; "ઓ મકાન પર સુઇ દીખતી હૈ ના ઉસકે ઉપર દુઇજકા ચંદ્ર હૈ, દેખીએ !"

"હાં હાં," રમણલાલે કહ્યું.

"અબ દેખા તો ?" મનોહરલાલજીએ હસીને કહ્યું; "હમ લોગ ચંદ્રકા દર્શન કરકે અપને પ્રિયજનકા, નહીં તો કોઇ અચ્છે સજ્જનકા દર્શન કરતે હૈ"

"હા" રમણલાલે જરા હસીને કહ્યું; "આજ તમારું મોં મેં જોયું છે, જો જો લાલાજી આ મહીનો કેવો જાય છે તે તમારે માથે છે હાં."

"અરે વાહ. રમણલાલજી" પંજાબી ગુંદરચે ઉત્તર વાળ્યો; "આપ બી ઠીક હમારે ગલે પેં લગ જાતે હેં. હમને બી તો આપકા દર્શન કીયા હૈ દેખતે હૈ કયોંલાસ હોતા હૈ."

આમ હાસ્ય ટીખળમાં પાંચ દશેક મીનીટ ચાલી ગઇ. લાલાજીએ વાતમાં એકવાર લેહેરમાં એમે કહ્યું કે "અજ રોજ આપકો હમારે મકાન પર લે જાયંગે" રમણલાલને તો હોઠ સુધી આવી ગયું કે "આજેજ ચાલોને" પણ કોણ જાણે કેમ એના શબ્દોને શમાવી દીધા. સદ્‌ગુણોની સજની શરમ એનામાં હતી. જો કે એને મનમાં તો એમ થયું કે વાયદા લઇને રોકડાની ના પાડવાની રીત આ વેપારી ઠીક જાણે છે. એના મનમાં એમ પણ આવ્યું કે હજી પોતે એમને સુલભાની ઓળખાણ કરાવી નહોતી અને તેમના જેવાના આપ્તમંડળમાં દાખલ થવાની ઇચ્છા રાખવી એ વધારે પડતું એ હતું થોડીવારમાં ઉઠવાની વખત થવા આવી. પણ વાતો કરવામાં એવો રસ જામ્યો હતો કે રમણલાલે સહજજ કહ્યું "ચલીએ સાથ હમારે વહાં, આપકા ભી તો વહી રસ્તા હૈ ના."

"જી આપ હમકો બડે તંગ કર રહે હો. આપકો કયોં હમ ઉતની તકલીફ દેં ?" લાલાજીએ છાતી પાછી લઇ વિનય કર્યો.

"અરે ચલીયેં સાબ" રમણલાલે ગમતમાંજ જવાબ દીધો. અને બંને જણા જરા ચાલી વીકટોરીઆ મળી એટલે તેમાં બેસી રમણલાલને મકાને ગયા.

હસતાં હસતાં બંને સીડી પર ચઢયાં, સગુણાબાઇએ બારણું ઉઘાડયું. "આઇએ" કહીને રમણલાલે લાલાજીને દીવાનખાનામાં કોચ ઉપર બેસાડ્યા. સુલભા આવી છે કે નહીં એ રમણલાલે ધીમેથી ટોપી મુકતાં મુકતાં બાઇને પુછ્યું. 'બેનને આજ આવવાને મોડા લાગગે આજ બીજ છે નહીં, તો દરસન કરવા ગયા છે. તેમનાં માજી બી તેમની બરોબર ગેલા છે."

રમણુલાલને ગમ્યું તો નહીં પણ મિત્રના દેખતાં આવી વાતમાં મીજાજ ખોવો એ ઠીક ન લાગ્યું ને હસીને બોલ્યા આજેએ એની એ દશા થઇ ને!"

"તબતો આપકો ફુરસત હૈ તો ચલેંગે હમારે વહાં?" લાલાજીએ અમૃત રેડ્યું.

રમણલાલને મન તો મેહ વુઠયા. એણે જાણે જરા વિલંબથી પણ તરતજ કહ્યું: "હાં-ચલ સકતે હૈં હજી તો સાતજ વાગ્યા છે અને એક કલાકમાં તો ખુશીથી પાછું અવાશે હું દીલગીર છું કે આપ એ વખત આવ્યા ને સુલભાની ઓળખાણ હું આપને કરાવી ન શકયો. જતાં બહુ વાર નહી લાગે, હું ધારું છું?"

"નહીં જી એ તો કરીબહી હૈ" લાલાજીએ ધીરજ આપી.

આમ વાત કરતાં કરતા લાલાજીની નજર સુલભાના ઓરડામાંના ચિત્ર ઉપર ગઇ ને એમણે પુછ્યું: "એ કૌનસા ચિત્ર હૈ?"

રમણલાલે કહ્યું: "હા, આવોને, જુઓને. આ ચિત્ર કિરાતબિલ્લીનુ છે ને આનો રાધાકૃષ્ણનુ છે એ આપનું અજાણ્યુ નહીં હોય."

"આપ કો દોનોં મેંસે કૌન અચ્છા લગતા હૈ?" મહેમાને પુછ્યું.

"આપ કો કૌન અચ્છા લગતા હૈ?" રમણલાલે સામો પ્રશ્ન પુછ્યો.

"હમકો તો યહ કિરાતબિલ્લીકા અચ્છા લગતા હૈ." જરા હસીને લાલાજીએ પોતાનો મત કહ્યો. સામે પાણીનો કુંજો ને પ્યાલો પડયો હતાં, તે ઉપર નજર જતાં મનોહરલાલજીએ કહ્યું: "જરા પાની દીજીએગા, પીને કો, સાહબ?"

"જી હા, બહુત" કહી રમણલાલ પાણી લેવા જતા'તા એટલામાં વાત ફરી ઉથલાવીને લાલાજીએ કહ્યું: "જી આજ હી હમારે મકાન પર ચલેંગે કી કલ?"

"આજ હી સાહબ! આપકા મકાન દીખલાઇએ," એટલું ઘટતી છટાથી બોલી કુંજામાંથી રમણલાલે પાણી કાઢવા માંડ્યું. આ બાજુ માનીતા મહેમાને નાક પાસેની 'સ્પ્રીંગ' દબાવી બનાવટી મુછ અને ફેંટો કાઢી નાખી પલંગ ઉપર નાખ્યાં, અને વાદળમાંથી વીજળી પ્રગટે એમ નિસનૂતન મહામાયાની વિભૂતિ સમી,–સુલભા–ગાલપર ટેકવેલી આંગળીને તેમજ આંખની ભમરને, મોહકતાથી મરડતી, દિવ્ય નવજીવનની ચંદ્રલેખાને જાણે બનાવતી, મંદહાસ્ય કરતી બોલી: "યહ હી હમારા મકાન હૈ, જનાબ!"

## યોગ્યતાને સત્કાર



(અનુસંધાન પૃષ્ઠ ૬૮ થી)

સર્વેના શા સ્વાદ !

આહા ! સર્વેના શા સ્વાદ !

ભાઇ જગજીવન કયાંથી સુણીશું હવે અમે !

તુજ મધુરા મીઠા સ્વર !

"શેવ ગાંઠીઆ ભજીઆં "શેવ ગાંઠીઆ ભજીઆં!"

તાજાં ! મીઠાં ! ગરમ ! તમનમતાં !

આ સંગીતમય સ્વર કયાં સુણીશું હવે અમે ભાઇ!

તુજ વિયોગ કેમ સહેવાશે !

કયાં પામીશું આવી સેવા !

કયાંથી લઇશું ગાંઠીઆ ! !

કયાથી લાવીશું ભજીઆં ! ! !

તારી સ્ત્રીના નાજુક હાથોનાં !

હા ! નાજુક નાજુક હાથોના !

હા ! સૂર્યવંશી પતિની ચંદ્રવંશી પત્નીઓ !

સૂર્ય જેવું પ્રતાપી તુજ મુખડું,

ચંદ્ર જેવી મીઠી તુજ સ્ત્રીઓ !

કયાથી પામીશું !

કયાંથી મેળવીશું !

કયાંથી લાવીશું

શેવ ગાંઠીઆ ભજીઆં ! શેવ ગાંઠીઆ ભજીઆં !

કવિ ઉમેદની ઉમેદ ભાગી ગઈ ! હાય ! હાય !

કવિ ઉમેદજી જેચંદ.

—રાજકવિ—ભંકોડા.

ભંકોડાના રાજકવિ ઉમેદ જેચંદની સરળ કવિતા હાજર રહેલા સર્વે ગૃહસ્થો સમજ્યાં અને તેથી આનંદ પામ્યા અને કવિને હર્ષનાદથી વધાવી લીધા.

છેવટે પ્રમુખના ઉપકારની દરખાસ્ત ગામના હજામ મલીયા પશુવાએ ઘણી છટાથી રજુ કરી. હજામ મલીયાએ દરખાસ્ત રજુ કરતાં કહ્યું કે "ભાઇઓ ! હવે આપણે પ્રમુખ નો ઉપકાર માનવો છે. પ્રમુખ ઘણા લાયક માણસ છે એમ લુહાર હરજીવને પ્રથમ કહ્યું છે. તેના વિરુદ્ધ મારે કંઈ કહેવું નથી. પણ તેણે કહ્યું કે મારે ત્યાંથી ખીલા સાંકળ લે છે માટે લાયક છે; એ કંઈ ઠીક બોલ્યા નહીં. હું શું ત્યારે એમનું માથું બોડવા આતવારે આતવારે જાઉં છું માટે એમને લાયક કર્યું ? મારા આગળ તો ભલ ભલા રાજા પણ માથું નીચું કરે માટે તે લાયક કહેવાય નહીં; પ્રમુખ ની લાયકી જુદીજ જાતની છે !

તેઓ સોપારા ચોખ્ખાં આપે છે ! હીચોળકરા રોકી આપતા નથી. તેના પુરાવામાં મારે ઘેર આઠ દિવસ ઉપર મહેમાન આવ્યા હતા. રુપપરથી મારા સારાના ભાઇની સારી આવી હતી અને તેની સાથે મારા બનેવીના ભાઇનો સારો આવ્યો હતો, તે બાઈ રાંડેલી છે તે છાની માની પેલા સાથે આવતી રહી હતી. તેમને નાત બહાર મુકવા મારે ઘેર પંચ મળ્યું હતું. તે તકરારનું છેવટ એમ ઠરાવ્યું કે નાતરું કરાવવું તેથી સર્વે ખુશી થયા. અને મેં સર્વેને પાન ગુલાબ આપ્યાં તે વખતે તજ, ઇલાયચી, લવંગ તો મારા ઘરમાં ઘણાં ભરેલાં હતાં. ગુલાબજળ ઉંચુ હતું; પાન સોપારી બહારથી મંગાવ્યાં તે વખતે પ્રમુખે ઘણી ઉંચી કેળ સોપારી સસ્તે ભાવે મને આપી.

ગૃહસ્થો ! પ્રમુખનો ઉપકાર માનવાની દરખાસ્ત હું મુકું છું અને છેવટે ભાઇ જગજીવનને મારી તરફથી અને અમારી ગુજરાતની સમસ્ત વાળંદ હિતવર્ધક સભા તરફથી મુબારકબાદી આપું છું.

આ દરખાસ્તને ટેકો આપવા કાર મગન દીમન ઉભા થયા અને બોલ્યા કેઃ—

દરખારતને મારો ટેકો છે અને આ બધી હકીકત બની એને પણ ટેકો છે.

છેવટે પ્રમુખની વતી પોસ્ટ માસ્તર ઉઠીને બોલ્યા કે ભાઇઓ! હવે સભાનું કામ પુરું થયું! આપણે ભાઇ જગજીવનને માનપત્ર આપવાનું હતું, પણ ટુંક વખતને લીધે તે છપાઇ શક્યું નહીં તેમજ છપાવવાની રકમ પણ ઉભી થઇ નહીં તેથી માત્ર માનપત્રને બદલે અભિનન્દન આપીએ છીએપણ તે ખરા અંતઃકરણનું છે એ નિશ્ચય છે. આપણે આશા રાખીશું કે ભાઇ જગજીવનની રોજ રોજ ચડતી થાઓ! બોલો શ્રી હર! હર! મહાદેવ! બહુચરમાતકી જે!!!

ભાઇ જગજીવન પોતાની પૂર્વ કથા બોલી ગયા; અને આર્ય સમાજીઓનો ઉપકાર માન્યો તે યથાર્થ છે. શુદ્રને ઉચ્ચ બનાવવા તે કે માત્ર આજ નવીન સુધારાવાળાઓનોજ વિચાર છે એમ નથી; પૂર્વકાળમાં તેજ વિચાર હતા.

जन्मना जायते शूद्र कर्मणा द्विज उच्यते

વળી કલિકાલમાં ચાલતી વાનરસ્મૃતિના અધમોદ્ધારણ પ્રકરણમાં પણ કહ્યું છે કેઃ—

अस्पर्श्यां भवेत्स्पर्श्यः उपा नत्ताडनेन च
चर्मकारो द्विजश्चैव अधिकारी भवेत्तथा

એવાં શાસ્ત્રનાં વચનો અનેક છે પણ તે પ્રમાણે અનુસરવાની હીંમત આર્યસમાજીઓ કરે છે તેમને ખરેખર ધન્યવાદ ઘટે છે.

સભા વિસર્જન થયા પછી પ્રમુખ, પોરટ માસ્તર, અને જગજીવન વચ્ચે નીચે મુજબ વાતચીત થઇ.

ગાંધી શેઠ ઉત્તમચંદ—ભાઇ માસ્તર સાહેબ તમે મને બહુ મદદ કરી હોં!

જગજીવન—એમને લીધેજ આ બધું પાર પડયું હોં શેઠ!

પોરટ માસ્તર—ભાઇ બધા પ્રતાપ પ્રભુના છે! આપણે તો માત્ર સાધન છીએ અને તે પ્રમાણે મે જે કૈં કર્યું તે કર્યું. આજની સભાની બધી હકીકત મુંબાઇના એક રોજી-દામાં, અમદાવાદના 'ગુજરાતીપંચ' માં અને એક માસિક નવું નીકળ્યું છે 'સાધન' નામનું તેમાં પ્રસિદ્ધ કરવાની મેં ગોઠવણ કરી છે; અને આવતી કાલે સવારે સાત વાગે સ્ટેશન ઉપરની બધી ગોઠવણ કરી છે.

સારાં ફુલ અહીં મળતાં નથી અને પાટણ કે અમદાવાદથી મંગાવવા જેટલા પૈસા નથી તેથી માત્ર કેસુડાંના ફુલનો હાર કરાવ્યો છે અને આપણા સ્વદેશી રીવાજ પ્રમાણે નારી-અળ અને રુપીઓ આ જગજીવનભાઇના હાથમા મુકીશું અને ચાર પૈસા ઠરાવી ઢોલીને બોલાવ્યા છે.

બીજે દિવસે સવારે સાત વાગતામાથી ચાણસમાના સ્ટેશન ઉપર શેઠ જગજીવનને વદાય કરવા લોકોની ઠઠ મળી. શેઠની ત્રણે સ્ત્રીઓ પ્રથમથી આવીને ગાંસડાં પોટલા ઉપર ઘુમટો તાણી બેઠી હતી એટલામાં શેઠ આવ્યા, તેમની સાથે બીજા લોક ઘણા આવ્યા એટલે તેમની પત્નીઓ અવળું મોં કરી લોકો તરફ પોતાની પુઠ કરીને બેઠી; કદી કદી નાની વહુ ભંકોડાના રાજકવિ તરફ ઘુમટામાંથી જોઇને હસતી હતી; વચલી વહુ કોઇક વાર ઘુમટામાંથી મોં કાઢી પોરટ માસ્તર તરફ જોઇ તુરત બીજી તરફ જોતી હતી અને જુની વહુએ તો માત્ર એકાદ બે વાર જ ગાંધી તરફ નજર નાખી પાછું મોં ઢાંકી દીધું હતું. તે શીવાય સ્ત્રીઓ ઘણી મર્યાદાથી અટલા બધા પુરુષો વચ્ચે

બેઠી હતી. થોડીવારમાં ગાડી આવી તેની સાથે ઢોલ ભેરી અને ભુંગળના ધ્વનિ થયા. ગાડીમાં ભીડ બહુ હતી, ફર્સ્ટ, સેકંડ, થર્ડ ત્રણે વર્ગ ભરેલા હતા તેથી સ્ટેશન માસ્તરે શેઠ જગજીવન માટે ખાસ રાખેલો ગુડસનો ઘાસ ભરવાનો ખુલ્લો ડબ્બો જોડાવ્યો તેમાં શેઠ જગજીવન અને તેમની ત્રણે સ્ત્રીઓ નિશ્ચિંત બેઠાં અને થોડીકવારમાંજ શેઠ આવજો, ! ભાઇ આવજો, ! કાગળ લખજો ! સંભાળી જજો ! એવા પુકાર વચ્ચે ગાડી ચાલી અને તુરતજ જગજીવનની ત્રણે સ્ત્રીઓએ ઘુમટા કાઢી ચારેતરફ નિર્ભયતાથી જોવા માંડયું.



## અરવિંદનાં આંસુ

—૦—

[અનુસંધાન પૃષ્ઠ ૪૨ થી]

લતાની વાગ્ધારા આગળ ચાલી.. " પ્રિય અરવિન્દ, ! આવો પુણ્યાત્મા ' વહાલાઓની વસમી વીદાય ' લઇ રહ્યો હતો. આપણાં વહાલામાં વહાલાથી આમ વીખુટું પડવાનું ! હરિ હરિ ! પ્રીતજ ખોટી ! શું માય નો ભુલાવો ! આ કારી ઘા બચ્ચાંઓને કોમળ કલેજે ખુંચી રહ્યો. "

લતાથી રડી પડાયું. મારું હૃદય એ ક્ષુભિત થયું હતું પણ તેના હાથ સાથે રમતો હું બેસી રહ્યો. તેણે કહ્યું: " ચાલો હવે ઉઠીએ; બહુ વાર થઇ; મોડું થાય છે. તેનો હાથ મારા હાથમાથી સરકાવી લેવા તે મથતી હતી. હુ તેને હજી જરા જોરથી પકડી રહ્યો હતો.

મારાથી બોલી ઉઠાયું: " હા ! આપણે ફરી મળીશું. મળીશું, મળીશું એકવાર ને અનેકવાર. ગમે તે પરિસ્થિતિમાં આપણને આપણા મીઠાં સંભારણાં સાધશેજ્તો. હું હવે જઇશ–ખુશીથી જઇશ આ જ ને માટે કે અનંત કાલને હાલ તો કશું કહેવાય નહીં પ્યારા જ્યોતિન્ પ્રિયલતા ! મળશું–મળશું કાળના ગાને કો પુનિત કાંઠે. આવતી કાલે કે અનંતકાળના કો ઓથારે. " આવતી કાલેસ્તો " મારી કોકિલા ટહુકી ઉઠી ને સ્મિત લહરી તેના હોઠે રમી રહી. ' આવતી કાલે ' એ પુણ્ય બોલનો ગેબના ગુંજ જેવો પડઘો મારા આત્માનાં કો અદૃશ્ય ઉંડાણમાંથી ઉઠયો. મારા હાથમાંથી પરાણે પરાણે લતા હાથ સરકાવતી હતી ત્યારે તેને ભાગ્યેજ ભાન હશે કે ' કાલે કે કાળે '. આ રસિક યુગલ ઘટામાંથી અદૃશ્ય થતું હતુ. જ્યોત્સ્નિકાનાં અમૃત વર્ષણમા હું તેમની પાછળ મારી દૃષ્ટિ દોડાવી રહ્યો હતો. આ ટાણે, અરે અત્યારેજ પેલી પંક્તિ મારે સ્મરણે કેમ ચઢી ?

> प्रेयो मित्रं बन्धुता वा समग्रा ।
> सर्वे कामाः सेवाधि जीवितं च ।
> स्त्रीणां भर्ता धर्मदाराश्च पुसाम् ॥

આ તે આશીર્વાદના અમૃત કે ઇર્ષ્યાના અગ્નિ સ્ફુલિંગ ? ત્યારે તે શું ગયાંજ ગયાં ! બધા જ્વાજ સર્જાયા છેને ?

"જશે મેળે જ્યોત્સ્ના ઉડુગણ જશે, રાત્રિ ય જશે,
કલેન્દુ સાન્જે એ નિરખી ઉગતા આથમી જતો."

ધરણી પર હું ઢળી પડ્યો ને હૈયું ખાલી કર્યું. ઘડીમાં હુ કુદી પડ્યો ને ઘટાટોપની અટારીમા ઝુકી રમ–વાટિકાના દ્વારથી તેને અદૃશ્ય થતી નીહાળી રહ્યો. મારી આનંદ–પુતળી માટે મેં મારા હાથો લંબાવ્યા પણ તે મારા આસુઓમાં જાણે કે ઓગળી ગઇ !

[ આ વાર્તાનો વિશેષ ભાગ આવતા અંકમાં ]



પમની સ્વ. પતિનશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત દાદાભાઇ આણંદજી ચાવડા
[illegible]

## ઘુંઘટવાળી

(અનુસંધાન પૃષ્ઠ ૩૬ થી)

(અનુસંધાન પૃષ્ઠ ૩૬ થી)

છે, જે અધીરાઇ પતિદેવને જમાડી દેવાની અગી-આરશવાળી, ભુખી, પતિપરાયણા સ્ત્રી બતાવે છે તેવી અધીરાઇ હું અનુભવવા લાગ્યો.

" બીજી વાર જોવાની માગણી નહીં કરો?" ઘુંઘટપટની વૃક્ષરાજિમાં અદશ્ય રહેલી કોયલે આખરે ટહુકો કર્યો.

'નહીં કરુ બસ, એકજવાર તારા મુખનાં પુણ્ય દર્શન કરી લઇશ ને પછી–પછી ચાલ્યો જઇશ. હિમાલયના શિખર પર જતો રહીશ, કોલસાની ખાણોમાં દટાઈ જઇશ, નદીમાં પડીશ, આપઘાત કરીશ, સરકારી ખાતામાં કારકુન થઇશ, ઝાડ પર માળો બાંધીને રહીશ, પણ તારી ઇચ્છા ઉપરાંત તારી પાસે કદી પણ નહીં આવુ તારા એકવારના મુખદર્શનની સ્મૃતિમાંજ અવશેષ આયુષ્ય પુરુ કરીશ.

' લો, જુઓ ત્યારે, ' કહીને એણે ઘુંઘટ સહેજ ઉઘાડ્યો એક ચમકતુ નયન મને જોઇ રહ્યું, ને હુ એ નયનને જોઇ રહ્યો. અનંત આકાશના ગંભીર્ય એ નયનમાં મને દેખાયા, કુસુમકલિકાની સુકુમારતા એ નયનમાં મને પ્રત્યક્ષ થઇ. હિમાંશુની અમૃતધારા એ નયનોમાંથી નીતરતી મને લાગી ને નયન ઉપર ચન્દ્રમાંથી કોરી કાઢયું હોય એવું તેજસ્વી, ભવ્ય લલાટ દેખાયું.

અપૂર્વ રોમાંચ હું અનુભવી રહ્યો. જગત જાણે સરી ગયું હોય એમ મને લાગ્યું. શિરાએ શિરામાં ઉષ્ણ રુધિર નૃત્ય કરી રહ્યું.

'આમ શા માટે કરે છે? તારા આખા વદન મંડળની એક વાર તો ઝાંખી કરાવ!'

'જુઓ' કહીને એણે ઘુંઘટ ઉઘાડી નાખ્યો – –ને ઓ પ્રભુ! ટુથબ્રશ જેવી મુછથી શોભી રહેલું, અટ્ટહાસ્યને અટકાવવાથી લાલ થઇ ગએલું મારા મિત્ર મહેન્દ્રનું મેં મોંઢું જોયું.

× × ×

ચીસ પાડીને હું જાગી ઉઠયો પાસેજ વિષ્ણુએ ભગવાન વેદવ્યાસને મોહિની સ્વરૂપે જેવા છેતર્યા હતા તેનુ અર્ધુ લખેલુ મારુ કાવ્ય પડયું હતુ.

ને ખરું પુછો તો જગતની સર્વ કામ્ય વસ્તુઓ પર ઘુંઘટપટ નથી છવાઇ રહ્યો? ને તેને લીધેજ અંદરની શુદ્ર વસ્તુઓને અતિ રમણીય માની આપણે તેની પાછળ ગાંડાં નથી કાઢતાં? આ ઘુંઘટ હેઠળ ન ઢંકાઇ હોત તો માયા વસ્તુ-ઓની કામના થાત ખરી? વેદાન્તીઓ જેને માયા કહે છે તે આ ઘુંઘટપટજ નહીં હોય?



# મારી નોંધપોથી

[અનુસંધાન પૃષ્ઠ ૪૪ થી]

જ્યારે પ્રથમ વર્ણોચ્ચારજયંતિ, પહેલી ગાળ દે ત્યારે પ્રથમગાલિપ્રદાનજયંતિ, એ પ્રમાણે ક્રમશઃ જયંતિઓ ઉજવાવી જોઇએ. કોઇ કહેશે કે આ સર્વ પ્રસંગો સાધારણ છે તો તેની ભુલ છે. દરેક મનુષ્યના જીવનમાં આ બનાવો ઘણા મહત્ત્વના હોય છે. એ પ્રસંગો એના જીવનમાં ઉપસ્થિતજ ન થાય તે એની અસરથી એનું આખું જીવન દુઃખી થઇ જાય. દાખલા તરીકે એ જન્મેજ નહીં તો મહાપુરુષ તો શું પણ સામાન્ય પુરુષ—અરે, અધમ પુરુષ પણ એ ન થઇ શકે; ટુંકામાં એ જીવીજ ન શકે ! બેસતાં કે ઘુંટણી- આં તાણતાં એ કદી શીખેજ નહીં તો એને જીંદગી પર્યંત ઉભા રહેવું પડે અથવા સુઇ રહેવું પડે ! એ બોલતાં ન શીખે તો આખી જીંદગી સુધી મુગા રહેવું પડે. અને અને ગાલિ- પ્રદાન કરતાં ન આવડે તો એની આખી જીંદગી ધુળ થઇ જાય ! એનાથી કદી પણ વિવેચક કે ટીકાકાર થવાય નહીં; એનાથી વકીલાત કરાય નહીં; એનાથી સભામંડપ ગજાવાય નહીં; એનાથી સ્વરાજ મંગાય નહીં; આગગાડીમાં થર્ડ કલાસમાં એનાથી કદી મુસાફરી થાય નહીં; તેમજ એનાથી પરણાય પણ નહીં !

આ પ્રમાણે આપણે પ્રસંગે પ્રસંગે જયંતિ ઉજવવી જોઇએ. એમ કરવાથી આપણા શુષ્ક, વિનોદહીન જીવનમાં નવીન રસનો સંચાર થશે.

તા. ૨૦–૩–૨૭

રા. મુનશીએ પોતાની નવલકથામાં જૈન પાત્રોનું સર્જન કર્યું છે તેથી જૈનો ખીજવાઇ ઉઠ્યા છે; અને તે યોગ્યજ છે. મુસલમાન પોતાની કોમ વીશે કે પોતાની કોમની કોઇપણ વ્યક્તિ વીશે સારું કે નઠારું ન લખવા દે તો બીજી કોમો પોતાની કોમ વીશે કેમ લખવા દે ? રા. મુનશીએ જૈનોને અન્યાય કર્યો છે કે નહીં એ પ્રશ્ન નથી. પ્રશ્ન તો એટલોજ છે; એમણે જૈનો વીશે લખ્યું છે કે નહીં ? એમણે જૈનોને અન્યાય નથી કર્યો એમ સિદ્ધ કરવું સહેલું છે. પણ એમણે જૈનો વીશે કંઈ લખ્યુંજ નથી એમ કહેવાની કોઇ પણ હીમ્મત નહીં કરે. વળી 'પાટણની પ્રભુતા'માં આનંદ સૂરિ નામક એક કાલ્પનિક પાત્ર પણ એમણે આલેખ્યું છે. ખરું પુછો તો ઐતિહાસિક નવલકથાકારને કાલ્પનિક પાત્ર આલેખવાનો અધિકારજ શો છે ?–ને તેમાં પણ જૈન પાત્ર ? ને તેમાંએ જૈન સાધુ ? એ સીવાય એમના 'ગુજરાતનો નાથ' નામના પુસ્તકમા ઉદયન, મંજરી નામની એક કાલ્પનિક કન્યા પાછળ ગાંડો થાય છે. ઉદયન જૈન હતો. જૈન હતો અને કન્યા પાછળ ગાંડો હતો એ બે વસ્તુ બનવી શકય છે એમ કોઇ કહી શકે નહીં, જૈન હૃદય સીવાય એ વાતનો કોઇ સ્વીકાર ક શકેજ નહીં. અને એક ખરેખરો ઐતિહાસિક પુરુષ કથાકારની કાલ્પનિક કન્યા પાછળ મુગ્ધ થાય એ બનેજ શી રીતે ? અને કદાચ એમ બન્યું હશે તોએ શું ? એટલા માટે એ ચલાવી લેવાય ?

હીંદુઓ નિર્બલ છે એમ કહેવાય છે એ ખોટું નથી. મુસલમાનો મુસલમાન સંબંધી કંઈ પણ લખાણ હોય તો તેનો પ્રબળ વિરોધ કરે, જૈનો જૈન વિષયક કંઈ હોય તો વિરોધદર્શક સભા ભરે, એટલુંજ નહીં પણ ઠરાવો પણ કરે તો શું બ્રાહ્મણ, ક્ષત્રિય, વાણીઆ, સોની, સુથાર વગેરે કંઈજ નહીં કરે ?

રા. મુનશીએ કાક નામનું પાત્ર સર્જ્યું છે.

એક બ્રાહ્મણ છે, માટે બધા ચોમાસી જોતના બ્રાહ્મણોએ એનો પ્રખર વિરોધ કરવો જોઇએ. સિદ્દરાજ, જગદેવ પરમાર વગેરે પાત્રો આલેખવા માટે ક્ષત્રિયોએ મળીને વિરોધદર્શક ઠરાવો પસાર કરવા જોઇએ. શામળશાનો વિવાહ લખવા બદલ વૃદ્ધ પુરુષો અને વાણીઆઓએ મળીને છેક કલેક્ટર સુધી ભીતાં ભીતાં પણ અરજી કરી નાખવી જોઇએ. કડું આખ્યાનની રચનાનો વિરોધ કરવા ઋષિ મુનિઓએ હિમાલયથી અને અપ્સરાઓએ સ્વર્ગમાથી ઉતરી આવી ચોપાટીના મેદાનમાં જંગી સભા ભરી એ આખ્યાનની હોળી સળગાવવી જોઇએ 'પાટણની પ્રભુતા'માં બારોટનું પાત્ર આલેખવા બદલ સર્વ બ્રહ્મભટોએ વિરોધસૂચક કવિતો લલકારવાં જોઇએ.

આ પ્રમાણે દરેક જ્ઞાતિ ને કોમના મનુષ્યોએ મળીને સર્વ પ્રકારના મનુષ્યોનો સહકાર સાધી આખા વિશ્વમાં એવું તો વિરોધપ્રચુર વાતાવરણ ઉભું કરવું કે કોઇ પણ લેખક કોઇ પણ કોમ કે જ્ઞાતિની કોઇ પણ વ્યક્તિને માટે કંઇ પણ લખતા પહેલાં-લખતાં પહેલાં શું ? લખીજ ન શકે.

આ માત્ર કલ્પનાનો તરંગ નથી. થોડાજ સમયમાં અઘરું લાગતું કાર્ય સિદ્ધ થઇ જશે, ને પછી જે જે નવલકથાઓ છપાવશે તેની ખપત ઘણીજ થશે-વિદ્યાર્થી વર્ગમાં, એકસરસાઇઝબુક તરીકે, અંદરના સર્વ પૃષ્ઠો કોરાં હોવાથી એનો ઉપયોગ ઘણો વધી જશે. છપામણીનો ખર્ચ પણ વધુ નહીં આવે ઉપરનું પુઠું, તે પર પુસ્તક અને લેખકનું નામ, પૃષ્ઠવાડેના પુંઠા પર એકાદ જાહેર ખબર આટલુંજ છાપવાનું; અને વધારે છપાવવુંજ હોય તો અંદર પાનાંઓ લીંટીવાળાં કરાવવાં. પુસ્તકના કદ પરથી લેખકના મહત્ત્વને માપવાનો આદર્શ આપણે ત્યારેજ સિદ્ધ કરી શકીશું.

---

## સ્ત્રીઓનાં બંધન

[ માઘ માસ પૃષ્ઠ ૪૮૯ થી આગળ રહેલો વધુ ભાગ ]

[ કંદર્પ બંનેનો એક એક હાથ પોતાના બે હાથમાં લઇને એટલા જોરથી દબાવે છે કે તેઓ જેમ તેમ હાથ છોડાવીને બને હાથે પંપાળવવા મંડી જાય છે. ]

### માલતી

કંદર્પ કુમાર, તમે પણ કંઇ બેમાંથી ઓછા જબરા નથી. આ બેના બચારાના તો હાથજ તમે ખેંચી કાઢયા.

### મહેરાં

તે ત્યારે શું એ પણ કંઇ જોર વિના મેનાના Partner ( સાથી ) થયા હતા ?

### માલતી

ખરેખર તમારી બન્નેની જોડી તો અનુપમજ છે.

### મેના

ને ( પ્રેમરાય ને ગણપતિની જોડી તરફ હસતે હસતે આંગળી કરીને ) આ બે જણાની જોડીને કેવી ધારો છો ?

### સર્વે

એ પણ અનુપમ !

[ તેઓ બન્ને છુટા પડવા જાય છે. તેમને બન્ને બાજુએથી બધાં રોકે છે ને મેના તેમના હાથ મેળવે છે. તેમના સીવાય બધાં ખુબ હસે છે. ]

[ પડદો પડે છે. ]

## એક પ્રવાસ

(અનુસંધાન પૃષ્ઠ ૨૪ થી)

થાણું નાંખી ગયા. અને વિશ્વવિજેતા રોમને અહીંઆં આનંદ કરવા, સમરાગણોનો થાક ઉતારવા આવતા. આ ઉલ્લાસભૂમિનાં તોફાનોમાં–નર્તતો સાગર, જ્વલંત વીસુવીઅસ. અને ચારે તરફ ખદખદતી ધરતીના સમગ્ર તોફાનોમાં–કોનો થાક ઉતર્યા વિનાનો રહે ?

દુનીઆમાં બધી પ્રજાઓ થઇ ગઇ; પણ ત્રણ જ મને મુગ્ધ કરે છે—બ્રહ્માવર્તની પ્રજા જેણે પૂજ્યભાવ સરજ્યો તે; ગ્રીસની પ્રજા જેણે સૌંદર્ય સરજ્યું તે; ને રોમની પ્રજા જેણે વ્યવસ્થા સરજી તે.

મનુષ્ય સ્વભાવમાં કેટલીક મૌલિક હાજતો છે–ખાવાની, વંશવૃદ્ધિની; તેવીજ મૌલિક હાજત વ્યવસ્થા રચવાની છે. એક માણસ પૈસો મેળવી ખાઇપી મોજ કરે છે; તે જોઇ આપણે પ્રશંસા કરીએ છીએ. બીજો રુષ્ટપુષ્ટ છોકરા છોકરીનુ કુટુંબ ઉછેરે છે; આપણે માનભેર જોઇ રહીએ છીએ. ત્રીજો વ્યવસ્થા રચે છે–એવો નિયમ સરજાવે છે કે બીજા બધા તેનો સ્વીકાર કરી કર્તવ્યનિષ્ઠ બને છે;–અને આપણે પ્રણિપાત કરી વંદન કરીએ છીએ. હઝારો માણસોનુ લશ્કર એક રીતે કવાયત કરે છે, હઝારો માણસોનાં વૃંદને એક નેતા પ્રેરે છે; હઝારો માણસ જતાં આવતાં હોય તેને એક 'પોલીસ મેન' આગળી વડે ઉભા રાખે છે. આવી વ્યવસ્થા જોઇ મારું હૃદય આનંદ પામે છે —એક સનાતન વૃત્તિનું આ સામ્રાજ્ય જોઇ માનવતામા હું ગર્વ લઉંછુ......

રોમે માનવોને વ્યવસ્થાવૃત્તિ આપી. આ વ્યવસ્થાવૃત્તિ સર્જનારાઓના વાચેલાં સ્મરણો અને તાજાં થયાં. આ નેપલ્સને કીનારેથી સીપીઓ આફ્રીકેનસ કાર્થેજનો વિનાશ કરવા નીકળ્યો; અહીંઆથી સુલાએ ત્રણ ભુવન જીતવાના પ્રયત્નો શરૂ કર્યા; અને અહીંઆં–ઉભાં ઉભાં, જુલીયસ સીઝરે એશીયા, યુરોપ, ને આફ્રીકાનાં ત્રણે ભુવનને વશ કરવાનાં સ્વપ્ના સેવ્યાં હશે ! કેવા મહાન નરોની પરંપરા આ નેપલ્સમાં હવા ખાવા આવી હશે ! સેનાપતિઓ, મુત્સદ્દીઓ, વક્તાઓ, વ્યવસ્થાના સ્રષ્ટાઓ– જેમના શબ્દે સિંહાસનો પડતાં–જેમના ભ્રભંગે રાષ્ટ્રો કાંપતાં. રોમના અમર આત્માના સ્રષ્ટાઓ ! માનવતા તમારી મહત્તાથી આગળ વધી નથી.

—પણ રોમ હજુ આવવાનુ છે.

—બાયાને રસ્તે જતાં મને રોમના ઇતિહાસનાં દર્શન થયાંજ ગયાં. હીંદમાં તો ત્રણ સદી પહેલાનાં સ્મરણચિન્હો જડતાં નથી પેશ્વાઇ ભરુચના ચિન્હો શોધવા મેં અનેક નિરર્થક પ્રયત્ન કર્યા હતા. અહીંઆ–નેપલ્સની આસપાસ બે હઝાર વર્ષ પરનાં રોમનોનાં ઘર નજરે ચઢે છે. —અને પોમ્પીઆઇ બે હઝાર વર્ષ પર હતુ તેવું ને તેવુ પડયુ છે ! આ દેશમાં ઇતિહાસ પછી કેમ ન હોય ?

—નેપલ્સથી બાયા જતા, પહેલાજ વર્જીલની કબર રસ્તામા આવી મારુ હૈયુ પૂજ્યભાવથી, દીનતાથી નિર્વિચાર, નિઃશબ્દ થયુ. અહીંઆ આ નાનકડા ભોંયરામા ઓગણીસ સદી સુધી તેની રાખ પડી હતી 'ઇનીઅડ' નો કર્તા—હોમરનો પ્રતિસ્પર્ધી–યુરોપનો વાલ્મીકિ—ડાંટેની પ્રેરણા મૂર્તિ—અને લેટીન ભાષાને અમરતા અર્પનાર મહાકવિ આ ગામમાં રહેતો હતો, આ સમુદ્રમા તરતો હતો, આ સડકે જતો હતો ધુળમા તેના પગલા પણ કોઇ ઠેકાણે હજુ દેખાતા હોય એમ મને લાગ્યું !

અને અહીંઆ તેના દેહની રાખ રાખવામાં આવી હતી, અને સેંકડો વર્ષ ભક્તો તેની યાત્રા

કરી પ્રેરણા મેળવતા હતા.

—વર્જીલ મારી આગળ આવી ને ઉભો રહ્યો—જેમ ડાંટે આગળ આવ્યો હતો તેમ; આત્માનાં ઉંડાણમાં શબ્દબ્રહ્મને નીહાળી તેને એક કવિતામાં સાક્ષાત્કાર કરનાર સાહિત્યકોનો શીરોમણિ, અને મારી નિર્જીવતાથી, આખા અર્વાચીન જમાનાની અધમતાથી હું શરમાયો, પૂજ્યતામાં વિહ્‌વલ બની જોઇ રહ્યો. આપણે છાપવાની કળા શોધી, વાર્તાઓ શોધી, છાપાં શોધ્યાં; અને વિસ્તારના લોભમાં શિષ્ટતાનુ સત્ત્વ વીસારી દીધું...

—ઇલીઅડ અપૂર્વ મહાકાવ્ય છે. ઇલીઅડ, ઓડીસી, મહાભારત, રામાયણ તેને ભવ્યતામાં, સુકુમારતામાં, એકતાનતામાં પહોંચી શકે એમ નથી. એ કાવ્ય રોમનો ભવ્ય આત્મા સજીવન કરે છે......ગુજરાત એવું કાવ્ય ક્યારે લખશે? અરે એવુ કાવ્ય ક્યારે સમજશે—'રાસલડી' ને 'છબીલડી' ને 'કોકિલડી' છોડીને!

—અમે આગળ ચાલ્યા; અને મૃત્યુને મંદિરે (grotto del Morto) આવ્યા. નેપલ્સ જેમ સુંદર છે તેમ ભયંકર છે. વિનાશકતાની બીક તો એની મોહકતામા ઉમેરો નહીં કરતી હોય?

આ મૃત્યુનું મંદિર એક ગુફા છે અને તેમાં ઝેરી હવા પ્રગટે છે. જેને ઇચ્છા હોય તે દશ ડગલાં લઈ યમને બારણે પહોચી શકે છે. અસલમાં આ બારણેથી યમસદનમાં જવાની આજ્ઞા ફરમાવાતી. યુરોપીય કવિઓ સેતાનને પૃથ્વીપરથી સેતાનખંડમાં જવાનાં દ્વાર નેપલ્સ આગળ મુકે છે—ખાસ કરી વીરજીલના મુખમાં; પણ અહીંઆં એ મોટા દરવાજો છે એટલુંજ નહીં, પણ નાના ઝાંપાઓ પણ છે.

પછી પોઝુઆલી આવ્યું. આ ગામમાં પ્રાચીન રોમન મહાત્માઓના બંગલાઓ હતા તેનાં ખંડીએરો જોયાં. ત્યાં જ્યુપીટર (ઇંદ્ર) ને નેપ્ચ્યુન (સાગરદેવ) નાં પડી ભાગેલાં મંદિરો જોયાં; અને સીસેરોનો બંગલો જોયો.

વાક્પટુતામાં ડેમોસ્થનીસની સ્પર્ધા કરનાર વક્તાનો વાસ—રોમના સ્વાતંત્ર્યના છેલ્લા વાગ્વીર સીસેરોનું ઘર! આ પડેલી ભીંતો જ્યારે ઉભી હતી ત્યારે તેની છાયા નીચે તેણે અપૂર્વ શબ્દરચનાની શૃંખલા તૈઆર કરી, તેણે શતકપરંપરાના વિદ્વાનોને બાંધી લીધા. મધ્યકાલીન યુરોપમાં સીસેરોએ જે વાક્ય ન વાપર્યું તે વાપરનારને કેટલાક વિદ્વાન ગણતા નહીં....

પલવાર આંખ મીંચી હું ઉભો રહ્યો. જે વાતાવરણમાં સીસેરોનાં અપૂર્વ મહાવાક્યો ઘડાયાં હતાં તેમાં મને એ વાક્યોના ભણકારા વાગ્યા....

સીસેરો બેઠો હતો—હાથ લમણે મુકીને; અને તેની કલમમાંથી વાક્યો નીતરતાં હતાં—ચંચલ, નમાલાં વાક્યો નહીં—પણ સામે ઉછળતા સાગર સમાં પ્રૌઢ ને ગંભીર વાક્યો—સમય ને સ્થળની સીમાઓ ઓળંગી આખી માનવજાતિ પર સામ્રાજ્ય ભોગવવા સરજાએલાં અમર વાક્યો...

ત્યાંથી અમે એમ્ફીથીએટર (રમતશાળા) જોવા ગયાં. રોમનો જેવા વીર હતા, રોમની સત્તા જેવી પ્રતાપી હતી, તેવી તેની રમતો પણ ભયંકર ને પ્રતાપી હતી. દરેક રોમન શહેરમાં એક રમતશાળા હતી, જ્યાં લોકો રમત જોવા ભેગા થતા; રમત તે ગીલ્લીદંડા નહીં, ક્રીકેટ ફુટબોલ નહીં, પણ જીવલેણ યુદ્ધોની રમત-સિંહ ને મનુષ્યો વચ્ચેની મારા મારી—ગ્લેડીયેટર્સ, મરણીઆઓની મારામારી. જે લોહી રેડી સત્તા મેળવતા તે મજાહ પણ રુધિરદર્શન વિના કરી શકતા નહીં.

વર્તુલાકાર ખુલ્લા થીએટરમાં તેઓ બેસતા; અને સિંહો, ગુલામો, કે મરણીઆ જુદે જુદે

બારણેથી વચ્ચે આવતા. આ રમતશાળા પણ વિખ્યાત હતી....

—આરમેનીઆનો રાજા રોમન સમ્રાટ્ નીરોનો પરોણો હતો ત્યારે તે બંને સૈકાઓ પહેલાં અહીંઆં આવ્યા હતા. વનરાજોને છુટા છોડી દેવામાં આવ્યા. રંગભૂમિ–કે પછી રુધિરભૂમિમાં–ગર્જના ને પછાડા ચાલી રહ્યા. સમ્રાટ્ નીરો–આનંદી, મોજીલો, ક્રૂર નીરો,–જે કહેવત પ્રમાણે રોમ બળતું હતું ત્યારે ફીડલ વગાડતો હતો–તેનું લોહી ઉકળી આવ્યું. તેણે રુધિરભૂમિમાં પડતું મુક્યું. આરમેનીઆનો નાનકડો રાજા આ રોમના રાજેંદ્રની મુર્ખાઈ જોઇ ચકિત થઇ ગયો...

નીરોએ વનરાજોને માર્યા ને પાછો આવી પરોણા પાસે બેસી ગયો...

રોમે ત્રણખંડો એમને એમ નહોતા જીત્યા...

...અરે બીચારું અહિંસાપ્રેમી હીંદી હૃદય! આ વાંચી તને કમકમાં આવશે. તને લાગશે કે આ નાપાક બ્રાહ્મણ કલંકરૂપ છે...પણ હું શરમાતો નથી. વનરાજોને ગુલામોનું રુધિરપાન કરવાથી મારા દેશને વિશ્વસામ્રાજ્ય મળતું હોય તો મારે નિર્માલ્ય પરાધીનતા ને નીચ ગુલામગીરીમાં રહી અહિંસાત્મક જીવન ને આધ્યાત્મિક મહત્તા જોઇતાં નથી......

—પુનિત પૂર્વજો! જામદગ્ન્ય, ભીષ્મ ને દ્રોણ ને કૃષ્ણ! તમે શું અહિંસા ને અપવાસ આદરી ગુલામગીરી સેવત કે મરણીઆઓનાં રુધિરદર્શન કરી ત્રણ ખંડની માલીકી ભોગવત?...

કોણ જવાબ આપે?...

—ત્યાંથી અમે સોલ્ફતારા ગયા.

નેપલ્સની આસપાસની ભૂમિમાં જે તોફાન છે તેનો ખરો નમુનો સોલ્ફતારા છે. એ જ્વાલામુખી પર્વત નથી; પણ ઉકળતું ખેતર છે. એ વિશાલ ખેતરમાં ઠેકઠેકાણે ઉકળતો લાવા ખદબદે છે, ઠેકઠેકાણે ધુમાડો નીકળે છે. તમે ચાલતા હોને આવરદા આવી રહે તો પગ નીચે જમીનનું ગાબડું ખદબદવા લાગે! ધરતી સ્થિર છે એવો ખ્યાલ અત્યાર સુધી મને હતો; પણ અહીંઆં તો ધરતી એટલે અસ્થિરતા. અને છતાં કયુમીમાં પહેલાં ગ્રીકોએ શહેર બનાવ્યું; બાયામાં શોખીન રોમનો આવી રહ્યા; નેપલ્સ ને પોમ્પીઆઇમાં પણ રોમનો વસ્યા; ને આજે શોખીન પ્રજા વસે છે–આ ધુંધવાતી, ધમધમતી ધરતી પર! જેટલો ભય છે તેટલું જ આકર્ષણ છે...

પાસે આવેલું મોન્તે નુવો (Monte Nuovo) નવગિરિ–અસ્થિરતાનો નમુનો છે—

એક ગામ હતું; ત્યાં લોકો વસતા. ૨૮ મી સપ્ટેંબર ૧૫૩૮ ને દિવસે ધરણી ધ્રુજી–ચોવીશ કલાકમાં વીશ વાર સમુદ્ર માઝા મુકી પાછો ગયો. ખડકે ધરતીમાં માર્ગ શોધ્યો. વર્તુળાકાર અખાતમાં ઉકળતું પાણી ખદખદી ઉઠ્યું. કાદવ નેપલ્સ સુધી ઉછળ્યો. રાખ દોઢસો માઇલ ઉડી. જોતજોતામાં ગામ ચારસો ફુટ ઉંચું થયું; તેની વચ્ચે જ્વાલામુખી થયો. આ પર્વત તે મોન્તે નુવો!

નવલકથામાં આ લખીએ તો કલ્પના સ્વચ્છંદી ને મૂર્ખ ગણાય. નેપલ્સમાં ચારસો વર્ષ પર આ થયું;–ને કાલે થાય તો નવાઇ નહીં.

## ૫

ત્યાંથી બાયાના અખાત પર આવ્યા. નેપલ્સની આસપાસ સરોવર અને અખાતો નથી, પાણીથી ભરેલાં હોલવાએલા જ્વાલામુખીનાં વર્તુળાકાર મુખો છે; જાણે પાણીભર્યાં જામ!

શોખીનમાં શોખીન પ્રાચીન રોમનો અહીંઆં લહેર કરવા આવતા; અને તેમનાં મહેલોનાં ઈંટ મટોડાં ચારે તરફ સ્મરણ જગવે છે. અહીંઆં વસ્યા પોંપી, કેટો, ને જુલીયસ સીઝર!

જુલીયસ સીઝરનું ઘર જોઇ હું પલવાર બેભાન થયો;–ને બાયા-હતું તેવુ-મારી નજર આગળ ઉભું થયુ....

'સ્તંભાવલિથી શોભતા આરસ મહેલો; નગ્ન મૂર્તિઓથી મઢેલા રમણીય ઉદ્યાનો ચારે તરફ હતા પથ્થરના સુદર રસ્તાપર દુનીઆનો વિજય કરી થાક લેતા મહારથીઓ પાલખીમા બેસી જતા આવતા. બાયાને સુરેખ કીનારે સાગર સુધ્ધતો દૂર વીસુવીઅસ આનંદમાં જ્વાલા ઉરાડતો.

એક મહાલયની અગાશીમાં એક માણસને મે જોયો—ઉંચો, રુપાળો, જરાક તાલવાળો. તેના કપડાં સ્વચ્છ ને કીંમતી હતા. તેના પર ધ્યાન આપવામાંજ તે એકાગ્રચિત્ત દેખાતો... સર્વસત્તાધિકારી સુલાએ એને માટે ચેતવણી આપતા જણાવ્યું હતું...that loose *coated boy (ઢીલા કોટવાળો છોકરો)* મેં તેને સુદર સ્ત્રીની છટાથી–વાળ સમારતા જોયો. તેની આખમા લહેર હતી. તેની વાતમાં છટા હતી...

મેં તેને જુદી જુદી રોમન સ્ત્રીઓને પ્રેમ કરતો જોયો. મેં તેને સરવીલીઆ ને જમીન જાગીરે સમૃદ્ધ કરતાં જોયો, સાઠ લાખ રુપીઆના એક મોતીએ વધાવતો જોયો વિધિનું વૈચિત્ર્ય કોણે પારખ્યું છે ? ઉદાર હૃદયના જુલીયસ ! આ સરવીલીઆનો પુત્ર-બ્રુટસ-વર્ષો પછી તારું ખુન કરશે, ને ત્યારે બોલવા પડશે આ અમર શબ્દો " Et Brute " (અરે તુ બ્રુટસ પણ ) ..હરકત નહીં ! તારા પુત્ર જેવા બ્રુટસનો થાએ તારે માનવ અધમતાથી શરમાઇ ઝભો વીંટી પડવું પડશે. માનવકીટનો વિષનો પુરેપુરો ડંખ તને લાગશે. દેવોના પ્રિય ! તું તારું કર્યેજા દેશ દેશની રાણીઓની મેજડી તારી વાટ જુવે છે.'પુનો અને મહાન ક્લીઓપેટ્રા...દુર્જય સ્ત્રી કલની કારમી મૂર્તિ તારી સેવા કરતી મેં જોઇ છે...નાઇલના રમણીય જલો પર, સોળ વર્ષની વિશ્વ વિજેતાઓની મોહિની—ક્લીઓપેટ્રાન વાર્તાલાપમા આખી રાત ભર તને વિહાર કરતો હું જોઉ છું...

પૈસાને લાત મારતો તું આવ્યો છે. ગરીબ છતા પારકે પૈસે તેં મહેલ બાંધ્યા. તેં તીજોરીઓ લુટી, તેં રાજાઓનાં મંદિરો લુટ્યાં. તેં નગરો ને દેશો લુટયા લોભ માટે નહીં પણ વૈભવ માટે, મહત્તા માટે, ઉદારતા, દાન માટે, મિત્રતા માટે દુનીઆની સમૃદ્ધિ તેં તારી ગણી. તને કોણ ના કહી શકે ?

—જુલીયસ ! તારી જીભ માત્ર સ્ત્રીઓનેજ નહી પણ મુત્સદીઓને વશ કરતી, સભાઓને મુગ્ધ કરતી જોઉં છું. સીસેરો પોતે-વક્ત ઓનો સમ્રાટ-તને અદ્વિતીય વકતા માને છે, અને તારા 'છટાદાર, ભભકભર્યા, ઉમદા અને ભવ્ય વાક્પાટવને' અનેકવાર વખાણે છે. ને તારા ઇતિહાસોને કોણ સ્પર્શી શક્યું છે.

—અત્યારે તને વાળ સમારતા જોતાં છતા તારી શક્તિ હુ વીસરી શકતો નથી. તેં શુ નથી કર્યું ? ઘોડા પર ને ગાડીમા, હોડીમા, નદીઓ તરીને, ગમે તેટલા કલાકો સુધી, ગમે તેવા ભયમાં તુ મુસાફરી કરે છે–તે હુ કેમ વીસરું ? સેનાપતિ તરીકે તુ ગણત્રી વધારે કરે છે, કે હીંમત વધારે દાખવે છે એ કોણ કહી શકે ? ઘણીએ વખત યુદ્ધમાં વિજય હાથમાંથી સરી જતો હોય તે વખતે તારે એકજે હાથે તુ તેને લઇ આવ્યો છે તે શુ હું નથી જાણતો ? એલેકઝાન્ડ્રીઆમા મુશ્કેલીમા આવી પડતા, ડાબે હાથે ઉપયોગી પત્રો ઉંચા રાખી સેનાપતિનો ઝભ્ભો ખેચી, તરીને તુ દુશ્મનો વચ્ચે થઇને છટકી ગયો એ પ્રસંગ તારા રુપાળા વાળ અને ફક્કડ કપડાં જોઇને પણ વીસરી શકાય એમ નથી.

વિજેતા તરીકે તું અપૂર્વ હતો ને છે. સીકંદરનાં પરાક્રમોને વીસરાવનાર ! તારા પછી બે હજાર વર્ષમાં માત્ર એકજ જણ—નેપોલીઅનજ—તારી વિજયવાર્તાનું સ્મરણ કરાવી રહેશે.

તારાં પરાક્રમો વાંચતાં કલ્પના કાંપી ઉઠે છે; તારા હજારો સૈનિકોનો તારા તરફ ઉભરાતો પ્રેમ, તારે માટે તેમણે આદરેલો ત્યાગ જોઇને પણ તારા વ્યક્તિત્વની પ્રેરકતાનો પુરેપુરો ખ્યાલ આવી શકતો નથી.

તું જેવો ભયંકર યોદ્ધો છે તેવોજ ઉદાર મિત્ર અને દયાળુ રાજ્ય કર્તા છે.

જે તરો જાન લેવા મથ્યા, તેમને પણ તેં માફી બક્ષી; જે સુમ્રે પે પોમ્પી તને કચરી નાખવા મથ્યા હતા તેનાં બાવલાં પણ તેંજ ઉભાં કર્યાં. એક ઇતિહાસકારે તને યોગ્ય ન્યાય આપ્યો છે: 'Genleman Genius and Monarch—he still had a heart.'

મુત્સદ્દીને વિશ્વવિજયી રોમમાં તુ મોટામાં મોટા રાજરાજેશ્વરની સત્તા ભોગવતો છતાં તુ જુલ્મી થયો નથી; તેં ઘણાં તોફાનો કર્યાં છતા રાજ્યકર્તાનાં કર્તવ્યો વીસર્યો નથી; અને કવિતા ને વાર્તા ન કલ્પી શકે એવાં પરાક્રમો કરતાં પણ વાસ્તવિકતાની, શક્યતાની મર્યાદા તુ કદી ભુલ્યો નથી.

પણ આ બધા કરતાં તારું અમર સ્થાન સર્વ શ્રેષ્ઠ વ્યવસ્થામૂર્તિનું છે. રોમનો એકજ જીવનમંત્ર વ્યવસ્થા. રોમ એક ગામડું મટી શહેર થયું; શહેર મટી ઇટાલી થયુ, ઇટાલી મટી એણે યુરોપ, એશીઆ અને આફ્રિકા ત્રણ ખંડનું સ્વરૂપ લીધું. એક ગામે ત્રણ ખંડને એક તારે વ્યવસ્થાથી બાંધ્યા એ તારો તુટવા લાગ્યા. બ્રીટનથી ઇરાન સુધીનાં રાષ્ટ્રો પોત પોતાને રસ્તે જવા તલપી રહ્યાં. સ્થળનાં અંતરો માનુંરી વ્યવસ્થા માટે પંથી પડ્યાં. તે ભયંકર પ્રસંગે રોમે મહાપ્રયત્ન કર્યો:—તેંને સરજાવ્યો. છસો વર્ષની વ્યવસ્થાના મંત્રોના સત્ત્વ સરખો તું–તુટતા રોમન સામ્રાજ્યને સાંધી રહ્યો. તારી શક્તિ ને વ્યક્તિત્વથી તેં રોમન સામ્રાજ્યને એક બનાવ્યું. તારા એક જીવનથી ભાંગી પડતું રોમન સામ્રાજ્ય બીજાં પાંચસો વર્ષ ટક્યું.

"એક ભાવિ ઇતિહાસકાર ઓગણીસો વર્ષ પછી તને ન્યાય આપશે ? મોટામાં મોટા સર્જનાત્મક બળોનો તે માલીક હતો; અને છતાં તીક્ષ્ણમાં તીક્ષ્ણ દૃષ્ટિ તેની હતી. તે જુવાન નહોતો તેમ ઘરડો નહોતો; ઇચ્છા શકિતમાં—શ્રેષ્ઠ સિદ્ધિમાં; પ્રજા જીવનની ભાવનાથી ભરપૂર અને છતાં આજન્મ નરેશ; અંતરમાથી ખરેખરો રોમન અને છતાં રોમ અને ગ્રીસની સંસ્કૃતિને બહારથી અને અંતરથી એકતાન કરનારા સીઝર સંપૂર્ણ અને અપૂર્વ માનવી છે."

માનવ જાતમાં કોઇ માનવીને માન નથી મળ્યું એવું તને મળ્યું છે, દુનીઆના મોટામા મોટા સત્તાધીશોને તારા નામ કરતા માનપ્રદ બીરુદ મેળવવાની આકાંક્ષા રહી નથી; 'સીઝર' શબ્દ મહત્તા, ભવ્યતા ને સત્તાનુ—અપૂર્વતાનું લક્ષણ સુચવે છે. નેપોલીઅને તારા નામથી વધારે સારી ઉપમા મળી નથી. રશીઆના ઝારે કે જર્મનીના કૈઝરે—મહત્વાકાંક્ષાની ટોચે પણ તારા નામના અપભ્રંશથી વધારે મોટું બીરુદ ધારવાની ઇચ્છા કરી નથી. 'પોન્ટીફ' અને 'ઇમ્પૂરેટર' એ તારાં બીરુદોની લાલસાએ કેટલાએ મહાજનો મરી ફીટ્યા છે. અને જ્યાં સુધી માનવ રહેશે ત્યાં સુધી, જીવનમાં સર્જક શક્તિ ઉતારનાર જે જન્મશે તે તારી સ્પર્ધામાંજ મોક્ષ માનશે.

બાયાથી સાંજના પાછા આવ્યા. મને તો સીઝરનાં સ્મરણોએ નીરાશ કરી મુક્યો હતો. સીઝર પારકો હતો–ઇટાલીઅન ભલે એને માટે

ગર્વ ધારે, મારે નશીબે તો પાણીપતો અને પ્લાસીઓ નિર્માયાં હતાં. અને ઘણું ઘણું થાય તો અહિંસાત્મક આધ્યાત્મિક સમરાંગણોનું સુંકું ને અપવાસીઓ શૌર્ય !...

મને વાત કરવાનું મન થતું નહોતું. હું ગંભીર બની રાષ્ટ્રોનાં જયાજયના વિચારમાં મશગુલ હતો અને તેના આંસુ સારતો હતો.

"મારે ફરવા જવું છે." મારા મિત્રે કહ્યું. ઓ ભગવાન ! સાંજના ૭ વાગે અજાણ્યા ગામમાં જ્યાં કોઇ અંગ્રેજી સમજી શકે નહીં, ત્યાં એકલી સ્ત્રી ફરવા જાય ! "કદી નહીં !" મેં બરાડો માર્યો; "આ મુસાફરીના ચાર્જમાં હું છું હું ના કહું છું..." મારા મિત્રે મારી સામે જોયું, અને સ્ત્રીઓના હક્કનું અસ્તિત્વ ભુલી ફરવા જવાનું માંડી વાળ્યું.

રાતના અમે હોટેલ વેઝુવના વિશાલ ભોજન ગૃહમાં જમવા ઉતર્યા. સુવર્ણરંગી સ્થંભો ચારે તરફ ચમકી રહ્યા હતા. આખા ખંડની ભભક મહારાજાઓના મહેલોને શરમાવે એવી હતી. મેં મુગા મુગા 'સુપ' પીવા માંડયો.

"આ જમવાનો ઓરડો" —લક્ષ્મીએ કહ્યું; "શુ સરસ છે. આપણે ત્યા તો હંમેશાં ખરાબમાં ખરાબ ઓરડો હોય તે જમવા માટે રખાય."

રોમનાં સ્મરણોમાં હું મશગુલ હતો, એટલે મેં કંઈ જવાબ આપ્યો નહીં.

ને મારા મિત્રે કહ્યું. "શી શાંતિથી પીરસનાર પીરસે છે, અને જમનાર જમે છે !"

મારો પીત્તો ઉછળી આવ્યો. હજારો વર્ષો થયાં બ્રાહ્મણ પૂર્વજોએ લાડુની સાથે કડાકા બંધ દાળ ફડકાવેલી તેનો ગર્વ મને થઇ આવ્યો "સન્નારીઓ !" મેં અધીરાઇથી કહ્યું: "એક વખત એવો આવશે કે ગુજરાત નેપલ્સ લેશે. આ હોટેલ વેઝુવના ભોજન ગૃહમાં ગુજરાતીઓ પલાંઠી માંડી પંગત માંડશે. ઇટાલીના પંડ્યાઓ "લાડુ તમારે" "શાક તમારે" "ભજીયાં ગરમા ગરમ"ના વિજયઘોષથી આ હોલ ગજવશે. અને ફડાકાઓની શરતમાં કોનો કડકો વધારે બોલે છે તેની સ્પર્ધા કરતાં ગુજરાતની મહત્તા ઇટાલીમાં સાધશે અને આ ગલીચો ઉઠાવી નાંખી આરસની જમીન પર પાણી ઢાળ ને કદીના રેલમછેલ મચાવશે...

મારા સાંભળનારાઓ જમણ પુરું થયું ત્યાં સુધી એકે અક્ષર ઉચ્ચારી શક્યા નહીં.

[ આ રસિક પ્રવાસનો વધુ રસમય ભાગ આવતા અંકમાં ]

# ભગવાન કૌટિલ્ય

(અનુસંધાન પૃષ્ઠ ૬ થી)

## પ્રકરણ ૨ જું

### મહાદેવી

વક્રનાસ અને રાક્ષસ અંદરના મોહન-ગૃહ તરફ ગયા. તે ગૃહની પાછળ અંતઃપુરનું ઉદ્યાન હતું. તેની ત્રણ તરફ અંતઃપુર આવેલું હતું; અને તેમાં થઇ સોણનો એક ફાંટો આરસના ઓવારા વચ્ચે વહ્યો જતો હતો.

આ ઉદ્યાનની કુંજમાં મત્ત કલાપી નાચતા; અને નદીમાં હંસ ને ચક્રવાકનાં જોડાં વિહરતાં. આરસનો એક પુલ મોહનગૃહને અંતઃપુર જોડે સાંધતો.

અંતઃપુરના અનેક ખંડોમાં મોહક દાસીઓ વિદ્યુલ્લેખાઓની માફક ભીંતો ચમકાવતી, ને ઝાંઝરના ઝમકારના પ્રતિશબ્દ પાડતી. કોઇક વખત ઘરડી સ્ત્રીઓનાં મુખ, ચંદ્રના કલંકની માફક અંતઃપુરની મોહકતાને વધારી આપતાં. ઠેકઠેકાણે યવનીઓ પહેરો ભરતી.

એક ખંડ આગળ બે દાસીઓ ઉભી ઉભી છાનીમાની વાતો કરતી.

ભભકદાર ખંડની અંદરની વિશાલતા એવી હતી કે અંદર આવનારને તે નિર્જન લાગે. છતાં તે નિર્જન નહોતો.

સિંહના મુખવાળા છજા આગળ સુવર્ણના પાટ પર એક પથ્થરની મૂર્તિ સમી સુંદરી પડી હતી.

આ સુંદરી અદ્ભુત રીતે શણગારાએલી હતી. માથે ચમકતી દામિની; કંઠે રત્નો સંતાડતી જુદા જુદા રંગની રત્નાવલિઓ; કેડે રત્નજડિત મેખલા; હાથેને પગે જુદા જુદા શણગાર. કેડથી પહેરેલું વસ્ત્ર તે સમયના સરસમાં સરસ પહેરવેશ ને શણગારનો ખ્યાલ આપતાં. એક નાનું સરખું ઉતરીય ભોંયપર પડયું હતું.

સ્ત્રીનું શરીર સંગેમરમર જેવું સફેત હતું. તેના કાળા વાળ માથે ફણા માંડીને બેઠા હતા. તેનાં મસ્ત અંગેઅંગ વિલાસની ઉત્કંઠા પ્રેરે એવાં હતાં. પણ તેના મુખ પર, આંખમાં, આખા શરીર પર એકજ ભાવ હતો-કંટાળો હતો. જીવલેણ ને ભયપૂર્ણ, આત્મતરસ્કાર ભર્યો કંટાળો. જીવન તેને મૃત્યુ સમું હતું એના ઊંરી નિઃશ્વાસનો વૈભવભર્યા ખંડમાં કારમો પ્રતિશબ્દ પાડતો.

તેની નજર બહાર, ઉદ્યાનમાં થઇ વહેતા સોણના ફાંટા પર ઠરી હતી. તેનાં નાચતાં, આગળ વધતાં તરંગોના સ્વાતંત્ર્યની તે ઇર્ષ્યા કરતી હતી.

તે મગધના મહાપ્રતાપી હિરણ્યગુપ્ત નંદની મહાદેવી સુમોહા હતી; પણ સોણની માછલી થવાનું તેને મન થતું. તેને જીંદગીનો કંટાળો આવ્યો હતો. તેને છુટવું હતું-કશાથી ન બને તો મૃત્યુની મદદથી-તેની બીક ભરી, કંટાળા ભરી નજર આગળ તેના જીવનના પ્રસંગો ઉભા રહ્યા હતા.

દૂર, પર્વત શૃંગોથી મનોહર એવી તક્ષશીલામાં તે જન્મી હતી ને ઉછરી હતી. ધર્મિષ્ઠ ન્યાયી. ને સદાચારી પિતા સુબાહુએ તેને કેળવી હતી. તક્ષશીલાના વિદ્વાન તપોધનોએ તેને સંસ્કાર આપ્યા હતા.

એક ક્ષીણભાગી નક્ષત્રમાં સુબાહુએ ક્ષુદ્રક ને માલવોની* મદદે ધાવાનો વિચાર કર્યો; અને યમુનાના તટ પર મગધની મહાસેના

* પંજાબ ને સંયુક્ત પ્રાંતમાં વસતી વીર જાતિઓ.

"આજ્ઞા!" નંદે કહ્યું; "આજ્ઞા મહાદેવીની હોય," તે હસ્યો; સાથે વક્રનાસ પણ હસ્યો. રાણીના ઘવાએલા હૈયા પર ઘા થયા. પણ તે બોલી નહીં.

"મહાદેવી!" વક્રનાસે તોછડે અવાજે કહ્યું; "દેવ એક આજ્ઞા માગવા આવ્યા છે."

"શી?"

"યુવરાજ આભીર આવી લાગ્યા છે" નંદે કહ્યું. ભાઇ આવ્યાની ખાત્રી થતાં સુમોહાના હર્ષનો પાર રહ્યો નહીં, પણ ઘણાં વર્ષોથી ટેવાએલી હોવાથી તેણે તે હર્ષ બતાવવાની મુર્ખાઇ કરી નહીં.

"ક્યાં આવી લાગ્યા છે?"

"પાટલીપુત્રને સીમાડે" નંદે કહ્યું.

"બોલાવો ત્યારે."

"તમારા નિમંત્રણ વિના તે કૈં આવશે?" વક્રનાસે કહ્યું.

"મારાં નિમંત્રણ! આપ શું ઓછા છો?"

"ભાઈ બ્હેનને મળવા આવે. બનેવીનો કૈં હીસાબ હોય? નહીં વક્રનાસ!"

"ખરું છે અન્નદાતા! મહાદેવી આજ્ઞા કરે તો હું હમણાં જઇ બોલાવી લાવું."

"નરેંદ્રની આજ્ઞા હોય તો મારી આજ્ઞાની જરૂર નથી. તેમની નહીં હોય તો મારે આજ્ઞા કરવાનો અર્થ શો?"

"મહાદેવી!" નંદે કહ્યું; "તમે કહેશો તો વક્રનાસ જશે."

"એમ? મારી પાસે કહેવડાવવું છે? હા. ભલે, વક્રનાસ જાઓ!"

"લો થયું! પણ એનો ગુરુબંધુ શકટાલને ગયો છે તેને કોણ બોલાવશે?" વક્રનાસે કહ્યું ને ન સમજાય તેમ હસ્યો.

"રાક્ષસ! હાથી પર બેસાડી લઇ આવ; તક્ષશીલાના શ્રોત્રીયને માન આપ્યા વિના ચાલે?" નંદ ખડખડ હસ્યો, મહાદેવીને એ હસવાનું કારણ નહીં સમજાયું.

"આભીર કેમ આવ્યો છે?" સુમોહાએ પુછ્યું.

"તને લઇ જવા આવ્યો હશે." ફરીથી ખડખડ હસતાં નંદે કહ્યું.

નંદ ખરું તો નહીં કહેતો હોય? શું તેને પીયર જવા દેશે? પલવાર સુમોહાનું અંતર ઉલ્લાસમય થયું. પણ તેની નજર રાજા ને વક્રનાસના વિડંબના કરતા મુખો પર પડી ને તેની આશા જતી રહી.

"હોય પણ ખરા" વક્રનાસે ઉમેર્યું.

"મને શું કામ લઇ જાય?"

"તેની મને ખબર?" કહી નંદ ફરીથી હસ્યો.

હિરણ્યગુપ્ત ને વક્રનાસનું દરેક હાસ્ય મહાદેવીનો પ્રાણ ચીરી નાખતું. તેનો અકળાએલો આત્મા બંડ કરવા, સામે પડવા કુદ્યા કરતો; અને છતા વર્ષોના ત્રાસથી નાબુદ થએલી હીંમત કૈં કરી શકી નહીં. મીઠું, નમાલું હસી તેણે સબહુમાન આ હાસ્યનો જવાબ વાળ્યો.

"તમારે તક્ષશીલા જવું છે?"

વહેમથી સુમોહાએ બંને તરફ જોયું. આ પ્રશ્નનો મુદ્દો શો? તેને ક્માવા આ બે માગતા હતા? કે તેની ઇચ્છા જાણી તેને ટીટળાવી દુઃખી કરવા માગતા હતા? કે તેને કોઇક કારણસર વદાય કરવા ઇચ્છતા હતા? આ પ્રશ્નમાં કૈં અર્થ હતો—પણ શો?

તેને એક એવો પણ વિચાર આવ્યો જે જીદ કરી જવું. બીજે વિચારે આ વિચાર મહાત થયો. પોતાની ઇચ્છા પ્રમાણે તેને કાંઇ કરવા દેવાનું હતું? એ પોતે નિરાધાર હતી. એકલો આભીર એને કેમ લઇ જઇ શકે? પ્રસંગપરંપરાએ કેળવેલી દીનતાજ તેના હાથમાં રહી.

"કૃપાનાથની શી આજ્ઞા છે!"

"મહાદેવી ! જેવી તમારી ઇચ્છા !" નંદે કહ્યું ને ફરી પાછો તે વિંડબના કરતો હોય તેમ હસ્યો. સુમોહાનું અંતર તરફડી ઉઠ્યું.

"અન્નદાતા !" વક્રનાસે તિરસ્કારથી હસીને કહ્યું; "આપના રાજ્યમાં શી ખોટ છે કે મહાદેવી પિતાને ત્યાં જવાનો વિચાર કરે ?"

"ખરી વાત છે" આ શબ્દજાલમાં સપડાએલી મહાદેવીએ પૂર્તિ આપી.

"મારે કશી ના નથી. હું તો આભીરને પણ કહીશ."

સુમોહાને સ્વાતંત્ર્યની આશા લલચાવી રહી.

"હા ! ભાઇ આવે ત્યારે થઈ રહેશે."

"હા. ગમે તેવું પણ બાપનુ ઘર" વક્રનાસે કટીજાણો જવાબ આપ્યો ને નંદ ખડખડ હસ્યો.

સુમોહાનું સ્વમાન છેક છેદાઈ ગયુ તેની છાતી ગુસ્સાથી ઉછળી ઉઠી તેણે ભવા નીચેથી ઝનુનભરી દૃષ્ટિ નાખી તેનું ચાલે તો આ દુષ્ટ અમાત્યની ડોક મરડી નાખે પણ શું કરે ?

"વક્રનાસ ! સમાલ. મહાદેવી ઘણા ગુસ્સે થયા છે." નંદ ફરીથી અપમાનકારક રીતે હસ્યો. "ચાલો હવે જઇએ. મહાદેવી ! બેસો" નરેંદ્ર પાછો ફર્યો. કંચુકી આગળ ગયો ને રાજા, તેમના અમાત્ય ને મંત્રી ચાલી ગયા.

ભુકેભુકા થએલા સ્વમાન વચ્ચે મગધની મહારાણી હોઠપર હોઠ પીસતી ઉભી રહી. આ વિષ ક્યા સુધી પીયાજ કરવું ! તે એકલી પડી એટલે તેણે મુઠ્ઠીઓ વાળી તેના ગાલ લાલ થઇ ગયા. અને પલ પહેલાં જે દીન વદને હસતી ઉભી હતી તેની આખમાથી દ્વેષ પ્રગટ્યો.

તે ફલંગ મારી પથારી પર પડી; ને તેની આંખમાંથી નિષ્ફલ ક્રોધનાં આંસુઓ નીકળ્યાં. તેને આ રત્ને મઢેલા કારાગારમાંથી કોણ કાઢે ? એકદમ કોઇ પાછળ ઉભું હોય એમ તેને લાગ્યું. તે ચમકીને ફરી, તેણે આંસુ લુછવા માંડ્યા. કલ્યાણી દયાભીની નજરે જોઇ રહી હતી.

"કેમ કલ્યાણી !" મહાદેવીએ રોફ બતાવવાનો પ્રયત્ન કર્યો; "શું કામ છે ?"

"મહાદેવી ! મને પારકી શું કામ ગણો છો ?"

"એટલે ?" સ્વસ્થ થએલી સુમોહાએ પુછ્યું.

"મેં બધું સાંભળ્યુ. મારી વાત ખરી નીકળીને !"

"તેમા શું ?"

"મહાદેવી હું તમને મદદ કરવા માગુ છું. આમ અવિશ્વાસ શા માટે કરો છો ?"

"મને કોણ મદદ કરવા નથી માગતુ ?"

કલ્યાણી પર તેને વિશ્વાસ નહોતો. નંદ ને વક્રનાસની પ્રપંચ ભરી દુનીઆમા કોણ ખરું ને કોણ ખોટુ ? સુમોહા જાણતી હતી કે અહીંઆ દરેકે દરેક મનુષ્ય જાસુસ હતુ.

"મહાદેવી ! શું કામ વિશ્વાસ નથી રાખતા ?"

"આ બધી વાત કરવામા તને શો ફાયદો?"

"મહાદેવી ! મને કૈ ફાયદો નથી. ખરું જોતા નુકસાન છે. કોઇ દાસીને ખબર પડે તો મારું માથું જાય એમ છે"

"એવું શું કામ કરે છે ?"

"મહાદેવી ! હું માતા છું—હતી. મને એક પુત્રી હતી; અત્યારે તે જીવતી હોય તો તમારા જેવડી હોય."

"શુ તે મરી ગઇ ?"

"હા, જે તમને અત્યારે રીબાવે છે તેણે તેને પહેલા વશ કરી, ને પછી રીબાવી રીબાવી મારી નાખી."

"કોણે ?" આંખ ફાડી સુમોહાએ કહ્યું.

"કોણે પુછોછો? કૃપાનાથે." ક્રૂરતાથી કલ્યાણીએ હસીને કહ્યું; "હુ તમને રીબાતાં જોઉં છું, ને મારી દીકરી સાંભરે છે."

"; કલ્યાણી ! મારો વિશ્વાસ મેળવવાની યુક્તિ તને કોણે બતાવી ? વક્રનાસે ?"

"મહાદેવી ! હજુ વિશ્વાસ આવતો નથી?"

"મગધમાં વિશ્વાસ કોનો રાખવો ને કોનો નહીં !"

"મારી પરીક્ષા કરો પછી કે છે ? સાભળો! એક વાત કહું ? ખરી પડે તો વિશ્વાસ રાખજો."

મુગે મોઢે સુમોહાએ જોયા કર્યું. કલ્યાણીએ ચારે તરફ જોઇ અવાજ ધીમો કર્યો.

"યુવરાજ આભીર ને તેનો ગુરબંધુ બે આવ્યા છે. સીમાડે રાક્ષસ તેને તેડવા ગયો. રાક્ષસે નરેંદ્રનાશાસન પ્રમાણે બ્રાહ્મણ ગુરબંધુને હાથીપર ન બેસવા દીધો એટલે યુવરાજે આવવાની નાપાડી."

"એમ ?"

'હા, ને ગુરુબંધુએ કહ્યું કે બ્રાહ્મણ ચાલતો જશે તો શકટાલ આચાર્ય ને ત્યા. એમ કહી તે ચાલતો ચાલતો શકટાલને ત્યાં ગયો."

'હં'" સુમોહાએ કહ્યું; 'હવે સમજાયું.''

"સમજાયું તે, તમને કેમ પુછવા આવ્યા હતા તે ?"

"કલ્યાણી ! તું મને લલચાવી ઝબ્બે કરાવવા તૈઆર થઇ છે ? શું કરવા બેઠી છે ?"

"મહાદેવી ! હજુ અવિશ્વાસ છે ?"

સુમોહા બોલી નહીં. જો આ દાસી વિશ્વાસપાત્ર હોય તો કેવું સારું ?

"તને આ બધી વાતની કેમ ખબર પડી?"

"પડી ખરીને ? તમારે અજમાયશ કરવો હોય તો કરો."

"તું ખબર લાવી એવી લઇ જશે ?"

"કોને ખબર મોકલાવવી છે ?"

"યુવરાજને—આભીરને" બેઠા થઇ જતાં મહાદેવીએ કહ્યું; "એક સંદેશો કહેવડાવશે?"

"બોલો શો સંદેશો મોકલાવો છે?" કલ્યાણીએ ફરીથી ચારે તરફ જોતા કહ્યુ.

"આભીરને કહેવડાવ કે જો મને અહીંઆં મુકીને જશે તો બીજી પલે પ્રાણ છોડીશ" દૃઢતાથી સુમોહાએ કહ્યું.

"વારુ" કલ્યાણી પાછી ફરી.

"કલ્યાણી ! તે સંદેશો મળ્યો છે તેની ખાત્રી શું ?" વહેમાઇને મહાદેવીએ કહ્યું.

"મહાદેવી! ખાત્રીમાં તમને યુવરાજ પહેલા મળશે ત્યારે તમારી બાલ્યપણની એક સખી મરી ગઇ તેની ખબર આપશે. તેનું નામ શું રાખવું છે ?

"કલ્યાણી"

"ઠીક. પછી વિશ્વાસ આવશે. હીમત રાખો મહાદેવી !" કહી કલ્યાણી ચાલી ગઇ.

"મારામાં કે રહી નથી" મહાદેવી બબડી.

[ આ રસિક વાર્તાનો વિશેષ ભાગ આવતા અંકમાં.]



# નૃત્યકલા



(અનુસંધાન પૃષ્ઠ ૩૨ થી)

મુસલમીન, મરાઠણ, દખણી, (ખાસ કરી તાંન જોરી) હીંદીવાન નાચનારીઓ જાત જાતના નાચ કરી બતાવે છે. એમા મયૂરનો નાચ, પતંગ ચકાવવાનો નાચ, મોરલી વગાડવાનો નાચ, સાથીઆ પુરવાનો નાચ અને એ સીવાય બીજા પણ નાચો તેઓ કુશળતાપૂર્વક કરી બતાવે છે.

મદ્રાસ ઇલાકાની "દેવ દાસીઓ" અને મુંબાઇ ઇલાકાની "મુરલીઓ" ધાર્મિક નૃત્ય કરી બતાવે છે.

ખાનદેશના ભીલોના લઢાયક નાચો પણ જાણીતા છે, દરવેષો પેઠે ચકરી ફરતાં નાચો અને રાક્ષસી વેષો પહેરી નચાતા ભુતાવળા નાચો ( Devil Dances ) નેપાળ ભુતાનમા ખાસ થાય છે.

હાલમાં નૃત્ય શીખવનાર જે બે વર્ગો ઘણા જાણીતાં છે, તે "કથક" અને "રામજની"-ઓના છે.

## નૃત્ય અને ધાર્મિક ભાવના

હીંદુ ધર્મ શાસ્ત્રમાંથી સંગીતનું મૂલ જડી આવે છે. "સામવેદ" તે જાણે એક સંગીત શાસ્ત્ર છે.

મહામુનિ નારદ પરલોકમાંથી નૃત્યકળાને આ લોકમાં પ્રથમ લાવ્યા. શ્રીકૃષ્ણે કાળીનાગની ફેણપર નૃત્ય કર્યું હતું; તથા ગોપીઓ સંગે વૃંદાવનમાં રાસલીલા રુપે નૃત્ય કર્યું હતું. મહાદેવ પોતાની પત્ની પાર્વતી સમક્ષ તાંડવ તથા લસ્ય નૃત્ય કરતા હતા, પ્રલ્હાદ, સુદામાજી, સુરદાસ, મીરાં અને નરસિંહ મહેતા પોતાની ઇષ્ટ મૂર્તિ સન્મુખ ધર્મ ભાવે ભજન કરતા અને ભક્તિના આવેશમાં વાટમાં કે હાટમાં મહેલમાં કે મંદિરમાં, પોતાના ગામમાં કે વૃંદાવનમાં તેઓથી નૃત્ય સ્વાભાવિક થઇ જતું. હીંદ, જપાન, યુનાન તથા મીસરની મહાન પ્રજાઓના મંદિરમાં દેવ દેવીઓ પ્રત્યેના ભક્તિભાવ અર્થે નૃત્ય થતું એ વાત જાણીતી છે. આજે પણ ઓલીઆઓ અને પીરોની કબરો પાસે તેઓની પુજારણો નૃત્ય કરે છે. ઇસ્લામી સુફીઓ જ્યારે માશુક (ખુદા) પ્રીતિના આવેશમાં આવતા ત્યારે તે ખુદાઇ માશુકની તારીફનાં ગાયનો ગાતા અને નૃત્ય કરવા મંડી જતા. દરવેશ લોકોના ગોળ ગોળ ચકરી ફરતા ઝડપી ઝનુની નૃત્યની ઉત્પત્તિ તેઓની ધાર્મિક ભાવનાઓમાંથીજ પ્રકટી છે.

આફ્રીકા-અમેરીકાની મૂલ જંગલી પ્રજાઓનું નૃત્ય તેઓની ધાર્મિક લાગણી સાથેજ સંબંધ ધરાવે છે. આ જંગલી પ્રજાઓના જીવનમા નૃત્ય તો એક સૌથી અગત્યનું તત્વ ગણાય છે. આફ્રીકાના એક જંગલી ટોળાના સરદારે પ્રખ્યાત મુસાફર લીવીંગસ્ટનને મળતાં જે મુખ્ય સવાલ પુછયો હતો, તે આ કે-"તમારા લોકોનો નાચ કેવો છે !"

## નૃત્ય અને સંસાર સુખ

પરણ્યા આગમજ પોતાના આશક કે પરણ્યા પછી પ્રિય પતિને પોતાના ખાનગી આવાસમાં રીઝવવા માટે-"પત્નીએ શયનગ્રહમા રંભા જેવું થવું જોઇએ" એ શાસ્ત્રવાકયને અમલમા મુકવા માટે અસલના કાળમાં રાજ્યવંશીઓની, અમીર વર્ગની અને અન્ય ઉચ્ચ વર્ગની કુલીન કન્યાઓને નૃત્યનું શિક્ષણ આ આર્યાવર્તમાં ખાસ અપાતું. પરણિત સંસારમાં રસ, ઉલ્લાસ અને મીઠાશ ભરવા માટે શરીરને સરખું, ચપળ અને આરોગ્ય રાખવા માટેની એક આનંદદાયક કસરત લેખે અને સકળ ગુણસંપન્ન સ્ત્રીઓ ( Accomplished

Ladies ) થવા કાજે તેઓ નૃત્ય શીખતી અને પોતાના પતિ કે આપ્ત વર્ગ સમક્ષ તે કરી બતાવતી. સ્ત્રીઓ સારુ લગ્ન આગમજની બધી તાલીમોમાં આ મુખ્ય ગણાતી. તે વેળાએ એ આબરુદાર કન્યા આપ્ત જનોમાં પોતાની નૃત્ય કલા દર્શાવી શકતી એ માટે કોઇનો પણ કશો વાંધો કે બાધ ન હતાં.

હાલમાં કમનસીબે નૃત્ય માટેના આવા સારા હેતુઓ રહ્યા નથી. એ લલિતકલા આપણા વચ્ચે આબરુદારોના હાથમાંથી છટકી હલકા હાથોમાં માત્ર પેટ ભરવાના એક સાધન લેખે જઇ પડી છે; અને પશ્ચિમમાં નૃત્યકલાની ખીલવણી જો કે થએજ જાય છે તોએ મોટે ભાગે મોજ ઉડાવવાના ખ્યાલથી તેમજ બીજા કેટલાક અણઘટતા હેતુઓથી પણ આ કલા પ્રસરી રહી છે.

## નૃત્યની વ્યાખ્યા

ગાયન કે વાદન વિના, અથવા તો ગાયન કે વાદન સાથે કે એકલાં ગાયન કે વાદન સહિત તેમાંથી નીકળતા સુરના કે અર્થના પ્રકારને અનુસરીને તબલાં વગેરે વાજીંત્રો સાથે તાલ બંધ, રહીને ચર્ણ, હસ્ત, મુખ, આદિ શરીરના બીજા અવયવો વડે સચોટ રમ્ય ચેષ્ટા ( Gesticulations with Limbs ) કરી બતાવવી એનું નામ નૃત્ય.

## નૃત્યમાં વપરાતાં અંગ-ઉપાંગો

શરીર, મોટાં અંગો (Limbs) ઉપાંગો ( Minor Limbs ) અને બીજાં સંબંધ ધરાવતાં (subordinate) અંગોનું બનેલું છે.

નૃત્યમાં જે ૭ મોટાં અંગો વપરાય છે, તે મસ્તક, હસ્ત, છાતી, પડખાં, કેડ અને ચર્ણ.

નાનાં અંગોમાં ગરદન, હાથની પહોંચી, પીઠ, પેટ, જંઘા, ઘુંટણ અને પાય વપરાય છે.

તેથી ઉતરતાં ભ્રમર, આંખની પુતલીઓ, ગાલ, નસકોરાં, ઓષ્ટ, દંત અને હડપચી વગેરે નૃત્યમાં કામ આવે છે.

નૃત્ય કરતે શરીરના જુદા જુદા ભાગોને કેટ કેટલી વલણ યાને ગતિ ( Postures ) લેવી પડે છે; તેની સંખ્યાની પણ ગણત્રી થઇ છે, તે આ પ્રમાણેઃ—

મસ્તકનાં વલણ ૧૯, હસ્તનાં ૫૦, છાતીનાં ૫, કેડનાં ૫, ચર્ણનાં ૧૩, ગરદનનાં ૯, પહોંચીનાં ૧૬, પેટનાં ૪, ઘુંટણનાં ૭, ભ્રમરનાં ૮, નેત્રની પુતલીઓનાં ૮, ગાલનાં ૬, નાસિકાનાં ૬, ઓષ્ઠનાં ૧૦, હડપચીનાં ૮; દંતના ૧૦.

આટલા બધા અવયવો અને તેઓથી થતી આ સંખ્યાબંધ વલણોથી જે સૌંદર્ય પ્રકટી નીકળે, તેનો ખ્યાલ બાજુએ રાખતાં નૃત્ય વડે શરીરને કેટલી બધી ખરેખરી કસરત પ્રાપ્ત થાય છે, તે ખાસ કરી વિચારવા અને નોંધવા જેવું છે.

[ આ નૃત્યકલાનો વધુ રસમય ભાગ આવતા અંકે. ]

## પાશ્ચાત્ય સંસ્કૃતિમાં સ્ત્રીઓનું સ્થાન



(અનુસંધાન પૃષ્ઠ ૧૬ થી)

પ્રેરીસ ઉપર વધારે નજર રખાય છે. અહીં એક બાબત સ્પષ્ટ કરવાની જરૂર છે અને તે એકે યુરોપમાં ભાષાનો તફાવત ઘણો છે; એટલે સુધી કે ફ્રેન્ચ, ઇટાલીયન, જર્મન, ઇંગ્લીશ, સ્પેનીશ કે પોરચુગીઝ ભાષા બોલનારા લોકો એક બીજાને જરા પણ સમજે નહીં અને આખા યુરોપમાં પ્રાંત અને દેશ વાર ભાષા બદલાય છે, છતાં ખ્રીસ્તી લોકો સર્વે ઘણી બાબતમાં એક બીજાના મળતા છે. ડ્રેસ લગભગ સરખો, ખાવાનો વખત સર્વત્ર એક સરખો અને વિકાસ કરવાનો દરેકને પૂર્ણ વિચાર અને અમલ. આથી ભાષાનો મોટો તફાવત હોય છતાં ખ્રીસ્તી યુરોપ દરેકને બરાબર સમજી ગએલ છે અને છાપાંદ્વારા સમજતું જાય છે. ભાષાનો તફાવત છતાં સર્વ સામાન્ય બાબતો ઘણી છે જે ખ્રીસ્તી પ્રજાને અત્યારે, દુનીઆમાં સર્વોપરી બનાવી રહી છે.

ઇટાલીમાં કૈંક જુદી સ્થિતિ જોવામાં આવી તે પ્રજાનો મોટો ભાગ રોમન કેથોલીક સંપ્રદાયનો છે અને તેના ઉપર પોપદાદાનું સામ્રાજ્ય વર્તે છે. એનો અધિકાર ખાનગી જીવન ઉપર હજી સ્વીકારાય છે જો કે તેમાં ફેર ઘણો પડતો જાય છે. ત્યાંની સ્ત્રીઓથી ચોટલા કપાવાય નહીં અને ટુંકી બાંહ્ય ( શોર્ટ સ્લીવ્ઝ) ના ઝભ્ભા પહેરી કોઇ દેવળમાં જઇ શકાય નહીં. સેંટ પીટર (રોમ) કે ડુમો (મીલાન ) અથવા તો સેંટ માર્ક ( વેનીસ) નાં ભવ્ય દેવળ જોયા વગર તો અમેરીકાની મુસાફર છોકરીઓ કેમ રહી શકે એટલે એ દેવળો પાસે આવતાં તેમને હાથ પર રૂમાલ બાંધવા પડે છે છતાં ત્યાં પણ ગયા ઓગષ્ટ માસમાં ઇટાલીમાં રાણીના પ્રમુખપણા નીચે સ્ત્રીઓની હજારોની સંખ્યામાં મીટીંગ થઇ તેમાં સ્ત્રીઓની પ્રગતિ કરવાના ઠરાવ થયા. ઇટાલીઅન સ્ત્રીઓ હજુ યુરોપીય સ્ત્રી વર્ગમાં કૈંક પછાત છે પણ તે બીજાની હારમાં ઘસડાતી આવતી જાય છે.

જર્મનીનો અર્ધ ભાગ રોમન કેથોલીક છે. તેઓ માથે ચોટલા રાખે છે પણ અભ્યાસ અને આદર્શમાં આગળ વધતી જાય છે.

ગ્રેટબ્રીટન તો ફ્રાન્સની હારમાંજ છે પણ ત્યાં હજુ સહજ મર્યાદા છે. દાખલા તરીકે ત્યાંનાં નાટકોના તખ્તા ઉપર સ્ત્રીઓ તદ્દન નગ્નાવસ્થામાં પેરીસની જેમ આવી શકતી નથી. બાકી નાચ વગેરેની છુટ સાર્વત્રિક છે. બેલ્જીયમની છોકરીઓ ઘરરખુ વધારે છે. છુટ સહજ પ્રાપ્ત છે.

સર્વથી વધારે જાણવા જોગ કીસ્સો ટર્કીનો છે. બુરખા અને પડદો ત્યાં મુસલમાન સ્ત્રીઓમાં ધર્મનો વિષય ગણાતાં હતાં. અને ઘર બહાર નીકળવાનું અકુલીન ગણાતું હતું અને પોષાક તદ્દન હીંદને મળતો સ્ત્રીઓનો હતો ત્યાં એકદમ ફેરફાર થઇ ગયો. સુલતાન અને ખલીફાને ઉઠાડી મુકયા, બુરખા જાહેરમાં ફાડી નાખ્યાં, પડદો ચીરી નાખ્યો અને પોષાક યુરોપીય બનાવી દીધો; માથાના ચોટલા કાઢી નાંખી સાં બોબ અને શીંગલ દાખલ કરી દીધા અને યુરોપની ખ્રીસ્તી સ્ત્રીઓ જેટલીજ છુટથી ટર્કીની મુસ્લીમ સ્ત્રીઓએ જાહેરમાં ભાગ લેવા માંડ્યો. મસ્જીદમાં જતાં બુટ ઉતારવા પડતાં હતા તેને બદલે ટોપી ઉતારવાનો પુરુષોએ ઠરાવ કર્યો ત્યારે સ્ત્રીઓએ માગણી કરી કે મુસલમાન પુરુષો ચાર સ્ત્રી પરણી શકે છે તે તો અમુક સકિત આદિને કારણે હોવું જોઇએ. એટલે મુસ્તફા કમાલ પાશાની સરકારે ઠરાવ કર્યો કે કોઇપણ

પુરુષ એકથી વધારે સ્ત્રી પરણી શકે નહી; પરણવા પહેલાં તેણે સ્ટેટની લેખીત પરવાનગી મેળવવી જોઇએ અને એવી પરવાનગી આપવાનું ધોરણ એવું રાખ્યું કે લગભગ કોઇને રજા મળેજ નહી. આ રીતે કુરાને શરીફમાં ચાર સ્ત્રી પરણવાની છુટનો નીકાલ કરી નાખ્યો અને અત્યારે ટર્કીશ સ્ત્રીઓ યુરોપમાં આગળ વધતી જાય છે. એ પ્રજાને દશ વર્ષ શાંતિ મળશે તો તે પોતાનું ઘર સારુ કરવા ઉપરાંત યુરોપનું માંદુ માણસ ( Sick man of Europe ) મટીને આગળ પડતું રાજ્યદ્વારી સ્થાન પ્રાપ્ત કરવાની હોસ રાખે છે.

યુરોપ અમેરીકામાં સ્ત્રીઓ જે સ્થાન ભોગવે છે તેની પછવાડે એમનો પરણેતર જીંદગીનો આદર્શ અને અભ્યાસ કારણભુત હોય એમ ત્યાના અભ્યાસીઓ કહે છે એમનો લગ્નનો આર્દશ અને લગ્નની ભાવના તદ્દન જુદા પ્રકારની છે અને આપણને તદ્દન નવીન પ્રકારના લાગે તેવા છે. લગ્નનો બજાર પણ જુદીજ જાતનો છે અને સવનન લગ્ન અને આનંદ સમયની રીતભાતો તદ્દન અલગ પ્રકારની છે. આપણી આર્ય ભાવનામાં લગ્ન સંસ્કાર ગણાય છે; ખ્રીસ્તી ભાવનામાં લગ્ન એ સાટું ગણાય છે. ભાવનાનાં પરિણામો પણ જુદાંજ આવે છે તે આપણે જોઇ લઇએ.

લગ્નનો વિચાર અને નિર્ણય યુરોપમાં સ્ત્રીઓને પોતાને કરવાનો રહે છે એટલે કન્યા અજાણ હોય તો તેને પરણાવાનો અવકાશજ નથી. એટલે દરેક કન્યાને ભણવુંજ પડે છે. લગ્નના પ્રસંગો મોટે ભાગે જાહેર હરવા ફરવાની જગ્યાઓમાં વાતચીતને અંગે ઉપસ્થિત થાય છે. એટલે દરેક કન્યાને સ્વચ્છતાથી શરીર સાફ રાખવું પડે છે, સારા કપડાં પહેરવા પડે છે, વાત ચીત કરતાં શીખવું પડે છે અને જાહેર જગતમાં ચાલતાં પણ આવડવું જોઇએ છે: મનુષ્ય સ્વભાવ પારખવાની શક્તિ પણ તેથી આવે છે અને સ્વતંત્રતાનો કઇ હદ સુધી ઉપયોગ કરવા દેવો, કયાં અટકવું અને કઇ રીતે પોતાનું સામ્રાજ્ય સ્થાપવું એની ચાવી તેનામાં અવી જાય છે. વિચિત્ર સ્વભાવનો અભ્યાસ પ્રકૃતિનું તાંતમ્ય અને સંસ્કાર ચારિત્રના અભ્યાસ કરવાના પ્રસંગો આ પદ્ધતિમા આવે છે એની સાથેઉપરા ઉપરના દેખાવમાં વ્યામોહ, દંભથી છેતરાઇ જવાના પ્રસંગ અને બહારના સૌંદર્ય પર લલચાઇ જવાનો ભય પણ એ પસંદગીના લગ્નમાં રહે છે. એક જાતનું વ્યકિતત્વ જરુર ખીલી શકે છે પણ એની સાથે છુટનો દુરુપયોગ થવાના પ્રસંગો પણ બને છે. લગ્નનો બજાર, જાહેર બાગો, હરવા ફરવાની જગ્યાઓ અને મોટી પાર્ટી કે બોલો બને છે ત્યાં તો દરેક પ્રાણી પોતાના ધારણ કરેલા સારામાં સારા સ્વાંગમાં હોય છે અને ત્યાં અન્યને આંજવાની તૈઆરીજ હોય ત્યા પછી પ્રકાશ કેટલો પડે છે તેટલુંજ જોવાનું રહ્યું.

ઉપરાંત અમુક સંયોગમાં લગ્ન તોડી શકાય, છુટા છેડા થઇ શકે એ ભાવના પણ સાટાના લગ્નની અંતર્ગત છે એટલે સ્વભાવ કે ગુણમાં વિષમતા હોય તો પણ નભાવી લેવાની કે પડયું પાનું સુધારવાની વાત ત્યા છેજ નહીં. ત્યા તો એવા સંયોગોમા તુરત સોલીસીટરની નોટીસથીજ વાત ચાલે છે.

આવી રીતે લગ્ન ભાવનામાં મોટો ભેદ છે એટલે યુરોપીન સ્ત્રીજીવન તદ્દન જુદા પ્રકારનું ઘડાય છે અને અત્યારે તો તેમાં મહા પરિવર્તન થતું ચાલ્યું છે. એ ઉપરાંત સ્ત્રીઓને બીજી કેટલીક બાબતો ગૃહજીવનને અંગે શીખવી પડે છે તે પણ જોઈ લઇએ.

ઘણી સ્ત્રીઓ લગ્નની પરાધીનતા પસંદ કરતી નથી એ વાત ઉપર આવી ગઇ. જોઓ

પરણે છે તેઓ જીવન કેવા પ્રકારનું ગાળે છે તે પણ જોઇ લઇએ. આખા યુરોપમાં પરણેલ સ્ત્રીનું ગૃહમાં સામ્રાજ્ય વર્તે છે. ઘરની સ્વચ્છતા, ખર્ચનો હીસાબ, નોકર ઉપર નિયંત્રણા અને ટુંકામાં કહીએ તો ઘરમાં તેની લગભગ સર્વોપરી સત્તા હોય છે. છોકરાઓને ઉછેરવા કેળવણી આપવી અને ઘરમાં આનંદ ફેલાવવો એ એનું કર્ત્તવ્ય ગણાય છે. ખાણા વખતે એનું પ્રમુખસ્થાન હોય છે. એ દરેક વસ્તુ પીરસાતી જુએ છે અને તે ઉપરાંત આમંત્રિત મિત્રોને કે ઘરના માણસોને વાતો કરાવવાની તેની ખાસ ફરજ ગણાય છે. આથી વાતચીત કરવાની આવડત તેનામાં જરુર હોવી જોઇએ અને એ ગૃહિણીનો એક ગુણ મનાય છે. હવા આજ કેવી છે ત્યાંથી માંડીને રાજદ્વારી અનેક બાબતો પર તે વાત કરી શકે છે. ઇતિહાસ ભૂગોલનું જ્ઞાન તેને હોય છે અને ઉચ્ચ સંસ્કારી કુટુંબમાં તેનું કળાવિજ્ઞાન અને સંસ્કૃતિનું જ્ઞાન છક કરી નાખે તેવું હોય છે ડીનરમાં કલાકથી દોઢ કલાક વખત થાય છે તે આખો વખત તે વાતો કર્યા કરે છે અને સર્વને વાતોમાં ચાલુ રાખ્યા કરે છે.

ઉમરાવ ખાનદાન કુટુંબોની સ્ત્રીઓ સારા કપડાં પહેરવામાં અને બહાર હરવા ફરવામાં મોજ લે છે. મધ્યમ વર્ગની સ્ત્રીઓ ગૃહિણીના ઉચ્ચપદને યોગ્ય હોય છે. બજેટ કરી ઘરનો ખર્ચ કરવો, હીસાબ રાખવો અને ઘર ખર્ચમાં પોતે કંઈ ઉદ્યોગ કરી પોતાનો ફાળો આપવો એ એનો આદર્શ રહે છે. જ્યારે અતિ કંગાલ દશામાં સ્થિતિ બહુ કફોડી રહે છે. દરેક સંયોગોમાં એનું વ્યક્તિત્વ તો જરુર પડે છે. કંગાલ વર્ગ જેને ગણવામાં આવે તેની અઠવાડિક આવક પણ ઘણી સારી હોય છે એટલે આપણે ત્યાં જેવો ગરીબ વર્ગ છે તેવો તો ત્યાં જણાતોજ નથી.

અધમ ધંધો કરી ચામડી વેચી ગુજરાન કરનારી પણ્યસ્ત્રીઓ યુરોપમાં ઘણી હોય છે. પણ તેનો એક જુદોજ વિભાગ છે. સમાજમાં એને સ્થાન નથી. એ ઉપરાંત ગૃહજીવન લગભગ પચાસ ટકા મધ્યમસરનું દેખાય છે અને ઉપરના પચીશ ત્રીસ ટકા તો આદર્શ સુખનો અનુભવ કરે છે. દાંપત્યના ખરા દાખલા યુરોપમાં જરુર મળી આવે છે. જેની સરખામણી *આપણા ગરીબ દેશમાં થવી મુશ્કેલ પડે. ત્યાં* ત્રણે વર્ગ લભ્ય છે. પણ સ્ત્રીઓની ચાલ ચલગત જેવી ખરાબ બતાવવામાં આવે છે તેવી નથી. અમુક વર્ગ તેવો છે પણ તે પ્રમાણમાં મોટો નથી. બાકી મોટો ભાગ કાં તો સ્વતંત્ર ધંધો કરી પોતાના પગ પર ઉભો રહેનાર અથવા ગૃહિણી બની ઘર સંસાર ચલાવનાર અને સુખ ભોગવનાર, વ્યવહાર સમજનાર અને આદર્શ જીવન ગાળનારનો છે. આપણી સૌભાગ્ય દેવીની જે ભાવના સરસ્વતીચંદ્રમાં બનાવી છે તે તો આર્ય દેશમાજ છે પણ તેવી સ્ત્રીઓ અહીં ઓછી થતી જાય છે અને પુસ્તકોમાં આદર્શોજ પુરા પાડે છે. અને એક રીતે જોઇએ તો આદર્શો તદ્દન જુદા હોવાને કારણે આપણી સ્ત્રીઓ અને ગૃહિણીની સરખામણી કરવી અયોગ્ય ગણાય. આપણે અહીં ડોસી કુમારી હોયજ નહીં એમ મનાય છે એ વાત ત્યાં નથી, ત્યાં તો ઘણી સ્ત્રીઓ આજન્મ કુમારી રહે છે. આપણે ઘડપણમાં લગ્ન થાય તો હસીએ. અને ત્યાં ૬૫ વર્ષની વયે ઘણા પરણનાર જોવામાં આવે છે અને હમણા તો એક મોટા લોર્ડ ૬૫ વર્ષની વયે પરણ્યા.

કન્યા કેળવણી ઉપર યુરોપમાં બહુ ધ્યાન અપાય છે. તેઓને માટે ખાસ સ્કુલો પણ છે પણ ઉંચા અભ્યાસમાં તો સ્ત્રી અને પુરુષને એક

સાથેજ શિક્ષણ આપવામાં આવે છે.

સ્ત્રીઓ તરફ સદ્‌ભાવ અને માનની નજરથી આખા યુરોપમાં જોવાય છે. બસમાં પુરુષ બેઠેલ હોય પણ સ્ત્રી આવે તો ઉઠીને તેને જગ્યા અપાય છે અને ટ્રેન કે રેલ્વેમાં પણ એજ હકીકત જોવામાં આવે છે. સ્ત્રીઓનો દરજ્જો ત્યાં એટલો ઉંચો ગણાય છે કે ભાષણ કરનાર જો "ગૃહસ્થો અને બાનુઓ" એમ બોલી વ્યાખ્યાન શરુ કરે તો તે વિવેકહીન ગમાર ગણાય છે. એણે બાનુઓને પ્રથમ સંબોધવીજ જોઇએ. અને પછી પુરુષને સંબોધવા જોઈએ એવો શિષ્ટાચાર છે. એવીજ રીતે આમંત્રણ પત્રમાં પણ "મીસીસ" પ્રથમ આવે છે, અને પછી "મીસ્તર" ને સંબોધાય છે! એવીજ રીતે નાટક સીનેનામાં પણ તેને મુખ્ય સ્થાન મળે છે. તેને સાથે લઇ નાટકમાં જવું હોય તો પુરુષ અથવા મિત્રને ડ્રેસ કરવો પડે છે (એ ડીનરનાં ખાસ કાળાં કપડાં અને કાળી બો તથા અમુક જાતનું ખમીસ, અમુક પ્રકારના બુટ વગેરે હોય છે જેને 'ડ્રેસ' કહેવાય છે) અને સાથે ચાલતાં હોઇએ તો તેને ભીંત તરફના ભાગમાં ચલાવતાં શીખવું જોઇએ. ત્યાના શિષ્ટાચારના બીજા અનેક નિયમો છે જેનો મુદ્દો સ્ત્રીઓનું મુખ્ય સ્થાન બતાવે છે અને આ નિયમોને ઘણી ચીવટથી વળગી રહેવામાં આવે છે અને તેને જે ન અનુસરે તે ગામડીઓ ગમાર ગણાય છે.

યુરોપની સ્ત્રીઓના કેટલાક રીવાજો જોવા જેવા હોય છે. આખા દેશમાં સ્ત્રીઓનું સ્વાતંત્ર્ય ઘણું તેને લઇને અને જીવનનો ઉલ્લાસ એ લક્ષમાં હોઇને આ જીંદગીનો વધારેમાં વધારે લહાવો કેમ લેવો એનો વિચારજ યુરોપમા વધારે થાય છે અને સ્ત્રી-વર્ગમાં એ ભાવના પરાકાષ્ટા પામે છે. ત્યાં છોકરી નાની ઉમરની હોય ત્યાંથી નાચનાં શીખે છે. એના નાચોના નિયમ હોય છે. મુખ્ય નાચ પાંચ કે છ પ્રકારના હોય છેઃ ટેંગો, વન સ્ટેપ, વોલ્ટ્‌ઝ વગેરે હાલમાં અમેરીકનોએ ચાર્લ્સ્ટન નામનો નાચ કાઢયો છે ને યુરોપમાં દાખલ થયો છે. કુમારી કન્યાને એ લગ્નનો બજાર થાય છે અને પરણેલી સ્ત્રી બીજા પુરુષ સાથે નાચી શકે છે. એમ કહે છે કે એના નિયમો અમુક રીતે મર્યાદા પળાવે છે. આપણી પૌવાર્ત્ય નજરે એક સ્ત્રી અન્ય પુરુષ સાથે હાથ મેળવી નાચે એ ઘણું વિચિત્ર લાગે છે, પણ એ લોકોને તેમાં કૈં નવીનતા લાગતી નથી. પણ ખરું સ્ત્રીના સાડા સાત વાગ્યાના ડીનર પછી નાચ ચાલે છે. ખાનગી ઘરોમાં નાચ થાય છે, આમંત્રણથી બહારના પુરુષો યુગલોને બોલવાય છે અને જાહેર જગ્યામાં પણ નાચ થાય છે. પેરીસમાં એવાં નાચ ગૃહો અનેક છે. નાચને લઇને ત્યાંની સ્ત્રીઓના પગ ઘણા મજબુત દેખાય છે.

કપડાંના પહેરવેષમાં તો યુરોપની સ્ત્રીઓ હદ કરે છે. દિવસ ઉગ્યે ફેશન ફરતી જાયછે અને તે પ્રમાણે ખરચ કરી કપડાંમાં ફેરફાર થાય છે. ફેશનને અંગે ફ્રાન્સનું પેરીસ શહેર સ્ત્રીઓ પરત્વે ખાસ મુખ્યસ્થાન ભોગવે છે અને ત્યાંથી ફેશન નીકળે તે આખા યુરોપમાં ફેલાય છે. સ્ત્રીઓ ઉનાળામાં ઘણા ઓછા વજનનાં કપડા પહેરે છે. બાવન તોલામાં આખો ડ્રેસ તૈઆર થાય છે. શીઆળામાં બહુ ગરમ કપડાં પહેરવામાં આવે છે. સ્ત્રીઓ કપડાં પાછળ ઘણો ખરચ કરે છે. બપોરના કોઇપણ બજારમાં નીકળીએ તો સેંકડો સ્ત્રીઓ ત્યાં ખરીદ કરતી જોવામાં આવે છે. સ્ત્રીઓનાં ટોળે ટોળાં તે વખતે ઉનાળામા બજારમાં દેખાય છે અને ખરચાળ જીંદગી કેવી હોય છે તેનો તે વખતે બરાબર ખ્યાલ આવેછે. નાચનો મહીમા, જાહેર-

માં હરવા ફરવાની છુટ, કપડાંની ફેશનો અને સ્ત્રીઓની રમત ગમતો જોવા જઈએ કે અવલોકન કરીએ તો જેમાંથી ઘણા નવાઈ જેવા દાખલાઓ મળી આવે છે.

રવિવારને દિવસે સ્ત્રીઓ વધારે મોજમાં હોય છે તે સંબંધી અન્યત્ર ઉલ્લેખ કર્યો છે. રવિવારે પુરષો સ્ત્રીઓ સાથે વધારે સહચાર કરી શકે છે, કારણ કે તે દિવસે ધંધા ધાપા બધા બંધ હોય છે. તે દિવસે સ્ત્રીઓનો આનંદ, તેમની મસ્તી અને તેઓનો જીવનનો ઉલ્લાસ જાણવા જેવાં થઈ પડે છે. એમના જીવનના આદર્શો અને સાધ્ય વિચારીએ તોજ આપણને તો ઘણી વાતની સહેજ સાજ પણ ઘડ બેસે છે, નહીં તો અમર્યાદ અનાચાર દેખાય, પણ એ બાબતમાં વધારે ઉંડા ઉતર્યા વગર અભિપ્રાય આપે તેમા ધૃષ્ટતાજ ગણાય.

યુરોપની સ્ત્રીઓને બરાબર સમજવા માટે ત્રણ બાબતની ખાસ જરૂર છે. પ્રથમ તેમની ભાષાનું બહુ સારું જ્ઞાન જોઈએ બીજું તેમના આદર્શો અને સભ્યતાના નિયમો સ્થાન પર સમજવા જોઈએ અને અભ્યાસ કરતી વખત પ્રેમ ભાવે સહાનુભૂતિ પૂર્વક સમજવા યત્ન કરવો જોઈએ. અને ત્રીજું તેમના ખાવાદિ વ્યવહારના નિયમો અને સમયનું બરાબર ભાન જોઈએ સ્થાન પર ગયા વગર અને સત્ય તારવવા સમજવા અને પૃથક્કરણ કરવાની ભાવના વગર એમને સમજવા મુશ્કેલ છે પણ પરિચય થયા પછી તેમાંથી ઘણું વિચારવા જેવું તત્વ મળે તેમ છે.

---

# બે ખરાબ જણ

(અનુસંધાન પૃષ્ટ ૯૪ થી)

રામદાસ

( બેદરકારીથી ટેલીફોન બતાવી ) તેમને ચાલી જવાનું કહી દો. અહીઆં તમને રોકાવું પડશે. નહીં તો સાહેબજી.—

પરશોત્તમદાસ

ના, ના. (નરમાશથી હસીને) એમ તો બેસી શકીશ. બેસશે-અસીલો ક્યાં જવાનછે ? હા, હા. ચલાવો હું હાજર છું.

રામદાસ

( પગ ટેબલપર લટકાવીને ) મી. પોપડા (મોંમાથી ધુમાડો કાઢે છે ) તમને ખબર છે કે મારા બાપ એંશી લાખ રુપીઆ મુકી ગયા—

પરશોત્તમદાસ

(હસીને) હા, મનેજ ખબર નહીં હોય ? હું તમારા બાપને—

રામદાસ

( હાથવતી બોલતા અટકાવી ) ને આ ખીમજી કાકાએ તેના બેવડા કર્યા.

પરશોત્તમદાસ

(હસીને) હા. હા. મને ખબર નહીં હોય ! ખીમજી કાકાની કૈં વાત થાય !

રામદાસ

હવે ખીમજી કાકાને તમારે બધી સલાહ આપવાની છે. એમનાથી એકલે હાથે કામ થતું નથી.

પરશોત્તમદાસ

હું એમને મદદ કરવા તૈઆર છું.

રામદાસ

મારા કજીયા છે-હાઇકોર્ટમા. કેટલા છે ખીમજી કાકા ?

ખીમજી

લુઓની બાઇ ચારેક છે. એક જાફર સામે-એક-

રામદાસ

ઠીક. મી. પોપડા ! તે તમારે ચલાવવાના છે.

પરશોત્તમદાસ

ઓલરાઇટ ! હું હાજર છું.

રામદાસ

મી. પોપડા ! ને તમારી દીકરી છે-રંભા; તેને હું પરણવા માગું છું.

પરશોત્તમદાસ

(દિંગ થઇને) તમે-તમે ?

રામદાસ

( ગજવામાથી ચેક બુક કાઢીને ચેક લખે છે ) મી. પોપડા આ લો—

પરશોત્તમદાસ

(વિસ્મય થઇ) આ-લઉં ? આ એક લાખ રુપીઆ—

રામદાસ

આ તમારી છોકરીની સગાઇના. તેને પહેરામણીના—

પરશોત્તમદાસ

( જીભ બહાર કાઢી ) પણ રંભાને, એની બાને પુછવું—

રામદાસ

( હાથ લંબાવી ) તમારી, છોકરી નહીં વરાવવી હોય તો ચેક પાછો આપો.

પરશોત્તમદાસ

( હસીને ) નહીં, નહીં, નહીંજી ( ચેકની ઘડી વાળે છે ) પણ તમે જાણો છો ને ? બૈરીને પુછવું જોઇએ. પુછવાનો જરા ઢોંગ તો કરવો જોઇએને ! (હસે છે).

રામદાસ

( રોફથી ) તમે શું કરો તેની મને પરવા નથી. લગન ક્યારે ?

પરશોત્તમદાસ

( વિચારમા પડી ) જરા પુછું તો ખરો.

રામદાસ

આજ શું થઈ? ચોથી. ઠીક, ઓગણીસમી ફાવશે.

પરશોત્તમદાસ

ઓગણીસમી!

રામદાસ

અરાઢમી!

પરશોત્તમદાસ

(હસીને) ના—ના ઓગણીસમી ફાવશે.

રામદાસ

ઠીક. રંભાને કયારે મેળવશો!

પરશોત્તમદાસ

(વિચાર કરીને) આજે રેસીસમાં આવશો?

રામદાસ

હા, હું તમને લઈ લઈશ.

પરશોત્તમદાસ

શેં કયું!

રામદાસ

ત્યારે તમે જાઓ જવું હોય તો!

પરશોત્તમદાસ

(અચકાઇને) હું! હા-હા—

રામદાસ

(હાથ લંબાવી) સાહેબજી! (પીઠ ફેરવે છે એટલે પોપડા જાય છે.) જેક! વીસ્કી ને સોડા! ભીમજી કાકા શું હસો છો?

ભીમજી

(હસીને હાથ ઘસતા) ભાઇ! તમે ડગલીવાલાની સાત પેઢી તારવાના છો.

રામદાસ

(હસીને) તમને એમાં સંશય હતો કે? (સુંગી હથેલી પર ખંખેરે છે)

[ પડદો પડે છે. ]

---

## પ્રવેશ બીજો

[ થોડાક દિવસ પછી એક સવાર. ચોપાટી પરનું મી. પરશોત્તમદાસ પોપડાનું દીવાનખાનુ. સૌ. લેખાબાઇ પોપડા 'મુંબાઇ સમાચાર' વાંચે છે. સામે ચાહનો વાસણો પડેલાં છે. હાથમાં ચુંથેલું 'ટાઇમ્સ' લઇ ગુસ્સામાં પરશોત્તમદાસ આવે છે. ]

પરશોતમદાસ

(છાપું ભોંયપર નાખી) હું આ બીલકુલ સહેવાનો નથી.

લેખાબાઇ

(ભીજાજમાં આંખો ઉંચી કરી) શું નથી સહેવાના? આટલું બધું શું છે?

પરશોત્તમદાસ

તારી છોકરી છેક નઠારી છે

લેખાબાઇ

(શાંતિથી) બધા તમારા ગુણ ઉતાર્યા છે.

પરશોત્તમદાસ

(ટબલ ઠોકી) નહીં. રાતના સીનેમામાંથી એકલી ચાલી આવી. અત્યારે બારણું નથી ઉઘાડતી. ને કહે છે કે રામદાસ જોડે પરણવાની નથી. (આકાશ તરફ જોઇ) ખરેખર માણસ પર પણ જંજાલની કૈં સીમા તો હોવી જોઇએ! આ ચહા પણ ટાઢી થઈ ચાલી.

લેખાબાઇ

(છાપુ ઉચું મુકતાં) છોકરીને ફટવો છો તો તમે—

પરશોત્તમદાસ

હું ફટવું છું? હું ફટવું છું? (મુક્કો મારે

છે ) તમે મા ને દીકરી મળી મારો તો જીવ લેવા બેઠાં છો ( છાપું લઇ પવન ખાય છે ) રંભા ! રંભા ! ચાલ.

રંભા

(અંદરથી) પપા ! આ આવી

પરશોત્તમદાસ

ચાલ, ચાહ તો કાઢ.

લેખાબાઇ

આજ તમને થયું છે શું ?

[રંભા દાખલ થાય છે એ અત્યંત સ્વરૂપવાન છોકરી છે. અત્યારે તેની આંખો ગુસ્સામાં લાલ છે ]

રંભા

( ગુસ્સામાં ) શું કામ છે ? બોલો આ આવી ( કેડપર હાથ મુકી ઉભી રહે છે. )

લેખાબાઇ

(તોરમાં) આટલો મીજાજ શાનો કરે છે ? લે આ ચાહ લે. હમણાં રામદાસ શેઠ આવશે

રંભા

નથી જોઇતી તારી ચહા ને નથી જોઇતા તારા રામદાસ શેઠ હું એને નથી પરણવાની.

લેખાબાઇ ને પરશોત્તમદાસ

( બન્ને સાથે ) શું ?

રંભા

ફરી રહ્યાં ? હું મરી જઇશ પણ એને નથી પરણવાની.

પરશોત્તમદાસ

( મીજાજમાં જોતાં ) શું કહે છે ? ગાંડી થઇ છે ?

રંભા

હા, હા. સાડી સત્તરવાર ગાંડી છું. એને નથી પરણવાની—નથી પરણવાની. ન...થી... પ...ર...ણ...વા...ની.

લેખાબાઇ

તારે પરણવું પડશે, પરણવું પડશે, પરણવું પડશે.

પરશોત્તમદાસ

That's right, ( ખરી વાત ) એને પરણવુંજ પડશે. કાલે સાંજ સુધી કૈં નહોતું. આ ગાડું શું લાગ્યું ?

રંભા

(લાલ થઈ જતાં) કાલની વાત ને આજની વાત જુદી છે.

લેખાબાઇ

આવો તને કયો બીજો મળવાનો છે ?

રંભા

નહીં મળશે તો કુંવારી મરીશ, ભીખ માગીશ, ઝેર ખાઇશ.

લેખાબાઇ

(નિશ્ચયથી) ઝેર ખાવું હોય તો એને પરણીને નથી ખવાતું ?

રંભા

તમે મને વેચવા નીકળ્યા છો ?

પરશોત્તમદાસ

છોકરી ! તારામા કૈં અક્કલ નથી. રામદાસ શેઠમા વાધો શો છે ?

રંભા

એ તો જાનવર છે.

લેખાબાઇ

એટલે ?

પરશોત્તમદાસ

What (શું ?)

રંભા

( આંખ લાલ કરી ) Brute છે–જાનવર છે. તમે પૈસામાં અંજાઈ ગયાં છો.

લેખાબાઇ

હવે ચુપ રહેશે !

રંભા

નથી રહેવાની. શા માટે રહું ? તમે મને વેચવા નીકળ્યા છો. તમે કેળવાએલાં, સુધારક, સારા માણસ ! આમ કરવું હતું ત્યારે મને ભણાવી શા માટે ? મોટી શા માટે કરી ?

લેખાબાઇ

અમારા ભોગ લાગ્યા તેમા.

પરશોત્તમદાસ

That's right ( બરાબર છે. )

લેખાબાઇ

પણ છે શું ? ચહા પી ને તૈઆર થાની.

રંભા

કાલે રાતના તમે થીએટરમા હતા ને હું મોટરવાલાને બહાર કહેવા નીકળી. ખબર છે ? ત્યારે મેં તમારા રામદાસને એક અંગ્રેજણ સાથે જતો જોયો.

પરશોત્તમદાસ

હોય નહીં.

રંભા

હોય નહીં શું ? હું આધળી છું ?

પરશોત્તમદાસ

કોઇ અમરથી ઓલખાણવાળી હશે.

રંભા

તેથી એનો હાથ તેના ખોળા પર રાખ્યો હતો ?

લેખાબાઈ

ચુપ રહે છોકરી ! તું તો મુર્ખ છે. તને શું ખબર ? પરણ્યા પહેલા બધા પુરુષ એવાજ હોય.

રંભા

તો મારે એવા પુરુષ નહીં જોઇએ

લેખાબાઇ

આ તારી કેળવણી. તારે વિશાલ દૃષ્ટિ રાખવી જોઇએ. તું પરણશે કે એ તો સીધા થઇ જશે.

રંભા

મારે તમારા રામદાસને સીધો કરવો નથી. ( મોટરનું ભુંગળું સાભળી ) આ આવ્યો. તમારે જેને જોઇએ તેને એને પરણાવજો. હું પરણવાની નથી.

[ રંભા અંદરના ઓરડામા ચાલી જઇ બારણુ બંધ કરે છે. રામદાસ બારણામાં આવે છે. માબાપ એક બીજા તરફ આભાં બની જુએ છે ]

રામદાસ

મીસીસ પોપટ Good morning— કેમ છો ?

લેખાબાઇ

( હસીને ) ગુડ મોર્નીંગ મી. રામદાસ.

પરશોત્તમદાસ

( હસીને ) કેમ છો ? તબીએત તો સારી કની ? ચહા લેશો ?

રામદાસ

( સીગાર ચેતાવી બેસે છે ) હા, રંભા કયાં ગઇ છે !

[ લેખા ને પરશોત્તમ ગભરાઇ એક બીજા સામે જુએ છે. ]

લેખાબાઇ

( હસીને ) જરા તબીયત સારી નથી. હજુ ઉઠી નથી.

રંભા

( બારણું ઉઘાડી ડોકીયું કરેછે ) હું તદ્દન સારી છું ને ઉઠી છું. ( બારણુ બંધ કરે છે. )

લેખાબાઈ

રંભા ! ત્યારે આવની જો બહેન (લાડ કરીને) રામદાસ શેઠ મળવા આવ્યા છે, તારી ખબર પુછે છે ! જો રંભા !

રંભા

( ડોકીયું કાઢીને ) રામદાસ શેઠને કહીએ કે ઘેર જાઓ ! અંહીઆ ગુલામડી વેચાતી નથી

મળતી. ( બારણું બંધ કરે છે. )

રામદાસ

શું ! શું !

પરશોત્તમદાસ

કૈં નહીં, કૈં નહીં !

રંભા

( બારણું ઉઘાડી ) હું નહીં આવું, જ્યાં સુધી પેલો બૈરી ખરીદનાર બેઠો છે ત્યાં સુધી. ( બારણું બંધ કરે છે. )

રામદાસ

( ઉભા થઇ જાય છે ) આ શું મારું અપમાન ?

લેખાબાઈ

ગભરાશો નહીં. ધીરા પડો. હમણા મી. પોપટા તમને સમજાવશે. ડીયર ! જરા એનણને સમજાવોને ( બારણા આગળ જઇ રંભાને સમજાવે છે.)

પરશોત્તમદાસ.

( રામદાસને બાજુ પર લઇ જઇ ) મી. રામદાસ ! ઉતાવળા થવાનુ કામ નથી. રંભા તમારા પર ગુસ્સે થઇ છે. પ્રેમનું ચિન્હ–બીજું કૈં નહીં.

રામદાસ.

શું નોન્સેન્સ બોલો છો ?

પરશોત્તમદાસ.

જુઓની ! જેને પ્રેમ હોય તે વહેમાય. કાલે એણે તમારા જેવો કોઇ અંગ્રેજણ સાથે જતો જોયો.

રામદાસ.

( ગભરાઇને ) શું ? શું !

પરશોત્તમદાસ.

કૈં નહીં ! કૈં નહીં ! હું નથી માનતો જરૂર ભુલ હશે. પણ શું કરીએ ? એ કામ કરો.

રામદાસ.

શું ?

પરશોત્તમદાસ.

જુઓની ! અમે જઇએ. તમે સમજાવો, માની જશે. જરાક ખાત્રી આપશો એટલે માની જશે.

રામદાસ.

એવી વર્તણુંક મનેનહીં ગમે.

પરશોત્તમદાસ.

મને પણ નથી ગમતી.

રામદાસ.

એ તો છાપામાં જાહેરખબર આપી દીધી છે. ને પરમદહાડાની કંકોત્રી ફરી ગઇ છે. નહીં તો આવી ગેલછા સહેવાની મને ફુરસદ નથી. મારી પહેરામણી પાછી લઇ લેત.

પરશોત્તમદાસ

ના ! ના ! એમ કૈં ઉતાવળ થાયે ? પરમ દહાડે લગ્ન ચોકસ. તેમાં કૈં વાંધો નહીં. આ તો મુરખ છોકરું કૈં ઉંધું માની બેઠું. શું કરવું ? આપણે ડાહ્યા રહ્યા, ડાહ્યાં માણુસ ! આપણાથી કૈં કજીઓ થાય ?

રામદાસ.

( કચવાઇને ) ત્યારે શું કરું ?

પરશોત્તમદાસ

તમે સમજાવોની. આજકાલની છોકરી માની જશે.

રામદાસ.

ઓલરાઇટ !

પરશોત્તમદાસ

લેખા ! રામદાસ શેઠને મનાવા દે, ખસી જા.

[ લેખા ખસી જાય છે.]

રામદાસ.

( બારણા પાસે જઇને ) ડીયર ! ડીયર...

**રંભા.**

(બારણું ઉઘાડી ડોકું કાઢી) આ ગુલામનું બઝાર નથી. ( બારણું ઢાંકી દે છે. )

**પરશોત્તમદાસ.**

( રામદાસને ) જરા માફી માંગવાનો ડોળ કરીને.

**રામદાસ.**

હું ! માફી માગું ? ઓલરાઇટ ( બારણા તરફ જોઇ ) રંભા ! મને માફ કર ! મારી ભુલ તું ભુલી જા.

**રંભા.**

( બારણા બહાર ડોકીયું કરી )

Walk into my parlour
Said the spider to the fly

( મારા દીવાનખાનામાં આવ, ' કરોળીઆએ માખીને કહ્યું )

**લેખાબાઇ.**

(રામદાસને) જરા પશ્ચાતાપનો ડોળ કરીને.

**રામદાસ.**

રંભા ! મને માફ કર ! મને બહુ પસ્તાવો થાય છે બારણાં ઉઘાડ.

કોળ કેરી ભીતરડી
શેરડી કેરા દાંડા
કોપરીએ ઘર છાયાં
બચ્ચાં ! બારણાં ઉઘાડો !

મને ભોળું બચ્ચું ધારે છે ? મી. વરુ ! તારે રસ્તે ચાલ્યો જા ( બારણું ઢાંકે છે. )

રામદાસ

( ગુસ્સામાં ) આ છોકરી ગારું અપમાન કરે છે.

રંભા

( બારણું ઉઘાડી ) બીજુ કૈં દેખાય છે ?

રામદાસ

( લાલ પીળા થઇ ) હું શું કરું ?

રંભા

(બારણું ઉઘાડી) ઇસ્તાંબુલના બઝારમા રુપાળી બાંદી મળશે. ખરીદી લાવ ( બારણાં ઢાંકે છે. )

રામદાસ

મી. પોપડા ! હું આ નથી જોઈ રહેવાનો. શું મારી મજાક કરે છે—તમારી છોકરી ! હું કોણ !

લેખાબાઇ

પણ શેઠ !

રામદાસ

આ નહીં બને ! છોકરી ગમે તેમ કહે. પરમ દહાડે પરણાવવી છે કે નહીં ? નહી તો મારી પહેરામણી પાછી આપો.

પરશોત્તમદાસ

( ચમકીને ) પણ-પણ—

રામદાસ

પણ પણ નહીં ને બણ પણ નહીં. પરમ દહાડે લગ્ન કરવાં પડશે. બનશે ?

પરશોત્તમદાસ

( છાતી ઠોકી ) હા. ગભરાઓ નહીં. જરૂર હું એને ઠેકાણે લાવીશ. જરૂર. તમે મને ઓળખતા નથી.

રામદાસ

મને ઓળખવાની જરૂર નથી. હું જાઉં છું. અડધા કલાકમાં કા તો તમારી દીકરીની હા આવે કે મારા પૈસા પાછા.

લેખાબાઇ

અરે હા જરૂર હા. શું કામ અધીરા થાઓ છો ?

રામદાસ

તમારી છોકરી સીધી થઈ જવી જોઈએ.

પરશોત્તમદાસ

સીધી દોર—

રામદાસ

નહીં તો—

પરશોત્તમદાસ

અરે નહીં તો શાનુ વળી ?

રામદાસ

ઓલરાઇટ. માહેબજી ! અડધો કલાક એક મીનીટ જાસ્તી નહીં

( જાય છે.)

[ પરશોત્તમ પોપડા ને લેખાબાઇ એ બીજા સામે જુએ છે ]

પરશોત્તમદાસ.

શું કરીશું ?

લેખાબાઇ.

ફટવો હવે છોકરીને.

પરશોત્તમદાસ.

તેં તો ફટવી છે હવે એને સીધી કરું છું.

લેખાબાઈ.

કેમ કરવાના હતા ?

પરશોત્તમદાસ.

તુ જા, રામદાસને હા કહેવા. ને પછી નોકરો લઇ કાલથી એના બાદરાના બંગલામાં લગ્નની તૈયારી કર.

લેખાબાઇ

પછી ? તમે શું કરશો ?

પરશોત્તમદાસ

હું એક દહાડામાં એને સીધી દોર કરી ત્યાં લઇ આવીશ. હવે બૈરાનું કામ નથી, મરદનું છે.

લેખાબાઇ

જોયા હવે મોટા મરદ—

પરશોત્તમદાસ

તું હવે જા.

લેખાબાઇ

(તાપમા) ઓલરાઇટ.

[ પડદો પડે છે. ]

( આ રસિક નાટકનો વિશેષ ભાગ આવતા અંકમાં )

ધમની સ્વ. પતિશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત દાવાભાઇ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.



પુસ્તક ૬૧ ] વૈશાખ ૧૯૮૩ [ અંક ૨

# ગુજરાત અને યુગધર્મ



## ગુર્જરી ગીર્વાણનું જય કીર્તન

ગાઓ, ગાઓ, વિજય ગાઓ, સર્વ ગુર્જર સંતાનો,
સમય મંગળ ગુર્જરી ગીર્વાણના યશ ગાવાનો.
આજ તરછોડે ભલેને દીન ને દુબળી કહી,
જેવી તેવી તોએ વહાલી વાણી એ આપણી સહી.

પ્રથમ શબ્દ મેં એ વાણીમાં શ્રવણ કર્યો માના મોરે,
પ્રથમ શબ્દ મેં એ વાણીમાં ઉચ્ચાર્યો કાલો મોરે.

તાન બાન સહુ સ્વજનતણા પ્રિય મુખમાં એ વાણી મહાલે.
એ વાણીનાં અમૃતઝરણાં અંતરમાં નિશદિન ચાલે.
લખ લખ સહસ લોકો આજે એ વાણી વાપરનારા,
પરદેશમાં પ્રસર્યા રવા એ સુંદર વાકના ભણકારા.

જય ગાઓ, જય ગાઓ!
ગુર્જર ગીરનો જય ગાઓ!
જય ગાઓ, જય ગાઓ!

વિશ્વવંદિત અર્જનજુની મહાવાણી માત છે,
બંગલા, હીંદી, મહારાષ્ટ્રી ભગિની એની ખ્યાત છે

નરસૈંયાએ પ્રથમ ઘડી એ સુંદર રૂપવતી રાણી,
પ્રેમાનંદે કીધી રૂડી વિધવિધ રસની ઝીલનારી.
નાનાલાલતણા મૃદુ કરથી લલિત બની શી લટકાળી,
ગોવર્ધન, ગાંધી, ને કૈંયે કીધી સમૃદ્ધિશાળી

જય ગાઓ, જય ગાઓ!
ગુર્જર ગીરનો જય ગાઓ!
જય ગાઓ, જય ગાઓ!

જે ભૂપર શ્રીકૃષ્ણપ્રભુએ રાજ્યદંડ કરમાં લીધો,
જે ભૂમિપર પરશુરામે જગતનો વિજય કીધો;
જેની કુખના દયાનંદ ને ગાંધી સમ રત્નો ગાજે,
તેની વાણીના વિજય દુંદુભિ સતત અખિલ જગમાં વાગે.
જય ગાઓ, જય ગાઓ.




લેખક:

રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,

પ્રમુખ, સાહિત્ય સંસદ.

ચિત્રકાર

રા. ગોરક્ષકર

સમય:

ઈ. સ. પૂર્વે ૮૨૦ ની આસપાસ.

## સ્થલોની માહીતી

પાટલીપુત્ર, કુસુમપુર, રાજગૃહ } પુરાતન મગધનુ પાટનગર હાલ પટણા છે તેની પાસે.

• તક્ષશિલા... અફઘાનીસ્થાન આગળ આવેલું વિદ્યાને માટે વિખ્યાત હીંદુ રાજાનુ પાટનગર.

## ક્રમવાર આવતાં પાત્રો

રાક્ષસ ......મગધના નરેંદ્ર હિરણ્યગુપ્તનો મંત્રી.

વક્રનાસ......મગધના નરેંદ્ર હિરણ્યગુપ્તનો અમાત્ય.

સુમોહા ......તક્ષશિલાના રાજા સુબાહુની પુત્રી ને હિરણ્યગુપ્તની રાણી.

હિરણ્યગુપ્ત, ધનનંદ } શુદ્ર મહાપદ્મ નંદનો વંશજ અને પાટલીપુત્રનો ચક્રવર્તી રાજા.

સેનાજિત.....હિરણ્યગુપ્તના અંતઃપુરના સૈન્યનો અધ્યક્ષ
ગૌરી.........સેનાજિતની પ્રિયતમા.

## આગલાં પ્રકરણોનો સાર

વાર્તા ઇ. સ. પૂર્વે ૩૨૦ ના આસપાસના સમયથી શરુ થાય છે. મહાપદ્મ નંદના રાજ્યાભિષેકને એકાણું વર્ષ થયાં હતાં, અને તેનો પૌત્ર હિરણ્યગુપ્ત 'સ્વાર્થસિદ્ધિ'નું બીરૂદ ધારી, મગધને સિંહાસને વીરાજતો હતો.

નરેંદ્રના ભુવન તરફ મંત્રી રાક્ષસ કૈંક સમાચાર લેઇ આવ્યો. અંતઃપુરના રક્ષક સેનાજિતને તેણે નરેંદ્ર સંબંધી પુછપરછ કરવા માંડી ત્યાં મંત્રી વક્રનાસ મળ્યો.

મંત્રી રાક્ષસે આંભિ કેમ ગામમાં આવવા ના પાડતો હતો અને આંભિનો બ્રાહ્મણમિત્ર ચાલીને શકટાલને ત્યાં ગયો તેની વાત કરી. અને તેઓ અંતઃપુરમાં ગયા.

અંતઃપુરમાં નરેંદ્રની મહાદેવી સુમોહા આ અંતઃપુર ને રાજ્ય, રાજા ને ચાકરોથી કંટાળી વીમાસણ કરતી હતી, ત્યાં રાજાને મંત્રીઓ તેને મળવા જાય છે.

રાજા સુમોહાને હસીને તેનો ભાઇ આંભિ આવ્યાના સમાચાર આપે છે ને મનમાં રહેલા કંટકને સાધવા નિર્દોષ સુમોહા પાસે આંભિને આમંત્રણ આપે છે.

(હવે આગળ વાંચો.)

## પ્રકરણ ૪ થું

### સેનાજિત

એક મેના પીંજરામાંથી બોલી: "મહાદેવી! શું કરે છે?"

એકદમ ચમકીને સુમોહા ફરી, અને દાંત પીસ્યા. આ નાગી પંખીણીની ડોક મરડવા તેના હાથ તલસ્યા. એ તેની દિવસ ને રાતની વેરી હતી; આ ભયંકર અંતઃપુરની જાસુસ હતી; અને જેટલા આવ્યા હોય તેનું નામ બોલ્યાજ કરતી. વળી સાપના વિષથી રાજાને ચેતાવવાનું એક સાધન હતી. પંખીઓ પણ આ રાજ્યમાં નિર્દોષ નહોતાં.

"ચુપ!" સુમોહાએ ગુસ્સામાં કહ્યું.

"નરેંદ્ર-વક્રનાસ-રાક્ષસ; નરેંદ્ર-વક્રનાસ—રાક્ષસ-કલ્યાણી."

સુમોહા ગુસ્સામાં પાંજરા તરફ ફરી ને એક ડગલું ભર્યું. એકદમ તેને ભાન આવ્યું. એક વખત તેણે આવી એક મેના મારી નાખી હતી; અને પરિણામે કયાં સુધી વક્રનાસ સીવાય કોઈ તેને મળવા આવતુંજ નહોતું. એ કાળમુખા કરતાં આ મેના શી ખોટી?

"નરેંદ્ર, વક્રનાસ, રાક્ષસ, કલ્યાણી," પંખીએ પોતાની ફરજ બજાવ્યા કરી.

"મહાદેવી! આજ્ઞા છે?"

"કોણ સેનાજિત!" રાણીએ ખોટું હસવું મોઢા પર લાવી કહ્યું.

"હા."

સેનાજિત આવ્યો. અંતઃપુરના સૈન્યનો આ અધ્યક્ષ પચ્ચીસેક વર્ષનો હતો. રાક્ષસના જેવાં-

જ શસ્ત્રો-માત્ર ધનુષ્ય સીવાય–અને તેનાજ જેવા પણ ઓછાં કીંમતી અલંકારો તેણે પહેર્યા હતા.

પણ તેનું સ્વરૂપ ઘણુંજ આકર્ષક હતું. તેની મોટી કાળી આંખો નિર્મળ તેમજ નિર્ભય હતી. એનું સીધું, ધારીલું નાક અને એના જિજ્ઞાસોત્સુક હોઠો એના વ્યક્તિત્વના આકર્ષણનું સબળ સાધન હતાં. એનો અવાજ મીઠો અને માનભર હતો.

શંકા, ક્રૂરતા ને નીચતાના અંધકારથી ભરેલા વાતાવરણમાં એ એક પ્રકાશનું બિંદુ હતું. એ આવા સ્થલમાં ક્યાંથી આવ્યો એ પ્રશ્ન તેને જોનારને સ્વાભાવિક રીતે થતો; એના વડેજ આ સ્થલ સહન થઇ શકે છે એમ પણ અંતઃપુરમાં ઘણાં માનતાં.



એક મેના પીંજરામાંથી બોલી: "મહાદેવી ! શું કરે છે ?"

અંતઃપુરમાં તેની સત્તા સર્વોપરી હતી. કોણ આવ્યા, કોણ ગયા, કોણ કોને મળ્યું, કોણે કોને શું કહ્યું એ બધી પળેપળની માહીતી પાત્રનીઓ, ને પંખીઓ તેને આપતાં. દરેક રાણીની ઓપુરુષો, દાસીઓ, પરિચારકો, જાસુસો, ગૃહવ્યવસ્થા, અને તેની રહેણી કરણી

પર તેનું રાજ ચાલતું. જે રાણીને મહેલે રાજા જવાના હોય ત્યાં દરેક પ્રકારની ચોકસી તે કરતો; અને સંરક્ષણ માટે યોગ્ય પગલાં લેતો.

અંતઃપુરનો તે જેલર હતો; પણ તેનાં હાસ્ય ને નીખાલસપણાથી આ કેદખાનાનું દુઃખ કેદીઓને ઓછું થતું લાગતું. એના કર્તવ્યે દીધેલા ઘા મીઠાશથી તે રુઝવતો.

રાજાના મોહનગૃહના ભયંકર, અગમ્ય ભેદોનો પણ તે જાણકાર મનાતો. એ ધારે તો કેટલાને સુખી કે દુઃખી કરે, જીવાડે કે મરાવે તેની ગણત્રી કરવાની કોઇની હીંમત ચાલતી નહીં. આખા રાજગૃહમાં નરેંદ્ર ને અમાત્ય વક્રનાસથી ઉતરતી ને છતાં તેમનાથી પણ સર્વ-વ્યાપી સત્તા એની હતી.

એમ કહેવાતું કે નરેંદ્રનું અંતર કોઇ જાણતું તો તે સેનાજિત. સેનાજિતના પિતા બેતાલીસ વર્ષ સુધી અંતઃપુરના સૈન્યના અધિષ્ઠાતા હતા; અને હિરણ્યગુપ્ત ને તેના પિતા બંનેનું સંરક્ષણ અને તેના અંતઃપુરનો કારભાર સંતોષકારક રીતે કર્યો હતો. તેના લાંબા કારભાર દરમીઆન મોહનગૃહ અને અંતપુરમાં શું શું થયું તે કોણ કલ્પી શકે ?

સેનાજિત ધનનંદના ખોળામાં ઉછર્યો હતો. પોતાના પુત્રોને દૂર ને જાસુસોથી વીંટાએલા રાખતા રાજાનું હૃદય આ અંતઃપુરના અધ્યક્ષના પુત્ર તરફ આર્દ્ર થતું.

જ્યારથી સેનાજિતને ભાન આવ્યું ત્યારથી તેણે નરેંદ્રની ભક્તિ સ્વીકારી; જ્યારથી તેને સમજ આવી ત્યારથી તેણે અંતઃપુરના ભેદો સમજવા માંડ્યા. જ્યારે તેના પિતા મરી ગયા ત્યારે બાવીસ વર્ષની ઉમરે તે પિતાને હોદ્દે બેઠો. જ્યાં સુધી સેનાજિત અંતઃપુરનો અધ્યક્ષ હતો ત્યાં સુધીજ તે સુરક્ષિત હતો એવી ખાત્રી ધનનંદને હતી.

તેની હીંમત અડગ હતી; અંતપુરની ખટપટનું તેનું જ્ઞાન સંપૂર્ણ હતું. તેને એકજ ધર્મ હતો: નરેંદ્ર ભક્તિ.

આ સેનાજિત મુખ પર સુમધુર સ્મિત રાખી, નમ્રતાની મૂર્તિ સરખો ઉમરા પર ઉભો રહ્યો. મેનાએ પોતાની હકીકત કહી: "નરેંદ્ર, વક્રનાસ–રાક્ષસ–કલ્યાણી" આ હકીકતની નોંધ લેવી તે તેની ફરજ હતી; જાણે પોતે કે સાંભળ્યુંજ ન હોય એવો ડોળ કરી મહાદેવી તરફ સબહુમાન જોઇ રહેતાં તેણે તે ફરજ બજાવી. જાસુસોના આ નાયકનો વિનય અદ્ભુત હતો.

સુમોહાએ જરાક ગભરાઇને જોયું; સેનાજિતના મુખ પર નિશ્ચલ માન હતું.

"શી આજ્ઞા છે ?"

સુમોહાએ થોડીવાર વિચાર કર્યો. આ એક માણસ વાત કરવા લાયક હતો; કેદીઓને કેદનું સ્મરણ વીસરાવવા પ્રયત્ન કરતો હતો. તે હસી. "જાણ્યું કે ? મારો ભાઇ આંભિ આવ્યો છે."

"મને હમણાંજ નરેંદ્રદેવે કહ્યું" સેનાજિત હસીને બોલ્યો; "ઘણો આનંદ થશે."

"અહીંઆં આનંદ કયાં ઓછો છે ?" સુમોહાએ આ અંતઃપુરમાં પ્રચલી રહેલા શિષ્ટાચાર પ્રમાણે અહીંઆં બધું આનંદમય છે તેનો સ્વીકાર કર્યો.

"આનંદમાં પણ આનંદની વૃદ્ધિ આવકારદાયક હોય છે."

"ખરી વાત છે" કડવાશથી રાણીએ કહ્યું.

"મહાદેવી તક્ષશીલા જવાનાં કે ?" સેનાજિતે હસીને, સ્નેહભર્યા અવાજથી પુછ્યું.

સુમોહા આ નીખાલસ દેખાતા અધ્યક્ષ તરફ જોઇ રહી. આ સ્નેહભર્યો યુવક હતો, અંતઃપુરનો ભેદુ !

"હું શા માટે જાઉં ?" રાણીએ હસીને વાત ઉડાવી. "પણ સેનાજિત ! તું કયારે

પરણવાનો છે !"

"કઆચાર્ય શકટાલ દિવસ નક્કી કરે ત્યારેને."

"એણે દીકરી આપવાની હા તો પાડીને ?"

"નરેંદ્રદેવે પડાવી."

"ત્યારે હવે શો વાંધો છે ?"

"હજુ મંગલ નક્ષત્ર આવ્યું નથી."

"તું પછી અહીંઆં દિવસ ને રાત કેમ કામ કરશે ?"

સેનાજિત હસ્યો. "હમણાં કરું છું તેમ. નરેંદ્રદેવે આઠ પક્ષ થયાં બહાર રહેવાની રજા આપી છે ને ?"

"ગૌરી અહીંઆં નહીં રહે ?"

"ના" ટુંકેથીજ સેનાજિત પતાવ્યું. સ્ત્રીને અહીંઆં રાખવી હોય તો પછી તેને પરણવીજ નહીં–એ સામાન્ય જનનું સૂત્ર સેનાજિતે પોતાને માટે સ્વીકાર્યું હતું

સુમોહાને અદેખાઇ થઇ. હિરણ્યગુપ્તની મહાદેવી કરતાં અધ્યક્ષની સ્ત્રી થવામાં કેટલું સુખ હતું ?

"અરે પણ સેનાજિત !" સુમોહાએ પુછ્યું; "પછી કુમાર ચંદ્રગુપ્તનો કૈં સંદેશો આવ્યો. ?"

એક વિપલવાર સેનાજિત ઘુંચવાયો; સુમોહા એ ઘુંચવાડો ધ્યાનથી જોઇ રહી.

"કુમાર પ્રાગ્જ્યોતિષ[1] તરફ નીકળી ગયા."

"શીકાર કરતાં ત્યાં ક્યાં ચાલી ગયો ?" રાણીએ નિર્દોષ બની પુછ્યું.

"ગઇ કાલેજ સંદેશો આવ્યો હતો. તમે ક્યાં કુમારની હીંમતને નથી ઓળખતાં ? દાસી !" સેનાજિતે બુમ મારી.

"પણ એ પ્રાગ્જ્યોતિષ કેમ ગયો ?"

"મને ચોક્કસ ખબર નથી." એટલામાં એક દાસી આવી. "નંદિની ! મહાદેવીની ભોજનની તૈયારી કર" સેનાજીતે કહ્યું.

"સેનાજીત ખરી ખોટી જે હોય તે ખબર તો કહે."

"જેવી આજ્ઞા !" મીઠાશથી સેનાજિતે કહ્યું. "કહેવાય છે કે પ્રાગ્જ્યોતિષની કુંવરી પર કુમાર મોહી પડ્યા છે, નંદિની ! બધી તૈયારી કર ! મહાદેવી ! રજા છે ? હું જાઉં ? મારે પણ જમવા જવું છે."

"ક્યાં તારે ત્યાં ?" સુમોહાએ હસીને કહ્યું.

"હા." કહી પ્રણામ કરી, હસીને સેનાજિતે ચાલવા માંડ્યું. તે ગયો એટલે નંદિની મહાદેવી પાસે આવી. તે નવી આવેલી નાની ઉંમરની દાસી હતી.

"માતા !" તેણે ધીમેથી સુમોહાને કહ્યું; "એ વાત ખોટી."

"કઇ ?" ચમકીને સુમોહાએ પુછ્યું. નંદિનીના મુખ પર ગપાટા મારવાનો શોખ દેખાયો.

"કુમારની. એને તો મારી નંખાવ્યા—"

સુમોહા ગભરાઇ બારણા તરફ જોઇ રહી. એક યાવની ઉભી હતી.

"નદિની" તેણે કહ્યું.

નદિની ગભરાઇ ગઇ; પોતે કરેલી ભુલનું તેને ભાન આવ્યું. તેની આંખો બેબાકળી થઇ ગઇ. કોણ જાણે કેવી રીતે તેણે ધીમે સાદે કરેલી વાત ચારે તરફ સંભળાઇ લાગી.

"બહાર આવ" યાવનીએ કહ્યું.

નંદિની ગભરાતી બહાર નીકળી.

"નંદિની ! ભોજન તૈયાર કર." સુમોહાએ કહ્યું. નંદિની બહાર ગઇ તે જાણે તેને યાવની પકડી ગઇ એવો કૈં ભાસ સુમોહાને થયો. રાણીએ નીસાસો મુકયો.

---

૧. આસામ.

થોડીવારે કલ્યાણી ભોજનની તૈઆરી થઇ તે કહેવા આવી.

"નંદિની ક્યાં ?" સુમોહાએ કહ્યું.

"બીજા કામમાં રોકાઇ છે" કલ્યાણીએ મોટેથી કહ્યું; ને ધીમેથી બબડી: "તમારી જોડે ધીમેથી બોલવાનો એણે અપરાધ કર્યો"; ને પછી મોટે અવાજે કહ્યું; "ચાલો બા ! ભોજન વાટ જુએ છે."

સુમોહાને ફેર આવ્યા. આંખે હાથ દઇ તે ભોંય પર બેસી ગઇ.

---

# પ્રકરણ ૫ મું

## સેનાજિતની પ્રિયતમા

હસતે મુખે સેનાજિત અંતઃપુરમાંથી બહાર પડયો. મેઘગ્રસ્ત અંતઃપુરની સૃષ્ટિમાં તે સૂર્ય-કિરણ હતો; જ્યાં તે સંચરતો ત્યાં નવજીવન ને નવ આશા સ્ફુરતાં.

સેનાજિતનું અંતર અત્યારે પ્રફુલ્લ હતું. નરેંદ્રની મહેરબાની, પૈસો ને સત્તા, ખુશમીજાજી સ્વભાવ, અને બધાને રીઝવવાની શક્તિ આટલાં હોય તો પણ માણસ પ્રફુલ્લ હોય. પણ અત્યારે પ્રફુલ્લ થવાનું એને મોટામાં મોટું કારણ હતું: એ એની પ્રિયતમાને મળવા જતો હતો.

સુખી પ્રણયીના હૃદયમાં સુખ મહાલવાની, સુખ જોવાની, ને સુખ પ્રસારવાની શક્તિ હોય છે. સેનાજિતની આવી શક્તિ સ્વાભાવિક હતી; અને અત્યારે તે સુખી પ્રણયી હતો. "ગૌરી ! ગૌરી ! ગૌરી !" તેનું પ્રફુલ્લ હૈયું ગાતું હતું; અને સૃષ્ટિ બધી સંવાદી નર્તન કરતી હતી.

અંતઃપુરના ઉદ્યાનમાથી બહાર જતાં તેની કલ્પનાએ સરજાવેલી નજર એકજ સુંદરીને જોતી હતી.

આજે ચાર મહીના થયાં સવારે ને સાંજે તે પોતાને પ્રાસાદે જતો; અને બારીએ ઉભો રહેતો. ગૌરી–નાજુક, નમણી, હસમુખી ગૌરી –દ્રોણ પરથી પાણી ભરી આવતી ગૌરીને તે જોવા ઝંખતો. તે આવતી, ઘણી વાર સહીયરોના સાથમાં, કોઇકજ વખત એકલી. તે દેખાતી ને સેનાજિતનું હૈયું ધબકતું; તે પાસે આવતી ને સ્મિતભર નયને તે સ્વાગત કરતો. છેડો ખોસતી, સખીઓની સાથે વાત કરતી, હસતી ગૌરી બારી પર નજર ઠેરવતી. બંનેની નજર મળતી. તે ધન્ય પલે ધરા સહર્ષ ધ્રુજતી. બીજી પળે ગૌરી શરમાળપણાથી નીચું જોઇ, ગાલે આવેલી રતાશ છુપાવતી ચાલી જતી. તે અદૃષ્ટ થતી ત્યાં સુધી સેનાજિત આંખોમાં પ્રાણ પરોવી જોયા કરતો; અને પછી કલ્પના બળ જ્યાં સુધી તેને મૂર્તિમાન રાખે ત્યાં સુધી નજર ઠેરવી ઉભો રહેતો.

પછી તે ત્યાંથી ખસી જતો, તે માત્ર પાછા ત્યાં આવી ઉભા રહેવાનો તલસાટ અનુભવવા. ચાર મહીના થયાં જ્યારથી નરેંદ્રદેવે તેને ઘેર જવાની રજા આપી હતી ત્યારથી આટલા માટે તે જીવતો હતો.

પળવાર તેને અધીરાઇ આવી. આચાર્ય શકટાલ શા માટે વિલંબ કરતા હતા ? કેટલાં વર્ષ તેણે વાટ જોઇ હતી ?

ધનનંદના પિતા યોગનંદના સમયમાં શકટાલ અમાત્ય હતા ત્યારે તે અને ગૌરી સાથે

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૧૭૩]

# ખરતા તારકને

લેખકઃ

રા. પીયૂષ

તારલીઆ તું ટગમગ થાતો ?
અંતરમાં પુર પ્રેમે ના'તો,
ઘન-વૃંદોમાં દૂર લપાતો,
જાતો તારક કયાં ?

આકાશે નભ-ગંગા માહી,
રંજન તું કઞ્નો દીસ ત્યાહી,
અમૃત ઘોળી પીતો કાંઈ,
જાતો તારક કયાં ?

રાત્રિના શ્યામલ અંખોડે,
ચંદ્રક શો ઉજ્જળો તું દોડે,
ઝગમગ ઝગમગ વિલસી કોડે,
જાતો તારક કયા ?

વિચાર સુદ્ધાં એમણે કદિ કર્યો નથી. અલ્પમતિની મર્યાદા એમણે કદિ છોડી નથી. ઘરના કોઠાર, રસોડું, કપડાંલત્તાંની પેટીઓ, શયનગૃહ અને ઘણાં બધાં બાળક એ સીવાય બીજી કોઈ વસ્તુની ઇચ્છા એમણે કરી નથી. ન્યાત જાતમાં કે પાડપાડોશીમાં થતાં જન્મ, મરણ, વિવાહ કે વરશીની ખબરો રાખવા સીવાય કોઈ વાત પર એમણે ધ્યાન આપ્યું નથી. જગતમાં બીજું શું ચાલે છે એ જાણવાની પણ એમણે કદિ પરવા રાખી નથી.

પણ એ કુટુંબવત્સલ હતાં. પ્રસન્નને શ્વસ ઉપડ્યો ત્યારથી એમણે પનુભાઈને ફરી પરણાવવાની ફરજ આપમેળે પોતાને માથે લઈ લીધી હતી, અને તે ઘડીથી ન્યાતની એકે એક કુમારી કન્યાને પનુભાઈની ભવિષ્યની ધર્મપત્ની તરીકે એઓ માનતાં અને મનમાં ને મનમાં મલકાતા

પ્રસન્ન મૃત્યુ પામી એ પળથી પનુભાઈનો દુઃખી સંસાર સુધારીને એમની અગવડો દૂર કરવા માટે રતનફોઈનું હૈયું તલસી રહ્યું. પુરુષ જેવા પુરુષનો સંસાર એક ઘડીએ સ્ત્રી વિનાનો હોય એ કેમ કલ્પ્યું જાય?

પણ જ્યારે પનુભાઈએ રતનફોઈની આ વાતને હસી કાઢી અને સહેજ વૈરાગ્યથી ને વિવેકથી પરણવાની ના પાડી ત્યારે પનુભાઇ માટેના એમના બધા સદ્ વિચારો લગભગ ભુસાઈ ગયા. એમણે પનુભાઈ સાથે મૌનવ્રત ધારણ કર્યું, અને પનુભાઈને ઘરમાં જેમ બને એમ વધારે અગવડો પડે ને પત્નીની ખોટ તરત દેખાઈ આવે એવી વ્યવસ્થા કરી દીધી.



લગ્નનું બજાર

રતનફોઈથી ઘરના કામો પર બરાબર ધ્યાન અપાતુ નહીં. સવારે ઉઠતાં મોડું થઈ જતુ એટલે રસોઈ વખતસર તૈયાર થતી નહી, ને પનુભાઈને ટાઢી રોટલી ને અથાણું ખાઈને ઓફિસ જવું પડતુ. પનુભાઈની સ્થિતિ સારી હતી, પણ રસોઇઓ ને નોકરો રાખવાની સામે રતનફોઈને સખત વિરોધ હતો એટલે આ બધુ મુગે મોએ પનુભાઈને ખમી લેવુ પડતું.

એક દિવસ પનુભાઈને સહેજ તાવ આવ્યો. સ્ત્રી એકલી હોય, અશક્ત હોય, માંદી હોય તો પડી રહે. પણ પુરુષને માટે તો કોઈ સારવાર કરનાર જોઈએને? અને પત્ની વિના એ સેવા કોણ કરે? પનુભાઈને લાગ્યું કે રતનફોઈની વાત સાચી હતી.

ધીમે ધીમે એમનું દીલ પીગળ્યું. આવી બધી અગવડો એ બીચારા ક્યાં સુધી ખમ્યા

કરે ? અને રતનફોઈનું લાગણી ભર્યું હૈયું દુભાય એ એમનાથી સહન ન થયું. એમને પોતાને તો પરણવાની જરાએ ઇચ્છા ન હોતી; માત્ર ઘરમાં પડતી અગવડો દૂર કરવા માટે, છોકરાંઓની સંભાળ લેવા માટે અને રતનફોઇની માયાળુ લાગણીને સંતોષવાને માટેજ એમણે આ સંકલ્પ કર્યો હતો.

એક દિવસ પોતાની આ ઉદારતા આંસુભરી આંખોએ એમણે રતન-ફોઇને જણાવી. રતનફોઇનો બધો રોષ ઉતરી ગયો. એમનામાં નૈવુ જોમ આવ્યું. એમણે પેટીમાંથી લાલ ચટ્ટક સાલ્લો કાઢ્યો અને તે પહેરીને તરતજ બહાર નીકળી પડયાં.

ચંદ્રિકા એમની દૂરની સગી થાય. સમાજનાં લોક રચિત રૂઢિ આચાર તરફ તેને તિરસ્કાર હતો. અંતરની લાગણીથી ઉત્પન્ન થએલા અથવા પોષાએલા નહી, પણ રીવાજ અને વ્યવહારથી મનાએલા અને માનતા સંબંધોની તેને જબરી ચીઢ હતી; અને એવા સંબંધો સાચવવાની કે રીવાજો પાળવાની તે કદિ કાળજી રાખતી નહીં. હૃદય ન સ્વીકારે એવા દરેક કાર્ય સામે ખુલ્લુ બંડ ઉઠાવવાની તેની ટેવ જાણીતી હતી. રતન ફોઇ આ સ્ત્રીને સ્વચ્છંદી કહેતાં અને એવાં અધમ મનુષ્યના પાપનો ભાર પૃથ્વી પર અતિ ઘણો વધી જવાથીજ જગતમાં દુકાળ, રોગ, ને કલેશકંકાસના ઉપદ્રવ જાગે છે એવો બળાપો રાત દહાડો કર્યા કરતાં. એને દૂરથી જોઇને રતનફોઇનાં ભવાં ચઢી જતાં. એમના મત પ્રમાણે ચંદ્રિકાએ પોતાની બોત્તેર પેઢીને કાળું કલંક લગાડયું હતું અને તે બધાં નિરાધાર પૂર્વજો સ્વર્ગમાં બેઠા બેઠા લોહીનાં આંસુએ રડી રહ્યા હતા.

અને તોએ તે દિવસે રતનફોઇ જરા પણ



સૃષ્ટિની આવી અવ્યવસ્થા થતી જોઇ રતનફોઇ રડી ઉઠયાં ને સાલ્લાને છેડેથી આંખો લુછી ને ચોળી ચોળી રાતી કરી.

અચકાયા વિના હસને મોંએ ચંદ્રિકાને ત્યાં જઇ ઉભાં. "ઓહો ! આવો આજ કૈં તમે ?" ચંદ્રિકાએ આવકાર આપતાં અજાયબીથી પુછ્યું.

" કથામાં આવી હતી, ઘણા દહાડાથી તને જોઇ ન હોતી તે ખબર પુછતી જાઉં ને મળતી જાઉં એમ કરીને અહીં આવી. મલકાતે મોંએ રતનફોઇએ ઉત્તર આપ્યો અને હીંચકા પર ગોઠવાયાં.

રતનફોઇની મુલાકાતમાં કૈંક પણ રહસ્ય સમાયું હશે એ વાતથી ચંદ્રિકા અજાણી નહોતી. તે મુંગી બેસી રહી.

ચંદ્રિકાની સખી અજીતા કુમારી હતી. તેની વય સત્તર અઢાર વર્ષની હતી. લગ્ન વીશે તેના અને તેના કુટુંબીઓના શા વિચાર હશે તે કોઇ જાણી શકતું નહોતું. રતનફોઇની શિકારી દૃષ્ટિ કેટલાએ વખતથી એના પર પડી હતી, આજે નીશાન તાકવા માટે ચંદ્રિકાની મદદે આવ્યાં હતાં.

પણ ચંદ્રિકા પાસે આવી વાત કરવી સહેલી નથી એ રતનફોઇ જાણતાં હતાં. એમણે કથાની વાત કરી, ગામમાં ચાલતા શીતળાના રોગની વાત કરી, ચંદ્રિકા દિવસે દિવસે કેવી સુકાતી જતી હતી તેની વાત કરી ને ચંદ્રિકાએ એ બધી વાતો સાંભળ્યાજ કરી. વાત કેમ ઉપાડવી એ એમને સુઝ્યું નહી. વર્ષોનો અનુભવ જાણે અફળ નીવડતો હોય એમ ઘડીક એમને લાગ્યું. અચાનક એમને એક યુકિત સુઝી. થોડા દિવસ પર મહિલા મંડળનો વાર્ષિકોત્સવ થયો હતો એમ એમણે સાંભળ્યું. બબ્બે છોકરાંની મા થવા જેવડી છોકરીઓ આમ નફફટાઇથી સ્ત્રી પુરુષોની વચ્ચે ગરબા ગાવાના નાચ કરે એ બાબત પર પંદર દહાડા સુધી એમણે છુટી જીભે પ્રવચન કર્યું હતું. પણ આ પ્રસંગ જુદો હતો. ધીમેથી એમણે વાત ઉપાડી: " તમારો મેળાવડો બહુ સારો હતો એમ લોક કહે છે."

ચંદ્રિકા ચેતી ગઇ અને નિરુત્તર રહી.

" કહે છે કે ગરબા બહુજ સારા થયા હતા. ચંદ્રિકાએ હસ્યા કર્યું.

" અજીતા બહુ સારું ગાય છે ખરું કે?" ગાયનનાં ને ગરબાનાં કેવાંક રસીઆં હોય એમ મોં મટમટાવીને એમણે પુછ્યું.

ચંદ્રિકાએ એમની સામે જોયા વિના હા પાડી.

રતનફોઇ ફરી મુઝાયાં. હવે શું કરે ? આ ઉદ્ધત છોકરી કેટલી બેદરકારીથી ઉત્તરો આપતી હતી ? કોઇ બીજો પ્રસંગ હોત તો રતનફોઇ એની સાત પેઢીની ધુળ ખંખેરી નાખત. પણ પનુભાઇનું હિત કરવાની પરમાર્થ દૃષ્ટિએ આ અપમાન એ ખમી ગયાં. અંતે એમણે હીંમતથી પુછ્યું. " એ અજીતા કેટલા વર્ષની હશે ? "

" સોળ સત્તર વર્ષની હશે. " એટલીજ બે પરવાઇથી ચંદ્રિકાએ ઉત્તર આપ્યો.

" એમ ? તેના વિવાહ કયાં થવાના છે ?" રતનફોઇએ બહુ પાસે જઇને પુછ્યું પણ પ્રશ્ન નિરુત્તર રહ્યો.

" છોકરી છે સારી. એ આપણે ત્યાં ન કરે ?" આખરે એમણે સાહસ કરીને પુછી નાખ્યું ને શ્વાસ રોકીને ઉત્તરની વાટ જોઇ રહ્યાં.

ચંદ્રિકા હસી પડી. જરાવાર એણે આંખો ચમકાવતાં કહ્યું; " અમે તો કેટલાએ દિવસથી પરણી ચુકયાં છીએ."

બીચારાં રતનફોઇ કૈં સમજ્યાં નહીં. ફાટી આંખે બઘા જેવાં જોઇ રહ્યાં. ચંદ્રિકાએ, ફરી કહ્યું: "હું ને અજીતા તો કેટલાએ દિવસથી પરણી ચુકયાં. "

" તું ને અજીતા ?" રતનફોઇ તડુકયાં; " છોકરી, મને તું તારા જેવડી બાળક સમજે છે કે શુ ? છોકરી છોકરીનાં લગ્ન થતાં સાંભળ્યાં છે ?"

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૧૭૭]



# સૌ સરખાં

લેખક:
રા. ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા
સભ્ય, સાહિત્ય સંસદ

ચિત્રકાર:
રા. દત્તાત્રેય



"સુજેલાં શ્રી પ્રભુજીએ મનુષ્યો સર્વ સરખાં છે."

નાટકોમાં, શેરીઓમાં તેમજ ઘરમાં જ્યારે આ મતલબની લીટીઓ લલકારવામાં આવે છે ત્યારે આપણા મનમાં સાધારણ રીતે એવોજ વિચાર આવે છે કે આ તો માત્ર કાવ્ય છે, કવિઓના મનના ધખારા છે. બાકી દુનીઆમાં આ પ્રમાણે મનુષ્યોમાં સરખાપણું છેજ નહીં. પણ આપણે જરાક ઉંડા ઉતરીને તપાસ કરીએ તો અમુક અમુક અપવાદ સીવાય બધાંએ મનુષ્યોની સ્થિતિ અમુક સંજોગોમાં તો સરખીજ જણાય છે. રાય કે શું રંક, શું જાડા માણુસ કે શું પાતળા માણુસ, બધાંએ અમુક બાબતમાં સરખાં હોય છે. અલબત્ત, એટલું તો મારે કબુલ કરવુંજ પડે છે કે માણુસ જાતમાં જે બે મોટા વર્ગ છે–મરદો અને સ્ત્રીઓ તેઓમાં તો થોડો ફેર રહેવાનોજ. કારણ કે હમણાં જ્યારે સ્ત્રીઓ જાહેરમાં વધુ હક માગવાને માટે જાહેર સભાઓ ભરવામાં મશગુલ છે ત્યારે મરદો ઘરમાં વધુ હક મેળવવા માટે કંઈ પણ યત્ન કરતા નથી. એટલુંજ નહીં પણ દિવસેદિવસે ઘરમાં તેમજ જાહેર જીવનમાં એમના હક એક પછી એક ડુબતા જાય છે, તે મૃત્યુ જેવી ગાઢ શાંતિથી જોઇ રહ્યા છે! ડુબતા જતા હકો પાછા મેળવવા તેમજ નવા હકો મેળવવા માટે મરદોએ કેવાં કેવાં પગલાં લેવાની જરૂર છે, તે વીશેની પરિષદોની કેટલી આવશ્યકતા છે અને આ બાબતમાંજ પોતાનું સર્વસ્વ આપી દેવા તૈયાર મહાન નેતાઓની કેટલી જરૂર છે એ વીશે અહીં કંઈ પણ ઉલ્લેખ કરવો એ અસ્થાને છે એટલે તે વીશે વળી કોઇ બીજે પ્રસંગે.

"ઓહો! કેમ, મગનલાલ શેઠ! કેમ છો? મઝામાં કે?" આ પ્રશ્ન મી. મહેતા લગભગ દરરોજ લોકલ ટ્રેનમાં, ફર્સ્ટકલાસના કંપાર્ટમેંટમાં મગનલાલ શેઠને પુછતા.

"હાહાહાહા! મહેતા સાહેબ! આવી પહોંચ્યા? હો, મઝામાં છીએ, પણ ભાઈ, તમારા જેવું સુખ કંઈ અમારા જેવા અભણુના નસીબમાં હોય? હાહાહા! લ્યો, બીડી બીડી તાણો." મગનલાલ શેઠ પણ લગભગ હમેશાં આજ પ્રમાણે જવાબ આપતા.

મી. મહેતા મુંબાઈની હાઇકોર્ટના બારીસ્ટર-



"ઓહો ! કેમ, મગનલાલ શેઠ ! કેમછો ? મઝામાં કે ?"......
આ પ્રશ્ન મી. મહેતા ફર્સ્ટકલાસના કંપાર્ટમેંટમાં મગનલાલ શેઠને પુછતા.

હતા. તેમને ઘણી ધીકતી કમાણી હતી. તેમની પત્ની ગ્રેજ્યુએટ હતી. ચાર પાંચ છોકરાંઓ પણ આયાઓ તેમજ ચાકરોના રસાલા સાથે મી. મહેતાના ગૃહને શોભાવી રહ્યાં હતાં. અંધેરીના એક કુશાદે બંગલામાં બહુજ અપ–ટુ–ડેટ સ્ટાઇલમાં મી. મહેતા રહેતા હતા. સુખના સાધનોમાં અંધેરીમાં તેમજ મુંબાઇમાં મોટરકારો, ઘોડાગાડીઓ વગેરે પણ હતા. છતાં મી. મેહતાના હૃદયમાં સંતોષ નહતો. પોતાની ધીકતી કમાણીને લઇને તેમને સવારથી રાતના અગીઆર બાર વાગ્યા સુધી ફીકરો માથેની માથાઝીક નસીબમાં લખેલ હતી. તે ઉપરાંત ફુરસદના વખતમાં જાહેર જીવનના અનેક પ્રશ્નોમાં મરજીથી કે કમરજીથી તેમને ગુંથાવું પડતું હતું.

પત્ની ગ્રેજ્યુએટ એટલે સ્ત્રીઓના હક મેળવવા પત્નીને દિવસનો ઘણો મોટો ભાગ જાહેર જીવનમાં ઘરથી વેગળાં ગાળવો પડતો હતો. છોકરાંઓ તરફ આંખ માંડવાનોજ એમને વખત મળતો નહીં તો પતિનું અસ્તિત્વ છે કે નહીં એ પ્રશ્નનો ઉકેલ કરવાનો વખત એમને ક્યાંથી મળે ? એમના પીયરીઆંઓમાંથી પણ ત્રણ ચાર યુવતીઓ ગ્રેજ્યુએટ હતી અથવા તો નજદીકના ભવિષ્યમાં થનાર હતી એટલે તેમની આકૃતિઓ મી. મહેતાના બંગલામાં નજર નાખનારને ઘણુંખરું હમેશાંજ જણાતી. મી. મહેતાને ઘણી વાર વિચાર આવતો કે "અરે પ્રભુ ! મને આવી સ્થિતિમાં કાં મુક્યો ? આના કરતાં મને દોઢસો બસોની કમાણી હોત, એક નાના બ્લોકમાં હું રહેતો હોત, સાંઝના વહેલો ઓફીસથી આવીને છોકરાંઓથી અને પત્નીથી વીંટળાઇને બેસતો હોત તો કેવું સ્વર્ગીય સુખ મળત ! આ તે કેં જીંદગી છે? સવારે સાડા પાંચથી ઉઠું છું તે રાતના બાર વાગ્યા સુધી પત્નીનું મેં પણ જોવાતું નથી. છોકરાંઓને તો આઠ દિવસે એકાદ કલાક જોવાનું બની શકે છે.

રસ્તામાં એકલાં મળ્યાં હોય તો ઓળખું પણ ખરો?" આવા વિચાર તરંગોમાં મી. મેહતાને મગનલાલ શેઠની પોષાક અને હંમેશની આનદી પ્રકૃતિ બહુ સાલતી. તેને એમજ લાગતું કે આ શેઠ કેવો સુખી છે! સવારથી ઉઠ્યા એટલે છાપાંઓમાં શું છાપ્યું છે એ જાણવાની પણ એને તરદી લેવાની નહીં. નીરતિ, પોતાના મનમાં આવે ત્યારે દુકાને જવું. ત્યાં મન થાય તો ગાદી તકીએ ઉધવું. સાંઝના નહીં મળે કલબ કે નહીં મળે પોલીસીટરો સાથેનાં કમબખત કોનફરંસો. સીધા ઘેર જઇને ગોહવાવાનુ. ત્યાં પણ પત્ની ગ્રેજ્યુએટ નહીં એટલે ઘેરને ઘેરજ છોકરાઓ સાથે બેઠી-જ હોય. તેમની સાથે ગપ્પાં મારવાં. વળી પૈસાની પણ તાણ નહીં એટલે બીજી પણ અગવડો નહી. અને હજી તો આપણા જીવનમા નવા સુધારા-ઓ, નવી પ્રકૃતિઓ અને નવી જંજાળો લાવવાની કોશેશો થયાજ કરે છે. ખરે-ખર! કોઇકોઇ વાર તો મી. મહેતાના મનમાં એમ પણ થયા કરતુ કે આ બધી જંજાળો છોડીને સાબરમતી આશ્રમમાં બેસી જાઉં. પણ અલબત્ત, ટેવ એવી વસ્તુ છે, જંજાળો એવી શક્તિભરી છે કે મી. મહેતા એ બધુ છોડી સાબરમતી આશ્રમ-માં જાય એવા સંભવબહુ જણાતા નહતા. દિન પ્રતિદિન જીવનમાં જંજાળો વધતીજ જતી હતી. તેમનાં પત્ની મ્યુનીસીપાલીટીમાં જવા ફાંફાં મારતાં હતાં પોતે કાઉન્સીલમાં જવાની તૈઆરી કરી રહ્યા હતા છતાં એટલું તો ખરુંજ કે જ્યારે જ્યારે લોકલમાં મગનલાલ શેઠ મળતા ત્યારે તો તેમના મનમાં ઇર્ષ્યાની હોળી સળગતી-જ હતી.

મગનલાલ શેઠ મુમ્બાઇમાં જાણીતા કાપડના વેપારી હતા, બોરીવલીમાં એક જંગી હવેલીમાં રહેતા હતા. સુખનાં સાધનોમાં એમને ઘેર પણ જોઇએ તેટલી મોટરકારો હતી. ચાકર નોકરો અને ભટોની એક ફોજ હતી. છોકરાંઓ પણ સારી સંખ્યામાં પ્રભુએ આપ્યા હતાં. અને પત્નીશ્રી પણ વજન જોખવાના કાંટા ઉપર ચઢે તો ખાસ્સાં એકસોને પંચાણુ રતલ બતાવતાં


શેઠાણીનો પ્રચંડ ઘાંટો ખીલી નીકળ્યો "બારણે અગીઆર વાગ્યે તે કેઈ આવતું હશે?"

હવેલી શોભાવી રહ્યાં હતાં. રતલના પ્રમાણમાંજ ઇશ્વરે તેમને અવાજ પણ આપ્યો હતો, અને એ અવાજથી હવેલીના ધાટીથી માંડીને મગનલાલ શેઠ સુધીનાં માણસો ધ્રુજતાં હતાં. વજનનો કાંટો સવાસો રતલથી આગળ ગયો (એ વાતને આજે વરસો વીતી ગયાં હતાં) ત્યારથી શેઠાણી હરયાં એવું કોઇને સાંભરતું ન હતું. જ્યારે જુઓ ત્યારે શેઠાણીની આસપાસ સગાંવહાલાંઓ, વખાણનારાઓ, ખુશામતીઆઓ અને ભકતાણીઓની એક જંગી ફોજ હાજર રહેતી મગનલાલ શેઠે તો આ બધામાથી નાસવા માટે એકજ રીતિ અખતીયાર કરેલી જણાતી હતી; અને તે એજ કે સવારના ન છુટકે ઘેર જમવું બાકી રાતના વાળુનું વગેરે બધુંજ પેઢી ઉપર રાખ્યું હતું. ટ્રેનમાં તેમજ ઘરમાં પોતાના ઓરડામાં ગંજીફાનું સામ્રાજ્ય પોતે પ્રસરાવી દેતા હતા અથવા તો બોરીવલીનાં જંગલોમાં ફરવામાંજ ઘણો વખત કાઢી નાખતાં.

એક બે વખત એમણે છોકરાંઓને સારી રીતે ભણાવી શકાય એ હેતુથી મડમ શિક્ષક રાખવાનો વિચાર રાખેલો પણ એ વિચાર શેઠાણીને કાને આવતાંજ ઘરનું વાતાવરણ એટલું ઉગ્ર થઇ ગયું કે શેઠનો વિચાર વાતાવરણમાંજ મળી ગયો. છોકરાઓનો મત સ્વાભાવિકજ આ બાબતમાં શેઠાણી તરફ વળ્યો એટલે શેઠે છોકરાંઓને પડખે ચઢવાનુંજ ઓછું કરી નાખ્યું.

આટલી વિટંબના છતાં મગનલાલ શેઠનો સ્વભાવ એટલો આનંદી હતો કે આ બધું નીભાવી લઇને પણ જીંદગી આનંદમાં ગુજારવી એમને ભારે પડતી નહતી. જ્યાં પણ વખત મળે ત્યાં મોટામાં મોટા ધાંટા પાડીને હસવું અને ગપ્પાં મારવાં એ એમનું ખાસ લક્ષણ હતું. બનતાં સુધી એમના મનમાં અસંતોષને જન્મ લેવા દેવાની તક જ શેઠ આપતા નહતા છતાં પણ જ્યારે શેઠ મી. મહેતાને ડબામાં દાખલ થતાં જોતા ત્યારે એમનું હૈયું હાથ રહેતું નહીં. ઘડી ભર એમને એમ થઇ જતું કે "મારો મહેતો! ભગવાને એના ઉપર ખરી મહેર કરી છે હોં! બારીસ્ટર તરીકેની ધીખતી કમાણી, આટલું ભણેલી બૈરી, આવાં સુઘડ છોકરાંઓ. પછી બીજું શું જોઇએ? એમના બંગલામાં જાઓ તો બૈરાં કે છોકરાંઓ. કોઇનો સહેજ પણ ધાંટો સંભળાય નહીં. ઘંટડી વાગી કે મહેમાન માટે ચહાપાણી વગેરે હાજર. વાતો પણ કેવી? આપણે તો જે દેશનાં નામ પણ સાંભળ્યાં નહીં હોય એવા દેશની વાત તો કેમ આપણે જાણે આપણા ગામની વાતું કરતા હોઇએ તે પ્રમાણે એમનું આખું ઘર એની ચરચા ચલાવતું હોય. આપણે તો મહાત્માજી જેવા સતપુરુષોનું નામ પણ ઘરવાળી આગળ દેવા જઇએ તો ગાળ ખાઇ બેસીએ. ખરેખર, મને પૈસો નહીં આપ્યો હોત પણ કૈંક પણ મહેતાના જેવો ઘરસંસાર આપ્યો હોત તો હું કેવો સુખી થાત. પણ કૈં નહીં બચ્યા! એવા વિચાર શા માટે કરવા?" આટલું કરીને મનને વાળવા યત્ન કરતા. તેમાં પણ કોઇક વાર જ્યારે મી. મહેતાને ત્યાં વીઝીટ ઉપર જાય, મીસીસ મહેતાની સાથે દસપંદર મીનીટ ગપ્પાંનો પ્રસંગ મળે ત્યારે તો મગનલાલ શેઠનો આનંદ પણ ટકી શકતો નહીં અને થોડી વાર તે ઉંડી ગમગીનીમાં ડુબી જતા.

એક શનિવાર હતો. બપોરની ટ્રેનમાં મી. મહેતા વીક-એન્ડને માટે લાનોલી જવા ઉપડ્યા. તેમનું કુટુંબ ત્યાં હતું. ડબામાં બેસવા જતાંજ મગનલાલ શેઠની આનંદથી ઉભરાતી આકૃતિ

(વધુ માટે જુઓ પૃષ્ઠ ૧૯૯)

# નૃત્ય કલા

લેખક:

રા. ફીરોજશાહ રુસ્તમજી મહેતા

[ અનુસંધાન ગતાંક પૃષ્ઠ ૯૮ થી ]

નૃત્ય અને ભાવ ( Emotions ).

"નાટ્ય શાસ્ત્ર"માં મન તથા હૃદયના મૂલ ભાવ જણાવવામાં આવ્યા છે. એ આ પ્રમાણે:—

૧ રતિ યાને ઇચ્છિત વસ્તુ માટેની તલપ ૨ હાસ્ય, ૩ શોક, ૪ ક્રોધ, ૫ ઉત્સાહ, ૬ભય, ૭ વિરોધ ભાવ ( Aversion ) ૮ વિસ્મયતા, ૯ શાંતિ.

આ બધા મુખ્ય ભાવો અને તેમાથી નીકળતા લાગણીના તરેહદાર ફાંટાઓ જુદા જુદા અવયવોની ગતિ અને મુખપરની ભિન્ન ભિન્ન છાપ વડે નૃત્ય વેળાએ દર્શાવવાની જરૂર રહે છે.

## નૃત્ય રચના

નૃત્ય જેમ તાલના બંધારણને અનુસરીને થાય છે, તેમ તે, ગાયનો પોતાનો જે અર્થ ધરાવતાં હોય તે સમજને અનુસરીને પણ થાય છે.

વળી નૃત્યમા ગાયનના સુર ( Notes ) પ્રમાણેજ અંગ ચેષ્ટાઓ અને ભાવો નક્કી કરવામાં આવે છે.

જે જાતનું ઢોલક તથા અન્ય જે વાજીંત્રો વપરાતાં હોય, તેના નાદ પ્રમાણે નૃત્યના જુદા જુદા પ્રકાર રચાય છે.

રાગ વિદ્યા પ્રમાણે દરેક રાગ રાગણી પોતાનું અમુક અમુક સ્વરૂપ ધરાવે છે. તે મુજબ પણ નૃત્ય કરવામાં આવે છે.

ચોક્કસ વસ્તુ, પક્ષી કે પશુની સ્વાભાવિક ગતિ અનુસાર નૃત્ય રચનામાં એક નૃત્યકાર માટે નીચલી અમુક મરોડ ( Gaits ) નક્કી કરવામા આવી છે —

૧ હંસગતિ. ૨ મૃગગતિ. ૩ જલપક્ષી ( Wagtail ) ની ગતિ. ૪ સર્પગતિ. ૫ મચ્છ ગતિ. ૬ અશ્વગતિ. ૭ ગજ ગતિ.

## નૃત્યકળાથી તન મનને થતા લાભ

નૃત્યકળા નિપૂણ થવાથી શરીર તથા મનને જે ફાયદા થવા પામે છે તેની ટીપ આ પ્રમાણે:—

૧ નઝાકત ( Grace )

૨ સરળ ગતિ. ( Freedom of Bodily movements ).

૩ સમતોલપણું ( Poise ).

૪ ફુલ જેવું હલકું શરીર (Lightness and buoyancy of body )

૫ શરીરનું સરખું વદન ( Carriage ).

૬ અંગ સમતા ( Symmetry of the Body ).

૭ કૌવત (Strength).

૮ ચપળતા (Agility).

૯ થાક ખમવાની શકિત.

૧૦ સ્નાયુ અંકુશ. (Control of muscles).

૧૧ મન સ્ફુરણા (skillful mind).

૧૨ તન મનની સંસ્કૃતિ (Refinement of body and mind).

૧૩ મોહકતા વિકાસ (Unfoldment of Charms).

૧૪ શારીરિક સામ્યતા. (Physical Harmony).

## નૃત્ય કસરત લેખે

નૃત્ય એ કલા છે અને કસરતએ છે. કસરતનો સૌથી આનંદમય પ્રકાર તે નૃત્ય.

શરીરના સોળે અંગને નૃત્યથી કસરત મળે છે. ખાસ કરીને આખા શરીરને ગતિમાં મૂકનાર નૃત્યના પ્રકારો તો કસરતના ખરેખરા ઉમદા નમુના છે. નૃત્યની લાંબી અને ચાલુ તાલીમને લીધે ધંધાદારી નૃત્યકારો અતિ અજાયબ જેવી અને અઘરી કસરતો નાચતે નાચતે સહેલાઇથી અને સુખથી અમલમા મેલી શકે છે.

અમુક સ્થાપિત રીતિઓ વડે સ્નાયુઓની નબળાઇ તથા ખામી સુધારવી એ કાર્ય કસરતનું છે. શરીરને સરખું કૌવત (Uniform strength) અને નઝાકત (Grace) આપવાં એ કામ નૃત્યનું છે.

ઉત્તમ નૃત્યકારોમાના બધાજ કં જાતે કસરતબાજ (Athletics) હોતા નથી–નથી તેઓ ચાલાક કુદકાબાજો (Jumpers)–નથી તેઓ ગમે એમ અંગ મરડી નાખનારા સરકસના ખેલાડી. (Acrobats) છતા આ ત્રણે લાયકાતો એક સામટી તેઓમા રહેલી છે. એક નૃત્યમાં આ ત્રણે કલા તેઓએ સંપાદન કરી છે.

ઘડીભરની મોજ ખાતર નહીં—પ્રસંગ પ્રસંગના આનંદ ખાતરએ નહીં; પણ તનમનને સુધારવા ખાતર જો નૃત્ય ચાલુ રીતે કર્યું હોય, તો તેના ફાયદા નીચે પ્રમાણે પ્રાપ્ત થઇ શકે છે:—

૧ શરીર બધી બાજુથી સરખું, સીધું અને ડોળદાર થાય છે.

૨ ગતિ, આસાનીઅન ભરી (Easy) અને રમણીય બને છે.

૩ શારીરિક કે માનસિક દબાણ ખમવાની શક્તિ આવે છે.

૪ શરીરની જડતા (stiffness) અને ખુચતી વક્રતા નષ્ટ થવા પામે છે.

૫ અવયવો તથા સ્નાયુઓ પરનો કાબુ કસરત કરતાં પણ નૃત્યથી હજાર દરજ્જે સારો ખીલવા પામે છે.

૬ લોહીનું વહેવું શરીરમાં બરાબર રીતે થઇ શ્વાસોચ્છ્વાસ નિયમબદ્ધ અને ઉંડાણથી લેવાય છે.

૭ નૃત્યથી શરીરના અંતર ભાગો (Internal organs) પણ મજબુત અને નિરોગી બને છે.

૮ બરડાની કરોડ અને કેડને નૃત્યથી ઉત્તમ કસરત મળે છે. આથી મગજ પણ સુધરવા પામે છે.

૯ મોટા વૃક્ષના થડ જેવી જાડી કે ભમરાના જેવી પાતળી કેડને બદલે ટટ્ટાર રહી શકે—થાક ખમી શકે એવી સુડોળ સરખી લચકાની મરોડદાર કેડ બને છે.

૧૦ ઇચ્છીએ ત્યારે અંગને સંકુચિત અને માગીએ ત્યારે તમામ અંગને ઢીલુ



એમ તેટલા ખાતર નૃત્ય તેના ઉપાસકોને ફરજીઆત નિયમિત જીંદગી ગુજારતા, વધુ ખાનપાન (over eating) કે કોઇ વ્યસનોને વશ થતા જરૂર જ અટકાવે છે.

(Relaxed) બનાવવાની જરૂરી તથા લાભકારી ટેવ પડે છે

૧૧ ઉંઘ વધે છે, ખાવાની રુચિ સુધરે છે ચામડી સુંવાળી ને સ્વચ્છ થાય છે શ્વાસ સુગંધમય અને મીઠો બને છે

ટુંકમાં ચાલુ નૃત્ય વડે પ્રાપ્ત થયેલી તંદુરસ્તી, શરીર શોભા અને સૌંદર્ય પાછા ગુમાવી ન

દૃષ્ટાંત તરીકે આ વાત જાણીતી છે કે દુનીઆની નામાંકિત નાચનારીઓ પોતાના મોજશોખ, ખાનપાન વગેરે જીવનના બધા વ્યવહારોમાં પોતાની ઉપર મજબુત અંકુશ રાખે છે તેઓ નૃત્યકલાને એ ઘડીનો આનંદ નહીં પણ જીંદગીની એક અનિવાર્ય અગત્યના ચીજ છે નૃત્ય નિપૂણતામાં તેઓ પોતાના જીવનનું માધુર્ય અને સાફલ્ય માને છે

જગતનો સર્વ શ્રેષ્ઠ પુરુષ નૃત્યકાર નીજીનસ્કી

નૃત્ય વડે અંગને ખરેખરું કસરતી



સ્પેનની નર્તના—સ્પેનની પ્રખ્યાત શાલના વેશમાં

અને કળાવંત બનાવવું હોય, તથા ઉપર જણાવેલા ફાયદાઓ પ્રાપ્ત કરવા હોય; તેમજ ખરેખરું નૃત્ય નિપૂણ થવું હોય, તો યુરોપ અમેરીકાની નૃત્યશાળાઓમાં કમમાં કમ પાંચથી દશ વર્ષનું ચાલુ શિક્ષણ આવશ્યક ગણાય છે રશીઆ જેણે જગતને મોથી સુંદર નૃત્ય કરનારીઓ જેવી કે પ્રખ્યાત મૅડમ પાવલોવા, મૅડમ કારસાવીના ઇત્યાદિ ભેટ કરી છે તે મુલકમાં ઓછામાં ઓછા શરુઆતનાં સાત વર્ષ સખત તાલીમમાંથી પસાર થવું પડે છે.

કસરતનો મોથી અસરકારક પ્રકાર તે નૃત્ય છે. "ડંબેલ્સ વગેરે બીજા સાધનો વડે થતી કસરતો કરતાંએ ભિન્ન ભિન્ન પ્રકારની નૃત્યમય હીલચાલોથી શરીરના તમામે તમામ અવયવો ઘણી સચોટ રીતે ગતિમાં આણી શકાય છે." એવી ખાત્રી અમેરીકાના કેળવણી ખાતાના કારોબારીઓને તથા જાહેર શાળાઓના કાર્યવાહકોને જ્યારે થઇ, ત્યારે તેઓએ શાળામાં શીખતા બાળકો માટે શરુઆતથીજ નૃત્યને એક ફરજીઆત શિક્ષણ લેખે મુકરર કર્યું.

નૃત્ય આવું સુંદરજ નહીં પણ લાભદાયી અને ગુણકારી હોવાથીજ તેના કોઇ પુજારીએ વ્યાજબી કહ્યું છે કે —"Dancing means possessing a regulation of the power and possibilities of the normal form."—માણસમાંહી આકારની મહાન શક્તિઓ તથા શક્યતાઓની ખરી નિયમાવસ્થાની પ્રાપ્તિ, એનું નામ નૃત્ય.

નૃત્યથી એક છોકરો કે યુવક ચપળ (Agile) વીર્યવાન (Viril) અને ખીલેલા બાંધાનો બને છે. નૃત્યથી એક બાળકી કે યુવતી સુડોળ, આરોગ્ય સંપન્ન અને નઝાકત

વાળી બને છે. પણ જેઓ નૃત્યને ઘડીભરનો આનંદ ન ગણતા તેની કલા લેખે પૂજા કરે છે અને તેને સતત સેવે છે, તેઓનેજ આ બધા ફાયદા પ્રાપ્ત થાય છે.

### નૃત્ય અને અભિનય કલા.

અંગ્રેજીમાં જેને "self expression"–"સ્વાત્મ દર્શન" કહે છે, એ અંતરના ભાવોને મુખ પર તથા અંગદ્વારા પ્રકટાવવાની કળા નૃત્યનો એક અતિ આવશ્યક પ્રકાર છે. એમાં તો નૃત્યનો પ્રાણ રહેલો છે.

કશુએ બોલ્યા વિના મૌન્ય રહીને અભિનય કરવુ (Art of mime) એ નૃત્યને જીવન-શક્તિ તેમજ સ્વરૂપ બક્ષે છે.

આ "mime" શબ્દનો ઉચ્ચાર કેટલાકો "મીમ" કરે છે, પણ મોટે ભાગે એ "માઇમ"જ બોલાય છે. એ ગ્રીક ભાષાના "મીમોસ" શબ્દ પરથી નીકળેલો છે. એનો અર્થ "imitation" યાને "નકલ કરવી" એવો થાય છે. એ ઉપરથી mime અને mimicry એવા શબ્દો અંગ્રેજીમા પ્રચાર પામ્યા છે

આ મૌન્ય-અભિનય કરવાની કલા પ્રાચીન કાળથી આપણા ભરતખંડમા ચાલી આવી છે. અમલ ગ્રીકો તથા રોમનોમાં પણ એ જાણીતી હતી.



પ્રખ્યાત નર્તકી રૂથ ડેનીસન હીંદી વેશમાં નાચ કરે છે.

આ સુંદર કલા (૧) મુખડા અને ચહેરાના ભાવ, (Facial expressions) તથા અંગ ચેષ્ટા (Bodily Gestures)પર રચાએલી છે

જેમ એક વાર્તાકાર પોતાની વાર્તા દ્વારા વાચકોને શૃંગાર, કરુણ, હાસ્ય કે વીરરસનો સ્વાદ ચખાડી શકે છે, તેમ પ્રેક્ષકોને તેવાજ રસો વાળી-મુગી વાર્તા, નૃત્યકારો પોતાનાં નૃત્ય વડે ચુપચુપ કહી સંભળાવે છે,

જેમ કથાકાર કથા રજુ કરતા પહેલા તેની રચના પોતાના મનમા કરીજ રાખે છે, તેમ એક નૃત્યકાર પોતાના નૃત્યનો વિષય નક્કી કરી તેમાં શી શી ભાવનાઓ લાવવી છે, તે આગમજથી મનમા ગોઠવી રાખે છે અને પછી તેને અંગ તથા મુખદ્વારા અભિનય કલા વડે બેકો આગળ દ્રષ્યમાન કરે છે.

જીગરના ઉભરા અંતરના ગુપ્તભાવો પ્રેમની કોમળતા, ઈર્ષાનો આવેશ, ધિક્કારનો જોશ, ભયની ઝેકરાર અને ઉન્માદનું તોફાન ઇત્યાદિ નૃત્યકલાના સર્વ નિયમોને સાચવીને બહુજ અસરકારક રીતે એક મુગો નૃત્યકાર પોતાની અંદરથી બહાર પ્રકટાવી શકે છે, એ વેળાએ તેના ઓષ્ઠ બોલતા નથી; પણ બોલ ઓષ્ઠ પર દેખાતા રમી રહેલા હોય છે. એનાં

[વધુ માટે જુઓ પૃ ૧૮૧]



# ગ્રેજ્યુએટ કે ગાંધી!

લેખક :
રા. હરિલાલ જી. ઠાકોર

---

આરા મિત્ર મી. મકનદાસ મેટ્રીકની પરીક્ષામાં પ્રથમ પ્રયત્ને પાસ થયા એટલે તેમના કુટુંબ કબીલામાં, સગા વહાલામાં, ભાઇબંધ દોસ્તદારોમાં, ઓળખીતા પાળખીતાઓમાં, વગેરે વગેરેમા ખુશાલી ખુશાલી વ્યાપી રહી. એ ખુશાલી એકલી લુખ્ખી ખુશાલી નહોતી. પરંતુ ચાહ પાણી અને પેંડાવાળી હતી. મેટ્રીકની પરીક્ષામા બેસવું એજ એક પ્રકારનો લહાવો. અને તેમાં પાસ થવું અને તે પણ પ્રથમ પ્રયત્ને એ લહાવો તો અનુપમજ. એનો આસ્વાદ તો અનુભવીજ જાણે. મકનદાસને આ લહાવો કિશોર વયમાંજ મળ્યો એટલે એમનું હૃદય તો સહજ હર્ષોર્મિથી ઉછળે પરંતુ એમના ઉપરોક્ત મંડળ સમસ્તનાં હૃદયો પણ એવીજ હર્ષોર્મિથી આંદોલિત થયાં.

મેટ્રીક થયા પછી શું કરવું એ વીશે વિદ્યાર્થીને ઝાઝો વિચાર કરવાનો હોતો નથી. મોક્ષનાં દ્વાર ખુલ્લાં થઇ બ્રહ્મલોકની પ્રાપ્તિ થતાં આત્માંને જેમ આનંદ પ્રાપ્ત થાય તેમ મેટ્રીક રુપી મોક્ષનો દરવાજો ખુલી, કોલેજ જીવનરૂપી બ્રહ્મલોક પ્રાપ્ત થતાં વિદ્યાર્થીને આનંદ પ્રાપ્ત થાય છે અને તેમાં પણ જેમને એ આનંદ પ્રાપ્તિનાં સાધનો સુલભ હોય તેમને એ બ્રહ્મલોકનું જીવન ક્યારે શરુ થાય-કોલેજ ક્યારે ખુલે-એટલીજ માત્ર અધીરાઇ હોય છે. આપણા મી. મકનદાસના પિતાની આર્થિક સ્થિતિ સાધારણ સારી હતી. તેઓ જુના જમાનાના ગાંધી હતા. તેમની ગાંધીની વસાણાની દુકાન સારી ચાલતી અને તેમાંથી બે પૈસા પેદા કરેલા; પેદા કરી જીરવી જાણેલા. એટલે મકનદાસને કોલેજમાં જવાનું તો સિદ્ધજ હતું. ભણતા છોકરાને ભણતો કોણ અટકાવે ?

વખત વીતવા લાગ્યો. કોલેજ ખુલી. મકનદાસ કોલેજમાં દાખલ થયા. બોર્ડીંગમાં રહેવાનું રાખ્યું. અભ્યાસાર્થે જોઇતાં પુસ્તકો તરત ખરીદાયાં. અભ્યાસ શરુ થયો. મકનદાસ ઉમંગી વિદ્યાર્થી હતા. ભણવાની તેમને હોંસ હતી. તે સીવાય કોલેજ જીવનની બીજી બાબતોમાં તેમને ઝાઝો રસ નહોતો, રસલેવા ઇચ્છા પણ નહોતી. તેમનું સર્વસ્વ પરીક્ષા પાસ કરવામાં તેઓ સમજતા. અને તેથી વર્ષની શરુઆતથી તે અંત સુધી જ્યારે જુઓ ત્યારે એક મક્ષિકાની ચીવટાઇથી તે તેમનાં પુસ્તકો ઉપર બણબણતા ને ગણગણતા. આવા વિદ્યાર્થીઓ આગળ પુસ્તકોનું શું ગજું ! પુસ્તકો પાકે થઇ જતાં અને દર વર્ષે પરીક્ષામાં તેઓ પાસ તો જરુરજ થતા. જોતજોતામાં ચાર વર્ષ વીતી ગયાં. અને તે સાથે આપણા મી. મકનદાસ બી. એ. થયા. તેમના

આપ્ત જનોનાં હૃદય હર્ષે ઉભરાયા, મુબારક બાદીના સંદેશાઓ, પત્રો આવ્યા અને ચારે તરફ વાહવાહ થઇ રહી.

અત્યાર સુધી તો સીધેસીધું ચાલ્યું હતું. જીવન-યાત્રા કેમ શરુ કરવી, કયી નોકરીમા જોડાવું કે કયા ધંધામા પડવું એ વાગે વિચાર કરવાની કોઇને જરુર સરખી પણ જણાઇ નહતી.

મી. મકનદાસ સમજતા હતા કે તેઓ બી. એ. થશે એટલે તેમને લાયક કોઇ સારી નોકરી આપોઆપ તેમને મળી જશે. તેમના કુટુંબ-જનો માનતા કે મકનદાસે મહાયજ્ઞની પૂર્ણાહુતિ ફત્તેહ-મંદીથી કરી છે એટલે મહાયજ્ઞને અંતે રાજ્ય વૈભવ જરુરજ પ્રાપ્ત થવાનો ! પરંતુ જીવનમા માન્યતા અને તેની સિદ્ધિ વચ્ચે ઘણીવાર આસમાન જમીનનો ફેર હોય છે. લાગણીવશ થઇ દઢીભૂત કરેલી માન્યતાઓ ભાગ્યેજ ફળે છે. ચારે તરફના સંજોગો વિચારી વ્યવહારિક દૃષ્ટિએ બંધાએલી માન્યતાઓ જરુર ફળે છે. જીવનના વિકટ પ્રશ્નોના નિરાકરણમા લાગણી કરતા વ્યવહારિક દૃષ્ટિ વધારે ફળપ્રદ છે. મી. મકનદાસ લાગણીવશ થએલા પ્રાણી હતા. વ્યવહારિક દૃષ્ટિ તેમનામા વિકસીજ નહોતી. એટલે બી. એ. થયા પછી શુ કરવું એ પ્રશ્નનો ઉકેલ પણ તેમણે વ્યવહાર શૂન્ય દૃષ્ટિએ શરુ કર્યો.



મકનદાસ બોર્ડ પર લખવા પુંઠ ફેરવે એટલે વિદ્યાર્થીઓના છુપા છૂટા પડે.

મી. મકનદાસ પણ ભણયાજ ગયા હતા. પરંતુ હવે બી. એ. થયા પછી એ પ્રશ્ન તેમની સમીપ ખડો થયો. જો કે તે વખતે એ પ્રશ્ન આટલો વિકટ નીવડશે એનો ખ્યાલ મકનદાસને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો.

એલએલ બી થવાનો તેમનો વિચાર મંદ હતો. કારણ કે તેઓ માનતા હતા કે એ ધંધામા હવે કશું નથી. 'ઘણાએ વકીલોને બુટ-સ્ટોકીંગના પૈસા પણ નથી નીકળતા.' 'ઘણાએ વકીલો માત્ર ખુરશીભાગુજ છે.' એવાં એવા

સૂત્રો તેમણે વારંવાર સાંભળેલાં. સાંભળેલાં એટલે તેઓ માની બેઠેલા. એટલે એલએલ. બી. ન થવું એ નિર્ણય ઉપર આવતા પહેલાં એ ધંધામાં કેટલી સ્વતંત્રતા સમાયલી છે, વકીલાતનું ક્ષેત્ર કેટલું વિશાલ છે, એવાં બુદ્ધિ અને ચાતુર્ય દર્શાવવાની કેટલી તકો છે એ બાબતો લક્ષમાં લેવાનું તેઓ ભુલી ગયા.

બાપ દાદાની ચાલતી આવેલી, સારી જમાવટવાળી, ગાંધીની દુકાન હતી. પણ ઉચ્ચતર કેળવણી પ્રાપ્ત કર્યા પછી એવા અશિક્ષિત મનુષ્યોને હાથે ચાલતા ધંધામાં પડવું એમને ઘણું હલકું અને શરમ ભરેલું લાગ્યું !

બીજા કોઇ ધંધામાં પડવા માટે એમની પાસે તે જોગું તે ધંધાનું જ્ઞાન નહોતું એટલે તે વીશે એમને ખ્યાલ આવવાની સાથે વિરમી ગયો.

એટલે સ્વભાવિક રીતે એમનું હૃદય નોકરી તરફ હતું સાંજ ઢટ રહ્યું અને તે પ્રાપ્ત કરવા તેમણે પ્રયત્ન આરંભ્યા. એટલે જાહેર ખબરો વાંચી અને કોઇ કોઇ ઠેકાણેથી બાતમીઓ મેળવી. અરજીઓ કરવા માંડી અને તેમના પ્રત્યુત્તરની આતુરતાથી વાટ જોવા માંડી. પ્રત્યુત્તર આવે તો ગણ્યાગાંઠ્યાજ અને તે પણ અસંતોષકારક. મી. મકનદાસને કયાં ખબર હતી કે નોકરીઓ કેમ મેળવાય છે ! કેટલા ધક્કા ખાવા પડે છે ! કેટલી મીજાજો સચાવવી પડે છે ! દુનીઆનું નાવ કેમ ચાલી રહ્યું છે, એનો સુકાન કેમ મરડાય છે, એનું ભાન એ પુસ્તકીઆ જ્ઞાનવાળા પ્રાણીને કયાંથી હોય ! કેટલીએ અરજીઓ રદ્દી કાગળોની ટોપલીઓને સુપ્રત થઇ ગઇ હશે એનો એ બીચારાને ખ્યાલ સરખો પણ નહોતો. અરજીઓ કરી કરી બીચારા મકનદાસ થાકયા. એમની મોટી મોટી આશાઓ અલોપ થતી દેખાઇ. દિવસ ઉપર દિવસ વીતવા માંડયા અને છતાં મી. મકનદાસ બી. એ. તો ઘેરજ રહ્યા. અને ઘેર બેઠા બેઠા બાપની એક પૈસાની ગુંડ અને એક પૈસાનાં મરી કરીઆણાંની કમાઇ ઉપર દિવસ નિર્ગમન કરવા માંડયા.

ગમે એવા મનુષ્યને પણ લાંબો વખત નિરૂદ્યમી રહેવું સારુ લાગતું નથી. તેમને લાગ્યું કે હવે કોઇ પણ નોકરી તો કરવીજ અને તે જાતેજ ખોળી કાઢવી એટલે કોલમ્બસની શોધક-વૃત્તિથી તેઓ મુંબાઇ પધાર્યા અને નોકરીની શોધનું કાર્ય શરુ કર્યું. કેટલીએ ઓફીસોના દાદરાઓ ચઢી ઉતર્યા, કેટલાએ તુમાખીદાર શેઠીઆઓની અંગત મુલાકાતો લીધી, કેટલેએ ઠેકાણે "માનાપમાન"નાં નાટકો ભજવાયાં. પરંતુ બીચારા મકનદાસનો અમેરીકા ખંડ તો દૂર ને દૂરજ જતો દેખાયો.

પરંતુ એવામાં ઓચીંતુ આશાનું કિરણ સ્ફુર્યું. અનહદશ્રમને પરિણામે મી. મકનદાસને તેમને સદ્‌ભાગ્યે કે દુર્ભાગ્યે એક ખાનગી શાળામાં શિક્ષકની જગ્યા મળી. પગાર રૂ. ૫૦), મકનદાસ હરખાયા. ભાગ્યદેવી પ્રસન્ન થઇ એમ સમજ્યા. તેમને કયાં ખબર હતી કે મુંબાઇ જેવા બહોળા વેપારવાળા મથકમાં કેટલાએ વેપારીઓ નિરક્ષર છતાં લક્ષાધિપતિઓ હોય છે. તેમને મન વેપાર એટલે ઠીક, વગર ભણેલા લોકોનો ધંધો અને નોકરી એટલે ભણતરની નીશાની, નિશ્ચિન્ત વસ્તુ, એમ હતું. મકનદાસ હોંશે હોંશે નોકરી પર જોડાયા.

પરંતુ તેમને સોંપેલા કલાસમાં જતાંજ તેમના હોશકોશ અડધા ઉડી ગયા. તેમના

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૧૮૩]

# મારી નોંધપોથી

લેખકઃ
રા. ગુપ્તા

તા. ૨૬-૪-૨૭

મારા એક મિત્રે કહ્યું આજે નવસારી-માં એક પ્રખ્યાત વક્તાનું જાહેર ભાષણ છે. "કોનું ચંદ્રશંકરનું?" મારાથી તરત પુછાઇ ગયું. 'ચંદ્રશંકર નવસારીમાં કયાં છે?' એણે જવાબ દીધો. 'નહીં હોય તો આવશે. ભાષણ છે ને?' મેં કહ્યું.

ઘણી સારી વસ્તુઓથી વંચિત રહેવાનું મારે ભાગે લખાયું છે. ઉત્તમ વક્તાઓ, ઉત્કૃષ્ટ ગાયકો ને દર્શનીય ડંગલો સાંભળવાના કે જોવાનાં મને બહુ મળતાં નથી. હું મુંબાઈ ન હોઉં ત્યારે મુંબાઇમાં પ્રખ્યાત વક્તા ને ગાયકોનાં ભાષણોને જલસાઓની પરંપરા ચાલે. હું મુંબાઇ આવું ત્યારે એ લોકો દીલ્હી કે કાશી કે મથુરા ચાલ્યા જાય! ગાયકો તો હજી ઠીક છે; પરંતુ વક્તાઓ ને મારે જાણે વેર હોય એમ લાગે છે. ગામે ગામ વક્તાઓ પોતાનાં ભાષણો સંભળાવે છે. પણ હું જે ગામમાં હોઉં ત્યાં કયાં તો એમનું ભાષણ થઇ ગયું હોય છે; અથવા તો હું એ ગામ છોડી જવાનો હોઉં છું ત્યાર પછી થવાનો સંભવ હોય છે! મને લાગે છે કે પાર્લામેંટમાં સારા વક્તાઓ છે તેનું કારણ એટલુંજ છે કે પાર્લામેંટ ઇંગ્લંડમાં છે ને હું હીંદુસ્થાનમાં છું! પાર્લામેંટ હીંદુસ્થાનમાં હોત તો હું ઇંગ્લંડમાં હોત કે કાળાપાણીમાં હોત!......

પરંતુ અંગ્રેજીમાં એક કહેવત છે કે 'દરેક વાદળાને રુપેરી રેખા હોય છે,' તે પ્રમાણે મારા આ દુર્ભાગ્ય-વાદળ પાછળ પણ એક ચંદ્ર-રેખા છે, ને તે રેખા તે રા. ચંદ્રશંકર પંડ્યાની. એમનાં ભાષણો તો હું સાંભળી શકયો છું. મુંબાઇ ને મુંબાઇનાં પરાં, સુરત, નડીઆદ, અમદાવાદ, આણંદ, ભરુચ, વડોદરા ને વડોરાને વડલે ઇત્યાદિ વિધવિધ સ્થળે એમણે ભાષણો આપ્યાં છે ને તેમાંનાં ઘણાં સ્થળે હું હાજર પણ હતો! જો બીજા કોઇ વક્તાનું ભાષણ ગોઠવાયું હોય ને હું પ્રસંગવશાત્ તે સાંભળવા જાઉં તો માલમ પડે કે આજે તે ભાષણ બંધ રહ્યું છે ને તેને બદલે હરિકીર્તન છે! વક્તા માંદો પડયો છે, અથવા અમેરીકા ગયો છે એટલે એ ભાષણ અનેય કાળ સુધી મુતલ્લવી રાખવું પડયું છે. અથવા તો હુંજ માંદો પડી જાઉં. પરંતુ રા. ચંદ્રશંકરના ભાષણોમાં આમ કદી થયું નથી. બીજા વક્તા-

એ કરતાં, કહેવાય છે કે, એમને માંદગી સાથે વિશેષ સંબંધ છે; છતાં એમની માંદગી એમના ભાષણની આડે આવી જાણી નથી. જ્યારે જ્યારે રા. ચંદ્રશંકરનું ભાષણ હું સાંભળવા ગયો છું ત્યારે હું એ સાંભળીનેજ આવ્યો છું.

હમણાં થોડા વખત પર વંધાદરામાં ત્યાંની સાહિત્ય સભાએ એમનું તથા રા. મુનશીનું ભાષણ રાખ્યું હતું. ભાષણનો વિષય શો છે તે શ્રોતાઓ તો શું પણ વક્તાઓ પણ નહોતા જાણતા ! શા વિષય પર બોલશે ? શું બોલશે ? એ પ્રશ્નો પ્રત્યેક શ્રોતાના અંતરને કોરી રહ્યા હોય એમ લાગતું હતું. આખરે રા. ચંદ્રશંકર ઉભા થયા. મને લાગ્યું કે એમનું અંતર ઘુંઘવાતું હતું. To speak or not to speak નો મહા પ્રશ્ન ઉકેલી રહ્યા હોય એમ લાગ્યું. આખરે બોધ ફાટી નીકળ્યો ને સ્વાનુભવને આધારે યુવકોને બોધ આપવાનું એમણે પસંદ કર્યું. તેમાં 'સાત્વિકતા' ને 'સાક્ષરતા' પર એમણે ઘણો ભાર દીધો.

મને લાગે છે કે રા. ચંદ્રશંકર પંડ્યા જાણતા નથી કે સાત્વિકતાને મૃત્યુ પામ્યાને વર્ષો થઇ ગયાં છે. છેક પ્રાચીન કાળમાં સાત્વિકતા ને સાક્ષરતાને યુદ્ધ થયું હતું. એ સત્ય ઘટનાનું વર્ણન પ્રેમાનંદે કર્યું છે. પરંતુ એનાં ૧૧ નાટકોમાંથી જેમ માત્ર ત્રણજ જડ્યાં છે, તેમ એ વર્ણનમાંથી પણ ફક્ત નીચલી પંક્તિઓજ ઉપલબ્ધ થઇ છે; ને તેમાં પણ કોઇ અર્વાચીન લેખકનો હાથ હોવો જોઇએ એમ લાગે છે. કદાચ રા. નરસિંહરાવ આને માટે પણ કહેશે કે એ પંક્તિઓ પ્રેમાનંદની છેજ નહીં !

× × ×

એક સમો આવ્યો એવો ભેગાં મળિયાં;
સાત્વિકતા ને સાક્ષરતા એકરૂપે બળિયાં.
વાત કરતાં વાદે ચઢિયાં, ગાંજ્યાં કોઇ ન જાયે;
વાદે વદે શબ્દો વાધે, સાક્ષરતા રીઝાયે.
શબ્દો પરથી બાથંબાથા આવી બંને નારી;
દિન થયાં ત્રણ અટાગ્યું તોપણ યુદ્ધ નહીં એ ભારી.
વયમાં મોટી તોયે નાની કદમાં અણપેખી;
સાત્વિકતા તે ઢળી ધરણિએ, કંઠ ગયો શોષી.
એવે ત્યાં ભડવીરજ કોઇ આગે ધસિયો એક;
સાક્ષરતાનાં નેણે એને મોહિત કીનો છેક.
કઠીઆરો જેમ હણે તરુને, રોગીને જેમ વૈદ્ય;
પહોંચાડી ત્યમ એણે સ્વર્ગે સાત્વિકતાને સદ્ય.
જય જયકાર વર્ત્યો અવનિમાં, રીઝયાં નર ને નાર;
પૃથ્વી પરથી ગયો ભલે આ સાત્વિકતાનો ભાર.
પુષ્પવૃષ્ટિ થઇ આકાશેથી, દેવો આવ્યા વૈમાન;
નરવરને સૌ નમ્યા નેહથી, દીધું સાક્ષર નામ.
બન્યું તેવું મેં ભાખ્યું સર્વે, ખોટું કથ્યું ન જરી;
નામ માત્ર છે ભટ પ્રેમાનંદ, શ્રોતા બોલો શ્રી હરિ.

× × ×

રા. મુનશીએ પોતાના ભાષણમાં ડીકન્સે કરેલું ઘોડાનું વર્ણન કહી સંભળાવ્યું હતું. એ ઘોડો એટલો નબળો હતો કે તેને ગાડીમાંથી છોડ્યા પછી, તેને ચલાવવાને, પાછળથી ગાડીને ધકેલવી પડતી ! ને ત્યારે કલાકના દોઢ માઇલની ઝડપે એ ચાલતો. હું ધારું છું કે આ અન્યોક્તિદ્વારા રા. મુનશીએ આપણા સાહિત્યનું વર્ણન કર્યું છે. એ ઘોડો તે બીજું કોઇ નહીં પણ આપણું ગુર્જર સાહિત્ય. ગાડી તે અર્વાચીન ટીકાકારોની નિંદાદર્પણની પદ્ધતિ. એને જ્યારે ઘોડો જોડેલો ન હોય ત્યારે એ બીચારાને પ્રાચીન શિષ્ટાચારની પ્રણાલિકારૂપી ભીંતને અઢેલીને ઉભા રહેવું પડે છે; ને એ ગાડીએ જોડ્યા પછી પત્રકારો પાછળથી ધક્કા મારે છે ત્યારે એ સાહિત્યઘોડો કલાકના દોઢ માઇલની ઝડપે થોડા વખત સુધી પ્રગતિ કરે છે !

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૧૯૭]



# બે ખરાબ જણ

( પ્રતિષ્ઠા અને ગાંભીર્યના ઇજારદારોને નહીં
વાંચવા લાયક એક નાટક )


લેખક:

રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી
પ્રમુખ, સાહિત્ય સંસદ.

ચિત્રકાર:

રા. ગોરક્ષકર


## પાત્રો—જેમ આવતાં જાય છે તેમ

ખીમજીકાકા.................રામદાસ ડગલીવાળાનો કાકો.
જેક..........................રામદાસનો અંગ્રેજી નોકર.
શેઠ રામદાસ ડગલીવાળા...વીલાયતથી તાજા પાછા ફરેલા એક જુવાન કરોડાધિપતિ.
મોહન ધી મેડીકો..........એક નવો ડાક્ટર.
પરશોત્તમદાસ પોપટ.......એક પ્રખ્યાત સોલીસીટર.
લેખાબાઇ....................પરશોત્તમદાસનાં સ્ત્રી.
રંભા.........................તેમની છોકરી.

પેપર બોક્સ મેકરવાલા
મેઘજી
પ્રાણશંકર
સર મગનલાલ
અને બીજા મહેમાનો
જોષી
} ...લગ્ન સમારંભમાં ભેગા મળેલા માણસો.

નર્સ જાનકીબાઈ.
મીસ મેરી.............રામદાસ શેઠનું પ્રેમપાત્ર.

સ્થલ—મુંબાઇ.

# આગલા પ્રવેશોનો સાર

મી રામદાસ ડગલીવાળા એક કરોડાધિપતિ તાજાજ વીલાયતથી પાછા ફરી મુંબાઈમાં આવ્યા છે. એમના કાકા ભીમજીએ ખાસ તકલીફ ઉઠાવી નેપીઅન્સી રોડ પરનો એમનો પોતીકો બંગલો અપ-ટુ-ડેટ બનાવવામા કશીએ મણા રાખી નથી પરંતુ આ વીલાયતથી તાજા પાછા ફરેલા શ્રીમતને આ ગોઠવણ ને અહીંની રહેણીકરણી ગમતાં નથી તેના કાકાને તે પોતાના લગ્ન કરાવી આપવા કહે છે

એમનીજ જ્ઞાતના મી પરશોત્તમદાસ પોપડા સોલીસીટરની હોશીઆર પુત્રી રંભાનુ માગુ કરે છે. સોલીસીટર મી. પોપડા એક લાખનો ચેક બદલામા ગજવામા મુકી માગું સ્વીકારે છે.

રંભા રામદાસને કોઇએક અંગ્રેજી સ્ત્રી સાથે મોટરમા ફરતા જોઇ જાય છે ને ત્યારથી રામદાસ સાથે લગ્ન કરવાની ના પાડે છે. પૈસાના લોભીઆ માબાપ તેની સાથે લગ્ન કરવા આગ્રહ કરે છે.

રામદાસ રંભાને મળવા આવે છે. રંભા મળવાની ના પાડે છે. રામદાસથી અપમાન સહન થતુ નથી પણ આ છોકરી સાથે લગ્ન કરવાનો લોભ જવા દેવાતો નથી આખરે લગ્નની તારીખ નક્કી કરે છે અને મી. પોપડા છોકરીને સીધી દોર કરી મી રામદાસ ડગલીવાળાના વાડીના બંગલે લગ્નના મુહુર્ત સમયે હાજર થશે એમ ખાત્રી આપે છે

(હવે આગળ વાંચો)

## અંક પહેલો



### પ્રવેશ ત્રીજો

[સમય એ દહાડા પછી સાંજના આઠ. સ્થળ વાડીની અંધકારમા લપાએલી સાંતાડી ચોપાટી. પાછળ પાગેર પર અંધારામા ડો. મોહન એક બંધ લેન્ડોલેટ મોટર ઝપાટાબંધ આવે છે. અને એકદમ ઉભી રહી જાય છે. પરશોત્તમ પોપડા આગલી સીટ પર બેસી હાંકતા દેખાય છે. તે મોટર ચલાવવા પ્રયત્ન કરે છે પણ નિષ્ફલ થાય છે. પોપડા અધીરાઇથી ઉતરે છે ને ઘડીઆળ જુએ છે.]

પરશોત્તમદાસ

(ઘડીઆળ કાઢી જોતા) કેમ? સાડા સાત થયા! (પરસેવો લુછે છે.) આ ક્યા અટકી? (મોટરને જોતા) દરેગને દિવસે ઘોડું અટક્યું સાંભળ્યું છે. પણ લગ્નને દહાડે મોટર અટકી સાંભળી નથી.

રંભા

(અંદરથી) પપા! શુ થયુ.?

પરશોત્તમદાસ

કપાળ તારા બાપનું છાની મરની. આવું જાણત તો ગાડી લાવત.

રંભા

પપા, લગ્નનુ ચોઘડીયુ જવાનુ.

પરશોત્તમદાસ

(ગુસ્સાથી) છાની રહે.

રંભા

આ રહી.

પરશોત્તમદાસ

શું થયું છે? (બોનટ ઉઘાડી) કેમ અટકી! (માથુ એન્જીનમા નાખે છે.)

રંભા

પપા, મોટર નહી ચાલે?

પરશોત્તમદાસ

( માથું બહાર કાઢી ) ચુપ મર !

[ પરસેવો લુછી પાછું એન્જીનમા માથુ નાખે છે ને કંઈ સાંચા કામ તપાસે છે. રંભા ધીમેથી મોટરનું બારણું ઉઘાડી બહાર આવે છે ને બારણું ઢાંકી દૂર જઇ ઉભી રહે છે. દસ મીનીટે એન્જીન ચાલે છે. ]

( હર્ષથી ) ચાલી ! ચાલી ! ( કુદીને મોટરમાં બેસે છે.) લે લેતી જા, છોકરી ! લગ્નનું ચોઘડીયું હજુ પકડાશે.

રંભા.

( મોટર ચાલી જાય છે પછી ) જાઓ ચોઘડીયું પકડયા કરજો !

[ પાછળ ચોપાટીની પથ્થરની પાગેર પર મોહન લલકારે છે ].

મોહન

જાનેવાળે રે રખતા જા આદન પાનકી. પાયધુણી વાલે રે—

રંભા

(ચમકીને) ઓ બાપરે !

મોહન

( નાટકી અવાજે ) અંધકારના અવતાર આપ કોણ છો ! બાપાને નામે કેમ બુમ મારો છો !

રંભા

કોણ ડાકટર મોહનલાલ !

મોહન

અંધકારમૂર્તિ ! હું તેજ- જાતે–પોતે. ખરા ને ખોટા બધા રોગોનો ડાકટર. તમે મારાં દર્દી થવા સરજાયાં છો. તમે કોણ છો ?

રંભા

હું પરશોત્તમદાસ પોપડાની છોકરી.

મોહન

વાહ રે વાહ ! આવો અને આ પથ્થરીઆ સિંહાસનને શોભાવો !

રંભા

(હસતાં) ડાકટર ! અહીંઆં કયાંથી અત્યારે !

મોહન

(ગાંભીર્યથી) મોજાંની ફરીઆદ સાંભળું છું ને તેમના રોગની ચિકિત્સા કરું છું. હાથ આપો રંભા ! (તેનો હાથ લંબાવે છે.) બોલશો નહીં. ( નાડી જુએ છે. ) તમારો કેસ ગંભીર છે ( સ્ટેથોસ્કોપ તેને હાથે લગાડે છે.) પોપડાની પુત્રી રંભા જેવું નામ-અત્યારે આમ એકલી અંધકાર ને સુનકારમાં-હીરાથી ચકમકતી. આ કેસમાં ચોખ્ખો સનેપાત છે. (સ્ટેથોસ્કોપ રંભાની હથેલીમાં મુકે છે.)

રંભા.

(હસવું ખાળી) બહુ થયું. બહુ થયું. જોતા નથી ?

મોહન

( એકલો એકલો ) દર્દીને આસાયશ જોઇએ છે. જીભ કાઢો, આંખો મીચો. હાથ ઉંચો કરો. થર્મોમીટર મુકવા દો. રાત્રે છોકરીઓ ભટકવા માડી. ઘણો ખરાબ કેસ.

રંભા.

( ન ખમાય એવું હસી ) મારાથી હવે હસાતું નથી. જોતા નથી હુ દુખી છું ?

મોહન

અજ્ઞાન ! ડાકટરો દુખી માટે સરજાયા છે. તેમ દુઃખી તો ડાકટરો ન હોય તો સરજાય શા માટે ? બોલો હવે ! આ સનેપાતનું કારણ શું ?

રંભા

પપા મને પેલા બૈરી ખરીદનાર રામદાસને પરણવા લઇ જતા હતા. હું મોટરમાથી ઉતરી પડી. મારે એને પરણવું નથી. તમે મળ્યા તે સારું થયુ.

મોહન

જ્યાં સુધી દર્દી ડાકટરને મળતાં આનંદ માને છે ત્યાં સુધી તેની આશા છે.

રંભા

અરે ઓ ડાક્ટર સાહેબ ! સીધી વાત કરો.

મોહન

આ વાતમાં સીધો રસ્તો નથી દેખાતો. હવે ક્યાં જશો ?

રંભા

( હસીને ) તમારે ઘેર.

મોહન

( ગાંભીર્યથી ડોકું ધુણાવી ) ગાંડપણનું બીજું ચિન્હ. રૂપવતી યુવતીઓ સુવિખ્યાત ડાક્ટરોને ઘેર જવાની ઇચ્છા દર્શાવે ત્યારે ( ઉભા થઇ નમે છે) શાહજાદી ! આ ગરીબ ને બુઝર્ગ હકીમની ઝુંપડી પાવન કરશો ? ઝુંપડી એટલે ઘર નહી પણ ડીસ્પેન્સરી.

રંભા

ડીસ્પેન્સરી ?

મોહન

ઘર એટલે ઓરડી નંગ એક. હું ને મા તો છીએ. મારાં મા તો તમે જાણોજ છો ને જહાલપક્ષનાં. એક હોસ્પીટલમાં બે ગાંડાં કેમ રહી શકે ?

રંભા

પણ ડીસ્પેન્સરીમાં દર્દીઓ નહીં હોય ?

મોહન

( ગાંભીર્યથી ) એ સવાલ ખરો. મારા દર્દીમા પ્રથમ મારી બીલાડીઃ સવારે આવી હતી તેને આર્સેનીક આપ્યું છે. એટલે ફરી દવા કરાવા આવે એમ નથી.

રંભા

( હસતાં ) બીજું કોઇ છે ?

મોહન

છે કેમ નહી ? બીજો દર્દી મારા પડોશીનો પોપટ. તે કાલ સુધી ચીસો પાડતો હતો. પાંજરું ઉઘાડી મૂકી આવ્યો છું !

રંભા

ત્યારે ત્રીજો દર્દી હું જણાઉં છું.

મોહન

જરૂર.

રંભા

પણ ડીસ્પેન્સરીમાં હું કેમ રહી શકું ?

મોહન

( વિચાર કરી સ્વગત ) દીકરા મારા ! એ વાત ખરી. ( કપાળ પર આંગળી ઠોકી ) એક વાત છે !

રંભા

શું !

મોહન

પોપડાથી છુપા રહેવું છે ?

રંભા

બને ત્યાં સુધી.

મોહન

પણ મને કોઇ જવાબદાર ગણે તો !

રંભા

કોઇ બધા ખાંડ ખાય છે.

મોહન

એ વિચાર સારો છે પણ પોલીસ કોર્ટનો મામલો તો નથી ?

રંભા

લોકો તો કહેતા હતા—મોહન ગોડીકો ફક્કડ માણસ છે.

મોહન

તે વીશે શંકા મારા મનમાં બીલકુલ નથી. તમારા મનમાં હોય તો કાઢી નાખજો.

રંભા

Well (ઠીક) !

મોહન

Well (એમ) !

રંભા

ક્યાં જઇએ ?

મોહન

ગળેપડુ ભોપળદાસ તો સાંભળ્યા છે પણ ગળેપડુ—

રંભા

Don't be mocking (અવિનયી થા મા)!

મોહન

જેવી આજ્ઞા ! મીમીમ જોન કરીને એક બુઢ્ઢી નર્સ છે તેને ત્યાં મુકી આવું ?

રંભા

મોહન ! એ મને ફાવશે, ચાલો.

મોહન

આ બધા હીરા લઇ ક્યાં ફરશો ?

રંભા

તમે રાખો.

મોહન

એટલે ચોરીનો માલ મારે ત્યાં...ચાલો,



મોહન (ઉભા થઇને નમે છે) શાહજાદી ! આ ગરીબ ને બુઝર્ગ હકીમની ઝુંપડી પાવન કરશો?

રંભા

મોહન ! તમે તો જબરા છો. રસ્તો શોધો ખરો.

મોહન

રસ્તા શોધવામા મારા જેવો કોઇ જન્મ્યો જ નથી. પણ ત્યાં દુ:ખ પડે તે સહેવાનું ને ફજેતી થાય તો એકલી તમારી. હું તો મોટો પ્રતિષ્ઠિત ડાકટર છું.

એ બહાને ચરોડા જોવા મળશે.

રંભા

મોહન ! The age of chivalry is gone (ક્ષત્રીવટના દિવસો વહી ગયા) !

મોહન

ગઇ છે–ગઇ છે પાણી ચઢાવાની જરૂર નથી, લાવો.

રંભા
( હીરા આપી ) ડાક્ટર આ રી !

મોહન
ચાલો પ્રેક્ટીસ સારા મુહૂર્તમાં શરૂ થઇ છે.

[ પડદો પડે છે.]

## અંક પહેલો : પ્રવેશ ચોથો

[ શેઠ રામદાસ ડગલીવાલાનો વાંદરાનો બત્તીઓથી ઝળઝળાકાર થઇ રહેલા ભવ્ય બંગલાના કંપાઉંડનો દરવાજો. ખીમજી કાકા કડકડનાં કપડામાં મહેમાનોને આવકાર આપી રહ્યા છે. કંપાઉંડમાં ભભકભરી મીજલસ બેઠી છે. ત્યાં એક નતકી નાચી રહી છે. અદષ્ટ એક સ્ટ્રીંગ બેન્ડ વાગી રહ્યું છે. ]

ખીમજી
( નવા આવનાર મહેમાનને ) આવો ! મેઘજીભાઇ આવો ! ભલે પધાર્યા મારા સાહેબ ! ( નીચા વળીને સલામ કરે છે )

મેઘજી
(સલામ ઝીલીને) કેમ ખીમજી કાકા ? શેઠ પરણી ઉઠયા ? હું જરા મોડો પડયો કે ?

ખીમજી
( હસીને ) અરે નારે સાહેબ ના. હજુ મુહૂર્તની તો વાર છે. જાઓની સાહેબ, અંદર બેસોની સાહેબ. જરા ગાણું તો સાંભળો.

મેઘજી
હાજી ! હાજી !
[ અંદર જાય છે. એક મોટર આવે છે. ]

લેખા
( દોડતી ગભરાઇને આવીને ) આવ્યાં ?
[મોટરમાંથી એક પારસી ગૃહસ્થ ઉતરે છે ]
અરે રામ, રામ ! શું થયું ? (વાળ સમારે છે)

ખીમજી
(મહેમાનને) રુસ્તમજી શેઠ, સાહેબજી ! ભલે પધાર્યા. કેમ છો શેઠ સાહેબ ? આવો સાહેબ !

પેપરબોક્સમેકરવાલા
કેમ ડોસ્ટ રામડાસ મેટ કાં છ ? પની પરવારીઆ કે ?

ખીમજી
(લળી લળીને) નહીંજી શેઠ સાહેબ ! બેસોજી. અંદર જરા ગાણું તો સાંભળો.
[રામદાસ લગ્નના સફેદ અંગરખામાં હાંફલા-ફાંફલા આવે છે],
લો, શેઠ આ રામદાસ શેઠ આવ્યા, ભાઇ! ભાઇ! આ આપણા મોટા આડતીયા, શેઠ પેપરબોક્સમેકરવાલા !

પેપરબોક્સમેકરવાલા
રામદાસ મેટજી ! મેવક હુવા કરેચ ! ધન્નોજ ખુશ હશો...

રામદાસ
( અધીરાઇથી) કેમ છો શેઠ ! ઘણો આનંદ થયો. ( શેકહેંડ કરે છે ).

પેપરબોક્સમેકરવાલા
મને પન ધન્નોજ. ( અંદર જાય છે ).

રામદાસ
( ચીરડાઇને ) મી. પોપડાનું થયું શું ?

લેખાબાઇ
( તેવેજ અવાજે ) હું પણ તેમજ વિચાર કરુ છું. મી. પોપડાને શું થયું ?

[ વધુ માટે જુઓ પૃષ્ઠ ૧૯૫]



# રા. મુનશીને અભિનંદન

સાહિત્ય સંસદના પ્રમુખ રા. કનૈયાલાલ મા. મુનશી મુંબાઇની ધારાસભાના સભ્ય ચુંટાયા તે પ્રસંગ નિમિત્તે તેમને સંસદ તરફથી અભિનંદન આપવાને માટે એક મેળાવડો મુંબાઇના 'વનિતા વિશ્રામ હૉલ'માં તા. ૧૫ મી એપ્રીલ ૧૯૨૭ના રોજ ભરવામાં આવ્યો હતો. તેમાં સંસદના મુંબાઇમાં રહેતા ઘણાખરા સભ્યો તેમજ સંસદની પ્રવૃત્તિમાં રસ લેતાં બહારનાં પ્રતિષ્ઠિત ગુજરાતી સ્ત્રીપુરુષોએ સારી સંખ્યામાં હાજરી આપી હતી.

રા. મણિલાલ નાણાવટીએ રા. લાભશંકર પ્ર. ભટ્ટના ટેકાથી ઠરાવ મુકતાં મેળાવડાનું પ્રમુખસ્થાન સંસદના સભ્ય પ્રો. ખુશાલ ત. શાહે લીધું હતું.

શરુઆતમાં સંસદના એક મંત્રી રા. મનહરરામ મહેતાએ રા. મુનશીને અભિનંદન આપતાં જણાવ્યું કે :

સંસદના પ્રમુખ રા. મુનશીને સંસદ તરફથી સંસદના એક અગ્રગણ્ય સભાસદ પાનગુલાબ આપે તે પ્રસંગે વળી ભાષણ શાં? અને ખરેખર મારો વિચાર ભાષણ કરવાનો મુદ્દલ ન હતો. પણ કાલે સંસદની પત્રિકા નીકળી ત્યાર પછી મને અનેક લોકો તરફથી પુછવામાં આવતા પ્રશ્નને લઇને અને સંસદના એક સક્રિય સભાસદ અને ગુજરાતના એક પ્રખર વકતા મારા મિત્ર રા. ચંદ્રશંકર અત્રે ન હોવાથી મારે આપની સંમુખ ઉભા રહેવાનું પ્રાપ્ત થયું છે.

સજ્જનો અને સન્નારીઓ !

સંસદના પ્રમુખ રા. મુનશી અત્રેની ધારાસભાના સભાસદ ચુંટાયા તે અર્થે સંસદ એમને અભિનંદન આપવા તૈયાર થઇ છે. સંસદ એક સાહિત્યરસિક મંડળ છે તેથી આ પ્રસંગે એક સ્વાભાવિક પ્રશ્ન ઉત્પન્ન થાય છે કે આવા મંડળને ધારાસભા સાથે નીસ્બત શું? તેના ઉત્તરમાં કહેવાનું કે સાહિત્યનો વિસ્તાર અને વિકાસ તો સંસદના માત્ર સાધનરૂપ છે. એનું અંતિમ ધ્યેય તો ગુજરાતને—એક અને અવિભક્ત ગુજરાતને—એક સંસ્કારાત્મક વ્યકિત તરીકે સ્થાપિત કરવાનો છે. આ કૈં માત્ર તરંગજ નથી. ભારતવર્ષના ઇતર પ્રાંતોમાં ગુજરાતનું વ્યકિતત્વ નીરાળુંજ તરી આવે છે. ગુજરાતમાં સાહસ અને શૌર્ય છે; ગુજરાતમાં વ્યવહારકુશળતા અને વ્યવસ્થાશકિત છે. ગુજરાતમાં ઉત્સાહ અને મહત્વાકાંક્ષા છે. એનામાં દયા અને ઔદાર્ય છે; તેમજ શ્રદ્ધા અને સહિષ્ણુતા છે. અત્રે હીંદુ-મુસલમાનના ઝઘડા નથી કે બ્રાહ્મણ-અબ્રાહ્મણના વિરોધ નથી. અલબત આ વ્ય

ક્તિત્વ હજી અવ્યક્ત છે; અસ્પષ્ટ છે. પણ તેને ખીલવવા ચારે દિશામાં પ્રયાસો ચાલુ થઇ રહ્યા છે. સંસદ પણ તે અર્થે સતત પ્રયાસ કરી રહી છે અને તેની સિદ્ધિના સમયની તે કાગને ડોળે વાટ જોઇ રહી છે.

આ પ્રકારના પ્રાંતિક વ્યક્તિત્વની સમગ્ર હિંદની રાષ્ટ્રીયતા સાધવા પ્રયત્ન કરનારા અવગણના કરે છે. પણ સંસદની માન્યતા નીરાળા પ્રકારની છે. સંગીતમાં સા રે ગ મ વગેરે સાત સ્વરોનું વિશિષ્ટ વ્યક્તિત્વ છે, છતાં પણ એ સર્વમાં એક સંવાદીતત્વ રહેલું છે તે પકડાતાં એમાંથી રાગ ઉત્પન્ન થાય છે; અને રાગનું માધુર્ય જેમ પ્રત્યેક સ્વરનું વ્યક્તિત્વ સ્પષ્ટ અને સંપૂર્ણ તેમ અધિક હોય છે. આજ પ્રમાણે ભારતવર્ષના સંબંધમાં છે—તેના દરેક પ્રાંતનું વિશિષ્ટ વ્યક્તિત્વ છે પણ એમાં એક એવુ સંવાદીતત્વ રહેલું છે કે ભારતને એક ઉત્તમ કલાકાર મળતાં એના વિવિધ અને સંપૂર્ણ ખીલેલા અંગોની એવી મધુરી મીલાવટ થશે કે તેની અદ્ભુતતાથી આખું જગત ચકિત થયા વગર નહીં રહે

આ પ્રમાણે હોવાથી અત્રેની ધારાસભામાં ભાઇ મુનશીએ પ્રવેશ કર્યો તેથી સંસદ એમ માને છે કે તેનું કાર્યક્ષેત્ર હવે વિસ્તૃત થયું છે, જે ભાવનાઓ અત્યાર સુધી માત્ર વિચારરૂપેજ હતી તેનો રૂપાંતર કરવાનો સમય આવ્યો છે. અને સંસદનાં સ્વપ્નાં સિદ્ધ કરવા અર્થે જે સક્રિય ભીષ્મ પ્રયાસો કરવાની આવશ્યકતા છે તેનો આરંભ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો છે.

આ કાર્યને વાસ્તે ભાઇમુનશીની યોગ્યતા વીશે બે મત હોઇ શકેજ નહીં. ઇર્ષાથી, દ્વેષથી અજ્ઞાનથી કે અનુભવને અભાવે કેટલાએકો ભાઇ મુનશીના સંબંધમાં 'ધાંધળી આ ખડપચીઆ, 'ઉપર ચોટીઆ' બાપાના ભાન વગરના, ચોરી ચપાટી કરી સાહિત્યના સીકંદર થવા માગતા, પૈસાના દોરથી સર્વેને દબાવવા ઇચ્છતા,' વગેરે વગેરે અનેક વિશેષણો વાપરી એને હલકા પાડવાની કોશીશ કરી રહ્યા છે. તેના સત્યાસત્યનો નિર્ણય કરવાનું આ સ્થાન નથી. પણ જેમણે ભાઇ મુનશીની વધારે નહીં તો માત્ર ગયા પાંચ વર્ષનીજ કારકીર્દી વિચારી જોઇ હશે તેને એટલું તો કબુલ કર્યા વગર નહીંજ ચાલે કે ભાઇ મુનશી ગુજરાતમાં એક પરમ બુદ્ધિશાળી મહાન વિચિત્ર વ્યક્તિ છે અને એમના નાનકડા દેહમાં એક પ્રચંડ આત્મા વસે છે.

ભાઇ મુનશી, હું તમને ખરા અંતઃકરણ પૂર્વક અભિનંદન આપું છું. ખરેખર, આજ સાત સાત દિવસ થયાં તમને અભિનંદન આપવાના સમારંભો ચાલી રહ્યા છે તેથી મને ઘણો આનંદ થાય છે. પણ જ્યારે એ સમારંભોની પછાડી રહેલી તમારી જોખમદારી હું જોઉં છું ત્યારે તમારી સ્થિતિના ગાંભીર્યનું મને ભાન થાય છે. અત્યાર સુધી તો તમે માત્ર સાહિત્યના પ્રદેશમાંજ વિહરતા; હવે તમારી રાજ્યદ્વારી જીંદગીનો આરંભ થાય છે. અત્યારસુધી તમે કાલ્પનિક પાત્રોની ઘટના કરતા; હવે તમારે જીવંત પાત્રોની ઘટના કરવાની છે. આજે ગુજરાતના ભાવિ ઘડતરમાં તમારે ભાગ લેવાનો થશે, કાલે હીંદના ભાવિ ઘડતરમાં ભાગ લેવાનો આવશે. આને અંગે તમારે કૈંક ભોગો આપવા પડશે અને કંઇ કંઇ કસોટીઓ ચઢવું પડશે પણ મારી સંપૂર્ણ ખાત્રી છે કે તમે તમારા મિત્રો અને શુભેચ્છકોની સર્વ આશાઓ સફળ કરશો. તમારાજ શબ્દોમાં કહું તો 'તમારી અણીઆળી આંખો, દૃઢ અને સખ્ત મુખ અને સાંકડું તીણું નાક ગરુડરાજની તરાપશક્તિ ને સાવધાનતા દર્શાવે છે.' તમારા લોહીમાં ચ્યવન ભાર્ગવનાં સ્વાસ્થ્ય અને નીડરતા છે તથા જામદગ્નેય રામની

નિશ્ચલતા, શૌર્ય અને મહત્વાકાંક્ષા છે. તમને ગુજરાતના જ્યોતિર્ધરોનાં દર્શન થયાં છે. એ જ્યોતિર્ધરો તમારો પ્રગતિનો પંથ ઉજાળશે અને પ્રભુ પ્રત્યે મારી પ્રાર્થના છે કે એ જ્યોતિર્ધરોની જ્યોતિના જ્વલંત ચેતનથી નવે અવતારે અવતરેલા મહાન ગુજરાતનો જ્યારે ઇતિહાસ લખાય ત્યારે ઇતિહાસકાર એમ પણ લખે કે ગુજરાતનું ભાવિ ઘડવામાં કનૈયાલાલ મુનશી પણ એક હતા.

તે પછી રા. નરસિંહરાવ દીવેટીઆએ રા. મુનશીને અભિનંદન આપતાં જણાવ્યું કે :

There is a tide in the affairs of men,
Which, taken at the flood, leads on to fortune;
Omitted, all the voyage of their life
Is bound in shallows and in miseries.

આજ આપણે ભાઈ મુનશીને, એઓ ધારાસભા માટે ચૂંટાયા તે નિમિત્ત, પાન ગુલાબ આપવાને એકઠા થયા છિયે એ સુભગ કર્તવ્યમા મ્હારો ફાળો આપવા માટે હું અહિં ઊભો છું. મ્હારા અર્પેલા ગુલાબમાં સુગન્ધનું તત્ત્વ સૂક્ષ્મ જણાય તો તે ઉપરથી જ હેની કીમત આંકવાની નથી. ભભકભર્યા સૌરભ કરતાં સૂક્ષ્મ સુગન્ધને હુ તો વધારે કીમતી ગણું છું. મ્હારા અર્પેલાં ગુલાબમાં કંટક હશે ? હું કેમ કહી શકું ? કંટક હશે તો બનશે તેટલા ખેંચી કાઢીને, આગળીના ટેરવાને ઇજા કર્યા વિના અમુક દિશાનું સ્મરણ કરાવે, એમ હું માગની લઈશ.

આજથી થોડા દિવસ ઉપર એક જણે મુનશીને કહ્યું: " મુનશી ! તમારી ફત્તેહ નક્કી છે; તમારો સિતારો ચઢતો છે !"—આ વાણીમા સત્યનો અંશ કેટલો છે તે તપાસવાને નહિં બેઠો. Astrology જ્યોતિષના ફલાદેશ ભાગ ઉપર શ્રદ્ધા રાખનારો માણસ હું નથી. તેથી સિતારો ચઢતો કે આથમતો જેવા વચનોને બહુ મૂલ્યવાન હું ગણતો નથી. મહાકવિ (મહાકવિ નહિં કહું, હવે તો મહાકવિ બહુ થઈ ગયાછે; કવિ ) શેક્સપીઅરે પોતાના અનેક નાટકોમા ગૂઢ તત્ત્વ એક એ બતાવ્યુંછે કે મનુષ્ય પોતે પોતાનો ભાગ્યવિધાતા છે. આ દૃષ્ટિથી ભાઈ મુનશીના વિજયને માટે સિતારાને યશ આપવાને બદલે હેમની ભાગ્યવિધાનની શક્તિને કારણભૂત માનુછુ આરમ્ભમા મે ઊતારેલા કવિ શેક્સપીઅરના વચનનું પ્રત્યક્ષીકરણ આજ અહિં થાયછે. આ પદવી માટે પ્રયાસ કરવો કે નહિં ? એ પ્રશ્ન ભાઈ મુનશીની આગળ ખડો થતા, એક દિવસે નિર્ણય નકારનો કર્યો; પણ બીજે જ દિવસે વિચાર બદલ્યો, પ્રયાસ આરમ્ભ્યો, પૂર જોસમા મોટર હંકાવી શેક્સપીઅરે કરેલા બોધનો, અચિન્તિત જ, લાભ લેઈને ભાગ્યવિધાનની કળા સફલતાને માર્ગે ચલાવી.

અલબત, આ ભાગ્યવિધાનની શક્તિના ઉપર એકલભાર મૂકીને પરમ વિધાતાનુ વિસ્મરણ કરવુ એમ હુ તો નહિંજ કહી શકું. પરંતુ માનવજીવનમા સંચાલક બળ બે છે આત્મબળ અને પ્રભુની પ્રેરક શક્તિ એ બે બળોનો સુભગ સંયોગ થતાં વિજય ફળેછે. આ સુસંયોગ ભાઈ મુનશીના જીવનમા એકથી અધિક પ્રસંગોમા થયોછે એ સર્વને સ્પષ્ટ જણાય એમ છે ના જણાય હેવી વાત માત્ર એક છે. એ બે બળોમાથી આત્મબળને જ સાધક ગણવુ, બીજાને વીસરી જવું—એ ભય. આશા છે કે ભાઈ મુનશી આ ભયને ખોટો પાડશે એઓ એમ નહિં માનતા હોય કે પ્રભુ એ તો જગત્ અને જીવનથી બહાર એક ખૂણે બેસાડી મૂકેલું સૂતાનુ પૂતળું છે. જીવન-

ના દરેક પ્રસંગમાં ગૂઢ સહકારી એ પરમમિત્ર, આપણે હેને દેખિયે કે ન દેખિયે તોપણ, આપણી સાથે ચાલતો જ રહેછે.

આટલું પથ્ય સત્ય ભાઈ મુનશી પોતાના હૃદયમા સંઘરી રાખશે તો હેમને ઉપરાઉપરી મળેલા ઝગમગના વિજયોથી એઓ મદમત્ત ના બનતાં સુવિનીત હૃદયવૃત્તિ ધારણ કરશે. Nothing succeeds like success, એટલે કે success begets success, વિજય જેવી વિજયી વસ્તુ બીજી નથી, વિજયમાથી નવા નવા વિજય ફળેછે, એ સત્યને ખોટું પાડનાર મદવૃત્તિ છે; સાચું પાડનાર વિનય અને શાન્ત વિચારશક્તિ છે. ભાઈ મુનશીએ સાહિત્યક્ષેત્રમા, અત્યાર સુધીમાં અદ્‌ભુત વિજય મેળવ્યોછે, હેમાં જે કાંઈ ઊનતા આવી હશે તે હેમના ધાંધળિયા, મોટર ગાડીના વેગથી ચાલનારા, વંટોળિયાના ઘસારાવાળા, લક્ષણને લીધે જ. એ લક્ષણને પરિણામે 'સાહિત્યક' જેવા ચમત્કારજનક પ્રયોગ, અથવા કાકને વૈધવ્ય આપવાનાં કે દૌહિત્રીને પૌત્રી કહેવાના, રમૂજી વાણીસ્ખલનો પ્રગટ થયાછે. પોતાની મૂલ્યવતી ઇતર શક્તિના જોર ઉપર રહીને આ પ્રકારની ક્ષતિયોનો અનાદર કરવો તે અનિષ્ટ જ છે. આ અપ્રિય સત્ય બોલવા માટે હું ક્ષમા માગું?—ના. ભાઈ મુનશી મ્હારું હૃદય જાણેછે. હેમના ઉપરની મમતા જ અત્યારે મ્હને પ્રેરેછે, અને તેથી જ હું કહુંછું કે વેગથી દોડવાનો ખેલ હમેશાં જીત આપતો નથી; વચમાં ઠોકર ખાઈને પડ્યા, તો winning post (સરતમાં જીતવાના સ્તમ્ભ) આગળ બીજા કોઇ જ પ્હોંચી જશે. એટલું જ નહિં. જે નવીન પ્રવૃત્તિક્ષેત્રમાં ભાઈ મુનશી પ્રવેશ કરેછે ત્હાં brilliancy ચળકાટ, કરતાં ગમ્ભીર ચિન્તન અને વર્તનની કીમત અને ઉપયોગિતા વધારે છે આ ઉપરાંત એક વાતનું ભાઈ મુનશીને સ્મરણ કરાવું? જે નવી પદવી: એઓએ પ્રાપ્ત કરીછે તે સાધ્ય વસ્તુ તરીકે ગણવાની નથી, સાધનરૂપ છે, લોકસેવા અને લોકહિતને સારું સાધનરૂપ છે.

એક બીજી વાત, ભાઈ મુનશીને મ્હેં vote આપ્યો તે પછી એક વિલક્ષણ વૃત્તિ મ્હને થઈ હતી; એમ થતું હતું કે મુનશી આ વખત હારે તો તેમના હૃદયગુણના હિત માટે સારું. ઉપરાઉપરી વિજયથી છકી નહિં જવાય; ભક્તો પ્રભુ પાસે સુખને બદલે દુઃખ માગેછે તે ન્યાયે આ વૃત્તિ સ્ફુરી. પરંતુ એમ પાછું મનમા આવ્યુ કે ભાઈ મુનશીની ચારિત્ર્યની સ્થિરતાને શા માટે અન્યાય આપવો? વિજયપરંપરા પ્રાપ્ત થવા છતાં મદહીન સમતોલતા રાખવાની શક્તિ હેમને પ્રભુ શા માટે ના અર્પે? આ વિચારથી આ વિજયને હું અભિનંદન આપતાં અચકાઈશ નહિં.

ભાઈ મુનશીએ ખાનગી વાતચીતમા એમ ઇશારો કાંઇક કર્યો હતો કે Politics માં હું પ્રવેશ કરુંછું એટલે હવે સાહિત્યમાથી મ્હારે ખશી જવું પડશે.—આમ થશે તો સાહિત્યને કેટલી હાનિ થશે હેનો ભાઈ મુનશીએ વિચાર કર્યો જણાતો નથી. તેમ જ પોતાની અનેકાવધાની શક્તિનું પણ પોતે વિસ્મરણ કરેછે. આપણે સર્વ એક દિવસ થઈ હેમને આગ્રહથી કહીશું કે ભલે નવાં ક્ષેત્રોમાં ઝૂમો, પણ બિચારા સાહિત્યક્ષેત્રનો ત્યાગ તો ના જ કરશો. એ સાથે એટલું પણ હેમને સ્મરણ કરાવવું પડશે કે સરસ્વતીદેવી પોતાના ભક્તોને સ્હેજમાં ન્હાશી જવા દેતી નથી; અન્ય ક્ષેત્રમાં ચિરસ્થાયી વિજય નથી, ચિરસ્થાયી પ્રવૃત્તિપ્રસંગ હોતા નથી; સરસ્વતી દેવીની

સેવામાં સનાતન આનન્દવિહાર છે, મદહીન વિલાસ છે, સુભગ પરિમલ પ્રસરાવતી જનસેવા છે. આ વાતનું વિસ્મરણ ભાઈ મુનશી નહિ જ કરે એમ ઇચ્છીશું:—આટલા અન્તઃકરણના ઉદ્‌ગાર કરીને છેવટે ભાઈ મુનશીને ખરા હૃદયની શુભેચ્છા, ઉત્તરોત્તર વિજયવૃદ્ધિની આશિષો, દર્શાવીને હું કહીશ કે એક જ જીવનમંત્ર ભાઈ મુનશી પોતાના હૃદયમાં સૂત્રરૂપે કોરી રાખોઃ તે આટલો જઃ

सुखमां थशो नव मत्त थउ ।
दुखमां प्रभुने नव दोष दउ ॥

તે પછી સંસદના ટૂંક વખત ઉપરજ થએલા સભ્ય પ્રો. ગુલાબભાઇ જોષીએ અભિનંદન આપતાં જણાવ્યું:

મને સંસદના સભાસદ થયાને હજી તો બે માસજ થયા છે, તેટલામાં તેના સભ્ય તરીકે આમ બોલવાનો પ્રસંગ આવતાં મારી સ્થિતિ ઘણી કફોડી થઇ છે. ઘણા લોકો મને પુછશે કે પ્રોફેસર વાડીઆને મદદ કરનાર તરીકે મારાથી રા. મુનશીને અભિનંદન કેમ અપાય? પણ સંસદના પ્રમુખને અભિનંદન આપતાં સંસદના એક સભ્યને સંકોચ શા માટે થવો જોઇએ? વળી રા. મુનશી ધારાસભાના સભ્ય ચુંટાયા તેમા મને તો ખાસ આનંદ એ થાય છે કે તેમાંથી તેમણે હાલ સુધી જે સાહિત્ય મર્જાવ્યુ છે, તેના વિકાસનાં સાધનો તેમને પ્રાપ્ત થશે. તેમનાં લખાણોમાં ગુજરાતના આધુનિક, રાજકીય અને આર્થિક જીવનનાં તત્ત્વોની સમાલોચના અત્યાર સુધી આવેલી નહીં, એ એક પ્રકારની ઉણપ હતી તે હવે દૂર થશે, અને હવેથી તેમની લેખિની દ્વારા ગુજરાતનુ સર્વદેશીય તાદૃશ્ય જીવન આલેખશે એવી આપણે આશા રાખીશુ. રાજકીય ક્ષેત્રમાંથીજ હવે તેમને આ પ્રકારની પ્રેરણા અને સાધનો મળી રહેશે.

મને બીજુ પણ આનંદનું કારણ એ લાગે છે કે છેલ્લા એક વર્ષમાં રા. મુનશીની કૃત્તેહોની એક પરંપરા ચાલી આવે છે, તેમાં આ એક ઘણી અગત્યની અને ચિરસ્થાયી અસર કરનારી ફત્તેહ થઇ છે. તેઓ દીર્ઘાયુષી થઇને ગુજરાતની સેવા કરો એવી આપણી સૌની આશા અને પ્રાર્થના છે.

તે પછી મેળાવડાના પ્રમુખ પ્રો. શાહે આપેલું *ભાષણ આ અંકમાં અન્ય સ્થળે પ્રગટ કર્યું છે.*

તે પછી રા. મુનશીએ અભિનંદનો સ્વીકારતાં જણાવ્યું કેઃ અંગ્રેજીમાં એક સૂત્ર છે કે Speech is silver, silence is gold'–વાચા રુપેરી છે, મૌન સુવર્ણ છે. અને જ્યારે મમતાળુ મિત્રો આવો સ્નેહ દર્શાવે ત્યારે સુરુચિ ને સૌજન્યનો એજ સિદ્ધાંત લાગુ પાડી શકય પણ પ્રણાલિકાબદ્ધ થઇ હું બે શબ્દ ઉચ્ચારવાની હીંમત કરું છું.

અત્યારે મારે માટે જે માયાનર્યાં વચનો ઉચ્ચાર્યાં છે તે માટે મારી અત્યારની ક્ષુબ્ધ દશામાં હું પુરેપુરો આભાર માની શકું એમ નથી. આજે મારા મિત્રોની કેટલાએ દિવસોની મથન મહેનત, ચારે તરફથી વર્ષતાં અભિનંદનો; મિત્રો અને સહયોગીઓના અતિથ્યે રચેલી સ્નેહ સંમેલનોની પરંપરા; મારામાં શ્રદ્ધા દર્શાવતા સંદેશાઓ,—આ બધાં મને મુઝવે છે. પોતાના સ્નેહભીના ભારથી મારું અંતર દબાવે છે, અને મારી અશક્તિનું મને તીવ્ર ભાન કરાવે છે. હુ નથી જ્ઞાનવૃદ્ધ કે નથી અનુભવવૃદ્ધ; મેં નથી રાજકીય જીવનના તપ આચર્યાં ને નથી અડગ સેવાનાં સમરાંગણો ખેલ્યાં. મારી નિર્બલતાના ભાનથી કાંપતા મેં તો માત્ર સ્વમાં સેવવાની મોજ માણી છે; અને કોઇ કોઇ વખત શબ્દોમાં, કર્તવ્યમાં કે સંસ્થારૂપે તેનો અલ્પાંશ મૂર્તિમાન કરવાના નના

પ્રયત્નો કર્યા છે; અને છતાં આટલો બધો વિશ્વાસ અને આટલો બધો સ્નેહ વહોરવાની ભયંકર જવાબદારી મારે માથે કેમ આવી પડી?

જ્યારથી ધારાસભામાં જવાની ઉમેદવારી કરવાનો આરંભ મેં કર્યો ત્યારથી મને એક પ્રશ્ન થાય છે: "શું હું આ ડહાપણભર્યું પગલું લઉં છું?" નાનપણથી સ્વાતંત્ર્ય અને રાષ્ટ્રાયતા મારી મનસૃષ્ટિમાં રમ્યા કરતાં હતાં. અને અરવિંદ બાબુની નવરાષ્ટ્રીયતાના ધોધના ચારે તરફ પડઘા પડતા હતા ત્યારથી કૈં કૈં ઉત્સાહ મેં અનુભવ્યા હતા, અને પ્રજાનો ઉત્સાહ તોળવાના ભગીરથ પ્રયત્નો જ્યારે જ્યારે થતા હતા ત્યારે તેમાં એક નિર્માલ્ય ગોપીની માફક લાકડી ટેકવી હતી. પણ ૧૯૨૦ થી અશક્ય આદર્શોથી મસ્ત બનેલા રાજકીય જીવનમાં રસ્તો ન સુઝવાથી મેં જાહેર જીવનની પ્રવૃત્તિ છોડી દીધી, અને સાહિત્યની સેવામાં ધંધામાંથી ચોરેલો વખત ગાળવો શરુ કર્યો. શબ્દબ્રહ્મનો સાક્ષાત્કાર મારે મન પરબ્રહ્મ પ્રાપ્તિથી વધારે આકર્ષક છે. એ આકર્ષણથી હું તણાયો.

૧૯૨૨ માં સાહિત્ય સંસદ સ્થપાઇ; અને 'ગુજરાત' પ્રગટ થયું. પાંચ વરસ જોતજોતામાં વહી ગયાં. જ્યારથી સાહિત્ય સંસદ સ્થપાઇ ત્યારથી તેની સેવા, અને તેના વડે ગુજરાતની સેવા એ મારું એક પરમ ધ્યેય થઇ રહ્યું છે.

સ્વજન સમાં એના સભ્યોના સહચાર, તેના વિકાસ માટે પ્રયાસો અને તેના આદર્શોની સેવામાં કેટલાએ ઉત્સાહભર્યા, આનંદમય દિવસો મેં ગાળ્યા છે અને આ સમયમાં—અંગત અગવડ, અંગત શોક કે સંતાપ દૂર કેલી-મેં સંસદની પ્રતિષ્ઠા ને શક્તિ વધારવા માટે બન્યું તે કર્યું છે.

સંસદ સ્થપાઇ તે પહેલા મેં એક સંસ્થાનો આદર્શ સેવ્યો હતો. અને તે આદર્શ મૂર્તિમાન કરવાનો તેમાં પ્રયાસ હતો. ગુજરાતી જુના સાહિત્યની અંતર રાષ્ટ્રીય દ્રષ્ટિએ આંકણી, સાહિત્યમાં સર્વદેશીય રસદર્શન ને રસસર્જનના અધિકારની સિદ્ધિ, સાહિત્યની પુનર્ઘટના; ગુજરાતની અસ્મિતાનો વિકાસ; અર્વાચીનનાના આત્માનું દર્શન; અને જીવન અને માનવતાની પ્રબળ ભાવનાઓનો પ્રચાર—આ સંસદની મહત્ત્વાકાંક્ષી નેમ હતી ને છે. અને આપણે થોડા છીએ છતાં મહેનતથી અને ઉત્સાહથી તેને પુરી પાડવા મથ્યા છીએ.

હવે આ પ્રવૃત્તિ મારે ગૌણ ગણવી પડશે. જે સર્વગ્રાહી ઉત્સાહ હતો, તેને માત્ર માર્ગદર્શનનું સ્વરૂપ લેવું પડશે. આ વિચારે મારું હૈયું ખિન્ન થાય છે. અત્રે સવાલ ઉભો થાય છે કે હું આ ડહાપણ કરું છું? પણ ખિન્ન હૃદયે પણ નજર આગળ દેખાતું કર્તવ્ય મારે તો કર્યા જવું પડશે.

હવે સંસદનો ભાર તમારે માથે વધશે. જે જ્વાલાઓ આપણે ચેતાવી છે તે રખે બુઝાઇ જાય, તેનાં તેજ રખે ઓછાં થાય, તેનો પ્રતાપ રખે ઘટે એ ચિંતા હવે તમારી વધશે. અગ્નિહોત્રીઓ થવું એમાં આપણને કૈં નવું નથી; પણ રાખવળેલા અંગારાને જેમ તેમ રાખવામાં મને મોટાઇ દેખાતી નથી. સાચવવી તો ઘૃતથી સતત ઉત્તેજેલા યજ્ઞકુંડના હૃદયવાહનની પ્રચંડ જ્વાલાઓ; તેમાંજ માનવતા છે; તેમાંજ કર્તવ્યનિષ્ઠા છે. સંસદના સભ્યો! એ કામ તમારું છે—હવે એ તમારે ઉપાડવું પડશે.

ફરીથી એકવાર તમારો બધાનો અંતઃકરણપૂર્વક આભાર માનવાની રજા લઉં છું.

છેવટે રા. કેશવપ્રસાદ દેસાઇએ પ્રમુખનો આભાર માનવાની દરખાસ્ત મુકતાં પ્રસંગ અનુસાર ટુંક વિવેચન કર્યું હતું, અને એ દરખાસ્તને સંસદના નવાજ થએલા સભ્ય અને 'ગુજરાત'ના ઉપતંત્રી રા. દયાશંકર મ. ભટ્ટે ટેકો આપતાં દરખાસ્ત સ્વીકારવામાં આવી હતી.

તે પછી પાનગુલાબ લઇને મેળાવડો વિસર્જિત થયો હતો.

# રા. રા. કનૈયાલાલ મા. મુનશીને
# સાહિત્ય સંસદ તરફથી અભિનંદન

## અ. ખુશાલ ત. શાહનું પ્રમુખ તરીકેનું ભાષણ*

સન્નારીઓ અને સજ્જનો !

આ પ્રસંગે પ્રમુખપદના યોગ્ય કર્તવ્યનો મારે બરાબર એક તૃતીયાંશ, કે પછી કદાચ બે તૃતીયાંશ; જેટલો ભંગ કરવો પડશે. આપણે આજે એક હાલના કાયદાના હીમાયતી અને હવે પછી કાયદાના ઘડનારને અભિનંદન આપવા મળ્યા છીએ; એટલે સભાના પ્રમુખને લાગુ પડતા ધારાના અલિખિત નિયમનો ભંગ કરી શરુઆત કરીએ તો સર્વથા અયોગ્ય નહીં લાગે. કારણમા એટલુંજ કે ધારાનો ભંગ થવાથીજ વકીલોને વકીલાત મળે; એટલુંજ નહીં, પણ ઘણીવાર તો ધારાનો ભંગ થાય ત્યારેજ ધારાસભાની પણ આંખ ઉઘડે. સભાપતિને લાગુ પડતા જે ધારાધર્મનો હું ભંગ કરવા ઉભો થયો છું તે ગુજરાતી કરતા અંગ્રેજીમા વધારે સારી રીતે કહી શકાય, એટલે આપની રજા માગ્યા વિના કે દરગુજર ચાહ્યા વિના હું તેનું આપને પુનરભિજ્ઞાન કરાવીશ.

પ્રમુખની ફરજ સંક્ષેપમા વર્ણવતાં કોઇ અનામ સૂત્રકારે અંગ્રેજીમાં કહ્યું છે કે: The duty of a president is to stand up, to speak up, and shut up. હું ઉભો તો થયો છુંજ; અને હુજારી બહુ છુટતી નથી, એટલે પ્રથમ તૃતીયાંશમાં કર્તવ્ય-સિદ્ધ થઈ ચુક્યો સમજજો. બોલવાનો પણ છુ જ. કારણ મ્મદની જીંદગીમા આજ પહેલીજ-વાર મમદના પ્રમુખ સભાપતિ નથી. એટલે એ તક પણ ગુમાવવી શા માટે ? અને સાથે સાથે જો હું એવી ઇચ્છા દર્શાવું કે આવા પ્રસંગ અનેકવાર આવો, તો આજના અભિનંદનીય મળ્ય જેટલોજ તેમા મારો પણ સ્વાર્થ હોવાથી મારી સહૃદયતા પર કોઇને શક આવશેજ નહીં. સંસદના અગ્રણીપર અવતરણ કે અપહરણ, કે ગામડી ભાષામા કહીએ તો ચોરીના, એટલીવાર આક્ષેપ કરવામા આવે

* તા. ૧૫-૪-૨૬ ના રોજ 'વનિતા વિશ્રામ હૉલ', મુંબાઈમાં, સાહિત્ય સંસદના પ્રમુખ શ્રી. કનૈયાલાલ મુનશીને પ્રાંતિક ધારાસભાના સભ્ય ચુંટાતાં, સંસદના સભ્યોએ અભિનંદન આપ્યુ તે પ્રસંગે પ્રમુખસ્થાનેથી આપેલું વ્યાખ્યાન.

સંસદના સભ્યો પણ તેના કેટલેક અંશે ...ય ભોગ બન્યા નાજ. સંસદના કર્મની તુલના ...ાય કે તે ન્યાયે ગેરવ્યાજબી નહીં લાગે. ...ટલે એ તૃતીયાંશ કૃતકૃત્ય થઇ ચુકયો. બાકી રહ્યું shut up એની પણ વકી રહે છે, પણ તે-અવસરે જોજો.

પ્રમુખના એક બીજા કર્તવ્ય વિભાગનો પણ મારે ભંગ કરવો પડશે. પ્રમુખ સામાન્યત સભાના સૌથી અગત્યના મહેમાનની ઓળખાણ કરાવે સાહિત્ય સંસદમાં રા. મુનશીને મહેમાન ગણાય કે ? આ મેળાવડો કનુભાઇની ઓળખાણ કરાવવાનો નથી એટલે એ કર્તવ્યનો વિચાર કરવાની પણ અગત્ય નથી સંસદ તરફથી કનુભાઇને અભિનંદન આપવાનો આ પ્રસંગ છે, અને તેમાં અત્યાર અગાઉના બોલનાર સમયોચિત એટલું બોલી ચુકયા છે, કે મારે એમાં વધારો કરવાની જરુર રહેતી નથી કનુભાઇ સાથે મારી મૈત્રી એટલી જુની છે-જાણીતી છે-કે એમને આ પ્રસંગે અભિનંદન આપવામાં મારો ફાળો છે એમ કહેવાની પણ જરુર નથી અને બાકી તો માણસનું કામ જાતેજ માણસની કદર કરાવે, અને અભિનંદ અપાવે છે. પાંચ અઠવાડીઆ જેટલા સ્વલ્પ સમયમાં, ધારાસભાની ઉમેદવારી અને ઉમેદવારીની અવળચવળથી સદંતર બીનવાકેફ છતાં, ચારે સમાન ગુણના હરીફોમાં વિજય મેળવવો, એ મને તો શું પણ કનુભાઇના કટ્ટામાં કટ્ટા દુશ્મનને પણ વિસ્મય પમાડે, અને ન છુટકે એમના પ્રતિ માન ઉપજાવે. કનુભાઇની જીત ફકત ૨૩ મતના ધારાથી થઇ તેમાંજ એમની ...ી જીત, અને તેમાંજ એમને ખાસ અભિનંદનનું કારણ છે કારણ ઘોડા દોડે સાજ માત્ર કાનસુરીઆ જેટલો ફેર પડે; ઘોડા અને ખચ્ચર દોડે તોજ વધારે મોટો ફેર પડવો સંભવે મુંબાઇ યુનીવર્સીટીની આ છેલ્લી વરણી કેવળ મુનશીની જીત માટે નહી, પણ બીજી અનેક રીતે જાણવાજોગ હતી. ખાસ કરીને ઉમેદવારોએ જે રીતે આ વખતની ચુંટણી માટે લડત કરી હતી તે બહુજ પ્રશંસનીય છે. ઉમેદવારો તમામ વિદ્વાન તેમજ ગૃહસ્થ હતા, અને એમાંનો એકપણ પોતાની ગૃહસ્થાઇ લડાઇમાં પણ વીસરી ગએલ નહોતો. મારી જાણમાં એક ઉમેદવારને તેના કોઇ જાન ભાઇએ એમ કહ્યું કે 'હું મત આપવા માટે મુનશીની ગાડીમાં આવીશ પણ મત તો તમનેજ આપીશ' જવાબમાં તે ઉમેદવારે જણાવ્યું કે "ભાઇ મુનશીને વચન આપી વિશ્વાસઘાતની આ બાજી રચો છો, તો મારી શી ખાત્રી કે બેલટમાં તમે મને પણ એમજ બાતલ નહી કરો. મને તમારો મત ના જોઇએ." જો આ પ્રમાણે લડતો થાય, જો ઉમેદવારો પોતે તેમજ પોતાના મતદારો વિદ્વાન તેમજ ગૃહસ્થ છે એ ભુલી ન જાય, જો જાહેર જીવનની આવી કસોટીમાં સૌજન્ય ન ચુકાય, તો પ્રજાકીય રાજતંત્રના ભાવિ માટે જરુર સારી આશા રાખી શકાય

કહેવાની અગત્ય નથી કે એ સૌજન્યમાં કનુભાઇનો પણ સંગીન ફાળો છે, અને તેથી આ સંસદને પરોક્ષપણે પણ આ ...દ માનવાને ઓર કારણ મળે છે. મહેનત કેવળ કનુભાઇની એકલાની; લડતનો તમામ પ્રયાસ અને ખર્ચ એમનો એકલાનો, માર્ગરચના પણ એમનીજ. છતાં આ બાજના વિજયમાં સંસદને ખાતે ભાગ રાખવાની વ્યવહાર બુદ્ધિ વણિક અને અર્થશાસ્ત્રી વિના કોને સુઝે! તમારી લડતના સૌજન્યમાં સંસદના સંસ્કાર કિરણનો આવિર્ભાવ છે; તમારા કાર્યક્રમમાં સંસદની સદાએ સહાનુભુતિ છે, તમારી ...તેહ અને ચઢતીમાં સંસ...ાએ ભાગ છે એવી સંસદ સમસ્તવતીથી ખાત્રી આપવા ઉપરાંત,

કનુભાઈ, તમને બીજું અભિનન્દન પણ શું આપીએ ?

મી૦ મુનશીના વિજયમા એમણે સ્થાપેલ આ સંસદનો ભાગ રાખું છુ એટલે આ ટાકણે સંસદના આદર્શનું પણ કંઈ દિગ્દર્શન કરાવવું અસ્થાને નહીં ગણાય. સાહિત્યસંસદનું મુખ્ય કર્તવ્ય સાહિત્યને લગતુ, અથવા વધારે વિશાલ દૃષ્ટિએ જોઇએ તો સાંસ્કારિક અસ્મિતા વિકાસના પુરતુ. તો પ્રથમ દૃષ્ટિએ પ્રશ્ન અવશ્ય ઉદ્ભવે કે સંસ્કારી સાહિત્યના ઉદ્ધાર કે સંસ્કારી જીવનના વિકાસ સાથે ધારાસભાના*સભ્યત્વ ને શો સંબંધ હોઇ શકે ? ખાસ કરીને અતિમર્યાદિત શક્તિવાળી આપણી પ્રાન્તિક ધારાસભામા એવુ કયું કર્મક્ષેત્ર હોઇ શકે કે જેમા આપણા જેવી સસ્થાને રસ પડે કે સ્વાર્થ રહે ? મે આગળ કહ્યું તેમ આપણી આ સંસદ અને તેની કૃતિ પ્રતિ ઘણાએ વિકૃષ્ટ નજરે જોય છે. આપણા પ્રમુખપર ઘણીએ વાર અપહરણના તહોમત મુકવામા આવે છે. ત્યારે શુ કનુભાઇ એ ધારાસભામા જવાની ઝુંબેશ ઉઠાવી છે, તે શું ગ્રંથસ્વામિત્વના કાયદામા અપહરણ કરનારને સુગમતા થાય એવા સુધારા વધારા માટે કે ? મુનશીનો મેકીયાવેલી સાથે સ્પષ્ટ મુકાબલો થએલો હજુ મેં સાભળ્યો નથી, પણ એમના કૃત્ય પર ઘણાને એ એવા ઉદ્ગાર કાઢતા સાભળ્યા છે કે જેથી એ મુકાબલો જરૂર યાદ આવે. એવો મુકાબલો કરનાર મેં ઉપર પ્રયોજ્યું તે માની એમ નહીં માટે કહેવાની ગમગીની સાથે ફરજ પડે છે, કે ગ્રંથસ્વામિત્વના કાયદા પર હાથ નાખવાનો મુંબાઇની પ્રાંતિક ધારાસભાને અધિકાર નથી. અંગત કાયદા ( Personal Law ) અને વિશેષતઃ લગ્ન કે વારસા સંબંધી કાયદામા પણ ( મુનશીનુ વીલ મુનશી સીવાય બીજાઓ આજ પહેલા અનેકવાર કરી ચુક્યા છે તે જાણો છો કે ? ) એ સભાને ફેરફાર કરવા સત્તા નથી, — સીવાય કે તે લગ્ન પર License નો કર નાખી શકે, અને વારસાપર વારસાવેરો વધારી શકે. પણ એ બંને મુનશીને અંગત લાભકારી તો નહીંજ કહી શકાય. કનુભાઇને અંગત સ્વાર્થ હોય એવો બીજો કોઈ પણ કાયદો મુંબાઇ ધારાસભાની સત્તા મર્યાદામા મને તો સાંભરતો નથી. એટલે અંગત સ્વાર્થનો આક્ષેપ મેલવો હોય તો વગર પાયાની ઇમારત-અંતરીક્ષ આવાસ—બાંધવા પડશે. માત્ર એકજ બહાનું સભવે છે. પ્રધાનપદ માટે મુનશીનો લોભ પુરવાર કર્યા વિના માની લો તો. પણ અત્યારે તો ત્યા પણ કોઇ જગ્યા ખાલી જણાતી નથી, અને ખાલી થવા સભવ પણ દેખાતો નથી; એટલે એ પણ કેમ કહેવાય ?

ત્યારે મુનશીનુ આપણી ધારાસભામા સ્થાન કયુ ? અને તેમા આપણી આ સસદ ન્યાયસર ભાગ કેમ માગી શકે ? "ઘોડે઼ નોના લગા દે" એમ કહેવામા તો બાધ ન રહે, પણ સામો ધણી એમ કરશે કે ? એનો પણ જરા વિચાર તો કરવો જોઇએ. ઇલાકાની ધારાસભા ઉત્કૃષ્ટ માનનીય સસ્થા છે તેની અવગણના કરી તે ન્યાયની અદાલતની અવજ્ઞા સમ અપરાધ ગણી શકાય. સુભાગ્યે હજુ તે માટે શિક્ષા કરવા જેટલી સત્તા પ્રાંતિક ધારાસભાને અપાઈ નથી. પ્રજાપ્રીતિની નજરે જુઓ તો વીલાયતની સર્વશક્તિમાન પાર્લામેન્ટ અત્યારે તો ચાર્લી ચેપલીન કે પર્લ વ્હાઇટ જેવી વ્યક્તિઓ સાથેની તુલનામા પણ બીજે ન સરે આવે એમ લાગે છે. ઉપકરણીના પ્રસંગે-જેવા કે આયર્લેંડને સ્વરાજ આપવાની વેળાએ— તેનો દેખાવ કોઇ સારા સર્કસ જેવો થએલો

મેં જાતે જોયો છે. છતાં પાર્લામેન્ટના માન્યવર સભ્યોની સર્કસના જાનવર જોડે જાહેરપણે સરખામણી કરો તો જરૂર તે ધારાસભાની જગદાદી· તમારી સખ્ત ખબર લે. મુંબાઈની ધારાસભાને જ્યાં લગી એવી સત્તા આપવામાં નથી આવી—અને મુનશી જેવા ત્યાં જઈ એવી સત્તા અખત્યાર કરી ન બેસે-ને દરમ્યાન કહી દેવામાં ભય નથી કે આજની ધારાસભા કેવળ મીલ કે મોર્લી, બાઈટ કે બ્રેડલોની બનેલી નથી. વીલાયતની પાર્લામેન્ટમાં પણ સભ્ય મહાશયો સર્વે તો સર્વજ્ઞ હોતા નથી; જોકે સર્વજ્ઞપણાનો અને સર્વશકિતમત્તાનો દાવો જેટલે અંશે બ્રીટીશ પાર્લામેન્ટ કરે છે તેટલે અંશે બીજી કોઇ સંસ્થા કરતી નથી. કહે છે કે વિશ્વનાં વિસ્તારમા એવો કોઇ વિષય નથી કે જે પાર્લામેન્ટમા કદાપિ ચર્ચવામાં આવ્યોજ નહી હોય. અંગ્રેજ ધારાશાસ્ત્રીઓ છાતી ફુલાવી કહે છે કે; Parliament can do anything, except making a man a woman and a woman a man." અને તેમાં પણ સ્ત્રીઓના હક સંબંધી ઝુંબેશ શરુ થયા પહેલાં, આમાંના પાછલા પદપર હુમલા તો પાર્લામેન્ટે કેટલેક અંશે કરેલ છે. હું ભુલતો ન હોઉં તો વિવેચક કાયદાની (Interpretation Act) ની એક કલમ મુજબ, જ્યાં ખાસ વર્ણણી કરી ન હોય ત્યાં Man શબ્દમાં Woman નો પણ સમાવેશ કરવો એવો આદેશ છે. સંયુક્ત પાર્લામેન્ટનો વિચાર અળગો, કરી, માત્ર તેના સભ્યોનો વ્યકિતગત ખ્યાલ કરીએ તો તેમના અને તેમના અગ્રણી નાયકોના સર્વજ્ઞપણા સંબંધી જરુર સદેહ થાય. લોર્ડ પાલ્મર્સ્ટનને એકવાર મંત્રીમંડળ સંયોજવાનું હતું; તે માટે તેણે પોતાના બધા સંગાથીઓની ખાનગી સભા બોલાવી, અને તેમાં રાજ્યવહીવટનાં જુદાં જુદાં ખાતાની વહેચણી કરવા માંડી. બધાં ખાતાં કોઇ કોઇએ લઇ લીધાં. પણ સંસ્થાનખાતું (colonial office) કોઇ લેવા ઇચ્છતો ન હતો; એટલે એ નામદાર મુખ્ય પ્રધાન સાથે એ ખાતું પણ ચલાવવા કબુલ થયા. જ્યારે તેના બીજા સંગાથીઓ વીદાય થયા ત્યારે પોતાના ખાનગી મંત્રીને બોલાવી પાલ્મરર્ટન સાહેબે, દુનીઆના એક મોટા નકશા ભણી આંગળી કરી કહ્યુ: " John! point me out those damned places on the map!" જ્યાં અગ્રણી નાયકેશ્વરોનું જ્ઞાન આવા પ્રકારનું હોય, ત્યાં નાના સુના આસામીનું પુછવુંજ શું ? પાર્લામેન્ટ રાજકારભારની નિરીક્ષા કરે છે-એમ કહેવાય છે; અને તે નિરીક્ષાનો મુખ્ય માર્ગ: પ્રશ્નોત્તર. પણ એ પ્રશ્નોત્તર પાર્લામેન્ટમાં કેમ કરવામાં આવે છે તેનો પણ એક દાખલો જાણવા જેવો છે, અને પાર્લામેન્ટની પ્રગતિ પર પ્રકાશ પાડનાર છે. ગઇ સદીની આખરના દાયકામાં એક ખાનખાનાન નબીરો-ભવિષ્યનો ડયુક-આમની સભામાં ઉપમંત્રી તરીકે બીરાજતો હતો. તે નામવરને પાર્લામેન્ટના પ્રત્યેક દિવસમાં જે કોઇ પણ ભાગ ખાસ અણગમતો હોય તો તે દરરોજ ૪૫ ) મીનીટ પ્રશ્નોત્તર માટે રાખેલ છે તે હતી, અને તેમાં પણ ખાસ; કરીને વધારાના અણધારેલા પ્રશ્નની પળ તો એને મન શુળી-શયન રૂપ હતી. એટલે એમણે એવો નિયમ ઘડયો કે જ્યારે ન છુટકે પ્રશ્નોત્તર ના સમયમાં તેમને હાજરી આપવી પડે ત્યારે શીરસ્તેદારે તૈયાર કરેલા લેખિત જવાબ વાંચી જવા; અને ભોગે જેગે જેે કોઇ વધારાનો સવાલ પુછે તો અચુક જવાબ આપવો કે "આ પ્રશ્ન સંબંધી મને અગાઉથી ચેતવણી મળવી જેઇએ " આ એમના જવાબથી ખીજાયલા પાર્લામેન્ટના કોઇ ટીખળી—

અથવા મુનશીના શબ્દમાં કહીએ તો ટીકાખોર-સભ્યોએ 'શરત બકવાનું' શરુ કર્યું કે ગમે તેવો સ્પષ્ટ અને પાધરો પ્રશ્ન વધારાના સવાલ તરીકે એ નામદારને પુછવામાં આવે, તો પણ તેનો ઉત્તર તો રાજ્ઞેતાનોજ મળે. એક દિવસ આ શરત રમનાર સભ્યોમાં-ના એકે એક તદ્દન સહેલો સવાલ અગાઉથી ચેતવણી આપીને પુછ્યો. ડયુક સાહેબ શીરસ્તેદારે તૈઆર કરેલા જવાબ કડકડાટ વાંચી ગયા. ટીકાખોર ભાઇ વળી ઉભા થયા; ગંભીર સ્વરે, નિર્લેપ વદને વધારાનો પ્રશ્ન કર્યો; "Does the Rt. Hon. Gentleman intend his answer to be taken in the affirmative or in the negative" આખી સભા. નિશઃબ્દ થઇ ઉત્તર સાંભળવા તત્પર બની. પ્રશ્ન બહુજ સરળ હતો,-સરળ દેખાતો હતો. પણ ઉંડાં જળ અવાજ ન કરે એ ડયુક સાહેબ જાણતા હતા. સવાલ સરળ દેખાય છે એટલે એમાં કૈં ઉંડી જાળ હોય તો ! એક પળ વિચાર કરી ડયુક સાહેબે તેટલેજ ઠાવકે મોંએ-'I must have notice of this question' ઉત્તર વાળ્યો: આવા નમુના આપણી ધારા સભામાં પણ હશે, અને છે;—હવે કે મુનશી ઉપરાંત બીજા કોઇ ધારાસભાના સભ્ય અહીં હાજર હોય તો તેમણે પોતાને આ ઉદાહરણના અપવાદ રૂપ સમજી લેવા એમ મારી વીનંતી છે. પોતાને તો સૌએ સદા અપવાદજ સમજવા એમ હું સલાહ આપુ છું. મને તો એક એવા પણ નેનાનો જાત અનુભવ છે કે જે નામદારને ત્રણ ત્રણ વર્ષ લગી ધારાસભામાં રહેવા છતાં, પ્રાંતિક વિષયો કયા અને મધ્યસ્થ સરકારના કયા,-જકાતખાતું કોની સત્તામાં અને આબકારી ખાતું કોના અધિકારમાં-તેનું પણ ભાન નહોતું ! બીજા એક મોટા પ્રજાના પ્રતિનિધિ તેમજ સરકારી અમલદાર માટે કહેવાય છે કે તેઓ. સાહેબ પછાત પડેલા અબ્રાહ્મણ વર્ગને જેમ બને તેમ આગળ આણવાની ઉત્સુકતામાં, યુનીવર્સીટીના ફેલોની બીન પગારી જગા માટે પણ. જો કોઇ નામસૂચન ઉપર યા નીચેથી કરવામાં આવે, તો એકજ શેરો ભરતા "Why not a non-Brahmin in this post ?" એક વાર એક ફેલોની જગા ખાલી પડી, તે માટે સેન્ટ ઝેવીયર્સ કોલેજના હાલના અધિનાયકનું નામ સુચવવામાં આવ્યું. તેમને માટે એ નામદારે ઉપલોજ સવાલ શેરો ભરતાં પુછ્યો. જવાબમાં ચાન્સેલર સાહેબના ખાનગી મંત્રીએ લખેલું કહેવાય છે કે જ્યાં સુધી એ સાહેબ જાણે છે અને માને છે ત્યાં લગી સદરહુ પાદરી સાહેબ અબ્રાહ્મણજ છે ! !

આવી પરિસ્થિતિમાં કનુંભાઇનું સ્થાન કલ્પવું મુશ્કેલ નથી. કહેવાય છે કે काव्येषु नाटकं रम्य હું તેમાં સુધારો કરી ઉમેરું છું सभायां तु कनुभट्टः એટલે અપભ્રંશમાં કનુભાઇ. કનુભાઇનું નાનું માપ કરવાની હું ધૃષ્ટતા કરીશ નહીં. એમને કદાચ અનુભવની ઓછ હશે; પણ ઉત્સાહ તો અપ્રતિમ છે. એમને કદાચ કાકભટ્ટનું બળ નહીં હોય, તો પણ ઉદા મહેતા જેટલી કળ તો જરૂર હશે. રાજપુરુષની ચતુર્વિધ સામગ્રીમાં-સામ, દામ, દંડ અને ભેદમાંથી-ભેદ બુદ્ધિ diplomacy કદાચ કમતી હોય; તો પણ તે, ખોડનો એ સામ બુદ્ધિથી જરૂર પ્રતિકાર કરી શકશે. એમને સરસ્વતીની મહેર છે; લક્ષ્મી તેમજ લીલાની લહેર છે એટલે સરકારી લાંચથી કે પ્રપંચથી લોભાઇ જાય કે લોપાઇ કે પ્રજાદ્રોહી બની જાય એ તો સ્વપ્ને પણ ભીતિ રાખશો મા. પ્રજાના પ્રતિનિધિઓનું નેતા પદ આજની ધારાસભામાં હજુ ખાલી છે.

-તેમ, સંધારો આપ્યો. પછી બંનેએ મળી આયરીશમેનને પુછ્યું. " Pat, what would you have been had you not been born an Irishman?" પેરે પળ વાર માથુ ખંજવાળી ઉત્તર દીધો. "I would have been ashamed of myself." આ માત્ર મજાક નથી પણ રગેરગ ઉભરાતા ધગધગના સ્વદેશપ્રેમના ઉદ્દગાર છે. આપણો દેશ પણ મોટે ભાગે આઇરીશ પરિસ્થિતિમાં છે. અને તેથી ઇચ્છ. કુદરતી થાય છે કે આપણા દેશમાં પણ સૌને આવો સ્વદેશપ્રેમ પ્રગટે. અને તેમાં પણ ખાસ કરીને સ્થાનિક તેમજ વડી ધારા-સભાના સભાસદોને. હીંદુસ્થાનનો અમલદારવર્ગ આપણા રાષ્ટ્રીય આશય અને ઉમેદોની નાખતી કરવામા હાસી કરવામા, બાકી નથી રાખતો. પાશ્ચાત્ય દેશો શ્રીમાન, બુદ્ધિમાન પ્રગતિ માન હશે. તેથી શું? હીંદ પછાત હશે; હીંદી સંસ્કૃતિ અધરાઇ અને વીસરાઇ ગઇ હશે. પણ તેથી શું? ભુગોળ અને ખગોળ વિદ્યાનો આ એક નાનો સરખો પાઠ કદીએ ભુલશો મા, કે આપણ-ને આજ ગત્રિ ગમે તેટલી અંધકારમય, ઘોર, અને બીહામણી લાગે, પણ આખરે સૂર્ય જયારે ઉગશે ત્યારે પૂર્વમાજ ઉગવાનો. એ યાદ હું આ પ્રસંગે દેવડાવું છું તેમાં આપ શુ આ ઉગતા સૂર્યની ખુશામત સમજશો મા. પણ આપણ સર્વને નીરાશ થતા, નિઃસત્વ બનતા અટકાવવા, અને દેશોદ્ધારના પ્રયાસમાં યોજાડવાની મારી પ્રેરણા સમજજો. આજ કનુભાઇનો વારો છે; કાલ આપણ સર્વને તે લહાવો મળે. જ્યારે એ લહાવો મેળવવા આપણે ભાગ્યશાળી બનીએ, જનસેવાની પરમાર્થ યાત્રા કરવાની તક સાંપડે; અર્જુન, અશોક અકબરના આ અખંડ ભારતવર્ષની જીર્ણ અને નિઃસ્તેજ બનેલી શહેનશાત પુનઃ સજીવન કરી તેનો જ્યોતિર્ધ્વજ પુનઃ દેશોદેશ ફરકાવવ વારો આવે ત્યારે આજના માત્ર ક્ષણિક દુર્ભાગ્યથી નિસ્તેજ અને નીરાશ બની, આપણે અટકી ન બેસીએ તે માટેજ કહું છું.

અને છેવટમાં કનુભાઇને સંપૂર્ણ ફતેહ ઇચ્છી. અને સાથે લીલાબહેનનો પણ એ ફતેહમાં ફાળો કબુલ કરી, આપણી આ સાહિત્ય સંસદ, પાંચ વર્ષનું બાળક છતાં પણ દેશોદ્ધારનાં ઉગ્રકાર્યમાં પોતાનો ફાળો આપશે-જરૂર આપશે-સંગીનપણે આપશે, એવી ભાઇ મુનશીને નહીં પણ સંસદના સ્નેહી' તેમજ સ્પર્ધી સર્વેને ખાત્રી આપું છું.





ભગવાન બુદ્ધ

જેમની જયંતી વૈશાખી પૂર્ણિમાના રોજ ઉજવાઇ હતી.

# ભારતમાતા અને શિવાજી મહારાજ



"એક દિવસ સહ્યાદ્રિ શૃંગેથી એક વીર ઉતરી આવ્યો;" દેવીએ આગળ ચલાવ્યું; "અનેક અંતરાયો ભેદી તે મને મળ્યો. તેની તીક્ષ્ણ આંખો તિરસ્કારમાં ફાડી તેણે મને કંઈ કહ્યું; 'મા! મા! તને શરમ આવે છે? તું અપ્રતિમ એવા તારા પ્રાણની વાટ જોવાનું વીસરી આ ક્ષુદ્ર વિલાસમાં બેભાન બની ગઈ છે? તું આમ તેને વીસરશે તો અમે તેને કેમ શોધીશું? તેનાં સ્મરણો કેમ સતેજ રાખીશું? અંબા! તું પણ તારૂં ગૌરવ ને તારો ટેક વીસરી ગઇ? અમારૂં શું થશે?'

'બેટા!' દુ:ખાર્ત હૃદયે મેં કહ્યું; 'બધા મને ભુલ્યા તો પછી હું મારી જાતને ભુલું એમાં શી નવાઇ?' 'હું તને નહીં ભુલવા કે નહીં ભુલાવા દઉં' શંકરના અવતાર સરખો તે ઉગ્ર વીર બોલ્યો 'મને પિતાની એંધાણી ને તારી આશિષ આપ હું જઇને તારા ને અમારા પ્રાણનો પત્તો મેળવી આપીશ.'

કૃતજ્ઞ હૈયે મેં તેને આશિષ આપી, ને મારા પ્રાણનાં સ્મરણ ચિન્હોની 'ભવાની' ઘડી મેં તેને સોંપી; ને જનાનાની જાહોજલાલી ભુલી હું વહાલમની વાટ જોવા લાગી."

—'સ્વપ્નદ્રષ્ટા: પ્રકરણ ૬; 'ભારતીની આત્મકથા'માંથી.'

पमनी स्व. पतिश्रीना स्मरणार्थे

શ્રીયુત ૫હ્લાભાઇ આણંદજી ચાવડી

તરફથી સવિનય સપ્રેમ ભેટ.





શિવાજી મહારાજ

જેમની ત્રિશતાબ્દિની જયંતી આખા હીંદમા તા ૩૭ મે ૧૯૨૭ ના રોજ ઉજવવામા આવી હતી.

# ચીનગારી

લેખક:
રા. અરદેશર ફરામજી ખબરદાર

(રાગ: જોગીઆ—ત્રિતાલ).

ચરણુ તુજ પડુ રે, હરિ! ધાર હવે મુજ કર રે!
શરણુ તુજ વડું રે, હરિ! પાર ઉતાર સમર રે!—(ધ્રુવ)

નિશદિન દિવ્ય પ્રકાશ પ્રજળતા
પલકે તુજ જગપાટ:
એકજ તુજ ચીનગારી માટે
જોઈ સદા મેં વાટ: ચરણુ તુજ પડુ રે૦

સુરજે શોધી, સોમે શોધી,
શોધી તારક દીપ;
જાગ્રત શોધી, સ્વપ્ને શોધી—
હતી સદાએ સમીપ!–ચરણુ તુજ પડુ રે૦

ગગનગુહા ને ઉર ઉર ચમકે
કોટિકિરણુ ખદ્યોત:
તુજ સંદેશ અલખ જગ ભરતી
રજરજમાં તે જ્યોત: ચરણુ તુજ પડુ રે૦

જોતાં જોતાં આંખ પડી ને
ઢંકાયાં ઉરનેન:
વીજળી પડી ને થયો કડાકો,
અજબ અલખની ઘેન!–ચરણુ તુજ પડુ રે૦

THE BHARATVIJAY PRESS, BARODA

# અસત્યના પ્રયોગો

[ એક લેખકની આત્મકથા. ]

લેખક:
રા. હઠયોગી

ચિત્રકાર:
રા. જગમોહન મીસ્રી

૧

વિદ્યુતનું અજબ બળ બે તત્ત્વો: નેગેટીવ અને પોઝીટીવના આધારે છે; તેમ આ જગતનું અસ્તિત્વ પણ સત્ય અને અસત્યનાં તત્ત્વોને આધારે છે. ગાંધીજી જેવા જમાનો 'સત્યના પ્રયોગો' લખે તેમાં કૈંજ નથી, 'અસત્યના પ્રયોગો' એથીએ વિશેષ રસીલા હોવા જોઇએ—અને આ છેજ એમ મારો અધીન મત છે. માટેજ આ લેખકને લખવાનું અને વાચકને વાચવાનું સૌભાગ્ય પ્રાપ્ત થશે.

કામને અંગે મારે દર અઠવાડીએ મુંબાઇ જવાનું થાય છે અને તે વખતે કેટલાક વિદ્યાર્થી મિત્રોને ત્યાં ભાયખલામાં ઉતરું છું. હીરાલાલની જોડેની ઓરડીમાં કનૈયાલાલ જોષી નામના એક ગૃહસ્થ રહે છે જેમનો ધંધો હાલમાં ધી ભાયખલા મૅથોડીસ્ટ ગર્લ્સ હાઇસ્કુલમાં છોકરા છોકરીઓ ભણાવવાનો અને ભવિષ્યમાં નસીબદેવીના કોઇ અજબ ચમત્કારથી (ચાર પગ પુંછડીવાળા અજબ ચમત્કાર મહાલક્ષ્મી પર જોયા છે ને? તે,) પૈસા હાથ લાગે તો વીલાયત જઇ આવી માથે સાહેબની ટોપી મુકી રોલ્સ રોઇસમાં બેસી હાઇ કોર્ટમાં બૅરીસ્ટરી કરવા જવાનો છે!

ખરું પુછાવો તો આમાં નવું કૈંજ નથી. આજે થર્ડ ક્લાસમાં માટુંગા જતાં મારા તમારા જેવા પાસેથી માગીને 'ડેલી મેલ'ના વાંચનારા પણ આવતી કાલે ફર્સ્ટ ક્લાસ સલુનમાં સીમલા-ની એસૅમ્બ્લીમાં જનારા કાઉન્સીલર, આજે ભીંત ઉપર જીનતાન અને એગ્યુમીક્ષ્ચરની જાહેર ખબર ચીતરી સાંજે બાર આના કમાનાર પણ કાલે તાજમહાલ હોટેલની અગાસી પર બેસી અદ્દભુત દરીઆઇ દશ્યો આલેખનાર મહાન ચિત્રકાર, આજે "સોળ વરસની સતી ને સાઠ વરસનો પતિ, મુંબાઇની શેઠાણી, ધી ન્યુ ફોનોગ્રાફ ગાયનમાળા ભાગ ૧ થી ૧૦ કીંમત માત્ર ચાર આના જોવાને મફત છે" વગેરે વગેરેના લખી છપાવી, આગગાડીમાં વેચનારા પણ આવતી કાલે સર-સ્વતીચંદ્રને ભુલાવે એવી મહાન નવલકથાના લેખક થવાનાં સ્વપ્નો જોનારા—પેલ્મેનીઝમના અભ્યાસીઓ દુનીઆના દરેક શહેરમાં દરેક ભાડુતી મકાનના ત્રીજે માળે છેલ્લી ઓરડીમાં ક્યાં નથી હોતા?

ભાદ્રપદ મહીનાની એક ભીની સવારે હું

આન્ટરોડ સ્ટેશને ઉતરી હંમેશની માફક ધી ન્યુ ઇષ્ન સાઉદ કમાલ પાશા ગુલીસ્તાં નં. ૨ માં ગયો. ત્રીજે માળે સામાજ માસ્તર સાહેબ મળ્યા



સામાજ માસ્તર સાહેબ મળ્યા અને ઘણાજ આદરપૂર્વક નમસ્કાર કરી મારા હાથમાંથી બેગ અને હોલ્ડોલ લઇ લીધાં.

અને ઘણાજ આદરપૂર્વક નમસ્કાર કરી મારા હાથમાંથી બેગ અને હોલ્ડોલ લઇ લીધાં. મેં ધાર્યું કે જરુર શનિવારે ઓરેન્જ વીલીઅમ (જુઓ લખપતીની રેસ ટીપ્સ કીંમત માત્ર ચાર આના) પહેલો આવ્યો લાગે છે અને ‘ઓ માસ્તરનું મગજ ખસી ગયું છે–ઓરેન્જ વીલીઅમ, ઇતિહાસ શોખીન માસ્તરનો ફેવરીટ ઘોડો હતો.

એટલામાં હીરાલાલની રુમ નજીક આવી પહોંચ્યા અને સામાન અંદર મુકી ફરી નમસ્કાર કરી માસ્તર ચાલ્યા ગયા. મને આશ્ચર્ય થયુંને સવાલભરી નજરે હીરાલાલ તરફ જોતાં તે ખડ ખડ હસી પડયો.

ગમે તેમ હો, પણ મને તો લાગે છે કે, દુનીઆ આખી એકજ પ્રકારના માણસોની બનેલી છે. સ્વપ્નો જોનાર માસ્તરને મારા મિત્રો હસે છે અને પોતેજ દેડકાં કબુતર, અળસીઆં અને મુડદાં ચીરે છે અને તેથી જીવતા જાગતાં (કલોરો ફોર્મનો વિચાર કરું છું ત્યારે જાગતાં લખતાં કલમ અચકાય છે; પણ મારા એક ડાકટર મિત્રે ઓપરેશન વખતે એક પહાણને કલોરો ફોર્મ આપવામા ભુલ કરેલી તે બરાબર ઓપરેશનની અધવચ કલોરો ફોમે ઉતરી જવાથી ઉભી થએલી ગંભીર છતાં હાસ્યસ્પદ પરિસ્થિતિ યાદ આવે છે.) માણસો અને તેમનાં ખીસ્સાં ચીરવાની અભિલાષા રાખે છે ત્યારે મને તેમના પ્રત્યે હસવું આવે છે.

ધીમે ધીમે હીરાલાલે બધી વાત કહી. તેણે અને બીજા એક મિત્રે માસ્તરના નફ્ફર ભેજામાં ઉતાર્યું હતું કે હું એક “મોટો માણસ” છું;

અને સાથે એક અચ્છો લેખક પણ છું. અને જુદાં જુદાં માસિકોમાં અને દૈનિકોમાં ગુજરાતી અને અંગ્રેજી લેખો અને વાર્તાઓ જુદાં જુદાં તખલ્લુસથી લખું છું. ભોળા બીચારા માસ્તરે આ બધુંજ માન્યું હતું અને હવે હીરાલાલનું કહેવું એમ હતું કે મારે આ ઢોંગ (તેમનો માંડેલો) ચાલુજ રાખવો અને ગધેડા પર બેસી ગામમાં નીકળ્યા તો ઘેર આવીને-જ ઉતરવું. સલાહ આપવી જેટલી સહેલી હતી તેટલીજ અમલમાં મુકવી મુશ્કેલ હતી અને સલાહ આપ નાર તે અને ગધેડા પર બેસવાનું મારે પણ વિચાર કરતાં સમજાયું કે ગધેડા પર બેસવાનું તો કપારનુંએ મારી જાણ પહેલાં થઇ ચુકયું હતું એટલે પછી ગામ વચ્ચે ઉતરવા કરતાં ઘેર આવવામાં-જ મેં ડહાપણ જોયું.



માસ્તર ધીમે પગલે કોઇ નવોઢા પહેલીજ રાત્રિ પતિના શયનગૃહમાં પ્રવેશ કરે તેમ ખંચકાતા ખંચકાતા અંદર આવ્યા

થોડી વાર પછી હું ઓરડીમાં એકલો હતો ત્યારે માસ્તર ધીમે પગલે કોઇ નવોઢા પહેલીજ રાત્રે પતિના શયન ગૃહમાં પ્રવેશ કરે તેમ ખંચકાતા ખંચકાતા અંદર આવ્યા અને સાધારણ ખબર અંતર પુછયા પછી એક વીનંતી કરવા

રજા માગી.

"સુખેથી કહો !" મહાન પુરુષની ગંભીરાઇથી મેં કહ્યું.

"મારે આપનો પરિચય વધારવો છે." માસ્તરના અભિલાષ ચંદ્રના એક ઝાંખા કિરણે મારા અંતરપટ પર પ્રકાશ ફેંકવાનું શરુ કર્યું.

"ઘણાજ આનંદની વાત." મેં પણ સત્વર માસ્તરના આત્માનો કબજો સ્વીકાર્યો.

શરુઆતમાં આડી અવળી દેશની અને પરદેશની; સાહિત્યની ને રાજકારણની, અર્થશાસ્ત્ર ને સુડીવાદની; પ્રજાની ને પ્રજાના નેતાઓની વાતો કરી. દેશપરદેશના રીતરીવાજો અને સ્ત્રીઓ પ્રત્યેની વર્તણુંક વીશે; અને ડો. ટાગોરના છેલ્લા ચીનના પ્રવાસ વીશે પણ વાતો ચાલી.

ત્યાંથી અચાનક અમે કુદ્યા. રા. કનૈયાલાલ મુનશીની નવલકથાઓ અને એમના કાક પાત્રની રચના વીશે ચર્ચા થઇ.

હું આ બધીએ બાબતોમાં એક મહાન પુરુષને છાજતી હૃદયની ઉદારતાથી (જે તિરસ્કારને દયા ખાઇ અતિ શ્રીમંત માણસ ગરીબને વધ્યું સધ્યું અન્ન આપે છે–તેવી ઉદારતાથી)–ના, જરાક મહેરબાનીનો અંશ ઉતારી એમની સાથે વાત કરતો. જરાક હસતાં માસ્તર સાહેબ પાણીથીએ પાતળા થઇ જતા. ને સામા નમસ્કાર કરી અતિ વિનીત ભાવે, બીજો પ્રશ્ન પુછતા.

રા. મુનશીની નવલકથાઓમાંથી ચર્ચાપત્રો ઉપર ઉતરી પડ્યા અને આખરે ડરતાં ડરતાં માસ્તરે પુછી નાખ્યું.

"આપ કયા કયા માસિકોમાં લખો છો ? 'ગુજરાત'માં તો લખતાજ હશો ? અને 'સાહિત્ય'માં ? તક મળતાંજ માસ્તરે સવાલોની જાણે મશીનગન મારી તરફ તાકીને ચાલુ કરી.

"આજ કાલ હું ગુજરાતી બહુ લખતો નથી. 'ગુજરાત' અને 'સાહિત્ય'માં તો થોડું ઘણું લખું છુંજ."

"'ગુજરાત'માં આપ કયા તખલ્લુસ નીચે લખો છો? ખાસ હરકત ન હોય તો જણાવશો ?"

"'ગુજરાત' અને 'સાહિત્ય' બેઉમાં હું ધૂમકેતુના તખલ્લુસથી લખું છું." મેં ફેંકી શરુ કરી.

"શું ધૂમકેતુ આપજ કે ? વાહ કેવી આનંદની વાત ! 'સાહિત્ય'માંના પેલા સુંદર લેખ ત્યારે બધા આપનાજ કે ?"

મારી યાદશક્તિને મેં કસી પણ એ લેખ (કયા ? જેણે વાંચ્યું હોય તે જાણે ને ?) ક્રેમ કર્યા યાદ આવેજ નહીં. આખરે હીંમતપૂર્વક કહ્યું: "હા. તમને પસંદ આવ્યા ? કોઇ કોઇ વખત એકજ માસિકમાં બે લેખો અગર વાર્તાઓ આપવાની હોય ત્યારે એક નીચે ધૂમકેતુ અને બીજા નીચે રા. દધીચ લખું છું." કીકાની માને જરા વાંચવાનો શોખ એટલે વખતે નજર પડી ગઇ હોય ને જે કૈં યાદ રહી ગયું હોય તે પરથી ફેંકવા માંડયું. ને જુઠું બોલવાજ બેઠા ત્યારે થોડું બોલવામાં શો ફાયદો ?

"એ....એ....મ ત્યારે તો વળી ત્યાગ ઉપરનો પેલો ચમત્કારી લેખ પણ આપનોજ. એ લેખ તો આપને લાયકજ છે." ખાદીના મારા પહેરણ અને અમદાવાદી બુટ*ની આરપાર શોભતા મારા પગ તરફ જવાથી માસ્તર સાહેબના મનની વાતને જાણે ટેકો ન મળ્યો હોય !

"આપ 'સુંદરી સુબોધ'માં લખો છો કે ?"

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૨૦૩]

* "અમદાવાદી બુટ"ની ઉત્પત્તિનો ઇતિહાસ તપાસતાં જણાય છે કે સાબરમતીના તટ પર મહાત્મા ગાંધીએ આશ્રમ બાંધ્યો ત્યાર પહેલાં વર્ષોથી ઉઘાડા પગ એ નામે ઓળખાતા આવ્યા છે અને એ પ્રયોગને અસહકાર સાથે સીધો કે આડકતરો કૈં પણ સંબંધ નથી. —લેખક.



# મૂષકદૂત



લેખક :
રા. તનમનીશંકર લાલશંકર શિવ

[ મુંબાઇની એ ખંડની ઓરડીમાં, કુટુંબ સહિત રહેતા યુવાન દંપતીનું શયનમંદિર ઘણું
પરું પાછલો ખંડ–રસોડું—હોય છે, તેમ અહીં પણ હતુ. એવામાં પત્નીનો આ વિરહ ન સહાતાં
પાછલી રાત્રે યુવાન મૂષક ( ઉંદર ) સાથે પત્નીને સંદેશો મોકલે છે. ]

## श्री मूपकवाहनाय नमः

સ્વપ્ને એ ના કદિ પણ જરી સ્વામિઆજ્ઞા ઉથાપી;
વ્યાપારી ના, જવું નિરમિયું તો પ્રદેશેજ ક્યાંથી ?
હૈયું ઝંખે, પણ પ્રણયિની છે જ સીમંતિની ના;
હા, હા ! તોએ વિરહ નશિબે ક્રૂર નિર્મ્યો યુવાના; ૧

આખો દહાડો ખુબ ઘસરડો નોકરીનો કર્યો, ને
ઘેરે આવ્યો પણ વડિલથી છે વિટાઇ પ્રિયા રે !
ગાળ્યા બીજા યુગસમ ત્રણે ક્રૂર કલ્લાક કેમે;
આશા કેરૂં પ્રિયમિલનનું ફુટીયું કિર્ણ ત્યારે. ૨

ઉગ્યો ત્યાં તો ફરી જલદમાં નષ્ટ બાલેન્દુ થાય;
આશારશ્મિ થયું નવ ઘને સ્વલ્પમાં તેમ લુપ્ત.

ના ઇચ્છેલા, મનમહીં હતી ધારણા એ જરા ના,
તોએ ક્યાંથી શયન સમયે કો અતિથી પધાર્યા. ૩.

છુટી તેથી હૃદય દળતી, વજ્રનાપાત જેવી
આજ્ઞા, " આજે સુવું અહીં સહુ સાથ તારે " પિતાની.
"હા, હા વ્હાલી !" ગગણી મનમાં, નાખી નિશ્વાસ ઉન્હો,
ઢાંકી ધેલો તરણ મુખ ત્યાં ઢાળતો આંસુ સુતો. ૪

કષ્ટે પાપે જયમલમ કરી અર્ધ રાત્રિ જ ગાળી,
તોએ એને જરી પણ નહિં મીઠડી નિંદ આવી.
કો વેળાએ દૃગ મળી જતાં સ્વપ્ન તો દે ઉધાડી
પુષ્પેષુના કુસુમશર શા મત્સરો ડંખી ડંખી. ૫

રાત્રિ ધીરી ધપતી અતિશે તૃપ્ત મૃગેન્દ્ર જેવી;
વાધે વર્ષાકણ ભરી ભરી વાયુની શિત લ્હેરી;
એ વર્ષાથી અવયવ ગયાં થીજી સર્વે યુવાના;
કિંતુ અર્પે હુંફ કૈં પ્રિયા—નામ—નિશ્વાસ—માળા. ૬

"આ ચંદીમાં મુજની થઇ જો આ વલે, તો બિચારી
તન્વીની એ કયમ કરી જશે બાકીની અર્ધ રાત્રિ ?
છુટી જાતુ પ્રતિપળ—યુગે ધૈર્ય એનું હશે, ને
આશા—તંતુ પણ તુટી જતો ખેચતો પ્રાણ હોશે." ૭

એ વિચારે દુઃખી થઇ, પ્રિયાપ્રાણ ઉગારવાને,
આશાતંતુ સુદૃઢ કરવા ધારી સંદેશથી, એ
શોધે છે કો દૂત, મૂષક ત્યાં આવી સામે જ ઉભા;
ઇચ્છા થાતી અફળ કદિએ તિવ્ર આકાંક્ષીની ના. ૮

હર્ષે ઘેલું મૂષકીપતિના ચર્ણમાં શિર નામી,
અશ્રુકેરી અરપી કરથી અંજલિ પાદ ધોઇ,
"પુષ્પા ભાવે નથી મુજ કને, ભાઇ ! સામગ્રી પુરી;
માની લેજે સહુ;" વદી કરે પ્રેમથી એહ સ્તુતિ. ૯

"ગૌરી સુતુ, ગજવદન એ વિઘ્નનાશી પ્રભુ, ને
રિદ્ધિ સિદ્ધિ—સકળ સુખના સ્રોતની-દેવીઓના,
પુણ્યાત્મા ! છે અતિશય તું તો દાસ વ્હાલો; ચ્હડીએ
પીડે તેથી તુજ જ દીનની કષ્ટમાં વ્હાર ધાતા. ૧૦

" બોલ્યા જ્યારે ગણપતિ અને કાર્તિક સ્વામિજીને
શંભુ, યાત્રા જગની કરશે પામશે પત્નીને તે";
કીધી ત્યારે તવ મદદથી તાત પ્રેમી ગણેશે
પૃથ્વી યાત્રા નીજ વડિલની આસપાસે ફરીને. ૧૧

"લાડુ રૂપે તુજ ઉદરમાં બ્રહ્મ આવી વિરાજે,
શૂન્યાકારે વસન કરડી ' વિશ્વ છે શૂન્ય સર્વે '
કહેતો એવું સતત નકી છે, ભાઈ! તું બ્રહ્મજ્ઞાની;
રે અજ્ઞાની શિશુ સમ કરે નિત્ય ક્રીડા તથાપિ. ૧૨

"વસ્તુ કોઈ દ્રુથી જ તુજને જગતમાંહિ અલભ્ય;
કાંઈ એવા નથી, તુજથી જે હોય રહેજે અભેદ્ય;
વાસો જ્યાં ના તુજ કુશતણો, કો ન એવો પ્રદેશ;
સ્વેચ્છાગામી! પછી તુજ પથે હોય શું અંતરાય ? ૧૩

"લેતાં જ્યારે પ્રણયી યુગલો ઉર શું ઉર ચાંપી
ઘેરી નિદ્રા મધુર નિશીથે, તે સમે તું જ જાગી,
મારા જેવા દીન વિરહીનું સારવા દૂત–કાર્ય,
પત્ની કેરી હુંફ તજી ફરે સંયમી શો સદાય. ૧૪

"આપી છેલ્લાં પ્રણય વચનો ચુંબનો, પ્રેમી છુટાં
થાતાં; તે એ તક ન અમને આપી, દૈવે વિખુટાં
કીધાં, તેથી તુજ કારણ હું આજ આજ આવ્યો પ્રિયાને
સંદેશાથી પ્રણય વચનો પ્રાણદા કહાવવાને. ૧૫

" સંદેશો આ મુજ લઈ જઈ તો દયા ઉર લાવી,
કૃપા મારી પર કરી જરા, મિત્ર! ઉગાર પ્યારી!
કૃતજ્ઞી છું ભુલીશ નહીં આ મહેર પ્રાણાંત સુધી :
યાચું છું હું તુજ પદ પડી આટલું શિરે નામી." ૧૬

વાણી એની ગદગદ થઈ આટલું બોલતાં, ને
વ્યાપ્યાં અશ્રુકણ મૂક દયા યાચતા દીન નેત્રે;
યાચે કોને નીજ દૂત થવા ભાન એ તેનું ભુલ્યોઃ
જે શું તે શું પ્રણયી કરતો માત્ર પ્રેમપ્રલાપો. ૧૭

ખાલી કીધો નીજ હૃદયનો ઉભરો આંસુથી, ને
જોઇ કુળું મૂષક ઉર, જે ભાવભીનું થયું છે,
બોલ્યો, "માથે તમ પતિ છબીમાંહિ બેઠા ગણેશ;
વંદી તેને પછી વિચરજે—માર્ગ નિર્વિઘ્ન થાય. ૧૮

"ભાઇ! તારે અતિશય દૂરે ખંડ બીજે જવાનું;
વાંકો ચુકો પથ વિકટ છે; પ્હોંચવું ત્યાં ન સહેલું:
માટે તુંને કથું છું વરણી આદિથી અંત સુધી
તારો માર્ગ, શ્રવણ કરતે શાંતિથી લક્ષ આપી. ૧૯

ડાબી બાજુ અતિથી મુજના વ્હાલી કેરા વિયોગે,
થાકયા તોએ, ટવળી ટવળી છેક હાવાં ઉંધ્યા છે;
તેની નીચે પ્રભુ સ્મરી સ્મરી તાત સુતા હિંડોળે;
જાશો તેથી નહીં જ પથ તે—જાગી એ સહેજ જાશે. ૨૦

"મારી નીચે ક્ષય શરીરના પુસ્તકોથી ભરેલું
શોભે રૂડું *ભુવન રસિલું શારદા દેવી કેરું.
'સર્વભક્ષી' તુજ દશનની આંચ એને ન લાગી;
દેખાડે એ અતિશય પ્રીતિ શારદા માટ તારી. ૨૧

"તેની નીચે થઇ વિચરજે, ભાઇ! તું છેક ધીરે;
જાગી જાશે રમણી તુજની નાહિ તો ને જ કંઈ
બાઝી તારે વિવિધ કરશે વિભ્રમો કૈં વિલાસી:
રહેજે છોડી પછી કયમ શકે કામી પ્રેમાર્દ્ર પ્યારી. ૨૨

(આ રસિક કાવ્યનો વિશેષ ભાગ આવતા અંકમાં)

* પુસ્તકનું કબાટ.



# ભગવાન કૌટિલ્ય

[અનુસંધાન પૃષ્ઠ ૧૧૮ થી]

રમેલાં. પછી શકટાલ રાજદ્વેષની ઝાલથી દાઝયા; વક્રનાસની ઇર્ષ્યાથી ધન, માન ને સત્તા ખોઇ બેઠા. તે વખતે પણ રાજાની આજ્ઞાનું સદાએ પાલન કરનાર પિતાની આજ્ઞા તોડી તે ગૌરીને જોવા જતો. પછી યોગનંદે શકટાલ પર મહેર કરી ત્યારથી તેને ગૌરીને મળવાની સરળતા થઇ; અને આખરે હિરણ્યગુપ્ત નરેંદ્રની આજ્ઞાથી શકટાલે તેને પરણાવવાનું કબુલ કર્યું. આ તેની પ્રણયકથા તેને યાદ આવી. હવે એનું સુભગ પરિણામ ક્યારે આવવાનું ?

આગળનું ઉદ્યાન ઓળંગી, યાવનીઓને સાવધાન રહેવાની આજ્ઞા કરી, મંત્રીભૂમિ આગળથી તે જતો હતો ને પરિચારક મળ્યો.

" મહારાજ, અમાત્ય આપને બોલાવે છે."

" મંત્રભૂમિમાં છે ?" તેણે પુછ્યું.

" હા."

બે ફલંગ મારી તે મંત્રભૂમિમાં ગયો. એક તરફ મૃગચર્મની શૈય્યા પર વક્રનાસ ભયંકર એકલતામાં ત્રાસ પ્રસારતો બેઠો હતો. તેનો હોઠ આખી સૃષ્ટિ તરફ શાંત તિરસ્કાર બતાવી રહ્યો હતો. ખંડને છેક બીજે છેડે કેટલાક મંત્રીઓ પોતાનું કામ કરતા હતા. સેનાજિતે જઇ અમાત્યને પ્રણિપાત કર્યા.

" સેનાજિત !" ધીમેથી વક્રનાસે પુછ્યું; " બધું કેમ છે ?"

" બરોબર છે."

" જોજે હોં !" મોઢું વાંકું કરી વક્રનાસે કહ્યું.

" ફીકર નહીં" સેનાજિતે હસીને કહ્યું.

" સેનાજિત ! એક બીજી વાત."

" શી આજ્ઞા છે ?"

" શકટાલને ત્યાં જરા જઈ આવજે."

સેનાજિતનું હૈયું હરખી ઉઠ્યું. તેના મુખ પર પ્રસરેલો હર્ષ અમાત્ય નિર્દય તિરસ્કારથી જોઇ રહ્યા.

" કેમ ?"

" અને ત્યાં તક્ષશીલાનો બ્રાહ્મણ આવ્યો છે—આંભિની જોડે આવ્યો હતો તે. તું તારા લગ્નની તિથિ નક્કી કરી આવ. સમજ્યો ?" વક્રનાસે હસીને બહાનું શોધી આપ્યું.

" એ બ્રાહ્મણ કોણ છે ?"

" વિષ્ણુગુપ્ત નામ છે. પહેલાં પાટલીપુત્રમાં હતો એમ કહેવાય છે. શકટાલને ઓળખતો હોવો જોઇએ. એનો શિષ્ય પણ હોય. સમજ્યો ? સાથે સાથે તારું કામ પણ થશે."

" જેવી આજ્ઞા !"

" જો બરોબર સાવધાનતાથી વર્તજે."

" મને કંઈ કહેવું ન પડે. બીજી કંઈ આજ્ઞા ?"

" ના."

સેનાજિત હસ્યો ને પગે લાગી ત્યાંથી નીકળ્યો. શકટાલને ઘેર જવાનો લહાવો મળતાં તે વધારે પ્રફુલ્લ થયો. વધારે પ્રામાણિક જમાનામાં જાસુસ બની સસરાને ત્યાં જતાં સેનાજિત ખંચાત; નંદોના જમાનામાં તેને આ કામ કરતાં કંઈ વાંધો લાગ્યો નહીં.

હસતે મોઢે, ને કુદતે પગે તે રાજગૃહ વટાવી, ઘોડે બેસી પોતાને પ્રાસાદે ગયો. તેનો પ્રાસાદ રાજગૃહની હસ્તીશાળાની પડોશમાં, સોણને તીરે હતો. કુટુંબમાં તે એકલો પોતે હતો; અને ઘણે ભાગે રાજગૃહમાંજ તે રહેતો હતો એટલે તે વિશાલ પ્રાસાદનો પોણો ભાગ બંધ હતો.

એક જટિલ તેના પ્રાસાદની ભીંતે અઢેલી ઉભો હતો.

" મહારાજ ! ભિક્ષા આપો."

"ભિક્ષા સીવાય બીજો કૈં ધંધો ખરો કે?" હસીને સેનાજિતે કહ્યું.

"આપને આશીર્વાદ આપવાનો. તમારો જય છે."

નોકરોએ બારણાં ઉઘાડ્યાં ને સેનાજિતની પાછળ જટિલ અંદર આવ્યો.

"આને ભિક્ષા આપ!"

"જેવી આજ્ઞા."

સેનાજિત અંદર ચાલી ગયો. ને અનુચરે જટિલને ગુસ્સામાં કહ્યું; "ચોટ, ધંધો ને ધારી નહીં—"

જટિલ બેઠો ને અનુચર અંદર ગયો.

સેનાજિતે બખ્તર ઉતાર્યું ને તે બારીએ જઈને ઉભો.

તેણે નદી તરફથી આવતા રસ્તા ઉપર નજર નાખી; અને શ્વાસ ધેરી આવનારાંઓને જોઇ રહ્યો. થોડીવારમાં કલ્પનાએ સૂક્ષ્મ દેહ ઘડયો. છટા ભરી ચાલ; નમણું નાક; તેજસ્વી આંખો; ચમકતું બેઢું; —ને મોહક દૃષ્ટિ; અને અદ્ભુત હાસ્ય–તેની કલ્પનાએ સર્જાવ્યાં. દરેક રંગીન લુગડાં પર નજર પડતાં, તેનું હૈયું ઉછળતું...

...તે આવી! એક સખી સાથે હતી. સેનાજિતનો પ્રાણ જાણે તે તરફ ગયો હોય એમ લાગ્યું. નજર ભરી તે નીહાળી રહ્યો. તેજ ગૌરી, તેજ ચાલ, તેજ બેઢું!... સેનાજિતના હૃદય પર આઘાત થયો. આજે ચાલમાં આટલી ઉતાવળ કેમ? બેઢું આટલું અસ્વસ્થ કેમ? તેણે ગૌરીનાં નેત્રો તરફ જોયું. તેમાં આવી ઉત્સુકતા કેમ?

તે બારી નીચે આવી. નજર મીલાવવા સેનાજિત નજર ઠારી રહ્યો. વાતાવરણમાં અંધકાર પ્રસરવા લાગ્યો. ગૌરી ઉતાવળથી સખીની જોડે વાત કરતી હતી—તેને નજર મેળવવાની ઉત્કંઠા નહોતી.

સેનાજિતથી ન રહેવાયું. તેણે ખુંખારો કર્યો. ગૌરીએ ઉંચું જોયું, ને ઉતાવળથી ચાલી ગઇ. તે હસી પણ જાણે ન છુટકે. સેનાજિતનો શ્વાસ રુંધાઇ ગયો. તેના હૃદય પર ભાર આવીને પડયો.

ગુંગળાતો ગુંગળાતો તે ચાલી જતી ગૌરીને જોઇ રહ્યો. પ્રલય ચારે તરફ વીંટાતો હોય એવું કૈંક લાગ્યું. બારી પર તેણે થોભા દીધા. કૈંક થતું હતું. પ્રિયતમા આવી ને ગઇ—પણ તેને માટે નહીં. પૂર્ણિમા આવી ને ગઇ; એના હાથમાં તો અંધારીયુંજ રહ્યું.

તેને ગૌરી પાછળ જવાનું મન થયું; ખિન્ન હૃદયે એ ઘેલછા તેણે દૂર કરી. એનો અનુચર એને માટે પાટલો મુકી ગયો હતો તેને તેણે લાત મારી દૂર કર્યો.

"આનંદ!" તેણે બુમ મારી.

"અન્નદાતા!" અનુચરે બહારથી જવાબ આપ્યો.

"જમવાનો વખત થયો કે?"

"હા. અન્નદાતા" કહી આનંદ આવ્યો, થાલી મુકી અને જતાંજતાં બારણું બંધ કર્યું.

સેનાજિતે બારણાં અંદરથી દીધાં, અને ખાવાની થાળીનું ઢાંકણુ ઉઘાડયું; અને અડધું ખાવાનું ઢાંકણમાં જુદું કાઢી, બાકીનું પોતે ખાઇ ગયો. પછી તેણે હાથ ધોયા; હાથમાં ઢાંકણુ લીધું; અને અંદરનો ખંડ ઉઘાડી તેમાં ગયો.

અંદરના ખંડમાં જઇ તેણે એક કાકડો ચેતાવ્યો; અને થાંભલાનું કંડુ ખેંચી ભોંયરાનું મોં ઉઘાડયું; પછી એક હાથમાં કાકડો અને બીજા હાથમાં ખાવાનું લઇ તે નીચે ઉતર્યો.

નીચે ભોંયરામાં હીંચકા પર એક માણસ સુતો હતો.

# પ્રકરણ ૬ ઠ્ઠું

## અજ્ઞાત કેદી

જેવો સેનાજિત ઉતર્યો એટલે સુતેલો માણસ એકદમ ઉભો થઇ ગયો.

"કોણ છે?"

"કોઇ નહીં એ તો હું" સેનાજિતે કહ્યું.

"શું કામ છે? મારવા આવ્યો છે?" તેણે હસીને પુછ્યું ને એક ડગલું પાછળ હટી પોતાનું સંરક્ષણ કરવા તત્પર થયો.

"હું ખાવાનું લાવ્યો છું."

"અંદર ઝેર છે કે?"

"ના." સેનાજિતે હસીને ઢાંકણુ ભોંય પર મુક્યું.

આ માણસ સેનાજિત જેટલીજ ઉંમરનો લાગતો હતો પણ તેનાથી એ મુઠ ઉંચો હતો.

તે જરાક શ્યામળો હતો ખરો; અને તેનું મુખ ભુખથી નિસ્તેજ થયું હતું. છતાં તેજસ્વી કપાળ, ધારદાર આંખો, ભરાવદાર હોઠો, તેના મુખનો પ્રભાવ દેખાડતાં હતાં. તેના ભરાવદાર ગુંછળાવાળા વાળ તેના ખભા પર પ્રસરતા હતા.

તેનાં મજબુત ને સ્નાયુઆળાં અંગો તેની શક્તિ દેખાડતાં હતાં. અને તેનાં કીંમતી અલંકારો ને વસ્ત્રો તેની હાલની સ્થિતિ વીશે અજાયબી ઉત્પન્ન કરતાં હતાં.

તેનો અવાજ મોટો હતો, અને તેમાં થોડીક મજાક ને થોડીક કડવાશનો રણકો હતો.

"ખાવા બેસશો?" સેનાજિતે કહ્યું.

"હા. પણ વાત તો કર" અજ્ઞાત પુરુષે કહ્યું. "નવા જુની શી છે?"

"બધા મજાહમાં છે" સેનાજિતે કહ્યું.

"હવે મને ક્યારે મારી નાખવો છે?"

"અરે એવી વાત શું કરો છો?"

"તારે બીજી વાત. તારા દેવા[illegible] કેમ છે?"

"કોણ નરેંદ્રદેવ?" હસીને સેનાજિતે [illegible] "ખુશીમાં છે."

"ને વક્રનાસ? એનો ઉંડીયા હોઠ કેમ [illegible]"

"બંને સારાં છે."

"તારી ગૌરી કેમ છે?"

"તે પણ સારી છે" હૃદયની [illegible] છુપાવી સેનાજિતે કહ્યું.

"ત્યારે કોઇ ખરાબ છેજ નહીં, [illegible] સીવાય."

"તમને શી ખોટ છે?"

"મને કૈં ખોટ હોય? આ તારા ભોં[illegible]માં શી મજાહ આવે છે? તું પણ અહ[illegible] રહેતો જાની."

"આજે આંભિ આવ્યો છે" સેના[illegible] કહ્યું.

"કોણ?"

"તક્ષશીલાનો યુવરાજ" સેનાજિતે ક[illegible]

"હવે મહાદેવી છુટશે."

"એવું શું બોલો છો?"

"બધા તારા જેવા મૂર્ખ હશે કે રાજ[illegible] ને અમરાવતી માને?"

"મહાદેવીને શું દુઃખ છે?"

"એને સુખી તો તુંજ કહે તો. એનું [illegible] તો કાલે તક્ષશીલા પહોંચી જાય."

"એક વાત કહું, આંભિની જોડે [illegible] એનો ગુરુબંધુ આવ્યો છે. તેને રાક્ષસમં[illegible] હાથી પર બેસવા દેવાની ના પાડી. [illegible] મીજાજમાં ચાલીને તે આચાર્યને ત્યાં ગયો."

" કેમ ?"

" કહે કે આ ગામમાં બ્રાહ્મણ ચાલીને જાય તો આચાર્ય શકટાલનાં દર્શન કરવાજ."

" સાબાશ ! બ્રાહ્મણ છે ? " અજ્ઞાત પુરુષે એકદમ બેદરકારી છોડી રસ લેવા માંડયો. " નામ શું ?"

' નામ–વિષ્ણુગુપ્ત."

"વિષ્ણુગુપ્ત !" કેદીએ પલવાર વિચાર કર્યો. તેની આંખો એકદમ ચમકી ઉઠી.

" કેમ ઓળખો છો ?"

કેદી હસ્યો. " હું એટલા બધા વિષ્ણુગુપ્તો-ને ઓળખું છું કે આ કયો તે કેમ કહેવાય ? પણ સેનાજિત ! મારું કહ્યુ કરશે ? "

" શું ?"

" મને નાસી જવા દે તો તને જોઇએ તે આપું."

" નરેંદ્રદેવની આજ્ઞા મારાથી કેમ ઉલ્લં-ઘાય ? " સેનાજિતે પુછ્યું.

" તને શી લાલચ આપુ "

" હું કદી લલચાવાનો નથી."

" ઠીક. ત્યારે તને વગર લલચાવે નાસી જઇશ."

" તે હું જોઇ લઇશ"

" જોજે" હસીને કેદીએ કહ્યુ; " આવતી પૂર્ણિમા પહેલાં હું મગધ છોડી જતો રહ્યો હોઇશ."

" તો હું તમારી પાછળ પકડવા આવી પહોંચીશ." હસીને સેનાજિતે જવાબ દીધો.

" સેનાજીત ! મને બહાર નીકળવા દે; પછી જોઉં છું મને કોણ પકડે છે. એ તો સૈનાકી મુરખી નીવડી."

જેલરની ઉદારતાથી સેનાજિત કેદીની બડાશ સાંભળી રહ્યો.

" હવે હું જાઉં છું."

"આવજે. તારા દેવાધિદેવને, વક્રનાસને ને આંભિને મારા પ્રણામ કહેજે. ને કહેજે કે હું મજાહમાં છું."

" બીજું કંઈ ?"

" ને યાદ રાખજે કે આવતી પૂર્ણિમાએ હું મગધની બહાર હોઇશ."

" ત્રણ પૂર્ણિમા તો થઇ ગઇ."

' આવતી પૂર્ણિમા નહીં આવે."

સેનાજિત ઢાંકણું લઇ ઉપર ચઢયો ને ભોંયરું દઇ બહાર આવ્યો. કેદીની બડાશમાં કંઈ સત્ય હતું ? હંમેશા તે આમ કહેતો હતો, પણ આ વખતે તેના અવાજમાં આટલી શ્રદ્ધા કેમ હતી? વિષ્ણુગુપ્તનું નામ સાંભળી આ શ્રદ્ધા આવી હોય એમ લાગ્યું ? આ વિષ્ણુ કોણ હતો ?

તેને એકદમ બધું સમજાયું. એને ગૌરીની બેદરકારી યાદ આવી... એ જલદીથી જતી હતી કારણકે તેને ઘેર વિષ્ણુગુપ્ત અતિથિ આવ્યો હતો. ઇર્ષ્યાનો ડામ તેના હૈયામાં પડયો, ચણચણ્યો. તેની ગૌરી આ બ્રાહ્મણ પાછળ આટલી ઘેલી થઇ !

એણે વિષ્ણુગુપ્તને કોઇ વૃદ્ધ ધાર્યો હતો; શું આ માણસ જુવાન હતો ? તે દાંત પીસતો બહાર આવ્યો; અને વક્રનાસ-ની આજ્ઞા પ્રમાણે શકટાલને ત્યાં જવાનો તેણે નિશ્ચય કર્યો. તેનું હૃદય પણ ત્યાં જઇ ગૌરી-ને અને આ વિષ્ણુગુપ્તને મળવા અધીરું થયું હતું.

[આ રસિક વાર્તાનો વિશેષભાગ આવતા અંકમાં]

## લગ્નનું બજાર

[અનુસંધાન પૃષ્ઠ ૧૨૪ થી]

"ત્યારે તમે કોને સારું પુછ્યું હતું ?" ચંદ્રિકાએ હસવું દાબી અજાણ્યાં થઇ પુછ્યું.

"કેમ વળી, અમારા ઘરને માટે—પનુભાઇને માટે."

"ઓ હો હો હો !" ચંદ્રિકાએ મોટે અવાજે હસી દીધું. તે ઉભી થઇ ગઇ અને બોલી "ચાળીશ વર્ષના—પાંચ બાળકના પિતા પ નુ ભા ઇ વ ર; અને સત્તર વર્ષની કુમારી અજીતા વ હુ; કેવું સુંદર મિલન ! જોડું તો સારુ શોભે હોં" તે ફરી હસી પડી.

"ચાળીશ વર્ષ તે કંઈ ઘણાં થઇ ગયાં ? લોકો પચાસ વર્ષે પણ પરણે છે. ને છોકરાં તો હોયજ ને ? તેથી કંઈ પુરુષ પરણે નહીં ?" રતનફોઇએ દલીલ કરી.

"પરણે" ચંદ્રિકાએ હાવકું મોં રાખી ઉત્તર આપ્યોઃ કોઇ આપમેળે ખુશીથી એમને પરણવા તૈઆર થાય તો પણ કોઇ કુમારી કન્યાને પરણવા માટે પોતે લાયક છે કે નહીં એ વાતનો એમણે ખુબ વિચાર કરવો જોઇએ."

"પનુભાઇમાં લાયકાત શી ઓછી છે ? આવી સારી નોકરી, આટલો મોટો પગાર, આવું ઘર તો શોધ્યું ન જડે."

"પણ નોકરીને ને પગારને શું કરે ? પરણવાનું પનુભાઇ સાથે કે નોકરી સાથે ? પગાર સારો હોય તેથી કંઈ પનુભાઇની વય ઓછી થઇ ? એમનાં ગએલાં વર્ષ પાછાં આવ્યાં ? એમની કરમાતી ભાવનાઓ સચેત બની ?"

"તેમાં શું થયું ?" રતનફોઇએ સમજ્યા વિનાજ પુછ્યું.

"એજ મોટો વાંધો છે. આજની ભાવનાભુખી છોકરીઓના જીવનમાં કંઈ કંઈ ઉલ્લાસ, ઊર્મિઓ, આશા ને અભિલાષાઓ હોય; જીવનના કંઈ કંઈ ઉચ્ચ આદર્શો એમણે ઘડયા હોય; પનુભાઇના જીવનમાંથી એ બધું કયારનું શમી ગયું હોય; શંમ્યું ન હોય તોએ એમના જીવનના સિદ્ધાંતો જુદાજ હોય; આવાં બે સ્ત્રી પુરુષનો મેળ કેમ મળે ?"

"મેળ તો મળે એની મેળે. છોકરીઓને પરણવાનાં તો ઠેકાણાં નથી. આવો સારો વર સામો આવે એ તો સદ્‌ભાગ્ય કહેવાય." રતનફોઇએ હાથના ને મોંના ચાળા કરતાં કહ્યું.

"સદ્‌ભાગ્ય કે કમભાગ્ય એ તો છોકરી ને તેનાં માબાપ જાણે, આપણે કેમ કહી શકીએ ? છોકરીઓ મોટી થાય તેથી કંઈ તે ગમે ત્યાં પરણી ન જાય—સમજ્યાં ?"

"નહીં પરણી જાય તો રહેશે એમ ને એમ ને રખડી જશે. એનાં માબાપ પણ મૂર્ખાં લાગે છે. શી સંસારની દશા થવા બેઠી છે."

સૃષ્ટિની યોજનામાં આવી અવ્યવસ્થા થતી જોઇ એમનું હૈયું રડી ઉઠયું. એમણે સાલ્લાને છેડેથી આંખો લુછી ને ચોળી ચોળી ને રાતી કરી. જરાવારે કહ્યુંઃ "એમ તો મારો પનુ તો બીચારો પરણવાની નાજ પાડે છે, પણ મારો જીવ નથી રહેતો. આટલી બાળક વયમાં બીચારાને આવું દુઃખ પડયું તે કયાં સુધી ખમ્યાં કરે ? એનાં છોકરાંને કોણ સાચવે ? એનું ઘર કોણ સંભાળે ? એની ખાવા પીવાની સગવડ કોણ રાખે ? એ માંદો સાજો હોય ત્યારે એની સેવા કોણ કરે ? અને આટઆટલું કમાય તોએ એ બીચારો આવું બધું ખમ્યા કરે એ આપણાથી કેમ સહન થાય ? છતે પૈસે દુઃખ ?" રતનફોઇએ સબળ કારણો રજુ કર્યાં.

"પ્રસન્નભાભીના જવાથી પનુભાઇ અતિદુઃખી થયા એ સાચી વાત છે. પણ તેમાં પારકી

છોકરીનો શો ગુનહો થયો કે તે એનો ભોગ બને ?"

"જો છોકરી ! હું તારી સાથે તકરાર કરવા નથી આવી. તારા જેવી તો મેં કૈં કૈં જોઇ નાખી. વિવાહ કેમ કરવા ને કયાં કરવા એ મારે તારી પાસે નથી શીખવું. કોણે પરણવું ને કોણે ન પરણવું એવા વિચારો કરવાનું તને સોંપ્યું; મને એવી નકામી માથાફોડ કરવાની ફુરસદ નથી, અને અમને એ પાલવે પણ નહીં" રતનફોઇ બરાડા પાડતાં ખુબ ગુસ્સાથી બોલ્યાં.

"ત્યારે તમે શું કરશો ? " ચંદ્રિકાએ ધીરા સ્વરે જાણે ડરતાં ડરતાં પુછ્યું.

રતનફોઇએ ધાર્યું કે આખરે પણ આ છોકરીના પર પોતે વિજય મેળવ્યો છે. એના તોરને ધુળ ભેગો કરવામાં સફળતા મેળવી છે. વિજયી મુદ્રાથી તેમણે કહ્યુંઃ " શુ કરીશ એમ ? અરે ! કાલ સવારે બીજી સત્તર છોકરી લઇ આવું; વહુ લાવતાં કેટલી વાર ? પણ હવે તો તમારા બધાના મમત પર ને એ છોકરીની જીદ પર અજીતાને લઉં ત્યારેજ ખરી હુએ જોઉં છું કે છોકરીની જાતને આવા ચાળા કયાં સધી ચાલે છે !"

ચંદ્રિકા તિરસ્કારથી આવી નફફટાઇ જોઇ રહી. એનું સ્વમાન, એનુ વ્યકિતત્વ ઘવાતુ હોય એવું દર્દ થયું. કામાર્ય, લગ્ન ને દામ્પત્યની કુમળી ભાવનાને રતનફોઇના શબ્દે શબ્દ ઝેરી નાગની જેમ ડંશતા મથતા હતા. રુઢિના ગુલામી વાતાવરણમાં અથડાઇને સડી ગએલી આ સ્ત્રીને એક સચોટ ફટકો મારવાની તેણે પ્રતિજ્ઞા કરી.

"ચંદ્રિકા બહેન ઉપર છે ?" એક પરિચિત અવાજ સંભળાયો અને ચંદ્રિકા ઉઠીને જાય એટલામાં અજીતા ત્યાં આવીને ઉભી રહી.

રતનફોઇ આ નવયુગની છોકરીને જોઇ રહ્યાં. તેના અંગ પર સોના મોતીના અલંકાર નહોતા. તેનાં સુરંગી વસ્ત્રોમાં પરદેશીનું કલંક ન હોતું. તેની સાદાઇમાં ગુજરાતનું ગૌરવ ઝળકી રહ્યું હતું. સ્ત્રી સુલભ માર્દવ એના મુખ પર છવાયું હતું, તથા રતનફોઇને લાગ્યું કે આ છોકરી જીતવી સહેલી નથી. ઘડી પહેલાંનો એમનો બધો જુસ્સો ઉતરી ગયો. પણ તોએ પનુભાઇને પરણવામાં એ છોકરીને શો વાંધો હોય એ એમને સમજાયું નહીં. પનુભાઇ જેવા પુરુષ હયાત હોય છતાં આવી સુંદર કન્યા કુમારી શા માટે રહે ? પનુભાઇનો વૈભવ પણ એને નહીં લલચાવે ! એ વીમાસણમાં પડયાં. જીંદગીમાં કદિ ન પાળેલું એવું મૌન ધરીને એ બેસી રહ્યાં.

અજીતા કૂતુહલથી રતનફોઇના તરફ જોતી હતી. આ વિચિત્ર યોગથી ચંદ્રિકા પણ ગુંચવાઇ ગઇ. તેણે અજીતાના સામે જોયું, બેઉની આંખો મળી, અચાનક ચંદ્રિકાને એક યુકિત સુઝી. તેના મુખ પર મસ્તીભર્યું હાસ્ય પથરાયું.

"રતનફોઇ ! હું અજીતા સાથે કૈં વાત કરી આવું હોં; બેસજો તમારા લાભનીજ છે. " એમ કહી ચંદ્રિકા અજીતાનો હાથ પકડીને તેને અંદરના ખંડમાં લઇ ગઇ.

આ શાંત ચુપકીદીમાં રતનફોઇએ ભારે ભારે હૈયે વીશેક મીનીટ પસાર કરી. વચ્ચે વચ્ચે બાજુના ખંડમાંથી ચંદ્રિકાનો કે અજીતાનો સ્વર સંભળાતો, પણ એ સ્વરમાંથી રતનફોઇ કૈં જ સાર કાઢી શકયાં નહીં. જરા વારે બેઉ પાછાં આવ્યાં.

" રતનફોઇ ! " ચંદ્રિકાએ ખંડમાં દાખલ થતાંજ કહ્યુંઃ " અજીતાને મેં વાત કરી એ એમ માને એવી નથી, પણ મેં બહુ

આગ્રહ કર્યો. ધારો કે એ તમારી માંગણી કબુલ રાખે; પણ તે પહેલાં એ જે કંઈ શરતો કરે તે તમે પાળો ખરાં ?"

"શરત ? શાની ? કેવી ?" રતનફોઇએ એક સાથે ત્રણ પ્રશ્ન કર્યા.

"જુઓને, આવડી મોટી છોકરી અંતરના આકર્ષણ વિના કોઇને પરણવાનું કબુલ તો ન કરે; પતુભાઇની દયાજનક સ્થિતિ ને તમારી આગ્રહભરી માંગણી જોઇને અમને એમ થાય છે કે તમને છેક નીરાશ ન કરવાં. ખરું છે, તમે એ શું કરો ? પતુભાઇ હેરાન થતા તમે જોઇ ન શકો એ અમે સમજીએ છીએ. પણ અજીતા કહે છે કે લગ્ન માટે કબુલત આપતા પહેલાં એ થોડા દિવસ તમારે ત્યાં મહેમાન તરીકે આવશે અને પછી જો એને ખાસ વાંધો નહીં હોય તો એ તમારી માંગણી મંજુર કરશે." ચંદ્રિકાએ ગંભીર મોં રાખી કહ્યું.

રતનફોઇ તો ખુશ ખુશ થઇ ગયાં. છોકરીઓ એમ તો સમજુ હતી. "ઓ હો ! એમાં શું ? ભમે ને આવે આવતું હોય એટલા દહાડા. અને ત્યાં રહેવું હોય તોએ એનુંજ ઘર છે ને ? આજથી જ આવીને ઘર ને વર ને ચુલો ને છોકરાં સંભાળી લે તો મારે કંઇ ના છે ?" જાણે અજીતા પરણી ગઇ હોય એટલી ચોકકસાઇથી રતનફોઇ બોલ્યાં.

વેવાણના ઉમળકાથી થોડીક વધારે વાતચીત કરીને ચાહ પાન લઇ રતનફોઇ હરખાતાં હરખાતાં ઘેર ગયાં.

બીજા દિવસથી અજીતાએ રતનફોઇને ત્યાં જવા માંડયું. એ રતનફોઇને રસોઇમાં મદદ કરતી; છોકરાંને નવાડતી, ચોટલા વાળતી તેમનાં કપડાં ધોતી; ઘરમાંની વસ્તુઓ વ્યવસ્થિત ગોઠવી ને પાછી ઘેર આવતી. કોઇક વાર એ બાળકોને રમાડતી, કદિક તેમનેવાર્તાઓ કહેતી, કદિક ગીતો શીખવતી; પણ રતનફોઇ સાથે એ ન છુટકાનું બોલતી. ઘણીવાર પતુભાઇ હોય ત્યારે રતનફોઇ કંઈ કંઈ બહાને ત્યાંથી ચાલ્યાં જતાં, પતુભાઇ પોતે પણ કદિ કદિ એવી તકો શોધતા પણ અજીતા તેજ પળે ત્યાંથી દૂર ચાલી જતી. એક આખું અઠવાડીયું આમ પસાર થયું. પણ એ અરસામાં પતુભાઇને તે કદિ મળી નહીં કે મળવાનાં ચિન્હ પણ દર્શાવ્યાં નહીં.

ઘરની તમામ વ્યવસ્થા અજીતા ખુબ ચોકકસાઇથી કરતી. રતનફોઇને, પતુભાઇને કે બાળકોને કદિ કોઇ જાતની અગવડ પડતી નહીં. પણ એ બધું તે યંત્રવત કરતી, એમાં પ્રાણ ન હોતો. આ મુગા નાટકથી પતુભાઇ ને રતનફોઇ મુઝાયાં. આનો કંઈ જ અર્થ તેઓ સમજી શકયા નહીં.

અજીતાની ધીરજ પણ ખુટી ગઇ હતી. તોફાની ચંદ્રિકાના અતિ આગ્રહથીજ તેણે આ સાહસ ખેડવાનું કબુલ્યું હતું. પણ એ નાટક ભજવતાં એને અત્યંત દુઃખ થતું. આ અસંસ્કારી વાતાવરણમાં એનો જીવ જાણે ગુંગળાઇ જતો. એક દિવસ એને વિચાર આવ્યો એ પતુભાઇને પરણે તો ? હાય હાય ! કેવું નિરસ, જડ સમભાવ વિનાનું જીવન ! શી કલ્પના ! એનું અંગે અંગ ધ્રુજી ઉઠયું.

તે દિવસથી અજીતાએ રતનફોઇને ત્યાં જવાનું બંધ કીધું.

પણ આ વહુ મેળવવાને રતનફોઇ તલ પાપડ થઇ રહ્યાં હતાં બધું તો ઠીક પણ કામકાજમાં કેવી હોંશીઆર ! પતુભાઇને તો એના વિનાનું ઘર સૂનું લાગવા માડયું રતનફોઇએ અને પતુભાઇએ માની લીધું હતું કે અજીતા હવે જરુર હા પાડશે.

એક અઠવાડીઆ પછી રતનફોઇએ પટાવાળા સાથે ચાળો ભરી લીલીદ્રાક્ષ, ફારસાં ને જાંબુ ચંદ્રિકાને ત્યાં મોકલ્યાં. પટાવાળો ખાલી ચાળો લઇને પાછો ઘેર આવ્યો ત્યારે સાથે ચંદ્રિકાની એક ચીઠ્ઠી લેતો આવ્યો હતો. પનુભાઇએ મોં પરના ભાવ રતનફોઇથી છુપાવવાનો પ્રયત્ન કરતાં ધડકતે હૈયે ને ધ્રુજતે હાથે પાકીટ ફોડયું ને ચીઠ્ઠી વાંચી. ચંદ્રિકાએ લખ્યું હતું કેઃ

" અજીતા પનુભાઇ સાથે પરણી શકે એમ નથી તેથી અમે બેઉ અત્યંત દીલગીર છીએ. તમે બધાં માણસ વિના હેરાન થાઓ છો એ માટે પણ અમને ઘણું લાગે છે, પણ પનુભાઇની સ્થિતિ સારી છે એટલે એ અગવડો તો તમે સહેલાઇથી દૂર કરી શકશો. એમની બહોળી કમાણીને વાપરનાર કોઇ નથી એ માટે તમે શોક કરો છો, એ કરતાં પૈસાનો સદુપયોગ કરી રસોઇ માટે એક બાઇ અને બાળકની સંભાળ લેવાને માટે એક દાઇ એમ બે પગારદાર માણસો રાખી લેશો તો તમારા ઘરની વ્યવસ્થા જળવાશે. એટલા ખાતર લગ્ન જેવા સુકામળ અને પવિત્ર વિષયને છેડવાનું પાપ પનુભાઇ ન કરે તો સારું એવી મારી એમને સુચના છે. "

પનુભાઇ શૂન્ય વદને ચીઠ્ઠી સામું જોતા બેસી રહ્યા.



# નૃત્ય કલા

( અનુસંધાન પૃષ્ઠ ૧૩૩ થી )

નેત્ર, ભ્રમર, હસ્ત, ચરણ વગેરે આખું અંગ જાણે આપણી સાથે વાતચીત કરી રહ્યું હોય, એમ આપણને લાગે છે.

પણ એવું પ્રાણવાન નૃત્ય દર્શાવવા કાજે નૃત્યકારોનાં હૃદય ખીલેલાં હોવાંજ જોઇએ. ગતિ અને હાવભાવ એ નૃત્યનાં બે મહાન અંગ છે અને તે નૃત્યકારના ખીલેલા હૃદયમાંથીજ ઉદ્દભવે છે.

## નૃત્ય અને વેષ

માત્ર શોભા નહીં પણ કાર્યસિદ્ધી અર્થે નૃત્યમાં વસ્ત્ર સજવાની કળા પોતાનું અમુક સ્થાન ધરાવે છે. ૧-નૃત્ય કરતા ફાવે અને સગવડ આવે, તેમજ ૨—નૃત્યના વિષયને અનુકુલ થઇ પડે, એ ઉદ્દેશ અનુસાર પહેરવેષ નૃત્યમાં મુખ્ય ભાવ ભજવે છે.

મસ્તકથી તે ચરણ સુધી ભારે વજનના કપડાઓ પહેરી તેમાં વીંટળાઇ ગુંગળાઇ નૃત્ય કરવાનો ખ્યાલજ અસંભવિત છે. એ વેળાએ પોષાક મર્યાદિત રીતે સુશોભિત, શરીર પર બેસતો પણ મગવડ ભર્યો અને યોગ્ય સ્થાને ઝુલતો હોવો જોઇએ. નૃત્યમાં શરીરની હીલચાલ મોકળી (Free) અને નૈસર્ગિક (Natural) હોવી જોઇએ એટલા માટે અંગ સંકડાઇ જાય એવી રીતનો વસ્ત્રાલંકાર નૃત્ય માટે ન છાજતો છે. તેમજ વળી શારીરિક સૌંદર્યને ઢાકી નાખે, સુડોળ દેહને બેડોળ દર્શાવે, એવા પહોળા-ચડોળા અને ઢીલા ઢીલા ભારે વજનના વસ્ત્રાલંકાર પણ નૃત્ય કાજે નકામાજ છે.

ટુંકમાં નૃત્યના સંબંધમાં પહેરવેષની મર્યાદા એક યા બીજી હદે ઘસડાઇ જવી જોઇતી નથી. નૃત્યકલા જાતે નિર્દોષ છે. એમાં પોષાકની સૂચક નિર્લજ અમર્યાદા લાવી, તેને દોષિત કરવું જોઇતુ નથી. પશ્ચિમમાં "ડાન્સીંગ સલુન" રાખનારા ધંધાદારીઓ એ બાબતમાં હદ કુદાવી જાય છે. અને તેથીજ શોભિત નૃત્ય કચવાટ અને તિરસ્કાર પાત્ર થઇ પડે છે.

કેટલીક પ્રજાઓના નાચોનાં નામ નૃત્ય કરતી વેળાએ તેઓથી પહેરાતાં કેટલાક વસ્ત્રો પરથી પણ પડયાં છે. દાખલા તરીકે "cotillon" નામે ફ્રેંચ નાચ મૂળમાં એક ભરવાડી નાચ છે. ભરવાડણો પોતાનાં ટુંકા ચણીઆ પહેરી એ નાચ નાચતી અને તેમનાં " ટુંકા ચણીઆ " પરથી "cotillon" નામ ચાલુ થવા પામ્યું.

## નૃત્યના પ્રકાર

નૃત્ય એકેક વ્યકિત છુટી રહીને, બે વ્યક્તિઓ સાથે મળીને તેમજ અનેક વ્યક્તિઓનાં ઝુંડ બનીને થય છે. અનેક માણસોના આવા સામટા નાચો અંગ્રેજીમાં "Ballet-Dance" ના નામે ઓળખાય છે, તેમજ નાચવા માટે રાખેલી યુવતીઓના સમૂહને "Ballet Girls" કહેવામાં આવે છે.

આ બૅલેટ ડાન્સમાં નાટય તત્વ અને રહસ્યનું પ્રમાણ બહુજ ઓછું હોય છે. જો કે એમાં એ કલા, ચતુરાઇ લાલિત્ય દીપી નીકળે છે, પણ એ નાચો બહુધા આંખોને રીઝવનારા ( Decorative ) લાગણીઓને ઉત્તેજીત કરનારા અને મનને ઉપલકીઆ આનંદમાં રમાડનારા હોય છે.

અમુક જાતના નાચોનો પ્રકાર ખાસ કરીને મોટે ભાગે ( Acrobatic ) હોય છે. એમાં

કસરતને નૃત્યનું પડ ચઢાવેલું હોય છે—કસરતને નઝાકતથી મઢી લીધેલી હોય છે, આ માંહેલા કેટલાક નાચોમાં કૈંક નાટ્ય તત્ત્વ પણ કોઇ વાર ભેળાએલું દેખાય છે.

આ પછી " કલાસીકલ ડાન્સ" આવે છે. આ નાચો ખરેજ સર્વોત્કૃષ્ટ હોય છે. અસલના ગ્રીસ, રોમન, ઇજીપ્ત, હીંદ, જપાન, મેરોકો આદિ દેશોના રહસ્યથી ભરેલા આ નાચો સમજનારા પ્રેક્ષકોની ઉંડી ભાવનાઓ પર અસર કરે છે. આ નાચો માત્ર આંખોને ખુશ કરનારા હોતા નથી; પણ મન તથા હૃદયને અચુક હીલવનારા હોય છે. આ નાચો પોતાની કુદરતી સાદાઇમાં શોભતા, અતિ નઝાકત ભરી ધીમી કે ઝડપી ગતિમાં વહેતા એટલા તો મોકળા, ( Free ) મોહક તથા કળાવંત હોય છે, કે વિશ્વવિખ્યાત નૃત્યકારો પાવલોવા, નીજીનસ્કી, કાર્સાવીના, મૉડ ઍલન, રુથ ડેનીસન, માઇકલ મૉર્ડકીન; ઇસાડોરા ડન્કન વગેરેએ એ પર ફીદા બની પૂર્વના આવા નાચોની અનેક નકલો પોતાના પશ્ચિમના નૃત્યમાં ઉતારી છે. એમાં નાટ્ય તત્ત્વ, બારીક અભિનયકળા, ભાવનાદર્શન, વિષયસૂચન, મૃદુતા, નઝાકત અને દેહલાલિત્યનું સામટું બળ અતિ અસરકારક રીતે પ્રત્યક્ષ થાય છે.

[ આ નૃત્ય કલાનો વધુ રસમય ભાગ આવતા અંકે ]

# ગ્રેજ્યુએટ કે ગાંધી ?

[ અનુસંધાન પૃષ્ટ ૧૩૬ ]

કેટલાક શિક્ષકો ઉમ્મરમાં તેમના સમોવડીઆજ લાગતા. બાંધાના હૃષ્ટપુષ્ટ અને કરડી આંખો-ના. મકનદાસ જાને વાણીઆ, સ્વભાવે ઘેટા જેવા, અને આવડને પોપટીઆ જ્ઞાનવાળા. તેમના ચબરાક શિક્ષકો આ બધું પામી ગયા, અને પરિણામે મકનદાસ જ્યાં જાય ત્યાં તેમને નશીબે વર્ગની શાંતિ અલોપ થઇ ધોંધાટ શરુ થવા માંડે. અને આગળ જતાં ગડબડના સ્વરૂપમાં બદલાઇ જાય. મકનદાસથી ન રોકાય આ ઘોંઘાટ કે ન દબાવાય આ ગડબડ. તેઓ દાખલામાં હોંશીયાર હતા. તેમને દાખલા શીખવવાનું સોંપવામાં આવ્યું હતું. વિષય શુષ્ક અને તેમાં શીખવનારા મકનદાસ જેવા રસિક પછી પુછવુંજ શું ? મકનદાસ બોર્ડ પર લખવા મુડ ફેરવે એટલેચણા-વટાણાના છુપા છાંટા પડે. મકનદાસ તો ગભરાવા લાગ્યા. તેમની સ્થિતિ કફોડી થઇ પડી. ન કોઇને કહેવાય કે ન સહેવાય. તેમને વધુ વખત નીશાળમાં ટકવું મુશ્કેલ લાગ્યું. તેમના મનમાં દહેશત પેઠી કે આ છુપા છાંટાને બદલે રખેને ઝાપટા પડવા માંડે અને આગળ વધતાં પ્રલયકાળની વૃષ્ટિ તેમના પર તુટી પડે. આ દહેશતે એમને એટલા તો ગભરાવ્યા કે બીચારા ચોથે દિવસે નિશાળ-માં દાખલ પણ ન થઇ શકયા. ત્રણ દિવસનો પગાર સદ્દાં મુકી, મકનદાસ પાછા ઘેર બેઠા.

હવે મકનદાસને મુઝવણ થવા માંડી. કયો ધંધો કરવો એનીજ ચિંતા થવા લાગી. પાછી નોકરી કોણ જાણે કયારે મળશે અને કેવી મળશે એની ગભરામણ થવા માંડી.

નવરાસનો વખત હોવાથી લો કલાસમાં જોડાવા વિચાર થયો. પાસ તો પોતે સપાટા-બંધ થઇ જાય. પણ ત્યાર પછી વકીલાતની શરુઆત કરવી પડે. 'અધિકારીઓ સમક્ષ ઉભા રહી પોતાના મતનું સમર્થન કરવુ, સામા પક્ષની દલીલો ઉડાવવી, અસીલો સાથે સમયાનુસાર, —કોઇ વખત રુવાબથી તો કોઇ વખત દેખાતી ભલમનસાઇથી-કામ લેવું એ બધું તેમને એટલું બધું ભયાનક દેખાયું કે તેનો વિચાર આવતા સાથે તેમના સાંધા ઢીલા થવા માંડયા, અગમાં કળતર થવા માંડયું, આંખે અંધારા આવતા હોય એમ લાગ્યું, મગજ ભમવા લાગ્યું. સૃષ્ટિ ડોલાયમાન થતી દેખાઇ. મકન-દાસને વકીલાતનો વિચાર આવતાની સાથેજ શમી ગયો અને એમની દિશા પાછી અંધારી-જ રહી.

હવે મકનદાસને લાગ્યું કે તેઓ ભરદરીએ છે. તેમનુ નાવ તોફાનમાં છે. ઉગરવાનો આરો નથી. દેશમાં પાછા જવાતું નથી. જાય તો નીચા પડે. નોકરીનું નિશ્ચિન નથી. વકીલાતની વસમી વાટ છે. ત્યારે કરવુ શું ?

આખરે મકનદાસ વણિકદાસ બચ્ચો હતો. તેની વણિક બુદ્ધિ આફતમાં તેની મદદે આવી. મકનદાસ હવે જરા ઘડાયા હતા. લાગણીઓનાં સ્વપ્નાં શમી ગયાં હતાં. વ્યવહારિક દૃષ્ટિ ખીલવા માંડી હતી. તેમણે વિચાર કર્યો કે 'હું ગ્રેજ્યુએટ થયો તો શું થયું ? જો ગ્રેજ્યુએટ થવા માત્રથીજ સારી નોકરી મળતી હોય તો હું ગ્રેજ્યુએટ છું. અને મને તે મળતી નથી એટલે સારી નોકરી મેળવવા માટે ગ્રેજ્યુએટજ થવું બસ છે એમ નથી એ વાત સિદ્ધ. એમાં બીજી અનેક બાબતો જોઇએ છે અને તે મારા કાબુમાં નથી.'

એટલે નોકરી કરવાના વિચારને તેમણે

એકદમ તિલાંજલી આપી. વકીલાત વીશે તો એમનો નિર્ણય પાકોજ હતો. એટલે રહ્યા હવે કોઇ બીજા ધંધાનો વિચાર. ધંધા તો અનેક હોય છે, પણ તે માટ તેને લગતું જોઇએ જ્ઞાન અને તે મેળવવાની તક. પણ એ સર્વે માથા ફોડમાંથી મકનદાસની મતિએ તરત તોડ કાઢયો. તેમણે વિચાર્યું કે જો તેઓ ગાંધીનો ધંધો મુબાઇમાં શરુ કરે તો શું ? જરુર ફાવે. ઘરનોજ ધંધો. એટલે એમાં ખાસ શીખવા જવાનું નહીં. મકનદાસના પિતા થોડા વખતપર સ્વર્ગવાસી થયા હતા. તેમની દેશની દુકાન મકનદાસનો નાનોભાઇ ચલાવતો હતો. મકનદાસે નિશ્ચય કર્યો કે દેશમાં જઇ, પોતાના નાનાભાઇ પાસેથી ગાંધીના ધંધાને અનુસરતી માહીતી મેળવી, મુબાઇ પાછા આવી, દુકાન જમાવવી. આ હેતુ સિદ્ધ કરવા મકનદાસ પોતાને વતન વીદાય થયા.

ત્યારબાદ છ મહીનાની અંદર ચીરા બજારમાં મેસર્સ ગાંધી એન્ડ કંપનીની નવી દુકાન નીકળી. મકનદાસે વાજતે ગાજતે દુકાન ઓપવાની શુભ ક્રિયા કરી. પોતે શિક્ષિત હોવાથી, સત્ય તથા પ્રમાણિકપણાની કીંમત તેઓ સારી રીતે સમજતા હતા. ગ્રાહકોની સગવડ સાચવવાની એ દરકાર રાખતા હતા. તેમનુ દીલ રંજન કરવા હંમેશા પ્રયત્નશીલ રહેતા. " થોડે નફે બહોળો વેપાર "ની ઉક્તિ અક્ષરશઃ એમણે અમલમાં મુકી અને તેમની દુકાન દિનપ્રતિદિન જામતી ગઇ.

મી. મકનદાસ આજે ચીરા બજારની એક નાનકડી દુકાનના ધણી નથી રહ્યા. તેમણે જુદા જુદા લત્તાઓમાં પોતાની દુકાનની શાખાઓ ખોલી છે. તેમના હાથ તળે આજે કેટલાએ વિશ્વાસુ અને ખંતીલા કામ કરનારાઓ છે. દુકાનના છુટક વેપાર સાથે તેમણે જથ્થાબંધ વેપાર કરવાનું પણ ઉપાડયું છે. દરરોજ સવાર સાંજ શેઠ મકનદાસ પોતાની મોટરમાં દરેક દુકાન પર આંટો મારી આવી દુકાનની વ્યવસ્થાનું જાતે નિરીક્ષણ કરી આવે છે. રાતના દરેક દુકાનનો વકરો તથા હીસાબ તેઓ જાતેજ તપાસે છે. તેમની આવી ચાંપતી દેખરેખને લીધે તથા તેમના નામને પ્રતાપે આજે તેમને બધી શાખાઓમાંથી બહોળો નફો પ્રાપ્ત થાય છે. આજે તેઓ આપણા પ્રથમના મી. મકનદાસ નથી રહ્યા પરંતુ તેઓ આજે મકનદાસ શેઠને નામે મુબાઇ જેવા વિશાલ શહેરની બહોળી વેપારી આલમમાં તેમજ બીજા મંડળોમાં મશહુર થયા છે.

અને જ્યારે જ્યારે મકનદાસ શેઠને પોતાની પ્રથમની સ્થિતિનો ખ્યાલ આવે છે ત્યારે ત્યારે તેમનાથી બોલ્યા વગર નથી રહેવાતુ કે " આપણા ગ્રેજ્યુએટો તુચ્છ નોકરીનાં ફોગટ ફાંફાં છોડી, વેપારના વિશાલ ક્ષેત્રમાં ઝપલાવતાં કયારે શીખશે ? "



## બે ખરાબ જણ

(અનુસંધાન પૃષ્ઠ ૧૪૪ થી)

રામદાસ

(ગુસ્સામાં) નોન્સેન્સ ! હું બોલું તે બોલવા સીવાય બીજું કંઈ સુઝે છે ? (બધા શાંત થઈ જાય છે)

નર્તકી

(સંગીતનો અવાજ આવે છે.)

હોરી... ઇ...ઇ...એ એ ખલત——
ગિરિ ધારી ઇ...શ્યામ...

રામદાસ

(બબડે છે) બાપ દીકરી ક્યાં મુઆં ?

ખીમજી

(ધીમેથી) ભાઈ સુકનમાં એવું બોલીએ નહીં.

રામદાસ

અરે મારી તો આ મોકાણ થઈ ચાલી. આ કલાક થયાં બધાં ખોટી થાય છે.

ખીમજી

(એકદમ લેખા તરફ જોઈને)–ને કન્યાનો પનોજ નહીં !

લેખા

(નાક ચઢાવી) તે હુ શું તેને ગજવામાં રાખીને ફરું છું કે વારુ ! કામ વગર કોઈ આમ મોડું આવતું હશે !

રામદાસ

અત્યારે તે શું કામ વઢી જાય છે !

લેખા

(આવતી મોટર તરફ જોઈ) આ મોટર આવી.

ખીમજી

આવ્યા ખરા !

લેખા

(ધ્યાનથી જોઈ) ના. આ તો સર મગનલાલની કાર !

[મોટર ઉભી રહે છે ને સર મગનલાલ કે. સી. આઈ. ઈ. ઉતરે છે]

ખીમજી

(હળવેથી હાથ ઘસીને આગળ વધીને) મગનલાલભાઈ ! સાહેબજી ! સર નાઈટને સાહેબજી ! ભલે પધાર્યા મારા શેઠ !

સર મગનલાલ

(રોફથી) ખીમજી ! કેમ છે ? મી. રામદાસ ! તમે કેમ છો ? લગ્ન થઈ ગયાં ? (શેકહેંડ કરે છે) કોણ મીસીસ પોપડા ! તમે કેમ છો ? મી. પોપડા ક્યાં છે ?

લેખા

ના જી ! લગ્નની જરા વાર છે. હજુ ઘડી નથી આવી. મી. પરશોતમદાસ કન્યા સાથે હજુ આવવાના છે

ખીમજી

અરે સાહેબ અંદર બેસો. જરા ગાયન તો સાંભળો !

સર મગનલાલ

(ઘડીયાળ કાઢી) મારે આજે ગવર્નરને ત્યાં ડીનર છે. તમે સાડા છ નો વખત લખ્યો હતો એટલે મેં જાણ્યું કે હું જતો આવું. I am very sorry (હું ઘણો દીલગીર છું); પણ મારે જવુંજ જોઈએ.

રામદાસ

(કરગરીને) થોડીવાર તો બેસો.

સર મગનલાલ

નહીં, રામદાસ મને માફ કરો ! હું પછી મળીશ.

[ફરીને મોટરમાં બેસી ચાલવા માંડે છે.]

રામદાસ

(દાંત પીસી) મારી પાર્ટીની ધુળધાણી કરી નાખી.

ખીમજી

અરે દીકરા ! આ બધા ચાલ્યા જશે તો આબરુના કાંકરા થશે.

રામદાસ

( ગુસ્સામાં ) આજે એને થયું છે, શું ? મોડા આવવાના હોય તો સંદેશો તો કહાવે.

લેખા

( ભીકાશથી ) જરૂર કંઈ અકસ્માત થયો હશે.

રામદાસ

(ધીમેથી) બાપનું કપાળ થયું હશે. ( મોટેથી ) ઉભા રહો હું ટેલીફોન કરું. ( જાય છે )

લેખા

( ચિંતાથી ) એને થયું શું !

ખીમજી

( ચાળો કરીને ) એને થયું શું ? મને પહેલેથીજ લાગતું હતું કે બંધુ સમે સુતરે ઉતરવાનું નથી.

લેખા

( ખીજાથી ) તો મારી દીકરી લેવા શું કામ આવ્યા ?

ખીમજી

લેખાંબાઇ ! જરા ખીજાજ રહેવા દો. દીકરી તમે આપવા આવ્યા હતાં કે હું લેવા આવ્યો હતો એતો તમારું મન જાણે છે. પણ આતો અમારી સાત પેઢીની આબરુ જવા બેઠી છે. આવી ખીજલસ મારાં સાઠ વર્ષમાં જોઇ નથી —ને આવો ફજેતો—

લેખા

( મચકો કરીને ) તમારે નસીબે સાઠ વર્ષ હશે તેમાં અમે શુ કરીએ ?

ખીમજી

( પ્રશંમાનો ડોળ કરી ) અરે બાઇ ! બહુએ દીઠી; પણ તારા જેવી ન દીઠી. કૈં ખીજાજ !

લેખા

સમાલીને બોલજો ખીમજી ! Do not insult me ( મારું અપમાન નહીં કરો ) !

ખીમજી

અરે બાઇ ! તારું ગોટપીટ રહેવા દેની- આ અમારા ઘરની આબરુ ચાલી.—

જોષી

(દાખલ થઇને ) ખીમજી કાકા ! ખીમજી કાકા ! કન્યા ક્યાં છે ?

ખીમજી

(મહમાં) પુછ તેની માને.

જોષી

બાઇ ઘડી વીતી ગઇ અને હવે તો વ્યતિપાત બેસશે.

ખીમજી

(સ્વગત) આની છોકરી લીધી ત્યારથી વ્યતિપાત બેસી ચુક્યો છે.

લેખા

મહારાજ ! ગભરાઓ નહીં. હમણાં રોક આવશે.

જોષી

બાઇ સાહેબ ! જોષીની ઘડીની પરવા નથી તો પછી મને રાખો છો શું કામ ? મારી દક્ષણા આપો કે હું આ ચાલ્યો.

ખીમજી

(કચવાઇને) બામણભાઇ ! અમારી કરોડોની આબરુ પર પાણી ફરવા બેઠું છે ને તને તારા પાંચ રુપીઆની લાગી છે ? જા અંદર બેસ !

રામદાસ

(અંદરથી આવીને) By God ! મુંબાઇથી તો દોઢ કલાકનાં બંને નીકળી ચુક્યાં છે.

લેખા

હું નહોતી કહેતી કે accident ( અકસ્માત) થયો હશે ? નહીં—

રામદાસ

( દાંત કચકચાવી) જે થયું હોય તેની મને પરવા નથી. પણ આ મારો ફજેતો-(પાઘડી હાથમાં લઇ પરસેવો લુછે છે).

ખીમજી

ડગલીવાલાના કુલનો દુજેતો--

લેખા

ને અમને તો જાણે આ ગમતું હશે ?

રામદાસ

(પગ ઠોકીને) નહીં ગમે તો ભોગ તમારા ! પણ મારું થશે શું ? મેં તો ટાઇમ્સ, ડેલીમેલ, ક્રોનીકલ, ને હેરોલ્ડ બધાના તંત્રીઓ તેડ્યા છે.

ખીમજી

અરે પણ દીકરા મારા ! કાલે આખું મુંબાઇ હાંસીમાં—

લેખા

( રડતે રાગે ) But my poor dear husband (પણ મારો ગરીબ વહાલો ધણી ! જરુર કંઈ થયું હશે ( આંસુ લુછે છે).

રામદાસ

(ગુસ્સામાં) જહાન્નમમાં ગયાં તમે બધાં. મારા કયાં ભોગ લાગ્યા કે તમારી છોકરી પરણવા હું તૈયાર થયો ?

ખીમજી

હું પણ હમણાં તેજ કહેતો હતો.

લેખા

( આંસુ સાથે) My poor dear (અરે મારો ગરીબ વહાલો)! એક કાર તો મોકલાવો—

મેઘજી

( અંદરથી બહાર આવી ) રામદાસભાઇ ! હું તો રજા લઇશ.

ખીમજી

કેમ કેમ ? મેઘજીભાઇ બેસોની.

મેઘજી

બહુ વખત થયો. મારે જવું છે.

[ બીજો મહેમાન આવે છે ].

પ્રાણશંકર

હું પણ શેઠ ! જાઉં; મારે જરા કામ છે.

રામદાસ

( સમજાવીને ) જરા બેસોની હમણાં આવશે (ખીમજીને કાનમાં ) પેલી રામજણીને કહાવોની કે એક સરસ લલકારે.

ખીમજી

અરે ગાઇ ગાઇને તેનો તો કુચો વળ્યો.

લેખા

મી. રામદાસ ! એક કાર તપાસ કરવા તો મોકલો. જરુર કંઇ એકસીડંટ થયો હશે.

મેઘજી—પ્રાણશંકર

એક્સીડંટ ! કોને કન્યાને ? હા. ખરેખર એકસીડંટ થયો હશે.

રામદાસ

(સ્વગત) D...n. this woman (આ બાઇ જહાન્નમમાં જાય) ! એકસીડંટ શાનો? મને હમણાં ટેલીફોન આવ્યો કે હમણાં આવે છે.

મેઘજી

નહીં સાહેબ ! હવે હું તો જઇશ.

[ચાર પાંચ મહેમાનો આવે છે ].

એક મહેમાન

( હાથજોડી ) અમો પણ જઇશું !

ખીમજી

મોડું તો ઘણું થયું. માફ કરજો શેઠ ! પણ જરા વાર બેસો. આ એક ગાણું પુરું થાય ત્યાં સુધી.

લેખા

( રડતે રાગે ) જરુર એકસીડંટ થયો હશે.

રામદાસ

( ગુસ્સો દેખાડી) Keep quiet you woman ( સ્ત્રી ! ચુપ મર ) !

લેખા

( રડતે રાગે બધાને ) જરુર એકસીડંટ થયો હશે. તપાસ કરીએ. પોલીસને—

રામદાસ

(ધાંટો કાઢીને) Oh Heavens ! can't you hold your tongue ( ઓ પ્રભુ ! તું મુંગી નહીં રહે ) !

પેપરબોક્સમેકરવાલા

( આવીને ) સેટ ! સપનમાં જરૂર કંઈ વધન હશે હોસે ! ટપાસ કંઈ ટો કડો.

લેખા

( આંસું લુછતાં ) જરૂર એક્સીડંટ–

મેઘજી

ત્યારે હવે અમે જઈએ !

પ્રાણશંકર

(મેઘજીને) આ વખતે આપણા શિષ્ટાચાર પ્રમાણે કન્યાગૃહેજ લગ્નવિધિ રાખી હોત—

એક મહેમાન

ભાઈ જુનું તેટલુંજ સોનું.

ખીમજી

મારા મહેરબાનો ! જરાક ખામોશ પકડો.

પેપર બોક્સ મેકરવાલા

જુન્નું એટલુંજ સોન્નું.

બીજો મહેમાન

ચાલો સાહેબ ! રજા—

લેખા

કોઈ મોટર તો મોકલો. જરૂર–એક્સીડંટ–

પેપરબોક્સમેકરવાલા

કંઈ મોકાન ટો હોસે નેહેસેજ. હું ખાટરીથી કહુંચ.

ખીમજી

અરે આ મોટર આવી !

લેખા

( રડતેજ રાગે ) એમની નહીં હોય–જરૂર એક્સીડંટ—

રામદાસ

Will you stop chattering (તમે બકવાદ કરતાં અટકશો ) !

પેપરબોક્સમેકરવાલા

ભાઈઓ ! જરાક ખામોશી ટો પકરો. આય કાર આવી.

ખીમજી

પરશોતમદાસ !

[ પોપડાની મોટર આવે છે ].

લેખા

ઓ માઈ ડીયર !

રામદાસ

(સ્વગત) The fellow has turned up after all (આખરે આવી લાગ્યો ખરો) !

મહેમાનો

મી. પરશોતમદાસ !

પરશોતમદાસ

( કારમાંથી ઉતરી ) યસ ! યસ ! હું જ. વચ્ચે આગળ એંજીન બગડી ગયું હતું.

પેપરબોક્સમેકરવાલા

મારા સેટ ! આવી વખટે જાટે ટે હાંકીએ ?

ખીમજી

ચાલો જે થયું તે સારું થયું.

લેખા

એમ કહોની કે સુળીનું વિઘ્ન કાંટે સર્યું—

પેપરબોક્સમેકરવાલા

આય વચનજ નહીં કહેવાય ! ચાલો સાહેબો ! હવે લગન હાથ નેજ જઈએ.

પરશોતમદાસ

(મોટરના બારણાંના હેંડલ પર હાથ રાખી) મને થયું કે મોડું બહુ થઈ જાય છે. પણ All's well that ends well ( જેનો અંત સારો તે બધુંજ સારું ).

ખીમજી

ચાલો હવે રંભાવહુને ઉતારો !

[ બધા કારની આસપાસ ઉભા રહે છે. ધુરકતો રામદાસ આગળ આવે છે. ]

પરશોતમદાસ

( બારણું ઉઘાડી ) રંભા ! ( જવાબ નથી) રંભા—!

લેખા

( આગળ આવી ) બ્હેન ! બેટા !— ( જવાબ નથી )

પરશોતમદાસ

ઉંઘી ગઇ હશે !

પેપર બોકસ મેકરવાલા

( મોઢે રુમાલ દઇને ) અરે યાર ! અંદર ટો કોઇએ નહી.

રામદાસ

હેં !

પરશોતમદાસ

( મોટરમાં ડોકીયું કરી ) રં—ભા ! By Jove ! (ડોકું બહાર કાઢીને સ્તબ્ધ બની, ગાંડા જેવો જોયા કરે છે. )

મહેમાનો—ખીમજી—લેખા

શું થયું ?

રામદાસ

( પરશોતમદાસ તરફ જોઇને ) What is it ( શું છે ) ?

પરશોતમદાસ

( હાથ ઉંચા કરી) રંભા કયાં ગઇ ?

મહેમાનો

નથી ! કયાં ગઇ ? શું થયું ?

રામદાસ

( ડોળા ફાડી ) What (શું ) ? (પાઘડી ભોંય પર પટકે છે.)

લેખા

( ગભરાઇને પોપડાને) તમે સાથે લાવ્યા હતા ખરા ?

પરશોતમદાસ

( રડને રાગે ) મેં જાને બેસાડી 'ને ગઇ કયાં ? ઓ ભગવાન ! ( માથે હાથ દે છે).

રાસદાસ

(ગુસ્સામાં પરશોતમદાસનો કોલર પકડે છે) You drunken fool ( દારુ પીધેલા મૂર્ખ ) ! રંભા કયાં છે ?

પેપર બોકસ મેકરવાલા

( સ્વગત ) આય મને પન એવું કૈં ચોક્કસ લાગેચ.

મેઘજી

અરે ! અરે ! શેઠ શુ કરો છો ?

પરશોતમદાસ

( રડતો ) મને શું ખબર ? ગાડીમાં હતી.

રામદાસ

( પરશોતમદાસને જોરથી હલાવી ) You idiot ( મૂઢ ) !

પેપર બોકસ મેકરવાલા

અરે મારા સાહેબો ! આય નક્કામો પોલીસ કોરતનો મામલો કાંય કરોય ? આતનું જ બહુ છે. સાહેબજી ! સાહેબજી ! ( બે હાથે સલામ કરે છે)

રામદાસ

By God ! I will shoot every body ( હું બધાને બંધુકથી મારી નાખીશ.)

મહેમાનો

( ગભરાઇને દૂર ખસી હસતાં હસતાં ચાલવા માંડે છે. ) ચાલો હવે જઇએ.

પ્રાણશંકર

આ હાસ્ય પરિણામક કથા કરુણ પરિણામક થઇ જાય એમ લાગે છે. ( જાય છે ).

રામદાસ

By God ! what am I to do (હું શું કરું) ? ( વાળ પીંખી નાંખે છે ).

પેપરબોકસમેકરવાલા

આય અમે બદા કરીએચ ટે ! રંવડા માપો !

રામદાસ

Oh—

[ તે મોટરમાં કુદીને બેસે છે ને ઝપાટાબંધ હાંકી જાય છે. મહેમાનો અંદરથી આવી કેટલાક ખીસીયાણા પડી, કેટલાક હસતા હસતા ચાલવા માંડે છે ]

પરશોતમદાસ

( લેખાને ) માઇ ડીયર ! હવે શુ કરીશુ ?

લેખા

ડીયર ! મારી દીકરીનુ શું ?

પરશોતમદાસ

અરે પણ પેલા લાખ રૂપીઆનું શું ? ( એકમેકને વળગી પડે છે )

ખીમજી

અરે પણ બેશરમ ! મારા બાપદાદાની આબરુનું શું ?

ગોઆનીઝ બેંડ માસ્ટર

( ખીમજીને ) શેઠ ! અભી ગોડ સેવ ધ. કીંગ બજાવુ કે નહીં ?

પેપરબોકસમેકરવાલા

બજાવ ! બજાવ ! કુચબી ટો બજાવ !

[ પડદો પડે છે ]

અંક પહેલો સમાપ્ત

---

## અંક બીજો: પ્રવેશ પહેલો

[ તેજ દિવસે થોડી મીનીટ પછી તારદેવ પર મીસ મેરીના ફ્લેટનું દીવાનખાનું. દીવાનખાનામાં નર્સ જાનકી જેન કોફી પીતી દેખાય છે. ]

નર્સ

(સ્વગત ) આ સ્ત્રીઓની ચાકરીથી તોબા. પુરુષ હોય તો દરદીને જોઇ તમને હસવું આવે; ને તમને જોઇ તે હસે તે તમને 'થેંકયુ' કહે, તમે તેને ' ડોન્ટ મેન્શન ' કહો... તે ઉઠતી વખતે ખભે હાથ મુકે...Oh my! હું પણ ઘરડે ઘડપણ હવે જુવાન થતી જાઉં છું.(કોફી પીએ છે ) આ શેઠાણીને થયું કંઈ નથી ને આખા ગામનું તોફાન કરે છે...મને લાગે છે કે કોઇને સતાવવા આ તોફાન માંડયું છે.

[ બહારથી ઘંટડી વાગે છે ને અંદરથી બોય આવી બારણું ઉઘાડી કોઇનો કાર્ડ લાવે છે ]

બોય

( કાર્ડ રકાબીમાં ધરીને ) નર્સ ! કોઇ મીલનેકું આયા હય.

નર્સ

( વાંચીને હસે છે. ) મોહન મેડીકો કયાંથી ? (બોયને) ઉપર આને દો !

[ બોય જાય છે; અને બારણું ઉઘાડે છે એટલે મોહન અને રંભા આવે છે ]

નર્સ

હલો ડોકટર ! કયાંથી ભુલો પડયો ?

મોહન

(હસીને) નર્સ વગર ડાકટર શા કામનો ? જાનકી બાઇ એક કામ પડયું છે. તારો પેશંટ ( દર્દી ) કેમ છે ?

નર્સ

( મોં મચકોડી ) ઉંઘી ગઇ છે ! બેસો કોફી લેશો ? આ કોણ છે ?

મોહન

જાનકી મૈયા !—

નર્સ

Don't be horrid (અકારો થા મા) !

મોહન

( હસીને ) જુઓ ત્યારે જાનકીદાસજી આ મારી એક–એક–

નર્સ

( એક આંખ મીચી ) એક ફ્રેંડ છે. હા. આગળ ચાલ

મોહન

Don't be horrid nurse ! (અકારી થા મા ) મારા દોસ્તદારની છોકરી છે—

નર્સ

(હસીને, મોહનને) હા, હા. કે છોકરી દોસ્તદાર છે.

મોહન

–તેને એક તમારા લાયક કામ છે. હું તમારે ઘેર ગયો હતો; પણ ત્યાં તો તાળુ હતું. પરોશમાંથી પત્તો મેળવી અહીંઆં આવ્યો.

નર્સ

મોહન તને કૈં ના કહેવાય છે ? શું છે ? બે દહાડા તો હું અહીંઆં રોકાએલી છું. પછી છુટ્ટી છું.

મોહન

(હસીને) આ તો ખાનગી કામ છે. હું આને તમારે ત્યાં મહેમાન મુકવા આવ્યો છું.

નર્સ

(હસીને) મારે ત્યાં ? મહેમાન ? Oh my ! મારે ઘેર એકજ બેડ રુમ છે !

મોહન

હરકત નહીં, અડધા અડધા વહેંચી લેજો.

નર્સ

Oh shame (શરમ છે) !

મોહન

( ચાળા કરી ) જાનકી મૈયા ! ચરોત્તરના ગામડામાં 'આપણુ, તે આપણુથી મંડલીના સોળ જણુ' એક ઘરમાં પડયાં રહેતાં તે ભુલી ગયાં ?

નર્સ ! આને થોડા દહાડા સંતાઇ રહેવું છે. આટલી મહેરબાની કરોની !

નર્સ

( હસીને ) ઓ મોહન ! મોહન ! તું પણ બગડતો જાય છે. શેમ ! નહીં મીસ ?

[ રંભા હસે છે ]

મોહન

નર્સ ! આખા મેડીકલ પ્રોફેશનનું તું કલંક છે. આમાં બીલકુલ બગાડ નથી. મારા સ્ટેથોસ્કોપના સમ ! આ તો "Age of Chivalry is not gone" તે પુરવાર કરવાની વાત છે. તમારે ત્યાં આને મુકી આવું ? કુંચી આપ !

નર્સ

Oh my ! હવે ?

મોહન

હવે શું ? રાખજો ! અત્યારે એને કયાં લઇ જાઉ ? ઘણી સરસ માણુસ છે.

નર્સ

પોલીસ કોરટનો તો ખટલો નથી ?

મોહન

( નીચો નમીને ) તો આપણે બે સાથે—જેલખાને. ત્યાં ઘણી મજાહ આવશે.

નર્સ

નફ્ટ છોકરા !

મોહન

થેંક્યુ. નર્સ !

મેરી

( અંદરથી ) ઓ–ઓ–ઓ આઉ—આઉ.

નર્સ

( કંટાળાથી ) ડાક્ટર ! મારી દર્દી જાગી.

સાહેબજી ! લે આ ચાવી.

મોહન

સાહેબજી ! રંભાબાઈ ! ચાલો. થેંકયુ નર્સ ! મારા તરફથી એક કોફી કપ વધારે.

નર્સ

આ Wretched woman ( કંગાલ સ્ત્રી ) ! [ અંદર જાય છે ]

રંભા

( જતાં જતાં ) મોહન ! મને સંતાડતાં બીક લાગે છે ?

મોહન

( રંભાને ) રંભા ! મારા મોઢા સામું જો. દેખાય છે બીક ? હું રજપુત વીર; તું રજપુત વીરાંગના છે. પછી શી ફીકર છે ? મામલો ગંભીર છે. ગીઝની ને ઘોરી ને તક્ષખ તને લઈ જવા મથે છે. હું આવ્યો–આ દોડનો...જય મહાદેવ—

રંભા

Please ! જરા ગંભીર તો થાઓ ! [ બંને જાય છે ]

[ થોડીવારે નર્સ ડ્રેસીંગ ગાઉન પહેરેલી મીસ મેરીને કેડમાંથી પકડી લઇ આવે છે. તેના વીખરાએલા વાળ ગાંડાની માફક તાણે છે.]

મેરી

( કલ્પાંત કરીને વાળ તાણે છે ) ઓ–ઓ આઉ––આઉ—

નર્સ

બેસી જાઓ ! કોફી આપું ?

મેરી

ના–ના -ના. મેરેકું કુચ નહીં ચઇતા. હમ મરજાને કું મંગતા. બીલકુલ મરજાનેકું. આઉ––આઉ ( માથું ધુણાવે છે ) ઓ–ઓ.

નર્સ

( સમજાવીને ) જરા શાંત થાઓ. છે શું ? આમ તબીએત ખરાબ થશે.

મેરી

થાને દો. થાને દો. હમકું મરના હે. ઓ ગોડ ! ગોડ ! ગોડ !–એ કયા હો ગયા ?

નર્સ

કયા કયા હો ગયા ? સરખી વાત તો કરો.

મેરી

( હાથ મસળી ) હમ મર ગયે. હમેરા જીગર લુંટા ગયા. હમારા–ઓ ગોડ !

નર્સ

ઠીક ! આ દવા તો લો.

મેરી

દવા લે કે કયા કરું ? ઓ–ઓ (વાળ પીંખે છે) ગોડને મરદ કું કયું બનાયા ? (કપાળ કુટે છે)

નર્સ

તે મને શું ખબર ? પણ જરા શાંત થાઓ.

મેરી

તું કયા જાને ? હમારા હાર્ટ ફુટા ગયા હય, હમારા જી જાતા હય...ઓ ગોડ ! હમકું એ આફત કયું આઇ ? ઓ ! આઉ–આઉ (રડે છે )

નર્સ

(દવા આપીને) પેશન્ટ ! હવે જરા નીરાંતે પડી રહો.

મેરી

(રડતાં) મય કેસે સો રહું ! નસ ! બદમાશ મરદને મેરેકું છોડી દી–મય કયસે રહું ? મય કયા ખાઉંગી ? મેરા કયા હોયગા ? તું કયા જાને બાઇ ?

નર્સ

મને શું ખબર ? પણ જેણે છોડ દીયા તેને પાછો લઇ આવ.

મેરી

( કપાળ કુટી) કયસે લાઉં ? ઓ તો અબી શાદી કર રહા હય.

નર્સ

( સ્વગત ) આ કંઈ ખસેલી લાગે છે.

(મેરીને) શાદી! તમારામાં એ મેરી કરવાનો ધારો ક્યાં છે!

મેરી

નર્સ! મેરી સાથ શાદી નહીં હય મહોબત હય. મય કયા કરુંગી?

નર્સ

(સ્વગત) ઓ બાપ! હું અહીંઆં ક્યાં આવી! (મેરીને) જે બને તે કરવાનું. તમારે પરણી જવું હતું ને?

મેરી

(રડતાં) મય કયસે શાદી કરું? આ તો બનીયા હય. હા...મરદલોક ફી જાલમેં મેં કયું ફસી? ઓ ગોડ–ગોડ–મય અબી કયસે રહુંગી? ઓ! ઓ! મેરા હાર્ટ ફ્રેઇલ હોતા હય (હૃદય અટકી જાય છે) ઓ–આઉ–આઉ—ઓ નર્સ! મય મરતી હું...નહીં, મય મરતી હું...

નર્સ

(સ્વગત) મરતી હોય તો મરવા માંડની. આટલાં નખરાં શા માટે કરે છે? (મેરીને) બાપ! ગભરાઓ છો શું?

મેરી

આઉ–આઉ. નર્સ! પંખા ડાલો.

[નર્સ પંખો નાખે છે. બહાર ફરીથી ઘંટડી વાગે છે એટલે બોય બારણું ઉઘાડવા જાય છે]

રામદાસ

(બહારથી) મેમ સાહેબ હય?

[લગ્નનાજ પોષાકમાં અંદર આવે છે. તેનો મેરી અવાજ સાંભળતાં નર્સને ગળે હાથ નાખી દે છે.]

મેરી

(દડ દડ આંસુ સારીને) નર્સ! મેરી પ્યારી નર્સ! મેરા માલીક ચલા ગયા. મય વફાદાર હું–રહુંગી...ઓ બડે લોક હય મય ઉસકી સ્લેવ (ગુલામ) હું (નીસાસા પર નીસાસા નાંખે છે); મય મર જાઉં તો ઉસકુ કહેના કે મેરા માલીક રામ કા નામ (ધ્રુસકા ખાય છે) ઓ મેરે માલીક...

રામદાસ

(સ્તબ્ધ બની) મેરી! My own (મારી પોતાની).

મેરી

(બે બાકળી) મેં કયા દેખ રહી હું? મેરે રામ? આયે મેરે રામ! (ઉઠીને ભેટી પડે છે ને ધ્રુસકા ખાય છે).

નર્સ

(સ્વગત) આનું દર્દ તો રસદાર થતું જાય છે.

મેરી

બયઠો મેરે રામ! (રામદાસ ગુસ્સામાં બેસે છે. મેરી તેને વાંસે હાથ ફેરવે છે) કીસને સતાયા મેરે રામકું?

રામદાસ

નર્સ! જરા કોફી મંગાવ. મેરી! તારું સું ચાં જવા દે.

મેરી

(આંસુ લુછતી) આપકી શાદીકા કયા હુવા?

રામદાસ

(ગુસ્સામાં) જહાન્નમમાં ગઇ શાદી. મારી આબરુ ગઇ. આખા મુંબાઇમાં કાલે મારી ફજેતી થશે. છોકરી પરણવા આવીજ નહીં —નાસી ગઇ. કોણ જાણે ક્યાં ચાલી ગઇ તે તેના બાપને પણ ખબર નથી. હું શું કરું? મને એવો કાળ ચડે છે...(ડોળા કાઢી બેસી રહે છે)

મેરી

ગભરાવ નહીં! મય હું ને?

રામદાસ

(નીસાસો નાખી) પણ કાલે મને–રામદાસ ડગલીવાલાને આખું ગામ હસશે. શું કરું?

મેરી! ઉઠ જઇને કપડાં પહેરી આવ ને વીસ્કી ને સોડા મોકલજે.

મેરી

Certainly ( જરુર ) ! એકવાર [ રામદાસને ગળે વળગી પછી જાય છે. ]

નર્સ

માફ કરો શેઠ ! પણ એવી તે કેવી એક છોકરી કે પરણતી વખતે નાસી ગઇ ? કેટલાક વર્ષની હતી ?

રામદાસ

વીસ વર્ષની–ફાટેલી છોકરી.

નર્સ

( સ્વગત ) મને લાગે છે કે મોહન ધી એડીકાવાળીજ છોકરી (રામદાસને)–પણ ક્યાં ગઇ !

રામદાસ

કોઇને ખબર નથી, એ તો ગઈ તો છો ગઇ પણ મારું કાચે શું થશે ?

[ બોય વીસ્કીને સોડા લાવે છે, તે રામદાસ પીવા માંડે છે.]

નર્સ

( હસીને ) હવે શું કરશો ?

રામદાસ

તેજ હું વિચાર કરું છું. ગઇ આબરુ મેળ-વાય કેમ ? મારી–મારી મજાક આખું ગામ કરશે ? D...n !

નર્સ

( હસીને ) હાસ્તો ! લગ્ન વખતે કન્યા ભાગી જાય ! હા! હા! ( ગંભીર થઇને ) એક રસ્તો બતાવું ?

મેરી

(દાખલ થઇને) My Ram (મારા રામ!)

રામદાસ

( અધીરાઇથી ) છાની રહે. નર્સ ! શો રસ્તો છે ? મને કંઈ દેખાતો નથી.

[મેરી સ્તબ્ધ બની જોઇ રહે છે ].

નર્સ

અત્યારે બધા છાપાંવાળાને મળી રીપોટ બંધ કરાવો. બહુ પૈસા નહીં પડે.

રામદાસ

એતો ઠીક ! પણ લગન બંધ રહ્યાં તે કોઇ છુપાવી શકવાનું છે ?

નર્સ

તેનો આધાર કેટલા પૈસા ખરચવા તૈયાર છો તેના પર છે. કન્યાને આવતાં મોટરમાં અક-સ્માત થયાથી લગ્ન મુલતવી રહ્યાં છે એમ છપાવી દો.

રામદાસ

( વિચારને ) એ ખરું, પણ—

નર્સ

પછી છોકરી શોધવાની રહી.

મેરી

એ કયા બકતી હય, નર્સ ?

રામદાસ

(ગુસ્સામાં) Keep quiet (છાની રહે), will you ( રહેશે ) ? મને રામદાસ ડગલીવાલાને ફસાવી છોકરી નાસી જાય ! કદી નહીં. એ છોકરીને મારી ઠોકીને પરણી જાઉં તોજ ખરો.

નર્સ

That's it ( એમજ ).

મેરી

ઓ મેરે રામ—

રામદાસ

Shut up ( ચુપ રહે ). ગમે તે થાય પણ એ કમ જાત ને પરણ્યા વગર રહેવાનો નથી. પણ એ છોકરી મળે ક્યાંથી ?

નર્સ

છોકરી શોધવાને કેટલો ખર્ચ કરવા તૈયાર છો !

રામદાસ

Anything ( કૈં પણ ).

મેરી

ઓ મેરે ગૉડ !

નર્સ

એક હઝાર રુપીઆ આપો તો બતાવું.

મેરી

Oh you woman ! ક્યા કર રહી હય ?

નર્સ

અકળા નહીં. હું બે મહીનાની મારી કમાણી કરું છું.

રામદાસ

( પૈસા કાઢીને ) આ રહ્યા પાંચસો. એનો પત્તો બતાવ તો બીજા પાંચસો, એ છોકરીને શોધી તરત ને તરત મારે પરણવું છું.

મેરી

ઓ ! ( રામદાસને ખભે હાથ મુકે છે તે રામદાસ ખસેડી કાઢે છે )

નર્સ

છોકરીનું નામ રંભાબાઇ કે ?

રામદાસ

યસ ! યસ ! યસ ! ક્યાં છે બતાવ ?

મેરી

ઓ મેરે રામ !—

નર્સ

ઉભા રહો. મારે ત્યાં ટેલીફોન કરી નક્કી કરું શેઠ ! આ ટેલીફોન પાસે આવો (ટેલીફોન કરે છે ) હલો ! હલો ! કોણ મોહન ડાકટર ! એ તો હું નર્સ જાનકી બાઇ ! કેમ રંભાબાઇની બધી સગવડ થઇ કે ? ઠીક હું સાતવાગે આવીશ. નીરાંતે સુજો, કૈં ભય નથી. જેટલા દહાડા જોઇએ તેટલા દહાડા ઘર તમારું છે. ડાકટર ! ...અરે જાઓ મારા ભાઇ ! એમાં તે 'થેંક્સ' હોય ? ચાલો સાહેબજી !

રામદાસ

( સાશ્ચર્ય ) એ તમારે ઘેર છે ?

નર્સ

હા.

રામદાસ

તમારે ત્યાં ક્યાંથી આવી !

નર્સ

એક મોહનલાલ ડાકટર છે તે મુકી ગયો.

રામદાસ

થેંક્યુ નર્સ ! થેંક્યુ ! આ બાકીના પાંચસો, હવે ચાલો એને લઇ જઇએ.

નર્સ

હમણાં નહીં મોહન ધી બેઠીકો તોફાની માણસ છે. તમે અત્યારે છાપાંઓને સાંધી આવો. સવારે છ વાગે મને અહીંઆંથી લઇ જજો.

રામદાસ

( ઉભો થઇ ) ઠીક ! હું આ ચાલ્યો.

મેરી

( વળગીને ) મેરે રામ !—

રામદાસ

(તરછોડીને ) Get away (ચાલી જા) !

મેરી

ઓ મેરે રામ ! મેરા ક્યા હોતા હય ( બેભાન થઇ પડે છે ).

નર્સ

( રામદાસને ) તમે ફીકર કરશો નહીં. હું છું ને ?

રામદાસ

જરાએ નહીં.

[નર્સ રામદાસ સાથે જાય છે].

મેરી

( ઉઠીને ) Oh this wretched Nurse ! But I am more than a match for them ( ઓ આ કંગાલ નર્સ !

પણુ તેમના કરતાં હું જબરી છું)

[ ટેલીફોન પરજઇ સાંધેછે ]

હલો ! હલો ! જાનકીબાઇ નર્સ કા...મકાન... હા. દેખો તુમ કોન રંભા ! રંભા ! અચ્છા ! સુનો રામદાસ ડગલીવાલા નર્સકુ લેકર લેજાનેકું અભી આતા હય. તુમકું. મોહનલાલ ડાકટર હય ? અચ્છા અમી કે અભી નીકલ જાઓ. અબ્બી કે અબ્બી.

[ ટેલીફોન મુકી પાછી એ ભાન થઇ જેવી સુઇ જાય છે. ]

નર્સ

( પાછી આવીને ) મેરી ! હવે ઉભી થાની નકામો ઢોંગ શુ કરે છે ? ( ટેબલ પરથી પાણી લઇ છાંટે છે ) ઉઠ.

મેરી

( આલસ મરડી ) ઓ મેરે રામ !

નર્સ

તારો રામ તો ગયો. નકામી ફાંફાં શુ કામ મારે છે ?

મેરી

( ગુસ્સામાં ) બદમાશ ! મેરા ઇ પૈસા લેકર મેરેકુ મારડાલી......

નર્સ

તું તો મૂર્ખ છે. પરણુશે તોએ તને છોડવાનો નથી. આવા ગધેડાઓને તારા જેવી વગર ચાલ્યું છે ? કાલે પાછો આવશે. હવે જઇ સુઇ જા.

મેરી

You witch ( ડાકણુ )!

નર્સ

(હસીને) બાઇ જોઇએ તો તારી શી નહીં આપતી. થયું ? હવે મને જરા ઉંઘ લેવા દે.

[સોફાપર લંબાવે છે. બબડતી બબડતી મેરી ચાલી જાય છે. ]

[ પદડો પડે છે. ]

[ આ નાટકનો વિશેષ ભાગ આવતા અંકમાં. ]

## મારી નોંધપોથી

(અનુસંધાન પૃષ્ઠ ૧૨૮ થી)

તા. ૩-૫-૨૭

એક અતિ પ્રસિદ્ધ લેખકના ભાષણની છાપેલી નકલ અમારી પાસે પડી હતી તેના પર અમે ચર્ચા ચલાવતા હતા. અમારામાંથી એક જણે એ ભાષણ વાંચ્યું નહોતુ-વાંચ્યું હોત તો કદાચ મારામારી ચાલતી હોત. મારામારી ચાલતી હોત તો હું ત્યાંથી ચાલતો થયો હોત ને આ નોંધ લખવાનો પ્રસંગજ ન આવત. હું મારામારીની બહુ વિરુદ્ધ છું-સિદ્ધાંત ખાતર. અને એ સિદ્ધાંત તે શરીર સંરક્ષણનો, ઇશ્વરે આપેલા આ દેહને પરાયા મનુષ્યો ગમે તેમ ઇજા ન કરી એમ તેની સંભાળ લેવાનો. એ સિદ્ધાંતનું પાલન હું બહુજ દૃઢતાથી, અતિ ચીવટથી કરું છું; ને એનાં પરિણામ હંમેશાં શુભજ આવ્યાં છે. મારામારીનો પ્રસગજ લાવવો નહીં; છતાં બીજાની ભુલને લીધે એવો પ્રસંગ ઉપસ્થિત થાય તો આપણે કોઇના મારના પાત્ર બનવાની જગ પણ જરુર નથી. જેમ કોઇ મકાનમાં આગ લાગે છે ત્યારે તેને તોડી નાખવામા આવે છે તેમ મારે લીધે કોઇનો કોપાગ્નિ પ્રજ્વલિત થઇ જાય છે ત્યારે એ કોપના કારણરૂપ મારી જાતને હું ત્યાંથી દૂર કરું છું ને પછી अतृणे पतितो वन्हि: स्वयमेवोपशाम्यति। ઇંધનને અભાવે અગ્નિ પોતાની મેળેજ હોલવાઇ જાય છે.

પરંતુ અમે તો માત્ર ચર્ચાજ કરતા હતા. કદાચ અમે વિવેચક થઇએ તો માત્ર એકજ ગુણને લીધે: ને તે ગુણ તે પુસ્તક વાંચ્યા વગર તેના પર ટીકા કરવાનો.. આ પ્રમાણે અમે ટીકા કરી રહ્યા હતા, એટલામાં પવનથી એ ભાષણનું એક પૃષ્ઠ ઉઘડી ગયું, ને મારી દૃષ્ટિ તે પર પડી, ને એક શબ્દ વંચાયો: 'વિનતડી' 'વિનતડી' એટલે શું? એ કયી ભાષાનો શબ્દ છે?' મેં પુછ્યું. અમે સૌએ તર્ક કરવા માંડ્યા. એકે કહ્યું: "એ છાપભુલ છે. 'નડી' જોઇએ." બીજાએ કહ્યું: "'મિંદડી' હશે." ત્રીજાએ કહ્યું, "'વિતુ જડી' એમ હશે." મેં કહ્યું, "'વિનુ અતડી' એમ હશે.'' નાથુકાકાએ કહ્યું, "'નકમડી' હશે." અમે સૌ છાપવામાં કૈંક ભુલ થઇ છે એમ તો માનતાજ હતા; પણ નરેંદ્ર બોલી ઉઠ્યો; "બધા ગાંડા થયા છો કે શું? છાપભુલ શેની? 'વિનતડી' એટલે વીનંતી એટલું પણ સમજતા નથી?" અમે બધાએ તેને હસી કાઢ્યો.

આખરે મેં જ્યારે એ ભાષણ વાંચી જોયું ત્યારે મને માલમ પડ્યું કે હું બધા કરતાં વધારે ખોટો નહોતો. મેં સુચવેલા શબ્દથી જેમ અર્થ નહોતો બેસતો તેમ બીજા સર્વેએ સુચવેલા શબ્દોથી પણ અર્થ નહોતોજ બેસતો. 'વિનતડી' એટલે વીનતી એમ ગણતાં અર્થ નીકળતો હતો ખરો; પરંતુ એમ મારી મચડીને અર્થ કાઢવાનુ શું પ્રયોજન? આઠેમ ઉપર અગીઆરશ છે એમ માનીને ભુખ્યા રહેલા કંથડજીએ પોતાના ધર્મપત્નીને પણ ઉપવાસ કરવાનો આગ્રહ કર્યો ત્યારે તેણે જવાબ દીધો કે 'ભલે તમે ભુખ્યા રહો પણ આઠમ કૈં અગીઆરશ ગણાય?' તેમ અર્થ ભલે ન બેસે, પણ 'વિનતડી' કૈં 'વીનંતી' મનાય?

તા. ૭-૫-૨૭

**સમય સવારના ૮:**

આજે રસ્તામાં આ આણંદશંકર ધ્રુવનો રસોઇઓ મળ્યો. તેણે મને કહ્યું: 'તમે જાણો છો? નાનાલાલે હમણાં એક મહાકાવ્ય (Epic) લખ્યું છે. તેમાં હમણાંના બધા સાક્ષરોને ખુબ

ઉચકયા છે ! પણ આ વાત ખાનગી છે. કોઇને કહેતા નહીં.' મેં પુછ્યું: 'ત્યારે મને કેમ કહી ?' મારે આ. આણુંદશંકર ધ્રુવના રસોઇઆ સાથે ખાનગી વાત કરવાનો સંબંધ કદી પણ હતો નહીં. એણે જવાબ દીધો: 'આ વાત સાંભળ્યા પછી તમેજ પહેલા મળ્યા એટલે તમને કહી. પણ જો જો બીજે કશે જાય નહીં ! ખાનગી છે !'

**સમય બપોરના ૧૨:**

અમે દશેક મિત્રો તાપમાં ખુબ ફરવું અને બરાબર તપી રહીએ એટલે બાજુની દુકાને આઇસક્રીમ ખાવા જવું એવો નિશ્ચય કરી ફરવા નીકળ્યા હતા. ચાલતા ચાલતાં અમે રા. મટુભાઇ કાંટાવાળાના ઘરની પાછલી બારીએ આવી પહોંચ્યા. રા. મટુભાઇ કૈંક વિચારમાં ઉભા હતા. તેમણે મને બુમ પાડીને કહ્યું: 'હલો મી. ગુપ્તા ! તમે કૈં સાંભળ્યું ? આપણા કવિએ હમણાં એક મોટું નાટક લખવા માંડ્યું છે. તેમાં એ અત્યારના સાક્ષરને—આપણને બધાને ખુબ બનાવવાના છે. પણ વાત ખાનગી છે. કોઇને કહેશો નહીં !' મેં પ્રત્યુત્તર આપ્યો: 'હું તો કોઇને નહીં કહું. પણ મારા આ મિત્રોને સારુ હું ખાતરી આપી શકતો નથી.' રા. મટુભાઇ સહેજ વાર એમને અપરિચિત એવા મારા મિત્રો સામું જોઇ રહ્યા ને પછી બોલ્યા: 'કૈં નહીં, કે નહી. એ લોકો કોઇને કહે એવા નથી, હું જાણું છુ તો ?'

**સમય બપોરના ૩:**

આજે 'મીડલ સ્કુલ'ના હોલમાં 'પુરુષોની આર્થિક સ્થિતિ ને સ્ત્રીઓ' એ વિષય પર એક મદ્રાસીનું ભાષણ હતું. સભામાં રા. ચંદ્રશંકર હાજર હતા. તેમને પ્રમુખે કૈં બોલવાની વીનંતી કરી; ને રા. ચદ્રશંકરે એ વીનંતીનો સ્વીકાર કર્યો. એમના ભાષણમાં એમણે કહ્યું: "ભાઇઓ ! માફ કરજો, તમે ડાકોરનો મેળો જાયો છે ? એમાં થતી ધક્કામુકી અનુભવી છે ? આજે મારા મગજમાં એવી ધક્કામુક્કી ચાલી રહી છે. તમને કયો વિચાર આપું ને કયો ન આપું એ મહા પ્રશ્ન છે; હશે, પણ મારે એક ખાનગી વાત તમને કહેવાની છે, ને તમે ભલે આ હોલ બહાર. જાઓ, પણ એ વાત હોલ બહાર જવી ન જોઇએ! રા. નાનાલાલ કવિએ એક ગદ્ય કથાનું દળદાર પુસ્તક કાલથી લખવાનો વિચાર કર્યો છે. તેમાં એ આપણા અર્વાચીન સાક્ષરોની ખબર લઇ નાખવાના છે ! પણ આ વાત ખાનગી છે.'

**સમય સાંજના ૫:**

આજે અમારી ન્યાતનો એક ડફોળ જેવો ડૉકટર વીલાયત જઇ 'એમ. ડી.'ની ઉપાધિ મેળવી આવ્યો તેના માનમાં સરઘસ હતું. સરઘસ શહેરની જાણીતી મસજીદ આગળ આવ્યું. એટલામાં એક મસજીદમાંથી એક બુમ સંભળાઇ. વાજાં તો મસજીદ આવી તે અગાઉ અર્ધો કલાક પહેલાંનાં બંધ થઇ ગયાં હતાં, છતાં આમ કેમ? એમ ધારી બધા ગર્વગલિત થઇ ઉભા રહ્યા. સરઘસમાં અમારી ન્યાત સીવાયના પણ ઘણા મનુષ્યો હતા. બધા એટલા ગભરાઇ ગયા હતા કે નાસવાની પણ હીંમત કોઇનામાં રહી નહોતી ! આખરે મેં હીંમતથી મસજીદ તરફ ઉંચું જોયું ને માલમ પડ્યું કે રા. સાદીક મને બોલાવતા હતા ને તેણેજ એ બુમ પાડી હતી. એના સીવાય મસજીદમાં બીજું કોઇ હતું નહીં ! 'ઓહો ! મી. ગુપ્તા ! કેટલી બુમ પડાવો છો ? તમે કૈં જાણો છો ? નાનાલાલ કવિ-'બે ઘડી મોજ'ના 'સાહિત્યના સૂર'માં જેને વીશે હમણાં ફીકકું લખાણ આવ્યું હતું તે-એક નવલકથા લખવાના છે. તેમાં એ ગારા ને તમાગ જેવા

તેમજ મોટા મોટા સાક્ષરોને ખુબ સપાટા લગાવવાના છે ! પણ આ વાત બહુજ ખાનગી છે ! કોઇને પણ કહેતા નહીં !' હું એક પસ્તાગીઆની દુકાન પર ચઢી ગયો ને સામે સરઘસમાં ભેગા થએલા દશહજાર પુરુષોને સંબોધતો બોલ્યોઃ 'ભાઇઓ ! અત્યારે રા. સાદીકે તમારા દેખતાં અને સાંભળતાં મને જે વાત કહી છે તે બહુજ ખાનગી છે ! કોઈ કોઇને કહેશો નહીં !'

સમય રાતના ૯ :

હમણાંજ શહેરમાં દાંડી પીટાઇઃ– 'આથી સર્વેને ખબર આપવામાં આવે છે કે આપણા મહા ગુજરાતના મહાકવિ નાનાલાલ બરાબર એક મહીનો રહીને એક ગદ્યચમ્પૂ લખવાના છે. તેમાં હમણાંના સાક્ષરોને એ ખુબ ઉધડા લેવાના છે. પણ આ વાત ઘણીજ ખાનગી છે. માટે કોઇએ બીજા કોઇને કહેવી નહીં. આ વાત એક આદમી બીજાને કહેતો પકડાશે તો તેને રુ. ૫૧) નો દંડ કરવામાં આવશે. કયી વાત ખાનગી રાખવાની છે તે જાહેર કરવાને આ દાંડી પીટાવવામાં આવી છે....રે...ભાઇઓ......!

# સૌ સરખાં

—o—

[ અનુસંધાન પૃષ્ઠ ૧૨૮ થી ]

બેઠેલ જોઇ." ઓ હો ! કેમ. મગનલાલ શેઠ ! કેમ છો ? મઝામાં કે ! તમે કેણી તરફ ?" તેમણે પ્રશ્ન કર્યો.

"હા હા હા હા ! મહેતા સાહેબ, જરા લાનોલી તરફ વીક–એંડ લગાવી આવીએ. કામ તો રોજનું પડયુંજ છેને. હા હા હા હા !" મગનલાલ શેઠે ઉત્તર વાળ્યો.

બન્ને જણા વાતોએ ચઢયા. ખબર કાઢતાં ઉભયને જણાયું કે લાનોલીમાં બન્નેના બંગલા અડોઅડજ હતા. મગનલાલ અને મહેતાએ રસ્તામાં કૈં કૈં ગપ્પાં માર્યાં. મગનલાલે રાજ્યદ્વારી કેલવણીને લગતા, સુધારાને લગતા ઘણા સવાલો મી. મહેતાની પાસેથી સાંભળ્યા. મી. મહેતાએ શેઠની પાસેથી જુદાં જુદાં બજારની રુખ જાણી. મગનલાલના મનમાં મી. મહેતા પ્રત્યેની ઇર્ષ્યા જાગ્રત થઇ આવી. "હું તે શનિ રવિએ લાનોલી જઇને શું સુખ માણવાનો હતો ? ઘરમાં એજ ધરમના ઢોંગ ધતુરાની વાતો, કુટુંબ કલેશના નવા નવા મુદ્દાઓ, અને રવિવારે સવારે બાસુદી પુરી કરવાં કે શીખંડ પુરી કરવાં, એની સાથે ભજીયાં કરવાં કે સળંગ વાલની દાળ રરવી એ બાબતનો મોડો કજીઓ ! મી. મહેતાને ત્યાં એને બદલે કેવી કેવી ઉંચા વિષયોની વાતો થશે. કૈંક સંગીત પણ ચાલશે. રાતના કેવાં બધાં હળીમળીને બેસશે. નસીબ !" આવા વિચારો ગપ્પાંમાં અને ગપ્પાંમાં મગનલાલ શેઠના મનમાં ઉભરાવા લાગ્યા.

તેજ વખતે મી. મહેતા મગનલાલ શેઠના હાસ્યથી મનમાં ને મનમાં બળ્યા જતા હતા. "કેવળ અજ્ઞાનમાં પણ કેટલું સુખ છે ! આ લોકોને લાનોલીમાં બીજી કોઇ પણ જાતની કનડગત થોડી છે ! બસ, આખો દિવસ નિર્દોષ ધીંગામસ્તી, મનમાનતું, ખાવા પીવાનું અને પેટ ભરીને ઉંઘવાનું. છોકરાંઓ પણ આનંદથી આખા બંગલાને હોકારાથી અને તોફાનથી ગજવી મુકતાં હશે. પાંચદશ મહેમાનો જુદાજુદા પ્રશ્નો ઉપર વાદવિવાદ ચલાવી ભેજાનું દહીં કરવાને માટે એમને ત્યાં થોડાજ આવવાના હતા ! કોઇ

છું પણ આટલે દરજ્જે

જાણે સમજ્યા પણ આ સ્થિતિમા.

# અસત્યના પ્રયોગો

[અનુસંધાન પૃષ્ઠ ૧૭૦ થી]

" ના. 'સુંદરી સુબોધ'માં તો મારી વાઇફ (પત્ની કહું, વહુ કહું કે બૈરી કહું એ એકદમ નિશ્ચય કરી ન શકવાથી આ શબ્દપ્રયોગ વધુ ઉચિત લાગ્યો) લખે છે." મેં થડે કલેજે લગાવી.

" અં... અં... હરકત ન હોય તો આપનાં પત્નીનું નામ જણાવશો ?" માસ્તર બીતાં બીતાં બોલ્યા.

" નારે એમાં તે શું ? એમનું નામ તો પુંજી બહેન છે પણ અમુક માસિકોમાં તે 'લીલાવતી' નામથી લખે છે " મેં મુંગી પ્રાર્થના કરી કે આ નામથી કોઈ લખતું ન હોય ! પણ ગપ મારનાર-નો તે ઇશ્વર કોઇએ સાંભળ્યો છે ?

"હેં, શું 'ગુજરાત'માં કાશ્મીરના પ્રવાસની નોંધપોથી લખે છે તેજ લીલાવતીબહેન ? ખરેજ આપ તો ભાગ્યશાળી છો. આવાં સુશીલ, વિદુષી અને..."

" નહીં, નહીં, માસ્તર સાહેબ એ તો બીજાંજ. મારી લીલાએ તો વીરમદથી ભાદરણના પ્રવાસનું વર્ણન લખ્યું છે. (મારા મગનની બાનો એ કાગળ મેં હજી કોઇ કોઇ દિવસ એને ચીડવવા રાખી મુક્યો છે ) વળી કોઇને કહી દેતા નહીં; પણ 'ગુજરાત'વાળાં લીલાવતી બહેન એ પણ એક તખલ્લુસ છે અને વીલાયતમાં જેમ મેરી કોરેલીના તખલ્લુસથી જોન બ્રાઉન નામનો એક શખ્સ પોતાની આખી જીંદગી ભર લખતો હતો તેમ અહીં પણ એક જીવરાજ કાળાભાઇ વૈદ્ય આ તખલ્લુસ નીચે લખે છે. એઓ સાહેબ મેટ્રીક પાસ થએલા એક ઉત્સાહી યુવક છે."

" શું કાશ્મીરનો પ્રવાસ લખનાર એક મરદ ! અજાયબની વાત. ઘણોજ સંસ્કારી પુરુષ હોવો જોઇએ. અને કોરેલી પણ એક પુરુષ ! પણ મેરી કોરેલીના તો મરણની ખબર સુદ્ધાં પેપરોમાં આવેલી ?"

" હા તેમાં શું ? જોન બ્રાઉન મરી ગયા છે તે દિવસનાં લન્ડનનાં પેપરોમાં ખુણે ખાંચરે જોયું હોત તો જોન બ્રાઉન નામના પૉર્ટ ટ્રેસ્ટના એક કારકુનના મરણની ખબર પણ વાંચત." મેં બીલકુલ બીનપાયાદાર ખુલાસો કર્યો.

"આપ 'મૉડર્નરીવ્યુ'માં તો લખતાજ હશો ?"

" કોઇ કોઇ વખત લખું છું. એસ વીએમ ( Ace Viemme ) ના લેખો આપે જોયા હશે ?" મારા એક બંગાલી મિત્ર આ તખલ્લુસ વાપરે છે તે યાદ આવતાં મેં લગાવી.

એક દિવસ મારા એક મિત્ર કૉલેજમાં "બાલ્ઝાક અને ફ્રેન્ચ નવલકથા" ઉપર ભાષણ આપતા હતા. ભાષણ પુરું થયું એટલે એક વિદ્યાર્થીએ બાપકાબંધ ઉભા થઇ કહ્યું: " માફ કરજો સાહેબ! પણ એક ચોક્કસ માસિકમાં જાણીતા ફ્રેન્ચ પ્રોફેસર મોંશ્યોર વી એમનો આજ વિષય ઉપરનો લેખ આપે વાંચ્યો લાગે છે" મારા મિત્રે બહુજ ઠંડે કલેજે જવાબ વાળ્યો: " હા. મેંજ તે લખ્યો છે."

" હા, હા. 'મોડર્ન રીવ્યુ'માં આ નામ તો જોએલું પણ લેખ કદી વાંચેલા નહીં, જરૂર હવે સ્કુલમાંની ફાઇલમાંથી આપના બધા લેખ વાંચી જઇશ." માસ્તરના આ સોનેરી નિશ્ચય માટે એક પ્રકારની દીલગીરી થવા સાથે મને વિચાર આવ્યો કે આ સેવા બદલ મી. એસ વીએમે વધારે નહીં તો વડોદરા જાઉં ત્યારે એક વખત મને જમવા તો બોલાવવોજ પડશે.

" આપનાં પત્ની શ્રી કોઇ વખત 'સુબોધ' માં પણ લખતાં હશે ?"

"ઘણુંજ થોડું. ધનકોરની ગરબીઓ..." મનમાં ગુંચવાડો થયો કે એ નામથી કોઇ લખી શકતું હશે કે નહીં?

"ઓ...ઓ... આઇ સી...ઇ..."માસ્તરે અંગ્રેજીમાં શ્વાસ લીધો.

"કેમ વાંચી છે કે શું?" મેં પુછ્યું.

"હા. 'ચાંદલીઆ તું કયાં ગયો ?' એ ગરબી વાંચેલી. કેટલી સુંદર!"

આ એમના મુગ્ધ ભાવને હું બહાર દેખાતી પૌઢ ગંભીરતાથી જોઇ રહ્યો; પણ મનમાં થતું હતું કે હવે આ કયારે જાય. આખરે મેં કહ્યું: "ઠીક... ત્યારે હવે..." કહી પાસે પડેલું પેપર મેં ઉથલાવવા માંડ્યું. આખરે થોડી આડી તેડી વાતો કરી માસ્તર ઉઠયા. જતાં જતાં પોતાના એક મિત્રની ઓળખાણ કરાવવાની ખાસ ઉત્સુકતા બતાવી સાંજે તેને પોતાની સાથે લાવવા રજા માગી.

"ભલે લાવજો, પણ તેમને કહેતા નહીં. મી. મુનશીનેએ ખબર નથી કે રા. ધૂમકેતુ અને રા. દધીચ એકજ માણસ છે. (કયાંથી હોય?) અને તંત્રા પ્રાણીઓ બહુજ વિચિત્ર હોય છે. એટલે એમનાથી તો બને તેટલું છુપુંજ રાખવું. તમને ખબર છે? અમારા વરોદરાના એક અઠવાડિક પત્રના અધિપતિને એવી તાલાવેલી છે કે લેખક કે ચર્ચાપત્રી તંત્રીની જાણ ખાતર નામ આપે પણ સામા પક્ષને વહાલા થવા એ જાતે દોડી જઇને એ ચર્ચાપત્રી કે લેખકનું નામ જઇ કહી આવે! તંત્રીઓને તો અંધારામાં કુટાવાજ દેવા."

સાંજે માસ્તરે એક કોટ પાટલુન પહેરેલા ભપકાદાર સુવાનને "માય ફ્રેન્ડ મી. ખુશાલચંદ ગાંધી" કહી ઓળખાવ્યો.

"Pleased to meet you (આપને જોઇ આનંદ થયો!)" શેક હેન્ડ કરતાં મી. ગાંધી બોલ્યા: "મી. જોશીએ આપની સાહિત્ય રસિકતા વીશે કહ્યું ત્યારથી હું તો આપને મળવાને અધીરોજ થયો હતો, ખરું પુછાવો તો આજ કાલ..." એક વાત પરથી બીજી અને બીજીમાંથી ત્રીજી નીકળી.

વાતમાં "We writers" (આપણે લેખકો) કહેવાની તેમની ટેવ ઉપરથી મને લાગ્યું કે એ પણ (મારી માફક) કોઇ લેખક હોવા જોઇએ. થોડી વાર પછી કીકીનો રડવાનો

અવાજ આવ્યો એટલે માસ્તર ઉઠી પોતાની ઓરડીમાં ગયા.

" માફ કરજો મી. ગાંધી પણ તમે પણ કોઈ પત્રોમાં લખતા તો હોવાજ જોઇએ, " મેં પ્રશ્ન કર્યો.

" વાહ તમે કેમ જાણ્યું ? હવે ત્યારે કહીજ દઉં. 'ગુજરાત' અને 'સાહિત્ય'માં ધૂમકેતુ..."

" શું ધૂમકેતુ આપ ? " આશ્ચર્યથી અને એક નવા ભયથી હું કમ્પી ઉઠયો. માસ્તરના મિત્રે મીઠું હસી, ડોકું ધુણાવી હા પાડી.

" માસ્તર આ વાત જાણે છે ? " મેં ટુંકો અને સીધો સવાલ કર્યો.

" કેમ ન જાણે ? મારા ખાસ મિત્ર હોવા ઉપરાંત તે જાતેએ રા. દધીચની સફીથી લખે છે ને ? વળી એમનાં તો પત્ની પણ સાંસ્કારિક છે. ધનકોરભાભીએ ચન્દ્રને સંબોધીને લખેલી ગરબીઓ જેટલી મધુર છે તેટલીજ પ્રખ્યાત છે."

મારું મગજ ફરવા લાગ્યું. મને થયું હું શકુન્તલા હોત (પણ નથી એજ મહાપંચાતી હતીને ?) તો वसुंधरे देहि माम्‌-કહી પૃથ્વીમાં માર્ગ માગત; કદાચ મઘવાનું વજ્ર પડયું હોત (પણ નજ પડયું એટલે શું ?) તો પણ હું આટલો ન ગભરાઇ ઉઠયો હોત. મને થયું આ બધું સાચું હતું કે એક સ્વપ્ન ? મેં કદી ધૂમકેતુ કે દધીચને જોએલા નહીં અને ઉંચામાંની મશીનરી કીફાયત ભાવે વેચવાના ધંધામાં તખલ્લુસ વાપરવાની કદી જરુર પડેલી નહીં; એટલે સાહિત્યના આ તખલ્લુસીઆ ધંધામાં ' જેનું કામજ જે કરે બીજો કરે બગાડ ' એ ન્યાયે મેં ઠીક ઠીક છબરડો વાળ્યો તેમાં મારો વાંક પણ શો ?

એ ધૂમકેતુ તો ધૂમકેતુ પણ માસ્તર રા. દધીચ ' હે પ્રભો ! સાહિત્ય બધુંજ આવું હશે ? લાલ લીટીનું ખમીસ અને કાનપુરી ચામડાનો ચાર રુપીઆ ૭ આનાનો બુટ પહેરનાર માસ્તર રા. દધીચ ! આ નામથી મારા મુખ ઉપર થતી આકૃતિ વિકૃતિઓને અણધારી આવેલી ચિંતાની રેખાઓ જોઇ મી ગાંધી બોલ્યા : " કેમ એકાએક તબીયત બગડી આવી શું ? "

" ના, કંઈ ખાસ બગાડતો નહીં પણ...... મારા એક મિત્રનું મને સ્મરણ થઇ આવ્યું. અને મારે આજેજ ને અત્યારે એને કાગળ લખવોજ જોઇએ એટલે—માફ કરજો, પણ કોઇ વળી બીજા પ્રસંગે મળીશું." કહી હું જરા ઉઠયો ને રા. ધૂમકેતુની મારી ચાહી એટલે તેઓ ઉઠી માસ્તરની ઓરડીમાં ગયા.

બીજે દિવસે સવારે માસ્તર મારી ઓરડીમાં આવ્યા. ગઇ કાલના બનાવો પછી માસ્તરનું નામ યાદ આવતાંજ મારા પેટમાં ફાળ પડતી હતી. અને ફરીથી મુંબાઇ આવવાનું થાય ત્યારે ધી ન્યુ ઇબ્ન સાઉદ કમાલ પાશા ગુલીસ્તાં નં. ૨ માં ન ઉતરતાં સેન્ડહર્સ્ટ રોડ પર પ્રીન્સ ઓફ વેલ્સ હેરકટીંગ સલુનની બાજુમાં પ્રખ્યાત ધી નેશનલ લીડર્સ હીંદુ લૉજ ( કે જેમાં મિષ્ટાન્ન તથા ફરસાણ દરરોજ પીરસવામાં આવે છે. ટંકના માત્ર દસ આના, માસિક રૂ. ૨૫) નેજ ઉત્તેજન આપવું એવો નિશ્ચય હીરાલાલ અને બીજા મિત્રો સમક્ષ જાહેર કર્યો.

પણ માસ્તરની વાત પરથી તો જણાયું કે ગઇ કાલના પેલા ધૂમકેતુ તો બનાવટી હતા એટલુંજ નહીં પણ તેઓ પોતે રા. દધીચ છે અને તેમની સ્ત્રી ધનકોર છે એ વાતો પણ તેમણે અને તેમના મિત્રે મારા વીશે સત્યની ખાત્રી કરવાં નીપજાવી કાઢેલી અને ગઇ કાલની મારી મુંઝવણને તિરસ્કારની ચુપકીદી (silence of contempt) સમજીને મી. ગાંધી

સહેજમાંજ મારો ભેદ પારખતાં રહી ગએલા.

હું સાંજના વડોદરા જવા સામાન પોટલાં સાથે બહાર નીકળ્યો ત્યારે મારતર સાહેબ હાંફલા હાંફલા મારી પાસે આવ્યા અને અતિ વિનીત ભાવે મારા હાથમાંથી બેગ લેઇ લીધી ને મહામહેનતે રડુ રડુ થઇ "કાલના કમનસીબ બનાવ" માટે માફી માગી. મેં પણ માફી બક્ષવામાંજ માલ જોયો.



# ગુજરાતી સાહિત્ય પરિષદ મંડળ

## કાર્યવાહક સમિતિ

ઉપર્યુક્ત સમિતિની એક સભા તા. ૧૭ મી એપ્રીલ ૧૯૨૭ ના રોજ અમદાવાદમાં ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના હોલમાં બપોરે ૩-૩૦ વાગે સર રમણભાઇના પ્રમુખપણા નીચે મળી હતી. તેમાં તેમાં પ્રમુખ ઉપરાંત રા૦ કનૈયાલાલ મુનશી, રા. ચંદ્રશંકર પંડ્યા, રા. હીરાલાલ પારેખ; અને રા. મનહરરામ હરિહરરામ મહેતા હાજર હતા અને નીચે પ્રમાણે ઠરાવો સર્વાનુમતે પસાર કરવામાં આવ્યા હતા:—

૧. ક્રમિક પાઠ્ય પુસ્તક સમિતિ તરફથી આવેલી વિગતવાર યોજના મંજુર કરવામાં આવે છે.

૨. એ યોજના અનુસાર નીચે જણાવેલાં પુસ્તકો તૈયાર કરવા નીચે જણાવેલા ગૃહસ્થોને વીનતી કરવી:—

| | |
|---|---|
| પુસ્તક પહેલુ તથા ,, બીજું | રા. પ્રાણલાલ કીરપારામ દેસાઇ અને<br>રા. જનુભાઇ સૈયદ. |
| ,, ત્રીજુ | રા. શંકરપ્રસાદ રાવળ. |
| ,, ચોથું | રા. હીરાલાલ પારેખ. |
| ,, પાંચમું | રા. ગજેંદ્રશંકર પંડ્યા. |
| ,, છઠ્ઠું | રા. રમણલાલ યાજ્ઞિક. |
| ,, સાતમુ | રા. જયેંદ્રરાવ દૂરકાળ. |
| ,, આઠમુ | રા. અતિસુખશંકર ત્રિવેદી. |

આ ગૃહસ્થોને યોગ્ય સુચનાઓ આપવાનું કામ રા. મનહરરામને સોંપવામાં આવે છે.

૩. ભંડોળ કમીટીનાં પુસ્તકો બાબત રા. મોહનલાલ કોઠારીની સાથે ગોઠવણ કરવાનું કામ રા. મનહરરામને સોંપવામાં આવે છે. જરૂર પડે તો ભંડોળ કમીટીનાં પુસ્તકો જે બુકસેલરોને

ત્યાં છે તેનાથી જો રા. મોહનલાલ કોઠારી વધારે કમીશન માગે તો એક ટકા જેટલું વધારે કમીશન તેમને આપવું.

૪. પરિષદ મંડળ પત્રિકાના એક તંત્રી રા. બ્યોમેશચંદ્ર પાઠકજીને બદલે રા. ભરતરામ મહેતાને નીમવામાં આવે છે.

૫. પત્રિકામાં જોડણી મંડળની જોડણીના નિયમાનુસાર એકધારીજ રાખવી.

---

## ક્રમિક પાઠ્ય પુસ્તક સમિતિ

---

ઉપર્યુક્ત સમિતિની એક સભા તા. ૧૭-૪-૨૭ ના રોજે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના હોલમાં બપોરે ૩ વાગે સર રમણભાઇના પ્રમુખપણા નીચે મળી હતી. તેમાં પ્રમુખ ઉપરાંત રા. કનૈયાલાલ મુનશી, રા. ચંદ્રશંકર પંડ્યા, રા. હીરાલાલ પારેખ, રા. પ્રાણલાલ દેસાઇ, રા. જનુભાઈ સૈયદ અને રા. મનહરરામ મહેતા હાજર હતા.

સભાનું કામ શરુ કરતાં એ વિષયે રા. કૃષ્ણલાલ ઝવેરી, રા. બળવંતરાય ઠાકોર; રા. અનિસુખશંકર ત્રિવેદી; રા. ગજેંદ્રશંકર પંડ્યા, રા. રમણલાલ યાજ્ઞિક, રા. મોતીચંદ કાપડીઆ, રા. ભરતરામ મહેતા વગેરે તરફથી આવેલા પત્રો વાંચવામાં આવ્યા હતા.

ત્યાર બાદ ભરુચમાં મળેલી પાઠ્યપુસ્તક સમિતિએ નક્કી કરેલી યોજના નીચેના સુધારા વધારા સહિત પસાર કરી કાર્યવાહક સમિતિ આગળ એ યોજના છેવટની ગણી રજુ કરવાનું ઠરાવવામાં આવ્યું હતું.

( ૧ ) ક્રમિક પાઠ્યપુસ્તક સાતમાના પદ્ય વિભાગમાં નીચે પ્રમાણે ઉમેરો કરવો.

૧૦ શ્રી જયાનંદ કેવળીરાસ ( કવિ વાનાજી )

૧૧ અશોકચંદ્ર તથા રોહિણીરાસ ( શ્રી જ્ઞાનવિમલસૂરિ )

( ૨ ) યોજનાની આખરે આપેલી નોંધમાં રા. જનાર્દન પ્રભાસ્કર રચિત 'વિહારિણી'નું નામ ઉમેરવું.

૧૧૧, એસ્પ્લેનેડ રોડ, કોટ,<br>મુંબાઇ; તા. ૧ મે ૧૯૨૭

મનહરરામ હરિહરરામ મહેતા<br>મંત્રી. ગુ. સા. પ. મંડળ.

એક અગત્યનો સુધારો.

# ગુજરાતી સાહિત્ય.

## ખંડ ૫, ભાગ ૫, વિભાગ ૬, પ્રકરણ ૫, પૃષ્ઠ ૨૦૭, પેરેગ્રાફ ૨, ને અંગે સુધારો તથા પુરવણી.

સ્વર્ગસ્થ ચીમનલાલ હાડીના પૌત્ર રા. બા. ડાહ્યાભાઈએ જાતે મળી તથા એક લાંબો પત્ર લખી મને જણાવ્યું છે કે એમના દાદા હાડ બહુ રાખતા તેથી સૌ એમને હાડી કહેતા એ હકીકત બરાબર નથી. એમના દાદાના દાદા સુરતના બક્ષી સાહેબ કે નવાબ સાહેબના બહુ ખાસમાં હતા અને તેથી તેમને બહુ સરપાવો મળતા. એમના વડવાઓને પણ નવાબ સાહેબ થોડીવાર વાપરેલા જામાઓ વગેરે બક્ષીશ આપતા. દહાડામાં ચાર પાંચ વખત કપડાં બદલવાં પડતાં: નવાબ સાહેબ સાથે દરબારમાં હાજર રહેવા, મંદિરમાં દર્શન કરવા જવા,—નવાબ સાહેબ સાથે દરગાહમાં જવા,—દોસ્તદાર ભાઇબધને મકાને જવા—આને લીધે સઘળાઓ એમના એ વડવાને હાડી કહેતા.

સ્વ: ચીમનલાલ આખુંદજીનું કામ કરતા ન હતા: એમણે નીશાળ માંડી ન હતી, પણ ન્યાતનો કે નાગરનો છોકરો ઘેર શીખવા આવે તો તેને શીખવતા. આમ હોવાથી મહેતાજીની 'શીખ' માંગવાનો પ્રસંગ જ ઉપસ્થિત થએલો નહીં. દીવાની કોરટના દાવાઓમાં રજુ થતાં ફારસી ખત, કબાલાઓના તરજુમા તેમજ ઈ. સ. ૧૮૬૦ થી સુરતમાં સીટી સરવેની તપાસ શરુ થઇ તે વખતે દરેક ઘરની માલીકી સાબીત કરવાને સરકારે ખત, પત્ર, દસ્તાવેજ માગેલા, તે ફારસી દસ્તાવેજોના તરજુમા પણ એઓ કરતા. પોતે ચુસ્ત વૈષ્ણવ હતા. "શ્રી કૃષ્ણ શરણં મમ"ની માળા દરરોજ આખા દહાડામાં ૧૦૮ વખત ફેરવતા, એટલે પછી બીલાડી જેવા હિંસક પ્રાણીને એમના ઘરમાં પાળવાનો સંભવ હોય નહીં.

એઓ એકલા ફારસીમાં પ્રવીણ હતા તેમ ન હતું, પણ આપણાં હીંદુ ધર્મશાસ્ત્રો, પુરાણો વગેરેનો પણ એમને ઘણો સારો અભ્યાસ હતો. કવિ નર્મદાશંકરને સુરતની મુખ્તેસર હકીકત લખવામાં મદદ કરવા ઉપરાંત નર્મ કથા કોશ લખવામાં મોટે ભ ગે કયા પુસ્તકમાંથી શું મળશે વગેરે બાબતની પણ એમણેજ મદદ આપેલી. પારસીઓના દસ્તુર, મોબેદો તથા મુસલમાનોના મુનશી, મૌલવીઓ, તેમ હીંદુઓના શાસ્ત્રીઓ પણ એમની પાસે આવતા.

મુંબઇ,<br>
તા. ૨૪ એપ્રીલ ૧૯૨૭

કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી.




પુસ્તક ૧૧ ] જ્યેષ્ઠ ૧૯૮૩ [ અંક ૩

## ગુજરાત અને યુગધર્મ



# ગુર્જરી ગીર્વાણનું જય કીર્તન

ગાઓ, ગાઓ, વિજય ગાઓ, સર્વ ગુર્જર સંતાનો,<br>
સમય મંગળ ગુર્જરી ગીર્વાણના યશ ગાવાનો;<br>
અજ્ઞ તરછોડે ભલેને દીન ને દુબળી કહી,<br>
જેવી તેવી તોએ વહાલી વાણી એ આપણી સહી.

પ્રથમ શબ્દ મેં એ વાણીમાં શ્રવણ કર્યો માના મોઢે,<br>
પ્રથમ શબ્દ મેં એ વાણીમાં ઉચ્ચાર્યો કાલો કોઢે

તાત ભ્રાત સહુ સ્વજનતણા પ્રિય મુખમાં એ વાણી મહાલે.<br>
એ વાણીનાં અમૃતઝરણાં અંતરમાં નિશદિન ચાલે;<br>
શત શત સહસ્ર લોકો આજે એ વાણી વાપરનારા,<br>
ખંડખંડમાં પ્રસરી રહ્યા એ બૃહત વાકના ભણકારા.

જય ગાઓ, જય ગાઓ !<br>
ગુર્જર ગીરનો જય ગાઓ !<br>
જય ગાઓ, જય ગાઓ !

વિશ્વવહિત સર્જનજીની મહાવાણી માત છે,<br>
બંગલા, હીંદી, મહારાષ્ટ્રી ભગિની એની ખ્યાત છે.

નરસૈંયાએ પ્રથમ ઘડી એ સુંદર રૂપવતી રાણી,<br>
પ્રેમાનંદે કીધી કેળવી વિધવિધ રસની ઝીલનારી;<br>
નાનાલાલતણા મૃદુ કરથી લલિત બની શી લટકાળી,<br>
ગોવર્ધન, ગાંધી, ને કનૈયે કીધી સમૃદ્ધિશાળી.

જય ગાઓ, જય ગાઓ !<br>
ગુર્જર ગીરનો જય ગાઓ !<br>
જય ગાઓ, જય ગાઓ !

જે ભૂપર શ્રીકૃષ્ણપ્રભુએ રાજ્યદંડ કરમાં લીધો,<br>
જે ભૂમિપર પરશુરામે બ્રહ્મત્વનો વિજય કીધો;<br>
જેની કુખના દયાનંદ ને ગાંધી સમ રત્નો રાજે,<br>
તેની વાકના વિજય દુંદુભિ સતત અખિલ જગમાં ગાજે.

જય ગાઓ, જય ગાઓ



સોને મઢ્યા હીંચકા ઉપર એક રૂપવતી યુવતી બેઠી હતી.




લેખક:
રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,
પ્રમુખ, સાહિત્ય સંસદ.

ચિત્રકાર
રા. ગોરક્ષકર

સમય:
ઈ. સ. પૂર્વે ૬૨૦ ની આસપાસ.

## સ્થલોની માહીતી

પાટલીપુત્ર, કુસુમપુર, રાજગૃહ } પુરાતન મગધનુ પાટનગર હાલ પટણા છે તેની પ સે.

તક્ષશિલા ... અફઘાનીસ્થાન આગળ આવેલું વિદ્યાને માટે વિખ્યાત હીંદુ રાજાનુ પાટનગર.

## ક્રમવાર આવતાં પાત્રો

રાક્ષસ ..... મગધના નરેંદ્ર હિરણ્યગુપ્તનો મંત્રી.
વક્રનાસ...... મગધના નરેંદ્ર હિરણ્યગુપ્તનો અમાત્ય.
સુમોહા ...... તક્ષશિલાના રાજા સુબાહુની પુત્રી ને હિરણ્યગુપ્તની રાણી.
હિરણ્યગુપ્ત, ચન્નનંદ } શુદ્ર મહાપદ્મ નંદનો વંશજ અને પાટલીપુત્રનો ચક્રવર્તી રાજા.

"જેને ગર્વ હોય તે પુણ્યશાળી હોય કે?" હસીને સેનાજિતે પુછ્યું.

"મહારાજ! શ્રોત્રિયોની અવગણના—" પુજારી ઉઠયો, 'ચાલો મહારાજ! આપણે બધાં તો આ દેવોનાં બાલક છીએ. હું પણ ઘરડે ઘડપણ એમના દર્શન કરી આવું."

"કોના? એ આવ્યા છે તેનાં?" જરા અજાયબ થઇ સેનાજિતે પુછ્યુ.

"મહારાજ! અમને તમારા નવાં વિચારો નથી રચતા. અમે ઘરડા થયા. પણ મરતાં મરતા તપોધનોના દર્શન કરી જે કૃતાર્થ થયા તે ખરા" કહી ડોસો ચાલવા લાગ્યો.

સેનાજિતે થોડીવાર તેને જતો જોયા કર્યો. નંદના દરબારના રાજપુરુષો જે બ્રાહ્મણ તરફનો તિરસ્કાર કેળવતા તે એને સ્વાભાવિક હતો, અને પોતે બ્રાહ્મણકન્યા પરણવાનો હતો છતા એ સ્વાભાવિક તિરસ્કાર ભુલી શકયો નહોતો. આચાર્ય શંકટાલ ગૌરીને પરણાવવાનુ નકકી નહોતા કરતા તેમાં પણ બ્રાહ્મણીય આડંબર હોવોજ જોઇએ એમ તે માનતા હતા. અને અત્યારે આ બ્રાહ્મણ કેવોએક હતો? કુચવાટથી ને ઇર્ષ્યાથી સેનાજિતનું રુપાળુંમુખ અનાકર્ષક થઇ રહ્યું. આ માણસ કોણ છે? શા માટે હમણાં આવ્યો? ગૌરીને ઘેર શા માટે ઉતર્યો?

સેનાજિત આ નવા આવનારને જોવા એક પગે થઇ રહ્યો; તેણે આવી ઘોડો-પલાણ્યો. પણ તેના નશીબમાં આજે ધારેલું કરવાનું હતું નહીં. એક જણ દોડતે ઘોડે આવી પહોંચ્યો.

"કેમ સ્થાણુ!" નવા આવનારને સેનાજિતે પુછ્યું.

"પ્રભો! અન્નદાતા આપને હમણાં ને હમણાં બોલાવે છે:"

સેનાજિતે કચવાટમાં ઉચું જોઇ નીસાસો મુકયો "એ આશ્વિનો! આજે આ છે શું?" તે બબડયો પણ સ્વભાવ પ્રમાણે હસીને પુછ્યું: "મહામાત્ર ઘેર છે?"

"હા. પ્રભુ! આપનીજ વાટ જુએ છે. હું આજે ચાર નાલિકા† થયાં આપને શોધું છું."

"કેમ એટલું બધું?"

"બહુ જરુરનું કામ છે."

સેનાજિતે વિચાર કર્યો કે મહામાત્ર સંનિધાતા જેવા અમલદાર તેને આમ બોલાવે અને તે ન જાય તે ઠીક કહેવાય નહીં. પણ શુ કામ બોલાવે છે તે તે જાણતો હતો. એટલે તેણે નીસાસો નાખ્યો. ભલા થવું, મીઠાબોલા થવું, સમજાવટ કરવી એ લક્ષણો પણ અત્યંત દુઃખદ હતાં એમ તે અત્યારે અનુભવતો હતો.

દર્શક મગધના સાર્વભૌમ નરેંદ્રના ઘણાજ માનીતા મંત્રી હતા. તે મંત્રીવર્ય હોઇ મહામાત્ર પદ ભોગવતા; અને નરેંદ્રના સાંનિધ્યમાં સદા રહેવાનો અધિકાર હોવાથી સંનિધાતાની સંજ્ઞા પામ્યા હતા.

ધનનંદના લોભને ઉત્તેજતી આહુતિ—ને તેના ધનના સંરક્ષક ફણીધર કોઈ હોય તો તે સનિધાતા દર્શક હતો. રાજ્યના ખજાના ને વખારો, ધાન્ય ભંડાર ને જંગલી પદાર્થોના સંગ્રહો એના તાબામા હતાં. અને ધનપ્રાપ્તિ સરલ થઇ પડે માટે શસ્ત્રાગાર તેમજ કારાગૃહો પણ એમનાજ તાબામાં હતાં.

---

†નાલિકા=૧ મુહૂર્ત. ૧૫ મુહૂર્ત=૧ દિવસ અથવા રાત.

વક્રનાસ મુત્સદ્દીગીરીથી ત્રાસ પ્રસારતા, દર્શક સમૃદ્ધિથી શાસન કરતા.

રત્ન, સોનું ને ચાંદી; ધાન્ય ને પણ્ય દરેક પ્રકારનું દ્રવ્ય અને તે પ્રકારે આખી સૃષ્ટિમાંથી ઉસરડી લાવી દગબંધ ખજાનામાં ખડકવાં એ એમનું પરમ કર્તવ્ય હતું; અને એ કર્તવ્યની આડે આવનારને ગમે તે શિક્ષા કરવી એ એમનો અનિયંત્રિત અધિકાર હતો.

મગધના રાજ્યનો છેલ્લા બસો વર્ષનો આવક ને ખરચ તેમની જીભને ટેરવે હતો. અને પોતાના દશ વર્ષના અધિકારમાં આવકની વૃદ્ધિ અને ખરચનો ઘટાડો શાં થયાં છે તેની વાત લોકોને કરી કરી તેમની જીભ પણ ઘસાઇ જતી હતી.

નરેંદ્ર હિરણ્યગુપ્ત એના પર સદાએ ખુશ રહેતા. કારણ કે એના વડે તે ધનસંચય સચોટ રીતે કરી શકતા; અને સંનિધાતા નરેંદ્ર પર હંમેશાં ફીદા રહેતા કારણ કે ધન સંચય માટે કૈં પણ કરવાની તેમને છુટ હતી.

દર્શક પાસે પણ અઢળક ધનભંડાર હતો. અને તે લોકોને ધીરી તેને ચારગણા કરવાની ચતુર કલા તેને પુરેપુરી આવડતી હતી.

આવા માણસના નિમંત્રણનો કેમ અસ્વીકાર થાય? પણ એ નિમંત્રણનું રહસ્ય સેનાજિત જાણતો હતો.

આ પ્રતાપી, સર્વ સત્તાધિકારી સંનિધાતાનો પ્રભાવ ઘરમાં પગ મુકતા બુઠો થઇ જતો. સંનિધાતા પંચાવન વર્ષના ને જાડા ગૃહસ્થ હતા; અને એમના ત્રીજી વારના સુંદર ને ચબરાક પત્નીની પચ્ચીશીના પ્રભાવની પૂજા કરવામાં અને તેનાથી ત્રાસવામાં અવતાર પુરો કરતા.

દર્શક ઘેર આવતા ત્યારે તોર ને મીજાજ બહાર મુકી નમ્ર અને સેવોત્સુક થઇ જતા; અને ઉપહારો આણ્યા હોય એ ગૃહદેવીને ચરણે ધરતા. જો એમનાં દેવી હસતાં તો દર્શક કાલા ઘેલા થઇ જતા; જો દેવી મુગાં રહેતાં તો તે રીઝવવા ઉપર તળે થતા; જો દેવી રુઠતાં તો તે દીન બની પગે પડતા. સામાન્ય રીતે દેવી છેલ્લા બે ભાવો ઘણી વખત અનુભવતા હતા, એટલે સંનિધાતાને કાલાઘેલાપણાના ઘણા લહાવા મળતા નહીં.

મૈનાકી વૈશાલિના એક ધનિકની લાડકી પુત્રી હતી; અને મગધના સંનિધાતા ઉપર મહેરબાની કરવા તેને પરણી હતી એ ખ્યાલ હમેશા લઇ ફરતી. મદમત્ત ને ધનમત્ત, મૈનાકીને ધણી ને બાપનો પૈસો ઉડાડવો, ને સ્વેચ્છા સંતોષવી એ શીવાય જીવનમાં કૈં પણ પ્રયોજન ન હોતું.

દર્શક જુવાન પત્નીના ઘરડા પતિઓમાં પ્રચલતા રોગને હમેશા વશ હોવાથી એની પાછળ ગાંડો થઇ ફરતો; અને મૈનાકી જરા જરામાં તેમને ગભરાવી તેમના ગાંડપણને વધારતી અને નજરમાં આવે તેમ કરતી.

મૈનાકીને કેટનાક મનાવી શકતા. કેટલાકને મનાવવા મૈનાકી મથતી. પહેલાં સેનાજિતને તે મનાવવા મથતી હતી; હવે મૈનાકીને મનાવી શકે એવામાનો સેનાજિત એક હતો તેથી કોઇ પણ પ્રકારે મૈનાકીને ખુશ રાખવાને સદાએ ઉદ્યુક્ત દર્શકને સેનાજિતનું કામ અવારનવાર પડતું.

અત્યારે એવું જ કૈં કામ પડયું લાગતુ હતું. એ કામ કેમ પડયું તે સમજતા પણ સેનાજિતને વાર લાગી નહીં. વર્ષેક દહાડો થયાં રાજકુમાર ચંદ્રગુપ્ત મૈનાકીનો મોંઘેરો મહેમાન હતો; અને સંનિધાતાની કીર્તિ પર છાંટા ઉડાડી રહ્યો હતો. અને આજે ચારેક મહીના થયાં તે શીકારે જતાં અદષ્ટ થઇ ગયો હતો.

સેનાજિત પોતાનું દુઃખ અળગું કરી સંનિધાતાને પ્રાસાદે ગયો. લગભગ ચોરસ ધારે પહોંચવાને ઉત્સુક દર્શક તેને સામા મળ્યા. નીરાશા ને ચિંતાથી શ્યામ એવા ગોળ મુખના વ્યોમમાં આશાકિરણ દેખાયાં.

" ભાઇ સેનાજિત ! સારું થયું તું આવ્યો. એને કૈં થયું છે. " ગભરાએલે અવાજે ધનનંદના ધનસંચયના રક્ષકે કહ્યું.

" શું છે ? " હસવું ખાળી સેનાજિતે કહ્યું.

" કૈં થયું છે. સવારની બોલતીજ નથી. " દર્શકે કહ્યું

" અરર ! વૈદને બોલાવો. "

"બોલાવ્યો પણ કૈં પત્તો ખાતો નથી. પણ ક નીસાસા ! સેનાજિત ! કૈં નીસાસા ! આમ તો રીબાઇ રીબાઇ મરી જશે. ભાઇ ! તું કૈં સમજાવની. "

" પણ બોલતાં કેમ નથી ? "

" કોણ જાણે ? " નિરાધાર બનેલા દર્શકે કહ્યું.

"મેં તો બોલાવવાની બહુએ મહેનત કરી."

" તમે જરુર કૈં કહ્યું કે કર્યું હશે. ચાલો હું જોઉં. "

" હા ભાઈ! સારું થયું તું આવ્યો " કહી સંનિધાતાએ પણ ઉંડો નીસાસો મુકયો.

" પણ હવે કદી નહીં બોલે એમ પણ બને ? "

સેનાજિત જવાબમાં માત્ર હસ્યો. અને બંને અંતઃપુરમાં ગયા.

## પ્રકરણ ૮ મું

### જેમાં મૈનાકીની તબીએત તદ્દન સુધરી જાય છે

સંનિધાતાના પ્રાસાદનો આગલો ભાગ કૈંક અંશે રાજગૃહનું અનુકરણ હતું. આગલો ભાગ વટાવી સંનિધાતા અને સેનાજિત નાના ઉદ્યાનમાં થઇ અંતઃપુરના ભાગમાં ગયા.

અંતઃપુરમા રાજગૃહનો અંશ ન હોતો. ચારેગમ ફરતા કોતરેલા થાભલાઓથી રચાયલી ઓશરીઓ હતી; અને વચ્ચે ઠંડકને માટે પાણીનો હોજ હતો. આ ઓશરીમા સોને મઢયા હીંચકા પર એક રૂપવતી યુવતી બેઠી હતી.

આ યુવતી આકર્ષક હતી. તેનું નાનું પણ ઠસ્સાદાર શ્વેત મુખ; સીધું સુરેખ નાક; ધારીલી ને ભાવદર્શક આંખો પહેલી નજરે ધ્યાન ખેંચે એવાં હતાં. છટાદાર શરીરરેખાઓ અકલ્પ્ય વિલાસની સૂચના કરે એવી હતી. તે સુકી ન હોતી છતાં છાંટી હતી; તે ઉંચી હતી અને છતાં નાજુક દેખાતી.

અત્યારે તેનાં લુગડાં અસ્તવ્યસ્ત હતાં. અલંકારમાં માત્ર એકજ ચંપાનું મોટું ફુલ તેને માથે શોભતું હતું. તેના કુચમંડલ પર ચંદનનો લેપ કર્યો હતો. જાણે તે ગાંડી હોય તેમ અશ્રુપૂર્ણ આંખો ફાડી કયાં તો ઉંચે જોઇ રહેતી, નહી તો વચ્ચે પાણીનાં હોજમાં નજર માંડતી. થોડીવારે એકથી બીજી તરફ જોતાં તે ઉંડા નિઃશ્વાસો મુકતી.

બે દાસીઓ તેને પંખા નાખતી હતી.

સેનાજિત અને દર્શકને આવતા જોઇ તેણે આંખો નીચી કરી અને પાછી ઉંચી ચઢાવી દીધી; અને લગભગ પ્રાણ નીકળી જાય એવો નીસાસો મુકયો. દર્શકનું દુઃખ સેનાજિત સમજી શકયો.

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૨૭૫]

# અગોચર દેવમંદિર

---

લેખક:

રા. નાનાલાલ દલપતરામ પટેલ

---

પુરવની પુણ્ય જ્યોત પ્રગટી સાહેલડી !
દેવનાં અગોચર મંદિર જડયાં:
જીવનનું જહાજ આજ ડોલે, સાહેલડી !
કાળનાં કરાળ નીર હેલે ચઢયાં. ધ્રુવ.

ભવાટવીમાં ભટકીને, જ્યારે થાકયા પ્રાણ:
સચ્ચિદાનંદ શોધવા,
ભરદરિયે ખેડયું વેગે વહાણ રે સાહેલડી !
દેવનાં અગોચર મંદિર જડયાં.

દૂર દૂરનાં આભલાં, એથી યે વધુ દૂર
અગ્નિ જળ અડકે નહીં,
જ્યાંહાં તપતા નથી શશી સુર: રે સાહેલડી !
દેવનાં અગોચર મંદિર જડયાં:

ઋષિ, મુનિ શોધે જેહને, તપે તપસ્વી તાપ:
પળમાં લાધ્યું મુજને,
ઝાંખી થાતાં ટળ્યાં સહુ પાપ રે સાહેલડી !
દેવનાં અગોચર મંદિર જડયાં.

જ્યાં જઈને આવે નહીં, ઠરવાનો ઠામઃ
પેખે પુરણ કામને,
એવું અચળ અનુપમ ધામ રે સાહેલડી !
દેવનાં અગોચર મંદિર જડયાં.

કલ્પવૃક્ષની છાંયમાં, સુર ગંગાને તીરઃ
વાયે વહાલમ વાંસળી,
પૂનિત ચરણે નમ્યું જઇ શિર રે સાહેલડી !
દેવનાં અગોચર મંદિર જડયાં.

અદ્‌ભુત ને ઓજસ્ ભરી, ભારી મૂર્તિ શ્યામઃ
જ્યોતિમાં જ્યોતિ મળી,
જીવન જંપ્યું શાંતિને વીસામ રે સાહેલડી !
દેવનાં અગોચર મંદિર જડયાં.



# પાણીચું

લેખકઃ
**રા. કિશોર વકીલ**

—:o:—

આ પણ મનુષ્ય સ્વભાવની અવળ-ચડાઇજને ! કલા મારે ત્યા હોય ત્યારે એ મને મારી સાહિત્ય પ્રવૃત્તિમા " ડીસ્ટર્બ " કરે છે, મહાજંજાળી છું એમ મને થયા કરતું. એના પીયેર ગયા પછી બે એક દિવસ તો યરોડાની જેલમાંથી નાસી છુટયો હોઉં એમ પણ મને લાગતું. પણ પછી તો વૃત્તિ એવી બદલાઇ જતી કે નોકરચાકરથી આઘા મારા ખાનગી ઓરડામા જઈ ' પ્રિય કલુડી કયમ વીસરાય ' લલકારવાનું મને મન થઇ આવતું.

વિયોગથી સયોગની કીમત અકાવવા માગતી હોય તેમ કલાને પણ સુરત જઇ આવવાનું મન વારંવાર થઇ આવતુ. એ કબુલ જ કરી દેતી કે ' મને તો બા સુરત ગમેએ ખરું ને માફેકે ખરું. ' અને એનુ પીયર પણ વસ્તારી હોવાથી સુરત ટ્રીપ મારી આવવાના પ્રસંગ પણ એને મળી આવતા છ બેન, ચાર ભાઇ અને એની મા એમ અગીઆર જણ મળીને ધારે તો એક ક્રીકેટની ટીમ કાઢી શકે એટલા માણસ હતા. છમાથી કોઇ પણ બેન સાત આઠ માસ રહેવાનું કરીને આવતી તો બાકીની પાચમાથી એકેક વારાફરતી આટો મારી આવી બેનની સરભરા કરવામા માને મદદ કરતી, અથવા કદાચ જો એને પીયેર અણકુટ બણકુટ ભરાનો તો રખેને કલાની ગેરહાજરીમા ઠાકોરજીને ગળે અણકુટ લપટાઇ જાય એ બીકે એ અણકુટ કરવા સુરત જઇ આવતી.

આ વખત તો એની બેનની સરભરા કરવાની નહોતી તેમજ ઠાકોરજી મહારાજને શીરાપુરી અને દરેક જાતના ભજીયા પણ ન હોતા ખવડાવવાના પણ એની ફોઇની છોકરીના વિવાહ થયા ત્યારે એના હૃદયમા ભગિનીપ્રેમે એવો ઉછાળો માર્યો કે " લાવની જરા વમન-લાલને જોઇ આવુ તો ખરી " એમ એની ઇચ્છા થઈ ગઈ. કારણ કે એના વમનલાલને એણે એવા જોઇ મુકયા હતા કે હવે એનામા જોવાનું એને ઘણુ ઓછી બાકી રહ્યું હતુ.

કલા ગઇ પછી સુરતમા અમારા ઘરડા કાકી ડોકટરોએ ઘણું મનાવવા છતા ન માની સ્વર્ગમાં ભરાતી ગુજરી જોવા ગયા, અથવા તો આપણે ટુંકામા બોલીએ છીએ તેમ ગુજરી ગયા તેથી કાકીના છોકરા છોકરીના

આંસુ નહીં લુછાય તો રખે ને આંસુ ખુટયે લોહી ટપકવા માંડે તે બીકે બાને પણ ખરખરો કરવાને સુરત જવું પડયું અને ત્યાં જઇને લખ્યું કે અહીં માસીબાને ઠીક નથી રહેતું માટે મહીનો એક કાઢી નાખીશ.

દીવાળી પાસે આવતી હતી અને દીપોત્સવી અંકો માટે ડઝનેક માગણી હતી. તેથી મને થયું કે ભલું થયું ને ભાગી જંજાળ. પ્રભુનો આપેલો પૈસો છે, બ્રાહ્મણ રાંધે છે. કલાના પીયરની આખી ટીમ આવે તેને પણ સમાવી શકાય એવી મોટી સેન્ડહર્સ્ટરોડ પર જગા છે, પછી મારે શું દુખ છે? નીરાંતે એકલા મહાલીશું અને લખીશું ને વાંચીશું.

કલાની પીયેરની આખી ટીમને સમાવી શકાય એવી જગા હતી તો ખરી પણ એ બધાં લડધાઓને હું ઘાલત કે કેમ એ સવાલ હતો. ખરચ તો નજીવી ચીજ હતી પણ મારી કેટલીક ટેવો ઘણી વિચિત્ર હતી અને બીજા મારી સાથે રહીને મારી એ વિચિત્રતાઓ જોઇ જાય અને તેના પર બહાર જઇને વાતો કરે એ મારાથી ન ખમાતું.

એક તો જાણે મને દિશાએ જતા એટલી વાર થતી કે કોઇ અજાણ્યા માણસ એમજ ધારે કે કદાચ અંદરની ભીંત ઉખડવા માંડી તે હું લેલો લઇ સમી કરવા બેઠો કે પ્રેરણા આવતા કાવ્ય લખવા બેઠો અથવા તો ભીંત તુટી પડતાં અંદરને અંદર દટાઇ ગયો. બીજું બે ત્રણ ઘણીજ નિકટ વ્યકિતઓના અપવાદ સીવાય બીજા કોઇ સાથે એક ઓરડામાં હું સુઇ ન શકતો; નહીં કે કોઇ રાત્રે ઉઠીને પઠાણની જેમ મારી છાતી પર ચઢી ટોટો પીસે તેની તેની મને બીક હતી; કારણ કે રાવના જીમને-શીઅમના ફર્સ્ટ કલાસ મેંબરશીપના રુપીઆ દસ હું મફત નહોતો ખર્ચતો. પણ છતે વૈભવે સાદડી પર સુઇ રહેવાની મારી ટેવ, ન ઉંઘ આવે તો રાતે બે વાગે ઉઠી બત્તી સળગાવી વાંચવા બેસવાનો મારો સ્વભાવ: અને હોસ્ટેલમાં રહ્યા પછી આવેલી . એકાંતપ્રિયતા આ બધાને લીધે કોઇ સાથે સુવું મને પરવડે તેમ નહોતું. ત્રીજું હું તેલ, મરચાં, હીંગ, આમલી વગેરે ઉત્તેજક પદાર્થો છોડી દેતાં મેકફેડન પાસે શીખ્યો હતો પણ મારે ઘેર ઉતર-નારાઓ કેટલાક કદરદાન મહેમાનો મારો આશય ન સમજતાં મને ક્ષય, દમ, સંગ્રહણી, એપેન્ડીસાઇટીસ, આમ્રપિત્ત, શીતજ્વર, વગેરે,રોગોનું આરોપણ કરી આખા વૈદકશાસ્ત્રના રોગોનો હુમલો એકી સાથે મારા પર કરાવતાં.

કોઇ કહેતું કે મારા ગળામાં કકડોજ નથી. કોઇ કહેતું કે કાકડો બે ચોરીઆ વચ્ચે ઢંકાઇ ગયો છે. અથવા બે ચોરીયા કાકડાની પાછળ સંતાઇ ગયા છે અને કોઇ કહેતું કે કાકડો એવો વધવા માડયો છે કે મદનબાણની પેઠે આરપાર ગળું વીંધી નાખી વહેલો મોડો બહાર નીકળશે.

ચોથું એ કે હું લેખ લખવા બેસતો ત્યારે કોઇનો ટકટકારો ખમી ન શકતો. અને વળી તે વખતે મારી મુખમુદ્રા ભાત ભાતની થઇ જતી. હાસ્ય રસિક ઉપમા શોધતા શોધતા જાણે આકાશમાંથીતારો ચુંટવી લાવતો હોઉં, ગુલ-બંકાવલીનું ફુલ લાવતો હોઉં તેમ હાથ લંબાવતો ને પાછો ખેચતો. પ્રયત્ન કર્યો પણ ઉપમા ન જડતી હોય તો મુઠી વાળીને માજો હાથે ઘસતો હોઉં કે સારંગી પર ગજ ફેરવતો હોઉં તેમ હાથ હલાવતો અને મુખમુદ્રા સીનેમાનો નાયક બાદશાહ સાથે લઢત કરે છે તેવી થઇ જતી. એટલું કરતાં પણ જો ઉપમાને સંતોષ ન થતો હોય તો આસમાન તુટી પડતું હોય તેમ હાથ અફાળતો, દાંત કચકચાવતો અને ટાંટીઆ

પર મુક્કા મારતો આ ક્રિયાઓ શીખી જઇ કોઈ મારા જેવો લેખક થઇ જાય એ મને નહોતુ ગમતુ.

આઠ દસ દિવસ પછી મનોવૃત્તિ ધાર્યા પ્રમાણે બદલાવા લાગી એક રાત્રે માળો ઘસી ઘસીને થાકયા પછી સારંગી વગાડી વગાડીને હાર્યા પછી લખનામા આગળ નજ વધાયુ ત્યારે ચોપડુ ફેંકીને કોચ પર પડી 'પ્રિય કલુડી, કયમ વીસરાયે" ગણગણતો હતો ત્યા તો તાનુએ આવીને ખબર આપી કોઇ " શેઠ આના "

બહાર જઇને જોઉ છુ તો છુટા છેડા કરવા તૈઆર થઇ ગયા હોય એવા ભુમાયલા નામવાળી બેગ અને નાળકોટનો રોગ થયો હોય એવા ઉભ્ભા ફાલેના બીસ્તરા સાથે, સુરતમા નાનપણમા સાથે હોળીની લઢાઈ અને મારામારી કરનાર અમારીજ ન્યાતના નટવરલાલ તરતનાજ સ્ટેશન પરથી આવી લાગ્યા હતા અને બારણુ ખોલાવી નીગતે ડોઇગ રુમના સોફા પર ચોણા સુઇ ગયા હતા

નટવરલાલ ઇજનેરી ઓફીસમા સુરત નોકર હતા તેથી મે ધાર્યુ એક કે બે દિવસના કામ માટેજ બહુ તો આવ્યા હશે.

પણ એમણે ધીમેધીમે ખુનાસો કર્યો કે



માથા પર પથારી મુકેલા રામાનુ કાંડુ પકડી, સુરત સહી ગળામા છુટી પાટલીનો છેડો વીંટાળી નટવરલાલ મારી પાસે આવ્યા

એમની સુરતથી હમણાં થોડા વર્ષત માટે મુંબાઇ બદલી થઇ હતી. એ બાને સુરતમા મળ્યા હતા. કલાનો સ્વભાવ તો એમને અત્યંત ગમ્યો હતો. અને હું એકલો હતો. એમ જાણી અહીંજ ચાલ્યા આવ્યા હતા. એ ધીમેધીમે ઓરડી શોધી કાઢવાના હતા અને બે ચાર જણને પુછી મુબાઇમા કયી લોજ સારી તે નક્કી કરવાના હતા.

જગાની કૈં મારે ત્યા તંગી ન હોતી. નટવરલાલને સુતા સુતા આળોટવાની ટેવ હોય તો લાદી સાફ થઇ જાય અને મારા ઘાટીઓને કકડો ફેરવવો મટે એ તો ઉલટો મને ફાયદો હતો પણ મારી ટેવોને લીધે નટવરલાલ આવ્યા તે મને પસંદ ન પડયું.

મેં રામાને મારાથી ત્રીજા રુમમાં નટવરલાલની પથારી કરવા કહ્યું પણ પાંચેક મીનીટમા તો માથા પર પથારી મુકેલા રામાનું કાંડુ પકડી, સુરત સહી ગળામાં છુટી પાટલીનો છેડો વીંટાળી નટવરલાલ મારી પાસે આવ્યા.

" હુ તમારી સાથેજ છુઇશ. "

" ના રે આપણે ત્યા કયા જગાનો તોટો છે. સાથે તો નહી ફાવે."

" ભુલો છો ત્યારે, મને તો સાથેજ ફાવશે, અજાણ્યુ એટલે તમારી સાથેજ ઠીક પડશે.

અપમાન કરવું અયોગ્ય ધારી તે રાતે તો મને ગાડું ગબડાવવુંજ ઠીક લાગ્યું અને મેં લખવાની શરુઆત કરી દીધી.

" શું લખવા માડયું ?"

" લેખ લખું છુ, " મે બહુજ ગંભીરાઇથી કહ્યું.

" ઓ હો," કહીને છલંગ મારી નટવરલાલ કુદ્યા, મારા હાથમાથી કાગળીઆ અક્ષરશ: છીનવી લીધાં છીનવી લઇ વાંચવા માડયુ. એ એક લીટી વાંચી ન વાંચી ને કહ્યું: " વા ભાંઇ તમે તો કૈં અચ્છું અચ્છું લખો છો ને ?"

નટવરલાલના સવાલોને 'ઉં', 'હા' અને 'ના' ના જવાબ આપતાં મહામુશીબતે મેં લખવા માંડયું. અને બરાબર જવાબ ન આપતાં આગગાડીનો થાક પથારી પર કાઢી નસ્કોરાં એ બોલાવવા મંડયા.

જે ઓરડો મને ખાસ પ્રિય હતો, જેમા લખતો હોઉં ત્યારે ખલેલ કરવાની મારી કલા પણ હીંમત ન કરતી તેજ ઓરડામાં મારો એક ન્યાતીલો આવી પોતાના બાપાનો બ્લોક હોય તેમ પોતાની ધારેલી જગાએ પથારી પાથરી એના પિતૃઓ સાંભળે તેવી રીતે નસ્કોરા બોલાવે તે મને બહુ લાગી આવ્યું.

મેં કાગળ પેન્સીલ ઉરાડી દીધાં. મારી સાદડી પાથરી તેના પર પડયો. પણ નટવરલાલના જેવું સંગીત હંમેશ સાંભળવાની ટેવ ન હોવાથી કેમે કરીને ઉંઘજ ન આવી ફરી દીવો કર્યો અને કાગળ લેવા જાઉં છું ત્યાં દર્શન થતા 'ઓ ઓ ઓ' નો હોકારો પડે છે તેવી ગોડી બુમ મારીને લાઇટ થતા નટવરલાલ ભડકી ઉઠયા.

" તમે હજી સુધી સુઇ નથી ગયા ? "

" ના લખું છું કેમ ?" મેં કડવાશથી પુછ્યું.

'ના, એ તો આપણને બળતે દીવે સુવાની ટેવ નહીં ને તેમાં. તમે કેમ સુતા નથી? હવે બહુ મોડું થયુ હશે. હજી પથારીએ નથી પાથરી ! આ સાદડી પડી છે. તમે સાદડીપર સુઓ છો'' સૃષ્ટિની સાત અદ્‌ભુત વસ્તુઓમાની એક હોય તેમ નટવરલાલે પુછ્યું.

"હું તો આમજ સુઇ જાઉં છું." મેં કહ્યું.

નટવરલાલે પાછા નસ્કોરાં બોલાવવાં માડયાં ત્યારે સાદડીપર આળોટતાં મેં વિચાર કર્યો કે કાંતો શરમ નજ રાખવી અને એને બીજા



નાનો બાબુ "એઇએ ચલાવ ચલાવ જાને વાલે ' કરીને " ઘોડો કરતો હતો, " અને મારા હોલ્ડરપર રાતી ધોતીઆની દોર બાંધી બનાવેલા ચાબકાથી સપાટા લગાવતો હતો

ઓરડામાં ધકેલવો કાં તો વીદાયજ કરી દેવો.

સવારે નટવરલાલ મારાથી વહેલા ઉઠયા અને પરવારીને બેઠા.

મેં સવારની બધી ક્રિયાઓ પતાવવા માંડી પણ કોણ જાણે કેમ મને એમજ થયા કરતુ હતું કે જાણે નટવરલાલ પોતાના હાથમાં ઘડીઆળ રાખીને મારાપર પહેરેગીરી કરતા હોય.

" કેમ તબીઅત નરમ છે કે શું ? " એમણે મને પુછયું.

" હા જરા પેટ સાફ નથી આવ્યું. " મેં કહ્યું.

" મુંબાઇનું પાણીજ એવું છે " નટવરલાલે કહ્યું.

મુંબાઇનું પાણી તો મને સદી ગયું હતું. ફકત નટવરલાલજ મને સદતો નહોતો.

સવારના પહોરમાં બે ત્રણને ત્યાં આંટા મારી આવી નટવરલાલ જમવાને વખતે હાજર થઇ ગયા. અને અમે સાથે જમવા બેઠા.

" મહારાજ મરચાં ભુલી ગયા લાગે છે" ડોકુ ધુણાવતાં ધુણાવતાં વિજ્ઞાનની નવી શોધ કરી નાખી હોય તેમ વિજયવંત નજરે નટવરલાલે અવલોકન કર્યું.

"અમારે ત્યાં તો આવીજ રસોઇ થાય છે"

" શું કહો છો ? સુરતી થઇને ! આપણને તો ભાઇ જરા તમતમાટ હોય તો ગમે. જરાક વધારે મરચું નાખજો, મહારાજ "

આથી માણસને કેવો નફફટ માનવો ! સુરતીને તો જાણે મોળુ ખાવાનો હક્કજ ન હોય અને મહારાજ તો એના બાપનો નોકર હોય તેમ એ વાત કરતો હતો.

" આથી જરા પણ વધારે તીખું હું ખાઇ શકતો નથી " મેં મક્કમપણે કહ્યું.

" તમારા ગળામાં કે છાતીમાં કૈં હશે ! "

મેં મહામુશીબતે ગુસ્સો રોકી રાખ્યો.

" સવારે તમે કહેતા હતા ને કે પેટમાં ઠીક નથી- થોડાં આદુ મરચા હોય તો ઝટ ખાધું પચી જાય."

રાત્રે નટવરલાલ સાડા આઠ વાગ્યા સુધી આવ્યાજ નહીં. મારા જમ્યા પછી મહારાજ પણ એની વાટ જોઇને બેશી રહ્યો. સાડા આઠે આવ્યા ત્યારે પણ ચારેક ખાંધીઆઓને સાથે લઇને આવ્યા અને દીવાનખાનામાં હૈહાહીહી કરવા લાગ્યા તેનો સ્વર મને મારા ઓરડા સુધી પહોંચતો.

"શેઠ જમી લો હવે" મહારાજ કહેવા ગયો.

"થાય છે શી ઉતાવળ છે ?" શેઠે કહ્યું.

જમીને શેઠ મારા રુમમાં આવ્યા.

"આજ તો જુદા ઓરડામાં તમારી પથારી કરાવજો નટવરલાલ, જુઓ કાલે તમે કેવા દીવાથી ભડકી ઉઠયા હતા ?"

"નારે, આજે નહીં લાગે મને ગઇ કાલે તો પહેલો દિવસ હતો ને તેમા. હવે તો મને ફાવી ગયું."

"તમને ફાવી ગયું પણ મને નથી ફાવતું તો" મારે જરા અસભ્ય થઇને કહેવું પડયું.

નટવરલાલ બીજા ઓરડામાં નસકોરાં બોલાવવા ગયા અને મેં છેલ્લા ચોવીસ કલાકનું સરવૈયું કાઢી નટવરલાલને કેમ નાળીયેર આપવુ તેની યુક્તિ શોધવા માંડી.

બીજે દિવસે સવારે હું ટપાલ વાચતો હતો ત્યારે નટવરલાલ મારી પાચન ક્રિયા વીશે પુછપરછ કરવા આવ્યા.

"નટરલાલ ગઇ કાલે ફરીને કૈં મોડા આવ્યા ! રુમ બુમ શોધવા ગયા હશો !" મેં કહ્યું.

"નારે, હવે ધીમે ધીમે શોધી કાઢીશું. હમણાં તો તમારે ત્યાં ઘર ખાલી છે."

"આજે કાગળ છે. એ અને બા આવવાનો વિચાર કરે છે"

"એમ કે ? ચલો બહુ સારુ."

"એમ કે" ? વા' ભૈ ! એને શું ! ફાવે તો બા આવે, ફાવે તો કલા આવે; ફાવે તો આખું જગત ધરમશાળા જાણીને મારા ઘરમાં ઉતરવા આવે, ફાવે તો સદાવ્રત જાણીને લુલાલંગડાની જમાત મારા ઘરમાં એકઠી થાય પણ જ્યાં સુધી નટવરલાને એક તળાઇ પાથરવા જેટલી જગા મળે ત્યાં સુધી એને કશાની પરવા નહોતી.

"બા અને એ આવશે એટલે તમારે હવે જલદી ઓરડીની ગોઠવણ કરવી પડશે, તે મને બહુ લાગે છે" મેં કહ્યું.

"તેની તો હું તજવીજમાંજ છું પણ તેમ કરતાંએ એક બે દિવસ મોડું થયું તોએ બા ને ભાભી બેજ આવવાનાં છે એટલે નભી જશે, તમારે કૈં નાનો મોટો વસ્તાર છે ? તમારા બેનની પેટ ઇશ્વરનો આપ્યો વસ્તાર હોય તો તો આપણે આવતા પહેલાંજ વિચાર કરીએ."

એની વાત ખરી હતી. સમાનતાના આ યુગમાં કલાનો એક અલાયદો ઓરડો ગણીએ, એક બાનો ગણીએ, એક બાના "વલ્લભ વિઠ્ઠલશ્રીજી સામગ્રીઆ વડાલા" નો ગણીએ તો પણ એક બે ઓરડા વધી જાય તેમ હતું.

હીંદુસ્તાનને સંતતિસંયમનની જરુર છે એમ હું માનતો અને હું પિતૃત્વની ઝોસરીમાં નહોતો પડયો તેને માટે મને આનંદ પણ થતો પણ ચોવીસ કલાકમાં નટવરલાલથી એવો કંટાળી ગયો હતો કે એક ડઝન સંતાનોના પિતા થવાની સ્થિતિ પણ મેં એને માટે કબુલ કરી હોત. અને પાર્વતી દેવીની પેઠે મનોબળથી સંતતિ પેદા કરવાની શક્તિ મનુષ્યમાં હોત તો અર્ધી કુંડી ઓખા ને અર્ધી કુંડી ગણપતિ દાદાના પ્રતિનિધિઓ ઉપજાવી નટવરલાલને

[વધુ માટે જુઓ પૃષ્ટ ૨૭૬]



# કહેવતોમાં સુધારો

લેખક :
રા. ગગનવિહારી લલ્લુભાઇ મહેતા
ચિત્રકાર :
રા. જગમોહન મીસ્ત્રી

'શારદા'ના દીપોત્સવી અંકમાં રા. ગિરજાશંકર બધેકાનો કહેવતો વીશેનો વિદ્વત્તાપૂર્ણ અને રસિક લેખ વાંચી અસંખ્ય તર્કવિતર્કો થયા. ઘણા સમયથી, અમારા નાના મંડળમાં ચર્ચાનો એ વિષય છે કે હવે નવી કહેવતો કેમ નહીં થતી હોય? શું હીંદના ઘણા પ્રાચીન ઉદ્યોગોની પેઠે કહેવતો બનાવવાનો ઉદ્યોગ પણ નાશ પામ્યો હશે? કે શું જે જાતની શાન્તિ, ઠરેલ ડહાપણ, ટુંકાણમા ઘણું કહી નાખવાની શક્તિ આપણા પૂર્વજોમાં હતી એ આપણે ગુમાવી બેઠા છીએ? આ જમાનો લંબાણનો છે એમાં તો સંશય નહીં. પંડિત મદનમોહન માલવીયાજી બે કલાકથી ઓછું ભાષણ કોઈવાર આપતા નથી: અને મૌલાના મહમદઅલીએ હેજાઝની યાત્રાએ જઇ આવવાની ટીકીટ વીશે 'કોમરેડ' પત્રમાં પચ્ચીસ કોલમનો લેખ લખ્યો હતો. પંડિત મોતીલાલ અને લાલા લજપતરાય જ્યારે એક બીજાની વિરુદ્ધ લખે છે ત્યારે છ કોલમથી ઓછું એકેએ લખતા નથી. સાહિત્ય પ્રતિ દૃષ્ટિ કરીએ તો કેટલીકવાર પુસ્તકો કરતાં વધુ લાંબાં અવલોકનો લખાય છે અને કેટલાંક માસિકો મરી જાય છે ત્યારે પણ એમાં આવતી ચાલુ વાર્તા અપૂર્ણજ રહે છે અને એ પૂર્ણ કરવા સારુ નવલકથાકાર કે એના મિત્રોને નવું માસિક કાઢવું પડે છે. આવા નેતાઓ અને આવી મનોવૃત્તિવાળી પ્રજા શી રીતે ટુંકી ને ટચ કહેવતો બનાવી શકે?

પરંતુ આ એકજ મુશ્કેલી આપણને નથી નડતી. 'કહેવત સીત્તેર વર્ષ ઉપરના માણસની ઉક્તિ છે' એવી હોનોલુલુની ભાષામાં એક કહેવત છે (અને ન હોય તો હોવી જોઇએ) જેપરથી સિદ્ધ થાય છે કે વૃદ્ધ મનુષ્યની ઉક્તિ એ કહેવતની સાચી વ્યાખ્યા છે. ઘણું ખરું પૌત્ર કે પૌત્રીને અથવા પૌત્રની વહુને શીખામણરુપે કે ઠપકારુપે કહેલાં વડીલનાં વચનો એમના વંશજો આડોશીપાડોશીઓ તથા સગા સંબધીઓ ફરી ફરી વાપરે છે અને એ રીતે એક ડોસાનું આકસ્મિક વાક્ય લોક સાહિત્યનું અપૂર્વ અંગ બની રહે છે. આવા વૃદ્ધોનાં વાક્યો અર્વાચીન કાલમાં અશક્ય છે એ સુવિદિત છે હીંદના લોકોનું સરેરાશ આયુષ્ય

૨૩'૬ વર્ષનું છે. એમ વસ્તીપત્રકનો અભ્યાસ કરીને (ફ્યર્લિવગર) પત્રકારોએ તથા રાજકીય ક્ષેત્રમાં ઝુમતા નેતાઓએ આપણને કહ્યું છે. આથી સીત્તેર વર્ષના ડોસાઓ ગણ્યા ગાંઠ્યાજ હોય ને હીંદમાં ભુખમરો એટલો છે ( જુઓ; રમેશચંન્દ્ર દત્તનાં પુસ્તકો, "એક લાડુ ભટની આત્મકથા" તથા પ્રો० ખુશાલ શાહનાં નાટકો ) કે કહેવતો સરજવા જેટલી શારીરિક શક્તિ કે મનોબલ એમનામા હોતું નથી. પરંતુ એ સર્વ એમનામા હોય તોપણ વૃદ્ધો વાસ્તેનું માન હવે એટલું ઓછું થઇ ગયું છે કે એ ઉમ્મરના



'વાવે' અને 'લણે' એ બે – પુરુષોને હવે તો 'રીટાયર' કરી 'પેન્શન' ખાતા બનાવી દેવાય છે. એટલે એમના વચનોમાં બોધ-નો ભંડાર હોઇ શકે એ આજકાલના ઉદ્દત યુવાનો સ્વીકારેજ નહીં. બુદ્ધિ અને ઉમ્મરને સંબંધ હોઇ શકે એ વાત આજકાલના યુવકોને અમાન્ય છે. મારા એક મિત્ર તો હંમેશ કહે છે કે અનુભવ કંઈ ઘણું જીવવાથી મળતો નથી; તો તો મુંબાઇની હાઇકોર્ટની દીવાલો એમાંના વકીલો કે ન્યાયાધીશો કરતાં વધારે ડાહી હોય કારણ કે એને લાંબો અનુભવ છે. જ્ઞાન ગ્રહણ કરવાની શકિત ઉમ્મર સાથે-ઘણીવાર વધતી નથી પણ ઘટે છે. તો પછી શા વાસ્તે વૃદ્ધોને કહેવતો કહેવાની છુટ આપવી અને એનો ઇજારો સોંપી દેવો એમ યુવકો પુછે છે. પરંતુ આવા બંડ ઉઠાવનારા લોકો વીસરી જાય છે કે અંગ્રેજીમાં જેને idiom કહે છે એ જેમ મોટા માણસોએ કરેલી ભુલો છે એજ પ્રમાણે કહેવત વૃદ્ધો એ દીધેલી શીખામણ છે. આવી કહેવતોથી કંટાળીને પરિણામેજ 'સાઠે બુદ્ધિ નાઠી' એ કહેવત રચાયેલી. કહેવત બનાવનારની ઇર્ષ્યા કે સ્પર્ધાથી ઓગણસાઠ વર્ષ ને છ મહીનાની ઉમ્મરના પુરુષે પોતાના તોંત્તેર વર્ષના વડીલની વિરુદ્ધ આ કહેવત જોડી કાઢેલી ત્યારથી કહેવતની પડતી આવી. સીત્તેર વર્ષના ડોસાઓ શીખામણ આપતાં ડરવા લાગ્યા. અને "સાઠે બુદ્ધિ નાઠી" એ 'કહેવત' પોતાની વિરુદ્ધ ટાંકવામાં આવશે એ ભયથી એમણે માનસિક વાનપ્રસ્થ ધારણ કરવા માંડયું. આથીજ જ્યારે નવાં લોકગીતો થાય છે (જુઓ; શ. ગમુ ઠક્કર-નો 'વીણા' માં આ વીશેનો રસિક લેખ)- અને નવા સાક્ષરો સુદ્ધાં જન્મે છે ત્યારે નવી કહેવતો થતી નથી. હજી પણ આપણે લોક સાહિત્યની આ જુની મુડી ઉપરજ વેપાર કરવો પડે છે; આ કેવું શોચનીય? આપણે ત્યાં સાક્ષરો મૃત્યુ પામે છે ત્યારે અને ઘણીવાર તો તે પહેલાં પણ એમનું સ્થાન કોણ લેશે એ પ્રશ્ન વિચારશીલ, સાહિત્ય-રસિક અને નવરા સજ્જનોને મુંઝવી નાખે છે. ગત સાક્ષરોનાં સ્થાન લીધા વગર આપણા સાહિત્ય-ની પ્રગતિ કેમ થાય? નરસિંહ મહેતાનું સ્થાન કોણ લેશે એની ચર્ચા હજી જોશભેર

ચાલે છે અને એનો સંતોષકારક નિર્ણય થયા પછીજ ગોવર્ધનરામના સ્થાન વીશે નક્કી થશે. જ્યારે માક્ષરોના સ્થાનનું આટલું મહત્વ ત્યારે કહેવતોને શું સ્થાનજ નહીં એમ ? કહેવતો બીચારી ગુજરી જઇ શકતી નથી એટલો-જ એમનો દોષને ! એને પણ સ્થૂલ દેહ હોત તો એના દહન પછી એનું સ્થાન કોણ લેશે એનો નિર્ણય કરવો પડત.

પરતુ નવી કહેવતો ઘડવાનુ કર્તવ્ય કોનુ ? ગ. ગિરજાશંકર બધેકા કહે છે કે, " નવી કહેવતો બનાવવાનું કામ કેળવણીકારને માથે નથી " આનું કારણ એમણે આપ્યુ નથી પણ એ શોધવું કઠણ નથી કેળવણીકારને છપ્પન વર્ષની વયે ' પેન્સન લેવું પડતુ હોઇ એ કાર્ય વાસ્તે તે નાલાયક છે. ગ. ગિરજાશંકરે ' બાલ મંદિર' કાઢયું છે પરંતુ વૃદ્ધોને એમની ઉત્તર બાલ્યાવસ્થામા શીખવવા માટે ' વૃદ્ધ મંદિર ' કાઢ્યુ નથી એ દેખાડે છે કે કેળવણીકારને મને વૃદ્ધાવસ્થાની કીંમત નથી. સીત્તેર વર્ષથી નાની ઉમ્મરના કોઇ માણસે કદી કહેવત બનાવી હોય એમ જાણ્યું નથી અને એનો પુરાવો એજ છે કે હજી સુધી કોઇએ કહેવતકાર ( કે કહેવતક કહીશુ ? ) ની ઉમ્મર વીશે ઉલ્લેખ કર્યો નથી. જેથી તો એ વૃદ્ધ હશે એમ ન માનવાનું કૈં સબળ કારણ નથી; જેથી એ વૃદ્ધજ હશે એમ માની શકાય. પરતુ ગ. ગિરજાશંકર કેળવણીકારને બીજું કર્તવ્ય સોપે છે અને એ " જુની કહેવતોને સંસ્કારી, સુધારી વધારી તેને નવા ભાવો વ્યક્ત કરનારી બનાવવાની " ફરજ છે. આ વાત તો દીવા જેવી સ્પષ્ટ છે. (દીવો કેમ સ્પષ્ટ કહેવાતો હશે ? હું તો દીવા સામું જોઇ આસપાસ જોઉં છું ત્યારે મને તો બધું અસ્પષ્ટજ દેખાય છે. ) સાહિત્ય પરિષદે આ વિષય પર ધ્યાન આપવાની જરુર છે; અને ત્રીસ વર્ષ પછી જ્યારે જોડણીના વિષયનો નિર્ણય થઇ જાય ત્યારે પહેલી તકે આ પ્રશ્ન હાથમા લેવાની જરુર છે. આપણી કહેવતો સુધારવાનુ અને ફરી લખાવવાનું કાય બનતી ત્વરાથી ( જો કે બહુ ત્વરા તો આપણાથી બનતીજ નથી ) ઉપાડી લેવું જોઇએ. આને વાસ્તે " કહેવત સુધારણા સમાજ " જેવી સંસ્થા કાઢવા પણ વિચાર થઇ આવેલો પરંતુ નાણા-



— શબ્દો વચ્ચે પ્રો ખુશાલ શાહના 'અર્થ શાસ્ત્ર'ના પુસ્તકો ગોઠવવા પડે

નો પ્રશ્નજ વિઘ્ન રૂપ લાગ્યો. આપણી ઘણી કહેવતો કાટ ખાઇ ગઇ છે, ઘણી તો ફાટીને ચુરેચુરા થઇ ગઇ છે, ઘણી હવે સાચી નથી રહી, ઘણી તો વાસ્તવિક હકીકતથી તદ્દન વિરુદ્ધજ છે સરલતા અને સંક્ષિપ્તતા ઉપરાન્ત સત્યતા પણ કહેવતનું લક્ષણ હોવું જોઇએ ને ? અર્ધ સત્ય કહેવતોને પૂર્ણ સત્યમા ફેરવી નાખવી જોઇએ: અસત્ય કહેવતોને અર્ધ સત્યની કોટિએ તાણીને પહોંચાડવી જોઇએ: સત્ય કહેવતોને તો એમની એમ રહેવા દેવી પડશે. હાલ પ્રચલિત જે કહેવતો છે એ રચાએલી ત્યારે વસ્તુ સ્થિતિ તદ્દન જુદી

હતી. તે વખતે આટલા માસિકો, ટ્રેનો, મોટરો, સાક્ષરો, વીજળી કે વકીલો કે નહોતા એ સમયમા યાત્રા કે આજીવિકાના હેતુ સીવાય બીજા કોઇ કારણસર મનુષ્યો મુસાફરી કરતા નહી. અને કંપનીના શેર એટલે શુ કે નૈડુ (સરોજિની નહીં પણ મદ્રાસી ઠીકેદાર) કોણ એ સુદ્ધા એમને ખબર નહોતી. આવા સંજોગોમા ઘડાએલી કહેવતો આપણને કેમ પાલવે અને આપણે કેમ વાપરી શકીએ? કેટલાક દૃષ્ટાંત લઇએ આ કહેવત બહૂજ જાણીતી છે

## કરે તેવું પામે અને વાવે તેવુ લણે

કોણે કહ્યુ? આખો દિવસ દસ બાર કલાક સખ્ત મજુરી જે માણસ કરે છે એ એવુ પામતો નથી પરંતુ એને પેટ પુરતાજ પૈસા મળે છે જ્યારે અડધા કલાકમા પાંચ મીનીટ કે કમીટીમા હાજરી આપી ધનવાન પુરુષ મોંહે દોઢસો કે બસ્સો રુપીઆ (અંકે ૧૦૦, ૧૫ કે ૨૦૦) સહેલાઇથી કમાઇને કર્યા કરતા વધારે પામે છે એક કેસમા હાજરી આપી કોઇ પ્રખ્યાત વકીલ હજાર રુપીઆ ખીસ્સામા મુકે છે એક ભીવણ સટ્ટો કરી વેપારી પાંચ મીનીટમા લાખો રુપીઆ કમાઇ તરી જાય છે (કે ખોઇને ડુબી જાય છે) ટુકમા મનુષ્ય કરે છે એવુ પામતો નથી પણ એની આગળ કેટલી મીલકત છે, એ કોમા એની કેવી શાખ ને લાગવગ છે એ પ્રમાણે પામે છે ગરીબો તો જેમ વધુ કરે છે એમ ઓછુ પામે છે કારણ કે કામ કરે છે મજુર ત્યારે ડીવીડંડ પામે છે માલીક માણસો કરે એવું પામતા નથી એટલે તો જગતમા આટલા ઝગડા ને વીખવાદ છે નીતિની દૃષ્ટિએ પણ આ સિદ્ધાન્ત પ્રકૃતિના ન્યાયને પ્લેટ ફોર્મ ટીકીટના સંચા જેવો બનાવે છે કે દબ્બુ અંદર નાખીએ તો ટીકીટ બહાર આવે. પામવાનો વિચાર કર્યા વગર કર્તવ્ય કરવું એવી ધર્મ આજ્ઞા છે. ફળનો વિચાર કરવોજ નહી એમ શ્રી કૃષ્ણ ભગવાને પણ ગીતામા કહ્યું છે (मा फलेषु कदाचन) અને એથીજ મારા એક મિત્રે ફળ ખાવાનો છેકજ ત્યાગ કર્યો છે, અને મિષ્ટાન્ન વીશે શાસ્ત્રોમા એવો પ્રતિબંધ ન હોવાથી બીજાને ત્યા જમણમા એ પરજ એકાગ્ર ચિત્તે મચ્યા રહે છે "જેવી મીલ્કત એવુ પામે" એમ એ કહેવત વાસ્તવિક રીતે હોવી જોઇએ

હવે કહેવતનો ઉત્તર ભાગ લઇએ "વાવે તેવુ લણે" એ ઉક્તિ સાચી હોત તો બાદશાહી ખેતીવાડી કમીશનની શી જરુર, સહકારી મંડળો કે કોન્ફરન્સોની શી આવશ્યકતા, મહેસુલના નિયમો કે દુષ્કાળ નિવારણ ફંડના સેક્રેટરીઓ શા વાસ્તે? ખેતીવાડી કમીશનનો રીપોર્ટ પ્રગટ થયા પછી કહેવતના આ ભાગમા યોગ્ય સુધારો થઇ શકે એને સત્ય બનાવવા વાસ્તે 'વાવે' અને 'લણે' એ બે શબ્દો વચ્ચે પ્રો. ખુમાન શાહના અર્થ શાસ્ત્રના પુસ્તકો ગોઠવવા પડે જેના એ કહેવતને આવા રૂપમા મુકી શકાય

"વાવે ત્યારે જમીન સારી હોય, ખેતરોના બંડુનાના ભગના પડી ન ગયા હોય, વરસાદ સારો હોય તીડનો ઉપદ્રવ ન હોય, જમીનદાર તાલુકદાર કે મહેસુલ ઉઘરાવનાર અમલદાર ત્રાસ ન આપે અને વધારે પડતી મહેસુલ ખુચવી ન જાય, ખેડુત શાહુકારનો દેવાદાર ન હોય, સરકાર હોય અને વેઠ ન હોય તો સારુ લણે" કેવી ટુંકી ને ટચ આ કહેવત છે! એમા સરલતા ઉપરાંત સત્યતા પણ છે.

આથી પણ અર્થરહિત કહેવત એ "ખેડે એનું ખેતર" છે શુ બંગાળાના મહારાજાઓ, અયોધ્યા બાજુના તાલુકદારો, ગુજરાતના ઠાકોરો કે મદ્રાસના જમીનદારો પોતે ખેતર ખેડે

છે? છતાં એ ખેતરો એમનાં છે એની કેમ ના કહેવાય? સરકાર તો કહે છે કે રૈયતવારી મુલકો-માં પણ ખેતરો સરકારનાંજ છે અને ખેડુનો ને ખેડવા આપેલાં છે. આ પ્રશ્ન જો કે ખેતી-વાડી કમીશનની પ્રશ્નાવલિની બહારનો છે છતાં આ કહેવતને ખાતર એનો નિર્ણય થવો જરુરનો છે, "જેની માલીકી એનું ખેતર" અથવા તો "જે પ્રાચીન કાળથી પચાવી પડયો એનું ખેતર" એ ઉક્તિ વધારે સત્ય ગણાય.


મોચીનો પુત્ર ઇંગ્લંડનો વડો પ્રધાન પણ થએલો.

### કહેવતો અને કોમી વિસંવાદ

વળી કેટલીક કહેવતો માત્ર અસત્યજ નથી હોતી (એજ હોય તો આ જમાનામાં ચાલી શકે) પણ સામાજિક દૃષ્ટિએ અહિતકારક છે. ઉદાહરણ તરીકે "દરજીનો દીકરો જીવે ત્યાં સુધી શીવે" કે "ભણ્યો કણબી કોમ બોળે" કે "ઢેડાને હવાલદારી મળી" કે "શીરા સારુ શાવક થયા" એવી કહેવતોથી ભિન્ન ભિન્ન કોમો વચ્ચે કેટલી ગેરસમજ અને કલહ થવા સંભવ છે? આવી ઉક્તિઓથી જેને નવા માનસશાસ્ત્રમાં "Inferiority complex" કહે છે એ આવી જ્ઞાતિઓમાં પોષાય છે અને "સંપ ત્યાં જંપ" એ કહેવતની અમર ભુસાઇ જઇ કોમી કુસંપ વધે છે અને સ્વરાજ્ય પ્રાપ્ત થતું નથી. વસ્તુતઃ આવી કેટલીક કહેવતો સત્ય પણ હોતી નથી. કેટલાક દરજીના દીકરાઓ અથવા દરજીના કેટલાક દીકરાઓ જીવે ત્યાં સુધી શીવતા નથી એટલુંજ નહીં પણ કારકુન થાય છે, માસ્તર થાય છે, અને કોઇકવાર રાજાને કુંવર ન હોય તો રાજા સુદ્ધાં થઇ જાય છે. દરજીને વિસ્તૃત અર્થમાં મોચી સમજીએ તો (વિસ્તૃત અર્થમાં ગમે તેને ગમે તે સમજી શકાય છે) તો મોચીનો પુત્ર ઇંગ્લંડનો વડો પ્રધાન પણ થએલો; અને ધોબી સમજીએ તો ધોબીઓ કંપનીઓ (કપડાં ધોવાની) સુદ્ધાં કાઢે છે. આ કહેવત શાસ્ત્રીય દૃષ્ટિએ પણ સ્વીકારાય એવી નથી. બાપનો ધંધો ચાલુ રાખવા માટે દીકરાને ઘણી સગવડ હોય છે એ ખરું; એ ઉદ્યોગ પ્રત્યેની સ્વાભાવિક વૃત્તિ, બાલકપણથી એની ઝીણવટની સમજણ, એની ઘરાકી (business good will), સોય દોરો સીવવાના મંચા ઇત્યાદિ યાંત્રિક ઓજારોની જમાવટ એ સર્વેથી દરજીના દીકરાને શીવવાની ઇચ્છા થઇ આવે એ સ્વાભાવિક છે. પણ એ

કહેવત રચનારાએ પિતાના ગુણ પુત્રમાં કેવી રીતે ઉતરે છે એના નિયમોનો બરાબર અભ્યાસ નહી કરેલો, નહીં તો એ જાણતો હોત કે શીવવાની કુશળના દરજીમા હોય માટે એના દીકરામા ઉતરેજ એવો કે નિયમ નથી. ફીલીપ અને સીકંદર, ચેધમ અને પીટ, ચેમ્બરલેનો તથા ચર્ચીલો અને મોતીલાલ તથા જવાહીરલાલ નેહરુ જેના થોડા અપવાદો શીવાય પિતા જેટલો પ્રતિભાશાળી પુત્ર ક્વચિતજ થાય છે તો પછી દરજીનો દીકરો શા વાસ્તે સારો દરજી થાય? ઘણીવાર તો પિતાના ધંધા પ્રતિ પુત્રને સ્વાભાવિક અનાદર કે કંટાળોજ હોય છે. અંગ્રેજીમા કહેવત છે કે ફાસીઆને ઘેર કોઇ ફાસીના દોરડાની વાત ન કરે એનો મૂલ હેતુ પણ એ જ છે. કદાચના છોકરાને મીડાઇ તરફ તિરસ્કાર હશે એમ ઘણા વખતથી મને લાગે છે અને એ સત્ય હોય તો દરજીના દીકરા વાળની ઉક્તિ કોઇ બીજા ધધાદારીએ ઇર્ષ્યાથી કે હેરાન થયેલા ઘરાકે ક્રોધમા કરેલી કલ્પના માત્રજ છે. "ભણ્યો કણબી કામ બોળે" એ કહેવતમા કણબી પ્રત્યેના તિરસ્કાર ઉપરાન્ત કેળવણીના વિરોધનો ધ્વનિ પણ છે. સરકારી શાળાના બહિષ્કાર વખતે આ કહેવત ઉપયોગી નીવડે પરંતુ હાલ જ્યારે ફરજીયાત અને મફત કેળવણીની વાતો આપણે ફરીથી શરુ કરી દીધી છે અને યુનીવર્સીટીઓ કાઢવાની કે સુધારવાની યોજના ઠેર ઠેર ચર્ચાય છે ત્યારે આ કહેવતનો ગુજરાતી ભાષા ને સાહિત્ય (કે વાઙ્મય?) માથી લોપ કરવા કેળવણી ખાતાના પ્રધાને પગલું લેવું ઘટે છે. ભણેલા કણબીઓએ કામ નથી બોળ્યું એના નામ સાથે દષ્ટાંત આપવા ઉચિત નથી કારણ કે એવા મહાજનો ભણેલા છે એ વાત જ્યારે એમના પ્રતિસ્પધીઓ સ્વીકારવાની ના પાડશે ત્યારે પોતે કણબી છે એનું સ્મરણ કરાવવું એ એમને કદાચ અપમાનકારક લાગશે. ઢેડાને વીશેની તિરસ્કાર યુક્ત ઉક્તિઓ અંત્યજોદ્ધારના આ જમાનામા અયોગ્ય છે. અંગ્રેજી શબ્દોથી ભરેલા ગુજરાતીને પણ આપણે "ઢેડગુજરાતી" કહીએ છીએ એ ઢેડાને અપમાનકારક છે. કારણ કે ખ્રીસ્તી થઇ ગએલા ઢેડો શીવાય બીજા અંગ્રેજી બોલતા નથી અને ખ્રીસ્તી થઇ ગએલા ઢેડાને આપણે ઢેડા લેખતા નથી. "શીરા સારુ શ્રાવક થયા" એ કહેવત આપણા જૈન બંધુઓપર અયોગ્ય લાછન છે. તેઓ શું શીરો ખાવાજ શેત્રુંજે જતા અને હવે નથી જતા? રા. કનૈયાલાલ મુનશીના પુસ્તકો વિરુદ્ધ કોલાહલ કરનાર બંધુઓ શા વાસ્તે આ કહેવત ગુજરાતી ભાષામાથી કઢાવી નાખવા મથતા નહીં હોય? જૈન બંધુઓને મિષ્ટાન્ન કે ગળ્યા ભોજનનો શોખ કદાપિ હશે તો પણ એ વાતને એમના ધર્મ સાથે બીલકુલ સંબંધ નથી. આ કહેવત ખોટી પાડવા માટે જેટલા આગ્રહથી તેમણે શેત્રુંજાનો ત્યાગ કર્યો છે એટલાજ દઢ નિશ્ચયથી શીરાનો ત્યાગ કરવો જોઇએ કે જેથી કહેવત આપો આપ ખોટી પડે.

કેટલીક કહેવત તો જ્ઞાતિની સંસ્થાનેજ હાનિકારક છે. "ધણી ધણીયાણી રાજી તો શું કરે મીયા કાજી?" એ કહેવતમાં હીંદુઓને મુસલમાન ધર્મગુરુઓની સત્તા હેઠળ લાવવાનો ગુપ્ત પ્રયાસ છે એ ક્ષણભર વીસરી જઇએ તો પણ આ ઉક્તિ જ્ઞાતિનો મૂળ હેતુ–બીજાના કાર્યમાં દખલગીરી કરવી એ–નો ભંગ કરે છે. ધણી ધણીયાણી રાજી હોય એથીજ લગ્ન થાય નહીં. ધણી ધણીયાણીના દાદા અને દાદીને લગ્નના હોશ હોય, સગાં વહાલાંઓ સમંત હોય અને જ્ઞાતિ વાંધો ન લે તોજ લગ્ન થઇ શકે.

[ વધુ માટે જુઓ પૃષ્ઠ ૨૮૪ ]



# મૂષકદૂત



લેખક :
રા. તનમનીશંકર લાલશંકર શિવ

[ મુંબાઇની બે ખંડની ઓરડીમાં, કુટુંબ સહિત રહેતા યુવાન દંપતીનું શયનમંદિર ઘણું ખરું પાછલો ખંડ–રસોડું—હોય છે, તેમ અહીં પણ હતું. એવામાં પત્નીનો આ વિરહ ન સહાતાં પાછલી રાત્રે યુવાન મૂષક ( ઉંદર ) સાથે પત્નીને સંદેશો મોકલે છે. ]

( અનુસંધાન ગતાંકથી પૃષ્ઠ ૧૭૨ થી)

પાસે સ્થાપ્યું કંઇ વરષથી લક્ષ્મી મંદિર[1] મોટું,
તો યે એ તો હજી સુધી રહ્યું તે વિના છેક સુનું;
તેની બાજુ ડગમગ થતો વસ્ત્રમાડાર[2] જીર્ણ,
સોહી રહેતો–ધુળમય બધો–રંકનું દીન રત્ન ૨૩

કુદી તેની પર ચઢી જઇ, શાંતિથી સ્વલ્પ થોભી,
ચારે બાજુ નજર ફરતી નાખી, લેજે તું જોઇ;
કે ક્યાંહિએ તુજ કુળતણો કાળ માર્જાર ઉભો,
સુજે જેથી તુજ વિચરતા માર્ગ કેવો જ લેવો. ૨૪

ધારું છું કે નહિં કહીં હશે ક્રૂર માર્જાર પેલો,
ખુણે ખુણે ભીત ભીત વિશે છુપી તેથી જવાનો;
લાંબો વાંકો પથ તજી દઇ, માર્ગ લેજે તું સીધો,
ત્રાંસો સ્હામો, ગતિપદ વિશે મોહનો વીર જેવો. ૨૫

---

૧. તીજોરી. ૨. વસ્ત્રો મુકવાનો કબાટ.

કિંતુ પ્રેમેભરી મૂષકની જો અભિસારિકાઓ,
ચાલી જાતી પ્રણયી સમિપે. માર્ગમાંહિ મળે તો;
સામું યે ના લહી, તરત તું કયાંય જાજે લપાઈ;
લાજાળુ એ નિકર તુજને જોઇ જાશે લજાઇ. ૨૬

સામી ભીને જલદવરણો મંચ[1] સેજે ભરેલો,
ઢીલા વાંકા પગ થઇ ગયા તોય છે સ્થિર ઉભો;



શય્યામાંથી જયહીં ત્યહીં રહ્યો રૂ ફુટી બ્હાર, તેથી,
લાગે જાણે બરફથી ભર્યો બાલ બીજો હિમાદ્રિ. ૨૭

એ માહિ છે તુજ કુલ તણું ગ્રામ આખું વસેલું,
જેનાં તુંને વડિલ જન સૌ આપશે માન પુરું;
ઉભી દૂરે કુલવધુ તને જોઇ ગ્રહેશે કટાક્ષે,
કુમારીના ઉર નવનવી ફુટશે આશ કેંએ. ૨૮

જાણું છું આ હૃદય દલતા કામિનીના કટાક્ષો,
લાજે ઝાખા અભિનયભર્યા બાલિકા-ઉર-ભાવો;

1. પથારીઓ નાખવાનો માંચડો.

ઠેલી તું ના શકીશ સહજે, આગ્રહી વૃદ્ધ થાશે,
જ્યારે તુને ગૃહ લઈ જવા તુજ આતિથ્ય માટે. ૨૮

તો તુ આહિ ઘડિક વિરમી, સ્વલ્પ વિશ્રાંતી લેઇ,
આશા આપી પ્રતિગમનની, નારીઓ વંદી નેને;
આશિષો લૈ વડિલની, ફરી માર્ગ લેજે ત્વરાથી:
લીધા કેરે શિર સુહૃદનું કાર્ય કો ના ઉવેખે ૨૯

એ મધ્યેથી કંઇક જમણી બાજુએ તુ જશે ત્યા,
જોશે હુ શુ રિપુભયથકી ભામિનીએ ભીડેલા;



દ્વારો બન્ને સજડ મહીથી, તેથી મ્હેજે મુંઝાઇ
જાતો નાહિ; નીરા અખુટ છે તું મહી શક્તિ-બુદ્ધિ. ૩૦

સામે સિંધુતટ ક્ષિતિજમા કોટ શા સ્થૂલ મેઘ,
શિરે બીજી ઝીણી સુધી રહે વાદળી પારદર્શી;
તે શું આહિ પણ જડી રૂડી, પાતળી દ્વારશિર,
ઝીણા તારે ગુંથી, સહજમાં, જાળાયે,[1] ભેદ જાળી[2] ૩૧

ટાંગેલા છે ખીટી પર કને વસ્ત્ર તેની સહાયે,
ભાઇ! તો તું ઉપર ચઢીને, તિક્ષ્ણ તારા સુદતે
ધીરે ધીરે સ્વહીન થઇ ભેદજે જાળી એહ,
ને થંભી ત્યાં ક્ષણ નિરખજે અન્ય આખો ય ખંડ ૩૨

૧. વેન્ટીલેટર. ૨. તેની ઉપર તારની જડેલી જાળી

જાણી લેજે તુરત મુજ એ અન્નપૂર્ણાનું સદ્મ;
માની લેજે રસિક અમ એ કેરી આવાસ રમ્ય;
ભુખ્યું મારું ઉદર ભરતી મૂક ભાવે અહીં એ,
તર્સ્યું હૈયું રસબસ કરે પ્રેમ વર્ષી અહિં એ. ૩૩

મિથ્યા મોહે નયન કરતો માનવીના જ અંધ,
દૃષ્ટિદોષેના અહિં પ્રસરતો કોદિ માયા-પ્રકાશ;
વ્યાપે કિંતુ દિવસ રજની માત્ર ગાઢાંધકાર,
જોઇ જેથી ઉરમહીં શકે યોગીઓ આત્મ-જ્યોત. ૩૪

આંહિ સાસુ વધૂ-કલહથી અન્ય ના, જે શમે છે,
ગર્ભવંતા સકલ ગૃહને તાડને અશ્રુપાતે;
ગ્રીષ્મોષ્માથી નવ અહિં પીડે તાપ બીજો શમે જે,
અંગા-શ્લેષો તણુ જ, નયના-શ્લેષ જે માત્ર સાધે. ૩૫

"મર્યાદાથી જકડાઇ સુતા દંપતીઓ અહિંના,
પ્રૌઢાવસ્થા વિણ ન ધરતાં અન્ય કોઇ અવસ્થા,
ઝામે જેથી નહિં તરૂણના હાસ્ય, ઉલ્લાસ, મસ્તી,
શુણાયે તો, વદ, પ્રિય સખે! વાદ્ય સંગીત ક્યાંથી. ૩૬

સ્થાને સ્થાને રમણીય કંઇ આંહિં સૌંદર્ય કાજે,
જોનારાને મધુર મધુરો નિત્ય આનંદ લાધે;
માટે નાંખી નજર ફરતી રમ્ય આ દેશ લેવો,
લ્હાવો, ભાઇ! ચુકીશ ન ઘડી થોભીને એ. અનેરો. ૩૭

નાના નાના વિધવિધરૂપી વાદળા વ્યોમ મ્હાલે,
જ્યાં ત્યાં ભીતે ત્યમ જ ધવલ-શ્યામ કૈં વસ્ત્ર ઝુલે;
આશા દેતા જલદ પ્રિયને કાંતના આવવાની;
આ તો આપે સુખદ સુચના પ્રેમીની હાજરીની. ૩૮

સંધ્યાકાળે ઘનચીરી રવિકિર્ણ કેરા પટા વ્હે,
તેવી રુડી અભરઇ બધે ભીન ભીતે જડી છે.
એ વેળામાં રવિ કિરણના પંખીઓ ન્હાઇ રહેતા;
સેનાં જેવાં અભરઇપરે પાત્ર દિસે રૂપાળાં. ૩૯

(આ રસિક કાવ્યનો વિશેષ ભાગ આવતા અંકે





# અરવિંદનાં આંસુ

લેખક :
રા. કુસુમાકર
ચિત્રકાર:
રા. દત્તાત્રેય

[ અનુસંધાન ચૈત્ર : પૃષ્ઠ ૮૧ થી ]

શ્રાવણ સુદ દશમ

ગાઇ કાલેજ અમે આંહી પ્હોંચ્યા. મારા ઉપરી અધિકારીની તબીઅત હજી નાદુરસ્ત છે. થોડાક દિવસ હજી અત્રે રોકાણુ થશે. દુનીઆમાં પ્રભુએ આવાં પુતળાંને જરાક ઓછાં ચીડીઆં, સહેજ ઓછાં ગમગીન ઘડયાં હોત તો ! પ્રભુએ મારે માટે અકથ્ય કસણી અને કસોટી નિર્ધારી છે. તું કહે છે ને ' હીંમતે મર્દા તો મદદે ખુદા.' જરાક હૈયું હલકું રાખીએ તો સઘળુંએ સહેવાય. " હલકું હૈયું " મારી લેખિની પર એ શબ્દો રમતાં હું અજાયબીમાં ગરકાવ થાઉં છું ને હસી પડું છું. જરાક હલકું હૈયું મને પૃથ્વીપટમાં સુખીમાં સુખી જીવડો કરી મુકતે પણ, પ્યારા ! આટઆટલો બુદ્ધિપ્રભાવ અને ગુણવૈભવ છતાં એજ સમૃદ્ધિ મને નૈરાશ્યમાં ડુબાડશે ? મંદ બુદ્ધિનાં માટીનાં માળખાં મારી નજર આગળ અસમ-મિકા ભર્યાં લફડફફડ થતાં હું જોઉં છું અને એમનાં એટલાં બધાં હૃદયદૌર્બલ્ય બુદ્ધિ દારિદ્રય છતાં હું એમને આત્મ-સંતુષ્ટ નીરખું છું. ભલા ભગવાન ! તારા બધા આશીર્-વાદમાંથી થોડાકથી મને વિમુખ રાખ્યો હતે, પણ તેને સાટે મારામાં થોડાંએ આત્મશ્રદ્ધા અને સંતોષ મુકયાં હતે તો !

પણ સબુર ! પ્રભુ સૌ રડાં વાનાંજ કરશે. વહાલા મિત્ર, તું આખર સાચોજ ઠરે છે. દુનીઆંમાં આમ હું હડસેલાઇ, ધકેલાઇ, ચુકયો છું ત્યારથી બીજાઓનાં સુખદુ:ખની ઘટમાળનો હું સાક્ષીભૂત થતો જાઉ છું. એમની નિવૃત્તિ પ્રવૃત્તિ, એમનાં અશ્રુ ઉર્મી, એમની ગજગ્રાહ તુલ્ય રસાકસી—સર્વનો માહીતગાર થઇ ચુકયો છું, ને મારા બંડખોર હૃદયમાં કૈંક શાંતિની સુધા સીંચાઇ રહી છે. પ્રકૃતિનાં આપણે સૌ પુતળાં મુકામસેજ

પ્રિયતમાને માટે એ ખાસ ન હોય? મારી કાવ્યમયતા આંહીં કેટલી અસ્થાને છે! દેવી! દેવી! મારી કાવ્ય દેવી! ખરેજ નૈસર્ગિકી સુરભિગઃ કુસુમસ્યસિદ્ધા મૂર્ધ્નિસ્થિતિર્નચરણૈસ્તાડનાનિ સુગંધિ કુસુમની સ્થિતિ તો સ્વભાવથી મસ્તક ઉપર સિદ્ધ છે, પગ વડે લાતો ખાવી એ તેની સ્વાભાવિક સ્થિતિ નથી આંહીં કાવ્યમયતા છટી જગતબત્રીસીને પાત્ર ગણાય છે. અત્રેની દફતરી પટ્ટીની ભાષામાં શબ્દે શબ્દ ગોઠવાઇ વો જોઇએ. ઠીક પડ્યું પાનું! શા માટે ટાળવું ને કાયર થવું? તું ગાય છે ને 'હરિનો રગ છે શુરાનો નહીં કાયરનું કામ જો ને!'

પરંતુ આ બધાનો ખંગ કુમુદચંદ્રનો સહવાસ વાળી દે છે ને મારી મનોવ્યથા અરધી ઓછી થાય છે એ બાપડાએ એની ગોકાશથી કંટાળ્યો છે. આવાં ગુદરીયાં પોતાનો માર્ગ રોકે છે અને બીજાને પ્રગતિ પંથેએ એ મહાનુભાવો "વિઘ્નકરરામ" બને છે. કુમુદચંદ્ર કહે છે કે આવા દોલ્લા ડુંગર ચડયેજ છુટકો. હા! આપણા પ્રવાસમાં ડગલે ડગલે ડુંગરા પડયા પાથર્યા ન હોય તો લાબી મજલનો પલ્લોએ પ્રિય ચડ પડે ને સરલ પરસ્થાન સિદ્ધ થાય; પણ આવા વરવા ડુંગરીઆ આડા પડયા છેજ ને આપણે એને ઓળંગવાજ રહ્યા.

કુમુદચંદ્રનો મારે માટેનો પક્ષપાત અમારા ઉલ્લૂકાચાર્યના તીણી વીંધતી દ્રષ્ટિ બહાર ન હોય. કુમુદનો સ્નેહ એને ખુંચે છે ને મારી હાજરીમાંજ કુમુદને ઉતારી પાડવાની એકે તક એ ગુમાવતો નથી. સ્વાભાવિક રીતે 'હું' તેનો બચાવ કરૂ છું ને આથી તો બાજી ઉલટી બગડે છે. ૩ઇ કાલેજ કુમુદ સંબંધી 'ઘરનો ઘા' કરવા એણે પ્રયત્ન કર્યો. તેઓશ્રી ઓચર્યા "હા! આ તમારા કુમુદચંદ્ર ઠીકજ છેસ્તો."

ઠીક તમે બધા ભભકભરી શૈલીવાળા! પણ આખર 'પોલું છે જગ આ' ને ભા નક્કર જ્ઞાન રાશિ એમ કૈં નથી પડ્યા રહ્યો.'" આમ ઉલ્લૂકાચાર્યે પોતાની વિવિધ રંગી અને બહુ સુત્રી ઘટના વાળી જ્ઞાન પરંપરાનું પ્રદર્શન કર્યું ને તેણે આ માર્મિક પ્રહારની મારા ઉપર કેવી અસર થાય છે એ જાણવા મથતો મારા પર દ્રષ્ટિપાત કર્યો પણ બાપડો ભોંઠોજ પડયો. આવી વિચારશ્રેણી ને કાર્યપદ્ધતિવાળા માણસ તરફ મને અણગમોજ છે; તો પણ, મેં તેની સામે ટક્કર ઝીલીને પ્રેમની હુંફથી મારી વૈખરી જાણે ખીલી નીકળી. મેં રોકડું પરખાવ્યું: "મહાશય કુમુદનાં શીલ અને સુજ્ઞતા તેના તરફ માનભર્યું આકર્ષણ માગી લે છે; તેના માહીતી ભંડારનું વૈપુલ્ય કોઇ પંડિતનેએ શરમાવે એવો છે: આટલાં વિસ્તીર્ણ અને અગાધ જ્ઞાન વૈભવ વાળો માણસ જ્યાં ત્યાં તો અડફડે નજ ચડે; વળી એની જ્ઞાનશ્રી વન્ધ્યા નથી નીવડતી પણ ફલવતી કેર છે; આટઆટલી બહુરંગી માહીતી અને છતાએ અણુંએ અણુએ કાર્યાત્મક; તમારા બધા ફીલસુફ સમો નિષ્ક્રય નહીં, શુન્ય દ્રષ્ટિએ એ મારી સામુ જોઇ રહ્યા. તેની કોઇ નવી ભ્રમણા મારા દીલને ન ઉશ્કેરી મુકે માટે મેં રજા લીધી.

વહાલામિત્ર, આ બધા માટે તારા સીવાય ઠપકાપાત્ર કોણ? આ ઝુસરી મારા ગળે તેંજ વળગાડી છે. તારી લલિત વાણીમાં તું એને કાર્ય ધુરાનું આહલાદક વહનજ કહે ને? જ્યારે ત્યારે આ પીંજરીયું તોડવુંજ પડશે, હાલ તો તારી ડાહ્યલી શીખામણ सहसा विदधीत न क्रिया। રોજ મનમાં ખુપ્યા કરે છે.

તું લખે છે. 'ભૂત કાળની એક વાત આપણે બીજાને કહીએ છીએ ત્યાર પછી આપણે તેનાથી પર થઇ જવું જોઇએ. પણ મારાથી તો આપવીતી કહેતાં ઉલટું ભૂતકાળમાં વધુ વધુ ડુબી જવાય છે. વહેનો વર્તમાન કાળજ મને ભૂતકાળ લાગે છે.

[આ રસિક પત્રમાળાનો વિશેષભાગ આવતા અંકમાં]




લેખક:

રા. ફીરોજશાહ રુસ્તમજી મહેતા

[ અનુસંધાન ગતાંક પૃષ્ઠ ૧૮૨ થી ]

## જુદી જુદી પ્રજાઓના નાચો : જંગલી પ્રજાનું નૃત્ય

જગતની કોઇ પણ પ્રજા એવી અણસુધરેલી હજુ સુધી જણાઇ નથી કે જેને ત્યાં નૃત્ય ન હોય.

ઓમારી અને રેડ ઇન્ડીઅનોમાં "ખોપરીનો નાચ" ( Sculp Dance) જાણીતો છે. સુડાનીઓ નૃત્ય વડે શત્રુનો પરાજય ઉજવે છે. "મોતનો નાચ" બધી જંગલી પ્રજાઓમાં પ્રચલિત છે. મરકી કે કોઇ ઉડતા રોગને હાંકી કાઢવા સારુ આ નાચ તેઓ કરે છે. રાક્ષસો અને ભૂતોને નસાડવા સારુ તેઓ "ભૂત રાક્ષસ નાચ' નાચે છે. જમેકાના "ઓબ્યાહ" વેદો અને સીલોનના 'વેદાહ' લોકો માંદાઓને સાજા કરવા માટે નૃત્ય અજમાવે છે. સીંગાલીના ધંધાદારી નૃત્યકારો વળી જાદુગરો ( Necromaneer ) પણ હોય છે. ઇયોવાના રાતા જંગલીઓ, છોકરાઓ જુવનીમાં આવે તે પ્રસંગ તેમને દીક્ષા આપવાના દિવસે ભયંકર અને કમકમાટ ભરી કષ્ટદાયક વિધિઓ સહિત નૃત્ય કરે છે. એ જાતોમાં વરુ, રીંછ, વાંદરા, બળદ, દેડકાં વગેરે જનાવરોની ચેષ્ટાવાળા ધાર્મિક નાચો જાણીતા છે. નૃત્ય સાથે વાગતાં વાજીંત્રોનુ એમનું સંગીત બહુ કઠોર હોય છે. ટોળકીનો વડો જાતે વાજીંત્ર વગાડવાનો હક ધરાવે છે. હીંદુસ્તાનની પહાડી જાત ગોંડ, આગળ પાછળ થતી ગતિમા બબ્બેની જોડમાં નાચે છે. આસામના કુકી લોકો ઘુંટણ વાળી આમથી તેમ કર્કશતાથી કુદે છે. ફીજીના લોકો થાપા પર હાથ મુકી પડખેથી કુદે છે. જાવાના લોકો અસરકારક હાવભાવ હાથોની ચેષ્ટાથી દર્શાવે છે આરીઝોનાના જંગલની હદપર આવેલા મોકી ગામના નાચનારાઓ મુખમા જીવતા ઝેરી સાપ પકડી ધાર્મિક નૃત્ય કરી બતાવે છે. યુરોપીઅન મુસાફરો જણાવે છે કે આ ઝેરી સાપના નાચ વેળાએ કોઇ પણ નાચનારને હજુ સુધી સર્પ દંશ થયો નથી. એ ખરેખર આશ્ચર્ય ઉપજાવનારું છે. રાતા જંગલીઓનો "સૂર્યનો નાચ" પણ ઘણો જાણીતો છે. 'કેકવૉક' નો અતિ જાણીતો નાચ નીગ્રો લોકોથી પ્રથમ ચાલુ થયો હતો. "A'pache dances" "પેરીસ શહેરના

નહી-અમોએ શોક દર્શાવ્યો. તમે રડયા નહીં!" ( Matt xi 17.) જ્યારે " ઉડાઉ ( Prodigal ) દીકરો ઘેર પાછો ફર્યો ત્યારે તેને ' ગાયન અને નૃત્યે " થી આવકાર મળ્યો ( Luke xv 25 )

### ગ્રીક નૃત્ય

કેળવણી અને સાહિત્યની ખીલવણીના એક સૌથી અગત્યના અંગ લેખે પ્રાચીન ગ્રીકોમાં નૃત્યની ગણના હતી. મહાન કવિઓ પણ " ડીઓનીસસ" દેવતાઓની પૂજાના" દીથાઇરેમ્બ " નામે નાચમા ભાગ લેતા. " પીરીક " અને " ગાયનો પેડીક " નામે નાચો ભવ્ય તથા ગંભીર હતા. અને તે તમામ નગ્નાવસ્થામાં નાચતા. જેને આપણે " કોરસ" કહીએ છીએ તેનો ગ્રીક અર્થ: " ગાવું " નહી પણ "નાચવું" થાય છે. " Bacchus "ના " Ariadne " સાથના લગ્ન સુચવતા નાચો અભિનયથી ભરપુર હતા. વળી " Anthema " નામે " પુષ્પનૃત્ય " પણ થતું.

ગ્રીકોને મનથી નાટય ગૃહો તે પૂજાસ્થાનો ( Temples ) હતા. આવાં નાટય ગૃહોમાં એકી વેળા ૩૦૦૦૦ પ્રેક્ષકો બેસતા અને દિવસો સુધી લાગલાગટ નાચ જોતા; તે વેળાએ ગ્રીકો વચ્ચે નૃત્ય કેટલું મહાન અને માનવંત ગણાતું તેનો ખ્યાલ " De Saltat "—એક સંવાદ નામે પુસ્તકમાં નીચે પ્રમાણે આપ્યો છે:—

The most noble and greatest personages in every city are the *dancers*; and so little are they ashamed of it, that they applaud themselves more upon their dexterity in that species of talent, than on their nobility, their posts of honour, and the dignities of their forefathers."

" એમીલીઆ" નામે નાચ ફકત કુમારિકાઓજ નાચતી. આ નાચ અત્યંત ધીમેથી અને ઘણી નાજુક રીતે થતો.

પાછલા વખતમાં ગ્રીક નાચો યુવકો અને યુવતીઓ વચ્ચે પ્રીતિ વધી લગ્ન થાય એવા હેતુથી પણ થતા. આટલા સારુ પ્લેટોએ તેની હીમાયત કીધી હતી.

### રોમન નૃત્ય

પ્રાચીન રોમનોનો સૌથી પહેલો જણાએલો નાચ લડાયક હતો. સાઇબાન જાતની સ્ત્રીઓનાં હરણ થતાં, તે પ્રસંગે થતા ઉત્સવ કાજે એ નાચની ઉત્પત્તિ થએલી. 'માર્સ (મંગલ)'ના પુજારી ધર્મગુરુઓ પણ નાચમાં ભાગ લેતા. " લુપુર કાલીઆ " નામે નાચમાં તો અર્ધ નગ્ન યુવકો હાથમાં ચાબુક લઇ મહોલ્લાઓમાં દોડતા અને જે મળે તેને-ખાસ કરી સ્ત્રીઓને ફટકાવતા. આ કાર્ય તે સ્ત્રીઓને મનથી પ્રીતિ સૂચક ગણાતું.

" પાન " દેવતાના માનમા ગામડાંમાં નાચો થતા. નાચનારાઓના માથા પર ઓકનું તાજ મુકાતુ. અને ફુલોના હાર તેઓના અંગે લટકતા.

રોમન ગ્રીકોના જેવા કલાવંત તો નહીંજ. એઓમાં પાછળથી જે નાચના પ્રકાર ઉમેરાયા, તે ગ્રીકો મારફતે મળ્યા હતા.

એક વેળાએ રોમ ભારે દુકાળથી પીડાતુ હતું. સત્તાવાળાઓએ વકતાઓને અને શિક્ષકોને પણ કાઢી મુકયા હતા; તોએ ૩૦૦૦ પરદેશી નાચનારીઓને તો ખાસ રહેવા દીધી હતી. નૃત્યની જરૂરીઆત રોમમાં આટલી બધી હતી.

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૨૭૧]



અભિનય ને નૃત્યનું આકર્ષણ



મને માર ડાશે રે! માર ડાશે રે!

[રાબ જણ : પૃ૪ ૨૬૭]

[ગુજરાત: જ્યેષ્ઠ ૧૯૮૩



# બે ખરાબ જણ

( પ્રતિષ્ઠા અને ગાંભીર્યના ઇજારદારોને નહીં વાંચવા લાયક એક નાટક )


લેખક:

રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી

પ્રમુખ, સાહિત્ય સંસદ

ચિત્રકાર:

રા. ગોરક્ષકર


## પાત્રો—જેમ આવતાં જાય છે તેમ

ભીમજીકાકા ..................રામદાસ ડગલીવાળાનો કાકો.

શેઠ રામદાસ ડગલીવાળા...વિલાયતથી તાજા પાછા ફરેલા એક જુવાન કરોડાધિપતિ.

મોહન ધી મેડીકો............એક નવો ડાક્ટર.

પરશોત્તમદાસ પોપટ........એક પ્રખ્યાત સોલીસીટર.

લેખાબાઈ......................પરશોત્તમદાસનાં સ્ત્રી.

રંભા.........................તેમની છોકરી.

નર્સ જાનકીબાઈ.

મીસ મેરી ................રામદાસ શેઠનું પ્રેમપાત્ર.

મોરારભાઈ શેઠ.............પરશોત્તમ પોપટનો સાળો.

નાથીબાઈ ................મોરારશેઠનાં ધર્મપત્ની.

ગંગામા..................... પરશોત્તમ પોપટનાં માસીજી.

વાનાજી......................અળસી મરસીનો દલાલ.

માળી.........................મોરારશેઠના બંગલાનો રખેવાળ.

સ્થલ—મુંબાઈ.

## આગલા પ્રવેશોનો સાર

મી. રામદાસ ડગલીવાળા એક ક્રોડાધિપતિ તાજાજ વીલાયતથી પાછા ફરી મુંબાઈમાં આવ્યા છે. એમના કાકા ખીમજીએ ખાસ તકલીફ ઉઠાવી નેપીઅન્સી રોડ પરનો એમનો પોતીકો બંગલો અપ-ટુ-ડેટ બનાવવામાં કશીએ મણા રાખી નથી. પરંતુ આ વીલાયતથી તાજા પાછા ફરેલા શ્રીમંતને આ ગોઠવણો ને અહીંની રહેણીકરણી ગમતાં નથી. તેના કાકાને તે પોતાનાં લગ્ન કરાવી આપવા કહે છે.

એમનીજ જ્ઞાતના મી. પુરશોત્તમદાસ પોપડા સોલીસીટરની હોંશીઆર પુત્રી રંભાનું માગું કરે છે. સોલીસીટર મી. પોપા એક લાખનો ચેક બદલામાં ગજવામાં મુકી માગું સ્વીકારે છે.

રંભા રામદાસને કોઇએક અંગ્રેજી સ્ત્રી સાથે મોટરમાં ફરતાં જોઇ જાય છે ને ત્યારથી રામદાસ સાથે લગ્ન કરવાની ના પાડે છે. પૈસાનાં લોભીઆં માબાપ તેની સાથે લગ્ન કરવા આગ્રહ કરે છે.

રામદાસ રંભાને મળવા આવે છે. રંભા મળવાની ના પાડે છે. રામદાસથી અપમાન સહન થતું નથી પણ આ છોકરી સાથે લગ્ન કરવાનો લોભ જવા દેવાતો નથી. આખરે લગ્નની તારીખ નક્કી કરે છે અને મી. પોપડા છોકરીને સીધી દોર કરી મી. રામદાસ ડગલીવાળાના વાંદરાના બંગલે લગ્નના મુહુર્ત સમયે હાજર થશે એમ ખાત્રી આપે છે.

લગ્નને દિવસે પરશોત્તમદાસ રંભાને મોટરમાં ઘાલી વાંદરા તરફ જાય છે. રસ્તામાં મોટર બગડે છે. રંભા મોટરમાંથી ઉતરી નાસી જાય છે. રામદાસના વાંદરાના બંગલે ધામધુમ થઈ રહી છે. કન્યા મૂહૂર્ત વીતી જવા છતાં પણ આવી નથી તેના વીશે તર્કવિતર્ક ચાલે છે ત્યાં મોટરમાં રંભા મળતી નથી. રામદાસ, પરશોત્તમદાસ અને લેખાબાઈ હોહા કરી મુકે છે. અને રંભાની શોધમાં સૌ જાય છે.

રંભાને મોહન ધી મેડીકનો મેળાપ થાય છે. મોહન પાસે તે આશ્રય માગે છે ને મોહન તેને આશ્રય આપવા એની એક ઓળખીતી નર્સને ત્યાં લેઈ જાય છે.

નર્સ જાનકી એક યુરોપીઅન બાઇની સારવાર કરવામાં રોકાએલી છે. તે મોહનને એના ઘરની કુંચી આપી વીદાય કરે છે.

હોલીસરે રામદાસ ડગલીવાળા પેલી યુરોપીઅન બાઈ જે તેની રખાત છે તેને મળવા આવે છે. ત્યાં તેને ખબર પડે છે કે રંભા મોહન મેડીકો સાથે નર્સ જાનકીને ત્યાં છે. તે બંનેને પકડવા જાય છે.

(હવે આગળ વાંચો).

## અંક બીજો



### પ્રવેશ બીજો

[ સમયઃ બીજે દહાડે સવારે સાડા ૭ વાગ્યાનો.

સ્થળઃ વાલકેશ્વર પર આવેલા મોરારભાઈ શેઠના બંગલાના ઓટલા પરનો એક ખંડ. બંગલાનો માળી ધોતીઉં ઓઢી ત્યાં સુતેલો છે.

વાનાજી મારવાડી અળસી સરસીનો દલાલ દોડતો દોડતો દાખલ થાય છે ]

વાનાજી

શેઠ સાહેબ ! શેઠ સાહેબ !!

માળી

(હાંફળો ફાંફળો ઉઠી) કાય ઝાલા ? કાય ઝાલા ?

વાનાજી

(ગભરાટમાં) શેઠ કડે છે ?

માળી

(ગુસ્સામાં) અરે પણ તુલા ઝાલા કાય ?

વાનાજી

ઝાલા ઝોલા કાંઇ કરે છે ? આજસીકો બજાર બેઠ ગયો છે. શેઠ કડે છે ?

માળી

શેઠ તો રાત્રિલા લગન મધી ગેલે.

વાનજી

ઓ ભગવાન ! બજાર તો બેઠ ગયો છે ઓર શેઠ વ્યાહ દેખવાને ગયા છે ! ચલો, બેઠું. (બેસે છે.)

માળી

(માળી બડબડતો ઉઠે છે) સકાળ પડલી ને આલે. બજાર બસલા તરી માલા કાય ? ત્યાલા બસુન દે, બસાયચા અસેલ તો.

વાનાજી

થારો બાપકો કાંય જાવે? કહે દીઓ 'બસુન દે' ! [માળી જાય છે.]

(સ્વગત) અબ કાંય હોશી ? આજે અંળસી બેઠ ગઇ છે, કલ સરસુંબી બેઠ જાશીં. આજ સુરજકરણજી સાત શેરીઆ દીવાલીઆ હો જાશી. ઓર કલ (ઝોકું ખાય છે.) મોરાર શેઠને કાંય હુયો ? (ફરી ઝોકું ખાય છે) મોરારશેઠને કાંય હુયો છે ? ભગવાનકી મરજી હોશી સો કામ આવશી (બેસ કોટ પાવડી ધીમે ધીમે કાઢવા માંડે છે.) ઘોર કળજુગ આય ગયો છે. મોરાર શેઠને કાંય હુયો છે ? (એક ઓકા પાછળ જઇને ધોતીઆ વતી ભોય ખંખેરી સુવા માંડે છે.) અબ મારવાડી બજાર બીગડ ગયો છે ! [થોડી વારે તે ઘોરવા માંડે છે. અને બે ત્રણના ઘોંઘાટભર્યા અવાજ આવે છે. ગંગામા કકળતાં દાખલ થાય છે.]

નાથીબાઈ: (ગુસ્સામાં દાખલ થતાં) હજી કરો મારી દીકરી–મારી દીકરી–મારી દીકરી.

ગંગામા

ઓ મારી મા ! આ દીકરીએ તો મારી કુખ લજવી. (રડતે રાગે) ઓ મારી મા ! મારે સીતેર વરસે શું જોવાનું રહ્યું રે મારી મા ! ઓ મારી દીકરી તું ક્યાં મોઇ રે મારી રંભુ ! રે મારી સાત પેઢીની આબરુ પર પાણી ફેરવ્યું રે મારી દીકરી ! ઓ મારી રંભુ ! તેં તો ભોંકાણુ માંડી રે દીકરી !

નાથીબાઇ

( ગુસ્સામાં દાખલ થતાં ) હજી કરો મારી દીકરી–મારી દીકરી–મારી દીકરી. એક મારી દીકરી લેખાંબાઇ ને તેની મારી દીકરી રંભા બાઇ ! ના કહી કહીને કુચો વળ્યો, પણ મારી બાઇને બુટ જોઇએ, મોજાં જોઇએ, ને ઠમક ઠમક કરવા જોઇએ. હવે લગાડો તમારી બાપદાદાની આબરુ પર દીવાસળી.

ગંગામા

અરે મારી દીકરી ! તને આ શું સુઝ્યું રે મારી દીકરી ? અરે મારી રંભુ ! તું કયા જતી રહી રે મારી દીકરી ?

નાથીબાઈ

ચુલામા ગઇ તમારી દીકરી ! હું પહેલેથી જાણતી'તી કે ચડીઆ પડીઆં કરીને બ્હેનબા ફરતા'તા તે આખરે કાળું ધોળું જ કરવાના. સાળું આવું તે કોઇ દિવસ સાંભળ્યું છે, કે પરણતી વખતે કન્યાજ નહીં ! લાશ ! હવે લેખાંબાઇનો મીજાજ ઉતરશે.

ગંગામા

હા ! બાપ હા ! જ્યારથી તારા જેવી વહુ ઘરમાં આવી છે ત્યારથી મારો ને મારી દીકરીનો મીજાજ રહ્યો છે જ કયા ? ને મારું ને મારા દીકરાનું નાક કપાય ત્યારે તુ નહીં હસે તો કોણ હસશે ? ( રડતે રાગે ) અરે મારી રંભુ ! અરે મારી રંભુ ! તને આ શુ સુઝ્યું રે મારી દીકરી ?

નાથીબાઇ

હાસ્તો ! હું તો તમારી પેલા જનમની વેરી તે મને કેમ નહીં હસવું આવે ? એમ કહો ને કે પેલા જનમની વેરી તો પેલી છોકરી કે આવી, નાભઓળું છોકરી જણી.

ગંગામા

મારા પણ ઘરડે ઘડપણ ભોગ લાગ્યા કે-આ કપાતરને હાથે પડી ! ઓ મારી દીકરી ! તું કાં ભોઇરે મારી દીકરી ? હું–હું–હું–

નાથીબાઇ

હું કપાતર ! હાસ્તો-સાચું બોલે તે સૌનો વેરી. ફટવી ફટવીને મોટો હેડંબો કરી મુકી હતી તે લેતાં જાઓ.

[ પરસેવો લુછતાં મોરાર શેઠ દાખલ થાય છે. ]

મોરાર શેઠ

પેલો અક્કલનો દુશ્મન પરશોતમ ! હું જાણતોજ હતો કે આ છોકરી આવી નીકળવાની છે. 'અમે તો એજ્યુકેશન આપીએ છીએ. (ચાળા પાડીને) અમે તો સુલા કરીએ છીએ !'

નાથીબાઇ

હું તેજ કહું છું.

ગંગામા

ઓ મારી દીકરી ! તને આ શું સુઝ્યું રે મારી દીકરી ?

મોરાર શેઠ

( બાય ચડાવી ) મા ! મા ! સાચું કહું છું ખબરદાર ! આજ પછી એ છોકરીનું નામ દીધું તો. જુની આંખે નવા તમાશા તે કંઇ ઓછા જોયા ? પેલા પરશોતમને કહી કહીને મોઢું દુઃખી ગયુ કે જોજે બાયડીની જાત છે, બહુ ફાટવા દેતો નહીં.

નાથીબાઇ

( રોફમા ) અમે પણ બાયડીની જાત છીએ. તે અમે શું કરી નાખ્યું ?

મોરારશેઠ

( ગંગામાને ) હું સાચું કહું છું આજ પછી એ છોકરીનું નામ દીધું છે તો—

ગંગામા

અરે મારી દીકરી! તેં શું કર્યું રે મારી મા?

મોરારશેઠ

આજ પછી એ છોકરી જોડે એક બોલ બોલી છે તો—

નાથીબાઇ

—ને આજ પછી એ છોકરીને ઘેર બોલાવી છે તો—

મોરારશેઠ

—ને આજ પછી એ છોકરીને ઘરમાં પગ મુકવા દીધો છે તો—

[દોડતી દોડતી રંભા દાખલ થાય છે ને પાછળ મોહન મેડીકો આવે છે.]

રંભા

(કોટે વળગે છે)

ઓ મારી મા!

ગંગામા

ઓ મારી દીકરી!

મોરારશેઠ ને નાથીબાઇ

રંભુ!

રંભા

ઓ મા! મા!!

મોહન

મારી નાખ્યાં. અહીંઆં મહાભારતનો રંગ છે. રંભા!

પર્યનામ્ પાંડુપુત્રાણાં આચાર્ય મહતી ચમૂમ્!

નાથીબાઇ

ક્યાં ગઇ હતી છોકરી?

રંભા

મા!

---

# ગુજરાતના વાચકોને—

**એક વિચારણીય ને ચિંતનશીલ પ્રશ્ન**

**નવ ગુજરાતનો સૌંદર્યનો આદર્શ શો?**

આવતી કાલના ગુજરાતના પુરુષ તેમજ સ્ત્રીના સૌંદર્યનો તમારો આદર્શ તમે કદી કલ્પ્યો છે? કલ્પ્યો હોય તો તે લખી મોકલો. જવાબ 'ગુ જ રા ત'ના એક પૃષ્ઠથી વિશેષ લાંબો ન હોવો જોઇએ. સારામાં સારા ઉત્તરો અમારા 'શ્રા વ ણ' માસના અંકમાં પ્રસિદ્ધ કરવામાં આવશે.

ઉત્તરો—તા: ૨૫ : ૭ : ૨૭ : : સુધીમાં મોકલવા : :

—ઉપતંત્રી.

---

ગંગામા

દીકરી મારી! તું કયાં હતીરે મારી દીકરી?

નાથીબાઇ

ચાલ્યું પાછું (મોં મચકોડી) મારી દીકરી મારી દીકરી-

મોરારશેઠ

(ગુસ્સામાં) છોકરી! કમજાત!

રંભા

(ગરીબડી થતી)

ઓ મામા!

મોહન

અર્જુન ઉવાચ—

દેખીને આ સ્વજન કૃષ્ણ ઉભેલાં યુદ્ધવા છતાં;

ગીદન્તિ મમગાત્રાણિ, ને મોં સુકાઇ જાય છે.

ગંગામા

(હેતથી) મારી દીકરી તુ કાલે કયા ગઇ હતી? રાતના અહીં બધે ગોધી. (ઉઠીને રંભાને વાંસે હાથ મુકે છે.)

નાથીબાઇ

ખબરદાર માનુ-છી! એને લાડ કર્યા છે તો. (મોરારને) જરા બોલો તો ખરા. પછા માવડીસુખા થઇ ગયા.

મોરારશેઠ

(રંભાને જુદી કરી) મા! મા! એ શું કરે છે! ખબરદાર એ છોકરીને લાડ કર્યાં છે તો! ફુલાવી ફુલાવીને ફાળકો કરી નાખી છે. છોકરી! હરામખોર છોકરી! દૂર ઉભી રહે—

મોહન

અરે સસુર કાકા!

મોરારશેઠ

(ડોળા કાઢીને) કોણ છે તું? કેમ આવ્યો છે?

મોહન

(હસીને) મને નહીં ઓળખ્યો? હું મોહન મેઠીકો. જરાક ટેંપરેચર તમારી ઉતરે તો હું કહું ને.

મોરારશેઠ

(ગુસ્સામાં) શું જોઇએ છીએ તારે?

મોહન

ન કાંક્ષે વિજયં કાકા! રાજ્ય કે સુખ ઇચ્છું ના;
કિં રાજ્યેન હે કાકા! લાગ્યા શા ભોગ માહરા?

મોરારશેઠ

શું બકે છે! ખસ વચ્ચેથી. આ છોકરીની પોલી વલે કરવા દે ખસ્યો કે-(ધક્કા મારે છે.)

મોહન

અરે વાહરે વાહ!
સિંહનાદં વિનદ્યોચ્ચૈ: શંખં દધ્મૌ પ્રતાપવાન્

નાથીબાઇ

છોકરી તું કાલે કયા ગઇ હતી?

ગંગામા

કાલે દીકરી—

મોરારશેઠ

ખબરદાર વચ્ચે બોલી તો મા. રંભુ! અમારી કાલે રેવડી કરી? કયાં ગઇ હતી? ઉભીરે તારા બાપને ટેલીફોન કરું (ચાલી જાય છે).

રંભા

ઓ મામા! નહીં! ઓ મા! મારે પપાને ત્યાં નથી જવું.

નાથીબાઇ

ત્યારે કયાં જવું છે? ગઇ કાલે પરણી હોત તો આજે રામદાસ શેઠના બંગલામાં મજાહ કરતી હોત.

રંભા

મારે એને નથી પરણવું

ગંગાબાઇ

દીકરા—

નાથીબાઇ

ચુપ રહો સાસુજી! તમારાથી આ છોકરીને નહીં પુરાં પડાય. (રંભાને) કેમ નથી પરણવું વારું? કુંવારાં મરવું હશે?

રંભા

ગમે તેવો હોય તો પણ મારે મન એ નકામો છે.

નાથીબાઇ

(ચાળા કરીને) ઓ હો હો હો! રંભા વહુ તમારો કેં લટકો! એથી સારો તારે કપાળે કયો બીજો લખાવી લાવી છે? લો! એનબાને ડગલીવાળાનું ઘર નાનું પડયું? સારું છે કે મારી છોકરી નથી. નહીં તો—

રંભા

સારું છે કે હું તમારી છોકરી નથી મામી! મારી વાતમા તમે આટલું બધું બોલો છો શાના?

નાથીબાઇ

છાની મર, નહીં તો જીભ ખેંચી કાઢીશ!

મોહન

(હસીને) બધાથી આ મજાહનાં છે. ચાલવા દો-
તતઃ શંખાશ્ચ ભેર્યશ્ચ પણવાનક ગોમુખાઃ

રંભા

મામી! મારી વાતમાં તમારે પડવું નહીં.

ગંગામા

દીકરા! પણ ડગલીવાળાનાં ઘર—

રંભા

મા! પણ હું ઘરને પરણું કે વરને?

[વધુ માટ જુઓ પૃષ્ઠ ૨૬૫]

# મારી નોંધપોથી

લેખકઃ
રા. ગુપ્તા

તા. ૫-૬-૨૭

આજે ઑલ ઈંડીઆ કૉંગ્રેસ કમીટીની બેઠકનો અહેવાલ વાંચ્યો. એમાં હીંદુ મુસલમાનોની એકતા કરવાનો—એમને બેગા કરવાનો ઠરાવ ઘણો પ્રશંસાપાત્ર છે એમ ઘણે ઠેકાણેથી સાંભળ્યું. પણ પ્રખર દેશનેતાઓની આમાં કંઈ સમજફેર થઈ હોય એમ મને લાગે છે. આપભોગ આપવાને તત્પર થએલા દેશનેતાઓ સમજફેરના ભોગ થાય ખરા? એવી કુશંકા કરવાનું કારણ નથી. હીંદુ મુસલમાનોને બેગા કરવા એ કામ બહુ કઠણ નથી,—મહેનત તો એ બેગા થાય છે ત્યારે તેમને છુટા કરતાં પડે છે. હમણાં ઉજવવામાં આવેલા શિવાજીની જયંતિ પ્રસંગે સુરત, વડોદરા વગેરે સ્થળે હીંદુ મુસલમાનો—ઑલ ઈંડીઆ કૉંગ્રેસ કમીટીના ઠરાવની રાહ જોયા વગરજ બેગા થયા હતા. અને એ દૃશ્યના સાક્ષીભૂત થવા સરકારે પોતાના પ્રતિનિધિઓને તેમના ખાસ પોશાક ને સાજ સાથે મોકલ્યા હતા. પરંતુ ઈર્ષ્યાનો કીડો સરકારી પ્રતિનિધિઓના પાષાણ સમા હૃદયમાંએ ઉત્પન્ન થવા વગર રહ્યો નહીં. હીંદુ મુસલમાનોને બેગા થએલા જોઈ એમના અંતરમાં કંઈ કંઈ થયું ને કોઈ પણ ઉપાયે બંનેને છુટા કરવાનો તેમણે નિશ્ચય કર્યો. આખરે ઘણી મહેનતે એમણે હીંદુસ્તાનની ડાબી ને જમણી આંખ જેવા હીંદુ અને મુસલમાનોને છુટા કર્યા, અને તેમ કરવામાં કેટલાકને જાનથી પણ છુટા કરવા પડ્યા.

આવી સ્થિતિમાં હીંદુ મુસલમાનોને બેગા કરવાનો ઠરાવ કરવાની શી જરૂર?—હશે. ઑલ ઈંડીઆ કૉંગ્રેસ કમીટીનો ઠરાવ એટલે—ઠ રા વ. એમાં જરા પણ ફેર પડે નહીં. મારા એક સંશયાત્મા મિત્રે (હવે હું એને મિત્ર કહેતાં પણ શરમાવાનો વિચાર કરું છું.) વાતો દરમિયાન કહ્યું હતું, 'પણ એમ ઠરાવ કરવાથી હીંદુ મુસલમાનની એકતા થશે ખરી?' આવા કુતર્કો કરવા એ આપણી અધમ મનોદશા સૂચવે છે. આપણે ઠરાવ કરીએ એટલે આપણે આપણો ધર્મ બજાવ્યો. પછી યત્ને કૃતે યદિ ન સિધ્યતિ કોઽત્ર દોષઃ। યત્ન કર્યા છતાં સિદ્ધિ ન મળે તો એમાં આપણો શો વાંક? એજ નિયમ પ્રમાણે, મુસલમાનોએ ઘણા હીંદુઓને સ્વર્ગે પહોંચાડવાનો યત્ન કર્યો ને હીંદુઓએ મુસલમાનોને જન્નતમાં મોકલવાનો પ્રયત્ન કર્યો, તેમાં

એ બંનેને જોઇએ તેટલી સફળતા ન મળી છતાં જે કાર્ય એમના પ્રયત્નો છતાં ન થયું, તે બદલ કોઇ એમનો દોષ કાઢી શકતું નથી. અને એજ કારણસર અસીલ કેદમાં જાય તો પણ વકીલને ફીના પૈસા મળે છે.

આના કરતાં ઉચ્ચ ભૂમિકાએ ચઢીને નજર નાખીએ તો દેખાય છે કે જગત કૈં નથી—મન એજ સર્વ છે. સ્વર્ગને નરક ને નરકને સ્વર્ગ બનાવવા એ શક્તિમાન છે આથી ખરેખરા મનથી કરાએલા ઠરાવ એ કદી ખોટા હોઇ શકેજ નહીં. હીંદુ મુસલમાનો કદી પણ લઢયા ન હોતા, લઢતા નથી ને લઢશે નહીં એમ આપણે ખરેખર માનીએ ને તે પ્રમાણે ઠરાવ કરીએ તો હીંદુ મુસલમાનની એકતા એની મેળે, તરત સિદ્ધ થઇ જશે.

આ પ્રકારની ઉચ્ચ ભૂમિકા પરથી આવતી કોંગ્રેસની બેઠકમાં બંગાળાના એક પ્રસિદ્ધ દેશ-સેવક ઠરાવ લાવવાના છે કે 'આ સભા અસંત દ્રઢતાપૂર્વક માને છે કે હીંદુસ્થાનને આ વર્ષથી સ્વરાજ્ય મળ્યું છે.' એમાં મદ્રાસના એક જાણીના લોકનેતા સુધારો કરવાના છે કે, 'આ સભા અસંત દ્રઢતાપૂર્વક અને સામાન્ય જનને અસાધ્ય એવા નિશ્ચયબળથી માને છે કે હીંદુ-સ્થાનને અનન્ત કાળથી સ્વરાજ્ય મળેલું છે; એ સ્વરાજ્ય કદી પણ નષ્ટ થયું નથી ને નષ્ટ થશે પણ નહીં. અને આને લીધે અંગ્રેજો તથા હીંદુઓ એકજ છે—નામનો પણ ફેર નથી એવું ફલિત થાય છે તેમાં કોઇએ પણ શંકા કરવી નહીં. એવી શંકા કરનારને, એ ખાદી પહેરતો હશે તો પણ મહાસભાના સભ્ય તરીકે રહેવાનો હક રહેશે નહીં.',

× × × ×

તા. ૧૦-૬-૨૭.

આજે ઇંગ્લંડ ને જાપાનના તાબાના એક ટાપુ વચ્ચે થએલી સુલેહની હજારમી સંવત્સરી (કે જયંતિ ?) નો દિવસ છે.

આજથી હજાર વર્ષ પર એ પ્રખ્યાત સુલેહની શરતો ઈંગ્લંડની પાર્લામેંટમાં નક્કી કરવામાં આવી હતી. અને એ વખતે હાઉસ ઓફ કોમન્સમાં દુર્જય, પ્રતાપશાળી ને કૌટિલ્ય જેવા પ્રતિભાવાળા રાજનિતિજ્ઞો ભેગા મળ્યા હતા. એ વીશે એવું સાંભળવામાં આવ્યું છે કે—

પણ આ વાતની જવાબદારી કે જોખમદારી હું માથે લેતો નથી. ઘણી વાર હું પોતે જે વાતો અન્યને કહું છું તેની જવાબદારી પણ હું સ્વીકારતો નથી તો આ સાંભળેલી વાતની જવાબ-દારી તો હું સ્વીકારુંજ શી રીતે ? બીજી એટલી બધી બાબતોની જવાબદારી તથા જોખમદારી હું મારે માથે રાખીને ફરું છું કે સ્વાભાવિક રીતેજ મારા માથા ને ટોપી વચ્ચે દશ પંદર ફુટનું અંતર રહે છે ! હું રસ્તામાં ચાલતો હોઉં છું ત્યારે મોટર, ટ્રામ, ગાડી, બસ, લોકોનાં ટોળાં ને હું એ બધાં બરાબર ચાલીએ છીએ કે નહીં તેની જોખમદારી ને જવાબદારી મારે માથે ! મોટરડ્રાઇવર કે ગાડી હાંકનાર પીધેલો હોય તેની ગભરામણ ને જવાબદારી એની મેળે મારા પર આવી પડે છે. આ પ્રમાણે રેલ્વે ટ્રેનમાં હું મુસાફરી કરતો હોઉં છું ત્યારે એંજીન-માં કોયલા નાખનારથી માંડીને તે ગાર્ડ સુધી સર્વના કાર્યની જવાબદારી મેં મારે માથે વહોરી લીધી હોય એમ લાગે છે. તેમ ઘણી વાર વીસમી સદીમાં થએલી સર્વ વૈજ્ઞાનિક શોધોને માટે હુંજ જવાબદાર હોઉં એમ પણ મને લાગે છે. આટલી બધી જોખમદારી તથા જવાબદારી મેં સ્વીકારેલી હોવાથી હું જે વાત

[ વધુ માટે જુઓ પૃષ્ટ ૨૬૯ ]



# ફેશન: એક વિહંગાવલોકન

લેખક:
સૌ. લીલાવતી મુનશી,
સભ્ય, સાહિત્ય સંસદ.
ચિત્રકાર:
રા. રવિશંકર શિવશંકર પંડિત, બી એ.

વહાલી માલિની!

કાલે રાત્રે તારા ભાઇ અને મારા 'એ'ની સાથે હું ગપ્પાં મારતી હતી. સાથે સાથે અમે તાજાજ આવેલા ગ્રાફીકનાં પાનાં ઉથલાવતાં હતાં. પાનાં ફરતાં ફરતાં 'ફેશન પેજ' આવીને ઉભું અને અમારા બન્નેની આંખો તે તરફ આકર્ષાઇ.

"જોની! આ લોકો કેવા neat (ચોખા) અને smart (ચપલ) લાગે છે? એમની ફેશન દર સીઝને બદલાય અને તું પચાસ વર્ષ પહેલાં ફેશનેબલ ગણાતાં તેવાં લુગડાં હજી પહેરે છે." મેં પહેરેલી ચંદ્રકળા દેખાડતાં તેમણે કહ્યું.

"શા માટે નહી પહેરું? ચંદ્રકળા પહેરવાથી-એ neat અને smart તો દેખાઇ શકાય છે."

"મારો મુદ્દો તે નથી. ફેશન બદલવી એ માત્ર ઉપરથી દેખાય છે તેવું સહેલું કામ નથી. જેમનામાં નવું વીચારવાની શક્તિ હોય તેજ નવા ફેરફાર કરી શકે. પ્રજાઓમાં ચાલતી ફેશન ઉપરથી એમની શક્તિ અને નવીનતાનું માપ કાઢવાનો તેં કદી યત્ન કર્યો છે?"

આમ અમારી વાત તે વખતે તો થોડીવાર ચાલીને બંધ થઇ ગઇ. પણ રાતના સુના પછી કયાં સુધી મને એ વિચાર આવ્યા કીધો. "શું આપણામાં અને આપણી ફેશનમા નવીનતાના કૈં અંશો દેખાતા નથી?"

ખરું પુછે તો ફેશન માત્ર કળામય વૃત્તિઓ-નું પ્રગટ સ્વરૂપ છે. એ વૃત્તિઓ જેમ જેમ બદલાય તેમ તેમ તેના બાહ્ય અંશોમાએ અજાણ્યે કે જાણી જોઇને ફેરફાર થવા લાગે છે. અને એ દૃષ્ટિએ જોઇએ ત્યારેજ બદલાતી ફેશનનું ખરું મૂલ્ય આપણને સમજાવા લાગે છે.

માલિની! તને અંગ્રેજીમાં 'મેનીકીન' શબ્દનો અર્થ ખબર છે? તેં કોટની કેટલીક દુકાનોમા છેલ્લામાં છેલ્લી ફેશનનાં કપડાં પહેરી બેસાડેલાં મીણનાં પુતળાં તો જોયા છે. દુકાનદારો ફેશનનું આવું પ્રદર્શન જીવતી સ્ત્રીઓ પાસે કરાવે તેને 'મેનીકીન' કહે છે. એ 'મેનીકીન' એકજ પ્રકારની નહીં પણ બધીજ પ્રકારની ફેશન દેખાડે છે. વાળ ઓળવાથી માંડીને બુટની લેસ બાંધવાની છેલ્લામાં છેલ્લી ફેશન તેમના અંગ પરથી નીરખી શકાય છે અને આંખ અને હાથના ચાળા અને

ડોકીના મરોડના લાલિત્ય એમની હલનચલન-ની ક્રિયામાથી સુંદર રીતે સુડોળતાથી વ્યકત થાય છે.

" અને કોઇ કોઇવાર તો આવી 'મેનીકીન'ના જાહેર પ્રદર્શન થાય છે. તેમા છે'ના બસો ત્રણસો વર્ષની ફેશનના જુદા જુદા પ્રકારોનુ પૂતળીસુન્દરીઓનુ એક મરઘસ કાઢવામા આવે છે અને આ રીતે એમના ફેશનના જુના થએલા સર્વ સ્વરૂપો વીસરાયા વિનાના રહ્યા છે

પણ માનિની ! ધાર કે આપણે ત્યાએ એવુ આવુ પ્રદર્શન કરે, વધારે નહી તો છે'ના સો વર્ષનુ — તો આપણા વિકાસનો ઇતિહાસ પણ એમાથી જડી આવે કે નહીં ? આપણે ભલે પચીસ વર્ષ પહેલાની ચકચકળા પહેરતા હોઇએ, પણ આપણી પહેરવાની રીત ફેર' નથી પડ્યો એમ કોણ કહેશે. ×



આજથી પચ્ચાસ વર્ષ પહેલાનો પહેરવેશ

કલ્પના બહુ આગળ તો નથી ચાલતી પણ જુની છબીઓ પરથી અને હજુએ કોઈ કોઈ સ્થળે એ જુની પ્રતિમાઓના જીવતા જાગતા નમુના પરથી આજથી પચાસ વર્ષ પહેલાનો પહેરવેશ તો આપણે કલ્પી શકીએ છીએ. એ કાચળી અને બુરાનપુરી છીદરી કે મઘીઆના પહેરનારાઓનો આપણામાથી છેક અસ્ત નથી થયો પાલવને ખભા પર ચઢાવનારીઓ અને લે ળીયાથી મોટા મોટા કરેલા કાનના વેહમા ચોળીઆ લટકાવનારીઓ અને સુડીઓ અને ચીમ પગી પહેરના-રીઓ મોટા શહેરો-મા હજુએ કોઇ કોઇ સ્થળે જડે છે. ઘામના બીડમા પગવાટો પાડી હોય તેવી રીતે સેંથો અને પાન પડી ગુથેલા માથાને સુંદરતાનુ જરુરી અંગ ગણનારાનો વર્ગ તે કાળે હતો. બીજા નાકની ગરજ સારે એવો મોટો કાંટો અને ને હૈયુ દબાય એટલી મોહનમાળા, કાંગીગાંડી ...ં ભરાય તેટલા નવસર હાર, તુલસીપાટીયાથી

શણગારાએલી ટોક, વાંક, વીંટી, વેઢ અને ચુડીઓથી ચમકતા હાથ અને કડલાં, કાંબી, અણવટ, વીછુઆથી ઠમકતા, અથવા મેલા ઘાઘરા માંથી ડોકાતા સંતાતા પગ એ એ વખતના શણગાર સજવાની કળાના મુખ્ય અંગો હતા. મેંદીના પાન અને કાજળની રેખ—રેખ નહી પણ કપોલ સુધી પથરાય એવા રેખડા—થી આ બધામાં સંપૂર્ણતા આવતી.



દેખ ટોક ઓઢણી ઓઢનમતા, * કાનોમાંથી ને મધુ ભાવ તોકા નવસર હાર, * * અથવા મેલા ઘાઘરા માંથી ડોકાતા સંતાતા પગ * * મુખ્ય અંગો હતા.



અમદાવાદી મ ઠીઓ અને ખભાતી મણકે ગોઠનારો વર્ગ

અને તે પછી આવ્યો અમદાવાદી નાટીઓ અને ખંભાતી મ ણુએ ગોઠનારો વર્ગ. પેશ્વાના માયાવડી પટોળી સાડીઓ અને કીનખાબના કમખા તે વખતે પહેરાતા. પણ ફેશન તરીકે કોઈ કોઈએ રાતા કાળી ભાતનાં ગરન અને ચોળીઓ પહેરવા શરુ કરી દીધા હતાં. સોળાઓ-ને બદલે લવંગીઆ અને ચુડલાને બદલે ચુડીઓ; પણ તે એ બહુ કીમતબેર નહી.

ત્રીજો કાળ આવ્યો તેણે ધીરે ધીરે ઝાંઝર પહેરવા શરુ કીધાં. એણે ચુડીઓના સાંકળીઓની જંજરીઓ અને આમળાઓ માંકળાં ઘાલવા કીધાં. કાનને બદલે નાણક માંકળાં પહેરવા

માંડયાં, કાંટા ને બદલે કાંટીઓ ચઢી. કાનમાં વાળીઓ સાથે બુગડીઓ ભળી. આખું ગળું ભરાય તેટલા દાગીના પહેરવાને બદલે બે ત્રણ કંઠીઓએ આવી વાત અટકી. પટીઆ અને પાન પાડવાને બદલે સીધી સેંથી પાડી માથાની ટોચે અંબોડી બાંધી માથું ઓળવું તેમાં સુધારો ગણાવા લાગ્યો, અને હાથમાં રુમાલ રાખવો તેમાં ફેશનની અવધી મનાઇ.



શણગારેલાં વહુઆરુ × × × માફામાં બેસી વરઘોડે ફરતાં.

આ પછીનો વચલો એક ટુંકો ગાળો આવ્યો. તેમા ગુચ્છા પાડેલા વાળ, લાંબી બાયનાં પોલકા અને રેશમી સાડી, કાનમાં ફુલ અને હાથમાં બે બે સોનાની બંગડી, ગળામા ટુંકો બહુ પાતળો ન ગણાય તેવો અછોડો એ આ સમયના વસ્ત્રાભૂષણ સજવાની કળાના નમુના. વધારે સુધરેલાં પગમાં સપાટ પહેરતાં, પાન ચાવતાં અને ઘણું થાય તો અત્તરનાં પુંમડાં ખોસતા.

પણ આ બધાએ જમાનામાં ધનરાણીનો શણગાર તો એકજ હતો અને તે સૌથી પહેલા પ્રકારમાં વર્ણવ્યો તેવો. સત્તરમી વડદાદીએ એવા શુભ પ્રસંગે જે રીતે શણગાર સજ્યો હોય તેજ રીતે તે વખતે શણગાર સજવામા વડાઇ મનાતી. કપાળમાં પીયળ કાઢવાની અને ગાલ પર વાઘ ચીતરવાની રીત તેની તેજ, સત્તર વડદાદીઓના તેલથી લચલચના માથાની સુગંધથી થએલી દામણી (દમકની દામિની એમ કહીએ તો?) ખેંચીને બાંધવાની રીત પણ તેની તેજ; નાગણ જેવા કેશકલાપનું દળદાર સ્વરૂપ દેખાડવાને લાલ નાડાનું મોટું પીલ્લુ નાની સરખી અંબોડી પર ચઢતું, અને સોળસો શણગારથી શણગારએલાં વહુઆરુ ચણીઆની કોરે ટાંકેલી ઘુઘરીઓ છમકાવતાં ચીરના પાથરણા પર ચરણ ચલાવતાં અને માફામાં બેસી વરઘોડે ફરતા; હળદર કંકુ અને કાજળથી અનેક રંગી થએલા મુખ પર પ્રસ્વેદના રેલા ચોમાસાના ઝરણની માફક આખા અંગપર રેલી રહેતા.

પણ હવે એ ફેશનને ગઇ અને એ લહાવાએ ગયા. ને રહ્યાં માત્ર એનાં સ્મરણો.

પણ કોઇ એમ રખે ધારે કે આ બધીએ

વખત સૌ એકજ રીતે અને પ્રકારે વસ્ત્રાલંકાર સજતાં હશે. નાગરણો ને ક્ષત્રણો, વાણીયણો અને બ્રાહ્મણીઓ, સૌના પાલવની કોર અને પાટલીના ઘેરની રીત જુદી હતી. નાજુકડી નાગરણો અને પડછંગ ક્ષત્રણો એક તરવારની તીક્ષ્ણ અને જાડી બે ધારો જેવી દેખાવમા સરખી છતા વિગતોમાં જુદી જેવી હતી. મેલી ઘેલી વાણીઅણો અને ચોખ્ખી છતા ગંદી જણાતી બ્રાહ્મણીઓ એની એજ વસ્તુઓ પહેરતા છતા એક નવુંજ ચિત્ર ઉપજાવતી. માત્ર જાત પરત્વેજ નહી પણ દેશ પરત્વે પણ પહેરવેશમા ફેરફાર પડતો. કોરી કાટેલી થીગડા જેવી માથાવટી અને બે પાનીઆ સાડલામા ઘુંઘટ કાઢી એક બાજુની લાજમાથી જોતી કાઠીઆવાડણો અને દક્ષિણી કોરના લુગડાની ફીટીઆ પાડી પાટલી વાળતી વડોદરાની સ્ત્રીઓ, નાકમા મોટાં મોતીની વાળી અને સોનાના કદોરા પહેરી અડધે માથે ઓઢી લચકાતી ચાલે ચાલતી સુરતણો અને પારસીશાઇ પહેરવેશનુ અનુકરણ કરતી મુંબાઇની છટાદાર કપોળણો એ સૌ એક વેષના અનેક રૂપાંતર હતા. સેલા ને સાળુ ને સાડી, ચુંદડી, ચંદ્રકલા અને મધીઆં, ત્રીમીઓ ને બુરાનપુરી છીંદરી ને ગવન અને છેલ્લે છેલ્લે છાયલ ને વાયલ સૌ પહેરાતા. આજની દષ્ટિએ તે વખતના રંગોની પસંદગી કે રંગોની મેળવણી ગમે તેટલી ખામી વાળી લાગે પણ આખી જીંદગીમાં ચાર સારાં લુગડાને સાચવી સાચવીને પહેરનારી સ્ત્રીઓને સારાં લુગડાં પહેરવાના જવલ્લેજ આવતા પ્રસંગે કેટલો આનંદ થતો હશે તેની કલ્પના આપણને લગભગ અશકય જેવી લાગે છે.



ત્રીજો ફાલ આવ્યો. તેણે ધીરે ધીરે છાયલ પહેરવા શરુ કર્યાં.

પણ રહે, ફરી આપણે મુળ વાતજ શરુ કરીએ. લાંબી બાયના બદન અને પગમા સપાટના મહાન ફેરફાર સુધી આપણે છેલ્લા આવી પહોચ્યા હતા. તે પછી આવ્યો પોલકા યુગ; જેની પહેરનારીઓ કેટલાક જોડકણાઓ ને વાર્તાઓમા અમર થઇ છે. પોલકા પહેરનારીઓ તો ખરાબજ હોય, ચાર આનાના કપડા પર ચાર રુપીઆની સીલાઇ આપી ધણીને પાયમાલ કરે; એવી ખર્ચાળ નારીઓના વરને દેવાળા કાઢવા સીવાય બીજો આરોજ ન રહે, એવી એવી વાતો, પત્નીના પોલકાના ખરચને માટે રખેને પાંચ રુપીઆ વધારે કમાવાની તસ્દી પડે એ ત્રાસથી જોડતી ને લખાતી. સ્ત્રીની મગદુર શું કે પુરુષ જાતને એટલું ખર્ચ કરાવવાની હીંમત બતાવે! વર્ષે દહાડે બે જોડ લુગડાં ને બે કપડાં માગવાનો સ્ત્રીઓનો અધિકાર; અને વળી શોખ જેવી ચીજ શું અને ગમતું અને

અણગમતું શું ? ઘરનો ધંધો કરવો અને ધાન ખાવું અને સર અવસરે કોઈ કદાચ મહાલવું એ સ્ત્રીઓનું કર્તવ્ય, આ સીવાય જેને પોતાની ઈચ્છા કે શોખ જેવી કૈં ચીજ હોય તેને ઢાંકણીમાં પાણી નાખીને ડુબી મરવું જોઈએ.

માલિની ! આજે એ પોલકાંને હસનારા કે ચોળી કાંચળીની હીમાયત કરનારા તને કોઈ ભાગ્યેજ જડશે પણ નવાની સામે બંડ ઉઠાવવું એ તો મનુષ્ય સ્વભાવજ છે કની ? એક બે દસકા પહેલાની આ વાત છે. તે પછીના આખા દસકામાંએ પોલકા ફેશનનું સામ્રાજ્ય રહ્યું અને સાથે સાથે ઝીણામા ઝીણાં કપડાં પહેરવાનો સ્ત્રીઓનો શોખ પણ વધતો ગયો. મદુરાની સાડીઓ અને કલકત્તાના પોત, ચીન જાપાનની સાડીઓ અને બનારસી સેલાં, મુગલાઈ કે રો મુકેલા કાચા રંગના સાળુ અને બુટ્ટીદાર રેશમી પોત સુંદરીઓની દેહલતાને વધારે ને વધારે સોહાવતાં ગયા.

ને પછી આવ્યો ગાંધી યુગ. એણે વેગમાં ને વેગમાં કેટલીએ વસ્તુઓ ઉખેડી કાઢી અને ઘણીએ જુની ભાવનાઓનાં નવાં મૂલ્ય અંકાવ્યાં. એ મહા વેગના ચક્કરમાં સ્ત્રીઓની વસ્ત્ર સજવાની કળાએ આવી ગઈ અને અજબ પરિવર્તન પામી. પાશેર વજનની સાડી ઉંચકતાં ગભરાઇ જનારી સ્ત્રીઓ કમ્મરમાંથી વાંકાં વળી જવાય તોએ ખાદીની સાડીઓ સજતી, ખાદીના જાડા કોણી ઉતાર બ્લાઉઝમાં સાહીત્યુસ માફક સ્ત્રીઓના અંગમાંથી નીકળતો બધો પ્રવાહી રસ સુકાઇ જતો.



મુખ્ય પોશાક તો કચ્છા ખોસેલી સફેદ સાડી અને પગમાં ચંપલ એજ ગણી શકાય.

જેટલી ઝડપથી ગાંધીયુગે સ્ત્રીઓને વસ્ત્રોની નવી ભાવના આપી તેટલી ઝડપથી તેનાથી તેમની શરીર સંપત્તિની નવી ભાવના ન ઉત્તેજાઇ અને તેથી થયું એવું કે કપડાં ધોતાં થાક લાગે તેથી વધારે મેલાં થાય એવાં કપડાંને વધારે ને વધારે મેલાં કરી પહેરાવા માંડયાં. જેમ કપડાં મેલાં તેમ આત્મા વધારે ઉજ્જવલ એ વગર ઉચ્ચારાએલું સૂત્ર જાણ્યે કે અજાણ્યે સમાજમાં પ્રચલિત થયું. અને ભુલ્યે ચુક્યે રીતસર વસ્ત્રો સજનારને ગુનેહેગારની કોટિના ગણવાની વૃત્તિ કેળવાતી ગઇ.

અને એથીએ વધારે નુકશાન તો સ્ત્રીઓની સૌંદર્યવૃત્તિને ગુંગળાવી નાખવાના પ્રયત્નને લીધે થયું. ખાદી પહેરવી એટલે જાડીજ પહેરવી; મેલીજ પહેરવી; ખાદીને રુપ ન જોઇએ, રંગ ન જોઇએ; તે પહેરનારમાં વિચાર કરવાની શક્તિ પણ ન જોઇએ. ખાદી પહેરો; પછી ગમે તેમ પહેરો; ખાદી પહેરો. પછી ગમે તેવી પહેરો. સ્વદેશીની સુંદર ભાવનાને આમ સ્ત્રીઓની સૌંદર્ય-વૃત્તિને દાબી નાખવાના શસ્ત્ર તરીકે વાપરાતી જોઇ કોને ખેદ નહીં થાય?

એક ફાયદો થયો ખરો અને તે એ કે તારી માફક કેટલાંક ખાદી નહોતાં પહેરતાં તેમણે

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૩૮૭]




(૧)

લેખક:
રા. જ્યોતીંદ્ર હ. દવે,
સભ્ય, સાહિત્ય સંસદ

મસ્તફકીરની મસ્તી. લેખક. રા. મસ્તફકીર. પ્રકાશક: "ગુણસુંદરી" કાર્યાલય, મુબાઇ મૂલ્ય: રૂ. ૧–૮–૦.

આપણા ગણ્યાગાંઠ્યા હાસ્યરસ ા સિદ્ધ-હસ્ત લેખકોમાં રા મસ્તફકીરનું નામ ઘણુ જાણીતું છે. 'વીસમી સદી' તથા 'ગુજરાત' માસિકથી માંડી 'વીસમી સદી' અઠવાડીક સુધી જુદાં જુદાં અનેક સામયિકોમા એમણે કીંમતી ફાળો આપ્યો છે.

પ્રસ્તુત પુસ્તકમાં જુદા જુદા માસિકોમાં પ્રગટ થએલા એમના લેખોનો સંગ્રહ છે. 'દાઢી રાખો', 'સૌભાગ્ય સુંદરી', 'ખોડકું માથું', 'મારા કાકાનો કાકોકૌવો', 'ભૂતકાળમાં ભુસકો યાને ભીમમેનનો બેટો' ઇત્યાદિ લેખો પૂર્વે પ્રગટ થયા હતા ત્યારે ઘણા લોકપ્રિય થયા હતા; અને ભવિષ્યમા પણ આ પુસ્તકને લોકપ્રિય બનાવવામા સાધનભૂત નીવડે એમાં સંદેહ નથી.

'પગ્દુ ખભંજન પ્રજા', 'પાપાનગરના પોચા', 'મૈરી અને સાસરીઆનું રાજ્ય' એ ઉદ્દેશપ્રધાન લેખો છે. એમાં હાસ્ય તથા કટાક્ષ પૂર્વક હીંદની આધુનિક અધોગતિ તથા અસદ્-કારનાં તત્ત્વનું દિગ્દર્શન કરાવ્યું છે.

આ સીવાય 'બુલબુલે સીરાઝ' તથા 'વિચિત્ર ખુની' નામક અદ્ભુતરસિક (romantic) વાર્તાઓ પણ આ સંગ્રહમાં આપવામાં આવી છે. પ્રથમ કરતાં દ્વિતીયમાં રા. મસ્તફકીર વાર્તાલેખક તરીકે વધારે સફળતા સાધી શક્યા છે.

રા. મસ્તફકીરનો હાસ્યરસ માત્ર સ્મિત

આણે એવો નહીં પરંતુ અટ્ટહાસ્ય પ્રેરે એવા પ્રકારનો, સ્થૂલ ( Broad ) કહી શકાય એવો છે. પ્રસંગો કરતાં વર્ણન અને વિગતમાં એ વધારે હાસ્યરસ આણી શકે છે. કટાક્ષ અને મર્માળાં વચનો પણ એમનાં લખાણોમા સ્થળે સ્થળે જોવામાં આવે છે.

ઉતાવળ અને બેદરકારીને લીધે કેટલીક વાર એમની શૈલીમા અનૌચિત્ય ને ગ્રામ્યતા આવી જતાં હોય એમ લાગે છે. કેટલીક વખત અતિશયોક્તિનો જોઇએ તે કરતાં વધારે પ્રમાણમાં એ ઉપયોગ કરતા હોય એમ પણ લાગે છે.

આવા પ્રકારના લખાણોમાં પ્રત્યક્ષ રીતે બોધ દેવાની તત્પરતા કેટલીકવાર રસક્ષતિનું કારણ થઇ પડે છે. હાસ્યરસનો લેખક પરોક્ષ રીતે બોધનકાર્ય કરે છે, પરંતુ જ્યારે એ શિક્ષકની પેઠે પ્રત્યક્ષ રીતે શીખ મણ આપવા બેસે છે ત્યારે એની ઉક્તિ નીરસ થઇ જાય છે. રા. મસ્તફકીર આવી બોધ આપવાની લાલસાનો ભોગ ઘણું ખરુ નથી બનતા એ આનંદપ્રદ છે; પરંતુ કવચિત્ કવચિત્ નીચે આપેલા અવતરણ જેવા બોધપ્રધાન વાકયો એમનાથી પણ લખી દેખાય છે.

> 'વાચકો! રજા લઇશ, પણ જતાં જતા સલાહ આપુ છુ કે: ધ ધા બધા કરજો પણ ના'કનો તો હરગીઝ કરતા નહીં . .. તેનાથી હ મેશાં દૂરના દૂરજ રહેજો.'

આપણા હાસ્યરસના નિર્જીવ સાહિત્ય ભંડારમાં આ પુસ્તક આવકારયોગ્ય ઉમેરો કરે છે અને એ લોકપ્રિય નીવડશે એમા શંકા નથી.

**શૃંગાર ત્રિવેણી** અનુવાદકઃ રા તનમનીશંકર લા. શિવ. ઠે. દાભોલકરની વાડી, કાલબાદેવી રોડ, મુબાઇ, ૨. મૂલ્યઃ ૦–૧૨–૦.

રા. તનમનીશંકરનું નામ 'ગુજરાત'માં અવારનવાર પ્રગટ થતા એમના છુટા લેખો દ્વારા વાચકવર્ગને છેક અપરિચિત નથી: પરંતુ સંસ્કૃત કાવ્યના અનુવાદક તરીકે તો કદાચ આ પુસ્તકમાંજ એ પ્રથમ દેખા દે છે.

કવિવર કાલિદાસને માથે આરોપાએલું શૃંગાર તિલક, પુષ્પબાણ વિલાસ અને ચૌર પંચાશિકા એ ત્રણ સંસ્કૃત કાવ્યોનો આમાં અનુવાદ આપવામાં આવ્યો છે. પહેલા બે કાવ્યોમાં સંસ્કૃત સાહિત્યમાં સામાન્ય થઇ પડેલી શૈલીમાં લખાએલાં શૃંગારનાં મુક્તકો છે. ત્રીજું કાવ્ય બિલ્હણનું છે; ને થોડાજ સમય પર રા. નાગરદાસ પટેલે એનું ભાષાંતર કરી ગુજરાતને એ કાવ્યથી પરિચિત કીધું છે.

રા. શિવે મૂલમાંના ભાવ ને અર્થને ક્ષતિ પહોચાડ્યા વગર સુંદર ને સરળ શબ્દોમાં સમશ્લોકી અનુવાદ કર્યો છે. ચૌર પંચાશિકાનો એમનો અનુવાદ રા. નાગરદાસ પટેલના અનુવાદ કરતાં વધારે સફળ થયો હોય એમ લાગે છે. સંસ્કૃત કાવ્યોનાં સમશ્લોકી ભાષાંતરોમાં સામાન્ય રીતે જોવામાં આવતી ક્લિષ્ટતાથી એમનો અનુવાદ બહુધા મુક્ત છે. દાખલા તરીકે

> "ઘેલી! આંસુ ન ઢાળ! કાજળ બધુ ધોવાઈ એથી જશે,
> નિશ્વાસો નવ મૂક ઉષ્ણ હારની માળા કુળી સુકશે;
> સેજે ના, સખી, લોટ! લેપ ઉખડી આછોય ઝાંખો થશે,
> ધીગી! વ્હાલમ આવશે, વખત છે; ઉન્માદ આ છોડી દે."
>
> —પુષ્પબાણવિલાસ, ૧૪.

આશા છે કે રા. શિવ કોઇક ઉત્કૃષ્ણ સંસ્કૃત નાટક કે કાવ્યનું આથી પણ વધુ સુંદર ભાષાંતર ગુજરાતને ચરણે ધરશે.

**ત્રણ નાટકો.** કર્તાઃ સૌ હંસા જીવરાજ મહેતા, બી. એ., દાદર, મુબાઇ. મૂલ્ય: રૂ. ૧–૦–૦.

'સાવિત્રી' 'અનારકળી' તથા 'આદર્શોદ્ધ' નામનાં, કર્તાનાં અન્યત્ર પ્રગટ થઇ ચુકેલા ત્રણ નાટકો આમાં આપવામાં આવ્યાં છે.

'અનારકળી' તથા 'આદર્શાંધ' એ બંનેમાં નાટકનું તત્ત્વ ઘણું ઓછું છે. સ્નેહ ને ધર્મનો વિરોધ એ સર્જન–જુના વિષય પર અનારકલીની રચના કરવામાં આવી છે. વિષય જેટલો હૃદયસ્પર્શી છે તેટલીજ હૃદયસ્પર્શી એની ગુંથણી પણ થઇ હોત તો એ નાટક ઘણા ઉત્તમ પ્રકારનું થાત એમાં સંશય નથી

'આદર્શાંધ' નાટકમાં, નાયક પરમાદર્શ એકાંત જીવનનો આદર્શ સેવી પ્રથમજ પોતાની પત્ની ઉચ્ચાશયા સાથે જંગલમાં રહે છે; પણ ત્યાંથી કંટાળી ગામડામાં રહેવા જાય છે, અને છેવટે ત્યાંથી પણ કંટાળી શહેરમાં રહેવા જાય છે એ કથા આપવામાં આવી છે. મનુષ્યને સમાજમાં રહી પોતાનું સામાજિક ઋણ ફેડવાને અર્થે નિવૃત્તિ પરાયણ ન થઇ રહેતાં પ્રવૃત્તિમય જીવન ગાળવાની જરુર છે એવો બોધ આપવાનો આ નાટકનો ઉદ્દેશ હોય એમ લાગે છે

ત્રણે નાટકોમાં 'સાવિત્રી' શ્રેષ્ઠ છે. 'સાવિત્રી'નું વસ્તુ સર્વવિદિત છે. એ પુરાણી વાર્તાને કર્તાએ સફળ અને નવીન રીતે રજુ કરી છે. છતાં પ્રાચીન કાળના આદર્શો તથા આર્ય સ્ત્રીની ભાવના એ બંનુ સફળતાપૂર્વક અને યથાવત્ ઉતારી શક્યા છે.

એમની શૈલી સરળ, સ્વાભાવિક ને વેગવતી છે. કાવ્યો પણ પ્રસાદવાળાં, કોમળ ને ભાવવાહી છે. દાખલા તરીકે:

નાની બાલા હરિણ શિશુશી કુદતી યાદ આવે,
મીઠાં હાસ્યો ખિલ ખિલ હજી કાનમાં ગુંજતાં રે,
કાલા કાલા અમરત સમા બોલ બોલી હસાવે,
એ તો આજે નિજ ઘર તજી પારકે ઘેર જાયે.

અને,

> નલિની સવિતા જ્યમ મિત્ર બન્યાં,
> વળી ચંદ્ર ચકોર થયાં પ્રણયી,
> નવ દોષ ગણે નવ ગુણ ગણે,
> મમ આત્મન એ સહચાર ચહે.

વળી જુઓ,

> ન ખોટી લજ્જાએ અવનત મુખી એ લલના,
> જરા આછું આછું સ્મિત મલકતું દિવ્ય અધરે.
> વિશાળે પ્રજ્ઞાના લસલસિત તેજે નયનમાં,
> પઢી લેતાં જાણે મમ હૃદયના ગુપ્ત કથનો.

તથા,

ગુણી—

> સૌભાગ્ય આર્યે અબળા જનને વ્હાલું
> જીવિત તું કયમ ધરીશ પતિ વિનાનું?—

સાવિત્રી—

> પ્હેરાવી આત્મવરમાળ શિરેજ જેના,
> તોડે ન સત્ય તણી એ શુભ ગ્રંથી આર્યા.

શિખરિણી તરફ એમને પક્ષપાત છે. અને છંદ પર એમનો કાબુ પણ ઘણો સારો છે; છતા,

'વળી મંદમંદ વહતી મલયની શીત લહરી':
એ પંક્તિમાંનો છંદોભંગ એમના શ્રવણને કેમ સહ્ય થયો હશે તે સમજાતુ નથી.

એકંદરે 'સાવિત્રી' નાટકમાં એમણે મેળવેલી સફળતા ભવિષ્યમાં એમની પાસેથી સુંદર નાટકોની આશા રાખવા આપણને પ્રેરે છે.

## (૨)

લેખક:

### વૈદ્યરાજ બાપાલાલ ગરબડદાસ શાહ

—o—

**વૈદ્યજીવન–સમશ્લોકી.** ભાષાંતર કર્તાઃ સ્વ. પ્રાણલાલ બળદેવજી મુનશી. પ્રકાશકઃ 'ગુજરાતી' પત્રની ઓફીસ, મુંબાઇ. મૂલ્યઃ રુ. ૧–૮–૦.

આ નાના ગ્રંથની નાની પ્રસ્તાવના રા. રમણિક અ. મહેતાએ લખી છે. 'કેટલાક શ્લોકોનો અનુવાદ' પણ આજ મહાશયે કરેલો છે અને સમગ્ર પુસ્તકનું સંશોધન પણ

રા રમણિકલાલેજ કર્યું છે

લોલિમ્બરાજ કૃત 'વૈદ્યજીવન' વૈદ્યોમા લોકપ્રિય ગ્રથ છે. આવા લોકપ્રિય ગ્રથને 'ગુજરાતી' પ્રેમે છાપી બહાર આણ્યો છે તે યોગ્યજ કર્યું છે. રા રમણિક મહેતા પોતે પ્રથમથીજ કબુલ કરી દે છે કે "મૂળની ચમ ત્કૃતિને યથાર્થ રીતે ગુજરાતીમા ઉતારવી બનુધા શકય નથી " એટલે શ્લોકો અને તેના અનુવાદ વીશે બહુ ઝીણવટમા ઉતરવાની જરુર નથી ભાષાતર કરવાનો મોહ જેને હોય તેણે એ માટે ખાસ મહેનત લેવી જોઇએ એમ અમારુ માનવુ છે આ લોકપ્રિય ગ્રથનો સમાજમા પ્રચાર થાય એવી આશાથીજ પ્રસિદ્ધ થયો છે તો પછી સમશ્લોકી ભાષાતર પણ સહેલાઇથી યાદ રહે એવુ મુળના અર્થને બરા બર વ્યાપ્ત કરે એવુ, તેમજ મનને ગમે એવુજ જોઇએ આ ગ્રથનુ ભાષાતર એવુ નથી બલ્કે કર્કશ છે એ વિચારશીલ વાચકને તુરતજ લાગશે ભાષાતર પછળ ટીકા લખવામા ન આવી હોત તો તે ભાગ્યેજ સમજાય એવુ છે

ટીકા ટીપ્પણી આપીને ગ્રથને ઠીક ઉપયોગી બનાવ્યો છે, પણ આટલાથીજ અમોને સતોષ નથી થતો આવા વિદ્વાન સશોધક પાસેથી આથી વધુ સરસ સશોધનની અમો આશા રાખીએ છીએ

વિષુચિકા (મૂર્છા) . પાનુ ૧૫૨
કરોળિયા (લગ) પાનુ ૧૮૬

આવી ભુલો જરુર સાલે એવી છે 'વાત રક્ત' રોગની સમજુતી આપી છે, પણ જો સશોધનકારે 'વાતરક્ત' આગળ કૌંસમા 'ગાઉટ' મુકીને વધારે સ્પષ્ટ કર્યું હોત તો ઠીક થાત કેટલીક વનસ્પતિના નામોના અર્થો પાછળ પણ જરા વધારે મહેનત લેવામા આવી હોત તો ઠીક થાત

"ચોખ (હેમક્ષીરી-પીસોળાના ઝાડનુ મુળ ડુંગરામા ઉગે છે અને એના નાના ફળ ભીલોના છોકરા ખાય છે.)" પા ૨૧૯. આવી રીતે મુળ સસ્કૃત શબ્દ 'સ્વર્ણક્ષીરી'નુ ગુજરાતી કરવામા આવ્યુ છે. 'પીસોળા' એ કયા પ્રાત તરફનો રુઢ શબ્દ છે એ પણ જણાવવામા નથી આવ્યુ અત્યારે તો ગુજરાતી વૈદ્યો દારુડીને સ્વર્ણક્ષીરી માને છે આના કરતા પીસોળા વૃક્ષનુ લેટીન નામ ત્યા આપવામા આવ્યુ હોત તો તેથી અર્થ વધુ સ્પષ્ટ બનત એમ અમારુ માનવુ છે

નારાયણ ચૂર્ણ અને નારાયણ તેલના પાઠો જોતા ટીકા કરતી વખતે અનુક્રમ સચવાયો જણાતો નથી નારાયણ ચૂર્ણની શરુઆત યમાની હ્યુપાધાન્યે થી થાય છે ટીકામા શરુ આત ચિત્રાના મુળ, હરડેથી થાય છે લોકોને આથી ભ્રમ થાય એવો સભવ શુ નથી?

'ગુજરાતી' પ્રેસ બીજા વૈદ્યક ગ્રથો પ્રસિદ્ધ કરનાર છે એમ પ્રસ્તાવના ઉપરથી સમજાય છે એટલેજ આવી સુચનાઓ કરવાનુ ઉચિત ધાર્યુ છે ગ્રથોને જો વૈદ્યોમા તેમજ વૈદ્યેતર સમાજમા ઉપયોગી બનાવવા હોય તો ગ્રથોના સશોધકોએ તેમજ અનુવાદકોએ જરા વિશેષ શ્રમ લેવો જોઇએ એમ અમારુ માનવુ છે આશા રાખીએ છીએ કે આ અમારી સુચનાઓ તરફ પ્રકાશકનુ ધ્યાન ખેંચાશે




## ન્યાયમૂર્તિ શ્રી. કૃષ્ણલાલ ઝવેરી

રા. કૃષ્ણલાલભાઇએ સ્મોલકોઝ કોર્ટના વડા તરીકે કેટલાંએ વર્ષ સુધી એ અદાલતની મુખ્ય ખુરશીને શોભાવી છે. એમની ધીર ને શાંત વૃત્તિથી તેઓને લોકપ્રિયતા વરી હતી. જસ્ટીસ મી. કેમ્પ એકાએક રજા ઉપર જતાં હાઇકોર્ટની ઓરીજીનલ સાઇડ ઉપર ખાલી પડેલી જગા ઉપર રા. કૃષ્ણલાલભાઇની કામચલાઉ જસ્ટીસ તરીકે પસંદગી કરવામાં આવી છે રા. કૃષ્ણલાલભાઇની મીલનસાર વૃત્તિ, શાંત પ્રકૃતિ અને ઉચ્ચપ્રતિનું ન્યાયાધીશીનુ જ્ઞાન એમને અહીં પણ યશસ્વી બનાવશે એવી આશા અસ્થાને નથી. અમે આ સ્થાન એમને કાયમનુ મળે એમ ઇચ્છીને આ વિદ્વાન ગુજરાતી સાક્ષરને અમારાં ઉંડા ઉંડા હૃદયનાં અભિનંદન અર્પીએ છીએ !



ન્યાયમૂર્તિ શ્રી કૃષ્ણલાલ મો. ઝવેરી

## બે ગરવી ગુજરાતણ

નવ ગુજરાતની ભિન્ન ભિન્ન જીવન પ્રવૃત્તિઓમાં, તેના વિકાસ ને ઘડતરમાં ધીમી ગતિએ સ્ત્રીઓએ પણ પોતાનો ફાળો યથાર્થ રીતે આપવા માડ્યો છે. આજથી કેટલાંએ વર્ષો પૂર્વે એ ગુજરાતણ પ્રથમ બી. એ. થઇ હતી. લગભગ એક દસકા પછી આજે મૌ. શારદા બાબુરાવ દીવાને પ્રથમ ગુજરાતણ તરીકે એમ. એ. ની પરીક્ષામા સફળતા મેળવી છે. બીજાં શ્રી. બહેન કુમુદ મહેતાએ લંડન ને એડીનબર્ગની એમ. આર. સી. પી. ની ઉંચી દાકતરી પરીક્ષામાં સફળતા મેળવી છે.

આ પરીક્ષામાં ફત્તેહ મેળવનાર એ પહેલાં ગુજરાતી સ્ત્રી છે એટલુજ નહીં પરતુ પ્રથમ હીંદુ સ્ત્રી પણ આજ છે.

આ બંને ગરવી ગુજરાતણને અમે અભિનંદન આપીએ છીએ ને જીવનનાં ક્ષેત્રોમાં

યશસ્વી કારકીર્દી ઇચ્છીએ છીએ.

## કવિ લલિતને

જીવન યાત્રાના પચ્ચાસ વર્ષ પુરા કરી પ્રભુપરાયણ કવિ લલિતે વૈશાખ વદી પાંચમે જીવનના વનમા પ્રવેશ કર્યો છે 'સૌ શરદોની નવ-નવીન પ્રકૃતિનુ સૌંદર્યપાન કરવાને ભાગ્યશાળી થાઓ અને જીવનયાત્રામા શિવસ્તે પન્થા એ અમારી શુભેચ્છા!



સૌ શારદા દીવાન, એમ એ

તા ૨૬-૬-૨૭ ની રાત્રે ૩૭ વર્ષની યુવાન વયે પંચત્વ પામ્યા છે એમના આ અકાળ અવસાનની નોંધ લેતા અમને અત્યંત દીલગીરી થાય છે પુષ્ટિમાર્ગની એમણે કરેલી સેવાની કીંમત અંકાય એવી નથી છેલ્લા દશ વર્ષમાંજ એમણે પુષ્ટિમાર્ગનું સમર્થન કરનારા ૩૮ ગ્રંથો પ્રગટ કર્યા હતા વેદાંત શાસ્ત્રમાં એ ઘણા નિષ્ણાત હતા યુનીવર્સીટીનું સુજ્ઞ ગોકુળજી ઝાલાનું વેદાંતનું પારિતોષિક પણ એમણે બ્રહ્મસૂત્રનું રહસ્ય સમજાવનારો નિબંધ લખીને મેળવ્યુ હતું આજે પણ વેદાંતશાસ્ત્રના અભ્યાસીઓ એમના એ નિબંધનો અભ્યાસ

[ વધુ માટે જુઓ પૃષ્ઠ ૨૭૦ ]



ડૉ કુમુદ મહેતા,
એમ આર સી પી

## મુસલમાન-બ્રાહ્મણ લગ્ન

ડૉ સર ભાંડારકરના દૌહિત્રી, શ્રીમતી માલિની પનદીકરે મી ગુનાબખા નામના મુસલમાન યુવક સાથે લગ્ન કર્યા છે વર્ણાન્તર લગ્નો હીંદુ સમાજમાં થયા છે, તેમાના કેટલાક સફળ થયા છે પરંતુ આવા, પરસ્પર વિરોધી સંસ્કૃતિમાં ઉછરેલા સ્ત્રી પુરુષના લગ્ન કેટલે અંશે સફળ થશે એ પ્રશ્નનો જવાબ તો, આવા કેટલાક પ્રયોગો થયા પછી, ભવિષ્યજ આપી શકે

## સ્વ. મુલચંદ તેલીવાળા

રા. મુલચંદ તેલીવાળા બી એ, એલએલ બી થોડા દિવસની બીમારી ભોગવી રવિવાર



કવિ લલિત.

# બે ખરાબ જણ

[અનુસંધાન પૃષ્ટ ૨૪૮ થી]

ગંગા

દીકરા ! વર વગર ચાલે, કે ઘર વગર ચાલે ?

મોહન

માજી ! અચ્છી કહી. એને રાજાબાઇ ટાવર જોડે પરણાવો. ઘણી ગરબડ કરે છે.

નાથીબાઇ

( મોહન તરફ જોઇને ) આવા ભામટાઓ જોડે ભટકવું હશે ?

મોહન

( સ્ટેથેસ્કોપ કાઢી ) હું ભામટા જેવો લાગું છું ? કાકીમા ! તમારી બધી ફોઇ માશીઓ તો અમારાજ કુટુંબમાં ઉતરી છે.

નાથીબાઇ

ચુપ કર ચીબાવલા !

મોહન

આહા ! શું આપનો મીઠો સ્વભાવ છે. મોઢામાં પાણી પાણી આવે છે.

ગંગામા

દીકરી ! તું અંદર ચાલ.

રંભા

મા ! મને અહીંઆ થોડા દહાડા રાખો. મારે કોઇને પરણવું નથી.

નાથીબાઇ

( હોઠ પીસી ) નથી કેમ પરણવું ? એ ડગલીવાલાનેજ પરણવું પડશે.

રંભા

મામી ! પાછા વચ્ચે બોલ્યાં ?

મોહન

મામી ! નવ બોલ્યામાં નવ ગુણ.

નાથીબાઇ

નહીં કેમ પરણે ? અરે ઓ-અરે-ઓ ! જરા આમ આવજો.

મોરાર શેઠ

( બહાર આવીને ) આવ્યો ! શું છે ? ચાર આંગળની છોકરી મોટાં મોટાંને તોબા પોકરાવે છે. હમણાં પરશોતમ ને રામદાસ શેઠ મોટરમાં બેસી અહીઆં આવે છે.

મોહન

ચાલો !
શ્વેત અશ્વના જેવી મોટરોમાં વિરાજતા;
માધવ: પાંડવશ્ચૈવ દિવ્યૌ શંખૌ પ્રદધ્મતુ:

રંભા

મામા ! મામા ! એ શું કર્યું ? મારે નથી પરણવું હું મરી જઇશ, ઝેર ખાઇશ—

નાથીબાઇ

જે કરવું હોય તે ડગલીવાલાની ધણીઆણી થઇને પછી કરજે. ( ગંગામાને ) કહોને તમારી દીકરીને.

રંભા

ઓ મા !

ગંગામા

બેટા ! મામી સાચું કહે છે. મરવું છે તો પછી કરોડપતિની વહુ થઇને મરવામાંજ મજાહ છે.

રંભા

મા તમે પણ—

[ મોટરનું ભુંગળુ વાગે છે. ]

મોરાર શેઠ

આ રામદાસ શેઠ આવ્યા—

મોહન

પેશંટ ! મામલો ગંભીર છે. એટલે—
ક્ષુદ્રં હૃદયદૌર્બલ્યં ત્યક્ત્વા નાઠો પરંતપ.

[ જાય છે. ]

રંભા

ઓ મા ! મા ! મામા ! કસાઇ જેટલી પણ દયા છે કે નહીં ?

નાથીબાઇ

જોઉં છું તું એ ડગલીવાળાને કેમ નથી પરણતી.

રંભા

મામી !

નાથીબાઇ

કેમ ? ( રંભા જીભ કાઢે છે ) ચુપ રહે ચીબાવલી ! અરે ! ઓ ! આ છોકરીને અહીં-આ પુરી રાખો. પેલા આવ્યા છે તેને જરા ઠંડા પાડી પછી આને લઇ જઇએ. એટલામાં આ પણ સીધી થશે.

રંભા

હુ નહી રહુ આ ચાલી—

મોરાર શેઠ

( જોરથી રંભાને એક ગોદ્દા પર નાખી ) કયાં જાય છે ? મરી રહે ! ચાલ મા ! તું પણ ચાલ, માળી !

માળી

( પાનની પટ્ટી કરતો આવે છે ) કાય હય ?

મોરાર શેઠ

તું ઇકડે બસ ! તે રંભા બાયલા જાયાલા નકો દેઉ !

માળી

બરા.

મોરાર શેઠ

ચાલો. પેલા આવ્યા હશે.

[મોરાર શેઠ, ગંગામા ને નાથીબાઈ જાય છે.]

માળી

( બેઠો બેઠો ) અત્તા પડુન પડુન રડતી ! આલા કીતી વર્ષ પર્યંત ત્રાસ દીલા. અશી સુલગી તો પાયઝે નાહીં ( મોઢા પછાડી મારવાડીને જોઇ ) તો મારવાડી તો ઝોપલાચ.

રંભા

હવે !

[આસપાસ જુએ છે અને મોઢા પર સાલ્લો કપડાં પડેલાં જોઇ તે પહેરવા માંડે છે. માળી પાન ચાવવામાં મશગુલ છે.

માળી

(સ્વગત) લ્હાન પોરી હોતી તરી માલા દુઃખ દેઉન દેઉન જીવ કાઢીત હોતી. ઠાવુક આહે કા ? ( સોપરી કાતરે છે ) તુઝી આઇ લેખાંબાઇની તુલા પટવલોં...મી અત્તા મ્હતારા ઝાલો મગ—

[એકલો એકલો હુણે છે. રંભા બારીએથી કુદી ચાલી જાય છે. ]

અત્તા તું બરાબર ચાલેલ.

[ મોરાર શેઠ, પારશોતમદાસ પોપડા ને રામદાસ આવે છે. ]

પરશોતમદાસ

(બાય ચઢાવી) સમજે છે શું ? એ છોકરીને હું ચીરી નાખવાનો છું.

મોરારશેઠ

બરાબર છે. બરાબર છે.

[ માળી ઉઠે છે]

રામદાસશેઠ

That's right ( બરાબર એમજ ) !

મોરારશેઠ

ઘોંડુ ! રંભુ કુઠે ગેલી ?

માળી

રંભાબા ! એ તીકડે પડુન પડુન રડતી હોતી.

પરશોતમદાસ

કુઠે ?

માળી

( આખો ચોળી ) કુઠે ગેલી ?

[નાથીબાઇ ને લેખાબાઇ આવે છે. ]

નાથીબાઇ

શું થયું ?

પરશોતમદાસ

રંભા કયાં છે ?

રામદાસ

( ગુસ્સામાં ) અરે આ તે શું મજાક કરો

છો? જ્યાં જઇએ ત્યાં તમારી છોકરીજ નહ

નાથીબાઇ

અરે હમણાં અહીંઆં હતી ને?

મોરારશેઠ

(માળીને ધપ્પો મારીને) ગદ્ધા! કાય કરતો હોતો?

માળી

(બોચી ખંજવાળી) મી. કાય કરું શેઠ! એ મુલગીજ અસીજ હય.

પરશોતમદાસ

હવે?

રામદાસ

હવે?

નાથીબાઇ

હવે? (વાનાજીના પગ સોફા નીચેથી દેખાતા હતા તેના પર એકદમ નજર પડતા) શી–શી—

લેખાંબાઇ

શું છે?

નાથીબાઇ

શી-(સોફા નીચે આંગળી કરી) પેલી ભરાઇ છે. હવે બરાબર લાગમાં આવી છે. આવી છોકરીને એક વખત એવી સીધી કરવી જોઇએ કે પછી ગરબડ કરેજ નહીં.

પરશોતમદાસ

અત્યાર સુધી મેં બહુ ગઇ કરી. હવે એને ઠેકાણે કરું છે. (મુઠી ઉગામી) એના હાડકાં જ ખોખરાં કરું છુ!

રામદાસ

બરાબર છે.

Spaniel, a woman and
a walnut tree;
The more they are beaten
the better they be.

(કુતરાં, સ્ત્રી ને અખરોટ એ ત્રણને જેમ મારો તેમ સુધરે.)

નાથીબાઇ

લેખાંબાઇ! તમે ચાલી જાઓ. એ તો પારકીજ મા કાન વીંધે.

પરશોતમદાસ

અરે શું કૈં વાત છે? એ છોકરીની હમણા છાલ ઉખેડી કાઢું છું. મોરારશેઠ! તમે પગેથી પકડી રાખજો હું એનું માથું—

[બંને જઇને સોફા આગળ ઉભા રહે છે]

મજબુત પકડજો. આમ મોટાંઓને પજવે છે હરામખોર છોકરી! લેતી જા! લગાઓ મોરારશેઠ!

[સોફા નીચે વાનાજીને બેચાર મુક્કા મારે છે. ને મોરાર શેઠ પગ પકડી ખેંચે છે]

વાનાજી

(ચીશો પાડી) વાનાજી મર ગયો! માર-વાડી મર ગયો! પોલીસ! પોલીસ! મારવાડી મર ગયો!

[સોફા નીચેથી નીકળે છે.]

બધા

(સ્તબ્ધ બનીને) આ કોણ? આ તો મારવાડી!

વાનાજી

મને માર ડાલ્યોઃ! માર ડાલ્યોઃ!

મોરારશેઠ

અરે! તું ક્યાંથી આવ્યો?

વાનાજી

અરે દશ દશ બરસ થારા બારણા દલાલી કરવાને પાઉં રગડયા તો કાંય માર ખાબાને? મોરાર શેઠ અજબી બેઠ ગયો! તમારા સોદા ગલમાં રહે ગયા! ગરીબ મારવાડીને માર ડાલ્યો રે! (રડે છે).

મોરારશેઠ

હેં હેં! શો ભાવ રહ્યો છે?

વાનાજી

અળશીકો ભાવ રૂપીઆ સાડા આઠ !

મોરારશેઠ

ઓ મારા બાપરે–

પરશોતમદાસ

અરે પણ રંભા કયા ?

મોરારશેઠ

અરે મોઇ તમારી રંભા ! મારુ તો નખ્ખોદ ગયું ! ( માથે હાથ દે છે )

વાનાજી

મને ગરીબ મારવાડીને માર કર કાય હોશી ? ( જાય છે )

રામદાસ

પેલો ડાકટર લઈ ગયો હશે એને પકડીએ

રામદાસ

પોપડા ! આમ કયા સુધી કરીશુ ?

લેખાબાઇ

જયા સુધી રંભા મળે ત્યા સુધી.

પરશોતમદાસ

એ તો મોહન મેઠીકોને ત્યાંજ હશે હમણા જડશે; ચાલો.

રામદાસ

નહી મળે તો ?

પરશોતમદાસ

તો હુ બીજી રીતે પહોચી વળવાનો.

[ તે, રામદાસ ને લેખાબાઇ જાય છે. ]

નાથીબાઇ

શું થયુ કે માથે હાથ દઇને બેઠા છો ?

મોરારશેઠ

અરે બજાર બેસી ગયુ ને મારા તો ભોગ લાગ્યા છે !

[ ગંગામા આવે છે ]

નાથીબાઇ

આવી બહેન ભાણેજ મળે તો બીજુ શું થાય ?

ગંગામા

આવા વહુવારું મળે તેનુ પણ બીજુ શુ થાય ?

મોરારશેઠ

અરે હુ તો મરવા પડયો છુ. જરા મુગાં તો મરો !

[ પડદો પડે છે. ]

( આ રસિક નાટકનો. વિશેષ ભાગ આવતા અંકમા )

## મારી નોંધપોથી

[ અનુસંધાન પૃષ્ઠ ૨૫૦ થી ]

કહું કે લખું તેની જવાબદારીનો બોજો હું ન સ્વીકારું તો એમાં કોઇને આશ્ચર્ય જેવું લાગશે નહીં.

હવે મૂળ વાત પર આવીએ. કથા એવું કહે છે કે આજથી સહસ્ર વર્ષ પૂર્વે ઈંગ્લંડની પાર્લામેંટમાં જગતના સૌથી શ્રેષ્ઠ ને વિચક્ષણ રાજનીતિ કુશળ પુરુષો ભેગા મળ્યા હતા. આઠ દિવસ ને આઠ કલાક સુધી તેમની વિદ્વત્તા ને વિવાદ કૌશલ્ય વાણીરૂપે અવિરામ ધારે વહ્યાં. અંતે એ શ્રેષ્ઠ પુરુષોમાં એ સર્વ શ્રેષ્ઠ એવા મહા અમાત્યે, ઘેર એમનાં પત્ની સાથે થએલા લાંબા કલહનો જે શરતે અંત આવ્યો, તે શરતો ઇંગ્લંડ ને જાપાનના તાબાના એ ટાપુ વચ્ચે કરાવી. એમની અગાધ વિદ્વત્તાથી બધા છક થઇ ગયા પછી એમણે ધીરેથી ફોરેન મીનીસ્ટરના કાનમાં પુછ્યુંઃ 'પણ આ બધી ધમાલ છે શેની?' આ પ્રશ્ન પરદેશ ખાતાના પ્રધાને એજ રીતે ધીરેથી બીજા પ્રધાનને પુછ્યો. આમ ધીરે ધીરે આ પ્રશ્ન સર્વતોમુખ થઇ ગયો. પણ આનો જવાબ કોઇથી અપાયો નહીં.

ઉપલી વાત માટે જવાબદાર રા. વ્યોમેશચન્દ્ર પાઠકજીને તથા રા. મેઘાણીને ગણવા જોઇએ. તેનું કારણ એમ નથી કે એમણે આ વાત કહી છે. પરંતુ એક વખત રા. પાઠકજી ઇતિહાસ ને અર્થશાસ્ત્રના પ્રોફેસર હતા, કંઇક અંશે તથા રા. મેઘાણી હજી સુધી લોકકથાના સંશોધક છે; અને આ બાબત કંઇક અંશે ઐતિહાસિક ને ઘણે અંશે લોકકથા જેવી છે.

તા ૧૫-૬-૨૭

આજે સાંભળ્યું કે વિજ્ઞાનની શોધ પ્રમાણે હવે જીવનચરિત્રો ને ગ્રંથાવલોકનો નવી ઢબથી લખાવાનાં છે. કાર્ય અને કારણ સંબંધ, જાહેર ખબરમાં આવતી ઘણી દવાઓ, વૈદ્યો, વેપારીઓ ને પેઢીઓની માફક 'જુનો અને જાણીતો' છે. કારણ પરથી જેમ કાર્ય નિશ્ચિત થઇ શકે છે તેમ કાર્ય જોઇને કારણ પણ સમજી શકાય છે. એ સૂત્રાનુસાર કોઇ પણ ગ્રંથકારની કૃતિઓ ( કૃતિઓમાં માત્ર તેનાં ગ્રંથોજ નહીં પણ સર્વ લખાણો તથા સંતતિઓનો પણ સમાવેશ થઇ જાય છે ) જોઇ આપણે એ ગ્રંથકારનાં ચારિત્ર્ય, સ્વભાવ વગેરે જાણી શકીએ છીએ.

આ પદ્ધતિ પ્રથમ દાખલ કરવાનું માન ન્યુટનને છે. * વૃક્ષ પરથી ફળને પડતું જોઇ, જે પૃથ્વીમાં એ વૃક્ષ ને ફળ પાકયાં હતાં તેનો એણે વિચાર કર્યો ને એ પૃથ્વીબાઇ કોના તરફ આકર્ષાતાં હતાં ને કોનું કોનું આકર્ષણ કરતાં હતાં એ ગુપ્ત વાતો શોધી કાઢીને એણે જગજાહેર કરી દીધી. આ પ્રમાણે સંતતિ પરથી તેમના માતાપિતા એ બે વચ્ચેનાં આકર્ષણ વગેરે સંબંધી અનુમાન થઇ શકે છે. આજ નિયમ પ્રમાણે અમેરીકાના એક પ્રખર સંશોધકે અમુક તળાવમાં કાચબાના મળી આવેલા શબ પરથી ઉપર્યુક્ત કાચબો ઉપર્યુક્ત તળાવમાંજ રહેતો હતો-રહેતો હતો એટલુંજ નહીં પણ એનો કૈલાસવાસ પણ ત્યાંજ થયો હતો એમ શોધી કાઢયું છે.[1]

આ પ્રમાણે સંતતિ પરથી લેખકના જીવન સ્વભાવ, ચરિત્ર આદિનું નિરૂપણ કરવાની પ્રથાનો આરંભ ઈંગ્લંડમાં ગઇ સદીથી થયો છે.[2]

* જુઓઃ Newton's Biography, by His Biographer.
૧ જુઓઃ 'પેડિગ્રી મેલ' માં પ્રગટ થએલો બાબુ મૈથિલીપ્રસાદ આયરનો 'કાચબો' એ નામનો લેખ.
૨ જુઓઃ બર્નાર્ડ શૉનું નિત્શે પરનું વ્યાખ્યાન તથા એનુંજ ઇબ્સન પરનું પ્રવચન.

શેક્સપીઅરને પુત્ર ન હતો; બેકનને હતો. આથી શેક્સપીઅર નામનો લેખક હતોજ નહીં—બેકને એના નામે લખ્યું છે. બેકનનો પુત્ર નાટકનો ઘણો શોખીન હતો[1] એટલે બેકને નાટકો લખ્યાં છે. આ વાદ બહુ દાખલા દલીલ સાથે એક સમર્થ અંગ્રેજ ટીકાકારે નિરૂપિત કર્યો છે.[2] આજ પ્રમાણે કહી શકાય કે પ્રેમાનન્દને વલ્લભ નામે પુત્ર હતો. વલ્લભ કવિતા લખતો. આથી પ્રેમાનન્દ પણ કવિ હતો—મહાકવિ હતો. પરંતુ વલ્લભે નાટક લખ્યાં નથી, તેમજ નાટક જોવા જતો કોઇએ એને જોયો પણ ન હોતો. આથી ફલિત થાય છે કે પ્રેમાનન્દે નાટકો લખ્યાં નથી. નાનાલાલ કવિ છે, તેમજ એમણે નાટક પણ લખ્યાં છે. અત એવ એમના પિતા દલપતરામ પણ કવિ હતા, એટલુંજ નહીં પણ એમણે પણ નાટક લખ્યું છે. દલપતરામના નાટકનું નામ 'મિથ્યાભિમાન' છે એ એમના સુપુત્રના ક્યા લક્ષણ પરથી આપણને માલમ પડે છે તે વીશે વિચાર કરવાની જરુર નથી.

આ દૃષ્ટિએ આપણા ગુર્જર ગ્રંથકારોનાં જીવનચરિત્રો લખવાની જરુર છે. મને જણાવતાં આનંદ થાય છે કે ઉપલું વાક્ય લખ્યા પછી મેં એક પસિદ્ધ માસિક[3]માં હમણાંજ વાંચ્યું કે ગુજરાતની સુપસિદ્ધ સાક્ષરભૂમિના એક સદ્‌ગત સાક્ષરરત્નશ્રેષ્ટનું આવી દૃષ્ટિએ જીવનચરિત લખવાનો આરંભ એક વિદ્વાન વિવેચકે કર્યો છે.

---

## તંત્રીસ્થાનેથી

[અનુસંધાન પૃષ્ઠ ૨૬૩ થી]

કરે છે. આ સીવાય શ્રીમદ્ વલ્લભાચાર્યના શુદ્ધાદ્વૈત વીશેના સાહિત્યનો એમણે ઘણા શ્રમપૂર્વક અભ્યાસ કર્યો હતો. તેમજ કેટલાક દુર્લભ ગ્રંથો પ્રસિદ્ધ પણ કર્યા છે. એ સંપ્રદાયના પ્રાચીન હસ્તલિખિત પુસ્તકોનું સંશોધન પણ એમણે કર્યું છે. આથી પુષ્ટિમાર્ગના એ સ્તંભરૂપ ગણાતા, અને શુદ્ધાદ્વૈતના સિદ્ધાંતોની બાબતમાં એમનાં વચનો પ્રમાણભૂત મનાતાં.

આવા ઉદ્યોગી અને સેવાપરાયણ વિદ્વાનના અવસાનથી ગુજરાતને તરત ન પુરી શકાય એવી ખોટ ગઇ છે.

ઇશ્વર એમના આત્માને શાંતિ આપો !

---

૧ જુઓ: Lord Septimus What He Said; What He Wanted to Say; and What He ought to Have Said.

૨ જુઓ: સેંટ બવકૃત 'ઇંગ્લંડનો ઇતિહાસ.'

૩ જુઓ. 'મારી નોંધપોથી' ગુજરાત', પૃષ્ઠ ૨૭૦ જ્યેષ્ઠ ૧૯૮૩.

[ ઉપલાં પ્રમાણો મારા લખાણના સમર્થનને માટે નહીં પણ મારા વાંચનની વિશાલતા દર્શાવવા પુરતાં આપ્યા છે એનો એથી વિશેષ ઉપયોગ કોઈએ કરવો નહીં.]

# નૃત્ય કલા

[ અનુસંધાન પૃષ્ઠ ૨૪૨ થી ]

પણ પાછળથી ત્યા ભ્રષ્ટ થતું ચાલ્યું. પરિણામે યુરોપમા નૃત્ય વીશે જે પ્રથમ અણગમો ઉપજ્યો તે આથીજ.

## ચાઇનીઝ નૃત્ય

ચાઇનીઝ નાચમા ધાર્મિક ક્રિયાકાડનુ તત્ત્વ પુષ્કળ છે. પોતાના પૂર્વજોના સ્મરણમાથી અને તેમની આરાધનામાથી ચીનાઇ પ્રજાનું નૃત્ય ઉત્પન્ન થએલું છે. એમના ધર્મગુરુ-(મેન-દરીનો) નૃત્ય કરતા. કૉનફ્યુસીઅસે પણ નૃત્યની હીમાયત કીધી છે ઉનાળામા અને શીઆળામા કેટલાક ભોગાત્મક નાચો ફરજીઆત ગણેલા છે. શહેરી અને લશ્કરી નાચો પુરુષોજ હાથમા લાબા પીછાં કે તલવાર લઇ નાચે છે. રાજ મહેલમા પણ નૃત્યો હતા.

## જાપાની નાચ

જેમ ઇજીપ્તની ધંધાદારી નાચનારીઓ "આલમેહ"થી ઓળખાય છે, તેમ જાપાનમા "ગેઇશીઆ"ઓ જાણીતી છે. તેઓ નાચે છે, એટલુંજ નહીં પણ બે ચાર લીટીના ટુંકા કાવ્યો તો તુર્તજ જોડી ગાવા મડે છે. તેઓ પોતાના દેશની સાધારણ સ્ત્રીઓથી ઘણી વધારે સારી કેળવાયલી હોય છે. ગાવુ, વગાડવુ અને નાચવું એ તેઓનો ધંધો છે

જાપાની નૃત્યથીજ શરુઆત થઇ જાપાનનુ આખું સાહિત્ય નૃત્યને લગતી દતકથાઓથી ઉભરાઇ જાય છે.

જાપાનીઓને મનથી દીનના ઉભરા જણાવવાનું સૌથી મોટું અને લાયક સાધન તે "નૃત્ય"

ગામડાઓના મદિરોમા "પવિત્ર દર્પણ નૃત્ય" નામે નાચ હજીસુધી થાય છે. પાકની મોસમ વેળાએ ચાદની રાતોમાં 'આભાર નૃત્ય' પણ થાય છે. ગુજરેલાઓના દિવસ પણ નૃત્ય વડે ઉજવાય છે ધોળા વસ્ત્રોમા સજ્જ થએલી યુવતીઓ સ્મશાનમાથી નીકળી "ભૂતનો નાચ" કરે છે ઉનાળાના આગમનને આપવા અર્થે છોકરીઓ શહેરના "લીલા કમળ"ના દેવાલય આગળ "પતંગીઆનો નાચ" થાય છે

જાપાનના લઢાયક નાચોનુ મૂલ પણધર્મ મોક્ષજ જડી આવે છે. "Hayato-mai" નામનો યુદ્ધ શૌર્ય નાચ હજી પણ રાજ મહેલમા ભજવાય છે તેરમા સેકામા બુદ્ધ ધર્મગુરુઓ પણ નાચમા ભાગ લેતા જાપાનીઝ નાચો રહસ્યથી ભરેલા હોય છે. મોટે ભાગે તેમા નાટ્ય તત્ત્વ હોયછે જાપાનમા ગ્રીકો પેઠે, કાવ્ય, સગીત અને નૃત્યની ગણના એક સરખીજ છે. જાપાનના પ્રજા જીવનમા નૃત્ય ઘણો મોટો ભાગ ભજવે છે.

## કેટલાક યુરોપીઅન નાચો—સ્પેનીશ નૃત્ય

નૃત્ય એ સ્પેનશી પ્રજાનુ જીવન છે ત્યાના નાચો ઘણી એક રીતે પ્રાચીન ગ્રીસના નાચોને મળતા આવે છે. એમા ઇજીપશીઅન નૃત્યનો ભેળ છે.

સ્પેનીશ નાચના ત્રણ પ્રકાર છે ૧ જેમા ચરણગતિ પ્રાધાન્ય ૨–જેમા હસ્ત-આગળીઓની હીલચાલ મુખ્યપણે હોય છે ૩–જેમા શરીરના બીજા અવયવોના સ્નાયુઓ ખાસ કામ કરે છે

જો ફ્રાન્સ એ નૃત્યને ઉછેરવાની જગ્યા છે તો સ્પેનમા તેનું ઘર બનેલુ છે. સ્પેનના નાચો પ્રાચીન તત્ત્વથી ભરેલા છે. હજીએ લગભગ જેવા ને તેવા નચાય છે. સ્પેનના કાદીઝ શહેરથી તો નાચનારીઓ અસલ પરદેશમા નાચવા જતી. મુરીશ તત્ત્વ સ્પેનીશ નૃત્યમાં

હોવાથી એમાં જે મોહક વિલાસીપણું અને જે ત્વરિત ગતિ આવી છે, તે અન્ય કોઇ પ્રજામાં નૃત્યમાં એટલી હદ સુધી જણાતી નથી.

ફીલીપ ચોથાના વખતમાં રાજસભામાં નૃત્ય પ્રવેશ્યું. અને તેજ સમયમાં પરદેશી નાચોની આયાત થવા પામી.

"ફેટા" નામનો નાચ હજીએ બાલકોની લાસ આગળ નચાય છે. "સારાબંદ" નામનો નાચ ગીતાર સાથે સ્ત્રીઓ નાચે છે. "ડચુકા" હળવો અને નઝાકતથી ભરેલો નાચ છે. "ફાનદાન" નામે નાચ એમનામા ઘણો પ્રખ્યાત થઇ ગયો. આ નાચ સામે એક વેળાએ સ્પેનીશ ધર્મગુરુઓએ જબરો વાંધો ઉઠાવ્યો. અંતે ધર્મગુરુઓએ એ નાચની પરીક્ષા લેવા માંડી. નાચ શરુ થયો. અણગમાનાં ઉંચે ચઢેલા ભવાંઓ નાચનાર સ્ત્રી પુરષોની કલાની તરેહદારી અને નઝાકતથી નીચે નમ્યા, અને થોડીજ વારમાં પાદરી બાવાઓ એક પછી એક તાલીઓ લેવા અને પગ ઠોકવા મંડી ગયા, અને છેવટે તો નૃત્યકારો સાથે તેમના નાચમા ભળી ગયા. "સેગ્યુ દીલાલ" નામના નાચ વીશે તો પ્રખ્યાત વાર્તા "ડોનકવીઝોટ"માં ઇસારો આવે છે. "ફેલેમેન્કો" નામે નાચમાં પ્રેક્ષકો તાળી આપીને, પગ ઠોકીને, લાબા અવાજો કાઢી ભાગ લે છે.

## જીપશી નૃત્ય

પૂર્વના નૃત્યો જેની પહેલી ઉત્પત્તિ ઇરાનમાં થઇ; તેને પશ્ચિમમાં દાખલ કરનાર જીપસી લોક. એમના નાચોમાં સ્ત્રી, પુરુષ નાના મોટા સર્વ ભાગ લે છે. એ નાચોમાં ચકરી ફરીફરી છેવટ થાકી જઇ તેઓ ભોંય પર લાંબા થઇ પડે છે.

"શેતાલી", નાચ જીપસીઓ લગ્ન પ્રસંગે નાચે છે. "ટાનના" નાચતી વેળાએ હવામાં ફુલો ઉડે છે. કહે છે કે "સેલોમીડાન્સ" જેવો નાચ જીપસીઓ પણ નાચતી. બોહીમીયાના "ડાકણીના નાચો" જીપસી નૃત્યોમાંથી નીકળેલા છે.

ધીમેથી અને સૌથી નઝાકતથી નાચનારી જીપસીઓ તો રોમાનીઆનીજ.

ઘણા એક નાચો ઇટલીમાં જન્મેલા ફ્રાન્સમા સંપૂર્ણતાએ આવ્યા છે. "બેલેટ" નાચની ઉત્પત્તિ ઇટાલીમાં થઇ. સોળમા સૈકામાં ત્યાં એની ધુન મચેલી પાછળથી ફ્રાન્સમાં એ એની મહાન સંપૂર્ણતાએ પહોંચ્યો. હજીએ કેટલાક અસલી નાચો હસ્તી ધરાવે છે. એમાં પ્રખ્યાત સગીત વેત્તા "મેન્ડલસોન" નો યોજેલો, "બર્ગામસ્કો" હજીએ શોખથી નચાય છે. "તારન તેલા" નાચ પણ ઇટાલીમાં નચાય છે. નેપલ્સની નાચનારીઓ ટેમ્બોરીન વાજીંત્ર વગાડતી, ચણીઆ ખુબ જોશમાં ફેરવતી અતિ નઝાકતથી એ નાચ નાચે છે. "તારાન્તો" શહેરથી એ નાચ આવેલો તેથી એનું નામ "તારન તેલા પડયું છે. એ નૃત્ય સાથે પ્રણયીઓનાં ઉંડી ફર્યાદવાળા કાવ્યો ને ગાયનો પણ ગવાય છે. "તારનતેલા" જેવો નાજુક નાચ બીજો કોઇ ન હશે. "તારન તેલા" સીસીલી અને નેપલ્સના લોકોના પ્રજાકીય નાચ છે. એ નાટય તત્ત્વથી ભરપુર છે. એમા એક માછીમાર યુવક કોઇ મત્સ્યગંધાનો પ્રેમ કરી રહ્યો છે એ વિષય દર્શાવવામાં આવે છે. ઇટાલીના સર્વ નાચોમાં એ સૌથી જુસ્સાવાળો અને સૌથી રમણીય છે. સીસીલીમાં એવી માન્યતા છે કે "તારન તેલા" નાચ પુરષોએ કે સ્ત્રીઓએ એકલાં નાચવો, એ દુર્ભાગ્ય સુચવે છે.

## રશીઅન નૃત્ય

યુરોપ અમેરીકાના નાચોમાં નવું જોશ લાવનાર, નૃત્ય કલાની વાહ વાહ પોકરાવનાર અને આજના જમાનામાં જગતને સૌથી સારામાં સારા નૃત્યકાર પુરા પાડનાર મુલક તે રશીઆ છે. નૃત્ય કલાની ચાવી તો આજે રશીઅન નૃત્યકારોના હાથમાંજ જઇ પડી છે. એક વેળાએ એ વીશે સૌથી ઉચ્ચ સ્થાન પ્રાચીન ગ્રીસ ધરાવતું, તે હાલ રશીઆ ધરાવે છે નૃત્ય વેળા વાયુની લહેર જેવા અવર્ણનીય ઝડપી વેગ ( Breeziness ) નૈસર્ગિક હુલ્લાસ અને પુર છુટથી વૃત્તિ રશીઅન નૃત્યકારો દાખવે છે. તેવી અત્યારે બીજે કહી ભાગ્યેજ જણાય છે. એમનો નાચેલો " માઝુર્કો " નાચ ખરેજ મોહ પમાડે એવો છે. નાચતી વેળાએ કૃત્રિમ આનંદવૃત્તિ એમના નાચનારાંઓના મુખડે અંશ ભાર પણ જણાતી નથી.

એમના પ્રખ્યાત નૃત્યકાર માઇકલ મોર્ડકીન વીશે કહેવાય છે, કે એ દેવતા પેઠે નાચે છે અને સતયુગનું સ્મરણ કરાવે છે. એનું નૃત્ય અનુપમ છે અને એની કોઇ જોડી નથી.

વિશ્વ વિખ્યાત આના પાવલોવા એનાં જુનાં અને નવાં રશીઅન નૃત્ય વચ્ચે એક કડી સમાન છે. નૃત્ય વેળા પગની આંગળીઓથી એ ઘણું કામ કરે છે. " Rose qui meurt " અને " Le gygne " ના પાત્ર ભજવતી વેળાએ તથા ચોપીનના " વાલ્ટસ " નાચની વેળા અને તરેહવાર કરણાત્મક સ્થિતિ તથા જુસ્સાઓના તુફાન જેવી ફુકાતી જોવી, એ જીંદગીની એક મોટામાં મોટી મોજ કહેવાય. ખુદ વંસતનો પ્રાણ એના નૃત્યમાં પ્રસરી રહેલો હોય, એવી એની કળાકૃતિ પ્રેક્ષકો ફુલાવે છે—ઝુલાવે છે—તનમનાટ આપે છે; અને છેવટે ચિતભ્રમ કરી મલે છે. એના " Baichanael dance" ની સૂક્ષ્મતા વિસ્મય પમાડે છે. આખાં વ્યકિતત્વને નૃત્યમાં જો પુરેપુરું રેડી દેનાર કોઇ એક હોય, તો તે આના પાવલોવાજ. એનો ચહેરો નૃત્ય કરતે બધા ભાવોને પ્રકટાવી શકે છે; અને બારીકમાં બારીક લાગણીનો ફેરફાર એ સહેલાઇથી નૃત્યદ્વારા દર્શાવી શકે છે, આના પાવલોવા એનું બીજું નામ "નૃત્યનો આત્મા."

રશીઆના બીજા કળાવંત નૃત્યકારો તે નીજીન્સ્કી અને કરસાવીના છે. નૃત્ય વેળા સમતોલપણું, ચોકસાઇ અને ચપળતા બતાવવામાં નીજીન્સ્કી હદ કરે છે. એની અકેકી અંગ સ્થિતિ તો જાણે સુંદર રૂપરેખાવાળી નઝાકતનું જીવંત ચિત્રજ. કહે છે કે નૃત્યભૂમિકા પર પાણીનો પરપોટા જેવો હલકો એનો ચર્ણ-સ્પર્શ છે. પારદ ( mercury )ને પાંખ આવી હોય અને પ્રકાશ હાસ્ય રેલાવી રહ્યું હોય એવું એનું નૃત્ય ચમત્કારી છે. નાચતી વેળાએ એ અર્ધો પક્ષી જેવો અને અર્ધો છોકરા જેવો લાગે છે.

આ સદીમા જો નૃત્યનો પ્રશ્ન કોઇએ ઉકેલ્યો હોય, તો તો રશીઅનોએજ. બીજી વિદ્યા કળાઓમાં જો કે રશીઆ પછાત છે, ધીમુ છે, છતા આશ્ચર્યકારક તો એજ છે, કે હાલમાં નૃત્યકારની કળા તેના ઉચ્ચ શિખરે તો રશીઆમાજ પહોચી છે, અને રોમ તથા ગ્રીસ વગેરે દેશના " Classical " ( શિષ્ટ ) નૃત્યને તેની પ્રાચીન નિર્મલતામાં જાળવી રાખનાર પણ એજ દેશ છે.

## ફ્રેન્ચ નૃત્ય

કહે છે, કે ઇટલીના એક ઉમરાવે જ્યારે પોતાની દીકરી ઇસાબેલાને મીલાનના ડયુક ગેલીએઝો વેરે પરણાવી, ત્યારે ટોરટોના ખ

જે ભવ્ય નૃત્ય થયુ હતુ; તેમાથી આજના યુરોપીઅન નૃત્યના પુનરોદ્ધારની શરુઆત થઇ હતી. ખ્રીસ્તી પંદરમા સૈકામા નૃત્યનો નવોજન્મ આમ થયો તેજ વખતથી ફ્રાન્મ દેશનુ નૃત્ય સુધરવા માડ્યુ. આજના દિવસ સુધી ફ્રાન્સે યુરોપને નૃત્ય વીશે ઘણી ભેટ કરી છે —ઘણુ શીખવ્યુ છે. હજી સુધી ફ્રાન્સ બીજે મુલકથી નૃત્યના બીજ લાવે છે આજના વખતની રમ-વૃત્તિ પ્રમાણે તેને ઘડે છે, અને પછી નૃત્યની એ નવી "ફેશનો" સુધરેલા જગતમા આયાત થાય છે "\ ાપ"ના પ્રખ્યાત નૃત્ય પ્રકારમા પ્રથમ નઝાકત અને સરળ વા ન મુકનાર ફ્રેન્ચોજ છે. ફ્રાન્સના પડી ભાગેલા ગ્રામ્ય ન.ચોમાથી તો ઇગ્લીશ પ્રજાનુ ગ્રામ્ય નૃત્ય ઉત્પન્ન થયુ છે. પોલકા અને ગેલપ વગેરે નાચો ફ્રાન્સની નૃત્ય ભઠ્ઠીમા પકવાઇનેજ દુનીઆને મળેના નૃત્યકળા વીશે મત્તા સમાન પુસ્તક ફ્રેન્ચોએ લખી બહાર પાડ્યા છે. ફ્રાન્સના ગ્રામ્ય નાચો "Baladines" નામે ઓળખાયછે. 'Basse danse" એ એમનો પ્રજાકીય નાચ છે. તેમાથી "વૉલ્ટા" અને "મેન્યુટ" વગેરે નાચો નીકળ્યા. "ગાઇ-લાર્ડ" નામનો ફ્રેન્ચ નાચ ઇગ્લાડમા પ્રવેશ્યો અને તે નાચીને તો સર ક્રીસ્ટોફર હેરન રાણી ઇલીઝાબેથનો માનીતો બન્યો. ગઈ સદીમાં જેને નાચનારાઓમા ઘેલુ લગાડેલુ તે "પોલકા" નામક પ્રખ્યાત નાચ અસલ બોહીમીયામા ઉપજેલો. પછીથી પારીસ અને લન્ડનમા આવેલો. જાણીતો "Waltz" નાચ ઇટલીથી આવેલો, ફ્રાન્સમા પ્રથમ કેથેરીન ડી મેડીસીએ પ્રવર્તાવ્યો. "કવોડ્રીલ"નો જાણીતો નાચ ચાર માણસો ચાલીસ પત્તાઓ વડે પત્તાનો એક દાવ ખેલતા તે પરથી નીકળ્યો છે

||| ||| ||| ||| ||| ||| આ રસિક નૃત્ય કલાનો વિશેષ ભાગ આવતા અકે ||| ||| ||| ||| ||| |||



## ભગવાન કૌટિલ્ય

[અનુસધાન પૃષ્ઠ ૨૧૬ થી]

"હું નહોતો કહેતો? અવાજની આમની આમ છે સેનાજિત એને શુ થયુ હશે?" સનિધાતાએ ચિતાતુર અવાજે પુછ્યુ

"દેવી?" સેનાજિતે પ્રસગને અનુસરતુ ગાભીર્ય ધારણ કરી કહ્યુ, "કેમ છે?"

'ઉ-ઉ-ઉ હ" મૈનાકીએ જવાબ આપ્યો, અને સમગ્ર સસારનુ દુખ તેની આખમા આવ્યુ

"માથુ દુખે છે? પેટમા દુખે છે?"

"ઉ-ઉ-હ"

"મે નહોતુ કહ્યુ?" દયામણે અવાજે દર્શકે કહ્યુ "શુ થશે?" ગરગરતે અવાજે તેણે આગળ ચલાવ્યુ

"સનિધાતા! તમે કૈં કહ્યુ કર્યું હશે નહી તો દેવી આમ નિઃશબ્દ કેમ બને?"

'મે તો કૈં કહ્યુ કર્યું નથી" જાણે મોટો ગુનોહ કર્યો હોય એવા દયામણા મુખથી દર્શ- મહામાત્ર જોઈ રહ્યા

"એમને સુવાડી દોની" સેનાજિતે સુચવ્યુ

"નથી સુઇ શકતી" નીરાશાથી પતિએ કહ્યુ, "જુઓ તો એની કમ્મર ટટારની ટટાર-જ રહે છે સેનાજિત! શુ થશે?"

'મહામાનવ' ત્યારે હુ તો જઈશ. મારે કામ છે સેનાજિતે અડધી આખ મૈનાકી પર ટેકવી કહ્યુ "કુમાર પ્રાગ્જયોતિષ ગયા છે તેને ન દેશો પહોચાડના માણસ મોકલના છે"

"ઉ—' નિશ્વાસ અટક્યો, ને ચામ તરફ ફરેલી દૃષ્ટિ એકદમ પૃથ્વી પર આવી સેનાજિત મનમા હસ્યો આ મૌનમૂર્તિના હૃદયને સતેજ કરવાની કલા તેને ખબર હતી

"હે! હે કુમાર! ત્યા ક્યા ગયા?" દર્શકે કહ્યુ

"સીકાર કરવા ત્યા ચાલી ગયા એમ કહે છે" ચકરચકર ફરતી મૈનાકીની આખો પાછી સ્થિર થઇ ગઇ અને એક ઉડો નિશ્વાસ બધાનુ હૃદય ભેદી રહ્યો 'અરે પણ સનિ-ધાતા! તક્ષશિલાનો યુવરાજ આભિ અહી આવ્યો છે.'

"હા સાભળ્યુ' દર્શકે કહ્યું ને તેમની સામુ જોતી મૈનાકી તરફ ફર્યા, "કેમ છો? ઠીક લાગે છે?" અર્ધાગ પતિએ પુછ્યુ

'ઉ હ-" મૈનાકીએ એકદમ નીસાસો મુક્યો

'પેલો બ્રાહ્મણ આવ્યો છે તેની વાત સાભળી?' મૈનાકી તરફ જોતા સેનાજિતે બીજો ઉપચાર યોજ્યો

'હા એ કોણ છે?' દર્શકે પુછ્યુ.

ઉચી ફેરવેલી આખો પાછી નીચી આવી

"એ બ્રાહ્મણ યુવરાજ આભિનો ગુરુ મનાય છે

"એમ! પણ એનો કૈં બીજોજ!" દર્શકે કહ્યુ

મૈનાકીને પાછી સ્વસ્થ થએલી જોઇ તેના તરફ મર્દ જોઈ તેણે પુછ્યુ 'કેમ છો? ને ખમીને મૈનાકી પાસે આવ્યો પણ તેણે તેને હાથનની દૂર કર્યો

"જરા ઠીક છે" ભયકર નિશ્વાસ સાથે તે બોલી

દર્શકના આનદનો પાર રહ્યો નહી 'બોલ્યા -બોલ્યા -બોલ્યા!" જાણે મૈનાકીએ અણુવાર્યુ પરાક્રમ કર્યુ હોય તેમ હરખાતા સનિધાતાએ કહ્યુ

"તમે દેવીની બરોબર દરકાર કરતા નથી હોકે' સેનાજિતે જરાક ટોળમા કહ્યુ

"અરે મારાથી જરા બોલાઇ ગયુ—" દર્શકે પશ્ચાતાપ દર્શાવ્યો.

"શુ ?"

"પેનો વૃદ્ધ સુકેતુ બહુ પલટ્યો છે"

મૈનાકીએ ઉંડો નિઃશ્વાસ મુકયો

'અરે! એમા શુ? પણ એ વાત જવા દો આપણે તો પેના બ્રાહ્મણના મીજાજની વાત કરતા હતા' સેનાજિતે હસીને વાત ફેરવી

"કોના મીજાજની વાત કરતા હતા?" જાણે ઘણી તન્દ્રી પડતી હોય તેમ મૈનાકીએ ભીની આખો સેનાજિત પર ફેરવી પુછ્યુ

"જવા દોની" સેનાજિતથી ચીડવ્યા વિના નહી રહેવાયુ નકામુ તમારુ માથુ દુખશે'

"ના-ના-કહોની જરા રસ પડશે" દર્શનાના પતિએ કહ્યુ

'તક્ષશિલાનો યુવરાજ—મહાદેવીનો ભાઇ આવ્યો છે તેને રાક્ષસ મત્રી સામે તેડવા ગયા સાથે કોઇ તક્ષશિલાનો એનો ગુરુબધુ આવ્યો હશે મત્રીએ કહ્યુ કે નરેન્દ્રની આજ્ઞા પ્રમાણે બ્રાહ્મણ હાથી પર નહી બેસી શકે એટલે બ્રાહ્મણનો મીજાજ ગયો ને ચાલતો આચાર્ય શકટાલને ત્યા ગયો'

"શકટાલને ત્યા કેમ?' મૈનાકીએ પુછ્યુ

"કોણ જાણે? કહે છે કે એનો સગો થાય છે"

"એનુ નામ શુ?"

"વિષ્ણુ તો કહે છે"

"પણ પ્રિયે! કેમ લાગે છે હવે?" દર્શકનો ચિતાતુર અવાજ આવ્યો

"ઠીક છે' નિઃશ્વાસ સાથે મનાકીએ કહ્યુ

"શુ થાય છે?" સેનાજિતે પુછ્યુ.

"ઉ—હ" મૈનાકીએ નિઃશ્વાસ મુકયો "કુમારની કંઇ ખબર?"

"પ્રાગ્જ્યોતિષ તરફ ગયા છે"

"કેમ જાણ્યુ?' મૈનાકીની આખો સુકાઈ ગઇ હતી

"નરેન્દ્રદેવ પોતે મને કહેતા હતા'

"ક્યારે આવવાના છે?"

"મને ખબર નથી'

"પ્રિયે! હવે ઠીક છે ને?' સનિધાતાએ પુછ્યુ

'અરે પુછ પુછ શુ કરો છો?' સેનાજિતે કહ્યુ 'દેવી! હુ હવે રજા લઉ? મહામાત્રજી! રજા?"

"ક્યા ચાલ્યા શુ?' સનિધાતાએ પુછ્યુ

'મારે આચાર્ય શકટાલને ત્યા જવુ છે'

"કેમ?" મૈનાકીએ પુછ્યુ

"મારા લગ્નની તિથિ નક્કી કરવા ચાલો જાઉ છુ સનિધાતા! દેવી! પ્રણામ!

"આશિષ! દર્શકે કહ્યુ ને સેનાજિત ગયો "હવે કેમ છે?"

'ના, ઠીક છે તમે રાજગૃહ નથી ગયા?"

'અરે તમારુ શરીર ઠેકાણે નથી તે કેમ જાઉ?" કંઇક બહાનાની આશાએ સનિધાતાએ કહ્યુ

"મને શુ થવાનુ છે?" કરી મૈનાકીએ માથે હાથ દીધો

"પાછુ કંઇ થઇ આવ્યુ?' દર્શકે દીનમોઝી બતાવી

"ના રે ના" મૈનાકીએ હીચકા પરથી ઉતરતા કહ્યુ "તમે જાઓ"

જ્યારે મૈનાકી ઉભી થઈ ત્યારે તેની મોહકતા પુરેપુરી જણાઇ દૃષ્ટિ વડે ડરતી સામ્રાજ્ઞી ને મુગ્ધ કરતી મોહિનીનુ તેનામા સમિશ્રણ હતુ.

દર્શક ખંચાયો. મૈનાકીની તબીયત સારી થઇ તેના માનમાં જૈને પલવાર બેસી પત્નીના સહચારનો લહાવો લેવો હતો.

"જાઓની! જોયા શું કરો છો? નરેંદ્રદેવ વાટ જોતા હશે." સખત અવાજે મૈનાકીએ કહ્યું. પલવાર દર્શક આ જગદંબાનું સ્વરૂપ જોઇ રહ્યો; અને નમ્રતાથી કહ્યું: "આ ચાલ્યોને."

"દાસી!" મૈનાકીએ આજ્ઞા કરી; "ચંદન લાવ તો." તે ફરીને અંદર જવા લાગી અને સંનિધાતા રાજગૃહ જવાની તૈયારી કરવા બહાર ગયા. સંનિધાતા બહાર ગયા એટલે મૈનાકીના મોંના ભાવો બદલાઇ ગયા. પલવાર પહેલાં દુઃખથી પીડાતા જેવા હોઠ પર દ્રઢતા ને કઠોરતા આવી રહ્યાં. તેની આંખોમાં વજ્રના તેજ આવ્યાં તરત તેના મોઢા પર દુઃખની છાયા પાછી ફરી વળી; ને આંખો ઘેલા જેવી થઇ રહી.

"આર્યપુત્ર!" તેણે બુમ મારી.

"ઓ" એ ફલંગ મારી પાછા ફરી સંનિધાતા આવી લાગ્યા.

"જરા સુકેતુને બોલાવોને" મૈનાકીએ કહ્યું. મહામાત્રે દ્રઢતા મેળવવા આસપાસ જોયું. પલવાર એમાંથી એકે જણ બોલ્યું નહી. "હા. જરૂર હમણાં માણસ મોકલું છું."

"તમે મોડા પડશો તો નરેંદ્રદેવ વટશે હોં!" સ્નેહભીના અવાજે મૈનાકીએ કહ્યું. દર્શકને આજ્ઞાપાલન માટે શીરપાવ મળ્યો ખરો. "હા. જાઉં છું ને" ખુશ થતાં થતાં સંનિધાતા ચાલ્યા ગયા.

મૈનાકીના મોંઢા પર વિજયનું હાસ્ય હતું. તેણે પગની ઠેસ મારી એક મોરો હીંચકો આપ્યો ને પછી કુદીને તે નીચે ઉતરી પડી.

"દાસી!" તેણે બુમ મારી. બે દાસી દોડતી આવી. "નહાવાનું પાણી"

"જી."

તે નાહીને આવી ને સુકેતુ આવ્યો.

સુકેતુ ગૌરવશીલ વાર્ધક્યની પ્રતિમા હતો. કરચળીઆળું કપાળ, સફેત દાઢી, વિશાળ વક્ષ, સ્નાયુથી તરતું શરીર ચિંતનશીલ મુખ—આ બધાં એ પ્રતિમાને વિશિષ્ટતા અર્પતાં.

"દાસી!" મૈનાકીએ આજ્ઞા કરી; "બારણા આગળ ઉભી રહેજે. ખબરદાર કોઇને આવવા દીધો છે તો. સુકેતુ! બોલો કંઇ નવાજુની?"

"શું બોલુ?" સાવચેતીથી ચારેગમ જોતાં ચકોર સુકેતુએ પુછ્યું.

"શું બોલુ!" અધીરી મૈનાકીએ પુછ્યું; "કુમારનો કંઇ પત્તો ખાધો?"

"ના."

"સેનાજિત આજે મને જુઠું સમજાવવા આવ્યો હતો."

"શું"

"કે કુમાર પ્રાગ્જ્યોતિષ ગયા છે. મને તે કહ્યા વિના જાય? એ તો મેંજ ભુલ કરી. મેં મૂર્ખીએ મધરાતે પાછા કાઢ્યા. એજ રાતના કંઇ થઇ ગયું"

આ વાત સુકેતુએ એટલી વાર સાંભળી હતી કે તેનો જવાબ આપવાની તેણે તસદી લીધી નહીં. "કંઇ કરી મુકયું તો નથી?"

"એ કેમ કહેવાય?"

"જો એનો એક વાળ વાંકો થાય—" હોઠ પીસી મૈનાકીએ બોલવા માંડયું ને વાત ફેરવી "કંઇ નવી વાત જાણી?"

"ના."

"સુકેતુ? તમે હવે ઘરડા થતા જાઓ

છો. આટલા દિવસ થયા કે પણ ખબર લાવતા નથી ?"

"દેવી ! મેં બધી તપાસ કરી પણ કે વળતું નથી. હું તો નીરાશ થઇ બેઠો હતો. પણ આજે જ "—

"શું ?"

"મને આશા આવી " પાછી સાવચેતીથી ચારે તરફ નજર નાખી સુકેતુએ કહ્યું.

"કેમ કરીને ?"

"આજે તક્ષશિલાનો યુવરાજ આવ્યો તે સાંભળ્યું ?"

"હા પણ તેનું શું ?"

"સાથે ચાણક્ય આવ્યા છે."

"ચાણક્ય ! એ કોણ છે ?'

"વિષ્ણુગુપ્ત યુવરાજનો મિત્ર છે." ધીમેથી સુકેતુએ કહ્યું.

"ઓહ એ ! તેમા પણ આપણે શું ?" અધીરી મૈનાકીએ કહ્યું; "સેનાજિત મને કહી ગયો."

"સેનાજિતે એ કોણ છે તે કહ્યું ?"

"યુવરાજનો ગુરુબંધુ."

"તેમાં શું વળ્યું ?" સુકેતુએ કહ્યું; "હું અત્યારે ક્ષુદ્રક માલ્લવો[1] ના દૂત પ્રણિધિઓ[2] ને ત્યાં જઇ ચઢયો હતો. દૂત નાયક શેપને મોઢે કોઇ ચાણક્યના થએલા અપમાનની વાત કરતું હતું."

"પછી ?" મૈનાકીને રસ પડયો.

"શેપને તો ઓળખો છોને ? એનું ચાલે તો નરેંદ્રદેવની ડોકી મરડી નાખે."

'કોણ નહીં મરડી નાખે ?"

સુકેતુએ ધીમેથી આગળ ચલાવ્યું; "વાત સાંભળીને વૃદ્ધ શેપ બોલ્યાઃ ' કોણ ચણક ઋષિનો પુત્ર ધનનંદને કહે ચેતીને ચાલજે. એ મગધનો બ્રાહ્મણ નથી. !"

"કોણ છે એ ?'

"શેપના અવાજ પરથી લાગ્યું કે એ કોઇ મહાપુરુષ છે.-શું ધાર્યું ? બીજા દૂત પ્રણિધિઓ એને મળવા જવા તૈયાર થયા."

"હેં શું કહે છે ? શેપ !"

"હા "

(આ રસિક વાર્તાનો વિશેષ ભાગ આવતા અંકે)

---

૧ ક્ષુદ્રક માલ્લવો એ પ્રજાસત્તાક સંઘો હતા. ગ્રીક લોકો તેમનો Oxydrakaie અને Malloi નામ ઉલ્લેખ કરે છે.

૨ એલચીઓ.



## આણીચું

[ અનુસંધાન પૃષ્ઠ ૨૨૪ થી ]

નહાકી કાઢવા માટે ત્યાં ઉભા કરત. પોતાનાજ ઘરમાં પેસવા જતાં ગણપતિને હાથે જે નિવ છીને સન્માન મળ્યું હતું તેવુંજ કંઇ નટવરલાલ ને મળત અને પોતાની મુછ અને પીંઠને બચાવવા નટવરલાલને મારૂં ઘર છોડવું પડત.

પણ એણે રસ્તો બનાવી દીધો હતો. મારા બેન વસ્તારી હતા. બે છોકરા અને બે છોકરી મળીને એમને ચાર સંતતિ હતી અને એ ચાર-માંથી મલતી તે કાન્તિએ તો બે એવા તોફાની હતા કે નટવરલાલને તો શું પણ એના દાદાને ઉભી પુછડીએ ભગાડે.

મને એ એક રીતે એ યુક્તિ ગમી. કારણ કે બેન ત્રણેક વર્ષ થયા નાના બાબુના જન્મ પછી અમારે ત્યાં આવી નહોતી નટવરલાલને પાણીચું આપવાના પ્રસંગે એને બોલાવાશે એમ મે ધાર્યું.

પણ મુશ્કેલી એ હતી કે બેનના સસરા ઝીણુભાઇ એક સ્ટેટમાં નાયબ દીવાન હતા મારા બનેવી સંસ્કૃતના પ્રોફેસર હતા પણ સંસ્કૃત ભાષાને એમણે એવી પચાવી હતી કે આજ્ઞાંકિતતાની એ છબરત મૂર્તિ બની ગયા હતા અને પોતાના છોકરા છોકરીના નામ પાડવાથી તે બેનને તેડવા મોકલવા સુધીમાં એ સુસરાજીની આજ્ઞા પ્રમાણે વર્તતા અને ઝીણાભાઇ સાહેબને પણ કાંતિ, માલતી, બેબી અને નાનો બાબુ એટલા વહાલા હતા કે વારે વારે પોતાની છોકરીઓને પોતાને ત્યાં બોલાવ્યા કરવા છતાં બેનને અમારે ત્યાં મોકલવી પડતી તો એમના જીવ પર આવી જતું. છતાં એમના જીવપર લાવીને પણ મારે નટવરલાલને કાઢવો હતો.

“ બેનને પણ મુંબાઇ દીવાળી કરાવવાનો વિચાર છે ” મેં નટવરલાલને કહ્યું.

બપોરેજ મે ત્રણ કાગળ ધમડી નાખ્યા. એક હીંદુ સમાજમાં એ કહેવાતી વ્યક્તિને, બીજો બાને અને ત્રીજો ઝીણુભાઇ સાહેબને

બાનો જવાબ આવ્યો કે “ દીકરા, તારે કામ હશે તો તું કહેશે ત્યારે આવીશ. ” નાયબ દીવાન સાહેબે લખ્યું કે અમારા સ્ટેટનો દશેરા નો મેટો વરઘોડો છે તેમજ છોકરાઓની તબીઅત નરમગરમ રહે છે તેથી તેમની માગી નજર નીચેજ અને મારા હાથેજ દવા કરવાની જરુર છે માટે નહીં આવી શકે કલાએ લખ્યું “ તમે તો ભાઇ બહુ ખરાબ છો ગયા તે તો હજી સાડા ત્રણ દિવસ થયા નથી ત્યાં તો આવ, આવ જાણે માગ વગર સુકાઇ ગયા. તમારી મરચૂબાળાને બોલાવો બા પણ કહે છે કે હું નહીં એ તો અમસ્તા બોલાવતા હશે ”

બા તો કહેસ્તો. આપણે સાહિત્યના અભ્યાસ-ક અને અશોક વૃક્ષની પેરે લલનાઓના પાદ-ઘાત ખમવાના શોખીન ધીરોદત્ત નાયકોવાળા સંસ્કૃત નાટકોના રસીઆ, તેમજ સ્રીમાનના હીમાયતી એટલે જેમ જેમ છુટ સુકતા ગયા તેમ તેમ મારા સાસુના મનને તો એમજ થતું ગયું કે કેશવલાલ તો ધમ્મનશા જેવાજ છે અને કીકી જેમ નચાવે છે તેમજ નાચે છે વળી એમની કીકીને મોટે હું મરચૂબાળા નામની લેખિકાની પ્રશંસા કરતો તેથી સ્વાભાવિક ઇર્ષ્યાને લીધે વાતવાતમાં છીંકુ પડતા લટકો કરીને તમારી મરચૂને બોલાવો, તમારી મરચૂને કહેતી એમ કહેતી અને ઝીણુભાઈ વળી કોઇ એમના રસુલખાન પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટ પાસેથી એક ફ્રાન્સી દવાનું પુસ્તક લાવી એવા તો ચિકિત્સક બની ગયા હતા કે એ ન હોય તો

એમના કુટુંબીજનો એમની દવા વિના એક ભવમા પાચ પાચ વાર મરણ પામે એમ એ માનતા

આથી મારે પણ પોત પ્રકાશવુ પડ્યુ. કલાને બતાવી આપ્યુ કે ‘ એમનામા પણ કે છે ” અને નટવરલાલની ચાપલાઇથી ચીઢાઇને એમના પગનો ગુસ્સો ઝીણુભાઇ પર કાઢી, “ તમારુ દીવાનપણુ તમારા સ્ટેટમા ચલાવજો તમારા સ્ટેટની સવારી કરતા અમારા બાલીઆ ગાધીના છોકરાનો વરઘોડો પણ સારો હશે છોકરી આપી છે તે ગુગળાવી નાખવાને નથી આપી ” એવુ કે કે એવુ તો લખી નાખ્યુ કે “તમારી બેનને સ્નાને કર્યા છે ને તમે ધરાઓ ત્યા સુધી તમારે ત્યાજ રાખશો ” એવો ઝીણભાઇનો તોરમા જવાબ આવ્યો

અસવારીઆમા કલા અને બા સાથે આવ્યા ત્યા સુધી પણ નટવરલાલને ઓરડી મળી નહોતી. જો કે એ બીચારા તો કહેતા કે એ ઓરડી મેળવવાને તનતોડ પ્રયત્ન કરી રહ્યા હતા

એક રમ ખલી હતો તે ગેન વાપરતા અને છોકરાઓ નટવરલાલ સુતા તે રુમમા રમતા. કારણ કે બેનનો સ્વભાવ એવો હતો કે ઘણુ ખરુ તો તોફાન મસ્તી જોતા પણ એક દિવસ ચશ્મા તો પુરીઆ રગી નાખતા તેથી તેઓ બેનથી આવાજ રમતુ પસદ કરતા.

મોટી બેન આવ્યા ને તે બીજે દિવસે તો કાંતિ સવારે મારી પાસે દોડતો દોડતો આવ્યો “ મામા મામા નાનો બાબુ તો નટવરમામાના દીલ પર ઘોડો કરે છે ને ધડાધડ લગાવે છે ” મે કાન્તિને સમજાવી દીધુ કે નાનો બાબુ જે કરતો હતો તે સારુ જ કરતો હતો

એટલે પછી તો પુછવુજ શુ ? નટવરલાલ નહાવા ગયા તે વખતે તેમના ખીસ્સામાથી ચશ્મા કાઢીને પહેરવા જતા કાંતિએ ચશ્મા ભાગી નાખ્યા. માલતીએ એમનુ ધોતીઉ ફાડીને એની ઢીંગલીની ઓઢણી બનાવી અને બેબીએ રખેને નટવરલાલ જલયાત્રા કરીને આપણા પવિત્ર ધર્મશાસ્ત્રાનુસાર પ્રાયશ્ચિત્ત કરવાનુ ભુલી ગયા હોય તે બીકે એમની મુછોમા ભરાઇ રહેલો પરદેશગમનનો મેલ તાણીને ખેચી કાઢવા માડ્યો.

પરિણામ એ આવ્યુ કે એમના બે દોસ્તાર એક ઓરડીમા હાથે ગધી પડી રહેતા હતા તેમની સાથે એમનુ ફાટેલુ ધોતીઉ અને તુટેલા ચશ્મા લઇને રહેવા જવાનુ નટવરલાલે એકદમ ઠરાવી દીધુ

પણ અફસોસ, મને પાછળથીજ ખબર પડી કે નટવરલાલની મુછો માફક મારી મુછોમા પણ કોઇ લીવીંગ્સ્ટન જેવા સશોધક માટે શોધવા લાયક આફ્રિકાના અન્ત પ્રાન્તો કરતા પણ વધારે અવકાશ હતો મારા કાગળીઆમા પણ વહાણ બની જઇને ચોપડીના દરીઆમા તરવાનુ સામર્થ્ય હતુ અને મારી પીઠ પણ નટવરલાલની પીઠ જેટલીજ બાબુના ઘોડે બેસવાના શોખને સતોષ આપવાની સત્તા ધરાવતી

એક દિવસ બપોરે હુ ઉઘી ગયો હતો ત્યા તો મારુ પેટ તણાવા લાગ્યુ અને તારાબાઇ સેન્ડોની પેઠે વજનદાર પથરો છાતીપર ઉપાડતો હોઉ તેમ પેટપર ભાર લાગવા માડ્યો આખ ઉઘાડીને જોઉ છુ તો નાનો બાબુ “ ઓઇએ ચલાવ ચલાવ જાને લાવે ” કરીને “ ઘોડો કરતો હતો,” અને મારા હોલ્ડરપર રાતી ધોતીઆની કોર બાધી બનાવેલા ચાબકાથી સપાટા લગાવતો હતો

હસીને મે નાના બાબુને ગમડાવ્યો અને બેનને બોલાવી એના ઘોડેસ્વાર થવાના શોખની તારીફ કરી

"સસરાજીએજ એ બધાને એવી ટેવ પાડી મુકી છે નાનો બાબુ એમને ઘોડો કરે એને ખુદે, એનાપર કુદે, ચાબુક લગાવે. તોએ મારા સસરા જેવું નામ તે એક અક્ષરે કાઢે નહીં. એ તે એની મોજે પોતાનું કામ કર્યાજ કરે."

આ પણ ખરી વાત. માશુકના કંઠમાંથી ઝરતા સુમધુર સંગીતથી પ્રેરણા પામતા આશકો સાંભળ્યા છે, પ્રણયિનીના નેત્રરશ્મિથી પ્રોત્સાહન પામતા પ્રેમીઓ પણ જાણ્યા છે, પણ જાનવર બની જઇને ચાબખા ખાતાં ખાતાં રાજ્ય પ્રકરણના કોયડા ઉકેલવાની પ્રેરણા મેળવનાર ઝીણુભાઇ જેવા મુત્સદ્દીઓ વસે છે એ તો મને નવીજ ખબર મળી.

"બેબી તો એમની મુંછજ તાણ્યા કરે અને ચોટલીજ ખેંચ્યા કરે."

દશ વર્ષનો હતો ત્યારે મશ્કરીમાં એક દોસ્તારે મારી ચોટલી કાપી નાખી ત્યાર પછી મેં ચોટલી ઉગાડીજ નહોતી. મેં એનો આજેજ ખરેખરો આભાર માન્યો.

રખેને કાન્તિ ને માલતી દાદાજીની સેવામાં પાછળ પડી જાય તેથી મેં પુછ્યું: "ને માલતી?"

"એ તો એના દાદાજીના કામના કાગળીઆં ની હોડી, ફાનસ, ખડીઆ એવું એવું બનાવ્યા જ કરે અને કાન્તિ તો આખો દહાડો એમનાં ચસ્માં પહેરી પહેરીનેજ ફરે. તોએ એ તો કોઇ ને કંઈ કહેજ નહીં. બહુ થાય તો હસતા હસતા વઢે અને વઢતા વઢતા હસે."

આતો બકરું કાઢતાં ઉંટ પેઠું. અરે ખરું પુછાવો તો એક બકરું કાઢતાં ચાર ઉંટડા પેઠા. નટવરલાલ તો બીચારા નસ્કોરાંજ બોલાવતા પણ બેબીનું સંગીત તો રઢપર ચઢે ત્યારે નટવરલાલના નસ્કોરાંને પણ વટાવી જતું અને નટવરલાલ ફક્ત લેખનાં કાગળીઆં ઝુંટવી લઇ વિદ્વત્તાનો ડોળ કરવા તેનાપર ટીકા કરીનેજ કંટાળો આપતા-પણ માલતીને મન તો એની કીંમત પાણી કરતાં પણ એટલી હલકી હતી કે પાણીથી હલકા હોઇ પાણીપર તરે છે કે નહીં તેની ખાત્રી કરવા તેના હોડકાં બનાવી ચોપાટીના દરીઆપર તરાવતી. તેમાં વળી દીવાળી તદ્દન નજીક આવી એટલે દીવાળીનાં ખાવાનાં થાય, છોકરા જેમ આવે તેમ પેટમાં ઓરે, ખોંખો કરે, માંદા પડે, તાવે તરફડે ને હેરાન હેરાન કરી મુકે. આથી મને આ બધા કારસ્તાનના મુળ નટવરલાલ પર એવો ગુસ્સો આવ્યો કે મારું ચાલતું હોય તો એની નોકરી ખુચવી લઇ, એની માલમત્તા લુંટી લઇ એને ઉંધે ગધેડે બેસાડી આખા ગામમાં સ્વારી કાઢી, આસામના બગીચામાં મજુરી કરવા ધકેલી દઉં.

રખેને હું મારો આશય અમલમાં મુકું તેથી બીતા હોય તેમ નટવરલાલ અમને મળવા આવ્યા.

"હું તો સુરત જાઉં છું."

"કેમ દીવાળીપર જવાને બદલે આઠ દશ દિવસ વહેલા?"

"મને સાહેબનો ઓર્ડર આવ્યો કે ત્યાં મારી પરમેનન્ટ થઇ."

શી વિધિની અવળચંડાઇ! જો મને ખબર હોત કે આમ થોડા દિવસમાં એ ટળશે તો વળી આ મોટી ઉપાધિમાં પડત?

આખી દીવાળી મેં તો નટવરલાલને બોલાવવામાંજ ગાળી. બબ્બે ત્રણ ત્રણ ડોકટર બદલ્યા પણ અસરજ થાય નહીં. કાન્તિ ના કહીએ તોપણ ચોપાટીપર જઇને પુરી, પકોડી ને ભેળ ખાઇ આવે ને તાવે પટકાય. અને માલતીની આંખ તો એવા જોરથી ચઢી આવી. કે કેમે કરીને ઉતરેજ નહીં.

"ભાઇ તેં નકામી મને તેડાવી સસરાજી કહેશે કે બધાને માંદા પાડીને લાવી "

"તુ કહે તે કરું. દવા તો કર્યા કરુ છું. તારો સસરો શું હુકમ કરવાનો હતો?"

"અરે હાંરે એ તો કાન્તિને કૈં એવુ મીઆમાથી મરબત પાય કે એનો તાવ અર્ધી મીનીટમા ઉતરી જાય "

"ને માલતી ને!"

"એની આખમા તે કેણ જાણે શેનાએ ટીપા મુકે છે કે આખ તો નરી નીતર્યા કાચ જેવી. રખેને નાના બાળુની ઉધરમને આ મહાન વદગાજના ઔષધનું, માન મળતુ. ' રહી જાય તેથી મેં બેનને મેં પુછ્યુ "ઉધરસની દવા પણ કરે છે કે?"

"અરે નાના બાળુને ધરમ થઇ હોય ત્યારે કમાકનુ એવુ તો છોડુ સુંઘાડે છે કે ફરીથી જન્માગમા ઉધરમ ઉભળેજ નહીં '

મને થયુ કે નાયબ દીવાનનો ગણની પગાર છોડી દઇને જો ઝીણુભાઇ મુબાઇ જેવા શહેરમા ડૉક્ટર કે વૈદનુ પાટીયું માડી પ્રેક્ટીસ કરવા માંડે તો લોકોના 'અર્ધી મીનીટમા તાવ ઉતારી' 'અર્ધી મીનીટમા ' લક્ષાધિપતિ થઇ જાય.

મે ઝીણુભાઇને છોકરાઓની માંદગીનો કાગળ લખ્યો પણ છોકરાઓને માદા જાણીને તેમના પ્રત્યેની સહાનુભૂતિને લીધે એમના હાથને લકવો થઇ ગયો હોય તેમ ઝીણાભાઇનો કૈં જવાબ આવ્યો નહીં. ફકત રાવસાહેબનો બેન પર કાગળ હતો. તેમા લખ્યુ હતુ કે બાપાજીનું 'ગ્રેમ ઇન્સ્ટ' થયુ હતુ તેથી એ કૈં તેડવા મોકલવાના નથી, અને મારે જાતે ગયા વિના કૈં વળશે નહી

માણસ મરી જાય પછી તેની ઉત્તરક્રિયા કરવી પડે અને બ્રાહ્મણવર્ગને મિષ્ટાન્ન જમાડી સંતોષવા પડે તેમ નટવરલાલ મુંબાઇમાથી ટળ્યો પણ બેનને સામ્રે મુકવા જવારુપી, નટવરલાલની ઉત્તરક્રિયા મારે નશીબે કરવાની રહી અને રેલ્વે કપનીને મારુ ભાડું ખટાવવુ પડયુ'

તેમા વળી દીવાળી ગઇ અને કલાને પીયર અણકુટ આવ્યો એટલે એ કહે કે હુ પણ તમારી સાથે આવુ છું અને બાએ કહ્યુ "હુ પણ ડોશીને અધવચ્ચ નાખીને દોડી આવી છુ માટે સુરત આવું છુ.'

નટવરલાલની પાછળ જાત્રા કરવા નીકળના હોઇએ તેમ અમારું આખુ ઘર મુબાઇમાથી નીકળ્યુ. કલાના ચાર ભાઇઓ 'ફોઈ બેનને' તેડવા આવ્યા હતા કલાને તથા બાને સુરત ઉતારી હુ બેનને વળાવવા ગયો.

નાયબ દીવાન સાહેબે તો મારી સાથે અમોલાજ લઇ એમની અકૃપા દર્શાવી પણ ઑફીસર સાહેબે મારો કાગળ કેટલો 'Rude' અને 'Impudent' હતો તેના પર એમના વર્ગના છોકરાઓને આપના હોય તેવુ ભાષણ આપી પુત્રધર્મ બજાવ્યો

પાછા ફરતા સુરત ઉતરી મુબાઇ જતા નવેબરની દશમી થવા આવી વલસાડ પર ચહા પીતો હતો ત્યા કોઇએ 'ઓહોહો ફલાણાભાઇ' કરીને સત્કાર કર્યો માત્ર એક સહાધ્યાયી મન્તુનો ભાઇ શરદ હતો

' કા ચાલ્યો?" મે પુછ્યુ

"મુબાઇ તરફ ચાલ્યો ની, મારી પાસે તો એક ટ્રક ને બેગજ છે તમારા ડબ્બામા આવી જાઉ. ઓહો તમારા જોડેનાજ ડબ્બામા હતો ને મને ખબર ન પડી "

શરદને સુરતની કૉલેજમા ફાવતુ નહોતું, તે વાતાવરણ અને 'Culture' ને ખાતર એલ્ફીન્સ્ટન કોલેજમા આવતો હતો. બે ત્રણ

દિવસ કોઈ પણ ઓળખીતાને ત્યાં રહેવાનો હતો અને પછી કેં પણ ગોઠવણ કરી લેવાનો હતો. કલા તથા બા સુરત હતાં તેની એને ખબર હતી. અને તેથી એને ઘણોજ આનંદ અને સંતોષ થયો હતો.

સાંતાક્રુઝ આવતાં બેગ ઝાલી મેં શરદને 'હો' કરી.

"કેમ ઉતરી ચાલ્યા?"

"હા" મેં કહ્યું. 'હું તો મારા મિત્રને ત્યા સાતાક્રુઝ હમણાં રહું છું."

આ પણ શું કહેવાય? મોટી જગા રાખવી એ પણ જાણે ગુનેહગારી કરી હોય, બેરી અને મા ગામ ગયાં હોય એટલે જાણે ધર્મશાળા અને અનાથાશ્રમનાં દ્વાર ખુલી ગયા હોય તેમ શામજી, દામજી, રતનજી જે ફાવે તે મારા ખાલી પડેલી ઘરની જગાનો ઉપયોગ કરવા તૈઆર થઇ જતું હતું.

બંસરીભાભી તો મને જોઇને ખુશ થઇ ગયાં. અને મને ત્રણ ચાર દિવસ તો ત્યાંજ રહેવાનુ આમંત્રણ કર્યું. પણ મેં કહ્યું કે હું પંદર દિવસ રહેવાનો છું ત્યારે આશ્ચર્યમાં ડુબી ગયા.

દશ બાર દહાડા સાંતાક્રુઝમાં ગાળી હું મુંબાઇ ગયો; બેનનો કાગળ આવ્યો કે કાંતિનો તાવ અર્ધી મીનીટમા ઉતરી ગયો, માલતીની આખ તો નીતર્યા કાચ જેવી થઈ ગઈ અને નાના બાબુની ઉધરસ તો એવી મટી ગઇ કે ફરી જન્મારામા નહીં ઉભરે.

# કહેવતોમાં સુધારો

[ અનુસંધાન પૃષ્ઠ ૨૩૦ થી ]

ધણી ધણીયાણીની ઇચ્છા એમના પોતાના લગ્નમા શા હીસાબમા ?

જેમ જ્ઞાતિઓની અસમાનતા અને ભેદને ટકાવી રાખે એવી કેટલીક કહેવત છે એમજ સ્ત્રી જાતિ વીશેની કહેવત એમની પરતંત્ર દશા અને અધોગતિ સુચવનારી હોઇ એ રદ કરવી જોઇએ. "દીકરીને ગાય દોરે ત્યા જાય" એ કહેવતમા ગાયનુ કેવું અપમાન છે ? ગાય લાત મારી શકે છે, શીંગડા મારી શકે છે પણ દીકરીને વધારે સરલતાથી દોરવી જવાય છે; તેથી ગાયની સ્વતંત્રપ્રિયતા દીકરીમા નથી એમ પુરવાર થાય છે. વળી ગાયની પેઠે દીકરીને હમેશ અજ્ઞાન કે નિરક્ષર રાખી શકાતી નથી એથી ગાય દીકરી કરતા વધારે કહ્યાગરી થાય છે. ભદ્રંભદ્રમા પ્રસન્નમનશંકરના ડચી મામા પોતાની ગાયને પણ કન્યાશાળાના ખેતરમા ઘાસ ચરવા જવા દેતા નહોતા કે રખેને ભણેલુ ઘાસ ચરી આવે એ એમની આ કહેવતની ઉંડી સમજ દેખાડે છે પરંતુ સર હરિસિંગ ગૌરના લગ્ન વીશેના કાયદા થયા પછી ખરા ગૌરોની સત્તા ઘટતી જાય છે અને થોડાજ વખતમા "દીકરી ( રે હાય ! ) ધારે ત્યા જાય" એવી ઉકિત પ્રચલિત થશે એટલુજ નહીં પણ સત્ય પડશે ગાય માટે તો "મોટરને ગાય હાંકે ત્યા જાય" એમ એ કહેવતને બદલી શકાય. "વહુ તે ડાબા પગનું ખાસડુ" એ કહેવત પણ ખાસડાને નાહક હલકું પાડે છે ડાબા પગનું ખાસડુ ખોવાઇ જાય કે ફાટી જાય તો જમણા પગનું ખાસડુ નિરાધાર બને છે અને એને નાખી દેવુ પડે છે. પરંતુ વહુ ગુજરી જાય તો વરને હરકત આવતી નથી કારણ કે એ બીજી વહુ કરી શકે છે. જેટલો ખર્ચ અને જેટલું કષ્ટ બીજી વહુ કરવામા થાય છે એટલો નવા જોડા લેતા થતો નથી એ દેખાડે છે કે જોડામા સરલતા છે. "વહુ ને વરસાદ એને જશ નહીં." એમા વહુને પ્રકૃતિના એક અમૂલ્ય અંગ સાથે સરખાવી ખોટો જશ આપેલો છે. હાલ કેળવાએલો વર્ગ બહુધા મોટા શહેરોમા રહેતો હોઇ એ આ કહેવતમા રહેલું વરસાદનું મહત્વ સમજી શકે નહી. માટે દરેક ધંધાદારી આ કહેવતને પોતાને અનુકુલ રૂપમા એને ફેરવી નાખે તો એ ઉપયોગી થાય. ઉદાહરણ તરીકે વકીલો કહે કે "વહુ ને વકીલ એને જશ નહી" ( કેસ હારે તો અસીલનો અપજશ, જીતે તો કેસ એવો હતો એને લીધે જીત્યા એમ કહેવાય. ) ડાકટરો કહે કે "વહુ ને ડાકટર એને જશ નહી." ( દર્દી મરી જાય તો ડાકટરને દોષ, જીવે તો વિધિના ઉપકાર માનાય ) વેપારી કહે કે "વહુ ને વેપારી એને જશ નહીં" ( સસ્તો માલ આપે તો હલકો ગણાય અને સારો આપે તો મોંઘો થાય ) આ કહેવતનો આમ અસંખ્ય રીતે ઉપયોગ થઇ શકે

બીજી ઘણીએ કહેવતો છે જે સુધારવાની અત્યંત જરુર છે.

## વખાણી ખીચડી દાંતે વળગી

એ કહેવતમા ખીચડીમા સમઝણ શકિત છે એ વાતનો સ્વીકાર કરવામા જગદીશચન્દ્ર બોસની શોધ પછી કોઇને વાંધો ન હોય પરંતુ અર્ધ સત્ય ઉક્તિમા પ્રોત્સાહનની આવશ્યકતા વીસરી જવાય છે. પ્રોત્સાહનથી મનુષ્યની શકિત વધે છે. અને મનુષ્ય હોય તેથી પણ અધિક મહાન થવા મથે છે. પોતાની શકિતપરના અવિશ્વાસથી કેટલી જીંદગી ખુવાર થઇ ગઇ હશે એનો વિચાર કરીએ ત્યારે પ્રગલ્ભતા બહુ

મોટો દોષ નથી લાગતો. વખાણેલી ખીચડી દાંતે વળગતી હોય તો વખોડેલી ખીચડી તો કાચીજ રહે. વખાણથી મનુષ્ય બગડી જાય માટે વખાણ ન કરવા એ ન્યાય નથી. તો બર્નાર્ડ શૉ કહે છે એમ દેવાદારે દેવું પણ ચુકવવું ન જોઇએ કે રખે લ્હેણદાર એનો દુરુપયોગ કરે. વ્યાજબી વખાણ એક પ્રકારનું દેવું છે અને એનું પરિણામ દેવાદારે જોવાનું નથી. આ સિદ્ધાંતને અનુસરીનેજ અત્યારે ગુજરાતના ઘણા અવલોકનકારો બીજાના પુસ્તકો કે લેખોને વખોડી કાઢે છે અને એથીજ ગુજરાતી સાહિત્ય કાચી ખીચડી જેવું રહી જાય છે.

## અધુરો ઘડો છલકાય

પુરો ઘડો ઢોળાય એ વધારે સત્ય હકીકત છે. ઉછાંછળા મનુષ્યો વધારે દેખાવ કરે છે. એમ આ કહેવતનો અર્થ હોય તો એ અર્થ પણ તદ્દન સત્ય નથી. ઘણા મનુષ્યો ઉંડુ જ્ઞાન દેખાડવા ખાતરજ મૌન ધારણ કરે છે અને આપણી માનની વૃત્તિ ઉત્પન્ન કરવા મથે છે. કોઇ હતભાગી ક્ષણે એ છભને તરદી આપે છે ત્યારેજ આપણો ભ્રમ ભાંગે છે અને છલકાતો નહોતો એવો એ ઘડો કેટલો અધુરો છે એનું ભાન થાય છે. આપણી જાણમાં એવા તો કેટલાએ અભિમાની મૂર્ખાઓ હોય છે જે ઘણા મનુષ્યોની મીજલસમા પોતાનું મહત્વ દેખાડવા અને અજ્ઞાન ઢાંકવા માત્ર બોલતા નથી જ્યારે જ્ઞાનથી ભરેલા પુરષો જ્ઞાનનો લાભ આપવા અસ્ખલિત વાગ્ધારા ચલાવે રાખે છે. આ કહેવતને આમ બદલી શકાય "ઘડાનું છલકાવું એ કેટલો ભર્યો છે એ પરજ નહીં પરંતુ એને કેવી રીતે ઉંચક્યો કે ઝાલ્યો છે એ પર પણ આધાર રાખે છે. પુરા ઘડા ઢોળાઇ જાય છે અને કાણા ઘડામાં પાણી રહેતું નથી."

## કરીએ સેવા તો પામીએ મેવા

આ વાત લેશ માત્ર સ્વીકારાય એવી નથી. ખરી સેવા અત્યારે ગામડામાં કરવાની છે એમ શહેરમાં રહેતા લોકનાયકો અને છાપાંવાળાઓ પોકારી પોકારીને કહે છે. હવે ગામડામાં કાં તો મેવા મળતા નથી અથવા એની કીમત આકરી હોય છે. એટલે ગ્રામ્યજીવનનો પુનરુદ્ધાર કરવા વારતે મળેલા ફંડ ઉપર તરાપ માર્યા સીવાય મેવા મેળવવા સહેલા નથી. સેવાની સમાજો કે કે સંસ્થાઓના સભ્યોએ મેવા ખાધા જાણ્યા નથી. નહીં તો હીંદ સેવક સમાજના સભ્ય શ્રીયુત દેવધરની આવી તબીયત કે સાહિત્ય સેવકના ગણ-પતિ રા. વિજયરાય વૈદ્યને મેવા મળ્યાની ખબર 'કૌમુદી' ની સાહિત્ય રોજનીશીમાં નોંધાય. સમાજસેવા, સાહિત્યસેવા કે ભારતસેવા (એક ગુજરી ગયેલું અઠવાડિક) કરનાર મનુષ્યને મેવા મળતા નથી. તો પછી સાદી સેવા (જેને પ્રાકૃત ભાષામાં નોકરી કે મજુરી કહે છે એ) કરનારને તો ક્યાથીજ મળે? એના કરતાં "જે પેસા લઇ જાય લેવા એને મળે મેવા" એ કહેવત વધારે યોગ્ય છે.

## ગાજતા મેહ વરસે નહીં અને ભસતા કુત્તા કાટે નહીં.

એ કહેવતને વિશ્વાસે ઘણી વાર છત્રી વગર ચોમાસામા બહાર જવાથી હું વરસાદથી તરબોળ થઇ ગયો છું અને મારા એક મિત્ર તો ભસતાં કુતરા તરફ બેપરવા હોવાથી એક ભસતા કુતરાએ એમના ધોતીઆનો છેડો કરડ્યો અને વહેમાઇને એમને કસાવલી જવું પડયું. ગર્જના સાથે વરસાદ પડે છે એ અનુભવ અનેકવાર થયા છતાં શા સારુ આ ઘોર અસત્ય આપણે સહન કરતા હોઇશું? મારા મિત્ર તો પહેલાં ભસતા કુતરાં વીશેની કહેવત સત્ય માનતા પરંતુ

હવે કોઇને એ કહેવત બોલતાં સાંભળે છે તો પોતે કુતરા નથી કે ભસતા પણ નથી છતાં રોષથી ભરાઇ કરડવા ધસે છે. આ કહેવતનો ઉદ્દેશ જો એમ હોય કે જે માણસો ખુબ શોરબકોર કરે છે, ઘાંટા પાડે છે, ગાળા ગાળી કરે છે એમનામાં ભાગ્યેજ સાચી મારામારી કરવાની શકિત કે એટલું શૌર્ય હોય છે તો એ હકીકત સ્પષ્ટ શબ્દોમાં જણાવવી જોઇતી હતી આવી અસત્ય ઉપમાથી કેટલાએ નિર્દોષ ને શ્રદ્ધાવાળુ મનુષ્યોને હેરાન થવું પડયું હશે !

કેટલીક કહેવત અસત્ય નથી છતાં અર્વાચીન શોધો ને અનુકુલ થાય એવી રીતે એને બદલી શકાય. એક જ દ્દષ્ટાંત લઇએ. "જ્યા ન પહોંચે રવિ ત્યાં પહોચે કવિ" એ કહેવતને આધુનિક જમાનામાં અસરકારક બનાવવા ભિન્ન ભિન્ન રૂપમા દર્શાવાય.

જ્યાં ન પહોંચે એકસ રે
જ્યા ન પહોંચે વાયર લેસ } ત્યાં પહોચે કવિ
જ્યાં ન પહોંચે એરોપ્લેન

અને પ્રાસજ મેળવવો હોય તો એ કહેવત બદલી શકાય.

"જ્યાં ન પહોચે મંત્રી ત્યાં પહોંચે તંત્રી."

મતલબ કે રાજ્યની જે ગુપ્ત વાતોથી રાજ્યનો મંત્રી (કે અમલદાર) અજ્ઞાત હોય છે તે છાપાનો અધિપતિ ગમે ત્યાથી ખબર મેળવી જાણી જાય છે. શ્રીયુત શાસ્ત્રીની દક્ષિણ આફ્રીકાના એજંટ જનરલ તરીકે નીમણુક થઇ એ સરકારને ખબર પડી તે પહેલાં મહીના દિવસ અગાઉ છાપાંઓના "પ્રીંટર ને કોમ્પોઝીટર" ને ખબર પડી ગઇ હતી.

અત્યાર સુધી આપણી કહેવતો લખાતી નહોતી પણ માત્ર બોલાતીજ હતી એથી કેટલો ગેરલાભ થયો છે એ એકજ દૃષ્ટાંત ઉપરથી સમજાશે. "નહીં મામા કરતા કહેણો (કહેવાનો) મામો સારો" એને બદલે "નહીં મામો કરતા કાણો મામો" એવી ઉકિત પ્રચલિત થઇ કેટલાએ મામાઓની આંખ ને પ્રતિષ્ઠાને હાનિ રૂપ નીવડે છે. આ કેવળ કાલ્પનિક દોષ નથી. મારી ઓળખાણના એક ગૃહસ્થ ચોથી વાર લગ્ન કરવાનો વિચાર કરતા હતા ત્યારે એમની જાણમાં બે કન્યાઓ હતી. એને ભાઇ ન હોતા અને ત્રીજી કન્યાને એક પીત્રાઇ ભાઇ હતો. જેની આંખ કાચની હતી. પરંતુ આ કહેવતનું સ્મરણ થવાથી એમને લાગ્યું કે એમની ભવિષ્યની સંતતિ વાસ્તે નહી મામા કરતાં કાણા મામા સારા અને એ માન્યતાને લીધેજ કાણાભાઇ (નામે નહીં પણ દેખાવે) નાં ભગિની સાથે એ ગરીબ કુટુમ્બનાં હોવા છતાં લગ્ન કર્યાં. દુર્ભાગ્યે એમને કંઈ સંતતિ થઈ નહીં એટલે કહેવતનું ખરુ મૂલ્ય અંકાયું નહીં.

આટલું બસ છે. સંક્ષિપ્તતાના ગુણવાળી કહેવતો વીશે લાબો લેખ ન હોય (જો કે આમજ બહુ લાંબો થઇ ગયો છે) બીજી બધી કહેવતો ઉપર આ પ્રમાણે પ્રયોગો વાચક પોતે કરી લેશે અને કહેવતની સુધારણા વીશે ગંભીરતા પૂર્વક અને શાન્તિથી આપણા વિદ્વાનો, સાક્ષરો, લેખકો અને ગ્રાહકો વિચાર કરશે એવી આશા છે.

# ફેશન : એક વિહંગાવલોકન

[અનુસંધાન પૃષ્ઠ ૨૫૬ થી]

આ દેશના વીસરાઇ ગએલા જુના લુગડા પાછા મળવા માડયા. પાટણના પટોળા ને જામ નગરી બાધણીઓ, અમદાવાદી કીનખાબ અને મછલીપટનના ખડો મસ્કતી સુદરીઓની રંગ-લુપને મતાવી રહ્યા. ભાદીઓ જડેલા ખડોમા પાછી જાજમો પથરાઇ અને બુટને બદલે મોજડીઓ પહેરતી છટાદાર સુદરીઓના પાદ સ્પર્શથી તેની શોભા વધી. ટેબલને બદલે પાટણના રંગેલા બાજઠો વપરાવા માડયા. કેટલીક વાર સ્વદેશીનો બાહ્ય આકાર ધરી ને સ્વદેશી નામ ધારીને સાડી પહેરીને શોભતી મડમડીઓની જેમ કેટલીક વિદેશી ચીજો સ્વદેશી સ્વરૂપમા શોભી રહી.

પણ આ તો અપવાદ મુખ્ય પોષાક તો કંના ખોખેની ભરેદસાડી, કોણી ઉતાર બ્લાઉઝ અને પગમા ચપ્પલ એજ ગણી શકાય

અને હજુએ આ યુગ ઉતર્યો નથી
વાડકી સેથી.
ને ખાદીની સાડી,
પગમા ચંપલ ને
બ્લાઉઝ........

શુ ? પ્રાસ નથી મળતો. જવા દે.

માલિની ! આ આપણા પોષાકનો અત્યાર સુધીનો ઇતિહાસ ના, હજુ એક type (ભાત) રહી ગઇ ને તે જ્યોર્જેટ ને જંપરમા સોહતી પારસી સાથ ગુજરાતણ, પણ એનાં દર્શન બહુ ઓછા થાય છે એટલે તેને ન ગણીએ તો એ ચાલે આપણેએ ઘાટમા અને પહેરવામાં બહુએ બદલાયા કીએ અને જો કોઇની સાથે સરખામણી કરવાની ન હોત તો આપણને અસતુષ્ટ થવાનુ કારણ નહોતુ. પણ આખી દુનીઆ બદલાય, દર સવારે ફેશનના લેખો છાપાઓમા વાચવામા આવે, આપણીજ નજર સામે આપણા જેવી પારસણો માથુ બાનુ છોડે ગોપ નાગ જેવા ચોટલા કપાવી સ્ત્રીઓ વાળને 'બોબ' કરવા માડે અને સદરા મંનાડી દે, સાડીના બદલે અને ઉઘાડા ગળાના ને બાય વિનાના જંપર પહેરે ત્યારે આપણાથી વધારે પ્રગતિવાળા પોષાક સાથે આપણે સરખામણીનો અવકાશ નો ખરો ?

તુ કહેશે માલિની ! કે "પારસણોનો પોષાક તો માત્ર પશ્ચિમની નકલે બદલાય છે, તેની સાથે આપણી સરખામણી શી ?" તારી વાત ખરા હશે પણ ગુજરાતણોના પોષાકમા પારસણોની નકલે ફેરફાર થવા માડયા છે તેનુ કેમ જુને છે ?

અને ખરુ પુછે તો એ બધાએ ફેરફારોનુ મુળ તો પશ્ચિમમાજ છે આપણા જીવન પશ્ચિમની અસરથી બદલ કરવાના જાય છે એ વાત સ્વીકારીએ કે નહીં પણ એ હકીકત છે તે મટવાની નથી આપણા આદર્શ, આપણી કલાની ભાવના, આપણા જીવનની રહેણીકરણી, આપણો પોષાક એ અત્યારે તો પશ્ચિમની નકલે રચાય છે.

પણ જે હેતુઓ એમના પોષાકમા ને જીવનમા પરિવર્તનો કરે છે તે હેતુઓની જાણીએ આપણને નથી થઇ આપણુ દ્રષ્ટિબિંદુ શોભાનું છે. એમના દ્રષ્ટિબિંદુમા શોભા અને સગવડ બને છે જે ત્વરાથી ત્યાની સ્ત્રીઓ આગળ વધે છે એજ ત્વરાથી તેઓ પોતાને સ્વતંત્ર કેન્દ્રિત કરતી જાય છે. એમને રમત ગમતમા ભાગ લેવાને સ્કર્ટ્સ નડવા માડયા કે તરત એમણે ટુકા કરવા માડયા એમને જીવનની જરૂરી કામમા વાળ ઓળવામા ઘણો વખત કાઢવો ન પરવડયો કે એમણે વાળ કપાવી 'બોબ્ડ હેર' અને 'ઇટન

ક્રોપ 'ની ફેશન શોધી કાઢી. સ્વતંત્રતાની લઢતમાં એમને જ્યાં જ્યાં પોષાકને લીધે અગવડો નડી ત્યાં ત્યાંથી એમણે વીણી વીણીને ફેંકી દીધી.

ને છતાંએ એમને સુંદર થવાની ને દેખાવાની આપણા જેટલીજ, આપણાથીએ વધારે કદાચ ગાંધીજીના શોધી કાઢેલા શબ્દમાં કહીએ તો 'ધગશ' છે (ધ અને ધ થી શરુ થતા શબ્દોની કર્કશતા સહી લઇને પણ કોઇવાર વાપરવા પડે છે.) કોઇ દુઃખ એવું નથી કે જે સુંદર દેખાવા માટે ત્યાંની સ્ત્રી ન સહન કરે, રુપાળા દેખાવા માટેની કોઇ યુકિત એવી નથી કે જે ત્યાંની સ્ત્રીને ન ખબર હોય. સૌંદર્યની શોધમાં કુદરતી કે કૃત્રિમ બધાએ માર્ગો તે અજમાવે છે ને બધાએ સાધનોનો તે લાભ લે છે પશ્ચિમની સ્ત્રીઓની સૌંદર્યપિપાસા અનંત ગણી વધી પડી છે.

માલિની! આત્માની શોધમાં દોડનારાં આપણે, તેને આ નાશવંત દેહને શણગારવાની વાત પર તિરસ્કાર આવશે પણ તને એમ નથી લાગતું કે એ તિરસ્કાર ઉપરનો–તાણી તોડીને આણેલો તિરસ્કાર છે? માણસને જેમ પ્રેમ ને વેરની વૃત્તિઓ સ્વાભાવિક છે તેમ સૌંદર્ય ભૂખ પણ જીવન સાથેજ ઉત્પન્ન થએલી છે. જંગલી ને સુધરેલી બધી પ્રજાઓના જીવનની મુખ્ય નહી તો મુખ્યમાંની એક સંચાલક શકિત (Driving force,) છે. એને અવગણે એનું અસ્તિત્વ જવાનું નથી. એને યોગ્ય દિશાએ વાળી શાને એનો લાભ ન લેવો?

અને હવે? માલિની! તને નથી લાગતું કે એ પ્રશ્ન પુછવાનો સમય હવે પાસે આવ્યો છે? માત્ર સાડીના થોડા સળ સમારી જરા લટકાભેર ચાલવાની ફેશન બહુ બહુ તો એકાદ દાયકો પહોંચશે. મારું આ વાકય વાંચી તને એમ થશે કે આપણો પોષાક સુંદર છે; અતિજ સુંદર છે તેમાં સુધારવાનું શું? પણ માલિની! આપણા જીવનમાંએ જેમ જેમ વિવિધતા વધશે તેમ તેમ એકજ પ્રકારની સુંદરતાથી આપણાં મન નહી સંતોષાય અને નવી નવી પરિસ્થિતિને પહોંચી વળવા આપણા પોષાકમાંએ થોડો ઘણો ફેરફાર કર્યા વિના નહી ચાલે. કહે જોઇએ, ગુજરાતી સ્ત્રીઓ રમતો રમશે અને કમાવા જશે ત્યારે શું કરશે? પશ્ચિમે શોધેલી પોષાકની સગવડો બારોબાર સ્વીકારી લેશે કે પોતાને અનુકુળ નવીજ રચના કરશે? જોવાનું છે.

તેં મંગાવેલા લુગડાં હજુ છપાઇને આવ્યાં નથી. તે આવે [illegible]કલીશ, છોકરાંઓ મજામાં હશે. રા. સેવકરામને મારા પ્રણામ.

લી.

સુરંગીના સ્નેહ સ્મરણ.




પુસ્તક ૧૧ ] આષાઢ-શ્રાવણ ૧૯૮૩ [ અંક ૪-૫

## ગુજરાત અને યુગધર્મ



## ગુર્જરી ગીર્વાણનું જય કીર્તન

ગાઓ, ગાઓ, વિજય ગાઓ, સર્વ ગુર્જર સંતાનો,
સમય મંગળ ગુર્જરી ગીર્વાણના યશ ગાવાનો;
ભલે તરછોડે ભલેને દીન ને દુબળી કહી,
જેવી તેવી તોએ વહાલી વાણી એ આપણી સહી.

પ્રથમ શબ્દ મેં એ વાણીમાં શ્રવણ કર્યો માના મોઢે,
પ્રથમ શબ્દ મેં એ વાણીમાં ઉચ્ચાર્યો કાલો કોઢે.

તાત ભ્રાત સહુ સ્વજનતણા પ્રિય મુખમાં એ વાણી મહાલે.
એ વાણીનાં અમૃતઝરણાં અંતરમાં નિશદિન ચાલે;
શત શત સહસ્ર લોકો આજે એ વાણી વાપરનારા,
પંચખંડમાં પ્રસરી રહ્યા એ બૃહત વાકના ભણકારા.

જય ગાઓ, જય ગાઓ!
ગુર્જર ગીરનો જય ગાઓ!
જય ગાઓ, જય ગાઓ!

વિશ્વવંદિત સર્જનજુની મહાવાણી માત છે,
બંગલા, હીંદી, મહારાષ્ટ્રી ભગિની એની ખ્યાત છે.

નરસૈંયાએ પ્રથમ ઘડી એ સુંદર રૂપવતી રાણી,
પ્રેમાનંદે કીધી કેળવી વિધવિધ રસની ઝીલનારી;
નાનાલાલતણા મૃદુ કરથી લલિત બની શી લટકાળી,
ગોવર્ધન, ગાંધી, ને કનૈયે કીધી સમૃદ્ધિશાળી.

જય ગાઓ, જય ગાઓ!
ગુર્જર ગીરનો જય ગાઓ!
જય ગાઓ, જય ગાઓ!

જે ભૂપર શ્રીકૃષ્ણપ્રભુએ રાજ્યદંડ કરમાં લીધો,
જે ભૂમિપર પરશુરામે બ્રહ્મત્વનો વિજય કીધો;
જેની કુખના દયાનંદ ને ગાંધી સમ રત્નો રાજે,
તેની વાકના વિજય દુંદુભિ સતત અખિલ જગમાં ગાજે.

જય ગાઓ, જય ગાઓ.





લેખક:

રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,

પ્રમુખ, સાહિત્ય સંસદ

ચિત્રકાર

રા. ગોરક્ષકર


---

**સમય:**

ઈ. સ. પૂર્વ ૩૨૦ ની આસપાસ

## સ્થળોની માહીતી

પાટલીપુત્ર, કુસુમપુર, રાજગૃહ } પુરાતન મગધનું પાટનગર હાલ પટણા છે તેની પાસે.

તક્ષશિલા   અફઘાનીસ્થાન આગળ આવેલું વિદ્યાને માટે વિખ્યાત હીંદુ રાજાનું પાટનગર.

---

## ક્રમવાર આવતાં પાત્રો

રાક્ષસ   મગધના નરેંદ્ર હિરણ્યગુપ્તનો મંત્રી

વક્રનાસ.... મગધના નરેંદ્ર હિરણ્યગુપ્તનો અમાત્ય.

સુમોહા ......તક્ષશિલાના રાજા સુબાહુની પુત્રી ને હિરણ્યગુપ્તની રાણી

હિરણ્યગુપ્ત, ધનનંદ } શૂદ્ર મહાપદ્મ નંદનો વંશજ અને પાટલીપુત્રનો ચક્રવર્તી રાજા

| | |
|---|---|
| **સેનાજિત**..હિરણ્યગુપ્તના અંતઃપુરના સૈન્યનો અધ્યક્ષ. | **આચાર્ય શકટાલ**...ગૌરીના પિતા. |
| **ગૌરી**......સેનાજિતની પ્રિયતમા. | **વિષ્ણુ** } આચાર્ય શકટાલના શિષ્યો ને |
| **સંનિધાતા**.. મગધનો મહામાત્ર દર્શક. | **પ્રમંડક** } આંભિના ગુરુબંધુ. |
| **મૈનાકી**......મહામાત્ર દર્શકની પત્ની. | **સિદ્ધ ક્ષપણક**...સિદ્ધ જટિલ. |

## આગલાં પ્રકરણોનો સાર

વાર્તા ઇ. સ પૂર્વે ૩૨૦ ના આસપાસના સમયથી શરૂ થાય છે. મહાપદ્મ નંદના રાજ્યાભિષેકને એકાણું વષ થયાં હતાં; અને તેનો પૌત્ર હિરણ્યગુપ્ત 'સર્વાર્થસિદ્ધિ'નું બીરુદ ધારી, મગધને સિંહાસને વીરાજતો હતો.

નરેંદ્રના ભુવન તરફ મંત્રી રાક્ષસ કૈંક સમાચાર લેઇ આવ્યો. અંતઃપુરના રક્ષક સેનાજિતને તેણે નરેંદ્ર સંબંધી પુછપરછ કરવા માંડી ત્યાં મંત્રી વક્રનાસ મળ્યો.

મંત્રી રાક્ષસે આંભિ કેમ ગામમાં આવવા ના પાડતો હતો અને આંભિનો બ્રાહ્મણમિત્ર ચાલીને શકટાલને ત્યાં ગયો તેની વાત કરી. અને તેઓ અંતઃપુરમાં ગયા.

અંતઃપુરમાં નરેંદ્રની મહાદેવી સુમોહા આ અંતઃપુર ને રાજ્ય, રાજા ને ચાકરોથી કંટાળી વીમાસણ કરતી હતી, ત્યાં રાજાને મંત્રીઓ તેને મળવા જાય છે.

રાજા સુમોહાને હસીને તેનો ભાઇ આંભિ આવ્યાના સમાચાર આપે છે ને મનમાં રહેલા કૈં તરકટને સાધવા નિર્દોષ સુમોહા પાસે આંભિને આમંત્રણ અપાવે છે.

હિરણ્યગુપ્તના અંતઃપુરનો અધ્યક્ષ સેનાજિત પચ્ચીસેક વર્ષનો છે. તે દેખાવડો છે, આનંદી ને કર્તવ્યપ્રિય છે. તે સુમોહાને કુમાર પ્રાગ્જ્યોતિષ તરફ ગયાના સમાચાર આપે છે. સુમોહા તેની ભાવિ પત્ની વીશે પુછે છે. સેનાજિત પોતાની પ્રિયતમાને મળવા અધીરો બની ઘર તરફ જાય છે. એના ઘરમાં એ એક અજ્ઞાત કેદીને ખાવાનું આપવા જાય છે. અજ્ઞાત કેદીને વિષ્ણુગુપ્ત નામના બ્રાહ્મણ આવ્યા ના સમાચાર આપે છે. અજ્ઞાત કેદી એને ચેતવણી આપે છે 'આવતી પૂર્ણિમાએ તે નાસી જશે.'

સેનાજિત વાતચીત પુરી કરી ભોયરાનું બારણું બંધ કરી ઉપર આવ્યો. તેના મનમાં ગૌરી ને શકટાલના અતિથિનાજ વિચારો ઘોળાયા કરતા હતા.

તેનું હૃદય શકટાલને ત્યાં જઈ એની પ્રિયતમા ગૌરી અને વિષ્ણુગુપ્તને મળવા અધીરું થઈ રહ્યું હતું. તેણે જવાનો નિશ્ચય કર્યો ને નીકળ્યો.

સેનાજિત અશ્વિનોને મંદિર દર્શન કરવા ગયો હતો. મગધના મહામાત્ર સંનિધાતાનું તેને નિમંત્રણ આવ્યું. તે ત્યાં ગયો. દર્શક જુવાન પત્નીના ઘરડા પતિઓમાં પ્રચલતા રોગને હંમેશાં વશ હોવાથી એ પોતાની સ્ત્રી પાછળ ગાંડો થઇ ફરતો. સેનાજિતને જોતાં દર્શકે પોતાની પત્ની મૈનાકીને કૈંક અકથ્ય રોગ થયો છે એવું કહ્યુ અને તે રોગ મટાડવા તેને વીનંતી કરી.

સેનાજિત મૈનાકીને ઓળખતો હતો. તેણે ધીમે ધીમે મૈનાકીને ગામમાં નવા આવેલા પુરુષના, કુમારના પ્રાગજ્યોતિષ તરફ ગયાના સમાચાર વગેરે આડકતરી રીતે કહી મૈનાકીના રોગના ઉપચારો અજમાવવા માંડયા. આથી તેની તબીઅત સુધરી જાય છે, અને સેનાજિત ચાલી જાય છે.

મૈનાકી સંનિધાતાને રાજગૃહમાં વદાય કરે છે અને સુકેતુને બોલાવે છે.

સુકેતુને મૈનાકી વિષ્ણુ ગુપ્તના અને કુમારના સમાચાર જણાવે છે અને એ વિષ્ણુ ગુપ્તકોણ છે તેની ચર્ચા કરે છે

(હવે આગળ વાંચો.)

# પ્રકરણ ૯ મું

## જેમાં ધનનંદનું અપમાન કરનાર જોઇ કોઇને સંતોષ થતો નથી

સુકેતુ વિચાર કરતો ઉભો. મૈનાકીની વાત ખરી હતી. તેના માલીક કુમાર ચંદ્રગુપ્તનો પત્તો નહોતો; અને જ્યાં સુધી કોઇ બાહોશ માણસ તેની મદદે ન આવે ત્યાં સુધી તેનો પત્તો ખાય એમ પણ લાગતું નહોતું. મૈનાકી ગમે તેવી પણ સ્ત્રી હતી. શેઠ પોતાની તટસ્થતા છોડતો નહોતો. એટલે આ નવો આવનાર ઉપયોગી થાય પણ ખરો એમ તેને ખાત્રી થઇ.

થોડીવારમાં બે દાસીઓ આવી. તેમાંની એક હસતી હતી. સુકેતુએ જોયું ને ચમકીને પુછ્યું. "દેવી ! તમે !"

હસતી મૈનાકીએ મેલું, જાડું લુગડું મોંઢા પરથી કાઢી નાખ્યું; અને ગંદું મુખ, વીખરાએલા વાળ ને પીતળનાં ઘરેણાંથી શોભતું પોતાનું મુખ દેખાડ્યું. આ વેષમાં, આ અનાકર્ષકતામાં ધનાઢ્ય સંનિધાતાની દામિની સમ ચમકતી ને લક્ષ્મી સમી ગર્વિષ્ઠ સ્ત્રીને કોઇ પારખી શકે એમ નહોતું.

"તમારાથી ચલાશે ?"



સુકેતુએ ચમકીને પુછ્યું."દેવી ! તમે !"

"મને પગ નથી શું ?" મૈનાકીએ હોઠ પીસી કહ્યું.

"સંનિધાતા આવી પહોંચશે તો ?"

"તેની તમે શું કામ ફીકર કરો છો ?"

સુકેતુ મુગે મોંઢે આગળ ચાલ્યો. "સુકેતુ ! તમે આગળ જઇ ગૌરીને ચેતાવો. અમારી

સાથે તમે આવો તે સારું નહીં. અમે શકટાલને પાછલે બારણે આવીશું."

"જેવી દેવીની ઇચ્છા." કરી સુકેતુ ઝપાટાબંધ ચાલી ગયો; અને પાછળ મૈનાકો ને તેની દાસી શકટાલના ઘર તરફ ચાલ્યાં.

રાજ્યમાર્ગો છોડી ગલીઓમાં થઇ તે ઉત્તર તરફ ચાલ્યાં; અને તે તરફ આવેલું નગરરાજદેવતાનું મંદિર ઘણી સાવચેતીથી વટાવ્યું. લુહાર અને મણિકારના વાડા વટાવી તે બ્રાહ્મણવાડામાં ગયાં.

અહીંઆં ચક્રવર્તી ધનનંદ અને તેના પિતાના એક વખતના માનીતા પ્રતાપી શકટાલ એક નાના ઘરમાં ક્ષુદ્ર જીવન ગાળતા હતા. એક વખત તેના શાસનથી ધરા કાંપતી હતી; નરેંદ્ર દેવ પોતે ગભરાતા હતા. પણ કાલચક્ર ફરતાં બધું બદલાઇ ગયું હતું. દ્વેષી નરેંદ્ર અને વેરી વક્રનાસે તેમને પદભ્રષ્ટ કર્યા; તેમનાં ઘરબાર જપ્ત કર્યાં; તેમના મુખ્ય શિષ્યો ને અનુયાયીઓને દેશપાર કર્યા; તેમનાં ધન, વૈભવ ને સાથે નેત્રો પણ લઇ લીધાં. પોતાની ભૂત મહત્તાની વિડંબના પોતે ન કર્યા કરે એટલી શક્તિ એને રહે માટે એક નાનું ઘર અને ખાવાને ટુકડો તેમને તેમના વેરીઓએ આપ્યા કર્યા.

એમને ત્યાં જવાની એમનાં સગાંઓની પણ હીંમત નહીં ચાલતી. બીજા કોઇ તો જવાની ઇચ્છા પણ શાની કરે? એમના સહચારીઓમાં માત્ર એમની એકની એક પુત્રી ગૌરી; અને એમના અનુયાયીઓમાં ચાર પાંચ મૂર્ખ પણ અડગ ભક્તિવાળા શિષ્યો. આવા પ્રતાપી નરની આવી દશા જોઇ બીજી પ્રજા દયા ખાત; નરેંદ્રથી બીતી પાટલીપુત્રની પ્રજા આ જોઇ ગભરાઇ દૂર જતી. જ્યારે અંધ આચાર્ય ઓટલા પર બેસી માળા જપતા ત્યારે શુભ કાર્ય કરવા જતો શ્રોત્રીય [illegible] .નના પાઠ કરતો ચાલ્યો જતો, અને સુકુમાર સ્ત્રી રસ્તો ત્યજતી.

અરણ્યમાં વાવાઝોડાથી ડાળ પાન વિનાનું થએલું કોઇ એકલવાયું મહાવૃક્ષ, પત્રો વિનાનું, નિસ્તેજ, નિરાશાથી આકાશ સામું જોઇ રહે તેમ વૃદ્ધ પદભ્રષ્ટ મંત્રી જોઇ રહ્યા હતા. તેનાં તેજહીણાં નેત્રોમાં આંસુ આવતાં નહોતાં છતાં કારમું દયામણાપણું હતું. તેના સુક્કા મુખ પરની કરચળીઓમાં વણકહેલી કથાઓનું કારુણ્ય હતું. નિઃશબ્દ ને નિરાધાર શકટાલ ભયંકર એકલતામાં અવતાર પુરો કરતા; અને બધા તેને જોઇ કાંપતા.

દિવસ ને રાત જતાં પણ એ ઘરમાં સેનાજિત ને રહ્યાખહ્યા શિષ્યો શીવાય કોઇ આવતું નહીં. નરેંદ્રે જ્યારે સેનાજિત સાથે ગૌરીનું વેવીશાળ કરવાની આજ્ઞા કરી ત્યારે બધા ચકિત થયા; અને શકટાલ સાથે થોડોક સંબંધ ધરાવવા લાગ્યા. દુઃખ, અપકીર્તિ ને અંધાપામાં જડ જેના થએલા શકટાલને સમાજે પાછા સ્વીકાર્યા. સેનાજિત જેવા ધનનંદના લાડીલા સેનાધ્યક્ષના સસરાની કોણ અવગણના કરી શકે?

શકટાલના નાના ઘરની આસપાસના ધાંધળ. વિનાના વગામાં આજે સવારે એકદમ ધાંધલ થઇ રહ્યું હતું. કેટલાક બારણાં બંધ કરી ઘરમાં ભરાઇ ગયા; કેટલાક દોડતા દોડતા આવી ભેગા થઇ ગયા. શકટાલ–નિર્જીવ શકટાલને ત્યાં, તક્ષશીલાનો કોઇ ધૃષ્ટ આચાર્ય નરેંદ્રનું અપમાન કરી આવતો હતો. સૃષ્ટિની શરુઆતથી કોઇએ આવી મુર્ખાઇ કરી નહોતી ને કોઇએ આવી હીંમત સાંભળી નહોતી. નરેંદ્ર ને તેના મંત્રી વક્રનાસના ક્રોધનો ભોગ થનાર કદી બચ્યો નહોતો; તો પછી તેની હાંસી કરાવવાની આ કોણે હીંમત ધરી? અને તેમાં તેણે કેવા શબ્દો વાપર્યા: "શ્રોત્રીય પગે જશે તો આચાર્ય શક-

ટાલને ત્યાં!" મગધમાં કયા બ્રાહ્મણનો ગર્વ રહ્યો હતો કે આ અવિચારી આવા ગર્વભર્યા શબ્દો બોલતો હશે? જ્યાં બ્રાહ્મણ શકટાલની પુત્રી ક્ષત્રિય સેનાજિત જોડે વરાવાની હતી; જ્યાં બ્રાહ્મણ વક્રનાસ શૂદ્રા જોડે વરાયો હતો; જ્યાં બ્રાહ્મણ રાક્ષસ વક્રનાસની કન્યા પરણ્યો હતો; જ્યાં શુદ્ધ બ્રાહ્મણ ને કોઇ ઉભા રહેવા દેતુ નહીં; ને જ્યાં તેમને હલકા પાડવામાં મોટાઇ મનાતી; ત્યાં આવો ગર્વ કરી આ શુ સાર કાઢશે? આવા પ્રશ્નોની પરંપરા ગલીએ ગલીએ પુછાવા માંડી. શકટાલના ઘર આગળ લોકોની ઠઠ મળી. ધીમે ધીમે વાત આખા શહેરમાં ઉડી; અને એકલો બ્રાહ્મણ વર્ગ નહીં પણ અઢારે વર્ણના લોક ભેગાં થવા લાગ્યાં. ભિક્ષુક ને બાવા ને મુંડા પણ આવવા લાગ્યા. પરિવ્રાજિકા અને મુંડાઓ દેખાવા લાગી. આસપાસના વગાની સ્ત્રીઓ પણ ભેગી મળી. આ મુર્ખાઇ કરનાર કેવોએક હશે? એને નરેંદ્ર મારશે કે? એનું શુ થશે? એ કોણ છે? એનો બાપ કોણ? એનો આચાર્ય કોણ? આવા આવા અનેક પ્રશ્નો શકટાલના ઘર આગળ જરાએલી મેદનીમાં એક મુખેથી બીજે મુખે ઉડવા લાગ્યા.

આ બધી અધીરાઇથી અસ્પૃષ્ટ શકટાલ ઉઘાડી આંખે દૃષ્ટિહીણા, મુગે મોઢે માળા જપી રહ્યા હતા. એને લોકોનો ઘોંઘાટ સંભળાયો; પણ કૈં સમજ ન પડી. એ શાથી થયો હશે એ કોઇને પુછવાની પણ જિજ્ઞાસા તેને હતી નહીં. ગૌરી પાણી ભરવા નહીં ગઇ હોત તો વળી તે તેને પુછત. અધીરા નગરજનો આ નિશ્ચલતા જોઇ વધારે અધીરા બની રહ્યા; અને છતાં ભયંકર મનાતા આ ભૂતકાલના પડછાયાને કોઇ સંબોધી શક્યું નહીં.

એકદમ શાંતિનો મહાતરંગ આ ઠઠ પર ઉછળતો ઉછળતો આવ્યો. બારીએથી અટારીએથી, ઓટલા પરથી રસ્તા પરથી આંખો એકાગ્રતાથી જોઇ રહી. આખો જનસમૂહ ઉંચે શ્વાસે ઉભો—જોઇ રહ્યો અને માર્ગ આપી રહ્યો.

વાતાવરણ કાંપતું હતું. શું ખરેખર પૃથ્વીપતિ ધનનંદને ડારવા તત્પર થએલો બ્રાહ્મણ આવતો હતો?

ત્રણ માણસો—પહેલાં બે અને પછી એક એમ—મેદનીએ આપેલે માર્ગે ચાલી આવ્યા. પહેલા બેમાંનો એક ઉંચો હતો, એક સાધારણ કદનો હતો.

ત્રણેએ પાવડી પહેરી હતી; કેડે વસ્ત્ર પર હરણનાં ચામડાં બાંધ્યા હતાં; કપાળે ભસ્મ કરી હતી; અને માથે જટા બાંધી હતી. આ શીવાય ત્રણેમાં કૈં સરખાપણું નહોતું.

આગળ આવતા બે જણમાંનો એક પચાસેક વર્ષનો હતો; બીજો ત્રીશેકનો હતો. મોટાનું શરીર કદાવર હતું, તેની દાઢી કાળી અને લાંબી હતી; અને તેના હાથમાં કમંડલ હતું. તેના મોટા, શ્વેત કપાળ પર વિચારની ઉંડી રેખાઓ હતી. તેની મોટી આંખો તેજસ્વી હતી; અને અવારનવાર સાથી તરફ હેતથી જોઇ રહેતી.

બીજો સાધારણ કદ અને કાઠીનો હતો. અને તેના સાથીઓના પ્રમાણમાં નિર્બલ લાગતો. તેનાં તેજસ્વી મુખ ને ભવ્ય કપાળ ધ્યાન ખેંચે એવાં હતાં. તેનો રંગ જરાક શામળો હતો. નાની કાળી દાઢી તેના મુખની આકર્ષકતામાં વૃદ્ધિ કરતી. શાંતિ તેની આંખમાં, મોઢા પર ને ચાલમાં દેખાતી—ભયંકર, ગહન ને નિશ્ચલ શાંતિ. તે સ્વરૂપવાન નહોતો છતાં તેને જોઇ નજર ઠરી જતી; તે નિર્દોષ લાગતો છતાં એ કોણ છે તે જાણવાની જિજ્ઞાસા થતી. અને અર્ધઉઘાડી આંખો વડે તે ચારે તરફ જોતો હતો.

ત્રીજો આવનાર પ્રચંડકાય હતો. એ સ્નાયુ-વાળી જબરી ભુજાઓ તેની શક્તિનો કૈંક ખ્યાલ આપતી. તેને મુછો ફુટવા માંડી હતી. તેની બે બહાર નીકળી આવતી આંખો હસ્યાં કરતી. અને બંને તરફ જોઇ તે વારા ફરતી આંખો મીંચતો. તે અત્યારે મોજ માણતો હોય એમ દેખાતું હતું. એને જોઇ જોનારાઓ એના પર ખુશ થઇ ગયા.

ત્રણે જણ શકટાલના ઘર આગળ આવ્યા; અને આગળ ચાલતા બંને જણે આવી અંધ શકટાલને પગે પડ્યા.

"ગુરો! અમારા પ્રણામ!" બેમાંથી નાના-એ કહ્યું.

શકટાલનાં અંધ નેત્રો નિસ્તેજ શૂન્યતામાં ઉંચાં થયાં; અને કુવામાંથી અવાજ આવતો હોય એવો તેનો કારમો અવાજ આવ્યો.

"કોણ છો?"

"અમે–વિષ્ણુ અને પ્રમંડક." અને એકચિત્તે સાંભળતી મેદનીમાં કંપ પ્રસર્યો.

"વિષ્ણુ! કોણ? પ્રમંડક કોણ? કયો વિષ્ણુ?"

"ભુલી ગયા? તમારા ઘરમાં અમે વર્ષો રહ્યા હતા તે" નમ્રતાથી વિષ્ણુએ કહ્યું. અંધનેત્રો ફરી ઉંચાં થયાં.

"તમે કયાંથી?" તટસ્થ ને નિરુત્સાહ અવાજ આવ્યો: "બેટાઓ! અહીંઆં શા માટે આવ્યા? મને મળવા આવવામાં સાર નથી."

"ગુરો! આપને ન મળીએ તો પાટલીપુત્ર આવ્યાનું સાર્થક શું? અંદર આવો." શાંતિથી નાના શિષ્યે કહ્યું.

શકટાલે પળ વાર વિચાર કર્યો ને હાથ લંબાવ્યો. નાના શિષ્યે તે લીધો ને ડોસાને દોરી તે અંદર લઈ ગયો. પાછળ બીજા બે ગયા અને બારણું દેવાઇ ગયું...

ત્યાં મળેલી મેદની નિરાશ થઇ ગઇ. ધાર્યા કરતાં બધું ઘણીજ શાંતિથી થઇ ગયું. કૈં તોફાન નહીં, ખુમરાણ નહીં, ઝપાઝપી નહીં; આંબિનો ગુરુબંધુ કોણ?—પછી જોવા મળેલું શા કામનું?

કેટલાક આ ત્રણમાંથી મુખ્ય કોણ તે વીશે વિવાદ કરી રહ્યા; કેટલાક મોં મચકોડી ચાલતા થયા; કેટલાક હજી કૈં થશે ખરું એવી આશા-એ શકટાલનાં બંધ બારણાં તરફ જોઇ રહ્યા. ક્યાં સુધી કૈં થયું નહીં એટલે ધીમે ધીમે લોકો વીખરાવા લાગ્યા.

---

## પ્રકરણ ૧૦ મું

### જેમાં શકટાલના ઘરનું મહત્ત્વ વધતું જણાય છે

એટલામાં એક શેરીમાંથી પંદરેક જટાધારી બાવાઓનું ઝુંડ નીકળ્યું. આ માત્ર લંગોટધારી બાવાઓ હાથમાંના ચીપીઆઓ ખખડાવી ઘંટ-નાદ કરી આગળ વધતા હતા; અને અવારનવાર 'જય જયંત, જય જયંત'ની હાક પાડતા હતા.

"બાપરે! આ તો સિદ્ધ ક્ષપણકના શિષ્યો આવ્યા." શકટાલના બારણા આગળ ઉભેલા એક યુવકે કહ્યું.

"મેં નહોતું કહ્યું કે કૈં થયા વિના રહેવાનું નથી? સિદ્ધ ક્ષપણકને થાનકે હું જઇ આવ્યો હતો તે હું નહીં જાણું!" એક આધેડ વયના માણસે કહ્યું.

"તમે જઇ આવ્યા હતા? ક્યારે શૌનક?"

"અરે આ સિદ્ધ ક્ષપણક આવ્યા." શૌનકે કહ્યું.

ચાર બાવાઓ એક લાકડાની પાલખી પર

એક જટાધારી બાવાને ઉંચકી શેરીમાંથી નીકળ્યા. પાલખી પર બેઠેલો જટિલ મોટી ઉંમરનો હતો; અને આંખો મીચી, લાકડાની માફક બેસી રહ્યો હતો.

"આ સિદ્ધ ક્ષપણક ?" પેલા બાવા તરફ આંગળી કરી ભયવ્યાકુળ નયને પેલા યુવકે પુછ્યું.

"હા. એજ."

વીખરાઇ જતા લોકો અટકીને ઉભા; ને પાછા શકટાલના ઘર તરફ આવવા લાગ્યા. ઓસરતીની ભરતી થવા લાગી.

"આ જટિલ ખરેખરો સિદ્ધ છે, શૌનક ?"

"જરા પણ ખામી નથી, ચરક !" શૌનકે ખાત્રીથી કહ્યું. "એ હાથ જોઇ કે ભવિષ્ય ભાખે છે ! એણેજ કહ્યું હતુંને કે કુમાર ચંદ્રગુપ્ત જતા રહેશે ?"

"હેં ?"

"હા. ને એણેજ મને આઠ દહાડા પર કહ્યું હતું કે એક બ્રાહ્મણ નંદનું અપમાન કરશે !"

"ખરેખર ?" એક પાસે ઉભેલાએ પુછ્યું.

"કે ખોટી વાત ? હું તો રોજ એને થાનકે જાઉં છું." શૌનકે ગર્વથી કહ્યું.

"ત્યારે તો આ તક્ષશીલાનોજ બ્રાહ્મણ એ હશે." ચરકે ધીમેથી કહ્યું.

"જોતો ખરો ?" શૌનકે આડંબરથી કહ્યું "કેવો તપસ્વી છે ? ખબર છે ? મહીનામાં એક યવ ખાઇને રહે છે."

"એ તો બધા ઢોંગ એમ તે કૈં બને ?"

"ત્યાર વગર દિવ્ય સિદ્ધિઓ આવતી હશે ?" ચરકે જરાક અધીરાઇથી જવાબ દીધો. "શી ભવ્ય મૂર્તિ છે ! એ પણ શકટાલને ત્યાંજ આવે છે."

બધા મુગા થઇ જોઇ રહ્યા. શિષ્યોએ સિદ્ધ ક્ષપણકની પાલખી ભોંય પર મુકી અને સિદ્ધે આંખો ઉઘાડી. એક બાવાએ જઇ બારણું ઠોક્યું; અને તરત વિષ્ણુગુપ્તની પાછળ જે હસમુખો બ્રાહ્મણ હતો તેણે તે ઉઘાડયું. શૌનક અને તેના મિત્રો તે શુ બોલે છે તે સાંભળવા તત્પર ઉભા.

"કોણ છે ?" બ્રાહ્મણે પુછ્યું.

"સિદ્ધ ક્ષપણક." બાવાએ કહ્યું.

"કેમ આવ્યા છે ?"

"વિષ્ણુગુપ્તના દર્શનાર્થે."



ચાર બાવાઓ એક લાકડાની પાલખી પર એક જટાધારી બાવાને ઉંચકી શેરીમાથી નીકળ્યા.

પેલા બ્રાહ્મણે દરવાજો ઉઘાડયો. સિદ્ધ ક્ષપણક પ્રચંડ, બીહામણો, જટિલ, સિંધુર ને ભસ્મથી ભયંકર, પાલખી પરથી ઉતર્યો; અને ઉંડે અવાજે 'જય જય જયંત' કહી ખુંખારો ખાધો.

"સિદ્ધાચાર્ય ! નમસ્કાર !" શૌનક આગળ આવી પગે લાગ્યો.

પલવાર સિદ્ધ તેને જોઇ રહ્યો, જરાક હસ્યો ને બોલ્યોઃ "બેટા સિદ્ધ ક્ષપણકનું વચન છે. આ પક્ષ ઉતરતાં ચંદ્ર રાહુના મુખમાંથી છટકશે." તેના ગંભીર અવાજથી ચારે તરફ બધાને કમકમાં આવ્યાં.

સિદ્ધ ક્ષપણક અંદર ગયો, અને બારણું દેવાઇ ગયુ.

શૌનક ગર્વથી એની આસપાસ ઉભેલા બ્રાહ્મણ મિત્રો તરફ ફર્યોઃ "મેં નહોતું કહ્યું કે સિદ્ધાચાર્ય દૈવી પુરુષ છે ?"

"પણ એમણે શું કહ્યું તે મને કૈં સમજાયું નહીં." એક જણે કહ્યું.

"સમજવા માટે અધિકાર જોઇએ" શૌનકે કહ્યું.

"તમે શું સમજ્યા ?" ચરકે પુછ્યું.

"મને સ્પષ્ટ અર્થ સમજાયો."

"શો ?" એક નવા પુરુષે પુછયુ. "હમણાં ક્યાં ગ્રહણ છે કે ચંદ્ર છુટવાનો છે ?"

"ધનનંદના રાજ્યમાં સદાએ ગ્રહણજ છે." શાનકે ગાંભીર્યથી ને ધામે અવાજે કહ્યું.

"ચંદ્ર કોણ ?" ચરકે પુછ્યું.

"આ વિષ્ણુગુપ્ત !" એકે કહ્યું.

"કુમાર ચંદ્રગુપ્ત" બીજાએ ધીમેથી કહ્યું.

શૌનકે નાક પર આંગળી મુકી.

"શું ?" બે ચાર જણે ધીમેથી બીતાં બીતાં પુછ્યું.

"શકટાલ" શૌનકે કહ્યું.

"એ ચંદ્ર !" એકે જરાક તિરસ્કારથી કહ્યું.

"આપણા તારલા જેવા બ્રાહ્મણોમાં એ ચંદ્ર છે." શાનકે કહ્યું.

"ત્યારે સેનાજિતના હાથમાંથી ગૌરી કેમ છુટવાની નહીં હોય ?" ચરકે કહ્યું.

"શી—શી—શી—" બધા એકદમ ચુપ થઇ ગયા ને એક શેરી તરફથી દોડતા આવતા ઘોડેસ્વાર તરફ જોઇ રહ્યા.

એક ઘોડેસ્વાર આવ્યો, પછી બે આવ્યા ને પછી છ આવ્યા. લોકો એકી નજરે જોઇ રહ્યા. બાવાઓ ચીપીઓ ખખડાવી 'જય જય જયંત' બોલી ઉઠ્યા. અને રાજહસ્તી ધીમેધીમે આવતો દેખાયો.

લોકો ઓટલા પર ચઢી ગયા. કેટલાઓ અર્ધઉઘાડા બારણાં પાછળ ભરાઇ ગયા. ધનનંદનો કોપ હાથીનું રૂપ લઇ આવ્યો હોય ને અસર થાય એવી અસર બધા પર થઇ.

રાક્ષસમંત્રી મંત્રીના અધિકારથી હાથી પર બેઠો હતો. પાછળ બે વાવનીઓ ચમર ઢાળતી હતી. અને હાથી ડોલતો ડોલતો, સફેત ને ભુરા રંગે રંગેલી સુંઢ નીરાંતે ઉછાળતો હતો. લોકો નીચા નમી નમી રાક્ષસને નમસ્કાર કરી રહ્યા. રાક્ષસ હાથ જોડી તેનો જવાબ આપતો હતો.

"વિષ્ણુગુપ્તને પકડવા આવ્યો છે." ચરકે કહ્યું.

"બને નહીં." શૌનકે કહ્યું; "સિદ્ધાચાર્યે કહ્યું હતું કે—"

"શું?"

"કે જે બ્રાહ્મણ નંદનું અપમાન કરશે તેને બધાં દેવ તરીકે પુજશે."

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૩૭૯]

# : : વિલાપ : :



લેખક :
રા. સનેહી

Not that the Earth may lose thee,
But that the Heavens may find thee.

× × ×

તુજ કાન્તિ સુંદર જોઇને,
તુજ સુદઢ વાન નિહાળીને;
કોણ એવું ધારતું
તું જશે અમને તજી !

× × ×

ઝરતી અમૃતની ન શું વાદળી !
મૃદુલ કોકિલ વા ન શું કુજતી !
રણકતી ન શું ઘંટડી રૌપ્ય વા !
તુજ મુખેથી વહી જતી વાણી જ્યાં.

વદવું છે પ્રિય તો સુખ સાધ્યજ;
કઠિન છે વદવું પ્રિય, સત્ય જે;
તું શીખી ગઇ અલ્પવયે સહુ,
હજુ ન આવડતું અમને ય તે.

× × ×

તુજ મુખે સદા હાસ્ય સ્ફુરતું,
રુદનનું હતું ભાન ન તને,
કયમ ગઈ હસી એવું કારમું,
રુદન એકલું આપીને રહ્યું ?

× × ×

વપુ, ગીરા, વળી હાસ્ય, કાન્તિએ,
જન પ્રીતિ, અહ ! નિર્મળી મતિ;
સ્મરું શું ? સ્મરું શું ન વા ? કહે,
સ્મરવા યોગ્યજ સર્વ જ્યાં હતું.

× × ×

સ્મૃતિ ! એ ! તુજ શક્તિ પ્રૌઢ છે
અમ શું ગૂઢ, અગમ્ય સર્વથા :
તુજ પ્રભાવ થકીજ હજુ ય હું
પ્રતિ કૃતિ મુજ બ્હેનની જોઉં છું.

ગઇ તું ! ગઇ બ્હેની ! તું નથી;
સ્મૃતિમહીં જીવતી તું સદા ય છે,
જતું ન શું જગતથી કદિ કો તથા,
મરણ એકજ પામતું મૃત્યુ વા ?

× × ×

જગતના રણ શુષ્કને વીશે,
ખીલવું યોગ્ય હતું ન હા ! તને;
ગણી એમ નીમન્ત્રી શું હશે,
વિભુએ નન્દન વાટિકા વીશે ?

ન થયું અમ માનવી થકી
ગુણ તારા તણું કે મૂલ્ય તો,
બનશે અમરોથી જો તથા
પ્રભુ કૃતિ કયમ માનું યોગ્ય ના ?

× × ×

હું એમ હર્ષ ધરતો બનશે તું કેવું
સ્ત્રીરત્ન, કો ઉચિત શિક્ષણના પ્રભાવે;
એ રત્નની ઝળક દિવ્ય અને પુનીત,
સંસારમાંહિ શીળી એકજ સ્વર્ગ છાય.

× × ×

થવાનું એ, થશે એમ, કથાશેષ થઇ ગયું,
થયુ જે તેની સાથે સા, અશ્રુશેષજ છે રહ્યું.

× × ×

જાણું છુ કે જગત સઘળું છેજ મિથ્યા અસાર,
જે જન્મ્યું તે કદિ પણ રહે, નિત્ય ના કોઇ સ્થાને.
કીર્તિ, પ્રીતિ, વિભવ, સુખ ને સર્વ જે, મારું, તારું
આભાસો છે ક્ષણિક, દીસતા ને ન, માયા તણા સૌ.

નિર્માયેલું પ્રભુગૃહથકી કાર્ય છે પ્રાણિઓનું,
પુરું થાતાં નકી નકી જવું અન્ય કો ભૂમિ માંહી;
હું જાણું ને, જનસમૂહ આ તેય જાણે બધુંએ
તોએ સ્નેહે જીવન ત્યજતાં, સારતાં સર્વ અશ્રુ.

× × ×

હોયે ભલે મનુજ કારજ કારણુ સુખદુઃખે,
સંસાર નો દુઃખનીજ પરંપરા છેઃ
ના દોષ પાત્ર ગણુવું વિધિને ઘટે ત્યાં,
છે દુઃખ અન્ય કૃતકાર્ય તણા વિપાકથી ?

ન ગણુતાં જનની કૃતિઓ કૈં, સહુ સ્થળે સરણી પ્રસરી રહી;
પ્રભુ દયા, ગુણકર્મ વિભાગશઃ, અનુભવે જન વિશ્વ ગાંહિએ.

× × ×

જગત જો સ્થળ શિક્ષણુ પામવા,
અહીંથી જો પથ અન્ય ભૂમિ જવા,
પરભૂ હો જો અધિક વિકાસની
કયમ ગમે પથ—જીવનને ત્યજી ?

જગતના કટુ તાપ સહ્યા વિના,
અમૃતમાં વિષને ય પીધા વિના,
તુજ વિકાસ થશે યદિ હોય તો,
અમથી આ અવરોધ થશે કશો.





# ઉપકાર

લેખક:
**સૌ. લીલા મુનશી**
સભ્ય, સાહિત્ય સંસદ

ચિત્રકાર:
રા. ગોરક્ષકર

૧

તે બંને મિત્રો કહેવાતા ઘણા વર્ષોના પણ તે બંનેની મૈત્રીનો પ્રકાર જુદો હતો. જન્મેજયને મન યદુનંદન તેનું જીવન સર્વસ્વ હતો. તેના હૃદયની ગતિ યદુનંદનના કામના પ્રમાણ પર ધીરી વધતી થતી. યદુનંદનનો પ્રત્યેક શબ્દ તેને મન કાયદો હતો. યદુનંદનની મહેજ સેવા કરવામાં પણ તેને સ્વર્ગનું સુખ સાંપડતું.

યદુનંદનનો જન્મેજય માટેનો સ્નેહ એક આ જાતનો નહતો. જન્મેજય પર તેને ઘણો ભાવ હતો. તે બાળક … ની હોય તેમ તેને મરક્ષવામાં કે તેના પર સ્નેહની સત્તા ચલાવવામાં તેને ઘણો આનંદ આવતો. પણ તેના સ્નેહમાં સ્ત્રીની કોમળતા નહતી. જન્મેજય તેનો મિત્ર હતો, વખત આવે તેને માટે બને તેટલું બધું કરવાને તે તૈયાર હતો; પણ તેને જીવન સર્વસ્વ ગણનાર જન્મેજયની કોટિએ યદુનંદનની મિત્રતા જઈ પહોંચતી નહીં.

બંનેના સ્વભાવમાં પણ એવો જ મોટો ફરક હતો. જન્મેજયનું મન પાણી જેવું પારદર્શક હતું. પ્રત્યેક પ્રકારની છાપ તેના મન પર તરત પડતી, અને જળમાંની અસ્થિર છાપની જેમ તરતજ ભુંસાઈ જતી પણ ખરી. ન ભુંસાતો માત્ર યદુનંદન પ્રત્યેનો સ્નેહ. એનો આખો સ્વભાવ લાગણીપ્રધાન હતો. એના આનંદ કે શોકમાં તીવ્રતા હતી એટલું સ્થાયીપણું નહતું. સ્ત્રીની માફક એને પણ માનસિક પૂજા કરવાને એક પ્રતિમાની જરૂર પડતી. ગુજરાતી છઠ્ઠા ધોરણમાં યદુનંદન મળ્યો ત્યારથી એની પૂજા, ભક્તિ, સ્નેહની બધી લાગણી કોઈ અકળ રીતે એની તરફ વળી. એના સ્વભાવના એપણાંનાં બધાં તત્ત્વો યદુનંદનના બળ અને પૌરુષ પર સ્વાભાવિક રીતેજ રાચી રહ્યાં. સ્ત્રી અને પુરુષ

જેવી તેમની બંનેની જોડી મૈત્રીની અખંડ દેખાતી સાંકળે સંધાઇ.

વર્ષો થયાં બંનેનાં કુટુંબો અમદાવાદમાં વસતાં હતાં. બંનેના વય પચીસેક વર્ષથી વધારે નહોતાં. બંનેના સંસાર હજુ લગ્નની સુવર્ણ શૃંખલામાં જડાયા નહોતા. જન્મેજય બી. એ. થઇ સવાસો રુપીઆના પગારે બેંકમાં નોકરી કરતો હતો. યદુનદન ગુજરાત કોલેજમાં સાયન્સનો પ્રોફેસર તરતમાંજ નીમાયો હતો.

રોજ સાંજે બંને રાણીના બાગમાં નિયમિત મળતા. આખા દિવસની બધી બીનાઓની આપ લે બંને ધર્મ સમજીને કરતા; મનમાં આવેલા બધા નવા વિચારો ને બનાવો ઉપર ચર્ચા કરતા અને રાતના આઠ વાગે વાળુ વખતે છુટા પડતા. એમના આ કાર્યક્રમમાં ભાગ્યેજ ભુલચુક થતી.

× × ×

રોજના નિયમ પ્રમાણે એક દિવસ બંને સાંજના મળ્યા ત્યારે યદુનંદન જરા ખિન્ન જણાતો હતો. થોડીક આડી અવળી વાત કર્યા પછી યદુનદને કહ્યું: "જનુ ! મારે હવે આગળ વધવાનો બીજો રસ્તોજ નથી."

"કેમ ?" વિસ્મયથી જન્મેજયે પુછ્યું.

"જોને ! હું અહીંઆ આમને આમ ગમે તેટલું કરું પણ મારે બહુ આગળ વધવાનો 'ચાન્સ' શો ? બહુ થાય તો પંદર વીસ વર્ષની નોકરીને પરિણામે વધી વધીને ત્રણસો ચારસો કમાવાને ભાગ્યશાળી થાઉં એજ કેની ! એથી આગળ વધવાની તો કૈં આશાજ નહીં. હું જો વીલાયત જઇ આવું તો કેટલો ફેર પડે ! પણ એ દિન કહાંસે ? ઓછામાં ઓછા દસ હજાર રુપીઆ તે માટે જોઇએ તે લાવવા કયાંથી ?" તેનું મુખ જરા કરમાયું.

"મને મન તો એવું થાય છે કે ચોરી કરીને પણ જાઉં." જરાવારે ઉદાસી ખંખેરી કાઢવા યદુનંદને હસીને મજાક કરતાં ઉમેર્યું. "આ દેશમાં આમ ને આમ રહે કૈં શુક્રવાર વળવાનો છે ?"

જન્મેજયે કૈં જવાબ આપ્યો નહીં યદુનંદનને કેવી રીતે રુપીઆ મળી શકે તે વીશે વિચાર કરવામાં તેનું મન રોકાયું હતું.

"યદુ ! મારી પાસે થોડાક રુપીઆ તો છે." તેણે વિચાર કરતાં કરતાં કહ્યું.

"અંહ," પણ તેટલે શું થાય ! એ તો નશીબમાં પંતુજી રહેવાનું લખ્યું છે તે બીજું કૈં થવાવાનું નથી." યદુનંદને નીરાશા સંતાડવા બેદરકારીમાં ખભાં ઉચાં કર્યા. સવિતાનાં આથમતાં કિરણો તેની ધાટીલી મુખમુદ્રાને ઓપાવી રહ્યાં.

જન્મેજયને મિત્રની આ નિરાશા અસહ્ય લાગી. યદુ જેવો મહાપુરુષ અને તેનો મિત્ર માત્ર સાધનના અભાવે અટકી જાય તે તેનાથી કેમ સહ્યું જાય ?

"એમ હારી શું ખાય છે ? જોઇએ, કૈં વિચાર કરીએ.' તેણે ખોટી ખોટી હીમત આણતાં કહ્યું.

"કરની તારે કરવો હોય તેટલો. મેં તો કેટલોએ કર્યો પણ મને કૈં સુઝતું નથી." યદુનંદન ટોપી હાથમાં લઇને ઉભો થઇ ગયો.

તે દિવસે આ વાત અહીંથીજ અટકી. આજ વાત બીજી ઘણીએ વાર થઇ હતી પણ જન્મેજયના મનમાં તે દિવસે કોણ જાણે કેમ એ ચોંટીજ રહી. તેણે ઘેર જતાં જતાં અને રાતના પણ તેનોજ વિચાર કીધો.

જન્મેજયની પાસે હજારેક રુપીઆ એકઠા થએલા હતા. મહીને તેને સવાસો રુપીઆનો પગાર મળતો તેમાંથી પોણો સોએક રુપીઆ

બચાવી શકાય તેમ પણ હતું. એને એકલાને મહીને દહાડે પચાસ રૂપીઆથી વધારે શું જોઇએ ? માત્ર બીજા બે એક હજાર તરત કૈથી મળે તો યદુનંદનને હાલ જવા તરતને માટે પુરતા થાય. પણ તે ક્યાંથી મળે ?

જાગતાં અને રાતના ઉંઘમાં સ્વપ્નમાં પણ તેને રુપીઆ કેમ મેળવવા એ વિચાર આવ્યાજ કીધો. બીજી દિવસે તે બંને મિત્રો મળ્યા ત્યારે પાછી એની એ વાત નીકળી. યદુ નંદનના મનમાં પણ વીલાયત જવાનો વિચાર ઘર કરતો જતો હતો.

કેંક દિવસો આમ ને આમ નીકળી ગયા. તેની ચર્ચાથી તેમની સાંજ પુરી થતી. આશા-સિદ્ધિમાં માત્ર એકજ મોટો વાંધો હતો અને તે પૈસાનો.

× × ×

એક સાંજે જન્મેજયે યદુનંદનને ખબર આપ્યા; "યદુ ! મેં તારે માટે પૈસા મેળવ્યા



ગુંગળાતે અવાજે તેણે યદુને બોલાવ્યો: "યદુ ! મિત્ર મને માફ કર !"

છે. પાંચેક હજારની હાલ તરત ગોઠવણ થશે."

યદુનંદનનું ચિત્ત વીલાયતના વિચારે વધારે ને વધારે અસ્વસ્થ રહેવા માંડ્યું હતું. પહેલાંની માફક જન્મેજયની સાથે બીજી ત્રીજી વાતો કરવાને બદલે માત્ર વીલાયતનીજ વાતો કરતો. તે જુદી જુદી પ્રયોગશાળાઓની તપાસ કરતો. ક્યાં વધારે ફાવે, ક્યાં રહેવું વધારે સસ્તુ પડે

યદુનંદન ખારટી પરથી એકદમ ઉભો થઇ ગયો. "હેં ! ક્યાંથી ?" તેણે જન્મેજયના ખભા પકડી હલાવ્યા.

જન્મેજય જરા ગુંચવાતો દેખાયો. "મારા વતનમાં એક જુનું ઘર અને થોડી જમીન હતી

તે વેચી નાખી.'

"અરરર! એવું શું કામ કીધું?" પોતાને માટે જન્મેજય આટલું બધું કરે એ યદુનંદનને ગમ્યું નહીં પણ તેના શબ્દોથી જન્મેજયના મુખ પર આવેલો કચવાટ તેણે નીહાળ્યો. તેની પોતાની જવાની આતુરતા પણ કુદી ઉઠી. તે જન્મેજયને ભેટી પડયો અને સ્નેહભરેલે અવાજે કહ્યું: "જનુ! દોસ્ત! તારો ઉપકાર કેમ ભુલાશે?"

જન્મેજયના ફીકા મુખ પર જરા લોહી આવ્યું. "યદુ! તુ મને સભારશે એટલે બસ છે."

૨

માર્ચ મહીનો પાસે આવતો હતો. યદુનંદને જવાની તૈયારી ધમધોકાર કરવા માડી. એણે કપડાં કરાવ્યાં, નવી ચામડાની ટૂંકો ખરીદી અને સ્ટીમર 'રામપુરા'ની સેકંડ કલાસની ટીકીટ ખરીદ કરી. એનો હર્ષ માતો ન હતો. એનું ચાલત તો એ આટલીએ વાટ જોવા ઉભો રહેત નહીં.

પણ જન્મેજયની યદુનંદનને મોકલવાની આતુરતા ધીમેધીમે ઓસરતી જતી દેખાતી હતી. જે ઉત્સાહથી એણે પૈસા મેળવ્યા તે ઉત્સાહ યદુનંદનની તૈયારી વખતે નહોતો જણાતો. યદુનંદનના ભાવિ વિયોગનુ દુ:ખ એને વધારે લાગતું હોય તેમ એ દિવસે દિવસે સુકાતો જતો હતો. એના મુખ પરનુ લોહી પણ ધીરે ધીરે ઉડવા માંડયુ હતુ. યદુનદન જવાના ઉત્સાહમાં આ બહુ જોઇ શકતો નહીં. જ્યારે જોતો ત્યારે આશ્વાસન આપતો અને પોતે જશે પછી ભુલાઇ જશે એમ માનતો.

જવાને માત્ર દસજ દિવસ બાકી રહ્યા. યદુનંદનના માતપિતા આ વખત તેને પરણાવવાનું ધારતા તે પણ બધ રહ્યું. બંને મિત્રો ભવિષ્યની વાતો કરતા તે સાંજે રાણીના બાગમાં ફરતા હતા.

કોઇ કારણસર જન્મેજયની અશાંતિ ઘણીજ વધી પડેલી દેખાતી હતી. "યદુ! મને એમ થાય છે કે તું જશે પછી ફરી આપણે પાછા મળવાનાજ નથી" તેણે શોકપૂર્ણ સ્વરે કહ્યું. "હજી તું જવાનું માંડી વાળે તો કેવું?"

"નોનસેન્સ, આવા છોકરી જેવા વિચારો કયાંથી તારા મગજમાં આવે છે? તું જોનો ખરો. ત્રણ વષ તો સહેલાઇથી નીકળી જશે અને સાડાપાંચ ફીટનો હુ આખો ને આખો આવીને ઉભો રહીશ" યદુએ હસી કાઢતાં કહ્યું.

"પણ મને કંઇક થાય અને દુનીઆ મારા માટે ગમે તેમ બોલે પણ તું તો મને યાદ કરીશને?" તેના અવાજમાં કંઇ ન કળાય એવા દુ:ખની લાગણી હતી.

"તને થયું છે શું? જાણે આ જન્મે આપણે છેલ્લી વીદાય લેતા હોઇએ તેવી તો તું વાત કરે છે."

"ના ના કંઇ નહીં. એ તો અમસ્તુ. એક જાતની મુર્ખાઇ બીજું શું?" જન્મેજયે મોં ફેરવી નાખ્યુ તેણે જરા ગુંગળાતા સ્વરે ઉમેર્યું: "પણ કંઇ થાય તો તું મને છોડતો નહીં હોં."

"જા જા. છોકરી! તને કંઇ થવાનું નથી. તું થશે માત્ર જન્મેજયનો જન્મેજયરાય." યદુ ખડખડાટ હસ્યો.

પણ અશાતિનું કારણ બીજા ચાર પાંચ દિવસમાં જણાયુ. જન્મેજય પર બેંક તરફથી પાચ હજાર રુપીઆ ઉચાપત કરવાનું વારંટ નીકળ્યું. એ સંતાયો તો હતોજ નહીં એટલે શોધવો પડે. સાબરમતી જેલમાં તેને તરતને માટે લઇ જવામાં આવ્યો.

### ૩

બીચારા યદુનન્દનની સ્થિતિ બહુ કફોડી થઇ પડી એની આશાના મહેલો ઠેઠ છેલ્લી ઘડીએ પડી ભાંગ્યા એટલુંજ નહીં પણ ચોરી એની જાણથીજ થઇ હતી એવું ધારનારાને પણ કેટલાક ચુકયા નહીં કોર્ટમાં કેમ ચાલે તો ખરે જન્મેજયે યદુની સામેલગીરીની ચોખ્ખી ના પાડવાથી અને એની સામે બીજો પુરાવો ન જડવાથી એને કોઇ પકડી તો ગયા નહીં પણ જન્મેજયને ચોરી કરવા પ્રેરનાર તરીકે લોકોના હૃદયમાં એને માટે ભારી છાપ પડી તે પડીજ વધારામાં ખર્ચેલા પૈસા ભરી આપવા અને જન્મેજયના બચાવનું ખર્ચ કરવા દેવું કરવું પડયું તે જુદું.

તે દિવસથી યદુનન્દનને માથે પનોતી બેઠી એના માતામાં સારા મિત્રો તેની તરફ શંકાથી જોવા મંડ્યા એની સાથેના સૌના વર્તનમાં એક જાતની વિચિત્રતા પેઠી એની ઉપર નાનો સરખો વિશ્વાસ મુકનારને પણ બેઇરાદે નડતું સ્ત્રીઓ એની સાથે વાત કરતાં અચકાતી એની કલાસમાં ભણતા છોકરાઓ એની સાથે સંબંધમાં આવતાં સંકોચાતા એ જ્યાં જતો ત્યાં લોકો એની સામે ડોળા ફાડીને જોયા કરતા

અને એના ઘણા પ્રયત્ન છતાં જન્મેજય ઉપર ચોરી પુરવાર થઇ એણે એ ચોરી મિત્રને ખાતર કરી હતી એ શબ્દ હતુ [illegible] જજે ઘણી દયા બતાવી માત્ર ત્રણ વરસની સખ્ત કેદની શિક્ષા કરી તેટલુંજ આશ્વાસન માત્ર લેવાનું રહ્યું.

એ બે વર્ષમાં યદુનન્દનમાં ઘણી શુષ્કતા અને સખ્તાઇ પેઠા એણે જાતેજ સંઘમાં ભળવાનું છોડી દીધું એની મહત્વાકાંક્ષાઓ ઉપર ફરી બહાર ન નીકળે એવી વજ્રશૃંખલાઓ તેણે જડી

આ બધી નીરસતામાં અમીબિંદુ હોય તો તે એક મેના યદુનન્દનની માતાના કોઇ દૂરના સગાની તે છોકરી હતી અને કોલેજમાં સાયન્સ લઇને ભણતી યદુના વિલાયત જવાના નિષ્ફળ પ્રયોગ પછી એક બે વાર એની સાથે તેના લગ્નની વાત ચર્ચાતી હતી

તે મેનકા ઘણીવાર યદુનન્દનને ઘેર આવતી. એને યદુનન્દન તરફ ઊંડી સહાનુભૂતિ હોય એવું દેખાતું કોલેજમાં પણ કોઇ વાર તેની સાથે ઉડતી ઉડતી વાત કરતી આ નાની સરખી વિદ્યાર્થિની તરફ યદુનંદનને હેતુ વિનાનો નૈસર્ગિક ભાવ થતો તેણે એ ભાવનું પૃથક્કરણ નહોતું કર્યું. કોઇક વાર તે અજાણ્યે તેના તરફ ભાવથી જોઇ રહેતો વળી અજાણી પળોમાં વિચાર કરતાં ભાનમાં આવતો ત્યારે પોતાની જાતને મેનાનો વિચાર કરતાં જોઇ ચોરી કરતા પકડાયો હોય તેમ તે અસ્વસ્થ થતો અને શરમાતો આ નાની સરખી જણાતી એક વાતે તેના સ્વભાવના મીઠાશ અને કોમળતા જાગતી રાખ્યા હતા.

અના જીવનનું સૌથી મોટું કર્તવ્ય જન્મેજયની ખબર લેવાનું અને જેલમાં તેને બની શકે તેટલી બધી વસ્તુઓ પુરી પાડવાનું હતું અમુક અમુક સમયને અંતરે તે તેને મળી આવતો જેલના એકાન્ત વાસથી જન્મેજયમાં ફેરફાર થતુ જતુ હતુ તે તે જોઇ શકતો પણ જેલની ટુંકી મુલાકાતોમાં તે શું તે કળવા માટે પુરતો વખત ન હતો

આમ યદુનન્દન અને જન્મેજયની સૃષ્ટિમાં સુખનું આશ્વાસન કે દુઃખનું અકળામણ આપ્યા વિના કાળે બે વર્ષની લાંબી લાગતી [illegible] ટુંકી હોય તેમ ભરીને મુકી દીધી અને એક સવારે યદુનન્દન સાબરમતી જેલના

દરવાજા આગળ વહેલો જઇ ઉભો. જન્મેજય તે દિવસે છુટવાનો હતો. તેને એ ઘેર લઇ જવા આવ્યો હતો.

તેની આતુરતાને થકવી થકવીને એક કલાકે જેલના દરવાજા ઉઘડ્યા. અંદરથી માંદા જેવો જણાતો એક પુરુષ બે વર્ષ પર જે કપડાં પહેરી ગયો તેજ કપડાંમાં કોઇ નવી દુનીઆની મુસાફરીએ જઇ આવ્યો હોય તેમ બદલાએલો બહાર નીકળ્યો. એના મોં પર જરી કડવાશ અને આતુરતા હતી. એની આંખોમાં ખાડા પડી ગયા હતા. એના ગાલ બેસી ગયા હતા. અને કપાળ ઘણું વધારે પડતું આગળ તરી આવતું. તેના હાથ કાવત વગર ટટળતા. તેનો કોટ દીલ પર ઘણો મોટો થતો હોય તેમ લટકતો. યદુની શોધમાં એણે અસ્થિર દૃષ્ટિએ ચારે ગમ જોયું.

યદુનંદન તેને જોઇને આગળ આવ્યો. તેણે હેતભરેલો હાથ જન્મેજયના ખભા પર મુક્યો: "જનુ! હું આવ્યો છુ હોં."

જન્મેજય તેને જોઇ માત્ર જરાક હસ્યો, એ હસવામાં નહોતુ જીવન નહોતો સંતોષ. "આપણે શામાં જવાનું છે? ટ્રેનમા કે ગાડીમાં?" તેણે માંદા થાકેલા સ્વરે પુછ્યું. તેના સ્વરમાં ઉત્સાહ નહોતો; યદુના ઉમળકાનો જરાક પ્રતિધ્વનિએ નહોતો.

"હું ગાડી લઇ આવ્યો છું. ઘેર કાકા ને બા તારી વાટ જોતાં બેઠાં છે."

ગાડીની વાટ જોતો હોય તેમ જન્મેજય જવાબ દીધા વિના મુંગો ઉભો રહ્યો.

યદુનંદન એક ભાડાનું શીગરામ લેતો આવ્યો હતો. તેણે ગાડીવાનને હાક મારી અને ગાડી આવી એટલે તેમાં બન્ને બેઠા. જન્મેજયે જતાં જતાં પાછું વાળી જેલ તરફ જોયુ અને દબાવે-લો હૃદયબંધ તુટી તેની આંખમાંથી આંસુ સરી પડ્યાં. હૃદયનો બધો ભાર ખાલી કરતો હોય તેમ બાલકવત્ તે રડ્યો. યદુનંદને તેના વાંસે અને માથે હાથ ફેરવ્યો. "જનુ! આમ શું કરે છે? હીંમત રાખ." હીંમત આપનાર ની આંખો પણ કોરી નહોતી.

આવેલાં આંસુને જન્મેજયે ખંખેરી કાઢ્યાં. "બે વર્ષ વહી ગયા યદુ! બે વર્ષ. હવે બધું પાછું નવેસરથી શરુ કરવાનું. મને જેલમાં ગએલાને હવે ઉભો કોણ રાખશે?"

"જનુ! આમ શું કરે છે? આપણે બે છીએને! તુ દુનીઆમાં એકલો થોડોજ પડવાનો છે!"

જન્મેજય જરા શાંત થયો. પણ એને વાત કરવાની ઝાઝી વૃત્તિ નહોતી એટલે રસ્તામાં બાકીના આખા દોઢ કલાકમાં બંને બહુ થોડુંજ બોલ્યા ચાલતી ગાડીએ સર્પાકારે વાંકી ચુંકી પથરાએલી સાબરમતી ભેખડોની વચમાંથી વારંવાર દેખાતી. કણુઝીનાં ઝાડો પરથી હોલાના અવાજો પણ કોઇ કોઇ સ્થળે સંભળાતા. રસ્તાપર ટોળે વળતા વાંદરાઓ ગાડીનો અવાજ સાંભળી ફાળો ભરી ઝાડો પર કુદતા અને જનાગઓ તરફ જિજ્ઞાસાના ડોળથી જોઇ રહેતા કોઇ અજાણ્યો પ્રદેશ જોતો હોય તેમ જન્મેજયે બોલવાની બીલકુલ ઇચ્છા દર્શાવ્યા વિના ઘણે વખે આ બધી વસ્તુઓ તરફ નવાઇથી જોયા કર્યું.

બંને મિત્રો છેક અગીઆરેક વાગે ઘેર પહોંચ્યા યદુનંદન નદીપાર કોલેજના રસ્તે એક નાના સરખા બંગલામાં ભાડે રહેતો. તેના માતા પિતા અને એક અપરિણિતા નાની બહેન તેની સાથે હતાં બધાં આ બંને

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૩૮૫]





[ઉપકાર: પૃષ્ઠ ૨૮૮

' આ ચંદભાઈ અને જનુભાઇ! મારા મિત્રો થાય."



 રંભા હું તૈયાર છું [બે ખરાબ જણ પૃ૦ ૩૮૪



# બે ખરાબ જણ

( પ્રતિષ્ઠા અને ગાંભીર્યના ઇજારદારોને નહીં વાંચવા લાયક એક નાટક )


લેખક :

રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી
પ્રમુખ, સાહિત્ય સંસદ

ચિત્રકાર:
રા. ગોરક્ષકર


## પાત્રો—જેમ આવતાં જાય છે તેમ

ખીમજીકાકા..................રામદાસ ડગલીવાળાનો કાકો.

શેઠ રામદાસ ડગલીવાળા...વીલાયતથી તાજા પાછા ફરેલા એક જુવાન કરોડાધિપતિ

મોહન ધી મેડીકો...........એક નવો ડાકટર.

પરશોત્તમદાસ પોપડા........એક પ્રખ્યાત સોલીસીટર.

લેખાબાઇ.....................પરશોત્તમદાસનાં સ્ત્રી.

રંભા..........................તેમની છોકરી.

નર્સ જાનકીબાઈ.

મીસ મેરી.................રામદાસ શેઠનું પ્રેમપાત્ર.

મોરારભાઇ શેઠ...........પરશોત્તમ પોપડાનો સાળો.

નાથીબાઇ.................મોરારશેઠનાં ધર્મપત્ની.

ગંગામા.................. .પરશોત્તમ પોપડાનાં સાસુજી.

વાનાજી....................અળસી સરસીનો દલાલ.

માળી.......... ........ ..મોરારશેઠના બંગલાનો રખેવાળ.

સ્થલ—મુંબાઇ.

# આગલા પ્રવેશોનો સાર

—— o ——

મી. રામદાસ ડગલીવાળા-એક કરોડાધિપતિ તાજાજ વીલાયતથી પાછા ફરી મુંબાઈમાં આવ્યા છે. એમના કાકા ખીમજીએ ખાસ તકલીફ ઉઠાવી નેપીઅન્સી રોડ પરનો એમનો પોતીકો બંગલો અપ-ટુ-ડેટ બનાવવામાં કશીએ મણા રાખી નથી. પરંતુ આ વીલાયતથી તાજા પાછા ફરેલા શ્રીમંતને આ ગોઠવણો ને અહીંની રહેણીકરણી ગમતાં નથી. તેના કાકાને તે પોતાનાં લગ્ન કરાવી આપવા કહે છે.

એમનીજ જ્ઞાતના મી. પરશોત્તમદાસ પોપડા સોલીસીટરની હોંશીઆર પુત્રી રંભાનું મગું કરે છે. સોલીસીટર મી. પોપડા એક લાખનો ચેક બદલામાં ગજવામાં મુકી માગું સ્વીકારે છે.

રંભા રામદાસને કોઇએક અંગ્રેજી સ્ત્રી સાથે મોટરમાં ફરતાં જોઇ જાય છે ને ત્યારથી રામદાસ સાથે લગ્ન કરવાની ના પાડે છે. પૈસાનાં લોભીઆં માબાપ તેની સાથે લગ્ન કરવા આગ્રહ કરે છે.

રામદાસ રંભાને મળવા આવે છે. રંભા મળવાની ના પાડે છે. રામદાસથી અપમાન સહન થતું નથી પણ આ છોકરી સાથે લગ્ન કરવાનો લોભ જવા દેવાતો નથી. આખરે લગ્નની તારીખ નક્કી કરે છે અને મી. પોપડા છોકરીને સીધી દોર કરી મી. રામદાસ ડગલીવાળાના વાંદરાના બંગલે લગ્નના મુહુર્ત સમયે હાજર થશે એમ ખાત્રી આપે છે.

લગ્નને દિવસે પરશોત્તમદાસ રંભાને મોટરમાં ઘાલી વાંદરા તરફ જાય છે. રસ્તામાં મોટર બગડે છે. રંભા મોટરમાંથી ઉતરી નાસી જાય છે. રામદાસના વાંદરાના બંગલે ધામધુમ થઈ રહી છે. કન્યા મૂહૂર્ત વીતી જવા છતાં પણ આવી નથી તેના વીશે તર્કવિતર્ક ચાલે છે ત્યાં મોટરમાં રંભા મળતી નથી. રામદાસ, પરશોત્તમદાસ અને લેખાબાઈ હોહા કરી મુકે છે. અને રંભાની શોધમાં સૌ જાય છે.

રંભાને મોહન ધી મેડીકાનો મેળાપ થાય છે. મોહન પાસે તે આશ્રય માગે છે ને મોહન તેને આશ્રય આપવા એની એક ઓળખીતી નર્સને ત્યાં લેઈ જાય છે.

નર્સ જાનકી એક યુરોપીઅન બાઇની સારવાર કરવામાં રોકાએલી છે. તે મોહનને એના ઘરની કુંચી આપી વીદાય કરે છે.

થોડીવારે રામદાસ ડગલીવાળા પેલી યુરોપીઅન બાઈ જે તેની રખાત છે તેને મળવા આવે છે. ત્યાં તેને ખબર પડે છે કે રંભા મોહન મેડીકો સાથે નર્સ જાનકીને ત્યાં છે. તે બંનેને પકડવા જાય છે.

રંભાના મોસાળમાં રંભાનાં મા અને મામી વચ્ચે રંભા બાબત સખત મહેણાં ટુણાં ચાલે છે. ત્યાં મારવાડી, રંભા ને મેડીકો આવે છે. રંભા આશરો માગે છે, રંભાના મામા પોપડાને તથા ડગલીવાળાને ફોન કરી બોલાવે છે. મોહન રવંદા મારી જાય છે. રંભાને ઓ ખુણે નાખી માળીને તેના ઉપર દેખરેખ રાખવાનું કહી મોરારજી શેઠ બહાર ગયા. માળીની નજર ચુકવી રંભા પાસે સુતેલા વાનાજી મારવાડીનો વેષ પહેરી નાસી નીકળે છે.

પોપડા, ડગલીવાળા વગેરે આવે છે. રંભા મળતી નથી પણ કોચ નીચે સુતેલા મારવાડીને રંભા ધારી બહાર ખેંચી લેઇ બધાં મારવા માંડે છે. આખરે ભ્રમ ભાગે છે. ને વાનાજી મોરારજી શેઠને અળસીના બજાર ભાંગ્યાના સમાચાર આપે છે. મોરારજી માથે હાથ દઈ રડે છે.

પોપડા, મીસીસ પોપડા રામદાસ વગેરે રંભાની શોધમાં મોહન મેડીકાના ઘર તરફ જાય છે.

(હવે આગળ વાંચો).

## અંક બીજો : પ્રવેશ ત્રીજો.

[સમય તેજ દહાડે આશરે દશ વાગ્યાનો.

સ્થલ મોહન ધી મેડીકો ની કાદાવાડીમાં આવેલી ડીસ્પેન્સરી

મોહન આરામ ખુરશીના હાથા પર પગ લબાવી પડયો છે ]

મોહન

( સીલીંગ સામું જોઇને ) મોહન ! દીકરા ! મારા મદન મોહન મદઘેલા ! તું ફસ્યો છે – સખ્ત ફસ્યો છે. વહાલા ! તું લોભાયો છે–નચાયો છે દીકરા મારા ! તું જાળમાં સપડાયો છે

( નમ્ર અવાજે ) મનડાં મહારાજ ! કબુલ છે 'ઇશ્ક બુરા જન્જાલ કે યારો દીલ ના લગાના' એ સૂત્રનો મેં ભુક્કો કર્યો છે

( સખત અવાજે ) પણ ગદ્ધા ! તું ગરીબ છે, કદરૂપો છે, અક્કલ વગરનો છે–પેલી તો 'લચકાતી, મદમાતી .. ફુલી ફાલી જાણું આલી, મદન ની ફુલવાડી' છે તે તને પરણશે ? [ નમ્ર અવાજે ] અરે પણ ભાઇ ! સ્ત્રીને શું જોઇએ ? 'અબળાને માયા વહાલી રે–વહાલી રે–વહાલી



મોહન ભાઇ ! ભાઈ ! રડતો નહીં હ્ચ, હ્ચ, ડાક્ટર આ ફાકો ને આ તેની મા.

માયા વહાલી.' ને મારી પાસે માયાના ઢગલા પડ્યા છે.

( સખત અવાજે ) પણ મોહન ! મૂર્ખા ! તને પરણીને એ શું કરશે ? દેવું કરીને તું ભણ્યો ને જેમ તેમ કરીને તારું પુરું કરે છે. ને આ છોકરીની સાહેબીનો કૈં પાર છે ? તેને દુઃખી કરવી છે ? સ્વાર્થી ! પછી 'કોને કહીશું કજોડાંની કહાણી રે.'

( નમ્ર અવાજે ) અરે પણ મહેરબાન મારા ! 'સાસુખી શી શંકરને છે, પાર્વતી પણ દુખીયાં કયમ છે ?'

( સખત અવાજે ). નહીં મોહન ! સુરખ નહીં થા. ! તારી અક્કલ ગઇ છે. તું એક વેદ-વાક્ય કહે છે તો સાંભળ મારું બીજું વેદવાક્યઃ 'સુનો મેરે યારો એ છેલકા કહેના, અકેલા રહેના સો બડા મજાહદાર.'

( ઉતાવળા અવાજે) અરે જરા ઉભા રહો, આ પેશંટ આવ્યો ( નીસાસો નાખી) કોઇ નથી. ચાલો જુઓ મનડા મહારાજ ! છેલકા કહેના 'મને શું ખપનું ? પ્રમદા છે પ્રીતિ ભાજન, મનરંજન, ભીડ ભજન.'

( સખત અવાજે ) પણ 'જોરુકુ પૈસા કયા પ્યાર—'

( અધીરે અવાજે ) ખોટી વાત છે. હું એ નહીં માનું ' દુઃખમાં દીલાસે, સુખમાં વિલાસે એક ટકાનું જોબન જગમાં, ઈંદ્ર પુરી કરનારી.'

(સખત અવાજે ) છોકરા ! મોહાંધ, કામાંધ, વિચારશૂન્ય, પ્રભુત્વ તારું પરવાર્યું પુણ્ય.

(નમ્ર અવાજે લલકારે છે) જાઓજી, જાઓ.

સંસારમાં પારસમણિ,
ચિંતામણિ છે નામના.
છે પ્રેમ નિર્મળ રત્ન જેની,
નવે ખંડે નામના.

( તિરસ્કારથી )

નથી પ્રેમમાં સાર,
અરે એ નવરાના ધંધા.
અરે હાં નવરાના ધંધા.

( રાગ બદલી તેવાજ તિરસ્કારથી )
જા ! જા !

હું તો પ્રેમનો જોગી,
પ્રિયા ને શોધવા ચાલ્યો
શોધવા ચાલ્યો—

(ચમકીને) કોણ પેશંટો ! દોસ્ત માર ડાલે આતો મી. પોપડા ને રામદાસ.

[ કોટ સરખો કરી ઉઠે છે. પોપડા અને રામદાસ ગંભીર બની દુકાન પર ચઢે છે. મોહન હસતો હસતો આગળ આવે છે. ]

મોહન

હલ્લો રાસુ ડગલીવાલા! Old Chap ! ( જોર જુસ્સાથી તેનો હાથ પકડી હલાવે છે ) How do you do my boy ? ( મારા દોસ્ત કેમ છે ?) પરશોતમ કાકા ! કેમ છો મારા મુરબ્બી ? તબીયત તો ખુશ છે ને ! ( તેનો પણ હાથ પકડી હલાવે છે. ) કૈં ડાકટરનું ઘર યાદ કરવું પડ્યું ? બેસો મારા મહેરબાનો ! જો જો શેઠ—આ પેલી ખુરશીને ત્રણ પગ છે. ભીંતથી આઘી ખસેડના નહીં ! બેસો કોને શું થયું છે ? બેસો—બેસો [ સ્ટેથોસ્કોપ કાઢી કેડ પર હાથ મુકી ઉભો રહે છે ]

પરશોત્તમદાસ

(રોફથી) અમે ઉભા રહેવાનું પસંદ કરીશું.

રામદાસ

Certainly ( ખચીત )!

મોહન

(મીઠાશથી) ઉભા રહેવાથી પાચનક્રિયા બગડે છે, ને કોઇક વખત પગે રસ પણ ઉતરે છે, તે જોખમ ખેડવાની સલાહ હું તમારા ડાકટર તરીકે આપી શકતો નથી.

પરશોત્તમદાસ

( ભ્રૂભંગ કરીને ) અમારે તારી ડાકટરી સલાહ નથી જોઇતી.

મોહન

( હાથ પહોળા કરીને ) હું મારી ફરજ બજાવું છું. પછી જેવી તમારી મરજી. પણ સલાહ નહીં લીધાથી એડવર્ડ રાજાને appendicites ( એપેંડીસાઇટીસ ) થયો હતો તે ખબર છે ?

પરશોત્તમદાસ

( સખ્તાઇના આડંબરથી ) સાંભળ ! અમે તારી જોડે ગંભીર વાત કરવા આવ્યા છીએ.

મોહન

હવે કાકા ! વાત જવા દોને. હું ગંભીર નથી એવું કોઇ દહાડો સાંભળ્યું છે ?

પરશોતમદાસ

અમે તારી જોડે વાતો કરવા નથી આવ્યા !

મોહન

ફરીથી ભુલ કરો છો. મારા કાકા ! વાત ન કરવાથી તબીઅત બગડે છે. હમણાં સાંભળ્યું છે કે સોમવારે મુગા રહેવાથી ગાંધીજીનું લીવર (હૃદય) બગડી ગયું છે.

પરશોતમદાસ

( ઘાંટો કાઢી ) જરા સાંભળશે ?

મોહન

( હસીને ) તમે એટલે મોટેથી બોલો છો કે સાંભળ્યા વિના છુટકોજ થતો નથી.

પરશોતમદાસ

સાંભળ—

મોહન

હું બીજું શું કરું છું ?

પરશોતમદાસ

રંભા ક્યાં છે ?

મોહન

( માથું ખંજવાળી ) રંભા-રંભા-એ શું ચીજ છે વારુ ?

રામદાસશેઠ

સીધું બોલની ! મી. પરશોતમદાસની છોકરી રંભા ક્યાં છે ? ક્યાં છે ? બોલ.

મોહન

દોસ્ત રામદાસ ! હું કંઈ પારકી છોકરીઓનો રખેવાળ છું? પોલીસને પુછો, ટાઇમ્સમાં જાહેર ખબર આપો.

પરશોતમદાસ

આ બધા માટે તુંજ જોખમદાર છે. મારી છોકરી બતાવ, નહીં તો દાવો માંડીશ.

મોહન

( ખડખડ હસે છે ) મારાં ગજવાં તપાસો. રંભા હોય તો લઇલો.

પરશોતમદાસ

( સંતાપથી ) મોહન ! અમારું અપમાન થાય છે.

મોહન

થવાદો થવાદો. મુરબ્બી ! નેપોલીઅન બોનાપાર્ટનું પણ થયું હતું.

પરશોતમદાસ

મોહન ! મને ખોટું લાગે છે હાં.

મોહન

અરરરર—કાકા એવું તે શું બોલો છો ? ખોટું લગાડશો નહીં—ને જરૂર પડે તો બે રોટલી વધારે પણ ખાવા ચુકશો નહીં. આ દિવસોમાં preventive ( રોગ રોકવાની દવા ) લેવાની ઘણીજ જરૂર છે.

રામદાસ

મશ્કરી શીવાય બીજું કંઈ આવડે છે કે નહીં ? રંભાને બતાવ, નહીં તો—

મોહન

રામદાસભા ! તમને કંઈ થયું છે કે શું ? રંભાને બતાવવાનો મેં કંઈ ઇજારો રાખ્યો છે ? તમારે જોઇએ તો તમે બતાવો.

પરશોતમદાસ

મોહન ! આ કરવાનો મુદ્દો શો ?

રામદાસ

હા. બોલની. કેટલા પૈસા જોઇએ છે ?

મોહન

પૈસાને શુ કરું ! 'ઇસ તન ધનકી કૌન બડાઇ દેખત નયનોમેં મીટી મીલાઇ '—

પરશોતમદાસ

જો આમ કરશે તો હું તને જેલમાં મોકલાવીશ.—

મોહન

ગૃહસ્થો ! હું દીલગીર છું. પણ મારા પેશંટો વાટ જુએ છે. મને આવી અક્કલ વગરની વાત કરવાની ફુરસદ નથી. ચાલી જાઓ —પસાર થઇ જાઓ—રવંદા માપો.

પરશોતમદાસ

રંભાને બતાવ પછી જઇએ.

રામદાસ

યસ ! રંભાને બતાવ.

મોહન

હું પણ તેજ કહું છું—રામુ ડગલીવાલા ! રંભાને બતાવ.

રામદાસ

ગાંડો થયો છે શું ?

મોહન

અલબત્ત ! તમારા બેનો ચેપ લાગ્યો છે, રંભાને બતાવ—બસ રંભાને બતાવ ! ( ગાયન ગાય છે) "આપણે ત્રણે રંભા કાજે જોગી બન્યાને ભેંસની પકડી ડુમ—તારી હલકે ગાડી હાંકારે રામુભા ડગલીવાલા !"

પરશોતમદાસ

( ગુસ્સામાં ) મોહન ! સાંભળી લે-નોટીસ આપું છું. હું હમણા તારા પર હાઇકોર્ટમાંથી હેબીઅસ કોરપસ કઢાવું છું.

રામદાસ

That's right. ( ખરી વાત ).

મોહન

હાઇકોર્ટને મારા ઘણું ઘણું કરીને રામ રામ કહેજો. થયું. હવે અંતર્ધ્યાન થઇ જાઓ.

પરશોતમદાસ

જ્યાં સુધી રંભા નહીં બતાવે ત્યાં સુધી હું અહીંઆંથી ખસવાનો નથી. ( બેસે છે )

રામદાસ

હું પણ નથી ખસવાનો. ( બેસે છે ).

મોહન

હું પણ નથી ખસવાનો. (બેસે છે. ઉંચે જોઇ) મહાત્માજી ! સત્યાગ્રહનાં સ્રષ્ટા ! ભુલમાં ભમી રહેલા ભોળા મહાપુરુષ ! આવો અને જુઓ અને શીખો, અમે ત્રણે સત્યાગ્રહ કરીએ છીએ (ગાય છે.)

ખાવું નથી, પીવું નથી, સુવું નથી રીયા મહીં;
રંભા મળે નહીં ત્યાં સુધી બેઠા જ વા ખાતા અહીં !

( બીજી તરફ જોઇ ) રંભા ! તું ક્યાં હશે ? જ્યાં હોય ત્યાંથી આવ. મારા પિતા તુલ્ય પરશોતમ કાકા આ સુકાઇ ચાલ્યા. મારો દીલોજાન દોસ્ત રામુ ડગલીવાલો ઝુરી મર્યો.

રામદાસ

Shut up. ( મુગો રહે ).

મોહન

Thank you. (ઉપકાર) રામુ દોસ્ત ! તું જ્યારે આમ બોલે છે ત્યારે મારા જીવને ઘણીજ ટાઢક વળે છે. ( લાંબો થઇ ટેબલપરથી આયડોફોર્મની બાટલી લે છે ) રંભા ! મીસ પોપડા ! પરશોતમ કાકાની પ્રાણ સમી પુત્રી ! મારા મિત્ર રામુ ડગલીવાળાની જીગરની યાર ! તું આવ ! આકાશમાંથી પડ !

(વધુ માટે જુઓ પૃષ્ઠ ૩૮૧)

# કળા અને શાસ્ત્ર*

અનુવાદક :
રા. રવિશંકર મહાશંકર રાવળ

કળા એટલે શું ? એ પ્રશ્નના જવાબમાં આ પ્રમાણે વ્યાખ્યા આપી શકાય.

"આત્માનુભવનું અનિચ્છાએ પ્રદર્શન (પ્રકટી કરણ)" જુદી રીતે કહીએ તો "ચિત્તની અમુક ભાવાવસ્થાનું મૂર્ત, શ્રાવ્ય કે એવાજ ઇંદ્રિય ગોચર રૂપમાં સ્થૂલીકરણ."

આ વ્યાખ્યા કબુલ રાખીએ તો તેમાંથી કારીગરની સબળ કુશળતા ભરી ઉપરચોટીઆં અવલોકનથી વીણી કાઢેલી માત્ર નિરુપણ કરતી કૃતિઓનો બહિષ્કાર થશે.

કાગળ ઉપર ચિન્હો, રેખાઓ, શબ્દો, સંગીતની સારેગમ વગેરેથી સૌંદર્યના ભાવો બતાવવાની જે ચેષ્ટા થાય છે; અગર મુખમુદ્રાના અભિનયો અને સ્વરાલાપ વગેરે સૌંદર્ય દર્શાવવાનાં સાધનો ગણાય છે તે બધાને વ્યવહારસિદ્ધ ક્રિયા માત્ર ગણી શકાય. સર્જનની ક્રિયા સાવ જુદોજ પ્રકાર છે, હૃદયના ઉંડાણમાંથી પ્રગટેલ ભાવની દૈવી પ્રવૃતિની એજ પળે ગમે તેટલી ઝડપથી નોધ લેવાય તો પણ છેવટે તો અંદર પૂર્ણ થઇ ગએલ વર્તૂલનો બહારનો દેખાવ માત્ર બની રહે છે.

કવિતાની શબ્દલીલા કે ચિત્રની રેખાઓ અવાચ હોય છે, તેઓ તો શ્રોતા કે દૃષ્ટાને તેમના પોતામાં રહેલી સૌંદર્ય ભાવના જાગૃત કરનાર તટસ્થ સાધનો માત્ર છે.

કળાની કોઇ પણ ઇંદ્રિય ગોચર પ્રવૃતિને કે કૃતિને આપણે સુંદર કહીએ છીએ તે વેળા એ સુંદરતાનું માપ આપણા પોતામાં રહેલા ભાવો અને રુચિ અનુસાર છાપ લઇને બહાર પડે છે આ અંગત માપને રસશાસ્ત્ર જોડે લેવા દેવા નથી; ભલે તે શાસ્ત્રના કાયદાથી મૂલ કૃતિનો તોલ મુકવામાં આવે.

અંતર્ભૂત ભાવોને સ્વેચ્છાથી બહાર પાડવાની વેળા એજ ક્રિયા કૌશલ્યનાં તત્ત્વોનો ખપ પડે છે; એટલે કે ભાવો જાગૃત કરનારી ભાષા કે તત્ત્વનો પ્રયોગ કરવો પડે છે. કૌશલ્ય તત્ત્વનાં પ્રમાણો જોઇને આપણે કળા તત્ત્વના ગુણોનું માપ કાઢી શકશું નહીં.

સાચી વાત એમ છે કે કળામાં વધુ ઓછાનું પ્રમાણુજ નથી. જ્ઞાન, શક્તિ કે બુદ્ધિની વાત કરતાં આપણે તે વધુ કે નાશ પામ્યાનું કહી

---

* ડા. આનંદકુમાર સ્વામીના એક લેખ ઉપરથી

શકીએ પણ કળા વીશે કોઇ વ્યક્તિ કે પ્રાંતની શૈલીમાં પ્રગતિ કે પતન થયાનું બોલવું અશકય છે.

જોકે કહ્યું છે કે મનુષ્ય બુદ્ધિ પરમાત્માએ આપેલ મર્યાદાની બહાર જઇ શકતી નથી. કોઇ કહે કે જગતમાં ઉત્તમોત્તમ કળાની કૃતિઓ છે તે કરતાંએ હજુ આગળ કળા જઇ શકે તો તે કહેનારને કળા શું છે તેની ખબરજ નથી. આત્માને મળેલ વિભૂતિથી અજ્ઞાન હોય તેજ એમ કહી શકે.

વેગનર અને રાફેલ તેમની ચાતુરી ભરી શૈલી, અને ઉત્કૃષ્ટ ચપળતાને લીધે પેલેસ્ટ્રીના અને મોટો કરતાં ચઢી જાય એમ નથી. આપણે તો દરેકને પુછીએ કે કોનામાં અંતરના ઉંડા દર્શનોની વધુ પ્રતીતિ મળે છે? કયો કળાકાર પ્રભુની વિભૂતિનું મોટું પાત્ર છે? કળામાં સંયોગવશાત મળેલી ચાતુરી અને શાસ્ત્રીયતા-નો ખ્યાલ બાજુ રાખીને આપણે એટલોજ વિચાર કરી શકીએ. તે સાથે એમ પણ જોઇ શકીએ છીએ કે એક વ્યક્તિ અથવા પરંપરાની જાત જાતની વિવિધતા અને ફેર માલુમ પડે છે.

આ વિવિધતા કળાની નથી પણ વ્યક્તિની કે પાત્રની છે. બે માણસો એકજ વખતે અથવા એકજ માણસ જુદે જુદે વખતે એક ઘડો કે નાનો પ્યાલો લઇ સમુદ્ર તીરે જાય અને ઘડો અથવા પ્યાલું ભરી લાવે તો એ દરેક જણ એ સમુદ્રનું જળજ લાવશે. પછી તે પાત્ર નાનું કે મોટું હોય; સોનાનું કે માટીનું હોય.

વધુ સ્પષ્ટ કરીએ તો કળાનો વિષય વિશાલ હોય કે અલ્પ હોય, ઉચ્ચ હોય કે અધમ હોય અને તેને ધારણ કરતી ભાષા કે વાહન સુંદર હોય કે અણઘડ કે ગ્રામ્ય હોય તો પણ કળા પરખાઇ આવશે. કળાકાર પાસેથી આપણે તો પાત્રની નહીં પણ સજીવ કળારૂપી જળની આશાજ રાખીએ. આ જળ એવું ચમત્કારિક હોય છે કે તેનું એક બિંદુ માત્ર મળતાં આપણું હૃદય પાત્ર ભરપુર બની જશે. પ્રેમીને ઓછા કે વધુ કહી શકો તેમજ કળાકારની કક્ષા મુકી શકો. પ્રેમમાં પ્રગતિનો જમાનો હોય તો કળામાં હોય. સ્પર્ધા હોય ત્યાંજ પ્રગતિની વાત ઘટી શકે.

ધણુ ખરૂં પ્રોસ્ત જે વાત કહેતા તેજ વાત મીસીસ કલાણી કહેતાં હોય અને તે આપણા પર અસર ન કરી શકે તો તેમાં મીસીસ કલાણી ના સાહિત્ય જ્ઞાન અને શિક્ષણની અપૂર્ણતાનો દોષ ન કદાચ પણ તેનામાં ઉંડી મનનશિલતા અને સત્યાનુભવની અસ્પષ્ટતાજ દોષ રૂપ છે.

સાચા અનુભવને પ્રગટ કરવા માટે સાવ વિચિત્ર લાગતાં સાધનો જેટલાં અનુકુળ થાય છે તેટલા ભાવના હીન સુંદરમાં સુંદર શબ્દો નિષ્ફલ નીવડે છે. આજ કારણથી આપણે સાચા પ્રાથમિક અવસ્થાના માણસોની કૃતિથી અસર પામીએ છીએ અને અતિ ચતુરાઇથી રજુ કરેલી કૃતિઓ સામે જરાએ દ્રવિત થતા નથી.

સ્વર્ગના પ્રદેશમાં શ્રીમંતને પ્રવેશ પામવા-ની જેટલી મુશ્કેલી છે તેટલીજ અતિકુશળ અને વિદ્વાન કળાકારને છે. એનો અર્થ એટલોજ લેવાનો કે સ્વર્ગમાં પ્રવેશ કરવાનો અધિકાર અજ્ઞાન કે ગરીબ વિદ્વાન કે શ્રીમાન સૌને સરખો છે.

જો કે આ કાળમાં તો શિલ્પ અને વિદ્યાનું બહુજ ઓછું સન્માન થાય છે. કૌશલ્ય, સમન્વય કળા, વિદ્વત્તા, સંપત્તિ વગેરે ખરાબ છે એવું માનવાનું નથી. એ તત્ત્વોનો સારો કે નરસો ઉપયોગ થઇ શકે. એ બધાં પરસ્પર સંબંધ રાખનારાં છે.

મહાન કળાકારો તેમના યુગમાં અને સ્થાનમાં વિદ્વાન ગણાઇ ગયા છે ( ગીમોટ્ટો

[ વધુ માટે પૃષ્ઠ ૩૮૯ ]

# મારી નોંધપોથી

લેખક:
રા. ગુપ્તા

તા. ૨૦-૭-૨૭.

આજે રા. વ્યોમેશચંદ્ર જનાર્દન પાઠકજી, એમ. એ., એલએલ. બી. ની એકાવનમી જન્મતિથિ છે.

શું? એક વખતના મગનલાલ હાકોરદાસ બાલમુકુંદદાસ (વગેરે, વગેરે) કોલેજના ઈતિહાસના અધ્યાપક, સાહિત્ય પરિષદ મંડળના ખજાનચી ને વિદ્વત્તાભર્યા તથા હાસ્યના લેખો લખનારા ને વાચનારા રા. વ્યોમેશચંદ્ર પાઠકજી પચાસ વર્ષ પુરાં કરી 'વન'માં પ્રવેશે છે? આશ્ચર્ય થાય એ કેવળ સ્વાભાવિક છે. એમણે પચાસ વર્ષ પુરા નથી કર્યાં એટલુજ નહીં પણ હમણાં થોડા વર્ષ સુધી પુરાં કરે એવો સંભવ પણ નથી. પણ એ પચાસ વર્ષના થયા નહીં હોય તો થવા જોઈએ.

શા માટે? એવો પ્રશ્ન પુછવાની આવશ્યકતાજ નથી. કારણ એટલુંજ કે હવે આપણે એમની જયંતિ ઉજવવી જોઈએ એમ મને લાગે છે. હમણાં હમણાં જયંતિ ઉજવવાની જરુરીઆત ઉભી થઈ છે. કવિવર નાનાલાલની જયંતિ ઉજવાઇ ગઈ, ત્યાર પછી કવિ લલિતની જયંતિ ઉજવાઇ ને હમણાં વીમનગરમાં શ્રી મહાસુખભાઇની જયંતિ પણ ઉજવાઈ. આ જયંતિ ઉજવવાની જરુરીઆત ઉત્પન્ન થઇ છે તે થોડો સમય રહીને બંધ નહીં પડી જાય તેની શી ખાત્રી?

પણ કોઇ પુછશે કે અમુક મનુષ્ય પચાસ વર્ષ પુરાં કરે તેથી તેની જયંતિ ઉજવવાની શી જરુર? પ્રશ્નનો ઉત્તર પ્રશ્નના અંતર્ભાગમાંજ ગૂઢ રહેલો છે. તેણે પચાસ વર્ષને પુરાં કર્યાં; પચાસ વર્ષે તેને પુરો ન કર્યો એટલા માટે. એક બાજુ એ એકલો ને તેની સામે પચાસ પચાસ વર્ષો;–ને તે પણ કેવાં? એકએક વર્ષના બાર બાર મહીના. પ્રત્યેક મહીનાનાં ચાર ચાર અઠવાડીઆં, ને દરેક અઠવાડીઆના સાત સાત દિવસ! આવા પ્રબળ સૈન્ય સામે મનુષ્ય એકલે હાથે ઝઝુમે ને સમગ્ર અરિદળનો સંહાર કરે તે શુ સાધારણ કોટિનું પરાક્રમ છે?

સદ્‌ગત યુધિષ્ઠિરે એક બ્રાહ્મણને 'હું તને કાલે દાન આપીશ' એમ કહ્યું; તે પરથી કોઇ મહાભારત બનાવ બને ત્યારેજ વગાડવામાં આવતું નગારું સ્વ. ભીમસેને વગાડયું. શો બનાવ બન્યો છે તે જાણવાને આતુર થએલા

લોકોને સંબોધી કે. ભીમસેને એક નાનકડું ભાષણ કરતાં કહ્યું:

"ઇન્દ્રપ્રસ્થનાં રસરસીઆં નરનાર ! જાણો છો શા કાજે ભેગાં થયાં છો આજે ? ઉત્સવ છે –મહોત્સવ છે આજે અનંત વર્ષોનો ! જીવનભર હૃદયમાં સેવ્યું નથી, મનમાં વિચાર્યું નથી ને મુખડે આણ્યું નથી અસત્ય જેમણે, એવા મારા જ્યેષ્ઠ ભ્રાતા રાજરાજેન્દ્ર વિદ્યમાન શ્રી યુધિષ્ઠિર અવિદ્યમાન પાંડુ અવટંકે કૌરવ: એમણે જીત્યો છે ત્રિભુવનમાં અજેય મનાતા કાળને. પૃથ્વીએ ન પ્રીછેલી, મનુકુળે ન જાણેલી, ઇતિહાસે ન નોંધેલી ઘટના નોંધાઇ છે ઇન્દ્રપ્રસ્થના સુવર્ણ ઇતિહાસના સુવર્ણપૃષ્ઠે રાજરાજેશ્વર યુધિષ્ઠિરના સુવર્ણહસ્તે. શી ઘટના ? પુછો છો તમે ? તો સુણજો સારા ય જગતના માનવકુલ ! ભિક્ષાર્થે આવેલ બ્રહ્મબાળને પ્રત્યુત્તર વાળ્યો મહારાજા યુધિષ્ઠિરે ' કાલે આવજો—જાણે કાલ પર સામ્રાજ્ય એમનુંજ ચાલતું હોયને ! માનવ બાળ ! પામર જંતુ ! ઉતર તારા ઉરના ઉંડા ઉંડાણમાં ને પુછ આ પ્રશ્ન: 'સવારે શું થવાનું છે તે કોઇ જાણે છે ?' ને સાંભળ ફુલની ફોરમ સમી કાવ્યપંક્તિઓ:

થવાનું ના થવાનું કહે નજુમી કોણ એવો છે ?
ન જાણ્યું કો મનુષ્યોએ સવારે શું થવાનું છે ?

બીજો એક પ્રશ્ન પુછ ! "કાલ કોઇએ દીઠી છે ? દીઠી હોય તો દાખવો" દેખાય નહીં માટેજ એને આપણે કાલ કહીએ છીએ. એ 'કાલ' જ્યારે દેખાય એવી દશામાં આવે છે ત્યારે 'કાલ' મટીને એ 'આજ' થઇ જાય છે."

શાસ્ત્રીઓ અને તે સીવાયના કેટલાક મનુષ્યો માને છે કે આમ કરીને ભીમસેને યુધિષ્ઠિરને બોધ આપ્યો. ભલા માણસ, સમજાવશો કોઇ આમાં ભીમસેને બોધ શો આપ્યો ! ઘણા વખતથી કોઇ મહાભારત બનાવ ન બનવાને લીધે નગારું વગાડાયું નહોતું એટલે કોઇ પણ બહાનું શોધી કાઢી તે વગાડવું એવી ઇચ્છાથી તેમજ ભેગા ભેગા મોટાભાઇને બનાવવાની પણ મઝા આવશે એવી વૃત્તિથી ભીમસેને આવું ટીખળ કર્યું. બાકી કાલનો વાયદો કરનારને બોધ દેવાની જરુર હોય એમ મને લાગતું નથી. ભીમસેને શેર બજારના વાયદા, દેવું વાળવાના વાયદા ને સ્વરાજ્ય આપવાના વાયદા જોયા નહીં હોય. કાળને જીતવો એવી તે શી અસાધ્ય વસ્તુ છે કે એને માટે એ 'પૃથ્વીએ ન પ્રીછેલી, મનુકુળે ન જાણેલી, ઇતિહાસે ન નોંધેલી' એવા શબ્દો બોલ્યો ? આ અનંત અને અભંગ દેખાતા કાળના અમે કેવા સૂક્ષ્મ વિભાગો કર્યા છે એ બીચારો* ભીમસેન શું જાણે ? અનંતતાના અમે શતાબ્દિ, વર્ષ, માસ, પક્ષ, અઠવાડીઉં, દિવસ, કલાક, મીનીટ સેકન્ડ ને ૧/૬૦૦ સેકંડ એવા અસંખ્ય કકડા કરી નાખ્યા છે; એ સર્વ કકડાઓ ધીરે ધીરે અમારી નજર આગળ 'યમરાજની સર્વભક્ષી મુખગુફા' માં વિલીન થતા જાય છે; અને અમે એ વિનષ્ટ થએલા કાલની પરવા રાખ્યા વગર આગળ ધપ્યા જઇએ છીએ.

તા. ૨૫–૭–૨૭

પરમ દિવસે સત્તાવીસમી જુન ! પૃથ્વીના પ્રલયનો દિન. વર્ષોનાં વર્ષો સુધી ધરી પર તથા સૂર્યની આસપાસ ફરી ફરીને થાકી ગએલી, ઉરનાં ઉંડાણમાં ઉકળતા અગ્નિરસથી શેકાઇ રહેલી, પણ મુખ પર નિશ્ચલ શાન્તિ ધારતી, પહાડ, પાણી ને પાપીઓના ભારથી કચરાઇ

* આ 'બીચારો' શબ્દ એનું શરીર કે સ્વભાવ જોતાં નહીં, પરંતુ એની મનોદશા જોતાં એને આબાદ લાગુ પડે છે.

રહેલી માતા ધરણી ! પરમ દિવસથી તારી તપશ્ચર્યા પુરી થશે—તું 'ફ્લોરો' પર જઇ શકશે. અનંત શ્રમણ, નિ:સીમ વેદના, નિરવધિ તપશ્ચર્યામાંથી તારો છુટકારો થશે, સનાતન શાંતિ તને લાધશે.

ભાન ભુલેલો હૈયાસુનો કોઇક ધુમકેતુ સૂર્યમંડળમાંથી છટકી આવી તારી સાથે જોરથી અથડાશે, તારા ભુકે ભુકા થઇ જશે ને સારીએ સૃષ્ટિનો નિમિષ માત્રમાં સંહાર થઇ જશે ! પણ તારા એ ટુકડા પડશે ક્યાં? અમારાં મુડદાંઓની શી ગતિ થશે? અગ્નિસંસ્કાર કોણ કરશે?...... પ્રભુ! પ્રભુ!! તને આ શું સુજ્યું? તેં ધુમકેતુ આ આટે સર્જ્યો? ને સર્જ્યો તો એને રખડેલ લાલચંદની પેઠે રવડતો કેમ મુક્યો? શું તને તારાંની દરકાર નથી?



પણ આ ભયંકર ૨૭ મી જુન મારા મગજમાંથી તો સરી ગઇ હતી. છેક ૨૦ મી જુન સુધી હું પ્રલયકાળ માટે તૈયાર પણ નહોતો થયો. પણ મારા પડોશી 'વિ. ડોલરરાય વિ. ઝાલરરાય મંકોડીનો (મંકોડી કે કોડી તે હું શબ્દના અસ્પષ્ટ ઉચ્ચારણ અથવા મારી શ્રવણેન્દ્રિયની શિથિલતાને લીધે નક્કી કરી શક્યો નથી.) ભાઇ એકાએક મારી પાસે આવ્યો ને રડી પડયો. મેં પુછ્યું 'શું છે?' 'જુઓને ભાઇને તો કંઇક થયું છે.' 'શું થયું છે?' મેં પ્રશ્ન કર્યો.

એટલામાં વિ. ડોલરરાય પોતેજ ત્યાં આવી પહોંચ્યા. 'કેમ છે તબીઅત?' મેં પુછ્યું. "સત્તાવીસ" ઉંચે આકાશ ભણી જોઇ એમણે કહ્યું. "બસ આમજ બોલે છે," એના ભાઇએ પાછું રડી દીધું, "આખોદિ, ગાંડાની ગોડે સત્તાવીસ સત્તાવીસ એમજ બોલ્યા કરે છે. વખતે કંઇ બીજું બોલે પણ—" એટલામાં વિ. ડોલરરાયે ગજવામાંથી પેલો રુમાલ કાઢયો ને તેના કડકા કરી એક, બે, ત્રણ, ચાર એમ સત્તાવીસ સુધી જમીન પર ફેંકી દીધા. કુરકુ મુકીને એના ભાઇએ કહ્યું: "જોયું આ?" આશ્ચર્યથી હું એવો અવાક્ થઇ ગયો કે મારાથી 'હા' એમ પણ ન કહી શકાયું. ફરી પાછા એણે જમીન પરથી કટકા ભેગા કર્યા, સત્તાવીસ સુધી ગણીને ગજવામાં મુકી દીધા; ને મારી સામે આવીને ઉભો રહ્યો.

મેં જરા દમામમાં પુછ્યું: " આ બધું શું માંડયું છે?" "એક, બે, ત્રણ, ચાર, પાંચ... સત્તાવીસ" એણે ઉત્તર આપ્યો. "ભલા માણસ, સત્તાવીસ એટલે તું શું કહેવા માંગે છે?" "જુન, વિનાશ, પ્રલય, ધૂમકેતુ!" એમ તિરસ્કારથી બબડીને એ ચાલ્યો ગયો. મેં એના ભાઈ સામું જોયું. ક્યારનો રોવાનો થઈ ગયો હોય એમ એ ઉભો હતો, તે મારી નજર મળતાં એણે પોક મુકી દીધી. કોઈ રડે ત્યારે તેને છાનું શી રીતે રાખવું એનો અભ્યાસ કે અનુભવ ન હોવાથી મેં એને રડવાજ દીધો. અંતે થાકીને આંખ લુછતાં એ બોલ્યો, ખાય છે તો પણ સત્તાવીસ કોળીઆજ ભરે છે; સુએ છે તે વખતે પણ ઓશીકા પર સત્તાવીસ ટકોરા મારે છે; ભાભીને પણ 'સત્તાવીસ' કહીને બોલાવે છે!" હવે આ પાછો રડશે, અને રડશે જરૂર એમ એના મોં પરથી લાગતું હતું-તો હું શું કરીશ એવા ભયથી મેં એને કહ્યું, "તું ઘેર જા; હું મારા ઓળખીતા ડોકટરને તેડી લાવું છું. એને સત્તાવીસીઓ વા થયો હોય એમ લાગે છે."

એ ગયો કે તરત માયાનું આવરણ દૂર થતાં બ્રહ્મજ્ઞાનનો ઉદય થાય, તેમ એકાએક મારા મગજમાં જ્ઞાનનો ઉદય થયો. "જુન, વિનાશ, પ્રયલ, ધૂમકેતુ", હું બબડ્યો, "બરાબર સત્તાવીસમી જુનને દિવસે ધૂમકેતુ પૃથ્વીનો વિનાશ કરશે." ડોકટર- ને તેડવા જવાનું મેં માંડી વાળ્યું. ભલે આ બીચારો ગાંડો થયો. દુનીઆ આખીનો વિનાશ થવાનો છે ત્યાં એક વ્યક્તિનો ઉન્માદ શી વીસાતમાં?

થોડાજ વખતમાં કેટલી બધી તૈઆરી કરી નાંખવી પડશે એ વિચારથી હું ગભરાઈ ગયો. એક વખત તો બધાં મિત્ર તથા સગાંવહાલાંને મળી લેવું જોઈએ એવો વિચાર આવ્યો. પણ બધાંને મળવું શી રીતે? મારો એક મિત્ર ચમારગામ હતો, બીજો કલકત્તે હતો; મારા કાકા અમદાવાદમાં હતાં, ત્યારે બે કાકીઓ (એક સૌભાગ્યવતી ને એક ગંગાસ્વરૂપ) દહેણુ હતાં. હું કાકાને મળવા અમદાવાદ જાઉં ને એ તેજ વખતે મને મળવા અહીં આવ્યા આવે તો? હું કાકીને મળવા દહેણુ જાઉં ને તેજ વખતે મારાં સૌ. કાકી મારા વિ. કાકાને મળવા અમદાવાદ ગયાં હોય ને મારાં ગં. સ્વ. કાકી મને મળવા અહીં પધાર્યાં હોય ત્યારે? કોને મળું? શી રીતે મળું? ક્યાં મળું? કેટલું મળું?

હું ઘણી વાર ગુંચવાઈ ગયો છું. ખરું પુછો તો ગુંચવાવાનો મારો સ્વભાવજ છે. પણ આવો તો હું કદીએ ગુંચવાયો નહોતો. આખરે મને સૌથી પ્રિય હોય એવી વ્યક્તિને મળી લેવું એવો નિશ્ચય કર્યો. સાધારણ રીતે આપણે માનીએ છીએ કે આપણને સૌથી પ્રિય વ્યક્તિ કઈ તે આપણે તરતજ કહી શકીએ. પરંતુ વસ્તુતઃ એમ નથી. કદાચ એમ હોય તોએ હું તો મને સાથી પ્રિય કોણ છે તે નક્કી ન કરી શકયો. આખરે आत्मनस्तु कामाय सर्वं प्रियं भवति એ ઉપનિષદ્-વાકય પ્રમાણે હુંજ મને સૌથી પ્રિય છું એવો નિર્ણય કરી મેં મારા આત્માનો ઉદ્ધાર શી રીતે થઈ શકે તે બરાબર ન સમજાયાથી એ કાર્ય થોડા સમય સારુ મુલતવી રાખી આ નોંધપોથી લખવા માંડી.

મેં તો આ નિશ્ચય કર્યો; પણ લોકો શું કરશે? પારકી ચિંતા આપણે શી? એવો પ્રશ્ન 'કોઈ પુછશો મા'. આપણે હમેશાં પારકીજ ચિંતા કર્યાં કરીએ છીએ. હવે માત્ર બેજ દિવસનાં મહેમાન છીએ એવા વિચારોથી ખિન્ન થએલાં, પણ આખરે મૃત્યુ સાથેજ થશે એવા વિચારથી કેંક આનંદ પામતાં એવાં, મૃત્યુની વાટ જોતાં પ્રેમીજનોની હારની હાર સરિતા કાંઠે, દરીઆ

કીનારે, અગાસીમાં, ઓરડીમાં, રસોડામાં ને રસ્તાને એક ખુણે બેઠેલી મને દેખાય છે. ‘મારે ખાતર આ પ્રાણ પટકી નાખે તો હું જરાએ આશ્ચર્ય ન પામું’ એવું હૃદયથી માનનાર, મુખમુદ્રાથી દર્શાવનાર ને વાચાથી કહેનાર પતિ-દેવ સમક્ષ એમની પ્રાણપ્રિય નવોઢાને, પતિને બે ટાઢી રોટલી ખવડાવી નોકરીએ મોકલ્યા પછી પોતે શીરો ને પુરી બનાવીને આરોગ્યાં હતાં તે ગુન્હાની ગદ્‌ગદ કંઠે કબુલાત કરતી હું જોઉં છું. ‘ધૂમકેતુ મને રસ્તામાં મળે તો એની છાલ ઉખેડી નાખું’ એમ કહેનાર વીર નરો એક ખુણે બેસીને રડતાં ને થાળી પડવાનો અવાજ થતાં ધૂમકેતુ અથડાયો એમ માની મૂર્ચ્છા પામતા મારી નજર આગળ દેખાય છે કૈં કૈં દૃશ્યો મારી મનોદૃષ્ટિ આગળ તરવરી રહ્યાં છે. વૃદ્ધ માતા પોતાના યુવાન પુત્રને મળવા બોલાવે છે; પણ એ પુત્ર તો પોતાની જુવાન પત્ની-ને બોલાવવા જાય છે. એની પત્ની પતિને મળવાનું મુકી પોતાની બહેનપણીને મળવા જાય છે; પણ પોતાની બહેનપણી નવી સાડી લેવા ગઇ છે એમ જાણી, એને પોતાની કાકીના માસીજીની પુત્રીને તેનાં ફોઇઆણુ સાસુનાં કાકીજીની પુત્રીના સીમન્ત પ્રસંગે પોતાની હીરાની જડ પહેરવા આપી હતી તે યાદ આવે છે ને તે લેવા જાય જાય છે. આખરે વાટ જોઇ જોઇને કંટાળી ભારે હૈયે એનો પતિ પોતાની વૃદ્ધ માતા પાસે આવી એની પથારી આગળ બેસે છે. માતા એને માથે હાથ ફેરવે છે. એનાથી રડી દેવાય છે. ‘શું છે?’ માતા પુછે છે. ‘એ ગઇ’ યુવક જવાબ દે છે. ‘કોણ ?’ ‘એ.’ ‘પણ એ તે કોણ ?’ ‘એ— મારી એ !’ ‘ક્યાં ગઇ ?’ ‘એની બહેનપણીને ત્યાં ને ત્યાંથી એની જડ લેવા.’ ‘ઓહો ! એમાં શું ? હમણાં આવશે’ કહી માતા આશ્વાસન આપે છે. ને અધીર ચિત્તે યુવક બારી આગળ જઇ-ને ઉભો રહે છે. આખા વાતાવરણમાં કલ્પાન્તના સુર વ્યાપી રહ્યા છે. પણ આ સર્વ ઘોંઘાટ ને ધાંધલમાં શાંત ને નિર્વિકાર એવા મહાત્મા ગાંધીજી બેઠેલા છે. આસપાસ બે દિવસને માટે પણ સ્વરાજ્ય લઇશુંજ નહીં તો ૭૦ દિવસ અપવાસ કરીને મરી જઇશું એવો દૃઢ નિશ્ચય પ્રગટ કરતા, પણ ભવિષ્યના અપવાસથી ઉત્પન્ન થનારી શિથિલતા વર્તમાનમાંજ અનુભવતા અસહકારીઓ ઉભેલા દેખાય છે. બીજી બાજુ આમ વર્ગના પ્રતિનિધિ રા. મટુભાઇ કાંટાવાળા 'તેમ' વર્ગના પ્રતિનિધિઓને સંબોધતા, આમ તેમ ફરતા ફરતા બબડતા જણાય છે: “ મુ. નરસિંહરાવભાઇ, બે દિવસ માટે તો આમવર્ગ-ને રુચતી જોડણી તમે સ્વીકારો ! અરે ! મુનશીજી અત્યારે તો ‘ શું ભુલ ’ ‘ શું પ્રભાવ,’ જેવો વ્યાકરણ દોષ કરતાં અટકો ! રા. કૌમુદીકાર ! પ્રલયકાળે પણ રા. ખબરદારને ન્યાય નહીં કરો ?—અરે ! પણ આ અઠવાડીઆમાંજ ‘ સાહિત્ય ’ બહાર પાડવું જોઇએ. જોઉં, ચર્ચા-પત્રો કેટલાં આવ્યાં છે ?”

એક તરફ મુસલમાનોનું ટોળું એક હાથમાં કુરાન ને બીજા હાથમાં ઇંટ, સોડા વોટરની બાટલી, લાઠી વગેરે લઇ ઇસ્લામનું સૌંદર્ય કાફરોને સમજાવતું, મુસલમાન થવાની ના પાડનારના લોહીમાં કુરાનનું પુસ્તક તરાવતું દેખાય છે. ‘ શુદ્ધિ ને સંગઠન ’ની બુમો પાડતા હીંદુઓ ધક્કામુક્કી કરી એક બીજાને ગબડાવતા ને દોડતા જણાય છે. એક પાદરી મુસલમાન તથા હીંદુઓને ખ્રીસ્તી બનાવવા તેમનો આત્મા બચાવવાના ઉત્સાહમાં ગુજરાતીનું ખુન કરતો દેખાય છે; “ગના બઢા ડેવ હું માનરો નહીં. ડેવ બહુ છે નઠી—એક છે. આકાસવાસી ડેવ પામે પોટાનો એકજ ડીકરો એ—ટારક ઇસુ. ટેને

ટમારા પાપ કબુલો—એક ને બધા. ઓ આકાશમાંના અમારા પિટા ! ટું અમને લાલચ પાસે ડોરે નહીં—ટારકનો મહિમા કરો.''......આખા જગત્ પર વિનાશના ઓળા દેખાય છે.

પણ, ત્યારે આ નોંધપોથી શા માટે લખવી? એ વાંચશે કોણ? મને લાગે છે કે પૃથ્વીના પ્રલયકાળે એકાદ મનુષ્ય પણ બચી જશે. વહાણ ભાંગીને ડુબી જાય ત્યારે તેનું એકાદ પાટીયું પકડી તે વતી આખો દરીઓ તરીને બચી જનારાની પેઠે પૃથ્વીનો એકાદ કકડો કદાચ હવામાં અદ્ધર લટકી રહેશે ને તેના પર એકાદ મનુષ્ય તે હુંજ હોઇશ એમ મને લાગે છે. કારણ કે ૨૭ મી જુનને દિવસે તો હું નહીંજ મરું એવી, કોણ જાણે કેમ પણ મારા હૃદયની દૃઢ શ્રદ્ધા છે. કદાચ હું બચું ને બીજો કોઇ બચી જાય તો તેના હાથમાં આ નોંધપોથી આવશે ને તે કેં નહીં તો વખત ગાળવા પણ આ નોંધપોથી વાંચશે. એવા વાચકને સંબોધીને એટલુંજ કહેવાનું:—

રા. ભાઇ,—હું કહી શકતો નથી, બચનાર ! તું બહેન હોઇશ કે ભાઇ; અને હું સ્ત્રી કરતાં પુરુષ તરફ વધારે પક્ષપાતી છું—હું તારું નામ જાણતો નથી. તું મારું નામ જાણે છે કે નહીં તે પણ હુ જાણતો નથી. પણ આ નોંધપોથી તારા હસ્તમાં આવી છે તેથી મને—મારા આત્માને ઘણો આનંદ થાય છે.

દુનીઆ આખી નાશ પામી; તુંજ બચી ગયો. તારી સ્થિતિ અદેખાઇ કરવા જેવી છે કે અમારી તે કોણ કહી શકે? 'મારી નોંધપોથી' સીવાય બીજું તારી પાસે કૈં પણ નથી. અને કૈં હોય તો આ વાંચતાંજ નાખી દેજે તું લખશે તે વાંચશે કોણ ? તેના પર ટીકા કોણ કરશે ? તે શું ખાધું, તેં ચહા કેમ ન પીધી, તેં ફુંક મારીને દીવો હોલવ્યો કે પંખા વતી કે ઉપર પાણી રેડીને એમ હવે તને પુછશે કોણ ? તારે હોણ લગ્ન કરવાં જોઇએ, તારી વાગ્દત્તા કન્યા ઉમર લાયક થઇ ગઇ, તારે હોણ ન પરણવું જોઇએ, કન્યા ઘણી નાની છે, ને બીજા પાંચ વર્ષ તું કમાય એવો સંભવ નથી; તું હંમેશાં જોઇએ તે કરતાં વધારે ખાય છે, તારે થોડા અપવાસ કરવાની જરૂર છે; તું નકામો ભુખે મરે છે, તારે પૌષ્ટિક પદાર્થોનું સેવન કરવું જોઇએ: એવી વિવિધ પ્રકારની શીખામણો કોણ આપશે ? તું દુઃખી છે, દુઃખી છે ! નોંધપોથી વાંચી રહે કે તરત પૃથ્વીના આ કડકા પરથી ભુસકો મારીને આપઘાત કરી નાખ.

તા. ૨૮-૭-૨૭

આજે સાંભળ્યું કે નડીઆદમાં સાહિત્ય પરિષદના પ્રમુખ, ઉપપ્રમુખ તથા જુદા જુદા વિભાગોના પ્રમુખની ચુંટણી કરવા સભા મળી હતી. ત્યાં કોઇકે '૬૦ ઉપપ્રમુખોનાં નામ રજુ કર્યાં. તેના ને એ ૬૦ જણાના દુર્ભાગ્યે' એમની સુચનાનો લોકોએ પ્રબળ વિરોધ કર્યો.

લોકોએ વિરોધ શા માટે કર્યો હશે તે કોઇ સમજાવતું નથી. જેવા પ્રમુખ તેવાજ ૬૦ ઉપપ્રમુખ, એથી સાહિત્ય પરિષદનું કાર્ય ૬૦ ઘણું થઇ જશે, કે ૬૦ ભાષણો સાંભળવાં પડશે એવી એમને ભીતિ લાગી ? સાહિત્યની દૃષ્ટિએ મુંબાઇ નડીઆદના પગ જેવું છે, તો મુંબાઇમાં સત્તર પ્રમુખો ને નડીઆદમાં સાઠ ઉપપ્રમુખો પણ નહીં ? ચારુતરવાસીઓ પોતેજ ચારુતરની ચારુ કીર્તિને ચારુત્તર નહીં કરે તો કોણ કરશે ? એમને ત્યાં સાત સાત દીવાનો, સાત સાત સાક્ષરો ને સાત સાત એમ. એલ. સી.ઓ છે ! સાત ટેકરીઓ પર જેમ પુરાતન રોમ

(વધુ માટે જુઓ પૃષ્ઠ ૩૬૩)

# નવગુજરાતનો સૌંદર્યનો : : આદર્શ : :



લેખક:
સૌ. લીલા મુંનશી,
સભ્ય, સાહિત્ય સંસદ.
ચિત્રકાર:
સૌ. જડાવબહેન ચી. વોરા

[અમે અમારા જ્યેષ્ઠ ૧૯૮૩ના અંકમાં 'ગુજરાત'ના વાચકને 'નવગુજરાતનો તમે કલ્પેલો સૌંદર્યનો આદર્શ શો છે?' એ પ્રશ્ન પુછેલો. તેના કેટલાક ઉત્તરો અમારી પાસે આવી પડ્યા છે. પરંતુ વડોદરામાં અતિવૃષ્ટિ, અને રેલમાં અમારા છાપખાનાના કામદારો પણ સપડાયા હતા તેથી આષાઢ શ્રાવણના અંકો એકઠા આપવા પડ્યા છે. એટલે એ ઉત્તરોને પ્રસિદ્ધ કરવાનું અમારા 'આશ્વિન' ૧૯૮૩ના અંક ઉપર મુલતવી રાખવું પડ્યું છે.

—ઉપતંત્રી.]

પ્રિય માલિની!

'ગુજરાત'ના જ્યેષ્ઠ માસના અંકમાં 'નવગુજરાતનો સૌંદર્યનો આદર્શ શો છે' તે વીશે પ્રશ્ન પુછ્યો છે અને તેનો ઉત્તર સૌંદર્યરસિક સર્વ જનો પાસેથી માંગ્યો છે. સૌંદર્યરસિક જનમાં તો તું ને હું બંને આવી શકીએ. શા માટે આપણેએ જવાબ ન લખીએ?

તું માનશે? એ પ્રશ્ન મેં વાંચ્યો ત્યારે "એમાં વળી પુછવાનું શું! સૌ જાણે છે કે સૌંદર્ય એટલે શું?" એવું કંઇક મને લાગ્યું અને તેથી તરત હું કલમ ને કાગળ લઇ જવાબ લખવા બેસી ગઇ પણ ખરી; પણ જ્યાં લખવાનું શરુ કીધું કે મારા મનમાં ગુંચવાડો શરુ થયો. 'સૌંદર્ય એટલે શું? ને ખાસ કરીને તેની આપણી ભાવના કયી?' મને તો કંઇ સમજ પડતી નથી.

પણ તું તો કહેશે કે 'આહો એમાં તે વળી શું! આપણામાં તો ક્યારનાએ એ ભેદ પાડી દીધેલા છે. શાસ્ત્રકારોએ પદ્મિની, હસ્તિની, ચિત્રિણી અને શંખિનીના ચાર વર્ગો પાડી સૌંદર્યની વ્યાખ્યા બાંધી છે તે મુકી બીજે સૌંદર્યનો આદર્શ શોધવા જવાની કંઇ જરુર?'

મને પણ પહેલાં આમજ સુઝ્યું હતું. પણ થોડાક વિચારને અંતે લાગ્યું કે એ કંઇ માત્ર સૌંદર્યનોજ ભેદ નથી પણ સ્વભાવના ને ચારિત્ર્યનાએ ભેદ તેમાં ગણાઇ ગયા છે. પણ તેમાં પદ્મિનીના વર્ગમાં આવે એવાં આંખ, નાક ને રૂપ હોય ને તેનો ગંધ સુગંધી હોવાને બદલે શંખિનીની માફક માછલી જેવો હોય; સ્વભાવ સૌમ્યને બદલે ચંડિકાને વીસરાવે એવો ઉગ્ર હોય ને ચાલ હસ્તિનીના જેવી ડોલનશૈલીની હોય, અથવા એથી ઉંધુ ચપટા નાક ને કર્કશ અવાજની શંખિનીનો સુંદર સ્વભાવ ને સુગંધિત શ્વાસ હોય તો તેને કયા વર્ગમાં મુકવી તેનું નથી કંઇ ધોરણ કે પ્રમાણ, કે એવું હોઇ શકે તેનો કોઇ ઠેકાણે સ્વીકાર નથી. જોવામાં સારું

તેનું બધુંજ સારું અને જેનામાં ખોટું તેનું બધુંજ ખરાબ. માલિની ! તને આવા સખત નિયમોમાં સંપૂર્ણ રીતે સમાય એવી કોઇ સ્ત્રી જડી છે ? હોય તો કહેજે. બાકી જગતે તો રુપાળી સ્ત્રીઓનાં ક્રૂર કામોએ જોયાં છે અને કદરૂપી સ્ત્રીઓનાં સુંદર કાર્યો જોવાનીએ તેને નવાઇ નથી.

વળી એવુંએ કૈં ન હોય કે શુકનાસા, કમલ નયન ને સિંહકટી ન હોય તે સર્વ સ્ત્રીઓને કદરૂપીજ કહી શકાય. સપ્રમાણ અવયવો, યૌવન અને તંદુરસ્તી ઘણીએ સ્ત્રીઓને શાસ્ત્રે વર્ણવી હોય તેવી શિષ્ટ સુંદરતા કરતાં વધારે મોહક બનાવે છે. ને લગભગ દરેક સ્ત્રીમાં સૌંદર્યનો કોઇને કોઇ અંશ ( point of beauty ) તો હોય છેજ. કોઇનું સુંદર મુખ તો કોઇના સુંદર હાથ, કોઇનું સુંદર સ્મિત તો કોઇની સુંદર ચાલ, કોઇનાં સુંદર નેત્ર તો કોઇનો સુંદર સ્વર એમ કોઇ ને કોઇ સ્વરૂપમાં સુંદરતા સ્ત્રી જગતમાં વેરાએલી પડી છે. જેમાં સૌથી વધારે આવા અંશો એકઠાં થએલા હોય તે સૌથી વધારે સુંદર.

પણ માલતી ! આથી તું એમ નહીં માનતી કે કોઇમાં સંપૂર્ણ સૌંદર્ય કે સૌંદર્યનો આદર્શ હોઇ શકેજ નહીં. હું કહેવા માગું છું તે એટલું કે દરેક સમયમાં સૌંદર્યનો રહેતો આદર્શ એકનો એક નથી. પહેલાં સ્ત્રીનો ચંપકવર્ણ આદર્શ રંગ ગણાતો. આજે એનો અર્થ પીળી, લોહી વગરની ફીક્કી સ્ત્રી એટલોજ થાય. બીવેલી હરિણીના જેવી આંખો જોનાર પોતેજ બીહીને નાશી જાય. અને ગજગામિનીની મદમાતી ચાલ જોઇ લોકો હસે. પહેલાંની માફક અંગુઠા પર નીચી દૃષ્ટિ રાખી ચાલવાને બદલે હવેની કન્યાઓ સીધી દૃષ્ટિએ ચાલવાનું પસંદ કરે છે. ઘણાં ઘરેણાંથી શરીર શણગારવાને બદલે કુદરતી સૌંદર્યમાં વધારે મોહક દેખાય છે.

પણ આથી તું એમ ન ધારતી કે આપણી—સ્ત્રીઓની—સૌંદર્યભુખ ઘટી છે. શું સંસ્કારી કે અસંસ્કારી, શું જગલી કે સુધરેલી, સર્વ સ્ત્રી જાતિમાં એ તૃષ્ણા એકજ પ્રકારની છે. દરેકના સૌંદર્યના પ્રકાર ભલે જુદા હોય. ચીનીઓ ચપટાં નાક અને નાના પગ રાખવા ગમે તેટલું દુઃખ સહન કરશે, જાપાનીસ સ્ત્રીઓ વાળના ફીલ્લા સાચવવા લાકડાના ઉસીકા પર પાસુ ફેરવ્યા વિના એકજ સ્થિતિમાં કલાકોની કલાકો સુઇ જશે. મડમો યુવાન દેખાવા વીજળીની સોયો આંખને પલકાવ્યા વિના મોઢા પર ભરાવશે અને આપણી આર્ય સ્ત્રીઓ છુંદણાં છુંદાવતાં 'અરે' કે 'ઓ' નહીં કરે. બીજી કોઇ સ્થિતિમાં આમાંની ચોથા ભાગની વેદના સ્ત્રીઓની આંખમાંથી આંસુ પડાવે પણ સૌંદર્યને ખાતર તો સ્ત્રીઓ શું શું ન કરે ?

આ તો આપણી સુધરેલી દુનીઆની વાત થઇ. બાકી ઇસ્ટ અને વેસ્ટ ઇન્ડીઝ અને આફ્રીકાના લોકોની વાત તો આથીએ વધારે હેરત પમાડનારી છે. આપણા ને તેમનામાં ભેદ માત્ર એટલોજ કે જે તેમને મન સુંદર તે આપણે મન વિરુપ અને આપણી સુંદરતાની ભાવના પણ તેમને મન તેવીજ.

પણ માલિની ! તને એમ નથી લાગતું કે આપણી સૌંદર્યની ભાવના એકતરફી છે ? આપણા શાસ્ત્રોમાં સ્ત્રીઓના સૌંદર્યનાં લક્ષણ વર્ણવ્યાં છે, તેમના વિભાગોએ પાડ્યા છે પણ પુરુષોના સૌંદર્ય પર ખાસ ભાર કયાંએ મુકયો લાગતો નથી. પુરુષના સૌંદર્યની ઉપમાઓ કે વર્ણનો આપણા જુના સાહિત્યમાંથી બહુ નહીં જેવાંજ મળશે. પુરુષોએ સ્ત્રીઓને ભોગ્ય માની તેથી સુંદર થઇ આકર્ષવાની ફરજ એકલી સ્ત્રીની અને પુરુષ તો પ્રભુ માટે તેને તો એવી ખાસ કશી જરુરજ નહીં:એમ ? કોઇ કોઇ ઠેકાણે અજાનબાહુ અને સિંહકટી ને એવા એવા

વિશેષણો તેમને માટે વપરાય છે તે ઘણું ખરું તો એમનું ભાગ્યશાળીપણું સુચવવા ને નહીં કે સ્ત્રીઓની સૌંદર્ય દષ્ટિને સંતોષવા. જે દેશમાં ગમે તેવા બુખડી બારસ, કદરુપા, નમાલા, બુદ્ધિવિનાના માણસ ને માટે એક કહેતા એકવીસ કન્યાઓ હાજર થાય ત્યાં એને સાંદર્યની કે આકર્ષણની કેં જરુર ખરી?

પૂર્વમા ને પશ્ચિમમાં જો કંઈ ફેર હોય તો તે આટલોજ છે. ત્યાં સ્ત્રી અને પુરષ બંનેએ એક બીજાને જીતવાનાં ને અહીં આં એકલા પુરુષનેજ રાજી રાખવાનો ને તેથી ન પુરુષને સુંદર થવાનું મન થાય તો સાહસ કરવાનું તો ક્યાંથીજ થાય! ને તેથીજ આ દેશમાં નથી કંઈ શોધો થતી કે નથી કંઈ પરાક્રમ થતાં. સ્ત્રીને જીતવાની હોય, તેના આદર્શથી મપાવાનું હોય ત્યારે પુરષ ગગન વિહારનાં સ્વપ્નો રચેને?



લગભગ દરેક અવયવને માટે કમળની સાથે સરખામણી કરતી કેને કે ઉપમા તો હય છેજ

ગાડા ને ઘેલા, વ્યસની ને દુરાચારી સૌએ જ્યાં સુધી પ્રભુની પદવીએ હોય ત્યા સુધી એ કેમ થાય?

જવા દે, વળી તું કહેશે કે આતો મેં પુરુષ પુરાણ માડ્યુ. ને એનો કંઈ પાર આવે એમ છે? પુરુષો ભલે કદરુપા રહ્યા. આપણે આપણીજ વાત આગળ ચલાવીએ.

માલિની! તને ખબર તો હશે કે અંગ્રેજીમાં સાધારણ રીતે સ્ત્રીઓને બે વિભાગમાં વહેંચે અને તે વિભાગો તે Blonde અને Brunette. આપણે ત્યાં એનો અર્થ ગૌરી અને શ્યામા એવો કેટલેક અંશે થાય. અંગ્રેજોને હીસાબે તો Brunetteથી આગળ વધે એવી ને કોઇ ગોરી આપણે ત્યાં થતીજ નથી. અને આપણી શ્યામાની તો સે આવે એવી કોઇ Brunette એમને ત્યા જન્મતી નથી અને એ શ્યામા અને ગૌરીની વચ્ચેએ વર્ણભેદના એટલા સોપાન છે કે બહુ

થોડાંનેજ સંપૂર્ણ રીતે એ બંને વર્ગમાં મુકી શકાય. માત્ર શરીરના રંગભેદ ઉપરાંત અંગ્રેજો-માં તો વાળ, આંખ વગેરેના ભેદ પણ એમાં સમાઇ જાય છે; આપણે ત્યાં તો દરેક રંગની સાથે કાળી કીકી ને કાળા વાળ સીવાય બીજા રંગની છાયાઓ વાળા કેશ ને કીકીમાં સુંદરતા ગણીજ નથી. ને તેથી આપણે ત્યાં પ્રાચીન આદર્શો પ્રમાણેની શુદ્ધ સુંદરતા બહુ થોડી જોવામાં આવે છે.

અને આપણે ત્યાં સૌથી સરસ ઉપમા કમળની ગણાય છે. લગભગ દરેક અવયવને માટે કમળની સાથે સરખામણી કરતી કોને કે ઉપમા તો હોય છેજ. રકતકમલ જેવી હથેલીઓ, નીલ કમળ જેવી આંખો, નલિનીદલ જેવા પાદપદ્મ, કમળપત્ર જેવું પેટ, કમળનાળ જેવા હાથ, જેના પરથી ચક્ષુ રૂપી મધુમક્ષિકા ખસે નહીં એવું મુખારવિંદ, કમળ પુષ્પ જેવો સુગંધી શ્વાસ વગેરે વગેરે ઉપમા-ઓ ઉપર આપણે હમેશ મુગ્ધ થઇએ છીએ. મેં જ્યારે પહેલ વહેલી આ ઉપમાઓ વાચી ત્યારે હું એટલી ખુશ થઇ ગએલી કે હું જ્યા કેં જાઉં ત્યાં ફકત કમળ, અને નીલકમળ અને રાત્રિ વિકાસી કમળ વગેરે વગેરે કમળોની શોધ કર્યાંજ કરતી. પણ એ બધી શોધ છતાં મને તો હજુ બેજ પ્રકારના કમળનાં દર્શન થયાં છે. એક તો માહીમ ને માટુંગા ને વાંદરા વગેરે સ્થળોમાં ટ્રેનમાંથી જતા પેલા પાણી ભરેલા ખાડાઓમાં દેખાય છે તેવાં શ્વેત કમલ અને બીજાં અમદાવાદમા ચડોળાના તળાવમાં ગુલાબી અને સફેદ પડતાં થાય છે અને લોકો જેને 'કમળ' એવા સાદા ઉપમા વિનાના સાધારણ નામથીજ બોલાવે છે તે કમળ. શતદલ અને સહસ્રદલ અને વખને લક્ષદલ કમળના તો કયાં તો સંસ્કૃત કવિઓને સ્વપ્નાં આવ્યાં હશે કે આપણને અરસિક થતા જતા જોઇને એ દૈવી પુષ્પો માનવની દૃષ્ટિથી દૂર કોઇ અગોચર ધામમાં જઇ વસ્યા હશે. જે હો તે હો, પણ માલિની! એટલું તો ખરું હોં, કે મને કમળની ઉપમા વાંચવી અને વાપરવી બંને બહુ ગમે છે.

આપણી બીજી માનીતી ઉપમા ચંદ્રની છે પણ તે આકારને માટે થોડી અને ગુણને માટે વધારે વપરાય છે. અષ્ટમીના ચંદ્ર જેવું લલાટ, આકાશ જેવા ભાલમાં ચંદ્ર જેવો ચાંદલો, ચંદ્ર મુખ વગેરે ઉપમાઓ આકારની અને ચાંદની શી ધોળી, જ્યોત્સ્ના સમી શીતળ, ચંદ્ર જેવી આલ્હાદક, સુધાનાથ સમી આમભરી, ચંદ્રિકા સમી અજવાળતી અને ચાંદની શાં સ્મિત વેરતી પ્રિયા અહા! કોને નહીં કલ્પી હશે! આવી પ્રિયાના પ્રિયતમનો હું આંખો મીંચી વિચાર કરું છું ત્યારે તો મને પણ જીંદગીમાં એકવાર પુરુષ થઇ જવાનું મન થાય છે. અસલ વાર્તાઓમાં ઘણી સ્ત્રીઓ પુરુષ વેષ પહેરી પરદેશ જતી અને આવી અપૂર્વ સ્ત્રીઓને પરણી લાવતી. ને પોતાનો સ્ત્રી તરીકેનો ઘડો ફુટવાનો થાય ત્યારે આવી રીતે પરણેલી સર્વ સ્ત્રીઓને તે પોતાના પતિને અર્પણ કરી પોતાનો અને પોતાની પત્નીઓનો બચાવ કરતી; અને આવી રૂપસુંદરીઓ આપવા-થી પતિની પ્રીતિ સંપાદન થતી તે વધારામાં. ધાર કે હું પણ આવાં કેંક પરાક્રમો કરું અને મારા સ્વામીનાથને માટે આવી ચંદ્રલોકમાંથી સીધી ઉતરી આવેલી બે ચાર હુરીઓ લઇ આવું તો? ઇન્શાનલ્લા! કેવી મજાહ! પણ વખતે... ...વખતે એમને પસંદ ન પડે અને ચંદ્રલોકમાંથી ઉતરી આવેલી એ બધી પરીઓની શીતળતામાં એમને ઠરી જવા જેવું લાગે તો મારા શા હાલ થાય? ના બા, આ તો બહુ વિચાર કરવા જેવી બાબત છે. નહીં તો અમારી સેનાથી ગભરાઇ એ કયાંએ અલોપજ થઇ જાય, અને મારે આખો અવતાર એમને શોધ્યાંજ કરવું પડે.

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૩૬૩]

પમની સ્વ. પતિશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત દાહ્યાભાઇ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.



આષાઢ-શ્રાવણ ૧૯૮૩ : લીલી ચિત્રકળા]



ગોવર્ધનધારણ.

[રા. એન. સી. મહેતાના સૌજન્યથી.

# : : હીંદી ચિત્રકલા* : :

લેખક :
રા. જ્યોતીંદ્ર હ. દવે,
સભ્ય, સાહિત્ય સંસદ.

ચિત્રો :
રા. એન. સી. મહેતાના બંધુકૃત્યથી

હીંદમાં ચિત્રકલાની શરુઆત શિલ્પથી થઇ હશે એમ લાગે છે. શ્રીગિરિની ગુફાઓનાં ચિત્રો કરતાં વધારે પ્રાચીન ચિત્રો જડતાં નથી. મહાભારત અને રામાયણના પ્રસંગો પરથી અસલ ભીતીચિત્રો પણ રાજાઓ તથા શ્રીમાનોના મહેલોમા દોરવામાં આવતાં.

ગ્રંથો લખવાનો રીવાજ દાખલ થતાં કપડાં અને કાગળ પર ચિત્રો દોરાવાં લાગ્યાં. આવા સચિત્ર હસ્તલિખિત ગ્રંથો હજી પણ જૈન ભંડારોમાં ઘણા પડ્યા છે.

આશરે દશમી અગીઆરમી સદીમાં કૃષ્ણભક્તિનો ઉદય થયો. અને એની અસર ચિત્રકલા તેમજ સાહિત્ય પર ઘણાં લાંબા કાળ સુધી અને પ્રધાન પણે વ્યાપી રહી. આશરે ૧૧૭૦ માં લખાએલા, કૃષ્ણભક્તિના ઉત્કૃષ્ટ ગાન સમા ગીતગોવિંદે ઘણા ચિત્રકારોને પ્રસંગ ને વિષયો આપ્યા છે. પંદરમી તથા સોળમી સદીમાં વૈષ્ણવ ધર્મનું પ્રચંડ મોજું હીંદ પર ફરી વળ્યું



શણગાર સજતી મુગલ રમણી.

અને તેણે જનતાના જીવનનું પરિવર્તન કરી નાખ્યું. સોળમી સદીનો આરંભકાળ એ હીંદની પ્રજાનો જાગ્રતિકાળ–ધાર્મિક, સાંસારિક ને સાહિત્ય વિષયની જાગ્રતિનો કાળ છે. ચૈતન્ય, વલ્લભ, તુકારામ અને નાનક વગેરે આજ અરસામાં થયા. વ્રજની ગોપાંગનાઓ સાથે રાસ રમતા કૃષ્ણની કલ્પના કદાચ પંદરમી સદીમાંજ ઉઠી હશે. આ સર્વેએ ચિત્રકારોને અનેક વિષયો આપ્યા. કૃષ્ણ અને રાધા, કૃષ્ણની બાળક્રીડા, રાસ, ગોવર્ધનધારણ ઇત્યાદિ અનેક પ્રસંગો ચિત્રકારો પોતાની પીંછીથી સજીવન કરવા મથ્યા.

મુસલમાનો હીંદમાં આવ્યા તે પહેલાં હીંદની ચિત્રકલા આમ ધાર્મિક, પૌરાણિક ને

* રા. એન. સી મહેતાકૃત Studies in Indian Paintings ને આધારે.

આધ્યાત્મિક વિષયોનો આધાર લઈ ઘણો વિકાસ પામી ચુકી હતી

મોગલોના સામ્રાજ્યનો સમય હીંદુસ્થાનની પ્રજા સંસ્કૃતિના ઇતિહાસમાં અતિ મહત્વનો છે. શિલ્પકલા, ચિત્રકલા તેમજ ઇતર વિષયોમાં એ કાળ દરમીઆન થએલી પ્રગતિ આશ્ચર્યકારક છે.



મોગલ જનાનામાં

અકબર ચિત્રકલાનો ઘણો શોખીન હતો એણે પોતાના દરબારમાં હીંદુ તથા મુસલમાન ચિત્રકારોને શિક્ષણ આપવાને, પોતાના ચિત્રકલાના ગુરુ ખ્વાજા અબદુલ સમદ તથા મહમદ નાદીરને રોકીને હીંદમાં ઇરાનની ચિત્રશૈલીનો પ્રવેશ કરાવ્યો ખ્વાજાના શિષ્યોમાં દશવન્ત અને બસાવન નામના ચિત્રકારોએ પોતાના ગુરુ કરતાંએ અધિક કુશળતા દર્શાવી દશવન્ત પાલખી ઉંચકનારનો છોકરો હતો એણે ચિત્રકલા પાછળ પોતાનું આખું જીવન સમર્પણ કર્યું હતું ભીંતો પર પણ એ ચિત્રો દોરતો અને ખ્વાજાના હાથ હેઠળ શિક્ષણ પામી એ એટલો તો કુશળ કલાકાર થઇ ગયો કે સારા ભારતવર્ષમાં એનો જોટો મળવો મુશ્કેલ થઇ પડયો પરંતુ દુર્ભાગ્યે એ ગાંડો થઇ ગયો અને ઇ સ ૧૫૮૪ માં આપઘાત કરીને મૃત્યુ પામ્યો અકબરના દરબારના ચિત્રકારો મોટે ભાગે હીંદુઓજ હતા. આમ હીંદી ચિત્રકલા ને ઇરાની ચિત્રકલાનો સંયોગ થયો પરંતુ અકબરના સમય દરમીઆન તો હીંદી ચિત્રકળા મોટે ભાગે ઇરાનની ચિત્રકલાના અનુકરણરૂપજ હતી



રાગિણી ગાંધારી.

પરંતુ મુગલ ચિત્રકલાનો સંપૂર્ણ પરિપાક તો જહાંગીરના સમયમાંજ થયો. અકબર કરતા જહાંગીરને ચિત્રકલાનો શોખ વિશેષ હતો તેમ એનામા રસજ્ઞતા પણ વધારે હતી. ચિત્રકારોને એ હમેશ માન આપતો, બીજા પાસે અપાવતો; અને જ્યાં જ્યાં પોતે જતો ત્યાં એક બે ચિત્રકારોને પણ સાથે લઇ જતો. એના અમલ દરમીઆન ચિત્રકલાની કીંમત અને કીર્તિ વધ્યાં. ઇરાનની ચિત્રકલા માત્રનાં અનુકરણ ન કરતાં હીંદી ચિત્રકારોએ નવા નવા પ્રદેશો ને વિષયો પસંદ કરવા માંડ્યા તેમને પોતાની શક્તિનું ભાન થયું અને પોતાના પ્રાચીન સંપ્રદાયને અનુકુલ થઇ પડે એવા પરાયા તત્વનો સ્વીકાર કર્યા છતાં પણ તેઓ સ્વત્વ જાળવી શકયા. જહાંગીરના દરબારના ચિત્રકારો પર યુરપ તથા ઇરાનના ચિત્રકારોની અસર જોવામાં આવે છે; પરંતુ તેઓ પોતાનું વ્યક્તિત્વ જાળવી શકયા છે એમ પણ લાગે છે. અબુલહસન, નાદીર ઉદ્દઝમાન, ફ્રુખબેગ, મનસુર નાદીર-ઉલ-અસ, બીરુનદાસ, મનોહર, ગોવર્ધન, દોલત, મહંમદ નાદીર, ઉસ્તાદ મુરાદ વગેરે અનેક ચિત્રકારો જહાંગીરના દરબારને શોભાવતા હતા.

આ સર્વેમાં અબુલ હસનનું સ્થાન પ્રથમ હતુ. એને નાદીર ઉસ-ઝમાનના ખીતાબ આપવામાં આવ્યો હતો. રેખાની કોમળતા અને ઝીણવટમા એ અપ્રતિમ હતો. હીંદ, ઇરાન ને ચીનની ચિત્રકલાના સંસ્કારોનુ એનામાં વિસ્મયકારક મિશ્રણ થયું હતુ. પરંતુ સામાન્ય હીંદુ ચિત્રકારના ચિત્રમાં પણ જે પ્રાણી પ્રત્યેની અનુકંપા અને ભૂતદયાના અંશ જોવામા આવે છે તે એનાં ચિત્રોમાં દેખાતાં નથી.

મુગલ શૈલીના ચિત્રકારોનાં અબુલ હસન, મનસુર નાદીર તથા બીરુનદાસના નામો સર્વથી વધારે જાણીતાં છે.

જહાંગીરનાં મૃત્યુ પછી મુગલ શૈલીનો હ્રાસ થવા માંડ્યો જેમ થોડાજ વખતમાં એ શૈલી સંપૂર્ણતાએ પહોંચી હતી તેમ માત્ર

સો વર્ષમાં એ છેક નિર્જીવ બની ગઇ.

રજપુત શૈલીનો વિકાસ ૧૮ મી સદીની મધ્યમાં, કાશ્મીર, હિમાલયની ખીણમાંના પ્રદેશો, રજપુતાના, બુંદેલખંડ ઇત્યાદિના દરબારમાં થયો. મુગલ શૈલી કરતાં જુદાજ ઉદ્દેશ અને ભાવનાથી તથા પ્રાચીન પ્રણાલિકાથી રજપુત શૈલી પ્રેરાએલી હોય એમ લાગે છે. પરંતુ નિયમો, લક્ષણ અને કેટલેક અંશે વિષયમાં પણ મુગલ શૈલીની અસર રજપુત શૈલી પર ઘણી થએલી છે. બંને એકજ મૂળ જુદી જાતના ભિન્ન ભિન્ન ભાવના, આદર્શો અને ઉદ્દેશો રજુ કરતી બે શાખાઓ છે.

રજપુત શૈલીની બે શાખાઓ ઘણી જાણીતી છે: જયપુરની અને પહાડી ચિત્ર શૈલી.




સવાઇ જયસિંહ.

કલાના દૃષ્ટિબિંદુથી જોતાં જયપુરની ચિત્ર શૈલીને શ્રેષ્ઠ પદ આપવું જોઇએ. ભાવનાની ઉદાત્તતામાં, કલ્પનાની ગહનતામાં એ હર્ષવર્ધન તથા મહેન્દ્રવર્મા-ના કલાયુગનાં સ્મરણ કરાવે છે. સવાઇ જયસિંહ બીજાના વખતમાં એ શૈલી પરિસીમાએ પહોંચી. એના વખતમાંજ રાસમંડળ, ગોવર્ધનધારણ જેવાં ઉત્કૃષ્ટ ચિત્રો તથા જયપુરના મહારાજાઓની તસ્વીરો ચીતરાયાં છે.

આરંગઝેબના મૃત્યુ પછી મુગલ શૈલી છેક પડી ભાંગી અને તે સમય-થી ૧૮૫૭ સુધીના ગાળા-માં રજપુત શૈલીનો ઘણો વિકાસ થયો. કાશ્મીર પતીયાલા, જયપુર, ઉદે-પુર, બીકાનેર જેવાં મોટાં રાજ્યો સીવાય કાંગરા, નુરપુર, પંચ, મંડી, દતી-આ, ઓર્છા, અલવર,

ભરતપુર તથા કીશનગઢ જેવાં નાના રાજ્યો તરફથી પણ રજપુત ચિત્રકલાને ઘણો આશ્રય મળ્યો.

હિમાલયની દુર્ગમ્ય ખીણમાં આવેલા તહેરી ઘરવાલ નામના નાના રાજ્યે હીંદી ચિત્રકલામાં પોતાની પહાડી શૈલી દ્વારા આપેલો ફાળો અમૂલ્ય છે. ઇ. સ ૧૮૦૪ સુધી ત્યાં હીંદુ રાજ્ય હતુ. ઇ. સ. ૧૮૦૪ મા નેપોળીઓએ એ પ્રદેશ જીતી લીધો અને ૧૧ વર્ષ સુધી ત્યાં સ્વચ્છંદ અને સખતાઇથી રાજ્ય કર્યું. ઇ. સ ૧૮૧૫ મા અગ્રેજોએ એ પ્રદેશમાંથી નેપોળીઓને હાંકી કાઢ્યા ને ત્યાંની ગાદીએ રાજા સુદર્શન શાહને બેસાડયો. એના દરબારમાં મોલારામ, માણકુ તથા ચૈતુ નામના ચિત્રકારોને રામાયણ, મહાભારત તથા પુરાણ અને પ્રાચીન ગ્રથોના ચિત્રો કરવા રોકયા હતા.

ચૈતુએ રંગ કરતાં રેખા પર વિશેષ ધ્યાન આપ્યુ છે. માણકુની પેઠે એણે ભભકભર્યા રંગો પસંદ કર્યા નથી. ચિત્રની ભૂમિકા પર એણે ઘણું ધ્યાન આપ્યું નથી, પરંતુ જે દૃશ્ય એણે ચિતર્યું હોય છે તેના વાતાવરણની માત્ર વ્યંજના કરીનેજ એણે સંતોષ માન્યો છે માનવ આકૃતિઓ બહુ સહેલાઇથી અને ઘણી સફળતા પૂર્વક એણે દોરી છે. માણકુની પેઠે પહાડી હોવા છતાં પણ, હિમાલયનાં ભવ્ય દૃશ્યો કે યમુના ને ગંગાના ધીર ગંભીર પ્રવાહની એના પર ભાગ્યેજ અમર થઇ હોય એમ લાગે છે. એણે મહાભારત તથા રામાયણના ઘણાં દૃશ્યો ચીતર્યાં છે. એણે દોરેલા ચિત્રોની સંખ્યા ઘણી મોટી છે.

માણકુએ પ્રકૃત દૃશ્યો ( landscape ) પર ખાસ ધ્યાન આપ્યું છે. રંગોની ભભક



કલાપોષક હીંદુ રાજા.



શેખ ફુલ

 [રા. એન સી મહેતાના સૌજન્યથી



# માજમ રાત

લેખક :

રા. છેલશંકર દ. વ્યાસ

ચિત્રકાર :

રા. ગોરધનભાઈ ઉ. પટેલ

સભ્ય સાહિત્ય સંસદ,

સંધ્યાના મધુર રંગો વિલીન થયા પછી નિશાનો અંધકાર ધરતી પર પથરાય છે, ત્યારે નિખિલ વાતાવરણ ગમગીન બની રહે છે નિશામુખની પ્રથમ ક્ષણો સમગ્ર કુદરતને જાણે કે દીલગીરીના ભાવો અર્પે છે। એવી પળો આગગીને વેઢે ગણાય તેટલીજ હોય છે અગમ્ય રીતે તેનો અનુભવ સૌને સાપડે છે, છતા ઘણાને તો તે અગમ્યજ રહે છે.

અશ્વિન માસના કૃષ્ણ પક્ષની આવી એક રાત પીપળી ગામ ઉપર પોતાનો અંધારપછેડો પાથરતી હતી, ત્યારે અરજણ પટેલના આંગણામાં કુદરતની ગમગીનીને વણસાડનારો ઉત્સાહ પ્રસરી રહ્યો હતો. અરજણ પટેલ એટલે ગામનાપૂજનીય મુરબ્બી. રંક ખેડુતોને માટે તે બીડ પડે વીમાસો હતા જીવનભર પ્રામાણિક મહેનત કરીને તેણે સારી એવી પુંજી એકઠી કરી હતી; અને એ પુંજીનો સદુપયોગ તે કરી જાણતા હતા. તેનું જીવન સાદું સાધુતાવાળું અને પરોપકાર પરાયણ હતું. એટલેજ આખું પીપળ તેને ગામના શણગારરૂપ માનતું. દુષ્કાળની વિષમ વેળાએ અરજણ પટેલ આ ગામના દાનેશ્વરી તારણહાર લેખાતા, સારી વર્ષાને ટાંકણે તે ખેડુત જનતાના સાચા સલાહકાર બનતા અને સર્વ કાળે તે રૈયત સમસ્તના ને દરબારના હિતચિંતક રહેતા. સચ્ચાઇ અને પ્રમાણિકતાનો બદલો કીરતારે તેને આ ભવમાંજ આપ્યો હતો–પટેલને બે મહેનતુ ખડતલ દીકરા હતા અને તેમની ખેતી ધમધોકાર ચાલતી હતી. ગામ લોકો કહેતા કે અરજણ પટેલને તો જમીનમાથી સોનાના લાટા મળે છે. અને સમૃદ્ધ ખેતી એ સોનુંજ છે, એવી કહેવત ઉઘગી અરજણ પટેલને માટે તો અક્ષરશઃ સાચીજ ઠરી હતી.

અરજણ પટેલ અને તેના બન્ને દીકરા વાંળુ ઉપર બેઠા હતા. હાથ એકનો ઘુંમટો તાણીને મોટા દીકરાની વહુ ઘીંગા રોટલા અને પીળી ધરમક જેવી કઢી પીરસતી હતી. એ ગામડી ખાણાની મીઠી સુગધમાંથી પણ તંદુરસ્તી રેલાતી હતી. આગતરની લાણીનાં ભવ્ય સ્વપ્નો રચતા બાપદીકરા રોટલા કઢી ઉપર ત્રાપડ દેતા હતા. તેમના ચહેરા ઉપરજ આશા, ઉત્સાહ અને

આરોગ્ય ઝળકતા હતા ઇશ્વરની મહેરથી મોલમા થોડા ઉપગ્વટ ગયા હતા અને તે પરના લોથા જ બરા જબરા દાણાથી ભરચક હતા કાળી નાગણ-ની જેમ શીકોટા દેતી, ધુઘવતી, વાકી ચુકી વહી જતી ઓઝતને સામે કાઠે અરજણ પટેલના ઢળકતા લેલુબ મોલ ઉપર નાખી નજર પહોચતી નહીં અરજણ પટેલના આજના રોટનામા, આવતા પાકની મીઠાશ મહેકતી હતી

“ આતા ! આજ ગ્ખોપે મોટાભાઇ જાશે ને ? ” નાનાભાઇએ કઢીનો સબળકો મારતા મારતા અરજણ પટેલને પુછ્યુ

“ હા, બેગ ! આજ તો મોટાનોજ વારો છે ’ પટેલે જવાબ વાળ્યો

એ ટાણે વહુએ રોટલો પીરસતા પીરસતા પગનો ઠણુકો કર્યો અને કાબીનો રણકાર મોટાના કાનમા અજબ માધુર્ય સમેત ગુંજી રહ્યો.

મોટાની આખો નાના ઉપર ઠરી. એ દ્રષ્ટિમા કૈંક વિહ્વલતા હતી, આજીજી હતી મોટા દીકરા-ના હોઠ જરાક ફરકયા—ન ફરકયા, અને તેના હૃદયના ભાવો હૃદયમાજ જકડાઇ ગયા વાણી ઉપર કોઇ અકથ્ય અગમ્ય કારણે બધનો લાગી ગયા

સામાન્ય રીતે, રખોપે કોણે જવુ એ પ્રશ્ન કદિ ઉઠતોજ નહીં. છતા આજે નાનાને આવો સવાલ કેમ સ્ફુર્યો હશે ! આ બાબત અરજણ પટેલને ઘડીભર એક તર્ક થયો અને તુરતજ શમી ગયો

સૌએ હાથ ધોઇ ચળુ કર્યા મોટાના ભાણામા કોઇ દિવસ નહીં ને આજ અર્ધો રોટલો બાકી પડયો રહ્યો. અરજણ પટેલનુ ધ્યાન આ વિલક્ષણ ઘટના ઉપર નહોતુ. તેના આતર્ચક્ષુ સમીપ હીલોળ લેતા મથોડાભર મોલનુ અને જુવાર બાજરાના મોટા મોટા ઢગલાનુ રમણીય દૃષ્ય તરવરતુ હતુ

જમી કારવીને નાનો ગામને ચોરે જરા ટહેલ મારવા ગયો સેવાપરાયણ વહુએ વૃદ્ધ સસરાને ઓસરીને એક છેડે ઢોલીઓ ઢાળી આપ્યો અને મોટાએ રખોપે જવા સારુ ઘરમા જઇ ખભે ડાગ નાખી તેની કાયામા શિથિલતા ભરી હતી ડાગ લઇને, બે પગ પહોળા કરી તે ઘડી ભર રુસ્ટાટરના રોડઝની જેમ ખડો રહ્યો એજ પળે તેની ધણીઆણી બીજા ઓરડામાથી તેની પાસે આવી મોટો તેની સામે તાકી રહ્યો બન્ને નજરો મળી પટલાણીની દૃષ્ટિમા યૌવનની અજબ મસ્તી હતી મોટાના ચિત્તમા અપાર વિહ્વલતા ભરી હતી

“ કેમ ! આજના દિ' મારૈએ આતાને મોઢે ના ન કહી શક્યા ? ” પટલાણીએ મસ્તીમા માથુ ઉછાળીને ધણીને ખભે પ્રેમાળ હાથ મુકતા કહ્યુ.

“ રુપી ! બાપા આગળ શરમ કેમ છંડાય ? અને આજના દિ'મા શુ વશેકરુ છે ? આપણે રોજ ને રોજ પરણ્યા જેવીજ લહેર માણીએ છ ને ? ” મોટાના અવાજમા આજીજી સાથે કપ હતો.

પણ મસ્તીખોર રુપી એમ સહેલાઇથી સમજે તેવી નહોતી. તેને પરણ્યે બેજ વર્ષ વીત્યા હતા અને ત્રણ ચાર મહીનાથીજ તે આણું વળીને પોતાના પરણેતર પાસે આવી હતી. આજે તેનો પરણ્યાનો દિવસ હતો તેની મદમાતી કાયામા અફાટ યૌવનની ભરતી ચડી હતી એ જોબનના બળ વડે તો તેના પગ નીચે ધરતી ધ્રુજતી હતી આજની રાત તેને લગ્નની પહેલી સોહાગી રાતની જેમજ ઉજવવી હતી એટલે તેણે ધણીને સવારથીજ આગ્રહ કરવા માડયો હતો.

ઘણી વાર રમતીઆળ ને મસ્તીખોર બનવા માજ સાચુ જીવન હોય છે એકનુ ગભીર જીદગીને નીરસ શુષ્ક બનાવી મુકે છે યૌવનમા

જીવનના વસન્તકાળે એક રોજની ઘરેડમાંથી નીકળી જઇ કદિ કદિ રમત ખેલતી એ નવદંપતી-ની કેલી અને મસ્તી છતાં શુદ્ધ પવિત્ર ભાવના છે. રુપીને અને મોટાને આજે એવી રઢ લાગી હતી. આજની રાત બન્નેને સોહામણી ને રઢી-આળી બનાવવી હતી. તેમના હૃદયમાંથી અરસ્પરસ અલૌકિક સ્નેહના ફુવારા ફોરતા હતા. અને મોટાએ લગભગ દિવસ આથમવા ટાણે નાનાભાઇને આજનું રખોપું સંભાળવા ટકોર પણ કરી જોઇ હતી; પણ નાનો કંઇક અણુસમજુ અને ઉદ્ધત હતો. બન્ને ભાઇઓ રખોપે જવાના વારા રાખતા. આગલાજ દિવસે નાનાએ ખેતરની મઢીમાં મિત્રોની સંગાથે ચોપાટ ખેલીને સારી રાતનો ઉજાગરો સેવ્યો હતો. એટલે તેણે મોટા ભાઇને સાફ સંભળાવી દીધું હતું કે હું તો આજ ઘેરજ સુઇ રહેવાનો છું. અને આ વાત પર મહોર મારવા તેણે વાળુ ટાણે પિતા આગળ રખોપાની વાત કાઢી મોટાભાઇને માટે ખેતરે જવાનું ચોક્કસ કરી લીધું.

'મોટાએ રુપીને સમજાવી, પણ રુપીએ જરાએ નમતું ન આપ્યું. તેણે તો નાનકડી જકકી છોકરીની મીસાલે હઠ પકડી અને ધણીનો છેડો સાહી કહ્યું : "આજની રાત તો તમને નહીંજ જવા દઉં."

"રુપી ! ગાંડી, આતાની શરમ ન મુકાય. તું મને છોડી દે. આપણે હજાર હાથ વાળાની મહેરથી જીવતાં છીએ તો રોજ રોજ પરણ્યા જેવુંજ છેની ?"

"ના ! આજ એ નથી બનવાનું. જવું હોય તો મને મારીને જાવ. કાં નાનભાઇને બોલાવીને મોકલો ને કાં તો રખોપું આજ બંધ રાખો.



પટલાણીની દ્રષ્ટિમાં યૌવનની અજબ મસ્તી હતી.

ખાણી, મારા કોડ તો પુરાજ કરો. આવતી કાલની કોને ખબર છે ? મને આજ હુંસ આવી છે તો તમેજ આમ તરછોડશો !"

મોટાની વિહ્વલતા વધતી હતી. પણ લજ્જાનો વજ્રપાશ તેના હૃદય ઉપરથી ભરડો છોડતો નહોતો. હૃદય તેને રુપી ભણી ખેંચતુ હતું. બુદ્ધિ તેને ખેતર ઉપર મીટ મંડાવતી હતી. શું કરવું ? નવ દાંપત્યની મસ્તી અને શરમ વચ્ચે તે ડોલાયમાન થવા લાગ્યો. કેટલીક વાર સુધી પતિપત્નીની સમાધિ જામી રહી. રખોપે જવાનુંજ વીસરાઇ ગયું.

"મોટા ! કેમ ઢીલ છે ?" અરજણ પટેલે સાદ દીધો; અને સાથે સાથે રુપી અને મોટાની રસસમાધિનો લોપ થયો, મારો ઢાંગ સમારી, ઠીક ઠાક થઇને ઉભો અને સત્વર જવાબ દીધોઃ "બાપા ! આ ચાલ્યો."

કુરંગથી વીછોડાયલી હરિણીની જેમ રુપી ધણી સામે ટગર ટગર જોઇ રહી. તેની આંખમાં આંસુની ભરતી હતી.

"રુપી ! હું આવું છું" પતિએ આશ્વાસન દીધું. ઘડીભર રુપી થંભી ગઇ; "શું આવો છો ? કયાં આવો છો ?"

મોટાએ અવાજ નરમ કરી, રુપીના કાનમાં કહ્યું: "મધરાત પછી પાછો, સમજી ! શણગાર સજી રાખજે. જોજે હોં ! માઝમ રાત છે. અને રીસામણાં થોડા કરજે."

અને જવાબની રાહ જોયા વિના રુપીનો હૃદયનાથ મોહક હાસ્ય કરતો બહાર ચાલ્યો ગયો.

શકંરનું મંદિર વટાવીને તે ચોરા પાસેથી પસાર થયો. તેના પગમાં અજબ વેગ હતો. ચોરા પરથી નાનાભાઇએ તેને પડકાર્યો: 'ભાઇ ? હમણા હમણાં બીકાળું છે. અને ઢુંડા ખુબ ચોરાય છે. રખોપે બરાબર ધ્યાન રાખજો. ભલે ઉજાગરો થાય."

આશા અને ઉત્સાહનું હાસ્ય કરતો કરતો મોટાભાઇ ત્યાંથી પણ વીજળીને વેગે ચાલ્યો ગયો. જતાં જતાં તેણે નાનાને ચોપાટ પર પચીસનો સફળ દાવ ફેંકતો જોઇ લીધો.

ગામને પાદર ખોયાણ ભેખડાવાળી નદી ઉતરીને તે દૂર દૂર કાંઠા ઉપર ખેતરે પહોંચ્યો. બત્તા સળગાવી, હાથમાં લીધી અને મોલ વચ્ચે પડયો. થોડી મગની સીંગો, અને ચોળાની સીંગો અને બે પાંચ રાજગરાં ગીમડાં લઇ તે મઢીમાં પાછો આવ્યો, અને બત્તી ઠારી, બન્ને સીગ-ચીભડાની પોટકી લગાવી ગામ ભણી ચાલતો થયો.

શહેરોની બદબો મારતી હવામાં, ગલીચ કોટડીઓમાં વસતા નિર્વીર્ય અનારોગ્ય માય કાંગલાઓને ગામડી વસ્તુઓની પરખ ન હોય ! તેમના પેટમાં સીંગ અને ચીભડાં અપચોજ ઉત્પન્ન કરે. એવી સાત્વિક ચીજોનો ભોકતા અડીખમ ગામડીઓજ હોઇ શકે. અને નિર્મલ તંદુરસ્તીમાં એ વસ્તુઓ અમૃત કરતાંએ વધારે મધુર કેમ ન લાગે ? એવો દુર્લભ ઠુંગો પોટકીમાં ભરી રુપીનો વહાલમ પાછો ઓઝત કીનારે આવી પહોંચ્યો. પાણીમાં પગ મુકતાંજ તેની આડે જળસાપ ઉતર્યો. હોઠ પીસીને તેણે કહ્યું: "અભાગીઆ ! આજની રાતે કયાં અપશુકન કર્યા !"

મેઘરાજની મહેરને લીધે આશ્વિનમાં પણ ઓઝત મદમાતી વહેતી હતી. નવાં પાણીનું જોશ હજુ સાવ શમ્યું નહોતું; અને પીપળી આગળ તો સોરઠની એ ઘેલી સરિતા, ચંડીનું ભયંકર સ્વરૂપ ધરતી હતી. રુદ્રના પતિત ગણો જેવા દેખાતા ઉંચા ઉંચા ભેડા વચ્ચે વધંભર ઉંડાઇમાં સાંકડી બનતી, પછડાતી, ઉછળતી ઓઝત અહીં ચોમાસામાં ઘોડાપુરે દોડી જતી. અને આશ્વિન માસમાં વર્ષાનાં નીર નીતરી ગયા પછી મસ્તાની સરિતા પ્રમદ પ્રૌઢાના સ્વાંગ પહેરતી. કોઇ કોઇ સ્થળે બન્ને બાજુના ભેડાને

છેદી વારિપ્રવાહ જ્યાં પહોળાતો, ત્યાં અતળ ઉંડાઇ સુચવતાં કાળાં ભમ્મર પાણી મગરોના નિવાસથી વિશેષ ભીષણ દેખાતાં. એક વિશાલ ઉંડા પટમાં પંદરેક મગરો રહેતા, તેને લોકો મગરપાટ કહેતા, અને ત્યાંથી દૂર દૂરનાં નાના મોટા ધરાઓમાં છુટા છવાયા મગરો શીકાર કરવા ચાલ્યા આવતા. સાંઝ પડે એકાદ કુતરો, વાછરડા કે પાડરનું મગરના જડબામાં હોમાવું, એ અહીંની સામાન્ય ઘટના હતી. સાંકડા પ્રવાહને થોડે થોડે અંતરે સમથળ વાંસ જાળ પાણીના ધુનઃ ભર્યા રહેતા અને વારંવાર કોઇ જીવનો ભોગ લેતા.

જગસાપને લાકડીને ઠેબે ચઢાવી દૂર ફગાવી મોટો ઘુંટણભર પાણીમાં આગળ ધપ્યો પાણી નીચે લપસણાં છીપરાં હતાં. આસપાસ અરધા માઇલના વીસ્તારમાં માત્ર અહીંજ ઉતરણ શક્ય હતું......પ્રવાહની અધવચ જતાંજ મોટાનો પગ લથડ્યો અને જોતજોતામાં તે કડડભુમ ચાટક્યો. બીજીજ પળે, તે ઉતરાણથી થોડે દૂર હીલોળા મારતા વાંસ જાળ ધરામાં ખેંચાઇ પડ્યો.

આકાશમાંથી નીચે ઉતરતો અગણિત તારાઓનો આછો ઉજાસ, મધ્યરાત્રિના નિબિડ અંધકારને જરાક અજવાળતો હતો. મોટો સારો તરીઓ હતો. હાથમાંથી ડાંગને પાણીમાં વહેતી મુકી, પોટકીને જોરથી પકડી રાખી, તે ઢબઢબતો સામે કાંઠે પહોંચ્યો. કાંઠો જરા દૂર હતો. કેડભર પાણીમાં થાક લેવા તે ઉભો રહ્યો. શ્વાસ બેઠો ન બેઠો એટલી વારમાં તો તેના પગ આગળ પાણીની ખળખળાટી બોલી અને એક વિકરાળ મગરે મોટા ઉપર તેનું પ્રચંડ પુછડું ઝપટ્યું. મોટાના હૃદયમાં ભયંકર ધ્રુજારી આવી ગઇ. તેની આંખે અંધારાં વ્યાપ્યાં. મરણ વહેંતભર છેટું લાગ્યું. જીવ લઇને તે નાઠો. કાંઠો અરધા નાકા જેટલો દૂર હતો. તેની પાછળ સાક્ષાત્ યમદૂત સમો મગર સડસડાટી કરતો ઝપટ કરવા લાગ્યો. બરાબર કાંઠા ઉપર પગ મુકતાંજ, મોટા ઉ.ર મગરનું પુછડું ઝપટાયું. તેણે જીવ બચાવવા એક હનુમાન કુદકો લગાવ્યો; અને જેરેં તે અધર હવામાં ટોળાઇને દશ ફીટ દૂર નીચે જમીન પર પછડાયો તેવુંજ મગરનું પ્રચંડ પુછડું તેના પગની પીંડી પર ભીષણ જોરથી અથડાયું. બીજીજ પળે તે એ પ્રહારના ધક્કાથી દૂર ઉડી પડ્યો, અને મગર સુસવાટા કરતો પાછો પાણીમાં ખાબક્યો. મોટાની પીંડીમાંથી લોહીની નીક ચાલી. હજુ તેનું કાળજું થડકતું હતું. જાન બચાવવા અને સલામતી શોધવા તે જરા આગળ ગયો અને પછી ફેંટો ફાડી પીંડી પર જોરથી ભરડો લીધો. મરણને મહાત કરીને તે રુપીની હુંફાળી ગોદમાં લપાવા ઝપાટાબંધ ચાલી નીકળ્યો.

અરજણ પટેલનું મકાન ગામને છેવાડે હતું. મોટાને અભિસાર કરવો હતો. તેના રસિક હૃદયમાં ગુપ્ત મિલનની ને અજ્ઞાત મોજ માણવાની અભિલાષા ઉછળતી હતી. તેની પીંડીમાંથી માંસનો લોચો બહાર આવ્યો હતો. પાટાના બંધ નીચે તેણે વેદનાને હળવી કરી હતી, અને રુપીના પ્રેમબંધ નીચે ને માજમ રાતના મધુર કલ્પના ચિત્રને તળીએ તેણે મગરના ઘાવની પીડાને સાવ વણસાડી નાખી હતી. ગામને આંટો લઇ તે પોતાના ઘરપછવાડે પહોંચ્યો. ગામ વીંધી પોતાને ડેલે આવે તો અભિસાર છતો થઇ જાય ! ત્યારે અંદર કઇ રીને પેસવું ? આ પ્રશ્નનો નિકાલ તેણે ઘર પછવાડે જઇ વડી કુદવાના વિચારદ્વારા કર્યો. તેની કાયામાં મદનનું જોર તરવરતું હતું. તેને મન આવરણની કશી ગણના નહોતી પાછે

પગલે હટી જઇ દોડ લગાવી તેણે પ્રચંડ કુદકો માર્યો અને નિમિષ માત્રમાં વંડી વટાવી તે ફળીયામાં ખાબક્યો. ધીમે પગલે તે રુપીના ઓરડા ભણી ગયો.

દૂર ઓસરીને છેડે અરજણ પટેલ સુખ-મય નિશ્ચિંત નિદ્રાનો ઘરડકો લેતા હતા. વિશાલ ફળીઆમાં શમશમાકાર શાંતિ પ્રસરી રહી હતી. માત્ર ગમાણમાં બળદો રાડાં કરડતા હતા, તેનો કર્ણકટુ અવાજ શાન્ત રાત્રિમાં ભીષણતા ઉતારતો હતો. મોટો રુપીના ઓરડા લગોલગ પહોંચ્યો. કમાડ પર ટકોરો કર્યો. ઇન્દ્રની અપ્સરા જેવા શણગાર સજીને–લગ્ન દિનનો ઝળકદાર પોષાક પહેરીને-રુપી તેના હૃદયેશ્વરની વાટ જોતી જ બેઠી હતી. ટકોરો સાંભળી વીજળીની પેઠે તે જબાક કરતી ઉભી થઇ ગઇ અને બારણું ખોલ્યું. અંદર દીવો ઝગઝગ બળતો હતો. જાણે કે કોઇ તેને જોઇ જશે એવી મીઠી દહેશતથી મોટો એકદમ અંદર ધસ્યો. તેની પાછળ ઉંચે આકાશમા ટમતા ટમતા તારાઓ માનવ હૃદયની ચંચળતા ઝીલતા હસી રહ્યા.

ઘરમાંનો દીવો પવનના અચાનક સુસવાટથી બુઝાઇ ગયો. છાપરા ઉપર થઇને બે ચીબરીઓ કડવો કર્કશ તીરનીરાટ કરતી પસાર થઇ ગઇ.

પણ આ મસ્ત બેલડીના હૃદયમાં તો આશા, ઉત્સાહ અને અલૌકિક આનંદનો મહેરામણ હીલોળા મારતો હતો.

અરધ ઉઘડેલાં કમાડ આપો આપ ભીડાઇ ગયા, અને રુપી ને તેના મોહનના જીવનનું નિર્દ્વંદ્વ સાર્થ થયું.

મોટાએ ફરી વાર કાંડી પેટાવી, કોડીઆ-માંની વાટ સંકોરી, દીવો પ્રકટાવ્યો; અને રુપીને ચરણે મોંઘા મુલી ભેટ ધરી દીધી. સીંગ અને રાજગરાં ઉપર મીઠી નજર રેલાવતી રુપીએ મધુર હાસ્ય વડે ઓરડો ભરી દીધો.

મંદ સ્વરે પોતાના લગ્નદિનની વાતો કલ્લોલ-વા આ બેલડી ધકડીદાર પથારી ઉપર બેઠી. રુપીએ મોટાની પીંડી પર જબ્બર પાટો જોયો. તેનાં ભીનાં વસ્ત્રો નિહાળ્યાં અને કંઇક મદમાં અને કંઇક શંકાશીલ છટામાં પુછ્યું: “ શું આજ પટેલીઆને કોઇની સોડમાંથી નાસવું પડ્યું ? ”

મોટાના દીલમાં પ્રેમની વસંત ખીલી ઉઠી અને તેણે ઉજ્જ્વલ હસતે વદને જવાબ વાળ્યો: “ હાસ્તો રુપીની સોડ સાધવા ઓઝતના મગર સાથે બે આથડવું પડે અને વંડાઓ પણ ઠેકવી પડે. ”

“ ત્યારે તમારી બહાદુરી તો વર્ણવો. રુપી સારુ તો સિંહ માર્યો લાગે છે ! ”

મોટાનું હૃદય ઊર્મિપ્રવાહે વહેતું હતું. તેણે જળસાપની, મગર સાથે બંથમબાથાંની અને દોટ મુકીને વંડો ઠેકવાની વાતનો તાદૃશ ચીતાર ખડો કરી દીધો. પ્રથમ તો રુપી સ્નિગ્ધ અને મસ્તીખોર ચિત્તે આ વાત સાંભળતી હતી; પણ મગરની ઘટના આવતાં, તેના તોફાની ચહેરા ઉપરથી ભાવોના પલટા પસાર થવા લાગ્યા. તેની તેજસ્વી મુદ્રા ઉપરથી મસ્તીની સુરખી વિલીન થઇને કંઇક ચિંતા અને વિહ્વલતાની રેખા-ઓ ઉપસી આવી. અને જ્યારે વાતને અન્તે તેનો રસરાજ તેને સીંગ ફોલીને સ્નેહાળ હસ્તે આપવા ગયો, ત્યારે કે અજ્ઞાત ભયથી ચોંકી ઉઠી હો તેમ તેમ રુપીએ બેબાકળે અવાજે કહ્યું: “ મોટા મોટા ! અત્યારે પાછા નહીં જવાય અહીંજ સવાર પડી જવા દે. ”

મોટો આ ભાવિપરિવર્તન નિરખી શક્યો. પણ તેના અસાવધ દીલને કશી આશંકા નહોતી. એટલે, તેણે આગ્રહ કર્યો:, “ રુપી ! પાછી હઠ પકડી કે ? આટલાથી તને નીરાંત નથી ? આતાને ખબર પડે કે આખી રાત હું અહીં જ પડી રહ્યો છું તો મારે મરવા જેવું થાય. ”

હાથ ફેરવતાં ફેરવતાં આશ્વાસન આપ્યું.

"મુરખી ! આમ લવારો શું કરછ ? છાપરે તો કૈં નથી...ઠીક લે, હું રોકાઇ જાઉં છું."

"હેં સાચું કહો છો ? મને સુની મુકીને નહીં જાવ ને ?"

"ના, ના. એમ બને ?" મોટાના જવાબમાં અવિશ્વાસ હતો.

"ઠીક, ત્યારે ! લાવો તમારા પગ દાબી દઉં. મારે કાજે બહુ દુઃખી થયા છો હું અભાગણી....."

"રુપી, ચુપ કર. તારા થકી તો હું જીવું છું."

કોડીઆમા રહ્યા સહ્યા તેલથી ઝાંખી વાટ બળતી હતી. દીવાનો પ્રકાશ ઝાંખો-વધારે ઝાંખો મળતો હતો; અને બહાર આકાશમાં ચઢતા પાછલી રાતના ચંદ્રમાનાં કિરણો પાછળની બારીએથી ઘરમાં પ્રવેશતાં હતાં. તે જોઇ જાણે કે ઘરમાંનો દીવો શરમાઇ જઇને પોતાની લીલા સંકેલી લેતો હતો !

રુપીના મસ્તક ઉપર મંદ મંદ હાથ ફેરવતો મોટો ઝીણી આંખે વિચારો ઘેરો પડયો હતો. રુપીની આંખો પર નિદ્રાનું ભારણ લદાતું હતુ.

અરધી કલાક પછી રુપી ઘસઘસાટ ઉંઘતી હતી. રુપી ઉંઘી ગયા પછી, છુપી રીતે પાછા ખેતરે નાસી જવાની તરંગમાળા મીચી આંખે ગોઠવતો મોટો પણ આખરે કુદરતની મીઠી હુંફને વશ થયો. તે પણ રૂપીના ઉંઘી ગયા પછી નિદ્રાને ખોળે લોટી રહ્યો.

* * *

બરાબર અઢી વાગે નાનો ચોપાટ ખેલીને ઘેર આવ્યો. દરવાજાનો આગળીઆરો ઉઘલાવી તે ફળીમાં દાખલ થયો ત્યારે નિશાકર મધ્યાકાશમાંથી નીચે ધરતી ઉપર અવિચલ આશા જેવો મધુર ઉજાસ વેરતો હતો; મૂર્તિમતી નિરાશા જેવા મંકોડાઁ તારાઓ ભગ્નહૃદયના વીખરાએલા ભાવો સમા સંભ્રાન્ત ભાસતા હતા!

ખભા પરની કુહાડી સમારીને નાનો ઓસરી ઉપર ચઢયો. જીવનદીપક બુઝાતી વેળા જેમ માનવ-જીવ ઘડી ઘડી પ્રકાશ અને સંજ્ઞા દર્શાવે, તેમ રુપીના ઓરડામાં દીવાની વાટ ભડકો થઇ થઇને ઝાંખી બનતી હતી.

નાનો, અરજણ પટેલના ખાટલા આગળ ગયો. પણ ત્યાં પોતાની પથારી નહોતી. સમગ્ર ઓસરી ઉપર તેણે એક વ્યાપક નજર નાખી. કયાંએ તેનો ખાટલો પાથરેલો નહોતો. માત્ર ઓસરીને બીજે છેડે ઉભો ગોઠવાએલો ખાટલો તેણે જોયો. તેને રુપી પર કાળ વ્યાપ્યો. દાંત પીસીને તે મનમાંજ બડબડયો. "સાલી ભાભી ! હરામખોર ફાટીને ધુંવાડે ગઇ છે. આજ પથારી કરી નથી. કાલે રોટલો પણ નહી ઘડી દે !"

ભાભીને ત્રાડ નાખીને ઉઠાડવા તે મોટાના ઓરડા તરફ ઉપડયો. જાળીઆ આગળ જઈ ઉભો રહ્યો. છેલ્લા છેલ્લા આછા પ્રકાશમા તેણે રુપીની પથારીમા આદમી દીઠો. તેની આખો ફાટી ગઇ. 'મોટો ભાઇ તો ખેતરે ગયો છે ! પાછો પણ નથી આવ્યો. આવે તો ચોરા આગળ થઇનેજ નીકળે ને ?......રાંડ કોઇને સંઘર્યો છે ! મને ખબર છે. પહેલેથીજ મસ્ત અને ફાટેલી છે–' એવી કૈં કૈં વિચાર પરંપરાઓ તેના મગજમાં સીનેમાની ફીલ્મની પેઠે ઝડપભેર પસાર થવા લાગી

તેણે જોશથી દાત પીસ્યા. જમણા હાથમા કુહાડી પકડી એક બે વાર હવામાં કૃત્રિમ પ્રહાર કર્યા. મસ્તીખોર ભાભી પર તેને પહેલેથીજ

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૩૬૧]

# સુપ્રસિદ્ધ ફ્રેન્ચ નાટકકાર
# :: મોલીએર ::



લેખક :
રા. ચીમનલાલ મુળજીભાઇ લુહાર



" ....Moliere analysed the society of his day and portrayed it in brilliant Comedies that will hold the stage for all time"

—(એક ટીકાકાર)

ગુજરાતના જ્યોતિર્ધરોની શ્રેણી શ્રીયુત કનૈયાલાલ મુનશીએ ઘડી એમ સાહિત્ય સૃષ્ટિના જ્યોતિર્ધરોની શ્રેણી કોઇ ઘડે તો મોલીએરનું નામ એમાં ચોક્કસ આવે એમ મારું માનવું છે. ફ્રેન્ચ નાટકકલા-ને સ્પષ્ટ સ્વરૂપ આપનાર આ નાટકકારને કયો સાહિત્યપ્રેમી નહીં ઓળખતો હોય ? લગભગ બધાજ.

મહાન નરોના જીવનમાં કોઇ એક વિચિત્ર-તા જેવું તો હોય છેજ. મોલીએર માટે આમ કહીશકાય. પ્રાચીન સાહિત્યનો સચોટ અભ્યાસ કરી એણે ફ્રાન્સની અર્વાચીન નાટ્યકલા જન્માવી; ને કલાસમ્રાટની પ્રતાપી કલમથી વિકસાવી;–એટલે સુધી કે પરસાહિત્ય આજે તેનાં નાટકોનો ગૌરવ લઇ શકાય એવો સંગ્રહ કરે છે. નાટ્ય રંગભૂમિ (Dramatic stage) રાષ્ટ્ર જીવનનું કલાત્મક-મોદક–અંગ છે એમ માનનાર દરેક પ્રજા તેનાં નાટકોને પોતાની રંગભૂમિ પર સજીવ કરવા ચુકતી નથી.

સમાજમાં એક ખુણે બેપરવાઇથી પડેલા આળસુ–"હળદરી" તરફ જગત કેટલું બેદરકાર છે? મોલીએરને બરાબર ઓળખતાં ફ્રેન્ચ સમાજને વાર લાગી. સાહિત્ય અને રંગભૂમિ-એ મોલીએરને આકર્ષ્યો ત્યારેજ તેણે કલમ હાથમાં પકડી. તે પહેલાં તે અસ્ત્રો (Razor) પકડતો !

ફ્રાન્સમાં લાંગ્વેડો (Languedoe) પ્રાંતના પેઝના (Pezenas) ગામનો એક 'હળદરી'–મહાન નર થઇ પડશે એમ કોણ માની શકે ? પ્રેઝનાની મૈઇત્ર ગેલી (Maitre Gely)ની વાળ કાપવાની દુકાનના ખુણામાં ઝોકાં ખાતો જુવાન અર્વાચીન ફ્રેન્ચ સાહિત્યથી દીપતાં નાટકો લખી કલાસૃષ્ટિનો સમર્થ સર્જક બની જશે એમ કોણ સ્વપ્નેએ કલ્પી શકે ?

અને મધ્યકાલના યુરપ પર રાજ્ય વિપ્લવો-ની પરંપરાએ આખું વાતાવરણ ધ્રુજાવી મુક્યું. એક રીતે કહીએ તો નવયુરપ સર્જાયું. ધર્મની સંસ્થાપના નવા સંપ્રદાયની વેદી ઉપર થઈ. સાહિત્યનું પુનઃજીવન આરંભાયું. જુનો પ્રણાલિકાવાદ તજી લોકોએ નવ સંસ્કૃતિનું મંડાણ સ્વીકાર્યું. અને "અર્વાચીન સાહિત્યનો પ્રધાન સ્વરઃ જીવનનો ઉલ્લાસ"—એ શ્રીયુત મુનશીના બુદ્ધિવાદ પ્રમાણે યુરપીય સાહિત્યમાં અર્વાચીનતાનો પ્રવેશ થતાં ઉલ્લાસમય જીવનનો શોખ અને પ્રેરણા બધે પ્રકટ થયાં.

આ અરસામાં મોલીએર જન્મ્યો, ઉલ્લાસમય જીવનનો શોખ અને પ્રેરણા લઈને; સાહિત્ય અને કલાની સેવા કરવાની ઉત્કૃષ્ટ ભાવના સાથે. શ્રીમંતાઈના પારણામાં તે ઉછર્યો. વૃદ્ધ દાદાના સહવાસમાં રહી તેણે રંગભૂમિ અને સાહિત્યના સંસ્કાર સાચવ્યા. મેઇત્ર ગેલીની દુકાનમાં અસ્ત્રો વાપરતાં તેણે મનુષ્ય જીવનનું વૈવિધ્ય પારખ્યું, ગોખી રાખ્યું. મનુષ્ય જીવન અને કીસ્મત પરસ્પર ગાઢ સંબંધી હોવા છતાં કોઈ વાર નીરાળાં નથી લાગતાં ? ફ્રેન્ચ નોકર શાહી મોલીએરને સ્વીકારે તે પહેલાં મેઇત્ર ગેલીની દુકાનનો અસ્ત્રો મોલીએરે સ્વીકાર્યો. અને તેની કીશોરાવસ્થા આરંભાઈ.

અહીં તેને અમીરાતનાં અભિમાન સ્પર્શી શક્યાં નહીં; રાજદરબારની ખુશામદ કરવી પડી નહીં; કે કોઈ વૈભવવંતી ફ્રેન્ચ રમણીના પ્યારમાં જકડાઈ જવાની તક મળી નહીં. અહીં તેને સમાજ સ્પર્શી શક્યો; લોક સમૂહ દુનીઆના રંગઢંગ બતાવી રહ્યો; શ્રીમંત વ્યાપારીથી માંડીને સાધારણ મજુર જનતાનો પાઠ ભણાવી રહ્યો. માનવતાનો કોયડો ઉકેલતાં તેનું નાનું મગજ ઘણી વાર થાકી જતું ત્યારે આળસુની માફક તે બેદરકાર આંખ મીંચી એક ખુણે પડી રહેતો.

મેઇત્ર ગેલીની દુકાનમાં એક ઘરાક દાઢી બોડાવવા આવ્યો ત્યારે ખુણામાં ઝોકાં ખાતો એક છોકરો તેણે જોયો. ઘરાકે હાંક મારી. છોકરો એક હાંકે જાગે એમ નહોતો. બે ત્રણ બીજી હાંક મારી. છોકરો નફ્ટ આળસુ લાગ્યો. આસપાસ બેઠેલા બીજાઓ હસી પડ્યા. ઘરાક ચીઢાયો ને જોરથી બુમ મારી. વિચાર નિદ્રા સરી પડતાં છોકરો ઝબકી ઉઠ્યો. આળસમાં પ્રાપ્ત કરેલી અર્ધ નિદ્રાવસ્થા માટે માફી માંગી. અને પેલો માફી આપે તે પહેલાંજ છોકરાએ છુટે હાથે સાબુ ચોપડવો શરુ કર્યો.

સૈકાઓથી ઉતરી આવેલા ધર્મના સંપ્રદાયોમાં જેમ ઘણું ઓછું પરિવર્તન થવા પામ્યું છે તેમ હજામ કે નાવીની રીતભતમાં પ્રકટ ફેરફારો સીવાય પરિવર્તન થયું જણાતું નથી. સાંભળનારને નવાઈ પમાડે એવી વિનય વાળી વિશુદ્ધ શૈલીમાં છોકરાએ ચીઢાએલા ઘરાકને ખુશ રાખવા વાતચીત આરંભી દીધી. વસ્તુતઃ તેણે મેઇત્ર ગેલીના અન્ય હજામોની માફક નાવીની પરાપૂર્વથી ચાલી આવેલી ગામગપાટા હાંકવાની કે ઓડનું ચોક વેતરવાની ઇતિહાસ પ્રસિદ્ધ ખાસીયતને માન આપ્યું. સાબુ ચોપડતાં, ફીણ ઉડાવતાં કે અસ્ત્રો પટ પટાવતાં તેણે પેરિસની તાજી બાતમીથી માંડીને યુરપના બારવટીઆ, સિંહનું શુરાતન સમરાંગણમાં દાખવી અણીને વખતે બચી ગએલા વીર અને લોહીની શય્યામાં છેલ્લો દમ ખેંચી આત્મ સમર્પી રહેલા સૈનિકો સુધીનાં પ્રકરણો ઉકેલ્યાં અને પુરાં કર્યાં.

બીચારો કમનસીબ ઘરાક ! એક પછી એક લોહી તપાવી નાખે એવી ત્રાસજનક લોકકથનું

સચોટ વૃત્તાંત સાંભળી તેનું લોહી સ્થભી જતું લાગ્યું. તેની આંખો સમક્ષ ત્રાસજનક દશ્યો સીનેમાની ફીલ્મ માફક ખડાં થઇ ગયાં. નાટી-નું કામ કરતો ચબરાક છોકરો આવડી ઉમરે રાજદરબારના ભાટ ચારણને શરમાવે એવો લાગ્યો. દરિદ્ર વાતાવરણમાં ઉછરી ગ્હેલો છોકરો લોક સાહિત્યનો દઢ અભ્યાસી દેખાયો. મનુષ્યના રાક્ષસી વર્તનની ભયંકરતા અને ત્રાસ પોતાના વક્તૃત્વદ્વારા આટલી સફલતાથી કરી શકે એ પેલો ઘરાક પળભર માની શક્યો નહીં. તેના પ્રાવિણ્યની કદર કે તારીફ અંતર્ગત કરી શકે તે પહેલાં ઘરાકને લાગ્યું કે છોકરો જરુર નાટકી અભિનયના તેરમાં અસ્ત્રો લગાડી બેસશે. ગળાનું કપડું પરબારુ છોકરાના હાથમા ફેંકી તે ચડપ ઉભો થયો અને ફીણથી નીતરતી દાઢી લઇ ઉભે મ્હોલ્લે દોડયો ! દુકાનમાં બેઠેલો દરેક માણસ આ બનાવથી પેટ પકડી હસ્યા અને છોકરો ભોંઠો પડી ચિત્રવત્ ઉભો અત્યારે તમે કલ્પો કે ભોંઠો પડેલો આ નિરાધાર છોકરો ભવિષ્યનો મહાન નાટકકાર મોલીઅર હતો અને તમને તેની ચિત્રવત્–અવાક્–સ્થિતિ પર જરુર દયા આવશે !



સુપ્રસિદ્ધ નાટકકાર મોલીએર.

અનેક માણુસો આપણને જોઇને હસે એ સ્થિતિનો ખરો ખ્યાલ તો અનુભવીએ ત્યારેજ આવે. મોલીએરને આવું કંઇક થયું હશે પરંતુ પેરીસની રંગભૂમિને સજીવ કરવાની મહાત્વાકાક્ષાનાં બીજ મેષ્ટ્ર ગેલીની દુકાનમાં લીધેલા અનુભવો પછીજ તેનામાં રોપાયા. દુકાન તેની અભ્યાસ વૃત્તિ પોષવાનું સ્થાન હતુ. આવતા જતા અનેક લોકોના વર્તન, વિહાર અને સ્વચ્છંદ તે જોતો, અનુભવતો ઇચ્છા કે ઇચ્છા વિના લોક સાહિત્યના નિકટ પરિચયમાં આવી તે કલાત્મક સાહિત્ય ઘડવા પોતાની લાગણીઓ–ઊર્મિઓ – સંઘરતો.

કલાત્મક સાહિત્યક કે નાટકકાર થવા પહેલાં તે હજામ બન્યો અને કલમને સુદૃઢ કરતાં પહેલાં તેણે અસ્ત્રાનો ઉપયોગ કર્યો. અસ્ત્રાએ કલમને કેળવી કહીએ તો ચાલે.

હવે એનું કૌટુમ્બિક રેખાચિત્ર દોરીએ.

મોલીએરનું ખરું નામ જીન બાપ્ટીસ્ટ પોકેલે (Jean Baptiste Poquelin) હતુ. વ્યાપાર કુશળ સબંધોથી મશહુર થઇ પડેલા પોકેલે કુટુમ્બમાં જન્મ લેવા છતાં મોલીએરને કુટુમ્બનું માન નહોતું. વાણીઆઓ



મોલીએરની ઉત્તમ કૃતિનું વાચન: મોલીએર મુગ્ધ પ્રશંસકો

વચ્ચે એક કલારસિક જન્મ્યો. રંગભૂમિને મોલીએર સહૃદય ચઢાતો. પોકેથે તેને ધીક્કારતા

પોકેલેંનુ મુલ વતન બોવે (Beauvais) હતું-જ્યાં તેઓ ધનાઢ્ય નાગરિકો તરીકે પંકાતા અને વણિક બુદ્ધિ માટે પોખાતા. આવા પ્રતિષ્ઠાવાન વણિક મંડલમાં મોલીએરે જન્મ લીધો. ન તેણે માબાપની પ્રતિષ્ઠાનુ અભિમાન સંઘર્યું કે શ્રીમંતાઇનું ગૌરવ સાચવ્યું. તેના વર્તન અને વિચાર, બુદ્ધિમતા અને આત્મભોગ સામાન્ય લોકોને રીઝવવા તેણે ખર્ચ્યાં. વસ્તુત તે લોકોનો બની રહ્યો નહીં તો તેના આશા હોંસ અલ્પ આયુષ્યને અંતે વણ ઉત્તેજ્યા અને વણસંતોષ્યાં વિરમી જાત. લોકોના બની રહેવું એ પણ મોટા થવાની નીશાની ગણાય! પોકેલેં કુટુમ્બ રજવાડા સુધી લાગવગ ધરાવતા રાજ ગવૈયા તરીકે પ્રસિદ્ધ થએલા મેઝુઅલ કુટુમ્બ સાથે મોલીએરના બાપનો ઠીક સંબંધ હતો. આ સંબંધનો લાભ માત્ર મોલીએરને લેતા આવડ્યો. એક જણ ગાડું ખેંચે અને બીજો તેમાં બેસી વિકટ પંથ વટાવી જાય. મોલીએર બાપથી ખેંચાતા ગાડામાં બેસતાં શીખ્યો. અને તેણે રાજમહેલના દીવાનાખાના ના શૃંગારભુવનો અને કલામંદિરો જોયાં અને ભોગવવાનુ સદ્ભાગ્ય પ્રાપ્ત કર્યું. જીન પોકેલેં ફ્રાન્સના રાજાનો ખાનગી કારભારી હતો અને રાજોત્સવમાં જતો ત્યારે દીકરાને લઇ જવાનુ વીસરતો નહીં.

બોવે છોડી જીન પોકેલેંએ પારીસમા ભાગ્યપરીક્ષા આરંભી અને ઇ. સ. ૧૬૨૨ ના જાન્યુઆરીમાં તેનો પ્રખ્યાત પુત્ર જીન બાપ્ટીસ્ટ

જન્મ્યો. હાલ ડ લા ફુવાર (Halle de la Fovire)માં બાપ સાથે ફરતો દીકરો ફ્રાન્સને ગાંડુ બનાવશે એમ કોણ કહી શકે ? અહીંઆં બાપે અઢળક દોલત મેળવી. પુત્રે કલારસિકની જિજ્ઞાસાથી ભેગા થતા લોકોના ચેનચાળા જોયા, અનુભવ્યા અને ગોખ્યાં. શ્રીમંતાઇ મોલીઍરને બગાડી શકી નહીં. માત્ર તેને ગરીબથી તવંગર-નો પરિચય આપી શકી. અને જાણે અજાણે તેની નિરસ્ય વૃત્તિઓ બાલવયમાંજ સંતોષાતી ગઇ.

આમ વર્ષો વીત્યાં; છતાં ફ્રાન્સની પ્રચલિત રંગભૂમિનું ખરું સ્વરૂપ તે જોઇ શક્યો નહીં. તેને લાગ્યો. પિતૃપ્રેમ તરછોડી તેણે દાદાનો ખોળો સેવવો શરુ કર્યો. વૃદ્ધ દાદા ઉછરતા બાલકની કાલી ભાષામાં શણગારેલી વાતોથી અંજાઇ ગયા. પરસ્પર દૃઢ મૈત્રી જામી. મોલી-ઍરને લાગ્યું કે કલારસિકો આખરે મળ્યા. પૌત્ર-ની રસવૃત્તિ પોષવાનું કામ દાદાએ માથે લીધું અને તેને રંગભૂમિનો થોડોક પરિચય કરાવ્યો.

હોટલ ડબુર્ગોન્ય (Hotel de Bourgoyne)માં હાસ્યરસિક નાટકો ભજવી બતાવતી એક ઇટાલીઅન નાટક મંડળી દર સાંજે રાજકુટુંબ અને રાજદરબારીઓ રીઝાવતી. મોલીઍર દાદા સાથે અહીં જોવા આવતો. બધા કરતાં



મહાન સમ્રાટ્ લુઈ ૧૪ મો સામાન્ય નટ મોલીઍર સાથે ભોજન લે છે.

બાપનું સોનાનું પીંજરુ તેને કેદખાના જેવું લાગ્યું. હૃદયમાં ઉછળી રહેલા ઊર્મિના સાગરને જગા જોઇતી હતી. રાજકાજ અને બજારની પ્રવૃત્તિમાં ગુંથાઇ રહેલો બાપ લક્ષ્મીના લોભમાં બેદરકાર અને નિષ્ઠુર—કોઇ યંત્રવત્ પ્રાણી જેવો કૈં વધુ પડતી ચીવટથી તે બધુંએ જોતો. અહીંઆં તેણે રંગભૂમિના નટોને વિવિધ પોષાક-માં જોયા અને નાટકશાળાનો ખરો ખ્યાલ અનુભવ્યો.

બાલવયમાં જોએલી આ રંગભૂમિએ

મોલીએરના બાલહૃદયમાં દૃઢ છાપ પાડી. જો કે મોટપણમાં આ રંગભૂમિની સજાવટમાં તેને અનેક ભુલો અને ખામીઓ જણાઇ છતાં તેને તે જીવનભર ભુલી શકયો નહીં. ઇટાલીઅન રંગભૂમિ પર દરેક પાત્ર અમુક એક નામ ધારણ કરી —અમુકજ લીબાસમાં જુદા જુદા પાઠ ભજવી જતો એ મોલીએરને પ્રથમ તો વિચિત્ર લાગ્યું; છતાં ઇટાલીઅનોએ આ વાતાવરણમાં સમસ્ત ફ્રાન્સને ઘસડવા માંડયું હતું ત્યાં મોલીએરની શી વીસાત ? મોલીએર તેમાં ઘસડાયો અને સગાં-વહાલાંઓનો અણગમો વહોરી તેણે હાસ્યરસિક નાટકો લખવાં અને ભજવવાં શરુ કર્યાં. ઇટાલીઅન મંડળીમાં પાત્ર પોતેજ પોતાની ભૂમિકા લખતો અને જાતેજ ભજવતો એ પ્રણાલિકાનું મોલીએરે પણ અનુકરણ કર્યું.

જીન બાપ્ટીસ્ટ પુત્રની વૃત્તિઓ જોઇ ચિંતા-માં પડયો અને કંટાળ્યો. ગુસ્સે થઇ તેણે પોતાના બાપ (મોલીએરના દાદા) ને કહ્યું: "તમે મોલીએરને એકટર બનાવવા ઇચ્છો છો શું ?"

"હા, પ્રભુ કરશે તો બેલ રોઝ (Belle-rose) જેવા પ્રસિદ્ધ અભિનય ઉસ્તાદ જેવો તેને બનાવીશ !"

મોલીએરનો દાદો રંગભૂમિને માત્ર ચાહતો નહોતો, તેને પૂજતો. અને ઘણા વર્ષો સુધી મોલીએર માટે કુટુંબ કલહ ચાલ્યો. જુદા જુદા વ્યવસાયમાં પિતાએ પુત્રને હડસેલ્યો. મોલીએર એકમાં ફાવ્યો નહીં. ફાવવાની મોલીએરે મહેનતજ ન લીધી. જીવન-માં ધ્યેય તેણે કયારનું ઘડી મુકયું હતું. અર્ધી જીંદગી વહી ગઇ ત્યાં સુધી ન તે વ્યાપારી બની શકયો કે રંગભૂમિનો કુશળ નટ ! જીવનની નિષ્ઠુરતામાં તેણે ભવિષ્યનો ખોરાક રાંધી મુકયો. ઠેઠ પાંત્રીસ વર્ષની પ્રૌઢ વયે તે ભુખ્યે પેટે બરાબર ખાઇ શકયો. મોલીએરે યુવાની જેમ તેમ પસાર કરી કહીએ તો ચાલે. જ્યારે તે દૃઢ મગજથી, સંપૂર્ણ આરોગ્યમાં કંઈ કરી શકત, ફ્રાન્સને કૈં કરી બતાવત, તે જુવાનીમાં મોલીએર બેદરકાર, નસીબ પર હાથ મુકી દરિદ્રતા સેવતો જ્યાં ત્યાં પડી રહેતો. કુટુમ્બનાં પ્રતિષ્ઠા અને લક્ષ્મી તેને સાચવી કે સંતોષી શકતાં નહોતાં. જે બાપે પુત્ર તરફ બેદરકારી અને નિષ્ઠુરતા બતાવ્યાં, તેના પુત્રે તેનાં પ્રતિષ્ઠા, અને શ્રીમંતાઇને ઠોકરે માર્યાં. જે તેને થવું હતુ તેની તે વાટ જોતો બેઠો. જે તેને થવું જોઇએ એ બાપની ઇચ્છાનો તેણે દ્રોહ કર્યો. આ મોલી-એરની જુવાનીનો સારાંશ છે. યુગો જેવડી લાંબી જુવાનીમાં મોલીએર ગામડે ગામડે ભટકયો. ખાધમાં બાપના પૈસા છુટે હાથે ઉડાવ્યા. નફામાં મનુષ્ય સ્વભાવના લક્ષણનો અભ્યાસ કર્યો. બાપનું નામ રાખવા તેણે વેપારની વાણીઆગતને તિલાંજલિ આપી; અને આત્મનિશ્ચયના આવાહનને સહૃદય ચુમી તેણે માનવતાનું ઉંડુ અગમ્ય જ્ઞાન મેળવ્યું. બાપે દીકરાની આશા મુકી. દીકરાએ જગત જવલ્લેજ પેદા કરે છે એવા કલારસિક નાટકકાર થવા-ની આશા બાંધી.

અભિનય કલાકાર થવાનાં તે રાત દિવસ સ્વપ્નાં સેવતો. રંગભૂમિનો સેવક થવા આમ-તેમ પછાડા માર્યા કરતો ફરતો. તેને ખબર નહોતી કે તેના આકરા અનુભવોમાંથી તે તારતુફ (Tartuffe) અને લ બુર્ઝવા જાંટીલોમ (Le Bourgeoise Gentilhomme) ની અમર વસ્તુઓ ઘડવાને. હતો. કલા-શિરોમણી શેકસપીઅરની સાથે મોલીએરની તુલના સાહિત્યરસિકો ખુણેખુણે થાય છે એ

મોલીએર પોતાના નાટકોમાં અભિમાની અને આત્મશ્લાઘામાં મરી પડતા વિજ્ઞાનીઓ અને અર્થશાસ્ત્રીઓની અવારનવાર ઠેકડી કરે છે. જ્ઞાનનું ઔચિત્ય નહીં સમજનારા આડંબરીઓ ઉપર તે આડકતરી રીતે સજ્જડ ફટકો લગાવે છે. મોલીએરનું અમર પદ છે શેકસપીઅર કરતાં મોલીએરની પૂર્વાવસ્થા સુવ્યવસ્થિત કેળવણીથી શણગારાઇ હતી. અને બને નાટકકારોની પૂર્વાવસ્થાએજ મધ્યાવસ્થાની પ્રણાલિકા સર્જી. આપણા બધા માટે પણ આમજ છે.



પેરીસની મહાન કબ્રભૂમિમાં મોલીએરનું કબ્રસ્તાન

અમર સાહિત્ય શિરોમણિઓ માફક નીશાળની રુચિ મોલીએરને નહોતી. પંદર વર્ષની ઉંમર સુધી તેણે નીશાળ જોઇ નહીં. અંતે ગમે તે વાંચવાના શોખમાં તે પડી ગયો. છતાં કલેરમોંની પાઠશાળામાં તેણે એરીસ્ટોટલ-નો અભ્યાસ કીધો. પાઠશાળા છોડ્યા પછી મોલીએર સીરેનો ડ બરજરા (Cyrano de Borgerae)ના નિકટ પરિચયમાં આવ્યો, તેની સાથે રહી તે જગત, જનતા અને આધુનિક જ્ઞાનના સાગરમાં ઝબકોળાયો, અંતે સંગતિની અસરના નિયમ મુજબ તે મિત્રોની સાથે તત્વજ્ઞાનના ઉંડા પ્રકરણો ચર્ચવાની અજબ ટેવમાં પડી ગયો.

વિવિધ વિષયોનું ઉપર ચોટિયું જ્ઞાન લીધા પછી મોલીએરે કાયદા (Law)નો અભ્યાસ કર્યો. ન્યાયની અદાલત સમક્ષ વિદ્વતાનું દર્શન કરાવવાની મોલીએરને તક હતી છતાં બાપના આગ્રહને લીધે તે ન્યાયાસન સુધી પહોચી શક્યો નહીં. અંતે વીશ વર્ષની વયે તે લાગવગને લીધે રાજમહેલનો ખાનગી કારભારી નીમાયો. અહીં તે રાજકુટુંબ અને રાજાના પરિચયમાં આવ્યો. અને લુઇ તેરમા (Louis XIII) સાથે પ્રોવેંસ (Provence) ગયો. જે તક થોડાને ભાગ્યેજ મળે છે તે તક મોલીએરને પોતાના

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૩૬૮]

# વેણુ—આહ્વાહન

લેખકઃ

**રા. અમીદાસ**

આઘે, આઘેથી આવે છે સાદ, કે કોઇ બોલાવે છે
ઘેરી ઘેરી વેણુના એ નાદ કે હૈયડું હલાવે છે. ૧

કોણ કરે આ રાતના મારા મન મદ મોલ
વા'લમ ! તારી વેણુના એ તો એક જ બોલ
આઘે આઘેથી. ૨

કોઈ દેખાડો જોગીના ઘાટ
કે મનડું ઘૂમે છે,
મારા આશાની ઉંચી પાંખ
કે વાદળ ચુમે છે;
આઘે આઘેથી. ૩

નાચે નાચે છે ઢેલને મયૂર
કે હૃદયું નાચે છે,
તારી વેણુના એવા બોલ
કે બ્રહ્માંડ રાચે છે;
આઘે આઘેથી. ૪




# લેખક પત્ની

લેખક :
શ્રી. મનોજ
ચિત્રકાર:
શ્રી. જગમોહન મિસ્ત્રી.



૧

કેટલાએ સમર્થ નવલકથાકારો કે વાર્તાઓના લેખકોનાં આંતર જીવન એટલી હદ સુધી વિરુદ્ધ પ્રકૃતિનાં હોય છે કે જેની આપણને કલ્પના પણ ન થાય! તેઓની વાર્તાઓનાં આદર્શ પાત્રોની આદશ જીવનસૃષ્ટિ ક્યાં અને તેઓનું પોતાનું સ્થાન ક્યા? આવું કેમ થતુ હશે? એ પ્રશ્ન જ્યારે જ્યારે મને ઉદ્ભવે છે ત્યારે ત્યારે મને મારા એક મિત્રનું ચિત્ર યાદ આવે છે. તેની દરેકે દરેક વાર્તા તેની પત્ની ભય ભરેલી ઇર્ષાળુ દ્રષ્ટિથી વાચતી હતી.

"અહા, 'તેનાં સોનેરી વાળનાં ઝુલફા,'–શું તેના વાળ સોનેરી છે? તે તેને 'રેશમથી પણ મૃદુ' કહે છે! 'તેને બાહુ પાશમાં લઈ....એક અપ્રતિમ ચુમ્બન.....' ઓહ! આવું, આવુ, કેટલુંએ જોવાનું અને અનુભવવાનું? અને મારું સ્થાન ક્યાં? હું તો અહીં આખો દિવસ ઘરમાં બેસી ઘરકામજ કર્યા કરું? સવારથી સાંજ સુધી 'આજે એમને શું ભાવશે? એમને કઇ વસ્તુ વધુ પ્રિય છે?' એવી એવી અનેક એમની સગવડોની ચિંતામાં ગાળું,....'' આ પ્રમાણેજ તે તેના પતિની વાર્તાના પાના પર પાનાં વાંચતી અને બબડતી.

મારા તે મિત્રનું જીવન થોડા સમયમાં આમ જ બદલાયું. કાંતિલાલનાં લગ્ન થયાને આજે વર્ષો વહી ગયાં છે. બીજા અનેક પરણેલાઓની પેઠે તેણે પણ અનેક વખત મુઝાઇને વિચારમાળા ફેરવી છે. અનેક વખત એ એકજ પ્રશ્ન–' એવું તે ' શું છે કે જે કાલે સવારે નિર્દોષ બાલિકા હતી તે આજે આમ થઇ બેઠી છે? '–પોતાના અંતરમાં વિચારતો અને અંતે નીરાશ થતો.

અરે, કુમારિકાના બેપરવા હવામાં ઉડતા બાલની લટો, તરલ પરંતુ નિર્દોષ અને શરમાળ નયનો, તીરછાં કટાક્ષ, હવામાં ફડ ફડ ઉડતો પાલવનો પટ, કે નવવિકસિત ગુલાબની પાંદડી સમા કંપતા અધરોષ્ટ, એ સર્વમાં એવું અજબ જાદુ ભરેલું છે કે પ્રત્યેક યુવાન લોભાય છે—ભુલ ખાય છે.

૨

કેટલું આશ્ચર્યજનક કે આટલી ઉંમરે મુગ્ધા મટી યુવા થયા પછી વિમળા કાંતિલાલને પોતાનો દુશ્મન સમજી બેઠી છે ! હવે જો કોઇ વખત તેના અધરો કાંતિલાલના ભાવભીના અધરો સાથે સંસર્ગ થાય છે, ( કવચિતજ, જો તેણી ચાહે તો ) તો તે એવા ઠંડા અને ભાવહીન હોય છે કે જાણે તે છાતીમાં થએલી શરદીને દૂર કરવા કોઇ ગરમ વાયુની નળીને ચુમતી હોય તેવો ભાવ ધારણ કરે છે. અસ્તુ.

કાંતિલાલ બૃહત ગુજરાતનો જાણીતો અને માનીતો લેખક છે. ટુંકી વાર્તાઓ અને નવલ કથાઓના લેખકોમાં હાલ તેનું પ્રથમ સ્થાન છે. તે સામાજિક વાર્તાઓ લખે છે. આશય સ્ત્રી-ઉન્નતિનો હોઇ તેનાં સ્ત્રી પાત્રો અદ્ભુત હોય છે. આ પાત્રો માટે તેની પત્ની વિમળા માની લેતી કે જ્યારે જ્યારે તે બહાર જાય છે ત્યારે ત્યારે તેઓના પરિચયમાં આવે છે. જો કોઇ દિવસ સાંજના તેને બહારથી ફરીને આવતાં મોડું થઇ જતું તો વિમળા તેના લેખો વાંચતી અને કલ્પી લેતી કે જરૂર અત્યારે તેનો પતિ અમુક સ્ત્રી સાથે વાર્તાલાપમાં મશગુલ છે–સ્નેહ સુખમાં રક્ત થઇ સંધ્યાનો સમય વ્યતીત કરે છે:—

" તેઓ વારંવાર કહે છે કે તેમની વાર્તાઓ સત્ય ઘટનાત્મક છે. તેનાં પાત્રો સંસારની જીવંત મૂર્તિઓ છે. ખરેખર તેમનાં પાત્રો હાલનાં ચાલતાં સજીવ છે. " વિમળા રાત્રના એકાંતમાં બબડતી. "તેઓ તેમની આ દલીલ ઘણી વખત સબળ રીતે રજુ કરે છે તો પછી આ બધાં મનોહર સ્ત્રી પાત્રોનું જ્ઞાન કેમ થાય છે ?" વિમળા ગુંચવાતી.

જેમ જેમ વરસો વહેતાં ગયાં તેમ તેમ કાંતિલાલની વાર્તાઓ વધુ અને વધુ લોકાદરને પામતી ગઇ. જેમ જેમ તેની કીર્તિ અને લક્ષ્મી વધતી ગઇ તેમ તેમ તેનો લખવાનો વ્યવસાય વધતો ગયો. એક પછી એક તેનાં પ્રકાશનો જાહેરમાં આવતાં ગયાં, તેમ તેમ તેની અને તેની પત્ની વચ્ચે વૈમનસ્ય વધતું ગયું. તેઓ બંને વચ્ચે કજીયો કંકાસ વધતો ગયો. વૈમનસ્ય વધવાનું મુખ્ય કારણ ફક્ત કાંતિલાલની વાર્તાઓનાં અદ્ભુત સ્ત્રીપાત્રો !

૩

આ દરરોજના કંકાસનો પણ એક દિવસ અંત આવ્યો.

" જોને, વિમળા, આજ કાલ મારૂં જીવન એવું તો નીરસ થઇ ગયું છે કે હું હવે લાંબો વખત ઘરમાં બેસી કામ કરી શકું તેમ નથી. મેં એક એકાંત જગ્યા ભાડે લીધી છે અને હવેથી મારૂં લેખનકાર્ય ત્યાંજ કરવા વિચાર છે " કાંતિલાલે કંટાળી જઇ કહ્યું.

વિમળાએ એક ધીમો નિઃશ્વાસ મુક્યો, " જેવી આપની મરજી, " બહારથી બેદરકારી જણાવતાં પરંતુ દુખાતા અંતરે તેણે કહ્યું. " જગ્યા ક્યાં આગળ રાખી છે ? "

" મેં વાલકેશ્વર રોડપર એક એકાંત જગ્યા ભાડે લીધી છે; અને તેમાં જરૂર પુરતું ફરનીચર પણ ગોઠવી દીધું છે; હું હવે ઘરમાં રહી એક અક્ષર પણ લખી શકું તેમ નથી અને મેહેરબાની કરી ત્યાં આવી મારા કામમાં અડચણ ન કરતી; એટલો તને ઉપકાર ! " કાંતિલાલે જણાવ્યું.

"તમારે દીલ ચહાય ત્યાં તમે જાઓ અને રહો, મને તેની કે પણ પરવા નથી." વિમળાએ પાટલા પરથી ઉઠતાં ઉઠતાં કહ્યું અને બેદરકારીથી રસોડું છોડી ચાલી ગઇ.

વિમળા ક્રોધે ભરાઇ પોતાના શયનગૃહમાં આવી, દ્વાર અંદરથી બંધ કરી, પલંગ પર પડતું નાખી, હૈયાફાટ રુદન કરવા લાગી. સ્ત્રી સ્વભાવને ઓળખવો એ કૈં સુલભ નથી! પતિ પોતાનું ગૃહ છોડી આખો દિવસ બીજે રહેવા કેમ ચહાય છે તેનું કારણ વિમળાએ પોતાની કલ્પના અનુસાર કલ્પી લીધું. જ્યારે કાંતિલાલે દર્શાવેલું કારણ તદન જુદુંજ હતું.

ઉપરના બનાવ પછી વિમળા પતિના દરેક લેખો પ્રથમના કરતાં બહુજ કાળજી પૂર્વક વાચવા લાગી. જેમ જેમ તે તેના નવા લેખો વાંચવા લાગી તેમ તેમ તે અનેક જાગૃતિ સ્વપ્નો અનુભવવા લાગી. ક્ષણે ક્ષણે તેની આંખ આગળ પ્રેમનાં દ્રશ્યો ખડાં થવા લાગ્યા. કાંતિલાલનાં અદ્દભુત સ્ત્રીપાત્રો જે વિમળાની કલ્પના સૃષ્ટિમાં સહચારી બન્યાં હતા—અરે સજીવ મૂર્તિમંત બન્યાં હતાં, તે હવે તેની સૃષ્ટિમાં જુદે જુદે સ્વરૂપે આવવા લાગ્યાં—તેને મુઝાવા લાગ્યાં—સતાવા લાગ્યાં. અદ્દભુત સૌંદર્ય જે પાત્રોમાં નીતરતું તેને લાગતું—કે જે સૌંદર્ય તેણે પોતે ગુમાવ્યું છે; તે હવે તેના પતિની સૃષ્ટિમાં સંપૂર્ણ વિહરતું લાગ્યું.

કાંતિલાલનાં વર્ણનો એટલાં તો આબેહુબ લખાતાં કે વિમળાનાં નેત્રો સમક્ષ તે પાત્રો સજીવન થતાં. વિમળાને પોતાની માન્યતામાં લેશપણ શંકા ન રહેતી. કાંતિલાલ એક સમર્થ કલાકારની પેઠે પોતાનાં પાત્રો રજુ કરતો ને અદ્દભુત સ્ત્રીપાત્રોના હાવભાવ, બુદ્ધિ ચાતુર્ય અને કળા, શારીરિક બંધારણ આ બધું એક ચિત્રકાર ચિત્રપટપર ભાવના રજુ કરે તેમ સચોટ આલેખાતું. ઇર્ષા અને આશ્ચર્યથી વિમળા આ બધું વાંચતી, વિચારતી, અનુભવતી. અરેરે, સદાને માટે તેણે પોતાના પ્રિયતમને ખોયો ?



વિમળા હાથમાંથી માસિક ફેંકી દઇ દીવાનખાનામાં આંટા ફેરા મારવા લાગી.

## ૪

એકાંતમાં લખવાનું કાર્ય શરુ કર્યાને લગભગ ત્રણેક માસ થયા ત્યારે કાંતિલાલે ગુજરાતના એક સમર્થ કલારસિક માસિકમાં એક જોરદાર વાર્તામાળા શરુ કરી. વાર્તામાળામાં એક યુવાનના જીવનની મધુર ગુંથણી હતી. તેનું નામ આપ્યું હતુંઃ " એક યુવાનનું આત્મવૃતાંત. "

જ્યારે વિમળાએ આ વાર્તામાળાનો પ્રથમ મણકો વાંચ્યો ત્યારે તે ચમકી; હાથમાંથી

માસિક ફેંકી દઈ દીવાનખાનામાં આંટા ફેરા કરવા લાગી. તેના મસ્તકમાં અનેક વિચાર વમળો ઉભરાવા લાગ્યાં. તેના પતિની આ સર્વોત્તમ કૃતિ હતી.

વિમળાએ જે ભાગ વાંચ્યો તેમાં એક સર્વાંગ સુંદર મુગ્ધા પામે તેનો પ્રિયતમ પ્રથમ રજનિએ અંતરના ઉભરા ઠાલવતો હતો. તેઓ નાના વાર્તાલાપમાં પ્રેમ અને ભાવનાની ભરતી હતી, અન્યોઅન્યની પ્રેમ પ્રતિજ્ઞાઓ હતી, જીવનભરની વફાદારીના સોગંદ હતા આવું આવું કંઈક હતું. આ બધું વાંચતાં વિમળાનું હૈયું ચીરાતું હતું. તે આખી વાર્તા પહેલા પુરુષ સર્વનામથી શરુ કરીને લખેલી હતી; અને તેનો અર્થ વિમળાની દ્રષ્ટિએ અન્ય કંઈ જ નહીં પરંતુ એક પ્રેમ અને ભાવનાના ભુખ્યા યુવાન અંતરનો પોકાર—પાને પાનેથી ઉડતો એ પોકાર —વાલકેશ્વર રોડપરની રુમમાંથી આવતો એ પોકાર !



રોતી વિમળાના વીખેરાએલા કેશકલાપને પંપાળતો કાંતિલાલ ભુતકાળમાં ક્ષણભર ડુબી ગયો

અંતે વિમળાએ મનને દ્રઢ કરી શાંતિથી તે માસિક લઈ પતિનો લેખ વાંચ્યો. દરેક ચિત્રો અને વર્ણનો ધ્યાન પૂર્વક વાંચ્યાં. એક કલાકારની દ્રષ્ટિએ દોરેલા તે વર્ણનો અને ભાવ ભરેલા હૃદયના ઉભરાથી લખેલો તે પ્રેમાલાપ—આ સઘળું વિમળાને મનથી એમજ હતુ કે જેણે એ લેખ લખ્યો છે તેણે સર્વ પોતાની હૃદયેશ્વરીનેજ સંબોધીને લખ્યો છે.

" ઓહ, જો તે મુગ્ધાને પ્રેમપુર્વક ચહાતા ન હોય તો આવું મધુર લખી શકાયજ નહીં ! હૃદયના સાચા અનુરાગ વિના આવો સુંદર અને સચોટ પ્રેમાલાપ આલેખી શકાયજ નહીં. "

વિમળાની આંખમાં અશ્રુ ઉભરાયાં, તેણે પાસેની ખુરસીમાં પડતું નાખ્યું. " અરેરે, અંતે આમજ

[ વધુ માટે જુઓ પૃષ્ઠ ૩૦૧ ]



# મિત્ર ખાતર


લેખક:

રા. ગોહિલ કિરીટસિંહ જોરાવરસિંહજી

ચિત્રકાર:

રા. સોમાલાલ શાહ


## ૧

એક યુવાન હાથમાં ઢાલ અને તલવાર લઇ પોતાના ઘરમાંથી બહાર જવા બારણું ઉઘાડતો હતો. એટલામાં એના પિતાએ તેને બુમ મારી.

"પ્રતાપ, અહીં આવ!"

પ્રતાપ તેના પિતા પાસે નમન કરી બોલ્યો: "કેમ પિતાજી! શુ આજ્ઞા છે?"

"આ ઢાલ તલવાર લઇ ક્યાં ચાલ્યો?"

"લાલપુર જાઉં છું"

"પણ આમ હથીઆર બાંધીને કેમ?"

"મારા મિત્ર માધવસિંહે બહારવટીઆ જયમલ્લને માર્યો હતોને!"

"હા, તે?—" ડોસો અધીરાઇથી બોલ્યો.

"તે એનો ભાઇ ભારમલ્લ વેર લેવા પોતાના વીસ માણસો લઇને માધવસિંહના ઘરને ઘેરો ઘાલી બેઠો છે. લાલપુરના કોઇ પણ માણસો તેની સામા થવાની હીંમત નથી કરતા અને બીચારો માધવસિંહ એકલો આટલા માણસો સામે કેવી રીતે થઇ શકે? તેથી ગામના માણસોએ મને એક માણસની સાથે આ સંદેશો કહાવ્યો છે. મેં આપણા ગામના કેટલાએ યુવાનોને સાથે આવવા કહ્યું પરંતુ તે સર્વે તો ભીરુ બન્યા છે તેથી ના પાડે છે. હું એકલોજ માધવસિંહની મદદે જાઉં છું. હ્યો, બાપુ! જય ભારત!"

"ના, ના, ના. ત્યાં નથી જવું."

"કેમ પિતાજી?"

"કેમ શુ! બસ. ત્યાં મરવા નથી જવું.

"પિતાજી! હું મરવાથી નથી ડરતો. બાપુ માધવસિંહે આપણા ઉપર કરેલ ઉપકારનો બદલો વાળવાની આ તક છે. મને જવા દો....'

"જુઓ ભાઇ પાછા મોટા બદલો વાળવાવાળા! એ ભાઇસાહેબે આપની ઉપર શું ઉપકાર કર્યો છે?"

"પિતાજી! જ્યારે ચંપકલાલ શેઠે મારી ઉપર પાંચ હજારનો દાવો બાંધ્યો હતો ત્યારે

પોતાનું એકનું એક ખેતર પણ વેચીને એ પૈસા તેણે ભરી દીધેલા એ શું આપ ભુલી ગયા ? જે માણસ મારે ખાતર સદાને માટે ગરીબીને વર્યો, તેજ માણસ ખાતર હું એક આટલું નજીવું કામ કરું છું તેમાં મને આપ કેમ અટકાવો છો ? મને તે ઉપકારનો બદલો વાળવા જવા દો."

"તે તારે તેનો બદલો વાળવો હોય તો પાંચ હજાર રુપીઆ આપી આવને !"

"નહીં પિતાજી ! હું તેને આ સંકટમાંથી બચાવવાનોજ."

"ત્યાં શું દાટયું છે તે ખોદવા જવું છે ?"

"બાપુ ! ત્યાં યશ દાટયો છે. લ્યો, જય ભારત !" કહી પ્રતાપસિંહ ચાલ્યો ગયો. તેનો બાપ તેને પકડવા દોડયો પણ ફોગટ.

૨

મારતે ઘોડે એ નવયુવાન લાલપુર જવા ઉપડયો. એ રાજપુતની નસેનસમાં શૌર્ય પ્રકટ્યું હતું. તેના મિત્રના શત્રુના લોહીથી ખરડાવા તેનો જમણો હાથ ઉછળી રહ્યો હતો. તેની આંખો-માંથી તેજના તણખા ખરતા હતા. પાણીદાર ઘોડો પણ પોતાના માલીકની ઇચ્છા જાણી જોસભેર આગળ વધ્યે જતો હતો.

પ્રતાપસિંહે અડધો રસ્તો કાપ્યો હશે તેટલામાં તેણે એક રથ આવતો જોયો. તેણે રથ હાંકનારને ઓળખ્યો. રથ હાંકનારે પણ પ્રતાપસિંહને ઓળખ્યો. તે તેનો સાળો હતો. પ્રતાપસિંહે ઘોડો રોકયો. તેનો સાળો બોલી ઉઠયો: "પ્રતાપભાઇ ! કયાં ઉપડ્યા ?"

"લાલપુર."

અવાજ પરિચિત લાગવાથી અંદર બેઠેલી સ્ત્રીએ રથનો પડદો ઉપાડ્યો. તે સ્ત્રી વરસેકની ઉમરના એક બાળકને ખોળામાં લઇને બેઠી હતી. તે સ્ત્રી પ્રતાપસિંહની પત્ની હતી અને તે બાળક તેનો પુત્ર હતો. પ્રતાપની પત્ની થોડા વખત પહેલાં પોતાને પીએર ગઇ હતી. તે આજે હોંસભેર પાછી આવતી હતી.

તેણે તેના પતિને પુછ્યું: "નાથ ! આ ઢાલ તલવાર લઇને કઇ તરફ પધારો છો !"

પ્રતાપસિંહે સઘળી વાત કહી.

તેની પત્ની બોલી; "ભલે, પધારો. મિત્ર-નું ઋણ અદા કરીને વહેલા વહેલા ઘેર પધારો. પણ જોજો હો ! ભારમલને છલ્યા વિના પધાર્યા છો તો ઘરમાં પેસવા નહીં દઉં. કુળની રીતિ પ્રમાણે વર્તજો નાથ ! આપ સઘળું જાણો છો એટલે વધુ તો શું કહું !"

"પ્રાણ ! પુત્રને સંભાળજે."

"કંઈ ચિંતા ન રાખતા. મને આશા છે કે આ બાળક તેના પિતા કરતાં વધુ પરાક્રમી થશે." કહી પ્રતાપની પત્નીએ બાળકના માથા ઉપર વહાલથી હાથ ફેરવ્યો. બાળક પોતાના પિતાને જોઇને ઘુઘવાટ કરવા માંડયો અને પોતાની કાલી અને મીઠી ભાષા બોલવા લાગ્યો.

"બલવીર ! બેટા ! આવો." કહી પ્રતાપે તેને તેડયો. અને એક વહાલભર્યું ચુંબન કર્યું. તેની આંખમાં આંસુ આવ્યાં. તેને થયું કે જો તે વધુ વખત અહીં રોકાશે તો તેનાથી જોરથી રડી જવાશે તેથી પોતાની પત્ની અને બલવીર ઉપર અનિમિષ દૃષ્ટિ ફેંકી મિત્ર ખાતર શત્રુને ભેટવા તે યુવાન રાજપુત ચાલી નીકળ્યો.

પ્રતાપની પત્ની તેના પરાક્રમી પતિના ઘોડા-ને જોસભેર આગળ વધતો જોઇ રહી. અત્યાર સુધી દબાઇ રહેલાં આંસુઓ તેની આંખોમાંથી ખરવા લાગ્યાં.

૩

પ્રતાપને પકડવા દોડેલો ડોસો નિષ્ફળ ગયો તેથી તે હાથપગ પછાડતો પાછો ઘરમાં દાખ

થયો. તે બોલી ઉઠ્યો: ' આજકાલના છોકરાને મન તો બાપ કે હીસાબમાંજ નહીં. ભાઇ સાહેબ પાછા હરિશ્ચંદ્ર જેવા સત્યવાદી ખરાને તે પોતાનું ઋણ અદા કરવું જોઇએ! શું એ માધવસિંહે ઉપકાર કરી નાખ્યો છે તે ભાઇ ઋણના ભાર તળે દબાઇ ગયા છે? એક પાંચ હજાર રુપરડી આપી તેમાં તો આખું ગામ ગજવી મુક્યું કે, 'મારી ઉપર માધવસિંહે ઉપકાર કર્યો, ઉપકાર કર્યો.' બોલ્યો ભારમલ્લ એને હવે જીવતો છોડશે? એ તો એને ભાળશે કે તરતજ મારી નાખશે. તે કે કાકો નથી થતો તે મનમાં થશે કે 'પ્રતાપ મારો ભત્રીજો થાય છે તે ક્યાં મારું!' પણ હવે કરવુ શું?" ડોસો વિચારના વમળે ચઢ્યો. છેવટે એક યુક્તિ જડી આવી તેણે ઘોડારમાં-થી પોતાની ઘોડી કાઢી અને તેના ઉપર સામાન માંડ્યો. પછી તે ઘોડી ઉપર ચઢ્યો અને ઘોડીને લાલપુર તરફ દોડાવી

૪

"ફટ સે તને! જો ખરો ભડ હો તો નીકળને બાર એટલે ખબર પડે કે ભારમલ્લના ભાઇને માર્યો'- તો. એમ બાયડીની જેમ અંદર હું પુરાણો સો?" માધવસિંહને સંબોધનો ભારમલ્લ માધવસિંહના મકાનના બંધ દરવાજા પાસે ઉભો હતો.

માધવસિંહ આ મહેણુ સાભળી ઉકળી ઉઠ્યો. અને બહાર જવા તૈઆરી કરવા લાગ્યો. પણ તેની પત્ની બોલી ઉઠી "નાથ! ઘડીક પ્રતાપભાઇની રાહ જુઓને! તેને બોલાવવા માણુસ ગયો છે. તે હમણાં આવશે. આપ એકલા આ વીશ માણુસો સામે કેમ થશો?"

માધવસિંહ: "પણ હવે આ મહેણાં નથી સહન થતાં બસ, હું તો જાઉં છું."

તેની પત્ની તેનો હાથ પકડી બોલી: "પણ આપ એકલા આ રાક્ષસો સામે કેમ થશો?"

આ રાક્ષસો સામે એક રજપુત કેવી રીતે લડે છે તે તું જોજે. જો, જો, પ્રિયા! જો



એક યુવાન હાથમા ઢાલ અને તલવાર લઈ પોતાના ઘરમાંથી બહાર જવા બારણું ઉઘાડતો હતો.

ભારમલ્લના લોહીથી પોતાની તરસ છીપાવવા આ તલવાર કેવી તત્પર બની છે! વહાલી તલ-વાર! જોજે હો! તારા માલીકને કીર્તિને ટોચે ચઢાવવો એ તારા હાથમાં છે તારા......"

બહાર બહારવટીઆમાં ઘોંઘાટ થયો. માધવ-

સિંહને લાગ્યું કે કોઇ તેઓની સાથે લડતું હતું. તેટલામાં એક અવાજ આવ્યો. " નામર્દો ! અજમાવો જેટલું બળ હોય તેટલું મારા ઉપર જો વિલંબ કરશો તો મનની મનમાં રહી જશે."

માધવસિંહે અવાજ પારખ્યો. તે બોલી ઉઠ્યો: " પ્રતાપભાઇ ! આવી પહોંચ્યો કે ? હું આવું છું." તે આગળ વધ્યો પણ તેની પત્ની તેના રસ્તા વચ્ચે જઇ ઉભી. તે હાથ જોડી બોલી: " નાથ ! મને એટલું એક કહેતા જાઓ. "

" શું ? "

" કે આમાં પરિણામ શું આવશે ? "

" મારું મૃત્યુ. "

" તો નાથ ! ચલાવો આપની તલવાર આ ગરદન પર. " કહી તેની પત્ની તેના ચરણમાં માથું નમાવી ઘુંટણીએ પડી.

માધવસિંહ હર્ષથી તેના તરફ જોઇ રહ્યો. તેના પરાક્રમી આત્મામાંથી ધ્વનિ થયો કે "ધન્ય ! રાજપુતાણી ! ધન્ય ! તેનો તલવારવાળો હાથ ઉંચો થયો અને જ્યાં તે નીચો નમવા જતો હતો ત્યાં તે કંપ્યો, ધ્રુજ્યો. તેના હાથમાંથી તલવાર પડી ગઇ; આંખમાં આંસુ આવ્યાં.

તેની પત્ની બોલી ઉઠી, " આ શું નાથ ? આપ રડો છો શા માટે ? મને મારતાં આપનો હાથ કંપતો હોય તો લાવો મારા હાથમાં એ તલવાર." આમ કહી તેણે નીચે પડેલી તલવાર હાથમાં લીધી અને તેનાથી પોતાનું મસ્તક ઉડાવી દીધું. માધવસિંહ ઘડીભર આ જોઇ રહ્યો. પછી તે પોતાની અર્ધાંગનાના શોણિતથી ખરડાયલી એ તલવાર લઇ, બારણું ખોલી, દુશ્મનો પર તુટી પડ્યો.

૫

પ્રતાપે જોતજોતામાં પાંચ છ દુશ્મનોને તો જમીનદોસ્ત કરી દીધા. તેટલામાં માધવસિંહ પણ ઉતરી પડ્યો. પોતાના મિત્રને આવતો જોઇને પ્રતાપને બમણું જોર આવ્યું.

અત્યાર સુધી ભારમલ્લ એક તરફ ઉભો ઉભો આ સઘળું જોતો હતો પણ જ્યારે તેણે માધવસિંહને જોયો ત્યારે તે તેના ઉપર ધસ્યો. માધવસિંહે પણ ખુબ ટક્કર ઝીલી. અડધી કલાક તો કોઇ કોઇને હઠાવી કે હરાવી શક્યું નહીં. ભારમલ્લે જેટલું હતું તેટલું જોર અજમાવીને માધવસિંહ ઉપર ધસારો કર્યો. ભારમલ્લે કરેલો ઘા માધવસિંહે તલવાર પર ઝીલ્યો પણ એ સાથે તેના હાથમાંથી તલવાર છુટી પડી. માધવસિંહે હવે વિજયની આશા છોડી. ભારમલ્લે બીજો ઘા કર્યો અને તે સાથે માધવસિંહના શરીરના બે કટકા થઇ જમીન પર પડયા. ભારમલ્લે આનંદનો પોકાર કર્યો.

પોતાના મિત્રને મરતો જોઇ પ્રતાપે ભારમલ્લ પર હલ્લો કર્યો. ભારમલ્લ પણ તેની સામી ટક્કર ઝીલવા તૈયાર જ હતો. પ્રતાપ હવે ખરેખર વિકરાળ જ બન્યો હતો. તેની આંખમાંથી અંગારા ખરતા હતા. અને હમણાં જાણે તે પ્રલય કરી નાખશે એવો તેનો દેખાવ ભયંકર બન્યો હતો. ભારમલ્લને કંપારી છુટી. તેને થયું કે તે આવા યોદ્ધા સામે કેવી રીતે ટક્કર ઝીલી શકશે ?

પાંચેક મીનીટ ભારમલ્લે ટક્કર ઝીલી. પછી તે થાક્યો અને તેથી હીંમત હારી ગયો. જોત જોતામાં તો પ્રતાપે પોતાના મિત્રના ઘાતકને કાપી નાખ્યો.

ભારમલ્લના ભાઇ દાદભાએ પોતાના ભાઇને કપાઇ મરતો જોયો. તેણે પાછળથી પ્રતાપ પર તલવારનો ઘા કર્યો તે ઘા પ્રતાપની ખોપરી પર સખ્ત વાગ્યો. તેને ન ગણકારતાં પ્રતાપે પાછો ફર્યો અને દાદભાને પણ કાપી નાખ્યો. પ્રતાપને કેર વર્તાવતો જોઇને દુશ્મનો જીવ લઇને નાઠા.

[વધુ માટે જુઓ પૃ. ૩૭૬]




(૧)

રા. જ્યોતીંદ્ર હ. દવે,

સભ્ય, સાહિત્ય સંસદ.

વિપિનઃ લેખક. રા. રાજેન્દ્રરાવ સોમનારાયણ દલાલ બી. એ; જે. પી. મૂલ્ય ૧–૮–૦ ( આવૃત્તિ બીજી )

કુશળ વસ્તુવિધાન, ઉચિત પાત્રાલેખન તથા સરળ અને સચોટ શૈલી વડે આપણા શિષ્ટ સાહિત્યમાં સ્થાન પામેલી આ સામાજિક નવલકથાની બીજી આવૃત્તિ પ્રગટ કરવાનો પ્રસંગ આવ્યો છે તે જોઇને અમને હર્ષ થાય છે.

પ્રસ્તાવનામાં લેખકે કહ્યું છે તેમ ' વાર્તા આ કાળનીજ છે, વીસમી સદીની સ્થિતિ સમજાવવા પ્રયાસ કર્યો છે. સંસારસુધારાને અંગે ચર્ચાતા વિષયો વાર્તામાં થોડા ઘણા આવી જાય છે. '

સ્વ. ગોવર્ધનરામના સરસ્વતીચંદ્રના સસ્કારો રા. રાજેન્દ્રરાવ પર ઘણા પડ્યા હશે એમ આ વાર્તાના ઉદ્ઘાટન તેમજ દેશી રાજ્યની ખટપટના આપેલા ચીતાર પરથી લાગે છે.

જનસ્વભાવનું સૂક્ષ્મ નિરીક્ષણ, માનવ હૃદયના ભાવોનું તાદશ આલેખન વસ્તુની રસિક ગુંથણી, અને ભાવવાહી, સરળ તથા ધાર્મિક ઉક્તિ અને સ્વદેશ અને સ્વસંસ્કૃતિના અભિમાનથી ઝળકતી શૈલીઃ એ આ વાર્તાનાં મુખ્ય ગુણો છે. પાત્રાલેખન એકંદર દોષરહિત છે; પરંતુ વાર્તાનાયક વિપિનની હૃદયરાણી શિશિરના પાત્રને જોઇએ તેટલું પ્રાધાન્ય મળ્યું હોય એમ લાગતું નથી એ પાત્રનો વિકાસ વધારે સ્પષ્ટ રીતે થવો જોઇતો હતો એમ લાગ્યા વગર રહેતું નથી. તેમજ વિપિનના પિતા, ચંદ્રરાવની કથા આ વાર્તામાં જોઇએ તે કરતાં કંઇક વધારે પ્રમાણમાં આવી હોય એમ લાગે છે. સરસ્વતીચંદ્રનો પ્રથમ ભાગ બુદ્ધિધનની કથાથી ભર્યો છે તેના સંસ્કારથી કદાચ આમ થવા પામ્યું હશે. પરંતુ સરસ્વતીચંદ્રના ચાર ભાગ હોવાથી ત્યાં પ્રમાણભંગ થતો નથી; પરંતુ અહીં

તો માત્ર એક ભાગમાંજ આખી વાર્તા પુરી થતી હોવાથી નાયકના પિતાની પૂર્વકથા લગાર વધારે પડતા વિસ્તારથી વર્ણવાએલી લાગે છે.

પ્રસ્તાવનાની આરંભમાંજ લેખકે કહ્યું છે કે 'નીતિના વિષય ઉપર નિબંધ લખવા વિચાર હતો. નિબંધના વાંચનારા ગુજરાતી વર્ગમાં બહુ થોડા, તેમાં રસ લેનારા તો કોઇકજ તેથી એક વાર્તા લખવાનું મેં ઉચિત ધાર્યું'. એટલે આ વાર્તા બોધપ્રધાન હોય તેમાં આશ્ચર્ય નથી. પરંતુ વાર્તાની વચમાં નીતિના ઉપદેશો કે વર્તમાન સ્થિતિની ચર્ચાઓ આવે છે તે પોતે રસદાયક હોવા છતાં વાર્તાના અખંડ વહેતા રસમાં અંતરાયરૂપ થઇ પડે છે. એવાં ઉપદેશ કે ચર્ચા વગર પણ વિવેકી વાચક લેખકનો ઉદ્દેશ સમજી શકે એમ છે. અને તેથી અપ્રસ્તુત ચર્ચા આવી નવલકથાઓમાં કોઇ પણ રીતે લાભકારક નીવડતી નથી.

પરંતુ આ સાધારણ દોષો બાદ કરતા આ નવલકથા એકંદરે ઉચ્ચ પ્રતિની છે અને લેખકની ઉચ્ચ પ્રકારની રસજ્ઞતા તથા સંસ્કારિતા દર્શાવે છે એમાં શંકા નથી. પાછળ આપેલા અભિપ્રાયો જોતાં જણાઇ આવે છે કે આ નવલકથાએ સારો લોકાદર તથા વિદ્વત્પ્રીત સંપાદન કર્યા છે, અને તે યોગ્યજ છે.

**જ્વાલા** લેખક સ્વઃ ટપુભાઇ ત્રિભુવનદાસ વસાણી સંપાદકઃ છેલશંકર દ. વ્યાસ મૂલ્ય ૧-૪-૦

'સૌરાષ્ટ્રમિત્ર' ના પહેલા વર્ષની ભેટ તરીકે આપવામાં આવેલું આ પુસ્તક રા. છેલશંકર વ્યાસની મિત્ર ધર્મની ઉચ્ચ ભાવનાની સાક્ષી પુરે છે. પોતાના સ્વર્ગસ્થ મિત્રના અપ્રસિદ્ધ લેખો પ્રગટ કરી તથા તેમનું ભાવભર્યું જીવનવૃત્ત આલેખી એમણે પોતાના મિત્રને ઉત્તમ સ્મરણાંજલિ આપી છે.

પ્રસ્તુત પુસ્તકમાં સ્વ. ટપુભાઇએ લખેલી ટુંકી વાર્તાઓ, નાટકો તેમજ વિચારાત્મક તથા વર્ણનાત્મક લેખોનો સંગ્રહ છે. ઘણા લેખોમાં પ્રારંભ કાળની કચાશ જોવામાં આવે છે. 'ધુમસીનો નાશ' તથા 'હમીરજી ગોહેલ' પરથી સ્વર્ગસ્થની સર્જક શક્તિનો સારો ખ્યાલ આવી શકે છે ભાવનાશાળી ને સમર્થ લેખકના કેટલાક ગુણો બીજદશામાં એમના લેખોમાં જોવામાં આવે છે. પરંતુ વિધિએ આ આશાજનક લેખકના જીવનનો અકાળે અંત આણીને બીજદશામાં રહેલા એ ગુણોનો પરિપાક થવાનો સંભવજ રહેવા દીધો નથી એ જોઇને ખેદ થયા વગર રહેતો નથી.

**દશ લાખનો દલ્લો** લેખકઃ રા. રમણિક અ. મહેતા મૂલ્ય ૨-૦-૦

રશીયન ડીટેકટીવ ડેનીલીયના પરાક્રમો વર્ણવતી ૭ વાર્તાઓનો આમાં સંગ્રહ છે. લખ્યું નથી છતાં આ અનુવાદજ હશે એમ લાગે છે, શેર લૉક હોમ્સ, આરસેની લુપીન કે લીંગકતા જેવાં ડેનીલીયનાં પરાક્રમો અદ્દભુત, અસાધારણ બુદ્ધિચાતુર્ય કે અપૂર્વ તર્કશક્તિવાળાં લાગતાં નથી. છતાં આ વાર્તા રસ પડે એવી રીતે લખાએલી છે અને ડીટેકટીવ વાર્તાના શોખીનોને એના વાચનથી બે ઘડી નિર્દોષ આનંદ મળશે એમાં સંદેહ નથી.

**સંસારનો કંસાર**ઃ લેખકઃ રા. મોહનલાલ હ. કાંટાવાલા, એમ એ., આઇ. સી એસ મૂલ્ય ૧-૮-૦, પ્રસ્તુત પુસ્તકમાં આપણા સમાજનો ચીતાર આપવાનો લેખકે ઘણે અંગે સફળ પ્રયત્ન કર્યો છે. નવલકથાનું વસ્તુ સામાન્ય કોટિનું છે. પાત્રાલેખન એકંદરે દોષરહિત છે જોકે બહુ ઉત્તમ કોટિનું કહી શકાય એવું નથી પરંતુ સૌથી સરસ તો આ પુસ્તકની શૈલી છે પાંડિત્યના ડોળ વિનાની, રમતીઆળ કટાક્ષ

ને મર્મોક્તિથી ભરેલી એવી શૈલીએ આ પુસ્તકનું મોટું આકર્ષણ છે. નકામાં વર્ણનો પાંડિત્યદર્શક ચર્ચાઓ, કે અવલોકન ને અનુભવના આડંબરવાળી શિખામણો જેટલી અસર વાચક પર નથી કરતી તેટલી અસર એક માર્મિક ઉક્તિ કે કટાક્ષવચનથી થાય છે, તેના ઉદાહરણ રૂપ આ પુસ્તક છે. લેખકનો આ પ્રથમ પ્રયાસ સર્વથા અભિનંદનીય અને ઉત્તેજનને પાત્ર છે એમાં શંકા નથી.

**ગાંડીવ બાલોદ્યાનમાળા:** પુષ્પ ૧ લું: ટોલસ્ટોયની ત્રણ વાર્તાઓ; પુ. ૨ જું: બકુલ; પુ. ૩ જું: બીરબલનો બંધુ; પુ. ૪ થું: મૂરખરાજ; પુ. ૫ મું: નીલમ; પુ. ૬ ઠું: ભીષ્મ અને યુધિષ્ઠિર; પુ. ૭ મું: બાળવિહાર; પુ. ૮ મું: જય બજરંગ. પ્રકાશક: ગાંડીવ સાહિત્ય મંદિર.

બાલકને અર્થેજ લખાએલું, તેમને નાન અને આનંદ આપે એવું સાહિત્ય આપણી ભાષામાં ઘણુંજ ઓછું છે. આપણા એ અલ્પધન બાલસાહિત્યમાં ગાંડીવ સાહિત્ય મંદિરની આ બાલોદ્યાનમાળા બહુ અમૂલ્ય ઉમેરો કરે છે.

સર્વ પુસ્તકોની બાંધણી, ઉઠાવ વગેરે સુંદર અને આકર્ષક છે. જેમ બને તેમ બાલકો આ પુસ્તકો તરફ વધારે આકર્ષાય એવી કાળજી પ્રકાશકોએ રાખી છે એમ ઉપરટપકેથી જોનારને પણ લાગ્યા વગર રહેતું નથી. ઘણાખરા પુસ્તકનું પુઠું ચાર ચાર પાંચ પાંચ રંગમાં છાપેલું છે. પુઠા પર મુકેલાં ચિત્રો અર્થસૂચક અને આકર્ષક છે. રંગોની પસંદગી પણ ઉત્તમ પ્રકારની થઇ છે. બકુલ, નીલમ અને મુરખરાજ પુંઠાની બાબતમાં આ ત્રણ સૌથી મોખરે આવે એમ છે.

માત્ર બાહ્ય આકર્ષણથીજ સંતોષ ન માનતાં પ્રકાશકોએ અંદરનાં વસ્તુને પણ એવાજ આકર્ષક સ્વરૂપમાં રજુ કરવાની ચીવટ દાખવી છે. બાળકોને રસ પડે એવી જાતની ને એવી રીતે વાર્તાઓ ઉપરાંત 'બાળવિહાર'માં વિજ્ઞાનની વાતો બહુજ સરળ રીતે સમજાવી છે. આ સીવાય છઠ્ઠા તથા આઠમા પુષ્પોમાં ભીષ્મ અને યુધિષ્ઠિર તથા હનુમાનનાં ચરિત્ર સરલ પણ ભાવભરી શૈલીમાં આલેખી બાળકો સમક્ષ બ્રહ્મચર્ય, સત્ય ભક્તિ ને શરીર વિકાસના આદર્શો સુંદર રીતે ખડા કર્યા છે. મહાભારત અને રામાયણનાં પાત્રો બાલકને નાનપણથીજ જાણીતાં થાય છે. પરંતુ તેમને આવી બાલોચિત શૈલીમાં આલેખવાનો આના પહેલાં કોઇએ પ્રયત્ન કર્યો હોય એમ લાગતું નથી.

બાલકોને માટે ગુર્જર સાહિત્યમાં આનાથી સારાં પુસ્તકો ભાગ્યેજ મળી શકશે એમ કહેવું જરા પણ ખોટું નથી. આ માલામાં આવાંજ સુંદર પુષ્પો ઉમેરાતાં રહેશે એવી આશા સહેજે રખાય છે.

**જૈન સાહિત્ય સંશોધક: ખંડ ૩ અંક ૧ સંપાદક: મુનિશ્રી જિનવિજયજી.**

લગભગ ત્રણેક વર્ષથી બંધ થએલા આ પત્રને કેટલાક સાહિત્યપ્રેમીઓની ઇચ્છા અને સંપાદકની પોતાની 'લત'ને લઇને ફરી એકવાર ચાલુ કરવાનો એમણે આદરેલો યત્ન આદરણીય છે એમ કોઇ પણ વાચકને લાગ્યા વગર રહેશે નહીં.

જૈન સાહિત્યનું સંશોધન કરવાની અગત્ય એટલી બધી છે કે આવાં ત્રૈમાસિકોની જરુરીઆત વીશે લંબાણથી લખવાની જરુર રહેતી નથી.

રા. બ. કેશવલાલ ધ્રુવ, રા. નાનાલાલ ચ. મહેતા, રા. રવિશંકર રાવળ જેવા અજૈન લેખકોના લેખો પણ આમાં જોવામાં આવે છે.

જૈન સાહિત્યોદ્ધારના આ ત્રૈમાસિકને ઉપયોગી કાર્યમાં અમે સફળતા ઇચ્છીએ છીએ.

## ( ૨ )

લેખક:

## રા. મંજુલાલ રા. મજમુદાર

---

**થોડાંક છુટાં ફુલ:** પ્રણેતા અ. જયેન્દ્રરાય ભગવાનલાલ દૂરકાળ એમ. એ. મૂલ્ય: રૂ. ૧-૪-૦ જુદાં જુદાં માસિકોમાં પ્રસિદ્ધ થએલા લેખો તથા કેટલાંક પ્રસંગોચિત અપાએલાં વ્યાખ્યાનોનો આ ગદ્યસંગ્રહ છે. સંગ્રહેલાં "ફુલો" માં જેટલું વૈવિધ્ય છે તેટલું એકસરખું મનોહારિત્વ નથી. 'આમુખ' માં લેખકે કહ્યુંજ છે કે "જુદે જુદે સમયે અને ભિન્નભિન્ન નિમિત્તે લખાએલા આ લેખોમાં એકધારી ભાષા કે શૈલી કે વિચારપદ્ધતિ જોવામાં નહીં આવે."

છતાં જણાવતાં આનંદ થાય છે કે આ સંગ્રહમાંનો લગભગ અર્ધ ઉપરનો ભાગ શિષ્ટ અને પ્રૌઢ ગદ્ય સહિત્યમાં સંગીન ઉમેરો કરે છે. ખાસ કરીને "સાહિત્ય ચર્ચા" અને "જયન્તી" વિભાગમાં એકઠા કરેલા લેખો એ આ અધ્યાપકનો નાનો છતાં સુંદર ફાળો છે. સર રમણભાઈના "કવિતા અને સાહિત્ય" માંના લેખો, પ્રો મણિલાલ નભુભાઇ, આચાર્ય આણંદશંકરભઇ તથા આધ્યાપક કાલેલકરના કેટલાક લેખોનું સ્મરણ આ મિતાક્ષરી સાહિત્ય ચર્ચાના લેખોથી થાય છે.

અમારી સુચના છે કે સાહિત્યચર્ચાના આ વિષયો ઉપરજ જરા વિસ્તૃત અને અભ્યાસકને ઉપયોગી થાય એવી રીતે, સાંગોપાંગ સ્વરૂપમાં એક સ્વતંત્ર પુસ્તક તૈયાર કરવાનુ આપણા આ ગુજરાતી સાહિત્યના અધ્યાપક હાથમાં લે. સાંપ્રત ગુજરાતમાં, જ્યારે 'સાહિત્ય' ના સાચા અને વિશાલદર્શી તથા તલસ્પર્શી અભ્યાસને માટે સાધનોની ખોટ છે ત્યારે એવું એક પુસ્તક રચવાથી પ્રો. દૂરકાળ પોતાનું અધ્યાપકનું પદ વધારે દીપાવી શકશે એમ અમને લાગે છે.

સંગ્રહનો બાકીનો ભાગ છેક ભુલી જવા જેવો નથી; છતાં એ લેખોનું પ્રાસાંગિક સ્વરૂપ જ એવું છે કે એમાં સત્ર કાલીન ઉપયોગી તત્ત્વ આવવું અશક્ય જણાય છે. એ લેખો બહુધા મીસેલેની (પરચુરણ) અથવા માસિકોમાં આવતા સાહિત્યની કક્ષાના અમને જણાય છે. તેવા લેખોને આ પહેલી તકે (—જ્યારે લેખકે બીજાં પુસ્તકો હજી પ્રસિદ્ધિમાં મુકયાં નથી ત્યારે —) પુસ્તકાકારે છપાવી ચિરંજીવ કરવાના પ્રયાસની જરુર નહોતી. કારણ કે એવી અણસરખી કોટિનાં લખાણોને એક સાથે ગોઠવવાથી, મુકાબલે લેખકને અન્યાય થઇ જવાનો ભય રહે છે.

"સાહિત્યનું પ્રધાન તત્ત્વ" "વાઙમયની પ્રધાન ભાવના," "સાહિત્યના પાંચ ગુણો" "સાહિત્યમાં સંદેશ" "પ્રૌઢ શૈલી" — એ લેખો જેવા છે તેવા ઉપર કહ્યું તેમ, ઘણા સારા છે; પરંતુ લેખક ને હજી ઘણું કહેવાનું બાકી છે એમ એ વાંચતાં લાગે છે. "ભવભૂતિનું ચરણ"— "रात्रिरेवं व्यरंसीत्' ની રસ મીમાંસા, લેખકની શક્તિઓને ગૌરવ અપાવે તેવી છે. "કલા" "વિદ્યાપીઠની ભાવના" "આર્થિક સ્થિતિ અને સાદુ જીવન" વગેરે લેખો અવશ્ય વાંચવા જેવા છે.

લેખકની શૈલી એકંદરે વિષયવર્તિની થઇ શકે છે એમ જણાય છે. પરંતુ કેટલીકવાર પ્રૌઢ શૈલીમાં લખાએલી કૃતિનો લેખક અને સરળ વાણીમાં ચર્ચેલા વિષયનો લેખક એકજ હશે કે કેમ તે વીશે સંશય થાય તો નવાઇ નહીં. 'છાંટણ-

કળા' 'નવું ઓળખાણ' 'શબ્દોનાં મુળીઆં-ની રમુજ' 'ચેવડો' તથા 'પાંદડીઓ'-નાં ટૂચકા ( tit-bits ) વગેરે જેવાં Lighter vein માં લખેલા લેખો કોઇ ઉગતા લેખકને માટે સારા કહી શકાય તેવા છે; પરંતુ પ્રસ્તુત લેખકની ગંભીર, શિષ્ટ અને સંસ્કારી શૈલીને પડછે એવું લખાણ જરા અસંગત નથી લાગતું?

"પ્રૌઢ શૈલી"ની વિવેચના કરનાર લેખક-નું વલણ અર્થની પ્રૌઢી ઉપરાંત શબ્દની પ્રૌઢી તરફ કોકકોકવાર વધારે ઢળી જાય છે. એટલી ઉંચી સપાટી પર વાંચકને લઇ જવાની ઇચ્છા-વાળા લેખકને આ યુગમાં લોકપ્રિયતા મળવી મુશ્કેલ છે. એક નમુનો અહીં ઉતારીએ છીએ

"અહીં દિન એ રાત્રિનો પ્રતિસ્પર્ધી નહીં પણ સ્નેહના નવ સૌન્દર્યને અને અભિનવ વ્યાપારને પ્રકટા-વતો સખા છે. રાત્રિના આનન્દની, ઉલ્લાસની અને વિલાસની ત્યાં વિરતિ થઇ જતી નથી. પણ એમાં અનુસ્યૂત આત્માનું નવવિધાન વડે અન્ય ધર્મોમાં ઉપનયન થાય છે. અને આ ઉપનયનમાંજ ભગવાન રામચંદ્રના અનુરામનની રમણીયતા, રસિકતા અને ભાસ્વરતા વિરાજે છે."

—(પૃ પર)

'વાંચો વિજ્ઞાપન' જેવા, સરલ માર્ગમાં પડેલી શિલાઓ જેવા, સંસ્કૃત સમાસો જેમ ઓછા વપરાય તેમ ઇષ્ટ છે. આ શૈલીમાં મનઃસુખરામભાઇની વિશિષ્ટ અને સંસ્કૃતા શૈલીનો આછો ધ્વનિ સંભળાય છે. અમારા મતે વિષય-ને અનુલક્ષીને વાણીનું વાહન જરા ભારે થાય એ સ્વીકાર્ય છે; પરંતુ સામાન્ય રીતે આમવર્ગ પણ એ સાહિત્યનો લાભ ઉઠાવી શકે તેવો હેતુ લક્ષમાં રાખી, બને તેટલા સામાન્ય જનને પરિચિત—તદ્ભવ શબ્દો ગુજરાતીમાંથી જડી શકે ત્યાં સુધી તે વડેજ, નીભાવ કરવાની ટેવ પાડવાથી, લખાણની અસર વધારે સચોટ અને સર્વગ્રાહી નીવડી શકશે... "નવજીવન"માંનાં ગાંધીજીનાં લખાણો એ અર્થગર્ભ શૈલીનું ચલણી ઉદાહરણ આગળ ધરી શકાય.

લેખકમાં આર્ય સંસ્કૃતિનું સાચું ભાન તેમજ અભિમાન પાને પાને તરવરે છે. એ પ્રાચીન સનાતન ધર્મનું દેશકાલોચિત ગ્રહણ કરી વર્તમાન પરિસ્થિતિને પહોંચી વળવા જીવનસરણિ રચવાનો એમનો પથ્ય આગ્રહ છે. અંતમાં, આ સંગ્રહના પ્રકાશનથી આથીએ વધારે સગીન સહિત્ય સેવા કરવાની ધગશ પ્રો. દૂરકાળમાં જાગે એટલું ઇચ્છી આ અવલોકન બંધ કરીએ છીએ.

## નોંધ

### સ્વ. હરિલાલ દેસાઇ

સંસદના સભ્ય, જાણીતા વિદ્વાન ને ફ્રેંચ ભાષામાં નિષ્ણાત એવા સ્વ. હરિલાલ દેસાઇના અવસાનની નોંધ લેતાં અમને અત્યંત ખેદ થાય છે.

સ્વર્ગસ્થ વડોદરા હાઇસ્કુલમાં વર્ષો સુધી શિક્ષક તરીકે કાર્ય કર્યા પછી ગાંધીજીના સત્યા-ગ્રહમાં જોડાયા હતા, અને તેમના કારભારી (secretary) તરીકે કામ કર્યું હતું.

કપડવણજમાં એમણે પોતાની અંગત દેખરેખ અને વ્યવસ્થા હેઠળ વણાટખાતું શરુ કર્યું હતું; જે હજી એ ચાલે છે. ત્યાર પછી ભરુચ-માં એમણે રા. છોટાલાલ પુરાણી ને ડો. ચંદુલાલ-ના સહયોગ વડે સેવાશ્રમનું કાર્ય ઉપાડયું હતું. છેલ્લાં પાંચ ૭ વર્ષથી એઓ ભરુચમાંજ રહેતા.

એમના સહવાસમાં આવનારાઓ એમના ચારિત્ર્ય ને ભાવનાના નિરંતર પ્રશંસક બનતા.

'દેશ દેશની રસમય વાતો,' 'બેન્જામીનની આત્મકથા' નામક એમણે પુસ્તકો પણ લખ્યાં છે.

ઇશ્વર એમના આત્માને અખંડ શાંતિ આપો.

# સંસદની વાર્ષિક સભા

## પ્રમુખનું ભાષણ


રા કનૈયાલાલ મા. મુનશી

પ્રમુખ, સાહિત્ય સંસદ.


સંસદના સભ્યો, સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો!

આ વર્ષે આપણે દર વર્ષથી જુદી પરિસ્થિતિમા ભેગાં મળ્યાં છીએ. તમે જાણો છો કે દુઃસહ નુકસાનને લીધે સાહિત્ય પ્રકાશક કંપનીએ પોતાનું પ્રેસ વેચી દીધું છે. એ પ્રેસ અને તેના કાર્યકર્તાઓ સંસદની પ્રવૃત્તિને જે સબળ વેગ આપી શકતા હતા તે વેગનો લાભ હવે આપણને મળનો નથી. સદ્‌ભાગ્ય એટલુંજ છે કે પ્રેસ શીવાયની બીજી યોજના એ કંપની સાચવી રહી છે. અને પ્રેસ પણ સંસદ સાથે સહયોગ સાધવા તત્પર એવા વડોદરાના જાણીતા પ્રકાશક રા. મોહનલાલ કોઠારી વગેરેના હાથમાં ગયું છે. 'ગુજરાત'ની ઓફીસ મુંબાઇ અને વડોદરા એમ બે ઠેકાણે અત્યારે વહેંચાઇ ગઇ છે. આ બધાનુ પરિણામ શું આવે છે એની આગાહી કરવા માટે પુરતાં સાધનો મળે એટલો સમય વીત્યો નથી.

થોડા સમય પર સંસદના સભ્ય ભાઇ હરિલાલ દેસાઇ સ્વર્ગસ્થ થયા. એમની બુદ્ધિ, સેવા, મીલનસારપણું, ને ઉત્સાહ અણમોલાં હતાં એમના મૃત્યુથી સંસદે એક કીમતી સભ્ય ગુમાવ્યો છે.

આ વર્ષે સંસદે ચાર નવા સભ્યો સ્વીકાર્યા છે. ગઇ પરિષદના ઉપપ્રમુખ અને આવતી પરિષદના વિજ્ઞાન-વિભાગના ચુંટાએલા પ્રમુખ ડૉ. કુંવરજી નાયક જેવા વિજ્ઞાનવિલાસી ગુજરાતના ભક્ત; વીલ્સન કૉલેજના પ્રોફેસર અને ધારાશાસ્ત્રી રા. ગુલાબભાઇ જોષી, જેમનાં વિદ્વત્તા અને ગુજરાતપ્રેમ તમારા બધાની જાણમાં છે તે; રા. મોતીચંદ ગીરધર કાપડીઆ, જેમનાં સાહિત્ય વિષયક ઉત્સાહ અને જૈન સાહિત્યનો અભ્યાસ અર્વાચીનતાના આદર્શોથી પોષાઇ રહ્યાં છે તે; સંસદના 'ગુજરાતી સાહિત્ય'ના ઉપતંત્રી રા. જ્યોતીન્દ્ર દવે, જેનાં વિશાલ સાહિત્યજ્ઞાન ને વિનોદી કલમથી તમે પરિચિત છો તે; અને 'ગુજરાત'ના ઉપતંત્રી રા. દયાશંકર ભટ્ટ, જે એમનું ચાલે તો સંસદનો ભૂત, વર્તમાન ને ભાવિ ઉત્સાહ એકલે હાથે વ્યક્ત કરે, અને જેનું સંસદ સાથેનું તાદાત્મ્ય કોઇ પણ પુરોગામી કે સહચારી સભ્યથી ઓછું નથી તે; આ બધા જોડાયાથી સંસદ સમૃદ્ધ થય છે. આ મિત્રોને આ પ્રસંગે આવકાર આપવાની તક લઉં છું.

* તા. ૨૧ : ૮ : ૨૭ ને દિવસે સાહિત્ય સંસદની વાર્ષિક સામાન્ય સભા ને કૃષ્ણ જયંતિ પ્રસંગે પ્રમુખપદેથી આપેલું ભાષણ.

આ વાર્ષિક પ્રસંગે આપણે ઉત્સાહથી ભવિષ્યનો વિચાર કરવા ભેગાં મળ્યાં છીએ; છતાં પણ અનેક કારણોને લીધે અત્યારે ઉત્સાહ રાખવો કઠણ થઇ પડે છે. કોપેલા પુરંદરનો પ્રતાપ હજુ વીસરાતો નથી; જુના કવિની પંક્તિ કાનમાં અથડાય છે.

ભાગ્ય દેસ કહાનમ ચિંડોત્તર બાવનની ખડ હારિ;
ગૂજરાતીનું ખોખર ભાગ્યુ અજય ન આવઈ પાર;
અડયા કટક ઉઠ્ઠાહિ ચિંડોત્તર ધાણુધાર ધન્વોતિ.

ઘરો જમીનદોસ્ત થઇ ગયાં છે; ખેતરો પાણીનાં ખાબોચીઆં બન્યાં છે. અને જ્યાં અત્યારે ખેતી ચાલી રહી હોત, જ્યાં શીંગાળાં ઢોર મહાલતાં હોત, જ્યાં ખેતરથી પાછી આવતી ગ્રામ્ય સુંદરીઓનો ગીતધ્વનિ સંભળાતો હોત ત્યાં પ્રલયજલ ફરી વળ્યાં છે;—નજરે દેખાય ત્યાં સુધી કીચડ ભર્યો છે; તુટેલા ઘરના મોભો ને મરેલી ગાયનાં શીંગડાં ભૂત ચેતનની કરુણ યાદ આપી રહ્યાં છે; અને ગાઉઓના ગાઉ સુધી અદૃષ્ટ થએલાં ગામોનાં છાબંધ કુવા ને મંદિરો—ત્રિશૂલધારી ધૂર્જટિએ તાંડવ વખતે ખેરવેલાં પુષ્પો સમાં—પોતાના અસ્તિત્વથી પ્રસરેલા વિનાશ કથા કહી રહ્યાં છે. ડુબી જતાં બચેલું ગુજરાત ભયત્રસ્ત અને સાધનવિહીન હજી કંપે છે. તેનું કલ્પાંત અને તેની યાચના હજી સંભળાય છે.

આ પ્રલયકાળની વીર કથાઓ હજી આપણે પુરેપુરી સાંભળવાની છે. આ સ્થિતિમાંથી ગુજરાતને ઉગારવા ગુજરાતીઓએ જે ભગીરથ પ્રયત્નો આદર્યા છે તેની કથા તો હજુ રચાય છે. આ પ્રયત્નો કરનારાઓમાં ચાર સંસદના સભ્યો છે તે અત્યારે કેમ વીસરાય ? તે ડૉ. ચંદુલાલ, રા. છોટુભાઇ પુરાણી, ડૉ. સુમંત મહેતા અને રા. દયાશંકર ભટ્ટ.

પ્રલય વખતે અને ત્યાર પછી ગુજરાતે વીરતા, ઔદાર્ય ને વ્યવસ્થાશક્તિના ઇતિહાસમાં અનેક પાનાંઓ ઉમેર્યાં છે. જે રા. વલ્લભભાઇએ, રા. અમૃતલાલ શેઠે ને ડૉક્ટર ચંદુલાલે કર્યું; જે સર પરશોત્તમદાસે કર્યું; સરકારના મુખ્ય અંગ તરીકે જે સર ચુનીલાલે કર્યું; જે જે ગામે ગામ નાનાં મોટાં બધાંઓએ કર્યું;— અને ગુજરાતનું ગૌરવ વધાર્યું તે ઇતિહાસ સદાએ આપણને ગર્વપ્રદ રહેવાનો. અને પાછું ગુજરાત પગભર થશે, ખાબોચીઆંનાં ખેતરો થશે, વેરાનમાં ગામો વસશે; વૃદ્ધ ચ્યવન ભાર્ગવ સમું ગુજરાત પુરંદરના દ્વેષને આત્મબળથી મહાત કરશે ને પોતાના તપથી યુવાવસ્થાની શક્તિ ને પ્રતાપ ફરી મેળવશે, તે સમયે આપણે આ પાંચ દશ વર્ષોના ગુજરાતને જોઇ ગર્વથી ઉચ્ચારીશું કે ગુજરાતે પુરાણો મહામંત્ર સિદ્ધ કર્યો છે: 'આત્મના આત્માનમુદ્ધરેત્.'

પણ આ જીવલેણ તપ આદરતાં અનેક નાના મોટા ઉત્સાહો આપણે ત્યાગવા પડશે. સાહિત્યની પ્રવૃત્તિઓ ગૌણ થશે; રસિકતા મંદ બનશે; ગુજરાત યુનીવર્સીટી—વ્યવહારિકતાના પ્રદેશમાં પ્રવેશતાં વાર લગાડશે. પુનઃસ્થાપનાજ સંમુખ ઉભી છે; વિકાસને સ્થાન નથી. એ પુનઃસ્થાપના ભાવિ વિકાસ સરળ કરશે એટલાં આશાવચન પણ આપણે ઉચ્ચારી શકીએ તો પુરતું છે. પ્રલયને લીધે કેટલાંક મુઆં, કેટલાંક રઝળતાં થયાં ને કેટલાંક દુઃખી થયાં; કેટલાકે વીરતા બતાવી ને કેટલાકે સેવા કરી; કેટલાકે પૈસા ભેગા કર્યા, કેટલાકે ખર્ચ્યા; કેટલાક વીરતા નોંધશે ને કેટલાક વ્યવસ્થા વખાણશે; કેટલાંક એની કથાઓ કહેશે, ગાશે કે લખશે; બધા માનવના દર્શાવશે, જોશે કે વખાણશે. અને માનવતાનાં એ દર્શન પુનઃસ્થાપનાનો આત્મા ઘડશે.

---

## હીંદી ચિત્રકલા

[અનુસંધાન પૃષ્ઠ ૩૨૯ થી]

આલેખતાં એમણે દરબારમાં એક સ્થળે ઉભા રહી જોઇએતો દરબાર જે રીતે દેખાય તે પ્રમાણે દોરવાનો પ્રયાસ ન કરતાં 'દરબાર' શબ્દથી આપણા મનોનયન સમક્ષ જે ચિત્ર ખડું થાય છે તે આલેખ્યું છે. દરબાર એટલે શું એનો બધો ખ્યાલ એકજ ચિત્રથી આપવાનો એમણે પ્રયાસ કર્યો છે. એમનાં ચિત્રો, સામેથી જોવાનાં નહીં પણ જાણે ઉપરથી જોવાનાં હોય એમ લાગે છે. કલાની દષ્ટિએ આ પદ્ધતિ દોષયુક્ત છે એમ કહી શકાય નહીં. પોતાનો ભાવ અને ઉદ્દેશ કલાકાર સારી રીતે વ્યકત કરી શકે છે કે નહિ એટલુંજ આપણે જોવાનું છે—નહિ કે એમ કરવા માટે એણે કયાં સાધનોનો ઉપયોગ કર્યો છે.

હીંદી ચિત્રકારોએ માનવ આકૃતિઓ બરાબર દોરી નથી એમ ઘણી વાર આપણને લાગે છે. આનું કારણ એટલું જ છે કે આકૃતિ કરતાં ભાવ તરફ એમને વિશેષ પક્ષપાત હોય છે. જોનારનાં હૃદયમાં અમુક ભાવ ઉત્પન્ન કરવા પુરતોજ એ માનવ આકૃતિઓનો ઉપયોગ કરે છે.

હીંદુસ્તાનમાં કલા અને ધર્મ એટલાં બધાં ઓતપ્રોત થઇ ગયાં છે કે પરદેશીને તો એનો ખ્યાલ પણ ન આવે. હીંદી ચિત્રકારની દૃષ્ટિ પાર્થિવ વસ્તુ પર રહેતી જ નહીં. એને મન તો જડ ને ચેતન બંને પરમાત્માનાં પ્રતીક રૂપજ છે. આથી સર્વ ચિત્રકારોનાં ભિન્ન ભિન્ન વિષયનાં ચિત્રોમાં પણ એક પ્રકારની એકતા વ્યાપી રહેલી દેખાય છે. પ્રકૃતિ દૃશ્યનાં ચિત્રો પણ ઘણાં વિરલ હોવાનું કારણ આજ છે. આખી સૃષ્ટિ હીંદી ચિત્રકારને એકજ તત્ત્વનાં પરસ્પર આધાર રાખનારાં સ્વરૂપો જેવી લાગે છે. આવા પ્રકારનાં આર્ષ દર્શનને લીધેજ ઋતુઓ રાગિણી અને બારમાસ જેવી અપાર્થિવ વસ્તુઓમાં પણ ચૈતન્ય આરોપી તેને રંગ અને રેખા વડે ચિત્રોમાં મૂર્તિમંત કર્યાં છે. આ રીતે જોતાં રાગિણી અને ઋતુઓનાં ચિત્રો એ માત્ર સ્વચ્છંદ કલ્પના વ્યાપાર નથી; પરંતુ ઇન્દ્રિયાતીત વસ્તુઓ ને ભાવના કલ્પનાની દૃષ્ટિ વડે કરાએલાં દર્શનો છે-જો કે ઘણા ચિત્રકારોએ માત્ર પુરો ગામીઓનાં નિર્જીવ અનુકરણો કરી રાગિણી તથા ઋતુઓ તાં કનિષ્ટ પ્રકારનાં ચિત્રો દોર્યાં છે.

ઓગણીસમી સદીના આરંભકાળ સુધીની હીંદી ચિત્રકળાની રૂપરેખા આ પ્રકારની છે. પાશ્ચાત્ય કલાશૈલી અને હીંદની પ્રાચીન કલાશૈલી નો સમન્વય કરવાનો પ્રયાસ કેટલાક અર્વાચીન ચિત્રકારોએ કર્યો છે. એ સમન્વય કેટલો સફળ નીવડશે તે તો ભવિષ્યજ કહી શકે એમ છે.

# માજમ રાત

[અનુસંધાન પૃષ્ટ ૩૩૯ થી]

કુશંકા હતી. તેની નિર્દોષ મસ્તીને તે નફટાઇ અને અદમ્ય કામવાસના સમજતો હતો; અને તે વાસના છીપવવા રૂપી કોઇ નવા જુવાનીઆઓને શોધતી હશે, એવા કુતર્કોએ તેના મગજને બે ત્રણ માસથી ઘેરી લીધો હતો.

આંખમાંથી તણખા વર્ષાવતો તે અરજણ પટેલ પાસે પહોંચ્યો. સ્વસ્થ નિદ્રા ઘોરતા બાપને બાવડું ઝાલી તેણે ઢંઢોળ્યો. પટેલ એબાકળા ઉઠયા. નાનાએ નાક પર આંગળી દાબી. પટેલ ધ્રુજવા લાગ્યા. નાનાના હાથમાં ઉગામેલી કુહાડી, તેનું રુદ્ર સ્વરૂપ! ચંદ્રમાના ઉજાસમાં તે ખવીસ જેવો ભયંકર લાગતો હતો.

ધ્રુજતે અવાજે પટેલે પુછયુંઃ "શું છે, બેટા?"

"આતા! આતા!" અવાજ દબાવી નાનાએ કહ્યું; "ભાભીએ કોઇ બદમાશને ઘરમાં ઘાલ્યો છે. ચાલો જોવા."

"હું!" અરજણ પટેલનો સાદ ફાટી ગયો.

બન્ને જણુ રુપીને ઓરડે ગયા અને ત્યા શું જોયું?

રુપી કોઇ માણસના ગળામાં હાથ નાખી ઘસઘસાટ ઉંઘતી હતી. બન્ને ઉપર આછી પછેડી કેડના ઉપલા ભાગ સુધી ઢંકાએલી હતી.

"આતા! અબઘડીએજ ધપી નાખું છું."

"નાના! ખુન કરીશ? ગઝબ થાશે."

"હા, આતા! તમે જાવ. હું કમાડ ઉઘડાવું છું. જેવો બારણા બહાર નીકળશે તેવોજ ખોપરીમાં ઘા ઝીંકીશ. તમે કોદાળી લઇને ડેલા પછવાડે છુપાઇ જાવ. અહીંથી વખતે છટકી જાય તો, ત્યાં તમે પુરો કરી નાખજો."

તુરતજ નાનાએ ઓસરીના ખુણામાંથી કોદાળી લઇને આતાને સોંપી અરજણ પટેલ ડેલી તરફ રવાના થયા. તેનું ઉમદા લોહી પણ આ હરામખોરોના જારકર્મ ઉપર ખદખદી ઉઠયું.

ડેલી ઓરડાની સામે નહોતી, પણ જ્યાં ઓસરી પુરી થતી, ત્યાંથી થોડે દૂર છેડા ઉપર હતી. અરજણ પટેલ ત્વરાથી ડેલીના ખુણામાં લપાઇ રહ્યા.

નાનાએ કમાડને જરા ઠેલી જોયું. માજમ રાતના ઉત્સાહમાં રુપી સાંકળ ચઢાવતાં ભુલી ગઇ હતી. કમાડ સહેજે ઉઘડી ગયાં; અને બુઝાવા આવેલો દીવો, પવનનો મંદ સ્પર્શ થતાંજ બુઝાઇ ગયો. નાનો ચોરની જેમ ફણાભર ડગલાં ભરતો, ખાટલાના ઓશીકાથી જરા દૂર ઉભો રહ્યો.

ચંદ્રનાં કિરણો ખાટલા પરથી સરીને નીચાં ગયાં હતાં. ઓરડામાં અંધકાર છવાયો હતો. નાનાની નજર સમક્ષ, રુપીની સોડમાં અજાણ્યા આદમીનું છાતી સોતું માથું માત્ર કાળા આકાર રૂપે તરવરી રહ્યું. તેણે રાક્ષસી જુસ્સાથી કુહાડી હવામાં તોળી.

એજ ક્ષણે આદમી પડખુ ફર્યો અને અસ્પષ્ટ અવાજે બોલ્યોઃ "રુપી! હવે જવા દે."

સ્વપ્નાયમાન દશામાંથી નીકળેલો મોટાનો અવાજ નાનાએ પરખ્યો નહીં. તેને એમ લાગ્યું કે હમણાંજ આ હરામખોર નાસી જશે. કે પણ વિચાર કર્યા વિના કોપેલા નાનાએ અધર હવામાં કુહાડીને બે ત્રણવાર વીંઝીને, પડખું ફરતા આદમીના માથામાં તમામ જોરપૂર્વક ઝીંકી. એક ભીષણ ફડાકો બોલ્યો, અને મંદ તીણી ચીસ નાખીને આદમી શાંત થઇ ગયો. તેના હાથ પગ તરફડવા લાગ્યા.

અવાજ સાંભળી રુપી ધાંધી બનીને ઉઠી. નાનાએ તેના સામે પણ કુહાડી ઉગામી; "રાંડ! તારા બાપને ઘરમાં ઘાલે છે? લે તું પણ."

રુપીએ છલંગ મારી નાનાનો હાથ પકડી લીધો: "હાય હાય ! નાના તેં કાળો ગજબ કર્યો. તારા મોટા ભાઇ......"

"હેં ? હેં ?" નાનાનો અવાજ તરડાઇ ગયો. પથારી લોહીથી ઢબઢબી રહી. નાનાએ ધ્રુજતે હાથે દીવાસળી સળગાવી ભયંકર દશ્ય જોયું. લોહીની નીકમાં ખરડાએલા મોટાએ છેલ્લું ડચકું ભર્યું.

રુપી મૂર્છા ખાઇને ઢળી પડી.

ઘેલછામાં, ઘેનમાં, અધીરાઇમાં નાનો ડેલી તરફ દોડયો, આતાને ખબર કરવા હાંફતો હાંફતો દોડયો. માથા પરથી પાઘડી ઉડી ગઇ. તેના દોડવાનો અવાજ સાંભળી અરજણ જરા આગળ આવ્યો. ડેલીની ભીંત આગળ લપાઇ રહ્યો. નાનામાં બોલવાની તાકાત નહોતી રહી. તે હેબતાઇ ગયો હતો. તેની વાણી સીવાઇ ગઇ હતી. શ્વાસભર તેણે ડેલીમા પગ મુકયો. ઉઘાડા માથાના ખવીસને અરજણ પટેલે જોયો ન જોયો એટલામાં તો બે હાથે કોદાળી અધર ઉછાળી, લોઇ ઝાટકીને તેના માથા ઉપર ઠઠાડી. "રામરામ" કરતો નાનો ચીભડાની જેમ ફસાઇ પડયો. અને પડતાં વેંતજ તેનો આતમરામ ઉડી ગયો. તેના તાળવાનાં બે ફાડાં થઇ ગયાં હતાં.

"બે રાંડ ગોલીના ? તારે ભાગી જવું'તું કાં ?" એમ કહીને અરજણ પટેલે ફરી વાર તેના માથામાં કોદાળાની મુંધરાટીનો ઘા ઝીંકયો.

ત્યાંથી દોડીને અરજણ પટેલ રુપીને ઓરડે આવ્યા. ઓરડામાં ઘોર અંધકાર હતો. ભયંકર શાન્તિ પ્રસરી રહી હતી. અરજણ પટેલે સાદ નાખ્યો: "નાના ! નાના !"

નીરવ અંધારા ઓરડામાથી કંઇ જવાબ આવ્યો નહીં.

અરજણનું હૃદય ધડકવા લાગ્યું: "ત્યારે શું નાનાને ખલાસ કરીને હરામખોર ભાગ્યો હશે ? અરર ? ગજબ કર્યો."

પોતાના ખાટલા આગળ જઇ, અરજણ પટેલે દીવો ચેતાવ્યો, અને એકદમ ઓરડામાં દાખલ થયો. જમીન ઉપર ઢળી પડેલી રુપીને જોઇ તેણે દાંત કચકચાવ્યા: "રાંડ ! ઢોંગ કરેછ ?"

ખાટલામાં લોહીલોહાણ લાશ પડી હતી. અરજણ પટેલને આશ્ચર્ય થયું. ખાટલામાં નાનાની કાયા કેમ આવી જાય ?

જરા આગળ ચાલીને પટેલે લાશ ઉપર દીવો ધર્યો અને કારમી ચીસ નાખી: "અરર! આ તો મોટો ?"

તેને કંઇ ગમ પડી નહીં. તેનું મગજ ભમવા લાગ્યું. તેના પગ નીચેથી પૃથ્વી ખસતી હોય તેમ જણાયું. તેણે રુપીને ઢંઢોળી, પણ રુપી અવાક નિશ્ચેષ્ટ પડી હતી. રુપી ઉપર દીવો રાખી તેણે બારીકીથી જોયું. કપાળભર ઉંધી પડેલી રુપીના મોં આગળ લોહીનું જબર ખાબોચીયું ભરાયું હતું, અને તેના ફાટી ગએલા કપાળમાંથી માંસનો લોચો બહાર આવી ગયો હતો. ખાટલા આગળ નીચે પડેલા, નવા આણેલા પારણીઆ ઉપર પછડાઇને તેનું કપાળ ફાટી ગયું હતું.

પટેલે રાડ નાખી "હાય હાય ! મોટો શું ખેતરે નહીં ગયો હોય ? કે મોડેથી પાછો આવ્યો હશે ?"

તેની આંખે અંધારાં આવવા લાગ્યાં. ભાંગ્યે તૂટ્યે કરીને મહા પ્રયાસે, તે દીવા સમેત ડેલીએ પહોંચ્યો, અને જોયું તો નાનો લોહીમાં થઇને લોહીના ખાબોચીઆમાં પડ્યો હતો.

પટેલ બેબાકળો બની ગયો. તેણે મગજનો કાબુ સદંતર ગુમાવી દીધો, માથાના વાળ પીંખી પીંખીને તે બનાડ પાડવા લાગ્યો. તેના મગજમાં

ભીષણ ઉન્માદ ઘેરાયો; અને એ ઉન્માદના તોરમાં તેણે ડેલીના કમાડ આગળ ખોડેલા કાળમીઢ અણીદાર પથ્થર ઉપર જોરથી માથું અફાળી એજ ટાણે પ્રાણ કાઢી નાખ્યા.

બીજે દિવસે, આ સુખી સમૃદ્ધ અને ભાગ્યશાળી ગણાતા પટેલના ઘરમાંથી ચાર લાશો લઇને ગામ લોકો ગમગીન ચહેરે અનેક તર્કવિતર્કો સેવતા સ્મશાન ભણી ચાલ્યા જતા હતા.

# નવગુજરાતનો સૌંદર્યનો આદર્શ

[ અનુસંધાન પૃષ્ઠ ૩૨૨ થી ]

આ ઉપમાઓમાથી આપણે ક્યાંનાં ક્યાં ઉતરી પડ્યા! એ સંસ્કૃત ઉપમાઓ છે જ બહુ ખરાબ. આપણે એ માયાવી દુનીઆમા બહુ ભુલાં પડવા જેવું નથી.

ખરું પુછે તો સંસ્કૃતમાં આ બે ઉપમાઓ જેવી હાલતે ને ચાલતે બધામાં વપરાય એવી બીજી ઉપમાઓ નથી. નાક કેવા, તો કહે તેના પ્રકાર માત્ર ત્રણઃ દીવાની જ્યોત જેવુ, તલની ધાર જેવું અને પોપટની ચાંચ જેવું; હોઠ કેવા તો કહે તેના પ્રકાર માત્ર બે પાકેલા ગીલોડા જેવા કે રાતા પરવાળા જેવા. ભ્રકૂટિ તો કામદેવના તીરની કમાનજ જેવી અને કપોળ તો ગુલાબના ફુલ જેવા. કાનની ઉપમા હું ભુલી ગયે છું અને કેશ છુટા હોય તો કલાપ અને વેણી હોય તો નાગણ સમી. ગ્રીવા માટે શું હશે! સુકોમળ તો ખરી પણ કોના જેવી? કમળ બમળ જેવીજ હશે કંઇક. ગિરિશૃંગ અને કનક કલશ અને કદલીવન ને એવી એવી થોડીક ઉપમાઓ આમાં ઉમેરીએ એટલે આપણું ઉપમાશાસ્ત્ર લગભગ ખલાસ થાય છે.

માલિની! મને એક બાબતનું બહુ વિસ્મય થાય છે. આપણે ત્યાં લાલ વસ્તુઓને બધીજ લાલ વસ્તુઓ સાથે સરખાવી શકાય અને ધોળી વસ્તુઓને બધીજ ધોળી વસ્તુઓની હારમાં બેસાડી શકાય એવું શું કારણ હશે? દાખલા તરીકે પ્રિયાની અળતો સુકેલી લાલ રંગની પહાની કેવી તો કે સંધ્યાના રાતા રંગ જેવી, વળી એ પહાની કેવી તો કે, સિંહના ઉઘાડેલા મુખમાં જે લાલ તાળવું દેખાય તેના જેવી. વળી એ પહાની કેવી તો કે રાતા મણિની પ્રભા સરિખી, વગેરે વગેરે. અને પ્રિયાનું હાસ્ય કેવું તો કે ધોળા ફુલના જેવું ઉજ્જવળ, ચાંદનીના કિરણ સમુ શ્વેત, રુના ઢગલા જેવું નિર્મળ, બરફના પહાડ જેવું શુભ્ર વગેરે વગેરે. એટલે શું આપણે ત્યાં રંગમાંએ છાયા ભેદ (Sbades) જેવું કૈં માનતાજ નહીં હશે?

આપણે ત્યાં સ્ત્રીઓની ચાલો ઘણા પ્રકારની વર્ણવી છે, હંસગતિ, ગજગતિ, હારણગતિ, ઘોડાના જેવી ચાલ, ઉંટના જેવી ચાલ, તીતરના જેવી ચાલ અને તે ઉપરાંત બીજાં ઘણાંએ જના-

વરો જેવી ચાલ સ્ત્રીઓ ચાલે છે. એમાંથી સરસ કઇ તે વીચારવાનું તો હું તનેજ સોંપુ છું. બાકી મને તો પેલા કાઠીઆવાડથી આવેલા સોમજીભાઇ ચારણે કહ્યું હતું કે "બહેન! તમારી ચાલની તે શી વાત થાય? તમે તો હંસની ચાલેજ ચાલો છો. તમારું નસીબ બહુ બળીયું છે" તે દહાડાથી મારું નશીબ મારી ચાલમાં વસ્યું છે એમ મેં જાણ્યું અને હવે હું એ નસીબને પકડી રાખવા કલ્પેલી હંસની ચાલે ખરેખર ચાલવા પ્રયત્ન કરું છું.

માલિની! મને આશ્ચર્ય એકજ થાય છે. આટલી બધી વિગતો પર આપણે ધ્યાન આપ્યું ને આખા અંગની સપ્રમાણતા પર કોઇએ ખાસ ભાર કેમ નહીં મુકયો? મને તો એનું એકજ કારણ જડે છે. આપણે ત્યા સાડીના સળ એટલા સરસ રીતે પાડી શકાય તેમ છે કે સુંદર કે અસુંદર બધાએ અવયવો એ સળમાં સંતાઇ આકર્ષક બની રહે છે. વિદેશીઓના પોશાકમાં અંગ વધારે ઉઘાડું રહે એટલે તે અંગને ખીલવવાની વધારે જરુર. આપણા સાડીના ફેર ને ઘેરમાં એ જરુર બહુ ઓછીજ પડે છે ને તેમાં જ બહુ થોડી ગુજરાતી સ્ત્રીઓનાં આખા અંગ વિકસેલાં હોય છે, જે વાતની જરુર નહી તેના પર કોઇ ધ્યાન આપે ખરું?

બહુ થયું હવે, નહીં તો તું વળી લાંબો કાગળ જોઇને છેડાઇ પડશે અને વાંચવાની તસ્દીએ નહીં લે. જરા ઉભી રહે, એક વાત યાદ આવી તે કહી દઉં. તને પેલા હિતોપદેશના શ્લોક યાદ છે?

गुणिजन गणनारंभे, न पतति कठिनी सुसंभ्र माचस्य।
तेनांबा यदि सुतिनी, वद वंध्या कीदृशीनाम ॥

કોઇ વાર એવોએ સમય આવશે કે લોકો 'ગુણીજનને બદલે 'સુંદરજન' શબ્દ મુકશે. તને શું લાગે છે?

હું આવતે અઠવાડીએ તારી તરફ આવવાની છું ને તારે ત્યાંજ ઉતરવાની છું તે થોડી સુંઠ ખાઇ રાખજે કે વાતો કરતાં માથું દુઃખે નહીં. રા. સેવકરામ આટલા દિવસથી અહીંઆં છે પણ મને ગઇ કાલેજ મળવા આવ્યા હતા. મેં એમને તારી તરફ ફરીઆદ મોકલી આપવાની ધમકી આપી છે.

એક તને ગમે એવી બાબત છે. એ આવ્યા ત્યારે હું તારા પર કાગળ લખતી હતી અને એમને મે એ અધુરો કાગળ વાંચવા આપ્યો ત્યારે થોડો વાંચીને મને પાછો આપીને કહેકે "આ બધી માથા ફોડ શા માટે? તેના કરતાં માલિનીનુ વર્ણનજ લખ્યું હોત તો સુંદરતા શું તે તરત સમજાત" આવા ફક્કડ જવાબ પછી મને પણ બીજું કં લ-વું સુઝયું નહીં ને તેથી કાગળ હતો ત્યાંથીજ રહેવા દીધો. પણ હાઇઓ, આ વાચી તું ફુલાઇ ગઇ છે તો ખબરદાર!

છોકરાંઓને આશીર્વાદ!

લી. સુરંગીનાં

સ્નેહસ્મરણ.



## મારી નોંધપોથી

[ અનુસંધાન પૃષ્ઠ ૩૧૮ થી ]

વિરાજતું તેમ આ સપ્તર્ષિત્રયીના આધારે ચારુતર ઉભું રહ્યું છે—જો કે સ્થૂલ દૃષ્ટિને તો એમજ લાગે કે એ ચારુતરના આધારે એ સપ્તર્ષિત્રયી ઉભી રહી છે. આવી રસાળ ભૂમિમાં સાહિત્ય પરિષદ જેવે પ્રસંગે એ લોકો સાઠ ઉપપ્રમુખો પણ નહીં નીમી શકે તો કરશે શું ?

કોઈએ એમને સુચના કરવી જોઇએ કે સાઠ ઉપપ્રમુખો નીમશો તોએ કેટલાક બાકી રહી જશે એટલા માટે પ્રમુખ સીવાય જેટલા સાહિત્ય પરિષદમાં પધારે તે સર્વે ઉપપ્રમુખો એવો નિયમ રાખવો જોઇએ. એમ કર્યાથી એ શબ્દ પણ સાર્થ થશે. 'ઉપ' ઉપસર્ગનો અર્થ 'પાસે' થાય છે. પ્રમુખની પાસે, આજુબાજુ બેઠેલા તે ઉપપ્રમુખો. આમ કર્યાથી આપણે એક બીજાને માન આપી પોતાનેજ માન આપીશું.

તા. ૨૯-૭ ૨૭

આજે વાચ્યું કે માલિની પતંદીકરે ગુલાબખાન નામના મુસલમાન યુવક સાથે લગ્ન કર્યાં તેનો વિરોધ કરવા પુનામાં જંગી જાહેરસભા મળી હતી.

રોગ થયા પછી તેને માટે કયી દવા ઠીક પડશે એમ ધારી ઝંડુ ફાર્મસ્યુટીકલ વકર્સનું 'પ્રાઇસલીસ્ટ' જોવું તે કરતાં રોગ ઉત્પન્ન થતોજ અટકાવવો એવું ડાહ્યા મનુષ્યોનુ વચન છે. અને એમનાં અન્ય વચનો કરતાં આ વચનની વિશિષ્ટતા એ છે કે એ ખરું છે.

લગ્ન થઇ ગયા પછી તેનો વિરોધ કર્યાથી શું વળે ? કોઇ કહે કે લગ્ન થયા પહેલાં તેનો વિરોધ શી રીતે થઇ શકે, તો તે મારા પ્રશ્નનો અર્થજ નથી. સમજ્યો એમ કહી શકાય. હું એમ કહેવા માગું છું કે આવાં લગ્નો થાય અને પછી તેનો વિરોધ કરવો પડે તે કરતાં આવાં શા કારણથી થાય છે તેનું બારીક નિરીક્ષણ કરી એવાં કારણોજ ઉત્પન્ન થવાં દેવાં નહીં.

ઉંડો વિચાર કરતાં લાગે છે કે આવાં લગ્નો થવાનું કારણ એકજ છે; અને તે સ્ત્રીઓ પોતાની મેળે વરની પસંદગી કરે છે તે છે. કોઇ પણ વ્યક્તિ પોતાને માટે પતિ કે પત્નીની પસંદગી ન કરે, પણ તેને બદલે તેનાં માતાપિતાના અભાવે, કાકાકાકી અથવા તો એ સર્વને અભાવે એનાં દૂરનાં સગાં એ વ્યક્તિને માટે પતિ અથવા પત્ની શોધી કાઢે એવી પ્રણાલિકાનો જે દિવસથી ભંગ થવા માંડ્યો તેજ દિવસે ઘણાએ વિચારકોએ કહેલું: "હે ભગવાન્ ! હવે જે ન થાય તે ખરું !"

હજી પુરુષ પોતાને માટે પત્નીની પસંદગી કરે તો કૈંક ચલાવી લેવાય એવું છે. પણ સ્ત્રી ! સ્ત્રી પોતાને માટે વર શોધવાની ઇચ્છા કરે તે સર્વથા અનુચિત છે, ત્યાજ્ય છે, હાનિકર છે, અકીર્તિકર છે. શા માટે ? प्रश्नस्य अनौचित्यम् સ્ત્રીઓનું પસંદગીનું ક્ષેત્ર શું ઓછું છે કે વરની કરવાની મહેનત પણ તેમનેજ લેવી પડે ? પસંદગી લુગડાં, ઘરેણાં, ચાકર, વાસણ, સાવરણી ને જમાઇ ઇત્યાદિ વિવિધ જાતની વસ્તુઓની પસંદગી સ્ત્રીઓનેજ કરવાની હોય છે. પણ સ્ત્રી પોતેજ પોતાના પતિની પસંદગી કરે તો કેવાં અનર્થકારક પરિણામ આવે એ બતાવવા આ દાખલો મોજુદ છે.

પ્રાચીન કાળમાં સ્વયંવરની પ્રથા હતી. કન્યકા હાથમાં વરમાળ લઇ સ્વયંવરમાં પધારેલા કોડીલા યુવકો—ને ખાસ કરીને વૃદ્ધો—તરફ જોતી જોતી હંસગતિથી ચાલતી; એની સાથેજ દાસી કે એની સખી પણ ચાલતી. તે જે જે ઉમેદવાર આગળથી તેઓ પસાર થતાં તેનું વર્ણન-પરૂ,

યાવન, ધન, પ્રભુત્વ ને અવિવેકનું વર્ણન-કરતી. ઉમેદવાર તરફ તિરસ્કારની દૃષ્ટિ ફેંકી કન્યા આગળ ચાલતી. આખરે એકાદ પુરુષ-સિંહ આગળ એ થોભતી, લજ્જાથી નયનો નમાવતી ને ધૃષ્ટતાથી વરમાળ ઉંચી કરી. તેને ગળે પહેરાવી દેતી.

આ પ્રથા ફરી શરુ કરવી જોઇએ એમ કેટલાક અનુભવ થયા છતાં પણ નહીં સુધરનારા મનુષ્યો કહે છે. સ્વયંવરની પ્રથાનો આપણે પ્રયોગ કરી જોયો. એ પ્રયોગ નિષ્ફલ નીવડયો નહીં તો એ બંધ કરતજ શું કામ? સ્વયંવરથી એ કે બહુ બહુ તો બાર-પંદર વ્યક્તિઓને આનંદ થતો પણ અસંખ્ય ઉમેદવારો નિરાશામાં દુખી જતા, કેટલાક કન્યાનું હરણ કરતા, અને સૈનિકોનાં મુડદાં બનાવતા. આમ સ્વયંવરની પ્રણાલિકાને લીધે જગતમાં મારામારી ને હિંસાનો સંભવ વધતો. માટે ગાંધીજીનું જગતમાં આગમન થયું તેનાથી પણ ઘણા વર્ષ પૂર્વે અહિંસાના પ્રચારકોએ સ્વયંવરની પ્રથા બંધ કરી. એનો પ્રબળમાં પ્રબળ વિરોધ કાલિદાસે બે વાર કર્યો. એક વાર શાકુન્તલનું નાટક લખીને ને બીજી વાર न रत्नमन्विष्यति मृग्यते हि तत् ।*એ લીટી લખીને.

સમાજમાં પેઠેલો સડો દૂર કરવા માટે, કલિયુગમા એકપાદ થએલા ધર્મને ફરી પાછો ચતુષ્પાદ બનાવવા માટે પુરુષ કે સ્ત્રી પોતપોતાને માટે પત્ની કે પતિની શોધ કરે, અથવા હું અમુકજ સાથે લગ્ન કરીશ એવું જાહેર કરે તેને—તેને શું કરવું એનો બધાએ મળીને વિચાર કરવો ઘટે છે.

તા. ૫-૮-૨૭

મોહરમમાં હીંદુભાઇઓએ લગ્ન ન કરવાં એવી કેટલાક મુસલમાન બીરાદરોની સુચનાં, તથા 'માલકીઆ વગેરે પણ કલમા પઢશે' એવાં મૌ. મહમદઅલીના વચનથી કેટલાક હીંદુઓ ગુસ્સે થયા છે, કેટલાક દીલગીર થયા છે.

પણ એમાં ગુસ્સે અથવા દીલગીર થવા જેવું છે શું? પોતાના ભાઇ સમા હીંદુઓ હાથે કરીને પોતાનું આખું જીવન દુઃખી થાય એવું પગલું ભરતાં અટકે-ખાસ કરીને મોહરમ જેવા દિવસોમાં તો એવું નજ કરે એવી દયા ને સહાનુભૂતિની વૃત્તિથી પ્રેરાઇ મુસલમાન ભાઇઓ ઇચ્છે કે હીંદુઓ લગ્ન ન કરે-ખાસ કરીને મોહરમમાં તો નજ કરે.

લગ્ન એટલે સ્વાતંત્ર્યવિનાશ. લગ્ન વખતે અને ત્યાર પછી પણ હીંદુઓને તો દુઃખજ ભોગવવાનું છે એ મુસલમાન બીરાદરો બહુ સારી રીતે જાણે છે. લગ્ન વખતે પરણનાર પોતે પૈસા ખરચવા સીવાય કંઈ પણ કરી શકતો નથી, જે જે એને કરવું પડે છે તે અન્યની પ્રેરણાથીજ. ઘોડા પર, ચોરીમાં, ગાડીમાં ઇત્યાદિ સર્વ સ્થળે એને મુગાજ બેસી રહેવું પડે છે. સાસુ એનું નાક ખેંચે તોએ એનાથી બોલાય નહીં! ગોરો ઘાટા પાડે, સ્ત્રીઓ રાગડા તાણે, ઢોલીઓ ખરજ ને ટીપનો સમન્વય કરી બતાવે, વાજાવાળા સંગીત ને શ્રવણને પીડા આપે, ને જ્ઞાતિજનો મિષ્ટાન્ન આરોગે. આ સર્વમાં પામર પ્રાણી જેવો બીચારો વર કંઈજ કરી શકતો નથી. ભ્રમણ કરનારી સર્વ વસ્તુઓ એક મધ્યબિંદુની આસપાસ ભ્રમણ કરે છે, પરંતુ એ મધ્યબિંદુ તો સ્થિરજ રહે છે. તેજ પ્રમાણે એને નિમિત્તે, એની આસપાસ અસંખ્ય મનુષ્યો ધાંધલ, કોલાહલ, ધોધાટ મચાવી મુકે છે, પણ એને તો નિષ્ક્રિય, નિશ્ચેષ્ટ ને નિર્વાકજ રહેવું પડે

* રત્ન શોધવા જતું નથી. એને તો શોધવું પડે છે.

છે. આમ એના સ્વાતંત્ર્યવિકાશનો પ્રારંભ લગ્નની ક્રિયાની શરૂઆતથીજ થાય છે અને તેનો અંત એના જીવનના અંત સાથેજ આવે છે.

હીંદુભાઇઓએ સ્વતંત્રતા મેળવવા પ્રયાસો આદર્યા છે. તેમાં અમને મુસલમાન ભાઇઓનો સહકાર જોઇએ છે. મુસલમાન ભાઇઓ હીંદુઓને લગ્ન કરતાં અટકાવી તેમની નાશ પામતી સ્વતંત્રતા બચાવવા માંગે છે, ત્યારે ઉદ્ધતા હીંદુઓજ તેમનો વિરોધ કરે છે! બીજા હોત તો આવી પરિસ્થિતિમાં ઉશ્કેરાયા વગર રહેત નહીં; પરંતુ મુસલમાન ભાઇઓ સ્વભાવે શાંત મીલનસાર, ને શાણા હોવાથી તેઓ જરા પણ ઉશ્કેરાયા નથી; માત્ર બોધ આપીનેજ અટક્યા છે. ઘોડા પરથી વરરાજાનું, અથવા બને તો ચોરીમાંથી કન્યાનું હરણ કરી હીંદુઓને પરણતાં તેઓ અટકાવતા નથી; પરણવા જનાર મનુષ્યને ફાંસીની સજા કરાવવાને વોઇસરોય પાસે તેમણે 'ડેપ્યુટેશન' પણ મોકલ્યું નથી. આ સર્વ જાણીને કોનું હૈયું ભરાઇ નહીં આવે? કોની આંખમાં પાણી નહીં આવે? જો કે મૌલાના શૌકતઅલીની આંખોમાંથી તો નાયગ્રરાના ધોધ સહેજસાજમાં વહી જાય છે!

ને 'માલવીઆ વગેરે કલમા પઢશે' એમ કહેવામાં મો. મહમદઅલીએ શું ખોટું કર્યું તે સમજાતું નથી. કલમા પઢવા એ શું ખોટું છે? અથવા મૌ. મહમદઅલી એમ માને છે કે એ ખરાબ છે? મો. મહમદઅલીને મન તો કલમા પઢવા એ ઉત્તમોત્તમ વસ્તુ છે. અને એવી ઉત્તમોત્તમ વસ્તુ માલવીઆજી કરશે એમ કહીને માલવીઆ તરફનાં એમણે પોતાનાં ભક્તિ ને શ્રદ્ધાજ પ્રગટ કર્યાં છે. આમ એક મુસલમાન નેતા હીંદુ નેતા તરફ પોતાનો વિશ્વાસ પ્રગટ કરે એ ખરેખર આનંદજનક છે. ભિન્ન ભિન્ન વર્ગના નેતાઓ વચ્ચે આવો સહચાર, આવો ભાઇચારો, આવી દૃઢ શ્રદ્ધા, વિશ્વાસ, આવી સહાનુભૂતિ, આવો સ્નેહ હીંદુસ્તાન જેવા આધ્યાત્મિક દેશમાંજ સંભવી શકે, અન્યત્ર નહીં.

અને મો. મહમદઅલીના શબ્દોનો જુદો અર્થ લેવો હોય તોએ લેવાય એમ છે. શેકસપીઅરને આપણે જેમ ઈંગ્લાંડનો કાલિદાસ, રવીંદ્રનાથને બંગાળાના નાનાલાલ ને સેંટ્સબરીને ઈંગ્લાંડના વિજયરાય કહીએ છીએ તેમ 'માલવીઆ કલમા પઢશે' એમ મૌ મહમદઅલીના કહેવાનો એવો પણ અર્થ નીકળે કે 'માલવીઆજી ગીતાવા શ્લોક કે વેદના મંત્રોનો પાઠ કરશે.' આ સિવાયના—

અન્ય અર્થો અનર્થ છે.



# મોલીએર

[ અનુસંધાન પૃષ્ઠ ૩૪૩ થી ]

બાપની વ્યાપારિક કુશળતાને લીધે મળી. મોલીએરને એ તકનો સારામાં સારો લાભ લીધો.

મોલીએરના સ્વભાવમાં ઉદારતા દયા અને ગુણ પરીક્ષા હતાં. પ્રોવેંસની મુસાફરીમાં સેંક–માર (Cinq-mars) નામના લુચ્ચા એક ખુશામદીઆની જીંદગીનું રક્ષણ મોલીએરે ઘણી બાહોશીથી કર્યું. જો કે સેંકમારને પાછળથી દેહાંત થયો, છતાં મોલીએર અવારનવાર ગરીબો અને રાજના જુલમ નીચે કચરાતાં માણસોને બચાવવાનું વીસરતો નહીં. ગમે તેમ હો પરંતુ મોલીએરને રજવાડાની હુંફ પસંદ નહોતી. રાજના ખુની ભપકા, નીચ ખુશામદ અને દેશને કચરી નાખી ઉડાવવામાં આવતી મોજમજાહ ઉપર તેને તિરસ્કાર આવ્યો. સાથે સાથે રંગભૂમિનો મોહ ઘણો વધી ગયો. રાજ સેવાને ઠોકરે મારી તેણે રંગભૂમિની ચાકરી કરવાનો આત્મનિશ્ચય કર્યો. માતાએ મુકેલો બમો પાઉન્ડનો વારસો લઇ તેણે રંગભૂમિ પર ઝંપલાવ્યું.

મોલીએરના વખતમાં પેરીસમાં મોટી નાટકશાળાઓ નહોતી. સરકસની માફક નાટક મંડળીઓ આવતી અને જતી અને ટેનીસ કોર્ટ કે એવી કોઇ જગામાં નાટકો ભજવતી. હાલની માફક સીનરી (ચીતરેલાં દશ્યો) પાછળ પૈસો બીલકુલ ખર્ચવામાં આવતો નહોતો. પેરીસની રંગભૂમિનો ખરો ખ્યાલ ગામડે ગામડે ફરતી હાલની આપણી રામલીલા કંઇક આપી શકે. પેરીસની "રામલીલા" સાંજના નાટક ભજવવું શરૂ કરતી અને પ્રકાશ માટે મીણબત્તીઓનો છુટે હાથે ઉપયોગ થતો.



ટેનીસ કોર્ટ ઉપર રંગભૂમિ સજાવી મોલીએરે પહેલીજ વાર એક્ટર તરીકે દેખાવ દીધો. આ તેનું સ્વતંત્ર પરાક્રમ હતું અને તેમાં ડયુક ઓફ ઓરલીન્સ (Duke of Orleans)ની મદદ હતી. છતાં મોલીએર આ સાહસમાં નિષ્ફલ ગયો. મોલીએરની અભિનયકલાએ લોકો પર સારી છાપ પાડી; પરંતુ નાટકશાળાની જગા શહેરના સારા લતામાં ન હોવાથી અને બીજા પાત્રોની નિભાવ શક્તિના અભાવને લીધે મોલીએરને સજ્જડ આર્થિક ફટકો ખમવો પડયો. ત્રણ વર્ષ પછી મોલીએરે રાજમહેલ નજીક મોટી નાટકશાળા–Croix Noire–માં પોતાનો રસાલો ફેરવ્યો. આથી તેને બહોળા ખર્ચમાં ઉતરવું પડયું, અને તે દેવાદાર બની રહ્યો. મોટી નાટકશાળામાં મીણબત્તીનો ખર્ચ ઘણો કરવો પડયો અને એ પ્રમાણમાં આવક ન થઇ. લેણદારોએ મોલીએરની લાચારીનો લાભ લઇ તેને કેદખાનામાં મોકલાવ્યો. રંગભૂમિની સેવાનું આ તેને પ્રથમ ફળ મળ્યું!

પેરીસના પ્રેક્ષકો આગળ પોતાનું ટટ્ટુ નહીં ચાલી શકે એમ ધારી મોલીએરની મંડળી બહારગામ ઉપડી ગઇ. છતાં ગરીબાઇએ એ મંડળીને બરાબર સપાટામાં લીધી હતી. એક ગામડેથી બીજે ગામડે પોષાક અને પડદાઓના ગાંસડા પીઠ પર નાખી આખી મંડળી પડે મુસાફરી કરતી. પૈસાની તાણ પડતાં સામાન વેચી પેટ ભરતી અને કોઇ કોઇ વાર લુટારુઓ તેનો સરસામાન લુંટી લેતી.

આમ બાર વર્ષ સુધી ચાલ્યું. દરમીઆન મોલીએરે ગામડે ગામડે પોતાની કલાનો મોહ પ્રકટાવ્યો. અને ઉછરતી ફ્રેન્ચ રંગભૂમિની અસ્મિતા પ્રસરાવી. બાર વર્ષની પનોતી ઉતર્યાં પછી આત્મશ્રદ્ધાથી દૃઢ બનેલો મોલીએર પારીસ

પાછો આવ્યો. વસ્તુત: તેનું સદ્‌ભાગ્ય તેને પારીસ ખેંચી લાવ્યું.

બાર વર્ષ પહેલાં એક્ટર તરીકે મોલીએરને પારીસ છોડવું પડયું હતું. અત્યારે તે એક્ટર, લેખક, સ્ટેજ મેનેજર તરીકે પાછો આવ્યો. પોતાની મંડળીના વ્યવસ્થાપક તરીકે તે ડયુક ઓફ્ એન્જુ (Duke of Anjou)ને મળ્યો અને લુઇ ચૌદમા (Louis XIV) સમક્ષ પોતાના નાટકો ભજવી બતાવવાની રજા મેળવી.

મોલીએરની કીર્તિનું અહીંથી મંડાણ થાય છે. યુવાન રાજાને રંગભૂમિનો ઠીક શોખ હતો. મોલીએરે તે શોખ ખીલવવાનું માથે લીધું. ડૉક્ટર એમરયુ (Docteur Amoureuk) નામનો હાસ્યરસિક નાટક–જે મોલીએરે લખ્યો હતો–તે ભજવી બતાવી ચૌદમા લુઇનું મન તેણે હરી લીધું. યુવક રાજાએ મોલીએરની મંડળીને નાટકશાળા અને પૈસા વગેરેની મદદ આપી અને પંદર વર્ષથી પારીસમાં પ્રખ્યાત થઇ પડેલી ઇટાલીઅન નાટક મંડળીને એકજ સપાટે મહાત કરી. અભિનય કલા બરાબર શીખતાં મોલીએરે પંદર વર્ષ સુધી હાડમારી વેઠી. આજ પંદર વર્ષ પછી મેળવેલી કીર્તિને અંતે કુદરતે તેની તંદુરસ્તી બગાડી મુકી, મોલીએરને કહેવામાં આવ્યું કે તેનું જીવન માત્ર ગણ્યાં ગાંઠ્યાં વર્ષો સુધી છે; છતાં તે રાક્ષસી ઉત્સાહ અને અપ્રતિમ મનોબળથી કલમ લઇ લખવા બેઠો. અને ભલભલા સાહિત્યક કે કલાકારને અદેખો બનાવે એવી કીર્તિનું અમર પદ જીતવાનું બીડુ ઝડપ્યું.

આજ સુધી તેના નાટકોમાં તે સ્પેનીશ અને ઇટાલીઅન સાહિત્યમાંથી વિચારો લેતો અને તેમાં સુધારો વધારો કરી કલાના આકર્ષક અને સંગીન ચોકઠામાં બેસાડતો. શેક્સપીઅર માટે પણ આમજ કહેવાય છે.

સાહિત્ય ચોરી (Plagiarism) અને અમૌલિકતાનો આરોપ શેક્સપીઅર ઉપર આવે છે; તેમજ પ્રાચીન કે સામયિક સાહિત્યકારોના વિચારો ચોરી કરવાનો આક્ષેપ મોલીએર ઉપર આવે છે. આક્ષેપના ઉત્તરમાં મોલીએરે હસતાં હસતાં એક મિત્રને કહ્યું: "હું જે શોધું છું તે મને જ્યાં મળે છે ત્યાંથી લઇ લઉં છું." મોલીએરના નાટકોનો અભ્યાસ કરવાથી સ્પષ્ટ થયિ છે કે બીજા લેખકોના સારા–પરંતુ બહુ સારી રીતે પ્રદર્શિત નહીં થઇ શકેલા–વિચારો ઉપર કલાકારની ઉસ્તાદ કલમથી અને શૈલીકારની મોહક જમાવટથી તે પુરેપુરી મરામત કરે છે. સાહિત્યક તરીકે મોલીએરની આ એક ખુબી છે. કલાકાર તરીકે વિચારોને જન્માવનાર મૂલ લેખકને તે વીસરાવી દે છે. અપહરણનો દોષ તો મોટા મોટા લેખકો ઉપર કયાં નથી ?

ઇ. સ. ૧૬૫૯ માં તેનું પ્રથમ સ્વતંત્ર નાટક લે પ્રીસીયુ રીડીક્યુસ–Les Precieuses Ridicules-The Affected Ladies–રંગભૂમિ પર ચૌદમા લુઇ સમક્ષ ભજવી બતાવવામાં આવ્યું. અને એકે અવાજે વખણાયું. પ્રેક્ષકોનો ઉપકાર માનવા મોલીએર પડદા બહાર આવ્યો. પોતાની ગમે તેવી કઠણ ભૂમિકા સરલતાથી ભજવી શકતો નાટકકાર ભાષણ કરતાં ગભરાયો અને લથડયો. તેના આનંદની આજે સીમા નહોતી. પ્રેક્ષકોમાંથી કોઇ બુમ મારી ઉઠયું "મોલીએર ! હીંમત રાખો. સમજો કે આ પણ નાટકની ભૂમિકા છે !" પ્રેક્ષકો ખડખડાટ હસી પડ્યા.

આ નાટકમાં મોલીએરે જ્ઞાનના આડંબર ઉપર ફટકા લગાવ્યો; મનુષ્ય અને કેળવણીનો સાચો સંબંધ સિદ્ધ કરી બતાવ્યો અને 'પોથીમાં-

નાં રીંગણાં' માનનાર વિદ્વાનોથી સમાજને ચેતાવી દીધો.

પરંતુ બધાએ કંઈ મોલીઍરના વિચારોને વધાવી લે એવા નહોતા. નાટક બંધ કરાવવા માટે સમાજે પોકાર કર્યો. રાજાએ મોલીઍરને વખાણ્યો; અને સમાજના પોકારને સત્તાનાં દંડ નીચે શમાવી દીધો. તોફાની સમાજને ખાસ બતાવવા તેણે મોલીઍરને ૩૦૦૦ લીવરનું ઇનામ આપ્યું. આ તેની કૃત્તેહનું-આવતી જ્વલંત કારકીર્દીનું પ્રથમ પગથીયું હતુ.

ફ્રેન્ચ નરેશની ઉચિત કદરથી આખી મંડલીએ મોલીઍરને સહર્ષ વધાવી લીધો, અને ૩૦૦ લીવરની ભેટ પોતાના તરફથી તેને ચરણે ધરી. મોલીઍરે સહર્ષ તે સ્વીકારી અને ઇટાલીઅન રંગભૂમિને મહાન કરવાનો ઉત્સાહ પ્રેર્યો. થોડાજ વખતમાં ઇટાલીઅન મંડળીને સમાજ વીસરતી ગઇ. રાજા અને પ્રજાની ઉત્સવ રાત્રિએ મોલીઍરની નાટકશાળામાં લોકો ઉભરાવા લાગ્યા

ઈ. સ. ૧૬૬૦ માં સાનારેલ (Sganarelle) નાટક ભજવાયો. તેમાં હાસ્યરસની જમાવટ મોટે ભાગે હતી. પ્રેમ અને પ્રેમીની ઇર્ષાનાં સચોટ દર્શન મોલીઍરે આ નાટકમાં કરાવ્યાં. ઝનુની સમાજમાં પ્રેમ અને નીતિનાં ધોરણ ઘડાયા. તેમાં મોલિયરનો હાથ હતો એ વીસરવું જોઇએ નહીં.

આ નાટક ભજવાતું હતું એવામાં નાટકશાળા તોડી નાખવાનો હુકમ એકાએક સુધરાઇ ખાતા તરફથી થયો. મોલીઍર નિરાધારીમાં નાસીપાસ થયો. તેને લાગ્યું કે રંગભૂમિની કીંમત સમાજને કંઇ નથી. અવ્યવસ્થિત હાલતમાં મોલીઍર પોતાના રસાલા સાથે બહાર નીકળ્યો. સમાજ સેવાનું તેને વિષમ ફળ મળ્યું. શ્રીમંત ઇટાલીઅન મંડળી મોલીઍરની આ સ્થિતિ ઉપર હસવા લાગી. ઘણાએ વિશ્વાસઘાતી હોય છે!

અને આ અરસામાં સ્વદેશભક્ત રાજા લુઇ ફ્રાન્સની ગાદી ઉપર નહોત તો મોલીઍરની કારકીર્દી આટલેથી સમાપ્ત થાત. પરંતુ મોલીઍરના ગ્રહ સારા હતા. સંપૂર્ણ માન અને સન્માનથી રાજાએ રાજમહેલની નાટકશાળા મોલીઍરને ખોલી આપી. આ નાટકશાળા ફ્રેન્ચ નવલકથાકાર ડયુમા (Dumas)એ જીવંત કરી મુકેલી વ્યક્તિ કાર્ડીનલ (Cardinal Richelieu)એ પોતાનાં નાટકો ભજવવા માટે બંધાવી હતી. વર્ષો પછી મોલીઍરને પોતાનાં નાટકો ભજવી બતાવવાની રજા ઉદાર ફ્રેન્ચ ગાદીપતિએ આપી.

આ નાટકશાળામાં મોલીઍરને અગવડો તો હતીજ પરતુ એણે સંતોષ માન્યો અને પોતાનું કામ આગળ ધપાવ્યું. આ અરસામાં સાહિત્યકની ઝનુન અને કલાકારનાં ધગશ તેનામાં ઊંડાં વધ્યા. જાણેઅજાણે અર્વાચીન નાટ્ય કલાનાં તે બીજ રોપતો ગયો. મોલીઍરે લખેલાં નાટકોમાં ઘણાં વિશિષ્ટ લક્ષણો છે. તેમાં સમજી શકાય એવી ભાષાની સરલતા છે; પેટ પકડી હસાવે એવા હાસ્યની છોળો છે; હસતાં હસતાં સમાજની ભયંકર બાજુની નિડર ટીકા છે. રડતાં રડતાં રાજવાડાના ખુની ભરકા અને ખુશામદનો તિરસ્કાર છે. અને સૌથી વધારે તો તેમાં દુઃખી માણસના દર્દ અને ઊર્મિની હૃદયભેદક-હૃદયંગમ કથા છે. મોલીઍરને સાધારણ નાટકકાર તરીકે ઓળખવો એ તેની સંપૂર્ણ કદર નથી. સાહિત્યક તરીકે તેની શૈલીનું અનુકરણ અન્ય નાટકકારોએ કર્યું છે. કલાકાર તરીકે તેનાં ધોરણે નાટકો ઓછીવત્તી સફલતાથી લખાયાં છે. પરંતુ તેના જેવાં હાસ્યરસનાં પીરસણ અને સમાજવાદમાં રહેલા ઉંડા તત્વજ્ઞાનનું સચોટ દર્શન હજુ સુધી કોઇ આપી શકયું નથી.

મોલીઍરમાં આરંભથી તે અંત સુધી મોહવશના છે. તેના નાટકનાં નામોજ એવાં આક-

પંક, ભાવના ભીનાં છે લોકોને ત્યાંથીજ અસર થવા માંડે છે.

લેકાલ ડે મારી–L'ECole des Maris-The School for Husbands 1661; લેકાલ ડે ફામ–L'ECole des Femmes–The School for wives 1663; અને લ મારીઆઝ ફોર્સે–Le Marriage Force -The Forced Marriage 1664; વગેરે મોલીએરની કૃતિઓ અન્ય પુરોગામી, અને સામયિક નાટકકારોની શ્રેણીમાંથી તેને જુદો કોરી કાઢે છે. ગાંડા બનાવી મુકે એવા હાસ્યરસના આવરણુ નીચે મોલીએર સમાજનાં ઉડા સત્યો ઉપલાં નાટકોમા સમજાવે છે. જોનારને લેખક ઉપર ગુસ્સો આવે છે છતાં હસતાં હસતા ગુસ્સો ભુલી જવાય છે. મનુષ્યની અનેક ભુલો અને તેમાંથી કોઇ કોઇ વાર નીજપતાં ભયંકર પરિણામો સમાજને નીચે પટકી નાખે છે, છતાં તે કેં બોલી શકતો નથી એ મોલીએરનો કલા પ્રભાવ છે. તે સુકલકડો માંદા જેવો માણસ સમસ્ત ફ્રાન્સને કલાના પ્રતાપમાં આજી નાખે છે, છતાં તેના અવગુણો, તેની નિડરતા, તેની સચોટ અને ભયંકર ટીકાઓ બધા વીસરી જાય છે જે ક્ષમાપાત્ર નથી જણાતો તેના કૌશલ્યની તારીફ કરતાં કરતાં ક્ષમા પણ આપી જવાય છે! ધર્મને પણ મોલીએરે છોડયો નથી. કારણ કે ધર્મના ઝનુની સરંજામથી તે નાનપણથીજ નિડર હતો. ટારટુફ–Tartuffe ૧૬૬૪–માં તેણે ધર્માધિકારીઓના આડંબરનું ખંડન કર્યું અને ધર્મને અપનાવ્યો. રાજા પણ આ નાટકથી ગભરાયો અને જાહેરમાં ભજવી બતાવવા નામંજુર કર્યું. વર્ષો પછી આખરે તે ભજવાયું અને મોલીએરના 'માસ્ટર પીસ' તરીકે 'ટારટુફ'ની પીછાન થઇ. મોલીએરની અમર કીર્તિ ઘડવામાં લુઇની વણુ ભુલાય એવી મદદ હતી. તેની મહેરબાની વિના મોલીએર જગતમાં પ્રસિદ્ધ થયો હોત કે કેમ તે પ્રશ્ન રહે છે. એક પછી એક તેનાં નાટકો ભજવાતાં ગયાં તેમ રાજાની ગાઢ મૈત્રી મેળવવા તે ભાગ્યશાળી થતો ગયો. સાથે સાથે રાજદરબારીઓ અને બીજા અભિનય કલા ઉસ્તાદોની ઇર્ષા મોલીએરના માથા ઉપર ઝઝુમવા લાગી. મોલીએર રંગભૂમિની સેવા કરતો. સાથે રાજમહેલના ખાનગી કારભારીની બાપીકી જગા પણ સાચવતો. રંગભૂમિની સેવા કરતાં તે રાજમહેલનો પરિચય ઉપયોગી ગણતો.

એક વખત મોલીએર રાજમહેલમાં કેં પ્રસંગે આવી ચઢયો. રાજમહેલમાં ઉત્સવ હોવાથી રાજદરબારીઓ એકઠા થયા હતા. બધા ખાણાં ઉપર બેસવાની તૈયારીઓ કરતા હતા. એવામાં એક દરબારીની નજર મોલીએર ઉપર પડી. તેણે ખાણા ઉપર બેસવા ના પાડી. "મોલીએર જેવા સાધારણ રાજસેવકની સમક્ષ ઉમરાવો ખાણું લઇ શકેજ નહીં!" બધા દરબારીઓ ખાણા ઉપરથી ઉઠી ગયા. મોલીએર વખત વિચારી ત્યાંથી ચાલી ગયો. આ વાતની લુઇને કોઇએ ખબર કરી રાજા ગુસ્સે થયો અને અભિમાની ઉમરાવોનો તોર ઉતારવા માટે તેણે મોલીએરને બોલાવી મંગાવ્યો. મોલીએર નમ્રતાની મૂર્તિસમો, આવ્યો. નીચું માથું નાખી ફ્રેન્ચ નરેશ સમક્ષ ઉભો. લુઇએ તેને પોતાની સાથે એકજ ટેબલ પર ખાણું જમવા ફરમાવ્યું. અને તે બેઠો. રાજદરબારીઓ આ જોઇ હેબતાઇ ગયા. ફ્રેન્ચ રજવાડાનો નિયમ હતો કે કોઇ પણ માણસ રાજાની સાથે બેસી ખાણું લઇ શકે નહીં. આ નિયમનું ખંડન દરબારીઓ સહન કરી શકયા નહીં. બધાને અવાક્ ઉભેલા જોઇ લુઇએ કહ્યું: "મારો વિચાર છે કે મોલીએરને ખાણું લેવા મારે ફરજ પાડવી પડશે. કારણકે બીજા નોકરો તેની સાથે ખાણું લેવા સાફ ના પાડે છે." બધા હસી

પડ્યા. અને મોલીએરે રાજા સાથે ખાણું લીધું. જેનું માન રાજદરબાર કે પ્રજા ન સાચવી શકી તેનું ફ્રાન્સના ગૌરવને ખાતર રાજાએ માન સાચવ્યું. મોલીએર રાજાનો ખુશામદીઓ નહોતો. રાજા તેની કલાની કદર કરવા માગતો હતો અને બીજાઓને તેમ કરવાની આડકતરી રીતે ફરજ પાડી.

મોલીએરના જીવનમાં પ્રેમને ઝાઝું સ્થાન નહોતું. કલાને તેણે પોતાની અર્ધાંગના બનાવી હતી. સમસ્ત જીવન તેને સમર્પ્યું હતું. ઘણીએ ફ્રેન્ચ રમણીઓ મોલીએર ઉપર મોહ પામી હતી છતાં તેમની તરફ તે નિષ્ઠુર હતો. નાટકમાં વર્ણવી શકે એવો અનુપમ પ્રેમ તે પોતાના જીવનમાં ભોગવી શકે નહીં એવી શ્રદ્ધા મોલીએરને નહોતી. આખરે સ્નેહીઓના ઘણા આગ્રહ પછી મોલીએર પરણ્યો–માત્ર નામને ખાતર. ઇ. સ. ૧૬૬૨ માં ચાલીશ વર્ષની ઉંમરે આરમાંડ બેજાર્ડ (Armande Bejard) નામની યુવાન સ્ત્રી સાથે તે પરણ્યો, અને પસ્તાયો! મોલીએર અકાલે વૃદ્ધ થયો હતો. આરમાંડ જુવાન, સુંદર અને સંસાર ભોગવવાની તીવ્ર લાલસાવાળી હતી. છતાં આરમાંડ સ્વામીભક્ત હતી. પતિના શિક્ષણ નીચે તે અભિનયકલા શીખી. મોલીએરે ખાસ તેનેજ માટે કેટલીક ભૂમિકાઓ લખી તૈયાર કરી.

પરંતુ જગતના મહાન કલાકાર માફક તે સ્ત્રીનું હૃદય સાચવી શકે એવો પતિ તો નજ થઇ શક્યો. મોલીએર નાટકનાં રીહર્સલ અને નાટકશાળામાં રાત દિવસ ગુંથાઇ રહેતો. બીચારી આરમાંડનો જીવ રહેંસાઇ જતો.

મોલીએરની પહેલાં નાટક કલાને સાચા સ્વરૂપમાં ખીલવવા કોઇએ સહૃદય પ્રયાસ કર્યો નહોતો. મોલીએર તે માન ખાટી ગયો. આવતા ભવિષ્યમાં નાટક કલા કેવી થશે એની આગાહીમાં તે સુધારા વધારા કરતો ગયો. થઇ ગયેલા લેખકોનાં પુસ્તકોમાંથી નાટકો રંગભૂમિ માટે લખવાની કલા તેણે પ્રથમ કેળવી કહીએ તો ચાલે. સાહિત્યની આ સેવા તેની વિશિષ્ટ ગણી શકાય.

ધીમે ધીમે તે ઇટાલીઅન રંગભૂમિનું અનુકરણ વીસરતો ગયો. રંગભૂમિ પર હાસ્ય અને જુસ્સો પોતાના નાટકો દ્વારા તેણે પ્રથમજ બતાવ્યાં, એટલી સરલતાથી કે પ્રેક્ષકો ઉપર તે જોઇએ તેવી અસર પાડી શક્યો.

*લ મીસેન્થ્રોપ (Le Misanthrope–ઇ.* સ. ૧૬૬૬) મોલીએરનું તદ્દન સાધારણ નાટક ગણવામાં આવે છે. શેકસપીઅરનો હેમ્લેટ સાથે જે સંબંધ છે તે સંબંધ આ નાટકનો મોલીએર સાથે છે.

તેની ઘણી પ્રખ્યાત પામેલી કૃતિ તરીકે લ બુર્ઝવા જાંટીલ્હોમ ગણાય છે. ઇ. સ. ૧૬૭૦ માં તે પ્રથમ ભજવાઇ.

ત્યાર પછી લે ફ્રામ સાવાંટ (Le Femmes Savantes-The Learned Ladies 1672) અને એક વર્ષ પછી લ માલાડ ઇમેજીનેર–Le Malade Imaginaire-the Imaginary Invalid–આવ્યાં. લ માલાડ ઇમેજીનેર મોલીએરની છેલ્લી કૃતિ છે. આ લખતાં તે ઘણો ભયંકર માંદગીમાં હતો, અને તે પ્રગટ થઇ ત્યારે તેની સ્થિતિ એટલીજ ખરાબ હતી. એણે એનો જીવ લીધો.

માંદો માંદો તેણે લ માલાડ ઇમેજીનેરનું રીહર્સલ પુરું કીધું. અને તેના સહયોગીઓના આગ્રહ સામે તેણે આરગન નામક વ્યક્તિની ભૂમિકા ભજવવાની હઠ લીધી. તેના મિત્રોએ તેની હાલત જોઇ પાઠમાં ઉતરવા ના પાડી. મોલીએરે જવાબ આપ્યો: "આમ નવરો બેસી હું શું કરું? પચાસ ગરીબ કામદારો મારા કામ કરવાથી થોડા વધુ દિવસ જીવી શકશે. હું પાઠમાં ન

ઉતરું તો તેમની સ્થિતિ શુ થાય તે વિચારો !" આ તે પરમાર્થ કે આત્મ ભોગ? અને તે પાઠમાં ઉતર્યો. પ્રેક્ષકોથી નાટકશાળા ભરાઇ ગઇ. લોકોને થોડીજ ખબર હતી કે મોલીએર મૃત્યુની પાસે ઉભો હતો ! મોલીએર તાળીઓ વચ્ચે રંગભૂમિ પર આવ્યો. તેણે થોડુંક કામ કર્યું. કુદરત તેની ઘેલછા માટે શિક્ષા આપવા તલસતી હતી. પાઠ કરતાં તેને ઉધરસ ચઢી આવી. અને શ્વાસ રુંધાવા લાગ્યો. બેભાન થઇ પડે તે પહેલાં તેને નાટકશાળામાંથી લઇ જવામાં આવ્યો અને પ્રાણાંતે પણ ગરીબોને મદદ કરવા ઉભો થએલો પરમાર્થી એ કલાક પછી પરલોકના પંથે સંચરી ગયો. ઇ. સ. ૧૬૭૩ ના ફેબ્રુઆરીની સત્તરમી તારીખે મહાન મોલીએરના અવસાનની નોંધ લીધી. માત્ર તેનું અદ્વિતીય અમરપદ લોકોની નોંધપોથીમાં અમર રહ્યું !

ઉન્નતિકાલમાં આ કલાસમ્રાટની આવક વાર્ષિક ૫૦૦૦ પાઉન્ડ હતી. ચૌદ વર્ષમાં તેણે ત્રીશ નાટકો લખ્યાં અને બધાએ તેના જીવતાંજ ભજવાયાં. ચૌદ વર્ષનું તેનું જીવન નાટકો લખવામાં અને નાટકશાળામાં પુરું થયું.

અને જગતના વારસામાં તેણે આત્મભોગ આપી ઘણું મુક્યું. સાચો કલાકાર કલાની સેવા પોતાની ફરજ સમજે છે. અને ફરજ બજાવતાં સૈનિકની વફાદારી સાચવતાં અચકાતો નથી. મોલીએર કલાક્ષેત્રનો વફાદાર સૈનિક હતો. કલાક્ષેત્રને એક ખુણે ઉભો રહી તે નિડરપણેથી કલાદેવીની સહૃદય સેવા કરતો. સાહિત્ય સમ્રાટની જાદુભરી કલમથી તેણે ફ્રેન્ચ રંગભૂમિના કલા વિકાસનાં બીજ રોપ્યાં. આજની યુરોપીય રંગભૂમિનું સંસ્કારી સ્વરૂપ મોલીએરે કેટલે અંશે ઘડ્યું એમાં મતભેદ છે છતાં મોલીએરનું સ્થાન હજુએ વણપુરાએલું છે. મોલીએરના જીવનનું લક્ષ્ય રંગભૂમિની સેવા અને નાટકકાર થવામાં સમાઇ જાય છે. અપહરણના દોષો બાદ કરીએ તો મોલીએરની સાહિત્ય અને કલાની સેવા અન્ય ફ્રેન્ચ સાહિત્યક કરતાં કીંમતમાં વધી પડે છે. જીવનનો શોખ પુરો પાડતાં તેણે સમાજ સેવા કરી કહીએ તો ખોટું નથી. ફ્રેન્ચ સમાજનાં મિથ્યાભિમાન, આડંબર, ખુની ભપકા અને વિલાસી વૈભવો ઉપર આકરી ટીકાઓ સ્વતંત્ર પણે કરનાર તે પહેલો હતો. ભવિષ્યના સમાજ ઉદ્ધારકોએ તેનાં નાટકોમાંથી પ્રેરણા લીધી. જે મોલીએર એક વખત ફ્રેન્ચ પ્રજાનો કટ્ટો દુશ્મન લેખાતો તેને આજનો સમાજ પૂજે છે. તેને માટે ગૌરવ ધરાવે છે.

પેરીસના કબ્રસ્થાનમાં ફ્રેન્ચ કવિ લાફોંટેઇન–La Fontaineની બાજુમાં મોલીએર અનંત શૈયામાં આજે સુઇ રહ્યો છે. સેંકડો મનુષ્યો તેની શૈય્યા ઉપર પુષ્પ વૃષ્ટિ કરી ગયાં. કલા સાહિત્ય જગતમાં જીવશે ત્યાં સુધી હજારો મનુષ્યો હજુ પુષ્પવૃષ્ટિ કરશે.

છતાં........ જગતની નસીબવંત પળે જન્મ લેતાં આવા કલાસમ્રાટ માટે તો જગત જેટલું કરે એટલું ઓછું !

નોંધ: આ લેખ તૈયાર કરતાં ઇંગ્રેજીમાં તરજુમો થએલાં મોલીએરના નાટકો અને તેના જીવનચરિત્રનો સમાવેશ કરતાં બી. મેથ્યુસ (૧૯૧૦), એચ. એમ ટ્રોલોપ (૧૯૦૫) અને એચ. સી. ચેટ્ફીલ્ડ–ટેલર (૧૯૦૭)ના પુસ્તકોનો આધાર લેવામાં આવ્યો છે.—લેખક.

## લેખક પત્ની

[અનુસંધાન પૃષ્ઠ ૩૪૮ થી]

બન્યું ? હવે પછી આવું પરિણામ શું ?–આનો અંત ક્યાં ?—" તે બબડવા લાગી. પોતાનાં અને પતિનાં પરિચયનાં સંબંધીઓનાં સ્વરૂપો કલ્પ્યાં. તેમના જીવનની ઝાંખી કરી. એક પણ વાર્તામાંની મુગ્ધાને જોટે નહીં. આ મુગ્ધાએ જે સૃષ્ટિ રચી હતી તે ભયંકર વિનાશક હતી. તેણે પોતાના પતિને સદાને માટે ગુમાવ્યો. જીવનમાં ઝેર ભળ્યું—વિમળાએ માન્યું.

૫

વિમળા તેના પતિની પ્રકૃતિ બરાબર જાણતી હતી. તેને રુંવેરુંવે પીછાણતી હતી. જ્યારે જ્યારે તે આવાં સુંદર મનોહારી વર્ણનો લખતો ત્યારે ત્યારે તે સંપૂર્ણ ભાવનામય બની જતો—એકતાન થઇ જતો.

ઘણોજ ઉંડો વિચાર કરી વિમળાએ પુનઃ એકવાર પોતાનાં સગાંવહાલાં, મિત્રો, ધંધાદારી પરિચયનાં મનુષ્યો, પોતાના પતિના પ્રશંસકો, એ સર્વની સૃષ્ટિ નીહાળી; તેમની મૂર્તિઓ નેત્રો સમક્ષ ખડી કરી. ના, પરંતુ એકને પણ મળતી આ મુગ્ધાની મૂર્તિ નહોતી. આખરે તેણે માન્યું કે તે કોઇ અણજાણીજ વ્યક્તિ હતી, કે જેને તેણે જીવનભરમાં જોઇ નહોતી. આ ભાન થતાં વિમળાનું અંતર ઘવાયું.

"જરુર વાલકેશ્વર પરની રુમમાં કોઇ પણ તેમને મળે છે." વિમળા બબડી અને ચેતનહીન થઇ ઢળી પડી.

× × ×

બિજે દિવસે સવારે કાંતિલાલ નિત્ય નિયમ પ્રમાણે પોતાની તે એકાંત જગ્યાએ જવાની તૈયારી કરવા લાગ્યો. વિમળા ઉદાસ મને બેઠી બેઠી ચુપચુપ જોવા લાગી. એણે વિચાર્યું હમણાં હમણાં કાંતિલાલ પોતાનાં કપડાં લતામાં ખુબ ટાપટીપ રાખે છે; વધારેપડતી કાળજી કરે છે. કાંતિલાલને ઘર છોડયે અર્ધો કલાક થયો ન થયો કે વિમળા તેની પાછળ ચાલી. ઉતાવળે કદમે ચાલતાં તેણે તેને રસ્તાના એક ખુણેથી એક એકાંત ગલીમાં જતાં જોયો. ગલી બહુજ વિચિત્ર હતી. ગલીને એક નાકે એક કણીઆની દુકાન હતી, બીજે નાકે એક મોટરનો તબેલો હતો. અંદર એક બે મજલાનો નાનો અને ખરખડી ગએલો બંગલો હતો. બંગલાના બીજા માળે એક નાની સરખી ઓરડી હતી. દૂરથી વિમળાએ પતિને ઝરુખામાંથી દ્વાર ખોલી અંદર જતાં જોયો. આશરે દોઢ બે કલાક સુધી એ ખોલીને નીરખતી વિમળા જ્યાં ને ત્યાં ઉભીજ રહી.

બપોરના તેણે પોતાના પતિને ઓરડીમાંથી બહાર નીકળી નજીકના એકાદ હોટેલમાં દાખલ થતાં જોયો. કદાચિત બપોરના ચહા નાસ્તા માટે હશે. વિમળા ઉતાવળે ગલીમાં દાખલ થઇ; અને ધ્રુજતે પગલે તે પુરાણા દાદરનાં પગથીઆં ચઢી ગઇ. સદ્‌ભાગ્યે રુમનું દ્વાર અમસ્તુંજ બંધ કરેલું હતું.

અને આશરે એક કલાક પછી જ્યારે કાંતિલાલ ચહા નાસ્તો લઇ પાછો ફર્યો ત્યારે તેણે શું જોયું ? ટેબલ પર વેર વીખેર પડેલા કાગળો—કે જેમાંથી તેની વાર્તા માળાનું સર્વોતમ સ્ત્રીપાત્ર ઘડાયું હતું—જે સાધનોથી તેણે તે મનમોહક મુગ્ધાની મૂર્તિ સર્જાવી હતી,–તે કાગળોના ઢગલામાં ઉંધુ માથું નાખી વિમળા ધ્રુસકે ધ્રુસકે રોતી હતી. પશ્ચાતાપનું પુર તેના હૈયામાં ઉભરાતું હતું.

વેર વીખેર પડેલા તે કાગળોમાં વિમળા અને કાંતિલાલના કિશોર વયના અનેક ફોટોગ્રાફ હતા. સંવનન કાળે અને તે પછીના પ્રેમપુરમાં વહેલાં વરસોમાં અન્યો અન્યને લખેલ પ્રેમ પત્રો હતા,–તેઓના પ્રેમનાં મધુર સ્મરણો હતાં–કે જે પત્રોની ભાષામાંથી તે અનુપમ મુગ્ધા ઘડાઇ હતી. અસ્તુ.

રોતી વિમળાના વીખેરાએલા કેશકલાપને પંપાળતો કાંતિલાલ ભુતકાળમાં ક્ષણભર ડુબી ગયો.

## મિત્ર ખાતર

—૨—

[ અનુસંધાન પૃષ્ઠ ૩૫૨ થી ]

પ્રતાપ તેમની પાછળ પડયો અને તેમાંના એક બેને કાપી નાખ્યા. હવે તેને માથા ઉપર પડેલ ઘાની વેદના થવા લાગી. તે બેશુદ્ધ થઇ જમીન ઉપર ઢળી પડયો. તે પડયો તે પડયોજ. ફરી ઉભો ન થયો.

૬

પ્રતાપના પિતા નાનભાને પ્રતાપની પત્નીનો રથ તેના ગામ લીલાપુરની નજદીકમાંથીજ મળ્યો. તેણે ઘોડી ઉભી રાખી અને પ્રતાપના સાળાને પુછયું: "કેમ! ગગુભા! બધાં ખુશીમાં છે કે?"

"હા દાદા!" ગગુભાએ જવાબ આપ્યો.

પ્રતાપની પત્નીએ પડદો ઉઘાડયો અને નમન કરી પુછયું: "સસરાજી! આપ શીદ પધારો છો?"

નાનભા રડમસ સ્વરે બોલ્યા: "વહુ! બેટા! શું કહું! તારો વર ગાંડો થઇ ગયો છે. તે બહારવટીયા સાથે લડવા ગયો છે. તને સામો મળ્યો હતો કે નહીં?"

"હાજી. આપ પણ લાલપુર પધારો છો?"

"હા. દીકરા!"

"શા માટે?"

"પ્રતાપને સમજાવી પાછો લાવવા."

પ્રતાપની પત્નીએ નીસાસો નાખ્યો. તે બોલી: "આપને ત્યાં પધારવાની જરુર નથી. મારા પતિદેવ વિજય કરી વહેલા વહેલા ઘેર પધારશે."

"અરે! વહુ! આનું પરિણામ શું આવશે તે ખબર છે? પેલો ભારમલ તારા વરને જીવતો નહીં છોડે."

"તો ભલેને! એમાં શું! મિત્ર ખાતર મરવું છે ને! એ તો રાજપુતોનો ધર્મજ છે."

"વહુ તું પણ ગાંડી થઇ છે કે શું! તમે બન્ને વરવહુ સરખાંજ મળ્યાં છો. હાથે કરીને મરવું એ તે ડહાપણ છે કે ગાંડપણ! તને તારા સૌભાગ્યની પણ કીંમત નથી?"

રાજપુતાણી આ સાંભળી ધ્રુજી ઉઠી. તે રથમાંથી નીચે ઉતરી અને બલવીરને નીચે મુકયો. પછી તે બોલી: "સસરાજી! મને મારા જીવન કરતાં પણ મારું સૌભાગ્ય વધારે વહાલુ છે. પણ મારા પતિદેવ બાયલા થઇ જીવે તેના કરતાં પરાક્રમ કરી મૃત્યુ પામે તે મારે મન હજાર દરજ્જે વધારે છે. આપને એમ લાગતું હોય કે મને મારું સૌભાગ્ય વહાલું નથી તો આપ જુઓ કે હું મારા પતિદેવ પહેલાં મૃત્યુ પામી કેવી રીતે મારું સૌભાગ્ય અખંડિત રાખુ છું." કહી તેણે તેની કમરમાંથી એક તીક્ષ્ણ કટાર કાઢી અને તેનાથી તેણે પોતાની છાતી ચીરી નાખી, અને તે મુડદુ થઇ જમીન પર પડી. નાનભાને આ જોઇ કંપારી છુટી, પોતે કહેલ વચનોનું પરિણામ આ આવશે એમ તેણે કદી ધાર્યું નહોતું. તે પશ્ચાતાપ કરવા લાગ્યો. અને પ્રતાપની પત્નીના અચેતન શરીરને જોઇ રહ્યો. તે નીચેથી ઉંચુ જોવા જાય તેટલામાં તો એક પડકારો થયો કે, "મારી બહેનને વગર વિચાર્યાં વચનો કહી આત્મઘાત કરાવનાર ઓ ઘાતકી ડોસા! તું પણ તારા કૃત્યોનો જવાબ આપવા પ્રભુનાં ચરણમાં હાજર થઇ જા." પડકારાની સાથે નાનભાના માથા ઉપર એક કડીયાળી ડાંગ પડી. ડોસાના માથામાં સખ્ત ઘા થયો. તે બેશુદ્ધ થઇ જમીન પર પડયો. એક રાફડા ઉપર એક પંદરેક વર્ષનો ચારણનો છોકરો બેઠો હતો. તેણે આ સઘળું પહેલેથી

છેલ્લે સુધી જોયું હતું. તેણે પોતાના ગામના ગીરાસીયા નાનભાને બેશુદ્ધ થઇ પડતો જોયો. તેનો આત્મા કકળી ઉઠયો, તેનાથી બોલી જવાયું કે, " પેલા ગીરાસીયાએ ગજબ કર્યો."

ગગુભાએ આ શબ્દો સાંભળ્યા. તેને હવે ભાન થયું કે તેણે આ શુ કર્યું હતું ! તેણે ઘડીભર વિચાર કર્યો. તેણે ને નીચે પડેલી કટાર હાથમાં લીધી અને તેણે પોતાના પેટમાં ભોંકી. તેનો આત્મા તરતજ ઉડી ગયો. પેલી ભાઇ બેનનાં લોહી પીનાર કટાર ગગુભાના હાથમાંથી નીચે સરી પડી અને તેના બે કટકા થઇ ગયા

પ્રતાપની પત્ની રથના પૈડા પાસે પડી હતી. નિર્દોષ બાળક તેની માતાની છાતી ઉપર ચઢી એના લોહીથી રમતું હતું અને પોતાના લાલ થતા હાથ જોઇને ખુશી થતુ હતુ.

નાનભા સળવળવા લાગ્યો. તે શુદ્ધિમાં આવતો હતો. તેણે આંખ ઉઘાડી અને નીસાસો નાખ્યો. બલવીરને તેની માતાનાં લોહીથી રમતો જોઇને તે બોલવા યત્ન કરવા લાગ્યો: " બ...લ ...વવવી...ર ! એ...મ...ન...કરીએ."

તે બાળક તેના દાદાને જોઇને હર્ષથી કાલુ કાલુ બોલી ઉઠયો, " દા...દા ! દા...દા ! "

ઘોડાના ડાબલાનો મંદ અવાજ નાનભાને કાન પડયો. તેને થયું કે તે ઘોડો તેના પ્રતાપનો હોય તો કેવું સારું ! પણ એ હતભાગીને ખબર નથી કે તેનો પુત્ર તો કઇ વખતનો સ્વર્ગે સીધાવ્યો છે. અવાજ પાસે ને પાસે આવતો હતો. થોડીવારમાં એક ઘોડેસ્વાર ત્યાં આવી પહોંચ્યો. તે સ્વાર લાલપુરનો હતો. તે પ્રતાપના મરણના દુઃખિત સમાચાર નાનભાને કહેવા લીલાપુર જતો હતો. તેણે અહીં ઘોડો રોકયો અને નાનભાને ઓળખ્યા અને આશ્ચર્યથી પુછ્યું: " કાકા ! આ શુ ? "

તે સ્વાર પોતાનો પ્રતાપ ન હોવાથી નાનભા નીરાશ થયો તેણે જવાબ આપ્યો: "મા ...રા...કર્મ...નાં...ફળ."

તે સ્વારની નજર પેલા ચારણના છોકરા પર પડી. પોતે જે પુછે તેનો ઉત્તર દઇ શકે તેવી નાનભાની સ્થિતિ ન નીહાળવાથી તેણે છોકરાને પુછ્યું: " એલા છોકરા ! આ બધું કેવી રીતે થયું ! "

બાળ ચારણે સઘળી વાત કહી, ત્યારે નીસાસો નાખ્યો. નાનભાએ પુછ્યું: " ભા...ઇ ! કયા...ગામના...છો ? "

" કાકા ! મને ન ઓળખ્યો ? હું લાલપુરના કેસુભાનો દીકરો રતનસિંહ."

" રતન...સિંહ ! ... મારા... પ્ર...તાપનું ...શું...થ...યું ? "

રતનસિંહની આંખમાં પાણી આવ્યાં. તેણે ચીરાના હદયે નાનભાને સઘળી હકીકત કહી. ડોસાની આંખમાંથી આંસુઓ વહેવા લાગ્યાં, અને તે ભાન ભુલવા લાગ્યો.

પવનનો એક સુસવાટો અને તે સાથે રતનસિંહનો ખેસ ઉડયો. આથી રથના બળદ ભડકયા અને રથ સાથે ભાગ્યા. રથનું પૈડું પ્રતાપની પત્નીના અચેતન શરીર ઉપરથી અને કુમળા બાલ બલવીર ઉપરથી ફરી ગયું. તે બાળકે પણ પોતાના માબાપે લીધેલો રસ્તો લીધો. પોતાના છેલ્લા વંશજને નાશ પામતો નાનભા જોઇ શકયો નહીં. તે બેશુદ્ધ થયો અને ફરીવાર શુદ્ધિમાંજ આવ્યોજ નહીં. પેલો ચારણનો છોકરો આ દુઃખિત ઘટના નાનભાની પત્નીને કહેવા લીલાપુર તરફ દોડી ગયો.

" અરેરે ! મારી જમણી આંખ કેમ ફરકે છે ? શું મારો પ્રતાપ પાછો નહીંજ ફરે ! શા માટે નહીં ફરે ! તેણે આવી લડાઇઓ તો ઘણી કરી છે. આજે તો તેની પત્ની આવવાની છે. મારો બલુ તો હવે મોટો થઇ ગયો હશે. પણ..."

એક ભરવાડનો છોકરો આવ્યો અને બોલ્યો, "દાદીમા ! ભુરીને દોઇ આવ્યો."

"ઠીક, જા. તારા દાદાને જમવા બોલાવી લાવ."

પણ ઇતો ઘોડી ઉપર બેઠીને લાલપર "દેમનાં* ગ્યા સે."

"એ ત્યાં શા માટે ગયા હશે ? તું......" ચારણનો છોકરો ત્યાં દોડતો આવ્યો.

તેને આમ દોડતો આવતો જોઇને પ્રતાપની માએ પુછ્યું: "શીવદાન ! શું છે ?"

"દાદીમા ! શું કહું ? પ્રતાપભાઇ ભારમલ્લને મારી સ્વર્ગે સીધાવ્યા."

પ્રતાપની માતા રડી પડી. તેની સાથે શીવદાન અને પેલો કઠોર હૃદયનો ભરવાડ પણ રડી પડ્યા.

પ્રતાપની માતાએ રડતાં રડતાં પુછ્યું: "અને તારા દાદા ક્યાં છે ?"

શીવદાને સઘળી વાત કહી. પોતાના કુટુંબનો વિનાશ થયો સાંભળીને પ્રતાપની માતા બેશુદ્ધ થઇ ગઇ.

તે ફરી શુદ્ધિમાં આવી ખરી પણ દુઃખની મારી એ ડોસી ગાંડી થઇ ગઇ અને પોતાનું ઘર છોડી ચાલી નીકળી.

૮

ઉપરની ઘટના થઇ આજે પાંચ વર્ષ વીત્યાં છે. લાલપુરમાં માધવસિંહનું ઘર પાડી નાખવામાં આવ્યું છે અને તે જગ્યાએ નીશાળ બંધાય છે. તેની સામા ચોગાનમાં દસબાર પાળીયા દૃષ્ટિગોચર થાય છે. એક પાળીયા પાસે અશ્રુ સારતી એક ડોસી અર્ધનગ્નાવસ્થામાં બેઠી છે. તેને કાંકરા ફેંકતા અને 'ગાંડી' કહી સંબોધતા ચાર પાંચ છોકરાઓ ઉભા હતા. તે બાઇએ આંસુ લુછ્યાં. તેના મોઢા ઉપરના ભાવો બદલાયા. શોકને બદલે શૌર્યે તેના મુખ ઉપર સ્થાન લીધું. તે બોલી ઉઠી: "માર, માર, જો પેલો ભારમલ્લ ઉભો. જોજે હોં ! તેનાથી ભાગીને મારી કુખ લજાવતો નહીં. બેટા ! પ્રતાપ ! મિત્ર ખાતર મરતાં ડરીએ નહીં."

છોકરાઓ હસી પડયાં. એક છોકરો બોલ્યો: "ગાંડી, પુછડે બાંડી."

તે ડોસી છોકરાઓને મારવા દોડી. પણ તેનું અશક્ત શરીર લથડી નીચે પડયું. તેને પડતી જોઇને એક છોકરો બોલી ઉઠ્યો: "લે, લેતીજા લાડવો ! કાં ? આવજે, અમને પકડવા !"

બે માણસો ત્યાંથી જતા હતા. તેમાંથી એકે કહ્યું: "એલા છોકરાઓ ! તેને કેમ પજવો છો ? જાઓ, ચાલ્યા જાઓ. સૌ સૌને ઘેર." છોકરાઓ ભાગી ગયા. બીજો માણસ આ ગામથી અજાણ્યો હતો. તેણે પુછ્યું: "ભાઇ ! આ બાઇ કોણ છે ?"

"ભાઇ ! લીલાપુરમાં પ્રતાપસિંહ કરીને એક રાજપુત હતા. તેની આ માતા છે. પોતાના કુટુંબનો નાશ થવાથી તે ગાંડી થઇ ગઇ છે." કહી તેણે સઘળી વાત કહી અને પ્રતાપના અને માધવસિંહના પાળીયા બતાવ્યા. પછી તેઓ ચાલ્યા ગયા.

તે ડોસી ઉભી થઇ અને નીશાળ બંધાતી હતી તેની નીચે જઇ બેઠી. ત્યાંથી એક માણસ શેરડીના સાંઠાનો ભારો લઇ જતો તે તરફ તે ભુખી ડોસી જોઇ રહી. પેલા માણસને તેના પર દયા આવી અને તેને એક સાંઠો આપ્યો. તે બાઇનો આત્મા તે દયાળુ માણસને આશીર્વાદ આપવા લાગ્યો. તે બાઇ શેરડી ખાવા લાગી. તે સાંઠો પુરો ખાઇ રહે તેટલામાં તો ઉપરથી પત્થરનું એક બેલુ પડયું તે ડોસી ઉપર પડયું અને તે દુઃખી આત્માને દાબી દીધો.

* તરફ.

# ભગવાન કૌટિલ્ય

—૦—

[ અનુસંધાન પૃષ્ઠ ૨૯૬ થી ]

"શી—" એકે કહ્યું ને બધા પાછા એક-ચિત્તે જોઇ રહ્યા.

હાથી શકટાલના બારણા પાસે આવ્યો અને મહાવતે તેને બેસાડ્યો. મહાવતે દાદર છોડ્યો, ને બે માણસોએ અંબાડીને ટેકવી તે મુકયો. ચાર ઘોડેસ્વાર ઘોડા પરથી ઉતરી ત્યાં આગળ ઉભા રહ્યા.

"જા કહે તો કે હું આવ્યો છું." રાક્ષસે પેલા માણસને કહ્યું.

સૈનિકે શકટાલના બારણાનું કડું ઠોક્યું, અને પેલા બ્રાહ્મણે ફરીથી ઉઘાડ્યું.

"તક્ષશીલાના બ્રાહ્મણ આવ્યા છે ને" પેલા સૈનિકે પુછ્યું. બ્રાહ્મણના મોં પર હાસ્ય છવાઇ રહ્યું. "હા. હું હમણાંજ આવ્યો છું."

"તમે યુવરાજ આંભિના ગુરુબંધુ?"

"હા. હું તેજ" ખડખડ હસીને પેલા બ્રાહ્મણે કહ્યું.

"વિષ્ણુગુપ્ત ક્યાં છે?" અધીરાઇથી બેઠેલા રાક્ષસે હાથી પર બેઠા બેઠા કહ્યું.

"અંદર છે."

"તેને કહે કે મહામાત્ય રાક્ષસ મળવા આવ્યા છે." સૈનિકે કહ્યું.

"ઉભા રહો, કહી આવું." કહી બ્રાહ્મણે બારણું બંધ કરી દીધું.

સૈનિકે નિરાધારીમાં રાક્ષસની સામું જોયું. મંત્રીએ કચવાટથી મુછ કરડી. ચારે તરફ ઉભેલા લોકોને જરાક ગંમત પડી. બાવાઓ "જય જય જયંત" બોલી રહ્યા.

રાક્ષસ હાથી પરથી નીચે ઉતર્યો.

"અંદર કોણ છે?" ચારે તરફ જોઇ તેણે કહ્યું.

"અંદર સિદ્ધાચાર્ય ક્ષપણક છે." શૌનકે આગળ આવી ખબર આપી.

"ક્ષપણક!" જરાક વિચારમાં પડતાં રાક્ષસે કહ્યું.

"જય જય જયંત" પાસે ઉભેલા બાવાએ જવાબ વાળ્યો. રાક્ષસે પળવાર બાવા તરફ દ્વેષભરી આંખે જોયું; અને તે બારણા તરફ ફર્યો.

"બારણું ઠોક." તેણે સૈનિકને આજ્ઞા કરી. સૈનિકે કડું ઠોક્યું અને પેલા બ્રાહ્મણનું હસમુખું મોં બહાર આવ્યું.

"રાક્ષસમંત્રી કોણ છે ભાઇ?"

"કેમ!" રાક્ષસે સખ્તાઇથી પુછ્યું.

"અંદર આવો, તમને બોલાવે છે."

"કોણ?"

"કોણ છે તે પ્રત્યક્ષ પ્રમાણથીજ જાણી લોની." કહી પેલો બ્રાહ્મણ હસ્યો.

રાક્ષસના કપાળ પર થએલો ભ્રૂભંગ બધાએ જોયો; અને તે બારણા પાછળ અદ્રષ્ટ થયો એટલે બધા એક બીજા તરફ ફર્યા. રાક્ષસ મંત્રીને પેસવા ન દે, તેને કોપાયમાન કરે એવો આ બ્રાહ્મણ કોણ હતો? જોવા ભેગા થએલાનો મોટો ભાગ આજ વગાના રહેનાર બ્રાહ્મણોનો હતો; એટલે તેમને થએલી ચિંતા સાથે ગર્વ પણ થયો. આખરે ધનનંદના રાજહસ્તી જેને બારે વાટ જુએ, રાક્ષસમંત્રી જેના ઘરમાં રજા વગર ન પેસી શકે એવો એક બ્રાહ્મણ હતો ખરો.

થોડી વાર તો જિજ્ઞાસા સંતોષાશે એમ માની ઘણા ખરા લોકો ઉભા થઇ રહ્યા. થોડી પળો ગઇ; અને રાક્ષસ મંત્રી ગુસ્સામાં બહાર આવ્યા, હાથી પર ચઢ્યા, અને ચાલ્યા ગયા. આ શું ચાલે છે તે કોઇને સમજાયું નહીં. થાકીને ઘણા ખરા લોકો પોત પોતાને ઘેર ચાલી ગયા.

શૌનક, ચરક અને તેના મિત્રોની વાટ જોવાની શક્તિ અખુટ હતી. તે સામેના ઘરના

ઓટલા પર જઈને બેઠા. થોડી વાર થઈ ને એક વેપારી આવ્યો અને શકટાલના ઘરમાં ગયો. વળી કોઈ પરિવ્રાજિકા આવીને તે પણ અંદર ગઈ.

એકદમ ઘોડાનાં પગલાં સંભળાયાં; અને શૌનક વગેરે એકદમ રસથી જોઈ રહ્યા.

દસ સફેત અશ્વ પર બેસીને દસ વૃદ્ધો આવી લાગ્યા. તેમના સફેત વાળ ને દાઢી, તેમનાં તેજસ્વી ને ગૌર અંગો, ને તેમનાં પ્રચંડ શરીર ધ્યાન ખેંચતાં હતાં. તે બધા પરદેશી લાગતા હતા. એમનો આગેવાન ભવ્ય પુરુષ હતો.

"આ કોણ ! મારા બાપ ! કૈં જબરા છે." ચરકે પુછ્યું.

"ચરક ! તું ઓળખતો નથી ?" શૌનકે પોતાના જ્ઞાનના ગર્વને શોભે એવી રીતે કહ્યું. "આ તો ક્ષુદ્રકમાલ્લવોના દૂત પ્રણિધિ."

"તે કોણ !" એકે પુછ્યું.

"એટલું ખબર નથી ?" તિરસ્કારથી શૌનકે કહ્યું; "ઉત્તરે વિતસ્તા નદીને તીરે ક્ષુદ્રક માલ્લવા નામની મહા પ્રજા છે. તેના આ પ્રતિનિધિઓ છે."

"આ પેલો ડોસો કોણ ?" ચરકે પુછ્યું.

"શેષ. સહસ્ત્ર આયુધો વાપરી જાણે છે."

"કેવો ફક્કડ છે !"

શેષ ને તેના સાથીઓએ શકટાલના ઘર આગળ ઘોડા રોકયા; અને નાના છોકરાની ચપલતાથી આ વૃદ્ધો ઘોડા પરથી ઉતર્યા. શૌનકાદિ બ્રાહ્મણોને પાનો ચઢયો. આ વગામાં આટલો પ્રતાપ એમણે જોયો નહોતો.

પેલા બ્રાહ્મણે બારણાં ઉઘાડ્યાં અને પેલા દેશી પ્રણિધિઓ અંદર ગયા.

પાછા થોડા જોનાર ભેગા થઈ ગયા. આજે આ નાનકડી શેરીનો દિવસ ફરી ગયો હતો.

ઘરમાંથી થોડીવારે અંદર ગએલી પરિવ્રાજિકા બહાર નીકળી, અને ચારે તરફ વહેમથી જોતી જોતી ચાલી ગઈ. શૌનક અને તેના મિત્રો તેની મજાક કરી રહ્યા. થોડીક પળો ગઈ, અને સિદ્ધાચાર્ય શૌનક બહાર આવ્યા. એને જોઈ એના ચેલાઓ ઉભા થઈ ઘંટ વગાડવા લાગ્યા અને "જય જય જયંત"નો ઘોષ કરવા લાગ્યા. શૌનકે ઓટલા પરથી આવી તેના પગની રજ માથા પર ચઢાવી. મહીનામાં એક યવ ખાઈને રહેતા આ પ્રચંડદેહી સિદ્ધાચાર્યને વંદન કરતાં શૌનક ગળગળો થઈ ગયો. સિદ્ધાચાર્યે એક વિશાલ પંઝો તેના માથા પર મુકયો.

"બેટા". સિદ્ધ ક્ષપણકે કહ્યું. "આજે કુસુમપુરની ભૂમિ પાવન થઈ."

"કેમ ?" શૌનકે પુછ્યું.

સિદ્ધાચાર્યે ધીમેથી તેના કાનમાં કહ્યું: "શૌનક ! મગધનાં પાપગૃહોને કોઈ શમાવશે તો આ આચાર્ય !"

"કોણ? કોણ?" ચકિત થઈ શૌનકે પુછ્યું.

સિદ્ધાચાર્યે માત્ર શકટાલના ઘર તરફ હાથ કર્યો. સિદ્ધાચાર્ય ક્ષપણકની વાણી કોઈ દિવસ ફળ્યા વગર રહી હોય એવી શૌનકને ખબર નહોતી. પલવાર તે ગુંચવાઈ ગયો. એટલામાં તો શિષ્યોએ પાલખી આગળ ધરી અને ક્ષપણક તેના પર બીરાજ્યા.

ઘંટાનાદ અને જયઘોષથી ગગન ગજવતા શિષ્યો તેને લઈ ગયા. શૌનક હરખાને હૈયે મિત્રો પાસે ગયો, અને જે વાત છુપી રાખવાની સિદ્ધાચાર્યે કહી હતી તે કહેવા મંડી ગયો. કયાં સુધી શૌનક અને તેના મિત્રોએ વાદવિવાદ કર્યો અને આખરે પલાંઠી મારી મુંગે મોઢે જોવા લાગ્યા. દૂત પ્રણિધિના ઘોડાઓજ માત્ર અધીરાઈથી કુદી રહ્યા.

## પ્રકરણ ૧૧ મું

### જેમાં સેનાજિતના દુઃખમાં અપમાનથી ઉમેરો થાય છે

આજે આ વગામાં શાંતિ નીર્માઇ નહોતી. ત્રણ ઘોડેસ્વારો દોડતે ઘોડે આવી પહોંચ્યા. સર્વજ્ઞ શૌનકે પોતાની સર્વજ્ઞતા દેખાડી. "આ સેનાજિત! નંદના અંતઃપુરનો અધ્યક્ષ આપણી ગૌરીને પરણવાનો છે તે."

"શાન્તમ્ પાપમ્" એક તેનો મિત્ર બોલ્યો. બધા સેનાજિત તરફ જોઇ રહ્યા, શકટાલને ત્યાં એ ઘણી વખત આવતો હતો અને ક્ષત્રિય હોઇ બ્રાહ્મણ કન્યા ગૌરીને પરણવાનો હતો. કયો બ્રાહ્મણ એને ધિક્કારતો નહોતો? આ કાગડો દહીંથરું લઇ જવા મથતો હતો, તેની કોને ખબર નહોતી? દ્વેષપૂર્ણ નયને આ નિર્જીવ બ્રાહ્મણો સેનાજિતને જોઇ રહ્યા.

"ખબર છે?" પાછી શૌનકે સર્વજ્ઞતા દર્શાવી; "અંતઃપુર બધુ એને નામે થથરે છે."

"શૌનક," ચરકે પુછ્યું; "નંદના અંતઃપુરમાં છસે રાણીઓ છે તે ખરી વાત?"

"પુછી આવ સેનાજિતને!" શૌનકે ગર્વથી જવાબ આપ્યો.

સેનાજિતના મુખપર ગ્લાનિ છવાઇ હતી. એના તેજસ્વી મોઢાપર કંટાળો દેખાતો હતો. હંમેશાં એ શકટાલને ઘેર હર્ષ ને ઉત્સાહથી આવતો.

તેનો દિવસજ આજે સારો ઉગ્યો નહોતો અને તેનું ઉદાર હૃદય પણ જોખમદારી કોઇકને માથે ઢોળવા તૈયાર હતુ તેને એમ લાગ્યા કરતુ હતું કે આ નવો આવનાર બ્રાહ્મણ આ બધા દુઃખનું કારણ હતો. આ વિચાર આવતાં તે આત્મતિરસ્કારથી હસ્યો. તેને અને પોતાના ક્ષોભને શો સંબંધ? પણ પોતાની મુર્ખાઇથી આદરેલો વિનાશ સામાન્ય માણસ ચાલી જતી બીલાડી ઉપર ટાળે છે, તેમ પોતાના હૃદયની વ્યથા તે આ અણજાણ બ્રાહ્મણ ઉપર ઢોળતો હતો.

તેના હૃદયમાં એક બીજો પણ પ્રશ્ન થયા કરતો હતો. રાજકીય બાબતમાં મશગુલ તેની બુદ્ધિને આજે ઉંડો વિચાર કરવાનું કારણ મળ્યું હતું. બધા તેમજ પોતે બહારથી યુવરાજ આંભિના આવાગમનને કંઇ મહત્ત્વ આપતા નહીં, પણ એ પ્રકારની બેદરકારીમાં મુર્ખાઇ તો સમાઇ નહોતી? તેનો માલીક અન્નદાતા હિરણ્યગુપ્ત નંદ લોકપ્રિય તો હતો નહીં. વક્રનાસ તરફ પણ ત્રાસવા રાજસેવકો સીવાય કોઇ અમીદૃષ્ટિ રાખતું નહીં. તેમાં કુમાર ચંદ્રગુપ્ત અદૃષ્ટ થયા એટલું તો ચોક્કસ હતું કે મગધના ઘણા પ્રભાવશાળી ને ધનાઢ્ય પુરુષો કુમારને ચાહતા હતા. તેનું શૌર્ય, તેનો ઉદાર સ્વભાવ, જે કોઇ કંઇ માગે તેને આપવાની તત્પરતા, તેનું સૌજન્ય—એ બધાની મોહિની લોકો પર પ્રસરી રહી હતી, અને આવી વખતે તે અદૃષ્ટ હોવાથી લોકોને મન નંદ અને વક્રનાસ બન્ને વધારે અકારા થઇ પડ્યા હતા. ક્ષુદ્રક મલ્લવના દૂત પ્રણિધિઓ આજે મહીનો થયાં ગામમાં આવીને પડ્યા હતા. તેમનું સૌજન્ય, તેમનો સ્વાતંત્ર્યપ્રિય સ્વભાવ અને તેમનું ગૌરવ જોઇ લોકો મુગ્ધ થયા હતા, અને પોતાના ગામના રાજપુરુષોની નીતિરીતિ ઘણી અધમ છે એમ પ્રત્યક્ષ પ્રમાણથી ખાત્રી કરી રહ્યા હતા. રાજપુરુષો પોતે પણ આ પ્રણિધિઓનું સ્વતંત્ર અને મર્દાનગી ભર્યું ગૌરવ જોઇ પોતાની પરાધીનતા અને ક્ષુદ્રતાનું આત્મભાન

મેળવતા હતા. આ બધાથી અવ્યવસ્થિત થયેલા વાતાવરણમાં અસંતુષ્ટ મહાદેવીનો ભાઇ યુવરાજ આંબિ આવે એ મુશ્કલીને પણ વધારે મુશ્કેલ કરે એવો બનાવ હતો. તેમાં આ એક અજાણ્યો બ્રાહ્મણ ધનનંદની રાજ્યનીતિનો પડકાર કરે; ધનનંદને લોકલાજે પણ તેને બોલાવવા મંત્રી મોકલવો પડે;–આ બધાં માનશુકનોથી રાજસેવાપરાયણ સેનાજિત ચિંતાતુર બન્યો હતો.

તે શકટાલના ઘર આગળ આવ્યો અને તેને ત્યાં ઘોડાઓ ઉભેલા જોઇ તે ચમક્યો. તેણે પોતાનો ઘોડો રોકયો અને નીચા વળી નમસ્કાર કરતા શૌનક તરફ તે ફર્યો. "અલ્યા આ કોના ઘોડા છે ?"

"અન્નદાતા !" પરાધીન વાતાવરણનો ચેપ લાગવાથી શૌનકે નીચા નમી કહ્યું: "આ તો ક્ષુદ્રક માલવોના દૂત પ્રણિધિઓ આવ્યા છે."

સેનાજિત ચમકયો. જાણે તેની વિચાર સૃષ્ટમાંથી દૂત પ્રણિધિઓ નીકળી આવ્યા હોય એમ તેને વિપલવાર લાગ્યું. એક અક્ષર બોલ્યા વિના તે ઘોડા પરથી નીચે કુદ્યો, અને શકટાલનું બારણું ઠોકવા લાગ્યો. પેલા હસમુખા બ્રાહ્મણે બારણું ઉઘાડયું અને તેનું હાસ્ય અને તેની નાચતી આંખે અધીરા સેનાજિતને કચવાટથી ક્રોધાવિષ્ટ કરી મુકયો. તેની ગૌરીનું ઘર પણ આજે તેનું નહોતું.

"કોણ છો ભાઇ?" પેલા બ્રાહ્મણે પુછ્યું.

ગર્વથી વગર બોલ્યે સેનાજિતે બારણું વધારે ઉઘાડવા પ્રયત્ન કર્યો.

પેલો બ્રાહ્મણ મજાકમાં ખડખડ હસ્યો. તેના બળથી અધઉઘાડું રાખેલું બારણું સેનાજિતથી એક આંગળ પણ ખસ્યું નહીં.

"કોનું કામ છે?" પેલા બ્રાહ્મણે પુછ્યું.

"આચાર્ય શકટાલનું."

"જરા ઉભા રહો, પુછી આવું." કહી બારણા પરથી સેનાજિતનો હાથ રમતમાં ખસેડી બ્રાહ્મણે બારણું દઇ દીધું.

સેનાજિતનું મોઢું લાલચોળ થઇ રહ્યું. રાજાનો લાડકો, અંતઃપુરનો લાડકો અને રાજપુરુષોનો લાડકો એ હતો, અને આ પ્રકારનું અપમાન સહવાનો તેને પ્રસંગ આવ્યો નહોતો. ગૌરીને એ ઘણો ચાહતો હતો છતાં પોતાના અધિકારનો ગર્વ એણે ગળ્યો નહોતો, એટલે શકટાલને ત્યાં આવવામાં પોતે મહેરબાની દાખવે છે એવો પણ તેના મગજમાં અસ્પષ્ટ ખ્યાલ હતો. તેણે હોઠ પીસી બારણાને લાત મારી. બારણું અને તેની સાથે નાનકડું ઘર બંને ધ્રુજી ઉઠ્યાં. શૌનક અને તેના મિત્રોને કંઇક રસ પડવા લાગ્યો.

જાણે તેની લાતના જવાબમાં હોય તેમ બારણું ઉઘડયું; અને બળજોરીથી અંદર જવાની ઇચ્છાવાળો તે જેવો આગળ ધસ્યો તેવોજ તે શેષના પ્રચંડ શરીર સાથે લગભગ અથડાઇ પડયો. એક માયાળુ વાત્સલ્યભર્યા સ્મિતથી વૃદ્ધ શેષે પોતાનો હાથ સેનાજિતના ખભા પર મુકયો.

"અરે જરા ધીરે, સેનાજિત !"

સેનાજિતે શેષને ઓળખ્યા; ને તે શરમીંદો થઇ ગયો. આ સ્વસ્થ અને સ્મિતભર્યા વૃદ્ધ દૂત પ્રણિધિના દેખતાં તેણે આવી અધીરાઇ અને છોકરમતી દેખાડી તે હાસ્યજનક પ્રસંગનું તીવ્ર ભાન થયું. તેનો ક્રોધ જતો રહ્યો. એ નિર્જીવના અનુભવી રહ્યો. જેમ તેમ કરતાં હસીને તે બોલ્યો: "મને શી ખબર કે આપ અહીંઆં છો !"

"અમે" શૈષે જરા હસીને કહ્યું; "આચાર્ય વિષ્ણુગુપ્તનાં દર્શન કરવા આવ્યા હતા."

સેનાજિતના હૃદયમાં ભાર હતો તે વધ્યો. આ વિષ્ણુગુપ્તને મળવા ક્ષુદ્રક માલવોના દૂત પ્રણિધિઓ પોતાની મેળે આવે! પોતાને લાગેલી બીક પ્રૌઢ રૂપે ખરી ઠરતી દેખાઈ. "આપ એમને ઓળખો છો?"

"કેમ નહીં?" કહી હસીને શેષ પોતાને ઘોડે બેઠા અને તેની સાથે બીજા દૂત પ્રણિધિઓ પોતપોતાને ઘોડે સ્વાર થઈ ગયા, અને કંઈ પણ વિચાર કરવાને અશક્ત એવો સેનાજિત બારણા તરફ ફર્યો. પેલો હસમુખો બ્રાહ્મણ મજાકભરી આંખે અને આડંબરી નમ્રતાથી તેને ઘરમાં આવવાનું સુચવી રહ્યો હતો. એક અક્ષર બોલ્યા વગર સેનાજિત અંદર ગયો, અને બારણું પાછું દેવાઈ ગયું.

શૌનકના મિત્રો તેના તરફ ગુસ્સામાં ફર્યા: "કેમ ભાઈ! તમે કંઈ રાજપુરુષોની ઘણી ખુશામત માંડી છે?"

"ખુશામત?" શૌનકે કહ્યું; "હું કોઈની ખુશામત કરતોજ નથી."

"ત્યારે આને" એક જણે કહ્યું; "અન્નદાતા કહી આટલા બધા લળી જવાનો શો મુદ્દો?"

આ તકરાર થોડી વાર ચાલી અને શૌનકને પોતાનું મહત્ત્વ ઘણું ઘટી ગએલું દેખાયું. એટલામાં એક દૂરથી આવતો બ્રાહ્મણ તેણે જોયો. અને વાત ફેરવવા તે બોલ્યો: "અરે આ અગ્નિહોત્રી કયાંથી આવ્યા?"

બધા ફર્યા અને અશ્વિનોના મંદિરનો પુજારી, જે સવારે સેનાજિતને મળ્યો હતો તે, ધીમે ધીમે આવતો જણાયો. તે પણ બધાની માફક શકટાલના બારણા તરફ વળ્યો.

"અગ્નિહોત્રીકાકા! ક્યાં ચલાવ્યું!" શૌનકે પુછ્યું.

"અહીંઆં બેઠા છો ને ખબર નથી?" અગ્નિહોત્રીએ કહ્યું.

"અહીંઆં વિષ્ણુગુપ્ત આવ્યો છે તે કોણ આચાર્ય વિષ્ણુગુપ્ત?"

"તમે ઓળખતા નથી?" અગ્નિહોત્રીએ પુછ્યું.

"તમે ઓળખો છો?" ચરકે પુછ્યું.

"જો એ ચણકઋષિનો પુત્ર હોય તો તો સારી રીતે. આચાર્ય શકટાલને ત્યાં ભણવા રહેતો હતો ત્યારે હું સારી રીતે ઓળખતો."

'અરે જાઓ જાઓ-કાકા!' શૌનકે કહ્યું; "આ વિષ્ણુગુપ્ત તે કે તમારો વિષ્ણુ હોય? અહીંઆં તો સવારથી સોનાં કપાય છે. રાક્ષસ મંત્રી, સિદ્ધાર્થાચાર્ય ક્ષપણક, શેષ ને સેનાજિત બધા આંટા ફેરા માર્યા કરે છે તે જાણે તમારા વિષ્ણુ માટે કરતા હશે!"

"શૌનક!" અગ્નિહોત્રીએ જરાક હસીને કહ્યું: "પુજાનું સ્થાન તો ગુણ; વય નહીં. હું થોડાં વરસ પર નૈમિષારણ્યમાં ગયો હતો ત્યારે મેં એની કીર્તિ સાંભળી હતી. ત્યાં તો એ બૃહસ્પતિનો અવતાર મનાય છે."

શૌનકે કહ્યું: "જાઓ હું ખાત્રીથી કહું છું કે આ ને તમારો વિષ્ણુ એક હોઈ શકેજ નહીં!"

"હું તેજ જોવા આવ્યો છું." અગ્નિહોત્રીએ કહ્યું.

"ત્યારે અમને પણ લઈ જાઓને!" ચરકે ઉમેર્યું.

"હા કાકા!" બીજાએ ઉમેર્યું.

"ચાલોની ભાઈ; આવા શ્રોત્રિયોનાં દર્શન કરવાનાં હવે કયાં મળે છે?"

શૌનક ને તેના મિત્રો ઉત્સાહથી અગ્નિહોત્રી

જોઈ ઊભા. અગ્નિહોત્રીકાકા ધીમે પગે બારણા પાસે ગયા અને આસ્તેથી કડું ઠોક્યું. પેલા હસમુખા બ્રાહ્મણે તે ઉઘાડ્યું; અને તેની આંખો અગ્નિહોત્રી પર પડી તેમાંથી હાસ્ય જતું રહ્યું, અને તેના ડોળા ચક્કર ચક્કર ફરવા માંડ્યા. અગ્નિહોત્રી પણ ડોળા કાઢી તેની સામે જોઈ રહ્યા. આખરે પેલા હસમુખા બ્રાહ્મણે જેમ તેમ કરી ગળામાંથી અવાજ કાઢ્યો: "પિતાજી!"

અગ્નિહોત્રી ડુસકાં ખાવા લાગ્યા. અને પેલો બ્રાહ્મણ તેને પગે પડ્યો. અગ્નિહોત્રીએ નીચા વળી તેને ઉભો કરવા માંડ્યો. તેના ગળામાંથી જેમ તેમ કરતાં શબ્દ નીકળ્યો: "કદુ!"

આંસુઓથી ગુંગળાતો કદુ હસમુખે મોઢે રડતો ઉભો રહ્યો.

(આ રસિકવાર્તાનો વિશેષ ભાગ આવતા અંકે)

# ઉપકાર

[અનુસંધાન પૃષ્ઠ ૩૦૪ થી]

મિત્રોની વાટ જોઇ ઓટલે બેઠેલાં હતાં. ગાડી ઝાંપામાં પેઠી કે નાની સરુ દોડતી આગળ આવી. "ભાઇ આવ્યા કે?" ભાગીરથી કાકીએ પણ જન્મેજયનો હસતે મુખે સત્કાર કર્યો. યદુના પિતા ધનનંદન આગળ આવી તેને ભેટયા. "બેટા આવી પહોંચ્યો?" બધાના જવાબમાં જન્મેજય ફીકું જીવ વિનાનું હસ્યો. "હા, કાકા."

સાંજ પડતાં પહેલાં તો સંખ્યાબંધ માણુસો સંબંધીઓ, મિત્રો અને માત્ર કુતૂહલ અને જિજ્ઞાસાથી પ્રેરાએલાં જનો જન્મેજયની ખબર લેવા આવી ગયાં. તેમાંના ઘણા યદુનંદન તરફ જન્મેજયની મિત્રતાનો અઘટિત લાભ લેનાર તરીકે કૈંક વિચિત્ર રીતે જોતા. જન્મેજયના શરીર અને મનની સ્થિતિ જોઇ ન સમજાય એમ ડોકું ધુણાવતા અને જન્મેજયને અનેક પ્રકારનાં આશ્વાસક વચનો કહી જતાં.

સૌના વર્તનમાં પડતા તેમના વિચારોનાં પ્રતિબિંબ યદુનંદન જોઇ શકતો અને તેના મનમાં અકથ્ય દુઃખની લાગણી થતી. પોતાને અન્યાય થતો હોય એમ તેને લાગતું પણ એવો વિચાર સરખો આણવામાં મિત્રદ્રોહ થાય છે એમ માની બનતા પ્રયત્ને એ લાગણી તે દાબી દેતો. ગંભીરતાથી મુંગો મુંગો તે બધાને મળતો; વખતસર કોલેજમાં જતો અને બાકીનો વખત તે જન્મેજયની પાસે ગાળતો.

જન્મેજયના મન અને શરીર પર આ બે વર્ષના એકાંત વાસે પરિવર્તન કર્યું હતું. તે દુબળો અને પાંડુરંગી થઇ ગયો હતો. તેની આંખો, કપોલ, લલાટ સર્વ પર કાળા ડાઘ પડયા હતા. એક જાતના અનિશ્ચયની છાયા તેના હાથ પર અને ચાલમાં દેખાઇ આવતી.

તેના મનની અવસ્થા પણ એથી કૈં વધારે સારી ન હોતી. અતિ વિચારને પરિણામે તેના મગજને ભટકવાની ટેવ પડી ગઇ હતી. પોતાને ઘણો અન્યાય થએલો છે એમ તેને લાગતું. તેને સમાજ પર ને રાજ્યના કાયદા પર પણ ક્રોધ આવતો હતો. મિત્રને મદદ કરવાના સ્તુત્ય હેતુને તેઓએ માત્ર સાધારણ ચોરી રુપેજ ગણ્યો હતો.

જેલમાંથી બહાર નીકળતા સુધી રાખેલી હીંમત બહાર નીકળ્યા પછી ઓસરી ગઇ. નબળાઇને લીધે તેને નિત્ય તપાવતો જીર્ણ જ્વર લાગુ પડયો.

આજ અરસામાં મેના યદુનંદનને ત્યાં વધારે આવતી જતી થઇ હતી. એને યદુનંદન તરફ ભાવ હોય એમ જણાતું. એ તેની સાથે કલાકો સુધી ગપ્પાં મારતી. તેને આવવાનું ખાસ કારણ યદુનંદનને મળવા સીવાય બીજું કૈં દેખાતું નહીં.

ઘરના માણસોએ તો આ મુલાકાતોનો એક ચોક્કસ અર્થ ધારીજ મુકયો હતો. યદુનંદનના સ્નેહથી ખેંચાઇ આવતી આ બાળાને તેઓ દરેક તક આપતા. યદુના માતપિતાને મન તેને સુખી કરવાનો આ એકલોજ ઉપાય હતો. બધામાંથી રસ જતો રહ્યો હોય તેમ ઉદાસ અને ગંભીર દેખાતા યદુમાં આથી નવો રસ પુરાશે એમ તેઓ માનતા. મેનાના માતપિતાની સંમતિ પણ આ વાતમાં હતી એટલે મસલત નહોતી કરી છતાં કરી હોય તેમ સૌ મેનાને યદુનંદનની સાથે વધારે વાત કરવાની અને ભળવાની છુટ અને તક આપતાં. મેના કોઇ કોઇ વખત અભ્યાસમાં ન સમજાતું તે પુછતી, કોઇવાર માત્ર વાતોજ કરતી. ધીરે ધીરે તે લગભગ ઘરની

હોય તેવી થઇ ગઇ હતી. કોઇ દિવસ એ ન આવતી ત્યારે સૌ તેની વાટ પણ જોતા.

જન્મેજય આવ્યો ત્યારે મેનાને આમ આવતી જોઇ પહેલાં તો તે અજાયબ થયો. ધીરે ધીરે તે બધાની વૃત્તિઓ કળી ગયો. તેણે યદુની વૃત્તિની પણ ચિકિત્સા કરવા માંડી અને મેનાનું ન અવગણાય એવું સ્થાન તેના અંતરમાં છે એમ તેને ખાત્રી થઇ ગઇ. યદુનંદન તેના પ્રીશે થોડુંજ બોલતો, પણ બોલતો ત્યારે સંતાડ્યા છતાં ભાવના ધ્વનિ તેમાં સંભળાતા.

જન્મેજય યદુનંદનનો હૃદયભાવ કળી ગયો. અને તેના હૃદયમાં ક્રોધની જ્વાળા સંચરી. યદુનંદન તેના વગર બીજા કોઇને પણ ચહાય તેમાં તેને ચોખ્ખી કૃતઘ્નતા દેખાતી હતી. 'આટલા બધા આત્મભોગનું પરિણામ છેવટે આ? પોતે જેલમાં ગયો, નોકરી ખોઇ, માંદો પડયો, વખતે મરી જશે અને જેને માટે આટલું કર્યું તે યદુનંદન તો મેના રાણીને પરણીને મઝાહ કરશે' તેને દુનીઆની ગુણ ભુલવાની શક્તિ પર તિરસ્કાર આવ્યો.

તે મેનાને જોતો ત્યારે વગર રજાએ આવનાર જણની માફક તેને કાઢી મુકવાનુ મન થતું.

તેના નબળા મગજને આ વાતે વધારે નબળું કર્યું. તેનો સ્વભાવ ચીઢીઓ થવા માંડ્યો. નાની નાની બાબતમાં તેણે યદુનંદનની સાથે તકરાર કરવા માંડી. યદુનંદન ઘણું ખરું જન્મેજય પાસેજ બેસતો અને મેના આવે ત્યારે તે પણ તેજ ખંડમા આવી વાત કરવા બેસતી. યદુનંદનને લાગતું કે મેનાની હાજરીથી અને હાસ્યથી એ ઓરડામાં થોડાં સૂર્યકિરણો પ્રેરાશે અને જન્મેજયના માંદા તનમનને એથી તાજગી મળશે. જન્મેજય તેથી ઉંધુંજ ધારતો. તેની હાજરીમાં નીરાંતે વાત કરી શકાય માટે મેનાને બોલાવતો એમ તેને લાગતું. પોતે હોય ત્યારે પણ મેના વિના ચાલતું નથી એ વિચારે તેને દુઃખ પણ થતું.

તેણે મેનાની હાજરીમાં હોય તેથી એ વધારે માંદા દેખાવાના ઢોંગ કરવા માંડ્યા. યદુ અને મેના વાત કરતાં હોય ત્યારે વારંવાર કૈંને કૈં નજીવી ચીજો માટે માગણી કરી તે તેમનું ધ્યાન ખેંચતો. તેનું કહ્યું તરત થતું હોય તોપણ પ્રસન્ન થતો નહીં.

મેના જન્મેજયની મોટી પ્રસંશક હતી, મિત્ર માટે આવો અદ્ભુત ભોગ આપનારના માટે તેના મનમાં ઘણુંજ માન હતું. તે જન્મેજયની અદેખાઇને માત્ર માંદગીના ચીઢીઆં ગણતી.

આત્મભોગનું આવું ઉજ્જવલ દૃષ્ટાંત આપનાર બીજી કોઇ કનિષ્ટ લાગણીને વશ હોય એ વાત તેને પારખવીજ ઘણી મુશ્કેલ હતી. તે જન્મેજયની બંને તેટલી સેવા કરવા પ્રયત્ન કરતી. તેના મનને પ્રફુલ્લિત બનાવવા સારુ તે પહેલાં કરતાં વધારે વાર આવતી અને બેસતી. જન્મેજયના હૃદયની મહત્તાની આગળ યદુનંદન તેને ઘણો નાનો માણુસ લાગતો.

જન્મેજય આ વાત કૈંક કળી શકયો અને તેની અદેખાઇને એક નવો રસ્તો સુઝયો. શા માટે પોતે જેને માટે આટલું દુઃખ ભોગવ્યું તે યદુનંદન બધીજ બાબતમાં સુખી થાય અને પોતે આમ નિરાધાર નિઃસહાય બેસી તે જોયાં કરે? તેના ઉશ્કેરાએલા મગજે આમાંથી રસ્તો શોધ્યો. તેણે મેનાની સહાનુભૂતિ વધારે ને વધારે ઉશ્કેરવા પ્રયત્ન કર્યો. મેનાની હાજરીથી પોતાને બહુ સુખ થતું હોય; તેની સાથે વાત કરવાથી કે તેની સેવા સ્વીકારવાથી વધારે શાંતિ વળતી હોય એમ તેણે દેખાડવા માંડયું યદુનંદનની સામે તો તે ભાગ્યેજ ચીઢાયા વગર બોલી

શકતો. તે પાસે આવે તે તેને ન ગમતું. તે દૂર રહે તે એ તેનાથી ન ખમાતું.

મેનાના જીવનમાં વીરપૂજાને ઘણો મોટો અવકાશ હતો. તે સ્ત્રી જીવનના નવા આદર્શો સેવતી અને તેથી તેનામાં બે વૃત્તિઓ પ્રબળ થઈ હતી. જેને તે વીર માનતી તેને પુજવાની અને પોતાના નવા સ્ત્રીત્વના આવેશમાં બીજાને ખેંચવાની, બીજા પર છાપ પાડવાનું તેને ગમતું. બીજાની છાપ પણ તે વહેલી લઈ આવતી. તેના લાગણીપ્રધાન સ્વભાવને જન્મેજયનો આત્મભોગ ઘણો અસાધારણ અને ઉચ્ચ કોટિનો લાગતો.

જન્મેજયે આ સ્થિતિનો લાભ લીધો તે બનતા સુધી મેનાનાજ હાથે ખાવા અને દવા લેવાનો આગ્રહ કરતો. તેને વાચતી સાંભળવામા ખુબ આનંદ આવતો હોય એમ તે દેખાડતો. યદુનંદન મેનાની સાથે જરા વાત કરે તે વખતે કૈંક કામ તરતજ તે મેનાને સોંપતો.

યદુનંદન આ સ્થિતિનું બરાબર પૃથક્કરણ કરી શકતો નહીં પણ ખિન્નતા તેના અંતરમાં ઉંડે ઉંડે વ્યાપતી જતી હતી. 'એનો મિત્ર, જેણે તેને માટે આટલું કર્યું તે શું તેને છેહ દેવા તૈયાર થાય ! આવા ભાવનું જન્મેજયને આરોપણ કરવામાં શું મિત્રદ્રોહ નહોતો થતો ?' એના મનમાં આવા પ્રશ્નો ઉઠતા અને શમતા. જે ઉત્તર જડતો હતો તે તેને જોઈતો ન હતો. જન્મેજયના વિચિત્ર વર્તનને તે માંદગીનું પરિણામ ગણવા પ્રયત્ન કરતો.

અને મેના હમણાં હમણાં કૈં ઘણા ઉલ્લાસમાં હતી. તે હસતી હસતી થનગનતી આવતી; માંદા જન્મેજયની તે ઉત્સાહપૂર્વક સેવા કરતી, મુગા યદુનંદનને તે કૈં કૈં કરી ચીઢવવા પ્રયત્ન કરતી અને આખા અંગમાં વીજળી આવી હોય તેમ આમથી તેમ દોડા દોડી કરતી. બંને જણે આ અર્થ પોત પોતાની મનોદશા પ્રમાણે કર્યો. યદુનંદન એને જન્મેજય પરના પ્રેમનું પરિણામ સમજતો. જન્મેજય પણ આને પોતાના પર ઢળેલા પ્રેમનેજ કારણરુપ ગણતો. આ માન્યતા દૃઢ થતાંની સાથે બંનેમાં જુદી જુદી વૃત્તિ જન્મી.

મેનાનો વિલક્ષણ ઉલ્લાસ દરરોજ કૈંને કૈં સ્વરૂપે વ્યક્ત થતો. યદુનંદનના હૃદયમાં તેનો એકજ અર્થ થતો. ધીરે ધીરે તેના મગજે આકાશ પાતાળના ચકરાવા લેવા શરુ કર્યા. તેના અંગે અંગમાં ને હૃદયમાં એક પ્રકારનું ગુંગળામણ શરુ થતું ગયું. શા માટે—શા માટે પોતે આવી વ્યથાઓનો ભોગ બને ? શા માટે બીજાના પલવારના ગાંડપણથી તેની આખી જીંદગીનો નાશ થાય ! દુનીઆમા બધા ઈચ્છા કરે તેમ તેણે ઈચ્છા કરી; નિર્દોષમાંએ નિર્દોષ; પરભૂમિમાં જઈ યોગ્યતા પ્રાપ્ત કરી આત્મોન્નતિ કરવાની. એમાં નહોતું કોઈનું અનિષ્ટ કે ન હોતો કોઈનો અવરોધ. એમાં પાપ કે દોષ કૈંએ નહોતાં. પણ માત્ર એક મિત્રે મુર્ખાઈ કરી ચોરી કરી. તે પાપનો પડછાયો આખી જીંદગી સુધી વગર વાંકે ધેરવાનો તેને પોતાને અપ્રમાણિક ન છતાં સૌ તેની અપ્રમાણિકતાના ભાનથીએ કાંપવાનું; મિત્રદ્રોહી ન છતાં સૌ તેના કૃતઘ્ની સ્વભાવને તિરસ્કારવાનું. અને છેવટમાં તેજ મિત્ર તેના જીવનની પ્રિયમાં પ્રિય વસ્તુ લઈ જાય તોએ તેને આંગળી સરખી ઉંચી કરવાનો અધિકાર નહી. જે મિત્રે તેને માટે ખરી કે ખોટી રીતે ભોગ આપ્યો તેની કોઈ પણ વાતમાં—પોતાના જીવનનો કે તેથીએ વધારે માનેલી પ્રિયતમાનો ભોગ અપાતો હોય તો પણ વચ્ચે કેમ આવી શકાય !

તે વિચારમાં ને વિચારમાં લગભગ ગાંડા

## બે ખરાબ જણ

[ અનુસંધાન પૃષ્ઠ ૩૧૦ થી ]

બોયમાંથી નીકળ ! આ દવાની બાટલીનો બુચ તોડી બહાર આવ ! તારા વગર અમે ખસવાના નથી. અમારો મર્યેજ છુટકો. દહાડા પર દહાડા જશે. અમે અહીંઆં મરી જઇશું તો અમારાં શબ નહીં ખસે. મ્યુનીસીપાલીટી શબો ઉપાડી જશે, તો અમારા સૂક્ષ્મ દેહો નહીં ખસે. સૂક્ષ્મ દેહ ખસશે તો આત્મા નહીં ખસે. ચાલ આવ ! રંભા ! જલદી આવ ! રુમઝુમ કરતી આવ.

[ ટેબલપર એકદમ શીશી ફોડે છે. એટલે પરશોતમદાસ ને રામદાસ ચમકીને ઉભા થઇ જાય છે. ફુટેલી બાટલીમાંથી અસંત દુર્ગંધ વાળો પદાર્થ નીકળે છે. ]

પરશોતમદાસ. રામદાસ.

ઉ-હું-હું-હું-

[ પરશોતમદાસ ને રામદાસ નાકે રુમાલના ડુચા દઇ, મુઠીઓ હલાવતા દોડી જાય છે. ]

મોહન

આવજો ! મહેમાનો ઓ વહાલા પુનઃ પધ રજો. [ હસે છે ને જઇને કાચના કકડા ભેગા કરી ફેંકી દે છે. ]

( સ્વગત ) દીકરા મોહન ! તારું આવી બન્યું છે. હવે આ બે તારો પ્રાણ કાઢી નાખવાના. કેસ ચલાવશે ? જેલમાં પુરશે? ડોસીમાંનું શુ થશે ? પણ રંભા તો મોરાર શેઠને ત્યાં હતી. જતી કેમ રહી ? રંભા તું પણ ઠીક છે. મને પણ હવે લાગતું જાય છે કે તારા લાયક મારા શીવાય બીજું કોઇ નથી. ( હસીને ડોકું ધુણાવીને ) ગાંડા ! આ શોખો જવાદે. એવી છોકરીઓ તારા પર તે કદી રીઝા થતી હશે? હા. આજકાલના સુધારામાં પાકેલી હૃદયહીણ છોકરી ! ઠીક, લાવ ડાકટર રઘુનાથને બોલાવું. (ઉભો થઇ બુમ મારે છે) ગણું ! ગણું.

ગણું

( ધોતીએ હાથ લુછતો આવે છે ) કાય કાય ?

મોહન

ડાકટર રઘુનાથલા બોલા યે. કલ્યાણ મોતીની ચાલ મધુન અસેલ.

ગણું

બરા.

મોહન

સારા શુકનમાં દુકાન પણ કાઢી છે. કાઢતાં વારજ આ પીડામાં પડયો. કોઇ પેશંટ આવ્યો કે શુ ? ( કોટ ઠીક કરે છે ) કોઇ-ભુલું પણ નથી પડતું. મુંબાઇ શહેરનાં હવાપાણી ઘણાં સારાં થઇ ગયાં લાગે છે. ( વિચાર કરે છે ) મોહનલાલજી મહારાજ ! એ છોકરીને ભુલી જાઓ અને કૈંક કમાવાનો વિચાર કરો. નહીં તો ભુખે મરવાનો મોહો થવાનો છે. કોઇ પેશંટ આવ્યો ( ઉભો થાય છે. મારવાડીના વેષમાં રંભા આવે છે ) યસ ! આવો બોલો...કોણ, રંભા ! (હસે છે ) ઓ મારા બાપ !અરે વાહરે મારા માકા મોહનજી! મારો મારવાડો બનીયો, મુંબાઇ શહેર શું આયો. જુલમ કર્યો.

રંભા

શું કરું ? બીજો કોઇ રસ્તો નહોતો.

મોહન

' માકા મોહનજી રે-તારે બેગારે આયો '

રંભા

અરે છાના રહો. આખું ગામ જાણશે.

મોહન

જખ મારે છે. અરે પણ મારા તો બાર વાગ્યા. પોપડા ને પેલો તમારો નૌતમ નાવલીઓ બે હમણાંજ આવ્યા હતા. બસ રંભા બનાવ, નહીં તો છુટ લઇએ. રંભા ! આપણે ચાલ્યા જેલમાં—

રંભા

અરરર !

મોહન

અને હવે તો મુદ્દામાલ પણ હાજરજ છે. રંભાબાઇ ! તમે મારા તો બાર વગાડી દીધા છે.

રંભા

( પાછી ફરીને ) હું જાઉં છું.

મોહન

( ચકિત થઇને ) ક્યાં ?

રંભા

બહાર–શેરીમાં–વનમાં–જહાન્નમમાં–જ્યાં પેલો બૈરી ખરીદનાર ડગલીવાળો ન મળે ત્યાં. ( દુકાન પરથી ઉતરવા માંડે છે ).

મોહન

રંભા !

રંભા

( પાછી ફરીને ) કેમ ?

મોહન

મને માફ કરો, તમને જો બીજી જગ્યા નહીં હોય તો હું જરુર જગ્યા બતાવીશ. ગુસ્સે નહી થશો.

રંભા

હું દુર્ભાગી છું.

મોહન

( હસીને ) હું પણ લગભગ એવોજ છું. હવે કંઇ કહેવું છે ? ( રંભાની આંખમાં આંસુ જોઇને ) અરે વારે મારા માકા મોહનજી ! આવું કરીએ કે !

રંભા

( હસીને ) શું કરું છું ?

મોહન

માકા મોહનજી !

'નીર ભર્યાં રે થારા નેનમાં—
જો કોઇ કહેવે જીભ કટાવું '—

રંભા

બહુ થયું. જીભ કાપતાં હાથ દુખશે. પણ હવે શું કરીશુ ?

મોહન

હું પણ તેજ પુછું છું. શું કરીશું ? (એકદમ કુદી તાળી પાડે છે ) હા. જડ્યો જડ્યો.

રંભા

શું ? શું ?

મોહન

રસ્તો ! બીજું શું ?

રંભા

શો ?

મોહન

અરે પણ કહેવાય એવો નથી. મને શરમ લાગે છે. હું ખંચાઉં છું.

રંભા

કહોની.

મોહન

પહેલાં માફી માગી લઉં ?

રંભા

માફી આપી. થયું ? આટલી શરમ ક્યાંથી ઉગી નીકળી ?

મોહન

રંભા ! હું ગૃહસ્થ છું. સ્ત્રીઓ જોડે ન કહેવાની વાતો કરતો નથી. પણ સંતાવાનો એકજ ઉપાય છે-એક બ્રહ્માસ્ત્ર-એકજ હિમાલય-ની જડી બુટ્ટી છે.

રંભા

શી ?

મોહન

મારો મિત્ર છે—રઘુનાથ જંગલ કરીને, તેણે એક હોસ્પીટલ કાઢી છે; શાની તે ખબર છે ?

રંભા

ના.

મોહન

કહું ? સુવાવડખાનું

રંભા

વારુ, પછી ?

મોહન

( ખડ ખડ હસીને ) ત્યાં સુવાવડા શીવાય કોઇ રહેવું નથી. તમો જો પરણેલાં હો—અરે જીભ એ બોલતાં કચરાઇ જા—ને તો તમે પણ ? ...લાજ. ત્યાં કોઇ કુંવારાંને શોધવા આવેજ નહીં.

રંભા

( ખડ ખડ હસીને ) ઓ મારા બાપ હું સમજી !

મોહન

( હસીને ) કેવી મજાહ !

રંભા

(હસીને) પણ ડાકટર જંગલ અને રાખશે ?

મોહન

તે મારું કામ.

રંભા

( હસીને ) હું તરત પકડાઇ જઇશ.

મોહન

એમ શું હારી ખાઓ છો ? અરે આ પેલો જંગલ આવ્યો, ઉભાં રહો.

[ ડા. રઘુનાથ જંગલ દાખલ થાય છે. ]

ડા. જંગલ

હલો મેડીકો ! કેમ છે ?

મોહન

( શેકહેંડ કરે છે ) હું તેનાથી સરસ. એક કામ પડયું છે. અણી વખને પડખે ઉભો રહેજે દીકરા !

ડા. જંગલ

શું ?

મોહન

દોસ્ત હું જાદુ શીખ્યો છું. તારાપર નજરબંધીનો ખેલ કરું છું. જો આ સ્ત્રી છે–તને મારવાડી દેખાય છે તે ભ્રમ છે. સમજ દીકરા ! એ સ્ત્રી છે એટલુંજ નહીં પણ સુવાવડી છે.

[ રંભા શરમાઇને નીચું જુવે છે ]

ડા. જંગલ

શું ?

મોહન

અક્કલ ! હું નજરબંધી કરું છું. એને તારે ત્યાં રાખવી છે. જ્યાં સુધી તે પોતાની મેળે પાછી ચાલી ન જાય ત્યા સુધી તે સુવાવડીજ રહેશે.

ડા. જંગલ

તું શું બકે છે ?

મોહન

મારા આંધળા દોસ્ત ! હજુ નહીં જોઇ શકયો ? ઉભો રહે. [જાય છે.]

ડા. જંગલ

તમે કોણ છો ?

રંભા

હું પરશોતમદાસ ચોપડા સોલીસીટરની છોકરી છું, ને મોહનની ફ્રેંડ છું.

ડા. જંગલ

( હસીને ) મોહનનાં ફ્રેંડ છો એટલે મારા માથા પર.

મોહન

( મોટો જાપાનીસ સેલ્યુલાઇડનો ઢીંગલો લઇ તેને રમાડતો દાખલ થાય છે ) બાઇ ! બાઇ ! રડતો નહા ડચ, ડચ, ડાકટર આ છોકો ને આ તેની મા.

ડા. જંગલ ને રંભા

( હસીને ) અરે મોહન !

મોહન

(ગાંભીર્યથી) ડાકટર ! જાઓ. આ સુવાવડી નહીં તો મરવા પડરી. મારીબા આકપડાં બદલી આવો !

[ રંભા પડદા પાછળ જાય છે. ]

ડા. જંગલ

મોહન ! આ શું માંડયું છે ?

મોહન

દેહમ્ પાતયામિ કદી અર્થમ્ નો પાતયામિ એ બનેજ નહીં. ડાકટર ! મજાહ કર ને કૈં બંદાને થાય તો ડોશી તારે ભરોસે.

ડા. જંગલ

મોહન ! ફીકર નહીં કરતો.

મોહન

Thank you my Love ! ( મારા પ્યારા ! ઉપકાર )

રંભા

( સ્ત્રીના વેષમાં આવે છે ) હું તૈયાર છું.

મોહન

( બાટલો આપીને ) લો આ ફીકો માસીબા ! ફીકાને સંભાળજો ને જો કૈં ખાતાં નહીં હોં ?

[ રંભા કૃતજ્ઞનયને જોઇ ચાલી જાય છે ]

ડા. જંગલ

Wish you good luck my boy ! (મારા દોસ્ત તને મારી શુભેચ્છા ! )

મોહન

(સ્વગત) હવે પોપડા ને ડગલીવાળો ખાંડ ખાય છે. પણ મારું શું થાય છે તે જોવાનું છે. કરી કરીને શું કરવાના છે ? જેલમાં પુરશે ! તોએ ખોટું નથી, મફતનું ખાવાનું ને રહેવાનું અને આ પેશન્ટોની વાટ જોવાની તો મટશે મારા પેશન્ટ પ્યારાઓ ! આ ચાતકની માફક રાહ જોતા તમારા વિરહઘેલા મોહન પર દયા લાવોરે,
દયાળુ દર્દી, દાસ પરે દયા લાવો,
સંસારી સંબંધ છોડી, જીવ આપ ચરણે જોડી,
હું તો બની બેઠો બાવોરે,
દયાળુ દર્દી દાસ પરે દયા લાવો.
હરકત નહીં, હરકત નહીં, આવશે.
દલાલ ઉગાર્યો, નાગુખાઇ તારી;
વારે ચઢશે જરુર તે મારી.

ચઢયો ચઢયો, આ પોલીસ દાદો કોઇ ઘવાયલા દર્દીને લઇ આવે છે

[ પોલીસ મેન એક માથે પાટો બાંધેલા મુસલમાનને પકડી લાવે છે ]

પોલીસ

ડાકટર મોહનલાલ તમે ?

મોહન

હા શું છે ? શું છે ? આને શું થયું છે ?

મુસલમાન

(પોલીસમેનને) હા એણેજ મને ફેંકી દીધો. આજ દુકાન પરથી.

મોહન

( સાશ્ચર્ય ) કોણે મેં—મેં તને ફેંકી દીધો ? કે પીધુ છે કે શું ?

પોલીસ

ડાકટર સાહેબ ! આણે ફરીયાદ નોંધાવી છે. પોલીસ ચોકી પર ચાલો.

મોહન

(માથુ ખંજવાળી) પોલીસ ચોકી ! અરે હાં સમજ્યો. પેલા પોપડાનું કારસ્તાન ! અરે નવાબઝાદા ! કેટલા રુપીઆ લઇ મને ગરદન મારવા તૈઆર થયો છે ?

મુસલમાન

હમણાં મને ફેંકી દીધો ને વળી પાછુ એવું બોલે છે ! સીપાઈ દાદા લખી લો. સારા માણસ થઇ જુઠું બોલે છે. મારી પાસે સાક્ષી છે.

મોહન

તારી પાસે પોપડા ને રામદાસ શેઠ બે છે, પછી શુ છે ?

પોલીસ

ચાલો સાહેબ ! ચોકી પર. ત્યાં જે કહેવું હોય તે કહેજો,

મોહન

પણ હું ચોકી પર શા માટે આવું ?

પોલીસ

સારા માણસ થઇ એવું બોલો છો ? બીજો કોઇ હોય તો હું જોરજુલમથી લઇ જાઉં.

મોહન

એમ છે ? ચાલ ભાઇ ! તારું રાજ્ય છે.

મુસલમાન

મને ફેંકી દીધો ને પાછું જુઠું કહે છે.

મોહન

હે સત્યનારણદેવ ! ગજવામાં કેટલા પઝ્યા તેની વાત કરની. ચાલો પોલીસ ચોકી.

જેલ ખાનેકી બડી બડી ચક્કીયાં
પીસ પીસ કે મરજાના,
સનમ જેલખાને ન જાના.

મોહન ધી મેડીકો જેલમાં ! કાલે પેપરોમાં લાગશે એવુ સરસ !

(જાય છે.)

[ પડદો પડે છે. ]

## અંક બીજો : પ્રવેશ ચોથો

[ સમયઃ સાંજના સાડા પાંચ વાગ્યાનો.
સ્થળઃ પોલીસ ચોકીનો લૉક-અપ.
એક બાસ્ટીપર મોહન મેડીકો બેઠો બેઠો ગાય છે. એક જરીની ભરેલી ટોપીવાળો મેમણ ભોંય પર માથા નીચે હાથ મુકી પડેલો છે. એક ભૈયો ખુણામાં બેસી ચલમ તૈયાર કરે છે. ]

મોહન

( તાળી પાડીને ગાય છે ):

ખાકે ઝહેર મરજાના, સનમ જેલખાને ન જાના
સનમ જેલખાને ન જાના;
જેલ ખાનેકી બડી બડી ચક્કીઆં, પીસ પીસ કે
મરજાના,—સનમ૦
અરે જેલ ખાનેકી બડી બડી બેડીઆં, સડક પે
સડક કુદાના—સનમ૦—

ભૈયાજી

ખુબ કહીરે મેરે દોસ્ત ! હોને દો.

મોહન

અરે જેલ ખાનેકી બડી બડી બેડીઆં, સડક પે
સડક કુદાના—સનમ૦—

ભૈયાજી

( તાલ મારે છે )

આ...આ...આ. ખાકે ઝહેરે મેરજાના—

મોહન

—સનમ જેલ ખાને ન જાના—
આ...આ...આ...આ.
પુના શહેરકી બડી કચેરી,
અપીલ પે અપીલ લગાના.
સનમ૦—

ભૈયાજી

ઓ બી અચ્છી કહી. બસ હાં...
—અરજી પે અરજી લગાના—
આ...આ...

મોહન

પુના શહેરકી ઇ...ઇ...ઇ......

મેમણ

( બેઠો થઇને ) અરે મીસ્તર ! તદ્દન વાત ખોટી. અપીલ તો મુંબાઇ કરવી પડે છે. ગઇ વખત હું જેલમાં ગયો હતો ત્યારે મેં અહીંઆંજ અપીલ કરેલી.

ભૈયાજી

અબ એ ડાક્ટર સાહેબ કહેતે હે એ કયા જુઠ્ઠા હય કયા ?

મોહન

સદ્‌ગૃહસ્થો ! નકામા શું કરવા લઢી મરો છો ? મુંબાઇ અપીલ કરીશું, ( ગાય છે )

આ...આ...

મુંબઇ શહેરકી બડી કચેરી,

( મેમણને ભૈયો તાળી પાડવા માંડે છે )

આ...આ... મુંબઇ શહેરકી બડી કચેરી

( ત્રણે જણ તાળી પાડીને )

હાં, આં, અપીલ પે અપીલ લગાના.

અરે હરિ. અપીઇ...ઇ...લ પે અપીલ લગાના.

અરે યારો અપીલ પે અપીલ લગાના. સનમ૦

[ઇન્સ્પેક્ટર દાખલ થાય છે.]

ઇન્સ્પેક્ટર

Shut up ! ( ચુપ રહો ! )

( ડાક્ટર મોહનને ) ડાક્ટર ! તમે પણ સારા માણસ થઇ આ હલકા લોકો જોડે બેસી ધાંધલ મચાવો છો !

મોહન

અરે ઇન્સ્પેક્ટર મહારાજ ! આ ચૌકી પર બધાજ સારા માણસો છે. નહીં તો આપણે અહીંઆં આવીએ શા માટે ? ખરી સમાનતા તો અહીંઆંજ છે: કોણ કહી ગયું છે કે

In a Police Chowki,
Rank is but the guine stamp.
Man is a man for all that;

ઇન્સ્પેક્ટર

હમણાં ગીનીની વાત જવાદે, ડાક્ટર તમને કોઇ મળવા આવ્યું છે:

મોહન

હું વાટજ જોતો હતો.—રામુડગલીવાળો કે પરસોતમ પોપડા.

ઇન્સ્પેક્ટર

કયાંથી જાણ્યું ?

મોહન

એ એ છે તો હું અત્યારે તમારો પરોણો છું. નહીં તો મારાં સદ્‌ભાગ્ય કયાંથી કે તમારે ત્યાં ?

ઇન્સ્પેક્ટર

ત્યારે એમનું માની જાઓની.

મોહન

પણ શુ ? તે કોઇ કહેશે બાપા ! હુ તો ગરીબ ગાય પણ મારે એવો ગરીબ છું.

ઇન્સ્પેક્ટર

પોપડાની છોકરીને છોડી દોને.

મોહન

અરે રામ ! તમે પણ મેકું–તેવાને તેવાજ રહ્યા. એ પોપડીને પકડી હતી કયારે કે છોડી દઉં ? ગામ લોકની છોકરી ખરાબ નીકળે તેમાં મારે શુ ? મારા ઘરનો નંબર મેં આપ્યો. ડીસ્પેંસરી તમે જાણો છો. કપડાંની તમે જપ્તી લીધી; કેં મળ્યું ?

ઇન્સ્પેક્ટર

ખરેખર !

મોહન

દુનીઆમાં કોઇ સાચાનો બેલીજ નથી રહ્યો. હવે કેટલા દહાડા હું અહીંઆં રહેવાનો ?

ઇન્સ્પેક્ટર

ઉભા રહો હું પેલાઓને બોલાવી આવું. પછી આપણે નક્કી કરીએ.

મોહન

અરે તમે નક્કી કર્યાંજ કરો. મારે કશાની નાજ નથી. હુ તો મારા મેમણ બધુ ને ભૈયાજીના પ્રેમમાં બધુંજ ભુલી ગયો છું. કેમ ભૈયાજી ! કપસી કહી ?

[ ઇન્સ્પેક્ટર જાય છે. ]

લેપાજી

અછી કહી ડાક્ટર સહાબ !

મોહન

( ગાય છે )

મને લાગે વહાલો રે પિયા તારો ઢગ.

[ ઇન્સ્પેક્ટર રામદાસ ને પોપડા
માથે પાછો આવે છે ]

ઇન્સ્પેક્ટર

ડાક્ટર !

મોહન

( આગળ જઇને ) અરે આવ્યો આવ્યો મારો ડગલીવાળો દોસ્ત. દોસ્ત !

" ડગલી ડગલી થાય છે ને
ગીઓ વહી જાય છે "

ને તું આવ્યો. કેમ મુરબ્બી સેલીસીટર સાહેબ ! આપની આ પરોણા ચાકરીથી હું તુષ્ટમાન છુ માંગ માંગ જે માગે તે આપું.

પરશોતમદાસ

લાવ મારી છોકરી.

મોહન

લો તમારી છોકરી.

પરશોતમદાસ

ક્યાં છે ?

મોહન

તે તમે ગોધી લાવો. પછી હું કહું.

પરશોતમદાસ

(ઇન્સ્પેક્ટરને) મેં નહીં કહ્યું કે એ છે કરો છૂટી છે !

મોહન

મેં પણ નહોતું કહ્યું કે આ ડાકા જરા છૂટી છે !

રામદાસ

Now (હવે) મોહન ! ખરું કહી દે, કેટલા જોઇએ છે !

ઇન્સ્પેક્ટર

That's right (બરાબર).

મોહન

કેટલા શું ! પૈસા—ખાટલા—ગોદડાં—થર્મોમીટરો—

રામદાસ

પૈસા !

મોહન

( હસીને ) જીવતો રહે દોસ્ત ડગલીવાળા ! મને દસ્તકજ લઇ લેની એટલે તારા પૈસા તે માગ પૈસા. પછી હીસાબ કરવા હીં જરૂરજ નહીં રહે.

રામદાસ

( ચીડાઇને ) એમ શું મૂર્ખા !

મોહન

સારું કેમ ? પણ ઇન્સ્પેક્ટર સાહેબ એક વાત ખબર છે કે ? ઇશ્વરે બધું કદાપણ શ્રીમના સાન ડાહ્યાને આપી દીધુ; ને વાસણમાં પોપડા રહ્યા તે મારા ડગલીવાળાને આપ્યા.

ઇન્સ્પેક્ટર

( હસીને ) ડાક્ટર ! એ એમ કહે છે કે આ સોલીસીટર સાહેબની છોકરી દેખાડવા માટે કેટલા પૈસા જોઇએ છે ?

મોહન

અરે પણ તમારા જમાના રામ. હું નથી જાણતો માટે તે આની છોકરીને લેવા દેવા શી ?

પરશોતમદાસ

( ઇન્સ્પેક્ટરને ) એને પરણી ગયો છે.

મોહન

(ચોપડી) માસ્તર ! માસ્તર ! મારી બહેનડી કરો છો ઇન્સ્પેક્ટર સાહેબ નોંધ લેજો ! તમારી કાબ્જીમાં મારી બહેનડી છે છે હું હમણાં ને હમણાં વારંટ કઢાવું છું.

ઇન્સ્પેક્ટર

પણ છે શું ! છે શું !

મોહન

આ મી. પરશોતમદાસ કહે છે કે હું એની છોકરી પરણવા માંગું છું. (તિરસ્કારથી) એની છોકરી ને તેમાં વળી છોકરી તે એની છોકરી જેવી! મારી આબરુની, મારી અક્કલની, મારી રસિકતાની બદનક્ષી ! હું એની છોકરી પરણું ! હું—હું—હું વિભો ! હું શું સાંભળી રહ્યો છું ?

ઇન્સ્પેક્ટર

તમારે એની છોકરી નથી પરણવી ?

મોહન

ના–ના–ના–સાડી સત્તર વાર ના. આની છોકરી ! એ તો ડગલીવાળાઓ પરણે.

રામદાસ

(રોફથી) શું મારું અપમાન કરે છે ?

મોહન

દોસ્ત ! તારે પણ નહીં પરણવું હોય તો નહીં પરણ. હું ક્યાં જોર જુલમ કરું છું પણ આ શેઠની છોકરી !—હું પરણું !

પરશોતમદાસ

મોટા કુળવાન ન જોયા હોય તો !

મોહન

મુરબ્બીશ્રી ! જ્યારે તમારા દાદા પોપડા ખાઇને રહેતા હતા, ને આ રામુના દાદા ડગલી વેચવાનો ધંધો કરતા હતા ત્યારે મારા દાદાઓ કાઠીઆવાડમાં જાફરાબાદી ભેંસો પર બેસી પોલો રમતા હતા. ભુલી ગયા ?

પરશોતમદાસ

ઇન્સ્પેક્ટર ! આ તો આપણને બનાવે છે.

ઇન્સ્પેક્ટર

ડાકટર ! હવે સાચું શું ?

મોહન

સાચી વાત કહું ? સાંભળવી છે ? મને આની છોકરી પરણવા સામે બે સબળ કારણો છે

ઇન્સ્પેક્ટર

શાં ?

મોહન

એક તો મારું પોતાનું: હું પરણવા લાયક નથી. હું લહેરી છું. કલબીઓ માણસ છું. સાંજ પડે રીતસર ઘેર આવું એમ નથી. અને બૈરી તો ઠીક—પણ એને જ્યારે ફાલ આવે—ઓ ભગવાન—ને બીજું કારણ સામાપક્ષનું. આ મી. પોપડાની પુત્રીને રાંધતાં નથી આવડતું, પથારી કરતાં નથી આવડતી ને વાસણ માજતાં નથી આવડતાં. એટલે મારે મન તો એ સદાએ વર્જ્ય છે.

ઇન્સ્પેક્ટર

સોલીસીટર સાહેબ ! આની વાત ખરી લાગે છે.

રામદાસ

એની પાસે લખાવી લો.

પરશોત્તમદાસ

અરે એ તો બનાવટ કરે છે.

ઇન્સ્પેક્ટર

લખી આપો છો ?

મોહન

સાતવાર, લાવો કાગળ ને કલમ.

પરશોત્તમદાસ

એની કીંમત શી ?

મોહન

તમે માનો તેટલી. હું લખી આપવા હાજર છું કે--કાર્યેષુ દાસી, કરણેષુ દાસી, ભોજ્યેષુ દાસી, શયનેષુ દાસી–એટલે અડધી રાત પગ દાબવાના- એવી હોય તો સેવક પરણશે. નહીં તો ભવોભવ વાંઢા મરવાના.

પરશોતમદાસ

લાવો. for whatever worth it is. (તે એની જે કીંમત હોય તે)

[કાગળ ને કલમ આપે છે.]

મોહન

( લખતાં ) " આ ઉપરથી હું મોહનલાલ વજભુખણદાસ લખી આપું છું કે હસ્તાન, ખેરાન દસ્તાન જાવો ચંદ્રો દીવા કરો–

પરશોત્તમદાસ

અરે આ શું ઘર વેચવાનો દસ્તાવેજ લખે છે !

મોહન

જે કહેવું હોય તેને તમે કહો. તમારી છોકરી કોણ છે તે તમે જાણો.

પરશોતમદાસ

( લખવા માંડે છે ) આ ઉપરથી હું મોહનલાલ વજભુખણદાસ લખી આપું છું કે હું પરશોતમદાસ પોપડાની છોકરી રંભાને કદી પરણવાનો નથી.

મોહન

મારે કારણુ લખવું પડશે. નહીં તો મારી આબરુ જાય ( લખતાં ) કારણ કે એ કાર્યેષુ દાસી, કરણેષુ દાસી, ભોજ્યેષુ દાસી, શયનેષુ દાસી થવા લાયક નથી. ( કાગળ આપે છે. )

પરશોતમદાસ

લાવ ( કાગળ લે છે ) હવે યાદ રાખજે.

રામદાસ

( ભભકાથી ) Yes !

મોહન

દોસ્ત ડગલીવાળા ! એ બૈરી તનેજ મુબારક ! જો કે હજુ વખત છે. મારું માન ને આ લિપ્સા છોડી દે. રસોઇઓ નાસી જશે તો બોરડીંગ હાઉસમાંથી ભાણું મંગાવવું પડશે.

રામદાસ

Shut up ! (ચુપ કર !)

મોહન

હમણાં નથી માનતો ? ઠીક માણસ વાર્યો કરે નહીં–હાર્યો કરે. રામુ દોસ્ત ! તારી દયા આવે છે. તારે માથે છાણાં થપાય ત્યારે આવજે.

ઇન્સ્પેક્ટર

સાહેબજી ! ચાલો. ( પરસોતમદાસ ને રામદાસને દૂર લઇ જઇ ) હવે આનું શું કરવું છે ?

રામદાસ

થોડા દહાડા સડવા દો.

પરશોતમદાસ

અરે તે કેં થાય ? કાલે ગામમાં ખબર પડશે તો હોહા થઇ જશે.

ઇન્સ્પેક્ટર

તમારે ખાતર મેં આટલું કર્યું. આથી વધારે નહીં થાય. પછી મારા પણ હીસાબ લેનારા બેઠા છે કે નહીં ? હવે એને છોડી દેવો પડશે.

પરશોતમદાસ

ઠીક છે. હુંજ લઇ જાઉં છું. આમ આવો ( ત્રણે જણ મોહન પાસે આવે છે ) મોહન ! મેં ઇન્સ્પેક્ટરને સમજાવ્યા છે. ને તારા પરનું તહોમત ખોટું છે એમ મેં એની ખાત્રી કરી આપી છે.

મોહન

મુરબ્બી ! ખરાનું ખોટું તમે નહીં કરો તો કોણ કરશે ?

પરશોતમદાસ

તું પકડાયો તેમાં મારો બીલકુલ હાથ નહોતો હોં !

મોહન

હાથ તો નહોતો. હું પણ ખાત્રી આપું છું.

પરશોતમદાસ

તું અમારી સાથે ચાલ.

મોહન

માફ કરો. આ ભૈયાદાદા ને ખાનસાહેબની સોબત મને વધારે ગમે છે.

પરસોતમદાસ

મીઠાશથી હજુ તું માને છે કે મેં આ બધું કર્યું ? ભુલ છે ભુલ. મને આ એક વ્હેમ હતો કે તું રંભાને પરણવા માંગે છે. તે દૂર થયો પછી શું ? હવે તો તારે અમને રંભાની શોધ કરવામાં મદદ કરવી જોઇએ.

રામદાસશેઠ

That's right ( બરાબર છે).

મોહન

રંભા મળે એટલે આ મારો દોસ્ત ખાડામાં પડે. કદી નહીં.

પરશોતમદાસ

તું અમારી સાથે તો ચાલ.

મોહન

મારે તો મારી ડીસ્પેંસરી પરજ જવું છે. મારા પેશન્ટો મરી રહ્યા છે.

પરશોતમદાસ

ચાલ હું તને ત્યાં મુકી દઉં.

ઇન્સ્પેકટર

હા. હા. ડાકટર સાહેબ માફ કરજો. મારે તો મારી ડ્યુટી ( ફરજ ) બજાવવી પડી.

મોહન

અરે હારતો ! તમારી ડયુટી નહીં હોત તો મને કૈં આ ચોકી જોવા મળત ?

પરસોતમદાસ

ચાલો.

મોહન

ભૈયાદાદા ! ખાનસાહેબ ! અબ જાતા હું
" પ્યારા હમારા તું હમે દે અગ્યા જાનેકું "

ભૈયાજી

અચ્છા ભાઇ ! જાઓ મજાહ કરો.

મોહન

હરકત નહીં ! હરકત નહીં ! ઇશ્વર ઇચ્છા ઐસી હો તો ફીર મીલુંગા આપરે—

[ મેમણ તથા ભૈયા સીવાય બધા જાય છે. ]

મેમણ

ફક્કડ માણસ છે ! આવા હોય તો જેલમાં આવવાનું મન પણ થાય.

[ પડદો પડે છે. ]

[આ રસિક નાટકનો વિશેષભાગ આવતા અંકમાં]






પુસ્તક ૧૧ ] ભાદ્રપદ ૧૯૮૩ [ અંક ૬

# ગુજરાત અને યુગધર્મ

## ગુર્જરી ગીર્વાણનું જય કીર્તન

ગાઓ, ગાઓ, વિજય ગાઓ, સર્વ ગુર્જર સંતાનો,
સુમય મંગળ ગુર્જરી ગીર્વાણના યશ ગાવાનો;
અન્ય તરછોડે ભલેને દીન ને દૂબળી કહી,
જેવી તેવી તોએ વહાલી વાણી એ આપણી સહી.

પ્રથમ શબ્દ મેં એ વાણીમાં શ્રવણ કર્યો માના મોઢે,
પ્રથમ શબ્દ મેં એ વાણીમાં ઉચ્ચાર્યો કાલો કોડે.

તાત ભ્રાત સહુ સ્વજનતણા પ્રિય મુખમાં એ વાણી મહાલે,
એ વાણીનાં અમૃતઝરણાં અંતરમાં નિશદિન ચાલે;
શત શત સહસ્ર લોકો આજે એ વાણી વાપરનારા,
પંચખંડમાં પ્રસરી રહ્યા એ બૃહત વાકના ભણકારા.

જય ગાઓ, જય ગાઓ !
ગુર્જર ગીરનો જય ગાઓ !
જય ગાઓ, જય ગાઓ !

ત્રિશ્વવદિત સર્જનજુની મહાવાણી માત છે,
બંગલા, હીંદી, મહારાષ્ટ્રી ભગિની એની ખ્યાત છે.

નરસૈંયાએ પ્રથમ ઘડી એ સુંદર રૂપવંતી રાણી,
પ્રેમાનંદે કીધી કેળવી વિધવિધ રસની ઝીલનારી;
નાનાલાલતણા મૃદુ કરથી લલિત બની શી લટકાળી,
ગોવર્ધન, ગાંધી, ને કનૈયે કીધી સમૃદ્ધિશાળી.

જય ગાઓ, જય ગાઓ !
ગુર્જર ગીરનો જય ગાઓ !
જય ગાઓ, જય ગાઓ !

જે ભૂપર શ્રીકૃષ્ણપ્રભુએ રાજ્યદંડ કરમાં લીધો,
જે ભૂમિપર પરશુરામે બ્રહ્મત્વનો વિજય કીધો;
જેની કુખના દયાનંદ ને ગાંધી સમ રત્નો રાજે,
તેની વાકના વિજય દુંદુભિ સતત અખિલ જગમાં ગાજે
જય ગાઓ, જય ગાઓ.



# ઢાઢરની રેલ

લેખક:
શ્રી છોટાલાલ બાળકૃષ્ણ પુરાણી,
સભ્ય, સાહિત્ય સંસદ.

મુંબાઈથી વડોદરે જતાં ઇટોલા સ્ટેશન આવતાં પહેલાં ૩૦ થી ૪૦ ફીટના પટની અને ચોમાસા સીવાયની મોસમમાં કોરી કટ જેવી ઢાઢર નદી ભાગ્યેજ કોઇ ઉતારુનું ધ્યાન ખેંચે છે. ૧૯૨૭ના જુલાઇ માસની ૨૬ મી તારીખ ને મંગળવારે આ નાની નદીએ ધારેલા ચંડ અને વિરાટ સ્વરૂપનો કોઇને પણ ભાગ્યેજ ખ્યાલ આવે ! એ દિવસે એ નદીએ બધી માઝા મુકી હતી. એના પાત્રની કુદરતી સીમા તો પલકમાં લોપાઇ હતી અને એના વપુની વૃદ્ધિ માટે હવે કે ચોકસ મર્યાદા રહી નહોતી. કોઇ પણ અંતરાય તેના પ્રબળ ધસારાના વેગ સામે ટકવા સમર્થ નહોતો. સૌમ્યતાનો સંપૂર્ણ ત્યાગ કરી ચંડ મુદ્રા ધારણ કરી તે દિવસે તેણે વિનાશ અને પ્રલયની ભીષણ લીલા કરવાનો દારુણ નિશ્ચય કર્યો હતો. ઇટોલા પાસેના પુલને પુરો ગળી જાય તે છેક મીયાંગામના પાદર સુધી ફેલાઇ ગઇ હતી, અને ઇટોલા તથા મીયાગામ વચ્ચેની આગગાડીની સડક તથા સીમ વિનાયક પુર તે દિવસે તેનાં પાત્ર રૂપ બની ગયાં હતાં. સડકની ઉપર દસ બાર ફીટ પાણી થઇ ગયાં હતાં. એ નદી આમોદથી એ માઇલ દૂર આવેલી છે, પણ તે દિવસે તેના પાણી તે ગામને પાદરે પહોંચ્યાં હતાં અને તે ગામ તથા નદી વચ્ચેની સીમમાં તે દિવસે ગાડાં કે ઘોડાંથી નહીં પણ નાવડીથી જવાતું હતું. સ્થળને સ્થાને જળ થઇ ગયું હતુ.

ઉત્તરે જંબુસરથી બે એક માઇલ ને છેટે આવેલા મધણાદની આસપાસ એનાં પુરનાં પાણી ભયંકર વેગથી વહેતાં હતાં. આમોદની અગાસીઓમાં ચઢી જોતાં અપૂર્વ ભીષણ દૃશ્ય દેખાતું હતું. આમોદથી જંબુસર સુધી નજર લંબાવતાં દૃષ્ટિ પહોંચે તેટલા વિસ્તારમાં બસ પાણી, પાણી અને પાણીજ દેખાતું હતું. તે દિવસે ઢાઢર ૪૦-૫૦ ફીટના પટમાં વહેતી નદી

નહોતી પણ તેનો પટ ચારથી પાંચ માઇલ પહોળો થઇ ગયો હતો. તેનાં પાણીની ઉંડાઇ તે દિવસે માથોડાંથી નહીં, પણ વાંસથી મપાય એમ હતું. આજે આમોદથી જંબુસર જતા રસ્તા પર ગાડીઓ અને મોટરો દોડે છે, અને બંને બાજુ ખેતરો આવી ગયેલાં છે, પણ તે દિવસે તો એ સડકપર વાંસ પુર પાણી હતાં. અને સડક તથા ખેતર સર્વે પ્રલયજળમાં ડુબ્યાં હતાં. નદીને કાંઠે આવેલાં ગામ એ પ્રલયજળમાં ડુબું ડુબું થઇ ગયાં હતાં. તેમની આસપાસ પાણી ફરી વળ્યાં હતાં અને તેમાં વસતા લોકના જાનમાલ અત્યંત ભયમાં હતાં તે બહારની દુનીઆથી તદ્દન કપાઇ ગયાં હતાં અને બહારની દુનીઆને તેમની કશી ખબર મળતી નહોતી. પુરા ચાર દિવસ આ ભયંકર સ્થિતિ ટકી રહી, ચાર દિવસની એ સખ્ત નજરકેદ બાદ છેક પાંચમે દહાડે તેમની જોડે બહારની દુનીઆ સંબંધ સ્થાપી શકી. ભુખ, તરસ, થાક, તથા ભયના માર્યા તે લોકના હોસકોસ ઉડી ગયા હતા. લગભગ મરણની યાતના વેઠી તે લોક મૃત્યુના મુખમાંથી સહેજમાં છટકી જવા પામ્યાં હતાં. એ પાંચે દિવસ આમોદના નગરમાં રાણીપુર, વાડીઆં, દાદાપુર વગેરે નદી કીનારે આવેલાં ગામોની સ્થિતિના ભય તથા શંકા ભરેલા ખ્યાલો લોકો ચિંતાતુર મોઢે કહેતા કે સાંભળતા જણાતા હતા.

ઢાઢર નદીનાં પાણી પચાસ ફીટ ઉંચાં ચઢ્યાં હશે. તેનાં વેગ તથા વિસ્તાર ગમે તેવા મજબુત માણસને પણ હલમલાવી દે એવાં હતાં. તેનો ઉગ્ર પ્રવાહે ઘણા ગામોની સીમ ઠેઠ પુર ખોદી નાખી હતી તથા ચોથી સાલનાં કપાસનાં મુળીઆં ખુલ્લાં કરી નાખ્યાં હતા. ઘણે ઠેકાણે ખેડાણ જમીન પર રેતીનો કે મરેટીઆનો જાડો થર પાથરી દીધો હતો. કેટલેક ઠેકાણે ભેખડો ખોદી નાખી હતી, અને કોઇક સ્થળે તેનાં રુંધાં પેલાં પાણીએ જોર કરી નવા માર્ગ કાપી કાઢ્યા હતા. ઉમજના પાદર આગળ ઢાઢરના પ્રચંડ જલ ઓધે ખોદી કાટેલી રેખા તેના પ્રચંડ વેગને મૂર્તિમંત કરે છે. મોટાં મોટાં ઝાડ, તરફડતાં બકરાં, ઘેટાં, મરણમાંથી બચવા મથતા વાંદરા, મોર અને મરઘાં, વોઢમાંથી પાર જવા વ્યર્થ મથામણ કરતા બળદ વગેરે અનેક પ્રાણીઓ તેના પ્રચંડ પુરમાં ખેંચાતાં દેખાતાં હતાં. નદી દરીઆને મળે છે ત્યાંનું ભાઠું અસંખ્ય પ્રાણીની લાસો તથા મનુષ્યનાં મુડદાંઓથી છવાઇ ગયું હતુ.

એના જળના ધક્કાથી સેંકડો મકાનો તુટી ગયાં અને તેની અંદરનો માલ ખેંચાઇ ગયો.

ગુજરાતમાં ગાંડી થએલી નદીઓનાં પુરોએ તથા ઝંઝાવાતની અતિવૃષ્ટિએ અતિશય નુકશાન કર્યું એ વાત ખરી, પણ જોડે ગુજરાતના હૃદયનું દર્શન પણ કરાવ્યું. ગુજરાતના હૃદયમાં રહેલી દયા અને કરુણાનો ભાવ આ પ્રસંગે તેના શુદ્ધ સ્વરૂપમાં દેખાયો. દુઃખમાંથી બચવા પામેલા ગુજરાતે દુઃખીઓને છુટે હાથે તથા ખરા દીલથી પુરી મદદ કરી. એણે કરેલી મદદની કીંમત નાણાંથી નહીં પણ તેના ભાવથી માપવાની છે. આ દારુણ પ્રસંગે ગુજરાતની વ્યવસ્થા શક્તિનું પણ ઠીક દર્શન કરાવ્યું. પ્રજાને દુઃખમાં મદદ કરવા નહીં ટેવાયલી સરકાર કુદરતના આ ભીષણ કોપના આઘાતથી ડઘાઇ દિંગ્મૂઢ બની કર્તવ્યશૂન્ય થઇ રહી હતી. તેટલામાં અસહકાર યુગમાં દીક્ષા પામેલા ગુજરાતના જુના ને રીઢા સેવકો મેદાનમાં ધસી ગયા અને ભય તથા સંકટની પરવા કર્યા વગર દુઃખીઓની વહારે ધાયા એમણે કર્યું તેના જશ ગાવાના હોયજ નહીં; પણ પોતાનાં સંતાન કર્તવ્ય સમજ્યાં, જાણી ૨૯ ગુજરાતને જરૂર

અસહકાર યુગે પ્રકટાવેલી અસ્મિતા



ઢાઢરના પુલ ઉપરથી

સંતોષ થયો હશે. સ્વરાજ્યને માટે આથી વધારે આશાજનક બીના શી હોઇ શકે? ગુજરાતમાં અસ્મિતા પ્રકટી છે તેનો આથી વધારે પુરાવો શો હોઇ શકે?

સમગ્ર ગુજરાત પર આવી પડેલી આ મહાન આફતના સમયમાં ભરુચ જીલ્લાના આમોદ તથા જંબુસર તાલુકામાં વર્તેલા કેરનાં દશ્યો જોવાને તથા તેમાં બનતી સહાય કરવાનો પ્રસંગ મને મળ્યો હતો. આ લેખ દ્વારા ઢાઢરનાં જળ પ્રકોપના તથા અતિવૃષ્ટિના કેરનો કંઇક ખ્યાલ આપવાનો યત્ન કરું છું.

તા. ૨૬–૭–૧૯૨૭ ને મંગળવારઃ

ગુજરાતના ભાવિ ઇતિહાસમાં ૧૯૨૭ના જુલાઇ માસની ૨૬ મી તારીખ અને મંગળવાર કદી ભુંસાય ને એવી છાપથી છપાઇ રહેશે. એ દિવસે ગુર્જરાત પર કુદરતે ગુજારેલો કાળો કેર અપૂર્વ અને નહીં જોયલો તથા નહીં સાંભળ્યો હતો. એ દિવસે સવારના મુંબાઇ બાજુથી આવેલી બધી આગગાડીઓ ભરુચ સ્ટેશને છોતી ગઇ હતી, કારણકે તારના સંદેશાથી ખબર મળી હતી કે ઢાઢરની અસાધારણ રેલથી મીયાંગામથી આગળની આગગાડીની સડક પર દશ દશ ફીટ પાણી થઇ ગયાં છે અને કાશીપુરાના સ્ટેશનની અંદર પાણી ભરાઇ જવાથી તે સ્ટેશનનો માસ્તર જીવ બચાવવા મકાનના છાપરા પર સહકુટુંબ ચઢી ગયો છે.

આફતની આગાહી

સાંઝના ચાર વાગ્યાના અરસામાં આ આફતના સમાચાર 'સેવાશ્રમ'માં મળતાં ત્યાં કામ કરતા સર્વે ભાઇઓ તુરતજ સ્ટેશને દોડયા. જતાં જતાં ગામમાંથી વાસણ કુસણ અને સીધું પાણી સ્ટેશન તરફ રવાના કર્યું અને 'શ્રી બટુકનાથ વ્યાયામશાળા' તથા નવી નીકળેલી 'શ્રી બ્રહ્મ ક્ષત્રીય વ્યાયામશાળા' એ બે સંસ્થામાં ખબર મોકલાવી. બેએક કલાકમાં સ્ટેશનની પાસે આવેલી 'હરગોવન ત્રિકમજી'ના નામથી ઓળખાતી ધર્મશાળામાં રોકાઇ પડેલા મુસાફરોની રસોઇની ગોઠવણ થઇ ગઇ અને આશરે ૪૦ થી ૫૦ સશક્ત, તાલીમબાજ સ્વયંસેવકો હાજર

થઇ ગયા. વરસાદ પડયાજ કરતો હતો અને નૈઋત્યમાંથી પવન જોરથી ફુંકાતો હતો. જોરથી ફુંકાતા પવનને જોરે આડી ઉડતી વરસાદની વાછંટથી છત્રી, શરીરનું રક્ષણ કરી શકતી નહોતી એટલુંજ નહીં પણ ઉલટી કામમાં અંતરાયરૂપ થતી. આથી સ્વયંસેવકોએ કામની સુગમતા માટે છત્રીનો વપરાસ બંધ કરી દીધો. રાતના અંધારામાં લપસણી પગથીઓ પર તથા કાંટાળાં ઝાંખરાંમાં થઇ તેમણે સવારનાં ભુખ્યાં છોકરાં તથા માંદાઓ ને દુધ પુરું પાડયું અને બધા ઉતારુઓને પીવાના પાણીની સગવડ કરી આપી. ગાડીઓ સ્ટેશનથી દૂર 'સાઇડીંગ'માં હોવાથી મુસાફરોની અગવડમાં વૃદ્ધિ થઇ હતી.

સેવાકામ વર- સાદથી થએલી મુશ્કેલીઓ.

સારે નસીબે ભરુચના સ્ટેશન માસ્તર શ્રી જમનાદાસ શાહ બહુ સેવાપરાયણ વૃત્તિવાળા હતા અને તેમણે સ્વયંસેવકોને બધી જોઇતી મદદ પુરા દીલથી આપી. એમનાં ખાનગી વપરાતાં વાસણો પણ આજે તેમણે ઉતારુઓની સેવા માટે રજુ કર્યાં. હતાં અણધાર્યું અને આવડું મોટું ભંગાણ વ્યવહારમા પડયા છતા તેઓ બાહોશી તથા ઉત્સાહથી સંકટમાં આવી પડેલાં મુસાફરોને બનતી બધી રાહત આપવા ખડે પગે તૈયાર રહેતા. એમનાં સહાનુભૂતિ અને સહકાર વગર સ્વયંસેવકો ઉતારુઓની સેવા યોગ્ય રીતે કરવા ભાગ્યેજ શક્તિવાન થાત તેમના ઉપરી વલસાડના ટ્રાફીક સુપ્રીન્ટેન્ડન્ટ શ્રી રોટના પણ તેવાંજ દીલસોજ હતા. ઉતારુઓની ગાડીઓને પ્લેટ ફોર્મ પર લાવીને તથા મુંબાઇ તરફ પાછા જવા ઇચ્છનાર ઉતારુઓને પાછા મોકલવામાં ગાડીઓની સવડ કરીને તથા ઉત્તર હીંદ તરફ જનાર ઉતારુઓને ટાપ્તીવેલી રસ્તે ભુસાવળ થઇને આગળ મોકલવાની પરવાનગી મેળવીને તેમણે મુસાફરોને ખરેખરી રાહત આપી છે.

તા. ૨૭-૨૮ બુધ, ગુરુવાર:

આ બંને દિવસ ઉતારુઓની સરભરાનું તથા જતી આવતી ગાડીઓના સમયની ખબરો ઉતારુઓને પહોંચાડવાનું .તથા તેમને ગાડીમાં બેસવામાં મદદ કરવાનું કામ એકસરખું ચાલ્યું. આમોદ પાસેની ઢાઢર નદીમાં ચઢી આવેલા અસાધારણ પુરની સીધી અને વિગતવાર ખબર અમને ભરુચમાં તા. ૨૮ મી ની સાંઝ પહેલાં નહોતી મળી.

તા. ૨૭ મી ને બુધવારે આમોદના ઠાકોરના તારના જવાબમાં એક હોડી સવારે અને એક સાંજે આગગાડી વાટે આમોદ રવાના કરવામાં આવી હતી. અમારા જીલ્લાના કલેકટરના કહેણથી અમારા જીલ્લા લોકલ બોર્ડના પ્રેસીડંટ કેરવાડાના ઠાકોરે એ હોડીઓ મોકલી હતી. અનુભવ તથા અગમચેતીની ખામીને લઇ આ હોડીઓ સઢ તથા સુકાનના સાધન વગરની મોકલવામા આવી અને પરિણામે તે પુરતી ઉપયોગી થઇ પડી નહીં. તા. ૨૭ મી એ સવારે કેરવાડાના ઠાકોર ભરુચ સ્ટેશન પર ડો.ચંદુલાલ ને મળ્યા હતા ત્યારે ચંદુલાલે તેને સ્વયંસેવકોની મદદ આપવા કહ્યું; પણ તેણે કહ્યું કે 'હુંજ પોતે વોલંટીઅર છું ને !' આમ કહી આમોદ તથા કેરવાડાનો એ મહાન સ્વયંસેવક એ પ્રદેશ-ની સેવા કરવા સુરત તરફ સીધાવ્યો !

તા. ૨૮ મી એ વરસાદ બંધ પડી જઇ આકાશ ખુલતાં જીલ્લાના કલેકટર બહાદુર તથા અમારા શહેરના ડાહ્યા તથા ઠરેલ ગણાતા શહેરીઓ સાંજના સ્ટેશન પર પધાર્યા, અને અમારી સેવાનાં બહુ સારા શબ્દોમાં વખાણ કર્યાં. કોઇ સેવા કરે તેનાં વખાણ કરવાનો વિવેક તેઓ ભુલ્યા નહીં, પણ જાતે અગવડ વેઠવાની વૃત્તિ તેમણે બતાવી નહીં. હવેની પ્રજા પહેલાના

મોટા અને આગળ પડતા ગણાતા પ્રતિષ્ઠિતોની પરવા કેમ કરતી નથી તે આ ઉપરથી સમજાશે. જીલ્લાના કલેકટર બહાદુર તથા ગામના 'આગેવાન' કહેવાવા ઇચ્છતા શહેરીઓ આ ત્રણે દહાડા તેમના ઘરમાં ભરાઇ અમન ચમન ઉડાવતા હતા, જ્યારે ચાર ચાર આગગાડીના મુસાફરો અસંત સંકટ ભોગવી રહ્યા હતા. ખરે, એ આગેવાનો અને ખાસ કરી ગામનો કલેકટર તેમની ફરજ ન સમજ્યા એમ કહ્યા વગર છુટકો નથી.

કહેવાતા આગેવાનો.

તા. ૨૯ મી જુલાઇ શુક્રવાર :

તા. ૨૮ મી-એ આમોદની આફતના કંઇક ઠીક સમાચાર આવતાં અમે શુક્રવારે સવારે આગગાડી વાટે સ્વયંસેવકોની એક ટુકડીને આમોદ તરફ રવાના કરી અને ત્યાં પહોંચી ત્યાંની સ્થિતિની ખબર તારદ્વારા આપવાની તેમને સુચના કરી.

બપોરના સાડા ત્રણ વાગે આમોદથી તાર આવ્યો કે 'સ્થિતિ ઘણીજ ગંભીર છે માટે વધારે સ્વયંસેવકો સાથે અહીં તુરત આવો' આજ વખતે નવસારીની 'તાતા હુન્નર શાળા' ના સ્કાઉટ પૈકી દશ રેલ સંકટ નિવારણ કાર્યમાં મદદ કરવાની ઉગ્ર ઇચ્છાથી આવ્યા હતા, એટલે તેમને લઇ હું તુરતજ પગ રસ્તે આમોદ જવા નીકળી પડયો. આમોદ ભરુચથી ૨૪ માઇલ દૂર છે અને ચાર વાગ્યા હતા એટલે મધરાત સુધીમાં ત્યાં પહોંચી જવાની અમારી ધારણા હતી. આગગાડીનો સમય હતો નહીં તથા આમોદ તરફ મોટર નહીં જતી હોય એમ ધારી ચાલી નાખવાનું નક્કી કર્યું હતું. મહમદપુરા આગળ પહોંચતાં મોટર મળી એટલે તેમાં બેઠા. પણ દશ માઇલ પર દયાદ્રા ગામે પહોંચતાં મોટરની બંને નળીઓમાં છેદ પડી ગયા અને આખરે તો ૧૪ માઇલ ચાલવુંજ પડયું. રાતના ૧૧ વાગે આમોદ પહોંચ્યા.

આમોદની આફત સ્વયંસેવકોની રવાનગી.



જલપ્રલયમાં બનેલાં નિરાધાર લોક.

અમારા જતા પહેલાં અગાઉ આવેલા સ્વયંસેવકો ગામની સીમમાં બધે ફરી વળ્યા હતા અને અંગત તપાસથી સ્થાનિક સ્થિતિની માહીતી તેમણે મેળવી હતી. આમોદના પાદરમાં વાંસ વાંસ પાણી હતાં એટલે તેની આગળ તો

જવાય એમ હતુંજ નહીં, અને પરિણામે ઢાઢરને કીનારે આવેલાં ગામડાંની સ્થિતિની કંઈજ માહીતી મળી શકતી નહોતી આથી આમોદની પ્રજામાં એ લોકોમાટે બહુ ચિંતા રાખવામાં આવતી.અને તેમની સ્થિતિ વીશે અનેક કલ્પનાઓ બાંધવામાં આવતી હતી. આ બધું જોતાં પ્રથમ જરુરીઆત નદીની રેલમાં સપડાએલાં ગામડાંઓની સ્થિતિ જાણવાની અને તેના લોકને રુબરુ મળી તેમની જરુરીઆતો જાણવાની હતી. આમ હોવાથી નકશો લઇ અમે ઢાઢર કાંઠાની ભૂગોળથી પરિચિત થયા

બીજે દિવસે સવારે એક ટોળીએ રાણીપુરા જઇ— સાથી—અને—તો દાદાપુર પહોંચી ત્યાંની ખબર લાવવાની, બીજી એક ટોળીએ પુરસા તથા માનસિંગપુરાની તપાસ કરવાની અને ત્રીજી એક ટોળીએ પગરસ્ને વેડછ.આગળથી પગરસ્ને જઇ કોમલ્લાની બાતમી મેળવી લાવવી, એમ અમે નક્કી કર્યું. બુધવારે આવેલી બે નાવડીઓ આમોદના ઠાકોરે પોતાનાં ઇનામી ગામ રાણીપુરા તથા વાડીઆના લોકોને ખોરાક પહોંચાડવા માટે રોકી રાખી હતી, એટલે તેમાં તો તેમની રજા વગર જવાય એમ હતુંનહીં, પણ તેમાં જવામાં ખાસ અડચણ નહીં પડે એમ લાગ્યું. વળી આજે રાતના આમોદના મામલતદારે મંગાવેલી એક નાવડી આવી હતી તેને પુરસાની તપાસે લઇ જવાની રજા તેમની પાસે માગી લેવાનો ઠરાવ કર્યો.

આમોદની આવી ભયંકર સ્થિતિનો તાર આમોદના ઠાકોરે ભરુચના કલેક્ટર પર મોકલ્યો હતો, પણ તેણે તે જાહેર કર્યો નહીં તેથી ભરુચમાં આમોદની ગંભીર પરિસ્થિતિનો ખ્યાલ આવી શક્યો.નહીં અને પરિણામે વહેલી મદદ કરવાનું બની શક્યુ નહીં. રવી ગામમાં બે હજાર જેટલી નાવડી અને સેંકડો હોશીઆર માછી હોવા છતાં, ભરુચના કલેક્ટરથી સઢ સુકાનવાળી નાવડીઓ અને હોશીઆર માછી ન મોકલી શકાયા એને માટે સુસ્ત હૃદય કે સુસ્ત બુદ્ધિજ જવાબદાર ગણી શકાય એમ મને તો લાગેછે.

અમલદારોની બે પરવાઈ.

આમોદના ઠાકોરે તા. ૨૬ તથા ૨૭ મી જુલાઇએ સારી મહેનત કરી અને આમોદની આસપાસ ફરી, પાણી રોકતી સડકો તોડી નાંખવામાં સારી સમયસૂચકતા બતાવી, પણ ત્યાર બાદ ગમે તે કારણે તેનું ધ્યાન પોતાનાં ગામ પરજ વધારે પ્રમાણમાં લાગ્યું. આમોદનો મામલતદાર બહુ સહૃદયી આદમી છે, પણ કલેક્ટરના તરફથી કશી સુચના કે ભલામણ નહીં મળેલી હોવાથી તેનાથી સરકારી રાહે ઝાઝી મદદ થઇ શકી નહીં; તોપણ પોતાની લાગવગ વાપરી આમોદ તળનાં ઘરબાર વગરનાં થઇ ગએલાં ગરીબ લોકને તેણે ઘણી સારી મદદ કરી. આ કામમાં ગામલોક તથા આમોદના ઠાકોરે બહુ સારો સહકાર કર્યો. આ બધો વખત પેલા 'આમોદના વોલંટીઅર' કેરવાડાના ઠાકોર તો કોણ જાણે ક્યાંએ ગુમ થઇ ગયા હતા! ભરુચ તથા આમોદ વચ્ચે આ બધા દિવસ આગગાડી ચાલુ હતી તથા શુક્રવારે તો મોટરબસો પણ ચાલુ હોવા છતાં એક પણ જવાબદાર સરકારી અમલદાર આમોદ મુકામે ગયો નહોતો. એ અમારા જીલ્લાના સરકારી તંત્રની ખુબી બતાવે છે, અને બધાનો જશ અમારા જીલ્લાના કલેક્ટર સાહેબને છે! શુક્રવારે સાંજના શ્રી. હરિભાઇ અમીન તથા ગોધરાવાળા, શ્રી. વામનરાવ મુકાદમ કલેક્ટરને મળ્યા અને ઘોંચ પરોણો કર્યો ત્યારેજ તા. ૩૦ મીએ તે ભાઇઓની જોડે તે જવા તૈયાર થયા!

તા ૩૦—જુલાઇ શનિવારઃ

અમારા સ્વયંસેવક પૈકી નાવડી હાંકી જાણનાર તથા સારું તરનાર એક ભાઇ ગણપતરામ મણિશંકર ત્રિવેદી એક સાથીને લઇ 'ખાર' નામથી ઓળખાતા નદીના ભાઠા જેવા પ્રદેશ પર થઇ પુરસ તરફ ગયા, અને હું ભાઇ જયંતિલાલ ઠાકોર નામના એક સ્વયંસેવક સાથે રાણીપુર જવા નીકળ્યો. સવારે અગીઆર વાગે ભરુચનો કલેકટર આવેલ હોવાથી રાણીપુરના રોટલા વખતસર થઇ શક્યા નહીં એટલે તે નાવડી બપોર સુધી નીકળી શકી નહીં. આ નાવડી પહેલીવાર ગુરુવારે રાણીપુર ગએલી અને તેને આ ભયંકર વેગવાળા પુરમાં ફેંકવાની અને જીવને જોખમે રાણીપુર લઇ જનાર હૈદરગુલાબ નામનો આમોદના ઠાકોરની ન્યાતનો મોલેસલામ ગરાસીઓ હતો ! આજે

નાવડી લઈ પુરમાં ! ઝંપલાવ્યું.

તો પાણી ઘણું હઠી ગયાં હતાં એટલે કાદવ તથા જાંઘપુર પાણી ડખોળતા અમે આમોદથી પાલેજ જવાની સડકે પહોંચ્યા. હજુ આસપાસનાં ખેતરોમાંજ થોડાં પાણી હતાં અને આગળ જતાં તરામણાં પાણી આવતાં હતાં. આથી નાવડીને ઘુંટણપુર પાણીમાંથી ઘસડી દૂરનાં ખેતરોમાં લઇ જવામાં આવી અને ત્યાંથી અમે તેમાં બેઠા. ખેતરોનાં વાડ અને સેંઢા વટાવતા જેમ જેમ અમે દૂર જતા ગયા તેમ તેમ પાણી ઉંડું થતું ગયું અને તેના વેગનો અનુભવ અમને થતો ગયો. જોરથી ફુંકાતા પવનને જોરે મોજાં ઉછળી ઉછળી નાવડીમાં આવવા મથતાં હતાં અને ટાઢીઆ તાવમાં દરદી ધ્રુજે તેમ અમારી નાવડી થરથરતી હતી. જમીન પર ઉગેલાં વિવિધ ઝાડની નીશાનીઓને અનુસરી અમે આગળ વધતા હતા. રસ્તે આવતાં ઝાડ પર ગુંચળાં વળેલા સાપ તથા



ઉતરતાં પાણીએ ઢાઢર ઉપરથી જતા મુસાફરો.

ગભરાએલી ધો જોતા તથા તેમનાથી બચવા નાવડીને તે ઝાડ આગળથી દૂર ધકેલતા, વાંસડાથી નાવડીને પાણીના પ્રવાહ સામે ધકેલતા એકાદ કલાક બાદ અમે 'આડીઆ કોતર' નામથી ઓળખાતા કોતર પર આવી લાગ્યા.

આ કોતરમાં પાણીનો વેહ બહુ જબરો હતો. જો ચુક થાય તો અમારી નાવડીને તે દાદરના વોહમાં ખેંચી જાય એમ હતું. આ કોતર વટાવવાનું કામ ખરેખર વિકટ અને જોખમભર્યું હતું કારણ કે સઢ તથા સુકાન વગરની અમારી નાવડીને વાંસડા તથા ફેંટી વિના બીજો કશો આધાર નહોતો. કોતર અર્ધું વટાવતાં પાણી ઉંડું થયું અને વાંસ તળીએ પહોંચતાં અટકી પડ્યા. અમે ફેંટીઓ મારવા માંડી પણ ઉતરતી રેલના પાણીના પ્રબળ વેગ સામે અમારી ફેંટીનું શું ગજું? અમારી સખત મહેનતથી પડતે વરસાદ અમને પરસેવો ઉતર્યો પણ અંતે તો નાવડી કોતરના પાણીના પ્રવાહમાં નદી તરફ ખેંચાતી જણાઇ. ફેંટી મારવી ચાલુ રાખી અમે એક વળી ઉભી કરી તેની પર ધેરથી જોડ આલ્લેનો એક જાડો કકડો સઢ તરીકે બાંધ્યો અને નૈઋત્યથી ફુંકાતા પ્રબળ પવનને તેમાં રુંધી, તેને જોરે અમે એ ભયંકર કોતર વટાવ્યું. ત્યાર બાદ બે એક ફર્લાંગ દૂર અમારે રાણીપુરાની નેળમાં નાવડી લઇ જવાની હતી. નેળની આગળ પાણીનો વેગ બહુ વસમો હતો, અને એક, બે વાર તો અમારી નાવડી નેળ આગળથી દૂર ઘસડાઇ ગઇ અને તેનું મોં ફરી ગયું, પણ આખરે નાવડીમાં બેઠેલા બધાએ સામટું જોર કર્યું અને તેમ કરતાં કેટલાક સમયે નાવડી રાણીપુરાની નેળમાં પેઠી. પાણી જોરથી ઉતર્યે જતુ હતું તેથી જરા ઉંડા પાણીમાં નાવડી રાખી પાણી તથા કાદવમાં થઇ અમે રાણીપુર જઇ ઉભા.

અને રાણીપુરામાં જલપ્રલયનાં વિનાશનું જે ભયંકર દશ્ય અમે જોયું તે ભુલ્યું ભુલાય નહીં એવું હતું. તેનાં બધાં ઘર બેસી ઢગલો વળી ગયાં હતાં. તેનાં ફળીઆં ગરકી જવાય એવા કાદવે ભર્યાં હતાં. આખા ગામમાં પગ મુકવા જેટલી કોરી જગા નહોતી. ગામમાં બે ત્રણ લીમડાના ઝાડ હતાં તેના ઉપર ખાટલા હજુ બાંધેલા

*રાણીપુરનો રોળ*

હતા. એ ખાટલાઓ ઉપર માળામાંનાં પંખી પેઠે લટકી આ ગામના લોકોએ, બૈરાં, છોકરાં તથા ભાવડાઓએ મંગળ, બુધ, ગુરુ અને શુક્ર એમ ચાર ભયંકર દિવસ તથા ચાર કાળ રાત્રિઓ પસાર કરી હતી. તળે રેલનાં પાણી ઘુઘવતાં વહેતાં હતાં અને ઉપરથી ટાઢે હુડવી નાંખતા ઠંડા પવનના ઝપાટા તથા જોરથી પડતાં વરસાદનાં ઝાપટાંનો માર તેમના પર ક્ષણ પણ અટક્યા વગર પડયે જતો હતો. આજે તે તેમનાં એ અનિશ્ચિત જીવનવાળાં આશ્રય સ્થાનો પરથી ઉતર્યાં હતાં, પણ તેમના ચહેરા બહેબાકળા તથા હેબતાઇ ગએલા હતા. અતિશય દુઃખ તથા ભયથી તેઓ દુઃખ અને ભયના નઠોર બન્યા હતા. નિરાધારતાનાં આંસુ તેમની આંખોમાં ઉભરાતાં હતાં. આવા દુઃખમાં ખરો આશરો તો શ્રીહરિનો છે, પણ અંતઃકરણના ઉંડાણમાંથી નીકળતાં, અને મુગ્ધ સરી જતી આંસુ ગળગળે કંઠે નીકળેલા બે દીલાસા ભર્યાં વચનોથી મનુષ્યના હૃદયનું દુઃખ કેટલું હળવું થાય છે તે અનુભવ વગર કળવું અઘરું છે. આ લોકોને રહેવા ઠામ નહોતો. પહેરવા લુગડાં નહતાં અને ખાવા અન્ન ન હતું. તેમની પાસે હતાં ત્યારે બધાં સાધન હતાં, પણ રેલ એટલી ઝડપથી ચઢી કે પહેરેલે લુગડે તેમને નાસવું પડ્યું અને તેઓ ઘર કે ઘરમાંની કે ચીજ બચાવી શકયા નહીં બેસી ગએલા ઘરમાં તેમનું સર્વસ્વ દટાને ગયું અને

તેથી છતે સાધને તેઓ અનાથ અને નિરાધાર થઈ પડયા હતા.

રાણીપુરાના હાલ જોઇ દાદાપુરની સ્થિતિ કલ્પતાં હૃદય કંપી ઉઠયું. અમારો ઇરાદો બને તો દાદાપુર સુધી જઇ તેની સ્થિતિની માહિતી મેળવવાનો હતો, પણ ઉતરતા પાણીના પ્રબળ વેગ આગળ અમારી કોઇ જાતનાં સાધન વગરની નાવડી આગળ ધપે એમ નહોતું. જો અમારી નાવડીને સઢ તથા સુકાનનાં સાધન હોત તો અમે

અમલદારોની અક્કલ.

કોતર વટાવ્યું ત્યારે અમારા જીવમાં જીવ આવ્યો. આખરે છેક સંધ્યાકાળે અમે આમોદ પહોંચ્યા. સડક પાસેના એક લીમડા જોડે નાવડી બાંધી અમે સડક પર પહોંચ્યા, ત્યાં અમારા બીજા સ્વયંસેવક બંધુઓ ચિંતાતુર થઇ અમારા આવવાની રાહ જોતા ઉભા હતા તે સર્વેને મળ્યા.

આજના સાહસનું જોખમ જોતાં ગુરુવારની રેલમાં રાણીપુરા જવા ઝંપલાવનાર હેદર ગુલાબની હીમંતના વખાણ કર્યા વગર રહેવાતું નથી. અને આમોદ ઠાકોરે આ બહાદુર આદમી-



આટલી દીવાળીઓ જોઈ પણ આવી રેલ તો સાંભળી નથી!

જરૂર દાદાપુર પહોંચી શકત પણ તેમ ન હોવાથી નિરપાયે અમારે એ પ્રયત્ન છોડી દેવો પડયો. નાવડી મોકલનાર અમલદારની કમ અક્કલ માટે અમને બહુએ ગુસ્સો થયો, પણ હાલ તે ગુસ્સો નકામો હતો. અમે આમોદ આવવા પાછા ફર્યા. આ ટપ્પે પવન સામો હતો એ વધારાની મુશ્કેલી હતી. આડીયા

ને માત્ર ત્રણજ રુપીઆ ઇનામ આપ્યું એ જાણતાં આમોદ ઠાકોરને તેની સેવાની કદર કરતાં નજ આવડી એમ લાગ્યું. ખરે વીરતાની કદર કરવા માટે વીર અને ઉદાર હૃદયની જરૂર છે. ભરુચ જીલ્લા લોકલ બોર્ડના પ્રમુખ કેરવાડાના ઠાકોર તથા કલેક્ટર એ બંનેમાંથી એકે પણ અગમ બુદ્ધિ ભરી અક્કલ વાપરી સઢ તથા

સુકાનનાં સાધનવાળી નાવડીઓ મોકલી હોત તથા ધાટ ફેરવનાર સાદા ખલાસીને બદલે સારા માછી મોકલ્યા હોત તો ગુરુવારેજ દાદાપુર, કોબલા, ખોજાદરા વગેરે સ્થળોએ અનાજ પાણીની મદદ થઇ શકત. ખેર, ઓછી અકકલ એ કંઈ દુર્ગુણ નથી.

આજે સાંજના ચાર વાગે ભરુચથી સઢ અને સુકાન વાળી ચાર હોડીઓ આવી હતી; અને તે દરેક નાવડી દીઠ ચાર ચાર હોંશીઆર માછી આપ્યા હતા. આમોદમાં રહેલા નવસારી વાળા અમારા સ્વયંસેવક બંધુઓ અહીં આળસુ રહ્યા નહોતા. તેમણે તેમાંની એક નાવડીને 'વેગન' માંથી ઉતારી, તેને કાદવમાં ઠેલી ઠેલી 'બત્રીસી'ના નામથી ઓળખાતા નાળાના પાણીમા ઉતારી હતી. આગલા દિવસોએ રાણીપુર જતી નાવડી એ નાળામાંથી નીકળી હતી.

**નાવડીનાં બીજાં સાધન-ની નોંધ.** ભરુચથી સઢ તથા સુકાનનાં સાધન વાળી નાવડીઓ તથા માછી આવ્યાની ખબર સાંભળી અમે ઢાઢરના પુરમાં તે નાવડીને છોડી પુરના પાણીમાં થઇ ઉપર વાડે આવેલાં ખોજાદરા, દદાપુર, કોબલા તથા નેદરા વગેરે ગામોની તપાસ કરી ત્યાં અનાજ વગેરેની મદદ આપવા જવાનું નક્કી કર્યું. પાણી ઝપાટાભેર ઉતરતાં હતાં એટલે એ નાવડીને નદી સુધી પહોંચાડવાની અડચણ હતી. પાણી ઉતરી જાય તો કાદવને લીધે બીજા એક અઠવાડીઆ સુધી એ ગામોમાં પહોંચવું શકય નહોતું. 'બત્રીસી' નાળામાં પાણી ઉતરી ગયું હતું એટલે તેમાં થઇ નદીએ પહોંચાય એમ નહોતું. માછીઓએ કહ્યું કે એક વાર અમારી નાવડીને નદીએ પહોંચાડો તો પછી ગમે તેવી રેલમાં પણ અમે નાવડી લઇ ધપાવીએ, આ સ્થિતિમાં 'બત્રીસી'ના નાળામાંથી નાવડીને બહાર કાઢી ગાડામાં ઘાલી આમોદથી જંબુસર જતી સડકની સુપડી આગળ લઇ જઇ ત્યાંથી ઝાબવાળાં ખેતરમાં ભરાઇ રહેલા પાણીમાં ઉતારી, 'મસાણી બંગલો' એ નામથી ઓળખાતા સ્મશાન આગળના મકાનની બાજુમાં આવેલી કોતરડીમાં થઇ નદીએ પહોંચવાનો વિચાર કર્યો. વળી નદી પાર આવેલાં ગામડાઓમાં પોતાનાં સગાંવહાલાંઓને મળવા અસંત ઇંતેજાર ઘણા આદમી આમોદ–જંબુસરની સડકે એકઠાં થયાં હતાં, પણ રસ્તો થયો છે કે કેમ તથા જંબુસર જઇ શકાય એમ છે કે નહીં તે નહીં જાણવાથી તેઓ નિરુપાય થઇ બેઠા હતા, તેથી બીજે દિવસે એક ટોળીને જંબુસર મોકલવાનો પણ અમે નિશ્ચય કર્યો.

૩૧–જુલાઈ રવિવાર :

આગલે દિવસે નક્કી કર્યા પ્રમાણે આજે સવારે એક ટોળીને અમે સવારમાં જંબુસર જવા રવાના કરી.

**જંબુસરની ભાળ** ગળાપુર પાણીમાંથી લગભગ તરતા પસાર થઇ તે ટોળીનાં આદમી જંબુસર જઇ ત્યાંની ખબર લઇ સાંજે આમોદ આવી ગયા. સાંજના આમોદ તથા જંબુસર વચ્ચેના મધણાદ ગામની સુપડીમાંનું પાણી ઉતરી ગયું હતું તે ખબર તેમના તરફથી વર્તાં આમોદથી જંબુસર વચ્ચેનો વહેવાર ચાલુ થયો. આમોદ તરફથી જંબુસર જનાર આ ટોળી પહેલીજ હતી.

જંબુસર ગએલી ટોળી સીવાયના સ્વયંસેવકોને સાથે લઇ અમે પેલા 'બત્રીસી'ના નાળામાંની નાવડીને ધકેલી દશથી બાર ફીટ ઉંચી સડક પર ચઢાવી. બપોરના એકાદ વાગ્યાના સુમારમાં શેઠ લાલચંદ તથા નાગરદાસ

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૪૬૫]



# કુદરતનો પાઠ

—:o:—

લેખકઃ
રા રાજેંદ્ર સોમનારાયણ દલાલ.

આભ ફાટવાની વાત સાંભળી હશે અનુભવવાનું ગુજરાત અને કાઠીઆવાડના કેટલાક ભાગો માટે આ ચોમાસામાં નિર્મીયું હતું. ગુજરાતની રસાળ ભૂમિનું જાણે પરિવર્તન આદર્યું હોય તેમ મેઘે રેલમછેલ કરી નાખી હતી. બહુ પહોળી નહીં તેમજ વધારે ઉંડીએ નહી એવી નાની નદીઓ છલકાઇ હતી. સ્થળને ઠેકાણે તેણે જળ કરી મુક્યું હતું જળ હતું ત્યાં જળ પ્રકોપનો કેર વર્તાવી મુક્યો હતો, મનુષ્યે બાંધેલી પાળો, પોતાના હક્કની સાબીતી માટે કરેલી આડો ધોવાઇ ગઇ હતી. સરકારે ચતુરાઇથી કરી આપેલી સીમાઓ ભુંસાઇ ગઇ હતી. 'આ મારું' અને 'આ તારું' એમ સિદ્ધ કરવાને કુહાડાના ઘાથી ઠોકી બેસાડેલા ખુંટાઓ એ ભેદને જાણે હસી રહ્યા હોય, માનવજાતની ભુલ સુધારવા માગતા હોય તેમ અભેદ દ્રષ્ટિનો સુર પુરવા પુરમા તણાઇ ગયા હતા. દુપટ્ટામાં તજવીજથી રાખી અથવા તો કમરે સાચવીને બાંધી, વકીલની સલાહ લેવા અથવા તો અદાલતમાં જઇ ન્યાય માગવા માટે જીવના જોખમે સાચવી રાખેલા દસ્તાવેજો, માનવજાતની અદાલત કરતાં પ્રભુની અદાલત પર વધારે વિશ્વાસ રખાવવા માગતા હોય, એનાં પોથાં-થોથાંઓ ચિત્રગુપ્તની પોથી આગળ કંઇ વીસાતમાં નથી એમ કાન પકડી કબુલ કરાવવા માગતા હોય તેમ રેલમાં તણાઇ ગયાં હતાં. ચક્રવર્તિ વ્યાજ માથે સવારે જઇ દાવો માંડવા ઇચ્છા રાખનારની ઇચ્છા મનમાંજ રહી ગઇ હતી. લેણદાર દેણદાર બન્યો હતો, દેવાદારને દેવા જેવું-આપવાનું કંઇ રહ્યુ નહોતું; કરેલું સાચું જુઠું સરવાળે નકામું ગયું હતું.

બપોરના બાર વાગ્યા પછી આ મેઘ વૃષ્ટિ વડોદરા શહેરમાં થવા માંડી જરા વરસાદનું જોર નરમ પડે ને પંથે પડું એમ વિચાર કરનારનો વિચાર મનમાંજ રહી ગયો હતો. વરસાદ સમવાને બદલે પાણી ભરાવાં માંડ્યાં, શહેરમાં નદી જેવો દેખાવ થવા માંડયો. કચેરી કે શાળામાં રોકાયલા ભાઇને, ઘર આગળ કુટુંબની શી દશા હશે તેની ચિંતા થવા લાગી; ઘરમાં રોકાયલાં કુટુંબીજનો, ઘરમાંથી બહાર કામે ગયલાંની શી અવસ્થા થઇ હશે તે સંબંધમાં મુંઝાઇ ગયાં હતા. હેતાળ પતિ પત્નીને સંભારી રહ્યો હતો, પોતાના લાડકવાયાનો વિચાર કરતો હતો; પ્રેમાળ પત્ની પિયુ પિયુ કરી છાનાં આસું ઢાળી રહી

હતી અને છોકરાંઓને, સાસુ સસરાને હીંમત રાખવા બોધ આપતી હતી. રસ્તામાં જનાર છત્રી વગરનો રાહદારી જરા ઝાપટું ધીમું પડે ને ઘેર જવાની આશામાં કોઇને ઓટલે ચઢેલો તે ત્યાંજ ફસાઇ પડવાથી એ ઓટલાના માલીક-ના ઘરમાં તેને આશ્રય લેવો પડ્યો હતો. પવન-ના સુસવાટા અને વીજળીના કડાકા સાથે વરસાદ ધોધમાર વરસવા લાગ્યો. જે જગ્યો તે આશ્રય લેવા સૌ કોઇનું દીલ લલચાયું, વરસાદ શમશે, પુર ઉતરશે એ આશા ખોટી દેખાવા લાગી. વડોદરાને એક અનુપમ શહેર બનાવવું એવી તેના નરેશની ખ્વાહેશ હતી. મોટે ભાગે તે યુરોપ રહેતા પણ તેને વડોદરાના વિચાર આવતા અને જ્યારે તેઓ ત્યાં પધારતા ત્યારે તેમ કરવા પ્રયાસ કરતા. શહેરનો વિસ્તાર વધારવા સ્ટેશન તરફના બાંધકામ ખાતાએ રસ્તાઓની પુરવણી કરી, બંગલાઓનો જમાવ થયો, એ લત્તાને સયાજી-ગંજનું નામ આપવામાં આવ્યું. એ ભાગ જરા નીચાણમાં હતો, પાણીનું પુર ત્યાં વધવા માંડ્યું. બાંધકામ ખાતાએ એટલો વિચાર ના કર્યો સપાટી નીચી હતી તો પાણી જવાનો સરળ માર્ગ ના કાઢયો તેથી વરસાદ તેના ઉપર વેર વાળતો હતો.

એ લત્તાના એક બંગલામાં પશ્ચિમની સંસ્કૃતિ-ના સંસ્કાર પામેલા; તેના રીતરીવાજ અને પહેરવેશને અનુસરતા ડોકટરમાં પૂર્વની એકવારની સંસ્કૃતિના અને આજના અજ્ઞાનના ઘા સાલતા હતા. ગાંધી યુગમાં ઉદ્‌ભવેલી સમાજ ભાવનાએ તેનામાં પરિવર્તન કરી નાખ્યું હતું. સારા પગારની નોકરીને તિલાંજલિ આપી, રહેણી કરણીમાં સ્વદેશી થઇ તેણે લોકહિતના કાર્યમાં ઝંપલાવ્યું હતું. લોકસેવા એજ એનો આદર્શ હતો. કુદરતે તેને કસોટીએ લીધો. જન્મથીજ શાંત, સ્વભાવથી શરમાળ પણ અડગ ધૈર્યવાળા ડોકટરની રહેવાની જગ્યા આ સમયે માણસોથી ઉભરાઇ ગઇ. કોલસા, કઠોળ, ભેજ લાગ્યાથી બગડશે એ કારણસર તેને મેડે લઇ જવામાં આવ્યાં. પુર ચઢવા લાગ્યું, માણસોનો જમાવ વધવા માંડ્યો, મેડો નાનો પડ્યો.

લાખો ઉપદેશ કે ભાષણથી વિચાર ના બદલી શકે તેમને કુદરત એકજ પાઠ જાણે શીખવવા માગતી હોય તેમ સનાતનીને મનુષ્ય માત્રની સમાનતાનું ભાન થવા લાગ્યું, સમાજીસ્ટને સંગઠનનું વિસ્મરણ થયું, મુસ્લીમને માનવ જાત પ્રત્યે ભાતૃભાવ રાખવાને ગાંધીજીના ઉપદેશની જરુર જણાઇ નહીં; ખુદા બધાંના એકજ છે એમ તેને અત્યારે લાગતું હતું; જેવો તેનો હતો તેવોજ બીજાનો હતો એમ ભાન થતું હતું. જે બધાને બચાવશે, જીવાડશે તેજ એને પણ જીવાડશે એમ તેને લાગ્યું. કોઇને જીવતો રાખવાની શક્તિ અત્યારે એનામાં નહોતી. કુદરતે માંડેલા શોરબકોર સામે વાંધો દર્શાવવા એન થી સભા ભરાય એમ નહોતું, કયો ધર્મ ખરો, સારો, એનો ઉપદેશ આપવા સમય નહોતો, એનામા કે કોઇનામાં સામર્થ્ય નહોતું. તે જરા વિચારમાં પડ્યો, પ્રફુલ્લ થતો દેખાયો, કંઇક ફુલાયો. એને લાગ્યું કે એ ફાવ્યો. સભા ભરાઇ. એની આખ આગળ શંકરાચાર્ય, વલ્લભાચાર્ય, દયાનંદ, ક્રાઇસ્ટ, મહમદ પેગંબર વગેરે એકજ જગ્યાએ ગોળાકારમાં ભેગા થયલા દેખાયા. સભા રચના જોઇ એને પ્રમુખની દરખાસ્ત મૂકવાનો વિચાર થયો. ઉભો થવા જતાંજ એણે જોયુ કે તે બધાની આંખમાં દયકો તરવરી રહ્યો હતો. ધર્મ એટલે દયાભાવ, મૈત્રાભાવ, બાતૃભાવ, મનુષ્યની મનુષ્ય પ્રત્યેની ફરજ એમ કુદરત પોકારી રહી હતી તેને તેઓ અનુમોદન આપતા હતા એમ તેને સમજાયું. કોઇને ભાષણ કરવાની ઇચ્છા નહોતી એમ તેને લાગ્યું. સભા

ભરાઇ છતાં ભાષણ કરવાની કે પ્રમુખ થવાની હોંસાતોંસી નહોતી એ નવાઇ ઝીંદગીમાં પહેલીજવાર તેણે અનુભવી. વીસમી સદીમાં તે નહોતો એમ ઘડીભર તેને થયું. મુસલીમ યુવક હતો, સાહિસ પ્રેમી હતો, નવા જમાનાનો તેનામાં પાશ હતો. તુળસીદાસનું:—

દયા ધર્મ કો મૂલ હય, પાપ મૂલ અભિમાન;

એ ચરણ તેને યાદ આવ્યું ના આવ્યું ને મનમાંથી કાઢી નાખ્યું. એમાં ફીલસુફી, ડહાપણનો અંશ હતો, પાપ અભિમાન વીશે ટાયલાં હતાં. રસિક, મસ્ત કવિની ઉક્તિ મગજમાં ખડી કરવા તે વિચાર નિમગ્ન થયો. કલાપી યાદ આવ્યો:—

દયા છે ઇશ્વરી માયા આ સંસાર કટુ મહી.
દયામાં બ્રહ્મ પ્રીતિનું ભાન કોઈ જનો કરે.

કુરાન પાસેજ હતું, ગજવામાંથી તે કાઢયું. તે ભીજાંઇ ગયું હતું, અશ્રુ સારતું હતું. બધા વિચાર કાઢી નાંખી સેવા કાર્યમાં તે જોડાયો. માંડ માંડ બચેલી વસ્તુઓના ઉપયોગથી સો સવાસો માણસોનો નિર્વાહ શરીર ટકાવવા પૂરતો થવા લાગ્યો. દુધ વગરની મીઠા ( નીમક ) સાથે ઉકાળેલી કાફી મીઠી લાગવા માંડી, ફ્રેટોળ ઉપરનાં નીતરેલાં પાણીથી બધાને સંતોષ માનવો પડયો.

ડૉકટરની તબીઅત સારી નહોતી, તેને બધું કઠોળ ખાવાની બંધી હતી. ચાર દિવસ આમ વીત્યા ને એક ભાઇની સેવા વૃતિ જાગી. તેને તરતાં આવડતું હતું. કોઇ પણ રીતે શહેરમાં જઇ ડૉકટરને માટે કંઈ ખાવાનું કે પીવાનું લઇ આવવાની સેવા ભાવના તેના મનમાં જાગી. પુરમાં તેણે ઝંપલાવ્યું. માર્ગમાં કૉલેજ આવતાં વિજ્ઞાનની મોટી પ્રયોગ શાળા તેને કુદરત આગળ નમાલી લાગી, કુદરત તેને હસી રહી હોય એમ તેને ખ્યાલ આવ્યો, કામાટીબાગ આવતાં ઝાડ ઉપર ટંગાઇ રહેલાં મનુષ્ય અને સર્પાદિ પ્રાણીઓનો સમૂહ, તેમાં લપાઇ રહેલાં પંખીઓ પશ્ચિમને આપી રહેલા જગદીશચંદ્ર બોઝના બોધપાઠથી પૂર્વનો પ્રદેશ પરિચિત છતાં ઝાંખી કરતો હોય, પશ્ચિમની પશુતા એ શિક્ષણથી સુધરવી અશકય છે એમ કુદરત સુચવતી હોય એમ તેને લાગ્યું. પ્રવાહનું જોર એવું હતું કે કોઇની વહારે ધાવાના વિચારને અવકાશજ નહોતો, પડી ગયલાં મકાનોમાંથી થતાં રુદન સ્વરો, મદદની વહારે ધાવા કાલ્પારોળ બુમોથી તેના હૃદયને આઘાત થતો હતો. બે ચાર વાર મદદે જવા તેણે ફાં ફાં માર્યાં પણ પોતાના જીવને જોખમમાં નાખવા સીવાય બીજું કંઈ તે કરી શકયો નહીં.

તરવું એટલે પાણીની સપાટી ઉપર ગરદન રાખવી એટલુંજ તેનાથી બની શકે એમ હતું, પ્રવાહ જે તરફનો હતો તે તરફ માત્ર એ ઘસડાતો હતો. પુલ વટાવ્યો, હોસ્પીટાલની કરુણ સ્થિતિ જોઇ તે વટાવી; ફ્રેડીના રસ્તા તરફ આવ્યો. ત્યાં પાણીનું જોર જરા કમ હતું. બીજી દિશામાંથી આવતાં બે માણસોનો તેને ભેટો થયો. તેમની કથની એણે સાંભળી. મનુષ્ય સુધારણાની રીતિથી તેની દમન નીતિથી નહીં સુધરેલા કેદીને કુદરતે આપેલું શિક્ષણ હાડો હાડ લાગ્યું હતું તે એણે અનુભવ્યું. પોતાના સ્વાર્થ ખાતર કોઇનું ખીસું કાપનારના ઘર ફાડનારના—જીવ લેનારના હૃદયનો પલટો થયો હતો. આ બે ભાઇઓના જીવ બચાવવા કેદીએ આકાશ પાતાળ એક કરી તેમને હસને મોંએ ઘેર મોકલ્યા હતા. એ પલટાને અંગે, સમાજે, રાજ્યે, તર છોડેલા મનુષ્યે પૃથ્વી ઉપર ઘડીભર સ્વર્ગ સર્જ્યું હતું. વધારે વાર ઘોભવાની તેનામાં હામ નહોતી, થંડીથી તેનું શરીર કાંપતું હતું. એક દુકાનેથી હીંદી બીસ્કુટનો ડબ્બો

લઇ તે ભાઇએ સયાજીગંજ તરફ પાછા પ્રયાણ કર્યું. આ વખતે પાણીના પ્રવાહની સામા જવાનું હતું. બધાએ વિચાર હવામાં ઉડી ગયા. જીવવું એજ તેના મગજમાં વિચાર રહ્યો. પાણી સામે પછાડા મારી તે બંગલે આવી પહોંચ્યો. ઝીંદગીનું જોખમ ખેડી લાવેલ ડબ્બો ડૉકટરને તેણે સોંપ્યો. નવ અને અગીઆર વર્ષનાં ડૉકટર-નાં બાળકો પાંચ દિવસ થયાં ભુખ્યાં હતાં. ડૉકટરને છોકરાંઓનો વિચાર આવ્યો. વહાલસોઇ *માતાએ છોકરાંઓને પાસે બોલાવ્યાં. હાથમાં* અકેક બીસ્કીટ આપ્યું. બાપુ ભુખ્યા છે, એમને ખાવાની જરુર છે એમ તેમણે કહ્યું. માતાનું હૈયું ભરાઇ આવ્યું. તેને રાજી રાખવા છોકરાંઓએ હાથ ધર્યો અને બોલ્યા અડધુ અડધુ આપો, અમે બે જણા એકમાંથી વહેંચી લઇશુ. લાવનાર-ના, સાંભળનારના હૃદયને આઘાત થયો. વીર પ્રતાપની પહાડ અને ખીણોની વિટંબણાની વાંચેલી વાત, અડધા રોટલા માટે તરફડના રાજકુમારની દયાર્દ્ર સ્થિતિ, અઢળક ધનભંડાર અને ૨ જ્ય લક્ષ્મી વાળા રાજવીના પાટનગરમાં કુદરતે અનુભવવાનું લખેલું તે શી રીતે મિથ્યા થાય?

'વસુધૈવ કુટુમ્બકમ્'નો ખ્યાલ કુદરતે આ સમયે જેવો ગુજરાત અને કાઠીઆડની જનતા-માં ખડો કર્યો તેવો ભાગ્યેજ કોઇ પણ કરી શકે. નરસામાં સારાપણાની જાણે ઝાંખી. એ સેવા ભાવના બધેજ પ્રકટી ઉઠી છે; દૂર દેશાંતરોથી કોઇ પણ રીતે દુઃખમાં પડેલાને સહાય કરવાની ઊર્મિ–ઉછળી આવી છે. કોઇ કુળવધૂ ઘરની ગરીબી ઢાંકવા આબરુ રાખવા ચીંથરાનાં કટકા ભેગા કરી કુશળતાથી તેનું સારું પાથરણું બનાવે તેમ દેશબંધુ અને ભગિનિઓ તન મન, વા ધનથી જળ પ્રલયથી થયલી નુકસાનીનાં ગાબડાં પુરવા-માં સેવા ભાવથી પ્રેરાયાં છે. વાચનાર! છુટા છવાયાં એ ગાબડાં પુરાશે પરંતુ એ સેવા ભાવની અસર કેટલી વાર સુધી ટકી રહેશે; હીંદના કયા ભાગમાં તે ચિરસ્થાયી રહેશે, સારાએ ભારતમાં તે કયારે પ્રસરશે? કુદરતે મનુષ્ય ઉપર વિજ્ઞાન ઉપર મેળવેલી આ જીતની, તે આપી રહેલા શિક્ષણની અસર પુરી પાંચ દિવસ પણ ટકી રહી છે? બિહારને તેનું ભાન નથી, કાનપોર બરેલી ને તેની પરવા નથી, નાગપુરમાં જંગ મચ્યું છે, રેલ સંકટમાં સપડાયલા ખુદ મહેમદા-*બાદને આંગણે આવી કુદરતે ઢોલ વગાડયાં* પણ સાન નથી, દૂરની શું કરવા વાત કરું? સુરત હજી કયાં સુધરે છે? શરમના પોકારોથી હૃદય બદલાયાં છે! વકતાએ એવા પોકારથી વિચારો ફેરવ્યા એમ કોઇએ સાંભળ્યું છે!

પશ્ચિમ, ડારવીનને અનુસરીને એમ નોબત વગાડી રહ્યું છે કે જીવન ટકાવવા–જીવવાને જે વધારે લાયક તેજ જીવી શકે. જીવાડવા પશ્ચિમનો વિજ્ઞાની અવનવી શોધો કરે જાય છે, ત્યારે પ્રજા જીવન દામ, દમ, છળ, કપટ વગેરે અનેક યુક્તિ પ્રયુક્તિથી જીવવા, બીજાને મહાત કરવા તરફડીઆ મારે છે. વધારે યુક્તિબાજ તે તેમના મનથી ખરે ખરો મુત્સદ્દી.

પૂર્વમાં પ્રભુને નામે પ્રભુતા પરવારી ગઇ છે. અમારા ધર્મને અનુસરે એજ જીવી શકે એ વિચારની મસ્તીથી તે ભાન ભુલી ગયું છે.

જન સ્વભાવની નિર્બળતા કાઢી નાખવા, તેને સુધારવા પ્રયાસ નથી. જગત સુધારણાને મસે, શાસ્ત્રને ( વિજ્ઞાન કે ધર્મ ) નામે ચમકા-વવામાંથી કોઇએ પાછા હઠવું નથી.

એક ગુનેહગાર–બંદીવાન કરતાં પણ મનુષ્ય-પણાની આપણામાં ઉણપ. એનું હૃદય પલટાયું, એણે સંસારમાં સ્વર્ગ ખડું કર્યું. આપણે તો હતા ત્યાં ને ત્યાંજ છીએ.



# પ્રલયનાં પુર

લેખક :
રા. પશાભાઇ પટેલ

બપોરે એકનો સમય હશે સવારથી વિશ્વામિત્રી નદીમા પાણી ચઢવા માંડેલું તે અત્યારે તો પુલ ઉપરથી ફુટ ફુટ વહેતુ. સ્ટેશન સયાજી ગંજ, ઇસ્પીતાલ વગેરે લત્તાઓમાં મકાનોની આસપાસ પાણી ફરી વળ્યું પણ હજી તમાશબીન પ્રજા બબ્બે ફુટ પાણીમાં થઇ નદીનું પુર જોવા ઉલટેલી.

ઓ પ્રભુ ! આ લોકોને ક્યાં ખબર હતી કે દૈવ રુઠયો છે અને જગતનું અભિમાન તોડવા જળપ્રલય, પવનના વેગે તેમના તરફ ધસ્યા આવે છે. જોતજોતામાં નદીનો પટ છોડી વહેતુ પાણી પાંચ પાંચ દશ દશ ફુટ ઉંચું આખા પ્રદેશમાં ફરી વળ્યું. વૃદ્ધ માબાપ કે નાનાં બાળ બચ્ચાં મુકી બહાર નીકળેલા યુવાનોએ ઘેર જવા વલખાં માર્યાં અને નદીના વેગથી વહેતા પાણી સામે થઇ ઘેર ન પહોંચી શકતા કપાળ કુટયું.

નદીપાર સયાજીગંજમાં મોટા લોકો બંગલાઓમાં વસે છે. *હાથ આવ્યું તે ખાવા પીવાનું* લઇ સૌ કોઇ મેડે ચઢી ગયા. પાણી બંગલાઓમાં પેઠું અને એક પછી એક મેડાનાં પગથીઆં ચઢવા લાગ્યું. કેમ જાણે કોઇ જગન્નાથ કવિ વિશ્વામિત્રીનાં નીરને જગતનાં પાપ ધોવા નોતરતો ન હોય !

પાણી એટલું તો સપાટાબંધ વધતું કે રસ્તા ઉપર ચાલતાં મનુષ્યો પાસેનાં મકાન સુધી *પહોંચવાની આશા છોડી ઝાડો ઉપર ચઢી ગયાં.* સંધ્યાકાળે તો આખી સૃષ્ટિ જળમય થઇ રહી.

અગીઆરીના મેદાનમાં એક જુનું મકાન હતું. માથાપુર પાણી ગર્જના કરતું અંદર થઇ વહેવા લાગ્યું ઇંટ માટીનું મકાન, માટી ધોવાતાં પવનના એક સુસવાટા સાથે ભોંય ભેગું થઇ ગયું અને પાણી ઉપર મીસરના પીરામીડ સમું પતરાંનું છાપરું માત્ર દેખાતું રહ્યું. એક વૃદ્ધ બાઇ અને તેનો પુત્ર કારમી ચીસો પાડતાં નીચેથી નીકળી આવ્યાં અને પતરાં ઉપર ચઢી સામેજ આવેલા સરસુબાના બંગલામાં ભેગા થએલા પોલીસ લોકોની મદદ માટે પોકાર ઉપર પોકાર કર્યા. વડોદરાના સરસુબા અને વડોદરાના સર ન્યાયાધીશની માનવતા આજે ઇશ્વરી ન્યાયને ત્રાજવે તોળાઇ અને ઓછી નીવડી.

એક છેલ્લું આલિંગન દઇ માએ છોકરાને અગીઆરી ભણી વહેતાં પાણીમાં તરી જીવ *બચાવવા હડસેલ્યો......ચાર ચાર દિવસ અને* ચાર ચાર રાત્રિ ચોતરફ વહેતાં પાણી, ઉપરથી વરસતા વરસાદ અને ધુધવતા પવનમાં ભુખે તરસે ગાળનાર ડોસીનાં વીતકોનો ખરો ચીતાર આપવાની શક્તિ કોની કલમમાં છે ?

નદી કાંઠે સુંદર કમાટીબાગ છે. નદીના

એક બે ફાંટા બાગ વચ્ચે થઇને વહે છે. વૃક્ષોની ઘટાઓમાં જુદે જુદે સ્થળે સિંહ વાઘ વગેરે અનેક પ્રાણીઓનાં પાંજરાંમાં પાણી ચઢ્યાં. સિંહે ખુબ પછાડા માર્યા. સળીઆ તોડવા ભગીરથ પ્રયાસ કર્યો. આખરે બન્ને પંજા સળીઆમાં ભરાયા કેમે કર્યા છુટેજ નહીં. અને પાણી તો વધતુંજ ચાલ્યું. એ પ્રભુ! સર્વ-શક્તિમાન વનરાજ આજે જીવતદાન ભીખી રહ્યો છે પણ ચોતરફ ફરી વળેલી નદી વચ્ચેના પાંજરા-માંથી એને કોણ બચાવે? આજે તો સૌને પોત પોતાની પડી હતી. પોતાની પ્રચંડ શક્તિ એકાગ્ર કરી આખરે એક છેલ્લો પછાડો માર્યો. બન્ને પંજા તુટી શરીરથી જુદા થઇ ગયા અને ઉછાળાના જોરથી છાપરામાં અથડાઇ વનરાજે પ્રાણ તજ્યા.

પ્રલયનાં પુરને જાણે ઝંઝાવાતની મદદ જોઇતી હોય તેમ ધોધમાર વરસાદ અને મકાનો ઉથલાવે એવા પ્રચંડ વંટોળાઓએ પોતાનું કામ શરુ કર્યું. વીજળીના તાર તુટી ગએલા અને કૃષ્ણપક્ષના છેલ્લા દિવસો એટલે રાત્રિ પડતાં કોપેલી કુદરતે હજીએ વધારે વિક્રાલ સ્વરૂપે ભયભીત સૃષ્ટિ ઉપર ઘુરકવા માંડ્યું. દર પળે કોઇ ને કોઇ ઝાડ કે મકાન પડતું. જેમ તેમ કરી મંગળવારનું પ્રભાત થયું. એ દિવસો કેમ વર્ણવ્યા જાય! વહેતા પાણીમાં અનેક જાનવરો અને મનુષ્યોનાં મુડદાં તણાતાં આવે અને આગળ જાય. છાપરાં ઉપર, ઝાડો ઉપર, તારના થાંભલા ઉપર, જ્યાં જુઓ ત્યાં જીવ બચાવવા ચઢી ગએલાં મનુષ્યોની પરંપરા!

બારણાં, દરવાજા, ટેબલોના તરાપા કરી અને તાર બાંધી એકે એકે ઝાડો ઉપરથી અનેક જણને સહીસલામત સ્ટેશને ઉતાર્યાં. બુધવારે સવારે બાકી રહ્યાં બે ઝાડ ઉપર આઠ માણસો. તેમાંથી ખુબ વરસાદ અને પવનમાં એક બાઇના સ્નાયુઓ અકડાઇ જતાં ઝાડ ઉપરથી પડી એ તણાઇ ગઇ. ખુબ મહેનતે તરાપો ઝાડ નીચે પહોંચ્યો અને સાત મનુષ્યો એક લોખંડી તારને આધારે વહેણ સામે માર્ગ કાપવા લાગ્યાં. ત્યાં તો નિષ્ઠુર દૈવેજ જીવનદોરી તોડી હોય તેમ તાર તુટ્યો અને ધનુષ્યમાંથી છુટેલા બાણને વેગે તરાપો કાળના મુખમાં ધસ્યો. સાત દેહનું મૃત્યુ નોંધવા યમરાજે કલમ ઉપાડી પણ વિધિનાં નિર્માણ જુદાંજ હતાં.

થોડેક દૂર જઇ તરાપો એક વીજળીને થાંભલે અથડાયો અને ઘડીકને માટે સ્થિર થયો. પાંચ મીનીટમાં તો તરાપાના ટુકડે ટુકડા થઇ જવાના પણ કોની શુદ્ધ બુદ્ધ ઠેકાણે હતી કે શું કરવું તે સુઝે? રેલ ઉપર ઉભેલા ગૌરીશંકર કેદીની નજર થાંભલાની ટોચે ગઇ અને ઉપરનાં તારે તારે રેલ ઉપરના બીજા થાંભલા ઉપર ચોંટી સ્થિર થઇ. એક યુક્તિ એને સુઝી. પછી બીજા વિચાર આવ્યા. વીસ વીસ વર્ષનાં વિયોગી અને વાટ જોતાં સ્ત્રી બાળકો એની નજર સામે સીનેમાના દૃષ્ય સમા પસાર થયાં. પાંચ મહીના પછી સજા પુરી થતાં એ બધાંને મળવાનાં સ્વપ્નો બહાદુર કેદીએ મન મક્કમ કરી સંકેલ્યાં અને સ્ટેશન ઉપર પડેલો દોર લઇ એક છેડો પોતાની કેડે બાંધ્યો અને થાંભલા ઉપર ચડી વીજળીના તાર ઉપર સરકતો સરકતો તસુ બબ્બે તસુ કરતો આગળ વધવા માંડ્યો. બગલમાં, હાથમાં, પાસામાં તારના કાપા પડ્યા પણ અડગ હીંમત રાખી ગૌરીશંકર આગળ વધ્યેજ ગયો અને આખરે પેલે થાંભલે પહોંચ્યો. ધીમે ધીમે નીચે સરકી દોરડાનો છેડો તરાપાને બાંધ્યો અને રેલ ઉપર ભેગા થએલા માણસોએ હર્ષનો એક પોકાર કરી પાંચ મીનીટમાં તો તરાપો સ્ટેશન ઉપર ખેંચી લીધો. જીવ સટોસટ સાત જીવ બચાવનાર ગૌરીશંકરને છાતી સરસો

# સંકટના સાથીઓ



સર પુરુષોત્તમદાસ ઠાકુરદાસ
પ્રમુખ, સેન્ટ્રલ ફ્લડ રીલીફ કમીટી, મુંબાઈ



શ્રી. વાલચંદ હીરાચંદ



શ્રી વલ્લભભાઈ પટેલ.
પ્રમુખ, ગુજરાત પ્રાંતિક સમિતિ



ડા. ચંદુલાલ.
સભ્ય, સાહિત્ય સંસદ



પ્રો. હરિનારાયણ આચાર્ય
સભ્ય, સાહિત્ય સંસદ.



શ્રી દયાશંકર મ. ભટ્ટ
સભ્ય, સાહિત્ય સંસદ.

ચાંપી બાકી રહેલી પાંચ ૭ મહીનાની સજા માફ કરો કે પાંચ પચીસ રૂપીઆ ઇનામ આપો તોએ શું અને ન આપો તોએ શું ? ઇશ્વરી દરબારમાં તો અનેક સરસુબા, સરન્યાયાધીશ દીવાન અને નાયબ દીવાન કરતાં ઉપલા વર્ગમાં આરોપી ગૌરીશંકરની માનવતા નોંધાઇ ચુકી.

કૉલેજ સામે શાસ્ત્રીના બંગલામાં પચાસ સાઠ માણસો ઘેરાએલાં. સામે ત્રણસો વાર દૂર કૉલેજમાંથી યુવાનોએ ક્લાસનાં પ્લેટફોર્મ કાઢી વાડનો તાર બાંધી પાણીમાં તરાવ્યાં અને થોડે થોડે બધાં માણસોને કૉલેજમાં ઉતારવા માંડયાં. છેલ્લાં માણસો તરાપા ઉપર ચઢ્યાં ત્યાં તો મકાન તુટી ભોંય ભેગું થયું.

નદીના પુલ પાસે, પથ્થર ચાલને છેડે બસો માણસો અંતરાએલાં. મકાન પડું પડું થઇ રહ્યું. પણ ચારે તરફ બબ્બે મથોડાં વહેતા પાણીમાં બધાં કયાં જાય ? પચીસ ત્રીસ વર્ષના એક પ્રેમી યુગલે એક બીજાને ભેટી નીચે વહેતા પાણીમાં પડતું નાખ્યું !

રસ્તાપાર નદીની ભેખડ ઉપરજ મથુરાંદાસ બાવાનું ઉંચુ અને મજબુત મંદિર પુરાણુ કાળનાં કોઇ અડગ યોદ્ધા સમું નદીનાં પુર સામે ટક્કર ઝીલી રહ્યું હતું. પથ્થરચાલનાં લોકોએ વાંસ બાંધી એક દોર મંદિર ભણી તરાવ્યો. બાવા સાધુએ દોર પકડી લઇ વીજળીને મજબુત થાંભલે બાંધ્યો અને એ દોર ઉપર દોઢસો માણસને મંદિરમાં ઉતાર્યાં ત્યાં તો ચાલી તુટી અને બાર પંદર આત્માઓ જીવનની છેલ્લી ક્રુચ કરી ગયા.

નદી-મુકી શેહેર તરફ જતાં પા માઇલ જેટલા વિસ્તારમાં આવેલાં ઇસ્પીતાલનાં જુદાં જુદાં મકાનોની વચ્ચે થઇ નદીની એક શાખા



વડોદરાઃ બહેરામ સૈયદની દરગાહ પાસે પડેલાં મકાનો.

વહે છે તેમાં પાણી ચઢતાં આ વિભાગ અને પ્રસુતિગૃહ બાકીના ઇસ્પીતાલથી જુદાં પડી જાય છે. લેડી ડાકટર મીસ માયાદાસ બપોરે ગામમાં જમવા ગએલાં. પાણી ચારે બાજુ ફરી વળ્યું અને ઉપર ચઢવા માંડયું એ વાતની ખબર પડતાંજ એ બહાદુર બાઇ ઇસ્પીતાલના પુલ ઉપરથી વહેતાં છાતીપુર પાણી ઓળંગવા તૈયાર થઇ, જાણી જોઇ કાળના મુખમાં ન પડવા ખુબ જણે સમજાવી પણ ફરજની ધુનમાં ઘેલા બનેલા

ફેસેખીએન્કાએ થોડાજ પોતાના જાનનો વિચાર કર્યો હતો તે આ ખાઇ કરે ? એનું ચિત્ત તો એની ઉપર ભરોસો રાખી ખાટલે પડેલી વીસ માતાઓ અને તેમનાં બાળકોમાં ઓતપ્રોત થઇ રહ્યું હતું.

જે પાણીમાં ઝંપલાવતા મર્દો અચકાયા અને જેમાં પથરા તણાઇ ગયા તે પાણી ઓળંગી ફુલની પાંખડી સમી સુકુમાર અબળા પોતાની ઓથે રહેલાંની વહારે પહોંચી ગઇ. પ્રસુતિ ગૃહને જોડા નથી. પાણી અંદર પેઠું. બંગલામાં ભરાઇ બેઠેલા મોટા દાકતરને ટેલીફોન ઉપર ટેલીફોન કર્યા પણ વ્યર્થ. વીસ વીસ વર્ષની કુમળી બાળકીઓ એક પછી એક દર્દીને ઉંચકી છાતી પુર પાણીમાં થઇ પાસેના ઉંચા બ્લોકમાં લઇ ગઇ. પાણી એટલું તો જલદી વધતું કે છેલ્લા દર્દીઓના ખાટલાના પાયા નીચે સ્ટુલ વગેરે મુકવાં પડેલાં.

મેડીકલ વોર્ડમાં હવે નર્સ, ડાકટર, દર્દીઓ, ગણી બસો માણુસ થયાં. સાંજે તો છેક વોર્ડની અંદર પણ ઢીંચણપુર પાણી થયું વિશ્વામિત્રી નાં નીર ૭ ઇંચ વધારે ચઢત તો ખાટલા ઉપર પાણી ફરી વળત ને એકસો પંદર વધુ આત્માઓનો ભોગ લઇ જાત.

ગ્લેકમો અને દુધના થોડા ડબા હતા તેમાંથી ચમચો બબ્બે ચમચા આપી બધાંને જીવતાં રાખનાર ચાર દિવસની અપવાસી મીસ મયાદાસ અને તેમની સાહાયિકાઓ, નર્સીંગ કલાસની સુકોમળ વિદ્યાર્થિનીઓને ઇનામ સીરપાવ આપવો કે પછી પ્રસુતિગૃહનાં બારણાં ઉઘાડાં રહી જવાથી ફુટી ગએલી કાચની નળીઓ બદલ દંડ ઠપકો દેવો એ બધું આજે તો બંગલામાં ભરાઇ સુરક્ષિત રહેલા અમલદારોના હાથમાં છે પણ આ વીરાંગનાઓએ ઓછુંજ ઇનામની આશા કે દંડની બીકથી માનવનાના યજ્ઞમાં પડતું નાખ્યું હતું કે આજ એમને ફીકર થય ?'

શહેરમાં તો અનેક બનાવો બની રહ્યા હતા. વરસાદ અને પવનમાં દરેક પળે કોઇ ને કોઇ મકાન પડતું કે કોઇનું છાપરું ઉડી જતું. ધોધમાર વહેતા પાણીમાં પડી અનેક જાન બચાવનાર સરદાર મઝમુદાર અને તેમનાં રાજવૈભવી પત્ની, પ્રો. આપ્ટે, વકીલ તામ્બે, નરુદ્દીન નાખુદા, ગબરુ પહેલવાન, પ્રો. માણેકરાવ, મી. કાળે, ભાઇ દયાશંકર ભટ્ટ, ત્રણે અખાડાના સ્વયંસેવકો અને સાને શોધી શોધી. ખાવાનું ને કપડાં આપવા ઘુમી રહેલા શ્રીમંત રાજકુમાર ધૈર્યશીલરાવ અને બીજા અનેક હીંદુ મુસલમાનોનાં નામ સ્મરણથી આજે કોનું હૈયું ઉંચું ન આવે ?

પાણી ઉતરી જતાં ચોતરફ પડી રહેલાં અને નદી કીનારે ઝાડો ઉપર લટકતાં મનુષ્ય અને જનાવરોનાં મુડદાંનાં ભયાનક દૃશ્યો, અને એથીએ વધુ, ઝાડ ઉપર ખાટલા બાંધી હજી સુધી અંતરાઇ રહેલાં, ગામડાંનાં અનેક ભુખ્યાં તરસ્યાં કુટુંબોનાં દયાજનક દૃશ્યો નજર સામેથી કેમે કર્યાં ખસતાં નથી. જેણે પોતાના પ્રાણ ખોયા તે તો એક બે કે ચાર દિવસની વેદના પછી અમર શાંતિને ધામે પહોંચ્યા પણ જે હજારો લોકો પોતાનાં ઝુંપડાં, ઢોર, ખેતી સર્વસ્વ ગુમાવી બેઠા તેમની મૂર્છા વાળવા તો અનેક ધૈર્યશીલરાવ ગાયકવાડ, ચંદુલાલ ડાકટર, છોટુભાઇ પુરાણી, વલ્લભભાઇ પટેલ અને સુમન્ત મહેતાનાં આંસુનાં પુર જોઇશે.

પાણી ઉતર્યા પછી રવિવારે ન્યાયમંદિરમાં થએલી વડોદરાના શહેરીઓ અને અમલદારોની સભાની નોંધ લેવાનું મન થઇ જાય છે. દેશપાંડે સાહેબે ભાષણ કર્યું પછી ઉભા થયા મેવકલાલભાઇ. કોટનાં બટન ઠીક કરી હોરેશીઅસની યાદ આપે એમ જમણો પગ આગળ મુકી છાતી

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૪૭૩]



# ચાર દિવસ પ્રચંડ પુરમાં

લેખક :
રા. ગોકુળદાસ અમૃતલાલ

હું સોમવારે બપોરે નોકરી ઉપર જવા નીકળ્યો. શહેરમા જવાના મુખ્ય પુલ ઉપર આશરે એક ફુટ પાણી ચઢી ગયું હતું. લોકોની સલામતી માટે પોલીસે પુલ ઉપર-નો વહેવાર બંધ કરી દીધો. મને ખબર મળી કે કમાટી બાગમાં થઇને એક લાંબે રસ્ને કેટલાક લોકો શહેરમા ગયા છે. મેં પણ તે રસ્તો પસંદ કર્યો. ત્યાં રસ્તામાં આવતાં એક કે બે સીવાય બધા નાળાં ઉપર સડક તદ્દન કોરી હતી. હું સહીસલામત નોકરી ઉપર પહોંચ્યો. સાંજે પાંચ વાગ્યાને સુમારે પાછો ફર્યો. અજવાળીઆ પહેલાં આવી ગએલા પુર ઉપરથી આજે આવનાર પુર વીશે મને કોઇ પણ જાતનો ભયકારક વિચાર આવ્યો નહીં અને આવ્યો તે રસ્તે પાછો ઘેર જવા ઉપડયો. દરેક ધરનાળાં ઉપર આ વખતે ઢીંચણ સુધી પાણી ચઢી ગયું હતુ. કેટલેક ઠેકાણે ઝાડો ધબોધબ પડવા લાગ્યાં. મજબુત સડકમાં જમાવેલા પાઇપના કકેરા ઉખડી પડેલા જણાયા. ઢીંચણ પુર પાણીમાં તાણ એટલી હતી કે સાધારણ શક્તિનો માણસ પગ ઠેરવી શકે નહિ. આગળ જતાં કમાટીબાગમાં-ની સડક મજબુત અને ઉંચી સપાટી ઉપર હશે એવો ચોક્કસ ખ્યાલ હોવાથી આ નાળાંવાળો રસ્તો પસાર કરી સુખરૂપ ઘેર પહોંચી જઇશ એવા વિચારથી આગળ ચાલ્યો. જતાં જતા ઓચીંતુ વહેણ પાછળથી વધ્યું. પછું જવુ વધારે જોખમકારક અને મુશ્કેલ જણાયુ. દૃઢતાથી આગળ વધ્યો. પાણી કમ્મર સુધી થયું, કમ્મર છાતી અને છાતીથી ગરદન સુધી વધ્યું વહેણમાં પગ અદ્ધર થયા.

હવે મનમાં વિચારમાળા ટ્રેનની ઝડપે દોડવા માંડી. મરણ આવકાર આપતું હોય એમ ભણકારા આવવા માંડ્યા. મન વધુ દૃઢ થયું. જીવન મરણ સરખા લાગ્યાં. મારી જાત વીશેના વિચારો (મારી હયાતીના વિચારો) અને આ દુનીઆ સાથેનો સંબંધ મનમાંથી સાવ નીકળી ગયા. જીવનના સુખની દરકાર રહી નહીં. મરવામાં દુ:ખ હોય એમ લાગ્યુંજ નહીં. માણસનું મન આખી જીંદગી વિચારોથી ભરેલું હોય છે. પણ મારું મન અત્યારે તદ્દન ખાલી (વિચાર વિનાનું) થઇ રહ્યું.

થોડી વારમા વળી વિચારની ધટમાળા તુટી. બચવાનાં સાધનો માટે દૃઢતાથી શોધ કરી. આ વખતે કમાટીબાગમાં પોપટ અને બીજાં પક્ષી-

ઓ રાખવાના પાંજરાં પાસે હું ખેંચાતો આવી પહોંચ્યો. વહેણુ ગોળાટમાં વાંક લેતું. વહેણુ મારી સામું હતું અને વચમાં સામે આશરે વીસેક હાથ છેટે એક ઝાડ જણાયું. વહેણુ મને ઝાડથી દૂર લઇ જતું હતું. શરીરની બધી શક્તિ એકત્ર કરી દઢતાથી સામાં પુરમાં તરી ઝાડે પહોંચ્યો. ડાળી પકડી પણુ તુટી ગઇ. ઝડપથી છત્રી ભરાવી દીધી પણુ સરેસથી ચોંટાડેલા હાથાવાળી છત્રીએ દગો દીધો હાથો નીકળી ગયો અને પાછો હું વહેણુમાં પડયો. ફરીથી ડાળી પકડી અને લટકતો લટકતો ઉપર ચઢયો. ઝાડમાં ત્રણુ ડાળીઓ વચ્ચે આશ્રય લીધો. હવે વરસાદ ચારે બાજુથી ઝાપટવા માંડયો. બાંડી છત્રીથી વાછંટ સામે ઢાલ લકડીના પ્રયોગો શરુ કર્યાં. વાછંટ અને ઠંડા પવનથી શરીર ફોગાવા માંડયું. ગાત્રો બધાં જકડાવા માંડ્યા અને શરીર સમતોલ રાખવું અશકય થઇ પડયું. ભીનું ખમીસ ઉતારી ડાળીએ બાંધી, ડાળીઓમાં હાથ પગની આંટી નાખી એ રાત અને એક દિવસ ગુજાર્યા.

સવાર થયે જોયું તો પાણી વધતું લાગ્યુ. ઝાડ વહેણુના વચમાં એટલે જલ્દી ઉખડી પડે એ ચોક્કસ હતું. પાંજરાંઓનો સમૂહ જરા મજબુત લાગવાથી ફરી વહેણુમા પડયો, તરીને પાંજરે ચઢી ઉપર આશ્રય લીધો. ઝાડમાં ઉપરની ઘટા અને બાંડી છત્રીની મદદથી શરીરની ગરમી કંઇક કંઇક જળવાઇ હતી પણુ પાંજરા ઉપર એકલી છત્રીથી બચાવ કરવો મુશ્કેલ થઇ પડયો વળી કદાચ રાતમાં પાણી પાજરા ઉપર થઇ જાય તો સીધા તણાવાનું. અત્યારે હાથ પગની ચામડી બાફેલા બટાટાના માવા જેવી થઇ હતી જરા નળીઆની ઠેસ વાગતાં બંને પગમાંથી લોહી રેલાવા માંડયું. વળી ઝાડમાંની જ્વાતે ફોગાએલી ચામડીમાં કાણાં પાડી લોહી નીકળવાના નવા માર્ગ ઉઘાડ્યા હતા. સાંજ પડી ફરી વહેણુમાં પડી તરીને બીજા વધુ મજબુત જણાતા ફણુસના ઝાડનો આશ્રય લીધો. તરવું ઘણું મુશ્કેલ હતું. વળી સાથે ભીનું ખાદીનું ધોતીયું, ખમીસ, ટોપી અને છત્રી હતાં. ફણુસના ઝાડે બાકીનો એક દિવસ અને એક રાત્રિ ગુજારી. આ બધો વખત સવારથી સાંજસુધી પાપા કલાકે મદદને માટે બુમો મારતો હતો.

શુક્રવારને દિવસે સાંજના ધાટગે સાહેબના માણસોએ આવી બચાવ્યો. આ વખતે કમ્મર નીચેનો બધો શરીરનો ભાગ અક્કડ થઇ ગયો હતો. ઉતરતાં બે વાર હાથમાંથી ડાળી છટકી ગઇ પણુ ઇશ્વરે દઢતા આપી ઉતાર્યો.

આ વખતની મનોદશા અવર્ણુનીય હતી. ઇશ્વરને વીશે નિરંતર વિચારો આવતા. ગુરુવારે મનમાં એવું થએલું કે કયાં તો સવારમાં લાકડું થઇ નીચે પડી મરી જઇશ કાંતો ઝાડ તણાઇ જતાં ડુબીને મરી જઇશ. પણુ આ દુઃખી દિવસોમાં મે બાજુના ઝાડોમા સંતાકુકડી રમતી ખીસકોલીઓ અને પોતાના ધડમાંથી રાત્રે રેડીઅમના જેવો પ્રકાશ નાખી પોતાના પ્રિય જનોને આકર્ષતા આગીઆઓને જોતાં દુઃખના વિચારો સહેજ વીસારે પડ્યા. હું જે ફણુસના ઝાડે લટકતો હતો તેજ ઝાડની બીજી તરફ બે જણાં સપડાયલાં હશે તેમની બુમો સંભળાતી હતી. પણુ પછી તો તેઓ બચ્યાં કે મરી ગયાં તેની ખબર પડી નહીં. તરસ્યાં હરણુને જેમ મૃગજળ પાણીની ભ્રાંતિ આપીને દોડાવી દોડાવીને થકવી મારે છે તે રીતે હુ મદદને માટે બુમો મારતો હતો. તે વખતે પાસે જંગલમાં બગલાં અને બીજાં પક્ષીઓ બળતા અવાજ કરીને, મારી વહારે કોઇ માણસો આવતા હોય તેવી ભ્રાંતિના વમળમાં મને નાખતા.



'ટાઈમ્સ ઓફ ઇંડીઆ'ના ] જ્યાં જુઓ ત્યાં જળજળ બંબાકાર [ સૌજન્યથી

વરસાદના પાણીના પુર વધે છે કે ઘટે છે તે તરફ મારી નજર આવી આપત્તિમાં એ કાયમ રાખતો અને તે માટે મેં પોપટના પાંજરા ઉપરના જે નાના નાના સફેદ પાટીઆં હતાં તેને મારું વરસાદ માપક યંત્ર બનાવીને તે પાટીઆં ઉપર નજર રાખી પાણીની ચઢ ઉતરનું માપ રાખતો હતો.

મારી સ્થિતિ તો રોબીન્સન ક્રુઝો જેવી થઇ હતી. આ ચાર દિવસમાં મને જે અનુભવ થયા તેવા તો કેટલાકોને થયા હશે, પણ પ્રભુ કૃપાએ હું છેવટે બચ્યો અને જગતને જોવા તથા આ મારી કરુણ કથા કહેવા ભાગ્યશાળી થયો, જ્યારે બીજા અનેક ભાઇ બહેનો અને બાળકોને સદાએને માટે એ કાળમુ પુર પોતાના ભયંકર પેટમાં સમાવીને જતુ રહ્યુ.

---

# સ્વપ્ન મુગ્ધા

—❀—

લેખક:
શા. સુધાકુમાર

( મને ભુલી ગયો છે મારો છેલડો રે લોલ--એ રાગ )

ઝુરું એકલી પડી હું યૌવન પારણે રે લોલ,
રસભીની, હાં--હાં રે, રસભીની, મદઘેલડી હું બાળ—ઝુરું.
સખી! સ્નેહનાં મેં સ્વપ્ન, સુખે સેવીઆં રે લોલ,
છલકાતું, હાં--હાં--રે છલકાતું, યૌવન એળે જાય—ઝુરું.
રસઘેલડી, રસેશ જેને, ઝંખતી રે લોલ,
મળ્યા સ્વપ્ને, હાં--હાં--રે, મળ્યા સ્વપ્ને, આજે એ સુંદર શ્યામ—ઝુરું.
સખી ભેટયા એકાંત, અતિ વહાલથી રે લોલ,
મને છાતડી, હાં--હાં રે, મને છાતડી શું ચાંપી કરી વહાલ—ઝુરું.
સખી! પુલડાંની માળ ગુંથી લાવીઆ રે લોલ,
મારે કંઠે, હાં--હાં--રે, મારે કંઠે, આરોપવાને કાજ—ઝુરું.
વીણા વહાલમે વગાડી, આનંદ રેલીઆ રે લોલ,
દિવ્ય નાદે, હાં--હાં--રે, દિવ્ય નાદે, ભુલી હું દેહ ભાન—ઝુરું.
રસઘેલડી કહીને, રસ લુંટતા રે લોલ,
લઈ અંકે, હાં--હાં--રે, લઇ અંકે, પ્રીતેથી કર્યું પાન—ઝુરું.
મીઠું સ્વપ્ન એ ઉડી ગયું પળવારમાં રે લોલ,
જાગી જોયું હાં--હાં--રે, જાગી જોયું, તો સુની મારી સેજ—ઝુરું.
પ્રેમ પીંજરે પુરીને, સખી ક્યાં ગયો રે લોલ,
આવો નિર્દય, હાં--હાં--રે, આવો નિર્દય, પાતળીઆનો નેહ—ઝુરું.
તાલાવેલી લાગી છે, મારા તનમાં રે લોલ.
વહાલા વિના, હાં--હાં--રે, વહાલા વિના, કહે કેમ રહેવાએ—ઝુરું.
માગું પાયે પડી, સખી! હું એટલું રે લોલ,
લાવ્ય શોધી, હાં--હાં--રે, લાવ્ય શોધી, એ ચિત્ત તણો ચોર—ઝુરું.

# વરુણદેવે વેરાન કરેલું નંદનવન

લેખક:
રા. શંકરપ્રસાદ છગનલાલ રાવળ
સભ્ય, સાહિત્ય સંસદ.

વિક્રમના ૧૯૮૩ ના આષાઢનું છેલ્લુ અઠવાડીયું ઘોર રીતે બેઠું ને ઘોર વિનાશ કરી વીજળીના વેગે ચાલી ગયુ. એ ગયું ને વર્ષોસુધી ન ભુલાય એવાં દુઃખદ સ્મરણો એના મહાવિનાશદ્વારા રાખતું ગયું. સારી સૃષ્ટિમાં ગુજરાતીઓને એમનું ગરવું ગુજરાત સ્રષ્ટાની અજબ કલાના નંદનવન જેવું વહાલું લાગે છે. એ સ્વર્ગવનની સૌંદર્યદેહથી ઉપર કોણ જાણે કે ક્યાંથી અને શા માટે આવીને વીફરેલા વરુણદેવે અને વાયુદેવે એકઠા કરી લગભગ દોઢસો કલાકો સુધી ચાલુ જીવલેણ પ્રહારો કર્યા! શું કરવા ઇંદ્રદેવે વરુણને આટલી બધી ક્રૂર આજ્ઞા કરી હશે? બારે મેઘો આ વેદકાળની પુરાણપ્રિય ભૂમિ ઉપર નિર્દયતાથી ટોળે મળ્યા. પ્રાચીન કાળથી એ ભૂમિમાં અનેક જાતની વિભૂતિઓ રસકસ માનવ અને ધાન્યદોરથી ભરચક લીલીછમ ખીલી રહી હતી તે સૌને એ મેઘોએ ધોઇ નાખ્યાં, લચપચ કર્યાં, ડુબાડ્યાં, રેલાવ્યાં!

વાયુદેવે પણ એજ વિનાશકાર્યમાં મેઘરાજ જોડે ક્રૂર સહકાર કર્યો. એણે ગુજરાતી જડચેતનની રમ્ય સૃષ્ટિને મુળમાંથી હચમચાવી, ઢીલી કરી દીધી, સમુળ ઉખાડી રેલને શરણ કરી મારી!

બધેજ જલ જલ અને જલજ થઇ રહ્યું હતું ઉપરથી પાણી પડે જાય. નીચે તે માટે જગા નહીં. એ ઉભરાતું જાય, ચઢતું જાય અને એના વિનાશક મહાબલને એકઠું કરતું જાય. પ્રત્યેક શહેર અને ગામ બેટ બની ગયું. દુઃખ, ત્રાસ ને વિનાશનાં માર્યાં મનુષ્યો શૂન્યહૃદય દેખાતાં હતાં. અવાચક ઢોર દુઃખની આર્ત બરાડા પાડી પાડી થાકી મુડદાં થઇ ગયાં હતાં. કોઇ અગમ્ય વેદના પ્રત્યેક પ્રાણીને વીંધી રહી હતી. આ કેર ક્યાંથી વર્ત્યો એમ પ્રત્યેક વિચારી રહ્યું હતું. પણ હજીએ તેના ઉપરના બેશુમાર સીતમો વધતા જતા હતા.

વાયુદેવનું જોર માતું નહોતું. પુરાણોએ ગાએલા ઓગણપચાસ મરુતગણોને દશે દિશાઓને જાણે મુશ્કેટાટ બાંધી મારવી હતી. રાક્ષસી રૂપો ધારણ કરી એ

જોરાવર દેવો એમના-કોરડાનો ચમચમતો માર ગુજરાતની ભૂમિની લક્ષ્મીને મારી રહ્યા હતા. એમણે વૃક્ષો સુવાડી દીધાં. એમણે ઘરો તારાજ કર્યાં. ખેતરોને શોભાવતી અને ભુખ્યા ગુજરાતને કામ લાગે એવી આશાજનક ધાન્યની લક્ષ્મીથી લીલાછમ લાગતા મોલને સુવાડી દઇ એમને ડુબાડવા અથવા સ્થાનભ્રષ્ટ કરવા એ જળદેવને સાહાય કરતા હતા.

આ દૈવી વિનાશો સામે માણસનું ગુઝવાનું ગજુજ ન હોય. મહમદ ગીજનીની આ સાથે સરખાવતાં નાનીશી લુંટ માટે આપણે અફસોસ કરવો વીસરી જઇશું. પાઇ પાઇ ભેગી કરી બંધાવેલાં ઘરો હૃદયોને ચીરી બેસવા માંડતાં હતાં. નુકશાન સહેવાય નહી ને દુ:ખની હાય નાખી માનવોને પડેલાં ઘરો ને પ્રિય જન્મ સ્થળોને અનિચ્છાએ ત્યાગી જવાં પડતાં. ત્રાસગ્રસ્ત બાલકો કે મુગા ઢેરોને કયાં રાખવાં? એક જગા ત્યાગી બીજે જતાં ત્યાં પણ એજ અનુભવ થાય ત્યાં દુઃખદા ભારને કેમ સહન કરવો ? બીજાં મનુષ્પો શરણ આપે, બીજાં ઉભેલાં ઘરો શરણ આપે પણ એમનેજ જ્યાં અણધાર્યું આફતનું પરિણામ વજ્રાઘાત જેવું પડી આવે ત્યારે કયાં શરણ લેવું ? હંમેશનાં પરોપકારી કહેવાતાં ઝાડો પણ વાયુવર્ષાદથી રક્ષણ ને શરણાગતિ આપવા તૈયાર નહોતાં. એ પોતેજ એમનો ભોગ થઇ પડતાં અથવા શરણ આપતાં તો ઘડી પછી એમના વિનાશ સાથેજ શરણાગતને ભાગ્યશરણ કરી મુકતાં. આ સંજોગોમાં કોના પર આધાર કે વિશ્વાસ રાખવો ?

મનુષ્ય ઢોર સૌના પ્રાણ કોઇ નિર્બલ આધારને આધારે ટાંગી મુકવામાં આવ્યા હતા. એક ફળીઆમાંથી બીજા ફળીઆમાં ન જવાય. એક મહોલ્લામાંથી સરીઆમ રસ્તે થઇ બીજામાં જતાં રસ્તે આવતાં મકાનની દહેશત લાગતી. એક ગામથી બીજે ન જવાય. બહારની ખબરો કયાંથી મળે ? કોઇ પરગામ જવા નીકળેલા તે રસ્તાની હાડમારીઓ વેઠી પોતાને ત્યાં પાછા ફરતા તે દુઃખની વાતોજ લાવતા ને તે સાંભળી જીવ વધારે ઉકળી આવતા. તાર, ટપાલ, ગાડી સૌ જાણે એક દૈવી ફરમાનથી સ્તબ્ધ થઇ કોઇને સાહાય્ય, રાહત કે સમાચાર આપતું નહોતું. દૂર પડેલાં વહાલાં કે સ્વજનોની યાદી આપતાં જે તેમના દુઃખો મન આગળ ખડાં થતાં ત્યાં કાળજાં કપાઇ જતાં. પણ શું કરવું ? અજ્ઞાન અંધકાર ને દુઃખોની આગાહીમાંજ દિવસો દુઃખે કાઢવાના હતા. રાત કે દિવસ એક સરખી ચિંતામાં ચોંકતા રહેવાનું હતું. દુઃખનાં રાત્રિ-દિવસોએ અસાધારણ અને લાંબા હોય છે.

આ નદીનાં પાણી ઉભરાયાં. પેલું ઘર પડયું. પેલા મકાનને ટેકા આપો. બીજાને મદદ આપી ઘેર આવ્યા ત્યાં તો પોતાના ઘરની પણ એજ દશા. મનુષ્યોને સુખ દુઃખ આમ કુદરત વહેંચીને આપવા આરંભ કરતી હશે ? અથવા પ્રલયકાલનાં ધમસાણોના આવાજ દુઃખદ અનુભવો હશે ?

* * *

આ ભયાનક દિવસો પહેલાં અમદાવાદ છોડી મારે ગામ ડભોડા-વડોદરામાં હું આવ્યો હતો. ઉપરના સર્વે પ્રકારની આફતો મારા ગામને ફરતી અને સામે આવી ઉભી રહી હતી. ગામ બેટ બની ગયું હતુ. ખારી નદી જે ગામની પશ્ચિમેજ વહે છે તે સામાન્યતઃ પાતળી દેહયષ્ટિની હોય છે. ઉનાળામાં કેટલાંક વર્ષોથી એનાં પાણી સુકાઇ જાય છે. આજે એ રોજની પાતળા દેહની ખારી નહોતી. એનો પટ સ્થૂલ, વિશાલ ને વ્યોમપટ જેટલો વીસ્તરી જાણે ઉંચેના અવકાશો સાથે હરીફાઇ કરવા ઉમેદ રાખતો હતો. ગામનો મોટો ભાગ ટેકરી પર છે.

તેને એ તોફાની પાણી કટિમેખલા બની ટેકરીની કેડોને ઉરપ્રદેશને અને ઉત્તમાંગ સર્વેને એ ગળી જવા કુદકો મારી રહ્યું હતું. વર્ષાદ પડેજ જાય, વાયુ વાયેજ જાય. પાણીને નીચે જગા નહીં તે નદીના વિસ્તરતા પટને વધુ ભયંકર બનાવતું હતું. સર્વતોમુખ ભયની એ નિઃસીમ ભયંકરતા વધારે ને વધારે ફેલાવો કરે જાતી હતી.



વડોદરાઃ કમાટીબાગમાં માણસો તથા જનાવરોના મુડદાં બાળી નાંખવાની ક્રિયા.

દુઃખ, દુઃખ અને દુઃખનોજ મુખ્ય કરુણ સુર ગામના પ્રાણોને પ્રેરાઇ રહ્યો હતો. પ્રાણના ભોગે ઘરોને ટેકા મુકવા સુથારો પણ નહોતા આવતા. એમાંના કેટલાક સાહસિક છતાં લોભીઆઓના ભોગ કેટલાંક અમદાવાદી ઘરોએ લીધા પણ છે. ટેકા મુકવા મોભ કે સાધારણ લાકડાં ખુટી ગયાં હતાં. પાણીનો માર ખાળવા, વાછરંટીઆં બાંધવા કે ભુખ્યાં ઢોરોને નીરવા પુળાઓ કે સુકુ ખાદ્ય નહોતાં. લીલાં ઘાસ તો કોણ લાવી ઢોરોને નાખે? ગામની વસ્તી પોતાના ઘરોની એક પછી એકની પડતી જોઇ બેબાકળી બની બેસીને ચોખતી હતી. કુદરતે અમને એક નાનાજ પ્રદેશમાં ટેકરીને માથેજ બેસી રહેવા ને જીંદગી પુરી કરવા સરજાવ્યાં હતાં! શું કરવું?

અને અમે કરીએ પણ શું? અમારી પાસે નહીં ગામની ખબર આવે કે પરગામની. ઢોર પોતાને ખીલે ને માનવી ચિંતાની ચગડોળે ચઢી ગયું હતું. જેનાં ઘર પડે તે માથે બચાવવા જેવું કૈં કૈં લઇ લઇને બીજાને ત્યાં આવતું. ઢોર ગમે તેને ઘેર ગમે તેને ખીલે દેખીતી સહીસલામતીમાં બાંધવામાં આવતાં. કોઇનાં બળતણ ઘર નીચે ચગદાઇ ગયાં, કોઇનાં અનાજ ચગદાઇ ગયાં તે પલળીને બદબો મારવા મંડયાં કે ઉગી ગયાં. પ્રાણને સાટે કૈં તો બચાવવું જોઇએજ. ગામનાં ૮૫૦) એક ઘરમાંથી ચોથા ભાગના પડી ગયાં હતાં. સોએક કુટુંબો ઘરબાર વિનાના થયાં. ઘર કયાંથી તરત નવાં લાવવાં? ઘર ખુટયાં. એક ઘરમાં ત્રણચાર વાસ ભેગા થાય. અનાજ એકજ સહીસલામત ઘરમાં મળ્યા તે કોથળાઓમાં ને કપડાંના ગાંસડાઓમાં ગમે

ત્યાં ન ખાય આ નામ, હાડમારીઓ, આ સતત દેહશતોમા મનુષ્યોની અક્કલ પરવારી ગઇ હતી, સૌ થાકી ગયુ હતુ અને પોત પોતાની રહેવી અક્કલ મુજબ આ કલિકાળના મહાકોપના તર્કવિતર્ક કરી રહ્યુ હતુ

મારા ઘરમા મે ત્રણ ચાર જણને આશ્રય આપ્યો તેમનો કીમતી માલ કે અનાજ તેઓ નાખી ગયા તેમના થથરતા બાળકોને બેસાડી ગમા કોઇ તો ભુખ્યા ને કોરા કટજ હતા. એ દુઃખો યાદ આવતાએ ત્રાસ છુટે છે !

હતા તેમાથી રેતી કાઢી એની થાકી ગયેલી પત્નીએ બીનાનુ સુકુ કર્યુ ત્રણ છોકરા, નાના પાડા, વાછરડા સૌએ એ ઘરમા આશ્રય લીધો એના મોટા ઢોર માટે મારા ઢોર સાથે સગવડ કરી આપી એ રાંધવાનું કે ખાવાનું પણ ભુલી ગયાં હતા તેમને આપી અમે ખાધુ આ મહેનતુ ને સુખી જાતના દુઃખની મારા મન ઉપર જબરી અસર થઇ. એ મફતનું ખાય નહીં ને લે પણ નહીં. થાકયા છતાં તે કામ કરે ને ઉપકારમા ઠ ડીમા બેવડો થઇ ગયા છતા વધુ નમીને વળી ગયો એનુ મળતણુ ભી જાઇ ગયુ હતુ અ મે છાણાં સ ળગાવી તાપ્યા દુઃખ ને રાહતની વાતો કરી સમ ભાવ દર્શાવ્યા દુ ખીઓને મદદ કરવાથી કેટલુ બધુ સુખ થાય છે ? આમાના દુ ખનો ભાર કેટલો બધો હળવો થઇ જાય છે ?



વડોદરા જેલની પાછળનો વિશ્વામીત્રી નદી ઉપરનો ઝુલતો પુલ.

હુ ધારુ છુ કે આ કુ ત થી સપડાએલામાના કોઇકનેજ થોડા ઘણા દુઃખના અનુભવ અજાણ્યા રહ્યા હશે મારા પડોશીના ઘરનો ભાગ પડવાથી મારા એક મકાનને ટેકા આપવા પડયા જે ઘરમાં મારુ કુટુબ હતું તેમા પણ પતરામાથી પાણી ટપકતું હતુ રાતે પતરા પર વાંદિને પવન બ ને મુઝ્ખાઓ એકઠા થઇ જાણે મોર માર્યા હોય તેમ ઢોલ વગાડતા હતા હમણાં પવનને વર

એક જુવાન ઠાકરડો છોકરાં, ઢોર લઇ મારી પાસે આની ઘર માગવા લાગ્યો મારા તે ખાલી ઘરને ટેકા મુકેલો હતો વર્ષાદથી તે ભીજાઇ ગયુ હતુ છતા તેણે તે ચાર રાતદિવસો ની હાડમારી પછી છેવટે એનું ઘર નજ બચ્યુ ત્યાં ખુશીથી સ્વીકારી લીધુ ઘરમાથી પાણીને ઉલેચી નાખ્યુ. એની પાસેના મગને રેતીમા રમેલ્યા

સાદ બને એક થઇ આ ઉંચા ઘરને હેઠે બેસાડશે આ બેઠું આ .. બેઠું .. એવાં દુસ્વપ્નોથી ચોંકી ઉઠતો ને બધું સહીસલામત જોઇ ગાંડપણમાં ઘુમતા એ મૂર્ખ જળદેવને શાંતિ કરી દેવા સૌથી મોટામાં મોટો યજ્ઞ જપયજ્ઞ કરી રહેતો. આવે વખતે શું કરવું તે નથીજ સુઝતું.

અમદાવાદ જતી આવતી ઘણીખરી ગાડી એોને આ રેલોના ઝુંડોએ અટકાવી હતી. આમ એમ રેલ્વે અને અમારા તરફની અમદાવાદ પ્રાંતીજ રેલ્વે માત્ર ચાલુ હતી. એક મારા ડોક્ટર ભાઇ ખબર લાવ્યા કે મારા બહેન બનેવી એમના નાના બાળકો લઇ એમનું ઘર પાસેના નાંદોલ ગામમાં પડવાથી બચે તે બચાવવા આ ગાડીમાં ગયા. મારે મારું ઘર સાચવવું કે એમની પાસે જવું? પાછળથી મને ખબર મળ્યા કે એ બહુજ હેરાન થઇ એમને ગામ જઇ શકેલા. એમનું ઘર પડી ગયું હતું. શહેરમાંથી આના અનેક કુટુંબો શહેરના ઘર પડવાથી કે એમના ગામડાનાં ઘરની સંભાળ લેવા જતા હતા. હું તો વરસાદના ઘેરાનો કેદી બન્યો હતો. મારા પુત્ર ને પત્ની અમદાવાદ હતા તેમની ખબર વગર હું ભારે ચિંતામાં હતો. બે દિવસ તો પાણીના કોટ કીલ્લા તોડી જવાય એમ નહોતું. ત્રીજે દિવસે મે એક સવારે હીંમત કરી ઉંચાણના ભાગોમાં થઇ ડભોડા



'ટાઈમ્સ ઓફ ઇંડીઆ'ના ] ડભોઇ અને વડોદરા વચ્ચે તૂટેલી રેલ્વે લાઈન [ સૌજન્યથી.



નડીઆદ અને મેહમ્દાબાદ વચ્ચેના મ૮ના બ્રીજ (પુલ)નુ સમારકામ.

વર્ષે નવીન અનુભવ કરાવ્યા અને વળી દરીઆ કાંઠે કયારે દોડવાનું મળત? સડકની બને બાજુ દરીઆઓ ડોલી રહ્યા હતા, ઉંચાણે આવેલી સડક માત્ર બબ્બે હાથ ઠોરી હતી ને ઉપર ગાડી સડસડ ચાલી જતી હતી આડા, ઉભા, સીધા, વાંકા જલપ્રવાહો દોડી રહ્યા હતા. એક મહાન સાગર બધા ખેતરોને નીચે ડુબાડી દઇ ઝાડોને કોઇને સુવાડી તો કોઇને તરાવી નીચાણવાળા પ્રદેશમા વહે જતો હતો આ ટુંકી મુસાફરીનો એ દિવસનો, અનુભવ નવીન પ્રકારનો હતો.

વચના સ્ટેશનો ગયા અમદાવાદના બારા જેવુ અસારવા સ્ટેશન આવ્યુ. આ હોનારતની ભય કરતા ચારે પગે ખડી હતી અમદાવાદની જાહોજલાલીની સાક્ષીઓ પુરતાં મીલના ભુંગળા આજે એમના બે મોસુરીઆ સુરે ગાતા નહોતાં. એમનો એ ધુમાડો નીકળી ગયો હતો, મીલો એન્જીનો શહેર સૌ શાંત શમશમાકાર ભયંકર ભાસતુ મીન મજુરોની અનેક ચાલીઓ પાણીમાં તરતી હતી કે લાબી થઇ સનાતન શાંતિમા સોડ વળી સુઇ ગઇ હતી પાણી પાણી, ને પાણીમાં કોઇક એકલવાયુ ઝુંપડું કોઇ નનળા

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૪૭૫]

અને મારા ગામની વચ્ચે તોફાની ખારીનદીનો પુલ છે તે ઉપર થઇ હુ ડભોડા સ્ટેશને ગયો ને સવારની નવીન ગાડીએ અમદાવાદ જવા હામ કરી.

એજ ગાડીમા જેના ઘણે જમીનદોસ્ત થયા હતા તેવા ઉતારુઓ ભેગા મારા બનેવી, બન્નુ તે ઠીકઠાક કરી છોકરાની ખબર લેવા અમદાવાદ જતા હતા દરેક ઉતારુને એકજ જાતના દુઃખના વીતક વર્ણવવાના હતા ગામે ગામના સનાતનાજ સમાચાર મળતા ડભોડા સ્ટેશન અને અમદાવાદ વચ્ચે અગીઆરેક માઇલનુ છેટુ છે. મારી એ મુસાફરી પણ હુ ખુબ યાદ રાખી શકીશ ત્રસ્ત મુસાફરો, દુખની કરુણ કથનીઓ, શ્રમ અને ભારે ઉચાટ સૌ જોર શોર પૂછી રહ્યાં હતાં કે હવે તો કૈં પ્રભુ હોય તો મહેર કરી દે નહીં તો મરી ગયા!

નાનકડી એ. પી. રેલ્વેની ગાડીએ આ

# જળપ્રલયમાં કલોલ તાલુકો

લેખક:
રા. અંબાલાલ નાથાલાલ મોસી

---

વાત વાતમાં એક થોડા બોલા પણ ચકોર દૃષ્ટિવાળા અમલદારે કહ્યું કે માર્ગ માપવામાં નીશાન હોય છે-Mile stones થી આપણે માર્ગના અંતર માપીએ છે-તેમ કાળ માપવાનાં નાશાને કુદરત મુકે છે સાચી વાત. કુદરતનાં કાળ નીશાન Mile stones જેવાં સરખા અંતરે નથી હોતાં પણ આવે છે ત્યારે એવી છાપ મુકતાં જાય છે કે તેમને ભુલવાં ભારે પડે. કોણ જાણે શાથી કુદરત કદી કદી જગત પર કોપાયમાન થાય છે અને એની ભયંકરતા પૂર્ણ દર્શાવી માણસને એની પામરતનું ભાન કરાવે છે-જગતના વધી પડેલા પાપ ધોવા કે જગતની જડ નાસ્તિકતા ઓગાળવા પ્રભુ એની પ્રેમભીની આંખમાં ક્રોધ જવાળા પ્રગટાવે છે-અને બીચારુ જગત-વિજ્ઞાન, વેપાર અને લક્ષ્મી-કલા, સંસ્કૃતિ અને પ્રગતિની મોટી વાતો કરતું અણધારી બીપદ્યુ રમત નીરખતા ભયથી કંપી નાના બાળક સમુ ફફડી ઉઠે છે—ભાન આવતાં આંખ ચોળી જુએ છે કે આ માણસ જાત સ્ખલનાઓની પાછળ કેક અજબ અકળ તત્વ છે ખરું.

હજીએ સામાન્ય લોકો 'છપનીઓ' સંભારી ભુખમરાથી મુવેલાંની કરુણ વાતો કરે છે-હજીએ કોઇક ખખડધજ ડોસો પચ્ચીસાની રેલ યાદ કરી એના આધારે કોઇ જુના વખતના વ્યવહાર સંબંધી કોર્ટમાં જુબાની આપે છે. વકીલો સીધ્ધુ પુછે છે "પચ્ચીસાની રેલ પહેલાં કે પછી" નવા યુગને વર્ષાઋતુઓની અનાવૃષ્ટિ કે અતિવૃષ્ટિની ભયંકરતાનું પુરું ભાન નહોતું, વાત કરવાનું સાધન નહોતું." ૮૩ની રેલે તે પુરું પાડયું. ગુજરાતના જળ પ્રલય વીશે જ્યારે આજનો યુવક કાલે ઘરડો બની પોતાના બાળકો કે ઉગતી ભાવિપ્રજા આગળ વાતો કરશે ત્યારે એને ઘણુંએ કહેવાનું મળશે—સાંભળનારાં આંખો વિકસાવી-મો પહોળુ કરી સાંભળશે—એ વાત દરમ્યાન આથી વધારે ભારે કોપ જગતપર નહીં વરસ્યો હોય તો...

સાર ગુજરાત મેઘરાજનું તાં[illegible] મમ પાડી ઉઠયું અને હેરાન હેરાન થઇ ર[illegible]. [illegible]માનપત્રોમાં આવેલા વડોદરા, ખેડા . . . [illegible] થયેલાં નુકશાનો અને હાડમારીઓના અહેવાલો વાચતાં વાંચનારને કમકમાં આવે છે "કલોલમાં કાળો કેર" એવા મથાળા નીચે એક દૈનિકમાં કલોલ વીશે છપાયું હતું. 'કાળો કેર' શબ્દ સહેજ ભારે લાગે છે પણ એટલું ચોક્કસ છે કે કલોલ અને એની આજુબાજુ વેરાઇ પડેલાં

નાનાં નાનાં ગામડાંમાંએ જે સહ્યું છે તે ઓછું તો નથીજ...આ વખતનો કોપ ઘણે ભાગે નિષ્પક્ષપાતી હતો–અને સર્વ સામાન્ય હતો. પોતાના ગજા પ્રમાણે દરેકને થોડુ ઘણું મળી ચુકયું છે.

વરસાદે તા. ૨૬ થી પોતાનું સ્વરૂપ બતાવવા માંડયું–૨૫મી તારીખથી ટપાલમાં અનિયમિતતા વરસાદ સારો પડે છે તેજ છાપ હતી...તળાવમાં પાણી ઠીક જાય છે–લાયબ્રેરી આગળ પાણી વધવા માંડયું છે તેવી વાતો ચાલી પણ વરસી રહી જશે, એમ લોકોનું ધારવું હતું. પરંતુ ૨૭ મી એ ઇન્દ્ર રાજાએ વધારે જોર કરવા માંડયું અને લોકોએ પહેલી જુની કહેવત સંભારી “ આતો આદુખાઇ મંડયો ” તીખું



'ટાઇમ્સ એ ફ ઇંડીઆ'ના] જલપ્રલયથી તુટી ગએલું રેલ્વે લાઇનનું ગડનાળું. [ સૌજન્યથી.

શરુ થઇ ગઇ હતી–પેપરો આવતાં નહીં–મુંબાઇ અને અમદાવાદ વચ્ચેના, લોકોના વાતોમાં, લગભગ બધા પુલ તુટી ગએલા સંભળાયા. ૨૬ મી તારીખ યાદ આવે છે. તે પ્રમાણે લોકે અર્ધાં પસંદગી અર્ધાં એ પરત્રાઇમાં ટાઢી– તમતમતું આદુ મેઘરાજે આ વખતે કેટલું બધું ખાધું હશે તેની કલ્પના પણ કરી શકાતી નથી.

તા. ૨૮ મી એસે તે પહેલાં તો રાતના લોકોના જીવ ઉંચા થવા માંડયા હતા. ઘર પડવાના ગણેશ મંડાઇ ચુકયા હતા અને પડવા

માંડયા પછી આ પડયું, પેલું પડયું—આનું પડયું આ ગરીબનું પડયું—ફલાણા શેઠનું પડયું—નવું—જુનું. લોકો ઘરમાં બેઠા બેઠા—પારકા ઘરોની ગણીત્રી કરવા લાગ્યા. અને પોતાના ઘરના ફરા ને પછીતો ધારી ધારી નહીં, અને તેથી જે ગભરાટ રહેતો—અથવા જેનું પડયું તેને બીજે કોઇ સગાના ઓળખીતા ભાડાના કે ધર્મશાળામાં આશરો લેવો પડયો અને ધમાલ કરવી પડતી—તે હાડમારી તો જેણે અનુભવી હોય તેનેજ તે સમજી શકાય.



'ટાઈમ્સ ઓફ ઇંડીઆ'ના] વડોદરાઃ રેલ્વે પુલનો ભાંગી ગએલો ભાગ. [સૌજન્યથી

જોવા લાગ્યા. વડોદરાની વાતો આવી—શી રીતે આવી તે કોઇ કહી શકતુ નહીં પણ હજાર માણસ તણાઇ ગયાં—અરધા ઉપર વડોદરા ડુબી ગયું—આકોનાના શ્વાસ ઉંચા થવા માંડયાં. એ વખત વહી ગયા પછી કલમથી લખતું તે સહેલું લાગે છે; પણ કોનું પડયું, અને કોનું રહેશે એ જ્યારે ખાત્રીથી કહી શકાતું કલોલનો રાવળીઆ વાસ ઉંડાણમાં હોવાથી ડુબુ ડુબુ થવા લાગ્યો અને પછી ડુબી પણ ગયો. એ ગરીબ કુંટુંબોને સમજાવી ધર્મશાળામાં લીધાં—પાછળથી સૌએ જાણ્યું એમનો ભર વરસાદમાં ખાવા પીવાની વ્યવસ્થા કરનાર એક કલોલના બે ગૃહસ્થ હતા.

ભર વરસાદમાં એક નોંધવા જેવી બીના

નિશ્ચય "કે નહીં સામાન્ય રીતે લોક ગરીબજ છે ઉંડી ખાચખુંચ વગર આપોજ આપો—" 'પછી શુ ? આપનારને રોકવા શા માટે ? કામ કરવાની પધ્ધત નક્કી કરી–સ્વયસેવકો ગામડાઓમા છુટયા—તા. ૭ થી ૧૪ સુધી મફત તથા સસ્તુ અનાજ આપવાનુ કામ ચાલ્યુ શેઠ હુકમચદના ઘર આગળ થતી ભીડ જોઇ હોય તેનેજ કામનો ખ્યાલ આવી શકે–લગભગ આશરે રુ ૧૧૦૦૦–૦–૦ નુ અનાજ ક્યા ઉડી



અમદાવાદમા હોનારત

ગયું તે જણાયુ નહીં–૪૫૦૦ વાર કાપડ ગયું–૭૫ ધોતી જોટા–કસ્બાનાં ગામડાના ઠાકરડાઓ-ઢેડ વાઘરી–મુસલમાનો–સૌ કોઇને પક્ષતિસ... મદદ મળી–...લોકના ઘરમા બે બે મહી... અનાજ ભરાયાં...બદોબસ્ત મા... માણસ આવતા.

સૌથી કફોડી સ્થિતિ ... અને એમાએ બીચારી ઉ... ની જેઠ–દીયર–કે ...

એક વાત્રક નદીને કીનારે

પાળે નહીં–પુરતુ ખાવાને આપે નહીં–અને કોઇને મદદ કરવા દે પણ નહીં–ખાનગી મદદ આપવાનો પ્રયત્ન થયો ..જે ખાનગી નોંધ લીધી તેમાંથી અરધાયેજ મદદ સ્વીકારી–કેટલીક બાઇઓએ ઘણી દુખી સ્થિતિ છતાં ના પાડી... અને એક બે વિધવાઓએ સસ્તા અનાજની દુકાનેથી પૈસા આપી અનાજ લીધુ તેથી એમના ડાહ્યા સગાઓની આબરુ જોખમમા ગણાઇ અને એમના તરફથી દબાણ થતા પાછા નાખી જવુ પડયુ બાચારી હીંદુ વિધવા ! ગાંધીજીએ લખ્યુ છે કે "હીંદુ વિધવાને ઘડી વિધાતાએ હાથ ધોઇનાખ્યા છે" એ વાક્ય કેટલુ સચોટ છે!

પ્રજાએ કર્યું – સરકારે પણ કર્યું–શરુઆતમાં લોક પુછતા સરકારે શુ આપ્યુ ? અહી તો સકટ નિવારણમાં રાજા પ્રજાની સમિતિ સાથેજ ...ૃ કરે છે તગાવી માટે રકમ રુ ૮૫૦૦)ની ...૧૨ થયેલી રુ ૬૧૦૦)ની તગાવી અપાઇ ...રે સવનતો જાહેર થઇ–પરતુ રોકડ ...ભાગ કોણે પાડયા તે પ્રભુ જાણે ...ગોન જેવા મોટા તાલુકા માટે રુ ૩૦૦ ...થી આવેલા અને વધુ માટે મજુરીના

[વધુ માટે જુઓ પૃ૪ ૪૭૭]

# વાઘોડીઆ તાલુકામાં રેલ સંકટ

લેખકો :
રા. ભાઇશંકર મ. ભટ્ટ તથા રા. મણિલાલ મં. કાશીવાળા

વાઘોડીઆ તાલુકામા મુખ્ય ૭૦ ગામો અને ૫૩ પેટા પેરાં મળી કુલ ૧૨૩ ગામો આવેલાં છે. કુલ વસ્તી આખા તાલુકાની ૩૬૬૭૯ માણસોની છે. તાલુકાની જમીનનો કુલ રકબો વીઘાં ૧૮૨૪૩૪ અને જમીન મહેસુલ આકાર, લોકલશેષ, ગ્રામ્ય પંચાયત, આયપતવેરો વગેરે મળી કુલ રુ. ૨૬૨૪૪૪ નું છે. આ તાલુકામાં મુખ્યત્વે કરી વિશ્વામિત્રી, દેવ, સૂર્યો, જાંબુવા અને તામસી વગેરે નદીઓ આવેલી છે. કુંભારીઆ, પ્રતાપપુરા, આજવા, દેવળીઆ, અને ટીંબી જેવાં મોટાં તળાવો અને દરેક ગામે નાનાં નાનાં તળાવો આવેલાં છે. તાલુકાની પૂર્વ દિશાએ પાવાગઢ ડુગર ભીંતની માફક ઉભેલો છે. આ તાલુકામાં બારીઆ–કોળી, વસાવા–ભીલ, તલાવીઆ વગેરે કોમ મોટા પ્રમાણમાં વસી રહેલ છે. તેઓનાં ઘર કાચી ભીંત–એટલે સાંઠીઓ–કામડાં કે માટીના કરાવાલાં, અને છાપરાં ઘાસ કે નળીઆંનાં બનાવેલાં હોય છે. તેમજ ઢેડ–ભંગી વગેરે અંસજ કોમ પણ એવી સ્થિતિવાળાં ઘરમાં નિવાસ કરી રહેલ છે.

તાલુકામાં ૨૪ જુલાઇએ રાત્રે સતત પવનના તોફાન સાથે વરસાદે વરસવું શરુ કર્યું. અને દૂર–નજીકનાં પાણી નદીઓમાં અને કોતરોમાં ઉભરાવા માંડયાં. વળી ગામનાં તળાવોમાં પાણી સમાઇ નહીં શકવાથી એક પછી એક તળાવો તુટયાની બુમો સંભળાવા લાગી. તા. ૨૫ અને ૨૬ સુધી તો વરસાદે મુશળધાર વરસવું ચાલુ રાખવાથી એક-બીજાગામના સમાચાર મળી શકતાજ નહીં. પણ તા. ૨૭ મીએ પાણી ઉતરવા માંડયાં અને એક બીજા ગામે જવાના રસ્તા મોકળા થયા ત્યારેજ પ્રજાના પ્રાણ ચાલુ થયા. આ તોફાનમાં કેટલાંય ગામોમાં ગરીબોનાં ઝુંપડાં ભોંય ભેગાં થઇ પાણીમાં ઘસડાઇ ગયાં. કેટલાંક કુટુંબો નિરાધાર થઇ ગયાં. ખાસ કરી ફલોડ, ખંધા, રવાળ, ઇંટોલા, જરોદ, કોટંબી, રસુલાબાદ, જાંબુડીઆપુરા, પાંચદેવળા અને સીપોર ટીંબી આ ગામોમાં ચારે દિશાએ પાણી ફરી વળેલું હોવાથી લોકોનાં મકાનોમાં પાણી પેસી જવાથી પ્રમાણમાં વધારે નુકશાન થએલું છે. સીપોર ટીંબી ગામનું તળાવ તુટી જવાથી આખુંએ

ઘરનું રહેઠાણ જાણે છાપરાં ધસડાઇ ગયાં છે. આ જણે દિવસે કેટલાંય ગામોમાં લોકોએ ઝાડ ઉપર માંચડા બાંધી આશ્રય લીધેલો. કેટલાએ સેવાભાવી પટેલોએ અસંખ્ય વગેરે કેટલાને પોતાની ખાંધે બેસાડી પાણીમાંથી ઉગારી બીજે ગામે પહોંચાડેલા, કેટલાએ પટેલોએ નિરાધાર લોકોને પોતાની હવેલીઓમા ત્રણ ત્રણ દિવસ સુધી રાખી ખાવાનું પુરું પાડેલું. આમ સેવાભાવી મદદ મળી રહેવા છતાંએ ૭ માણસો અને ૧૨૧ ઢોર મરણ પામ્યા છે.

ડભોઇથી ટીંબી સુધીની રેલ્વે સડક પણ પાણીના સતત વહેણમાં ધોવાઇ જઇ પાટા વગેરે ખેંચાઇ ગયા. વળી બહાદરપુર પાસે આજવા તળાવનુ વધારાનુ પાણી કાઢવાના કાંસ વાળું નાળુ તોડી નાખી પીનર વગેરે ધસડાઇ ગયા. એથી રેલ્વે વ્યવહાર અટકી પડયો. તાર તથા પોસ્ટ પણ બંધ થઇ પડી એટલે આ બનાવમાં પડી રહેલા તાલુકાની હકીકતો વર્તમાન પત્રોમાં પહોંચી ન શકી.

વાઘોડીઆ તાલુકાની ભયંકર સ્થિતિની વડોદરાના સૂબા અધિકારી સાહેબને જાણ થતા સુબા સાહેબ, પોલીશ કમિશનર સાહેબ અને સરવંટસ ઓફ ઇંડીઆ સોસાયટી વાળા શ્રીયુત કરસનદાસ ચીતલીઆ ગયું. ઉપ્રજામંડળના મંત્રી ગણેશ ભાસ્કર આને ૭૫ [illegible] ભાસ્કર ભટ વાઘોડીઆ ગામે આવી ઉક વાઘોડીઆ સાથે સ્થાનિક અમલદારો તથા સ્થાનિક મદદ [illegible] આગેવાનોને મળ્યા. દુઃખદ સ્થિતિ-કારીવાળા ગામડાંમાં નીકળી પડયા. અને નિરાધારોને અનાજ કપડા વગેરે વહેંચવાનુ કાર્ય શરૂ કર્યું.

વડોદરા રાજ્ય પ્રજામંડળે શ્રી ભાસ્કર ભટ્ટને પાંચસો રૂપીઆ આપી વાઘોડીઆ મોકલ્યા અને સ્થાનિક અમલદાર વર્ગ સાથે સહકારથી ગરીબોને મદદ આપવાનું કામ શરુ કરાવ્યું. આ વખતે વરણામા ગામે મારવાડી રીલીફ એસોસી-એશનના કાર્યવાહકો મદદનું કામ કરી રહ્યા હતા. આ પ્રજામંડળના મંત્રી પહોંચી જઇ વાઘો-ડીઆમાં મદદની જરુર છે એમ જણાવી મારવાડી શેઠ જમનાદાસજીને વાઘોડીઆ મોકલ્યા; વાઘોડીઆના સ્થાનિક સ્વયંસેવકો મારફત અને પાલેજ સેવામંડળના સ્વયંસેવકો દ્વારા વાઘોડી આ તાલુકાના ૧૨૩ ગામ, ડભોઇ તાલુકા ૮ ગામ, વડોદરા તાલુકાનુ ૧ ગામ, અને પંચ-મહાલ જીલ્લાનાં ૧૮ ગામડાં કુલ ૭૦૦ નિરા-ધારોને રૂ. ૬૨૦૦] નું અનાજ અને કાપડ પહોંચાડયું આ કામ ચાર દિવસમા આટોપી નાખવાનુ હોવાથી સ્થાનિક સ્વયંસેવકો ગામડાંમાં નીકળી પડ્યા અને નિરાધારોની તપાસ કરી મદદ આ વખતે સ્વયંસેવકો અને સ્થાનિક અમલદાર સાહેબોએ કરેલી મહેનત ન વર્ણવી શકાય તેમ છે, વળી નિરાધાર થઇ પડેલા ખેડુતોને બી-નિર્વાહ બળદ વગેરે માટે રૂ. ૪૯૦૦૦] હજારની તગાવી વગર વ્યાજની વહેંચી આપી સરકારે બહુ સારી મદદ કરી છે સ્વયંસેવકોનું કામ જોઇ મારવાડી શેઠ જમનાદાસ વગેરેને ઘણોજ સંતોષ



ગામડાંઓમાં સરિતાદેવીનાં દર્શન.

# :: મોકસપરા: જલપ્રલયનો એક ભાગ ::

—:o:—

લેખક:
રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા,
સભ્ય, સાહિત્ય સંસદ.

—o—

જુલાઇ માસની તા. ૨૪ મી થી તા. ૨૯ મી સુધીમાં ગુજરાત–કાઠીઆવાડમાં અતિવૃષ્ટિ થઇ અને તેને પરિણામે જલ–પ્રલય થયો. સમસ્ત ગુજરાત–કાઠીઆવાડ-ના કેટલાક ભાગો કેવલ જલમય બની ગયા, અને જેને આપણે સંસ્કૃતિનાં civilisation -નાં આવશ્યક અંગો માનતા થયા છીએ તે રેલ્વે, તાર, ટપાલ વગેરેનો વ્યવહાર બંધ પડી ગયો. જાનમાલની પણ ખુવારી થઇ. સંક્ષેપમાં, એ અતિવૃષ્ટિ અને જલ–પ્રલયે ગુજરાત ઉપર ગજબ ગુજાર્યો.

એક પ્રસંગ મળતાં હું નડીઆદ ગયો હતો. વર્તમાન પત્રો દ્વારા પ્રકટ થતા વૃત્તાંતોમાં "રેલ્વે લાઇન ધોવાઇ ગઇ" અને "અમુક ગામડું તદ્દન નાબુદ થઇ ગયું છે" એવાં જે વાક્યો આવતાં તે હું ખરેખર તાદૃશ-તાથી સમજેલો નહીં, અને મને ધારતી છે કે વર્તમાનપત્રોનાં વર્ણનો વાંચનાર ઘણા ઘણી

બાબતમાં યથાસ્થિત ખ્યાલ ભાગ્યે મેળવી શકતા હશે. અત્યુક્તિ તેમજ હીનોક્તિ બન્ને એ વસ્તુ સ્થિતિ જાતે જોયાથીજ જાણી શકાય છે. જ્યારે મીયાંગામથી વડોદરા સુધી તૈઆર થતી અને થએલી રેલ્વે લાઇન જોઇ ત્યારે કૈંક ખ્યાલ આવી શકયો કે રેલવે લાઇનનું ધોવાઇ જવું એટલે શું, અને રેલ્વેનો વ્યવહાર અટકી પડે તે કેમ બનતું હશે. બેશક, હજીએ વસ્તુ સ્થિતિનો તાદશ ચીતાર આવવો તો વસ્તુસ્થિતિ જોઇ હોત ને આવ્યો હોત તેવો તો નથીજ આવી શકયો, પરંતુ વર્તમાનપત્રોનાં વર્ણનો વાંચીને આવ્યો હતો તેના કરતાં ઘણો વધારે આવ્યો. એ જોઇએ છીએ ત્યારેજ રેલનું જોર સમજી શકાય છે, અને તૈઆર કરેલા રેલ્વેના રસ્તાજ માત્ર નહીં, પરંતુ લોખંડના પાટા, સ્લીપરો વગેરે રેલના પ્રવાહના ભોગ કેવી રીતે બન્યા હશે તે સમજી શકાય છે.

હું નડીઆદ પહોંચ્યો અને ત્યાંની સ્થિતિ ઉપર ઉપરથી જોઇ તથા ત્યાંની કેટલીક વાતો સાંભળી તે ઉપરથી કૈંક એવો સંસ્કાર પડયો કે ભયભીત લેખકોને હાથે અજાણે વર્તમાનપત્રોમાં અત્યુક્તિ થએલી જણાય છે. પરંતુ એકદમ નિર્ણય ઉપર કુદકો મારવાની ટેવ નહીં એટલે એ સંસ્કાર અનિશ્ચિત સ્વરૂપમાં મનમાં રહ્યો. પછી નડીઆદના મુખ્ય કાર્યકર્તા મારા બાલમિત્ર ભાઇ શ્રી. ફુલચંદ બાપુજી શાહને બધી હકીકત પુછી. તેઓએ વિગતવાર વિશ્વાસપાત્ર માહીતી આપી. પછી મેં તેમને પુછ્યુંઃ "ફુલચંદભાઇ ગામડું તદન નાબુદ થઇ ગયું એટલે શુ તે જાતે જોવા વિચાર છે." તેમણે તરત ઉત્તર આપ્યો કે તાલુકાનાં ગામો વચ્ચેના અવરજવરના રસ્તા હજી વાહનો જઇ શકે એવા પુરેપુરા થયા નથી તેમ.તમારી તબીઅત એવી નથી કે પગે બહુ ચાલવું સલામત ગણાય. એટલે નડીઆદથી અઢી ગાઉ અથવા ચાર પાંચ માઇલ છેટે શેઢી નદી ઉપર મોકમપરા કરીને ગામડું છે તે આપણે કાલે સવારે જોઇ આવીએ." બીજે દિવસે સવારે ઘોડાગાડીમાં બેસીને નવમી સાહિત્ય પરિષદના ત્રણ મંત્રીઓ રા. ફુલચંદ બાપુજી શાહ, રા. ઇંદ્રશંકર જટાશંકર પંડયા, રા. જયંતિલાલ મોરારજી મહેતા—અને હું એ ચાર જણ મોકમપરે જવા નીકળ્યા. રસ્તામાં વચ્ચે વચ્ચે પાણી અને કાદવ આવતાં, ખાડા ખૈયા આવતા, એટલે અમારે ઉતરીને થોડોક રસ્તો પગે ચાલવું પડતું. એમ કરતા કરતા મોકમપરાથી થોડે દૂર પહોંચ્યા પછી ગાડીમાંથી ઉતરી જવું પડયું, ગાડીને ત્યાં ઉભી રાખવી પડી અને કાદવ કીચડ વાળે રસ્તે પગે ચાલતાં જવું પડયું. ફુલચંદભાઇએ રસ્તે ચાલતાં કહ્યું: "આ બધાએ રસ્તા જલમય થઇ ગયા હતા અને આ જે અર્ધાં બળી ગએલાં જેવાં ઝાડો દેખાય છે તે રેલમાં એટલાં ડુબી જવાથી કોહી ગએલાં. ઝાડનાં મથાળા અર્ધાં કોહી ગએલાં અને અર્ધાં લીલાં દેખાય છે તેનું કારણ એ."

ગામને છેવાડે આવ્યા એટલે એમણે એક ખેતરની વાડમાં ઉભેલું "ધુંગું"—નાનું ઝાડ—બતાવ્યું અને કહ્યું કે "આ ધુંગામાં એક બાર વર્ષનો છોકરો ભરાએલો હતો. તે છોકરો ચીસો પાડતો તે બધા સાંભળે, બધા એને દેખે, પણ ચારે પાસ ભરાએલા પાણીમાંથી જઇને એને બચાવવાની કોઇ હીંમત કરી શકે નહીં. તેના બચાવવાના જેટલા પ્રયાસો થયા તે બધા વ્યર્થ ગયા. તે છોકરાનો બાપ પોતાના બળદો બચાવવા જતાં બીજી બાજુએ પોતે તણાયો.અને પોતાના બાપને બચાવવા જતાં બાર વર્ષનો છોકરો તણાયો. આ પ્રમાણે એક કુટુંબ પાયમાલ થઇ ગયું, કારણ કે બળદ ગયા, ત્રણે પુરુષો ગયા અને ઘેર ગયા ત્યારે ધરજ એમને એમ બેસી ગયું. તે ઘર અમને બતાવવામાં આવ્યું.

તે જગ્યાએ દુર્ગંધ પુષ્કળ મારતી હતી. પાસે થોડેજ દૂર તત્કાલ ઉપયોગ માટે ઉભું કરેલું ઝુંપડું હતું. તેમાં તે પાયમાલ થએલા કુટુંબની એક બે સ્ત્રીઓ હતી. તે અમને જોઇને રડી પડી. "આ કુટુંબને શેઠ જમનાદાસ બજાજે રૂ. ૧૦૦ ની મદદ જાતે આવીને આપી છે" એમ પુલચંદભાઇએ ઉમેર્યું.

મોકમપરા મુળ ઇનામદારનું ગામ છે. તે ઇનામદાર વડોદરે રહે છે. તેમણે કે તેમના ઝાડો ઉપર માંચડા બાંધીને કે ડાળીઓ ઉપર ભરાઇ બેઠા. ઝોકું ખાવું પણ સલામત ન હતું, કારણ કે ઝાડની ચારે બાજુ પાણી ફરી વળેલું એટલે માણસ ઉપડયો કે તણાયો સમજવું. ઢોરઢાંખરને પણ મુશ્કેલીથી ઝાડે બાંધી બાંધીને બચાવ્યાં.

અમે ગયા એટલે ત્યાંની વસ્તી એકઠી થઇ ગઇ. ગામડીયાઓજ બતાવી શકે છે. એવા ભાવથી અમારે માટે ખાટલાઓ નંખાઇ ગયા



મલ્કાના રેલ્વે બ્રીજ (પુલ)–લોખંડના થાંભલા ધોવાઈ જઇ મોટાં ગાબડાં પડી જવાથી લાકડાંના સ્લીપર્સથી ટેમ્પરરી રેલ્વે લાઇનનું બાંધકામ.

માણસોએ મોકમપરાની કે મોકમપરાના રહેવાસીઓની કંઈ પણ પરવા કરી નથી એમ અમને કહેવામાં આવ્યું. સરકાર તરફથી પણ કંઈ ખાસ રાહત આપવામાં આવી નથી. ગામમાં મુળ સો ઘર હતાં તે રેલ વખતે લગભગ બધાંએ પડી ગયાં. માત્ર બે ઘરો અકબંધ રહ્યાં, કારણ કે તે કંઈ ઉંચી જગ્યાએ હતાં. તેમાં બધી સ્ત્રીઓને રાખવામાં આવી ને સાથે છોકરાં. પુરુષો મોટે ભાગે અને ભાવથી અમારો હૃદયપૂર્વક સત્કાર થયો. એ ગામડીયાઓએ જે વાતો કરી તે સાંભળી હૃદય પીગળી ગયું. તેમાંથી એક વૃદ્ધે કહ્યું: "સાહેબ નથી અમારી સંભાળ ઇનામદાર સાહેબે લીધી કે નથી અમારી સંભાળ સરકારે લીધી. અમારી સંભાળ લીધી હોય તો આ પુલચંદભાઇએ અને એમની સાથે કામ કરનાર ભાઇઓએ લીધી છે. ઇશ્વર એમનું સારું કરે, બાકી અમે તો શી

બદલો આપી શકવાના છીએ ?" જ્યાં મોકમપરા હતું ત્યાં તો અત્યારે બધાં મકાનો પડી ગયાં છે, માત્ર તત્કાલ ઝુંપડાં ઉભાં કરવામાં આવ્યાં છે. તેમાં લોકો જેમ તેમ કરીને સાંકડેમોકળે સમાસ કરે છે. ઢોર ઢાંખર બધાં બહાર ખુલ્લામાં રહે છે, અને બધો દેખાવ દયાજનક દેખાય છે.

મારાથી ખરેખર આ જોયું ન ગયું અને ગામડાં તદ્દન નાબુદ થઇ ગયાનો જો અર્થ હોય તો કેટલાએ માણસો સૃષ્ટિની શરુઆતના વખતમાં હશે એવી સ્થિતિમાં રહે છે. ફુલચંદભાઇને પુછતાં ખબર મળી કે નડીઆદ તાલુકામાં કુલ ૭૬ ગામડાં નાબુદ થઇ ગયાં છે અને ખેડા જીલ્લામાં સવાસો ગામડા આશરે નાબુદ થઇ ગયાં છે. મોકમપરા જેવા ગામડાંઓની પુનર્ઘટના કરવી હોય તો નદી કાંઠે હોવાથી ઉંચી જગ્યા શોધીને નવું "ગામઠાણુ" પસંદ કરવું જોઇએ. ઘર પડી જવા ઉપરાંત, બીજું નુકશાન ખમવા ઉપરાંત, વસ્તીના મોટા ભાગને તાવ અને મરડો લાગુ પડેલો હતો. આશ્વાસન માત્ર બે જ હતાં; એક એ કે કાર્યકર્તાઓએ બની શકી તેટલી મદદ તત્કાલ પહોંચાડવામાં પોતાપુરતી કચાશ રાખી ન હતી અને એ વાતનું ગામડીઆને સારી પેઠે ભાન હતું; અને બીજું આશ્વાસન એ હતું કે બીમારીને લીધે તેમજ તત્કાલ દુઃખને લીધે જરા લેવાયલા લાગતા હોવા છતાં લોકો દબાઇ ગયેલા કે દીન દેખાતા ન હતા. એમનાથી બને તેટલું કરી રહ્યા હતા અને મદદ આપવામાં આવે તો વધારે તૈયાર હતા. આ સ્થિતિ આશા જનક છે. આ જાતે જોએલી વસ્તુ સ્થિતમાંથી કેટલીક હકીકત.

---

## જળપ્રલય

લેખક : અધ્યાપક ગજેંદ્રરાય ગુલાબરાય બુચ.

કરાલ દળ કાળનાં ગગન ગુંબજે ગાજતાં—
ધરા ન જીરવી શકે સકળ આભ આવી ઢળ્યાં,
અખંડ સુસવાટમાં જીવનદીપ હોલાય જ્યાં,
પ્રચંડ સહુ સત્વનાં પ્રલય તાંડવો આજ આ;
શમ્યા છ શશીસૂર્ય ને નજર ઘોર ઘેરે નિશા
સુતેલ સપનાં સમાં જીવન કૈંક જેમાં શમ્યાં :
ઝડી મુસલધાર ક્યાં ?—ક્ષણિક ક્ષુદ્ર પોકાર ક્યાં ?
મહા પ્રલયકાળમાં જીવન નાવ શોધે દિશા.

કંઇક જડ વૃક્ષને જીવન વેલ વળગી રહી,
હલાહલ ભુલી કંઇ વિષધરો ય ના ડંખતા;
કંઇ વિરલ વીરનાં ઝળઝળે બલિદાન જો—
છતાં ય અસહાય શું મનુજ મૃત્યુના મો મહીં ?
અહીં પરમ મર્મ જો જીવનને રહ્યા ઝંખતાં—
પ્રભો ! અમર એક તું ઉદધિપેજ ઉઘી રહ્યો.




તા. ૨૪.રવિવારની એ ભયંકર કાળ રાત્રિ ! દિગ્પાળો ડોલવા લાગ્યા. આકાશ ભયાનક યમદંડ સમુ ભાસવા લાગ્યું. પૃથ્વી ખળભળી ઉઠી. પ્રકૃતિ દેવી–કુદરત ભયંકર અવાજે કોપી ઉઠી.

વરુણદેવ તુટી પડ્યા. પૂર્ણ પ્રકોપ સાથે આર્યાવર્તના આ ખીલતા નંદનવન સમા, ફળફુળથી લચી રહેલા બગીચા ઉપર, તેને ઉજ્જડ વેરાન કરવાને. જ્યાં જુઓ ત્યાં સ્મશાનની ભયંકર શૂન્યતા. ‘પુષ્કરાવર્ત’ મેઘ સાંભળ્યા હતા. આજે તેનાં દર્શન થયાં.

ને પ્રલયનાં પુર રોકવાનું તે કોનું ગજું ? તેને રોકવા તો જોઇએ નવું સ્વર્ગ સર્જવાની શક્તિ ધરાવનાર વિશ્વામિત્રનાં તપ, કાળયમના પાસ તોડી વિધિના લેખમાં મેખ મારનાર પતિ પરાયણ સતિ સાવિત્રિસમી આર્યાઓનાં સતિત્વ, કાળને પણ પોતાની આજ્ઞાથી થંભાવનાર પિતામહના નૈષ્ટિક બ્રહ્મચર્ય, યૂપને બંધાયા છતાં વરુણદેવ પાસે સ્વાતંત્ર્ય મેળવનાર શુનઃશેપનો તપ સિદ્ધ કર્મયોગ. કયા પુણ્યે આજે આપણે તેવી આશા રાખીએ ? કન્યાવિક્રયના કે વિધવાઓના કકળતા હૃદયના શ્રાપના ?

વિધિનાં વિધાન મંડાયાં, અને પ્રકૃતિદેવી વરુણદેવને લઇને ઉતરી પડ્યાં આ રસમંજરી. એથી મહેક મહેક થતા, નંદનવનના બુલબુલ સમા આર્યાવર્તના ખીલેલા બગીચા ઉપર. અને સાત સાત દિવસ સુધી એ ક્રોધાન્ધ થએલા વરુણદેવના પ્રકોપની જીવંત મૂર્તિ સમી ઝડીઓ વર્ષાવી અને વેરાન કર્યો એ અણમુલ બગીચાને. જ્યાં જુવો ત્યાં જળજળ બંબાકાર ! યોજનો સુધી વિશ્વામિત્રી ને ઢાઢરનાં જળ કોવાતાં શબોથી ગંધાઇ ઉઠ્યાં. ગામોનાં ગામો ઉજ્જડ–વેરાન થયાં. કૈંક મુગાં પ્રાણીઓ કાળનો ગ્રાસ બન્યાં. જ્યાં આનંદના ઉત્સવ હતા, ત્યાં આજે શોકનાં ગીત સંભળાય છે. મદની મસ્તી હતી ત્યાં આંસુની ધારાઓ જણાય છે. માતા પિતાના વાત્સલ્ય અને પત્નીઓના જાદુભર્યા વિલાસ હતા ત્યાં છે ક્લેશ અને કંકાસ. તેનાં નાચતાં અને નચવતાં પ્રેમભીનાં નયનો ઉંડાં ઉતરી ગયાં છે. તેમાં આંસુની ભીનાશ છે, દુઃખની કરુણ કથની છે. તેના ડગલે અને પગલે દારિદ્રતા ડોળા ઘુરકાવતી સામી ઉભી રહી છે.

રવિવારની રાત્રિએ મેઘરાજાએ સ્વારી કરી, પ્રલયનાં પુર ઉલટ્યાં. તેમાંથી બચવા, નાસી છુટવા, જીવન બચાવવા માનવીએ કર્મયોગ આરંભ્યો. જેને જે ફાવ્યું તે લઇ જ્યાં જ્યાં



સયાજીગંજ, વડોદરાના નાકે.

સહીસલામતી લાગી ત્યાં નાઠા. ન નસાયું તેણે પોતાની જીવનદોરી ઇશ્વરના હાથમાં સોંપી. "પ્રભુ બચાવશે" તોજ બચીશું એવી આશા સાથે બે હાથ જોડી બેસી રહ્યા. તેમાંથી કેટલાક બચ્યા અને કેટલાક મર્યા.

પાણીનાં ચઢતાં પુર જોવા નીકળેલા કેંક જિજ્ઞાસુઓએ ઝાડનો આશ્રય શોધ્યો. જીવ બચાવવા ઝાડ ઉપર ચઢયા ત્યાં તો ઉપર સાપ, ઘો, વગેરે ઝેરી જાનવારો જોયાં. આ પુરમાં તણાઇ જીવ ખોવા કરતાં આ ઝેરી જાનવરોને હાથે મરણ વધુ પ્રિય થશે એમ માની તરફડતા હૃદયે દિવસો ગુજાર્યા. ઝેરી જાનવરોને પણ કોણ જાણે જગતના સર્વ જીવો એકજ પરમાત્માનાં સંતાનો છે એ બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થયું હોય તેમ, પોતાનો જાતિ સ્વભાવ છોડી વસુધૈવ કુટુમ્બકમ્ બની ગયાં.

સાત સાત માણસોને વિશ્વાસ દઇ પોતાની ગોદમાં ઉંઘાડી અડધી રાત્રે એ આશાભર્યા કુટુંબને કચરી નાખનારું ડાંડીઆ બજારનું હત્યારું મકાન, મોટા નામથી જનતામાં વિશ્વાસ ઉત્પન્ન કરી આખરે પુરુરુરુટ્સ થઇ જઇ તેના આશ્રયે આવેલા મનુષ્યોને ભરખી જનાર એ ગોઝારી પથ્થર ચાલ અને હીંદુ મહાસભાના પ્રાણસમુ એક યુવાનનો ભોગ લઇ તુટી પડેલું કારેલીબાગવાળું આર્યકુમાર મંદિર, વગેરેના દૃશ્યોનો વિચાર સરખો પણ લોહીને ઠંડું બનાવી મુકે છે.

અને વાંચક! આવે છે રાજસત્તાના પ્રાણરૂપ ગણાતા પણ સત્તાધારીઓની ઠોકરે ચઢતાં એ ગરીબ ગામડાના ખેડુતોની દુર્દશાનો કે ખ્યાલ! તેમના પ્રાણથી અધિક વહાલાં ઢોર તણાયાં, પેટ પુરવાના સાધન રૂપ ખેતીનાં હથીઆર ગયાં, ભુખ્યે પેટે ટાઢમાં થથરતા પરંતુ મનવાળી વસવા જેવાં ઘરનાં ખોલડાં પણ ગયાં. કેંકનાં બાળકો ગયાં, કેંક પત્નીઓ પતિ વીહોણીઓ થઇ અને કેંક પતિઓનાં વહાલીના વિયોગે ઘર ભાંગ્યાં. ઘરમાંથી તણાતાં રહેલા સપાયા લઇ ઝાડ ઉપર ખાટલા બાંધી રાજમહેલ કરતાં પણ

અધિક સુખ માની ચાર ચાર દિવસ સુધી ભુખ્યે પેટે વરસાદની ઝડીઓ સહન કરતા; અને આટલુ સહન કર્યા છતાં પણ કુદરતનું પેટ ચીરી રાજભંડારો ભરી રાજસત્તાને ટકાવી રાખનાર ખેડુતને, રાજ્યકર્મચારીની ઠોકરે ચઢતા જોઇએ છીએ ત્યારે તેનું "જગતના તાત" નું બીરુદ એ એક ક્રૂર મશ્કરી સમાન નથી લાગતુ ?



શ્રી શિવાભાઈ પટેલ
આ કોલેજીઅને અનેક જીવ બચાવ્યા છે

વડોદરા શહેર, શ્રીમંત ગાયકવાડ સરકારનું પાટનગર, પાણીમાં તરબોળ થઇ ગયું. સયાજીગંજ, ફતેપુરા, દાંડીઆ બજાર રાવપુરા, નાગરવાડા વગેરે સ્થળોએ હોડીઓ ફરવા લાગી. મકાનનો એક એક મજલો પાણીમાં. જેમ જેમ પાણી ચઢતાં ગયાં તેમ તેમ પોતાની માલમતા સંકેલી જીવન બચાવવા મનુષ્યો પણ પોતાના મકાનના ઉપરના મજલે ચઢતાં ગયાં, છેવટે છાપરે પણ બેસી રહ્યાં. છતાં મકાન પડ્યાં અને તેઓને કુદરતનો કોળીઓ થતાં કોઇ અટકાવી શક્યું નહીં. વડોદરાનો સઘળો વહેવાર અટકી પડયો, તાર ટપાલ કે રેલ્વે કશુંજ કામમાં ન આવ્યું. વડોદરા શહેર દુનીઆથી જુદું પડી ગયું પાદરા, ડભોઇ, કરજણ, પ્રદેશો કોઇ કોઇને મદદ કરી શકે, ખેડા, નડીઆદ વગેરે તમામ ન શકે.

ખુદ વડોદરા શહેરમાં રહેતો માણસ સયાજીગંજમાં રહેતા કોઇ પણ માણસની ખબર ન લઇ શકે તો પછી બહારની તો વાતજ શી ?

મજબુત મકાનોવાળાઓએ કોઇ પણ જાતના ભેદભાવ વગર મનુષ્ય પ્રત્યેના પ્રેમની



દફીન હોસ્પીટલના એક ખુણેથી નગર દ્રશ્ય.

લાગણીથી દરેકને આશ્રય આપ્યો. જેના હાથમાં જેટલું અનાજ આવ્યું તે લઇ સૌ કોઇ ઉંચી જગાએ જઇ બેઠા.

સયાજીગંજનાં નાકા ઉપર રમણિકલાલ લક્ષ્મીલાલનો બંગલો છે. આ આફતમાંથી ઉગરવાની આશાએ લગભગ બસો માણસો તેમને ત્યાં પેસી ગયાં. બસો માણસોને ખોરાક પુરો પાડવો તેમજ તેમની વ્યવસ્થા કરવી તે કે સહેલી વાત નથી. તેમા વળી સ્ત્રીઓ અને જાય, ઘરબાર માલ મીલકત મેલીને. લોકો કહે છે, કે શહેરના સંરક્ષણ અર્થે રહેલી પોલીસ કેમ દેખાતી નથી? બહાદુર બહારવટીઆ બાબર અને મીરખાને જેર કરનાર આપણા રાવબહાદુર પોલીસ કમીશનર કેમ જણાતા નથી! કરવેરા અને ઘરવેરા નાખવા તનતોડ પ્રયત્ન કરનાર અમલદારો ક્યાં છે? આ પ્રશ્નનો ઉત્તર જો ઉંડા ઉતરી તપાસ કરવામાં આવે તો તો ઘણો દયાજનક છે. પોલીસોનું રહેઠાણ પાદરા લાઇન ઉપર છે. સઘળા



પાણીમાં ડુબની રાવપુરા પોસ્ટ ઓફીસ.

છોકરાંની તો વાત શી કરવી? ખોરાક તો પુરો પડે પરંતુ કુદરતી હાજત માટે શું? અને તેમાંએ વળી સ્ત્રીઓની મર્યાદ સચવાવી જોઇએ. વાચક આ ધર્મ સંકટમાં ઘરના માલીકની, તેમના આશરે આવેલા નાના મોટા, ઓળખીતા અને અજાણ્યાની શી સ્થિતિ હશે તેની કલ્પના તો તુંજ કરજે. આવી સ્થિતિ તો દરેક જગાએ હતી.

× × ×

પુર ચડતાંજ જાય, માણસો નાસતાંજ પોલીસો ત્યાં ઘેરાઇ રહ્યા. તેમની ઓરડીઓ પાણીથી ભરાઇ ગઇ. બીચારા બૈરાં છોકરાં અને બને તેટલો ખોરાક લઇ છાપરે ચડ્યા. ચાર ચાર દિવસ સુધી ઉઘાડી આંખે, અર્ધ ભુખે પેટે છાપરા પર રહેલા પોલીસો ક્યાંથી આવે! પોલીસની નોકરી ભરે પણ પણ આખરે તો તે મનુષ્યજ, દેવ તો નહીંજ ને? સરકારી નોકરપણું એટલે તેનામાં આકાશમાં અદ્ધર ઉડવાની શક્તિ તો નજ આવેને?

× × ×

અમદાવાદ સ્ટેશન ઉપર એક યુરોપીઅન ઘણુંજ આતુર વદને આમ તેમ આટા મારે છે. વારે ઘડીએ તાર ઓફીસમા ખબર પુછે છે દરેક વખતે કંઈ કંઈ નાજ સમાચાર મળે છે, અને તે વધારે ને વધારે દુઃખગ્રસ્ત અને ચિંતાતુર થતો જાય છે છેવટે તાર સાભળી તેના હૃદયમા ભારે વ્યથા થઇ એકદમ તે દોડયો એન્જીન ડ્રાઇવર પાસે જઇ તાત્કાલિક એન્જીન છોડવા હુકમ આપી પોતે તેમા ચઢી ગયો. એન્જીન



પાણીથી ઘેરાઇ ગએલા હેરૂપીટલના ફીમેલ વોર્ડ

આગળ ચાલ્યુ. વરસાદ ધોધમાર પડે છે ! એન્જીન ઘડીકમાં ધીમુ તો ઘડીકમા એ પ્રલયના પુરની સામે યુદ્ધ કરતું રેલના પાટા ઉપર સડસડાટ ચાલ્યુ જાય છે

× × ×

નડીઆદથી બીજુ સ્ટેશન ખભાલી તે દાનનું ગોઝારૂ પુર ઉતર્યા તે આખા ગામને સ્વાહા કરી નાખવાની ખાતર પણ અવશેષ રહેવા દીધુ નહીં લોકો બીચારા જેને જેમ ફાવ્યુ તેમ નાઠા પતિ પત્નીને સભાળે, પત્ની પતિને અને બાળકને બચાવતાં ફાંફા મારે ત્યાં તો પાણી ની ઝાલક વાગે. છોકરુ તણાય, તેને બચાવવા ભયકર ચીસ પાડી માતા પ્રયત્ન કરે ત્યા તો તે પણ તણાય. પતિ બીચારો આ દુઃખના દૈવી ફટકાથી બાનક અને જીવન સખી જતા બાવરો બને, હવે મરવુ કે જીવવુ તેનો તોડ ન કાઢી શકે ત્યા તો એક છાવરે ગતજતોને અનતવાસમા મળવા ચાલ્યો જાય જે છાપરે ચઢયા તે છાપરા તણાયા એટલે ઝાડ પર ચઢ્યા તેમાંથી પણ ધોધમાર વરસાદ વાવાઝોડુ, ભુખ અને તરસનો તરફડાટ આવી પરિસ્થિતિમા કેટલાએ જીવોએ ઝાડ પરથી પડતા પાકા ફળની માફક ટપોટપ પડી જળ-સમાધિ લીધી

ત્યાના સ્ટેશન માસ્તરના ઘરમા પાણી પેઠુ બીચારો સ્ટેશનની ઓરડીમા પોતાની સ્ત્રી સાથે આવીને રહ્યો ત્યા તો પાણી પણ તેની પાછળજ પેઠુ. બીચારો ગભરાયો અને પોતાના વડા અમલદારને તાર કર્યો "મદદ મોકલો સ્ટેશનમા પાણી ભરાયુ" જેમ જેમ પાણી વધતું ગયુ તેમ તેમ તારથી ખબર આપતોજ ગયો છેવટે તાર કર્યો કે "પગ સુધી પાણી આવ્યુ છે, હુ હવે

છાપરા ઉપર ચઢી આશ્રય લઉં છું. કોઈ પણ રીતે બચાવી શકાય તેમ હોય તો બચાવો.' બસ તારનો છેલ્લો શબ્દ ખલાસ થયો અને પાણી વધ્યું. સ્ટેશન માસ્તર કુટુંબ કબીલા સાથે સ્ટેશનના છાપરા ઉપર ચઢયો. ઉપરથી વરસાદની ઝડીઓ તડીકાર પડયા કરે છે. નીચે પ્રલયના મેઘનાદ સમા પાણીનાં પુર ગાજ્યા કરે છે. પાસે નથી ખાવાને અનાજનો એક દાણો કે નથી પીવાને પાણીનું એક ટીપુ. પતિપત્ની એક બીજાની સોડમા લપાઈને ' તુ ભલેને ગમે તે કરે પણ અમોને વીખુટાં પાડવાની તારામા તાકાત નથી,' એમ કોપેલી કુદરતને પડકાર કરતા હોય તેમ ઈશ્વર ઉપર શ્રદ્ધા રાખી બેમી રહ્યા

× × ×

અમદાવાદથી છુટેલુ એન્જીન દડ મજલ કરતુ મહેમદાવાદ સુધી આવ્યુ ત્યાથી થોડે દૂર ધુધવાટાની દરકાર ન કરતાં પ્રકૃતિ સામે યુદ્ધ કરી વિજય મેળવવાનો નિશ્ચય કર્યો હોય તેવો સાહસ અને ધૈર્યની પ્રતિમા સરખો તે સાહેબ પોતાનો તરાપો પૂર્ણ સાવધાનીથી હાંકે રાખે છે. કોપેલી પ્રકૃતિ દેવી પોતાનુ આવું અપમાન થતુ કેમ સાખે ? અને પૂર્ણ નિશ્ચલતાથી આત્મશ્રદ્ધા રાખી હથેળીમાં જીવન મરણને રમાડનાર અડગ વીર પણ પાછો કેમ પડે ? ઘડીભર તો પુરુષ પર પ્રકૃતિએ વિજય મેળવ્યો. તરાપો ડુબ્યો. ઉપરના માણસોને કોપી રહેલી કુદરતે પોતાની ગોદમાં લીધા. અરે પણ " આ શુ ? પેલું આઘે કોણ તરે છે ? " એ તો પેલો સાહેબ. ઠીક છે જોઉં છું કે તે કેમ બચે છે ' પુરુષ કહે છે કે ' હું પણ જોઉં છુ કે મારી કાર્યસિદ્ધની તું કેમ આડે આવે છે ? ' અને અથાગ ઉંડા જળમાં



વડોદરા સ્ટેશન ઘોડદોડનું ગરનાળું.

જઈ આગળ જવાની ના પાડી. અ-ર બેઠેલા સાહેબ પોતાના એક માણસ સાથે પાણીમા ઉતરે છે. તરાપો મુકે છે. અને ધીમેધીમે આગળ વધે છે ધોધમાર વરસાદ અને ભયંકર તરનો, જ્યા ઉંચાણ જમીન આવે ત્યા ચાલતો તે પોતાનો માર્ગ કાપવા લાગ્યો.

× × ×

" અરેરે શુ થશે ! પ્રભુ હવે દયા લાવી આ

માંમાં સંકેલી તે તો સારું" આવા આવા ભયભીત હૃદયે અનેક તર્ક વિતર્કો કરતાં સ્ટેશનના છાપરા પર બન્ને પતિપત્ની બેસી રહ્યાં છે. થોડે દૂર પાણીમાંથી છબ ઢબ અવાજ આવતો આનંદ થઇ જાય છે અને એ આનંદના અતિરેકથી તેનાથી સ્પષ્ટ બોલી પણ શકાતુ નથી. સાહેબ તેને ધીરજ આપે છે. અને પોતે તે બન્નેને બચાવી જીંદગીના જોખમે સહીસલામત સ્થળે



આર્યકુમાર આશ્રમ, કારેલીબાગ.

સંભળાય છે. પત્ની ભયગ્રસ્ત થાય છે, કે રખેને કોઇ જળચર આવી ચઢે અને નુકશાન કરે. પતિ તેને આશ્વાસન આપી અનેક રીતે શાંત્વન કરે છે. એટલામાં તો વળી ફરી તેજ અવાજ સંભળાય છે, ધીમે ધીમે તે અવાજ વધારે નજદીક આવતો જણાય છે, પતિને પણ શું કરવું તે સુઝતુ નથી. એટલામાં તો પોતાને કોઇ બોલાવતું હોય તેવો ભાસ થાય છે. પરંતુ ઝડીમાર પડતા વરસાદમાં અને પવનના સુસવાટામાં બરાબર સંભળાતુ નથી એટલે પોતાને ભ્રમણા થએલી માને છે. વળી પાછો અવાજ આવે છે. આ વખતે સ્પષ્ટ સંભળાય છે; એટલે તપાસ કરે છે. પોતાના સાહેબને ઓળખે છે. કૃતજ્ઞતાથી ગળગળો થઇ જાય છે. તેના હૃદયને આનંદ લઇ જાય છે.

જીંદગીના જોખમે પણ પોતાના માણસને અથડાતો, કુટાતો, જીવન મરણને કાંઠે ઝોલાં ખાતો સાત સાત માઇલ તરવાનો ભગીરથ પ્રયત્ન કરી બચાવી લેનાર, પોતાની ફરજ બજાવવા માટે જીંદગીને તુચ્છ લેખનાર એ સાહસિક વીર કોણ હતો? અમદાવાદ ડીવઝનનો એ ટ્રાફીક સુપ્રીન્ટેન્ડન્ટ મી. મોરસો

× × ×

નાની સરખી ઢાઢરે આ પ્રસંગે તો પેટ ભરીને નાચી લીધું અને એનાં એ વિનાશક તાંડવ નૃત્યમાં તેના કીનારે આવેલાં કૈંક ગામડાનાં દાટ વાળી દીધા. 'રાંભીપુરાએ એવુંજ ખેદાન મેદાન થયેલું તેના કાંઠાથી એક માઇલ

પર આવેલું ગામ છે ચઢના પાણીએ સાના લોક બીચારા નાસાય સાં નાઠા. પણ કાળભક્ષી પુર એમ કે એમને ઓછા નાસવા દે તેમ હતું, જોત જોતામા તો આખુ ગામ સમુદ્રમાં તરતા બેટ સમુ બની ગયુ. સોયતળીએ પાણી પેહું એટલે મેડા પર ચઢયા, પણ મેડે ચઢયું સા ક્યાં જાય ! ઈશ્વરને આશરે હાથ જોડી બેઠા. વારા ફરતી ટપોટપ મકાનો પડવાના ભયંકર અવાજો આવતા જાય અને અવાજે અવાજે પોતાની નિરાધારીના ખ્યાલથી કમકમા વધતાં જાય. એ પડયુ ! હમણાં પડશે ! એવી ઉપરથી સાપની અને નીચેથી વાઘની બીકથી તરફડતો મનુષ્ય ગભરાય અને તેની જે દશા થાય તેવી દશા તેમની થઇ છોકરાં ચીસેચીસ પાડે. સ્ત્રીઓ પથ્થરને પણ પીગળાવે તેવા કરુણ હૃદય ભેદક અવાજે ઈશ્વરની પ્રાર્થના કરતી જાય, અને આસુ વહેવડાવતી જાય સાથે સાથે પોતાના બાળકોને બચાવવાનો કર્મયોગ પણ કરે. પરંતુ મેડા ઉપર પાણી પેસવા માંડયાં ત્સા મકાનો ટક્રા આવા પ્રસંગે મનુષ્યની બુદ્ધિ પણ અલૌકિક રીતે ખીલી ઉઠે છે. લોકોએ દાણા ભરેલા માટલામાંથી દાણાને જળ સમાધિ લેવરાવી ખાલી કર્યા. અને ઘરમાંથી ખાટલા કાઢી તેના ચાર પાયાએ માટલા બાંધી તરાપા બનાવી તેમાં બૈરી છોકરા સાથે બેસી પાણીમાં ત્યાંથી માઇલ દૂર "ધનાવી" ગામે જવા લાગ્યાં, પરંતુ અધવચ થાકયા અને પાછાં ફર્યાં. ગામે પાછો જવા લાગ્યાં. પાછા ગામે જઇ જુએ છે તો ન મળે એકેએ છાપરું કે ન મળે તેનું નીશાન. હાય ! પ્રભુ તને ગમ્યું તે ખરું એમ નીસાસો નાખી બીચારા પુરષોએ મહા પ્રયત્ને તરાપા બનાવેલા માટલાઓને ઝાડ પર બાંધ્યા. અને મોતની અણીમાંથી બચાવવા માટે ઇશ્વરને પ્રાર્થના કરવા લાગ્યા



જળ સમાધિ લેતા ગામડાં.

ઉપરના ગામથી અર્ધા માઇલ ઉપર વળી બીજું રસુલપુરા કરીને ગામ છે. તેની પણ દશા આવીજ છે. ત્યાં પણ દરેક માણસ તરાપામાં બેસી નાશી છુટયો હતો. આવોજ એક તરાપો પાણીના વહેણમાં ધસડાયો. ખાટલાને માટલાં બાંધી બનાવેલા એ તરાપા ઉપર ફક્ત ચાર જીવ હતા. પતિ પત્ની, અને તેનાં બે બાળકો. પતિ બીચારો મહા પ્રયત્ને તરાપાને કાબુમાં રાખી રોકતો હતો. પત્ની પોતાનાં બન્ને બાળકોને છાતી સરસાં ચાંપી નીહાળી રહી હતી. બીચારી સગર્ભા હતી એટલે મદદ પણ શી કરે? વાયુ દેવતાના પૂર્ણ પ્રકોપ સમું એક સખત વાવાઝોડું આવ્યું. તરાપાએ પુરુષનું આધિપત્ય સ્વીકારવાની ના પાડી સ્વચ્છંદે વીચરવા માંડયું. જ્યાં કુદરતની સર્વ પ્રકૃતિઓ સ્વછંદી બની આનંદતી હતી ત્યાં બીચારો સ્થૂલ તરાપો ગુલામી મનોદશા કેમ સ્વીકારે? પુરુષે જીવ પર આવી જઇ તરાપાને કબજે કરવા પ્રયત્ન કર્યો. પણ પ્રકૃત દેવીના સામે પામર મનુષ્યનું શું ગજું! આખરે તરાપો તણાયો. પતિ પત્ની બાળકો સર્વ પોતાનું ભાવિ ઇશ્વરાધીન છોડી એક-એકને વળગી પડયાં. બાળકો ભયભીત બની ભયંકર ચીસો પાડવા લાગ્યાં. માત પિતા તેમને સાંત્વન આપવા મિથ્યા પ્રયાસ કરવા લાગ્યાં. પાણીના વેગ સાથે તરાપો તો ધસડાયો, એક આંખના પલકારામાં તો તે કેટલેક દુર ધસડી ગયો. પરંતુ પરમાત્માને પોતાની ભુલથી નાશ પામતા મનુષ્યની સ્થિતિ સમજાય. અને



અમદાવાદ ડીવીઝનના ડી. ટી. એસ. મી. મોરસે.

જ્યારે ચૌદ લોકનો નાથ કોઇને બચાવવાનો વિચાર કરે એટલે પછી તેનો વાળ વાંકો કેમ થાય? પરમાત્માની પ્રેરણાથી તે ગર્ભવતીઆમાં

અતુલ બળ આવ્યું. દૂરથી પોતાનો તરાપો ઘસડાતો હતો તે તરફ એક વડનું ઝાડ જોયું. જમીનથી એક માથોડું તેની આસપાસ ચોતરો હતો; અને એ ચોતરા ઉપર થઈને અડધો માથોડું પાણી વહેતું હતું. વીજળીની ઝડપે તરાપો તે ઝાડ તળે આવ્યો, સ્ત્રીએ સમયસુચકતા વાપરી પોતાના બે પગ વચ્ચે ખાટલાના (તરાપાની) ઇસ ભીડી વાડની મુળીએ સજ્જડ બાથ ભીડાવી. જાણે મડા ગાંઠ. અચાનક તરાપામાં બેઠેલા ત્રણેએને આચકો લાગ્યો. તે સાથેજ એક છોકરો પાણીમાં પડ્યો; પરંતુ પડતાં પડતાં ખાટલાની બીજી બાજુની ઇસ પકડી રાખી. પત્નીએ પતિને પડકાર્યો. એ છોકરાને બચાવવા. છોકરો બીચારો હમણાં ડુબ્યો કે ડુબશે એવી સ્થિતિ થઇ રહી હતી. પુરુષે ઝડપથી છોકરાનું કાંડું પકડયું અને ઉપર ખેંચી લીધો ત્યાર બાદ છોકરાઓને પહેલાં મહામુશ્કેલીએ ઝાડપર ચઢાવી દીધા, પછી પોતે પહેરેલુ વસ્ત્ર કાઢી મહાપ્રયત્ને ખાટલાની ઇસ સાથે બાંધી બીજો છેડો ઝાડ સાથે બાંધી પોતે પત્નીની ભીંઢમાંથી તરાપો છોડી દેવડાવી તેને પણ ઝાડ પર ચઢાવી. આ સઘળું થતાં અડધા કલાક ઉપરાંત વખત લાગ્યો હશે. આ સઘળો વખત વડની મુળી ઝાલી રાખી પગથી તરાપાને પકડી રાખનાર તે ગર્ભિણીની શું સ્થિતિ હશે તેનો ખ્યાલ વાંચક તુંજ કરી લેજે. પત્નીને ઉપર ચઢાવી પાછળ પતિ પણ ઝાડે ચઢ્યો, અને ધોતીઆને છેડે બાંધેલો તરાપો ખેંચી લઇ ઝાડ ઉપર જેમ તેમ ગોઠવી ઉપર બાળકો અને પત્નીને બેસાડી પોતે ઝાડની ડાળ પર આરામ લેવા લાગ્યો.



નડીઆદના એક મહોલ્લામાં.

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૪૮૬]



# શ્રીક્ષેત્ર ડાકોરમાં જળપ્રલય

:o:

લેખક:

રા. ગિરજાશંકર દેવશંકર ભટ્ટ

o

ગુજરાતના હૃદય પ્રદેશમાં ચરોતરનો મુલક આવેલો છે. ડાકોર તેમાં એક તીર્થક્ષેત્ર છે. ગોમતીનું સુંદર સરોવર ગામની ઉત્તરે અને પશ્ચિમે છે. શેઢી નદી ગામ અને સ્ટેશનની વચ્ચે વહે છે. ગોમતીનું વધુ જળ તે નદીમાં વહી જાય છે. છેલ્લાં કેટલાંક વર્ષો દરમ્યાન વૃષ્ટિનું પ્રમાણ ઘટી જવાથી દર ત્રીજે વર્ષે ગોમતી સરોવર સુકાઇ જતું. ગોમતીપુત્ર કુવાઓ તેની સાથે આપોઆપ સુકાતા. લોકોને વાપરવાનાં તથા પીવાનાં પાણીની ભારે હાડમારી વેઠવી પડતી. ભગીરથ પ્રયાસથી ગોમતીમાં સદાકાળ જળ રહે તેવી યોજના થવાની તૈયારી થાય છે. પરંતુ ઇશ્વરની લીલા ઓર છે. ગયા વર્ષે વરસાદ જોઇતા પ્રમાણમાં પડવાથી પાણીની તંગીનું સંકટ દૂર થયું હતું.

ચાલુ વર્ષે પ્રથમથીજ મેઘરાજાએ લીલા લહેર કરી. પ્રજાનાં મન પ્રફુલ્લ થયાં. અનાજ પાણીની સારી આશાઓ રખાઇ. પણ ભવિષ્યના ગર્ભમાં શું નિર્માણ થએલું છે તે કોણ કળી શકે છે?

સોમવાર તા. ૨૫ મી જુલાઇની સવારથી ભગવાન સૂર્યનારાયણે દર્શન દીધાં નહીં. ઘડીકમાં

ધીમી તથા ધડીકમાં પૂર્ણ જોસમાં વરસાદની અસ્ખલિત ઝડીઓ પડયા કરી. બપોરના વરસાદ ૧૦॥ ઇંચ મપાયો. આખો દિવસ સવિતાનારાયણ ઘોર ધનઘટામાં આચ્છાદિતજ રહ્યા છતાં હજુ ચિન્તાને સ્થાન નહોતું. સોમવારની રાત્રિએ રવિવાર કરતાં અધિક વૃષ્ટિ પડી. એક સરખા મક્કમ વેગે પ્રલયકાલની સેના જાણે વિશ્વને ઘેરી લેવાને આવી હોય એવી લીલાનાં દર્શન થવા લાગ્યાં. હાલના જમાનામાં સુખ સગવડનાં સાધન તાર, ટપાલ અને રેલ્વે બંધ થયાં.

મંગળવાર તા. ૨૬ મી એ ગોમતી તો સંપૂર્ણ ભરાઇ જવાથી તેનું અધિક પાણી જલનિર્ગમન માટે શેઢી નદીમાં વહી જતું હતું. શેઢીના મૂલ તરફ થએલા વરસાદના પાણીનું પુર ગામના કેટલાક નીચાણ ભાગમાં દાખલ થયું. વરસાદ કે જાણે હું મારું જોર અજમાવું તે વિચારથી સતત ધોધમાર વરસતો હતો. ગોમતીમાં પાણીના નીકાલ કરતાં આવક ઘણા વેગથી વધી પડી. જલનિર્ગમન માર્ગ ઉપરાંત માખણીઆ ઓવારા અને તેની પાસેના ખડીઆટ ઉપરથી પાણી ઉભરાઇને વેગથી વહેવા લાગ્યું. શેઢી નદી ગોમતીના પાણીને પોતાના ઉદરમાં ધારણ કરી શકી નહીં. શેઢીનું પુર ચઢવા લાગ્યું. નાની ભાગોળ, ભંગીવાડ, નવાપરા, વગેરે સ્થળે ઘરોમાં પાણીએ પ્રવેશ કર્યો, સુસવાટ કરતા વરસાદથી માટીનાં ઘર જમીનદોસ્ત થયાં. ઝુંપડાં તણાયાં. ગામના ચોરા પાસે તરામણાં પાણીનો જમાવ થયો. બપોરના વરસાદ ૧॥ ઇંચ મપાયો રણશીંગો અને શંખનાદ કરી, ઢોલ વગાડી પુર ચઢવાની આગાહી લોકોને આપી. કેટલાક લોક ઘરબાર સજી. પોતાના ઢોર અને બાલબચ્ચાં લઇ ઉંચાણવાળા ભાગનો આશ્રય લેવા નાસી ગયા. રામબાગ કન્યાશાળા વગેરે ભાગમાં પાણીએ પ્રવેશ કર્યો. હજુ સુધી ચિંતાજનક સ્થિતિ નહોતી. આટલું પુર ઘણાઓએ ઘણી વખત જોએલું. રાત્રિ પડી અને વરસાદે પોતાનું જોર અજમાવ્યું. પવનની ઝાપટો સાથેના વરસાદથી ઘરો પડવાની શરૂઆત થઇ.

બુધવાર તા. ૨૭ મી ની સવારમાં પુર ચઢતું જણાયું. બારે મેઘ ચઢી આવ્યા. શેઢી નદીના પુલ નીચે થઇ ઉત્તર દિશા કરતાં દક્ષિણ દિશા તરફ આશરે ત્રણ ફુટ નીચું પાણી વહેતું હતું તે પુલ જોખમમાં હતો. રેલ્વે સ્ટેશન માસ્તરને પણ આનાકાની સાથે સ્ટેશન છોડવું પડયું. બપોરના વરસાદ ૧૮॥ ઇંચ મપાયો. હજુ તેનું જોશ ઘટયું નહોતું. જોત જોતામાં પાણી વધવા લાગ્યું, ગોમતીના પ્રત્યેક ઓવારા ઉપર થઇને છલકાઇ જતા પાણીના પ્રવાહો પ્રચંડ વેગપૂર્વક ગામમાં ધસવા લાગ્યા. શ્રી રણછોડરાયજીનું મંદિર, તેની આસપાસના બજાર, ટેમ્પલ રોડ, ગોપાલપુરા વગેરે ભાગમાં પુર વેગથી પાણી સપાટાબંધ પેસી ગયાં. ગોમતીએ સરોવર મુકી સરિતાનું સ્વરૂપ ધારણ કર્યું. સાંજના ૭ વાગે શેઢી, ગોમતી અને આકાશનાં પાણી એકાકાર થયાં. સરકયુલર રોડથી કપડવણજની સડક સુધીનો તમામ સ્થળ પ્રદેશ મહાનંદના વિસ્તૃત પટ રૂપે પથરાઇ જઇ પુરવેગથી વહેવા લાગ્યો. રણક્ષેત્રમાં યોદ્ધાઓ પડે તેમ પ્રથમ એકલવાયાં ઉંચાં ઘરો ધબોધબ તુટી પડયાં ને તેઓ પોતાની સાથે નીચાં ઘરોને લેતાં જતાં.

રાત્રિ પડવા પહેલાં લગભગ ગામના તમામ ભાગમાં પાણીએ પ્રવેશ કર્યો. રસ્તાઓએ નદીનું રૂપ ધારણ કર્યું. ઘરોમાં પાણી ધસવા લાગ્યાં, રસ્તાપર વહેતા પાણીમાં થઇ પસાર થવું મુશ્કેલ થયું. લોકોએ રડતાં કકળતાં સ્ત્રીઓ અને બાળ બચ્ચાંને લઇ જીવ બચાવવા ઘર તજ્યાં ને ધોધમાર વરસાદમાં તેઓને ઉંચાણવાળા ભાગોમાં

નાસવું પડયું. કેટલાકોને એક પછી એક એમ પાંચ પાચ જગાઓ બદલવી પડી પાણીએ પણ તેઓની પુછ પકડી જણાતી હતી કેટલાંક ઘરો પડી કચરાઇ જવાના ભયથી સુરક્ષિત સ્થાનમા ગયા. તે છતાં જેઓને આ રેલનો ખ્યાલ નહી અને પૂર્વે આવી રેલ નહીં દેખેલી તેઓ પોતાના ઘરમાં રહ્યા. કેટલાકોએ અન્ય કારણથી ઘર તજ્યાં નહીં. આખી પોલીસ લાઇન પાણીથી ચારે દિશામા ઘેરાઇ. તેઓને આશ્રય લેવા માટે ફક્ત હાઇસ્કુલનુ 'ઠાકોર ભુવન' મકાન હતુ ત્યા તેઓએ આશ્રય લીધો. તે ઉપરાંત પોતાના પરિવાર સાથે સ્વામી શંકરાનંદ, કેટલાક મુસલમાન ભાઇઓ અને દેશી ખ્રીસ્તી કુટુંબોએ- સર્વેએ સ્કુલના મકાનમાં આશ્રય લીધો. હીંદોળાના દિવસો હોવા છતા શ્રી ઠાકોરજી ભવ્ય મંદિરમાં એકલવાયા ઝુરતા હતા માત્ર બે ત્રણ પુજારી અને એક કીર્તનીઓ મૃદંગ વગાડી મલ્હાર ગાઇ રહ્યા હતા, તે સીવાય સર્વત્ર શૂન્ય હતું. એ પણ પ્રભુની લીલા! વળી આ સામાન્ય ભયના પ્રસંગે સર્વ ધર્મના માણસો પોતાના કૃત્રિમ ભેદોને વીસારી મુકી સગાભાઇની પેઠે ભેગા વસ્યા!

આ કાળરાત્રિએ શ્રી રણછોડરાયના મંદિરમાં પાણી પેઠા, પરિક્રમામા લગભગ ત્રણ ફુટ ઉંચુ પાણી છવાઇ ગયુ. જાણે શ્રી રણછોડરાયજીને પોતાનું અસલ વતન બેટ દ્વારિકા યાદ આવ્યું હોય! ઉપરાંત ગામના દરેક છુટા છુટા ભાગ બેટ બની ગયા. બજારની તમામ દુકાનોમાં પાણી પેસવાથી અનાજ અને કરીયાણુ જલમય બન્યુ. સાકર, ખાંડ વગેરે કોથળીઓ પાણીમા ઓગળી ગઇ. ચહાની ભુકીએ તે પાણીને રંગ દીધો ગ્યાસતેલના ઉંધા થએલા ખુંપાડબાઓએ પાણીને સુગંધી બનાવ્યુ તેમા વળી ભર દરીયે દાવાગ્નિ પ્રકટયો. પાણીએ ચુનાના ડબામા પ્રવેશ કરી ગરમી ઉત્પન્ન કરી, તેની ઉપર રહેલી દીવાસળીઓના બડલોને તેનુ આકર્ષણ થતાં અગ્નિનારાયણ પ્રકટ થયા ગ્યાસતેને આહુતિ અર્પી અને મહાજ્યોતિ સર્વત્ર ફેલાઇ મંદિર



ડાકોર સ્ટેશન પોટફોર્મ રેલ પછી.

પાસેની ત્રણ દુકાનો તેથી ભસ્મિભૂત થઇ. ઉપરથી મુશળધાર વરસાદ વરસતો હતો. નીચે રસ્તાપર માથોડું પાણી હતું ને તેવા પ્રસંગમાં રાત્રિના ત્રણ વાગે ઘનઘોર અંધકારમાં આ બનાવ બન્યો. ત્યાં જઇ શકવું મુશ્કેલ હતુ તે છતાં છાપરું તોડી પાડી વધુ નુકશાન થતું બચાવવામાં આવ્યું હતું.

આ કાળ રાત્રિએ એક જીવ લીધો. મજમુન બાંધાનો એક બાહોશ બ્રાહ્મણ ઘેરથી આઠ વાગના નીકળી જીવ બચાવવા ઉચાણવાળા ભાગમાં જતો હતો. અંધારી રાત્ર અને વરસાદના સુસવાટમાં રસ્તામાં એકાએક તેના પર મકાન તુટી પડ્યું. તે ચગદાઇ પ્રભુશરણ થયો.

રાત્રિએ ભર બજારમાં થઇ પાણીના પ્રવાહમાં ઘસડાઇ જતી. કેટલીક ગાયોને પોસ્ટ ઓફીસ આગળ બચાવવામાં આવી. અન્ય સ્થળે પણ તેવાં ઢોર બચાવવામાં આવ્યાં.

ગુરુવારને તા. ૨૮ મી ની સવાર થઇ પણ મેઘાડંબરનો ઘેરો જેવોને તેવોંજ હતો. સવારમાં મંગળા સમયે મંદિરમાં અસંખ્ય માણસોની મેદની જામતી હતી ત્યાં રડ્યા ખડ્યા જુજ માણસો આવી શક્યા, ઘણાના દર્શનના નિયમ તે દિવસે તુટ્યા. દિવસ વધનો ગયો તેમ પુરુ થંભ્યાં ખરાં વૃષ્ટિનું જોર કંઇક નરમ પડ્યું. બપોરે વરસાદ ૨૨ ઇંચ મપાયો. તે બુધવારની કાળ રાત્રિએ હેલીએ અવરી કરેલી તેને આભારી હતો ગુરુવારે અમાવાસ્યાનો દિવસ હતો અને દિવાસાનું પર્વ હતું પરંતુ કેટલાકોએ તે દિવસે ખીચડી, ચણા ખાઇ અથવા નિરાહાર રહી



ડભોઇના એક મહોલ્લામાં.

ચલાવ્યું. બપોર પછી ધીમેધીમે પાણીનો ઉતાર થવો શરુ થયો.

ચિન્તા દૂર થવા લાગી. ચાર વાગ્યા પછી પાણીનો ઉતાર જલદી થવા લાગ્યો. રાત્રિના સમયે રસ્તાનાં પાણી ઉતરી ગયાં. કેટલાકનાં ઘર ફોડી, માર્ગ બનાવી અદૃશ્ય થયાં. ઘરોને ડગમગ સ્થિતિમાં મુક્યાં.

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૪૬૭]

# ઉપતંત્રીની ચાળણીમાંથી

આ અંક માટે અમારી પાસે એટલા એટલા સુંદર ને આકર્ષક લેખો આવી પડ્યા છે કે તેની ચાળણી કરતાં પણ અમને મુશ્કેલ લાગી છે. વીરપૂજાના આ જમાનામાં વીરોની, એ શુરા સાહસિકોની, મર્દોની પરાક્રમ ગાથાઓ વાંચવી કોને ન ગમે ? પરંતુ સ્થલસંકોચને લેઇ અમારી બધુંએ આપવાની લાલચને ન છુટકે અમારે રોકવી પડી છે. અને વાચકની રસવૃત્તિને હાનિ ન પહોંચે તે પ્રમાણે ચાળણી કરવી પડી છે કેટલાકના સાર આપ્યા છે ને કેટલાકનો ઉલ્લેખ માત્ર કરવો પડ્યો છે. આ માટે લેખકો ક્ષમા આપશે એવી આશા છે.

તેવીજ રીતે અમારી પાસે ચઢતા પુરની, પુરની, ઉતરતા પુરની ને હોનારતની સુંદર છબીઓ ઢગબંધ આવી પડી છે. અમે આ બધી છબીઓ પણ નથી લઇ શક્યા. તેથી દીલગીર છીએ. બ્લૉક અને છબીઓ આપવા માટે 'ટાઇમ્સ ઓફ ઇંડીઆ, ' ખેડુી મોજ ' અને શ્રી કૃષ્ણ શીલ્મ કંપનીના સૌજન્યના અમે આભારી છીએ

અને શ્રી. છોટાલાલ પટેલ, શ્રી. નરેન્દ્ર બુચ, શ્રી. શાંતિલાલ શાહ વગેરેએ ડાકોર, મહેમદાવાદ, વડોદરા અને અમદાવાદની છબીઓ આપવા માટે તેમની સુંદર કલામય ફોટોગ્રાફી માટે તેમને અભિનંદન આપીએ છીએ.

× × ×

શ. રામનારાયણ વૈદ્ય અને સીટી જીમખાનાના સેક્રેટરી મગનભાઇ પટેલ વગેરે નૌજુવાનોએ વડોદરાના ફત્તેપુરા જીલ્લામાં ને આજુબાજુના ગામડાંમાં કરેલી અદ્દભૂત સાહસિક સેવાઓની નોંધ આ મારી પાસે પડી છે.

ગબરુ પહેલવાને પાણીમાંથી બચાવેલાં નિઃસહાય સ્ત્રી પુરૂષો ને ડાંડીયા બજારમાં પેસા શ્રી. સરદાર મજમુદાર અને તેમનાં વીર પત્નીની સાહસિક કથનીઓ લખી લખાઇ શકે તેમ નથી. એ આર્ય બાળાએ તરામણાં પાણીમાં પડી તરી કુટુંબો બચાવ્યાં ને રાત્રે નગરમાં જાનમાલની ચોકી કરી છે. પ્રો. માણેકરાવ અને તેમના વિદ્યાર્થીઓએ તનતોડ પ્રયત્નો કર્યો છે.

ગુજરાતના ધીંગા મેવક પુરાણીભાઇઓના વડોદરાના અખાડાના વિદ્યાર્થીઓ નાનુભાઇ, ડા. વેણીભાઇ, રમણિક ત્રિવેદી–એની કાર્યવાહક સમિતિના પ્રમુખ ધીરુભાઇ વૈદ્ય, છોટાભાઇ સુતરીયા એ સૌએ ચઢતાં પુરથી તે આજ દિન સુધી પુરમાં ને પછી ગામડાંમાં ને શહેરોમાં જે જે કીંમતી સેવાઓ અર્પી છે તે નવગુજરાતની ગતિનાં ઉજ્જવલ સીમાચિન્હો છે.

× × ×

પણ કેટલાક પ્રસંગો નજ ભુલી શકાય તેવા છે મારા ઘરમાં મારાં વૃદ્ધ માતા અદ્ભુત કાર્ય કરી રહ્યાં હતાં અમે બહારથી વિચાર કર્યા વિના સંકટગ્રસ્ત ને સરખી સ્થિતિના કુટુંબોને આખરે ત્યાં મોકલતાજ રહીએ મારાં એ વૃદ્ધ માતા દિવસમાં આટી હેનીનાએ ચાર ચાર વખત નાહી સૌને જમાડ્યાજ કરે.

અમારા ઘરમાં એક સુવાવડી બહેન આવ્યા માત્ર આઠજ દિવસ થયા હતા ઘર નાનું ને ડૉ રમણભાઇને ત્યાં અમારા 'પરોણા ભાઇ સહકુટુંબ સાથે' વગર નોતરે ગયા. એ ઘરના મુખી વૃદ્ધ વ્રજલાલકાકાએ અમને બધાને એમના ઘરમાં ગૃહસ્થને યોગ્ય બધી સોઇ કરી આપી સામે એમના એક પુત્ર રહેતા તે ઘર ખાલી કરાવી તેમા પાછળના ગવળીયાને લાવી રાખ્યા.

× × ×

ત્રીજે દિવસે હોસ્પીટલ આગળ હાથીપુર પાણી એકાટ વહી જતાં. ફીમેલ વોર્ડમાં રહેલાં અમારા સ્ત્રીમિત્રો અમને પેટ ઉપર હાથ મુકી– કરી– બબ્બે દિવસના ભુખ્યા છીએ એમ જણાવે.



મકરપરાનો અસ્વજવાડો

આ ટલાં પાણી વીંધી કેમ જવાય ? પાણીનો તાગ નહીં ને વહેણ, વમળ ને ગરનાળું એ બધી મુશ્કેલીઓ એકઠીથએલી.

માણસો પુષ્કળ જે અમે ને અમારા પરોણાઓ એ સ્થિતિ અનુભવેલી તેનો ખ્યાલ કેમ આપી શકાય ? અને–આપણા સંકુચિત હીંદુધર્મની જડભરતસમી રૂઢિઓનું પણ હુબહુ દર્શન આ પ્રસંગે કરાવ્યુ.

× × ×

મારી પોતાની પાછળની ગવળીયાવાડનાં ઘરો બેસવા માંડ્યાં હતા મધરાતે છેક મારા ઘર સુધી પાણી આવ્યું. અમે બધા અમારા સ્નેહી પડોશી

આખરે હીંમત બાંધી મારા મિત્ર જીવણલાલ –એ નૌજુવાન ભાઇ ને હું બન્ને ખભે બબ્બે ડબ્બા બીસ્કુટના બાંધી ઝંપલાવ્યું.

ભાઇ જીવણલાલ નર્મદાના તરીયા છે એમણે તો આ પુરમાં આવા હોસ્પીટલના એ ભાગને ઉગાર્યું છે એમ કહીએ તો જરાકે અતિશયોક્તિ

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૪૬૫]



શ્રી. ગોપાલદાસ દરબાર.

પ્રમુખ, ખેડા જીલ્લા મહાસભા સમિતિ.



લેડી વિદ્યાગૌરી નીલકંઠ.

પ્રમુખ, ગુજરાત ખેડુત મંડળ.

શ્રીયુત દાદાભાઇ આણંદજી ચાવડા
તરફથી અતિનય સપ્રેમ ભેટ.

# સંકટના સાથીઓ



શ્રી. અમૃતલાલ શેઠ
પ્રમુખ, 'સૌરાષ્ટ્ર સેવાસમિતિ'




૧

'ગારવી ગુજરાત રોળાઇ ગઇ છેઃ આજ સુધી બીજાનાં ભિક્ષાપાત્રો છલકાવી દેનાર ગુજરાતને પોતાને ભિક્ષાપાત્ર ફેરવવાની વેળા આવી છે '—આંગણેરના રાજભુવનમાં વિશ્રાંતિ મેળવતા ગાંધીજીના હૃદયમાંથી વેદનાનો આવો ઉછાળો બહાર લાવનારું મેઘતાંડવ ગુજરાતમાં ગયા જુલાઇ માસની ૨૩ મી તારીખે મંડાયું: અને અખંડ પાંચ દિવસ સુધી ચાલ્યું. ગુજરાતમાં—ગુજરાતમાં મારે હીસાબે કાઠીઆવાડનો સમાવેશ થઇ જાય છે—જળપ્રલય વર્તી રહ્યો ગુજરાતની આ પેઢીએ નહીં જોએલા, નહીં સાંભળેલા, નહીં કલ્પેલા એવા વિનાશના દારુણ પ્રસંગોની પરમ્પરાએ ગુજરાતના બહાદુરોની બહાદુરીનો તાગ લીધો અને સાહસિકોના સાહસને સરાણે ચઢાવ્યું. ગુજરાતના ગામડે ગામડે અને ગામે ગામ કાળો કેર વર્તી રહ્યો.

જેને 'સૌરાષ્ટ્રે' જળ-પ્રલયનું વિનાશ-વર્તુલ કહ્યું છે, તે કુંડાળામાં દક્ષિણે ભરુચ અને ઉત્તરે પાલણપુર—આબુ તેમજ પૂર્વમાં વડોદરા અને પશ્ચિમમાં રાજકોટ સુધીનો પ્રદેશ આવી ગયો. ધોળા, બોટાદ, રાજકોટ, મોરબી, ધ્રાંગધ્રા, વીરમગામ, ભરુચ, આમોદ અને પછી ખંભાતનો અખાત—એમ લંબાઇમાં અઢીસો માઇલ અને પહોળાઇમાં દોઢસો માઇલ એટલે આશરે ચાળીસ હજાર ચોરસ માઇલના કુંડાળામા આ જળપ્રલયે બધું ખેદાનમેદાન કરી નાખ્યું. આખા કાઠીઆવાડમાં, ગીર સીવાય, કોઇ સ્થળે, આખા વર્ષમાં ૩૦–૩૬ ઇંચથી વધારે વરસાદ ભાગ્યેજ પડે અને ઝાલાવાડની રેશ તો ૨૦–૨૫ ઇંચથી વધારે કદી નજ આવે ત્યાં, આ જળપ્રલયના દિવસોમાં, ધ્રાંગધ્રા તરફ ૪૫ ઇંચ તો રાણપુર બાજુ ૨૫ ઇંચના પ્રમાણમાં ધોધમાર પાણી પડ્યાં. ઝાલાવાડના બન્ને ભોગાવાઓમાં અને શુક ભાદરવામાં ૨૦–૨૦ ફુટ પાણી ચઢી ગયાં. ધંધુકાથી વળા સુધીના પ્રદેશે સમુદ્રનુંજ સ્વરુપ ધર્યું. ભાલ આખો, અતિશયોક્તિ વિના, પાણીમાં જ ડુબી ગયો. વીરમગામ વઢવાણ વચ્ચેની રેલ્વે સડક માઇલો સુધી ધોવાઇ ગઇ. બાળાગામ આખું પાણીમાં ઢંકાઇ ગયું. ખાસ કરીને ઝાલાવાડના સામાન્ય દિવસોમાં પણ શુષ્ક, નિષ્પ્રાણ અને ગમગીન લાગતા ચહેરા ઉપર આ આફતે એવા ઉંડા અને ઉગ્ર જખમો કર્યા કે જે કોણ જાણે કેટલા વર્ષોના વિધાનકાર્ય પછી રુંઝાશે.

બીજી પાસ, મેઘતાંડવના કુંડાળાની વચ્ચો વચ્ચે આવી ગએલા વીરમગામ અને આખા અમદાવાદ જીલ્લાને કાઠીઆવાડ કરતાં અનેક



રેલનો જલ પ્રવાહ

ઘણું વિશેષ નુકશાન થયુ, નળકાંઠા, મીયાંગામ, વડોદરા તેમજ ભરુચ-ખેડામાં વજેલા દાટના તો આજે જે અમલદારી અહેવાલો પ્રકાશ પામી રહ્યા છે તે પણ વાંચનારને ખીજાવી દેવાને બસ છે. ગુજરાતની ત્રણ મહા નદીઓ-સાબરમતી, મહી અને નર્મદામાં જે પ્રલય-પુર ચઢ્યાં અને આસપાસની શેઢી, મેશ્વો, વાત્રક, વિશ્વામિત્રી ઢાઢર સમી સરિતાઓમાં જે મહા ભરતી આવી તેના વર્તમાનપત્રોમાં વાંચેલા અહેવાલોનું પુનઃસ્મરણ પણ કંપારી આણે એવું દારુણ છે.

૨

આ જળ પ્રલયે કાઠીઆવાડનાં ગામ-ગામડાંઓમાં કેવો કરુણ વિનાશ વર્તાવ્યો છે તેના સૂચક સંખ્યાબંધ કીસ્સાઓ 'સૌરાષ્ટ્ર સેવા સમિતિના અને 'સૌરાષ્ટ્ર' ના કાર્યાલયમાં આવેલા. તેમાંથી વીણી કાઢીને પાંચ લાક્ષણિક પ્રસંગો, તે રજુ કરું છું.

(૧) શીયાણી ગામનો એ રબારી ૨૩ મીની સાંજે, એનાં ઘેટાં બકરાં લઇ ગામ ભણી આવતાં હતા ત્યાં તો નદી બેફાટ પુરમાં આવેલી. એ નદીપારની એક ઉંચી ભેખડે જઇને ઉભો. પણ વરસાદે અસ્ખલિત મુશળધારે વરસવાજ માંડ્યું. પાણી ચઢવા માંડ્યાં. ખેતરો અને દૂરનું સુદૂરના સીમાડા એ અનંત જળરાશિ તળે ઢંકાવા માંડ્યા. ઉંચે અને નીચે જ્યાં જુએ ત્યા પાણી પાણી ને પાણી! એની નજર સામે, પ્રલયનાં મોજા જેવા, એક એકથી ચઢે તેવાં પ્રચંડ તરંગો ઉછાળતી નદીનાં કરાળ જડબાંમાં ગાયો અને ભેંસો, ઘેટાં અને બકરાં, રાચરચીલાં અને એક એકને બાઝી પડેલાં મૃત મનુષ્યોની પરંપરા ચાલવા માંડી. હેયે હીંમત રાખીને, એ જળરાશિ વચ્ચે ઉભેલો સચેતન દીવાદાંડી જેવો એ ભરવાડ આ બધું જોઇ રહ્યો. પણ ક્યાં સુધી જોવાય! એની નસો ખેંચાવા માંડી. એનું શરીર થીજી જવા માંડ્યું. એ ત્યાં ને ત્યાં ઢરી ગયો. ચોથે દિવસે પાણી ઉતર્યાં ત્યારે ગામ લોકો એની પાસે આવ્યા. એક ઝાડને ઓથે એક પુતળા જેવી જડ સ્થિતિમાં એ ઉભો હતો. ગામમાં લાવીને એ નિશ્ચેતન શરીરને તપાસ્યું

ત્યારે પુનઃ એના ખોળીઆમાં જીવ આવ્યો. એ બોલી ઉઠયો : ' ઓહોહો ! શું પ્રલયકાળ ! આ જીંદગીમાં જોયો કે સાંભળ્યો નથી ! '

(૨) પાંચાળની ધરણીમાં ઉનાળો વીતાવી, વતનમાં વળી નીકળેલા કાઠીઆવાડના ચાર ગોવાળ, એમની ધેનુનાં ધણ લઇને, આ ગોઝારા દિને, ધાંધલપુરને પાદર રાત રહ્યા. સાંજે, આથમણા આભમાંથી કાળ ભૈરવના વાંસા જેવાં કાળાં વાદળાં ચઢતાં જોઇ, એકે કહ્યું : 'ભાઇ, આજનો આભનો રંગ જુદોજ છે. જેવો રંગ છે એવોજ વરસ્યો તો એકજ મહીનામાં ગજગજ સમાણાં ખડ ઉગી નીકળવાનાં ! ' આમ વાત કરે છે ત્યાં તો સુસવાટા કરતો પવન ફુંકાયો અને મુશળધાર વરસાદ મંડાયો. દરીઆની રેલ ફરી વળે એટલાં અહોળાં પાણી એ આખા ગામની સીમમાં ફરી વળ્યાં. અસંખ્ય ગાયો અને બીજાં પશુઓ એમાં તણાઇ ગયાં. જીવને જોખમે અને દેશાવર ભટકીને જાળવી રાખેલું એ ગોવાળોનું ગોધન પણ ક્રૂર મેઘરાજાએ હણી નાખ્યું. ગોવાળો પોતે માંડ માંડ પોતાના પ્રાણની રક્ષા કરી શકયા. તેઓ ચાર દિવસ એ ગામની સીમમાં ભુખ્યા અને તરસ્યા પડી રહ્યા : અને પછી, જાણે એ ગામને પાદર પોતાની વહાલામાં વહાલી વસ્તુને સદાને માટે મુકીને જતા હોય તેમ, પોકેપોક મુકીને રોતા રોતા, વીલે મોંએ, વતન તરફ ચાલી નીકળ્યા.

( ૩ ) ' મંબાપ, એ વાત પુછો મા, એનાં તો સપનેએ સેણાં ન આવજો. ભગવાને માંડ જીવતા રાખ્યા છે એક તરફ અનરાધાર મે મંડાણો, બીજી તરફ પવન કોપ્યો. ગામ આખાનાં ઘર ભયોભય પડવા માંડ્યાં. અમારો આખો ઢેડવાડો સુઇ ગયો. ઓછામાં પુરી નદી આવી તે અમારી ઘર વખરી, અમારી માલમતા, અમારાં ઢોરઢાંખર તાણી ગઇ. ઘડીક તો ઝાડવે ચઢીને બેઠા. પણ એ વાયરામાં જ્યાં ઉલ્કાપાત મંડાણો હોય ત્યાં કેટલી ઘડી ટકી શકાય ? આખરે સૈયાં-સોકરાંને ખભે નાખી, કેડ સમા પાણી ખુંદતા ગામ તરફ ભાગ્યા. ઢેડની જાત, ઉભા પણ કોણ રે'વા દે ? ધણી જેવડો ધણી છે ને ? મારે વા'લે દરબારુંમાં દયા મુકી એમની એક કોડીયાના એક ખુણામાં પડી રહેવા દીધા માથે મોતનાં નગારાં વાગતાં હોય ત્યાં કોણ ખાય કે કોણ



વડોદરા : કમાટી બાગની અંદરનું ભાંગેલું ગડનાળું

પીવે ! ગામ આખાની પેઠે અમે પણ ત્રણ દિ' સુધી ખાધા પીધા વિના પડ્યા રહ્યા. ચોથે દિ' મે રઈ ગયો ત્યારે માજને ડાળીઆ ને ગોળ આપ્યાં ત્યારે અન્ન ભાળ્યું. પછી અમારા વાસમાં જઈને જોયું તો વાસનું નામ નીશાન નહોતું. મંબાપ અમારા એક ગામનાજ નહીં, પણ અડખાપડખાનાં બધાંએ ગામડાંઓમાં અર્ધાં ઉપર ખોરડાં પડી ગયાં છે.' ઝાલાવાડના એક ગામના એક અંત્યજભાઈ પાસેથી આ દુઃખદ કહાણી સાંભળી છે.



મચ્છુના ગેજ (પુલ). કે રથી રેલના પાટા ન ખવામાં આવે છે. ટેમ્પરરી સ્લીપર્સથી પુલનું બાંધકામ થાય છે.

(૪) છેલ્લાં પચ્ચાસ વર્ષમાં ન જોયો હોય એવો ૨૩ મી જુલાઈનો મેઘલી રાત જેવો એ દિવસ. કોઈ ધનુંધારીના શરસંધાનથી ચાળણી જેવા થઇ ગએલા કોઇ અસુરના શરીરમાંથી રક્તધારાઓ છુટતી હોય તેમ, મુશળધાર વરસાદ વરસતો હતો. અને સાથોસાથ પ્રલયની પાંખો જેવો પવન પણ સુસવાટા નાખતો હતો. ચોદિશ તુમૂલ તોફાન હતું. ચોતરફ માનવીના અને પશુપક્ષીઓના ચિત્કાર અને ઘરો પડવાના અવાજ સંભળાતા હતા. આ વખતે ગામના એક ઘરમાં એક વૃદ્ધ ડોશીમા નિઃસહાય બેઠાં હતાં. અચાનક કડાકા સાથે એ ઘર પડ્યું અને ડોસીમા દબાઇ મુઆં. ત્રીજે દિવસે સવારે એ ગામે એક માણસ કે એક પણ ઘરની નામ નીશાન નહોતી. આ ગામ તે લીંબડી રાજ્યનું કરશનગઢ.

(૫) વઢવાણના મેમકા ગામનો એક બાવાજી દીકરાની વહુને ઘરેણું ચઢાવવા ભડીઆદ જવા નીકળ્યો. સાથે આખી જીંદગી રળી રળીને એકઠું કરેલું ધન હતું. એ નીકળ્યો ત્યારે આકાશ સ્વચ્છ અને સુંદર હતું. એકાએક આભ પલટાયું. આકાશે ચોપરાવર્ણો રંગ ધારણ કર્યો. અને એમાંથી ઝરમર ઝરમર વરસાદ ટપકવા લાગ્યો. બાવાજીએ તો ખુશ થઈને પરમાત્માનો આભાર માન્યો કે 'વાહ મહારાજ વાહ, પલળશું તો ખરા, પણ દીકરાના સાસરીઆ મેઘરાજને લેતા આવ્યા, એમ તો કહેવાશે!' એવા એવા ઉમળકા બાવાજીને હૈયેથી હોઠે આવ્યા ન આવ્યા ત્યાં તો મેઘરાજે ભયાનક રૂપ ધર્યું; અને પરનાળામાં ન માય એટલી જાડી ધારે બાવાજી ઉપર પડવા માંડ્યું. ખેતરોની

દાનશુર મુંબાઇ નગરીએ દાનની ગંગા વહેતી કરી, કપડા અને દાણાના ગંજ ગુજરાતના સંકટગ્રસ્તોને માટે તૈયાર કર્યા, બીજી બાજુ, ગુજરાત અને મુંબાઇની બહાર વસતા ગુજરાતીઓને બૃહદ્ ગુજરાતના એ વિધાયકોને વતન ઉપર મેઘરાજા વીફર્યાના અને વતનની લીલીછમ વાડીને વેડી નાખ્યાના આઘાતની અસરમાથી તત્કાળ મુકત થઇને દેશ બાધવોને માટે તારથી દ્રવ્ય મોકલવા માડયુ કરાચી, મદ્રાસ, કોલંબો, મેંગલોર, કલકત્તા, રંગુન, કોચીન, હૈદ્રાબાદ, ઝરીઆ, એડન, ઝાઝીબાર, જીંજુગી, નવાપુર વગેરે બૃહદ્ ગુજરાતના તમામ મથકોમાથી જે ત્વરાથી નાણા આવી પડયા છે, તે જોઇને તો આશ્ચર્યજ થાય તેવુ છે બંધુભાવની જે સ્વાભાવિક હૃદયસ્થ લાગણી અને વતનપ્રેમની જે ઉડી અનિર્વચનીય ભાવના તે આવે ભીડને વખને કેવો ઉછાળો મારે છે તેનુ પુણ્યદર્શન આ પરદેશવાસી બંધુઓએ કરાવ્યુ છે

અને પ્રત્યેક માનવ-હૃદયને પ્રભુધામ સમુ પવિત્ર બનાવી રહેલી એજ પુનિત ભાવનાના આવિર્ભાવનું બીજુ દર્શન લાધ્યુ સ્થાનિક માણસોના કર્તવ્યોત્સાહમા 'સારાષ્ટ્ર' કાર્યાલયમાં 'સૌ. સેવાસમિતિ'ના સ્થાનિક સભ્યો અને અન્ય કાર્યકર્તાઓ વગેરે અમે આ આફતની સામે મોરચા માડવાનો વિચાર કરવા તારદ્વારા સમિતિના સર્વે સભ્યોને સમાચાર મોકલી સમિતિની અસાધારણ બેઠક ભરવાની વ્યવસ્થા કરવામા ગુથાયા હતા. ત્યા તો સમિતિના પ્રમુખ શ્રી અમૃતલાલ શેઠ અને મારા સહચારી મંત્રી શ્રી. મોહનલાલ મોતીચંદ શાહ વગેરેએ મુબાઇથી ખાસ 'બહાદુરી' સ્ટીમરની ગોઠવણ કરી, સાઠ મુબઇગરા કાઠીઆવાડી સ્વયંસેવકો સાથે ભાવનગરના બંદરેથી કાઠીઆવાડમા ઉતરી પડવુ, એજ રાત્રે તમામ વિનાશગ્રસ્ત પ્રદેશોના વિભાગ પાડી દરેક વિભાગની જાત તપાસ કરવા ખાસ કાર્યકર્તાને રવાના કરવો અને ૪ થી ઓગસ્ટની સાજે રાણપુર મુકામે સમિતિની ખાસ બેઠક ભરી રાહતના કાયક્રમ રચવા અને પછી તે કાર્યક્રમનો અમલ કરવા સ્વયસેવકોની ટુકડી પાડી પાછા શુક્રવાર સવારથી ગામડાંમા ભમના નીકળી પડવુ. એ બધું અદ્દભુત રસિક



ઉતરતા નાણીએ નગર દ્રશ્ય.

અને સ્તબ્ધ બનાવી દેનારું લાગે છે. જેમ કાઠીઆવાડ માટે મુખ્યત્વે 'સૌરાષ્ટ્ર સેવા સમિતિ'એ આ પ્રકારની ત્વરાથી રાહતનો આખો કાર્યક્રમ ગોઠવી લીધાં અને રાહત કાર્ય આરંભી દીધું, તેમ ગુજરાત માટે શ્રી વલ્લભભાઇની સરદારી નીચે એજ પ્રમાણે રાહત કાર્ય શરુ થઇ ચુકયું. આમ જેવી ત્વરાથી મેઘે કચ્ચરઘાણ વાળ્યો, તેવીજ ત્વરાથી ગુજરાતના બહાદુર કાર્યકર્તાઓએ પુનઃવિધાનનું કામ આરંભી દીધું એ કોઇ પણ દેશને અને પ્રજાને ગારવ અર્પે એવું ગુજરાતનું યશસ્વી જીવન પ્રકરણ છે.

આજે પ્રલય-સંતાહ ઉપર દોઢ માસ વીત્યો છે, છતાં એ વિધાનકાર્ય ચાલુ છે. ગુજરાતના સેવકો, ગુજરાતના દૂર દૂર ખુણાના ગામડે ગામડે પહોંચી વરસાદથી પાયમાલ થએલાં ભાઈ બહેનોને સહાય આપવાને મંડી પડયા છે. ગુજરાત આવા સ્વયંસેવક કાર્યકર્તાઓની આવી જંગી ફોજ ધરાવે છે અને પોતાનું કાર્ય આવી સુવ્યવસ્થિત રીતે કરી શકે છે એ આ વેળા ગુજરાતે બરાબર બતાવી આપ્યું છે. અને એ જોઇ હીંદુસ્તાનના બીજા પ્રાન્તો ગુજરાતી સુવ્યવસ્થા અને સ્વાશ્રય-શક્તિ ઉપર મુગ્ધ બની રહ્યા છે.



નડીઆદથી મહેમદાવાદ પગ રસ્તે જતા સ્વયંસેવકો.

ગુજરાતના સેવકોએ આ સેવાકાર્યમાં-ખાસ કરીને પ્રલયનાં પુર વળતાં થયાં પછી, એ પુરમાં સપડાએલાં ગામગામડાનાં વાસીઓને ઉગારી લેવામા જે આપભોગ, સાહસ અને બહાદુરીની ઉજ્જ્વલ ભાવના બતાવી છે, તે ગુજરાતનાં ભાવિ સંતાનોને માટે ચિરઃસ્મરણીય વારસા સમી મોંઘી દોલત છે. વડોદરાના શુરા જુવાનોએ ઘોડા ને હાથી-પુર પાણીમાં થઇને માણસોના જાન બચાવ્યા અને એવીજ રીતે જીવન સંકટનાં જોખમો ખેડીને બંધુધર્મ બજાવ્યો-એવું એવું આજે જ્યારે વર્તમાનપત્રોમાં વાંચીએ છીએ ત્યારે હર્ષથી છાતી ફુલી રહે છે. આપો આપ ઉદ્ગાર નીકળી પડે છે કે ગુજરાતે રંગ રાખ્યો !

ગુજરાતની આ શૌર્યકથાઓ તો અમારે અખબારોનાં પાનાં ઉપરથી વાંચીનેજ આનંદ લેવાનો છે. અને તેની વિશેષ વિગતો 'ગુજરાત'ના આ ખાસ અંકમાંથી મેળવવા આશા રાખીએ છીએ. પણ કાઠીઆવાડના પ્રદેશમાં સ્વયંસેવકો અને કાર્યકર્તાઓએ જે સરસ કામ કરી બતાવ્યું છે તેનો તો સ્વાનુભવ થતા હોવાથી એ વિશેષ રોમાંચકારી નીવડે છે. સમિતિના દફતરમાં અમારા સ્વયંસેવકોના પ્રવાસના અહેવાલોના જે થોકે થોક જમા થયા છે તેનાં પાનાં ફેરવતાં કોઇ

સાહમની નવલકથા વાચતા હોઇએ, કોઇ સાહસિક રનું જીવનચરિત્ર વાચતા હોઇએ, એવા આશ્ચર્ય સાપડે છે

અમારા સ્વયસેવકોની પાચ ટુકડી ભાલમા ગયેલી એક મુખ્ય ટુકડી શ્રી અમૃતલાલ શેઠની સરદારી નીચે ભાલના વિકટમા વિકટ ભાગમા હડાળા તરફ ગએલી તેનો અહેવાલ શ્રી અમૃતલાલ શેઠ નીચે મુજબ આપે છે.

'મે પોતે હડાળા તરફ જવાનો નિરાધાર કર્યો લીમડી, ધોળકા અને ધધુકા એ ત્રણે



રેફ્રામ સોસાયટીના સભ્યો નિરાધારોની સહાયે

જાલનો સીમાડો છે ત્રણ પ્રદેશની સ્થિતિ ત્યા જોવા મળશે–સાંભળવા મળશે, એમ વિચારી હુ ઉપડયો લગભગ આઠ માઇલ સુધી તો રેલ્વેની ટ્રોલીનો લાભ લીધો પણ પછી ટ્રોલી આગળ ન ચાલી. રેલ્વેમા મોટા ગાબડા પડયા હતા જ્યાં અમારી ટ્રોલી અટકી તે ગાબડુ આશરે ૮૦ ફુટ લાબુ હતુ સ્લીપરો ઘણા નીકળી ગયા હતા પાણીમા ડુબી ગયા હતા આજુબાજુના ખેતરો તો જાણે તળાવો હતા

એ શી રીતે ઉતરાય? ટ્રોલીમાં આવેલા બીજા મિત્રો પાછા ફર્યા હુ અને ફોટોગ્રાફર શિવલાલ અને ટ્રોલીના બે મજુર આગળ ચાલ્યા ખેતરો માથી તો શે ચલાય? પાણીમા ડુબેલા સ્લીપરો અને પાટા ઉપરજ ચાલવાનુ ઠરાવ્યુ. એક બાજુના પાટા ઉપર હાથ અને બીજા ઉપર પગ, એમ જાનવરની માફક ચાલીને ગાબડુ વટાવ્યુ પણ એવા ગાબડાં કૈં એક બે હતા? જીવને હાથમા લઇને એ ગાબડાંઓ વટાવ્યા વચમા પાટા કરતાં બાજુની જમીન સુકી જણાતી હતી, એ ઠીક હશે એમ ધારી ત્યા ચાલવાનો પ્રયત્ન કર્યો ત્યા તો ભાઇ શિવલાલનો આખો પગ ખુચી ગયો ફરીથી એ જોખમ ન ખેડવુ એમ કરતા કરતા હડાળા સ્ટેશને પહોંચ્યા ત્યાંથી ગામના આરનાં ઢીચણ ઢીચણ સુધીના કાદવ અને પાણીનો પરિચય કર્યો અને એ કાદવ પણ કે અમિશ્રિત માટીનોજ છે? એમાં બાવળની ભારે શુળો ભરેલી હોય છે એ શુળોના કેટનાક અવશેષો હજી પણ આ લખુ છુ ત્યા પણ પગમાં ખુચે છે. આખરે જેમ તેમ કરીને હડાળા પહોંચ્યા

હડાળાની આસપાસ એટનું બધુ પુર આવેલુ હતુ કે ત્યાના ઘરડા માણસો કહે છે કે આવુ પુર તેમણે કદી જોયુ નહોતું જો બોંતેર વર્ષના

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૪૮૧]

## ઢાઢરની રેલ

[અનુસંધાન પૃષ્ઠ ૪૧૦ થી]

ામના બે કોંગ્રેસના આગળ પડતા કાર્યકર્તા-ોની મદદથી તે નાવડીને ગાડામાં ચઢાવી સુપડી ર લઇ જવામાં આવી. બપોરના અમે બધા સુપડી આગળ ગયા. સડક પાસેના ખાડામાં મરાઇ રહેલાં પાણીમાં નાવડીને તરાવી પછી તુભાઇ ઠાકોર તથા ભાઇ નાગરદાસ ઢાઢરમાં ૪તી કોતરડી સુધીનો રસ્તો જોઇ આવ્યા અને નાવડી ત્યાં સુધી ધકકેલી લઇ જઇ શકાશે એવી ખબર લાવ્યા. પછી માછીઓનો વિરોધ છતાં અમે તે નાવડીને ધકકેલતા છેક કોતરડી સુધી લઇ ગયા. વચ્ચે પાણી ઉતરવાથી ખુલ્લા પડી ગયેલા ખેતરના શેઢા ઉપરથી તે નાવડીને ઘસડવી પડી હતી. નવસારીની તાતા હુન્નરશાળાના સ્કાઉટ સ્વયંસેવકોએ આ કાર્યમાં ઘણીજ અચ્છી મદદ કરી. અઢી વાગ્યાને સુમારે નાવડી કોતરડીમાં પહોંચી. અમારા આ આગ્રહથી માછીઓની પણ ખાત્રી થઇ કે આ લોક નદીમાં ગયા વગર ઝંપવાના નથી. આ અરસામાં રસ્તે આવતાં ગામડામાં વહેંચવા માટેના અનાજની તથા ચવેણાંની ગુણો લઇ લાલચંદભાઇ આવી પહોંચ્યા, એ ભાઇ પણ કાદવ ખુંદતા કોતરડી સુધી આવ્યા. બીચારા મજુરો પણ કાદવમાં ગરકતા અસંત આપદા વેઠી આવ્યા. લાલચંદ ભાઇ ન'હોત તો આ અનાજ અહીં સુધી લાવવાનું કામ કદી થઇ શકત નહીં.

હવે બધી તૈઆરી થઇ ગઇ. માછીઓએ સઢ ચઢાવ્યો. દેદર સુકાનીને માર્ગ બતાવતો બેઠો હતો. અમે સૌ નાવડી સમતોલ રહે એમ ગોઠવાઇ બેઠા હતા. કોતરડીમાંથી નાવડી ધીરે ધીરે નદી તરફ સરવા લાગી. એકાદ બે વળાંકા પછી સુમસુમાટ કરી વહેતી ગાંડી ઢાઢરનો પ્રબળ ઉન્મત પ્રવાહ અમે જોયો. અમે તેનાથી હવે સાડેક કદમ દૂર હતા. બધાનાં હૈયાં ધડકી ઉઠયાં. જાણે કાળ-મુખમાં નાવડી પેસતી હોય એમ થયું. બીજી ક્ષણે કોણ જાણે શું થઇ જશે એમ વિચાર આવ્યો અને આ બધો સમય નાવડી પુરના પ્રવાહ તરફ વધતી જતી હતી. અને પછી તો તે પ્રવાહ-માં પડી. જાણે કોઇએ જોરથી મો પર થાપટ મારી હોય તેમ પુરનાં પાણીનો ઝપાટો લાગતાં તેનું મોં ફરી ગયું. માછીએ સુકાન તથા સઢ પર કાબુ રાખી પવનનો લાભ લીધો અને નાવડી તીરને વેગે હેરીઉં લઇ સામે કાંઠે ચાલી. ત્યાં જઇ કાંઠા પાસેનાં ઘાસ તથા બરૂમાં જોરથી અથડાઇ અને તેવામાં સઢનો દોર તુટી ગયો. તેના આ આચકાથી નાવડી ડગમગવા લાગી. તેને સ્થિર કરવા માછીએ વાંસ પાણીમાં ખોસ્યો, પણ તે તળીએ પહોંચ્યો નહીં. આખરે તુટેલું દોરડું સાંધી પાછો સઢ સજ્જ કર્યો અને મોટા વેહની હારમાં જવું અઘરું જણાવાથી નાવડી કાંઠે કાંઠેજ ચાલતી હતી. બે ફર્લાંગ આગળ વધતા નદીનો વાંક આવ્યો, અહીં પેલું 'આડીઆ કોતર' ધમધમાલ કરી ધસમસતું ઢાઢરમાં ધસી આવતું હતું અને તેના તથા ઢાઢરના પ્રબળ વેગ-વાળા પ્રવાહોના અથડાવાથી જબરા વમળ તથા ભમરા થતા હતા. પવન અમને અનુકુળ હતો અને અમારી નાવડીને આગળ ઠેલતો હતો, પણ પાણીનો પ્રવાહ અમને પાછા ધકકેલતો હતો અને તે બનેના બળ સમતોલ થવાથી આ જગાએ નાવડી સ્થિર થઇ થંભી ગઇ. પાએક કલાકની મથામણને અંતે પવનની ગુંજ આવતાં અમે વળી પાછું હેરીઉં માર્યું અને સામે પાર

ચવેણાંની ગુણો સાથે નાવડીમાં

પહોંચ્યા. આમ રણખીનું સ્મશાન, વાડીઆની કોતરડી, ગોઝારી કોતરડી વગેરે સ્થળો પસાર કરતા સાંજના ૭ વાગ્યાના સુમારમાં અમે ઓઝાદરા પહોંચ્યા.

આ ગામ ટેકરા ઉપર હોવાથી તેને રેલથી નુકશાન થયું નહોતું. પવન તથા અતિવૃષ્ટિથી તેમાં ઘણાં ઘર પડી ગયાં હતાં. આ ગામથી થોડે છેટે તળાવ છે અને ગામનાં ભીલતળાવીઆંની છાપરીઓ ત્યાં હતી. એ છાપરીઓ તથા ગામની વચ્ચે જબરું કોતર છે. રેલ ચઢતાં એ કોતર પાણીથી ભરાઇ ગયું. એ કોતર તો દર વર્ષે રેલ સમયે ભરાઇ જાય છે. એટલે પેલી છાપરીઓમાં રહેતા લોકોએ ગામમાં આવવાની પરવા ન કરી. પાણી આટલું બધું તથા આટલું ઝડપથી ચઢી આવશે એવો કોઇને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. સીમમાં પાણી ભરાતાં સીમમાં ગયેલાં લોક તળાવની પાળ પર ચઢી ગયા, છાપરીઓ તો આ સમયે પાણીના ઠેલાથી બેસી ગઇ હતી. અને તેમાં વસનારાં પણ તળાવની પાળ ઉપરજ દોડી ગયા હતા, કારણ કે ગામમાં જવું અશક્ય થઇ પડ્યું હતું. પાણી તો પળે પળે વધતુંજ જતું હતું. તળાવ પરની ૫૦-૬૦ છાપરીનાં લોક ટોળેવળી ભયભીત થઇ બેઠા હતા. હવે તો પાણી પાળ ઉપર ફરી વળ્યું. રેલ અને તળાવનાં પાણી એકાકાર થઇ ગયાં. જીવ બચાવવા પેલાં પાળ પરનાં ૮૦-૮૫ આદમી ઝાડે ચઢયાં. મંગળ, બુધ, ગુરુ, શુક્ર, એમ ચાર દિવસ તળે વિકરાળ રેલનાં પાણી તે ઉપર વરસાદનાં ઝાપટાં એવી સ્થિતિમાં ભુખ્યાં અને તરસ્યાં તે લોક ફટકેસે કાળજે ઝાડ પર બેસી રહ્યાં. ભુખનું દુઃખ ન સહેવાવાથી તથા ટાઢે શરીર અકડાઈ જવાથી તેમાંનો એક આદમી તો નીચે ગબડી પડ્યો અને

ઓઝાદરાની ખીના

રેલમાં તણાઇ ગયો. તે ગામમાં તે લોકોને માટે અનાજ આપી અમે આગળ ચાલ્યા અને રાતનો અંધાર પીછોડો આ વિનાશનાં દશ્યપર પડવાની તૈઆરીમાં હતો તેવામાં અમે દાદાપુર આવી પહોંચ્યા. બધી ગુણો ઉતારી તે લઇ અમે ગામમાં ગયા. રાત અમે દાદાપુરમાંજ ગાળી.

આમોદથી દાદાપુર આવતાં સુધીમાં નદીને બંને કાંઠે બળદ, ભેંસ, ડુકર, કુકડાં, મોર વાંદરા વગેરેની લાસો પડેલી જોતા અમે આવ્યા હતા. ઓઝાદરાથી દાદાપુર જતાં ડાબે હાથે થોડા કોતર આવે છે તેમાં ત્રણ આદમીનાં મડદાં અમે જોયાં.

દાદાપુરનું દશ્ય અત્યંત હ્રદયદ્રાવક હતું. તેના ૯૧ ઘરમાંથી ૮૬ પડી ગયાં હતાં. ગામમાં બધે કાદવ કાદવ થઇ ગયો હતો. ઘરોના ઓટલા ઉપર કાદવ કહાવ થઇ રહ્યો હતો. ચોમેરથી ખુબ હેજ મારતો હતો. ગામનાજ લોકનાં સુવા બેસવાનાં ઠેકાણાં નહોતાં એટલે આતિથ્યની વિધિઓની દરકાર ન કરતાં અમે તેમના દુઃખના ભાગીદાર બન્યા. બે ખાટલા પાથરી તેની ઉપર અમે ૭ જણા સુઇ ગયા. આમોદથી આણેલા ચવેણા ઉપરજ અમે તે રાત કાઢી.

દાદાપુરની દુર્દશા

આ ગામની ઉત્તરે નદી છે અને દક્ષિણે કોતરડી છે. રેલ વખતે પ્રથમ એ કોતરડી ભરાઇ ગઇ એટલે ગામના લોક અંતરાઇ ગયા. આટલું બધું પાણી ચઢશે એવું કોઇએ પણ ધાર્યું નહોતું. ગામમાં એક પાકું ઇંટારી મકાન છે, તેમાં તે ગામનાં ૩૫૦ આદમી ભરાયાં. તેના માળની પાટડીઓએ ભાર નીચે નમી ગઇ. તેથી તેની તળે જોમરાના ટેકા મુકવા પડયા. કીડીઓની પેઠે ઉભરાએલા એ માનવ સમૂહની ખાવા પીવાની કે પીશાબ પાણીની શી વ્યવસ્થા થઇ હશે અને તે પ્રસંગોએ શી શી મુશીબતો તેમને

વેઠવી પડી હશે તેનો ખ્યાલ વાંચનારે કરી લેવો. એ બધો વખત તે મકાનના ફળીઆમાંથી ઘુંટણ-પુર પાણી વહેતું હતું અને પાછળના વાડામાં વાંસપુર પાણી વેગથી વહી જતું હતું. મકાનના માલીક કાળીદાસ માધવભાઇ પટેલે આ સમયે પોતાના મકાનની સલામતીનો વિચાર ન કર્યો. તેણે પોતાના ઘરની અંદરના દાણા બચાવવાનો વિચાર ન કર્યો. પોતાના દુઃખીભાઇઓ માટે તેણે પોતાનું મકાન અને કોઠાર ખોલી મુકયા.

રેલને માતાજીના કોપનું પરિણામ માની ગામના પટેલે હાથે બંગડી પહેરી, માથે ચુંદડી ઓઢી, અને અનેક આકરી બાધા આખડીઓ માની. ગામમાં બીજાં ઘરોમાં પણ બાધા આખડીઓ રખાઇ. કુદરતી રીતે મંગળે ચઢી બુધવારે થંભી, ગુરુવારે ઉતરી જતા પાણીને તેમ-નાં ભોળાં હૃદયોએ બાધા આખડીના પ્રભાવનું પરિણામ માન્યું.

**અમે દીવેલો દીવાસો.** આવા કુદરતના કોપના પ્રસંગે પણ દુષ્ટ જનનું હૃદય દુષ્ટતા છોડતું નથી તેનો દાખલો પણ અહીં આ ગામમાં જોયો. રેલનાં પાણી ઉતરતાં થયાં ત્યારે ઉભા રહેલાં ઘરોની પાછળનાં તરાપણાં પાણીમાં ગોળી મુકી કોઇક સહૃદને તરતા જઇ પડોશીના ઘરમાં ચોરી કરી. ઘાસ કે દરોની પેઠે દુષ્ટ વાસનાની વૃદ્ધિ નીંદી કાઢવી ઘણી અઘરી પડે છે. એનું તો બીજ ધરતીમાં ન પડે તેજ સારું. આ ગામમાં પણ ચોખા, દાળ તથા ચણા, ડુંગળી, મીઠું, લસણ વગેરે આપી સવારે અમે કોબલા ગામ જવા નીકળ્યા. જતાં જતાં આ ગામના લોકોને અમે આશ્વાસન આપ્યું કે તમે ગભરાઓ નહીં, મુંબાઇ અને બીજાં શહેરોના તથા કોંગ્રેસ કમીટી વગેરે મંડળો તમને મદદ કરવા તૈઆરી કરી રહ્યાં છે અને સરકાર પણ નઠોર નહીંજ રહે. આ ગામના લોક આવા કષ્ટમાં પણ નદીને સામે પાર આવેલા ગાયક-વાડી ગામ નેદરાની વાતો કરતાં કંપતાં હતાં. તે ગામની સ્થિતિ તેમના કહેવા પ્રમાણે ઘણીજ ભયંકર હોવી જોઇએ. આ વાત સાંભળી પહેલાં કોબલે ન જતાં નેદરે જઇ પછી કોબલે જવાનો વિચાર અમે કર્યો.

૧ લી ઓગસ્ટ સોમવાર: નેદરા

સોમવારે સવારે દાદાપુરથી નીકળી અમે સીધા નેદરે ગયા. નેદરા પાસેના કોતર આગળ-થી નાવડી વટાવતાં અમને ઘણી મહેનત પડી. આખરે અમે તે ગામે પહોંચ્યા. અમારી નાવડી જોઇ ગામ લોક કીનારે ટોળે વળ્યા. અમને જોઇ તેમાંના ઘણા તો રડી પડ્યા. ગામનાં ૬૫ ઘર-માંનાં ૬૦ બેસી ગયાં હતાં. ગામના લોકોએ ગામની અંદરની આંબલી ઉપર ખાટલા બાંધી પાંચ દિવસ ભુખ્યાતરસ્યા ગાળ્યા હતા. આજે છઠ્ઠો દહાડો હતો. અસહ્ય દુઃખોથી તેઓ હતાશ અને બેબાકળા થઇ ગયા હતા. આ ગામમાં વસ્તી મોલેસલામ ગરાસીઆઓની છે. લોકો બહુજ ખાનદાન અને કુમળા છે. તેઓ ભારે ઉદાર છે પણ આજે તો દુઃખના માર્યા તેઓ અસલ દીન બની ગયા હતા.

**નેદરાનો નાશ.** આ ગામના એક લાલભાઇ નામના પટેલે પ્રથમ તે ગામના પટેલના ઘરમાં આશરો લીધો, પણ પાછળથી પાણી વધતાં તે પોતાનાં તથા તે પટેલનાં મળી ૭ છોકરાં લઇ ઝાડ પર બાંધેલા ખાટલા પર ચઢી ગયો. પાંચ રાત અને પાંચ દિવસ તે પેલાં છોકરાંની ચોકી કરતો પવન અને વરસાદનો માર સહન કરતો ઉભો. નીચે નદીનાં પુરનાં પાણી ઘુઘવતાં વહેતાં હતાં અને એના ખાટલા-ની ઉપરની ડાળી ઉપર નાગ વાટાયેલો હતો.

એ પાંચે દિવસ રેલથી ત્રાસેલાં એ મનુષ્યો તથા તેજ કારણે તેજ ઝાડ પર ચઢેલો તેમનો પડોસી નાગ એ બંને ખુબ સંપીને રહ્યાં.

આ ગામના ભલા ભાઇઓનાં દુઃખ જોઇ તથા તેમનાં દીન અને કરુણ બનેલાં મોઢાં જોઇ અમારી આંખમાં પણ આંસુ આવી ગયાં અને 'આવું દુઃખ તો માથાના વાઢનાર દુશ્મનને પણ ન હજો' એમ થઇ ગયું. નેદરામાં મમરાના બે કોથળા તથા ચણાનો એક કોથળો અને ભુંસું આપી સાંજે અનાજ મોકલવાનું વચન આપી અમે કોબલા તરફ ચાલ્યા.

**કોબલામાં કેર**

આ ગામની રચના દાદાપુરના જેવીજ છે. એની પણ ચારે બાજુ કોતરડી આવી ગએલી છે. ફેર માત્ર એટલો કે આ ગામતલ ટેકરા ઉપર છે. સીમમાં જવા માટે દક્ષિણની કોતરડી ઉપર એક લકડી પુલ છે, પણ તે પુલની ઉપર તો વાંસ પુર પાણી થઇ ગયેલાં એટલે ગામમાંજ અંતરાઇ ગયા. અહીંના ભીલ તળાવીઆંની છાપરીઓ કોતરડીની પેલી મેર હોવાથી, છાપરીઆની ઓટલીઓ સુધી પાણી ભરાતાં તે લોક જીવ લઇ વેડછ ગામની સીમ તરફ નાઠા. આગળ તેઓ નાસે અને પાછળ પાણી 'ખાઉં, ખાઉં' કરતું દોડે અને જોતજોતામાં તેમની આગળ ફરી વળે. આમ રેલનાં પાણી જોડે જીવ સટોસટની શરત દોડતા તે વેડછગામ પહોચી તો ગયા. ગામમાં ૧૫૦ ઘરમાથી ૧૦૩ બેસી ગયાં છે. અને તેથી લગભગ ૨૫૦ આદમી ઘરબાર વિનાનાં થઇ ગયાં છે.

આ ગામનો એક પટેલ રેલનું વર્ણન નીચે મુજબ કરે છેઃ—"હું મારા આ છજામાં ઉભો નદી સામે જોઇ રહ્યો હતો. સાંજના ચારેક વાગ્યા હશે. અત્યાર સુધી તો દર વર્ષે રેલ આવે છે તેમ ધીરે ધીરે પાણી ચઢતું હતું પણ અત્યારે તો દૂરથી દશ ફીટ ઉંચી પાણીની દીવાલ અમારા તરફ ધસી આવતી જણાઇ. મારું બૈરું તો તે જોતાંજ ગભરાઇ જઇ ભોંય પર પડી ગયું અને અમારા બધાનાં કાળજાં કાંપી ઉઠ્યાં. આ પાણી જરૂર અમારા ગામને ઉખેડી ખેંચી જશે, એમ અમને લાગ્યું. જોતજોતામાં તે પાણીનો ધોરો અમારા ગામને પાદરે ઉભેલા પીપળા પાસે આવી પહોંચ્યો. તેના વેગથી તે પીપળાનાં બધાં ડાળાં એક બાજુ દબાઇ ગયાં. બીકથી બેબાકળી થએલી અમારી આંખો ઉઘડી અને અમે જોયું તો તે પાણીના જબરદસ્ત ઓઘના બે ભાગ પડી ગયા હતા. એક ભાગ મંજોલા તથા વાસણા તરફ જતી ખાડીમાં વહેતો હતો અને બીજો ગામ પાછળ થઇ દાદાપુર તરફ જતો હતો અને ત્રીજો નદીના મુખ્ય પ્રવાહમાં ભળી જતો હતો. પાણી તો ગામમાં આગળ ને આગળ ચઢયું જતું હતું. અમે અનેક બાધા આખડી રાખી. પટેલે જંગડીઓ પહેરી. પાદરના એક ઘરમાં રહેતો ગરાસીઓ, બારણા બંધ કરી તેની પાછળ માટીની પાળ કરી પાણી રોકતો આખી રાત બેસી રહ્યો. આવું જબરું પુર અમારી જીંદગીમાં અમે જોયું નથી કે સાંભળ્યું નથી. પુર તો ઘણાં જોયાં પણ આનાંથી આડો આંક વળ્યો."

આ ગામનો ચોરો ભાંગી ખેદાન મેદાન થઇ ગયો છે. નીશાળના ઓટલા પર માથોડું પાણી થઇ ગયું હતું, ગામની ધર્મશાળા પડી ગઇ છે. મહાદેવની મોં શરમ પણ ઉન્મત્ત થએલી ઢાઢરે રાખી નથી. જલપ્રલયનો નાટક નાના પાયા પર અહીં ભજવાયો છે.

આ ગામમાં જોઇના અનાજની મદદ કરી અમે અમારી ટોળીના બે ભાગ કરી નાખ્યા. એક ભાગ નાવડી વાટે આમોદ તરફ રવાના થયો

અને બીજો મારી સાથે મંજોલા તથા વાસણા જવા તૈયાર થયો.

કોબલેથી ખેતરોમાં થઇ અમો મંજોલા જવા નીકળ્યા. ઘણાં ખેતરોમાં કેડપુર જમીન ખોદાઇ ગઇ હતી. ઘણા ભાગો પર કાંકરી પથરાઇ ગઇ હતી. રેલનાં પાણીના વ્હેણનો માર્ગ જમીનની સપાટી તાદશ બતાવી રહી હતી. મંજોલામાં ૧૦૦ માંથી ૬૫ ઘર પડી ગયાં હતાં. તેની ખાડીમાં માઝમ પાણી ઉભરાયાં હતાં.

મંજોલામાં માઝમ પાણી

વાસણાના પણ એવાજ હાલ હતા. તેમાં ૧૪૪ ઘરમાંથી ૯૦ જમીનદોસ્ત થયાં હતાં.

વાસણાના વનેખા.

આ બંને ગામ જોઇ અમો છેક સાંજનાં સરભાણ થઇ આમોદ આવી પહોંચ્યા.

૨ ઓગસ્ટ મંગળવાર :

તા. ૨૬ મી જુલાઇથી ૩૧ મી જુલાઇ સુધીમાં આમોદ બહારનાં રેલમાં સપડાએલા ગામોમાં ગામ લોકોએ મળી પોતાના ગામમાં નિરાધાર થએલાંઓને આશરો આપી અન્ન પુરું પાડયું હતું. એ અરસામાં સા બહારથી મદદ આવી શકે એમ નહોતું.

આમોદમાં આ દિનો દરમીઆન અસ્માલ વલી નામના એક વોરા વેપારીએ, આમોદના ઠાકાર તથા ગામના શેઠીઆઓએ નિરાધારોને ઠીક સહાય કરી હતી. આમોદના મામલતદાર બહુ દીલસોજ અમલદાર છે, પણ તેમને તેમના ઉપરી તરફથી કૈંજ સુચના કે સત્તા નહીં મળેલાં એટલે તે બીચારા શું કરે? છતાં એક દીલસોજ વ્યક્તિ જેટલું કરી શકે તે બધું કરવામાં મણે કચાશ રાખી નહોતી. તા. ૧ લી ઓગસ્ટે સંકટ નિવારણ સમિતિદ્વારા નિરાધારોને મદદ કરનાર 'અગ્રવાલ સનાતન ધર્મ મંડલ'ના સ્વયંસેવકો આમોદ આવી પહોંચ્યા.

આમોદના શહેરીઓની સહાય.

ગામડાંઓમાં તો તા. ૩૧ મી જુલાઇ તથા ૧ લી ઓગસ્ટે અમે જે મદદ કરી તે પહેલીજ હતી, તે સમય સુધીમાં સરકારનો કે બીજા કોઇ મંડળનો એક આદમી બહારથી તે ગામોની મદદે ગયો નહોતો.

રેલ તથા અતિવૃષ્ટિને કારણે નિરાધાર થયેલાંઓને સહાય કરવા માટે તા. ૨૪ ઓગસ્ટે સવારે આમોદમાં જાહેર સભા થઇ તેજ દિવસે સાંજે અમે નદીનો પુલ ઓળંગી ચોવીશીઆપરા આગળ થઇ; ત્યાંથી કાદવ ખુંદતા અણુખી જઇ રાતે જંબુસર પહોંચ્યા.

૩ જી ઓગષ્ટ બુધવાર :

કોંગ્રેસના કાર્યકર્તાઓના સહકારમાં રહી; આમોદ તલમાં અનાજ તથા કપડાં વહેંચવાનું કાર્ય આમોદ તલમાં શરુ થયું.

આ દિવસે સવારે અમે મલણાદ જઇ ત્યાંની સ્થિતિ જોઇ આવ્યા અને ત્યાંથી એક આદમીને કુંડળ તથા મહાપુરની સ્થિતિ જોવા મોકલ્યો.

સરકાર તરફથી મામલતદારે, મેં કોબલેથી લખેલી ચીઠીને આધારે દાદાપુર તથા કોબલે અનાજ મોકલવું શરુ કર્યું. આજથી માંડી પંદરેક દિવસ સુધી સંકટના વિસ્તારમાં આવેલાં ગામડાઓમાં સરકાર તરફથી મફત અનાજ વહેંચાયું.

સરકાર કૈંક સમજી.

૪-૫ મી ઓગસ્ટ ગુરુ અને શુક્રવાર :

તા. ૪ થી ઓગસ્ટે ભરુચમાં જાહેરસભા ભરવામાં આવી અને રેલ તથા અતિવૃષ્ટિના

સંકટમાં સપડાયેલાં લોકોની સહાય માટે ઉઘરાણું શરુ થયું. મુંબાઈથી પણ કાપડ તથા નાણું છુટથી આવવા લાગ્યા.

તા. ૫ મી ઓગસ્ટે સારી સંખ્યામાં સ્વયં-સેવકો લઇ જઇ આમોદ તાલુકાના સંકટના વિસ્તારમાં કપડાં તથા મધ્યમ વર્ગમાં અનાજ વહેંચવાનું કામ મોટા પાયાપર શરુ કરી દીધું.

તા: ૮ ઓગસ્ટ:

આ દિન સુધી આમોદ તથા જંબુસર વચ્ચે-નો રસ્તો ગાડાનાં વહેવાર માટે લાયક નહીં હોવાથી ત્યાં આમોદથી માલ લઇ જવાનું બની શકયું નહોતું. વિશ્વામિત્રી તથા પાદરા વાળી આગગાડીની સડક પણ તુટેલી હોવાથી તે માર્ગે પણ માલ મોકલવાનું બની શકે એમ નહોતું. આથી તા. ૯ મી ઓગસ્ટે જંબુસર મુકામે દસા લાડનીવાડીમાં 'સંકટ નિવારણ સમિતિ'ની શાખા ખોલવામાં આવી.

જંબુસર ખાતેનું સંકટ નિવારણ

આ તારીખ પહેલાં ગામના લોકે જંબુસર તાલુકામાં તથા અગ્રવાલ સનાતન ધર્મ મંડળના સ્વયંસેવકો તેમજ આર્યસમાજ તરફના એક સ્વયંસેવકે સંકટ ગ્રસ્ત ગામડાંઓમાં અનાજ વહેંચવાનું શરુ કર્યું હતું.

સંકટ નિવારણ સમિતિએ પોતાના સ્વયં-સેવકો મારફતે પ્રથમ રેલના વિસ્તારમાં અને પછી અતિવૃષ્ટિના વિસ્તારમાં અનાજ તથા કાપડ વહેંચવાનું કામ શરુ કર્યું તથા તે જોસ-ભેર ધપાવવા માંડયું.

સંકટ ગ્રસ્ત ગામડાંઓને મફતબી આપવા-નું કામ પણ આમોદ તથા જંબુસર તાલુકામાં ત્વરાથી ચાલુ થયું હતું. શરુઆતમાં કપાસનાં બી આપવામાં આવ્યાં હતાં.

તા. ૫ મી થી ઓગસ્ટના અંત સુધી:

આ અરસામાં આમોદ તાલુકાનાં સંકટના વિસ્તારમાં આવેલાં વીશેક ગામમાં ગરીબોને મફત કપડાં આપવામાં આવ્યાં તથા મધ્યમ વર્ગના અને ખુલ્લી રીતે દાન ન લે એવા ઇસમોને કોઇને આઠ દિનનું તો કોઇને પંદર દિનનું તો કોઇને એક માસનું એમ વ્યક્તિગત જરુરીઆત મુજબ અનાજ પહોંચાડવામાં આવ્યું. ન્યાત, જાત કે ધર્મના ભેદ વગર હીંદુ તથા મુસલમાન બધાઓને આ પ્રકારની મદદ કરવામાં આવી હતી.

અન્ન વસ્ત્ર તથા બીની મફત મદદ

આમોદના ઠાકોરનાં રાણીપુરા તથા વાડીઆને અને કેરવાડા ઠાકોરના માનસિંગપુરાને પણ આ મદદ પહોંચાડવામાં આવી હતી. ઢાઢરને કીનારે આવેલાં તથા તેની રેલથી ભોખમાએલાં પુરસા, માનસિંગપુરા, આમોદ, રાણીપુરા, વાડીઆ, દાદાપુર, કોબલા, નેદરા, ઉમજ, મંજોલા તથા વાસણવ અને ઢાઢરની ખાડીઓ પર તથા ઝાબમાં આવેલા હોવાથી ઓછા પ્રમાણમાં ઇજા પામેલાં સ્વચ્છોદ, મછા-સરા, માંગ્રોલ, રોજા, ટંકારીઆ, કોલવણા નહીયેર, હેતમપુર, વલીપુર, દેણવા, તથા તેથી ઓછી ઇજા પામેલા સરભાણ, ભીમપુર, ઓડકા સુગેંદરા અને સ્પેનમાં પણ વધારે ઓછા કપડાં કે અનાજની મદદ પહોચાડવામાં આવી. તે ઉપરાંત ધોવાઇ ગયેલાં પાક વાળી જમીનમાં વાવવા માટે કપાસનાં બી પણ વહેંચવામાં આવ્યાં, કપાસનાં બી ઉપરાંત સુંડીઉ પણ પુરું પાડવામાં આવ્યું હતું.

જંબુસર તાલુકામાં પણ લગભગ ૮૦ ગામમાં ઉપર મુજબની મદદ કરવામાં આવી છે.

આ ઉપરાંત હાલમાં ઉપર જણાવેલાં બન્ને તાલુકાનાં ગામોમાં પડેલાં ઘરની સંખ્યાની, તથા

તેને અંગે થએલાં એકંદર નુકશાનની, તે ફરી બાંધવા માટે જોઇતાં સાધન તથા તે ખરીદવા જોઇતી નાણાં મદદના અંદાજો કરવા માટે તેમજ ધોવાણ કે રેતી અને કાંકરી ઠરવાથી વાવેતર માટે નાલાયક થઇ ગએલી જમીનના વિસ્તારની ચોકસ માહીતી એકઠી કરવા સ્વયંસેવકો રોકવામાં આવ્યા છે. એકાદ માસમાં આ બધી માહીતી સંકટ નિવારણ સમિતિના કાર્યાલયમાં આવી જશે, એ માહીતીને આધારે દીવાળી બાદ પડેલાં ઘર બાંધવાના કાર્યમાં સમિતિ ઘણી ઉપયોગી સહાય કરી શકશે.

વધુ મદદ કરવાની ધારણા

## ઢાઢરની રેલ દરમીઆન બનેલા કેટલાક કરુણ તથા વીર પ્રસંગો:

(૧) કુંડલનો ફકીરઃ—ઢાઢરને ઉત્તર કીનારે આવેલા કુંડલ ગામનો એક ફકીર પોતાની ઓરતને તેડવા સાસરે ગયો હતો. તેના ગયા બાદ ઢાઢરનાં પાણી ચઢયાં અને જોત જોતામાં ગામની ચોમેર તરામણાં પાણી થઇ ગયાં. આ અરસામાં પેલો ફકીર તેની યુવાન પત્ની તથા સવા મહીનાની છોકરીને લઇ કુંડલ આવવા નીકળ્યો. જલ્દી ઘર ભેગો થવા તે ઉતાવળે પગે ચાલતો હતો. રસ્તા પર પાણી ફરી વળ્યાં હતાં અને ચઢતાં હતાં પણ ગામ પાસે હોવાથી તેણે ધાર્યું કે પાણી ચઢતાં પહેલાં હું ઘર ભેળો થઇ જઇશ. ગામથી અર્ધેક માઇલ દૂર વાવ આગળ પહોંચતાં તો પાણી ખુબજ ચઢયાં એટલે તે વાવના ઓટલા પર તથા આખરે ભીંત પર ગયો. હવે તો તે પુરો ફસાયો ન જવાય આગળ કે ન જવાય પાછળ. પાણી તો ચઢતાંજ હતાં. આખરે પાણી વાવને ટોચે પહોંચ્યાં એટલે તે તથા તેની સ્ત્રી સાચવીને પાસે આવેલાં ઝાડ પર ચઢી ગયાં. બે દિવસ આમ બેઠા બાદ પાણી ઉતરવા લાગ્યાં એટલે તે નીચે ઉતરી કુંડલ તરફ જવા લાગ્યો. રસ્તે જતાં તેની પત્ની રસ્તાની બાજુ પરના ઉંડા પાણીમાં લપસી પડી તણાવા લાગી. તેને ઝાલવા જતાં પેલા ફકીરના હાથમાંથી પેલી નાની છોકરી સરી પડી અને પાણીના વોહમાં જોતજોતામાં તણાઇ ગઇ. ફકીરે તરતા જઇ પોતાની સ્ત્રીનો ચોટલો પકડયો. આમ થોડી વાર તણાયા બાદ કૈં કારણે તેની પત્ની તેના હાથમાંથી છુટી ગઇ અને તે જીવ બચાવવા એક ઝાડને વળગી ઉપર ચઢી ગયો. આ ઝાડ પર તે ત્રણ દિવસ રહ્યાં. ગામના લોકોએ તેને જોયો. પણ વહેતા પાણીના જોર આગળ તેમની મદદે જવાની કોઇની હીંમત ન ચાલી પાણી ઉતરી જતાં તેને ઝાડ પરથી ઉતારવામાં આવ્યો. ત્યારે તે ભુખ, થાક, તથા શોકથી મુંગો થઇ ગયો હતો. તેને ઇસ્પીતાલમાં લઇ જવામાં આવ્યો. ત્યાં સારવારથી સાજો થયો, પણ તેને દીલમાં લાગેલો ઘા રુઝાયો કે કેમ તે તો ઇશ્વર જાણે.

કોબલાનો એક સાહસિક શખ્સ:—આ શખ્સ તથા તેની સ્ત્રી રેલ પહેલા વેડછ ગયાં હતાં, અને તેમનો છ આઠ વર્ષનો છોકરો કોબલે રહી ગયો હતો, રેલ જોતાં તેની મા તો ટીટોડી પેઠે ટળવવા લાગી અને અન્ન જળ ત્યાગી બેઠી અને છોકરાના બાપને છોકરાની ખબર લઇ આવવા કહેવા લાગી. આખરે તેનો ધણી ગોળી મુકી રેલમાં ઉતર્યો, કોબલે પહોંચ્યો અને ત્યાંથી પોતાના છોકરાને ગોળીમાં બેસાડી પાછો વેડછી આવ્યો. પુત્ર પ્રેમનો આ ખરેખર નોંધવા જેવો નમુનો છે.

### વડોદરાથી તણાઈ આવેલા ભીલ મેલીઆ રણછોડનો કીસ્સો:—

જંબુસરની સંકટ નિવારણ ઓફીસમાં હું બેઠો હતો ત્યાં ખબર આવી કે વડોદરેથી વિશ્વામિત્રિમાં તણાઇ ત્યાંથી ઢાઢરની રેલમાં એક આખો દિવસ અને રાત રહી છેક ટંકારી બંદર આગળ નીકળેલો એક આદમી આજે ટંકારીથી જંબુસર આવેલો છે. આ ખબર મળતાં અમે તેને બોલાવ્યો. માંછલાંએ તેનું શરીર ફોલી ખાધું હતું તેથી તેની ઉપર ઘણાં ઘારા પડી ગયાં હતાં. અને પરિણામે તેનાથી બરાબર ચલાતું નહોતું. ભય તથા ત્રાસની છાયા હજુ તેના મોં પર હતી. પ્રથમ તેને નવા ચોખ્ખાં કપડાં પહેરવા આપ્યાં અને પછી તેને તેની હકીકત કહેવા કહ્યું.

તે આદમી વડોદરામાં કમાટીબાગ પાસે આવેલા મંદિરની પાછળની છાપરીઓમાં રહેતો હતો. રેલ ચઢી ત્યારે તેની બૈરી તથા છોકરાંને તેણે કમાટીબાગમાં મ્યુઝીયમમા મોકલી દીધાં અને ઝુપડીમાં તે તેનો બાપ તથા તેના ભાઇ, અને બેન એટલાં આદમી રહ્યાં. પાણી ઘણાં ઝડપથી ચઢતાં હતાં. અને જોત જોતામાં તેના બાપ, ભાઇ તથા બેન પાણીમા તણાયાં. તે ઝાડ પર ચઢી ગયો. આખરે તેના બળદ તણાયા ત્યારે, 'હવે મારું સર્વસ્વ ગયું કહી' રડી તેણે પાણીમાં પડતું નાખ્યું. તેને તરતાં આવડતું નહોતુ. નદીને કીનારે તણાતા બળદની પાછળ પૂંછડો પકડીને ખેંચાતો—ખેંચાતો કુદાનો તે ખેંચાયો. બીયને કરારી આગળ તે ઢાઢરના પ્રવાહમાં પડયો. આ વખતે જોગ જોગે એક મોટી પાટડી તેની પાસેથી જતી હતી, તેને તે વળગી પડયો. એ પાટડીને તેના ઉપરાંત નવેક બૈરાં તથા એક બાર વર્ષનો છોકરો પણ વળગેલાં હતાં. પાટડી ઢાઢરના પ્રવાહમા તણાવા લાગી. જુદે જુદે સ્થળે, ભુખ, તરસ, થાક તથા ભયથી તેમજ પાણીના જોરથી તે પાટડીને વળગેલાં મનુષ્યો વછુટાઇ છુટા પડી જઇ ડુબી મુઆં; માત્ર તે તથા પેલો છોકરો એ બે જણજ તેને વળગી રહ્યા. સમય જતાં તેની બધી ઇંદ્રિયો બહેર મારી ગઇ. તે કહેતો કે "બસ હું આંખથી મારી ચોમેર પથરાયેલું પાણી જોતો પણ બીજી કશી બાબતનું મને ભાન નહોતું. ટંકારી પહોંચ્યો ત્યારે મારી હીંમત વછુટી ગઇ. મને થયું કે હવે તો જીવાવાનું નથી. હવે તો સમુંદરમાંજ જવાનાં પછી મને મડાગાંઠ વળી ગઇ." ટંકારી આગળ કસ્ટમ ઓફીસના ઉપરી અમલદારે દુરબીનથી જોતાં એને જોયો અને નાવડી મુકી બહાર કાઢયો. ટંકારી ઇસ્પીતાલમાં રાખી એ સારો થયો ત્યારે તેની પાસેથી તેની સ્ત્રીનું ઠીરનામું મેળવી તેને ખબર કરી અને તે આવી એટલે તેને તેને હવાલે કર્યો. સમિતિમાંથી દશેક રુપીઆ આપી અમે તેને વડોદરા તરફ વીદાય કર્યો.



# પ્રલયનાં પુર

[ અનુસંધાન પૃષ્ઠ ૪૧૮ થી ]

કાઢી "ગૃહસ્થો..." ફરી એમણે સભાગૃહ ગજાવ્યું. કયા રાવબહાદુરે કેટલી રાવબહાદુરી મારી પોતાના જાન માલનું રક્ષણ કર્યું અને કયા રાજરત્ને ઇડરનો કયો મઠ જીત્યો એનો લાંબો ચીતાર એ ભાઇએ વડોદરાની છંછેડાએલી પ્રજાને માથે દાઝયા ઉપર ડામ જેવો ઠોકયો અને સંકટ સમયે સંતાઇ ગએલા રાજરત્નો અને રાવબહાદુરોની એક સંકટ નિવારણ સમિતિ નીમવાનો ઠરાવ રજુ કર્યો.

અનેક હૃદયમાં ધગી રહેલો વિશાદાગ્નિ ભભુકી ઉઠયો. સભામાં 'શેમ શેમ'ના પોકારોથી ઘોંઘાટ થઇ રહ્યો. ખાદીનું પહેરણ અને ધોતીયું પહેરેલો એક અજ્ઞાત યુવક ઉભો થયો. અને છટાદાર, સચોટ શબ્દોમાં સભ્યતા સાથે મક્કમતા મેળવી, વડોદરાના લોકો, અમલદારો અને રાવબહાદુરો વીશે શો મત ધરાવે છે તે સાફ સાફ સંભળાવી દીધું; અને આવા ભયાનક કોપમાંથી સરકારની મદદ વગર ઉગર્યા તો હવે પછી પણ એ સરકારની મદદ વગર ચલાવી લેવાશે એમ રોકડું પરખાવી દીધુ.

પછી ઉઠયા રેશમી પહેરણ અને આસમાની શાલ ખભે નાખી, સુઘડ ઓળેલા વાળ વાળા દયાશંકર ભટ્ટ, અને સાત સાત દિવસ સુધી વડોદરાની સરકાર કયાં છુપાઇ ગઇ હતી એના જવાબ લેવા મંડ્યા ત્યારે તો નીચાં મોં રાખી બેઠેલા બધા અમલદારો જાણે આરોપીના પાંજરામાં જવાબ આપવા હાજર હોય અને ન્યાયમંદિરના ભવ્ય સભાગૃહના ગુંબજ નીચે ઉછરતી પ્રજાનો અવાજ તેમને દોષ દઇ રહ્યો હોય એવો ભાસ થયો.

× × ×

એક બીજું ચિત્ર આંખ આગળ આવે છે. બસો ઘરનું એ ગામડું. એકસો સીત્તેર ઘર પડી ગયાં. મુખીની વૃદ્ધ માતાએ પોતાના ડેલામાં ઢેડ, ભંગીઆ વગેરેને રાખેલાં. હું ત્યાં ગયો ત્યારે આખા ગામને એક ટંક ખાવા મળે. ખેતીનો સર્વત્ર નાશ થએલો. ઢોર પણ કેટલાંએ તણાઇ ગએલાં. બધી વાત કહેતાં કહેતાં વૃદ્ધ માતાની આંખમાંથી આંસુની ધાર ચાલી.

મેં કહ્યું કે સમિતિ છુપી રીતે એમને ત્યાં અનાજ કપડાં વગેરે પહોંચાડે અને એ રાતો રાત બધાંને ઘેર મોકલે. એંસી વર્ષની વિધવાએ રાવબહાદુરોની રાવબહાદુરીને ઝાંખી પાડે એવો વીર જવાબ વાળ્યો.

"એ શું બોલ્યા ! અમે પાટીદાર ! અમારાથી ભીખ ના લેવાય. પાટા પેટે બાંધીશું પણ સાત પેઢી નહીં લજવીએ."

ધન્ય છે ગુજરાત ! તારા ઇતિહાસમાં આજે તો રાંડીરાંડોએ સોનાના અક્ષરો પુર્યા !

સુખ દુઃખ વેઠવાં તો પડ્યાં પણ આજે આપણે સ્વાશ્રયનો કીંમતી પાઠ અનુભવથી શીખ્યા. સરકારની સહાય વિના સાત સાત દિવસ જીવતી રહેલી પ્રજાને, સરકારની મદદ વગર પોતાની વિનાશ ગ્રસ્ત ખેતીને સજીવન કરનાર પ્રજાને, ફરીથી સરકાર વગર ચલાવવાનો પ્રસંગ આવે ત્યારે એ પ્રસંગને જીરવવાની શકિતનું આજે પ્રજાને ભાન થયું છે. પ્રજા આજે ભય રહિત થઇ છે.

# વરુણદેવે વેરાન કરેલું નંદનવન

—૦—

[અનુસંધાન પૃષ્ઠ ૨૪૮ થી]

આધારે લટકી રહ્યું હતું. અસારવા સ્ટેશને મીલ મજુરોને રેલ્વેના ખાલી પડેલા ડબ્બાઓએ એમનાં બારણાં ઉઘાડાં મુકી સ્નેહથી આશ્રય આપ્યો હતો. થાકેલી મજુરણો એમનાં ભીનાં વસ્ત્રોમાં બીજાં ભીનાં વસ્ત્રો સુકવતી દેખાતી હતી. અમદાવાદ અને અસારવા વચ્ચેનાં કેટલાંક પડેલાં છાપરાં બાકીના શહેરની કરુણ કથાની સ્પષ્ટ દશા કહી દેતાં હતાં. સૌ મુગું હતુ. પણ દરેકને ભયંકર કથનીજ કહેવાની હતી. એમના વગર-બોલે એ સમજાતી હતી.

અમદાવાદનું ભર્યું ભર્યું સ્ટેશન આજે સુનું હતુ. લોકોએ પેલી હડતાળોના દિવસમાંએ અહીં વધારે વસ્તી જોઇ હશે. "ભઇ! ચીઇ ગાડી આઇ?" કહી અમદાવાદી ગામડીઆઓ ક્યાંઇ પોતપોતાના ગામના માણસોની ભાળ કાઢવા આવેલા પુછતા હતા એક બીજાને મળતાં સગાંઓ દુઃખ કહેતાં કહેતા ડુઠવો મુકતા હતાં. કઠણુ દીલો કપાઇ જાય એવું દુઃખ ઉંડું ઉંડું સૌને કોરતું હશે ત્યારેજ ગુજરાતની સખત મરદાઇ આમ મુક્ત કંઠે રડી રહે છે.

અમે અમારાં બાલકો પાસે નમતાં, નમેલા અને પડેલા મકાનોને બીકથી નમન કરતા કરતા સીધા ઘેર ગયા. ત્યાં પણ સમાચાર મળ્યા કે અમદાવાદના જે ઘરમાં મારી બહેન ભાડે રહેતી હતી તે પોળના દરવાજાનુ મોટું મકાન એમના મકાન ઉપર પડ્યું તેથી એમનો સામાન મારા ઘરમાં કેટલોક લાવ્યા ને હજી લાવવાનો છે. આ દુઃખમાં અમે સાંજ, રાત પુરી કરી.

બીજે દિવસે મારા પુત્ર ને પત્ની સાથે હું મારે ગામ જવા તૈયાર થયો; કારણ કે ગામની ને ઘરની ચિંતા અમદાવાદમાં સુખે રહેવા દે એમ નહોતું. હજી ઘણું નવું નહીં સાંભળવા જેવું સાંભળવાનું હતું.

અમદાવાદ તો પડું પડું કરી રહ્યું હતુ. સરીઆમ રસ્તાઓનાં ઘર તો ટેકાઓ ઉપર કેટલાંક અટકી રહ્યાં હતાં. અમદાવાદ, એની જાહોજલાલી ગમે તેવી હોય, પણ એક ધીચ, કમનસીબ, હવાના છેક નીચેના ગુંગળાવી મારતા પડ્યાં વસેલું, હજારો ગંદાં ગામડાંનું બનેલું એક ગંદામાં ગંદુ ને બીન સહીસલામતીવાળુ ગામડું છે. બીચારા વલ્લભભાઇ કે એના કલેકટરને ગાળો ભાંડનારા રક્ષક બુદ્ધિના અમદાવાદીઓ-માંના કેટલાંએકનાં ઘર આ કુદરતે ધરણી ઢાળ્યાં હશે? હવા, ઉજેશ, તનદુરસ્તી, મોકળાશ, કામની મજબુતીઃ અમદાવાદનાં સેંકડો ઘરોને આ આશીવાદો અમદાવાદ વસ્યું હશે ત્યારે પણ કદાચ નહીં મળ્યા હોય. લંડનની આગ જેવી આવી રેલ અમદાવાદની આ બીસ્માર બાંધણીને કેમ રાખી રહે? એનાં શહેરીઓને આ વખતે વલ્લભભાઇ આ ક્રૂર કુદરત કરતાં વધુ ડાહ્યા, વધુ ઉદાર, વધુ પ્રેમાલ કે પ્રજારક્ષક લાગ્યા નહીં તો એમની કમનસીબી!—યાવચ્ચંદ્ર દિવાકરૌ કમ નસીબીજ રહેવાની× × × વલ્લભભાઇએ અમદાવાદમાં આ વખતે એક દેવ સમાન પ્રજા કાર્ય કર્યું છે.

પણ અમદાવાદને મારે તો છોડવુંજ જોઇએ અને ફરીથી ગામડાનાં દુઃખોમાં ભળવું જોઇએ. દુઃખનાં સૌ સાથીઓ સાથેજ દુઃખને ઓછાં કરી શકે છે.

ફરીને પાછી રેલ્વેની મુસાફરી અને ફરીને ગાડીની બંને બાજુના ખંડેરો બતાવી અમારે નિઃશ્વાસ મુકવાના હતા મુસાફરોને નવું કંઇજ કહેવાનું નહોતુ. સમસ્ત ગુજરાતની ઉડતી

એકજ જાતની અફવાઓ સાંભળવાની હતી. ભરુચની, નર્મદાના પુલની, વડોદરાની, ખેડા જીલ્લાની ને અમદાવાદ જીલ્લાની.

ઘેર આવી મેં કેટલીક નવી હકીકતો પણ ઉપર વર્ણવ્યાં દુઃખનીજ જાણી. આખરે અઠવાડીઆું પુરું કર્યા અગાઉ એકાદ દિવસ પહેલાં તોફાન શમ્યાં. વરુણદેવ શાંત થયા ને એક દિશા તરફ આશાના કિરણોનો સૂર્યનો ઉજેશ જણાયો. પ્રલયકાળ પછીનાં આ રવિ દર્શન જેટલાં રમ્ય તેટલાં પ્રાણાધાર થઇ રહ્યાં.

પાણી ઓસરવા લાગ્યાં. કૃષ્ણ જન્મ કાલનાં ગોકુલ મથુરાંની જલ લીલા સંકેલી નાખવામાં આવી. પડેલું ગુજરાત કૈં આશાનો શ્વાસ ભરી ઉઠતું દેખાયું. મેં પણ આશાનાં કિરણોમાંથી કૈં શાંતિ લીધી. અને વિરાટ ભગવાનના ભયંકર દેહનાં શાંત સૌમ્ય દર્શન કર્યાં.

એ ગુજરાત ફરીથી ઉઠો, એમાં ફરીથી પાક વાવો એમાંથી ફરી જાહોજલાલીઓ જન્મ લ્યો? પણ આપણા ગુજરાત પર ગુજરેલા આસીતમો નાં સ્મરણોએ મારા મન પર ભારે અસર કરી છે તે કદી ભુસાશે નહીં. પ્રત્યેક ગામની, પ્રત્યેક નગરની નુકશાનીઓ અડસટતાં કરોડો રુપીઆતી આપણી સંચિત લક્ષ્મી આ રેલ ઘસડી ગઇ છે. અને આપણા બાપ ખેડુતવીરોનાં નિર્ધન છતાં અમોલાં સાધનો એનાં ઝુંપડાં, એનાં પાકોનું સત્યાનાશ એણે વાળ્યું છે. કેટલાએ જીવાત્માઓ આ દુઃખમાં તરફડી તરફડી શરણ વગર હત પ્રાણ થઇ ગયા હશે તેની નોંધ પણ કદી નહીં આવે. કેટલું ખાતર જે આપણા ગુજરાત ને બે વર્ષમાં સુવર્ણનું કરી શકે તે ઘસડાઇ ગયું હશે! નગરોનાં મકાનો સુઇ ગયા, ગામડાં ભાગી ગયાં, ખેતી પાયમાલ થઇ ગઇ: એ ગુજરાતની દુઃખવાર્તા જગતમાં વગર સાધને પણ ફેલાઇ ગઇ અને એના ગુજરાતીઓએ આગળ અનેકને એમના સંકટમાં સહાયતા કરેલી તે માત્ર સ્મરણ કરી ગુજરાતને ટેકો દેવા જગત બહાર આવ્યું છે. પ્રભુ ગુજરાતની અયાચક પ્રતિષ્ઠા પાળો! ટેકીલા ગૃહસ્થ ગુજરાતનો ટેક ગુજરાતીઓને ઉદારતાથી રહો—પરપ્રાંતીય નહીં.

તોફાન પછી માયાળુ સરકારના માયાળુ સ્થાનિક અમલદારો, શહેરોના ઉદાર ગૃહસ્થોના આડતીઆઓ, દાન દેવા ગામડે ગામડે ફરી ગયા પણ દરેક ગામમાં જુજ તદ્દન અસહાય વિના બહુ સંખ્યામાં કોઇ મદદ લેતું નથી. ગુજરાતના લોકોને મફતનું લેવું પ્રિય નથી.

છતાં દરેક ગામની નુકસાની લાખોની છે. પરાણે બચાવી ઘર બંધાવેલા બીજા જીંદગીમાં કયાંથી ધન લાવીને ફરી ઘર બંધાવે! ગુજરાતનો ખેડુત વર્ગ દલિત, દુઃખી દેવાદાર છે. એને કુદરતે આ વર્ષે વધુ તેવો કર્યો છે. ગામની નુકસાનીના અંદાજ મુંબાઇની સંકટ નિવારણ સમિતિ ઉપર, કોંગ્રેસ ઉપર મેં મોકલી આપ્યા છે. તેમાંથી ખાસ મદદને યોગ્ય હોય તેવા માટેજ માગણી કરી છે.

ગુજરાતના આ પારાવાર સંકટમાં સારે નસીબે સમસ્ત ગુજરાતનો સમભાવ છે. પડેલા ગુજરાતને સશક્ત કરવા એના સમૃદ્ધ બંધુઓ તૈયાર થઇ ગયા છે. આ ક્ષણિક-છતાં કદી ન ભુલાય તેવું દુઃખ એમ કૈંક રુઝાશે. ગુજરાતને આ વખતે એના ભયંકર અજ્ઞાનમાં સડતા લોકોને તાત્કાલિક આશ્વાસન આપવાનું છે. એમનાં અસંખ્ય દુઃખો નીવારવા અનેક સેવા માર્ગો સમજુ, સમૃદ્ધ ને સંસ્કારી ગુજરાતીઓએ ખેડવાના છે. પ્રભુ! ફરી અમારા પ્રિય ગુજરાતને હતું તેવું કરી દેશે! વેરાન નંદનવનમાંથી નવું નંદનવન ખીલો!

## જળપ્રલયમાં કલોલ તાલુકો

[ અનુસંધાન પૃષ્ઠ ૪૩૪ થી ]

લખાણુ ઉપર...રુ. ૩૦૦ ! ગામ દીઠ તલાટીને ત્રણ રુપીઆની ત્રીજોરી સોપાઇ...પરંતુ વહીવટદાર સાહેબે હજુ મોટી મદદ મેળવવાની આશા કદી છોડી નથી.

સાથે સાથે પડેલાં ઘરોની ગણત્રી અને થએલા નુકસાનનો અંદાજ તૈયાર કરવાના હુકમ સર સુબા સાહેબના હુકમો–કેટલાક તો જરા વગર જરુરના ધમકીવાળા...રા. વહીવટદાર સાહેબે ઘોડાનું પલાણુ માંડયું...કલોલ તાલુકામાં સો જેટલાં ગામ–quick march ફરી વળ્યા. કહેવાય છે આ પ્રાન્તમાં એમની ઝડપની નોંધ લેવાઇ છે–અને તે યોગ્યજ છે.

એક બે ઉદાહરણુ કામે અથડાયાં છે ..શરુઆતમાં કહે છે કે પ્રાન્તના મુખ્ય અમલદારોએ કોઇ ગામોમાં ખાસ આગ્રહથી એક સારા કુટુંબની વૃદ્ધ સ્ત્રી અને એક ગરીબ કુટુંબને બોલાવ્યાં "દળદર ફીટી જશે એ આશામાં ટેક છોડી તે આવ્યાં ને કહેવાય છે કે આઠ કે દશશેરખીચડીની ચીઠી ફાટી...લોકો તો જોઇજ રહ્યા...જ્યાં એક તરફ પ્રજા તરફથી મણુ બે મણુ સહેજ અપાતું હોય ત્યાં આટલી વિધિ પછીની આવી ચીઠીઓથી લોક સરકાર માટે શું ધારે ? છતાં સરકારે મદદ નથી કરી તેમ કહેવાનો ઉદ્દેશ નથી. સરકારનું વલણુ મફત આપવા કરતાં સવલત આપવા તરફ વિશેષ છે...અને કેટલીક સવલતો ખચીત સારી છે.

કલોલ તાલુકા સંકટ નિવારણ સમિતિએ જે કર્યું તેથી કરવાનું ઘણું બાકી છે તેથી વધારે લખવું ઉચિત નથી પરંતુ એટલુંજ સુચવવાની હીંમત કરું છું કે જ્યારે સામાન્ય વિપત આવે ત્યારે તે દૂર કરવા લોકે ઉદાર બની છેવટે પૈસા ન અપાય તો સહાનુભૂતિ અને પ્રોત્સાહન આપી સાર્વજનિક હિતની સાધનામાં મદદરૂપ થવું જોઇએ–હંમેશાં કામ કરવું-અને કામની બીન જવાબદારી ટીકા કરવી તે બે જુદી વસ્તુઓ છે.

અનર્થમાંથી ઘણીવાર ઇષ્ટ ઉત્પન્ન થાય છે— અને સત્ય શીખાય છે... જે ગુજરાતે અનેક દાન કરેલાં તે ગુજરાતને દાન લેવાનો વખત આવ્યો–અને 'ભાગ્યું ભાગ્યું તોએ ભરુચ'-ગુજરાત વેપારી–આર્થિક દૃષ્ટિએ અત્યારે તેજ નથી છતાં મોટાં નિવારણુ ફંડ થતાં વાર ન લાગી...અમદાવાદે ખચીત ધન્યવાદ ઘટે છે તેવી શરુઆત દરેક રીતે કરી છે... શ્રી વલ્લભભાઇ તરફ કેટલાક વખતથી કેટલાકનો કટાક્ષ હતો......વખત આવ્યો ને પાણી જણાયું......ગાંધીજીનાં પાસાં સેવ્યાં નિષ્ફલ નથી ગયા તે એમણે બહુજ મરસ રીતે બતાવ્યું છે—અને લોક શીખ્યા છે કે, હવે દેખાવ છોડી સંગીનતા પાછળ પૈસા ખરચવો જોઇએ. ઉંચાં તકલાદી હવેલાં બાંધવા કરતાં સગવડવાળાં નાનાં મજબુત ઘર બાંધવાં તે વધારે ઇચ્છવા યોગ્ય છે. કેટલીક વ્યવહારુ ખામીએ. જણાઇ છે. અને તે નીચે પ્રમાણે:—

(૧) હવે ઘર બાંધવામાં ભીંતા થાંભલા આડબંધ–વગેરે જે લાકડાંનું કામ જુનાં ઘરોમાં થતું તે નવી ઇજનેર સાઇ રીતમાં બંધ પડવાથી ઘણાં ઘર પડવા પામ્યાં છે. ફરતાં ફરતાં અમે એવુ પણુ જોયું છે, કે ફક્ત એક બે ભીંતા થાંભલાથી મોટી ઇમારતો પડતી રહી ગઇ છે. એ થાંભલાનું ખર્ચ કેટલું નુકશાન

બચાવે છે તે આવા વખતે સમજાય છે. લોક નવાં ઘર બાંધવામાં ખોટી કંજુસાઇ નહીં કરે.

( ૨ ) ટેબલ ઇંટોની સપાટી ખડબચડી થવાની જરુર છે. આ તરફ ઇંટોમાં નંબર કે નીશાન નહીં હોવાથી ગાળાની માટી સહેલથી ધોવાઇ જાય છે.

( ૩ ) માટી તે આખર માટી—ચુનો—સીમેન્ટ વધારે પ્રમાણમાં વપરાવાં જોઇએ.

( ૪ ) સીમેન્ટથી ધોળવાથી પાણીની ઝાપટ સામે ભીંતને ઠીક રક્ષણ મળે છે.

( ૫ ) ભોંયતળીયું ઉંચુ રાખવું સહી સલામતીવાળું છે. પહેલા માળ સુધી કરા તથા પછીતો બહુ મજબુત બનાવવી જોઇએ.

આ સુચનાઓ ઘણી સામાન્ય છે અને નાની છે પરંતુ એની અગત્યતા વખત આવેજ સમજાય છે...

એક એવોજ પાણીનો કીસ્સો—આરસોડીઆ—સઇન થઇ સાબરમતીને મળતો કાંસના પાણીનો નીકાલ બરાબર ન થતાં પાણી ઉભરાઇ વહી ચાલ્યાં અને કલોલના સીમાડે નદી ઉત્પન્ન થઇ.

કલોલ સ્ટેશનથી અમદાવાદ વીજાપુર તરફ રેલ્વે લાઇનના પાટા દેખાય છે. ભણેલા લોક તે પર હવા ખાવા માટે જાય છે. અને એકાદ ફર્લાંગ જતાં સાત ગરનાળા આવે છે ત્યાં અટકે છે. આ નાળાં છે તે જગાએ એક દંતકથા કહે છે કે પહેલાં નદી હતી—એનું નામ વનરા—અગર વંત્રી. કોઇ કસાઇએ ગાય કાપી એોજાર ધોયાં અને સરિતા દેવી રીસાઇ અદ્રશ્ય થઇ ગયાં. અમે આ નાળાં તરફ ફરવા જતા ત્યારે અમને આ દંતકથા યાદ આવતી અને એક નાની નદી કલોલમાં હોય તો કેવું સારુ તે ઇચ્છાઇ જતું... અમારી ઇચ્છા પૂર્ણ થઇ—આ વખતે કલોલે નદી જોઇ.

આરસોડીઆનો કાંસ ફુંટાણો ને પાણી નદી બની. આ નાળાં નીચે પુર જોસથી વહી જવા લાગ્યાં. તા. ૩૦ પછી ત્રણ દિવસ પાણી રહ્યું—અને એક બે દિવસ સંધ્યાએ ખાસ મંડળ કરી ગરનાળાં તરફ જતાં પુલની વચમાં બેસતા અને કલોલમાં નદી છે તે વિચારથી—અને દેવી કોપ પછી ખીલેલી દૈવી કુદરતના રમણીય દ્રશ્યનું પાન કરી દુઃખનાં સ્મરણોભર્યું પણ ક્ષણિક સુખદ સ્વપ્નું અનુભવતા હતા—કલોલની એ થોડા દિવસની નદી અમને તો યાદજ રહેશે—

બીજાં સ્મરણો છે પણ તે મીઠાં નથી—આ વખતે વાયુશાસ્ત્રીનો મહિમા બહુ વધી ગએલો—સીમલાના તારોની રોજ રોજ વાતો થાય—આબુ સુધી પાણી આવી પહોંચ્યાની ખબરો આવી—અને એક વાર સંધ્યાએ સાદ પડયો—"તગાવી લેવી હોય તે નામ નોંધાવી જજો. અને... અને બેહાં પાણી આવે છે માટે ચેતતા રહેજો" બેહાં પાણી ? લોકની મનોદશા એવામાં એવી કરુણ બની ગઇ હતી કે બેહાં પાણીના નામે એમની હીંમતના ઘોડા બેગી ગયા—અને અમારા પાડોશની એક નાની છોકરી ગભરાઇ નિશ્ચયમાં આવી બોલી: "બા હું તો પાટ ઉપર ચઢી જઇશ—નીચેજ નહીં ઉતરું..." બેહાં પાણીની લોકે વાટ જોયાં છતાં આવ્યાં નહીં—અને ન આવ્યાં તેજ ઠીક થયું... પરંતુ વાયુશાસ્ત્રીએ ઠીક ધ્યાન ખેંચ્યું—એને બીચારાને કોઇ ઓળખતું નહોતું—આ વખતે તો ગામડીઆઓએ પુછ્યા કે વાયનાં વડેલુ નામ પડ્યાં છે.

વરસાદ રહ્યા પછી–બીજે કે ત્રીજે દિવસે બપોરે મેડે હતો–કૈંક વિચાર ચાલતા હતા–મારા ઘરની નીચે ઓશરીમાંથી ; પોક પડી "એ બાપરે મરી ગયો..." મેં નીચે જોયું. પોક મુકનાર એક બારોટ હતા. મારા માત પિતા આશ્વાસન આપતાં હતાં–એનું નવું ઘર ટુંકા પગારની નોકરીમાંથી બચાવી બચાવી ગઇ સાલ બંધાવેલું–નોકરીના નાતાથી નાના મોટી શેખની જરુરીઆતની ચીજો ભરેલી. બધું ખલાસ. એને મન જીંદગી ડુબી જવા જેવું હતુ.

આવા તો અનેક દાખલાઓ હશે... જળ પ્રલયથી પ્રત્યક્ષ ગુજરાત સંપુર્ણ ડુબ્યું નથી—પણ ઘણી જીંદગીઓની મહેનતો ડુબી ગઇ છે.

પરંતુ હવે બંધ કરું–કપોલ તાલુકો ગુજરાતના જળ પ્રલયમાં ડુબતો ડુબતો જીવ્યો છે–કલોલ અને એનાં ગામડાં ફરી હતાં તેવાં થવા–અગર હતાં તેથી વધારે સારાં થવાની આશા રાખે છે.

Wordsworthનું વાક્ય યાદ આવે છે. "a deep distress has humanised my soul..." ગુજરાતનું હૃદય આ દુઃખે દબાઇ વધારે દયાળુ બને એમ ઇચ્છીશું.

---

# વાઘોડીઆ તાલુકામાં રેલ સંકટ

—o—

[અનુસંધાન પૃષ્ઠ ૪૩૬ થી]

પરંતુ આવા રસ્તે થઇને પણ વાઘોડીઆ સુધી અનાજ, કાપડ, અને સ્વયંસેવકોને પહોંચાડવા મોટરો મેળવી આપી તેમને વ્યવસ્થાસર પહોંચાડી આપવા 'ગુજરાત'ના ઉપતંત્રી ભાઇશ્રી દયાશંકર ભટ્ટ સતત શ્રમ ને ખંતપૂર્વક મદદ કરી રહ્યા હતા.

ખધા આગળ જાંબુવા નદીના પુલ પાસે રસ્તો ધોવાઇ જઇ ખાડા પડી ગયા. ભયંકર વરસાદને લઇ તાલુકાની ખેડાણ જમીનમાંથી પાક ધોવાઇ ગયા. અને જમીનોમાં મોટાં મોટાં કોતરો, ખાડા, અને પાણીનાં વહેણ પડી ગયાં કે એવી જમીન હાલ દુરસ્ત થઇ વાવેતર લાયક થઇ શકેજ નહી. આવી રીતે તાલુકાની કુલ જમીન વિંઘાં ૮૦૭૬ બગડી જઇ નાલાયક થઇ ગઇ છે. વળી વિંઘાં ૨૭૩૩૮ માંથી પાક ધોવાઇ ગયો છે. આ પાક પૈકી કેટલીક જમીનમાં ફરીથી પાક ઓરવામાં આવ્યો છે. આમ જમીન અને પાક બગડવાથી ગરીબ ખેડુત ઘણેજ કંગાલીઅત બની ગયો છે. કારણ કે ઉપરા ઉપરી નબળાં પડતાં વર્ષોથી શાહુકારો પણ ધીરધાર બંધ કરી બેઠા છે. ન મળે શાહુકાર પાસેથી કે ન મળે સરકાર પાસેથી. એટલે મધ્યમ વર્ગના ખેડુતોની દશા બહુ ભયંકર થતી જાય છે.

ગામડાંમાં ફરતાં એમ લોકો પાસે સાંભળી શકયા કે અમો આખો દિવસ મહેનત મજુરી કરીને થાકીને સાંજે ઘેર આવી સુઇ જઇએ. થાકેલા એટલે ઉંઘ પણ આવી જાય એટલે એકજ ઉંઘે સવાર થાય. પરહદ લાગેલી હોવાથી બદમાસો રાત્રે આવીને ઘરમાં કે થોડું ઘણું બચ્યું હોય તે પણ લેઇ જાય. આવી રીતે કેટલાંક ગામડાંમાં ખાતરો પણ પડયાં છે. પણ "ખાતર પાછળ દીવેલ"ની કહેવત પ્રમાણે લોકો ફરીયાદ કરતા નથી. તાલુકા ફોજદારને આવાં ગામો માટે કાળજીથી તપાસ કરવા વીનંતી કરી છે. છતાંએ

મે. પોલીશ કમીશ્નર સાહેબ આ તાલુકા માટે વધારે પોલીશની સવડ કરી સરહદ ઉપરનાં ગામડાંમાં રોજ ફેરણી ચાલુ કરાવી બદમાસોનો ત્રાસ મટાડે એમ ઇચ્છીએ છીએ.

ગરીબ-નિરાધારોને જોઇતી મદદ પહોંચાડ્યા પછી મધ્યમવર્ગ માટે મદદના ઇલાજની જરુર હતી. સસ્તા દરથી અનાજ પુરુ પાડવામાં આવે તો મધ્યમ વર્ગના લોકોને રાહત મળે એમ હતું. તે ઉપરથી સસ્તાં ઘી પુરું પાડવાની દુકાન અને સસ્તુ અનાજ પુરું પાડવાની દુકાન શરુ કરાવી. આથી મધ્યમ વર્ગના લોકોને સસ્તુ ઘી અનાજ અને ખેડુતોને સસ્તુ મળવાથી વ્યાપારીઓએ ચઢાવેલા ભાવથી પ્રજાને રાહત મળેલી છે.

વડોદરા કોલેજ, કળાભુવન, ટ્રેનીંગ કોલેજના વિદ્યાર્થીઓ સ્વયંસેવક તરીકે આ તાલુકામાં આવ્યા. અને પાંચ જથામાં વહેચાઇ ગયા. વળી વાઘોડીઆના સ્થાનિક સ્વયંસેવકો પણ પૂર્વ અને પશ્ચિમ તરફનાં ગામડાં વહેંચી લેઇ પગે ચાલતા, પાણી કાદવમાં વડોદરા રાજ્ય પ્રજામંડળ તરફની હકીકતો એકઠી કરવા ગામેગામ ફરી વળ્યા અને ત્રણ દિવસના ટુંકા સમયમાં ૧૨૭ ગામની હકીકત એકઠી કરી લાવ્યા. આવેલા સ્વયંસેવકોમાં કેટલાય ભાઇઓએ કોઇદિવસ એક માઇલ પણ પગે ચાલીને મુસાફરી નહીં કરેલી તેવા હતા. પણ આ મદદ કરવાના ટાંકણે દસ દસ પંદર પંદર માઇલની મુસાફરી કરી સમાજ સેવાના પાઠ શીખી શક્યા છે. વળી સ્થાનિક સ્વયંસેવકો તા૪ ઓગષ્ટથી ગામડાંમાં ફરવા લાગ્યા છે. તેઓએ પણ ગામના અન્ય પ્રજાજનોને સમાજ સેવાના પાઠ બતાવી આપ્યા છે. આ વખતે ખાસ કરી સ્વયંસેવક દળના મંત્રીઓ ભાઇ મણિલાલ કાશીવાળા અને મંગળદાસ પોલા તેમજ વેણી ભાઇ પટેલ, શંકરભાઇ પટેલ, ઇશ્વરભાઇ ઓઝા ચીમનલાલ જોષી, ઉત્સવલાલ પરીખ, વગેરે ભાઇઓએ ગામડાંમાં રખડી જે સેવાનો ફાળો આપ્યો છે તે પ્રશંસા પાત્ર છે. એટલુંજ નહીં પણ વાઘોડીઆ, જેવા પછાત તાલુકા માટે આવા કાર્યવાહકો મળી રહેલા છે એ માટે ઇશ્વરનો પાડ માનવો જોઇએ:

વાઘોડીઆમાં સમાજસેવાનાં બીજ તો વર્ષો પહેલાં ચરોતરના કેળવણીના પિતાશ્રી મોતીભાઇ નરસીંહભાઇ અમીને નાખ્યાં હતાં. તે બીજને પૂજ્ય ડૉ. સુમન્ત મહેતા જેવાઓએ પાણી પાઇ ઉછેર્યાં હતાં. છેલ્લા દશ પંદર વર્ષમાં તે ફાલી ફુલી મોટાં થયાં હતાં પણ એકાદ વર્ષથી કાર્યવાહકોમાં અંદર અંદરનો વિખવાદ થવાથી સેવાનાં કાર્યો મંદ પડ્યાં હતાં તે પાછાં આ ભયંકર આફતમાં કામ કરનારાઓના વીખવાદ ભુલાઇ જઇ સૌ ભાઇઓએ એક થઇ સેવા કરવી શરુ કરી છે.

એકંદર ગામવાર હકીકત વડોદરા રાજ્ય પ્રજામંડળ તરફથી છપાવેલાં ફોર્મમાં વડોદરા શહેરના સ્વયંસેવકો અને વાઘોડીઆના સ્વયંસેવકોએ ગામડાંમાં જઇ સ્થિતિ જોઇ તૈયાર કરી આપેલાં તે ઉપરથી લખવામાં આવી છે. આ પછાત અને ગરીબ તાલુકાની થોડી ઘણી સુંદરતા હતી તે આમ અચાનક આફતથી નષ્ટ થઇ છે. એ સત્વરે પાછી પુનરજીવન પામો એમ ઇચ્છીએ છીએ।

———— ૦ ————

# સૌરાષ્ટ્રમાં જળપ્રલય

[ અનુસંધાન પૃષ્ઠ ૪૬૪ થી ]

[ અનુસંધાન પૃષ્ઠ ૪૬૪ થી ]

એક વણિક ગૃહસ્થે જણાવ્યું કે 'સંવત ૧૯૨૪ ની સાલમાં પુર આવેલું. પણ તે ગામને પાદર દેરીએ અડકીને ચાલ્યું ગયું હતું. આ પુરે એ દેરીને પણ ઝબોળી દીધી. ગામથી સ્ટેશન સુધી બબ્બે માથોડાં પાણી હતું. એક ટેડનો છોકરો બહુ સારો તરીયો હતો. તેણે સ્ટેશનથી ઘરે આવવાની હીંમત ધરી. અર્ધો માર્ગ તરતો આવ્યો. પણ પછી તો પુરના જોસમાં તણાયો. રસ્તામા તેણે બાવળનું ઠુંઠું પકડી લીધું. બે દિવસ ભુખ્યો તરસ્યો ત્યાં તે બેસી રહ્યો. પછી ગામના લોકોએ તેને ત્રાપામાં બેસાડી બચાવ્યો. હડાળાના સ્ટેશન માસ્તર બીચારા આ વખતે સ્ટેશન ઉપરજ હતા. તે માણસ અત્યારે પણ આ વાત કરે છે ત્યારે આંખમાં ઝળઝળીયાં આવી, તેની છાતી ભરાઇ આવે છે. તે કહે છે કે દરીઆનાં મોજાં આવે તેમ સ્ટેશન ઉપર મોજાં આવતાં હતાં; ચોતરફ ગામ અને ઝાડો પાણીનાં મોજાંથી ઢંકાઇ ગયાં હતાં; વચમાં બેટ જેવા અમે બેઠા હતા. બચવાની કોઇ આશા નહોતી. એવે વખતે હડાળાના ભલા દીલના વહીવટદાર મી. હીરાચંદે ખાસ ત્રાપો બનાવરાવ્યો અને ત્યાંના બહાદુર ખેડુતો ને ત્રાપા ઉપર સ્ટેશને મોકલ્યા. તેઓ માસ્તરને તેના ઉપર બેસાડી લાવ્યા. એજ પ્રમાણે જરાપર ગામના ખેડુતોને ત્રાપા ઉપર હડાળા લાવવામાં આવ્યા હતા. હડાળા ગામમાં આશરે ૪૫૦ ઘરો પડયાં. એક લાખનું નુકશાન થયું.'

ભાલમાં ગએલી બીજી ટુકડીઓના સ્વયંસેવકોને હીસ્સે પણ નોંધવા જોગ સાહસો આવ્યાં છે. 'બેધડી મોજ' વાળા ભાઇ શયદાની ટુકડી ભાલને બીજે છેડે દેઘોલેરા પહોંચેલી. માળામાં ગોઠણબુડ કાદવ અને કંડપુર પાણીમાં થઇને, ભોમીયાની મદદથી તેઓ આગળ વધતા. અમુક ભાગમાં તો તરીને સામે પાર જવુ પડેલું.

ભાલની બધીએ ટુકડીઓને માટે ગોઠણ બુડ કાદવમાં થઇને આગળ વધવાનું તો સામાન્ય હતું. અને છતાં એ તમામ સ્વયંસેવક બંધુઓ, કાદવમાં પગ ખુંચે એટલે દેશી મોજાં પહેર્યાં એમ વિનોદ કરતા, તેમની સાહસિક કુચમાં આગળ વધતા.

રાધનપુર તરફના ચુંવાળ પ્રદેશમાં ગએલા અમારા સ્વયંસેવકોને ગળા સમાણું પાણીમાં થઇને આગળ વધવું પડેલું એટલે જેઓ સારા તરીયા હતા તેઓજ આગળ જઇ શકેલા અને બીજાને પાછા ફરવું પડેલું. બે સ્વયંસેવકો તો હીમત કરીને વાંસજાળ પાણીમાં પડીને, ભોમીયાની સંગતમાં એ વિશાલ પટ તરીને તપાસ કરવા આગળ વધેલા.

પાંચાળના પ્રદેશમાં ગએલ. સમિતિના સભ્ય ભાઇશ્રી ઝવેરચંદ મેઘાણી અને તેમના સહચારી હરિલાલ ત્રિવેદી, ઘોડાં ઉપર અખંડ પલાણ નાખીને ચાર દિવસમાં ૨ ગામડાંની જાત તપાસ કરી આવેલા.

એવીજ રીતે સમિતિ તરફથી કચ્છમાં મોકલવામાં આવેલા અમદાવાદના શારદા મંદિરવાળા શ્રી. વ્રજલાલ દવે અને તેમના સાથી ગૌરીશંકર ચાતુર્વેદી કચ્છ—વાગડનાં આશરે ૧૫૦ જેટલાં ગામમાંથી મુખ્ય મુખ્ય ગામ દિવસ અને રાત ગાડામાં અને ઉંટ ઉપર અખંડ મુસાફરી કરીને પાંચ દિવસમાં જોઇ આવ્યા.

આજ રીતે મુળ, સાયલા, ચુડા, લીંબડી, લખતર, રણપુર ચોવીશી વગેરે તમામ વિભાગોના કાર્યકર્તાઓએ અનુકરણીય ઉત્સાહ અને

અને વેગવાન ખંતથી પોતપોતાનું કામ પુરું કર્યું હોવાથી, એ બધાના સાથથી, સમિતિએ એક બાજુથી, પોતાના પ્રદેશનાં આશરે સાતસો જેટલાં ગામડાંની નુકશાનીનાં વિગતવાર પત્રકો ભરાવ્યાં અને બીજી બાજુથી એ બધાં ગામોમાં સંકટગ્રસ્તને જોઇતી સહાય પહોંચાડી. આજ સુધીમાં સમિતિ તરફથી આશરે સવા લાખ રુપીઆ રાહત કાર્યમાં ખર્ચાયા છે અને મધ્યમ વર્ગો માટે સસ્તા ભાવે લાતીઓ નાખવાની વ્યવસ્થા થઇ રહી છે. આજના અડસટ્ટા મુજબ આ રીતે. આ દીવાળી સુધીમાં, લગભગ બે લાખ રુપીઆ ખર્ચાઇ જશે.

સમિતિ તરફથી આ સહાયકાર્ય શરુ થયાને સવા મહીનો થયો છે. હવે મદદનો પહેલો અને બીજો હપ્તો આપી લોકોને હોનારતના ઝપાટા-માંથી બેઠા કરવાનો કાર્યક્રમ પુરો થયો છે. હવે મુંબઇગરા સ્વયંસેવકો એક પછી એક પાછા મુબાઇ-નેમાર્ગે પડી રહ્યા છે, અને સમિતિનું કાર્યાલય, જેમાં એક આખા મહીના સુધી દિવસ રાત કામ કરનારાઓની મેદની જામી રહેલી અને કામના અહેવાલો રજુ કરતી વખતે સ્વયંસેવકોની પોતાના સાથીઓ કરતાં વધારે પરાક્રમોથી ભરેલો રોજ-નીશી રજુ કરવાની મીઠી સ્પર્ધાથી વાતાવરણ ગરમ બની રહેતું તે સુનું સુનું બનતું જાય છે. એ છતાં એ દિવસોનાં મધુરા સ્મરણાં હજીએ મનને આલ્હાદ આપી રહ્યાં છે અને સ્વયંસેવકો-નો અખંડ કાર્યોત્સાહ અને અગાધ કાર્યભક્તિ હજીએ અંતરમાંથી સ્તુતિના ઉદ્‌ગારો ઉચરાવી રહી છે.

આ આફત દશ વર્ષ વહેલી આવી હોત તો ? ગાંધીજીએ ૧૯૧૯ માં અસહકારનું રણશીંગું વગાડયું અને ગુજરાતમાં " ચાલો સૌએ રણ મેદાન"નું યુદ્ધગીત ઝીલાયું. અને પછી અસહ-કારનો જુવાળ ઉતરતાં ગુજરાતના કાર્યકર્તાઓ રચનાત્મક કાર્ય તરફ વળ્યા, તે પહેલાં ગુજરાત ઉપર આ કેર વર્ત્યો હોત તો ? મુકાબલાઓ મુકવા કે સરખામણીઓ દોરવી એ સદા અરુચિકર અને આકરી વસ્તુ છેઃ છતાં આજે એટલું કહેવાની હીંમત થઇ શકે છે કે એક દશકા પહેલાં આવો દારુણ દાટ વળ્યો હોત તો ગુજરાતને એની અસરમાંથી મુક્ત થતાં કદાચ વર્ષો જાત; ગુજરાતનો પીડિત વર્ગ સરકાર કે અમલદાર કે રાજા મહારાજા તરફ, તેની મદદ માટે, દયામણી નજર નાખીને બેસત; અને આજે આ એક માસમાંજ, ગુજરાતની પ્રજા પોતાનાજ બળથી, પાછી સચેત બની, ગુજરાતને ફરીવાર સ્મિત ફરકાવતી લીલીછમ ફુલવાડી સર્જી રહી છે તે સ્થિતિનું તે સમયે સોણું પણ ન આવી શકત.

ગુજરાતમાં અસ્મિતા પ્રગટી છે; ગુજરાતી પ્રજાએ પોતાનું સ્વત્વ પાછું મેળવી લીધું છે; પરદેશી સરકારને લઢાઇના પડકાર મોકલવા તૈઆર થયેલી ગુજરાતી જનતાએ સરકારી અમલ-દારની મદદની વાટ સરખી જોયા વિના, તેની પરવા સરખી બતાવ્યા વિના, અન્યોન્યાશ્રયથી પાછી ઉભી થઇ જવા જેટલું આત્મબળ મેળવી લીધું છે; ગુજરાતની સાચી રખેવાળી સરકારી કલેકટર કે કમીશ્નર કે મામલતદાર કે તલાટી નથી કરતા પણ ગુજરાતનો જાહેર સેવક એ જવાબદારી ઉઠાવે છે અને પોતાની પાછળ લોકોને સ્વરાજ્યની લઢતમાં ઝુકાવવાનું કહેવાની સાથે તેમની ભીડ વખતે તેમની રક્ષાનો ભાર પણ સહર્ષ સ્વીકારે છે—એ આ આફતનો સર્વોપરિ બોધપાઠ છે.

ગુજરાતી પ્રજા અને ગુજરાતનો પ્રજાસેવક, એ બંનેએ આટલી તાકાત મેળવી લીધી છે એ આ જળપ્રલયે બતાવ્યું. જે પ્રજા અને તેનો નેતાવર્ગ આવું પાણી બતાવી શકે છે તે પ્રજા

ઉપર પ્રભુના આશિર્વાદ વરસે છે. એ પ્રજાની સ્વાધીનતાનો–સ્વરાજ્યનો દિવસ નજીક છે.

૪

પ્રજા જેને પોતાના ઇતિહાસ તરીકે પીછાને છે તેમાં તો માત્ર પ્રજાના જીવનપ્રવાહને અસર કરનારી બીનાઓ અગર તો પ્રજાના મહાપુરુષ તરીકે પંકાયેલા નરની જીંદગીની વિગતોજ નોંધાય છેઃ પણ જે તત્ત્વોનો એ જીવનપ્રવાહ બંધાય છે અગર તો જેને કરીને 'પ્રભુના મહા પુરુષ' બની શકાય છે એવો જે પ્રભુનો સામાન્ય જનસમૂહ, તેની વિશિષ્ટ કરણીની પણ કોઇ સ્થળે ભાગ્યેજ નોંધ લેવાય છે. એ નિયમ મુજબ પ્રજાના સામાન્ય માણસનાં સાહસો અને પરાક્રમો વણનોંધ્યાજ રહે છે. ઇતિહાસ લખનારને તેની પરવા હોતી નથીઃ તેમ તેની પાસે એ સામગ્રી પહોંચતી પણ નથી.

આ જળપ્રલય વેળા કયા ગામના ડુબતા માણસોને બચાવવા કોણે કોણે પ્રાણની પણ પરવા કર્યા વિના ઝંપલાવ્યું? એ અને એવા પ્રકારનાં પરાક્રમોની કોઇએ નોંધ કરી છે? આજે આપણા સુભાગ્યે એ સવાલોનો જવાબ નકારમાં વાળવા જેવી નિર્બળ દશા આપણી નથી રહી. આ વેળા, જેમ એક પાસથી ગુજરાતની પ્રજામાં પોતાનો પુરુષ ધર્મ બજાવવાની શક્તિ ફાટી છે તેમ બીજી પાસથી એ વીરતાના પ્રસંગોને નોંધવાની ઇતિહાસ–દૃષ્ટિ પણ ગુજરાતે મેળવી લીધી છે. એટલેજ 'સૌરાષ્ટ્ર' પત્ર સૌરાષ્ટ્રનાં આ જળ પ્રલયના વીરોની વીરતાની પૂજા કરવા ખાસ અંક કાઢવાની વિચારણા કરી રહ્યું છે; અને 'ગુજરાત' તો ખાસ અંક તૈયાર પણ કરી રહ્યું છે. એ ઉપરાંત ગુજરાતનાં તમામ પત્રોમાં આવાં સાહસો અને પરાક્રમો ઉપર ઉચિત પ્રશસ્તિ વરસી રહી છે.

'સૌરાષ્ટ્ર સેવા સમિતિ' ના કાર્યકર્તાઓ જળપ્રલયના ભોગ બનેલાં ગામગામડાંઓમાં ભટકીને ત્યાંના સ્થાનિક માણસોએ એ કટાકટીની ઘડીઓએ કેવા ભાવ ભજવ્યા તે સંબંધમાં જે માહીતી લાવ્યા છે તે નિરાશ હૈયામાં નવ આશાના સંચાર કરવા બસ છે–તે પ્રજાશરીરમાં નવા પ્રાણનું સંચલન થઇ રહ્યું છે એમ બતાવી આપવાને બસ છે. બધે સ્થળે પ્રજાના સામાન્ય માણસોનાં યશસ્વી કૃત્યોની યાદી લગભગ એક સરખી છે. એ બધાંનો સાર સંક્ષેપમાં રજુ કરવા હોય તો કહી શકાય કે દરેક ગામમાં જ્યારે મેઘ તાંડવે ગામનાં મકાનોની અંદર પાણી ફેલાવવા માંડ્યાં અને ગરીબોનાં ઝુંપડાં તડોતડ પડવા માંડ્યા ત્યારે, એ ગામના જુવાન, મજબુત શરીરવાળા અને નહીં જેવું શિક્ષણ પામેલા માણસોએ ઘરની બહાર નીકળી, જેમનાં મકાન પડી ગયાં હતાં તેમને ગામની કોઇ મુખ્ય જગ્યામાં મુકયા અને મહાજને તેમને માટે ખાવાની વ્યવસ્થા કરી. કોઇ કોઇ સ્થળોએ તો વૃદ્ધ માણસોએ પણ, વૃદ્ધતાની નબળાઇને ખંખેરીને અને જુવાનના ઉત્સાહ અને જોરથી ડગલાં માંડીને સંકટમાં સપડાએલા ગામજનોને સહાય આપવા માંડી જીવનને કૃતકૃત્ય કર્યું. અને પછી વરસાદ બંધ થયા પછી અને ગામને ફરી વળેલાં પાણી ઉતરી ગયા પછી, ગામના એજ સેવાભાવી ભાઇઓએ સંકટગ્રસ્તોને બનતી રાહત આપવાની પ્રવૃત્તિ તત્કાળ ઉપાડી લીધેલી.

જે ગામોમાં આ વરસાદે ઇજા નહોતી કરી તે ગામોમાં પણ પોતાના પ્રાન્તના બીજા ગામોની વહાર કરવા ફંડફાળા મોટા પાયા ઉપર થયા. કાઠીઆવાડનું કોઇ મોટું ગામ એવું ભાગ્યેજ બાકી હશે કે જ્યાં પોતાના સંકટગ્રસ્ત બાંધવોને સહાય પહોંચાડવા નિમિત્તે અનાજ, કાપડ અને દ્રવ્યનાં ઉઘરાણાં ન થયાં હોય અને તે 'સૌરાષ્ટ્ર સમિતિ' ને કે

એની-રાહત પ્રવૃતિ ચલાવી રહેલી સન્માનિત સંસ્થાને તત્કાળ–કોઇ કોઇ કીસ્સામાં તો તારથી અને ખાસ માણસોદ્વારા ન મોકલવામાં આવ્યાં હોય. અનેક ગામ અને શહેરમાંથી ત્યાંની સેવા-સંસ્થાઓ તરફથી તારથી સામેથી માગણીઓ આવેલી કે અમે સ્વયંસેવકોની ટુકડી મોકલીએ છીએ, તેને રાહત કાર્યમાં રોકી લેશો. કોઇ કોઇ સ્થળેથી તો વગર ખબર આપ્યે સ્વયંસેવકો ઉતરી પડતા. કાઠીઆવાડનાં જે જે ગામોના માનવીઓનાં હૃદય લાગણી અનુભવી શકતાં હતાં તે તે તમામ ગામોની ઉપર મુજબ સ્વયં પ્રવૃતિઓ મંડાયેલી. સાચે સાચ, પ્રલય–સપ્તાહ પછીનું પખવાડીયું તો, કાઠીઆવાડમાં માનવતાના મહોત્સવજ મંડાઇ રહેલો. ગુજરાતમાં એજ સ્થિતિ હોવી જોઇએ એમ મારી ખાત્રી છે.

સામાન્ય માણસોના એ અપરિચિત અને અપરિચિત રહેવાને નિર્માએલા વીરોની મુખ્ય સેવા પ્રવૃતિનો ખ્યાલ તો ઉપરના ફકરામાં આવી જાય છે; પણ કેટલેએ સ્થળે, કોઇ કોઇ મર્દોએ વિશિષ્ટ પરાક્રમો નોંધાવ્યાં છે. એની વિગતવાર નોંધ આપવાનો તો અવકાશ નથી; પણ તેમાંથી થોડાક કીસ્સા નીચે આપું છું.

( ૧ ) પાણીનાં પુર ચઢયે જતાં હતાં. સાંઢીડા ગામ ડુબતું જતું હતું. ઘરો, એક પછી એક જમીનદોસ્ત થતાં હતાં. એવામાં એંશી વર્ષના કાળુ રજપુતના મકાનમાંથી રાડ પડી કે ધાજો રે ધાજો ! એક રજપુત જુવાનને કાને આ અવાજ અથડાયો. એરોજ બધા વિચારને ધરને ખુણે પધરાવીને એ દોડયો. કેડપુર પાણી વીંધીને પાછળના ભાગમાં પડોશમાંજ ઉભેલા કાળુના ઘર સુધી પહોંચ્યો. જોયું તો ઘર પાણીમાં ડુબાડુબ હતું. ભીંતમાં એક પછી એક ગાબડાં પડયે જતાં હતાં. આખું ઘર, ઘરનાં બધા માણસો, ઢોરઢાંખર વગેરે બધું દટાઇ જવાની ઘડી આવી પહોંચી હતી. એ જોઇને એ રાજપુત જુવાનની બધી મર્દાઇ બહાર ધસી આવી હોય તેમ તે એક છલંગ મારીને ઘરની અંદર દાખલ થયો; પ્રથમ ડોસાને બહાર લઇ જવા માંડયો. પણ ડોસાએ સૌની પાછળ ઘર બહાર નીકળવાની હઠ લીધી. જુવાને તો કશોજ વિચાર કરવા થોભ્યા વિના ડોસાને ખંભા ઉપર નાખ્યો અને છાતી સમાણાં પાણી વીંધીને તેને સલામત સ્થળે મુકી આવ્યો. પાછા આવી તેનાં બૈરાં છોકરાંને તેની પાસે પહોંચાડ્યાં. ત્રીજી વાર જઇ તેણે એ ડોસાનાં ઢોરઢાંખરને બહાર કાઢયાં. અને એને લઇને ડેલી બહાર પગ મુકયો ત્યાં તો આખું મકાન મોટા અવાજ સાથે નીચું આવી પડયું. એ જુવાન સતર જીવને ઉગારવાની તક આપવા બદલ પ્રભુનો ઉપકાર ગાતો કાળુ ડોસા પાસે પહોંચ્યો અને તેને મકાન જમીનદોસ્ત થયાના શોક–સમાચાર દીધા. એ જુવાનનું નામ વીરુભા. આ જળ પ્રલયે આવા અનેક વીરુભાઓ સર્જ્યાં છે.

(૨) ધોલેરા પાસેના ગામડાનો તે ગરીબ પટેલ રણછોડ. ગામ ડુબી જવાની દહેશતે ગામ લોકો એક ઠેકાણે ભેગા થએલા. તેઓ જાણે મૃત્યુને જોઇ રહ્યા હતા. ત્રણ ત્રણ દિવસના વરસાદ અને પુરમાંથી છુટવાની કોઇ બારી નહોતી ખાવાનું કંઈ સાધન નહોતું. તે વખતે રણછોડને ત્યાં ઘઉંના કોથળા હતા. તે તમામ કોથળા તેણે ગામ લોકો પાસે મુકી દીધા. અને પોતે ? પોતે માળા લઇને ઘરના એક ખુણામાં બેસી ગયો. આ આફત દૂર કરવા પ્રભુનું ભજન કરવા માંડ્યું. પાંચ દિવસના ઉપવાસ થયા. છઠ્ઠે દિવસે વરસાદ બંધ થયા પછીજ વિપત્તિ દૂર થયા પછીજ, તેણે અન્ન લીધું. આ જળપ્રલય નહોત તો આ ઉદારતા અને આ તપશ્ચર્યા આપણે ક્યાંથી જોત ?

(૩) એવુંજ એક બીજું દૃષ્ટાંત કાદીપુરની એ અંત્યજ ડોશી આકાશમાંથી અખંડ ધારે પડ્યા કરતા વરસાદને થંભાવવા તેણે ઉપવાસ માંડયા અને રામની માળા ફેરવવા માંડી. એક. બે, ત્રણ અને ચાર ઉપવાસે આકાશ ચોખ્ખું થઇ ગયું. જાણે એ અંત્યજ ડોશીમાની સાચા દીલની પ્રાર્થના જગત પિતાએ સાંભળી હોય તેમ વરસાદ થંભી ગયો અને પૃથ્વી ઉપર શાંતિ પથરાઇ.

(૪) આંબલીનો એ ગરાસીઓ. નજીકનું આખું ગામ આ તણાયું, આ તણાયું એમ હતું. એ ગામ લોકોને બચાવવા જવા કોઇની હીંમત ચાલતી નહતી. તે બહાદુર રજપુત એકલો ત્રાપો લઇને ચાલ્યો. એ તાણમાં, એ પાણીના જોશમાં ત્રાપો ચલાવતો, એ ગામ પહોંચ્યો: અને એ ગામના રહ્યા સહ્યા માણસોને ત્રાપામાં બેસાડી પોતાને ઘેર લાવ્યો. વરસાદ બંધ થયો ત્યાં સુધી તેમને પોતાને ઘેર રાખી તેમની સેવા કરી. આ સાહસ અને પરમાર્થ વૃત્તિ આ જળપ્રલય વિના આપણને કયાંથી જોવા મળત.?

(૫). લીંબડી રાજ્યનું એ ગામ કરસનગઢ. ગામ ફરતાં ઝાડ નહીં. સપાટ જમીન ઉપર ઘર. ઘર બધાં માટીનાં. વરસાદ અને પુર માથે પવનનું તોફાન મંડાયું. ગામ લોકો કયાં જાય ? લોકો બધા એક મોટા ઘરના મોભા ઉપર પલાણ કરીને બેઠા. ત્રણ દિવસ અને ત્રણ રાત સુધી છાપરા વગરના મોભા ઉપર, ભુખ્યાં અને તરસ્યાં, તેમણે વખત કાઢયો. જીવ જોખમમાં નાખવાની અને નીચે ઉતરવાની કોઇ હીંમત કરતું નહતું આખરે એક કોળી જુવાન નીચે ઉતર્યો અને પોતાના ઘરમાંથી ચણા લઇ આવ્યા. એ ચણા તેણે સૌને વેચી દીધા અને સૌના પુરનાં પાણી ઓછાં થવાની વાટ જોતાં બેઠાં. પણ પુર તો ચડતાંજ ગયાં. પાસેના ગામે ખબર પહોંચી કે કરસનગઢના માણસો મરણના મોંમાં છે. બે બહાદુર ભાટઓ ત્રાપો કરીને કરસનગઢ આવ્યા અને ફેરા કરીને બધા માણસોને પોતાને ગામ તેડી ગયા. આજે કરસનગઢ સાવ તારાજ થઇ ગયું છે. એ ટીંબા ઉપર માણસો નવેસરથી માટીનાં ઝુંપડાં ઉભાં કરવા લાગી ગયાં છે.

( ૬ ) કચ્છનો અહેવાલ લખતાં શ્રી નર્મજલાલ દવે નીચે મુજબ લખે છે:

બે વસ્તુની નોંધ લેવી રહી ગઇ છે: એક તો વરસાદ દરમ્યાન કેટલેક સ્થળે નિરાધારોને કડાકા થએલા ત્યારે રાપર, ભચાઉ અને લાકડીયાના મહાજને આ ગરીબોને લાડવા વગેરે પહોંચાડી સારી સેવા બજાવી હતી. લાકડીયાના દેરાસરની મેડીમાં લગભગ સો નિરાધાર કુટુમ્બોને મહાજન આશ્રય આપ્યો હતો....એક બીજી વાતઃ કચ્છ છોડતાં અમારી નજર આગળથી ત્યાંના સ્વયં-સેવકો હજીએ ખસતા નથી. આ જળપ્રલયના અંગે કોઇએ નાણાં ઠલવ્યાં છે, કોઇએ અનાજ અને કપડાં આપી નિરાધારોને આધાર આપ્યો છે, ત્યારે કેટલાક જુવાનોએ સાહસ ખેડી ડુબતા માણસોના જાન પણ બચાવવાની સેવા કરી છે. એ બધા કરતાં ચડી જાય એવાં સહાસ તો કચ્છના બુઢ્ઢાઓએ કર્યાં છે. એ બુઝર્ગ ડોસાઓ એ કેડ કસીને, રાત દિવસ ભુખ તરસ વેઠીને જે બાર બાર ગાઉના તડાકા કર્યા છે, તેજ કચ્છના ખમીરનો સાચો ખ્યાલ આપવાને બસ છે.

ભચાઉના નગરશેઠ ૬૫ વર્ષના હેમરાજ શાહ અને લાકડીઆના મુછે અને દાઢીએ કલપ લગાવી જુવાન જેવા દેખાતા ગાંગજી શેઠ જેવાને ઉંટ ઉપર ચડીને એક સાથે બાર બાર ગામ ફરી વળતા જોઇ અમે તો સ્તબ્ધજ થઇ ગયા...

છેવટે અહેવાલ પુરો કરતાં અમારી સાથે દિવસરાત આખડનાર ભાઇ અન્તાણી વીશે

ઉલ્લેખ કર્યા વિના રહેવાતું નથી. એ લહૂં, ત્રેવીસ વર્ષનો જુવાન કાંતિપ્રસાદ આટલી નાની ઉંમરમાં વાગડના—અરે સારાએ કચ્છના એકેએક ખેડુતનો જાણે નિકટનો સંબંધી થઇ પડયો છે. સૌ દુઃખીઆં એની પાસે હૃદય હાલવે છે. આ હોનારતના સમાચાર સાંભળી ભાઇ અન્તાણીએ સૌથી પહેલાં વાગડનો પ્રયાસ શરુ કરેલો. આ દિવસોમાં દિવસની ચાળીસ ચાળીસ ગાઉની મઝલ ઘોડા પર બેસી એણે કરી છે. અમે પહોંચ્યા ત્યારે અન્તાણી ગામડાંમાં હતા. અમારા આવવાના ખબર પહોંચતાં તે ત્રીશ ગાઉથી ઘોડો દોડાવી અમને મળ્યા. ૭૦ ગામડાંની હાલત કહી. એક કલાક પુરો ન થયો ત્યાં તો અમે કહ્યું કે, આપણે અત્યારેજ રાપર જવું છે. કાંતિપ્રસાદને થાકોડો ખુબજ લાગ્યો હતો. આ પહેલાં પણ એણે દિવસ રાત્રિ ઘોડાપર મુસાફરી કર્યા કરી હતી, છતાં તે ચાલી નીકળ્યા. વળી પાછી બાર ગાઉની મઝલ રાતોરાત કરવાનું બીડું એણે ઝડપ્યું. ભાઇ અન્તાણી સાથે આટલા દિવસ રહ્યા પછીથી અમને એમજ થયું છે કે સેવાભાવના પાઠ અને કામ કરવાની રીતિ આપણા દરેક જુવાને એની પાસેથીજ શીખવી જોઇએ.

આ ઉપરાંત લોકોનું જીવન ધોરણ સામાન્ય રીતે ઉંચુ થયું છે, તેમની મનોદશા સ્વાશ્રય પ્રિય સાહસિક, શુરાતન પ્રેમી અને શુરાચરણ શોખી બની છે, તેના બીજા કેટલાય દખલાઓ આપી શકાય. ખાસ કરીને સમિતિના કાર્યકર્તાઓને લોકોની સ્વમાનની, સ્વપ્રતિષ્ઠાની, લોકોની ઉંચી ભાવનાનો જે પરિચય થયો છે તેનો તો અહીં ખાસ ઉલ્લેખ કરવો ઘટે છે. ચુડા રાજ્યના એક ગામમાં અમારા સ્વયંસેવકોને ત્યાંના અંત્યજ વાસમાં જતાં બહુજ સરસ અનુભવ થયો. ત્યાંના અંત્યજોને મદદ આપવા જતાં તેમણે જવાબ આપ્યો કે 'બાપ, આપની મેર છે. બીજાં દુઃખીને મદદ જોઇતી હોય તો બે'ક ગુણ દાણા આપી શકીએ એવી હાલત છે. આ ઝુંપડાં પડી ગયાં છે તે અમે જાતેજ ઉભાં કરી લેશું. અમારે કૈં મદદ નથી જોઇતી.' એવોજ સરસ અનુભવ ભાલમાં ફરનારા સ્વયંસેવકોને થયા છે. ભાલના અને બીજા વિભાગોનાં ઘણાખરાં ગામોએ માણસોએ મફત મદદ લેવા સાફ ના પાડી છે. આવી સ્વાશ્રયી મનોદશા, મફતનું ખાવા તરફનો આવો તિરસ્કાર એ આપણી પ્રજાને લાંબી આવરદા બક્ષનારાં અમૂલાં તત્ત્વો છે. પ્રભુ એ તત્વોને અમર રાખો!

આમ, સ્વયંસેવકો, કાર્યકર્તાઓ અને સ્થાનિક માણસોની ઉજ્જવલ કરણી ઉપર આસપાસ ચારે બાજુ ચઢેલા લાગણીના, દયાના, માનવતાના જુવાળ ઉપર જેમ જેમ વધારે ને વધારે વિચાર ચલાવતા જઇએ છીએ, તેમ તેમ ફરી ફરીવાર એમજ લાગે છે કે પ્રભુએ આવી કસોટી ન મોકલી હોત તો, માનવતાનો, બંધુપ્રેમનો, દયાધર્મનો આવો મહોત્સવ જોવાનું ક્યાંથી મળત? પ્રજામાં પ્રજાત્વ કેટલું ખીલ્યું છે, તેમાં નવ શક્તિ કેટલી પ્રગટી છે તેનું માપ ક્યાંથી નીકળત! ખરેખર, કુદરતના આ કોપ જેવા વસમા પ્રસંગ એ પ્રભુ મોકલી કસોટીઓજ છે. આવે પ્રસંગે, એ કોપનો ભોગ બનનારી અને તેની પાડોશની પ્રજા જો પ્રસંગ જેટલી જબ્બર બની શકે છે તો તે જંગ જીતી જાય છે—પ્રગતિને માર્ગે એકજ સપાટે, મોટી છલંગ મારી આગળ નીકળી જાય છે અને નહીં તો જ્યાં હોય છે ત્યાંથી પણ લપસી પડે છે. આપણા ઉપર ઉતરેલી આ આફત વેળા આપણે પ્રસંગ જેટલા જબ્બર બની શકયા છીએ અને એક મોટી છલંગ મારી

ધ્યેયને માર્ગે કયાંએ આગળ નીકળી ગયા છીએ, એમ આજે ચોકકસપણે કહી શકાય તેમ છે.

૫

આ જળપ્રલયે જેમ અનેક ઉજ્જ્વળ તત્ત્વોને સપાટી ઉપર આણ્યાં તેમ આપણા જનસમુદાયના જીવનની એક અસંત કરુણ બાજુને પણ તેના સાવ નગ્ન સ્વરૂપમાં ઉઘાડી પાડી દીધી ભારતવર્ષ કેટલો દરિદ્ર છે, આ દેશની ગ્રામ્ય જનતા કેટલી કંગાલ અવસ્થામાં જીંદગી પુરી કરે છે તેનું કોઇ દિવસ ન થઇ શકે એવું સચોટ દર્શન આ હોનાર તે કરાવ્યું. જળપ્રલય પછી આજે સવા મહીનો ચાલ્યો ગયો છે અને આસ પાસની પ્રકૃતિ નવું મનોહર રૂપ ધરી રંજક સ્મિત કરી રહી છે સારે પણ અડોશપડોશના ગ્રામ્ય પ્રદેશમાંથી નિરાધાર સ્ત્રી પુરુષ અને બાળકોનાં ટોળાં રાણપુર આવી 'સારાષ્ટ્ર સેવા સમિતિ'ના કાર્યાલય ઉપર ઘેરો નાખીજ રહ્યા છે અને તેમની કરગરતી વાણીમાં અનાજ કપડાંની ઓય મેળવવા કાલાવાલાં કરીજ રહ્યાં છે. અને એ ટોળાં કેવાં? એ ક્યાં કયાંથી ચાલીને આવે છે? માનવદેહની એબ ઢાંકવાને અંગ ઉપર પુરું ગોઠણ સુધીનું પણ કપડું ન હોય તેવા આદમીઓ, અનેક થીંગડાંવાળાં ગંધાતા, સાવ ફાટયાંતુટયાં લુગડાંથી શરીર ઢાંકયું હોય એવી સ્ત્રીઓ, સાવ નવસ્ત્રાં અને એકલાં હાડપિંજર જેવાં, ચીસો પાડતાં બાળકોની જે જમાતની જમાત જોવી હોય તો તે આ દેશમાંજ જોવા મળે: એ નિરાધારોની ફરીઆદ છે કે અમારે કંઈ જ કામ ધંધો નથી, અમે આ રીતે ભુખમરામાંજ જીંદગી પુરી કરીએ છીએ અને એક ટંકના અનાજને માટે ગાઉઓના ગાઉની મુસાફરી કરીએ છીએ.

જેમને આપણે હલકી-નીચી કોમો કહી તરછોડ્યા છે તેવા આ કોળી, વાઘરી, ઢેઢ, રબેસર, મેઘવાળ વગેરે કોમોના અને કોઇ કોઇ કીસ્સામાં તો ઉંચી બ્રાહ્મણ-વણિક વર્ણના અને ઉદ્યમપ્રિય પટેલ કણબી કોમનાં ઉંડા નિઃશ્વાસ ઉપર નિઃશ્વાસ નાખતાં સ્ત્રી, પુરુષો અને બાળકોને થોડા શેર જુવાર કે એકાદ ફાટલું લુગડું મેળવવા પંદર પંદર અને વીશ વીશ અને પચીશ પચીશ ગાઉ પગે મુસાફરી કરીને 'સમિતિ'ને દરવાજે ઉભેલાં જોયાં. એ ન જોઇ શકાય કે ન સહી શકાય એવું દૃશ્ય બની રહે છે. કેટલીક વખત, આ અનાથોની વાત સાંભળવા, તેમની માગણીની વિગતો સમજવા અને તેમનાં દુઃખનો પરિચય કરવા હું તેમની વચ્ચે જઇને ઉભું છું સારે તેમને જોઇ આંખે તમ્મર આવે અને હૃદય કંપી ઉઠે એવોજ આઘાત થાય છે.

ખીજી પાસ, સમિતિ તરફથી ગામડાંઓમાં મોકલવામાં આવેલા ભાઇઓમાંથી કોઇ કોઇની પાસેથી તેમના અનુભવની વાતો વિગતવાર સાંભળવાનું બને છે, સારે પણ તેમને મુખેથી એકજ વાત સાંભળવાની મળે છે પણ એકંદરે ગ્રામ્ય જનતાની ગરીબાઇ તો દિવસે દિવસે, મુખ્યત્વે દેશી રાજ્યોનાં અનેક વિધ ચુરુણચક્રોને પરિણામે, વધતીજ જાય છે અને શબ્દોમાં ન વર્ણવી શકાય એવી ઉંડી અને વ્યાપક બનતીજ જાય છે.

હું પોતે અમારી સમિતિના પ્રમુખ શ્રી. અમૃતલાલ શેઠની સાથે ભાલના મુલકમાં ચાર વખત જઇ આવ્યો છું અને સાંનાં ગામડાઓમાં લોકોની જે કંગાલ હાલત જોઇ છે એથી તો દંગજ થઇ ગયો છું. ભાલના અને અમારી આસપાસનાં કેટલાંક ગામડાંઓમાં સારાં ચાર ત્રાંબાપીત્તળનાં ઠામણાં એ મોટી સમૃદ્ધિ ગણાય છે. લોકોનું સમૃદ્ધિનું અને દરિદ્રનું માપ અને જીવન ધોરણ એ પ્રકારનું છે.

આ બધા પછી મારે મારા પોતા પુરતું





પતિત્યક્તા ઉર્વશી [ચિત્રકાર રા. સુધાંશુ ચૌધરી



પુસ્તક ૧૨ ] આશ્વિન ૧૯૮૩ [ અંક ૧

# ગુજરાત અને યુગધર્મ



## ગુર્જરી ગીર્વાણનું જય કીર્તન

ગાઓ, ગાઓ, વિજય ગાઓ, સર્વ ગુર્જર સંતાનો,
સમય મંગળ ગુર્જરી ગીર્વાણના યશ ગાવાનો;
અન્ય તરછોડે ભલેને દીન ને દુબળી કહી,
જેવી તેવી તોએ વહાલી વાણી એ આપણી સહી.

પ્રથમ શબ્દ મેં એ વાણીમાં શ્રવણ કર્યો માના મોઢે,
પ્રથમ શબ્દ મેં એ વાણીમાં ઉચ્ચાર્યો કાલો કોઢે.

તાત ભ્રાત સહુ સ્વજનતણા પ્રિય મુખમાં એ વાણી મહાલે.
એ વાણીનાં અમૃતઝરણાં અંતરમાં નિશદિન ચાલે;
શત શત સહસ્ર લોકો આજે એ વાણી વાપરનારા,
પંચખંડમાં પ્રસરી રહ્યા એ બૃહત વાકના ભણકારા.

જય ગાઓ, જય ગાઓ!
ગુર્જર ગીરનો જય ગાઓ!
જય ગાઓ, જય ગાઓ!

વિશ્વવદિત મર્જનજુની મહાવાણી માત છે,
બંગલા, હીંદી, મહારાષ્ટ્રી ભગિની એની ખ્યાત છે.

નરસૈંયાએ પ્રથમ ઘડી એ સુંદર રૂપવની રાણી,
પ્રેમાનંદે કીધી કેળવી વિધવિધ રસની ઝીલનારી;
નાનાલાલતણા મૃદુ કરથી લલિત બની ગૌ લટકાળી,
ગોવર્ધન, ગાંધી, ને કનૈયે કીધા સમૃદ્ધિશાળી.

જય ગાઓ, જય ગાઓ!
ગુર્જર ગીરનો જય ગાઓ!
જય ગાઓ, જય ગાઓ!

જે ભૂપર શ્રીકૃષ્ણપ્રભુએ ગજ્યદંડ કરમાં લીધો,
જે ભૂમિપર પરશુરામે ક્ષત્રિયનો વિજય કીધો;
જેની કુખના દયાનંદ ને ગાંધી સમ રત્નો ગાજે,
તેની વાકના વિજય દુંદુભિ સતત અખિલ જગમાં ગાજે.

જય ગાઓ, જય ગાઓ



# બે ખરાબ જણ

( પ્રતિષ્ઠા અને ગાંભીર્યના ઇજારદારોને નહીં વાંચવા લાયક એક નાટક )


લેખક:

રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,

પ્રમુખ, સાહિત્ય સંસદ

ચિત્રકાર:

રા. ગોરક્ષકર


## પાત્રો—જેમ આવતાં જાય છે, તેમ

ખીમજીકાકા ..................રામદાસ ડગલીવાળાનો કાકો.

શેઠ રામદાસ ડગલીવાળા...વીલાયતથી તાજા પાછા ફરેલા એક જુવાન કરોડાધિપતિ.,

મોહન ધી મેડીકો..............એક નવો ડાક્ટર.

પરશોત્તમદાસ પોપટ........એક પ્રખ્યાત સોલીસીટર.

લેખાબાઇ.......................પરશોત્તમદાસનાં સ્ત્રી.

રંભા.............................તેમની છોકરી.

ડા. જંગલ.................. ..મોહનનો ધંધાદારી મિત્ર.

સર મગનલાલ
પેપરબોક્સમેકરવાલા
પ્રાણશંકર
મેઘજી
} .......પરશોત્તમદાસના મિત્રો.

મીસ મેરી ................રામદાસ શેઠનું પ્રેમપાત્ર.

મોરારભાઇ શેઠ...............પરશોત્તમ પોપડાનો સાળો.

નાથીબાઇ ...... .........મોરારશેઠનાં ધર્મપત્ની.

ગંગામા.....................પરશોત્તમ પોપડાનાં સાસુજી.

સ્થલ—મુંબાઇ.

## આગલા પ્રવેશોનો સાર

મી. રામદાસ ડગલીવાળા એક કરોડાધિપતિ તાજેતર વીલાયતથી પાછા ફરી મુંબાઈમાં આવ્યા છે. એમના કાકા ખીમજીએ ખાસ તકલીફ ઉઠાવી નેપીઅન્સી રોડ પરનો એમનો પોતીકો બંગલો અપ-ટુ-ડેટ બનાવવામાં કશીએ મણા રાખી નથી પરંતુ આ વીલાયતથી તાજા પાછા ફરેલા શ્રીમંતને આ ગોઠવણી ને આઈની વ્હેવારકરણી ગમતાં નથી. તેના કાકાને તે પોતાનાં લગ્ન કરાવી આપવા કહે છે.

એમનીજ જ્ઞાતના મી. પરશોત્તમદાસ પોપડા સોલીસીટરની હોંશીઆર પુત્રી રંભાનું માગું કરે છે. સોલીસીટર મી. પોપડા એક લાખનો ચેક બદલામાં મળવામાં મુકી માગું સ્વીકારે છે.

રંભા રામદાસને કોઇએક અંગ્રેજી સ્ત્રી સાથે મોટરમાં ફરતાં જોઇ જાય છે ને ત્યારથી રામદાસ સાથે લગ્ન કરવાની ના પાડે છે. પૈસાનાં લોભીઆં માબાપ તેની સાથે લગ્ન કરવા આગ્રહ કરે છે.

રામદાસ રંભાને મળવા આવે છે. રંભા મળવાની ના પાડે છે. રામદાસથી અપમાન સહન થતું નથી પણ આ છોકરી સાથે લગ્ન કરવાનો લોભ જવા દેવાનો નથી આખરે લગ્નની તારીખ નક્કી કરે છે અને મી. પોપડા દીકરીને સીધી ટેરે કરી મી. રામદાસ ડગલીવાળાના વાંદરાના બંગલે લગ્નના મુહુર્ત સમયે હાજર થશે એમ ખાત્રી આપે છે.

લગ્નને દિવસે પરશોત્તમદાસ રંભાને મોટરમાં ઘાલી વાંદરા તરફ જાય છે. રસ્તામાં મોટર બગડે છે રંભા મોટરમાંથી ઉતરી નાસી જાય છે. રામદાસના વાંદરાના બંગલે ધામધુમ થઈ રહી છે. કન્યા મુહુર્ત વીતી જવા છતાં પણ આવી નથી તેના વીશે તર્કવિતર્ક ચાલે છે ત્યાં મોટરમાં રંભા મળતી નથી. રામદાસ, પરશોત્તમદાસ અને લેખાભાઈ હોહા કરી મુકે છે. અને રંભાની શોધમાં સૌ જાય છે.

રંભાને મોહન ધી મેડીકો મેળાપ થાય છે. મોહન પાસે તે આશ્રય માગે છે ને મોહન તેને આશ્રય આપવા એની એક ઓળખીતી નર્સને ત્યાં લેઈ જાય છે.

નર્સ જાનકી એક યુરોપીઅન બાઇની સારવાર કરવામાં રોકાએલી છે. તે મોહનને એના ઘરની કુંચી આપી વીદાય કરે છે.

થોડીવારે રામદાસ ડગલીવાળા પેલી યુરોપીઅન બાઈ જે તેની રખાત છે તેને મળવા આવે છે. ત્યાં તેને ખબર પડે છે કે રંભા મોહન મેડીકો સાથે નર્સ જાનકીને ત્યાં છે તે બન્નેને પકડવા જાય છે.

રંભાના મોસાળમાં રંભાનાં મા અને મામી વચ્ચે રંભા બાબત સખત ઝઘડો ચાલે છે. ત્યાં મારવાડી રંભા ને મેડીકો આવે છે. રંભા આશરો માગે છે, રંભાના મામા પોપડાને તથા ડગલીવાળાને ફોન કરી બોલાવે છે મોહન રવંડા મારી જાય છે. રંભાને એક ખુણે નાખી માળીને તેના ઉપર દેખરેખ રાખવાનું કહી મોરારજી શેઠ બહાર ગયા. માળીની નજર ચુકવી રંભા પાસે સુતેલા વાનાજી મારવાડીનો વેષ પહેરી નાસી નીકળે છે.

પોપડા, ડગલીવાળા વગેરે આવે છે. રંભા મળતી નથી પણ ઢોલ નીચે સુતેલા મારવાડીને રંભા ધારી બહાર ખેંચી લેઇ બધાં મારવા માંડે છે. આખરે ભ્રમ ભાગે છે. ને વાનાજી મોરારજી શેઠને અગાસીનો બન્તર ભાગ્યાના સમાચાર આપે છે. મોરારજી માથે હાથ દઈ રડે છે.

પોપડા ને રામદાસ વગેરે રંભાની શોધમાં મોહન મેડીકોના ઘર તરફ જાય છે.

મોહન રંભાને એના મિત્ર ડા. જંગલની મેટરનીટી હોસ્પીટલમાં સુવાવડીનો વેષ ધારણ કરાવી મોકલી દે છે. થોડીવારે રામદાસ ને પરશોત્તમદાસ રંભાને શોધતા મોહનની ડીસ્પેન્સરીમાં આવે છે રંભાનો પત્તો મળતો નથી ને એમને નાછુટકે ચાલ્યા જવું પડે છે. પણ મોહન ઉપર મારામારીનો ખોટો કેસ ઉભો કરી તેને પોલીસ ચોકીમાં પુરાવે છે. મોહન પોલીસ ચોકીમાં એના બેથા ને ગેનણ મિત્રો સાથે આનંદમાં ગુલતાન બની મઝાથી વખત પસાર કરે છે. પરંતુ મોહન પાસેથી રંભાનો પત્તો મળતો નથી ને પોલીસ મોહનને વધુ

વખત ખોટી રીતે આકાશમાં રાખવા ના પાડે છે. એટલે રામદાસ ને પરશોતમદાસ મોહનને સમજાવવાને સમજાવવા પ્રયત્ન કરે છે. પણ મોહન હરામખોરીથી પરશોતમદાસ પોપડાની અજ્ઞાન રંભાને નહીં પરણવાનું લખી આપે છે. ને મોહન છુટો થાય છે.

(હવે આગળ વાંચો).

## અંક ત્રીજો: પ્રવેશ પહેલો.

[સમય: લગભગ તેજ.

સ્થલ: ડાકટર જંગલના સુવાવડખાનાનો એક ખાસ ઓરડો. એક ખાટલા પર સુવાવડીનો પહેરવેષ પહેરી, બ્લેંકેટ ઓઢી, મોઢમાં જાપાનીસ ઢીંગલો લઇ રંભા પડી છે. તે અધીરાઇથી ઉશીકા પર માથું ઘસે છે.]

રંભા

(સ્વગત) આમ ને આમ ક્યાં સુધી-કેટલા દહાડા પડી રહેવું? આખા ગામની સુવાવડ પતશે પણ મારી તો તેની ને તેવીજ રહેવાની. પપા છેવ કાઢશે-ને પેલો ડગલીવાળો કેડો છોડે એમ નથી. આ ડાકટર નહોત તો શું થાત? મોહન splendid (બહાદુર) છે- નહીં તો અણજાણી છોકરી પાછળ આમ કોઇજ પડતું મુકે... એ જો અત્યારે કોલેજમાં હોત તો હું જરુર મેડીકલ કોલેજમાં જાત.

ડાકટર જંગલ

(આવીને) હલો પેશંટ! કેમ છે?

રંભા

મરવાની અણીપર-અધીરાઇથી.

જંગલ

(હસીને) એકલાં એકલાં બોલ્યા નહીં કરો. પાસેના ખંડની નર્સ કહેતી હતી કે તમને સનેપાત થયો છે. એ તો મેં સખત હુકમ કર્યો છે કે મેટ્રન વગર કોઇએ અહીંઆં આવવું નહીં. ઉમેદવારોને કંઇ આવી ચઢશે તો ફજેતો થશે.

રંભા

ઠીક ભાઇ! હવે છુએ તાળું મારીશ. પછી કંઇ છે? મેડીકાની કંઇ ખબર?

જંગલ

(દીલગીરીથી) ખબર જરા મઠી છે.

રંભા

(બેઠી થઇ જતાં) શી છે?

જંગલ

અરે રે રે! બેઠાં થશો તો, હમણાં કોઇ જતી આવતી નર્સનું ધ્યાન ખેંચાશે. અહિં તમારાથી બેઠા નહીં થવાય.

રંભા

(કંટાળીને) alright (ઠીક). પણ મેડીકાનું શું?

જંગલ

મને હમણાંજ ખબર આવી કે તેસંગ બાપે કોઇ મુસલમાનને ઉભો કરી મોહનને પોલીસ ચોકીમાં પુરાવ્યો છે.

રંભા

(ગભરાઇ) શું કહો છો?

જંગલ

હું હમણાં ચોકી પરજ જાઉં છું. બીચારાના ભોગ લાગ્યા છે. હમણાં પ્રેકટીસ શરુ કરી ને તરત આમ બેઆબરુ થયો. એની જીંદગી બધી બરબાદ થઇ ગઇ.

રંભા

(ક્રોધથી) હું મારા પપાને સારી રીત

ઓળખું છું! એ એનો જીવ લીધા વિના નહીં રહે. મેડીકોની જીંદગી બરબાદ થશે, ડાકટર !

જંગલ

હા; બહેન ! કાલે સવારે આખું મુંબાઇ જાણશે. ને પછી મેડીકલ કાઉંસીલ જરુર કૈં કરશે. બીચારાનું વીલાયત જઇ એફ. આર. સી. એસ. થવાનું તો ઉંચું રહ્યું પણ ધંધો પણ નહીં થવાનો.

રંભા

ડાકટર ! ડાકટર ! શું કહો છો ? હું એને બેઆબરુ થવા દઉં ? અરે પ્રભુ ! કેટલાને દુઃખી કરવા સરજાઇ છું !

જંગલ

શું કરીશું ?

રંભા

હું તેજ વિચાર કરું છું. (વાળ પીંખે છે). મેડીકો-ઉદ્ધાર પરમાર્થી મેડીકો બેઆબરુ થાય તે પહેલાં તો રામદાસની ધણીઆણી થઇને બેસીશ. ફીકર નહીં કરો; પણ ડાકટર ! ડાકટર ! કૈં રસ્તો તો બતાવો.

જંગલ

એકજ રસ્તો છે ! તમે તમારા બાપને ઘેર જાઓ તો તે તરત એને છોડવશે. અને આજનું થયું કોઇ જાણવાનું નથી.

રંભા

હું જઇશ તો પેલો રામદાસ મારે કર્મે ચોંટશે. પણ જે થાય તે ખરું. હમણાં મારા પપાને ટેલીફોન કરું છું.

જંગલ

હા, કરો. હું પાસેના પેશંટને જોઇ આવું.

રંભા

(ટેલીફોન પર જઇ) હલો !... હલો ! કોણ છો !... કોણ ? પપા ! પરશોતમદાસ સોલીસીટર ! જી હા. હું રંજુ. રંજુ !... જરા ધીરા પડો... મારો પગ મોચકાઇ ગયો છે તેથી હું સેંડહર્સ્ટ રોડ પર ડાકટર જંગલના દવાખાનામાં છું.... કોણ રામદાસ ?... હા, મને લઇ જાઓ.

એક નર્સ

(ઉતાવળી આવીને) અરે what is this ? (આ શું ?)

રંભા

(જીભ કાઢીને) આનું નામ ટેલીફોન.

નર્સ

(ડોળા કાઢી) આજે ને આજે ખાટલામાંથી ઉઠાય ? સુઇ રહો બાઇ ! પથારીમાં જાઓ, ચાલો.

રંભા

નથી ચાલતાં.

નર્સ

(રંભાને પકડીને) ચાલો ! તમને સુવાડી દઉં. ચાલો બેબી રડશે. (ચમકીને) બેબી ક્યાં છે ?

રંભા

(મોઢું નચાવી) બેબી ક્યાં છે ?

નર્સ

(પારણામાં જોઇ) અહીં આં નથી. (પથારીમાં જુએ છે) નથી ? (ચમકીને) શું કર્યું ?

રંભા

જો પેલા ગોદડાં નીચે.

નર્સ

(ગોદડું ઉચકી ઢીંગલો કાઢે છે) આ શું ? બેબી ક્યાં છે ? (ગભરાઇને જોઇ રહે છે).

રંભા

That's my baby. (એજ મારું છોકરું.)

નર્સ

Oh God ! (અરે પ્રભુ !) તદન મેડ થઇ ગઇ છે !

જંગલ

(આવીને) શું છે નર્સ ?

[ રંભા હસે છે.

નર્સ

આને ડીલીરીઅમ ( સનેપાત ) થયો છે ટેલીફોન કરે છે ને બેબીને કોણ જાણે કયાં નાખ્યું ?

જંગલ

તુ ગભરા નહીં હું એને હમણા સુનાડુ છું. તુ જા મેટ્રનને મોકલ ( ધીરેથી ) જરાક ખસ્યુ છે

નર્સ

That's it sir! ( હા, એમજ છે સાહેબ! ) [ જાય છે.



મોહન રંભાને ભેટવા જાય છે. રામો વાસણ ફેંકી દે

જંગલ

પરશોતમદાસને ટેલીફોન કર્યો ? શી ખબર આવી ? મેડીકો ક્યાં–ચોકી પર જ છે કે ?

રંભા

તે તો પુછવાની મારી હીંમત નહીં ચાલી. પણ પપા ને રામદાસ અહીંઆં આવવા નીકળ્યા છે. તે હમણાં આવી પહોંચશે. તમે જરા ગભરાશો નહીં. હું ગમે તેમ કરીને પણ મેડીકોને છોડાવીશ.

જંગલ

ચાલો ત્યારે હું પોલીસ ચોકી પર જઇ બીચારા મેડીકોને છોડાવી લઇ આવું. મને વાર લાગે તો ગભરાશો નહીં. જરુર પડશે તો મારે પોલીસ કમીશ્નર પાસે જવું પડશે. સાહેબજી ! પણ તમારું બેબી ક્યાં ગયું ? એને ઉંચું મુકી દો, નહીં તો હમણાં તમારા બાપ આવશે તે બેભાન થઇ જશે.

રંભા

( મચકો કરી ) દાદા થવાનું કોને નથી ગમતુ ? પણ જાઓ, એને છોડવી લાવો.

[ ડાકટર જંગલ જાય છે.

( સ્વગત ) એ–એ ! અરરર ! મને આ શુ થયું ? મેડીકો બોલતાં 'એ' કેમ બોલાઇ ગયું ? ( નીસાસો નાખી ) એ બીચારો જેલમાં ગયો. હું શું કરું ? એને કેમ છોડવું ? ડગલીવાલાને પરણવું પડશે તો એની જોડે અવતાર કેમ જશે ? ગંગામા કહે છે તેમ મોટાં ઘર મળશે, મોટી મોટરકાર પણ મળશે–પણ આખી જીંદગી કેમ જશે ! હું ગરીબને પેટે પડી હોત તો પણ સારું. મેડીકો મળત !— (જીભ બહાર કાઢીને) અરરર ! શું બોલાઇ જાય છે ? મેડીકો મને શા માટે પરણે ? ત્રણ દહાડાના તાજા ઓળખાણે તે કોઇ પરણે ?... મને આ પરણવાનું ઘેલું ક્યાંથી લાગ્યું છે ? પણ એ મેડીકો મને પરણશે ? ને પપા હા કહેશે ? અરે ! રામ રામ ? આખી દુનીઆ માટે ભલે સ્વાતંત્ર્ય હોય પણ મારે માટે તો ગુલામગીરીજ છે ! મારું ચાલે તો પેલા ડગલીવાળાનો જીવ લઉં. કેવોએક માણસ છે ? ક્યાં એ ને ક્યાં મોહન ? (હસીને) ખરેખર, એ એવો ફક્કડ માણસ છે—

એક અવાજ

(બારણા પાછળથી) કબુલ !

રંભા

અરે ! એ કોણ બોલ્યું ? મારું ચિત્ત અત્યારે ખસી ગયું છે. અરે રામ રામ ! એ મેડીકો ક્યારે મળશે ?

મોહન

( પાછલું બારણું ઉઘાડી અંદરથી ડોકીઉં કરી ) હાજરાહજુર છું.

[ અંદર આવે છે.

રંભા

(હસીને તેના તરફ એકદમ દોડે છે) તમે આવ્યા ?

મોહન

અમે આવ્યા ને રામુ ડગલીવાળાને પણ લાવ્યા.

રંભા

તમે ચોકીમાંથી કેમ છુટયા એ તો કહો !

મોહન

મારા જેવા મોટા ડાકટરને નકામી વાત કરવાની ફુરસદ નથી ( એક આંખ મીંચી ) મને છુટતાં વાર શી ? તમારા બાપને એવા સમજાવ્યા !

રંભા

પણ થયું શું ? કહો તો ખરા !

મોહન

મને તમારા પપા કહે ' મારી રંભુ શોધી આપો. ' મેં કહ્યું મને ખબર નથી પણ શોધવામાં મદદ કરું. પછી જાણો છો ને ! હું ને રામુ બે ગોઠીઆ, પાણીમાંના પોઠીઆ એટલે અમે

વરાવશે તો જંપવાની નથી ને એ ડગલીવાળાને જંપીને બેસવા દેવાની નથી. તમે એમ ધારો છો કે એ બીજાજના ડીંગલાનું હું ઘર માંડીશ?

મોહન

Right (ઠીક). ટુંકમાં બોલો. જો એજ નિશ્ચય હોય તો છુટવાનો એકજ રસ્તો છે.

રંભા

શો? કહોની!

મોહન

મને કહેતાં શરમ લાગે છે; મારે ગાલે શરમના શેરડા પડે છે. હું ગભરાઉં છું, ધ્રુજું છું. છતાં હું કહું છું. ખોટું લગાડશો નહીં! અને ન ગમે તોએ મને માફ કરશો. (સ્વગત) ના, નિર્દોષ છોકરીના એક પળના ગભરાટનો લાભ લઉં? મેડીકો! દીકરા! Be a man (માણસ થા). તારે પાને પડી એ સુખી નહીં થાય.

રંભા

(આંખ નચાવી) શો વિચાર કરો છો?

મોહન

(ધીમેથી) રસ્તો એકજ છે. રામુને દેખાડજો કે તમે કોઇ કોઇ વખત ગાંડાં થઇ જાઓ છો.

રંભા

હું ગાંડી થઇ જાઉં છું? અરે હા, એ રસ્તો છે. (નીસાસો મુકી સ્વગત) અરે પ્રભુ! મેં જાણ્યું કે કંઈ સરસજ રસ્તો બતાવશે. (મેડીકોને) હા, એ રસ્તો સારો છે. હમણાંજ એ આવશે એટલે આ પ્રયોગ અજમાવી જોઇશ.

મોહન

ઠીક ત્યારે હું જાઉં છું. (સ્વગત) દીકરા મારા! અણી મુકી ગયો ને હવે જીંદગીભર ફરજે એકલો આંધળા બળદ જેવો!

રંભા

(સ્વગત) અરે, રામ રામ! હોઠ સુધી અમૃત આવ્યું ને છલકાઇ ગયું! ખરી વાત છે, મેડીકો! તારા જેવા નીખાલસ ને ફક્કડ માણસને મારા જેવી સ્ત્રી શું સુખી કરવાની હતી? મેડીકો! મેડીકો! મને પ્રયત્ન કરવાની તક પણ નહી આપી? ઓ મારા મેડીકો! તું ચોકામાંથી છુટયો અને પહેલોજ મને અહીંઆં રસ્તો બતાવવા આવ્યો. હું તારો કેવી રીતે આભાર માનું? તુંજ મારો તારણહાર છે? ખરેખર, તેમાંજ હું હવે તારી પાછળ ગાંડી થઇશ. ઓ મેડીકો! (પાસે પડેલું છાપું લઇ વાંચે છે) હજુ પપા કેમ આવ્યા નહીં? (છાપામાં કોર્ટના સમાચાર પર નજર નાખીને) શું? આ શું છે? (છાપું ખોલી ફરી વાંચે છે):

"આજે હાઇકોર્ટની ત્રીજી સેશન્સ આગળ ચાલેલા મુકદ્દમામાં રામા ગણું તો મુકદ્દમો પુરો થયો. પરણેલી બાઇ સાથે તેનો પહેલી વારનો ધણી હયાત હોવા છતાં પરણવાનો રામા ગણું ઉપર આરોપ મુકવામાં આવ્યો હતો; જે પુરવાર થતાં નામદાર કોર્ટે તેને પાંચ વર્ષની કેદખાનાની શિક્ષા ઇંડીઅન પીનલ કોડની ૪૯૪ અને ૧૦૯ કલમ પ્રમાણે ફરમાવી હતી."

શું એક વાર પરણેલી સ્ત્રીને ફરીને પરણાય? (એકદમ કપાળ પર હાથ ઠોકી) An idea!—A grand idea! (એક વિચાર!-મહાન વિચાર!) બીજી વાર ફજેત થશે એટલે નામ દેવાનો નથી. (એકદમ તાળી પાડી ઉઠે છે) Beautiful! (કેવો સુંદર વિચાર!) (છાપું વાંચી) ઇંડીઅન પીનલકોડની કલમ નંબર ૪૯૪! વહાલી કલમ! મારા જીવનના આધારસમી કલમ! પાંચ વર્ષ જેલમાં. (કુદે છે) લેતો જા રામુ ડગલીવાળા! લેતાં જાઓ ગંગામા! આવી જાઓ મામી! Hip! Hip! Hurra! (કુદે છે.)

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૧૦૧]



# નૂતન વર્ષાભિનંદન


લેખક:

રા. મનહરરામ હુ. મહેતા

મંત્રી, સાહિત્ય સંસદ


સનાતન બાલ હું હસતો,
સદા સ્વર્લોકમાં વસતો.
ઉતરું પણ ભૂલોકમાં વર્ષે એકજ વાર,
કુમકુમ પગલે ચાલતો દેવા શુભ ઉપહાર.

રમતા રમતાં,
ભમતાં ભમતાં,
નંદનવનમા ઘુમીને પુષ્પ વીણી તમ કાજ,
મંગળ ગુંથી માળ મેં લ્યો મંગળ દિન આજ.

એમાં શાંતિ વેરતા મોગરા છે,
એમાં ઉલ્લાસી ગુલાબો ભર્યાં છે,
પ્રેમે સીંચ્યા ચંપકો માહીં એકે.

એ પુષ્પો છે અમી રસ થકી ઉછરેલાં વિવેકે.

એવી આ માળ મારી,
પ્રેમથી લ્યો સ્વિકારી,
અર્પું હું એ ઉમંગે.
ધારી કંઠે શરદ શતનાં ભોગવો ભોગ રંગે.



# અનુત્તર પ્રશ્ન



લેખક: શ્રી. કુસુમકુમારી મહેતા

બે હસ્તનું બુલબુલ બીચારું, હા નીસાસા નાખતું,
દર્દે ભરેલું જીગર આશા સુખની નહીં રાખતું.

નિજ સ્નેહી કેરા પાશમાં સુખ સ્વર્ગ કેરું ઇચ્છતું,
દર્શન ન દે તો સ્નેહી પણ ઝુરી મરે તે બાપડું.

ફેંકાયલું કીચડ મહીં બાંધી રુઢિના બંધને,
સડતું પડ્યું રટતું સદા પણ સ્નેહી કેરા નામને.

નીજ સ્નેહ તારો તુટતાં થઇ હૃદય વીણા ખોખરી,
કરતાં પ્રયત્નો લક્ષ પણ ના મધુર સ્વર નીકળે ફરી.

અંતર બગીચે ખીલતી આશા તણી જે વેલડી,
પડતાં નિરાશાની કુહાડી એ કપાઇને પડી.

ચાહ્યું બીચારું રોઇને ને નીર નયનોનું ખુટ્યું.
આ જગતમાં લોહનાર આંસુ કો ન તેને સાંપડ્યું.

જખ્મી જીગર છે તેહનું તે ક્યાં વિસામો પામશે?
ઓ જાણ ભેદુ સ્નેહના ઉત્તર તું તેનો આપશે!



શ્રી. કુસુમકુમારી મહેતા.

ગુજરાત: દીપોત્સવી અંક: ] [: અશ્વિન ૧૯૮૩



# રસાયણ શાસ્ત્રની થોડી બક્ષીસો

લેખક:
ડો. કુંવરજી ગો. નાયક
સભ્ય, સાહિત્ય મંસદ

શાનની બીજી કોઇપણ શાખા કરતા તે શોધી કાઢવું એ રસાયણશાસ્ત્રની મુખ્ય નેમ મનુષ્યના સુખનો તથા સુસ્થિતિનો છે રસાયણ શાસ્ત્રના અભ્યાસથી વેપાર આધાર રસાયણ શાસ્ત્ર પર વધુ પ્રમાણમાં છે. રસાયણશાસ્ત્રનો ઉદ્દેશ માત્ર દુન્યવી સંપત્તિ મેળવવાનો જ નથી, પણ દ્રવ્ય (matter)ની છેદતામાં છેલ્લી ઘટના તથા બંધારણને લગતાં મૂલ સવાલો તપાસી તેનો જવાબ મેળવવા, તથા પ્રયોગ શાળામાં થતા પ્રયોગોથી દ્રવ્યમાં શા શા ફેરફારો થાય છે, અને તે શા શા કારણોથી થાય છે,



ડો. કુંવરજી નાયક.

ઉદ્યોગમાં તથા મનુષ્ય જીવનમાં શા શા ફાયદાઓ થાય છે તેનાં થોડા દાખલા ટંકી ઉપર જણાવેલી રસાયણશાસ્ત્રના અભ્યાસની મુખ્ય નેમ બતવવા આ લેખમાં કોશીશ કરું છું.

રસાયણિક ક્રિયાઓમાં ભાગ લેતા પદાર્થોની વચ્ચે રસાયણિક ક્રિયા ચાલતી હોય ત્યારે, બીજા એવા કેટલાક પદાર્થો છે કે જે ઘણાજ થોડા પ્રમાણમાં અંદર મેળવીએ, તો એ રજ જેટલા પદાર્થો

ની હાજરીને લઇને, ચાલતી ક્રિયાના વેગમાં અનહદ વધારો થઇ શકે છે. આ બાબતનો અભ્યાસ વિજ્ઞાનની નજરથી, હમણાં હમણાંજ વિકાસ પામ્યો છે—જ્યારે મૂલ ક્રિયા બહુજ ધીમી ચાલતી હોય છે ત્યારે તેનો વેગ વધારવામાં આ પદાર્થો સચોટ મદદ કરે છે. આવા પદાર્થોને અંગ્રેજીમાં Catalysts કહે છે. શરીરની અંદર ચાલતી ક્રિયાઓમાંની કેટલીકનો અભ્યાસ પ્રયોગ શાળામાં કરતાં માલુમ પડયું કે એ ક્રિયાઓનો વેગ પણ શરીરમાં રહેલા Catalysts ની મદદથી ઝપાટાબધ ચાલે છે અને શરીરને પોષનારા જુદા જુદા પદાર્થોનું સંગઠન, એકજ જાતના પદાર્થોમાંથી એ ક્રિયા-દ્વારા બની, શરીરના દરેક ભાગને, જોઇએ તેવાજ અને જોઇએ તેટલાજ પ્રમાણમાં, પોષણ પુરું પાડે છે. આ પ્રમાણે રસાયણિક ક્રિયાનો વેગ વધારનારા પદાર્થો, હુન્નર ઉદ્યોગમાં શો ભાગ ભજવી રહ્યા છે તેનો ખ્યાલ સાધારણ માણસની નજરમાં ભાગ્યેજ આવે.

એનો એક દાખલો ટાંકું. મજીઠ ( Alizarine ) ની મદદથી બનતો આસમાની રંગ ( Sky blue alizarine ) બનાવવાના એક કારખાનામાં, જોઇતા પદાર્થો મેળવીને લોખંડમાં વાસણમાં આ પદાર્થ બનાવાતો. વખત જતાં જુનાં સાધનો બગડી જવાથી, નવાં સાધનો મુકવામાં આવ્યાં. એનાં એજ કારીગરો, એનાં એજ વાસણો, તેમજ એના એજ પદાર્થો વાપરવા છતાં, તૈયાર કરવા માટેલો રંગ બન્યોજ નહીં. પણ તેની જગ્યાએ બીજોજ રંગ ઉત્પન્ન થયો, ધણીએ તપાસ કરી, ઘણાએ પ્રયોગ અજમાવાયા પણ કૈં વળ્યું નહીં. છેવટે એમ જણાયું કે વાસણનું ઢાંકણું, લોખંડને બદલે, તાંબાનું હતું, અને તે કારણને લઇને એક રજ માત્ર તાંબુ, રંગ બનાવવાના પદાર્થો સાથે ભળતું અને વાસણમાં ચાલતી રસાયણિક ક્રિયાને આ રજ જેટલું તાંબુ જુદે રસ્તે ઝડપબંધ દોરી જતું. પરિણામે જુદોજ રંગ પેદા થતો. રજ જેટલું તાંબુ આવા ફેરફારો કરી શકે છે એ વાત ધ્યાનમાં આવતાં, જે જે ક્રિયાઓથી જુદી જુદી જાતનાં રંગ બની શકતા, તે તે ક્રિયાઓ ચાલતી વખતે રજ માત્ર તાંબાનો ઉપયોગ કરવાનું શરુ થયું. પરિણામે એક નવીન અને ઉપયોગી જાતની રંગની શ્રેણી ( Series ) જડી આવી. સેંકડો નવા રંગ બજારમાં ડોકીઆં કરવા મંડયા.

વળી આપણા ખોરાક તરફ નજર કરીએ તો ચરબીવાળા પદાર્થોમાં ખાસ કરીને માખણ અથવા ઘી મુખ્ય છે. વસ્તીના વધવા સાથે માખણની કીંમત વધી છે અને એને બદલે કામચલાઉ સસ્તા પદાર્થની જરુર પડવા માંડી છે. ફ્રેન્ચ રસાયણ શાસ્ત્રીઓએ આવી જાતનો પદાર્થ પ્રથમ તૈયાર કર્યો. ડુક્કરની ચરબીને ગરમ કરી, સાફ કરી, તેમાંથી નીકળતું તેલ જુદું પાડી તેની સાથે વનસ્પતિ તેલો જેવાં કે નાળીએરનું તેલ, કપાસીઆનું તેલ વગેરેને વલોવી, થોડું દુધ નાખી ઉપર જણાવેલો માર્ગેરીન ( margarine ) નામનો પદાર્થ બનાવ્યો જ્યારે ચરબીનો આ પ્રમાણે ઉપયોગ થવા માંડયો ત્યારે સાબુ બનાવવાને માટે વપરાતી ઘટ્ટ ચરબી મળવી મુશ્કેલ થઇ પડી. એટલે પ્રવાહી તેલોને ઘટ્ટ ચરબીનાં રૂપમાં ફેરવી નાખવાને રસાયણિક પ્રયોગો શરુ થયા. એ કાર્ય સાધવા માટે મુખ્યત્વે કરીને રજ જેટલા પ્રમાણમાં ' નીકલ ' ( nickel ) ધાતુના ઝીણા ભુકાનો ઉપયોગ કરવામાં આવ્યો, અને એ

[વધુ માટે જુઓ પૃષ્ઠ ७७]

# ઘોડેસ્વાર

લેખકઃ
રા. રમણલાલ વસંતલાલ દેસાઇ
ચિત્રકારઃ
રા. સોમાલાલ શાહ.

—o—

વર્તમાન યુગની આ વાત છે તે વાર્તા નથી. ખરી બનેલી હકીકત છે.

નાથ ચઢ્યા રણ ઘોડલે!
હું ઘેર રહી શું થીય ..

એક દિવસ કવિ નાનાલાલના વીરરસભર્યા હાડની ઉપરની પંક્તિ-ઓ મારી પત્ની ગાતી તી. તે—એટલે સૌ સમજી ગયા હશે કે મારી પત્ની સાહિત્ય રસિક છે અને એ બાબતનું સાધારણ રીતે અભિમાન હોયજ તે પોતાની નોંધપોથી લખે છે, અને હું વાચું છું. તે પ્રવાસ વર્ણનો લખે છે, અને માસિકો તેમને છાપે છે. તે નાનાલાલના નાના નાના રાસ—જેમાં-ના કેટલાક અડધા કલાક સુધી ચાલે એવડા હોય છે તે વાંચે છે અને કલાપીની ગઝલો ગાય છે. એટલું-જ નહીં પણ ઘણી વખત મને કવિતાઓના અર્થ પણ સમજાતી જાય છે. આમ મારું અભિમાન ક્ષંતવ્ય છે એમ સૌ કોઇ માનશેજ.



રા. રમણલાલ દેસાઈ

મારું પ્રિય જાનવર ઘોડો. નાનપણથીજ મને ઘોડો ઘણો ગમે છે. લુગડાં સુકવવાની, કુતરાને મારવાની અગર શોખને ખાતર હાથમા ઝાલવાની ગમે તે લાકડી મારે હાથ આવતી ત્યારે હું તે લાકડીમા ઘોડાની કલ્પના કરી લાંબી મુસાફરીએ નીકળી પડતો. પરંતુ તે બાળપણની મઝા! વધતી જતી ઉમર કલ્પનાને ચુસી ખાય છે. આજ એવી લાકડીના ઘોડા ઉપર અનેક કારણોને લેઇને હું મુસાફરી કરી શકતો નથી.

પરંતુ શોખ કંઇ જાય છે? અંતરમાં ઉંડી ઉંડી અભિલાષાઓ છુંપાઇ રહી હતી. વિજયી સૈન્યને દોરતા નેપોલીઅનનું ચિત્ર અગર શ્રીમંત સયાજીરાવનુ ચોદશ વિખ્યાત બાવલું મારા હૃદયના તારો ઝણઝણાવી મુકતું.

દરેક વીરરસની વાર્તામાં ‘ અશ્વારોહી વીર ’

લાવતા હતા. ભલે તેમ હોય પરંતુ ઘોડાને ઘોડું કહેવા જેવી તિરસ્કાર વૃત્તિ રાખવાથી ઘોડાની આખી જાતનું આપણે અપમાન કરીએ છીએ એ ભુલવું ન જોઇએ !

ઘોડા પ્રત્યે માનવાચક ઉચ્ચારણનો પ્રથમ પાઠ ફકીર પાસેથી હું શીખી ને નીકળ્યો. હું મોટો માણસ નહોતો. મારા વિચારો મારી હીલચાલ તેમજ મારાં કાર્યો ઉપર કોઇનેજ નજર રાખવાની જરૂર નહોતી. છતાં મને લાગ્યું કે આખું શહેર મારી તૈઆરી જાણી ગયું છે.

"કેમ રાજેશ્રી ? કે ઘોડે બેસવાની તરકીબમાં પડયા છો ?" ઓળખાણમાંથી મૈત્રીમાં ઝડપથી ધસ્યા આવતા એક ગૃહસ્થે રસ્તામાંજ મને ઉભો રાખી પુછયું. કેટલાકને સહજ ઓળખાણમાંથી ઘરોબાની મર્યાદામાં પ્રવેશ કરતાં બહુ સારી રીતે આવડે છે.



મને કવિતાના અર્થો પણ સમજાવી જાય છે.

'હા. સહજ વિચાર છે ખરો' મેં જવાબ આપ્યો.

'અરે ભલા માણસ, આ ઉંમરે તે ઘોડે બેસવાનું હોય ?' હું જાણે કોઇ ભયાનક પાપ કરવાનો હોઉં અને તેમાંથી રોકવા મને ચેતવણી આપતા હોય તેમ એ અર્ધમિત્ર બોલ્યા. પચીસ વર્ષ વીત્યા પછી મને મારી ઉંમર સંબંધી ઉલ્લેખો બીલકુલ ગમતા નથી. મેં પુછ્યું:

'એમાં શી હરકત છે ?'

'અરે ભલા માણસ, હવે ના આવડે. નાનપણથી શીખ્યા હોઇએ તો ઠીક છે, બાકી હવે તો અમસ્તાં ફાંફાંજ છે. આ મને ગમે તે ઘોડો આપો હું બેસી જાણું છું. પરંતુ એનું રહસ્ય સમજ્યા ?'

'ના, ભાઇ એવું રહસ્ય શું છે ?'

ચારેપાસ નજર ફેંકી કોઇ રાજા મહારાજાનું ખુન કરવાની ગંભીર મસલત કરતા હોય એવો દેખાવ કરી ધીમેથી તેમણે કહ્યું: 'નાનપણમાં જો ગધેડા ઉપર બેઠા હો તોજ તમારી રાંગ ઘોડા ઉપર જામે હું નાનો હતો ત્યારે મારા ગામમાં છુટ્ટાં ચરી ખાતાં ગધેડાંને અમે ભાઇબંધો પકડતા અને તેના ઉપર ગામ બહાર બેસતા. અત્યારે એમાંના દરેક જણને ઘોડા ઉપર બેસતાં આવડે છે. દરેક કળા નાનપણથી હાથ કરવી જોઇએ.'

ઘોડે બેસવાની કળાનું આ પ્રાથમિક શિક્ષણ મારે માટે હવે અશક્ય હતું. સંગીન પ્રાથમિક કેળવણી વિના ઉચ્ચ કેળવણી નિષ્ફળ નીવડે છે એ સિદ્ધાંત મને માન્ય હતો, એટલે નિરાશ થઇ હું આગળ વધ્યો. પરંતુ લાખો નિરાશામાંથી કવિ આશાને ખોળી કાઢે છે તો મારી એકજ નિરાશામાં તે ન મળે ? આશાની અણખેલી ભીંટ ઉઘાડનાર કોઇ મળ્યો, મારે ખભે તેનો હાથ પડ્યો.

'કેમ ? કેટલે વાત આવી ?' તેણે પુછ્યું. રાજદ્રોહ અને છુપી પોલીસના આ જમાનામાં આવી અનિશ્ચિત વાત ભયાનક ગણાય. મેં ડરતાં ડરતાં પુછ્યું: 'કયી વાત ?'

'કેમ ? તમે ઘોડે બેસતાં નથી શીખતા ?' મારું વફાદાર હૃદય ધડકતું બંધ પડ્યું–બીલકુલ બંધ નહીં–વધારે પ્રમાણમાં ધડકતું હતું તે ઓછું ધડકવા લાગ્યું.

'હજી તો હવે શીખવાનો છું !' મેં કહ્યું.

'એમ ? મારા મનમાં કે તમે લગભગ શીખી ગયા હશો—પણ હરકત નહીં. એમાં કંઇ મોટી વાત નથી. પંદર દિવસમાં તો તમને સારું આવડી જશે માત્ર બીક ન રાખવી. કમ્મરથી ટટાર રહેવું અને ઘોડો ચાલે ત્યારે તેના કાન ભણી જોયા કરવું. પછી જખ મારે છે ઘોડો ! ભલે ને અરબી હોય કે સીંધી !'

મને મારી જાત ઉપર તિરસ્કાર આવ્યો. આ ગૃહસ્થ જેમને મેં કદી ઘોડા ઉપર બેઠેલા જોયા નથી તેઓ ઘોડે બેસતાં કેવું સરસ જાણે છે ? અરબી કે સીંધી ગમે તે ઘોડાનો હીસાબ નથી ! હુંજ એક કમનસીબ નીકળ્યો કે પંદર દિવસમાં આવડી જનારી વિદ્યા ન શીખ્યો ! અને તે કેટલી સહેલી ? કમ્મરથી ટટાર રહેવું અને ઘોડાના કાન જોવા !

સ્વાભાવિક રીતેજ મારી કમ્મર ટટાર બની અને મારી આંખ આગળ ઘોડાના કાન રમવા લાગ્યા ! મને ઘોડે બેસતાં લગભગ આવડી ગયું ! એમ મને ભાસવા લાગ્યું.

આ કલ્પનામાં વિક્ષેપ પાડનારને શો શાપ દેવો ? પરંતુ શાપનો વિચાર વિક્ષેપ પાડનારના પ્રશ્ને ઉપસ્થિત થવાજ દીધો નહીં.

'સાહેબ, બહુજ સરસ ચીજ છે ! બાગમાં પણ પ્રીક્ષાયત છે ! ફરી હાથ લાગવી મુશ્કેલ છે ! સોદો કરશો !' એક ગુંડા જેવા દેખાતા માણસે મને રસ્તામાં ઉભો રાખી ધીમે રહીને પુછ્યું. સારી ચાલચલગતવાળા ગમે તે માણસને ગભરાવે એવો પ્રશ્ન મુકાયો. હું સીધો નોકરીઆત વર્ગનો માણસ ! કચેરીમાંથી પાંસરો ઘેર જનાર

ગરીબ ગામ જેવો ગૃહસ્થાશ્રમી, મને આ પ્રશ્ન શો ! મારી પાસે સારી ,ચાનગનગત ા ઘણા પ્રમાણ-પત્રો છે !

'મીયા, તમે સુખી છો !' જાણે બીજું ન તે મને પુછો છો ? કોઇ પણ વ્યાપાર, દના તી કે સોદાની મે બાધા લીધી હતી ગેરો હખાર ી હુ આગળ ચાલતા ગરો

'નહીં, નહીં સાહેબ, આપને ના ઓળખુ એમ બને? ઉંચી કાદરેછ ઓલાદ છે કનોડી જરા કાઠીયાવાડી છે. લાવખા પોતાર ગામ છે. કહો તો હુ બતાવું '

મને સહજ સમજ પડી ઘોડાની જાતના ટેક ભયુ કાગ વાગ્યા

'તમને કોણે કહ્યું ?' મે પુછ્યુ

'આ પની કચેરીના પટા વાળાએ મારે બને એક સરસ જાનવર જોઇએ છે એમ આજેજ મને જણાવ્યુ

મારે ઘોડો વેચાતો રાખવો નહોતો ઘોડ બેસતાં આવડયા પછી અને એક સાધારણ ઘોડા-ની કીમ્મત જેટ લો માસિક પગાર થયા પછી ઘોડા ની ખરીદીનો

ખ્યાલ ઉગજે મે કહ્યું 'હમણાં વિચાર નથી'

નિરાશ થએના સોદાગરે ભાવિમા સતોષ ગોઠવવાને મને જણાવ્યુ 'ભને પણ ખરીદી



રાત દિવસ મને ઘોડાનાજ સ્વપ્ન આવવા લાગ્યા

કરો ત્યારે મને પુછજો, બાળભમરીનો સવાલ જરા કઠણ છે!'

ઘોડ ને, બાળને અને ભમરીને શો સંબંધ હશે તેનો હું વિચાર કરવા લાગ્યો. બાળ તે કોણ? કવિ બાળ? જસોદાનો બાળ? કે મેઘપાળ બાળ? ભમરી તે શું? કીટ ભમરનો ન્યાય કહે છે તે તો નહીં?

'પંચકલ્યાણ હોય તો પછી બીજું જોવાનું જ રહે નહીં. પણ અબલખ હોય કે તેલીયો કુમેદ હોય તો પછી જરા જોવું પડે કે ઘોડો બહેડા ફેડ છે કે આસુઢાળ છે. ગોમનો જવામ જોઇએ અને જો સાપણ હોય તો લાખ રુપીઆનો ઘોડો પણ નકામો. સ્વારને જરુર મારે!'

હું પ્રમાણિક રહ્યો, એટલે મારા મુખે પ્રમાણિકપણે મારો ગુંચવાડો વ્યકત કર્યો. ઘોડાને ગોમમા શું થાય છે, ઘોડો બહેડા કયારે ફેડે છે, ઘોડા ઉપર બેસતાં સાપણ કયારે કરડે છે એ બધી અગમ્ય ફીલસુફીનો વિચાર કરતો હું ઘેર પરત આવ્યો.

મારો પટાવાળો ઘરમાં વાસણ સાજતો હતો. પટાવાળાનું મુખ્ય કર્તવ્ય એજ હોય છે. ઘોડો મારા મગજમાં ઘુમી રહ્યો હતો. મેં પટાવાળાને પુછ્યું: 'અલ્યા, ઘોડાની વાત સોદાગરને તેં કરી હતી?'

'હા જી.' અગમ બુદ્ધિ વાપરી શેઠની નોકરી ઉઠાવનાર આ નીમકહલાલ નોકરને લાગ્યું કે તેની નોકરીની આજે કદર થઇ.

પણ મને તેના ડહાપણ ઉપર રોસ ચઢી.

'અલ્યા, ઘોડામાં તું શું સમજે?'

અરે સાહેબ ગમે તેવો ઘોડો આપોને. ભારશા એના. વગર જીને...'

મને શરમ આવી. નોકરને પણ ઘોડે બેસતાં આવડે છે? મનેજ નહીં? તેનું વાકય અધુરું રાખી હું આગળ વધ્યો. પરંતુ આજે ઘોડા સંબંધી જ્ઞાનકોષ મારી આગળ ખુલ્લો થવાનો હતો.

'આપણે ઘોડે બેસો ત્યારે સાહેબ લોક જેવી ગોદ ન હાંકશો. છારતક, અને તેનાએ કરતાં રેવાળમાં વધારે જવું. હાથમાં ઘીનો લોટો ભરેલો હોય તોએ રેવાળમાં એક ટીપુ ઢળે નહીં!' નોકરે જણાવ્યું. મને લાગ્યું કે નોકરની આવડતના પ્રમાણમાં તેને પગાર ઘણો ઓછો મળે છે.

મારા મેજ તરફ દ્રષ્ટિ કરતાં મને જણાયું કે ઉંચા પણ ઘસાઇ ગયેલા ખાનદાનના એક ઓળખીતા નબીરાએ અશ્વ પરીક્ષાનું એક પુસ્તક મને વાંચવા મોકલાવ્યું હતું.

મારી ખાતરી થઇ કે ઘોડા વીશે મારું જ્ઞાન ઘણું વધી ગયું છે.

ત્રીજે દિવસ આવ્યો. દરમીયાન ઘોડા સંબંધી સંપૂર્ણ જ્ઞાન મને પ્રાપ્ત થયું. હીંમતથી હું યોગ્ય કપડાં પહેરી મેદાનમાં ગયો. ચાબુકસ્વાર એક મોટા ઘોડા સાથે તૈયાર બની મારી રાહ જોતા ઉભા હતા. તેમણે મને ઘોડા પાસે ઉભો રાખ્યો. મને વિચાર આવ્યો કે ઘોડો આટલો બધો ઉંચો શા માટે જોઇએ! કુતરા જેટલી ઉંચાઇ શું બસ નથી?

પેંગડા ઉપર મારો પગ મુકાતી 'માઉન્ટ, ડીસમાઉન્ટની' ભયાનક ચીસ પાડતા ચાબુક સ્વારને મેં કહ્યું: 'ઘોડો ખરાબ લાગે છે. ઉભોજ રહેતો નથીને.'

'તેઝ જાનવર હે. મત ગભરાઇએ' તેણે જવાબ આપી એ માણસની સહાય વડે મને ઘોડા

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૬૯]



# કુબ્જાનાં કામણ

લેખક:
રા. યશવંત પંડ્યા.

ચિત્રકાર:
રા. ગોરધનભાઈ પટેલ
સભા, સાહિત્ય સંસદ

## અંક પહેલો: ચિત્ર ૧

સ્થળ: યમુનાઘાટ

[ રંગીલી ઉષા પ્રગટી છે.
સોળ હજાર ગોપીઓનો એકજ કનૈયો, મંજરીમહોર્યા લીમડાની લચકતી ડાળે, એકલવાયો હીંચે છે.

ઉતાવળી જમનાનાં ખળખળ નીર વહ્યાં જાય છે. પૃથ્વીના પડ ઉપર કુદરતની લીલીછમ ચાદર બીછાઇ ગઇ છે. ]

કૃષ્ણ

( ઘેનથી ઘેરાતાં ) જ્યાં જોઉં ત્યાં નયનો ઠરી જાય છે! ( નાના નિશ્વાસ પછી ) માત્ર અંતર સળગ્યા કરે છે! ( આશ્ચર્યપૂર્વક ) એમ કેમ હશે?

[ ઉંચા ઉડાણમાંથી કોયલના સુર સંભળાય છે.

( એ કોર નજર નાખી) મીઠી, ગાયાં કરજે.

[ સુર બંધ પડે છે. કૃષ્ણ પડઘો પાડે છે. પ્રત્યુત્તરમાં ખીજવાએલી કોયલ ટુહુની રસરેલ વરસાવે છે.

ગરીબ ગોપીઓનું વસ્ત્રહરણ પણ આવું આનંદપ્રદ નહોતું! ( કૈંક તુરત ગંભીર બની ) આટલું છતાં આજે હૃદયને ભાંગી પડતું કેમ અનુભવું છું?

[ કહીંકથી શીતલ સુરાભ ફેરતી આવે છે. પળ પળ વીતતી જાય છે એમ એનાં જાદુ વધતાં ચાલે છે.

આ શું વળી! ( સશંક બનતાં ) કંસના કારસ્તાન હશે? ( દાંત કચકચાવી ) છટ! એની આવી તાકાત કેની?

[વિચારમગ્ન થઇ એ કૈં કૈં ને કેવી કેવી કલ્પનાઓ કર્યે જાય છે. આ સ્થિતિ અર્થહીન લાગતાં આખર એને પૂતના સ્મરણો આવે જાય છે.

હા; પૂતનાના વધ ખાતર હું ઘેલોતુર બન્યો હતો. કાલિય નાગના મર્દન પાછળ જીવના જોખમ ખેડ્યાં હતાં. રાધિકાના વિલાસ અંગે...

[ હૃદય ઉપર હાથ મુકી એ અટકી જાય છે.

પણ એમાંનું આજે કશું નથી રહ્યું. એ વધ, એ મર્દન, એ વિલાસ હવે સ્મૃતિમાં સાચવવાના, સંભારીને ક્યારેક દર્દનાં આંસુ સારવાના નામના પ્રસંગો જેવા લાગે છે!

[અસહ્ય મઘમઘાટ ફેલાતાં કૃષ્ણને છીંક આવે છે. માથું નીચે નમતાં એક સ્ત્રીને જતી જુએ છે. ડાળ પરથી પડતું મુકી કૃષ્ણ નીચે આવે છે. એ ધબકારાથી ભડકતાં સ્ત્રીના પગ પાછા પડે છે. આ મેલી, ખુંધી ને કબાડી સ્ત્રી આટલામાં કુબ્જા નામે ઓળખાય છે.

કુબ્જા

( ભમ્મર તાણી ) કોણ મુવો છે ?

કૃષ્ણ

(બેપરવા મજાકથી) હજુ જીવતો જાગે છે!

[ કુબ્જા પાછી ફરે છે કે કૃષ્ણને ઓળખે છે. મન જરા પાછુ હઠે છે. પણ લગીર હીંમત હારતી નથી.

કુબ્જા

કોણ ?–કૃષ્ણ ?

કૃષ્ણ

( હસતાં જતાં ) હા......આ.

કુબ્જા

તે ક્યાં લગી તારે આ બહારવટું જારી રાખવું છે ? જંપીને બેસવુંજ નથી ?

કૃષ્ણ

( મનમાં ) શું સમજતી હશે ?

કુબ્જા

કૃષ્ણ, જરા સમજણો થા. હવે નાનો નથી. સુરજ ઉગે એ પહેલાં ઉઠે તે બસ આ સારું ?

કૃષ્ણ

( કાન ખંખેરી ) હે, શું કહ્યું ?

કુબ્જા

તારે ક્યાં કોઇનું ગણકારવું છે.

[ નૂપુરનું ઠમકું કરી કુબ્જા અવળી ફરી જાય છે.

(મનમાં ) મારે શીઃ એની તમા રાખવી ? કારણ, કોઇ કાળે પણ મારામાં મોહે એવી હું છું ક્યાં ? હતીજ ક્યારે ?

કૃષ્ણ

( લટકાં કરી ) વ્રજમાં સતી છે ખરી!

કુબ્જા

( મનમાં ) પતિ હોય તે સતી કહેવાય. મારે ક્યાં કોઇ એવું સગું બન્યું છે ? ( પ્રકાશ ) ત્યારે મથુરાં નગરીને શું તું વહુઓની વખાર માનતો હતો ?

કૃષ્ણ

( સહજ ડોકું નમાવી મનમાં ) ખરું છે. કઇ ગોપી પોતાને રૂપરૂપનો અંબાર નહીં લેખતી હોય ? સમસ્ત સ્ત્રી જાતનો એ અનિવાર્ય અવગુણ હશે ! ( ચિંતન પછી) અને, સૌંદર્યમાં સ્ત્રીનું સર્વસ્વ ક્યાં આવી જાય છે ?

[ મશ્કરીભર્યા ડાહથી કૃષ્ણ કુબ્જાને નીરખ્યા કરે છે.

કુબ્જા

( મુરબ્બીવટથી ) કાનુડા, તું એ કાં ભુલે કે અમે એકેએક વ્રજનારી અમારા વીરાની તો સુભદ્રાજ છીએ ?

કૃષ્ણ

( ચમકી ) એટલે ?

કુબ્જા

ન જાણ્યું ?--તું આમ ભટક ભટક કરે એ તને શોભતી વાત છે ? ગોપજનો ભોજન વિના ભુખ્યા રહે, ગોપબાલો ધાવણ વગર તરસ્યાં રડે; ને તું ગોપવધૂઓનાં કુંડાળાં વાળીને રાસ રમે ! તારો ત્રાસ કે ઓછો નથી !

કૃષ્ણ

( આડું જોઇ ) હું ઘર ઘર નોતરાં દેવા કદી નથી ગયો.

કુબ્જા

એટલું વળી ઠીક છે.

[ કૃષ્ણને અકળામણ થવા લાગે છે.

( મનમાં ) કેવો આકર્ષક જુવાન છે ?

કૃષ્ણ

( મનમાં ) કેવી અદ્ભુત સ્ત્રી છે ? નથી રંગ, નથી ઢંગ તોએ સૌ જેટલી સહેલી નથી !

કુબ્જા

( ઠપકો દેતી, પક્કાઇમાં ) લુચ્ચા, મનમાં શી ગડમથલ ખેલી રહ્યો છું ? ( નયનોમાં મીઠાશ લાવી ) તારા ગમે તેવા દાવથી પણ આ સોગઠી નહીં મરે એટલું નક્કી માનજે.

કૃષ્ણ

( ચીઢ ઉભરાતાં ) પણ કોણે કહ્યું કે...

કુબ્જા

આમ માણસ મટીને વાત કરવી હોય તો રસ્તે પડ. અહીં કોઇ ગનાવે એમ નથી. તારા ગુસ્સાની મારે શી પડી છે ?

[ કૃષ્ણનું મગજ આકુળવ્યાકુળ થઈ જાય છે. કુબ્જા પર એક કરડી નજર નાખી તે પાસેની શિલાપર બેસી જાય છે. દૂર ક્ષિતિજની ગુલાબી લાલીમાંથી સોનેરી સુરજ જન્મતો જણાય છે. ભ્રમમુગ્ધ કુબ્જા પણ અહીં આવે છે. ને હાથમાંનું કનકપાત્ર ઘાસપર ગોઠવી, કૃષ્ણ સામે અવાક્ ઉભી રહે છે.

કુબ્જા

( બહુ વારે ) કૃષ્ણ !

કૃષ્ણ

( સામું જોઇ ) કૃષ્ણ તમને ઓળખતો નથી. ને ઓળખતા સીવાય બાઇઓનાં સાથે વાતે વળગવાની એને ગમ નથી.

કુબ્જા

( સમજી જઇ ) આમ ગાંડાં શું કાઢ છો ?

કૃષ્ણ

( ગંભીરતા જાળવી ) સાચેજ હું તમને ઓળખતો નથી.

કુબ્જા

તો હું ઓળખાવીશ. મારું નામ ત્રિવક્રા. અહીંનાં લોક મને કુબ્જાના લાડકા નામથી બોલાવે છે.

કૃષ્ણ

( વાળનાં ગુચ્છાં ખંખેરતો ) હશે.

કુબ્જા

ના; છેજ.

કૃષ્ણ

( ઠંડકથી ) તો છેજ. વારુ; પછી ?

કુબ્જા

( ગર્વથી ) મહારાજ કંસની હું માનીતી દાસી છું.

કૃષ્ણ

( તોછડાઇથી ) નહીંતર આવી તોછડાઇ ન હોય !

[ કુબ્જા ફટકો ખાઇ જાય છે.

કૃષ્ણ

કેમ ચુપ થયાં ? ઓળખાણ હજુ અધુરી લાગે છે.

કુબ્જા

ના રે. બધું આવી ગયું. ( હાસ્ય વેરતી ) શું બાકી રહ્યું છે ?

કૃષ્ણ

કયા ગોવાળનું ઘર શણગારો છો....

કુબ્જા

( હસી લઇ ) વાહ ! તને બીજુ સુજવાનુ નથી !

[ કુબ્જા જમીનમા જોતી મનમા મલકે છે.

કૃષ્ણ

( સત્તા પાથરતાં ) કહો તો ખરાં.

કુબ્જા

વળી તને માઠુ લાગશે. આ વ્રજદેશમાં આજ લગી મારે યોગ્ય મે એક પણ ધન્ય પુરુષ દીઠો નથી પછી શુ કરુ ?

કૃષ્ણ.

( મનમાં ) છે ને ? છતાં શીયળની તો આબેહુબ લક્ષ્મી છે. ( જરા વાર રહીને ) અને એ શુ ઓછું છે ?

કુબ્જા

( ગજબ શ્રદ્ધાથી ) કૃષ્ણ, મારું રૂપ વેડફી ન નાખે એવો એકાદ મેળવી આપીશ ?

કૃષ્ણ

( ખડખડ હસી) તારુ સૌંદર્ય તે નીરખ્યું છે કે સાંભળ્યું છે? કદીએ તેં, આ જમનાના અરીસામા તેં તારું પ્રતિબિંબ પાડયું છે ખરુ ?



કુબ્જાઃ કોણુ સુવો છે ?

કુબ્જા

( ભોળપ ભજવી ) હુ સાધારણુ કેવીક લાગું છું ?

કૃષ્ણ

( હળવેકથી ) જેવી જોઇએ તેવી નહીં. ઠી...ઇ...ક

કુબ્જા

( હાથથી આજ્ઞા આપી ) જા, જુઠુ બોલતા જરાએ અચકાતો નથી ? હું મને પુરેપુરી પરખું છું પચાતમાં ન ઉતરવું પડે એ માટે મે સર્વત્ર એવો પ્રભાવ પાડયો છે કે કોઇજ મારા સામું ઉચી આખે જોઇ ન શકે.

કૃષ્ણ

(વક્ર પ્રશ સાથી ) અને, તો તો એટલેજ ઇર્ષ્યાખોર પટરાણીઓએ તમને કંસદેવનાં પટદાસી બનવા દીધાં હશે !

[ કૃષ્ણનો વિવેક ઘટતો જોઇ કુબ્જા સાવચેત થવાનુ સંભાળે છે. એના પ્રથમ પ્રયોગ-તરીકે એ મદમસ્ત નયને કૃષ્ણપર મીટ ઠારે છે

કૃષ્ણ

(મનમાં) કહો ન કહો પણ આજ લગી નીરખી નહોતી એવી આ કો અનન્ય છે. એને બહારથી બેડોળ દેખું છું પણ અંતર ઉજળું લાગે છે આમ અપમાનના શબ્દોથી મારું દીલ જકડી રાખનાર આ પહેલી છે–છેલ્લી હશે !

કુબ્જા

( શાંતિથી ) કૃષ્ણ !

કૃષ્ણ

( જાગ્યા જેમ ) કુબ્જા !

કુબ્જા

આજના અવસરને ધન્ય સમજજે.

કૃષ્ણ

( કરડાકીથી ) સમજું છુ.

કુબ્જા

તો ભૂતકાલ ભુલી જા. (પાસા નાખતી ) રૂપ ને યૌવન, તારા, મારાં કે કોઇનાં સદાનાં નથી, વર્તમાને નહીં ચેત તો ભવિષ્ય ભારે પડશે. ત્યારે ઘણું મન થશે કે જીવન ગલીગુંચીને બદલે સીધે રસ્તે વટાવ્યું હોત તો ઉત્તમ હતું. પણ કર્યું નકર્યું, થયું ન થયું કદી નથી થતુ એ ક્યાં આજની વાત છે ?

કૃષ્ણ

(તોરથી) બસ કર. (મનમાં) શબ્દે શબ્દે એ આંણુસામાં વધારે સપડાવે છે !

[ માનભંગ કુબ્જા કનકપાત્ર ઉંચકી રવાના થાય છે.

કૃષ્ણ બોલાવે તો કુબ્જાને પાછાં ફરવું છે. કુબ્જા પાછી ફરે તો કૃષ્ણને બોલાવવી છે.

એવી અધીરપની એક બે પળ માડ પસાર થાય છે. આખર હારી, કૃષ્ણ સામુ ન જોવાનો ઢોંગ રમતી, કૈંક કારણસર કુબ્જા પાછી આવે છે. ને ઉભી ઉભી જમીનમા કૈંક શોધ ચલાવે છે.

કૃષ્ણ

( વિના આશ્ચર્ય ) કૈં ખોવાયુ ?–જડતુ નથી ?–કે હતુંજ નહીં !



કૃષ્ણ: જ્યાં જોઉં ત્યાં નયનો ઠરી જાય છે

કુબ્જા

( છુપું હસી, ગુસ્સો ધારણ કરી ) તને કોણે પુછ્યું ?

કૃષ્ણ

(ગળે આંગળાં ઘસતાં) શરમાળ સ્ત્રી પુછે નહીં ત્યારે બેશરમ પુરુષોનો ધર્મ છે કે પોતે પુછે. અમને મદદનો અધિકાર નથી ?

કુબ્જા

એ મફત હોય તો છે.

કૃષ્ણ

એટલે ?

કુબ્જા

એ મદદ પાછળ કશામે સ્વાર્થની સાધના

ન હોવી જોઇએ.

કૃષ્ણ

(કૃત્રિમ નરમાશથી) કુબ્જા ! તમને એકલું ક્રૂર થતાંજ આવડે છે !

કુબ્જા

(લહરથી, મનમાં) બરાબર છે. (પ્રકાશ) એમાં ગરીબ શું થઇ ગયો? (વખત વીતે) હા; મને મારું હૈયું ખોવાયાનો પુષ્કળ વહેમ છે.

કૃષ્ણ

(બેધડક) અને એ હું ખોળી આપું તો ?

કુબ્જા

(મનમાં) ચોરને વળી ખોળવાનું કેવું? (સજ્જડ દમામથી, પ્રકાશથી) શોધ્યાં શોધ્યાં હવે. ઘડી પછી અહીં પનિહારીઓ આવે એમના ઉપર તારા અખતરા અજમાવજે.

કૃષ્ણ

(કંટાળો રજુ કરી) આ એક કુટેવ કહેવાય. કેટલીક વસ્તુઓ ધારી લેવી; પછી એના પર ટીપ્પણ લંબાવ્યા કરવાં; એ શું સારા માણસનાં લક્ષણ છે? કુબ્જા, બધાં માનતાં હશે એટલો લબાડ હું નથીજ. (આસ્તે રહી) શા માટે હું તમને હેરાન કરવાનો ખ્યાલ સુદ્ધાં લાવું ! (હસતાં જતા) બીજાં અંગે મારે એટલી નવરાશ ક્યાં છે !

[ કુબ્જાને હૈયામાં ધ્રાસ્કો પડે છે.

કૃષ્ણ

(શાંત થઇ) બીજી બધી વાત જવા દો. મારે તમને એકજ વાત પુછવાની છે.

કુબ્જા

(હોંશભેર) ખુશીથી પુછ.

કૃષ્ણ

આ કનકપાત્રમાં શું છે !

કુબ્જા

.. મારું જીવતર છે.

કૃષ્ણ

જરા સમજાય એમ બોલ—બોલો.

કુબ્જા

(શબ્દો છુટા પાડી) એ માં ચં દ ન છે.

કૃષ્ણ

ચંદન ? ચંદન આટલું સૌરભવંતુ હોય છે? —પણ ચંદન ને જીવતરને શો સંબંધ ?

કુબ્જા

(હથેલી બતાવતી) આ આંગળાંથી ચંદનનું લેપન કરાવવામાં કંસ પોતાનું ભાગ્ય સમજે છે. પ્રભાતે જાગ્યા પછી ને રાત્રિએ સુતા પહેલાં એને એ વિના ચેન નથી પડતું.

[ કૃષ્ણને કંસની ઇર્ષા આવે છે.

(સગર્વ) મારી આવી મગરરી અનેકને સાલે છે.

કૃષ્ણ

(કુબ્જા પુરેપુરું ન સાંભળે એમ) મને પણ સાલે છે—કંસ પુરતી.

કુબ્જા

(લાગ સાધી) કૃષ્ણ, મનમાં શું મુંઝાય છે ?

કૃષ્ણ

મારી મુંઝવણ તમારાથી ટળે એવી નથી.

કુબ્જા

(મનમાં મારાથીજ મટે એવી છે. આતુરતાથી, પ્રકાશ) એવી શી છે ?

કૃષ્ણ

(દંભના હાંફથી મારા અંગઅંગમાં જાણે ઉષ્માની સત્તા વ્યાપી ગઇ હોય એમ લાગ્યા કરે છે ! (શિલાપરથી ઉઠી) કુબ્જા, કંસનું ચંદન કૃષ્ણને ન મળે !

[ કુબ્જા વિચારમાં કૃષ્ણનો વેષ ભજવે છે. કદાચ એની શીતલાથી શાંત થશે.

કુબ્જા

તો અલબત્ત આપીશ.

[ કૃષ્ણ પાસે જવા જાય છે કુબ્જા દૂર હટે છે

કૃષ્ણ

આમ કેમ ?

( મીઠી મીટ માંડી ) કૃષ્ણ, સાચે-જ શું તારામાં દાવાનળ પ્રગટ્યો છે ?

[ કૃષ્ણ નીચું જોઈ જાય છે

( કનકપાત્ર ધરી ) લે આ ચંદનનું પણ સોભાગ્ય હશે પણ એના વળતરમાં...

કૃષ્ણ

( ઉચ્છ્વાસમાં ) અરે ! તું કહીશ એ કબુલ છે

કુબ્જા

( પાત્ર પાછું ખેંચી, ભાર દેતી ) કબુલ છે ?

કૃષ્ણ

( જરા મંથન પછી ) હા.

કુબ્જા

( હથેળી ધરી ) તો કોલ દે કે એક રાત તું મારે ત્યાં પધારીશ.

[ કૃષ્ણ ખચકાય છે

કૃષ્ણ

(મનમાં) આવી કુબ્જાને ત્યાં રાત ગાળવા



કુબ્જા એક એક રૂપાળી યૌવનાના સ્વરૂપમાં પલટાઈ જાય છે

ની ! પણ અત્યારે તો એનો જ છું ને ?

કુબ્જા

( આંખ કરડી ) એમાં ગણતરી કરવા શું બેઠો ?

કૃષ્ણ

(સાનંદ, મનમાં) ઠેકાણે આવી ખરી. ( પ્રગટ ) ના, નથી

કુબ્જા

જોજે અત્યારે કરી એવી વાતો ત્યારે ખુશ કરીશ ( સાનમાં આવી ) પછી મને નિદ્રા આવે એટલે ચાલતો થજે.

[ કૃષ્ણની કલ્પના ભાંગી જાય છે

કુબ્જા

( ફરીથી પાત્ર ધરી ) હવે તારું ચંદન તું રાખ

[ કનકપાત્ર લેવા જતાં કૃષ્ણ ને કુબ્જાને અંગુલિ સ્પર્શ થઈ જાય છે એમ થઈ જાય છે કે કુબ્જા એક પલટી યૌવનાના સ્વરૂપમાં પલટાઈ જાય છે

બન્ને ફાટી આંખે અન્યોન્ય જોઈ રહે છે.

( પોતા સામે નજર ધરી જોતી ) કાન ! આ શું ?

કૃષ્ણ

અદ્‌ભુત આશ્ચર્ય ! ( મનમાં ) શું હશે ?

[ ચુપકીદી ચાલે છે.

કુબ્જા

( ગભરાટ દેખાડતી ) પણ હવે કંસના લોક મને ઓળખશે કેમ ?

કૃષ્ણ

( પ્રશાંત સહાનુભૂતિથી ) એ ફીકર કરવા જેવો વિષય રહ્યો છે ?

[ કુબ્જા ગુંઝળાય છે.

કુબ્જા !–હવે તો એ નામ પણ નથી શોભતું !–કુબ્જા તારું નામ બદલીએ તો...!

[ કુબ્જા જાણી જોઇને અનુત્તર રહે છે.

(કુબ્જાનો પાલવ પકડી) કેમ ? કહે ને; ક્યારે આવું ?

[ ઉછાળા મારતી સ્તનખેલડી ઢાંકવા અર્થે પાલવ છોડવવાના પ્રયાસમાં કુબ્જા ને કૃષ્ણ વચ્ચે લગીર રસમસ્તી જામે છે.

પાસેથી પસાર થતી કોઇ નાની ગોવાલણી, કૃષ્ણ ને કુબ્જાનું આ નાટક નજરે ચઢતાં; ગરગડાટ હસી પડે છે.

નયનનાં નિમંત્રણ આપી, લજ્જાળ કુબ્જા વીદાય લે છે. નફ્ફટ કૃષ્ણ અનિમિષ આંખે એને જોયાંજ કરે છે.

---

## અંક પહેલો: ચિત્ર ૨

— o —

સ્થળ: કુબ્જાનું પ્રેમમંદિર

[ઝગમગ તારલા ફુટતા જાય છે.

આંગણે ને ઓટલે રંગોળીની ચિત્રવિચિત્ર ભાતો પાથરેલી છે. બારણે આસોપાલવનાં તોરણ ઝુમે છે. મંદિરમાં પચરંગી પતાકા ફરફરે છે. ચંદરવાની ખુબી ન્યારી છે. ધુપની ફોરમ ને દીવડાનાં તેજ જ્યાં ત્યાં આડાં આવે છે.

ગર્વમૂર્તિ કુબ્જાનો મદ માતો નથી.

કુબ્જા

સૌને પોતાને ત્યાં ધસડનાર આજે મારે ત્યાં આવશે ! ( અભિમાનની ઉધરસ પછી ) કેટલાંકને એણે રઝળાવી મુકયાં છે ? મારું એ એમ થશે ? ( ડોકું ઉછાળી ) પણ હજુ તો મેં મારી દાનત દંભ નીચે દાબી રાખી છે. ને ! ( નખરાં સાથ ) એક વાર એની ગરજ જોઉં, પછી એની થાઉં. એ અગાઉ એને મારો કરીજ લઉં ! એટલુંજ હશે તોજ એના આવ્યાનું–ને મારા બોલાવ્યાનું–સાર્થક થશે. નહીંતર–હા; નહીતર તો એને આવ્યો એવો પાછો વાળતાં મને કયાં નથી આવડવાનું ?

[ કૃષ્ણ આવે છે. બધી ઝાકઝમાળ જોઇ મનમાં મજા પામે છે. પછી છુપા ખુણે અદબબંધ ઉભો રહે છે.

કુબ્જા

એક તો એ મારે લઇને કયાં આવવાનો છે ! પોતાને અંગે, પોતાના એ બોલ અંગે એને ( ભાર દઇ ) આવવું પડશે. એમાં એ ઉપકાર શું કરશે ?

કૃષ્ણ

( આગળ આવી ) સાચો ઉપકાર પોતાપર કરશે !

[ ભોંઠી પડી હોય નેમ કુબ્જાનું મોં ઉતરી જાય છે.

[વધુ માટ જુઓ પૃષ્ઠ ૮૧ ]



# :: સંગીત ::
# તેના પ્રકારો

લેખક.
સૌ. લીલા મુનશી
મ૦ભા, સાહિત્ય સંસદ

ચિત્રકાર.
રા. સુથાર



નૃત્ય પ્રેરતુ સગીત

ગાર્ય પ્રેરતુ સગીત

કોઇ કહેશે કે માનવ હૃદયના સગીત સૌથી પહેલું ક્યારે જન્મ્યુ હતું?

પણ આ પ્રશ્નજ અસ્થાને છે સગીત સૃષ્ટિ જેટલુ સનાતન છે અને એનો આવિર્ભાવ માનવ હૃદયના સૂક્ષ્મતમ ભાવો-માંથી થાય છે અથવા માણસે જ્યારે સૌથી પહેલા ઊર્મિ અનુભવી ત્યારથીજ એના જીવનમા સંગીતનો સચાર થયો, એમ કહીએ તોએ ખોટુ નથી

અને મગીતનો વિકાસ માણસની વૃત્તિઓ-ના વિકાસની સાથે-જ થયો. એના ભાવોએ જેમ જેમ વિવિધતા અને સૂક્ષ્મતા ધારણ કરવા માંડી તેમ તેમ એનુ સગીત પણ વિવિધ અને સૂક્ષ્મ થવા માંડ્યું.



વિશ્વસગીતને બસીદ્વારા વ્યક્ત કરતા શ્રીકૃષ્ણ



મનોરંજક સંગીત

નથી પણ માત્ર શ્રદ્ધાથી પ્રેરાઇ ઇશ્વરના મહિમાનું એની બુદ્ધિમાં સુઝે તેમ અને એને આવડે તે ભાષામાં તે ગુણગાન કરે છે. અને હાથમાં એકતારો લઇ આખી પૃથ્વી પર તે પ્રસારે છે એને માનાપમાનની દરકાર નથી. એને સારાખોટા કંઠની કે સંગીત જ્ઞાનનીએ પરવા નથી. એ માત્ર ગાયાજ કરે છે અને એ રીતે પોતાના આત્માને વ્યકત કરે છે

ત્રીજું ચિત્ર રાજસભામાં નર્તકી નૃત્ય સાથે ગાય છે. તેનું છે. સભા ભરાઇ છે, ઋષિ મુનિઓ અને સામતો

એના જીવનમાં જ્યારે અનેક વિધતા આવી ત્યારે એના સંગીતના પણ અનેક પ્રકારો ને રૂપાંતરો થયાં આ વિવિધતાનું કૈંક દિગ્દર્શન કરાવવાનો પ્રસિદ્ધ ચિત્રકાર રા મુલરે પ્રયત્ન કર્યો છે. એમની મુળ કલ્પનાનું શબ્દચિત્ર આપવાનો કૈંક પ્રયત્ન કરવો એટલોજ આ લઘુ લેખનો ઉદ્દેશ છે.

સૌથી પહેલું ચિત્ર સમુદ્ર તીરે બેઠેલા એક મહર્ષિ સૃષ્ટિના તત્ત્વો સાથે એકલીન થઇ આર્ષ સંગીત ઉચ્ચારે છે તેનું છે. સૃષ્ટિનું મહાસંગીત એ સાંભળે છે, ઉષા, સૂર્ય, સાગર એવાં એવા સત્ત્વોમાની ભવ્યતા એ નીરખે છે અને એના પરિણામે જે સ્વયંભૂ સંગીત સ્ફુરે તે એ આર્ષ સંગીત. અને એ મંત્રદ્રષ્ટાઓનું સંગીત સામવેદ વગેરે વેદોમા હજુ સચવાઇ રહ્યુ છે.

તે પછી બીજા ક્રમમા ભકતનુ સંગીત આવે છે. એ ઋષિઓની માફક સૃષ્ટિની ભવ્યતાથી પ્રેરાતો



મહેફીલ



કલાકારનુ સગીત

લેખની શરુઆતમાં બાણનું ભાથુ ને તીર કામઠુ લઇ એક યુવતીનુ ચિત્ર છે ચિત્રકારનો આ શય આથી વીરત્વ ભાનના સગીતથી એ પ્રેરાએલી છે એવુ કૈં દર્શાવવાનો હશે એવુ લાગે છે.

ચિત્ર છઠ્ઠુ પોતાનાજ આત્માના આન દને કલાકાર અર્થે છેડેલા સગીતમાં મસ્ત બનેલા કોઇ ગવૈય નુ છે. એ એકનો છે, એને કોઇના અભિપ્રાયનીએ દરકાર નથી એ તો પોતાનાજ આનદમા પોતે ડુબી ગયો છે

સાતમુ ચિત્ર વિશ્વ સગીત પરતાલ દઇ નૃત્ય કરતા નટરાજનું છે

ચિત્ર આઠમુ એજ વિશ્વસગીતને સુમધુર બસીદ્વારા વ્યક્ત કરતા ગોપાલ શ્રીકૃષ્ણનું છે

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૬૭]

દરબારી પાસે બેઠા છે અને સભા વચ્ચે પોતાના સુદર સગીતથી નર્તકી આખી સભાને સ્તબ્ધ કરી નૃત્ય કરે છે. એનો ઝાંઝરનો મીઠો અવાજ આખી સભાને ડોલાવે છે અને રાજા પણ એકચિત્તે ગાનારીને જોતો જોતો તેના કઠનું અમૃત પીએ છે. આપણે આને મનોરજક સગીતનું નામ આપીશુ

આવુજ દશ્ય બીજી એક સાધારણ માણસોની મહેફીલનુ છે એ જાતના સગીતની મજાહ નાની કે મોટી કોઇ પણ પક્તિનો માણસ એકઠી રીને માણી શકે છે એમા ભેદભાવ નથી જેમા સામાન્ય ભાન હોય એ સર્વ કોઇ એનો આનદ લઇ શકે છે.



વીણાવાદિનીનુ મિશ્ર સગીત



# પ્રિયાને—

લેખક:

રા. સતીશકુમાર શુક્લ.

પ્રિયે ! સૌભાગ્યના સાદા ધરે શૃંગાર આજ તું;
ભૂવન સારા વિષે મારા પ્રિયે છે છેક સાદી તું.
તથાપિ તું છતાં સાદી અજબ છે આંખમાં જાદુ,
વદનની સાળુ સાદામાં મધુરતા ઓર કાંઇ સ્વાદુ.
સ્વભાવે રમ્ય કાંતિને નહીં શૃંગારની પરવા,
સુકાંતિના મયુરોની કશી દરકાર ચીતરવા.
ખરે છે ફુલડાં વિધવિધ મધુરા હાસ્યથી તારા,
કોમળ તુજ અંતરે પ્રિયે ! વહે છે પ્રેમની ધારા.
ચળકતા રમ્ય કેશોની અનુપમ વાંકડી શોભા,
ધવલ · આ ભાલમાં કાળી રમે છે કેશની આભા.
ભ્રમર આ વાંકડી કાળી મદનના ચાપ શી એઠી,
રસીલી આંખ અણીયાળી જઇને કાનમાં પેઠી.
નયન એ સ્નેહભીનામાં હજારો ચંદ્રિકા છુપી,
સકળ સંતાપને શાંતિ જગતનાં જાય છે છુપી
રુપેરી ગાલમાં રાતી લસે છે, છાંટ અણુમૂલી
કંઇ લાખો ગુલાબોમાં જડી ના ગાલની લાલી.
મધુર આ કંઠ તારામાં છુપેલી કોયલો બોલે,
થઇને ગાનમાં ગુલતાન હૃદય મસ્તાન આ ડોલે.
લીલી કંચુકીમાં ઉંચા મનોહર કુચના ભારે,
નમીને સ્હેજ નીચી તું અનુપમ કાન્તિને ધારે.
જરી ઉંચી જરી નીચી રહી જો હોત તું પ્યારી,
નમ્યાની રમ્ય શું શોભા જરુરથી હોત ગઇ મારી.
રૂપેરી મુખના ચંદ્રે ભર્યું છે નૂર આલમનું,
કહે તે કેમ ના કોરે કલેજું ઇશ્કી આશકનું ?
પ્રિયે સાદી છતાં મારા ઉરે તું શાહજાદી છે,
અધરના પાનમાં મારી હજારો રાજગાદી છે.




લેખક:
રા. 'દૃઢ ભાજક'

## પાત્રો

**પ્રભુદાસ.**
**મેનાકુંવર.........**પ્રભુદાસની બીજી વખતની સ્ત્રી, ઇંદુલાલની ઓરમાણુ મા.
**કુસુમ..........** તેમની નાની પુત્રી.
**ઇંદુલાલ...... ...**પ્રભુદાસનો પહેલી પત્નીનો પુત્ર.
**પુષ્પા...........**ઇંદુલાલની પત્ની.
**સુરજબાઇ.......**મેનાકુંવરની મોટી પુત્રી વિદ્યાની સાસુ

## સૂચિત પાત્રો

**વિદ્યા...........**મેનાકુંવરની મોટી પુત્રી.
**કનૈયાલાલ ......**વિદ્યાનો પતિ

## પ્રવેશ ૧ લો

[સમયઃ બપોરના ૧૨.

સ્થળઃ પ્રભુદાસનું ઘર.

ઉપલા ચોકમાં મેનાકુંવર હીંચકા ઉપર બેઠાં છે, અને પાન બનાવી તેમાં તમાકુ નાખે છે. સામે બાંકડા ઉપર કુસુમ રુમાલ ગુંથતી બેઠી છે. મા દીકરી, કોઇ કૈં બોલતું નથી. કુસુમનું મોઢું ચીઢાયેલું લાગે છે. થોડી વાર પછી વાતચીત ચાલે છે. ઉપર મેડા ઉપર પ્રભુદાસ બેઠા છે તે બધું સાંભળે છે.]

કુસુમ

બા, તું ગમે તેમ કહે પણ એમનાથી આવું તો નજ થાય. એ એમના મનથી એમ માનતા હશે કે આપણને કયાં કોઇ કહેનાર છે. આપણે એમને અત્યાર સુધી આમંત્ર્યા અને દરેક વખતે એમનું માન રાખ્યું ત્યારે છેવટે તેમણે એનો આવોજ બદલો આપ્યો.

મેનાકુંવર

( અકળાઇને ) પણ હજી કૈં ચોક્કસ તો થાય. વાત શી છે એ તો સમજે નહીં, અને

ચીઆવલી જેવી જેમાં તેમાં તને તો વચ્ચે બોલ બોલ કરતાંજ આવડે છે.

કુસુમ

એમાં કૈં વચ્ચે ખોટું તો નથી બોલીને ? એમણે ભાભીને કાગળ આપો એ વાત તો ખરીજને ?

મેનાકુંવર

તે આપ્યો હશે. ભાઈને કદાચ આવ્યો હોય. હમણાંથી તારી ભાભીનું કૈં ઠેકાણું નથી. ઘડીકમાં અહીં રહે છે અને ઘડીકમાં પીયર સીધાવે છે, તે કયાં લખવો એની ભાઈને ખબર નહી હોય એટલે બારોબાર કનૈયાલાલ ઉપર લખ્યો હશે, અને તે કાગળ તેમણે આપ્યો હશે. તેમાં તો તમે બધાં ઉંચાનીચા થઇ ગયાં છો. સાળું, વાત નહીં, વાતનો પાયો નહીં અને બધા તમે ગમે એમ બોલ્યા કરો છો.

કુસુમ

પણ ત્યારે, ભાભી આખો દિવસ તે દહાડે રડ્યાં શુ કરવા ? અને એમણે ખાધું કેમ નહીં ? એમણે કાગળ આપ્યો ત્યારે એમનો હાથ કેટલો ધ્રુજતો હતો ? મેં મારી નજરે જોયું છે.

મેનાકુંવર

તે તો કદાચ ઇંદુની તબીયત સારી નહીં હોય એટલે એ રડતી હશે.

કુસુમ

પણ તે તો ઇંદુભાઇ કૈં આપણને ખબર આપ્યા વિના રહે ? અને એ કનૈયાલાલની ચાલ હમ......

મેનાકુંવર

બેસ બેસ હવે છાનીમાની. ડાહ્યલી ના જોઇ હોય તો. એ ગમે તેવો એ તારો બનેવી થાય, અને આ ઘરનો જમાઇ થાય. જમાઇને કૈં કહેવાતું હશે ? લોકો તો મુઆ ગમે એમ બોલે બાકી એના જેવો વર મોટી બહેનને કયાંથી મળવાનો હતો ? જરાક મશ્કરીમાં કૈં કહેવા ગયા હશે અને તેએ મશ્કરીમાં. તેમાં તે શું થઇ ગયું ? કેમ, નણદોઇ સાળાવેલીની મશ્કરી ન કરે? કોણ નથી કરતું ? એમાં તારી ભાભી આટલું બધું સુણાયેલું મોઢું લઇને શેણે ફરતી હશે ? એમાં એણે કર્યું છે શું ? સહેજ મશ્કરી કરી એમાં બીચારાને માથે બધા આટલું બધું કરો છો શું ?

[ પ્રભુદાસ ઉપરથી આવે છે.

પ્રભુદાસ

શું ? જમાઇ છે એટલે શુ થઇ ગયું ? ( પણ વળી પાછો વિચાર આવે છે " ગયા મહીનામાં એણેજ દસ હજાર રુપીઆ આપીને ભીડમાંથી હાથ છુટો કર્યો હતો. " એટલે દબાઇ જઇને ) હા. જમાઇ આવે તો માથે પણ આવું કૈં થાય ? અને ( કુસુમ તરફ ફરીને ) તોએ જોઇએ છીએ. હજી કૈં ચોક્કસ તો નથીજ. કોણે શું કર્યું, કોનો વાંક છે તે જાણ્યા વિના કોઇને કૈં કહેવાય.

[ મેનાકુંવર હીંચકા ઉપરથી ઉઠીને સામે બાકડા પર, કુસુમ બેઠી છે તેના બીજા છેડે બેસે છે. પ્રભુદાસ હીંચકા ઉપર બેસે છે.

કુસુમ

બાપા, પણ એમાં તમારે શુ ચોક્કસ કરવું છે ? મારી બા તો કનૈયાલાલને દેખીને આંધળી થઇ ગઇ છે. એ કરે, એ તો સત્તરઆની. મેં મારી નજરે જોયું છે કે તે દિવસે કનૈયાલાલ એક કાગળ લઇને આવ્યા. પરબીડીયું હતું. અને એમણે મારાં ભાભીને આપ્યું. ભાભીએ તે વાંચ્યું અને એમનું મોં લેવાઇ ગયું. તે દિવસે એમણે કૈં ખાધું નહીં, અને આખો દિવસ રડ્યા કર્યું. સાંજે મારી બાને કહીને એમને પીયર ગયા. તે આજ આઠ દિવસ થયા, હજી સુધી આવ્યા નહીં. અને ત્યાંએ એમને ઝીણો તાવ આવે છે.

[વધુ માટ જુઓ પૃ૪ ૧૨૨]



# બે બહેનોની
# : : કથા* : :

લેખક

સૌ. લીલા મુનશી
સભ્ય, સાહિત્ય સંસદ




પૂર્વે કાશમ્બી નગરીમાં જીનદત્ત નામા એક વ્યવહારીઓ હતો તે ભગવાન વીરનો ધર્મ પાળતો અને રાત્રિ દિવસ જીવદયા ચીંતવતો. ચાર કોટિ દ્રવ્યનો તે ધણી હતો.

તેને ચંદ્રની કલાના સરખી ઘણી લાવણ્યમયી બે પુત્રીઓ અનુક્રમે સુકના અને સુમાલા નામે હતી બંનેનાં રૂપ, કલા ને ચાતુર્યથી આકર્ષાઇ દેશ વિદેશના શ્રેષ્ઠિ પુત્રો તેમના પાણિગ્રહણ કરવાને આતુર હતા પણ રૂપગર્વિતા એવી તે બંને બહેનોના મનમાં કોઈને વીશે પ્રીતિ જામતી નહીં

હવે તેજ સમયમાં શ્રેણિક નામે રાજા મગધ દેશમાં રાજ્ય કરતો હતો તે અતિ પરાક્રમી સર્વ વિદ્યાનો જાણ અને વિદ્વાનોનો આશ્રયદાતા હતો દશે દિશારૂપી નારીઓ તેના કીર્તિગાનથી ગુંજીત ગાજતી હતી એના નામ

* આ કથાનું મુખ્ય વસ્તુ પડેલાં વાંચેલી એક જૈન કથામાં છે

માત્રના શ્રવણથી શત્રુ સ્ત્રીઓના વલયો ગળી પડતા હતા. અને જેને અભયકુમાર મંત્રીશ્વર નામા આઠ બુદ્ધિનો ધણી એવો મહા વિચક્ષણ પુત્ર મંત્રીપદે હતો; જેનું રૂપ કામદેવને પણ છીતે એવું હતું, એવો આ રાજા મિત્રોના આનંદ અને શત્રુઓને ત્રાસનું કારણ બની સુખેથી રાજ્ય કરતો હતો.

આ રાજાનાં બલ, પરાક્રમ અને સ્વરૂપનાં વર્ણનોથી જેના કર્ણો પુરાઇ ગયા છે એવી તે વ્યવહારીઆ જીનદત્તની મોટી પુત્રી સુકલા તે રાજાને પરણવાનો નિશ્ચય કરતી હવી

એકદા પિતાના પ્રાસાદની સાથે લાગેલા ઉપવનને વીશે સુકલા તેની ભગિની સુમાલા સાથે પુષ્પકંદુક વડે ક્રીડા કરતી હતી, એવામાં કે સાંભરી આવ્યું હોય તેમ સુકલા સુમાલાને કહેતી હવીઃ "હે બહેન ! મારા મનને અતિ પ્રિય એવી તુ તેને મારે એક ગુપ્ત વાર્તા કહેવી છે. જે તુ સાવધાન થઇને સાંભળ." મોટી બહેનની આ વાર્તા સાંભળી આશ્ચર્યચકિત થયું છે જેનું મન એવી સુમાલા વીણાસમા મીઠા અર્થાત અત્યંત આનંદકારી સ્વર થકી કહેવા લાગીઃ "હે બહેન ! એવી તે શુ વાત છે કે જે તે મારાથી અત્યાર સુધી ગુપ્ત રાખી હોય ? બાલપણથી તે અહુણાં લગી જુદા દેહવાળા પણ એક આત્મા જેમનામાં વસતો હોય એવાં આપણે પરસ્પર પ્રત્યે સ્નેહભાવ રાખી રહ્યા છીએ. છતાં તારા અંતઃકરણમાં કોઇક ગુપ્ત વાત પ્રચ્છન્નપણે તેં રાખી છે તેથી મને આશ્ચર્ય થાય છે અને તે જાણવાનું મને અત્યંત કુતૂહલ થાય છે, માટે હે ભગિની ! તે વાત તું મને સત્વર કહે."

પોતાની ભગિનીની આવી આતુરતા જોઇ અત્યંત મૃદુહાસ કરી સુકલા બોલવા લાગીઃ "હે બહેન ! શ્રેષ્ઠિ કુળમાં જન્મેલી એવી આપણે બંને યૌવનને પ્રાપ્ત થએલી છીએ. આપણા રૂપ ગુણથી આકર્ષાઇને દેશ વિદેશના શ્રેષ્ઠિપુત્રોની કરેલી યાચના વડે આપણા પિતાના કાન બધિર થયા છે અને યૌવનને પ્રાપ્ત થએલી એવી આપણને જોઇને એ પણ આપણાં લગ્ન કરવાની ઉતાવળમાં પડ્યા છે. પણ પ્રિય સખી સમી હે ભગિની ! મારું મન કોઇ શ્રેષ્ઠિપુત્રમાં આસક્ત થતું નથી. પુરુષોમાં ઉત્તમ એવા મહારાજ શ્રેણિક સીવાય બીજા કોઇ વરને વરવાની મારી ઇચ્છા નથી, માટે હે સુમાલે ! નરશાર્દૂલ મહારાજ શ્રેણિકને હું વરીશ કે કાઇ ભક્ષણ કરી દેહને પાડીશ એમ તું નિશ્ચયથી જાણ.'"

ભગિનીનાં આવાં વચનો સાંભળી આશ્ચર્યયુક્ત થયું છે મન જેનું એવી સુમાલા કૈં પણ બોલવાને અશક્ત થઇ, એવામાં આથમતા સૂર્યનાં કિરણોથી બીડાતી કમલિનીને જોઇ સુકલા ઉતાવળી થઇ બોલી.

'હે બહેન ! કામીઓમાં શ્રેષ્ઠ એવા મહારાજ શ્રેણિકને મારો મનોભાવ જણાવતો સંદેશો મેં પાઠવ્યો હતો. મને તેણે આજ રાત્રિના પહેલા પ્રહરમાં આવી અને લઈ જવાનો સંદેશો કામકળા નામની ચતુર દૂતિ મારફતે કહેવરાવ્યો છે. એમના આવવાનો નિયત સમય લગભગ થવા આવ્યો છે માટે પ્રાસાદમાં જઇ મારા રત્નાભરણનો દાબડો હું લઇ આવું ત્યાં સુધી તું અહીંઆં થોભ અને મારી ગેરહાજરી દરમીઆન જો તે અહીં આવે તો મારા આગમનની ખબર આપી તેમને તું અત્રે રોકજે. હું અવિલંબે અત્રે આવી પહોંચું છું." આમ કહી સુકલા સ્ત્રીસ્વભાવને વશ થઇ વિસ્મિત સુમાલાને એકાકિની મુકી રત્નાભરણનો દાબડો લેવા ઉતાવળી ઉતાવળી પ્રાસાદ તરફ ગઇ.

તેના ગયા પછી સુમાલા મોટી બહેને

મશ્કરીની વાત કરી હોય, તેમ હસતી હસતી આમતેમ ફરવા લાગી. મનોહારિણી તે બાલાની ગતિ જોવા બાલ-ઇન્દુ આકાશની અટારીમાં સ્તબ્ધ થયો હોય તેમ જરી ઉભો રહ્યો. ઓષ્ટ

દિશા તરફથી ધુળના ગોટા ઉરાડતો આવ્યો અને સુંદર રૂપવતી તે બાલાની સમક્ષ ઉભો રહ્યો. અંદરથી સ્વરૂપવાન એવો એક પુરુષ નીકળ્યો અને તે બાલાનું મનોમુગ્ધકર રૂપ જોઇ



'હા ભગિની! હા સહોદરા! આ તેં શું કર્યું?' એમ બોલતી તે તેના દેહ પર પડી કલ્પાંત કરવા લાગી

પર તર્જની મુકી તે બાલા કંઇ ઉંડો વિચાર કરવા લાગી.

એવામાં જાણે અંતરીક્ષમાંથી આવતો હોય એવો વેગવાન અશ્વોવાળો એક રથ કોઇક

આનંદ પામ્યો હોય તેમ તેને ક્ષણવાર જોઇ રહ્યો. રથમાંથી ઉતરી તે તે બાલા પાસે આવ્યો અને વશ કરે એવી વાણી વડે કહેવા લાગ્યો: "હે સુંદરી! આ રથમાં તું બીરાજ. તારેજ

કાજે આટલો શ્રમ વેઠી હું અત્રે આવ્યો છું. તને જોઇને મારું આવવું મને સફળ લાગે છે."

તે વારે તે બાલા કૈંક બોલવા ગઇ પણ તેને વારીને વિલંબ થવાના ભયે તે પુરુષ તેને ઉચકીને રથમાં બેસાડતો હવો અને ભયભિત મૃગલીની જેમ તે બાલા પણ શબ્દ બોલવાને અશક્ત થતી હવી.

હવે તે રથની ઉડેલી ધુળના ગોટા પણ પુરા શમ્યા ન હતા એવામાં રત્નાભરણના દાબડા સહિત સુકલા ત્યાં આવી પહોંચી. કૈં અમંગલ થયું હોય એમ એનું જમણું નેત્ર ફરકતું હતું. પોતાની બહેનને ન જોતાં તેને ફાળ પડી અને વધારે ધ્યાનપૂર્વક જોતાં કોઇ પુરુષનાં પગલાં, રથના લીસોટા વગેરે નીશાનીઓ જોતાં અનુમાનથી થએલો બનાવ તેણે કલ્પ્યો. પાખો કપાએલી હોય એવી પંખિણીની માફક તે ભૂમિ પર પડી ધુળમાં આળોટવા લાગી, અને અત્યંત કરુણ સ્વરે આક્રંદ કરવા લાગી! "હા ધિક્! હા ધિક્! ભગિની! મેં તારો વિશ્વાસ કર્યો ત્યારે તુંજ વિશ્વાસઘાતિની થઇ મને છેહ દઇને ચાલી ગઇ? પ્રેમમા છેતરાવા જેવું સ્ત્રીને બીજું કોઇ પણ દુઃખ નથી. હે પ્રિયતમ! તું પણ બીજી સુંદર સ્ત્રીને જોતાં તારા પર જીવન ટકાવનારી એવી હું તેની વાટ જોવા પણ તું ઉભો રહ્યો નહીં?" સુકલાના આવા આક્રોશથી માળામાં ભરાએલાં પંખીઓ પણ અસ્વસ્થ થઇ રડવા લાગ્યાં, અને કેટલાંક ભયભિત બચ્ચાંઓને આશ્વાસન દેવા લાગ્યાં.

"અહા! આ જગતને ધિક્કાર છે કે જેમાં સ્વાર્થને વશ થઇ પોતાના પ્રિયજનને પણ છેતરતાં લોકો શરમાતાં નથી. મારા જેવી વિશ્વાસુ ભોળી બાળાનું જીવન નષ્ટ કરનાર એ બંનેનું કોઇ કાળે કલ્યાણ થનાર નથી. હા વિધાતા! મારી ભગિનીનાં હાથેજ મારા જીવનને વિષમય કરાવવા કરતાં જન્મતાંજ મારો પ્રાણ તેં કેમ હરી ન લીધો?"

આમ અત્યંત શોકથી વ્યાકુળ થયું છે મન જેનું એવી તે સુકલા વારંવાર મૂર્છા પામવા લાગી અને મૂર્છા ઉતરતાં ફરી ફરીને રુદન કરવા લાગી.

ધીરે ધીરે અતિ નિરાશાના પરિણામે તેના ચિત્તમાં કોપનો સંચાર થયો. અને કોઇ પણ પ્રકારે પોતાને થએલા અનર્થનું વૈર લેવાનું તે ચીંતવવા લાગી.

"હે બહેન! નિર્દોષ અને વિશ્વાસુ એવી મને છેતરી તેથી તું સુખ પામવાને યોગ્ય નથી. વળી હે પ્રિયતમ! તારા આધારે જીવન ધારણ કરનારી જે હું તેની સાથે કપટ રમીને તું શું સુખ પામવાનો હતો? હા દૈવ! તું આવો અન્યાય કેમ સાંખી શકે છે?"

સુકલાના રુદનથી અત્યંત દુઃખ પામી હોય તેવી રાત્રિનો અંધકાર ધીરે ધીરે ઓગળવા માંડયો. ઉડુગણ પણ નિસ્તેજ થઇ મુખ સંતાડવા લાગ્યા. દયાથી ભીનુ થયું છે હૃદય જેનું એવો મલયાનિલ પોતાના મૃદુકર સ્પર્શથી તે બાલાને આશ્વાસન દેવા લાગ્યો.

વૈરથી જેનું ચિત્ત પૂર્ણ થયું છે એવી સુકલા પણ મૂર્છામાંથી જાગી કોઇ કૃત નિશ્ચયને હૃદયમાં ધારતી એવી મગધ દેશની દિશા તરફ પ્રયાણ કરતી હવી.

હવે આ પાસ સુમાલાનું શું થયું છે તે આપણે જોઇએ. તે પુરુષ—જે મગધ દેશનો ધણી શ્રેણિકરાજા હતો તે સુમાલાને રથમાં બેસારી વેગથી અશ્વોને હાંકતો હવો. સુમાલા પણ વિધિના વૈચિત્ર્યથી બોલવાને અશક્ત હતી. શૂન્યમનવાળી એવી તેને બેઠેલી જોઇને શ્રેણિક રાજા તેને નાના પ્રકારે બોલાવવાનો પ્રયત્ન કરવા લાગ્યો. "હે શુભ્ર અંગવાળી! અતિ પ્રેમથી તું મને બોલાવીને હવે આમ મૌનને

અવલંબીને કેમ બેઠી છે ? હે સુંદર મુખવાળી ! હું તને કંઈ બલ કરીને લઇ જતો નથી છતાં તું મારી સાથે કેમ બોલતી નથી? તારું અદ્ભુત રૂપ નીરખી આશ્ચર્યથી મારું હૃદય ભરાઇ જાય છે. મારું મન તારામાંજ આસક્ત થયું છે એમ તુ માન. હે ભીરુ ! તું તારા આ ભયને સજી દે અને લજ્જા છોડી મને આલિંગન કર."

પ્રત્યુત્તરમાં સુમાલાને કંઈ પણ નહીં બોલતી જોઇને પિતૃગૃહ છોડવાના ખેદથી એનું અંતર ભરાએલું છે એમ તે રાજન ધારતો હતો અને તેથી તેના મનોરંજનાર્થે તે કહેવા લાગ્યો.

"હે શુભ્રુ ! બંને પાસ આવી રહેલી વૃક્ષરાજીથી શોભતો આ મગધનો રાજમાર્ગ તું જો. જાણે તારું સ્વાગત કરવાજ ન હોય તેમ તેની બંને પાસ પુષ્પો પથરાએલાં પડ્યાં છે. હે ચંદ્રાનને ! તારી સ્પર્ધા કરતો પેલો બાલચંદ્ર તારા રૂપથી શરમાઇને સંતાવાની તૈયારી કરતો આકાશને છેડે જઇ ઉભો છે. વળી આ પ્રિયાને લઇ વિહાર કરવા નીકળેલા કામીઓ આપણા રથ તરફ ચકિત દૃષ્ટિએ જુએ છે તે તો જો. તારા જેવી સુસુંદર પ્રિયા ન મળવાથી પોતાના ભાગ્યને તે નીંદતા જણાય છે." આમ નાના પ્રકારના વાર્તાલાપથી લાંબી રાત્રિ ક્ષણની જેમ નિર્ગમન થઇ ગઇ. અહા ! પ્રેમમાં પડેલાં જનોને સમય ક્યારે લાંબો લાગે છે ?

પવનવેગી તુરગથી જોડાએલો રથ પ્રભાત ઉઘડ્યું ન ઉઘડ્યું ને મગધની જે રાજ્યધાની રાજગૃહી નગરી તેના સીમાડે આવીને ઉભો રહ્યો. છેક પ્રભાત થયું ન હોવાથી બ્રાહ્મ મુહૂર્તમાં ઉઠનારા કેટલાક ધર્મને જાણનારા જનો અને ઘંટીના સ્વરમાં પોતાનો મીઠો સ્વર પુરી ગાતી કુલવધૂઓ અને માખણ માટે તક કરતાં છાશ વલોવતી સ્રીઓ સીવાય આખું નગર મીઠી નિદ્રાને વશ રહેલું હતું. સુમાલાને સુકલા ધારતો તે રાજન સુના રાજનગરની શેરીઓમાં રથને, લઇ જતાં વચ્ચે વચ્ચે આવતાં સ્થળોનો નામ, નિર્દેશ કરી પોતાની નવવધૂને બતાવતો હતો.

જ્યારે રાજ્યમાર્ગે વટાવી જતાં દૂરથી પોતાનો પ્રાસાદ દેખાયો ત્યારે તે નવવધૂને કહેતો હતો; "સુકલે ! રૌપ્ય અને સુવર્ણનો બનાવેલો અને મણિમય કાંગરાઓથી શોભતો એવો કીલ્લો જેની આસપાસ આવી રહેલો છે અને ઉંચી જાતનાં વસ્ત્રોની ધ્વજાઓથી જે શોભાયમાન થઇ રહેલો છે એવો આ મારો ધોળો પ્રાસાદ જો. આકાશની સાથે સ્પર્ધા કરનારો તે જાણે તને આવકાર આપવાને ઉંચી ડોક કરી રહ્યો હોય એવો દેખાય છે. હે બાલે ! આ અપૂર્વ પ્રાસાદ અને તેના ઉદ્યાનમાં આવી રહેલાં ઉત્તમ વિહાર સ્થાનો તારે ક્રીડા કરવાને અર્થેજ છે એમ તું જાણ. તારા પિતાને ત્યાં અકલ્પ્ય એવો અનેક પ્રકારનો વૈભવ અને દેવાંગનાઓ સમી અનેક દાસીઓ તારી સેવામાં આજથી હાજર રહેશે."

હવે આમ રાજાની પ્રીતિથી હર્ષ પામતી અને ભગિનીના વિયોગથી દુખિત ચિત્તવાળી તે સુમાલા એકીવારે મોહ અને ખેદને પામવા લાગી. અને મનમાં વીચારવા લાગી કે 'જેનું દર્શન મારા નયનોને આનંદકારી છે અને જેની વાણી મારા અંતરમાં અમૃતસમી શીતલ અને સુખદ લાગે છે એવા આ રાજાને હું સુકલા નથી એમ કેવી રીતે કહું ? વખતે એ મને પાછી મુકી આવશે તો હું જીવિત ધારણ કરવાને અશક્ત થઇશ. વળી રત્નાભરણ લેવા નિમિત્તે દૈવે ઠગેલી હે ભગિની ! તારું દુઃખ પણ મારાથી કલ્પ્યું જતુ નથી. માટે કોઇ ઉચિત પ્રસંગે પ્રિય છે દર્શન જેનું એવા આ રાજાને સર્વ વાત નિદિત કરી મારી ભગિનીને અત્રે તેડાવીશ અને સહોદરા એવી અમે બંને આજન્મ સપત્ની

થઇને રહીશું." ચિત્તનું આમ સમાધાન કરીને તે બાલા સુખેથી ત્યાં કાલ નિર્ગમન કરવા લાગી.

હવે દૈવે વિડંબેલી સુકલા પરિવ્રાજીકાનો વેશ લઇ રાત્રિદિવસ શ્રેણિકરાજા પ્રત્યે પ્રેમનું ને પોતાની ભગિની પ્રત્યે વૈરનું ચિંતવન કરતી રાજગૃહી નગરીમાં ફરવા લાગી અને કોઇ ઉપાયે રાજ્ય પ્રાસાદમાં જવાય તેની યુક્તિઓ વીચારવા લાગી. એનું અસામાન્ય રૂપ જોઇ લોકો વિસ્મયથી તેના તરફ જોઇ રહેતા અને કોઇ શ્રદ્ધાળુ જનો પૂજ્યભાવ દર્શાવતા તો કામીજનો તેની વિડંબના પણ કરતા. આમ દુઃખ સહન કરતાં કેંક કાલ વીત્યો એવામાં સુમાલાની મંદારિકા- નામા એક દાસી સાથે કપટથી તે સખીપણું કેળવવા સમર્થ થઇ.

એકદા દૈવવશાત્ તે મંદારિકા દાસીને જ્વર આવ્યો તેથી તે રાજ્યમહેલમાં જવા અસમર્થ થઇ. નોકરી જવાના ભયથી વ્યાકુળ થયુ છે ચિત્ત જેનું એવી એ દાસીએ સુકલાને બોલાવીને કહ્યુ: "હે સખી! આજે નવી રાણી- ની તહેનાતમાં મારો વારો છે અને હું નહીં જઇશ તો બીજી ઇર્ષાળુ દાસીઓ મારી વિરુદ્ધ જરૂર એને કૈં કહેશે અને મારી નોકરી ટળાવશે માટે મારી વતી આજે તું જશે તો તારો ઉપકાર હું કદી ભુલીશ નહીં" ધારેલી તક મળવાથી હર્ષિત ચિત્તવાળી તે સુભાષા ઉપરથી આનાકાની બતાવવા લાગી પણ મંદારિકાના વારંવાર વીનંતીપૂર્વક કરાતા આગ્રહથી તે જવાને તૈયાર થઇ.

તેણે પોતાના પરિવ્રાજીકાના વેશનો ધીરે ધીરે ત્યાગ કર્યો અને મંદારિકાએ આપેલાં દાસીને યોગ્ય વસ્ત્રો પહેરી એક તીક્ષ્ણ છુરી વસ્ત્રોમાં છુપાવી રાજમહાલય તરફ જવા ચાલી નીકળી.

ત્યાં જઇ બીજી દાસીઓ આગળ તેણે પોતાનું ઓળખાણુ મંદારિકાની સખી તરીકે કરાવ્યું અને પોતાના સ્વરૂપથી અને મીઠી જીભથી તે સૌને પ્રિય થઇ પડી. તેણે ધીરે રહી પોતાને કઇ સેવા કરવાની હતી તે પુછ્યું. એક દાસી ચંદન ઘસતી હતી તે તેણે સુવર્ણ પાત્રમાં ભરી આપી સુકલાને રાણી આગળ લઇ જવાનું કહ્યું. દાસીઓથી કુતૂહલપૂર્વક જોવાતી છદ્મ- વેષી તે બાલા હસ્તમાં ચંદનપાત્રને લઇ સુમાલા રાણી પાસે જવા નીકળી. તેના ગયા પછી પરસ્પર તાળી દઇ તે સર્વ પરિચારિકાઓ હસવા લાગી અને પરસ્પર કહેવા લાગી કે "આપણી સ્વામિનીથીએ વધારે રૂપવતી આ બાલા પર મહારાજનો દૃષ્ટિપાત થાય તો જરુર એનાં ભાગ્ય ઉઘડે."

અનુરાગ અને વૈર એવા પરસ્પર વિરુદ્ધ ભાવોથી જેનું ચિત્ત પ્રદીપ્ત થયું છે અને તેની સિદ્ધિનો સમય પાસે આવેલો જોઇ અશાંતિથી જેનાં ગાત્ર બળે છે એવી સુકલા હાથમાં ચંદન- પાત્ર લઇ નવી રાણીને સર્વત્ર શોધવા લાગી પણ તેને ભુવનમાં ક્યાંએ ન જોવાથી પ્રાસાદના ઉપવનમાં ક્રીડા સ્થાનો જોતી આમતેમ ભમવા લાગી. એવામાં એક લતામંડપમાંથી પૂર્વે પરિ- ચિત એવો સુમાલાનો સ્વર સાંભળી તે થંભી ગઇ અને ઉદ્વિગ્ન થયું છે મન જેનું એવી એ તે વાર્તાલાપને સાંભળતી એક વૃક્ષના ઓથામાં સંતાઇ રહી.

"હે સુંદરી! હે સુકલે! તું આજ મારા પર પ્રસન્ન કેમ થતી નથી? પ્રભાતમાં ફીકા પડેલા ચંદ્રની જેમ તારું વદન આજ કેમ નિસ્તેજ દેખાય છે?" શ્રેણિક રાજા અન્ય- મનસ્ક એવી સુમાલાને પ્રસન્ન કરવા મિષ્ટ વચનો બોલતો હવો.

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૮૭]



ચિત્રકાર :] [ :રા. ગોરક્ષકર

એ વિશાલ મહાલયમાં લક્ષ્મીનો ચોતરફ ઝમકાર જણાતો...
...... દ સહ્રાસીઓનાં વૃંદો ઉભરાઇ જતાં.



[દષ્ટિ પડળ: પૃષ્ઠ ૯૧

પત્નીની સ્વ. પતિશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત ડાહ્યાભાઇ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.

# દષ્ટિ પડળ

લેખક:
રા. રમણિકલાલ જયચંદભાઇ દલાલ

ચિત્રકાર:
સૌ. જડાવબહેન ચી. વીણ



૧

"બચુ !–ઓ બચુ ! માલિની છે કે ? જરા બોલાવ તો." બચુ મને બોલાવે ત્યાર પહેલાંજ બોલાવનારની ખબર કાઢવા હું ઉઠી. કામકાજથી પરવારી હું સહેજ બેઠી હતી. પડી પડી એક નવલકથા ઉથલાવી સમય ગાળવા મથતી હતી. પરંતુ એ નવલકથા મારી મનોદશાને અનુકુળ ન થઇ. નાયક અને નાયિકાનું શું-થયું એ સત્વર જાણવા હું મરી પડતી ત્યારે ગ્રંથકાર એમનું હૃદય પીંજણુજ કરી રહ્યો હતો. એની સ્વભાવચિકિત્સાથી હું મરવા જેવી થઇ ગઇ હતી. કંટાળી નવલકથાને ફેંકી દેવાની અણી પર હતી ત્યાં બચુ આવ્યો: "બહેન, સુશીલા કાકી બોલાવે છે."

હું બહાર દોડી. બા પણ એમના ખંડમાંથી બહાર આવીને પુછવા લાગ્યાં: "સુશીલાને વળી તારું શું કામ પડ્યું !–આવો ! સુશીલા બહેન !"

સુશીલા કાકી અમારી પાસે આવ્યાં. પૌઢા ને વિધવા હોવાથીજ બધાં એમને માનમાં સુશીલાકાકી કહી બોલાવે છે. વધતી વયે પણ તંદુરસ્તી તો ખીલતીજ જતી. ચવાતા પાનમાં તમાકુની જરા ચપટી ભભરાવી લહેરમાંજ તે બોલ્યાં: "હું તો માલિનીને સહેજ બોલાવવા આવી હતી. મારી નણંદ કહે કે કંચનના વાળ ઓળવા માલિનીને બોલાવી લાવ; એના જેવો સુંદર અંબોડો લેતાં કોઇનેએ નથી આવડતું. સુંદર બહેન ! તમે જાણો છોને ? પેલા લોકો આજે મારી કંચનને જોવા આવવાના છે. છેક સુરતથી–મોટા લોકોની વાતો એ કેવી ? સુંદર કન્યાની શોધમાં તેઓ ગામે ગામ ફરે છે. પૈસાની વીસાન નથી. મોટા જમીનદાર છે. બે ભાઇઓ છે. મોટાને માટે પરી જેવી કન્યા જોઇએ છે. આપણી કંચન પસંદ પડે તો તો આપણી નરીબજ ખુલી જાય. માલિની ! બહેન ! જરા

જલ્દી આવજે હોં. વખત બહુ નથી. મારાથી રોકાવાય તેમ નથી. હજી તો કેટલુંએ કામ બાકી છે." આમ બોલતાં બોલતાંજ તે રવાના થઇ ગયાં.

મારી બા તો આ સંભાષણ સાંભળી આશ્ચર્યમૂઢ બની ગયા હતાં. સુશીલાબહેન ગયાં કે તે તડુક્યાં: "મને તો એમ થાય છે કે રાં...નું માથુંજ ભાંગી નાખું. એની જીભ પણ થાકતી નથી. આખો દિવસ બોલ બોલ બોલ બોલ. એની છોકરીની વેણી ગુંથવા વળી મારી છોકરી શું કરવા જાય? જાણે બીજાને ફુટડી કન્યા હોઇજ ન શકે. મારી દીકરી રહી કદરૂપી એટલે જે હોય તે અપમાન કરે—અરી માલિની! તને એ જરા સ્વમાન નથી? કોઇએ બોલાવ્યાં કે ટપ દોડયાં. શરમ પણ નથી આવતી? પોતાના વિવાહનું તો ઠેકાણું નથી તે બીજીઓને શણગારવા આ દોડયાં?"

"બહુ થયું હવે"—બાજુના ખંડમાંથી પિતાજીનો અવાજ આવ્યો; "નકામી ટકટક શી? વધારે જાહેરાત કરવાની શી જરુર? લોકો—જેટલું જાણે છે તેટલુંજ ઘણું છે. માલિની! જા. નાહક કોઇને ખોટું લગાડવાની જરૂર નથી."

લુગડાં બદલી હું ઉપડી. સુશીલાકાકીએ મને બોલાવી ત્યારે કેટલું સારું લાગ્યું હતું? પ્રાવીણ્ય પ્રકાશમાં આણવાની જિજ્ઞાસા થોડાજ દાબી શકે છે. વળી કંચન લાવણ્યમયી હતી એને શૃંગારતાં અજબ આનંદ આવતો. સ્રષ્ટાની સહકારી હોઉં એમ ઘડી ભર લાગ્યું. એના સૌંદર્યની રમણીયતા હું વધારતી. મારા જેવી કદરૂપીને શણગારવા કોઇને કહ્યું હોય તો તેને ક્રોધ ચઢે ને અપમાન પણ લાગે. નાનપણમાં મારી બાએ મારા કાજે એ બંગડી આણવા પિતાજીને વીનવેલું ત્યારે મારાં દાદીમા બોલેલાં કે—'આને વળી શેને મઢવી છે? એ તો તમને બેડીઓ પહેરાવશે—બેડીઓ.'

મેં ઘણાંએ કદરૂપાં મનુષ્યો જોયાં છે પરંતુ મારા જેવું ત્રાસજનક પ્રાણી તો કોઇ હશેજ નહી. સાક્ષાત શાપ સરૂપ ન અવતર્યો હોય એમ લાગતુ મારા સામુ લોકો જોઇ પણ કેમ શકતા હશે એ મારાથી કળાતું નહીં. હું કેવી લાગું છું એ જોવાનું નાનપણમાં મને એકવાર મન થએલું. એક મોટા અરીસામાં મે જોયું ત્યાર બાદ ફરીથી એમ કરવા હીંમતજ કરી શકી નથી.

હીંદુ માબાપોને મારા જેવી પુત્રી કેવી સાલે તે તો અનુભવીજ કળી શકે. મને અઢાર વર્ષ થયાં હતાં. મારા લગ્નની ગપ પણ નહોતી ઉડતી. મારાં વડીલો તો મને ચૌદ વર્ષની મનાવવા આકાશ પાતાળ એક કરતં; પરંતુ લોકો કૈં રોજ રોજ છેતરાય? વળી મારો નાનોભાઇ મેટ્રીકમાં બેસનાર હતો એ પરીક્ષા માટે સોળ વર્ષ પુરાં કરવાંજ પડે. અને મારા નાનાભાઇને મોટાભાઇ તરીકે ઠોકી બેસાડાય તેમ હતુંજ નહીં એટલે મને ચૌદ વર્ષ થયાં છે એ પુરવાર કરવું કઠિન થઇ પડતુ. આવી ગુંચવણોથી મારાં વડીલો-ને મીજાજ હાથ ન રહેતો. એની મુશળધાર મારા એકલીના પરજ વરસતી. મારી બા પણ માયાથી બોલાવતી નહીં. મારા પિતાજીએ તો સમુળગું બોલવુંજ બંધ કર્યું હતું.

કંચનનું ઘર નજીકજ હતુ પરંતુ વડીલોની ટપાટપથી મારો ઉત્સાહ કયાંએ ઉડી ગયો હતો.. મારા દીલમાં તેલ રેડાતું. સૌંદર્ય એજ સ્ત્રીઓની એક પુંજી મુડી, અન્ય ગુણો એનામાં હોય કે ન હોય. ગુણોની કીંમત જોઇએ તેટલી નહોતી અંકાતી. મનોહર મુખારવિંદ હોવુંજ જોઇએ; કદરૂપી બાલિકાનો પત્તોજ ન ખાય. સૌંદર્યની ઉણપ માત્ર લક્ષ્મીથીજ પુરાય. પરંતુ સૌંદર્ય-મૂર્તિ લક્ષ્મીદેવીની કૃપા અમારે આંગણે નહોતી

અવતરી. મારે લીધે મારાં વડીલોને સમાજમાં નીચું જોવું પડતું. એથી મારા પર તે ચીડાતાં. હું પણ એમને શો દોષ દઉં? એ બીચારાં કેટલુંએ મુથ્યાં હતાં-હજીએ મથતાં. પરંતુ લોકોની નજર ચુકાવવી એ કે રમત વાત નહોતી. રેશમી વસ્ત્રો, સુવર્ણાલંકારો, મોતીની માળાઓ, ગુલાબી પાવ-

કંચનનું આખુંએ ઘર વરોળીએ ચઢેલું જણાયું. નાની મોટી તમામ સ્ત્રીઓ ત્યાં આવી જતી. વૃદ્ધાઓ ગપ્પાં હાંકતી. પ્રૌઢાઓ જમણની કટાકુટ કરતી. બાલાઓ કંચનને વીંટાઇ ચમકતી બનાવવા મથી રહી હતી. શ્રીમંત પાટવીકુંવર પર એણે વિજય મેળવવોજ જોઇએ.



સુનં સુનું લાગતું હશે-ઘર સાંભરે છે ? મારા પતિએ પ્રશ્ન કર્યો.

ડર-એ બધી પ્રકાશની સોહામણી રચના મને ઉલટી વધારે કદરૂપી બનાવતી. હીંદુની પુત્રીને પરણાવવીજ જોઇએ. પરંતુ કોઇ પણ હીંદુ મને પરણવા તૈઆર નહોતો. મારાં વડીલોથી એ વિકટ પ્રશ્ન નહોતો ઉકેલાતો.

કંચનની માતાના શયનમંદિરમાં તેઓ બેઠાં હતાં. જમીન પર એક ટાંકણી પણ પડી શકે તેમ નહોતું. વિશાલ પલંગ પર બનારસી, ચીનાઇ, જર્મન વગેરે વિવિધ જાતની અનેક ફેન્સી સાડીઓ ખડકવામાં આવી હતી. દરેક જાતું,

દરેક રંગ, દરેક ડીઝાઇન ત્યાં નજરે પડતાં. ગુલાબી પોલકા પર કાળી ચંદ્રમણિની જાળ ગુંથી લેવામાં આવી હતી..બે મખમલના કબજા પણ એ સાડીઓના ગંજમાંથી ડોકીયાં કરતાં. ટેબલ પર ઝવાહીરની ચાર પાંચ પેટીઓ ખુલ્લી પડી હતી. અંદર જતાંજ ગરમાગરમ ચર્ચા ચાલતી જોઇ. વેણી કેમ ગુંથવી એ પ્રશ્ન ચર્ચાતો. વાળેવાળ સુવર્ણદોરીથી ગુંથી દેવા કોઇ સુચવતું. કોઇ મોતી પરોવવા સલાહ આપતું. કંચન શ્રીમંત વધૂ થાય એવી મને આશા ન પડી. આ લોકો શણગારે તો તેઓની અવગણનાજ થાય. સુધરેલા જમાનાનો યુવાન એમ હરખાયજ નહીં.

મને જોઇ વાળ ઓળતી છોકરી એકદમ અટકી; " લો, કારીગર તો હજી હવે આવે છે. આપણે તો બા ! શીખાઉ, આપણા તે કૈં શોખ? આપણને કૈં ટેવ છે ? ચાલો ! માલિનીબ્હેનથી છેલ્લામા છેલ્લી રીત પણ અજાણી ન રહે. આવો બ્હેન ! કન્યાને તૈયાર કરવાનુ કામ તમારું. વર અર્વાચીન યુવાન હોવાથી અર્વાચીન પદ્ધતિજ એને મોહ પમાડશે.

મારી રીત દરેકને ગમતી પરંતુ તે કબુલ કરવા દરેક કચવાતી. તેથી ટાપટીપની કુંચીઓથી પોતે અજાણ છે એમ સર્વ ડોળ કરતાં. સૌંદર્યને બદલાવવા બાહ્ય કરામતોની એમને જરુર નહોતી. દરેક છોકરી સુંદર હતી એમ તો નજ કહેવાય. પરંતુ એ વિચારવાનો હક મને નહોતો. તેથી મહામહેનને હું જરાક હસી. કંચન પાસે જઇ મારું બનતુ કરવા સજ્જ થઇ.

મનોરમ ઢીંગલીથી એ કન્યા મનોહર હતીજ પરંતુ શ્રીમંત ગૃહિણીપદે વિરાજવાની છટા તેનામાં તરવરતી નહીં. તે જરા બેઠા ઘાટની હતી. કમળનાળ સરીખડી કોમળ હતી. છતાંએ ઘાટીલી તો હતીજ. એનો શ્યામળો કેશકલાપ-એની કામણગારી આંખો-એનું નમણું નાક એનું સૌંદર્ય દીપાવતાં. ઘણીવાર ઘર બહાર રમેલી હોવાથી જરા શ્યામતા છવાઇ હતી તથાપિ ગામડામાં તો તે સૌંદર્યદેવીશી પુજાતી. છતાંએ શ્રીમંત વરના કલ્પનાવિહારને પહોંચી વળે એ શંકાસ્પદ હતું.

એના નાનકડા કપાળ પરથી એના વાળ મેં જરા ઉંચા ઓળ્યા-ઓળ્યાંતો મેં ગણગણાટ સાંભળ્યો: " જોયું ? કેવી સુંદર દેખાય છે ? કંચનને પોતાના જેવી લાવણ્યમયી કર્યા વિના માલિની જંપશે નહીં. "

ધરણી માર્ગ દે તો શમાઇ જવા મન થયું. પણ કોપાવિષ્ટ થવાનો મને શો હક ? મારા કમભાગ્યમાં મહેણાં ને અવગણના તો રોજની લખાઇ હતી. ગમે ત્યાં જાઉં તથાપિ હું એનાથી છુટી શકું તેમ નહોતું.

એક શબ્દ પણ ઉચ્ચાર્યા વિના મેં કંચનના વાળ ઓળી આપ્યા. આછા કીરમજી રંગના પોલકા પર મેં એને સુવર્ણી સાડી પહેરાવી. એના કેશકલાપમાં મારે ગુલાબફુલ ગુંથવું હતું. એના ગુલાબી અધરદ્વય ને પોલકાનાં ગુલાબી ફુલ સાથે ઠીક બંધ બેસત. પરંતુ એ મને મળ્યુંજ નહી. બધાંએ હીરામાણેક હું ફેંદી વળી પરંતુ ગુલાબી અલંકાર મળેજ નહીં. રાતાં માણેક તો હતાં પરંતુ દરેક સાથે હીરા કે મોતી જડેલાંજ હોય. હું થાકી પણ બીજાં થાકે તેમ નહોતાં. થોડી ક્ષણમાં કંચનનું વળી ફરી પરિવર્તન થયું. એના નાનકડા કાનમાં ભારેખમ એરીંગ પરોવવામાં આવ્યાં. સુવર્ણમાલાઓ ને ચંદ્રહારોથી એનો કંઠ ભરી દેવામાં આવ્યો. કર્કશ નુપુરઝંકાર કાન ફાડી નાખવા લાગ્યો. કંચનની ફોઇએ મારો ચાર્જ લીધો હોવાથી કોઇનાથીએ બોલાય તેમ નહોતું.

વધુ વસ્ત્રપરિધાન કરી રહી કે વરરાજાની સ્વારી આવી. દીવાનખાનામાં કોલાહલ થઇ

રહ્યો. સારો ઘોંઘાટ કર્યા વિના શ્રીમંત અતિથિનો સત્કારજ શી રીતે થાય ? માગી આણેલા ચાંદીના ટાટમાં મીઠાઇ મેવા આણવામાં આવ્યા. ચહાપાણીની ધુમાધુમ થઇ રહી. કેટલાએ કાળ વીત્યા બાદ કન્યા જોવાની નવરાસ મળી. કંચન તો મધ્યાહ્ન સૂર્યથી ગ્હીલાએલ કુસુમમમોવડી લાગી. " રાં... કેવી એ છે ? " એની માતાથી બોલાઇ જવાયું " અત્યારે વળી રડવા બેઠી છેઃ સુજેલી આંખે ને રાતા નાકે રુપાળી લાગશે."

એક દાસી કંચનને દીવાનખાનામાં લઇ ગઇ. બાળાઓનું વૃન્દ એની પાછળજ ધસ્યું. બારણાની દાટ કે બારી વાટે એમણે ડોકીઆં કરવાંજ જોઇએ નહીં તો બધી મઝાજ મારી જાય. જોવા જેવી ચીજો નીરાંતે નીહાળવાનો હક્ક પુરુષોનોજ. અમને જોવાનું મન તો થતુંજ પરંતુ તેમ કરવાનો અમને હક્કજ નહીં. અર્ધ ઉઘાડી બારીદ્વારા ચોરી છુપીથી જોઇ અમારે સંતોષ માણવાનો.

એ વિશાલ ખંડમાં કુટુંબનાં માણસો સીવાય બીજાં દશબાર માણસો હતાં. મુખ્યત્વે વરરાજાની સાથે પધારેલા હતા. " અલિ ! જાણે છે કે ? " છોકરીઓ માંહોમાંહે બબડતીઃ " વરરાજા જાતે આવ્યા છે. ઓળખે છે કે ! પેલાં ભુરાં ચશ્મા પહેર્યાં છે ને ?–હાથે–ઘડીઆળ બાંધ્યું છે ને-તે. "

મેં પણ એ તરફ જોયું. એવાને સુંદર શોધવાનો હક્ક હોયજ. શ્રીમંતની ધુન નહોતી. લાયક સહચરી શોધવાની ઇચ્છા હતી. દેવબાલ સમા એ અનુપમ હતા. એ બધાથી જરા પાછળ બેઠો હતો. જરાક શરમાતો. એજ વરરાજા. પેલા તેના ભાઇ. બન્નેમાં ઘણુંજ સામ્ય હતું. બન્નેએ આકર્ષક હતા. મોટામાં જરાક વધારે પડતી ચીકાશ હતી. કોઇને જન્મવુંજ પડે તો તેણે સુંદરજ જન્મવું. એ સુંદર યુવાનો પરથી દૃષ્ટિ દૂર કરવાનું ભાગ્યેજ કોઇને મન થતું. ને હું... ઓ પ્રભુ ! મને શા માટે સરજાવી ?

એ અતિથિઓ તરફ કદાચ મારું વધારે લક્ષ હશે. કંચનની મોટી બ્હેનનો ગણગણાટ એકાએક કાને અથડાયો. 'અલિ ! જો તો ખરી પેલી માલિની–આ યુવાનો પર વારી ગઇ જણાય છે. કોઇ તેને દીવાનખાનામાં લઇ જાય તો ! કન્યા તરીકે હાજર કરે તો શું થાય ? "

શબ્દબાણથી મરાતું હોત તો હું ક્યારનીએ પુરી થઇ ગઇ હોત. મારે તો મૃત્યુથીએ કપરાં શૂલ સહેવાનાં હતાં, ધીકતા લોહદંડે જાણે મને કોઇ ડામી રહ્યું હતું. પરંતુ રાજ્ય કાયદા આવા ગુનાહો ધ્યાનમાં નથી લેતાં. મનુષ્યને જરા પણ ઇજા થાય તો સજા કરનારના ભોગ મળે; પરંતુ કોઇનું તે હૃદય ભેદી નાખે તો આબાદ છટકી જઇ શકે.

કન્યા સ્વરૂપે મને રજુ કરે તો શું થાય એ પુછવા જેવુંજ નહોતું. જાણીતો ઘૃણાભર્યો દૃષ્ટિપાત એ નયનમાં પણ ચમકી રહેત. ગજબ તુચ્છકાર શમાવતાંએ એના અધરો વક્રાંક્તિ થાત. દરેક તરફથી મને એવો અનુભવ મળ્યો હતો પરંતુ આ વ્યક્તિ તરફથી એવો સત્કાર મળે તેની કલ્પના પણ મારાથી નહોતી સંખાતી. હું નાસી છુટી. હું ગઇ તે જોવા કે જાણવા કોઇ નવરું પણ નહોતું.

સંધ્યાકાળે શયનમંદિરમાં હું શય્યાઓ પાથરી રહી હતી. બા આંગણામાં બેઠી બેઠી બચુને ખવરાવવા મથતી હતી. બાલક તમામ શક્તિ અજમાવી વિરોધ દર્શાવતું હતું. મરજી વિરુદ્ધ સુખી થવા તેને ઇચ્છા નહોતી. એવ મા સુશીલા કાકીનાં દર્શન થયાંઃ "બ્હેન ! આ તમારા ઠાટ ! " બારણામાંથીજ તેમણે બુમ મારી. એમના અવાજમાં અકળાટ તરી આવતો.

બાએ બચુને છુટો મુકી થાળીઓ લીધી ને "કેમ સુશીલા બહેન ! શું થયું ?" પુછ્યું.

"કંચન ન ગમી. કંચનને નાલાયક ઠરાવી. ગુજરાતી ઘરમાં એમને તો મડમડી જોઇએ છે. પ્રભુ તોબા. એવા શ્રીમંતોથી એમની પળશી કરવા પ્રભુ નવરાં ન રાખે. અમારો ભાઇ કમાનાર ઉભો છે ત્યાં સુધી કોઇના ચઢેલા નાકની આપણે બા જરાએ પરવા નથી."

તે ગયાં. મારે ખુશી થવાનું શુ ? છતાએ મને એક પ્રકારનો અસૂયાનંદ થયા વિના રહ્યો નહીં. સૌંદર્ય પણ કંચનને અવમાનથી ઉદ્ધારી શક્યું નહીં. કુરુપા બાલાની ભાવનાઓની એમને દરકાર નહોતી. એની શિક્ષારૂપેજ વિધિ પ્રત્યક્ષ થયું જણાયું. મારું વેર વાળનાર દેવાધિદેવને હુ અંતરથી નમી રહી.

પરંતુ સુશીલા કાકીનુ ગુમાન તો પોષાયું. ટુંક મુદતમાજ કચનનું લગ્ન થયુ. વરરાજાને જોઇ મને પણ હસવુ આવ્યુ હું રડી પણ ખરી. બીચારી કંચનની પ્રભુએ દયા જાણી હશે કે નહીં તે ન સમજાયું. એ જંગલી જનાવર શા પુરુષને કંચન સોંપવામા આવી ત્યારે મારુંએ દીલ ડંખ્યુ પરંતુ સુશીલા બહેનના ધમકારનો તો પારજ નહોતો "એમાં શુ ? જરા શામળા છે એજ ને ?" લાંબા પહોળા હાથ કરી ને બોલતાં: "પુરુષોમા રૂપની શી જરુર ? એમની ઉંમરે ઘણા તો પહેલીવાર પણ નથી પરણતા. છોકરી વળી નાની કેરી. જોત જોતામા કચન મોટી થઇ જશે. પછી જરાએ કજોડું નહીં લાગે. જુઓને લક્ષ્મીનો કૈં સુમાર છે ? ઘેર તો હાથી બંધાય છે."

વરરાજા શ્રીમંત હતા. બીજીવારના લગ્ન હતાં. પરંતુ કંચન તો પેલા યુવાનનું સ્મરણ કરી રહી હતી એમ મને થયું. કંદર્પમૂર્તિનું સ્થાન આ વૃત્રાસુરે પડાવી લીધું. ઇંદ્રનું ઇંદ્રાસન હરાઇ ગયું.

બીજે દિવસે રડતી કકળતી કંચનને વર્યાને વળાવવામાં આવી.

૨

વાળુ કરી પરવારી હું સુવા જતી હતી ત્યાં પિતાજીના કોપાનલે હું જરાઇજ ગઇ. "બસ બસ હવે" બુલંદ અવાજ મારા કાનની પાર નીકળી ગયો. "તારી છોકરી માટે આથી વધારે શાની આશા રખાય ? એના ભાગ્યનું પાનું ઉઘડ્યુંજ સમજ."

"મારાં ભાગ્ય તો એવાં ને એવાંજ." મારી માતાનો આક્રન્દ સુર સંભળાયો. "મારે માટે તો અમૃત પણ ઝેર બની જાય છે. આવા જમાઇને શુ કરે ? ઓ પ્રભુ ! આવાં કમનસીબ !"

"એવીને એવીજ રહી." પિતાજી ઠપકો આપતા જણાયા; "એમ કહેને એવોએ જમાઇ મળે છે ? એવા રૂપના અંબાર સારું વર શોધી લાવતાં કેટલાએ જન્મ લેવા પડે."

છેલ્લાં વેણ હુ સમજી શકી. છેલ્લાં ૭ વર્ષથી એ વચનામૃતો સાંભળવાનો મને અભ્યાસજ પડી ગયો છે. પરંતુ એમની વાટઘાટનો મમ ન કળાયો. મારી બા પર વળી કયુ આમ તુટી પડવાનુ હતું ? વળી જમઇ કોણ ? આવું આક્રન્દ શાને ?-વિચાર સરણી આગળ વધે ત્યાર પહેલાં તો સર્વત્ર નિરવતા પથરાઇ રહી. બીજે સવારે મારું ચોકઠું ગોઠવાયું હતું તેની મને ખબર પડી. આવતી કાલે મડપમૂહુર્ત કરી પરમદિવસેજ લગ્ન પતાવી દેવાનું હતું. કન્યા કાળનો તો પ્રશ્નજ અસ્થાને હતો. લગ્ન કરી નાખવા સર્વંતે સરખીજ તાલાવેલી લાગેલી જણાતી.

પણ એ વર કોણ ? મને તો ખબર પણ કેમ પડે ? મને જોયા વિના પરણવા તત્પર થાય



ને ત્રણ દિવસ તો એમની પથારી પાસેથી હું ખશીજ નહીં.

એની વીરલ દયામૂર્તિ હું કલ્પી પણ નહોતી શકતી. હીંદુ કન્યા આવા વિચાર કરે એ અસભ્યતાજ મનાય. ગોર આવે. સંસ્કૃતમાં ગોટા વાળે. કન્યાઓ સમજેજ નહીં. તદ્દન અજાણ્યાને વિધિનિર્મિત દેવ તરીકે સ્વીકારવા પડે. હૃદયનાથ ગણી પુજવા પડે. પરંતુ લગ્ન પહેલાં ભાવિ સ્વામીનાથ માટે જરાએ આતુરતા દર્શાવે તો તેને તદ્દનજ બેશરમ, પાશ્ચાત્ય વિચારની, સુધરેલી, કુલિન હીંદુની પત્ની થવાને બીલકુલ નાલાયક ગણાઇ તરછોડાય. તેમ છતાંએ મને તો એજ લગની લાગી. એ કોણ હશે? કેવા હશે? જેમ હું વધુ ને વધુ આતુર બનતી તેમ અન્ય મને વધારે અંધારામાં રાખવા મથતાં. કવખતે કહી દેવાથી મારા-પિતાને અનેકવાર સહન કરવું પડ્યું હતું. તેથી માસીએ અંગત વાત મને પણ જણાવવાની મનાઇ હતી. કંકોત્રીઓ છપાઇ પરંતુ એમની પેટીમાં તાળે જડાઇ. . . .

આશા નીરાશાના ઝુલે હું ઝુલી રહી. મારી માતાએ એને સુવર્ણચંદ્ર કહ્યો હતો: તેથી

એમને હું અલૌકિક યુવાન કલ્પતી. બીજીજ પળે ભયંકર કમનસીબીની એમની વાતો મને ભડકાવતી· પ્રલયપુરથી ધસી આવી મારા ઊર્મિ-તરંગો નિર્મૂલ કરતી. રાત્રિદિવસ વિધવિધ જુથોમાં શ્યામ ગુલાબી શમણાં મારા દ્દષ્ટિપથે તરવરતાં. આલ્હાદના ઉલ્લાસમાં હું કોઇવાર ભાન ભુલી જતી : કોઇવાર મૃત્યુ દંડના સ્પર્શે શું મારું હૈયું ઠંડુગાર બની જતું

મંડપ મુહૂર્ત પછી હું પુતળી માફકજ બેસી રહી. મારે કશુએ કામ કરવાનું નહોતું. ગામની બાલાઓ ને યુવતીઓ મારે ઘેર ટોળે મળી હતી વરરાજાની વાત જાણવાની જિજ્ઞાસા સંયમમાં રાખવી આકરી થઇ પડી હતી. એમની જ્ઞાનપિપાસા છીપાવવાનું કાર્ય પણ કઠિન હતું. સદ્દભાગ્યે હું વાક્પ્રહારોથી તો તે દિવસે અલિપ્ત રહી. ભુલે ચુકે હું ક બકી જતી તો એનો સદુપયોગ તો થતોજ.

એકાએક બહાર કોલાહલ થયો. બધાએ બુમો પાડતાં બહાર દોડ્યાં. "લ્યો. આ વસન આવ્યું. "વિવિધ વસ્ત્રાલંકારથી સજ્જ થએલું એક ટોળું અમારા આંગણામાં દાખલ થયું. બહાર જઇ જોવાની મને પણ તીવ્ર ઇચ્છા થઇ. પણ ' કન્યા ' થી કશુંજ થાય નહીં.

મારી સખીઓ પર અજાયબીનું એક ભયંકર મોજું છવાઇ ગયું હશે એમ લાગ્યું. અજબ શાંતિ પથરાઇ રહી. એવો તે ભેદી ઝંઝાવાત શો હશે ?

એટલામાં તરંગિણી દોડતી આવી. " સ્વપ્ન ! માલિની ! તારું નસીબ ખુલ્યું હો ! સુરતનો સહેલાણી અમારી કુબજાને પરણવા આવનાર છે—ઓય રે મા ! આ તે મનાય પણ કેમ ? અલિ ! તું તો હવે મોટી મહારાણી બનવાની. કંચન એટલી બધી કદરૂપી હતી કે એ વરરાજાએજ તેને ઉથાપી હતી—ખરેજ ! આ ભેદી સંસારમાં કશુંજ અશક્ય નથી. "—એમ કહી તે વળી પાછી બહાર દોડી.

ગિરિરાજ શાં ઉંચાં તરંગો મને ઉછાળી નાખતાં ભાસ્યાં—એજ મારા વરરાજ ! શુ પ્રભુએ મને ચંદ્રબિંબે કંલક થવા સરજી હતી ? હું જાગતી કે શમણાં જોતી તે મને ન કળાયું. ગાંડી તો નહોતી બની ગઇને ? જ્યોતિ ને અંધકારનો સંયોગ સંભવે ?

બહાર કોઇ મારી બા સાથે વાત કરતું હતું: " બાઇ સાહેબ ! અમારાં શેઠાણી કેવાં છે તે તો જોવા દો. "

" એમાં શું મોટી વાત છે." ઉપકારદર્શક અવાજે મારી બાએ કહ્યું; " આજથી એ તમારાંજ છે ને ? એ તો અત્યારે એમને જરા ઠીક નથી એટલે જરા આડી થઇ છે. એના માથાનો દુ:ખાવો આદાશીશીને પણ ટક્કર મારે તેવો છે.

" શુ કહો છો " પેલી બાઇ ઉપર વીજળી પડી "ઘણુંજ માઠું થયું—વળી મંગલ પ્રસંગે ?"

મારી સ્મરણ શકિતને મેં ઘણીએ ખેંચી જોઇ. આદાશીશી તો શું પણ સામાન્ય માથુ પણ કેમ દુ:ખતું હશે તેની મને ખબર નથી. કદાચ મુઝવણમાં મારી બાને માગંજ નહીં જડ્યો હોય. ધર્મ ક્રિયાથી અમારી ગ્રંથિ સુદૃઢ થાય ત્યાં સુધી ભાવિ સાસરીઆંને મારા જેવી નવોઢાનાં દર્શન કરાવવાં એ કંઈ સહેલી વાત હતી ?

આખો દિવસ ધમાલ મચી રહી. કોઇ આવતુ ને કોઇ જતું. જમવાનો તો અંતજ આવતો નહીં. તરંગિણી આવી વસન ગોઠવ્યું હતું એ ખંડમા મને એચી ગઇ. પરંતુ આ વેળા તો અજાયબીથી હું પર બની ગઇ હતી. પહેલીજ અલૌકિકતા મને વિમૂઢ બનાવી દેવા

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૮૯]



રાસ [ચિત્રકાર· રા ક્ષિતીંદ્રનાથ મુઝુમદાર

જેવી ભાગ્યશાળી બીજી કોઇ ભાગ્યેજ હશે. સમાજ મને આજ સાભળશે તો ખરીને ? "

રમેશ . પ્રિયે, તારો ક્ષોભ અસ્થાને છે તને કે મુરખ નથી : ચઢ બધું સમજી ગયા, ને વાત ફેરવી નાખી. મેં તો ત્યારથીજ પાણી મુકયું છે કે હવે મારે નામે—"



રમેશઃ ગાડી ! તો તુ વ્યાખ્યાન કયા આપત !

રમેશ : " હા, હા, તારે નામે જીવતાં તો શુ પણ તું મરીશ તોએ તારા અપ્રકટ લેખો તારે નામે છપાવીશ જોતી નથી આખા ઘરનુ નામ આવી ગયુ ને ગમાર જેવી તુ એક રહી જાય તે ?-કોની વહુ છે તે ખબર છે ?"

સરલા : " હા. અને તેથી તો કહું છું કે મારે તમારી વહુ તરીકે-જ ઓળખાવું છે. મારે મારું નામ નથી કાઢવું "

રમેશ : "પણ મારે તારા વગ તરીકે ઓળ-ખાવુ છે તો ?–હુ તને અમરકરીનેજ મરવાનો."

સરલા . ( જીભ કરડીને ) " એવું અપ-શુકન મા બોલશો, તમે મરી જાઓ પછી હુ શા સુખે જીવું ? સદાએનો રંડાપો તો ન સહેવાય, બા ! "

રમેશ · તું મૂર્ખી છે, અને તારી મશ્કરીમા-એ માન નથી. જોતી નથી હુંએ અમર થવા મરી પડું છું તે ?–ચાલ, એકવાર વ્યાખ્યાન ન સાંભળે ? શું સંગીત સૃષ્ટિમાથી શમી ગયાં છે ? "

સરલા : " કોણ જાણે, નાથ, આજ મારાં

ઉરને આંગણે કુસુમોની ફોરમ ફેલાય છે. જાણે ગુર્જર સાહિત્યને આગણે આવેલા આ અમોલા અતિથિને આદરવા હું ગુર્જગતણુ આજ ગાંડી બની છું. રખેને હું સભામાં બોલતાં બોલતા આજ કંઈ ગાઈ ઉઠું ?"

રમેશ : "તો તારાં સંગીતે સમાજ નાચશે મુરલીએ મણિધર જેમ."

સરલા : "પણ, નાથ! કોઈ સમજશે નહીં તો ?"

રમેશ : "તો દોષ તારો નથી, પ્રાણ, પ્રેરણાની પુણ્ય પળોએ લખાએલું લેખક પોતેજ કોઈ કોઈ વાર નથી ઉકેલતા, તો અન્યના શાં ગજાં ? સમાજ રસતરસ્યાં ચાતક સમી ઝંખે છે. તારા અમૃતબિંદુ ઝીલશે ઝીલાય તેટલા."

સરલા : "ખરું છે, પ્રાણ, અને આજ નહીં તો કાલ. કાળ કદર કરશે ભવિષ્યને કોણ ભુંસનાર છે? આપણી રસસરિતાઓ સુકાય નહીં, તો જ સાહિત્ય સાગર સમૃદ્ધ થાય અને તો નાથ, એજ ધગશ છે"

રમેશ : (સાક્ષરી વિનોદમાં) "તારા કુસુમ સુકુમાર શરીરને ધગશ ન પરવડે હોં! પણ મોટેથી વાંચી સંભળાવ બરાબર."

સરલા : "વાંચું, પણ શરમ આવે છે"

રમેશ : "અરે! સાક્ષરની સ્ત્રીને શરમ કેવી ?"

સરલા : "ભુલી, પણ બહ્યું ગભરામણ



રમેશ (રાતોપીળો) "જંગલી, ભાન છે, બોલવાનું ? મુઆ મ—"

તો થાયજ કની ?"

રમેશ : (ધીરો પડીને) "તેથી તો પ્રેક્ટીસ કરાવુ છું. મારાથી ગભરાશ્ય તો સભામાં

ભુલ્યો, દેશને ખાતર દેહ પડે તોએ શું ? જનતા-ને ખાતર જીવન જાય તોએ શુ ? હું પિંડને પુજતો નથી : પ્રાણુને પુજું છું. "

સરલા : ( ઉમળકાભેર ભેટીને ) " મારો આતમરામ ! ચાલ, વહાલા, ભાવભર્યાં ભોજન કરાવું. "

રમેશ : (કવિત્વમય કરુણરસથી) " તું મને ભુખ્યોજ રાખે છે. હાથમાં કોળીઓ રહી જાય, દાળ ઠંડી પડી જાય, બીલાડી દુધ પી જાય, તોએ હું એ મુખ નિરખ્યાજ કરું-સ્નેહ એટલે-જ પરમ અસંતોષ. હું સદાઅનો ભુખ્યોજ રહેવાનો. અને તેથી આજ આપણે કળાવતી બેનને ત્યાં જમવા જવાનું છે. "

સરલા : " નાથ, તમારા સ્નેહે ધરાએલી હું ત્યાં શુ જમીશ ? કળાબેનના અમૃત થાળ પણુ મારે ઠેલવાનાજ રહ્યા...વહાલા, જીવનની પળે પળે એમજ થયાં કરે છે કે સરજનહારની આ રસસૃષ્ટિમાં, તું અને હું, બેજ જન્મ્યાં હોત તો ! "

રમેશ : " ગાંડી ! તો તુ વ્યાખ્યાન કયાં આપત ? ના, એમ નહીં. તેં જડ જગતમાંથી પણુ તારી સંજીવની શક્તિ વડે સજીવ સભા સદો સરજાવ્યા હોત. તારી પગલી પગલીએ પથ્થરોએ પમરતા હોત. તારી વાવેલી વનવેલિ-નેએ વાચા હોત. અને તારાં તો પુનેનાએ શંકા ઓર હોત...આજે તુ ગુજરાતને, મહા ગુજરાતને મુગ્ધ કરવાની. તારું વ્યાખ્યાન એ આજ ગુજરાતનો ગરવો દિન—"

[બન્ને હાથ પસારી સરલા તરફ ઢળે છે ત્યા-]

કેમ સંભળાશે ? "

સરલા : " જાણે એ તો જવાદો સાહેબ, તમે ન હો ત્યારે મારો સાદ શેરી સાંભળે છે. તામારાથી ગભરાઉં છું તેટલી કૈં સભાથી નથી ગભરાતી હો ! "

રમેશ : " હેં ! તારામાં વિનોદ ! સાક્ષરનો સહવાસ લાગ્યો કે શું ? "

સરલા : " વિનોદ તો અમારી વાણીએજ વર્યો છે. પણુ એથી શું વળ્યું ? કૈં બળ્યું વ્યાખ્યાન એમ વંચાય ? "

રમેશ : " હવે ટકટક જવા દે. જીંદગી એટલે શું તે જાણે છે ? નહીં કે તારો વાતુડીઓ વિનોદ. જીવન એટલે વાચન, વ્યાખ્યાન, વિવેચન—"

સરલા : " પહેલું ભોજનનું જરા કરી લઇશું ? "

રમેશ : " જહન્નમમાં જાય તારું જમવાનું. બે રોટલી સારી આવડી એટલે બડાશ મારે છે ? આજ જવું છે કળાવતીબેનને ત્યાં આપણે જમવાને. જો, સભ્યતા શીખજે, અને મોઢાં ના મરડતી. ચાલ, વહેલી થા. "

સરલા : "પ્રભુ ખાતર મને ભુખીન મારો. કળાબેન તમારાં લેખિકા હશે, પણુ એમની રસોઇ તો તમેજ વખાણો. પેલી એમની દાઝેલી દાળ હજુએ દાઢમાંથી નથી જતી—"

રમેશ : ( રાતો પીળો ) " જંગલી, ભાન છે બોલવાનું ? મુંગી મ—"

[ બન્ને હાથ ઉગામી સરલા તરફ ધસે છે ત્યાં—]

બહારથી " રમેશભાઇ "... " રમેશભાઇ..." એવી બુમ, અને પછી સાક્ષરથી સુરેશચંદ્ર પ્રવેશે છે, અહીંથી ' કાલ્પનિક ' અને ' વાસ્તવિક ' બંને સંવાદો 'વ્યાવહારિક' સંવાદમાં પરિણુમે છે. કોઇ તેને કૃત્રિમ કડાકુટ કહે છે.

સુરેશચંદ્ર : ( પ્રવેશતાં ) " કેમ સાક્ષર દંપતી ! આટલાં વહેલાં કયાં તૈઆર થયાં ? "

રમેશ : " ઓહો, આવો સુરેશભાઇ, એતો આજે દેવીનું વ્યાખ્યાન છે અને અત્યારે કળાબેનને ત્યાં જમવાનું છે. તમે તો પરબારા હોલમાંજ મળશોને ?... ચાલો, ડાર્લીંગ, લટકા કરતાં લેઇટ ના પડતાં—"

[ સરલા સ્વાંગ સજવા સીધાવતાં, સાક્ષરો, એકલા પડે છે. તુરતજ પાછા સંવાદના બે ફાંટા પડી શકે તેમ છે— ]

**કાલ્પનિક**

રમેશ : " કેમ સુરેશભાઇ, એકલા આવશો કે સજોડે ?"

સુરેશ : અરે, પ્રમિલા એકલો આવવા દે તેમજ ક્યાં છે ? સવારની "સરલાબેનનુ ભાષણ" "સરલા બેનનું ભાષણ" જપે છે, સાહિત્ય આડે તો આજ શાક છીણવાનું પણ ભુલી ગઇ હતી"

રમેશ : "કેવી ધન્ય મનોદશા ! અને સુરેશભાઇ, તમે પેલા 'રસિક' નો રીત્યું મજાડ લીધો હો ! "

સુરેશ : "સાહેબ, રોગ, શત્રુ, અને નમાલો લેખક, એ ઉગતાંજ દબાવવાં જોઇએ. એને વિષયનું જ્ઞાન નથી. સમાજને અવળે માર્ગે દોરે તેમ છે. એવા ધાંધલીઆ, ઉસ્કેરનાર,ા લેભાગુ લેખકો લેખ લખવા કરતાં લોટ માગી ખાય તો વધારે સારું. "

રમેશ : " ભાઇ, એ આદર્શવાદ તો તમે પ્રખર સાક્ષર રહ્યા તે તમને પાલવે, પણ, જો જો, મારા પરમદા'ડાના ભાષણમા પ્રમુખપદેથી ન છોલાટતા–"

સુરેશ : " રમેશભાઇ, ગૃહજીવન અને સમાજજીવનની એ બને નીરનીરાળી વસ્તુ છે. અંગત તમે મારા ભાઇ છો. પણ સત્યને ખાતર તો હું સગા બાપનેએ શુળીએ ચડાવવા તૈયાર છુ. "

રમેશ : "હેં નહીં. તમારા સપાટાથીએ સુધરશું. અને તમે મુંબાઇ ક્યારે ભાષણ આપો છો ? "

**વાસ્તવિક**

રમેશ : " જુઓ, એના ભાષણમાં તમારે અને પ્રમિલાબેનને, બનેએ આવવુંજ પડશે–યાદ છે કે પ્રમિલાબેનના પ્રદર્શનમાં અમે કેટલો ભાગ લીધો હતો તે ? "

સુરેશ : " જરુર, જરુર, મારા સાહેબ. સાહિત્યમાં એકલા સ્વાર્થને અવકાશ નથી. સાહિત્ય એટલેજ સાટે માટુ. "

રમેશ : "શ–હા–બા–શ. જુની કહી પણ સુરેશભાઇ પેલા ડખલખોર ' રસિક ' નો લેખ છપાયો છે તે જોયો ? "

સુરેશ : " એ લેખ મેં તો પુરો વાચ્યોજ નથી. હું એને જાણુ ને. અને નહીંતર પણ એતો મારો વિષય. એમાં કોઇનાથી ડખલ કરાએજ કેમ ? એવો ખખડાવીને રીત્યું લીધો છે કે ફરી લખતાં ભુલી જાય "

રમેશ : " વાહ. પણ સાહેબ, જો જો પરમદા'ડે મને સભામાં પ્રમુખપદેથી છોલાટતા."

સુરેશ : "અરે ! રમેશભાઈ એ શું બોલ્યા ? આપણો સંબંધ–અને પાછા મારા ભાષણના તમેજ પ્રમુખ થાઓ એ પણ હું કેમ ભુલું ? "

રમેશ : " ના, ના, એ તો સહેજ, પણ આપણાં બે ભાષણો અહીં થશે પછી બહાર ગામની ગોઠવણ કેમ કરીશું ? "

સુરેશ : " એ તો હું તમને મુંબાઇથી મધુભાઇ પાસેજ લખાવડાવીશ. મારે સારું પીછાન છે. અને પછી તમે ભુલતા નહીં હો—"

સુરેશ : " સોમવારે, તમેએ, સાંભળ્યું કે આવવાના છો ? "

રમેશ : " શું કરવું ? સાહિત્યકારને કે વ્યાખ્યાનકારને સુખની નીંદર નથીજ. દેશને દુઃખ હોય ત્યાં શા સુખે સુવું ? જીંદગી એટલેજ જાગૃતિ : પછીથી સનાતન સુષુપ્તિ તો છેજ ને ?"

સુરેશ : ( દિવ્ય આવેશમાં ) " ઓ સાહિત્ય ! ઓ સાહિત્ય ! તારે ખાતર કેટકેટલા ફકીરી લઇ ફરે છે ? યાદ રાખજો, રમેશચંદ્ર, સમાજ સુધારશે એ સાહિત્ય : દેશને ઉદ્ધારશે, એ પણ સાહિત્ય : અને સ્વરાજ્ય અરે ! સ્વરાજ્ય પણ હીંદદેવીને દિવ્ય લલાટે લખ એવું છે તે લાખોનાં લોહીને અક્ષરે નહીં, પણ સાહિત્યકારની શાહીથીજ ઓહ ! હું શુ કરી નાખું ? પાઘડીઓ પટકાઇ, ટેપીઓ લજાઇ, કોટ કઢાયા ને કફનીઓ સજાઇ–સાહિત્ય ખાતર મારે શું લજવુ ? અરે ! હમણા ને હમણાજ પ્રાણુ તજું –પણ, પણ, પાછળ કોણ ?

રમેશ : " કેમ ભુલું ? પહેલાં એ સાહિત્યમંડળ તમને નિમંત્રે–મારાથી પછીથીજ બોલાય –એ તો દીવા જેવું છે. "

સુરેશ : " હં, તો ઠીક, અને નીરાંત છે કે દીવા જેવું દુનીઆ દેખતી નથી. સાહિત્યનો ઉદ્ધાર અને દેશનો ઉદ્ધાર બંને ભલે થાઓ. આપણો એમાં જરાએ વિરોધ નથી. માત્ર એ સૌ આપણા ઉદ્ધારથીજ શરુ થવું જોઇએ. પહેલો હું, પછી તમે, પછી આપણું કુટુંબ, આપણી ન્યાત, આપણું ગામ, આપણો પ્રાંત, આપણો દેશ, આપણો ખંડ અને અંતે આપણી દુનીઆ–એજ સ્વર્ગની સીડી છે. ત્યાં ચઢયા પછી વળી સ્વર્ગની સુધારણાનું જોઇ લેવાશે. મારા સાહેબ, દુનીઆ ઝુકતી હય, ઝુકાનેવાલાનીજ ખોટ છે. જીવીશું ત્યાં લગી તો આ પણેજ આપણું જાળવી લઇશું. અને પછી પાછળ– –પાછળ પણ સપુત પાકી રહેશે. "

[ સરલા સાક્ષરી સાદાઇમાં, લેખનાં સ્વચ્છ બંડલ સહિત, રુમમા દાખલ થાય છે; અને આ ત્રણ સાહિત્યકોની ત્રિપુટી, ગૃહજીવનમાંથી સમાજજીવનમાં બહાર પડે છે. ]





# : : મારી નોંધપોથી : :



લેખક :
રા. ગુપ્તા



તા. ૨-૯-૨૭

આજે સ્વ. મણિકાન્ત રચિત 'ગઝલમાં ગીતા ' વાંચી. ગીતાનાં ભાષાંતરો એટએટલાં થયાં છે, કવીશ્વર નાનાલાલથી માંડી સ્વ. મણિકાન્ત સુધી એટએટલા કવિઓ એના તરફ આકર્ષાયા છે કે હવે કોઇ પણ લેખક મને કહે છે કે ' હું હમણાં જરા એક ગ્રંથનું ભાષાંતર કરવામાં રોકાયો છું ' એટલે મને તરત ગભરામણ થાય છે કે ગીતાનું તો નહીં હોય ?

સરળ, શુદ્ધ, સુંદર, ઉત્કૃષ્ટ, ઉત્તમ, બેનમુન, શ્રેષ્ઠ, મૂલને અનુસરતું, અસલને વફાદાર, અર્થવાહી, રસવાહી, મૂલ લેખક ગુજરાતીમાં લખે તો, કેવું લખે એવો આદર્શ નજર સામે રાખી લખાએલું, મૂલ લેખક મરી ન ગયો હોત ને આ વાંચત તો શું કહેત એ પ્રશ્ન નિરંતર મન સમક્ષ રાખી રચાએલું ઇત્યાદિ ઇત્યાદિ પ્રકારનું ભાષાંતર કરવું હોય તેણે એટલું યાદ રાખવું જોઇએ કે—

પણ જવા દો. ' કૌમુદી ' માં સફળ ભાષાંતર ' વીશે લેખ પ્રગટ થએલો હોય અથવા થવાનો હોય તે વાંચી લેવો. પણ ભાષાંતરમાં, ' કૌમુદી ' માં પ્રગટ થએલા કે થવાના લેખમાં લખ્યું હોય કે ન હોય તો પણ, જે પ્રકારનું ભાષાંતર હોય તે પ્રકારનું વાતાવરણ તો અવશ્ય જોઇએજ. દાખલા તરીકે કવ્વાલીમાં ગીતાનું ભાષાંતર કરવું હોય તો કવ્વાલીને અનુરૂપ એવું વાતાવરણ ભાષાંતરમાં આવવું જોઇએ. પછી એમ કરવા માટે મૂલની કથામાં કે રચનામાં ફેરફાર કરવો પડે તો હરકત નહીં.

સ્વ. મણિકાંતે રચેલી ' ગઝલ ગીતા ' માં ગઝલને યોગ્ય વાતાવરણ નથી એમ લાગવાથી—

—કવિવર પ્રેમાનંદ ને નરસીંહ નર્મદની પુણ્ય પ્રતિજ્ઞાથી પ્રેરાઇ ગુર્જર ભાષાની સેવા કરવાના મહોદ્દેશથી મેં વ્રત લીધું છે. 'જ્યાં સુધી હું ગીતાનું કવાલીમાં યોગ્ય ભાષાંતર નહીં કરું ત્યાં સુધી હું પાઘડી પહેરીશ નહીં—પહેરીશ નહીં એટલુંજ નહીં પણ વસાવીશ સુદ્ધાં નહીં. ટોપીથી કે હેટથીજ ચલાવી લઇશ.' હજી સુધી મેં કદી પાઘડી પહેરી નથી, તેમજ લાંબા વખત સુધી પાઘડી પહેરવાનો મારો વિચાર પણ નથી. છતાં એ વસ્તુસ્થિતિથી મારી પ્રતિજ્ઞાને બાધ આવતો નથી. ઉલટું પ્રતિજ્ઞાપાલન વધારે દ્રઢતાથી થાય છે.

આવા સ્તુત્ય ઉદ્દેશથી પ્રેરાઇ મેં 'ગઝલે શ્રી કૃષ્ણ યાને ગીતાનું ગુલિસ્તાન' એ નામથી ભગવદ્ગીતાનું કવાલીમાં ભાષાંતર કરી નાખ્યું છે. આપણા મહાગુજરાતના મહા સાક્ષરોની પ્રશસ્ય પ્રણાલિકાને અનુસરી થોડા ઉતારા આપી, મારા એ અપ્રસિદ્ધ પુસ્તકને પ્રસિદ્ધ થતાં પહેલાં પ્રસિદ્ધ કરું ?—કરીશ.

**સ્થળ:** બાદશાહ દુર્યોધનના 'મંઝિલે ભાનુમતી' નામના મહેલનું દીવાનખાનું.

**પાત્રો:** અંધ ધૃતરાષ્ટ્ર, આંખે પાટા બાંધી અંધત્વનો દંભ કરતી ગાંધારી ને એ બંનેના અંધત્વનો લાભ લઇ દિવ્યચક્ષુ બનેલો સંજય.

**સમય:** ભાઇ ને ભાઇના વિગ્રહને લીધે થનારા જગતના પ્રલયકાલની નજીકનો, સત્યયુગ.

ધૃતરાષ્ટ્ર બોલ્યા:

મહશરમયદાન-કુરુક્ષેત્રે, મળ્યા પાંડવ અને કૌરવ<br>
જમા થઈ શું કર્યું તેણે ? બીરાદર બોલ તું સંજય !

ઘડપણમાં પણ પ્રચંડ અવાજે ધૃતરાષ્ટ્રે લલકારેલી કવાલી સાંભળી ગાંધારીએ વર્ષોથી આંખે બાંધેલો પાટો એકદમ છોડી નાખ્યો. આ શું ? એકાએક 'એ' ગાંડા તો નથી થઇ ગયા ? ઘરડે ઘડપણ આ ઇશ્કી જુવાનની પેઠે એમને કવાલી લલકારવાનો શોખ ક્યાંથી થઇ આવ્યો ?" પણ હજી વિચાર વાચાનું રૂપ લે તે પહેલાં તો સંજયે ધૃતરાષ્ટ્ર કરતાં પણ વધારે પ્રચંડ અવાજથી કવાલી લલકારી એને આશ્ચર્યથી અવાક કરી મુકી.

સંજય બોલ્યો:

નીહાળી ચશમથી લશ્કર કંઈ દુશ્મનનું દુર્યોધન<br>
જઈ ઉસ્તાદ પાસે લફ્ઝ કહ્યા, તે સુણ દોસ્ત મેરા

[ દૃશ્ય પરિવર્તન. કુરુક્ષેત્રની રણભૂમિ. લઢવાને તૈયાર થઇ ઉભેલા પાંડવ તથા કૌરવના સૈનિકો. મોખરે એક રથ. તેમાં સારથી તરીકે બેઠેલા શ્રી કૃષ્ણ ને અંદર લઢવાની આનાકાની કરતો અર્જુન. ]

અર્જુન બોલ્યો:

બિરાદર, દોસ્ત ને ચાચા, ઉભા જો ! જંગમા સામા<br>
કરીને કત્લ હું તેની, બનું કાફિર, ન એ, લાજિમ.<br>
× × ×<br>
ન ઉમ્મિદ પાદશાહતની, ન ખાહિશ છે ચમનની એ,<br>
કરું શું પાદશાહતને, ચમનને ? અય સ્ટ્રીકે મન !<br>
× × ×<br>
ધરી ઉમ્મિદ જે ખાતિર જીગરમાં પાદશાહતની<br>
ઉભા તે જંગમાં મૌજુદ ગુમાવા જાન દૌલતને<br>
× × ×<br>
લથડતાં જો કદમ મારાં, બદન માંહી ન તાકત છે;<br>
ન છૂટે તીર હાથોથી, જમીં પર જો પડે ગાંડીવ !

આમ ઢીલા થએલા અર્જુનને સંબોધતા કિંચિત્ હાસ્ય કરતા શ્રી કૃષ્ણે કોકિલ કોમલ કંઠે ગાવા માંડ્યું:

દિવાનો ઈ બન્યો નાદાન, ધરે ગુમાન કાં મોહું !<br>
ફના, જ્યાં ના કંઇ થાહૂ, તહીં દીલગીરી શાને આ ?<br>
× × ×<br>
ચલાવી દે છુરી કાતિલ, કરે ઢીલ કા સનમ પેઠે ?<br>
અરે ! જો આ ઉભા સર્વે, ધરી ગર્દન છુરી હેઠે.<br>
× × ×

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૧૩૩]

એમની [illegible] ના સ્મરણાર્થે
[illegible] ગુજરાતી સમાજ
શ્રીયુત ડાહ્યાભાઇ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.



રા. કનૈયાલાલ મા. મુનશી.

પ્રમુખ, સાહિત્ય સંસદ.

ભગવાન કૌટિલ્ય : પ્રકરણ ૧૨ મું : ગૌરીની મુંઝવણ
–સ્થળ સંકોચને લેઇ આ રસિક વાર્તા આવતા અંક ઉપર મુલતવી રાખવી પડી છે.

—ઉપતંત્રી.

## : સાહિત્ય સંસદના મંત્રીઓ :





રા. લાભશંકર પ્ર. ભટ્ટ.



રા. મણિલાલ ડા. નાણાવટી.



રા. મનહરરામ હ. મહેતા.

# સાહિત્ય સંસદનો પાંચમો વાર્ષિક ઉત્સવ

અને

# શ્રી કૃષ્ણ જયંતિ.

——o:——

સાહિત્ય સંસદના પાંચમા વાર્ષિક ઉત્સવ તથા શ્રીકૃષ્ણ જયંતિ નિમિત્તે એક મેળાવડો ગયા ભાદ્રપદ વદ ૮ ને રવિવાર, તા. ૧૮ મી સપ્ટેંબર ૧૯૨૭ ના રોજ સાંજના સાડા પાંચ વાગે સેંટ ઝેવીઅર્સ કોલેજના હોલમાં સંસદના પ્રમુખ શ્રી. કનૈયાલાલ મુનશીના પ્રમુખપદે મળ્યો હતો. મેળાવડામાં સંસદના ઘણા ખરા સભ્યો ઉપરાંત સંસદના કાર્યમાં રસ લેતાં અન્ય સંભાવિત ગુજરાતી સ્ત્રી પુરુષોએ સારી સંખ્યામા હાજરી આપી હતી.

શરૂઆતમાં સૌ. લીલાવતી મુનશી, સૌ. લીલાવતી દેસાઇ તથા ગં. સ્વ. માણેક બ્હેન મરચન્ટે "ગુર્જરી ગીર્વાણનું જયકીર્તન" એ ગીત ગાઇ સંભળાવ્યું હતું.

## સંસદનો વાર્ષિક અહેવાલ.

ત્યાર બાદ સંસદના મંત્રી રા. મનહરરામ હરિહરરામ મહેતાએ મંત્રીઓ તરફથી તૈયાર થએલો સંસદનો વાર્ષિક અહેવાલ મેળાવડા સમક્ષ રજુ કર્યો હતો, જે નીચે મુજબ છે:—

મહેરબાન પ્રમુખ સાહેબ, સજ્જનો અને સન્નારીઓ,

આજે આપણે સંસદનો પાંચમો વાર્ષિક ઉત્સવ ઉજવવા એકત્ર થયા છીએ, અર્થાત સંસદને પાંચ વર્ષ પુરાં થઇ ગયાં છે. આ પ્રસંગ કૈંક વિશેષ ઉત્સાહપૂર્વક ઉજવવાની અમારી ધારણા હતી. પણ માણસ ધારે છે કૈં અને ઇશ્વર કરે છે કૈં. તે પ્રમાણે આપણા ઉત્સવના પ્રસંગ પરજ આપણા ગુજરાત પર પ્રભુનો મહાકોપ થયો અને ગુજરાતનું નંદનવન જોતજોતાં રૌરવ સમાન થઇ ગયું. અને આવે અવસરે સાહિત્ય સુઝે નહીં અને વિલાસવૃત્તિ ઠંડી પડી જાય એ કેવળ સ્વાભાવિક છે. અને તેથીજ સંસદનો પાંચમો ઉત્સવ કૈંક વિશેષ રીતે ઉજવવાનો ઉત્સાહ મંદ પડી ગયો એટલુંજ નહીં પણ સમારંભ એક મહીનો મુલતવી રાખવો પડયો.

પણ આ જગતમાં આપત્તિનોએ ઉપયોગ હોય છે. અને આ પ્રસંગે ગુજરાતના પુનરુદ્ધાર માટે ભગીરથ પ્રયત્ન કરવામાં ગુજરાતીઓએ જે અપૂર્વ ક્રિયાશક્તિ દાખવી છે તે, અત્યાર સુધીનો અનુભવ જોતાં, ખરેખર અદ્ભુત છે અને આપણને એ એક પરમ સંતોષની વાત છે કે સંસદે પણ આ કાર્યમાં પોતાનો ભાગ ભજવવામાં પાછી પાની કરી નથી. ધનથી બન્યું તેણે ધનથી, તનથી બન્યું તેણે તનથી; અને તનધનથી, બન્યું તેણે તનધનથી સંસદના લગભગ

દરેક સભ્યે યથાશક્તિ પોતાનો ફાળો આપ્યો છે, અને તેમાં ા. ચંદુલાલ, ડૉ. સુમંત, રા. છોટુભાઇ પુરાણી, રા. દયાશંકર ભટ્ટ અને સૌ. લીલાવતી, તથા પ્રો. આચાર્યનાં નામ સર્વથી આગળ તરી આવે છે.

આટલા પ્રાસ્તાવિક વિવેચન પછી આપણે સંસદની પ્રવૃત્તિ તરફ વળીએ :

આપણા એક સભ્ય રા. હરિલાલ માણેકલાલ દેસાઇના સ્વર્ગવાસથી સંસદને મહાન હાનિ થઇ છે;તેમજ સાહિત્ય પ્રકાશ કં. લી. ના ડીરેકટરની બોર્ડના પ્રમુખ અને સાહિત્ય સંસદની પ્રવૃત્તિમાં ઉત્સાહભર્યો રસ લેનાર ભાઇ ગુલાબચંદ દેવચંદ ઝવેરીના સ્વર્ગવાસથી સંસદને મહાન હાનિ થઇ છે. પણ સાથે સાથે પાંચ નવા સભ્યો સ્વીકાર્યાથી સંસદ વિશેષ સમૃદ્ધ થઇ છે. એ પાંચ ગૃહસ્થો તે ડૉ કુંવરજી નાયક, રા. ગુલાબભાઇ જોષી, રા. મોતીચંદ કાપડીઆ, રા. દયાશંકર ભટ્ટ અને રા. જ્યોતીન્દ્ર દવે. વડોદરા કોલેજના વિજ્ઞાનના પ્રોફેસર, ડૉ. નયક, ડી. એસસી. એફ. આઇ. સી ; વીલ્સન કોલેજના ઇતિહાસ અને અર્થશાસ્ત્રના પ્રોફેસર અને ધારાશાસ્ત્રી રા. ગુલાબભાઇ જોષી એમ. એ; એલએલ. બી. એડવોકેટ; ભાઇ મોતીચંદ બી. એ. એલએલ બી; સોલીસીટર; અને "ગુજરાત" ના "ધુંધી" ઉપતંત્રી સત્યાગ્રહી ભાઇ દયાશંકર ભટ્ટથી તો આપ સારી રીતે પરિચિત છો એટલે એમના સંબંધમાં મારે કૈં વિશેષ કહેવાનું નથી. પણ આ ભાઇઓથી આપ જેટલા પરિચિત છો તેટલા સંસદના હાલના ઉપમત્રી ભાઇ જ્યોતીન્દ્ર દવેથી પરિચિત નહીં હો એમ માની ઓળખાણ કૈંક વિશેષ કરાવવાની જરુરત છે. કોણ જાણે કેમ પણ સંસદને નાના માણસો સાથે વિશેષ લેણદેણ હોય એમ જણાય છે. એટલે જે સસદના રા. મુનશી પ્રમુખ, મનહરરામ મંત્રી અને રા. વિજયરાય તથા રા. શંકરપ્રસાદ ગત ઉપમંત્રી તેની ઘટનામાં રા. જ્યોતીન્દ્ર દવે હાલના ઉપમંત્રી તરીકે ચાલતી આવેલી પ્રણાલિકા જાળવતા જડતા જુગના બેસે છે. પણ એ લઘુ શરીરના આવરણ નીચે એક પ્રચંડ આત્મા પ્રકાશે છે. ભાઇ જ્યોતીન્દ્ર એટલે સંસ્કૃત અને ગુજરાતી ભાષાનો અથાગ અભ્યાસ, વિશાલ વાંચન, સૂક્ષ્મ અવલોકનશક્તિ અને ઉચ્ચ વિનોદવૃત્તિ. અમારી ખાત્રી છે કે ભાઇ જ્યોતીન્દ્રના આવવાથી સંસદની શુદ્ધ સાહિત્યને લગતી પ્રવૃત્તિઓમાં કૈં અનેરું જોમ આવશે.

આ પ્રમાણે સંસદ સભ્યોની બાબતમા સમૃદ્ધ બની છે પણ મને જણાવતાં દીલગીરી થાય છે કે તેની કારોબારી શાખાને મહાન હાનિ પહોંચી છે. સાહિત્ય પ્રકાશક કંપનીએ પોતાનું છાપખાનું વેચી દીધું છે. આને પરિણામે છાપખાનાના કાર્યકરો તરફથી જે આપણને અમુક સહાય મળતી હતી તે બંધ થઇ ગઇ છે એટલુંજ નહીં, પણ ' ગુજરાત ' તેમજ આપણાં બીજાં પુસ્તકો છપાવવા વડોદરે જવું પડયું છે. અને કાર્યાલયના વિભાગ કરી એક ભાગ વડોદરે અને એક ભાગ મુંબાઇ એમ રાખવામાં આવ્યો છે. આ કારણસર અનેક અગવડો અને મુશ્કેલીઓ ઉભી થઇ છે અને સંસદની કાર્યશક્તિ પણ કેટલેક અંશે કુંઠિત થઇ છે. છતાં પણ સંસદના કાર્યવાહકો અસલ સ્થિતિ જાળવી રાખવા સબળ પ્રયત્નો કરી રહ્યા છે અને અમને જણાવતાં સંતોષ થાય છે કે તે અત્યાર સુધી તો સફળ થયા છે.

આપણું 'ગુજરાત' માસિક ચાલતું આવેલું તેમ ચાલ્યે જાય છે. માત્ર છાપખાનાને અંગે ઉદ્ભવેલી મુશ્કેલીઓને લીધે તેની પ્રસિદ્ધિના સંબંધમાં તેમજ ગ્રાહકોને પહોંચતું કરવામાં કૈંક અનિયમિતતા આવી ગઈ છે. એ બાબતસર અત્રે અમારા ગ્રાહકોની ક્ષમા ચાહીએ છીએ અને તેમને ખાત્રી આપીએ છીએ કે અલ્પ સમયમાં હંમેશ મુજબ વ્યવસ્થા થઇ જશે

"સાહિત્યના ઇતિહાસના સંબંધમાં જણાવવાનું કે "મધ્યકાલનો સાહિત્ય પ્રવાહ" એ નામનો પાંચમો ખંડ છપાઇ ગયો છે. ખંડ છઠ્ઠો એટલે નરસિંહ યુગ તથા ૧૨ મો—નર્મદ યુગ—તૈયાર છે અને ખંડ ૧, ૮, ૯ અને ૧૦ એટલે કે સાહિત્ય અને તેનો ઇતિહાસ, પ્રેમાનંદ યુગ, સામળ યુગ અને દયારામ યુગ લગભગ પુરા થવા આવ્યા છે.

પુસ્તકોની પ્રસિદ્ધિના કાર્યને માટે રુ. ૧૦૦૦) શેઠ અમૃતલાલ અમરચંદ તરફથી, રુ. ૧૦૦૦) શેઠ તુલશીદાસ ગોપાળજી ટ્રસ્ટ તરફથી અને રુ. ૧૦૦૦) ભાવનગર સ્ટેટ તરફથી મળ્યા છે. ઉપરાંત ગાયકવાડ સરકાર તરફથી ૫૦ સટ લેવાનું વચન મળી ગયું છે અને આને અંગે અત્યાર સુધી થયેલા ખર્ચની બાકી લગભગ રુ. ૧૫૦૦) જેટલી રકમ રા. મુનશીએ આપી છે. આ પ્રકારની આર્થિક સહાય માટે એ સર્વનો અમે જાહેર ઉપકાર માનીએ છીએ.

આપણી પુસ્તક પ્રકાશનને લગતી પ્રવૃત્તિના અહેવાલમાં રજુ કરવાનું કે નીચેનાં પુસ્તકો પ્રસિદ્ધ કરવામા આવ્યાં છે.

**રા. મુનશી**કૃત—કેટલાક લેખોઃ ભાગ ૨, સ્વપ્નદ્રષ્ટા, ગુજરાતનો નાથ, (૪ થી આવૃત્તિ), પૃથિવી વલ્લભ ( ૩ જી આવૃત્તિ ).

**રા. ખુશાલશાહ** કૃત—મોહન માયા.

આ પ્રમાણે આપણી સંસદની પ્રવૃત્તિઓનો અહેવાલ છે.

ઉપરાંત આપણા પ્રમુખ રા. મુનશી અને એક સભ્ય ડૉ. નાયક શ્રીમંત સરકાર ગાયકવાડે નીમેલા યુનીવર્સીટી કમીશનમાં નીમાયા હતા. અને રા. મુનશીને અત્રેની યુનીવર્સીટીએ સ્થાનિક ધારાસભામાં પોતાના પ્રતિનિધિ તરીકે મોકલ્યા છે. આ પ્રમાણે થતાં આપણી પ્રવૃત્તિનો વિસ્તાર અને આપણો અવાજ રજુ કરવાનું ક્ષેત્ર વિશાલ થયું છે એ જાણી આપને સંતોષ થયા વગર નહીં રહ્યો હોય.

આપણા સભ્યોની સંખ્યા હાલ ૪૦ ની છે. તમારું અધિકારી મંડળ જે સતત પ્રવૃત્ત રહે છે તે ગત વાર્ષિક સાધારણ સભામાં કાયમ રહ્યું છે. માત્ર ગયે વર્ષ નીમાએલા ઉપમંત્રી રા. શંકરલાલ રાવળ કાયમને માટે મુંબાઇ છોડી ગયા હોવાથી એમની જગ્યાએ રા. જ્યોતીન્દ્ર દવેની નીમણૂક કરવામાં આવી છે. રા. શંકરલાલે એમના અત્રેના વસવાટ દરમીઆન ગઇ સાહિત્ય પરિષદ અને સંસદની બીજી પ્રવૃત્તિઓના સંબંધમાં જે ઉત્સાહભર્યો ભાગ લીધેલો અને તનતોડ મહેનત

કરેલી તે બાબત એમનો ઉપકાર માનીએ છીએ અને જો કે અમારી ખાત્રી છે કે સંસદના કાર્યમાં એઓ પોતાની ઉલટ કાયમજ રાખશે. છતા પણ એટલું કહેવાની અમને આવશ્યકતા જણાય છે કે એમના સરખા અપૂર્વ ઉત્સાહભર્યા વિદ્યાવિલાસી સજ્જનના સક્રિય સહકારનો અભાવ અધિકારી મંડળને તો લાગ્યા વગર નહીંજ રહે.

અંતમા સંસદને અનેક રીતે સહાય કરનારા વિદ્વાનો અને ઇતર સજ્જનોનો, આપની સન્મુખ સુંદર સગીત રજુ કરનાર મહિલાઓનો અને અમારા નિમંત્રણને, માન આપી અત્રે પધારવા બદલ આપ સર્વનો ઉપકાર માની હું બેસી જવાની રજા લઉં છું."

ત્યાર પછી પ્રમુખસ્થાનેથી રા. મુનશીએ "માનવતાના આર્યદર્શન" એ વિષય પરના પોતાના વાર્ષિક ભાષણમાંથી મુખ્ય મુદ્દાના કેટલાક ભાગો વાચી સંભળાવ્યા હતા. (એ આખું ભાષણ આ અંકમા અન્ય સ્થળે પ્રકટ કર્યું છે. )

તે પછી પ્રમુખના આમંત્રણથી કવિશ્રી લલિતજીએ મંજીરા સાથે સંગીત કર્યું હતું.

ત્યારબાદ ગ્રાન્ટ મેડીકલ કોલેજવાળા રા. નિર્ભય ઠાકર તેમજ રા. મસ્તફકીરે કેટલાંક હાસ્ય-રસિક અનુકરણો ( Imitations ) કરીને સભાનું મન રજન કર્યું હતું, જે પછી ઉપાહાર લઇ મેળાવડો વિર્સજન થયો હતો.

### શુભેચ્છાના સદેશા.

નીચેના બે શુભેચ્છાના પત્રો સંસદના સભ્યો મુનિશ્રી વિદ્યાવિજયજી તથા રા. વિજયરાય કલ્યાણરાય વૈદ્ય તરફથી પ્રમુખને સરનામે આવ્યા હતા; પરંતુ તે સભા વિસર્જન થયા પછી મળવાથી સભામા વાચી શકાયા નહોતા, જે અત્રે પ્રગટ કરીએ છીએ.

### (૧)
### મુનીશ્રી વિદ્યાવિજયજીનો પત્ર.

ભૂલેશ્વર, લાલબાગ, મુંબાઇ ૪
ભાદરવા વ. ૧૩, ૨૪૫૩
ધર્મ સં ૬, તા ૧૭-૯-૨૭

સભાપતિ 'શ્રી સાહિત્યસંસદ,' મુબઇ.

ધર્મલાભ વાર્ષિક ઉત્સવનુ નિમત્રણપત્ર મળ્યુ છે. સમય સાંજનો છે, અને મારે સૂર્યાસ્ત પહેલાં મારા સ્થાને પહોચી જવુ જોઇએ આ કારણે દીલગીર છું કે આ મેલાવડામા હું આવી શકું તેમ નથી

પરન્તુ મેલાવડો નિર્વિઘ્નતાથી પુરો થાય, અને કંઇ નવીન કાર્યની યોજના કરીને તમે બધા ભાઇઓ ત્યાથી છુટા પડો, એજ અંતઃકરણથી ઇચ્છું છું સસદના કાર્ય માટે મારી સંપૂર્ણ સહાનુભૂતિ છે.

ધુ
વિદ્યાવિજય

( ૨ )

## રા. વિજયરાય વૈદ્યનો પત્ર.

કૌમુદી કાર્યાલય,
અમદાવાદ, તા. ૧૭-૯-૨૭.

મુરબ્બી શ્રી કનુભાઇની સેવામાં—

વિ વી. સાથે લખવાનું કે સાહિત્યસંસદના પાંચમા વાર્ષિક ઉત્સવના નિમંત્રણનું પત્તું બે દિવસ પર મળ્યું. ગયા ચારે ઉત્સવમાં હું ભાગ લઇ શકયો હતો પણ આ વખતે ત્યાં જાતે નથી, તોપણ આ અક્ષર સ્વરૂપે હાજરી આપવી એ ફરજ સમજુ છુ ને સસદ પ્રતિ સંપૂર્ણ શુભેચ્છા પાઠવું છું.

સંસદ સ્થપાયાને ૫—પાા વર્ષ થયાં. એ વર્ષોના મારા જીવનના તેમજ સંસદના જીવનના બનાવોનો ભેગો વિચાર કરું છું, ત્યારે ઘણું ચિરસ્મરણીય અને થોડું ભુલી જવા જેવું લાગે છે, અને વખત જતાં માત્ર મીઠાં સ્મરણોજ રહેશે એવી મારી પ્રતીતિ છે. એ પ્રતીતિને લીધેજ, હું જોઉ છું કે, જેમ ૧૯૭૦ પછીના ગુજરાતના પુનરુજ્જીવનમાં સંસદે મૂલ્યવાન હીસ્સો આપ્યો છે, તેમ, અને તેથી વધારે અર્પણ, વધારે શ્રમ, વધારે સેવા અને ત્યાગ, તે આ દસકામાં પણ દાખવશે. પરિણામે, ગુજરાતની ધારાસભા અને વિદ્યાપીઠ, સર્વે કચેરીઓ અને અદાલતો ને શાળાપાઠશાળાઓમાં ગુજરાતી સંસ્કાર અને ભાષાનો દિગ્વિજય આપણે કે આપણાં સંતાનો જોઇશું. આજે એ સ્વપ્નું છે. પણ એ સ્વપ્નાની સિદ્ધિ મળ્યા વિના રહેનાર નથી 'ઈતિહાસકારે નોંધવુંજ પડશે કે આપણી પ્રવૃત્તિઓનો અવતાર એ સ્વપ્નને ખરું કરવા માટેજ હતો, અને આપણે એ પરમ સિદ્ધિને કાજે પણ બનતું કરી છુટયા છીએ એજ વીનંતી જે કોઇ સંભારે તેમને સ્નેહસ્મરણ.
લી.

વિજયરાયના પ્રણામ.

---

# ગુજરાતી સાહિત્ય પરિષદમંડળ.



## કાર્યવાહક સમિતિ.

ગુજરાતી સાહિત્ય પરિષદમંડળની કાર્યવાહક સમિતિની એક સભા તા. ૧૮-૯-૨૭ ને રવિવારે સવારે સાડા આઠ વાગે મુંબાઇમાં ગોવાળીઆ તળાવપરના શ્રી મહાવીર જૈન વિદ્યાલયના હોલમાં મળી હતી; જ્યાં નીચે મુજબ કાર્ય થયું હતું.

મંડળનો હીસાબ તથા મધ્યસ્થ સભા આગળ રજુ કરવાનો અહેવાલ પસાર કરવામાં આવ્યા હતા તથા સામાન્ય સભા ભરવાનાં સમય તથા સ્થળ હવે પછી નક્કી કરી જણાવવાં એમ ઠરાવવામાં આવ્યું હતું.

## મધ્યસ્થ સભા.

ગુજરાતી સાહિત્ય પરિષદ મંડળની મધ્યસ્થ સભાની એક બેઠક તા. ૧૮-૯-૨૭ ને રવિવારે સવારે નવ વાગે મુંબાઇમાં ગોવાળીયા તળાવ પરના શ્રી મહાવીર જૈન વિદ્યાલયના હોલમાં મળી હતી, જે વખતે નીચેના સભ્યો હાજર હતાઃ—

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | રા. | કનૈયાલાલ મુનશી. | ૯ | રા. | રાજેન્દ્ર દલાલ. |
| ૨ | ,, | મનહરરામ મહેતા. | ૧૦ | ,, | નગીનદાસ માસ્તર. |
| ૩ | ,, | ચંદ્રશંકર પંડયા, | ૧૧ | ,, | અંબાલાલ જાની. |
| ૪ | ,, | ભરતરામ મહેતા. | ૧૨ | ,, | મણિલાલ નાણાવટી. |
| ૫ | ,, | મોતીચંદ કાપડીઆ. | ૧૩ | ,, | મંગળદાસ મહેતા. |
| ૬ | ,, | વ્યોમેશચંદ્ર પાઠકજી. | ૧૪ | ,, | ભાવજી ગોવિંદજી શેઠ. |
| ૭ | ,, | સાદીક. | ૧૫ | ,, | લાભશંકર ભટ્ટ. |
| ૮ | ,, | જન્મશંકર બુચ (લલિત) | ૧૬ | ,, | મંજુલાલ મજમુદાર. |

૧૭ સૌ. લીલાવતી મુનશી.

*પ્રમુખની ગેરહાજરીમાં મંડળના ઉપપ્રમુખ રા. કનૈયાલાલ મુનશીએ પ્રમુખસ્થાન લીધું હતું.*

શરૂઆતમાં ગઇ મધ્યસ્થ સભાનો હેવાલ રા. મનહરરામે વાંચી સંભળાવ્યો જે મંજુર કરવામાં આવ્યો હતો.

ત્યાર પછી રા. મનહરરામે ગયા વર્ષ દરમ્યાન થએલા કામકાજનો હેવાલ તથા ઓડીટ કરાવેલો મંડળનો હીસાબ મધ્યસ્થ સભાની મંજુરી માટે રજુ કર્યો. હીસાબમાં જમા બાજુ પર બતાવેલી રકમોમાં કેટલાક ફેરફાર કરવાની જરુર લાગવાથી નીચે પ્રમાણેનો ઠરાવ પ્રમુખની સૂચનાથી સર્વાનુમતે પસાર થયોઃ—

ઠરાવ ૧ લોઃ—મંડળના હીસાબમા

(૧) રુ ૨૦૦૦) ભંડોળ કમીટી તરફથી મળેલા ડીબેન્ચરના;

(૨) રુ. ૧૨,૦૦૧) ભંડોળ કમીટી તરફથી મળેલા હવાલા પ્રમાણે પુસ્તકોની કીંમતના;

તથા (૩) રુ. ૪૯૪-૮-૦ ભાવનગર પરિષદ તરફથી તે પરિષદ પાસે રહેલી

શીલીકના રોકડા મળ્યા. આ ત્રણ રકમો જુદી જુદી આવક જાવકના હીસાબમાં લઈ જવી, અને એ પ્રમાણેનો હીસાબ ફરીવાર ઓડીટ કરાવવો.

ઠરાવ ૨ જો —ઉપરના ઠરાવ ૧ માં જણાવેલા ફેરફાર સાથે મંડળનો હેવાલ તથા હીસાબ પરિષદ મંડળની વાર્ષિક સામાન્ય સભા આગળ રજુ કરવો. (પ્રમુખ સ્થાનેથી).

કૌમુદી સેવક ગણુની યોજના ગઇ મધ્યસ્થ સભાના ઠરાવ અનુસાર આ વખતે ફરીવાર રજુ કરવામાં આવી, તે ઉપર સામાન્ય ચર્ચા થયા બાદ રા. નગીનદાસ મારતરે રા. મનહરરામ મહેતાના ટેકાથી નીચેનો ઠરાવ રજુ કર્યો:—

ઠરાવ ૩ જો:—" પરિષદ મંડળ 'કૌમુદી સેવક ગણુ' ની યોજના સંબંધે હાલ કૈં પણ કરી શકે એમ ન હોવાથી યોજના સંબંધીના કાગળો દફતરે બાંધવા."

રા. અંબાલાલ જાની અને રા. ભરતરામ મહેતાએ આ ઠરાવ ઉપર નીચે પ્રમાણેનો સુધારો રજુ કર્યો.

સુધારો—" આ ઠરાવમાથી 'હાલ' શબ્દ કાઢી નાખવો." સુધારા ઉપર પ્રથમ મત લેતાં ૪ વિરુદ્ધ ૧૩ મતે તે ઉડી ગયો હતો. તે પછી મુળ ઠરાવ ઉપર મત લેવાતાં તે સર્વાનુમતે પસાર થયો હતો.

તે પછી રા. મનહરરામ મહેતાએ કાર્યવાહક સમિતિએ કરેલા કામકાજનો હેવાલ વાંચી સંભળાવ્યો હતો

મંડળની આવતી વાર્ષિક સામાન્ય સભા કયે સ્થળે ભરવી તે સંબંધી ચર્ચા થતાં રા. નગીનદાસ મારતરે નીચેનો ઠરાવ રા. મણિલાલ નાણાવટીના ટેકાથી રજુ કર્યો. મંડળની "આવતી વાર્ષિક સામાન્ય સભા મુંબાઇમાજ ભરવી એમ આ સભા કાર્યવાહક સમિતિને ભલામણ કરે છે."

એકંદરે સભાનો આ પ્રમાણે અભિપ્રાય જણાયો, પણ કાર્યવાહક સમિતિને આ સૂચના ધ્યાનમા લઇને નિર્ણય કરવાનો સંપૂર્ણ અવકાશ રહે એટલા માટે રા. નગીનદાસ મારતરે પોતાનો ઠરાવ પાછો ખેંચી લીધો હતો.

રા. વ્યોમેશચંદ્ર પાઠકજીએ રા. રાજેન્દ્ર દલાલના ટેકાથી નીચેનો ઠરાવ રજુ કર્યો જે સર્વાનુમતે પસાર થયો:—

ઠરાવ ૪ થો:—" ભંડોળ કમીટીનાં રા. ૨૦૦૦] નાં ડીબેન્ચરો તથા પુસ્તકોનો હવાલો પ્રો. બળવંતરાય ઠાકોરે મંડળને મોકલી આપ્યા, તે બદલ મધ્યસ્થ સભા તેમનો અંતઃકરણપૂર્વક આભાર માને છે.

રા. મનહરરામ મહેતાએ રા વ્યોમેશચંદ્ર પાઠકજીના ટેકાથી નીચેનો ઠરાવ રજુ કર્યો જે સર્વાનુમતે પસાર થયો:—

ઠરાવ ૫ મો:—" રા. છોટાલાલ વિ. ગગીઆરાએ પરિષદમંડળ મારફત ઇનામો આપવાને સારુ મંડળને રુ. ૫૦૦] સોંપ્યા તે બદલ મધ્યસ્થ સભા તેમનો આભાર માને છે."

પ્રમુખનો ઉપકાર માની સભા બરખાસ્ત થઇ હતી.

# માનવતાનાં આર્ષદર્શન*

લેખકઃ

રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,

બી એ, એલ એલ. બી, એમ. એલ. સી, એડવોકેટ,

પ્રમુખ, સાહિત્યસંસદ.

**સંસદના સભ્યો, સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો,**

આ વર્ષે આપણે દર વર્ષથી જુદી જાતની પરિસ્થિતિમાં ભેગાં મળ્યાં છીએ. તમે જાણો છો કે દુઃસહ નુકસાનને લીધે સાહિત્ય પ્રકાશક કંપનીએ પોતાનું પ્રેસ વેચી દીધું છે. એ પ્રેસ અને તેના કાર્યકર્તાઓ સંસદની પ્રવૃત્તિને જે સબળ વેગ આપી શકતા તે વેગનો લાભ હવે આપણને મળતો નથી. સદ્‌ભાગ્ય એટલુંજ છે કે પ્રેસ શીવાયની બીજી યોજનાઓ એ કંપની સાચવી રહી છે; અને પ્રેસ પણ, સંસદ સાથે સહયોગ સાધવા તત્પર એવા વડોદરાના જાણીતા પ્રકાશક, રા. મોહનલાલ કોઠારી વગેરેનાં હાથમાં ગયું છે. 'ગુજરાત'ની ઓફિસ મુંબાઈ અને વડોદરા એમ બે ઠેકાણે અત્યારે વહેંચાઈ ગઈ છે. આ બધાનું પરિણામ શું આવે છે તેની આગાહી કરવા માટે પુરતાં સાધનો મળે એટલો સમય હજી વીત્યો નથી.

સાહિત્ય પ્રકાશક કંપનીના ડીરેકટરની બોર્ડના પ્રમુખ રા. ગુલાબચંદ દેવચંદ ઝવેરી ગુજરી ગયા. અંગત મિત્ર; સાહિત્ય પ્રકાશક કંપનીના સ્થાપક ને અગ્રગણ્ય; અને સંસદના પરમ મિત્રના મૃત્યુનું સ્મરણ કરતાં મને આઘાત થાય છે. થોડા સમયપર સંસદના સભ્ય, ભાઈ હરિલાલ દેસાઈ સ્વર્ગસ્થ થયા. એમની બુદ્ધિ, સેવા, મીટનમારપણું ને ઉત્સાહ અણમોલાં હતાં. એમના મૃત્યુથી સંસદે એક કીંમતી સભ્ય ગુમાવ્યો છે.

આ વર્ષે સંસદે પાંચ નવા સભ્યો સ્વીકાર્યા છે. ગઈ પરિષદના ઉપપ્રમુખ, અને આવતી પરિષદના વિજ્ઞાનવિભાગના ચુંટાએલા પ્રમુખ ડૉ૦ કુંવરજી નાયક જેવા વિજ્ઞાનવિલાસી ગુજરાતના ભક્ત; વીલ્સન કૉલેજના પ્રૉફેસર અને ધારાશાસ્ત્રી રા. ગુલાબભાઈ જોશી, જેમનાં વિદ્વત્તા અને ગુજરાતપ્રેમ તમારાં બધાંની જાણમાં છે તે; રા. મોતીચંદ ગીરધર કાપડીઆ, જેનાં સાહિત્યવિષયક ઉત્સાહ અને જૈનસાહિત્યનો અભ્યાસ અર્વાચીનતાના આદર્શોથી પોષાઈ રહ્યાં છે તે; સંસદના 'ગુજરાતી સાહિત્ય'ના ઉપતંત્રી રા. જ્યોતીન્દ્ર દવે, જેનાં વિશાળ સાહિત્યજ્ઞાન ને વિનોદી કલમથી તમે પરિચિત છો તે; અને 'ગુજરાત'ના ઉપતંત્રી, રા. દયાશંકર ભટ્ટ, જે એમનું ચાલે તો સંસદનો ભૂત,

---

* સંસદના પાંચમા વાર્ષિક ઉત્સવ પ્રસંગે પ્રમુખસ્થાનેથી આપેલું ભાષણ તા૦ ૧૮-૯-૨૭.

વર્તમાન ને ભાવિ ઉત્સાહ એકલે હાથે વ્યક્ત કરે, અને જેનું સંસદ સાથેનું તાદાત્મ્ય કોઈ પણ પુરોગામી કે સહચારી સભ્યથી ઓછું નથી તેઃ આ બધા જોડાણથી સંસદ સમૃદ્ધ થઇ છે. આ મિત્રોને આ પ્રસંગે આવકાર આપવાની તક લઉં છું.

આ વાર્ષિક પ્રસંગે આપણે ઉત્સાહથી ભવિષ્યનો વિચાર કરવા ભેગાં મળ્યાં છીએ; છતાં અનેક કારણોને લીધે અત્યારે ઉત્સાહ રાખવો કઠણ થઇ પડે છે. કોપેલા પુરંદરનો પ્રતાપ હજુ વીસરાતો નથી. પ્રાચીન કવિની પંક્તિ કાનમાં અથડાય છેઃ

ભાગ્યા દેશ ક્હાનમ ચિડોત્તર બાવનની ખડ હારિ;
ગૂજરાતીનું ખોખરણાણુ અજીય ન આવઈ પાર,
ચગ્ગા કટક ડપ્પડાહિ ચિડોત્તર ધાણુધાર ધન્વોલિ.

ધરો જમીનદોસ્ત થઇ ગયાં છે; ખેતરો પાણીનાં ખાબોચીઆં બન્યાં છે. અને જ્યાં અત્યારે ખેતી ચાલી રહી હોત, જ્યાં શીંગાળાં ઢોર મહાલતાં હોત, જ્યાં ખેતરથી પાછી આવતી ગ્રામ્ય સુંદરીઓનો ગીતધ્વનિ સંભળાતો હોત ત્યાં પ્રલયજલ ફરી વળ્યાં છે; નજરે દેખાય ત્યાં સુધી કીચડ ભર્યો છે; તુટેલા ઘરના મોભો ને મરેલી ગાયનાં શીંગડાં ભૂત ચેતનની કરુણ યાદ આપી રહ્યાં છે; અને ગાઉઓના ગાઉ સુધી અદૃષ્ટ થએલાં ગામોનાં છાબંધ કુવા ને મંદિરો–ત્રિશૂલધારી ધૂર્જટિએ તાંડવ વખતે ખેરવેલાં પુષ્પો સમાં–પોતાના અસ્તિત્વથી પ્રસરેલા વિનાશની કથા કહી રહ્યાં છે. ડુબી જતાં બચેલું ગુજરાત ભયત્રસ્ત અને સાધનવિહીન હજી કાંપે છે. તેનું કલ્પાંત ને તેની યાચના હજી સંભળાય છે.

આ પ્રલયકાળની વીરકથાઓ હજી આપણે પુરેપુરી સાંભળવાની છે. આ સ્થિતિમાંથી ગુજરાતને ઉગારવા ગુજરાતીઓએ જે ભગીરથ પ્રયત્નો આદર્યા છે તે કથા તો હજુ રચાય છે. આ પ્રયત્ન કરનારાઓમાં ચાર સંસદના સભ્યો છે તે અત્યારે કેમ વીસરાય ? તે ડા. ચંદુલાલ, રા. છોટુભાઈ પુરાણી, ડા. સુમંત અને રા. દયાશંકર ભટ્ટ.

પ્રલય વખતે અને ત્યાર પછી ગુજરાતે વીરતા, ઔદાર્ય ને વ્યવસ્થાશક્તિના ઇતિહાસમાં અનેક પાનાંઓ ઉમેર્યાં છે. જે રા. વલ્લભભાઇએ, રા. અમૃતલાલ શેઠે ને ડાકટર ચંદુલાલે કર્યું; જે સર પરશોત્તમદાસે કર્યું; સરકારના મુખ્ય અંગ તરીકે જે સર ચુનીલાલે કર્યું; જે જે ગામેગામ–નાનાંમોટાં ખધાંઓએ કર્યું અને ગુજરાતનું ગૌરવ વધાર્યું, તે ઇતિહાસ સદાએ આપણને ગર્વપ્રદ રહેવાનો. અને પાછું ગુજરાત પગભર થશે, ખાબોચીઆંનાં ખેતરો થશે, વેરાનમાં ગામો વસશે, વૃદ્ધ ચ્યવન ભાર્ગવ સમું ગુજરાત પુરંદરનો દ્વેષ આત્મબળથી મહાત કરશે, ને પોતાના તપથી યુવાવસ્થાની શક્તિ ને પ્રતાપ ફરી મેળવશે તે સમયે આપણે આ પાંચદશ વર્ષના ગુજરાતને જોઇ ગર્વથી ઉચ્ચારીશું કે ગુજરાતે પુરાણો મહામંત્ર સિદ્ધ કર્યો છેઃ 'આત્મના આત્માનં ઉદ્ધરેત્ .'

પણ આ જીવલેણ તપ આદરતાં અનેક નાનામોટા ઉત્સાહો આપણે ત્યાગવા પડશે. સાહિત્યની પ્રવૃત્તિઓ ગૌણ થશે; રસિકતા મંદ બનશે; ગુજરાત યુનીવર્સીટી–વખત છે ને–વ્યાવહારિકતાના પ્રદેશમાં પ્રવેશતાં વાર લગાડશે. પુનઃસ્થાપના જ સંમુખ ઉભી છે; વિકાસને સ્થાન નથી. એ પુનઃસ્થાપના ભાવિ વિકાસ સરળ કરશે એટલાં આશાવચન પણ આપણે ઉચ્ચારી શકીએ તો પુરતુ

છે. પ્રલયને લીધે કેટલાંક મુંર્વા, કેટલાંક રઝળતાં થયાં ને કેટલાંક દુઃખી થયાં; કેટલાકે વીરતા બતાવી ને કેટલાકે સેવા કરી; કેટલાકે પૈસા ભેગા કર્યાં, કેટલાકે ખર્ચ્યાં; કેટલાક વીરતા નોંધશે ને કેટલાક વ્યવસ્થા વખાણશે; કેટલાક એની કથાઓ કહેશે, ગાશે કે લખશે; બધા માનવતા દર્શાવશે, જોશે કે વખાણશે; અને માનવતાનાં એ દર્શન પુનઃસ્થાપનાનો આત્મા ઘડશે.

માનવતા જોયા કે જણાવ્યા વિના માનવોને બીજા કશામાં રસ પડે છે ખરો? માનવી ઘણોજ સ્વાર્થી–આત્મપ્રેમી છે. જેમાં માનવતા હોય તેને જોઈ રહે છે; જેથી માનવતા પરખાય તેનો અભ્યાસ કરે છે. તેમાંજ તેને અખુટ રસ રહ્યો લાગે છે.

—અને તેજ પ્રમાણે કોણ પોતાની માનવતા–પછી જેવી હોય તેવી–વ્યક્ત કરવા નથી મથતો? ખરૂં જોતાં પોતાની માનવતા વ્યક્ત કર્યા વિના કોણ રહી શકે છે? રણમાં ઝઝુમનો યોદ્ધો; રાજ્યો ઉથલાવતો મુત્સદ્દી; રસ ઝીલતો કવિ; કલમ કસતો કારકુન; સવાકાનું શાક લેતો સુરતીઃ આ બધા પોતાના ક્ષેત્રમાં, પોતાની શક્તિ પ્રમાણે પોતાનામાં રહેલી વિશિષ્ટતા વ્યક્ત કર્યા વિના બીજું શું કરે છે?

—અને તેજ પ્રમાણે આ માનવતાનું, સાહિત્યવિલાસીઓ દર્શન કરવા, અને સાહિત્યકો દર્શન કરાવવા શીવાય બીજું શું કરે છે? મહાકાવ્ય એટલે દંતકથાનાં દૈવી મહાત્માઓમાં કલ્પેલી ભવ્ય માનવતાનું આલેખન. ઇતિહાસ તેમજ ઐતિહાસિક નવલકથા એટલે ભૂતપૂર્વ માનવતાની કથા. નાટક એટલે કસોટીએ ચઢેલી માનવતાનું નિરૂપણ.

આ ઉપરાંત ધર્મનું સાહિત્ય ઘણુંખરૂં એક કે બીજા પ્રકારની માનવતાનું દર્શન કરાવે છે, અને તે સિદ્ધ થાય એવા રસ્તા બતાવે છે. એક ધર્મનું બધુંજ સાહિત્ય કાલપટ પર લખાઈ રહેલો એક વિશિષ્ટ માનવતાનો છાંયડો છે. બે હઝાર વર્ષના ખ્રીસ્તી સાહિત્યમાં નેઝેરેથનાં સુથારની માનવતા ચીતરવાની, તેમાં રંગ પુરવાની, તેને સ્પષ્ટ કરવાની, તેનું અનુકરણ કરવાની ઈચ્છા રહી છે.

તેજ પ્રમાણે ઘણુંય ટુંકજીવી સાહિત્ય–જીવનચરિત્ર, નવલકથાઓ, રેખાચિત્રો, ટીકાઓઃ આ બધામાં માનવતા શોધીને તેને રજુ કરવા શીવાય બીજી શી ઇચ્છા દેખાય છે?

સર્જનાત્મક સાહિત્યના રચનારાઓના, સર્જનના ભેદ પરથી, બે પ્રકાર થઈ શકે છેઃ માનવતાનું કથન કરનાર, અને પ્રેમનું કથન કરનાર. ઘણા બંને પ્રકારના કહી શકાય. કેટલાંક સાહિત્યસ્વામીઓ પોતાની દિવ્ય દૃષ્ટિએ દીઠેલી માનવતાનું દર્શન કરાવવાજ સાહિત્યસર્જન કરી જાય છે. આમાંથી જેમણે ખરી માનવતાનાં–વ્યક્તિમાં રહેલી વિશિષ્ટતાનાં મૌલિક તત્ત્વો જોયાં છે, ને વર્ણવ્યાં છે તે સાહિત્યમાં પ્રભુત્વ પામ્યા છે. તેમની આર્ષદૃષ્ટિએ, ચર્મચક્ષુથી અભેદ્ય એવા પડદા ચીરી માનવજાતિના સનાતન આત્માનું દર્શન કર્યું છે; અને તેમની વાણીએ અધિકારીને સદાકાલ હૃદયંગમ બને એવા શબ્દોમાં તેને વર્ણવ્યો છે. આ આર્ષદૃષ્ટાઓએ કોઇક વાર કલાત્મક સર્જકતાને ગૌણ રાખી, માનવતાનું સર્વદેશીય નિરૂપણ કરવાના સાહિત્યમાં પ્રયાસો કર્યા છે; કોઇકવાર, તેની સિદ્ધિ સરળ થાય એવા સ્પષ્ટ રસ્તાઓ દેખાડ્યા છે. અને એમની પ્રેરણાની સરિતાઓ યુગેયુગે વધારે ને વધારે માનનીય બનતી, પ્રેરણાની રેલમછેલ

પ્રસારતી, મહાન મનુજોનાં જીવન ઘડતી, પ્રતાપી રાષ્ટ્રોના ભાવિ સર્જતી, 'વિશ્વવંદ્ય થઈ સમયપટ પર પ્રસરી રહી છે. આવા સ્વામીઓએ કરેલાં આર્ષદર્શનો એ માનવજીવનની અતુલ સમૃદ્ધિ છે.

૨

દરેક માણસ નીરાળો હોય છે. સગી માનાં બે જોડીઆ વચ્ચે ભેદ હોય છે; દરેક સ્વભાવ, ને દરેક શરીરની ખુબીઓ જુદીજુદી હોય છે. અને છતાં દરેકની માનવતાની આંકણી કરતાં સાહિત્યસ્વામીઓ એકજ માપ વાપરે છે.

માનવતાના આ દ્રષ્ટાઓ એક ભયંકર કાવત્રુ રચી કેટલાક મહાપુરુષોનું નામ લેતાજ નથી. તેઓ ગાંડા થયેલા દૈત્ય સમા મેરીઅસ અને મારાત, અમાનુષી નીરો અને કેથેરાઇનમાં માનવતા શોધવા જાય છે. પણ આપણો પડોશી જે, રાતે બારણું ખખડતાં ગોદડામાં મોં રાખી, ઘરવાળીને તપાસ કરી આવવાની આજ્ઞા કરે છે, તેને વીશે તેઓ સદાય મૌન રાખે છે. આપણો કોઈ ખેડુત, જે જન્મે છે, હળ ખેડે છે, વાવે છે, લણે છે ને મરે છે; તેમ જ આપણા કોઈ દાસકાકા જે જન્મે છે, પરણે છે, પૈસા વ્યાજે ફેરવે છે, શાક લાવે છે, નાતની પટલાઈ કરે છે, અને આખરે શ્રી નાથજી બાવાને સર્વસ્વની ભેટ આપી સ્વધામ જાય છે—એ બેમાંથી એકેની તેમને પરવા નથી. અધમતા, નિર્માલ્યતા, સામાન્યનાને પ્રતિષ્ઠા ને માનવતાનાં અંગો નજ ગણવા એવો એમનો નિશ્ચલ સંકલ્પ છે,

તેજ પ્રમાણે અક્રિય મહત્તાની તેમને કદર નથી. જ્યાં સુધી કોઇ કલ્પનાવિલાસી પોતાની શક્તિને કલાકૃતિરૂપે પ્રગટાવે નહી, જ્યાં સુધી કોઈ ચિંતનશીલ વિચારક બીજાના આચાર ડગાવે નહીં, કોઈ ઉત્સાહી કે મહત્ત્વાકાંક્ષી માણસ પોતાના ઉત્સાહ કે આકાંક્ષાથી દુનીઆ ડગમગાવે નહીં, કોઈ બુદ્ધિશાળી નવા તરંગો પેદા કરે નહીં, ત્યાં સુધી તેમની તે પરવા કરતા નથી. માણસના ભાવ, વિચાર, ભાવના કે સંકલ્પ ક્રિયામાં પરિણમે નહીં ત્યાં સુધી તેને તે માનવી ગણતા નથી. અક્રિય માનવતા તે વર્જ્ય માને છે. તેમનો અચળ સિદ્ધાંત છે કે જે માનવતાનું તે દર્શન કરવા મથે છે તેનો માલીક કાંઈ પણ કરનાર–કર્તા હોવો જોઇએ; યોદ્ધો હોવો જોઇએ: પછી ભલે એણે આરંભેલા વિગ્રહમાં સામે પક્ષે ધર્મ હોય કે અધર્મ, સુખ હોય કે દુઃખ, જુલ્મ હોય કે સ્વાતંત્ર્ય, સંયમ હોય કે સ્વચ્છંદ, સ્વાર્થ હોય કે પરમાર્થ. કેસરીયાં કરનાર માટેજ તેમની વરમાળ છે, બીજા માટે નહીં.

સાહિત્ય એકલામાં નહીં, શબ્દોમાં પણ એજ માપ રહ્યું છે. રોમનો પુરુષ માટે vir શબ્દ વાપરતાઃ એટલે જેમાં 'vir–tus' શક્તિ, મરદાઇ–હોય તે,

પ્રાચીન સાહિત્યકો પ્રશંસનીય માણસને 'નરશાર્દૂલ' 'નરપુંગવ' એવાં નામ આપતા. પ્રાચીન આર્યો સંપૂર્ણ માનવી ને 'યોગી' કહેતા; અને 'યોગ'નો અર્થ 'कर्मसु कौशलम्' કરતા. વૈદિક સમયમાં બધા 'આર્ય' હતા; અને આર્ય, યોદ્ધો ન હોય એ તે કલ્પી શકતા નહીં. શ્રી કૃષ્ણ અર્જુનની કાયરતાને 'અનાર્ય' કહે છે.

પણ માનવતાનું નિરૂપણ કરાવનાર સાહિત્યનો એક પ્રકાર જીવનચરિત્ર તે અને આર્ષદર્શન વચ્ચેનો ભેદ યાદ રાખવા જેવો છે. જીવનચરિત્ર સામાન્ય રીતે માનવતાનું આર્ષદર્શન

ફરાવતું નથી, પણ માનવતાનો આભાસ ઉભો કરે છે. આર્યદર્શન કરનાર માનવતા શોધે છે; જીવનચરિત્ર લખનાર ગમે તે વ્યક્તિ પર માનવતાનું આરોપણ કરવા મથે છે. આ બંનેની દૃષ્ટિ તદ્દન જુદી છે. આર્યદૃષ્ટિ શાશ્વત અંશની પરીક્ષા કરે છે; જીવન આલેખનાર ચંચલને શાશ્વત કરવા માંગે છે.

જીવનચરિત્રનું સાહિત્ય ઘણું ખેડાય છે; અને છાપખાનાના યુગમાં થોડું ઘણું ચિરાયુ ભોગવે છે! પણ ઘણે ભાગે જીવનચરિત્રો છપાયા પછી વંચાતાં નથી; વંચાય છે તો વાચકને હસાવ્યાં વિના રહેતાં નથી.

અનેક કારણોથી આમ બને છે. એક તો એ કે ચરિત્રોના રચનારા વીસરી જાય છે કે જેટલે અંશે માનવી યોદ્ધો હોય તેટલેજ અંશે તેની માનવતા આલેખવા યોગ્ય હોય છે. એક જણ પૈસાદારને પેટે અવતર્યો; ભણ્યો; ઘણી પ્રતિષ્ઠા પામ્યો; ઘણી કીર્તિને વર્યો; ઘણા પૈસા કમાયો ને બચાવ્યા; પરણ્યો ને છોકરાં ઉછેર્યાં;–પણ પછી શું? એક પુરુષ શુષ્ક ને અરસિક જન્મ્યો, વગર પ્રયત્ને, વગર આત્મમંથને જીવનભર વીતરાગ રહ્યો,–તેમાં શું? એક જણ રાજાનો પાટવી કુંવર જન્મ્યો ને ચક્રવર્તી થઇ મરી ગયો–પણ તેમાં શું? કેટલું મેળવ્યું તેની કીંમત નથી–કેમ મેળવ્યું તેટલુંજ જોવાનું છે. કેવા વિરોધ સામુ એ ઝઝુમ્યો, કેવી અડગતાથી તે લડ્યો, કેવી કસોટીએ તે ચઢ્યો–એજ તેની માનવતાનું માપ કહી આપશે, અને તેની જીવનકથાનું આયુષ્ય નક્કી કરશે.

જીવનચરિત્રો, આત્મકથનો, રેખાચિત્રો ટુંકજીવી થાય છે તેનું બીજું પણ એક કારણ છે. ચરિત્રના લેખકો ક્યાં તો પ્રશંસકો હોય છે, કે દુશ્મનો હોય છે; એટલે ક્યાં તો નાયક ન હતો તેવો ચીતરે છે, કે હતો એવો ચીતરી શકતા નથી. ભવિષ્યના વાચકોને જોઇએ છે–એક સુવિખ્યાત માણસની નરી માનવતા; ગુણ અવગુણથી મહેકી ડહાપણને મુર્ખાઇમાં ઝોલાં ખાતી, આખી, અણીસુધ નગ્ન માનવતા. ભક્તના ભગવાનમાં આપણને રસ નથી, મનુષ્યની માનવતામાંજ રસ પડે છે. જીવનચરિત્રમાં માનવતાનું ખરું દર્શન થાય છે ત્યારે તે અમર સાહિત્ય બને છે.

બોસ્વેલનું 'જોન્સનનું ચરિત્ર' અપૂર્વ જીવનચરિત્ર છે, કારણ લેખક મૂર્ખ હતો. જોન્સનની પ્રતિષ્ઠા સાચવવાના ભાન વગર જે તેણે જોયું ને સાંભળ્યું તે ટપકાવ્યું. અને આજે વિદ્વાન, મૂર્ખ, હેતાળ, આચારમાં અવ્યવહારુ છતાં વિચારમાં અદ્ભુત વ્યવહારિકતા દાખવતો, અર્ધાંધ જોન્સન તેના પાનામાંથી સજીવન થાય છે. મોરલીએ લખેલું ગ્લેડસનનું જીવનચરિત્ર તેના જેવું ચિરંજીવ સ્થાન નહીં પામે કારણ કે લેખક ડાહ્યો, મુત્સદ્દી, ને વ્યવહારુ હતો; એણે ગ્લેડસ્ટન હતો તેવો ચીતર્યો નથી, પોતાની દૃષ્ટિએ જેવો તેને માનતો હતો તેવો ચીતર્યો છે. પણ આપણે મોર્લીનો ગ્લેડસ્ટન નથી જોઇતો–ગ્લેડસ્ટન હતો તેવો જોઇએ છે; અને તે ન મળતાં ચરિત્ર ફેંકી દઇએ છીએ.

આપણે ત્યાં એક પ્રચલિત સિદ્ધાંત છે કે મરેલાં માણસનાં આત્મકથનોને પત્રો ને વીગતો, જો પાછળના મિત્રોએ તેની કલ્પેલી પ્રતિષ્ઠાનો ભંગ કરતાં હોય તો તેને પ્રગટ ન થવા દેવાં. આપણું 'ગુજરાત' ન હોત તો નર્મદનું આત્મકથન બહાર ન પડત. મણિભાઇનું જીવન ચરિત્ર આવાં કોઈ કારણોથી

જ બહાર પડતું નથી. કલાપીનું જીવનચરિત્ર હતું તેવું કોઈ લખતું નથી, તેનું પણ આજ કારણ છે. આ સિદ્ધાંત પ્રમાણે આચરનારા-ઓને ભાવિ પ્રજાના હું ગુનેહગાર ગણું છું. એક મહાત્મા મરી ગયો; આપણા દેશને કે સાહિત્યને તે ઘડી ગયો. જેવો હતો તેવો એને ઓળખવો તે આપણો પરમ અધિકાર છે. જેવો હતો તેવો તે હતો–સદ્‌ગુણ અને દુર્ગુણથી ભરેલો. તે લજ્જો તો તેની વીરતા અમારે જોવી છે; તે પડ્યો તો તેની નિર્બળતા આપણે નીરખવી છે. તેની સદ્‌વૃત્તિ ને પાપ-વૃત્તિના આપણે ભાગીઆ છીએ. અને તેની માનવતાના પુરાવા દબાવી, તેને ખોટે રૂપે દર્શાવવાનો કોઈ પણ પ્રતિષ્ઠાપ્રેમીને હક નથી.

જ્યારે એ સિદ્ધાંતો છોડી જીવનચરિત્રો લખાશે ત્યારે જ તેમાં આર્ષદૃષ્ટિ આવશે.

૩.

આર્ષદર્શન કરાવતા સાહિત્યસ્વામીઓ સાહિત્યના અનેક પ્રકારોનો આશ્રય લે છે. જીવનચરિત્ર આવો એક પ્રકાર છે. કેટલાક આદેશ કે સંદેશ રૂપે માનવતા આલેખે છે; કેટલાક પ્રાર્થના કે સૂત્રરૂપે, તે આમ કરવાનો માર્ગ સરળ કરતા હોય તેમ, આલેખે છે. કેટલાકો તત્ત્વજ્ઞાનની વિચારાત્મક પદ્ધતિ લઈ શાસ્ત્રીરૂપે તેનું દર્શન કરાવે છે. કેટલીય વાર જુદાજુદા સાહિત્યકો જુદીજુદી રીતે એક પ્રકારની માનવતાનું દર્શન કરાવે છે. કેટલી વાર એમ પણ જોવામાં આવે છે કે સંયોગો કે સાનુકૂળતા સરખી આવી ચઢે તો એકજ પ્રકારનાં આર્ષદર્શનો કરાવતું સાહિત્ય પ્રગટે છે.

આમ પ્રગટ થતા સાહિત્યનો કાંઈ નિયમ છે ખરો? શા માટે એક સૈકા સુધી એક પ્રકારની માનવતા સાહિત્યમાં સ્થાન પામે છે? શા માટે એક વખત અવગણના પામેલી વિશિષ્ટતા બીજી વખત પૂજનીય બને છે? વળી કયા દૃષ્ટિભેદથી કોઈવાર ખ્રીસ્તની, કોઈવાર નેપોલીઅનની, કોઈવાર શ્રીકૃષ્ણની, એમ નીરનીરાળા પ્રકારની માનવતા જુદા જુદા આર્ષદ્રષ્ટાઓ અપૂર્વ લેખે છે?

આ પ્રશ્નોનો નિર્ણય વૈજ્ઞાનિક ચોક્કસાઈથી થઈ શકે એમ નથી; પણ નિર્ણયનાં કેટલાંક ધોરણો સુચવી શકાય.

પહેલાં તો દ્રષ્ટાનાં પોતાના સ્વભાવ અને અધિકાર પર તેણે કરેલાં દર્શનની વિશિષ્ટતાનો આધાર રહે છે. સહાનુભૂતિ વિના વ્યક્તિત્વનું રહસ્ય સમજાતું નથી. અને આદર્શ તરીકે કયા પ્રકારનો મનુષ્ય એક સાહિત્યકને રુચે છે તેનો આધાર તે સાહિત્યક પર છે. એક લેખક નિર્દોષ ભલમનસાઈને નિર્માલ્યતા માને; બીજો તેને વૈષ્ણવજનનું લક્ષણ માને. જેવી લોકમાં ભિન્ન રુચિ છે તેવીજ આર્ષદ્રષ્ટાઓમાં પણ છે.

તેજ પ્રમાણે એક યુગની કે સમયની વિશિષ્ટતા પણ કોઈએક પ્રકારની માનવતાનું દર્શન સુગ્રાહ્ય કરે છે. જે માનવતા સમકાલીન દુઃખમાંથી છોડવી શકે તેનીજ કદર થતી દેખાય છે. ફ્રેન્ચ વિપ્લવ શરુ થયો તે પહેલાંની નિઃસત્ત્વ દશામાં ફ્રાંસમાં બુદ્ધ કે ખ્રીસ્તની માનવતાનું દર્શન કોઈને પણ ભાગ્યેજ શક્ય બન્યું હશે. ક્રૂર રોમનો જુલમ વર્ષાવી રહ્યા હતા ત્યારે, જાલીયાંવાળા બાગનું ક્રૂર નાટક થતું હતું ત્યારે, ભયાનક વીરની માનવતા કરતાં શાંત સ્મિતભર્યા ખ્રીસ્ત કે ગાંધીજીની માનવતા ભુરકી નાંખે તેમાં શી નવાઈ? જ્યારે યજ્ઞાદિની પરધર્મીઓ અવગણના કરતા હતા ત્યારે યજ્ઞની સ્થાપના માટે કલ્કીનો અવતાર થશે

એવી માન્યતા હતી; આજે ઘણા એ અવતાર બળજોરીથી પરદેશીઓને હાંકી કાઢનાર કોઇ ભીષણ યોદ્ધાનો થશે એમ માનેછે. દરેક જમાનો જે માનવતા પૂજેછે તે સાધુનો પરિત્રાણ કરનારી ને દુષ્કૃતનો વિનાશ કરનારી; પણ સાધુ ને દુષ્કૃત કોણ તેની વ્યાખ્યા દરેક જમાનાની મુશ્કેલી અને દ્રષ્ટાની વિશિષ્ટતા પર રચાય છે. એટલે ખરું જોતાં માનવતાનાં દર્શનો સ્થળ, કાળ, ને દ્રષ્ટાના ભેદથી વિધવિધ બને છે.

પણ આ વૈવિધ્યમાં કેટલીક સામ્યતા છે; અને સ્થલ કાલ કે દ્રષ્ટાના ભેદથી નામનો ફેર દેખાય, છતાં મૌલિક પ્રકારો તો તેના તેજ હોય છે. એલેકઝાંડ્રીયન ખ્રીસ્તી મહાત્માઓ અને વૈરાગ્યસેવી હીંદુ બૌધ અને જૈન મહાત્માઓમાં ઘણી સમાનતા છે. સેવાધર્મમાં લીન ખ્રીસ્તી અને 'પીડ પરાઇ' જાણનાર વૈષ્ણવની માનવતામાં ઝાઝો ફેર નથી. અને જે માનવતા શિવાજીમાં, સીઝરમાં, હેનીબાલમાં, નેપોલીઅનમાં દેખાય છે તે એકની એક નથી લાગતી? આમ પૂજનીય માનવતાના ગણ્યાં ગાંઠ્યાં ઓવાંજ આર્ષદ્રષ્ટાઓનું ધ્યાન ખેંચે છે.

જરાક ઉંડું પૃથક્કરણ કરતાં, માનવતાના કયા મૌલિક પ્રકાર દ્રષ્ટાઓ સાહિત્યમાં અમર કરે છે તે સમજાય છે. એક પ્રકારની માનવતા વૃત્તિઓના વિકાસ પર અવલંબે છે; બીજા પ્રકારની, વૃત્તિઓના સંયમ પર અવલંબે છે; ત્રીજી પ્રકારની, વૃત્તિઓની કોઇ એક ભાવના સાથે સાધેલા તાદાત્મ્ય પર અવલંબે છે. જો સ્વાભાવિક વૃત્તિઓના સંયમને નીતિ કહીએ તો કહી શકાય કે આર્ષદર્શનો ત્રણ પ્રકારનાં હોય છેઃ નીતિવિહીન (વૈનૈતિક?) માનવતાનાં, નૈતિક માનવતાનાં, ને પારનૈતિક માનવતાનાં.

એક યોદ્ધો સંયમની પરવા કર્યા વિના સ્વચ્છંદથી લડે છે, જીતે છે, કે હારે છે; બીજો વૃત્તિઓ સાથે સંગ્રામ માંડી, આત્મયુદ્ધ કરી સંયમ પ્રાપ્ત કરે છે; ત્રીજો સ્વચ્છંદ ને સંયમ બંનેથી પોતાની શક્તિ વધારી ભાવના સ્વરૂપે જીવે છે. એક પરાક્રમી કહેવાય, બીજો સાધુ કહેવાય, ત્રીજો યોગી કહેવાય.

એક માનવતા પરિસ્થિતિને દમાવવામાં, કચરવામાં, તાબે કરવામાં સાફલ્ય સમજે છે; બીજી, પરિસ્થિતિથી ઊપરવા બની પોતાને અને બીજાને દુઃખ વિનાનો કરવામાં સાફલ્ય સમજે છે ત્રીજી, સ્વસ્થ સશક્ત ને અભેદ થાય છે તે લાક્ષણિક અપૂર્વતા મેળવવા માટે. એટલે એક રાજસી કહેવાય, બીજી સાત્ત્વિક અને ત્રીજી નિસ્ત્રિગુણ કહી શકાય.

આ જુદી જુદી માનવતાનાં દર્શન ક્યારે થાય છે એ જોઇએ. જ્યારે જનસમૂહની વૃત્તિઓ પરાધીન થાય છે; જ્યારે દૃષ્ટિમર્યાદા સાંકડી ને કર્તવ્યો વહેતીઆં બને છે; જ્યારે કાયરતા, કર્ણમધુર નામો ધારણ કરી ચારે તરફ વિહરે છે; જ્યારે બધા અડગ, દુર્ધર્ષ ને ભયાનક કાર્યશક્તિથી ડરતા છતાં, તેની વાટ જોતા બેસે છે ત્યારે રાજસી માનવતાનાં દર્શન કરનાર પ્રગટે છે. તેની દૃષ્ટિએ પડે છે માત્ર પ્રચંડ, કીર્તિઘેલી, વિનાશક માનવતા;— કોઇ પણ ભોગે, કોઇપણ કીંમતે મેળવેલી પરાક્રમી ને વૈનૈતિક માનવતા;—કોઇ સહસ્રાર્જુન, કોઇ સીકંદર, કોઇ સીઝર, કોઇ સીધરાજ, કોઇ શિવાજીની માનવતા.

પણ જ્યારે અશાંતિનો પ્રલય ચારે તરફ ફરી વળે છે, જ્યારે ઘોરકર્મો, ક્રૂરતા સ્વચ્છંદે વિસ્તરે છે, જ્યારે વિજયી પશુતાને જુલમગાર સત્તાના વિજયપ્રયાણમાં દુઃખ ને દીનતાનો આર્ત સ્વર પણ નથી સંભળાતો—ત્યારે આર્ષદર્શન કરનાર કોઈ સાત્ત્વિક માનવતાનાં દર્શન કરે છે; તેની પ્રેરણાથી ઉચ્ચારે છે કે

બળના ઉપયોગમાં, સ્વચ્છંદની ધુનમાં, સત્તાના દોરમાં સદાય શયતાન વસે છે; તે શીખવે છે કે દુઃખીઆં સદા દેવકૃપાનાં અધિકારી છે, કારણ કે તેને માટે સ્વર્ગનું સામ્રાજ્ય છે–Blessed are the poor in spirit, for theirs' is the Kingdom of Heaven; જે જીવતાં મરી રહે છે તે જ મરતાં સદાય સજીવ છે. આમ નમ્ર, સંયમી, અહિંસાપ્રેમી, વિરાગી ને પરમાર્થી માનવતાનાં દર્શન તે કરાવે છે; અને બુદ્ધ ને ખ્રીસ્ત જેવાની પૂજા પ્રસારે છે.

કોઈ આર્ષદ્રષ્ટા પ્રગટે છે કે જે સંયમ અને સ્વચ્છંદની પાર જઈ કોઇક શાશ્વત ધોરણની કસોટી પર માનવતા ચઢાવે છે; સમયની ક્ષણિક મુશ્કેલીઓ વીસરી માનવતાનેજ ભાવના સ્વરૂપે નીરખવા તત્પર બને છે. એણે ઉપજાવેલું ધોરણ નીતિથી પણ પર–પારનૈતિક–હોય છે. એણે પારખેલી માનવતા પ્રણાલિકાઓથી અસ્પૃશ્ય એવી કોઈ મહાભાવનામાં લય પામતી તેને દેખાય છે. એની દૃષ્ટિએ માનવતા દેખાય છે–એક ભાવનારૂપે; એક શાશ્વત અને નિશ્ચલ શાસનરૂપે–સમય ને સ્થળથી સ્વતંત્ર અને સામાન્ય આચારવિચારથી અમર્યાદિત, સ્વયંભૂ સત્યરૂપે. આવી માનવતાનું આર્ષદર્શન કરનાર સ્વાધીનતા શીખવે છે. શ્રેયસ્કર સંયમને પણ પ્રાબલ્યનું સાધન બનાવે છે. ક્ષણજીવી પરાક્રમને એક સર્વગ્રાહી યોજનાનું અંગ કરી મુકે છે. સ્વભાવને સ્વધર્મપદે બેસાડે છે; અને સ્વભાવસિદ્ધિનેજ મોક્ષ મનાવે છે.

## ૪

સાહિત્યમાં વૈનૈતિક દ્રષ્ટાઓમાં શ્રેષ્ઠ પ્લુટાર્ક છે. પ્લુટાર્કના જીવનચરિત્રોનું સ્થાન દુનીઆના સાહિત્યમાં અદ્ભુત છે. જીવનચરિત્રના સાહિત્યમાં તેનું સ્થાન પ્રથમ છે; આર્ષદર્શનમાં, પ્રેરણાના સાહિત્યમાં ને ઇતિહાસમાં અગ્રગણ્ય છે. વીશ શતાબ્દિઓના વીરોએ એમાં આલેખેલી માનવતાવડે પોતાની માનવતા ઘડી છે. નેપોલીઅને વચન ઉચ્ચાર્યું હતું કે 'પ્લુટાર્ક ગજવામાં અને તલવાર કમરે લઇ હું જગત જીતીશ.' થીઓડોર ગાઝાએ અભિપ્રાય દર્શાવ્યો હતો કે 'જો પ્રલય કાલે એક જ પુસ્તક બચવાનું હોય તો હું તે માટે પ્લુટાર્ક પસંદ કરીશ.' પ્લુટાર્ક સંજીવનીમંત્ર છે–નિર્બલમાં નિર્બલ પ્રાણીમાં પરાક્રમ કરવાની વૃત્તિ પ્રગટાવે છે.

પ્લુટાર્કની આલેખનકલા સચોટ છે. તેની દૃષ્ટિ પ્રશંસક કે નિંદકની નથી; માત્ર દૃષ્ટાની જ છે. તે પ્રશંસા કે નિંદા કરવાની પણ પરવા કરતો નથી. શુભ કે અશુભ હેતુ, ઉચ્ચ કે નીચ ભાવના, સ્વાર્થ ને પરમાર્થ, સંયમ ને સ્વચ્છંદની તે નોંધ લે છે, તેના પર બે વિચારો દર્શાવે છે, પણ તેનાથી પોતાની દૃષ્ટિ રંગાવા કે ઝાંખી થવા દેતો નથી. નાયકનાં પરાક્રમો તે વર્ણવે છે; તેના જીવનના નાના મોટા પ્રસંગો ઓળખે છે અને તેણે ઉચ્ચારેલાં અને તેને વીશે સમકાલીનોએ ઉચ્ચારેલાં વચનો સંઘરે છે. અને શબ્દ ને કર્તવ્ય–સારાં અને માઠાં–બંને રજુ કરી તેની ખરેખરી માનવતા દર્શાવે છે. પરિણામે તેને ખરેખરાં–સજીવ ને આબેહુબ તરી આવતાં આપણે જોઇએ છીએ. પ્લુટાર્કનાં ચરિત્રો, વાસ્તવિકતામાં અપૂર્વ એવા ચિત્રોનું સંગ્રહસ્થાન છે.

પ્લુટાર્કે કઇ પ્રકારની માનવતાનાં દર્શન કરીને કરાવ્યાં છે? એ માનવતા યોદ્ધાઓની તો છે જ; પણ કેવા યોદ્ધાઓની?

માનવતાનું દર્શન કરતાં પ્લુટાર્કને નીતિનાં ધોરણોની પરવા નથી. પ્લુટાર્ક પોતે સ્ટોઇક સંપ્રદાયનો હતો. આ સંપ્રદાયનો મૂલ સિદ્ધાંત સ્વાતંત્ર્યનો હતો; અને તે સ્વાભાવિક નિયમો પ્રમાણે જીવન જીવવાનું શીખવતો. એના સિદ્ધાંત પ્રમાણે પોતાની વૃત્તિઓને તાબે કરી સશક્ત થવું અને બુદ્ધિપુરઃસર કર્તવ્યદક્ષ બનવું, એમાંજ સદ્ગુણ સમાઇ જતો. સદ્ગુણ એજ સુખ. આનંદ કાર્યદક્ષતાનું પરિણામ છે–ધ્યેય નથી.

આવા સંપ્રદાયને તે શ્રેષ્ઠ ગણતો હતો છતાં માનવતાના નમુનાની પસંદગીમાં પોતે નિષ્પક્ષપાત રહ્યો છે. એણે આલેખેલી માનવતા તે કોઇ સખ્ત રાષ્ટ્રવિધાતાની;[1] કોઈ મહત્ત્વાકાંક્ષી, હરામખોર ઉસ્તાદની;[2] કોઈ દૂર અંદેશી, વિચારશીલ, મહેચ્છાધારી રાષ્ટ્રરત્નની;[3] કોઈ બુદ્ધિશાળી અને બહાદુર એવા મહત્ત્વાકાંક્ષી, સ્વચ્છંદી, સ્વાર્થી ખટપટીઆની;[4] કોઈ અડગ વીરની;[5] કોઈ સખત ને નિશ્ચલ સ્વભાવના ક્રૂર સંયમીની;[6] કોઇ ભયંકર ગર્વમૂર્તિની;[7] કોઈ અડગ દ્વેષી, ઝનુની સ્વાર્થસેવી સત્તાપ્રિય વીરની;[8] કોઇ સ્વાતંત્ર્યસેવી બહાદુર લોકનેતાની;[9] કોઈ મહાત્ત્વાકાંક્ષી, અભિમાની, કીર્તિલોભી, પોતાની મહત્તામાં મસ્ત એવા સર્વભક્ષી વિજેતાની;[10] કોઈ સર્વદેશીય પ્રવૃત્તિ અને સર્વગ્રાહી બુદ્ધિથી પોતાની ને પોતાના દેશની મહત્તા સાધતા ને નીતિને તિરસ્કારતા માનવશ્રેષ્ઠની.[11]

પ્લુટાર્ક મનુષ્યમાં રહેલાં અનેક દૂષણો માફ કરી શકે છે; પણ જે માનવ મોજશોખમાં મશગુલ, નિર્બળ, કાયર, કીર્તિથી વિમુખ કે ધનથી મુગ્ધ હોય તેમાં એ માનવતા જોઈ શકતો નથી. સ્પાર્ટામાં ગરીબ અને તવંગર સરકારે પુરાં પાડેલાં એકજ પ્રકારનાં શુષ્ક ભાણે જમતા; પોતપોતાને ઘેર કોઇ જમતું નહીં; અને પરિણામે સ્વાદેન્દ્રિય પર બધા વિજય મેળવતા. જેને સામાન્ય ભોજન રુચતું નહીં તે કાયર મનાતો. 'આખી દુનીઆમાં માત્ર સ્પાર્ટામાંજ કુબેર ભંડારીને આમ આંધળો–એક પાષાણની મૂર્તિની માફક ચેતન અને ગતિવિહોણો બનાવી દેવામાં આવ્યો હતો:' પ્લુટાર્ક નોંધે છે.

સીકંદર જ્યારે ઈરાન જીતે છે અને સોના અઢળક ભંડારો ને અતુલ વિલાસો જુએ ત્યારે કહે છે કે "મોજમજાહના મોહથી કૈં પણ વધારે અધમ નથી; મજુરી ભર્યા જીવનથી કૈં પણ વધારે ઉમદા નથી."

ગર્વિષ્ઠ, અભિમાની કોરીયોલેનસ સંગ્રામમાં અતુલ પરાક્રમ દાખવે છે, અને સેનાપતિ તેને દુશ્મનોની લુંટાએલી સમૃદ્ધિનો દસમો ભાગ અર્પવા માંગે છે. ગર્વિષ્ઠ વીર કૈં પણ લેતો નથી; માત્ર પરસૈન્યના એકજ વીરને છોડી દેવાની માગણી કરે છે. કોરીયોલેનસની ધન તરફની આટલી બેદરકારી જોઈ રોમનો તેના પર ફીદા થાય છે. પ્લુટાર્ક સૂત્ર ઉચ્ચારે છે: "શસ્ત્રના સદુપયોગ કરતાં ધનનો સદુપયોગ વધારે અભિનંદનીય છે. પણ ધનની અપેક્ષા નજ કરવી એ તેના સદુપયોગથી પણ વધારે કીર્તિકર છે."

સ્પાર્ટાની સ્ત્રીને એક બીજી સ્ત્રીએ કહ્યું કે "આખી દુનીઆમાં તમે જ પુરુષો પર રાજ્ય કરો છો." સ્પાર્ટાની સ્ત્રીએ જવાબ દીધો.

૧. લાયકરગસ; ૨. થેમીસ્ટોક્લીસ; ૩. પેરીક્લીસ; ૪. એલસીબીઆડીસ ૫. ડેમોસ્થેનીસ. ૬. સીકદર; ૭. કેમીલસ; ૮. કેટો; ૯. કોરીયોલેનસ; ૧૦. મેરીઅસ; ૧૧. જુલીયસ સીઝર.

"અમે જ પુરુષોને જન્મ આપી શકીએ છીએ." આ સ્ત્રીની માફક પ્લુટાર્કને મન પણ કીર્તિલોભે સતત પરાક્રમો આદરતા પુરુષો તે જ પુરુષો હતા. કેટલાક જમાનામાં કીર્તિલોભ દૂષણ મનાય છે. જ્યાં કીર્તિલોભ અને મહત્ત્વાકાંક્ષા ન હોય ત્યાં પ્લુટાર્ક માનવતા જોઈ શકતો નથી.

પ્લુટાર્કે આલેખેલી માનવતાનું મુખ્ય લક્ષણ એકજઃ પરાક્રમ કરવાનો ઉત્સાહ અને શક્તિ. કીર્તિ પર મરી ફીટતી મહેચ્છા; સદાય પ્રજ્વલતી મહત્વાકાંક્ષા; વિધિના ફરમાનને તિરસ્કારતી હીમત; કર્તવ્યપરાયણની ઝનુન; મૃત્યુની વિડંબના; વિજયની લિપ્સા અને તેનો ગર્વઃ–એ સર્વ જ્યાં હોય ત્યાં જ માનવતા.

થેમીસ્ટોકલીસે એક સંગ્રામમાં વિજય મેળવ્યા પછી ઉંઘવાનું ને મોજ કરવાનું છોડી દીધું. કોઇએ કારણ પુછયું. તેણે જવાબ વાળ્યોઃ "મીલીટીઆડીસે એટલા બધા શિરપાવો મેળવ્યા છે કે તે બધા મને ઉંઘવા દેતા નથી."

જ્યારે પોતાનો પિતા ફીલીપ વિજયો મેળવતો હતો ત્યારે બાલ સીકંદરે કહ્યુ "મારા પિતા જો આ પ્રમાણે જીત્યાજ કરશે તો પછી મારે માટે કૈં અસાધારણ કરવાનું રહેશેજ નહીં."

સીઝર સીકંદરનાં પરાક્રમો વાંચી રડી પડે છે. "મને ચિંતાનું કૈં ઓછું કારણ છે? મારી ઉંમરે સીકંદરે એટલા બધા દેશો પર રાજ્ય કર્યું હતું અને મેં અત્યાર સુધી ગર્વ લેવા જેવું એક પણ પરાક્રમ કર્યું નથી."

૫

અવિશ્રાંત પ્રયત્નશીલતા એ આ માનવતાનું બીજું અંગ; અને એ દષ્ટિબિંદુ કાર્થેજના નરવીર અને રોમના કટ્ટા શત્રુ હેનીબાલના શબ્દોમાં કહી શકાય. જ્યારે હેનીબાલ લશ્કર લઈ રોમને વશ કરવા આલ્પ્સનાં ગગનવિહારી શિખરો ઓળંગી આવી પહોંચ્યો, ત્યારે રોમનો સત્તાધીશ માર્સેલસ તેની સામે થયો. માર્સેલસને હંફાવવા હેનીબાલે ઘણા ઘણા પ્રયત્નો કર્યાં પણ કૈં વળ્યું નહી.

એક વખત હેનીબાલે કહ્યું. "ઓ દેવો! જે માણસ જય કે પરાજયથી પણ થાકતો નથી તેને કેમ પહોંચી વળવું? એ જીતે છે તોયે થાક ખાવા દેતો નથી; હારે છે તોયે થાક લેતો નથી. એની જોડે તો સતત લઢવાનોજ સંકલ્પ કરવો પડશે. જીતે કે હારે તોયે, પોતાના સિદ્ધાંતને વશ થઈ એ તો સદા નવા પ્રયત્નો અને મોટાં પરાક્રમો કર્યે જ જવાનો." માર્સેલસ માટે ઉચ્ચારેલા શબ્દો જે માણસ માટે ઉચ્ચારાય તેનામાં જ પ્લુટાર્ક માનવતા લેખે છે.

પ્લુટાર્કની દષ્ટિ પ્રમાણે મૃત્યુભીતિમાં માનવતાનો અભાવ અને અડગ હીંમતમાં જ માનવતાનો પ્રારંભ છે.

થેમીસ્ટોકલીસ બોલવા માગે છે. સેનાપતિ એને અટકાવે છે; તે બોલે તો પોતાના દંડથી તેને ભોંય ભેગો કરવા હાથ ઉંચો કરે છે; થેમીસ્ટોકલીસ કહે છેઃ "મારવું હોય તો ભલે મારો, પણ મને સાંભળો."

થેમીસ્ટોકલીસ હરામી છે, ઢોંગી છે, લુચ્ચો છે. તેણે પોતાના દેશને વિજય અપાવ્યો તે પણ પોતાની મહેચ્છા સિદ્ધ કરવાજ. એના દેશમાં એને માટે ઇર્ષ્યા અને દ્વેષ પ્રસર્યાં, અને એના પ્રતિસ્પર્ધીઓએ તેને દેશપાર કર્યો.

પોતે ઈરાની સમ્રાટનો કટ્ટો વેરી હતો, છતાં આખરે તે તેને શરણે ગયો અને ગ્રીસનો વિનાશ સાધી આપવાનું વચન આપ્યું. એથન્સનું દરીઆઈ લશ્કર ઈરાની સમ્રાટની સામે આવ્યું. સમ્રાટે થેમીસ્ટોકલીસને આજ્ઞા કરી કે તેણે આપેલાં વચન પ્રમાણે તેના દેશની સામે તેણે યુદ્ધ કરવું.

સ્વદેશે તેને દેશપાર કર્યો હતો, અધિકાર-ભ્રષ્ટ કર્યો હતો. સ્વદેશના દુશ્મને તેને બ્યાવ્યો હતો, તેના પર અનેક ઉપકારો કર્યા હતા. સ્વદેશની સામે લડવું કે જેણે ઉપકાર કર્યા હતા તેનો દ્રોહ કરવો? પોતાની મહત્ત્વાકાંક્ષા ખાતર, પોતાના દેશને ખાતર દરેક પ્રકારની હરામખોરી જેણે કરી હતી તેણે શું કર્યું?

તેણે સ્વદેશનો દ્રોહ કર્યો નહીં; તેણે મિત્રનો દ્રોહ કર્યો નહીં. તેણે ઝેર પી આત્મઘાત કર્યો.

કોરીયોલેનસ ઉદાર હતો, શૂર હતો, પણ ઘણો જ અભિમાની હતો. રોમે તેને શહેર બહાર કર્યો. તે જઈ દુશ્મનને મળ્યો અને દુશ્મનનું સૈન્ય લઈ રોમનો વિનાશ સાધવા આવ્યો.

રોમના સત્તાધીશો રડ્યા, કકળ્યા પણ ઝનુની ને ગર્વિષ્ઠ વીર ડગ્યો નહીં. જે શહેરે તેનું અપમાન કર્યું હતું તેના પર તે વેર લેવા આવ્યો હતો. નિરાધાર રોમની વિનાશની ઘડી આવી પહોંચી.

જે વીરને હાંકી કાઢયો હતો, તેની કૃપા યાચવા રોમે તેની માતા, સ્ત્રી અને બીજી સ્ત્રીઓને મોકલી. માએ નિશ્ચય કર્યો કે જો બીજું કૈં નહીં થાય તો સ્વદેશ માટે યાચના કરતાં તેના પગ આગળ પ્રાણ છોડવો.

માતા પુત્ર આગળ ગઇ અને જે રોમે પુત્રને તિરસ્કાર્યો હતો તે રોમને બચાવવા આજીજી કરી. પુત્રે ના પાડી. માતાએ કહ્યું કે "જો તારે રોમનો વિનાશ કરવો હોય તો એકજ રસ્તો છે; જે માતાએ તને જન્મ આપ્યો તેના દેહને કચરી તું તારા દેશનો વિનાશ સાધવા આગળ વધ."

મા, સ્ત્રી, છોકરાં રડે છે, પ્રાર્થે છે, પગે પડે છે. ગર્વમૂર્તિ કોરીયોલેનસ માને ઉઠાડે છે. "મા! તેં તારા સ્વદેશને માટે વિજય મેળવ્યો પણ મને મારી નાંખ્યો. હું જાણું છું, માત્ર તારા જ હાથથી પરાજય પામીને."

બીજે દહાડે તે દુશ્મનના સૈન્યને પાછું લઇ જાય છે. દુશ્મનો આ દ્રોહને વીસરી શકતા નથી; દ્રોહી તરીકે કોરીયોલેનસને મારી નાંખે છે. જીવનમાં જેવી ગર્વિષ્ઠ, તેવી જ મૃત્યુમાં પણ ગર્વિષ્ઠ આ માનવતા જોઈ અનંત કાળ સુધી હૃદયો ઉછળે એમાં શી નવાઈ?

એલ્સીબીઆડીસ અને સીઝર અનીતિમાન છે; કોરીઓલેનસ દેશદ્રોહી છે; મેરીઅસ ને સુલા નિર્દય છે. દરેક જણ પોતાની વૃત્તિઓને અધીન થઈ પરાક્રમ કર્યો જાય છે. અને છતાં માનવતાના મંદિરમાં એમને માટે સ્થાન છે. પ્લુટાર્કનું આર્યદર્શન આમ નીતિવિહીન છે.

એમાં વૃત્તિઓનો અનિયંત્રિત વિકાસ સાધવાનું બળ છે. પરિસ્થિતિથી દબાઇ, કચરાઈ નિર્માલ્ય–તમોગુણી કહેવાય?–બની રહેલા શીવાયના બીજા માનવોમાં પોતાની ઇચ્છા થાય તે લેવું, પોતાની શક્તિ હોય તેટલી સત્તા મેળવવી એવી ઉંડી અભિલાષાઓ સદાય હોય છે. અને આ અભિલાષાને વશ થઇ કોઇ પણ રીતે, કોઇ પણ પ્રકારે ઝઝુમવામાં, ઝઝુમતાં મરવામાં અને યશ કે અપયશ પ્રાપ્ત કરવામાંજ તેને ખરી માનવતા દેખાય છે.

આ માનવતા મોટામાં મોટા જનસમૂહને પ્રેરી શકે છે; અને નિર્બળતા ને ક્ષુદ્રતામાંથી કોઇને પણ બચાવી શકે એમ છે. વિજય અને કીર્તિ માટે સર્વસ્વ અર્પણ કરવાની શક્તિ પણ કેટલાક મહાત્માઓમાંજ હોવાથી પ્લુટાર્કે પેખેલી માનવતા જેટલી આકર્ષક છે તેટલીજ દુઃસાધ્ય છે. આલોક પરલોકથી આકર્ષક છે; મૃત્યુ અપકીર્તિથી મોહક છે;

પરાક્રમ પ્રતિષ્ઠાથી શ્રેયસ્કર છે; મહત્વાકાંક્ષા સંતોષથી પ્રતાપી છે–આ સૂત્રો તિરસ્કારવાં સહેલાં છે, પણ જે માનવતા પર તે રચાયાં છે તે સિદ્ધ કરવી એ રમતની વાત નથી.

સંતોષને નામે સ્વીકારાતી કર્તવ્યશિથિલતા, આધ્યાત્મિક વૃત્તિને નામે પ્રચલતી કાયરતા જે દેશમાં હોય, વિધિના અણજાણ શાસનો પર આધાર રાખી પરાક્રમથી વિમુખ રહેવામાં જ્યાં ગૌરવ અને તત્ત્વજ્ઞાનનો ઇજારો લેખાય ત્યાં પ્લુટાર્કનું આર્ષદર્શન–કેરીઓલેનસનો ગર્વ, થેમીસ્ટોકલીસની હરામખોરી, મેરીઅસની ક્રૂર ઝનુન, સીઝરનો સર્વવ્યાપી પ્રતાપ–ખરેખર મુક્તિપ્રદ થયા વિના રહે નહીં.

૬

પ્લુટાર્કે પેખેલી વૈનૈતિક માનવતા છોડી નૈતિક માનવતા તરફ વળીએ. રજોગુણના ક્ષેત્રમાંથી સત્ત્વગુણના ક્ષેત્રમાં જઇએ.

આ સાત્ત્વિક માનવતાનાં દર્શન અનેક યુગમાં, અનેક દેશમાં અને અનેક દ્રષ્ટાઓને થયાં છે. એકલું હીંદ જ લઇએ તો તેમાં છેલ્લી પચીસ સદીઓમાં આ માનવતાનાં દર્શન કરનારાઓનાં જુથનાં જુથ થયાં છે. એટલું જ નહીં પણ તેને જોવા, પૂજવા ને સિદ્ધ કરવાને તત્પર એવાં સ્ત્રી પુરુષોએ એક પ્રચંડ સંસ્કારતરંગ સરજાવ્યો છે.

એ સંસ્કારતરંગે બૌદ્ધ ધર્મ ઉપજાવી એશીઆ પર વિજય કર્યો છે; જીનશાસન જેવા સંપ્રદાયો પ્રગટાવી હજી સુધી પોતાની સત્તા અમર કરી છે; અશોક જેવા રાજાઓને મુગ્ધ કરી હીંદી ઇતિહાસમાં સ્થાન મેળવ્યું છે; અને આર્ય ધર્મ પર આક્રમણ કરી તેનાં રૂપ રંગ ને રહસ્ય પલટાવવાનો પ્રયત્ન કર્યો છે. એણે સરજાવેલું સાહિત્ય નિઃસીમ અને અનંત છે. એણે પ્રેરેલા ધર્મોના લાક્ષણિક સાહિત્ય ઉપરાંત આર્યોના ધર્મ, તત્ત્વજ્ઞાન અને નીતના સાહિત્યને પણ એણે પાશ લગાડ્યો છે.

આ સંસ્કારતરંગ તે શ્રમણ ભાવના. એના મૂળમાં રહેલી માનવતા તે શ્રમણ માનવતા કહી શકાય. એની અને આર્ય માનવતા વચ્ચે સતત સંગ્રામ ચાલે છે. કપિલથી ગાંધીજી સુધી ત્રણ હજાર વર્ષ થયાં પણ એની મોહિની તેવી તે તેવીજ રહી છે.

મેં શ્રમણ અને આર્ય વચ્ચે ભેદ કર્યો છે. પણ હું એમ કહેવા નથી માંગતો કે શ્રમણ સંસ્કૃતિ અનાર્ય છે કે શ્રમણ માનવતાનાં આર્યોએ દર્શન કર્યાં નથી કે તેને સિદ્ધ કરતાં સાફલ્ય મેળવ્યું નથી. શ્રમણ માનવતાનું અપૂર્વ દૃષ્ટાંત ભગવાન બુદ્ધ આર્યોના પણ આર્ય છે, એ હું કેમ વીસરી શકું? પણ મારી દૃષ્ટિએ શ્રમણ ભાવનાનો પ્રવાહ આર્ય ભાવનાથી કોઇકવાર નીરાળો, ઘણીવાર ભેગો થએલો અને છતાં પોતાનું સ્વરૂપ છાંડ્યા વિનાનો વહેતો આવ્યો જોઈ શકું છું.

આ સાત્ત્વિક માનવતાનું સુંદરમાં સુંદર આર્ષદર્શન એક અનામી સાહિત્યસ્વામી કરી કે સંગ્રહી ગયો છે. એણે એ માનવતા વાંચેલી નહીં, કથારૂપે સાંભળેલી નહીં પણ પોતાનીજ નજરે જોએલી. એ સાહિત્ય સ્વામીએ ભગવાન તથાગતની જીવનચર્યા જોએલી, તેની વાણીની પ્રેરણા સાંભળેલી, તેના પાદારવિંદની રજ માથે ચઢાવેલી. આ આર્ષદર્શન કરનાર તે ધમ્મપદનો કર્તા.

એક વાત હું સ્પષ્ટ કરવા માંગુ છું. તત્ત્વજ્ઞાન, શ્રદ્ધા, કે ધર્મ વીશે હું અત્યારે બોલવા માગતો નથી. આ બધામાં જ્યાં માનવતાનું આર્ષદર્શન ભળી જાય છે ત્યાં તે આ પ્રસંગને

માટે મારે મન નિરુપયોગી બને છે. અત્યારનો મારો પ્રયાસ 'માનવતા'નાં–મનુષ્યજંતુ ને માનવી બનાવે છે તે વિશિષ્ટતાનાં–દર્શન કેવે રૂપે થાય છે તે જ વર્ણવવાનો છે.

આ માનવતાનાં દર્શન માત્ર હીંદમાં જ થયાં એમ નથી. સાત્વિક માનવતાની મૂર્તિએ એક વખત જુડીઆમાં ઉચ્ચાર્યું હતું. "Blessed are the merciful, for they shall obtain mercy; blessed are the pure in heart for they shall see God." આ શબ્દો ઉચ્ચારનારના શિષ્યો મેથ્યુ અને જોને આ માનવતાનું આર્ષદર્શન કર્યું. મધ્યકાલીન યુરોપમાં સેંટ બેનીડીક્ટ, સેંટ બર્નાર્ડ અને એસીસીના સેંટ ફ્રાન્સીસ વગેરે મહાત્માઓને એનું દર્શન થયું. પંદરમી સદીમાં ટામસ એ કેમ્પીસ નામધારી આર્ષદ્રષ્ટાએ Imitation of Christ–ખ્રીસ્તનું અનુકરણ–એ નામના પુસ્તકમાં એ માનવતા આલેખી છે.

## ૭

'ધમ્મપદ' કાર ચરિત્રથી નહીં પણ સૂત્રોથી ને સચોટ ઉપમાઓથી માનવતાનું દર્શન કરાવે છે. દંડ, નાગ, પુષ્પ એવી એક વસ્તુ લઇ તેની આસપાસ પોતાનાં દર્શનને વીંટાળી તે સમજ આપે છે. છેલ્લી વારે અર્હત, ભિક્ષુ, અને બ્રાહ્મણ કોને કહેવો તેનું વર્ણન કરી માનવતા દર્શાવે છે.

આ સાત્વિક માનવતા પાછળ એક જ મહત્ત્વાકાંક્ષા રહી છે: દુ:ખનો વિનાશ કરવાની–દુ:ખનો આત્યંતિક અભાવ સાધવાની. કપિલ મુનિએ આ શ્રમણુ માનવતાની ભાવના કલ્પી. સુખ મળે કે ન મળે તેની પરવા નહીં: દુ:ખ ઉદ્દભવે નહીં એટલે જ બસ.

આ માનવતા સમજવી કઠણ છે. અને સિદ્ધ કરવી કઠણ હોય એમાં શી નવાઇ? દરરોજ પશુ પક્ષી તો શું પણ માણસોને–સગાં, સંબંધી, સ્નેહીઓને—દુઃખ પામતાં, મરતાં આપણે જોઇએ છીએ. 'સુતેલા ગામને મહા પૂર ઘસડી જાય તેમ માણસ ફુલ વીણતો હોય ને મૃત્યુ પકડીને ચાલી જાય છે. આપણામાંથી કેટલા તેથી કાંપી ઉઠે છે,' તેને દુઃસહ વેદના ગણી રસ્તો શોધવા બેસે છે?

પણ 'ધમ્મપદ'કાર પ્રમાણે એ શક્તિ જેનામાં ન હોય તેનામાં માનવતા હોઇ શકે નહીં. સિદ્ધાર્થ પંખીનું મૃત્યુ જોઇ વિહ્વળ બન્યા તેજ પળે તેની માનવતાનું પ્રથમ દર્શન થયું હતું.

દુઃખનો અભાવ સાધવાની મહત્ત્વાકાંક્ષા આ માનવતાનું એક અંગ; એ મહત્ત્વાકાંક્ષા સિદ્ધ કરવાનું બળ તે એનું બીજું અંગ. મનુષ્યજંતુ દુઃખ જોઇ કાંપે નહી; કાયરો તેને જોઇ છેદવા તૈયાર થાય નહી. દુઃખનો વિનાશ કરવાનો વિગ્રહ આદરે એ યોદ્ધાનું નામ શ્રમણુ.

શ્રમણુ દુઃખનું મૂલ શોધે છે. સંસાર દુઃખમય કેમ છે? પ્રતિશબ્દ થાય છે: પોતે દુઃખમય કેમ છે? 'મારા પુત્રો, મારું ધન, મારા પુત્ર,' કરી તે પોતાને તરફડતો જુવે છે. રૂપ પરિજીર્ણ છે, રોગનો માળો છે, ભંગુર છે, ગંધાતો દેહ નાશ પામશે...જીવિતનો અંત મરણ છે... ધનનો વરસાદ થાય તો પણ કામની તૃપ્તિ નથી; કામ ને તૃષ્ણાથી શોક થાય છે, ભય થાય છે.

શ્રમણુની નજરે દુઃખદેનાર પડે છે: રાગ, ભય, ક્રોધ. એની દૃષ્ટિ નિર્મળ થાય છે. અને ખરી માનવતા શામાં છે તે સમજાય છે. રાગ, ભય, ક્રોધનું મૂળ 'સંગ' છે–આસક્તિ છે; કારણ

કે સંગાત્ સંજાયતે કામઃ. જો એ સંગ છેદી નાંખે તો પછી દુઃખ રહેજ કયાંથી ?

ધમ્મપદકાર માનવતાની પ્રેરણા આ શબ્દોમાં દર્શાવે છે: 'હે બ્રાહ્મણ ! તૃષ્ણાસ્રોતને કાપ; પરાક્રમ કરી કામને દૂર કર; સંસ્કારોનો ક્ષય જાણીને હે બ્રાહ્મણ ! તું નિર્વાણ જાણનારો થઈશ. કારણ કે જેના રાગ, દ્વેષ, માન, તિરસ્કાર આરની અણી ઉપરથી સરસવની પેઠે પડી ગયો છે તેને હું બ્રાહ્મણ કહું છું.'

સદ્‌ગૃહસ્થો ! આ શબ્દો આપણા સાહિત્યમાં છે, આપણી જીભે છે. આપણી રગોમાં છે એમ કહીએ છીએ—પણ નથી. અને પરિણામે શબ્દજાલની મોહિનીમાંજ આપણે લપટાઇ રહીએ છે. એક ગોર કાકા હતા—એક ગોરાણી કાકી હતાં. બંને એંશી વર્ષની હદ ઓળંગી ગયાં હતાં. કાકી મરવા પડ્યાં; ચીસો પાડી તરફડવા માંડ્યાં. ગોર કાકા પોપટની માફક શ્રમણ માનવતાનો મંત્ર ઉચ્ચાર્યા ગયા. "વાસનાનો ત્યાગ કર. તારો હમણાં મોક્ષ થશે." શબ્દો—શબ્દો—શબ્દો—અર્થહીન, પ્રેરણા વિહોણા કરી મુકેલા શબ્દો !

શ્રમણ પોતાનાં ને પારકા દુઃખે વિહ્વલ છે. તેનો આત્મા રેંહેંસાય છે. દુઃખને સમજાવી દૂર કરવા તે નથી માંગતો—તેનો વિનાશ સાધવા તૈયાર થાય છે.

એકલો, એકાંતમાં તે સંગ છેદવા તૈયાર થાય છે. સીકંદરથી વધારે હીંમત તે ભેગી કરે છે; મેરીઅસથી પણ વધારે નિર્દય બને છે. ધન, વૈભવ, કકળતી સ્ત્રી, નિરાધાર સંતાન, વાટ જોતી કીર્તિ બધાને એક ઝટકે વિદેહ કરીને વિજેતા થવા સંકલ્પ કરે છે. એના સંકલ્પની અડગતા એજ એની માનવતાની કસોટી.

'ફરકતું, ચપલ, દુરક્ષ્ય, દુર્નિવાર્ય એવા ચિત્તને તે મેધાવી, બાણકાર બાણના રાડાને જેમ સીધું કરે, છે તેમ, સીધું કરે છે.' શ્રમણ વીરતાની પરાકાષ્ઠા અનુભવે છે. પ્રાણ ભલે જાય પણ ચિત્તને તે રોધવા મથે છે—મહાવ્રતોથી; મહાવ્રતોમાં પણ મુખ્ય એવા અહિંસાવ્રતથી.

यतो यतो हिंसमना निवत्तति ।
ततो ततो सम्मतिमेव दुक्खं ॥

જેમ જેમ તે હિંસામાંથી મનને નિવારે છે તેમ તેમ તેનું દુઃખ શમે છે.

હિંસા સ્વાભાવિક છે, અહિંસા અસ્વાભાવિક છે એ કોણ નથી જાણતું ? મન, વાણી ને શરીરથી અનિષ્ટચિંતન, ઉદ્વેગકર વાક્ય, પ્રાણીમાત્રનો દ્રોહ કેવાં સહેલાં, કેવાં સ્વાભાવિક, કેવાં આકર્ષક છે !

એ બધી હિંસાને જાતિ, દેશ, કાલ સમયની પરવા કર્યા વિના સાર્વભૌમ વ્રતથી તે ઉચ્છેદી નાખે છે. બીજાં મહાવ્રતો છેઃ સત્ય, બ્રહ્મચર્ય આદિ, પણ તે બધાનું મૂલ અહિંસાજ છે.

આમ શ્રમણ અદ્‌ભુત પરાક્રમ કરી રહે છેઃ ચિત્તવૃત્તિનો નિરોધ કરે છે. પોતાની અને દુઃખ ઉપજાવનાર વચ્ચેનો સંબંધ તે છેદી નાંખે છે. દુઃખ દેનારાં કારણો તેને મરેલો સમજે છે. એ તેને મોહ, માયા, મિથ્યાદર્શન માને છે.

ટોમસ એ કેંપીસને પણ ધમ્મપદકારનું જ દર્શન થાય છે.

'મિથ્યામાં પણ મિથ્યા, સર્વ મિથ્યા છે—ઇશ્વર તરફ પ્રીતિ શીવાય, અને તેની સેવા શીવાય. આ શ્રેષ્ઠ વિદ્યા છે....ચંચળ વૈભવ શોધવા ને તેમાં વિશ્વાસ કરવો મિથ્યા છે. માન મેળવવા મથવું એ પણ મિથ્યા છે. ઉંચે ચઢવું તે પણ મિથ્યા છે. શારીરિક ઇચ્છાઓ સંતોષવા પ્રયત્ન કરવો એ પણ મિથ્યા છે... જિજીવિષા મિથ્યા છે; સારું જીવવા તરફ બેદર-

કારી પણ મિથ્યા છે...જે નાશવંત છે તેનો પ્રેમ એ મિથ્યા છે.'

શ્રમણ પારકાનાં ને પોતાનાં દુઃખનો વિનાશ કરવા નીકળ્યો; અને યુદ્ધ કરતાં એણે દુર્જય એવી ચિત્તવૃત્તિઓની સાથે વેર બાંધ્યું. રાગ, ભય, ક્રોધ, હિંસા, સુખ, દુઃખ–જે વસ્તુઓ જીવન રસિક બનાવે છે, જેને માટે આપણે જીવીએ છીએ, તેને કચરી નાંખ્યા. એણે મનુષ્યસ્વભાવને ઉલટાવ્યો, સદેહે તે વિદેહ થયો.

'ચંદ્ર જેવો વિમલ; શુદ્ધ, પ્રસન્ન ને નિર્મળ; તૃષ્ણા જેની ક્ષીણ થઇ છે એવો તે પોતે દુઃખી થતો નથી, કોઇને દુઃખી કરતો નથી.'

તે મહત્ત્વાકાંક્ષાની સિદ્ધિ અનુભવે છે. તે સુખદુઃખને, ચિંતાને વિષાદ વિના સહન કરી શકે છે. તે નિર્દ્વન્દ્વ બને છે. તે પોતે શાંત છે; બીજું બધુ મિથ્યા છે. તે નિર્વાણને સ્પર્શે છે.

આ ભયંકર ને ભવ્ય માનવતા આમ પોતાના પ્રાબલ્યથી માનવીને અ–માનવ કરી શકે છે.

મને શ્રમણ ભાવના સાથે સહાનુભૂતિ નથી. હુ એને આર્યાવર્તના અધઃપતનનું પ્રથમ કારણ માનુ છું. એણે જીવનમાં મૃત્યુની પધરામણી આણી છે; અહિંસાને નામે ભીરુતા દેશમાં આણી છે; ઔદાર્ય ને સહિષ્ણુતાના વેશમાં નિર્માલ્યતા આણી છે. અને છતાં એ ભાવનાએ જે માનવતા સર્જાવી તે વિચારતાં, તેમા રહેલી હીંમત, અડગતા, પ્રતાપ ને પરાક્રમ કલ્પતાં હૈયું પ્રણિપાત કરે છે; અને જે ભગવાન બુદ્ધે પોતાની માનવતા વડે એ માનવતાને સજીવન કરી તેની મહત્તા, તેની શક્તિ, તેની અપૂર્વતાનાં સબહુમાન સ્મરણમાં શ્રમણ ભાવનાએ વર્તાવેલો કેર અને નિમંત્રેલી અધમતા પળવાર વીસરી જાઉં છું.

આ માનવતાનાં ઘણાએ દર્શન કર્યાં છે. ઘણાએ તેને પ્રશંસી છે. એણે અનેક મહાત્માઓને મુગ્ધ કર્યાં છે. એણે અનેક જોગીજતીને માન અપાવ્યાં છે. એણે અસખ્ય ધુતારાઓને દાળરોટલો અપાવ્યો છે. પણ એને સિદ્ધ તો થોડાકજ મહાત્માઓએ કરી છે. સામાન્ય જનને તો એ સ્વપ્નરૂપેજ રહી છે–પોતાના શીવાય બીજાને સિદ્ધ કરવા માટે.

મિથ્યાદૃષ્ટિ–'અ–માનવ' થવા તરફ અણગમો–સર્વત્ર વ્યાપે છે. અને તેથીજ એ માનવતાને બધા પૂજ્યભાવે જોઈ રહે છે–જોઇજ રહે છે; તેની વાતો કરે છે; નહીં તો મારા પૂર્વજે તો તે સિદ્ધ કરીજ છે એવો ભ્રમ સેવી ગર્વ લે છે. ભર્તૃહરિ જેવો સૂક્ષ્મદર્શી સત્યવક્તા નિરાશાથી સત્ય ઉચ્ચારે છે: न मुञ्चामः कामान् अहह गहनो मोहमहिमा।

૮

આપણે રજોગુણી માનવતાનું આર્ષદર્શન જોયું. જે આર્ષદર્શન સાત્ત્વિક માનવતા વર્ણવે છે તે પણ જોયું. હવે ત્રણે ગુણથી પર–પારનૈતિક–માનવતાનાં આર્ષદર્શનો જોઇએ.

"નિસ્ત્રૈગુણ્ય' શબ્દ વિચારવા જેવો છે. ભગવાન વાસુદેવે અર્જુનને કહ્યું તેમ त्रैगुण्यविषया वेदा निस्त्रैगुण्यो भवार्जुन. નિસ્ત્રૈગુણ્ય માનવતા તે કેવી? સ્વચ્છંદ ને સંયમથી પર તે કેવી માનવતા?

વૃત્તિઓના સ્વયંનિર્ણીત વિકાસમાં જ આ માનવતા આત્મસિદ્ધિ જુએ છે; તેના સંયમને આત્મસિદ્ધિનું સાધન બનાવે છે એમાં સ્વચ્છંદથી થતો શક્તિચ્છેદ નથી. સંયમથી ઉદ્ભવતી શુષ્કતા નથી. સ્વ-

સ્વચ્છંદનો ઉભરાટ ને સંયમની સ્વસ્થતા બંને, પારનૈતિક માનવતાના દુર્ધર્ષ ને અડગ સિંહાસન પર—જ્યાં 'સ્વ–ભાવ–સિદ્ધિ' જ એક અને અચળ–ધ્યેય છે તેવા સ્થાન પર મનુષ્યને બેસાડે છે.

પ્લુટાર્કની. વૈનૈતિક માનવતાનું પારનૈતિક સ્વરૂપ જર્મન તત્ત્વવેત્તા નીટ્શેને દેખાયું. શ્રમણ માનવતાના પારનૈતિક સ્વરૂપનાં દર્શન આર્ય સાહિત્યસ્વામીઓને થયાં હતાં: આ બે જ પારનૈતિક માનવતાનાં આર્ષદર્શનો વીશે કૈંક કહીશ.

પ્લુટાર્કે જે માનવતા જોઇ અને વર્ણવી તે વૃત્તિઓના સ્વચ્છંદ ઉપર રચાએલી, કીર્તિલોભી મહત્ત્વાકાંક્ષી માનવતા. એ માનવતાને એક જ ધોરણ: પોતાની વૃત્તિઓ સંતોષવાનું, તેમનો વિકાસ સાધવાનું. નીટ્શેની આર્ષદૃષ્ટિએ પણ વૃત્તિઓના વિકાસમાંજ માનવતા સમાએલી જણાય છે; પણ વૃત્તિઓ તે દરેકની નહીં પણ માત્ર Mastersની–'પ્રભુઓની,' વીરની, ભોક્તાની.

પ્લુટાર્ક જીવનચરિત્રના નાયક પસંદ કરતાં, અજાણ્યે ઘણે ભાગે 'પ્રભુઓ'ની જ પસંદગી કરે છે; પણ નીટ્શેની દૃષ્ટિએ તો મનુષ્યો સ્પષ્ટ રીતે બે પ્રકારના દેખાય છે. એક ઉચ્ચ વર્ગના, એક નીચ વર્ગના; એક 'પ્રભુ' વર્ગના–masters; બીજા દાસ વર્ગના–slaves. 'પ્રભુઓ'ની વૃત્તિઓનો સ્વચ્છંદી વિકાસ, અને એ વિકાસની દૃષ્ટિએ 'સ્વ–ભાવસિદ્ધિ'–એનું જ નામ આ માનવતા. દાસોની વૃત્તિઓનો રોધ તેમાંજ તેમની નીતિ.

આ આર્ષદર્શન પ્રમાણે માનવતા તે 'પ્રભુઓ'ની જ; સશક્ત અને સ્વતંત્ર, સત્તાશીલ અને સત્તાકાંક્ષી ભદ્ર વીરની, જે પોતાને પ્રબલ માની વાચા અને મૌન બન્ને સેવી શકે, જે પોતાની જાત પરં અને પારકા પર સખ્તાઇ કરી શકે, જે સત્તાકાંક્ષી અને સત્તાશીલ હોય, ચિંતા ને ઘણા વિના જે સખ્તાઇની કદર કરી શકે–એવા પશુશ્રેષ્ઠ–Blonde Beast–ની માનવતા.

આ 'પ્રભુ' પોતાનું ને પારકાનું નિયમન કરી શકે છે; નમ્રતા, ખુશામત, અધમતા, ભય, અસત્યને તિરસ્કારે છે; દયા અને નિઃસ્વાર્થપણાની અવગણના કરે છે; શક્તિ, હીંમત, હરામખોરી, ક્રૌર્યમાં રાચે છે. તે અધમો તરફ કે પણ ફરજ સ્વીકારતો નથી. તે નિર્ભય છે; સર્વભક્ષી પ્રતાપ ઇચ્છે છે. વિનાશ, જુલ્મ, પરિગ્રહ અને હિંસા એને શ્વાસ અને પ્રાણ સમાં છે. એનામાં ઉભરાતો પ્રભાવ છે, ઉગ્રતામાંથી ઝરતું સુખ છે, પોતાની આત્મસમૃદ્ધિના ભાનનો ગર્વ છે. એ દુર્ભાગી દાસોને મદદ કરે છે, દયાથી નહીં પણ ઉભરાતા પ્રભાવભંડારને લીધે પ્રગટેલા ઔદાર્યથી.

પોતાની માનવતાની પૂજાજ એને મન અનતિક્રમણીય એવો પરમ ધર્મ છે. વૃત્તિઓના વિનાશ પર રચાએલી માનવતા તરફ તે તિરસ્કારથી જુએ છે. નિર્માલ્યતા જે પોતાને ભલાઈ કહાવે છે, કાયરતા જે પોતાને નમ્રતાનું નામ આપે છે, જોર અજમાવવાને નિર્બળ એવી ભીરુતા જે પોતાને ધૈર્ય તરીકે ઓળખાવે છે, વેર લેવાની અશક્તિ જે ક્ષમારૂપે વિચરે છે, તેને તે દાસોની નીતિ ગણે છે. "Blessed are the meek, for they shall inherit the earth"– એમાં નિર્માલ્યતાના આશાવાદ શીવાય એ કૈં જોઈ શકતો નથી. જે જીવન ઉત્તેજે છે, જે જીવન પ્રેરે છે, તેમાં જ તેને માનવતા જણાય છે. વૃત્તિઓના નિરોધ પર, સુખના વિસર્જન

પર, મૃત્યુની પયગંબરી પર રચાએલી માનવતાને તે અધમમાં અધમ-દાસવૃત્તિનું લક્ષણ ગણે છે. એની માનવતાને એક જ પ્રેરણા છેઃ નિશ્ચલ ને ભયંકર સત્તાકાંક્ષા. એનો એક જ સ્વધર્મ છેઃ પોતાના સ્વભાવનો.

સીઝરો અને સીઇંદરોની માનવતા આમ એક મહાન ભાવના બની રહે છે. નીતિથી પર એવી આ ભાવના એ જ જીવનનું પરમ સત્ય બને છે. કેટલાકને આ નગ્ન પશુતાની પૂજા લાગશે, પણ આ 'પ્રભુઓ'ની માનવતામા વૈનૈતિક માનવતા જેટલો પરાક્રમનો ઉત્સાહ અને નૈતિક માનવતાના જેટલી સ્થિતપ્રજ્ઞા છે. હીમત, પરાક્રમ, મહત્ત્વાકાંક્ષા, સ્થિરતા અને સ્વાસ્થ્ય વિના દુર્જય શક્તિ આવતી નથી અને શક્તિ વિના 'પ્રભુઓ'ની માનવતા શક્ય નથી.

નીત્શેનું આર્ષદર્શન દુનીઆના કોઇપણ આર્ષદર્શનથી ભવ્યતામાં, પ્રતાપમાં કે પ્રેરકતામાં ઉતરતું નથી. તે કહે છે કેઃ

"હુ માનવશ્રેષ્ઠો વર્ણવુ છુ. મનુષ્ય છે તે પોતાનાથી પર એવા માનવશ્રેષ્ઠને સરજાવવા માટેજ. તમે એ સર્જન માટે શું કર્યું?"

"પ્રાણી માત્રે પોતાનાથી શ્રેષ્ઠ એવું સર્જ્યુંઃ તમે શું આ પ્રવાહ પાછો વાળશો? અને મનુષ્યથી પર જવાને બદલે જાનવરો તરફ વળશો?"

"માણુસ ને વાંદરાને શો સંબંધ? તે માણુસની સરખામણીમાં વિડંબનાની મૂર્તિ છે; કલંક છે. જ્યારે માનવશ્રેષ્ઠો જન્મશે ત્યારે માનવ પણ એક વિડબના, એક કલંકરૂપે રહેશે."

"તમે જંતુમાંથી મનુષ્ય થયા, હજુ તમારામાં ઘણીએ જંતુતા છે. એક વખત તમે વાનર હતા. હજી પણ માણુસ ઉંચા પ્રકારનો વાનર છે. તમારામાં ડાહ્યામાં ડાહ્યો પણ એક વિસંવાદ છે. પ્રેત અને વનસ્પતિ એ બેનું મિશ્રણ છે. ત્યારે શું હું તમને પ્રેતો કે વનસ્પતિ થવાનું શીખવું?"

"સાંભળો! હું તમને માનવશ્રેષ્ઠો વર્ણવું છું. માનવશ્રેષ્ઠો તેજ ભૂતલની સાર્થકતા. તમે જરુર કહેશો કે માનવશ્રેષ્ઠ જ ભૂતલનું સાર્થક્ય બનશે."

"હું આદેશ કરું છું, બંધુઓ! પૃથ્વીમે જ વળગ્યા રહો. પૃથ્વીથી પર એવી આશાઓની કોઇ તમને વાત કરે તો તેમાં શ્રદ્ધા રાખશો નહીં. જાણ્યે કે અજાણ્યે તે ઝેર દેનારા છે."

"જીવનને તિરસ્કારનારા તે બધા જાતે કહોવાઇ ગએલા, વિષથી ભરપુર છે. પૃથ્વી તેમનાથી થાકી રહેલી છે. તેમને જવા દો."

"એક વખત ઇશ્વરનો દ્રોહ મોટામાં મોટો ગુન્હો હતો. પણ ઇશ્વર ગુજરી ગયા, અને દ્રોહ કરનારા પણ ગુજરી ગયા. પૃથ્વીનો દ્રોહ કરવો—અજ્ઞેયને પૃથ્વીથી વધારે માન આપવું એ ભયંકરમાં ભયંકર પાપ છે......"

"મનુષ્ય જાનવર અને માનવશ્રેષ્ઠ વચ્ચે બંધાએલું દોરડું છે......"

"એકાંત અરણ્યમાં આત્મા બીજો અવતાર લે છે. અહીંઆં આત્મા સિંહ બને છે; સ્વાતંત્ર્ય મેળવે છે; પોતાના અરણ્યમાં આધિપત્ય પ્રાપ્ત કરે છે."

"તે છેલ્લા અધિપતિને શોધે છે, તેના તરફ વેર કરે છે, તેના છેલ્લા ઇશ્વર સામે વેર કરે છે, અને મહાસર્પ વૃત્ર સાથે વિજયયુદ્ધ આદરે છે. સિંહ જેને પોતાનો ઇશ્વર અને પ્રભુ માનવાની-ના પાડે છે એ મહાસર્પ કોણ? એ મહા-

પોતે પોતાની શક્તિઓ, પોતાની વિશિષ્ટતા પોતાનો સ્વભાવ સમજી શકેછે. એ અયુક્ત નથી, એક આત્મસંવાદી શક્તિ છે; યોગી છે.

મહાવ્રતો, તપશ્ચર્યા, ઇંદ્રિયવિજય, શ્રમણ માનવતાને અહસામયતામાં ફેરવી નાંખે છે પણ આર્ય માનવતાને દરેકનીજ વિશિષ્ટતા— ભવ્ય અને તેજોમય શકિત અને સ્વાસ્થ્યથી દુર્ધર્ષ એવી વિશિષ્ટતાના—સાનમાં ચકચુર મુકી જાય છે. વૃત્તિ-નિરોધ એકને વિમલચંદ્ર સમ અર્હત બનાવી મુકે છે; બીજાને તેનાજ સ્વભાવ પ્રમાણે નિમલ ચંદ્ર, ઘુઘવતો સાગર, ગર્જતો જ્વાલામુખી, કે પ્રખર સૂર્ય કરી મુકે છે. પોતાના જ સ્વભાવને લાક્ષણિક શક્તિમાં ફેરવી નાંખવો એ જ આર્ય માનવતા.

આમ શ્રમણુ ને આર્ય માનવતાના પ્રવાહ તદ્દન જુદા પડે છે. અને એનુ કારણુ એકજ છે.શ્રમણુને મન અહિંસા સાર્વભૌમ મહાવ્રત છે; પરમ સાધન ને પરમ સાધ્ય છે. આર્યને અહિંસા નિર્ભનત મેળવવાનુ સાધન છે. તે મળ્યે, એ 'गतासून गतासूंश्च'–કોઇનો શોક કરતો નથી.

તેજોમય ને પ્રતાપી બનેલી પોતાની સ્વભાવ-જન્ય વિશિષ્ટતા સાથે આર્ય તાદાત્મ્ય મેળવે છે ત્યારે ઇંદ્રના વજ્રની માફક, વિદ્યુતના બળની માફક તે એક પ્રાકૃતિક શકિત–Elemental Force બને છે; ને દુર્ધર્ષ પ્રાબલ્ય મેળવે છે. તે લાડે કે લડાવે, હસે કે હસાવે, મારે કે મરાવે, જીવાડે કે કચરે, રચે કે વિનાશે–એ તો માત્ર એક શકિત બની રહે છે. એનુ વર્ચસ ઘટતુ નથી,એનુ પ્રાબલ્ય ઘટતુ નથી; એની શાંતિ ઘટતી નથી.

એ પોતાના સ્વ-ભાવ–આત્મા–નીજ વિશિષ્ટતાને પંથે વિચરે છે. 'मयि सर्वाणि कर्माणि' કરી બધા કર્તવ્યો પોતાનીજ બુદ્ધિથી પ્રેરાએલાં, ને પોતાનીજ દૃષ્ટિએ યોગ્ય ગણી તે યુદ્ધ કર્યે જાય છે: શ્રી, વિજય ને ભૂતિ મેળવવા–પોતાના સ્વ-ભાવની સિદ્ધિ મેળવવા–પોતાનેજ પોતાનો શાસનકાર, પોતાનેજ પોતાની નીતિ, પોતાના સ્વભાવનેજ પોતાનો સ્વધર્મ માનીને.

—દધીચિ તે દાનવોને વિનાશવાની શક્તિ, વસિષ્ઠ તે વિશુદ્ધિમય પ્રેરકતાની ઉન્નત ભાવના; વિશ્વામિત્ર તે સંસ્કાર ને શકિતની ગર્જના; જામદગ્નેય તે સંસ્કૃતિનો અગ્નિ પ્રસારનો વિનાશક દાવાનળ; ઔર્વ તે પરસંસ્કાર-બાળવાનો ઉગ્ર વડવાનળ: આ કલ્પના ને ભાવનાની બનેલી તેજોમય પ્રાકૃતિક શકિતઓ;

—અને ભીષ્મ તે તપસ્વી, વ્રતધારી, મુત્સદ્દી ન્યાયી રાજ્ય સત્તાનુ ગૌરવ; વેદવ્યાસ તે સંસ્કાર ને સાહિત્યની ઘટનામાં રહેલી દિગ્દર્શી સર્વ-ગ્રાહી સર્જકતા; વાસુદેવ તે વિજયશ્રી ને ભૂતિની સર્વાંગસુંદર સિદ્ધિની મહત્ત્વાકાંક્ષા, યાજ્ઞવલ્ક્ય તે નિર્ભન ને નિસીમ પ્રકાશ પાડતી જ્ઞાનજ્યોતિ; પાણિનિ તે વિશુદ્ધ વાણીની વ્યવસ્થિત અપુર્વતાઃ–તપ અને એકાગ્રતાથી ભાવનામય થએલી આર્ય માનવતાની દુર્જય મૂર્તિઓ;

—અને ભગવાન બુદ્ધ પોતે, એક દૃષ્ટિએ ગણીએ તો શ્રમણુ માનવતાના પ્રસારક, પણ બીજી દૃષ્ટિએ ઇંદ્રિયવિજયથી સ્વભાવજન્ય અનુકંપાને પ્રાકૃતિક શકિતમાં ફેરવી પોતે તે શકિતમા લીન થઈ જનાર આર્ય;

–અને ભગવાન ચાણુક્ય તે રાષ્ટ્રવિધાન ને સુવ્યવસ્થાની મહત્ત્વાકાંક્ષી ને સર્વગ્રાહી તપોમય શકિત;

—અને પ્રણય બનેલા ચૈતન્ય; વિચાર બનેલા શંકર; પડકાર બનેલા પ્રતાપ; વિજય બનેલા શિવાજી; રાષ્ટ્રીયતા બનેલા દયાનંદ ને અરવિંદ; જ્ઞાનસમૃદ્ધિ બનેલા રામકૃષ્ણુ ભાંડારકરઃ

—આ બધા એકજ કુટુંબના આર્યો; યોગીઓ; તપે બનેલી પ્રાકૃતિક શક્તિઓ; મનુષ્યદેહી વિશિષ્ટ ભાવનાઓ!

અત્યારે આ પંક્તિમાં ઉમેરવા માટે મહાનમાં પણ મહાન એવા એક જીવન્ત ગુજરાતીનું નામ જીભે આવે છે...પણ બારડોલી યાદ આવે છે...તેનું સ્થાન આ શક્તિઓ સાથે નથી; શ્રમણ માનવતા સિદ્ધ કરેલા મહાત્માઓમાં છે. એમની વિશિષ્ટતા અનુકંપા નથી; અને છતાં એને મન અહિંસા આદિ, મધ્ય અને અંતમાં છે.

૧૦

આમ માનવતાનાં જુદાં જુદાં આર્યદર્શનો યુગે યુગે થાય છે; અને છતાં દરેક માનવતાનો પ્રકાર એક વ્યાપક દૃષ્ટિમાં પણ આવી શકે.

આર્યદર્શનોનું એકીકરણ કરી શકાય?

પોતાની વિશિષ્ટતા સશક્ત, સુરેખ ને સચોટ થાય એ પ્રયત્નમાં જ દરેકની માનવતા શરુ થાય છે; એ વિશિષ્ટતાનું શુદ્ધરૂપે પ્રદર્શન થાય તેમાં જ માનવતાની સિદ્ધિ છે; એ વિશિષ્ટતાના શક્તિચ્છેદમાં જ માનવતાની અપૂર્ણતા છે.

સીઝરે સ્વચ્છંદથી શક્તિચ્છેદ નહીં આદર્યો હોત તો ચાણક્યમાં ને એનામાં શો ફેર રહેત? એકે રોમન સામ્રાજ્યની પુનર્ઘટના કરી, બીજાએ આર્યાવર્તની પુનર્ઘટના કરી. સીઝર પ્રાકૃતિક શક્તિ ન થઈ શક્યો એટલી એની માનવાતાની ઉણપ.

શ્રમણ માનવતા સિદ્ધ કરવા જનાર જો બધા સ્વભાવે અનુકંપાપૂર્ણ હોય, અને નિર્મમત્વથી પોતે અહિંસામય બને તો કોઇને કાંઇ કહેવાનું રહે જ નહીં.

તે જ પ્રમાણે 'પ્રભુ'વર્ગની વૃત્તિઓમાં માનવતા છુપાઈ હોય તો દાસવર્ગની વૃત્તિઓમાં શા સારુ નહીં? સત્તાકાંક્ષામાં માનવતા રહી હોય તો અનુકંપામાં પણ શા સારુ નહીં?

બધા આર્યદ્રષ્ટાઓએ દર્શાવેલી ભિન્નતામાં એકતા જડે છે.

કોરીયોલેનસ માનું માન રાખવાના ગર્વમાં વિદેહ થયો; સીઝર રોમનું રાજ્યતંત્ર એક હાથે કરતાં વિદેહ થયો; ભીષ્મ હસ્તિનાપુરની રાજ્યસત્તાનું ગૌરવ સાચવતાં વિદેહ થયા; ખ્રીસ્ત દરિદ્રોનાં દુઃખ હરવા જતાં વિદેહ થયા; સિદ્ધાર્થ ભૂતદયાની લગની લગાડતાં વિદેહ થયા; શ્રી કૃષ્ણ ભારતના ગૌરવને મૂર્તિમાન ન કરી શકતાં વિદેહ થયા.

દરેકની વિશિષ્ટતા જુદી છે. પણ દરેકની વિશિષ્ટતાનું પ્રાબલ્ય એકસરખું તેજસ્વી ને ગૌરવશીલ છે. દરેકની માનવતા એકસરખી મહાન છે. કારણ કે દરેકને સ્વભાવ એજ 'સ્વ'નું કારણ છે; અને એણે પ્રેરેલી દૃષ્ટિ તે દરેકને માનવતાનું ધ્યેય બતાવે છે. એ ધ્યેયની સિદ્ધિ તે પરમ ધર્મ–સ્વધર્મ. એ સ્વધર્મ માટે નિધન સેવવું તેમાંજ દરેકની માનવતાની મહત્તા.

આ પ્રમાણે આર્યદ્રષ્ટાઓ યુગે યુગે માનવતાનાં દર્શન કરી ને કરાવી, પ્રયત્નની મહત્તા પ્રેરી, સ્વભાવની સિદ્ધિનાં રહસ્યો શીખવી, આ દેહે ને આ સ્વભાવે અલ્પતા છાંડી ગગનચુંબી મહત્તા પ્રાપ્ત કરવાની આકાંક્ષા પ્રગટાવે છે. એમણે સેવેલા શબ્દબ્રહ્મના સર્વવ્યાપી પ્રતાપમાં તણાઇ આપણે ભૂતકાલીન માનવતાની ભવ્યતાના ધ્યાનમાં લીન બનીએ છીએ; અને સર્વ ધર્મો છોડી 'માનવતા'ના શાશ્વત ધર્મને શરણે જતાં, ગર્વ ને આનંદ ધરીએ છીએ.

---

શ્રી. મિ. પ્રેસ, મુંબઈ.

## સંગીતઃ તેના પ્રકારો

[અનુસંધાન પૃષ્ઠ ૨૯ થી]

ને છેલ્લું ચિત્ર વીણાવાદિની મયૂરવાહિની દેવી શારદા શિષ્ટ સંગીતની મૂર્તિરૂપે ઉભી રહી છે તેનું છે. સંગીતના સંપૂર્ણ સ્વરૂપને જાણનારી દેવી તે એ. ને તેથી એની પ્રાણ સમી પ્રિય વીણાને એ પળ પણ અળગી નથી મુકતી, અને સતત તેનુ સેવન કરે છે. અંગ્રેજી રીત પ્રમાણે કહીએ તો એ 'પ્રેક્ટીસ' કર્યાંજ કરે છે.

ચિત્રકારે આમ સંગીતના કેટલાક પ્રકારો દાખવવાનો સફળ પ્રયત્ન કર્યો છે.



# ઘોડેસ્વાર

[ અનુસંધાન પૃષ્ઠ ૬૮થી ]

ઉપર ચઢાવી દીધો. તમે કદી ઘોડે બેઠા છો ? એરોપ્લેનમાં બેઠા છો ? મને થરકાટ થયો. ચાર હજાર ફુટની ઉંચાઇથી ખીણમાં જોતાં જેવી કંપારી થાય તેવી કંપારી મને થઇ. જમીન નીચી ચાલી જતી જણાઇ. મારું જ્ઞાન આ વખતે મેં કામે લગાડયું. ઘોડાના કાન તરફ જોઇ રાખવાની શીખામણ સાંભરી, અને મેં કાન ઉપર ત્રાટક માંડયું. પરંતુ ઘોડાના કાન મન કરતાં પણ વધારે અસ્થિર લાગ્યા.

'ઘોડાના કાન આટલા બધા કેમ હાલે છે ? એને કંઈ કંપવા તો થયો નથી ને ?' મેં પુછ્યું.

' અરે સહાબ ! એ તો ઝીન્દા જાનવર હૈ મુર્દા નહીં હૈ. કાન કયોં ન હીલે ?' એમ બોલી ચાબુક સ્વારે હવામાં એક ચાબુક ફટકાવી અને હું કયાં હતો ?...મને ખબર ન રહી. મારું શું થાય છે તેનું હું ભાન ભુલ્યો. ઘોડાની સાથે આખા જગતમાં વીજળીનો વેગ આવી ગએલો મને લાગ્યો. માત્ર ચાબુક સ્વારની બુમ મેં સાંભળી.

' ગરદન પર મત ઝુકો ! ઓરત નહીં હૈ ! ઘોડા હૈ !'

બે ચાર સખ્શોનું આછું હાસ્ય પણ મારે કાને પડયું હશે પરંતુ મને કશાનું પુરું ભાન નહોતું. ઘોડાની ગરદન ઉપર ઝુકી પડી મારા બન્ને હાથથી તેને આશ્લેષ દઇ હું કોઇ પ્રેમની મૂર્તિ ખડી કરતો હતો કે કેમ તે પણ મને સાંભરતુ નથી. જાગ્યો ત્યારે ઘેર એક પલંગ ઉપર જાણે દોડતો પડયો હોઉં એમ મને ભ્રમણા થઇ. પવનનો સુસવાટ હજુ કાનમાં રમતો હતો. મારી પત્ની મારી પાસે કયાંથી આવી ? શા માટે એ મને શેક કરતી હતી ? મારી ઉઘાડી આંખો સ્થિર થઇ એટલે પત્નીને સ્મિત કરી બોલતાં સાંભળી: ' હવે ઘોડે બેસતાં નથી શીખવું, સમજ્યા ? કેટલું વાગ્યું ?'

એને કોણ કહે કે ઘોડે બેસવાની પ્રેરણા હું તેના ગીતમાંથી પામ્યો હતો ? મને ઘોડે ખેલતાં આવડવુંજ જોઇએ, કારણ મારા સીવાય સૌ કોઇ ઘોડેસ્વારી કરી જાણતા લાગ્યા. ત્યારે વાંધો કયાં પડયો ? મને લાગ્યું કે પેલી સાપણની વાત ખરી હશે.

મેં પત્નીને કહ્યું: ' ઘોડાની તો હરકત નહોતી. પણ મને સાપણ કરડી લાગે છે. અને તેનોજ મને ગોમ થયો !'

' શાની સાપણ વળી ? સૂઇ જાઓ હમણાં !' પત્નીએ કહ્યું.

—હવે હું વિચાર કરું છું કે મારે ઘોડેસ્વાર કેમ થવું !



## રસાયણ શાસ્ત્રની થોડી બક્ષીસો

[ અનુસંધાન પૃષ્ઠ ૧૨ થી ]

પ્રમાણે ' હાઇડ્રોજન ' ( Hydrogen)ગેસની મદદથી પ્રવાહી તેલોને ઘટ્ટ ચરબીના રૂપમાં ફેરવી શકાયાં. હાલ તો અળસીનું તેલ, વ્હેઇલ (whale) માછલીનું તેલ વગેરેને આ પ્રયોગથી ઘટ્ટ બનાવી તેના સાબુ બનવા મંડયા છે.

દવાઓની બનાવટના થોડા દાખલા ટાંકું: ઇ. સ. ૧૮૩૨ માં જર્મન રસાયણ શાસ્ત્રી 'લીબીગે' (Leibig) સ્પીરીટ ( alcohol ) માંથી, ' બ્લીચીંગ પાઉડર ' ( bleaching powder)ની મદદથી, ક્લોરોફોર્મ ( chloro form ) પહેલ વહેલો બનાવ્યો–વાઢ કાપ વખતે થતી વેદનાઓમાંથી, આ પદાર્થે, અસંખ્ય મનુષ્યોને કેટલી રાહત આપી છે, એ સૌ કોઇ જાણે છે. ત્યાર પછી એજ પ્રકારની બીજી કેટલીએ દવા શોધી કાઢવામાં આવી છે. પછી ઇથર (Ether), 'ઍથલ ક્લોરાઇડ' ( ethyl chloride ) એ બન્ને સ્પીરીટ ( alcohol માંથી, 'નોવેકેઇન' ( noveeain) કોલસાના ટારમાંથી નીકળતા 'બેન્ઝીન' ( benzen ) નામના પદાર્થમાંથી, વગેરે દવાઓ વાઢ કાપ વખતે હાલ વાપરવામાં આવે છે. આ દવાઓ ની પાછળજ ઘેન (નિદ્રા) લાવનાર દવાઓની શોધખોળ થઇ. આ દવાની શ્રેણીમાં પ્રથમ તો " ક્લોરાલ. " (chloral) બનાવ્યો. શરીરનાં બીજા અવયવો ઉપર, આ દવાથી નુકશાન થતું માલુમ પડયું એટલે રસાયણ શાસ્ત્રીઓએ બીજા એવાજ ગુણવાળા પણ નિર્દોષ પદાર્થો જેવા કે સલ્ફોનલ, ટ્રાયોનલ, ટે ટ્રોનલ (Sulphonal, trional, tetronal etc. ) વગેરે પ્રયોગ શાળામાંથી બહાર પાડ્યા અને બજારમાં વેચાવા ચકેલ્યા.

ઇ. સ. ૧૯૦૧માં ' એડ્રીનેલીન ' (adrenalin ) નામનો પદાર્થ ઘેટાં અને બળદોનાં ગ્લાંડ ( glands ) માંથી બનાવવામાં આવ્યો. આશરે બે હજાર બળદોમાંથી લગભગ એક રતલ જેટલો એ પદાર્થ બનાવી શકાય છે. થોડાજ વખતમાં આ પદાર્થની સંઘટનાનો અભ્યાસ કરવામાં આવ્યો અને તેને મોટા પ્રમાણમાં બનાવી શકાય એવી રીતો શોધી કઢાઇ. અને આજે એ પદાર્થ ' સુપ્રારેનીન ' ( Suprarenine ) ને નામે બજારમાં વેચાય છે. આ પદાર્થ જ્યારે લોહીમાં થોડા પ્રમાણમાં ઘુસાડવામાં આવે છે ત્યારે લોહીની મોટી નસો જેવી કે ધમની વગેરે એટલી તો સંકોચાઇ જાય છે કે, એક ટીપું પણ લોહી નીકળ્યા વગર વાઢ કાપ થઇ શકે છે, કે આ સીવાય ' એન્ટ્રી ફેબ્રીન' ( antifebrni ), ' ફીનેસીટીન' (phenacetinh), 'એસ્પીરીન'(aspirin), વગેરે ઘણી દવાઓ કોલસાના ટારમાંથી બનાવાઇ બજારમાં વેચાવા માંડી છે.

રસાયણ શાસ્ત્રીઓ આટલેથીજ અટક્યા નથી. પાછલાં પચાસ વર્ષમાં તો કુદરતની કેટલી ગુપ્ત બનાવટોનું અનુકરણ તેઓએ કર્યું છે. રસાયણ પ્રયોગ શાળાઓ આજે એક અત્યંત ખુશબોદાર વાડીઓ જેવી થઇ ગઇ છે એમ કહીએ તો ખોટું ન કહેવાય. રસાયણ શાસ્ત્રીઓએ જાત જાતનાં અત્તરો જેવાં કે ગુલાબનું, ચમેલીનું, કેવડાનું, વગેરે પ્રયોગ શાળામાં બનાવ્યાં છે. તેમની ભઠ્ઠીઓમાંથી, જમરૂખ, અનન્નાસ વગેરે ફળોમાંથી આવતી સુવાસનું બરોબર અનુકરણ કરે એવા પદાર્થો ગળાઇને બજારમાં વેચાતા થઇ ગયા છે. ગુલાબનાં અત્તરનું પ્રથક્કરણ કરી તેમાં રહેલાં વીસ તત્વો જુદાં પાડી, દરેક તત્વની સંઘટનાનો પુરો અભ્યાસ રસાયણ શાસ્ત્રી-

ઓએ કર્યો. ત્યાર બાદ દરેક તત્ત્વનું પ્રમાણ ખોળી કાઢ્યું. પછી દરેક તત્ત્વને પ્રયોગ શાળામાં કોલસાના ટારમાંથી નીકળતા કે એવા બીજા સસ્તા પદાર્થમાંથી કેવી રીતે બનાવી શકાય, તેનો અત્યંત ગુંચવણ ભરેલો કોયડો ઉકેલ્યો. આ કામ વર્ષો સુધી ચાલ્યું. આખરે બનાવટી ગુલાબનું અત્તર, કુદરતી ગુલાબનાં અત્તરને ટક્કર મારે તેવું બજારમાં વેચાવા માટે તૈયાર થયું.

વાંચનાર! તું રસાયણશાસ્ત્રનો અભ્યાસી હોય તોજ તને ખ્યાલ આવી શકે કે આતે કેવું ભગીરથ સાહસ! ઉપર જણાવેલા સુગંધીદાર પદાર્થમાંનો એક પદાર્થ નામે 'કુમારીન' (coumarin), જે એક જાતનાં તાજા કપાએલા ઘાસમાંથી તૈયાર થતો હતો તે, પ્રયોગ શાળામાં કોલસાનાં ટારમાંથી બનાવવામાં આવ્યો. તેમાંથી 'વાના'માં રહેલો સુગંધીદાર પદાર્થ તૈયાર કરાયો. તેની પાછળ બીજા કેટલાએ સુગંધીદાર પદાર્થો તૈયાર કરાયા. ખુદ કસ્તુરીનું અનુકરણ કરે એવો પદાર્થ પણ રસાયણશાસ્ત્રીઓએ બજારમાં વેચાવા મોકલ્યો, આજે બજારમાં વેચાતી કસ્તુરી સાચી છે કે બનાવટી એ પારખવું બહુ મુશ્કેલીભર્યું થઇ પડ્યું છે. આ બધા સુગંધીદાર પદાર્થો, કુદરતી રીતે બનતા પદાર્થો કરતાં બહુજ સસ્તા બનાવાય છે અને તેઓ સાબુ, ક્રીમ, તેલ વગેરે સાથે ભેળવવામાં વપરાય છે.

જાપાન, ફોર્મોસા વગેરે દેશમાં 'કપુર' (camphor) બને છે. જાપાનને ફોર્મોસામાં કપુરનાં ઝાડો ઉગાડી તેમાંથી કપુર બનાવવાનો એક હથ્થુ હક રુશીઆ જાપાનની લડાઇ પછી મળ્યો છે અને તેમાંથી તે અનહદ પૈસો પેદા કરેછે. ઇ. સ. ૧૯૦૩ માં આ પદાર્થમાં રહેલાં તત્ત્વો તથા તેનાં સંઘટનનો અભ્યાસ થયો એટલે ઇ. સ. ૧૯૦૫ માં, કુદરત પેદા કરે છે એવુંજ કપુર બજારમાં વેચાવા માટે રસાયણશાસ્ત્રીઓએ તૈયાર કર્યું. જાપાની કપુર હજુ પણ, આ બનાવટી કપુર સામે ટક્કર ઝીલી રહ્યું છે. કારણ કે જે કાચા પદાર્થની મદદથી આ બનાવટી કપુર તૈયાર કરવામાં આવે છે તે કાચો પદાર્થ 'ટરપેન્ટાઇન' (turpentine) ઘણો મોંઘો પડે. તે પણ એક વાત ચોક્કસ છે કે જાપાની કપુરનો ભાવ હદપાર વધતો અટક્યો છે, અને ભવિષ્યમાં બનાવટી કપુર જાપાની કપુરને બજારમાંથી ધકેલી કાઢશે-માત્ર પુરતો વખત મળે એટલીજ વાર.

હવે રંગ વીશે બે વાતો લખી આ લેખ સમાપ્ત કરું. 'મજીઠમાંથી' 'એલીઝરીન' (alizarin) નામનો પદાર્થ નીકળે છે, જેની મદદથી કુસુંબી લાલ રંગ બને છે અને તે અસલથી વપરાતો ચાલ્યો આવ્યો છે. આશરે ૬૦-૭૦ વર્ષ ઉપર આખા દક્ષિણ યુરોપથી માંડીને પૂર્વમાં એશીઆ માઇનોર સુધીની જમીનમાં મજીઠના ઝાડોનાં મોટાં મોટાં વાવેતર થતાં હતાં. એકલા ફ્રાન્સમાંજ લગભગ ૫૦,૦૦૦ એકર જમીન એકલાં આજ વાવેતર માટે રોકાતી હતી. છેવટે આ પદાર્થને જર્મન રસાયણશાસ્ત્રીઓએ જુદો પાડી, તેનું પ્રથક્કરણ કરી, તેનાં તત્ત્વો શી રીતે બંધાયલાં છે તેનો બારીકાઇથી અભ્યાસ કરી, એ પદાર્થ પ્રયોગશાળામાં કોલસાના ટારમાંથી નીકળતા પદાર્થોમાંથી શી રીતે બનાવી શકાય તેના પ્રયોગો આદર્યા. આખરે ફત્તેહ મળી, મજીઠના વાવેતરો સદાને માટે નાશ પામ્યાં. રસાયણશાસ્ત્રી પછી તો મંડ્યાજ રહ્યા. 'એલીઝરીન' ની મદદ લઇને તેઓએ ચાહે તેવા રંગની હારમાળા તૈયાર કરવા માંડી આજે લગભગ ૨૦૦૦ ટન જેટલા પ્રમાણમાં આ પદાર્થ કારખાનાઓમાં બનાવવામાં આવે છે.

જે આપદ્ મજીઠને માથે પડી તેજ આપદ્ ગળીને માથે પણ આવી. સત્તરમા સૈકા સુધી યુરેપમાં ગળીનાં વાવેતર થતાં હતાં. હીંદુસ્તાન સાથે યુરોપનો વેપાર જોડાતાં હીંદની ગળી યુરોપ જવા માંડી. ઇ. સ. ૧૮૮૦ માં "બાયર" નામના પ્રખ્યાત જર્મન રસાયણશાસ્ત્રીએ આ ગળી પ્રયોગ શાળામાં બનાવી તે પહેલાં લગભગ દશ વર્ષ સુધી એ તથા એમના વિદ્યાર્થીઓએ ગળીનાં તત્ત્વો તેની સંઘટના વગેરેનો બારીકીથી અભ્યાસ કર્યો. પ્રયોગ શાળામા ગળી તૈયાર થઇ, પણ તે માત્ર, નમુના રૂપેજ. જર્મન કારખાનાંઓએ પોતાના રસાયણશાસ્ત્રીઓને કોલસાના ટારમાંથી નીકળતા પદાર્થોમાંથી સસ્તી ગળી કેમ બનાવી શકાય તેના પ્રયોગો કરવા સુચના કરી. પ્રયોગ શાળામાં ગળી ગમે તે ખરચે બનાવવી એ એક વાત, અને બજારમાં હીંદની ગળી સાથે હરીફાઇમાં બનાવટી ગળી સસ્તી વેચાય એમ સસ્તે દરે કારખાનામાં ગળી તૈયાર કરવી એ બીજી વાત જ્યાં લાંબી પહોંચવાળા, રસાયણશાસ્ત્રના ખુદ પોતેજ અભ્યાસી, એવા ધનિકો હોય, ત્યા પ્રયોગ કરવા પાછળ શો ખર્ચ થાય તેનો કોણ હીસાબ રાખે ! રસાયણશાસ્ત્રી 'બાયર' નાં હાથ નીચે શોધખોળમાં પ્રવીણ જર્મન વિદ્વાન રસાયણશાસ્ત્રીઓનું એક લશ્કર આ કામે લાગ્યું. ઇ. સ. ૧૮૮૦ થી ૧૮૯૭ સુધીના સત્તર વર્ષની તનતોડ મહેનત, અસંખ્ય નિષ્ફળ નીવડેલા પ્રયોગો, ધોધમાર પૈસાનો ખર્ચ,—આ બધાનો ઇતિહાસ વિજ્ઞાનનાં ઇતિહાસમાં હમેશને માટે મોટે અક્ષરે લખાઇ અમર થયો છે. લગભગ દોઢ કરોડ રુપીઆને ખર્ચે અને સત્તર વર્ષની અથાગ મહેનત પછી, જર્મન રસાયણશાસ્ત્રીઓ, ઇજનેરો વગેરેના આ નાનકડા લશ્કરે આ અભેદ્ય કીલ્લો તોડયો - કારખાનામાં બનેલી ગળી બજારમાં આવી, કુદરતી ગળીની સામે ઉભી. પરિણામે, દર વર્ષે બહાર દેશાવરમાં, જર્મન ગળી લગભગ રુપીઆ ત્રણ કરોડ જેટલી કીંમતની વેચાય છે. જે ગળીની રતલ એકની કીંમત રુપીઆ ૭ હતી, તે ગળી લગભગ અઢીથી ત્રણ રુપીએ રતલના ભાવે મળતી થઇ ગઇ છે.

ગળીની બનાવટમાં બીજા કેટલાએ પદાર્થોની મોટા પ્રમાણમાં જરુર પડે છે, જેવા કે 'સલ્ફ્યુરીક એસીડ,' 'ક્લોરીન' (Chlorine) વગેરે એ પદાર્થોની બનાવટમાં પણ આજે મોટી ઉથલ પાથલ થઇ ગઇ છે અને તે પણ બજારમાં સસ્તા થઇ ગયા છે. આ બધું જર્મન રસાયણ શાસ્ત્રીઓ તથા જર્મન ધનિકોના અન્યોન્ય મદદ તથા વિશ્વાસથીજ બની શક્યું.

બીજો દાખલો 'ટીરીયન પર્પલ' (tyrian purple )નો લઇએ. આ રંગ ૧૨,૦૦૦ માછલીઓમાંથી માત્ર ૨૩ ગ્રેઇન જેટલોજ નીકળે છે અને એની કીંમત લગભગ રુપીયા નવસો જેટલી પડે છે. આ રંગથી 'સીઝર'નો ઝભ્ભો રંગાયો હતો. એક જર્મન રસાયણ શાસ્ત્રીએ આ રંગનું પ્રથક્કરણ કરી, તેની સંઘટનાનો અભ્યાસ કરી, તેને ગળીમાંથી બનાવવાની રીત શોધી કાઢી, આજે એ રંગ ખુબ સસ્તે ભાવે વેચાય છે.

ઇ. સ. ૧૮૫૬ સુધીમાં તો મજીઠમાંથી બનતો લાલ રંગ (Turkey red) તથા ઉપર જણાવેલો 'ટીરીયન પર્પલ' (tyrian purple) તથા એવા થોડાજ રંગો યુરોપમાં પ્રચાર પામેલા હતા. એજ વર્ષમાં કોલસાના ટારમાંથી નીકળતા 'એનીલીન' ( aniline ) નામના પદાર્થમાંથી રસાયણિક ક્રિયાની મદદથી ઇંગ્લાંડના રસાયણ શાસ્ત્રી 'પરકીને' 'મૉવ' ( mauve ) નામનો મોહક રંગ શોધી કાઢયો. તે વખતથી માંડીને આજ સુધીમાં કોલસાના ટારમાંથી નીકળતા પદાર્થોની મદદથી રસાયણ શાસ્ત્રીઓએ તરેહ

તરેહનાં મોહક રંગનું એક મોટું લશ્કર ઉભુ કર્યું છે. તે એટલે સુધી કે 'મેઘ ધનુષ્ય'નાં દરેકે દરેક રંગનું અનુકરણ કરે એવા રંગો હવે જર્મન કારખાનાઓમાં બનવા માંડયા છે. 'બેડશી એનીલીન' ( Badiche Anilin and Sodo fabrik ) કંપનીનાં કારખાનાવાળાઓએ, પોતાને ત્યાંથી બનતા રંગોથી બનાવેલું આવું 'મેઘ ધનુષ્ય' ( Rainbow ) મેં મારી નજરે જોયું છે. કુદરતમાં પેદા થતા રંગો ખુલતા હોય છે, પણ કારખાનાઓમાં તો હાલ અસંખ્ય ભાત ભાતના રંગો બની શકે છે. એ રંગો કોઇ પણ જાતના ઘેરા, આછા, ખુલતા, કે તેનાં કોઇ પણ મિશ્રણથી પેદા કરી શકાય એવા હોય છે અને તેને લઇને કુદરતી રંગો બજારમાંથી લગભગ અદૃશ્ય થઇ ગયા છે. જે "ટાર" થોડાં વર્ષો ઉપર તદન નકામો ફેંકી દેવાતો હતો તેમાંથી આજે રૂ. ૩૦ થી ૪૦ કરોડની કીંમતના રંગો પેદા થાય છે અને તેનો પોણો ભાગ જર્મની એકલું જ બનાવે છે.

વર્મેલ્સનાં તહનામા અનુસાર ગઇ લડાઇને અંતે, ફ્રેન્ચ તથા અંગ્રેજોએ જર્મન રંગનાં કારખાનાઓનો કબજો લીધો; તેમજ રંગ બનાવવાની 'ફોર્મ્યુલાઓ' ( formulo=દરેક વપરાતા પદાર્થનાં પ્રમાણ ) તથા રીતો પણ જર્મની પાસે કઢાવી અને તેની મદદથી રંગનાં કારખાનાંઓ વીલાયતમાં સ્થાપવા માટે અંગ્રેજોએ જબરી હીલચાલ કરી. પણ તેમાં કંઇ વળ્યું લાગતું નથી. એ કારખાનાંઓને કરોડો રૂપીઆની ખોટ ગઇ છે અને ટુંક સમયમાં એ બધાં બંધ થઇ જાય તો નવાઇ નથી. કારણ માત્ર એકજ અને તે સમજવું અઘરું નથી.

આપણાં ઘરમાં રસોઇ બનાવનાર સ્ત્રી અથવા રસોઇઓ, આપણને રસોઇની સામગ્રીનાં પ્રમાણો તેમજ અમુક રસોઇ કેમ બનાવવી તેનીરીત પણ લખી આપે પછી જોઇએ આપણામાંનો કોણ એટલા જ્ઞાનથી, તેના જેટલી સુંદર સ્વાદિષ્ટ રસોઇ બનાવી શકે છે ! રસોઇ તૈયાર કરવામાં પણ જો આવું ગૂઢ જ્ઞાનતત્ત્વ રહ્યું છે, જે માત્ર અનુભવ ( Practice ) થીજ શીખાતું હોય અને જેને અભાવે બધું જાણતાં છતાં રસોઇ સારી બની શકે નહીં, તો પછી ઉપર જણાવેલા રંગો બનાવતી વખતે તરેહવાર રસાયણિક ક્રિયાઓ ચાલતી હોય તેનો ગૂઢ અભ્યાસ કર્યા વગર તથા અનુભવથી તેનું આંતરિક જ્ઞાન મેળવ્યા વગર, ફ્નેહ શી રીતે મેળવી શકાય ! જર્મન કારખાનાઓમાં એકજ કારીગરની ત્રણ ત્રણ પેઢીઓ, એકજ ક્રિયા તપાસવામાં રોકાએલી મેં જોઇ છે. તેને બીજી ક્રિયાઓનું લેશ માત્ર પણ ભાન હોતું નથી, છતાં પોતે જે કામ પર રહ્યો હોય, તેનું એને સંપૂર્ણ અનુભવ સિદ્ધ જ્ઞાન હોય છે: તેમજ એક રંગ કંઇ એકજ ક્રિયાથી બનતો નથી એટલે કેટલાએક નિષ્ણાત કારીગરો હોય તોજ એક રંગ સસ્તે ભાવે બનાવી બજારમાં વેચી શકાય ! જે ગૂઢ જ્ઞાન તથા અનુભવ મેળવતાં અડધો સૈકો અને કરોડો રૂપીઆ ખર્ચાઇ ગયા, તે જ્ઞાન તથા અનુભવ બીજી પ્રજા પાંચ છ મહીના કે વર્ષ બે વર્ષમાં શી રીતે મેળવી, જર્મન માલ સાથે બજારમાં હરીફાઇ કરવાની આશા રાખે ! એ જ્ઞાન અને એ અનુભવ મેળવવા જો કોઇ ઇન્તેજાર હોય, તો પણ એ જ્ઞાન તથા અનુભવ આપે પણ કોણ અને ટુંક સમયમાં એ આવે પણ કેમ !

આ ઉપરથી સ્પષ્ટ સમજાશે કે, અહીંનાં કારખાનાંઓ, જેઓ નાનાં બાળકના જેવી પરાધીન ટગુમગુ સ્થિતિમાં છે, તેઓમાં બનતો માલ વિદેશોમાંથી આવતા સસ્તા માલ સાથે જીવ

લેણુ હરીફાઇમાં શી રીતે ટકી શકે ! પરદેશના જેવો સરસ અને સસ્તો માલ લાંબા અનુભવ અને જ્ઞાન વગર શી રીતે ટુંક સમયમાં બનાવી શકાય ! ઉપલાં જણાવેલા રંગનાં કારખાનાંઓને અંગે તો કરોડો રુપીઆની પ્રયોગ શાળાઓ તથા નિષ્ણાત રસાયણશાસ્ત્રીઓનું લશ્કર હોય છે. ' બેડાશી એનીલીન ' કારખાનામાં એવા લગભગ ૫૦૦ રસાયણ શાસ્ત્રીઓ છે, જેઓ રસાયણિક ક્રિયાઓનો અભ્યાસ કરી, કેવી રીતે વધારે સુંદર અને વધારે સસ્તો માલ બનાવાય, તથા નવી નવી જાતનો બીજો મોહક માલ કેવી રીતે તૈયાર કરી શકાય તેનો, અથાગ પરિશ્રમ લઇ રાત દિવસ અભ્યાસ કર્યે જાય છે. મારો ગરીબ દેશ રાજ્યની સગીન મદદ વગર એમની સાથે હરીફાઇમાં શી રીતે ટકી શકે ! દેશમાં હુન્નર ઉદ્યોગ સ્થાપવાનું પહેલું પગથીઉં, દેશની સ્વતંત્રતા મેળવવી એ. એ નહીં મળે તો પ્રજાને ગરીબાઇમાંજ સડીસડીને જીવન પુરું કરવાનું.

---

# એક અપૂર્વ નવલિકા

[ અનુસંધાન પૃષ્ઠ ૭૪ થી ]

એ જાણવું કઠણ હતું કારણ કે બીખાજી ચશ્મઇને ( ઠે. ચોર બજાર, મુંબાઇ ) ત્યાંથી લીધેલાં ' સેકંડહેંડ ' પણ સારાં સુરાં ચશ્માં એણે પહેર્યાં હતાં. એનો પોશાક તદ્દન સાદો હતો. પ્રીન્સેસ સ્ટ્રીટ (કોટ, મુંબાઇ)વાળા ગજ્જરઅલ્લી ફર્નાન્ડીઝને ત્યાં વર્ષ દિવસ ઉપર શીવડાવેલો એનો કાળા રંગનો કોટ સહેજ પણ ઝાંખો નહોતો પડયો. ચાણક્ય સ્વદેશી સ્ટોર્સમાંથી લીધેલું મેન્ચેસ્ટરનું ધોતીયું પહેર્યું હતું જ્યારે પગમાં ચમ્પક શુઝ કંપનીને ત્યાંથી ખરીદેલાં કાળા ' પમ્પ ' શુઝ પહેર્યાં હતાં. આ જાતના જોડાની થોડીકજ જોડીઓ હવે બાકી રહેલી હોવાથી વાચકને ત્વરાથી ઘરાકો બની જવાની ખાસ ભલામણ કરવામાં આવે છે. બાંકને બીજે છેડે તુટી ગયેલા હાથાની પાસે કસ્તુર કેપ શોપમાંથી આણેલી સાડાચાર રુપીઆની ટોપી પડેલી હતી. આ શોપમાંથી બાર ટોપીઓ એક વર્ષમાં લેનારને ચાંદીની ખીસ્સાની ઘડીઆળ ઇનામ તરીકે ભેટ આપવામાં આવે છે.

આ સ્થિતિમાં જયેંદ્ર થોડો સમય બેઠો રહ્યો. ત્યાં એનો મિત્ર રજનિકાંત એને શોધતો એ બાંકની પાસે આવ્યો. રજનિકાતે આઠ આનાની ' પોકેટ ટોર્ચ ' (જેનો મેસર્સ અહમદ ખેંજનજી સુખલાલને ' સોલ રાઇટ ' મળ્યો છે એ) બાંક તરફ તાકી પ્રકાશ પાડી જયેંદ્ર ત્યાં હતાં એની ખાત્રી કરી લીધી. રજનિકાન્ત આજે આનંદમાં હતો. જેનું ખરું કારણ અમે જાણીએ છીએ. ધી અમર ઇન્સ્યોરન્સ કંપનીમાં આજે એણે બહુ સારા પ્રીમીયમે વીમો ઉતરાવ્યો હતો એ રહસ્ય કોણ જાણી શકે ? ( આ વીમા કંપની વાસ્તે ગુજરાત કાઠીઆવાડ માટે એજન્ટો જોઇએ છીએ; ) રજનિકાંત બોલવા ગયો. પરંતુ એને ગળે ખરી બાઝી ગઇ હોવાથી બોલવા ગાંધર્વ થ્રોટ પીલ્સ ( ગળાની ગોળી )ની ડબ્બીમાંથી એક ગોળી કાઢીને તે ખાઇ ગયો. આથી એનો અવાજ એકદમ ખુલી ગયો અને લુગડામાં જતાં જી. આઇ. પી. રેલ્વેના ઘાટ એન્જીનની વરાળના અવાજ જેવો ગાઢ બન્યો. આ ગોળી ગમે તેવી શરદીથી પકડાએલા ગળાંને અડધા કલાકમાં સારું કરે છે અને શરદી નાબુદ કરે છે. ધારાસભાના સભાસદો, ગાનારાઓ વકીલો અને ભાષણ કર્તાઓ પુષ્કળ પ્રમાણમાં આ ગોળીઓ વાપરે છે. આનેજ વીશે રા. ચન્દ્રશંકર પંડ્યાએ એકવાર સ્નેહભીનું સર્ટીફીકેટ આપ્યું હતું કે " કોઇપણ સભામાં જતાં પહેલાં એ હું ખીસ્સામાં નાખી જાઉં છું અને બોલતાં મોંમાં રાખું છું." મોટી ડબ્બીની કીંમત ડઝનનો એક રુપીઓ ( રુ. ૧ ) અને નાનીની આઠ આના રાખેલી છે. ટપાલ ખર્ચ માફ.

રજનિકાન્તે પુછ્યું: " જયેંદ્ર, તુ કેમ અહીં એકલો બેઠો છે ? ઘરમાં તને બધા શોધે છે."

પાંચ મીનીટની શાંતિ પછી જયેંદ્રે ઉત્તર આપ્યો: ' માથું દુઃખે છે." રજનિકાન્તે ત્વરાથી કહ્યું: " મોહન મરિનાક બામ " ને તેં કદી વાપર્યો છે ? બહુજ સરસ ઇલાજ છે. મને વર્ષ સુધી માથું દુઃખવાનું મટતું નહોતું. ઘણા એમ. ડી. ડાક્ટરો, હકીમો અને વૈદોની દવા કરી પરંતુ આ બામ વાપર્યો ત્યારે તરતજ ચાર દિવસમાં પીડા મટી ગઇ. તું વાપરી જો, કીંમત ખાસ કંઇ નથી. માત્ર એના નકલી માલથી ચેતવાનું છે. ગરુડ પક્ષીનો એનો ' ટ્રેડમાર્ક ' છે એ જોઇને લેવી."

દસ મીનીટ પછી જયેંદ્ર બોલ્યો: " મને તો ઉજાગરાને લીધે માથું દુઃખે છે." રજનિકાન્ત ફરી વદારે ધાયો. "અરે! એમ!

વર્ષે એકજ વાર કુંચી દેવી પડે છે અને વર્ષની એની 'ગેરંટી' છે. ન ચાલે તો પૈસા લઇને ઘડીઆળી એ સમી કરી આપે છે."

અંધકાર હોવાથી માલતી ઘડીઆળ જોઇ શકી નહીં.

એ ઘડીઆળના કાંટા ચાલ્યા કર્યાં પણ પ્રેમી યુગલની વાંતો અટકી નહીં. 'ઝફર વૅાચ કું' ની ઘડીઆળ સુદ્ધાં અટકી જાય પણ પ્રેમીઓનો સંવાદ માસિકોની ચાલુ વાર્તા પેઠે અપૂર્ણ રહ્યો અને એનો વધુ રસિક ભાગ મુલતવી રહ્યો.

× × ×

કહેવાની જરૂર નથી કે આજે માલતી અને જયેંદ્રનાં લગ્ન છે મંડપ તથા દીવાબત્તીનું કામ ધી શુભલગ્ન સાવધાન કોંટ્રેકટર્સને સોંપવામા આવ્યું છે અને સાદી છતાં સુશોભિત રીતે લગ્ન મંડપને શણગારવામાં આવ્યો છે. મંડપમા વીકટોરીઆ રાણી ને રાજા જયોર્જની છબીઓ, રવિવર્માનાં ચિત્રો તથા કુટુંબના વડીલોની છબીઓ દષ્ટિએ પડે છે. બેંડ બીવાં મરકતીનું છે, મીઠાઇ વગેરેનું કામ ધનજી હલવાવાળાને સોંપવામાં આવ્યું છે અને ખાવા વારતે તો મરી મસાલો ભવાનજી મોદીએ બહુ ઉંચા પ્રકારનો પૂરો પાડયો છે. કંકોત્રીઓ ધી સુદર્શન ચક્ર પ્રીંટીંગ વર્કસમાં બહુ સસ્તામાં દરથી છતાં સુંદર બોર્ડર સાથે છપાવવામાં આવી છે.

માલતી જ્યારે શા. દીપચંદને ત્યાંથી લીધેલી કીંમતી સાડી તથા પ્રેમજી ઝવેરીને સોના ઘરેણાં પહેરી જયારે બહાર આવી ત્યારે અતિથિઓ ચકિત થઇ ગયાં અને સ્ત્રીઓએ આ બને દુકાનોનાં શરનામાં પુછી લીધાં. જયેંદ્રે તો ફર્નાંનડીઝને ત્યાં બનાવેલો નવો કાશ્મીરી કોટ પહેર્યો હતો.

લગ્ને નિર્વિઘ્ને ઉકલી ગયાં છે. સર્વત્ર આનંદ પ્રસરી રહ્યો છે. યુવતીઓએ મધુર કંઠે ગરબો શરૂ કર્યો. પ્રો. મોહન પોતે હાર્મોનીયમ વગાડવા બેઠા હતા.

"મોઢાં ગોરસ લ્યો, ગોરસ લ્યો"— નો ગરબો માલતીએ ઉપાડયો એટલે જયેંદ્રે રજનિકાન્તના કાનમાં કહ્યું: "આ ગીતનો લખનાર જાહેરખબરનું મૂલ્ય અને મહત્ત્વ જરુર સમજતો હશે નહીં તો આવી સચોટ વીનંતી ન કરે. ગોરસની ખપત આવા ગીતને લીધે કેટલી વધી હશે ?"

રજનિકાન્તે લગ્ન મંડપના ઘોંઘાટમાં કંઈ સાંભળ્યું નહીં એટલે વિનયની ખાતર વરરાજા સાથે એ સંમત થયો.*

* આ વાર્તાનો મુળ વિચાર મી સ્ટીફન લીકોકનાં The garden of Folly નામના પુસ્તકમાંના પ્રકરણ ઉપરથી સ્ફુર્યો એ અહીં સ્વીકારવું જોઇએ. —લેખક



## કુબ્જાનાં કામણ

—ｏ—

[અનુસંધાન પૃષ્ટ ૨૯ થી]

કુબ્જા

( હસીને ) આવી ગયો ? (સમય સાચવતી) પણ હજુ એવો ને એવો રહ્યો.

કુબ્જા

( અમરથું ) કેમ ?

કુબ્જા

પાછું કેમ એમ પુછે છે ? કોઈની છાની વાત સાભળતાં લાજ નથી આવતી ? ( શ્વાસ ખાઇ ) તને અહીં આવવા કોણે દીધો !–કોઈએ રોક્યો પણ નહીં ?

કૃષ્ણ

( જડતી જેમ ) રોકનારું રોકાયું હતુ ?

કુબ્જા

હા વળી. કોઇ દાસી નહોતી મુઇ ?

કૃષ્ણ

એમ જ હતું. કોઇક બીચારું ઉંધું ઘાલીને પડ્યું હતું ખરું !—એને ક્યાં જાગરણ કરવાનું હતું ?

[ કુબ્જા ભમ્મર તાણે છે. દાંત કસકસાવે છે, મુઠી વાળે છે;

જોયા છતાં, કૃષ્ણને કશાની કશી અસર થતી નથી.

કૃષ્ણ

કુબ્જા ! તું વળી, દાસી મટી, દાસી રાખવા ક્યારની લાગી !

કુબ્જા

એવું પુછનાર તું વળી કોણ ? (જુની વાતને વળગી ) એ તો ઠીક છે કે તારાથી મને કશું થાય એમ નથીઃ બાકી બીજાનાં અંતરને તો, ઘરમાં ઘુસી, આમજ લાગમાં લેતો હોઇશ !

કૃષ્ણ

( હળવે હળવે ) બાકીનાંને અત્યારે શું કામ સંભારો છો ?

કુબ્જા

( મનમાં ) જોયું ? મનેએ આમ ક્યારે ઉછેરી દે...

કૃષ્ણ

( વધુ હળવે ) આપણુ બે ઓછાં છીએ ?

[ આશ્ચર્યની અવધીમાં કુબ્જા સડક થઇ જાય છે.

કૃષ્ણ

( જાણે કશું ન બન્યું હોય એમ ) બોલોઃ મને કેમ બોલાવ્યો હતો ?–મારી શી સેવા જોઇએ છીએ ?

કુબ્જા

( અંતરાત્માને દાબી, ભ્રભુકની ) તારે તો હું કહું એટલું કરવાનું છે–કેવળ પુછું એટલાના ઉત્તર વાળવાના છે.

કૃષ્ણ :

( મનનાં ) કોઇ અજબ મોહિની છેને ! આવા સૌંદર્યના ઝરણા સાથેસાથ આવી શીયળની ખડકો કદી નહોતી નીહાળી. ( આંખો ઉલાળી ) અને જ્યારે એના આકર્ષણમાં અંજાયો ત્યારે તો એ રૂપગુણની ' વેરી હતી'! ( પોતાને પુછનો ) બધાંને જુદું 'એવું એનોમાં શું હતું' ?–કે સૌંદર્યના સતત સંગની અરુચિનું એ કુદરતી પરિણામ હશે ? '' ( પ્રકાશ ) હં; કુબ્જા, તું કોની સાથ વિવાદ કરે છે એનું તને ભાન તો છે ને ?

કુબ્જા

( ઉંચું જોઇ ) સાન પણ છે–ભાન પણ છે.

કૃષ્ણ

( લીજ્જતથી ) નથી––નથી.

કુબ્જા

(ગરમીથી) હું જાણુંજ છું કે હું એક એવા પુરુષ સામે ઉભી છું કે જેને પોતાની આબરુ કદી હતી નહીં; એટલે પારકી લાજ લુંટવામાં જે ગર્વ લે છે, અકક્લ અવળા પંથે ચઢી ચુકી છે એટલે સૌને એ માર્ગ ખેંચવા જે જુવાની બરબાદ કરી રહ્યો છે !

કૃષ્ણ

(આરોપને અભિનંદન ગણ્યા જેમ) એવા એક નકામા માણસને નોંતરીને તમે પણ...

કુબ્જા

(કપાળે ચીઢની કરચલી પાડી) તારું મગજ કેવા ઉંધા અર્થ કાઢવા ટેવાઇ ગયું છે ! (શરત જેમ) ભમરા, તને આજે ખબર પડશે કે તેને અને તારી જુવાનીને ઠોકરે ચઢાવે એવા ચંપક આત્મા જગતે જન્મે છે ખરા.

કૃષ્ણ

મારાં સદ્ભાગ્ય ! એ એક પદાર્થપાઠ ભણ્યા વિનાનો બાકી રહી ગયો છે !

[ કૃષ્ણ ચંદરવાનું હીર તપાસવામાં પરોવાય છે.

કુબ્જા દાઝી મરતી જણાય છે.

કુબ્જા

(મનમાં) ક્યાં સુધી આ ભુલભુલામણીના દંભ ખેલ્યાં કરવા ? હવે તો થાકી જવાય છે—જાણે અંગેઅંગ તુટતું ન હોય !

કૃષ્ણ

(મનમાં) કુબ્જામાં કુપદ ન હોત તો એ સર્વોત્તમા ગણાત. (વિચારી) અને એક પ્રકારે તો એનો એ અવગુણ પણ એને ઉત્તમજ બનાવે છેને ? નહીંતર કૃષ્ણ જેવાને આટલો ગરજુ બનવાનો પ્રસંગ ક્યાંથી આવત ?—બીજું

[ બંને એકમેક પ્રતિ છુપી નજર નાખતાં હોય છે. એવામાં ચાર આંખ એક થતાં કૃષ્ણમાં સાહસનું શૌર્ય જન્મે છે.

કૃષ્ણ

(માપસર પગલે કુબ્જા કને આવતાં જતાં) કુબ્જા, તેં અમને ચંદન આપ્યું. એનું એમાં બહુ મુલ કેટલું કહેવાય ?

કુબ્જા

અમૂલ્ય ! એની મહીં તો આશો હૃદયમાં તરંગ ઘસાયા હતા ! એનાં મુલ સમજવાની મહેનત કરવી એ શું કમઅક્કલની નીશાની નથી ?

કૃષ્ણ

(પાખંડ માફક) હશે—છે; પણ જગતમાં આ પહેલવહેલી મુર્ખાઇ ક્યાં છે ? બ્રહ્માનો જન્મ એ પહેલી ભુલ; પૃથ્વીનો જન્મ એ બીજો અપરાધ, આપણો જન્મ એ ત્રીજી ગફલત...

કુબ્જા

(ધ્રુજી ઉઠી) બહુ થયું—(મનમાં) હવે ઝાઝો તાવીશ તો કકડી જશે. (પ્રકાશે) ભોળવા ! આમ ઉકેળી શું ગયો ?

કૃષ્ણ

(દુપટ્ટાપર હાથ ફેરવતો) ચાલ; વાત બદલી નાખીએ. (ખુંખારી) કુબ્જા અમૂલ્ય ચંદનના અનુપમ વળતરમાં મેં તને કુબ્જા મટાડી...

કુબ્જા

તેં મને કુબ્જા મટાડી ?

કૃષ્ણ

કહે કે મારા સ્પર્શે એમ થયું.

[ કુબ્જા વમળમાં ગુંચાય છે.

કુબ્જા

(મરડાઇ) એટલે ? ધુત્તારા, વળી નવાં ધતીંગ શરુ કર્યાં ?

કૃષ્ણ

( મીઠાશથી ) એ હું કહું નહીં રહું.

કુબ્જા

( વ્હાલથી ખીજાઇ ) કૃષ્ણ, વિચિત્ર વાતો શું કે કર્યા કરતો હોઇશ ?

કૃષ્ણ

વિચિત્રતા વિના શ્રદ્ધા કયાં છે !

કુબ્જા

( આંખો મીંચી, ડોકું ધુણાવી, આંખો ઉઘાડી ) જે કહેવું હોય તે સાદી રીતે કહે ને ?

કૃષ્ણ

( મનમાં ) કહું ?—માનશે ખરી ?

કુબ્જા

કહે ને ? આમ અધીરાં કરવાનો અર્થ શો ?

કૃષ્ણ

(મનમાં) શું કામ ન કહું ? સાચું કહેવામાં ખોટું શું ? ( પ્રકાશ ) કુબ્જા, તારું ગયું જીવન તું જાણુ છે ખરી ?

કુબ્જા

( નચિંત જેમ ) ના. ( વિરામ લઇ ) જાણીને કામ શું ?

કૃષ્ણ

કારણ કે જાણવા જેવું છે.

કુબ્જા

( તુચ્છકારનું હસી ) તે શું એની તને ખબર છે ?

કૃષ્ણ

( નયન નમાવી ) હા.

કુબ્જા

જા, જા; હવે.

કૃષ્ણ

મનાય તો માનજે.

કુબ્જા

(મનમાં) જોવામાં શું જાય છે ? ( પ્રકાશ ) કહે; તું કયાંથી જાણે ?

[ ત્રણ આંગળાનો ત્રિકોણ પાડી, એમાં હડપચી, ગાલ ને મગજ ગોઠવી, કૃષ્ણ વિચાર મંથન કરે છે. કેટલીએ વારે—

કૃષ્ણ

( વિશ્વાસ કેળવતો ) જો; સાંભળવા તૈયાર થઇ છું તો શ્રદ્ધાભેર સાંભળજે.

કુબ્જા

( કરડાઇ ) પ્રસ્તાવની જરૂર નહોતી.

[ કૃષ્ણને ઓછું આવ્યું જણાય છે.

(દીલગીર થઇ, દીલ ખોલતી) તારી વીનંતી છે તો એમ કરીશ.

કૃષ્ણ

( નીરાંત પામી ) તો સાંભળ. જીંદગીમાં ધારી નહોતી એવી અગમ્ય કલ્પનામાં હું હમણાં ડોલતો હતો.

કુબ્જા

( આતુરતાથી ) પછી...?

કૃષ્ણ

મને કૈંક એમ ભાસ્યું કે આપણો સંબંધ નવો નથી—જુનાનું અનુસંધાન છે !

કુબ્જા

( આનંદભર ) પછી ?—પછી ?

કૃષ્ણ

( અણગમો દાખવી ) હસીશ નહીં. એ માટે થોકબંધ પ્રસંગો મેળવી લેશું. ( તદ્દન ગંભીર બની ) જાણે કે, ગયે ભવ હું રામ પણ હોઉં.

કુબ્જા

( ઉત્સાહના અતિરેકમાં ) અને હું ?

કૃષ્ણ

( આંકો ફરતાં ) કેવળ એક વેશ્યા !

[ કુબ્જાનું અભિમાન ઓગળી જાય છે.

પણ ત્યારે તું ગજબ હઇશ ! પુષ્પાંગી તો તારું નામ હતું !

[કુબ્જા હોંશથી કૃષ્ણ સામું જુએ છે.

વનમાં—એ પંચવટીમાં તને મારો મોહ લાગ્યો !—જેવો અત્યારે મને...

કુબ્જા

( રંગમાં મહાલતી ) એને ને આને મેળશો ? એ વાતજ જવા દે. એક વાર મને સઘળું સવિસ્તાર કહે.

કૃષ્ણ

ખરું. એને આ સ્થિતિમાં ખુબ ફરક છે. તારો એ મમત સ્થૂલ નહોતો—સૂક્ષ્મ હતો. જીવનમાં પાપ ધોવા સારુ તેં મારો ચરણસ્પર્શ કર્યો. ઝુંપડીમાંથી જગદમ્બા જેવાં જાનકીએ એ જોયું ને તને શાપ દીધા !

કુબ્જા

( મોં હાનકું કરી ) કે...?

કૃષ્ણ

કે હવેને અવતાર તું ઢંગધડા વિનાની કુબ્જા જેવી જન્મીશ !

કુબ્જા

(આંખોમાં ઝેર લાવી ) અને રામ જેવો ક્ષત્રિય એ અન્યાય સાંખી રહ્યો ?

કૃષ્ણ

( ભારથી ) નહીંજ. પુષ્પાંગીના મનોરથ પુનર્જન્મે પુરા પાડવાનું એણે ત્યાં ને ત્યારેજ વચન આપ્યું.

કુબ્જા

(મનમાં ) શું સુંદર કલ્પના ! ( પ્રકાશ ) કૃષ્ણ, આવું બન્યું હશે ?

કૃષ્ણ

હું માનવા લલચાવું છું. ( મલકાઇ ) ફક્ત અંગુલિસ્પર્શથી તારા દીદાર ફરી જાય એ, એ પછીથી તો સાવ સામાન્ય હકીકત બને છે. ( સંમતિ યાચતો ) ખરુંને ?

[બંને વિચારમાં ડુબે છે.

કુબ્જા

(મનમાં ) સાચું ન હોય તોએ કેવું કુદરતી લાગે છે ? ( ઊર્મિ આવતાં, પ્રકાશ ) કૃષ્ણ ! કૃષ્ણ ! મેં તને માત્ર ચંદન આપ્યું....

કૃષ્ણ

( પીસીને ) માત્ર ચંદન !

કુબ્જા

( ઉશ્કેરાઇ ) ત્યારે વળી ?' ( થંડાં થઇ ) અને વળતરમાં તેં નવલું, તેજોમય, પુણ્યવંતું જીવનદાન દીધું...

કૃષ્ણ

( વિરોધ જેમ ) કોણે કહ્યું !

[મર્મ સમજતાં, વળી બંને મનની મુશ્કેલીઓમાં રોકાય છે.

કુબ્જા

( મનમાં ) કેમ કરવું !—ઉર-ઉધાડું ! –( હોઠ કચરી ) મને કુબ્જા મટાડી પુષ્પાંગી કરવામાં એક જોતાં તો તેણે પોતાના—એમ કે પોતાની સીતાના—પાપનું પ્રાયશ્ચિતજ કર્યું કહેવાય. એથી હું કૈં ઓછી બંધનમાં આવું છું ?

કૃષ્ણ

( મનમાં ) આટલા ઇતિહાસ પછી પણ એને મુઝાવાનું રહે છે !

કુબ્જા

( મનમાં ) ધારો કે આ આખું બનાવટી નીકળ્યું. તો...?

કૃષ્ણ

( મનમાં ) કલ્પના જેટલી સુંદર છે એટલી સાચી હશે ?

કુબ્જા

( હોંશથી મનમાં ) તો પણ શીકર થી ! ( ધીમે ધીરે )—અને કૃષ્ણની આ પહેલી લીલા

નથી. પૂતનાનો વધ; અહલ્યાનું દર્શન, ગોવર્દ્ધનનું ધારણ: કૈં કૈં ગપાટા એના નામે ઠંકાઈ રહ્યા છે!

કૃષ્ણ

(પાંપણ પટપટાવી, મનમાં) કસોટી કયાં લગી?

કુબ્જા

(મનમાં) કૃષ્ણ જબરો માણસ છે, માણસ કરતાં દેવને વધુ મળતો હશે; અને તો પણ માણસની ઉણપોથી એ મુક્ત નથી. મને તો એ સંજોગોનો સાધનારો લાગે છે. જે સમયે, જેની ગરજ, તેનું પૂજન! પહેલાંની કે પછીની એને પડી નથી! આજ અત્યારે મારા માટે વળખાં મારે છે: કાલ ક્યારે ઓળખાણ અટકે; એની કોને ખબર છે!

કૃષ્ણ

(અધીર અવાજે) પુષ્પાંગી, તારામાં આ કઠોરતા કેવી!–જોણે હું તો આરસનું પુતળું હોઉં...

કુબ્જા

(હસી કાઢી) કહે ને કે પ્રસ્તર...

[વધુ સાંભળવાની પરવા ન કરતાં કૃષ્ણ બીજી બાજુ ફરી જાય છે એટલે કુબ્જા મધુરેથી અટકે છે.

(સાનંદ, મનમાં) એનો વાંક નથી. પણ એને જે સાંભળવું છે એ સંભળાવ્યા વગર અગાઉ ઘણી વિધિ ભજવવી પડશે.

કૃષ્ણ

(ડગ ઉપાડતો) કુબ્જા!— પુષ્પાંગી તને કહેવાનો નથી–હું જાઉં છું.

કુબ્જા

જાય ક્યાં? મારી રજા વિના...

કૃષ્ણ

(દૂર જતો) એટલે તો...

[કૃષ્ણ બારણે પુગે છે. કુબ્જાના હૃદયમાં ગનગનાટી થાય છે.

કુબ્જા

(જોરથી) એમ નહીં જવાય.

કૃષ્ણ

(ઉંબર વચ્ચે ઉભો રહી) ત્યારે?

કુબ્જા

પાછો આવ. (અવાજ ધીરો પાડી) તારું વચન સાંભરે છે?–મારાં નયન ઘેરાવા લાગે પછી તારે ચુપચુપ ચાલી જવાનું છે. ભુલી ગયો?

કૃષ્ણ

(આવતાં જતાં, બેશરમ બની) પણ મારાં નયન ઘેરાય ત્યારે...

કુબ્જા

(સત્તાથી) ન ઘેરાવા દેવાં. ચાકરીથી પણ વચનમાં ગુલામીના વધુ અંશ છે. (તિરસ્કાર કરતી) તને કયાં કશી ગતાગમ છે?

[બધું સહન કરી, શિર નમાવી, એક ગુલામ માફક, કૃષ્ણ કુબ્જા સમક્ષ મુંગે મોં ખડો થાય છે.

કુબ્જાનું દીલ પીગળી જાય છે. આંખમાંનાં નીર લુછી, એ કૃષ્ણનો હાથ પોતાના હાથમાં લે છે.

કુબ્જા

(આવેશના ગળગળા સાદે) મારા કૃષ્ણ! હું તારી છું એ પોતાપણું મને વહેમાવ્યા કરે છે. એટલે હું તને ભયંકર આળ ગમ્યા કરું છું.

કૃષ્ણ

(કુબ્જાનો હાથ પોતાના હૃદય પર રાખી) એ–ટ–લે?

કુબ્જા

મારો મટી તુ પારકો ક્યારે થઈશ?

કૃષ્ણ

(કુબ્જાની વેણીને હળવે હાથે પંપાળી)

સદા તારો રહું તો...?

કુબ્જા

તો...તો...

[ કુબ્જા જોરથી તાળી પાડે છે; દાસી બારણે આવે છે. દાસીને જોતાં કૃષ્ણ ચમકે છે.

જા; પેલો પૂજનથાળ લાવ.

[ દાસી જાય છે.

કૃષ્ણ

( ચાલુ આશ્ચર્યમાં ) આ તો પેલી......

કુબ્જા

હા; એજ છોકરી. મને થયું કે આપણા તોફાનની કદાચ કર્યાંઇ વાત જાય એટલે એને આમ રોકી લીધી.

[ કૃષ્ણને લહર આવે છે.

દાસી થાળ લઇ આવે છે. મહીં ચંદન, મંજરી, તાંબુલ, ફૂલમાળા વગેરે સામગ્રી ભરી છે. કૃષ્ણ વિસ્મયમુગ્ધ ઉભેલ છે.

( બાજઠ બતાવી, દાસીને ) જો; અહીં મુક. ને પછી તારું કામ કર.

[ થાળ ગોઠવી, ડાચીયાં કરતી દાસી ચાલી જાય છે.

કુબ્જા

કૃષ્ણ ! આવ; ચંદન ચોળું.

[ કૃષ્ણની બંને હથેલીમાં કુબ્જા ચંદન લીંપે છે.

કૃષ્ણ

( મનમાં ) વાહ કુબ્જા !

કુબ્જા

જોજે. રેખાઓ જેટલી ઉજળી કરી છે એટલી ઉજ્જવળ રહેવા દેજે.

કૃષ્ણ

( મનમાં ) ધન્ય પુષ્પાંગી !

કુબ્જા

( મંજરી આપી ) ચાખ: એ લીમડાની—આપણા સંકેતસ્થાનની બલીહારી ચાખી લે. એની કડવાશથી અંતરના તાપ અળગા થશે.

[ કૃષ્ણ હોંશથી મંજરી આરોગે છે.

( તાંબુલ લેતી ) ને હવે મેં તૈયાર કરેલા તાંબુલથી તારું હૈયું છલબલ બનાવ.

કૃષ્ણ

( તાંબુલ લઇ, અડધોઅડધ ભાગમાં પાડી, એક કુબ્જાને ધરી )—ને તું પણ.

કુબ્જા

( માળા આરોપતી ) મારાજ કૃષ્ણ ભુલવી હોય તો આ માળા ભુલજે, એની સુવાસ ભુલજે; ભુલાય એ ભુલજે: પણ એની ગુંથી માલણને ન ભુલીશ.

કૃષ્ણ

(કુબ્જાના ઉછળતા હૃદય પર હાથ સમાવી) નહીં ભુલું—નહીં ભુલું.

કુબ્જા

( કૃષ્ણના દુપટ્ટામાંથી બંસી ખેંચી કાઢી ) ને આ બંસી જેમજ સર્વદા સાથે રાખજે.

[ કૃષ્ણના હૃદયમાં મેઘધનુષ જેટલા રંગ પુરાયા જણાય છે.

કૃષ્ણ

બંસી જેમજ શું કામ ? એને બદલે રાખું તો...?

[ કૃષ્ણ બંસીના ટુકડા કરે છે.

એ વિજય આનંદમાં કુબ્જાનાં ગાત્ર પ્રસ્વેદભીનાં થાય છે.

કૃષ્ણ

—ને હવે તો બંસીપરના જુલમ તારે સહવાના રહેશે. (ચુંબનોની ઝડીઓથી સંતોષાઇ ) આજે તો પંચેન્દ્રિયનો ઉત્સવ છે !

## બે બહેનોની કથા

[ અનુસંધાન પૃષ્ઠ ૪૨ થી ]

ત્યારે આંખમાં આંસુ આણી ગદ્ગદ્ થએલા કંઠવાળી સુમાલા બોલતી સંભળાઇ: "હે પ્રિયતમ ! મારો એક મોટો અપરાધ થયો છે. તારા પ્રેમમાં મગ્ન એવી હું આજ સુધી તે અપરાધનો સ્વીકાર કરી શકી નથી. પણ જ્યાં સુધી તારી આગળ હું તેનો સ્વીકાર કરીશ નહીં ત્યાં સુધી મારા ચિત્તમાં શાંતિ થશે નહીં.

હે પ્રિયતમ ! હે સ્વામીનાથ ! તું મને સુકલા ધારે છે પણ હું તે નથી, પણ તેની સહોદરા સુમાલા છું. તું જ્યારે તેને લેવા આવ્યો ત્યારે તે તારી વાટ જોઇ રહેલી મારી બહેન એક ક્ષણ પહેલાંજ રત્નનો દાબડો લેવા ગૃહ તરફ ગઇ હતી. અને તારા પ્રતાપથી અંજાઇ ગએલી હું, મને તેં જ્યારે રથમાં બેસાડી ત્યારે કંઈ બોલી શકવાને સમર્થ થઇ નહીં અને તેટલામાં નિમિષ માત્રમાં તો તેં રથને હાંકી મુકયો. હે પ્રાણનાથ ! વિશ્વાસુ એવી મારી બહેને તારા અને મારા વિયોગથી જરૂર પ્રાણ ત્યાગ કર્યો હશે." એમ કહી તે અત્યંત રડવા લાગી. અને થોડી વારે ચિત્ત સ્વસ્થ થયું ત્યારે પાછી કહેવા લાગી કે "હે નાથ ! જો મારી એ બહેન જીવતી હોય તો તું તેને લઇ આવીને તેનું પાણિગ્રહણ કર."

ત્યારે ચમત્કારથી પૂર્ણ થયું છે મન જેનું એવો શ્રેણિક રાજા તેનું મન રીઝાવવાને કહેવા લાગ્યો કે "હે મિષ્ટ ભાષિણી પ્રિયા ! તારી બહેનથી મારે સર્યું. મારા કુલની લક્ષ્મી અને હૃદયની રાણી તો તુંજ છે. મેં સહોદરા હોય તોએ સપત્નિ રૂપી શલ્ય ઉભું કરવું તને યોગ્ય નથી. હવે એ સુકલા આવે તોએ મારે તેનું કંઈ કામ નથી. મારી સુકલા તો તુંજ છે."

પ્રચ્છન્ન પણે ઉભેલી સુકલાએ આ વાર્તાલાપ સાંભળ્યો ત્યારે તે એકદમ મૂર્છિત થઇ ધરણી પર ઢળી પડી. તેનો પડવાનો અવાજ સાંભળી લતાગૃહમાં બેઠેલાં તે દંપતી એકદમ ચમકીને બહાર આવ્યાં અને સુકલાને વૃક્ષ નીચે પડેલી જોઇ સુમાલા દોડીને તેની પાસે ગઇ. અને સુકલાને ઓળખીને "હા ભગિની ! હા સહોદરા ! આ તેં શું કર્યું ?" એમ બોલતી તે તેના દેહ પર પડી કલ્પાંત કરવા લાગી. મહારાજા શ્રેણિક 'આ શું થયું' તે ન સમજવાથી અને સુકલાના સુસુંદર સ્વરૂપને જોઇને ચિત્તમાં ચમત્કાર પામી મોહ પામેલો વિમૂઢ જેવો ત્યાં ઉભો રહ્યો.

જ્યારે સુકલાની મૂર્છા વળી ત્યારે તેણે પોતાની બહેન અને પોતાના પ્રેમીને ત્યાં ઉભેલા જોતાં તેમનો ક્ષણ પહેલાંનો વાર્તાલાપ તે સંભારવા લાગી અને તત્કાલ તેના મનમાં વૈરાગ્ય ઉપજ્યો. "અહા ! આ સંસાર કેવલ અસાર છે. બહેન, પતિ, માતા, પિતા એ સૌ સ્વાર્થનાં સગાં છે. આ સંસારમાં કોણ પ્રિયા અને કોણ પતિ ? અરેરે ! રાગથી વશ થએલી એવી હું ક્ષણ પહેલાં કેવું ક્રૂર કર્મ કરવા ઉદ્યુક્ત થઇ હતી ! માટે સુકર્મનો નાશ કરનાર એવા રાગાદિ કષાયો છોડી હું વિતરાગને શરણ જાઉં એજ યોગ્ય છે." આમ વિચારતાં તેણે તત્કાલ સંતાડેલી છુરી વડે પોતાના ઘનસ્યામ સુંદર કેશકલાપનું તેણે વપન કર્યું.

"હાં, હાં," કહેતાં વિસ્મય પામેલા મોહમુગ્ધ રાજાએ તેને રોકવાનો કંઈક પ્રયત્ન કર્યો, પણ તે પહેલાં તો આકાશમાંથી 'સુષ્ઠુ ! સુષ્ઠુ !' એવો શબ્દ ધ્વનિ થયો અને પુષ્પવૃષ્ટિથી દેવતાઓ આવી સાધ્વી સુકલાના ચરણમાં પડ્યા અને સાધ્વીને યોગ્ય દેવદુકુલોનું તેને દાન દીધું.

સાધ્વીએ તેમને અને સુમાલા સહિત રાજાને સંસારની અસારતા પર દેશના દીધી તેના વૈરાગ્યથી પ્રતિબોધિત થઇને અને તેના ઉપદેશથી બોધ-પામીને રાજા રાણી ત્યાં તત્કાળ અનેક વ્રતોનો સ્વીકાર કરતા હવા અને આખા દેશમાં અમારી પડહ વજડાવતા હવા.

ત્યાર પછી રાજદ્વેષને તજવાથી પ્રશાંત થએલા ચિત્તવાળી તે સાધ્વી સુકલા ભગવાન વીરની એક પરમ સાધ્વી રૂપે દેશ દેશ વીચરી અનેક ભવી જીવોનો ઉદ્ધાર કરવા લાગી.

---

## દૃષ્ટિ પડળ

[અનુસંધાન પૃષ્ઠ ૫૦ થી]

બસ હતી. અત્યારે તો હું શૂન્યજ બની ગઇ હતી. મને નિર્જીવ લાકડા જેવી ઉભેલી જોઇને ચીઢાઇ: "આપને તો આની કૈં વીસાતજ નથી વાહ રે ! મારાં શેઠાણી ! આપને માટે તો આ સર્વ કેવળ નાલાયકજ છે—નહીં ?"

એકનું સદ્દભાગ્ય બીજાં કેમ નહીં સાંખી શકતાં હોય ? બીજાનું દુઃખ જુએ તો આજ છોકરી રૂડી રડીને જીવ કાઢે-પરંતુ મારા ભાગ્યનો જરા ચમકાર જોઇ અત્યારે તે કાળી નાગણશી ડંખ દઇ રહી. જાણે એનું ભાગ્ય હું ન હરી લેતી હોઉં એમ તેને લાગતું.

એનાં વચને મારાથી બોલ્યા વિના ન રહેવાયું: "ના રે બહેન ! હું તો તદ્દન નાલાયક. આવું બધું તો તનેજ સરુ શોભત-લાવ તને પહેરાવું !"

"બોલતાંએ શું આવડયું છે ?"-ક્રોધથી સળગતી તરગિણી બહાર દોડી ગઇ.

વસન ખરેખર ! ઘડી જોઇ રહીએ એવુંજ હતું. પરંતુ મે તો એ પર અણગમોજ કેળવ્યો તુરતજ હું મારા ખંડમાં ભરાઇ ગઇ. એક ખુણામાં લપાઈ રહી ધીમે ધીમે બાલાઓ વીખરાઇ. સુવાસિત સુમન શું મધુકરવૃંદ સમી તે વસનવાળા ખંડમાં ભમી રહી હતી.

બીજેજ દિવસે લગ્ન થયું. મંગલકાર્યે વળી વિલંબ શા ? ધર્મના કામમાં વળી ઢીલ કેવી ? તુફાની પવન ફુંકાવાની મારા પિતાજીને પળેપળ ધારતી લાગતી. એક ક્ષણમાજ આરે આવેલુ વહાણ ડુબી જાય એવો ભયંકર પ્રસંગ હતો.

મારે તો આજે પણ બોલ્યા ચાલ્યા વિના મારા ખંડમા બેસી રહેવાનું હતુ. મારી સખીઓને પણ મારી કને ઘડી ઉભાં રહેવા ફુરસદ નહોતી. મારા દયાના હૃદય પ્રતિ શલ્ય પ્રેરવાનો પ્રયાસ એમણે છોડી દીધો હતો વિધિને નમી એમણે મારું સદ્દભાગ્ય સાર્થક કર્યું હતું. દૈવ સાથે મનુષ્યો ભાગ્યેજ સંગ્રામ ચલાવી શકે.

મને પણ વસ્ત્રાલંકારે શોભાવવાનો પ્રસંગ આવ્યો. મારા જેવીને પણ વસ્ત્રાલંકારે મઢવી પડે ? કીરમજી રંગની બનારસી સાડી પહેરી સુવર્ણાલંકાર ધારણ કર્યાં. અરીસામાં ક્ષણ ભર જોઇ લેવા મને ઘડીક મન થયુ. બીજાં તેથી ઉંધું સમજે એટને મન મારવું પડયું.

મારું લગ્ન !-એક મહામુલો મહોત્સવ ! કોઇ પણ ઉપાયે માગથી છુટવા મારા પિતાજીએ લક્ષ્મીને પાણીની પેઠે વહેવા દીધી હતી. અત્યાર સુધી હું એમને કટકમમ સાની હતી. આજે તો એમણે સારા ગામને આમંત્ર્યું હતુ. દીપાવલિનો સુમાર નહોતો. સંગીતની છોળો ઉછળતી વરપક્ષના કશ એ આગ્રહ સીવાય મનેએ અભૂષણોના ઉપહાર દીધા હતાં.

વખત થયે કે વરરાજા પધાર્યા વાજાંની રમઝટ ને શૈરાની કલગલથી આકાશ પણ ફુટી પડશે એમ લાગતુ બાલા ઓ વરરાજાને વરરાશિથી વધાવવા દોડી. માત્ર એકજ કન્યાને એ ઉલ્લાસમાં ભાગ નહોતો લેવાનો—સાથી વધારે દર્શનાતુર સમુળગી વીસરાઇ ગઇ.

ક્રિયા ચાલતી હતી તે વેળાએ પણ ઉંચું જોવાનુ મને ઘણુંએ મન થયું. એમના મુખારવિંદને છુપી નજરે નીહાળવા મારું દીલ તલસી રહ્યુ. પરંતુ શરમે મને દબાવી દીધી. મારું માથુ જ ન ઉચકાયું. તે મારી સામે ઉભા હતા. માત્ર એમનું ચરણયુગલજ હું જોઇ શકતી. કેવા શ્વેતકમલ ! એમના શરીર સાંદર્ય આગળ એમના રેશમી પોષાકની મનોરંજકતા પણ નષ્ટ થતી ભાસી

અંતે એ દર્શનની ઘડી પણ આવી. "જોઇ લે ! તારા હૃદયનાથ જોઇ લે !" કોઇએ કાનમાં કહ્યું. મેં જોયું. મારા પ્રતિ વિધિની અમીદૃષ્ટિ કેમ થઇ હતી તે મને ત્યારેજ સમજાયું. પહેલી ક્ષણે તો મારું હૃદય ધડકતુંજ બંધ પડી ગયું. એક ઠંડી ધ્રુજારી છુટી. બીજીજ ક્ષણે મારા મનમાં પ્રલયાનલ ભભુક્યો. મારી સમજ શક્તિ બહેર મારી ગઇ. મેં ઉંચું જોયું ત્યારે મારા પતિરાજની દૃષ્ટિ પણ મારા પ્રતિ વળી હતી. પરંતુ એ નયનોમાં ચમકારજ નહોતો. ત્યારેજ મેં જાણ્યું કે તે અંધ થયા હતા.

આજ મહત્વાકાંક્ષીએ કંચન તરછોડી હતી. દૃષ્ટિ તેજે કંચનની અવગણના કરી હતી. એ જ્યોતિનું આવરણ દૂર થતાં હવે તે મને પરણવા આવ્યા હતા.

અમે ગૃહશાંતિ કરવા ગયાં. છોકરીઓ છુટી પડી. કોઇ કોઇ હજીએ ડોકીઆં કરી જતીઃ પરંતુ તુરતજ અદૃશ્ય થતી. આનંદના આછા આવરણની ઝાંખી થઇ તે કે ભયંકર ઘટના બની ગઇ તે તેમનાથી પુરી સમજાતી પણ નહીં. કોઇ વિચિત્ર ભયભ્રમણા તેમને ઘેરી વળી હતી જાહેર મજાકથી આનંદવા કોઇની હીંમત નહોતી. ભયગ્રસ્ત બાલકશાં સૌ સ્તબ્ધ બની ગયાં હતાં. ચમકારહીન ચક્ષુ આગળ ઉભા રહેવાની પણ કોઇની તાકાત નહોતી.

ધીમે ધીમે આખાએ આવાસ પર નિદ્રાનું સામ્રાજ્ય પથરાયું. અતિથિઓ વીખરાયા. બાલકો નિદ્રાવશ થયાં. મારાં માતાપિતા ક્યાં હતાં તેનું મને ભાન પણ નહોતું. મને તો તેઓ દૂર દૂર અદૃશ્ય થઇ જતાં જણાયાં. મારી જીવન રંગભૂમિ પરથી મુક્તિના આનંદે તેઓ ખસી ગયાં. વીત્યાં વીતક પર દૃષ્ટિપાત કરતાં, માતપિતાની પાસે હતી ત્યારે પણ તેમનાથી પર હતી એમ સમજાયું. મને પુત્રીવત પાલવીજ નહોતી. મારો ભાર તેમના પર જોરજુલમથી લાદવામાં આવ્યો હતો. હું કદરૂપી હતી-વળી મોટી નઘણીઆતીઃ એક બાજુ ક્રોધ ને કટુતા સાલતાં બીજી બાજુ શોક ને શાંતિભરી ક્રાંતિ ઉકેલાતી. હવે એના વિચાર પણ શા કરવા !

અમે બેજ જાગૃત હતાં-મૌન સેવી રહ્યાં હતાં. અવારનવાર મારાથી એમની સામે જોવાઇ જવાતું. એમનું વદનકમળ ભાવના વીહોણું પરખાતું. શૂન્ય ચક્ષુથી શૂન્યકાર પ્રસરાવતું. છતાં એ કેવું અદ્દભુત મુખમંડળ ! મારા દીલમાં વંટોળ ધુંધવાતો. હસવા રડવાની મને સમજ પડતી નહીં. વિધિએ મને પતિ આપ્યો. દેવ સરખો દેખાવડો. મારે તો ખુશી થવાનું. પરંતુ આ લગ્ન એમને તો ભયંકર શાપ સમાન હતું. કંચનની બહેનનાં વચનો મને યાદ આવ્યાં —આજના મારા પતિરાજ તે દિવસે કંચનને પરખવા આવ્યા હતા. " કોઇ માલિનીને કન્યાપદે સ્થાપે તો ? "—એ વચનો આજ સત્ય થયાં પરંતુ કેવા સંજોગોમાં-વિધિની કેવી વિચિત્રતા !

તે દિવસની મજાક આજ ભયંકર સત્ય સ્વરૂપે ખડી થઇ હતી. મજાકમાં આનંદનાર આજે કોઇ નહોતું. વિધિના શેતરંજનાં બે સોગટાં-એક ડુસકાંને દાબી રાખતું-અન્ય આરસની પ્રભુપ્રતિમાનું અચલ ને ગંભીર પુજારીઓ એને શ્યામ અપરાજીત ધરાવતા કે શ્વેતકમલે વધાવતા તેની એને પરવા નહોતી.

પરંતુ મારી દશા ? સંસાર સુખનું કેંદ્ર નર્કયાતનામાં પલટાઇ રહ્યું હતું. આજ વ્યક્તિને મનોરમ સખી માટે કેવો તલસાટ હતો ! નયન સંતોષનાર હૃદયને બહલાવનાર જીવનસાથી સૌભાગ્યનાથ હતો. પ્રભુએ એનાં નયનોનું નુર ઝુંટવી લીધું. મનુએ નિર્લજ્જ થઇ દગો દીધો. હું કમનસીબ પુતળી એ દગાનો પાસો બની. એમના વદનામ્બુજે આનંદનું એકજ કિરણ

પ્રગટાવવા મારી કુરૂપતાનું બલિદાન દેવા તૈયાર હતી. પ્રથમ દર્શને થતી પ્રીત વીશે મેં ઘણું ઘણું સાંભળ્યું હતું. પરંતુ એવી અસંભવિત વાર્તાવલી-માં સંભવને સ્થાન કયાંથી હોય ? હું તો એમને પ્રથમ દર્શનેજ ચહાતાં શીખી હતી.

પરંતુ એમણે મને જોઇ નહોતી. એમની કમનસીબીનો કમકમાટ મારી દ્વારા એમને સ્વીકારવો પડયો. એ વિષાદછાયા હવે તો ચિંતા-માંજ વિલિન થશે. સ્ત્રી તો હમેશાં પોતાના હૃદયનાથ માટે બલિદાન દેવા તલસી રહે છે: કોઇ પણ કમનસીબી વધાવતાં તે અટકતી નથી. સ્ત્રીના અસ્તિત્વનું એવા બલિદાનમાં પુરેપુરું સાર્થકય સમાયુ છે.

મને તો એથી ઉલટીજ અસર થઇ. શ્યામળા તુરંગવાસથી બાહ્ય જગતના જ્વલંત પ્રકાશમાં મને લઇ જવામાં આવી. પરંતુ મારી કટુ છાયા મારા પ્રભુ સરખા પતિદેવ પર પડી. એમના કીર્તિચંદ્રનું ગ્રહણ થયું. આ પરિસ્થિતિ-થી મારા પતિ અજ્ઞાત નહોતા તેથી મારો સંતાપ વધતો.

ઉષાના આગમનની આગલી ઘડીએ એમના શીતલ કરતલે મારો હાથ દાબ્યો. —"માલિની ! તારા હૃદયથી તું મારા પર શાપ વર્ષાવતી હશે પણ હું તને વચન આપું છું કે તારા માર્ગમાં હું કંટકરૂપ નહીંજ થાઉં. તારા અંતરના ઉમળકે તને જે કરવા મન ન થાય તે ભલે નજ કરતી. તારું કર્તવ્ય સમજી મુઝાઇ મરતી નહીં. તને કદીએ ઉણપ નહીં આવવા દઉં. અરે ! પણ એથી શું ? સંસારસાધનો કેવાં ક્ષણભંગુર છે ? અસાર સમજાય છે. એ પ્રથમ સમજાયું હોત તો મારા અંધારઘેર્યા જીવનમાં તને ન જકડી લેત."

એમને શાપ આપવાનો મને શો હક્ક હતો ? તે રાત્રે મેં એમનો હાથ મારા હાથમાં લીધો ને મન સાથે પ્રતિજ્ઞા કરી—અજાણતાં એમનું મે જે બગાડયું છે તેનો બદલો વાળીશ; પ્રભુએ એમની દૃષ્ટિ હરી લીધી. મારું સૌંદર્ય લુંટી લીધું; દૃષ્ટિનાં સુખો અમારે કર્મે નહોતાં લખાયાં. એ સીવાય અન્ય તમામ સુખ તેમને આપીશ. એમને માટે હું જોઇશ ને મારી આંખે એ જગત જોશે. મારા પ્રાણાધારને દગો દેવા પ્રભુ ને મનુષ્ય એક થયા છે. હું સર્વને હરાવીશ. એવો એ દિવસ આવશે જ્યારે એજ અમારી લગ્ન ગ્રંથિને આર્શીવાદ માનશે; મારો સંતાપ દૂર થશે. એવો દિવસ નહીં આવે તો ?—હતું શું ને ગયું શું ? મનુષ્યો ને વિધાતાની નિર્જીવ સોગટી થઇ જીવવા મરવાનું મેં નાકબુલ કર્યું છે. હું પણ સ્વતંત્ર ઇચ્છાશક્તિવાળી મનુષ્ય છું—જગત-ને એ વાત દુંદુભિનાદે જાહેર કરીશ.

મને પતિગૃહે વળાવવામાં આવી. રૂઢિ પ્રમાણે સૌએ રડ્યાં. માત્ર હુંજ અપવાદ. મારાં દુઃખ દૂર થયાં હતાં કે શરુ થયાં હતાં તે ન કળાતું. મારી નૌકા ભરદરીએ ઝોલે ચઢી હતી. આક્રંદ કરે શું વળનાર હતું—સમયવર્તી મેં શાંતિને વધાવી લીધી.

૩

મારા નવા ઘરમાં પહેલા થોડા દિવસ તો મને ઘણુંજ નવું નવું લાગ્યું. એના પગથાર પર પ્રથમ પદ મુકતાંજ મને દમામનો ગજબ સાક્ષાત્કાર થયો. ગામડાંના ગરીબડાં ઘરની હું દીકરી લક્ષ્મીનો ચોતરફ ઝમકાર જોઇ હું દિંગ્મૂઢ બનું એમાં નવાઇજ નહીં. જ્યારે હું વિચાર કરતી કે મારું સમસ્ત જીવન આ નવીન સ્થાનમાં-જ ગાળવાનું હતું—નવીન વાતાવરણને મારું બનાવી લેવાનું હતું ત્યારે કોઇ ભયતરંગ મારા પર ફરી વળતો—જે પરિસ્થિતથી હું ટેવાઇ હતી તેથી અહીં બધુંજ જુદી તરેહનું હતું.

કુટુંબમાં તો અમે ઘણાંજ થોડાં હતાં પરંતુ દાસદાસીઓનાં વૃંદો એટલાં તો ઉભરાતાં કે એ

વિશાલ મહાલય પણ નાનું પડતું. મારા પતિ નાના હતા ત્યારનાં એમનાં માતુશ્રી દેવલોક પામ્યાં હતાં. એમનાં વિધવા ઓરમન માતુશ્રીજ ગૃહધુરા ચલાવતાં. મારા દીયરજી મનમોહનનાં એ જનની. મારા પતિની એક સગીબહેન બીચારી વિધવા થઇ હતી તે અમારી સાથેજ રહેતી. એને એક કમળ નામક કુમાર હતો. તે ઉપરાંત કુટુંબમાંજ રહી કુટુંબને આશ્રયેજ જીવન વહાવતાં કેટલાંક દૂરનાં સગાં પણ હતાં.

આંગણે આવેલા આવકારની અમીદષ્ટિથીજ હું અજબ થઇ. મારા દીયરજીને તો મેં મારા પતિ સાથે જોયા હતા. હવે દર્શન થયાં મારાં સાસુજી ને નણંદનાં. બંનેએ વિધવા. એક પ્રૌઢા અન્ય યુવતી—છતાં બંનેએ કેવાં સુંદર ? તેમનાં શ્વેત વસ્ત્રોમાં તેઓ પ્રકાશમયી દેવમૂર્તિ શાં લાગતાં. કમળ તો કમળકલિકા શો કંદર્પજ. એક બાજુ વરકન્યાને વધાવતાં—બીજી બાજુ આ વર્તુલમાં હું કેવી ભયંકર કદરૂપી હતી તે હું વીચારતી.

કોઇ પણ બોલતું નહોતું. કદાચ સર્વ મારા સ્વરૂપથી અંજાઇ ગયાં હશે ? મારા દીયરજીએ તેમનાં માતુશ્રી પ્રતિ એક તીરછી નજર નાંખી. એના વદન પર સબળ તુચ્છકારનું હાસ્ય ફરકી રહ્યું. પરંતુ એને પ્રત્યુત્તર ન મળ્યો. ફરીથી તેમ કરવા એણે પ્રયત્નજ ન કર્યો. મારી નણંદે તો કૃત્રિમ ગંભીરતા ધારણ કરી. માત્ર બાલક કમળેજ મારી ચોતરફ નાચ્યા કર્યું—મારાં વસ્ત્રો ખેંચતો તે બોલતો—"મારેએ રેશમી પહેરણ છે—હું પણ પહેરીશ."

અંતે લાંબી લાંબી ક્રિયાઓ પણ પુરી થઇ. કન્યાને વરરાજાના વિલાસભુવનમાં લઇ જવામાં આવી. સારી રીતે શણગારાએલા વિશાલ ખંડો ખાલી પડ્યા હતા. ખંડે ખંડમાં રહેનાર તો અમે બેજ. અનેક આરામગાહો અમે એકલાં શી રીતે પુરીએ ? મારો આત્મા ભયંકર ઉંડાણમાં ડુબતો લાગ્યો. બીજીજ ક્ષણે મારા પતિનો મને વિચાર આવ્યો. નીરાશ થયે મારે પાલવે તેમ નથી એની મને પ્રતીતિ થઇ. કંઇ નહીં તો માત્ર એમની ખાતર મારે હમેશાં ધૈર્ય ધારવાનું છે. એમનાં નયનનાં ખોટ પુરવા મારે આકાશ-પાતાળ એક કરવાનાં છે.

સંધ્યા પડી. દિનમણિનો પ્રકાશ આછેરો થતો ગયો. અમે સામસામાં બેઠાં હતાં. "સુનું સુનું લાગતું હશે ઘર સાંકડું છે ?"—મારા પતિએ પ્રશ્ન કર્યો.

"જરાએ નહીં" મેં જવાબ વાળ્યો. "ઘર શાનું ? મારું ઘર તો આ રહ્યું." નવપરિણીત નવોઢા આવાં વેણ ઉચ્ચારે ? મારા તો સંયોગોજ એવા હતા. નવવધૂની નમ્રતા ગ્રહણ કરવાનો મને સમયજ નહોતો. ચોતરફ અંધકારજ મારા પતિનો સાથી. એમની સહચરિણી થવા હવે હું નિર્માઇ. ઢીલી થઇ—પડી રહી—એક ક્ષણ પણ ગુમાવવી હવે મને પાલવે તેમ નહોતું.

પહેલા થોડા દિવસ તો તન્દ્રાવસ્થામાં પસાર થયા. એ ગાળામાં મારી અપ્રિય કુરૂપતાના ભંડારમાં વસ્ત્રાલંકારો ખડકી કુટુંબ ને મિત્રમંડળમાં મારે મારું પ્રદર્શન કરવાનું હતું. એમની સાફસાફ ટીકાઓ ને તુચ્છકારનાં દબાયલાં હાસ્યો સહન કરવાનાં હતાં. મારે પીએર મારે સવારથી સાંજ સુધી ઘરકામ કરવાનું હતું. આળસ ચઢે તો ઠપકોજ સાંભળવો પડે. અહીં જમીન પર ઉડતો કાગળનો કકડો પણ ઉડાવવા જતી તો ચોતરફથી ભયાનક આશ્ચર્યના ઉદ્ગાર કર્ણપથે પડતા. મારું એકલવાયું સાન્ત્વન માત્ર મારા પતિ. થોડા દિવસ તો એ પણ મારી સાથે ભાગ્યેજ રહી શકયા હતા. મોડી રાત ગયા પછી પણ એમને હું ભાગ્યેજ મળી શકતી. છતાંએ એમનીજ ખાતર મારાં તમામ દુઃખો

આનંદથી તરી જવા મે હામ બીડી હતી.

ચિત્રવત પુતળીના જેવુ જીવન મને અસહ્ય લાગવા માડ્યું. એવા જીવન માટે હું નહોતી ઘડાઈ.

ધીમે ધીમે મને બધુ સમજાયું મારા પતિ વિરુદ્ધ એક શસ્ત્ર તરીકેજ મારો ઉપયોગ થયો હતો મારા પતિએ તેમના અપરમાની ભત્રીજી ને પરણવાની ના પાડી ઔર્યમા તો તેએ આ લોકોથી જાન તેરી નહોતી—એટલે કોઇ એના ખાતર એ ભની માઇએજ મો કન્યારત્ન તરીકે પસદ કરી હતી મારા દીયરજી મજાકમાં કહેતા "ભાઇ છે તો શોખીન પરતુ અપવાદને સામાન્ય નિયમ ઠરાવવા એકજ વાર શોખ પુરો કરતા ચુકય હતા"

આ રીતે મારા પતિ ખરેજ કમનસીબ હતા એમના દુઃખથી એમનો ભાઇ પણ આનંદનો મારી તો વાતજ ન કરવી સારી.

દિન પર દિન વહ્યા એ ગૃહમા મે વધૂ તરીકે નહોતો પ્રવેશ કર્યો એ વાતની મને વધુ ને વધુ પ્રતીતિ થવા લાગી હું તો સ્વયં શિક્ષામૂર્તિ હતી શિક્ષા મેળવવા મારા પતિના કેટલાએ દોષો હતા દેવસરખા દેખાવડા હતા કુલીન કુટુંબમા જન્મ્યા હતા છતાએ ગરીબશા ભના ને પ્રમાણિક હતા. પવિત્ર જીવન ગાળતા મોટો વાંક તો એ કે મનમોહન ને તે એકજ પિતાના પુત્ર હોવા છતાએ વધારે સપત્તિશાળી હતા એમના માતુશ્રી મોટા જમીનદારના એકના એક લાડકવાયા પુત્રી હતા, એટલે એ વારસો મારા પતિને મળ્યો હતો એમના અપરમા ગરીબ ઘરનાં હતાં માત્ર શારીરિક સૌદર્ય વડેજ તેઓ આ કુટુબમા સ્વેરી શકયા હતા અવા અનેક કારણોને લીધેજ માગ પતિને દડ દેવાનો સૌને નિશ્ચય કર્યો હતો એને પત્નિમેજ હુ પત્ની સ્વરૂપે એ પગથાર ચઢી શકી, હવે એ દડ દેનારનેએ દંડ દેવાના સખત નિશ્ચય પર હું ધીરે ધીરે આવતી જતી હતી

એક રીતે હું એ વિશાળ મકાનની મહારાણી હતી સાસુજી તો મારે મદિરીએ પધારવા તસ્દી પણ લેતા નહીં. મને સર્વત્ર ઘુમવાની છુટ હતી એટલે પ્રથમ તો મે મારા પતિનું તમામ કામકાજ ઉપાડી લીધુ હુંજ કચરા કાઢતી કપડા પણ ધોતી નોકરોને તો શયનમદિરમા પ્રવેશના મનાઇ કરી હતી પહલે દિવસે તો મારી પ્રકૃતિથી સૌ આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયા બીજે દિવસે કોઇ કોઇ ગુસપુસ બબડવા લાગ્યા. પછી મારા ઘરની રીતભાતો ન પીછાનનારી ગરીબ કન્યાની ઠેકડી કરવા લાગ્યા, મારી અજ્ઞાનતા માટે તેઓ ઘણી ઘણી કરુણતા વ્યર્થજ ગુમાવતા મને શીખામણ આપવાનો પ્રયત્ન પણ એ લોકોએ કરી જોયો. પરતુ આ ગરીબ કન્યાએ એવી ભુલભરી કુટેવોનો ત્યાગ કરવા જરાએ જિજ્ઞાસા જણાવી નહીં. અને થાકીને સર્વેએ મારા સાસુજીના ન્યાયાસનને ફરીયાદ નોંધાવી

એક પ્રભાતમા મે વાચવાની શરુઆત કરી ન કરી ત્યા તો દ્વાર ઠોકાયા મે ઉંચુ જોયું તો મારા દીયરજી દ્વારમા ઉભેલા જોયા. "ભાભી સાહેબ અદર આવું કે! આપના તપમા ભગ તો નહીં પડેને?"

"જરા પણ નહીં—આવો" મેં જવાબ વાળ્યો.

દીયરજી વળી ફરીથી એમનુ શુગાર હાસ્ય હસ્યા "હા! પણ ભાભી! આપ તો ધર્મના મહાસ્તભ બની બેઠા છો? હલકા વર્ણમાં જન્મેલા સેવકગણની સેવા સ્વીકારતા આપને સકોચ થાય છે અમે તો એમના હાથેજ જમેલા એટલે તમને તો વટલાઇ ગએલા લાગતા હશુ નહીં?"

હું તો કશું બોલીજ નહી. મારું કામજ કર્યા કર્યું. તે લઢવા આવ્યા હતા એમને ઉત્તેજવાની મને જરાએ ઇચ્છા નહોતી. હું ન બોલી એટલે તે દ્વાર પરજ થંભી ગયા. "ભાભી! અમને તો તમારી રસોઇ ચખાડશોને? એમાં અજબ મીઠાશ હોવી જોઇએ. મારા ભાઇ જેવા શોખીન જીવ પણ એમાં મુગ્ધ થઇ ગયા છે."

દુનીઆમાં કેટલાક એવા મનુષ્યો હોય છે કે કાગડાને જોઇ પથ્થર માર્યા વિના રહેજ નહીં. મનમોહન પણ કૈંક અંશે એજ પ્રકૃતિના હતા. હું એમની નજરે પડું કે શબ્દબાણ છોડ્યા સીવાય એમને ચાલેજ નહીં. કદાચ મને જોઇ અન્ય મનુષ્યોને પણ એવીજ ભાવના થતી હશે એટલે મનમોહનને હું બહુ દોષ નથી દેતી. આજે પણ મને ચીઢવવા એમનાથી બનતું કર્યું પરંતુ નિષ્ફલ જવાથી પગપછાડતા ત્યાંથી રવાના થયા.

એ ગયા કે મહાદેવી પધાર્યાં. એ હંમેશાં ગંભીર રહેતાં. પરંતુ આજે જરા વિનોદી જણાયાં. "વહુ! બેટા! તું હવે બાલક છે?" મારાં સાસુજીએ આરંભ કર્યો. "સાદી સીધી વાત તું અવશ્ય સમજીજ શકે છે. જો હવે હદ થાય છે. ગમે તે થાય પરંતુ તું અમારા કુટુંબમાં આવી તે મટી જવાની નથી. તું આમ ગાંડાવેડા કરે તેથી લોકોમાં અમારું ખોટું દેખાય. મારું તો જાણે ઠીક પરંતુ તારા પતિની આબરુનો તારે વિચાર કરવો જોઇએ. હાથે કરી લોકો હસે એવું ન કર."

આમ એમનું ભાષણ થોડી વાર ચાલ્યું. પરંતુ હું મુગી રહી એટલે તે પણ વીદાય થયાં. એમની એ કટુજાળ ભેદવાનો મેં નિશ્ચય કર્યો હતો. એ ગયાં કે પાછી હું મારા કામે વળગી. મને સંપૂર્ણ ખાત્રી હતી કે એ લોકો આ બધું કરવાની ખાતરજ કરે છે બાહ્ય આડંબર સીવાય જરા પણ આગળ પગલું ભરનાર નથી. બાકી મારા પતિનું ખોટું દેખાય તેમાં તેમને શું? એમને તો એ ગમતી વાત હતી. એમને સાલતું હોત તો મને પકડી બહાર ખેંચી કાઢવાનો એમનો સર્જનજુનો હક હતો. પરંતુ એટલું બધું કરે એવાં એ નહોતાં.

એ દિવસે રસોઇ મોડી તૈઆર થઇ. એક પીત્તળના થાળમાં સર્વ વાનીઓ પીરસી ભોજનગૃહમાં સર્વ તૈઆરી કરી દીધી. પતિને પણ જાતેજ બોલાવવા ગઇ. પરિચારક તો મોં ફાડી મારા સામું જોઇજ રહ્યા. એમના જીવનમાં તો આવો પ્રસંગ ભાગ્યેજ બન્યો હતો.

પતિ જમી રહ્યા પછી હું પણ જમી. વાસણો પણ મેં માંજ્યાં. પરવારી હું વિરામમંદિરમાં ગઇ ત્યાં મારા પતિને એક વિરામાસન પર મેં વિરાજેલા જોયા. એમના હાથમાં સીતાર હતો. એ આબાદ સંગીતકાર હતા એ હું જાણતી પરંતુ અદ્યાપિ એમાનું કૈં જણાયું નહોતું. સાટીનના ઓઢામાં છુપાયલો સીતાર મેં જોયો હતો. દૃષ્ટિતેજ ગુમાવવાથી સમસ્ત સંસાર પર છેડાઇ પડ્યા ન હોય તેમ તમામ ઇચ્છાઓને દાબી દીધી હતી. આજે સીતારનું સહભાગ્ય જોઇ મારા અંતરના તાર પણ ઝણઝણ્યા. મને લાગ્યું કે એમણે સૃષ્ટિ સાથે વળી પાછી સંધિ કરી. એમના સુખી જીવનના સહચરો હવે ફરીથી પ્રગટ થશેજ.

મને આવતી સાંભળી તે બોલ્યાઃ "માલિની! સાંભળ."

હું એમની પડખે ભરાઇ. એમનો હાથ મારા હાથમાં લીધો, એક ક્ષણ તે શાંત રહ્યા. કેમ શરુ કરવું તેનો નિર્ણય નહીં થયો હોય. "નોકરો સારું કામ નથી કરી શકતા?"

મારા ઉદાર સંબંધીઓ સીધા તેમની પાસે ગયા હતા એ મને આ વેણથીજ સમજાયું.

પતિ પણ મારા પર ચીઢાયા હશે ? એ ચીઢાય તો મારે એ કરવું પણ શું કરવા ? મારા શત્રુઓના હાથમાં અજાણતાં રમી રહી તો નહીં હોઉં ? હું તો રડું રડું થઇ ગઇ. મહા મહેનતે ડુસકાં દબાવ્યાં. " તમારુ કામ ચાકરો કરે તે તે મને નથી રુચતું. "

એમણે મને જરાક નજીક ખેંચી. " પણ આપણાં સંબંધીઓ કાગનો વાઘ કરી રહ્યાં છે, એવા કામની શી અગત્ય ? થાય તેમ થવા દેને !"

આ વેળા મારાં આંસુ ન રોકાયાં. " એટલે હું જરાએ કામની નહીં ?" મેં તુટક સ્વરે કહેવા માંડ્યું; " તમારું કામ કર્યા વિના મારાથી કેમ જીવાય ? આ સંસારમાં બીજું મારે શું કરવાનું છે ? "

મને આક્રંદ કરતી જોઇ મને વધુ પાસે ખેંચી મારા ગાલ પસવાર્યા–" ગાંડી છું ગાંડી ! " તે બોલ્યા. " જરા જરામાં રડતી શું હશે ! મારા કામ માટે તું મરી પડે છે તે હું શું નથી જાણતો ? પરંતુ એ બધી તો મારા દેહની સેવા. એથી મારી બધીએ ભાવનાઓ નથી પોષાતી. મારી માનસિક વ્યથાઓ હજી તું નથી સમજી. સૃષ્ટિનું સૌંદર્ય પીવા મારું મન તલસી રહ્યું છે. પ્રભુએ મારી દૃષ્ટિ હરી લીધી. ક્રોધમાં ને ક્રોધમાં મેં પણ પૃથ્વી પારખવાનાં તમામ દ્વાર બંધ કરી દીધાં. એમ હું અધુરો રહ્યો છું. માલિની ! એ બધી અપૂર્ણતા મને સાલે છે. બોલ ! એ હીનતાથી મારો ઉદ્ધાર કરવા તું તૈયાર છે ? નારી તો જનતાની પાલનહાર છે. અત્યારે તું જે કરી રહી છે તેનાથી તો મારું શરીરજ સંતોષાશે મારું મન તો નીરાળું–પોષણ વીહોણું જ–રહી જશે. "

મેં મારા આંસુ લોહી નાખ્યાં–" મને માત્ર 'ગૃહકાર્યજ શીખવવામાં આવ્યું છે–બીજુ કશું એ મને આવડતું નથી. "

" આવડશે–માલિની ! તારામાં હોંશ છે તો બધુંએ આવડશે હું જાતે તને શીખવીશ."

ગુમાવેલું સામ્રાજ્ય સેવકોને પાછું સુપ્રત થયું. છતાંએ તેમનું આશ્ચર્ય પોષવાનો ખોરાક તો તેમને મળતોજ રહ્યો. રાંધવું, વાસણ માંજવાં, કચરાપુંજા કરવા–એજ સ્ત્રીઓનું કામ. હું શ્રીમંત પત્ની હોવાથી એમ કરું એ એમને અસામાન્ય લાગતું પરંતુ ધોળે દિવસે છડેચોક બારણાં ઉઘાડાં રાખી સ્ત્રીઓ અંગ્રેજી ને ગાતાં બજાવતાં શીખે એ શમણામાં પણ નહોતું મનાતું. બીજા પાસેથી શીખાય એ તો ઠીક પરંતુ આતો પતિ શીખવાડે ! ગજબ થયો. પરંતુ આ વેળા તો મારા પતિ મારી કુમકે હતા એટલે મને પજવવા કોઇ હીંમત કરી શકતું નહીં. મારાં સાસુજીએ તો દર્શન દેવાની તસ્દીજ ન લીધી. મારાં નણંદ તો પ્રથમથીજ દૂર રહ્યાં હતાં. એ તો શ્રીમંત શ્રેષ્ઠનાં એક પુરાં પુત્રી. લક્ષ્મીનંદન કુલિન પતિનાં પરમ પ્રણયેશ્વરી. એકજ વર્ષના ટુંકા ગાળામાં તેમણે પતિ તેમજ પિતાને ગુમાવ્યા. ગજબ ક્રોધ ને સંતાપે એમના કુમળા હૃદયને ઘેરી લીધું. સંસારથી વિરક્ત થયાં સૃષ્ટિની તમામ જંજાળ ઓછી કરી નાખી. બાલક કમળ પ્રત્યે પણ તે કપરાં થતાં. અહંભાવ એમનો સ્વભાવ થઇ પડ્યો હતો. ગુમાન હોવાથી એમના દિવસોમાં તેમણે વ્યક્તિઓ પર સત્તા ચલાવી હતી. અત્યારે એમનાં વચનોની જરાપણ વધારે અગત્ય નહોતી મનાતી એ એમના સ્વમાન પર ભયંકર ફટકો હતો. એથી એમણે સમુળું બોલવાનુંજ બંધ કરી દીધું. હું તો એમની સગી ભાભી હતી છતાંએ આટલા દિવસોમાં ભાગ્યેજ મારી સાથે બેચાર શબ્દો બોલ્યાં હશે. આ કુટુંબ જાળથી તે નીરાળાંજ રહે એમાં પણ નવાઇ નહોતી.

માત્ર મારા દીઅરજીએજ અંત સુધી અમારી સાથે ટક્કર ઝીલી. એમની પધરામણી સીવાય એક પણ દિવસ પસાર થતો નહીં. દરરોજ કોઇ ને કોઇ રીતે ડંખ દીધા સીવાય એમને ચાલેજ નહીં દરરોજ સવારે હું અંગ્રેજી શીખતી. ગામની નીશાળના એક વૃદ્ધ શિક્ષક મને શીખવવા આવતા. દરરોજ અભ્યાસ પુરો કરી ચે પડીઓ મુકવાનું કરતી હોઉં ને મનમોહનનું આગમન થય. અમારી સામે દાંતીઆં કરતા તે ઉભા રહે. "ઓ પ્રભુ!" ખાની વિસ્મયના ધારણ કરી તે નયન નચાવે; "સરસ્વતી દેવીને તો માનભંગ થઇ આત્મઘાત કરવા વારો આવશે. આવો પ્રતિસ્પર્ધી એમનાથી સંખાએજ કેમ? અમે તો એમને તસ્દી આપીજ નહોતી એટલે તે અત્રે રહેવામાં સંતોષ માણતાં. પરંતુ ભાભી! તમે એમને ઠીક ભગાડ્યાં. લક્ષ્મી દેવીએ તો કયારનાએ પેબાગ ગણ્યા હતા કૌર્યદેવી તો નજીક આવતાંજ ત્રાસતાં. હવે સરસ્વતીનો વારો આવ્યો."

એવાં નફટ મહેણાંનો હું જવાબજ નદોતી વ ગતી. અંતે તેમને સૌન્દર્ય ને અધ્યયની સ ખ કરવાનું થ કીને છોડી દેવુ પડયું.

મારા પતિએ મને ગાવાનું શીખવવા માથે લીધુ પહેલાં તો એમની આગળ મારું મોંજ ન ઉઘડે. એવી તો શરમ આવતી કે ન પુછો વાત. પરંતુ ધીમે ધીમે મારી શરમ સરી ગઇ મેં ગાવા માંડયુ મારામાં તે એટલું તો પ્રોત્સાહન રેડતા કે બીજી કોઇ બાલિકા તો પોતાને દેવી ગયકજ માની લે મારા અંતરમાંથી તો સ્વાભિમાનનો છાંટો કયારનોએ પરવારી ગયો હતો એટલે હું સરુ ગાઇ શકતી એટલું પણ માની શકતી નહીં.

એક દિવસ હુ એવી લીન બની ગઇ હતી કે મનમોહન અંદર આવી અમારી પાછળ ઉભા તેની મને ખબર પણ ન પડી. જેવી હું અટકી કે તેમણે તાળી પાડી રાડ નાખી. "ભાભી સહેબ! જાણે કોયલડી ટહુકી."

"સુર ધ્યાનમાં લે તો કોયલનેએ અળગી મુકે" એમના ભાઇએ સ્મિત કરી પૂર્તિ કરી.

"આહ! માત્ર કંઠજ કે?" કેવુંક વિચિત્ર મોં કરી એ શબ્દો ઉચારી તે બહાર ચાલ્યા ગયા.

મારા પતિ ઘડીભર શાંત રહ્યા; "માલિની? તું આવી ત્યારથી મારો વિષાદ દૂર થયો છે; છતાંએ મારી આંખે હું તને જોઇ શકયો નથી એ ઉણપ તો કદાપિ નહીંજ ઉકેલાય"

"ઓ પ્રભુ! એને એ ઉણપધારતા હતા! મને જોઇ નહોતી એથી એમને ઓછું આવતું! "મને નથી જોઇ તેજ સારું છે-હું જરાએ સુંદર નથી"

આથી એમણે મને એક ગાઢ આલિંગન દીધું; "ના, ના. માલિની! એ હું નહીં માનું. તમે બધા ગમે તેમ કહો. હુ તો નહીંજ માનું. મારાં અંધચક્ષુથી પણ હું જોઇ શકું છું કે તું સરૂપ આનંદમૂર્તિ છુ ભયંકર કાળી રાત્રિના અંતે શ્યામ અંબરના એક-વાયા તારલા સમી તુ ચમકી રહી છું. તુ કદરૂપી હોઇજ શકે નહીં. તેં તો તારી કમનસીબીને પણ રમણીય બનાવી મુકી છે."

જેમ તેમ કરી હું તેમની પાસેથી નાસી છુટી આ ક્ષણ માટે છેક મારી લગ્નરાત્રિથી હું રાહ જોઇ રહી હતી એમના જીવનમાં હું આનંદ રેડી રહી હતી એ વાત તે કબુલે એ પળ માટે ઝંખતી એ ઘડી આજે આવી. પરંતુ એમના કથનથી મને હર્ષ ન થયો. અમાપ આનંદ અનુભવાશે એમ મેં ધારણા રાખી હતી પરંતુ એ ધન્ય કલ્પના તો કયાએ ઉડી ગઇ. હું તો જમીન પર પડી રડવા લાગી.

આવો અનુપમ પ્રેમ મારે માટે અનંત આલ્હાદક હતો? એ શું જુઠાણાના પાયા પર નહોતો રચાયલો? મને સુંદર જાણીને તે ચહાતા હતા તેની મને હવેજ સમજ પડી. એમની એવી ચાહના પર મને કશોએ હક્ક નહોતો. હું ઠગારી હતી. ખરી રીતે જે મારું નહોતું તે લેવા હું મથતી હતી. મારા પતિના અંતરપટમાં વિરાજનાર સૌંદર્યમૂર્તિ મારી શોક હતી.

મારું રુદન લાંબુ ન ચાલ્યુ. એ મને બોલાવી રહ્યા હતા. મેં આંસુ લોહી નાખ્યાં. હું એમની કને દોડી.

૪

દિન પર દિન વહ્યા. હું છાયાવત તેમની પાછળ ભમી. એમની દરેકે દરેક ઇચ્છા ને ભાવનાને દિનપ્રતિદિન હું પોષી રહી. એમને સંગીત ગમતું માટે હું ગાતાં બજાવતાં શીખી. એમને પુષ્પો વહાલાં હતાં તેથી મેં એક નાનકડી મનોરમ વાટિકા બનાવી. ભાકુની બાળીઓને ત્યાં પ્રવેશ કરવાની મનાઈ કરવામાં આવી. એ પોતાનાં નયનને રંગવૈભવથી સંતોષી શકતા નહીં છતાંએ સુમનોની સુગંધ એમને આલ્હાદતી. વળી સવાર સાંજે એમને હું પુસ્તકો વાંચી સંભળાવતી. એ લેખો પણ લખતા—મને ઉતરાવતા. સ્વચ્છ અક્ષરે એમનાં કાવ્યો ને વાર્તાઓ ઉતારી હું વિવિધ માસિકો દ્વારા પ્રગટ કરાવતી. દિવસે દિવસે એમનું વદન જ્યોતિર્વંતુ બનતું ગયું. સીતાર પર એમની અંગુલિઓ અજબ ગતિથી નાચી રહેવા લાગી. એમના કંઠથી બુલબુલનું સંગીત સરતું એમના આવા અજાણ સ્વર્ગને જોઇ જોઇ મારું અંતઃકરણ લોહીનાં આંસુએ રડતું. એમને હું ઠગી રહી હતી? એમાં હું શું કરું? મેં તો એમનાથી કશુંએ છાનું નહોતું રાખ્યું. એ માને નહીં તેમાં મારો શો દોષ? મારા દેવાધિદેવને મેં સરલદીલે રસથાળ પીરસ્યો હતો. દેવને લાયક પુજકને મનાવવાનું મારી શક્તિની બહાર હતું. મેં પાપ નહોતું વહોર્યું એ પ્રભુ તો પીછાનતા પરંતુ મારા પૃથ્વી પરના પ્રભુને હું નહોતી સમજાવી શકતી.



સાસરે આવ્યા પછી હું એકવાર પણ પીએર ગઇ નહોતી. દીવાળી ટાંકણે મને તેડી જવા મારી માતાએ કેટલાએ ધમપાછાડા કર્યા. ઘણીજ નમ્રતાથી પ્રથમ મારાં સાસુજીને લખ્યું. તે મારા પતિ પાસે આવ્યાં. "બેટા! તારાં સાસુ વહુને દીવાળી પર ઘેર તેડે છે. તારી ઇચ્છા હોય તો તેમ કરવા વ્યવસ્થા કરું." પરંતુ મારા પતિ શો જવાબ આપે છે તે સાંભળવાની પણ પરવા કર્યા વિના તે ચાલ્યાં ગયાં.

મારા પતિ મારા તરફ વળ્યા: "માલિની! જવું છે? ઇચ્છા હોય તો કહીદે. જરા પણ સંકોચ ન રાખીશ તું જાય તેમાં મારી ના નથી."

મેં એમના મુખમંડલ સામું જોયું. એમના વદન પરથી તમામ આનંદ રેખાઓ ઉડી ગઇ હતી. મારી હાજરી કે ગેરહાજરી આજ સુધી કોઇનેએ સાલી નહોતી. પરંતુ આજે તો નજરે જોયું ન જોયું કરી શકી નહીં. પલકભર પણ વિચાર કર્યા વિના હું બોલી: "નથી જવું. તમને મુકી એક પલ પણ અળગા થવા દીલ નથી ચાલતું."

મારી જાનેજ મેં મારી માતાને લખી જણાવ્યું કે મારાથી અવાશે નહીં. કુટુંબીઓને વીસરાવી દે એવી લક્ષ્મીની માયાજાળ પર એક નાનકડું ભાષણ મારતો મારા માતુશ્રીનો પ્રત્યુત્તર આવ્યો. મારો વર મેં પસંદ કર્યો નહોતો એ બીના તેઓ સહેલાઇથી ભુલી ગયાં. કનકચમકારે તો તેઓજ આકર્ષાયાં હતાં. એમણેજ દ્રવ્યદાનવને મારું બલિદાન દીધું હતું. પણ શું કરે? વિધાતાની ઇચ્છા કેવળ જુદીજ હતી.

એક મહારાણી સમી હું સુખી હતી પરંતુ કૃતિ એમની નહોતી.

કેટલાએ પત્રો લખ્યા ને વાંચ્યા. એકવાર મારા ભાઇ સાથે મારા પિતાશ્રી પણ આવી ગયા. હું તો એમને અપરિચિતજ બની ગઇ હતી. વૃક્ષથી ખરી પડેલા કુસુમ પેઠે પાછા વળવાનો એક પણ માર્ગ નહોતો.

એક દિવસ મારા પતિ અસાધારણ ગંભીર લાગ્યા. દરરોજ તે મુનિમ સાથે ધંધાદિની ચર્ચા કરતા. મિત્રો સાથે વાર્તાવિનોદ પણ કરતા. સંધ્યા થતાંજ તે પરવારી જતા. અમારા શયન-મંદિરની ખુલ્લી અગાશી પર અમે બેસતાં–કોઇ-વાર તે ગાતા તો કોઇવાર સાંજે બજાવતા વાડીનાં ફુલ વીણી હું એમની કાજે ગજરા બનાવતી. એમના કંઠે હું ફુલહાર આરોપતી ત્યારે તે હસતાઃ "બધુંજ મારે માટે? તારે માટે કુસુમાલંકાર કેમ નથી બનાવતી?" હું હસતી. પુષ્પાલંકારે હું કેવી દીપી ઉઠું એ વિચારેજ થરતી.

આજે એકાએક એમને ગંભીર જોઇ હું તેમની પાસે દોડી ગઇ. "શું છે? અગાશીમાં નથી જવું? સીતાર વગાડવાનું વચન આપ્યું હતું તે ભુલી ગયા કે?"

"આજે કશાએમાં દીલ નથી ચોંટતુ. એકની એક વાત મગજમાં ઘોળાયાજ કરે છે. મનુષ્ય આશાને કદાપિ છાંડી શકેજ નહી. અશક્ય વસ્તુને પણ શક્ય માની લે."

"એવી તે વળી શીવાત છે?" મેં આતુરના-થી પુછ્યું.

"આજે મારા મિત્ર રમેશ મને કહેતા હતા કે મુંબાઇમાં એક દાકતર છે તે. આંધળાનો અંધાપો દૂર કરી શકે છે. મારા જેવા દર્દીને દેખતો કરેલો તેણે નજરો નજર જોયો છે. એટલે એને હું પણ અત્રે બોલાવી લાવવાના વિચારમાં છું; કે પછી કદાચ હુંજ જાતે મુંબાઇ જાઉં."

અંતે અમે મુબાઇ જવાતું નક્કી કર્યું. ઝટ-પટ મેં તૈયારીઓ કરી લીધી. ચાર પરિજનો ને બે કારકુનો સાથે લીધા. અમે ગાડીમાં બેસવા જતાં હતાં ત્યાં મારા દીએરજીની પધરામણી થઇ "ઓહો! જવાતું નક્કી પણ કરી દીધું? સાચેજ ભાભી! તમે કૈં અતિશય ગંભીર જણાવ છો. હીંદુ પત્ની આવે પ્રસંગે ગંભીર ન બને. તમારું દીલ ઉકેલવા મને ઘણીજ જિજ્ઞાસા થાય છે."

મારા વિચાર ઉકેલતાં હું મારી જાતેજ ડરતી. મારા દીયરજીને તો મારું દીલ કેમજ વંચાવું? આવી પરિસ્થિતિમાં હીંદુપત્નીની શી દશા થતી હશે તે મને ખબર નથી. બાકી મારું દીલ તો ચગડોળે ચઢ્યું હતું. મારા જીવનમાં સારું નરસું સાથેજ ટીંગાઇ રહ્યું હતું. એ જુદાં પડે તેમ હતુંજ નહીં. મારા હૃદયમાં કુસુમ ને કંટક સાથેજ ઉગતાં.

અમે એકાદ અઠવાડીઉં મુંબાઇ રહ્યાં. ડોકટરે બરાબરા તપાસીને અભિપ્રાય દર્શાવ્યોઃ "લાંબો વખત દવા કરવી પડશે. મટી જવાનો ઘણોજ સંભવ છે." એમ કહી તેણે અનેક ટીપ્પણો ને સુચનાઓ ઉતરાવી.

મારા પતિ હવે બીજો કશોએ વિચાર કરી શકતા નહીં. બીજી કશી વાત પણ કરતા નહીં. "માલિની!" તે વારંવાર પુછતા; "હું ફરી જોતો થાઉં તો પરિણામ શું આવે? કૈં ખ્યાલ આવે છે?"

ડોકટરની ઝીણામાં ઝીણી સુચનાઓ હું સંભાળથી પાળતી. તે અંધ થયા ત્યારથી પોતે સર્વસ્વ ગુમાવી દીધું છે એમ મારા પતિ માનતા; ત્યારે મારા પતિને દરેક રીતે સંસારના સંપર્ક-માં રાખવા હું મથતી. હવે તો સાજા થવાની આછામાં આછી આશાએ પણ અન્ય તમામ

વ્યવસાય છોડી દીધો. નવીન જ્ઞાની તરખટમાં તદ્દન તલ્લીન બની ગયા. મારે અભ્યાસ પણ પડતો મુકવો પડયો. સારવારમાંથી ફાજલ વખત જ મળતો નહીં. સંગીતનાં સાજ વખારે પડ્યાં. ગાયનો અલોપ થયાં. માનીતી વાડી ભાડુતી માળીને પનોતે પડી. ત્યાં પમરતાં પરમપ્રિય પુષ્પોનું શું થતું તેની ભાળ કાઢવાની પણ ફુરસદ નહોતી.

દિન પ્રતિદિન સાજા થવાની આશા ને અભિલાષા વધતીજ ચાલી. એક દિવસ તે મને કહેવા લાગ્યા: " માનિની ! હવે હું ફરીથી દેખતો થઇશ એમ મને લાગે છે. આછાં આછાં રેખાચિત્રો મારા દૃષ્ટિપથે તરવરી રહે છે. ઘણીજ અંધારી ઓરડીમાં કોઇ મનુષ્ય જોઇ શકે તેવું હું જોઇ શકું છું."

હમણાં હમણાં તે દરરોજ દેખતા થઇ જવાની વાત કાઢતા. હું મુગી મુગી સાંભળ્યા કરતી.

મનમોહન દરરોજ આવતા-આતુરતાથી પુછતા: " ભાઇ ! કેમ છે ?"

" કંઈ ચોક્કસ કહેવાય નહીં " મારા પતિ જવાબ વાળતા; " બરાબર એક માસ દવા કરવા દે પછી ડૉકટર આશા આપે તો આપણે પણ આશા રાખી શકીએ. "

આજે પણ હંમેશ માફક મનમોહન આવ્યા. ભાઇની ખબર પુછી. પછી મને સંબોધી કહેવા લાગ્યા: " ભાભી ! મારે તમારી સાથે થોડી વાત કરવી છે. જરા ખાનગી છે; માટે પાસેના ખંડમાં આવો. કેમ ભાઇ ! તમને તો અદેખાઇ નહીં આવે ને ? "

મશ્કરી માની મારા પતિ હસ્યા. મનમોહનના મુખારવિંદ પરના ભાવ હું તો વાંચી શકતી. મારું હાસ્ય તો અધરદ્વારેજ ઠરી ગયું. એક શબ્દ પણ ઉચ્ચાર્યા વિના હું તેમની પાછળ ગઇ: " જુઓ ભાભી ! " એમણે બીજા ખંડમાં નીરાંતે વિરામાસન પર લંબાવી ચલાવ્યું: "પહેલાં તો હું તમને પહોંચેલાં ધારતો. પરંતુ મારા ભાઇના અતિશય પ્રેમે તમને નાદાન બનાવી દીધાં જણાય છે. "

" કંઈ કારણ ? " મેં પુછ્યું.

" કારણ કહેવાજ આવ્યો છું " એમનું પેલું કૂટિલ હાસ્ય હસ્યા: " આ પ્રેમમાં તમને સંતોષ નથી મળતો ? તમારા અનુપમ સૌંદર્યનું દર્શન કરાવી મારા ભાઇને તદ્દન ગુલામ બનાવી દેવા માગો છો નહીં વારું ? એમને મારી બહેન નહોતી ગમી, તમારા ગામની પેલી કંચનને પણ એમણે હસી કાઢી હતી. પરંતુ સાવધાન. તમારા દર્શનથી એમને ફરી અંધાપો ન આવે એ કૃપા કરી સંભાળજો. તમે અતિશય સુંદર છો એમજ મેં તો એમને આજ લગી કહ્યા કર્યું છે. માત્ર મશ્કરીમાંજ તમને કુરૂપા કહીએ છીએ એમ તેમના દીલમાં ઠસાવ્યું છે. એવી માન્યતામાંજ તે સુખી છે. આવી ખોટી ધારણામાં તમે એમને સુખી રહેવા દેવા માગતાં નથી એ સ્પષ્ટ છે. આવી ધ્યાનપૂર્વક બરદાસ્ત કરશો તો તે અવશ્ય દેખતા થશે. એ ચક્ષુદાન પછી તે તમારો વિચાર કરશે એવી જરા પણ આશા ન રાખશો. "

મારા હૃદયને જે ભૂત આજ કેટલાએ દિવસ થયા વારંવાર ભડકાવતું તે મારા દીયરજી સ્વરૂપે આજ મારી સમક્ષ આવી ઉભેલું જણાયું. મારાં અંત્રિક ચક્ષુઓ હું બંધ કરી દેતી. મારા હૈયાનું નર્ક જોવા હું ન ઇચ્છતી. ભૂતના ભયંકર બબડાટો હું ન સાંભળું તે માટે કાને પુમડાં પુરતી. પરંતુ એજ ભૂત આજે મારા હૃદયના નર્કાગારમાંથી ઉગી નીકળી મારી સન્મુખ ખડું થયું. એના પાતળા હોઠ પર કાતિલ હાસ્ય ફરકતું. મનમોહન સુંદર જણાતો પરંતુ એ મનોરમ મુખારવિંદ પાછળ કાળો નાગ છુપાઇ

રહ્યો હતો.

"ને ભાભી! હું તો તમારા લાભાર્થેજ કહેવા આવ્યો છું. તમે માનતાં હશો કે મારા ભાઈ સાદા દીલના સીધા આદમી છે. એમને લગભગ યોગીની કોટિએ તમે તો મુકતાં હશો. પરંતુ સાચી રીતે તપાસતાં તો એ એમાનું કશું-એ નહોતા. પહેલાં તો એ ગજબ કરી નાખતા. એમનાં કૃત્યોનું મારાથી વર્ણન પણ થઇ શકતું નથી. આપણે તો એમની કલ્પનાનાં પુતળાં. આપને મારું ન માનવું હોય તો ભલે! એમને ચક્ષુ પ્રાપ્ત કરવા દો. પછી બધી વાત."

મારા હૃદય પર બરફઠંડો હાથ પડ્યો: "આ તે તમે શું બકો છો? તમે તે એમના ભાઈ છો કે કોણ? આવું તે બોલાતું હશે?

"એમનો ભાઈ છું માટેજ હું આમ બોલું છું. એક વાર તમને નજરે નીહાળ્યા પછી એ દર્શનત્રાસથી બચી શકશે કે કેમ તેજ શંકાસ્પદ છે; ને તમે તો વળી સ્વર્ગની સૌંદર્યદેવીથી માત્ર સહેજજ ઉતરતાં છો. મારા સામુ આમ કેમ જુઓ છો? વેર વાળવા વિચાર કરો છો? ભાઈ પાસે મારા કાવાદાવાનો સ્ફોટ કરી દેવા વિચારો છો? ભલે! મને પરવા નથી. મનમોહનને ડરાવે તેવો વિરલો હજી પાક્યો નથી ને પાકનાર પણ નથી."

જતાં જતાં વળી ઉમેર્યું: "દવાના બે બિંદુઓને બદલે પાણીનાં બે બિંદુઓ એમનાં ચક્ષુઓમાં તમે રોજ નાખ્યા કરો તો એની એમને સમજણ પણ પડે નહીં તેમજ તમારી આપત્તિ પણ ટળી જાય."

હું તો આ સંભાષણ સાંભળી મૂઢજ બની ગઈ. મારા પતિએ સંદેશા પર સંદેશા પાઠવ્યા. મેં એમના દૂતોને પાછા વાળ્યા. 'મને ઠીક-થી. મારાથી નહીં અવાય'–એવા પ્રત્યુત્તરો પાઠવ્યા. એ જમ્યા કે નહીં તેની પણ ખબર ન કાઢી.

મારા નયનમંડળથી એ ભૂત અદૃશ્ય થયું હતું પરંતુ મારા મનોમંડળમાં તે હજીએ વિરાજી રહ્યું હતું. એનાં વચનો મારા અંતઃકરણમાં વજ્રલેપ સમ જડાઇ ગયાં હતાં. અગ્નિતણખાથી એ વેણુ કોતરાયાં હતાં. મારાથી સહજમાં એ કેમ વીસરાય? આખી રાત હું જમીન પર પડી રહી. તંદ્રામાં વિચારસ્વપ્નો ઉદ્ભવ્યાં. આવી આપત્તિ મારા પર આવી પડેજ નહીં એમ મેં મન મનાવ્યું.

એક એવો પણ સમય હતો જ્યારે પ્રેમ શું ચીજ હશે એ હું સમજી પણ નહોતી શકતી. પ્રભુની સુરખીભરી હવા ને વિશાલ અંબરપટ મારા આનંદનાં મુળ હતાં. પછી આવ્યાં વિમર્દ ને વિટંબના. સમસ્ત સંસારે મને એક તરફ ધકેલી. પરંતુ હું ગઇ બીજી દિશામાંજ. મારા અંધપતિને ઉરને ઉમળકે વધાવી સંતોષ માની રહી. એ પંથે પણ કેવો આનંદ પ્રકાશ પથરાયો! મારા જીવનમાં પ્રવેશ કરતો પ્રેમ પ્રભાતસ્વપ્નથી પણ મીઠો હતો હું કદરૂપી હતી. એથી સંસાર પણ મને શ્યામ ને કુરૂપ ભાસતો. ત્યાં મને પારસમણિનો સ્પર્શ થયો. મારી કાયાપલટ થઈ. ત્યાં વળી આ કાળો નાગ ક્યાંથી! એના દંશે મારી સમસ્ત સ્વપ્નસૃષ્ટિ વિષમય બની ગઈ. મારું હૃદય વલોવાઇ રહ્યું. જીવન ખારું બની રહ્યું. એવું અકારું જીવન પણ જીવ્યા વિના છુટકો નહોતો. દાનવમંડળમાં સાધુ પુરુષ સમોડવા મારા પતિને હું એકલા મુકી શકું તેમ નહોતી. પહેલાં પણ મેં એકવાર એવો નિશ્ચય કર્યો હતો. મારા આવાગમન ને હું આશીર્વાદમાં પલટાવી નાખીશ. પરંતુ હાય! પ્રભુએ તો મારા સ્વમાનના મુળ પર ચોટ લગાવી!

ઉઘાડી બારીમાંથી અરુણ પ્રકાશ પ્રકાશી રહ્યો. મારું વદનકમળ પણ એની જ્યોતિએ

નહાયું. દ્વાર પર પગલાંનો અવાજ સંભળાયો. મેં ઉંચું જોયું. મારા પતિ મારી સમક્ષ ઉપસ્થિત થયા હતા. હું કયાં હતી એ એમણે કળી લીધું હશે. એમના દયામણા અંધ વદનને નીહાળતાં મારાં નયણાંનાં નીર ઉભરાયાં. ધીરેધીરે તે મારી નજીક આવ્યા. "માલિની! હવે તો ઠીક છે ને?"

મેં મારાં અશ્રુ લોહી નાખ્યાં; "હા. મને ઠીક છે. હું તદ્દન સારી થઇ ગઇ છું. ચાલો! આપણા ખંડમાં જઇએ."

મારા હાથમાં એમનો હાથ ઝાલી હું બહાર નીકળી; લગ્નગ્રંથિની રાત્રે મેં જે પ્રતિજ્ઞા કરી હતી તે મેં ફરીવાર ઉચ્ચારી.

૫

દવાથી મારા પતિને સંતોષકારક સુધારો થતો ગયો. ફરીથી વળી મુંબાઇ જવાનું થયું. મારા દીયરજીએ હમણાંનાં દરરોજ દર્શન દેવાનું બંધ કર્યું હતું. પરંતુ આજે તે કોણ જાણે કયાંથીએ આવી ચડ્યા. "મને થયું કે હું પણ તમારી સાથે આવું" આવતાવેંતજ તેમણે શરુઆત કરી. "કેટલાએ દિવસ થય હું ગામડાથી છુટયો નથી. મુંબાઇની મુસાફરીથી ઘડીક આનંદ આવશે."

મારા પતિએ ઘણાજ આનંદથી સંમતિ દર્શાવી. "ચાલો! તમે સાથે હશો તો મને પણ ઓછી તકલીફ પડશે."

"જરા ઉભા ન રહો? હું મારાં કપડાં લઈ આ આવ્યો."

તે અમારી સાથે આવ્યાં. એવી મઝા માણવાની તક એ જવાજ કેમ દે? એમના વાર્તાવિનોદે પ્રવાસમાં અમને પણ સહેજ આનંદ પડયો.

હૃદયનો ઘાવ અન્ય જલ્દી નજ પીછાની શકે. એ દિવસના સ્મરણે અદ્યાપિ મારા હૃદયમાંથી રુધિર ટપકી રહે છે.

મુંબાઇ જઇ અમે તુરત ડૉકટર પાસે ગયાં. તેણે અમને સારી આશા આપી. નવી દવાઓ આપવામાં આવી. શસ્ત્રક્રિયા પણ કરી. ત્રણ ત્રણ દિવસ સુધી આંખે પાટો બાંધેલોજ રાખવા તેણે સુચના કરી. ને એ ત્રણ દિવસ તો એમની પથારી પાસેથી હું ખશીએ નહીં. ચોથે દિવસે પાટો છોડવામાં આવ્યો. અંધાપો દૂર થશે એવી અમને સર્વને આશા પડી.

પછી એ જીવનપલટાનો દિવસ આવી લાગ્યો. સવારથી મેં એમના ખંડમાં પગ નહોતો મુકયો. એક શિક્ષિત નર્સ રોકવામાં આવી હતી. એ ધ્યાનપૂર્વક એમની સંભાળ રાખતી. બીજો પ્રસંગ હોત તો એક ધંધાદારી નર્સના આશ્રયે મારા પતિને મુકી હું દૂર રહીજ ન હોત. અત્યારે તો મારી ચ કરીની એમને જરુર નહોતી.

એટલામાં મનમોહન આવ્યો; "ભાભી! ભાઇ પાસે નથી જવું? અમને તો એમણે પહેલાં પણ જોયાં છે. તમે તો તદ્દનજ નવાં છો."

એમનાં શબ્દબાણ મારું હૃદય આરપાર ભેદી નાખતાં એ વાત એમને જણાવા દીધેલી નહીં. પરંતુ આજે તો મારાં નયનથી અશ્રુનું પુર ઉભરાયું. પ્રત્યુત્તર આપતાં મારો સ્વર પણ થડકયો. "તમારો મેં શો અપરાધ કર્યો છે તેની મને ગમ નથી. કટ્ટા શત્રુ જેમ તમે મને કેમ સત્કારો છો તે નથી કળાતું."

તુચ્છકારનું હસતા મનમોહન વિકાલ વરુનો સાક્ષાત્કાર કરાવતા. એવુંજ હાસ્ય હસી આજે પણ તે વીદાય થયા.

પછી આયાએ પ્રવેશ કર્યો; "બાઇ સાહેબ! પાટા છોડી નાખવામાં આવ્યા છે. હવે તે તદ્દન સ્પષ્ટ જોઇ શકે છે. આપને સત્વર બોલાવે છે."

મારાં ઉરુયુગલ કંપી રહ્યાં. સમસ્ત બ્રહ્માંડમાં પણ મને બચાવનાર અમોઘશક્તિ નહોતી'

સરજાઇ. હું જાતેજ ત્યાં જાઉં ? મારો મૃત્યુઘંટ મારે હાથેજ વગાડું ? મને મારી જાતની તો ચિંતા નહોતી. પરંતુ મારા પતિને મારી કુરૂપતાના ત્રાસથી બચાવી શકું તો હું નીરાંતે મરું. પરંતુ આ પ્રસંગે તો વજ્રપાતનો ભય પળેપળ ઝઝુમતો.

મારા પતિએ મને બોલાવવા ફરીથી માણસ મોકલ્યું. આ વેળા મારે છુટકોજ નહોતો. વધ્યશિલા તરફ જાતેજ જવા ફરજ પડે તેવા અભાગીઓની ચાલે હું ચાલી. દ્વાર આગળ પહોંચતાં દ્વાર તરફ પીઠ કરી બેઠેલા એમને મેં જોયા. હવે તે આરસની પ્રભુપ્રતિમા સમોવડા નહોતા. હવે તો એ મનુષ્ય થયા હતા. એમનાં નેત્રોમાં દૃષ્ટિનું તેજ ચમકતું. મને એ જુએ ત્યાર પહેલાં એમને તો મેં ધરાઇને જોઇ લીધા. જીવન પર્યંત એમને જોયાજ કરું એમ મને થયું.

ઓચીંતા એ મારા તરફ વળ્યા. એમની દૃષ્ટિ મારા પર એક ક્ષણ ભર ઠરી. ઓ પ્રભુ! એમનાં નયનમાં શું ભર્યું હતું ? એકના દૃષ્ટિ તેજથી અન્ય શિલાવત થઇ જાય છે એવું વાર્તાવલીમાં વાંચ્યું હતું. મારા પતિનું દૃષ્ટિતેજ પણ મને શિલામય કરી દેતું ભાસ્યું. મારું હૃદય ઠરીને બરફનો ખંડ બની ગયું.

આપાને ધમકાવતો એમનો સુર સંભળાયો: "મારાં પત્ની માલિનીને બોલાવી લાવ્યા કહ્યું તે ન સાંભળાયું ! માલિની કયાં છે ?"

ચક્ષુઓમાં તમે રાજે નાખ્યા છે ને ?"
એમને સમજણ પણ પડે નહીં તેમ. ..
આપત્તિ પણ ટળી જાય."

હું તો આ સંભાષણ સાંભળી મૂઢજ બની ગઇ. મારા પતિએ સંદેશા પર સંદેશા પાઠવ્યા. મેં એમના દૂતોને પાછા વાળ્યા. 'મને ઠીક - થી, મારાથી નહીં અવાય'–એવા પ્રત્યુત્તરો પાઠવ્યા. એ જમ્યા કે નહીં તેની પણ ખબર ન કાઢી.

આવેલું. પરંતુ હું તો નર્કના જ્વાલામુખીમાંજ ઉભી હતી. બીજા નર્કની મને જરાએ બીક નહોતી, મારી પાસે સાધન હોત તો આત્મઘાત કરતાં પલવાર પણ ન રોકાઇ હોત. પરંતુ એ ખંડ તદન ખાલી હતો. ત્યાં કોઇ પણ રહેતું નહીં. જમીન ભેજવાળી ને ગંદી હતી. છતાંએ હું ત્યાં પડી રહી. બાર કલાક કેમ વહી ગયા તેની મને ગમ નથી. ધેનના બકવાદ માફક ધુમ્મસનું કોઇ મોજું ન ફરી વળ્યું હોય તેમ મારી સ્મરણશક્તિ આછી પડી ગઇ. ભેજવાળી જમીન પર દુઃખથી આળોટતી વ્યક્તિજ બીજી હતી એમ મને થયું. પરિસ્થિતિ જરાએ ન કળાઇ.

કેટલીએ વાર બારણાં ખખડયાં હશે. હું તો હાલી પણ નહીં. સંધ્યા થવા આવી ત્યારે ભયંકર અવાજ સાથે મારા ખંડનું દ્વાર તુટી પડયું. મનમોહનની આગેવાની હેઠળ છ સાત મનુષ્યો અંદર ધસી આવ્યા.

મને જીવતી ને સાજી સમી બેઠેલી જોઇ એ સર્વ આશ્ચર્યચકિતજ બની ગયા. નોકરો ને કારકુનો દિગ્મૂઢ બની બહારજ જતા રહ્યા. મનમોહન તો ક્રોધાવેશથી ગાંડા જેવા બની ગયા. "તમને જરાએ શરમ નથી ?" તે બરાડયા; "આખી જીંદગીમાં તમારા જેવું તો કોઇ પણ દીઠું નહીં. આખો દિવસ અમે બારણાં ઠોકયાં પણ જવાબજ ન મળે. અમે તો ધાર્યું કે ક્રોધાવિષ્ટ થઇ ચિતાએ ચઢતી વીરનારીઓની સંખ્યામાં સંગીન વધારો કરવા આપ સીધાવી ગયાં હશો; એટલે અમારે આ [દ્વાર]ણું પણ ઉતરાવવું પડયું."

આટલું તો બોલીજ નહીં. "જરા ઉભાં થાવ. પ્રભુએ રહેવ !" તેમણે ચલાવ્યું. "ખાણું લગાવી કૈંક ખાઇ લો. આખો દિવસ વીતી ઉધાલાપે ખાધું પણ નથી. આ કુટુમ્બમાં રહ્યો. ત્તારું દરપી કન્યાઓ આવી ગઇ. અમે તો

ક્રોધનેએ કાઢી મુકી નથી. અમારે ઘેર તો દરેકને આશ્રય અપાય છે. સમજ્યાં ?" જાણે હું આશ્રય વિના મરવા પડી હતી!

મારા પતિ વીશે મેં કશુંએ પુછ્યું નહીં. મારા દીયરજીએ એમના વીશે કશું બોલ્યા પણ નહીં. જેવા એ ગયા કે હું ખંડની બહાર આવી. જ્યાં જુઓ ત્યાં નોકરો ને ચાકરો. એમના દેખતાં હું કશુંએ કરી શકી નહીં. એમની આગળ મારે શેઠાણી તરીકેનો મોભો જાળવવાનો હતો.

મારા પતિએ મને ફરી બોલાવવા મોકલ્યુંજ નહીં.

રાત્રિ પડી. ધીમે ધીમે હું ઉપર આવી. મારા અંગ ઉપર હજીએ મુલ્યવાન ઢાકાની સાડી ફરફરતી. રત્નો પણ ઝળકતાં. બધુંએ મેં અંગ પરથી ઉતારી નાંખ્યું. મારે પીએરથી આણેલો સાદો પોષાક મેં ધારણ કર્યો. મારી પાસેની કુંચીઓ મેં ટેબલ પર મુકી અન્ય સર્વ વસ્તુઓ પણ વ્યવસ્થિત રીતે ગોઠવી દીધી. છુપાઇને નીચે ઉતરી, રાત્રિના શ્યામ અંધકારમાં શમાઇ ગઇ.

ક્યાં જવું ? શું કરવું ?—મેં કશોએ વિચાર કર્યો નહોતો. મારા પતિના નયનથી ભભુકતી એ દૃષ્ટિ ફરીથી ઝીલવા હું પલભર પણ રોકાઇશ નહીં એટલોજ માત્ર ખ્યાલ મારા મગજમાં રમી રહ્યો હતો. બીજું દરેક સંકટ, દરેક પ્રસંગ વધાવી લેવા હું તૈય્યાર હતી.

પછી મારું શું થયું ? પુરેપુરી કર્મકથની કથતાં મોટું પુરાણ વંચાય. સરિતાના ઘાટ પર હું બેઠી. બે ચાર પગલાં ઉંડાં ઉતરવાનો નિશ્ચય કરવા પ્રયત્ન કરવા લાગી. એમ જલદી કરી નાખ્યું હોત તો મારી તમામ જંજાળોનો અંત આવત. પરંતુ એ બે ચાર પગથીઆં પણ હું ન ઉતરી શકી. મારે માટે ચિંતા કરનાર કોઇ નહોતું. ઉલટાં કેટલાંક રાજી થાય તેમ હતું. એમની કટુવાસનાઓ ઉચ્છેદવા મેં જીવતા રહેવા નિશ્ચય કર્યો. ઓ—દીયરજી ! મને મરેલી માની આપનું ભયંકર હાસ્ય ભલે હસ્યા કરો. પણ હું નથી મરવાની. ચિતાના ભભુકે તમારું મનોરમ મુખારવિંદ પણ ભસ્મભૂત થશે ત્યારે કદાચ હું કુરૂપતા વધાવતી જીવતી હોઇશ. જેને મારૂં સર્વસ્વ અર્પણ કર્યું હતું તેમનો હું વિચાર સરખો પણ કરનાર નહોતી. એ તો પ્રભુની પાષાણપ્રતિમા હતી. એની આગળ હું અગરબત્તીશી બળતી. એમનો વિચાર કરત તો હું જીવતી રહીજ ન શકત. બીચારી અગરબત્તી ! સુગંધ અપાઇ ત્યાં સુધી બળી. રક્ષા રહેતાં એનું વિસ્મરણ થયું. ભલે ! એને પણ એનું અસ્તિત્વ ભુલી જવા દો.

એ ભયંકર પ્રસંગમાંથી એક સાધુ પુરુષે મને બચાવી. મને તેમણે આશ્રય દીધો. જીવનપર્યંત એમને હું વીસરી શકીશ નહીં. પ્રત્યેક વ્યક્તિએ માત્ર મારી બાહ્ય કરૂપતાજ જોઇ હતી. આમણે એકલાએજ અંદર દુઃખથી સીઝાતો આત્મા નીહાળ્યો હતો. એમના આશ્રયમાંજ મને શાંતિ વળી.

મારી કર્મકથા સાંભળવાની એમણે જરાએ જિજ્ઞાસા બતાવી નહીં. કદાચ મારા કહ્યા વિનાજ એ કળી ગયા હશે. મારા વદન પરજ મારી સઘળી કહાણી આલેખાઇ ગઇ હશે. મને પડખે લઇ એ વૃદ્ધપુરુષ બોલ્યા: "બેટા ! પ્રભુએ આપેલા જીવનને મનુષ્યે આમ વેડફી મારવાનું નથી. મનુષ્ય પર રોષે ભરાઇ આત્મબલિદાન દેવું નજ ઘટે. મારી સાથે ચાલ. હું તને શાંતિને પંથે વાળીશ." જરા પણ ખટકો રાખ્યા સીવાય શ્રદ્ધાથી હું તેમને અનુસરી.

એમનાં પત્નીએ પણ મને માયાળુ રીતથી સત્કારી. એ દંપતી સીવાય ગૃહમાં અન્ય કોઇજ

નહોતું. છોકરાં પણ નહીં ને નોકરો પણ નહીં. એ શાંત વાતાવરણ મને ગમ્યું. ધીમે ધીમે મારા હૃદયનો ઘાવ રુઝાતો ગયો.

મારા ગતજીવન વીશે એમણે કદાપિ પ્રશ્ન કર્યો નહીં. આશ્રયદાતા થવા—એકલવાયાના આધારરૂપ બનવા—એ યુગલ નિર્માણ થએલું જણાયું. દુઃખની ઝડી વેઠનારના તારણહાર લેખાઇ પોતાની લાલસા તૃપ્ત કરનારના હાથમાં હું ન પડી એ માટે મેં પ્રભુનો પાડ માન્યો. એ ગૃહિણીને હું ગૃહકાર્યમાં મદદ કરતી. તે હસીને મારું કામ વધાવતાં. મારાં ખોટાં વખાણ કરી મને કદાપિ શરમાવતાં નહીં. હું કયાંથી આવી તે તેઓ જાણતાં નહોતાં. હું કેવી હતી તેનો તેમને ખ્યાલ નહોતો. છતાંએ મારામાં તેમણે સંપૂર્ણ વિશ્વાસ મુકયો હતો.

એ ભયંકર વજ્રપાતથી હું જરા સ્વસ્થ થઇ ત્યારે તે મહાપુરુષ મારી કને આવ્યા: "તમારે કૈં કામ કરવું છે? તમને પસંદ પડે એવું કૈં હું શોધી આપું. તમે કેળવાએલાં છો. કોઇ કન્યાશાળામાં શિક્ષિકા થઇ શકશો."

જ્યારે મેં અભ્યાસ કર્યો હતો ત્યારે મને શમણેએ ખ્યાલ નહોતો કે તેના પર મારે મારા પોષણનો ભાર લાદવો પડશે. મારી વિદ્યાને હું એક અલંકાર લેખતી. મારા પતિને આનંદવા મેં એને ધારણ કરી હતી. એમણેજ મને તે અર્પણ કરી હતી. તેને આજીવિકા ખાતર વેચવા મારું દીલ ન ચાલ્યું. એમનું બીજું કોઇ પણ સ્મરણ ચિહ્ન મારી પાસે નહોતુ: એથી વિદ્યાનેજ મારા અંતરમાં ભરી રાખવા મેં નિશ્ચય કર્યો.

"મારે શિક્ષિકા નથી થવું" મેં કહ્યું. "અંધ મનુષ્યોની હું સારી સંભાળ રાખી શકીશ. કોઇ અંધાશ્રમમાં મને કામ શોધી આપશો તો મને ફાવતું આવશે."

એમણે એ પ્રમાણે યોજના કરી. એક અંધ દવાશાળામાં હું પગારદાર આયા બની રહી. અંધમંડળમાં હું મારી કુરૂપતા સહેલાઇથી ભુલી શકી.

૬

શહેર બહાર એક વિશાલ ક્ષેત્રની મધ્યમાં એ દવાશાળા આવી રહેલી હતી. વતન પાછી ફરી હોઉં એવું મને લાગ્યું. તરુવૃંદોએ નવપલ્લવિત શાખાઓ ઝુલાવી મારું સ્વાગત કર્યું. સરિતાજલે મને સંગીતથી વધાવી. પંખીઓના કીલકીલાટે હું રાચી. દરેક સંધ્યાકાળે સરિતાને ઓવારે પાડોશના ગામડેથી સ્રીઓ એકઠી થતી. એમની વાર્તાઓ ને ગપ્પાંઓ હું રોજ સાંભળતી. અગાશીમાંથી માઇલોના માઇલો સુધી ડાંગરનાં ખેતરો પથરાએલાં જણાતાં; આંબાવાડીઆંની ઘટા ઓપતી; ગામને ચીલે આરામથી ચાલતાં ગાડાં નજરે પડતાં. સ્વપ્નવત્ થઇ મારા કન્યાકાળમાં જાગૃત થઇ ન હોઉં એમ મને લાગ્યું. મારા પતિ, એમનું કુટુમ્બ, કૂટિલ વેદના ને આનંદઘેર્યા દિવસો સૂર્યોદય પહેલાંના ધુમસમાં અદૃશ્ય થતાં લાગ્યાં છતાંએ ઘાવ તો તાજોજ રહ્યો. એ સર્વ શમણું નહોતું એનું ભયંકર સંભારણું અર્પી રહ્યો. હું તો રોજ ભુલી જવા મથતી.

પરિચિત નામો નજરે ચઢે એવી બીકથી હું વર્તમાનપત્રો પણ વાંચતી નહીં. મારા દર્દીઓ સાથેજ હું આખો દિવસ ગાળતી. મને વિચાર કરવાનીએ નવરાસ ન મળે એમ હું મારો કાર્યક્રમ ગોઠવતી.

મહીના પર મહીના વીત્યા. ઘાવ જરા તરા રુઝાયો પણ ખરો. બાળ બાળ કરતો વિરહાનલ સહેજ શમ્યો. મનમોહનને પણ સ્વાગત દઇ શકું એટલી તૈયાર થઇ.

એક દિવસે સવારે અમારી દવાશાળાના મુખ્ય અધિકારીએ મને બોલાવી: "માલિની! પહેલે માળે આવેલો વિશાલખંડ એક નવા દરદી

માટે તૈયાર કરવાનો છે. એમી તહેનાતમાં તારે રહેવાનું છે. એ લોકો ઘણુાજ શ્રીમંત છે એટલે દરદીને તમામ પ્રકારની સગવડ આપવા માગે છે."

મેં તમામ તૈયારી કરી દીધી નવા દરદી પણ આવ્યા. ગાડીમાંથી ઉતરતાંજ મારા પરમ પરિચિત મુખારવિંદનું દર્શન થયું. આટઆટલી મહેનત પછી મેળવેલી ચક્ષુજ્યોતિ એમણે શાથી ગુમાવી દીધી હશે!

" જોઈ શું રહી છે!" મને ઠપકો મળ્યો; "ઉપરના ખંડમાં દોરી જા."

મૂર્છા વળતાં સાવધાન થઈ હોઉં તેમ મને મારી પરિસ્થિતિનું ભાન થયું. મુગા મુગા મેં માર્ગ બતાવ્યો. એમનો અજાણ્યો અનુચર એમની પુંઠે આવ્યો. દરદીને એક વિરામાસન પર પધરાવી તે ચાલ્યો ગયો. એ દૂર થાય ત્યાર પહેલાં દરદીની આવી દશા ક્યારથી થઈ એ વીશે એક આયા મારફતે ખબર કઢાવી.

" આહ! ઘણાએ દિવસ થયા " તેણે જવાબ વાળ્યો " એકવાર તેમને આરામ થયો હતો પરંતુ પાછળથી એકવાર અકસ્માતથી એમની આંખમાં ખોટી દવા નખાઈ ગઈ તે એમની દૃષ્ટિ લઈનેજ નીતરી ગઈ. "

આ સાંભળતાંજ મારો કંઠ દાબી દેવાની મને ઇચ્છા થઈ આવી. દૈત્યોની વચ્ચે દેવ જેસરીખડા મારા સ્વામીને અનાથ મુકી હું અભાગણી શાને ભાગી ગઈ? મારાથી એ તિરસ્કારની નજર ન જીરવાઈ—એથી એમને દૃષ્ટિતેજ સદા માટે ગુમાવવું પડ્યું. હવે તો તેમને હું નહીંજ છોડું. મારા પાપનું મારે પ્રાયશ્ચિત કરવુંજ જોઈએ.

સંધ્યાકાળે તેમનું ખાવાનું લઈ હું અંદર ગઈ. હું થાળી ગોઠવવા જતી હતી ત્યાં ઓચીંતો એમણે મારો હાથ પકડી લીધો : " માલિની!"

મારા હાથમાંથી થાળી પડી ગઈ. નયનમાં અશ્રુનું પુર ઉભરાયું. એમના ચરણમાં હું ઢળી પડી : " નાથ! મને શી રીતે ઓળખી?"

" પહેલાં ઓળખતો થયો હતો તેમ " તે બોલ્યા. " તારાં પગલાંથી હું એવો તો ટેવાઈ ગયો છું કે બીજા ખંડમાં બેઠે બેઠે પણ હું તારું અસ્તિત્વ કળી શકું છું. મારા સામી તુ ઉભી રહે ને હું ન પીછાનું એ બને ખરું? તુ પણ એમ માની શકે છે? અંધની દૃષ્ટિ કદાપિ ભુલ ન ખાય."

એક ઘડી ભર હું થંભી ગઈ; " મને ક્ષમા આપી?"

તે હસ્યા. મારા મસ્તક પર હાથ ફેરવ્યો. " હા. તું આવતી રહી તેજ સારું કર્યું. તને ગુમાવવાથીજ મેં તારી ખરી કીંમત પીછાની. મારી દૃષ્ટિ કરતાં તું અધિક મૂલ્યવાન નીવડી. મારી દૃષ્ટિ મને સાંત્વન ન આપી શકી. એની મને જરુર પણ નથી. આપણે અંધકારમાંજ મળ્યાં હતાં. અંધકારમાંજ આપણે રહીએ. હું પ્રકાશ માટે લાયકજ નથી. મારા અંધકારમાંજ તું સદા માટે સૌંદર્ય મૂર્તિ બની સુહાઈશ. દૃષ્ટિ તેજે તારું અપમાન કર્યું હતું તે હવે કદાપિ પાછું વળશે નહીં. *જે દૃષ્ટિપડળે આપણને જુદાં* કર્યાં હતાં તે હવે સદાને માટે દૂર થયું છે."

એ પ્રમાણે અમે સાંપડ્યાં; છતાંએ મારી ગુલાબ પાદડીએ કંટક તો વળગીજ રહ્યો. મારે કાજે એમણે દૃષ્ટિનું બલિદાન દીધું. એ વજ્રપાતે પણ મારા જીવનનું અમોલું રત્ન મને મેળવી આપ્યું. ફણિધરના શિરપર ચમકતો મણિ નરવરને હાથ ચઢ્યો. એના વિષથી મારું સમસ્ત અસ્તિત્વ કથળી ગયું છતાંએ એ મણિની જ્યોતિએ ભયંકર દંશનું વિસ્મરણ થયું. *

---

* મૂલ લેખક: શ્રી સીતાદેવી.

રંભા

ઠીક ત્યારે તમે જાણો પછી મને કહેતા નહીં કે મેં તો તને આમ ધારી હતી, ને તેમ ધારી હતી! મને લોકો છીંડાં શોધે તે બીલકુલ પસંદ નથી.

મોહન

મને પણ પસંદ નથી. પણ આટલું તો રંભાબાઇ! મનવુંજ પડશે. કાલે સવારે આઠ વાગે તમારાં લગ્નનું નક્કી કરીશું. આખો વખત કૈં મુહૂર્ત ઠેલાય? તમારે બહુ જીદ કરવી નહો.

લેખાંબાઇ

મોહન બરોબર કહે છે.

પરશોતમદાસ

(રામદાસને) આ પોતાનું વચન પાળે છે ખરો.

રંભા

પણ મને જરા જંપીને વિચાર તો કરવા દો.

પરશોતમદાસ

અરે એમાં તે વળી વિચાર શો કરવો હતો!

મોહન

હાં એમા વળી વિચાર શો? પરણવાનુ એટલે ચપ દઇને પરણવાનું.

રંભા

(સ્વગત) એમ કે મીસ્તર! ઠીક છે. પરણવાનું એટલે ચપ દઇને પરણવાનું!

લેખાંબાઇ

ચાલો ત્યારે ઘેર જઇએ.

રંભા

હા. તમે બધાં બહાર બેસો. હું કપડાં બદલી આવું.

પરશોતમદાસ

હા. ચાલ જલદી કર. ચાલો.

[રંભા સીવાય બધાં જાય છે.

રંભા

(સ્વગત) બધાં મને પરણાવવા નીકળ્યાં છો, કેમ? બધાંને બતાવી આપીશ. (કપડાં બદલવા માંડે છે) પરણી જા, બસ પરણી જા! ઠીક છે. ને મેડીકો! તને પણ છોડવાની નથી. મારા વહાલા પીનલ કોડ! મારી વહાલી કલમ! હા– ફરી એક idea (વિચાર) (જઇને ટેલીફોન કરે છે) હલો! હલો! હલો! કોણ 'મુંબાઇ સમાચાર'?...હલો! હું...મીસીસ પરશોતમદાસ પોપડા... પ્રખ્યાત સોલીસીટર– ...હા. પોપડા એંડ કંપની. જુઓની કાલે એક ખબર છપાવવી છે. ...હા. A love Marriage (એક પ્રેમલગ્ન). (જીભ કાઢે છે) મારી છોકરી રંભાદેવી ને નવા થએલા ડાકટર મોહનલાલ—ને મોહન મેડીકોના નામથી સુવિખ્યાત છે તે. લગ્ન સવારે થઇ જશે. જરૂર. Thank you. (ઉપકાર થયો). પણ ખબર આવે હોં. વખત એટલો ટુંકો છે કે બધાને ખબર પહોંચાડી શકાય એમ નથી. હલો! હલો!... ને જરા બીજા પત્રોના રીપોર્ટરને કહી દેશો?... Thank you. (ઉપકાર થયો.) ને તમારું નામ શું?... મી. દલાલ? તમે પણ નવેક વાગે આવશો તો હું ઘણીજ આભારી થઇશ. ...કૈં નહીં જી. Thank you. (ઉપકાર થયો.) (ટેલીફોન મુકી દે છે.) હવે–હવે પપા ને મા ને ગંગામા ખાંડ ખાય છે. અને ડગલીવાળા! તારી પીઇઇ——

[જાય છે.

[પડદો પડે છે.]

## અંક ત્રીજો: પ્રવેશ બીજો

[સમય: બીજે દહાડે સવારના સાડા સાત વાગ્યાનો.

સ્થળ: મી. પરશોતમદાસ પોપડાના ઘરનું દીવાનખાનું]

રંભા

(કુદતી કુદતી દાખલ થઈને) સવાર પડી પણ હજુ કોઈ ઊઠ્યું નથી. (બારણા આગળ પડેલાં છાપાં જોઈ) અરે મારા બાપ! આ છાપાનો ઢગલો પડ્યો છે ને! સારું છે કે કોઈએ વાંચ્યાં નથી. (નીચી વળી એક છાપું લે છે) 'મુંબાઈ સમાચાર'! લાવ જોઉં, (ઉઘાડે છે) ઓ ભગવાન! આ તો પહેલેજ પાને આવ્યું છે ને (વાંચે છે).

### એક પ્રખ્યાત સોલીસીટરની પુત્રીનું પ્રેમલગ્ન.

"મેસર્સ પોપડા અને કંપની નામની જાણીતી સોલીસીટરોની પેઢીના વડીલ ભાગીદાર મી. પરશોતમ પોપડાની પુત્રી રંભાદેવી ડા. મોહનલાલ એમ બી. બી. એસ., જે મેડીકોને નામે તળીમી દુનીઆમાં મશહુર છે, તેમની સાથે લગ્નથી જોડાયાં છે. આવાં લાયક વરવહુને અમે અમારા અભિનંદન આપીએ છીએ."

(છાપાને ચુમે છે) મારા વહાલા 'સમાચાર!' ...ને 'ટાઇમ્સ'માં શું છે? ...અરે એમા પણ છે! ...ને આ 'ક્રોનીકલ'માં પણ છે ...ને 'જામે'માં પણ છે! આ તો અજબ રંગ જામ્યો! હવે આવજે મારા ડગલીવાળા! અરે પણ પપા છાપાં જોશે તો જીવ લેશે. લાવ, સતાડી દઉં. (છાપાં લઇ ચાલી જાય છે.)

[થોડી વારે ઉંઘમાથી તરતના ઉઠેલા પરશોતમદાસ ડ્રેસીંગ ગાઉન ને સ્લીપર પહેરી આવે છે. એ કચવાએલા દેખાય છે.

પરશોતમદાસ

(કચવાટથી વીખરાએલા વાળ તાણે છે.) આ ઘર નથી; એદીખાનું છે. સવારના આઠ વાગ્યા પણ અહીંઆં કોઇને ઉઠવાની ફુરસદ નથી. આખા ઘરમા શેઠ પહેલાં ઘર ઉઠે ને આ ઘરમાં ઘર પહેલા શેઠ ઉઠે! શો મારો અવતાર છે? માણુસ સાળો આખો દહાડો કામ કરે, વૈતરું કરે, પૈસા કમાય ને છતા થાકયો હાર્યો ઉઠે, ત્યારે નહીં સીગરેટ તૈઆર, નહીં ચહા તૈઆર, નહીં છાપાં તૈઆર! આમ જીવવું કેમ એ મોટો સવાલ થઇ પડયો છે. (ઘંટડી વગાડે છે) હજી તો બધાં પડ્યાં પડ્યાં ઘોરતા હશે આ ઘરમાં બધાજ હરામખોરો ખાઇ ભરેલાં છે! નોકરી કરે છે કે હજામત? હજામત કરનારો પણ પાંચ વાગ્યાનો ઉઠી દાઢી બોડવા બેસે છે. છાપાં પણ હજુ નથી આવ્યા. (હાથ પર હાથ ઠોકી) છાપાવાળા પણ કોણુ જાણે કયાથી જાણી જાય છે કે આ ઘરમાં બધાં એદી વસે છે! આઠ વાગ્યા પણ એક છાપું નહીં! (ગુસ્સામાં જઇ ફરીથી ઘંટડી વગાડે છે.)

[લેખાંબાઇ ગુસ્સામાં દાખલ થાય છે. તેનાં વાળનાં ગુચ્છાં કરવા કાગળનાં પીલ્લાં નાખેલાં છે. અને પાઉડર વગર તે ભયંકર લાગે છે.]

લેખાંબાઇ

આ શુ? આ તે ઘર છે કે વેશ? જંપીને કોઇ સુવાંજ નથી દેતું! સવાર પડીને તમને પણ બીજો કંઈ ધંધો નહીં સુઝ્યો તે ઘંટડીજ ઠોકાઠોક કરવા બેઠા?

પરશોતમદાસ

(ગુસ્સામાં તબીઅત વાળે છે) ને તમને તે કુંધ પો છે કે સવારે ઘોર્યાંજ કરો છો ? કલાક થયાં ઉઠયો છું, પણ નથી મારી સીગરેટ, નથી મારી ચહા, નથી મારાં છાપાં ! આટલા આટલા નોકરો બધા ગયા કયાં ?

લેખાંબાઇ

રહીને કરે પણ શું ? તમારા જેવા શેઠ મળે તો નોકરો પણ કેમ ટકે ?

પરશોતમદાસ

લેખાં ! સવારના પ્હોરથી ચાલી તારી તકરાર.

લેખાંબાઇ

( ડોળા કાઢી ) આ ઘરમાં રહેવું હોય તો તકરાર વિના કેમ ચાલે વારુ કહોની ? સવાર પડી ને મારું ફલાણું નથી ને મારું ઢીકણું નથી ને મારું પુંછડું નથી ! બીજા કોઇને પણ સુખ જોઇએ કે તમને એકલાનેજ ?

પરશોતમદાસ

અમે શુ સુખચેન કર્યું વારુ ? આ તારી છોકરી પાછળ ભમી ભમીને જીવ ગયો !

લેખાંબાઇ

દેખાવ છે ને આ જીવ જનારનાં મોઢાં ! ( પોતાની જાતને પંખો નાખે છે. )

પરશોતમદાસ

કેવું મોઢું છે વારુ ? એ છોકરી કોણ જાણે કયા નક્ષત્રમાં આવી છે ? આ પંદર દહાડામાં તો એને વાસ્તે ગાંડા થવાનું બાકી મુકયું છે.

લેખાંબાઇ

એવો તે કેવો વર શોધી કાઢયો કે રંભુને ગમતોજ નથી ?

પરસોતમદાસ

તેં શોધ્યો કે મેં ! ડગલીવાળાની દોલત જોઇ પાણી તો તારા મોઢામાં આવતું હતું.

લેખાંબાઇ

ને પેલો લાખ રુપીઆનો ચેક લઇ કોણ બેઠું છે ?

[ રામો ચહા લઇ આવે છે. ]

પરશોતમદાસ

રામા ! ગદ્ધા ! કુતરા ! સુવર ! કુઠે મરલા હોતા ?

લેખાંબાઇ

લો ચાલો. તમારે મન તો જાણે વીકટોરીઆ ગાર્ડન !–ગધેડા, કુતરાં, સુવર.

પરશોતમદાસ

( ઘાંટો કાઢી ) ગદ્ધા ! સુવર ! એક તાસાની ઘંટી મારુન મારુન માઝા જીવડા ગેલા. સીગારેટ કુઠે હય ? છાપાં કુઠે હય ?

રામો

સેટ ! સીગારેટ તો ખલાસ ઝાલી.

લેખાંબાઇ

આખો દહાડો ને રાત ધુમાડોજ કાઢવો પછી શુ થાય ?

પરશોતમદાસ

કાય આણુલી નાહીં ? (ચહા પીવા માંડે છે)

રામો

મી કાય કરુ સેટ ?

પરશોતમદાસ

હજામત ! પહા તે છાપાં આલાં કે નાહીં ?

રામો

શેઠ ! નાહી આલે.

પરશોતમદાસ

( બરાડો મારી ) બહાર પહા.

રામો

( બારણું ઉઘાડતાં) શેઠ ! નાહીં હય, તુમીજ પહાને.

પરશોતમદાસ

Impertinent dog ! ( તોછડા કુતરા ! ) ગદ્ધા ! (શાહીનો ખડીઓ ફેંકે છે. )

[ ઉતાવળમાં આવતા રામદાસ શેઠના મોઢે ને સીલ્કના સુટ પર શાહી ઢોળાય છે.

લેખાબાઇ

અરેરેરે ! આ કપડાં...ને પાઉડર વગર—
[ દોડી જાય છે.

રામદાસ

(ગાલ પરથી શાહી લુછતાં) what is this ( આ શું ? ) ( ડોળા કાઢે છે ) મને ગદ્દો કહો છો ? મારા લાખ રુપીઆ લાવો.

પરસોતમદાસ

તમને કોણ કહે છે ? મેં તો રામાને કહ્યું–

રામદાસ

હું પોલીસને બોલાવીશ. મારું Insult ( અપમાન )–મારું ! રામદાસ ડગલીવાળાનું ?

પરશોતમદાસ

તમારું અપમાન કોણ કરવા બેઠું છે ? આવ્યા ત્યારથી આ ધાંધલ શી ?

રામદાસ

મને ગધેડો કહ્યા; મને માર્યો; મારું મોઢું કાળું શાહી કર્યું. ......પોલીસ !

રંભા

( આવીને ) શું છે ? ( ખડખડ હસીને તાળી આપે છે ) આ હા–હા–હા મી. ડગલીવાળા ! શું તમારું મુખારવિંદ છે !–lovely ( સુમધુર ) નીલ કમળને શરમાવે છે ! શું થયું !

રામદાસ

પોપડા ! મારા પૈસા પાછા લાવો. નહીં તો પોલીસને બોલાવીશ.

રંભા

આને મોંઢે ક્યાં જશો ?

રામદાસ

જહાન્નમમાં જઇશ ! મને છેતર્યો–ઠગ્યો. તમે તે સોલીસીટર છો કે સોનેરી ટોળીના સરદાર ! સીધા સીધા મારા લાખ રુપીઆ–

પરશોતમદાસ

હવે ધીરા પડોની. ઘણું થયું.

રામદાસ

હવે ધીરો તે શું મરવા પડું ?

રંભા

( સ્વગત ) તોએ મને બીલકુલ વાંધો નથી.

રામદાસ

લાવો મારા લાખ રુપીઆ–લુટી ગયા છો તે.

પરશોતમદાસ

મીસ્ટર ! મીસ્ટર ! તમે હવે જબાન સંભાળો. તમે મારા જેવા એક વિખ્યાત સોલીસીટરનું અપમાન કરો છો રંભુ ! મોરી ડાયરી આપ. મને નોંધ કરવા દે. એના શબ્દો લખી દેવા દે શું સમજો છો તમારા મનમાં ?

રામદાસ

—કે તમે મારા લાખ રુપીઆ લઇ છોકરીને બીજે પરણાવી.

પરશોતમદાસ

છોકરી બીજે પરણાવી ? શું કહો છો ?

રામદાસ

શું આ તે કાઠીઆવાડ છે કે પૈસા એકના ને કન્યા બીજાને ?

રંભા

અરે તમે મુંબાઇની વાતજ જવા દો ! કાઠીઆવાડમાં તો અહીંના પ્રમાણમાં સતયુગ ચાલે છે. પણ શું ? જરા ધીમેથી બોલો.

રામદાસ

અરે ધીમેથી તે શું બોલે ?

રંભા

ત્યારે હજુ મોટેથી બોલો.

રામદાસ

મારા પૈસા લીધા મારી ફજેતી કરી ને મારી બૈરી બીજાને પરણાવી !

રંભા

( સ્વગત ) હવે ગંમત જામી.

પરશોતમદાસ

.( શંકાભરી નજરે ) તમારી બૈરી બીજાને પરણુાવી ? રામદાસ ! તમે સવારથી છાંટોપાણી લેવાં શરુ કરો છે તેની મને ખબર નહોતી.

[ જામો પહેરી હાથમાં પતાસાનો વડો, હાર ને ભેટ લઇ હસતા હસતા પેપરબોક્સમેકરવાલા આવે છે.]

પેપરબોક્સમેકરવાલા

અરે મારા સેથ ! મને પન સું ખબર ? સેથ ! આમ તે લગન કરીએ–ચોરી છુપીથી ? (પરશોતમદાસ સાથે હાથ મેળવે છે) સેથ ! તમે પન આતલા ખંધા થઇ ગીયા ? ( રંભાને ) રંભા બાઇજી ! તમે પન મને સંભારીઓજ નહીં ?

પરશોતમદાસ.

આ શું છે ?

પેપરબોક્સમેકરવાલા

(રંભાને) રંભાબાઇજી ! આખરે તમે પની ગીયાં ખરાં ! પન આ બુઢ્ઢાનેબી નહીં બોલાવીઓ ? ( હાર પહેરાવે છે )

રંભા

પણ છે શું ?

પેપરબોક્સમેકરવાલા

જાઓજી જાઓ મારા બાઇજી ! આય બુઢ્ઢાને કાંય બનાવો છો ! ને આપના વરરાજા કાં છ ? દાકતર મોહનલાલ કાં છ ?

પરશોતમદાસ

વરરાજા ! આમ માંડી શું કાઢો છો !

રામદાસ

—ને મને કહેતા હતા કે સવારમાં છાંટોપાણી લીધાં છે.

પેપરબોક્સમેકરવાલા

છાંતોપાની ! યસ (બેસીને) આય સવાર છે –પન સેવકને છાંતોપાની લેવાની કાંયજબી વાંધો નથી. કાંય સેથ ! બોલીઆ નહીંજી ? (રામદાસ સાથે શેકહેંડ કરે છે ને હસે છે ) તમે પન આવી લાગા છ. પન આય કેંસી દરેસ કાંય કરીઓ છો

રામદાસ

( સ્વગત ) Oh God ! ( અરે પ્રભુ ! ) મારું કાળું મોઢું--( માથા પર હાથ મુકી ખુરશી પર જઇ પડે છે).

પરશોતમદાસ

( બીજાજથી ) પેપરબોક્સમેકરવાલા ! તુ બકે છે શું તે મને કૈં સમજાતું નથી.

પેપરબોક્સમેકરવાલા

અરે મારા સેથ ! જરા વીસ્કી વીસ્કી તો મંગાવો. હું કાં બાહેરનો માનસ છું ? આપને તો ફેમીલી પાર્તી ( કુટુંબનો મેળાવડો ) છીએ ને–( નોકરને માટે ઘંટડી વગાડે છે. રામો આવે છે ) રામા ! વીસ્કી ને સોડા.

રામદાસ

(કડકાઇથી) હવે મી. પરશોતમદાસ Come on ( ચાલો ) મારા લાખ—

[ હારગોટા અને ભેટની ડબ્બી લઇ મેઘજી આવે છે.

મેઘજી

અરે સોલીસીટર સાહેબ ! કૈં જુલમની વાત ! અમારો હીસાબ પણ ન ગણ્યો ?

પેપરબોક્સમેકરવાલા

આય મારા જેવા ભલભલાનો હીસાબ નહીં તાં તારી વાત કાંય કરે છ ?

રામદાસ

( સ્વગત ) Oh God ! ( અરે પ્રભુ ! ) મારી બૈરી ખરેખર ગઇ ? ( રંભાને ) રંભા ! આ શું ?

રંભા

( હસીને ) શું છે ?

મેઘજી

પરશોતમદાસ શેઠ ! હું પેપરમાં વાંચીને

ખુશ થઇ ગયો. ( રામદાસને જોઇ ) શેઠ, તમે પણ છો કે ? ( રંભાને ) કેમ છો બ્હેન ? આમ આવો. શરમાઇએ નહીં. ( રંભાને હાર પહેરાવે છે.)

રામદાસ

( પરશોતમદાસને ) મેં છાંટોપાણી લીધાં છે કે ? મારા પૈસા—

પરશોતમદાસ

( ગુસ્સામાં મેઘજીને ) મેઘજી ! આ છે શુ ? આ ધાંધલ કેમ કરો છો ? આ હાર શાનો ?

મેઘજી

અરે વાહ રે મારા શેઠ વાહ ! ત્રીસ વર્ષના કુલને પણ પરભાર્યાં ગણો છો ! ( રંભાને ) દીકરા ! આ ભેટ લો ને સુખી થજો !

પરશોતમદાસ

આ હ્યુનેટીક એસાઇલમ ( ગાંડાની હોસ્પીટલ ) ક્યાંથી આવ્યું ? ( અધીરાઇથી ) પણ આ શું ધતીંગ માંડયું છે ?

પેપરબોક્સમેકરવાલા

સેથ ! ધતીંગ વગર તે લગન કહેવાતાં હોસે ? ( રામો વીસ્કી લાવે છે. ) મેઘજી ! બેસ, આય ચહા લે ચહા.

રામદાસ

( ડોકું ધુણાવી રંભાને ) આ બધા શું કહે છે ? તું મને ખરેખર નહીંજ પરણવાની ?

રંભા

(રામદાસને) તમારે મને ખરેખર પરણવી છે ?

રામદાસ

અરે. હા, હા.

રંભા

તો મને ના નથી.

રામદાસ

(સ્વગત) I then won't put up with this. ( હું આ નથી ખમવાનો )—પરશોતમદાસ—

મેઘજી

અરે પણ જમાઇરાજ ક્યાં છે, જમાઇરાજ ?

પેપરબોક્સમેકરવાલા

( પરશોતમદાસને ) કાં છ ? કાં છ ? આય બેમી બેસી મારી તો બધી કમ્મર મી દુખવા આવી

મેઘજી

( પરશોતમદાસને) શેઠ સારુ કર્યું. હંમેશાં ડાક્ટર જમાઇ સારો. મારા બાપે પણ એમજ કર્યું હતું.

પરશોતમદાસ

( ગુસ્સામા ) બધા છાના તો મરો. આ જમાઇ શો ને વાત શી ? હું જાગું છું કે ઉંઘું છું ?

પેપરબોક્સમેકરવાલા

એવાં તે લગન કેવાં કરીયાં કે તે પણ નહીં સમજાતું ? મારી આયસાય પન્ની તારે મને બી એવુજ થયું તુ કે આપ હું જાગું છ કે ઉંઘુંછ ?

પરસોતમદાસ

( ગુસ્સામાં ) પણ કોણ પરણ્યું ?

રંભા

પપા ! તમને શુ થયું છે ?

પેપરબોક્સમેકરવાલા

આય તમે પનીયાં તેમાં સનપાટ લાગુછ.

પરશોતમદાસ

( દાંત પીસી ) Shut up please! I am going mad ( મુંગા રહો ! હું તો ગાંડો થઇ ચાલ્યો. )

[ વાળ પીંખી ચાલી જાય છે.

રંભા

( રામદાસને ) કૈં બોલોની.

રામદાસ

શુ બોલું ? કપાળ ? કોઇ બોલવાજ નથી દેતું. રંભા ! આ બધા શું કહે છે ?

રંભા

ખરી વાત, હું મેડીકોને પરણી ગઇ.

રામદાસ

Oh God ! (અરે ઇશ્વર !) પણ તું મને પરણવા ખુશી છે એમ તેં હમણાંજ કહ્યું હતું ને !

રંભા

હા.

રામદાસ

Oh God ! God ! (અરે પ્રભુ ! પ્રભુ !) પણ બેને કેમ કરીનુ પરણે ?

રંભા

એમાં શું ? ઇંડીઅન પીનલ કોડમા લખ્યું છે—

પેપરબોક્સમેકરવાલા

( મેઘજીને ) મેઘજી સેથ ! આજે આય સોલીસીતર સાહેબનું કાતરીયુ ગેપ થઇ ગીયું છ હો !

મેઘજી

પણ લોકો લગનમાં બધાંને બોલાવે ને આ કોઇ. આવે તો છેડાઇ પડે છે ! વારુ ભાઇ !

પેપેરબોક્સમેકરવાલા

આય સાલા બેતના પૈસા ખરચી આપને ગધેરા બનીયા ! હરકત નહીં દોસ્ત ! પેલા દગલીવાલાનું મોહનું તો જો. કાલું સીહા થઇ ગીયું છ. અહીંયાં કાંયઆવી મુઓ છ તેબી નહીં સમજાતુ.

રામદાસ

રંભા ! પીનલકોડ ? એ શુ કહ્યુ ?

રંભા

( ચોપડી કાઢી બતાવે છે ) જુઓ કલમ. ૪૯૪.

રામદાસ

Whoever, having a husband or wife living, marries in any case in which such marriage is void by reason of its taking place during the life of such husband or wife, shall be punished with imprisonment of either description for a term which may extend to seven years, and shall also be liable to fine.

( વાચીને )......ઓ !

રંભા

સાથે સાથે ૧૦૯ પણ વાચોને.

રામદાસ

( વાંચીને ) ઓ બાપરે ! તું મને પરણે તો મારે જેલમાં જવું પડે

રંભા

હાસ્તો. પરણીને જેલમાં—

રામદાસ

Oh God ! Oh devil ! (અરે ઇશ્વર! અરે શયતાન ! )

[ જવા માંડે છે.

પેપરબોક્સમેકરવાલા

(રામદાસનો હાથ પકડી) અરે મારા સેથ! એમ તે કૈં ચાલીયા જવાય ? જરા વીસ્કી સોડા તો લે. (વીસ્કી ધરે છે.)

રામદાસ

હુ એક પળ પણ અહીંઆં ઉભો નથી રહેવાનો.

[ પરશોતમદાસ લેખાંબાઇને સાથે લઇ આવે છે.

પરશોતમદાસ

(કપાળ પરથી પરસેવો લુછતો) હવે કોઇ સીધા સીધા બોલશો ? આ હાર શો ? આ ભેટ શાની ? એ જમાઇ શાનો ? મારો જમાઇ તો આ—

રામદાસ

( સ્વગત ) પરોડા જેલમા જવા-કલમ ૪૯૪.

પેપરબોક્સમેકરવાલા

શેઠ ! જરા ખામોશ તો પકરો.

પરશોતમદાસ

(તપી જઇને) ખામોશ ખામોશ શુ કરે છે? આ શું મશ્કરી કરો છે ?

[પ્રાણશંકર આવે છે.

પ્રાણશંકર

ધાન્યં ધનં પશુપુત્રલાભં શતસંવત્સર દીર્ઘમાયુઃ વરવધૂને કલ્યાણમય ને માંગલ્યમય દિવસે મારા અનેકાનેક આશીર્વાદ. ( આવીને રંભાને માથે હાથ મુકે છે.) શુભં ભવતુ. સૌભાગ્યવતી બહુ ધનવતી, પુત્રવતી, ભવ.

લેખાંબાઇ

(પરશોતમદાસને ) આ શું કરે છે, ડીયર?

પરશોતમદાસ

અરે એ બામણા ! તને થયું છે શું ?

પ્રાણશંકર

( ચમકીને ) મને કહો છો ? બ્રાહ્મણનેજ આશીર્વાદ આપવાનો અધિકાર છે.

પેપરબોક્સમેકરવાલા

આય હવે બોલો સેથ મારા ! અમે ખરા કે તમે ખરા ? ગામ બોત્તું કે તમે બોત્તા ?

પરશોતમદાસ

ગામની છોકરી છે કે મારી ? (ઘાટો કાઢીને) સાંભળો ! કોઇ મારું સાંભળશે ? મારી practical joke કરો છો ? મારી છોકરી પરણી નથી: ને એ ડાક્ટરને પરણવાની નથી. સમજ્યા ? એ તો રામદાસ શેઠ ડગલીવાળાનેજ પરણશે.

રામદાસ

( સ્વગત ) લાખ રુપીઆ માટે મને જેલમાં મોકલવો છે ! By God !( પરશોતમદાસને ) મી. પરશોતમદાસ ! તમે પણ આવા મોટા થઇ મશ્કરી છોડતાજ નથી ?

પરશોતમદાસ

તમને શું મશ્કરી લાગી વારુ ?

રંભા

( રામદાસને ) પીનલકોડ, કલમ—

રામદાસ

(રંભાને) હું જાણું છું. (પરશોતમદાસને) મી. પરશોતમદાસ ! અમે તમારા મિત્રો છીએ. અમે પેપરમાં વાંચ્યું કે રંભાબાઇ ડાક્ટર મોહનલાલને પરણી ગયા. એટલે અમે મુબારકબાદી આપવા આવ્યા છીએ.

લેખાંબાઇ

શું કહો છો ? ( પોતાની જાતને પંખો નાખે છે. )

પરશોતમદાસ

તમે ! મુબારકબાદી ! પણ તમે–

રંભા

( રામદાસને ) પીનલકોડની કલમ—

રામદાસ

Of course ! ( અલબત્ત ! ) અમે બધા આવ્યા છીએ. હું પણ રંભાબાઇને અભિનંદન આપવા આવ્યો છું. રંભાને મેડીકો જુગતે જોડી છે. કેમ મી. પેપરબોક્સમેકરવાલા બોલતા નથી ?

પરશોતમદાસ

( રડતે રાગે ) અરે પણ રામદાસ શેઠ, તમે ! અરે પણ પેલું—

રામદાસ

રંભાબ્હેન ! મારાં Congratulations (અભિનંદન)!

રંભા

Thank you ! (તમારો ઉપકાર થયો ! )

લેખાંબાઇ

શું મારી દીકરી પેલા મોહનીઆ જોડે—

રામદાસ

આ વાંચો ' મુંબાઇ સમાચાર ! '

પેપરબોક્સમેકરવાલા

આય રહ્યું ' જામે. '

મેઘજી

ને આ ' ક્રોનીકલ. '

પ્રાણશંકર

ને આ ' ટાઇમ્સ. '

પરશોતમદાસ

ને આ શું થવા બેઠું છે ! ( ટેબલપર માથું નાખે છે. )

લેખાબાઇ

( રડતે રાગે ) ને આ શું થઇ ગયું ? ( દૂર સોફા પર જઇ પંખો ખાય છે. )

[ સર મગનલાલ ને મોહન સાથે દાખલ થાય છે. ]

સર મગનલાલ

મોહન ! લગનને બીજે દહાડે પણ આમ રખડે છે ?

મોહન

પણ કોઇનાં લગન થાય તેમાં મારે શું ?

સર મગનલાલ

( હસીને ) કોઇનાં? મારાં તો નથીજ ને ? ।કરા ! મારાં અભિનંદન. ( મોહનનો વાંસો ।બડે છે મોહન ચમકે છે. ) છોકરી ઘણી ।રી છે.

મોહન

( સ્વગત ) તે વળી મને કહેવું પડે ? પણ રામુને પરણી ગઇ ! ઓ નશીબ ! ( નીસાસો નાખે છે.)

સર મગનલાલ

કેમ છો બધાં ? રંજુ ડીયર ! આમ આવ. આ તારી લગનની ભેટ ( વીંટી પહેરાવે છે. ) હલો પેપરબોક્સ ! હલો મેઘજી ! હલો પ્રાણશંકર ! હલો ચોપડા !—આમ કેમ પડ્યા છો ?

મોહન

( દીલગીરીથી સ્વગત ) રંભાને રામુ પરણી ગયાં દીકરા ! અહીંઆં શું કામ આવ્યો ? આ મીજલસમાં તારા જેવા મીનડાનું કામ નથી.

પરશોતમદાસ

( રડતે રાગે ) કોણ સર મગનલાલ ? હું ગાંડો છું કે ડાહ્યો ? હું જાગું છું કે ઉંઘુ છું ! શું ખરુ ? શું ખોટું ?

પ્રાણશંકર

એ મહાન પ્રશ્ન પૂર્વે જનક વિદેહીના દરબારમાં ઋષિ અષ્ટાવક્રને પણ થયો હતો.

મોહન

( સ્વગત ) હું પણ લગભગ અષ્ટાવક્ર ઋષિજ લાગું છું. આ ખરું ? કે તે ખરું ?

પરશોતમદાસ

અરે જહાન્નમમાં ગયા તારા જનક વિદેહી ! સર મગનલાલ ! મને કહો, હું જાગું છું ! તમે બધાં જાગો છો ?

મોહન

( સ્વગત ) પ્રાણીઆ ! ભજી લેને કીરતાર
આતો સ્વપ્નું છે સંસાર.

સર મગનલાલ

Don't be an idiot. (મુરખો ના થા). જાગીએ છીએ.

પરશોતમદાસ

આ છોકરી પરણેલી છે કે કુંવારી !

મોહન

(સ્વગત) શું હજી શંકા છે ? મારા મનમાં કે મારું ખુન થઇ ગયું. પણ હજી થવાનું લાગે છે.

સર મગનલાલ

પરણેલી વળી.

મોહન

( સ્વગત ) ખુન થઇજ ગયું છે વળી.

પેપરબોક્સમેકરવાલા

ખચીતજ. આય બે કલાક થયાં અમે ભેજાંદુખન કરીએ છ.

મોહન

(સ્વગત) હીંમતે મરદા તો મદદે ખુદા. (રંભાને) રંભાબાઇ ! મારાં અભિનંદન !

રંભા

(મોહનને) મેડીકો ! પાછી મુર્ખાઇ કરી કે ?

મોહન

(સ્વગત) ઓત્તારી ! ખરી વાત છે. મૂર્ખ નહીં હોત તો આમ વાંઢો રહેત ?

પરશોતમદાસ

(દયામણે રાગે) કોઇ કહેશો એ કોને પરણી છે ?

રામદાસ

આમ શું ગાંડાં કાઢો છો ? આ મારા મિત્ર મોહન મેડીકોને.

મોહન

(ડોળા ફાડી) હેં–મને ?–

પરશોતમદાસ

અરે તમે ? રામદાસ ! Et tu Brute ! લેખાં ! લેખાં !

લેખાંબાઇ

(ઉભી થઇ પાસે આવે છે.) શું છે ? શું થયું ?

પરશોતમદાસ

આ બધા કહે છે કે તારી છોકરી આ ડાક્ટરને પરણી ગઇ ! તું પણ જાગે છે કે ઉંઘે છે ?

મોહન

મુરબ્બીઓ ! હું પણ જાગું છું કે ઉંઘું છું તે કોઇ કહેશો ? હું નથી પરણ્યો.

સર મગનલાલ

(સખ્તાઇથી) અરે આ ફાર્સનો તે કૈં છેડો હોય કે નહીં ?

[ગંગાબાઇ, નાથીબાઇ ને મોરારશેઠ દાખલ થાય છે.

ગંગામા

ઓ મારી રંભુ રે; મારી રંભુ ! તેં આ શું કર્યું રે મારી રંભુ ?

મોહન

(રડતે રાગે) આવો, આવો. તમારીજ વાટ બધાં જોતાં હતાં. નહીં તો અરાઢ અક્ષૌહિણી પુરી કેમ થાય ?

નાથીબાઇ

(રંભા પાસે જઇને) લુચ્ચી આ શું કર્યું ? અમારી ઇકોતેર પેઢી બોળી.

રંભા

મામી ! મેં એને બોળી તો હવે તેને સુકવવાનું કામ તમે કરો.

મોરારશેઠ

પરશોતમદાસ ! આ શા બધા ભવાડા ને મહોકાણો ?

પ્રાણશંકર

શુભ પ્રસગે અપશબ્દનું ઉચ્ચારણ સદૈવ અક્ષમ્ય છે.

પેપરબોકસમેકરવાલા

આય પરસોતમસેથ કહેતા'તા તે તદ્દન સાચ્ચે સાચ્ચી વાત. આય તો મેડહાઉસ થઇ ગીયું છે.

મોહન

આપની સાથે હું પુરેપુરી રીતે સંમત છું. ઘેર બેઠાંજ થાણા આવી ગયું છે.

મોરારશેઠ

આ આને આખરે પરણાવી.

મોહન

(સ્વગત) મોહન ! હવે ઉભા રહેવામાં માલ નથી. નહીં તો દીકરા ! હવે પુલકાં ખરવા માંડશે.

નાથીબાઇ

કોઇ નહીં જડયું કે આને ઘરમાં ઘાલ્યો ?

મોહન

હું આ ઘરમાંથી ચાલ્યો.

[જાય છે.

પેપરબોક્સમેકરવાલા

(બારણેથી મોહનને પકડી લાવે છે) અરે મારા વરરાજા! તમે આમ ક્યાં ચાલીયા? આય તમારે લીધે તો બધાં મેડ થઇ ગીયાં છ ને—

નાગીબાઇ

આવાપર તો હું થુંકું પણ નહીં!

મોહન

ઓ મુરબ્બી શ્રી! થુંક સંઘરી રાખો. કોઇ દહાડો કામનું છે.

મોરારશેઠ

પણ આ બદમાશ—

સર મગનલાલ

મોરારશેઠ! આટલો બધો મીજાજ શા માટે કરો છે?

મોરારશેઠ

અરે! પણ સર મગનલાલ! કંઈ ઉચ્ચ નીચ, ગરીબ તવંગર પણ જોવું કે નહીં?

સર મગનલાલ

તમે ઉચ્ચ કયારના? ને આ છોકરો નીચ કયારનો? એના ને તમારા બંનેના દાદા વળી એકજ ગામના—

મોહન

(સ્વગત) મને લાગતુંજ હતું કે હું ઘણા મોટા કુળનો છું. (બધાંને) અરે પણ મારા મુરબ્બીઓ! આમ લઢી કયા મરો છો? હું ગરીબ છું; હું ભીખારી છું; હું નીચ છું. બધું વ્યાજ સહિત કબુલ. હવે મને અંતર્ધાન થવા દો. મારે પોતાનેજ નથી પરણવું—

પેપરબોક્સમેકરવાલા

હવે તો નહીંજ તો! હવે કાંથી પત્નો? એક ઉપર કોય બીજી થાય છે?

મોહન

(પગે લાગી) પણ હું નથી પરણ્યો ને મારે નથી પરણવું.

પેપરબોક્સમેકરવાલા

(ખડખડ હસીને) હવે વરરાજા! તમારું બાકી રહ્યુંતું તે તમે ચાલવા દો. આજે અય બધાજ રંગમાં આયા છ. બનાવો. પછી!

મોહન

કંઈ ભુલ છે. હું રંભાને નથી પરણ્યો. પુછો પરશોતમદાસને. મેં એમને દસ્તાવેજ લખી આપ્યો છે કે હું રંભાને નહીં પરણું.

પેપરબોક્સમેકરવાલા

આય શું બોલે છે? દસ્તાવેજ! દસ્તાવેજ—

પરશોતમદાસ

હા. આ રહ્યો. (વાંચે છે)—

"આ ઉપરથી હું મોહનલાલ વજભુખણદાસ લખી આપું છું કે હું પરશોતમદાસ પેપડાની છોકરી રંભાને કદી પરણવાનો નથી; કારણ કે એ કાર્યેષુ દાસી, કરણેષુ દાસી, ભોજ્યેષુ દાસી, શયનેષુ દાસી થવા લાયક નથી."

પ્રાણશંકર

આ દસ્તાવેજ અશાસ્ત્રીય છે. શાસ્ત્રમાં લખ્યું છે કેઃ—

કાર્યેષુ મંત્રી; કરણેષુ દાસી,
ભોજ્યેષુ માતા, શયનેષુ રંભા.

રંભા અપ્સરા છે—દાસી કેમ બને? યદ્યપિ શુદ્ધં શાસ્ત્રવિરુદ્ધ નાકરણીયં નાચરણીયમ્.

મોહન

અરે પણ ભાઇ! એ મને બંધનકર્તા છે.

પરશોતમદાસ

એને બંધનકર્તા છે—બરાબર છે.

સર મગનલાલ

વટ! જરાએ નથી. રંભા તું આની દાસી થવા તૈઆર છે ને?

રંભા

(નીચું જોઇ) હા.

પ્રાણુશંકર

પણુ શયનેષુ રંભાજ હોય. શાસ્ત્ર વિરુદ્ધ, શેઠ! ત્યાં દાસી હોય નહીં મારા મહેરબાન!

પેપરબોકસમેકરવાલા

અરે મારા મહેરબાનના મામા! મુંગો રહેની. ચેયન ને પધારી ને બેદરુમ ને બધાની પંચાત સારા માનસ સામ્ને કરતાં શરમાતો નહીં? સર મગનલાલ! થવા દો.

પરશોતમદાસ

પણુ મારી છોકરીનું શું થશે?

સર મગનલાલ

છોકરીનું? મેડીકા આવતી મેલમાં મારી સાથે વીલાયત આવવાની છે. હું એને એફ. આર. સી. એસ. થવા લઇ જાઉં છું. રંભા પણુ સાથે આવશે.

મોહન

ઓ ભગવાન!

લેખાંબાઇ

I am so glad (હું એટલી ખુશ થઇ) સર મગનલાલ!

નાથીબાઇ

(સ્વગત) લો. દીકરી વીલાયત જવાની થઇ તે એનખા ખુશ થઇ ગયાં!

પરશોતમદાસ

પણુ—

સર મગનલાલ

પણુ ને બણુ. ચાલ અંદર. તારી લાયબ્રેરીમાં જઇએ. તમે બે જણુ ગાંસડાં પોટલાં બાંધી લો!

[મોહન ને રંભા સીવાય બધાં જાય છે.

રંભા

(પાસે આવીને) મેડીકા!

મોહન

રંભા!

રંભા

મને નહીં પરણો?

મોહન

ના.

રંભા

કેમ નહીં?

મોહન

મારી મરજી.

રંભા

(મોઢું નચાવી) મારી મરજી તમને પરણુવાની છે.

મોહન

પણુ મારી નથી.

રંભા

(હાથ પર હાથ મુકી) પણુ મારી છે.

મોહન

દીકરા મોહન! મોહમાયાના પાશમાં ફસાતો નહીં.

નારી સ્તનભરનાભિનિવેશં
મિથ્યા માયામોહાવેશમ્

હૈયું મજબુત પકડી રાખજે.

રંભા

ના, મેડીકા! છોડી દોની.

મોહન

ના.

રંભા

પણુ છોડી દોને.

મોહન

ના—આ—આ.

રંભા

એ છુટયું—છુટયું.

મોહન

(છાતી પર હાથ દાબીને) એ છુટયું—મારું હૈયું—

રંભા

છુટવા દો.

મોહન

(હાથ લંબાવી) છુટી ગયું—

[ ખીમજી કાકા આવેછે.

ખીમજીકાકા

મારા રામુભા અહીંઆં છે ?

મોહન

( છુટા પડી ) અરે હા, અંદર છે. રામુ ! રામુ ! આ ખીમજી કાકા આવ્યા છે.

[ રામદાસ આવે છે.

રામદાસ

કેમ ?

ખીમજીકાકા

ભાઇ, આ વેલાતથી તાર આવ્યો છે.

મોહન

રંભા ! આની સત્તરમા નંબરની સુંદરીનો તાર છે.

ખીમજીકાકા

પણ આ શહી ક્યાંથી લાગી ?

રામદાસ

( તાર વાંચીને ) કાકા ! ચાલો આવ્યો. ( મોહનને ) હું પણ વખત છે ને આવતી મેલમાં વીલાયત આવું ( રંભાને ) Good bye ( રજા લઉંછું ) ને Thank you (તમારો આભાર માનું છું. )

[ ખીમજીકાકા તથા રામદાસ જાય છે.

રંભા

મેડીકો ! આપણી વાત અધુરી રહી.

મોહન

પાછી શરુ કરો. હજુ તો હમણાંજ સવાર પડી છે.

રંભા

પાસે આવોની.

મોહન

આ આવ્યો.—— (વળગવાં જાય છે )

[ સર મગનલાલ, પેપરબોક્સમેકરવાલા, પ્રાણશંકર ને મેઘજી આવે છે.

સર મગનલાલ

મોહન ! આજે આપણે બંગલે બંનેનાં લગન છે.–ખોટાં નહીં, પણ ખરેખરાં. વખતસર હાજર થજો.

મોહન

અરે સાહેબ ! તમારી આજ્ઞા કદી ઉથાપાય ?

[સર મગનલાલ, પેપરબોક્સ, મેઘજી તથા પ્રાણશંકર જતાં જતાં ]

બધા

સાહેબજી !

મોહન તથા રંભા

સાહેબજી !

[મોહન તથા રંભા સીવાય બધા જાય છે.

મોહન

રંભા ! તું મને ખરેખર પરણવા માગે છે ?

રંભા

મેં ક્યારે કહ્યું ?

મોહન

તેંજ કહ્યું.

રંભા

શું કહ્યું ? સંભળાતું નથી. પાસે આવો—

( ચુંબન કરવા જાય છે. )

[ ગંગામા, નાથીબાઇ ને મોરારશેઠ આવે છે ]

ગંગામા, નાથીબાઇ, મોરારશેઠઃ

ચાલો છોકરાંઓ સાંજે મળશું. મજાહ કરો !

રંભા

જી !

નાથીબાઇ

—ને ડાહી થજે.

રંભા

મામી ! ( જીભ બનાવે છે.)

[ મોહનને રંભા સીવાય બધાં જાય છે.

મોહન

રંભુ ! બધાં ગુલતાન થઇ ગયાં છે.

રંભા

પણ આપણી વાત અધુરી રહી ગઇ છે, તેનું શું ?

મોહન

અરે રહે કેમ ? ( ચુબન કરવા જાય છે )

[ લેખાભાઇ ને પરશોતમદાસ આવે છે

પરશોતમદાસ

છોકરાંઓ એમો, અમે બહાર ફરી આવીએ

લેખાભાઇ

ને રમુ ! આવતી મેળમા અમે પણ વીનાયત આવીએ છીએ

મોહન તથા રભા

( હસીને ) બહુજ સરસ

[ પરશોતમદાસ ને લેખાભાઇ જાય છે.

મોહન

હવે કોઇ ઘરમા બાકી રહ્યુ છે કે ?

રંભા

મેડીકા ! આપણી વાત પુરી કરીએ

[ રામો છાનોમાનો આવી ચહાના વાસણ હાથમા લે છે

મોહન

મને ના નથી.

રંના

મેડીકા !

મોહન

રમુ ! ( ભેટવા જાય છે )

[ રામો વાસણ ફેકી દે છે

રભા, મોહન

ઓ બાપરે !

રામો

ઓ બાપરે ! ( નાસી જાય છે )

રભા

મેડીકા !

મોહન

રમુ ! (વળગી લાંબુ ચુબન કરે છે.)

[ પડદો પડે છે ]

સમાપ્ત.



## એકજ. ઉપાય

[ અનુસંધાન પૃષ્ઠ ૩૬ થી ]

કોણ જાણે શું છે ? એ, તે દહાડે કાગળ એમણે વાંચ્યો ત્યારથીજ એમનું મોઢું પડી ગયું હતું. એ તો મારી બા પણ કહેતી હતી કે ' પુષ્પાએ આજે કેમ કૈં ખાધું નહીં ? ' કોણ જાણે કાગળમાં તે શું હશે ? પરબીડીયા ઉપર ટપાલની ટીકીટ પણ નહોતી. અને મારી બા કહે છે ભાઇએ એમના ઉપર બારોબાર લખ્યો હશે, મારી ભાભીને આપવા માટે. હવે શું વધારે જાણવાનું બાકી રહે છે ? કનૈયાલાલની વાતો તો કેમ કૈં કોઇ જાણતું નથી ? એ છેજ એવા. મારું ચાલે તો એમને અહીં પગ પણ મુકવા ન દઉં.

પ્રભુદાસ

પણ તારી ભાભીએ તો કૈં કહ્યું નહીં.

કુસુમ

તે, ભાભી શું કહે ! એ કહેવા આવે તો મે બધા કહેશે લાજ શરમ મુકી નેવે. અને મા સાસુસસરા સાથે ધણીના કાગળની વાતો રવા આવ્યાં. એ બીચારાં તો મનમાં ને નમાંજ રીઝાઇ જાય છે.

મેનાકુંવર

હોવે આમ તો કૈં શરમ રાખતી નથી. કાગળો લખતાં કૈં શરમ આવતી નથી, અને કહેતાં શાની શરમ આવી ? કહ્યું હોત તો કૈં નાના બાપની થઇ જાય ?

કુસુમ

કાગળ તો કોણ નથી લખતું ?

મેનાકુંવર

હશે, હવે થયું તે થયું. શું કરીએ ? કનૈયાલાલને કૈં કહેવાય છે ! ( ટપાલવાળો આવે છે, અને એક કાગળ આપી જાય છે. ઉપર પ્રભુદાસનું સરનામું છે. તે લે છે. )

મેનાકુંવર

કોનો છે ?

પ્રભુદાસ

( પરબીડીયું ફોડતાં ફોડતાં ) અક્ષર તો ઇન્દુના છે.

મેનાકુંવર

કેમ આજે પાછો, હજી કાલ તો આવ્યો હતો ?

પ્રભુદાસ

( વાંચીને ) લ્યો, ઇન્દુ કાલે સવારે મેઇલમાં આવે છે.

મેનાકુંવર

કેમ કૈં અચાનક ! કાલના કાગળમાં તો કશુંએ નહોતું !

પ્રભુદાસ

કોણ જાણે કાગળમાં તો કશું લખ્યું નથી. ( કાગળ બધાં સાંભળે એમ વાંચે છે ) " પૂજ્ય પિતાજી ! આવતી કાલે રાત્રે નીકળી પરમ દિસમે સવારમાં ત્યાં આવીશ તે જાણશો. સઘળાં મઝામાં હશે. લી. આપનો ઇંદુ. " ગઇ કાલે લખેલો છે એટલે કાલે સવારમાં આવશે. પણ કોઇ દહાડો આમ અચાનક ન આવે.

કુસુમ

મોટાભાઇને કૈં કામબામ એકદમ આવ્યું હશે તે આવવાના હશે.

મેનાકુંવર

ચાલો, ઠીક થયું. પરમ દિવસ પેલીનું-વિદ્યાની નણંદનું-લગ્ન છે તે ત્યાં બધાંને મોકલાશે. વિદ્યાને અને કનૈયાલાલને પણ ઠીક લાગશે.

કુસુમ

એમને તો ઠીકજ છે ને ! બહેને અત્યાર સુધી તો ભાભીનો ભાવે ન પુછ્યો ! અને હવે ભાઇ આવશે એટલે આવશેસ્તો. ભાભી પાસેથી કૈં મળવાનું હતું ? અને ભાઇ પાસેથી તો મળે ને !

મેનાકુંવર

લે, ઠીક ઠીક હવે ડાહ્યલી ! તેમાં ન જોઇ હોય તો. જા, તારી ભાભીને કહી આવ કે કાલ સવારે વહેલી અહીં આવે.

[ કુસુમ આનંદમાં આવી જઇ એની ભાભીને કહેવા જાય છે.

પ્રભુદાસ

આ શી પંચાત છે ? મને તો કૈ સમજાતુ નથી.

મેનાકુંવર

બલા જાણે. આ તો જુઓ, બધાને કનૈયાલાલ ઉપર ખાર આવે છે તે ? એ અહીં આવે છે, ખાય છે અને બધાની સાથે બોલેચાલે છે તે, વહુથી ખમાતું નથી. અને એના ઉપર આળ ચઢાવવાનો લાગ બધા ખોળે છે.

પ્રભુદાસ

પણ કનૈયાલાલે, કુસુમ કહે છે તેમ, કાગળ આપ્યો તે વાત તો ખરીને ? વહુમાં અત્યાર સુધી આપણે કૈ અપલક્ષણ જોયું નથી.

મેનાકુંવર

ના, ના, એવુ તો કૈં નથી. પણ કાગળ આપ્યો એ કોણે જોયું ? એકલી કુસુમ હતી અને કહે છે કે તેણે જોયું હતુ. પણ તે તો હજી હસેની છે. એમ જાણ્યા કર્યા વિના કોઇના ઉપર આટલું થાય ?

પ્રભુદાસ

કુસુમ હલેતી હશે, પણ તે બધું સમજે છે. એ હવે નાની નથી.

મેનાકુંવર

હા, એ વાત ખરી.

પ્રભુદાસ

ત્યારે પછી ?

મેનાકુંવર

હોય. ભુલ થઇ ગઇ હોય તો આપણે તો માફ કરવી જોઇએ. આપણા મોઢા આગળ તો એ બીચારા છોકરા જેવાજ ને ?

પ્રભુદાસ

પણ એ ભાઇ સાહેબ હમણાં હમણાંથી લોકોની આંખે ખુબ ચઢયા છે. રાત્રે ઘેર પણ બહુ મોડા આવે છે. વિદ્યા પણ તે દિવસે કકળતી હતી ને ? કોણ જાણે કયાં જતો હશે તે. માતેલા સાંઢની માફક બધે ફરે છે. તે દહાડે હું આવતો હતો ત્યારે રસ્તામાં એમ ને એમ ઉઘાડે માથે ખસ જાણે જંગાળી ખાણુની માફક જતો હતો. મેં તો એને બોલાવ્યોજ નહીં. ઉલટી મને શરમ આવી.

મેનાકુંવર

( નરમ થઇ જઇને ) હા. બધા કહે છે તો ખરાસ્તો. એમના પાડોશની–પેલા જડજની નવી–યશોદા–સાથેએ એમને બહુ બેસતી છે, એમ લોકો કહે છે. વિદ્યાએ ઘર ખાલી કરવાને ત્રણચાર વખત કહ્યું પણ માનતાજ નથી. અને ઉલટું, એક દિવસ વિદ્યાને કહ્યા વિના બારોબાર કનૈયાલાલને કહીને એમના ચાકર પાસેથી પેલી યશોદા દુધ લઇ ગઇ. વિદ્યાએ જાણ્યું ત્યારે કનૈયાલાલને કહ્યું; ' હવે બાણુને શું પીવરાવું ? ' એટલે બીચારીને એમણે મારી.

પ્રભુદાસ

મુઆ. નાનપણમાંથી વિવાહ કરવાના અને વર નહીં, પણ ઘરજ જોવાનાં આ ફળ. હરી પણ આ વાત ઢાંકી દેજો. નહીં તો નાહક ઘરની ફજેતી થશે.

[ ગાડીવાળો આવે છે, અને ગાડી તૈયાર થયાની ખબર આપે છે. પ્રભુદાસ કપડાં પહેરીને જાય છે. મેનાકુંવર ઉઠીને ઘરમાં જાય છે.

## પ્રવેશ ૨ જો

—o—

સમય—બીજા દિવસની રાત.

સ્થળ: ઇંદુલાલનું શયનગૃહ.

ઇંદુલાલ પથારી ઉપર આડો પડયો છે. પુષ્પા બારી પાસે બેઠી છે. તેની આંખમાં આંસુ છે.

પુષ્પા

પણ મેં એમનું તે શું બગાડયું હતું? એમનું હું માન રાખતી આવી; અને એમની ગમે તેવી મશ્કરી સહન કરતી આવી, તેનું આ પરિણામ?

ઇંદુલાલ

ઠીક, હવે શુ કરીએ? આપણાથી કંઈ તેનો સામો બદલો લેવાય છે? પણ જોઇશું. એ હરામી ફરીથી આવું ન કરે એની સાવચેતી તો રાખવીજ પડશે.

પુષ્પા

મારાથી છેવટે ન રહેવાયું ત્યારે તમને કાગળ લખ્યો. બા ગઇ. પણ ખાવા પીવાનું કંઈ ભાવે નહીં.—મારી બા ઉલટાવી ઉલટાવીને પુછે, પણ મેં કંઇ કહ્યું નહીં. કેવી રીતે કહું? કહું તો આપણીજ ઘરની આબરુ જાયને? મારી તબીયત પણ સારી નહતી, ઉલટીઓ ખુબ થતી હતી. (બન્નેની આંખ મળે છે) અને તેઓ બા રોજ કહેવરાવે કે 'તું આવજે.' હું તે કેવી રીતે અહીં આવું? અહીં આવીને કંઈ પછી બેસી રહેવાય છે? ઘરમાં કામકાજ તો કરવુંજ પડે ને? કનૈયાલાલ—પાછા રોજ આવતા હતા તે કદાચ

ઇંદુલાલ

હા. એ તો ઠીક કર્યું ન આવી તે. એ તો બધા બોલે. આપણે ગણકારવું નહીં; હા. આપણે બાંહાઇ ન કરવી, અને આપણી ફરજ ન ચુકવી. મને તો તારો કાગળ વાંચીને કંઈ સમજ જ ન પડી. આવો તો સ્વપ્ને પણ ખ્યાલ ન આવે. અને છતાં બા તો હજી—

પુષ્પા

બાને તો જાણે કશુંજ નથી. એમને મન તો હું ઓરમાન દીકરાની વહુને! મોટી બહેનને જો આવું કંઈ થયું હોય તો લઢવા નીકળે અને મને આટઆટલું થયું તોએ એ તો કનૈયાલાલનું છાવરતાંજ જાય છે.

ઇંદુલાલ

જમાઇ છે ને!

પુષ્પા

(અકળાઇને) પણ તેથી શું? જમાઇએ એમની હદમાં રહીને હક કરે તો પોસાય. પણ આ. ઓ મા! (ધ્રુસકું આવે છે) આ તે કેમ ખમાય?

ઇંદુલાલ

(તેને પાસે ખેંચીને) પણ તું આમ અકળા નહીં. પુષ્પા, મારી વહાલી,—ગાંડી થઇ?

પુષ્પા

પણ એ બધાના મનમાં શું આવ્યું હશે? મારા વીશે પણ કેવા ખ્યાલો બંધાયા હશે?

ઇંદુલાલ

તે છો બંધાયા. મારા મનમાં તો નથીજ બંધાયાને? એટલું તારા માટે પુરતું નથી?

[ કુસુમ બહારથી 'મોટાભાઇ, મોટાભાઇ' કરતી અંદર આવે છે.

કુસુમ

મોટાભાઇ, તમે આ વખતે મારી ભાભીને તમારી સાથેજ લઇ જાવ આ બધા તો એમને કચડીજ નાખશે. અત્યાર સુધી તો ઘરના કામ-

કાજતીજ વાત હતી. પણ હવે તો વાત વધી પડી છે.

ઇંદુલાલ

બેન, હું સાથે લઇ તો જાઉં. પણ બા બાપા શું કહેશે ?

કુસુમ

તે શું કહેશે ? મોટી બહેન અને કનૈયાલાલ બંગલે એકલાં નથી રહેતાં ? એમનાં માબાપ શહેરમાંજ રહે છે તો ? અને તોએ બા તો કંઈ બોલતી નથી. ત્યારે આ તો પરગામની વાત છે.

ઇંદુલાલ

એ તો બહેન ! એમજ હોય. જમાઇ કરે તે તરફ સાસુ હંમેશાં માનની અને લાડની લાગણીથીજ જુએ. અને એજ કામ જો દીકરો કરે તો કહેશે વહુનો ચઢાવ્યો ચઢે છે. બા બાપા બધા એમજ કહેશે.

કુસુમ

તે છો કહેતા. એ બધે કહે. લોકો કંઈ આંધળા છે !

[ નીચેથી મેનાકુંવર કુસુમને બોલાવે છે એટલે એ જાય છે.

પુષ્પા

'હજી કાલે મોટી બહેનનાં સાસુ આવવાનાં છે. અને તમને, અને અને કુસુમ બહેનને એમને ત્યાં એમની છોકરીનાં લગ્ન છે તેમાં લઇ જવાના છે. મને તો, તમે સાથે હશો એટલે આવવું તો ગમશે. પણ—મારો પગજ ઉપડશે નહીં. અને—

ઇંદુલાલ

ના. આપણે નથી જવું. સુરજબાઇ આવશે ત્યારે જોઇ લઇશું. તું મક્કમ રહેજેને ? તું તારે તારા માથે કશો ભાર લઇશજ નહીં. તને પુછે તો એમજ કહેજે ' એ જાણે. '

[ બંનેની આંખ ઘેરાવા માંડે છે.

( પડદો પડે છે. )

## પ્રવેશ ૩ જો

[સમય : બીજા દિવસની સવાર. બધાં ચહા પીને બેઠાં છે.

સ્થળ : પુષ્પા રસોડામાં રાંધે છે. કુસુમ શાક સમારે છે. હીંચકા ઉપર મેનાકુંવર બેઠાં બેઠાં સુરજબાઇને પાન બનાવી આપે છે ]

સુરજબાઇ

વેવણ, કાલે લગ્ન છે તે બધાં છોકરાંછૈયાંને મોકલજો. વેળાસર મોકલજો. મોડું ન થાય. હવે ફરીથી કોઇ કહેવા આવશે નહીં.

મેનાકુંવર

જુઓ તો સુરજબાઇ, બનશે તો તો મોકલીશજ. પણ જરા દૂર છે એટલે કદાચ આવતાં કોઇ કટાળે.

સુરજબાઇ

ના, વેવણ, તમારે બધાને મોકલવાંજ પડશે. વેગળું છે તેથી શું થયું ? મારે ઘેર આ પહેલું ટાણું છે. અને છોડી તો આ એકજ ને ? તે, ઇંદુલાલ અને બધા ન આવે તો મને ખોટું ન લાગે ?

મેનાકુંવર

(મનમાં વિચારે છે કે કદાચ વહુ જવાનીના પાડશે એટલે) વહુને તો હમણાં શરીરે ઠીક નથી.

સુરજબાઇ

વહુને કેટલામો જાય છે ?

મેનાકુંવર

હજી તો ત્રીજોજ જાય છે, પણ શરીર સારું રહેતું નથી. એટલે એ કેવી રીતે આવશે ? ઇંદુને કહીશ. પણ તેએ કોણ જાણે આવે કે નએ આવે નગે જાણે છોને, આજકાલ છોકરાં કે કોઇનું કહ્યું માને છે !

સુરજબાઇ

તે તમારુ કહ્યુ ન માને એવું તે હોય ? ઇંદુલાલ કૈં બીજા જેવા નથી. આ, ના જોયું અમારા કનૈયાલાલે કર્યું તે ? ગઇ કાલે કહેવરાવ્યું હતું તો કહે છે ' કાલે લગ્ન છે તે કાલે સવારે આવીશુ ! કોણુ જાણે હજીએ એ બંને આવ્યાં હશે કે નહીં.

મેનાકુંવર

હશે કૈં કામ હશે, તે નહી આવી શકે એમ હોગ.

કુસુમ

( મનમાં ) હાં હવે સમજ પડી. ભાઇ-સાહેબ આજે અહીં આવવાના છે તે આટલાજ માટે, સાસુની સલાહ લેવા આવવાના હશે. ( મોટેથી ) તે બા, આજે તો એ અહીં આવવા-ના છે.

[મેનાકુંવર તેના સામે ડોળા કાઢે છે. પછી સુરજબાઇ તરફ ફરે છે.

મેનાકુંવર

હા. એ આવવાના છે એમ કૈં કહેતા હતા ખરા ઇંદુને મળવા ઘણે ભાગે આવવાના હશે.

સુરજબાઇ

( ઉઠતાં ) લ્યો, ઠીક ત્યારે, વેવણ બેમો. બાઇસાબ, મારે તો હજી કેટલેએ ઠેકાણે જવું છે. આજે તો દેવદર્શને મુકયાં, લ્યો આવજો.

મેનાકુંવર

એ હા. આવજો.

[ બારણા સુધી વળાવા જાય છે. પછી ઘરમાં આવીને ઇંદુલાલને બોલાવે છે. ઇંદુલાલ ઉપરથી આવે છે.

મેનાકુંવર

ઇંદુ, તમારે બેને અને કુસુમને વિદ્યાને સાસરે જવાનું છે. આજે લગ્ન છે અને પછી બે ત્રણ દિવસ જમણવાર ચાલશે. તે તમે જજો. જો ઠીક પડે તો રાત ત્યાં રહેજો અને નહીં તો રોજ રાત્રે પાછા આવજો.

ઇંદુલાલ

( જરાક વિચાર કરીને ) બા, બધાં નહીં જાય તો નહીં ચાલે ? તું જોને, એની તબીઅત તો સારી નથી. અને મારી પોતાની જવાની ઇચ્છા નથી. કુસુમને જવું હોય તો હું મુકી આવું.

કુસુમ

મારે તો ત્યાં કૈં કામ નથી. મારાં ભાભી અને તમે આવતા હો તો તો વળી જુદી વાત.

મેનાકુંવર

પણ તમે બધાં નહીં જાઓ ત્યારે શુ હું જવાની હતી ? તમે ન જાઓ ત્યારે કોણ જશે ? એ તે કૈં જેવી તેવી સગાઇ છે ? તે એમ એવું જરાક સરખી બાબત માટે વ્યવહાર તોડી નાખીએ.

ઇંદુલાલ

બા, એમાં વ્યવહાર શું તુટયો ? આપણે ન જઇએ તો કૈં વાંધો પડવાનો હતો ? હજી, એ આપણે ત્યાં ન આવે તો વાંધો ખરો.

મેનાકુંવર

પણ વેવણે કહ્યું કે ' જો ઇંદુલાલને બધાં નહીં આવે તો મારાં છોકરાંને હું કોઇ દિવસ તમારે ત્યાં મોકલવાથી નથી. '

ઇંદુલાલ

બા. હું નાનો હતો ત્યારે વિદ્યાના સાસરે જમવાને જતો હતો. પણ હવે મારથી ન જવાય. બેનના ઘેર કૈં મારાથી જવાય ?

મેનાકુંવર

હવે એમાં શું ? અમે હજી બેઠાં છીએ ત્યાં સુધી તમારે તે, એવું જવાય ન જવાય એવું શું કામ રાખવું જોઇએ ?

ઇંદુલાલ .

એ તો ઠીક હવે. પણ મારો વિચારજ જવાનો નથી.

[ પ્રભુદાસ અંદારથી આવે છે.

પ્રભુદાસ

કેમ શું છે ? ક્યાં જવાની વાત છે ?

મેનાકુંવર

આ, વેવણ-વિધાંનાં સાસુ-આવીને કહી ગયાં કે ' ઇંદુલાલ, એમનાં વહુ અને કુસુમને ચાર દહાડા લગનમાં મોકલજો ' અને ઇંદુ જવાની ના પાડે છે. (ધીમેથી પ્રભુદાસજ સાંભળે એમ ) પેલી વાતનું શું કર્યું ? જઇ આવ્યા ?

પ્રભુદાસ

( ધીમેથી, મેનાકુંવરજ સાંભળે તેમ ) હા, એ તો આપણે ફાવ્યા, ગઇ ગુજરી કુવામાં નાખો. એ તો હોય. છોકરો છે. ઇંદુને બરાબર સમજાવીને અને નહીં તો ધમકાવીને પણ મોકલજો, જરૂર પડે તો મારું નામ દઇને પણ કહેજો અટલે તે ના નહીં પાડે ( મોટેથી ) જજો જજો હવે. અહીં રહીને વધીશ ? ત્યાં કામ કરતું પડશે ને કંઇ ઘસાઇ નહીં જાય તું.

[ એમ કહીને પ્રભુદાસ ઉપર જાય છે.

મેનાકુંવર

આ સાંભળ્યું ? જવું પડશે. ન જઇએ તો આપણું ખોટું દેખાય. અને ના,.કંઇ વાંધો વચ્ચો હોય તો ઠીક છે. પણ નાહક, વગર કારણે ન જઇએ એ તે કંઇ ચાલે ? જો ને બીચારા કનૈયાલાલ પણ તમને બધાને જોઇને રાજી થશે

કુસુમ

( કરડાગીમાં ) એ તો થાયસ્તો. એ શા મારે ન થાય !

ઇંદુલાલ

બા, આમાં બીજી કંઇ લાંબી ટુંકી કરવાની નથી. મારે નથી જવું તે નહીંજ જાઉં, અને એ પણ નહીં જાય.

મેનાકુંવર

( બરાડીને ) તું નહીં કેમ જાય ? અને એ નહીં કેમ જાય ? જોઉં છું કે તમે કેવાં નથી જતાં ? હજી અત્યારથી આમ ફાટ્યો ફાટ્યો બોલે છે શું ? વટવ્યવહારમાં સમજ્યા વિના વચ્ચે જેમ ફાવે તેમ શું બોલે છે ? ત્યાં કંઇ ગયા વિના ચાલે ? તારા બાપા તારી જીદ જાણશે તો ઉધડોજ લઇ નાખશે.

ઇંદુલાલ

પણ બા, અમારે ન જવું હોય તો તું પરાણે મોકલીશ ? આ તો જુલમ થાય છે.

મેનાકુંવર

એમાં જુલમ શાનો ? વ્યવહાર તો સાચવવો પડે; નહીં તો તો આવે કે દોડ્યો દોડ્યો કનૈયાલાલ પાસે જાય અને આજે વળી આ શું સુઝ્યું છે ?

ઇંદુલાલ

તે હા. પહેલાં જતો હતો, અને હવે નથી જવું.

મેનાકુંવર

ના, તે કશું નહીં ચાલે, જવુંજ પડશે, તારા બાપાએ કહ્યું છે.

[ મેનાકુંવર જાય છે. ઇંદુલાલ થોડીવાર 'વાર ઉભો રહે છે. પછી મનમાંજ કંઇ નિશ્ચય કરે છે. થોડી વારે તે ઉપર જાય છે.

( પડદો પડે છે. )

## પ્રવેશ ૪ ચોથો

[ સમયઃ ત્રણ દિવસ પછી, સવાર
સ્થળઃ મેનાકુંવર એજ હીંચકા ઉપર બેઠાં બેઠાં પાન ચાવે છે. પુષ્પા, માથે પાણીનું ભરેલું બેડું લઇને ઓટલે ચઢે છે. બારણું નીચું હોવાથી માથેથી ઘડો ઉતારવા જાય છે. પણ એટલામાંજ ઘડો હાથમાંથી પડી જાય છે અને ફૂટી જાય છે. ]

મેનાકુંવર

કેમ અલી ? કૈં ખાધું નથી ? આમ રોજરોજ ઘડા ફોડશો તો ઘરમાં રહેશે શું ?

પુષ્પા

બા, હું ઉતારતી હતી તો સાચવીને, પણ કોણ જાણે કેમ મને અંધારાં આવ્યાં એટલે બરાબર સમજ ન પડી અને હાથમાંથી પડી ગયો.

મેનાકુંવર

તે એવું તે શું હાથને થયું છે ? અને અંધારાં શેણે આવે છે ?

[ આંગણામાં સુરજબાઇને દેખે છે એટલે ઉઠે છે.

મેનાકુંવર

આવો, આવો વેવણ, ક્યાંથી અત્યારમાં ?

સુરજબાઇ

અરે ભઇશાબ, તમને શું કહું ? આખી ન્યાતમાં મારું તો ઘર વગોવાય છે.

મેનાકુંવર

કેમ શું છે તે ?

સુરજબાઇ

આજ ત્રણ દિવસ થયાં આ તમારા ઇંદુલાલ, પુષ્પા અને કુસુમ ત્રણે રોજ જમવા આવે છે, પણ ભાણા પર બેસીને ઉઠી જાય છે, આવે છે વહેલાં. કામ બધું કરે છે. ઇંદુલાલ આવીને પીરસાવે છે, અને જમણવારની બધી તરખટ કરે છે. પુષ્પા પણ પાણી પીરસે છે અને વાસણ ઉટકાવે છે. અને કુસુમ પણ મદદ કરે છે. પણ ભઇશાબ, ત્રણમાંથી એકે જણ એક કોળીઓ ખાતાં નથી. કોણ જાણે શું છે ? મે પુછ્યું, વિદ્યાએ પુછ્યું, પણ કોઇ કૈં જવાબ જ દેતું નથી. અરે બાપ આમ તે શરીર ક્યાંથી પહોંચે. અને વહુ તો બીચારી બેજીવહોતી. કેમ એનાથી ભુખ્યાં રહેવાતું હશે ?

મેનાકુંવર

ના. ના. એમ તો ન હોય. ન ખાય એવું તે હોય ? અહીંઆં સવારમાં એ ત્રણમાંથી કોઇ ખાતું નથી અને પુછીએ ત્યારે કહે ' એ તો કાલનું હજી પચ્યું નથી; એટલે નથી ખાવું.'

સુરજબાઇ

અરે શું ખાધુ હોય તે પચવાનું હોય ભઇશાબ હું તો કહુંએ કોને ? પુછી પુછીને થાકી. છેવટે તમારા વેવાઇ કહે ' તું જાને, ત્યાં કહેતો ખરી કે છે શું ?' એટલે આવી છું. ( ઉઠીને ) લ્યો આવજો. મારે તો હજી કામ છે. આજે શીખ દેવાની છે એટલે હજી તો બહુ પરવારવાનું છે. ભઇશાબ, પણ એમને જરા કહેજો. આજે છેલ્લો જમણવાર છે. અને એ ખાય આમ છે શું ? એજ મને તો સમજાતું નથી. મેં તો કનુને પણ સમજાવવા કહ્યું પણ એ તો કૈં જવાબજ નથી દેતો. નાસ્તોજ ફરે છે કોણ જાણે સાસરીઆંથી શરમાય છે કે છે શું ?

મેનાકુંવર

( મલકાઇને ) શરમાય તો ખરાજને અહીં આવતાજતા હોય તો તો જાણે થોડીઘણી શરમ તુટેએ ખરી. પણ તે તો કૈં મળે નહીં. હજી

કે માથે પડ્યું છે તે અત્યારથી એમને આવવું પડે ? એમને શું કામ હોય ?

સુરજબાઇ

લ્યો જઉં છું. કે કહેજો. સમજાવજો એમને. લોકો મારો જીવ ખાઇ જાય છે. અને મુવા ગમે એમ બોલે છે.

[ સુરજબાઇ જાય છે. મેનાકુંવર બારણા સુધી વળાવીને પાછાં આવે છે અને હીંચકા ઉપર બેસે છે. પુષ્પાને ધાંટો પાડીને ઉપરથી બોલાવે છે.

મેનાકુંવર

વહુ, આમ આવ. ( આંખો કાઢીને ) શું આ ? કેમ કોઇ કંઈ ખાતું નથી ? અને રોજ અહીં આવીને જુઠું બોલતી હતી કે ' મને તો કાલનું પચ્યું નથી ? '

[ ઉપરથી ઇંદુલાલ ઉતરે છે, મુખમુદ્રા શાંત પણ નિશ્ચલ છે.

ઇંદુલાલ

શું છે બા ? કેમ ધાંટા પાડે છે આટલા બધા ?

મેનાકુંવર

ધાંટા ન પાડે તો શું કરે ? તમને તે એને થયું છે શું ? અને પેલી કુશલી પણ હમણાંથી ફાટી છે. કેમ કોઇ વેવણને ત્યાં ખાતાં નથી ?

ઇંદુલાલ

કોણે તને કહ્યું કે અમે ખાતાં નથી ?

મેનાકુંવર

વિદ્યાની સાસુએ.

[ કુસુમ અત્યાર સુધી ઓરડામાં બેઠી બેઠી સાંભળતી હતી તે બહાર આવે છે અને બોલે છે.

કુસુમ

તે, ખાતાં નથી સારે શું એમને એમ પાછાં આવીએ છીએ ?

મેનાકુંવર

અરે ભાણાપર બેસીને ઉઠી જાઓ છો.

ઇંદુલાલ

તે બા, પણ ન ખાવું હોય તો પરાણે ખવાય! રુચિ, હોય તે પ્રમાણે સૌ ખાય.

મેનાકુંવર

અરે પણ એ તો કહે છે કે સમુળગો કશાને હાથજ કોઇ અડાડતા નથી.

ઇંદુલાલ

( ચીડાઇને ) તે છે શું ?

મેનાકુંવર

( ધાંટોપાડીને ) છે શું શું ? તમે સોડા કેમ, ખાતા નથી ? ત્યાં જઇ બીચારાં વેવાઇ-વેવાણનું ખોટું દેખાડવું છે ?

ઇંદુલાલ

( શાંતિથી ) ના. ના. પણ એમાં ખોટું શેનું દેખાય છે ! એમાં તો આપણી બહેનના ઘરમાં એટલું ઉગરે છે-( થોડીવારે ) અને, જવા કે અમે પોતે તો તૈયાર નહોતાં થયાને ? અમારે તો જવુંએ નહોતું. ઉલટી તેં ત્યાં જવાની ફરજ પાડી એટલે અમારે જવું પડ્યું.

મેનાકુંવર

હા..હા. પણ ખાધું કેમ નહીં ?

ઇંદુલાલ

( નિશ્ચલતાથી ) મરજી અમારી.

મેનાકુંવર

પણ છે શું ? શાની મરજી ? તને આ ફેરે આ થયું છે શું !—વહુએ ભરાવ્યું હશે કે.

ઇંદુલાલ

( સખ્તાઇથી ) શું ?

મેનાકુંવર

(આડું જોઇને) તે તો તું જાણે. (થોડીવારે) એક નાની સરખી વાતમાં એટલું બધું આ શું ! અને ગમે તેમ હોય પણ ભાણે બેઠેલા કે ભુખ્યા..

કોહાતું હશે ? અજ દેવતાને પાછા ઠેલાય !

ઇંદુલાલ

તારા મનથી તો એ નાની સરખી વાત હશે !

મેનાકુંવર

ત્યારે બીજું શું ?

કુસુમ

(હીંમત લાવીને) બા, એમ કેમ બોલે છે ? વિધાબહેનને અગર મને કોઇ એવું કંઈ કરે તો તું આ રીતે વર્તે ખરી ? બીચારાંઓ જવાનીજ ના પાડતાં હતાં. પણ તેં દબાવી દબાવીને મોકલ્યાં, તે ગયાં. આ ત્રણ દિવસથી બધાનું ગદ્ધાવૈતરું કરે છે. ત્યાં કામ કરે અને અહીં પણ કરે. ભાભીના શરીરને ગમે એમ હશે તો પણ એ કરે છે. છાનાંછપનાં રડતાં પણ હશે. આટઆટલું થાય તેનું તને તો કૈંજ નહીં.

મેનાકુંવર

તે પણ, ખાધું હોય તો કૈં થાત એમ ? કોણે ખાવાની ના પાડી હતી ?

ઇંદુલાલ

બા ! ત્યાં જવા પુરતું તારું સાંભળ્યું. હું તો જવાનોજ નહોતો. એ જાતની વર્તણુંક જે માણસની હોય, તે ગમે એટલો નજીકનો સગો હોય તો પણ હું એના સામું થુંકુંએ નહીં. મારે ઘેર આવે તો હું તો એને ધુત્કારીજ કાઢું.

મેનાકુંવર

તે અમે બેઠા છીએ ત્યાં સુધી તો બોલાવવા પડશે. અમે ન હોઇએ ને ત્યારે તમને ફાવે તેમ કરજો.

ઇંદુલાલ

મારેજ અત્યારે કૈં કરી શકતો નથી ને ? અત્યારે તો આ જેટલું અમારા હાથમાં છે એટલું અમે કરીએ છીએ.

મેનાકુંવર

પણ આ બે દહાડામાં તું કેટલો બધો એને વખોડે છે ? અલ્યા એ તો જમાઇ થાય. તારો બનેવી થાય. એને તો આવું ન કહેવાય. થોડું ઘણું અપમાન કર્યું હોય તો તે સહન કરી લેવું જોઇએ. આમ એની જોડે બગાડ્યામાં કંઈ આપણે સાર કાઢવાનાં નથી.

ઇંદુલાલ

એ જમાઇ હોય તો જમાઇપણામાં રહે ત્યાં સુધી જમાઇ. સીધે સીધો રહે, ને આવે, તે માથા પર નહીં તો—નહીં તો મારા ખાસડે મારી.

મેનાકુંવર

બેસ બેસ હવે. એવું તે શું એણે કર્યું છે ? તે તું આટલું બધું બોલે છે.

ઇંદુલાલ

કેમ આ ઓછું છે ? (મેનાકુંવર તરફ વળીને) એણે એને કાગળ લખી ને નથી આપ્યો ? એની દાનત આટલે સુધી બુરી થઇ ?

મેનાકુંવર

પણ કોણ કહે છે ? વહુએ તો આવું કશું એ નથી કહ્યું ?

કુસુમ

તે તે તને શું કહે ? કહે, તો "વહુએ લાજશરમ નેવે મુકી" એમ તું કહે અને કોઇ દહાડો કંઈ કહે તોએ તું કયારે ભાભીનું સાંભળે છે ? તે દહાડે મેં પણ તને કહ્યું હતું, ભાઇ આવ્યા એને આગલા દિવસે. પણ તું તો કનૈયાલાલનુંજ ઉપાડી ઉપાડીને ફરે તે તને શાનું સુઝે ? તને તો તું નજરે જુએ તેજ ખરું લાગે. અમે બધાં કહીએ તે તો તારા ગળે ઉતરે નહીં. અમને આમ થયું હોય તો તું કેટલું કરે ? પણ ભાભીને મારે, જો ને, તું કશુંએ બોલે છે ? ઉલટું મામાનું ઉપરાણું લે છે.

મેનાકુંવર.

બેશ બેશ હવે, ચબાવલી નહીં તો ! એમાં શું એવું થઇ ગયું છે તે મારે બોલવું પડે ?

ઇંદુલાલ

કનૈયાલાલે એને કાગળ નહોતો આપ્યો ?

[ મેનાકુંવર જવાબ દેતી નથી.

( ઉંચે સ્વરે ) કનૈયાલાલે એને કાગળ નહોતો આપ્યો ?

મેનાકુંવર

કોણ જાણે ? મને શી ખબર ? મેં તો મારી નજરે જોયો નથી. તેમ વહુએ કંઈ કહ્યું પણ નથી.

ઇંદુલાલ

પણ કુસુમે તો જોયું છે ને ? અને કુસુમે તને કહ્યું છે ને ?

[ મેનાકુંવર બોલતી નથી.

શા માટે આપ્યો ?

[ મેનાકુવર બોલતી નથી.

આવી જાતની મશ્કરી ?

મેનાકુંવર

હશે, હવે નહીં કરે. એમને ના પાડીશુ. છોકરમતમાં કદાચ કંઈ લખ્યું હશે.

કુસુમ

પચીસ વર્ષ થયાં તોએ છોકરમત ?

મેનાકુંવર

એ તો એમજ કહેવાય.

ઇંદુલાલ

પણ મારે મન એમ નથી. એની આવી વર્તણુકને લીધેજ અમારે એને ઘેર નહોતુ જવું: પણ તેં બહુ દબાણ કર્યું એટલે ગયા.

મેનાકુંવર

પણ ગયા તો જમવું હતું ને ? એટલું મારું કહ્યુ માન્યું તો આટલુ વધારે માનવું હતું.

ઇંદુલાલ

એના ઘરનું અન્નપાણી અમારે હરામ છે. આજ ચાર દિવસથી અમે એવી પ્રતિજ્ઞા લીધી છે.

મેનાકુંવર

લે બેશ બેશ હવે મોટા હરામવાળો ન જોયો હોય તો. ( હાથ લાંબો કરીને ) અલ્યા, પણ તારી વહુ હજી ન ખાય તો તે સમજાય તેવું છે. એને ખોટુ લાગ્યું હોય તો તે ભલે ન ખાય. પણ તેં શું કરવા ન ખાધું ? (ઇંદુલાલ ચમકીને ઉભો થઇ જાય છે ) બહેન વધે કે વહુ ? અલ્યા, પહેલાં બહેન હતી, અને વહુ તો પછી આવી હો. તે બહેનનું માન પહેલું રાખવું પડે. તારી વહુએ ન ખાધું તો ભલે, પણ તારે તો...

ઇંદુલાલ

કેમ, એ કંઈ નાતરાની આવી છે ?

[ ઉપર પ્રભુદાસ અત્યાર સુધી બેઠા બેઠા બધું સાંભળતા હતા તે નીચે ઉતર્યા.

પ્રભુદાસ

કેમ ? ફાટ્યો સાલા બોલતાં બોલતાં ? લાજ શરમ તો બસ નેવેજ મુકી ? સાલા ન ખાવતો ભોગ તમારા. જાવ ને, ન ખાશો ભુખે મરોને ? અમારે શુ ?

ઇંદુલાલ

અમે કંઈ ભુખે મરવાનું નથી નક્કી કર્યું. અમારે તો ફક્ત ત્યાંજ નહોતું ખાવું.

પ્રભુદાસ

(ઘાંટા પાડીને ) એ કંઈ નહીં બને. આજે જવુંજ પડશે અને જમવુંજ પડશે.

ઇંદુલાલ

( મક્કમતાથી ) એ નહીં બને.

પ્રભુદાસ

( વધુ ચીડાઇને ) - તો જાઓ,--નીકળો અહીંથી ફોડી લો તમારું.

કુસુમ

(પ્રભુદાસ તરફ જતાં જતાં) ઓ બાપા ! (તુર્ત પાછી ફરે છે. ઇંદુલાલને બાઝી પડે છે) ઓ ભાઇ ! ભાઇ ! (ઇંદુલાલના મોઢે હાથ મુકીને) તમે ન બોલશો. (પાણીયારા આગળ પુષ્પા ઉભી ઉભી ધ્રુસકું ખાય છે. કુસુમ આગળ ચલાવે છે) બાપાનો સ્વભાવ તો તમે જાણો છો ને ?

ઇંદુલાલ

(જરાએ ડગ્યા વિના) બહેન તું શું કરવા ગભરાય છે ? મેં વગર વિચાર્યું કશુએ નથી કર્યું. મારા કાર્યો માટે દરેક પ્રકારની સજા ખમવા માટે હું તૈયાર છું.

કુસુમ

(રડતી રડતી) પણ મારા ભાભી...

ઇંદુલાલ

તેની સંમતિ મેં પહેલેથી મેળવી છે. (પુષ્પાને) ચાલ.

કુસુમ

ભાઇ, હું પણ આવું છું.

ઇંદુલાલ

તો ભલે, ચાલ.

[ ઇંદુલાલ, પુષ્પા અને કુસુમ ત્રણે જણ ઘરની બહાર જાય છે. પ્રભુદાસ અને મેનાકુંવર ચિત્રામણ થઇ જાય છે.

[ પડદો પડે છે. ]

# મારી નોંધપોથી



[અનુસંધાન પૃષ્ઠ ૫૮ થી]

જીગરને રાખીને મજબુત, શરાબે જામ તું ભરની,
ચડે તો બિહિશ્તે જન્નત, નહીં તો ગુફતગુ તો છે

× × ×

× × ×

અર્જુન બોલ્યોઃ

સુણી તુજ બંસરી ઘેલી, દિવાની નાજનીન રાધા;
મીઠી કવ્વાલી પર તારી, દિવાનો મર્દ હું અર્જુન.
ન કર ખતમ ગાયનને, અહા બુલબુલ! તું ગાયા કર.
અરે બુલબુલ! તું ગાયાં કર, આહાહાહા! તુ ગાયાં કર.

આમ કહીને અર્જુન ત્રણ ડગલે ઘેર પહોંચી ગયો; ને 'બાગે અર્જુન' માં બેઠેલી દ્રૌપદીને બોલાવી તબલાની એક જોડી મંગાવી. તબલાની જોડી લઇ તેમાં પોતાનું મોઢું જોવાનો નિષ્ફળ પ્રયત્ન કરતી દ્રૌપદી આવી ને કિંચિત લજ્જાથી રક્ત થયાં છે કપોલ એવી એ મંજુ સ્વરે બોલી 'હૃદયેશ—' પણ એક કુદકે તબલાની જોડી ઝુંટવી લઇ કે પણ જવાબ દીધા વગર અર્જુન શ્રી કૃષ્ણ પાસે આવી પહોંચ્યો ને એણે જમીનપર બેસી જઇ તબલા વગાડવા માંડયા. શ્રી કૃષ્ણે કવાલી ગાવા માંડી. દુર્યોધન ને યુધિષ્ઠિર એકેકના ગળામાં હાથ નાખી નાચતા નાચતા ગાવા લાગ્યા. 'ડાલ ગલે બૈયાં મેં રોયે રોયે જાનીઆં.' નાચતા નાચતા થાકી ગયા ત્યારે બંને બેસી ગયા. દુર્યોધને યુધિષ્ઠિરને કહ્યું: 'હું તો આ કવાલીજ સાંભળીશ. મારે કૈં રાજ્ય કરવું નથી. તું તારે રાજ્ય સમાલી લે.' યુધિષ્ઠિરે પ્રત્યુત્તર વાળ્યોઃ 'ના, ના. મારે રાજ્ય જોઇતું નથી. હું તો કૃષ્ણની કવાલી સાંભળતો સાંભળતો મરી જવા માંગું છું. રાજ તો જનાબ! આપ લીજીયે' દુર્યોધને કહ્યું: 'નહીં જનાબ! આપ લીજીયે.' આમ 'જનાબ! આપ લીજીયેમાં' બંને રહી ગયા ને રાજ્યગાદી પર કોઇ ત્રીજો ચડી બેઠો.

આ પ્રમાણે 'ગઝલમાં ગીતા' લખવાથી મુસલમાન ભાઇઓ પણ ગીતામાં રસ લેતા થશે. ને રા. કરીમ મહમદ માસ્તર હીંદુઓને 'ઇસ્લામની ઓળખ' કરાવતા જશે એટલે હીંદુ ઇસ્લામમાં રસ લેતા થશે. આમ આપણામાં ઐક્ય ભાવનાનો સંચાર થશે. બાકી આ ચંચલ સંસારને વીશે અચલ છે માત્ર દ્વેષ ને કલહ; વિરાટ સ્વરૂપે એણે આખું જગત ભરી દીધું છે. ને વિધવિધ પ્રકારો ધારણ કરી એણે પોતાની સત્તા જમાવી છે. પિતા પુત્રને નાસ્તિક કહી વગોવે છે, પુત્ર પિતાને ગાંડા મનાવે છે; પતિ પત્નીને મેથીપાક જમાડે છે, પત્ની પતિને ઉપવાસ કરાવે છે (ગાંધીજી આખા હીંદને કરાવે છે તે જુદી વાત છે); રાજા પ્રજાને કચરે છે, પ્રજા રાજાનું રુધિર રેડે છે; માતા સંતાનને હણે છે, સંતાન માતાનું મૃત્યુ વાંચ્છે છે; બહેન બહેનનું કાસલ કાઢે છે, ભાઇ ભાઇને મારે છે–રે! ગરમી ગરમીને મારે છે, કાંટો કાંટાને કાઢે છે, હીરો હીરાને કાપે છે! જગતમાં પ્રાણીઓએજ દ્વેષનો ઇજારો રાખ્યો નથી. જડ વસ્તુમાં પણ પરસ્પર દ્વેષની ભાવના પ્રસરી રહી છે.

સંદેહ માત્ર એટલોજ છે કે એક મનુષ્ય અન્યના ધર્મમાં રસ લેશે ખરો? ધર્મની દૃષ્ટિએ હીંદુ, હીંદુ નથી રહ્યો; ઇસ્લામને ન માનનાર એવા મુસલમાન પણ અવનિતલ પર વસે છે. પોતાની સ્ત્રીની દરકાર લે છે તેટલી દરકાર પણ કોઇ પોતાના ધર્મની લેતું નથી. તો પારકા ધર્મમાં તો એ રસ લેજ શાનો? આપણે નથી રહ્યા હીંદુ કે નથી બન્યા સાચા યવન. એક સંસ્કૃત કવિએ કરુણાજનક વિલાપ કરતાં લખ્યું છેઃ—

न संध्यां संधत्ते नियमित निमाजं न कुरुते
न वा मौंजीबंधं कलयति न वा सुन्नतविधिम्।
न रोजां जानीते व्रतमपि हरेनैव कुरुते
न काशी मक्का वा शिव शिव न हिन्दुर्न यवनः॥

તા. ૧૫-૬-૨૭.

મારા પર એક બે પત્ર આવ્યા છે. તેમાં 'ગુપ્તા' કોણ છે? ખરું નામ શું છે? સ્ત્રી છે કે પુરુષ? પુરુષ હોય તો 'ગુપ્તા' એવું નારી જાતિસૂચક નામ શા માટે ધારણ કર્યું છે? સ્ત્રી હોય તો પોતાને માટે નરજાતિના પ્રયોગો શા માટે કરે છે? એવા એવા અનેક પ્રશ્નો પુછ્યા છે. આ સીવાય પણ 'ગુપ્તા' શોધી કાઢવા કેટલાક લાગતાવળગતાઓએ પ્રયત્ન કર્યા છે એમ સાંભળવામાં આવ્યું છે.

આ ઉપરથી હું એક મહાન સત્ય શીખ્યો. જગતમાં નામનીજ કીંમત છે–વસ્તુની નથી. પ્રખર વિચારક શંકરાચાર્યે સિદ્ધાંત સ્થાપ્યો છે 'નામરૂપ મિથ્યા છે;' નાટ્યગુરુ શેક્સપીઅરે ઉચ્ચાર્યું છે 'what is there in a name? (નામમાં તે શી વીસાત છે?)'

એક વખત હું સાઇકલ પર બેસીને દોડો જેને બીનઆવડત કહે છે ને હું આડતની શરુઆત કહું છું તે રીતે જતો હતો. સાઇકલને હમેશાં ડોસાઓ તરફ પક્ષપાત હોય છે. મારી સાયકલે રસ્તામાં આનંદથી ચાલતો એક ડોસો દીઠો. મેં ઘંટડી મારી. ડોસાએ સાઇકલને દીઠી. ઘડીભર ડોસાની ને સાઇકલની 'મળી દૃષ્ટોદૃષ્ટ' તારામૈત્રક રચાયું. સાઇકલે પોતાની વૃત્તિ પરનો કાબુ ગુમાવ્યો. પળ વારમાં અકલ્પ્ય અવસ્થાંતર થઈ ગયું. ડોસાની પાઘડી, જે એના માથા પર હતી તે જમીન પર પડી; ડોસો પોતે જે 'ફુટપાથ' પર હતો તે પોતાની પાઘડી પર પડ્યો; મારી સાઇકલ જે પોતાના પૈંડા પર ગતિ કરી રહી હતી તે ડોસા પર પડી. માત્ર હું જ સાઇકલ પર હતો ને સાઇકલ પર રહ્યો–પણ પહેલાં કરતાં જરા જુદી રીતે. એક દયાળુ પોલીસમેને આવી અમને ઉઠાડ્યા. મેં કપડાં પરથી ધુળ ખંખેરવા પ્રયત્ન કર્યો; સાયકલે ભાંગલે હૈયે ને મરડાએલા ચક્રે ઉભી રહેવા યત્ન કર્યો, ને ડોસાએ નવીન આકૃતિ પામેલી પાઘડીને મૂલ આકૃતિમાં લાવવા પ્રયાસ કર્યો. અમે ત્રણે નિષ્ફલ નીવડ્યા. પોલીસમેને વિનયપૂર્વક મારું નામ પુછ્યું. શંકરાચાર્ય ને શેક્સપીઅરની પેઠે મેં જવાબ દીધો, નામ નિરર્થક છે, નિષ્ફલ છે, નિષ્પ્રયોજન છે. મહત્વ નામમાં નથી–કામમાં છે."

પણ શંકરાચાર્ય ખોટા છે, શેક્સપીઅર ખોટા છે, હું ખોટો છું. મહત્વ માત્ર નામમાં છે –બીજા કશામાં નથી. જગતમાં જન્મતાં વારને છોકરું રડે છે તે નામ મેળવવા માટેજ; સીનમાની નદીઓ હસે છે તે પણ ફક્ત નામ મેળવવાનેજ. જગત એક મોટું પારખીડીઉં છે. તેના પર પોતાનું નામ ને ઠેકાણું મોટા અક્ષરે દૂર–સૂદૂર રહેલા ઇશ્વરને પણ ઉકલે એવી રીતે લખાય એમ પ્રત્યેક ઇચ્છે છે.

આમ છતાં મેં મારું નામ ગુપ્ત શા માટે રાખ્યું છે? ગુપ્તને 'આકાર' લગાડી જાતિ વિષયક ભ્રમ ઉત્પન્ન થવાનું કારણ શા માટે રહેવા દીધું છે? એવો સંદેહ થાય એ સ્વાભાવિક છે.

જાત્યંતર થયાના માત્ર બે દાખલા પ્રાચીન સમયના ઇતિહાસમાંથી મળે છે; એક ઘોડો માન સરોવરમાં નહાવાથી ઘોડી બની ગયો, અને શિખંડી સ્ત્રીમાંથી પુરુષ બન્યો. પણ આ કલિકાલમાં કાલનું ચક્ર વિશેષ ગતિથી ફરે છે. નરની નારી ને નારીના નર થયાના દાખલા એક પછી એક બનતાજ જાય છે. કયો પુરુષ ક્યારે સ્ત્રી થઇ જશે ને કયી સ્ત્રી ક્યારે પુરુષ બની જશે એ નિશ્ચિત નથી.

આનો તાજામાં તાજો દાખલો રા. મહમદઅલી જીન્હાનો છે. કૈંક કામસર હું 'હાઇકોર્ટ' માં ગયો હતો. રા જીન્હાને સાંભળવાની ઉત્કંઠા મને ઘણા સમયથી હતી, એટલે એક કેસમાં એ રોકાએલા હતા તે સાંભળવા હું બેઠો. બે બેરીસ્ટરોએ એક પછી એક ઉભા થઇને કૈંક કહ્યું. પછી રા. જીન્હા પોતે ઉભા થયા ન્યાયાધીશે પુછ્યું: 'who are you? (તમે કોણ છો?)' મને આશ્ચર્ય થયું રોજ, પોતાની સામે ઉભા રહી વ્યાખ્યાન કરનાર જીન્હાને એ ઓળખતાજ નથી? રા. જીન્હાએ પ્રત્યુત્તર આપ્યો. 'My Lord! I am the widow of the deceased Mafat Kachara! (નામદાર હું મર્હુમ મફત કચરાની વિધવા છું!)' મેં ધાર્યું આખી કોર્ટ અટ્ટહાસ્ય કરી ઉઠશે, પણ તેવું કૈં થયું નહીં. ત્યારે મને ખબર પડી કે હીંદનું નાક, મુસલમાનનું જીગર, અસીલોનું મસ્તક, સામા પક્ષના સાક્ષીઓનો યમરાજ, ન્યાયાધીશને મન ભયંકર ભાષણકાર, સરકારને મન ચેતતા રહેવા જોગ રાજ્યનીતિજ્ઞ–એવા રા. જીન્હા હવે જીન્હા રહ્યા નથી એ તો મર્હુમ મફત કચરાની વિધવા બની ગયા છે! કાલની ક્રીડા ખરેખર, અદ્દભુત છે!

વસ્તુસ્થિતિ આવી હોવાથી નારી જાતિ સૂચક નામ ધારણ કરી તેમજ નરજાતિના શબ્દ પ્રયોગો કરી મેં જ્ઞાન ને કર્મ સમી બને જાતિનો સમન્વય કરવા પ્રયત્ન આદર્યો છે. કદાચ હું નારી થઇ જાઉં તો મને છેક નવું ન લાગે માટે નારીજાતિના નામનો અત્યારથી પ્રયોગ કરવા માંડ્યો છે.

હશે. પણ નામ છુપાવવાની શી જરૂર? એ પ્રશ્ન તો અનુત્તરજ રહે છે. મહંતોની વિભૂતિ પેઠે મારી સર્વ કૃતિઓ પરોપકારને અર્થેજ હોય છે. નામગોપન પણ મેં આમ પરોપકારની વૃત્તિથી પ્રેરાઇનેજ કર્યું છે. દાંતમાં સોપારીની કકડી કે એવું કૈંક ભરાઇ જાય છે ત્યારે આપણને અણુખપ્ન છે ને જીભ તે બાજુ જ્યાજ કરે છે, તેજ પ્રમાણે કોઇનું નામ આપણે ભુલી જઇએ છીએ ત્યારે જાણે અણુખત થતી હોય એવો અનુભવ થાય છે ને મન હંમેશાં એ નામ યાદ કરવાનો પ્રયત્ન કર્યાંજ કરે છે.

એક વખત મારો એક મિત્ર મને મળવા આવ્યો. થોડી ઘણી વાતચીત કરી પછી એણે કહ્યું: "આજે પેલો મળ્યો હતો."

"કોણ?"

"અરે પેલો આપણે--શું તો? હમણાં નામ યાદ હતું–હોઠ સુધી આવે છે ને પાછું જતું રહે છે. પેલો પાકા રોડના કુવામાં રહે છે તે."

"હા, હા, ઓળખ્યો–પેલો", હું બોલ્યો.

"એનું નામ શું તો!"

"ઓળખ્યો, ઓળખ્યો મેં."

"પણ હું નામ ભુલી ગયો છું."

"નામ તો–અરે! આમ કેમ! તેં મને પુછ્યું ત્યાં સુધી સાંભરતું હતું ને!"

"વારુ, જવા દે. હવે તારી તબીએત કેમ રહે છે તે તો કહે."

"હવે તે સારી રહે છે.–જગન્નાથ!"

"ઉંહું, જગન્નાથ નહીં–જયમલ, જયકાન્ત, જયન્ત, જ્યોતિન્દ્ર, જેચંદ, જગડુશા! એ તો પછી યાદ આવશે. પણ કાલે તું સીનેમા જોઇ આવ્યો તે કેવો હતો! જોવા જેવો છે ખરો?"

"સારો છે" મેં ઉત્સાહ વગર જવાબ દીધો, પછી ધીરેથી ઉમેર્યું; "દયાશંકર, નર્મદાશંકર, ગિરિજાશંકર, ભાઇશંકર, છેલશંકર કૈં જુદુંજ જાય છે. વારુ, તારાં કાકી કાશી જવાનાં હતાં ને ગયાં!'

"હા" એણે વેઠ ઉતારતો હોય તે રીતે જવાબ દીધો.

થોડી વાર અમે મુંગા રહ્યા. એ નામ યાદ

ન આવે ત્યાં સુધી કોઈ પણ પ્રકારનો વાર્તાલાપ અમારાથી થવો-અશક્ય હતો.

કુવામાંથી આવતો હોય એવો મારા મિત્રનો અવાજ સંભળાયો, "ગીગાભાઈ, ગજાભ ઇ, ગુજાભાઈ, ઓઘડ, ઓથડ, થડ–"

"કરમદાસ, ધરમદાસ, નરમદાસ, શરમદાસ–"

"'પ' ઉપર છે."

"પોપટ, પરશુ, પાશુ–

"ઉહું 'પ' ઉપર નથી 'ગ' ઉપર છે."

"ગંગારામ, ગણપતિ, ગણેશ, ગુલાબભાઈ, ગજેન્દ્ર, ગુણવંત, ભયવિમોચનભદ્ર–નહીં જડે. આપણે શું એ નામ વગર રહી ગયા છીએ? કે બીજી વાત કરીએ."

"ખરું કહું?" મેં જવાબ દીધો; "આક્રમબખ્ત નામ જ્યાં સુધી નહીં જડે ત્યાં સુધી મારાથી બીજી કૈં વાત થવાની નથી ને તારાથી પણ થવાની નથી. માટે આપણે બંને મુગા બેસી રહીએ."

થોડી વાર ભારે હૃદયે અમે બેસી રહ્યા. આમ ને આમ ક્યાં સુધી બેસી રહેવાશે એવો વિચાર મને આવ્યો. મારો મિત્ર પણ એજ વિચાર કરી રહ્યો હશે એમ એના મુખ પરથી લાગતું હતું. એટલામાં અમારો નોકર એકાએક ઓરડામાં ધસી આવ્યો ને બોલ્યો. "શેઠ, ઉઠો. તમારું ઘર બળી ચાલ્યું!"

એકદમ અમે ઉભા થઇને બોલી ઉઠ્યા,–'બળદેવ!' ને પછી 'હલકે હૈયે' બંબાવાળાને ખબર આપવા ચાલ્યા.

ઇંગ્લાંડમાં પણ આવું ઘણી વાર થાય છે એમ ઘણા વર્ષ પરના એક 'હ્યુમરીસ્ટ'માં નોંધેલા આવાજ બનાવ પરથી માલમ પડે છે.

મારું નામ કોઇક ભુલી જાય ને તેની આવી સ્થિતિ થાય તેના કરતાં નામ ગુપ્તજ રાખવું એવો મારો ઉદ્દેશ છે. એટલુંજ નહીં કોઇ 'નોંધપોથી'ની પ્રશંસા કરે (જે કાર્યનો ઇશ્વરે મનેજ એકહથ્થુ ઇજારો શા માટે આપ્યો હશે તે સમજાતું નથી) તો કોઇ પણ મનુષ્ય 'એ મેં લખી છે' એમ કહી શકે એ પણ નામ છુપાવવાનું એક કારણ છે.

આવી પરોપકૃતિનું ફળ પણ મને મળે છે. નામ પ્રચ્છન્ન રાખવાથી મને પોતાને પણ ઘણા લાભ થાય છે. જે જાહેરમાં મારા નામથી હું કબુલ કરી શકતો નથી, અથવા કહેતાં શરમાઉં છું તે નિશ્ચિંત રીતે 'નોંધપોથી'માં હું લખી શકું છું ને એ રીતે મનોદેવતાને સંતુષ્ટ કરી શકું છું. આ સીવાય કોઇ 'ગુપ્તા' પર ટીકા કરે છે તે તે પણ મને કડવી લાગતી નથી. એક વખત હું અમિત્રોના ટોળામાં જઇ ચઢ્યો હતો. ત્યાં કોઇએ 'ગુપ્તા'ની વાત કાઢી. એકે કહ્યું: 'ગુપ્તા, મૂર્ખો છે;' બીજાએ કહ્યું: "કેવળ બાલિશ છે,' ત્રીજાએ ટીકા કરી 'તદ્દન ગધેડો છે ને તે પણ રીખાઉ!' મેં પણ ઉકળી જઇ ઉમેર્યું: 'કેવળ મૂર્ખો કે ગધેડો નહીં પણ ગધેડાનોએ ગુરુ છે,' મારી બાજુમાં બેઠેલાએ કહી નાખ્યુ: 'અરે તદ્દન હજામ છે. નોંધપોથી કરતાં તો હજામત પોથી લખી હોત તોએ પ્રસિદ્ધિ મળત. ને કદાચ નડીઆદમાંથી પ્રસિદ્ધ કરી હોત તો એને 'સાક્ષર' કે 'કલાકોવિદ' નું બીરુદ ઝટ મળી ગયું હોત. હું આથી ખીજવાયો નહીં, દીલગીર પણ ન થયો. હું મનમાં બોલ્યો: "એ હું નહીં- એ તો પેલો ગુપ્તા! એના પર આવી ટીકા થવીજ જોઇએ એને કૈં પણ લખતાં આવડતું નથી."

પ્રચ્છન્ન નામે લખવાના આવા અનેક લાભો છે.

---:o:---

धमनी स्व. पत्निश्रीना स्मरणार्थे
श्री फार्बस गुजराती सभाने
શ્રીયુત ડાહ્યાભાઇ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.




પુસ્તક ૧૨ ] કાર્તિક ૧૯૮૪ [ અંક ૨

# ગુજરાત અને યુગધર્મ



## ગુર્જરી ગીર્વાણનું જય કીર્તન

ગાઓ, ગાઓ, વિજય ગાઓ, સર્વ ગુર્જર સંતાનો,
સમય મંગળ ગુર્જરી ગીર્વાણના યશ ગાવાનો,
અન્ય તરછોડે ભલેને દીન ને દુબળા કહી,
જેવી તેવી તોએ વહાલી વાણી એ આપણી સહી.

પ્રથમ શબ્દ મેં એ વાણીમાં શ્રવણ કર્યો માના મોદે,
પ્રથમ શબ્દ મેં એ વાણીમા ઉચ્ચાર્યો કાલો કોદે.

તાત ભ્રાત સહુ સ્વજનતણા પ્રિય મુખમાં એ વાણી મહાલે,
એ વાણીનાં અમૃતઝરણાં અંતરમાં નિશદિન ચાલે;
શત શત સહસ્ર લોકો આજે એ વાણી વાપરનારા,
પંચખંડમાં પ્રસરી રહ્યા એ બૃહત વાકના ભણકારા.

જય ગાઓ, જય ગાઓ!
ગુર્જર ગીરનો જય ગાઓ!
જય ગાઓ, જય ગાઓ!

વિશ્વવદિત સર્જનજીની મહાવાણી માત છે,
બંગલા, હીંદી, મહારાષ્ટ્રી ભગિની એની ખ્યાત છે.

નરસૈંયાએ પ્રથમ ઘડી એ સુંદર રૂપવતી રાણી,
પ્રેમાનંદે કીધી કેળવી વિધવિધ રસની ઝીલનારી;
નાનાલાલતણા મૃદુ કરથી લલિત બની રી લટકાળી,
ગોવર્ધન, ગાંધી, ને કનૈયે કીધી સમૃદ્ધિશાળી.

જય ગાઓ, જય ગાઓ!
ગુર્જર ગીરનો જય ગાઓ!
જય ગાઓ, જય ગાઓ!

જે ભૂપર શ્રીકૃષ્ણપ્રભુએ ગજ્યદંડ કરમાં લીધો,
જે ભૂમિપર પરશુરામે ક્ષત્રિનો વિજય કીધો;
જેની કુખના દયાનંદ ને ગાંધી અમ ગલ્લો રાજે,
તેની વાકના વિજય દુદુંભિ સતત અખિલ જગમાં ગાજે.

જય ગાઓ, જય ગાઓ



 હથીઆરબંધ દાસીઓનું ટોળું ધસી આવ્યું તેમણે સોમને વચ્ચેથી ઉડી જવાનું કહ્યું. 

—દમાવતી. —પૃષ્ઠ ૧૪૦




લેખક:

રા. મંજુલાલ રણછોડલાલ મજમુદાર.

ચિત્રકાર:

રા. રવિશંકર મ. રાવળ.

———o———

[ સં. ૧૭૭૩ માં "દ્રૌપદીહરણ" રચનાર ખંભાતના જૈનેતર કવિ શિવદાસે આ વાર્તા દુહા, ચોપાઈ, અને છપ્પયમાં રચી છે. એ વાર્તા 'સાહિત્ય' માસિકમાં ૧૯૧૯-૨૦ માં ક્રમે ક્રમે છપાઈ હતી. ત્યાં પ્રકાશકે જણાવ્યું છે કે વીરજી અને સામળભટ વગેરે કવિઓને આ વાર્તામાંથી કંઈ ને કંઈ સૂચના મળી હોવી જોઈએ.

પરંતુ વિશેષ શોધને પરિણામે જણાય છે કે 'હંસાવલીની નવી વાર્તા રચ્યાનું' યશ એકલા શિવદાસને ખાતે પણ સ્વીકારાય તેમ નથી. લગભગ પંદરમા શતકમાં (સં. ૧૪૧૧ માં) એક વિનયચંદ્રે 'હંસવચ્છ ચઉપાઈ' રચી છે. † તેના પછી સં. ૧૫૧૩માં ઉતારાયલી એક આસાયત નામના કવિની 'હંસવચ્છ કથા' ડેક્કન કૉલેજના સંગ્રહમાં તથા ઉદયપુરના વિવેકભંડારમાં છે.

એ વાર્તા શિવદાસની વાર્તાનું મૂળ હોય એમ લાગે છે. એમાં વાર્તાને 'ચાર ખંડ'માં વહેંચી નાખેલી છે. શિવદાસની વાર્તાનું બીજું નામ પણ 'હંસા ચારખંડી' છાપવામાં આવ્યું છે. જૈન કવિની વાર્તા શિવદાસના ત્રીજા ખંડથી શરૂ થાય છે. પેઠણમાં રાજા શાલિવાહનના પુત્ર નરવાહનની કથા એમાં આવે છે.

સં. ૧૭૭૫માં એક મધુસૂદને 'હંસાવલી'ની વાર્તા રચેલી છે. તે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીમાં રા. હીરાલાલ પારેખે કરેલા સંગ્રહની યાદીમાં નોંધેલી છે; પરંતુ તે કથા મારાથી જોઈ શકાઈ નથી.

'હંસાવલી'ની આ પદ્ય વાર્તા એટલા પુરતી લાક્ષણિક છે એમાં ત્રણ જન્મની કથાદ્વારા પુરુષદ્વેષિણી નાયિકાના સ્વભાવનું સમાધાન કરવામાં આવ્યું છે. ચીતારાના ચિત્રપટની યુક્તિ પણ તેટલી જ વિશિષ્ટતાવાળી છે. આ વાર્તા એક જૈનેતરે રચી છે છતાં તેમાં જૈન મતની સ્પષ્ટ અસર જોઈ શકાય છે. મહાકવિ સામળભટના પુરોગામી તરીકે પણ આ વાર્તાનો કવિ ઉપયોગી છે.

શિવદાસની વાર્તાનું ખોખું નીચે પ્રમાણે છે :— ]

કુંદનપુરમાં અનંગજય રાજાને પુત્ર નથી. તેણે કંટાળીને કમળપૂજા આદરી. એટલે શિવકૃપાથી એને બે પુત્ર થયા. પરંતુ તેનું સુખ તેના નસીબમાં લખાયું નહોતું.

સોમ અને ઉનડ એ બે રાજકુમાર મોટા થયા; અને મૃગયા રમવા ગયા. ત્યાં એક ઋષિ હતા; તેમણે ઉપદેશ કર્યો: "કુમાર, પશુહિંસાનું

† જુઓ રા. મોહનલાલ દેસાઈ સંપાદિત "જૈન ગુર્જર કવિઓ." પૃ. ૪૧

ઘોર પાપ તમને લાગ્યું. હવે તે ધોવા કાશી જાઓ; અને પતિતપાવની ગંગામાં નહાઇ પાપ-મુક્ત થાઓ."

દુખભર્યા નવજુવાન યાત્રાએ નીકળ્યા. વાટમાં જંગલ આવ્યું. ત્યાં બંને રસ્તો ભુલ્યા. ભમતાં ભમતાં બપોર થયા. પાણી વગર ગળું સુકાવા લાગ્યું. સોમ પાણીની ભાળ કાઢવા એક ઉંચા ઝાડ ઉપર ચઢયો. નજીકમાંજ એક નગર દેખાયું. બંને ભાઇ ત્યાં ગયા; અને નગરના પ્રધાનને ઘેર રાતવાસો રહ્યા.

પ્રધાનની પુત્રી જયવંતી ભોજન પીરસવા આવતી હતી. રાજકુમાર ઉત્તર તેને જોઇને અંજાયો; જયવંતી પણ આ જુવાનડાને નીરખી મોહ પામી. પરંતુ એના હૈયાની વાત એ કોઇને જાણવા દઇ શકી નહીં. ઉત્તરથી પણ એ વાત કેમ પુછી જાય? એણે પણ મનની વાત મનમાં રાખી. સંકલ્પ કર્યો, "એ જયવંતીને આ જન્મે નહીં તો બીજે જન્મે તો જરુર મેળવવી."

પ્રધાનને ત્યાંથી વદાય માગી બંને જણ કાશી આવી પહોચ્યા. ગંગામાં નહાઇ પવિત્ર થયા. ઉત્તર હજી જયવંતીને ભુલી શકયો નહોતો. એને થયું, "જયવંતી મેળવ્યા વગર સંસારમાં કયું રસ સ્થાન છે?" એણે તો ત્યાંજ દેહ પાડવા નિશ્ચય કર્યો; અને કરવત મુકાવ્યું કે, "આવતે ભવ જયવંતી નારી મળો!"

સોમકુમાર સાથે હતો; તે ખુબ ખિન્ન થયો. જયવંતીને પોતાના ભાઇની કથની કહેવા તેના નગર તરફ ચાલ્યો. નગરના બજાર સુધી એ આવી પહોંચ્યો અને વીસામો લેવા બેઠો. એવામાં દુકાનો ટપોટપ બંધ થવા માંડી. પુરુષમાત્ર જ્યાં ત્યાં સંતાઇ જવા લાગ્યા. સોમને આ શું થાય છે તેની સમજણ પડી નહીં.

લોકો બોલી ઉઠ્યાઃ "એ જવાન, તું કોક અજાણ્યો લાગે છે; રસ્તામાંથી બાજુએ ખસ; જો પણે જયવંતીબહેન નીશાળેથી ઘેર જાય છે. રસ્તામાં કોઇ પુરુષને જોવાગાં આવે તો તેને મારી નાખવામાં આવે છે તેની તને ખબર નથી?" એટલામાં તો આગળ હથીઆરબંધ દાસીઓનું ટોળું ધસી આવ્યું. તેમણે સોમને વચ્ચેથી ઉઠી જવાનું કહ્યું.

સોમનું સ્વમાન ઘવાયું; એ સામો થયો. તિરસ્કારથી પેલી સ્ત્રી અંગરક્ષકોને નીહાળી રહી. એટલામાં જયવંતીની હાથણી § લગોલગ આવી

§ હાથીને બદલે હાથણીનું વાહન પુરુષજાત પ્રત્યે દ્વેષનું સૂચક છે.

સામળભટ્ટ ની "વૈતાળપચીશી"માંની નવમી વાર્તામાં આવીજ એક પુરુષદ્વેષિણી "જયવંતી"ની વાર્તા ગોઠવાયલી છે. આ જયવંતી એટલે સુધી વ્રત લઇને બેઠી હતી કે—

"પુરુષકેરું મુખ નવ જોય, કળી ન શકે તેને કોય;
રાચે નહીં પુરુષ શું રંગ, ગમે નહીં પુરુષનો સંગ.
પુરુષ નામ અન્ન નવ જમે, પુરુષ દીગલા શું નવ રમે;
પુરુષ નામ નવ પહેરે શણગાર, મોગરો કેવરા નવ શિર હાર.
પુરુષ પલંગ પર નવ સુવે, પુરુષ આરીસે મુખ નવ જુવે.
પુરુષ લોટે પાણી નવ પીયે, પુરુષ નામ લેતાં મન બીહે"

એક દિવસ એક પરદેશી પંથી તંબોળીની દુકાને બેઠો હતો. ત્યાં જયવંતીની દાસી પાન લેવા આવી. કાથા ચુના વગર એકલાં પાન એ લઇને ગઇ તેથી તેને આશ્ચર્ય થયું. ત્યારે તંબોળીએ ખુલાસો કર્યો કે—



હંસાવલીને આ ચિત્રમાળા જોઇ પૂર્વભવનું એકાએક ભાન થઈ આવ્યું

"પુરુષ સેવા કરે નહીં, વિપરીત એહ વિવેક.'

તેથીજ કાથા ચુના વગર એ ચલાવે છે

વળી એ કુંવરી દર રવિવારે શક્તિની પૂજા કરવા બહાર નીકળે છે ત્યારે

"પુરુષ બહાર નવ નીસરે, રાય રાણા નર ક

દેખે તેને દુખ દે, એ તો આડે અંક'

આવી જયવંતીને સાંભળીને પેલો પંથી કાશી કરવત મુકાવવા જવાને તૈયાર થયો—આટલો પ્રસ્તાવ સામળભટ્ટે તેમના બખતમાં પ્રચલિત કોઈ પ્રાચીન લોકવાર્તામાંથી ઉપયોગમાં લીધો હશે એવું કહેવાનું મન થાય છે

પહોંચી. જયવંતીએ દૂરથી આ પ્રસંગ જોઇ લીધો. પાસે આવતાં સોમને ઓળખ્યો. અને નીચે ઉતરી.

સોમની સાથે ઉત્તરકુમારને ન દીઠો એટલે જયવંતીના હૃદયમાં કૈં કૈં થઇ ગયું. એણે બીતે બીતે ઉત્તરની ખબર પુછી. સોમની આંખમાં આંસુ આવ્યાં. જયવંતી પામી ગઇ કે કૈં અનિષ્ટ સમાચાર છે.

સોમ જરા સ્વસ્થ થઇ, નરમ સાદથી કહેવા લાગ્યો: ' ભાઇના શા સમાચાર કહું ? તમને અહીં જોયાં ત્યારનુંજ એમનું દીલ ઘવાયું હતું. પણ દીલનાં દર્દ સૌ કોઇને કહેવાય છે ? તમને હૃદય આપી એ યાત્રાએ ચ લ્યા; ગંગાજીમાં નાહ્યા; પણ પછી એમને એમનું હૃદય ખાલી ખાલી લાગ્યા કર્યું. એમણે પાછા જવાનો વિચાર માંડી વાળ્યો. અને કાશીના કરવતનો છેલ્લો ઉપાય એમણે અજમાવ્યો ! " આવતે ભવ એ જયવંતી મળો "–એ એમના છેલ્લા બોલ હતા. હું ઓશીઆળો બની ગયો. મારે તમને એ સમાચાર કેમ પહોંચાડવા તે ભારે વિચાર થઇ પડ્યો. હું આજે આથડતો આથડતો ચાલ્યો આવું છું. ત્યાં તમે આમ અચાનક મળ્યાં—"

જયવંતીના હાથમાંથી હથીઆર સરકી ગયાં. કેળ ઉપર ઘા થયો હોય તેમ એ ભોંય ઉપર બેસી પડી. એનું માથું ફરવા માંડ્યુ. " હવે શું કરવુ ? " એ વિચાર વમળમાં એ તણાવા લાગી. પ્રલયકાળમાં આખી સૃષ્ટિ ડુબી જાય છે તેમ એની આશાની મોલાતો ભોંયભેગી થઇ અદૃશ્ય બની ગઇ હતી.

શોકનો પહેલો આઘાત નરમ થતાં એ કર્તવ્ય વિચારવા લાગી. જેને માટે મહા શક્તિની જેમ, પુરુષ સમાજમાં ઉદાસીન થઇ ફરતી તે જવાથી હવે એનું જગત શૂન્ય બની ગયું. એટલે એની પાછળ જવુંજ યોગ્ય છે એમ એણે નિશ્ચય કર્યો.

જયવંતીએ કાશીનો મારગ લીધો. એની ત્રણસેં સાઠ સરખી સાહેલીઓ એને એકલી કેમ જવા દે ? એ પણ રાજકુંવરીની સાથે થઇ. બધું મંડળ ચાલતું ચાલતું કાશી આવી પહોંચ્યું. પતિતપાવની ગંગામાં નાઇ શુદ્ધ થયું. પછી જયવંતી કરવત મુકાવવા ગઇ. પ્રભુનું કરવું તે કરવત મુકાવતાં માગવામાં એ ભુલી. એણે માગ્યું, " મને પેલે ભવ ઉત્તર ભરતાર તરીકે અને વીરા તરીકે પ્રાપ્ત થાવ ! " કરવત મુકાયું અને જયવંતીએ પોતાનો કુંવારો દેહ છોડ્યો.

જયવંતીની સાહેલીઓ આ વિપરીત દેખાવથી આભી બની ગઇ; અને જાણે એમનામાંથી તેજ હરાઇ ગયું હોય તેમ એ વીલી વીલી થઇ ગઇ. એમનાથી સહીઅર વગર કેમ રહ્યું જાય ?–તે પણ જયવંતીની પુંઠે ચાલી. સોમકુમાર આ હત્યાકાંડ જોઇ રહ્યો હતો. તેને દુનીઆ ઉપર વિરાગ આવ્યો. હવે સંસારમાં એનું કોણ ? એમ એને થવા માંડ્યું. એણે પણ આ જીંદગીનો અંત શોધ્યો. કરવત મુકાવતાં એણે માગ્યું, ' ઉત્તર તથા જયવંતી પાસે મારો અવતાર થાવ ! મને ત્રણ અવતાર સુઝે અને ત્રણે જણ ભેગાં થઇએ—"

કરવતની કારમી કહાણી સાંભળી કાશીનો રાજા કોપ્યો. ભયંકર આત્મહિંસા કરનાર યંત્રને એણે દેશપાર કર્યું.* યાત્રાળુઓને તે માટેજ કાશીમાં આવતા ખાળ્યા. સંસાર આકરો લાગે કે તરત ખોળીયું બદલી મનગમતો નવો જન્મ મેળવવાનું લોકોનું સાધન હવે નષ્ટ થયું.

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૨૦૩]

* જૈન ધર્મના અહિંસાવાદનો ચોખ્ખો અસર અહીં પરખી શકાય છે.

# ક્યાં લગી ?

લેખકઃ રા. મુનાદી

(ગઝલ)

ગુપ્ત રાખું મુજ ઉરે, મુજ પ્રેમ–આશય ક્યાં લગી ?
નિજ હૃદયમાં જાળવું એ જ્યોત્સ્નાલય, ક્યાં લગી ?

કોક મુજ અદૃશ્ય છે, હું તેહ દર્શન કારણે—
હાડપિંજર થઇ રહ્યો, પણ હાય ! એ ક્ષમ ક્યાં લગી ?

"હાય !" ઉત્તર હાસ્ય, ને નિશ્વાસ ઉત્તર સ્મિત, વાહ!
ચેન ચેટક આપનાં, મુજ રંકનો લય ક્યાં લગી ?

સુખ વિરહનું દઇ ચુક્યા ! દુ:ખ દો હવે સંયોગનું !
ટાળશો સુખ દુઃખ કથનમાં, હે મહાશય ! ક્યાં લગી ?

ચીર ચીરા ગુલતણાં, બુલ બુલ જરા જોશે ખરો !
ભાન ભોળા ! ગાઇશ એ, તુજ ગાન રસમય ક્યાં લગી ?

"પરવશે દુઃખ ! નિજ વશે સુખ !" સૂત્રના આદર્શમાં
તુજ પતંગો ઝુકશે, હે દીપ નિર્દય ક્યાં લગી ?

આપનો ચેતી હવે, નિર્ણય કરો અમ જાતનો ?
ક્યા લગી કરશું અમે, અમ આત્મ–નિર્ણય ક્યાં લગી ?

જય થયો, વિજયી થયા, ભય ટાળી દો નિર્ભય બની—
આપશો ભયભીત થઇને ભય તણો ભય, ક્યાં લગી ?

વૃદ્ધ તમ પોતેજ થઇ અમથી તજાતા જો, રખે !
રાખશો કાચી, લઘુ ને બાળ, અમ વય ક્યાં લગી ?

વિસ્મરણ વચનો તણું વિસ્મય પમાડે, હાય ! પણ—
ક્યાં લગી ? રે ! ક્યાં લગી ? એ વ્યર્થ વિસ્મય ક્યાં લગી ?



# ફૂલભોગી

લેખક:
રા. શાંતિલાલ છોટાલાલ શાહ

---

( ખંડ તોટક. )

ભમરા ! ફૂલભોગી રહે ભમતો,
મધુસત્વ ગ્રહી દીલમાં રમતો;

કલિમાં – કુસુમે ભમતાં,—
દિન દિન હસોજ હસો અવિરામ.

રસ ભરત રહે ફુલડે ફુલડે,
પ્રણયોર્મિ થકી વિકસી દીલડે;

તહીં ફીરતી કદિ શમતાં,—
તુજ આત્મ સદાએ રહો શુર ધામ

તુજ અંતર વ્યોમ વિશુદ્ધ હતો,
શઠતાનું ન વાદળ ત્યાં ભમજો:

પલ પ્રીત થકી નમતાં,—
પ્રભુના મય પાઠ પઢો શુભનામ.

ફુલડે ફુલડે મધુ ગંધ ઝરે,
કે પુષ્પ પરિમલ પૂર્ણ ધરે;

હસતાં, ડસતાં–રમતાં,—
ફુલ ભોગી ! સદા રટજે પ્રભુ નામ.



# વકતૃત્વ કલા


લેખક :
રા. જ્યોતીંદ્ર હ. દવે
ઉપમંત્રી, સાહિત્ય સંસદ

ચિત્રકાર :
સૌ. જડાવબહેન વીણુ


વકતૃત્વ કલા એટલે બોલવાની સફાઇ. કલાઓ અનેક છેઃ કાવ્ય કલા, નાટય કલા, અભિનય કલા, લેખન કલા, ચિત્ર કલા, શિલ્પ કલા, વાદ્ય કલા, ગાયન કલા, નૃત્યકલા, વગેરે. પરંતુ કલાના એ વિશાલ મહાસાગરમાં સર્વથી ઉપર વકતૃત્વ કલા તરી આવે છે. કેટલીક કલાઓ લલિત કલા, અર્થાત્ ભોકતાને કેવળ આનંદ આપવાને અર્થેજ હોય છે અને કેટલીક કલાઓ વ્યવહારમાં ઉપયોગી હોય છે. પરંતુ વકતૃત્વ કલા જેટલી આનંદ આપવાને માટે છે તેટલીજ વ્યવહારમાં જરુરની છે

મનુષ્યને દરેક કાર્યમાં કલાની આવશ્યકતા છે. કલાપૂર્વક કાર્ય કરતાં શીખવું એ બહુ જરુરનું છે; કારણ કે કલાપૂર્વક કરાએલાં કાર્યોનીજ કદર થાય છે. જગતમાં જેટલાં કાર્યો થાય છે તે સર્વમાં બોલવાનું કાર્ય સૌથી વધારે થાય છે. ઇતર સર્વ કાર્યો કરતાં મનુષ્ય જીવનમાં બોલવાનું કાર્ય ઘણા મોટા પ્રમાણમાં કરે છે. મૌનવ્રતનો મોટામાં મોટો ઉપાસક પણ મૌન ધારણ કરતાં મૌનભંગ વધારે કરે છે. આથી સ્વાભાવિક રીતેજ બીજી બધી કલાના કરતાં વકતૃત્વ કલાના ઉપાસકો વધારે હોય છે. 'પાર્લમેંટ'ના સભાસદથી માંડી સ્વદેશી સાબુની બુમ પાડતા રસ્તામાં ફેરી ફરતા ફેરીઆ સુધી સર્વને આ કલાનો અભ્યાસ અત્યંત ઉપયોગનો છે. ક્રોધની, વૈરની કે દયાની લાગણી શિષ્ટતાથી દર્શાવવા ખાતર આ કલા પર કાબુ હોવો જરુરનો છે. બોલનાર તો બહુ છે, સાંભળનાર થોડા છે આ સ્થિતિમાં કલાપૂર્વક બોલાએલું હોય તેજ સંભળાશે. પતિ પર સમાજ ન સમજે એવી રીતનો કાબુ રાખવા ઇચ્છતી સ્ત્રીઓ, જાહેરખબર આપી શકાય એવી સ્થિતિ ન હોવાથી 'લેખી' નહી પણ મોઢાથી માલની પ્રશંસા કરી તેને ખપાવવાની ઉમેદ રાખનાર વેપારી, કે આત્મશ્લાઘાની સ્વભાવિક વૃત્તિને સભ્યતા પૂર્વક પ્રકટ કરવાનો અભિલાષ રાખનાર પુરુષો જો આ કલા હસ્તગત ન કરે તો તેમને પોતાના મહાન્ ઉદ્દેશો કેટલા દુઃસાધ્ય થઇ પડે તેની કલ્પના કરવી કઠણ નથી. દેશના હિતને ખાતર ધારાસભાના સભાસદ થવું હોય, પારકાનાં કલહ તથા ધન પોતાને શિર તથા હસ્તમાં લેવાની પરોપકાર વૃત્તિથી પ્રેરાઇ વકીલાતનો ધંધો

કરવો હોય, ' કોલેજ 'માં ' પ્રોફેસરનું ' પદ તથા તજ્જન્ય કીર્તિ સંપાદન કરવાં હોય, કે ફંડમાં નાણાં ભરાવવાનું કપરું કાર્ય કરવાનું હોય ત્યારે આ કલા કેટલી ઉપયોગની છે તેનું તરત ભાન થાય.

એટલે પોતાના વિચારનો લાભ અનેક લઇ શકે એવી પરમાર્થવૃત્તિથી પ્રેરાએલા પુરુષો (જેમની સંખ્યા સદ્ભાગ્યે ઓછી નથી તેઓ ) ને ઉક્ત ઉત્તમોત્તમ ઉદ્દેશની સિદ્ધિ માટે આ કલા સૌથી સહેલો અને સુંદર માર્ગરૂપ છે. શારદાપીઠની



લખવાનું બાજુએ રહી જાય, ને ભાષણ આપવામાં ગરક થઇ જાય એવા ભાષણ કરનાર ભદ્રંભદ્ર એક નથી પણ અનેક છે.

વળી આ કલાના ભોક્તા પણ અનેક વર્ગના મનુષ્યો હોઇ શકે. કાવ્યમાં કેટલાક રસિક પુરુષોજ રસ લે, નાટકનું આસ્વાદન કરનાર પણ અમુકજ વર્ગ, નિબંધ વાંચનાર તો સૌથી થોડા.

ઉચ્ચતમ પદવીધારી વિદ્વાન કે કક્કો ઘુંટનાર બાળ વિદ્યાર્થી, ઉચામાં ઉચી જ્ઞાતનો પટેલ કે નીચામાં નીચી જાતનો કોઇ અભણ્યો પુરુષ, લક્ષ્મીદેવી અને તેની અનુગામિની કીર્તિની કૃપા

પામેલો મહાજન કે નિર્ધનતાને લીધે અજ્ઞાન રહેલો કોઇક 'લઘુ' જન; આ સર્વ વકતૃત્વ કલાનો આસ્વાદ લઇ શકે છે અને વકતાના કલાચાતુર્ય સારુ અભિપ્રાય પણ વિના સંકોચે આપી શકે છે.

કલાનો ઉદ્દેશ શો છે અથવા હોવો જોઇએ? વિવાદપ્રિય વિવેચકોને આ વિષય વિવાદને માટે ઘણો ઉત્તમ જણાયાથી એ વિષય પર લાંબા કાળથી એઓ વિવાદ કરતા આવ્યા છે. કોઇક કહે છે કે કલા ખાતરજ કલા હોવી જોઇએ; કેટલાક માને છે કે કલાનો ઉદ્દેશ બોધ આપવાનો હોવો જોઇએ; ત્યારે કેટલાક પુકારે છે કે ભોક્તાને આનંદ આપવો એજ સર્વ કલાનો હેતુ છે. આ અને આવા અનેક મતભેદ એ વિદ્વાનો પોતાની વિદ્વત્તાની જ્યોતિની ઝાંખી કરાવવા અને આવા અનેક મતભેદ એ વિદ્વત્તાનું વિશિષ્ટ લક્ષણ હોવાથી મતભેદ હોવોના જોઇએ એમ કહેવું તે સર્વથી અનુચિત અને ઉપહાસ યોગ્ય છે. પરંતુ એટલું તો કહી શકાય કે 'કલાનો ઉદ્દેશ શો છે!' એ વિષય પર એકમત થઇ જવાય તો કંઇ ખાસ ખોટું નહીં; કારણ કે એવી એકાદ ભુલ તો વિદ્વાનોને પણ કરવાનો હક છે. ઉક્ત વિષય પર વિચાર કરતાં એટલું લક્ષમાં રાખવું જોઇએ કે કલાકાર કયા ઉદ્દેશથી કલાવિધાન કરે છે અને ભોક્તાને એ કલાદ્વારા શી શી વસ્તુનું જ્ઞાન થાય છે? એ વાત લક્ષમાં રાખતાં તરત સમજાશે કે મોટે ભાગે કલાકાર કીર્તિના કે ધનના મહોદ્દેશથી પ્રેરાઇ કલાવિધાનમાં પોતાનું લક્ષ પ્રેરે છે અને મુખ્યત્વે કરીને કલાના ઉપભોગ વડે ભોક્તાને કલાકારના કલાચાતુર્યનું જ્ઞાન થાય છે. ધનપ્રાપ્તિ કલાકારને એટલી બધી નથી એ વાત કહેવાની જરુર છે? અર્થાત્ કીર્તિ ખાતર કલા છે એમ સ્વીકાર્યેજ છુટકો. પ્રસિદ્ધ આલંકારિક મમ્મટ કહે છે,


ક્વચિત્ મુખ પર સ્મિતની રેખા પ્રગટાવવી.

> काव्यं यशसेऽर्थकृते व्य-
> वहारविदे शिवेतरक्षतये।
> सद्यः परनिर्वृतये कान्ता-
> सम्मिततयोपदेशयुजे ॥

તેમાં એ યશને સર્વથી પ્રથમ મુકે છે. જેમ કાવ્યની કલા યશને માટે છે તેમ બીજી કલા પણ કીર્તિને કાજે હોય એ નવાઇ જેવું નથી. કીર્તિ સંપાદન કરવાની ઇચ્છા કેટલી બધી સ્વાભાવિક છે! ભવિષ્યની પ્રજાના મુખમાં પોતાનું નામ કાયમ રહે, બ્રહ્માંડભરના આ મહાભ્રમણમાં એક પોતાનું યશઃશરીર અવિચલ રહે, માનવ ગણની નિત્ય બદલાતી મનોવૃત્તિ પોતાની પ્રશંસા કરવામાં કદી પણ ના બદલાય. 'સર્વભક્ષી મહાકાલની વાસુકી ફણા'ની છાય તળે રહીને પણ પોતાની કીર્તિ અમર રહે, 'જગત ભરી ઉમેલી, મધ્યાહ્ન ની દુનીઆ દઝવતી ઝાળમાં' પણ પોતાની કીર્તિકૌમુદીનો શીતળ પ્રકાશ ઝંખવાયા વગર અનવરત ચળકી રહે

એવી પ્રત્યેક મનુષ્યને ઇચ્છા હોય છે; અને આવી ઇચ્છા એ આત્માના અમરત્વનું લક્ષણ છે. અમરત્વ એ આત્માનો ધર્મ અને મનુષ્યોનો પરમ અભિલાષા છે. એવી અમરત્વની ઇચ્છા એ કલા, બોધ, કે ક્ષણુજીવી કલાપ્રાપ્ત આનંદ કરતાં અનેક રીતે ઉચ્ચતર છે.

એટલે કેવળ કલા ખાતર, બોધ દેવા ખાતર કે આનંદ આપવા ખાતર કલા હોવી એવી માન્યતા હોવી જોઇએ એવી માન્યતા કરતાં કીર્તિને માટે કલા છે અને હોવી જોઇએ એમ માનવું એ કોઇ પણ રીતે ખોટું નથી. ઉલટું એવી માન્યતા કેવળ કલ્પનામૂલક ન હોતાં વસ્તુસ્થિતિના ખરા અવલોકન પર રચાએલી હોય છે. આ પ્રમાણે કલાનો આદર્શ કીર્તિ છે એ આપણે જોયું; અને બીજા સર્વ આદર્શ કરતાં એ આદર્શનું એક વિશેષ લક્ષણ એ છે કે આદર્શ હોવા છતાં એ અમલમાં મુકાય છે.


ક્વચિત્ આંખમાં આંસુ આવ્યાં.

પરંતુ ફક્ત ઇચ્છા કર્યાથીજ કીર્તિ મળી શકતી નથી. કીર્તિના ઇચ્છનાર, અને જે વર્ગમાં કીર્તિ પ્રાપ્ત કરવાની હોય છે તે બંનેની કીર્તિસંપાદન કરવાના કાર્યમાં અપેક્ષા રહે છે. આથી કીર્તિ મેળવવાનું કાર્ય હોવું જોઇએ તે કરતાં કૈંક વધારે કઠણ બની જાય છે. કવિ કાવ્યરસિક વર્ગમાંજ જાણીતો થાય, ચિત્રકાર ચિત્રના શોખીનોમાંજ પ્રખ્યાતિ પામે, અને લેખક વાચકવર્ગમાંજ કીર્તિ મેળવી શકે, આથી સર્વદેશી કીર્તિ મેળવવી એ, ચિત્રકાર કે લેખકને ઘણું કપરું થઇ પડે, પરંતુ ઉપર કહ્યું તેમ વક્તૃત્વ કલાના ભોક્તા અનેક અને દરેક વર્ગના હોવાથી એ કલાના ઉપાસકો સકલ જનસમૂહમાં કીર્તિ મેળવી શકે છે. વળી કવિ ચિત્રકાર કે લેખકને ટીકાકાર નામના જેને માટે ભર્તૃહરિ બ્રહ્માપિ તં નરં ન રઞ્જયતિ કહે છે તે પ્રકારના પ્રાણીઓને રીઝવવાનું અસાધ્ય કાર્ય કરવાનું હોય છે તે વક્તૃત્વ કલાના ઉપાસકને એટલું બધું જરુરનું નથી. આથી વક્તૃત્વ કલા એ કીર્તિને માટે બીજી સર્વ કલાઓ કરતાં સહેલામાં સહેલું સાધન થઇ પડે છે. કલાનો અંતિમ આદર્શ વક્તૃત્વ કલામાં આમ સહજ સાધ્ય બની રહે છે.

આ યુગ રાજનીતિનો છે. પુરાણકાલમાં જે સ્થાન ધર્મનું હતું તે સ્થાન હમણાં રાજનીતિ ભોગવી રહી છે. કહે છે કે કલિ કાલમાં ઇશ્વર ભજનનું મહાત્મ્ય વધારે છે અને તેનું ફળ પણ તત્કાલ મળી શકે છે. ઇશ્વરભજનનું તો કોણ જાણે પરંતુ રાજનીતિનું તો આ યુગમાં મહત્વ ઘણું વધારે છે અને તેનું ફળ પણ, જોઇએ તે કરતાં પણ વહેલું મળી શકે છે. આ યુગમાં તો રાજનીતિ

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૨૦૬]



# નૃત્ય કલા

લેખક:
રા. ફીરોજશાહ રુસ્તમજી મહેતા

## જુદી જુદી પ્રજાઓના નાચો : ઈંગ્લીશ નૃત્ય

[ અનુસંધાન જ્યેષ્ઠ ૧૯૮૩ પૃષ્ઠ ૨૭૪ થી ]

ઈંગ્લાંડને તો ગ્રામ્ય નાચોનું ઘરજ સમજી લેવું. જુના અંગ્રેજી નાચો મુળ ત્યાંના અસલ વતનીઓના નૃત્યમાથી મળે છે.

સૌથી જુના નાચોમાં 'Egg Dance' પ્રખ્યાત હતો. નાચનાર આંખે પાટા બાંધી શીંગડું વગાડતો અમુક ઈંડાઓથી બનેલી ઈંડાકૃતિ વચ્ચે નાચતો, પણ તેમાનું એકેએ ફુટે નહીં તેની સંભાળ રાખતો. "ક્રુઝેડ'ની ધાર્મિક લડાઈઓ પછીથી ઈંગ્લાંડના નાચોમાં પૂર્વના નૃત્યનું તત્ત્વ ભેળાયું. હ લમાં અંગ્રેજ બાળકોથી રમાતી રમતો 'Hunt the slipper' 'Kiss in the ring' અને 'Here we go round the multeery bush' એ પ્રાચીન ઇંગ્લીશ નૃત્યના બચી રહેલ ઝાખા પડછાયા છે. "ટયુડર" રાજાઓના વખતના બધા અંગ્રેજી નાચોમાં ચુંબન એક નૃત્ય ક્રિયા લેખે જરુરજ આવતું. એમાં સૌથી પ્રખ્યાત "કશન" નાચ હતો. એક સમય પર તો ખુદ ન્યાયાધીશો વકીલ "લીન્કન્સ ઇન "ના દીવાનખાનામાં અમુક દિવસોએ નૃત્ય કરતા.

રાણી ઇલીઝાબેથે નૃત્યને ભારે ઉત્તેજન આપ્યુ હતું. અને તે પોતે એક સુંદર નર્તની હતી. નૃત્યના સંબંધમાં તે સ્કૉટલંડની રાણી મેરી સાથે પોતાની સરખામણી કરતી એક વેળાએ એણે સ્પષ્ટ પણે સ્કોટીશ એલચીને કહ્યું કે "સ્કોટલન્ડની નામદાર રાણી કરતાં ઇંગ્લાંડની મહારાણી નૃત્ય કરતે વધારેજ ઉચું કુદી શકે છે."

મે માસની આઠમી તારીખે દર-સાલ એક "ફરી" કિંવા "ફલોરા" નામે નાચ કોર્નવોલમા હજી પણ થાય છે. નોકર વર્ગ સવારે નાચે; નમતી બપોરે ગૃહસ્થ વર્ગ નાચે અને સાજટાણે ધંધાદારી વર્ગ નાચે.

દરેક અંગ્રેજી નૃત્ય ગૃહમાં 'Waltz' ના નાચ અત્યંત માનીતા છે. પ્રથમ જ્યારે ૧૮૧૨ માં પેરીસથી એ આવ્યો ત્યારે ઈંગ્લાંડના નાચનારાંઓથી એ હસાયો અને નીંદાયો, પણ પાછળથી લાયક સંગીત એની સાથે જોડાયું ત્યારે એ સર્વને પ્રિય થતો ચાલ્યો. એ નાચો

ધીરે વહેતા, સરતી ઢબના અને નઝાકતવાળા છે બીજા બધા નૃત્યો એ 'Waltz' ના માત્ર સહાયક જેવા છે ફ્રેન્ચ નૃત્ય "કવોડીન' ઉપરાત 'લાનસર્સ' પણ ફ્રાન્સમાથી ઇગ્લાડમા ૧૮૦૫ મા આવ્યો 'ગેલપ' એ જાતે હગેરીઅન નાચ છે તે પાછળથી ઈ લાડની



નૃત્ય ને આકર્ષક અગ.

મતા થઇ 'પોલકા" સર્વત્ર ફેલાએલો નાચ છે, પણ ઇગ્લાડમા ઘણોજ લોકપ્રિય છે "પોલકા-માઝુર્કા' અને "માઝુર્કા' ના નાચ તો માત્ર નૃત્ય શાળાઓમાજ શીખવાય છે

જ્યોર્જ રાજાઓના વખતથી જાહેર નાટ્ય ગૃહો (Public dancing Rooms)ની જાણે ફેશન નીકળી પ્રથમ અગ્રેજી શબ્દકોશ રચનાર પ્રખ્યાત ડૉ જોનસન "પેન્થીઓન" નામક નૃત્ય ગૃહમા વારે વારે જતો

સુર વેદોથી મળેલા નાચોને આધારે અગ્રેજી નૃત્યની હમણા ઘણી સારી ખીલવણી થાય છે એ ઉપરાત બીજા પુરાણા નાચોની નવી આવૃત્તિઓ નાટ્યના કામમા મીસ નીલ અને મીસ નેલી ચેપલીન સુદર કામ બજાવી રહ્યા છે

મુરીશ તત્ત્વથી બનેલા નાચો ઇગ્લાડમા 'Ln_li h Morris dance"ના નામથી ઓળખાય છે. કહેવાય છે, કે રાજા એડવર્ડ ત્રીજાના અમલમા એ ઇગ્લાડમા સ્પેન થી પ્રાપ્ત થયો

મુખવેશ (Masques) પહેરીને તથા તરેહતરેહ વેષો સજીને નચાતા નાચો જેવી ઇગ્લાડમા પ્રથા છે, તેની શરૂઆત રાજા હેનરી આઠમા ના વખતથી થએલી છે

## પશ્ચિમમાં નૃત્યનો પુનરોદ્ધાર.

ઇશ્વર જાણે આ દેશમા નૃત્ય કયારે પાછું સજીવન થશે ? પશ્ચિમમા તો એ કળા સ્વરૂપે દર દિવસે અને રાત્રે ખીલતી અને વધતીજ જાય છે.

જ્યારે એક કળા તેની વિદ્યા વિષયક બુદ્ધિ

( Technical skill ) ની સર્વથી ઉચી ટોચે પહોચે અને એ દિશામા બીજુ કૈં વિશેષ કરવા જેવુ ન હોય, પણ માત્ર તે કળામા જીવન શ્વાસ ( Breath of life) આણવા જેટલીજ ખોટી હોય, ત્યારે તેને તેના પાગ કરતી પણામા શાળીને તેનો પુનરોદ્ધાર કરવાનો સમય જરરજ આવી લાગે છે એવી વેળાએ સુપ્રા હાડકામા દમ ફુકનાર કોઇ મહાન કળા વંત જીવ યા જીવો પૃથ્વી પર પાકે છે પશ્ચિમના નૃત્યના સબધમા પણ આમજ થયુ.

અમેરીકા ખાતે ઇસાડોરા ડીન્કને અને ઇંગ્લાડમા મોડ એલનને પ્રાચીન નૃત્યને નવું મોહક ટોળીએ "પેલેસ થીએટર "માં અને "કોવેન્ટ ગાર્ડન "મા "બેલેટ " નાચોના નવિન પ્રકારોથી ન ચકળાતું ગૌરવ વધાર્યું. આ જુનામાંથી નવા બનાવેલા નાચોનો શોધ વધતા, તે નાચી શકે એવા એકવડીઆ બાધાના ચપળ યુવકો અને ચચળ સુદર યુવતીઓની માગણી થવા લાગી, અસલી નૃત્યકળાની ખીલવવા તેઓએ પ્રાચીન ગ્રીકોને હાથે બનાવેલા પુષ્પ પાત્રો વગેરે માટીના વાસણો પર પાડેલા પુરૂષ તથા સ્ત્રી નૃત્યકારોની ઉભા રહેવાની નાચવાની મનોહર ગતિઓની નકલો કીધી કારણ તેઓ જોઇ શકયા કે આ ગ્રીસીયન અગ સ્થિતિ અને



નૃત્ય ગૃહ.

બક્ષી તેવો ફેલાવો કર્યો. કારખાનાંઓમા કામ કરતી છોકરીઓથી અને ગામડાની નીશાળોના છોકરાઓથી નચાતા લોકનૃત્યમા એથી મોટો ફેરફાર ઉપજવા પામ્યો, અને દેશના એક છેડેથી બીજા છેડા સુધી એ નૃત્ય સજીવનતા બપ્રેમથ ફરી વળી. એમા રશીઆથી આવેલી નૃત્યકારોની ગતિઓ નૃત્ય કરતી વેળાએ તાત્કાલિક અમલમા આવી શકે એવી તેમજ તદ્દન નૈસર્ગિક છે આ સુધારેમા પ્રાચીન નાચો હવે યુરોપ અમેરીકામા બધે ફેલાયા છે

પશ્ચિમાત્ય નૃત્યકળાના પુનરોદ્ધારમા આજથી પદર વર્ષની વાત પર Loie Fuller

નામક એક મૌલિકતા ધરાવનારી તથા બુદ્ધિશાળી નર્તનીએ અગત્યનો ફાળો આપ્યો તેણે "સરપન્ટાઇન ડાન્સ" નામે નૃત્ય જાતે ઉ-

પ્રખ્યાત નર્તની મોડ એલન

જાવ્યુ લાબા પટના એકજ વસ્ત્રમા સજ્જ થઇ તે નૃત્યભૂમિ પર આવતી અને તે વડે તથા પોતાના મોહક અગની વિવિધ મરોડવાળા નૃત્ય વડે પોતાને પતંગીયા, ગુલાબ કે સૂર્યમુખી પુષ્પ કે બળના સર્પની આકૃતિ તથા ગતિમા રજુ કરતી આ "સરપન્ટાઇન" નાચની પ્રખ્યાતી જોઇ બીજા ઉમદા નાચનારાઓ એ નકલ કીધી, પણ લુઇ ફુલરની શ્રેષ્ટતાને કોઇ પહોચી શક્યું નહીં

એજ સમયમા ઇસાડોરા ડન્કન બહાર પડી તેણે જાણીતા યુરોપીયન અને અમેરીકન સગીત રચેતાઓના નામચીન સગીતો તથા પ્રખ્યાત ચિત્રકારોના ચિત્રોને પોતાની સહાયતામા લીધા અને તે પરથી પોતાના કેટલાક પ્રખ્યાત નાચો ઉપજાવી નૃત્યકળા ની ખીલવણીમા પોતાનો ફાળો આપ્યો એણે બર્લીનમા એક નૃત્યશાળા સ્થાપી છે અને એની તાલીમ પામેલા શિષ્યોની સખ્યા પણ ઘણી મોટી છે.

પ્રખ્યાત નર્તની મોડ એલન આ ઇસાડોરા ડન્કનની ચેલી થાય એ પોતે કેનેડીઅન છે "my Life and Dancing," નામતું એણે રચેલુ નૃત્યકળાને લગતું પુસ્તક ઘણું જાણીતુ છે. એણે જાણીતા ચીતારા 'Botticelli" ના અતિ સુંદર ચિત્ર "Birth of Venus" પરથી એક પ્રાચીન ઢબતું મોહક નૃત્ય ઉપજાવ્યું, એની પાસે ૨૦૦ વર્ષનો એક પુરાણો મઝલીનનો ટુકડો છે, તેને એ પાણીમા ભીજવી નૃત્ય કરતે વખતે પોતાના શરીર પર લપેટી કળા તથા શરીર સૌંદર્યને પ્રકટાવે છે. નાચતે નાચતેજ તાતકાળિક પ્રેરણા બુદ્ધિ બતાવવામા મોડ એલન બીજાં બધાને બાજુએ બેસાડે છે. જાતિ કુશળતા વડે નૃત્યમાં એ પોતાને એક

ઢીલતાં પુષ્પ કે પાંદડાં, કે દરીઆના વહેતા મોજાંમાં ફેરવી નાખે છે. વિશ્વવિખ્યાત "સેલોમી" નાચ એણે પોતે ઉપજાવ્યો છે. જેટલો એ મોહક અને પ્રખ્યાત નીવડ્યો, તેટલોજ એ ચર્ચાસ્પદ પણ થવા પામ્યો છે. આ મોડ એલન હીંદુસ્તાન આવી ગઇ છે.

ન રાખવામાં આવે, તો એ નાચો ન ઇચ્છવા યોગ્ય ગતિમાં આવી જાય છે. આ "ટાન્ગો" નાચની ખામી કહો કે ખુબી કહો તે એ છે કે સાધારણ નાચવા સારુ એ ઘણો ગુંચવણીઓ છે. મુળમાં આ નાચ મુરીશ (મુરલોકોનો) હોવો જોઇએ. સ્પેનમાંથી થઇ આરજેન્ટાઇનમાં



પ્રાચીન નૃત્ય.

પ્રખ્યાત રશીયન નૃત્યકારો નીજીન્સકી, આનાપાવલોવા, માઇકલ મોર્ડકીન, કાર્સાવીના તેમજ રૂથ સેન્ટ ડેનીસ વગેરેએ નૃત્યકળાની ખીલવણીમાં સૌથી મોટો ભાગ ભજવ્યો છે. એમની નૃત્યકુશળતા વીશે આગલાં પૃષ્ઠોમાં લખાઇ ગયું છે.

સને ૧૯૧૧ થી તે ૧૯૧૪ સુધીમાં નૃત્યકળાના માર્ગ પર સુધારાનું એક બીજું મોટું મોજું ફરી વળ્યું. એ સમયમાં "Tango" "Manine Bresilienue" અને "Ta-Tao" નાચો જાહેરમાં આવ્યા આ નાચો જાતે નઝાકત વાળા છે, પણ જો સંભાળ

અમુક સ્વરૂપે એ દાખલ થયો; ત્યાં એનું રૂપ બદલાઇ તે હાલના "ટાન્ગો" માં ફેરવાયો.

પ્રખ્યાત નાચનારાં મી. અને મીસીસ વરનોન કેસ્ટલે આ ટાન્ગો નાચને પ્રથમ પદ્ધતિસર બંધારણ અને રૂપ બક્ષી પાશ્ચિમાત્ય નૃત્ય કળાની ખીલવણીમાં પોતાનો આદર્શ આપ્યો છે.

ઉપર જણાવેલો "Ta-Tao" નાચ એક ચાઇનીઝ નાચની સુધારેલી નકલ છે. ચીનાઇ ભાષામાં એનો અર્થ "મીઠાશ અને રમતા" થાય છે.

"ક્લાસીકલ" નૃત્યને છોડી "બૅલટ" નૃત્યપર આવતાં તેના સુધારામાં સૌથી મોટો



તે આંખો ઉઘાડ્યા વિના કાન માંડી રહી.

—ભગવાન કૌટિલ્ય:

—પૃષ્ઠ ૨૮૦




લેખક:
રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,
પ્રમુખ, સાહિત્ય સંસદ.

ચિત્રકાર
રા. ગોરક્ષકર

સમય:
ઈ. સ. પૂર્વ ૩૨૦ ની આસપાસ.

**સ્થલોની માહીતી**

પાટલીપુત્ર, કુસુમપુર, રાજગૃહ } પુરાતન મગધનું પાટનગર હાલ પટણા છે તેની પ મે.

તક્ષશિલા ... અફઘાનીસ્થાન આગળ આવેલું વિદ્યાને માટે વિખ્યાત હીંદુ રાજાનું પાટનગર.

ક્રમવાર આવતાં પાત્રો

રાક્ષસ ......મગધના નરેંદ્ર હિરણ્યગુપ્તનો મંત્રી.

વક્રનાસ......મગધના નરેંદ્ર હિરણ્યગુપ્તનો અમાત્ય.

સુમોહા ......તક્ષશિલાના રાજા સુબાહુની પુત્રી ને હિરણ્યગુપ્તની રાણી.

હિરણ્યગુપ્ત, ધનનંદ } શુદ્ર મહાપદ્મ નંદનો વંશજ અને પાટલીપુત્રનો ચક્રવર્તી રાજા.

સેનાજિત... ..હિરણ્યગુપ્તના અંતઃપુરના સૈન્યનો અધ્યક્ષ.
ગૌરી........સેનાજિતની પ્રિયતમા.
મૈનાકી......મહામાત્ર દર્શકની પત્ની.
આચાર્ય શકટાલ...ગૌરીના પિતા.
વિષ્ણુગુપ્ત...આંભિનો ગુરુબંધુ.
પ્રમંડક, કદ્દુ ...આચાર્ય શકટાલના શિષ્યો.

## આગલાં પ્રકરણોનો સાર

વાર્તા ઇ. સ. પૂર્વે ૩૨૦ ના આસપાસના સમયથી શરૂ થાય છે. મહાપદ્મ નંદના રાજ્યાભિષેકને એકાણું વર્ષ થયા હતાં; અને તેનો પૌત્ર હિરણ્યગુપ્ત 'સર્વાર્થસિદ્ધિ'નું બીરૂદ ધારી, મગધને સિંહાસને વીરાજતો હતો.

નરેંદ્રના ભુવન તરફ મંત્રી રાક્ષસ કેંક સમાચાર લેઇ આવ્યો. અંતઃપુરના રક્ષક સેનાજિતને તેણે નરેંદ્ર સંબધી પુછપરછ કરવા માંડી ત્યાં મંત્રી વક્રનાસ મળ્યો.

મંત્રી રાક્ષસે આંભિ કેમ ગામમાં આવવા ના પાડતો હતો અને આંભિનો બ્રાહ્મણમિત્ર ચાલીને શકટાલને ત્યાં ગયો તેની વાત કરી. અને તેઓ અંતઃપુરમાં ગયા.

અંતઃપુરમાં નરેંદ્રની મહાદેવી સુમોહા આ અંતઃપુર ને રાજ્ય, રાજા ને ચાકરોથી કંટાળી વીમાસણ કરતી હતી, ત્યાં રાજાને મંત્રીઓ તેને મળવા જાય છે.

રાજા સુમોહાને હસીને તેનો ભાઇ આંભિ આવ્યાના સમાચાર આપે છે ને મનમાં રહેલા કેં તરકટને સાધવા નિર્દોષ સુમોહા પાસે આંભિને આમંત્રણ અપાવે છે.

હિરણ્યગુપ્તના અંતઃપુરનો અધ્યક્ષ સેનાજિત પચ્ચીસેક વર્ષનો છે. તે દેખાવડો છે, અનાદી ને કર્તવ્યપ્રિય છે. તે સુમોહાને કુમાર પ્રાગ્જ્યોતિષ તરફ ગયાના સમાચાર આપે છે સુમોહા તેની ભાવિ પત્ની વીશે પુછે છે. સેનાજિત પોતાની પ્રિયતમાને મળવા અધીરો બની ઘર તરફ જાય છે. એના ઘરમાં એ એક અજ્ઞાત કેદીને ખાવાનું આપવા જાય છે. અજ્ઞાત કેદીને વિષ્ણુગુપ્ત નામના બ્રાહ્મણ આવ્યા ના સમાચાર આપે છે. અજ્ઞાત કેદી એને ચેતવણી આપે છે 'આવતી પૂર્ણિમાએ તે નાસી જશે '

સેનાજિત વાતચીત પુરી કરી ભોંયરાનું બારણું બંધ કરી ઉપર આવ્યો. તેના મનમાં ગૌરી ને શકટાલના અતિથિરાજ વિચારો ઘોળાયા કરતા હતા.

તેનું હૃદય શકટાલને ત્યાં જઈ એની પ્રિયતમા ગૌરી અને વિષ્ણુગુપ્તને મળવા અધીરૂં થઈ રહ્યું હતું. તેણે જવાનો નિશ્ચય કર્યો ને નીકળ્યો.

સેનાજિત અશ્વિનોને મંદિર દર્શન કરવા ગયો હતો. મગધના મહામાત્ર સંનિધાતાનું તેને નિમંત્રણ આવ્યું. તે ત્યાં ગયો દર્શક જુવાન પત્નીના ધણા પતિઓમાં પ્રસરતા રોગને હંમેશાં વધ હોવાથી એ પોતાની સ્ત્રી પાછળ ગાંડો થઇ ફરતો સેનાજિતને જોતાં દર્શકે પોતાની પત્ની 'મૈનાકીને કંઇ અકથ્ય રોગ થયો છે એવું કહ્યુ અને તે રોગ મટાડવા તેને વીનંતી કરી.

સેનાજિત મૈનાકીને ઓળખતો હતો. તેણે ધીમે ધીમે મૈનાકીને ગામમાં નવા આવેલા પુરુષના, કુમારના પ્રાગજ્યોતિષ તરફ ગયાના સમાચાર વગેરે આડકતરી રીતે કહી મૈનાકીના રોગના ઉપચારો અજમાવવા માંડયા. આથી તેની તબીઅત સુધરી જાય છે, અને સેનાજિત ચાલી જાય છે.

મૈનાકી સંનિધાતાને રાજગૃહમાં વદાય કરે છે અને સુકેતુને બેલાવે છે.

સુકેતુને મૈનાકી વિષ્ણુગુપ્તના અને કુમારના સમાચાર જણાવે છે અને એ વિષ્ણુગુપ્ત કોણ છે તેની ચર્ચા કરે છે

શકટાલને ત્યાં વિષ્ણુગુપ્ત આચાર્યને મળવા સિદ્ધ ક્ષપણક, રાક્ષસમંત્રી, ક્ષુદ્રક માલ્લવોના દૂત પ્રણિધિ વગેરે આવવા લાગ્યા. આજે આ લતામાં અશાંતિ ને કૈંક નવીનતા પથરાઈ રહ્યા હતાં. સેનાજિત પણ મળવા આવ્યો પરંતુ તેની ગૌરીના જે ઘરમા તે વગર રજાએ જઇ શકતો તે ઘરમાં પ્રવેશ કરવા આજે તેને રજાના વાટ જોવી પડી આ અપમાનથી એનું હૃદય આકુળ વ્યાકુળ થઇ ગયું. તેણે મન પરનો કાબુ ગુમાવવા માંડયો છેવટે અગ્નિહોત્રી પણ આચાર્યનાં દર્શને આવી પહોંચ્યા. ત્યાં બારણા આગળ એક યુવાન તપસ્વીને જોઈ તે થોડી વાર થભી ગયા; આખરે અગ્નિહોત્રીએ એને પોતાના પુત્ર કદ્રુ તરીકે ઓળખી કાઢયો.

(હવે આગળ વાંચો.)

[ અનુસંધાન : આષાઢ–શ્રાવણ ૧૯૮૩ ના અંકથી ચાલુ ]

# પ્રકરણ ૧૨ મું

## ગૌરીની મુંઝવણ

અગ્નિહોત્રીએ આંસુ લુછતાં હેતથી કદ્રુ. ની ખાંધ પર હાથ મુકયો. રખેને એ હાથ ખસી જાય એવી બીકે કદ્રુએ તેને પોતાના હાથથી દાબ્યો. બને અંદર ગયા. પાછળ શૌનક, ચરક અને તેના બે મિત્રો આવ્યા

શકટાલનું ઘર નાનું, નીચું ને અંધારું હતું. અંધારી ઓસરીમાં એક તરફ ગાયની કોડ હતી.

અંદરના અડધા ખંડ પર છાપરું હતું અને બાકીનો ભાગ ખુલ્લો વાડો હતો. એની પેલી તરફ બીજો એવે જ નાનો ખંડ હતો.

વચલા ખંડમાં પ્રમંડક બારણા પાસે બેઠો હતો-ગૌરવ ને વિદ્વત્તાની મૂર્તિ જેવા શાંત ને તેજસ્વી. પાસે વૃદ્ધ શકટાલ બેઠા હતા. તેમનું છણું છતાં ટટાર શરીર અસારે ગૂઢ શક્તિની સક્ષી પુરતું હતું. તેની સામે સેનાજિત બેઠો હતો. તેના અલંકારો આ નિર્ધન પરિસ્થિતિમાં કલંક જેવા જણાતા હતા. તેના મુખ પર ગર્વ ને અધીરાઇ હતાં. તે આ નવા આવનારાઓ તરફ તિરસ્કારથી જોઇ રહ્યો.

"પ્રમંડક ! આ પિતાજી આવ્યા."

"કોણ પ્રમલ: તુ!" અગ્નિહોત્રીએ સાશ્રુનયને પુછયું.

"હા. કાકા" પ્રમંડકે કહ્યું.

"ને વિષ્ણુ–આચાર્ય કયાં ?"

"અંદર છે, હમણાં આવશે." પ્રમંડકે કહ્યું; 'ઘણે વર્ષે આપણે મળ્યા.'

"હા, ભાઇ; ઘરડે ઘડપણ મારી આંખો ટાઢી થઇ."

"કેમ આચાર્ય દેવ ?" અગ્નિહોત્રી શકટાલની પાસે બેઠા અને શૌનક વગેરે સામે વિનયપૂર્વક બેસી ગયા.

અથ શકટાલે ડોકું ઉંચું કર્યું અને ખોખરા, નિશ્ચેતન અવાજે પુછયું: "કોણ ભાનુ ?"

મધરાતે મોભ તુટે અને તેનો અવાજ સુતેલાના હૃદયમાં જેવો આઘાત કરે એવો આઘાત બધાના હૃદયમાં આ અવાજથી થયો.

પળ વાર અગ્નિહોત્રી જરાક અસ્વસ્થ થયા અને પછી હીંમતભેર પુછયુ : "દેવ ! ખુશીમાં તો છોને ?"

શકટાલનું મોં વેદનાથી મચડાઇ રહ્યું. "ખુશી ? હા."

"આચાર્ય !" સેનાજિતે અધીરાઇથી કહ્યું; "હવે અંધારું થવા આવ્યું. મારે એક વાત કહેવી છે."

"શી ?" શકટાલે પુછ્યું. બધા શાંત થઇ સાંભળવા લાગ્યા.

"અંદર આવો."

એક પળ વાર શકટાલ શાંત રહ્યા અને પછી ભીંત પર હાથ મુકી ઉભા થયા. ઉંચા, સુક્કા, સ્નાયુવાળા, વૃદ્ધ શકટાલ નિરાશાની મૂર્તિ સમા અંદરના બારણા તરફ જવા લાગ્યા. સેનાજિત શકટાલને હાથ આપી બારણા તરફ દોરવા માંડયો. શૌનક અને તેના મિત્રો, કંઇક નવું જાણવાની તક ખોઇ હોવાથી, નાસીપાસ થઇ ગયા.

સેનાજિત શકટાલને અંદર લઇ ગયોઃ નિરુત્સાહ-નિરાશાને દોરી લાવતો હોય તેમ. અંદરના ખંડનો પણ અડધો ભાગ છાપરાવાળો હતો અને અડધો છાપરા વગરનો હતો. છાપરાવાળા ભાગ નીચે ગૌરી રાંધવાની તૈઆરી ઝડપથી કરી રહી હતી. તેના હાથ જેમ લોટ મસળતા તેમ તેની આંખો ચમકતી હતી.

ખંડના ઉઘાડા ભાગમાં દૂર એક પાટલા પર વિષ્ણુગુપ્ત પ્રાણાયામ કરી રહ્યા હતા.

સેનાજિતે એક નજર ગૌરી તરફ ફેંકી, બીજી પ્રાણાયામ કરતા બ્રાહ્મણ તરફ નાખી. વિષ્ણુગુપ્ત ઉંચા પહોળા નહોતા; સ્વરૂપવાન નહતા; તેના વસ્ત્રમાં એક નાનું ટુંકું ધોતીયું હતું; અલંકારમાં ખાંધે જનોઇ ને કપાળમાં ભસ્મ હતાં— અને છતાં સેનાજિતને એ કૈં વિચિત્ર લાગ્યા. એને જોઇ સેનાજિતની દૃષ્ટિ તદ્દન બદલાઇ ગઇ. પ્રમંડક ઝાંખો લાગ્યો; શકટાલ ઓછો કઠોર દેખાયો. ગૌરી વધારે ને વધારે દૂર ગએલી, દુષ્પ્રાપ્ય થએલી દેખાઇ; પોતે કોઇક સ્થૂલ ને ક્ષુદ્ર ગુન્હેગાર હોય એવો દેખાયો. તેણે ગૌરી તરફ જોયું, તો તે નીચું જોઇ લોટ મસળી રહી હતી. આ તેની ગૌરી કે કોઇ બીજી ? આ ફેરફાર કેમ થયો તે તેને નહીં સમજાયું.

પળ વાર તેણે આંખો મીંચી.

"આચાર્ય" સેનાજિતે ધીમેથી કહ્યું: "અહીંઆં વાત કરીશું ?"

"અહીંઆં તો વિષ્ણુગુપ્ત પ્રાણાયામ કરે છે."

ગૌરીએ ઉંચું જોયું, અને તેની નજર સેનાજિત પરથી વિષ્ણુગુપ્ત પર ગઇ.

ગૌરીના હૃદયમાં આજે કૈં નવા ભાવો ને નવા વિચારો ઉદ્ભવતા હતા. નદીતીરે જ્યારે તેણે સાંભળ્યું કે બ્રાહ્મણ વિષ્ણુગુપ્ત નંદરાજાનું અપમાન કરી તેને ઘેર જતો હતો ત્યારે પહેલાં તો તેના હૃદયમાં ધ્રાસ્કો પડયો. નરેંદ્રદેવના ક્રોધથી કચરાએલા મંત્રી પર આ એક નવી આફત આવી પડી અને આ આફતને પરિણામે તેના અને સેનાજિતના સંબંધમાં વિક્ષેપ આવશે એમ તેને લાગ્યું. એ એકદમ ઘેર જવા નીકળી.

ઘેર જતાં એ વિષ્ણુગુપ્ત કોણ હશે તેનો તેને વિચાર આવ્યો; અને વર્ષો પર પિતાને ઘેર શિષ્ય તરીકે રહેતો 'વિષ્ણુ' તો ન હોય એવો સંશય પેદા થયો. એની સ્મરણસૃષ્ટિમાં એક વિષ્ણુ હતો–તેજસ્વી ને વિદ્વાન–થોડાબોલો અને વિચારશીલ, જે તેના પિતા જોડે સદાએ મતભેદ દર્શાવતો અને છતાં જે તેમને અનહદ માન આપતો. એને યાદ હતું કે જ્યારે એ વિષ્ણુ તેને ત્યાં રહેતો ત્યારે પાટલીપુત્રના શ્રોત્રિયો તેને હેતથી સત્કારતા અને તેની બુદ્ધિની પ્રશંસામાં મુગ્ધ બનતા. ઘણી વાર તેની પાસે તે શીખવા બેસતી અને તે તેને રમાડતો હોય તેમ શાસ્ત્રો શીખવતો. તે વિષ્ણુ તો નએ હોય ?

આવા સંકલ્પ વિકલ્પ કરતી ગૌરી ઝપાટાબંધ ઘેર આવી અને પાછલે બારણેથી ઘરમાં આવતાં આ ખંડમાં તે વિષ્ણુને તેણે જોયો ને ઓળખ્યો.

આ વિષ્ણુગુપ્ત એ તેનાં સ્મરણોએ સંઘરી રાખેલો વિષ્ણુ અને છતાંએ જુદો. એને મળવા વારાફરતી અનેક સ્ત્રીપુરુષો, રાક્ષસ મંત્રી, શેષ જેવો દૂત પ્રણિધિ, ક્ષપણક જેવો જટિલ આવી જતાં તેણે જોયાં. વારાફરતી દરેકે તેની જોડે ધીમે ધીમે વાતો કરી. નિશ્ચલ નયને વિષ્ણુગુપ્ત તે સાંભળી રહ્યો. દરેક જણ સબહુમાન વર્તતા; વિષ્ણુગુપ્તની શાંતિ અભંગ રહેતી.

ગૌરી ઘરકામમાં પડી. પણ તેનુ ચિત્ત અસ્વસ્થ થઇ ગયું. તેના પિતાનો શિષ્ય વિષ્ણુ આવો કેમ થઇ ગયો? ક્યા પોતે એક અજ્ઞાન, ભગ્નગૌરવ મંત્રીની કન્યા, સેનાજિત જેવા રાજસેવકની વચનદત્તા, અને ક્યાં આ વિષ્ણુ જેની આગળ રાક્ષસ, શેષ ને જટિલાચાર્ય ક્ષપણક નિર્જીવ લાગતા!

આ ખંડમાં આવતાં સેનાજિતના મનમાં જે પ્રશ્ન ઉદ્ભવ્યો તે ગૌરીના મનમા ક્યારનોએ થયો. આ માણસ કેમ બધાથી જુદો લાગતો! પ્રતાપી શકટાલના એક સામાન્ય ને નિર્ધન શિષ્યમાં એવું શું હતુ કે આમ લાગતું? ગૌરી સેનાજિતને વીસરી ગઇ હતી. તેનું ચિત્ત અત્યારે માત્ર આનાજ વિચારથી વ્યગ્ર થઇ રહ્યું.

જ્યારે સેનાજિત શકટાલને દોરીને અંદર લઇ આવ્યો ત્યારે તે પોતાના વિચારોમાંથી ઝબકીને જાગી. તેનો સેનાજિત-જેની જોડે પરણવા તે અધીરી થઇ હતી તે સેનાજિત આવ્યો હતો; અને છતાં તેનુ હૈયું ખુશ થવા ના પાડતું હતું.

અત્યારે જીવનમાં પહેલીવાર સેનાજિતનું આવાગમન તેને અકારું લાગ્યું. તે શા માટે અત્યારે આવ્યો? તેનાં કંકણો ને કુંડળ જે જોઇ તે સદા હરખાતી તે અત્યારે છીછરાપણાનાં પ્રદર્શન જેવાં દેખાયાં. તેનું રુપાળું, સુંવાળું મુખ જેની મોહિની તે વીસરતી નહીં તે કશાની ન્યૂનતા દર્શાવતું. શાની તે તે કહી શકી નહીં. તે અત્યારે શા માટે આવ્યો?

ભસ્મથી શોભિત અનેક પૂર્વજોનું લોહી તેની દૃષ્ટિમાં વિકાર આણી રહ્યું: સેનાજિતે ભસ્મ કરી હોત તો વધારે ગૌરવશીલ લાગત?

નીચું મો કરી તે રાંધવા કરી રહી. તેની મુઝવણનો પાર નહોતો.

---

## પ્રકરણ ૧૩ મું

### જેમાં શકટાલથી પોતાના શિષ્યનું ઊંડાણ મપાતું નથી.

સેનાજિતે શકટાલને આગળ જતા અટકાવ્યા. "આચાર્ય વિષ્ણુગુપ્ત ધ્યાન કરે છે" તેણે કહ્યુ શકટાલ ઉભા રહ્યા. ગૌરી એકથી બીજા સામું જોઇ રહી

થોડીવારે વિષ્ણુગુપ્તે ધ્યાન પુરું કરી આંખો ઉઘાડી–શાંત ને સ્થિર ને ગહન આંખો. સેનાજિતને વાત પડતી મુકવાનું મન થયું; પણ જરાક જરાઇ શકટાલના હાથ પર હાથ મુકયો.

"આચાર્ય દેવ!" તેણે કહ્યું; "પછી અમારું શુ?"

ગૌરીનુ મુખ લાલ ચોળ થઇ ગયું: તેણે નીચું ઘાલી લોટ મસળવા કર્યો.

"વિચાર કરીશ." શકટાલે ટુંકામાં જવાબ વાળ્યો.

"પણ કયારે ? " સેનાજિતે થોડી વારે પુછ્યું. ગૌરીને આ પ્રશ્નપરંપરા અયોગ્ય લાગી. અને તે વળી વિષ્ણુગુપ્તના સાંભળતાં ?

" નક્ષત્ર આવે ત્યારે " શકટાલે જવાબ વાળ્યો.

"પણ આમ દહાડા જાય તેમાં અર્થ શો સરે ?"

" નક્ષત્ર વિના અર્થ સરેજ નહીં " શકટાલે દૃઢતાથી કહ્યું.

" અર્થજ અર્થનું નક્ષત્ર. તારલા શું કરતા હતા ?" શાંત અવાજ આવ્યો; અને ચમકીને સેનાજિત અને ગૌરી જોઇ રહ્યાં. વિધિનો અવતાર હોય તેમ આ શબ્દો શાંતિથી બોલતા, વિષ્ણુગુપ્ત તેમના તરફ આવતા હતા.

સેનાજિત વિપલ વાર અસ્વસ્થ થયો–ને પછી આ શાંત બ્રાહ્મણને જોઇ તેજોદ્વેષથી પ્રેરાઇ રહ્યો. શકટાલ કર્કશતાથી હસ્યા.

" વિષ્ણુ " શકટાલે કઠોર ને નિશ્ચેતન અવાજે કહ્યું: " સેનાજિત ગૌરી સાથે લગ્ન કરવાની તિથિ પુછે છે. "

વિષ્ણુગુપ્ત હસ્યા–ધીમેથી, તટસ્થતાથી. "શાકટાલી સેનાજિતને વરે તે તિથિ કયારે આવશે ?" તેની આંખો ગૌરી પર ઠરી ગૌરી નીચુ જોઇ બળી બળી થઇ ગઇ. " શાકટાલી સેનાજિતને વરે ! "—કેવું વિચિત્ર !

સેનાજિત ગુંચવાડાથી શકટાલ તરફ જોઇ રહ્યો. તેના ભસ્મગૌરવ મુખ પર હર્ષનો, વિજયનો ભાવ શો ? તેણે માથું ઉંચું કર્યું,–અને નિસ્તેજ આંખો ફાડી. " જે દિવસે નરેંદ્રદેવ મને વિષ્ણુ જોડે નૈમિષારણ્ય જવા દે તે દહાડે તિથિ " તેણે હસીને કહ્યું. હાસ્યમાં વિજય હતો ને ક્રૌર્ય પણ હતું. ગૌરી ગભરાઇ ગઇ. આ શું ? તેના પિતા નૈમિષારણ્ય જવાના ! શા સારુ ? જ્યાં સુધી તેને નૈમિષારણ્ય જવાની રજા નરેંદ્રદેવ આપે નહીં ત્યાં સુધી તેનું લગ્ન નક્કી થાય નહીં ! આ નવો વિચાર કયારે આવ્યો ?

નહીં જેવું હાસ્ય વિષ્ણુગુપ્તના મુખ પર રમતું હતુ.

સેનાજિતે એક પળમાં નિશ્ચય કર્યો. "આચાર્યદેવ ! એમજ હોય તો નરેંદ્રદેવ પાસે કાલે રજા અપાવું. "

ગૌરીને ગળે ડુમો ભરાયો. તેના પિતા વૃદ્ધ ને અંધ તેને છોડી ચાલી જાય ! તો પછી લગ્નમાં સુખ શું ? તેની નજરે વિષ્ણુગુપ્તના શાંત મુખ પર રમતું અસ્પષ્ટ સ્મિત પડયું. આ ' વિષ્ણુ ' એને કૈં રસ્તો નહીં બતાવે ?

" વિષ્ણુ ! " શકટાલે કહ્યું; "તો તારી સાથે મને લઇ જશે ?"

" જરૂર. " વિષ્ણુગુપ્તનો મીઠો ને શાંત અવાજ આવ્યો. " તમારા નરેંદ્રદેવ પર બધો આધાર " કહી વિષ્ણુગુપ્ત બહાર ચાલી ગયા.

સેનાજિતને નીરાંત વળી. જો શકટાલનો આ સંકલ્પ દૃઢ હોય તો તેના જેવું બીજું શું ?' પ્રિયતમા મળે અને બાડખીલીરૂપ અપ્રિય સસરો ચાલ્યો જાય. " હું કાલે મળીશ " કહી સેનાજિત શકટાલને પાછો બહાર દોરી ગયો.

સેનાજિત બહાર ગયો. બધા ઉભા હતા— પ્રમંડક ને કદ્રુ સીવાય બીજા હાથ જોડીને. વચ્ચે આચાર્ય વિષ્ણુગુપ્ત સ્નેહસમાચાર પુછતા હતાઃ આંખો સ્મિતભરી; અવાજ શાંત ને તટસ્થતાથી ભરપુર; ઉભા રહેવાની ઢબ અપાર્થિવ, ગૌરવભરી, કોઇ નિર્બલતા અધીનાઇ કે ચંચળ ઉમળકાથી અસ્પૃષ્ટ એવા દેવની હતી. દેવની ! શું આ બધા મનુષ્યોની સૃષ્ટિથી તે પર હતો ? અને હતો તો કેવી રીતે ? સેનાજિતને વિષ્ણુગુપ્તનાં વ્યકિતત્વનું વૈચિત્ર્ય સમજાયું. તે મનુષ્ય નહોતો.

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૧૯૫]



# મી. એગશેલ:

## એક અદ્‌ભુત અધિપતિ

લેખક:
રા. પરશોત્તમ ત્રિકમદાસ

—o—

"અમારા દેશના બહાદુર કલમકસો જોવાની તમને ઉત્કંઠા હોય તો આજે મારી સાથે 'લીટરેરી કલબ' માં ખાણા વાસ્તે આવજો. ત્યાં સાહિત્યકારોનો તમને કદાચ અપચો થશે. ગભરાતા નહીં. ભોજનપાત્રોમાં અમે સાહિત્યકારો ખાદ્ય પદાર્થ તરીકે પીરસતા નથી—જો કે હું ઇચ્છું કે અમે એમ કરી શકતા હોત! મારી આ પવિત્ર ઇચ્છાનું કારણ એટલું જ છે કે, જો કે ખરેખરા ખાદ્ય પદાર્થ પ્રમાણમાં સાહિત્યકારો, ખોરાક તરીકે તો, કેવળ નિર્માલ્ય ને અપૌષ્ટિક લાગે એવા હોય છે; પરંતું એમનાં લખાણો પચાવવા કરતાં એમનેજ આ રીતે પચાવી નાખવામાં જગતનુ વધારે કલ્યાણ સમાએલું છે."

વીન્ટરનું આ નાનકડું ભાષણ સાંભળી પહેલાં તો હું કંઈક મુંઝવાયો. પણ પછી મને સમજણ પડી કે એ પોતાની કલબમાં મને જમવા નોતરે છે એટલે એના નિમંત્રણનો મેં તરત સ્વીકાર કર્યો. એ તો જાણીતુજ છે કે 'લીટરેરી કલબ' માં ઇંગ્લાંડના મહાન સાહિત્યકારો એક બીજાના સંપર્કનો લાભ લેવા એકઠા થાય છે. જો કે કેટલાક ઇર્ષ્યાળુ લોકો એમ કહેતાં પણ અચકાતા નથી કે એક બીજાના સંપર્ક કરતાં પ્રમાણમાં વધારે સોંઘા, વધુ સુંદર, તેમજ વિશેષ લાભદાયક એવા ખાણાનો લાભ લેવાની એ લોકોની ઇચ્છા તીવ્રતર હોય છે. હશે; તેની સાથે આપણને નીસ્બત નથી.

વીન્ટરે તાપવા માટે રાખેલી સગડી પાસેનું એક સુંદર, નાનું ટેબલ પસંદ કર્યું. અમે બેઠા હતા તે જગ્યા એવી હતી કે ત્યાંથી ખાણું ખાતાં ખાતાં બારણામાંથી અંદર આવતા લોકોને સહેલાઇથી જોઇ શકાય.

થોડીજ વારમાં ગંદાં કપડાં પહેરેલો, સ્વપ્નદ્રષ્ટા જેવો દેખાતો એક પુરુષ અમારા ટેબલ તરફ આવ્યો. 'હલો વીન્ટર! યુગો પછી તારાં દર્શન થયાં! દિવસો ઉગ્યા ને આથમ્યા; અગણિત રજનિના પડછાયા પડ્યા ને વીલાયા; અનંત વર્ષો શમણાં સમાં વહી ગયાં—હા, પણ તું તો હીંદુસ્થાન ગયો હતો કેમ? હું ધારું છું ત્યાં તને મઝા પડી હશે."

" અરે બહુ " પછી મારા તરફ ફરી એણે કહ્યું; " આ સુવિખ્યાત મી. એગશેલ. એમને મળવાનું સાભાગ્ય પ્રાપ્ત થવાથી જરુર તમને આનંદ થયો હશે. હીંદુસ્થાનમાં તમે મી. એગશેલ વીશે ઘણું સાંભળ્યું હશે. "

મેં કશો પ્રત્યુત્તર વળ્યો નહીં છતાંએ મી. એગશેલ બોલ્યા: " હું જાણી ઘણો આનંદિત કે થાઉં છું કે હીંદુસ્થાનમાં કેળવણીનું ધોરણ એટલું ઉંચું છે, તેમજ એવા સુશિક્ષિત પુરુષો છે કે ત્યાં મારા લેખો વંચાય છે ને વખણાય છે." શો જવાબ દેવો તે ન સમજાયાથી મેં મારા સ્વભાવજન્ય વિનયને ' લીધે માત્ર ડોકું ધુણાવ્યું. પાછળથી વીન્ટરે મને જણાવ્યું હતું કે મી. એગશેલે ' મીરેજ ઓર મીસ્ટરી', ' મુનબીમ મેજીક ' ને બીજી એક ચોપડી-જેનું નામ મને યાદ આવતું નથી તે—લખ્યાં છે. ને એ સર્વ પુસ્તકો વીશે પોતાનો અભિપ્રાય માત્ર બેજ પણ સબળ શબ્દોમાં દર્શાવતાં એણે કહ્યું: " તદ્દન કચરો ! "

" તમે અમારા દેશમાં આગમન કર્યું છે તો હવે અમારા સાહિત્યસમ્રાટોનો પરિચય કરવાનો લાભ જતો નહીંજ કરો એમ ધારું છું. એમનો સદેહ પરિચય કરવો તો અશક્યવત્ અરે ' વત ' શાને ?–અશક્યજ છે. કારણ એ સર્વે અમરધામમાં વિચર્યા છે; પરંતુ એમના સ્મરણસ્તૂપો સમી એમની યશસ્વી કૃતિઓ વિદ્યમાન છે. અર્થાત કૃતિઓ વડે એઓજ વિદ્યમાન છે. આધુનિક વિદ્યમાન લેખકોમાં તો અમુક વિરલ અપવાદ બાદ કરતાં એવો એકે નથી કે મૃત્યુ પશ્ચાત જાણીતો થાય—જો કે, અત્યારે પણ જાણીતા થવા જેટલી યોગ્યતા તેનામાં છે એમ હું કહેવા માંગતો નથી. કેમ ખરું કેની વીન્ટર ?

હા પણ ન સમજાય ને ના પણ ન સમજાય એવી રીતે વીન્ટરે ડોકું ધુણાવ્યું.

મેં વિનયપૂર્વક મી. એગશેલને જણાવ્યું, " પરમ કૃપાળુ પરમેશ્વરે મને આપેલા આ સુવર્ણસંયોગનો લાભ હું કોઇ રીતે જતો કરવા ઇચ્છતો નથી. પણ તમારા અતિથ્ય ભાવનાથી ભરેલા આ દેશમાં આવવાનું મારું એક પ્રયોજન તો જુદુંજ છે. મારો હેતુ તો ' સ્ટન્ટ પ્રેસ ' સંબંધી જ્ઞાન મેળવવાનો છે. "

"સ્ટન્ટ પ્રેસ એટલે, મહેરબાન, ઝંઝાવાત. એના સંબંધમાં કે પણ 'કર્તવ્ય હોય તો તે માત્ર માનવ અધમતા કેટલા ઉંડા ગર્તમાં જઇ શકે છે તે માપવાનું છે. તમે પ્રેસની બાબતમાં રસ લો છો તો, જો કે તમને તમારા ઉદિષ્ટ વિષયમાં એથી ખાસ લાભ થાય એમ નથી તો પણ હું મારા અધિપતિ તરીકેના અનુભવો તમારા સમક્ષ વર્ણવી બતાવું. પણ વીન્ટરે એ વીશે તમને સવિસ્તર વાત કરીજ હશે. "

" તારી સાત પેઢીના સમ ! " વીન્ટરે કહ્યું; ને પછી મી. એગશેલને હાથમાં તપકીરની ચપટી ભરી તે નાક તરફ લઇ જવાની ક્રિયામાં મગ્ન થએલા જોઇ એણે ધીરેથી ઉમેર્યું: " જેના કુળમાં તું દીવો પાક્યો છે–કહે તો ખરો તું અધિપતિ વળી ક્યારે થયો હતો ? "

વીન્ટરના અજ્ઞાનની આ પરિસીમા જોઇ મી. એગશેલના હૃદયને આઘાત થયો–એવો સખત આઘાત થયો કે એમણે વધારે તપખીરની બીજી ચપટી ભરીને તે સારી પેઠે સુંઘી ત્યારેજ એમનો જીવ કૈંક હેઠે બેઠો. આ વસ્તુસ્થિતિનો લાભ લઇ વીન્ટરે ટીકા કરી: " મને નવાઇ લાગે છે કે ત્રણ દિવસમાં તારી ઓફીસને લોકોએ સળગાવી ના મુકી ! "

વદન પર પાર્લામેંટના પ્રમુખ અથવા મહાત્મા ગાંધીજીને શોભે એવા ગાંભીર્ય ને પ્રભાવ ધારણ કરી મી, એગશેલ વદ્યા: " એ વાતને

કેટલાં વર્ષો થયાં. ખ્લેઝી સ્ટ્રીટના સુવિખ્યાત ને સન્માન્ય પત્ર 'ઓન ઓન ગેઝેટ' ના અધિપતિપદને મેં અલંકૃત કર્યું હતું એ વાર્તા કેટલાક બહુશ્રુત જનો સીવાય ભાગ્યેજ બીજું કોઇ જાણતું હશે. એ દૈનિક પત્રની પ્રતિષ્ઠા ને પ્રખ્યાતિની પ્રતીતિ કરાવવા મેં એના અધિપતિપદને સ્વીકૃત કર્યું એ વાતનું ઉચ્ચારણ માત્ર સમર્થ છે. છતાં એ વાત હું સ્પષ્ટ શબ્દો દ્વારા વ્યક્ત કરું છું. કારણ કે મારા માનવ સ્વભાવના વિશાલ અનુભવને આધારે હું કહું છું કે એવા ઘણા મનુષ્યો હોય છે કે જેના કર્ણોમાં વારંવાર એકજ પ્રકારનો શબ્દ સમુદાયનો ધ્વનિ કર્યા સીવાય તેમના મસ્તકમાં એક વસ્તુનો પ્રતિઘોષ થતોજ નથી."

વિનયપૂર્વક માથું નમાવી અમે આ સુંદર અભિનંદનનો સ્વીકાર કર્યો. એ તરફ દૃષ્ટિપાત પણ કર્યા વગર મી. એગશેલે આગળ ચલાવ્યું "એ સન્માનિત દૈનિકના વ્યવસ્થા વાહકો–અર્થાત ડીરેક્ટરોએ–ધાર્યું–અને એમની ધારણા તદ્દન ખરી હતી. એમ મને લાગે છે–કે મારા જેવો લબ્ધપ્રતિષ્ઠ ને પ્રખર સાહિત્યકાર લોક ભાષામાં કહું તો શીકાર એમની જાળમાં સપડાઇ જાય તો ઘણું ઉત્તમ; પછી ભલે તેને પત્રકારિત્વનો અનુભવ ન હોય તો કંઈ ફીકર નહીં; ને હું જરા પણ લજ્જા, ભય કે સંકોચ વિના કબુલ કરુ છું કે તે વેળા પત્રકારિત્વનો મને લેશમાત્ર અનુભવ હતો નહીં. એ લોકોએ જાળ પાથરી ને હું એમાં સપડાયો. કેટલાક દુર્બુદ્ધિઓ કહે છે તેમ વેતનના પ્રલોભનથી નહીં, પણ પત્ર કેમ ચલાવવું જોઇએ તે વીશે મારા કંઇક જુદાજ મત હતા, ને એ મતનો લાભ મારે અજ્ઞાન જનતાને દિવસની એક પેનીના મૂલ્યે–એ કીંમતે 'ઓન ઓન' વેચાતું હતું–આપવાની તક ખોવી નહોતી.

ડીરેક્ટરો આનંદિત હૃદયે ઘેર ગયા અને સાંભળવા પ્રમાણે એ શુભ પ્રસંગ–લોકભાષામાં કહું તો મેં અધિપતિપદના કરેલા સ્વીકાર–ના સ્મરણમાં મોટી મીજબાની કરી; અને સ્વલ્પ સમયમાં આતુર જનતા સમક્ષ 'ઓન ઓન'ની ધૂરા મારા જેવો સુવિખ્યાત સાક્ષર સત્વર વહન કરવાનો છે એ પ્રગટ કરી. બીજે દિને એ લોકોએ જાહેર કર્યું કે, "મી. એગશેલ અધિપતિ તરીકે નિયુક્ત થાય પછી અમારા અંકો ન મળવાથી ઉત્પન્ન થતી નિરાશામાંથી લોકોને બચાવવા માટે અમે હવેથી 'ઓન ઓન'ની દશ લાખ વધુ નકલો કાઢીશું.

હવે તમને લગાર ખાનગી વાત કહું. મને દૃઢ શ્રદ્ધા છે કે એ વાત તમે ખાનગીજ રાખશો. અલબત્ત જે કહું છું તે સર્વ પ્રગટ કરવાની તમને પુરેપુરી છુટ છે, પણ એમ કરશો તો દીલગીર છું કે મારે ૭૫ ટકા રોયલ્ટીના તમારી પાસે માંગવા પડશે—પણ હું શું કહેતો હતો? હા, હું આશા રાખું છું કે સામાન્યતઃ જે રીતે કર્ણોપકર્ણ રહસ્યસ્ફોટ કરવામાં આવે છે તેમ તો તમે નહીંજ કરો. પ્રતિષ્ઠિત ને વિચારશીલ મનુષ્યોને કહેવું હોય તો ભલે કહેજો; પણ અન્યથા આ વાતનો એક શબ્દ સરખો બહાર જવો ન જોઇએ. અત્યાર સુધી જેને દૈનિક પત્રો કહેવામાં આવે છે તેમાં માથું મારીને મેં મારા ફળદ્રુપ મગજને હાનિ કરી નહોતી. કારણ કે–પણ એ વાત પછી કહીશ. છતાં અધિપતિની બધી ફરજોથી હું વાકેફ હતો, અને સ્વાભાવિક કાર્યપરતા અને એકનિષ્ઠાથી એ કાર્ય મેં ઉપાડી લીધું. મારા ડીરેક્ટરોએ મોકલાવેલા 'ઓન ઓન' ના થોડાક અંકો વાંચ્યા પછી દિને દિને એક કરુણ સત્ય સ્પષ્ટ થતું ગયું કે મારે હવેથી અગ્રલેખ' અથવા ખરું કહું તો 'વ્યગ્રલેખ' (લેખક તેમજ વાંચક

(બનેને વ્યગ્ર કરે એવો લેખ ) લખવા પડશે

એક દિવસે સવારે ડીરેક્ટરો મારી સન્મુખ ઉપસ્થિત થયા અને મને જણાવ્યું "પહેલી એપ્રીલથી તમે 'ચાર્જ' લેજો. અને અમે આશા રાખીએ છીએ કે તમારો અગ્રલેખ એવો અદ્‌ભુત આવશે કે સ્વાભાવિક રીતે તમારા વિચારો જાણવાને આતુર થઇ રહેલા દશ લાખ નવા વાંચકો સુદ્ધાં જનતાની કલ્પનાશક્તિ બહેર મારી જશે!" આ સાંભળીને જાણે સ્વયંભૂ પ્રેરણાથીજ હોય તેમ ખડીઆને મેં અંગુલિ સ્પર્શ કરવા માંડ્યો, ને શાહી વડે એમના મુખ પરજ સારી લેખ રચના થઇ શકે એમ છે એવી



. જગી ટાણું અમારી ઓફીસની સામે ભેગું થયું

વિચાર વિદ્યુત મારા મગજમાં ઝબકી ઉઠી જાણે મારો વિચાર એઓ સમજી ગયા હોય એમ લાગ્યું, ને હું એમને જે રીતે અલંકૃત કરવા માગતો હતો તે રીત ન ગમતી હોય તેમ, હું જરા પણ ચિત્રરચના કરી શકું તે પહેલા એઓ શાણપણથી ચાલતા થયા

અગ્રલેખ લખવાના સમાચાર મને કેવળ અણધાર્યા મળ્યા એમ નહી, પરંતુ મારા જેવા જગજાણીતા સાક્ષર સાથે લોકોએ વધારે સભ્યતાપૂર્વક વર્તવુ જોઇએ એમ એકલો હુજ માનતો નથી–તમે પણ માનતા હશો હું જાણું છુ કે સામાન્ય રીતે અધિપતિને અગ્રલેખ લખવાના હોય છે; પણ મને આમ સામાન્ય સાધારણ, નિર્જીવ, પામર, ક્ષુદ્ર પ્રાણીની પેઠે અગ્રલેખ લખવાનું કહીને એમણે હદ વાળી નાખી! મે આગળ કહ્યુ તેમ, હું આવુ કૈંક થશે એમ ધારતોજ હતો, પણ હું તેમના અધિપતિ તરીકે છું એટલી વસ્તુ સ્થિતિ પરથીજ એમણે સંતોષ માન્યો હોત, અથવા બહુ બહુ તો લેખના શીર્ષક લખવાનું કાર્ય મને સોપ્યુ હોત તો વધારે યોગ્ય કહેવાત એમ નથી લાગતું? અસલ કોણ જાણે કેમ પણ આમ નહોતું, હવે તો મેધાની કદર કયાંય થતીજ નથી ખેર! મારે ગમે તેમ પણ અગ્રલેખ લખવાનાજ હતા એટલે મે મારા મગજને ઉથલાવવા માંડ્યું–નીચેથી ઉપર, ઉપરથી નીચે, જમણી બાજુએથી ડાબી બાજુએ, ડાબી બાજુએથી જમણી બાજુએ–કે કોઇ પણ રીતે મારા પ્રથમ અગ્રલેખ માટે ચમત્કારપૂર્ણ શીર્ષક મળી આવે. શીર્ષક એવુ ચમત્કારપૂર્ણ જોઇએ કે મો ફાડીને આશ્ચર્યમગ્ન થએલી અજ્ઞાન જનતાને ખ્યાલ

આવે કે એ લેખનું પ્રભવસ્થાનીય મસ્તક કેવું વિચારભારભરિત, લોકોત્તર લલિત કલ્પનાંકિત છે. પણ હેમ્લેટના શબ્દોમાં કહું તો એમ કરવું શી રીતે એ એક પ્રશ્ન થઇ પડયો. પરિણામે હજી સુધી જે અધમતા મેં સ્વીકારી ન હતી તેનો મારે હવે સ્વીકાર કરવો પડયો. મેં સીનેમા ને નાટયગૃહોમાં જવા માંડયું. મારા સાક્ષર મિત્રોને હું કહેતો કે મેં અધિપતિપદ સ્વીકાર્યું છે ધર્મોથી ચલિત થાય એ બીજા–હું નહી.

ચમત્કારપૂર્ણ શીર્ષક જડી આવે એમ કરી મેં દૈનિક પત્રો પાછળ સારી પેઠે પૈસા ખરચવા માંડ્યા. પણ ચમત્કારપૂર્ણ શીર્ષક જડવાને બદલે એક દિવસે પહેલુંજ પરબીડીઉં ફોડતાં એક ચમત્કારપૂર્ણ પત્ર મારા હાથમાં આવ્યો. એ પત્ર મારા 'બેંકર' તરફથી આવ્યો હતો ને તેમાં મારે ખાતે મેં જમા કરતાં ઘણા વધારે



બારીએથી તમારું મોઢું લોકોને બતાવી બાજુના દરવાજેથી ચાલ્યા જાઓ.

ત્યારે તેઓ ખમા ઉચરી 'છી:! અધિપતિ! આપણું શું થવા બેઠું છે!' એમ કેમ કહેતા તે હવે હું સમજ્યો. છતાં ગભરાઇને પોતાના પૈસા બેંકમાંથી ઉપાડ્યા હતા તે વસ્તુસ્થિતિ પર મારું ધ્યાન ખેંચવામાં આવ્યું હતું. તરતજ પાસેના સાર્વજનિક 'ટેલીફોન' તરફ ધસી

જાઇ માત્ર રૂપરડી ખાતર મારા જેવા સતત રોકાએલા રહેતા સાહિત્યકારને સવારમાં તસ્દી આપવાની ધૃષ્ટતા કરનાર ' બેંકર ' ને ફોન પર બોલાવ્યો.

" હલ્લાવ, કોણ? તમે?" મેં કહ્યું: "આવો ધૃષ્ટતા-ભર્યો પત્ર મોકલવાનું કંઈ કારણ? શું સમજો છો તમારા મનમાં?" એણે જાણે હું શું કહું તે સમજતોજ ન હોય એવો ઢોંગ કરવા માંડયો. " તમે શેની વાત કરો છો તે જરા સમજાતું નથી. તમે કોણ છો?" એણે પુછયું. મારો મીજાજ જતો રહ્યો; " અરે! તું કોણ છે? નીચ, પામર, ક્ષુદ્ર જંતુ, ચાંપલા, દોઢડાહ્યા, પોણાખે! રેલમાં તું તણાઈ કેમ ન ગયો? આગમાં બળી કાં ન ગયો? પર્વતોના ભાર હેઠળ ચગદાઈ શેં ન ગયો? જાણતો નથી કે મી. એગશેલ પોતે છું? ગયા મહીને મારે ખાતે તમારે ત્યાં કેટલા પાઉંડ જમા હતા?" "દશ" એણે જવાબ દીધો. " ઠીક; તો મેં કોઈ દિવસ તમારી પાસે મારા દશ પાઉંડ છે એમ તમને લખી જણાવવાની મૂર્ખના કરી હતી? ત્યારે તમે શા માટે મારે ખાતે જમા કરતાં માત્ર ૨૫ પાઉંડ જેવી નજીવી રકમ મેં ઉપાડી તેમાં મારા પર મોટો પત્ર લખ્યો? તમારે દુનીઆમાં રહેવુંજ ન જોઇએ; તમારે તો જહાન્નમમાં—" પણ " જવું જોઇએ " એમ હું કહું તે પહેલા સામી બાજુએથી જોરમાં રીસવર પાછો મુકાયાનો ' બેંગ ' એવો અવાજ આવ્યો. એની વાણી શૂન્યતામાં ભળી ગઇ; અથવા મેં એક વખત લખ્યું હતું તેમ યન્ત્રતા એજ એની વાણી બની. આ બનાવ મેં મારા મિત્રોને કહ્યો. એ લોકોને તેમાં હસવા જેવું લાગ્યું. એકે તો એનું સવિસ્તર વર્ણન 'પંચ'માં મોકલાવ્યું. 'પંચે' તે છાપ્યું. ને બીજા હાસ્યરસિક હોવાનો ડોળ કરતા પત્રોએ પંચમાંથી ઉતારા કીધા! પણ એમાં હસવા જેવું કંઈ પણ હોય એમ મને લાગતું નથી. ઉલટું એ પરથી એટલુંજ સિદ્ધ થાય છે કે આપણામાંથી હાસ્યવૃત્તિ દિનપ્રતિદિન વિલુપ્ત થતી જાય છે એવો મારો અભિપ્રાય બીલકુલ પ્રમાણરહિત નથી.

પણ આપણી વાત આગળ ચલાવીએ. વર્તમાન પત્ર ને સીનેમા જેવી ક્ષુદ્ર વસ્તુઓ પાછળ મારો ખરો પરસેવાનો પુષ્કળ પૈસો ખર્ચ્યા છતાં મને તે ન લાધ્યું જે હું વાંચ્છતો હતો. શીર્ષની ગમે એટલી દુર્દશા કરવા છતાં શીર્ષક તો ન જડયું. પરંતુ અંતે મેધા વંધ્યા ન રહી. સુંદર શીર્ષક મને અચાનક સુઝી આવ્યું.

" Awake, arise or be for ever fallen " ( જાગો, ઉઠો અથવા સદાકાલ પતિત થઇ રહો ) હું જાણું છું કે તમે બોલી ઉઠશો કે આ તો મીલ્ટનની લીટી છે, મને બીજાઓએ પણ એમજ કહ્યું છે; પરંતુ એ તો મહાન પુરૂષોના વિચાર ( ને કવચિત વાણી પણ ) સરખાં હોય છે તેનુંજ નિદર્શન છે.

મારો અગ્રલેખ આ પ્રમાણે હતો; મી. એગશેલ બોલ્યા ને મોતી શોધનારા સમુદ્રમાં ડુબકી મારે છે તેમ મી. એગશેલના જમણા હાથે એમના કોટના ડાબા ગજવામાં અથવા એમના ડાબા હાથે કોટના જમણા ગજવામાં ડુબકી મારી. થોડીવારમાં એમનો હાથ જુના વર્તમાન પત્રના રદ્દી જેવા એક કાગળીઆને લઇને ગજવામાંથી બહાર નીકળ્યો. " આ રહ્યો એ અગ્રલેખ " એમ કહીને મી. એગશેલે અમારા સર્વના લાભને ખાતર મોટેથી વાંચવા માંડયું.

" જ્યાં સુધી ' અગ્રલેખ'–જેને હું 'વ્યગ્રલેખ' અથવા ' ઉગ્રલેખ ' કહું છું તે–લખવાની જવાબદારી મારે શિર આવી પડી છે એ વાતનું

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૨૦૦]


આબુ:
અર્બુદ-
ગિરિ
લેખક
શા. દુર્ગાશકર
કેવળરામ
શાસ્ત્રી
સભ્ય, સાહિત્ય
સસદ

આ જમાનામાં આબુનો પ્રદેશ ગુજરાતમાં ગણાતો નથી. પણ એક કાળે એ પ્રદેશ ગુજરાતમાં ગણાતો અને ગુજરાતીઓએ એને તીર્થરૂપ બનાવ્યો છે. માટે એને ગુજરાતનું તીર્થ ગણવામાં વાંધો નથી લાગતો.

જુના વખતમાં અંબાજી આગળથી ડુંગરાળ ચઢઉતર રસ્તા ઉપરથી આબુ ઉપર જવાતું. એ ચઢાવ મુશ્કેલ પણ રળીઆમણો હતો. આબુ ઉપર જવાના બીજા પણ માર્ગો છે. પરંતુ આ વીસમી સદીમાં એ પુરાણા રસ્તાઓનો કોણ ઉપયોગ કરે ? હવે તો અંબાજીથી આબુ ઉપર જવા ઇચ્છનાર પાછો આબુરોડ સ્ટેશને આવી મોટરમાં આબુ ઉપર જાય છે.

આબુ અરવલ્લી પર્વતનોજ એક ભાગ છે. તેનું શિખર લગભગ ૧૪ મૈલ લાંબું અને ૨ થી ૪ મૈલ પહોળું અને સમુદ્રની સપાટીથી લગભગ ચાર હજાર ફીટ ઉંચું છે. આ પહાડ આસપાસની ઘાડી વાંસની ઝાડી અને પર્વતમાંથી વહેતાં ઝરણાંઓને લીધે અતિશય શોભાયમાન લાગે છે; સાથે સાથે ઝાડીઓમાં કવચિત જંગલી પ્રાણીઓ મળી જવાથી ભયંકર પણ લાગે છે.

આવા રમણીય પણ સામાન્ય માણસોને ભયંકર લાગે એવા પર્વત પ્રદેશો, જુના વખતમાં તપસ્વીઓને ખાસ પસંદ આવતા આબુ પણ વશિષ્ઠ ઋષિના આશ્રમ સ્થાન તરીકે પહેલાં તીર્થરૂપ મનાવા લાગ્યો હોય એમ જણાય છે. દંતકથા એવી છે કે વશિષ્ઠ ઋષિએ યજ્ઞના અગ્નિકુંડમાંથી પરમાર રજપુતોનો મુળ પુરૂષ ઉત્પન્ન કર્યો, માટે પરમારો પોતાને અગ્નિ કુળના કહેવરાવે છે. આ દંતકથાને અનુસરી પોતાના મુળ પુરુષ વશિષ્ઠનું સ્થાન પોતાના રાજ્યમાં પરમારોએ સ્થાપ્યું છે. પરમારવંશનો પ્રાચીન પૌરાણિક સૂર્યવંશ અને ચંદ્રવંશમાં સમાસ નહોવાથી અગ્નિવંશ શોધાયો જણાય છે. વિ. સં. ૯મા, ૧૦મા શતકમાં પરમારો જોરમાં આવ્યા છે. અગ્નિમાંથી ઉત્પન્ન થએલા વીર પુરુષની અને ધારના પરમાર રાજવંશના મૂલ પુરુષની વચ્ચેની પેઢીઓ વીશે જે અવિશ્વસનીય દંતકથાઓ છે તે પણ પુરો વંશ આપી શકતી નથી. ખરી રીતે સંસ્કૃત સાહિત્યમાં, ઇતિહાસમાં અને હવે ગુજરાતી સાહિત્યમાં પણ પ્રસિદ્ધ 'પૃથ્વીવલ્લભ' મુંજના સાતમા પૂર્વજ ઉપેંદ્ર અથવા કૃષ્ણરાજે ઇ. સ. ૮૨૦–૨૫ માં ધારનું રાજ્ય સ્થાપ્યું છે. આ ઉપેંદ્ર ચંદ્રાવતી–અચળગઢથી આવેલો હોવો જોઇએ એમ વીન્સેન્ટ સ્મીથ તર્ક કરે છે, (જુઓ: The Early History of India ED. 3rd p. 395 ), પણ દંતકથાનુસાર ગબ્બરગઢથી એક શાખા ધાર ગઇ હોવાનો વધારે સંભવ છે. આ આબુના પરમાર રાજાઓની રાજધાની ચંદ્રાવતી આબુની તળેટીથી લગભગ બાર મૈલ અને અંબાજી તથા તારંગાની ટેકરીથી એક દોઢમૈલ દૂર હતી આજે જંગલોની વચ્ચે એ શહેરનાં ખંડેરો જોવામાં આવે છે. સુંદર બાંધેલી વાવો અને ચારે તરફ ઘાટ બાંધેલાં તળાવો પુરાઇ ગયાં છે. તેનાં દેવાલયોનો નાશ થઇ ગયો છે અને તેનાં ખંડેરોમાંથી આરસપહાણો ઉપડી ગયા છે. એક મેદાનમાં જે વીખરાએલા અવશેષો પડયા છે તે ઉપરથી ચંદ્રાવતી શહેરનો વિસ્તાર સારી પેઠે મોટો હશે એમ લાગે છે. જ્યારે યુરોપીઅન લોકોના જોવામાં એ જગ્યા પહેલીવાર આવી ત્યારે આરસ પહાણની સુંદર ઇમારતોનાં વીસ મકાનોનાં ખંડેરો હજી ઉભાં હતાં, અને એ ખંડેરો જોતાં એક કાળે આ શહેર અત્યંત સમૃદ્ધ હશે એમ અનુમાન થતું હતું. આ ચંદ્રાવતી સ્થાપનાર પરમારો કોણ હતા અને કયાંથી આવ્યા એ વીશે ઘણી કલ્પનાઓ ચાલે છે. આબુઉપરના વિમળ-

શાહના મંદિરના લેખમાં લખ્યું છે કે ધૂમરાજ-નો પુત્ર ધંધુક, ગુજરાતના સોલંકી રાજા પહેલા ભીમદેવના વખતમાં ચંદ્રાવતીમાં રાજ્ય કરતો હતો. આ ધંધુકે શરુઆતમાં ભીમનું ઉપરીપણું કબુલ રાખ્યું હશે પણ પછી પોતાના કુળના શ્રેષ્ઠ રાજા, સરસ્વતી-ના પ્રીતિપાત્ર ભોજની સાથે એ મળી ગયો. આથી માલવાના હમેશના હરીફ અને માલવા સાથે પેઢી દર પેઢી લડનાર ગુજરાતના રાજા ભીમદેવે ચંદ્રાવતીના રાજાને વશ કરવા પોતાના મંત્રી વિમળ-શાહને મોકલ્યો અને પાછળથી ચંદ્રાવતીના રાજાને હંમેશા વશ રાખવા વિમળશાહને એ પ્રદેશનો દંડનાયક નીમ્યો. વિમળશાહે અચળગઢમાંજ રહેવા-નું રાખ્યું અને દેલ-વાડમાં જૈન મંદિરો-ની અદ્દભુત સૃષ્ટિ ઉભી કરી.



અર્વાચીન અચળગઢ તે પ્રાચીન ચંદ્રાવતી.

આબુની આ જમાનામાં જૈન મંદિરોને લીધે જૈનોમાં પ્રસિદ્ધિમાં હશે પણ લોકમાં વધારે ખ્યાતિ તો હવા ખાવાના સ્થળ તરીકે છે. જયપુર, ભરતપુર, લીંબડી વગેરેના અનેક રાજાઓએ આબુ ઉપર બંગલાઓ બાંધ્યા છે. સરકારી અમલદારો માટે બંગલાઓ અને

લશ્કરી છાવણી પણ છે–રજપુતાનાના એજન્ટનું આ હવા ખાવાનું સ્થળ છે. છેવટે જૈનો અને પાલીતાણા દરબાર વચ્ચે કજીઆની દલીલો કાઠીઆવાડના એજંટ વોટસન સાહેબે આબુ ઉપર બેઠાં બેઠાં સાંભળીને એ સ્થાનને છાપે ચઢાવ્યું હતું. કાઠીઆવાડની લાઇન દોરી સંબંધી ચર્ચા કરવા પણ એજ વોટસનના પ્રમુખપદ નીચે રાજાઓની સભા આબુ ઉપરજ મળી હતી.

આબુ રોડથી આબુ જવાને જુને રસ્તે માનપુર મુકીને આગળ જતાં હૃષિકેશનું મંદિર આવે છે. મથુરાથી દ્વારકાં જતાં શ્રીકૃષ્ણ અહીં રાત રહ્યા હતા એમ કહેવાય છે. મંદિર પાસે બે કુંડ છે. થોડે દૂર અંબરીષ રાજાનો આશ્રમ છે. આ જુનો રસ્તો છોડી દઇ નવે રસ્તે જતાં એક તળાવ આવે છે, જ્યાંથી તળાવ શરુ થાય છે. ઠીક ચઢ્યા પછી સૂર્યકુંડ અને કર્ણેશ્વર મહાદેવ આવે છે. અહીંથી ત્રણેક માઇલ ચાલ્યા પછી એક બાજુ નીચે ઉતરવાનાં પગથીઆં આવે છે. નીચે ઉતરતાં ગૌમુખ કુંડ અને વશિષ્ઠનું મંદિર દેખાય છે. મંદિરમાં વશિષ્ઠની, અરુંધતિની તથા રામ લક્ષ્મણની મૂર્તિઓ છે. અહીંથી નીચે ત્રણસો ઉપરાંત પગથીઆં ઉતરતાં ગૌતમના આશ્રમે જવાય છે. વશિષ્ઠ આશ્રમ આગળ બળેવે મેળો ભરાય છે.

દેલવાડાનાં જૈન મંદિરોનું વર્ણન બાકી રાખી આબુ ઉપરના બીજાં સ્થાનો ઉપર ઉડતી નજર નાખી લેવી એ ઠીક છે.

દેલવાડામાંજ કુંવારી કન્યા અને રસીયા વાલમનું જીર્ણ મંદિર છે. અને તેની પાસે શેષ-શાયી વિષ્ણુ તથા મહાદેવના જીર્ણ મંદિરો છે. આ સ્થળથી થોડે દૂર પંગુતીર્થ, અગ્નિ તીર્થ, પિંડારકતીર્થ અને પાપકટેશ્વર, તથા યજ્ઞેશ્વર મહાદેવનાં દર્શન થાય છે.

દેલવાડાની પાસે ઓરીઆ કરીને ગામ છે ત્યાં કનખલ તીર્થ છે. અહીં જૈનોના મહાવીર સ્વામીના દેવળપાસે ચક્રેશ્વર મહાદેવનું પણ મંદિર છે. આષાઢી અગીઆરસે અહીં મેળો ભરાય છે.

ઓરીઆથી થોડે દૂર જાવઇ ગામ પાસે નાગતીર્થ છે. અને નાગ પંચમીએ ત્યાં મેળો ભરાય છે. ઓરીઆથી ગુરુ દત્તાત્રેયના સ્થાન તરફ જતાં કેદારેશ્વર મહાદેવનું સ્થાન તથા કેદારકુંડ આવે છે. ગુરુ દત્તાત્રેયના સ્થાનનો રસ્તો વિકટ છે. આ સ્થાન એક ટેકરી ઉપર છે. ઉપર દત્તાત્રેયનાં પગલાં છે. ગિરનાર ઉપર પણ આ રીતે ગોરખટુકની પાછળની ટુક ઉપર દત્તનાં પગલાં છે.

**અચળેશ્વર**–દેલવાડાથી ચાર મૈલ દૂર શાંતિ-નાથનું મોટું જૈન મંદિર અને તેની સામે અચલેશ્વર મહાદેવનું મોટું દેવાલય છે. આ મૂલ જૈન મંદિર હતું એમ અનુમાન થાય છે. આ દેવાલયમાં મહાદેવની ધાતુની મૂર્તિ છે અને નંદી પણ ધાતુનો છે. મેવાડના રાણા સહે સમર અચલેશ્વરની સ્થાપના કરેલી કહેવાય છે. આ મંદિર પાસે રેવતી કુંડ છે. આ સ્થળથી એકાદ મૈલ આગળ ભૃગુ આશ્રમ, ગોમતીકુંડ, પાસે મહાદેવનું દેવાલય અને બ્રહ્માજીની મૂર્તિ છે.

અચળેશ્વરનાં દર્શન કરી અચળગઢ જોવા જવાય છે. આ ગઢની અંદર જૈન મંદિરો છે, કપુરસાગર નામનું તળાવ છે, અને ધર્મશાળા પણ છે.

**નખી તળાવ**–આબુ ઉપર આબુના બજાર-ની પાછળ એક સરસ તળાવ છે તેને નખી તળાવ કહે છે. આ તળાવ અર્ધો મૈલ લાંબુ છે. તળાવ ઉંડું પણ સારી રીતે છે. આ તળાવની આજુબાજુ ઘણા રાજાઓ અને ઓફીસરોના બંગલાઓ છે. અને દુલેશ્વર મહાદેવ, રઘુનાથજીનું

મંદિર, કપાલેશ્વર મહાદેવ, રામકુંડ, રામગુફા વગેરે જોવા યોગ્ય જગ્યાઓ છે.

**કૃષ્ણતીર્થ**-અનાદ્રાને રસ્તે ચારેક મૈલ ઉપર ગીચ ઝાડીમા થઈને જતાં કૃષ્ણતીર્થ તથા કોટિધ્વજ મહાદેવનું દેવાલય આવે છે. આ જગ્યાએ શ્રાવણ શુદ પુનેમે મેળો ભરાય છે.

**અર્બુદાદેવી**-આબુની એક ટેકરી ઉપર પહાડની ગુફામાં અર્બુદાદેવી ઉભાં છે અને ગુફાની બહાર મહાદેવનું દેવાલય છે.

આબુની આસપાસના જૈનેતર દેવસ્થાનોની આ ટુકી નોંધ છે; આજનાં પ્રાચીન મંદિરો ચંદ્રાવતીના પરમારોએ બંધાવેલાં હશે. વિમળશાહે આબુનો કબજો લીધો તે પહેલાં ત્યાં પરમારોનું રાજ્ય હતું અને વિમળશાહ દંડનાયક થયા છતાં પરમારો ચંદ્રાવતીના રાજા તો રહેલાજ; માત્ર ગુજરાતના રાજાનું આધિપત્ય કબુલ રાખવું પડયું એટલુજ ભીમદેવના સમકાલિન ધંધુરાજનો વંશજ યશોધવલ કુમારપાળના વખતમાં ચંદ્રાવતીની ગાદી ઉપર હતો. આ યશોધવલનો પુત્ર ધારાવર્ષ વિ. સં. ૧૨૨૦ થી ૧૨૬૫ સુધી ચંદ્રાવતીની ગાદી ઉપર હતો. ચંદ્રાવતીના પરમારોમાં આ ધારાવર્ષ અતિ પરાક્રમી રાજા તરીકે પ્રખ્યાત છે. એના ભાઇ પ્રલ્હાદન દેવે પાલણપુર વસાવ્યું. આ બધા પરમારોએ આબુની આસપાસ વિષ્ણુના, શિવ કે અંબાજીના મંદિરો ઊભાં કર્યાં હશે. વિ. સ. ૧૩૪૪મા પરમાર પ્રતાપસિંહના બ્રાહ્મણ મંત્રી દેલ્હણે આબુમાં પટ્ટનારાયણનુ પ્રાચીન મંદિર સમરાવ્યાની પ્રશસ્તિ અજમેરના સંગ્રહસ્થાનમાં છે (Indian Antiquary May. 1916 ). એ ઉપરથી પણ ઉપરના તર્કને પુષ્ટિ મળે છે. પણ ચંદ્રાવતીના રાજ્યનો નાશ થયા પછી અને પાલણપુર મુસલમાનોના હાથમા ગયા પછી આબુનાં હીંદુ મંદિરોના જીર્ણોદ્ધાર કોણ કરે ? અને જૈનો આ બાબતમાં બહુ ચીવટવાળા છે. તેઓ પોતાનાં મંદિરોને હમેશાં સમરાવ્યા કરીને નવાં જેવાંજ રાખે છે. એટલે દેલવાડાનાં જૈન મંદિરો ગુજરાતની પ્રાચીન સ્થાપત્ય કળાની શોભારૂપે અત્યારે જોઇ શકાય છે ત્યારે જૈનેતર જુનાં મંદિરો લગભગ ખંડેર જેવાં છે.

**દેલવાડાનાં જૈન મંદિરો**—પશ્ચિમ હીંદના સ્થાપત્યના ઉત્તમોત્તમ નમુનારૂપ છે, કદાચ આખા હીંદુસ્થાનના હીંદુસ્થાપત્યના ઉત્તમ નમુનારૂપ ગણાય સ્થાપત્ય કળાભિજ્ઞો આ મંદિરોને તથા તાજમહાલને એક સાથે ગણે છે તાજમહાલ બંધાવવા પાછળ એક પ્રેમી શહેનશાહનો ખજાનો અને એક મહા સામ્રાજ્યની અપાર સાધન સંપત્તિ ખરચાયાં છે. જ્યારે આબુનાં મંદિરોમાં ધર્મપ્રેમથી ગુજરાતના પોરવાડ મંત્રીઓએ બંધાવ્યાં છે. અલબત્ત, આ મંત્રીઓએ અઢળક ધન ખર્ચ્યું છે અને એ કાળની ગુજરાતની સમૃદ્ધિ એવી હતી કે આ મંત્રીઓએ ૧૦-૨૦ ગાઉ દૂરથી સફેદ આરસપહાણના પથરો મગાવી, પર્વત ઉપર એટલે ઉંચે ચઢાવી, આ રમણીય સૃષ્ટિ ઉત્પન્ન કરી છે.

દેલવાડામાં પહેલું મંદિર 'વિમલવસહિ' ચૌલુક્યરાજા પહેલા ભીમદેવના મંત્રી વિમળશાહે વિ. સં. ૧૦૮૮ ( ઇ. સ. ૧૦૩૨ ) માં બંધાવ્યું છે એમ મંદિરના લેખથી નક્કી થાય છે. આ વિમળશાહ પાટણના જૈન ધર્મી પોરવાડ હતા. વિમળશાહના પિતાનું નામ વીર અને માતાનું નામ વીરમતિ હતું એમ પ્રબંધો કહે છે. વિમલ પ્રબંધમાં શ્રી લાવણ્યસમય કહે છે કે વિમલનો વિદ્યાભ્યાસ પુરો થતાં એના પિતા દીક્ષા લઇ ચાલી નીકળ્યા; એટલે એની માતા પુત્રને લઇ

પોતાના પિતાને ઘેર ગામડામાં રહેવા ગઇ.

એ સમયના જૈનોમાં ઘણાં કુટુંબો મૂલ ક્ષત્રિયોનાં હતાં એટલે તેઓ જૈન થયા છતાં સ્વભાવે ક્ષત્રિયોજ રહેતાં. લાવણ્યસમય પણ વિમળશાની બાણ ફેંકવાની કળાની સ્તુતિ કરે છે અને આ કળા કુળદેવી અંબા માતાની કૃપાથી પ્રાપ્ત થઇ હતી એમ કહે છે.—

"શીલ લગઇ તૂઠી અંબિકા ત્રીભુવર દીધ પોતિઇયકા બાણ પ્રમાણ ગાઉને પંચ હય લક્ષણના લક્ષ પ્રપંચ નવનવરૂપ જિનિઇ નિર્મળાત્રી ૭ અદ્ભુત અસ્રકળા વર દેઇ દેવી સઅરી વિમલ વધાવિઉ વિદ્યા ધરી."

—(વિ૦ લ પ્રબંધ : ૭૨-૭૩)

વિમળના આવા ગુણો જોઇને પાટણના નગરશેઠે એને કન્યા આપી પણ વિમળનું મોસાળ ગરીબ હતું. એટલે એનાથી વિમળના લગ્નનું ખર્ચ થઇ શકે એમ ન હતું. પણ એટલામાં ભાગ્ય યોગે અથવા પ્રબંધકાર કહે છે તેમ માતાની કૃપાથી એક ખેતરમાંથી દાટેલું ઘણું ધન મળી આવ્યું અને એ પૈસાથી વિમળશાહે પોતાનાં લગ્ન કર્યાં તથા પછી પાટણમાં રહેવાનું રાખ્યું. પ્રબંધકાર કહે છે કે પાટણમાં ભીમને પોતાની બાણ કળાથી ખુશી કરીને ધીમે ધીમે પોતાની ચતુરાઇથી વિમળશાહે પોતાના વંશનું જુનું મહા મંત્રી પદ પાછું પ્રાપ્ત કર્યું. શ્રીલાવણ્યસમય ચરિત્ર નાયકની પ્રશંસાના વેગમાં વિમલશાહે પૂર્વના રોમ નગરના બાર સુલતાનોને તથા શાકંભરીના, માળવાના, મેવાડના, તથા જવાલપુર વગેરે સો રાજાઓને જીત્યા હતા એવું કહે છે. પણ આ તો કવિની કલ્પના લાગે છે. બાકી એટલું ખરું કે વિમલશાહ એક બહાદુર યોદ્ધો અને ચાલાક મુત્સદ્દી હશે અને भूपाल शत सेवित: એટલે કેટલાક સામંતો એની આજ્ઞા માનતા હોય એ સંભવિત છે.

વિમળશાહે ચંદ્રાવતીના પરમારને હરાવી એની પાસે ગુજરાતના રાજાનું આધિપત્ય કબુલ કરાવ્યા પછી દંડ નાયક તરીકે પોતાનું રહેવાનું ચંદ્રાવતીમાંજ રાખ્યું અને ધીમેધીમે પોતાની સત્તા વધારી કે ભીમદેવને વિમળશાહનું સ્વતંત્ર રાજપણું સ્વીકારવું પડયું હોય એમ લાગે છે † વિમળશાહને પાછળથી ચંદ્રા વ ઇશ જેવાં બીરુદો લગાડ્યાં છે.

શ્રી ધર્મઘોષસૂરિની પ્રેરણાથી ચંદ્રાવતીશ વિમળશાહને આબુ ઉપર વિમલ વસહિ બંધવવાનો વિચાર આવ્યો. વિમળશાહને જે જગ્યા પસંદ આવી તે શિવ અને વિષ્ણુના પૂજકોના હાથમાં હતી પણ આ મંત્રીશ્વરે સત્તાના તથા દ્રવ્યના બળથી પોતાને જોઇતી તેટલી જગ્યા ઉપર પથરાઇ રહે એટલા ટંકાઓ (સિક્કા) આપી જમીન ખરીદી લીધી, અને પછી તે ઉપર અઢળક દ્રવ્ય ખર્ચી આદિનાથનું રમણીય ચૈત્ય બંધાવ્યું. અને આદિનાથ પ્રભુની અઢાર ભાર પિત્તળની મોટી પ્રતિમા ઘડાવી શ્રી ધર્મઘોષસૂરિને હાથે વિ. સં. ૧૦૮૮ માં પ્રતિષ્ઠા કરાવી, અને એ સમયે ભાટ ચારણો, બ્રાહ્મણો અને ગરીબોને પુષ્કળ દાન આપ્યું.

વિમળવસહિનું સવિસ્તર વર્ણન કરવાનું આ સ્થાન નથી પણ ગુજરાતના એક સ્થાપત્ય કળાભિજ્ઞ ખરુંજ કહે છેઃ "આ દેવળ તેના અણીશુદ્ધ નકશી કામથી પ્રેક્ષકને વિચારમાં ગરક કરી દે છે. તેના વિચારમાં આ મનુષ્યની

पत्तनेश भीमेन छत्र चामरादि दत्वा नृपतिः कृतो विमलः। (प्रबंध संग्रह.)

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૧૯૧]

† જુઓ : 'સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદ'નો રીપોર્ટ પા. ૬૩ થી ૬૮.



# પ્રોફેસર

લેખક :
અ. ગજેન્દ્રરાય ગુલાબરાય બુચ.

મારે હવે પ્રોફેસર તરીકે વર્તવું જોઇએ. ' પ્રોફેસ્ ' એ અંગ્રેજી ધાતુનો અર્થ ગમે તેનો પણ ' દાવો ધરાવવો ' એવો થાય છે. દરેક મનુષ્ય સ્વભાવથીજ કૈંને કૈં દાવો કરવાને જન્મેલ છે. કોઇ કુસ્તીનો દાવો કરે છે, કોઇ જાદુનો દાવો કરે છે, કોઇને ગણિત, કોઇને ઇતિહાસ તો કોઇને સાહિત્ય હસ્તામલકવત્ હોય છે. એ પ્રમાણે અનેકવિધ આવડતમાની જે એકાદ પોતામાં હોવાનું જે પોતે કહેતા હોય તે સર્વ નરનારી તે તે વિષયનાં પ્રોફેસર કહેવાય છે. હું સાહિત્ય માટે સરજાયલો છું. મારું કર્તવ્ય યુવાનીદ્વારા સમાજમાં સાહિત્ય રેડવાનું, એટલે કે જડતામાં જીવન રેડવાનું છે.

હું જ્યારે જ્યારે બીજાં મનુષ્યોને જોઉં છું ત્યારે ત્યારે પ્રથમ વિચાર મને એજ આવે છે કે ' મને જે આવડે છે તે આને નથી આવડતું '; અને તેથી તરતજ હું એ ભુલ્યાંને મારગ બતાવવા મચું છું. એ પણ મનુષ્ય હોનાથી એકાદ વિષયમાં પ્રોફેસર તો હોયજ છે; અને તેથી મને સીધે રસ્તે દોરવા એ પણ મનુષ્ય સહજ સહાનુભૂતિથી મંડી પડે છે; અને જીવનની ઘટમાળ એમને એમ ચાલ્યા કરે છે આવાં અનેક વર્તુળો અને વમળો છતાં જ્ઞાન પ્રવાહ આગળ ને આગળ ધસ્યો જાય છે, જગત પ્રગતિ પર પ્રગતિ કર્યે જાય છે, એ અમારા જીવનની સાર્થકતા. ભાવિ પ્રજાના પંથમાં સુઘડ પથરાઇ જઇએ, અને અમારી ઉપર પગ દઇ બીચારાં બાળકો આગળ વધે એટલે જીવ્યું સફળ. હું જોઉં છું કે આ રૂપકમાં કૈંક પથરા જેવું ખુંચે છે; પણ સત્યો એવાંજ હોય છે. હું કૈં કવિ નથી કે ફુલ પાથરું.

કર્તવ્યોના કડક પથમાં અંતરાયો આવે એ તો જગત-જુની વાત છે. મારા માર્ગમાં પણ પ્રથમ પથરો પડ્યો હોય તો એ અહંબુદ્ધિ છે. મારે જગતને ભાષણોથી ભાન કરાવવાનું રહ્યું તે કર્તવ્ય હું ઘડી એક ભુલતો નથી. પરંતુ સાથે કરુણ કથા એ છે કે ઘણીએ અધન્ય પળોમાં 'હું ભાષણ કરું છું ' એ કર્તા-કર્મનો ખ્યાલ આવી જાય છે, અને નરસિંહની શકટ-શ્વાનની સચોટ ઉપમા વીસરાઇ જાય છે. ખાસ કરીને જ્યારે અસંખ્ય આંખો, અસંખ્ય યુવાન આંખો અસંખ્ય આતુર યુવાન આંખો મારી પ્રેરણાના પીયૂષ

પીવા નવપદ્મ માફક વિકસે છે, ત્યારે મારાથી પણ ઉગતા સૂર્યની માફક જરા રંગબેરંગી, જરા નાટકી; થઇ જવાય છે. જો કે સાથે એ પણ એકદમ જણાવી દેવું જોઇએ કે જ્યારે બીજાને હું નાટકી લાગું છું ત્યારે તો તેઓનીજ ભુલ હોય છે. તન્મયતાનો તનમનાટ એ બીચારા કયાંથી સમજે ? મંદિરે ધરતા ભાવિક ભક્તજન જેણે જોયા હોય તેનેજ ભવ્ય ભાષણોમાં પણ કેમ ભાન ભુલી જવાય છે તેનો કૈંક ખ્યાલ આવે. મહત્તાનાં મોજાં કોને મસ્ત નથી બનાવતાં? માતા આવતાં તો ભુવાઓ પણ ધુણે છે. એકલા હાવભાવમાંજ ભાવ અને ભાવના' સમાઇ નથી જતાં. નૃત્ય એટલું નાટકી, એમ કહેવું એ કળાનું અપમાન છે. પણ હું મારો બચાવ કરવાની જરુર જોતો નથી.

છતાં પેલું 'અહં' એને દાબવા તો ઘણો મથું છું. ખરું છે કે વિદ્યાર્થીઓની તાળીઓના તાલ મને ક્ષણભર તો સંગીતમય બનાવી દે છેઃ પણ તુરતજ આંતરનાદ ઉઠે છે, અને આત્મા શા ઉન્નત એકજ હાથે એ ગડબડાટ હું અટકાવી દઉં છું. એ મોહ–મદિરા હું નથી પાતો. રસાસ્વાદ એ યોગ નથી એ હું બરાબર સમજું છું. મને પરમ શાંતિજ છાજે તોફાન કે તરફડાટ સપાટી ઉપરજ હોયઃ ઉંડાણમાં તો—કૈંજ ન હોય. આથીજ હું હસતો નથી. બહુ તો ક્ષુદ્ર મનુષ્યો તરફ નિરાશાજન્ય, નિરાશાજનક, મંદ મંદ સ્મિત કરું છું કે 'આની આંખ ક્યારે ઉઘડશે ?'

મને ટાયલાંની નવરાશ નથી. મારું ભેજું ભુંસો ભરવા કાજે નથી. આથી સાધારણ માણસોના વ્યવહારિક દૃષ્ટિએ હું કુશળ નથી. ગણાતો તેની મને પરવા નથી. બાકી જો બાઇનોમીઅલ થીઓરમ આવડે, વેદાંતમાં ઇનામ મળે, અને ઋગ્વેદ લખાયાની તારીખ પણ શોધી કાઢું તો શું શાક કોની દુકાને મળે, અગર કઇ સાડી ઉપર કઇ કોર કઇ બેરીને સારી લાગે; એટલું હું ધારું તો ન શીખી શકું ? મેં તો મારાં પનીને પણ પહેલેથીજ જણાવી દીધું છે કે " મારા હૃદયમાં તને સ્થાન છે–સિંહાસન છેઃ પણ મારા ટાઇમટેબલમાં તો તને પણ અવકાશ નથી. તું જાણે કે મારા પેલા પાડોશીની માફક હું તને બારણામાંથી બુમ મારું, કે તારી સાથે હીંચકે હીંચકયા કરું, કે તને લઇને નાટકમાં જાઉં, કે જમવા બેસીને રસોઇ વખાણું; કે બધે 'મારી વહુ' 'મારી વહુ' કે 'હું આનો વર' 'હું આનો વર'.કરી પ્રદર્શન ભરું–તો તું મારી જાતને નથી ઓળખતી." ફરી ફરી કહું છું કે અક્કલ તદ્દન સાધારણ કોટિની નથી. એમ, એવું ઇનામ સરકારના ઇલ્કાબથીએ વિરલ છે. વીરલાઓ વાટે ને ઘાટે નથી પાકતા...ઓ પ્રભુ ! વળી પાછું 'અહં !'

અને કૈં 'અહં' એકજ મને નડે છે એમ નથી,- રાગદ્વેષ અને ન્યાયઅન્યાયની ખીણો વચ્ચેથીજ મારો પહાડી પંથ ચાલ્યો જાય છે, કોઇ વાર ઉંડાણમાં જોઉં ત્યાં ચક્કર આવે— પણ તુરતજ મન કાબુમાં રાખી, આંખ મીચી આગળ ધપું છું. એકવાર પ્રીવીઅસના પરિણામ પહેલાં એક વિદ્યાર્થી આવ્યોઃ " સાહેબ, મા વિધવા–નાની બેન ચૌદ વર્ષની થઇ–હું કમાઇશ ત્યારે પરણશે. અમારી ન્યાત-દીકરીની જાત, ઘર વેચીને ભણું છું–સાહેબ...દસ માર્ક માટે..." તેજ સવારે છાપામાં એક વિદ્યાર્થીનો આપઘાત વાંચેલો...ઘડીભર તો આવા ઉંડાણોમાં જોતાં કમકમાં આવે પણ આવા ચીરાઓ કયાંથી પડ્યા, કોણે પાડ્યા એ શોધવાનો મારો ઉદ્દેશ નથી. હું સમાજનો નહીં પણ સાહિત્યનો સેવક છું, મારે તો ચીલે ચીલેજ ચાલ્યું

જવાનું. કાયદામાં લાગણીને સ્થાન નથી. મારાથી માર્ક નજ અપાય; અરે, કોઈક વિદ્યાર્થિમાં પારિજાતકના પમરાટ, અને ઘણાય-માં ગલીકુંચીની ગંધ આવતી હશે–એકને હસાવતો નથી, બીજાને રડાવતો નથી. બને તેટલો હું તો અલિપ્ત રહું છું. મારે મિત્રતા ન હોય સમભાવ વગર મૈત્રી ક્યાંથી સંભવે? અને મારા સમાન મારે શોધવો ક્યાંથી? બાંકડાઓ ખુરશી સમાન કોઈ કાળે નજ થવાના. ભલે ને પછી ત્યાં બેસનાર છોકરો હો યા છોકરી.

કોઈ કહેશે કે યુવક અને યુવતી વચ્ચે તો કંઈક ભેદ હોવો જોઈએ; એમાં રાગદ્વેષ નહીં, પણ સ્ત્રી સન્માનનો પ્રશ્ન આવ્યો. હું એટલુંજ કહીશ કે રાગદ્વેષ એ સનાતન દ્વંદ્વ છે: સ્ત્રી સન્માન તો સામાજિક, આજકાલનો પવન છે સનાતન સત્યોને પંથ પગનાર એવો હું આજ કલહી પવનથી ડગમગું તો ઉપનયન અભડાય. શું યાજ્ઞવલ્કયે પણ ઉપનિષદમાં ગાર્ગી બહુ ગડબડ કરતી હતી (સ્ત્રીઓને 'આનું શું' અને 'તેનું કેમ' એમ પ્રોફેસરને પણ પડપુછ કરવાની અને તાગ લેવાની બહુ ટેવ હોય છે) ત્યારે સાર સાર, જરાએ Please (ભલા શબ્દને તજે) કે excuse me (મને માફ કરજો બાળા, પણ) વગર મોંતું કહી દીધું કે ગાર્ગી (મીસ વસિષ્ઠ કે મીસ વિશ્વામિત્ર નહીં હોં!) હવે જો વધારે ગરબડ કરી તો શિરસ્તે. એટલે, કે માથું ભાગી નાખીશ." સત્યની ધગશ એવીજ હોય છે. બુદ્ધિથી પર એવા પ્રદેશોમા સર્વ દલીલોને અંતે આ અંતીમ ઇલાજ છે ..પોતાની પત્નીને નામ દઈને આવી ભાષામાં અનાદિકાળથીજ સંબોધાય છે; એ સત્ય અનાયાસે શોધાઈ ગયું એ પણ ઠીકજ થયું, જો કે એવું તો મારે અનેક વાર બને છે; એવું એટલે એવી અનેક શોધખોળ...પણ એ અપ્રસ્તુત હોઈ એની પ્રશંસા કરું એવો હું તદ્દન કવિ નથી થઈ ગયો... તાત્પર્ય એટલુંજ કે મારી દૃષ્ટિએ સ્ત્રીપુરુષનો ભેદ ન હોવો જોઈએ, અને તેથી નથી. કોલેજની કન્યાઓને મુશ્કેલીઓ લાવવાની અને લાવવાની ટેક શકુંતલાના સમયથી ટેવ પડી ગઈ છે. પરંતુ મારા પ્રખર તાપ આગળ કુસમો કરમાઈજ જવાનાં. મારી નજર સામાની આંખમાં નથી જોતી, પણ એની ઉપર થઈને દૂર દૂર પેલેપાર અનન્તતામાંજ વિલીન થાય છે; અને તેથી હું આકૃતિઓ કરતાં ઓળાજ જોઉં છું મારે વળી સ્ત્રી અને પુરુષ શાં!

આ મારું માનસ, સિદ્ધાંતોને આધારે મેં જીવન ઘડ્યું છે, છતાંયે, કોણ જાણે કેમ હું એવા જગતમા આવી પડ્યો છું કે જ્યાં દેશનું ઉછળતુ લોહી, એનું ધડકતું હૃદય મને વીટળી વળે છે. મારી આસપાસ સૌંદર્યના બગીચા ઠેકઠેક કુલો ખીલે છે. દૂર દૂર પ્રચંડ સરિતા સાગરને સંગમે ગાજતી જાય છે. માર્ગમાં રંક ભીખારીઓના આર્તનાદ, ઉપર ઘટાઓમાં કોયલના ટહુકાર, અને તેથીય પાર આકાશભેદી મેઘની ગર્જના-હું શું સાંભળું? પેલું કલેકટરની મોટરનું ભુંગળું, અને એની પાછળ સામ્રાજ્યનો સત્તાશાહી અવાજ! ખસીજા નહીં તો મને કાદવ ઉડશે. શું સાંભળુ? કોઈ હતાશ વિદ્યાર્થીનું રુદન, કે અંધારી રાત્રિમાંથી થડકતાં કોઈ વિધવાનાં ડુસકાં,–કે બારણામાથી ખીલખીલાટ કરતું બાળકનું હાસ્ય!

સ્થિતપ્રજ્ઞ થવા મથું છું, પણ કોણ જાણે કેમ કોઈ કોઈ વાર માણસ થઈ જવાય છે. મારે હવે પ્રોફેસર થવું જોઈએ.

---



# મુંબાઇનું કલા પ્રદર્શન: એક પત્ર

લેખક

રા રવિશંકર મ. રાવળ

આ ભાઇશ્રી દયાશંકર,

મુંબાઇનું હીંદી ચિત્રકારોનું પ્રદર્શન જોવા હું જઇ શક્યો નથી એટલે એ પ્રદર્શન વીશે તો હું કેવી રીતે અભિપ્રાય આપી શકું ? પણ એટલું તો ખરું કે બંગાળામાં રાષ્ટ્રીય તત્વોમાંથી કલાની ભાવના ઉગી ત્યારપછી આટલા વર્ષે મુંબાઇ પહેલીજ વાર એ તરફ જુએ છે

મુંબાઇના ચીતારાઓની કલા ભાવના અને શક્તિ બતાવનારા પ્રદર્શનો તો 'ટાઉન હોલ'માં દર વર્ષે ભરાય છે અને એ રીતે પણ આપણી જાહેર પ્રજાએ કેટલું ધ્યાન આપ્યું છે તે તમારાથી અજાણ્યું નથી એ પ્રદર્શનો કેટલાએ થઇ ગયા પણ તેની કોઇ પણ પ્રકારની છાપ પ્રજા ઉપર કે કાયમના પ્રેક્ષકો ઉપર રહી ગઇ હોય એવા કેટલા ? અને એ બધનાં નિષ્કર્ષ રૂપે કઇ કઇ કલાકૃતિઓ ? એ પ્રશ્નો કોઇ પુછે તો જવાબ આપતાં વીમાસણ થાય એમ છે મહારાષ્ટ્રીય મંડળોમાં અને કલાકારોમાં એ પ્રદર્શનો માટે વધુ આકર્ષણ રહે છે કારણ કે ઘણા મહારાષ્ટ્રીયો ચિત્ર કળાના ક્ષેત્રમાં ઉતર્યાં છે ઘણા ઉતર્યા છે માટે ઘણું કરી શક્યા છે એમ તો હું એ નથી માનતો; પણ ઘણા જણ ચીતરતા થયા એટલે ઘણા તેમાં રસ લેતા પણ થયા છે દીલગીરી એટલીજ થાય છે કે એમનો આખો એ સંપ્રદાય મુંબાઇની ચિત્રશાળાના ધોરણે ઘડાયો છે એક પણ માણસે નવું ઉઠાવ્યું નથી, એક પણ સમર્થ વ્યક્તિએ નવી દૃષ્ટિ સ્થાપી નથી મહારાષ્ટ્રીય ચિત્રકારોમાંથી કોણે કોણે રાષ્ટ્ર જીવનમાં ઉંડી નજર નાખી ચિત્રો આલેખ્યાં છે ? કોણે વસ્તુ વિધાનમાં નવો ચીલો પાડ્યો છે ? દર વર્ષે એના એ રાવણ સીતા અને દ્રૌપદી વસ્ત્રહરણ કે એવા ચવાઇ ગયેલા પ્રસંગો પરજ ચિત્રો ઉભરાતા જોઇ ટાઉન હોલના પ્રદર્શનમાંથી કળા પ્રેરણાની આશા રાખતો પ્રેક્ષક નિરાશ થાય છે અને રાજ મુનરના ચિત્રોએ ઇ સ ૧૯૧૨ માં એવી ચેતના ભરી લહરીઓ આપી હતી કે પછીના પ્રદર્શનોમાં મને ઉતરતાપણુંજ દેખાયા કર્યું છે અને આ વર્ષે પ્રથમ પામેલું ચિત્ર આવતી

સાલ અનેક અનુકરણીઆઓનો,ઇષ્ટ વિષય થઇ પડે એવું મનાતું આવ્યું છે એ વખતે ગુજરાતને શી પડી હતી કે ચિત્ર અથવા ચિત્રકળાનો વિચાર કરે ?

મુંબાઇની ચિત્રકળાનો એ પૂર્વકાળ એક પ્રજા જીવનથી અલગ રહીને પુરો થયો ગણીએ. મી. સેસીલ બર્ન્સનો વખત પણ તેમાજ ગણાઇ જાય છે. યુરોપીઅન પ્રીન્સીપાલો હીંદી વિદ્યાર્થીઓમા કૈં સત્વ હોઇ શકે એ વાત ભાગ્યેજ સ્વીકારે છે. બંગાળમા મી હૅવેલ ને એ વાત સમજાઇ તેને પરિણામે બંગાળાનું કળાસત્વ વહેલું જાગ્યું મુંબાઇમા મી સોલોમન એ મન લેવા યત્ન કરે છે પણ હીંદી માનમ-ની ધ્યાન સ્થિતિની કલ્પનાઓ અને અનુભવોથી એ અપરિચિત હોવાથી પોતાના માનેલા ધોરણે હીંદીકળાનો સમુદ્ધાર થશે એવું આપણને માત્ર ઠસાવે છે અને હીંદીકળાના આજ સુધીમાં મળેલા નમુનાઓમાથી પોતાનો પક્ષ સાબીત કરે એટલીજ વાત મંજુર કરે છે. આપણે તેમની શુદ્ધ વૃત્તિ માટે જરાએ શંકા નથી કરતા પણ જેને એઓ નવી હીંદીકળા કહે છે—એટલે કે અત્યારે તેમની શાળા મારફત બહાર પડેલા વિદ્યાર્થીઓના ચિત્રો—તેમાં હીંદી કળાના કયા કયા વિશિષ્ટ ગુણો ઉતર્યા છે એ હીંદી જીવનના અને સંસ્કૃતિના પૂર્ણ વાકેફગાર માણસોને સમજાય એમ નથી આ વાત વધુ સમજાવવા કોઇવાર એ ચિત્રોને પાસે રાખીને હું તમને સમજાવીશ કે યુરોપનો કોઇ પણ કુશળ કારીગર થોડી તરકીબથી એવા ઘણા નમુના ઉપજાવી શકે

મુંબાઇમા ચિત્રકળાનો ઇતિહાસ શોધનારને બહુ જડે એમ લાગતુ નથી મી. કેઝીગલ્ડમીને મી સોલોમનની સામે ચક્ર નાખ્યો અને ખુબ રસાકસીથી પોતાનો એકડો ખરો કરાવવાની ગુંબેશ ચલાવી. મી ગ્લડમીન પણ ભાષણોમાં ચિત્રકળા-ના જે આદર્શો જણાવે છે અને જે જુના નમુનાઓ-ની વાત કરે છે એ હીંદીકળાના અભ્યાસીઓ-ને સામાન્ય નથી, પણ પોતે જે કૃતિઓને



ચિત્રકાર:] [રા ગોવર્ધનભાઈ પટેલ
બપોરનું ભાત.
—મુંબાઇ કલા પ્રદર્શનમાથી

હીંદીકળાની વારસ ઠરાવે છે તેને માટે હું બહુ આદર બતાવી શકતો નથી. હીંદીકળાની લાધવ ભરી સરળ અર્થવાહી રેખાઓ અને સુસ્પષ્ટ ઘેરા આછાં રંગોની મીઠી ખીલાવટ માટે આપણે જુના ચિત્રોથીજ સંતોષ લેવાનો રહે છે. પણ મી. રાહમીને મી. સોલોમન સામેનો પોતાના દાવો મજબુત કરવા હીંદના બીજા પ્રાંતના કલાકારોનો સહકાર સાધ્યો એ મોટું પુણ્ય કાર્ય કર્યું અને તે ખાતર તેમનું નામ રહી જશે.

મેં પ્રદર્શન ન જોયુ પણ તેમા આવેલા બધા ચિત્રો જુદે જુદે વખતે અને પ્રસંગે નિગતે જોયા છે. હીંદુસ્થાનના બીજા પ્રાંતોના હીંદી સાંપ્રદાયિક ચિત્રકારો માટે અત્યારે લખવા બેસું તો મારે પુસ્તક લખવું પડે પણ છેલ્લા પ્રદર્શનમા મને પોતાને જે ખાસ નોંધવા લાયક બીના લાગી તે એને હીંદના સર્વે પ્રાંતોના કળાના સાચા સમેલન-માં એ ત્રણ યુવાન ઉગતા ગુજરાતી ચિત્રકારોની* કૃતિઓ પણ રજુ થઇ હતી. એમની કોઇએ નોંધ લીધી કે નહીં તે વાતની જરુર નથી. હું તો એટલુંજ જોઉં છું કે સરકારની કે કોઇ કલમખાઉ ટીકાકારની કલમની કે અભિપ્રાયની પરવા છોડી કળાનીજ ઉપાસના પાછળ પડેલા આ વિદ્યાર્થી યુવાનોને કેટલી વહેલી રાષ્ટ્રીય કળાની દીક્ષા મળી ? મને તો શ્રદ્ધા છે કે ગ્રીક પુતળાંઓ કે ગ્રીક વેલ બુટ્ટાઓનાં બીબા ઘુટયા વિના ચિત્રકાર થઇજ શકાય. હીંદી કળાને નામે હજુ આપણે બહુજ થોડું મેળવી શકયા છીએ. પણ મેં જેટલા જુના નમુના જોયા છે તે પરથી મારી ખાત્રી થઇ છે કે હીંદુસ્થાન પાસે ચિત્રકળા અને મૂર્તિકળાનાં બહુજ ઉંચાં અને સર્વમાન્ય થઇ શકે એવા ધોરણો હતા. આ દેશમાં શ્રદ્ધા ધરાવનારા કળા કાર્યોજ તેનો સમુદ્ધાર કરી શકશે.

* આ ચિત્રકારો તે: ભાઈ કનુ દેસાઇ, ભાઈ સોમાલાલ શાહ, ભાઇ કૃષ્ણલાલ ભટ્ટ ને ભાઈ ગોરધનભાઈ પટેલ. —ઉપતંત્રી.



# મારી નોંધપોથી

લેખક:
રા. ગુપ્તા

તા ૨૧-૧૦-૨૭

આજે મારા પર એક પત્ર આવ્યો છે. તેમાં સરનામામાં ' રા. ગુપ્તે' લખ્યું છે. આજે હું એકે ભલાઇનું કામ કરી શકવાનો નથી—હું સ્કાઉટ હોઉં ને દરરોજ ભલાઇનું એક કાર્ય કરવાની મેં પ્રતિજ્ઞા લીધી હોય તોપણ! મારું નામ બગાડવાનો કોઇને પણ શો અધિકાર છે? હું ' ગુપ્તે ' નથી—' ગુપ્તા ' છું!

'એ' ને 'આ' માં એવો તે મોટો શો ફેર છે એવી કુશંકા મારા મનમાં કદી ઉદ્ભવવા પામતી-જ નથી. 'એ' ને 'આ' વચ્ચે તો વિયોગ ને સંયોગ જેટલો, ' આઘે, આઘે, ઘણે દૂર ' ને ' પાસે, પાસે, સમીપમાંજ ' જેટલો તફાવત છે એ દરેક સ્નેહીજન, દરેક વ્યાકરણનો ' જાણણહાર ' જાણે છે.

ને 'એ' ને 'આ' વચ્ચે ફેર ન હોય તોપણ ' ગુપ્તે ' 'ગુપ્તા ' કદી ન થાય. ' ગુપ્તે ' એટલે હું એમ મારા મનમાં કદી પણ આવી શકેજ નહીં. એ કોઇક જુદો, મારાથી તદ્દન જુદો મનુષ્ય હોય એમ લાગે છે. એને સરનામે આવેલો પત્ર વાંચતાં જાણે હું કોઇ બીજાનો પત્ર ચોરી છુપીથી વાંચતો હોઉં એમ મને લાગેલું! એમ હું કેવળ ન્યાય્ય કાર્ય કરતો હોઉં ત્યારે પણ જે મનુષ્યની ભુલને લીધે હું ગુન્હો કરતો હોઉં એમ મને લાગે તે મનુષ્યને હું ક્ષમા શી રીતે આપી શકું?

રોટલી બરાબર ગોળ ન થાય તો ઉપર વાડકો દબાવી વધારે પડતો ભાગ કાપી નાખનારા આપણે નામમાં થતો ફેરફાર કેમ કરીને સહન કરી શકીએ છીએ તે મારાથી સમજાતું નથી. આપણી સ્થિતિસંરક્ષક મનોવૃત્તિ, આપણી ધર્મપરાયણતા, આપણી રૂઢિપ્રિયતા લોકોને હાથે આપણા નામનો આવો દુરુપયોગ થતાં અકળાઇ કેમ નથી ઉઠતી? ગભરાઇ કાં નથી જતી? ખીજવાઇ શેં નથી જતી? કાલે ઉઠીને હું રંગીન ધોતીઆં, કાળું, લીલું, કાબરચીતરું ધોતીઉં પહેરીને ફરવા માંડું તો હીંદુસમાજ કેટલો સંક્ષુબ્ધ થઇ જાય! લગ્નના ' સાંજન માંજન ' માં ઉઘાડે માથે, અમોટીઉં પહેરીને જાઉં તો સવિનય આંજવપૂર્વક નિમંત્રણ દેનાર વરનો બાપ પણ મારું અપમાન કર્યા વગર ન

રહે. હૃદયના સૂક્ષ્મતમ ભાવોને જાણનારી સર્વજ્ઞ દેવીને પણ દીવો જમણી બાજુએ મુકવા ને બદલે ડાબી બાજુએ મુકાયો હોય તો આપણી એના તરફ ગમે તેવી અપૂર્વ ભક્તિ છતાં 'અવળો પડે ' ગાય પાસે બેસીને તાડી પીએ તો હરકત નહીં પણ તાડના ઝાડ આગળ બેસી દુધ ન પીવાય ! વૃદ્ધ માતા પોતાના પુત્રને પોતાના દેખતાં એની પત્ની સાથે બોલતો જુએ તો એની ' આમન્યા ' નો ભંગ થઇ જાય, ને છતાં પોતાના પુત્રનું સંતાન લઇને એ સારી દુનીઆમાં તેનું પ્રદર્શન કરતી ફરે ! રસ્તે ચાલતાં ચણા ફાકવા એ અધમતાનું લક્ષણ લેખાય ને દીલ સાફ ન થાય પણ કૈંક વધારે મેલું થાય એવી રીતે નાહીને એજ રસ્તામાં પલાંઠી વાળીને જમવા બેસવું એ બ્રાહ્મણત્વનું ચિન્હ મનાય ! પોતાનું પાળેલું કુતરું લાડથી દીલ ચાટે તો અપવિત્ર થઇ જવાય ને પાંજરાપોળની ગાય—!

બાહ્ય આચાર સાચવવાને જીવનમાં ને સમાજમાં આટઆટલી કૃત્રિમતા આપણને દાખલ કરવી પડી છે. અને એ ખોટું નથી. મારે પણ એમજ કહેવું પડે છે એટલુંજ નહીં પણ હું જરા મોટો થઇશ ત્યારે બુદ્ધિવાદથી પણ આપણી પ્રણાલિકાનો બચાવ કરીશ. મારો વાંધો માત્ર એટલોજ છે કે પ્રણાલિકાનાં બાહ્ય લક્ષણોનું પાલન કરવા જે સમાજ આટલી તત્પરતા દાખવે છે તે એક વ્યક્તિ બીજી વ્યક્તિનું નામ–જે એનું ગોરામાં મોટું બાહ્ય લક્ષણ છે, તે–બગાડે તો તે મુંગે મોઢે સહી કેમ શકે છે ? હું જાણવા માગું છું કે સ્વ. મનઃસુખરામ સૂર્યરામને કોઇક ' દિલચમનઅલી આફતાબઅલી ' કહ્યા હતા તેને સમાજે શિક્ષા ફરમાવી હતી ? ફરમાવી હોય તો શી ? ન ફરમાવી હોય તો શા માટે નહીં ?

આ બાબતમાં બેંકના મેનેજર ને કલાર્કોને ખરેખર ધન્યવાદ ઘટે છે. આપણું નામ જરા પણ વિકૃત ન થાય તે વીશે એ લોકો કેટલી કાળજી રાખે છે ! આપણા ભાવો બદલાય; આપણા વિચારો બદલાય; આપણું શરીર બદલાઇ જાય, માથે તાલ પડે ચામડીએ કરચલી વળે છતાં આપણી સહી બદલાવી ન જોઇએ, દીર્ઘ ઈ કે દીર્ઘ ઊ ને બદલે હ્રસ્વ ઇ કે ઉ લખાવા ન જોઇએ. એટલુંજ નહીં પણ નામ હેઠે લીટી કાઢતા હોઇએ કે પોતાના તથા પિતાના નામ પછી પૂર્ણવિરામ મુકતા હોઇએ તો તેમાં પણ જરા ફેરફાર થવો ન જોઇએ એ વીશે દરેક બેંકનો એકેએક કલાર્ક કેટલો આગ્રહ દર્શાવે છે એ કથા, કાવ્યશાસ્ત્રની પરિભાષામાં કહું તો, સ્વાનુભવરસિક છે તેમજ સર્વાનુભવરસિક પણ છે.

ચિત્રગુપ્તને ચોપડે આપણું નામ નોંધાય છે. મૃત્યુ પછી ઇશ્વરના દરબારમાં આપણા કૃત્યોની તુલના કરવામાં આવશે ( મર્ત્ય લોકમાં ઇશ્વરનો દરબાર નથી ને આપણા કૃત્યોની તુલના થતી નથી એવો ઉપલા વાક્યનો ધ્વનિ નથી ); ત્યારે આપણને આજ નામે સંબોધવામાં આવશે એટલા માટે પોતાના નામના સર્વ અંગોપાંગનું સંરક્ષણ કરવું એ દરેક ધર્મપ્રિય મનુષ્યનો ધર્મ છે.

એક વાર અમુક મનુષ્યને જરા છૂટ લેવા દઇએ તો એ ક્યાં અટકશે તે કહેવાય નહીં. આઠ વર્ષની બાળ વિધવાને આપણે ફરી પરણવા દેતા નથી, નામદાર સરકાર આપણને હથીઆર આપતાં અચકાય છે, કેટલાક ધર્માનુરાગીઓ બીજાઓને પોતાના ધર્મગુરુનું નામ પણ દેવા દેતા નથી તેમાં પણ આજ સિદ્ધાંત સમાયો છે.

નામના વિકૃતીકરણમાં આ સિદ્ધાંત ખાસ પાળવો જોઇએ. એક વાર આપણે આપણું નામ જરા વિકૃત થવા દઇએ તો આગળ કલ્પના પણ ન થઇ શકે એટલું એ બદલાઇ જાય. 'ધર્મેન્દ્રપ્રસાદ'નું 'ધમલાદાસ', 'જ્યોત્સના'નું 'જોસણા' 'ક્ષિતીન્દ્ર'નું 'છીટીઓ' ને 'પ્લેટો'નું 'અફલાતુન' થયાના દાખલા સર્વવિદિત છે.

આ બાબતમાં સૌથી વિશેષ દયાજનક સ્થિતિ જર્મન કવિ ગેટેની થઇ છે. જેટલી નિર્દયતાથી એના નામની દુર્દશા કરવામાં આવી છે, જેટલી ક્રૂરતાથી એના નામના પ્રત્યેક વર્ણને ચુંથી નાખવામાં આવ્યો છે એટલી ક્રૂરતા, એટલી નિર્દયતા માનવ હૃદયમાં વસતી હશે એનો મને ખ્યાલ પણ ન હતો! 'ગેટ', 'ગોયટે,' 'ગ-અ-થ' 'ગોથે', 'ગોઇથે', 'ગોઠે', 'ગોઠ', 'ગોઇધે', 'ગોધી' 'ગધે', 'ગધી' 'ગોધી' ઇત્યાદિ અનેકાનેક રૂપાંતરોમાં એનું મૂલ નામ શોધ્યું જડે એમ નથી —'ગોધો', 'ગદ્ધો', 'ગધ્ધી' એમ કોઇ બોલતું નથી એટલુંજ એનું સદ્ભાગ્ય છે!

આ લખું છું ત્યારે મને મારા મનોનયન સમક્ષ આપણા પાંચ વિદ્વાન અધ્યાપકો લઢતા દેખાય છે. એમના શબ્દો મને સ્પષ્ટ સંભળાય છે.

સ્વ. કમલાશંકર ત્રિવેદી પોતાનું 'કર્તવ્ય' નામનું પુસ્તક ઉઘાડી કહે છે, જુઓ—ગ્વેથી 'વ્યગ્ર'નો 'અર્ધગ્' વેવલા'નો 'વે' ને 'હાથી' માંનો 'થી'—પણ ઇકાર હ્રસ્વ—ગ્વેથી!"

હાથીની શુંઢમાં કમલ શોભે તેમ જેના પ્રચંડ હાથમાં 'કવિતા પ્રદેશો' નું નાનકડું પુસ્તક શોભી રહ્યું છે એવા રાજમાન રાજેશ્રી બલવંતરાય ઠાકોર પ્રચંડ અવાજે બોલ્યાઃ "નહીં કમલાશંકરભાઇ! ભુલ થાય છે તમારી. 'ગ્વેથી' નહીં. જુઓ મેં શું લખ્યું છે? 'ગ-અ-થ'—ગધેડો, અધ્યાપક, થોભીઆ એને સાથે મુકો ને પ્રત્યેકનો પ્રથમ અક્ષર સાદો અકારવાળોજ—ધીરે ધીરે ઉચ્ચારોઃ 'ગ-અ-થ.'"

રા. વ્યોમેશચંદ્ર પાઠકજી વિનમ્ર ભાવે બોલ્યાઃ "મુરબ્બી! મને કહેતાં સંકોચ થાય છે ને ગ્લાનિ ઉપજે છે કે આપ વિદ્વાન છો—

—વચ્ચેજ રા. બલવંતરાય ઠાકોરે ગર્જના કરી 'શું? હું વિદ્વાન છું તે કહેતાં તમને સંકોચ થાય છે ને ગ્લાનિ ઉપજે છે? ખબર છે—"

રા. વ્યોમેશચંદ્ર પાઠકજીએ વધારે નમ્રતાથી ઉત્તર વાળ્યોઃ "હું એમ નહોતો કહેવા માંગતો. આપે મને પુરો સાંભળવો હતો—"

પુર્વવત ઉગ્રતાથીજ રા. બલવંતરાય વચ્ચે બોલી ઉઠયાઃ "પુરો શું સાંભળે? હું આટલું પણ સાંભળી રહ્યો તે માટે મારા અંતઃકરણ સાથે છ મહીના લઢીશ.'

પહેલાં કરતાંએ અધિક નમ્રતાથી રા. પાઠકજીએ કહ્યુંઃ "નહીં મુરબ્બી! હું એમ કહેતો હતો કે આપની વિદ્વત્તા અગાધ છે—"

રા. બલવંતરાય કૈંક પલળીને જરા ખુશ થઇ વદ્યાઃ "ત્યારે પહેલેથીજ સ્પષ્ટ રીતે એમ કહ્યું કેમ નહીં?"

"છતાં—"

"હં 'છતાં' છે ખરૂં!"

"હા, મુરબ્બી! ગ્લાનિ ને સંકોચ ઉપજવાનું કારણ એજ છે. આપની વિદ્વતા અગાધ છે, અપરિમેય છે—છે તે—છતાં આ જર્મન કવિના નામના ઉચ્ચારણ સંબંધી આપની કૈંક—ગેરસમજુતી થઇ છે—બહુજ ઓછી ગેરસમજુતી એનો ઉચ્ચાર જુઓ મેં આ 'જીવનસૂત્રમાળા'માં લખ્યું તેમ 'ગોયટે' છે. 'ગોધા'નો 'ગો', મૈયત' નો વચલો 'ય' 'ચપાટે'માંનો છેલ્લો 'ટે'—'ગોયટે"

આ સાંભળી રા. ખુશાલ શાહ જરા આઘા ઉભાં હતાં તે પાસે આવી બોલ્યાઃ "મહેરબાન સાહેબો! સત્યને વિદ્વત્તા સાથે જરા પણ સંબંધ નથી!" થોડીવાર કોઇ 'હીઅર! હીઅર!' બોલે છે કે નહીં તે જોવા થોભી કોઇ કંઈ બોલ્યું નહીં એટલે એમણે આગળ ચલાવ્યું: "આ વિષયમાં તો જે યુરપ જઇ આવ્યો હોય, જર્મનોને મોઢે એ નામનો ઉચ્ચાર જેણે સાંભળ્યો હોય તેનું જ કથન પ્રમાણભૂત ગણાય' જુઓ, આ 'ઇબ્સનની કળા' નામના મારા નિબંધમાં શું લખ્યું છે? 'ગ્યટે' ગધેડાને ખોડો કરી પ્રથમ લો 'ગ', પછી 'ભૈયનજી'નો બીજો વર્ણ 'ય' મુકો, ને પછી લો 'ટેકરો' માંનો 'ટે'—'ગ્યટે'.

આ સાંભળી અત્યાર સુધી બધાની પાછળ છુપાઇ રહેલા રા. બાબુરાવ ગ. ઠાકોર આગળ આવ્યા ને બોલ્યાઃ "સાહેબો! તમને બધાને ખોટા ઠેરવવાનું મારા ભાગ્યમાં લખ્યું હશે તો મારો તેમ કર્યે જ છુટકો! આધુનિક યુરોપીય સાહિત્યનો મેં ખાસ અભ્યાસ કર્યો છે તે "કૌમુદી" ના આબાલવૃદ્ધ સર્વ વાચક જાણે છે. માટે મારું કથન આ વિષયમાં છેક પ્રમાણ રહિત નહીંજ ગણાય. આ 'યુગધર્મ'માં મેં લખ્યું છે તે જુઓ. 'ગીટ'—'ગીધ'નો 'ગી' ને 'ટંટ' માંનો અનુસ્વાર રહિત 'ટ'—'ગીટ.'"

વિદ્વતા તે સત્યને નામે પોતાના નામની આ ચુંથાચુંથ થતી જોઇ કબરમાં સુતેલું સ્વ. ગેટ (અથવા એનું જે નામ હોય તે)નું શબ હાલી ઉઠયું ને સ્વર્ગમાં એનો આત્મા મુંઝાઇ રહ્યો.

તા. ૨૭-૧૦-૨૭

૨૭ મી જુન આવી ને ગઇ. ને ત્રેને ચાર મહીના પણ વીતી ગયા! રાતના ત્રણ વાગ્યે સાતમી વાર નાહીને બીજી વાર જમવા બેઠેલા ભૂદેવોની ન્યાતમાં કુતરું પસાર થઇ જાય, છતાં જરા પણ ગરબડ ન થાય; મસ્જીદ આગળથી વાજાં વગાડતું હીંદુઓનું સરઘસ પસાર થાય, ને મસ્જીદમાં બેઠેલા મુસલમાનો વાજું અટકાવવાનો પ્રયત્ન ન કરતાં વાજામાં કયી રાગિણી વાગે છે તેની શાંતિથી ચર્ચા ચલાવે; અગીઆરશનો ઉપવાસ કર્યાથી મારાં ગં. સ્વ. કાકીને અપચો થાય; જોશીએ જે બનાવ બનવાનો કહ્યો હોય તે ન બને; બાલવિધવા લગ્ન કરે છતાં હીંદુસમાજ છંછેડાઇ જાય નહીં; વરસાદ પડે ત્યારે હું ઘેરમાં હોઉં; આવા પ્રકૃતિનિયમ વિપરીત બનાવો બને ને જેટલું આશ્ચર્ય થાય તેટલું આશ્ચર્ય મને ૨૭ મી જુન આવી ને પૃથ્વી સલામત રહી તેથી થાય છે. વૈજ્ઞાનિકોએ કહેલું ને મેં માનેલું કે ઇસુના વર્ષ ઓગણીસસેં ને સત્તાવીસના જુન માસની સત્તાવીસમી તારીખે પૃથ્વીનો પ્રલય થવાનો છે. હજી પણ હું માનું છું કે સત્તાવીસમી જુને પૃથ્વીનો પ્રલય થવો જોઇતો હતો.

ઘણી વાર જેમ દેવાદાર લેણદારોને રુપીએ આની આપી પતાવે છે તેમ આપણે મૃત્યુને સાધારણ અકસ્માતથી પતાવીએ છીએ. આવા અકસ્માતને જ્યોતિર્વિદોની પરિભાષામાં 'ઘાત' કહેવામાં આવે છે. દાખલા તરીકે પાંચ વર્ષની ઉંમરે દાઝીને મરી જવાનું મારા નસીબમાં લખાએલું હતું. પરંતુ 'કેવન એ'—જે હંમેશ તમને ગમશે; કારણ એમાં કદી ફેરફાર થતોજ નથી,—તેણે મને મૃત્યુના મુખમાંથી ઉગાર્યો. કોઇકે એને અડધી સળગતી સ્થિતિમાં રસ્તે નાખેલી. મહાપુરુષોનાજ ઓષ્ઠસ્પર્શને યોગ્ય એવી એ સીગારેટ-સુંદરીને મારો ચરણસ્પર્શ થયો. ડંગલમાં અંગકસરતના અદ્ભુત પ્રયોગો

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૧૮૯]



# મૂષકદૂત



લેખક :
રા. તનમનીશંકર લાલશંકર શિવ

[ મુંબાઇની બે ખંડની ઓરડીમાં, કુટુંબ સહિત રહેતા યુવાન દંપતીનું શયનમંદિર ઘણું ખરું પાછલો ખંડ–રસોડું—હોય છે, તેમ અહીં પણ હતું. એવામાં પત્નીનો આ વિરહ ન સહાતાં પાછલી રાત્રે યુવાન મૂષક ( ઉંદર ) સાથે પત્નીને સંદેશો મોકલે છે.]

( અનુસંધાન જ્યેષ્ઠ ૧૯૮૩ : પૃષ્ઠ ૨૩૪ થી)

ઉનાળામાં જલ સુકી જઇ દૂર દૂરે વહંતાં,
જ્યોત્સ્નામાંહી નદીતટ ભીની વાલુકાથી દીપી રહે;
તે શો હાવાં નવલિપનથી–ભોજનાને કરેલાં–
સોહે ચોકે ચકચકે થતો 'ઝાંખી' દીપ પ્રભામાં. ૪૦

સામે બારી થકી નિરખતાં બહાર નીચે, જણાતી
ઉંડી ઉંડી નરકની, અતિ સાંકડી, ઘોર ખાઇ;
ઇચ્છા પાપીતણીજ કરતાં 'આસરો રે પડે છે
લેવો એનો સહુ ય જનને–ભેદ એમાં ન ચાલે. ૪૧

એ બારીની સમિપ રચીયું. દેવમંદિર એક,
પૂજે ભાવે જનકજનની દેવ જ્યાંહિ સદૈવ;
આરંભીને– તહીંથી લહશે ખંડ વચ્ચે સુતેલાં
નારી રત્નો, જયમ નભ વિશે તારલા હોય પોઢયા. ૪૨

પ્રિયા પાસે મુજ અતિથીની પત્ની સુતેલી છે, તે
જોજે, ભુલી જઇ, ન કથતો મુજ સંદેશ તેને;
ગોરાં નાનાં ક્ષિણ વપુથકી ઓળખી એ તું લેજે,
ગૃહસ્થીને પર પ્રિયતમા જેવી ઝાઝી ન શોભે. ૪૩

ભ્રાતા મારી પણ નિરખતાં માત્ર તું જાણી લેશે,
ધોળા એના શશી કિરણ શા વાળ ને છણું કાયે;
એ બે વચ્ચે નજર પડશે તારી સેજે સુતેલી
અર્ધાંગી આ તુજ સખ તણી, ભાઇ ઓ!–ભાભી તારી. ૪૪

મેઘશ્યામા, કરિણુદશના, પકવ જંબુફલોષ્ઠી;
બાંધી દેતી ઇદર ઉદધિ શું કટિ રુડી પ્હોળી,
ભારે ઉંચા ઉદર, ઉરુ ને કુચ, તોએ હરિણી,
સર્પિણી વા વીજળી શી સરે ગૃહ કુંજે ગૃહિણી. ૪૫

જ્વાલામુખી ઉર પ્રણયનો ફાટતાં મુજ માટે,
અંગો અંગે રસ પ્રસરતાં શાલી એવી ગઇ છે,
કે ઘેરાવે અમિત ભુજની બાથથી મુજ થૈ, ને
મુખેન્દુ એ શશી શું લહવા જોવું ઉંચે પડે છે. ૪૬

વર્ષે મીઠા કણુજ અમીના પદ્મિની થોડ બોલી;
પ્યારી આ તો રુચિર કડુતા પૂર્ણ કોઇજ જુદી
યાએ હું તે વમન બુડતાં કંઠ સુધી પી પી, ઓ,
સુધાકેરી ઝડી પર ઝડી ત્યાં સુધી નિત્ય રેલે. ૪૭

મીઠી લ્હેરે લપટી ઝુલતો મોગરો રાયણીને,
તે હું એ શું શ્રમિત અતિશે બાઝી મારી પ્રિયાને
સુઉં, ત્યારે શ્રમ સરી જતો અંગ ભારે દબાઇ,
ને આવે છે મધુર ઉરજે ઝુલતાં નિંદ મીઠી. ૪૮

ઝીણા ઝીણા જગ ઉપરના લોકને જોઇ જોઇ,
આંખો એની અતિ થઇ ઝીણી ભૃંગ શિશુ સમાણી.
ઉંડો ઉંડો ખડક વચમાં ઓઘ રેવા તણો વહે,
તેના જેવો નયન બીચથી નાસિકા–સ્રોત વહે છે. ૪૯

આખો દહાડો મુજ વિરહથી ભાન સર્વે ભુલેલી,
સંખ્યા હીણાં સખત ગૃહનાં કામ માંહ ડુબેલી,
રાત્રે એના વડીલ શરમે વેણી સહેજે ગુંથેલી;
હાશે લુખી ક્ષિણ મુખ પરે ઉડી તેથી રહેલી. ૫૦

મારા નામે જપ જપી જરા આંખ ઘેરાઇ જાતાં,
સ્વપ્નાંમાંહી નીરખી સરતો બાથમાંથી મને, હા !
ભુલી, વહાલા ! ક્રૂર થવું ઘટે ના, ઘડી રહી વહી ને
જાગી જોતી ભય ભરી હશી, 'સુ. શુશ્યું' સાસુજીએ !' ૫૧

આ રાત્રે તો નહીં મુજ સહે સંભવે યોગ નિશ્ચે,
તોએ આહું હૃદય દમતું રે મનાવી ય કેમે,
રોઇ રોઇ નયન જલથી ભીંજવી અર્ધ શય્યા,
ઉંડા લાંબા નિરવ મુકતી વા હશે એ નિસાસા. ૫૨



હૈયા કેરી નિજ વિરહની વેદના ભુલવાને,
કે 'ડાહી ને ચપળ વધુ છે' માન એ ખાટવાને,
સાસુ કેરા અસહ ક્ષપરા તાપથી વા બીહીને,
નિદ્રા ભાવે કરતી ઘરનું બાકી વા કામ હોશે ! ૫૩

નીચે હાવાં ઉતરી મધુરા મંદ 'ચુંચુ' અવાજે;
ખેંચી એની નજર વદજે, 'ભાભી !' કે તારી સામે;
જાશે હર્ષી તરત, મુજકો લાડકો દેર આવ્યો
હેડે આવ્યો, ખબર કૈં ને ભાઇની નીજ લાવ્યો ? ૫૪

તે વેળાએ, સખ ! ન કરતો હાંસી એની લગારે;
સીધે સીધો ગંભિર થઇને મુજ સંદેશ કહેજે;

શોધી આવો સમય અધિરી ચીડવે ભાભીઓને
જાણું છું સૌ દીયર; કથલો યાચી આ તેથી તુંને. ૫૫

કહેજે તારો પિયુ કુશળ છે, તારી માલા જપે છે;
પુછાવે છે ખબર તુજની, ઉર ચિંતા ધરીને;
સાચે સાચું વિગતથી મને ક્હાવજે સર્વ, વહાલી!
હોયે નિશ્ચે કુશળ ખબરો પ્રેમીની સુખદાયી. ૫૬

સુતાં કાલે કલહ કરીને, નક્કી, તેથી કર્યું કે,
રાત્રિ આજે વિતવવી બધી જાગી ગોષ્ટિ-વિનોદે;
ને જોયાતાં દિવસભર એ સ્વપ્ન એનાંજ જોણે,
મેં એ તો, હા! તફડી રડીને ગાળી છે રાત્રિ સર્વે. ૫૭

છુટું છુટું પણ લહી લહી પ્યારી સાદૃશ્ય પક્ષે,
વેલીમાં ને હરિણ નયને મેળવી શાંતિ કેં એ;
સુતો આહિ રજની તમથી બદ્ધ કેદી સમો રે,
પામું હું તો નહીંજ તુજના સામ્ય કેરો વિનોદ. ૫૮

કલ્પી કલ્પી નયન મીચીને, તેની સાથે, હું આણી,
તારી મૂર્તિ, ચરણ પડવા જાઉં છું હાથ જોડી,
ત્યાં તો મારા રુધિર તરસ્યા મત્કુણો ક્રૂર દંશી,
ઉઘાડીને દગ મુજ બધી કલ્પના દે ઉરાડી. ૫૯

પ્રારંભે, રે સખી! શયનના શ્વાસ-પશ્વાસ કેરો;
નાસિકાથી ગભિર ઉઠતો સુણતાં નાદ ઘેરો,
માનીને એ તુજ, પ્રણયથી ભેટી તે અર્ધ રાત્રિ,
ગાળી; હાવાં પણ સુખ ગયું તે એ ક્યાંહી લપાઇ. ૬૦

જાગી જાગી સ્મરણ ભૂમિથી નાચતા ભૂત જેવી,
સ્મૃતિઓ કૈં સહજીવનની આપણી, વહાલી! જુની;
જ્વાળા રૂપે ફરી વળી, મને ગુંગળાવે અતિશે;
યાદી દેતાં ગણી ગણી નહીં પાર તેનોજ આવે. ૬૧

તોફાનો કૈં ઉર મચવતી આપણી પહેલી રાતે,
હેડંબા, શી તુજ વપુ તણી શ્યામળી ભવ્યતાને
જોતાં પામ્યો છળી જઇ અતિ મૂર્છના કુંજ, ત્યારે
ઝીલી લીધો કરમહીં મને તેં, પ્રિયે! યાદ છે કે? ૬૨

અંકે બેઠો ચઢી હું પ્રીતથી એકદા, કોપી ત્યારે,
ઉઠો, ઉઠો, મરદ થઈને અંક બેસાડવાનું;
મુકી હુને, શિશુ સમ તમે ક્રીડતા તે ન શોભે;
બોલી તું, તે જીવનભરમાં ના જશે કેમ ભુલ્યું. ૬૩

જો કે પહેલા પરિચય સમે શુષ્ક-નિષ્ઠુર હૈયું,
લાગે તારું, પણ નકીજ છે કુમળું ભાવભીનું,
માની તેથી તુજ પણ ગતિ હું સમી, મોકલ્યો મેં,
સંદેશો આ, ધીર ઉર ધરે તારું જેથી કુંએ. ૬૪

પુરો થાશે વિરહ અવધિ બે ઘડીમાંહી, બાલે!
તો તે વેઠી લઈ ધીરજથી, વહેલી વહાણે ઉઠીને
જાજે ગાતું જલ ઝરણું* જ્યાં વહેતું; તે રમ્ય આરે
બેદી, આંસુ સુમી, હૃદયની ઠારજે આગ સર્વે. ૬૫

* નળની ચોકડી ઉપર.

## મારી નોંધપોથી

[અનુસંધાન પૃષ્ઠ ૧૮૨ થી]

કરનો હોઉં તેની ઝડપથી ને તેવી બીન કુદરતી રીતે મે મારો પગ ઉંચકી લીધો. પણ સુસંગતિ વધુ ન રહી. મારે પગે ફોલ્લો ઉઠયો. તે દિને મારા ભાગ્યે પ્રથમ દહન, મધ્યે મરણ અને તત્પશ્ચાત પાછી દહનક્રિયા નિર્માઇ હતી તેને બદલે માત્ર પગે ડામજ પડયો; લોકોની ખાંધે ચઢી સ્મશાન જવાને બદલે ફક્ત ડોકટરને ત્યા જવું પડયું; શ્રાદ્ધ સંવત્સરી આદિના ખર્ચને બદલે માત્ર ડોકટરનું બીલ ચુકવવું પડયું; મારી પાછળ વિલાપ, કરુણ પ્રશસ્તિ કે રાજીઆ ગવાવાને બદલે મારા આગળ સામાન્ય દીલસોજી ને અતિ સામાન્ય ઠપકાનાં વચનો ઉચ્ચારવામાં આવ્યા, અને–પણ હું પરણ્યો નથી એટલે મારા મૃત્યુનું ચિત્ર કરુણ કે ઇર્ષ્યાસ્પદ થઇ શકે એમ નથી ટુંકામા દાઝીને મરી જવાને બદલે હું દાઝીને જીવ્યો. આનુ નામ 'ઘાત'

૨૭ મી જુનને દિવસે પૃથ્વીની આવી 'ઘાત' પણ નહોતી. ઉલટુ એ દિને પૃથ્વીની તબીઅત હંમેશ કરતા સારી હોય એમ મને લાગ્યું હતું. હંમેશની મરવાને આળસે જીવનારી, વર્ષોની વૃદ્ધાવસ્થાને લીધે દીન હીન દીસતી ભગવતી પૃથ્વિની તે દિવસે મને નવોઢા જેવી લાગી. ખરેખર હું દીલગીર છું કે પૃથ્વી ૨૭ મી જુને મૃત્યુ ન પામી એટલું જ નહીં પણ તે દિને એની 'ઘાત' પણ ન હોતી!

પણ જરા વિચાર કરતાં મને લાગે છે કે ઉપનુ લખાણ બરાબર નથી; ૨૭ મી જુન નહીં તો ૨૫–૨૬–૨૭ જુલાઇના દિવસે પૃથ્વીની ઘાત હતી. શુળીનું વિઘ્ન કાંટે ગયુ. આખી પૃથ્વી પ્રલય પામવાને બદલે માત્ર ગુજરાતને અસામાન્ય નુકશાન વેઠવું પડયું. ધુમકેતુ અથડાવાને બદલે મેઘરાજાએ પ્રલયજળ વર્ષાવ્યાં.

વડોદરા, અમદાવાદ, જંબુસર, આમોદ, નડીઆદ ને છેક ગણુપુર સુધી–લગભગ આખા ગુજરાતમાં વરસાદે કેર વર્તાવ્યો.. ઇંદ્ર ને વરુણે વાયુદેવની સહાય લઇ ગુજરાતને ડુબાવી નાખવાનો પ્રયત્ન કર્યો. આખા વર્ષમાં નથી પડતો એટલો વરસાદ ત્યાં ચાર દિવસમા પડયો!

હું નાનો હતો ત્યારે વરસાદ તરફ મને ઘણોજ પક્ષપાત હતો. રસ્તાઓ પાણીથી ઉભરાઇ જાય તેમા કાગળની હોડી બનાવી તરાવવી એ મારા બાલજીવનનું ધ્યેય હતું; લપસણાં રસ્તા પર ચાલતા ગંભીર ને ડાહ્યાં નરનારીઓને લપસી પડતા જોવામાં હું અવર્ણ્ય આનંદ અનુભવતો. ધોધમાર વરસાદમાં ઉભા રહી જલ નીતરતે દીને ઘરમા જઇ બધું પલાળી નાખવુ તેને હું મારો જન્મસિદ્ધ હક્ક માનતો, કાદવથી ભરેલા ખાબોચીઆમાં ઘુંટણ સુધી ઉતરી કાદવનાં મોજાં પહેરવા તેને હું વિલાસની પરાકાષ્ટા ગણતો, ને વરસાદ પડતો હોય ત્યારે છત્રી લઇને જવુ એને હું મુર્ખાઇનું, અધમતાનું લક્ષણ માનતો.

પણ હવે તો મને કોઇ પણ વસ્તુ પર વધારેમાં વધારે ચીઢ હોય તો તે વરસાદ પર છે. ર પડવો જોઇએ ત્યા હમેશાં પડે, પડવો જોઇએ ત્યાં કોઇ દિવસ પડે નહીં. ખરે સમયે માત્ર ઘામજ થાય; બીલકુલ જરુર ન હોય ત્યારે એટલા જોરથી પડે કે પરસાળમાં પણ પાણી ધસી આવે. मेघालोके भवति सुखिनोऽप्यन्यथावृत्ति चेतः। (મેઘને જોઇને સુખી મનુષ્યો પણ ગમગીન થઇ જાય છે) કાલિદાસનું એ વચન વિરહીઓની બાબતમાં ખરુ હશે કે નહી તે કોણ જાણે; પણ મારી બાબતમાં તો એ અક્ષરશઃ સાચું છે.

હિરણ્યકશિપુને વેરભાવે પણ અંતે ઇશ્વર મળ્યા હતા, તેમ મારી સાથે ઘને ઘનિષ્ઠ સંબંધ

બાંધ્યો છે. મારી સંગતિ વગર વરસાદને એક ઘડી પણ ચાલતું નથી. વાદળાં ઘેરાયાં હોય, હમણાં બારે મેઘ તુટી પડશે એમ લાગે ને હું બહાર જવાનો વિચાર માંડી વાળું એટલે એકાએક ઉઘાડ થઇ જાય ને આકાશ, 'શું હમણાં વરસાદની ઋતુ ચાલે છે ?' એવો સાશ્ચર્ય પ્રશ્ન કરતું હોય તેમ, સ્વચ્છ બની જાય. છ મહીના સુધી હમણાં વરસાદ આવે એવો જરા સંભવ નથી એમ પુરવાર કરતું હોય તેમ આકાશ તદ્દન સ્વચ્છ ને નિરભ્ર દેખાતું હોય ને હું બહાર નીકળું કે તરત વરસાદ તુટી પડે. છત્રી પાસે હોય તો તે તરત ઉઘડે નહીં. હું પુરેપુરો પલળી રહું એટલે છત્રી ઉઘડે ને વરસાદ બંધ થઇ જાય. થોડે સુધી છત્રી ઉઘાડી રાખી હવે વરસાદ પડે એમ નથી લાગે ને હું છત્રી બંધ કરું કે તરત પાછો વરસાદ મુસળધાર તુટી પડે !—

હું નીશાળે જતો ત્યારે વરસાદ ૧૦–૩૦ વાગે ને ૫ વાગે નિયમિત રીતે, હું રસ્તામાં હોઉં તે વખતે આવતો. મેં કૉલેજ જવા માંડયુ ત્યારે વરસાદે પણ પોતાના સમયમાં ફેરફાર કરી મારી સંગતિ ચાલુ રાખી. હવે મારું બહાર નીકળવાનું નક્કી નથી હોતું ત્યારે વરસાદે પણ પોતાનો સમય અનિશ્ચિત કરી નાખ્યો છે. એટલુંજ એણે નિશ્ચિત કર્યું છે કે હું રસ્તામાં હોઉં–ખાસ કરીને છત્રી વગરની નિરાધાર સ્થિતિમાં હોઉં ત્યારે ખુબ જોરથી પડીને એણે ભીંજવી નાખવો. આ ચાતુર્માસ હું રસ્તે ઉભો રહીને ગાળું તો અનાવૃષ્ટિનો જરા સંભવ રહે નહીં એવી મારી ખાત્રી છે. ગુજરાતમાં આટલી મોટી રેલ આવી તેનો જોખમદાર એક રીતે હુંજ છું. એ ચાર દિવસ હું રસ્તે એટલો રખડયો છું કે વરસાદને આટલા અતિ વિપુલ પ્રમાણમાં પડયા વગર છુટકોજ નહોતો.

મારા એક મિત્રને મોઢે મેં વરસાદ તરફની મારી ચીઢ પ્રગટ કરી ત્યારે એ બોલી ઉઠયો: "વરસાદ વિના દુનીઆ કેમ ચાલે ? વરસાદ ન આવે તો અનાજ કેમ પાકે ?" મેં જવાબ દીધો, અનાજ ઉત્પન્ન કરવા ભલે વરસાદ આવે પણ આપણા દીલ પર શા માટે પડે છે ? મારા શરીરમાંથી ઘઉં, ચોખા કે શાકભાજી પાકતાં હોય; તારા દીલમાં તંબાકુ પેદા થતો હોય; છાપરા પર કપાસ ઉગતો હોય; જોડામાંથી કમલો ઉત્પન્ન થતાં હોય તો ભલે એ સર્વ સ્થળે વરસાદ આવે પણ તું જાણે છે કે તારા ને મારા દીલમાંથી પરસેવા સીવાય બીજી કોઇ ઉપયોગી વસ્તુ ઉત્પન્ન થતી નથી; વણીઅરને ઉપર ફરવા સીવાય છાપરાનો બીજો કૈં ઉપયોગ નથી ને જોડા મનુષ્યને પગે આંટણ ઉપરાંત બીજું કૈં આપી શકતા નથી. તો ત્યાં વરસાદ કેમ પડે છે ?" એણે જવાબ દીધો; "ખેતરમાં વરસાદ જરુરનો છે માટે બધે પડે છે. એક ઠેકાણે પડે ને એક ઠેકાણે નહીં એમ કૈં બને ?" મેં કહ્યું; 'કેમ ન બને ?" એણે જવાબ દીધો; "ઇશ્વર સર્વજ્ઞ છે; સર્વ શક્તિમાન છે, સર્વના ઉપર સરખો ભાવ રાખે છે."

તે વખતે હું ઇશ્વર તરફના મારા વિનય ખાતર કૈં બોલ્યો નહીં. પણ હવે એ મિત્રને પુછું છું: "જો ઇશ્વર સર્વશક્તિમાન હોય તો જ્યાં વરસાદની જરુર છે એવા ખેતરોમાંજ એ વરસાદ કેમ નથી પાડતો ? બીજે સ્થળે નકામા પડતાં અટકાવતો કેમ નથી ? ખેતરમાં ઘઉં, બાજરી, ચોખા વગેરે પકવવા ભલે વરસાદની જરુર હોય પણ તેથી મારે આખું ચોમાસું શા માટે ભીંજાવું ?" આ પ્રશ્નનો ખુલાસો ઇશ્વર કે એના લાગતાવળગતાઓ લખી મોકલશે તો એમનો આખી માનવ જાત પર ઉપકાર થશે.

## આબુ : અર્બુદગિરિ

[ અનુસંધાન પૃષ્ઠ ૧૭૨ થી ]

કૃતિ હશે એમ આવતું નથી. એ એટલાં તો પૂર્ણ છે કે તેમાં કૈં પણ ફેરફાર નજ કરી શકાય. આ મંદિરનો સાધારણ 'પ્લાન' ગિરનાર ઉપરનાં કે બીજાં જૈન મંદિરો જેવોજ છે. વચમાં મુખ્ય મંદિર અને આસપાસ નાની દેરીએ. મંદિરના મુખ્ય પ્રવેશ દ્વાર આગળ એક મંડપ છે. અને આ મંડપની આગળ છ થાંભલાઓ વાળો એક લંબ ચોરસ ઓરડો છે. જેમાં વિમળશાહ પોતાના કુટુંબને મંદિર તરફ લઇ જાય છે. આ કલ્પના નવીન છે. આ હાથીનાં પુતળાં કદમાં નાનાં પણ પ્રમાણસર છે અને અંબાડીનું કામ પણ ઘણું સારું છે.

સામાન્ય રીતે મંદિર અંદરથી બહુજ સુશોભિત અને કારીગરીથી ભરપુર છતાં બહારથી તદ્દન સાદાં લાગે છે. આ મંદિરોને બહારથી જોતાં એની અંદરની શોભાનો બીલકુલ ખ્યાલ આવતો નથી. વિમાનનું શિખર પણ નીચું અને કદંગુ છે. આ મંદિરો કદમાં ખાસ નાનાં રાખવામાં આવ્યાં છે કારણ કે એટલી ઉંચાઇ ઉપર બહુ મોટાં મંદિરો બાંધવા એ શકય નહોતું. વળી આબુના ડુંગરમાં વારંવાર ધરતીકંપ થાય છે. એ વાતની પણ ત્યારના સ્થપતિઓને ખબર હોવી જોઇએ એટલે ઉંચાઇ કે વિશાલતાથી ભવ્યતા આણવાનો વિચાર પડતો મુકી સ્થપતિઓએ બની તેટલી કળા અંદરના ભાગમાં ખર્ચી છે.

આ મંદિરમાં સૌથી વધારે નકશી કામ મંડપમાં જોવામાં આવે છે. મંડપ પ્રમાણ સર ઉંચાઇનો છે, અને તેની અંદર વાપરેલા સફેદ આરસપરના નકશી કામથી એટલો તો સુંદર લાગે છે કે તેને જોઇને પ્રેક્ષક સ્તબ્ધ થઇ જાય છે. મંડપનો ઘુમ્મટ અષ્ટકોણાકારે આવેલા થાંભલા ઉપર એટલું નકશી કામ કરેલું છે કે એની વિગતો જોતાં આપણે થાકી જઇએ અને એટલું ઝીણું કામ કરવાની તો આજના માણસોને ધીરજજ ન રહે. મંડપમાં ઉભા રહેતાં ચારે તરફ બધો ભાગ કોતરકામના શણગારથી ભરેલો દેખાય છે અને એ કોતરકામ એટલું બારીક છે કે જાણે મીણનાં બીબાંમાં ઉતાર્યું હોય એવું લાગે છે. અને તેની અર્ધ પારદર્શક કોરની જાડાઇ દેખાતી નથી. આ પછીનાં વસ્તુપાળ તેજપાળનાં દહેરામાં કોતરકામ આ વિમળશાહના મંદિર કરતાં ઘણું વધારે છે. પણ કળાની દ્રષ્ટિથી જોતાં તજ્ઞોનો એવો મત છે કે વિમળશાહનું મંદિર મુસલમાન પહેલાંની સ્થાપત્ય કળાનું શિખર દર્શાવે છે.

આ મુખ્ય મકાન આસપાસ ચોરે છેરે બેવડા થાભલાંની હારોવાળી ઓશરી છે. ને તેમાં ચારે બાજુની દેરીએ છે. આ ઓશરી પર અગાશી છે.

આ મંદિરના તથા વસ્તુપાળ તેજપાળના મંદિરના કોતરકામમાં જુદી ભૌમિતિક આકૃતિઓ વેલફુલો પૌરાણિક દેવ દેવીઓની કથાઓ આલેખેલી છે.

### વસ્તુપાળ તેજપાળનાં મંદિરો :

આ વસ્તુપાળ તેજપાળ પણ પોરવાડ વંશના જૈનો અને ગુજરાતના રાજા વીરધવલના મંત્રીઓ હતા. આ મંત્રીઓની કીર્તિ જૈન લેખકોએ ખુબ ગાઇ છે. અને એનું મુખ્ય કારણ કદાચ આ મંત્રીઓનાં જૈન ધર્માર્થ દાનો હશે. આ મંત્રીઓએ અનેક પ્રકારનાં દાનો કર્યાં હશે પણ એમાંથી મંદિરો સીવાય બીજા કોઇની

નાશાની ભાગ્યેજ જીવતી રહી છે. ગુજરાતમાં ચૌલુક્યવંશ સ્થાપક મૂળરાજ દેવના વખતથી મંદિરો, તળાવો અને કીલ્લાઓ બંધાવવાનું શરુ થયું હશે; સિદ્ધરાજ અને કુમારપાળે આમાં ઘણો વધારો કર્યો છે. પણ જૈન ધર્મનાં જેટલાં અને જેવાં મંદિરો આ ભાઇઓએ બંધાવ્યાં છે તેટલાં અને તેવાં બીજા કે ઇએ ભાગ્યેજ બંધાવ્યા હશે. આબુ ઉપર, ગિરનાર ઉપર અને શેત્રુંજા ઉપર આ મંત્રીઓએ બંધાવેલાં મંદિરો હજી ઉભાં છે.

આબુ ઉપરનાં મંદિરો તેજપાલની સરસ્વતી સરખી પત્ની અનુપમાદેવીની પ્રેરણાથી કેવી રીતે બંધાવ્યાં તેનું ટુંકું વૃત્તાંત રા. રા. ર. છો. પરીખે પ્રસ્થાન (પુ. ૮ અં. ૧) માં જીનહર્ષ ગણિકૃત વસ્તુપાલ ચરિતમાંથી આપ્યું છે તે જાણવા જેવું છેઃ—

ગુજરાતના મંત્રીઓ થયા એ પહેલાં, અઢળક ધનના દાતા થયા એ પહેલાં એકવાર બંને ભાઇઓ કુટુંબ સાથે સોરઠ તરફ તીર્થયાત્રા કરવા નીકળ્યા. ઘરમાં જે કંઈ ધન હતુ તે સાથે લીધું. રસ્તામાં હડાળા ગામ આગળ મુકામ કર્યો ત્યાં માલુમ પડયું કે સોરઠમાં જોઇએ તેવી શાન્તિ નથી સાંજે તે વાણીઆઓએ વિચાર્યું કે બધું ધન સાથે લઇ જવું ઠીક નથી ભવિષ્ય માટે થોડુંક ધન ક્યાંક દાટીને જઇએ તો ઠીક. બંને ભાઇઓ લક્ષ્મી ગણવા બેઠા. ત્રણ લાખ દામ થયા. તેમાંથી એક લાખ લઇ રાતે દાટવા નીકળ્યા. ઝાડ નીચે ધન દાટવા જમીન ખોદતા હતા ત્યાં નીચેથી સોનાનો ભરેલો એક ઘડો પ્રગટ થયો. બંને ભાઇઓ વિચારમાં પડી ગયા કે હવે શું કરવું ? તેઓએ નાનાભાઇ તેજપાલની પત્નીની સલાહ લેવાનો વિચાર કર્યો, તેને બધો વૃત્તાંત જણાવ્યો અને પુછ્યું :

आवाम्यां निधिनानेन किं कर्तव्य ममः परम्
मनस्विनि मति ब्रूहि परिणाम गुणावहाम् ॥

" હવે અમારે આ ધનનું શું કરવું ! હે મનસ્વિનિ, પરિણામે ગુણવાળી સલાહ આપ."

— અનુપમાદેવીએ વાણીઆઓને માર્મિક વચન કહ્યુઃ

द्रव्योपार्जन संजात रजोभारादि वांगिनः।
अधः क्षिपन्ति सर्वस्व गन्तु कामा अधोगतिम्॥
अतो गरीयसि स्थाने स्थापनीयं निजं धनम् ।
जगद् दृग् गोचरे प्रोच्चैः पदवी हृयाप्तुमिः॥

" દ્રવ્ય ઉપાર્જનથી થયેલા રજોભારથી જાણે (રાજના ભારથી અને પાપના ભારથી) અધોગતિને પામવાની ઇચ્છાવાળા પોતાનું બધું નીચે નાખે છે (જમીનમાં દાટે છે.)

માટે જગતની દૃષ્ટિમાં ઉચ્ચપદવીની સ્પૃહા હોય તેવાઓએ તો ઉચ્ચ સ્થાનેજ પોતાના ધનને સ્થાપવુ જોઇએ. "

આ રીતે અનુપમાએ ઉચ્ચત્વનો પાઠ આપ્યો. બંને ભાઇઓએ એ સ્વીકાર્યો. જીવન ભર એનું પાલન કર્યું. તાત્કાલિક પરિણામ શત્રુંજય અને ગિરિનાર ઉપરનાં મંદિરોમાં આવ્યું.

આ પછી બંને ભાઇઓ ગુજરાતના મંત્રીઓ બન્યા. તેઓએ પોતાની બુદ્ધિ અને પોતાના શૌર્યથી વીખાતા જતા ગુજરાતને એકતંત્ર નીચે આણ્યું. પોતાની ઉદારતાથી પોતાની કીર્તિ ખુબ ફેલાવી. પણ છેવટનું મહાકાર્ય હજી બાકી હતું. ત્યાં નાગેન્દ્ર ગચ્છના નાગેન્દ્ર મુનિએ આબુનું માહાત્મ્ય ગાયું. આ ઉપરથી વસ્તુપાલે મનમાં વિચાર્યું કે " અમે ચાર ભાઇ હતા. તેમાંથી બે તો નાનપણમાંજ દેવલોક પામ્યા,

તેમાં મલ્લદેવના શ્રેય અર્થે તો શત્રુંજય ગિરિ ઉપર અષ્ટાપદ સરખું અષ્ટાપદ ચૈત્ય બંધાવ્યું. પણ લૂણિગના શ્રેય અર્થે કૈં કીર્તન કરાવ્યું નથી.'

આ રીતે આબુ ઉપર મંદિર બંધાવવાનો વિચાર ઉદ્ભવ્યો. બંને ભાઈઓએ મળીને નેમીનાથનુ ચૈત્ય બંધાવવાનું નક્કી કર્યું, અને ચંદ્રાવતીના રાજાની મદદથી મંદિરનું કામ શરું પણ થઇ ગયું. બીજી તરફથી વસ્તુપાલે કસોટીના પથ્થરની નેમીનાથની મૂર્તિ બનાવી આબુ ઉપર મોકલી આપી. પણ મંદિરનું બાંધવાનું કામ પુષ્કળ દ્રવ્ય ખર્ચવા છતાં બહુ ધીમે થતું હતું. એક વાર તેજપાળ પૂજાની તૈયારીમાં હતો તે સમયે ચતુરાઇમાં સરસ્વતી સમી અનુપમા દેવીએ કારીગરોની કામમાં મંદતા જોઇ મુખ્ય સ્થપતિ શોભનને બોલાવી પુછ્યું કે "જો આ એક સ્તંભ ઉભો કરતાં તને આટલો વિલંબ થયો તો આ પર્વત ઉપર ચૈત્ય ક્યારે તૈયાર થશે?" ત્યારે આ કાર્યના અધિકારી શોભને જવાબ આપ્યો કે "સ્વામિનિ, આ પર્વત દેવોને પણ ચઢતાં કઠિન પડે એવો છે. અહીં આજે ઉગ્ર ટાઢ પડે છે તેથી. સવારનું કામ અટકી જાય છે. બપોરે બધા સ્થપતિઓ રાંધવાના કામમાં પડી જાય છે. જમ્યા પછી જ્યાં કામ શરુ કરીએ છીએ ત્યાં સાંજે વિઘ્નરૂપ ઠંડી પડવા માંડે છે. વળી ખોરાકમાં શાક અને દુધ મળતાં નથી, એટલે શરીરમાં જોઇએ તેવી શક્તિ પણ રહેતી નથી. આથી આ પર્વત ઉપર થોડું થોડું કામ થાય છે. સામગ્રી સીવાય ધનથી પણ કાર્ય સિદ્ધિ થતી નથી."

આ બંનેમાં આમ વાત ચાલતી હતી ત્યાં તેજપાલ આવી પહોંચ્યો અને શોભનને પુછ્યું. "ભાગ્યશાળી અનુપમાદેવી તમને શું કહે છે?" તેજપાલે બધી હકીકત જાણી અને પત્નીની સલાહ માગી. અનુપમાએ મુદિત થઇ કહ્યું: "દિવસે અને રાતે જુદા જુદા સ્થપતિઓ નીમો. બધા શિલ્પીઓને અમૃત સમાં યથ રુચિ ભોજન જમાડો. તેઓને નહાવાધોવા ને આરામ લેવાની સગવડ કરવા જુદાં જુદાં માણસોની ગોઠવણ કરો. દુનીઆમાં આ રીતેજ ધર્મ કૃત્યો થાય છે. सर्वः संतोषमायातः सोत्साहः स्यात् क्रियाकृयत् સર્વને સંતોષ મળતાં કામમાં ઉત્સાહ આવે છે."

આ રીતે તાજમહાલની પછવાડે એ પ્રેમપાત્ર સ્ત્રીની યાદગીરી છે તો આબુનાં મંદિરોની પછવાડે એક ધર્મનિષ્ટ ઉદારચિત સ્ત્રીની પ્રેરણા છે.

આ મંદિરો માટે રા. ગજાનન વિશ્વનાથ પાઠક કહે છે કે આ દેવળ વિમળશાહના દેવળના ઉત્તર પૂર્વના ખુણા ઉપર આવેલું છે, અને તે પશ્ચિમાભિમુખ છે તેના પ્લાનની વ્યવસ્થા વિમળશાહના દેવળ જેવી છે. પૂર્વ તરફ ઓશરીમાં દહેરીઓને બદલે મંદિર બંધાવનારના કુટુંબનો વરઘોડો બનાવ્યો છે. અને આ ભાગ મુખ્ય મંદિરથી જુદો કરવા વચ્ચે કોતરકામ વાળી ભીંત કરી છે. આ કોતર કામ નાના ચોરસનું કરેલું છે. આખું મકાન ૧૫૫'×૯૨ ના લંબ ચોરસમાં હોઇ વિમળશાના દેવળ કરતાં જરા મોટું છે. તેના મંડપના થાંભલાઓ વધારે અને આઠ જુદી જુદી જાતના છે. જ્યારે વિમળશાના દેવળમાં ૧૧મા સૈકાના થાંભલાજ બધે છે. મંડપ ઉપરનો ઘુમ્મટ વિમળશાના દેવળ પેઠેજ રાખેલો છે. પણ તેનું અંદરનું નકશી કામ પહેલાના કરતાં કામ ચઢીઆતું છે. ઘુમ્મટના બીજા થરથી ૧૬ બેઠક ઉપર વિદ્યા દેવીની જુદી પુતળીઓ મુકેલી છે. આ ઘુમ્મટની બરોબર

નાશની ભાગ્યેજ જીવતી રહી છે. ગુજરાતમાં ચૌલુકયવંશ સ્થાપક મૂળરાજ દેવના વખતથી મંદિરો, તળાવો અને કીર્તનાઓ બંધાવવાનું શરૂ થયું હશે; સિદ્ધરાજ અને કુમારપાળે આમાં ઘણો વધારો કર્યો છે. પણ જૈન ધર્મનાં જેટલા અને જેવાં મંદિરો આ ભાઇઓએ બંધાવ્યાં છે તેટલાં અને તેવા બીજાં કે ઇએ ભાગ્યેજ બંધાવ્યા હશે. આબુ ઉપર, ગિરનાર ઉપર અને શેત્રુંજા ઉપર આ મંત્રીઓએ બંધાવેલા મંદિરો હજી ઉભાં છે.

આબુ ઉપરનાં મંદિરો તેજપાલની સરસ્વતી સરખી પત્ની અનુપમાદેવીની પ્રેરણાથી કેવી રીતે બંધાવ્યાં તેનું ટુંકું વૃત્તાંત રા. રા. ર. છો. પરીખે પ્રસ્થાન ( પુ. ૮ અં ૧ ) માં જીનહર્ષ ગણિકૃત વસ્તુપાલ ચરિતમાથી આપ્યું છે તે જાણવા જેવુ છે.—

ગુજરાતનાં મંત્રીઓ થયા એ પહેલાં, અઢળક ધનના દાતા થયા એ પહેલાં એકવાર બંને ભાઇઓ કુટુંબ સાથે સોરઠ તરફ તીર્થયાત્રા કરવા નીકળ્યા. ઘરમાં જે કૈ ધન હતુ તે સાથે લીધુ. રસ્તામાં હડાળા ગામ આગળ મુકામ કર્યો ત્યાં માલુમ પડયું કે સોરઠમા જોઇએ તેવી શાન્તિ નથી સાંજે તે વાણીઆઓએ વિચાર્યું કે બધું ધન સાથે લઇ જવુ ઠીક નથી ભવિષ્ય માટે થોડુ ક ધન કયાંક દાટીને જઇએ તો ઠીક બંને ભાઇઓ લક્ષ્મી ગણવા બેઠા. ત્રણ લાખ દામ થયા તેમાથી એક લાખ લઇ રાતે દાટવા નીકળ્યા. ઝાડ નીચે ધન દાટવા જમીન ખોદતા હતા ત્યાં નીચેથી સોનાનો ભરેલો એક ઘડો પ્રગટ થયો બંને ભાઇઓ વિચારમા પડી ગયા કે હવે શું કરવું ? તેઓએ નાનાભાઇ તેજપાલની પત્નીની સલાહ લેવાનો વિચાર કર્યો, તેને બધો વૃત્તાંત જણાવ્યો અને પુછ્યું :

आवाभ्या निधिनात्मेन किं कर्तव्य ममः परम्
मनस्विनि मति ब्रूहि परिणाम गुणावहाम् ॥

" હવે અમારે આ ધનનુ શું કરવું ? હે મનસ્વિનિ, પરિણામે ગુણવાળી સલાહ આપ."

અનુપમાદેવીએ વાણીઆઓને ગાભિંક વચન કહ્યુ:

द्रव्योपार्जन संजात रजोभारादि वांगिन ।
अध. क्षिपन्ति सर्वस्व गन्तु कामा अधोगतिम्॥

अतो गरीयसि स्थाने स्थापनीय निज धनम् ।
जगद् दृग् गोचरे प्रोच्चै पदवी हृधालुभि ॥

" દ્રવ્ય ઉપાર્જનથી થયેલા રજોભારથી જાણે ( રાજના ભારથી અને પાપના ભારથી ) અધોગતિને પામવાની ઇચ્છાવાળા પોતાનુ બધું નીચે નાખે છે ( જમીનમાં દાટે છે. )

માટે જગતની દૃષ્ટિમાં ઉચ્ચપદવીની સ્પૃહા હોય તેવાઓએ તો ઉચ્ચ સ્થાનેજ પોતાના ધનને સ્થાપવુ જોઇએ. "

આ રીતે અનુપમાએ ઉચ્ચતલનો પાઠ આપ્યો. બંને ભાઇઓએ એ સ્વીકાર્યો. જીવન ભર એનું પાલન કર્યું તાત્કાનિક પરિણામ શત્રુંજય અને ગિરિનાર ઉપરના મંદિરોમાં આવ્યું.

આ પછી બંને ભાઇઓ ગુજરાતના મંત્રીઓ બન્યા. તેઓએ પોતાની બુદ્ધિ અને પોતાના શૌર્યથી વીખાતા જતા ગુજરાતને એકતંત્ર નીચે આણ્યું. પોતાની ઉદારતાથી પોતાની કીર્તિ ખુબ ફેલાવી. પણ પ્રેવટનુ મહાકાર્ય હજી બાકી હતું. ત્યા નાગેન્દ્ર ગચ્છના નાગેન્દ્ર મુનિએ આબુનું માહાત્મ્ય ગાયું. આ ઉપરથી વસ્તુપાલે મનમાં વિચાર્યું કે " અમે ચાર ભાઇ હતા. તેમાંથી બે તો નાનપણમાંજ દેવલોક પામ્યા,

હધર્મચારિણીની શી આજ્ઞા છે ?" સામાન્ય ખબર પુછતા હોય તેમ આચાર્યે કહ્યું.

મૈનાકી ગભરાઇ ગઇ. ગભરાટમાં તેણે ઉંચું જોયું, અને તેનાં ભયવ્યાકુળ નયનો આચાર્યને જોઇ રહ્યાં. આ તક્ષશિલાનો બ્રાહ્મણ તેને ઓળખી ગયો. એ કોઇ જાસુસ હતો કે કોઇ ત્રિકાળજ્ઞ ! તે કાંપી રહી. આ અસ્વસ્થ દશામાં તેનું મોહિનીરૂપ વધારે મોહક બન્યું.

"આર્યાઓમાં શ્રેષ્ઠ એવાં મૈનાકી !" મીઠાશથી આચાર્યે કહ્યું; "બોલો કેમ આવ્યાં છો ?"

"મહારાજ ! આજે કેટલા દહાડા થયાં કુમાર ચંદ્રગુપ્તનો પત્તો નથી. બધા કહે છે કે પ્રાગ્જ્યોતિષ ગયા છે. એનું શું થયું છે ?"

"તે હું જાણું કે મહામાત્ર સંનિધાતાની પત્ની જાણે ?"

"મેં બહુ તપાસ કરી પણ બીલકુલ ભાળ મળતી નથી."

"હું પણ આજે કેટલા દિવસ થયાં શોધું છું" સુકેતુએ કહ્યું. આચાર્ય જરા હસ્યા.

"વક્રનાસના જ્ઞાનનો પાર નથી. જે વક્રનાસ જાણે છે તે નંદ જાણે છે. જે નંદ જાણે છે તે દર્શક જાણી શકે છે. જે દર્શક જાણે છે તે તેની પ્રિયતમાથી અજ્ઞાત કેમ હોય ?"

મૈનાકીની કાળી ને ભવ્ય આંખો ચમકી ઉઠી. આ સત્યો એ કેમ વીસરી ગઇ ? વાત મેળવવાના આ માર્ગો તે કેમ ચુકી ગઇ ? સાથે સાથે વિષ્ણુગુપ્ત તરફ તે નિરાધાર બની જોઈ રહી. આ ભયંકર ત્રિકાળજ્ઞ પુરુષની શાંત આંખો તેનું અંતર સારતી હતી; તેનો શાંત, તટસ્થ અવાજ તેને મહાત કરતો હતો; તેના શબ્દોના અર્થની ગહનતા તેને મૂઢ બનાવતી હતી.

મૈનાકી ઉસ્તાદ હતી. આ માણસને વશ કરવામાં તેને વિજય દેખાયો. તે હસી રહી; એવી ખુબીથી કે જો એ હાસ્ય દર્શકે જોયું હોત તો મોક્ષ મળ્યો માની તે પ્રાણ ત્યાગવા તૈયાર થાત. આચાર્ય માત્ર જોઇજ રહ્યા.

"મહારાજ ! મારા કુમારનો કંઈ પત્તો મેળવી આપોને" સુકેતુએ કહ્યું.

"મને શા માટે પુછો છો ?"

"તમારા વિના કોઇ મદદ કરી શકે એમ નથી" મૈનાકીએ કરગરીને કહ્યું.

"મહારાજ ! તમારે જોઇએ તે લો. પણ આટલી મારી અરજી સાંભળો."

"હું મદદ શા માટે આપું ? હું તો પરદેશી છું. મને પાટલીપુત્ર સાથે શો સંબંધ ?"

"મહારાજ ! પણ અમારું કોઇ નથી."

"હે આર્યાઓમાં શ્રેષ્ઠ ! પણ ક્યાં તમે અને ક્યાં મૌર્ય ! ક્યાં પ્રતિષ્ઠિત ગૃહિણી અને ક્યાં એ અપ્રિય, માનહીણો રાજકુમાર ?"

મૈનાકીએ અધીરાઇથી હોઠ કરડ્યા. આ માણસ તેની પરીક્ષા કરતો હતો. તેણે નફટાઇથી પાસો નાખ્યો.

"આચાર્ય ! ખરી વાત છે. ક્યા મૌર્ય ને ક્યાં હું ? ક્યાં પ્રતાપી નરશાર્દૂલ અને ક્યાં તેની ચરણની એક રજ ?" તેનું સૌંદર્ય તેજો બેરવી રહ્યું.

સુકેતુ આ હીંમત જોઇ ચકિત થઇ ગયો.

આચાર્ય હસ્યા: "તમે હીંમતવાન છો ?"

"નહીં તો અહીંઆં આવત કેમ ?"

"મારામાં તમે શા માટે વિશ્વાસ મુકો છો ?"

"બીજું કોઇ વધારે વિશ્વાસપાત્ર નથી તેમાં" મૈનાકી હસી.

"હું દગો દેતો હોઉં તો ?"

"ચાણક્ય ! બધાજ દે છે–નો એક જણ વધારે."

" પણ તમારો ઘર સંસાર ? તમારી પ્રતિજ્ઞા –સંનિધાતા ?" શુષ્ક તટસ્થતાથી આચાર્યે પુછ્યું.

" પહેલાં કુમાર–પછી બધાં, "

" બોલો શી મદદ જોઇએ છે ? "

" કુમારને મેળવી આપો. "

" પછી ? "

" મહારાજ ! આચાર્ય ! " સુકેતુ વચ્ચે બોલ્યો; "એને પાટલીપુત્રથી દૂર કરો. અહીંઆં એને જંપીને કોઇ જીવવા દેવાનું નથી. "

આચાર્યે તીક્ષ્ણ દૃષ્ટિ મૈનાકી પર નાખી. તે નીચું જોઇ રહી હતી. "આ આર્યા અહીંઆં છે ત્યાં સુધી એ પાટલીપુત્ર કેમ છોડશે ? " જાણે ઘણીજ સ્વાભાવિક વાત હોય એમ આચાર્યે પુછ્યું. શરમીંદી ગુંગળાતી મૈનાકી નીચું જોઇ રહી, " કેટલાકને જીવ પ્રિય હોય, કેટલાકને સ્ત્રી પ્રિય હોય. સુકેતુ ! કેટલાક મહાત્માઓનેજ જીવ ને સ્ત્રી બંને પ્રિય ન હોય. "

" ત્યારે નંદ એને મરાવશેજ—"

" જો મરાવ્યા નહીં હોય તો."

સુકેતુએ માથું ખેદથી હલાવ્યું.

" કેટલીક સ્ત્રીઓ સ્વાર્થનેજ ઇચ્છે. બીજી સ્ત્રીઓ પ્રિયતમને ચાહે. વળી બીજી સ્ત્રી પ્રિયતમના હિતને ઇચ્છે છે સુકેતુ ! કઇ સ્ત્રી શું ઇચ્છે છે તે બૃહસ્પતિ પણ કહી શકયા નથી " આચાર્યે સૂત્ર ઉચ્ચાર્યું.

તેની આ બોલવાની રીત મૈનાકીને ભયંકર લાગી. તેમાં સનાતન શાસ્ત્રવચનની નિશ્ચલતા હતી; કઠોરમાં કઠોર વચનની કટુતા હતી; અને તેમાં રહેલી તટસ્થતા ત્રાસ આપે એવી હતી. જવાબ આપવા તેનો જીવ ગુંગળાતો, અને છતાં કોઇ પુરાણકીર્તિત બ્રહ્મર્ષિના શાસન માટે જે માન ઉત્પન્ન થાય એવું માન તેને ઉત્પન્ન થતું અને વણબોલેલા બોલો જીભ પર સુકાઇ જતા.

સુકેતુએ મોટો નીસાસો મુકયો. આચાર્ય બોલ્યા નહીં. આખરે મૈનાકી થાકી, "આચાર્ય ! હું શું કરું ? તે નિરાધાર બની બોલી.

"આર્યાઓમાં શ્રેષ્ઠ ! કુમાર ખાતર ઘર, પ્રતિજ્ઞા ને પાટલીપુત્ર તજશો ? "

મૈનાકી પળ વાર મુંગી રહી. તેની આંખોમાં અદ્‌ભુત ચમક આવી. તેણે એક ઉંડો શ્વાસ લીધો. "કયારે ત્યજાવો છો ? "

" કાલે મધ્યરાત્રિએ અહીંઆં આવજો –પાટલીપુત્ર છોડવાની તૈયારી કરીને."

"હા, આવીશ" હોઠ દાબી મૈનાકીએ કહ્યું. તેનું મોહક મુખ અદ્‌ભુત ભાવોથી ઓપતું હતું. સુકેતુ મોઢું ફાડી જોઇ રહેવા જેટલું ચેતન દર્શાવી શકયો. "જાઓ હવે હું કાલે વાટ જોઇશ. સુકેતુ આવશે કે? "

"હું તો ખરોસ્તો" કહી તે પગે લાગી ઉઠયો. મૈનાકીએ પણ પ્રણિપાત કર્યા.

બંને જણ પાછલે બારણેથી ઘરની બહાર નીકળ્યાં ત્યારે બેમાંથી એકે જણને બોલવાની હામ રહી નહીં. રાતે બહાર ફરનારે હાથમાં દીવો લઇ જવુંજ જોઇએ એ શાસન પ્રવર્તાવનારની સત્તા પાટલીપુત્રમાં હજી સ્પષ્ટ નહોતી એટલે અંધારામાં ને વગર ઓળખાયે તે ચાલ્યાં.

મૈનાકીનું માથું ધમધમતું હતું.

ઘર છોડી આમ બહાર ફરવાનો ડર, વિષ્ણુગુપ્તનો ત્રાસદાયક સમાગમ; કુમારનો વિરહ; તેને છોડાવવાની તીવ્ર ઇચ્છા; તે માટે ઘરબાર ને આબરુને છોડવાની પ્રતિજ્ઞા; કાલે પ્રતિજ્ઞા પાળવી કે નહીં તેના સમ વિષમઃ–આ બધાં તેના મગજમાં તરવરતાં; તેના હૈયાને ગભરાવતાં. કયાં સુધી બેમાંથી એકે બોલ્યું નહીં.

" સુકેતુ ! " મૈનાકીએ કહ્યું; "તું શું કહે છે ? "

"દેવી તમે શું કહો છો ?" સુકેતુએ કહ્યું.

"હું શું કહું? મને તો કંઈ સમજ પડતી નથી."

"દેવી! વાચાળપણું ક્ષમા કરો તો કહું" સુકેતુએ કહ્યું.

"બોલ" મૈનાકીએ આજ્ઞા કરી.

"નંદ કુમારનો જીવ જરુર લેવાનો—આજે નહીં તો વર્ષે, વર્ષે નહીં તો બે વર્ષે. અહીંઆંથી નાસી છુટ્યા વગર એમને બીજો રસ્તો નથી. અને તમને મુકીને એ નાસી જવાના નથી."

"એટલે તમારા બધાનું કહેવું એવું છે કે મારે લીધેજ એમને દુઃખ પડે છે."

"કયાં તો તમે એને છોડી દો—નહીં તો એની જોડે નાસી જાઓ."

મૈનાકીએ જવાબમાં હોઠ પીસી પગ ઠોકયો. બેમાંથી કોઇ કંઈ બોલ્યું નહીં. મૈનાકી ઘેર પહોંચી ત્યારે તેને કહ્યું: "કાલે સવારે આવી જજે."

"પછી રાતનું શું?" સુકેતુએ પુછ્યું.

"હું સવારે કહીશ."

સંનિધાતા આવ્યા, સ્ત્રીને મનાવવાની મહેનત કરી ને તે મહેનતમાં નિષ્ફલ ગયા. મુંગે મોઢે ખાધું, ને રીઝવવાની ઇચ્છા પર નિદ્રાએ આક્રમણ કર્યું હોવાથી સુતા.

મૈનાકી પણ આખરે સંનિધાતા પાસે સુવા આવી.

મંદમંદ બળતા દીપકના તેજમાં સંનિધાતા સુતેલા તેણે જોયા. આખો દિવસ પોતાનું કર્તવ્ય સંતોષકારક રીતે બજાવ્યું હોવાથી તેમની ઉંઘમાં કંઈ પણ ખલેલ નહોતી;.તેમની ફુંદ નિયમિતપણે ફુલતી અને સંકોચાતી; તેમનાં નસ્કોરાંમાંથી ધીર ગંભીર ગર્જના થતી.

મૈનાકીના સ્ફટિકશા કપાળ પર ભયાનક ભ્રુભંગ થયો. તેની આંખોમાં હિંસક પશુની આંખનું ઝેર આવ્યું. દરરોજ રાતના આ દ્રશ્ય જોવાતું, આ વિશલ વપુમાં લપાવાતું, આ ઘોરની ગર્જના સાંભળવાનું, આ લોભી, લુચ્ચું મુખ સવારે જોવાતું તેને લલાટે લખાયું હતું—શ્વાસ ને પ્રાણ એક હતા ત્યાં સુધી. અજગર શીકાર તરફ જોઇ રહે તેમ તે જોઇ રહી. દર્શકનું શરીર પળે પળે અકારું, અસ્પર્શ્ય, ભયાનક લાગવા માંડ્યું.

મૈનાકી હોઠ પર હોઠ બીડી ઉભી રહી. તેની આંખો સ્થિર થઇ. તેનું મુખ પાષાણ જેવું નિશ્ચેતન થયું. કેટલો વખત થયો તેનું ભાન રહ્યું નહીં. થોડીવારે દર્શકે પાસું બદલ્યું.

મૈનાકી ચમકી. તેણે આંખો ચોળી ને તે બબડી: "આચાર્ય તમારી સલાહ મને કબુલ છે."

## પ્રકરણ ૧૫ મું

### શકટાલનો શિષ્ય

જમાડી, જમી, વાડામાં ખાટલો ઢાળી ગૌરી ઉંઘવા સુતી.

તેને રડું રડું થયાં કરતું હતું. સવાર સુધી આ ક્ષુદ્ર જીવન પણ સુખી હતું. પિતાની સેવા ને સેનાજિતની ભક્તિ બેથી તેનું હૃદય પ્રફુલ્લ રહેતું હતું. આખા દિવસની મહેનતમાં પણ તેને રસ પડતો. આજે તેની આંખો ઉઘડી, આજે જોએલી વસ્તુઓએ તેના અંતરમાં વિસંવાદ ઉભો કર્યો.

અત્યાર સુધી સેનાજિત તેનો પ્રભુ હતો. ભાવિ પતિના રુપાળા મુખનાં સ્મરણો તેને મુગ્ધ કરતાં; તેના અલંકારોની ઝમક તેને આંજી નાખતી; તેનું હાસ્ય તેને વશ કરતું; તેની વાતચીતમાં તેને અદ્ભુત આકર્ષણ લાગતું. તેની સ્ત્રી બની તેના પાદ પુજવાની આકાંક્ષામાંજ તેને મોક્ષ દેખાતો હતો.

સ્પષ્ટ રીતે ન કહેવાય ને ન વિચારાય એવી

રીતે આજે તે સેનાજિત એક મોઝલો અહંકારી સત્તાધીશ જણાયો. તેના ભભકભર્યા અલંકારોમાં ધનની ક્ષુદ્રતા, તેના હાસ્યમાં અનાકર્ષક આત્મસંતોષ, તેની વાતચીતમાં અરુચિકર સ્વાર્થ જણાયાં.

—અને તેના પિતા તેના લગ્નની વિરુદ્ધ હતા. નહીં તો તેનાં લગ્ન થયે તે પાટલીપુત્ર છોડી જવા તૈઆર થાય કેમ ? જે પિતાએ તેને લાડથી ઉછેરી હતી તે તેના લગ્નમાં સુખ જોતા ન હતા. શા માટે ?

અને આ વિષ્ણુ—! એવું શાંત મુખ, એનો તટસ્થ અવાજ, એની આકર્ષક સત્તા, એનાં અનેકાર્થી સૂત્રો, એની ભસ્માલંકૃત ભવ્યતા; આ બધામાં શો નવો જાદુ રહ્યો હતો ? તેના વિકરાલ પિતા પણ તેને માન આપતા શેષ અને ક્ષપણક—દંતકથારૂપ પ્રતાપી માણસો પૂજ્યભાવ દર્શાવતા—અને તેનાં દર્શનથી આજે બધાની કીંમત ફેરવાઇ ગઇ ? પણ કેમ ?

આજે પહેલી વખત પોતે બ્રાહ્મણકન્યા છે તેનુ એને તીવ્ર ભાન થયું. તેના પિતાએ અનેક વાર તેને પોતાના પૂર્વજની કથા કહી હતી. ચક્રવર્તી શૈશુનાગ મહાનંદીના રાજ્યકાળમાં કાશીથી તે ચાલીને પાટલીપુત્ર આવ્યા. તે સર્વશાસ્ત્રવિશારદ હતા; ને રાજનીતિજ્ઞ હતા. તેમને મળેલો રાજ્યકાર્યભાર વિદ્વત્તાનું અંગ હતો. બાલ્હિકાચાર્યનું આચાર્યપદ મંત્રીપદથી સુવિખ્યાત ને પ્રતાપી હતું.

બાલ્હિકાચાર્યની પોતે કલ્પેલી મૂર્તિ અને વિષ્ણુગુપ્ત એ તેને એક જેવાં જણાયાં. વિદ્વત્તા તેજ ગૌરવ: સરળતા એજ ભવ્યતા: શાંતિ એજ સત્તા; વાણી એજ શક્તિ—આ ભાવના પ્રેરિત પૂર્વજની કન્યાના સંસ્કારની દૃષ્ટિએ વિષ્ણુગુપ્તની વિદ્વત્તામાંજ ગૌરવ દેખાયું. તેના તટસ્થતામાંજ ભવ્યતા જણાઇ, તેની શાંતિમાં જ પ્રતાપ જણાયો, તેના શબ્દોમાંજ શક્તિ દેખાઇ. તેના આત્માનાં ચક્ષુઓએ આત્મા નીહાળ્યો; અને તેના તેજમાં બધું અંધકારમય ને અનાકર્ષક લાગ્યું

તે સુતી સુતી વિચાર કરતી હતી અને તેની વિચારમાલા તુટી. આગલા ખંડમાં વિષ્ણુગુપ્ત અને તેના પિતા વાત કરતા હતા. તેને એ વાત સાંભળવાની ઇચ્છા થઇ. તે આંખો ઉઘાડયા વિના કાન માંડી રહી.

(આ રસિક વાર્તાનો વિશેષ ભાગ આવતા અંકે)

## મી. એગશેલ

[અનુસંધાન પૃષ્ઠ ૧૬૬ થી]

મને ભાન થયું ન હતું, ત્યાં સુધી બધા સમજુ ને શાણા પુરુષોની પેઠે અગ્રલેખ વાંચવામાં મારા અમૂલ્ય સમયની ઘટિકા માત્રનો મેં દુરુપયોગ કર્યો નહોતો. પણ પછી કેટલાક અગ્રલેખ મારા વાંચવામાં આવ્યા. અને એના વાચનથી અગ્રલેખ સંબંધી મારો પ્રથમનો અભિપ્રાય દ્દઢતર થયો છે. અગ્રલેખ એટલે ઓછામાં ઓછી જગ્યામાં વધારેમાં વધારે મુર્ખાઇ સમાવવાની માનવ કલા અથવા બીજી રીતે કહું તો, વધારેમાં વધારે જગ્યામાં વિકસેલું માનવ મૂર્ખતાનું અલ્પતમ પ્રમાણ. જરાએ સંકોચ વિના મેં નિશ્ચય કર્યો છે કે હવેથી માત્ર મારા લખેલા અગ્રલેખોજ હું વાંચીશ; અને જો બની શકે તો તે પણ નહીં વાંચું ટુંકામાં અમે આવા 'અગ્રલેખો' વાંચવામાં પોતાના સમય, શકિત ને સંપતિનો દુર્વ્યય કરનારા અવળે પંથે ચઢી ગએલા અમારા

વાંચકોના મગજ પર ઠસાવવા માગીએ છીએ કે તમે કંઈ પણ નહીં કરો તોપણ તમે સમયનો સદુપયોગ કર્યો લેખાશે; કારણ કે એ રીતે બહુ બહુ તો તમે અજ્ઞાન રહેશો—જે અજ્ઞાન તમે સંપાદન કરેલુંજ છે. પણ અજ્ઞાનથીએ અધિક ભયંકર એવા જ્ઞાન સર્પના વિષદંશમાંથી તમે બચી શકશો.

વર્તમાનપત્રનું ખરેખરું ધ્યેય વર્તમાન–સમાચાર પુરા પાડવાનું હોવું જોઈએ એમ એ શબ્દ પરથીજ સમજાય છે. વર્તમાન માટેની નૈસર્ગિક માનવ જિજ્ઞાસા, ને જનતાના સ્વાભાવિક બૌધિક–અથવા માનસિક કારણ જનતાને 'બુદ્ધિ' હોતી નથી–જાડ્યનો લાભ લઈ કેટલાક વિપરીત મતિનાઓએ જનતાના અભિપ્રાયને પોતાના રંગે રંગવાનો નીચ પ્રયત્ન કર્યો છે. સમજુ પુરુષો આ ચાલાકી સમજી ગયા છે અને એવા નીચ આશયવાળા પુરુષોથી તેઓ આઘાજ રહ્યા છે; તે છતાં એ દુષ્ટ પુરુષો પોતાની યુક્તિમાં ફાવી ગયા છે; કારણ કે જનતા–નિર્બલ મનની જનતા અગ્રલેખના વ્યામોહમાં હૈયા સુની બની છે. ભાન ભુલી ગઈ છે, ગાંડી બની ગઈ છે. આવા નામના નેતાઓના અભિપ્રાયોના સ્વીકાર કરવાને બદલે પ્રત્યેક પોતે જાતે અભિપ્રાય બાંધે તો દુનીઆમાં દેવને અવતરવાનું મન થાય. જે લખી રહ્યો છું તે કોઈ વાંચશે નહીં પણ કુત્સિત પ્રણાલિકાને અવિચ્છન્ન રાખવા માટે માત્ર પત્રમાં આવશે એવી ખાત્રી મને મળતી હોય તો આજના દિવસને હું મારા જીવનનો સૌથી મંગલ દિવસ માનું. પણ એવી ખાત્રી મળે એમ નથી, તેથી વિષયગામી જનતાને આ અનિષ્ટ રોગનું કોઈક રામબાણ ઔષધથી નિર્મૂલ કરવાના કાર્યમાં ઉદ્યુક્ત થવાને પ્રોત્સાહક પ્રેરણા આપી આ અગ્રલેખ સમાપ્ત કરીશ.

અમારા બોધની સત્યાસત્યતા વીશે જનતાની પ્રતીતિ ન થતી હોય તો અમે કહેવાની રજા લઈએ છીએ કે મેં પોતે એવા કચરાપટ્ટીમાં નાખવા યોગ્ય રદ્દી લખાણો કદી વાંચ્યાં નથી ને તેથી મને હાનિ થઈ નથી ઉલટો લાભજ થયો છે. હજીએ સંતોષ ન થતો હોય ને વધારે દલીલની જરુર હોય તો અમે વાચકનું ધ્યાન 'મોર્નીંગ પોસ્ટ,' 'ઇવનીંગ સ્કેલીટન' ના અર્થહીન પ્રલાપ જેવા અગ્રલેખ તરફ ખેંચીએ છીએ, અને એ લખાણોની અમે દર્શાવેલી નવીન દૃષ્ટિએ પરીક્ષા કરવા સુચવીએ છીએ. આ હરામખોર અધિપતિઓને 'કુટિલ' કહેવા એ તો તેમની પ્રશંસા કરવા જેવું છે. એમની સાથે તો માત્ર એકજ રીતનું વર્તન રાખવું જોઈએ. જાહેરમાં આખા 'સ્ટાફ' સાથે એમને સળગાવી મુકવા જોઈએ. જનતાને સુધારવાનું મારું આ ધ્યેય જ્યાં સુધી સિદ્ધ ન થાય ત્યાં સુધી આ પ્રકારના લેખોની પરંપરા ચાલુ રાખવી એને અમે અમારો પુણ્ય ધર્મ લેખીશું. એ ધ્યેય સિદ્ધ થશે પછી હું સીનસેનેટસની પેઠે અમે અત્યારે જે અધિપતિના પદે નિયુક્ત થયા છીએ તે પદનો ત્યાગ કરવા ધારું છું."

તમે જોયું હશે કે ક્યાં સુધી હું મારે અધિપતિની પેઠે 'અમે' શબ્દ વાપરવો કે 'હું' એ નક્કી કરી શક્યો ન હતો. છેવટે મેં નિશ્ચય કર્યો કે અધિપતિની મહત્તા જળવાઈ રહે તેમજ જનતાને આ મારી અંગત વિજ્ઞપ્તિ છે એમ સ્પષ્ટ રીતે લાગે એટલા માટે, એક કાંકરે બે પક્ષી મારવાને કેટલીક વાર બહુવચનનો પ્રયોગ કરવો, ને કેટલીક વાર એકવચન વાપરવું.

અધઃપતનના આ જમાનામાં સત્ય કોઈને રુચતું નથી. 'મોર્નીંગ પોસ્ટ' તથા બીજાં પત્રોએ મને ઉઘડો લઈ નાખ્યો એટલુંજ નહીં પણ મારી સામે કાયદેસર પગલાં લેવાની પણ ધમકી આપી; અને મને બોલશેવીસ્ટ તરીકે જાહેર કર્યો. મારા સ્વાભાવિક ગૌરવથી મેં

જવાબ વાળ્યો: 'એ દુરાત્માઓના પ્રમાણમાં બોલ્શેવીસ્ટ પણ ઘણો સારો કહેવાય—લગભગ સદ્‌ગૃહસ્થ કહી શકાય.'

બીજે દિવસે મેં એક ઉદ્‌બોધક લેખ લખીને વર્તમાનપત્રની ઓફીસમાં કામ કરનારા સર્વ સુજ્ઞ પુરુષોને એવા કર્માચારીઓની ઓફીસોને બાળી નાખવાના કાર્યમાં મને સહાય કરવાની વિજ્ઞપ્તિ કરી.

તે દિવસે સાંજે લાઠી, રીવોલ્વર, પેટ્રોલના ડબ્બા અને બીજી એવીજ ઉપયોગી વસ્તુઓ સાથે વર્તમાન પત્રની ઓફીસોમાં કામ કરનારાઓનું જંગી ટોળું અમારી ઓફીસની સામે ભેગું થયું. મારી વિજ્ઞપ્તિને માન આપીને પોતાના ઉપરી દુષ્ટ અધિપતિઓનો ત્યાગ કરી એમના અનાચારના પાપગૃહોનો વિનાશ કરવાના કાર્યમાં મને મદદ કરવા એ સર્વને ભેગા થએલા જોઇ મારું હૃદય અભિમાનથી ઉભરાઇ ગયું. પણ એટલામાં એક પોલીસમેન ને સબઇન્સપેક્ટર મારી ઓફીસમાં દાખલ થયા ને મને લોકોના ટોળાથી બચવાનો ઉપાય શોધવા સુચવ્યું. શી ઉપહાસનીય સુચના! અટ્ટહાસ્ય કરી મેં એમને સમજાવ્યું, "અન્ય વર્તમાન પત્રોના અધમ અધિપતિઓને આ લોકોના ટોળાથી બચવાનો ઉપાય શોધવાનો છે—મારે નહીં મારી વિજ્ઞપ્તિના જવાબમાં ને મેં લોકોનાં રુધિર ચુસી રહેલા પેલા નરપશુઓની અધમતા ઉઘાડી પાડી જે શૌર્ય મેં દાખવ્યું તેની કદર બુઝવા આ લોકો એકઠા થયા છે!' ચતુર પોલીસમેન મારા કહેવાનો અર્થ સમજી ગયો. પણ એણે કહ્યું: "તમે એકવાર લોકોના ટોળામાં જશો તો એ લોકોને ઠંડા પાડવા કઠણ પડશે. માટે તમે બારીએથી તમારું મોઢું લોકોને બતાવી બાજુના દરવાજેથી ચાલ્યા જાઓ ને લોકો શાંત થાય પછી તમારે આવવું હોય તો ભલે આવીને અમને તમારા નેતૃત્વનો લાભ આપજો."

આ સુચનામાં સમાએલા તર્કની યુક્તતા હું સમજ્યો. મેં બારીએથી મારું વદન દર્શાવનારા લોકોને દર્શાવ્યું. ટોળામાં અશાંતિ ને ક્રોધ વ્યાપી રહેલાં મેં જોયાં—કદાચ મારા મુખદર્શનનો વિલંબ કારણભૂત હશે. પછી હું પોલીસમેન સાથે બાજુને દરવાજેથી ચાલ્યો ગયો. એણે મારે માટે ભાડાની ગાડી મંગાવી રાખી હતી ને છેવટે મને સલાહ આપી કે 'હું તમને ફોન પર બોલાવું નહીં ત્યાં સુધી તમારે ઘરમાંજ રહેવું.'

બે કલાક પછી સાંજે પ્રગટ થનારું પહેલવહેલું જે પત્ર મારા હાથમાં આવ્યું તેના 'સ્ટોપ પ્રેસ કોલમ' માં જણાવ્યું હતું કે "બોન બોન ગેઝેટની ઓફીસને ત્યાં આગળ બહાર ભેગા થએલા લોકોના ટોળાએ સળગાવી મુકી છે." પોતાની હંમેશની કૂટિલ નીતિ પ્રમાણે સર્વ પત્રોએ મારી છાલ ઉખેડી નાખવાની મુરાદ બર ન આવવાથી લોકોના ટોળાએ એ કૃત્ય કર્યું હતું એમ સુચવ્યું હતું. પણ એ વાતમાં ખરો જાણકાર તો હું છું, મારા મનમાં લેશમાત્ર સંદેહ નથી કે એ લોકોએ નવપ્રાપ્ત સ્વાતંત્ર્યનું સ્મરણ સદૈવ ઉજ્જવલ રહે એટલા માટે દીપકમાલા પ્રગટવવાના ઉત્સાહ ને અધીરાઇમાં પાસેના મકાનને—જે દુર્ભાગ્યે 'બોન બોન ગેઝેટ'ની ઓફીસજ હતી, તેને—આગ લગાડવાનો નિશ્ચય કર્યો."

ઉપર્યુક્ત કથા કહીને મી. એગશેલ થાકીને પોતાની ખુરસીમાં પડ્યા. વીન્ટર મારા તરફ ફર્યો ને ધીરેથી બોલ્યો: "મેં નહોતું કહ્યું? મેં એજ ભવિષ્ય ભાખ્યું હતું ને?" "શું કહ્યું! સંભળાયું નહીં." મી. એગશેલ બોલ્યા. "એ તો હું પુછતો હતો કે તમારે કેટલો સોડા જોઇશે?" "લાવની છે કેટલો? ને મને જરા કડક હોય તો ગમશે," મી. એગશેલે ઉત્તર આપ્યો. ને પછી એમનાજ શબ્દોમાં 'એમની વાણી શૂન્યતામાં ભળી ગઇ અથવા શૂન્યતા એજ એમની વાણી બની.'

## હંસાવલીની વાર્તા

[અનુસંધાન પૃષ્ઠ ૧૪૨ થી]

કરવત મુકાવી જયવંતીએ માગણી કરી હતી કે પેલે ભવ ઉત્તરકુમાર ભરતાર તરીકે અને વીરા તરીકે પ્રાપ્ત થાય. એટલે બ્રહ્મદેવને ચિંતા થવા માંડી. ભાઈબહેન તથા સ્ત્રીભરતારનો ભેગો જન્મ કેમ આપવો તેની સૂઝ એમને પડતી નહોતી. ત્યાં બ્રહ્મપુત્ર નારદ આવી ચઢયા; તેમણે સુઝાડ્યું કે, " તેમને પોપટપોપટીનો અવતાર આપો; નાનાં હશે ત્યારે ભાઈબહેન, અને મોટાં થએ એ પતિ પત્ની થશે. " આમ ગુંચ ઉકલી જવાથી બ્રહ્માએ જયવંતી અને ઉત્તરને પોપટનાં બચ્ચાં અવતાર્યાં. સોમ મોર જન્મ્યો; જયવંતી ની સખીઓ પંખિણીઓ થઇ.

વનમાં એક પોપટીએ ઇંડાં મુકયાં. એ ઇંડાંમાંથી બચ્ચાં જન્મ્યાં. તે ધીમે ધીમે મોટાં થતાં હતાં. એકાએક વનમાં દાવાનળ પ્રગટ્યો. પશુપંખી નાસભાગ કરી રહ્યાં. પોપટીએ બચ્ચાંને લઇને ઉડી જવાનું પોપટને સુચવ્યું પણ સુડાએ કહ્યું: " હું હમણાં ચાંચ ભરીને જળ લાવું છું અને દવ હોલવી નાખું છું. "

પોપટીએ કહ્યું: " ખરું; પરંતુ તમે ચાંચ ભરી પાણી લાવશો તેથી દવ હોલવાશે નહીં; અને દાવાનળ ચારેપાસથી આપણને વીંટી વળ્યો છે. માટે આપણે અહીં રહીને સંગાથે બળી મરીએ તેટલુંજ આપણા હાથમાં છે. તો મને મૃત્યુમાંએ સાથે રહેવાનું સતીનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત નહીં કરાવો ?–તમે હવે જવાનું માંડી વાળો. "

પોપટીએ બહુ જક લીધી; પણ દવથી ગભરાએલો પોપટ કુટુંબ બચાવવા ચાંચમાં પાણી લાવવા ઉડ્યો. આ તરફ દવ વધી પડયો. પોપટી બચ્ચાં સાથે બળી મરી. પંખિણીઓએ પણ પોપટીને બળતી જોઇ દવમાં ઝંપલાવ્યું. એટલામાં સ્નેહઘેલો પોપટ પાણી લઇને આવ્યો. પણ ભડભડતી આગમાં પોપટી અને બચ્ચાંને સપડાઇ ગએલાં જોઇને તેણે પણ દવમાં ઝંપલાવ્યું. મોરથીએ આ અકસ્માત જોઇ રહેવાયું નહીં; અને તેણે પણ અગ્નિપ્રવેશ કર્યો. આમ આ અવતાર કથાનું છેવટ આવ્યું.

જયવંતીનો ત્રીજો અવતાર કણિમાપુર પાટણમાં હંસાવલી નામે રાજકુંવરી તરીકે થયો. પેઠણમાં શાલિવાહન રાજા હતો. તેને ત્યાં ઉત્તરકુમાર નરવાહન નામે રાજકુમાર થયો. એ રાજ્ય પામ્યો ત્યારે સોમકુમાર મનકેસર નામે તેનો પ્રધાન થઇને રહ્યો આમ ત્રણેના ત્રીજા અવતારમાં સૌ સાથે મળી શકયાં.

એક દિવસ નરવાહનને નિદ્રામાં આનંદસ્વપ્ન લાધ્યું. જાણે કણિમાપુર પાટણ જઇ હંસાવલીને એ પરણે છે ! લગ્નવિધિ ચાલી રહ્યો છે; અને રાજાની નિદ્રા લંબાતી જાય છે. પહોર દિવસ ચઢયો પણ રાજા ઉઠયા નહીં એટલે મનકેસર પ્રધાને મિત્રભાવે રાજાને જગાડ્યો. રાજા સ્વપ્નમાં કવલભક્ષણ કરવાની તૈયારીમાં હતો. હંસાવલીનો હાથ એના મુખમાં કંસારનો કોળીઓ ભરાવવા લંબાતો હતો અને આ ઘડીએ પ્રધાને નરવાહનને જગાડ્યો; એટલે રાજાને ક્રોધ ચઢયો. એના મનથી જાણે બધું ધુળમાં મળી ગયું !

મનકેસરે રાજાના મનની વાત જાણી લીધી. સ્વપ્નમાં દીઠેલી હંસાવલીને પરણાવી આપવાનું વચન આપ્યું; અને હંસાવલીની શોધમાં એ નીકળ્યો. વાટમાં એક યોગી મળ્યા. તેની મદદથી એ કણિમાપુર આવી પહોંચ્યો. નગરમાં પેસવાને બદલે નગરના કોટ બહાર એક માલણ રહેતી હતી તેને ઘેર જઇ ઉતારો કર્યો. ઘેરઘેર ફરનારી માલણ પાસેથી ચતુર પ્રધાને રાજાની

હકીકત પુછી લીધી. વાતે વાતમાં માલણથી કહી દેવાયું કે "પાપિણી રાણીએ હંસાવલી નામની દુષ્ટ કુંવરીને જન્મ આપ્યો છે. તે કુંવરી નર જાતને દેખે છે ત્યાંથી મારી નાખે છે; અને તેમનાં માથાનો માતાને ભોગ આપે છે. તેની સાહેલીઓ તેને આ કાર્યમાં મદદ કરે છે." મનકેસરે આ હકીકત ગાંઠે બાંધી; અને મળ્યે તેનો ઉપયોગ કરવાનો નિશ્ચય કર્યો.

લાગ જોઇને દર્શન કરવાને બહાને એ દેવીના મંદિરમાં પેઠો અને અંદરથી દ્વાર બંધ કર્યાં. હંસાવલી, હંમેશની જેમ, દર્શન કરવા આવી ત્યારે કોઇ દિવસ નહીં અને તે દિવસે મંદિરનાં દ્વાર બંધ દીઠાં. એણે આવીને દ્વાર ઠેલ્યાં પણ તે ઉઘડ્યાં નહીં. થોડીકવારે અંદરથી શબ્દ થયો:

"જા રે રંડા હંસાવલી!"

હંસાવલીએ મંદિરના ઉમરા ઉપરથી ચરણરજ માથે લીધી; અને જગજ્જનની દેવીને વિનવણી કરવા માંડી: "માજી, મને રંડા કેમ કહો છો? મારાથી કૈં કુડું કાર્ય થયું?" જવાબ મળ્યો: "એ નાદાન રાજકુમારી પુરુષ જાતનો ભોગ કાં આપે છે?"

હંસાવલીએ વિનયથી પોતાના પૂર્વ જન્મની–પોપટ પોપટીના અવતારની બધી વાત કરી. "પોપટે કહ્યું ન માન્યું અને ચાંચમાં પાણી ભરવા ગયો એટલે એ બચ્યો દેખાયો. તેથી મને થયું કે એણે પોતાનો દેહ વહાલો ગણ્યો ત્યારથી તેની પુરુષજાત ઉપર વેર રાખું છું!"

દેવી ગંભીર સ્વરે બોલ્યાં: "એમાં એ પોપટનો શો વાંક? બીચારો કુટુંબ બચાવવા ગયો તેમાં એનો શો અંગત સ્વાર્થ? ચાંચ ભરીને એ આવ્યો અને દવમાં તમે સપડાયાં ત્યારે એ પણ તમારી પછાડેજ મુવો હતો—"

આ શબ્દો સાંભળી ત્યાં થોડીકવાર લાંબી શાંતિ પ્રસરી. હંસાવલીના મુખમાંથી એક ઉંડી 'હાય' નીકળી. એને પસ્તાવો થવા માંડેલો દેખાયો. એણે તત્કાલ નરજાતને ન મારવાની પ્રતિજ્ઞા લીધી; અને દેવીને બહાર રહી રહી નાકલીંટી ખેંચવા માંડી.

પછી એ દેવીને વીનવવા લાગી: "માજી, એ પૂર્વજન્મનો પોપટ ક્યારે મળશે?" મંદિરમાં પેઠેલા મનકેસરે કહ્યું: "આઠ દિવસ પછી." હંસાવલીના જીવને એ ઉત્તરથી શાંતિ વળી; અને નમ્ર બનીને એ ઘેર ગઇ. મનકેસરે દેવીની માફી માગી. પોતાનો ઉદ્દેશ જણાવી દેવીની વિશેષ સહાયતા માગી. દયાળુ દેવીએ વરદાન આપ્યું કે, "તારા મનથી જે કૈં તું ચિત્રપટ ઉપર ચીતરીશ તે આબેહુબ થશે."†

દેવીની આવી અણચીંતવી સહાય મળતાં મનકેસરે ચીતારાનો વેષ લીધો; અને પછી રાજકુમારી હંસાવલી પાસે એ આવ્યો.

ચીતારાએ વિવિધ જાતનાં ચિત્રો ચીતરી બતાવ્યાં. પછી પૂર્વભવની આખી કથા એણે ચીતરી. જયવંતી અને ઉત્તર કાશીમાં કરવત મુકાવે છેઃ તેઓ પોપટપોપટી જન્મે છેઃ દવ લાગે છેઃ તેમાં પોપટી તથા બચ્ચાં બળી મરે છેઃ પોપટ ચાંચમાં પાણી લઇને આવે છેઃ તે પણ આ સ્થિતિ જોઇ ઝંપલાવે છે–વગેરે.

હંસાવલીને, આ ચિત્રમાલા જોઇ, પૂર્વભવનું એકાએક ભાન થઇ આવ્યું! પૂર્વ કથાને આબેહુબ ચીતરેલી જોઇ એ બેઠી હતી ત્યાંજ ઢળી પડી; અને પોપટ માટે રડવા લાગી.

† સરખાવોઃ આવાં પૂર્વજન્મનાં ચિત્રપટની અસર માટે માફૂન કથા "તરંગવતી" (જુવોઃ ૧૯૮૨ નો 'ગુજરાત' માસિકનો દીવાળીનો અંક). ઉપાહરણની પુરાણકથામાં પણ ચિત્રલેહા આવી ચિત્રકલાની મદદથીજ વર શોધી આપે છે.

મહામહેનતે તેની મૂર્છા વળી, એકાંતમાં ચીતારાએ ફરીથી એને કહ્યું: "કુંવરીઆ, તમારા પુર્વજન્મનો નાથ ક્યાં જન્મ્યો છે તે સર્વ હકીકત હવે તમને ચીતરી બતાવું છું.

મનકેસરે ગોદાવરી, પૈઠણપુર, શાલિવાહન, નરવાહન વગેરે આલેખ્યાં. એટલે હંસાવલી યુવરાજ નરવાહનની સાથે પોતાને પરણાવી આપવા ચીતારાને વીનવવા લાગી.

ચીતારો ત્યાંથી રજા લઇને નરવાહનને તેડી લાવવા ગયો. સ્વપ્નમાં દીઠેલી હંસાવલીને હાથે કંસાર જમવાની ધન્ય ઘડી હવે એને પાસે આવેલી જણાઇ. એ તૈઆર થઇ ગયો; અને મનકેસર પ્રધાન (ચીતારાને વેશે) રાજાને તેડીને આવ્યો.

ત્રણ ત્રણ જન્મના અંતરાય પછી બંનેનાં લગ્ન થયાં. હંસાવલીનો પુરુષજાત પ્રત્યેનો રોષ હવે છેક ઉતરી ગયો હતો. આ બંને પ્રેમીઓના સંસાર સાગરમાં હંસ અને વત્સ (વચ્છ)નું જોડકું અવતરતાં આનંદની ભરતી આવી.

હંસાવલી, ચીતારાની કલા અને યુક્તિને સંભારી સંભારીને હજીએ મનકેસર પ્રધાનને અનેક ધન્યવાદ આપી રહી હતી.§

§ "હંસાવલી" જેવી પુરુષદ્વેષિણી સ્ત્રીઓની વાર્તાઓ પ્રાચીન સાહિત્યમાં મળી શકે છે ખરી. એક ઉદયભાણકૃત "વિક્રમસેનરાસ" (સં. ૧૫૬૫)માં ચંપાવતીના ચંપકસેનની પુત્રી લીલાવતીને પુરુષદ્વેષિણી કહી છે. તે કન્યા કોઇને પરણતી નહોતી, કારણ કે પૂર્વભવનું જ્ઞાન હોવાથી એ પુરુષજાતનો દ્વેષ કરતી.

વીરજીની "કામાવતી કથા" (સં. ૧૭૨૫)માંની કામાવતી એ શિવદાસની હંસાવલીનીજ દ્વિતીય આવૃત્તિ છે. ત્રણ જન્મની કથામાં પણ ઘણું સામ્ય છે.

સામળભટ્ટની "વૈતાલપચીશી"માં નવમી વાર્તામાંની જયવંતી, ઉપરાંત "ઉદ્યમ કર્મ સંવાદ"માં કર્મવાદીના બીજા સિદ્ધાંતના દૃષ્ટાંતમાંની પદ્મિની-એ આવીજ નાયિકાઓ છે.

જુની વાર્તા "પ્રેમાવતી" (સં. ૧૯૭૮ ના 'ગુજરાતી'ના દીવાળી અંકમાં પ્રકટ)માંની પ્રેમાવતી પણ આ પ્રકારની નાયિકાઓના વર્ગમાં બેસે એવી છે.

— આ બધી નાયિકાઓ ટેનીસન કવિની 'Princess' (પ્રાન્સેસ)ની જેમ "સ્ત્રીયા રાજ્ય"ની હીમાયતી અને પુરુષજાતની સામે થનાર ° સ્ત્રિઓ જેવી ચીતરવામાં આવી છે. છેવટમાં, તો બધેએ પુરુષ સાથે સંધિ થયાની વાત આવે છે.



## વકતૃત્વ કલા

—૦—

[ અનુસંધાન પૃષ્ઠ ૧૪૮ થી ]

એજ ધર્મ છે, બીજો ધર્મ તો વિનોદને માટે છે. આવી સ્થિતિમાં પત્રકાર અને વકતા અસલના આચાર્ય અને ઉપદેશકના સ્થાને વિરાજે છે. એટલે સાધારણ કવિ કે લેખક કરતાં સાધારણ પત્રકાર કે વકતા વધારે ખ્યાતિ પામે એ સ્વાભાવિક છે. પરંતુ પત્રકારના ધંધામાં જે જોખમ રહેલાં છે તેનાથી વકતા મુકત છે. એટલે કીર્તિ મેળવવાના અનેક ગલીકુંચીવાળા સાંકડા માર્ગોમાં વકતૃત્વ કલા એ એકજ રાજમાર્ગ છે. એ માર્ગમાં છુંદાવાનો ભય નથી, 'સાઇડ' પર ચાલવાની પોલીસની કર્ણકટુ આજ્ઞા વારંવાર સુણવી પડતી નથી, લાંબો પ્રવાસ કરવાની જરુર નથી. કોઇ પણ સ્થળે વિશ્રાન્તિસ્થાનનો અભાવ નથી, ભુલા પડવાની ભીતિ નથી, થાકી જવાનો સંભવ નથી અને એટલી બધી ભીડ પણ નથી. છતાં કદાચ ભીડ નડે તો ધક્કા મુક્કી કરતાં આગળ આવવાનો લહાવો પણ ખોવા જેવો નથી. શહેરીઓની સભામાં એક સાધારણ વિચારપૂર્વક ભાષણ કરો તો નવો લેખક પાંચ 'દળદાર' પુસ્તકો લખી જેટલી કીર્તિ મેળવી શકે તેથી પણ વધારે કીર્તિ તમે મેળવી શકો. શહેરમા તો તમે પ્રખ્યાત થઇ જશો. એમ કરતાં ધીરે ધીરે ( પણ ઇતર સર્વ કલાના મુકાબલામાં ઘણી ઝડપથી ) આખા હીંદમાં અને અંતે જગતભરમાં તમારું નામ ગાજી ઉઠશે.

હીંદવાસીઓને શસ્ત્ર રાખવાનો પરવાનો નથી. તેથી શસ્ત્રયુદ્ધ કરતાં વાગ્યુદ્ધ અહીં વિશેષ પ્રચલિત છે. શસ્ત્ર રાખવાનો જ્યાં રીવાજ છે તેવા દેશોમાં પણ શસ્ત્ર કુશળ પુરુષોની સંખ્યા કૈંક પરિમિત હોવાથી અને શસ્ત્રોપયોગ કૈંક ભયંકર હોવાથી વાગ્યુદ્ધ શસ્ત્રયુદ્ધ કરતાં વધુ પ્રમાણમાં પ્રવર્તે છે. વળી વાગ્યુદ્ધ શસ્ત્રયુદ્ધ કરતાં વધારે શિષ્ટ, સુધરેલું તથા કીર્તિકર મનાય છે. દેશ દેશની ધારાસભાઓમાં, ન્યાયમંદિરના એકે એક ન્યાયસન આગળ, ભિન્ન ભિન્ન સભાના પ્રત્યેક વ્યાખ્યાન મંડપપર, ન્યાતના કે સ્નેહીઓના સ્નેહસંમેલનોમાં, મહોલ્લામાં, ઘરમાં, સભાસદ અને સભાસદ વચ્ચે, વકીલ અને વકીલ વચ્ચે, વકતા અને વકતા વચ્ચે, મિત્ર અને મિત્રમાં, વૃદ્ધ અને યુવાનમાં, પાડોશી ને પાડોશીમાં, પતિ અને પત્ની વચ્ચે વાગ્યુદ્ધ અથવા શિષ્ટતાથી કહીએ તો વિવાદ ચાલી રહ્યો છે. આમ સ્થળે સ્થળે વાગ્યુદ્ધના પ્રસંગો આવતાં લખીને જવાબ આપવો અસંભવિત છે. તો વાચા પર કાબુ મેળવ્યા—અર્થાત્ વકતૃત્વ કલામાં પારંગત થયા વગર વાગ્યુદ્ધમાં કદી પણ વિજય મેળવી શકાય નહીં. અને વાગ્યુદ્ધમાં વિજય ન મેળવાય તો જીવન એળે જાય.

સામા મનુષ્ય પર પ્રભાવ પાડવાની ઇચ્છા રાખનાર મનુષ્યને તો આ કલા વગર ચાલી શકેજ નહીં. પ્રથમ દર્શને પ્રચંડ શરીરાકૃતિનો પ્રભાવ સામા મનુષ્યના મન પર પડે એ નિર્વિવાદ છે; પરંતુ એવી પ્રચંડ શરીરાકૃતિવાળો પુરુષ વાચા પર કાબુ ધરાવતો ન હોય તો એનું પ્રચંડ શરીર પ્રભાવશાલી થવાને બદલે હાસ્યરસનું પાત્ર માત્ર બને.

શરીરની પ્રચંડતા જો સર્વથી વિશેષ પ્રભાવશાલી વસ્તુ હોત તો જંગલી ગોધાઓ સૃષ્ટિકારની સર્વોત્કૃષ્ટ કૃતિરુપ લેખાત, મુક દાંભિકતાજ જો સર્વોચ્ચ વસ્તુ હોત તો સર્જનહારની ઉત્તમોત્તમ કૃતિ શીઆળવું ગણાત. કેવળ ક્રૂરતા જો ઉચ્ચતમ વસ્તુ હોત તો વ્યાઘ્રાદિ પ્રાણીઓ સૃષ્ટિના મુકુટમણિ મનાત, પ્રિયવાદિત્વજ જો સર્વ શ્રેષ્ટ વસ્તુ હોત તો કોયલ કે પોપટ સૃષ્ટિને મસ્તકે વિરાજતાં હોત, સૌંદર્ય જો વસ્તુ માત્રના સાર સર્વ સ્વરુપ

હોત તો ચંદ્ર કે સ્ત્રીને ઉત્પન્ન કરી વિધાતાએ ઇતિકર્તવ્યતા માની હોત; પરંતુ સૃષ્ટિમાં ઉચ્ચતમ સ્થાન મનુષ્ય ભોગવી રહ્યો છે કારણ કે મનુષ્યને વાચાની સહાય છે. અર્થાત્ વિશ્વમાં સમર્થમાં સમર્થ વસ્તુ તે વાચા છે. Lord Lytton કહે છે તેમ, " Youth, beauty, pomp, what are these in point of attraction × × × when compared to eloquence? The magic of the tongue is the most dangerous of all spells!

'વાચા આવી સમર્થ વસ્તુ છે. પરંતુ એવી સમર્થ વસ્તુ પર પણ કાબુ મેળવવો અઘરો નથી. ઉપર કહ્યું તેમ વક્તૃત્વ કલાના ઉપાસક અનેક છે અને આ કલામાં પારંગત થવું એ તદ્દન સહેલું છે. કોઇ પણ પ્રકારના પ્રયત્ન વગર આ કલામાં નિષ્ણાત થઇ શકાય છે. કવિઓ બનાવાતા નથી પણ જન્મે છે તેજ પ્રમાણે વક્તાઓ પણ બનાવાતા નથી પણ જન્મે છે. ફેર માત્ર એટલોજ છે કે જે જે જન્મે છે તે કવિ થઇ શકતા નથી પરંતુ વક્તા તો થઇ શકે છે; અને ' બનાવાતા નથી ' એમ કહેવાનું કારણ એટલુંજ કે તેઓ વક્તા બની ચુકયાજ હોય છે એટલે બનાવવાની જરુર રહેતી નથી. વખતો વખત બદલાતા ધારાસભાના સભાસદો જુઓ, વર્ષે વર્ષે ઉમેરાતા વકીલો નીરખો, જુદી જુદી સભાના સભામંડપપરથી દુનીઆ ડોલાવતા વ્યાખ્યાન-કોવિદોને અવલોકો, આત્મપ્રશંસામાં તલ્લીન બની કોઇને બોલવાનો અવકાશ ન આપનાર સ્થળે સ્થળે સાંપડતા નરરત્નો નીહાળો, કોઇક વર્તમાન-પત્રના વીખુટા પડેલા તાજા સમાચારના મુનિમંત પાના સમી વૃદ્ધ કુમાંગનાઓનું નિરીક્ષણ કરો, કે પોતાના સીવાય સારું જગત્-પ્રાણી માત્ર સ્વાર્થી અને અધમ છે એ સમ વસ્તુ દાખલા દલીલ સાથે પુરવાર કરતા ખુણે ખુણે રખડતા અજાણ્યા માનવ મણિઓ નીહાળો: એટલે સમગ્ર માનવ જાત આ કલામાં કેટલી આગળ વધી છે તેનો તમને તરત ખ્યાલ થશે.

" આ કલા અનેક કલાના સંગમસ્થાન સમી છે અને તેટલા માટેજ અનેક તીર્થયાત્રાળુઓનું એ પુણ્ય ધામ બની રહી છે. આ કલાના અભ્યાસકને અભિનય કલાનો અભ્યાસ હોવો જોઇએ; કારણ કે હસ્તાદિનું સંચલન કર્યાથી તથા મુખમંડલ પર ઉચિત ભાવ આણ્યાથી સભાજન પર અજબ અસર થાય છે. કાવ્યકલાનું પણ સાધારણ જ્ઞાન આ કલા માટે આવશ્યક છે. અલંકાર શાસ્ત્રનો અભ્યાસ તો ઘણોજ જરુરનો છે, કારણ કે ગુંચવાડો ન થાય એવી રીતે અલંકારોનો પ્રયોગ કર્યાથી ભાવપ્રદર્શન સહેલાઇથી થઇ શકે છે. ભાષા પર કાબુ હોવો અત્યંત આવશ્યક છે, કારણ કે તે વગર વાગ્ધારા 'અવિરામ ધારે' સતત વહેતી રાખવી અશક્ય છે, અને વાગ્ધારાના પ્રભાવશાળી ઘોષમાંજ શ્રોતૃમંડળને ઘસડી શકાય. વક્તાનું વાચન પણ વિશાલ હોવું જોઇએ. આસપાસનું વાતાવરણ સહેલાઇથી સમજી જવાની તેનામાં શક્તિ હોવી જોઇએ. સામા મનુષ્યની દલીલો ચોક્કસ રીતે સમજતાં તથા તેનો જવાબ દેતાં તેને આવડવો જોઇએ. સમયસૂચકતા તથા હાજરજવાબી તેનામાં હોવાં જોઇએ. આમ કેટલાક અતિ ડાહ્યા પુરુષો માને છે એટલુંજ નહીં પણ ઘણા વક્તાઓમાં આ ગુણો નથી એટલે સુધી કહેવાની ધૃષ્ટતા પણ તેઓ કરે છે।

આમ માનનારા પોતે કેટલી મોટી ભુલ કરે છે તે જો તેઓ કોઇનું ગમે તે કોઇનું વ્યાખ્યાન સાંભળવા જાય તો તેમને તરત સમજાય પડે. ઉપર કહ્યા તે સર્વ ગુણોમાં વક્તા ને પારંગત થવાની જરુર નથી. એ સર્વ વિષયોમાં તે

ચંચુપાત કરે તો પણ બહુ છે. અંગ્રેજીમાં તેને 'Jack of all trades and master of none' કહે છે તે પ્રકારના પુરુષ થઈ શકે તો પણ વક્તાએ ' ખુબ કરી' એમ કહી શકાય. આમાં પૂર્વાર્દ્ધની યોગ્યતા સંપાદન કરવાને કૈંક પરિશ્રમની અપેક્ષા રહે છે, પરંતુ ઉત્તરાર્દ્ધની યોગ્યતા તો આપોઆપ મળી જાય છે. આમ છતાં પણ આપણા સદ્‌ભાગ્યે વક્તૃત્વ કલાનો એકેએક ઉપાસક કેટલાક અતિપંડિતો ઉપર્યુક્ત જે અનેક ગુણો ગણાવે છે તે સર્વમાં પારંગત હોય છેજ.

અભિનય કલાનો અભ્યાસ કયા વક્તાને નથી હોતો ? એક હાથ પાછળ અને બીજો હવામાં ઝુલતો રાખી તેને વારાફરતી જમણી તથા ડાબી બાજુએ લઈ જવો ( કયો હાથ પાછળ અને કયો હાથ હવામાં ઝુલતો રાખવો એ અલબત વક્તાની રુચિની વાત છે); જુદી જુદી જાતનાં મોઢાં કરવાં; પગ વચ્ચે દોઢ કે તેથી કૈંક અધિક ફુટનું અંતર રાખવું; શબ્દ સંભળાય કે ન સંભળાય તેની દરકાર રાખ્યા વગર અવાજ ચોકકસ રીતે સંભળાય એમ ટેબલ પર હાથ ઠોકવો અથવા તો જમીન પર પગ પછાડવો; રૂમાલવડે વારંવાર મોં લુછયા કરવું; કવચિત મુખ પર સ્મિતની રેખા પ્રકટાવવી તો કવચિત આંખમાં આંસુ આણવાં; વારંવાર સુર (Pitch) બદલવા—અભિનય કલાના આ સર્વ પ્રકારો કયા વક્તાને ખબર નથી હોતા ? કયો વક્તા એ સર્વનું પરિપાલન કરવામાં ચુકે છે ? અને અભિનય કલાના આથી વિશેષ પ્રકાર પણ કયા હોઈ શકે? કેટલાએકે તો નૃત્યકલાનો પણ અભ્યાસ કર્યો હોય છે; અને વક્તૃત્વ કલામાં એ કલાનો પ્રયોગ કરી બતાવવાની ઉદારતા પણ તેઓ દાખવે છે. વિશાલ સભામંડપ પર નાટકના રાજાની પેઠે પ્રથમ પરિક્રમણ કરી બતાવી સાધારણ નૃત્યથી માંડી ઝુલુ લોકોના યુદ્ધ નૃત્ય (Zulu wardance) સુધી દેશ દેશના નૃત્ય પ્રકારો દાખવનાર ભાષણકર્ત્તાઓ પણ ક્યાં ઓછા છે ? આમ છતાં આપણા વક્તાઓને અભિનય કલા નથી આવડતી એમ કહેવું એ અજ્ઞાન સુચવે છે.

કાવ્ય કલાનો અભ્યાસ પણ કોને નથી હોતો ? કવિઓ તો અંતઃક્ષોભ થાય ત્યારેજ કાવ્ય રચી શકે છે, પણ આવા વક્તાઓ તો જગતના સૌથી મહાન પુરુષના મૃત્યુ પ્રસંગે કરૂણ-રસનું કાવ્ય જેવું ગદ્ય કાવ્ય જેવા ભાવથી લલકારે છે, તેવાજ ભાવથી તેવુંજ કાવ્ય, જરુર પડે તો, પોતાના વર્ગમાં પણ અજાણ્યા રહેલા કોઈક સાધારણ ઉંદરડાના અવસાન કાળે પણ રચી શકે છે. ભાવ જેમ કાવ્યનું જીવન છે તેમ વ્યાખ્યાન પણ છે એ તેઓ સારી રીતે જાણતા હોય છે; અને કોઈ પણ પ્રસંગે કોઈ પણ જાતનો ભાવ અનુભવી શકે એવાં તેમનાં હૃદય વિશાલ હોય છે. સ્વદેશાભિમાનનો પ્રસંગ આવતાં દેશાભિમાનનો ઊભરાય નહીં એવો જુસ્સો સ્થળે સ્થળે પ્રકટી ઉઠે, અને કરુણ પ્રસંગોમાં ગળામાંથી પડતાં આંસુ વક્તા પાસેથી શ્રોતૃવર્ગ સુધી પ્રચાર પામે એવી વાગ્ધારા વહેવડાવવાની પ્રત્યેક વક્તામાં શક્તિ હોય છે. આવી સ્થિતિમાં વક્તાએ કાવ્યકલાનો અભ્યાસ કરવો જોઈએ એમ કહેવું એ કેટલું બધું વિચિત્ર છે ?

અલંકાર શાસ્ત્રનો અભ્યાસ તો સર્વ કોઈએ કરેલોજ હોય, ને તેમાં પણ વક્રોક્તિ, વ્યાજોક્તિ અન્યોક્તિ તથા અતિશયોક્તિ આ ઉક્તિચતુષ્ટયનો તો મંમટે પણ નહીં કર્યો હોય એવો અભ્યાસ વકતાએ કર્યો હોય છે. વિવાદગ્રસ્ત વિષયો ચર્ચાતા હોય અથવા વિરુદ્ધ પક્ષના પુરુષો સારુ બોલવું હોય તેવે પ્રસંગે આવા અલંકારોનો ઉપયોગ કેટલો બધો થાય છે ! " મારા વિદ્વાન મિત્ર,"

'બુદ્ધિનું પ્રદર્શન,' 'મહાશય', 'અદ્ભુત સ્વાર્થ-ત્યાગ,' 'સાધારણ સમજશક્તિનો અભાવ,' 'બીચારાની દયા આવે છે!' 'ડહાપણનો ભાગ કૈંક વધારે છે,' 'અમારા હિતેચ્છુ,' 'વીર-કૃત્ય,' 'એમને છાજે એવું,' 'વયમાં વૃદ્ધ પણ બુદ્ધિમાં બાળક,' 'કુકડો બોલે ત્યાંજ વહાણું વાતું નથી,' 'વિશ્વ-વિખ્યાત' 'નાનું બાળક પણ સમજે તેવું,' 'પ્રથમ પોતાની જાતને સુધારવી જોઈએ' ઇત્યાદિ અનેક શબ્દોનો પ્રયોગ વક્તાઓ કેવા કટાક્ષપૂર્વક પણ આનંદ-દાયક રીતે કરે છે તે કોનાથી અજાણ્યું છે? આ સીવાય ઉપમા, ઉત્પ્રેક્ષા—ખાસ કરીને હેતૂત્પ્રેક્ષા ( અન્ય હેતુનું આરોપણ ) સ્વભાવોક્તિ, દૃષ્ટાંત ઇત્યાદિ અલંકારો ઉપરાંત વ્યંગ, કટાક્ષ, મેણાં ટાણાં, મર્મવચન નર્મવચન ઇત્યાદિ હાસ્ય રસના અંગોપાંગનો પણ તેમને ઘણો ઉચ્ચ કોટિનો અભ્યાસ હોય છે. ક્વચિત અલંકારોનો ગુંચવાડો પણ તેઓ કરે છે. પણ તેમાં ખોટું શું છે? ઉલટું ગુંચવાડાને લીધે તો અલંકારો-માં આટલાં ફુમારા અને ચળકાટ આવી શકે છે; અને આજ કારણથી મહાકવિઓની ઉત્તમો-ત્તમ કૃતિમાં પણ અલંકારોનો જાણી જોઈને સ્થળે સ્થળે ગુંચવાડો કરવામાં આવ્યો હોય છે. અને એમ તો સંકર તથા સંસૃષ્ટિને અલંકાર શાસ્ત્રમાં પણ કયાં સ્થાન નથી?

આ પ્રમાણે પત્રકારોને બાદ કરતાં અલંકાર શાસ્ત્રનો અભ્યાસ વક્તૃત્વ કલાના ઉપાસક જેટલો તો બીજા કોઈને નહીં હોય.

ભાષા પર કાબુ એ લોકો જેટલો ઘણા ઓછાને હશે. હાથ પગ વાંકા ચુંકા કરી કસરત કરવાથી જેમ શરીર સુદૃઢ બને છે તેમ શબ્દનો આડો અવળો, ફાવે તેમ ઉપયોગ કરતાં કરતાં વક્તાએ પોતાની ભાષા અતિ તેજસ્વી ને સમૃદ્ધિશાલી બનાવી હોય છે. મધ્યાન્હના સૂર્ય સમી એમની ભાષા હોય છે—'પ્રતાપી ને પ્રોજ્જ્વલ; વખતે દઝાડેએ ખરી!' તેમાં પણ વિશેષણો પર એમનો કાબુ કૈંક વિરલજ હોય છે. ને વક્તાઓને વિવાદ કરતાં સુણો ત્યારે-જ તમારી ખાત્રી થશે કે ગરીબ ગણાતી આપણી ભાષામાં આટઆટલાં વિશેષણો છે! નિયમ ભંગ કરનારાઓની નિયમના ઉપાસકોને 'ખબર લેતાં' સાંભળો તો તરત તમને માલમ પડશે કે આપણી અણખેડાએલી ભાષામાં એ ભાવ-પ્રદર્શન કેટલી સહેલાઈથી ને સુંદર રીતે થઈ શકે! બે વિદ્વાન વકીલોને એકમેકની વિદ્વત્તાના તથા ચારિત્ર્યના વખાણ કરતા સુણશો ત્યારેજ સમજી શકશો કે વિશેષણોનું ભાષામાં કેટલું ઉંચું સ્થાન છે. આત્મપ્રશંસકની આત્મ-પ્રશંસા સાંભળો તોજ ખબર પડશે કે ભાષા વડે પ્રશંસાના કેટકેટલા પ્રકાર થઈ શકે છે!

વક્તાનું વાચન વિશાલ—ઘણુંજ વિશાલ હોય છે. વાચન આવું વિશાલ હોવા છતાં તેમની સ્મરણશક્તિ પણ તેટલીજ અદ્ભુત હોય છે. કોઈ પણ વક્તા કોઈ પણ લેખકના કોઈ પણ પુસ્તકમાંથી કોઈ પણ વાકય કોઈ પણ સમયે કોઈ પણ પ્રકારે કોઈ પણ નામે કોઈ પણ સ્થળે મોઢેથી તેનાજ શબ્દોમાં બોલી જાય છે. કેટલું વિશાલ વાચન અને કેવી અદ્ભુત સ્મરણ શક્ત!

આ સીવાય આસપાસનું વાતાવરણ સહેલાઈ-થી સમજી જવાની શક્તિ પણ આ કલાના ઉપાસકોમાં અદ્ભુત રીતે રહેલી હોય છે. ક્ષણે ક્ષણે બદલાતા વાતાવરણનું જો કોઈ પણ સજીવ અને ઉપયોગી 'બેરોમીટર' હોય તો તે આ કલાના ઉપાસકોજ છે. 'બેરોમીટરના' પારાની પેઠે આ પુરુષોની મનોવૃત્તિ પણ વાતાવરણના ફેરફાર પ્રમાણે ચઢઉતર થયાં કરે છે. એટલુંજ નહીં પણ શું હતું, શું છે ને શું થશે તે પણ આ

લોકો કેટલી સહેલાઇથી સમજાવી શકે છે ! 'શું છે અને શું નથી એવો ગહન વિષય છે કે કૈં છે અને કૈં નથી એમ કહેવાની મહાપંડિતો સીવાય બીજાની હીંમત ચાલતી નથી. છે, નથી; હતું, નહોતું; હશે. ન હશે; હોત, ન હોત; હોય. ન હોય;–એમ કહેવું એ સહેલું નથી.—' એમ શ્રી. રમણભાઇ કહે છે તે કૈંક અંશે ખરું છે; પરંતુ એ વસ્તુ મહાપંડિતો ( અર્થાત્ જોષી ) પણ જેટલી ઝડપથી કહી શકતા નથી તેટલી ઝડપથી આ કલાના ઉપાસકો કહી શકે છે એ શું ઓછા આનંદની વાત છે ?

સામા મનુષ્યની દલીલો ચોક્કસ રીતે સમજી જાય તેનો જવાબ દેવાની આવડત આ પ્રકારના મનુષ્યોમાં અલૌકિક રીતે વિકાસ પામી હોય છે, કેટલીક વાર તો સામો મનુષ્ય દલીલ કરે તે પહેલાં એઓ તેની દલીલ ચોક્કસ રીતે સમજી જાય છે અને જવાબ પણ દઇ દે છે. બંને પક્ષના આવા વીર યોદ્ધાઓ એટલા તો જોશથી દલીલો કરે છે કે એ બંને ખરા છે એમ કબુલ કર્યા વગર કોઇને પણ ન ચાલે. આ પ્રકારની આવડત એ લોકોમાં હોવી જોઇએ એમ કહેવું તદ્દન ભુલ ભરેલું છે; કારણ કે આજ શકિતનો વિકાસ કરવાને વકતૃત્વ કલાનો અભ્યાસ એ પુરુષો કરે છે; અને એ પ્રકારની આવડત તેમણે હસ્તગત કરીજ હોય છે.

આ સીવાય બીજા ( જો બાકી રહી જતા હોય તો તે ) સર્વ ગુણોમાં એ પુરુષો પારંગત હોય છે. એટલે અમુક પ્રકારની કે કોઇ પણ પ્રકારની યોગ્યતા તેમને મેળવવાની બાકી હોતી નથી. કોઇ પણ પ્રકારનો અભ્યાસ તેમને કરવાહોતો નથી.

આવાજ સમર્થ અને સકલગુણ સંપન્ન પુરુષો સ્થળે સ્થળે પડેલા હોય છે. વ્યાખ્યાનમંડપ પરથી ભાષણ કરતી વ્યકિતઓએજ આ કલાનો ઇજારો રાખ્યો હોય છે એમ નથી. વિશ્વના અણુઅણુમાં આ કલારસિકોની મૂર્તિ પ્રતિબિંબિત થએલી હોય છે. અનેક રૂપે અને અનેક પ્રકારે જીવનના ભિન્ન ભિન્ન માર્ગોમાં આવા પુરુષો શ્રોતૃમંડળની વાટ જોઇ ઉભાજ હોય છે. આગગાડીના ડબ્બામાં પાટલી પર અથવા ચાલતા ગાડમાં ઉભા રહી ભાષણ કરનાર ભદ્રંભદ્ર એક નથી પણ અનેક છે. ધર્મનાં ગુહ્યાંકયાં તત્વો પર, રાજનીતિના વિવાદગ્રસ્ત વિષયો પર, કાવ્યના ચર્ચાવિષયક પ્રકરણો પર એમ વિવિધ પ્રકારના વિષયો પર, આપણી ઇચ્છા કે અનિચ્છાની દરકાર રાખ્યા વગર, આવા પુરુષોની વાગ્ધારા એકાએક આવી આપણા કર્ણપટને તરબોળ કરી નાખે છે. આવા પ્રસંગો કયાં વિરલ છે ?

કેવળ શીખાઉને માટે ( જો કે આ કલાના ઉપાસકોમાં છેક શીખાઉ તો કોઇ હોતોજ નથી છતાં પણ) કેટલીક વ્યવહારોપયોગી સુચના કરી આ લઘુ લેખ સમાપ્ત કરીશું.

પ્રથમ તો વકતૃત્વકલામાં પારંગત થવાની ઇચ્છા રાખનારને વૈયાકરણીના શબ્દબ્રહ્મની ઉપાસના કરવાની ખાસ જરુર છે. બીજા પેઠે એને સ્નાન કરવાની જરુર નથી, પત્ર પુષ્પ ચઢાવવાની આવશ્યકતા નથી, શબ્દનો પુષ્કળ આડો અવળો ઉપયોગ કરતાં આવડે એટલે બસ. એક શબ્દને અનેક રીતે વાપરતાં શીખવું જોઇએ. એક અમુક લક્ષ્યનો સ્વીકાર કર્યા વગર તીરની પેઠે શબ્દનો મારો ચાલુ રાખવો એટલે એવા એકાદ તીરથી એકાદ 'પંખીડું' વીંધાઇને તમારે ચરણે ઢળશે. મોતી હાથે તે વીંધવું એમ માનવા કરતાં 'વીંધાયું તે મોતી ' એમ માનવું એજ વધારે શ્રેયસ્કર છે. એક મહાન વિચારકે કહ્યું છે તેમ ' Words are meant to conceal things-not to reveal them.'

વસ્તુને પ્રકટ કરવાને નહીં પરંતુ તેને ઢાંકવાને-જ શબ્દો સર્જાયા છે. આ સૂત્ર હંમેશાં સ્મરણમાં રાખવું. ગુપ્ત રહેવાથી સૌંદર્યની કીંમત વધી જાય છે તેજ પ્રમાણે વિચારવાનું મહત્વ પણ ગુપ્ત રહેવાથી વધે છે. આજ કારણથી ઢાંકેલા રત્નોની પ્રશંસા વધારે થાય છે. વળી તમે બોલ્યાજ જાઓ અને સામો મનુષ્ય તમે શું કહેવા માગો છો તે બીલકુલ સમજેજ નહીં તો તેને તમારે માટે ઘણું માન ઉત્પન્ન થશે. આ પ્રકારના જો લેખક થઇ શકો તો મહાન અગમ્યવાદી (Mystic) ની પદવી તમે સહેલાઇથી પ્રાપ્ત કરી શકશો. અને વ્યવહારમાં આ કલાનો ઉપયોગ કર્યાથી રાજનીતિજ્ઞ (Statesman) નું પદ પામી શકાય છે.

દલીલમાં ઉતરવા ઇચ્છનારે અનેક પક્ષકારો સાથે દલીલમાં ઉતરી તેને હંફાવનાર મહાન તત્ત્વવિચારક શ્રીમચ્છંકરાચાર્યનું અર્થમનર્થં ભાવય નિત્યમ્ ( અર્થને નિત્ય અનર્થ ધાર ) એ સૂત્ર હંમેશાં પ્રચારમાં મુકતાં શીખવું જોઇએ. સામા મનુષ્યના અર્થનો અનર્થ કરવો એ કાર્ય ઘણું જરુરનું છે. આ સીવાય સામાન્ય (general) પરથી વિશેષ (Particular or Individual) પર આવવાની તાર્કિકોની પદ્ધતિ પણ અનુસરવા જેવી છે. સામા મનુષ્યની દલીલોનો વિચાર કરતાં ધીમે ધીમે એ દલીલ કરનારનો વિચાર પણ સાથે સાથે કરીજ નાખવો. જુદા જુદા અર્થના અનેક વિશેષણોનો શબ્દકોષ પ્રથમથીજ તૈયાર રાખવો; અને સામા મનુષ્ય વીશે કંઈ પણ કહેવાનો પ્રસંગ આવતાં ( ન આવે તો મેળવી લેતાં) એ વિશેષણો મુક્ત કંઠે વાપરવાં, સામા મનુષ્યને પ્રસંગવશાત અનેકવેળા ઉતારવો પડે તો પોતાની જાતને તેટલા પ્રમાણમાં ઉંચે ચઢાવવી. નહીં તો વિશ્વનું સમતોલપણું જળવાશે નહીં. ટુંકામાં અણુસમજુ લોકો જેને 'ગાલિપ્રદાન' કહે છે તે પ્રકારનું વાગ્નિયમન શીખવું જોઇએ.

પ્રથમ વિચાર અને પછી વાચા. નિમિત્ત નૈમિત્તિકનો ક્રમ આવો છે. પરંતુ વક્તૃત્વ કલામાં તો દૈવી પ્રસાદની સંપત્તિરૂપ વાચા પ્રથમ અને વિચાર તત્પશ્ચાત એવા વિપરીત ક્રમનો સ્વીકાર કરવામાં આવ્યો હોય છે. કલાકૃતિથી ભોક્તાનો આનંદ તથા કલાકારને સંતોષ થવો જોઇએ એવો ઇતર કલાઓને માટે નિયમ હોય છે. પરંતુ વક્તાને આનંદ તથા શ્રોતાઓને સંતોષ –બહુ થયું ! એવા પ્રકારનો અતિસંતોષ થાય છે. વક્તૃત્વકલામાં આમ વસ્તુસ્થિતિ વિપરીત હોય છે. કેટલેક સ્થળે સંક્ષેપમાં બોલવું એ આવશ્યક ગણાય છે, પણ આ કલાના ઉપાસકોને વિસ્તારથી બોલવાની ટેવ હોવી જોઇએ. વિષયાંતર કરવો એ ઘણે ઠેકાણે વગોવાય છે, પરંતુ વક્તૃત્વકલાના ઉપાસકને તો વિષયાંતર કર્યા વગર ચાલે જ નહીં. કારણ કે તે સીવાય વિસ્તારથી બોલી શકાય નહીં. તેમજ વક્તાના ભિન્ન ભિન્ન વિષયના જ્ઞાનની શ્રોતાને ખબર પણ ક્યાંથી પડે ? આ વાત ખાસ લક્ષમાં રાખવી જોઇએ.

આદર્શના કેટલાક અંધ ઉપાસકો કહે છે કે વક્તાએ પક્ષાપક્ષીના વમળમાં ફસાવું ન જોઇએ. પરંતુ એ તદ્દન કુદરતી છે. એવી લાગણીઓ જીતી જીતાતી નથી અને એવી લાગણી વગરનો મનુષ્ય એ મનુષ્ય નથી. પક્ષ છે તો પક્ષીઓ ગગનમાં વિહાર કરી શકે છે તેજ પ્રમાણે મનુષ્યો પણ પક્ષને લીધેજ વિવાદના અગાધ આકાશમાં ઉંચાં ઉડ્ડયનો આદરી શકે છે અર્થાત લાગણીઓના ઓઘને કચરી ન નાખતાં પુર જોસથી જે તરફ વહે તે તરફ વહેવા દેવો.

વક્તા થવા ઇચ્છનારને સમાક્ષોભથી પર

રહેવાની ખાસ જરૂર છે. સૌથી સહેલો ઉપાય "હું સૌથી હોંશીયાર છું'. શ્રોતા કોઇ પણ મારા જેટલો વિદ્વાન નથી' એવી વૃત્તિ રાખવી એ છે. આમાં કૈં ખાસ નવુ કરવાનું હોતુ નથી. મનુષ્ય કુદરતી રીતેજ પોતાને બીજા મર્ય કરતાં હોંશીયાર માનતો હેય છે. પરંતુ ભ્રમમાં પડી કેટલાક '૧ાા ડાહ્યાઓ' પ્રકૃતિના આ સુકુમાર રોપાને ક્રૂર, અસ્વાભાવિક ઉપાયોથી ઉખેડી નાખે છે; અને કેટલાક બાહ્યાચરણના પડદા વડે આ વૃત્તિને ઢાંકી દઇ તેનો યોગ્ય વિકાસ થવા દેતા નથી. વકતા થવા ઇચ્છનારે આમ ન કરતાં વ્યાખ્યાનાદિના પ્રસંગે ખાસ કરીને આ વૃત્તિને વિશેષ મતેજ કરવી, એટલે સભાક્ષોભ તો કયાંનો કયાં ચાલ્યો જશે. આ સીવાય સભાજનોને અનુકુળ વાતો કહ્યા કરવી. બે એક પ્રશંસાના વાકયો પોતાને મારુ કહેવાં એકાદ શ્રોતા સારુ કહેવું. 'અમે મારા છીએ, તમે સારા છો'–એ સુત્રનું પાલન કરતા રહેવુ. સાધારણ જનસમૂહની સભા હોય તો દેશનાયકોનાં નામનો છુટથી ઉપયોગ કરવો, સાહિત્ય રસિકોની સભા હોય ત્યાં કાલિદાસ, શેકસપીયર રવીંદ્રનાથનાં નામો વારંવાર ઉચ્ચારવાં, અથવા ધર્મરસિક પુરુષોની સભા હોય તો મનુ ભગવાન્ કૃષ્ણ, ગીતા, શંકરાચાર્ય એવા અનેક નામો વાકયે વાકયે આવે તોપણ હરકત નહીં. શ્રોતાઓને 'પાનો' ચઢાવવો હોય તો 'તમે કેટલા નિર્બલ છો ! મરદ હોય તે આમ બેસી ના રહે' એવું એવું કહી તેમની વીરતા જાગ્રત કરવી તેથી પણ ના વળે તો બંગડી પહેરવાનું સૂચન પણ કરી નાખવું. શ્રોતાને જે લાગણીનો અનુભવ કરાવવો હોય તે વગર અનુભવ્યે પણ પોતે અનુભવી બતાવવી આમ કરવાથી શ્રોતાનાં હૃદયો વગર પ્રયત્ને આકર્ષી શકાશે.

લાભ થતો હોય તો ભુલ કબુલ કરવી. પરંતુ એટલું યાદ રાખવું કે, ભુલો ભૂતકાલમાંજ થાય છે. વર્તમાનમાં કોઇ ભુલ કરતું નથી; અને ભવિષ્યમાં ભુલ નહીં થાય તેની દરેકને ખાત્રી હોય છે. 'મેં ભુલ કરી' એમ જરૂર પડે તો કહેવું; પરંતુ 'હું ભુલ કરું છું,' અથવા 'મારાથી ભુલ થશે' એમ કદાપિ કહેવું નહીં; કારણ કે અસત્ય અને ભુલને માટે ભૂતકાલજ સર્જાયા હોય છે, વર્તમાન કે ભવિષ્ય નહીં.

આ તો અગુંલિનિર્દેશ માત્ર છે, આવી અનેક સુચનાઓ આપી શકાય. પણ સર્વ કોઇ તે જાણતાજ હોય છે એટલે વિશેષ કહેવાનું પ્રયોજન નથી.

આ કલાના ઉપાસકોનો જય હો ! એમ, એ પુરુષોની સ્થળે સ્થળે જય સુણાઇજ રહી છે ત્યાં, માત્ર ઇચ્છવાથી શું ?

---

## નૃત્યકલા

[અનુસંધાન પૃષ્ટ ૧૫૪ થી]

૧૯૧૪ માં "Childrens welfare exhibition" ઇંગ્લાંડમાં ભરાયું તેમાં ૪૦૦ બાળ નૃત્યકારોએ તરેહવાર રીતે નૃત્ય કરી એ કળાને લગતી પોતાની કુશળતા બતાવી આપી હતી. આ બાળ નર્તનીઓમાં એક આઇરીશ બાળકી મીસ એડરીશ સ્ટેન્સ એટલી તો કળાવંત છે, કે એને માટે ટીકાકારો લખે છે: This Child is a Poem" આ બાળક તો જાતે કાવ્યજ છે. અમેરીકામાં એવુંજ સ્થાન મીસ જેન સેયર નામે એક બાલિકા ધરાવે છે.

કેળવણીના એક વિભાગ લેખે નૃત્ય ઇંગ્લાંડમાં બહોળા પ્રચાર પામેલું છે શારીરિક કેળવણીમાં એની અગત્યતા ત્યાં મોટી મનાય છે, બારીક તપાસ અને લાંબા અનુભવ પછી ખુદ કેળવણી ખાતા તરફથી જાહેર કરવામાં આવ્યું છે કે "નૃત્ય શરીરને સુધારે છે, મજબુત કરે છે તેને જોશ આપે છે, એટલુંજ નહીં પણ એથી મન પણ ખીલે છે અને જ્ઞાનતંતુઓની નબળાઇ પણ દૂર થાય છે."

આમ જે મુલકોમાં બચપણથીજ નૃત્યકળા શીખવાય, ત્યાં પછી નૃત્યકળાનું બચપણ સંભવી શકેજ કેમ? એ તો ત્યાં સદાએ યૌવન મસ્ત જેવી ખીલતી ને વધતીજ રહે. પશ્ચિમ વાસીઓ એ સુંદર અને લાભકારી કળાના પુનરોધ્ધાર માટે આટલું બધું કરી રહ્યા છે, પણ નૃત્યની જન્મભુમિ આ હીંદુસ્તાનમાજ તેને સજીવન કરવાનો કોઇને વિચાર સરખોએ આવતો નથી!

## ભાગ ત્રીજો: નૃત્યનું સૌંદર્ય

જે જે કલાઓ પોતાની અંદરથી સુંદરતા બહાર પાડી મનુષ્યની રસવૃત્તિને વહેવડાવે, તે બધી કલાઓ લલિત કલા (Fine Arts) કહેવાય છે. એમાં નૃત્ય જાતેજ સુંદરતા છે. નૃત્યની કલા માત્ર સુંદરતા દર્શાવી (display) નેજ રહેતી નથી; પણ તે પોતાની અંદરથી નવી નવી સુંદરતા સરજાવે છે. (Creates).

પ્રથમ તો નૃત્યકારોની પોતાનીજ સુંદરતા જુઓ. લાંબો કાળ નૃત્ય કરવામાજ ગુજારેલો હોવાથી તેમણે પોતાની કલાનેજ સુંદર બનાવી છે, એટલુંજ નહીં, પણ તેઓ જાતેજ સુંદર બની ગયા છે.

નૃત્ય કરતી વેળા એક પુરૂષ કે સ્ત્રી નૃત્યકારનાં મનોહર અંગની બાહ્ય રૂપરેખા, તરેહવાર રીતે રજુ થતી વક્રરેખા, સર્વ અવયવોની સુડોળતા, પાસે પાસેના અવયવોનું એકમેકથી પ્રમાણસર જોડાઇ ઉપજેલી આકર્ષક અંગ સમતા, તથા ગમે એમ વાળી શકાય એવી અંગ પ્રત્યંગની કોમળ મૃદુ ચલન વલનનું રમ્ય મોહક દર્શન સુજ્ઞ પ્રેક્ષકોના નેત્રને પ્રથમથીજ આનંદપ્રદ થઇ પડે છે.

હંસ ગ્રીવા જેવા મરોડ, તથા સર્પ જેવી ગોળાકૃતિમા વીંટળાતી ગતિને પોતાના અંગે અંગમાં સમાવી જ્યારે કોઇ લાવણ્યસંપન્ન સુંદરીઓના સુશોભિત વાળ આકાશે જાણે હવામાં ધીમેથી સરી જતા, લચક ખાતા, ચકરી ફરતા અને લપસતા ઉડે ત્યારે તે સહુકોઇ અંધ ચાહકયનો પ્રેક્ષકોને થતો મોહાનુભવ એ નૃત્ય સૌંદર્યનુંજ પ્રાબલ્ય નહીં, તો બીજું શું?

પોતાના શરીરનાં એક અંગને તમામ જડ અને સ્તબ્ધ બનાવી તેની પાસેનાંજ અંગને કંઇવાર સુધી મનોહર ગતિમા રમતું કરવું;

નાજુક બદનને રબ્બરના દડા કે પુષ્પ પેરે અહીંથી તહીં ઉછાળવું; ચકિત કરે એવી ચમત્કારિક રીતે અંગ મરોડ વડે મસ્તક તથા પગનો વિધવિધ મીલાપ કરી દેખાડવો; પેટ અને ગરદનની આસપાસ હસ્ત તથા ચર્ણોનું અજાયેબ જેવું વીંટળાઈ વળવું, અને અંગે અંગમાં સ્ફુરતા, ચપળતા, ચાંચલ્ય તથા સુરમ્યતાના જાદુઇ ચમકારા પ્રગટતા હોય, એવા પ્રેક્ષક વર્ગને પળે પળે ભાસ થવો એનું નામજ નૃત્ય સૌંદર્ય.

અતિ ધીમી લહેરે કોઇ વાદ્ય વાગી રહ્યું હોય –બધું ચુપચાપ હોય; રસભરિત હાવભાવ સાથે નાજુક નર્તની તરેહવાર મુગી હીલચાલ દર્શાવી રહી હોય, ભાવ પ્રમાણેજ મુખ પરની છાપ ફરતી રહી હોય, અંતરના ઉંડા ગર્ભમાંથી કંઇક અર્થ અને રહસ્ય આત્મિક જોશ સાથ એક માન્ય નાટ્ય પેરે પ્રત્યક્ષ થઈ રહ્યાં હોય એવી કલાવંત કવિતાની રચનાને "નૃત્ય સૌંદર્ય" કહેતા કોણ ના પાડશે !

મદભર લોચનીયાં નાચી રહ્યાં હોય, નાજુક કમર પેચપર પેચ ખાઇ રહી હોય, સો સો સ્વર્ગને ઝાંખા પાડે એવો નાચતી રમણીનો મૃદુ મુખ મલકાટ પ્રકાશ પર પ્રકાશ પાડી રહ્યો હોય ઓષ્ઠો બારીક સ્ફુરણ કરી રહ્યા હોય, ઉર પ્રદેશ પર જામેલી જોબનની છટા પણ જાણે નૃત્ય કરી રહી હોય, અંગે અંગમાં રમી રહેલા વિલાસના તણખા ઝબકારા મારી રહ્યા હોય એ સાથે કુણા પગના આછા આછા ઠમકારા પણ ચાલી રહ્યા હોય અને નર્તનીના બીડેલી અંગુલિઓ વાળા લાંબા ફણીલા નગ્ન હસ્તો જાણે હવામાં બે ધોળા સર્પો ઉડતા હોય એવી રીતે ઝુમી રહ્યા હોય, તો એ સર્વે શારીરિક લીલારૂપ નૃત્ય સૌંદર્ય પ્રેક્ષકોનાં મન—દીલ હરી લીએ એમાં નવાઇ શી ?

- સાગરના મોજા સમી વહી જતી, વાયુની લહર માફક પસાર થતી, જમીન પર નાના મોટા કુદકડા લેતી, પગની અંગુલિઓ પર ઝીણું ઝીણું સરી જતી, ગોયા હવામાં ઉડતી, જાત જાતની મરોડ લેતી, ઘડીકમાં સળગતી ઇચ્છાના વિદ્યુત ચમકારા નેત્રો વડે ફેંકતી, તો પળ, પછી પાનખર ઋતુના સૂર્યાસ્ત જેવી અજબ નરમાશ અને મીઠાશવાળી અર્ધ મીંચેલી ઘેરી આંખો વડે બધાં પ્રેક્ષકોને વશ કરતી, અસંખ્ય નાના મોટા હાવભાવ અને દીલજીત નાઝો-અદાથી સર્વે પર સત્તા જમાવી, કળાવંત નર્તનીઓના મોહક નૃત્યને "સાક્ષાત સૌંદર્ય"-નીજ ઉપમા આપેલી શું ગેરવ્યાજબી ગણાશે !

ટુંકમાં જો અંગ સ્થિતિ, અવયવોની ગતિ અને ભાવદર્શન એ ત્રણે તમામ એક સંપીમાં જોડાઇને પોતાની કામગીરી પદ્ધતિસર અને સમાનતાપૂર્વક રજુ કરે, તો પછી નૃત્ય સંપૂર્ણ-જ બને નૃત્યનું સૌંદર્ય પુરેપુરું પ્રકટી નીકળેજ.

ટુંકામાં નૃત્ય આવું સુંદર છે—ખરું પુછો તો જાતેજ સુંદરતા છે. પણ એનાથીએ કંઇક વિશેષ વિશેષ અધિક છે. એમાં માત્ર સૌંદર્યજ નહીં, પણ શારીરિક સંગીનતા, શારીરિક શુદ્ધતા, શારીરિક ઉપયોગિતા અને અને શારીરિક ઉત્કૃષ્ટતા સમાએલાં છે.

## નૃત્ય પ્રત્યે ખોટી સુગ અને ગેરવ્યાજબી અણગમાનું એક મુખ્ય કારણ

આ ભારતભૂમિમાં એક કાળે નૃત્યપૂજા થતી હતી. આજે એ કળા માનભંગ થયેલી હીણાય છે–નીંદાય છે ! એનાં કેટલાંક કારણો આગળ ઉપર લેવાશે, હાલમાં તો એક મુખ્ય કારણનેજ અવલંબીને આપણે કંઇક વિવેચન કરીશું.

વિધવિધ ધાર્મિક પ્રકૃતિઓના મનુષ્યોથી આ સંસાર ભરપુર છે. એ માટે અમુક ધાર્મિક

પ્રવૃત્તિવાળાં માણસો એવાં છે, કે જેઓ અનીતિના સંબંધમાં મનુષ્યના ચંચળ મનનો દોષ કાઢવા બદલે નિર્દોષ વસ્તુ માત્રનેજ હરહંમેશ વાંક કાઢે છે. એ માટે તેવો જાણતા થએલા હોય છે. તેઓ ધાર્મિક હોવા છતા કંઇક હદે આડે માર્ગે ગએલી ધાર્મિકતાના ઉપાસક હોય છે.

ખોટે રસ્તે ઉતરી પડેલ ધાર્મિક વલણવાળાં આ માણસો પશ્ચિમના આગલા ખ્રીસ્તી પ્યુરીટન પંથવાળાઓને કેંક હદે મળતા આવે છે. સંયમી જીવન ગાળતા—પરહેઝગાર જીવન ગુજારતા મનુષ્ય-તેમજ ઢગલાબંધ ધર્મઢોંગીઓ તથા દાંભિકો આ દેશમાં પણ વસે છે, જેઓ જીંદગીના આનંદ કિંવા મોજ શોખ પ્રત્યે તિરસ્કાર ધરાવે છે અથવા બતાવે છે. ખુદ આ લખનારે એવા પણ ખરેખરા ભલા અને ભલી જીંદગી ગુજારનારા મનુષ્યોને દીઠા છે, જેઓ ધાર્મિક કે આત્મિક જીવનની હીમાયતે ગાયન ગવાય તોએ છછણી પડે છે; તો પછી એ જાતનાં પ્રાણીઓ "નૃત્ય" પ્રત્યે પોતાનો "પવિત્ર કમકમાટ" પ્રદર્શિત કરે એમાં નવાઇ શી?

પશ્ચિમના પ્યુરીટન પંથવાળાઓને આનંદ લેવાના નામેજ કે ચુંથાઇ આવતું હતું. દાખલા લેખે જો તેઓ જાનવરોનો શીકાર કરવાની સામે થતા, તો શીકાર કરવાથી બાપડાં નિર્દોષ પ્રાણીઓને દુઃખ થાય છે-તેઓના જાન જાય છે, એ કારણથી નહીં પણ; શીકાર કરવે લોકોને જે મોજ તથા આનંદ મળે છે, તે મોજ તથા આનંદની લાગણીની વિરુદ્ધ થવા માટેજ તેઓ તેમ કરતા. લોકો આનદરસ ન ભોગવે, એજ પ્રબળ ઇચ્છાથી તેઓ પોતાની વર્તણુંકને દોરવતા. સારાં માઠાં વચ્ચેનો કશો પણ અક્કલ પસંદ ફરક પીછાણ્યા વિના, જનસમાજની સ્વાભાવિક રસવૃત્તિનું પ્રાબલ્ય માપ્યા વિના, તેઓએ જેમ બધા સુંદર કલાઓ સામે પોતાનો અવાજ ઉઠાવ્યો, તેમ નૃત્ય સામે પણ બાધ મુકયો. એમની સત્તા દરમીઆન નૃત્યકલા પર કેટલોક સમય સુધી યુરોપમાં અંધકાર ફરી વળ્યો; પણ આ અટકાવ લાંબો કાળ નભી શકયો નહીં.

પુરાતન કાળમાં એ કલાના પ્રથમ ઉસ્તાદો (masters) જો કે જાતે સાધુ જીવન ગુજારતા છતાં એનાં જ્ઞાનથી પારંગત હતા. સંસારીઓને અગત્યની એવી ઘણીએક વિદ્યાઓના તેઓ અભ્યાસી હતા; એ પ્રમાણે નૃત્યવિદ્યા પણ તેઓના અભ્યાસનુંજ એક અંગ હતું. નૃત્ય જિજ્ઞાસુઓ તેમના આશ્રમમાં જઇ પહોંચી સાથી એ વીશેના નવા વિચારો અને નવી કૃતિઓના ખ્યાલો મેળવતા.

આપણે જોઇએ છીએ કે જેમ એક ધર્મ તેના સ્થાપકના વખતમાં તેની જે ખરી સ્થિતિમાં હોય છે, તેમ તેની પછીના તેના ચેલાઓ કે અનુયાયીઓના હાથમાં તેટલો સરસ રહેવા પામતો નથી. તેની પર નઇચ્છવા યોગ્ય એવા તરેહવાર પડ બાઝતાં જાય છે, એવી વેળાએ ધર્મને ખાતર જીવવા બદલે પોતાને ખાતર પોતાને ફાવતી રીત પ્રમાણે ધર્મના નામે જીવવાના રસ્તા લેવાય છે. નૃત્યકળા વીશે પણ આમજ થયું.

એક વેળા જેઓ નૃત્યકલમિત્રો (Artists) હતા તેઓ કલા ખાતર જીવવા બદલે મુખ્યત્વે પોતાનેજ ખાતર જીવવા લાગ્યા; જ્યાં મનનું આવું બદલવું થયું ત્યાં તેઓ સ્વાભાવિક પોતાના ઉચ્ચ આશયથી ગબડ્યા અને તેના પરિણામે પોતાની આગલી સ્વતંત્રતા પણ તેઓએ ગુમાવી.

જ્યારે તેઓએ જોયું કે તેઓના રાજકર્તા

ઓને તથા માનપ્રદ મુરબ્બીઓને નાચની ઉપલક ગંમતજ જોઇએ છે.-તેના ઉચ્ચ આશયો કે તેનું ઉમદા રહસ્ય કે તેની ખરી કલા જોઇતાં નથી, ત્યારે તેઓએ પેટ કાજે પોતાના મુરબ્બી શેઠોને નમી પડી, તેઓનેજ 'સંતોષ મળે, એમ કરવા માંડયું. આમ જ્યારે એ કલાના ઉસ્તાદોએ બીજાઓને દોરવા માંડયું, ત્યારે તેની (નૃત્યની) પડતી થવા માંડી.

પ્રાચીન જમાનામાં સંગીત (ગાયન-વાદન -નૃત્ય) એ બ્રહ્મવિદ્યાની એક શાખા (A Branch of Divine Knowledge) ગણાતું. સાધારણ મનુષ્યો ઉપરાંત કવિઓ, ફીલસુફો અને સાહિત્ય વિલાસીઓ તથા બીજા કળાભિજ્ઞો પણ એ શીખતા. એની ખીલવણી કરતા. આ કારણને લઇને તે વેળાનો એક નૃત્યકાર આજના વખત પ્રમાણે એક ફીલસુફ, કવિ કે લેખકથી ઉતરતી પંક્તિનો માણસ ગણાતો નહતો. તે સમયનો એક નૃત્યકાર પણ નૃત્યશાસ્ત્રનો મોટો પંડિત અને ફીલસુફ લેખાતો. વળી તે વેળાના લોકો પણ આમજ સમજતાં કે જેમ એક કવિ મનમાંથી સુંદર કલ્પનાઓ બહાર કાઢી, તેને સુંદર શબ્દ રચનામાં મુકી જાણનાર એક કલાવંત છે તેમ એક નૃત્યકાર પણ પોતાની કલ્પના બુદ્ધિમાંથી રહસ્ય અને અર્થથી ભરપુર એક નૃત્ય કાવ્ય બહાર પાડનાર કવિજ છે. આવી સમજ અને માન્યતાને લીધે તે સમયમાં રાજ્યદરબારમાં, મંડળોમાં, મેળાવડાઓમાં અને આબરુદાર મકાનોમાં નૃત્યકારોની કદર અને કીંમત એક કવિ કે ફીલસુફ પેઠેજ થવા પામી તેમની ક્રાંતિમાં વધારો થતો.

પણ વખત જતે જ્યારે વિદ્યા કે કલાની એક શાખાને તેની બીજી શાખાઓથી હલકી-ઉતરતી કે ઉંચી-ચઢીઆતી ગણવા ગણાવવાની-અને "મારી વિદ્યા ઉંચી અને તારી વિદ્યા હલકી"- એવા ભેદ ખાસ ઉભા કરવાની પ્રથા મંડાઇ, સાહિત્યના અભ્યાસીઓ, કવિઓ અને ફીલસુફોએ પોતાને નૃત્યકારોથી ચઢીયાતા તથા અલગ ગણાવવાનું પસંદ કર્યું, ત્યારે નૃત્યકલાએ પોતાનાં વજન તથા ગૌરવ ગુમાવવા માંડયાં. આપણી નૃત્યકલાની પડતીનું આ બીજું કારણ.

આ કળા વિષયક ભેદભાવ જેમ વધતો ગયો તેમ પંડિતો અને કવિઓ જેઓ જાતે નૃત્ય જાણતા અને કરતા, તેઓ વહેવારુ રીતે પણ નૃત્યથી અલગ થતા ગયા. પરિણામે નૃત્યકલાને જબરજસ્ત ફટકો પડયો, એની આંટ પડી ભાંગી. એ હલકા વિચારો જનતામાં પણ પ્રવેશ્યા; અને જે ભારત ભૂમિમાં એકવાર કુળવાન કુટુંબોના પુરુષો તથા સ્ત્રીઓમાં પણ જે કલાનો સ્વીકાર તથા વ્યવહાર હતો, તે રફતે રફતે ગુમ થવા લાગી આજ સંબંધે તેણે રાજા મહારાજાઓનાં ઉત્તેજન અને આશ્રય પણ ખોવા માંડ્યાં.

આવી વસ્તુસ્થિતિમાં જ્યારે ઇસ્લામી અમલ હીંદમાં જામ્યો, ત્યારે સંગીત માટેનો તેમનો ધર્મથી બંધાએલો અભાવ નૃત્યકલાને અમુક હદે અડચણ કર્તારૂપ થઇ પડયો. ચુસ્ત ધાર્મિક વૃત્તિના ઇસ્લામી બાદશાહોએ તેનો બહિષ્કાર કીધો અને કરાવ્યો અને જે બીજાઓએ એને આવકાર આપ્યો, તે માત્ર મોજશોખ અને વિલાસપ્રિયતા અર્થેજ; એમાં કોઇ જુજ અપવાદ રૂપેજ અકબર જેવા બાદશાહો તેમજ નવાબો નીકળ્યા જેઓએ નૃત્યની એક કલા લેખે કદર કીધી અને તેનું ગૌરવ રાખ્યું.

આમ જ્યારે નૃત્ય કલા તરીકે ઓછું ને ઓછુંજ ઓળખાવા લાગ્યું ત્યારે તે લોકોની ઉપલક મોજની વસ્તુ બન્યું-માત્ર પેટ ભરવાને ધંધો થઇ પડયું. જ્યારે એ કલાને આબરુદાર લોકોએ તજી અને કુલીન કન્યાઓએ તેનો અસ્વીકાર કર્યો, ત્યારે હલકી નીતિના પુરુષોએ અને

તેનીજ અધમ સ્ત્રીઓએ કમાઇના સાધન લેખે તેને ચાલુ રાખી. વેશ્યાઓ લખપતિના રંગમહેલમાં નૃત્ય કરવા પેઠી; તથા મુરલીઓ અને દેવદાસીઓએ તેવીજ રીતે ધર્મ સ્થળો લજાવ્યા !

જે કલા જ્ઞાની જનોના હાથમાંથી સરતી જાય, અભણોના હાથમાંજ રમતી થાય અને જેને પ્રજા કે સરકારના આશ્રય કે ઉત્તેજન ન મળે, તે અંતે નષ્ટ ભ્રષ્ટ થવા પામેજ. ભારત વર્ષની નૃત્ય કલાનું પણ આમજ થયું.

## આપણા દેશમાં નૃત્યકલા સજીવન કેમ થઇ શકે ?

જો આપણે ત્યાં નૃત્યકલાનો પુનરોદ્ધાર કરવો હોય, તો પ્રથમમાં એક હીંદીતાન લેખે આપણા બધાઓના અંતરમાં આ જિજ્ઞાસા અને જોશ ઉત્પન્ન થવાં જોઇએ, કે ભારત ભૂમિની નૃત્યકલા પોતાનું ગુમાએલું મહાન અને માનપ્રદ સ્થાન ફરી એકવાર પ્રાપ્ત કરે !

એક લલિત કળા વખાણ તથા માનને પાત્ર છે, એવું ભાન લોકોમાં લાવવા માટે તે કળા પ્રત્યે લોકોની માનબુદ્ધિ ખીલે, વધે એવા પ્રયત્નો જેટ જેટલી દિશાએથી અને જેટ જેટલાં સાધનો દ્વારા થઇ શકે તેટલા કરવાને આપણે-ખાસ કરી લાગતા વળગતાઓએ ઉત્સાહી અને પ્રયત્નશીલ થવુંજ જોઇએ. જ્યાં સુધી " નાચ " એ શબ્દ હલકો સમજાશે, જ્યાં સુધી " નાચનારી " કે " નાચનિયો " એવા સંબોધનથી ખુલ્લો કે ગુપ્ત અભાવ બતાવવાની રીત ચાલુ રહેશે, ટુંકમાં જ્યાં સુધી નૃત્યકલા પ્રત્યે ખરી માનબુદ્ધિ પેદા નહીં થશે, ત્યાં સુધી નૃત્યકલા સજીવન કરવી અશક્યજ રહેશે. લોકો વચ્ચે નૃત્ય માટે આ માનબુદ્ધિ લાવવા સારુ ઉપાય એજ કેઃ—

૧. નૃત્ય માટે લોકોમાં જ્ઞાન ફેલાવવું.

૨. નૃત્ય માટે વહેવારુ કાર્ય બજાવવું.

ઉપાય પહેલા લેખે નૃત્યકલા વીશે નિબંધો અને લેખો લખાવી તેનો વાંચક વર્ગમાં પ્રચાર કરાવવો—વિવેચનો અને ભાષણો કરાવી લોકોને તેની મહત્તા અને અગત્યતાનો ખ્યાલ આપવો. એમ થઇ શકે તેટલા સારુ જાણીતાં નરનારીઓએ જ્ઞાની સ્ત્રી પુરુષો ( Men of Light and Learning ) એ " નૃત્ય ઉત્તેજક સમાજ " જેવી સંસ્થાઓ દેશના દરેક ભાગમાં સ્થાપવી. નૃત્ય ઘડીભરની ગમ્મત નથી, માત્ર આનંદનું સાધનજ નથી; પણ એ તનમનને લાભકારી તથા ઉચ્ચ ભાવનાઓથી ભરપુર એક લલિત કલા છે, વિશેષમાં પ્રજાકીય જીવનની એ એક આવશ્યકતા છે, એવા વિચારોને દેશમાં દરેક જગ્યાએ પુરી સમજ સાથે ફેલાવવો એ એ સંસ્થાઓનું સૌથી પહેલું કાર્ય હોવું જોઇએ.

આજથી અરધી સદીની વાત ઉપર આપણી દેશી કોમોમાં નાટક જોવા જેવું સજજન-ધર્મથી નિરુદ્ધ લેખાતું. ખુદ પારસી જેવી કોમમાં આબરુદાર સ્ત્રી પુરષો પણ તેનાથી દૂર રહેતાં, પણ મહૂમ શેઠ કેખુશરો નવરોજી જેવા મોટા સુધારકે આ સુગ તથા અભાવ તોડવા સારુ " નાટક ઉત્તેજક મંડળી "ની સ્થાપના કીધી. એ શરુઆતમાંથી અનેક પારસી અને હીંદુ નાટક મંડળીઓ ઉભી થઇ ખેલો ભજવવા લાગી. આબરુદાર પેક્ષક વર્ગ તે તરફ ખેંચાયો ને નાટકનો ધંધો કલાની ગણનામાં દાખલ થઇ સત્કાર પાત્ર અને આદરણીય થવા પામ્યો.

આવી લાયક કોશેષો નૃત્યના સંબંધમાં પણ થવી જોઇએ છે. સંગીતના શોખીનોએ, નાટક મંડળીઓના કાર્ય વાહકોએ, અન્ય કળાભિજ્ઞોએ અને નૃત્યવિદ્યાના જાણકારોએ આવી સંસ્થાઓ ઉભી કરવાનું કાર્ય પોતાને માથે

ઉપાડી લેવું જોઇએ અને તેમના કામમાં શ્રીમંત શહેરીઓ અને શહેર સમાજના સભ્યોએ પણ પૈસા વગેરે ઉત્તેજનથી સહાય કરવી ઘટે.

આપણાં મોટાં શહેરોમાં લાયક હાથે ચાલતી અનેક સંગીત-શાળાઓ અસ્તિત્વ ધરાવે છે. વળી દર વર્ષે "અખિલ ભારત વર્ષ સંગીત સમાજ"ની પરિષદ જુદાં જુદાં શહેરોમાં ભરાય છે. શા માટે આ સંગીત શાળાઓ અને સંગીત પરિષદો ગાયન વાદનની બહેતરીના સવાલ સાથે નૃત્યના પુનરોદ્ધારનો વિચાર ન કરે? શા માટે નૃત્ય કલાની સજીવનતા અર્થે કંઇક વ્યવહારુ વ્યવસ્થા ઉભી ન કરે?

આ કામમાં પ્રજા ઉપરાંત સરકારની સહાયતા પણ હોવીજ ઘટે. પણ જ્યાં સુધી આપણી નાટ્યકલા, આપણી ચિત્રકલા, આપણી સાહિત્ય કલાઓ, આપણી અન્ય લલિત કલાઓ, વગેરે સરકારી મદદ મેળવવા જેટલી કૃપાપાત્ર બને ત્યાં સુધી આપણા શ્રીમંત વર્ગે તથા દેશી રાજકર્તાઓએ નૃત્યના પુનરોધ્ધારને પોતાનુંજ કાર્ય સમજી તેની સહાયતા અર્થે નાણાંની સંવડ કરી આપવીજ જોઇએ.

એક પડી ભાંગેલી કળાની ફરી ખીલવણી કરવી હોય, તો જેઓના હાથમાં તે ભાંગી તુટી પણ બચી રહી હોય, ત્યાંથીજ તેની સજીવનતાનો ઉપાય થઇ શકે, એ એક સ્વાભાવિક સત્ય છે; તો પછી નૃત્ય સજીવનના માટે આપણી નજર આપણા દેશના હેમંત ગ્રામ્ય નાચો, રંગભૂમિ પર થતા નાચો અને અનીતિનો ધંધો કરનારી કમભાગ્ય નર્તનીઓ તરફ પણ જરુર જવી જોઇએ.

વેશ્યાઓને હસ્તક નાચની કલા મોટે ભાગે જઇ પડી તે માટે સુગ બતાવવાથી કે બબડીને બેસી રહેવાથી કંઇ એ કલાનો શુકવાર થઇ શકે નહીં.

કેટલાક સુધારકોએ પોતાને ત્યાંના શુભ પ્રસંગોએ નર્તનીઓને (તેઓ પતિતાઓ હોવા કારણે) દૂર કીધી, એ વાજબીજ કર્યું, પણ ખરેજ ખેદભર્યું છે, કે તેઓએ આ સુધારો કરતી વેળાએ બીજો કશો વિચાર કર્યો નહીં. બીજા સાથે સાથે લેવા જોઇતા સુધારા હાથ ધર્યા નહીં, એવું પરિણામ એ આવ્યું કે મહાન નૃત્યકલા તેઓએ લગભગ મારી નાખી. શ્રીમંતના ઘરોમાં સરઅવસર નાચવા જતી આ અભાગણી સ્ત્રીઓએ-આ આપણી "કમનસીબ બહેનો" એ આથી પોતાની મોટી કમાઇનું સાધન ગુમાવ્યું. એટલે એ સુંદર કલા જે થોડી ઘણી એમને હસ્તક જળવાઇ રહી હતી, ત્યાં પણ મોટો ખાડો પડયો. પતિતાઓ પણ નૃત્યકલા ગુમાવતી સંપૂર્ણપણે અનીતિના ધંધાને લાચારીએ વશ થઇ પડી. આમ આપણા કેટલાક સુધારકોએ સમાજ સુધારાના કારણે ન તો એક મહાન કલાનો ઉધ્ધાર કર્યો, કે ન તો બાપડી પતિતાઓનો દહાડો સુધાર્યો!

પણ હજીએ છેકજ મોડું થયું નથી. પતિત સ્ત્રી વર્ગના ઉધ્ધાર સાથેજ નૃત્યકલાનો ઉદ્ધાર સમજીને લાગતા વળગતા સર્વેએ આ આપણી "કમનસીબ બહેનો"ને ભ્રષ્ટાચારથી દૂર કરાવવી ઘટે છે. "વેશ્યાઓને શહેર બહાર અલગ જગ્યાઓમાં કાઢો." એ કંઇ તેમના ભલાનો કે લોકોના ભલાનો ખરો ઇલાજ નથી. ખરો ઉપાય તો તેમને ગુજરાનનાં બીજાં સાધનો મેળવી, તેમનામાં સુજતાના અને સુધારાનાં બીજ વાવી તેમને એ પાપી ફરજીયાતમાંથી અલગ કરવામાંજ સમાએલો છે. આમ પતિતાઓનો પુનરોદ્ધાર કરતાં તેને અંગે જે એવી કમનસીબ સ્ત્રીઓ નૃત્ય કરી જાણતી હોય, કે નૃત્ય કરવા તરફ ભાવ બતાવતી હોય: તેઓને ખાસ ચુંટી કાઢી તેઓ નૃત્યમાંથી-

જ પોતાની કમાઇ કરી શકે, એવા ઉપાય ઉપયુક્ત સંસ્થાઓએ અને સમાજ સુધારકો તથા શહેર સમાજીઓએ સાથે મળી યોજવા જોઇએ છે.

આવી સ્ત્રીઓ એકવાર સુધારીને આબરુની દરકારથી નૃત્ય કરીને પોતાનો ગુજારો કરતી થાય તો પછી જનતાએ તેમનો બહિષ્કાર તજી તેમને સહાયતા તથા ઉત્તેજન જરુર આપવા જોઇએ છે. એકવાર પતિતાઓ બની તેઓ પતિતા મટી નૃત્યકલાનેજ શરણે જાય તો પછી તેઓની કદર કે કીમત ન કરવી એ જનતાનો અને સુધારકોનો એક ઘાતકી અધર્મજ લેખાય

એકવાર આટલો સુધારો થવા પામે પછી નૃત્યકલાની ખીલવણી માટે બીજા ઉપાયો આપો આપ સમજાતા જાય અને અમલમાં મુકાતા જાય એ બનવા જોગ છે. તો પછી એક કન્યાને (આર્યાવર્તમાં જેમ આગળ થતુ તેમ) કલા સંપન્ન બનાવવા કાજે, તેના સુધારક પિતાને લાયક નૃત્ય શિક્ષિકા જરુરજ મળી શકે. નિ:શંક, જે આવી પહેલ કરે તેના સામે પ્રથમ તો સમાજ બંડ મચાવે ખરી, પણ એવા અનેક દાખલાઓ બન્યા પછીથી આબરુદાર વર્ગમાં અમુક મુદ્દત બાદ પેરીસમાં નૃત્યનું જોર ઉભરી નીકળ્યું. પછી અઢારમા સૈકાની અધવચમા તેનો પવન રશીયામાં ફુંકાયો. જ્યાં એ કળાના શિક્ષકોએ એમાં ભારે સુધારો વધારો કરી આખા યુરોપ અમેરીકામાં એની નામના ફેલાવી.

આપણા દેશના આવી વૃત્તિવાળા સંખ્યાબંધ નીતિવાન અને ધાર્મિક મનુષ્યો નૃત્યમાં પેઠસ થએલા કે વાંધાભર્યા તત્ત્વ સામેજ અવાજ ઉઠાવીને અટકતા નથી, પણ તેઓ ખુદ કલા લેખે પણ નૃત્યની અવગણના કરે છે. ત્રણેક વર્ષની વાત પર એક પારસી ગુજરાતી અઠવાડિક વર્તમાનપત્રમાં કોઇ ભાઇએ ચર્ચાપત્ર લખતાં આ મત જાહેર કર્યો હતો કે "નૃત્ય કોઇ ઇનસાનનું બનાવેલું લાગતું નથી; પણ મનુષ્ય જાતનું સત્યાનાશ વાળવા ખુદ શયતાનેજ એ પેદા કર્યું છે." આવાં માણસો પુરી સમજ વિના લોકોમાં અને પોતાનાં લાગતાંવળગતાં મંડળોમાં નૃત્ય સામે નાહક ખોટી સુગ અને અણગમાની લાગણીને વધારી આપે છે.

નૃત્ય માટેની ગેરઇન્સાફી નાખુશીનું એક બીજુંએ કારણ છે. આ સંસારમાં સંખ્યાબંધ મનુષ્યોનાં માણસાઇ શરીર (Human Body) વીશેના ખ્યાલો કમનસીબે સમાનતાપૂર્વક હોતા નથી. જાણે શરીર પોતે કૈં ખરાબ વસ્તુ હોય અને એમાંથી જે મોહકતા (Charms) અને સુંદરતા (Beauty) બાહેર પડે છે, તે પણ જાણે જોનાર મનુષ્યોને અનીતિ અને અનીતિજ તરફ દોરવી લઇ જવાને સરજાએલાં હોય, એવું અવિચારી અનુમાન તેઓના મગજમાં જડ ઘાલી બેઠેલું હોય છે.

હવે નૃત્યનું કાર્ય પણ માણસાઇ શરીરની વિધ વિધ મોહકતા તથા સુંદરતાને પ્રકટાવવાનુંજ હોવાથી આવા માણસોની નજરે એ બાપડુ એથી પણ નાહક નીંદાય છે. કોઇ પણ જાતની સુંદરતા પોતે પોતાની જાતમાં શુધ્ધિ છે. એ પ્રમાણે શારીરિક સુંદરતાનો પણ રુડો કે ભુંડો ઉપયોગ મનુષ્યનું મન તેને જેવી રીતે જુએ અને વાપરે, તે પર રહેલો છે; આવો સમાનતા પૂર્વક વિચાર જ્યાં કામ કરતો નથી, ત્યાં નૃત્યકલા માટે સુગ, અણગમો; પરિણામે નિંદા અને મૂર્ખતા જાહેર થાય એ કુદરતી છે.

આમ જેઓ "નાચ"નું નામ સાંભળતાંજ નાકનું ટેરવું ચઢાવી ફફડી ઉઠે છે, અને નૃત્યમાં જેઓ અપવિત્રતા અને નિર્લજતાજ

જુએ છે અને જેઓને નૃત્યમાં રસ કિંવા આનંદ હોતોજ નથી, તેઓએ પ્રખ્યાત ગ્રીક ફીલસુફ પ્લેટોના આ શબ્દો ગોખી રાખવા ઘટે છેઃ—

"The man who fina no plersure in dancing and gymnasticks is arudeunpolished Clown."

## ભારતભૂમિની નૃત્યકળા કેમ પડી ભાંગી ?

કાળના પ્રભાવે જેમ જગતની અનેક વિદ્યાઓ અને કલાઓ નષ્ટ થઇ ગઇ છે, તેમ આપણા આ હીંદ દેશમાં નૃત્યકળા લગભગ પડી ભાંગી છે-પડતીજ જાય છે.

એનાં અનેક કારણ છે; તેમાં મુખ્ય આ કે નૃત્યકલાએ પોતાનું મુળ આત્મિક તત્ત્વ ગુમાવ્યું છે. જ્યારે જ્યારે પણ કોઇ કળાની મહત્વતા ભરી મહાન અસલીયાતને અને તેના પવિત્ર મુળને લોકો વીસારે પાડતાં જાય છે, ત્યારે ત્યારે તે કલા જોખમાતી જાય છે.

જે કલાની ઉત્પત્તિ સાથે ધાર્મિક ભાવના જોડાએલી જેને પ્રથમ રજુ કરનાર મહાન ઋષિ-મુનિઓ જે જાતે ભક્તિનો એક પ્રયોગજ ગણાય એવી પવિત્ર અને પ્રભાવશાળી નૃત્યકળાને જ્યારે લોકો ધાર્મિક દૃષ્ટિકોણથી જોતા અટક્યાં, એટલુંજ નહીં પણ એનો કળા સ્વરૂપે પણ ઉદ્ધાર કરવાને પાછા પડયાં, ત્યારે એ કળાનાં માન અને મોટાઇ ઓછાં થઇ, તેના ખુદ આત્માનેજ ખલેલ પહોંચવા માંડી.

પણ નૃત્યકલા પાછી પોતાનું પ્રાચીન ગૌરવ પ્રાપ્ત કરે એ દેખીતું છે. સ્ત્રીપુરુષોના ભેગા નાચની અંગ્રેજી પદ્ધતિને મર્યાદામાં રાખીને જો આપણી કન્યાઓને અને આપણા યુવકોને નૃત્યકલામાં કલાવંત થવા કાલેજ ઉતાર્યા હોય, તો તેમાં નુકસાન નહીં પણ ફાયદોજ છે.-ફાયદો તેમને પોતાને—ફાયદો નૃત્યકળાને-ફાયદો સંસારને —ફાયદો આપણા દેશને.

નાચ નહી પણ નાચની છાયા હજીએ આપણા ગુજરાત કાઠીઆવાડના ગામોમાં રહી જાય છે. જે સુધારકો ગુજરાત કાઠીઆવાડનું ગ્રામ્ય જીવન સુધારવાને પ્રયત્ન કરતા હોય, તેઓનો પવિત્ર ધર્મ છે, કે તેઓએ આ છાયા જેવા રહી ગએલા ગ્રામ્ય નાચોમાં સજીવનતા લાવવા કાજે અને ગામડીઉં જીવન પાછું રસભર્યું કરવા માટે ઘટતું કરવું.

આપણાં દેશી નાટકોમાં અને ભવાઇઓ વેળા થતા નાચોમાં નૃત્યને નામે કળાવિહીન જે કચરપચર બતાવવામાં આવે છે, તેમાં પણ સુધારો લાવવાની અગત્ય છે. નાટક મંડળીઓના માલીકો, પડદા, સીનરી અને એકટરોના પગાર પાછળ હજારો રુપીઆ ખર્ચે છે, તો પછી શા માટે ઉત્તર કે દખ્ખણ હીંદુસ્તાનમાંથી કોઇ સારા નૃત્યકારને કે નર્તકીને ખાસ પોતાને ત્યાં નૃત્યકલા શીખવવા માટે તેઓ ન રોકે ? એમ કરવે તેઓ નૃત્યકલાને સજીવન કરવાના રૂડા કામમાં પોતાનો ફાળો આપશે એટલુંજ નહી પણ પ્રેક્ષકોના નૃત્ય વીશેના અજ્ઞાનનાથી ભરપુર પડી ગયેલા શોખને પણ સુધારી શકશે.

સત્ય જોતાં નૃત્યકલા આપણા દેશનીજ કલા છે. આપણે ત્યાં એનાં પુનરોદ્ધારનાં સાધનો પણ અનેક પડેલાં છે. જો લાગતાવળગતાં સર્વે ઇચ્છે, તો એ સુંદર મહાન કલાના સિદ્ધાંત આપણે નક્કી કરી શકીએ છીએ. અને પદ્ધતિસર રચનાનું રૂપ પણ આપી શકીએ એમ છે.

એ માટે આપણે સાધન વિનાના નથીજ. આપણી પ્રાચીન ગુફાઓ વગેરે સ્થળોનાં શિલ્પકામ, બાવલાંઓ તથા જુનાં ચિત્રોને અને પુરાણા સાહિત્યને એ માટે આપણે મદદમાં લઇ શકીએ એમ છે. પરદેશની પ્રખ્યાત નર્તનીઓ આપણા દેશની મુલાકાતે આવે, આપણા નાચો અને આપણી કારીગીરીઓને આધારે તેઓ નવા નાચો કાજે આપણે ત્યાંથી સૂચન મેળવે, અને આપણા નાચો નવે સ્વરૂપે યુરોપ અમેરીકામાં આપણા વેષ સહિત ભજવી બતાવે, તો ખુદ દેશના વતની હોઇ, એ માટે આપણે કંઇક વધારેજ કરી બતાવવું ઘટે.

એ ઉપરાંત નૃત્ય કલાને આપણે મોટી મદદ અને નવી નવી પેરણા બુદ્ધિની ભેટ તો "કુદરતની કીતાબ" ( Nature ) તરફથી અપાવી શકીએ. નૃત્યકારોનો પહેલો શિક્ષાગુરુ તો કુદરત છે. અને તે પૂર્વ કે પશ્ચિમમાં હરેક જગ્યાએ મળી શકે એમ છે.

સાગર કીનારે લીસી સપાટ જમીન પરથી સરી જતાં કોઇ નાના પંખીની નાજુક ચલન વળ પર વળ ખાતા દરીઆનાં દૂધાળાં મોજાઓનું વહન, વેલીઓ અને વૃક્ષ ડાળીઓનું મૃદુ ડોલન, હરણ, અશ્વ કે શ્વાનનું ચપળ રમનગમન, પોતાનાં શીકાર પ્રત્યે ચાલાક ચિત્તાની બારીક છુપી છલંગ વગેરે અસંખ્ય હજારો તરેહવાર કુદરતી દશ્યો નૃત્ય સારું માનના ભાવો તથા અંગ–ગતિઓ પ્રકટાવવા કાજે વિધવિધ સુચન પાડેજ છે.

### છેવટ

જેમ શબ્દ એ વિચારનું પ્રત્યક્ષ રૂપ છે, તેમ નૃત્ય એ પણ હાલતા–ચાલતા શબ્દો કિંવા ગતિમય ભાષા છે. સકળ સૃષ્ટિને સરજાવનાર પરમેશ્વર પિતા ખુદ પોતાના હૃદયના ભાવો તથા વિચારો ગતિ ( Motion ) વડે જાહેર કરે છે. આમ કુદરતની હીલચાલ જે ઇશ્વરનીજ હીલચાલ છે, તેનો એક નૃત્યકાર આનંદમય રીતે આપણને ભાસ કરાવે છે. નાચ કરતો નૃત્યકાર જોનારને માટે એક અભ્યાસ પોથી જેવો છે તે બળ, વેગ તથા સૌંદર્ય દર્શાવી આપણી રસિકતાને પોષનારો છે. આપણને પણ બળ–વેગ તથા સૌંદર્ય ભણી દોરવનારો તે એક પ્રભુનોજ કાસદ છે.

એક વાર આ નૃત્યપ્રિય ભારતભૂમિ પર પવિત્ર નૃત્ય દેવીનું પાછું આગમન થાઓ. ભારતમાં તેમજ દૂર દૂરના દેશોમાં પણ દેશના નૃત્યકારોનું સન્માન થવા પામો! એ મહાન અને મોહક કળા પ્રજા અને સરકારનો પુનઃ આશ્રય પામો ! એની ઉત્તમોત્તમ પ્રકારે ઉન્નતિ થાઓ ! ફરી એકવાર "નૃત્યકાર એ કળાભિજ્ઞ છે અને તેનું કાર્ય તે સૌથી ઉચ્ચ પ્રકારની કળા છે." એવો નૃત્યનો જયઘોષ આ હીંદ દેશમાંથી દશેદિશામાં ગર્જના કરતો સર્વત્ર ફરી વળો !

## નૃત્યકળાનાં પુસ્તકો અને માસિકોની યાદી.

છેવટ, સુજ્ઞ વાચકોની જાણ સારુ નૃત્યકળાને લાગતાં થોડાંક જાણીતાં પુસ્તકો અને માસિકોનાં નામ રજુ કરીશઃ

: પુસ્તકો :

Dancing ( Ancient and Modern ) By Ethal L, Urlin.

History of Dancing By Gaston Viullier.

Dancing By Mrs Lilly Grove.

Dancing In All Ages By E Scott.

How to Dance; The Revived

Ancient Dances By Arden Holt.
The Morris Book—by Cecil Sharp.
The Romance of Religion By A & S Vivian
My Life & Dancing By Maud Allen.

: માસિકો :

Dancing Times (ઇંગ્લીશ)
Dancing World ,,
Dance Lover's Magazine (અમેરીકન.)

[ સમાપ્ત. ]





પુસ્તક ૨ ] માર્ગશીર્ષ ૧૯૮૪ [ અંક ૩

## ગુજરાત અને યુગધર્મ

# : : ઉગતી પ્રજાને : :



**સમાજ** કે ધર્મે ઘડેલાં બીબાંમાં રહી નિશ્ચેતન ઢીંગલીઓ બનશો મા. તપથી શક્તિ મેળવજો, ભાવનાથી શુદ્ધિ મેળવજો અભ્યાસથી કાર્યદક્ષતા મેળવજો; જ્ઞાનથી સંસ્કાર સમૃદ્ધિ ભેગી કરજો; છે તેજ જીવનમાં રસ કેળવી ઉલ્લાસ અનુભવજો; —અને આમ ઘડાએલી માનવતાને વ્યક્ત કરજો—શબ્દમાં, વિચારમાં,





ચારિત્ર્યમાં ને કર્તવ્યમાં,—કોઇનો ભય ધાર્યા વિના, કશાની આશા રાખ્યા વિના. ગુજરાતને મહાન રાષ્ટ્ર થવું હોય, સંસ્કારનો મંત્ર દેવો હોય તો તેની ઉગતી પ્રજાને આ માનવતા સર્જવીજ પડશે.

—કનૈયાલાલ મુનશી.

'કુમાર': આષાઢ '૮૩ ના અંકમાંથી.



ગુજરાત માગશર ૧૯૯૪]

તેની ફાટેલી આંખ આગળ વિષ્ણુગુપ્તની મૂર્તિ ખડી થઈ

[ભગવાન કૌટિલ્ય પૃષ્ઠ ૭૨૬

पमर्तां स्व. पतिश्रीना स्मरणार्थे
श्री फार्बस गुजराती सभाने
શ્રીયુત [illegible]ભાઈ આણંદજી [illegible]
તરફથી સવિનય સપ્રેમ ભેટ




લેખક:
રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,
પ્રમુખ, સાહિત્ય સંસદ.

ચિત્રકાર:
રા. ગોરક્ષકર

સમય:
ઈ. સ. પૂર્વ ૬૨૦ ની આસપાસ.

## સ્થલોની માહીતી

પાટલીપુત્ર, કુસુમપુર, રાજગૃહ } પુરાતન મગધનું પાટનગર હાલ પટણા છે તેની પાસે.

તક્ષશિલા ... અફઘાનીસ્થાન આગળ આવેલું વિદ્યાને માટે વિખ્યાત હીંદુ રાજાનું પાટનગર.

## ક્રમવાર આવતાં પાત્રો

રાક્ષસ ...... મગધના નરેંદ્ર હિરણ્યગુપ્તનો મંત્રી.

વક્રનાસ...... મગધના નરેંદ્ર હિરણ્યગુપ્તનો અમાત્ય.

સુમોહા ...... તક્ષશિલાના રાજા સુબાહુની પુત્રી ને હિરણ્યગુપ્તની રાણી.

હિરણ્યગુપ્ત, ધનનંદ } શુદ્ર મહાપદ્મ નંદનો વંશજ અને પાટલીપુત્રનો ચક્રવર્તી રાજા.

શેષ...ક્ષુલ્લક માલવોના દૂત પ્રણિધિ.
આંભિ...તક્ષશિલાનો યુવરાજ ને સુમોહાનો ભાઇ.
સેનાજિત......હિરણ્યગુપ્તના અંતઃપુરના સૈન્યનો અધ્યક્ષ.
ગૌરી........સેનાજિતની પ્રિયતમા.
મૈનાકી......મહામાત્ર દર્શકની પત્ની.
આચાર્ય શકટાલ...ગૌરીના પિતા.
વિષ્ણુગુપ્ત...આંભિનો ગુરુબંધુ.
પ્રમંડક, કંદુ ...આચાર્ય શકટાલના શિષ્યો.

## આગલાં પ્રકરણોનો સાર

વાર્તા ઇ. સ. પૂર્વે ૩૨૦ ના આસપાસના સમયથી શરૂ થાય છે. મહાપદ્મ નંદના રાજ્યાભિષેકને એકાણું વર્ષ થયાં હતાં; અને તેનો પૌત્ર હિરણ્યગુપ્ત 'સર્વાર્થસિદ્ધિ'નું બિરૂદ ધારી, મગધને સિંહાસને વીરાજતો હતો.

નરેંદ્રના ભુવન તરફ મંત્રી રાક્ષસ કૈંક સમાચાર લેઇ આવ્યો. અંતઃપુરના રક્ષક સેનાજિતને તેણે નરેંદ્ર સંબંધી પુછપરછ કરવા માંડી ત્યાં મંત્રી વક્રનાસ મળ્યો.

મંત્રી રાક્ષસે આંભિ કેમ ગામમાં આવવા ના પાડનો હતો અને આંભિનો બ્રાહ્મણમિત્ર ચાલીને શકટાલને ત્યાં ગયો તેની વાત કરી. અને તેઓ અંતઃપુરમાં ગયા.

અંતઃપુરમાં નરેંદ્રની મહાદેવી સુમોહા આ અંતઃપુર ને રાજ્ય, રાજા ને ચાકરોથી કંટાળી વીમાસણ કરતી હતી, ત્યાં રાજાને મંત્રીઓ તેને મળવા જાય છે.

રાજા સુમોહાને હસીને તેનો ભાઇ આંભિ આવ્યાના સમાચાર આપે છે ને મનમાં રહેલા કૈં તરકટને સાધવા નિર્દોષ સુમોહા પાસે આંભિને આમંત્રણ અપાવે છે.

હિરણ્યગુપ્તના અંતઃપુરનો અધ્યક્ષ સેનાજિત પચ્ચીસેક વર્ષનો છે. તે દેખાવડો છે, અનાદી ને કર્તવ્યપ્રિય છે. તે સુમોહાને કુમાર પ્રાગ્જ્યોતિષ તરફ ગયાના સમાચાર આપે છે સુમોહા તેની ભાવિ પત્ની વીશે પુછે છે. સેનાજિત પોતાની પ્રિયતમાને મળવા અધીરો બની ઘર તરફ જાય છે. એના ઘરમાં એ એક અજ્ઞાત કેદીને ખાવાનું આપવા જાય છે. અજ્ઞાત કેદીને વિષ્ણુગુપ્ત નામના બ્રાહ્મણ આવ્યાના સમાચાર આપે છે. અજ્ઞાત કેદી એને ચેતવણી આપે છે 'આવતી પૂર્ણિમાએ તે નાસી જશે.'

સેનાજિત વાતચીત પુરી કરી ભોંયરાનું બારણું બંધ કરી ઉપર આવ્યો. તેના મનમા ગૌરી ને શકટાલના અતિથિનાજ વિચારો ઘોળાયા કરતા હતા.

તેનું હૃદય શકટાલને ત્યાં જઈ એની પ્રિયતમા ગૌરી અને વિષ્ણુગુપ્તને મળવા અધીરું થઈ રહ્યું હતું. તેણે જવાનો નિશ્ચય કર્યો ને નીકળ્યો.

સેનાજિત અશ્વિનોને મંદિર દર્શન કરવા ગયો હતો. મગધના મહામાત્ર સંનિધાતાનું તેને નિમંત્રણ આવ્યું. તે ત્યાં ગયો દર્શક જુવાન પત્નીના ઘરડા પતિઓમાં પ્રચલતા રોગને હંમેશાં વશ હોવાથી એ પોતાની સ્ત્રી પાછળ ગાંડો થઇ ફરતો. સેનાજિતને જોતાં દર્શકે પોતાની પત્ની મૈનાકીને કૈંક અકથ્ય રોગ થયો છે એવું કહ્યુ અને તે રોગ મટાડવા તેને વીનંતી કરી.

સેનાજિત મૈનાકીને ઓળખતો હતો. તેણે ધીમે ધીમે મૈનાકીને ગામમાં નવા આવેલા પુરુષના, કુમારના પ્રાગજ્યોતિષ તરફ ગયાના સમાચાર વગેરે આડકતરી રીતે કહી મૈનાકીના રોગના ઉપચારો અજમાવવા માંડયા. આથી તેની તબીઅત સુધરી જાય છે, અને સેનાજિત ચાલી જાય છે.

મૈનાકી સંનિધાતાને રાજગૃહમાં વદાય કરે છે અને સુકેતુને બોલાવે છે.

સુકેતુને મૈનાકી વિષ્ણુગુપ્તના અને કુમારના સમાચાર જણાવે છે અને એ વિષ્ણુગુપ્ત કોણ છે તેની ચર્ચા કરે છે.

શકટાલને ત્યાં વિષ્ણુગુપ્ત આચાર્યને મળવા સિદ્ધ ક્ષપણક, રાક્ષસમંત્રી, ક્ષુદ્રક માલ્લવોના દૂત પ્રણિધિ વગેરે આવવા લાગ્યા. આજે આ સત્તામાં અશાંતિ ને કૈંક નવીનતા પથરાઈ રહ્યાં હતાં. સેનાજિત પણ મળવા આવ્યો. પરંતુ તેની ગૌરીના જે ઘરમાં તે વગર રજાએ જઇ શકતો તે ઘરમાં પ્રવેશ કરવા આજે તેને રજાની વાટ જોવી પડી. આ અપમાનથી એનું હૃદય આકુળ વ્યાકુળ થઇ ગયું. તેણે મન પરનો કાબુ ગુમાવવા માંડયો. છેવટે અગ્નિહોત્રી પણ આચાર્યનાં દર્શને આવી પહોંચ્યા. ત્યાં બારણા આગળ એક યુવાન તપસ્વીને જોઈ તે થોડી વાર થંભી ગયા; આખરે અગ્નિહોત્રીએ એને પોતાના પુત્ર કકુ તરીકે ઓળખી કાઢયો.

સેનાજિત શકટાલને જઈ મળે છે. તે એની લગ્નતિથિ નક્કી કરવા કહે છે. ઉત્તરમાં શકટાલ કહે છે જે દિવસે મહારાજ નંદ તેને નૈમિષારણ્ય જવાની રજા આપે તે દિવસે લગ્નતિથિ. વિષ્ણુગુપ્ત અહીંના ક્ષાત્રિયોની અધમ દશાથી નાખુશ થાય છે. જ્યાં બ્રાહ્મણોની અવગણના થતી હોય ત્યાં બ્રાહ્મણોએ ન વસવું એમ કહે છે. ને બધાને આ સ્થાન છોડી જવા પ્રેરે છે.

મૈનાકી વિષ્ણુગુપ્તને ગુપ્ત વેશે મળે છે. ને કુમાર ચન્દ્રગુપ્તનો પત્તો નથી, અહીંનું જીવન તેને અકારું થઇ પડયું છે એમ જણાવી મદદ માગે છે. ઉત્તરમાં વિષ્ણુગુપ્ત આ દેશ છોડી ચાલી જવાની તૈયારી કરી આવવા કહે છે.

ગૌરી જમાડી વાડામાં સુતી સુતી વિષ્ણુગુપ્ત ને આચાર્ય શકટાલની વાતો સાંભળે છે.

(હવે આગળ વાંચો.)

## પ્રકરણ ૧૫ મું—(ચાલુ)

### શકટાલનો શિષ્ય

વિષ્ણુગુપ્ત બોલતા હતાઃ "આચાર્યદેવ! મારી પ્રશંસા શા માટે કરો છો? હું તો તમારો શિશુ છું. હે ગુરો! આપણે તો બાલ્હિકાચાર્યે કરેલા પાપનું ફળ ચાખીએ છીએ."

ગૌરી ચમકી. આ લોકો પણ બાલ્હિકાચાર્યની વાત કરતા હતા. તેણે–તેના પૂજ્ય પિતામહે–શું પાપ કર્યું?

વિષ્ણુગુપ્તના શબ્દો અડધાપડધા સંભળાતા હતા.

"હું પહેલા કહેતો હતો કે ઉશનસનો સિદ્ધાંત ખોટો છે ત્યારે તમે હસતા હતા આજે મારી વાત ખરી નથી લાગતી?... બાલ્હિકાચાર્યે મહાપદ્મની આકાંક્ષા પુરી પાડવા રાજનીતિ બદલી... તમે તેનેચાલુ રાખી... દંડનીતિને જ એક વિદ્યા સ્થાપી. આચાર્ય દેવ! તમે–પોથને સૂત્ર ઉચાર્યું: 'લોકની પ્રગતિના સાધકે ઉદ્યતદણ્ડ થવું!' દંડ... દંડ... તમારી દંડનીતિ વક્રનાસે અપૂર્વ કરી–આજે તમે નષ્ટ થયા... દેવ! દેવ! તમારો મિત્ર વક્રનાસ અને નંદ ઉદ્યતદંડ થઇ પૃથ્વી દમે છે..."

ગૌરી વિસ્મય પામી. તેના પિતા જેનાથી-આખું ગામ ડરતું હતું તેની સાથે આ તેનો શિષ્ય લઢતો હતો, અને તેના પિતા તે સાંખી રહેતા હતા. આ પરિવર્તન કેમ થયું?

વિચાર કરતાં તેને ઝોકું આવ્યું. તે પાછી જાગી ત્યારે વિષ્ણુગુપ્ત બોલતા હતા.

"વિદ્યા વિના વિપ્ર નહીં. દંડનીતિ એકજ વિદ્યા હોય તો વક્રનાસ બ્રાહ્મણ, સેનાજિત બ્રાહ્મણ, નંદ બ્રાહ્મણ..."

સેનાજિત બ્રાહ્મણ?— નંદના જેવો? ગૌરીની ઉંઘ ઉડી ગઇ. શબ્દપ્રવાહ આગળ વધ્યો.

"...આચાર્યદેવ! ખરી વિદ્યાનું સ્થાપન કર્યા વિના ઉદ્ધાર નથી."

"બેટા! કલિ તપે છે..."

"ખરી વિદ્યાઓના ઉદ્ધારથીજ કલિ ઝાંખો પડશે. ગુરુ દેવ!... વિદ્યા કાલનું કારણ છે... આન્વીક્ષકી,[1] ત્રણ વેદ ને વાર્તા[2]–એ ત્રણ વિદ્યા દંડનીતિમાં ભળશે. કલિ એની મેળે અસ્ત થશે..." વિષ્ણુગુપ્તનો અવાજ સમુદ્રના ગર્જનની માફક વધતો અને ઘટતો. શાંત અવાજ હૃદયને ભેદતો હતો... ગૌરીને પાછી ઉંઘ આવી ગઇ. તે પાછી જાગી ત્યારે તેના પિતા બોલતા હતા.

"તાત! મારામાં હવે કૈં શક્તિ રહી નથી. હું અહીંઆ રહી શું કરી શકવાનો છુ?"

"આચાર્યદેવ! તમે ભલે તમારી જાતને અશક્ત માનો–બે જણ તેમ માનતા નથી. વક્રનાસ ને હું. સર્વ વિદ્યાના આશ્રય! વિદ્યાઓનો પુનરુદ્ધાર તમારે હાથે થશે. બાર્હિકાચાર્યે જે સ્થાપ્યુ તેનો વિનાશ તેના પુત્રેજ કરવો ઘટે છે"

"હું અપંગ છું."

"તમારી નીતિ ને શક્તિ હજી સર્વ શક્તિમાન છે. પાંચસો ગૂઢ પુરુષ[3] તમારી સેવામાં રહેશે..."

...પછી વાત ઘણીજ ધીમી થઇ ગઇ. અને ગૌરીની ઉંઘ ઉડી ગઇ હતી છતાં તે કૈં સાંભળી શકી નહીં. તે પથારીમાં પડી પડી કાંપતી હતી. આ બે જણ શું કરતા હતા?

થોડીવારે વિષ્ણુગુપ્તનો અવાજ સ્પષ્ટ રીને સંભળાયો.

"આચાર્યની કન્યા સેનાજિતને વરે! શું વાત કરો છો?"

"બીજો રસ્તો નથી. ને ગારી પણ એજ ઇચ્છે છે." શકટાલે કહ્યું.

ગૌરીને થયું કે તેના પિતા આવું તે શું બોલતા હશે.

"ભરદ્વાજ, પરાશર, ને વિશાલાક્ષ જેવા મહર્ષિઓના સમોવડીઆની પુત્રી એક અસંસ્કારી સામાન્યને પરણે?"

"હું ના કહીશ તો નંદ મને મારી નાખીને એને પરણાવશે."

"ગૌરીને બીજાને પરણાવો."

ગૌરી ચમકી ઉઠી. આ વિષ્ણુગુપ્ત શું ઉથલપાથલ કરવા બેઠો છે?

"કોની મગદુર કે એને પરણે?" નિરાશાથી શકટાલે કહ્યું.

"પ્રમંડકને પરણાવશો?" ગૌરીને ગુસ્સો આવ્યો.

"ભદ્રાક્ષ ઋષિનો પુત્ર—"

શકટાલે ધીમેથી સવાલ પુછ્યો: "કુટિલ ઋષિનો પૌત્ર, ને ચણક ઋષિનો પુત્ર મારી પુત્રી નહીં સ્વીકારે?"

ગૌરી એકદમ પથારીમાં બેઠી થઇ. એની છાતી ધબકી ઉઠી. તેની ફાટેલી આંખ આગળ વિષ્ણુગુપ્તની મૂર્તિ ખડી થઇ. આચાર્ય વિષ્ણુગુપ્તની પોતે પત્ની! તેના મોં પર લોહી તરી આવ્યુ. ...ને સેનાજિત!

વિષ્ણુગુપ્તનો શાંત ને તટસ્થ અવાજ આવ્યો: "જ્યારે ધર્મને ચારે વિદ્યા પ્રેરશે, જ્યારે આર્યાવર્ત્ત પર ધર્મ પ્રવર્તશે, ત્યારેજ હે આચાર્ય! કુટિલનો પૌત્ર આશ્રમ બદલશે."

---

1 સાંખ્ય, યોગ, અને લોકાયત (નાસ્તિકતા.) 2 ખેતી, વ્યાપાર ને પશુપાલન. 3 જાસુસ.

ગૌરીને પોતાનું હૃદય ધબકતું અટકી જતું હોય એમ લાગ્યું.

"ત્યારે ગૌરીનું પાણિગ્રહણ કરશે !"

ગૌરીએ શ્વાસ રૂંધ્યો.

શાંત ને સ્વસ્થ અવાજ આવ્યો: "હા જો તે વખતે કૌટિલ્યને સુયોગ્ય ગૌરી હશે તો."

ગૌરીનું મોં ગરમ ગરમ થઈ ગયું. તેનું દેહ પાણું જોરથી ધબકી ઉઠ્યું. તેનું મગજ ગુંચવાડા-માં ભ્રમિત થવા લાગ્યું.

"બોલાવું !"

"હા."

"ગૌરી ! ગૌરી !" શકટાલે બુમ પાડી.

ગૌરી ઉઠીને આવી. શરમની મારી તે નીચેથી ઉચું જોઈ શકતી નહોતી. અત્યારે ધરતી માગ કેમ નહોતી આપતી ? વિષ્ણુગુપ્તની સ્થિર આંખો અત્યારે જાણે તેની મજાક કરતી હોય એમ લાગતું હતું.

"ગૌરી !" શકટાલે કહ્યું; "પુત્રીઓમાં શ્રેષ્ઠ ! તારી ઇચ્છા પુછું છું."

"શાની ?" જેમ તેમ કરતાં ગૌરીએ કહ્યું.

"અત્યાર સુધી તારા લગ્નની વાત તારી ઇચ્છા પ્રમાણે નક્કી કરી હતી." આંગળીઓથી મુદ્રા કરી પ્રવચન કરતા હોય તેમ શકટાલે કહ્યું; "હે ગૌરી ! આજે બીજી વાત ઉઠી છે."

"શી ?" વધારે નીચું જોઈ ગૌરીએ પુછ્યું.

"તું સેનાજિતને પરણવા ઇચ્છે છે કે કુટિલ ઋષિના પૌત્ર અને શકટાલના શિષ્ય આચાર્ય વિષ્ણુગુપ્તને ?"

"ગૌરી ! આચાર્ય દેવ સ્પષ્ટ કહેતા નથી." ચાણક્યે શાંતિથી કહ્યું; "સેનાજિત કાલે પરણવા તૈયાર છે. એને પરણશે તો તને પ્રાસાદે વસાવશે, અલંકારે શણગારશે, ને રાજ્ય વૈભવથી રીઝવશે. મારી જોડે પરણવાની તિથિ હજુ વિધિએ નક્કી કરી નથી; કારણકે ધર્મથી પર કૈં નથી એવું પ્રતિપાદન થશે ત્યારે કૌટિલ્ય તારું પાણિગ્રહણ કરશે. અને હે શાકટાલી ! ત્યારે પણ જે ત્રિપુરારિએ પર્વતકન્યાને આપ્યું તેટલુંજ તને મળશે. શિલાતલની શૈય્યા, ભિક્ષાપાત્ર, મૃગચર્મ ને વિભૂતિ."

ગૌરી બોલી નહીં. તે શું બોલે ? આટલી ઝડપથી નિશ્ચય કેમ થાય ? બીચારો આશાવાન, કોડભર્યો સેનાજિત કેમ છોડાય—અને આ પ્રતાપી આકર્ષક શ્રોત્રિય કેમ જતો કરાય ? ને સેનાજિતનો પ્રેમ ? ને તેને પરણવાની ઉત્કંઠા ? આટલી છોકરી આ બે મહારથીઓને શો જવાબ આપી શકે ?

"ગૌરી !" શકટાલ બોલ્યા. અને તેના અવાજમાં અવર્ણનીય હેત હતું. "મેં તને વચન-થી સેનાજિતને દીધી ત્યારે મેં સંકલ્પ કર્યો હતો કે જે પળે તે તને પરણે તે પળે કાં તો મારે પારલિ-પુત્ર ત્યાગવું કે દેહ ત્યાગવો. બાહ્લિકના પુત્ર સર્વ-સત્તાધીશ શકટાલને ભૂતળ ત્યારે ભારે મારવાની જરૂર રહે નહીં, કારણ કે મારી વિદ્યા, વૈભવ ને સત્તાના અવશેષમાં માત્ર તું જ છે. તે પારકી થવાની. પણ આજે આ મારો શિષ્ય આવ્યો. મને—જીવતા મરેલાને—તેણે સજીવન કર્યો. પ્રેત સમાન જીવ્યા કરતાં, જીવન્ત સમાન મરવું સારું. બાહ્લિકાચાર્ય ને શકટાલની વિદ્યા ને શક્તિ મારા પુત્રથી વધારે આ શિષ્યમાં પ્રગટ્યાં છે. મારું સ્થાન એની પાસે છે." ડોસાના ગળા-માં ખખરી આવી; "તારું સ્થાન ક્યાં ?"

ગૌરીના ગળામાંથી અવાજ પણ ન નીકળી શક્યો. તેના ભિન્નભાવી પિતાની જીભમાંથી આજ શબ્દજ્વાલાઓ નીકળતી હતી. "તારું સ્થાન ક્યાં ? તારે જોઈએ તો સેનાજિતને વર—મને ના નથી. હું અંધ છું—વગર જોએ આશીર્વાદ આપીશ."

"પિતાજી ! હું શું કહું ?" ગૌરી એટલુંજ બોલી શકી. પલવાર તે મૃગચર્મની પથારી પર બેઠેલા યુવાન શંકર સમા વિષ્ણુગુપ્તને જોઇ રહી.

"તારેજ નક્કી કરવાનું છે. જો તું સેનાજિતને નહીં વરે તો જ્યાં હું ત્યાં તું–અને જ્યાં આ વિષ્ણુ ત્યાં હું. અને જો નંદને હાથે ગએલી પૃથ્વી પાછી મળે તો–તો ભૂધર મહાવરાહની ગૃહલક્ષ્મી થઇશ—"

તટસ્થ રીતે, પદ્માસન વાળ્યું હોય એમ ટટાર વિષ્ણુગુપ્ત બેઠા હતા.

"તમારી શી ઇચ્છા છે ?"

"તારી ઇચ્છા તેજ મારી ઇચ્છા."

"મને કૈં સમજાતું નથી. કાલ સુધી કૈં નહોતું ને આજે બધું કેમ બદલાઇ ગયું ? હું શુ કરું ? ક્યાં જાઉં ? કોને પુછું ?" ગૌરીએ ગુંચવાડામાં પુછ્યું; "પિતાજી ! તમે રસ્તો નહીં બતાવો તો કોણ બતાવશે ?" શકટાલે માથું હલાવ્યું. ગૌરીએ નીસાસો નાખ્યો. "આચાર્ય !" તે વિષ્ણુગુપ્ત તરફ ફરી; "તમે પણ કેમ કૈં કહેતા નથી ?"

"હું શું કહું ?" શાંતિથી વિષ્ણુગુપ્તે કહ્યું. "જો મદન પ્રેરતો હોય, જો રાજ્યલક્ષ્મીની લાલચ હોય, જો વિલાસ વૈભવનું આકર્ષણ હોય, જો દીર્ઘેલો કોલ ડંખતો હોય તો શાકટાલી ! તું સેનાજિતને વર. એથી બીજું રુડું નથી."

ગૌરી અનિમિષ નેત્રે જોઇ રહી. ચાણક્યની આંખોમાં દિવ્ય તેજ આવ્યું. તેના શાંત અવાજમાં વેદવાક્યની ગર્જના સંભળાઇ.

"પણ જો મહર્ષિનાં પાદ સેવતી ઋષિપત્નીની સ્પર્ધા કરવાની ઉત્કંઠા હોય તો ગૌરી ! બ્રહ્મચર્યાશ્રમે પહેલાં હતી તેવી તું મારી સહબ્રહ્મચારિણી થઇ રહે. ગ્રહસ્થાશ્રમે તું મારી સહધર્મચારિણી થશે. આચાર્ય દેવને મેં કૈં આપ્યું નથી. આ મારું વ્રત એજ મારી ગુરુદક્ષિણા!"

ગૌરીની આંખો ઠરી ગઇ. વિષ્ણુગુપ્તના શબ્દોની ભયંકર ગર્જના સંભળાયા કરી. તેની અંધારી થતી આંખે પહેલાંનો બ્રહ્મચારી વિષ્ણુ પિનાકપાણિથી વધારે પ્રભાવશાળી દેખાયો. તેના પિતા–તેનો વિષ્ણુ અત્યારે એક હતા. પોતે તેમની કે દૂર દેખાતા સેનાજિતની ? લગ્નના કોડ, વૈભવની આકાંક્ષા તેનું હૃદય ભેદી રહ્યાં. ધર્મનો વિજય, તપની સિદ્ધિ જીવલેણ ખેંચાણ કરી રહ્યાં. આંખે અંધારાં આવ્યાં; કાને કૈં સંભળાયું નહીં. તેના ધુંટણ વળ્યા–તે પડી. નિશ્ચેતનતાના તિમિરમાંથી શાંત અવાજ આવ્યો: "આચાર્ય દેવ ! જ્યાં ધર્મ ત્યાં જય."

---

## પ્રકરણ ૧૬ મું

### જેમાં નરેંદ્ર દેવ ઉંઘમાંથી ઉઠે છે

નરેંદ્ર દેવને ઉંઘમાંથી ઉઠવાનો સમય થયો હતો.

થોડીક નાલિકા થયાં સૂર્યનાં કિરણો મોહનગૃહના રત્નજડિત સ્તંભોમાં હજારો સૂર્યનાં પ્રતિબિંબ પાડી રહ્યાં હતાં.

આ પ્રતિબિંબિત રવિઓના ચમકારામાં રાક્ષસી યાવનીઓ, રીવાજ મુજબ, મોહનગૃહની આસપાસ હાથ જોડી ઉભી હતી.

મોહનગૃહના ઓટલા પર હાથમાં નાગી તલવાર લઇ આઠ ભયંકર દ્વારપાળો પથ્થરની મૂર્તિઓ સમા નિશ્ચલ બની ઉભા હતા.

અંદરના ખંડમાં ચાર ખુંધા વામનો દ્વારની

રક્ષા કરતા હતા. તેમનાં રંગ ને રૂપ કોઇ ભયંકર સ્વપ્નમાં ઘડાયાં હોય એમ લાગતું હતું. મોટી કાળી આંખો ફાડી તે જોઇ રહ્યા હતા.

આ ખંડ મોટો હતો, તેનાં ભીંતો ને સ્તંભો રૂપે મઢ્યાં હતાં; અને તેમાં લાલ ને લીલમના આકારો કોતર્યા હતા. બે ચાંદીના સિંહો અંદરના બારણા આગળ ઉભા હતા.

બાજુ પર એક રૂપાનો કોતર કામે શોભતો બાજઠ હતો. તેના પર વક્રનાસ અને રાક્ષસ બેઠા હતા. રાક્ષસના મુખ પર અધીરાઇ હતી. અમાત્ય વક્રનાસનું હંમેશનું દ્વેષભર્યું, દુષ્ટતાદર્શક મુખ અત્યારે તેવું ને તેવુંજ હતું–માત્ર વૃદ્ધાવસ્થાને લીધે હાલતું ત્યારે પોતાની વિશિષ્ટતા ચોમેર પ્રસારતું હોય એવું લાગતું હતું.

ત્યાંથી અંદર જતા સુવર્ણ ખંડમાં સેનાજિત એને રોજને સ્થાને હાજર ઉભો હતો. પાસે કંચુકી નરેંદ્રદેવને ઉઠવાની વાટ જોતો, અવાર નવાર અંદરના ખંડમાં નજર નાખ્યા કરતો હતો. બે કદરૂપી, વૃદ્ધ અને સ્નાયુઆળી યાવનીઓ ધનુષ્ય ગ્રહી અંદરના બારણાનું રક્ષણ કરતી હતી.

આ ખંડની ચાર સુવર્ણમય ભીંતો ચૈત્યના આકારમાં બાંધવામાં આવી હતી લીલમ વડે તે આકારોને અલંકૃત કર્યા હતા. આ ખંડની વચ્ચે વરણી હતી તેમાંથી હવા અને અજવાળું આવતાં. વરણીની ઉપર ચાર યાવનીઓ ચોકી કરતી હતી.

એની અંદર શયનખંડ હતો. સુવાસભર્યા ચંદન કાષ્ટની ભીંતો અને સ્તંભો પર સુવર્ણનાં કોતરકામ ચમકતાં. ચાર તરફ ચાર દેવની સુઘડની મૂર્તિઓ ભીંતમાંજ જડવામાં આવી હતી. ચારે દિશાઓથી ભીંતમાં રાખેલા વાદાનીઆમાંથી પવન આવતો.

બારણા આગળ ઉમરાની ઓથમાં એક કુબ્જા ઉંઘતી હતી. તેને ઓળંગીને અંદર જનારને યાવનીઓ તરત વીંધી નાખતી, કારણ કે કોઇ પણ તેની રજા વિના શયનખંડમાં જઇ શકતું નહોતું.

આ સુરક્ષિત શયનખંડમાં આર્યાવર્તનો ચક્રવર્તી, ઇંદ્રના વૈભવની વિડંબના કરતો હિરણ્યગુપ્ત નંદ નરેંદ્ર એકલો ચંદનના ખાટલા પર સુતો હતો.

ખંડમાં જરા ઉજાશ થવા લાગ્યો. ખાટલા પર નરેંદ્રદેવ સળવળ્યા. કુબ્જા પથારીમાં બેઠી થઇ ગઇ.

નંદે આળસ મરડ્યું ને બુમ મારી: "કુબ્જા!"

"જય નરેંદ્ર!" કહી કુબ્જા દોડતી આવી. સાઠેક વર્ષની કદરૂપી, સશક્ત, સ્ત્રીજગતના કલંકરૂપ આ રાક્ષસી શીવાય બીજા કોઇને નિશ્ચેતન અવસ્થામાં નંદ પોતાનો પ્રાણ ધીરી શકતા નહોતા.

બહાર ઉભેલી બે યાવનીઓ અંદર આવી હાથ જોડી ઉભી રહી.

નરેંદ્રદેવ આજે અકળાએલા ઉઠ્યા હતા. "રાક્ષસ આવ્યો છે?

"હા" યાવનીએ કહ્યું.

"ને વક્રનાસ?"

"હા."

"બોલાવ" કહી નરેંદ્રદેવ છલંગ ભરી બહારના સુવર્ણ ખંડમાં ગયા.

સેનાજિત અને કંચુકીએ સાષ્ટાંગ દંડવત્ કર્યા.

"સેનાજિત!" નરેંદ્રદેવ બોલ્યા "વક્રનાસ ક્યાં છે? રાક્ષસ ક્યાં છે?"

"બોલાવું" કહી સેનાજિત બહાર ગયો.

"કૃપાનાથ" કહી કંચુકીએ સુવર્ણના કલશ પર મુકેલું દાતણ ધર્યું.

તેના તરફ નજર નાખ્યા વિના નરેંદ્રે તે લીધું અને મોંમાં નાખ્યું. તેણે એક હાથે વાળ ઉંચા કર્યા, અકળાયલા મુખમાં ચવાઇ રહેલું

દાતણુ, વીખરેલા વાળ, જરાક લાલ બનેલી આંખો આ બધાં નરેંદ્રને અત્યારે ગૌરવાન્વિત કરતાં ન હતાં...

વક્રનાસ ને રાક્ષસ આવ્યા. સાક્ષમે સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. વક્રનાસનાં આઠ અંગ કાબુમાં ન હોવાથી તેને માત્ર નમસ્કારથીજ ચલાવી લેવાનો અધિકાર હતો. તે અધિકારનો તેણે ઉપયોગ કર્યો.

" કંચુકી ! બહાર જા. " દાતણ ચાવતાં નરેંદ્રે કહ્યું; " રાક્ષસ ! કાલે જઇ આવ્યો ? શું થયું ?" કંચુકી અને સેનાજિત બહાર ચાલી ગયા.

" દેવ ! વિષ્ણુગુપ્તે આવવા ના પાડી."

" કેમ ? " ભવાં ચઢાવી નરેંદ્રે પુછ્યું.

' એણે કહ્યું કે જે ઘરમાં વિદ્યાઓનો વાસ નહીં ત્યાં હું કેમ આવીને રહું ? "

" એમ ! " નરેંદ્રે કહ્યું; " પછી ? "

" નહીં આવ્યા બીજું શું ? "

" બ્રાહ્મણુ ચીબાવલો છે " વક્રનાસે કહ્યું.

" ગુરુવર્ય ! એમ નથી."

" કેમ ? "

" એ વિદ્વાન છે, પ્રભાવશીલ છે, ને નિર્ભય છે."

" તું એના પર પ્રસન્ન થઇ ગયો હોય એમ લાગે છે " નરેંદ્રે કહ્યુ.

" દેવ ! હું તમારો દાસ ન હોત તો તેની પૂજા કરત." રાક્ષસે હીંમતથી કહ્યું; " આવા શ્રોતિયો રોજ જડતા નથી."

" પણુ દાસ છે એટલે ? " વક્રનાસે કડવું મો કરી પુછ્યું.

" એટલે હું એને જડમૂલથી ઉખેડી નાખીશ મને શું કહ્યું તે ખબર છે ? મને કહે કે 'મંત્રીવર્ય ! તમે અને હું સાથે સાથે ધર્મરાજ્યનો ભાર ક્યારે વહીશું ?' મેં કહ્યું: 'આચાર્ય ! આજે–તમારી ઇચ્છા હોય તો. નરેંદ્રદેવ તમને આજે મંત્રીપદ આપે."

" પછી ? " નરેંદ્રે ચુકતાં પુછ્યું.

" મંત્રીવર્ય ! તેણે ભયંકર શાંતિથી કહ્યું; 'ધર્મરાજ્ય માટે ધર્મરાજ ઇંદ્ર અને ગુરુ બૃહસ્પતિ બને જોઇએ. "

" બંને છે " દુષ્ટતાથી ભયંકર રીતે હસતાં વક્રનાસે કહ્યુ.

" વક્રનાસ ! હવે શું કરીશું ? " નરેંદ્રે ગુંચવાઇને પુછ્યું.

"એ છોકરો એમ નહીં વશ થાય. કાલે એને ત્યાં શેષ, ક્ષપણક, અગ્નિહોત્રી, ભાનુ અને થોડા ઘણા બીજા ગયા હતા. સેનાજિત ગયો હતો. રાતના સુકેતુ અને કોઇ સ્ત્રી પણ ગઇ હતી." વક્રનાસે પોતાની સર્વજ્ઞતા દર્શાવી.

" હં ! " નરેંદ્રે કહ્યું; " પછી ? " તેના અવાજમાં ચિંતા હતી.

" બેજ રસ્તા છે. " દીર્ઘદર્શી મંત્રીએ જવાબ વાળ્યો.

" શા ? "

" કાં તો એ મરી જાય, કે કાં તો એ અહીંઆંથી ચાલી જાય " ઘણીજ શાંત રીતે વક્રનાસે કહ્યું.

નરેંદ્ર પ્રશંસામુગ્ધ બની જોઇ રહ્યા. " રાક્ષસ ! એને મારી નંખાવ."

" ના." તિરસ્કારથી હસીને વક્રનાસે કહ્યું. " રાક્ષસનું એ કામ નહીં; અને ચણુક ઋષિનો પુત્ર, શેષ અને આભિનો મિત્ર, અને ક્ષપણકનો પૂજ્ય, તેને એમ કેમ મરાય ?

" ત્યારે ? " દાતણુ જોરથી મચડતાં નરેંદ્રે પુછ્યું.

" સેનાજિતની ગૌરી સીવાય શકટાલને ત્યાં બીજું કોઇ રાંધે છે ?" નિર્દોષતાથી વક્રનાસે પુછ્યું. નરેંદ્ર સમજ્યા ને હસ્યા.

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૨૯૭]



ચિત્રકાર ] પોતાના શણગાર તરફ ગર્વમાં સુમોહા જોઇ રહી [ રા. ગોરક્ષક




લેખક :
દા. રમણિકલાલ જયચંદભાઇ દલાલ

---

આંતે મને આમરે વળાવવાનું નક્કી થયું. મને અગાઉનું વર્ષ એકું છતાં એ હીંદુ રીવાજની વિરુદ્ધ મેં ઘર બહાર હજી પગ પણ મુકયો નહોતો. અમારી જ્ઞાતિના તડાકાનો તો પાર નહોતો. પરંતુ મારા પિતાજી શ્રીમંત હતા. મારા સસરા ગરીબ હતા મારા લગ્ન વખતે હું તો છેક બાલક હતી. લગ્નાવધિ પત્યા બાદ અમારી જ્ઞાતિના રીવાજ મુજબ મારા સસરાએ મને તેડવા માણસો મોકલ્યા. પરંતુ મારા પિતાજીને મારાથી અળગા થવાનું ગમ્યુ નહીં.

"મારા જમાઇને પ્રથમ કમાતા શીખવા દો" તેમણે જવાબ વાળ્યો. "અત્યારના સંજોગોમાં એ પોતાની પત્નીને શી રીતે પાલવી શકે ?"

મારા પતિને આ સંદેશ પહોંચ્યો ત્યારે તેમને ઘણું લાગી આવ્યું. એમને ખોટું પણ લગ્યું એમની ઉંમર માત્ર વીસજ વર્ષની હતી. અમારા બન્નેના નિર્વાહ પુરતું કમાતા થઇ જવાના એમણે સોગંદ લીધા. તે દૂર દેશાવર ઉપડી ગયા. હજી રેલ્વેની સગવડ જોઇએ તેટલી નહોતી. પ્રવાસ કપરો અને ભયથી ભરપુર હતો. છતાંએ અનેક અગવડો વેઠી તે મુંબાઇ પહોંચ્યા. એમને કોઇની સહાય નહોતી. લક્ષ્મીની તો પ્રથમથીજ અવકૃપા હતી. પરંતુ એમનામાં એક યુવાનનો આવતા સંકટ સામે ઝુઝવાનો સ્પષ્ટ નિશ્ચય હતો. એ દઢતા આગળ તમામ વિઘ્નો નિર્મૂલ થવાજ સરજાયલાં હતાં. થોડાજ દિવસોમા અમે સાંભળ્યુ કે એ કમાતા થયા હતા. વળી પોતાને ઘેર અવારનવાર થોડા પૈસા પણ મોકલવા લાગ્યા હતા. પરંતુ સાત આઠ વર્ષ સુધી તે ન તો ઘેર પાછા ફર્યા કે ન મારી ભાળ કાઢી. પરંતુ હમણાં થોડા દિવસ થયાંજ તે પહેલીજ વાર ઘેર પાછા ફર્યા હતા. વ્યાપારમાં તેઓ ઘણાજ પૈસા કમાયા હતા એવી ગપ ઉડી હતી.

મારા સસરાએ મારા પિતાજીને લખ્યું કે "ઇંદુ આપના આશીર્વાદથી પાછો ફર્યો છે. આપના પ્રતાપથી હવે પોતાની પત્નીને પાલવવા સમર્થ થયો છે." સાથે મને તેડવા માણસો પણ મોકલ્યાં હતાં. મારા પિતાજી મને મોકલશે

કે નહીં તે પુછાવ્યું હતું. હજીએ મને મોકલવાની મારા પિતાજીની ઇચ્છા ન હોય તો ઉત્તર વાળવા વીનંતી કરી હતી જેથી તેઓ મારા પતિ માટે બીજે કોઇ રથસે જોગવાઇ કરી શકે.

તાજાજ શ્રીમંત થએલા એ લોકોની આવી રીતભાતથી મારા પિતાજી હસ્યા. એમનું છીછરાપણું એ સમજી ગયા. મને લઇ જવા એક પાલખી મોકલવામાં આવી હતી. એને છેડે જરીનાં ભરત ભર્યાં હતાં. ઉપર રુપેરી ચંદરવો હતો. એના સળીયાને છેડે સુવર્ણમયૂરો નૃત્ય કરી રહેલા જણાતા. એની સાથે દાસી આવી હતી તેને પણ રેશમી લુગડાં પહેરાવેલાં હતાં. ગળામાં પણ સુવર્ણનો કંઠો ચમકતો. ચાર પઠાણી ભોઇઓ એને ઉપાડતા.

મારા પિતા હરરાય કુલિન કુલના હતા. તે તો આ સર્વ દમામથી અંજાયા વિના માત્ર આછુ સ્મિત કરી બોલ્યાઃ " બેટા ઇંદીરા ! હવે હું તને અત્રે વધારે રાખી શકીશ નહીં. હવે તારે સાસરે જવુંજ જોઇએ. પરંતુ તારા વૃદ્ધ પિતાને મળવા અવારનવાર આવતી રહેજે. આ બધા દેખીતા વૈભવથી ગુમાની ના બની જઇશ. દાંત દેખાડવાનાએ જુદા ને ચાવવાનાએ જુદા "

એ પ્રમાણે હું મારા ભાવિ જીવનના ચીલે ચઢી. મારા સસરાનું મૂલ વતન વડોદરા હતું. અમારું ઘર અમદાવાદમાં હતુ. અમારે પગ રસ્તે ચાળીસ પચાસ માઇલની મુસાફરી કરવાની હતી. હું વહેલી ઉઠી. જેવું તેવું ખાઇ લીધું. ગમે તેટલા વહેલા નીકળીએ તોએ માર્ગમાં રાતવાસો વેઠ્યા વિના છુટકોજ નહોતો. અર્ધે રસ્તે વાત્રકનાં વાંધાં આવતાં. એકાદ માઇલ ઝાડીમાંથીજ અમારો માર્ગ જતો. આજુબાજુ જંગલી ઝાડોનાં એવાં તો જુથ જામ્યાં હતાં ને નદીની ધરાની ભયંકરતા પણ એવી હતી કે એ ભાગ લગભગ નિર્જન થઇ ગયો હતો. થોડે દૂર એક ધર્મશાળાનું ખંડીએર હતું. કોઇ કોઇ મુસાફરો ત્યાં વિરામ લેવા થોભતા. એથી થોડે દૂર નડીઆદનાં નીશાન ગગડતાં.

લોકો આ માર્ગે જતાં ઘણુજ ડરતા. ચરોતરનો બહારવટીઆનો ત્રાસ જગજાહેર હતો. મોટા મોટા સંઘોમાંજ લોકો પ્રવાસ કરતા. વાત્રકનાં વાંધાં લુટારુનાં આશ્રયસ્થાનજ ગણાતાં. ધર્મશાળાનો રખેવાળ પણ બહારવટીઆથી મળેલો કહેવાતો. પરંતુ મને તો કોઇનોએ ભય નહોતો. મારી સાથે તો કેટલાએ માણસો હતા. સોળ પરિજનો, ચાર પઠાણી ભોઇઓ, ને અન્ય કેટલાંક. બે હથીયારબંધ ઘોડેસ્વાર પણ હતા. અમે એ સ્થાને પહોંચ્યા ત્યારે બપોર ચઢી ગયા હતા. ભોઇઓ વગેરે પડાવ નાખવા બબડવા લાગ્યા. નાસ્તાપાણી કર્યા સીવાય તેમના પગ ચાલે તેમ નહોતા. પેલા ઘોડેસ્વારોએ એ સ્થાનની અફવાઓ વર્ણવી આનાકાની કરી. પરંતુ અન્ય સર્વે આડા થયા. " આટલા બધા છીએ ને શું થવાનુ છે ? શી બીક છે ? બધાંએ ભુખ્યાં થયાં છીએ. થાક પણ લાગ્યો છે. " અંતે પડાવ નાખવાનો નિર્ણય થયો.

મારી પાલખી નદીકીનારે ઉતારવામાં આવી. પાસે એક વડના ઝાડે જાણે મારા માટેજ શીતલ છાયા પ્રસારી હતી. થોડાજ સમયમાં મને એમની વાતચીતના અવાજે લાગ્યું કે મારા સાથીઓ થોડે દૂર ગયા હતા. પાલખીનો પડદો દૂર કરી સરિતા જલ પર નજર નાખવા મેં હીંમત કરી. સોએક ફુટને અંતરે મારા ભોઇઓ ખાવાનું ખાઇ રહ્યા હતા. મારી સામે નદીનાં શ્યામળાં તરંગો ઉછળી રહ્યો હતાં. સામી બાજુ ટેકરીઓનો આભાસ દેતો કીનારો ઝઝુમી રહ્યો હતો. તે પર વિશાલ વનવૃક્ષો ખીચોખીચ ઉગી નીકળ્યાં હતાં. દૂર દૂર ચરતી ગાયો કે અન્ય જનાવરોનો અણુસારો આછેરો સંભળાતો.

જલમા જલચરો ક્રીડા કરી રહ્યા હતાં પવનની મંદ મંદ લહરીઓ પાણીના તરંગો ઉછાળી સૂર્યના કિરણથી ઝળકાવતી. એની ઉપર કોઇ સ્થળે ઉગેલી વનસ્પતિ ડોલી રહેતી. પેલા હથીયારબંધ થોડે દૂર પાણીમા નહાવા પડયા હતા એમની ક્રીડાથી ઉડતાં જલશીકરો



સામેજ એક ઉંચો કાળો મેશ આદમી ઉભો હતો

મધ્યાહ્નના સૂર્યનાં કિરણોમા હીરાકણીશા ચમકતા ' મારા પાલખી ઉઠાવનાર ભોઇઓ સીવાય સવ પરિજનો નદીમા પડયા હતા મારી માત્ર બે અસહાય અબળાઓજ હતી, એક મારા સસરાએ મોકલેલી દાસી ને બીજી મારી દાસી મને આથી જરા ઉચાટ થવા લાગ્યો. મારી દાસી સીવાય મારી પાસે કોઇ નહતુ. એ સ્થાન માટે અનેક ગપાટા ઉડતા મારામા ભયસચાર પણ થયો પણ હુ શુ કરુ ? મારા માણસોને પણ પાસે બોલાવવા મારી જીભ ન ઉપડી.

એજ ક્ષણે મારી પાલખીની બીજી બાજુએ મે અવાજ સાભળ્યો કોઇ વૃક્ષ પરથી ભારે વજન પડયુ હોય એમ લાગ્યુ. મેં એ બાજુનો પર્દો ઉઘાડી બહાર ડોકીઉ કર્યું. મારી સામેજ એક ઉંચો કાળો મેશ આદમી ઉભો હતો મે ભયભરી નજર નાખી ન નાખી ત્યા તો મારી ઉપર આવેલી ડાળીઓમાથી એક પછી એક આદમીઓ કુદી પડ્યાં. એમાંના ચાર જણ મારી પાલખી ઉપાડીને દોડવા લાગ્યા.

એ જોઇ મારા પહાણી રક્ષકો બુમ પાડી

ઉઠયા: " કોણ છે ? " બુમ પાડતાજ તેઓ બહાર નીકળ્યા ને પાછળ દોડયા. ત્યારેજ મને સમજાયું કે હું બહારવટીઆના હાથમાં પડી હતી. મહિલાની મૃદુતા આવે સમયે કેમ પાલવે? મેં મારી પાલખીનો બીજો પર્દો ઉઘાડી નાખ્યો. મેં મારા માણસોને મને લઇ જનારની પાછળ બુમાબુમ કરતા દોડતા જોયા. એથી મને મારા છુટકારાની જરા આશા આવી. પરંતુ તરતજ એ આશા નિરાશામાં પલટાઇ ગઇ; કારણ કે જેમ જેમ આગળ વધ્યા તેમ તેમ વૃક્ષની ડાળીઓ પરથી લુંટારુઓ કુદી પડતા ગયા. નદીની બાજુમાં ઝાડી પણ ગાઢી હતી. મને પડું ? " પરંતુ મને ઉંચકનાર એટલા જોરથી દોડતા કે કુદી પડવું જોખમ ભરેલું હતુ. વળી એક બહારવટીઆએ મારા સામે ડાંગ ઉપાડી દમ દીધો. " જો બહાર કુદવા પ્રયત્ન કર્યો તો માથુંજ ભાંગી નાખીશ. " હું તો મારે સ્થાનેજ ઠરી ગઇ.

મારા માણસોમાંનો એક મારી પાલખી સમીપ આવી શકયો. અને પાલખીનો હાથો પકડયો. પરંતુ એક ક્ષણમાંજ એક લુંટારુની ડાંગ તેના માથા પર ઉતરી આવી. બીજીજ પળે તે બેભાન થઇ જમીન પર ઢળી પડયો. એને ફરી ઉઠતો મેં જોયોજ નહીં. કદાચ એ ઉઠયો થવાજ નહીં પામ્યો હોય.



ભજર્યાં પીરસતાં પીરસતાં પણ મેં એમના તરફ બીજી નજર નાખી લીધી

આ જોઇ બીજાઓ પુંઠ પકડતા અટકી ગયા. મને ઉંચકી જનાર હવે નીરાંતે ભાગી શકયા. મોડી રાત પછી પણ એમણે દોડવાનું જારી રાખ્યું. અંતે એમણે પાલખી નીચે ઉતારી. મેં આજુ બાજુ જોયું તો ચોતરફ ફરતુ ગાઢ અરણ્ય હતું. ઘોર અંધકાર પ્રસરી રહ્યો હતો. એક લુંટારુએ મશાલ સળગાવી. મારી નાખવાનો ભય બતાવી મને તમામ ચીજ ઉતારી આપવા કહ્યું. મેં મારાં બધાંએ ઘરેણાં ઉતારી આપ્યાં. મેં પહેરેલો સુંદર પોષાક પણ ચીંથરેહાલ કપડાં બદલી ઉતારી આપવાં પડયાં. મારી સાથેનું કામ પતી ગયુ એટલે તેમણે મારી પાલખીના કકડે કકડા કરી નાખ્યા. રુપાનું

ઉંચકનારાઓએ એ ટી વચમાં માર્ગ કાપવા માંડયો. જેમ જેમ આગળ વધતા ગયા તેમ તેમ તેમના બળમાં વધારોજ થતો ગયો. નવામાંના કેટલાકના હાથમાં કડીઆળી ડાંગો પણ હતી. કેટલાક તો ઝાડની ડાળીઓ ભાગી દંડુકા બનાવી લાવ્યા હતા.

મોટું ગજબ ટોળું જોઇ મારા માણસો પાછા પડવા લાગ્યા. નિરાશામાં મેં મારા મન સાથે વિચાર્યુ; " મારી પાલખીમાંથી કુદી

નકસીકામ પણ બધું ઉતારી લીધું. પછી દેવતા પાડી એનાં લાકડાં સળગાવી મુકયાં. એમના એ કૃત્યનું નામનીશાન પણ રહેવા પામ્યું નહીં. પછી તેઓએ જવાની તૈયારી કરી. મનુષ્ય સહાયથી દૂરદૂર જંગલના અંધકારમાં જંગલી જનાવરોની દયા પર તેઓ મને છોડી જવા ધારતા હતા.



મારા પતિના પલંગની બાજુ પર બેઠી બેઠી હું મનમાં બબડી: "કાં તો મારો સ્વીકાર કરશો યે પુનિત આર્ય વિધવા પેઠે હું મારા પ્રાણ પાડીશ."

ત્રાસથી હું બુમ પાડી ઉઠી. "તમારે પાય લાગુ છું. મને તમારી સાથે લઇ જાઓ." હું એવી ખરાબ દશામાં આવી પડી હતી કે એવા દુષ્ટ મનુષ્યોની પણ સાથે ગયા વિના છુટકો નહતો.

એમાંના એક વૃદ્ધ પુરુષે મને માયાળુ શબ્દોમાં કહ્યું: "બહેન! તારા જેવી સુંદર યુવતીને લઇ જઇ અમે શું કરીએ? અમારું આ કાર્ય જોતજોતામાં પવનવેગે ચારે દિશામાં જાહેર થઇ જશે. એવામાં તને અમારી સાથે રાખીએ તો જરૂર સપડાઇ જઇએ."

વચમાંજ એક યુવાન બોલી ઉઠયો: "આવી



તે આવ્યા કે તુરત બોલ્યા : 'મારી તમામ મીલકત તારે નામે ચઢાવી દીધી છે. તેનો આ દસ્તાવેજ છે

મોહક મહિલા માટે હું જેલમા જવાએ તૈયાર છું. એને અહીં રહેવા દેવાની આપણી તો જરાએ ઇચ્છા નથી." એ સીવાય એણે તો ઘણું એ કહ્યુ એ અહી કહેતાં હું તો લજવાઇ મરું છું. મારાથી એવુ લખાય પણ કેમ ? પેલો વૃદ્ધ પુરુષ ટોળીનો નાયક હોય તેમ જણાયું. તે દંડો ઉગામી બોલ્યોઃ "ચુપ, મુર્ખા ! ફરી બોલ્યો તો માથુ જ ભાગી નાખીશ. એ કામ આપણને ન પાલવે." એમ કહી તે પોતાના સાથીદારો સાથે અદ્દશ્ય થઇ ગયો. એમની વાતચીત સંભળાઇ ત્યાં સુધી હું ભાનમાં રહી. બધુ એ શાત પડતાંજ હું ઉંડી મૂર્છા ખાઇ ઢળી પડી.

૨

મને લાગે છે કે હું ઉંઘી ગઇ હોઇશ: કારણ કે જ્યારે હું જાગી ત્યારે પખીઓ કીલકીલાટ કરી રહ્યાં હતા. વનવૃક્ષનાં ગાઢાં પલ્લવોમાંથી આછેરો અરુણ પ્રકાશ આવતો. હું ઉભી થઇ, કોઇ ગામડું શોધી કાઢવા મથવા લાગી. થોડીક વારે હું એક નાનકડા ગામ આગળ આવી ચઢી. મને જે જે મનુષ્યો મળ્યા તેમને મેં મારા પિતાના યા સસરાના ગામની વાટ પુછી. પરંતુ એ નામ સાભળ્યાંજ ન હોય તેમ મારા સામું આભા બની જોઇ રહેતા થોડીજ

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૨૭૫]



# : જલચરની જોડીને :



લેખકઃ
રા. લલિત
સભ્ય, સાહિત્ય સંસદ.

---

સુખી સોહાય જલચરની જોડી!

નીરવનીર ભર્યું ડોલે, ને-
હસતું નભ જ્યાં હેરે-
જંગલનું મંગલ સુરસસક,
ગુંજે ત્યાં એ લ્હેરે !

જલની દેવી ગાન કરે, ને-
નભની દેવી ઝીલે:
વનદેવી દે તાલ, અને એ-
વહાલ કરે સુખ વીલે !

દૂર દૂર નિર્ભય એકાંતે,
એકલડાં એ મ્હાલે:
રસપ્રભુતામાં લલિત લાડીલાં--
પ્રભુ પરસ્પર ભાળે !

# જન્મભૂમિની જાત્રાએ

લેખક:
રા. કેશવપ્રસાદ દેસાઇ
સભ્ય, સાહિત્ય સંસદ

ચિત્રકાર:
રા. જગમોહન મિસ્ત્રી.

"તમારી ગામડાની રીતભાત હજીએ તમે ભુલતા નથી. કોઇ આવ્યું હોય તો શરમાઇ મરવા જેવું થાય છે. જુવોને દીવાનખાનામાં તમે અમથુ એક ગંજીફ્રાક પહેરીને બેઠા છો. આમ તે કૈં બેસાય ! હું ધારું છું કે હમણાંજ મીસીસ બેનરજી આવી પહોંચશે. તે વખતે તમે દોડતા ખમીસ પહેરવા જશો. અને પછી પાછા ઉઘાડે પગે અહીં આવશો. આ કૈં ઠીક કહેવાય !"

આ શબ્દો એક નાજુક રુપાળી અને દસ્સાદાર સ્રીના હતા. એમનું નામ મનોરમા હતું. અને મીસીસ મનોરમા પાઠક એ નામે ઉંચા બંગાળી સમાજમાં અને છેક ગવર્નર સાહેબના બંગલા સુધી તેઓ જાણીતાં થએલાં હતાં. તેમનું દીવાનખાનું ઘણીજ કારીગીરીથી શણગારેલું હતું. ફરનીચર ઉંચુ તેમજ સાદુ હતું. અને ગોઠવણી કલાપૂર્ણ અને સફાઇદાર હતી. એક ચેસ્ટર ફીલ્ડ ખુરશી ઉપર મીસીસ પાઠક બેઠેલાં હતાં. અને તેમની બાજુમાં એક નાની ખુરશી ઉપર તેમની સોળ વર્ષની દીકરી મીસ મૃણાલિની પાઠક બેઠેલી હતી, સમાજ સેવા સંઘના સ્રી વિભાગનાં, મીસીસ પાઠક, પ્રમુખ હતાં. અને સંકટ નિવારણ માટે થતા જલસાઓમાં મીસ પાઠક એક સુંદર સીતાર બજાવનાર તરીકે જાણીતાં હતાં. દીકરી જાણે નરી તેની માતુશ્રીની નાની આવૃત્તિ જેવીજ દેખાતી હતી.

પુરુષોત્તમ પાઠક એક આરામ ખુરશી ઉપર લાંબા પગે પડેલા હતા. પંચીઉં અને ગંજીફ્રાક પહેરીને તેઓ કૈં સરવૈયાં વાંચતા હોય, એમ લાગતું હતું. શેઠાણીનું બોલવું સાંભળી તેઓ એકદમ ચમકયા હોય તેમ ઉઠયા. અને જલદીથી એક રેશમી ખમીસ, ધોતીયું તથા મખમલના સ્લીપર પહેરીને પાછા આવ્યા.

"બોલો હવે તો હું તમારા દીવાનખાનામાં બેસીને, મીસીસ બેનરજી સાથે વાત કરવા જેવો બન્યો ને ?"

મનોરમાનું મુખ હસ્યું. તે બોલી : "હવે તમે કેવા સારા લાગો છો. પણ જુઓ મીસીસ બેનરજીના દેખતાં, ભુલમાં રકાબીમાં ચહા નાખીને પીવા ના માંડશો."

× × ×

અડાલજ ગામમાં વિશ્વનાથ ગોરનું નામ

જાણીતું હતું. તેમનું કુટુંબ ઘણું જુનું હતું. અને ગોરપદામાંથી આવક પણ સારી હતી. તેમનો દીકરો પશવો આખા ગામનો ઉતાર હતો. ધુળીયા નીશાળે થોડું ભણ્યો પણ સંસ્કૃત શીખવામાં તેનું દીલ લાગે નહીં. ગાયત્રી પણ એને મોઢે ચઢતી ન્હોતી. મહીમનના પાઠ તો પછી આવડેજ કયાંથી? પણ બીજી રીતે બહુ ચબરાક હતો. આસપાસના ગામડામાં બધે ફરી વળ્યો હતો. કોના ખેતરમાં શું પાકયું છે તેની નોંધ બહુ સારી રાખતો. ઉંવારસદનો તો એને રોજ એક ફેરો હોયજ. અવારનવાર અમદાવાદ પણ ઉપડી જાય. શહેરમાં દરેક અનાજના ભાવ શા છે તે એ કહે. અને ઘણીએવાર પોતાના ઘરમાંનું વધારાનું ધાન્ય છેક શહેરમાં સારે ભાવે વેચી આવે. ગોરાણી તો છેક નાનપણમાં મરી ગએલાં. પણ ગોરની એક વિધવા બેન ઘર ચલાવતી હતી. પશવો ફઈબાનો બહુ લાડકો હતો. વાસણ સંધાવવાં હોય તો તે બરાબર સંધાવી લાવે. ફઈબાની તડાક છીંકણી પહેલા નંબરની લાવી આપે. અને ફઈબાનું ઢાંકયું હોય તે ખાઈ પણ જાય. ગોર કહેતા હતા કે પશવો કોઈ વાણીઆને ઘેર જન્મ્યો હોત તો મોટો વેપારી થાત. પણ ગોરપદુ નહીં શીખે તો ભુખે મરી જશે.

એમના ગામના છગન શેઠ કલકત્તામાં વેપાર કરતા હતા. એકવાર કલકત્તેથી અડાલજ આવ્યા હતા. એટલે પશવાભાઈ પણ રોજ છગન શેઠને ઘેરજ રહેતા હતા. શેઠને આ છોકરો બહુ ચબરાક લાગ્યો. એ ઘોડાગાડીમાં સમજે. દીવાબત્તીમાં સમજે. અને બજારમાં બહુજ પાવરધો એટલે છગન શેઠને એ બહુજ કામ લાગતો હતો. એકવાર ગોર મહારાજે શેઠને ફરીયાદ કરી કે "આ પશવો ગોરપદુ શીખતોજ નથી. હું તો હવે ઘયડો થવા માંડયો. પછી એનું શું થશે?"

"એને મારી સાથે કલકત્તે મોકલો" શેઠે કહ્યું.

"ના રે, ભાઈ! બામણભાઈનું નશીબ કૈં લાંબુ ના ચાલે. એને કૈં મારાથી અળગો ના કરાય."

શેઠે સમજાવ્યા પણ ગોરનું મન ના માન્યું. પશવાભાઈ આ બધી વાત સાંભળતા હતા. હવે તેમની વિચાર સૃષ્ટિમાં નવી નવી વાતો દાખલ થઈ. કલકત્તા કેવું હશે, ત્યાં લોકો શું કરતા હશે? પછી તેમણે મનમાં નિશ્ચય કર્યો કે એક વાર કલકત્તે તો જવુંજ. છગનશેઠને કલકત્તા વીશે તેણે બધું પુછ્યું. તમે કયે ગામથી જાઓ છો. શું ભાડું થાય વગેરે બધું જાણી લીધું. શેઠ રોજ કલકત્તે કાગળો લખે તેમાંથી સરનામું પણ જાણ્યું.

જે દિવસે શેઠ અડાલજથી કલકત્તા જવા માટે અમદાવાદ ગયા, તે દિવસે પશવાભાઈનો પત્તો નહોતો. પણ એ ભાઈ તો આવી રીતે ઘણીએ વાર આસપાસને ગામડે ઉપડી જાય એટલે કોઈને આ વાતમાં નવાઈ ના લાગી.

શેઠ ગયા. ગોર મહારાજને સારી દક્ષણા પણ આપતા ગયા.

બીજે દિવસે ગામના કુંભારનો છોકરો ગોર મહારાજને એક ચીઠ્ઠી આપી ગયો. તે આ રહી.

બાપા,

તમે છગનશેઠ જોડે મને ના મોકલ્યો, પણ હું તો જવાનો. મારે ગોર થવું નથી. ને બામણીયું ભણવું નથી. એટલે હું તો કલકત્તે જાઉં છું. મારી ફીકર કરશો નહીં. ફઈબાને કહેજો કે પસવો ભુખ્યો સુવાનો નથી. એક વાર એમને જાત્રાએ લઈ જાઉં ત્યારે મારું નામ પશવો–

લી. પશવો.

આ ચીઠ્ઠી વાંચીને વિશ્વનાથ ગોરને તો બહુજ ચિંતા થઈ. પણ હવે શું થાય? છગન

શેઠને એક કાગળ લખી બધી હકીકત જણાવી. અને પોતે અમદાવાદ તપાસ કરવા ગયા. પણ પશવો હાથમાં ના આવ્યો. વખત જતાં છગન શેઠનો તથા પશવાનો એમ બે કાગળ ગોર પર આવ્યા. પશવો સીધો કલકત્તે ગયો હતો. અને છગનશેઠને દુકાને મળ્યો હતો. આ કાગળો વાંચીને વિશ્વનાથ ગોરને શાંતિ વળી. પણ કામકાજમાં તેમને હવે પહેલાં જેવી હોંશ રહી નહીં.

× × ×

પરશોત્તમ વિશ્વનાથ પાઠકનું નામ અત્યારે આખા કલકત્તામાં સૌને જાણીતું છે. વેપાર ઉદ્યોગમાં તો મુંબાઇવાળાજ ફાવે એ કથનને એમણે સાબીત કરી આપ્યું છે. છગન શેઠને ત્યાં એક નાના ગુમાસ્તાથી શરુઆત કરીને, તે આપબળે તથા ખંતથી બહુજ આગળ વધ્યા હતા. અંગ્રેજી તો રાત્રિશાળાઓમાં તેમણે શીખી લીધું હતુ. પછી દલાલી શરુ કરી હતી અને તેમાંથી આગળ વધી વેપાર ચાલુ કર્યો હતો. પછી રંગુન ઉપડી ગયા. ત્યાં ચોખાની મીલ કરી. અને કલકત્તે આવી કાપડની મીલ શરુ કરી દીધી. કયો માલ કાઢવો, ક્યાં વેચવો અને કેમ વેચવો, તેમાં તેની બરોબરી આખા હીંદુસ્તાનમાં કોઇ કરી શકે તેમ નહોતું. "પાઠકનાં ધોતીજોડા", "પાઠકનું ટવીલ" "પાઠકના શર્ટીંગ" અને "પાઠકના ચેક" અત્યારે સર્વત્ર મશહુર હતાં. મીલમાં શેઠ પગ મુકે ત્યારથી બધું ચુપચાપ થઇ જાય કોઇની મગદૂર નહીં કે શેઠનો શબ્દ ઉથાપે.

પરંતુ આવી સ્થિતિએ પહોંચવા માટે બહુજ શ્રમભર્યું કામ તેમને કરવુ પડ્યું હતું. જે દિવસથી અડાલજ છોડીને નાઠા હતા તે દિવસથી ફરી ત્યાં જવાનો વારો નહોતો આવ્યો. બાપનું મૃત્યુ થયું હતું. પોતાનું બાપીકું ઘર અને નાનું ખેતર કોઇઆને તેમણે આપી દીધું હતું. એટલે કોઇ પણ જાતનો સંબંધ અડાલજ સાથે તેમને રહ્યો નહોતો.

× × ×

શિવશંકર શાસ્ત્રી નામે એક સુરતના બ્રાહ્મણ લાંબા સમયથી કલકત્તે વસ્યા હતા. ત્યાં તેમને બ્રહ્મો ધર્મનો મોહ લાગ્યો હતો. તે તથા તેમની પત્ની બન્ને બ્રહ્મો થઇ ગયાં હતાં. તેમને મનોરમા નામે એક સુંદર પુત્રી હતી. તેને તેઓએ બ્રહ્મો રીતિથીજ ઉછેરી હતી. તેને કોલેજનું શિક્ષણ પણ આપ્યું હતું. બ્રહ્મો જીવનને લીધે ત્યાંના સુધરેલા સમાજમાં તે પ્રવેશ પામી હતી. તે ટેનીસ રમતી, ભાષણો કરતી. ત્યાંના સમાજમાં તે મશહુર હતી. પરંતુ શિવશંકર શાસ્ત્રી વૃદ્ધ થતા ગયા તેમ તેમ તેમનું બ્રહ્મોપણું સરવા લાગ્યું. આપણે બ્રાહ્મણ એ ખ્યાલ તેમના મનમાં હવે વધુ તાજો થવા લાગ્યો. છોકરી હવે વીસ વરસની થવા આવી. તેને આમ એકલી બધે ના મોકલાય, એમ હવે તે બોલવા લાગ્યા. શિક્ષણ પદ્ધતિ ખરાબ છે, એમ કહીને મનોરમાને તેમણે કોલેજમાંથી ઉઠાવી લીધી. કેટલાએક બ્રહ્મો યુવકો તેના હાથના ઉમેદવાર હતા. પણ એ કે આપણી નાતના છે? એ પ્રશ્ન તેમના મગજમાં ઘોળાયા કરતો હતો. અને મનોરમાના લગ્નની ચિંતા તેમના મનમાં વસી હતી.

તેવામાં કે કામ પ્રસંગે શાસ્ત્રી રંગુન ગયા અને કોઇકની ભલામણથી તે પુરુષોત્તમ પાઠકને ત્યાં ઉતર્યા બંને ગુજરાતી. બંને બ્રાહ્મણ અને દૂર પરદેશમાં, એટલે જુની જુની બહુ વાતો કરી લીધી. અને વૃદ્ધ શિવશંકરે પાઠકની આગલી પાછલી કુનેહથી પુછી લીધી. તેજ વખતે નિશ્ચય કર્યો કે મનોરમાને માટે આ યોગ્ય પતિ છે. આ સમયમાંજ પાઠક રંગુનનો પોતાનો વેપાર યોગ્ય પાયા ઉપર મુકી કલકત્તે પાછા ફર્યા.

મનોરમાએ પણ જોઇ લીધું કે પોતાના હવાઇ ખ્યાલો પિતાજી આગળ ચાલશે નહીં. ધીમેધીમે તેણે પાઠકમાં મન પરોવ્યું અને સમય જતાં લગ્ન થયાં. આ લગ્નને લીધે પાઠકની પ્રગતિમાં પણ સારી મદદ મળી.

મનોરમાના જ્ઞાનથી, તેની સુધરેલી અને ફેશનેબલ રીતભાતથી, અને આ લગ્નથી પોતે આગળ વધ્યા હતા તે લાગણીથી, પુરુષોત્તમ પાઠક હંમેશાં દબાયલા રહેતા હતા. બહારનો વાઘ, ઘરમાં ગાય જેવો હતો. દુકાનો, કારખાનાંઓ, વેપારીઓ બધે જે એકંદરે હુકમ ચલાવતો હતો તે ઘરમાં, ફેશનમાં, સોસાયટીમાં, અજ્ઞાન ગણાવા લાગ્યો. કોલેજની મનોરમા તે સદાએ આગળ પડતી, બાહોશ બહાદુર, મનોરમાજ રહી. તેનું મિત્રમંડળ નવીનજ હતું. બધાંજ તેમાં ભણેલાં, વળી ઘણાંએ વીલાયત જઇ આવેલાં. પાઠકે તે સૌને સ્વીકાર્યાં, તેમની સોબત રાખી, તેઓની રીતભાત શીખવા પ્રયત્ન પણ કર્યો. પરંતુ અંદર ખાનેથી તેમના હૃદય ઉપર મોટો ભાર હતો, બહારના આનંદમાં તેમનું હૃદય પ્રફુલિત થતું નહોતું. અને કેવળ રુપી પાછળ તેઓ ઘસડાતાજ હતા.

પરંતુ વેપારમાં તેઓ તેના તેજ હતા. તેમની પ્રતિષ્ઠા એક વેપારી તરીકે આખા દેશમાં વધતીજ હતી. અને પૈસો પણ સારો કમાતા હતા.



મગનલાલ અને કેઈબા એક સાંજે રાબડીમાં દેવતા ભરીને ઝુંપડીમાં તાપતાં બેઠાં છે.

× × ×

ડૉ. મલીક કલકત્તાના પ્રખ્યાત દાક્તર હતા. પુરુષોત્તમ પાઠક સાથે નાનપણથી તેમને સ્નેહ હતો, તેમના ઘરનો કારભાર તે જાણતા હતા.

સૌને ઓળખતા હતા.

"આવો પાઠકજી" આજે તમને કૈં ફુરસદ મળી. દાક્તરે પુરુષોત્તમ પાઠકને આવતાં કહ્યું. અને પછી હસતાં હસતાં ઉમેર્યું: "હવે તમે સર પુરુષોત્તમ કયારે બનો છો?"

"મશ્રીક સાહેબ! રહેવા દો તમારી મશ્કરી. આપણે કૈં તમારા બાયકોટમાં નથી સમજતા પણ એ ધાંધળથી તો દૂરજ સારા. સરકારી મહેલની પાર્ટીમાં મારે કોઇવાર જવું પડે છે ત્યારે ત્રણ ઉજાગરા થાય છે."

"એટલે?"

"જુઓ, તમારાથી કૈં છાનું નથી. પહેલો ઉજાગરો ચિંતાનો. બીજો ઉજાગરો તૈયારીનો. અને પાર્ટી થઇ ગયા પછી ત્રીજો ઉજાગરો ઠપકાનો. પાર્ટીમાં મારી ત્રણ ચાર ડઝન ભુલો થઇ હોય તે બધીજ મનોરમા મને ગણાવે. અને એની વાત પણ ખરીજને! મને એ બધાની સમજ પડતીજ નથી! 'હું કહું છું કે તું એકલી જા.' પણ તે એ દરવખત નથી ચાલતું. રોજ રોજ કૈં બહાનાં કઢાય!"

આ સાંભળી દાક્તર ખુબ હસ્યા.

પણ પુરુષોત્તમ પાઠક બોલ્યા: "દાક્તર સાહેબ આજે હું કૈં હસવા નથી આવ્યો. તમે મને યોગ્ય સલાહ આપો. મારો વેપાર વધે છે. પૈસો પણ વધે છે. છતાંએ મારા દીલમાં શાંતિ નથી. નાણાંનાં મારે હવાતીયાં નથી. વેપારની ચિંતા નથી. તો પણ દીલમાં નીરાંત નથી. જાણે અંદરથી મારું દીલ કોરાઇ જાય છે. મારું વજન ઘટતું જાય છે. અને ધીમો તાવ આવે છે. મનોરમાને આ વાત કહેતા હું ડરું છું. એ તો તરત દાર્જીલીંગ કે પુરી જવાનું નક્કી કરે. પણ ત્યાંએ પાછી સોસાયટી! દાક્તર સાહેબ કૈંક રસ્તો બતાવો."

દાક્તર વિચારમાં પડી ગયા. અને બોલ્યા:

"તમે ઇંગ્લંડ જઇ આવો તો?"

"નારે ભાઇ. જો જો એટલી સુચના મનોરમાને કરતા. મા દીકરી તો કયારનુંએ ગોખે છે કે એક વરસ પછી આપણે સૌ વીલાયત જઇશું. પણ મારું ત્યાં શું થાય? ત્યાં તો ભીલમાં પણ નહીં જવાનું. એ ફેશન, એ સોસાયટી, ત્યાંની કલબો, એમાં હું શું કરું?"

"ત્યારે તમે એકલા દાર્જીલીંગ જાઓ તો!"

"તે કેમ બને? હોટલમાં મને ફાવે નહીં. અને તબીયત નરમ છે એમ મનોરમા જાણે તો મને એકલો રહેવાજ ના દે. જાત તોડીને બીચારી મહેનત કરે. સાથે આવે. બધું મારું કામ કરે. પણ એની સોસાયટી વગર તેને ના ચાલે. ત્યાંએ પાછી ટીપાર્ટીઓ અને ડીનરો ચાલે."

"જુવો પાઠકજી! ઘણા સમયથી તમારા સંબંધી મેં વિચાર કર્યો છે. અને મારા મનથી એક યુક્તિ પણ રચી છે. પરંતુ હવે તો હું તમને સુચના નહીં કરું. પણ દાક્તર તરીકે હુકમ કરીશ. પણ એક વાત મને કહો તમારા વેપારમાં તમારી જરુર કેટલી છે?

"દાક્તર સાહેબ, મારી વ્યવસ્થા એવી છે કે અત્યારેને અત્યારે હું કદાચ મરી જાઉં તો પણ મારાં બધાં ખાતાં એમને એમ ચાલ્યા કરે. ઘર માટે પણ જુદું ટ્રસ્ટ છે. દરેક ઠેકાણે વિશ્વાસુ માણસો છે. અને બધે નાણું તો મારુંજ છે. એટલે કોઇ લેણદારને પણ જવાબ નથી આપવાનો."

"ઠીક ત્યારે હું આ કાગળ ઉપર સૂચના લખું છું. તે પ્રમાણે તમારે કરવાનું છે."

પુરુષોત્તમ પાઠકે તે કાગળ વાંચ્યો. મોં બહાવરું બની ગયું." દાક્તર સાહેબ! એકદમજ!"

"હા તે વિના છુટકો નથી. મેં બહુ વિચાર કર્યો છે. તમે બહુજ પોચા છો. હું કહું છું તેમ કર્યા વિના છુટકોજ નથી. એક દાક્તર તરીકે–

[વધુ માટે જુઓ પૃષ્ટ ૨૬૭]



# સ્વ. ઇન્દુભૂષણ ચક્રવર્તી

## એ બંગાલી સાહિત્ય સ્વામીનો ઝાંખો પરિચય.


લેખકઃ
રા. મનુભાઇ કલ્યાણજી દેસાઇ


ગુજરાતી સાહિત્ય રસિકોમાંથી જેમની નજર હરહંમેશ બંગાલી સાહિત્યાકાશ તરફ ચોંટેલી રહેતી હશે તેમનુ ધ્યાન થોડાંક વર્ષ પર જે તેજસ્વી તારો એ વિશાલ વ્યોમમાં પોતાનો પ્રકાશ પૂર્ણ તેજે પાથરી ગયો તેના પ્રત્યે અવશ્ય ખેંચાયું હશે. છતાં ગુજરાતની સમાન્ય પ્રજા તો એ મધ્યાકાશમાં આવી થંભ્યો ત્યારેજ એના પ્રતિ આકર્ષાઇ. પરંતુ પ્રગટતાંજ એની નોંધ લેનાર અને એની ભાવિ યશસ્વી કારકીર્દીની આગાહી કરનાર તે વખતે તો આ લેખક એકલોજ હતો. અઠ્ઠાવીસ વર્ષ સુધી તો પૂર્ણ તેજે પ્રકાશ્યા પછી ગઇ તા. ૧-૧-૨૭ ને રોજ એ અસ્તાચળે ઢળ્યો છે. સ્વ. ઇન્દુભૂષણનું મહાન વ્યક્તિત્વ અને અમારો બેનો સંબંધ જોતાં એમના અમર આત્માને અહીં હું સ્મરણાંજલિ અર્પવા પ્રવૃત્ત થાઉં તો તે અયોગ્ય નથી.

આપણે ગુજરાતીઓ હવે આકાશના કુવામાંનાં દેડકાં રહ્યાં નથી. અનેક પરદેશી સાહિત્ય સરિતાઓએ આપણી ભૂમિને સમૃદ્ધ કરવા માંડી છે. ગુજરાતીઓમાં બુદ્ધિસત્વ નથી એમ કહેવાનો મારો ઇરાદો નથી; છતાંએ બહારના સાહિત્યધન વિના આપણા ગુજરાતી સાહિત્યની શી દશા હોત ! એ પરપ્રાન્તીય અસરનું પરિણામ અવશ્ય શુભજ આવ્યું છે. એનાથી આપણી અસ્મિતા પ્રાન્તિક મટી સર્વદેશીય બની છે. ગણતરીબાજ વેપારીઓની પ્રજા આજે ભાવનાશીલ અને સ્વપ્નાં જોતી થઇ છે. ખરે, બંગાલી, મરાઠી અને હીંદી સાહિત્યકારોને ધન્યવાદજ ઘટે છે. તેમનાં નામ માત્રથીજ તમે વાંચકની સમક્ષ તેની અને તમારી મહત્તા સ્થાપી શકો છો.

દુનિયાભરના બધાજ સાહિત્ય સ્વામીઓની પેઠે સ્વ. ઇન્દુભૂષણનું મૂલ્ય પણ એમનાં જીવનથી નહીં પણ એમની કૃતિઓથીજ અંકાશે. જ્યાં એમનાં લખાણોમાં એમનું સ્વતંત્ર વ્યક્તિત્વ

એટલું તો અંકિત થએલું છે કે એમના જીવન પ્રશ્ને આપણે દુર્લક્ષ રાખી શકીએ એમ નથી.

ભિક્ષુઓના એક જાણીતા ઐતિહાસિક કુટુંબમાં સ્વ. ઇન્દુભૂષણનો જન્મ થયો હતો. નવ વર્ષની વયે એમના જીવનમાં એક એવો અદ્‌ભુત બનાવ બન્યો કે તેણે એમનું જેટલું પ્રાંતિક વિશેષતાવાળું તેટલુંજ સર્વદેશીય વ્યક્તિત્વ ઘડ્યું. એણેજ એના વિચાર-પ્રવાહ પર પણ ઉંડી અસર કરી-આ ઉંમરે એમણે અફીણનું સેવન કરવા માંડ્યું. આ સિવાય જીંદગીનાં એ શરુઆતનાં વર્ષોમાં એમણે ઉજળા ભાવિનાં બીજાં કોઇ ચિહ્નો બતાવ્યાં નથી. અરાઢમે વર્ષે ભાંગ અને અફીણના બેડા ઘેરકબળની અસર તળે એમણે એમની વૃદ્ધ માતામહીનું ખુન કર્યું ! પરિણામે એમના પર પરદેશી જાલીમ સરકારે મુકદ્દમો ચલાવ્યોઃ પરંતુ એમના વકીલની પ્રતિષ્ઠા અને ચરમને લીધે અદાલતે ગાંડપણનો બચાવ માન્ય રાખ્યો અને ફાંસીને બદલે એમને ગાંડાની ઇસ્પીતાલમાં મોકલી આપ્યા. અને અહીંજ એમણે એમનાં તે કાવ્યો, નવલો ને નાટકો રચ્યાં કે જેણે દુનીઆભરને પછીથી મુગ્ધ કીધી.

પરંતુ હજી આ સૌ એમની પ્રાથમિક અવસ્થાની કાચી કૃતિઓ હતી...... આવા બુદ્ધિશાળી અને ઉર્મિલ પુરુષને કારાવાસ અસહ્ય થઇ પડ્યો. એક સવારે તક જોઇ ઇસ્પિતાલમાંથી એમણે મુક્તિ મેળવી અને તેજ દિવસે બપોરે મોટરમાં કોઇક ગામમાં જઇ પીસ્તોલ સાથે ધાડ પાડી. લુંટમાં જે કંઇ હાથ આવ્યું તે લઇ એઓ અમેરીકા ગયા; પરંતુ સ્વાતંત્ર્યના અને સમાનતાની એ ભૂમિ પણ એમનું સ્વાગત કરી શકી નહીં. એમને કેદ કરી ફરી પાછા સ્વદેશ લાવવામાં આવ્યા. અહીં જેલના વસવાટ દરમ્યાન એમણે ઘેલાં અધુરાં રહેલાં નવલો અને પ્રવાસ વર્ણનો પુરાં કર્યાં.

ઇન્દુભૂષણ ખરેખર દીવાના હતા કે કેમ-એ બંગાળી સાહિત્યનો એક અત્યંત ચર્ચાસ્પદ પ્રશ્ન છે. અને એ વીશે છેવટનો નિર્ણય આપવો પણ એટલોજ મુશ્કેલ છે. આપણા ગુજરાતીઓને એમનું ઊર્મિભર્યું જીવન કદાપિ શાણું ન લાગે એ સ્વાભાવિક છે. પરંતુ એક વખત એમ માની લઇએ કે એઓ ગાંડા હતા તોએ એ ગાંડપણ ન હોત તો એના વિના હીંદુસ્થાનના સાહિત્યની શી દશા હોત ! 'Modern Review'એ એમને માટે લખ્યું હતું તેમઃ

"It is hardly too much to say *that a time may not be far* distant, and may indeed be far nearer than most of us suppose, when Ind uBhushan will, rightly or wrongly, be reckoned by some of us as not the least of those writers who are especially symptomatic of the *early 20th Century* and are possibly "for all time" or for a more or less certainly not inconsiderable period of time."

ગુજરાતી વિવેચન કલા હજી એટલી હદ સુધી ખીલી નથી, કે ઉપલા ફકરામાં રહેલા સૂક્ષ્મતમ ભાવો ભાષાંતરમાં સુદ્ધાં વ્યક્ત થઇ શકે. છતાં મારા એક સાહસિક મિત્ર એનું ભાષાંતર નીચે પ્રમાણે કરે છે.

"જે લેખક સમૃદ્ધ વીસમીસદીના પ્રભાત કાલના અને હંમેશ માટે અથવા વત્તેઓછે અંશે અવિચારણીય નહીં એટલા સમય માટે ચિહ્નરૂપ હતા તેમના છેક નજીવા નહીં એવા એક લેખક તરીકે આપણામાંના કેટલાક ખરી કે ખોટી રીતે ઇન્દુભૂષણને ગણે એવો સમય પણ દૂર નથી, ઘણા ધારતાં હશે તેથી પણ નજીક છે. એમ

કહેવું એ ભાગ્યેજ વધારે પડતું ગણી શકાય."

પરંતુ આનાથી ઇન્દુભૂષણને ન્યાય આપી શકાય એમ નથી. એનાથી પણ આગળ વધીને કહીએ તો ઇન્દુભૂષણના સંદેશાએ બીજા બધા વીદ્દેશા સાંઢનો સંદેશ શો ? કહી શકશો ? આનંદ મગ્ન ગદર્ભનો પયગામ સાંભળ્યો છે ? સમજ્યા છો ? તો આ પણ સમજાશે. કેમ એ બેની વચ્ચે જ ઇન્દુભૂષણનો પણ સંદેશ છે, પણ આપણા





અહીં જેલના વસવાટ દરમીયાન એમણે પેલાં અધુરાં નાટકો ને પ્રવાસ વર્ણનો પુરાં કર્યાં.

સંદેશાઓને ડુબાવી દીધા છે. અને ભવિષ્યમાં થનાર એ સંદેશાઓને ડુબાવી દેશે, તમે પુછશો કે એ સંદેશ શો છે ? પરંતુ એ એટલા તો કુદરતના હૃદયની નજીક છે કે એની સ્પષ્ટ વ્યાખ્યા આપી શકાય એમ નથી. જર્જરિત થઇ ગએલા વિવેચન-ખાનાઓમાં તો ઇન્દુભૂષણને મુકી શકાય એમ છેજ નહીં. એમની કલા અદ્‌ભુત છે કે વાસ્તવિક ? એ બેમાંથી એકે નહીં અથવા બીજી રીતે જોઇએ

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૨૯૯]

# મીટ ભરે

લેખકઃ
રા. શશીવદન મહેતા

(અંજની)

સંકેલાતા સૂર્ય કિરણના,
સંધ્યાના ચગતા પોયણમાં,
આઘે હરખાતી હિરણમાં
ભાવિ મીટ ભરે.

ચંદ્રાની કિરણ પગલીમાં,
ઢોળાતી તિમિર ઢગલીમાં,
ઘેરાતી જગ આંખડલીમાં
આશા મીટ ભરે.

ચઢતાં જીવનને પગથારે;
થનગનતા હૈયાને આરે,
ચેતનના પ્રેરક પડકારે
યૌવન મીટ ભરે.




લેખકઃ

રા ઇંદ્રધનુ

---

૧

રાત્રે હું આવ્યો પણ દ્વાર બંધ હતું. એક ખુલ્લી બારી વાટે મારી આંખો તેને શોધવા મથી રહી.

ખુણામાં બેસી દીપકને ઝાંખે અજવાળે તે ફુલગુથણી કરી રહી હતી. તેની કળીઓ શી અંગુલિઓ સાથે રમવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થતાં ફુલ જાણે હસતાં'તાં!

મેં બેત્રણ ઝીણી સીસોટી કરી પણ તેણે ન સાંભળી તે તો પોતાના કામમાં મશગુલ હતી.

તેને સાદ કરીને બોલાવવા મારું હૃદય તલપી રહ્યું. ત્યાં તો બુદ્ધિએ શીખામણ આપી, તું તો ભીખારી છે; એ લક્ષ્મીકન્યાને તારાથી કેમ બોલાવાય?

'ખરી વાત છે!' કહી હું તિરસ્કારમાં હસ્યો પણ મારું અંતર રડી ઉઠયું.

તેની રાહ જોતો હું બહાર ઓટલેજ બેઠો.

*     *     *

'ઓ પાગલ! અહીં કેમ બેઠો છે? ચાલ, રસ્તે પડ!' મકાનમાંથી નીકળી કોઇએ મીજાજમાં મને કહ્યું. હું કહેવાજ જતો'તો કે, 'મારે તેને મળવું છે!' ત્યાં તો બુદ્ધિએ શીખામણ આપી, 'તું તો રાંક છે, રત્નથી રમનારી બાલા સાથે તારાથી કેમ મૈત્રી થાય?'

'ખરી વાત છે!' કહી હું તિરસ્કારમાં હસ્યો પણ મારું અંતર રડી ઉઠયું.

ઓટલા પરથી ઉઠી હું ચાલતો થયો.

*     *     *

પણ મારાથી બહુ દૂર ન જઇ શકાયું. આશા હજી નહોતી છુટતી.

કદાચ એ અગાશીએ આવે તો ચંદ્રના તેજમાં એનું મુખ આછું આછુંએ જોઇ શકાય; કદાચ એ ગીત ગાય તો નીરવ રાત્રિમાં વિલીન થતા એના મધુરા સુરો અરધા પરધાએ સાંભળી શકાય; કદાચ એનો સુગંધી શ્વાસ પવન મારે માટે લઇ આવે;—એવી કૈં કૈં આશાએ મારા પગ બાંધી રાખ્યા; હૈયું જડી રાખ્યું.

સામેજ એક વડલો ડાળીઓ હલાવી મને

—સજાએલાને બોલાવી રહ્યો'તો. હું એની નીચે જઇ બેઠો. આશા એકેએ ન ફળી ને મારા બળતા જીગરને શાંતિ અર્પવા નિદ્રામાતાએ મને એના ખોળામાં લઇ લીધો. પણ ત્યાંએ મને જંપ નહોતો; સોણલાએ આવી આવી મને સતાવવા માંડયો.

સવારે પક્ષીઓના મધુર કીલકીલાટે મને તેના સ્વપ્નમાંથી જાગ્રત કર્યો ત્યારે મારા અંગ પર ફુલની ચાદર પડી'તી !

કોનું સ્નેહ સંભારણું હતું એ ?

ભીખારીનાં આવાં સ્વાગત કોણે કર્યા હશે ? બુદ્ધિ હારી; હૈયું જીત્યું.

૨

આહા હું કેટલો સ્વાર્થી છું !

વાડીમાં આમ્રવૃક્ષ નીચે બેસી એણે આખો દિવસ મારી સાથે મધુરી વાતો કરી છે; મારી છાતીપરથી પળવાર પણ માથું નહીં ઉપાડવાની કેટલા દિવસની માગણી આજે તો એણે પુરેપુરી સ્વીકારી છે; કોયલને ટહૂકેટહૂકે અમે ચુંબનો લીધાં દીધાં છે.

લગ્નમંડપ શણગારાયો છે. સુવર્ણ રથમાં બેસી સૂર્યદેવ પધારે છે. શરમથી લાલ થતી સંધ્યાકુમારી વરરાજાને વધાવવા ઉભી છે.

એ વખતે તેને શોધતી શોધતી તેની એક સખી વાડીમાં આવી ને કોયલ શરમાઇ જાય એવો મીઠો ટહૂકો કર્યો.

ટહૂકો સાંભળતાંજ એ ઉભી થઇ ગઇ, એ ચંદ્રાનનીની સાથે સાથે જવાના મીઠા તલસાટે એની સાડી પર ચોંટી રહેલી ગુલાબ પાંદડીઓ એણે ખંખેરી નાખી ને સરી ગએલી સાડી માથા પર ખેંચી મને એકલો મુકી સહીયરના સાથમાં જવાની તૈયારી કરી.

તેના બંને હાથ પકડી મેં હોઠે અડાડ્યા. મારી આંખોએ તેને નહીં જવા વીનવી. પણ એના નૈનોએ મુંગી ભાષામાં મને ઠપકો આપ્યો, કે 'પાગલ ! જીંદગીની એક પળ પણ શું બીજાને માટે નહી રહેવા દે ?'

ત્યારે હું શરમાઇ ગયો. મારા હસ્તમાંથી તેના કોમળ હસ્ત સરી પડ્યા. ઉતાવળે પગલે એ દોડી ગઇ. વૃક્ષો ને છોડવામાં એ અદૃશ્ય થઇ ગઇ.

એનાં પગલાંની ધુળ ચુમતો હું ચાલ્યો. અંતરમાંથી એક નાદ ઉઠયોઃ 'આહા ! હું કેટલો સ્વાર્થી છું !'

૩

ક્ષમા ?

ક્ષમા માગે છે, વહાલા ?

તારા પર હું ગુસ્સેજ કયાં થઇ શકું છું ! મને ઘણું એમ થાય છે કે એક દિવસ—માત્ર એક જ દિવસ તારી સાથે ગુસ્સે થાઉં, રોજ નાચતી આંખોને જરાક લાલ કરું ને તારી સાથે એક શબ્દ સરખોએ ન ઉચ્ચારું—માત્ર એકજ દિવસ; તો ફરી કદિ તું આટલો મોડો ન આવે. પણ એજ નથી બનતું !

તને યાદ છે, એક દિવસ હું બારણે નહોતી ઉભી ? ત્યારે મેં રીસાવાનો ઢોંગ આદર્યો 'તો !

પણ તને બારણામાં જોતાંજ મારાથી દરી પડાયું. ને વહાલા ! આંગણામાં તો હું હેતઘેલી બની તને ભેટી પડી'તી. મને બરાબર યાદ છે એ દિવસ. ઓગણત્રીસ દિવસ સુધી નહીં આવવા માટે સાગરે ચંદ્રની સાથે રીસાવાનો કરી રાખેલો નિશ્ચય, ત્રીસમે દિવસે પુનમનો ચંદ્ર દેખાતાં પળવારમાં સરી પડે; ને એને ભેટવા પાણીડાં ઉછળી રહે, વહાલા ! એમ તને જોતાંજ મારી બધી રીસ સરી પડે છે ને હૈયાનું હેત સરોવર હેલે ચડે છે. તને સદાની ક્ષમાજ છે, વહાલા ! આ અધીરા હૈયામાં રીસાવાની ધીરજજ કયાં છે ! જીંદગી

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૩૧૦]




સુનયના માતાપિતાની અતિ લાડકી કન્યા હતી. પણ લાડકી કન્યાનુએ દાન દેવાની ઉતાવળ હીંદુ સમાજમા કયા વડીલો નથી કરતાં? વૃદ્ધ માતાના અતિ આગ્રહને વશ થઇ સુનયનાના પિતાએ સાત વર્ષની ઉમરે એને પરણાવી દીધી સાત વર્ષની બાળાનાં લગ્ન એટલે શુ? લગ્ન પ્રસગના ઉત્સવથી એ આનદ પામી હશે, સારા કપડા પહેરીને ફરી હશે, પતિને એણે જોયો હશે અને હીંદુ બાળાની સ્વાભાવિક મનોદશા પ્રમાણે 'આ મારો વર' એ વિચારે કદીક શરમાઇ હશે; પણ એટલુ જ. લગ્ન શા માટે, પતિ પત્નીનો સબધ શા માટે, દામ્પત્ય જીવનનો હેતુ શો એવા વિચારોનોએ એને ક્યાથી સ્પર્શ થાય?

અને તોએ માતાપિતાએ એના લગ્ન કર્યા ક્ષમે પછી દશમે દહાડે ઇન્ફ્લુએન્ઝાથી એનો વર મરી ગયો, ને એ આફતના સમાચાર સાભળતા-જ એની દાદીએ પણ તરત દેહ છોડયો. કુટુબ-માં ને ગામમા ભારે શોક ફેલાઇ ગયો. સાત વર્ષની કુમળી બાળા વિધવા થઇ? વાત મશ્કરી જેવી લાગે છે, પણ એ ભયકર સત્ય છે પતિને જેણે પીછાન્યો નથી, પતિ સાથે જે કદિ એક અક્ષર બોલીએ નથી, પતિ કે પરપુરુષ વચ્ચેનો ભેદ જેણે જાણ્યો નથી, એવી નિર્દોષ બાળા જગતની દૃષ્ટિએ જીવન-પર્યંતને માટે વિધવા કરી ચુકી. હવે એનાથી સારા કપડા ન પહેરાય, હવે એનાથી કોઇ શુભ પ્રસંગમા ભાગ ન લેવાય, હવે એનાથી વડીલોના સાથ વિના નિ સકોચ કોઇ સ્થળે જવાય નહીં, એનાથી ઠીકઠાક ફરાય નહીં, વધારે પડતુ હસાય નહીં, એનાથી રાગ કાઢીને ગવાય નહીં, એનાથી નવુ શીખવાની, જાણવાની કે કૈં જોવાની ઇચ્છા કરાય નહીં, એને એ બધુ કરવાની જરુર શી! એનો વર તો મરી ગયો

• પરમાર્થી લોકોએ આવા બહુ ઉપદેશ કર્યા છોકરીને વ્રત ઉપવાસ ને ધર્મધ્યાન કરાવીને એનો બગડેલો ભવ સુધારવાની ને ગત જન્મના પાપો ધોઇ નખાવવાની પણ બહુ બહુ શીખામણો આપી, પણ સુનયનાની માતાએ એ કૈં સાભળ્યુ નહીં સુનયનાનો વર મરી ગયો તે

જતી, ગરબામાં જતી, લગ્ન વિવાહમાં જતી, શરદ ઉત્સવો ઉજવતી ને હોળીમાં ગુલાલ ને કેસુડાંના રંગે પણ રમતી. એને કોઇ જાતનું બંધનજ નહોતું. ક્યાં જવું ને ક્યાં ન જવું, શું કરવું અને શું ન કરવું એનું એને જરાએ ભાન નહોતું. પક્ષીની જેમ ઇચ્છામાં આવે ત્યાં ઉડવાનુંજ એ શીખી હતી. એની આ ધૃષ્ટતા કેટલો વખત ચાલી શકે ? સ્ત્રી મંડળે કોઇક પ્રસંગે એનું ખુલ્લું અપમાન કરવાનો નિશ્ચય કર્યો.

એકવાર એના એક મિત્રનાં લગ્ન હતાં. સુનયના સુંદર કારીગરીની ભેટો અને ફુલના હારતોરા લઇને લગ્નમાં ગઇ. મંડપના મધ્ય ભાગમાં વરકન્યા બેઠાં હતાં. આખો મંડપ સ્ત્રી પુરુષોથી ચીકાર ભરાઇ ગયો હતો. પરણતાં જોડાંએ દૂરથી સુનયનાને જોઇ ને તેમણે ઇશારતથી એને પાસે બોલાવી. સુનયનાએ ત્યાં બેઠેલી સ્ત્રીઓની વચ્ચેથી હસતાં હસતાં તેમની પાસે જવા માંડયું. ક્રોધ અને દ્વેષથી ભરેલી અસંખ્ય દૃષ્ટિ એના તરફ તિરસ્કાર દર્શાવી રહી પણ તે તરફ એનું લક્ષ ન ગયું. એને એકજ ધ્યાન હતું: વરકન્યાને પુષ્પોથી વધાવવાને, તેમની મીઠી મશ્કરીઓ કરવાને એનું હૈયું તલસી રહ્યું હતું. એ ઉલ્લાસ ભરી આગળ વધી, પણ વરકન્યાથી થોડાક અંતરપર બેઠેલી એક સ્ત્રીએ જોરથી એનો હાથ પકડી લીધો અને ' આગળ જવાનું નથી ' એમ કહી ત્યાંજ બેસાડી દીધી. બધી સ્ત્રીઓ મોટે સાદે હસી પડી.

સુનયના ગભરાઇ ગઇ. આવો પ્રસંગ પહેલોજ હતો. એનો હાથ પકડનાર સ્ત્રી એની ગાઢી થતી હતી. " શા માટે આગળ જવાનું નથી ?" એમ સુનયનાએ પુછ્યું ત્યારે તેણે કઠોરતાથી ઉત્તર આપ્યો કે " તું વિધવા છે, અને વિધવા સ્ત્રીઓથી ' ચોરી ' પાસે જઇ શકાય નહીં, જાય તો અપશુકન થાય. "

" જા, પેલી તરફ બધાં ઘરડાંઓ બેઠાં છે ત્યાં જઇને બેસ, ને ત્યાં બેઠી બેઠી બધું જોયાં કર, અમારી વચ્ચે તારાથી આમ બેસાય નહીં. " પાસે બેઠેલી એક સ્ત્રીએ હાવકે મોંએ શીખામણ દીધી.

સુનયનાનું મોં ઉતરી ગયું. એનો બધો ઉત્સાહ શમી ગયો. વર્ષોની પ્રફુલ્લતા એક પળમાં કરમાતી લાગી. એ ત્યાંથી ઉઠી ગઇ. એણે કોઇને કશું કહ્યું નહીં, કોઇના સામે જોયું નહીં, વરકન્યાને કૈં આપ્યું પણ નહીં, હાથમાંની બધી વસ્તુઓ ત્યાંજ પડતી મુકીને ધીમે પગલે એ ત્યાંથી ચાલી ગઇ.

એના ગયા પછી સ્ત્રીમંડળની કીર્તિનો વિજય વાવટો ફરકી રહ્યો. સ્ત્રીજાતિને કલંક લગાડનાર સ્વચ્છંદી સ્ત્રીને આખરે તેણે સજ્જડ ફટકો માર્યો હતો. સ્ત્રીહૃદયને ન શોભે એવી ક્રૂરતાથી ને નફ્ફટાઇથી તેઓ આ કરુણ પ્રસંગ પર હસવા લાગ્યાં. તેમની જીભે હંમેશના કરતાં વધારે વેગથી પોતાનું કામ શરુ કર્યું. સુનયનાના જીવનના વિવિધ પ્રસંગોનું તેમને સ્મરણ થયું, ને તે બધા જાણે તેજ દિવસે બન્યા હોય તેમ તેઓ ફરી ફરીને એક બીજાને તે કહેવા લાગ્યાં ને વધારે વધારે હસવા લાગ્યાં.

એક સ્ત્રીએ સુનયના વિધવા હોવા છતાં ગરબામાં કેવી ફરતી ને તે જોઇને પોતાને કેવી ચીઢ ચઢતી તેની વાત કરી. બીજીએ સુનયના પાર્ટીઓમાં જાય ને કોઇક વાર પોતાની સાથે થઇ જાય ત્યારે પોતાને કેવું ખરાબ લાગતું, એની પાસે ઉભા રહેતાં કેવાં કમકમાં આવતાં ને સુનયનાને પોતે કેટલી ગાળો દેતી તેનું વર્ણન

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૩૦૧]



# હીંદી સંસ્કૃતિ*

લેખક:
સૌ. લીલા મુનશી,
સભ્ય, સાહિત્ય સંસદ

પ્રમુખ સાહેબ, સન્નારીઓ અને સજ્જનો!

આ વખતે ટ્રેનમા અત્રે આવતાં પ્રો. દૂરકાળની ચોપડી 'થોડાંક છુટ્ટા ફુલ' જે હમણાંજ નવી બહાર પડી છે તે હું વાંચતી હતી. તેમાં એક લેખમાં પાશ્ચાત્ય સંસ્કૃતિની અસરથી આપણે બધાં બગડતાં જઇએ છીએ, અને જડવાદી થતાં જઇએ છીએ એ વીશે ઘણુ ઘણું સૂચન હતું. અને તેની સામે ચેતવણી પણ હતી. એ લેખ વાંચતાંજ મને મારા મનમાં એક પ્રશ્ન થયો કે "આપણી સંસ્કૃતિ એટલે શું અને તે વીશેની આપણી ભાવના તે કયી?" આપણી પુરાણ સંસ્કૃતિને નામે નવું આવે તે બધુંજ ખોટું એમ માનનારો એક મોટો વર્ગ આપણામાં છે, તેમજ પ્રગતિને નામે નવું આવે તે બધુંજ સારું અથવા આવકારલાયક એવું માનનારો એક બીજો વર્ગ પણ આપણામાં છે. આપણે એ બેમાંથી કોનું સાંભળીશું!

ત્યારે "આપણી સંસ્કૃતિનો આદર્શ શો! અને બીજી સંસ્કૃતિઓથી તે કયી રીતે ને કયાં જુદી ને વિરોધી છે?" મને લાગે છે કે એક રીતે જોતાં આ પ્રશ્ન ઘણો વિશાલ અને વ્યાપક છે. વળી આપણી સંસ્કૃતિ અને પર-સંસ્કૃતિ એ બંને શબ્દો એટલા બધા અસ્પષ્ટ અને સંદિગ્ધ અર્થમાં વપરાય છે કે જ્યારે પર સંસ્કૃતિથી સાવધાન રહેવાની ચેતવણીઓ આપણને મળે છે ત્યારે એનો ખરો અર્થ આપણાથી બરાબર સમજાતો નથી. પરસંસ્કૃતિનો અર્થ મોટે ભાગે કેટલા લોકો આમ કૈંક કરતાં હોય એવું લાગે છે. પરસંસ્કૃતિની અસર એટલે અંગ્રેજી ભણવું, નાત બહાર જમવું કે પરણવું, અંત્યજોને અડવું વગેરે અને સ્ત્રીને માટે મોટી ઉંમરે પરણવું કે કમાવા જવું, બુટ મોજાં પહેરીને ફરવા જવું, વગેરે. આમાં વસ્તુ નાની કે મોટી, નજીવી કે અગત્યની એવા કંઈ ભેદ નથી. સાધારણ જનસમાજ એવા ભેદ પાડતો પણ નથી. ઘણીવાર સંસ્કૃતિ એટલે નિર્ગતિ એમ છેક તો નહીં પણ પ્રગતિ નહીં તે, એવો અર્થ

* પુના 'બંધુસમાજ' આગળ આપેલું વ્યાખ્યાન.

આપણે કરીએ છીએ એવું વિદેશીઓ કે વધારે આગળ પડતા વિચાર ધરાવનારાઓ માને તો તેમાં બહુ આશ્ચર્ય જેવું નથી.

ત્યારે સંસ્કૃતિ એ શબ્દનોજ અર્થ શું ? જન્મે ત્યારની માણસની પ્રાકૃતિક દશામાંથી જેનાથી માણસ કેળવાય સુધારાય અને કોઇ એક અમુક આદર્શ પ્રમાણે જેનાથી સંસ્કારાય તે સંસ્કૃતિ એવો એક સામાન્ય અર્થ તેનો આપણે કરી શકીએ.

અંગ્રેજી શબ્દ Culture પણ લગભગ એજ અર્થમાં—જેનાથી માણસ ખેડાય અને પોતપોતાની ભૂમિના સંસ્કારબીજોને ધારણ કરવા અને ઉછેરવા સમર્થ બને તેનું નામ તે સંસ્કૃતિ એવા અર્થમાં વાપરવામાં આવે છે ખરું પુછો તો સંસ્કૃતિનો આદર્શ પ્રજાકીય અને સામાજિક વ્યક્તિત્વ ઉછેરવાનો—ઘડવાનો હોય છે. સમયબળ અને દેશકાળ પ્રમાણે એકજ પ્રકારના પાયા પર રચાએલી એકત્ર અસરો નીચે જો કોઇ આખો સમાજ કે જાતિ આવે તોજ એ જાતના સામાજિક અને પ્રજાકીય વ્યક્તિત્વની અસ્મિતા સાધી શકાય છે.

અને દરેક સંસ્કૃતિનો કોઇ એક વિશિષ્ટ ઉદ્દેશ પણ હોય છે. એ ખરું કે એ ઉદ્દેશનું સ્વરૂપ પણ મુળ તો સમયબળ અને દેશકાળ ઉપરજ રચાયું હોય છે. અને જરુરીઆત એ એના મુળ હેતુરૂપ હોય છે. કોઇપણ સંસ્કૃતિના મુળ ભેદો તપાસીશું તો આ વાત બહુ સ્પષ્ટ સ્વરૂપમાં જડી આવશે. આનું આપણે એકજ ઉદાહરણ લઇશું. ઉત્તર ધ્રુવમાંથી નીકળેલા આર્યો જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં એમના અસલના સ્વભાવનાં મુળ તત્ત્વો ઉપર જુદા જુદા દેશકાળે અને જુદા જુદા સમયના બળાબળે તેમના પર જુદી જુદીજ અસરો નીપજાવી. પણ એ વાત આપણે જરા આગળ ઉપર લઇશું.

હવે ત્યારે આપણે મુળ પ્રશ્ન ઉપર આવીશું. પણ તે પહેલાં પણ એક પ્રશ્ન સહજજ થશે. દુનીઆમાં સંસ્કૃતિઓ કેટલી અને તેમનાં એક બીજાથી ભિન્નતા દર્શાવનારાં લક્ષણો કયાં ?

દુનીઆની સંસ્કૃતિઓના ભાગો અને ઉપવિભાગો ઘણાં છે. સંસ્કૃતિનાં કેટલાંક લક્ષણો ખંડવાર સામાન્ય હોય છે, જેમકે એશીઆની સંસ્કૃતિના, યુરોપની સંસ્કૃતિના, તેમજ કેટલાંક લક્ષણો દેશ પરત્વેનાં હોય જેમકે ચાઇનાની સંસ્કૃતિ, જાપાનની સંસ્કૃતિ વગેરે. કેટલાંક લક્ષણો જાતિઓવાર બંધાય છે, જેમકે હીંદી સંસ્કૃતિ, મહોમેડન સંસ્કૃતિ, ગ્રીક અને રોમન સંસ્કૃતિ વગેરે. આ બધામાંથી આપણે તેમાંના કેટલાક મુખ્ય દેખાતા વિભાગો ને લક્ષોને સ્પર્શ માત્રજ કરીશું. અને કેટલાંકને તો માત્ર નામ નિર્દેશજ કરીને છોડી દઇશું. એ બધાંની વિસ્તારથી ચર્ચા કરવાને તો અત્યારે સ્થળ અને સમય બંને નથી,

જગતની સૌથી જુનામાં જુની સંસ્કૃતિઓ તે તો એશીયાની ને તેમાંએ ખાસ કરીને હીંદી સંસ્કૃતિ, અને યુરોપમાં ગ્રીસની અને તે પછી રોમની. અને એ ગ્રીસ અને રોમના સંમિશ્રણથી બનેલી તે આજની યુરોપીઅન સસ્કૃતિ. દ્રાવીડીઅન સંસ્કૃતિને પણ જુની સંસ્કૃતિ તરીકે ઓળખી શકાય પણ એ સંસ્કૃતિ માતૃમૂલ હતી એમ કહેવા શીવાય હાલની દુનીઆમાં એની અસરો બહુ આછી—નહીં જેવીજ રહી છે.

પણ એક વાત અત્રે સ્મરણમાં રાખવા જેવી છે. ઉત્તર ધ્રુવમાંથી નીકળેલા આર્યો જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં એમની સંસ્કૃતિનાં રૂપરંગ બીજી બધી બાબતમાં બદલાયાં પણ એક બાબતમાં તો સર્વ સ્થળે સમાનજ રહ્યાં; અને

તે તેમની સંસ્કૃતિની પિતૃમૂલતા. માતૃમૂલ સંસ્કૃતિ કરતાં પિતૃમૂલ સંસ્કૃતિ એક રીતે જોતાં કૃત્રિમ છે, અને કુદરતના મુળ નિયમથી વિરુદ્ધ છે. બાલકના પોષણ અને રક્ષણનો ભાર માતાને શિર હોવાથી સ્વાભાવિક રીતેજ પ્રજાની આખી તંતુજાળની રચના એનેજ મધ્યબિંદુએ રાખીને થાય એ જેમ કુદરતી છે તેમ સ્વાભાવિક છે અને મનુષ્ય શીવાયની બીજી બધી સૃષ્ટિમાં એજ નિયમ પ્રવર્તે છે. પણ મનુષ્ય વધારે બુદ્ધિપ્રધાન હોવાથી સામાજિક જીવન અને સગવડને ખાતર એણે કુદરતનો એ આખો ક્રમ બદલી નાખ્યો અને પિતૃમૂલ સંસ્કૃતિની રચના એણે યુક્તિપુરઃસર કરી. એનો મુળ ઉદ્દેશ સ્ત્રીનું બળ એવડું ન ખર્ચાય માટે તેને રક્ષણ આપવાનો અને પુરુષના બળને ઉપયોગ માં લેવાનો હતો. પણ કાળક્રમે એ ઉદ્દેશ ભુલાયો અને સ્વામિત્વના અનિવાર્ય હક્ક તરીકે એ માનવા લાગ્યું.

આમ યુરોપની અને એશીયાની સંસ્કૃતિમાં જે એક વાત અસલથી સામાન્ય હતી તે તેની પિતૃમૂલતા આર્ય નહીં એવી જાતિઓએ પણ એ વાત અનુકુળ ગણી સ્વીકારી છે.

અને એશીયાની સંસ્કૃતિ એટલે એકલી હીંદી સંસ્કૃતિ નહીં પણ ઇરાન ને અરેબીઆ, ચાઇના ને જપાન, તુર્કસ્તાન ને તીબેટ એમ સૌનો એમાં સમાવેશ થાય છે. એશીઆની આ બધી સંસ્કૃતિ વચ્ચે સામાન્ય કોઈ પણ વસ્તુ હોય તો તે તેમની ધર્મમૂલતા. આખા એશીઆમાં પ્રજાઓના જીવનને ઘડનાર જો કોઇ એક બળ હોય તો તે ધર્મ. પછી તે અદ્વૈતવાદ હોય, અનેકવાદ હોય, એકેશ્વરવાદ હોય કે નિરીશ્વરવાદ હોય, અનેક દેવોની ઉપાસના હોય કે માત્ર પ્રકૃતિપૂજન હોય પણ ધર્મ એ એ બધાનું સામાન્ય નામ છે અને અનેક પ્રકાર રૂપાંતરો પામીને લોકોના જીવનની નાનીથી માંડીને મોટી સૌ વિગતો પર એ ધર્મનુંજ સામ્રાજ્ય ચાલે છે. બધા પયગંબરો એશીઆમાંજ જન્મ્યા છે એ એશીઆની આ અપૂર્વ ધર્મમૂલ સંસ્કૃતિનાજ પરિપાકરૂપે છે.

એશીઆની આ ધર્મમૂલ સંસ્કૃતિઓ મુખ્યત્વે નીચે પ્રમાણે ગણાવી શકાય. હીંદી સંસ્કૃતિ, મુસલમાન સંસ્કૃતિ; બૌદ્ધિક સંસ્કૃતિ. ધર્મભાવના એ મુખ્ય તત્ત્વ આ ત્રણેમાં સમાન છે પણ એ ભાવનાને સેવવાની ત્રણેની રીતો જુદીજુદીજ છે. હીંદી સંસ્કૃતિમાં એક ઇશ્વરના અનેક સ્વરૂપ છે, અને દરેક સ્વરૂપને જુદાજ દેવની ઉપાસના કરતા હોઇએ તેમ ભજવામાં આવે છે. મુસલમાન સંસ્કૃતિમાં ઇશ્વર એક છે અને ભજવાની રીત પણ એકજ છે. બૌદ્ધ સંસ્કૃતિમાં તો ઇશ્વરજ નથી પણ માણસને નિર્વાણ દશા પ્રાપ્ત કરવાને માટેજ મહેનત કરવાની હોય છે.

આ ઉપરાંત આ ત્રણ સંસ્કૃતિઓ બીજી કેટલીક બાબતમાં જુદી પડે છે. હીંદી સંસ્કૃતિ એટલે બ્રાહ્મણ વર્ગની અથવા અર્વાચીન આદર્શ પ્રમાણે બુદ્ધિએ ઉભા કરેલા બ્રાહ્મણ વર્ગની સર્વોપરિતા સ્વીકારનારી સંસ્કૃતિ. પૈસા નહીં, પદવી નહીં, બળ નહીં પણ વિદ્યા-અને વિદ્યા-એજ ઉત્કૃષ્ટતાનું લક્ષણ અને વિદ્વાનના એ નાના વર્ગને અનુકુળતા આપવા માટે એણે બીજા સર્વ વર્ગને ગૌણ કરી દીધા, અને તેથી થયું એવું કે પંડિતોના સામાન્યમાં પૈસા, પદવી, બળ, મહત્વાકાંક્ષાએ સૌ ઐહિક ગણાઇ ત્યાજ્ય હોય, અસંસ્કારી જનને યોગ્ય હોય. એવું ગણાવા લાગ્યું. આમ એકજ વાતને અતિ મહત્વ આપી બીજી સૌ બાબતને ગૌણ કરી દેવાની ભાવના પ્રચાર પામી; તેને પણ હીંદની અવનતિના ઘણે અંશે કારણભૂત ગણી શકાય. પૈસા ત્યાજ્ય માટે

આ ભૂમિનીજ નીપજમાંથી પૈસા પેદા કરવાનો યત્ન અપ્રશસ્ય ગણાય તો પરભૂમિમાં એ માયાને ખાતર જવું એ તો અસંભવિત વાતજ ગણી શકાય. પદવી ત્યાજ્ય હોય તો મહાપદને માટે યત્ન કરનારા બહુ થોડાજ જડે. બળની કીંમત ન હોય તો પરભૂમિ જીતવાનાં સ્વપ્નાં કોઇ ભાગ્યેજ સેવે અને મહત્વાકાંક્ષા એ પાપરૂપ હોય ત્યાં કોઇપણ વાતની ઇચ્છા કરવામાંએ દોષ ગણાય. દુનીઆમાં વિદ્યાવાનો—બુદ્ધિમાનો હંમેશાં ઉંચા સ્થાનના અધિકારી છે પણ ઉંચા સ્થાનના અધિકારી એ એકલાજ એમ ભાર દેવાથી અને અધ્યાત્મવાદને નામે નિષ્ક્રિયતા કેળવવાથી આ સ્થિતિ ઉત્પન્ન થઇ છે.

મુસલમાન સંસ્કૃતિમાં બુદ્ધિ કરતાં બળને વધારે પ્રધાનપદ મળ્યું છે. ધર્મમાં પણ હંમેશાં સાદામાં સાદા માણસથી સહેલી રીતે સમજાય એવો એક ઇશ્વર અને તેના ધર્મનો પ્રસાર કરવાના સાધનરૂપે તલવાર. ઘણાથી સમજાય એવી આ એક સહેલી વાતે એમનામાં એક જાતનું સંઘબળ ઉત્પન્ન થયું, ને શરીરબળ પર રચાએલી તેમની સંસ્કૃતિ એકવાર જગત જીતવા નીકળી. તેણે મહારાજ્યો સ્થાપ્યાં, તેણે જોહુકમી ચલાવી, તેણે પોતાના સીવાય બીજા બધાને કાફરો ગણ્યા અને આપ અજ્ઞાનથી કે એક શ્રદ્ધાથી આવેલા આત્મવિશ્વાસને પરિણામે તેણે પોતાનો ડંકો અર્ધી દુનીઆ પર વગડાવ્યો. બુદ્ધિ અને બળ બેના મિશ્રણવાળી બીજી સંસ્કૃતિ જો એમની સામે ન થઇ હોત તો કદાચ આજે પણ એ એકચક્રે રહેત.

બૌદ્ધ સંસ્કૃતિનું ખાસ લક્ષણ બાંધવાનું જરા અઘરું છે. બળમાં કે બુદ્ધિમાં એણે ખાસ મહત્તા ન દેખાડેલી હોવા છતાં એનામાં એક જાતનો વિસ્તાર પામવાનો ગુણ છે. એ જે ભૂમિમાં જાય છે ત્યાંના રંગે તે પ્રકાશે છે અને જુદી જુદી પ્રજાઓ એને પોતાને અનુકૂલ સ્વરૂપ આપી પોતાને ગમે એવી રીતે એને સ્વીકારે છે. એટલે ચીનમાં કે જાપાનમાં, સીલોનમાં કે સીયામમાં જ્યાંજ્યાં એ સંસ્કૃતિ છે ત્યાંત્યાં એણે ત્યાંની પ્રજાના ખાસ ગુણો પ્રમાણે પોતાનો દેહ ઘડયો છે. ધર્મનાં સૂત્રો એનાંએ; એનો અમલ ઘણે ખરે ભાગે દરેક પ્રજાઓની ખાસ વિશિષ્ટતા પ્રમાણે. લોકોને પ્રસન્ન કરવા એણે મૂર્તિપૂજા સ્વીકારી, એણે દેવદેવીઓ કર્યાં, એણે અનાત્મવાદી અને નિરીશ્વરવાદી હોવા છતાં લોકોને આકર્ષે એવાં બધાં તત્ત્વો સ્વીકાર્યાં.

વળી બૌદ્ધિક સંસ્કૃતિએ ધર્મની મદદમાં કલા લેવા માંડી અને તેનાથી તેણે હીંદુ ધર્મની ઉપર સરસાઇ મેળવવાનો દાવો એકવાર કેળવવા માંડયો. એણે સ્તૂપો બંધાવ્યા, એણે ગુફાઓ કોતરાવી, એણે મૂર્તિઓ ઘડી, એણે અજંટા જેવાં ચિત્રો ચીતરાવ્યાં. હીંદુસ્તાનમાં સૌથી પ્રાચીન અવશેષો લગભગ આજ સંસ્કૃતિના મળે છે.

ને એના અનુકરણે હીંદી સંસ્કૃતિએ પણ એ બધી વસ્તુઓ સ્વીકારવા માંડી. એણે મંદિરો બંધાવ્યાં એટલુંજ નહીં પણ એ મંદિરમાં લોકોને આકર્ષવાને માટે આરતી, સંગીત, ઉત્સવો વગેરે દાખલ કીધાં. એણે દેવના રથ શેરીઓમાં ભવ્ય દબદબા સાથે ફેરવવા માંડયા. ભજન મંડળીઓ અને કથાઓ પણ એજ ઉદ્દેશથી દાખલ થયાં; અને આ દુનીઆના ભાવોથી બધા ભરપુર એવી દેવોની સૃષ્ટિ એણે ઘણું મોટું સ્વરૂપ આપીને રચી.

હીંદી પ્રજાને પ્રજા તરીકે સાંકળનાર કે ગણાવનાર કોઇ બળ હોય તો તે આ ધાર્મિક અસ્મિતા, અને સંસ્કૃત ભાષા. ધર્મથી સ્વતંત્ર એવી પ્રજાકીય અસ્મિતાનો ખ્યાલ તો આ દેશમાં પૂર્વે કદિ હતોજ નહીં. કાશ્મીરથી કન્યા

કુમારી સુધી રામ, કૃષ્ણ અને નટરાજ દેવ મનાય. સવારના પહોરમાં ગંગા, યમુના, સિંધુ, નર્મદા, કાવેરી એમ આખા હીંદુસ્તાનની નદીઓનાં નામ લેવાય અને હિમાલયથી રામેશ્વર સુધીના તીર્થસ્નાનોની યાત્રાએ પણ દરેક પ્રાંતના લોકો આવે, એ બધું ખરું, પણ તે શીવાય બીજી બધી ભિન્નતા. પહેરવેશ જુદો, આહાર જુદો, આચાર જુદા, રીવાજ જુદા, ભાષા જુદી અને તે ભેદ એટલા સખત કે ઓગણીસમી સદી પહેલાં એ બધું એક થઇ શકે એવો વિચાર બહુ થોડાકેજ કર્યો હતો. મુસલમાન સમય પહેલાં વિશાલ મહારાજ્યો સ્થપાયાં તેમાંએ આખા હીંદને એક છત્ર નીચે આણી એક કરવા કરતાં ક્ષત્રિય ધર્મ પ્રમાણે દિશાઓ જીતવા નીકળવાનો અને તેથી પરાક્રમી કહેવડાવવાનો વધારે લોભ હતો. અને અશોક અને ગુપ્ત સામ્રાજ્ય શીવાય તો એવા પ્રયત્નો પણ બહુ થોડાજ થયા છે.

યુરોપીય સંસ્કૃતિ સાથેનો આપણો મૂળભેદ આ ધર્મભાવનામાંથીજ થવા માંડે છે. ધર્મને નામે ત્યાંએ લોકો કપાયાં, બળી મુઆ, ફાંસીએ ગયા એ બધી વાત ખરી, પણ માત્ર ધર્મભાવના પર એમનું જીવન કદીએ રચાયું નહોતું. યુરોપની સૌથી જુની સંસ્કૃતિ ગ્રીસ ને રોમની. તે લઇએ તો તેમાં તો ધર્મભાવના નહોતીજ. ગ્રીસની સસ્કૃતિ સૌંદર્યભાવના અને કલાના આદર્શ પર રચાઇ હતી. અને એમનાં દેવ દેવીઓ પણ સૌથી વધારે રુપાળાં, સૌથી વધારે બળવાન, સૌથી વધારે શોખીન માણસોના અદ્દભુત આદર્શો પુરા પાડે એવી અપૂર્વ કલ્પનાઓ પર રચાયાં હતાં. ગ્રીકોને કવિતાનો કોડ, એમને નાટકોનો કોડ, એમને રમત ગમતનો શોખ, એમનાં મહાકાવ્યો એજ આદર્શ પર રચાએલાં, એમના મહાપુરુષો એજ ભાવનાઓના પ્રતિનિધિ, એમનું આખું જીવન એ એકજ વાત રજુ કરે. ગ્રીકોનો સ્વાતંત્ર્ય પ્રેમ પણ એમની સૌંદર્ય ભાવનાની ભવ્ય ઇમારત કોઇ ગ્રામ્ય અને ગંદા સ્પર્શથી દૂષિત ન કરે તેના ઉપર કેળવાયો હતો.

રોમન પ્રજાની સંસ્કૃતિ વળી એને મળતા પણ તેનાથી એક જુદાજ આદર્શ પર રચાએલી હતી. અને તે એમની વ્યવસ્થા ભક્તિ જીવનમાં સૌંદર્ય ખરું, ધર્મ ખરો, વિલાસ પણ ખરો પણ વ્યવસ્થા પહેલી, અને તે એક આદર્શ પર એમણે આખી દુનીઆ જીતી.

દુનીઆમાંથી વ્યવસ્થા અને સૌંદર્યભક્તિ પર રચાએલાં એ મહારાજ્યો તો જતાં રહ્યાં પણ તેનાં સંસ્કારબીજ યુરોપની ધરતીમાં પડી રહ્યાં. તેનું નવુ સમિશ્રણ થઇ ફરી પાછા આજે એ નવે રૂપે ઉગીને ફાલી રહ્યાં છે.

યુરોપીય સંસ્કૃતિનો આત્મા આમ આ બે તત્ત્વોનો બન્યો છે. તેમાં તેમણે પોતાના સાહસ અને શોધકબુદ્ધિના અંશ ઉમેર્યા, મહાત્વાકાંક્ષાથી તેમણે તે આત્માને પોશ્યો અને તલવાર અને વિદ્યા બેના બળથી સજ્જ થઇ દુનીઆની સફરે તે સંસ્કૃતિ નીકળી પડી. એણે દરીઆ ખેડયા અને જહાજો બનાવ્યાં, એણે વિદ્યુત ને વરાળ ને વાયુના દૈત્યોને પકડી પોતાના સેવકો બનાવ્યા. એણે સૂર્યકિરણોને ઉપયોગમાં લીધાં, એણે સૃષ્ટિના છેડા અને અભેદ્ય પર્વતો ને ઘર આંગણા જેવાં બનાવ્યાં. એણે ભાષા ખેડીને એણે સાહિત્ય સર્જ્યું; એણે કલાના આત્માને નવોજ દેહ આપ્યો. આમ એ સંસ્કૃતિનું પ્રચંડ મોજું આખી દુનીઆ પર ફરી વળ્યું, અને સર્વદેશીય વિકાસ એણે સાધવા માંડયો.

ને દુનીઆભરમાં ફરતી એ સંસ્કૃતિ એશીઆમાં ને આપણા હીંદુસ્તાનમા પણ આવી પહોંચી છે. હવે પ્રશ્ન માત્ર એટલોજ છે કે આપણે એ સંસ્કૃતિની સાથે કે સહકાર-કરીશું કે

નહીં ? એને કાઢી મૂકવા જેવું આપણું બળ નથી. એનાથી દૂર રહેવાનું આપણું ગજું નથી. આપણે એનો સત્કાર નહીં કરીએ તો જોરજુલમથી એ આપણા પર આવીને ચઢી બેસશે. અને તેથી એવું થશે કે એનાં સારાં કરતાં ખરાબ તત્ત્વોને આપણે વધારે ગ્રહણ કરીશું. આપણે એવું શું કરીશું ?

આનો જવાબ આપતાં પહેલાં આપણે એક વાતનો વિચાર કરવાનો છે. પ્રાચીન કાળની માફક દુનીઆની જુદી જુદી સંસ્કૃતિઓ એક બીજાથી ભિન્ન રહી શકે એ શક્યજ નથી. પહેલાં એક ગામથી બીજે ગામ જતાં જ્યારે મુશ્કેલી પડતી ત્યારે દરેક સ્થળની કે દરેક જાતિની સંસ્કૃતિને બીજી સંસ્કૃતિ સાથે મળવાના કે ઘર્ષણમાં આવવાના પ્રસંગો બહુ થોડા મળતા. ત્યારે પોત પોતાનું જુદું વ્યક્તિત્વ સૌને સાચવી રાખવું સહેલું પડતું, પણ હવે જ્યારે રોજ સવારે આખું જગત એકબીજાની ખબરો છાપાંઓને તારોદ્વારા પડોશના ઘરની બીનાની માફક જાણી શકે છે; જ્યારે દુનીઆના ગમે તે છેડે માણસ નજીકના ગામ જતો હોય તે પ્રમાણે જઈ શકે છે, અને આખા જગતની માનવતા જ્યારે પરસ્પરસાથે સરસાસરસીમાં પડી છે ત્યારે એ વખતે કોઈ પણ સંસ્કૃતિ એક બીજાથી દૂર કે ભિન્ન રહી શકે એ શક્યજ નથી. હવે દેશની કે જાતિના સંસ્કૃતિને બદલે જગત સંસ્કૃતિની ભાવનાજ માણુસથી કેળવી શકાય. જો તે તેમ ન કરે તો પ્રગતિની શરતમાંથી તે પાછળ પડવાનો અને એને પાછળ મૂકીને કે કચરીને એ જગત સંસ્કૃતિનો જગન્નાથ રથ આગળ ધપ્યાંજ કરવાનો.

આ જગત સંસ્કૃતિની સાથે જો આપણે સહકાર નહીં કરીશું તો આપણી સંસ્કૃતિનાં આપણે ક્યાં અંગ સાચવી શકીશું! દુનીઆભરની "ફેમીનીન મુવમેંટ"ને લીધે પિતૃમૂલ આદર્શમાં ક્યારનોએ સડો લાગી ગયો છે. વિજ્ઞાને બળ અને બુદ્ધિ બેના પર જીત મેળવી અગત્યનું સ્થાન પોતાને માટે મેળવ્યું છે. દબાએલા વર્ગો અને મજુર વર્ગો, પદવી, પૈસા, સત્તા સૌની સામે પોતાનું એકત્ર બળ ભયંકર દબાણથી અજમાવી રહ્યાં છે. ધર્મને નામે આવતું પરલોકનું અજ્ઞાનજન્ય આશ્વાસન આપણને મળતું નથી. અને ઇશ્વરની સર્વ શકિતમત્તા સામે મનુષ્યે કુદરત પર કાબુ મેળવી પોતાની શક્તિઓ અજમાવવા માંડી છે. જીવનમાં ને કલામાં પણ પ્રત્યેક દિવસે નવા નવા અદ્દભુત ફેરફારો સ્થાન લઇ રહ્યા છે એવે વખતે આપણે માટે માત્ર બેજ માર્ગ ખુલ્લા રહ્યા છે. આ નવી જગત સંસ્કૃતિ સાથે સહકાર કરવાનો કે તેના આક્રમણથી કચરાઇ જવાનો.

ને શા માટે માનવું કે નવું એટલું બધું ખોટું, જડ, અગ્રાહ્ય ! નવાં તત્ત્વો પચાવવાની આપણી અશકિત કે તેને ન સમજવા જેવી સાંકડી મનોદશા સીવાય એ બીજું શું સુચવે છે ! ભૂતકાળમાં આપણી સંસ્કૃતિ ઘણી સરસ હતી. શક્તિમાન હતી. પણ તેથી શું ? એનાં કેટલાક ચેતનહીન થએલાં ખોખાંઓને પણ આપણે સાચવી રાખવાં ? એનો આત્મા જરુર સાચવી રાખવો પણ કુદરત દર વસંતે નવાં પુષ્પપત્રો સજે છે; તેમ તેને પણ નવા પુષ્પપત્રો સજાવવાં અને તેનું યૌવન અને શકિત કાયમ રાખવાં, નહીં તો સુકાઇ જઇ ખરી જવા શીવાય અને દુનીઆની કેટલીક બીજી સંસ્કૃતિઓ નાશ પામી માત્ર સ્મરણનોજ વિષય બની રહી છે તેમાંની આપણી સંસ્કૃતિ પણ એક થઇ રહેતે.

[ વધુ માટ જુઓ પૃષ્ઠ ૩૦૪]

# નવ ગુજરાતનો સૌંદર્યનો
# ::: આદર્શ :::








લેખક
રા દયાશંકર મ ભટ્ટ
સભ્ય, સાહિત્ય સંસદ

એક પડતી સાંજના અમે અમારી ઓફીસમા બેઠા બેઠા ગપ્પાં હાંકતા હતા. અંધકારમાંથી ઉષા પ્રગટે છે એમ કેટલીક વખત આપણા ગપ્પામાથી માનવજીવનના મહા સત્યો નીકળી આવે છે, કોઇક વખત મહાસત્યોને બદલે તેનુ પૂર્વ સ્વરૂપ મહાસંશયો પણ ઉદ્ભવ પામે છે આ પ્રકારના ગપ્પા હાંકતા અમે જગતના લગભગ તમામ વિષયોને અમારી વાતચીત દરમ્યાન ઉભા કરી દીધા હતા. જાણે અમેજ એ બધી પ્રવૃત્તિઓના પોષક ને વિચારક હોઇએ તેમ સર્વજ્ઞ અને સર્વકર્તાના (undisputed rights) નિર્વિવાદ અધિકારથી ઝોકાવ્યે જતા હતા.

રાજાબાઇ ટાવરના ઘડીઆળના આંકડા ગણતા અમારા પ્રોફેસર મિત્રે ઉંચુ જોયુ. સંધ્યા આકાશમા અનતવીન રંગો પુરી રહી હતી. વરસાદનું ઝાપટું થોડીવાર ઉપરજ આવી ગયું હતું હવામા સહેજ શરદી હતી,

પ્રકૃતિએ નવું સ્વરૂપ ધાર્યું હતું. આ વાતાવરણ તાઝગી આપતું.

આ સૌંદર્ય દર્શનથી મુગ્ધ બનેલા પ્રોફેસર સહજભાવે બોલી ઉઠ્યા: 'આપણે ત્યાં સૌંદર્યના ઉપાસકોજ ક્યાં છે? કેવું પ્રસન્ન પ્રકૃતિ દર્શન"

કોઇકે ઉત્તર આપ્યો: 'કેમ? કલાપીએ સૌંદર્ય પાછળ દીવાના બની નથી ગાયું ?

"સુંદરતા પામવા કાજે સૌંદર્ય બનવું પડે"

"છી, ઠીક, એ તો બધું જવાદોને પણ કોઇએ વિચાર્યું છે નવગુજરાતના સૌંદર્યનો આદર્શ શો?" પ્રોફેસરે એક કોયડો મુક્યો.

"ભલા આદમી છો, તમે તો 'પ્રોફેસર' જ રહ્યા. વળી એમાં શું વીચારવાનું હતું? Truth is beauty સત્ય, નીતિ, એજ પરમ સૌંદર્ય"—અમારામાંથી એકે ફેંક્યું.

પણ આ ઉત્તરથી કોઇને સંતોષથી થયો નહીં. ને સૌ અજાણ્યે વિચારમગ્ન બનવા માંડયાં. ત્યાં અમારામાં એક સંસ્કૃત સાહિત્યના શોખીન હતા તે બોલી ઉઠ્યા: 'એમાં શું!

तन्वी श्यामा शिखरि दशना पक्क बिम्बाधरोष्ठी ।
मध्येक्षामा चकित हरिणी पेक्षणा निम्न नाभिः ॥
श्रोणी भारादलसगमना स्तोकनम्रास्तनाभ्यां ।
या तत्रस्या युवति विषये सृष्टिराद्येव धातुः ॥

કહી એમણે એક સુંદર શ્લોક ટાંક્યો. અમારા મનમાં તો એક ક્ષણભર એ પ્રાસાદિક કવિની તન્વી, શ્યામા ને પક્વ બિમ્બાધરોષ્ઠી, રૂપરૂપના અંબાર સરીખી સુંદરીની સૌમ્ય મૂર્તિ ઉભી થઇ રામી ગઇ.

"એ તો સંસ્કૃત કવિઓનો આદર્શ." સુરંગી બોલી ઉઠ્યા; "પણ આપણા કવિઓ ને સમાજનો આદર્શ શો?"

"કેમ,
છબી છટા ભરી સોહાગ
તૃપે સુખ મુગ્ધ ઉરા— કહી

કવિએ તો આદર્શ આપ્યોજ છે ને!" મેં કહ્યું. 'ને આપણા લેખકોએ કુમુદ, કુસુમ, મંજરી કે ગૌરીનું, ને જોઇએ તો સરસ્વતીચંદ્ર લ્યો કે કાક ને સેનાજિત લ્યો બધામાં સૌંદર્યની પરમભાવના વ્યક્ત કરી છે. કદાચ સૌંદર્યના પ્રભુ કામદેવની સરસાઇ કરે એવાં તો વર્ણન કરી આદર્શ આપ્યા છે."

"ને આ આદર્શ તો આપણા પ્રાચીન કવિઓએ કલ્પેલા આદર્શ કરતાં કૈંક વધારે વિશિષ્ટ પ્રકારનો હોય એમ લાગે છે." એક જણે કહ્યું.

"તમે તો આડા ઉતર્યા. આ તો ભૂતકાલની વાતો થઇ. કોઇ કહેશે નવગુજરાતનો સૌંદર્યનો આદર્શ શો?" ફરી પાછો આ અનંત પ્રશ્ન પ્રોફેસર રજુ કર્યો.

"જુઓને, મેં હજુ સુધી એકે એવી સ્વરૂપવતી સ્ત્રી જોઇ નથી [ મારાં (થનાર) પત્નીએ (જ્યાં હોય ત્યાં) આ વાંચી આ તેમને માટે લખ્યું છે એમ ન માનવું. 'એ તો લેખકો એમજ લખે' એ એક વિદ્વાન તંત્રીનાં પત્નીનો મુદ્રાલેખ ધ્યાનમાં રાખશે, એવી આશા છે. વીસમી સદીની જરાક વધારે સભ્યતાની કહું તો વાંચી માફ કરશે. ને એમણે પોતે તો આ કથનને અપવાદ રુપે સિદ્ધ કરે છે એમ ગર્વ લેવો. ] કે જે મને આ માયામય જગતના એક માત્ર સાર રૂપ લાગી હોય, જેણે દર્શન માત્રથી મારા હૃદયને ટેનીસના બોલની પેઠે આમથી તેમ ઉછાળ્યું હોય, જેણે મારા મુખમાંથી 'એ ગઇ—આ—ગઇ—' એવા ઉદ્‌ગારો કઢાવી મને થાણાના અમુક વસતિગૃહમાં જવાને પાત્ર બનાવ્યો હોય, એટલે એ આદર્શ જરા કલ્પવો મુશ્કેલ છે. પરંતુ, હા એટલું ખરું, કે ગાંધી યુગની જે અસરોએ ગુજરાતને ભાવનાવાદી બનાવ્યું તેણે તેની (Aesthetic sense) કલાદૃષ્ટિને પણ ખીલવી છે. સુઘડતા, સરળતા, સ્વચ્છતા ને આરોગ્ય એ

## આદર્શ સૌંદર્યની મૂર્તિઓ





પશ્ચિમ જેની પાછળ ઘેલું થઇ ભમે છે.



[નવગુજરાતનો સૌંદર્યનો આદર્શ

સૌંદર્યનાં લક્ષણો ગણાવા માંડ્યાં છે. અર્થાત્ તસતસતું સ્નાયુઆળુ ગૌરવર્ણું શરીર, clean shaved મૃદુ મુખારવિંદ, એક બાજુથી હોળેલા જરા ઋષિબાળશા ગરદન સુધી ઝુકતા લાંબા વાંકડીયા વાળ-સ્વચ્છ ને બધબેસતાં કપડાંમાં દીપી આવતું અંગ, જરીકે નખ વિનાની લાંબી આંગળીઓ-ને રતાશ ભરી હથેલી એ આજના સૌંદર્યવાન ગણાતા યુવકનાં લક્ષણ છે" મેં કહ્યું; પરંતુ સુરગી સહેજ સ્મિત કરી બોલી ઉઠ્યાં: "કદાચ આવતી કાલની કલ્પનાઓ તો નથી કરતા ને?"

× × ×

આ વાત આટલેથી રહી ને અમે લુગડાં કેમ ને કેવાં પહેરવાં, કયારે ને કેવાં પહેરવાં, બુટ પહેરવા કે નહીં, બુટની દોરીની નીચે ગાંઠ વાળવી કે ઉપર ફુલ મુકવું; મરોડદાર અને સુંદર અક્ષરો લખવા પેન કેમ પકડવી ને ટાંકણી કાગળ ઉપર સીધી નાખવી કે આડી નાખવી, ને ટોચ નીચે રાખવી કે ઉપર રાખવી કે જેથી 'સું-દર' 'સુષ્ઠુ' ને 'કલામય' કેમ લાગે એવા એવા અનેક પ્રશ્નો ઉપર ઉતરી પડ્યાં. ને પછી તો એ વાત કયાં ને કેમ મુકી દઇ-કે કયો છેડો ઝાલી સાઇમન કમીશન ને ઓ. બી. વિઠ્ઠલભાઇ પટેલનું મૌન ને તેમની કારકીર્દી, ને ગાંધીજીની અહિંસા ને એમની વાણીયાગત ઉપર ચઢી ગયા ને કયારે સાંથી ભુસકો મારી ઉભા થયા તે અત્યારે યાદ નથી.

પરંતુ કેટલીક વખત વિચારનાં ભૂત કેમે કરી કેડો છોડતાંજ નથી. આપણે જરાક નવરા પડ્યા કે ડોકું ઉંચું કરે તેમ રાત્રે સુતાં સુતાં આ વિચાર સુઝ્યો ને એના ઉપર સમસ્ત ગુજરાત શો વિચાર કરે છે, શી કલ્પનાઓ બાંધે છે એ જાણવા ઇચ્છા થઇ. ને બીજે દિવસે 'ગુ જ રા ત'ના જયેષ્ઠના અંકમાં પ્રશ્ન પુછ્યો: 'નવગુજરાતનો સૌંદર્યનો આદર્શ શો?'

× × ×

પરંતુ મારે સખેદ કહેવું જોઇએ કે આપણે જેટલો ફીકો રાખીએ છીએ તેટલી કલ્પના શકિત કે વિચાર શકિતને આપણે કસતા નથી. ગુજરાતભરમાંથી અમને આ પ્રશ્નના ૧૫-૨૦ ઉત્તરો મળ્યા છે. તેમાંએ ઘણાખરામાં તો સૌંદર્યનો આદર્શ નહીં પણ સૌંદર્ય અને નીતિ એ બેની વ્યાખ્યા આપી છે. ને એક વિદ્વાને તો અગીઆરસના ઉપવાસ કરવાથી પુણ્ય પણ મળે છે ને સૌંદર્ય પણ ખીલે છે એવો નિબંધ લખી મોકલી એ 'એ આખોએ વાંચી જવાની ખાસ ભલામણ' સાથે શિક્ષા કરી છે. જ્યારે એક 'સૌંદર્યના ઉપાસકે' સુંદર યુવતીઓની Beauty Prize Competition ભરવાની યોજના ઘડી 'ખાસ વાંચી, છાપવા ને દરેકના વિચારો આમંત્રી યોજનાને સત્વરે સક્રિય બનાવવા' અમારી 'નવીન દૃષ્ટિ ને સર્જન શકિત'ની પ્રશસ્તિ રચી મોકલી આગ્રહપૂર્વક વીનંતી કરી છે. એક પુસ્તકના પ્રિયજને પ્લેટો ને એરીસ્ટોટલથી માંડી છેક ગાંધીજી, વેલ્સ અને બનાર્ડ શોએ સૌંદર્ય વીશે શું શું કહ્યું છે તેનો ખાસ્સો ૩૦ ફુલ્સકેપ ભરીને ।નષ્કર્ષ અમને મોકલી દીધો છે. અમને દીલગીરી માત્ર એટલીજ થાય છે કે જેટલી મહેનત એમણે આ અવતરણો કરવામાં લીધી હશે તેનો એક સોમો ભાગ પણ એ અવતરણનું વાચન કરવા પાછળ હું આપી શકયો નથી. પરંતુ આપણા સ્વભાવાનુસાર એટલી મહેનત આપણે નથી કરી શકતા પણ એટલી મહેનતની કીંમત આંકી શકીએ છીએ. ને પરિણામે એમના લખાણ પ્રત્યે નહીં પણ એમના શ્રમ પ્રત્યે હું સહાનુભૂતિ દર્શાવું છું.

. પણ કોઇક કહે છે 'એમ આ જમાનાનું લક્ષણ misunderstanding, ને misrepresentation છે એ સાચું નથી લાગતું ? તમે ' એક રુપીઓ ' કહો પણ એને મારી મચેડીને ' બાર આના ' ' એક પૈસો ' કે ' રામશંકર મરી ગયો ' એવો મને ફાવતો અર્થ ને ધ્વનિ હું કાઢી રજુ કરું; એ વળી એનોએ કસ કાઢી કૈં બીજુજ આપે; અથવા 'અમુક પુરષે કહ્યું તે તો મેં ક્યારનુંએ કહ્યું હતું, કહ્યું નહીં હોય તો એવુંજ હું કહેતો હતો, એવુંજ કહેવાનો મારો ઇરાદો હતો અથવા એવુંજ મારા મનમાં હતું' વગેરે વગેરેની પરંપરા ચાલ્યાજ કરે એમ નથી બનતું ?

તેમ સૌંદર્યનો આદર્શ કલ્પવામાં સૌંદર્યની જોડણી વ્યુત્પત્તિ, અને તત્ત્વદર્શન, ને છેવટે સૌંદર્ય એ નીતિ છે, નીતિ એ મતિ છે ને મતિથી મોહ થાય ને અંતે નર્કવાસ મળે એમ ઘણું ઘણું કહેવામાં આવ્યું છે. સૌંદર્ય ને ઔદાર્ય, એ બનેને માનાં જણ્યા ભાઇ બહેન જેવો સંબંધ છે એમ પણ એકે કહ્યુ છે, ને સૌદર્યને બદલે ઔદાર્ય, માણસાઇ ને સદ્દગુણો ઉપર પણ નિબંધો આવ્યા છે.

પણ એ વાત તો સાચી છે કે સુંદરતા ઘણાને—ના, એમ નહીં પણ લગભગ દરેકને ગમે છે. કેટલાક ' નરી સરલતા ' મા સૌંદર્યની પૂજા કરશે. કેટલાક આછા ઉઘાડવાળી કે આકર્ષક સૌંદર્યની પૂજા કરશે. પશ્ચિમ સુડોળ ને સમ પ્રમાણ શરીરના અવયવો પાછળ ઘેલું બની નગ્ન દેહલતામાં મુગ્ધ બની છેક નાચની રંગભૂમિ ઉપર પણ એ સૌંદર્યને સદેહે ઉતારવાના પ્રયતો કરી રહ્યું છે.

મારા એક મિત્ર સૌંદર્યની પાછળ એટલા બધા ગાંડા થઇ ફરે છે કે ઘરને સુંદર રાખવા, દિવસમાં દસ વખત ફર્નીચર આઘું પાછું કરાવશે, ને એમની સ્ત્રીની ઘણીએ અનિચ્છા છતાં પણ અતિ આગ્રહપૂર્વક વીસ વખત મોઢું ધોવરાવશે; એકવીસ વખત માથું ઓળાવશે ને પચાસ વખત પફ ને પાવડર ને હેઝેલાઇનના થર લપેડાવશે. ને જ્યારે સો વખત અરીસા સામે ઉભાં રાખી દર્શન કરશે ત્યારે આટઆટલા શ્રમને અંતે ઘણાજ ધીમેથી કહેશે, ' ઠી...ક, પણ બરાબર નહીં.'

એક મિત્રને લાંબી ડોક, ગોળ મોં, પાતળા ને બીડેલા ઓઠ ને તીણું નાકજ ગમી ગયાં છે. તે એવી સ્ત્રી ન મળે ત્યાં સુધી કોઇએ એમનું હૃદય ચોરી ન જાય તે માટે પુરતો જાપ્તો રાખ્યા કરે છે. અને મારા એક મિત્ર ગોરી સારી કે શ્યામા સારી એનો નિર્ણયજ કરી શકયા નથી એટલે લગનની બાબતમાં એક વખત એક રાધા ગોરીને હા પાડી, પછી વળી શ્યામા ઉપર મોહી પડયા. ને આખરે બંનેમાંથી કયી સરસ તેનો નિર્ણય નથી કરી શકયા. ને અંતે સૌંદર્યથી દૂર જઇ રહ્યા. અને આ નિરાશાથી જગતમાં સૌંદર્ય છેજ નહીં એમ માની આંખે પાટા બાંધીનેજ ફરવું પસંદ કરે છે.

[આ લેખનો રસિક ભાગ આવતા અંકમાં]





# મારી નોંધપોથી

લેખકઃ

રા. ગુપ્તા

તા. ૫-૧૧-૨૭

સાગરને સામે પારથી ઈંગ્લાંડ હીંદુસ્તાનને કહે છેઃ–' આવે છે રે! આવે છે બાદશાહી કમીશન આવે છે.' પણ રીસથી નાકનું ટીચકું ચઢાવીને હીંદુસ્થાન જવાબ દે છેઃ ' નહીં જોઈએ. રે! નહીં જોઈએ બાદશાહી કમીશન નહીં જોઈએ.'

હીંદુસ્થાનનો સખ્ત તાપ, હીંદુસ્થાનના મલિન રસ્તાઓ, હીંદુસ્થાનનો સત્વહીન ખોરાક, હીંદુસ્થાનના પામર, પતિત, અધમ પ્રાણીઓઃ હીંદુસ્થાનનું શુંગળાવતું, શારીરિક, માનસિક ને આત્મિક સ્વાસ્થ્યને હનિકર એવું વાતાવરણ; આવી અનેકાનેક ઉપાધિઓ બાદશાહી કમીશન શા માટે વહોરી લેવા તૈયાર થયું છે? હીંદુસ્થાનને એ આત્મભોગની કીંમત નથી. લોર્ડ બર્કનહેડ ને અર્લ વીન્ટરટનને રાતના ઉજાગરા વેઠી અનેક ધમાલો કરી કટ્ટરમાં કટ્ટર વિરોધીઓ સામે કેવાં કેવાં ભાષણો કરવાં પડે છે!

દુનીઆ નગુણી છે. કોઈને શત્રુ બનાવવો હોય તો સહેલામાં સહેલો રસ્તો એ છે કે તેના પર ઉપકાર કરવો. મારું પોતાનું કામ પડતું મુકી હું મારા પાડોશીનું ઘર સંભાળતો એનાં સર્વ કાર્યો પર દેખરેખ રાખતો. એને કંઈ

---

**: : : એક અગત્યનો સુધારો : : :**

સારામાં સારા પુસ્તકને છેડે પણ શુદ્ધિપત્રક હોય છે એ મુજબ 'મારી નોંધપોથી' ને છેડે ' એક અગત્યનો સુધારો ' કરવાનો છે.

' ગુજરાત 'ના કાર્તિક ૧૯૮૪ ના અંકમાં પૃ. ૧૮૧ ની પૃષ્ઠ ને હેઠેથી ગણતા ચોથી લીટીથી વાંચવું શરૂ કરો.

" રાજમાન રાજેશ્રી બવવતરાય ઠાકોર પ્રચંડ અવાજે બોલ્યાઃ 'નહીં' કમલાશંકરભાઈ! ભુલ થાય છે તમારી ' ગ્વેથી ' નહીં જુઓ મેં શું લખ્યુ છે? ' ગ–અ–થ–' ગધેડો, અધ્યાપક, થોભીઆ–" વગેરે એમાં મારા પ્રમાદથી અથવા કમ્પોઝીટર, પ્રુફ સુધારનાર કે બીજા કોઈકની ભુલથી કે કાલબળથી રા બવવતરાય ઠાકોરના વાક્યોની જોડણી ખોટી મુકાઈ છે. માટે તે સુધારીને આમ વાંચવુ:

રાજમાન રાજેશ્રી બલવંતરાય ઠાકોર પ્રચંડ અવાજે બોલ્યાઃ "નહીં કમલાશંકરભાઈ! ભુલ થાય છે તમારી જુઆ મે શુ લખ્યુ છે? ' ગ–અ–થ–' જુઓ આ ' ગધેડો અધ્યાપક થયો! ' એ વાક્ય હું બોલું છું. એ વાક્ય ત્રણ શબ્દોનુ બનેલું છે, ખરું? ' એમાંના દરેક શબ્દનો પ્રથમ અક્ષર આમ ધીરે ધીરે ઉચ્ચારોઃ– ' ગ–અ–થ '

આ ભુલ સુધારી–સુધરાવી જેને અન્યાય થયો હોય તેને પુનઃ ન્યાય આપી હું કૃતકૃત્ય થાઉં છું. —ગુપ્તા.

વસ્તુ જરુરની છે ને કઇ નથી તે નક્કી કરતો. છતાં આજે એ મારો મોટામાં મોટો શત્રુ બની બેઠો છે.

કુમારિકા મેયોનો દાખલો તાજોજ છે. હીંદુસ્થાન વીશે લખવા એ છેક અમેરીકાથી અહીં આવી. હીંદુસ્થાન સંબંધી હકીકત આપણા ધ્યાનમાં પણ ન આવે એવાં સ્થળોથી મેળવી. સરસ્વતીના પ્રશ્નનો પ્રત્યુત્તર દેવા નૈષ્ટિક બ્રહ્મચારી છતાં શંકરાચાર્યે અમરુનો અવતાર ધારણ કરી શૃંગાર રસનાં ગીતો ગાયાં હતાં તેજ પ્રમાણે કુમારિકા છતાં પરણેલી સ્ત્રીઓની કલ્પનામાંએ ન આવે એવાં દૃશ્યો એણે જાતે જોયાં એટલુંજ નહી પણ પ્રલ્ભ પુરુષ પણ આ લખતાં લજ્જા પામે એવી સચોટતાથી આલેખ્યાં. પુષ્પની સુવાસ તો સર્વ લેવા જાય પણ અસ્વચ્છ ને અનાર્ય ક જગ્યાએ જઇ હકીકત ભેગી કરનાર તો વિરલાજ હોય છે. હીંદુસ્થાન વીશે હીંદીઓ નથી જાણતા એની સર્વ હકીકત ભેગી કરી કુમારિકા મેયોએ પ્રગટ કરી. પણ તેના બદલામાં એનો પાડ માનવો તો આઘો રહ્યો પણ હીંદીઓ એના પર ક્રુદ્ધ થઇ ગયા! આવી 'મનુકુલે ન જાણેલી' ને 'પૃથ્વીએ ન પ્રીછેલી' વાતો ભેગી કરતાં કુમારિકા મેયોને કેટકેટલો શ્રમ લેવો પડયો હશે, કલ્પનાને કેટલી કસવી પડી હશે, કેટલા આદર્શો રચવા પડયા હશે, કેટલા ભાંગવા પડયા હશે, કેટકેટલા હીંદના પ્રતિષ્ઠિત પુરુષોના સમાગમમાં આવવું પડયું હશે, તેમનાં ભાષણો સાંભળવા પડયાં હશે, તેમનાં પુસ્તકો વાંચવા પડ્યા હશે-અથવા આ સર્વ કર્યુંજ છે એમ મનને કેટકેટલી વાર મનાવવુ પડયું હશે એનો કોઇ વિચારજ કરતું નથી! મેં જ્યારે 'મધર ઇંડીઆ' વાચ્યું ત્યારે આ અમેરીકન બાલાએ આપેલા આત્મભોગથી હું ચકિત થઇગયો હતો, એના ઉપર હું વારી વારી ગયો હતો. મને થયું એને, કુંવારી આંખે શાં શાં દૃશ્યો જોવાં પડ્યાં! કુંવારા હૃદયમાં એને શા શા ભાવો અનુભવવા પડ્યા હશે ને કુંવારા હાથ વડે કેવાં ચિત્રો એને આલખેવાં પડ્યાં! ને એ બધું કોને ખાતર? પશ્ચાત્ય પંડિતો કાલિદાસ ને ભવભૂતિ, વેદ વ્યાસ ને પંતજલિ એવી માત્ર વ્યક્તિગત શોધો કરતા, આ અમેરીકન કુમારિકાએ આખા હીંદુસ્થાનું સંશોધન કર્યું. છતાં હીંદીઓ એનો વિરોધ કરી રહ્યા છે.!

આ પરથી એટલુંજ ફલિત થાય છે કે હીંદીઓને વિરોધ કરતાંજ આવડે છે. બાકી બાદશાહી કમીશન !-નામજ એટલું સરસ છે કે, "આત્મા અમર છેઃ ચહા બાદશાહી મળશે" એવું પાટીયું વાંચી હું એક હોટલમાં (આત્માની અમરતાના નહીં પણ બાદશાહી ચહાના આકર્ષણથી) ધસી ગયો હતો તેમ પ્રત્યેક હીંદી કમીશનનો સત્કાર કરવા ઇંગ્લંડ ધસી જાય તો હું આશ્ચર્ય પામું નહીં.

પણ વધારે વિચાર કરતાં મને લાગે છે કે મેં ઉપર આપેલો દાખલો યથાર્થ નથી. 'બાદશાહી ચા' વીશેનો મારો અનુભવ ઘણો કડવો છે. જે ઉત્સાહથી હું હોટલમાં દાખલ થયો તે ઉત્સાહ દાખલ થતાં વારને મરી ગયો. ત્યાં મેં એકે ખુરસી એવી નહીં જોઇ કે જ્યાં હું મનુષ્ય માફક બેસી શકું. ત્યાં હું જે ખુરશી પર જેવી રીતે બેઠો હતો તે યાદ કરતાં આજે પણ હું કંપી ઉઠું છું. છતાં બાદશાહી ચાને લોભે હું "ભોજન પેટમાં જાય છે ભોજનનું સ્થાન જતું નથી' એ ભદ્રંભદ્રનું આર્યવાકય બબડતો ત્યાં એક ખુરસી પર ગોઠવાયો. એ હોટલ તે તે જાણે હોટલ ન હોય પણ રાજકુમાર કૉલેજ હોય ને 'વેઇટરો' તે 'વેઇટર' નહીં પણ રાજકુમારો હોય એવો ભાસ મને થયો. મારી કોઇને પરવા ન હોતી, હું ત્યાં છું

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૩૦૪]

# ઉપતંત્રીની નોંધ

સાહિત્ય, કલા અને વિવેચનના ત્રૈમાસિક, કૌમુદીના કાર્તિક, ૧૯૮૪ના અંકમાં 'મિતાક્ષર મનન'ના વિભાગમાં એ ત્રૈમાસિકના વિદ્વાન તંત્રી નોંધે છે :

"ધેર ઇઝ એ ટાઇડ ઇન ધી એફેર્સ ઑફ મૅન .. આ ન્યાયે, ૧૯૧૫ કે '૧૬ માં મુંબાઇ પ્રાર્થનાસમાજના હોલમાં 'આઇડીઅલ્સ ઑફ મેનહુડ' પર ભાષણ આપનાર અમુક ગુજરાતી જુવાનના જીવનમાં ભરતી આવી, અસાધારણપણે આવી, અને તેનો તેને ઉપયોગ કરતાં આવડયો, એટલે તેણે એ સાત્વિક દિવસો કરતાં લગભગ હરેક બાબતમાં ઉલટી વાતો સમજાવતું ભાષણ નામે 'માનવતાનાં આર્યદર્શન' ગયા સપ્ટેમ્બરમાં આપ્યું. અમારી સ્મૃતિ પ્રમાણે, તે વખતે રા. મુનશીએ ગીતાકારનાં મુક્તકંઠે વખાણ કરીને, નીત્શેનો નામોચ્ચાર પણ પોતાને બરાબર આવડતો નથી એવો એકરાર કરીને નીત્શેનો વિરોધ કર્યો હતો. આજે હવે એમને આર્યો ને ગીતાકાર ને પૂજ્ય શ્રી નીત્શેમહારાજ બધાએ એકજ નિસ્ત્રિગુણકુળનાં સંતાનો તરીકે દેખા દે છે."

અમારો અનુભવ છે કે અમારા મિત્ર રા. વિજયરાય વૈદ્યની સ્મરણશક્તિ, રા. મુનશી સંબંધી એઓ કૈં પણ લખવા બેસે છે ત્યારે, નિર્ભાગીની ભાગ્યરેખા પેઠે, એમને દગો દે છે. સાહિત્યસેવકોની યોજનાની સ્ફુરણા પ્રથમ પોતાનેજ થઇ હતી એ સિદ્ધાંતની મંડનાત્મક ચર્ચા એમણે કરેલી ત્યારે એમની સ્મરણશક્તિએ એમને જે દગો દીધો હતો તે વાત ભૂતકાલ ભેગી ભુલાઇ જાય તે પહેલાં તો, જાણે એમના વીશેના અમારા પૂર્વના અનુભવના મમર્થનમાજ હોય તેમ, એમણે રા. મુનશી વીશે પ્રથમ કરતાં વધારે ભુલભર્યું કથન કરી નાખ્યું છે.

ઉપર ટાંકેલા અવતરણમાં રા. વિજયરાય વૈદ્યની સ્મૃતિભુલ, રા. મુનશી સંબંધીના એમના અન્ય લખાણોમાં સ્વાભાવિક રીતે હોય છે તે કરતાં પણ વધારે પ્રમાણમાં દેખાય છે. એમાં રા. મુનશીના પૂર્વોક્ત ભાષણ સંબંધમાં રા. વિજયરાય ત્રણ વસ્તુ જણાવે છે. એ ભાષણમાં રા. મુનશીએ (૧) પોતાને નીત્શેનો નામોચ્ચાર પણ આવડતો નથી એવો એકરાર કર્યો હતો; (૨) નીત્શેનો વિરોધ કર્યો હતો અને (૩) ગીતાકારનાં મુક્તકંઠે વખાણ કર્યાં હતાં. પણ દુર્ભાગ્યે એ ત્રણમાંની એકે વસ્તુ, છાયારૂપે પણ, રા. મુનશીના એ ભાષણમાં કોઇ પણ સ્થળે જણાતી નથી.

રા. વિજયરાયની સ્મરણશક્તિનું મધ્યબિંદુ, અનેકાનેક ઉપાધિઓના દબાણોને લેઇ, સ્થાનાન્તર કરી બેઠું હોય તો અમે એમને સ્થાન ઉપર લાવી મુકવામાં મદદ કરવા ઉત્સુક છીએ એ કહીશું કે ભાઇ વિજયરાય!

(૧) રા. મુનશીના ભાષણનું શીર્ષક 'આઇડીઅલ્સ ઑફ મેનહુડ' નહોતું પણ 'મેનહુડ એંડ સમ ઑફ ઇટ્સ ઇંટરપ્રીટર્સ' હતું.

(૨)પોતાને નીત્શેનો નામોચ્ચાર પણ બરાબર આવડતો નથી એવી મતલબનું કે મારીમચડીને મહામહેનતે પણ જેમાંથી એવો અર્થ કાઢી શકાય એવું રા. મુનશીએ પોતાના ભાષણમાં ક્યાંએ કહ્યું નથી.

(૩)નીત્શેનો એમણે વિરોધ કર્યો હોય તો તે કદાચ રા. વિજયરાયને મોઢે ખાનગીમાં કર્યો હશે. બાકી પ્રસ્તુત ભાષણમાં એ વિરોધની ગંધ માત્ર પણ નથી. નીત્શે વીશે એમણે એટલુંજ કહ્યું હતું:—

But just as the Greek biographer warred against the license of later Rome, Nietchze's fight lay against the spirit which prevailed in Europe when this war began. This war will give birth to another age, but the age of mammon-worship, of unbounded luxury, of science catering to the whims of man, art of and literature ponde-ring to the unrcontrolled passions of a refined but aimless existence. Act was an end in itself-life a holiday pastime. This icadl of life Nietchze sought to destroy. He wanted man to be a 'blonde beast', fearless, rampant, powerful ' to whom violation, appropriation and injury are the very breath of life '. However blood-thirsty his gospel may appear, he stands for the resuscitation of the eternal Animal in man, at all times when life-force gets tame, and manhood is stifled by artistic self-compla-cency. And he cannot be considered the least of the interpreters because he dared ruthlessly to remove the draperies by which civilidsation concealed the great truths of life."

ઉપલા અવતરણમાં નીત્શેનો વિરોધ કર્યા છે તે સમજાતું નથી. કદાચ ઇશ્વરની પેઠે એ બુદ્ધિથી અગ્રાહ્ય હશે ને કોઇક વિજયરાય સમા યોગિજનનેજ ગ્રાહ્ય થતો હશે!

રા. મુનશી ગીતા ને ગીતાકારના પ્રશંસક છે; પરંતુ ઉપર્યુક્ત ભાષણમાં એમણે ગીતાકાર-નાં કોઇ પણ સ્થળે 'મુક્તકંઠે વખાણ' કર્યાં દેખાતાં નથી. પછી અમારો દૃષ્ટિદોષ હોય—અથવા અમુક શબ્દો અમારી આંખ આગળથી ગેરહાજરજ રહેતા હોય તો કોણ જાણે! એક સ્થળે પ્રશંસાસૂચક વિશેષણ સાથે મહાભારતનો ઉલ્લેખ છે ખરો, પણ રા. વિજયરાય વૈદ્ય એટલું તો જાણતાજ હશે કે 'મહાભારત' એટલે ગીતા નહીં ને એક વિશેષણ સાથેનો ઉલ્લેખ એટલે 'મુક્તકંઠે વખાણ' નહીં.

આ પ્રમાણે રા. વિજયરાય લખે છે તેમ રા. મુનશીએ 'નીત્શેનો નામોચ્ચાર પણ આવડતો નથી એવો એકરાર', 'નીત્શેનો વિરોધ' કે 'ગીતાકારનાં મુક્તકંઠે વખાણ' કર્યાં નથી. છતાં એમ કર્યું હોત તો પણ અગીઆર વર્ષ પછી પહેલાં કરતાં જુદા અભિપ્રાય એ શા માટે ન પ્રગટ કરી શકે! અભિપ્રાય કે વિચાર હંમેશાં એકનાં એકજ રહેવાં જોઇએ એમ પ્રથમ રા. મુનશીનાં 'મુક્તકંઠે વખાણ કરી' હવે એમનો વિરોધ કરવા તત્પર થએલા રા. વિજયરાય નહીંજ માનતા હોય.

આટલું લખ્યા પછી એક વાત નોંધવી આવશ્યક જણાય છે. રા. મુનશીનો ઉપર્યુક્ત નિબંધ અમને 'ગુજરાત'-કાર્યાલયમાંથી મળ્યો છે; જે કાર્યાલયને રા. વિજયરાય એકદા શોભવતા હતા. અને એ નિબંધ એમણે જોયો-વાંચ્યો હશેજ, એ વાત તો એ નહીં ભુલી ગયા હોય, એવી આશા રાખીએ છીએ. પણ અમારો અનુભવ અમને વધારે આશા રાખવા દેતો નથી!

## અકાળે ખરેલા સાહિત્ય સીતારા

ગુજરાતના બે આશાભર્યા યુવાનોનો એકજ માસમાં ક્રૂર કાળે ગ્રાસ કર્યો છે તેની નોંધ લેતાં અમને અત્યંત શોક થાય છે.

પ્રો. ગજેંદ્રરાય બુચ એ ગોંડલના જાણીતા બુચ કુટુંબના નબીરા હતા. વિદ્યાર્થી જીવનમાં એક તેજસ્વી વિદ્યાર્થી તરીકે એઓ ઓળખાતા. સંસ્કૃત અને અંગ્રેજી સાહિત્યમાં એ નિષ્ણાત હતા. બી. એ. માં એમને સંસ્કૃતમાં 'ભાઉદાજી પ્રાઇઝ' મળ્યુ હતું. તેમજ એમ. એ. ની પરીક્ષામાં 'સુરા ગોકુલજી ઝાલા વેદાંત પ્રાઇઝ' મેળવવા એ શક્તિમાન થયા હતા. ગુજરાની સાહિત્યના આકાશમાં આ સીતારાની પ્રભા એની વિદ્યાર્થી વયમાંથી પડી હતી. ભાવનગરની સાહિત્ય પરિષદમાં પાદપૂર્તિનું એક ઇનામ એજ ખાટી ગયા હતા.



સ્વ. પ્રો. ગજેન્દ્રરાય બુચ

સુરતની સાર્વજનિક કોલેજે એને સત્કારી અધ્યાપક પદ આપ્યું. અધ્યાપક તરીકેની એમની કારકીર્દી એમના વિદ્યાર્થી જીવન જેટલીજ યશસ્વી અને સફળ નીવડી હતી. વિદ્વત્તા અને રસિકતાનો વિરલ સંયોગ દાખવનારાં, ઉંડી દષ્ટિ અને ઉચિત હાસ્યવૃત્તિ વડે પ્રેરાએલાં એમનાં ભાષણો અન્ય વર્ગના વિદ્યાર્થીઓને પણ એમના વર્ગમાં આકર્ષતાં. "પ્રોફેસર" નામના એમના લેખની હજી તો શાહી પણ સુકાઇ નથી અને "ચંદ્રલોક"નું એમનું ભાષણ હજુ તો આપણા કાનમા ગુંજી રહ્યું છે ત્યાં તો એ સ્વર્ગે સીધાવ્યા છે. પાછળ મોટું કુટુંબ ટળવળતું મેલી ગયા છે. એમના મૃત્યુથી સુરત કોલેજે એક ઉત્તમ અધ્યાપક અને ગુજરાતે એક ઉગતો આશાસ્પદ લેખક ગુમાવ્યો છે. એમના આત્માને શાંતિ હો!

અને 'ગુજરાત'માં 'નિયોગ' સંબધે લેખ અને કેટલાંક પુસ્તકોનાં અવલોકન લખનારા અમારા મિત્ર ભાઇ રતિપતિરામ પંડ્યાના કરુણ મૃત્યુની સખેદ નોંધ લઇએ છીએ. ભાઇ રતિપતિરામ વડોદરા રાજ્યના કેળવણી ખાતામાં કેટલોક વખત કામ કરી છેલ્લે એઓ અહીંની સ્ત્રી અને બાળ સંરક્ષણ સંસ્થાના મંત્રીપદે હતા. "પુરંદર પરાજય"ની સુકન્યાની વકીલાતથી એઓ એકદમ સારા અજવાળામાં આવ્યા. લઘુ રામાયણ, લઘુ-મહાભારત વગેરે શાળોપયોગી પુસ્તકો એમણે રચ્યાં છે. વળી રત્નાવલી વગેરે કૃતિઓ એમની વિદ્વતા અને અભ્યાસ સ્પષ્ટ બતાવી આપે છે. એઓ વડોદરાની સાહિત્ય સભાના કારોબારી મંડળના એક ઉત્સાહી સભાસદ હતા. નડીઆદમાં મળનારી સાહિત્ય

પરિષદ્ સંબંધેનો એમનો લેખ પ્રગટ થયે બહુ વખત નથી થયો. સાહસની ને સમાજની કેટલીક રુઢિઓ સામે બંડ ઉઠાવવાની એમની અનેક અભિલાષાઓ એમના અંતરમાંજ રહી ગઇ છે. અમે એમના આત્માને શાંતિ ઇચ્છીએ છીએ.

મી. બુચની ઉમર ત્રીસેક વર્ષની હશે, જ્યારે મી. પંડ્યાને પાંત્રીસથી વધારે વર્ષ નહીં થયાં હોય. બંનેની પછવાડે યુવાન વિધવાઓ, અનાથ બાળકો અને વૃદ્ધ—લાચાર માબાપોના પરિવાર છે. આપણાં અનેક આશ્વાસન ને અશ્રુઓ એમની અંગત ખોટ તો નહીંજ પુરી શકે છતાં અમે એ કુટુંબો પ્રત્યે અમારી દીલસોજી દાખવી છીએ.



૨૫. રતિપતિરામ પંડ્યા.

# મધરાતની  મીણબત્તીઓ

લેખક :

રા. 'ઢ'

[ અમારા મિત્ર રા. 'ઢ'નું આમ દશેરાને દિવસે ઘોડું નહીં દોડતું હોય એવી કલ્પના અમને નહતી. 'તત્રી પર્વ' આવ્યું ને ગયું; તેમ 'તત્રી પર્વ' પછી 'અવલોકનકારોનુ પર્વ' આવે છે એનું જ્ઞાન એમને કોણ કરાવે ? કદાચ, ભદ્રંભદ્ર જે અદમનીય ઉત્સાહ અને અપૂર્વ વેગથી આર્યધર્મનો વિજયોત્સવ ઉજવવા એક મોહમયી નગરી સુધી પધારેલા તેથી પણ વધારે ઉત્સાહ ને વેગથી ( અદમનીય અને અપૂર્વ પછી કંઈ પણ વિશેષણ રહેતું હોય તો ) અવલોકનકારો માથે આવી પડેલા કે સ્વીકારી લેવા પડેલા ટીકા ધર્મનો મુબાઈથી અમદાવાદ ને અમદાવાદથી રાણપુર સુધી ધસી જઈને પણ જય જયકાર વર્તાવે છેઃ શત્રુ દળનો ગમે તેમ સંહાર કરીને ને સ્વપક્ષની ઉચ્ચ નાદે પ્રશસ્તિઓ ગાઈને.

ને 'અવલોકનાર્થે' મોકલેલાં માસિકોના તંત્રીઓને અને એ માસિકોમાં પ્રસિદ્ધ થએલા લેખોના લેખકોને ચરણે આ ફુલ નહીં તો ફુલની પાંખડીરુપે મારા મિત્ર 'રા. ઢ'-ના વિચારોજ ધરી અમે અમારા કર્તવ્યની ઇતિશ્રી માનીશુ.

— ઉપતંત્રી.]

રા. રા. ઉપતંત્રી 'ગુજરાત',

ભાઈશ્રી,

ઋષિ, ઉપનિષદ જેને માટે 'નેતિ નેતિ' કરે છે, તે પરબ્રહ્મ નથી, ષડ્ગુણયુકત ઇશ્વર નથી પણ દીપોત્સવી અંકોની સમાલોચના છે એમ અનુભવને આધાર કહી શકાય છે.

ગુજરાતનાં જુદાં જુદાં પત્રોના દીપોત્સવી અંકોની સમાલોચના કરવાનો પ્રયત્ન કેવલ— વિશેષણ નહીં લખું, કારણ ઘણાઓએ એવો પ્રયત્ન કર્યો છે. મેં પણ કર્યો છે.

દીપોત્સવી સમયે લેખકો, તંત્રીઓ, ચિત્રકારો ને છાપખાનાના કામદારોની શકિત સહસ્ત્રગણી વધી જાય છે ને પરિણામે પત્રોનાં કદ વધી જાય છે.

એક સામાન્ય લેખક આખા વર્ષમાં ન લખ્યું હોય એટલું દીપોત્સવી પાસે આવતાં લખી નાખે છે, અને એના લેખો જુદાં જુદાં પત્રોના 'દીપોત્સવી અંક' ને શોભાવે છે. સંખ્યા ને ગુણ એ એનાં વૃદ્ધિક્ષય એક સાથેજ થતાં હોત તો પ્રેમાનંદની પેઠે ગુજરાતી સાહિત્યનો ઉદ્ધાર ન થાય ત્યાં સુધી પાઘડીજ નહીં પણ કોટ પણ ન પહેરવાની પ્રતિજ્ઞા લેનાર પ્રતિજ્ઞા લીધા પછીની દીવાળીએ કોટ ને પાઘડી પ્રતિજ્ઞાભંગ કર્યા સીવાય જરુર પહેરી શકત !

પૃષ્ઠ નબર આલુ ગણવા માટે ૩૦૯ થી પૃષ્ઠનું અનુસધાન વાચવું. —સ,

આ વખતના દીપોત્સવી અંકોની સમાલોચના કરવાનું કાર્ય તમે મને સોંપ્યું—ને ખાસ કરીને જુદાં જુદા પત્રોના અંકોનો મોટો સમૂહ મારે ત્યાં ખડકાવ્યો-ત્યારે મારા આનંદની અવધિ ન રહી, ખરું કહું તો મને જરા ગર્વ પણ થયો...

અત્યારની મારી સ્થિતિ નજીવા વાંક માટે ભારી શિક્ષા સહન કરીને ઢીલા થઇ ગએલા પુરુષ જેવી છે. મારો આનંદ ઉડી ગયો છે, ગર્વ જતો રહ્યો છે; હું નમ્ર બની ગયો છું, ઇશ્વરે નિર્મેલી શિક્ષા ખમ્યેજ છુટકો એમ હું માનતો થયો છું

જેની જેની સમાલોચના કરવાની હોય તે સર્વ સાદ્યંત વાંચી જવું: એવું સૂત્ર સામાયિકોમાં પ્રગટ થતી સમાલોચનાની કલાના એક અનભ્યાસીએ ઉચ્ચાર્યું હતું ને મારા હંમેશના જાણ્યથી મેં એ સ્વીકારી લીધું હતું. પણ એ સૂત્રની અવ્યવહાર્યતા દીપોત્સવી અંકોએ મને બરાબર સમજાવી.

મેં બધા અંકોના બધા લેખો વાંચવાનો સ્તુત્ય નિશ્ચય કર્યો, પણ आरम्यत्ते न खलु विघ्नभयेन नीचैः—એવી નીચની પંક્તિમાંથી હું જરા ઉપર ગયો, અર્થાત્ મેં મારો નિશ્ચય પાળવાનો પ્રારંભ માત્ર કર્યો ને મને માલમ પડયું કે બધા અંકોનાં બધાં લખાણો વાંચયાં મને આવતી દીવાળી જેટલો સમય લાગશે ! ને અવલોકન તો માત્ર બે કે ત્રણ અઠવાડીઆમાંજ લખવાનું હતું.

આપઘાત સીવાય આમાંથી છટકવાનો બીજો એકે રસ્તો નથી એમ મને લાગવા માંડયું. પ્રલયકાળનાં અંધારાં ( પ્રલયકાલે છેક અંધારું થઇ જશે કે સહસ્ર સૂર્યો આ પૃથ્વીને બાળી મુકશે એ પ્રશ્ન ગમે તેટલો સંદિગ્ધ હોય છતાં પ્રલય કાલનાં તો અંધારાંજ કહેવાય ) મારા મગજમાં વ્યાપી રહ્યાં. પણ થોડા દિવસ વીત્યા ને પ્રકાશનાં પંદરેક કિરણોએ જુદી જુદી દિશામાંથી પડીને એ અંધકારને દૂર કર્યો.

જુદાં જુદાં વર્તમાનપત્રોમાં દીપોત્સવી અંકોની સમાલોચના પ્રગટ થવા માંડી. છેવટે 'કૌમુદી'ના 'સાહિત્ય'માં પણ બધા દીપોત્સવી અંકોનું અવલોકન પ્રસિદ્ધ થયું. એ અવલોકનકારોની વાચન શકિત ગમે તેવી શીઘ્ર હોય પણ એમણે જેટલા અંકોની સમાલોચના કરી તે સર્વ અંકોનાં સર્વ લખાણો એમણે વાંચ્યા છે એમ કહેવાની હીંમત, સમાલોચ્ય અંકોની ને એ સમાલોચનાની પ્રસિદ્ધ વચ્ચેનો ગાળો જોતાં, અવલોકનકાર પોતે પણ કરી શકે એમ નથી !

महाजनो येन गति सपन्थाः એમ વીચારી મેં એ મહારથીઓને માર્ગે પળવું ઉચિત ધાર્યું. ઉપર ઉપરથી સર્વ અંકોને જોઇ લઇ અવલોકન લખી નાખવાનો વિચાર કર્યો. બધા અંકો સારુ સામટુ લખી નાખવું ઠીક પડશે એમ ધારી લખવા માંડયુ ને નીચે પ્રમાણે એકજ ફકરામાં આખું અવલોકન લખી નાખ્યું.

'મુંબાઇ સમાચાર', 'હીંદુસ્થાન', 'ગુજરાતી', 'ગુજરાત', 'શારદા', 'નવચેતન', 'પ્રસ્થાન', 'કુમાર', 'પ્રતાપ', 'બેઘડી મોજ', વીસમી સદી', 'ક્ષાત્ર તેજ', 'વિલાસ' ઇત્યાદિ અનેક પત્રોએ દીપોત્સવી અંકો પ્રકટ કર્યા છે. સર્વ પત્રોમાં કેટલુંક સારું કેટલુંક અસાધારણ છે ને કેટલું નઠારું છે. દરેક પત્રને એક દષ્ટિએ વખાણાય, એક દષ્ટિએ ઠીક છે કહી શકાય ને એક દષ્ટિએ ઉતારી પડાય એમ છે.

એ સર્વ પત્રના તંત્રીઓએ ઘણી મહેનત કરી છે એમાં શંકા નથી. પણ જરા વધારે મહેનત કરી હોય તો આથી જરા વધારે સારા અંકો પ્રગટ કરી શકતે એમાં પણ શંકા નથી ! જરા વધારે મહેનત કરવા કરતાં ઘણી વધારે મહેનત કરી,

હોત તો ઘણા વધારે સારા 'અંકો પ્રગટ કરી શકતે. એક જાહેર ખબરમાં મેં વાંચ્યું હતું: 'તણખા,' 'વધુ તણખા,' 'તણખાઃ વધારે' એવું કંઈક એ તંત્રીઓને આદર્શ તરીકે પોતાની સામે રાખવા અમે સુચના કરીએ ! 'મહેનત,' 'વધુ મહેનત,' 'મહેનતઃ વધારે.' "

પણ આ ટુંકા 'અવલોકન'થી મને સંતોષ થયો નહીં. એટલે આટલા બધા દીપોત્સવી અંકમાં શું શું વાંચવા જેવું છે તે નક્કી કરવા મેં જુદાં જુદાં પત્રોમાં આવેલી સમાલોચના વાંચવા માંડી. પણ આથી તો દમના દર્દીને ટાઢે પાણીએ નવડાવવાથી થાય તેમ મને થયુઃ મારી મુઝવણ પહેલાં કરતાંએ વધી ગઇ. એક જણે અમુક લેખનાં વખાણ કર્યાં હોય તો બીજાએ તે લેખને નિર્માલ્ય ગણી કાઢયો હોય. દાખલા તરીકે 'ગુજરાતી'માં પ્રસિદ્ધ થએલો 'નારી ધર્મ નિરુપણ' એને 'સૌરાષ્ટ્ર'ના કેતુએ સ્થાન આપવા યોગ્ય ગણ્યો નથી; 'સાહિત્ય'માં રા નરીમાન ગોળવાળાએ એને 'ગુજરાતી'ના વિજયાંકના ખેંચાણ તરીકે લેખ્યો છે ! રા. ગોળવાળાને 'મુંબાઇ સમાચાર'ના અંકનું મૂલ્ય ઘણું આકરું લાગ્યું છે. બીજાઓને માત્ર ચાર ચિત્રોમાંજ એના પૈસા વસુલ છે એમ લાગ્યું છે ! 'સૌરાષ્ટ્ર'માં કોઇક 'મીંડા મહાશયે' બધા અંકોની પરીક્ષા લીધી છે. તેમાં 'શારદા' 'નાપાસ' થાય છે છતાં કોઇક પુનસ અલીમહમદે 'શારદા'ને 'સર્વમાં પ્રથમ માસિક' ગણ્યું છે તેથી રહેમના ૭ માર્ક આપી પાસ કર્યું છે ! આમ મીંડા મહાશય, એકડા વિના મીંડા નકામાં તેથી કે કોણ જાણે કેમ પણ, બીજાના અભિપ્રાયથી તણાઇ જાય છે એમ જોયું એટલે એમની પરીક્ષાપર આધાર રાખવો મને ગમ્યો નહીં. 'પ્રગતિ'ને અન્ય કેટલાક પત્રોમાં અવલોકન પત્રરુપે પ્રગટ થયું છે. હમણાં હમણાં પત્રરુપે આવી ડાહી ડાહી વાતો લખવાનો વા વાયો છે. ડાહ્યાં—ખરું કહું તો દોઢ ડાહ્યાં, અવલોકનો, ટીકાઓ વગેરે એટએટલાં વાંચવાં પડે છે કે પછી કોઇ મિત્ર કે સંબંધી મને પત્રમાં પણ આવી સાહિત્યની ને અવલોકનનીજ વાતો લખે તો એ પત્ર હું જરુર પુરો વાંચ્યા પહેલાં બાળી મુકું ! આવી મનોદશામાં હું એ અવલોકનો વાંચી શક્યો નથી.

આથી દીપોત્સવી અંકો ને એ અંકોની સમાલોચના ઉપરટપકે જોઇ ગયા પછી રહેલા સંસ્કારો પરથી હું દીપોત્સવીની રસસામગ્રીના રસાસ્વાદની સમાલોચના ભાખું છું.

દરેક પત્રના સમાલોચકે રસિક શીર્ષક શોધવાનો યત્ન કર્યો છે. હું શીર્ષક શું રાખુ ? 'દીપોત્સવીનો સાહિત્ય થાળ,' 'સરસ્વતીનાં રસદર્શન,' 'શારદાનો પુજનથાળ,' 'તંત્રીઓનું પર્વ' ઇત્યાદિ શીર્ષકો જેવું આકર્ષક શીર્ષક ઘણી મહેનતે મેં શોધી કાઢયુંઃ 'મધરાતની મીણબત્તીઓ.' અપહરણનો આરોપ ન આવે એટલા માટે જણાવવું જરુરનું છે કે 'તંત્રીઓએ અને તંત્રી મંડળોએ રાતદિવસ કાળી મ્હેનત ઉઠાવી, મધરાતે મીણબત્તીઓ બાળી સંપાદન કાર્ય કરી, જે મોંઘી લ્હાણ......' એ 'સૌરાષ્ટ્ર' માના વાક્ય પરથી મને ઉપર્યુક્ત શીર્ષક સુઝ્યું છે. હવે મારું અવલોકન—

"કદ, ચિત્રસંખ્યા ને લેખ સંખ્યાની બાબતમાં 'મુંબાઇ સમાચાર'નો અંક સૌથી પ્રથમ આવે તેમ છે. એમાંના સ્વ. રામરાવનું, 'અજંટા વિહાર' નામનું પુંઠાપરનું ચિત્ર તથા એમનુંજ 'જળ ભરવા ચાલો' નામનું બીજું ચિત્ર, 'મળી દષ્ટો દષ્ટ,' 'મેઘાના ચમકાર' ઇત્યાદિ ચિત્રો ઘણાં

સુંદર છે. મારી પાસે જે અંક આવ્યો છે તેમાંથી બધાં ચિત્રો કોઇએ ફાડી લીધાં છે એટલે ઉપલું કથન લગાર 'બીન જવાબદાર' છે, ખરું એમાં રા. ખબરદાર, રા. કેશવ હ. શેઠ, રા. કનૈયાલાલ મુનશી, સૌ. લીલાવતી મુનશી, રા. બટુભાઇ, રા. રામનારાયણ પાઠક, રા. ગગનવિહારી મહેતા, શ્રીમતી જ્યોત્સના શુકલ, પ્રો. જયેન્દ્રરાવ દૂરકાળ, રા. ભરત ફકીર, રા. ધનસુખલાલ મહેતા વગેરેનાં કાવ્યો–લેખો વાંચવા જેવાં છે. અંગ્રેજી લખાણોમાં પણ ઘણું વાંચવા જેવાં છે."

'કુમાર'નો દીપોત્સવી અંક ભાદરવો ને આસો એમ બે અંક એકઠા કરી આપ્યા છે. કદ નાનુ છે. પણ તમારા અનુભવમાંથી તમે મને આ પરિસ્થિતિની મુસ્કેલીઓનો એટલો સચોટ ખ્યાલ આપેલો તે અત્યારે તાજો થાય છે: ને પેલું ચરણ "પ્રસૂતિની પીડા તે વંધ્યા શું જાણે" એ યાદ આવે છે. 'કુમાર'નાં ચિત્રો સુંદર ને આકર્ષક છે પણ બધા માને છે કે 'કુમાર' એટલે કલાનું મંદિર એમાં હું બહુ સંમત નથી થઇ શકતો. પણ ન્યાય ખાતર એટલું ખરું કે 'કુમાર' કલાની ખાણ છે. ને આ બધામાં ધ્યાન ખેંચે તેવા લેખો 'નંદલાલ બસુ ને શાંતિ નિકેતનનું કલાભવન' અને 'ગામડાની ધુળમાં ઢંકાએલા' એ બે છે.

'શારદા'ના અંકમાં 'કોલેજીયન'ની વાર્તામાં તમને અતિશયોક્તિ નથી લાગતી? ને 'લાડુ નીહાળી નમું હું નમું' એ પ્રતિકાવ્ય આ યુગમાં કેટલું પ્રિય થઇ પડશે તંત્રી કેમ નહીં સમજી શક્યા હોય? બાકી ખબરદારનું 'કુવાને કાંઠે' 'સ્મરણ પચ્ચીસી' કેશવ શેઠ વગેરેના લેખો વાંચવા મન લલચાય તેવા છે.

'નવચેતન' હાથમાં આવતાં મારું ચિત્ત ચોટયું હોય તો તે રા. રાવળના 'વિરહી યક્ષ' તરફ. બાકી ડીપરેડ શાહીની જે રેલમ છેલ બંગાળી ચિત્રકારો કરે છે તે તરફ મને કોણ જાણે કેમ અણગમો છે. ઓલીયા જોશીનાં 'હાથનાં કર્યાં હૈયે' જરૂર વાંચી જશો. ને આવી તક જવા પણ શા માટે દેવી? ભાઇ 'ઓલીયા જોશી', તમારી કલમને માત્ર ટીપ્પણોમાં ન રોકી રાખતાં સાહિત્ય તરફ પણ ફરકવા દો. ને ભાઇ કોકિલ મહાકવિ ઝઓકને ન્યાય આપવા તમે જે કૃત્રિમતા આદરી તેથી કૃતિમાં કિલષ્ટતા ઉપજી છે.

'હીંદુસ્થાન'ના લાંબા પહોળા અંકમાંથી 'દેશસેવાનો નવો આદર્શ' 'ચોથ પર્વણી' 'સોટીનું સામ્રાજ્ય' 'એકમત' 'મધરાતનો મહેમાન' આટલું વાંચશો તો હીંદુસ્થાન વાંચ્યાનો સંતોષ તમને અવશ્ય મળશે.

'બે ઘડી મોજ'માંથી 'સમાધાની નહીં કરું'; 'મહાભારત' 'રશીઆની લગ્ન પ્રણાલિકા' 'કેટલાક પત્રો' વગેરે વાંચી જવા આગ્રહ છે.

એટલે આમ દરેક અંકમાંથી થોડું થોડું વાંચી, 'થોડું લખ્યું ઘણું' માની લેશો એવી આશા છે.

પણ હું ધારું છું કે જરા વિસ્તારવાળુ પરંતુ આ અવલોકન પણ મારા પ્રથમ પ્રયત્ન જેવું જ થવાનું. માટે અવલોકનનો વધુ રસિક ભાગ વાચકે સમજી લેવો.

હું આશા રાખું છું કે ઉપતંત્રી સાહેબ! તમને આ અવલોકન ગમશે નહીં. જો તમને એ ન ગમે તો તમે પોતે અવલોકન લખી નાખશો ને મારે ત્યાં મજુર મોકલી તમારા દીપોત્સવી અંકો મંગાવી લેશો.

લી.
હું છું સદાનો
તમારે મન તમારો
'ફ'




લેખક :
રા. બટુભાઇ લાલભાઇ ઉમરવાડિયા
સભ્ય, સાહિત્ય સંસદ.

—o—

**પડદા પાછળ :** લેખક: રા. યશવંત પંડ્યા. અમદાવાદ.

તરુણ અને તેજસ્વી, આકર્ષક—અથવા આકર્ષક લાગવા પ્રયત્ન કરતી, અસ્થિર, ચંચળ અને ઉદ્ધત એવી ક્યાંક ક્યાંક નજરે પડતી યુવતી અને રા. પંડ્યાનું આ નાટક એ બેઉ એક હરોળમાં આવી શકે એમ લાગે છે. એકે ખાસ અધમ નથી; છતાં અનુભવ અને વયનાં વૃદ્ધ અધમતાની કુશંકા કરે એવા બેઉના રંગઢંગ છે. બેઉ શિષ્ટાચારને તિલાંજલિ આપવા તત્પર, બેહદ ઉત્સુક છે અને એમાં વિશિષ્ટતા માની એ ગર્વ લેતાં હોય એવો ભાસ થાય છે. સત્યને ખુલ્લા સ્વરૂપમાં સ્વીકારતાં બેઉ અચકાતાં નથી. કોઇ નાટકના ગાયનની એક અશિષ્ટ કડી—"બાપાની બૈરી મારી બા—" એનાં સત્ય કથનમાં એ બેઉના સ્વભાવની કંઇક ઝાંખી થઇ શકે છે. કથન સત્ય છે પણ સુંદર, Artistic—નથી લાગતું—રસદૃષ્ટિએ કર્કશ લાગે છે. જીવનમાં કલ્પનાની છાંટ ન હોય તો જીવન જીવવા જેવું પણ રહે નહીં. પ્રિયતમા હાડમાંસનું—દવાખાનામાં ટાંગી હોય છે તેવું પિંજર છે એ સત્ય સામે રાખી ફર્યા કરે તો માણસને સહજ વારમાં વૈરાગ્ય ઉત્પન્ન થાય; અનાર્ક સત્ય તરફ દૃષ્ટિ રાખ્યા કરી જીંદગી કડવી કરી નાખવાથી શું ફળ એ સમજાતું નથી. આ નાટક એ રીતે અફળ છે એમ લાગે છે.

* * *

લેખક અર્પણમાં લખે છે: "સંસ્કારીમાં સંસ્કારી માનવી સુદ્ધાં જ્યારે સઘળે શિષ્ટ નથી-જ રહી શકતું ત્યારે એનું સઘળું સાહિત્ય પણ શિષ્ટ શું કામ રહે ?"

લેખકને શિષ્ટતાની ઓછી વત્તી સીમા વીશે તકરાર નથી: એ તો શિષ્ટતાની સામેજ ફરીઆદ ઉઠાવે છે. એટલે કૈં કહેવાપણું રહેતું નથી. જુઠું બોલવું એ પાપ નથી એવી દલીલ દલીલરૂપે પણ સાંભળી શકાય પરંતુ "સારુ, સારુ પાપ કરીએ છીએ તેનું શું છે ?" એ સવાલને ઉત્તર હોઇ શકે નહીં— મને તો જડતો નથી. એવા માણસો નિર્બાધ છે; એમની આડે કૈં અંતરાય નથી; એમને કોઇ ભય નથી. આ નાના જગત-ની નાની સીમાઓ એ વટાવી ગયા છે: લોક કહેવત પ્રમાણે "એમનું નાનું સરખું રાજ્ય" હોય છે. "વધતા" જતા નવા જમાનાનું આ એક લક્ષણ છે અને એ આ પુસ્તકમાં સારી પેઠે દેખાય છે. એ લક્ષણ વીશે ટીકા કરવાનો મારો હેતુ નથી. આ જીંદગીમાં આજ ખરું અને આ

મથામણ કરતી; જીવનની કદર છતાં જીવન વીંટી લેવું પડતું તેથી સહજ શોકગ્રસ્ત છતાં પ્રસન્નમુખી થવા પ્રયત્નશીલ થતી, એની નિર્દોષ લાગતી, સુંદર અને ચંચળ મુખમુદ્રા હજી સ્મરણમાં તરવરે છે. ભલભલાની બુદ્ધિ બહેર મારી જાય એવી સ્થિતિમાં, હમણાં કંઈક જુલમ ગુજરશે એવા પ્રતિક્ષણ પડઘા પડ્યા કરે છતાં અંતિમ પળ સુધી સ્વરક્ષણ કરવા તે સ્વસ્થ અને તત્પર હતી. અસહાય છતાં પરસહાયની તેણે ઇચ્છા કરી હોય એવું ધ્યાનમાં નથી. પોતાની બાજી એકલે હાથે પુરી કરવાનો તેનો સંકલ્પ હોય એમ લાગતું. પોતાના સ્ત્રીત્વનું અહોનિશ રક્ષણ કરવાંના તેના સફળ પ્રયત્નો જોઇ, એના પતિ સીવાય બીજા સૌ કોઇ જોનારના હૃદયમાં પૂજ્ય-ભાવ ઉત્પન્ન થતો. આવી સ્ત્રીઓ વિરલ હોય છે. પછીની એની જીવનકથા સાથે આ પ્રસંગે આપણે સંબંધ નથી. મુદ્દો એ છે કે એ સ્ત્રીએ એના દુષ્ટ પતિ સામે આ નાટકની નાયિકા વનવેલી પેઠે "સાહોમ" નથી કર્યું એ વીશે મને દૃઢ વિશ્વાસ છે.

અને જેમ વનવેલીનાં આચારણ સંસ્કારી નથી તેમ હંસલનાં આચરણ પણ સંસ્કારયુક્ત નથી. એક દૃષ્ટાંત બસ થશે.

હંસલ "મક્કમતાથી" કહે છે: "વનવેલી મારી ધર્મની બહેન છે." એ ધર્મની બહેનને એ કહે છે:-

(અનન્ય ધીરપથી) આપણે જે કૈં કરી ભોગ-વ્યું એની સ્મૃતિરૂપે, જે કૈં મનમાં મર્યું એની તૃપ્તિ લેખે કૈંક......"

એનું વાક્ય અધુરું રહે છે પણ એ કૈંક એવું કરવા જાય છે કે વનવેલી "આઘી હટી" જઇ તરત બોલી પડે છે: "અડશોમાં" અને આ પુરુષ એની બહેનને કહે છે: "આવો મોકો ક્યારે મળવા નો?" ઇત્યાદિ.

ચિત્તમન ધડકી ઉઠે છે. સુશિક્ષીત તો આઘો રહ્યો પણ એક સાધારણ સંસ્કાર પામેલો માણસ પણ "ધર્મની બહેન" તરફ આવું આચરણ કરે—અને કરતો હોય તો ભલે કરે પણ લેખક તેને સાહિત્યમાં મૂર્તિમંત કરે એ બધું સહન થઇ ન શકે એવું છે.

* * *

—ત્યારે આ નાટક શો હેતુ સાધે છે એ પ્રશ્ન થાય છે. સંસ્કારી સ્ત્રીપુરુષો દેખાતા જીવનના "પડદા પાછળ" કેવું બીહામણું જીવન જીવે છે એ દર્શાવવાનો લેખકનો હેતુ જણાય છે. તે શું સંસ્કારી લોક આવું જીવન જીવે છે એમ? અને સુભદ્ર, વનવેલી ને એ બધાં સંસ્કારી છે ખરાં? એક એવો સામાન્ય ભ્રમ ઉપસ્થિત થયો જાણ્યામાં છે કે ભણેલાં સ્ત્રીપુરુષોનાં અંતરજીવન મલિન હોય છે. ગુજરાતના એક મહાકવિએ એકવાર કહેલું યાદ છે કે "આજની ગ્રેજ્યુએટ છોકરીઓ બધી બગડી ગઇ છે." કેટલી ગુજરાતી ગ્રેજ્યુએટ સ્ત્રીઓને તેઓ ઓળખે છે એમ મેં પુછયું અને એમનાં નામઠામ ગણાવા માંડ્યાં ત્યારે જણાયું કે તેઓ માત્ર એકજ ગ્રેજ્યુએટ સ્ત્રીને ઓળખતા હતા. મારે કહેવું પડ્યું કે એક પરથી અનેક વીશે મત બાંધવો એ ભુલ ભરેલું છે. આ ભ્રમ સામાન્ય થઇ પડયો છે. એમ લાગે છે કે "પડદા પાછળ"ના લેખક એથી મુક્ત નથી. એમ નહીં કે શિક્ષીત કુટુંબો દરેક વાતે નિર્મલ હોય છે. બંધીયાર પાણીમાં કોણ જાણે ક્યાંથી પોરાઓ ઉત્પન્ન થઇ આવે છે. તેમ મનુષ્યના હાડમાંસમાંજ કૈંક એવું છે કે કોણ જાણે ક્યાંથી વાસના જાગી ઉઠે છે એટલે જ્યાં જ્યાં હાડમાંસનાં માણસો વસે છે ત્યાં "પડદા પાછળ" કૈંક કૈં નાટક રચાતું હશે પરંતુ એ બહુધા એવી અનાકર્ષક ઘટના હોય

[વધુ માટે જુઓ પૃ૪ ૩૦૩]

# ઇન્દિરા

[અનુસંધાન પૃષ્ઠ ૨૩૬ થી]

વારમાં મને સમજાયું કે અહીં કરતાં હું જંગલમાં વધારે સલામત હતી. પ્રથમ તો હું કોઇ દિવસ ઘરની બાર નીકળેલી નહીં એટલે મરદો સાથે બોલવા જતાંજ નવનેજા થતા... જો પ્રયત્ન કરી બોલવા જતી તો એમના નયનના ભયંકર ચમકારથી ત્રાસી ચુપ થઇ જતી. તેઓ મારી મજાક કરતા. કેટલાક અપમાનભરી માગણીઓ કરતા. એવાં પ્રાણીઓને પુછવા કરતાં મરવું બહેતર. સ્ત્રીઓ તો મારા પ્રશ્નોનો ઉત્તરજ દઇ શકતી નહીં. એમનાં મૂર્ખ મુખમંડલો મને કોઇ વિચિત્ર પ્રાણી કલ્પતાં હોય એવો અભિનય કરતાં. માત્ર એક વૃદ્ધાએ મને કહ્યું: " બેટા ! તું કોણ છે ? રાજમાર્ગ પર તારા જેવી કુલિન કાન્તાને ભટકવું છાજે ? તારી કુમાશ ને સુંદરતા શો નો શો ત્રાસ વરતાવશે. ચાલ, બેન ! ચાલ ! મારી સાથે."

એક પણશબ્દ ઉચ્ચાર્યા વિના હું તેની પાછળપાછળ ગઇ. મને અધમુઇ થઇ ગએલી જોઇ એણે મને થોડું ખાવાનું આપ્યું. અમદાવાદ વીશે એણે સાંભળ્યું હતું. મને ઘેર પહોંચાડશે તો એને સારો બદલો મળશે એમ મે એને જણાવ્યું. પરંતુ પોતાનું ઘર ને કુટુમ્બ કબીલો છોડી તે કેવી રીતે જઇ શકે ?—એવો જડભરત જેવો ઉત્તર આપ્યો. એટલે એણે જણાવેલા માર્ગે હું ફરી ઉપડી. સંધ્યાકાળ થતાં સુધી હું દુઃખથી કંટાળની ચાલી રહી. મને વધારે ને વધારે થાક લાગતો જતો હતો. માર્ગમાં વટેમાર્ગુ મળતાં અમદાવાદ કેટલું દૂર હશે એ વીશે મેં પરપુચ્છ કરી. એ તો આભો બની થંભી ગયો. હું કયાંથી આવી હતી એ પુછવા લાગ્યો. પેલી વૃદ્ધા રહેતી હતી તે ગામનું નામ મેં તેને કહ્યું. એણે મને કહ્યું કે હું મારા ધ્યેયથી દૂર ને દૂર જતી હતી. અમદાવાદ તો હજી બે દિવસની વાટે રહ્યું.

ભય ને નિરાશાથી હું વિહ્વલ બની ગઇ. એ કયાં જતો હતો તે વીશે મેં એ મનુષ્યને પુછ્યું. તેણે મને કહ્યું કે પાસે આવેલા ખેડા નામના ગામ તરફ એ જતો હતો. બીજું શું કરવું એ ગમ ન પડવાથી હું તેની પાછળ પાછળ જવા લાગી. અમે તે ગામમાં પહોંચ્યાં એટલે હું કોને ઘેર જવા માગતી હતી તે જાણવા એ માણસે પ્રયત્ન કર્યો મેં કહ્યું કે હું તો તદ્દન અજાણી હતી; કોઇનેએ ઓળખતી નહોતી. કોઇ ઝાડ નીચે પડી રહી રાત્રિ ગાળવાનો મારો નિશ્ચય જાહેર કર્યો.

" તમે શી ન્યાત છો ? " તેણે પુછ્યું.

" બ્રાહ્મણ " મેં ઉત્તર દીધો.

" હું પણ બ્રાહ્મણ છું" તે બોલ્યો; " મારી સાથે ચાલો. તમારા આવા ચીંથરેહાલ પોશાકથી પણ હુ કહી શકું છું કે તમે કોઇ સારા ઘરનાં છો. હલકા વર્ણમાં તમારા જેવું માણસ ભાગ્યેજ મળે."

"આહ સૌંદર્ય ! મારી સુંદતાની ચાલુ વાતોથી હું કંટાળી ગઇ હતી. પરંતુ એ બ્રાહ્મણ વૃદ્ધ હતો. વંદનીય દેખાતો. હું એની પાછળજ ગઇ.

એ બ્રાહ્મણના ઘરમાં મેં રાત ગાળી બે દિવસના ભય ને ગભરાટ પછી શાંતિથી ઉંઘ કાઢવાથી હું જરા સ્વસ્થ થઇ. સવારે હું ઉઠી ત્યારે મારાં તમામ અંગો કળતાં હોય એમ લાગ્યુ. મારા પગે ભારે મોજા ચઢી ગયા હતા. પુરી બેસવાની પણ તાકાત નહોતી.

એની નબળી હાલતમાં એ બ્રાહ્મણને ઘેરજ રહેવાની મને ફરજ પડી. એ તથા એની માયાળુ પત્ની મારી દયા ખાતાં; પરંતુ અમદાવાદ પહો-

ચવાનો મને એક પણ ઉપાય જડયો નહીં. કોઇ પણ સ્ત્રી રસ્તાની ભોમીયણ નહોતી; તેમ મારી સાથે આવવાને પણ કોઇ તૈયાર થાય તેમ નહોતું. મરદો તો ઘણાએ તૈયાર હતા. પરંતુ મરદો સાથે એકલી જતાં હું બીતી. વળી તે વૃધ્ધ બ્રાહ્મણ પણ મને એમ જવા દે તેમ નહોતા મને બાજુએ લઇ જઇ તેમણે કહ્યું: "આ બધા હલકા મનુષ્યો છે. એમનો વિશ્વાસ ન કરીશ. એમના મનમાં શું છે એ મારાથી કહ્યું નથી જતું. એક કુલિન બ્રાહ્મણ થઇ એવાઓની સાથે હું તને જવા દઇ શકું નહીં." એટલે મેં પણ તેમ કરવાનું માંડી વાળ્યું.

એક દિવસ મેં સાંભળ્યું કે કૃષ્ણલાલ નામે એક શ્રીમંત તેમના કુટુંબ સાથે મુંબાઇ જનારા હતા. મને લાગ્યું કે મારા છુટકારાની પળ આવી. મુંબાઇ મારા તેમજ મારા શ્વસુરના ઘરથી દૂર હતું એ વાત ખરી પરંતુ મારો એક દૂરનો સગો મુંબાઇમાં નોકરી કરતો હતો. મને લાગ્યું કે એકવાર હું મુંબાઇ પહોંચીશ એટલે મારા એ સંબંધીને શોધી કાઢતાં વાર નહીં લાગે. પછી એ મને ઘેર પહોંચાડવા વ્યવસ્થા કરશે. કે નહીં તો મારા પિતાજીને સંદેશો તો મોકલાવી શકીશજ.

મારા આશ્રયદાતાને મેં એ વાત જણાવી. એ પણ મારી યુક્તિમાં સંમત થયા. "કૃષ્ણલાલ!" તેમણે કહ્યું; "એમને હું ઘણીજ સારી રીતે ઓળખું છું. હું તને એમની પાસે લઇ જઇશ. ઘણાજ સીધા સારસ્વભાવાળો એ વયોવૃદ્ધ પુરુષ છે."

મને કૃષ્ણલાલભાઇને ઘેર લઇ જવામાં આવી. પેલા બ્રાહ્મણે મારી ઓળખાણ આપી કહ્યું કે હું કુલિન કુલની હોઇ કમનસીબીથી આમ ભુલી પડી હતી. તમે આ અનાથ યુવતીને માત્ર મુંબાઇ લઇ જશો તો એ એના ઘરનો રસ્તો શોધી કાઢશે. કૃષ્ણલાલ કેટલીક વાટાઘાટ પછી કબુલ થયા. એમના સ્ત્રીમંડળમાં મને સ્થાન મળ્યું. બીજેજ દિવસે એ કુટુંબ જોડે મુંબાઇ જવા ઉપડી. થોડોક પગરસ્તો કાપી અમે વહાણમાં બેઠાં ને મુંબાઇ તરફ તે નાવ હંકારાવ્યું.

થોડા દિવસોમાંજ અમે મુંબાઇ પહોંચ્યાં. કૃષ્ણલાલભાઇ ત્યાં વેપાર અર્થેજ આવ્યા હતા. એક દિવસ મારો સંબંધી ક્યાં રહેતો હતો તે વીશે તેમણે મને પુછ્યું. પરંતુ મને તો કશીએ ખબર નહોતી. મને એમના સરનામાનુંએ સ્મરણ નહોતું. મને કશીએ ગમ નહોતી. મારી સાદાઇમાં મેં વિચાર્યું હતું કે અમદાવાદ પેઠે મુંબાઇ પણ મોટું ગામડું હશે. ગામના આગેવાન મનુષ્યોને બધાએ ઓળખતા હશે. માત્ર એ માણસનું નામ લેવાથી કોઇપણ તેનું ઠેકાણું બતાવશે એમ મેં ધાર્યું હતું.

પરંતુ મુંબાઇ! પથ્થરનાં મકાનોનો એ એક અનંત સિંધુ ભાસ્યો. મારા મિત્રોને શોધવાનો કશોએ ઉપાય હું વિચારી શકી નહીં. કૃષ્ણલાલભાઇએ ઘણીજ ઉદારતાથી મારે માટે તપાસ કરવા માંડી. પરંતુ મુંબાઇ જેવા ગામમાં એક સાદા ગામડીઆને નામ માત્રથી કોણ ઓળખે!

મુંબાઇનું કામ પતા પછી કૃષ્ણલાલભાઇનો તો આગળ જવા વિચાર હતો; ને ત્યારબાદ તે કુટુંબ સાથે ઘર તરફ પાછા વળનાર હતા. એટલે મારે શું કરવું? હું રડી પડી.

પરંતુ મારા એ માયાળુ મિત્ર બોલ્યાઃ "જુઓ, બેન! મારા એક મિત્ર રામરાયભાઇ અહીં પાસે રહે છે. મને એ ગઇ કાલે મળ્યા હતા. એમને રસોઇ કરનાર બાઇની ખાસ જરૂર હતી. આપણા દેશમાં પણ કેટલીક બાઇઓ રસોઇ કરે છે. એમણે કોઇ હોય તો જણાવવા મને વીનંતી કરી છે. મેં પણ તપાસ કરવા વચન આપ્યુ છે, તમારે આ તક શાને ગુમાવવી! તમારા માટે હું તો બીજો કોઇ માર્ગ દેખતોજ નથી. મારે તમને સ્પષ્ટ જણાવી દેવું જોઇએ કે હું તેમને મારી સાથે લઇ જઇ શકું એવી

સ્થિતિમાં નથી વળી તે છતાંએ તમે આવો તો અત્યારે છો તેથી વધારે સારી સ્થિતિમાં મુકાવ એવો સંભવ નથી. જ્યારે તમે અહીં રહેશો તો કાઇ દિવસ તમારાં સગાંનો પત્તો મેળવી શકશો."

એ જે કહે તે કબુલ રાખ્યા વિના મારો કયાં છુટકો હતો? પરંતુ મારા સૌ દર્યથી નીપજતી પીડાનો મને વિચાર આવ્યો. દરેક મરદને હું મારા શત્રુ સમજતી થઇ ગઇ હતી. એટલે મેં પુછ્યું: "રામરાયભાઇની ઉંમર કેટલી હશે?"

"મારા જેટલી"

"એમનાં પત્ની જીવે છે?" વળી મેં પુછ્યું.

"એમને બે સ્ત્રીઓ હતી."

"એમના કુટુંબમાં બીજા મરદો છે?"મારી પ્રશ્ન પરંપરા આગળ વધી. કૃષ્ણલાલભાઇએ જવાબ હાળ્યો કે બીજી સ્ત્રીથી એમને દશેક વર્ષનો પુત્ર હતો. એક અંધ ભત્રીજો પણ હતો. આ પ્રમાણે મને ના પાડવાનું બહાનું ન જડયું. બીજેજ દિવસે કૃષ્ણલાલભાઇએ મને રામરાયભાઇને ત્યાં મોકલી દીધી. એમના ઘરમાં હું રસોઇ કરવા રહી. મારા લલાટે એવું લખાયું હશે! રસોઇ કરી મારા દહાડા કાઢવા પડશે એવો સ્વપ્ને પણ કોને ખ્યાલ આવે?

૩

પહેલોજ વિચાર મારા પગારમાંથી ઘેર જવા જેટલું બચાવવાનો થયો. પરંતુ અમદાવાદ કયાં આવ્યું એનું કોઇને ભાન હોય તેમ ન જણાયું. ત્યાં કેમ જવું એ પણ કહેનાર કોઇ મળ્યું નહીં. આખો જન્મારો હું ઘરમાં ભરાઈ રહી હતી, અમદાવાદ કયા જીલ્લામાં આવ્યું તેનું પણ મને ભાન નો'તું. કયી દિશામાં જવાનું તેની પણ મને ખબર નહોતી. એટલે મારે જોઇતી માહીતી કોણ આપે? એવી સ્થિતિમાં આખું વર્ષ પસાર થઇ ગયું. પછી એકાએક મારા અંધારા માર્ગમાં એક પ્રકાશકિરણ ઝળકયું. વર્ષાઋતુનાં વાદળોમાં વીજળી ઝબુકતાં મારો સારો ગ્રહ મારી નજરે ચઢયો.

એક દિવસ રામરાયભાઇએ મને પાસે બોલાવી કહ્યું: "આજે આપણે ઘેર એક ખાસ મહેમાન જમવા આવનાર છે. મારા જાણીતા મોટા શરાફ છે. આપણે બહુ કામના છે. આજની રસોઇમાં કહેવાપણું ન રહેવું જોઇએ. ભુલ થશે તો મારા જેવો કોઇ ખરાબ માણસ નથી."

મેં મારાથી બનતું કયું. મારેજ પીરસવું એમ આજ્ઞા થઇ હતી. રામરાયભાઇ ને તેમના મહેમાન જમવા બેઠા.

બધીએ વાનીઓ પીરસી થાળ મુકયા કે તેઓ આવ્યા. તુરતજ હું ગરમાગરમ ભજીઆં પીરસવા ગઇ. મેં આધું ઓઢયું તો હતુંજ પરંતુ સ્ત્રીઓ ઘુમ્ટામાંએ સખણી કયે દિવસે રહે છે? મારા શેઠના મહેમાનને મેં બરાબર જોઇ લીધા.

મને લાગ્યું કે એમની ઉમ્મર ત્રીસેકવર્ષની હશે. મુખમંડલ સુંદર હતું. એમની આકૃતિ મનને ગમી જતી. કોઇપણ સ્ત્રી અંજાય એવા તે મોહક હતા. ભજીઆ પીરસતાં પીરસતાં પણ મેં એમના તરફ બીજી નજર નાખી લીધી. એટલામાં એમણે ઉંચું જોયું. મારી નજર એમના ઉપર ઠરી હતી એ તે કળી ગયા. અંધારઘેરી રજનીમાં જ્વાલાની જ્યોત પણ વધારે ચમકે. ઢાંકો નવનો પણ એવાજ. એ પણ આકર્ષાયા હોય એવું મને લાગ્યું. આછું સ્મિત એમના અધર પર ફરકી રહ્યું. હું એકલીજ એ જોઇ શકી. ગભરાટમાં બધાંએ ભજીયાં એમના થાળમાં નાખી હું અંદર દોડી ગઇ.

હું અર્ધી શરમાઇ-અર્ધી હરખાઇ. લજ્જા કરતાં આનંદ વધારે હતો. એવી રીતે મને

આલ્હાદનાર એ પ્રથમજ સ્મિત હતું. એવી રીતે મારા સામું જોઇ પહેલાં કોઇ પણ હસ્યું નો'તું. એની સરખામણીમાં બીજા મરદોનાં હાસ્ય મને ઝેર સમાન લાગ્યાં.

મને ખાત્રી છે કે હું આમ લખું છું તેથી બધાંએ ચીઢાય-મને બેશરમ ગણે. પ્રેમમાં પડવાની વાત પણ હું પારખી શકતી નથી એમ માને. ખરેજ ! હું પ્રેમપાશે બંધાઈ ચુકી હતી. હું પરણેલી હતી એ વાત ખરી પરંતુ મારું સમસ્ત જીવન એક વિધવાના જેવુંજ વ્યતિત થયું હતું. મારા પતિને મેં એકજ વાર અમારી લગ્નવેદી આગળ જોયા હતા. પણ એ વેળાએ તો હું માત્ર દશ વર્ષની હતી. મારી યુવાનીની બધીએ કામનાઓ વણફાલી વેડફડાઇ ગઇ હતી. એવાં ઉંડાં જલમાં કાંકરો નાખવામાં આવે તો પાણી ખુબજ ઉંચે ઉડે એમાં શી નવાઇ ?

પરંતુ આમ કહેવાથી કૈં મારું કલંક ધોવાઇ જતું નથી. ગમે તે કારણ હોય-કશુંય કારણ ન હોય—છતાંએ પાપ તે પાપજ છે. માત્ર કારણો રજુ કરવાથી પાપમાંથી પરવારી જવાતું નથી. પરંતુ મારા જીવનભરમાં આ પહેલુંજ પાપ હતું—એની જાતનું તો છેલ્લુંજ હતું.

રસોડામાં આવતાંજ મારા મનમાં વિચાર સ્ફુર્યો. "એમને પહેલાં મેં કૈંક જોયા છે." મારી શંકા નીવારવા હું ફરીથી ત્યાં ગઇ. મેં ફરીથી છુપી નજરે જોયું. ધારીને જોયું. મને સમજાયું.

એજ ક્ષણે રામરાયભાઇએ શાક મંગાવ્યું. ઘણાંએ શાક બનાવ્યાં હતાં. એમાંનું એક નવીનજ મિશ્રણ લઇ હું અંદર ગઇ. મારા એ મીજબાન મારી નજર નહોતા વીસરી ગયા એ મને તુરતજ પારખાયું. તેમણે રામારાયભાઇને કહ્યું:" આજે રસોઇ સરસ થઇ છે."

રામારાયભાઇ એનો ઉંડો ભેદ ન ઉકેલી શકયા. તે માત્ર બોલ્યાઃ "હા ઠીક રાંધે છે."

પરંતુ હું તો સમજી. એક ચાલાક પીરસનાર યુવાન કલ્પનાને કેવી નચાવે છે તેની તમને ખાત્રી પાડવા નિશ્ચય કર્યો.

"એક બે શાક તો" મહેમાને આગળ ચલાવ્યું; "અમારી બાજુએ કરે છે એવી રીતે બનાવ્યાં છે."

ફરી મેં વિચાર્યું—"તેજ છે." સત્ય વસ્તુસ્થિતિ પણ એવીજ હતી. એક બે શાક મેં અમદાવાદી રીતે વઘાર્યાં હતાં. રામરાય બોલ્યાઃ "હશે. આ બાઇ આ દેશની નથી."

મહેમાને આ તક સાધી. બરાબર મારી નજર બાંધી પુછ્યું: "તમે કયા ગામનાં ! બાઇ !"

મને વિચાર થયો કે હું કહું કે ન કહું અંતે કહેવાનો મેં નિશ્ચય કર્યો.

પરંતુ તુરતજ મને બીજો વિચાર આવ્યો. મારે એમને સાચું કહેવું કે જુઠું ? મેં જુઠું કહેવાનોજ નિર્ણય કર્યો. હું એવા નિર્ણય પર કેમ આવી એ તો મહિલાનાં મન કપટી ને કપટ કળાના શોખીન બનાવનારનેજ ખબર. જરૂર પડશે તો ગમે તે વખતે સાચું કહી દેવાશે એમ મને લાગ્યું. હમણાં તો ખોટું બોલવામાંજ મને ફાયદો જણાયો. એટલે મેં ઉત્તર દીધો; "અમારું ગામ નડીઆદ."

એ ચમકયા હોય તેમ જણાયું. થોડીવાર પછી ધીમે સાદે તેમણે પુછ્યું?-" નડીઆદ ! જેની ચોતરફ બહારવટીઆનો ત્રાસ છે તે ?"

"હા." એ ઉત્તર લખતાં અત્યારે પણ હું શરમાઉં છું.

તે એક શબ્દ પણ બોલ્યા નહીં.

આ બધોએ વખત હું થાળી ઝાલીને ઉભીજ રહી હતી. મરદો જમતા હોય તે વેળા એમ

ઉભા રહેવું અસભ્ય ગણાય એ વાતજ હું ભુલી ગઇ. એમને પણ ખાવામાં રસ ન પડતો હોય તેમ લાગ્યું. રામારાયભાઇ એ જોઇ બોલ્યા : "ઇન્દુલાલ ! થાળી કેમ ખાલી થતી નથી ?"

આટલુંજ સાંભળવાની હું વાટ જોઇ રહી હતી. ઇન્દુલાલ! એ નામ તો પહેલાં પણ સાંભળ્યું હતું. મને એમ થયું કે એજ મારા પતિ.

હું રસોડામાં પેસી ગઇ. થાળી પછાડી આનંદથી ઉન્મત્ત બની ગઇ. રામારાયભાઇની બુમ સંભળાઇ " એ શું પડયું ?"

"કૈં નહીં એ તો જરા થાળી મગરી ગઇ."

"હવે મારે શું કરવું ?" થાળી પછાડતાંજ મને વિચાર આવ્યો. "મારા હૈયાના હારને મારી સમક્ષ રજુ કરવાનુ વિધિને ગમ્યું તો નારી સુલભ નમ્રતામા મારે એ અણમોલી તક વ્યર્થ નજ જવા દેવી જોઇએ." એવો નિશ્ચય કરી હું એવા સ્થાને જઇ ઉભી કે જમીને દીવાનખાનામા જતાં ઇચ્છા હોય તો કોઇપણ મને જોયા વિના રહેજ નહીં. મેં મારા મનમાં વિચાર્યું : "મને ફરી જોવાની તજવીજ કર્યા વિના રહે તો એ મરદજ નહી." મારો ઘુમટો દૂર કરી તદ્દન ઉઘાડા વદને હું ઉભી રહી. એ વેળા મને તો કૈં કૈં થઇ ગયું.

પ્રથમ રામારાયભાઇ પસાર થયા. એમનુ તો આજુબાજુ શું બનતું એ તરફ ધ્યાનજ ન હતુ. એમણે મને ન જોઇ. પછી આવ્યા મારા પતિરાજ. એ ચે તરફ કૈંક શોધ કરી રહ્યા હતા એવું જણાતાં મારું હૃદય ધડકી ઉઠ્યું. એમની નજર મારા પર પડી. એ કોને ગોખતા હતા એ તો હું કળીજ ગઇ હતી. અમારી નજર મળી ત્યાં તો—હું શું કહુ ? મુંઝાઇ જાઉં છું. પરંતુ જેમ ડંખ મારતા પહેલાં નાગ પોતાની ફણા ફુલાવે છે તેમ નારીનાં નયનો પણ...... મારી દષ્ટિમાં વધારે ઝેર કેમ ન ભરું ? મારા એ પતિજ હતા. તો એમ કરવામાં વાંધો પણ શો ? મારા નયનબાણથી એ બીચારા વિહ્વલજ બની ગયા.

રામરાયભાઇને ત્યાં હીરા નામની એક બીજી દાસી પણ હતી. અમે એક બીજા સાથે હળી ગયાં હતાં. રોજનાં સાથી એટલે એમ બનવું અશક્ય નહોતુ. એને બોલાવી મેં કહ્યું : "હીરા ! પેલા મહેમાન આવ્યા છે .તે રહેવાના છે કે જવાના એટલી ખબર કાઢી લાવીશ તો મોટી કૃપા થશે. હીરા હસીને બોલી : "વાહરે મારી બાઇ ! આપનેએ માયા લાગી કે ?" હું પણ હસી. એ તો બહું જુની વાત છે. વારા ફરતી વારો બધાંએનો આવે. માટે તારું ભાષણ બંધ કરી તું મને મદદ કરી શકીશ- કે નહીં એ વાત કહેને. તને પછીથી સમજાશે કે એમાં કશુએ અણઘટતું નથી થતું. "ઠીક !" તે બોલી; "તમારી ખાતર એ કામ કરીશ બીજા માટે તો એક ડગલું પણ ભરું નહીંને."—અરેરે ! બીચારી હીરાનુ ધર્મ સંભાષણ એટલેથીજ કપાઇ ગયું.

તે ગઇ. મને તો એમ લાગ્યું કે તેને ગયે કેટલી- એ વાર થઇ ગઇ. વારિવિહોણી માછલી જેમ હું તરફડવા લાગી એટલામાં હીરા આવી–મોટેથી હસી ધોબચુ કરી કે આપણા એ મહેમાનને જરા ઠીક નથી એટલે જરા આડા થવાની ઇચ્છા છે. એમના કાજે પથારી કરવાની શેઠે મને આજ્ઞા કરી છે.

"ઠીક થયું" હું બોલી; "પરંતુ બપોરે તો જનાર હશેજ."

"ના ના" તેણે કહ્યું; "હું એ તરફ ગઇ ત્યારે રામરાયશેઠ સાથે એજ વાટાઘાટ થતી હતી. ધંધાના કૈંક હીસાબ તપાસવાના હોવાથી તે આજની રાત અહીંજ ગાળવાના છે."

"પરંતુ હીસાબ તપાસી જતાં કેટલી વાર ?" મેં પ્રશ્ન કર્યો.

"પણુ ચોપડાજ દુકાને પડ્યા છે ને" હીરાએ સમાધાન કર્યું; "હજી તો શેઠ એ બધા અહીં મંગાવશે. આવતાં આવતાં રાત પડી જશે એટલે છેક રાતેજ હીસાબ તપાસી શકાશે"

આ સાંભળી હું ખુશી તો થઇજ. છતાંએ મને તો હીસાબ જોઇ જવાની વાત અત્રે રોકાવાનું બહાનુંજ લાગી. હું તો એમને પીછાની ગઇ હતી એટલે એ રોકાય એમ ઇચ્છું એમાં કશુંજ ખોટું ન કહેવાય. પરંતુ એ તો મને ઓળખાતાજ નહોતા. હું પરણી ત્યારે એમણે મને જોઇ હતી. એમનામાં બહુ ફેર નહોતો પડયો. પરંતુ દશ વર્ષની છોકરી ને અઢાર વર્ષની યૌવનામાં તો આસમાન જમીનનો ફેર પડે. એટલે મને પરસ્ત્રી ગણતા હોવા છતાં એ મારા આકર્ષણથી રોકાય એ ઠીક કહેવાયજ નહીં. એ વાતે મારું હૃદય મને ડંખી રહ્યું. છતાંએ એ મારા પતિ હતા હું એમની પત્ની હતી. એમના વીશે મારાથી એવા વિચાર થાયજ કેમ ? એટલે એ વિચારોને મેં મારા મનમાંથી પરાણે હાંકી કાઢ્યા. માત્ર મેં નિશ્ચય કર્યો કે કોઇ દિવસ એ મને મારા થઇ મળશે તો એવી મલિન વાસનાને એમના દીલમાંથી નિર્મૂલ કરીશ.

૫

રાત્રિ પડી. ભયંકર શૂન્યકાર પથરાઇ રહ્યો. જમી પરવારી સમય થતાં સર્વ નિદ્રાધીન થયાં. મોડી મધ્યરાત્રે હું ઉઠી પરોણાના ખંડ તરફનો માર્ગ લીધો—ત્યાં મારા પતિ એકલાજ સુતા હશે એવી મારી ખાત્રી હતી મારું તમામ આત્મબળ એકઠું કરી મેં સાહસ ખેડ્યું.

યૌવનમાં પ્રવેશ કર્યા પછી મારા પતિ સાથેની આ પહેલીજ મુલાકાત હતી. મારા દીલમાં ઉદ્ભવતા ગર્વ ને લજ્જાના વિચિત્ર મિશ્રણની શી વાત કરું ! આમ હું બોલકણી તો ઘણીએ છું પરંતુ એમને પ્રથમ સંબોધવા મારી જીભજ ઉપડી નહીં. મારાથી નહીંજ બોલાય એમ મને લાગ્યું. મારાં અંગેઅંગ કમ્પી ઉઠયાં. મારા હૃદયનો થડકાર પણુ સંભળાવા લાગ્યો. મારી જીભ સુકાઇ ગઇ. મોં સીવાઇ ગયું એટલે રુદન સીવાય અન્ય શું સુઝે ?

પરંતુ એ મૂર્ખ મારાં અશ્રુને ઓળખી શક્યા નહીં. એ બોલ્યા : "કેમ રડે છે ? મેં ક્યાં તને બોલાવી છે ? તારી જાતે તું અહીં આવી છે ને વળી પાછી રડે છે ?"

આ ક્રૂર વચનો મારા હૃદયની આરપાર નીકળી ગયાં. મને એમણે બેશરમ લલના ધારી ! –શું હું એમની કૃપા યાચવા નીકળી હતી ! એ વિચારે મારાં આંસુ ફરી ઉભરાયાં. એક ક્ષણુ બધોએ ભરમ ફોડી નાખવા વિચાર થઇ આવ્યો. એમનો તુચ્છકાર મારાથી ન ખમાયો, પરંતુ મને લાગ્યું કે હું એમને સત્ય વાર્તા જણાવીશ તો એ માન્ય નહીં રાખે. મારું ગામ નડીઆદ મેં જણાવ્યું હતું. મેં એમની પત્નીના ગુમ થવાની વાત સાંભળી હશે એમ તે ધારી લેશે. પૈસા ખાતર હું એમની પત્ની તરીકે જાહેર થતી હતી એમ માનશે. કદાચ એવો વહેમ એમના દીલમાં ભરાઇ જાય તો તે કદાપિ નીકળેજ નહીં. ખરી વાતની ખાત્રી પણુ એમને શી રીતે આપી શકું ? મેં નિઃશ્વાસ નાખ્યો. મારાં અશ્રુ લોહી નાખ્યાં. એમને વાતે વાળવા પ્રયત્ન કર્યો. આડાં અવળાં થોડાંક ગપ્પાં માર્યા પછી તે બોલ્યા.

"તમે નડીઆદનાં છો એ જાણી હું ઘણોજ અજબ થયો. એવા ભયંકર સ્થાનમાં તમારા જેવી સુગંધમયી કુમળી કળી ઉત્પન્ન થઇ શકે એવું સ્વપ્ને પણુ મારા માન્યામાં ન આવે. હજી પણુ એ મારાથી માન્યું જતું નથી. એવા ત્રાસઘેર્યા સ્થળમાં આવી મોહક લલના રહીજ કેમ શકે ?"

આ શબ્દોથી મારા સ્ત્રીચરિત્રને ચાવી મળી.

"એક ગરીબ દાસીને આમ ચીઢવવાથી આપને શો ફાયદો ?" હું બોલી. "અમારા દેશમાં તો તમારાં પત્નીની સુંદરતાનાં વખાણ થતાં હતાં. પછી એમની કૈં ભાળ મળી ?"

"ના." તે ઠંડે અવાજે બોલ્યા. "તમારે ઘર છોડે કેટલાં વર્ષ થયાં ?"

"તમારી પત્નીના ગુમ થયા પછી તુરતમાંજ હું આ તરફ નીકળી આવી—પણ આપ ફરી અવસ્ય પરણ્યાજ હશો."

"ના." મેં છુટકારનો દમ ખેંચ્યો.

એ ફરી નહોતા પરણ્યા એ જાણી હું ઘણીજ ખુશી થઇ. હું કહેવા લાગી; "તમારા જેવા મોટા લોકોને બીજીવાર પરણતાં વાર શી ? પરંતુ પહેલાંની પત્ની ફરી સાંપડે તો પુરી પંચાત થાય."

એ ભલા આદમી સ્પૃહાહીન હાસ્ય હસ્યા ને બોલ્યા : "એમાં વળી પંચાત શી ? એ પાછી આવે તોએ એને હું પેસવાજ ન દઉંને. એવીને ઘરમાં રાખીએ તો કેટલું ખરાબ દેખાય ! આટલા દિવસોમાં એની નાત જાતનુંએ ઠેકાણું નહીં રહ્યું હોય."

વજ્રપાત થયો. એક ક્ષણમાં મારી આશાઓના કીલ્લા તુટી પડ્યા. મેં મારી ખરી ઓળખાણ આપી હોત તો એમણે મને પત્ની તરીકે સ્થાપી નજ હોત ! પરંતુ એના ક્રૂર શબ્દોથી એના ઉપર ઉપજતો ભાવ શાને વેડફી નાખવો ?

છતાંએ મેં તો હીંમતભેર પુછ્યેજ રાખ્યું: "હવે તમે કદાચ એને મળો તો શું કરો ?"

નિશ્ચયાત્મક અવાજે તે બોલ્યા : "એની સાથે જરાએ સંબંધ ન રાખું."

હૃદયહીન પથ્થર ! હું તો જમીન સાથે જડાઇજ ગઇ. મને અંધારાં આવ્યાં. નિરાશા ને તિરસ્કારથી હું ધુંધવાઇ ગઇ.

મારા વહાલા પતિના પલંગની બાજુ પર બેઠી બેઠી હું મનમાં બબડી: "કાં તો તમે મારો સ્વીકાર કરશો કે પુનિત આર્ય વિધવા પેઠે હું પ્રાણ પાડીશ."

૬

પછી મારા વદન પરથી મેં ચિંતાને ઉરાડી મુકી. હું બરાબર જાણતી કે મારી સ્મિતભરી નજરથી મેં તેની ઉડતી કલ્પનાને આકર્ષી હતી. મે વિચાર્યું—ગેંડો પોતાનું જબરદસ્ત શીંગડું વાપરે, હાથી પોતાના દંતુશળ ચલાવે, વાઘ પોતાના તીવ્ર પંઝા પ્રસારે, તો નાનકડી ગરીબ પ્રમદા પોતાનાં નબળાં નબળાં શસ્ત્રો પણ કેમ ન વાપરે ! "ઓ નાથ !" મેં વિચાર્યું; "વિધિએ આપેલાં હથીયાર હું વાપરીશઃ પરંતુ તમારા ને મારા સુખ માટેજ."

હું એમની બાજુએથી ઉઠી દૂર જઇ બેઠી. આનંદથી વાતો ચલાવી. તે મારી પાસે આવ્યા. "જાઓ" હું બોલી; "તમે ભુલ ખાધી છે તે મને હવેજ સમજાયું. તમે મને ન ઓળખી શક્યા." બોલતાં બોલતાં હું હસીજ ગઇ. મારો અંબોડો પણ ચાલાકીથી છોડી નાખ્યો. એમની સાથે વાત કરતાં વળી અંબોડો વાળવા માંડ્યો.

"તમે મને ઓળખી શકયાજ નથી" હું ફરી બોલી; "હું કૈં રસ્તે જનાર નથી. આપણા દેશની વાત જાણવાજ હું તો આવી હતી. આપણા દેશના માણસને મળ્યે આજ કેટલાંએ વર્ષ થયાં."

એ મારાં વચન માની શકયા નહીં. એ તો ઉઠીને મારી નજીક આવ્યા. મારી અડોઅડ બેઠા. હું માત્ર હસી ને વળી બોલી: "મારું કહ્યું નથી માનતા તો હું તો આ ચાલી. ભલે આવજો."

એમ કહી હું ઉઠી. મને જતી . જોઇ એ

બીચારા નિરાશ બની ગયા. એમણે મારો હાથ પકડ્યો. મે ક્રોધથી એને તરછોડી નાખ્યો, છતાં એ હું હસી–મેં હરયાજ કર્યું.

વળી મે બુમ પાડીઃ " તમે બહુજ ખરાબ છો ! મને અડકશો નહીં ! હુ કૈં ખરાબ સ્ત્રી નથી."

એમ બોલી વળી હું દૃઢ પગલે દ્વાર તરફ ગઇ. મારા પતિએ–મને કહેતાંએ શરમ આવે છે–મને જોર કરી અટકાવી.

" મારા પર દયા કર " તે બોલ્યા; " દયા કર! જઇશ નહીં. તારા સૌંદર્યથી હું ઘેલો બન્યો છું. આવી મોહકતા મેં કયાંએ નહોતી જોઇ !"

હું પાછી વળી. પરંતુ હું બેઠી તો નહીંજ.

" આહ મહાશય ! " મેં કહ્યું: "તમે ખરો લાગ સાધ્યો છે. મારે તમને કહેવું પડશે કે તમે મને ગમો છો. તમને ના પાડતાં મને શુ ને શુ થઇ જાય છે. પણ હું શુ કરું ? સ્ત્રીનું શીયળ એજ એનું સર્વસ્વ. જીવનભરનો પશ્ચાતાપ ને શરમ વહોરી હું એક દિવસનો આનંદ પામુ ? ના... ના... મને જવા દો. "

" હું સોગંદ લઉં છું " તે બોલ્યા, " કે આખા જીવનભર તું મારી હૃદયેશ્વરી રહીશ. એક દિવસના આનંદની વાત કેમ કરે છે ? "

હું હસી. એવા વચનોમાં મને વિશ્વાસ નહોતો એમ જણાવ્યું. હું ફરી જવા લાગી. બારણાની લગોલગ ગઇ. એ સંયમ ન રાખી શકયા. મારે પગે પડી એમણે મને વારી.

એમની એ દશા જોઇ મને દુઃખ થયું. " ચાલો, તમારે ઘેર જઇએ " મેં એમને લલચાવ્યા. " આપણે અહીંજ રહીએ તો કાલે તમે મારો લાગ કરી જતા રહો. "

એ તો તૈયારજ હતા. એ હમણાં થાણા આવેલા. ધંધાર્થે સાંજ રોકાનાર હતા એટલે સંકેત કરી અમે થાણા ઉપડી ગયાં. ત્યાં એ ખંડ એમના તાબામાં હતા. એક ખંડમાં મેં પ્રવેશ કર્યો. એ આવે ત્યાર પહેલાંજ દ્વાર બંધ કરી આગળો દીધો. એ બીચારા બહારજ રહ્યા.

અંદર આવવા એમણે ઘણી ઘણી દયામણી વીનંતીઓ કરી. હું હસી ને બોલી: " હવે હું તમારી સેવા ઉઠાવવા તૈયાર થઇ છું. પરંતુ તમારો મોહ અદૃશ્ય થાય છે કે ટકી રહે છે એનું મને પારખું કાઢવા દો. કાલે તમારામાં હું કશોએ ફેર નહીં જોઉં તો વળી આગળ વાત કરીશું. માટે હમણાં તો જાઓ. "

મેં બારણું ઉઘાડવાની નાજ પાડી એટલે તે નિરાશ થઇ ત્યાંથી બીજે ગયા. હું આશા રાખું છું કે એ ઉંધ્યા હશે. મોડી સવાર ચઢી ત્યારે મેં દ્વાર ઉઘાડ્યાં. મેં જોયું કે તે નમ્ર બની મારી વાટ જોઇ રહ્યા હતા. એમનો હાથ મારા હાથમાં લીધો.

"મારા નાથ !" હું બોલી; " મને રામરાવભાઇ પાસે પાછી મોકલો કે એક અઠવાડીઆ સુધી મારી પાસે ન આવવાનું વચન આપો. તમારી ધીરજની મને એમ કસોટી કરવા દો."

મારા પતિએ એ કસોટીએ કસાવા કબુલ કર્યું.

૭

પુરુષોનાં હૃદયને ઉત્તેજીત કરવાનાં જેટલાં સાધનો વિધાતાએ સ્ત્રીજાતિમાં ભર્યા છે એ તમામનો કસોટીના એ અઠવાડીઆ દર્મિઆન મેં મારા પતિ પર ઉપયોગ કર્યો. સ્ત્રીચારિત્રની શી વાત કરવી ? અમે સ્ત્રીઓ આ કપરા સંસારમાં કાંટા સમાન છીએ. મરદો કરતાં સ્ત્રીઓની દ્વારા સૃષ્ટિને વધારે ખમવું પડયું છે એમ ઇતિહાસનાં પાનાં ઉકેલતાં પણ જણાશે. પરંતુ સદ્ભાગ્યે સ્ત્રી જાત પોતાની પ્રલયશક્તિઓથી અજાણ છે; નહીં તો સૃષ્ટિમાં સ્થલે સ્થલે કયારનોએ દાવનળ સળગાવી મુકયો હોત.

કસોટીના એ અઠવાડીઆ દર્મીઆન હું મારા પતિની સાથેજ ઘણો સમય ગાળતી. માયાથી એમની સાથે વાત કરતી. નકામાં ગપ્પે ન ચઢવાની ખાસ સંભાળ રાખતી. સ્મિત, હાસ્ય ને નયનબાણ અમારી અબળાજાતનાં કુદરતી શસ્ત્રો છે. પહેલે દિવસે હું કલ્લાગરીને માયાળુ બની. બીજે દિવસે વધતી પ્રીતની નીશાનીઓ વ્યક્ત થવા દીધી. ત્રીજે દિવસે મેં ઘરનું કામ-કાજ સંભાળી લીધું. એમને ખાવા પીવામા તમામ જાતની સગવડ મળે તેની ચીવટ રાખી. એમને વધારે ને વધારે રાહત મળે એવા કામ હું બેદરકાર ન રહી. હાથેજ રાંધતી. લાકડાનાં છોડીયાં પણ હાથેજ પાડતી. અધુરામાં પુરું, એક દિવસ હું રોઇ. મારા રુદનનુ કારણ જણા-વવા મેં સાફ ના પાડી. છતાંએ એટલી તો એમને સમજણ પડવા દીધી કે જ્યારે કસોટી પુરી થશે ત્યારે એમનો મોહ ઉતરી જશે—પછી મારાથી એ કંટાળશે–મારો ત્યાગ કરશે. એક દિવસ એમને જરા ઠીક નો'તું. મેં આખી રાત જાગી એમની માવજત કરી. આટલી બધી ક્રૂરતા માટે મને વખોડશો નહીં. મારી વહાલામાં વહાલી ચીજના શપથ લઇ કહું છું કે એમાં જરાએ કપટ કે દેખાવ નો'તો. એમને ખરા હૃદય થી હું ચહાતી બની હતી. એ મારા પ્રેમમા ઘેલા બન્યા હતા એથી એ હું વધારે પરવશ બની ગઇ હતી. અઠવાડીયું પતી ગયા પછી એમણે મને મારીને કાઢી મુકવા ધારી હોત તોએ હું ન જાત.

છતાંએ એમને બાળના વિરહાનલમાં હું નવીન બળતણ ઉમેરતીજ ગઇ. મારી સાથે રહેવા એમણે પોતાની સઘળી પ્રવૃત્તિઓ ધીમે ધીમે છોડી દેવા માંડી. હું ઘરકામમાં રોકાતી ત્યારે પણ એક બાળક પેઠે તે મારી પાછળ ભમતા. પગલે પગલે એમના અંતરમાં ઉછળતી ઊર્મિ હું પારખી શકતી, છતાંએ નછૂટી સંગા-માંજ એ સંયમ સાધતા. એવો પણ વખત આવ્યો કે કસોટી પુરી થતાં હું એમનો ત્યાગ ન કરું તે માટે મારે ચરણે પડી તે કરગરવા લાગ્યા. મને પણ લાગ્યું કે હું એમને એટલી પ્રિય થઇ પડી હતી કે હું એમનો ત્યાગ કરું તો એ જરૂર ગાંડા થઇ જાય.

કસોટીના છેલ્લા દિવસે હું ફરી રડી-વળી એમને કહ્યું: "વહાલા! તમારી સાથે આવવા-માં મેં ઘણુંજ ખરાબ કર્યું છે, મેં તમને અણઘટતુ દુઃખ ને શ્રમ આપ્યાં છે. આ કસોટી કરવામાં પણ મેં ગંભીર ભુલ કરી હોય એમ જણાય છે. મનુષ્યના મોહને કોણ કળી શકે? આ અઠવાડીયું તો તમે મને અપ્રતિમ ચાહી છે. પરંતુ આઠ મહીના પછી–મને ચહાશો કે કેમ તે તમે પણ કહી શકો છો? કદાચ તમે મારો ત્યાગ કરો તો મારી શી દશા થાય?"

તે હસતા હસતા ઉભા થયા. "તારી જો એટલીજ ચિંતા હોય" તે બોલ્યા; "તો એને એક ક્ષણમાં ટાળી દઇશ. એમ કરવાનો મેં તો ક્યાર-નોએ વિચાર કર્યો હતો, પરંતુ હવે તો નિશ્ચય કરી નાખ્યો છે. તારે માટે હું ઘટતી વ્યવસ્થા કરીશ સમજી!"

એવુંજ કંઇક કહે એનો લાગ હું શોધી રહી હતી. એમણે જાતેજ એ વાત છેડી એથી હું ઘણીજ રાજી થઇ.

"છટ" મેં રાડ નાખી; "તમે મારો ત્યાગ કરો પણ પૈસાને હું શું કરું? જો નિર્વાહનોજ સવાલ હોય તો સ્ત્રીઓ ભીખ માગીને પણ જીવી શકે. પરંતુ તમે મારો ત્યાગ કરો તો હું જીવીનેએ શું કરું? પરંતુ વહાલા! તમે જીવનભર મારો ત્યાગ નહીંજ કરો એનીજ મારે તો ખાત્રીજ જોઇએ છે; ને તે પણ આજેજ–કારણ કે આપણા વાયદાનો આજ છેલ્લોજ દિવસ છે."

"તો બોલ તારે માટે હું શું કરું?" તેમણે

પુછયું; "તારી જેમ ઇચ્છા હોય તેમ કરવા હું તૈયાર છું."

"હું તો બાઇ માણસ" મેં ઉત્તર દીધો; "હું તમને શું કહું? તમેજ તમારી જાતે વિચારોને?"

પછી મેં વાત બીજે વાળી. ધીમેધીમે એક મનુષ્યે પોતાની પ્રિયા માટે બક્ષીસખત લખી આપ્યું હતું એવી વાત પણ જોડી કાઢી કરી લીધી. મારી બધીએ તરખટનું એજ રહસ્ય હતું.

તુરતજ ગાડી મંગાવી તે બહાર ગયા. આખા અઠવાડીઆમાં પહેલીજવાર મારાથી એમ દૂર થયા. થોડીજવારમાં તે પાછા ફર્યા. પરંતુ એ કયાં ગયા હતા એ મને જણાવ્યું નહીં. હું પણ પુછી શકી નહી. બપોરે વળી તે ફરી બહાર ગયા. તે પાછા ફર્યા ત્યારે તેમના હાથમાં એક પાકીટ હતું.

"લે આ" તે આવ્યા કે તુરત બોલ્યા; "મારી તમામ મીલકત તારે નામે ચઢાવી દીધી છે તેનો આ દસ્તાવેજ છે. એ માટેજ હું વકીલને ત્યાં ગયો હતો. જે દિવસે હુ તારો ત્યાગ કરું તે દિવસથી ભીખ માગવા મારે રસ્તામાં રઝળવુ પડે."

આ વેળા તો મારાં નયનમાંથી સાચુંજ અશ્રુપુર ઉભરાયું. મારા પાત મને આટલું બધું ચ્હાતા હતા! મેં એમનો ચરણસ્પર્શ કર્યો. "આજથી હું આપની દાસી છું—આપની કસોટી આપ તરી ઉતર્યા છો."

હવેજ હું મારુ મન મનાવી શકું કે "જે ચંદ્ર માટે હું રડતી હતી તે મારા હાથમાંજ વિરાજી રહ્યો હતો. હવે એ મારો ત્યાગ કેવી રીતે કરી શકનાર હતા? મને પત્ની તરીકે સ્વીકારવા એમણે સાફ ના નહોતી પાડી? જે કાર્ય માટે મારે આ બધી જાળ બીછાવવી પડી હતી તે સિદ્ધ થયું હતું. જો હવે હું એમને કહી દઉં કે હું એમની ખરી પત્નીજ છું ને એ મારો ત્યાગ કરે તો એમને પણ તમામ દોલત ને આબરુ પણ ગુમાવવીજ પડે.

લક્ષ્મીદેવીના નામ પરથી મારા પિતાજીએ મારું નામ ઇંદિરા પાડયું હતું. બાકી મારાં માતુશ્રી તો મને કુમુદિની યા લીલી કહીનેજ બોલાવતાં. મારા શ્વસુરગૃહમાં બધાં મને ઇંદિરા તરીકેજ પીછાનતાં. પરંતુ મારે-ઘેર તો લગભગ બધાંજ મને કુમુદિની કહેતાં. રામરાયભાઇને ત્યાં મેં મારું નામ કુમુદિની હતું એમ જણાવ્યું હતું. મને બધાં ઇન્દિરા કહેતાં એ વાત હું અહીં ભુલી પણ ગઇ હતી. મારા પતિ પણ અત્યારે મને કુમુદિની નામેજ પીછાનતા. પેલા દસ્તાવેજમાં પણ એજ નામ દાખલ કરવામાં આવ્યું હતું.

વળી પાછાં અમે મુંબાઇ આવ્યાં—થોડાક સુખી દિવસો ત્યાં ગાળ્યા. આ બધો સમય મેં મારી ખરી ઓળખાણ આપી નહીં. કોઇ દિવસ અમે અમદાવાદ જઇશું ત્યારે એ વાત કરીશું એમ મન મનાવ્યું. કેટલીએ આડી અવળી રીતે મેં મારા પતિ પાસેથી ઘરની તમામ માહીતી મેળવી લીધી. મારાં બધાંએ વહાલાં કુટુંબી જનો સારાં હતાં પરંતુ એમને મળવા મારું દીલ તલસી રહ્યું.

એક દિવસે મેં મારા પતિને કહ્યું: "મને નડીયાદ જવાનુ મન થયું છે. મારાં માતા પિતાને મળવા મારું દીલ અધીરું બન્યુ છે. મને થોડા દિવસ ઘેર મોકલવાની વ્યવસ્થા ન કરો?"

એમની તો જરાએ ઇચ્છા નહોતી. મારા વિના એક પળ પણ એ શી રીતે કાઢી શકે! પરંતુ મારો પડતો બોલ ઉપાડી લેવા એ એટલા બધા ટેવાઇ ગયા હતા કે આ વેળા મને સાફ ના પણ કહી શકયા નહીં. એમણે કહ્યું: "નડીઆદ જઇ પાછા વળતાં સહેજ પદર દિવસ નીકળી જાય. એટલા બધા દિવસમાં તો હું ઝુરી મરું. ચાલ. હું પણ તારી સાથેજ આવીશ."

એ સાંભળી હું તાલી પાડી બોલી ઉઠી; "મારી પણ એજ ઇચ્છા હતી. પરંતુ નડીયાદ-

માં તમે ક્યાં ઉતરશો ?"

"પરંતુ તારે ઘેર કેટલા દિવસ રહેવું છે ?" તેમણે ઉલટો પ્રશ્ન કર્યો.

"હું તમારાથી જુદી પડું તો" મેં કહ્યું; "પાંચ દિવસથી વધારે મારાથી રહેવાયજ નહીં."

"તો પાંચ દિવસ હું મારે ઘેર જઇ આવીશ" તે બોલ્યા; "પણ યાદ રાખજે. પાંચમે દિવસે હું જાતે આવીને તને ખેંચી જઇશ."

ઉપરની યોજના નક્કી થઇ. થોડા દિવસમાં અમે સઘળું કામ આટોપી લઇ ઉપડ્યાં. મને નંડીઆદની ભાગોળે મુકી મારા પતિ પોતાના ગામ તરફ વળ્યા.

નજરથી એ દૂર થયા કે તુરતજ મારા ગાડીવાળાને મેં કહ્યું: "પ્રથમ મારે અમદાવાદ જવું છે. પાછા વળતાં નડીઆદ રોકાઇશ માટે અમદાવાદ તરફ હંકાર. તને સારું મહેનતાણું અપાવીશ હોં !"

એ લોકો મને અમદાવાદ લઇ આવ્યા. મારા સાથીદારોને ભાગોળની ધર્મશાળામાં રોકાવા કહી હું ચાલતીજ ઘર તરફ નીકળી પડી. અંતે મારું ઘર દેખાયું. એક ખુણામાં લપાઇ મેં થોડું હરખથી રડી લીધું; મહામહેનતે મારા જીવમાં જીવ આવ્યો. કેટલી મુશ્કેલીએ મારા ઘરમાં પ્રવેશ કરવાની મારામાં હીંમત આવી. પ્રથમજ મને મારા પિતાજી મળ્યા. કેટલાએ દિવસોથી ગુમ થએલી તનયાને આમ અચાનક જોઇ એ તો ગળગળા થઇ ગયા. એ મિલનની શી વાત કરું ?

હું ક્યાં ક્યાં રઝળી હતી ને શું કરતી હતી એ વાતજ ન છેડવા દીધી. મારા પિતાએ મારી વાત જાણવા આગ્રહ કર્યો ત્યારે કોઇ બીજે દિવસે કહીશ એમ કરી મેં વાત ઉડાવી.

બીજેજ દિવસે મારા પિતાજીએ મારા શ્વસુરને પત્ર પાઠવ્યો. વળી કાસદને મોઢેથી સુચના આપી કે "મારા જમાઇ ઘેર ન હોયતો એ જ્યાં હોય ત્યાંથી ભાળ કાઢી આ પત્ર એમને હાથોહાથ આપજે."

હું પાછી આવી હતી એ વાત કોઇને પણ ન જણાવવા મેં મારાં માતુશ્રીને વીનંતી કરી હતી. "હું આટલા બધા દિવસ ઘર બહાર રહી છું." મેં કહ્યું; "તેથી કદાચ એ મને સ્વીકારવા તૈયાર ન હોય તો અહીં આવે પણ નહીં. માટે ગમે તે બીજું બહાનું કાઢી એમને અહીં બોલવજો. એ અહીં એકવાર આવશે તો બાકીનું બધુંએ હું સાચવી લઇશ. એમની બધીએ શંકાઓનું નિવારણ કરીશ."

મારાં માતુશ્રીએ મારી ઇચ્છા મારા પિતાજીને જણાવી હતી. એમણે મારું કહેવું માન્ય રાખી એમના પત્રમાં લખ્યું કે "હું મારુ વસીયતનામું કરવા ધારું છું. તમે મારા જમાઇ છો. મને પ્રિય હોઇ મારા શુભેચ્છક છો. એટલે મારી મીલકતની વ્યવસ્થામાં તમારી સલાહ જરુરની છે, માટે આ પત્ર પહોંચતાં તુરત અહીં આવશો."

એ પત્ર અનુસાર મારા પતિ તુરતજ આવ્યા; એટલે મારા પિતાજીએ તમામ સત્ય હકીકત જણાવી દીધી. થોડીકક્ષણ મારા પતિ વિચારશીલ બની ગયા. પછી તે બોલ્યા: "આપને માટે મને ઘણું માન છે. આપે મને ખોટું બહાનું બતાવી અહીં બોલાવી મંગાવ્યો છે છતાંએ આપનાં દર્શનથી મને ઘણોજ આનંદ થયો છે. પરંતુ તમારાં પુત્રી આજ કેટલાએ દિવસો થયાં ગુમ થયાં હતાં. એ ક્યાં રઝળ્યાં હશે ને કેવા પ્રકારની જીંદગી વીતાવી હશે એ બાબતની કોઇને માહીતી નથી. એટલે હું ઘણોજ દીલગીર છું કે હું એમને મારે આંગણે ચઢવા દઇ શકીશ નહીં."

‼ મારા પિતાજીને તો આથી ઘણુંજ માઠું લાગ્યું. એમણે મારાં માતુશ્રીને વાત કરી. મને પણ એ વાત મળી. મેં મારી સખીઓદ્વારા મારા માતાપિતાને ચિંતા ન કરવા કહાવ્યું. "એમને મારી પાસે અંદરના ખંડમાં મોકલો. હું એમને પહોંચી વળીશ."

પરંતુ એ જક્કી માણસે અંદર આવવાની નાજ પાડી.

"મારે આંગણે ચઢવા દેનાર નથી" તેમણે કહ્યું; "એવી પત્નીને મળવા માગતો નથી." અંતે મારી માતાના રુદનથી પીગળી ને મારી સખીઓના મજાકોથી શરમાઇ એમણે અંદરના ભાગમાં નાસ્તો કરવાનું કબુલ કર્યું.

એમને આપેલા વિરામભુવનમાં એ પડ્યા પડ્યા વિચાર કરી રહ્યા હતા. એમની પાસે કોઇ નહોતું. બધાંએ પોતપોતાના કામમાં પડ્યાં હતાં. નાસ્તો આવ્યો એટલે તે નીચું જોઇને ખાવા લાગ્યાં એવામાં હું ધીમેથી અંદર આવી ગઇ. એમની પાછળ જઇ એમની આંખો દાબી દીધી.

તે હસ્યા ને બોલ્યાઃ "જાણે હું જાણતો ન હોઉં તેમ કામિની! હજી તારા બાલ્યના ચાળા ન ગયા"

કામિની મારી નાની બેન હતી.

હું બોલીઃ "હું કામિની નથી.-કહો જોઉં હું કોણ છું? કહેશો તોજ હાથ લઇશ.

મારો સ્વર સાંભળતાજ તે ચમકયા-અસ્પષ્ટ પુછવા લાગ્યા: "કોણ છે?"

મેં એમનાં નેત્ર પરથી હાથ દૂર કર્યા. એમની આગળ જઇ ઉભી

"કેમ છો દગારા!" હું બોલી; "મારું નામ ઇન્દિરા. હરગયની હુ આત્મજા. આ મારું બાપીકું ઘર. આપને પ્રમાણ કરું છું અ પની. સહચરી કુમુદિનીના શા સમાચાર છે?"

એ તો દિંગ્મૂઢ બની ગયા; છતાંએ મને જોઇ તે આનંદ પામ્યા એ મારાથી અજાણ્યું ન રહ્યું.

"આવી કેવી મશ્કરી-કુમુદિની!" તે બોલ્યા. "તું અહીં કેવી રીતે આવી?"

"કુમુદિની તો મારું બીજું નામ." મેં ઉત્તર દીધોઃ "આટલા દિવસ સુધી તમે મને ન ઓળખી શકયા એ કેટલું વિચિત્ર કહેવાય? બાકી તમને રામરાયભાઇને ત્યાં જોયા કે તુરતજ હું તો ઓળખી ગઇ હતી. નહીં તો હું તમને આટલી છુટ લેવા દઉં ખરી કે? સ્વામીનાથ! તમારી પત્ની કુચાલની નથીજ."

થોડીવાર તો તેઓ કશું બોલીજ શક્યા નહીં. પછી તેમને પુછ્યું: "તો આટલી બધી વાર મને ઠગ્યો શું કરવા?"

જવાબ સહેલોજ હતો. "પહેલે દિવસેજ મને જોતાંજ તમે કહ્યું હતું કે તમારાં પત્ની પાછાં આવે તોએ તમે એમનો સ્વીકાર ન કરો. એમ ન કહ્યું હોત તો કદાચ મેં મારી ઓળખાણ આપી હોત."

એમનો પલો દસ્તાવેજ મારી સાડીના છેડે જ બાંધેલો હતો. તે છોડી તેમને બતાવી બોલીઃ "પહેલી રાત્રે મેં નિશ્ચય કર્યો હતો કે કાં તો તમે મારો સ્વીકાર કરશો કે હું યમ શરણુ થઇશ. એ નિશ્ચય પાર પાડવા મેં આ દસ્તાવેજ લખાવવાનો વખત આણ્યો હતો. હવે મને સમજાય છે કે મેં ઠીક નહોતું કર્યું. હવે આપની ઇચ્છા હોય તો આપ આપને આંગણે ચઢવા દો. એટલા માનને હું નાલાયક હોઉં તો તમારી દાસી બની રહેવા દો. આપનું કામકાજ કરતાં હું આપનું સુખ દર્શન કરી શકીશ એથી મને આનંદ થશે. હવે આપના દસ્તાવેજનું કર્તવ્ય ખલાસ થયું છે" એમ કહી મેં તેના કકડેકકડા કરી નાખ્યા.

તે ઉભા થયા. હસ્ત પ્રસારી મને ગાઢ આલિંગન દીધું. "વહાલી! તું મારું સર્વસ્વ છે. તારા વિના હું એક ક્ષણ પણ રહી શકું એમ નથી. ચલ! ગૃહરાણી! તારા પતિનું આંગણું પાવન કર.

## ભગવાન કૌટિલ્ય

—:૦:—

[અનુસંધાન પ્રુષ્ઠ ૨૩૦ થી]

"સેનાજિત માનશે ?" તેણે પુછ્યું.

"કેમ નહીં ? એનું જો ગૌરી માને તો" વક્રનાસે કહ્યું.

"સેનાજિત !"

"પ્રભો !" કહી સેનાજિત અંદર આવ્યો.

"કાલે તું શકટાલને ત્યાં ગયો હતો ?"

"હા જી. મારા લગ્નની તિથિ નક્કી કરવા" જરાક અસ્વસ્થ બની સેનાજિતે કહ્યું.

"આ વિષ્ણુગુપ્તને મળ્યો ?" નરેંદ્રે પુછ્યું.

"હા અન્નદાતા."

"કેવો લાગ્યો ?"

"ભયંકર."

"એને દૂર કરવો જોઇએ. તું શું ધારે છે ?" વક્રનાસે કહ્યું.

"મને પણ એમ લાગે છે." સેનાજિતે જવાબ આપ્યો. "પણ કેવી રીતે ?"

"એ તારા હાથમાં–ગૌરીના હાથમાં છે." વક્રનાસે નિષ્કંપ અવાજે કહ્યું.

"મારા હાથમાં ! ગૌરીના !" પલ વાર સેનાજિત વિચારમાં પડ્યો. પણ તરત સમજ્યો. સેનાજિત જરા ગુંચવાયો; "દેવ ! ગૌરી મારું નહીં માને."

"કેમ ?"

"આ માણસના આવ્યાથી કે કોણ જાણે કેમ પણ ગૌરી હતી તે નથી રહી" સેનાજિતે નીચું જોઇ જવાબ આપ્યો. "મને વિશ્વાસ નથી પડતો."

"તો જવા દે." નરેંદ્રે કહ્યું; "તો શું કરીએ ?"

"હું વિચાર કરું" વક્રનાસે કહ્યું; "પણ સેનાજિત તારા લગ્નનું શું થયું ?"

સેનાજિતે નીચું જોઇ કહ્યું. "નરેંદ્રદેવની આજ્ઞા હોય તો કહું."

"હા. ખુશીથી."

"પ્રભો ! શકટાલ કહે છે કે જો એને નૈમિષારણ્ય જવાની રજા આપો તો એ મને ગૌરીને પરણવાની રજા આપે."

"એમ" ખાડી આંખે સેનાજિત તરફ જોતાં વક્રનાસે કહ્યું.

"કેમ ! એને શું થયું છે ?" નરેંદ્રે હસીને કહ્યું.

"એને પાટલિપુત્ર છોડવું છે."

"અંહ" વક્રનાસે કહ્યું; "વારુ ! એ વાત પછી."

"સેનાજિત ! તું મહાદેવીને તૈયાર કર. રાક્ષસ ! તું કુમાર આંભિને એમની પાસે લઇ જા. તેને એની બહેનને મળવું છે. અમે આવી પહોંચીએ છીએ."

"જેવી આજ્ઞા" કહી સેનાજિત અને રાક્ષસે રજા લીધી. એ બન્ને ગયા એટલે નંદ રાજા અમાત્ય તરફ જોઇ રહ્યા. વક્રનાસના નિર્દય મોઢા પર બીહામણી રીતે હાસ્ય પ્રસરી રહ્યું.

"આ છોકરો પાકો છે." તેણે કહ્યું.

"એમ ?"

"હા. એને અહીંઆંથી કાઢવો જોઇએ."

"એ તો ખરી વાત, પણ કેવી રીતે ?" નરેંદ્રે પુછ્યું.

"એક તો ચંદ્રગુપ્તની પીડા છેજ." વક્રનાસે રસથી ગણત્રી કરવા માંડી. "શેષ અહીંઆં છે. તેમાં આંભિ આવ્યો. શકટાલ નૈમિષારણ્ય જવા માગે છે. મહાદેવી તક્ષશિલા જવા માગે છે. ક્ષપણક નવાં નવાં ભવિષ્ય ભાખે છે. ને તેમાં આ આવી પહોંચ્યો. આમાંથી કોઇને એમ મળવા દેવા ન જોઇએ." વિચાર કરતાં કરતાં તે બોલ્યા; "એકજ રસ્તો છે."

"શો ?"

"આ બધાને વીખેરી દેવા. મહાદેવીને તક્ષશિલા મોકલાવી દો—એટલે આંભિ ને આ વિષ્ણુગુપ્ત ચાલી જશે."

"શું કહો છો?" ચકિત થઇ નરેંદ્ર દેવ બોલ્યા. અત્યાર સુધી તો કોઇ પણ પ્રકારે મહાદેવીને અહીંઆંજ રાખવી એવો નિશ્ચય હતો.

"હા. જો મહાદેવી રહેશે તો આંભિ રહેશે; અને તો આ વિષ્ણુગુપ્ત રહેશે તે રહેશે તો એક દહાડામાં શકટાલને પાટલિપુત્ર છોડવવાની જે પ્રેરણા કરી રહ્યો છે તે મહીનામાં શુ કરશે? ને શેષ પણ એનો મળતીઓ છે. શેષની મા ને ચંદ્રગુપ્તની દાદી તે બે સગી બ્હેનો ભુલી ગયા?"

"ખરી વાત એ તો હું વીસરીજ ગયો."

"અને શકટાલને જવાની રજા આપો; પણ ગૌરીને પરણવાની તિથિ લંબાવો. એટલે શકટાલ અહીંઆંનો અહીંઆં. મારી નજર આગળથી એ જાય એ મને જરા પસંદ નથી. આંધળો છે છતાં એ સચેતન થાય તો બહુ મુશ્કેલી ઉભી કરે."

"એક દહાડો પુરો કરીએ."

"હમણાં નહીં. તેનો વખત આવશે ત્યારે એ વાત."

"ત્યારે મહાદેવીને જવાજ દઇએ. મને એના પર એવો કાળ ચઢે છે!" નરેંદ્રે દાંત પીસી પત્ની તરફનો ભાવ દાખવ્યો.

"હમણાં એને જવા દો. નહીં તો આ બ્રાહ્મણ બધા પાપગ્રહનું કેંદ્રસ્થાન થઇ પડશે."

"વારુ. ત્યારે મહાદેવીને ક્યારે મોકલી આપીએ?"

"આજે શુ થયું—ત્રીજ. ચોથ—પાચમ—છઠ. છઠે. આચાર્ય વિષ્ણુગુપ્તને સમાજ પુરો થતા અર્ધ્ય પણ આપીએ. તેમને પણ પાટલિપુત્રનો મોહ રહી ન જાય, ને ઇંદ્ર બૃહસ્પતિ યાદ રહે." કહી વક્રનાસે ભયંકર હાસ્યથી પોતાનો આત્મસંતોષ દાખવ્યો. "ચાલો દાતણ કરી રહ્યા હોય તો મહાદેવીનો ને તેના ભાઇનો હાસ્યવિનોદ સાંભળીએ. ફરી સાંભળવા નહીં મળે."

"હા." હસીને નરેંદ્રે કહ્યું. વક્રનાસના તોડથી તેને પણ આનંદ થયો, માત્ર વાંધો તેમા એટલોજ હતો કે, મહાદેવી ચાલી જતી હતી. નંદને મહાદેવી ગમતી નહીં, પણ તેના અદ્દભુત સૌંદર્ય વિના તેને તૃપ્તિ થતી નહી.

---

## પ્રકરણ ૧૭ મું

### મહાદેવી અને આંભિ

મેના જીદથી બોલી રહી હતી: "કલ્યાણી—સેનાજિત—કલ્યાણી—સેનાજિત."

પોતાના અંતઃપુરમાં મહાદેવી સુમોહા આશાભર્યાં નયને બારણા તરફ જોતી હતી. તેનું પૂર્ણ ચંદ્ર સમું વિલાસી મુખ અત્યારે લાલ દેખાતું હતું. તે પરણીને આવી ત્યારે આવો ઉત્સાહ તેના હૈયામાં રમતો હતો; આજે પીયર જવાની આશા તેવોજ ઉત્સાહ પ્રેરતી હતી.

તેને શરીરે સજેલા સોળ શણગારમાંથી નાનાં મોટાં રત્નો ચમકતાં હતા. સ્રષ્ટાના ધનસંચયમાંથી આણેલા અણમોલા હીરા સમી તેની આંખો તેનાથી વધારે ચમકતી.

એ અપૂર્વ હોઠો તલમતા હતા—ચુંબન માટે નહીં, પ્રણય માટે નહીં—ભાઇની ખબર પુછવા

માટે.

સેનાજિત આવ્યો ને પ્રણામ કર્યાઃ "મહાદેવી! કુમાર આંભિ પધાર્યા."

બારણામાં સોનેરી બખ્તરમાં સજ્જ, મહાદેવીની જરાક ઉંચી, જરાક સખ્તાઇભરી પ્રતિમા ઉભી હતી.

"બંધુ!" મહાદેવીના તરસ્યા હોઠે અમૃત પીધું.

"ભગિની!" બારણામાંથી આંભિ અંદર આવ્યો. તેનો અવાજ હર્ષભર્યો હતો. પાછળ રાક્ષસ આવીને ઉભો.

"વીરા! તું કેટલો મોટો થઇ ગયો છે?" પંખીણીની માફક ઉડતી મહાદેવી આગળ આવી.

"ને તું સુમોહા! તું સ્ત્રી નથી રહી-સ્ત્રીના આકારમાં તેજઃપુંજ બની છે."

પોતાના શણગાર તરફ ગર્વમાં સુમોહા જોઇ રહી. પોતે રૂપવતી છે તેનો ગર્વ તેણે ઘણે દહાડે અનુભવ્યો. તેના ગાલ પર શરમ છવાઇ રહી.

"બંધુ! પિતાજી કેમ છે.?"

"ખુશીમાં. માતા પણ મજાહમાં છે તુ કેમ છે?"

"હું!" ચમકીને સુમોહાએ કહ્યું; "ખુશીમાં" તેણે નિશ્વાસ નાખીને કહ્યું. પલવારમાં હોંસ, ઉત્સાહ ને આનંદ જતાં રહ્યાં, તેની દુઃખીસ્થિતિનું તેને ભાન થયું. ભયગ્રસ્ત સસલાની માફક તે ચારે તરફ ફાટી આંખે જોઇ રહી.

"રાક્ષસ-સેનાજિત ને-અજાણ્યો" સેનાએ ચોકીદારનું કામ કર્યું.

સુમોહા નિસ્તેજ થઇ. તેના હોઠ ફીક્કા થયા. આંભિ સાવચેતીથી આ ફેરફાર જોઇ રહ્યો. "બીજી એક વાત ખબર છે? તારી બહેનપણી મરી ગઇ" તેણે ધીમેથી કહ્યું.

સુમોહા ચમકી. તેને કલ્યાણીએ સંકેત કહી રાખ્યો હતો તે યાદ આવ્યો. શું એ વૃદ્ધ દાસી તેની અને તેના ભાઇ વચ્ચે સંદેશા લઇ જઇ શકે એમ હતુ?

તેણે શ્વાસ લઇ પુછ્યું. "કયી?"

"કલ્યાણી." ભાઇ બહેનની આંખો મળી. રાક્ષસ ને સેનાજિત ન સમજે એવો અર્થ તે દૃષ્ટિમાં સમાયો હતો.

રાક્ષસ ને સેનાજિતને અકારણ લાગે એવી રીતે મહાદેવી હસવા લાગી. આંભિ પણ હસી હસીને તક્ષશિલાની વાતો કરવા લાગ્યો.

તે સામસામાં બેઠાં. રાક્ષસ અને સેનાજિત થોડે દૂર-સેવકોની માનભરી રીતથી અને ચોકીદારોની સાવધાનતાથી. પલવારમાં ભાઇ બહેનના સ્મરણોના સમન્વયથી મગધના અંતઃપુરનુ જુલ્મી, વિશ્વાસહીણું વાતાવરણ અદૃષ્ટ થયું; અને ગિરિતુંગોમાં સ્વાતંત્ર્યમાં વિહરતુ તક્ષશિલાનું સંસ્કારમય વાતાવરણ પ્રસરી રહ્યું.

દીપતા સૂર્ય પર રાહુનું આક્રમણ થાય; ઉલ્લાસભર્યા બાલવૃંદ પર યમરાજનો પડછાયો પડે તેમ નરેંદ્રદેવ અને વક્રનાસનું હાસ્ય સંભળાયું. મહાદેવીનું હસવું હરી ગયું; આંભિની સ્નેહાળતા શુષ્ક બની.

કંચુકી આવ્યો. "મહાદેવી! નરેંદ્રદેવ અને અમાત્ય વક્રનાસ પધારે છે."

સુમોહા ઉભી થઇ. ત્રણે પુરુષો પણ ઉભા થઇ વસ્ત્ર ને શસ્ત્ર સજ્જ કરવામાં રોકાયા.

નરેંદ્રદેવની મોટી આખોમાં હજી જરા ઉંઘ હતી એના વાળ અવ્યવસ્થિત હતા તેના હોઠની સ્થૂલતા અત્યારે વધારે દેખાતી.

વક્રનાસના મુખ પર રહેતા સ્વભાવજન્ય દ્વેષ પર પાતો ચડયો હોય એવું લાગતું.

"કેમ કુમાર!" નરેંદ્રે કહ્યું; "બહેનને મળ્યા? અમારે ત્યાં કૈં દુઃખ તો નથી પડયું?" તેણે તોછડાઇથી પુછ્યું.

આંભિએ નમસ્કાર કર્યા; "નરેંદ્રદેવ ! તમારે ત્યાં કૈં ખામી હોય ?"

વક્રનાસ ડાબી આંખે આંભિને જોઇ રહ્યો. "સુબાહુરાજની કન્યાને શોભે એવું સુખ છે ને ?"

આંભિ વક્રનાસ તરફ જોઇ પોતાનો તિરસ્કાર દાબ્યો દબાવી શક્યો નહીં. મુંગે મોંઢે તે નરેન્દ્રદેવ તરફ ફર્યો, અને અમાત્યને જવાબ આપવાની તસ્દી લીધી નહીં.

"મગધનાથ!" આંભિએ કહ્યું; "સુમોહાને તમારે ત્યાં કૈં ઓછું સુખ હોય ? પણ અમારું ભાંડુઓનું અધીરું હૃદય કૈં એમ ધીરજ પકડે ?"

મહાદેવી તો નીચું જોઇ મ્લાનવદને ઉભી હતી. આજે તેને નરેન્દ્રદેવ ને વક્રનાસના મુખ પરના ભાવ ભયભર્યા લાગતા હતા; અને પલ વાર ભાઇ જોડે કરેલી વાતચીત આ ભય ભરેલી દુનીઆને વધારે અકારી બનાવી મુકતી હતી. આ ભાઇ કાલે ચાલ્યો જવાનો અને વાદળ હતું તેવું ઘેરું થઇ રહેવાનું.

"બધું ખરું" નરેંદ્રદેવે કહ્યું; "પણ મહાદેવીને તમારે ત્યાંના જેવું તો નહીંજ ગમે. કેમ ખરું કે નહીં !" તેણે સુમોહા તરફ ફરીને પુછ્યું.

સુમોહા બોલી નહીં. વક્રનાસ હસ્યો. "એ તો બધાને એમજ હોય. પણ આ આંભિરાજ ! આપ આવ્યા તે મહાદેવીની ખબર લેવા કે એમને લઇ જવા ?"

નરેંદ્ર તોછડાઇથી હસ્યા. હવેના શબ્દો પર જીવનનો આધાર રહ્યો છે એમ લાગવાથી સુમોહાએ આંખો મીચી. આંભિએ તીક્ષ્ણ નજરે વક્રનાસ અને નરેંદ્રદેવનો અર્થ પારખવા પ્રયત્ન કર્યો.

"નરેંદ્રદેવ !" તેણે વક્રનાસના સવાલનો જવાબ આપ્યો; "મહાદેવીને આવવું હોય તો લઇ જવા માટે; ન આવવું હોય તો ખબર લેવા માટે."

નંદ ખડખડ હસ્યો; "વક્રનાસ!" તેણે કહ્યું; "મેં નહોતું કહ્યું કે કુમાર સુબાહુરાજને પણ પટુતામાં ટપી જશે ? બોલો મહાદેવી ! હવે તમારે શું કરવું છે ? કેમ નહીં વક્રનાસ ? એમની જેવી ઇચ્છા."

સુમોહા નમ્રતાના અવતાર સરખી ઉભી હતી. તેની આંખોનાં ઝનુની તેજ તેના હૃદયમાં રહેલા રોષનાં જરાક દર્શન કરાવી રહ્યાં હતાં. "મારી શી ઇચ્છા ? સ્વામીની આજ્ઞા એજ મારી ઇચ્છા."

નરેંદ્રે નફટાઇથી હસીને વક્રનાસ તરફ જોયું. "વક્રનાસ ! મગધનાં ધન્ય ભાગ્ય છે, કે આવાં સુશીલ આર્યા તેનાં મહાદેવીપદે છે. ખરું કેની ? આંભિરાજ ! મહાદેવી જશે તો મારું તો હૃદય ચીરાઇ જશે. શું કરવું તે મને સુઝશે નહીં. નહીં વક્રનાસ ? પણ ઘણા વર્ષથી મહાદેવી માબાપને મળ્યાં નથી એટલે ન છુટકે આપણે જવા દેવાં પડશે." નંદની આંખમાં લાલસા ને ઉત્સુક્તા બંને સ્પષ્ટ દેખાતાં. તેની ભુખી આંખ મહાદેવીના અંગો પર પડતાં વધારે ભુખી જણાતી હતી.

મહાદેવીએ આંખો પહોળી કરી નરેંદ્રદેવ તરફ જોયું. શું આ તેણે ખરું સાંભળ્યું ? શું તેને આ કારાગૃહમાંથી જવાની રજા મળશે ? શું મરતા પહેલાં તે માતપિતાને ફરી મળશે ? જેટલો તેને હર્ષ થયો તેટલીજ આ વાત ખરી ઠરશે કે કેમ તેની તેને શંકા થઇ. તેણે ક્ષોભથી હાથનાં કંકણો ફેરવવા માંડ્યાં.

આંભિ પણ શંકાશીલ હૃદયે સાંભળી રહ્યો. સેનાજિત ચકિત થએલો દેખાયો. રાક્ષસ આંખ ઝીણી કરી આ નવા પલટાનું રહસ્ય પારખવા મહેનત કરી રહ્યો.

"નરેંદ્રદેવ!" વક્રનાસે તિરસ્કારથી હસીને કહ્યું. "જેમ પત્નીને પતિની આજ્ઞા, તેમજ પુત્રીને માતપિતાની સેવા. મહાદેવીએ જવુંજ જોઇએ–જો સુબાહુરાજે બોલાવ્યાં હોય તો."

આંભિ પણ વિચારમાં પડયો. અશક્ય વાત આમ સરળતાથી શક્ય કેમ થઇ ગઇ? તે કંઇક એવું બોલવા માગતો હતો કે જેથી તે કશાથી બંધાય નહીં અને આ લોકોનો મુદ્દો સમજી શકે, અને વખત મળે આચાર્ય વિષ્ણુગુપ્તની સલાહ મંગાવી શકે. પણ મહાદેવીના મુખ પર થએલો ફેરફાર જોઇ તે મુગો થઇ ગયો. રાત્રિના અંધકાર પર સંજીવિની ઉષાનો પ્રકાશ પ્રસરે તેમ તેના મ્લાન વદન પર હર્ષ ને ઉત્સાહ પ્રસર્યાં હતાં. તેની આંખોમાંથી તેજના ફુવારા ઉડયા. તેમાં 'તક્ષશિલા! તક્ષશિલા!' વંચાતું હતું.

"દેવ!" તેણે કહ્યું; "મને આંભિ હમણાંજ કહેતો હતો મારાં માતાજી માંદાં છે અને મને મળવા માગે છે. મારો જવાનો વિચારજ છે."

"ત્યારે તમે નક્કીજ કર્યું છે." નરેંદ્રે હસીને કહ્યું; "ચાલ, વારુ ત્યારે અમારે બોલવાનું કંઇ રહ્યુંજ નહીં. નહીં વક્રનાસ? મહાદેવીને વહેલાં જવું પડશે–માતાજી માંદાં છે પછી કેમ થાય? વક્રનાસ! સારી તિથિ ક્યારે આવે છે?"

"આજે ત્રીજ થઇ. છઠે પ્રયાણગ્રહ ઘણાજ સારા છે."

"ઠીક ત્યારે છઠે જાઓ" નરેંદ્રે કહ્યું; "પણ ભુલ્યો આંભિ! અહીંઆં તમારે રહેવું હોય તો અમને વાંધો નથી."

"હા રે! મારે પણ જેમ બને તેમ જલદી જવું છે."

"પણ આમ ઉતાવળ કરો તે શા કામની?" વક્રનાસે મજાકભર્યા અવાજે કહ્યું.

"માતાજી માંદાં છેને" સુમોહાંએ કહ્યું.

"ત્યારે છઠે સમાજ પુરો થાય ને તમે જજો" વક્રનાસે કહ્યું.

"સમાજ! ક્યારે?"

"તમારા ભાઇ આવ્યા છે ને." નરેંદ્રે કહ્યું.

"કેં ત્યારે?" વક્રનાસે એક આંખ મીંચી કહ્યું; "કેં કૃપા કરી ઓ હો હો! ને ત્યારે આચાર્ય વિષ્ણુગુપ્તને અર્ધ્ય પણ આપીશું."

સુમોહા ને આંભિ આ નવી વાત સાંભળી ચકિત થઇ ગયાં.

એ ત્રણ નાલિકા સુધી આ પ્રમાણે વાતચીત ચાલી રહી. એટલામાં એક કંચુકી દોડતો આવ્યો.

"કૃપાનાથ!" તે હાથ જોડી ઉભો રહ્યો. તે ક્ષુબ્ધ હતો અને શું બોલવું તે તેને સુઝતું નહોતું.

"શુ છે?" અધીરાઇથી નરેંદ્રે પુછ્યું. સેનાજિત ઉભો થઇ કંચુકી પાસે ગયો.

"તક્ષશિલાના બ્રાહ્મણે ઉગ્રસેન સ્થાનિકને મારી નાખ્યો! બહાર ખબર આવી છે."

"શું?" કહી નરેંદ્રદેવ ઉભા થઇ ગયા. બધાં પણ ઉભાં થઇ ગયાં. "કોણ?"

વક્રનાસની આંખ અડધી મીંચાઇ ગઇ. કંચુકી ક્ષોભથી બોલી પણ શક્યો નહીં.

"શું છે?" વક્રનાસે આગળ આવી કહ્યું. આંભિ પણ પાસે આવ્યો.

"ગૌતમ ઓવારે તક્ષશિલાના આચાર્યે ઉગ્રસેન સ્થાનિક ને વીંધી નાખ્યો."

"બને નહીં માંડા" વક્રનાસે કહ્યું.

"તમારો આચાર્ય શું કરે છે?" નરેંદ્રે આંભિ તરફ ફરીને કહ્યું.

" આચાર્ય વિષ્ણુગુપ્ત કદી અવિવેક કરે નહીં. કોઇએ એને છેડયા હશે. "

" પણ એ કે યોદ્ધો છે ? " વક્રનાસે કહ્યું.

" યુદ્ધ થશે ત્યારે બતાવશે. પણ હું જાઉં ને જોઉં શું થયું. " આંભિએ કહ્યું ને તે આગળ ધસ્યો.

" રાક્ષસ ! તું પણ જા. જો શું થયું. " નરેંદ્રદેવે કહ્યું.

" નરેંદ્રદેવ ! " આભિએ ગુસ્સામાં કહ્યું. " જો આચાર્યને કૈં થશે તો—"પણ વાકય પુરુ કર્યાં પહેલાં અધીરાઇથી તે ચાલી ગયો. નરેંદ્ર તેના તરફ દ્વેષથી જોઇ રહ્યા.

" તો શું થઇ જવાનું હતું ?' રાક્ષસ તરફ અર્થસૂચક દૃષ્ટિ કરી વક્રનાસે કહ્યું.

" ગુરુવર્ય " દૃઢતાથી કહ્યું;...' મારે હાથે બ્રહ્મહત્યા નહીં થાય. યુદ્ધમાં મળશે તો જુદી વાત."

"જા. જા. પછી વાત !" નરેંદ્રે અધીરાઇથી ભવાં ચઢાવી આજ્ઞા કરી; અને રાક્ષસ ઝપાટાબંધ ચાલી ગયો.

(આ રસિક વાર્તાનો વિશેષ ભાગ આવતા અંકે)

---

વાત કરતાં મને એમ લાગે છે કે થોડા દહાડા અહીં રહુ તો મને બહુ ગમે. હમણાં મારું શરીર સારું નથી, અને નાનપણમાં મને અડાલજની હવા બહુ ફાવતી'તી. વાવનાં પાણી પણ મને માફક આવતાં'તાં. એટલે જો તમારે હરકત ના હોય તો હું મહીનો માસ રહું. પશવો હોત તો મને બહુ ગોઠત."

"ભાઇ! પશવાની તો શી વાત કહું, મને તો રડયો રોજ સાંભરે છે. પણ ત્રીસ વરસથી એ ગયો છે તે કોઇ દહાડો પાછો આવ્યોજ નહીં. મને બધી વાતે નીરાંત છે, પણ પશવો રોજ સાંભરે છે. એને બાજરીનો પોંક બહુ ભાવતો હતો. અને આ બાજરી તૈયાર થઇ છે, પણ મોટા શહેરોમાં કોણ એને પોંક આપતું હશે? કહે છે કે એની પાસે બહુ પૈસા થયા છે, ને ઘર બંધાવ્યાં છે, પણ મુરખાએ ગામનું એના બાપનું ઘર પણ ઠીક નથી કરાવ્યું. એ પડી જવા જેવું થયું એટલે હું અહીં ખેતરે રહેવા આવી છું. એટલે ખેતી ઉપર દેખરેખ રહે અને ઢોર સંભાળાય. હવે મારી આંખને ઝાંખ વળે છે. કોઇ દહાડો પશવો મને સંભારતોએ નહીં હોય. પણ એ કદી જુઠું નહોનો બોલતો. એણે એના બાપને જતી વખતે કાગળ લખ્યો હતો. તેમાં કહ્યું હતું કે હું ડ઼ોસાને જાત્રાએ લઇ જઇશ. એટલે એ એકવાર તો મને જાત્રા કરાવશે. તમે પણ મને તો પશવા જેવાજ લાગો છો. તમને ગોઠે ત્યાં સુધી અહીં રહોને. હવે તો ગામ બધું ફેર-વઇ ગયું છે. બધાએ નાશી નાશીને શહેરમાં જાય છે. અમદાવાદવડે તો અમારાં સૌ ગામ તુટયાં? મોટી મોટી હવેલીઓનાં ખંડેર થવા માંડયાં. કોણ જાણે શહેરમાં એવું તે શુ દાટયું છે. અને શહેરની મીલો તો છેક ખોડીયાર ટેશન સુધી આવી પહોંચી છે. ભણેલાં ને વગર ભણેલાં હવે તો સૌએ શહેરમાં દોડે છે,"

"હા, ફૈબા, અને ત્યાં શરીર બગડે છે તોએ શહેર છોડતા નથી" મગનલાલે કહ્યું. "પણ ફૈઇબા જુઓ, મારી પાસે આ સો રુપીઆ છે, તેમાંથી પાંચ હમણાં વાપરવા બહાર રાખો, અને બાકીના કૈંક સંતાડી દોને. આ પાસ કૈં બો ખરો કે?"

"અરે બોની શી વાત કરું" ડોશીમા બોલ્યાં. "અમારા ગામનું તો કોઇ એક પૈસાને અડકે નહી. અને ધાડ પડે તો તો પોંચી વળાય. પણ મુઆ છચોરીઆ બહુ પેંધ્યા છે. શહેરોમાંથી આવે છે. અને કોઇકવાર હાથ મારી જાય છે. એટલે આ તમારી પોટલી સંતાડવી પડશે."

આમ મોડે સુધી વાતો થઇ. પછી ડોસીએ મગનલાલને ઉપર માળીઆ ઉપર સુવાડ્યા. ડોસીએ કહ્યું કે જ્યારે પશવો આ ખેતરે રહેતો હતો ત્યારે એ માળીઆ ઉપર સુતો હતો. એની ખાટલી હજી એમની એમ મેં રહેવા દીધી છે. તમે મારા પશવા જેવા છો. એટલે ત્યાંજ સુજો."

માળીઆને એ બારી હતી. તેમાંથી ચાંદની ખીલેલી દેખાતી હતી. બારીમાંથી છાપરે પગ મુકી નીચે ઉતરી પડવું હોય તો કૈં હરકત આવે તેમ નહોતું.

× × ×

પુરુષોત્તમ પાઠક અને દાકતર મલીકને જે દિવસે વાતચીત થઇ તેજ દિવસે ડો. મલીકનો માણસ મીસીસ મનોરમા પાઠકને એક ચીઠ્ઠી આપી ગયો.

"મનોરમા,

મારું શરીર છેલ્લા ઘણા સમયથી સ્વસ્થ રહેતું નહોતું. મગજના બોજાને લીધે તેમ થયું હશે એમ દાકતરનું ધારવું છે. દાકતરે મને એક ખાસ સેનેટોરીયમમાં જવાની ફરજ પાડી છે. મારું સરનામું તેમની પાસેજ છે. કાગળો લખવાની કે વાંચવાની મને મનાઇ છે. સંપૂર્ણ આરામ લેવાનો છે. ને ખાસ

જરૂરનું કામ હોય તો ૪ ડૉ. મલીકને ત્યાં સંદેશો મોકલજો, એ મને પહોંચાડાવશે. પાર્ટીઓ વગેરેનાં જે આમંત્રણો સ્વીકાર્યાં હોય ત્યાં ઘટતી ખબર કહેવડાવજો. દાક્તરે મારો સામાન પણ લેવા દીધો નથી. પણ મારી જરાએ ફીકર કરશો નહીં. જે કર્યું તે દાક્તરના હુકમથી કર્યું છે વધુ ખુલાસો રૂબરૂમાં એક માસ પછી થશે.

લી. પરષોત્તમ પાઠક.

તા. ક મૃણાલને ઓછું ના આવવા દેશો.

પ. પા.

આ ચીઠ્ઠી વાંચીને મીસીસ મનોરમા પાઠક ઘણુંજ ચીઢાઇ ગયાં. તરત મોટરમાં તે ડો. મલીકને ત્યાં દોડ્યા.

દાક્તરે કહ્યું: "તમે આવશો એ મેં ધાર્યું હતુંજ. પરંતુ તમારે ગુસ્સે થવાનું કે ચિંતા કરવાનું કૈંજ કારણ નથી. મેં મી. પાઠકને બહુ વિચારપૂર્વકજ સલાહ આપી છે. મને દર આઠ દિવસે તેમની ખબર મળશે. પરંતુ તેમનું ઠેકાણું તમને આપી શકીશ નહીં માટે ક્ષમા કરશો."

મનોરમા બબડી ફફડીને ઘેર ગઇ. મી. પાઠક સંબંધી એની ચિંતા તો મટી. પણ સોસાયટીમાં શો જવાબ આપીશ એ ફીકર થવા લાગી. અંતે તેણે કહેવા માંડ્યું કે એતો દરીઆઇ સફરે થોડા દિવસ માટે ગયા છે. અને મને દરીઓ અનુકૂલ નથી આવતો, તેથી હું નથી ગઇ. આ વાત જાહેર કરી. અને તેની તથા મૃણાલિનીની દુનીઆ નિત્ય પ્રમાણે ચાલુ થઇ ગઇ.

× × ×

મગનલાલને તો ફાઇબા સાથે બહુજ ગોઠી ગયું. સવારના ઉઠીને એતો ખેતરમાં ગયા. કુવેથી પાણી કાઢી નાખ્યાં. બધા ખેતરમાં ફર્યા. અને કકડતી ભુખે ખાધું. પછી તો તેમણે કહ્યું કે અહીં મારો વખત નહીં જાય. માટે ખેતરનું અમુક કામ માથે લીધું અને રોજ તે નિયમિત કરવા માંડ્યું. ત્રીજે દિવસે તો પોંકની ગોઠવણ થઇ. મગનલાલ તો ડોશીનો ભત્રીજો છે એમ બધાએ ઠરાવી દીધું. પોંક ખાવામાં બધાએ ભેગા થયા. ખેડુતો અને મજુરોએ ભેગા થઇને બહુ મઝા કરી.

"ફોઇબા! પોંક બહુ સરસ છે. આ વખતની બાજરી બહુજ દુધભરી છે. તમે લ્યોને"

મગનલાલે કહ્યું.

"ના, ભાઇ. પશવો જતો રહ્યાને જેટલાં વરસ થયાં તેટલાં વરસથી મેં પોંક નથી ખાધો. એને પોંક બહુ ભાવતો હતો. હવે તો એ આવશે તે દિવસે પોંક ખાઇશ."

"શુ આજ ત્રીસ વરસથી તમે પોંક નથી ખાધો?" આશ્ચર્યથી મગનલાલ બોલ્યા.

"હા. ભાઇ. એટલુંએ પશવાનું સંભાયણું હું ના રાખું!"

મગનલાલ આ સાંભળીને વિચારમાં પડી ગયા. પછીની વાતોમાં એમનું બહુ ચિત્ત નહોતું.

આમને આમ દિવસો ચાલ્યા. મગનલાલે ફઇબાનું મન જીતી લીધું. એમનું બધું કામ માથે લઇ લીધું. એમની નાની નાની સગવડો જાળવવા માંડી, ખેતીમાં તો હવે એમને જોવુંજ ના પડે. ભેંશનો કપાસ લાવે. બળદનો ગવાર લાવે. બાજરીનું ખળું કર્યું, આખા ગામ કરતાં બાજરી સારે ભાવે વેચી. શીયાળું પાકની વાવણી માટે ગોઠવણ કરી. તે માટે ખાતર ખરીદવાનો બંદોબસ્ત કર્યો. અને છતાંએ બધું કામ કરવાની મગનલાલે તો સુચનાઓજ કરી. ફઇબાજ છેવટના હુકમો તો આપતાં હતાં. આમને આમ એક મહીનો થઇ ગયો.

હવે તો ફઇબાને મગનભાઇ વગર જરાએ ચાલતું નહોતું. એકવાર તો એમ પણ બોલી ગયાં કે મગનભાઇએ તો મારો પશવો વીસારે પાડ્યો.

× × ×

પુરુષોત્તમ પાઠક હવાફેર ગયા તેને બાવીસ દિવસ થયા. મનોરમા રોજ તો તેમની રીતભાતથી બહુ અકળાતાં હતાં. પાઠકના ગયા પછી તરત તો ફક્ત તેમને ક્રોધજ ચઢ્યો હતો. અને એકાદ અઠવાડીયું તો મનમાં એમ પણ થવા લાગ્યું હતું કે એમના તરફથી અવિવેક થવાનો ભય નથી. તે અઠવાડીઆમાં પોતાના ઘરમાં ત્રણ ટીપાર્ટીઓ તેમણે કરી. અને ત્રણે સફળતાથી પાર ઉતરી. મા દીકરી બંને હસતા હતાં કે "પપા" હોત તો જરુર કૈં ગોટાળો થયો હોત. સુધરેલા સમાજના રીવાજ મુજબ મૃણાલ માતપિતાને "મમા" અને "પપા" કહેતી હતી.

પરંતુ જેમ જેમ દિવસ જતા ગયા, તેમ તેમ મનોરમાને અંતરમાં એકલવાયાપણું લાગવા માંડ્યું. પાઠકના સાદા અને નીખાલસ સ્વભાવનું સ્મરણ તેને આટલે દિવસે થવા લાગ્યું. તેમની હાજરીથી પોતાને જે શાંતિ, હુંફ તથા નીરાંતની લાગણી રહેતી હતી તે હવે નથી રહેતી એમ લાગવા માંડ્યું. ત્રીજે અઠવાવાડીએ તો કોઇકની ટીકાઓ કાને અથડાઇ. "અરે પાઠક તો બીચારો ગામડીઓ છે. એની સ્ત્રીની ફેશનથી અકળાઇનેજ હવાફેરે એકલો ગયો છે." આ ટીકાથી તેને બહુ લાગી ગયું. પણ રાત્રિના એકાંતમાં તેને વિચાર આવ્યા કે ખરેખર એમને સોસાયટી અને ફેશન ગમતાં તો નહીંજ હોય. છતાંએ એ મારી સાથે દરેક વાતમાં સામીલ રહ્યા છે. એમને કેટલો ત્રાસ પડતો હશે ! મને કોઇ ગામડાનાં બૈરાં સાથે ગીતો ગાવાનું કહે તો મને કેવું લાગે ?"

દર આઠ દિવસે ડૉ. મલીક તરફથી સમાચાર આવતા હતા કે મી. પાઠકની તબીયત ઘણીજ સુધારા ઉપર છે. પણ ત્રણ અઠવાડીઆં થયાં તેટલામાં તો મનોરમાની અધીરાઇ વધતી ગઇ. બાવીસમે દિવસે તે ડૉ. મલીકને ત્યાં ગયાં.

"ડોકટર ! મને સાચું કહો, મી. પાઠકને શું થયું છે ? તેઓ કયાં છે ? તેમના હાથનો કાગળ મારે જોવો છે."

"મીસીસ પાઠક ! હું તમને કહું છું કે તેમની તબીયત સુધારા પર છે. એથી વિશેષ હકીકત દરદીના લાભમાં, હું તમને નથી કહી શકતો."

"દાકતર ! તમે મારા પિતા તુલ્ય છો. આ ત્રણ અઠવાડીઆમાં મને શુદ્ધિ આવી છે. પહેલાં હું નહોતી સમજતી તે હવે સમજવા લાગી છું. મને સાચું કહો. મી. પાઠક મારાથી અકળાયા છે ? શું તેમની માંદગી ખરેખર ચિંતાજનક છે ? મને બધું કહો. સાચું કહો. હું જરાએ ગુસ્સે નહીં થાઉં. નાહીંમત પણ નહીં થાઉં દાક્તર કાકા ! તમે મારા પિતાજીના ઘરના દાક્તર છો. તમારી આગળ મારે શરમ ના હોય. હું તમને સાચું કહું છું કે મેં એમને બહુ દુભવ્યા છે. ફેશનના રસમાં, સોસાયટીની હોંશમાં, મેં એમની લાગણીઓ નથી જોઇ. મને હવે પસ્તાવો થાય છે. સાચું કહો, એમને કૈં ભયંકર વ્યાધિ તો નથી ને ?"

દાક્તર મલીકને પણ દયા આવી. પોતાની સફેદ દાઢી ઉપર હાથ ફેરવતા તે બોલ્યાઃ "મનોરમા બેન ! શાંત થાઓ." મી. પાઠકનો દાકતર હું છું તે એમની પુરી સંભાળ લઇશ. એમને કોઇ વ્યાધિ થયો નથી. પણ ભયંકર વ્યાધિ થવાની તૈયારી હતી. પરંતુ મારી સલાહથી એમને બહુજ ફાયદો છે. અને તમારી પ્રત્યે એમને ક્રોધ શા માટે થાય? જુઓ હું તમને તેમનો પત્ર બતાવું. તેનું સરનામું તમે નહીં જાણી શકો.

"દાકતર સાહેબ ! કોઇ ધન્ય પળે તમે મને આ ઠેકાણે આવવાની સલાહ આપી છે. હું અત્રે બહુજ આનંદમાં છું. આ ત્રણ અઠવાડીઆમાં

હું તદ્દન બદલાઇ ગયો છું. ચાર વાગે ઉઠું છું. ખેતરમાં કામે જાઉં છું. પાવડો લઇને ઘણીવાર ખાતર પણ ઉથલાવું છું. શીયાળાના તડકામાં પણ મારું મોં કાળું પડયું છે. પણ સુખ તો એવી લાગે છે કે ના પુછો વાત. ધરતી ભેંશોનું દુધ અને મોટા ચાર બાજરીના રોટલા! પકવાનનો પણ સ્વાદ એવો ના લાગે. જો મનોરમા કે મૃણાલ મને અહીં જુએ તો? મને લાગે છે કે મને તો એ લોકો દીવાનખાનામાં દાખલજ ના કરે. હું જે માળીઆમાં રહું છું તેના કરતાં તો મારા શોફરની ઓરડી પણ મઝેની છે. બીચારી મનોરમા! પણ દાક્તર! આ બધું કહીને તેનું મન જરાએ ના દુખવશો. એ મને ગામડીઓ ધારે છે તે કૈં ખોટું છે? અંતે તો હું ગામડીઓજને? મનોરમાની તથા મૃણાલની ખબરો મને વિગતવાર લખજો. ગયે અઠવાડીએ મારે ત્યાં પાર્ટી નથી થઇ તે જાણી મને ચિંતા થાય છે. આશા રાખું છું કે મનોરમા અને મૃણાલ બન્ને સારાં હશે. તમારા હુકમને લીધેજ હું તેમને લખતો નથી. પણ મારો જીવ તે બેઉમાં છે. મૃણાલ માટે તો મને બહુજ ચિંતા થાય છે. મારું સાદું મન એમ કહે છે કે એ કૃત્રિમ જીવન ગાળે છે. પણ હું કૈં ભણેલો નથી. મનોરમા અંડર ગ્રેજ્યુએટ છે. એટલે એ જે કરતી હશે તે બરોબર કરતી હશે. જો છોકરો હોત તો હું વચ્ચે માથું મારત. પણ છોકરીઓને કેમ કેળવવી તે હું શું સમજું? દાક્તર હવે તો મને કલકત્તે આવવાની રજા છે ને? અહીં બધું સારું છે. આરોગ્ય છે. શાંતિ છે. પણ મારી મનોરમા નથી. એની ધમાલ મને ના ગમે પણ મનોરમા વિના, મૃણાલ વિના, મને ચેન નથી. મારું હૃદય અત્યારે જબરી ગડમથલમાં છે. અહીં બચપણનો ભૂમિ પ્રેમ જાગૃત થયો છે. મારા વહાલાં સાદાં, વહાલસોયાં કુટુંબો મને મળ્યાં છે. જો મૃણાલ, મનોરમા મને આટલાં ના આકર્ષતાં હોત તો હું ધંધો રોજગાર બંધ કરીને અહીંજ રહેત. પણ મારું સુભાગ્ય એવું નથી. હવે તો ત્યાં પાછો આવી પાછું નિત્યનું જીવન શરુ કરી દઇશ. વળતી ટપાલે પત્ર લખજો. એટલે અહીંનું બધું કેમ પતાવવું તે સમજાય. મીલની તો મને જરાએ ચિંતા નથી."

મનોરમા આ પત્ર આગળ વાંચી શકી નહીં. તેની આંખમાંથી આંસુ ચાલ્યાં. તે બોલી: "દાક્તર હું મૂર્ખ છું. મને આજેને આજે આ જગાનો પત્તો કહી દો. હું ત્યાં જઇશ. એમને ત્યાં ગમતુ હોય તો તે કેમ ત્યાં ના રહે? મને ત્યાં ગમશે. એ છુપા કયાં સુધી રહે? અને મૃણાલ સંબંધી એ લખે છે તે સાચું હશે? બોલો, દાક્તર બોલો મારા મુરબ્બી તરીકે—મારા કાકા તરીકે તમને પુછું છું."

"શાંત થાઓ, મનોરમા બહેન. ઇશ્વર દયાળુ છે. તમારી મનોવૃત્તિમાં ફેરફાર જોઇને મને બહુજ આનંદ થાય છે. મી. પાઠકના મન ઉપર બહુજ દબાણ હતું એમને એમ વધારે ચાલ્યું હોત તો તેમને કોઇ સખત રોગ લાગુ પડત. એમની વૃત્તિઓ સ્વભાવથી ગ્રામ્યજીવન તરફ છે. તે વાત હું જાણતો હતો તેથી, તથા ગામડામાં ખુલ્લી હવા તથા ચોખ્ખો ખોરાક અનાયાસે મળે તેથી મેં તેમને ગામડામાં જવાની સુચના કરી છે. અને આ કાગળ ઉપરથી તમે જોઇ શકો છો કે ત્યાં તેમને ઘણોજ ફાયદો થયો છે. મારું માનો તો, તમે અનુકુળ હો તો, આપણે સૌ તે ગામડે જઇએ."

"આપણે સૌ! તમે આવશો? હું તો સદાએ અનુકુળ છું."

"મૃણાલને તૈયાર કરો. બાકીની બધી ગોઠવણ હું કરું છું. મારો જમાઇ અમદાવાદમાં સીવીલ સરજન છે. મારી પુત્રી સરોજને હું

મળીશ. અને પછી ત્યાંથી પાઠકને મળીશું.”

× × ×

મગનલાલ અને ફોઇબા એક સાંજે શગડીમાં દેવતા ભરીને ઝુંપડીમાં તાપતાં બેઠાં છે. મગનલાલ ચિંતાતુર દેખાય છે. ફોઇબા તો પ્રસન્ન લાગે છે.

“ફોઇબા ! બે ત્રણ દિવસમાં હવે તો મારે ઘેર જવું પડશે.”

“એમ કે ? હા, ભાઇ, તને ના કેમ કહેવાય ! પણ તું જઇશ પછી મને નહીં ગમે. ”

“ત્યારે તમે મારી જોડે ચાલો.”

“ક્યાં ? મારું ઘર છોડીને ક્યાં જાઉં ? અને વળી પશવો આવી પહોંચે તો ? ના ભાઇ ના. હું તો આ ઘર નહીં છોડું.” એમ કહી ડોશીમાએ આંખ લુછી.

“ફોઇબા ! હું તમને પશવાને ઘેર લઇ જઉં તો ? ”

“ તેં એનું ઘર જોયું છે ? ભાઇ મગન ! સાચું કહે ? ”

“હા. હું કલકત્તે એના ઘરમાં રહ્યો પણ છું.”

“એ હવે કેવો લાગે છે ? એની વહુ કેવી છે ? કહેછે કે એમને એક દીકરી છે. તેં એ સૌને જોયાં છે ?”

“ હા. પશવો તો એવો ને એવો છે. જરા મુર્ખાઇમાંજ પોતાનું ગામ—વતન—અને જુનાં માણસો ભુલી ગયો લાગે છે. તમને જુએ તો એને બધુંએ સાંભરે.”

“ ના, ભાઇ ના. એટલે દૂર મારાથી તો ના જવાય. પણ તું અહીંથી તો તારે ઘેરજ જઇશ ને ? ”

“ જો તમે આવો તો પહેલાં પશવાને ઘેર જઇએ. ”

“ ઠીક હું કાલે તને કહીશ. એણે મને જાત્રા કરાવવાનું માથે રાખ્યું છે. કહે છે કે મોટા રાજાની માફક એ રહે છે. હું પણ એને ઘેર જાઉં. અને પછી ત્યાંથી જાત્રાએ જઇશ. પણ હજી કાલ વાત. હું ખોડા પટેલને પુછીને તને કહીશ. ”

આ રાત્રે મગનલાલને ઉંઘ ના આવી. માળીઆમાંથી રાત્રે ગુપચુપ ઉતર્યા. ખેતરમાં ફર્યા. થોડી માટી લઇને એક પોટલી બાંધી, કહ્યું કે આતો મારી જનમ ભૂમિ. કુવા ઉપર થાળે જઇને બેઠા. અને છેક મોડેથી માળીએ જઇને સુતા.

બીજે દિવસે સવારનું કામ પરવારીને બપોરે ઝુંપડે જમવા આવ્યા. ત્યારે ફોઇબાએ કહ્યુ : “ મગનભાઇ હું તો તારી સાથે આવીશ. પણ જો મારો પશવો મોટો માણસ થઇ ગયો હોય તો હું તારી જોડેજ પાછી આવીશ. એકવાર મરતાં પહેલાં પશવાને જોઇશ તો ખરી. ”

આ સાંભળી મગનલાલને ઘણોજ આનંદ થયો. એક દહાડો બધા ગામ લોકને મળીને બીજે દિવસે બે જણે નીકળવાનો વિચાર કર્યો. ડોશીમા ખોડા પટેલને મળ્યાં. તરભોવન ગોરને મળ્યાં. કાળીઆ મીસ્ત્રીને મળ્યાં. શામળશેઠને મળ્યાં. બધાએ કહ્યું કે આવો ઘરનો સંગાત હોય તો જવુંજ જોઇએ.

ગામમાં વાતની જાણ થઇ. ડોશીમાને મળવા આખું ગામ ઉલટયું. કોઇ કહે જલદી પાછાં આવજો. કોઇ કહે જાત્રા કર્યા વિના ના આવશો. કોઇ કહે પશવાભાઇને લેતાં આવજો. કોઇ કહે હવે તમે ત્યાંજ રહેજો. એમ જાત જાતની શીખામણ અપાઇ. મગનલાલ તો આ બધુ જોઇને રડવા જેવા થઇ ગયા. અને કોઇ કોઇ આંસુ પણ એમણે લુછ્યું.

ફોઇબાએ સામાન બાંધ્યો છે. મગનલાલ પણ તૈયાર થયા છે. અને ગાડું જોડાઇને ઉભુ

છે. ગામ લોક રામ રામ કરવા ભેગા મળ્યા છે. બધાની આંખ ભીની છે. કોઇ વિશ્વનાથ ગોરને સંભારે છે, કોઇ પરશવાભાઇની સાવધાનતાની વાત કરે છે. તો કોઇ તેમની કૃતઘ્નતાને દોષ પણ દે છે ડોશીએ ભેંશને પંપાળી. બળદને બોકી કરી. અને ડાઘીઆનું માથું પણ સુંઘ્યું. અને ગાડામાં ગોઠવાયાં. એટલામાં સામેથી ભોં ભોં કરતી એક મોટર આવી. લોકનું ટોળું જોઇ મોટર ધીમી પડી અને અંતે સાંજ ઉભી રહી. એક દાઢીવાળો ડોસો, એક પ્રૌઢ, અને એક બાલા, તેમાં બેઠાં હતાં. મગનલાલ ગાડામાંથી, કુદી મોટર પાસે ગયા. બાલાએ ચીસ પાડી "પપા!" અને મગનલાલની ગોદમાં ભરાઇ.

ભેગા થએલા લોકો આશ્ચર્યમાં ડુબ્યા.

---

## સ્વ. ઇન્દુભૂષણ ચક્રવર્તી

[અનુસંધાન પૃષ્ઠ ૨૪૭ થી]

તો બન્ને. ઘણા વિવેચકો એમને નિરાશાવાદી ગણે છે. પરંતુ એના પુરોગામી નિરાશાવાદીઓની પેઠે માત્ર સ્ત્રી, પુરુષ અને જગતની સામાન્ય વસ્તુઓ પ્રત્યેજ નહીં પણ એટલોજ પ્રબળ તિરસ્કાર એમને બાળકો અને વૃક્ષો, ફૂલો અને ચંદ્ર પ્રત્યે પણ હતો. બીજી બાજુએ Personal Devil માં એમનો અડગ વિશ્વાસ ધરતીકંપ અને દુકાળોમાં એમનો પ્રમાણિક આનંદ અને પ્રલયકાળે પોતા સીવાય સર્વનો નાશ થશે એવી તીવ્ર મન્યતાને લીધે એમને આશાવાદી કહેવા પડે. જન્મે અને ઉછરે પ્રજાના માણસ છતાં પગથી માથા સુધી તે અમીરજાદા હતા. તે એક કલાકાર હતા. ગદ્ય તેમજ પદ્ય એમનું અણુમરખું ડોલન એમનાં જીવનના જીવનમાં ડોલન સરીખુંજ સોહે છે. બીલાડી જેમ ઉંદરને વશ કરે તેમ એનો વાણીપ્રવાદ તમને ગળામાંથી પકડતો હોય એમ લાગશે, અને ગાન અથવા ભયનાં તમારી આંખમાંથી એકાદ બે આંસુઓ ખેરવશે. એમની કૃતિઓ ભાષાંતરાતિત છે.

એમણે કરેલાં એમનાં ભાષાંતરો સામે કે ટીકા કરવા હું નથી ઇચ્છતો પરંતુ જેઓ મુળ બંગાળી વાંચી શકતા નથી, તેમની મને દયા આવે છે.

સ્વ. ઇન્દુભૂષણને ઘણી વખત જાને મળવાનું માન મને મળ્યું હતું. એટલે એમનાં પવિત્ર અને સુખદ સ્મરણો આજે મારા હૃદયમાં ઉભરાય છે. પરંતુ સ્થળાભાવે તે સૌ હું અત્રે આપી શકું એમ નથી. એમનું વ્યક્તિત્વ અદ્‌ભુત હતું. એમનું માથું ઇંડાકૃતિ હતું અને આંખો પાસે પાસે મુકેલા બે ફરતા લાલ ફ્રાનસના ગોળા જેવી હતી. એમનું સ્મિત કદી પણ ભુલાય નહીં એવું હતું. તમારું ગળું પકડી તમારા ગજવામાંથી પૈસા કાઢી લેવાની સહજ અને સ્વાભાવિક ઊર્મિને દાબી રાખનારનો મહાન સંયમ એમનામાં હતો. એમનો અવાજ મોરો ને કંઇક ખોખરો હતો. એમનાં સંસ્મરણોનું એક પુસ્તક હું તૈયાર કરવા ધારું છું. એકાદ માસમાં હું તે પ્રગટ કરી શકીશ અને ત્યારેજ ઇન્દુભૂષણ ચક્રવર્તી કેવી મહાન વ્યક્તિ હતી તેનો જનસમાજને ખ્યાલ આવી શકશે.

આવા એક સાહિત્ય સ્વામીના મૃત્યુથી આપણને અવસ્યન પુરાય એવી મોટી ખોટ ગઈ છે. ઇશ્વર એમના અમર આત્માને શાંતિ આપો. *

---

* Max Beerbohmના એક લેખ પરથી સુચિત.

## થોડાંક રસ-ગીતો

—:૦:—

[અનુસંધાન પૃષ્ટ ૨૫૦ થી]

એટલી ટુંકી છે કે એની એક પળ પણ રીસમાં વેડફી નાખવી નથી ગમતી.

પણ તોએ જો એક દિવસ રીસાઇ શકું ને —માત્ર એકજ દિવસ.

૪

શું તું એમ માને છે કે તારૂં રુપાળુ મુખ જોવાજ હમેશાં હું આ રસ્તેથી પસાર થાઉં છું?

ના, ના; તું ભુલે છે. એમ નથી. આ તો મારો રોજનો રસ્તો છે. માર્ગ પરના મહેલમાં તું નહોતી વસતી તે દિવસનો આ મારો રસ્તો છે!

ને શુ તું એમ માને છે કે વાડીમાં મંડપ નીચે બેસી તું ગીત ગાય છે, એ સાંભળવા માટેજ હું પાસેની કુંજમાં આવીને બેસું છું?

ના, ના; તું ભુલે છે. એમ નથી. એ તો મારી સદાની આરામગાહ છે. મંડપ નીચે બેસી તું નહોતી ગાની તે દિ'એ હું સાંજ આવીને બેસતો.

અને શું તું એમ માને છે કે તારા સ્નેહ વિના તરફડી હું આટલો દુર્બળ થઇ ગયો છું?

ના, ના; તું ભુલે છે. એમ નથી. મુળથીજ મારું શરીર આવું દુર્બળ છે. તને દીઠી પણ નહોતી તે દિ'એ આવુંજ દુર્બળ શરીર હતું.

આહા! કેટલું જુઠ! તે માને છે એ બધુંજ સાચું છે; હું મનાવવા મથું છું એ બધુંજ જુઠ! અભિમાન મને ખરી વાત કરતાં અટકાવે છે.

હા; પણ ત્યારે એ અભિમાન મને એની પાછળ દીવાનો થતાં કેમ નથી અટકાવતું!

સમજાયું—હવે સમજાયું! બીચારા અભિમાનમાં સ્નેહને રોકવાની શી તાકાત છે?

૫

વહાલા! આપણે કેટલીવાર સાથે બેઠાં! હવે તો મને હસતે મોંએ રજા આપીશને?

રજા? કોને રજા? દીલને રજા? વર્ષો ને યુગો સુધી સાથે બેઠા પછીએ તને કેમ રજા અપાય? ને આપવી પડે ત્યારે તો હૃદય ચીરાતું હોય; ચહેરો ઉદાસ હોય; આંખમાં આંસુ હોય! હસતે મોંએ રજા? અશક્ય!

એવું થાય છે જાણે કદિ જુદાંજ ન પડીએ; જાણે હાથમાં હાથ રાખી ચુંબનોથી ગાલને ભીંજવ્યાજ કરીએ; જાણે પાગલ થઇને ડાહ્યાઓને અર્થ વગરનું લાગતું ઝીણું ઝીણું ગણગણ્યાજ કરીએ!

પ્રિયે! પ્રિયે! જાણે એવું થાય છે આપણે એકજ બની જઇએ—આત્માએ ને દેહે પણ. ને વહાલી! બીજું ઘણુંએ થાય છે, પણ એ સમજાવવા શબ્દો અસમર્થ નીવડે છે!

હૃદયેશ્વરી! હવે કહે, તને હસતે મોંએ રજા શી રીતે આપું?



# વિધવા છે

—:૦:—

[અનુસંધાન પૃષ્ઠ ૨૫૪ થી]

કર્યું. કોઇકે સુનયના એકલી એકલી કેમ ભટકે છે તેની વાત કરી. કોઇકે એને કેટલા બધા પુરુષ મિત્રો હતા તેની વાત કરી, ને તે વીશે ઘણી છુપી વાતો જાણવાનો દાવો કરનાર એક સ્રીએ તો તરત તેમાં નવી નવી વાતો ઉમેરીને સુનયનાની બધી અધમતા જાહેર કરી દીધી.

ને સુનયનાની માશીએ પણ શાંતિથી આ બધું સાંભળ્યા કર્યું. એની ઉંમર પચાશેક વર્ષની હશે. ઘડી ઘડીએ ચઢી જતી એની ભમ્મરો ને આંખના ને મોંના હાવભાવ પરથી આ સ્રીએ ભુતકાળમાં બહુ વિચિત્ર જીંદગી પસાર કરી હશે એમ લાગતું. હજી આ વયે પણ એની આંખોમાં કોઇક પ્રકારની લાલસા છુપાઇ રહેલી સ્પષ્ટ દેખાતી. પરંતુ નીતિની ને ધર્મની વાતો એ ઠીક રીતે કરી જાણતી. અધર્મની વાતોથી પોતાના શરીરને એ કંપાવી શકતી. પાપીનાં કુકર્મોની વાતો સાંભળતાંજ 'શિવ ! શિવ ! શિવ !'નો ખુલ્લો ધ્વનિ કરવાનું એ કદિ ચુકતી નહીં. યુવાન સ્રી પુરુષોના અમર્યાદ વર્તન જોઇને થતો બળાપો શબ્દદ્વારા દર્શાવ્યા સીવાય એને ચેન પડતું નહીં. એ પોતાનાને તરછોડી શકતી, કામ પડયે પારકાંને પોતાનાં કરી શકતી. એનાં દર્શનનો ને એની વાતો સાંભળવાનો લાભ જેને મળ્યો હોય તે કદિ એને ભુલી શકે નહીં એવી તેમાં ખુબી હતી. સુનયના એની ભાણેજ થતી હતી, પણ તેમાં શું થયું ?. સુનયનાએ સમાજના પ્રચલિત નિયમોનો ભંગ કરીને ઘોર અન્યાય કર્યો હતો. સાચા કે ખોટા પણ રુઢ થએલા નિયમો સામે ખુલ્લું બંડ કરનારને એ કદી માફી આપી શકતી નહીં.' ટીકા કરનારી બધી સ્રીઓના ખાનગી આચાર વિચાર ગમે એવા હશે, પણ બહારના જગતે સ્વીકારેલા નિયમોનો અનાદર તેમણે કદિ કર્યો નહોતો, એટલે તે સ્રીઓને સુનયનાને માટે ગમે તેવી ટીકા કરવાનો હક્ક હતો એમ એને લાગ્યું; ને તેથીજ પોતે પણ તેમાં આનંદથી ભાગ લીધો. સુનયનાના આવા વર્તનને લીધે, તેની માતાના આ અતિ અધમ વિચારોને લીધે, પોતાને પણ સમાજમાં કેવું નીચું જોવાનું થાય છે તેના કેટલાક દાખલા એણે દયામણે મોંએ રજુ કર્યા. સ્રી મંડળને પણ એમનાપર ગુજરેલા આ સીતમ માટે એમની અસંત દયા આવી ને તેમણે લાગણી ભર્યા શબ્દોમાં એ દયા વ્યક્ત કરી અને આવે પ્રસંગે સ્રીનું હૈયું કેમ હાય રહે ? લાગણીના અતિ વેગને લીધે એમનાથી રડી પડાયું.

પણ સુનયના આમાનું કંઈ જાણતી નહોતી. એ ઘેર ગઇ. ઘેર જઇને પણ એણે કોઇને કંઈ કહ્યું નહીં. શું થયું એ એને ખબર નહોતી, પણ કોણ જાણે કેમ સૃષ્ટિના સુરમ્ય ને સંગીતમય વાતાવરણમાં પોતાને માટે કયાંય સ્થાન નથી એવું એને સ્પષ્ટ ભાન થયું. એને લાગ્યું કે મનુષ્ય જીવન કુદરત સાથે કદિ સહચાર સાધી શકે એમ નથી. આ સુગંધી ફુલો ને કીલકીલાટ કરતાં પક્ષીઓ, આ કમલ ફુલોથી છવાયલું સરોવરને સોહામણી ઉષા, આ વિવિધ રંગી સંધ્યા ને રાત્રિની નિર્મળ ચંદ્રિકા, એ સૌ સાથેના નિત્ય સહવાસ પછી પણ માણસો આટલાં કઠોર ને જડ શી રીતે રહી શકતાં હશે' એ એને ન સમજાયું. માણસો હરે ફરે નહીં, હસે બોલે નહીં, જીવનનો વિકાસ- કરે નહીં તો જીંદગીનો' હેતુ શો ? કેવું મીઠું જીવન ? તેમાં આ કર્કશતા ને કટુતા શા માટે ? એ ગંભીર વિચારમાં પડી, કેટલીક વાર સુધી એના એજ વિચારમાં એ

બેસી રહી, પણ એના મનનું કૈં સમાધાન થયું નહીં.

શા માટે લોકો એનેજ આમ કરતા હતા ? શા માટે બધી સ્ત્રીઓ કરતાં એને બધું જુદું કરવાનું હતું ? એણે એવો કયો અપરાધ કર્યો હતો ? પરણતાં જોડાં પામે એને જતી અટકાવવાનો કોઇને શો હક્ક હતો ?

ધીમે ધીમે એને કેટલીક વાતોનું સ્મરણ થયું. 'તું વિધવા છે' એ શબ્દો જાણે પહેલાં પણ એણે સાંભળ્યા હતા. પણ શા માટે વિધવા ? એમ શી રીતે બને ? એને આ વાત વિચિત્ર લાગી. આ મુર્ખાઇભરી વાતથી એકાદ ક્ષણ એને હસવું આવ્યું; પણ તરતજ પેલી સ્ત્રીના ક્રૂર શબ્દો ને કરડી નજરનું ચિત્ર એની આંખ આગળ ખડું થયું. વિધવા ? એ મુઝાઇ ગઇ. પણ તેથી શું થયું ? એમાં એણે શો ગુનહો કર્યો હતો ? એનો એવો શો દોષ થયો હતો કે બધાં એને આમ કરતાં હતાં ?

આ પ્રશ્નો નિરુત્તર રહ્યા. એની સમજ શક્તિ બહેર મારી ગઇ મનનું સમાધાન કરવું અશક્ય બન્યું. કલાકો ને દિવસો વહી ગયા. વિચારોનાં ઝુંડ ને ઝુંડ વધ્યાંજ ગયાં. જીવન એને ભાર રૂપ થઇ પડયું. એનું મગજ ફરી ગયું. ઇચ્છા અનિચ્છા જેવું કશું એને રહ્યુંજ નહી. એની આશાઓ કરમાઇ ગઇ. એને કશુંજ કરવાનું રહ્યું નહીં. 'તુ વિધવા છે' એ ભયાનક શબ્દોનો પ્રતિઘોષ દરેક પળે વાતાવરણમાંથી એને સંભળાવા લાગ્યો. એ અર્ધવિકસ્યું સુંદર જીવન અકાળે છુંદાઇ ગયું.

---

## નવું સાહિત્ય

—:૦:—

[ અનુસધાન પૃષ્ઠ ૨૭૪ થી ]

છે કે તેને સાહિત્યમાં ભાગ્યે કૈં સ્થાન હોઇ શકે. અને અસંસ્કારી જીવાત્માઓની આ વાત હોય તો તેને સાહિત્યમાં શું સ્થાન એ પ્રશ્ન થાય છે.

આ નાટકનો આ સીવાય બીજો કોઇ મુદ્દો હોય તો તે હું સમજ્યો નથી એમ સ્વીકારી લઉં છું.

* * *

ભાષાદષ્ટિએ પણ આ નાટકમાં થોડાક દોષો જણાય છે. સંવાદો બધા એકજ પ્રકારના છે —હંસલ, જયલક્ષ્મી, વનવેલી કે સુભદ્ર સૌની છટા એકજ છે: લેખકે ચતુરાઇ તરફ લક્ષ રાખ્યું છે પરંતુ કોઇકવાર ચાતુર્યના લોભને વશ થવાથી અર્થહીનતા આવી જાય છે. દાખલા તરીકે:

"હંસલ. દીલદરીયાવ વન, આ સમજવા જેવું પાપ આચરવામાં નથી: પકડવામાં છે. ચોર ચોરીમાં ફાવે ત્યારે મજા માણે છે. (મુઠ્ઠી ભીડતો) પકડાય તોજ સજા ચાખે છે"

(પકડવા ? પકડાવામાં જોઇએ.) પાપ નહીં; ગુન્હો-ઈંડીઅન પીનલકોડની ૩૭૯મી કલમ પ્રમાણે ચોરીનો ગુન્હો પકડાય ત્યારે છે; બાકી પાપ તો આચરવામાં પણ છે.

કોઇકવાર ભાષામાં ડોળ દેખાય છે. અને લેખકને જીવનનો અનુભવ નથી એમ લાગી જાય છે: પરંતુ તે કરતાં વધારે કર્કશ અને ખુંચે એવા કેટલાક શબ્દોની પસંદગી છે. ઉદાહરણ:

"એની કોમળતા પામવી હોય એને એ ચટકા મંજુર હોવા જોઇએ."—'કોમળતા' શબ્દની સાથે "ચટકા" અને 'મંજુર' એ શબ્દો કલાઘાતક લાગે છે. બાકી ભાષામાં તાજગી છે, રતિ છે; નવીનતા છે, વ્યક્તિત્વ છે.

* * *

મારે કહેવું જોઇએ કે આ નાટકને આટલી મહત્તા આપવાનું કારણ એ છે કે એના લેખકનો મારે પરિચય છે. એનામાં ઉત્સાહ ને જીવનનું જોમ છે. અને મને શ્રદ્ધા છે કે ભવિષ્યમાં એ કૈંક રસસાહિત્ય સરજી શકશે, એ શ્રદ્ધાને આ નાટકમાંથી કૈંક પોષણ મળી રહે છે. એનું દૃષ્ટિબિંદુ નવીન છે અને આલેખનની રીત આકર્ષક છે. બીજાં કેટલાંકને એ ઘણું ગમ્યું હતું એ પણ અહીં નોંધવા જેવી વાત છે. છતાં રા. પંડ્યા તરફથી આ કરતાં ઘણા વધારે ઉચ્ચ સાહિત્યની આશા રાખી શકાય એમ છે.



## હીંદી સંસ્કૃતિ

[અનુસંધાન પૃષ્ઠ ૨૬૦ થી]

આ વાતને આપ સર્વ 'આપની આગળ હું ઘણું કાળું ચિત્ર રજુ કરું છું' એમ ન ધારશો. આપણી સંસ્કૃતિ જગત સંસ્કૃતિની સાથે સહકાર ન કરશે તો કચરાશે એ ભવિષ્ય વાણી નથી, પણ આજે કચરાય છે એ એક દેખીતું સત્ય છે, આપણી જનતા પરદેશમાં હીણાય; કેથેરાઇન મેયો જેવાં પરદેશીઓ આવી આપણી ઠેકડી કરી જાય ને ગાળો દે, માંહોમાહેનાં નાના નાના કુસંપથી આપણે આપણાજ દેશમાં ભીખારી દશામાં હોઇએ તે વખતે આપણે આપણી સંસ્કૃતિને બીજી સંસ્કૃતિઓની હારમાં ગૌરવભરી કયી રીતે દેખાડી શકીશું ?

ઘરનો કચરો ઘરમાં રાખી બહારના પ્રકાશ પવનને ઘરમાં આવતા અટકાવવા ઘર બંધ કરવામાં ખરું ગૌરવ નથી. પણ ઘર ખુલ્લું રાખી વાળીઝાડી • તેને સાફ રાખવામાં અને તેમાં આરોગ્યનું રક્ષણ થાય એવી સ્થિતિમાં તેને રાખવામાં છે. આપણે જો ઘરનાં બારી બારણાં બંધ કરીશું તો આપણેજ તેમાં ગુંગળાઇ મરીશું.

પણ માત્ર બહારનું અવિ તેજ લેવાનો ઉદ્દેશ એકલો રાખવો તે પણ યોગ્ય નથી. જગત સંસ્કૃતિ એટલેજ દુનીઆની બધી સંસ્કૃતિઓના સંમેલનથી ઉત્પન્ન થએલી વધારે વિશાલ, વધારે ઉદાર, વધારે વ્યાપક એક એવી નવી સંસ્કૃતિ. આપણી સંસ્કૃતિ પણ તેમાં ભળશે, પણ તે અક્રિય રીતે નહીં પણ આપણાં સદ્દતત્વોનો ફાળો તેમાં આપીને. માત્ર એકલું લેવું તે તો ભીખારીની મનોદશા છે. મૈત્રીનો ગુણ તો પરસ્પર આપલેથીજ કેળવાય. આપણી હીંદી સંસ્કૃતિ પણ એ જગત સંસ્કૃતિની ભવ્યભાવનામાં રુપાંતર પામી પોતાના ભવ્ય આત્માને વધારે ઉજ્જવલ અને ઉન્નત કરશે એવી સુંદર આશા રાખવી એ વધારે પડતુ નહીં ગણાય.



# મારી નોંધપોથી

[ અનુસંધાન પૃ૦ ૨૬૬ થી ]

એનું ભાન સરખું પણ કોઇને હોય એમ લાગતું નહોતું. કંટાળીને હોટલમાંથી ચાલ્યા જવાનો મેં વિચાર કર્યો. પણ એમને એમ જાઉં તે કેવું લાગે ને કદાચ મફતમાં પૈસા પણ આપવા પડે એવા ભયથી હું બેસી રહ્યો. આખરે એક ' રાજ-કુમાર 'ની દૃષ્ટિ મારા તરફ ઢળી. મારા હોઠમાંથી અસ્પષ્ટ ઉદ્ગાર નીકળ્યોઃ ' બાદશાહી ચા. ' ' રાજકુમાર ' ચાલ્યો ગયો. ત્યાર પછી અર્ધો કલાક, હું થોભ્યો પણ ન કોઇએ જિજ્ઞાસા દર્શાવી કે ન કોઇએ મારી પૃચ્છા કરી. એક 'રાજકુમારે' મારી સામે જોયું ને અસ્પષ્ટ અવાજે મેં 'બાદશાહી ચા ' એમ તેને કહ્યું. એટલી મોંઘા મૂલની સ્મૃતિ સંઘરી રાખી મારું ' હોટેલ જીવન ' આટલેથીજ સમાપ્ત કરવું એવો નિશ્ચય કરવો કે ન કરવો એની વીમાસણમાં હું પડ્યો એટલામાં પૂર્વોકત ' રાજકુમારે ' આવી મારા ( માનાર્થે ) 'ટેબલ' પર ચાનું ' કપ ' મુક્યું. ચાનો વર્ણ જોતાંજ મારાથી પુછાઇ ગયુંઃ ' બાદશાહી ચા છે ? ' ' બાદશાહી જોઇએ ? ' બોલી ' રાજકુમાર ' એ ' કપ ' લઇ ચાલ્યો ગયો. ફરી કલાક તપશ્ચરણ પછી ' બાદશાહી ચા ' મારા ટેબલ પર આવી. વિશેષણને લીધે વિશેષ્યનું આખું સત્વ ઉડી જાય છે એ મેં ત્યારે જાણ્યું. બાદશાહી બનવાને લીધે ચા તે ચા રહી નહોતી. મંથન પામેલો ક્ષીર સાગર ' ફરી મને કોઇ વલોવી નાખશે ' એવા ભયથી ચાના ' કપ 'માં સંતાઇ ગયો હોય એમ મને લાગ્યું. આ–બાદશાહી ચા–ચીકણી ને ગંધાતી હોય છે એ મને, આજન્મ ચા પીનારને ખબર નહોતી. હવે મને કોઇ પણ બાદશાહી વસ્તુ માટે મોહ થતો નથી. હુ રાજા થાઉં તોએ બાદશાહી ગાદી પર ન બેસું, બાદશાહી પોષાક પણ ન પહેરું ને બાદશાહી કાર્ય પણ ન કરું–કદાચ એટલાજ કારણથી હું બાદશાહ નહીં થતો હોઉં !

પણ હીંદુસ્થાનને બાદશાહી કમીશનનો આવો કડવો અનુભવ થશે એમ હું એકલોજ નહીં પણ ઇગ્લેંડના પ્રતિષ્ઠિત ગૃહસ્થો ને ' પાર્લમેંટ 'ના સભ્યો પણ માનતા નથી.

લોર્ડ બર્કનહેડ ને અર્લ વીન્ટરટન જેવા ચતુર, બુદ્ધિમાન ને પરોપકારની વૃત્તિથી પ્રેરાએલા મહાનુભાવ રાજ્યનીતિજ્ઞો પોતાના કંઠની દરકાર રાખ્યા વગર પાર્લમેંટમાં આ કમીશન સંબંધી જે ભાષણો આપી રહ્યા છે તે જો કોઇ પણ હીંદી વાંચે તો એક કમીશન ને કમીશન મોકલનારા માટે તેના હૃદયમાં એક પ્રકારનો અકથ્ય ભાવ ઉત્પન્ન થયા વગર રહેશે નહીં.

હીંદનું ભાવિ નિર્માણ કરવા આવનાર આ કમીશનમાં એકે હીંદી નથી માટે તેનો વિરોધ કરવો એ કેવળ અયુક્ત છે. શું કોઇ પણ મનુષ્ય પોતાનું ભાવિ નિર્માણ કરી શકે છે ? માનવ જંતુ અને તેનો ભાગ્યવિધાતા હંમેશાં ભિન્ન હોય છે.

ને લૉર્ડ બર્કનહેડે પોતાની તીવ્ર અવલોકન શક્તિને આધારે કહ્યું છે તેમ હીંદમાં પક્ષો પણ કેટલા છે ? બ્રાહ્મણ, અબ્રાહ્મણ; શૂદ્ર, અશૂદ્ર, મુસલમાન, હીંદુ, શીખ, સહકારી, અસહકારી, એંશી વર્ષની,ઉપરનો મનુષ્ય, એંશી વર્ષની અંદર-નો મનુષ્ય, સ્ત્રી, પુરુષ, બાલક આમાંથી કોને કમીશનમાં લેવો ને કોને નહીં તે જે દેશમાં લીબરલ, કોંઝર્વેટીવ, લેબર, બોલ્શેવીસ્ટ, કોમ્યુ-નીસ્ટ, સોશીએલીસ્ટ ને બીજા એવા માત્ર થોડાજ પક્ષો છે તે દેશના પુરુષો શી રીતે નક્કી કરી શકે?

હીંદુસ્થાનને આંગણે આવા અતિથિઓ વારંવાર પધારતા નથી. આ મોંઘેરા ( ખરેખરા મોંઘા ) મહેમાનોનો હીંદુસ્થાન કેવો સત્કાર કરે છે તે જોવાનુ છે.

( મને લાગે છે કે પ્રયત્ન કરું તો હું ' ટાઇ-મ્સ 'નું અનુકરણ સારું કરી શકું. )

તા. ૧૭-૧૧-૨૭

આજે કોઈક પત્રના દીપોત્સવી અંકમાં પ્રગટ થએલી રા. નાનાલાલ કવિની ' સતી ' ની વાર્તા વાંચી.

સ્ત્રીઓને સમાન હક જોઇએ છે. પુરુષોએ સ્ત્રીને, અન્યાય પર અન્યાય કર્યા કરીને, અત્યારે એ છે તેવી બનાવી મુકી છે એવો આરોપ પુરુષ પરિવાર ઉપર અત્યારનો સુંદરી સંઘ મુકી રહ્યો છે, પણ વસ્તુતઃ એમ નથી. નારીકુલ ધારે છે એટલો નરવૃંદ ગુણસુનો નથી. ઉલટું, પુરુષે સ્ત્રી કરતાં પણ પુરુષને વધારે અન્યાય કર્યો છે.

સૌભાગ્યવતી ને સતીનાં ચરિત્રો આલેખનારા કેટલાએ પુરુષો છે. પણ ' સૌભાગ્યવંતા ' ને ' સતા ' નાં ચરિત્રો કયા નરવીરે આલેખ્યાં? ગાર્હસ્થ્યની એ ઉત્તમ ભાવના શું સ્ત્રીઓને કાજેજ છે ? સૌભાગ્ય ને સતીત્વને માટે જેટલો સ્ત્રીઓ દાવો કરી શકે એમ છે તેટલોજ દાવો પુરુષો પણ કરી શકે એમ છે. સૌભાગ્યવતી ને સતા પુરુષોની સંખ્યા હીંદુ સમાજમાં ઓછી નથી. સૌભાગ્યવતીને સતીની પેઠે એવા પુરુષો પણ અમરતાનો દાવો કરી શકે એમ છે. એમનાં કોઇ વાસ્તવિક ચરિત્ર આલેખનાર હોય તો-પણ એમ શા માટે ? હુંજ એમનાં ચરિત્ર આલેખુ છું. એવી ચરિત્રમાળાની શરુઆત નીચેની ત્રણ પુષ્પપાંદડી વડે કરું છું.

એ કથાઓ લખવામાં મારો એક બીજો ઉદ્દેશ પણ છે, અને તે ઘણો ભવ્ય, સનાતન ને ઉત્કૃષ્ટ છે. વાસ્તવિકતા ( Realism ) ના ઉપાસકો પણ વાર્તામાં ખરેખરી વાસ્તવિકતા લાવી શકતા નથી. ન બને એવા બનાવોનું વર્ણન કદાચ તેઓ નહીં કરતા હોય પણ જુદી જુદી વ્યક્તિઓનાં જીવનમાં બની શકે પણ એકજ વ્યક્તિનાં જીવનમાં કદી ન બને એવા બનાવો. રસને નામે, વાસ્તવિક વાર્તાલેખક પણ આલેખ્યા વગર રહી શકતો નથી. સાહિત્ય જીવનનું પ્રતિબિંબ છે તે ભુલી જીવન સાહિત્યનું પ્રતિબિંબ છે એમ લોકો માનતા થયા છે! અહા! કેવું વૈપરીત્ય! રા. નાનાલાલની પૂર્વોક્ત વાર્તા વાંચી ત્યારે મારા મનમાં આ અને આવા વિચારો એટલા બધા પ્રમાણમાં આવ્યા કે મગજને કૈંક હલકું કરવા એમાંના થોડા વિચારો મેં મારા એક સાહિત્યરસિક મિત્રને ત્યાં જઇ ઠાલવ્યા. મારા મિત્રે મારો ઉગ્ર વિરોધ કરતાં કહ્યું: ' શું તું એમ કહેવા માંગે છે કે વાસ્તવિકતાને નામે હમણાંના લેખકો લખે છે તેવો કચરો સાહિત્ય માં કદિ પણ સ્થાન પામશે ? ' મેં ઉત્તર વાળ્યો, 'હમણાંના લેખકોમાં વાસ્તવિકતા છેજ કયાં ! એ લેખો લખે છે તેવા બનાવ જીવનમાં બને છે ક્યારે ?' મારા મિત્રે કહ્યું, ' અરે ! હું એમ નથી કહી શકતો, 'ઇલીઅડ, મહાભારત રામાયણ, પેરેડાઇઝ લોસ્ટ' વગેરે ગ્રંથોમાં જેવી અદ્દ્ભુતતા છે, જે અવાસ્તવિકતા છે તે આ નિર્માલ્ય લેખકોની નીરસ, શુષ્ક વાસ્તવિકતા કરતાં અનેકધા ચઢીઆતી છે. ' મેં જવાબ દીધો. ' એમ નહીં. હું તો કહું છું કે જે અતિશયોક્તિ ભરી, માનવતા વિહોણી અવાસ્તવિકતા રામાયણ મહાભારતાદિમાં છે તેવીજ અવાસ્તવિકતા આ ' વાસ્તવિક લેખકોની વાર્તામાં પણ હોય છે તે ન જોઇએ. જીવનમાં ન બનતું હોય એવું અદ્દ્ભુત તત્વ વાર્તામાં દાખલ કરવાનો કોઇને અધિકાર નથી."

" ત્યારે શું રામાયણકારે એમ લખવું જોઇતું હતું કે 'રાવણ સીતાનું હરણ કરી ગયો ત્યાર પછી સીતાને શોધવાને રામે ઘણાં ફાંફાં માર્યાં. પણ કે વળ્યું નહીં એટલે નિરાશ થઇ અયોધ્યા પાછા ફર્યા. સગાંવહાલાંઓનાં અનેક પ્રયત્નો છતાં એક વર્ષ સુધી ' મારે ફરી પરણવું

નથી ' એમ રામે કહ્યાં કર્યું. આખરે એક વર્ષને અંતે ગં. સ્વ. કૌશલ્યાનાં આંસુ ને આગ્રહને વશ થઈ એમણે બીજી વાર લગ્ન કરવાનું કબૂલ્યું. કૌશલ્યાએ ઉત્સાહપૂર્વક રામને માટે કન્યાની શોધ ચલાવવા માંડી પણ ' જેને બૈરી સાચવતાં પણ નથી આવડતું તેને કોણ છોકરી આપે ? ' કહી કોઈ રામને કન્યા દેવા તૈયાર થયું નહીં; આથી અત્યંત નિરાશ થઈ જઈ રામે વાંદરા જોડે દોસ્તી બાંધી ને આખરે રાજકારભારનો ત્યાગ કરી; વાંદરાઓ જોડે ભટકતા ભટકતા મૃત્યુ પામ્યા ? અથવા મહાભારતમાં એમ લખવું જોઈતું હતું કે ખાઉધરો ભીમસેન ઝેરના લાડુ ખાઈ મૃત્યુ પામ્યો, યુધિષ્ઠિર, અર્જુન, સહદેવ ને નકુળ લાક્ષાગૃહમાં બળી મર્યા, પાંડવો પાછળ શ્રાદ્ધ કરનાર કોઈ રહ્યો નહીં ને કૌરવોએ ખાધું, પીધું ને મજા કરી ? "

પણ રામાયણ મહાભારતની વાત પડતી મુકી મારી ભવિષ્યમાં રચાનારી ચરિત્રમાલામાંની ત્રણ પુષ્પ પાંદડીઓ ( ગુંથી કે વણુંથી ? કોણ કહેશે ? ) શારદાદેવીને ચરણે ધરું છું.

## ફુલ પાંદડી પહેલી :

### સૌભાગ્યવતો

જગતને આંગણે એ જન્મ્યો ત્યારે પૃથ્વીને પાટલે સં. ૧૮૭૩ નું વર્ષ બેસી ચુક્યું હતું. સૂર્યની સામે પૃથ્વીએ પોતાની ધરી એવી રીતે ધરી કે પૃથ્વીમાં વસંતાવતાર થયો

કોઈએ એનું નામ પાડ્યું: વ્યંકટરથ પ્યર્સ ચાર્લ્સ.

એ વાતને સાત વર્ષ વહી ગયાં: એ સાત વર્ષનો થયો

એના પિતાએ એને નીશાળે મુક્યો.

એની માતાએ એના વિવાહ કર્યા.

ગોર મહારાજે એનાં લગ્ન કર્યાં; 'પ્રભુતા'માં એનાં ' પગલાં મંડાવ્યાં. '

સં. ૧૯૦૦ માં નોકરી કાજે એ મુબાઈ આવ્યો.

સં. ૧૯૦૦ના માં એને નોકરી મળી.

સં. ૧૯૦૪માં એણે એની પત્નીને પોતાના (ભાડાના) મંદિરીએ તેડી.

સં. ૧૯૧૧ માં એને ઇશ્વરે પોતાને ત્યાં તેડ્યો.

પરમ સૌભાગ્યવતોએ કંકુ ઉછાળતો મૃત્યુ પામ્યો.

## ફુલ પાંદડી બીજી :

### સતો નં. ૧

એનું નામ નરસિંહ ડાકુ. જન્મ્યા પછી સાતમે વર્ષે એનાં લગ્ન થયાં. એની સ્ત્રીની ઉંમર ત્યારે સત્તરની કહેવાતી–હતી અઢારની.

એક વર્ષ ક્ષયની રોગશય્યા પર ગાળી એની પત્ની અમરધામે સંચરી.

આઠ વર્ષનો વિધુર નરસિંહ ડાકુ પત્ની વિયોગની પરમ વેદના ભોગવતો નીશાળે જતો. કેટલાક કહે છે કે જ્ઞાતિમાં કન્યાની અછત હતી એટલે બીજી કન્યા એને ન મળી. તે ગમે તેમ હો પણ એંશી યુગસમાં એંશી વર્ષ સુધી વિરહના વિરલ સંતાપ સહન કરી મનુષ્યોમાં પરમ ' સતો ' એવો નરસિંહ ડાકુ અઠ્યાશી વર્ષની ઉંમરે પત્ની પાછળ પરવર્યો.

## ફુલ પાંદડી ત્રીજી :

### સતો નં. ૨

ઇ. સ. ૧૯૧૦માં હીંદુસ્થાનના વસતિપત્રકમાં એકની સંખ્યા વધી. બંગાળના એક ઘરમાં એકનો વધારો થયો. રોબિમુખો ચટ્ટોપાધ્યાય

જન્મ્યા; પાંચ વર્ષ પછી એમની ઉમર પાંચ વર્ષની થઇ.

ઇ. સ. ૧૯૩૧ માં અંગ્રેજી છઠ્ઠા ધોરણમાંથી એમણે શાળાનો ત્યાગ કર્યો ને પાસેના છઠ્ઠા ઘરમાંથી એક બાળાનો સ્વીકાર કર્યો.

ઇ. સ. ૧૯૩૩ માં એ બાલિકા મૃત્યુ પામી.

રોબિમુખો આદર્શપરાયણ હતા. 'સતા'નો આદર્શ એને જીવનમાં ઉતારવો હતો. ભારતવર્ષના ઇતિહાસમાં પોતાને પરમ સતાનું પદ મળે એવી એમની મહેચ્છા હતી.

આથી. ઇ. સ. ૧૯૩૩ માંજ એમણે ચિતામાં ઝંપલાવ્યું !

*अग्नि कुण्ड समा नारी घृत कुंभ समो नरः* (સ્ત્રી અગ્નિ કુંડ–ચિતા–છે. પુરુષ ઘીનો ઘાડવો છે.) એ એ જાણતા હતા. સ્મશાન જઈ ચિતામાં પડવાને બદલે બીજે ઘેર જઇ ચિતા–નારી–નું એમણે પાણિગ્રહણ કર્યું.

ને આમ ભારતવર્ષના ઇતિહાસને પાને 'પરમ સતા' તરીકે પ્રખ્યાત થયા.

# ગુજરાતી જ્ઞાનકોશ.

## ( એન સાયકલો પીડિયા )

આકાર સુપેરરોયલ અષ્ટપેજી
વ્હૉલ્યુમ્સ ૧–તે–૨૦
પૃષ્ઠ સંખ્યા ૧૦,૦૦૦

## મુખ્ય તંત્રી અને પ્રકાશક: ડૉ. શ્રીધર. વ્યં. કેતકર,

એ. એ. પી. એચ. ડી.
(મહારાષ્ટ્રીય જ્ઞાનકોશના મુખ્ય તંત્રી)

**મહારાષ્ટ્રીય 'જ્ઞાનકોશ' નું આ વસ્તો ઓછે ફરક કરીને તૈયાર કરેલું રૂપાંત્તર છે.**

ગુજરાતી સાહિત્યના ઉપ તંત્રી અને ગુજરાતી જ્ઞાનકોશના રૂપમા વધારે ઓછો ફરક જણાવવા સારૂ સલાહકાર તરીકે મી. કનૈયાલાલ એમ. મુનશી એડવોકેટ ( કે જેઓ 'ગુજરાત'ના તત્રી છે ) તેઓ છે.

પારસી કોમને ઉપયુકત વિષયો ચુંટી કાઢવા, તે ઉપર પોતાના વિચારો દર્શાવવા, વગેરે ગોઠવણ કરવા સારૂ મી. જહાંગીર કે. એન. કાબરાજી ( કે જેઓ સુરત, ખેડા વગેરેના કલેકટર હતા ) તેઓ છે.

જ્ઞાનકોશમાં સર્વ દેશોનો ઇતિહાસ, ભૂગોળ, વર્ણન બધા ધર્મોનો ખ્યાલ, બધાં પવિત્ર ગ્રંથોનું બ્યાન, બધી વસ્તુઓ, પ્રાણીઓ, વનસ્પતિ વગેરે અને શાસ્ત્રોની માહિતી આવશે.

જ્યારે આ કામ મરાઠીમાં કરવામા આવ્યું ત્યારે મહારાષ્ટ્રનાં ૨૦૦–૨૫૦ પંડિતો-ની મહેનત કામમાં આવી અને તેઓની મહેનતથી કામ પુરું થયું.

ગુજરાતી જ્ઞાનકોશ સારૂં ગુજરાતી નૂતન ૧૦૦–૧૨૫ લેખકોની મદદથીજ આ કામ પુરૂં થશે.

આગલી ગુજરાતી સાહિત્ય પરિષદમાં એન સાયકલોપીડિયા હોય તો સારૂ કે નહીં એ વાદજ ઉદ્ભવવો ન જોઇએ. ત્યાં સુધી તો જ્ઞાનકોશનો એક ભાગ છપાઇને બહાર પડશે. તે વખતે સમગ્ર ગુજરાતી જ્ઞાનકોશનો કાચો ખરડો તૈયાર કરી અને ૧ ભાગ છપાવી તૈયાર કરવાનો અમારો વિચાર છે. આ વાસ્તે બધા ઉત્સાહી સાક્ષરોએ મદદ કરવી જોઇએ.

ડૉ. કેતકરે મરાઠીમાં જ્ઞાનકોશ તૈયાર કર્યો. અને હવે હિંદની બધી ભાષાઓમાં કોશ તૈયાર કરી ભારતના વતનીઓ પોતાનીજ માતૃ ભાષામાં બધા પ્રકારનું જ્ઞાન મેળવી શકે એવી ગોઠવણ કરવાનું કામ તેઓએ અંગીકાર કર્યું છે.

બધી ભાષાઓમાં શાસ્ત્રીય નામો એકજ હોય તો ઘણુંજ સારૂં એ વાસ્તે પણ આ પ્રયત્ન છે. એટલુંજ નહીં પણ ડૉ. કેતકરને જ્ઞાનકોશનું કામ કરવાથી જે—આત્મ શ્રદ્ધા ઉત્પન્ન થઇ છે તેનો ફાયદો બધી ભાષાઓને મેળવી આપવા સારૂં આ ભગીરથ કાર્ય તેઓએ હાથમાં લીધું છે.

ચાલો આપણે ડૉ. કેતકરની સાથે બધી વાતે સહકાર કરીએ. જો ગુર્જર બંધુઓ પૈસાથી અને પ્રયત્નથી આ કાર્યને મદદ કરશે તો પોતાની ભાષાને તવંગર બનાવ્યાનો ફાયદો મળશેઃ એટલુંજ નહીં બલ્કે બીજી ભાષાઓને પણ પ્રચલિત ક્ષેત્રમાં લાવ્યાનું શ્રેય નિઃસંશય મળશે. અને આ કંઇ ઓછો ફાયદો ન ગણાય. જુદા જુદા સાહિત્યોએ એકમેકનો દ્વેષ કરવો ન જોઇએ. પરંતુ દરેક ભાષાના સાહિત્ય રસિકોએ એકમેકની ચઢતી જોઇ આનંદ માનવો જોઇએ. કારણ કે બીજાની આબાદી જોઇ પોતાની કરી લેવાની નજરજ વધારે હિતકારક હોય છે.

"આ જ્ઞાનસત્રને મદદ કરો" આજ ડૉ. કેતકરનો ખાસ સંદેશો છે.

તા. ૧–૯–૨૭ અગાઉ તો રૂ. ૫૦,૦૦૦ાુ ખરચ થશે એવી અમારી ધારણા છે.

લોકો તરફથી અમોને જે મદદ મળવાની તે ગ્રાહક તરીકેજ, કારણ ડૉ. કેતકર કોઇપણ પાસેથી કોઇપણ પ્રકારનું દાન લેતા નથી. ડૉ. કેતકરે આજ તત્ત્વ ઉપર મહારાષ્ટ્રીય જ્ઞાનકોશને જરૂરીઆત રકમ–લગભગ ચાર લાખની–ભેગી કરી.

પહેલો વર્ગ—તા. ૧–૯–૨૭ અગાઉ રૂ. ૧૦૦ાુ મોકલી ગ્રાહક થાઓ. પહેલાં રૂ. ૧૫ાુ ભરીને પોતાના નામ નોંધાવો અને બાકી રહેલી રકમ રૂ. ૮૫ા ની તા. ૧–૯–૨૭ અગાઉ એકદમ અગર હફ્તે હફ્તે મોકલાવો. આ પ્રમાણે કરવાથી ૨૦ ગ્રંથ તમોને રૂ. ૧૦૦ાુ માં મળશે.

બીજો વર્ગ—જો તમોને રૂ. ૧૦૦ાુ એકદમ ભરવાની ઇચ્છા ન હોય તો પહેલા રૂ. ૧૫ાુ ભરો અને ત્યાર પછી દરેક ભાગ લેતી વખતે રૂ. ૬ાુ ભરો. આ પ્રમાણે કરવાથી તમોને ૧૩૫ાુ ભરવા પડશે.

# સાહિત્ય પરિષદ મંડળ

## વાર્ષિક સામાન્ય સભા.

ઉપર્યુક્ત મંડળની વાર્ષિક સામાન્ય સભા તા. ૨૦ મી નવેંબર ૧૯૨૭ ને રવિવારે સાંજે પાંચ વાગે અમદાવાદમાં ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના હોલમાં દિ. બ. કેશવલાલ ધ્રુવના પ્રમુખપણા નીચે ભરાઇ હતી. તેમાં પ્રમુખ ઉપરાંત નીચેના સભાસદો હાજર હતાઃ—

| | |
|---|---|
| રા. જનુભાઇ સૈયદ | રા. પ્રાણુલાલ દેસાઇ |
| ,, શંકરરાય રાયજી | ,, ગજેંદ્રશંકર પંડ્યા |
| ,, ભોગીલાલ પટવા | ,, સાકરલાલ દવે |
| ,, મોતીલાલ દેસાઇ | ,, કલ્યાણરાય જોશી |
| ,, રમણિક મહેતા | ,, શંકરપ્રસાદ રાવળ |
| ,, વિજયરાય વૈદ્ય | ,, વ્યોમેશચંદ્ર પાઠકજી |
| ,, હીરાલાલ પારેખ | ,, ભરતરામ મહેતા |
| ,, મનહરરામ મહેતા | |

સર રમણભાઇ આવી વહેલા ચાલ્યા ગયા હતા અને ડૉ. હરિપ્રસાદ પાછળથી આવી પહોંચ્યા હતા.

સભાના કામકાજની શરૂઆત કરતાં રા. મનહરરામ મહેતાએ તા. ૨–૪–૨૬ ને રોજ મળેલી સામાન્ય સભાનો અહેવાલ વાંચી સંભળાવ્યો હતો અને તે મંજુર કરવામાં આવ્યો હતો.

ત્યારબાદ નીચેના ઠરાવો સર્વાનુમતે પસાર કરવામાં આવ્યા હતાઃ—

( ૧ ) મધ્યસ્થ સભા તરફથી રજુ કરવામાં આવેલો અહેવાલ ( પરિશિષ્ટ અ ) પસાર કરવામાં આવે છે.

( ૨ ) મધ્યસ્થ સભા તરફથી રજુ કરવામાં આવેલું હિસાબનું સરવૈયું ( પરિશિષ્ટ આ ) પસાર કરવામાં આવે છે.

( ૩ ) બંધારણના ૮ મા વિભાગમાં પરિષદે સૂચવેલો સુધારો મંજુર કરવામાં આવે છે, અને બંધારણની ૫૭ મી કલમમાં એક વધુ પેટા કલમ "(૮) મધ્યસ્થ સભાના સભ્યો" ઉમેરવાની પરિષદને સૂચના કરવાનો મધ્યસ્થ સભાનો ઠરાવ મંજુર કરવામાં આવે છે.

પછી રા. જનુભાઇ સૈયદની દરખાસ્ત અને રા. પ્રાણુલાલ દેસાઇના અનુમોદનથી પ્રમુખનો ઉપકાર માની સભા વિસર્જિત થઇ હતી.

૧૧૧, એસપ્લેનેડ રોડ,
કોટ, મુંબાઇ.
સાહિત્ય પરિષદ મંડળ
કાર્યાલય.

મનહરરામ મહેતા
મંત્રી.

## પરિશિષ્ટ અ

### તા. ૧૮ મી સપ્ટેંબર ૧૯૨૭ ને રોજ મળેલી મધ્યસ્થ સભાએ પસાર કરેલો તા. ૧ લી એપ્રિલ ૧૯૨૬ થી તે તા. ૩૧ મી માર્ચ ૧૯૨૭ સુધીની મંડળની પ્રવૃત્તિનો અહેવાલ.

( ૧ ) આ મંડળના સભાસદોની સંખ્યા ૨૩૭ ની છે. તેમાં ૪ ગત પરિષદના પ્રમુખો, ૧૦ સન્માન્ય સભાસદો, ૬ આશ્રયદાતાઓ, ૩૦ આજીવન સભાસદો, ૧૭૯ સામાન્ય સભાસદો અને ૮ સંસ્થા સભાસદો છે.

( ૨ ) વર્ષ દરમ્યાન મધ્યસ્થ સભાની બે બેઠકો થઇ હતી. તા. ૫-૪-૨૬ ની પ્રથમ બેઠકમાં સભાએ નીચે જણાવ્યા પ્રમાણે કાર્યવાહક સમિતિ અને ગુજરાતમાં આવેલી જુદીજુદી સાહિત્ય-સંસ્થાઓના કાર્યના સમન્વય માટે સમન્વય સમિતિની નીમણુક કરી હતી:—

**કાર્યવાહક સમિતિ—**

પ્રમુખ—સર રમણભાઇ નીલકંઠ; ઉપપ્રમુખ—રા. કનૈયાલાલ મુનશી; મંત્રીઓ—રા. મનહરરામ મહેતા, ચંદ્રશંકર પંડ્યા, હીરાલાલ પારેખ અને ભરતરામ મહેતા; ખજાનચીઓ—રા. મોતીચંદ કાપડીઆ અને બ્યોમેશચંદ્ર પાઠકજી.

**સમન્વય સમિતિ—**

કાર્યવાહક સમિતિના સભ્યો ઉપરાંત રા. હરસિદ્ધભાઇ દીવેટિયા અને ડૉ. હરિપ્રસાદ દેસાઇ-વધુ સભાસદો ઊમેરવાની સત્તા સાથે.

તા. ૩૧-૧૦-૨૬ ની બીજી બેઠકમાં સભાએ રા. વિજયરાયની કામુદી-સેવક-ગણુની યોજનાનો વિચાર પછીની બેઠક ઉપર મુલતવી રાખ્યો હતો. રા. બળવંતરાય ઠાકોરને ભંડોળ કમિટીના રૂ. ૨૦૦૦ નાં ધી બૉંબે સેંટ્રલ કોઑપરેટીવ બૅંકના ડીબેંચરો મોકલી આપવા બદલ અભિનંદન આપી, પુસ્તકો તથા નાણાંનો પૂરેપૂરો હિસાબ તા. ૧-૧-૨૭ પહેલાં મોકલી આપવા વિનંતી કરવાનું ઠરાવ્યું હતુ. બાદ મંડળનું સ્થાનક અમદાવાદમાં રાખવાનું ઠરાવી મંડળના ફંડના જુમ્મેદારો ( ટ્રસ્ટીઓ ) તરીકે નીચેના ગૃહસ્થોને નીમ્યા હતાઃ—

સર રમણભાઇ નીલકંઠ, સર લલ્લુભાઇ સામળદાસ રા. કૃષ્ણલાલ ઝવેરી, રા. આનંદશંકર ધ્રુવ અને રા. કનૈયાલાલ મુનશી.

ઉપરાંત બંધારણની ૪૫ થી ૪૮ સુધીની કલમોમાં ગઇ પરિષદે જે સુધારા સૂચવ્યા હતા તેનો સ્વીકાર કરી ૫૭ મી કલમમાં એક વધુ પેટાકલમ " ( ૮ ) મધ્યસ્થ સભાના સભ્યો " ઊમેરવાની આવતી પરિષદને સૂચના કરી હતી.

( ૩ ) વર્ષ દરમ્યાન કાર્યવાહક સમિતિની ૫ અને આ સમિતિએ નીમેલી પ્રાચીન ગુજરાતી શિષ્ટ સાહિત્ય પ્રકાશન સમિતિની ૧ અને પાઠ્ય પુસ્તક સમિતિની ૨ બેઠકો થઇ હતી.

( ૪ ) ઉપર જણાવેલાં રૂ. ૨૦૦૦ નાં ડીબેંચરો ઉપરાંત રા. બળવંતરાય ઠાકોર તરફથી એમના તા. ૧૨-૨-૨૭ ના પત્ર સાથે એમના લખ્યા પ્રમાણે રુ. ૧૨૦૦૧-૧૨-૦ ની કિંમતનાં પુસ્તકોનો હવાલો મળી ગયો છે. આ પુસ્તકો જુદાજુદા બુકસેલરોને ત્યાં પડ્યાં છે.

આ પ્રમાણે ભડોળ કમિટી મંડળ સાથે એક થઇ જતાં તે તારીખથી બંધારણની કલમ ૪ ની ટીપ ( ૫ ) પ્રમાણે એ કમિટીના આજીવન સભાસદો આપોઆપ આ મંડળના આજીવન સભાસદો થઇ ગયા છે.

( ૫ ) પ્રાચીન ગુજરાતી શિષ્ટ સાહિત્યના પ્રકાશનના સંબંધમાં ભાલણનાં બધાં કાવ્યોનું સંશોધન કરવાનું કામ દિ. બ. કેશવલાલ ધ્રુવ અને રા. રામલાલ મોદીને તથા પ્રેમાનંદનાં બધાં કાવ્યોનું સંશોધન કરવાનું કામ રા. કનૈયાલાલ મુનશી અને રા. ભાનુસુખરામ મહેતાને સોંપવામાં આવ્યું છે.

( ૬ ) ક્રમિક શિષ્ટ સાહિત્ય માળાની યોજના કરવાનું કામ રા. જનુભાઈ સૈયદ તથા રા. પ્રાણુલાલ દેસાઇને સોંપવામાં આવ્યું હતું એમણે તૈયાર કરેલો ખરડો કાર્યવાહક સમિતિના સભ્યો ઉપરાંત ગુજરાતના કેટલાએક જાણીતા વિદ્વાનો તરફ સૂચના અર્થે મોકલવામાં આવ્યો હતો. ત્યાર બાદ પુસ્તકો તૈયાર કરવામાં ધ્યાનમાં રાખવાનાં ધોરણો નક્કી કરી તે પ્રમાણે સુધારાવધારા કરી બોર્ડ ઑફ સ્ટડીઝના સભ્યો, સ્કુલ બોર્ડના સભ્યો અને આર્ટસ કૉલેજના ગુજરાતી અધ્યાપકો ઉપર સૂચના માટે એ ખરડો મોકલવામાં આવ્યો હતો. ત્યાર બાદ છેવટનો ખરડો નક્કી કરવામાં આવ્યો હતો. ( આ વર્ષ પૂરૂં થયા બાદ આ માળાને લગનાં ૮ પુસ્તકો તૈયાર કરવાનુ કામ નીચે જણાવેલા વિદ્વાનોએ ઊપાડી લીધું છેઃ–રા. અતિસુખશંકર ત્રિવેદી, જ્યેંદ્રરાવ દૂરકાળ, રમણલાલ યાજ્ઞિક, ગજેંદ્રશંકર પંડ્યા, હીરાલાલ પારેખ, જતુભાઇ સૈયદ, પ્રાણુલાલ દેસાઇ, શંકરપ્રસાદ રાવળ અને જ્યોતીંદ્ર દવે.)

( ૭ ) ગુજરાતી હસ્તલિખિત પુસ્તકોની યાદી તૈયાર કરવાનું કામ રા. શંકરપ્રસાદ રાવળને સોંપવામાં આવ્યું હતું અને તેમાંનું ગુ. વ. સોસાયટીનાં પુસ્તકોને લગતું કામ પૂરૂં થઇ ગયું છે.

( ૮ ) સિદ્ધહેમના ૮ મા અધ્યાયના સૂત્રો ઉપર આધાર રાખી જૂની ગુજરાતીનું વ્યાકરણ તથા શબ્દકોશ દિ. બ. કેશવલાલ ધ્રુવ પાસે તૈયાર કરાવવાનું નક્કી કર્યું છે.

( ૯ ) પ્રાચીન કાવ્યમાળાનું સંપાદન કરવાનું કામ પણ ઊપાડી લેવામાં આવ્યું છે.

(૧૦) " પરિષદ મંડળ પત્રિકા " નામનું એક ત્રૈમાસિક કાઢવાનું ઠરાવ્યું છે. ( અત્યાર સુધીમાં ૧ અંક બહાર પડી ગયો છે; બીજો અંક આજકાલ બહાર પડશે અને ત્રીજા અંકનું કામ ચાલુ થઇ ગયું છે. )

(૧૧) મંડળ તરફથી પ્રકટ કરવાનાં દરેક પ્રકારના પુસ્તકો–એટલે કે ક્રમિક શિષ્ટ સાહિત્ય માળાનાં પુસ્તકો, ભાલણ તથા પ્રેમાનંદનાં કાવ્યો, પ્રાચીન કાવ્યમાળાનાં પુસ્તકો વગેરેના પ્રકાશનની ગોઠવણ વડોદરાવાળા બુકસેલર રા. મોહનલાલ ચુનીલાલ કોઠારીની સાથે કરવામાં આવી છે.

(૧૨) ગુજરાતમાં ઇતિહાસનાં જે મૂળ સાધન હોય તેની યાદી તૈયાર કરાવી પ્રકટ કરવાનું કામ રા. કનૈયાલાલ મુનશીને સોંપવામાં આવ્યું છે.

(૧૩) વર્ષ દરમ્યાન સમન્વય સમિતિની એક બેઠક થઇ હતી અને સમન્વયના કાર્યને લગતી વિગતવાર સૂચનાઓ કરવાનું તેમ જ સંપૂર્ણ સાક્ષરમાળા, જીવનચારત્રો તથા બીજાં પુસ્તકો પ્રસિદ્ધ કરવાની યોજના કરવાનું કામ રા. હીરાલાલ તથા રા. ભરતરામને સોંપવામાં આવ્યું છે.

(૧૪) તા. ૨૩-૧૧-૨૬ નો પત્ર લખી રંગુનવાળા રા. સી. વી. ગળિયારાએ નીચે જણાવ્યા પ્રમાણે ઇનામ તરીકે આપવાને રૂ. ૫૦૦૦ આપવાની માગણી કરી હતી. એ માગણીનો ઉપકારસહિત સ્વીકાર કરવામાં આવ્યો હતોઃ—

રૂ. ૧૦૦૦ શ્રી. વાડીલાલ મોતીલાલ શાહને "નગ્નસત્ય" અને "સમયના પ્રવાહ"માં નામના લેખો માટે.

,, ૫૦૦ ,, નરસિંહરાવ દીવેટિયાને "મહાભિનિષ્ક્રમણ"ના કાવ્ય માટે

,, ૫૦૦ ,, કનૈયાલાલ મુનશીને "સ્વપ્નદ્રષ્ટા"ના ૪ થા પ્રકરણ માટે જ ખાસ

,, ૫૦૦ સૌ. લીલાવતી મુનશીને "રેખાચિત્રો" માટે

,, ૫૦૦ શ્રી. મહાદેવ હરિભાઇ દેસાઇને "નવજીવન"ના કેટલાક લેખો માટે

,, ૫૦૦ ,, આનંદશંકર બાપુભાઇ ધ્રુવને "નીતિશિક્ષણ" માટે

,, ૫૦૦ સ્વ. બોટાદકરની વિધવાને

,, ૫૦૦ શ્રી. નાનાલાલ કવિને "ઉષા"ની નવલિકા માટે

,, ૫૦૦ શ્રી ધર્માનંદ કોસંબીને બુદ્ધધર્મ વિષેના અભ્યાસ અને લેખ માટે

આમાંથી શ્રી. ધર્માનંદ કોસંબી હાલ અમેરિકા હોવાથી એમના ઇનામની રકમ વગર અપાએલી રહી છે અને શ્રી. નાનાલાલ કવિએ ઇનામનો અસ્વીકાર કર્યો છે. જો કોઇ વ્યક્તિ ઇનામનો અસ્વીકાર કરે તો ગત પરિષદના પ્રમુખો ઠરાવે તેને એ ઇનામ આપવું એમ રા. ગળિયારાએ એમના પ્રથમનાજ પત્રમા જણાવેલું હોવાથી હવે એ પ્રમાણે નિકાલ કરવામાં આવશે.

(૧૫) આપણી નાણાં સબંધી સ્થિતિ નીચે પ્રમાણે છે :—

આજીવન સભ્યોના રૂ. ૪૦૦, સામાન્ય સભાસદોની ફીના રૂ. ૫૦૧ તથા સંસ્થા સભાસદોની ફીના રૂ. ૫૦ વસુલ થયા છે. રૂ. ૧૩૫ રા. મુનશી તરફથી ભેટના મળ્યા છે અને રૂ. ૪-૪-૦ ડીસેંબર ૧૯૨૬ સુધીના વ્યાજના આવ્યા છે.

રૂ. ૪૩૧-૮-૦ પરચુરણ અને છપામણી ખાતે ખર્ચાયા છે. પરચુરણ ખર્ચમાં મુખ્ય રકમ રૂ. ૨૫૦ ની હસ્તલિખિત પુસ્તકોની યાદી કરવા બદલ પારિતોષિક તરીકે રા. શંકરલાલ રાવજીને અપાઇ છે અને બાકી ટપાલ વગેરેમાં વપરાયા છે.

ભંડોળ કમિટીવાળાં રૂ. ૨૦૦૦ નાં ડીબેંચરો દ્રસ્ટીઓના નામ પર ઇંપીરિયલ બેંકની સેફ કસ્ટડીમાં મુકેલાં છે.

શ્રી. કાંટાવાળા ટ્રસ્ટફંડની રૂ. ૬૦,૦૦૦ ની રકમ મંડળને તા ૨૮-૧૨-૧૯૨૬ ને રોજ સોંપવામાં આવી. એ રકમમાથી રૂ. ૯૬૦૦ ની પાચ ટકાની સરકારી લોન નોટ લેવામાં આવી. તે વખતે દર રૂ. ૧૦૭-૧૦-૦ હોવાથી તેમા રૂ ૯૭૯૨-૧૪-૦ વપરાયા. એ નોટો પાંચ ટ્રસ્ટીઓના નામ પર છે. એમાંથી બેને મળી શકે તે શરતે પાચ નામનું ખાતુ ખોલી સદરહુ નોટો પણ ઇંપીરિયલ બેંકમાં રાખવામાં આવી છે. એ ખાતાના વ્યાજના રૂ. ૫૫૦-૦-૦ તે જ વખતે વસુલ આવ્યા હતા. પણ તેમ કરતાં સદરહુ નોટો ખરીદ કરતી વખતે તે પર ચઢેલું વ્યાજ મજરે આપવુ પડેલુ. તે બાદ જતા બાકી રૂ. ૪૨૧-૨-૪ જમે કરવામા આવ્યા છે.

શ્રી. સી. વી. ગજિમારા તરફથી રૂ. ૫૦૦૦ મળેલા. તેમાથી રૂ. ૪૦૦૦ અપાઇ ગયા છે. બાકીના રૂ. ૧૦૦૦ પડેલા છે.

ઑડિટ થએલો હિસાબ આ સાથે રજુ કરવામા આવ્યો છે.

ચાલુ ખાતાની તથા વધારાની રકમ બન્ને ત્રિઝોરરોનાં નામ પર ઇંપીરિયલ બેંકના સેવીંગ બૅંક ખાતામાં રાખવામ આવી છે.

(૧૬) આગામી સાહિત્ય પરિષદને લગતું સર્વ કાર્ય રા ચંદ્રશંકરને સોંપવામાં આવ્યું છે. પરિષદની કાર્યવાહક સમિતિની એક બેઠક તા. ૩૧-૧૦-૨૬ ને રોજ થઇ હતી. અને પરિષદની બેઠકમા કરવી પડતી ચૂટણીને લગતા પેટાનિયમો ઘડીને સમિતિ આગળ રજુ કરવા માટે રા. કનૈયાલાલ મુનશી, રા. હીરાલાલ પારેખ અને રા વ્યોમેશચંદ્ર પાઠકજીની એક પેટા સમિતિ નીમવામા આવી હતી.

આગામી પરિષદને લગતી ચાલતી પ્રવૃત્તિનો વિગતવાર અહેવાલ વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ થાય છે એટલે વધુ વિગતમાં ન ઊતરતાં માત્ર એટલુ જ જણાવીશુ કે બેઠકને લગતી સર્વ તૈયારીઓ થઇ ગઇ છે, પ્રમુખની ચૂંટણી પણ થઇ ગઇ છે, અને ગુજરાત પર જો જળપ્રલયની આફત ન આવી હોત તો ગયા ઑકટોબર મહિનામાં બેઠક થઇ પણ જાત

---

પમમી સ્વ. પત્નિઓના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત ડાહ્યાભાઇ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.

## પરિશિષ્ટ આ

### સરવૈયું તા : ૩૧ : ૩ : ૧૯૨૭ સુધી

| | રૂા. આ. પા | | રૂા. આ પા. |
|---|---|---|---|
| કોટાવાળા ટ્રસ્ટ ફંડ ખાતું ... ... | ૧૦૦૦૦– ૦–૦ | ભાઇશ્રી હીરાલાલ .. ... ... | ૨૫૩– ૮–૦ |
| કોટાવાળા ટ્રસ્ટ ફંડ વ્યાજ ખાતું. ... | ૪૨૧– ૧–૪ | રા. રા શેઠ કનૈયાલાલ મુનશી... ... | ૭૭– ૩–૪ |
| શેઠ સી. વી. ગળિયારા ઇનામ ફંડ ખાતું ... | ૧૦૦૦– ૦–૦ | ઇંપીરિયલ બૅંક સેવીંગ્સ ખાતું... ... | ૨૩૨૪–૧૨–૦ |
| વટાવ ખાતું. ... ... .. | ૧૦૨૮– ૪–૦ | પ્રૉમીસરી નોટ ખાતું. ... ... | ૯૭૯૩–૧૪–૦ |
| સાહિત્ય પ્રકાશન ખાતું. ... ... | ૧૪૦૦૧–૧૩–૦ | કોઑપરેટીવ સોસાઇટી ડીબેંચર ખાતું. ... | ૨૦૦૦– ૦–૦ |
| | | પુસ્તકોનું ખાતુ ... ... ... | ૧૨૦૦૧–૧૩–૦ |
| | ૨૬૪૫૧– ૨–૪ | | ૨૬૪૫૧– ૨–૪ |

(સહી) મોતીચંદ ગિરધરલાલ કાપડિયા,
ઑનરરી ખજાનચી.

(સહી) મનહરરામ હરિહરરામ મહેતા,
ઑનરરી સેક્રેટરી.

We have examined the above statement of accounts and hereby certify the same to be correct.

Bombay, 17th Sept, 1927 (sd.) R. C. MEHTA & Co.
Incorporated Accountants and Auditors




પુસ્તક ૧૨ ] પોષ ૧૯૮૪ [ અંક ૪

# ગુજરાત અને યુગધર્મ

## ઉગતી પ્રજાને

સમાજ કે ધર્મે ઘડેલાં ચોકઠાંમાં જડ નિશ્ચેતન ઢીંગલીઓ બનશો મા. તપથી શક્તિ મેળવજો, ભાવનાથી શુદ્ધિ મેળવજો. અભ્યાસથી કાર્યદક્ષતા મેળવજો; જ્ઞાનથી સંસ્કારસમૃદ્ધિ કેળવી કુરજો છે તેજ જીવનમાં રસ કેળવી ઉલ્લાસ અનુભવજો:— અને આમ ઘડાયેલી માનવતાને વ્યક્ત કરજો—શબ્દમાં, વિચારમાં, ચારિત્ર્યમાં ને કર્તવ્યમાં;— ક્રોધનો ભય ધાર્યા વિના, કૃપાની આશા રાખ્યા વિના. ગુજરાતને મહાન રાષ્ટ્ર થવું હોય, સંસ્કારનો મંત્ર લેવો હોય તો તેની ઉગતી પ્રજાને આ માનવતા — સંજીવની જડશે.

—કનૈયાલાલ મુનશી.

'કુમાર' : આષાઢ '૮૩ ના અંકમાંથી.



તમે મને છાનામાના સીગરામમાં બેસી શેરડી કાપી આપી હતી.

—ફોજદાર સાહેબ. પૃષ ૩૭૯. • —ગુજરાત: પોષ ૧૯૮૪



# ફોઝદાર સાહેબ*

લેખક :
રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી
પ્રમુખ, સાહિત્ય સંસદ

ચિત્રકાર:
રા. ગોરધનભાઈ પટેલ
સભ્ય, સાહિત્ય સંસદ.

— o —

આંધીયુગના મધ્યાન્હનું અમદાવાદ હતું. આખી દુનીઆની નજર, આખા હીંદની આશા અમદાવાદ પર, સાબરમતી-તીરે, એક રાષ્ટ્રવિધાતા પર ઠરી હતી. એક પરમ યોગીશ્વર સમરાંગણે ચઢ્યા હતા.

બ્રીટીશ સલ્તનત કાંપતી હતી; કાલે સવારે ગાંધીજી શું બોલશે ને શુ કરશે તેના પર નજર ઠેરવી તે બેઠી હતી.

અમદાવાદ-આ દૈવી નાયકનું પાટનગર-આત્મબળનાં શસ્ત્રો ધારી વિજયપ્રયાણ આરંભવા એકપગે થયું હતું. બધાને ખાત્રી હતી કે જોતજોતામાં આ જુલ્મગાર સલ્તનત પડવાની-જ. અમદાવાદમાં તે દિવસે કોઈ બાપડું, બીચારું નહોતું. તેમજ કોઇ હીંદી રાજભક્ત નહોતો;—એક અપવાદ સીવાય. ને તે અપવાદ પ્રમોદરાય ફોઝદાર. ચાલીશ વર્ષ થયાં તેમણે બ્રીટીશ સલ્તનતની સેવા ઉઠાવી હતી; અને પોતે પોલીસના સીપાઇમાથી ડેપ્યુટી સુપરી-ટેન્ડન્ટ થયા હતા. આ ચાલીશ વર્ષમાં તેમણે વ્યવસ્થા, ધારા અને શાંતિને ધર્મ માન્યા હતાં; અને 'બ્રીટીશ સલ્તનતને તેની પ્રતિપાલક માની હતી. પીનલ-કોડના નિયમોનો ભંગ એ તેમને મન મોટામાં મોટું પાતક હતું; વીકટોરીઆ, પછી એડવર્ડ ને પછી જયોર્જ, આ સમ્રાટપરંપરાની વફાદારી એજ તેમને મન મોટામાં મોટું પુણ્ય હતું. કોઇ ગુનેહગારને પકડવા, ને શિક્ષા કરવા જતા ત્યારે ડગલે ડગલે, અડસઠ તીરથની પરકમ્મા પગે કરનારની માફક, તેમને ગર્વ ને તપોમયતાનું

* 'વસંત સ્મારકગ્રંથ'માંથી ઉધૃત.

માન થતું. જેમ બ્રાહ્મણને પુણ્યે પૃથ્વી રસાતાલ જતી અટકે છે તેમ એમની સેવાથીજ તે સાતમે પાતાલ જતાં અટકે છે એમ પણ એમને ખ્યાલ હતો ખરો.

એમની વફાદારીમાં સ્વાર્થની છાંટ નહોતી, વ્યવસ્થા ને વફાદારી એ એમને મન તો વિશ્વનો મોટામાં મોટો નિયમ હતો. જો પોલીસ ચોકી ન કરે, જો મેજીસ્ટ્રેટ ગુનેહગારને શિક્ષા ન કરે તો સૃષ્ટિનું શું થાય તે પોતે કલ્પી શકતા નહોતા; જો પૃથ્વી પર ધારા ને વ્યવસ્થા ન હોય તો તે હોય તોએ શું ને ન હોય તોએ શું ? એક મહાપુરુષે હીંદમાં 'વફાદારી'ની વ્યાખ્યા આપી હતી: જે બીનવફાદારીના ગુનાહ માટે ગુનેહગાર ઠર્યા નહીં હોય તે. પ્રમોદરાયને માટે આ વ્યાખ્યાની જરુર નહોતી. એમની વફાદારી તો જ્વલંત, ભક્તિભરી, શ્રદ્ધાપૂર્ણ હતી. જેમ ગીતાકારે આખી જનતાને સાધુ અને દુષ્કૃતોમાં વહેંચી નાખી છે તેમ ફોઝદાર સાહેબે પણ વ્યવસ્થાશીલો અને વ્યવસ્થાવિરોધીઓમાં જનતાને વહેંચી નાખી હતી.

તેમનું જીવન પણ વ્યવસ્થામય હતું. એમના કાગળો, એમનાં કપડાં, એમનાં શસ્ત્રોમાં પણ અડગ વ્યવસ્થા હતી. તેમણે વ્યવસ્થામય સંસાર માંડ્યો હતો. અઠવાડીઆમા કયાં શાક. ને કયાં કઠોળ કરવા તે વર્ષો થયાં નિશ્ચિત થયું હતું. પરસન કાકી મહીનામાં નક્કી કરેલે દિવસે ચાર વાર રાત પડે સારાં લુગડાં ઘરેણાં પહેરતાં.

ફોઝદાર સાહેબને એકે મિત્ર નહોતો; તેમ તેમના કામ ઉપરાંત તેમને કશામાં મજાહ આવતી નહીં. એમનાં કામ કલાકારની દૃષ્ટિથી ઉકેલાતાં. એમનું મીઠાશભર્યું મુખ, ને સ્નેહથી ઉભરાતો અવાજ ગુનેહગારોને પહરેજ કરવામાં વપરાતાં, એમની છટાભરી રીતભાત સખતમાં સખત હુકમ કાઢવામાં ને તેનો અમલ કરવામાં વપરાતી.

બધી રાજકીય ચળવળ તરફ કરડી નજરે તે જોતા, અને તેમાં ભાગ લેનાર બધા ભાવિ કેદી છે એમ માની તે ચાલતા. તેમના તરફ તે મીઠાશથી ને મિત્રાચારીથી વર્તતા–માત્ર એક કલાદૃષ્ટિવાળા ધારા ને વ્યવસ્થાના પ્રતિનિધિની કુનેહથી. ઘણા અમલદારો પ્રમાણપત્ર મેળવવા, પગાર વધરાવવા, ખીતાબ પામવા, ઉપરી અમલદાર રીઝવવા રાજકીય જીવનમાં ભાગ લેનારને કનડતા. ફોઝદાર સાહેબ તો એવા ઘોર પાપીઓનો વીણી વીણીને વિનાશ સાધવા તલસતા હતા–પણ ખુબીથી.

કોઇ વિલાસી પુરુષ સુંદર ઉપવનમાં બેઠો હોય, શીતળ સુગંધભરવાયુની મોજ લેતો હોય, સુંદરીના સુકોમળ હાથે સ્પર્શેલા તારોમાંથી નીતરતું સુમધુર સંગીત સાંભળતો હોય, અને જ્વાલાભર્યા ફુંફાડા મારતા, પગ પછાડતા, પાડા પર બેસી વિકરાલ યમરાજ વિનાશ પ્રસારતા આવે તેમ શાંત, સુવ્યવસ્થિત અમદાવાદમાં શાંતિ સાચવતા ફોઝદાર સાહેબના રાજ્યમાં અસહકારના ફુંફાડા કરતા, અનુયાયીઓ પર હુકમ ચલાવતા મહાત્માજી ઉતરી આવ્યા.

આ વિનાશ અટકાવવા તેમણે મગજમાં યુક્તિ રચી; કમરપટો સખત કર્યો; અને ઘરમાં ત્રણ હાથકડીઓ હતી તેની છ રાખવા માંડી.

સભાઓ, છાપાંઓ, સ્વયંસેવકોનાં સૈન્યો વ્યવસ્થાનો વિરોધ કરવા લાગ્યાં.

જેમ દિવસો જતા ગયા તેમ તેમને પૃથ્વીનાં મુળીઆં ઉખડી જતાં લાગ્યાં. કાયદાનો ભંગ–સવિનય કે વીનયવિહોણો–કાયદાનો તે ભંગજ હતો; અને તેને પરમ કર્તવ્ય કહેનારાઓ ધોળે દહાડે ફરતા જોઇ તેમના કચવાટનો પાર રહ્યો નહીં. આ કંટકો ઉખેડી નાખવા તે તૈયાર હતા; પણ ઉપરી અમલદાર તેમને શાંત રહેવા આજ્ઞા કરતા હતા એટલે ઉભરાના હેતનો ડોળ કરી તે માત્ર સાવધાન બની બેસી રહ્યા.

ગાંધીજીએ સળગાવેલા ઉત્સાહની ભયંકર જ્વાલાઓ ચારે તરફ દાવાનળ પ્રસારતી હતી, પણ તેમને તેની ઉની આંચ પણ લાગતી નહીં પોલીસનું ન્યાયી ધર્મશાસન, અને પીનલકોડના વેદવાક્યોની પવિત્રતામાં નિશ્ચલ શ્રદ્ધા રાખતા આ મહાત્માનો જીવ આવો દાવાનળ જોઈ ઉકળી આવ્યો તેને હોલવવા તેમનામાં તાકાત હતી, પણ કોણ જાણે કેમ તેમને કોઈ તાકાત અક્કડ ચાલ વધારે અક્કડ થતી રખેને ધારા ને વ્યવસ્થાનું ગૌરવ ઘટી જાય એ બીકે તે પોતાના કપડાં સ્વચ્છ રાખતા, પટો તરવાર ચમકાવતા, ને મુછોના વધારે ને વધારે અક્કડ આંકડા વાળતા સાથે સાથે મોં પર મીઠાશ, અવાજમાં મૃદુતા, રીતભાતમાં સૌમ્ય છટા વધારે આવવા લાગ્યા. એમની સાવધાનતા સર્વ-ગ્રાહી થવા લાગી, અને એમના હેતભર્યા હાસ્યથી



તેમની ઝાંખ વળેલી આંખે એક નાનું છોકરું પોતાના હાથમાં દેખાણું.

અજમાવવા દેતું નહીં દુનીઆનું શું થવા બેઠું હતું?

આ પાપાચારીઓનો વિજય, ચારે તરફ થતો વ્યવસ્થાભંગ, પોતાની નિષ્ક્રિય અશક્તિ, બ્રીટીશ સલ્તનતની ભીરુતા—આ બધાનો વિચાર તે મહાત્મા કર્યા કરતા આ વિચારો કરતાં એમની અજાણ સત્યાગ્રહીઓ સાવધાનતા વીસરવા લાગ્યા.

દિનેશ ઠાકોર ઉછરતો વકીલ હતો, કોંગ્રેસનો નેતા હતો, સ્વયંસેવકસૈન્યનો નાયક હતો અને ગાંધીજીનો જમણો હાથ ગણાતો ચકલે ચકલે તેણે અસહકાર પ્રેર્યો હતો, ઘેર ઘેર

કાયદાનો સવિનય ભંગ શીખવ્યો હતો; હોટલે હોટલે તેણે ચહા માટે સત્યાગ્રહ આદર્યો હતો. એ ઘણો જબરો કહેવાતો; લોકપ્રિય હતો. ફોજદાર સાહેબે ઘણી વખત તેને જોયો હતો. નીરાંતે ઉંઘતો માણસ એકદમ કૈં કરડવાથી જાગી ઉઠે અને હાથ પર માંકડ ચાલતો જુએ ને જે લાગણી તેને થાય તેવીજ ફોજદાર સાહેબને તેને જોતાં થતી; અને ત્યારથી દિનેશ જોડે તેમણે સાલસાઇ કેળવી, અને તેના સગા કાકાથી વધારે તેના જીવન ને આદર્શમાં રસ દર્શાવવા લાગ્યા.

કોઇ વાર રાતના જ્યારે તે છએ છ હાથ કડીઓ તૈયાર છે કે નહીં તે તપાસતા ત્યારે તે કઇ કડી દિનેશને હાથે, કઇ કડી વલ્લભભાઈને હાથે ને કઇ ગાંધીજીને હાથે શોભશે તેનો ખ્યાલ કરતા.

ફોજદાર સાહેબ—ખરું જોતાં ડેપ્યુટી સુપરીન્ટેન્ડટ સાહેબના ઉત્સાહનો આજે પાર રહ્યો નહી. દિનેશને પકડવા માટે આજે તેમને વૉરંટ સોંપવામાં આવ્યું હતું. હવે આ તોફાન શમશે, અને વ્યવસ્થાની પુનઃસ્થાપના થશે,—આજે દિનેશ, કાલે વલ્લભભાઇ, પરમદહાડે ગાંધીજી—ફોઝદારે વિચાર્યું. પછી આ ધ્રુજતી ધરણી સ્થિર થશે; અને વિનાશ અટકશે.

આખો દિવસ તેને દિનેશના ને દિનેશનાજ વિચાર આવ્યા. એ હાથકડીમાં કેવો લાગશે, તે પકડાતી વખતે શું બોલશે, તેને કેટલી શિક્ષા થશે એ બધા ખ્યાલો તેમણે કર્યા. કઇ વખતે તેને પકડવો એનો પણ તેમણે વિચાર કર્યો.

ધારાબદ્ધ જીવન ગાળનાર ફોઝદાર સાહેબની ...લાદૃષ્ટિ સૂક્ષ્મ થઇ રહી. રાતના આઠ વાગે દિનેશ જમવા ઉઠતો હોય, તેની સ્ત્રી પીરસણ લઇને ઉભી હોય ત્યારે જઇ તેને પકડવો એવો એમણે મગજ આગળ પ્રસંગ કલ્પ્યો. દિનેશે માત્ર પંચીઉંજ પહેર્યું હશે. એની સ્ત્રીએ મુકટો પહેર્યો હશે. થાળી આગળ ફાનસ પડયું હશે કે મીણબત્તીનું વાલસીટ ? ખાવાનું શું હશે ?......

નીચે બારણું ખખડયું. અત્યારે કોણ આવ્યું ?

પરસન કાકીએ બારણું ઉઘાડયું તે તેમણે સાંભળ્યું.

" ભાઇ છે ?" કોઇ સ્ત્રીનો અવાજ આવ્યો.

" હા છે, કેમ કમળા બહેન" પરસનકાકીનો અવાજ આવ્યો.

" ભાઇનું જરા કામ છે " બોલી આવનાર દાદર ચઢવા લાગ્યું.

" ફોઝદાર સાહેબની આંખો ચમકી; તેમના હોઠ બીડાઇ ગયા. દિનેશ ઠાકોરની મા ! તેમણે ટેબલનું ખાનું ખેંચ્યું ને તેમાં પડેલાં વારંટ ને હાથકડી જોયાં; ખાનું પાછું દીધું; અને દુષ્ટ વ્યવસ્થાવિનાશીની માને મળવા આગળ આવી ખુરશી પર બેઠા, અને મુખ પર સુમધુર હાસ્યનું આવરણ છવાઇ રહેવા દીધું.

સફેદ ડ્રેસ; ચમકતાં બટનો અને પટો; જોધપુરી બ્રીચીસ; આંકડીઆળી સફેત મુછો; તાલ પડેલું તેજસ્વી માથું; સખત નિશ્ચલ મોટી આંખો —આ સર્વ આ આદર્શ ફોજદારની વ્યવસ્થાને અદ્ભુત, આદર્શરૂપ બનાવી રહ્યાં. એને જોઇ કોઇ પણ કહી શકે નહીં કે બ્રીટીશ સલ્તનત જોખમમાં છે.

ભારે શરીરનાં કમળા બહેન ઘુટણ પર હાથનો ટેકો દેતાં ઉપર ચઢયાં.

" ભાઇ આવું કે ? " હસીને તે દાદર ચઢી શ્વાસ ખાવા ઉભાં.

" આવો " ફોઝદારે ઉમળકાભર્યો આવકાર આપ્યો.

જે યુગ દશશેરનાં કલાં પહેરી મગનભાઇના કુંવાનાં પાણી વહી લાવતો અને આખી દસ રાત વહેંત વહેંત કુદી અદમાં-સંભળાય એવા રાસ્યા ગાતો તે યુગનો નમુનો કમળા બહેન હતાં. હાલનો

અધોગતિ પામેલો નિર્માલ્ય યુગ એમનામાં કદી પણ આકર્પણ હશે એમ કલ્પવા અશક્ત બનતો; પણ જુવાનીમાં ટચ્ચુ જેવડો ચાંલ્લો કરી, પૈસા જેવડો કાંટો પહેરી કમળા બહેને કેટકેટલાં હ્રદયો વશ કર્યાં હતાં તે ફોજદારને ખબર હતી. પણ આ સ્મરણથી અધિકારના સખત વ્યવસ્થાપૂર્ણ હ્રદયમાં આર્દ્રતાનો કંઈ પણ સંચાર થયો નહીં.

" કેમ કમળાબહેન કંઈ ઘણે દહાડે ? " ફોજદાર સાહેબે પુછ્યું. તેમની આંખોજ માત્ર હસી.

" ભાઈ ! " કમળાબહેને ફોજદારના પગ આગળ બેસતાં કહ્યું; "આજે મારા દીનુનો જન્મ દિવસ છે " તે બોલ્યાં, પણુ ફોજદારના હસતા મુખ પર કંઈ ફેર પડયો નહીં. તેણે માત્ર મુછને એક વળ ચઢાવ્યો. કમળાબહેને વૃદ્ધ મોં મલકાવી પુછ્યું: " ભાઈ ! ગામમાં આ ગપ ચાલે છે તે ખરી ? "

" શી ? " જાણે ગપ જેવી વસ્તુ માત્રથી પોતે અપરિચિત હોય તેમ નિર્દોષતાથી આંખો ફાડી તેમણે પુછ્યું.

" કે દીનુને આજે પકડવાના છે !" ફોજદાર સાહેબે મુગે મોંટે મુછને વળ ચઢાવ્યા કર્યા. " ભાઈ ! આજે દીનુનો જન્મદિવસ છે. "

" તમે તે કહી ગયાં. " મીઠાશથી ફોજદાર સાહેબે કહ્યું.

" ને ભાઈ ! આજેજ એની વહુ સુરત જણવા ગઈ હતી તે અત્યારેજ છોકરો લઈ આવી છે. "

" અં હં. "

" ભાઈ ! આજની રાત કોઈ એને નહીં પકડે એટલું કરોની. " કમળાબહેને કરગરીને કહ્યું: " કાલે પછી જેનું જે કરવું હોય તે કરજો."

" કમળા બહેન ! સલામતીને જેલ સમાન સુખ કયાં ! " ફોજદારની આંખો હસી.

" ભાઈ ! હમણાં તો એ ગાંધીવેલો થઇ ગયો છે. પણ ગમે તેવો પણ મારો એકનો એક."

ફોજદાર સાહેબે જવાબ નહીં આપ્યો. એનો એકનો એક તેમાં તેમને શું ? ધારા ને વ્યવસ્થા કેટલાએ એકના એકને સંરક્ષતા હતાં.

" ભાઇ ! આટલું મારું ગરીબનું નહીં કરો? એક રાતમાં શું ખાટું મોળું થઇ જવાનું છે ? "

"કાયદાને જન્મદિવસની શી પરવા ?" જાણે ઘણાજ હરખની વાત પુછતા હોય તેમ તેમણે પુછ્યું.

" પણ મને તો ખરીને ! "

" પણ તેમાં હું શું કરું ? "

" તમે ચાહો તે કરો એમ છો. "

' મારા હાથમાં હોય તેએ હું દીનુ માટે કંઈ નહીં કરું. "

" ભાઇ ! એમ શું કઠોર થાઓ છો ! "

" શાંતિ ને વ્યવસ્થાનો એ શત્રુ થઇ બેઠો છે. એને કોઇ મદદ કરી શકે કેવી રીતે ? " ન છુટકાથી મુશ્કેલી રજુ કરતા હોય તેમ ફોજદારે કહ્યું. પળ વાર ખિન્ન મુખે કમળાબહેન જોઇ રહ્યાં. ફોજદાર સાહેબે પટામાં આંગળી ફેરવી.

"ચાલો. બીજું કંઈ ?" ફોજદાર સાહેબે હસીને ખુરશી પરથી ઉઠવા બે હાથ ખુરશીના હાથા પર મુકયા.

"ભાઇ! આટલું તો કરવુંજ પડશે.' કમળાબહેને નીચું જોઇ કહ્યું. ફોજદાર સાહેબે મૌનથી ના પાડી. " હું દીનભાગી તે આખો અવતાર દીનભાગીજ રહી.'' કમળાબહેને કહ્યું ને ઉઠવા માંડયું; " જુઓની. નહીં તો વળી આપણો વિવાદ તુટત !"

ફોજદાર સાહેબ જાણે યાદદાસ્ત તાજી કરતા હોય તેમ આંખ ફાડી જોઇ રહ્યા. તે જરા હસ્યા "શું તમને યાદ રહ્યું છે !"

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૩૩૯]

# રા. આનંદશંકરભાઈ

લેખક:
સૌ. લીલા મુનશી
સભ્ય, સાહિત્ય સંસદ.

આખી દુનીઆભરમા એક માન્યતા પ્રસરી રહી છે કે હીંદુસ્થાન એટલે સોનુ અને રુપુ સંઘરનારો દેશ. હીંદુસ્થાનની સ્ત્રીઓ સોના રુપાથી શરીર શણગારે, જમાઇ પરણવા જાય તો સોનેરી, રુપેરી, જરકસી જામા અરુ બાંધી સાસરીઆના દીલ હરવાનો પ્રયત્ન કરે, અને સાસુ દાતણમાએ જમાઇને સોનાની સળીઓ ચગાવવાના કોડ રાખે, જીવનની લગભગ બધીજ બાબતમા સોનું ને રુપુ કે સોનેરી કે રુપેરી વગર સંપૂર્ણતા આવેજ નહીં ત્યા સુવર્ણ અને રજત મહોત્સવનો પરદેશી ખ્યાલ પણ આપણા દેશમા તો સપૂર્ણ સ્વદેશીનું સ્વરૂપ ધારણ કરે છે. અને પરાપૂર્વથી એ રીવાજ આપણે સેવતા હોઇએ એવી પ્રતીતિ આપણને થાય છે.

તા. ૨૫ મી ડીસેંબરે આવોજ એક રજતોત્સવ 'વસંત'ના તત્રી પ્રૂ શ્રી. આનદશંકરભાઇને માટે અમદાવાદમા ઉજવાયો. આ સુવર્ણ મહોત્સથી—આ પીળા જમાનામાં નમ્ર અને નાનું નામ ધરતો એ રજતોત્સવનો શુભ રંગ ખાસ આકર્ષક અને શુચિ સ્વરૂપનો લાગે છે.

આજથી ચાર પાચ વર્ષ પૂર્વે આ રજતોત્સવના અધિકારી મહાજનનુ રેખાચિત્ર આલેખતા મેં લખ્યું હતુ:

"હિમમુકુટથી આચ્છાદિત શિખરોવાળા પર્વતરાજ હિમાલયને વાચા હોય તો જગતનું એકાદ બાળક એને પ્રશ્ન પુછવા જાય કે 'પર્વતરાજ! તમારા શિખરોમાં દિનપ્રતિદિન હિમના પડ તો ચઢતાજ જાય છે અને હિમ ઓગળીને સરિતાઓ પણ વહાવ્યા કરે છે, ત્યારે આ હિમનો સ્વભાવ શો? ઓગળે તો વધે કેમ અને વધે છે છતા ઓગળે તો છેજ. બાળક પર પણ ગંભીરતાનાં પડ એટલાં ચઢેલા હોય છે કે પ્રશ્નમા રહેલી બાલિશતા એ ન સમજે અને વૃદ્ધ અને તપસ્વી પર્વતરાજ પણ ગભીરતાથી ડોકી હલાવીને કહે કે, 'બને સત્ય છે હિમમય થવું અને ઓગળવું—એ બને સ્વભાવ સત્ય છે.' એ બાળકની સાથે હિમનાં પડો કેમ બધાય છે એ ચર્ચામાં ઉતરવાનો કાં તો પર્વતરાજને અવકાશ નથી હોતો અથવા એ સમજવા જેટલી બાળકની શક્તિઓનો વિકાસ એમને એનામાં નથી લાગતો બાળક બીચારું પર્વતરાજની અસ્પષ્ટતાની અથવા દુધ અને દહીંમાં પગ રાખવા જેવી નીતિની

ફરીઆદ કરતું ચાલ્યું જાય છે. પર્વતરાજ બાલકની બાલિશતા ઉપર મંદ સ્મિત કરી વીરમે છે. આવું જ કૈં આનંદશંકરભાઈ અને જનતાનું છે."

હજુએ આ સરખામણીને ખોટી તો ભાગ્યેજ કહી શકાય. હિમની કલ્પેલી ઠંડાશથી દાઝવાની બીકે ગરમીથી ટેવાએલો આપણા ઘણાનો સ્વભાવ એમને દૂરથી પ્રણિપાત કરીને પ્રશંસે છે, અને એ રીતે એમને ઘણા નકામા ત્રાસમાંથી બચાવે છે; પણ હિમવાન પર્વતો ઓળંગવાના આ સાહસિક જમાનામાં કોઇ એ હિમ સમા દુર્ગમ જણાતા જનની પાસે જવાની ધૃષ્ટતા કરે તો એના એ પ્રયત્નનું ફળ કદી નિષ્ફળ જતું નથી.

અને બરફમાં જેમ ગરમી છે તેમ એમની શીતળતામાં એ ઉષ્મા છે. બરફની માફક ઊર્મિઓના તાપથી એમનું હૃદય પણ ઓગળે એવું છે. એ નથી ઓગળતું દેખાતું કારણકે બનતા સુધી એ એવી ગરમીના પ્રદેશમાં આવવાનો પ્રયત્નજ નથી કરતા, અને સદાએ શીતળ જણાતા ઉરના એકાંતમાં થીજી જાય એવી રીતે સર્વ લાગણીઓને એ સંગ્રહી રાખે છે પણ બરફમાં રાખેલી સર્વ વસ્તુઓ તાજી અને બગડ્યા વગરની રહે તેમ એમના ભાવોમાંએ તાજગી (જ્યારે એ અનુભવે ત્યારે) હોય છેજ.

આ સરખામણી હજુએ આગળ ચલાવીએ તો હિમ-આલયમાંથી વસંત ઋતુમાં જેમ ત્રિવિધ તાપ હરનારાં ગંગાજી નીકળે તેમ એમની વસંતમાં દર્શન દેતી સાહિત્ય-સરિતા ઘણા વિદ્યારસિક જનોની તૃષા છીપાવે છે, અને તેમનામાં



'વસંત રજતોત્સવ'ના અધિકારી મહાજન
રા. આનંદશંકર ધ્રુવ.

નવી ભાવ-સ્ફુર્તિ આણે છે. પણ તેનો ખરો આસ્વાદ તો માત્ર અધિકારી જનજ લઇ શકે છે.

રા. આનંદશંકરભાઇનું જીવન એક રીતે સ્થિર છે છતાં ઘણી પ્રાપ્તિઓ અને સાહસના આનંદનો આભાસ તેમાં દેખાય છે. સામાન્ય જનને અર્થપ્રાપ્તિમાં જેટલો આનંદ આવે તેટલોજ આનંદ જ્ઞાનપ્રાપ્તિમાં રા. આનંદશંકરભાઇ લઇ શકે છે. શોધકની જેમ જ્ઞાનના નવા નવા પ્રદેશો એમની તીવ્ર જિજ્ઞાસા શોધે છે અને ચમત્કૃતિઓ જેવાં નવાં દૃષ્ટિબિંદુઓ આગળ અને પ્રશંસામુગ્ધ હૃદયે એ ત્યાં થંભે છે. એ બધી ચમત્કૃતિઓનાં વર્ણન એ આપણી આગળ કરતાં નથી કારણ કે એનો આનંદ તો દરેકે જાતેજ શોધીને મેળવાનો છે એમ એ માને છે. પણ છતાંએ આપણી જિજ્ઞાસા ઉશ્કેરવા અને રસ લગાડવા એનાં થોડાંક અમૃતબિંદુઓ ચખાડી આપણી જ્ઞાન પિપાસાને સતેજ કરે છે.

દરેકનું દૃષ્ટિબિંદુઓ જોવાનો અને દરેક વાતની બે બાજુ તપાસવાનો ગુણ એમણે ખાસ કરીને કેળવ્યો છે. એમનો ઉદ્દેશ દરેકને ન્યાય આપવાનો હોય છે. પણ એકજ બાજુ જોઇ શકતા આપણા સંકુચિત હૃદયમાં તેથી સંદિગ્ધતાનો ભાસ થાય છે. નિર્ણય કરવાની અશક્તિ આપણને ધમવિષમમાં પાડે છે, પણ એથી એ સાંકડા બને એમ આપણે ભાગ્યેજ ઇચ્છીશું.

રા. આનંદશંકરભાઇ પોતાને સામાન્ય જન વર્ગના મનાવે છે પણ એમનો ખાસવર્ગીય સ્વભાવ જાણ્યે કે અજાણ્યે ઢાંકયો ઢંકાતો નથી. એમની રસવૃત્તિ એમને કોઇપણ પ્રાકૃત વસ્તુ પસંદ કરવા દેતીજ નથી. અને એમનું સ્વત્વ કશાનું આવરણ પોતાને લાગે નહીં એની કાળજી નીરંતર રાખ્યા કરે છે.

ઘણા ખરા મહાજનોની માફક એમને પણ એમની શક્તિએના વિકાસનું વિશાલ ક્ષેત્ર પરદેશમાંજ મળ્યું છે. ગુજરાત કોલેજના એક પ્રોફેસર તરીકે વિદ્યાર્થીઓના સ્મરણદેશમાં તેઓ જરુર ચિરંજીવ રહેતે પણ તેમનું ખરું અને મોટું સંભારણું તો હીંદુ યુનીવર્સીટીના વિશાલ જ્ઞાનમંદિરના ડગમગતા પાયાને સુદૃઢના અર્પવામાંજ છે.

તેમણે થોડાંક પુસ્તકો રચ્યાં છે, વધારે રચી શકયા હોત. તેમણે નાના પ્રયત્નો પર જીવનનો મોટો ભાગ ખર્ચ્યો છે; એક મહાપ્રયત્ન માટે એથી અડધી મહેનત બસ થતે. નિષ્ફળતાના માર્ગથી તેઓ બનતાં સુધી દૂર રહ્યાં છે, પણ એકાદ નિષ્ફલતા તેમની જીંદગીમાં કદાચ વધારે જોમ આણતે.

અને તોએ રજતશું શ્વેત અને નિર્મલ અને પ્રલોભનોથી ભરેલા આ સંસારમાં દીવાદાંડીશા સ્થિર મહેલમાંથી પ્રકાશ ફેંકતું એમનું જીવન કેટલાંને માર્ગદર્શક થયું હશે !






સંયોજક :
રા. છેલશંકર
દયાશંકર વ્યાસ

"ગોપાલ ! હવે તમને કેમ જણાય છે?" મારા શૂન્ય કર્ણપટે આવેલા આ મધુર શબ્દોનું સંગીત દિવ્ય હતું. મને લાગ્યું કે આ શબ્દો ફરી ફરીને સાંભળ્યાજ કરું.

"કંઈ બહુ ઠીક નથી" મેં કહ્યું. અને આંખના પાટા પર હાથ મુકયો.

એક મીઠા હાસ્યનો આછો અવાજ મેં સાંભળ્યો. જાણે જ્યોત્સ્નામાં દીપતા સ્રોત ઉપર મૃદુ ઊર્મિઓ પ્રસરી રહી હોય, તેવા એના હાસ્યતરંગો મારા હૃદયમાં કોતરાઇ ગયા.

"તમે કોણ છો ? નર્સ છો ?" એ મોહક અવાજ સાંભળવા મેં પ્રશ્ન કર્યો.

ફરી એક વાર તે જાદુ ભર્યું હાસ્ય સંભળાયું.

"હું...હું મીસ મહેતા... ડો મહેતાની દીકરી."

"શું કહો છો !-ડો. મહેતાનાં..."

"તમે કયાં છો તેની ખબર નથી ?"

"હજુ મને ગોટાળો-વિભ્રમજ છે." આશ્ચર્ય પામતાં મેં કહ્યું.

મને કંઈક એવો ખયાલ હતો કે કોઇ મને ઉંચકીને કોઇ અજાણ્યે સ્થળે લાવ્યું હતું અને કોઇ મૃદુ સુંવાળા હસ્તોએ મારી આંખોની સારવાર કરી હતી; પણ હું કયાં હતો તેની મને ચોક્કસપણે ખબર નહોતી, અને એવી ખબર રાખવાની મને ઇચ્છા પણ નહોતી જન્મી. મારા મનને વ્યગ્ર રાખવા માટે આંખોની વેદના અને અંધાપો પુરતાંજ હતાં.

"તમે અહીં-ડો. મહેતાને ઘેર છો" તે પ્રવાહી અવાજે મારો વિભ્રમ ટાળ્યો, "અને તે ડોકટર, પેલા વિખ્યાત આંખના વૈદ્ય રા. બ. મહેતાના ભાઇ થાય. તમને યાદ છે ને ? એ વૈદ્યને તમે નવસારીમાં બંદુકના અકસ્માત વખતે તેડાવ્યા હતા."

"હા ! એમજ બન્યું હતું. પછી શું થયું તેની મને ખબર નથી. મને તો કંઈક એવું જણાયલું કે તારામંડળ તુટી છુટીને વેરાઇ ગયું. બસ એટલુંજ."

"હજુ તમને આંખે બહુ વેદના થાય છે ?" ઉભરાઇ જતી સહાનુભૂતિના અવાજે તેણે પુછ્યું.

"ના. તમે આ રુમમાં આવ્યા પછી એમ નથી" આ શબ્દોથી તે કદાચ છંછેડાઇ તો નહીં ગઇ હોય, એમ ધારી મેં ઉમેર્યું; "ખરેખર વેદના ઘટવાથીજ હું આ બોલું છું."

"હં !" તેણે ટુંકમાં કહ્યું; "મારા વૈદ્ય કાકાને લાગ્યું કે નવસારીમાં તમારી સારવાર બરાબર નહીં થઇ શકે, એટલે તમને અહીં સુરત લાવ્યા."

"પણ એમ હોય તો હું વૈદ્યને ઘરેજ હોઉને ? તમારે ત્યાં કયાંથી આવ્યો ?"

"જુઓ, ગોપાળભાઇ !" વસ્તુસ્થિતિ

સમજાવતાં તેણે કહ્યું, મારા પિતા–ડૉ. મહેતાની પ્રેક્ટીસ મોટી નથી. અમારું મકાન વિશાલ છે; અને વૈદકાકાને ત્યાં દરદીઓની જબરી ભીડ રહેતી હોવાથી અમે અહીં તેમના માટે સારવાર ગૃહ રાખ્યું છે. અહીં કેળવાએલી નર્સો પણ છે."

"ત્યારે તમે પણ નર્સનુંજ કામ કરો છો?"

"ના. એમ તો નહીંજ. હું માત્ર ઘરની વ્યવસ્થા જાળવું છું; અને ફુરસદ મળે તો કદિ કદિ અંધ દર્દીઓનાં ઓશીકાં ઠીકઠાક કરું છું."

"એમ કહેતાંજ તેણે મારા માથા નીચેનું ઓશીકું સમાર્યું. તેના શીતળ ને સ્વસ્થ હાથનો સ્પર્શ મારા માથાને અને ડોકને થયો. મારી આખી કાયામાંથી વિદ્યુતની ઝણઝણાટી પસાર થઇ ગઇ. બે પાંચ ક્ષણ સુધી હું આંખોનો દુખાવો ભુલી ગયો. તેની મુખરેખાઓ દૃષ્ટિમાં ભરી લેવાની તીવ્ર લાલસા જાગી. આભારના બે શબ્દો સાથે મેં એ ઇચ્છા પ્રકટ કરી જવાબમાં તે મીઠું હસી.

"જો તમે જોઇ શકો એમ હો તો અહીં આવોજ કેમ? તો તમારે અહીં રહેવાની જરૂરજ શીદને હોય? અને એમ હોય તો તમને મારું દર્શન પણ ક્યાંથી સાંપડે?"

"કોઇ દિવસ હું તમને જોઇ શકીશ?" નિરાશ અવાજે મેં પુછ્યું.

"દાસ્તો, કેમ નહીં? વામન મહેતા આખા મુંબાઇ ઇલાકાના સૌથી બાહોશ આંખના વૈદ્ય છે, એ તમે નથી જાણતા?"

મારાં દર્દ અને વમાન મહેતાના કૌશલ વીશે અમે ખુબ વાતો કરી. તેણે પોતાનું નામ જણાવ્યું–મનોરમા મહેતા. પછી તુરતજ તે ચાલી ગઇ અને જતાં જતાં, ફરી આવવાનું વચન દેતી ગઇ.

તેના શબ્દોનો મધુર રણકાર, મારી ચોગરદમ વિસ્તરતા અંધાપાના અંધકારમાં ગુલાબની ખુશબોની પેઠે પ્રસરી રહ્યો.

આ પ્રમાણે અમારા પરિચયનો પ્રારંભ થયો. એ પ્રેમ હતો–અનન્ય પ્રેમ હતો, પ્રથમ દૃષ્ટિએ નહીં પણ પ્રથમ અવાજે. ભુતડાની જેમ વેદના અને ચિંતા મારા માનસ પછવાડે દૂર દૂર સંતાઇ રહ્યાં; અને મનોરમા મહેતાનો મોહન સ્વર આંતરચક્ષુ સમક્ષ વિજયી અપ્સરાની પેઠે નૃત્ય કરવા લાગ્યો. દરરોજ તે મારી કને આવવા માંડી. જ્યારે આવતી ત્યારે દર્દીઓની સામાન્ય વાતો કરતી, અને છતાં મને કોઈ ગવૈયાના સંગીત કરતાં એ વાતોમાં વધારે રસ પડયો. આ પ્રારંભની કોટિએ તે શું બોલે છે તેની મને બહુ દરકાર નહોતી. જો તે અંકગણિતનાં કોષ્ટકો ઉચ્ચારતી હોત તો પણ મેં એકાગ્ર ચિત્તે તેનો અવાજ હૃદયપ્રદેશે ભર્યોજ કીધો હોત. માત્ર તેના કંઠનો જાદુ અનુભવવા હું તેને બાલિશ અને અબુધ પ્રશ્નો પુછયા કરતો. આંબાવાડીઆ નીચે બેઠા બેઠા કોયલના ટહુકાર સાંભળીએ ત્યારે તેમાં અર્થહીન અવાજની ગણના કરીએ ખરા? માત્ર આંખો મીચીને એ અવાજમાંથી સરતું સંગીતજ આત્માના અગોચર પ્રદેશમાં ઠલવાવા દઇએ. તેમાંએ જ્યારે અસહાય અને અંધ દશામાં પડ્યા હોઇએ, ત્યારે તો કોઇ પણ સુંદર વસ્તુ આત્માને ગ્રહી લે છે. મનોરમાનો અવાજ ધ્વનિભૂત સૌંદર્યજ હતો. મારો આત્મા તેના શબ્દે શબ્દે ડોલતો. અમે દરેક વિષય પર ચર્ચા કરતાં. આંખ કાપવાના ઓજારથી માંડીને સર્જનહારની અનુપમ સૃષ્ટિ લીલા અને શોપનહોર ને શંકરાચાર્યના ફીલસુફી સુધીનાં ઘણાં ક્ષેત્રો અમારી વાતોના વર્તુલમાં સમાઈ જતાં. પોતાનો ઘણો ખરો સમય તે મનેજ અર્પણ કરતી, તો પણ કૃતઘ્ન બનીને હું તેના મુલાકાતો વચ્ચે વ્યતીત થતા 'લાંબા' ગાળા માટે કચવાટ બતાવતો. એ ક્રૂર શુષ્ક

આંતર ગાળાની શી વાત કરું ! પહેલાં પ્રકટેલા અનેક વિચારો ફરી ફરીને મારા મગજમાં ઘેરાતા અને અંતે મગજ થાકીને જીર્ણ કોથળી જેવું બની જતું.

એક દિવસ મનોરમા મને મુંગે મુંગે પીરસી રહી હતી. મેં બોલાવી પણ બોલી સરખી નહીં. આંધળાના કાન બહુજ સરવા હોય છે. મારા કાન પણ એટલા ટેવાઇ ગયા હતા કે કોણ છે તે તેના પગના ભણકાર પરથી હું પરખી શકતો. એના પગના ભણકાર કહેતા કે તે મનોરમા હતી. મેં વારે વારે બોલાવી પણ તે નજ બોલી. મારાથી ન રહેવાયું એટલે મેં તેને સ્પર્શ કર્યો. ને પરખી કાઢ્યું. 'બોલ કે ન બોલ પણ લુચ્ચી તું તો મનોરમાજ છે.' હું બુમ પાડી ઉઠયો.

'જાઓ, તમે નહીં બોલો તો મારે ખાવું પણ નથી. જરા કહેશો મેં તમારો શો ગુન્હો કર્યો છે ! લગભગ રડમસ અવાજે મેં તેને જણાવ્યું.

"તમે શું તોફાન માંડયું છે ?" મનોરમાએ મને પુછ્યું; "નર્સ પણ ફરીઆદ કરે છે કે તમે ચીઢીઆ અને ઉદ્ધત બની ગયા છો."

"શું કરું ત્યારે ?" જરા ગુસ્સો દર્શાવતાં મેં જવાબ આપ્યો; "તમે હવે બહુ થોડાં આવો છો ને નર્સ સાબુના પાણીથી વારંવાર પગ પખાળવા જીદ પકડે છે અને મને વેદના થાય છે. હું નથી ધોવા દેતો...અને તમારું મુખ જોવા માટે મરવા પડયો છું. એટલે ચીઢીઓ બન્યો છું."

"ઓહો ! ક્યારના મરવા પડ્યા છો ?"

"જ્યારનો તમારો જાદુગર અવાજ સાંભળ્યો ત્યારથી. કોઇ સહાનુભાવક દરરોજ મળ્યા કરે અને છતાં તેની આકૃતિ કેવી છે એ ન જાણી શકાય એ તો મોતથીએ વસમું !...

મનોરમા ખડખડાટ હસી પડી. "ચાલો હવે જમી લો. પછી વાતો કરીશું."

"તમારા હાસ્ય જેવુંજ તમારું વદન છે." મેં ઉમેર્યું.

હું જમી રહ્યો. મને હાથ આપી તેણે ખાટલામાં બેસાડયો. મેં કહ્યું: 'તમે કેટલાં સુંદર છો !'

"જો મારા ચહેરા ઉપરજ હું મુસ્તાક રહું તો મારા ભોગ લાગે," તેણે ધીમા અવાજે કહ્યું. મને લાગ્યું કે તે પાંગત આગળ જરા નમતી હતી. મને થયું તે વધારે નજીક આવે તો કેવું રુડું ! મેં ગપ અડાવી: "મનોરમા ! નર્સે આ પાટો બહુ સખ્ત બાંધ્યો છે."

તુરતજ તે પાસે આવી અને મારી આંખો પરથી પાટો ઢીલો કરવા લાગી. મારા હૃદયમાં ક્ંઇ ક્ંઇ ઊર્મિઓ ઉછળી રહી. મેં હાથ ઉંચો કર્યો. તેના હાથને સ્પર્શ્યો. તેણે ધીમેથી મારા હાથને દૂર ખસેડી દીધો.

"તોફાન કરો મા—મૂર્ખ ન બનો" તેણે કહ્યું; "જ્યારે તમને આરામ થશે અને તમે મને જોશો ત્યારે બીજાની જેમ તમે પણ દૂર નાસી જશો. પછી મારું મોં જોવું સુદ્ધાં તમને નહીં ગમે."

મારું મગજ ભમવા લાગ્યું. "બીજાની જેમ !—" આ છોકરી શું બોલતી હતી. ક્ષણવાર વિચાર કરીને મેં કહ્યું: "મનોરમા ! તમે શું કહો છો ? હું કંઇ સમજી શકતો નથી. તમારી ઉમર કેટલી હશે ?"

તેણે મારા કપાળની વચોવચ પાટાને પીન મારી અને પછી જવાબ દીધો: "ઓ ! હું હજી જુવાનજ છું. ફક્ત એકવીશ વર્ષ. ઉંચાઇ સવા પાંચ ફીટ. શરીર જરા પાતળું અને છટાદાર. પણ ચહેરો બીલકુલ સારો નહીં."

મારી અધીરાઇ વધવા લાગી. આ છોકરી શું મને બનાવતી હતી !

"તમારો ચહેરો વળી કેવો છે ?"

"જુઓ—રંગ જરા શ્યામળો છે. ચામડી

કે બહુ સુંવાળી નહીં–કપાળ જરા નીચું અને બેઠેલું......"

"એ તો બહુ સારું," મેં વચ્ચેથીજ ઉમેર્યું.

"પણ સાંભળો તો ખરા. મારાં નેણ સાવ સીધાં છે. ભ્રૂભંગ બીલકુલ નહીં. માથાના વાળ કે ભુરા અને સાવ પાતળા–છુટા છવાયા. બહુ કદ્રૂપ દેખાવ, નહીં ?"

"તમે મસ્કરી કરો છો. મને તમારું માથું અને કપાળ હાથવતી જોવા દો."

"એ કદિબને નહીં, ગોપાલ ! તમને હું વધારે સ્પર્શ કરવા દઉં ? જુઓ–વધારે વર્ણન સાંભળો...... મારી આંખો ઝીણી ભુરા રંગની છે, તેમાં વારંવાર પાણી આવે છે. નાકની વાતજ પુછોમાં. જો કે અતિશય ખરાબ નથી; પણ જોઈએ તે કરતાં વધારે જાડું છે. મોં સારી રીતે પહોળું, અલબત્ત દાંત બરફ જેવા સફેત અને સુંદર છે, પણ એટલીજ ખામી કે તે હેઠલા હોઠ ઉપર ધસી આવે છે. લ્યો, થયું હવે તમે મારી સામે જોવાની પણ ઇચ્છા કરશો ?"

"હું આ સાચું નથી માની શકતો."

"ના, આ બધી વાત સાચી છે. મારો કંઠ ઘણો મધુર છે, એ હું જાણું છુંઃ પણ થયું, મારા સૌંદર્યની એજ પીરિસીમા છે. ઘણા અંધ માણસો તેથી ભરમાય છે. તેઓ એમ ધારી બેસે છે કે હું રૂપવતી છું. બીચારા અંધાઓ ! જ્યારે આંખ સાજી થતાં તેઓ મને જુએ છે, ત્યારે— ઓ ભગવાન ! ...... બસ થયું. તમને મારા સ્વરૂપનો હવે પુરો ખ્યાલ આવ્યો ?"

"ના, તમે તમારે બદલે કોઇ બીજાનુંજ વર્ણન કરતાં લાગો છો. ઉપરાંત, સૌંદર્યનો આધાર કે છુટા છવાયા અવયવોના ઘાટ ઉપર નથી. તમામ અંગોની ગોઠવણી અને સપ્રમાણતામાંજ સ્વરૂપ છે."

"અરે હા ! મારાં અંગો બહુજ આકર્ષક રીતે ગોઠવાયાં છે. હું ઠીંગી નથી લાગતી. કાન ત્રાંસા નથી, નાક વાંકુ નથી."

"ખરેખર, તમે માધુર્યની મૂર્તિ સમાં દીપતાં હશો ?"

મનોરમા મહેતાએ એક ધીમો નિઃશ્વાસ મુકયો, અને કહ્યું: "ગોપાલ ! મારી પેઠે આટલી ચોખવટથી નગ્ન વાત કહી નાખવી એ જુવાન સ્ત્રીનું દુર્ભાગ્ય ગણાય. આવે છે. જુઓ, મારે એક કાકાની છોકરી છે......"

"કયા કાકાની છોકરી ?"

"વામન કાકાની–તમારા ચક્ષુવૈદ્યની. તેની એક વાત કહું ?"

"મને તમારા કાકાની છોકરીઓની વાતમાં બીલકુલ રસ નથી," કટાણું મોં કરી મેં કહ્યું.

મનોરમા હસી. પેલુ મીઠું મોહક જાદુભર્યું હાસ્ય હસી. એટલામાં નર્સ દાખલ થઇ અને અમારી વાતનો અંત આવ્યો.

મનોરમાની વાતથી મારા હૃદયમાં ભયંકર આઘાત થયો શું તે ખરેખર તેના વર્ણન જેવીજ હશે ? મારી તેજસ્વી હૃદયદેવી શું કાણી અને કદ્રૂપ હશે ? હૃદયનો મોહ ધસારાબંધ વહ્યો જતો હતો. અધવચ્ચજ આ દોડતો પ્રવાહ અટકી પડયો. લાગણીઓ જડ થવા માંડી, મને તેની કદ્રૂપતા માટે પ્રથમ ક્ષણે તો સુગ વછુટી. એ પછી બે ત્રણ દિવસ તેના મધુર કંઠની મોહિની પણ ઓસરી ગઇ–નષ્ટ થએલી લાગવા માંડી.

પણ થોડાજ સમયમાં આ પાંગરતી નિરાશાને હું ડાબી શકયો. ધીમે ધીમે મારા આંતર ચક્ષુ સમીપ એક વદન સાકાર થવા લાગ્યું. પ્રથમ તો તે વદનની રેખાઓ અસ્પષ્ટ ભાસી. સમય જતાં આ ચહેરો સુરેખ અને સ્પષ્ટ થયો. આખરે મનની તાસક ઉપર એ ચિત્ર ઝળકદાર તદ્રૂપતાથી આલેખાઇ રહ્યું: અને આજની ઘડી સુધી એ સ્પષ્ટ રેખાચિત્ર મારી નજરથી ક્ષણભર પણ અળગું થયું નથી.

અંધ આંખોવડે પણ મનોરમાનું એ કલ્પિત છતાં ચોક્કસ મુખ હું દરરોજ નીહાળવા લાગ્યો તે મુખની રેખાઓને વિધવિધ વાતોના ભાવો પ્રમાણે પલટાતી, મરડાતી, સમાચાતી કે ઉલ્લસતી મેં જોઈ તેની સ્પષ્ટ સાદાઈ અને કદ્રૂપતા ઉપર મને કંક ઘૃણા છૂટી તેના મોટા દાંત ઉપર ભાગ્યેજ બીડાતા હોઠ કે મને અપાયેલા મેધાની ચપળતાએ ભારેખમ વદનને તેજદાર બનાવ્યું પહોળું મોં મોટા દાંત, જાડું નાક, વિરૂપ નેણ—એ સૌ માંહે આત્માની ભવ્યતા ઝળકી ઉઠી મારા મગજમાં વિચાર પરંપરા દોડવા લાગી એ દોડધામ વચ્ચે હું મધુર કંઠ અને કદ્રૂપ ચહેરાની સુસંવાદિતા નીરખી શક્યો ત્યારથી મનોરમા મહેતાને મારી દ્રષ્ટિએ



એક દિવસ મનોરમા મને મુંગી મુંગી પીરસી રહી હતી મેં તેને સ્પર્શ કર્યો

ચુંબનોનું મેં સ્વપ્ન કલ્પ્યું તો પણ થોડી વારે તે કદ્રૂપ ચહેરાના વિશિષ્ટ સદ્‌ભાવો ઉપર મને આકર્ષણ થયું તે મારેથી એ નિડર, નમ્ર અને પ્રેમાળ આત્મા વિલસતો મેં જોયો તેની વિશિષ્ટ અને અનન્ય સ્વરૂપ આપડ્યું જેવો તેનો મોહક સ્વર મને મીઠો લાગ્યો તેવોજ પ્રેમ મને તેના વિરૂપ પણ ભાવવાહી ચહેરા ઉપર ઉદ્‌ભવ્યો આ ચહેરો આ અનાજ, આ મૃદુ

તરફ જોયાજ કર્યું. શું મને સ્વપ્ન આવ્યું ! તે બાળા મારી સામી બાજુએ ખુણામાં બેસી ગઇ. મારી સ્થિર દ્રષ્ટિની તેને લગીરે દરકાર હોય એમ જણાયું નહીં. હું જરા આગળ નમ્યો અને તેને પુછ્યું: "તમારુંજ નામ મીસ મહેતા ?"

તે બચાવ અર્થે ટટ્ટાર થઇ, "કેમ ? હા, હું જ મીસ મહેતા છું" તેની ઠંડી કડક નજર મારા ઉપર મંડાઇ રહી.

"મનોર, મનોર !" મેં આનંદના ઉમળકાથી બુમ મારી.

તે અરધી ઉભી થઇ ગઇ, "આમ મને બોલાવવાનો તમને શો અધિકાર છે ?"

"મનોરમા ! હું ગોપાલકૃષ્ણ," તેના સ્પષ્ટ તિરસ્કારથી ખસીયાણો પડીને મેં કહ્યું: "તમે મને ન ઓળખી શકો એ તે કદિ બની શકે ?"

ટ્રેન યાર્ડની બહાર દૂર નીકળી ગઇ હતી.

"મેં તમને કદિ જોયા નથી, તેમ તમારું નામ પણ સાંભળ્યું નથી," તેણે ક્રુદ્ધ અવાજે કહ્યું; "તમારા તોફાન સામે મને રક્ષણ કરવાની ફરજ નહીં પાડો. એટલું માગી લઉં છું."

હું પાછો પડયો. ઓશીકા ઉપર ઢગલોજ થઇ ગયો. આશ્ચર્ય અને રોષમાં મારું મગજ ભમવા લાગ્યું.

"મનોરમા ! હુ તમારી માફી માગું છું. હું તમને કોઇ રીતે હેરાન કરવા ઇચ્છતો નથી. માત્ર એટલુંજ છે કે તમારો ચહેરો આ ત્રણ માસથી મારી નજરમાંથી લગીરે ખસ્યો નથી, અને હુ એ ચહેરાના પ્રથમ દર્શનેજ સુરત સુધી જાઉં છું. આમ તમને પરિચિત સંબોધન કરવા માટે માફી આપશોને ?"

તે ઉભી થઇ ગઇ. તેનો હાથ સાંકળ ઉપર ગયો. ઘડીભર તે મારી સામે તાકીને જોઇ રહી.

"શું તમે સુરતના ડો. મહેતાનાં પુત્રી નથી ?"

"હા છું."

"મનોરમા મહેતા ?"

"હા. એકવાર તો કહ્યું."

"ત્યારે મીસ મહેતા," મેં ગુસ્સેથી ઉછળી આવતાં ગર્જના કરી; "એક પ્રામાણિક માણસને પ્રેમમાં મૂર્ખ બનાવી, પછી તેને ઓળખવાનો પણ ઇનકાર કરી આમ હડધુત કરવામાં તમે ભયંકર પાપ આચરો છો. તમારું વર્તન હલકું, નીચ, તિરસ્કરણીય છે. મારી ભાષામાં તેના માટે એક પણ અર્થવાહી શબ્દ નથી."

તેણે એલાર્મચેઇન ઉપર જરા ભાર દીધો.

"ખરેખર, મારે ગાડી અટકાવી ગાર્ડને બોલાવવો પડશે." તેણે મારી સામે આંખો ફાડી ડોળા ધુરકાવ્યા.

"મીસ મહેતા ! સાંકળ ખેંચવાની અને ગાર્ડને બોલાવવાની તમને કુલ મુખત્યારી છે; પણ યાદ રાખજો, એમ કરશો તો હું મારા બચાવ માટે તમારા પત્રો બતાવીશ. તમારી ફજેતી થશે. મને પોલીસ સ્ટેશનમાં દિવસ ગાળવો નહીં પાલવે, સમજ્યાંને ?"

તેણે એલાર્મચેઇન છોડી દીધી અને ગુસ્સામા લાલ આંખો ધુરકાવતી તે નીચે બેસી ગઇ.

તેણે ગભરાઇને પુછ્યું: "તમે શું કહો છો ?"

તુરતજ મેં ખીસ્સામાંથી કાગળનું બંડલ કાઢ્યું, અને એક પત્ર તેના ઉપર ફેંકયો. તેણે ચોંકીને એ કાગળ ઉઠાવી લીધો. ઉખેળ્યો, અને અતિશય અજાયબ મુખમુદ્રા કરી, મને હસતાં હસતાં કાગળ પાછો આપી દીધો.

"મી ગોપાળકૃષ્ણ ! આ કાગળ મેં નથી લખ્યો."

હું અતિશય અજાયબ થયો. આવી ધુતારી છોકરી મેં કદી કલ્પીજ નહોતી. શી સ્ત્રીઓની

[વધુ માટ જુઓ પૃષ્ઠ ૩૯૦]



ઘણી વખત ત્રણે મનોરમાના
મને પૃથક્ પૃથક્ દર્શન થાય છે !

[—પ્રણયવિભ્રમ.




લેખક:
રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,
પ્રમુખ, સાહિત્ય સંસદ.

ચિત્રકાર
રા. ગોરક્ષકર

---

**સમય:**
ઈ. સ. પૂર્વ ૩૨૦ ની આસપાસ

## સ્થલોની માહીતી

પાટલીપુત્ર, કુસુમપુર, રાજગૃહ } પુરાતન મગધનુ પાટનગર હાલ પટણા છે તેની પાસે.

તક્ષશિલા ... અફઘાનીસ્થાન આગળ આવેલું વિદ્યાને માટે વિખ્યાત હીંદુ રાજાનું પાટનગર.

---

## ક્રમવાર આવતાં પાત્રો

રાક્ષસ ..... મગધના નરેંદ્ર હિરણ્યગુપ્તનો મંત્રી.

વક્રનાસ...... મગધના નરેંદ્ર હિરણ્યગુપ્તનો અમાત્ય.

સુમોહા ...... તક્ષશિલાના રાજા સુગાઙ્ગની પુત્રી ને હિરણ્યગુપ્તની રાણી.

હિરણ્યગુપ્ત, ધનનંદ } શુદ્ર મહાપદ્મ નંદનો વંશજ અને પાટલીપુત્રનો ચક્રવર્તી રાજા.

શેપ...ક્ષુલ્લક માલ્લવોના દૂત પ્રણિધિ.
આંભિ...તક્ષશિલાનો યુવરાજ ને સુમોહાનો ભાઇ.
ભિખ્ખુ યશ...પૂર્વાશ્રમે કામંદકનો પુત્ર.
સેનાજિત......હિરણ્યગુપ્તના અંત:પુરના સૈન્યનો અધ્યક્ષ.
ગૌરી........સેનાજિતની પ્રિયતમા.
મૈનાકી......મહામાત્ર દર્શકની પત્ની.
આચાર્ય શકટાલ...ગૌરીના પિતા.
વિષ્ણુગુપ્ત...આંભિનો ગુરુબંધુ.
પ્રમંડક, કદ્દુ ...આચાર્ય શકટાલના શિષ્યો.

## આગલાં પ્રકરણોનો સાર

વાર્તા ઇ. સ. પૂર્વે ૩૨૦ ના આસપાસના સમયથી શરુ થાય છે. મહાપદ્મ નંદના રાજ્યાભિષેકને એકાણું વર્ષ થયાં હતાં; અને તેનો પૌત્ર હિરણ્યગુપ્ત 'સર્વાર્થસિદ્ધિ'નું બીરુદ ધારી, મગધને સિંહાસને વીરાજતો હતો.

નરેંદ્રના ભુવન તરફ મંત્રી રાક્ષસ કૈંક સમાચાર લેઇ આવ્યો. અંત:પુરના રક્ષક સેનાજિતને તેણે નરેંદ્ર સંબંધી પુછપરછ કરવા માંડી ત્યાં મંત્રી વક્રનાસ મળ્યો.

મંત્રી રાક્ષસે આંભિ કેમ ગામમાં આવવા ના પાડતો હતો અને આંભિનો બ્રાહ્મણમિત્ર ચાલીને શકટાલને ત્યાં ગયો તેની વાત કરી. અને તેઓ અંત:પુરમાં ગયા.

અંત:પુરમાં નરેંદ્રની મહાદેવી સુમોહા આ અંત:પુર ને રાજ્ય, રાજા ને ચાકરોથી કંટાળી વીમાસણ કરતી હતી, ત્યાં રાજાને મંત્રીઓ તેને મળવા જાય છે.

રાજા સુમોહાને હસીને તેનો ભાઇ આંભિ આવ્યાના સમાચાર આપે છે ને મનમાં રહેલા કૈં તરકટને સાધવા નિર્દોષ સુમોહા પાસે આંભિને આમંત્રણ અપાવે છે.

હિરણ્યગુપ્તના અંત:પુરનો અધ્યક્ષ સેનાજિત પચ્ચીસેક વર્ષનો છે. તે દેખાવડો છે, અનાદી ને કર્તવ્યપ્રિય છે. તે સુમોહાને કુમાર પ્રાગ્જ્યોતિષ તરફ ગયાના સમાચાર આપે છે. સુમોહા તેની ભાવિ પત્ની વીશે પુછે છે. સેનાજિત પોતાની પ્રિયતમાને મળવા અધીરો બની ઘર તરફ જાય છે. એના ઘરમાં એ એક અજ્ઞાત કેદીને ખાવાનું આપવા જાય છે. અજ્ઞાત કેદીને વિષ્ણુગુપ્ત નામના બ્રાહ્મણ આવ્યા ના સમાચાર આપે છે. અજ્ઞાત કેદી એને ચેતવણી આપે છે 'આવતી પૂર્ણિમાએ તે નાસી જશે.'

સેનાજિત વાતચીત પુરી કરી ભોંયરાનું બારણું બંધ કરી ઉપર આવ્યો. તેના મનમાં ગૌરી ને શકટાલના અતિથિનાજ વિચારો ઘોળાયા કરતા હતા.

તેનું હૃદય શકટાલને ત્યાં જઈ એની પ્રિયતમા ગૌરી અને વિષ્ણુગુપ્તને મળવા અધીરું થઈ રહ્યું હતું. તેણે જવાનો નિશ્ચય કર્યો ને નીકળ્યો.

સેનાજિત અશ્વિનોને મંદિર દર્શન કરવા ગયો હતો. મગધના મહામાત્ર સંનિધાતાનું તેને નિમંત્રણ આવ્યું. તે ત્યાં ગયો દર્શક જુવાન પત્નીના ઘરડા પતિઓમાં પ્રચલતા રોગને હંમેશાં વશ હોવાથી એ પોતાની સ્ત્રી પાછળ ગાંડો થઇ ફરતો. સેનાજિતને જોતાં દર્શકે પોતાની પત્ની મૈનાકીને કૈંક અકથ્ય રોગ થયો છે એવું કહ્યું અને તે રોગ મટાડવા તેને વીનંતી કરી.

સેનાજિત મૈનાકીને ઓળખતો હતો. તેણે ધીમે ધીમે મૈનાકીને ગામમાં નવા આવેલા પુરુષના, કુમારના પ્રાગજ્યોતિષ તરફ ગયાના સમાચાર વગેરે આડકતરી રીતે કહી મૈનાકીના રોગના ઉપચારો અજમાવવા માંડયા. આથી તેની તબીઅત સુધરી જાય છે, અને સેનાજિત ચાલી જાય છે.

મૈનાકી સંનિધાતાને રાજગૃહમાં વદાય કરે છે અને સુકેતુને બોલાવે છે.

સુકેતુને મૈનાકી વિષ્ણુગુપ્તના અને કુમારના સમાચાર જણાવે છે. અને એ વિષ્ણુગુપ્ત કોણ છે તેની ચર્ચા કરે છે,

શકટાલને ત્યાં વિષ્ણુગુપ્ત આચાર્યને મળવા સિદ્ધ ક્ષપણક, રાક્ષસમંત્રી, ક્ષુદ્રક માલ્લવોના દૂત મણિધિ વગેરે આવવા લાગ્યા. આજે આ લત્તામા અશાંતિ ને કૈંક નવીનતા પથરાઈ રહ્યાં હતાં. સેનાજિત પણ મળવા આવ્યો. પરંતુ તેની ગૌરીના જે ઘરમાં તે વગર રજાએ જઇ શકતો તે ઘરમાં પ્રવેશ કરવા આજે તેને રજાની વાટ જોવી પડી આ અપમાનથી એનું હૃદય આકુળવ્યાકુળ થઇ ગયું. તેણે મૂન પરનો કાબુ ગુમાવવા માંડયો. છેવટે અગ્નિહોત્રી પણ આચાર્યનાં દર્શને આવી પહોંચ્યા. ત્યાં બારણા આગળ એક યુવાન તપસ્વીને જોઈ તે થોડી વાર થંભી ગયા; આખરે અગ્નિહોત્રીએ એને પોતાના પુત્ર કર્ક તરીકે ઓળખી કાઢયો.

સેનાજિત શકટાલને જઈ મળે છે તે એની લગ્નતિથિ નક્કી કરવા કહે છે. ઉત્તરમાં શકટાલ કહે છે જે દિવસે મહારાજ નંદ તેને નૈમિષારણ્ય જવાની રજા આપે તે દિવસે લગ્નતિથિ. વિષ્ણુગુપ્ત અહીંના ક્ષેત્રિયોની અધમ દશાથી ખિન્ન થાય છે. જ્યાં બ્રાહ્મણોની અવગણના થતી હોય ત્યાં બ્રાહ્મણોએ ન વસવું એમ કહે છે. ને બધાને આ સ્થાન છોડી જવા પ્રેરે છે.

મૈનાકી વિષ્ણુગુપ્તને ગુપ્ત વેશે મળે છે. ને કુમાર ચન્દ્રગુપ્તનો પત્તો નથી, અહીંનું જીવન તેને અકારૂં થઇ પડયું છે એમ જણાવી મદદ માગે છે. ઉત્તરમાં વિષ્ણુગુપ્ત આ દેશ છોડી ચાલી જવાની તૈયારી કરી આવવા કહે છે.

શકટાલ વિષ્ણુગુપ્તને સેનાજિત સાથેના ગૌરીના વિવાહની વાત કરે છે. વિષ્ણુગુપ્ત આશ્ચર્ય પામે છે ને આ લગ્નનો સખત વિરોધ કરે છે. શકટાલ પુછે છે: 'તુ એને પરણીશ?' વિષ્ણુ ગૌરીને જગાડી બોલાવે છે ને તેને પ્રશ્ન પુછે છે. ગૌરી આખરે નિશ્ચય કરે છે 'વિષ્ણુગુપ્ત ને હું વરીશ'

નરેંદ્રદેવ ઉંઘમાંથી ઉઠે છે ને સેનાજિત, રાક્ષસ તથા વકનાસ પાસેથી બધા સમાચાર જાણે છે. વિષ્ણુની વાત સાંભળી તેને દૂર કેમ કરવો તેનો ઘાટ ઘડે છે.

આંભિ તેની બહેન સુમોહાને મળવા આવે છે. બહેન દુ:ખી છે ને તેની સાથે તક્ષશિલા આવવા માગે છે એમ સમજી જાય છે નરેંદ્રદેવ ત્યાં જ મળે છે. આંભિ સાથે વાત થતાં સુમોહાને એનાં માતાજી માંદાં છે તેથી તક્ષશિલા જવા દેવાં એમ નક્કી થાય એટલામા સમાચાર આવે છે કે ગૌતમ ઓવારે નવા આવેલા બ્રાહ્મણે કોઇ સૈનિકને માર્યો નરેંદ્રદેવ રાક્ષસને આ બાબતમાં તપાસ કરવા જવા આજ્ઞા કરે છે. આંભિ તેની સાથે બહાર જાય છે

(હવે આગળ વાંચો.)

# પ્રકરણ ૧૮ મું

## જેમાં રાક્ષસમંત્રી પણ વિસ્મય પામે છે

આંભિ ઉતાવળો રાજગૃહની બહાર પડયો અને સાથે રાક્ષસ પણ આવી લાગ્યો.

ઘોડેસ્વાર આંભિના સેનાનાયકો દોડતે ઘોડે તેની પાછળ થયા. રાક્ષસના અનુયાયીઓ પણ મંત્રીની પાછળ જવા લાગ્યા.

આંભિના નાયકો ઉંચા, સશક્ત, શ્વેતરંગી, આજના પઠાણોના પૂર્વજોને શોભે એવી કાઠીના હતા. તેમની મોટી આંખો અને કાળી દાઢીઓ પાટલીપુત્રના નગરજનો અજાયબીથી જોઇ રહ્યા.

રાક્ષસ અને આંભિ ઝપાટાબંધ ગૌતમ ઓવારે ગયા. આંભિનાં નસકોરાં અધીરાઇથી,

ગુસ્સાથી ફાટી રહ્યાં હતાં. રાક્ષસ સ્વસ્થ હતો પણ તેની આંખમાં ચિંતા હતી.

ઓવારા પાસે આવતાં સમુદ્રની ગર્જના જેવો અવાજ તેમને સંભળાયો; અને ઓવારાને રસ્તે ઘોડાઓ વાળતાં સેંકડો માણસોની મેદની તેમની નજરે પડી.

અસંખ્ય સ્ત્રીપુરુષોના સાગરના તરંગો આગળ વધી આવતા હતા; અને તોફાની સાગરતરંગો પણ ભયંકર અવાજ કરી રહ્યા હતા. સૂર્યોદયે ગામલોક બધાં–સ્ત્રી પુરુષ ને છોકરાં ગંગામા નહાતાં હતાં અને આ નવા આવનારનો સમૂહ, ભીને લુગડે ચાલી આવતો હતો.

સૌથી આગળ સિદ્ધાચાર્ય ક્ષપણકના શિષ્યો 'જય જય જયંત'ની ઘોષણા કરી રહ્યા હતા. એક તરફનો સમૂહ 'આચાર્યદેવની જય' ઉચ્ચારતો હતો. બાકીનાં બધાં અનેક પ્રકારના અવાજો કરતા હતા.

એક તરફ દસેક ઘોડેસ્વાર સૈનિકો આ મનુષ્યોના સમૂહને ભેદવાને વ્યર્થ પ્રયત્ન કરી રહ્યા. પાટલીપુત્રની પ્રજા ન કલ્પી શકે એવી ધૃષ્ટતાથી કેટલાક આ રાજસૈનિકોના ઘોડાઓને આગળ વધતા અટકાવતા હતા.

સૈનિકો સીવાય બધા માણસો નદીથી નાહી પાછા આવતા દેખાતા હતા.

આ મનુષ્યપ્રવાહ ઝપાટાબંધ આગળ આવતો જોઇ આંભિ અને રાક્ષસ વધારે ઝપાટાબંધ આગળ વધ્યા; અને રાક્ષસે ક્ષપણકના શિષ્યોને થોભવાનો હુકમ કર્યો. જવાબમાં એકણીજાનાં શરીરો સાથે સાંકળી તેમણે દુર્જય કોટ કર્યો. "શું છે? શું છે?" રાક્ષસે મોટે અવાજે પુછ્યું. મગધની ભાષાથી બહુ પરિચિત નહીં એવો આંભિ ઉમતાથી જોઇ રહ્યો.

એક ઉંચા, પડછંગ યુવકે બાવાઓના ખભા પરથી કુમાર આંભિને જોયા, અને મજબુત હાથવતી બાવાઓને ખસેડી તે આગળ આવ્યો અને પ્રણામ કરી આંભિ પાસે આવ્યો; "કુમાર આંભિનો જય!"

"કોણ કદ્રુ?" આંભિએ તેને ઓળખી પુછ્યું: "આચાર્ય દેવ ક્યાં? શું થયું છે?"

કદ્રુના મોટા મુખ પર એક વિશાળ હાસ્ય છવાઇ રહ્યું. "કૈં નહીં; એ તો મગધનું આતિથ્ય માણીએ છીએ." તે બાવાઓ તરફ ફર્યોઃ "ખસો! ખસો! કુમાર આંભિ આચાર્યદેવને મળવા આવ્યા છે. જગ્યા કરો!"

બાવાઓ બાજુ પર થયા અને તેમણે આપેલા માર્ગમાંથી પહેલાં આચાર્ય વિષ્ણુગુપ્ત અને તેની પાછળ પ્રમંડક–એમ બંને આગળ આવ્યા.

જેમ ઘણાખરા નાહી આવનારા નીચોવેલા લુગડે આવતા હતા, તેમ તે પણ આવતા હતા. આચાર્યના મુખ પર સ્મિત હતું; તેની શાંતિ અભંગ હતી. તેમની પ્રતિમા સમી તટસ્થતામાં ફેર પડ્યો ન હતો. તેને આવતા જોઇ આંભિ ઘોડા પરથી ઉતરી આગળ આવ્યો; આંભિનું જોઇ તેના નાયકો ઘોડા પરથી ઉતરી પ્રણામ કરી આગળ આવ્યા; રાક્ષસને અને તેનું જોઇ તેના અનુયાયીઓને પણ ઘોડા પરથી ઉતરી હાથ જોડી આગળ આવ્યા વિના ચાલ્યું નહીં. જે ઘોડેસ્વારો આ મેદની ભેદવાનો પ્રયત્ન કરી રહ્યા હતા, તે રાક્ષસ મંત્રીને જોઇ તેના તરફ આવ્યા; અને તેને ઘોડા પરથી ઉતરતો જોઇ પોતે પણ ઉતર્યા. આ ઠઠ થંભીને ઉભી.

"કેમ કુમાર? અત્યારે તમે ક્યાંથી?" આચાર્યે પુછ્યું. "મંત્રીવર્ય!" રાક્ષસ તરફ ફરી તેણે કહ્યું: "તમે પણ ક્યાંથી?"

"અમને ખબર આવી" આંભિએ કહ્યું; "કે અહીંઆં કૈં રમખાણ થયું છે; એટલે અમે આવ્યા. શું છે?"

જે સૈનિકો લોકો પર હુમલો કરતા હતા તેનો આગેવાન પાસે શરમીદો બની ઉભો રહ્યો હતો. તેના માથાના મુગટના ઠેકાણા નહોતા. તેના દીલ પર કાદવ લાગ્યો હતો તેના હાથ પર તેણે પાટો બાધ્યો હતો, અને લોહીના છાટા તેના દીલે અને તેના વસ્ત્ર પર દેખાતા હતા તેની આખો વિકરાળ હતી, અને તે વિષ્ણુગુપ્ત તરફ દ્વેષથી જોઇ રહ્યો હતો એના મોઢા પરથી આવુ કૈંક વચાતુ હતુ "આચાર્ય દેવની જય!". બોલાવતા શૌનક જેવા ધૃષ્ટ અને ક્ષુદ્ર જતુ પર ઘોડો ચલાવવામા તેણે એવો શો મોટો ગુન્હો કર્યો કે જેથી આ બધુ ધાધલ થયુ ?

"ઉગ્રસેન!" રાક્ષસે કહ્યુ, અને સખ્તાઇથી મત્રી સ્થાનિક તરફ જોઇ રહ્યો

"આણે" ઉગ્રસેને દાત પીસી મત્રીને જવાબ આપ્યોઃ "મને કર્પણથી વીંધી નાખ્યો. જુઓ આ કર્પણ" કહી તેણે એક નાનકડુ તીર સામુ ધર્યું એ તીર માત્ર બે વેત જેટલુ જ લાબુ હતુ. આ શસ્ત્ર ધનુષ્ય વડે ફેકાતુ નહોતુ, પણ અચુક અને અનુભવી મહારથીઓ તેને હાથ વડેજ સો કડો વામ દૂર નાખી શકતા

"તુ શુ કરતો હતો ?" ઉગ્રસેન વીશે અવિશ્વાસ ઉપજવાથી રાક્ષસે કહ્યુ

"પાણીમા ઉભો ઉભો આ બ્રાહ્મણ નહાતા માણસને કનડતો હતો ને હું કહેવા ગયો એટલે અપમાન કરના બેઠો.' તે અટકયો; "પછી આણે—મને ભગવાન અશ્વિનોના મદિર પરથી કર્પણ માર્યું"

"ઉગ્રસેનજી" કદુએ તેનો ઘવાએલો હાથ પકડ્યો.

"ઓ બાપરે—" સ્થાનિકે વેદનાથી ચીસ પાડી.

"એમનુ નામ 'આણે' નથી—આચાર્યદેવ છે" કદુએ મજાકમાં કહ્યુ

"કદુ!" સખ્તાઇથી આચાર્યે આખ વડે આજ્ઞા કરી કદુ સ્થાનિકનો હાથ છોડી મુગો રહ્યો.

રાક્ષસે જોયુ કે આ બધા વચ્ચે અત્યારે નરેદ્રદેવની સત્તાની વિડંબના થતી હતી, અને આ સ્થાનિકે મુર્ખાઇ કરી હતી એટલુ જ નહીં પણ તે જાઠુ બોલતો હતો તેણે સખ્તાઇથી કહ્યુ "ગાડો થઇ ગયો છે અશ્વિનોના મદિર પરથી મારેલુ કર્પણ તને સો ધનુર* દૂર પાણી આગળ વાગ્યુ ને તે આચાર્યે! જુઠ્ઠા જા અહીંઆથી-"

"મત્રીવર્ય" આચાર્યે કહ્યુ. તેમની આખમાં મજાક જેવુ દેખાયુ. "મેજ કર્પણ માર્યુ. એ સીવાય શૌનકને બચાવવાનો બીજો રસ્તો ન હોતો"

"પણ સો ધનુર!" રાક્ષસે આખો ફાડી અજાયબીથી પુછ્યુ. એનુ હૈયુ કાપી ઉઠયુ આ નાનો સરખો બ્રાહ્મણ—શરીરે સામાન્ય માત્ર વિદ્વતાથી વિખ્યાત—આમ શાતિથી કર્પણ મારે! અને મગધનો સેનાપતિ માડ માડ પોણોસો ધનુર—કર્પણ ફેકે ને આ સો ધનુર! આંભિ ને તક્ષશિલાના માણસો ખડખડ હસી પડયા રાક્ષસ ચમકયો.

"મત્રી!" આંભિએ ખડખડ હસતા રાક્ષસના ખભા પર હાથ મુકયો. "ગભરાશો નહીં જરુર પડે આચાર્યદેવ દોઢસો ધનુરે વીધી નાખશે" તક્ષશિલાના બધા માણસો ફરી હસ્યા, સાથે ક્ષપણકના શિષ્યો અને આસપાસ ઉભેલા માણસો પણ હસવા લાગ્યા

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૬૭૨]

* ધનુ=૧૦૮ આગુલ—૬ ફૂટ ૧૦૦ ધનુ એટલે ૬૭૫ ફૂટ

# સીમંતિની

લેખક:
રા. અશોક

દ્રુતવિલંબિત:

૧

સુભગ સારભવંત સીમંતિની
ગરવી હંસી સમી ભરી ભાસતી,
પતિતણા નવપ્રેમસમાધિની
તન્સી સારસી જેવી વિલાસતી.

૨

મધુર ધીર સુશબ્દની આવલિ
શરમની સુરખી ચમકાવતી;
લલિત કોમલ દોહદ ઉજવતી
હૃદય સુંદરતા વિકસાવતી

૩

પ્રાતર્દિને ઉગતાજ પ્રભાતમા
પતિછબીની સમીપ પ્રણામતી,
કુમકુમે કરી ચંદ્ર લલાટમા
વિજય સ્વામીતણો શુભ વાછતી.



૪

ઘર પરે બહુ બેઠલ મોરલા
 મધુરવેથી બુલાવતી નામથી;
ઘઉંતણા ભરી ખુબજ ખોબલા
 સહજ વત્સલતાથીકું ચણાવતી.

૫

ગગનમધ્ય રવિરથ આવતાં
 કરુણ રામકથા ભણતી-અને...
રસિક ઉચ્ચ કુટુંબની ભાવના
 ઝરતી આંખથી શુદ્ધિ ભુલાવીને.

૬

વીરરસે ભર ભારત વાંચતાં
 થતીમનાતન આર્ય વીરાંગના;
શરીરરોમ બધાં તપી ઉઠતાં
 અગનબાણુજ લોચન છુટતાં.

૭

કુદરતે ફરતાં દૂર સાંજરે
 પવનપંખીનું સંગીત માણતી;
નજીક નાનકડા સુસરોવરે
 લહરીઓ પર નેન નચાવતી.

૮

તરુવરો વચમાં વનગારગે
 વહતી જોતી ગભીર અનંતતા;
ચમકતા નભતારક મંડળે
 અનુભવે ગૂઢ ભેદની મુગ્ધતા.

૯

રજનિ આગળ આગળ વ્હાલથી
 ગૃહભણી વળતી ફુલ વીણતી;
કુસુમની પચરંગની માળથી
 પ્રથમ દર્શન પ્રાણ વધાવતી.

૧૦

ઉરતણા અનુરાગ પરાગ શી
 સરસ ભોજન પાની બનાવતી;
નિજ રચેલ 'વસંતસુહાગિની'
 તરલ વાદન સંગ મીલાવતી.

૧૧

નમતી રાતતણા ક્ષણ સ્વપ્નમાં
 ઉતરતી પતિઆત્મન જ્યોત તે;
તરત દેખતીઃ આવી સમક્ષ જે
 સરી જતી ઝટ અંતર લોચને.

૧૨

ક્રિડનશીલ સુકૃષ્ણકુમારને
 નિરખતી નભમાં કહીં નાચતો;
કહીંક જોતી ઉભી ઘર આંગણે
 અલખ બાળકજોગી જગાવતો.

---

# શ્રી સયાજી સાહિત્યમાળામાં છપાએલાં પુસ્તકો.

કિંમત

૧ વિજ્ઞાન-ગુચ્છ —

+ ૨ ભૂપૃષ્ઠવિચાર (બીજી આવૃત્તિ) ૦-૧૨ ૦
૧૧. દેહધર્મવિદ્યાના તત્ત્વો. ( કાચી ) ૦ ૧૪-૦
૧૨ વિજ્ઞાનપ્રવેશિકા ( કાચી ) ૦ ૧૧ ૦
૧૩ જીદગીનો વીમો (બીજી આવૃત્તિ) ૦ ૧૪ ૦
૧૭ ઉદ્ભિજ્જવિદ્યાનું રેખાદર્શન. ૦-૧૫-૦
૧૮ કરોળીઆ (સચિત્ર) (કાચી) ૦-૧૩-૦
૨૨ પ્રાણીવિદ્યાનું રેખાદર્શન (સચિત્ર) ૦ ૧૪ ૦
૨૫ મનુષ્યવિદ્યાના તત્ત્વો. ( કાચી ) ૦ ૧૫ ૦
૩૫ જીવવિદ્યા ( સચિત્ર ) ( કાચી ) ૦ ૧૪ ૦
૩૮. તુલનાત્મક ભાષાશાસ્ત્ર. ૧-૨-૦
૪૬. રાજનીતિનો સંક્ષિપ્ત ઇતિહાસ ૧-૪-૦
૪૭ સમાજશાસ્ત્રપ્રવેશિકા. ૦ ૧૪ ૦
૪૮. બાળઉછેર. ૧-૮ ૦
૫૦. બાળસ્વભાવ અને બાળઉછેર ૧-૮-૦
૫૧. શરીરયંત્રનું રેખાદર્શન (સચિત્ર) ૧-૪-૦
૬૩ વિદ્યુત્ ( સચિત્ર ) ૧-૪-૦
૬૪. સુપ્રજનશાસ્ત્ર ૦ ૧૩ ૦
૬૭ પ્રાણીસૃષ્ટિ ( સચિત્ર ) ૧-૮-૦
૭૦. રસાયનપ્રવેશિકા ( સચિત્ર ). ૧-૩-૦
૭૫ વડોદરાનું અર્થશાસ્ત્ર ૦-૧૨ ૦
૮૧ સત્યમીમાંસા ૧-૧-૦
૮૪. સર્વસંગ્રાહ્ય પાઠમાળા પુ ૩ ૧-૨-૦
૮૫. મજર મજર પુ ૪ ૧ ૧૨-૦
+ ૯૨. સહકાર્ય અને રાષ્ટ્રીય જીવન ૦ ૧૩ ૦
+ ૯૫ મલ્લવિદ્યા ( સચિત્ર ) ૧-૦-૦
૯૬ નૃત્યવિદ્યા. ૦ ૧૫ ૦
૯૭ મનોધર્મવિદ્યાના મૂળતત્ત્વો ૦ ૧૧-૦
+ ૯૮ સૃષ્ટિની બાલ્યાવસ્થા (સચિત્ર) ૧-૨-૦
૧૦૦. આયુર્વેદનો સંક્ષિપ્ત ઇતિહાસ ૧-૦-૦
૧૦૨. સામર્થ્યનું વિજ્ઞાન ૧-૪-૦

૨. ચરિત્ર-ગુચ્છ—

+ ૮ પ્રેમાનંદ (સચિત્ર) ( કાચી ) ૦-૧૨-૦
+ ૧૪ દયારામ. ૦ ૧૧ ૦
+ ૨૦. મીરાબાઇ. (કાચી) ૦ ૧૦-૦
+ ૩૦. ગિરધર ૦ ૧૪ ૦
+ ૩૩ ભાલણ ( સચિત્ર ) ( કાચી ) ૦ ૧૫ ૦
૪૦ તુકારામ ( સચિત્ર ) ૧-૦-૦
૪૫ વિષ્ણુદાસ ૧-૦-૦
+ ૪૯ વીર શિવાજી ( સચિત્ર ) ૧-૦-૦
૫૩ મણિશંકર કીકાણી ( સચિત્ર ) ૧-૬-૦
૬૨ દલપતરામ ( બીજી આવૃત્તિ ) ૧-૨-૦
૭૨ સમુદ્રગુપ્ત ( સચિત્ર ) ૦ ૧૩ ૦
૭૭ ચક્રવર્તી અશોક ૦ ૧૪-૦
૧૦૪ શેક્સપીયર ૦ ૧૧ ૦
૧૦૭ અકબર (સચિત્ર) (બીજી આવૃત્તિ) ૦-૧૩-૦

૩ ઇતિહાસ-ગુચ્છઃ—

૯ જગત્‌નો વાર્તારૂપ ઇતિહાસ, ભાગ ૧ લો. ( બીજી આવૃત્તિ ) ૩-૦-૦
+ ૧૯ બ્રિટિશ રાષ્ટ્રીય સંસ્થાઓ (કાચી) ૦ ૧૨ ૦
૨૪ પર્ષિયાની સંસ્કૃતિ ( કાચી ) ૦ ૧૧ ૦
૨૬ જગત્‌નો વાર્તારૂપ ઇતિહાસ, ભાગ ૨ જો (બીજી આવૃત્તિ) ૨-૧૨-૦
+ ૩૧. પાર્લામેન્ટ ( કાચી ) ૧-૨-૦
૩૪ ઇતિહાસનું પ્રભાત (કાચી) ૧-૨-૦
૪૩. નવીન જાપાનની ઉત્ક્રાંતિ ૧-૦-૦
૫૫ ચીનની સંસ્કૃતિ. ૧-૬-૦
૫૬ નેપોલિયન બોનાપાર્ટ, ભાગ પહેલો ૨ ૧૨ ૦
૫૭. નેપોલિયન બોનાપાર્ટ, ભાગ બીજો ૨ ૧૦ ૦
૫૮. નેપોલિયન બોનાપાર્ટ, ભાગ ત્રીજો ૨ ૧૨ ૦
૫૯. નેપોલિયન બોનાપાર્ટ ભાગ ચોથો, ૩-૦-૦
૬૦ ઉત્ક્રાંતિવિચાર ( પૂર્વાર્ધ ) ૧ ૧૦ ૦
૬૧. પ્રાચીન હિંદુસ્તાનમાં સ્થાનિક સ્વરાજ્ય ૧-૧-૦
૬૯ હિંદુસ્તાનની સંસ્કૃતિ ૧ ૧૨ ૦
૮૨ રોમનો ઇતિહાસ. ૧-૦-૦
૧૦૧ અશોકના શિલાલેખો ૧-૬-૦
૧૦૩ હિન્દુસ્તાનના લોકો અને પ્રશ્નો ૧-૦-૦
૧૦૯ વડોદરા રાજ્યનો ઇતિહાસ ૧-૧૦-૦
+ ૧૧૧ ઇટાલીનું જીવનપ્રભાત ૧-૨-૦

૪ વાર્તા-ગુચ્છ.—

+ ૩ અંગ્રેજ બાળજીવન (બીજી આવૃત્તિ) ૦ ૧૫ ૦
+ ૪ અલકાનો અદ્દભુત પ્રવાસ (સચિત્ર) ૧-૪-૦
૧૬. વીર પુરુષો. ૦ ૧૨-૦
૧૦૫ જાતિ સ્વભાવ શતક (પૂર્વાર્ધ) ૦ ૧૫-૦
૧૦૬ જાતિ સ્વભાવ શતક (ઉત્તરાર્ધ) ૦-૧૩-૦

૫ ધર્મ-ગુચ્છ —

૩૨ તુલનાત્મક ધર્મવિચાર. ૦ ૧૩ ૦
૩૬ ધર્મના મૂળતત્ત્વો (કાચી) ૦ ૯-૦
૪૨ વિવિધ ધર્મોનું રેખાદર્શન ૦ ૧૨-૦
૪૪. ઉત્તર યુરોપની પુરાણકથા. (કાચી) ૦ ૧૨ ૦
૧૧૮ સિદ્ધાંત દર્શન ૧-૧૧ ૦

૬. નીતિ-ગુચ્છ—

+ ૫. માબાપને બે બોલ ૦-૬-૦
૭. નીતિશાસ્ત્ર ૦-૧૪-૦
૨૭ નીતિવિવેચન ૧-૨-૦
૨૯ ફ્રૅંક્લિનનો ઉપદેશ (ત્રીજી આવૃત્તિ) ૦-૧૫-૦
૩૭. નૈતિક જીવન તથા નૈતિક ઉત્કર્ષ (કાચી) ૦-૧૪ ૦
૭૧. ઉદાસીપ થના નીતિવચનો. ૦ ૧૦ ૦

૭ શિક્ષણ-ગુચ્છઃ—

+ ૨૮. બાલોદ્યાનપદ્ધતિનું ગૃહશિક્ષણ (કાચી) ૦-૧૨-૦
+ ૫૨. શાળા અને શિક્ષણપદ્ધતિ ૦-૧૫-૦
+ ૮૯. પ્રાચીન હિન્દમાંની કેળવણી. ૦ ૧૩ ૦

૮. પ્રકીર્ણ-ગુચ્છઃ—

૫૪. સંસ્કૃતિ અને પ્રગતિ ૨-૮-૦
+ ૯૩. હિન્દુસ્તાનમાં ક્ષય રોગ ૧-૦-૦
૧૧૦ લંડનનિવાસીની કેળવણી ૦-૯-૦

પ્રકાશક—એમ. સી. કોઠારી,
રાવપુરા રોડ-વડોદરા.

---

## રા. બા. હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા કૃત પુસ્તકો.

+ ટચુકડી સો વાતો ૧-૦-૦
+ ટચુકડી બીજી સો વાતો ૧-૦-૦
+ ટચુકડી ત્રીજી સો વાતો ૧-૦-૦
+ ટચુકડી ચોથી સો વાતો ૧-૪-૦
+ ટચુકડી પાંચમી સો વાતો ૧-૪-૦
બે બહેનો ૦-૮-૦
અંધેરી નગરીનો ગર્ધવસેન ૦-૧૨-૦
મૈસુરની મુસાફરી ૦-૪-૦
દેશી કારીગરી ભાગ ૧ ૦ ૧૦-૦
દેશી કારીગરી ભા. ૨ ૦-૬-૦
વિશ્વની વિચિત્રતા ૦-૫-૦
પાણીપત. ૦-૪-૦
નીતિધર્મ ૦-૮-૦
ભૂતળ વિદ્યા. ૦ ૫-૦
કેવળપુરીની કવિતા. ૩-૦-૦
દશમસ્કંધ (ભાલણ) ૨-૮-૦
કુન્તીપ્રસન્નાખ્યાન. ૧-૮-૦
પાંચાલી પ્રસન્નાખ્યાન. ૦-૧૦-૦
રૈવતદર્શિકા સત્યભામા આખ્યાન ૨-૦-૦
તપત્યાખ્યાન. ૧-૧૨-૦
સંસારસુધારો. ૨-૧૨ ૦
ગૃહવિદ્યા અથવા ઘર વ્યવસ્થા ૧-૪-૦
કેળવણીની કળા અને શાળાવ્યવસ્થા ભા. ૧. ૨-૮-૦
સદર ભાગ બીજો સદર ૨-૮-૦
રા. મોહનલાલ કાંટાવાળાકૃત સંસારમાં સંસાર ૧-૮-૦

---

વ્યાસ અને પટેલની પોકેટ ઇંગ્લીશ
ગુજરાતી ડિક્શનેરી ૩ ૦-૦

---

ઉપરનાં પુસ્તકો અમારે ત્યાંથી મળશે. એ શિવાય અમારે ત્યાંથી દરેક જાતનાં શાળાઓમાં ચાલતાં અંગ્રેજી, ગુજરાતી તથા બીજાં પુસ્તકો કીફાયત કિંમતે મળશે. સામટી લેનારને સારૂં કમીશન આપવામાં આવે છે.

મળવાનું ઠેકાણું:—એમ. સી. કોઠારી.
રાવપુરારોડ—વડોદરા.

+ આવી નિશાનીવાળા પુસ્તકો મુંબાઇ ઇલાકાના કેળવણી ખાતાએ ઇનામ અને લાઇબ્રેરી માટે મંજુર કર્યાં છે

# શ્રી સયાજી બાળજ્ઞાન માળા.

| પુસ્તક | કિંમત |
|---|---|
| +૧ ગિરનારનું ગૌરવ (બીજી આવૃત્તિ) | ૦-૬-૦ |
| +૨ ઋતુના રંગ (બીજી આવૃત્તિ) | ૦-૬-૦ |
| +૩ રતીગનો સંચો (બીજી આવૃત્તિ) | ૦-૬-૦ |
| +૪ મહારાણા પ્રતાપ (બીજી આવૃત્તિ). | ૦-૬-૦ |
| +૫ ગોપની કથા (બીજી આવૃત્તિ) (સચિત્ર) | ૦-૬-૦ |
| +૬ પાટણ સિદ્ધપુરનો પ્રવાસ (બીજી આવૃત્તિ) | ૦-૬-૦ |
| +૭ પાવાગઢ (બીજી આવૃત્તિ). | ૦-૬-૦ |
| +૮ ઔરંગઝેબ (બીજી આવૃત્તિ) (સચિત્ર) | ૦-૬-૦ |
| +૯ મધપુડો (બીજી આવૃત્તિ). (સચિત્ર) | ૦-૬-૦ |
| +૧૦ રણજીતસિંહ (બીજી આવૃત્તિ)(સચિત્ર) | ૦-૬-૦ |
| +૧૧ સુખી શરીર (બીજી આવૃત્તિ) | ૦-૬-૦ |
| +૧૨ શ્રી હર્ષ (બીજી આવૃત્તિ) | ૦-૬-૦ |
| +૧૩ સૂર્યકિરણ (બીજી આવૃત્તિ) (સચિત્ર) | ૦-૬-૦ |
| +૧૪ વાતાવરણ (બીજી આવૃત્તિ) | ૦-૬-૦ |
| +૧૫ ગ્રહણ (બીજી આવૃત્તિ) (સચિત્ર). | ૦-૬-૦ |
| +૧૬ નાનાનેપોલિયન (બીજી આવૃત્તિ) | ૦-૬-૦ |
| +૧૮ લોહીની લીલા | ૦-૬-૦ |
| +૨૦ સિકંદરની સ્વારી. | ૦-૬-૦ |
| +૨૧ સુરત | ૦-૬-૦ |
| +૨૨ એશિયાની ઓળખાણ, ભાગ પહેલો. | ૦-૬-૦ |
| +૨૩ ભૂસ્તરની કથા. | ૦-૬-૦ |
| +૨૪ લૉર્ડ વિલિયમ બેન્ટિન્ક | ૦-૬-૦ |
| +૨૫ નાના ફડનવીસ | ૦-૬-૦ |
| +૨૬ ચંદ્ર | ૦-૬-૦ |
| +૨૭ વડોદરાનો વૈભવ | ૦-૬-૦ |
| +૨૮ મહાદજી સિંધિયા. | ૦-૬-૦ |
| +૨૯ ધરધોણી. | ૦-૬-૦ |
| +૩૦ ચાચડ | ૦-૬-૦ |
| +૩૧ પાચનક્રિયા અને દૂધ. | ૦-૬-૦ |
| +૩૨ એશિયાની ઓળખાણ, ભાગ બીજો. | ૦-૬-૦ |
| +૩૩ ગર્ભની કથા. | ૦-૬-૦ |
| +૩૪ બાવ બાબર. | ૦-૬-૦ |
| +૩૫ નાડીતંત્ર | ૦-૬-૦ |
| +૩૬ બૌદ્ધ ગુફાઓ | ૦-૬-૦ |
| +૩૭ મહાબળેશ્વર | ૦-૬-૦ |
| +૩૮ હિંદુસ્તાનનું વહાણવટું. | ૦-૬-૦ |
| +૩૯ જાત અને જ્ઞાતિ, ભાગ પહેલો | ૦-૬-૦ |
| +૪૦ જાતિ અને જ્ઞાતિ ભાગ બીજો | ૦-૬-૦ |
| +૪૧ વિલિયમ યુવર્ટ ગ્લૅડસ્ટન | ૦-૬-૦ |
| ૪૨ શૂરવીર શિવાજી (સચિત્ર). | ૦-૬-૦ |
| +૪૪ દરિયાકાંઠો (સચિત્ર) | ૦-૬-૦ |
| +૪૫ બરફ અને પાણી | ૦-૬-૦ |
| +૪૬ અર્થશાસ્ત્રની ઓળખાણ | ૦-૬-૦ |
| +૪૯ કોયલાની કથા | ૦-૬-૦ |
| +૫૦ જઠરની કથા | ૦-૬-૦ |
| +૫૧ ડયુક ઑફ વેલિંગ્ટન | ૦-૬-૦ |
| ૫૨ માંકણ અને જૂ | ૦-૬-૦ |
| +૫૩ પાણીના પરાક્રમ, ભાગ પહેલો. | ૦-૬-૦ |
| +૫૪ પાણીના પરાક્રમ, ભાગ બીજો | ૦-૬-૦ |
| +૫૫ રસાયનપ્રવેશ. | ૦-૬-૦ |
| +૫૬ બાળપૃથ્વી | ૦-૬-૦ |
| ૫૭ હવા અને પાણી | ૦-૬-૦ |
| ૫૮ કોયલાની ખાણ | ૦-૬-૦ |
| +૫૯ ઉત્સર્ગતંત્ર | ૦-૬-૦ |
| ૬૧ રાષ્ટ્રીય કેળવણી. | ૦-૬-૦ |
| ૬૨ ફેફસાની કથા | ૦-૬-૦ |
| ૬૩ ઇંગ્લાંડનું વહાણવટું. | ૦-૬-૦ |
| ૬૫ કરસ્સર | ૦-૬-૦ |
| ૬૬ ચક્રવર્તી અશોક. | ૦-૬-૦ |
| ૬૭ ખડકની કથા. | ૦-૬-૦ |
| ૬૮ પાણી. | ૦-૬-૦ |
| ૬૯ હબ્શા. | ૦-૬-૦ |

| પુસ્તક | કિંમત |
|---|---|
| ધર્મવર્ણન | ૧-૪-૦ |
| +પી ટી મુનશીકૃત હિન્દનો ઇતિહાસ | ૦-૧૨-૦ |
| +પ્રો ભટકૃત હિન્દનું રાજ્યબંધારણ | ૨-૦-૦ |
| + નિવૃત્તિવિનોદ (પ્રો અતિસુખશંકર કૃત) | ૧-૮-૦ |
| +જ્યોતિષશાસ્ત્ર | ૧-૦-૦ |
| +માનવદેહધર્મ અને આરોગ્યવિજ્ઞાન. | ૦-૧૨-૦ |
| આરોગ્ય વિજ્ઞાનની વાતો | ૦-૮-૦ |
| +પોટા અને છાયાકૃત ઇંગ્લાન્ડનો ગ. ઇતિહાસ | ૧-૮-૦ |
| +પોગાકૃત હિન્દનો ગુ સંપૂર્ણ ઇતિહાસ | ૧-૧૨-૦ |
| સજીવ અને નિર્જીવ સૃષ્ટિ ભા ૧ (જોશીકૃત) | ૦-૫-૦ |
| સદર સદર ભા ૨ | ૦-૫-૦ |
| ઇંદ્રિયવિજ્ઞાન | ૦-૫-૦ |
| આમેર | ૦-૫-૦ |
| બભ્રુવાહન આખ્યાન | ૦-૧૦-૦ |
| રણયજ્ઞ | ૦-૧૦-૦ |
| * સંસ્કૃતશિક્ષિકા ભા ૧ (૧ બા રમણ- | ૧-૦-૦ |
| * સદર સદર ભા ૨ શંકર કૃત) | ૨-૦-૦ |
| સંસ્કૃત શિક્ષિકાની એઇડ સદર. | ૧-૬-૦ |

+આ નિશાનીવાળાં પુસ્તકો મુંબાઇ ઇલાકાના કેળવણી ખાતાએ ઇનામ લાયબ્રેરી માટે મંજૂર કર્યાં છે
* આ નિશાનીવાળા પુસ્તકો મુંબાઇ ઇલાકાના કેળવણી ખાતાએ પાઠ્ય પુસ્તક તરીકે મંજૂર કર્યાં છે

પ્રકાશક—એમ. સી. કોઠારી, રાવપુરા રોડ—વડોદરા



# પ્રોફેસરનો પરિણય

લેખક:
રા. હરિલાલ મુળશંકર મૂળાણી

૧

પ્રોફેસર પ્રફુલ્લચંદ્ર નામ માત્રમાંજ પ્રફુલ્લ રહેતા. ઘરમાં કે કોલેજમાં કોઇ પણ વખતે એમનો દુબળો ચહેરો પ્રફુલ્લિત અવસ્થામાં કોઇની દ્રષ્ટિએ પડતો નહીં. જ્યારે જુઓ ત્યારે એમના મુખ પર ઉંડા વિચારની ચિંતા જેવી છાયા પથરાએલી હોય.

આમ છતાં ચિંતાનું એમને કશુ કારણ નહોતુ. પૈસેટકે એ સુખી હતા. ઘરમાં એક મા સીવાય બીજું કોઇ નહોતુ. એમના ચહેરાની સ્વાભાવક ઉદાસીનતા તે વિચારની ટેવનુજ પરિણામ હતું. રસાયણ શાસ્ત્રના પ્રયોગો અને અભ્યાસમાં એઓ એટલા મશગુલ રહેતા કે હસવાની કે બીજા કોઇ સાથે મળવા હળવાની એમને ફુરસદજ ન રહેતી; કદાચ કોઇ વખત એમનું વદન પ્રફુલ્લિત થતું હશે તો તે પણ એમની પ્રયોગશાળામાંજ કોઇ પ્રયોગની સફળતા જોઇનેજ. એટલે બીજા કોઇ એ જોવા કયાંથી પામ્યા હોય ?

આસપાસની દુનીઆનું એમને કશું ભાન નહોતું. એ તો શું પોતાના પંડનુંએ એમને કૈં ભાન નહોતું. એવો દિવસ ભાગ્યેજ ગયો હશે કે જ્યારે તેમના વર્ગના વિદ્યાર્થીઓની નજરે એમના પોષાકની કોઇ નહીં ને કોઇ ખામી ન ચઢી હોય, અને એમની એકાંત ગોષ્ઠીઓ વેળા નિર્દોષ રમુજનું સાધન ન થઇ પડી હોય. ઘણી વખત ટાઇ પહેરવાનું ભુલી ગયા હોય તો કોઇ વખત પહેરી હોય તે વાંકી અને પીન કાંતો આડી ખોમાણી હોય કે કાંતો હોયજ નહીં. કોટનાં બટનનું તો કયારેકજ ઠેકાણું હોય અને ઘણીવાર ખમીસના કફ પણ ખુલ્લા થઇ લબડતા હોય. બ્રશ મરવાનું પણ પ્રોફેસર સાહેબને કયારેક યાદ રહે તો કયારેક નહીં.

મા હતાં-પણ એમને પ્રોફેસર સાહેબ તરફ લક્ષ આપવાની ફુરસદ નહોતી. પુત્રનાં સંસાર સંબંધીઓ તરફના દુર્લક્ષનો બદલો વાળવામાંજ એમના આઠેએ પહોર રોકાએલા રહેતા. સગાં વહાલાં અને સ્નેહી-મિત્ર મંડળ સાથે ઘરનો સંબંધ સાચવી રાખવા એઓ તનતોડ મહેનત કરતાં. એટલુંજ નહીં પણ જાહેર ચળવળોમાં પણ આગળ પડતો ભાગ લેતાં હતાં. નાનપણમાં સુધરેલા સંસ્કાર પડેલા એટલે વકતૃત્વ એમને વર્યું હતું અને સભાક્ષોભ અનુભવે નાશ પામ્યો હતો. પરિણામે કોઇ પણ સામાજિક સંસ્થા એવી નહોતી કે જેમાં એમની હાજરી ન હોય-કોઇ પણ વિષય એવો નહોતો કે જેના પર એમણે ભાષણ ન કર્યું હોય.

આમ આ એકાંતપ્રિય વિદ્વાન પુત્ર અને

કોલાહલ પ્રિય માતા—બે અતિવિરુદ્ધ પ્રકૃતિનાં સ્નેહીઓનું જીવન વહ્યું જતું હતું. ઘરમાં જુનાં નોકર હતાં ત્યાં સુધી તો ગાડું ગબડયે જતું હતું. પણ પછી મુસ્કેલી આવી. ઘણા વરસની જુની બાઇ એકાએક ગુજરી ગઇ અને એ ખોટ પુરનાર કોઇ મા સાહેબને મળ્યું નહીં. ઘરમાં કામકાજ તરફ મા સાહેબે ઘણાં વરસોથી જોયેલુંજ નહીં એટલે હવે બહુ આકરું પડયું—અને તેમાંએ તે જાહેર જીવનના કાર્યક્રમમાં વિક્ષેપ પડવા લાગ્યો તે અસહ્ય થઇ પડયું.

એટલામાં તેમની દૂરની એક સગીની સગીર છોકરી નિરાધાર થઇ પડી. એને પાળનારાં આફ્રીકા જતાં હતાં. એવડી મોટી કન્યાને સાથે કયાં લઇ જાય ? માસાહેબને કાને આ વાત આવી. ઉદારતા બતાવી સ્વાર્થ સાધવાની આવી ઉત્તમ તક માસાહેબે જવા ન દીધી. ઘર કામમાં એક સ્ત્રીની તો જરુરજ હતી. નિરાધાર બાળકીને આશ્રય આપવા (!) મા સાહેબે બોલાવી લીધી. સોળ વર્ષની સરયૂ આવી રીતે શહેર નિવાસિની થઇ.

૨

માજીમાં કંઇ પણ દોષ હોય તો તે એક અહંકાર હતો પ્રથમ તો પતિએ વારસામા મુકેલ ઠીક સ્થિતિનું અભિમાન, વળી પુત્રની પ્રોફેસર તરીકેની ક્રીર્તિનું અભિમાન—અને સૌથી વધારે બીજાને મોંએ સાંભળેલાં પોતાનાં વકતૃત્વ અને જનસેવાનાં વખાણથી ઉપજેલું અભિમાન. આથી તે બીજાં બધાંનો તિરસ્કાર કરતાં એમ નહીં પણ એમની આંખ અને વાનમાં અભિમાનનો સ્પર્શ આવ્યા વિના રહેતો નહીં અમે આને દોષ ગણાવ્યો છે પણ એ પોતે તો એને ગુણજ માનતાં. સરયૂ પોતાની દૂરની સગી હોવા છતાં એને ઘરની મોટી દાસીથી ઉંચું સ્થાન મળ્યું નહીં. સરયૂ ભણેલી હતી. પણ એને જે કામ સોંપાયું તે તો ઘર સંભાળવાનુંજ.

"મારું ભગિની સેવાનું કામ એટલું અગત્યનું છે કે ઘરની બાબતમાં મને કંઇ તારે પુછવું નહીં. તારી બુદ્ધિ પ્રમાણે ઘર ચલાવવાનું છે." માસાહેબે હુકમ આપ્યો.

સરયૂએ મુંગે મોંએ ઘરનો કારભાર હાથમાં લીધો. રાંધણીઆમાં ગઇ તો બધું અસ્તવ્યસ્ત પડેલું. સાંજના સાત વાગે ખાવાનું તૈઆર રાખવાનો હુકમ હતો—પણ રસોઇની એક ચીજ પણ ઘરમાં નહોતી. પાછળથી એને જણાયું કે કેટલા દિવસોથી માને પુરસદ ન મળવાથી વીસીનાં ભાણાં પર ગુજરાન ચાલતું હતું. ખાંખાખોળા કરતાં હીસાબની ચોપડી હાથ આવી. તેમાં ગાંધી મોદી અને દુધવાળાનાં નામ હતાં. ઉધાર લેવડ દેવડનો સંબંધ હતો. હવે સરયૂનો રસ્તો સરળ થયો. સાંજ સુધીમાં બધી ચીજ ઘરમાં આવી ગઇ અને સાતને ટકોરે રસોઈ પણ તૈયાર થઇ ગઇ.

અંધારું થયું અને પ્રોફેસર સાહેબનો પ્રયોગ પુરો થયો. પ્રયોગના આંકડા ડાયરીમાં નોંધી લઈ ખાનાગાં મુકી ચાવી દીધી અને ટોપી પર બાઝેલી ધુળને હાથના પ્રધાન માત્રથીજ સાફ કરીને એક ચોપડી બગલમાં મારી બરાબર સાત વાગે પ્રોફેસર સાહેબ ઘેર આવ્યા.

માસાહેબ ભગિનીમંડળના મંત્રી મંડળની ખાસ બેઠકમાં ગયાં હતાં. સરયૂએ બધી ચીજો સુઘડ રીતે ગોઠવી દીવો કર્યો હતો. પણ પ્રોફેસરને ઘરમાં પ્રસરેલી સ્વચ્છતા કે સુવ્યવસ્થા જોવાની આંખ નહતી. એની આંખ આગળ તો તરવરી રહ્યા હતા પોતે હમણાંજ કરેલા પ્રયોગના આંકડા. દીવો બળતો જોઇ પ્રોફેસર એક ખુરશી પર બેસી ગયા અને ચોપડી ઉઘાડી વાંચવું શરુ કર્યું.

બીચારી સરયૂ ! તેની સામેએ જોવાનું પ્રોફેસરને સુઝયું નહીં. એ ખરું કે સરયૂ કે

બહુ રૂપવતી નહોતી, નહોતી એ ચંદ્રમુખી કે નહોતી એ કમલનયના. હતી માત્ર ઘઉંવર્ણી સાદી સુઘડ બાલિકા. મોં ગૌર નહોતું પણ સુડોળ હતું. આંખમાં તરવરાટ નહોતો. આકર્ષણ નહોતું. પણ બુદ્ધિનું તેજ હતું. પણ સાથી સુંદર તો એના નાનકડા સુંદર એ હાથ હતા કે જે હાથ સ્વાભાવિક રીતેજ બધું સુવ્યવસ્થિત રાખવા સર્જાયલા ભાસતા હતા. વ્યસન એને કશું ન હતું. હતો માત્ર બુદ્ધિનો મોહ અને જ્ઞાનની પિપાસા. માજી પાસેથી પહેલું અને પ્રોફેસર પાસેથી બીજું મેળવવાની એના નાનકડા દીલમાં જે આશા હતી તે આ પહેલા દિવસના અનુભવથી નષ્ટ થઈ ગઇ.


એમણે ઉંચુ જોયુ અને અનેક ચીજોના ભારથી લદાયલા બે નાનકડા હાથ જોયા.

"માજી તો બહાર ગયાં છે. તમે જમી લેશો કે વાટ જોશો ?" આખરે થાકી સરયૂએંજ પહેલ કરી.

જવાબ કોણ આપે ?

સરયૂને ખુબ ક્રોધ ચઢયો. આ તે માણસ છે કે પુતળું !

ક્રોધના આવેશમાંજ એ રસોડામાં દોડી ગઇ. થાળી—વાટકા ભરી મસાલાનાં વાસણો પુરી-શાક—અથાણું—બધુંજ એક મોટા થાળમાં ભરી બહાર લાવી. આ વખતે બને એટલો ધમધમાટ કરવાનું એ ચુકી નહીં રસ્તામાં એક કળશાને ઠેસ મારી અને મીઠાની રકાબી નીચે સરી પડવા દીધી.

"હા—ય !" પોતે ધીમી ચીસ પાડી.

" આહ ! " આખરે ધોધાટ બળે પ્રોફેસર સાહેબની વાચનસમાધિ તુટી. એમણે ઉંચુ જોયું અને અનેક ચીજોના ભારથી લદાયલા એ નાનકડા હાથ જોયા.

" અરે આ શું ? આટલું બધું તે તમારા હાથમાં ઉપડે ? " પ્રોફેસર સાહેબ ચોપડી મુકી સરયૂ પાસે દોડી ગયા અને બધી ચીજો સ્વસ્થતાથી નીચે મુકાવી.

" શું કરું ત્યારે ? તમને તો પુછીએ તોએ જવાબ દો છો કે ?—આ ઘરમાંતો બાઇ નવતર દીઠું. "

" માફ કરો પણ હું બહુ અગત્યનો વિષય વાંચતો હતો. " પ્રોફેસરના બોલ દયામણા હતા. એમનું વર્તન ઘણુંજ સભ્ય હતું. સરયૂએ થાળી પીરસવા માંડી, અને પ્રોફેસરની દૃષ્ટિ પાછી પોતાની ચોપડી તરફ વળી. એ દૃષ્ટિને આધારે એનો હાથ પણ ધીમે ધીમે ચોપડી તરફ આકર્ષાયો.

" લ્યો " પીરસી રહી સરયૂએ ઉંચું જોયું. પ્રોફેસર સાહેબનો હાથ એકદમ પાછો ખેંચાઇ ગયો.

" અહોહો ! આટલી રસોઇ કયારે કરી ? કહી પ્રોફેસર જમવા મંડ્યા. ખાતાં ખાતાં એક બે વખત એમનો હાથ ચોપડી તરફ ખેંચાયો પણ દૃષ્ટિ સરયૂપર પડવાથી નીસાસો નાખી વળી પાછો લઇ લીધો. ભોજનનું કામ મુંગે મોંએ ચાલ્યું; એટલામાં બાર ખખડ્યું અને સરયૂ ઉઘાડવા ગઇ.

માસાહેબે ચીઠ્ઠી લખી કહાવ્યું હતું કે પોતાને આવતાં વાર થશે.

સરયૂએ પાછા આવી જોયું કે દીવાને અઢેલીને પેલી ચોપડી ઉઘાડી પડી હતી. અને પ્રોફેસર ફરી તેમાં મશગુલ થઇ ગયા હતા. પણ એમને રસોઇ ગમી હોવી જોઇએ કેમકે એક બાજુએ વાંચતા જતા હતા ત્યારે બીજી બાજુ એમનો હાથ ભાણામાં શાકની જગ્યાએ ફાંફાં મારી રહ્યો હતો. સરયૂએ શાક પીરસ્યું અને ખાવાનું આગળ ચાલ્યું. પુરી અને શાક જેમ જેમ પીરસાતાં ગયાં તેમ તેમ ઝપાટાબંધ ઉડવા લાગ્યાં. બીચારા પ્રોફેસરે મહીનાઓથી ઘરની રસોઇ ખાધી ન હતી.

પહેલાં તો સરયૂને આ જડ જેવા પ્રોફેસર પર અને એનાં ઘર પર ઘણો ક્રોધ ચઢયો હતો; પીરસતાં પીરસવાં ક્રોધનાં આંસુ મહામહેનતે એણે ખાળી રાખ્યાં હતાં. પણ ધીમે ધીમે એના હૃદયમાં કોઇક નવી લાગણી પેદા થઇ. આ ઉપરથી જડ જેવો ભાસતો પણ અંદરથી વિદ્વાન સભ્ય અને સહૃદયી દેખાતો માણસ જે પ્રકારે પોતાનું જીવન કાઢતો હતો તે જોતાં ક્રોધને બદલે એના મનમાં સહાનુભૂતિ–દયા ઉત્પન્ન થઇ. કોઇ એમની સંભાળ રાખતું ન હતું. સ્ત્રીમાં રહેલા સ્વાભાવિક માતૃત્વએ સહાયની સુશ્રુષા–કરવાની વૃત્તિ સરયૂના હૃદયમાં પણ ફુટી નીકળી અને પહેલાં ઉપજેલું ક્રોધનું તોફાન શાંત પડ્યું.

આખરે સરયૂને લાગ્યું કે પ્રોફેસર સાહેબ સ્વાદમાં ને સ્વાદમાં હદ ઉપરાંત ખાયે જાય છે એટલે એણે પીરસવાનું બંધ કર્યું. ખાલી થાળીમાં આમતેમ ફાંફાં માર્યા પછી પ્રોફેસર સાહેબને ભાન આવ્યું કે પોતે જમી રહ્યા છે. ચળુ દઇ ચોપડી ઉપાડી મુંગે મોંએ એક દૃષ્ટિ સરયૂ સામે નાખી–તે એઓ ચાલવા માંડયા.

પણ સરયૂ એને એમ સટકવા દે એમ નહોતી. એકાએક વચમાં આવી એણે પ્રશ્ન કર્યો:

" રાતે દૂધ પીશો કે કૅાફી ? "

પ્રોફેસર એકદમ વિચારમાં પડી ગયા.

" રાતે હું કૅાફી લેતો નથી, દૂધ મને ભાવતું નથી. "

" તો કોફી લેશો ?"

"—પણ એ તમને આવડશે ?"

" શા માટે નહીં ?"

" ઠીક. " કહી પ્રોફેસર દીવાનખાનામાં ચાલ્યા ગયા. કૈં બોલવા ચહાતા હતા-પણ એમજ ચાલ્યા ગયા.

કોફી તૈયાર કરી સરયૂ દીવાનખાનામાં ગઇ ત્યારે એક આરામખુરસીમાં બેસી પ્રોફેસર સાહેબ એમનાં પ્રિય પુસ્તકના વાચનમાં તલ્લીન થઇ ગયા હતા.

સરયૂએ બાર બંધ કર્યાનો ખખડાટ સાંભળી એઓ ચમકી ઉઠ્યા—ને ઉંચું જોયું—એમની આંખ જાણે ઠપકો આપી રહી હતી કે " આ છોકરી આમ મીષે મીષે મારા અભ્યાસમાં ખલલ પાડ્યા કરશે તો તો મારે જીવવું ભારે થઇ પડશે ! "

પણ એ ઠપકો એમનો પીગળી ગયો—કાફીનો પ્રથમ ઘુંટ ભરતાં, એવી એ સુંદર થઇ હતી.

"કોફી તો બહુ સુંદર બનાવો છો !" પહેલો પ્યાલો એક સપાટે ગટગટાવી જઇ પ્રોફેસર સાહેબ બોલ્યા.

" મને એની ટેવ છે. " સરયૂએ બીજો પ્યાલો ભરતાં કહ્યું.

" રસોઇ આજ કોણે— તમે કરી હતી ? " પ્રોફેસરે અચકાતાં પ્રશ્ન કર્યો.

" બીજું કોણ કરે ?"

" બહુ સ્વાદિષ્ટ થઇ હતી. "

" રસોઈ કરવી એ તો અમારું કામજ છે. એમાં શું ? " સરયૂએ સીધો જવાબ આપ્યો.

" તમને અહીં ગમશે ! "

ઓ તારીની ! આ જડ જેવી પાષાણ મૂર્તિએ પીગળવા માંડીને શું ? આનંદની એક લહરી સરયૂના હૃદયમાંથી પસાર થઇ ગઇ. કોણ જાણે શાથી.

" એમ કેમ પુછ્યું ? "

" તમારી ઉંમર નાની છે. નાની ઉંમરનાં માણસો માટે અહીં સહવાસ નથી. સોબત નથી એટલે કેમ ગમે ? કોઇ નાનું માણસ અહીં ટક્યું નથી. મેં જેને જોયા છે તે બધાં આધેડ ઉંમરનાં હતાં. "

"એમ ત્યારે !" પ્રોફેસર સાહેબની આંખ નાના મોટાનો ભેદ પારખવા જેટલી તો ઉઘડી ખરી !

" મારી ચિંતા ન કરશો. અહીંઆં કામ પુષ્કળ છે અને નવરાશમાં મને વાંચવું ગમે છે, તમારાં કોઇ પુસ્તક વાંચવા દેશો ! "

" તમારે વાંચવા જેવું મારી પાસે કૈં નથી. પણ કદાચ માજી પાસે હશે—તે માગી લેજો " કહી પ્રોફેસર સાહેબે ફરી પેલી પ્રિય ચોપડી હાથમાં લીધી.

સરયૂ ઇશારો સમજી ગઇ, અને " વારુ " કહી કાફીનાં વાસણો લઇ દ્રુત પદે ઘરમાં ચાલી ગઇ.

જે ઘરમાં " કેમ રહેવાશે " એમ પહેલાં થતુ હતુ એમાંએ કૈં રસ દેખાણો અને હાલ તુરત તો નાસી છુટવાનો વિચાર સરયૂએ પડતો મુક્યો.

૩

સરયૂના કારભારની અસર ધીમે ધીમે દેખાવા માંડી. મા દીકરાનાં બંનેના શરીર સુધરવા લાગ્યાં. થોડા ખર્ચે સુંદર અને સ્વાદિષ્ટ ખોરાક મળવાથી બંનેનાં શરીરમાં લોહી ચઢ્યું અને કામમાં સ્ફુર્તિ વધી.

પ્રોફેસર સાહેબમાં તો બીજો પણ ફેરફાર દેખાણો—એમ શિષ્યોની નજરે.

એક વખત નવરાશમાં વિદ્યાર્થીઓ માંહો માંહે હોડ બકયા હતા કે પ્રોફેસર સાહેબની ટોપી ઉપરની ધુળ દીવાળી સુધી નહીં ખંખેરાય.

આજકાલ એવી હોડ બકવાની મઝા નથી. પ્રોફેસર સાહેબનું દરેક વસ્ત્ર સાફ અને સુઘડ દેખાય છે. કોલર, નેકટાઇ, પીન–બધું ઠેકાણા સર દેખાય છે. ટોપી સાફ રહે છે. કોટનાં બટન બધાં પુરેપુરાં હોય છે અને ખમીસનાં કફ એક દિવસ પણ લબડતાં દેખાતાં નથી. છોકરાઓમાં હવે બીજા પ્રકારની હોડ બકાવા માંડી: "પ્રોફેસર સાહેબ જરુર પ્રેમમાં પડ્યા છે." કોઇ કહે: "એ તો હવે થોડા દિવસમાંજ પરણવાના છે" તો કોઇ કહેશે "એમનું વેસ-વાળ થઇ ગયું."

વિદ્યાર્થીઓ ગમે તેમ બકતા હોય–પણ આપણા પ્રોફેસર સાહેબને પ્રેમનો સ્પર્શ થાય તેમ નહોતું. બહારની હવાનો એમને સ્પર્શ પણ થતો હોય તો એ પ્રેમ ફ્રેમનું લફરું લાગે ને? આ તો ભલા એ–ને–ભલાં એમના પ્રયોગો અને પુસ્તકો. વિજ્ઞાન અને તર્કનાં પડ એમના મગજ આસપાસ કાચબાની ઢાલની માફક એવાં ઘટ્ટ વીંટાઇ વળ્યાં હતાં કે પ્રેમનાં શર એમના સુધી પહોંચવાજ પામે નહીં.

આમ છતાં સરયૂની સેવા એમના પર અસર કર્યા વિના રહી નહોતી. એક બે વખત એમણે માને મોંએ એ બાબતમાં ઉદ્ગાર કાઢેલા કે સરયૂના કારભારથી પોતાને કેટલો ફાયદો થયો છે. "તનમન એવાં પ્રફુલ્લ રહે છે કે કામ કરવામાં બમણી હોંસ પેદા થાય છે."

ગમે તેટલાં અભિમાની હોવા છતાં મા સાહેબ પણ સરયૂની કદર કર્યા વિના રહી શક્યાં નહોતાં.

"રસોઇ તો તારી એવી મીઠી થાય છે, સરયૂ, કે ભલભલા રસોઇઆ પણ શું કરી જાણશે!"

"પણ હું કૈં જનમભર રસોઇ કરવા નથી સરજાણી. મારાં આપાપે મને ભણાવી છે તે કૈં આમ જનમભર ભઠીયારીનો ધંધો કરવા નહીં. કૈંક અક્કલ ચલાવવાનું કામ હોય તો તો જાણે ઠીક." આવાં જીવનથી કંટાળેલી સરયૂએ ઉભરો બહાર કાઢ્યો.

"શું થયું છે તને? ઓછું આવ્યું છે! ક્યાંઇ ભાગી જવાનો તો વિચાર નથી કરતીને –બાઇ?" મા સાહેબે ઉદ્વેગથી કહ્યું. સરયૂ વિનાના ઘરની દુર્દશાનાં ભયંકર ચિત્રો કલ્પી એમનું મન અકળાવા લાગ્યું.

"ના. હાલ તુરત તો નથી જાવું મારે."

"જોજે બાઇ જતી. મારા પ્રફુલ્લને તારા આવ્યા પછી શેર લોહી ચઢ્યું છે. બીચારો મને એ કહેતો હતો."

"એમ?? શું કહેતા'તા?" આતુરતાથી સરયૂએ પુછ્યું; અને મા સાહેબે એને બધી વાત કરી, જે સાંભળતાં સરયૂને પણ કૈંક આનંદ થયો.

અમે એમ નથી કહેતા કે સરયૂના હૃદયમાં "પ્રેમ" જેવી કોઇ વસ્તુનો સંચાર થયો હતો, માટે તેને આનંદ થયો.

પ્રોફેસર સાહેબનું વર્તન અને ઘરનું વાતાવરણજ એવા પ્રસંગને અનુકૂળ નહોતું. પ્રોફેસર સાહેબ સરયૂને પોતાનાં સ્વાસ્થ્યનાં સઘળાં સાધન પુરાં પાડતી હાલતી ચાલતી પુતળીની માફકજ જોતા હતા, અને સરયૂ પણ પીત્તળ કે પથ્થરના દેવની સેવા કરવા નીમાએલા પુજારીની માફક એની સુશ્રુષા કર્યે જતી હતી. પણ એના હૃદયના ઉંડાણમાં એ વિચારતી હતી કે પાષાણ પ્રતિમા અને મનુષ્ય પ્રતિમામાં કૈંક તો ફેર હોવા જોઇએ! અને એ પાષાણનાં પડ–એ કાચબાની ઢાલ–ભેદી, એ અંદરના મનુષ્યને બહાર ખેંચી લાવી નીહાળવા મથતી. એ પ્રયત્નમાં કોઇવાર જ્યારે પ્રોફેસરનું મનુષ્યત્વ બહાર ઝળકી નીકળતું–ત્યારે પ્રયત્નની સફળતા

પુરતો એના મનમા આનંદ થતો

આમ એક વખત પ્રોફેસર સાહેબનુ પ્રયોગ ના શસ્ત્રોનુ એક પાકીટ ફાટી ગએલુ તે સાધી આપ્યુ ત્યારે એમ ણે સરયૂના એટલા બધા વખાણ કરેલા કે સરયૂનું મો લાલ લાલ થઇ ગએલુ અને હૃદય એટલુ થડકવા લાગેલુ કે એનો વેગ અટકાવવો મુશ્કેલ થઇ પડેલો બીચારી સરયૂને તે દિવસ ખરેખરુ લાગેલુ કે પ્રોફેસર સાહેબની ઢાલ ભેદાઇ ગઇ છે અને પોતે ધેલી થવાની અણીપર છે પણ ના, એ તો પાછા હતા એના એજ એમા કૈં ફેર પડયો નહીં વળી પાછો સરયૂને વિચાર આવ્યો —પોતાનુ જીવન શુ આમ શુષ્ક વહીતગમાજ વહી જવાનુ હશે ?

૪

એક દિવસ પ્રોફેસર સાહેબ કોલેજમાં ગયા હતા અને માસાહેબ બહાર ગામ કોઇ સનારભમા ભાષણ આપવા ગયા હતા સરયૂ રસોડામા હતી એટલામા બહારનાં બાર એક•



ઝડપ મારી શીશી હાથમાથી મુગ્ગી લઇ કોચ પર ફસડાઈ પડી–રોઇ પડી

દમ્ ધડાધડ ખખડવા લાગ્યાં. સરયૂને બીક લાગી કે ખરે બપોરે ચોર આવ્યા કે શું? ધડકતે દીલે તેણે બાર ઉઘાડ્યાં તો પ્રોફેસર સાહેબ ખુદ દોડતા અંદર દાખલ થયા. એમનો ચહેરો સફેદ પુણી જેવો થઇ ગયો હતો અને ભયથી એમનાં અંગે અંગ કાંપતાં હતાં.

"મા કયાં છે? મા સાહેબ કયાં-?" બોખરે અવાજે એમણે પુછયું.

"કેમ? શું થયું છે?-એ તો ગામ ગયાં છે."

"ગયાં! આહ! સર્વનાશ! હવે શુ થશે?"

"પણ શુ થયું છે? કોઇનું ખુન બુન તો નથી થયું?"

"થયું નથી પણ થશે-હાય-મારે હાથે-મા સાહેબનું" અતિ પરિતાપથી છાતી કુટતા પ્રોફેસર સાહેબ બોલ્યા.

"હેં! શું કહો છો! એ શુ વાત છે? કહો કહો." સરયૂએ સખેદાશ્ચર્ય-આતુરતાથી પુછ્યું.

"માસાહેબને ભાષણ પહેલાં એક દવા પીવાનું દાક્તરે કહ્યું છે, આજે દવાખાનેથી બે સીસી લાવેલો. એકમાં દવા હતી, બીજીમાં કાતીલ તેજાબ. ભુલમાં તેજાબની સીસી મેં મા સાહેબને આપી અને એ એની સાથે ગઇ! એ આજ રાતે પીશે ને પછી શું થાશે! ઓ ઇશ્વર!"

"આ તે તમારી બેદરકારી કેટલી કે માણસનો જીવ જાય એનુંએ ભાન ન રહે! બરાક તો માણસાઇ રાખના જાઓ તે: માર'!" દુઃખ અને ક્રોધના આવેશમાં જેમ આવ્યું તેમ સરયૂ બોલી ગઇ.

"પણ હવે કરશો શુ? માં કયાં ગયાં છે એ જાણો છો?"

"મને કોઇક ગામનું નામ તો કહ્યું હતું, પણ બીજા વિચારમાં મને એનું ધ્યાન ન રહ્યું."

"ખાત્રીજ હતી, હવે શું કરશો?—" સરયૂએ ફરી ગુસ્સાથી એની સામે જોયું. પણ પ્રોફેસર સાહેબનો ચહેરો એવો દેવાઇ ગયેલો દીઠો કે વધુ બોલતાં એની જીભ ન ઉપડી.

માસાહેબના ખંડમાં દોડી જઇ ખાંખા ખોળ કરતાં છેવટ એક ડાયરી હાથ આવી. તેમાં એમની મીટીંગોના પ્રોગ્રામ હતો. તેમાંથી આજની સભાનું શીરનામું મળ્યું. "પુના, કર્વે આશ્રમ!"

"પુનાનું એમનું ઉતરવાનું શીરનામું જાણો છો? તો તાર કરીએ."

"મને કશીજ ખબર નથી." ગરીબ બીચારા પ્રોફેસરે નિરાશ થતાં કહ્યું. એને કૈં કહેવું નકામુ હતું.

પુના મેલ નીકળવાને માત્ર અરધો કલાક બાકી હતો.

"ચાલો, ચાલો ઉતાવળા થાઓ. એમની સભાનો વખત તો રાતનો છે. મેલ પકડશું તો આપણે ચોક્કસ એમને બચાવી શકશું." સરયૂએ પગમાં ચંપલ પહેરી લીધા.

"તમે પણ સાથે આવશો!" આશા ભર્યા આતુર અવાજે પ્રોફેસર સાહેબે કહ્યું.

"વળી પાછા તમે કૈંક ભુલી જાઓ તો કોણ યાદ આપે? ચાલો ઝટ."

સરયૂએ ટોપી પ્રોફેસરને માથે નાખી નોકરને યોગ્ય સુચનાઓ આપી જલદી ઘર બહાર નીકળ્યા અને ટેક્ષીમાં બેસી ઝટ સ્ટેશને પહોંચ્યાં. મેલ ઉપડ્યા પહેલાં બે મીનીટ પ્લેટફોર્મ પર દાખલ થયા.

સેકન્ડ કલાસની સામ સામેની સીટ પર બન્ને ગોઠવાયાં હતાં. પ્રોફેસર સાહેબનું મગજ અત્યારે રેલથી પણ ઝડપથી કામ કરી રહ્યું. મને તેના

વિપદ્ પ્રસંગે પણ બુદ્ધિથી પણ માર્ગ કાઢનારી આ બાળા ક્યારે એના જીવનમાં પહેલીવાર દેખાણી! કેમ એની માએ એને રાખી, એના આવ્યા પછી ઘરમાં કેટલો ફેર પડ્યો–પોતાનાં સુખ સ્વાસ્થ્યમાં કેટલો ફેર પડ્યો. કેટલી બાહોશીથી–ચતુરાઇથી એણે બધા પ્રસંગો સારામાં સારે માર્ગે સાધ્યા હતા–તે છેક આજ-ની ઘડી સુધી. આજે એ ન હત તો માનો પત્તો પણ ક્યાંથી મળત! કેવી ચાલાક બાળા! અને કેવી સ્નેહાળ! મા માટે એને કેટલી લાગણી!

અને છતાં–આજ સુધી એના સામુ પણ પોતે જોયું નથી, મંત્રની પુતળીની જેમ એની પાસેથી સુખનાં સર્વ સાધનોની–સેવાની આશા રાખી છે. એ માણસ છે–સુકુમાર સ્ત્રી છે એ દૃષ્ટિથી નેન ભરી એક વાર પણ એને નીહાળી નથી! કેવો મૂઢ!

આજ પણ પ્રોફેસરના ખીસ્સામાં પેલી ચોપડી છે.–અને ખીસામાં રહેવાને ટેવાઈ ગએલો હાથ સહજ એ ચોપડીને સ્પર્શી રહ્યો છે, પણ પ્રોફેસરનું ધ્યાન આજ પુસ્તકમાં નથી; પોતાની સામે બેઠેલી પેલી જીવતી પ્રતિમામાં છે, એની સામે જોવાથીજ મનનો પરિતાપ શમી જાય છે, અને શ્રદ્ધા ઉત્પન્ન થાય છે.

કેટલીક વાર એના મોં પરની પરિતાપની છાપ જોયા પછી સરયૂથી રહેવાયું નહીં. એ નાજુક હાથ એના પગ પર મુકી એણે કહ્યું: "આમ બાવરા બની જવા જેવું કૈં નથી થયું. મને ખાત્રી છે કે આપણે વખતસર પહોંચશું અને માજીને બચાવી શકશું હોં-તમે બરોબર રાખો" એમ કહી એણે બંને કોમળ હાથ વડે પ્રોફેસર સાહેબને જરા પંપાળ્યા અને એક દિવ્ય સ્મિત કર્યું.

પ્રોફેસર સાહેબને પણ ન સમજાય એવી કૈં અસર થઇ. પોતાને આશ્વાસન દેતા એ બંને હાથ પોતાના હાથમાં લઇ એમણે જોરથી દાબ્યા. બીજીજ ક્ષણે એમને ભાન આવ્યું અને માફી માગવા લાગ્યા. "માફ કરજો હોં–મને કોણ જાણે શું થઇ ગયું. આવી ભુલ મેં કોઇ દિવસ કરી નથી."

"હું એ વાત માની શકું છું" કહી સરયૂ હસી. કૈંક એવું હસી કે અજાણ્યતાંજ પ્રેફેસરથી પણ હસી દેવાયું! આખા જીવનમાં પહેલીજવાર પ્રોફેસર સાહેબ હસ્યા–ખડખડાટ હસ્યા–એમની અભેદ્ય ઢાલ તુટી, અને મનુષ્યત્વ આખરે બહાર કુદી પડ્યું એવું એમને ભાન પણ રહ્યું નહીં.

૫

પુના સ્ટેશને ઉતરી એક મીનીટ બંને ઉભાં રહ્યાં. એકજ ક્ષણ. બીજી પળે તો એઓ મોટર-માં બેઠાં.

"ક્વે આશ્રમ" સરયૂએ એકદમ કહ્યું. મોટર સડસડાટ ચાલી હીંગણે બહુક પાસેના મહિલાશ્રમમાં આવી પહોંચી. ભાષણને તો હજી બે કલાકની વાર હતી. પણ માસાહેબ અહીં નહોતાં, ક્યા ઉતર્યાં હશે તે કોઇને ખબર નહોતી.

"મુખ્ય અધ્યાપક ક્યાં છે?–સેક્રેટરી ક્યાં છે?"

મહા મહેનતે સેક્રેટરીનું શીરનામું મળ્યું–'બુધવાર પેંઠ.'

પાછાં ગામમાં દોડ્યાં–સેક્રેટરીને ત્યાં.

સેક્રેટરી સાહેબ ઘેર નહોતા.

એમના યુવાન પુત્રે આવી જવાબ આપ્યો: "માસાહેબનાં ઠેકાણાંની એમને ખબર નહોતી."

"કોઇ 'સંભાવિત' ગુજરાતી ગૃહસ્થ આટલામાં રહે છે?" ડુબતો માણસ તણખલાં-ને પકડે તેમ સરયૂએ કહ્યું. સુભાગ્યે પડોશમાંજ એવા એક ગૃહસ્થ હતા નરહરીશંકર વકીલ–

## આર્થિક સ્થિતિ

' આવકજાવકનો હીસાબ ન રાખવાથી સમય બગડતો નથી ને મનને ઉદ્વેગ થતો નથી. માટે એ પ્રથા આવતે વર્ષે પણ ચાલુ રાખવી.

## ભૂતાનુકંપા

એક કુતરાને સોટી મારવાની ઇચ્છા છતાં સોટી મારી નહીં; પાસે સોટી ન હોવાથી મન પર સંયમ રાખ્યો. એક બીલાડીને દુધ પી જતી જોતા છતાં તેને બધું દુધ પી જવા દીધું. હું પથારીમાંજ સૂઇ રહ્યો. મારા એક બળવાન મિત્રનો મુક્કો ખાવા છતાં તેને ક્ષમા કરી; ક્ષમા કરી એટલુંજ નહી પણ બીજી વાર વાંસો ધર્યો. પાંચ મુક્કા ખાધા પછી ' ભાઇ ! તમારા હાથ દુઃખશે' કરી મહામહેનતે તેમને વિશેષ પરિશ્રમ લેતા અટકાવ્યા.

## નીતિ

નીતિ વીશે દશ પુસ્તકો પહેલેથી છેલ્લે સુધી વાચ્યાં. પાંચ અનીતિમાન પુરષો ને સીત્તેર ' અનીતિમતી ' સ્ત્રીઓની, સમભાવથી સાંભળતા શ્રોતાઓ આગળ, સખત ઝાટકણી કાઢી નાખી સાહિત્યમાં નીતિની ભાવનાનું કલાને નામે ખુન થાય છે તે વીશે જુન માસમા લગાર ફીકર, ઑગસ્ટમાં ચિંતા, ઓક્ટોબરમાં ઉદ્વેગ ને ડીસેંબરમાં બહુજ ગભરામણ થઇ. આ પરથી ઉત્તરોત્તર મારી નીતિની ભાવના સુધરતી જાય છે એમ લાગે છે.

## સંકલ્પ-પ્રતિજ્ઞા-નિશ્ચય

૧૯૨૬ કરતાં આ વર્ષમાં મેં લગભગ બમણા સંકલ્પો કર્યા છે. આવતે વર્ષે આથી પણ વિશેષ સંકલ્પ-પ્રતિજ્ઞા. નિશ્ચય-ઇત્યાદિ કરવા સમર્થ થઇશ એવી પ્રતીતિ 'દર વર્ષની પ્રગતિ જોતાં થાય છે. સંકલ્પોની સંખ્યાજ માત્ર વધતી નથી—; પ્રદેશ પણ વિસ્તીર્ણ થતો જાય છે. એકદા બ્રહ્માંડભરના સમસ્ત વિષયો—ઇશ્વરથી ઇલેક્ટ્રીસીટી સુધીના—મારા સંકલ્પ પ્રદેશની સરહદમાં સમાઇ જશે એમ ભાસે છે.

તા. ૫-૧-૨૮.

મને એક નીચે પ્રમાણેનો પત્ર મળ્યો છે. લેખકનું નામ ને સરનામું અજ્ઞાત હોવાથી મારે એ પત્ર તથા તેનો પ્રત્યુત્તર બંને અહીં છાપવા પડે છે. એ માટે એ પત્રનો લેખક મારો આભાર માને ને હું વાચકોની ક્ષમા યાચું છું.

માય ડીયર મી. ગુસા,

તમારી નોંધપોથી હું નિયમિત રીતે વાંચું છું. એમાં ને સાક્ષરશ્રી નરસિંહરાવની નોંધપોથીમાં મુખ્ય ફેર એ છે કે તમે આખી પોથીજ છપાવો છો ને સાક્ષરશ્રી માત્ર તેમાંનાં ખપપુરતાં ટાંચણો છપાવે છે. કેરીના છુટ્ટા કકડા ખાવાકરતાં જેમ આખી કેરી ખાવી વધારે ગમે છે તેમ તમારી પોથી અમને સાક્ષરશ્રીનાં ટાંચણો કરતાં વધારે ગમે છે.

છતાં એક બાબત પર તમારું ધ્યાન ખેંચવા દો ગઈ વખતની નોંધપોથીમાં તમે ને તમારા પાંચે પ્રોફેસરો થાપ ખાઇ ગયા છો. Goetheનો ખરો ઉચ્ચાર 'ગોથે' છે. આનાં સબળ કારણો છે :

કારણ નં. ૧—Goesમાંનો 'ગો' ને they માંનો 'થે' સાથે મુકશો તો થશે 'ગોથે'

કારણ નં. ૨-એનું નામ Wolfgang Goethe હતું તે કેમ ભુલી જાઓ છો? Wolf એટલે વરુ, ને gang એટલે ટોળું. લેખક વરુઓના ટોળામાં ગોથા જેવા એ શોભતો હતો માટે 'ગોથે.'

કારણ નં. ૩--યુરોપના જર્મનોને હીંદના દક્ષિણીઓ વચ્ચે ભાષા ને પ્રકૃતિનું સામ્ય ઘણું છે તો અટકનું સામ્ય કાં ન હોય ? દક્ષિણીઓમાં ખરે હોય, ખોટે હોય, કાણે હોય, બહેરે હોય તો જર્મનોમાં એકાદેક ગોથે ન હોય ? અસ્તુ.

હવે જરા અંગત બાબત પર આવું છું. તમને ગુપ્તે લખ્યું તેમા છેડાઇ કેમ પડયા ? મેં

સકારણજ 'ગુપ્તાનું' ગુપ્તે કરેલું. 'ગુપ્તા' તો 'ગુપ્ત'નું નારીજાતિનું રૂપ છે ને તમે સ્ત્રી હો એમ તમારા લેખો પરથી લાગતું નથી. તમારામાં હાસ્ય-રસક તત્ત્વ વધારે હોય છે એટલે મેં ધાર્યું કે 'ગુપ્તા'માંનો કાનો એ છાપભુલ હશે. પછી રહ્યું 'ગુપ્ત'. ગુપ્ત તો બંગાળી અટક છે ને બંગાળીઓ ગુજરાતી ભાષા પર કૃપા કરતા નથી એટલે મેં નિર્ણય કર્યો કે તમે 'ગુપ્તે' હશો. ટુંકામાં કહું તો મેં પ્રામાણિક ભુલ કરેલી. તેમાં આટલી બધી કલમબાજી ચલાવવાનું કંઈ પ્રયોજન નહોતું

પણ આ માથાકુટ જવા દઇ તમે તખલ્લુસ-રૂપી અવગુંઠન કાઢી નાખી સત્ય સ્વરૂપેજ પ્રકટ થઇ જાઓની. તમને એમાં લાભ છે. 'પ્રેમભક્તિ' ૧૨ મહિનો પડતા, પણ રા. નાનાલાલ તરીકે એઓ બહાર પડયા ત્યારે વખણાયા. 'ઘનશ્યામ વ્યાસ'ને કોઇ ઓળખતું નહોતું, રા કનૈયાલાલ મુનશી ગુજરાત જાહેર વ્યક્તિ છે. આ દાખલાઓનો જરા વિચાર કરો. વળી મીરાં પણ પ્રકટનીજ ભક્તિ કરતી હતી, ને તમે પણ પ્રકટ થશો ત્યારેજ વાંચ-નારી આત્મરૂપી મીરાં 'ગુપ્તા' પ્રભુની ભક્ત કરશે.

એક વાત કાનમાં કહું ? મારે એક કન્યારત્ન છે. તેને માટે હું વરની શોધમાં છું તમે પ્રકટ થાઓ તો ખબર પડે કે તમે એકલા છો કે બેકલા. એકલા હો તો જાણો કે કન્યા પધરાવીજ દઉં, ને બેકલા હો તો તમારા ઘરના ડાક્ટર સાથે દોસ્તી બાંધી તમારી પત્નીને કુદરતી નિયમોથી પંચમહાભૂત ભેગી કરવા-ની તજવીજ કરું. ને પછી જોષીદ્વારા કહેવડાવું કે તમને 'દ્વિપત્નીયોગ' છે એટલે મારો બેડો પાર. કન્યા માથે પડી છે (આસમાનમાંથી એ આવી છે, મારો એમાં ઇલાજ નહોતો એમ કહેવાનો આશય છે) એટલે હવે લાકડેમાંકડું વળગાડયા વિના કંઇ છુટકો છે ? એજ વીનંતી.

લી.

આપને દશમો ગ્રહ બનાવવા ઇચ્છનાર

ગુપ્ત સ્નેહી.

× × ×

મને દશમો ગ્રહ બનાવવા ઇચ્છનાર ભાઇ ગુપ્ત સ્નેહી !

"દિક્કાલને સીમા નથી, ત્યાં સ્થળ કે સમય શો લખવો ?" વગેરે અંબારામની મનોદશા સુચવતો તમારો તારીખ કે ઠેકાણા વગરનો પત્ર મળ્યો. મળ્યો ન હોત તો ઉપર છાપી શી રીતે શકાત એવી શંકા કરશો નહીં. ભગવતી રુઢિ અનુસાર મળેલા પત્રનો પ્રત્યુતર 'તમારો પત્ર મળ્યો' એ રીતેજ આરંભાય છે.

તમારા પહેલા ફકરા વીશે મારે કંઇ 'બેલ-વાપણું' રહેતું નથી.

તમારા બીજા ફકરામાં 'તમારી ગઇ વખતની નોંધપોથીમાં તમે ને મારા પાંચે પ્રોફેસરો થાપ ખાઇ ગયા છો' એમ તમે પ્રતિપાદન કરવા પ્રયત્ન કર્યો છે. તે અફળ ગયો છે; કારણ કે Goetheનો ખરો ઉચ્ચાર શો છે તે વીશે મેં મારો મત દર્શાવ્યોજ નથી—પાંચે પ્રોફેસરોએ અલબત્ત પ્રોફેસરો ઘણીવાર કરે છે તેમ, ઘોટાળો કર્યો છે બીજું, એ પ્રોફેસર મારા પ્રોફેસરો નથી. ત્રીજું થાપ તબલાં, નરઘાં પખાવાજ કે પતંગ ખાય છે, અને હું તેમજ પાંચ પ્રોફેસરો નથી તબલાં, નથી નરઘાં, નથી પખવાજ, કે નથી પતંગ.

તમારું કારણ નં. ૨ મને કબુલ નથી. wolf એટલે વરુ ને gang એટલે ટોળું એટલે સુધી બરાબર છે; પણ પછી તમે કહો છો કે "લેખક વરુઓના ટોળામાં ગોધા જેવો એ શોભતો હતો 'માટે ગોધે'" એ બીલકુલ અયુક્ત છે. લેખકોને વરુની ઉપમા આપી છે તે શું લેખકો વરુ જેવા ખાઉધરા હોય છે, અથવા વરુની પેઠે નહોર મારે છે એમ સુચવવા ? વળી વરુઓના ટોળામાં ગોધો શોભે ? શી રીતે શોભે ? શા માટે શોભે ? શા વડે શોભે ? ક્યાંથી શોભે ? કેમ શોભે ? કેવો

શોભે ? જાતિ ભેદના સનાતન સિદ્ધાંતનો તમે દ્રોહ કરવા માગો છો ? એક હોરો બ્રાહ્મણોની જ્ઞાતિમાં છુપે વેશ "હમ બી ડીચ" કરીને જમવા બેસી ગયો હતો (દરેક પ્રકારના બ્રાહ્મણો એ હોરો પોતાનીજ જ્ઞાતિમાં જમી ગયો હતો એમ માને છે તે પરથી હોરા સાથે જમવું એ પોતાની જ્ઞાતિને માટે અભિમાનપ્રદ છે એવી માન્યતા હોય એમ લાગે છે. ) તે પ્રમાણે ગોધો. કદાચ વરુના ટોળામાં ઘુસી ગએલો હશે. પરંતુ એવો વરુના ટોળામાં ઘુસી ગએલો ગોધો બ્રાહ્મણોની જ્ઞાતિમાં ઘુસી ગએલા હોરાની પેઠે શોભતો નથી એ નિર્વિવાદ છે.

કારણ નં. ૩ વીશે એટલુંજ કહેવાનું કે યુરોપના જર્મનો અને દક્ષિણીઓ વચ્ચે ભાષા ને પ્રકૃતિનું સામ્ય છે એમ શા પરથી ધારો છો? જર્મન તેમજ મરાઠી બંને ભાષા આપણાથી સમજાતી નથી એટલા પુરતું બંનેમાં –ન સમજાવાનું–સામ્ય છે. બંનેની પ્રકૃતિ વીશે અહીં મારાથી ઉલ્લેખ થાય એમ નથી–જર્મનો બળવાન હોય છે તેથી, અને કેટલાક દક્ષિણીઓ મારા મિત્ર છે તેથી દક્ષિણીઓના 'ખરે,' 'ખોટે,' 'કાણે,' 'મહેરે' જોડે જર્મન 'ગોધે' સરખાવવા કરતાં તેને આપણાજ કાઠીઆવાડી ભાઇઓના 'હાથી,' 'ઘોડા,' 'મકોડી,' 'કીડી,' 'ચાંચડ' વગેરે જોડે સરખાવવો એ વધુ યોગ્ય નથી ?

મને તો ભાષા તે નામની બાબતમાં મદ્રાસી અને જર્મનો વચ્ચે વિશેષ સામ્ય લાગે છે. લાંબા પહોળા, ઉચ્ચાર પણ ન કરી શકાય એવાં નામો દેખાય ( કાગળ પરજ આ નામો જોવાય છે મોઢે બોલી શકાતાં નથી ) તો જાણવું, કે કયાં તો એ નામ જર્મનનું હશે કે કયાં તો કોઇ મદ્રાસીનું હશે. દાખલા તરીકે એ. પી. સી. ટી. બી યુ. ભીલ્લમપલ્લે ગરુડ પટ્ટાભીરામા કૃઝ્તક્ષપલ્યાર્નું એ નામ મદ્રાસીનું છે; Wplurbcvxyuyabcdemnqu એ નામ જર્મનનું છે.

એકાદ વર્ષની વાત છે. હું એક ઓફીસમાં હતો ત્યાં એક જર્મન હંમેશ આવતો. થોડા વખત પછી અમારી ઓફીસમાં એક મદ્રાસી આવ્યો. મારે એ બંનેને Itroduce (પરસ્પર ઓળખાણ) કરવવાના હતા. એક કાગળની કાપલી પર મેં મદ્રાસીનું નામ લખ્યું: Mr. C. P. Tank Rangamachareoryorup lkvynps Chariar Chetty. બીજી કાપલી પર જર્મનનું નામ લખ્યું. Mr. L S. T. U. Lendwngrsoopoto Korpstu lvnp. મદ્રાસીના નામવાળી ચીઠ્ઠી જર્મનને આપી ને જર્મનના નામવાળી ચીઠ્ઠી મદ્રાસીને આપી હું બોલ્યો: 'This is Mr.—well, you may read the name. (આ મી. –નામ ચીઠ્ઠીમાં વાંચી લો.) બને એકબીજાનું નામ હજી બોલી શકયા નથી. કામ હોય ત્યારે એક બીજા સામું પેલી ચીઠ્ઠીજ ધરે છે. મારા એક મિત્રે આ નામો ઉચ્ચારવાની એક યુક્તિ શોધી કાઢી છે: વાંચતાં કે બોલતાં વચ્ચે પહેલાં છીંક ખાવી, ઉધરસ ખાવી, પછી બગાસુ ખાવું ને છેવટે ઓડકાર ખાવો. સામો મનુષ્ય જાણે કે આ છીંક, ઉધરસ, બગાસા ને ઓડકારને લીધે મારાથી નામ બરાબર સંભળાયું નહીં. જુદાં નામો પરત્વે છીંક, ઉધરસ ઇત્યાદિના ક્રમમાં ફેરફાર કરવો આવશ્યક છે.

તમે પુછો છો 'તમને લખ્યું તેમાં છેડાઇ કેમ પડયા ?' હું છેડાઇ પડયો તેમાંજ એ પ્રશ્નનો ઉત્તર આવી જાય છે. તમે 'સકારણ' જાણી જોઇને–ગુમાનું ગુપ્તે કર્યું એ તો વળી છેડાઇ પડવાનું વિશેષ કારણ થાય એમ છે. મારા લેખો પરથી હું સ્ત્રી હોઉં એમ તમને નથી લાગતું તે

ક્યાં તો સ્ત્રી જાતિને અપમાનસૂચક છે ક્યાં તો પુરુષજાતિને અપમાનસૂચક છે અથવા બંનેને છે કે પછી એકેને નથી. નરને નામે નારી ને ને અબળાને અભિધાને (વર્ણ સગાઇ, કેટલીક વ્યાવહારિક 'સગાઇ'ની પેઠે, આટલે સુધી આવ્યા પછી તુટી જાય છે) પુરુષ લેખો લખી રહ્યા છે ત્યાં નામ કે લેખ પરથી લેખક કે લેખિકાની જાતિની કલ્પના કરવી તે ધૃષ્ટતા છે—અક્ષમ્ય ધૃષ્ટતા છે. 'બંગાળીઓ ગુજરાતી ભાષા પર કૃપા કરતા નથી' એ આપનું વિધાન ભુલભરેલું છે. ગુજરાતી ભાષામાં ભાષાંતર થાય એટલા હેતુથીજ કેટલાએ બંગાળી લેખકો નવલકથા ને નાની વાર્તાઓ અવિશ્રાંત પ્રયત્નો કરી લખ્યા જાય છે। બંગાળી લેખકો જો લખતા બંધ થઇ જાય તો 'ગુર્જર ભાષાભાષીઓ' શું કરે એ મહા પ્રશ્ન છે. કલમબાજી ચલાવવામાં કદી પણ પ્રયોજન હોતુંજ નથી. ચલમબાજીની પેઠે કલમબાજી પણ આનંદને અર્થેંજ, ખાની ધુમાડાના ગોટા મોઢામાંથી કાઢવા માટે, આંખો લાલ કરી મગજને ભારે બનાવી દૃશ્યમાન જગતને ભુલવાને સારુજ હોય છે એટલે મારી કલમબાજીમાં કંઈ પ્રયોજન હતું કે નહીં એવો વિવાદ અસ્થાને છે.

તમે લખો છો "પણ આ માથાકુટ જવા દવા દઇ તમે તખ્તુનસરૂપી અવગુંઠન કાઢી નાખી સત્સ્વરૂપેજ પ્રગટ થઇ જાઓની" મારી પણ તમને આજ વીનતી છે

હવે તમારી છેલ્લી કંડિકા ઘણી સુંદર છે—તમારી કન્યા નહીં, કંડિકા તમે તમારી કન્યા માટે વરની શોધમાં છો જાણી—શું કહું? હું રાજી પણ નથી થયો ને દીલગીર પણ નથી થયો. તમે એ 'કન્યા પધરાવવા'ના [illegible] કરો છો ત્યારે મને સંદેહ થાય છે કે તમે એ કન્યાની માતાના પતિ છો કે ભાઇ છો?

હું એકલો છું કે એકનો એ પ્રશ્નનો નિર્ણય મારા પ્રકટ થવાથી થઇ શકશે એમ માનતા હો તો તમારી ભુલ છે. હું પોતેજ જાણતો નથી કે હું એકનો છું કે એકલો? મારા એક ગ્રેજ્યુએટ મિત્રને રાતે અંધારામાં એકલા જવું પડતું ત્યારે પોતે એકલા નથી એવી એમને હમેશાં ભીતિ રહેતી કદાચ તમને પણ આવો અનુભવ થયો—થતો હશે. આ ભરભર્યા સંસારમાં, હજારો મનુષ્યોની મેદની વચ્ચે મને ઘણી વાર એકલવાયાપણું લાગે છે, ને કેટલીએ વાર આઠ ફુટની મારી ઓરડીના એકાંતમાં પણ મારી એકલતા સચવાતી નથી મધ્ય રાત્રિની નિસ્તબ્ધ શાંતિમાં અનંત આકાશ ને નિરવધિ અંભોનિધિના સાંનિધ્યમાં, અચલ તારકગણના ચંચલ પ્રતિબિંબો નીહાળતા .. પણ જવા દો, તમે મને કદાચ કવિ ગણી કાઢશો.

છતાં ધારો કે હું એકનો છું. તો તેમાં મેં એવો શો મોટો ગુનો કર્યો કે તમે મને તમારી કન્યા 'પધરાવી' દેવા તૈયાર થયા છો? તમારી હોવા છતાં પણ તમારી કન્યા જો સુંદર હોય તો—તો હું કબુલ કરું છું કે હું એકનો છું. પણ એ કન્યા સુંદર ન હોય તો—

તમને પોતાને જ્યારે તમારી કન્યા માથે પડી કે એમ લાગે છે તો એવી 'આસમાની આફત' મારા જેવા ગરીબ મનુષ્યને—જેણે તમારું જરા પણ અહિત કર્યું નથી, સ્વપ્નામાંએ તમારું અનિષ્ટ ચીંતવ્યું નથી, એટલુંજ નહીં પણ હવેથી, એ કન્યાની વાત પડતી મુકો તો, તમારું કલ્યાણ કરવા હમેશ ઇશ્વર જેવી અપરિચિત વ્યક્તિની યાચના કરવા પણ નહીં ચૂકવાનું વચન આપે છે એવા મનુષ્યને—માથે શા માટે નાખવા ઉદ્યુક્ત થયા છો? નીંદબાદના દીન પર ચઢી બેઠેલો ઉરાંગઉટાંગ ખસતોજ નહોતો તેમ આ કન્યાનો ભાર તમારા માથાપરથી

ઉતરતોજ ન હોય તો એક ઉપાય બતાવું. હું એકલો હોઉં તો, મારા ઘરના ડાકટર સાથે દોરતી બાંધી મારી પત્નીને જે કુદરતી નિયમો(?)થી પંચમહાભૂત ભેગી કરવાની તજવીજ કરવા વીશે તમે લખો છો તેજ કુદરતી નિયમો તમારી કન્યા-રત્ન પર અજમાવી જોજો.

ને 'લાકડે માંકડું' વળગાડવાનું તમે લખો છો તે વીશે એક કવિના શબ્દોમાંજ ઉત્તર આપું:

"પૂર્વજ આપણા ઘણું કરી ગયા છે,
તું શું ડોળશે માંય ?
મનમાં ખાંડ વૃથા કાં ખાય ?"







લેખક :

શ્રી. શીરીનબહેન ડાલાસ


> તા. ૨૫ અને ૨૬-૧૨-૧૯૨૭માં ભરાએલી સ્ત્રીઓની કેળવણી વીશેની પરિષદનો અહેવાલ બહેન શીરીનબાઇ ડાલાસે મોકલ્યો છે, તે લેતાં અમને આનંદ થાય છે. કેળવણીનો પ્રદેશ અત્યાર સુધી માત્ર પુરૂષોએજ ખેડ્યો હતો. અને તેથી અનેક દૃષ્ટિબિંદુઓએ એ વીચારાએલો છતાં સ્ત્રીવર્ગનું દૃષ્ટિબિંદુ એમાં રજુ થયું નહોતું. હવે સ્ત્રીઓએ પણ એ વિષયમાં વિચાર કરવા માંડી જાગૃતિ દાખવવા માંડી છે તે માટે તેમને આવકાર અને અભિનંદન બંને ઘટે છે. નજીકના ભવિષ્યમાં કેળવણી અને અભ્યાસક્રમને લગતા પ્રશ્નો નીકાલ સ્ત્રીઓના સહકારથીજ સધાશે એવી આશા રાખવી વધારે પડતી નહીં ગણાય.
>
> —તંત્રી.

મુંબાઇની સ્ત્રીઓની શિક્ષણ પરિષદ ડીસેમ્બર માસની તા. ૨૫ અને ૨૬ મીએ મુંબાઇમાં સેવાસદનના મલબારી મેમોરીયલ હોલમાં કન્યાઓની ધી ન્યુ હાઇ સ્કુલના પ્રીન્સીપાલ મીસ ચટ્ટોપાધ્યાયના પ્રમુખપદ હેઠળ મળી હતી. કાર્યક્રમ બપોરના ૪ થી ૭ વાગ્યા સુધીનો રચવામાં આવ્યો હતો.

શરુઆતમાં ડૉ. મીસ નવરંગેએ અધ્યક્ષસ્થાનની દરખાસ્ત મુકતાં કેળવણી વીશે પોતાનો મત દર્શાવ્યો હતો. તેમણે જણાવ્યું કે ગત થોડાંક વર્ષ સીવાય કેળવણીનો વિષય મુરૂષ વર્ગેજ ઘડ્યો હતો, અને તેજ કારણને અંગે જો કે વખતોવખત જુદી જુદી યોજનાઓ તૈયાર કરવામાં આવી હતી, છતાં કન્યાઓની ખાસ જરુરીઆતોના પ્રશ્નોનું નિરાકરણ કરવાને તેઓને મુશ્કેલી નડતી આવી હતી આ સાલ કેળવણીને લગતી મુંબાઇની સ્ત્રીઓની કમીટીએ મુખ્યત્વે કરીને પ્રાથમિક શિક્ષણની બાબતજ હાથ ધરી છે. આપણી શાળાઓના યંત્રિત કાર્યક્રમ અને અભ્યાસક્રમથી કંટાળીને બાળકો નીશાળમાંથી 'નાસભાગ કરવાનીજ રાહ જુએ છે શાળાને માટે આકર્ષણ જેવું કશું રહેતું નથી. પરીક્ષા પદ્ધતિ એવી છે કે બાળકો આડે રસ્તે ચડી જાય ગોખણ કામમાં મશગુલ રહે છે. તેઓની શારીરિક

સંપત્તિ નિરાશાજનક છે. તેમજ ખોડખાંપણુ-વાળાં અને ખોટું કામ કરવા પ્રેરાયેલ બાળકો માટે જોઇતી સંસ્થાઓની કોતાઇ દીલગીર થવા જેવી છે. પ્રાથમિક શિક્ષણ ફરજીઆત બનાવ-નારું બીલ નામદાર સરકારે પાસ કર્યું છે, એ આનંદની વાત છે. પ્રાથમિક શિક્ષણને લગતી નવી નવી પદ્ધતિઓ, માતાઓને માટે વર્ગો વગેરે કેટલાક પ્રશ્નો પર વિચાર કરવાનો સમય આવ્યો છે. આદર્શ સંસ્થાઓ ઉભી કરવામાં મુખ્યાઇએ અગ્રગણ્ય ભાગ લેવો જોઇએ, તેમજ સુશિક્ષિત સ્ત્રીઓએ કેળવણીના સુધારા વધારામાં વધારે રસ લઇ તેમના વિચાર યોગ્ય સ્થળે દર્શાવવા જોઇએ. માત્ર પાઠ્ય પુસ્તકોજ નહીં, કેવળ અભ્યાસક્રમ અને શિક્ષણ સાહિત્યોજ નહીં પરંતુ શાળાનાં મકાનો, બાળકનું આખું વાતાવરણ (શાળામાં અને તેના ઘરમાં) પ્રકાશિત કેમ બનાવવું એ બાબતો પર વધારે લક્ષ આપવું આવશ્યક છે.

પ્રમુખે ત્યારબાદ આભાર માની ભાષણ કરતાં જણાવ્યું કે આજ રોજ તમારી સન્મુખ એક મહત્વની બાબત રજુ કરવાની છે. તેને તમે ગમે તો નૈતિક શિક્ષણ કહો અગર કોઇ બીજે નામે ઓળખો. આપણી કેળવણીમાં વર્ષો થયાં જે ઉણપ પ્રકટ થતી આવી છે તે સૌ કોઇ કબુલ કરે છે કે કોઇક ઠેકાણે આપણે કૈંક ચુકી ગયાં છીએ. તે ખાડો પુરવા માટે ધાર્મિક યા નૈતિક શિક્ષણના પોકાર થઇ રહ્યા છે. ખરી બીના તો એ છે કે આપણા બાળકની હૃદયની કેળવણીનો જેટલો જોઇએ તેટલો આપણે વિચાર કરતાં નથી. તેનો આત્મા વિકસાવવા પ્રયત્ન થતો નથી' પ્રત્યેક બાલકમાં જે દૈવીશક્તિ છે તે બહાર ખેંચી તેને ઉચિત માર્ગે વાળવી એ કેળવણીનું ક્ષેત્ર છે. પાશ્ચાત્ય કેળવણી માત્ર માનસિક શક્તિઓ ખીલવી, ન સમજી શકાય એવી બાબતોની પંક્તિમાં તેના હૃદયને મુકી દે છે. જ્યારે ખરું જોતાં તો કેળવણીનું બંધારણ આત્મસુધારણા પર રચાયેલ રહેવું જોઇએ.

બાળકોનો મુળ શિક્ષક તો તેની માતા જ છે. તેજ માતાએ બાળકનું વાતાવરણ ઘડવાનું છે. આ કાર્ય માટે માતા જો શક્તિમાન ન હોય તો તેણે પોતાના બાળકને કોઇ બીજાને સોંપવું જોઇએ. માત્ર સંજોગોના આધારે માતા થઇ એટલે તેમાં બધું સમાઇ જતું નથી, પરંતુ જે સ્ત્રી માતા તરીકેની પોતાની બધી ફરજો અદા કરી શકે તેજ ખરેખરી માતા કહેવાય, માતાએ અને શિક્ષકે યાદ રાખવાનું છે કે બાળક પોતાના પૂર્વ જન્મોના સંસ્કાર પોતાની સાથે લાવે છે. આ હકીકત સ્મૃતિમાં રાખીએ તોજ કેળવણીનો જે સ્તંભ ઉભો કરવા માગીએ છીએ તે ચિરસ્થાયી રહેશે.

બાદ અધ્યક્ષસ્થાનથી પહેલો ઠરાવ મુકાતાં તે પસાર થયો હતો: કે આ પરિષદ રાયસાહેબ હરવિલાસ શારદાને મોટી ધારાસભા આગળ લગ્નની ઉંમર મુકરર કરવા બાબતનો ખરડો લાવવા માટે અભિનંદન આપે છે. પરંતુ સીલેક્ટ કમીટીને આ પરિષદ વીનંતી કરે છે કે છોકરીઓ માટે લગ્નની ઉંમર ખરડામાં ૧૨ છે તેને બદલે ૧૬ નક્કી કરે અને અને છોકરાની ઉંમર ૨૧ કરે.

પ્રાથમિક શાળાનો અભ્યાસક્રમ અને તેનાં પાઠ્ય પુસ્તકો પર બેની ઇકોરેલાઇટ કન્યા-શાળાનાં પ્રીન્સીપાલે લખેલ નિબંધ વંચાયો હતો. પ્રો. રાવ અને રા. બ. પાઇએ (ચેરમેન સ્કુ. સ્કુલ્સ કમીટી) તે પર વિવેચન કરી કોન્ફરન્સના ઉદ્દેશ તરફ પોતાનો સદ્ભાવ દર્શાવ્યો હતો.

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૩૭૭]



# રુસણું–અને તેના પ્રકારો

લેખકઃ
રા પૂર્ણાનંદ છગનભાઇ વ્યાસ

———o———

રાધાજીનાં રુસણાં હજીએ કેટલા ભાવિક ભક્તો ભુલ્યા નહીં હોય, અને એ સર્જનજુના કૃષ્ણ કનૈયાના વારાથીજ ચાલી આવેલાં રુસણાંનું મહત્ત્વ કોનાથી અજાણ્યું છે?

રુસણું-ફક્ત ત્રણજ શબ્દ-છતાંએ કેટલો બધો પ્રભાવ! કંઇ કેટલાંએ રુસણાં આગળ પાણી પાણી થઇ ગયાં છે. જરા ન ફાવ્યું, ન રુચ્યું કે આ બેઠા રીસાઇને-જરા થોડીવાર બોલવું નહીં, દીવેલ પીવેલા જેવું મોઢું કરવું, સહેજ સાજ થુંક આંખ આગળ લગાડવું કે ચાલો-ફતેહના ડંકા વાગી ચુકયા-ને તમારું ધારેલું જરાકમાંજ થઇ જશે-પછી ભલેને તે ગમે તે હોય.

પાર્વતીજી પણ શંકરને રુસણાંનું પાણી ઘણી વાર બતાવતાં. એકાદ મૃત દેહ પાસે કોઇ સ્ત્રીને રડતી જોતાં કે સતીનું હૃદય દયાથી દ્રવતું અને તે શંકરને વીનવતાં, "મહારાજ, જરા નંદી થોભાવો. આ કોઇ દુઃખી સ્ત્રી દેખાય છે." શંકર નંદી જરા ઉભો રાખતા પણ, "એવાં તો કેટલાએ પૃથ્વી પર પડ્યાં છે, આમ દયા ખાયે ક્યારે પાર આવશે," કહી પાછો નંદી ચાલુ કરતા. આ વખતે રુસણું પાર્વતીજીની મદદે આવતું. તે રીસાઇ બેસતા. શંકર દેવીનો ચોભરો જોઇ ગભરાતા કારણ સમજતા અને પાછો નંદીને પેલા મૃતદેહ પાસે લઇ જતા. તે દેહને સજીવન કરતા અને પછીજ પાર્વતી શંકરને સ્મિતથી રીઝાવતાં.

આ તો જાણે દેવ હતા. તેમનું આ રુસણાં આગળ કંઇ ચાલ્યું નહીં તો પછી આપણે પામર જીવો શી વીસાતમાં?

રામને વનવાસ તથા ભરતને રાજ્યાસન અપાવવા કૈકેયીએ પણ રસણાની મદદ લીધી. કૈકેયી મંથરાને ભરમાવે ભરમાયા અને રીસાઇ ક્રોધાગારમાં જઇ બેઠાં. દશરથ દેવીને ન જોતાં ઘડી ગભરાયા-ક્રોધાગારજ તેમને યાદ આવ્યું. જઇને જોતાં કૈકેયી રીસાએલાં, ધરણી પર ઢળેલો

જોયા. દશરથે ઘણું કર્યું, પણ દેવી ન મનાયાં. રુસણું તેમની રગેરગમાં રમી રહ્યું હતું. કૈકેયીને તો ધાર્યું જ કરવું હતું. રુસણાંને પોતાનું શસ્ત્ર બનાવ્યું હતું-અને સ્ત્રીઓને તો આવાંજ શસ્ત્રો શોભે! દશરથ-એ યુગના મહારથીનું પણ આવા અમોઘ અસ્ત્ર-રુસણાં-પાસે ન ચાલ્યું ને રામ વનવાસ સીધાવ્યા. ... પણ કૈકેયીની મદદે રુસણું ન આવ્યું હોત તો-તો રામાયણ લખાત-જ નહીં અને લખાત તોએ કોઇ જુદીજ રીતે.

આ તો બધી સત્યયુગની વાતો થઇ. હવે તો હડહડતો કલિયુગ ચાલી રહ્યો છે એટલે રુસણાંનો પ્રભાવ દિનપ્રતિદિન અધિકતર થતો આવે છે. બાલક કે બાયડી બધાંએ રુસણાંની મદદ પિતા લઇ કે પતિ પાસે પોતાનું ધાર્યું કરાવી લે છે.

એક બાલક પણ રુસણાંના પ્રભાવથી અજાણ્યું નથી. તમે એને કોઇ વાર મારશો કે ધમકાવશો તો એ શું કરશે? થોડી વાર રડશે પછી એક ખુણામાં જઇ બેસશે. તમારો ગુસ્સો ઉતર્યા પછી તમે એને પાછા બોલવવા જશો ત્યારે? બીજું શું-તે તમને કોઇ જ નહીં આપે અને રુસણું લઇ બેસશે. પછી જ્યારે તમે એને બહુ બહુ મનાવશો, ભવિષ્યમાં હાથ ઉગામવા ના પાડશો અને પીપરમીટ કે ચોકલેટની લાલચ




રુસણાંનો પ્રભાવ દિનપ્રતિદિન અધિકતર થતો આવે છે.

આપશે ત્યારેજ તે રુસણાંને રજા આપશે અને તમારી સાથે બોલશે અને રમશે.

તમારા પુત્ર કે પુત્રીએ સ્લેટ કે એકાદ ચોપડી માગી અને તમે અપાવવાની ના કહેશો તો ? જો તેમને તે વસ્તુ જોઇતીજ હશે તો રુસણું તરતજ તેમની મદદે આવશે અને ચોપડી કે જોઇતી વસ્તુ લેશે ત્યારેજ રુસણું ઉતારશે.

અને હવે સાંસારિક જીવનના થોડાક પ્રસંગોથી રુસણાનુ મહત્વ વધુ સમજાશે.

તમારાં મીસીસની સહીપણીએ એકાદ નવી વેલવેટની સાડી કરાવી. તમારા મીસીસને તે ગમી અને તેવીજ એક વસાવવા વિચાર થયો. તમને તે લાવવા અરજંટ ઓરડર આપે-અને તે છતાંએ તમે કોઈ કારણ સર લાવવાની ના કહો તો—

સાંજના ઓફીસથી પાછા ફરતાં ઘરમાં બધું અવ્યવસ્થિત દેખાશે. રસોડાનું વાતાવરણ શાંત લાગશે. મીસીસ ઉડતી નજરે તો જણાશે પણ નહીં. જરા ધ્યાન દઇ કબાટ પાસેના ખુણામાં જોશો તો મીસીસ બેઠેલાં દેખાશે. તમને તો કદાચ ખ્યાલ પણ નહીં આવે કે આ બધું આમ કેમ ? જરા મીસીસ સાથે બોલવા જશો તો તમને ખાઉં કરડું કરવા આવશે અને તેમ-



જરા મીસીસ સાથે બોલવા જશો તો તમને ખાઉં કરડું કરવા આવશે.

ની પ્રકૃતિમાં કૈં અજબ ફેર જોશો. આ બધું કૈંજ નહીં પણ રુસણાંનો એક પ્રકારજ છે. સવારે તમે સાડી લાવવાની 'ના' કહી તેનો બધો પ્રતાપ છે એમ તમને પાછળથી સમજાશે. અને સાડી લાવવાની ' હા ' કહેજ મીસીસ રુસણાંને રુખસદ આપી દેશે.

કોઇ દિવસ દેવીની સીનેમામાં જવાની ઇચ્છા થઇ હોય અને તમે કહેશો કે " નહીં, આજે તો હેંગીંગ ગાર્ડન ઉપરજ જઇએ. " તમારાં દેવી જો રુસણાંનું મહત્વ સમજતાં હશે તો કહેશે કે-" ચાલો, ત્યારે આજે તો મારા પગ દુઃખે છે અને સહેજ માથુ પણ ભારે છે માટે આવતી નથી. જાઓ તમે એકલાજ. " તમે જો ચતુર હશો તો તરતજ સમજી જશો કે આ એક નવો રસણાંનો પ્રકાર છે અને સીનેમાની ' ના ' કહી તેનું પરિણામ છે. બીજીજ ક્ષણે તમે સીનેમામાં જવાનો વિચાર કરી નાખજો નહીં તો-રાત્રે કદાચ બજારમાંના કુરમમરા કે ચીવડાથીજ ક્ષુધા શાંતિ કરવી પડશે.

તમારાં મીસીસની બેન માંદી હોય અને થોડા દિવસ પીયર જવાનું મન થાય અને તમારી રજા માટે પુછે અને કર્મસંજોગે તમે ' ના ' કહી—

બીજા દિવસથી તમારી કમબખ્તી સમજજો. ઓફીસનો અગીઆરનો ટાઇમ હશે તો જેમ તેમ સાડાઅગીઆરે રસોઇ તૈઆર થશે—અને ફીફીને હાલરડું ગાવાનો સુઅવસર પણ તમને પ્રાપ્ત થશે. ચાલો, સાંજે ' ઓફીસથી આવશો ત્યારે મીસીસ ઘરમાંજ નહીં હોય, ચાવી, પણ બાજુમાં નહીં મુકતાં સાથે લઇ ગયાં હશે એટલે તમારે ચાલીમાંજ થોડી વાર આંટા મારવા પડશે. પાછા ફરતાં મીસીસને જુદાજ સ્વરૂપમાં જોશો. નહીં તમારી સાથે બોલશે કે ચાલશે. દશેક વાગે રસોઇ કરશે અને તમારે મુંગા મુગા જમી લેવું પડશે—આ એક બીજો રસણાંનો પ્રકાર.

તમે સમજીને તરતજ પીયર જવાની રજા આપી દેજો નહીં તો-નકામા હેરાન થઇ જશો.

અરે, તમારો ઘરનો રામો ઇહુ પણ રુસણાં-ની કરામત જાણે છે. સમજ્યા કે ?

એને ગોવિંદા કે ગૌરી કરવા આઠ આના નહીં આપો તો તરતજ એ રુસણું લઇ બેસશે અને કામ માટે બીજે દિવસથી તમને તથા મીસીસને બરાડા પડાવશે. બજારમાં કોથમીર લેવા મોકલશો તો કલીંગર લાવી આપશે અને કે પુછશો તો બરાબર જવાબ પણું નહીં આપે. —માટે એના રુસણાંથી તરતજ ચેતી જજો નહીં તો મીસીસનો ભાંડી ધમતાં દમ નીકળી જશે અને તમારે પાણીનો હાંડો લઇ નળ ઉપર દોડવું પડશે.

આ અને આવા તો બીજા ઘણાએ રુસણાં-ના પ્રકારો છે.

—પણ લખવા બેસું તો કદાચ મારાં દેવી પણ રુસણું............



શરમાતો નથી ? ફરી માગ અને જો કે તેને શું મૂળે છે !

ખેડુત

( સહજ વિચાર કરી ) રાજ્યચિન્હ વગર નહીં ચાલે ? આપો, આપો રાજન, આપની તલવાર મને આપો. તો જગત જીવતુ રહેશે !

જયપાળ

ગમાર !

[ તલવાર ખેંચી વીંઝે છે. ખેડુત અદૃશ્ય થાય છે. એક ઝોળી હાથમાં લેઇ કોઇ તપસ્વી ઝાંખા પ્રકાશમાં પ્રગટ થાય છે.]

તપસ્વી

એ તો હું માગું છું. રાજન ! આ બાજુ !

જયપાળ

( તે બાજુએ ફરીને ) તું કોણ ? શું માગે છે ?

તપસ્વી

એ તો હું પ્રયોગશીલ તપસ્વી ! આપનો સોનેરી રાજ દંડ માગું છું.

જયપાળ

ભિક્ષુકને સોનેરી દંડ શા માટે જોઇએ ?

તપસ્વી

સંયમી વિના સુવર્ણની ભસ્મ કોણ બનાવશે ? તે નહીં બને ત્યા સુધી જગત દરિદ્ર અને અને જર્જરિત રહેશે. ઝડપ રાખો રાજન ! મારે બહુ કામ છે !

જયપાળ

રાજદંડ સીવાય બીજું સોનું જડતું નથી ?

તપસ્વી

નહીં, રાજન. જગતનું બધું સોનું રાજ દંડમાં સંતાઇ ગયું છે.

જયપાળ

માગીને રાજદંડ લેવો છે ? ભીખારી !

[ ધસીને તપસ્વી ઉપર રાજદંડનો પ્રહાર કરે છે. તપસ્વી અલોપ થઇ જાય છે. કાળો ઝભ્ભો હોડી હાથમા માતરીયું લીધેલો મનુષ્ય ઝાંખા પ્રકાશમાં નીકળી આવે છે. ખુરસી પાગે એક આસન ઉપર મુકેલા હીરાના કંઠા ઉપર હાથ મુકે છે. જયપાળ તે જોઇ સામે ધસી આવે છે. ]

ચોર.

( નાકે આગળી મુકી ) શ......ચુપ નહીં બોલે તો ભાગ આપીશ; બોલીશ તો...( કટાર બતાવે છે. )

જયપાળ

( એકદમ ખડખડાટ હસીને ) અરે તું છે કોણ ?

ચોર

એટલું સમજતો નથી ?

જયપાળ

તારે હાર ચોરવો છે ?

ચોર

જે મળે તે ચોરવું છે ? હાર મળે તો હાર !

જયપાળ

અરે બેવકુફ ! પણ તું પકડાયા વગર રહેવાનો છે ?

ચોર

તે જે થાય તે ખરું ?

જયપાળ

હાર લઇ જઇ તું શું કરીશ ?

ચોર

વેચીશ !

[ વધુ માટે જુઓ પૃષ્ઠ ૩૭૮]

# ચરોત્તર વ્યાયામવીર સંમેલન



દી બ. હરિલાલ દેસાઇના પ્રમુખપણા નીચે ઇનામ સમારંભ



રમત ગમતોની હરિફાઇ



ગસ્કૃત કવિઓએ કલ્પેલુ સ્રી સૌંદર્ય

# નવ ગુજરાતનો સૌંદર્યનો

## : : : આદર્શ : : :









લેખક :
રા. દયાશંકર
મ. ભટ્ટ
સભ્ય, સાહિત્ય સંસદ

(અનુસંધાન ગતાંક પૃષ્ઠ ૨૬૪)

મારી 'એ'-નાં એક બહેનપણી સૌંદર્ય પાછળ દીવાનાં બની–તેની શોધમાં કંઈ પ્રયોગો અજમાવે છે. Physical culture માં એકાદ જાહેર ખબર વાંચે છે Even at eighty I am fairer than I was at eighteen કે તરતજ એ આખીએ જાહેર ખબર વાંચી જઈ, તેના અનુભવોનું પુસ્તક, કદાચ કંઈ દવાઓની બાટલીઓ વગેરે સાહિત્ય મગાવે અને માથે ખીલા ખોડે–કે જીંથરાં વધે તેમ કૈંક અંદર નાખે.

હવે, મારી પાસે આવેલા પત્રોમાંથી નીચે પ્રમાણે તારવણી કરી ઉત્તરો રજુ કરીશ.

રા. જે. ડી. એસ. પ્રશ્નના ઉત્તરમાં આદર્શને બદલે સૌંદર્યનો સમાવેશ શામાં નહીં થાય તે જણાવતાં લખે છે:

'હવે પછીના યુગમાં સારો પહેરવેશ, સુંદર સ્વરૂપ, મનોહર આંખો એટલામાંજ સૌંદર્યતા (!) નો સમાવેશ થશે

નહીં. નવયુગની સ્ત્રીએ સ્વાભાવિક શરમાળપણું, થોડું બોલવું, પુરુષો સાથે સમાનતાં નહીં ધરાવનાર સૌંદર્યતાના આદર્શ તરીકે પુજાશે નહીં.'

સાદા પહેરવેશને બદલે ઝરીયાન કસબથી ઓપતો પહેરવેશ પહેરવા સામે કે શરમાળ મિતભાષી ને સમાન હકકની લઢનારી ( આ ગુણત્રયી એક થઇ શકે ખરી ? ) સામે કોઇને વાંધો નહીં હોય, પરંતુ એ આગળ વધી ભવિષ્ય-વાણી ભાખે છે, ના શાપ આપે છે, એ માત્ર સૌંદર્યનો આદર્શ નહીં કલ્પાય એટલુંજ નહીં પરંતુ " એવી સ્ત્રીઓ 'જંગલી' કહેવાશે. "

રા. નટરાજ સૌંદર્યનો વિપર્યાય શક્તિ એમ આપી, સૌંદર્યની આધષ્ટાત્રી દેવીનું પદ સ્ત્રીને આપે છે ને 'નૈસર્ગિક રીતેજ પુરુષ એ આ સૌંદર્યનો પરીક્ષક છે' એ સિદ્ધાંત સ્થાપે છે. ને આ રીતે ભૂત, વર્તમાન અને ભવિષ્યમાં સૌંદર્ય-નો આદર્શ શો હતો, છે ને થશે એ કહે છે.

અને આ કહેતાં સૌંદર્યના આદર્શ નજીક લેઇ જવાને બદલે સૌંદર્ય એટલે ત્યાગ, એમ કહી ભૂતકાળમાંથી સીતા, સાવિત્રી દ્રૌપદી ઇત્યાદિ પુણ્ય નામાવલિ ગણાવે છે.

સીતા, સાવિત્રી ને દ્રૌપદી એ સારા પુરુષોની સ્ત્રીઓ હતી, બહુ તો તેજસ્વી ને પ્રતાપી હતી, અને ઘણું ઘણું કહીએ ત્યારે જે કાળમાં કદાચ જ્યાં આંગળીને વેઢે ગણાય એટલી સતીઓ હશે, ત્યાં આ અસામાન્ય સતીઓ હતી ત્યાં સુધી મારે વિરોધ નથી. પરંતુ એ ત્રણે સૌંદર્યનો આદર્શ હતાં એમ કોઇ કવિએ વર્ણવ્યું હોય તે જાણ્વા-માં નથી તેમ મારી કલ્પના પણ એ કલ્પી શકતી નથી.

ને વર્તમાનમાં નજર ફેંકતાં એ કહે છેઃ " ત્યાગ ને સહનશીલતા અર્વાચીન સુંદર સ્ત્રીની ભાવના છે. સિદ્ધાંત એક છે પણ સાધના બદલાઇ છે, દૃષ્ટિબિંદુ બદલાય છે. "

આજની સુંદર સ્ત્રીનો નામ નિર્દેશ અહીં એમણે કર્યો નથી. કદાચ કોઇ દહેરીને દેવી રીસાઇ ઉઠે એ બીકે હશે કે પછી સુંદર સ્ત્રી એમને સાંપડનીજ નહીં હોય. પરંતુ રમુજભરી રીતે ભવિષ્યનો સ્ત્રી સૌંદર્યનો આદર્શ એ આ પ્રમાણે આપે છેઃ

" ભવિષ્યનો સ્ત્રી સૌંદર્યનો આદર્શ એકજ વાક્યમાં હોઇ શકેઃ આગળ ધસો, પાછળ મજબુત પક્ષ તૈયાર કરો. "

આ વાક્યને અને સૌંદર્યને કેમ ને કેટલો સંબંધ હોઇ શકે એ વિચારમાં હું ઝોકાં ખાતો હતો ત્યાં રા. પૂર્ણાનંદ મણિશંકર ભટ્ટનો 'સચિત્ર પત્ર' મારી નજર સામે ડોકીઆં કરી રહ્યો છે તેને ઉપાડું છું.

નૂતન ગુજરાતના સૌંદર્યનો આદર્શ તે આ પ્રમાણે ઘડે છેઃ—

" મારા ગુર્જર બંધુઓનું સૌંદર્ય અભિમન્યુની વીરતા ને દુષ્યંતની પ્રેમભક્તિ જેવું, તેનાથી ઉભરાઇ જતું હોવું જોઇએ. કારણ કે પ્રેમ સૌંદર્યથી ઉભરાઇ જતાં મુખવાળા દેહના હાથમાં તલવાર જોવી કોને ના ગમે ?...આવું સુંદર સ્વપ્ન હું અનુભવું છું.

સતી સીતા, દમયંતી, મીરાં, ઉર્વશી ને લક્ષ્મીબાઇના આદર્શો સાથે આપણા પૂર્વ આર્યાવર્તના ભભકથી દેદીપ્યમાન બનેલી દેવીઓ સમ દેખવી તે ગુર્જર બાળાઓ એજ આપણું સૌભાગ્ય. આપણી બહેનોએ પશ્ચિમના પવનને ગ્રહણ નથી કર્યો તેજ ઠીક કર્યું છે. ક્યાં પશ્ચિમ જાણે છે કે આપણી શુદ્ધ પ્રેમની ભભકથી ભરપુર દેવીઓના વાળની લટે લટે ને ચોટલે સૌંદર્ય હીંચે છે? "

આમ પરાક્રમી પૂર્વજોની નામાવલિ ગણાવી અસ્પષ્ટપણે અમુકના જેવું કંઇક સૌંદર્ય કલ્પે છે. પરંતુ અભિમન્યુનું સૌંદર્ય કોઇ એક કેવું

કલ્પશે ને બીજો કોઇ કૈંક કેવુંક કલ્પશે. એટલે આમ ચોક્કસ ખ્યાલ આપણે આ પત્રમાથી પણ બાંધી શકતા નથી.

રા. પ્રસન્નવદન છબીલરામ દીક્ષિત લખે છેઃ—

"મારી નમ્ર માન્યતા પ્રમાણે ગુજરાતના આવતી કાલનાં પુરુષ અને સ્રીના સૌંદર્યનો આદર્શ ઇશ્વર ચિંતન અને પરિશીલનદ્વારા અનુકરણ કરવાનોજ હોવો જોઇએ. એમ કર્યાથીજ યથાર્થ સૌંદર્યના આદર્શની પ્રાપ્તિ હસ્તામલકવત્ સુલભ થઈ પડશે."

આ ઉત્તર જોતાં સૌંદર્યના આદર્શને બદલે આમણે ભક્તિ ઉપરજ વિવેચન કર્યું છે એમ નથી લાગતું!

રા. ઉત્માહી લખે છે:

"પુરુષ અને સ્રીના સૌંદર્યનો આધાર તેમની કેળવણી ઉપર છે. સુંદર સંસ્કારો સૌંદર્ય પ્રગટાવે છે."



પ્રાચીન દેવમંદિરોમાં દૃષ્ટિગોચર થતો સ્રી સૌંદર્યનો આદર્શ.

જ્યારે આવતી કાલની આદર્શ સુંદરીની કલ્પના બહેન કપિલા નગીનદાસ માસ્તર નીચે પ્રમાણે કરે છેઃ

"સૌંદર્યનો આદર્શ સિદ્ધાંતના કરતાં, ચિત્રથી વધુ સમજી શકાય. સૌંદર્યને બાહ્ય સ્વરૂપ સાથેજ સંબંધ હોય છે, પરંતુ, એ બાહ્ય સ્વરૂપના જો, આંતરિક ગુણો અને લાગણીઓ દેખા નહીં દે, તો, સૌંદર્યની કીમત ઘણી ઓછી થાય છે, એમ, કાર્લાઇલ સાથે મારું પણ માનવું છે.

રાતના સાડાનવ વાગતાનો સમય હતો. ગામડામાં એ સમયે શૂન્યકાર હતો. થંડીના દિવસો હોવાથી હું પણ વહેલો સુવા ગયો.

આજે જીંદગીમાં, પહેલીજવાર અસ્વસ્થ મન કૈંક, કારણે હતું. કેંક ચિત્રો મારા મગજમાં સીનેમાના પડદાની પેઠે પડતાં ગયાં. સુવાનો પ્રયત્ન કરતાં, આખરે, આંખ મીંચીને પડયો. તે ચિત્રોમાંનું એક ચિત્ર અત્યન્ત રમણીય હતું. એક ઉંચી પાતળી કન્યા, હાથમા ટેનીસનું રેકેટ લઇને દોડી આવી. તેનું સૌંદર્ય અવર્ણનીય હતું. તેની ચામડી સુંદર અને આકર્ષક હતી તેની આંખો લાંબી, વિશાલ અને કાળી હતી. આંખમાં આછું કાજળ આંજ્યું હતું તેથી આંખની કીકીઓની કુદરતી શ્યામલતા વધુ ઓપી નીકળતી. આંખોમાં મસ્તી અને બાલ્યપણ હતું. એના કપાળમાં ઘેરા લાલરંગનો ચાંદલો હતો. એના ગોળ ગળામાં સોનાની એક બારીક સાંકળી લટકતી હતી. સાંકળીમાં ક્રિશ્ચનો ક્રોસ નાખે છે તેમ અહીંઆં સોનાનો નાનો

ચરખો લટકાવ્યો હતો. સરસ વાળના ઢાળ ઉપર સંધ્યાના રંગની સાડી ઉડતી હતી. વીસમી સદીની ફેશનનું પોલકું પહેર્યું હતું. ચોળીની બાંય કાતરેલી અને ગળામાં ટુંકી હતી અને તે ભુરા રંગની ચોળી ઉપર બાંયમાં અને ગળામાં સોનેરી પટાઓ સીવ્યા હતા. હાથમાં સોનાની બે બંગડીઓ હતી. અને કોણીની ઉપરના ભાગમાં એક સોનાનું કડું હતું. ચણીઆને નીચેથી ઉપર ચઢતી કાંગરી નાખી હતી, અને આકાશમાં છવાઇ રહેલા આછાભુરા રંગનો ચણીઓ, ઝીણી સાડીમાંથી ડોકીયું કરતો હતો. પગમાં મારવાડની સોનેરી મોજડીઓ હતી. તેની આંખમાથી ઝરતું કૌમાર્ય તેના મદની સાક્ષી પુરતું હતું. હસતી ત્યારે જાણે હાસ્યનો આનંદ ગાલમાજ સમાઇ જતો હોય તેમ ગાલમાં ઉંડા ઉંડા ખાડા પડતા હતા. ગુલાબી રંગના ઓષ્ટ ઉપર સફેત ફુલો ખરી પડશે એમ દંતકલિકા ઉપરથી ભાવના સહેજ થતી. લાંબા હાથ ને તેની અંગળીઓ ઢીલી ને રમતીઆળ હતી. જગતમાં કોઇની દરકાર નહીં હોય તેમ, તે, ધરતીને અડકયા વિના પગ ઉપાડતી હોય એમ લાગતું. તેના અવાજમાં મીઠાશ હતી. ભણેલાના વિદ્યાના મદ કરતાં, તેને તેના કૌમાર્યનો મદ વિશેષ હતો. લાંબા વાળની તેલ નાખ્યા વિનાની છુટી લટ પવન સાથે રમતી. માથા ઉપરથી સાડીનો છેડો જરા જરામાં નીકળી જતો અને ગળાઉપર, સાડીનો છેડો ખસી નહીં જાય તે માટે, બાંધેલો રેશમી રુમાલ તરતજ છોડયો હતો. આ આદર્શ સુંદરી ઉપર ચંદ્ર અમી વર્ષાવી રહ્યો હતો.

આવી કુમારિકા સાથે બોલવાનું કોને મન નહીં થાય? મેં પુછ્યું: "આજે કે રેકેટ હાથમાંજ રહ્યું છે?" તે કુમારિકાએ ઉત્તર વાળ્યો: "હા! આવતી કાલે કોલેજના છોકરાઓ સાથે ટુર્નામેન્ટ છે, અને અમારે જીતવું છે, એટલે પ્રેક્ટીસ કરતાં હતાં. અરે પણ સરલા-બેન કયાં છે?" મેં પુછ્યું: "કેમ આટલી બધી ઉતાવળ?" "હા! રે! અમારી પાર્ટી બેસી રહી છે." એમ બોલી તે દોડી ગઇ.

પ્રથમ દર્શને હું તો દિંગજ થઇ ગયો હતો. વિચારની ઘટમાળામાં મણકો ઉમેરાયો. શા આવા બુદ્ધિશાળી મોં ઉપર શરમના શેરડા? શી સંસ્કારિતા અવાજમાં? કૌમાર્યનું મદ બધી કુમારિકાઓમાંથી આવીને એનામાંજ ભરાએલું! ભણવા સીવાય અને મેચ સીવાય કે વાતોજ નહીં!

આ આદર્શ સુંદરી મારા મન ઉપરથી વીજળીની માફક ચમકીને અદશ્ય થઇ ગઇ.

સવારના પાંચના ટકોર થયા, અને જોઉં છું તો હું શય્યામાં સુતો હતો! ઉગતી ઉષાના આગમનેના સંદેશાથી આકાશ રંગીન બન્યું.

સંસ્કારિતાની છાપ! લાવણ્યભરેલું અંગ! ને તે સાથે મર્યાદિત રાખી શકાતી લાગણીઓ! સર્વેને સંઘટિત કરનારી એ કુમારિકા સ્વપ્નામાં તો મને હસાવી ગઇ. જીવનમાં એ નહીં સાંપડે તો રડયા વિના છુટકોજ નથી. પણ ગુજરાતના ઉપવનમાં એવી બાલા મને નહીં સાંપડે, તો, હું મારી સ્વપ્નાની સુંદરીને જીવન ધરવાનું કહીશ.

આવી સુભગ આશા સાથે આ બ્હેન પણ પુરુષ બની સ્ત્રી સૌંદર્યના કલ્પેલા આદર્શ પાછળ ગાંડા બન્યાં લાગે છે. ને કદાચ એ કહે છે તેમ આ જન્મે નહીં તો આવતે જન્મે પુરુષ જન્મી એ સૌંદર્યને એ પામવા ભાગ્યશાળી થાઓ એમ હું પણ ઇચ્છું છું–ઇચ્છી જવાય છે.

રા. ડાહ્યાભાઇ અંટોલદાસ વકીલ સૌંદર્યનો આદર્શ આ પ્રમાણે રજુ કરે છે:

"નવગુજરાતને પ્રતાપ અને શક્તિની આવશ્યકતા છે. વર્ચસ્વી પ્રજા એ નવગુજરાતના

ઉત્કર્ષનું રહસ્ય છે.

આ વિશ્વમાંની સમસ્ત વસ્તુઓ ઇશ્વરે અથવા નિસર્ગે નિર્માણ કરેલી છે. નિર્માણ થએલી પ્રત્યેક વસ્તુને અને પ્રાણીને નિસર્ગ નિયોજિત કર્તવ્ય બજાવવાની જવાબદારી હોય છે. આ નિસર્ગ નિયોજિત કર્તવ્ય પાર પાડવાની યોગ્યતા એજ સૌંદર્યની ખરી કસોટી છે. સૌંદર્યનાં બીજા સર્વ લક્ષણો ગૌણ છે.

આજ નિયમ મનુષ્ય સૌંદર્યના પરીક્ષાણાર્થે લગાડવો જોઇએ. એક સત્ય તો સર્વકોઇ કબુલ કરશેજ કે પ્રજોત્પતિ પ્રત્યેક પુરુષનું નિસર્ગ નિર્મિત મુખ્ય કર્તવ્ય છે, અને પ્રત્યેક સ્ત્રીનું નિસર્ગ નિયત મુખ્ય કર્તવ્ય પ્રજાધારણ અને પોષણ છે. પ્રજા સશક્ત અને સુદૃઢ જન્મે અને નીવડે તોજ એ કર્તવ્ય ઉત્તમ રીતિએ પાર પડ્યું કહેવાય; અને એ પ્રકારેજ મનુષ્યને સ્વ-દેહજીવી સુખનો બદલો આપી માનવ જાતિની અવિચ્છિન્ન ઉત્ક્રાન્તિનું કાર્ય નિસર્ગ કર્યે જાય છે.

પ્રજામાં ઉપર દર્શાવેલા ગુણો આવે એટલા માટે પુરુષ સશક્ત અને ઉત્સાહી હોવો જોઇએ. આ ગુણોના નિદર્શનરુપ વિશાલ વક્ષઃસ્થલ, દીર્ઘ, ભરાવદાર બાહુ, સશક્ત, માંસલ છતાં ચપલ શરીર અને તેજસ્વીતા પુરુષનાં સૌંદર્યનાં મુખ્ય લક્ષણ હોઇ શકે. રઘુવંશમાં કાલિદાસે દિલિપ રાજાના સૌંદર્યનું વર્ણન કરેલું છેઃ—

व्यूढोरस्को वृषस्कंधः शालप्रांशुर्महाभुजः ।
आत्मकर्मक्षम देहं क्षात्रो धर्म इवाश्रितः ॥ १-१३.

ત્રીજા સર્ગમાં રઘુનું વર્ણન પણ તેવુંજ છે. સદ્‌ગત સાક્ષર ગોવર્ધનરામ 'સરસ્વતીચંદ્રનું' વર્ણન આ પ્રમાણે કરે છેઃ "શરીર વ્યાયામવાળું અને કાંતિમાન્ હતું. મુછ ઉપર પ્રતાપ અને કોમળના એકઠો વાસ કરી રહ્યાં હતાં. રાક્ષસ જેવો ન લાગે તેટલો ઉંચો, જાડો ન લાગે એવા ભેવડીઆ કોકાનો અને શીકાશમાં ન ખપતાં આંખને ગમે તેટતી ગૌરવતાવાળો સરસ્વતીચંદ્ર ભણ્યો ન હત, શ્રીમંત ન હત, તો પણ શરીરના રમણીય અને પૌરુષ દેખાવથીજ સર્વનું મન હરત એમ તેના વિદ્વાન મિત્રો પણ કહેતા."

પ્રજાધારણ અને પોષણનું કાર્ય સ્ત્રીઓનું છે. ગર્ભધારણ સ્ત્રીઓનું કામ હોવાથી તેમનો કટિ પ્રદેશ ( Pelvis ) પુરુષોના કટિ પ્રદેશ

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૩૯૬]

# ઉપતંત્રીની નોંધ

## વસંત રજતોત્સવ

તા. ૨૬ મી ડીસેમ્બરે અમદાવાદમાં વસંત રજતોત્સવ ઉજવાયો. અને એ પ્રસંગની યાદગીરીમાં ' વસંત 'ના તંત્રી આચાર્યશ્રી આનંદશંકરભાઇને ' વસંત રજતોત્સવ સ્મારક ગ્રંથ ' અર્પણ કરવામા આવ્યો. આપણાં શિષ્ટ માસિકોમાં, વિદ્વતા, રસિકતા અને સંસ્કારિતા એવા ત્રિવિધ અને વિરલ સંયોગવાળા લેખોથી આ માસિકે પોતાની પહેલી પચ્ચીસી પુરી કરી એ પ્રસંગે તેને અભિનંદન આપતાં અમે એટલું-જ ઇચ્છીશું કે સાહિત્ય સૃષ્ટિમાં નવચેતન પ્રગટાવી, નવા પત્રે, નવા પુષ્પે તેને શણગારી ' વસંત ' પોતાનું નામ સાર્થક કરે !

અને આ પ્રસંગે ' વસંત 'ના પ્રાણભૂત તંત્રી આચાર્ય શ્રી આનંદશંકરભાઇને પણ અમારાં ખાસ અભિનંદન ઘટે છે. એમની સેવા વીશે તો તેમનો વધારે ને વધારે લાભ આપણને મળતો રહો એવી ઇચ્છાનો ઉલ્લેખ કરવોજ યોગ્ય છે. જો કે સ્વભાવથીજ સુગંધ પ્રસરાવ-વાના ગુણવાળા ચંદનવૃક્ષ પાસે સુગંધની યાચના કરવાની જરુર રહેતીજ નથી.

## પત્રકાર પરિષદ

અમદાવાદમાં ગઇ તાઃ ૨૫ મીએ ' ગુજ-રાતી 'ના તંત્રી રા. મણિલાલ ઇચ્છારામ દેસાઇના પ્રમુખપદ નીચે બીજી ગુજરાત પત્રકાર પરિષદ મળી હતી. સ્વાગત સમિતિના અધ્યક્ષપદેથી આચાર્ય આનંદશંકરભાઇએ જે સૂત્રો ઉચ્ચાર્યાં છે તે મનન યોગ્ય છે. ને પ્રમુખ સ્થાનેથી ભાષણ આપતાં જે અનુભવો ને પત્રકારિત્વનો ઇતિહાસ રા. મણિલાલ દેસાઇએ નોંધ્યાં છે તે ઉગતા પત્ર-કારોને માર્ગદર્શક થઇ પડશે.

સાચો પત્રકાર ઇષ્ટ કે અનિષ્ટ પરંતુ સમાજમાં વહેતા બધા પ્રવાહોનું ઝીણવટથી ને તાત્વિકદૃષ્ટિએ અભ્યાસ કરે છે ને યોગ્ય માર્ગે એ પ્રવાહોને વાળી તેનો સદુપયોગ કરી લે છે.

પ્રવર્તમાન પરિસ્થિતિનું સમભાવ ને ન્યાય પુરઃસર અન્વેષણ કરી ગુજરાતી પત્રકારિત્વ ભાવિ ઘડવામાં યોગ્ય માર્ગસૂચક થાઓ એમ અમે ઇચ્છીએ છીએ.

પત્રકાર પરિષદ માત્ર સંમેલન કરીને ન અટકતાં ને પ્રચલિત પ્રવાહોને વેગવાન તે ક્રાંતિ-કારક કેમ બનાવા એવા માર્ગો ઉપર વિચાર કરતી થાય એ ઇષ્ટ છે.

## ચરોતર વ્યાયામ વીર સંમેલન

શાળામાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ શરીરે સશકત બને, તેમનામાં મરદાની રમતો રમવાનો શોખ વધે, જુદી જુદી શાળાઓ પરસ્પર સબંધમાં આવે, તેમનામાં ભ્રાતૃભાવ અને સહકાર વધે અને સ્પર્ધાનો સાચો જુસ્સો કેળવાય એ ઉદ્દેશથી પ્રેરાઇ ચરોતરના વિદ્યાર્થીઓની

રમત ગમતની હરીફાઇઓ કરવામાં આવે છે. ૧૯૨૦ ની સાલમાં આવો પ્રથમ મેળાવડો ચરોતર એજ્યુકેશન સોસાયટીના આશ્રય નીચે થયો હતો. ત્યાર પછી છેલ્લાં સાત વર્ષમા પેટલાદ, ભાદરણ, ધર્મજ અને આણંદમાં પણ આ સંમેલન થયાં હતાં.

આવુંજ એક સંમેલન ઇ. સ. ૧૯૨૭ ના ડીસેમ્બરની તા. ૨૬ તથા ૨૭ મીએ ચરોતરની કેળવણીના પુણ્યધામ આણંદમાં થયું હતુ. પ્રમુખસ્થાન સરકારી કેળવણી ખાતાના પ્રધાન દી. બ. હરિલાલ દેસાઇભાઈ દેસાઇને આપવામાં આવ્યું હતુ.

ગુજરાતમા વ્યાયામ પ્રતિ રસ ઉત્પન્ન કરનાર, શહેરે શહેરે ને ઘણા ગામડાંઓમાં વ્યાયામ મંદિરો સ્થાપનાર શ્રી. છોટાલાલ પુરાણીએ એમના ઉત્તમ હી કાર્યકર્તાઓ સાથે આ પ્રસંગે અમ્પાયર્સ તરીકે હાજરી આપી ઘણી મદદ કરી હતી. ચરોતરની ૧૮ શાળાઓના ૩૧૭ વિદ્યાર્થીઓએ આમાં ભાગ લીધો હતો. સ્પર્ધામાં જોડાએલી શાળાઓમાં દા. ન. હાઇસ્કુલ આણંદે ક વર્ગની હરીફાઇમાં અમીન ઇશ્વરભાઇ કપ, અને ખ વર્ગની હરીફાઇમા શ્રીમંત આબા સાહેબ કપ, અને એકંદર હરીફાઇમાં પહેલા નંબર આવવાથી શેઠ. જમનાદાસ લલ્લુભાઇ જરીવાળા શીલ્ડ મેળવ્યાં છે. અખાડાની કસરતોમાં કુસ્તી, મલખમ, અને લકડી પટ્ટાની હરીફાઇમા ભાદરણ હાઇસ્કુલે શેઠ રમણલાલ કેશવલાલ કપ મેળવ્યો છે. વકીલ શિવાભાઇ મોતીભાઇ વ્યાયામ વીર સુવર્ણ ચંદ્રક હરિભાઇ ગેંદાલભાઇને મળ્યો છે દરેક રમતમાં


રા. મણિલાલ ઇચ્છારામ દેશાઈ, તંત્રી, 'ગુજરાતી'
પ્રમુખ, બીજી ગુજરાતી પત્રકાર પરિષદ, અમદાવાદ.

પ્રથમ આવનારને ચાંદીના ચાંદ આપવામાં આવ્યા છે. આ સ્પર્ધામા સારું કામ બતાવનાર શાળાઓ અને વિદ્યાર્થીઓને અમે મુબારકબાદી

ધન્યવાદ આપીએ છીએ.

બંને દિવસોએ રાત્રિએ બાર વાગ્યા સુધી નાટ્ય પ્રયોગો, સંભાષણો, સંગીત, રાસ, સંગીત ડ્રીલ વગેરેનો આહ્લાદક કાર્યક્રમ જુદી જુદી શાળાઓ તરફનો રાખવામાં આવ્યો હતો. અને તેમાં વિદ્યાર્થીઓ અને શિક્ષકોએ સારો રસ લીધો હતો.

આ સ્પર્ધા વખતે ચાંદીના ૨૨ ચાંદ અને ઇનામો આપવામાં આવેલાં તેનો બધો ખર્ચ આણંદના શ્રી. ચીમનલાલ કીરપારામ દવેએ આપ્યો છે. આ સ્તુત્ય કાર્ય માટે તેમને અમે અભિનંદન આપીએ છીએ.

વ્યાયામની રમત ગમતોના એક દિવસે સવારમાં શ્રી. અમૃતલાલ ઠક્કર, શ્રી. મોતીભાઇ અમીન, શ્રી. નરસિંહભાઇ પટેલ, શ્રી. છોટુભાઇ પુરાણી, શ્રી. નાજુકલાલ ચોકસી વગેરેએ એકઠા મળેલા લગભગ ૧૦૦૦ વિદ્યાર્થીઓને વ્યાયામ, બ્રહ્મચર્ય, સાદુ ને સ્વદેશપ્રેમી જીવન, સહનશીલ જીવન, સ્પર્ધામાં મર્દાનગીનો જુસ્સો કેળવવા માટે એમ વિધાત્રધ દૃષ્ટિબિંદુથી ઉપદેશ આપ્યો હતો.

૨૭ મી એ બપોરના શ્રી. છોટુભાઇ પુરાણીના જુદાજુદા અખાડાના કાર્યકર્તાઓની એક સભા મળી હતી. આખા ગુજરાતનું-ગુજરાનનાં બધાં વ્યાયામ મંદિરોનું સંમેલન મે માસમાં નડિઆદમાં ભરવાનું નક્કી થયું હતું.

સાંજના ઇનામ સમારંભનું પ્રમુખપદ દી. બ. હરિલાલ દેસાઇને આપવાની દરખાસ્ત મુકતાં શ્રી. ઠક્કરે જણાવ્યું હતું કે 'આવા સજ્જનથી આ શાળાને, ચરોતરને તથા વ્યાયામ શાળાઓને ઘણોજ લાભ થશે,'

શ્રી. જીવાભાઇ પટેલ એમ. એલ. સી. એ અને શ્રી. દેવીદાસ શાહે અનુમોદન આપતાં જણાવ્યું હતું કે આજ સુધી ઘણે ભાગે કેળવણી ખાતાના વડા પુસ્તકોનેજ પ્રાધાન્ય આપતા આવ્યા છે; પરંતુ હવે સમજવા માંડયું છે કે શાળાની અને પુસ્તકોની બહાર કેળવણી હોઇ શકે છે.

શ્રી. છોટુભાઇ પુરાણી-ગુજરાતમાં વ્યાયામના આચાર્ય અને પિતા, તથા શ્રી. નાજુકલાલ ચોકસીએ ભવિષ્યમાં સંમેલનને માટે કેટલીક સુચનાઓ આપી, અને જણાવ્યું કે વ્યાયામનું કામ બારે માસ ચાલુ રહેવું જોઇએ, નહીં કે માત્ર હરીફાઇનો વખત આવે તે પહેલાં એકાદ મહીનાથી કાર્યની શરુઆત થાય.

ઇનામ વહેંચાઇ રહ્યા બાદ પ્રમુખશ્રીએ પોતાના ભાષણમાં જણાવ્યું કે પુના અને મહારાષ્ટ્રમાં માનસિક ને શારીરિક કેળવણી ઘણીજ આગળ વધી ગએલી છે. ચરોતરમાં પણ એ આગળ વધારવાને માટે અહીં પ્રયત્ન ચાલી રહ્યો છે તે જોઇ મને આનંદ થાય છે. વ્યાયામ સંમેલનમાં જોએલી સ્પર્ધા ઉપરથી મને ઘણોજ આનંદ થાય છે અને હું માનું છું કે થોડા વખતમાંજ ચરોતર દક્ષિણ અને મધ્ય વિભાગની હરીફાઇ કરી શકશે. ગુજરાતીઓને વ્યાયામમાં રસ લેતા કરવા માટે શ્રી. છોટાલાલ પુરાણીને ધન્યવાદ આપું છું.

વ્યાયામને માટે ના. સરકારે શ્રી. કનૈયાલાલ મુનશીના પ્રમુખપદનીચે નીમેલી કમીટી કે જેમાં શ્રી. પુરાણી પણ એક સભ્ય છે, તેના રીપોર્ટ ને ધોરણે શારીરિક તાલીમને કેળવણીમાં સ્થાન મળશે. ભવિષ્યમાં વ્યાયામ પ્રચારનું કામ સંગીન થાય તે સારું પ્રાથમિક શાળાઓના શિક્ષકોને વ્યાયામની તાલીમ આપવા અમદાવાદમાં એક વર્ગ ખોલવા ખાતાએ નિર્ણય કર્યો છે. આ કાર્ય માટે શ્રી. રાવજીભાઇ ચ. પટેલ, ડાયરેકટર ઓફ ફીઝીકલ કલ્ચર, કે જેમણે મદ્રાસમાં એક વર્ષ રહી વ્યાયામની ખાસ તાલીમ

[વધુ માટે જુઓ પૃ૦ ૩૯૫]




લેખક:
રા. જ્યોતીંદ્ર હ. દવે
ઉપમંત્રી, સાહિત્ય સંસદ.

**સરળ ગીતગોવિંદ.** અનુવાદક: રા. નટવરલાલ રણછોડદાસ શાહ, બી. એ *
મૂલ્ય: રૂ. ૧-૧૨-૦

શબ્દ અને અર્થના વિરલ સંવાદથી જયદેવના ગીતગોવિંદે અનેકનાં હૃદયને હર્યાં છે. સંસ્કૃતમાં એનાં અનુકરણ ઘણાં થયાં છે. તેમજ અનેક ભાષામાં એનાં ભાષાંતર થએલાં છે. ગુજરાતીમાં એના બે અનુવાદો થયા છે. તેમાં આ ત્રીજું ઉમેરાય છે. દી. બા. કેશવલાલ ધ્રુવનું ભાષાંતર એટલું બધું ઉત્તમ છે કે તે વાંચનાર ગીતગોવિંદનો અનુવાદ કરવાનો વિચાર થયો હોય તો, જરુર માંડી વાળે. આમ છતાં મેઘદૂત તથા શાકુંતલની પેઠે ગીતગોવિંદના પણ એક કરતાં વધારે અનુવાદો થાય એ ખોટું નથી. જુદાજુદા ઉદ્દેશ ને દૃષ્ટિથી કરાએલાં ભાષાંતરો એક રીતે આવકારપાત્ર છે એમાં સંશય નથી.

ભાષાંતર સરળ કરવાનો અનુવાદકનો ઉદ્દેશ બહુધા સચવાયો છે. પણ કેટલાક અપરિચિત અરુઢ કે અસ્પષ્ટ શબ્દોનો પ્રયોગ ન કર્યો હોત તો વિશેષ સરળતા આણી શકાત. પ્રસ્તાવનાના હરિગીતમાં તેમજ ત્રીજા તથા ચોથા સર્ગના આરંભે મુકેલા અનુષ્ટુપમાં થનો છંદોભંગ લગાર કાળજીથી દૂર કરી શકાયો હોત. અષ્ટપદીના પ્રબંધોનો ત્યાગ કરી દેશી, ગરબી ને નાટકનાં ગાયનોની રાહમાં રચના કરી છે તે ઘણાને ગમશે એવો સંભવ છે. પણ એથી મૂલનું સૌંદર્ય ઘણી રીતે ઓછુ થઇ જાય છે. તેમાં પણ ખાસ કરીને અંત્યાનુપ્રાસનો અભાવ તો દૂષણરૂપજ લાગે છે. સંસ્કૃત વૃત્તોમાં અન્ત્યપ્રાસ ભલે ન સમાય, પણ દેશી, ગરબી વગેરેમાં એવા પ્રાસ જરુરના છે નેં તેમાં પણ યમકનું બાહુલ્ય એ તો ગીત ગોવિંદની વિશિષ્ટતા છે.

ઉપલા દોષો બાદ કરતા ભાષાંતર એકંદરે વાંચવું ગમે એવું થયુ છે. કર્ણમધુર ને ભાવવાહી

* સંસદના સભ્યોને પુસ્તક પોણી કીંમતે આપવાનું કર્તાએ જણાવ્યું છે. સંસદના સભ્યો લાભ લેશે એવી આશા છે.

શબ્દોની પસંદગી કર્તાની રસિકતાની પ્રતીતિ કરાવે છે. પદબંધ પણ સ્વાભાવિક ને રુચિર છે. મૂલનો ભાવ ઘણું ખરું યથાર્થ ઉતર્યો છે પુસ્તકને છેડે આપેલી ટીકા તથા સર્ગને આરંભે આપેલા વસ્તુસૂચનથી અર્થબોધ વિશેષ સ્પષ્ટતાથી થાય છે. તેમજ પુસ્તકના આરંભે મૂળ સંસ્કૃત આપ્યું છે તેથી મૂલ ને ભાષાંતરની તુલના ઘણી સહેલાઇથી થઇ શકે છે. પુસ્તક ઉત્તેજનને પાત્ર છે એમાં શંકા નથી.

આશા છે કે રસિક પુરુષો આ સરળ ગીત ગોવિંદનો યોગ્ય લાભ લેશે.

**જંજીરને ઝણકારે**:–લેખકઃ રા. ચાંપશી વિ. ઉદ્દેશી મૂલ્ય રૂ. ૧–૦–૦ (આવૃત્તિ બીજી) કલકત્તા.

'નવચેતન'ના ઉત્સાહી તંત્રી, રા. ચાંપશી ઉદ્દેશીના આ પ્રથમ પ્રયાસને આવકાર આપતાં અમને આનંદ થાય છે.

વાર્તા રજપુત જમાનાની છે. તે સમયનું વાતાવરણ, તે કાળની દેશભક્તિની ભાવના ને આત્મત્યાગ કરવાની તત્પરતા લેખકે સારી રીતે દર્શાવ્યા છે. આ વાર્તા લખવાનો પોતાનો મુળ હેતુ હૃદયના ભાવો સ્પષ્ટ કરવાનો છે એમ લેખકે પ્રસ્તાવનામાં જણાવ્યું છે. અને હેતુ સિદ્ધ કરવામાં લેખક ઘણે અંશે સફળ થયા છે એમ નિઃસંશય કહી શકાય. ખાસ કરીને ૧૧મા પ્રકરણ—'દેશદ્રોહ કે હૃદયદ્રોહ'માં તથા છેલ્લા પ્રકરણ—'જય કે પરાજય'માં હૃદયના ભાવો ઘણી કુશળતાથી આલેખાયા છે.

પાત્રાલેખન એકંદરે સ્વાભાવિક ને ઉચિત રીતે થએલું છે. પ્રેમની વેદી પર દેશભક્તિની ભાવનાનો ભોગ આપતાં રમાકુમારી તથા અંબર, દેશભક્તિની વેદી પર હૃદયનું બલિદાન આપતી પુષ્પા, તથા વિજયવતીનાં પાત્રો ખાસ ધ્યાન ખેંચે એવાં છે.

ભાષા સરળ, સ્વાભાવિક ને ભાવવાહી છે. 'સતત' 'મૈન્ય,' 'આશીષ' જેવા શબ્દો આવી શુદ્ધ ને સંસ્કારી ભાષામાં યોગ્ય લાગતા નથી.

"જન સમાજ તરફથી આ નાના પુસ્તકને આવકાર મળશે તો ભવિષ્યમાં આથી વધુ અને અસરકારક નવલકથા રજુ કરવાનો મારો નમ્ર ઇરાદો છે" એમ લેખક જણાવે છે. જનસમાજે આ પુસ્તકનો આવકાર કર્યોજ છે એમ એની બીજી આવૃત્તિ પ્રગટ થઇ છે તે પરથી માલમ પડે છે. અમે ઇચ્છીએ છીએ કે લેખક પોતાનો 'નમ્ર ઇરાદો' અલ્પ સમયમાં અમલમાં મુકવા શક્તિમાન થાઓ.

**ઇસ્લામની ઓળખ**—"હીંદુઓને ઇસ્લામની અને મુસ્લીમોને સનાતન ધર્મની પરસ્પર ઓળખ થશે, ત્યારેજ હીંદના અર્વાચીન હીંદુ–મુસ્લીમ કલહો વીરામશે, એમ મારું દૃઢ માનવું છે." આવા સ્તુત્ય ઉદ્દેશથી પ્રેરાઇ જાણીતા મુસ્લીમ સાહિત્ય સેવક રા. કરીમ મહમદ માસ્તરે હીંદુઓને ઇસ્લામની ઓળખ કરાવવા પ્રયાસ કર્યો છે. અને એટલુ તો કહેવુંજ જોઇએ કે હીંદુઓને અત્યાર સુધી મળેલી ઇસ્લામની ઓળખ કરતાં આ ઓળખ વિશેષ આવકારપાત્ર છે.

કુરાને શરીફની જુદી જુદી સુરાઓના જુદે જુદે સમયે પોતે કરેલાં ભાષાંતરો તથા ઇસ્લામના સિદ્ધાંતો વીશે વિસ્તારી વિવેચનો આમાં આપ્યાં છે. ઇસ્લામ માટે ચાલતી ગેરસમજ દૂર કરવા આવા પુસ્તકોની ઘણી જરુર છે. આવું જરુરી પુસ્તક પ્રગટ કરવા બદલ રા. કરીમ મહમદ માસ્તરને ધન્યવાદ ઘટે છે.

**હીંદુસ્તાનનો ઇતિહાસ અને રાજ્યવહીવટ.** લેખકઃ પ્રો. ગુલાબભાઇ નારાયણજી જોષી. મૂલ્યઃ રૂ. ૧–૮–૦

સંસદના નવા ચુંટાએલા સભ્ય પ્રો. ગુલાબભાઇ જોષીને ગુજરાતી ભાષામાં ગ્રંથ રચવાના એમના આ પ્રથમ પ્રયાસ બદલ સહર્ષ અભિનંદન આપીએ છીએ.

"સ્કુલ લીવીંગ સર્ટીફીકેટ પરીક્ષા માટે તેમજ ગુજરાતી વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા માટે અભ્યાસ કરતા વિદ્યાર્થીઓની જરુરીઆતને અનુસરીને આ પુસ્તક રચવામાં આવ્યું છે," છતાં સામાન્ય વાચકને આમાંથી આનંદ ને જ્ઞાન મળી શકે એમ છે.

અત્યાર સુધી ઇતિહાસનાં પાઠ્ય પુસ્તકો તરીકે માત્ર ભાષાંતરોજ તૈયાર કરવામાં આવતાં. તેને બદલે સ્વતંત્ર રીતે આવા ગ્રંથો રચાય એ સર્વથા ઇષ્ટ છે. પ્રો. જોષીએ એમા પોતાના અંગત અભિપ્રાયો આવવા દીધા નથી એ જે વર્ગના વિદ્યાર્થીઓ સારુ એ પુસ્તક રચાયું છે ને તરફ જોતાં યોગ્યજ છે.

આશા રાખીએ છીએ કે પ્રો. ગુલાબભાઇ જોષી માત્ર પાઠ્ય પુસ્તકોજ નહીં પણ બીજાં અનેક સ્વતંત્ર પુસ્તકો વડે આપણા ઐતિહાસિક સાહિત્યમાં સતત ઉમેરો કરતા રહી ગુજરાતની જનતાને પોતાના વિશાલ જ્ઞાનનો લાભ આપતા રહેશે.

**મુચ્છકટિક અને મુદ્રારાક્ષસ** લેખકઃ રા. નાનાલાલ નાથાલાલ શાહ એમ. એ. મૂલ્યઃ રુ ૦ ૮ ૦

'સંસ્કૃત સાહિત્યની કથાઓ' નામક ગ્રંથાવલિનું આ બીજું પુસ્તક છે. સંસ્કૃત સાહિત્યની શિષ્ટ કૃતિઓનું આસ્વાદન કરાવવા આ ગ્રંથાવલિની યોજના થઇ છે. ઉદ્દેશ ઘણો સ્તુત્ય છે તેમજ ઘણી સારી રીતે સધાયો છે. લેખક આકર્ષક શૈલીમાં ને જરા પણ રસભંગ ન થાય એવી રીતે કથાઓનો સાર આપ્યો છે. મૂલ સંસ્કૃત ગ્રંથો જેનાથી વંચાય એમ ન હોય તેવા તેમજ હાઇસ્કૂલના વિદ્યાર્થીઓને આ પુસ્તક ઘણું ઉપયોગી છે એમાં સંશય નથી.

**સૌરાષ્ટ્રની રસધાર, ભાગ ૫.** સંપાદકઃ રા. ઝવેરચંદ મેઘાણી મૂલ્ય રુ. ૧-૮-૦

રસધારના આગલા ચોર ભાગોની પેઠે આ પાચમા ભાગની લોકકથાઓ પણ પ્રેમ ને શૌર્યની ભાવનાથી ભરેલી ને હૃદયંગમ શૈલીમાં રજુ થએલી છે. 'રસધાર'નો આ છેલ્લોજ ભાગ છે એમ રા. મેઘાણીએ પ્રસ્તાવનામાં જણાવ્યું છે. આટલી લોકકથાઓ સંગ્રહી તેનુ સંશોધન કરીને આકર્ષક રીતે રજુ કરવા બદલ રા. મેઘાણીને કોઇ પણ અભિનંદન આપ્યા સીવાય રહી શકે એમ નથી.

**રઢીઆળી રાત, ભાગ ત્રીજો.** સંપાદકઃ રા ઝવેરચદ મેઘાણી

રા. મેઘાણી માત્ર લોકવાર્તાજ સંગ્રહી સંતોષ પામ્યા નથી; લોકગીતોનું પણ ઘણા શ્રમ પૂર્વક સંશોધન કરી 'રઢીઆળી રાત' નામના પુસ્તકમાં, બે ભાગમાં પ્રગટ કર્યાં છે તેનો આ ત્રીજો ભાગ છે. આગલા બે ભાગની પેઠે આમાં પણ કેટલાંક હૃદયસ્પર્શી ગીતો છે. પણ આ પુસ્તકનો સૌથી ઉપયોગી ભાગ તો રા. મેઘાણીએ લોકગીતની નિષ્પક્ષપાત દૃષ્ટિથી કરેલી વિદ્વત્તાયુક્ત સમાલોચના છે.

## સ્વીકાર

**મરાઠી રીયાસત (પૂર્વાર્ધ તથા ઉત્તરાર્ધ)**—અનુવાદકઃ રા. જીવનલાલ અમરશી મહેતા. મૂલ્યઃ રુ. ૧-૦-૦.

રા. ગોવિંદ સખારામ સરદેશાઇએ ઘણા શ્રમ ને સંશોધનપૂર્વક લખેલા 'મુસલમાની

[વધુ માટે જુઓ પાછળનું પૃષ્ઠ]

## ભગવાન કૌટિલ્ય

[ અનુસંધાન પૃષ્ઠ ૩૩૪ થી ]

"મંત્રીવર્ય !" આચાર્યે તટસ્થતાથી કહ્યું: "આ બધી વાત પછી કરીશું હમણાં આ શૌનકને ક્યાં લઈજ ઇએ ?"

રાક્ષસ હજુ સ્વસ્થ થયો ન હોતો. "શૌનક !"

"આ બ્રાહ્મણબંધુ" આચાર્યે કહ્યું; "આટલામાં કે જગ્યા્ નથી? અમે તો સિદ્ધાચાર્યને સ્થાનકે લઇ જતા હતા."

"ના" રાક્ષસે કહ્યું; "મારી સાથે ચાલો. અહીંઆં કુક્કુટારામમાં એક ભિક્ષુ ચિકિત્સક છે. ઉગ્રસેન ! જા ! અમાત્ય દેવને ખબર કહે હું આવું છું. મહારાજ !" તેણે આંભિને કહ્યું.

"ના ! હું પણ તમારી સાથેજ આવું છું. મારે અશ્વિનોનાં દર્શન કરવાં છે." આંભિએ જવાબ વાળ્યો.

"આચાર્યદેવ !" વિષ્ણુગુપ્તે શકટાલને કહ્યું; "આપ પ્રમંડક જોડે સીધાવો. હું શૌનકનું કૈં ઠેકાણું પડે ને આવું છું. ચાલો."

આંભિ, વિષ્ણુગુપ્ત, રાક્ષસ, શૌનકને જે બાવાઓએ ઉંચક્યો હતો તે અને આંભિના નાયકો ઉભા રહ્યા. પ્રમંડક શકટાલને દોરી લઇ જવા લાગ્યો. લોકો ત્યાં ઉભા રહ્યા. નરેંદ્ર-દેવનું આપમાન કરનાર-શકટાલ સાથે ઉઘાડે ચોકે ફરનાર-કુમારને રાક્ષસની સેવા સ્વીકારનાર અને દોડસો ધતુર કર્પણ ફેંકનારને છોડી કોણ જાય ?

રાક્ષસે લોકો તરફ ફરી કહ્યું: "જાઓ. હવે ઘેર જાઓ, કૈં કામકાજ છે કે નહીં ?"

"મગધવાસીઓ !" આચાર્યે અવાજ મોટો કરી કહ્યું; "પધારો. તમારો સ્નેહ મને અહીંઆં આકર્ષશેજ. ફરી આવીશ."

રાક્ષસે જરાક વહેમાઇ આચાર્ય તરફ જોયું. શું આના શબ્દનો કૈં જુદો અર્થ હતો ?

લોકોએ રસ્તો કર્યો, અને રાક્ષસ આગળ થયો.

"કદ્રુ" આચાર્યે હસીને કહ્યું; "તું મારી સાથે ચાલ. તારી પાસે કર્પણો છે, તે વખત છેને જરુર પડે."

"સો ધતુર કર્પણ !" રાક્ષસથી બોલ્યા વિના નહીં રહેવાયું. આંભિ ખુબ હસ્યો.

"મંત્રીવર્ય" હસીને આચાર્યે કહ્યું. "સો ધતુર તો મારો કદ્રુ ફેંકે છે. એ વાત છોડો, નહીં તો તમારા નરેંદ્ર દેવની સેવા ભુલી જશો."

રાક્ષસ આ ન સમજાય એવા માણસની શાંત આંખો જોઈ રહ્યો.

---

## પ્રકરણ ૧૯ મું

### ભદંત યસ

આચાર્ય વિષ્ણુગુપ્ત, રાક્ષસ, આંભિ અને કદ્રુ અશ્વિનોના મંદિર તરફ ચાલ્યા. આંભિના અનુયાયીઓ બેભાન શૌનકને ઉંચકીને પાછળ આવ્યા. થોડેક દૂર પાછળ લોકોનાં ટોળાં શું થાય છે તે જોવાને માટે આતુર બની આવ્યાં.

રાક્ષસ જેવો મહામાત્ર પગે ચાલીને તક્ષશિલાના બ્રાહ્મણ સાથે જાય એ દૃશ્ય લોકોને જોવું અપરિચિત હતું તેવુંજ આકર્ષક હતું: કારણ કે નંદનો માનીતો મંત્રી અધમતાનો સ્વાદ ચાખે તેમાં બધાને રસ પડતો. તેમ

આંભિનું આકર્ષક સ્વરૂપ અને તેના અનુયાયીઓનાં ભવ્ય ને પડછંદ શરીર જોઇ લોકોને સ્વાભાવિક આકર્ષણ થયું. અને જે બ્રાહ્મણ નંદનું અપમાન કરી ઉગ્રસેન જેવા સ્થાનિકને ઘાયલ કરી પોતાની શક્તિથી પડકાર કરી રહ્યો હતો તેને વધારે જોવા પણ બધા લલચાયા.

રાક્ષસ મુંગે મોઢે રસ્તો બતાવવા આગળ ચાલી રહ્યો. અત્યારે ઝાઝું બોલવું એને ઠીક લાગ્યું નહીં. પોતાની સાથે સ્વસ્થ ડગલે ચાલી આવતા આચાર્ય તરફ તેનું હૃદય અજબ રીતે આકર્ષાયું. નંદના દરબારમાં ઉછર્યા છતાં અને સત્તા ભોગવ્યા છતાં પણ તેના હૃદયમાં આવી શાંતિ, શક્તિ અને બુદ્ધિ માટે પૂજ્યભાવ પેદા થાય એટલું ઉમદાપણું રહ્યું હતું. પણ આ પૂજ્યભાવ તે બહાર દેખાવા દેતો નહીં. સત્તા સેવેલું મુત્સદ્દીપણું તેને સાવચેત રહેવા ચેતાવતું. આચાર્યનાં શાંત ને તટસ્થ નેત્રોમાં રહેલા પ્રતાપથી રખે તેના માલીકની સત્તા દાઝી જાય તેનો તેને ભય લાગ્યા કરતો હતો. અને જેમ તેમ કરતાં આ બ્રાહ્મણ પાછો તક્ષશિલા જાય તે ધન્ય પળ માટે તે પણ વક્રનાસની માફક વાટ જોતો હતો.

આંભિ વિષ્ણુગુપ્ત જોડે વાતો કરવાને કુદી રહ્યો હતો પણ રાક્ષસની હાજરીમાં શું કહેવું ને શું ન કહેવું એ સમજ ન પડવાથી વિષ્ણુગુપ્ત આંજ શ્રદ્ધા રાખી તે મુગે મોઢે ચાલી ગયો. શાંત આચાર્ય સ્વસ્થતાથી રાક્ષસની સાથે આગળ વધ્યા.

અશ્વિનોનું મંદિર છોડી તેઓ પાટલિપુત્રના કોટની મસારીએ આગળ ને આગળ ગયા.

આખરે આંભિથી નહીં રહેવાયું. "અહીંઆં ગૌતમ ઋષિનો આશ્રમ છે શું?"

રાક્ષસ હસ્યો. "આ ગૌતમ ઓવારો કહેવાય છે તેથી પુછો છો?"

"હા."

"અહીંઆં ગૌતમઋષિ થઇ ગયા નથી પણ આપણે જે ભિક્ષુ પાસે જઇએ છીએ તેમના પંથના મહાતપસ્વીનું નામ છે. એ વાત આપને એ ભિક્ષુ સરસ રીતે કહેશે."

"મંત્રીવર્ય!" આચાર્ય વિષ્ણુગુપ્તે રાક્ષસ સામે જોઇ પુછ્યું; "નંદરાજા પાખંડીઓને સેવે છે કે?"

રાક્ષસ કડવા સ્વરમાં રહેલો કટાક્ષ ગળી ગયો ને હસ્યો.

"યસની પાસે અવારનવાર આવે છે."

"યસ કોણ છે?" આચાર્યે પુછ્યું.

"કામંદકનો પુત્ર યસ" રાક્ષસે જવાબ આપ્યો. "ભિક્ષુઓનો અગ્રણી છે. અને ભિક્ષુઓની વિદ્યામાં ને રોગ ચિકિત્સામાં ઘણો પ્રવીણ મનાય છે.' એ આ કુકુટારામમાં હાલ વાસો કરે છે." રાક્ષસે કહ્યું.

"કુકુટારામ શું છે?"

"એ ભિક્ષુઓનું તપોવન છે. એમનો થેરો[1] નારદ નરેંદ્ર મુંડના[2] સમયમાં રહી ગયો ત્યારથી એ સ્થાન ઘણું પવિત્ર મનાય છે."

અશ્વિનોના મંદિરથી થોડે દૂર નદી તીરે એક નાનકડું તપોવન હતું. તેમાં આઠ નવ નાની નાની ઝુંપડીઓ દેખાતી. કેટલાક વૃદ્ધ વૃક્ષો પોતાની વિશાલ છાયાથી આ સ્થળને રમણીય કરી રહ્યા હતાં. પાટલીપુત્ર જેવા ઉદ્યોગી શહેરની પાસે આવું સુંદર ને શાન્ત સ્થળ મનોરમ થાય તેની નવાઈ નહોતી.

પહેલી ઝુંપડી આગળ એક વૃદ્ધ પુરુષ બેઠો હતો. રાક્ષસે કહ્યું: "યશ અહીંઆંજ બેઠા છે." રાક્ષસ ઉતાવળે પગે તેના તરફ ગયો. આંભિ જિજ્ઞાસાથી આ વૃદ્ધ પુરુષ તરફ જોઇ રહ્યો. મોટી

૧ સ્થવિર વૃદ્ધભિક્ષુ ૨ વાર્તાના સમય પૂર્વે થયેલા પાટલિપુત્રનો રાજા.

તેજસ્વી આંખો, સ્વચ્છ કેશવિહીન માથું, પહોળા, જાડા હોઠ અને પીળાં વસ્ત્રોઃ–આ બધામાં શોભતો કામંદકનો પુત્ર યસ '[1] नमो तस्स भगवतो अरहतो समास्सम्बुद्धस्स ' બોલતો બોલતો ડોકું ધુણાવતો હતો. તે ભલમનસાઇનો અવતાર લાગતો. આમ્ભિ ઉત્સુકતાથી અને આચાર્ય ઝીણવટથી આ વૃદ્ધ પુરુષને જોઇ રહ્યા.

રાક્ષસે તેને શૌનકની વાત કરી અને આંભિના અનુયાયીઓ શૌનકને તેની પાસે લઇ આવ્યા. યસે તૂરત–આવા વૃદ્ધ પુરુષમાં ન આશા રખાય તેવા ઉત્સાહથી—શૌનકને ઉપચાર કરવા માંડ્યા અને કુક્કુટારામની આ નાની ઝુંપડી આગળ પાછળ આવતા મનુષ્યોનું વર્તુલ થઇ રહ્યું. કેટલાકો અહીંઆં આવતાં–આવા ભિક્ષુઓના સ્થાનમાં આવતાં જરાક ખંચાયા; પણ રાક્ષસ, આચાર્ય ને આંભિની હાજરીથી હીંમત રાખી રહ્યા.

યસ કોઇ કોઇ વાર પોતાનો પાઠ બોલતો, કોઇ વાર તાનમાં આવતાં શૌનકને સંબોધતો, કોઇક વાર હસીને રાક્ષસ જોડે બે અક્ષર બોલતો.

" મંત્રી ! " યસે પુછ્યું; " આ બધા કોણ છે ?"

" આ તક્ષશિલાના રાજકુમાર મહાદેવીના ભાઇ, " રાક્ષસે ઓળખાણ આપી. " ને આ એમના–" રાક્ષસે અચકાતે કહ્યું; "–એમના આચાર્ય. "

આંભિ અજબ થયો આવી અજબ જેવી વાત સાંભળી આ વૃદ્ધ પુરુષે ઉંચું પણ ન જોયું ને બેદરકારીથી પોતાનો પાઠ અને ઉપચાર કરવા લાગ્યો. એટલામાં તેના જેવા બીજા બે ભિક્ષુઓ આવી લાગ્યા અને તેમણે શૌનકનો ઉપચાર કરવાનું કામ ઉપાડી લીધું.

" હે ભદંત યસ " રાક્ષસે કહ્યું, " આંભિ કુમારને આ ગૌતમ ઓવારાનું નામ કેમ પડ્યું તે સાંભળવું છે." યસની આંખોમાં રસ આવ્યો. તેણે આંભિ તરફ પહેલી વખત ધ્યાનથી જોયું, અને અજબ રીતે હસ્યો.

જરાક સખ્તાઇભરી રીતે, હંમેશકરતાં વધારે તટસ્થતા દાખવતા આચાર્ય અડગ બની આ વૃદ્ધ પુરુષને તીક્ષ્ણતાથી જોઇ રહ્યા. આચાર્યની તીક્ષ્ણ નજરની પરવા કર્યા વિના પોતાના બોડા માથા ઉપર યસે હાથ ફેરવ્યો ને હસીને કહ્યુંઃ " રાજન્ ! ગૌતમ ઓવારો પરમ ધામ છે. એ નિર્વાણનું દ્વાર છે. અહીંથી ભગવાન તથાગત ગંગા ઓળંગીને ગયા. "

"ભગવાન તથાગત !" આંભિએ અજાયબ થઇ પુછ્યું.

" ગૌતમ-શાક્યમુનિ. આ ભિક્ષુઓનો સંઘ સ્થાપનાર " ટાઢાશથી કોઇ પણ પ્રકારનો રસ દેખાડ્યા વિના આચાર્યે માહીતી આપી.

" ભગવાને–સંબુદ્ધ એવા ભગવાન તથાગતે શિષ્યોમાં પ્રિય એવા આનંદને કહ્યું;" વૃદ્ધ યસે આચાર્ય તરફ જોયા વિના બોલવા માંડ્યું. એના અવાજમાં પૂજ્યભાવની આર્દ્રતા હતી. એની આંખમાં ભક્તિનો નીશો હતો. અનેક વખત કહેલી વાત તેને મન વિનય અને નિકાય[2]ના સમગ્ર પાઠથી પણ વધારે પ્રિય હતી.

આંભિ જરાક હસ્યો. " ભદંત યસ ! " તેણે કહ્યું: " તથાગત ! એ કોણ ? "

નિઃશ્વાસ મુકી યસે ઉંચી આંખો કરી અને બોલ્યોઃ " ભગવાન બુદ્ધ ! ભગવાન તથાગત ! ભગવાન વિજ્જાચરણ સમ્પન્નો લોકનાથો ! રાજન્ ! ચક્રવર્તીપદ સરળતાથી મળે છે પણ ભગવાનસુગતની કથા સહેલાઇથી સંભળાતી નથી." અર્દ્ધ અવાજે યસે કહ્યુંઃ "સાંભળો ! રાજગૃહથી નાલંદામાં આવતાં ભગવાન તથાગતે પ્રિય શિષ્ય

---

[1] સમ્યગ સંબુદ્ધ ભગવાન અરહંત (બુદ્ધ)ને નમસ્કાર. [2] જુના બૌદ્ધ ધર્મગ્રંથો.

આયસ્મા[1] આનંદને કહ્યું '"ચાલો પાટલિકગ્રામ જઈએ." શિષ્યોએ હા પાડી અને અહીંઆં ભગવાન આવ્યા. ભગવાને બીજે દિવસે સવારે ઉઠી અતિગૌરવાહિ આનંદને કહ્યું: 'આનંદ! પાટલિકગ્રામમાં શહેર કોણ વસાવે છે?' આયસ્મા આનંદે જવાબ દીધોઃ 'પ્રભો! ભગવાન! મગધના મંત્રીવર્યો સુનીધ અને વરસકાર વજ્જીઓને રોકવા માટે પાટલિકગ્રામ આગળ શહેર વસાવે છે.' આ સાંભળી ભગવાને કહ્યું. 'હે આનંદ! દિવ્ય દૃષ્ટિથી હું જોઉં છું કે મનુષ્યોથી પણ શ્રેષ્ઠ એવા હજારો દેવો પાટલિકગ્રામમાં વાસો કરશે. હે આનંદ! જ્યાં સુધી સુંદર પ્રસાદો છે, વ્યાપારીઓ વ્યાપાર કરે છે ત્યાં સુધી આ પાટલિકપુત્ર મહાનગર થશે અને દરેક પ્રકારની વસ્તુઓનો વિનિમય અહીંઆં થશે.' અને ભવિષ્ય ભાખતાં ભગવાન ધમ્મરાજાએ કહ્યું: 'હે આનંદ! પાટલિકપુત્રને ત્રણ ભય છેઃ અગ્નિ, જલ અને આંતર કલહ' આમ કહી પશ્ચિમ દ્વારેથી ભગવાન બહાર પડ્યા અને આ ઓવારેથી ગંગાને પેલે તીર ગયા."

યસની આંખો આકાશ પર ઠરી રહી હતી. તેમાંથી ભક્તિનાં તેજ ખરતાં હતાં. તેના અવાજમાં આર્દ્રતા હતી.

તે યસના શબ્દોમાં ઊર્મિભર્યા હૃદયની સર્જકતા હતી. તેની આંખ આગળ એના ભગવાન એને દેખાતા હોય એમ લાગતું હતુ. તે માત્ર વાત નહોતો કરતો, પણ કલ્પનાએ વારંવાર દેખેલા પ્રિય દૃશ્યનું શાબ્દિક સર્જન કરતો હતો.

યસની પૂજ્યભાવપૂર્ણ આંખો. બધા તરફ ફરી, અને વિપલ વાર અપરિચિત બનેલી સૃષ્ટિને જોઈ રહી. એ ભિક્ષુઓ હજાર વાર સાંભળેલી આ વાત રસથી સાંભળી રહ્યા. રાક્ષસ મુત્સદ્દીની ધીરજથી ધ્યાન આપી રહ્યો.

આંભિના મુખ પર હાસ્ય હતું. એક નજીવી વાતને પણ આ ભલો ભોળો વૃદ્ધ કેટલી અગત્ય આપતો હતો! આચાર્ય સખત તટસ્થતામાં, તિરસ્કાર દર્શાવી રહ્યા: 'રાક્ષસ!' આચાર્યે યસ તરફ જોયા વિના કહ્યું: "હવે આ લોકો પરવાર્યા હોય તો શૌનકને લઈ જઈએ."

"જેવી આજ્ઞા!" રાક્ષસે કહ્યું અને અનુચરોને શૌનકને ઉપાડી લેવા કહ્યું.

યસ આચાર્ય તરફ ડોળા કાઢી જોઈ રહ્યો. ભિક્ષુઓમાં એ અગ્રગણ્ય હતો; એના શબ્દો એનો સંઘ પૂજ્યભાવથી સંઘરતો; ધનનંદ પોતે તેની પાસે કદી કદી આવતો; અને આજે આ પરદેશી તેની તરફ સ્પષ્ટ રીતે તિરસ્કાર બતાવતો હતો. એનું આત્મગૌરવ ઘવાયું.

"તમે બ્રાહ્મણ કહાવો છો?" તેણે જરાક અધીરાઈથી આચાર્યને કહ્યું; "તો સાંભળતા જાઓ-નિર્વાણમંત્ર" અને મોટે અવાજે તેણે પડકાર કર્યો.

"બ્રાહ્મણ માથી જન્મેલાને હું બ્રાહ્મણ કહેતો નથી. જો તે ધનાઢ્ય હશે તો લોકો તેને 'ભો!' કહી બોલાવશે. જે અકિંચન હોય, લેવાની ઇચ્છા વિનાનો હોય, તેનેજ હું બ્રાહ્મણ કહું છું. સર્વ સંયોજનોને છેદીને જે ત્રાસ પામતો નથી; જે આસક્તિથી પર ગયો છે, તેને હું બ્રાહ્મણ કહું છું ચામડાના વરતને,[2] તથા જાળને[3] તથા મહોરીને[4] ક્રમ પ્રમાણે છેદીને જેણે ભોગળને[5] ફેંકી દીધી છે તેવા બુદ્ધને હું બ્રાહ્મણ કહું છું."

આચાર્યના મુખ પર હાસ્ય હતું; પણ તેની તેજસ્વી આંખોનાં શાંત ને એકાગ્ર તેજથી યસ છેલ્લી પંક્તિઓ બોલતાં અસ્વસ્થ થયો.

---

૧ પૂજ્ય. ૨ વેરને ૩. તૃષ્ણાને ૪. દૃષ્ટિને ૫. અવિદ્યાને

આસપાસ ઉભેલા લોકો પ્રિય થઇ પડેલા આચાર્યને આ પ્રમાણે સંબોધતા ભિક્ષુક તરફ જરાક ગુસ્સામાં જોઇ રહ્યા.

પલ વાર શાંતિ પ્રસરી.

" કામંદકના પુત્ર યસ !" તેના અવાજમાં તક્ષશિલાના વિશ્વવિખ્યાત વિદ્યાપીઠમાં શિષ્યસમૂહોને શાસ્ત્રજ્ઞાન દેતા પ્રતાપી આચાર્યની સત્તાશીલ શાંતિ હતી. " હું વિવાદ માટે અહીંઆં નથી આવ્યો; પણ ખબર ન હોય તો જાણી લેઃ

"સ્વધર્મમાં અવ્યભિચારી, આર્યોની મર્યાદામાં વ્યવસ્થિત, વર્ણાશ્રમમાં સ્થિત, ચારે વિદ્યામાં વિશારદ એવોજ બ્રાહ્મણ નાશ પામતો નથી.

"પુત્રદારા છોડી, તેના પોષણની પરવા કર્યા વિના જે પરિવ્રાજક થાય છે, જે સ્ત્રીઓને પરિવ્રાજિકાઓ કરે છે, તે હે યસ ! દંડનો અધિકારી થાય છેઃ—એટલુંજ નહી તેને ગામમાં આવવા દેનાર રાજા સ્વધર્મથી ચળે છે."

લોકો હસ્યા. આચાર્ય ફરીને આંબિ જોડે ચાલવા લાગ્યા. યસ ધ્રુસ્કી રહ્યો.

" કામંદકના પુત્ર યસ " રાક્ષમે મીઠાશથી વાત ફેરવી; "તમે વૈશાલી[1] કયારે જવાના છો ?"

પલ વાર યસ બોલી શકયો નહીં. " હું ભિક્ષુઓ સાથે પરમ દહાડે સવારે જવાનો છું." તેણે માથા પર હાથ ફેરવતાં જવાબ આપ્યો.

આચાર્ય જતા હતા તે યસ તરફ ફર્યા. તેની આંખોમાં જરાક હાસ્ય હતું. " વિનય વિવાદ કયારે પુરો કરશો ? દશ વસ્તુનો[2] નિર્ણય થયો કે નહીં ?"

" કયાંથી થાય ?" આ દશ વસ્તુ યસની અકળામણનો પ્રથમ વિષય હતો. " આજકાલ બધાએ ડાહ્યા થઇ બેઠા છે."

" તેમાં વૈશાલી જાઓ છો ?"

" હા. શું કરું ? કૈં નિર્ણય તો કરવોને. પણ તમે કયાંથી જાણ્યું ?"

આચાર્ય હસ્યા. " ગૌતમ આવારે થઇ જવાના હશો ?"

" હાસ્તો."

" ચાલો હવે " કહી આચાર્ય ત્યાંથી ચાલી નીકળ્યા.

[આ વાર્તાનો રસિક ભાગ આવતા અંકમાં]



૧ શહેરનું નામ ૨ આ સમયે બૌદ્ધ ભિક્ષુઓમાં બે તડ પડ્યાં હતાં; અને તકરારનો મુદ્દો દશ પ્રશ્નો દસ વસ્તૂનિ' હતા યસ એક પક્ષનો નેતા હતો. અને થોડા વર્ષ પછી એ વિષયનો નિર્ણય કરવા બુદ્ધનિર્વાણના સો વર્ષ પછી વૈશાલીમા ભિક્ષુઓની સંગતિ (સભા) મળી ત્યારે યસ પ્રમુખ હતો. તે સંગતિ પછી સ્થવિરવાદી અને મહાસાંઘિક એવા બે પક્ષ પડયા.

# મુંબાઇ સ્ત્રી કેળવણી પરિષદ

[ અનુસંધાન પૃષ્ઠ ૩૫૪ થી ]

બીજો ઠરાવ નીચે પ્રમાણે હતો:-આ પરિષદ સરકારને વીનંતી કરે છે કે પ્રાથમિક શાળાઓમાં ખાતાનાં પસંદ કરેલાંજ પુસ્તકો વપરાય એ આગ્રહ છોડી દેવો. એથી ખાનગી પ્રયાસને ઉત્તેજન મળશે અને વધારે સારાં પાઠ્ય પુસ્તકો શાળાઓ માટે લખાશે.

ત્રીજો ઠરાવ:—આ પરિષદ મુંબાઇ મ્યુનીસીપાલીટીની શાળા સમિતિને વીનંતી કરે છે કે બાળકો માટે સસ્તું ને સુંદર સાહિત્ય પુરું પાડવા માટે એક પ્રકાશન સંસ્થા નીમે.

ચોથો ઠરાવ:—આ પરિષદનો અભિપ્રાય છે કે ભોપાલનાં નામદાર સુલતાન જહાન બેગમને અખિલ ભારત સ્ત્રી કેળવણી પરિષદનાં અધ્યક્ષ થવાની વીનંતી કરવી

પાચમો ઠરાવ:—આ પરિષદ મુંબાઇ મ્યુનીસીપાલીટીને વીનંતી કરે છે કે પ્રાથમિક નીશાળોને માટે ચોખ્ખાં મકાનો બાંધવાનો જે ક્રમ હાથ પર લીધો છે તે જલ્દી પુરો કરે.

છઠ્ઠો ઠરાવ:—આ પરિષદ મુબાઇની મ્યુનીલીપાલીટી તેમજ ઇમ્પ્રુવ્મેન્ટ ટ્રસ્ટને વીનંતી કરે છે કે શહેરની શાળાઓનાં બાળકો માટે ખુલ્લાં મેદાન રમતો માટે આપે.

ડૉકટર મીસ મીસ્રીએ પોતાનો નિબંધ વાંચતાં જણાવ્યું કે શાળામાં ડાકટરી તપાસ તથા શારીરિક કેળવણી પર વધારે ધ્યાન આપવું જોઇએ.

શરીરને આરોગ્ય રાખવુ એ બાળક માટે બહુજ જરુરનું છે. સુધરેલા ગણાતા દેશોમાં પણ જોઇએ તે કરતાં વધારે બાળ મરણ પ્રમાણ છે. શરીર સંબંધી માહીતી તેમજ તેને ખીલવવાની કસરતો નાની વયથીજ અપાવી જોઇએ. થોડાક વિવેચન બાદ ઠરાવ પસાર થયો કે આ પરિષદનો અભિપ્રાય છે કે પ્રાથમિક શાળાઓમાં વારંવાર ડાકટરી તપાસ થાય તેને માટે સગવડ કરી આપવી. તેમજ શાળાના અભ્યાસક્રમમાં શારીરક શિક્ષણને મહત્વ અપાવું જોઇએ

મીસ એસ. ડાલમે હાલની પરીક્ષા પદ્ધતિ પ્રાથમિક શાળામાં કેવી નુકસાનકારક છે, તે બાળકોનો કઇ પ્રતિએ ભોગ લે છે તે જણાવી તેના અટકાવ વીશે પેપર વાંચ્યો હતો. ન્યુ હાઇ સ્કુલના માલીક મી. મઝંબાને તેમને ટેકો આપતા પેપર વાંચનારે ઠરાવ મુકયો હતો કે આ પરિષદનો અભિપ્રાય છે કે શાળામાં પરીક્ષાને જે અતિશય મહત્વ અપાય છે તેને લીધે કેળવણીનો વિકાસ અટકે છે. તેથી આ પરિષદ ભલામણ કરે છે કે પ્રાથમિક શાળામાં ચાલતી હાલની પરીક્ષા પદ્ધતિ કાઢી નાખવી જોઇએ. સદર ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો.

મીસ ડેવાસે ખોડખાપણવાળાં તેમજ ખોટું કામ કરનાર બાળકોની શી જરુરીઆતો છે તે દર્શાવી હતી આ બાબતમાં નામદાર સરકારની તેમજ સમાજની શી ફરજ છે તેનો ચીતાર આપી દીલગીરી જાહેર કરી કે મુબાઇ જેવા શહેરમાં આવી સંસ્થાઓ બહુજ જુજ છે. પ્રીન્સીપાલ હૅમીલે મીસ ડેવીસના વિચારોની સાથે પોતાનું મળતાપણું જાહેર કર્યા બાદ ઠરાવ પસાર થયો હતો કે આ પરિષદ ભલામણ કરે છે કે ખોડખાંપણવાળાં તેમજ ખોટું કામ કરવા પ્રવૃત્ત થયેલ બાળકોની કેળવણી માટે દરેક જાતની સગવડ થવી જોઇએ.

ઠરાવ દશમો:—આવતા ફેબ્રુઆરી માસમાં દીલ્હીમાં મળનાર અખિલ ભારત સ્ત્રી કેળવણી પરિષદમાં નીચે જણાવેલ પ્રતિનિધિઓને આ કોન્ફરન્સ તરફથી મોકલવાં.

મીસ ચટ્ટોપાધ્યાય
ડૉ. ,, નવરંગે
,, રંજન
મીસીસ તીકંબે
મીસ ડાલસ
,, હાલીં
મીસીસ સરોજિની મહેતા
,, સેલીમઅલી
મીસ બહાદુરજી
મીસીસ હંસા મહેતા

છેવટે મીસીસ સરોજિની નાયડુએ જણાવ્યું કે કોન્ફરન્સના પ્રમુખના ભાષણમાં જે આદેશ આપવામાં આવ્યો હતો તે બહુજ લક્ષમાં રાખવા જેવો છે. કેળવણી બાળકના આત્માની ખીલવણી પરજ રચાવી જોઇએ. દેશની પ્રગતિનો આધાર કન્યા કેળવણી પર હોવાથી આ પ્રકારની કોન્ફરન્સોની ખાસ આવશ્યકતા છે, વગેરે.

---

## પ્ર જા સ ત્તા

[અનુસંધાન પૃષ્ઠ ૩૬૦ થી]

જયપાળ

શી કીંમત ઉપજશે ?

ચોર

જેવી ભુખ તેવી કીંમત ! મારાં છોકરાંને એક ટંક અનાજ મળશે તો આ હારની કીંમત મળી સમજીશ.

જયપાળ

આ હાર મહારાજા જયપાળનો છે. મહારાજાનો હાર ચોરતાં શરમ નથી આવતી !

ચોર

શરમ ? સાત દિવસના ઉપવાસીને શરમ ? કે જેના રાજ્યમહેલમાં આવા હાર પડ્યા રહે, અને કોઇને કામ ન લાગે તેવા......

જયપાળ

જા, હાર લેઇ જા. હું બક્ષીસ આપું છું.

ચોર

( વિચાર કરી ) બક્ષીસ ? દાન ? નહી જોઇએ. આપ કોણ છો ?

જયપાળ

હું મહારાજા જયપાળ છું !

ચોર

રાજાથી કદી બક્ષીસ આપાઇ છે ? બક્ષીસ આપવી હોય તો હાથમાં રાજ્ય લો અને લોકમાં લુંટાવી દો ! નહીં તો કોઇનું બહારવટું કે કોઇ રણસંગ્રામ.........

[ ચોર અદ્દશ્ય થઇ જાય છે. કોઇ મહાન માનવ સમુદાય દ્વાર ઠોકતો સંભળાય છે. જયપાળ સહજ ભય પામી ખુરશી ઉપર પાછા બેસી જાય છે. ]

જયપાળ

કોણ મારાં દ્વાર ઠોકે છે ?

[વાતાવરણમાં સંગીત ફેલાય છે.]

મુગટધર, ભાર—ધીમે, ધીમે હાવે ઉતાર !

જયપાળ

રોકો, રોકો ! નહીં તો હું આ પ્રવાહમાં ખેંચાઇ જાઉં છું !

[ પડદો પડે છે. ]

## ૩

ફોઝદાર સાહેબ અક્કડ થઇ ઉભા રહ્યા. ધારા ને વ્યવસ્થાનાં બધાં બળો તેમના અંતરમાં ઉછળી આવ્યાં; તેમનું મુખ સખત—નહીં ઓળખાય એવું થઇ ગયું. વ્યવસ્થાનો વિરોધ અને સાથે છેતરપીંડી ! કમળાએ કહ્યું હતું તે કડવાશથી તેણે ફરી ફરી સંભાર્યું.

તેમણે ખાનું ઉઘાડ્યું, વારંટ ફરીથી વાંચ્યું, તે અને હાથકડી ગજવામાં મુકયાં.

તે નીચે ઉતરી ખાડીઆની અંધારી ગલીઓમાં ગયા. તેમનાં દૃઢ ડગ, સચોટ દૃષ્ટિ તરવારની મુઠ પર હાથ જતાં, અધકારની અવ્યવસ્થા પર દોર ચલાવતી ધારાની સજીવ મૂર્તિ તે લાગતા.

તે દિનેશને ઘેર ગયા. તેનું ઘર નાનું ને જુનું હતુ. તેનો ધંધો મોટું ઘર બાંધવા જેટલો હજુ ધીકયો ન હોતો. બારણું ઠોકતા પહેલાં તેમણે જાળીમાંથી નજર કરી.

ચોકમાં દિનેશ અને તેના બે મિત્રો જમવા બેઠા હતા. સામુ કમળાબહેન હેતભરી આંખોએ દીકરાને જોઇ રહ્યાં, હતાં તેમના ખોળામા બે મહીનાનો પૌત્ર હતો. દિનેશની વહુ શરમાતી, મલકાતી પીરસતી હતી. એક અગરબતીની સુવાસ ચારે તરફ પ્રસરતી હતી.

ફોઝદાર સાહેમે થોડીવાર જોયા કર્યું. વ્યવસ્થાવિરોધીઓને જોઇ તેમણે હોઠ પીસ્યા. કમળાબહેને કરેલી વાતથી તેમને ઝનુન આવી.

" કોણ એ ? " કમળાબહેને પુછ્યું.

ફોઝદાર સાહેબે ધ્યાનથી જોયું. દિનેશ ને તેના મિત્રો સ્તબ્ધ થઇ ગયા હતા. દિનેશની વહુ ફીક્કી પડી ગઇ. કમળાબહેનની આંખમાં વેદના હતી-અને ઠપકો હતો.

" જ્યારે તે સાત વર્ષનો હતો ત્યારે એને શેરડીના કકડા કરી આપ્યા હતા ! . " તેમણે કમળાબહેનની વાત સંભારી ને ખડખડ હસ્યા. " કોઇ નહીં એતો હું. "

" કોણ પરમોદ કાકા ! ", દિનેશનો સ્વસ્થ અવાજ આવ્યો. " આવો હીંચકા પર બેસો. બુટ ચાલશે. હું સમજ્યો કેમ આવ્યાં છો તે. મને જમી લેવા દો. બા ! કાકાને દુધ તો આપ... ના. ના. કાકા નહીં ચાલે. આજે મારો જન્મદિવસ છે."

આખી સૃષ્ટિ ફોઝદાર સાહેબની આંખ આગળ નાચવા માંડી. અગરબત્તીની સુવાસ તેમને વશ કરતી હતી. તેમની અને દિનેશ વચ્ચે પારદર્શક પડદો પડયો હતો.

તે હીંચકે બેઠા-બેસી પડયા. કેવો હેતાળ આવકાર !

" વહુ ! કાકાજીને સારુ દુધ લાવ " કમળાબહેનનો અવાજ આવ્યો. આજ અવાજે સાઠ વર્ષ પર શેરડી માગી હતી.

" ભાઇ ! " પાછો તેજ અવાજ આવ્યો. " આ દીનુનો કીકો " તેમની જીભ અટકી ગઇ, માત્ર હાથજ લાંબા થઇ શકયા... તેમની ઝાંખ વળેલી આંખે એક નાનું છોકરું પોતાના હ થમાં દેખાયું...ને તે હસ્યા. તેમની આંખોમાં હરામખોરીનું તોફાન ચમક્યું. જો સાઠવર્ષ પર બધું સીધું ઉતર્યું હોત તો તેમનો છોકરો હોત ; ને આ છોકરું–"તે મનમાં બબડયા ને ન કળાય તેવી રીતે જોઇ રહ્યા.

" કાકા મને લઇ જવાની ઉતાવળ છે ? " દિનેશનો અવાજ આવ્યો.

" ઉતાવળ શેની ? શા માટે ? કશી ઉતાવળ નથી. તારો જન્મદિવસ છે એમ સાંભળ્યું તેથી હુ તો આવ્યો "

કમળાબહેનની આંખો હર્ષથી સાભાર ચમકતી તેમણે જોઇ. જ્યારે તેમણે શેરડીના કકડા

આપ્યા હતા ત્યારે પણ એજ આંખો એવી રીતે ચમકી હતી; નહીં ?

ફોજદાર સાહેબે પોતાના મન સાથે મજાક કરી અને હસ્યા. તેમણે દુધ લીધું, પીધું. તે હસ્યા—બધાં હસ્યાં. તે બોલ્યા, બધાં બોલ્યાં. પેલુ છોકરું રડવા લાગ્યું. એમને તો ત્યાં ને ત્યાંજ બેસવું હતું. ક્ષણે ક્ષણમાં કે પછી અગરબત્તીમાં ઘણી માદકતા હતી.

દિનેશ જમીને ઉઠ્યો ને તે અને તેના મિત્રો પાન ખાવા બેઠા. સામું કમળાબહેન ને દિનેશની વહુ જમવા બેઠાં.

ફોજદાર સાહેબની બુદ્ધિ કર્તવ્ય કરવાનો હુકમ કરતી હતી. ' ધારા ને વ્યવસ્થા સનાતન દૈવી ધર્મ' છે. એ ધર્મ ઉલ્લઘનારને શિક્ષા થવીજ જોઇએ. ' પણ દિનેશને પોતે અત્યારે પકડે તો આ આનંદમાં ભંગ પડે. કમળાની વાત યાદ આવતાં હસવું આવ્યું... જો કમળા તેની સ્ત્રી થઇ હોત, દિનેશ તેનો પુત્ર હોત, તો આ નાનું બાળક તેનો પૌત્ર થાત...અને પોતે આ આનંદી ને સ્નેહાલ કુટુંબનો પિતા હોત...તેને મનમાં ને મનમાં હસવું આવ્યું. કમળા તેની ભલમનસાઇનો લાભ લેવા આવી હતી. તે, દિનેશ, તેની વહુ ને છોકરો.

એમને પોતાનું જીવન મરભૂમિ જેવું લાગ્યું. તેમાં દિવસમાં બે વખત ખાવાનું, ને મહીનામાં એક વખત પગાર લઇ આવવાનો—એટલોજ આનંદ !

પણ ધારા અને વ્યવસ્થાનું શું ?...

તેમણે નિશ્ચય કર્યો અને તડાકા મારવા શરુ કર્યા. ઘરના સ્નેહાળ વાતાવરણમાં તેમની જીભે પણ ઓર ખુબી આવીને વસી. એ એમની જુવાનીના ને બાલપણના ટુચકા કહેવા લાગ્યા. વાત કરતાં વાત નીકળી.

" દીનુ ! એક વાત ખબર છે કે ? કમળાબહેને મારો હાથ કાપી નાખેલો."

" મારી બાએ ? એ કેવી રીતે ? " દિનેશે પુછ્યું: કમળાબહેનના અંતરમાં ધ્રાસકો પડ્યો ને ગભરાઇને જોઇ રહ્યાં.

" તને ખબર નથી? તારી બાનો મારી જોડે વિવાહ થએલો."

" શું કહો છો ? " દિનેશનો એક મિત્ર બોલ્યો.

"તે હું જાણું કે આજકાલના તમે જાણો?" ફોજદાર સાહેબે કહ્યુ; " કમળાબહેન એક દહાડો વાડીએ આવ્યાં. ને અમે બે સીગરામમાં ભરાઇ છાનાંમાનાં શેરડી ખાવા બેઠાં " બધાં હસ્યાં. કમળાબહેન નીચેથી ઉંચું જોઇ શક્યાં નહીં. દિનેશની વહુ શરમની મારી રાતી ચોળ થઇ રહી. " શેરડી કાપતાં મારી આંગળી કપાઇ ગઇ " બધા હસ્યા. કમળા નીચુંજ જોઇ રહી.

" તેમાં કૈં બાએ કાપી ! "

" એની શેરડીએ કપાવી. ભાઇ થયું ?" ફોજદારે કહ્યુ. એમને પોતાને અજાયબ લાગે એવો હેતાળ ને હસમુખો અવાજ તેમના ગળામાંથી નીકળતો હતો. "આ રહી તે આંગળી" કહી ડાબા હાથની વચલી આંગળી ફોજદારે ઉંચી કરી; અને દિનેશના એક મિત્રે દીવો ધર્યો અને કમળાબહેન સીવાય બધાં ફોજદાર સાહેબની આંગળી જોવા આવ્યા. તેમની વાત ખરી લાગી. તેમના ડાબા હાથની વચલી આંગળી પર પહેલા વેઢા આગળ ઉંડો જબરો ઘા હતો. વર્ષો થયાં પણ ઘા સ્પષ્ટ દેખાતો.

ફોજદાર સાહેબની મોટી આંખો વિચિત્ર રીતે કમળાબહેન પર ઠરી હસી; અને તે નીચેથી ઉચું જોઇ શકતાં નહોતાં. દિનેશ આ બંનેને જોઇ રહ્યો પાછી વાત બદલાઇ;

ફોઝદાર સાહેબે ને કમળાબહેને કૈં કૈં જુની વાતો કાઢી; અને જુવાનીઆં બધાં મજાહ કરતાં, સાંભળી રહ્યાં.

બાર વાગ્યા અને બધાં વીખરાયાં. બારણાં સુધી કમળાબહેન ને દિનેશ વળાવા આવ્યાં.

"પ્રમોદ કાકા ? મને ક્યારે પકડવો છે ?" દિનેશે પુછ્યું. કમળાબહેન ચિંતાતુર મુખે જોઇ રહ્યાં.

"તને ?" હસીને ફોજદાર સાહેબે કહ્યું ને ન સમજાય તેમ જોઇ રહ્યા. "My boy ! હું અમદાવાદમાં પોલીસમાં છું ત્યાં સુધી તો નહીંજ." ફોઝદાર સાહેબનો અવાજ ગળગળો હતો. કમળાબહેનની આંખમાં કૃતજ્ઞતા દેખાઇ, દિનેશની નજર ફરી આ બે જણ પર પડી.

"Thank you !" દિનેશનો અવાજ આવ્યો...

"આવજો ભાઇ !" એક અવાજ આવ્યો...

બારણું દેવાઇ ગયું; અને ચારે તરફ અંધકાર વ્યાપી રહ્યો. ફોઝદાર પોતે શેરીમાં હતા; પગ તેમને લઇ જતા હતા, પણ અંતર અંદર વસતા વહાલસોયા આનંદી કુટુંબમાં હતું

ઠંડો પવન વાતો હતો તેમણે ટોપી કાઢી મગજ ઠંડુ કરવા માંડયું...

... ન કલ્પેલા આલ્હાદો જાણે પાછળ રહી ગયા હોય તેમ તેમણે પાછળ જોયું, અંધકારમાં સામું જોયું. એક પોલીસમેન ડેપ્યુટી સુપ્રીન્ટેન્ડન્ટને સલામ કરી રહ્યો હતો. એ કોને સલામ કરતો હતો—તેમને વિચાર થયો.

તે એકદમ નિશ્ચય પર આવ્યા. પોલીસમેન પાસે તેમણે ભાડુતી ગાડી મંગાવી, અને ગાડીમાં બેસી કલેકટરને ત્યાં ગયા.

રાતના એક વાગે તેમણે કલેકટરને જગાડ્યા. અને ક્યાં સુધી તેની સાથે વાત કરી.

જ્યારે બે વાગે તે પોતાને ઘેર આવ્યા ત્યારે તેમનું મોં હસતું હતું. ને રાતના જેવી સુખી રાત તેમણે ગાળી નહોતી.

૪

બીજે દિવસે ગામ ગપાટાના વાયરાઓ વાયા.

એક વાયરો વાત લાવ્યો કે દિનેશ ઠાકોરને કેદ પકડવાના હતા, પણ પ્રમોદરાય ફોઝદારે કલેકટર પાસે જઇ રાજીનામાની ધમકી આપી વારંટ રદ કરાવ્યું.

એક વા એવો હતો કે દિનેશે રાતના ફોઝદાર સાહેબને ઘેર બોલાવી સત્યાગ્રહ છોડવાનું વચન આપી વારંટ રદ કરાવ્યું.

એક વા એવો વાયો કે ફોઝદાર સાહેબને દિનેશની માએ સમજાવ્યા ને વારંટ રદ કરાવ્યું.

આ વાયરાઓ જોરથી વાયા, અને બપોર પહેલાં તો રાજીનામુ ફોઝદારે કેમ ફાડયુ, તે અને કમળાબહેન રોજ બેસીને શેરડી કેમ ખાતાં હતાં, દિનેશે કેવા શબ્દોમાં સત્યાગ્રહ છોડયો એ બધી હકીકતની ચોક્કસ ખાત્રી આપનાર જાણકારો પોળે પોળે થઇ ગયા.

આ વાયરાઓમાં હકીકત એટલી તો ખરીજ હતી કે બીજે દિવસે દિનેશને કોઇએ પકડ્યો નહીં. શા કારણથી તે દરેકને શોધવાની છુટ હતી.

દિનેશે રાત આનંદમાં ગાળી ને સવારે તે નીરાંતે ઉઠયો. તેને ફોઝદારના શબ્દોમાં વિશ્વાસ નહોતો, એટલે પોતે પકડાશે એમ ખાત્રી હતી. આઠ થયા, નવ થયા, અગીઆર થયા, તે કોરટમાં ગયો—પણ વારંટ આવ્યું નહીં. એટલે નાસીપાસ થયો. સત્યાગ્રહીના શિરોમણિ તરીકે બધાથી પહેલાં પકડાવાનું માન તે મેળવતો રહી ગયો એ વિચારે તે ખિન્ન થયો.

પછી તેણે ગામગપાટા સાંભળ્યા. પહેલાં તો તેને ગમ્યા નહીં. પછી અઢી વાગે ગુજરાત કલબમાં તે ચાહ પીવા ગયો. ત્યાં પણ એની

એજ વાત થતી સાંભળી.

એક ચીબાવલાએ ડામ દીધોઃ "મારી મા પણ ડેપ્યુટી સુપરીન્ટેન્ડન્ટ સામું બેસી તેને શેરડી ખવાડતી હોત તો મને પણ કોઇ નહીં પકડત."

આ શબ્દો દિનેશને કાને પડયા ને તે ચમકયો. શું એમાં કૈં સત્ય હતું? તેના હૃદયમા શંકાઓ ઉદ્દ્ભવી.

ફોઝદાર સાહેબ કોઇ દિવસ નહીં ને તેને ત્યાં કાલે કયાંથી? કોઇ દિવસ નહીં ને તેની મા જોડે આટલી બોલવાની છુટ કયાંથી? કાલે ફોઝદાર હસતા હતા ત્યારે તેની મા નીચું કેમ જોતી હતી? 'હું પોલીસમાં છું ત્યાં સુધી' એવી ખાત્રી આપવાની શી ગરજ? અરે ભગવાન! ને તેમણે તેને 'માઇ બોય' કહી સંબોધ્યો હતો ......... ને પેલી કપાએલી આંગળી!

તેના ક્ષુબ્ધ મગજમાં અજવાળું પડયું. તેની માને લીધે ફોઝદારે તેને જવા દીધો, ને કલેકટર પાસે વારંટ રદ કરાવ્યું! તેની આંખોએ અંધારાં આવ્યાં; તેની મા! ... પોતે કોનો છોકરો હતો? ... દિનેશ ભાવનાશીલ હતો, નીતિમાન હતો; પોતાની જાતને સત્યાગ્રહી માનતો. પણ તેની મા... "ઓ ભગવાન!" તે બબડયો; "મને શી ખબર?"

જેમ જેમ તેણે ગતના પ્રસંગની વીગતો સંભારી તેમ તેમ તેને ખાત્રી થઇ ગઇ. તેનુ માથું ફરવા માંડયું. તેનું લોહી ઉકળી રહ્યું. માથું દુઃખવાનું બહાનું કાઢીને વહેલો કોરટમાથી ઘેર જવા નીકળ્યોઃ પણ ઘેર જવાનું મન થયું નહીં. આ ઘેર જવું—જ્યાં આવી મા વસે ત્યાં!

તેના અંતરમાં માત્ર પેલી કપાએલી આંગળીજ દેખાયા કરી. તોફાન ઉઠયું; અંધકાર છવાઇ રહ્યો. સાબરમતીમાં પુલ પરથી પડતું મુકવાનું તેને મન થયું. "અરે મા! મને દુધ પીતો કેમ નહીં કર્યો? મને ભુખે કેમ ન માર્યો? મને શા માટે દળણાં દળી ભણાવ્યો, ને પરણાવ્યો? અને સારા સંસ્કાર શા માટે દીધા?"

પગ એને પોતાને ઘેર લઇ ગયા. ત્યાં બૈરી છોકરાને મળી સાબરમતી આશ્રમ જઇ, ગાંધીજીના પૂજ્ય પાદારાવદમાં આશ્વાસન શોધવાનો તેણે નિશ્ચય કર્યો. તે ઘેર ગયો ત્યારે કમળાબહેન તેના છોકરાને લઇ બેઠાં હતાં. તેમનો ખોળો એના પુત્રને કલંકિત કરતો જોઇ એનો જીવ ઉછળી આવ્યો; પણ તે કૈં બોલી શકયો નહીં. તે ઉપર ચાલી ગયો, અને માથું પકડી સુઇ રહ્યો. તેની નજર આગળ ફોઝદાર સાહેબની કપાએલી આંગળી દેખાઇ. "શેરડીના કકડા! ઓ પ્રભુ! હું કેમ જીવીશ?" તેણે આક્રંદ કર્યું. તેને ચેન પડયું નહીં. તે ટોપી પહેરી નીચે ઉતર્યો. માને જોઇ તેના ઝનુનનો પાર રહ્યો નહીં; તેનું ચાલત તો—અરે તેની પૂજ્ય માતા! પણ આ પૂજ્ય! ને પોતે કોનો છોકરો? 'માઇ બોય' 'માઇ બોય' "ઓ પ્રભુ!" તે બબડયો. તેને ફમફમાં આવ્યાં.

તેના મગજમાં ધબકારા થતા હતા. તે બહાર નીકળ્યો પણ કયાં જવુ તે સુઝયું નહીં. આશ્રમમાં અત્યારે બધા કામમાં હશે ત્યાં જવું તેને ગમ્યું નહીં. કયાં જવું? તે ચાલતો ચાલતો કોચરબ તરફ ગયો. જ્યાં સુધી ચલાયું ત્યાં સુધી ચાલ્યો. રાત પડી પણ તેણે ચાલવાજ કર્યું. પણ તેના હૈયાની હોળી શમી નહીં.

એને લાગ્યું કે તેને કપાળે ભયંકર કલંક હતું એને પોતાની નિર્બલતા, પોતાની વાસનાઓનું મુળ હવે સમજાયું. તેના લોહીમાં અનીતિનો ડાઘ હતો. કાલ સુધી તે પોતાને દૈવી અંશ માનતો; અત્યારે તેની અધમતાની સીમા રહી નહોતી.

તેને જીવન અકારું થઇ ગયું. તેણે એવું ધાર્યું હતું કે પોતાના આત્મબળથી ને ગાંધીજીની

સેવા કરશે, સત્યાગ્રહ સૈન્યને વિજય અપાવશે, આર્યાવર્તનું સ્વાતંત્ર્ય સાધશે. તે કડવાશથી હસ્યો. તેનું આત્મબળ ! એક અધમતાના પરિપાકરૂપ પોતે, તેનું તે વળી આત્મબળ !

તેણે કોઇપણ પ્રકારે જેલમાં જવા, કે મરી જવાનો નિશ્ચય કર્યો. શા માટે ન જવું ? આના પાપ માટે શા માટે પ્રાયશ્ચિત નહીં કરવું ? ખરી વાત, પોતે અધમ ભલે હોય, પણ તેની આહૂતિથી માતૃભૂમિનો ઉદ્ધાર શા માટે નહીં સાધવો ? પોતે જન્મવો નહોતો જોઇતો; સ્વદેશના સ્વાતંત્ર્ય માટે શા માટે નહીં મરવું ? તેના હૃદયને કૈંક આશ્વાસન મળ્યું. તેણે સંકલ્પ કર્યો–માના પાપનું પ્રાયશ્ચિત કરવાનો. ફોઝદાર સાહેબની કપાએલી આંગળી આ સંકલ્પની અધિષ્ઠાતા હતી. તે બારોબાર આશ્રમે ગયો ને ઘેર સંદેશો કહાવી દીધો.

બીજે દહાડેથી દિનેશ સત્યાગ્રહની જ્વાલા થઇ રહ્યો. ખાવું, પીવું, સુવું બધું તેણે છોડી દીધું. તેણે આત્મબળથી બ્રીટીશ સલ્તનત ઉથલાવી દેવાનું વ્રત લીધું. તેની આંખ આગળ ફોઝદાર સાહેબની કપાએલી આંગળી સદાએ દેખાતી; અને તેની વ્રતનિષ્ઠા દૃઢ ને દૃઢ કર્યે જતી. અમદાવાદના રમખાણમાં, પંજાબના જુલમોની તપાસમાં, બારડોલી સત્યાગ્રહમાં, સૌને મોખરે દિનેશ ઠાકોર હતો. આખા હીંદમાં તેની કીર્તિ પ્રસરવા માંડી. જેમ તેની કીર્તિ વધતી, તેમ તેને પોતાની અધમતાનું ભાન વધારે તીવ્ર થતું; અને તેમ તે પોતાની આહૂતિ આપવા વધારે ને વધારે તત્પર થતો.

આ પ્રાયશ્ચિત કરવામાં તેણે કુટુંબીઓને વીસારી દીધાં. દિનેશની આવક બંધ થતાં તેમની વીટંબણાઓ વધી.

પણ ફોઝદાર સાહેબ બે ત્રણ દિવસે દિનેશના કીકાને રમાડવા જતા; અને કલાક બે કલાક ગાળી આવતા. આ પ્રસંગો તેમના શુષ્ક જીવનને લીલું કરી રહ્યા. આખરે પોતે એક કુટુંબીજન તરીકે કમળાબહેનની આર્થિક વીટંબણાઓ ફેડવાનો અધિકાર માંગી લીધો; અને એ અધિકારનો ઉપયોગ તેમણે કરવા માંડયો.

આ વાત દિનેશને કાને આવી ત્યારે તેનો આત્મા કાંપી ઉઠયો. તેના પ્રત્યુત્તરમાં પ્રાયશ્ચિત કરવાની પ્રતિજ્ઞા તેણે દૃઢ કરી. જીવનમાં એ પ્રતિજ્ઞા ને તેની સાકાર મૂર્તિ–ફોઝદાર સાહેબની કપાએલી આંગળી, બેએ તેને ત્યાગીઓનો પણ ત્યાગી બનાવ્યો.

## ૫

ગાંધીજીએ બારડોલીના બળવાનું ફરમાન કાઢયું હતું. ગર્વથી તેમણે રાષ્ટ્રનેતા તરીકે બ્રીટીશ સલ્તનતને પડકાર કર્યો હતો. તેમના અંગત અનુયાયીઓ તે ફરમાન પાળવાને કટિબદ્ધ થયા હતા. વાતાવરણમાં પ્રબળ ઉત્સાહ હતો. સત્યાગ્રહીઓ અને સરકાર બને પક્ષો પોતપોતાનાં બળ એકાગ્ર કરતા હતા. બે દહાડા થયાં પ્રમોદરાય સ્પેશીયલ ડ્યુટી પર બારડોલી આવ્યા હતા એમ દિનેશે સાંભળ્યું હતું.

ઇ.સ. ૧૯૨૨ની અગીઆરમી ફેબ્રુઆરી હતી. તે આશ્રમમાંથી બહાર નીકળ્યો. તેનું અંગ સુકાઇ ગયું હતું; તેની આંખો અસ્વાભાવિક રીતે ચમકતી હતી. થોડા દિવસમાં પોતે કાં તો જેલમાં જશે, કે કોઇ પોલીસમેનની બંદુકનો ભોગ થશે. એના જીવનના ઉગ્ર સમારંભની પૂર્ણાહૂતિ થવા આવી હતી.

કૈં આડે ઉભું હતું. તેણે ઉંચું જોયું. ફોઝદાર સાહેબ કદાવર, વૃદ્ધ ને ગૌરવશીલ વચ્ચે ઉભા હતા. તેનું મુખ વાત્સલ્યરસથી પ્રફુલ હતું. દિનેશ ચમક્યો–જાણે કાળીનાગ સામું ઉભો હોય તેમ.

' "દિનેશ ! કેમ છે ?" ફોઝદાર સાહેબે પુછ્યું

"તમે ક્યાંથી ? કેમ આવ્યા છો ?" દિનેશે

પુછ્યું. ગાંધીજીની સોબતથી અપમાન કરવાની તેની શકિત ક્ષીણ થઇ ગઇ હતી.

" તને બચાવવા."

" મને ! શા માટે ? તમને શું ?"

" તારી મા, વહુ ને દીકરાને લઇ જઇ સોંપવો છે."

" સોંપી રહ્યા !" તિરસ્કારથી દિનેશે કહ્યુઃ " કાલે સવારે હું તો પહોંચી જવાનો."

" હા. અમદાવાદ !" હસીને ફોઝદાર સાહેબે કહ્યું.

" તમને શું ભાન !" કડવાશથી દિનેશે કહ્યું. " સરકારી અમલદારને સ્વદેશ શું, સત્યાગ્રહ શું, ને સ્વાતંત્ર્ય શું ?" કહી દિનેશ પાછો વળ્યો.

ફોઝદાર સાહેબનું મીઠું હાસ્ય તેના કાન પર અથડાયું.

તે ગાંધીજીને આશ્રમે આવ્યો.

ત્યાં ગડબડ મચી રહી હતી. સત્યાગ્રહ-સેનાનીઓનાં ટોળાં ઉભાં હતાં, અને છાનાંમાનાં અકળાઇને વાત કરતાં હતાં. દરેક મુખ પર વ્યગ્રતા હતી. દરેક આંખમાં અકળામણ હતી.

• રાષ્ટ્રના જન્મ મરણ જેવો એક ભયાનક પ્રસંગ હતો. ચૌરીચોરાના રમખાણ વીશે વિચાર કરવા મહાત્માજી એકાંત સેવતા હતા.

એક માણસ પર, એક પળ પર આખા દેશનો, ઇતિહાસનો, ભાવિનો આધાર રહ્યો હતો. તે માણસ પર ને તે પળ પર શાસન ચલાવવાની કોઇને સત્તા નહોતી. શુ થશે ?

સમયનો પ્રવાહ પળ વાર થંભી ગયો.

એક સુપરિચિત ને મીઠા છતાં પ્રતાપી અવાજે બહાર ઉભેલાઓને બોલાવ્યા.

બધા અંદર ગયા. અહિંસાના પયગંબરના મુખ પર ગ્લાનિભર્યું હાસ્ય હતું. વિપ્લવવૃત્તિ ને અહિંસાવૃત્તિ બે વચ્ચે થએલા તુમુલ યુદ્ધના ત્યાં પડઘા પણ રહ્યા નહોતા.

" એકો બળવો બંધ કર્યા વિના છુટકો નથી." રાષ્ટ્રવિધાતાએ કહ્યું; અને ઇતિહાસનો અનેક પ્રકરણો લખવાનો અધિકાર લઇ લીધો.

કેટલાક ખુશ થયા, કેટલાક દીલગીર થયા. દિનેશે ગુંગળાતી છાતી પર હાથ મુકયો. સત્યાગ્રહ નહીં—બળવો નહીં—કેદ નહીં—રમખાણ નહીં—બંદુકના બહાર નહીં—મૃત્યુ નહીં !

તે ત્યાંથી નાઠો, નિરાશાંથી ગુંગળાતા હૃદયને કોઇપણ પ્રકારે શાંત કરવા. ફોઝદાર સાહેબની કપાએલી આંગળી જાણે જ્વાલામય સલ હોય તેમ તેની આગળ દોડતી.

મરણીઓ કદી મરતોજ નથી એ ખરી વાત ઠરી. મૃત્યુ પાછળ ફાંફાં મારતાં પણ તે તેને આવી મળતું નહોતું તેને નસીબે તો નિરાશારૂપીજ મરણ લખાયું હતું.

" કયાં જાય છે ?"

દિનેશ ચમકયો—જાણે ભૂત વળગ્યું હોય તેમ. ફોઝદાર સાહેબ તેની પાસે આવ્યા.

" કેમ ભાઇ ! હવે તો અમદાવાદ આવશે ને ?"

" શું કામ આવું ! તમારી શેરડીની વાતો સાંભળવા ! કદી નહી. હું તો મરવાનો" દિનેશના અવાજમાં આક્રંદ હતું. ફોઝદાર સાહેબ આંખ ફાડી જોઇ રહ્યા.

" શું ?" તેણે સખ્તાઇથી પુછ્યું.

" કે નહીં " દિનેશે ગળગળે અવાજે કહ્યુઃ " તમારાં કાળાં મોઢાં મારે જોવાં નથી."

એક કદમ ફોઝદાર આગળ આવ્યા ને દિનેશના બે ખભા પર હાથ મુકયો.

" મૂર્ખા ! શુ બકે છે ? તું પણ બદમાશોના ગપાટા માનવા લાગ્યો ? મૂર્ખા ! તેમાં મરવા માંગે છે ?" ફોઝદાર સાહેબને સમજ પડી.

"હા, હા."

"મુરખ" ફોજદારે દિનેશને જોરથી હલાવ્યો. "તારા પેલા જન્મદિવસ પહેલાં કમળાબહેન ને હું ભાગ્યેજ એક અક્ષર બોલ્યા હતાં—આખા અવતારમા."

"તમારો તો વિવાહ"—

"ગાંડા ખોટી વાત. તને ખબર છે કે કમળાબહેન મને કહેવા આવ્યા હતાં કે તારો જન્મદિવસ હતો માટે તને એક રાત નહીં પકડવો!"

"હા મને કહીનેજ આવી હતી."

"પણ શા હકથી કહેવા આવ્યાં હતાં તે ખબર છે ?"

"ના."

"એમણે અસલ અમારો વિવાહ થયો હતો એમ વાત જોડી કાઢી. મેં પણ એ વાત કબુલ કરી."

"શા માટે ? શા માટે ? તે રાજીનામાની ધમકી આપી વારંટ રદ શા માટે કરાવ્યું ?"

"દિનેશ, પહેલાં તો વિવાહની એ વાત ગમતમા કબુલી પછી તારે ત્યા આવ્યો તારું સુખ ને તારાં કુટુંબીઓનુ હેત જોયું. તે કુટુંબ-જાલમાં ગુથાવા મે એ વાતને પુષ્ટિ આપી. અને રખે એ કુટુંબ દુઃખી થાય માટે વારંટ રદ કરાવ્યું. તુ વકીલ છે, છતા આવી મુર્ખાઇ જેવી વાત કરે છે. મને છોકરો નહોતો, તે મે જાણ્યું કે હુ છોકરો મેળવીશ" ફોજદાર સાહેબે મ્લાન વદને કહ્યુ.

દિનેશે ઉંચું જોયું. સખત, એકલવાયા, વૃદ્ધ ફોજદારના મુખ પર ને અવાજમા જણાતા ભાવ ને સ્નેહલાલસા તેણે જોયા. આ વૃદ્ધ માણસે સુકા જીવનમા લીલોતરી ઉગાડવા આ ઉપકાર કર્યો હતો. અત્યારે તે અહીઆં આવ્યો હતો, અને તેને પાછો લઇ જવા મથતો હતો. ને તેની માની જોડી કાઢેલી વાત સ્વીકારી હતી—" પણ—પણ પેલી કપાએલી આંગળી !"

ફોજદાર હસ્યા ને થોડીવાર થોભ્યા.

"મુરખા ! ચાલ મારી જોડે."

આગળ ફોજદાર ને પાછળ દિનેશ એમ તે ગામમાં આવ્યા ને ફોજદારને ઉતારે આવ્યા. ત્યા જઇ ફોજદાર સાહેબે એક જુની ફાઇલ લીધી ને ફેરવવા માંડી.

"સારું થયું કે આજેજ આરડોલી કચેરીમાંથી મારો જુનો કેસ વાંચવા ફાઇલ લાવ્યો." તેણે પાનાં ફેરવી એક કાગળ વાંચવા આપ્યો.

બેભાન જેવો દિનેશ વાંચી રહ્યો. પ્રમોદરાયનો રીપોર્ટ હતો:

"ચોરને પકડતાં તેના હાથમાનું ધારીઉં જરાક પકડાઇ જવાથી મારા ડાબા હાથની વચલી આંગળીને સખત ઘા લાગ્યો છે. ડાકટરના કહેવા મુજબ એ આંગળીને રુઝાતા દશ દહાડા થશે."

દિનેશની આંખે અંધારાં આવ્યાં. જ્યારે તે સ્પષ્ટ જોઇ શક્યો ત્યારે ફોજદાર સાહેબ વાત્સલ્યભાવથી હસતા હતા.

દિનેશની આંખમાં આંસુ આવ્યાં. તેણે ઉભા થઇ હાથ જોડ્યા. "પ્રમોદકાકા તમારો દીકરો થઇ રહેવાનો અધિકાર આપશો ?" તેનો અવાજ ગળગળો થઇ ગયો.

ફોજદાર સાહેબ ઉભા થયા, પટો ઠીક કર્યો, ડોળું ખંખાર્યું, ડોટીની આંચવતી આંખો લુછી ને દિનેશને ભેટી પડ્યા.

---

## પ્રણયવિભ્રમ

[ અનુસંધાન પૃષ્ઠ ૩૨૮ થી ]

ઠગવિદ્યા ! તેનો મધુર પ્રવાહી કંઠ આ ઠગાઇને વધારે ભયંકર બનાવતો હતો

"તમે એ પત્ર નથી લખ્યો તો કોણે લખ્યો છે ?"

'મારા કાકાની છોકરીએ.'

"પણ આમાં નામ મનોરમા-તમારુ નામ છે."

"મારું નામ મનોરમા મહેતા છે, અને મારા કાકાની દીકરીનું નામ પણ મનોરમા મહેતા છે."

મને આ છોકરીની ધૂર્તવિદ્યા પર વધારે તિરસ્કાર વ્યાપ્યો. તે કેવી ભયંકર બનાવટ કરતી હતી ? મારા કપાળ પર પરસેવાનાં બિંદુઓ બાઝી ગયાં.

"શું ત્યારે તમારા પિતાને ઘેર તમારા કાકાની છોકરી મનોરમાએ મારી આંખોની સારવાર કરી ? શુ એજ મનોરમાએ તમારે ઘેર મારા હાથ પર અમારા વિયોગની વેળાએ આંસુ ખેર્યાં ? શું એજ મનો..."

વચ્ચેથી તે બોલી ઉઠીઃ "હા, એજ મનોરમા હશે, માત્ર તેના બાપને ઘેર તેણે આ બધુ કર્યું હશે. મારા પિતાના મકાનમાં નહીં. મારા પિતાના દર્દીઓની-આંધળાની તે સારવાર કરે છે."

મારા રોષની ડીગ્રી વધી ગઇ. મે ફાડીને હાંફતાં હાંફતાં મેં કહ્યું: "ઇશ્વરની ખાતર જણાવો કે તમે શું સુરતના ડો. મહેતાનાં દીકરી નથી ?"

"મારા પિતા રા બા લામન મહેતા, આંખના પ્રખ્યાત વૈદ્ય છે; ઘણા માણસો તેને ખોટું સંબોધન આપે છે. તમે મને ડો. મહેતાની દીકરી છું કે નહી એમ પુછ્યું. મેં હા કહી, કારણ કે મારા પિતાને ઘણાઓ ભુલથી ડૉ. મહેતા કહે છે, એટલે મે તમારો શબ્દ સુધારવા ખાસ દરકાર ન રાખી."

આ ક્રૂર વસ્તુસ્થિતિમાંથી-અદ્દભુત વિભ્રમમાંથી ઠેકાણે આવતાં મને બે ત્રણ મીનીટ લાગી. હું મૂક બેઠો રહ્યો. મને મારી મુર્ખાઇ સાલવા લાગી. બન્ને છોકરીઓના બાપ એલડીના ભાઇઓ હતા-હુબહુ એક બીજાને મળતા. તો પછી બન્ને છોકરીઓ પણ એક બીજીને સમરૂપ કેમ ન હોય ? મેં વારંવાર આ બાઇની માફી માગી.

"પણ મને નવાઇ તો એ લાગે છે કે તમે મને મારા કાકાની છોકરી કેમ ગણી લીધી ?" તેણે પુછ્યું.

"તમારો બંન્નેનો કંઠ અને અવાજ એક સરખો છે."

"પણ અમારો દેખાવ તો...?"

"મેં તમારા કાકાની દીકરીને કદિ આંખે જોઇજ નથી. મારા પાટા છોડ્યા પહેલાં તો તે મારી કનેથી ચાલી ગઇ"

"તો પછી એમ શા ઉપરથી કહ્યું કે ત્રણ ત્રણ માસથી મારો ચહેરો તમારી નજર પાસેથી ખસ્યો નથી ?"

"મનોરમા બેન ! એમાં પણ મારી ભુલજ હતી. તેનો ચહેરો મારા આંતર ચક્ષુ સમીપથી દૂર થયો નથી, તમારો નહીં. તેના ચહેરાનું મેં માનસિક ચિત્ર દોર્યું હતું."

બાલાના વદનપર જરા ગુંચવાડો દેખાયો.

"ને તમે એ માનસિક ચિત્ર કોઇ ન જોએલી વ્યક્તિને ઓળખવામાં સાધન તરીકે વાપર્યો ?"

"ઠીક, ત્યારે, આ વાતને આપણે પડતી મુકીએ."

તેણે બીજી વાતો ઉપાડી. પોતાની પીત્રાઇ

બ્હેનની પ્રેમલીલા ઉપર પેશ કદમી કરવાનુ તેને નહીં રુચતુ હોય, એમ જણાયુ એ પછી અમે મારા અકસ્માતની, રા બ મહેતાને સારવાર માટે નવસારી બોલાવવાની, અને એની બીજી પ્રકીર્ણ ગોષ્ઠી કરી હુ તેની નજરે પ્રમાણિક ગૃહસ્થ ઠરી ચુક્યો હતો, એટલે, હવે તેણે મારી સગાથે છુટથી ભાવપૂર્વક વાતો કરી પુસ્તકો કલા, સાહિત્ય અને શ્રીનસુરીની અમે ચર્ચા કરી મુબાઇમા બી એ ની પરીક્ષા આપી તે પાછી સુરત આવતી હતી તેની મેધા તેજસ્વી હતી તેની કલ્પનાશક્તિ રમતીઆળ હતી તે નિષ્ણાત વાર્તાકારની અજબ છટાથી વાતો કરતી તેની મૃદુતા ' મારી મનોરમા ' જેવીજ સ્વાભાવિક હતી તેનું હાસ્ય મારી મનોરમા જેવુજ નીખાલસ અને મોહક લાગતુ માત્ર આની અને મનોરમાની વિચાર સૃષ્ટિમાં ઘણો તફાવત હતો તે પરથીજ હુ તેને જુદી વ્યક્તિ કલ્પતો હતો અને છતા વિવિધ વાતો દરમીઆન મને ઉંડુ ઉંડુ સવેદન થતુ કે આ બાલાજ મારી મનોરમા છે આવા સવેદનની સાથે, સુરતમા રાહ જોતી મનોરમાનુ કલ્પનાચિત્ર સરી જતુ આ મનોરમાના હોઠ પરથી એક ચુબન મારા હોઠ પર સરકયુ હતું, એ ઘરના અચુક અને ન ભુલાય કે ભુસાય તેની હતી

વળી વચ્ચે વચ્ચે કલ્પના મોહ પીગળી જતા, હુ મારી સગાથી મનોરમાની દેહની રેખાઓ ટીકી ટીકીને તપાસતો પ્રથમ જોનારને તે અનાકર્ષક જ લાગે નાક મોટુ અને માસલ હતુ દાંત સારા પ્રમાણમા આગળ નીકળી આવેલા આંખો અતિશય ઝીણી અને ભુરા રગની પણ મારો પ્રેમ આ સર્વ કદ્રૂપતા ભેદીને અધ્યાત્મ સુધી પહોચતો આ ચહેરાને હુ બીજા કોઇ પણ ચહેરાથી વધારે ચાહતો હતો

સુરત નજદીક આવ્યુ જોતજોતામા પાંચ કલાક નીકળી ગયા, ફરી મળવાની આશા અમે એક બીજાને બતાવી

" મનોરમા મને તમારી આગળ રીતસર introduce કરશે " મે કહ્યુ

તે મદ હસી " તમને ખાત્રી છે કે અમે સાથે હોઈશુ તો તમે અમને બરાબર ઓળખી કાઢશો ? "

" ત્યારે, સાચેજ તમે એકબીજીને બરાબર મળતી છો ? "

" એ તો તમે સ્ત્રીની રીત ગ્રહણ કરી—એક પ્રશ્નના જવાબમા બીજો પ્રશ્ન પુછવાની "

" તો પણ તમે એટલા બધાં સમરૂપ છો ?" મે આગ્રહ કર્યો

તેણે વાળ સમારવા હાથ ઉંચા કર્યા મે એ નાનકડા, રુપાળા, સુઘડ હાથ બરાબર જોયા, અને એક વિચાર સ્ફુર્યો

' તમે એક કૃપા કરશો ? '

" શી ? "

" મને આંખો મીચીને તમારા હાથને અડકવા દો '

" કૈં તોફાન તો નથી કરવુ ને ? "

" અરે, ના એ તો અમસ્તુ જરા "

નિર્દોષ બાલિકાની પેઠે તેણે હાથ આગળ ધર્યા મેં આંખો મીચીને તે હાથપર મારા આગળા ફેરવવા માડયા મારી મનોરમાના હાથ પણ હુ આ રીતેજ પપાળતો

" કેમ ? " તેણે પુછ્યુ

" બરાબર તેના જેવા નહીં તમારા જરા વધારે મજબુત અને છતા સુદર છે તેના વધારે કોમળ લાગતા "

તેના ચહેરા પર ગુસ્સાની સુરખી છવાઇ રહી તેણે સાળુમા હાથ સતાડી દીધા

" મનોરમા બેન ! તમે પાંચ કલાક જોતજોતામા વીતાવી દીધા ખરેખર, માનવ માનવની

આવી સેવામાં ગર્વ લેવા જેવું છે."

"હું જ્યારે બાળક હતી ત્યારે સરકસમાં હાથીના તમાશા જોઇને આમજ કહેતી," તેના વદનપર મોહક નિર્દોષ હાસ્ય રમી રહ્યું.

"પણ હું હવે બાળક નથી" સહાસ્ય નમન કરતાં મેં કહ્યું.

તેના ફીક્કા કપાળ ઉપર લોહી તરી આવ્યું. મારા સાદા શબ્દોમાં એવો શો ઉપાલંભ હતો કે તે ગુસ્સે થાય? સ્ત્રીઓની રીતભાતથી હું ઘણીવાર અજાયબ થયો છું. બીજા ઘણા માણુસો કહે છે કે સુંદરીને સમજવી અતિ કઠિન છે. ભલભલા કામિની ચરિત્રના પારખુઓ પણ છક્કડ ખાઇ જાય છે.

"હું ધારું છું કે ઘણાખરા માણુસો બાલકજ છે" તેણે કહ્યું.

"કઈ રીતે."

"નિર્દોષ અને ઘણીવાર મીઠી બીન જવાબદારીને લીધે."

ટ્રેન સુરત સ્ટેશનમાં દાખલ થઇ.

ગાડી કરી હું ડૉ. મહેતાના ઘર તરફ રવાના થયો. હું મીસ વામન મહેતાને વીસરી ગયો. મારા વિચારો મારું અસ્તિત્વ 'મારી મનોરમા' ઉપર, તેના મૃદુ વર્તન ઉપર અને ટ્રેનમાં મળેલી મનોરમા કરતાં વધારે મીઠા ને પ્રવાહી કંઠ ઉપર એકાગ્ર થઇ રહ્યું.

ઘર ઉપર પહોંચ્યો. નોકરે મને ઓળખ્યો, અને મારી સામે તે તીરછું હસ્યો. મનોરમા દીવાન ખાનામાં હતી.

કાળમરુતની ઝડપથી, વિગ્રહી સોલ્જરના ઉશ્કેરાટથી હું દોડતો દોડતો દાદર ચઢયો, દીવાન ખાનામાં બંદુકની ગોળીની જેમ ધસ્યો. જેવો દાખલ થયો, તેવો ઉંબરામાં ડંઘાઇજ ગયો.

પાછળ ટેબલ પર એક હાથ ટેકવી એક અપ્સરા જેવી અકલ્પ્ય અને રૂપવતી સુંદરી ઉભી હતી. ઝીણા કુમાશદાર કાળા ભમ્મર વાળ તેના મસ્તકને અદ્ભૂત મોહિની અર્પી રહ્યા હતા, તેની મોટી લંબગોળ આંખોનું તેજ મુનિવરોને પણ ડોલાવે તેવું હતું. તે પાતળી અને ભરાઉ હતી. તેના દેહમાંથી રતિનું સૌંદર્ય ઝરતું. આ રૂપજીવી સુંદરીને જોઇ રહ્યો, ભાન આવતાં હું બોલ્યો: "માફી માગું છું, બહેન! મને તો ખબર કે અહીં મીસ . ..."

અપાર્થિવ દેખાતી સુંદરી હસી અને જરા આગળ આવી.

"કેમ ગોપાળ! હું મનોરમા."

મેં આંખો ચોળીને તેની સામે બરાબર જોયું જગત ઉંધું પડી જતું લાગ્યું. શેષનાગ પાતાળમાંથી નીકળી પૃથ્વીપર જાણે પુંછડી અફાળવા લાગ્યો. પણ એ કંઠનો જાદુ મારા હૃદયમાં ઝણઝણી ઉઠયો. પણ એ કંઠનો મેળ આ ભવ્ય દેહલતા અને દિવ્ય અપાર્થિવ મુખરેખાઓ સાથે કોઇ રીતે ન બેઠો.

કંઈ પણ વિચાર વિના, શૂન્ય મગજે મેં પાગલની મીસાલે પુછ્યું: "તમારી તબીયત કેમ છે?"

"પણ મને જોઇને તમે આકાશમાં વિહરવા લાગ્યાને?" તે અજાણી સુંદરીએ મોહક અવાજે પુછ્યું.

"હાસ્તો. જે મુંબાઇથી હું તમને મળવા માટેજ અહીં સુધી દોડયો છું." હજુ પણ શૂન્ય ચિત્તે મેં જવાબ આપ્યો. હું કયાં હતો, શું બોલતો હતો, તેનું મને લગીરે ભાન નહોતું.

"પણ તમે ખિન્ન દેખાવ છો."

"ખરી વાત એમ છે," મગજ સ્થિર કરતાં મેં જવાબ આપ્યો; "મેં કે જુદીજ, અતિશય જુદી વ્યક્તિને જોવાની આશા રાખી હતી. તમે વર્ણવેલો ચહેરો ત્રણ ત્રણ માસથી

મારી નજરે તરવર છે. એક ઘડી પણ દૂર ખસતો નથી."

તેણે નફ્ફટ હાસ્ય કર્યું. તેની આંખોમાં તોફાન અને ખંધાઈ ઝબકી ઉઠયાં.

"ખરેખર તમે મને એવી ભયંકર કદ્રૂપ અને બીહામણી માની લીધી હતી?"

"તમે એ ચહેરામાં બીહામણાં હોઈ શકો જ નહીં." ટ્રેનની સંગાથી મનોરમાનો ચહેરો યાદ લાવતાં મેં કહ્યું.

અને પછી મેઘલી રાતમાં જેમ, વીજળીનો ચમકારો થાય અને પ્રકાશ પથરાઈ રહે, તેમ એકાએક મારા મગજમાં પ્રકાશનો ચમકાર થયો. આ નફ્ફટ તોફાની છોકરીએ કેવું તોફાન રચ્યું હતું તે મને સમજાઈ ગયું.

"તમે તમારે બદલે તમારી કાકાની છોકરીનું વર્ણન મારા જેવા અજાણ્યા માણસ આગળ શા માટે કર્યું?"

"મારી કાકાની છોકરી! તમે એ કેવી રીતે જાણ્યું?"

"કેવી રીતે જાણ્યું! તેનું તમારે શું કામ? તમે મને છેતર્યો એ વાત ખરી છે, કેવી ભયંકર બાજી રચી, એનો ખ્યાલ આવે છે? મને છેતરતી વખતે તમારા મનમાં તમારી બેનનું ચિત્ર હતું, અને કોઈ માનસિક બળે કરીને તે ચિત્ર મારા મનમાં ઠસી ગયું અને તેની સાબીતી એટલીજ છે કે આજે જ્યારે મેં એક સ્ત્રીને જોઈ ત્યારે એકદમ તેને 'મનોરમા, મનોરમા' કહીને આનંદભેર નવાજી. તેનું નામ મનોરમાજ હતું. જો કે ખુલાસો ન થયો હોત તો મારે પોલીસ સ્ટેશને આરામ લેવો પડત. મનોરમા! આવું તર્કટ તમે રચી શકો છો એવો મને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. શા માટે આવી ભયંકર છેતરપીંડી આચરી?"

મારા શબ્દોમાં કડવાશ હતી, મારી લાગણીઓ દુઃખાઈ હતી અને મને ક્રોધ ચઢયો હતો. મનોરમા ઉદાસ થઈ. તેની આંખોમાંથી તોફાનનું નૃત્ય અદ્રશ્ય થયું.

"તમે મારી પાસે આનો જવાબ માગો છો? આ રહ્યો ખુલાસો જુઓ, આમારા ઘરમાં તમારા પહેલાં ઘણા જુવાન દર્દીઓ આવી ગયા છે. તેને બીજો કંઈ ધંધો ન હોવાથી લગભગ બધાએ મારી સાથે પ્રેમમાં પડીને મને એકથી વધારે વાર હેરાન કરી છે. હું આ ટોળાથી કંટાળી ગઈ હતી. તેથીજ મેં નિશ્ચય કરેલો કે તમને પેલા જુઠા પ્રણયી દર્દીઓની હારમાં ન મુકવા. એટલે મેં મારું જુઠું વર્ણન આપ્યું અને એ જુઠાણું સંગત બનાવવા કોઈ કલ્પિત પાત્રને બદલે મેં જીવંત વ્યક્તિ પસંદ કરી."

ટ્રેનમાં મનોરમાએ કરેલા અપમાનથી પ્રારંભે હું ઘવાયો હતો. પણ આ 'મારી મનોરમા'ના શબ્દોએ તો મારો જીવજ કચરી નાખ્યો. મારો શ્વાસ જોરથી બહાર નીકળવા લાગ્યો. ટેબલ પર મુકેલી ટોપી અને લાકડી લઈ હું ઉભો થઈ ગયો.

"એટલે તમે મને આ બધો વખત મૂર્ખ બનાવતા હતા એમજને?"

તેના વદન પર મૃદુતા આવી. પહેલાના જેવા મધુર પ્રવાહી અવાજે તેણે કહ્યું. "ગોપાળ! ગોપાલ! મેં શરુઆત એમજ કરેલી; પણ બધો વખત મેં તમને મૂર્ખ બનાવવાની ઇચ્છા કરીજ નથી પાછળથી..."

મેં લાકડી અને ટોપી પાછી ટેબલ પર મુકી.

"તો પછી પાછળથી તમે મારો ભ્રમ કેમ ન ટાળ્યો?"

"મને એમ લાગ્યું કે!" તેના ગાલપર શરમના શેરડા પડ્યા. મારી સામે તિર્યક્ નજર કરી તેણે ચલાવ્યું, "ગોપાલ, મને એમ લાગ્યું

કે તમે મને કદરૂપ ન જોઈને દીલગીર તો નહીં જ થાવ-ઉલટાં રાજી થશો એવી મારી ધારણા હતી "

"નહીં, મનોરમા! હું ખરેખર તમને જોઈને દીલગીર જ થયો છુ મારા ચિત્ત પર અસહ્ય વ્યથા થાય છે."

"ના, ના, એમ બોલો મા ગોપાલ! હું તમને જોવાને અહીં કલાકોથી અધીરી બની રહી છુ; અને—"

તેની આંખો રડુ રડુ થઇ રહી એક બે અશ્રુબિંદુ સરી પડ્યા અને પછી ફરી એકવાર ટટ્ટાર થઈ, ગુસ્સો લાવી તેણે કહ્યુ "તમે નિર્દય છો, રાક્ષસ છો હુ તમારી સાથે ફરી વખત નહીં બોલું"

છેલ્લો શબ્દ બોલતાં બોલતાં તેને ગળે ડુમો આવ્યો તેનાથી ડચકુ ખવાઇ ગયું તે બારણા તરફ દોડી હું તેને અટકાવવા ગયો પણ મને ધક્કો મારી રડતી આંસુ ભરી આંખોએ તે બહાર ચાલી ગઇ

અનાદિ કાળથી સ્ત્રીઓ આવી જ રહી છે.

દુખી, વિષણ્ણ, ખિન્ન હૃદયે હું શેરીએ શેરીએ ભટક્યો. આખરે ડૉ. વામન મહેતાના ઔષધાલયમા પહોચ્યો તેણે મારી આંખો તપાસી સંપૂર્ણ આરામ થયાનું જાહેર કર્યું વ્યાવહારિક એમ બીજી વાતો કરી, હુ ઉઠ્યો બહારના હોલમા મને મનોરમા મળી. તેણે ફરવા જવા માટે સફાઈદાર છુટા કપડા પહેર્યા હતા મારી સાથે તે શેરીમા આવી

"કેમ, મી ગોપાલકૃષ્ણ ? મારા ડૉક્ટર કાકાની મનોરમાને મળી આવ્યા ?" વક્ર અવાજે તેણે પુછ્યુ.

"હા" મે ખિન્ન અવાજે કહ્યુ

"તમે તેને સ્વરૂપમા હવે મારા જેવીજ ધારો છો?"

"ભલા ભગવાન! એમ હોય તો કેવુ સારુ?" મે આવેશપૂર્વક જવાબ આપ્યો, "એવુ હોય તો હુ આવા ઝઝાવાતમાં ચકડોળે નજ ચડ્યો હોઉં"

"તમે શુ કહો છો? હું સમજી શકતી નથી" મારી સામે સ્થિર નેત્રે તે જોઇ રહી એ તેજસ્વી અને અજબ મોહિની ભાસી. તેની ઝીણી આંખોમા પણ દિવ્ય તેજ ચમકતું હતુ

"હુ એક સ્ત્રીના વ્યક્તિત્વ સાથે પ્રેમમા છુ અને બીજીના ચહેરાનો આશક છુ અને એ ત્રણ ત્રણ માસના પરિચિત ચહેરાનો પ્રેમ હુ કદિ પણ ઓળખો નહીં કરુ."

"અને વ્યક્તિત્વનો ભાવ વ્યક્તિત્વનો પ્રેમ ક્યાં જશે?"

"ઈશ્વર જાણે!" મે નીસાસો મુક્યો.

"એવા તદ્દન અનાકર્ષક ચહેરાની ચાહના કોઈ પણ બુદ્ધિશાળી માણસ કરી શકે, એમ હું ધારી શકતી નથી"

મે આવેશપૂર્વક બુમ મારી "એ ચહેરો સુંદર છે, દિવ્ય છે"

"મારી સામે તે વિચિત્ર રીતે જોઈ રહી મને લાગ્યુ કે કંઈક વિલક્ષણ વસ્તુસ્થિતિ ઉપસ્થિત થઇ છે, એ દૃષ્ટિએ મને મુગ્ધ કર્યો—હું તેના આત્મિક આકર્ષણમા ખેંચાયો મારાથી કહેવાઇ ગયુ

"પુરુષોની નિર્દોષ મોહ ખીન જવાબદારી એટલે શુ?"

એકદમ મનોરમાએ હાથ લબાવી, "લો, ડૉ. મહેતાજી" કહ્યુ શેરીમા એક ખુણાની પાછળ તેને અદૃશ્ય થતી હુ જોઇ રહ્યો મારુ માથુ ભમતું હતુ ભારે પગને હુ મારા ઉતારે પહોચ્યો. સાંજે ડૉ મહેતાને ઘેર જમવા ગયો ત્યા મનોરમાને—મારી સારવાર કરનાર મનોરમાને એકલા મળવાનો પ્રસંગ મેં જ સીપડ્યો ઘરના એક ખુણા પાસે તેણે ધીમા અસ્પષ્ટ શબ્દોમાં મારી

મારી માગી. હું કૈંક પીગળ્યો. તેનું ભવ્ય સૌંદર્ય ઉન્મત ગેંડાને પણ નમ્ર બનાવે તેવું હતું. તેની આંખોમાં ચમકાર કરતો પ્રેમ બરફ જેવા ઠંડા માણસને પણ ઉષ્મા અર્પે તેવો હતો. જમ્યા પછી હું જવા તૈયાર થયો. આ અતિ શિક્ષિત કુટુંબમાં ઘણાક પશ્ચિમીઆ રીવાજો પેઠા હતા. છુટા પડતી વખતે મનોરમાએ મારી સાથે વિદાયનું હસ્તધૂનન કર્યું. મારો હાથ જરા દબાયો. એ સ્પર્શવડે દેહમાં વિદ્યુત્ ઉત્પન્ન થઇ અને હું સ્વપ્ન અનુભવી રહ્યો. મારી સમક્ષ જુની કલ્પનામૂર્તિ કદ્રુપ છતાં હેતાળ મનોરમાનો ભાવવાહી ચહેરો ખડો થયો. પણ ઉંડે ઉંડે પ્રતીતિ થઇ કે આ મનોરમાએ મારી સારવાર હૃદયદેવીની સંભાળથી કરી છે છતાં તેને મારાં સ્વપ્નોનું વદન નથી. આનું ઝલકદાર સ્વરૂપ મને અકારું લાગતું હતું. નિશ્ચેતન પુતળાને કોઇએ ધક્કો માર્યો હોય અને તે ચાલે, તેમ હું બારણામાંથી નીકળ્યો. પાછળ બારણું દેવાયુ. તુરતજ મારું મસ્તક બીજી મનોરમાના વિચારે ઘુમવા માંડયું.

હરતાં ફરતાં ને કામકાજ કરતાં મારી નજર સમક્ષ ત્રણ મનોરમાઓની મૂતઓ નાચતી હતી. એક મારી કલ્પનામૂર્તિ મનોરમા, જેનાથી સ્નેહાળ મધુર વ્યક્તિત્વ સાથે પેલા સાદા વિરુપ ને ભાવવાહી ચહેરાનો સુભગ યોગ થયો હતો. બીજી અજાણી મનોરમા, જેનો ચહેરો હુંબહુ મારી કલ્પનામૂર્તિને મળતો હતો પણ જેનું વ્યકિતત્વ શુષ્ક અને કડક હતું. ત્રીજી મારી ચાકરી કરી વેદના બુઝાવનાર ખરી મનોરમા જેનામાં અદ્દભુત આકર્ષક વ્યકિતત્વ હતું; પણ જેનો ચહેરો મારી કલ્પનામૂર્તિથી તદ્દન જુદાજ પ્રકારનો હતો. એક મૂર્તિને પકડતાં બીજી વિડંબના કરતી હતી. બીજીને પકડતાં ત્રીજી આક્રન્દ કરતી હતી. ત્રીજીને પકડતાં પહેલી ચીટકાર વર્ષાવતી હતી. અને હુ પોતે બન્ને પાર્થિવ મનોરમામાંથી સર્જાયલી અપાર્થિવ મનોરમાને હૃદયથી પુજતો હતો.

કેટલીક વખત આખી રાત, આ મનોરમાઓના ગુણાગાર ભાગાકાર અને સરવાળા કરતો હું જાગતો પડયો રહેતો. જ્યારે સવારનાં સૂર્યકિરણો બારીવાટે મારા બીછાના પર પથરાતાં ત્યારે આ સંમિશ્ર-વિભ્રામક જાગ્રત્-સ્વપ્ન વેરાઇ જતું. પણ સૂર્યના પ્રકાશ સાથે મારો વિભ્રમ-અનિશ્ચય વધતોજ જતો. સવારે ધ્રુજતો મુંઝારો અનુભવતો હું ઉઠયો. અને પહેલીજ ટ્રેનમાં નવસારી નાસી ગયો.

એ પછી કોઇ વાર હું સુરત ગયો નથી. હાલ મેં નવસારી છોડી મુંબાઇમાં નિવાસ રાખ્યો છે. હરરોજ રાત્રે હું ઇશ્વરને પ્રાર્થના કરતો સુવા જાઉં છું કે હે જગન્નિયંતા! તું મારા મગજનો પણ નિયંતા બનીને મારા ભ્રમનો અનિશ્ચયનો નાશ કર. પણ આખી રાત મને ભયંકર સ્વપ્નો આવ્યા કરે છે. ત્રણે મનોરમાઓનાં પૃથક્ પૃથક્ દર્શન થાય છે. પછી ત્રણેએ નાચે છે અને એક બીજા ભણી મને ખેંચે છે. હું બુમો પાડું છું. એટલામાં ત્રણેયનું એક ભયંકર ભીષણ સ્વરૂપ રચાય છે અને એ પ્રલયચંદ્રિકા જેવો ભયાનક ઓખો મને ગળી જવા આગળ ધસે છે. તેના ખુલ્લા વિકરાળ ફાટેલા મોંમા હું એક વિરુપ સાદો હસતો ચહેરો જોઉં છું, અને અકળાઇને ચીસ પાડું છું. તુરતજ ઉંઘ ઉડી જતાં સ્વપ્ન નષ્ટ થાય છે, પણ એથીએ વધારે ભયાનક વિચારો ઘેરાય છે; મારા આવા અનિશ્ચિત અસ્તિત્વમાં એક જ વસ્તુ નિશ્ચિત અને નક્કર છે. અને તે એ કે બંને મનોરમામાંથી કોઇ એક મનોરમા માટે મારા અંતરમાં પ્રેમની જ્વાલા બળે છે. તે જ્વાલમાં હું પ્રતિદિન ક્ષીણ થતો જાઉં છું.

---

## પ્રોફેસરનો પરિણય

[ અનુસંધાન પૃષ્ઠ ૩૪૬ થી ]

અસર મને થઇ છે કે મને ખાત્રી છે કે મારુ ભાષણ આજે ઘણુ સરસ થશે બેસો હુ આવુ ત્યા સુધી "

માસાહેબ બનેને મુકી સભામા ગયા થોડી વાર બને એક બીજા સામુ જોઇ રહ્યા વર્ષોનો પરિચય આ છેલ્લી પળોમા થઇ ગયો. આજે બનેના આત્મા જાણે ઉડતા હોય તેમ લાગતુ હતુ

ચહા પીને બને જરા બહાર ફરવા નીકળ્યા એ મુળા મુદ્દાના ધોધમા અને બડ ગાર્ડનમા કૈંક અનેરો આનદ અનુભવી બને પાછા ફરવા લાગ્યાં

રાત પડી ગઇ હતી ચોપાસ શાતિ હતી આકાશમાં તારાઓ ચમકી રહ્યા હતા. દીવાનો મદ પ્રકાશ સરિતાજલ પર નાચી રહ્યો હતો. અને એ નાચને સાથ આપતા જાણે પ્રવાહનો ખળખળ અવાજ તાન પુરી રહ્યો હતો

એકાએક પ્રોફેસરે કહ્યુ "સરયૂ !"

"કેમ ?" આ પ્રકારના સબોધનથી સહેજ ચમકી સરયૂએ કહ્યુ.

"તને નથી લાગતુ મારા જીવનમા એક ખોટ છે ?

"શી ?"

"સરયૂ, તુ સુદર છે,-ચતુર છે,-જુવાન છે હુ શુષ્ક છુ-નીરસ છુ-છતી આખે અધો છુ. તારા જેવી સુશીલ સ્ત્રીને માટે હુ કેવળ નાલાયક છુ પણ છતા આટલુ કહ્યા વિના નથી રહી શકતો ! મારા જીવનમા એક ખોટ છે-અને ને સરયૂની સરયૂ જતા મારુ જીવન કવળ અધ કારમય જડ પાષાણવત થઇ જશે-સરયૂ-તને મારી ઉપર તિરસ્કાર તો નથી આવતો ?"

સરયૂ અત્યારે અધારામા ઉભી હતી. ઝાડના પાદડામા થઇ દીવાનો પ્રકાશ એના પર ચાંદરણા પાડતો હતો ધીમે અવાજે એણે કહ્યુ "મને તમારા પર તિરસ્કાર નથી પણ માજી શુ કહેશે ?"

અને ફરી એ કલકલ વહેતી સરિતાએ કુદરતના નૃત્યમા તાલ પુર્યો

× × ×

'મે કહ્યુ નહોતુ કે આજે મારુ ભાષણ સરસ થશે ? એમજ થયુ શ્રોતાઓના ચહેરા ઉપરથીજ હુ જોઇ શકી કે આજના ભાષણોએ કેટલાના જીવનમાં નવો ઉજાસ ભર્યો છે !" માસાહબે પાછા ફરતા વેત કહ્યુ

"બીજાનુ તો ગમે તે હો ! મારા જીવનમા તો એણે જરુર આજે નવો ઉજાસ ભર્યો છે મા !"

"શુ કહે છે ?"

'તારા દીકરાને એક નાનકડી વહુ લાધી છે "

"એ કોણ વળી ? મને પુછ્યા વિના એ શુ કરી બેઠો ? મે તારે માટે એક વહુ શોધી રાખી છેને ?"

"હે-! કોણ ? ' આશ્ચર્ય અને ભયથી પ્રોફેસર સાહેબ બોલી ઉઠ્યા

"ને-એ-આ' કહી માસાહેબે સરયૂને પોતાની પાસે ખેંચી

"એજ વહુ તો મે મારે માટે શોધી છે મા !"

"ત્યારે મારો દીકરો ખરો આવ બેટા-આજે મારુ જીવન ધન્ય થયુ" કહી માએ બને બાળકોને પાસામા લઇ હર્ષથી માથા ચુમ્યાં

—— o ; ——

## નવગુજરાતનો સૌંદર્યનો આદર્શ

[અનુસંધાન પૃષ્ટ ૭૯૫ થી]

કરતાં મોટો હોય છે. આથીજ સ્ત્રીઓનો નિતંબ પ્રદેશ વિસ્તીર્ણ દેખાય છે. સ્ત્રીઓની જનનેન્દ્રિય અને સ્તનપ્રદેશ વચ્ચે પણ નિકટનો સંબંધ છે, એમ શારીરશાસ્ત્રનું કથન છે. આ ઉપરથી મનુષ્યજાતિની ઉત્પત્તિ અને ઉત્ક્રાંતિના કાર્યમાં સ્ત્રીઓના નિતંબ અને સ્તનપ્રદેશનું મહત્વ કેટલું છે તે લક્ષમાં આવશે. આ કાર્ય ઉત્તમ રીતે પાર પડે એટલા માટે કુદરતે સ્ત્રી શરીરના આજ ભાગોમાં વધારે આકર્ષણ શક્તિ સીંચેલી છે. અને તેથીજ વિશાળ નિતંબ અને ઉન્નત સ્તનોને સ્ત્રી સૌંદર્યનાં મુખ્ય લક્ષણ માનવામાં આવે છે. સંસ્કૃત કાવ્યોનું પરિશીલન કરનારને વિદિતજ છે કે તેમાં સુંદર સ્ત્રીઓનાં સૌંદર્ય-વર્ણનમાં નિતંબ અને સ્તનની વિવિધ ખુબીઓ પરજ ખાસ ભાર મુકવામાં આવ્યો છે. પરપુરુષને દેખતાંજ સુંદરીનો હાથ નિમિતમાં સ્તન ઉપરનું વસ્ત્ર સમારવા ઉદ્યુક્ત થઇ જાય છે. આ ક્રિયાનો ઉદ્દેશ સામા માણસના મનનું આકર્ષણ કરવાનો હોય કે આકર્ષણ ન થાય એવો હોય, પણ તેનાથી એટલું તો નિર્વિવાદ સિદ્ધ થાય છે કે સ્ત્રીના સ્તનપ્રદેશમાં આકર્ષવાની વિશેષ શક્તિ રહેલી હોય છે.

ઉપર દર્શાવેલાં સ્ત્રીપુરુષનાં સૌંદર્યનાં લક્ષણો કોઇ પણ દેશમાં કે કાળમાં કુરૂપતાનાં લક્ષણો ગણાયાં નથી, જ્યારે બીજાં ગૌણ લક્ષણોના સંબંધમાં ઘણો મતભેદ દેશકાલાનુસાર રહેલો છે. ઉલટું ઘણા દેશોમાં ઉપર દર્શાવેલાં સૌંદર્યનાં લક્ષણોને કૃત્રિમ ઉપાયોથી વિશાલ રૂપ આપવાના પ્રયત્ન થાય છે.

ટુંકામાં પ્રતિભાશાળી, શક્તિસંપન્ન પુરુષ સુદૃઢ, સુંદર અને પ્રતાપી પ્રજા ઉત્પન્ન કરવાની લાયકાતવાળી સ્ત્રી એજ ગુજરાતના સૌંદર્યનો આદર્શ હોઇ શકે.”

આમાંથી સંસ્કૃત કવિઓનાં વર્ણનો ને શરીર શાસ્ત્રનાં મંતવ્યો મળી શકે છે પરંતુ આપણે શું માનીએ છીએ તે મળી શકતું નથી.

આ રીતે જોતાં જે જે ઉત્તરો આવ્યા છે તે મુળ પ્રશ્નનો ઉત્તર આપવાને બદલે કોઇ બીજીજ ચર્ચામાં ને તેમાં એ ખાસ કરીને નીતિ ભાવના કે સદ્ગુણોની ચર્ચામાંજ સમાપ્ત થાય છે. આ આપણી સ્થિતિચુસ્ત (Conservative) મનોદશા, વિચારસરણી ને જીવન પ્રતિના આપણા દૃષ્ટિબિંદુને સચોટ રીતે વ્યક્ત કરે છે.

આગલી ગુજરાતી સાહિત્ય પરિષદમાં એન સાયકલોપીડિયા હોય તો સારૂ કે નહીં એ વાદજ ઉદ્‌ભવવો ન જોઇએ. ત્યાં સુધી તો જ્ઞાનકોશનો એક ભાગ છપાઇને બહાર પડશે. તે વખતે સમગ્ર ગુજરાતી જ્ઞાનકોશનો કાચો ખરડો તૈયાર કરી અને ૧ ભાગ છપાવી તૈયાર કરવાનો અમારો વિચાર છે. આ વાસ્તે બધા ઉત્સાહી સાક્ષરોએ મદદ કરવી જોઇએ.

ડૉ. કેતકરે મરાઠીમાં જ્ઞાનકોશ તૈયાર કર્યો! અને હવે હિંદની બધી ભાષાઓમાં કોશ તૈયાર કરી ભારતના વતનીઓ પોતાનીજ માતૃ ભાષામાં બધા પ્રકારનું જ્ઞાન મેળવી શકે એવી ગોઠવણ કરવાનું કામ તેઓએ અંગીકાર કર્યું છે.

બધી ભાષાઓમાં શાસ્ત્રીય નામો એકજ હોય તો ઘણુંજ સારૂં એ વાસ્તે પણ આ પ્રયત્ન છે. એટલુંજ નહી પણ ડૉ. કેતકરને જ્ઞાનકોશનું કામ કરવાથી જે—આત્મ શ્રદ્ધા ઉત્પન્ન થઇ છે તેનો ફાયદો બધી ભાષાઓને મેળવી આપવા સારૂં આ ભગીરથ કાર્ય તેઓએ હાથમાં લીધું છે.

ચાલો આપણે ડૉ. કેતકરની સાથે બધી વાતે સહકાર કરીએ. જો ગુર્જર બંધુઓ પૈસાથી અને પ્રયત્નથી આ કાર્યને મદદ કરશે તો પોતાની ભાષાને તવંગર બનાવ્યાનો ફાયદો મળશે: એટલુંજ નહીં બલ્કે બીજી ભાષાઓને પણ પ્રચલિત ક્ષેત્રમાં લાવ્યાનું શ્રેય નિઃસંશય મળશે. અને આ કંઇ ઓછો ફાયદો ન ગણાય. જુદા જુદા સાહિત્યોએ એકમેકનો દ્વેષ કરવો ન જોઇએ. પરંતુ દરેક ભાષાના સાહિત્ય રસિકોએ એકમેકની ચઢતી જોઇ આનંદ માનવો જોઇએ. કારણ કે બીજાની આબાદી જોઇ પોતાની કરી લેવાની નજરજ વધારે હિતકારક હોય છે.

“ આ જ્ઞાનસત્રને મદદ કરો ” આજ ડૉ. કેતકરનો ખાસ સંદેશો છે.

તા. ૧–૯–૨૭ અગાઉ તો રૂ. ૫૦,૦૦૦) ખરચ થશે એવી અમારી ધારણા છે.

લોકો તરફથી અમોને જે મદદ મળવાની તે ગ્રાહક તરીકેજ. કારણ ડૉ. કેતકર કોઇપણ પાસેથી કોઇપણ પ્રકારનું દાન લેતા નથી. ડૉ. કેતકરે આજ તત્ત્વ ઉપર મહારાષ્ટ્રીય જ્ઞાનકોશને જરૂરીઆત રકમ—લગભગ ચાર લાખની—ભેગી કરી.

**પહેલો વર્ગ**—તા. ૧–૯–૨૭ અગાઉ રૂ. ૧૦૦) મોકલી ગ્રાહક થાઓ. પહેલાં રૂ. ૧૫) ભરીને પોતાના નામ નોંધાવો અને બાકી રહેલી રકમ રૂ. ૮૫) ની તા. ૧–૯–૨૭ અગાઉ એકદમ અગર હફતે હફતે મોકલાવો. આ પ્રમાણે કરવાથી ૨૦ ગ્રંથ તમોને રૂ. ૧૦૦) માં મળશે.

**બીજો વર્ગ**—જો તમોને રૂ. ૧૦૦) એકદમ ભરવાની ઇચ્છા ન હોય તો પહેલા રૂ. ૧૫) ભરો અને ત્યાર પછી દરેક ભાગ લેતી વખતે રૂ. ૬) ભરો. આ પ્રમાણે કરવાથી તમોને ૧૩૫) ભરવા પડશે.

एमनी स्म. ... तेना स्मरणार्थे
श्री फार्बस गुजराती सभाने
શ્રીયુત દાદાભાઇ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.

પુસ્તક ૭૨ ] માઘ ૧૯૮૪ [ અંક ૫

## ગુજરાત અને યુગધર્મ

# ઉગતી પ્રજાને



**સમાજ** કે ધર્મે ઘડેલાં બીબાંમાં રહી નિશ્ચેતન ઢીંગલીઓ બનશો મા. તપથી શક્ત મેળવજો, ભાવનાથી શુદ્ધિ મેળવજો. અભ્યાસથી કાર્યદક્ષતા મેળવજો; જ્ઞાનથી સંસ્કાર સમૃદ્ધિ ભેગી કરજો; છે તેજ જીવનમાં રસ કેળવી ઉલ્લાસ અનુભવજો;—અને આમ ઘડાએલી માનવતાને વ્યક્ત કરજો—શબ્દમાં, વિચારમાં, ચારિત્ર્યમાં ને કર્તવ્યમાં,— કોઇનો ભય ધાર્યા વિના, કશાની આશા રાખ્યા વિના. ગુજરાતને મહાન રાષ્ટ્ર થવું હોય, સંસ્કારનો મંત્ર દેવો હોય તો તેની ઉગતી પ્રજાને આ માનવતા સર્જાવવીજ પડશે.

—કનૈયાલાલ મુનશી.

'કુમાર': આષાઢ '૮૩ ના અંકમાંથી.



ચિત્રકાર રા. રવિશંકર રાવળ]   ગામડીઆઓ પોતે પોતાની ન્યાય પ્રણાલિ ચલાવી લેવા સ્વતંત્ર હતા   [ગુજરાતઃ માર્ચ ૧૯૮૪

—મોગલ સામ્રાજ્યની રાજ્યપદ્ધતિ

# મોગલ સામ્રાજ્ય-ની રાજ્યપદ્ધતિ



અકબર



લેખક.

રા. ધૂમકેતુ



દીલ્હીના તખ્ત પર મુસલમાની રાજ્ય-સત્તા લગભગ છસો વર્ષ ટકી રહી, તે દરમીઆન જુદી જુદી પ્રકૃતિના અનેક બાદશાહો થઇ ગયા; બલ્બન† જેવા ક્રૂર મનુષ્યની રાજનીતિથી માંડી ને અકબર અને શાહજહાં જેવા ઉદાર પ્રકૃતિના બાદશાહોની રાજનીતિ દીલ્હીના સિંહાસન પર અનેક રંગી વિધિના વિચિત્રપટની માફક આલેખાઇ રહી છે. જીતનાર પ્રજા જીતાએલી પ્રજા કરતાં વધારે સંસ્કૃત ન હતી, એ ભેદ ધ્યાનમાં રાખીને ઐતિહાસિક માહીતીઓ પરથી મોગલ સામ્રાજ્યની શાસનપદ્ધતિ વીશે જે કંઈ મળ્યું છે તે પરથી એવું અનુમાન બંધાય છે કે દીલ્હીનાં મુસલમાની રાજ્યોમાં જેમ મોગલ સામ્રાજ્ય સૌથી વધારે પ્રભાવશાળી હતું, તેમ તેની શાસનપદ્ધતિ પણ તે સમયના પ્રમાણમાં અનેક રીતે પ્રશંસાપાત્ર હતી. એ શાસન પદ્ધતિનું એક મુખ્ય લક્ષણ એ હતું કે પ્રજામાં પ્રાણના ધબકારા હતા, ને તેથી પ્રજામાં નવજીવનની આશા હતી. પ્રતાપ અને શિવાજી કે

† બલ્બન ક્રૂર હતો એ વાત નિઃસંશય છે પરંતુ ક્રૂરતા, એ એના સ્વભાવ કરતા, જરૂરીઆત તરીકે દેખા દે છે એના વહાલાપુત્ર મહમ્મદના મરણ પછી તે દિવસે રાજ્યમાં કંઈ ન હોય તેમ તે રાજતંત્ર ચલાવતો ને રાત્રે પથારીમાં હૈયાફાટ રડતો. આ દૃશ્ય કરુણ છે.

ગુરુ ગોવિંદ અને રાજસિંહના જન્મને યોગ્ય સ્ત્રીઓ હતી. પુરુષો હતા. ને વાતાવરણ હતું. પ્રજાકીય સંસ્કૃતિ જાળવવામાં આ પ્રાણ મદદરૂપ હતા; મુસલમાનોની ખુલ્લી રાજનીતિની જોહર કરવાની તાકાત હતી. છસેં વર્ષના ઇતિહાસમાં રજપુતોના કુસંપ ભર્યા છેઃ મુસલમાનોનાં વિવેકહીન કાર્યો ભર્યાં છે. ધર્માંધતાના સર્વ જુલમો દેખાય છે; પણ હીંદી પ્રજા પ્રજા મટી જાય એવું વાતાવરણ આખા દેશ પર કન્યાકુમારીથી કાશ્મીર સુધી ફેલાણું હોય એવો રાષ્ટ્રીય વિનિપાત કયારેએ આવ્યો નથી. કબુલ છે કે હજારો હીંદુઓ મુસલમાન બન્યા છે; પરંતુ હજારો મુસલમાન હીંદી બન્યા છે એ વાત પણ એટલીજ સાચી છે. દહેરાં તોડનારાએ પથ્થર તો ચોક્કસ વેડ્ફી નાખ્યાઃ પણ તાજમહેલ કે જુમામસીદના દરેક પથ્થર પર હીંદી કળાનો પ્રાણ સચવાયો. આ વાત મહ-




અકબરના સમયનું હીંદુસ્થાન.

પાછળ તલવારનું બળ હતું, તો રજપુતોના પ્રાણમાં કેસરીયાં કરવાનું પુરુષાતન હતું. ને સ્ત્રીઓમાં

ત્વની હતી. લઢાઇઓથી આખો દેશ વારંવાર અવ્યવસ્થિત રહ્યો છે એ ઐતિહાસિક સત્ય છે.

પરંતુ લાખો મુડદાં વચ્ચે સચવાએલી અપૌરુષેય શાંતિ કરતાં, વીજળીના ઝબકારા ને વરસાદના ગડગડાટ વચ્ચે સાચવેલી અશાંતિ, જીવનની નીશાનીરૂપે હતી. આ બીના પક્ષપાતથી દોરાતા મનની અશાંત કલ્પના નથી; ધુન કે વાતાવરણની અસર નથી; એ ઐતિહાસિક સત્ય છે ને પ્રજાના વિકાસક્રમમાં એ મહત્ત્વનું તત્ત્વ છે.

મોગલ શાસનપદ્ધતિમાં સૌથી એક વાત આગળ તરી આવે છે. વ્યવસ્થાનું તંત્રઃ અકબરનો ઇતિહાસ જોતાં જણાય છે કે લગભગ હાલના જેવું જ હતું. લગભગ, એટલા માટે કે હાલના સમયમાં જે કેટલાક વૈજ્ઞાનિક શોધના સુધારા છે તે તે વખતે ન હતા. પરંતુ રાજ્યતંત્રની ભાવનામાં ફેર હતો, તે સીવાય વ્યવસ્થા લગભગ સરખી હતી, એમ કહેવામાં કંઈ ખોટું નથી.

હીંદુસ્થાન કૃષિપ્રધાન દેશ છે; તેનુ જીવન ગામડામાં છે. મોગલ પદ્ધતિ પ્રમાણે રાજસત્તા ગામડાંના સ્થાનિક વ્યવહારમાં ભાગ્યેજ વચ્ચે પડતી.

મોગલ સત્તા જે લગભગ દોઢસો વર્ષ સુધી, હીંદુસ્થાન પર અનિયન્ત્રિત રાજ્યસત્તાક સ્વરૂપે ટકી રહી, તેમાં બીજા અનેક કારણો સાથે મોગલરાજ્ય વ્યવસ્થાની સંગીનતા એ પણ એક કારણ છે; એ રાજ્યપદ્ધતિમાં પ્રથમ તો



દિવાને ખાસનો દરબાર.

કૃષિપ્રધાન દેશની જરુરીઆતો ધ્યાનમાં લઇ, ગ્રામ્યપંચાયતોની જરીપુરાણી સંસ્થા—લગભગ ગ્રામ્ય સ્વરાજના સિદ્ધાંત પર એમને એમ રહેવા પામી હતી. દરેક ગામ પોતે પોતાના

બાબતમાં સ્વતંત્ર હતું, રાજ્યને ભાગબટાઇના ધોરણે પૈસા અથવા દાણા આપ્યા પછી — ગામના પોતાના સામાજિક કે ધાર્મિક વહીવટમાં, તેમજ, આરોગ્ય ને સંરક્ષણની વ્યવસ્થામાં પણ રાજ્યસત્તાએ માથું માર્યું નથી. સુબાના મુખ્ય શહેરોમાં કે પાટનગરમાં જે ધામધુમ બની રહે તે સીવાય ગ્રામજીવન એવું ભાન હતું કે અકબર સીવાય બીજા કોઇ મોગલ બાદશાહે, મહેસુલ ઉઘરાવવા ને સંરક્ષણ કરવાના કામ સીવાય બીજું કાંઇ કામ, —ગ્રામ્યજીવનમાં પણ પ્રાણ પુરવા જેવું કર્યું નથી પણ આ સ્થિતિ છતાં, કેળવણીની ખામી વગેરે અનેક દોષો રાજ્યવ્યવસ્થાની ખામીથી— ગ્રામ્યજીવનમાં સહજ હતા એ વિચાર કર્યા વિના રહેતો નથી જો કે દરેક વિષયમાં પરાધીન થએલી હાલની આપણી સ્થિતિ કરતા, એ સ્થિતિ વધારે શોચજનક છે એમ માનવાને ના પાડવી પડે છે, છતા, અશોક, હર્ષવર્ધન કે સમુદ્રગુપ્તના આર્યસંસ્કૃતિથી ભરેલા સામ્રાજ્યોની તુલના સાથે અકબર કે શેરશાહ સીવાય બીજો કોઇ રાજ્યકર્તા ટકી શકતો નથી ઘણી વખત એમ કહેવામાં આવે છે કે હીંદની પ્રજાકીય જાગૃતિ એ વીસમી સદીના ઇંગ્લીશનું ભાષાંતર છે, ને મોગલસામ્રાજ્ય તો ચોખ્ખુંજ રાજાસત્તાક તંત્ર હતું એ તંત્ર વીશે આગળ કહેવામાં આવશે, પણ પ્રાચીન ભારતમાં પણ પ્રજાકીય સમિતિ જેવી રાષ્ટ્રીય અસ્મિતા હતી એ વાત ધ્યાનમાં રાખવા જેવી છે. Absolute Monarchy એ અર્થમાં રાજાસત્તાત્મક શાસન પદ્ધતિ પ્રાચીન હીંદુસ્તાનમાં કોઇ દિવસ હતી નહીં છેક ઋગ્વેદના સમયમાં રાજસભા અને સમિતિ[1] વીશે ઉલ્લેખ છે રાજાની સભાને સભા[2] કહેતા, જ્યારે જેમાં સર્વ સાધારણ માણસો આવી શકે તેને સમિતિ કહેતા.



રાજા ટોડરમલ

ઋગ્વેદમાં રાજા પ્રજાજનોને કહે છે

[3]आवद्‌चित्तमावा । व्रतमावोऽहं [3]समिति ददे ॥

રાજા રાજસંસ્થાની બહાર હોય તેવો ભાવ Absolute Monarchy માં છે જ્યારે સભાપતિ—પ્રેસીડન્ટ જેવો છે પણ એના મંત્રીઓ માત્ર બ્રાહ્મણો હતા ને તેથી એ તંત્ર બહુધા તો બ્રાહ્મણોની જુલ્મીસત્તારૂપે હતું, એવું કહેનારાઓને સંસ્કાર ને સંસ્કૃતિનો ખ્યાલ નથી અને તે છતા પણ—એક રીતે આ શાસન પદ્ધતિમાં [4]સર્વ વર્ણોને પ્રતિનિધિત્વ આપ્યું છે. હાલના પાર્લામેન્ટ સીસ્ટમ પ્રજાકીય પ્રતિનિધિત્વ વાળી સભામાં પણ લગભગ એવુંજ નથી !

---

૧ सभा च मा समिति श्चावता
प्रजापतेर्दुहितरौ संविदाने (અથર્વવેદ)
સભાને પ્રજાપતિથી ઉત્પન્ન થએલ માનવામાં આવતી

૨. नमः सभाभ्यः सभापतिभ्यश्च यजु १· २४

૩ આ સમિતિને 'વરિષ્ઠા' કહેતા

૪ શુક્રનીતિમાં છે કે રાજાની મુદ્રા થતા પહેલાં આજ્ઞાપત્ર પર બધા મંત્રીઓની મુદ્રા ને સંમતિ હોવા જોઇએ

चतुरो ब्राह्मणान्
क्षत्रियान् दशचाष्टौ च पञ्चैव शूद्रकान् ॥

પ્રતિનિધિરૂપે આવતા માણસોમાં જ્યારે ખરો વિદ્વાન કોઇકજ હોય છે, ત્યારે આ શાસનપદ્ધતિમાં વિદ્વતા ને સદાચાર ઉપર આંખી કમાન છે.

રામાયણમાં પરિષદની વાત છે. આ પરિષદ મંત્રી-સભાથી તદન ભિન્ન સમિતિ દર્શાવે છે. રાજાને જે રાજ-સભાથી પર માની, તેની અનિયન્ત્રિત સત્તા વીશે કોઇએ સવાલ ઉઠાવ્યો ન હોય તો રાજાને પણ દંડ દેવાની વાત ન હોય. "જે અપરાધથી સાધારણ વ્યક્તિને એક તોલો તામ્ર દેવાનું ઠરે, તે અપરાધમાં રાજાએ એક હજાર તોલા તામ્ર દેવું.*" મોગલ સામ્રાજ્યે રાજમસ્તાક હતું, એ ઐતિહાસિક બીના છે. તેમજ તેના સંસ્કૃતિના અને શાસનના આદર્શોમાં, તે આર્યસમ્રાટોની ભાવનાથી ઉતરતું હતું, છતા તેની શાસન-પ્રણાલિ વીશે કેટલીક હકીકતો રજુ કર્યા પછી એક સત્ય તારવી કઢાશે કે તેની દેખાતી અનિયંત્રિ સત્તા પર, કાયદાથી કે બંધારણથી નહીં, પરંતુ, વાતાવરણથી અનેક બંધન ન હતાં.


જહાંગીર

મોગલ સામ્રાજ્યની રાજનીતિમાં બે વાતનો સ્વીકાર થયો છે. પ્રથમ તો ‡રાજાની આ-

---

वैश्या वित्तेन संपन्नान् एकविंशति सत्यशा।
शूद्रांश्च शुद्रान्विनीताउंश्च............ ॥
શાંતિપર્વ.

આ શ્લોકમાં ૪ બ્રાહ્મણ ૧૮ ક્ષત્રિ ૨૧ વૈશ્ય ને ૩ શુદ્ર-એમ ૪૬ જણાનું મંત્રીમંડળ નીમવાની સુચના છે.

"The noblest & richest manage Public affairs and sit in council with the King."

"Superintendents report every thing to the King where the people have a king and to the magistrates where they are self-governed."
—એરીઅન

* વિવાદ ચિન્તામણિ: કૌટિલ્ય પોતાના અર્થશાસ્ત્રમાં ત્રીસ ગણું દેવાનું ઠરાવે છે. ને તે ધન વરૂણના નામપર જલમાં ફેંકી દેવુ. આની સાથે સાથે મેગાસ્થીનીસની સાક્ષી ઉપયોગી થઈ પડશે. તે લખે છે: 'The noblest & richest manage

‡ જો કે કુરાનના કાયદા પ્રમાણે રાજા જમાતને જવાબદાર છે, પરંતુ, એ સૂત્ર મોગલ સમ્રાટોએ ક્યારેએ અમલમાં મુક્યું નથી. અને ઔરંગઝેબ તો ફ્રાન્સના લુઇ ચૌદમાની માફક પોતે પોતાનું સર્વસ્વ બનેલ છે.

પછી કરવામાં આવશે, પરંતુ સમ્રાટ પોતે જે ન્યાય આપતો તેમાં આટલા દોષ માલુમ પડી આવે છે. અતિ આશ્ચર્યકારક લાગશે પણ આજે જ્યારે તાર ને ટપાલની- આટલી સગવડ છતા, એક અરજનો જવાબ, અનેક કારકુનો પાસેથી, નીકળતા નીકળતાં એક બે વર્ષ સહજ નીકળી જાય છે, ત્યારે મોગલ સમ્રાટોના તાત્કાલિક ન્યાય આપવાની પ્રથાથી, [1]લોકોમા ન્યાયબદ્ધ રહેવાનું વાતાવરણ પથરાઈ રહેતું. અને તેથી એકંદરે મોગલ સમ્રાટનો નિયમબદ્ધ શબ્દોની સાહાય્ય વિના આપેલો ન્યાય, વધારે સુદર હતો।



ઔરંગઝેબ

વળી સમ્રાટની ઉંચામા ઉંચા ન્યાયાધીશ તરીકેની અદાલત સુબામા શું થાય છે તેથી છેક અનભિજ્ઞ ન હતી હીંદુશાહકારોએ વિશ્વાસુ ચારને ગજાની આંખરૂપે જણાવ્યો છે છેક અલાઉદ્દીન ખીલજીના વખતથી, મુસલમાન બાદશાહો ગુપ્ત ચાર રાખતા આવ્યા છે મોગલસમ્રાટોએ, એ વાત પર સંપૂર્ણ લક્ષ આપ્યુ છે. તેમણે બે પ્રકારના ગુપ્ત જાસુસો રાખ્યા હતા. વાખ-એ નવીસ ને સાવાને-નીગાર એ ઉપરાંત વધારે ચોક્કસ થવા માટે ખુફીઆ-નવીસ ને હરકારા હતા પહેલા બે પ્રકારના જાસુસો વચ્ચે વધારે તફાવત નથી પરંતુ એમ જણાય છે કે વાખ-એ-નવીસ, જ્યારે જ્યારે, સુબાઓ દરબાર ભરતા ત્યારે ત્યાં હાજર રહેતો

અને ત્યાં જે જે બીના બનતી તે સર્વ લખી લેતો. વળી એનુ લખાણુ બાદશાહને મોકલાતાં પહેલાં, સુબાને રજુ કરવામા આવતું. સાવાને-નીગાર ગજકીય નોકરોની હકીકત મોકલતો અને કદાચ તે વાખએનવીસ વીશેની બાતમી પણ પુરી પાડતો હશે।-ખુફીઆ નવીસ સાથી વધારે વિશ્વાસપાત્ર હતો અને સુબા કે સરકારના ગાદ પણ સ્થાનિક અમલદારને રજુ કર્યા વિના તેનું લખાણ સીધું બાદશાહ તરફ જતું. કેટલીક વખત સુબેદાર કે ફોજદારને તેના નામ સુદ્ધાની પણ ખબર પડતી નહીં. આ બધા કાગળો ડાક ચોકીના દરોગા પર મોકલાતા, અને તે બીલગધ વઝીરને આપતો. આ ઉપરાન હરકારા-

[વધુ માટ જુઓ પૃષ્ઠ ૪૬૬]

1. The round & quick justice keeps the people in such order and awe that there are not many executions —Terry.



અકબરના દરબારનાં નવરત્ન.

—મોગલ સામ્રાજ્યની રાજ્યપદ્ધતિ

પોતાના સ્વ. પત્નીશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત રાધાભાઇ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.




લેખક:
રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,
પ્રમુખ, સાહિત્ય સંસદ.

ચિત્રકાર:
રા. ગોરક્ષકર

સમય:
ઈ. સ. પૂર્વે ૩૨૦ ની આસપાસ.

## સ્થલોની માહીતી

પાટલીપુત્ર, કુસુમપુર, રાજગૃહ } પુરાતન મગધનું પાટનગર હાલ પટણા છે તેની પાસે.

તક્ષશિલા ... અફઘાનીસ્થાન આગળ આવેલું વિદ્યાને માટે વિખ્યાત હીંદુ રાજાનું પાટનગર.

## ક્રમવાર આવતાં પાત્રો

રાક્ષસ ... મગધના નરેંદ્ર હિરણ્યગુપ્તનો મંત્રી.
વક્રનાસ...... મગધના નરેંદ્ર હિરણ્યગુપ્તનો અમાત્ય.
સુમોહા ...... તક્ષશિલાના રાજા સુબાહુની પુત્રી ને હિરણ્યગુપ્તની રાણી.
હિરણ્યગુપ્ત, ધનનંદ } શુદ્ર મહાપદ્મ નંદનો વંશજ અને પાટલીપુત્રનો ચક્રવર્તી રાજા,

શેષ...ક્ષુલ્લક માલવોના દૂત પ્રણિધિ.
આંભિ...તક્ષાશલાનો યુવરાજ ને સુમોહાનો ભાઇ.
ભિખ્ખુ યશ...પૂર્વાશ્રમે 'કામંદકનો પુત્ર.
સેનાજિત.....હિરણ્યગુપ્તના અંતઃપુરના સૈન્યનો અધ્યક્ષ.
ગૌરી........સેનાજિતની પ્રિયતમા.
મૈનાકી......મહામાત્ર દર્શકની પત્ની.
આચાર્ય શકટાલ...ગૌરીના પિતા.
વિષ્ણુગુપ્ત...આભિનો ગુરુબંધુ.
પ્રમંડક } ...આચાર્ય શકટાલના શિષ્યો.
કકુ }
શ્રીયક... } ...આચાર્ય શકટાલના પુત્ર.
સ્થૂલભદ્ર }
કોશા...પાટલિપુત્રની વિખ્યાત ગણિકા.

---

## આગલાં પ્રકરણોનો સાર

---

વાર્તા ઇ. સ પૂર્વે ૩૨૦ ના આસપાસના સમયથી શરુ થાય છે. મહાપદ્મ નંદના રાજ્યાભિષેકને એકાણું વર્ષ થયાં હતાં; અને તેનો પૌત્ર હિરણ્યગુપ્ત 'સર્વાર્થસિદ્ધિ'નું બીરુદ ધારી, મગધને સિંહાસને વીરાજતો હતો

નરેંદ્રના ભુવન તરફ મંત્રી રાક્ષસ કૈંક સમાચાર લેઇ આવ્યો. અંતઃપુરના રક્ષક સેનાજિતને તેણે નરેંદ્ર સંબંધી પુછપરછ કરવા માંડી ત્યાં મંત્રી વક્રનાસ મળ્યો.

મંત્રી રાક્ષસે આંભિ કેમ ગામમાં આવવા ના પાડતો હતો અને આંભિનો બ્રાહ્મણમિત્ર ચાલીને શકટાલને ત્યાં ગયો તેની વાત કરી. અને તેઓ અંતઃપુરમાં ગયા.

અંતઃપુરમાં નરેંદ્રની મહાદેવી સુમોહા આ અંતઃપુર ને રાજ્ય, રાજા ને ચાકરોથી કંટાળી વીમાસણ કરતી હતી, ત્યાં રાજાને મંત્રીઓ તેને મળવા જાય છે.

રાજા સુમોહાને હસીને તેનો ભાઇ આભિ આવ્યાના સમાચાર આપે છે ને મનમાં રહેલા કૈં તરકટને સાધવા નિર્દોષ સુમોહા પાસે આંભિને આમંત્રણ અપાવે છે.

હિરણ્યગુપ્તના અંતઃપુરનો અધ્યક્ષ સેનાજિત પચ્ચીસેક વર્ષનો છે. તે દેખાવડો છે, અનાડી ને કર્તવ્યાભય છે. તે સુમોહાને કુમાર પ્રાગ્જ્યોતિષ તરફ ગયાના સમાચાર આપે છે. સુમોહા તેની ભાવિ પત્ની વીશે પુછે છે. સેનાજિત પોતાની પ્રિયતમાને મળવા અધીરો બની ઘર તરફ જાય છે. એના ઘરમાં એ એક અજ્ઞાત કેદીને ખાવાનું આપવા જાય છે. અજ્ઞાત કેદીને વિષ્ણુગુપ્ત નામના બ્રાહ્મણ આવ્યાના સમાચાર આપે છે. અજ્ઞાત કેદી એને ચેતવણી આપે છે 'આવતી પૂર્ણિમાએ તે નાસી જશે.'

સેનાજિત વાતચીત પુરી કરી ભોંયરાનું બારણું બંધ કરી ઉપર આવ્યો. તેના મનમાં ગૌરી ને શકટાલના અતિથિનાજ વિચારો ઘોળાયા કરતા હતા.

તેનું હૃદય શકટાલને ત્યાં જઈ એની પ્રિયતમા ગૌરી અને વિષ્ણુગુપ્તને મળવા અધીરું થઈ રહ્યું હતું. તેણે જવાનો નિશ્ચય કર્યો ને નીકળ્યો.

સેનાજિત અશ્વિનોને મંદિર દર્શન કરવા ગયો હતો. મગધના મહામાત્ર સંનિધાતાનું તેને

નિમંત્રણ આવ્યું. તે ત્યાં ગયો. દર્શક જુવાન પત્નીના ઘરડા પતિઓમાં પ્રચલતા રોગને હંમેશાં વશ હોવાથી એ પોતાની સ્ત્રી પ્રાજ્ઞ ગાંડો થઇ ફરતો. સેનાજિતને જોતાં દર્શકે પોતાની પત્ની મૈનાકીને કંઇક અકથ્ય રોગ થયો છે એવું કહ્યું અને તે રોગ મટાડવા તેને વીનંતી કરી.

સેનાજિત મૈનાકીને ઓળખતો હતો. તેણે ધીમે ધીમે મૈનાકીને ગામમાં નવા આવેલા પુરુષના, કુમારના પ્રાગજ્યોતિષ તરફ ગયાના સમાચાર વગેરે આડકતરી રીતે કહી મૈનાકીના રોગના ઉપચારો અજમાવવા માંડયા. આથી તેની તબીઅત સુધરી જાય છે, અને સેનાજિત ચાલી જાય છે.

મૈનાકી સંનિધાતાને રાજગૃહમાં વદાય કરે છે અને સુકેતુને બોલાવે છે.

સુકેતુને મૈનાકી વિષ્ણુગુપ્તના અને કુમારના સમાચાર જણાવે છે અને એ વિષ્ણુગુપ્ત કોણ છે તેની ચર્ચા કરે છે.

શકટાલને ત્યાં વિષ્ણુગુપ્ત આચાર્યને મળવા સિદ્ધ ક્ષપણક, રાક્ષસમંત્રી, ક્ષુદ્રક માલ્લવોના દૂત પ્રણિધિ વગેરે આવવા લાગ્યા. આજે આ લત્તામાં અશાંતિ ને કંઇક નવીનતા પથરાઈ રહ્યાં હતાં. સેનાજિત પણ મળવા આવ્યો. પરંતુ તેની ગૌરીના જે ઘરમાં તે વગર રજાએ જઇ શકતો તે ઘરમાં પ્રવેશ કરવા આજે તેને રજાની વાટ જોવી પડી. આ અપમાનથી એનું હૃદય આકુળવ્યાકુળ થઇ ગયું. તેણે મન પરનો કાબુ ગુમાવવા માંડયો છેવટે અગ્નિહોત્રી પણ આચાર્યનાં દર્શને આવી પહોંચ્યા. ત્યાં બારણા આગળ એક યુવાન તપસ્વીને જોઈ તે થોડી વાર થંભી ગયા; આખરે અગ્નિહોત્રીએ એને પોતાના પુત્ર કર્કુ તરીકે ઓળખી કાઢયો.

સેનાજિત શકટાલને જઈ મળે છે. તે એની લગ્નતિથિ નક્કી કરવા કહે છે. ઉત્તરમાં શકટાલ કહે છે જે દિવસે મહારાજ નંદ તેને નૈમિષારણ્ય જવાની રજા આપે તે દિવસે લગ્નતિથિ. વિષ્ણુગુપ્ત અહીંના શ્રોત્રિયોની અધમ દશાથી જાણીતા થાય છે. જ્યાં બ્રાહ્મણોની અવગણના થતી હોય ત્યાં બ્રાહ્મણોએ ન વસવું એમ કહે છે. ને બધાને આ સ્થાન છોડી જવા પ્રેરે છે.

મૈનાકી વિષ્ણુગુપ્તને ગુપ્ત વેશે મળે છે. ને કુમાર ચંદ્રગુપ્તનો પત્તો નથી, અહીંનું જીવન તેને અકારું થઇ પડયું છે એમ જણાવી મદદ માગે છે. ઉત્તરમાં વિષ્ણુગુપ્ત આ દેશ છોડી ચાલી જવાની તૈયારી કરી આવવા કહે છે.

શકટાલ વિષ્ણુગુપ્તને સેનાજિત સાથેના ગૌરીના વિવાહની વાત કરે છે. વિષ્ણુગુપ્ત આશ્ચર્ય પામે છે ને આ લગ્નનો સખત વિરોધ કરે છે. શકટાલ પુછે છેઃ 'તું એને પરણીશ ?' વિષ્ણુ ગૌરીને જગાડી બોલાવે છે ને તેને પ્રશ્ન પુછે છે. ગૌરી આખરે નિશ્ચય કરે છે 'વિષ્ણુગુપ્ત ને હું વરીશ.'

નરેંદ્રદેવ ઉંઘમાંથી ઉઠે છે ને સેનાજિત, રાક્ષસ તથા વક્રનાસ પાસેથી બધા સમાચાર જાણે છે. વિષ્ણુની વાત સાંભળી તેને દૂર કેમ કરવો તેનો ઘાટ ઘડે છે.

આંભિ તેની બહેન સુમોહાને મળવા આવે છે. બહેન દુઃખી છે ને તેની સાથે તક્ષશિલા આવવા માગે છે એમ સમજી જાય છે નરેંદ્રદેવ ત્યાં જ મળે છે. આંભિ સાથે વાત થતાં સુમોહને એનાં માતાજી માંદાં છે તેથી તક્ષશિલા જવા દેવાં એમ નક્કી થાય એટલામાં સમાચાર આવે છે કે ગૌતમ ઓવારે નવા આવલા બ્રાહ્મણે કોઇ સૈનિકને માર્યો. નરેંદ્રદેવ રાક્ષસને આ બાબતમાં તપાસ કરવા જવા આજ્ઞા કરે છે. આંભિ તેની સાથે બહાર જાય છે

આંભિ ને રાક્ષસ ઝપાટાબંધ ગૌતમ ઓવારે જઈ પહોંચ્યા. આચાર્યને મળ્યા. શૌનકને એક સ્થાનિકે હેરાન કરવા માંડેલો. આચાર્યે દૂરથી તેને એક કર્પણ વડે વીંધી નાખ્યો હતો, સ્થાનિક જુઠું બોલતો હતો. ને મળેલી ઠઠ આચાર્યની હીમત વગેરે જોઇ રાજાની વિડંબના કરતી હતી રાક્ષસ વગેરે શૌનકને લઈ ભિખ્ખુ યસની ઝુંપડીએ ગયા. શૌનકને યસે ઉપચાર કર્યો. ને આંભિની જિજ્ઞાસા સંતોષવા ભદંત યસે ગૌતમ ઓવારાની કથા કહેવા માંડી.

( હવે આગળ વાંચો.)

## પ્રકરણ ૨૦ મું

### ગૌરીનો ભાઇ-સ્થૂલભદ્ર

આ વાર પડી તોએ ગૌરીની વ્યગ્રતાનો પાર રહ્યો નહીં. ઉગતા જીવનની તેની હોંશ નષ્ટ થઇ ગઇ. સેનાજિત માટે તેને પ્રેમ હતો અને છતાં તેના તરફ વિશ્વાસઘાત કરવાનું મન થતું. પિતા માટે તેને ગાઢ સ્નેહ હતો અને તેને દુઃખી કરવાની ઇચ્છા થતી. વિષ્ણુગુપ્ત માટે તેને પૂજ્ય ભાવ પેદા થયો હતો, અને તેનાથી નાસી છુટવા માગતી હતી. ' એકીસાથે તે સેનાજિતને પરણવા માગતી, પિતાને રીઝવવા માગતી, આચાર્યના મહાન કાર્યમાં મદદ કરવા માગતી –અને ત્રણેને સુખી કરવા માગતી. એના પ્રમાણમાં દક્ષયજ્ઞ વખતે પાર્વતીજી તો ફુલની પથારીમાં પડયાં હતાં.

શકટાલ પદભ્રષ્ટ થયા ત્યારે તે અણસમજુ બાલકી હતી; એટલે એ બનાવથી તેના હૃદયમાં ઘણી કડવાશ આવી નહોતી. અને સદાએ નંદના રાજ્યમાંજ રહેલી હોવાથી પાટલિપુત્રનું વાતાવરણ તેને મન સ્વાભાવિક હતુ ગઇ કાલે વિષ્ણુગુપ્તના આચારવિચારથી નવા વિચારો તેણે અનુભવ્યા. રાજનીતિમાં ભયંકર દૂષણો હતાં. તેના પિતાની અધમ દશા નંદ ને વક્રનાસની દુષ્ટતાનું પરિણામ હતું. બ્રાહ્મણપદમાં, સસ્કાર–શુદ્ધિમાં, વિદ્વત્તામાં, પૈસાથી ને પદવીથી દુષ્પ્રાપ્ય એવી શ્રેષ્ઠતા હતી. શકટાલ અને વિષ્ણુગુપ્તે કૈં મોટા સંકલ્પો કર્યા હતા. આ બધા નવા વિચારોના અસ્પષ્ટ તેજમાં તે આંધળી બની ગઇ; અને છતાં એક વસ્તું એના મગજમાં તર્યાંજ કરી. જો આ બધામાં પોતે મદદ નહીં કરે તો ધર્મદ્રોહનું કલંક તેને માથે પડવાનુંજ.

શબ્દો તેના કાનમાં ગર્જના કરી રહ્યા: "ખરી વિદ્યાનું સ્થાપન કર્યા વિના ઉદ્ધાર નથી!..." ખરી વિદ્યા! આ વિદ્યામાં સેનાજિતનું કૈં સ્થાન ન હતું. 'કલિ એની મેળે અસ્ત થશે.' કોને લીધે? આચાર્યને લીધે? એવું શું કરવા માંડયું છે કે કે કલિ અસ્ત થશે? અને તેમાં તેનું સ્થાન કયું? તેના પિતાનું કયું? સેનાજિતનું કયું?... પણ તેનું સ્થાન કેવું હતું? 'મહર્ષિના પાદ સેવતી ઋષિપત્નીની સ્પર્ધા કરનારી' તે! અનસૂયા અરુંધતી–લોપામુદ્રા: અને પોતે તેમની પ્રતિસ્પર્ધી! તેનું હૈયું ઉછળી રહ્યું. તેના હૈયાના ધબકારા કેમ કર્યા શમ્યા નહીં.

પણ સેનાજિત!–વર્ષો થયાં તેના શબ્દ પર જીવનારો પ્રણયી! તેનું શું? " એ અશ્વિનો! હું શું કરું? કોને પુછું?"

કોને પુછું?–એ પ્રશ્ન તેને ઘણો અઘરો લાગ્યો. તેને કોઇ સહચરી ન હોતી, તેના પિતા સાથે કોઇ સંબંધ રાખી શકતું નહીં, તેને કોઇ સગું નહોતું. સગું? હા. તેના માડીજાયા ભાઇઓ હતા–પણ તે પ્રેતલોકના વાસી જેવા દુષ્પ્રાપ્ય હતા. મંત્રીપદ ખોવા છતાં રાજસેવામાં ઉત્સુક એવો એક ભાઇ શ્રીયક વક્રનાસને રીઝવી, શદ્રાને પરણી દક્ષિણપથના અંતઃપાલનું પદ ભોગવતો હતો. તે પાટલિપુત્ર આવવાની હીંમત કરતો નહીં અને પિતા જોડે કશો વ્યવહાર રાખતો નહીં. જીવતા બાપનું તેણે કેટલાએ વર્ષ થયાં સ્નાન કર્યું હતું.

સ્થૂલભદ્ર–મોટો ભાઇ પાટલિપુત્રમાં હતો. પણ આજે બારબાર વર્ષનાં વહાણાં વાયાં તેણે બાપ ને બહેનનું મોં જોયું નહોતું. તે કુલાંગાર હતો. તેણે ઇકોતેર પેઢીનું નામ બોળ્યું હતું. દુનીઆ બધી તેને સૃષ્ટિના એક કલંકરૂપ ગણતી હતી. તે શા કામનો?



ગૌરી પીરસતાં પીરસતા તેના તરફ ચોરી છુપીથી, મર્યાદાભંગ કર્યા વિના જોઈ રહી.

પણ ગૌરીનું એકલવાયું હૃદય એના ભાઇ માટે તલસી રહ્યું. ગમે તેવો હોય પણ તેની માતા લક્ષ્મીવતીના કુખમાં પાકેલો સગો ભાઇ! એકની એક બહેનને કંઇ રસ્તો નહીં દેખાડે?...

પણ એ ભાઇ મળે ક્યાં? લોકવાયકા એ ભાઇની કારકીર્દીને અનેક રંગે ને રૂપે વર્ણવતી. કોશા નામની ગણિકાને ત્યાં પડી રહેતો; તેની સાથે સ્વચ્છંદે, આચાર ને વિચાર ત્યાગી, વિહરતો; ઘણીવાર તે પાનાગાર[1]માં સુરામત્ત બની કલહ કરતો. એને ક્યાં મળવું? કેવી રીતે મળવું?......

કોશાનું ભવન નદી પર જવાના માર્ગ પર હતું. ત્યાંથી આવતાં ગીત, વાદ્ય ને નર્તનનો ધ્વનિ તેણે ઘણીવાર સાંભળ્યો હતો. અંદર જઇ ભાઇનાં દર્શન કરવાની ઊર્મિ પણ કોઇક વાર ઉઠેલી. પણ ગણિકાના ઘરમા કેમ જવાય?...

આજે તેને ભાઇને મળવાનું મન થઇ આવ્યું. તેણે શિષ્ટાચારનાં, સાવચેતીનાં, પિતાની પ્રતિષ્ઠાનાં અનેક સૂત્રો પોતાની જાતને કહી સંભળાવ્યાં. પણ ભાઇને મળી હૈયું હાલવવાની ઉત્કંઠા વધતી ગઇ. ગમે તેવો પણ માનો જણ્યો ભાઇ! તેનું નહીં સાંભળે? તેને કોઇ શીખામણ નહીં દે? તેને કંઇ રસ્તો નહીં બતાવે?...

'ભાઇ! ભાઇ! ભાઇ! તને કેવી રીતે મળું' તેનાં રોમે રોમ પોકારી રહ્યાં. બધા એને અન્યાય કરતા હતા. શા માટે એને કુલાંગાર ગણતા હતા? ગણિકાને ત્યાં રાજાઓ નહોતા જતા, મંત્રીઓ નહોતા જતા? અને કોશા? કેવીએક હશે? આખું ગામ એની વાતો કરતું. એણે એના ભાઇને લોભાવ્યો તેમાં એ શું કરે?......

જેમ તે વિચાર કરતી ગઇ તેમ સ્થૂલભદ્ર શીવાય બીજો ચારો દેખાયો નહીં. ભાઇ–તેનો વહાલો ભાઇ–તેને આકર્ષી રહ્યો.

બપોર પછી, પિતા અને પરોણાઓને જમાડી તે પાણી ભરવા ગઇ. બપોરે રસ્તા પર બહુ લોકો નહોતા મળતા. તે કોશાના ઘર આગળ આવી—પણ પગ ચાલ્યા નહીં.

કોશા પાટલિપુત્રમાં સુવિખ્યાત વ્યક્તિ હતી. તેના બારણા આગળ એક હાથી ઝુલતો હતો, અને લોકો આવજા કરતા હતા. ત્યાં આગળ તેનાથી કેમ જવાય? અને ગણિકાને ત્યાં પોતે જાય–પોતે–ગૌરી–શકટાલની આત્મજા–મહર્ષિઓના પાદ સેવતી, ઋષિપત્નીઓની સ્પર્ધા કરનારી તે? તે ઝપાટાબંધ ત્યાંથી ચાલી ગઇ.

કોશાના ઘરથી જેમ ને દૂર જતી ગઇ તેમ ત્યાં જવાનું તેને મન થયું. તે પાણી ભરી પાછી આવી. એ ઘર ફરીથી દેખાતાં તે કંપી ઉઠી. ત્યાં તે મન કાબુમાં રાખી શકી નહીં.

બપોરના તડકાને લીધે રસ્તો નિર્જન હતો. તેની સાથે કોઇ ન હતું. શા માટે ભાઇને પલ વાર ન મળી આવવું? ભાઇ! તેનો ભાઇ!

તે ઘર આગળ આવી ઉભી રહી, થોડી આગળ ગઇ, થોડી પાછળ આવી. ઘર આગળ અત્યારે કોઇ નહોતું. બારણાં ઉઘાડાં હતાં. અંદરથી મૃદંગનો અવાજ આવતો હતો. કોશા ગણિકાને ત્યાં તે જાય? શા માટે? ભાઇ બહાર આવશે, પછી અંદર જવાની શી જરુર?

બારણા પાસે જવાની તેની હીંમત ચાલી નહીં. તે પાસે એક ગલીમાં ગઇ. ત્યાં પાછલું બારણું હોય તો ત્યાં તપાસ કરવાનો નિશ્ચય કર્યો ત્યાં એક ઓટલા પર એક વૃદ્ધા વાસણ માંજતી હતી.

ગૌરી ઉભી રહી, પાછી ચાલી, પાછી ઉભી રહી.

---

(૧) દારુની દુકાન.

વૃદ્ધાએ પુછ્યું: " કોનું કામ છે બ્હેન ?"
" સ્થૂલભદ્ર ! "
" સ્થૂલભદ્ર ? " હસીને વૃદ્ધાએ પુછ્યું.
કોણ છે ? "
મહામહેનતે ગૌરીએ જવાબ દીધો. "હું એની
ન થાઉં છું."
" શકટાલની છોકરી ? " અજાયબ થઇ
એ કહ્યું. " શું કામ છે ? "
" મારે ભાઇને મળવું છે " કાંપતા સ્વરે
એ કહ્યું.
" કોણ છે એ ?" અંદરથી કોઇનો અવાજ
વ્યો. ગૌરીના ગભરાટનો પાર રહ્યો નહીં.
"એ તો શકટાલ મંત્રીની પુત્રી આવી છે "
એ કહ્યું. એક બીજી સ્ત્રી આવી. તે જુવાન,
પવતી હતી. તેણે આવી ગૌરીને અંદર
વવા નિમંત્રણ કર્યું. " સ્થૂલભદ્રને મળવું
? જરુર. આવો, હું લઇ જાઉં" અંદર જવું
જવું એ પ્રશ્નનું નિરાકરણ થાય તે પહેલાં
નિશ્ચય કર્યો. ગૌરી બહાર ગાગર મુકી ઘરમાં
અને પેલી સ્ત્રી તેને ઉપર લઇ ગઇ
ગૌરીમાં ઘરની સમૃદ્ધિ જોવા જેટલી પણ
સ્થતા નહોતી. જ્યારે ભાન આવ્યું ત્યારે એક
ર ખંડમાં એક ઉંચી, છટાભરી સ્ત્રીની સમક્ષ
તે ઉભી હતી, એવો ખ્યાલ તેને આવ્યો.
આ સ્ત્રીની આંખોમાં ઉંઘ ને મદ હતાં. તેના
વીખરાઇ ગએલા હતા, અને પારિજાતકનાં
માએલાં ફુલો કેટલેક ઠેકાણે હજી લટકતાં.
ગેલી પુષ્પમાલાઓ પગ આગળ પડી હતી.
ક પેટી પર ઉતારેલાં ઘરેણાં પડ્યાં હતા. ગૌરીના
મરાટનો પાર રહ્યો નહીં.
" દેવી ! શકટાલની પુત્રી આવી છે. "
" કોણ ગૌરી ? " પેલી સ્ત્રી અજાયબ
ની આગળ આવી. તેની અજાયબી પળ વાર
રહી. તેણે ગૌરીને જોઇ, હસી ને આવકાર દીધો:
" આવ બ્હેન, બેસ ! "

ગૌરીને લાગ્યું કે આ સ્ત્રી કોશા સીવાય બીજી હોઇ શકે નહીં.

કોશા પ્રતાપી મગધમાં પણ પ્રતાપ પાડનારી વ્યક્તિ હતી.

આઠ વર્ષની હતી ત્યારથી તેણે ધનનંદના અગ્રેસર નંદ આગળ ગાવું ને નાચવું શરૂ કર્યાં હતાં કેટલાક વર્ષો સુધી છત્ર, સોનાનો કુંભ અને પંખો લઇ નંદની પાલખી, સિંહાસન અને રથ શોભાવ્યાં હતાં. મોટી થતાં તે નંદની રાજગણિકા થઇ. ધનનંદ ગાદીએ આવતાં તે રાજસેવાથી વિમુક્ત થઇ હતી; અને છતાં નરેંદ્રથી માંડીને ગામના અધિકારીઓ અને શ્રેષ્ઠીઓ તેની સાથે પરિચય રાખવામાં મોટાઇ સમજતા હતા.

હીમત આવતાં ગૌરી આ રૂપાજીવી સ્ત્રી તરફ જોઇ રહી, તેનાં આકર્ષણનો પાર નહોતો. તેની લાંબી ને સુરેખ આંખો, ભરેલા ગાલ, ઉંચી ડોક, લાંબા ને ગોળ હાથ અને છટાદાર, ઉંચું શરીર—આ બધા વિલાસોત્સુક સ્વભાવનું સ્પષ્ટ સૂચન કરતા. પણ તેના મુખ પર ભલાઇ હતી. તેની આંખોમાં સ્નેહ હતો, તેની રીતભાતમાં સંસ્કારિતા હતી.

તેણે ગૌરીની વાત હેતથી સાંભળી અને મૃદુ ને મીઠા અવાજે કહ્યું: "તારા ભાઇને મળવું છે ? હા. પણ હજુ ઉઠયા નહીં હોય. "

" ઉઠયા ! "

" હા. " હસીને કોશાએ કહ્યું: " અમારે ત્યાં ઉઠવાનું જરા મોડું છે: હું હમણાંજ ઉઠી."

મધ્યાન્હ પછી ઉઠનાર આ સ્ત્રીને જોઇ ગૌરીને કમકમાટ આવ્યો.

" ચાલ મારી જોડે, એને ઉઠાડીએ " કહીને ગૌરીને સાથે લઇ ગઇ. આટલે આવ્યા પછી પાછાં કેમ જવાય તેનો વિચાર કરતાં પહેલાં તો કોશા એને નીચે થઇ પાસેના મકાનમાં લઇ ગઇ.

પાસેના મકાનનું બારણું પાનાગારમાં –દારુની દુકાનમાં–પડતું હતું. પ્રતિષ્ઠિત માણસો સીવાય બીજાને સુરા પાનાગારની બહાર મળતી નહીં; એટલે કોશાના ઘરમાંથી દુકાનમાં આવવાનો આમ છાનો રસ્તો રાખવામાં આવ્યો હતો. આ દુકાનના એક ખંડમાં તેઓ આવ્યાં. સમૃદ્ધિશીલોના સ્વચ્છંદથી અપરિચિત ગૌરીને પોતે ક્યાં આવી છે તેનું ભાન નહોતું.

એક અંધારા ખંડમાં, બે પથારીઓ અને ત્રણેક આસનો પડ્યાં હતાં. ચારે તરફ ગંધ ને પુષ્પની સુવાસ ઉડી રહી હતી. ભોંય પર અનેક પ્રકારની સુરાનાં ખાલી પાત્રો પડ્યાં હતાં. જે બારણે તેઓ આવ્યાં તે શીવાય બધાં બારી અને બારણાં બંધ હતાં. ગૌરી બારણામાં દાખલ થતાં અચકાઇ એટલે પહેલાં કોશાએ જઇ એક બારી ઉઘાડી.

એક પથારી પર, ગમે ત્યારે પણ ગૌરીના સહોદર તરીકે ઓળખાય એવો, એક પુરુષ ઘસઘસાટ ઉંઘતો હતો. તે પુરુષોમાં અસાધારણ ગણાય એવા સ્વરૂપનો હતો. તેના સુવાસભર્યા લાંબા વાળ પથારી પરથી લટકતા હતા. તેની બંધ આંખોની આસપાસ ઉજાગરા અને સ્વચ્છંદે કાળાં ચાઠાં પાડ્યાં હતાં, છતાં તે આકર્ષક હતી. તેના હોઠ પર વિષયલાલસા સ્પષ્ટ દેખાતી. તોફાનમાં ચારે તરફ વેરેલાં પુષ્પોથી તે રણમાં વિજય પામી નિદ્રા લેતા યોદ્ધા જેવો દેખાતો હતો.

પોતાના આ ભાઇને ઓળખ્યો હતો છતાં આવા વિષયી પુરુષ પાસે જતાં ગૌરી ખંચાઇ. કોશા ઉત્સાહભર્યા સ્નેહથી પથારી પાસે ગઇ અને સ્થૂલભદ્રના કપાલ પર હાથ ફેરવ્યો.

"ભદ્રદેવ ! ઉઠો !" કોશાએ કહ્યું. આ ગણિકા ગમે તેવી હોય તોપણ તેના ભાઇને ચાહતી હતી એ વાત તો ગૌરીને નિઃસંશય લાગી.

ઉંઘમાં સ્થૂલભદ્રે પાસું બદલ્યું અને હંમેશની ટેવથી પોતાના હાથ વડે કોશાના હાથને આંટી નાંખી. ગૌરીએ શરમના માર્યા આડું જોયું.

" દેવ ! ઉઠો ગૌરી આવી છે. ઉઠો, ગૌરી–તમારી બહેન ! " કોશાએ કહ્યું અને સ્થૂલભદ્રને ઢંઢોળ્યો.

" ઉંહ " કરી અધીરાઇથી તેણે કોશાનો હાથ દૂર કર્યો.

" ઉઠો દેવ ! ગૌરી મળવા આવી છે. "

એકદમ સ્થૂલભદ્ર કચવાઇને ઉઠ્યા અને ગુસ્સામાં કોશાને દૂર ધકેલી. તેની આંખો ઉજાગરે લાલચોળ હતી, અને બારીમાંથી આવતા અજવાળાને લીધે ઉઘાડદે થતી. તેના કપાળ પર બગડેલી ઉંઘ અને સુરા બેના મિશ્રણથી નીપજતો ગુસ્સો હતો. દાંત પીસી તે બોલ્યોઃ " શું છે ? ઉંઘવા પણ નથી દેતી ! "

કોશાએ હેતથી તેને વાંસે હાથ મુકયો. નિર્દયતાથી સ્થૂલભદ્રે તેને ખસેડી નાખ્યો. " જતી રહે. કેમ આવી છે ? જંપવા તો દે. " તે ગર્જ્યો અને કોશાને ધક્કો મારી દૂર ખસેડી.

નીચું જોઇ ઉભી રહેલી ગૌરી પણ તેની નજરે પડી. પહેલાં તો તેને સ્વપ્ન જેવું લાગ્યું. તે ડોળા ફાડી જોઇ રહ્યો, પછી પોતાના વાળ પકડી ખેંચ્યા, પછી આંખ પર હાથ ફેરવ્યો.

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૪૭૧]




લેખક :

રા. રમણિકલાલ જયચંદભાઇ દલાલ

ચિત્રકાર:

રા. જગમોહન મીસ્ત્રી.

[ ગૃહ મંદિરનો એક ખંડ: કોઇ એક વનિતા વિરામાસને પડી છે: પતિથી ઓછું આવતાં વિચાર ચગડોળે ચઢી છે : બહાર શિશિરના સપાટા વાઈ રહ્યા છે: શઘડીમાં અંગાર તગતગે છે.]

પ્રમદા

( વિચાર તરંગે )

જીવન સ્વપ્ન અનેક વટાવતાં,
પ્રણયથી અહકી દીડી મેં કલા;
કલહનાં દુ:ખવાદળ વેરતાં,
સુખદ સ્વર્ગ સજાવતી એ કલા
સફલ સંસ્મરણો થકી વારતી,
અનુપ મંત્ર અમૂલ્ય જગાવતી;
રસ કટુ ઘટમાળ નિવારતી,
વરદ ઉન્નત એજ કલાગતિ.

[વિચાર વમળે અર્ધનિદ્રિત અવસ્થામાં તન્દ્રા-સ્વપ્ન પથરાય છે: દ્વાર ખખડ્યાનો ભણકાર થાય છે ]

પ્રમદા

( સ્વગત )

રાત્રિની શ્યામતા છાઈ-લાંબો કાળ વીતી ગયો.

(તંદ્રામાંજ ભણકારને પ્રત્યુત્તર દેતી )

કોણ એ દ્વારને ઠોકે?

( તંદ્રામાંજ પ્રત્યુત્તર સાંભળે છે. )

ધ્વનિ તારા નશીબનો.

પ્રમદા

( તંદ્રામાંજ )

ઠગી કદી નહીં ફાવે-તું સ્વયં છેતરાશે,
રઝળતું વિધિ મારું આમ ના કો'દી આવે;

[દ્વાર ખખડવાનો ફરી ભણકાર થાય છે-વિનવણી થાય છે.]

બહાર ઠંડી ઘણી વાયે થાકથી અંગ સો ક્રસે,
હુંફાળાં દ્વાર ખોલીને આવવા દે અરે! મને.

[ દ્વાર ઉઘાડી નાખ્યાં પુષ્પધન્વા સુરૂપ આવી ઉભો રહેલો તંદ્રામાં જણાય છે.]

પ્રમદા.

(અપરિચિત વ્યક્તિને તંદ્રાસ્વપ્નમાં જોતાં.)

છે તું ભલે પથરનો-નહીં ભાન ભુલ્યો,
હૈયે ભરી ધીરજ શી? અહીં આવી લાગ્યો?
કેવો વિચિત્ર? નહીં અંશજ સભ્યતાનો!
દીધાં નિમંત્રણ નહીં-સ્વયમ દોડી આવ્યો?

પુષ્પધન્વા

(જવાબ વાળતો જણાય છે.)

યુવાનને કદાચ યુવતી ના ઉવેખે,
કંદર્પ ચિંત્વેન કરીને કો કામ રોકે.

પ્રમદા

(ક્રોધથી)

રોકું તને-કુસુમબાણ ! નહીં તણાઉં,
બીજા થશે-કદી હું તો નહીં લીન થાઉં;
મારોજ પંથ ઉલટો-નહીં પુછવાનું,
છોડી તને, જીવન આ બનશે કલાનું.

પુષ્પધન્વા

(મૃદુતાથી)

કલાને સર્વ કો ચાહે સિંધુમાં બિંદુશી પડે,
બતાવું અન્ય, હૈયામા પુજતો એકલી તને.

પ્રમદા

(વક્રોક્તિ)

નથી પ્રીતિ તણી ઈચ્છા ચાહું છું એકલી કલા
એકાદા મોતી માલાના માન એથીજ પામવાં

પુષ્પધન્વા

(વિરોધથી)

ધરી માલા ગુલાબોની અંગ તારાં દીપાવવાં.

પ્રમદા

(બીનપરવા)

કલાકોવિદની પૂજા થકી આલ્હાદ માણવા

પુષ્પધન્વા

નહીં-અંગે નવા સ્વાંગે-યોજના પાર પાડવાં,

પ્રમદા

નવાં વસ્ત્રો-નવા રંગો-નવી શી યોજના ભલા ?

પુષ્પધન્વા

કેવી કાંતિ પંક્તિઓ દોડતી જો,
કેવી તારી મૂર્તિ સોહામણી જો;
તારા ગાને રમ્યતા નીતરે જો
પંથીઓની પ્રેરણાદેવી તું, જો.

પ્રમદા

કિન્તુ મૂર્ખા ! તું કલાને ભુલે તો-

પુષ્પધન્વા

પુરી મારી વાતને સાંભળી લે.

× × ×

મહાસંસાર યાત્રામાં પ્રેમઘેલા પ્રવાસીને,
પત્નીના પાઠ લેનારે જ્ઞાન સંપાદવું ઘટે.

('પત્નીના પાઠ'-ની યાદી દેવાયાથી પ્રમદાને પોતાનું કૌમાર સાંભરે છેઃ વિચારે છે)

પ્રમદા

પહેલાં ધાર્યું એવું યે એકદા મેં,
સ્વપ્ને રાચી ઊર્મિઓ ઉછળીનેઃ
આ સંસારે ચાહું ને કોઈ ચાહે,
એવી ધુને હું ભમી રાને રાને.
પ્રેમી કેરું એકદા નામ પ્યારું.
ઘણી હર્ષે બોલતી દોડતી હું,
છાની માની નામમાં ભાન ભુલું,
એવું ઉંચું કીર્તિનું કેન્દ્ર મારું:
જાણે નાના તારલાઓ છુપાતાં
આનંદે એ સૂર્યમાંહે શમાતાં:
વારિબિંદુ અલ્પજીવી છતાં ત્યાં,
સિંધુ થાળે ફોરતાં હર્ષ ઘણાં.

પુષ્પધન્વા

(સ્વગત)

એવી વાતો મને ભાવે-કર્ણ સંગીતથી ભરે,
કલા ને કીર્તિનાં સ્વપ્નો-હવે નક્કી વીસારશે.

પ્રમદા

(ધૂનમાં)

કિન્તુ પાછું સ્વપ્ન એ ફેરવાયું,
આવ્યું ત્યાં તો લગ્ન પ્રત્યેનું ટાણું;
કાંતિપૂર્ણ કમ્ય વસ્ત્રે સજાઉં,
એકાંતે હું નાથની પાસ જાઉં.

પુષ્પધન્વા

(સ્વગત)

રામા પંથે આજ નક્કી વળાઉ:

પ્રમદા

આછા દીવા-સ્થાન શાંતિ ભરેલું,
પુષ્પો મેં કુ-અંતરે આશ ધારું;
પ્રીતિ પુષ્પે-સૃષ્ટિમાં સ્વર્ગ લાગું.




લેખકઃ
રા. ઇંદ્રધનુ

—o—

ઓ પાગલ! કોને માટે આ શાહી તૈયારીઓ કરી રહ્યો છે? કોને માટે?

તારી ઝુંપડીનુ અંધારું પણ પુરું ટાળી ન શકે એવો એક ઝીણો દીવો ટમટમતો હું રોજ જોઉં છું. આજે આ મોસો દીવાની દીપમાળ પ્રગટાવી છે તે કોને માટે?

તું પુરો આળસુ છે; હું જાણું છું કોઇ તહેવારેજ તું ઝુંપડીને વાળીચોળીને સાફ કરે છે. એને બદલે આજે દસદસ વખત વાળવાની ને આ સાથીઆ પુરવાની તરફી લીધી છે તે કોને માટે?

થોડા ફળ ખાઇને તુ રોજ પેટ ભરી લે છે. આજે આ ભાતભાતનાં ભોજન તૈયાર કર્યાં છે તે કોને માટે?

આ ફુલો ગોઠવ્યાં છે, ધૂપ મળગાવ્યો છે, અત્તર બહેકે છેઃ એ બધું કોને માટે? તને તો કદિ એનો શોખ લાગ્યો હોય એવું જાણ્યું નથી.

આ શાહી તૈયારીઓ કોને માટે કરી રહ્યો છે, ઓ પાગલ! કોને માટે બધું ફના કરી રહ્યો છે?

× × ×

મારી દેવી માટે હૃદયેશ્વરી માટે. મારાં જીવન માટે આજે એ પધારે છે.

કૈં વર્ષોથી એની આરાધનાનાં સાધનો એકઠાં કરતો. આજે એ બધુ ફના કરવાની મોજનો દિવસ છે.

મારી દેવી ફરી પધારે કે ન પધારે એ વખતે આ સાધનો હોય કે ન હોય. આવો મોંઘો અવસર હું કેમ ચુકું?

—એ દીવાનાની જેમ બબડયો ને પાછો પોતાના કામમા મશગુલ બની ગયો.

× × ×

જોકે મારું સર્વસ્વ હું તને અર્પી દઇશ, તોપણ પ્રિયે! મારી મિલ્કત બહુજ થોડી છે. તારી નજરમાં તો એ અલ્પજ રહેશે.

મારે મહેલ નથી, મકાન પણ નથી. એક ઝુપડી છે ને તેએ ભાગીતુટી. પરંતુ પ્રિય! તારે વસવા માટે મેં જુદુંજ સ્થાન નક્કી કર્યું છે.

મારા હેતે ઉછળતા હૈયામાં રહેવું તને નહીં ગમે, વહાલી?

તારી સેવામા હાજર રાખવા મારી પાસે દાસદાસીઓ પણ નથી. ખરે, મારી પાસે કૈં

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૪૬૮]




આપણામાં કેટલાંક વાકયોને એવું ઉંચું સ્થાન મળી ગએલું છે કે કૈં કહેવાની વાત નહી. વપરાતાં વપરાતાં એમનું મહત્વ પણ એટલું બધું વધી ગએલું છે કે જો હવે કોઇપણ માણસ એની સામા કૈં બોલવા જાય તો એ ગધેડામાંજ ખપે. વળી આ બાબત આપણા દેશનીજ છે એમ પણ નથી. એ તો સારી દુનીઆમાં એમજ ચાલે છે. કેટલાંક વાકયો વપરાશમાં આવીને કહેવત જેવાં પણ બની ગએલાં છે. આમાંનું એક વાકય અહીં કહું: ચાર પાંચ દસ માણસો ભેગાં મળ્યાં હોય—પછી ગમે ત્યાં ભેગાં મળ્યાં હોય—ઘરના પાછલા ઓટલા ઉપર હોય કે પછી વહેવાઇને માંડવે હોય, કે પછી ટ્રેનમાં થર્ડ કલાસના ડબામા હોય કે પછી કોઇ મરણ પામ્યું હોય તે વખતે સ્મશાનમાંજ હોય—ને વખતે વાત નીકળતાં આખરે તો એમાંનો એક માણસ બોલવાનોજ કે "ભાઇ! દુનીઆમાં કશું નથી. એ તો માત્ર રંગભૂમિ છે! નાટક કરીને આપણે ચાલ્યા જવાનું છે."

બસ આમનું જ્યાં બોલાય ત્યાં બીજા બધા ચુપ! જાણે કેમ કોઇ મહાત્માએ સનાતન સત્યનો ગોળી પડઘો પાડયો હોય ને! પછી એની સામા ન દલીલ થાય કે ન તકરાર થાય આ વાકય સાંભળતાંની સાથમાંજ બધાએ ગંભીર થઇ જવું જોઇએ અને જાણે કોઇ મોટા જલપ્રલયના સમયમાંથી પસાર થતા હોઇએ તેવી ઊંડી ગમગીની આપણા મુખ ઉપર છવાઇ જવી જોઇએજ.

શુ ઇંગ્લંડ કે અમેરીકા, શુ ચીન કે જાપાન, શુ યુરોપ કે આફ્રીકા કે એશીઆ, જ્યાં પણ આ વાકય બોલાય છે ત્યાં કોઇપણ માણુસ એની સત્યાસત્યતા તપાસવાની હીંમતજ નથી કરી શકતો. આ વસ્તુ સ્થિતિ કેટલી બધી શોચનીય છે! રંગભૂમિ અને આપણુ મનુષ્યજીવન એ વચ્ચે સામ્ય જરા પણ નથી, અને હશે તો પણ બહુ થોડુંજ અને તે પણ ઉપર ટપકેનુ.

આ પ્રમાણે બીજાં ઘણાં વાકયો તેમજ કહેવતો વ્યવહારમાં છુટથી વપરાય છે છતાં તેની યોગ્યાયોગ્યતા વીશે કોઇ સવાલજ ઉઠાવતું નથી. એક અસત્ય હજાર માણસ વાપરે એટલે સત્ય તરીકે ઠસી જાય છે તેજ પ્રમાણે આ બધાં વાકયોનું સમજવું. દાખલા તરીકે "નવી નારંગી નવ દહાડા." આ કહેવત સ્ત્રીઓમાં ઘણીજ માનીતી છે અને નવી વહુઓને માટે છુટથી વપરાય છે. પણ જો આપણે શાંત ચિત્તે એને તપાસીએ તો જણાશે કે નવી નારંગી બજારમાંથી લઇ આવીએ ત્યારેજ એ કેટલા દિવસની વાસી હશે તે આપણાથી જણાતું નથી. વળી એ નારંગી ઘરમાં આવ્યા પછી નવ કલાક સલામત

રહેવી મુશ્કેલ થઇ પડે છે તો નવ દિવસ તો રહેજ શાની ? અને જો એ પ્રમાણે રાખી મુકીએ તો ત્રણ કે ચાર દિવસમાંજ એવી ગંધાઇ ઉઠે કે આપણે ઘરમાં પણ નહીં રહી શકીએ. તે ઉપરાંત "નવી નારંગી નવ દહાડા" કહેવામાં આપણે નારંગીને વખોડવા માગીએ છીએ કે તે ખાનારને બનાવવા માગીએ છીએ એ બાબતની પણ મને તો બરાબર સમજણ પડતી નથી. તેવીજ રીતે 'ચાર દિવસનું ચાંદરણું અને ઘોર અંધારી રાત' ની કહેવત લ્યો. એક મહીનામાં ચારજ દિવસ ચાંદરણું હોય છે અને છવીસ દિવસ અંધારું હોય છે એમ બનતુંજ નથી. છતાં આપણે એમ ધારીએ કે એ પ્રમાણે બને છે તો પણ દરેક મહીને એ પ્રમાણે ચાર દિવસ ચાંદરણું આવવાનુંજ. પણ વ્યવહારમાં એ કહેવત વાપરનાર લોકોને એ ચાંદરણું પાછું આવવાનું છે એવો ખ્યાલ હોતોજ નથી. આ પ્રમાણે તો ઘણી કહેવતો અને ઘણાં પ્રચલિત વાક્યો આપણે ખોટાં ઠેરવી શકીએ પણ અત્યારે તો આપણે "મનુષ્યજીવન અને રંગભૂમિ ઉપરનું નટ-નટીઓનું જીવન" એ બે સરખાં છે કે નહીં એજ પ્રશ્ન સંબંધે વિચાર કરવાના છીએ એટલે બીજું બધું નકામું.

આરંભથીજ શરુ કરીએઃ નાટકમાં એક પક્ષ નાટક કરનાર અને બીજો પક્ષ પૈસા ખરચીને કે મફતીયા પાસ લઇ આવીને તે નાટક જોનાર; અને અંકોના વીસામા આવે ત્યારે ખારી શીંગ, ખારાં પરતાં, શેવ ગાંઠીયા મમરા વગેરે ચીજોના ખાનાર, ચહા, કોફી તેમજ સોડા લેમન અને બીડીઓના પીનાર એમ બે પક્ષ હોય છે. દુનીઆ એજ રંગભૂમિ ગણીએ તો એમાં રહેલ બધાંજ મનુષ્યો તે નટ-નટીઓ એટલે કે ખેલ ભજવનાર. એટલે જોનાર જુદાં તો હોતાંજ નથી. કદાચ દેવદેવીઓ ને જોનારમાં ગણીએ તો પણ વાંધો આવે એમછે, કારણકે નાટકોમાં ખેલાડીઓ ઓડીઅન્સને જોઇ શકે છે જ્યારે આપણે દેવદેવીઓને જોઇ શકતા નથી. તે ઉપરાંત એ દેવદેવીઓ શીંગ, પરતાં કે ગાંઠીયા ભજીયાં ખાતાં હોય એ પણ માન્યામાં આવતું નથી. હશે. આપણે આગળ ચાલીએ:

નાટકની શરુઆત ત્રણ ઘંટડીઓથી થાય છે. આપણા જીવનની શરુઆતમાં કે દુનીયામાંની માનવજાતિના જીવનના આરંભમાં આ પ્રમાણે ઘંટડીઓ વગાડવામાં અવી હતી-એવું કોઇ પુરવાર કરી શકે એમ છે ? ત્રીજી ઘંટડી-વાગતાંની સાથેજ એક બંદુકનો ધડાકો થાય, છે અને પડદો ઉચકાય છે. જીવનમાં આવું સાંભળ્યું છે ? હા, ઘણીએવાર ખુનામરકીને પ્રસંગે બંદુકો ફુટે છે પણ તેમાં અને રંગભૂમિ ઉપર ફુટતી બંદુકોમાં કેટલું સામ્ય છે ? સુત્રધાર તરીકે કેટલાક માણસો પ્રભુને ઠોકી બેસાડે છે પણ તે માત્ર મનને સમજાવવાનીજ વાતો છે. પ્રભુ સાકાર છે કે નિરાકાર એ ઉંડા પ્રશ્નને બાજુએ મુકીએ તોપણ એટલું તો ચોક્સજ કે સૂત્રધાર જે વેષ ધારણ કરીને સ્ટેજ ઉપર આવે છે તેવા વેષમાં આપણે પ્રભુને કોઇપણ દિવસ કલ્પી શકીએજ નહીં. સુત્રધારને સ્ટેજ ઉપર ઓછામાં ઓછું મહત્વ અપાય છે. એ ચાલ્યો જાય પછી જ થીએટરમાં દાખલ થઇ પોતાની રીઝર્વ સીટ ઉપર બેસવામાં પૈસાદાર માણસો એક જાતની મોટાઇ માને છે. આવા પાત્રને પ્રભુ સાથે સરખાવવું એમાં કંઈ અર્થજ નથી. તે સીવાય, સૂત્રધારનો તાર વિનાનો તંબુરો, બહુજ કદરૂપી નટી, બાલાઓ અને કલ્યાણ રાગમાં ગવાતી ચીજોને આપણા જીવનમાં કેવી રીતે ગોઠવી શકાય તેનો કોઇએ વિચાર સરખો પણ કર્યો જણાતો નથી.

રંગભૂમિ ઉપર ભજવાતાં નાટકોમાંના

આપણે મુખ્ય પાત્રોનો વિચાર કરીએ દરેક નાટકમાં રાજા તો હોયજ હમણા હમણા કેટલાક દોઢચતુરો એનો બહિષ્કાર કરવામા અને માત્ર સાસારિક નાટકો લખવામા મોજ માની બેઠા છે. પણ જો મારો મત પુછાવો તો રાજા વિનાના નાટકો લુખ્ખાજ છે પરતુ નાટકો કેવા હોવા જોઇએ એ વિષયને આની સાથે સબધ નથી એટલે એ વળી કોઇ અન્ય પ્રસગે સ્ટેજ ઉપરના રાજાઓ ગમે તે સ્થિતિમાં હોય છતા કેમો ચુકવવાના નહીં, ફલાણું મકાન, ઉઘાડું મુકવાની ક્રિયા કે ફલાણે ઠેકાણે પાયો ખોદવાનું કામ એને કરવુ પડતુ નથી કચેરીમા તો માત્ર તેણે નાચો જોયા કરવાના અને સગીત સાભળવાનું. ખરા જીવનમાં કયસર જેવાનો દાખલો લ્યો એ લડાઇના મેદાનોમા ઘુમ્યો, કૈ કૈ રાજ્યદ્વારી વાદવિવાદ ઉભા કરાવ્યા અને શમાવ્યા પણ આખરે એક નજરકેદીની માફક દુર્ગમા પડેલો છે પણ નાટકના રાજા તો બીજે



સ્મશાનમાજ હોય—તે વખતે વાત નીકળતા આ રે તો એમાનો એક માણસ બોલવાનોજ કે "ભાઇ દુનીઆમા કશુ નથી એ તો માત્ર રગભૂમિ છે !"

ખરા જીવનમાના રાજાઓ કરતા હજાર દરજ્જે સુખી હોય છે અલબત્ત, કેટલીકવાર એને મરી જવું પડે છે, ગાદી છોડવી પડે છે, વનવન ભટકવુ પડે છે, રામપાત્ર લઇને, બહુજ દુખી અવાજે ગીતો લલકારતા ભીખ પણ માગવી પડે છે છતા પણ એ સુખી છે કચેરીમા એને દિવસે પાછા એજ કચેરીમા રાજા તરીકે બેસીને નાચમુજરા જુએ છે વળી પાછા ભીખ માગવા નીકળી પડે છે પણ પાછા વળતે દિવસે સિંહાસન ઉપર બેસાડવાનાજ કયસરને એવા અનુભવનાં તો સપનાજ જોવાનાને ! ખરી લડાઇઓ કેવી ભયકર, કેવી ખુનખાર ! લડનારાઓને કેટકેટલુ

દુઃખ ! યુવાન, જીવનને આંગણે ઉભેલા પુરુષો લાખોની સંખ્યામાં દુનીઆ ત્યાગી જાય અથવા સદાના અપંગ રહીને દુનીઆના દુઃખોથી કચડાતા આમથી તેમ રઝળતા રહે. રંગભૂમિ ઉપરની લડાઇ એટલે એક જાતનું ફારસ ! ઢોલો વાગતાં જાય, ધાસલેટના ડબા ટીપાતા જાય, ખોટી બંદુકોના ભડાકા થાય અને બુઠ્ઠી, પતરાંની તરવારોથી અટાપટા રમતાં રમતાં એક બાજુએ ધીમે રહીને કુદી પડવાનું. પડદો પડે એટલે ઉઠીને પાછા દોડવાનું ! લોહીની ભયંકર નદીઓ વહેતી હોય, માણસોનાં શબો આમથી તેમ ઉછળતાં હોય, દુઃખની અસહ્ય ચીસો ચારે તરફથી સંભળાતી હોય; અનેક જાતની બંદુકો, કાળસમી મશીનગનો અને દાવાનળ પ્રગટાવતી મોટી તોપોના ભડાકા, બંબ ગોળાઓના મોત વરસાવતા વરસાદ અનેઝેરી ગેસના ભૂતના ઓળા જેવાં વાંદળાંઓની વચમાં ઝખમી લડવૈયો ' પાણી, પાણી ' પોકારતો, બબ્બે ત્રણ ત્રણ દિવસથી પડી રહ્યો હોય તેની સાથે રંગભૂમિ ઉપરનો પેટ પકડીને હસાવનાર સીપાહીબચ્ચો કેવી રીતે સરખાવી શકાય તેની મને સમજણ પડતી નથી.

આ ઉપરાંત પણ સ્ટેજ ઉપર બીજાં અનેક સુખ છે. ત્યાં દુઃખ છેજ નહીં એમ કહીએ તોપણ ચાલે. સ્ટેજ ઉપર સ્ત્રીઓને પુરુષોના જેટલાજ હક હોય છે એ વાત હજી હક માગનાર બળવાખોર સ્ત્રી ગ્રેજ્યુએટોના જાણવામાં આવીજ નથી એમ મને લાગે છે; કારણકે નહીં તો એ લોકો ઠેરઠેર ભાષણમાં એમજ કહેતી ફરે કે સ્ટેજ ઉપર પણ અમને સરખા હક છે તો આ જીવન-વ્યવહારમાં કેમ નહીં ? ત્યાં સ્ત્રીઓને રાંધવાનું તો હોતુંજ નથી. ગરીબમાં ગરીબ સ્ત્રીઓને પણ શરીરે ચોળવાને પુષ્કળ પાઉડર મળે છે. અને એ લોકો એનો ઉપયોગ પણ બ્હોળા પ્રમાણમાં કરે છે; છતાં નથી એમના ધણીઓ એની સામાં વાંધો ઉઠાવતા કે નથી પાડપડોશીઓ એમની ટીકા કરતાં ! આપણા જીવનમાં ગમે તેવા સારા કુટુંબમાં પણ નવી વહુએ એ પ્રમાણે પાઉડર લગાડયો હોય અને ગાલે લાલી લગાવી હોય તો શું થાય ? એક વખત એમ માનીએ કે વહુઘેલા પતિએ એ બાબતમાં આંખ આડા કાન કર્યા પણ સાસુજી, જેઠાણીઓ, નણંદો અને આ ત્રણ પક્ષની મદદે ચઢનાર પાઉડર વિનાની પડોશણોની જીભ ભયંકર રીતે છુટે. " રા–નાચણ થઇ ગઇ છે ! પાઉડરને બદલે પીયરમાં ચોખાનો લોટ પણ મળતો હતો કે ! વાસણ ઘસી ઘસીને અને પાણી ભરી ભરીને શરીરે ખાંટણ પડી ગયાં હતાં તે વાત ભુલી ગઇ તે હવે મોંએ પાઉડર લગાવવાના જોઇએ. શાહી ચોપડ શાહી ! અને પેલોએ માવડીમુખો પાછો બજાર જઇને ડબા આણી આપે છે. વાંદરીને પાઉડર ચોપડાવે છે તો બધાને ઘેર લઇ જઇને નચાવને ! "

વળી રંગભૂમિ ઉપર સ્ત્રીઓની ચાલ કેવી લટકાળી, ઠમકાળી અને લચક લચક થતી ! ચાકરડી પણ એમ ચાલે, શેઠાણી પણ એમ ચાલે, રાજાની રાણી એમ ચાલે, સાઠ વરસની ડોશી પણ એમ ચાલે અને નવ વર્ષની બાલિકા પણ એજ ચાલે ચાલતી આવે. દરેકને સંગીત આવડે અને તે પણ તબલાં અને હારમોનીયમ સાથે !

આપણા જીવનમાં સારાં અને નઠારાં કામો, નીત અને અનીતિ, નીમકહલાલી અને નીમકહરામી, દયા અને ક્રૂરતા વગેરેનો શો બદલો મળે છે ? ધર્મીને ઘેર ધાડ અને અધર્મીને ઘેર ઉનાં પાણી એ જાતની કહેવત હસી ઘરાવે છે એજ સાબીત કરી આપે છે કે આ દુનીઆમાં હમેશાંજ નઠારાં માણસો દુઃખી અને સારાં માણસો સુખી હોતાં નથી. કોપી કરીકરીને

[વધુ માટ જુઓ પૃષ્ઠ ૪૬૯]

# વ્હાલાને






લેખક:
ગોસ્વામી શ્રી વ્રજનાથલાલજી વિ. મહારાજ




( માલિની )

૧

પ્રિયવર ! અસુરોનો નાશ કર્તાજ તું છે,
પ્રિયવર ! અસુરોનો ગર્વ હર્તાજ તું છે;
વ્રજપતિ ! પતિરાધા ગોપિકા પ્રાણ પ્યારા !
વિહર સતત હૈયે ભક્તના હે દુલારા !

૨

વ્રજવધૂ કુચ મર્દન નિત્ય તું તો કરંતો,
વ્રજવધૂ સહ કેલિ નિત્ય તું તો રમંતો,
મધુર મુરલીનાદે ચિત્તનો ચોર; વહાલા !
વિહર સતત હૈયે ભક્તના હે દુલારા !

૩

સુરગણ સહુ વંદે શેષ જેવા હમેશ,
પ્રિયગુણ નહીં ગાવા વ્યાસ જેવા સમર્થ;
પરિવૃઢ વૃષભાનુનન્દિની પ્રાણ; વહાલા !
વિહર સતત હૈયે ભક્તના હે દુલારા !

૪

હૃદય પટળમાંથી મંજુ મૂર્તિ ભુસાતી,
નહીં, નહીં, સ્મરણેથી મંજુ મૂર્તિ ભુલાતી;
નમન પ્રણયભીના સ્નેહથી નાથ ! મારા—
વિહર સતત હૈયે ભક્તના હે દુલારા !

# એ કોણ ?



લેખક :

રા. મંજુલાલ જમનારામ દવે



અતૃપ્ત અભિલાષુ કઇ આ સુંદરી મારે અંતરતમ અંતર વસી રહી છે, વિલગી રહી છે ?

સંવનન મેં એનું આદરેલ, પણ દિલ તેનું ન જીતી શકેલ.

ભવ્ય માળા વડે તેનું વક્ષસ્થળ મેં સુહનેલ, ને અમુલખ તેનાં કીર્તિંગીત ગુંજેલ.

ક્ષણેક તેને મુખ સ્મિત પ્રકાશેલ.

—પણ સહસા નિઃશ્વસિત કંઠે તે ઉચ્ચરેલ: "તારામાં મને આનંદ નથી."

રત્ન જડિત નુપૂર મેં તેને કાજ આણેલ, જે મણિમય વ્યજન વડે તેને સંતોષવા પ્રયત્નેલ.

સુવર્ણશય્યા તેને માટે સજાવેલ ને ભાવનાના થાળ પીરસાવેલ.

ક્ષણેક તેને નયન પ્રસન્નતા પમરેલ.

—પણ સહસા નિઃશ્વસિત કંઠે તે ઉચ્ચરેલ: "આમનામાં મને આનંદ નથી."

વિજય રથ પર બેસાડી પૃથ્વીને ખંડે ખંડે તેને ફેરવેલ, હારેલ સૌ હૃદયેઃ તેને ચરણ પ્રણમી રહેલ, ને તેના જયનાદે સારુંએ વાતાવરણ તેમણે પ્રતિધ્વનિત કરેલ.

ક્ષણેક તેને લલાટ તેજ પ્રકટેલ.

—પણ સહસા નિઃશ્વસિત કંઠે તે ઉચ્ચરેલ : " આ સૌ વિજયમાં મને આનંદ નથી. "

મેં તેને પુછ્યું : " ત્યારે કહે, ઓ કુમારી, શામાં તુજ આનંદ પર્યવસિત થએલ છે ? "

તેણે ફક્ત જણાવ્યું : " હું તો તે અલક્ષિત નામનાને ઝંખી રહી છું."

દિવસો વીતે છે ને તે પુકારી રહે છે : " અલક્ષિત મુજ પ્રાણ ક્યારે પધારશે, ને ક્યારે મુજ શું સનાતન સંલગ્નતા સ્થાપી રહેશે ? "

   




સંપાદક :
રા. કેશવપ્રસાદ દેસાઇ
સભ્ય, સાહિત્ય સંસદ.

[ખુલાસો: આજકાલ પત્ર લેખનનું સાહિત્ય ઘણું પ્રસિદ્ધ થવા લાગ્યું છે. અને તેમાં ઘણું ઉત્તમ પણ છે. પરંતુ અનુભવીઓ કહી શકશે કે ઘણાએ ખાનગી પત્રો બહુજ ઉત્તમ પ્રતિના હોય છે. પણ દરેક જણ તેવા પત્રો પ્રસિદ્ધ કરતા નથી કે કરી શકતા નથી. અને ઘણાંએ રત્નો, અણુદીઠાંજ, ધુળમાં રગદોળાઇ જાય છે. ગુર્જર સાહિત્ય-ને તેથી બહુજ નુકશાન થાય છે. મારી પાસે પણ આવાં કેટલાએક રત્નો છે. અને સાહિત્ય-ને સમૃદ્ધ કરવાના શુભ હેતુથી તે પ્રસિદ્ધિમાં મુકું છું.

મારો એક મિત્ર છે. હજી તે હયાત છે. પણ દુનીઆ આ મહાનુભાવથી અજ્ઞાત છે. તે મારા ઉપર વારંવાર પત્રો લખે છે, તેમાંના થોડાકજ હું આ પત્રના વાંચકો સમક્ષ મુકીશ. મને તો ખાત્રી છે કે જ્યારે હવે પછીની સાહિત્ય પરિષદના પ્રમુખ માટે વિચાર થશે, ત્યારે જરુર સાક્ષરો આ મારા મિત્રની શોધ કરશે. મારા આ મિત્રના પત્રોમાંથી ગૌણ બાબતો કે અંગત ઇશારા કાઢીજ નાખેલા છે.

—સંપાદક.]

પ્રિય મિત્ર,

તને કદાચ નવાઇ લાગતી હશે કે હું તને આટલા બધા પત્રો કેમ લખું છું. પણ મને ખાત્રી થઇ છે કે તુંજ મારું હૃદય સ્પષ્ટ રીતે સમજી શકે છે. એટલે તારી આગળ-જ તે ખુલે છે. નહીં તો તારાથી ક્યાં અજાણ્યું છે, મારું કોલેજ જીવન! બધાએ મને devoid of common sense-ચકમ-કહેતા હતા. અને વળી ચીઢવતા હતા. હું તો તેમની દયા ખાતો હતો. અને મારા વિચારોનો -અને પ્રયોગોનો લાભ તેઓ ના લે તેમાં નુકશાન કોને હતું? જોને મેં તેમને કહ્યું હતું કે ચહા પીવી ખરાબ છે. મેં ઘણી શોધને અંતે ચહાને બદલે એક નવી અને ઘરગત્તુ ચીજ તેમને બતાવી. પણ તેઓએ તો બધું હસવામાંજ કાઢ્યું. તને સાંભરે છે તે આ નવી ચીજ! ઘેંશ અને બાફેલાં શકરીઆં. ઘેંશ છાશની બને. અને તેમાં સત્ત્વ આવે. વળી શધડી ઉપર ઘેંશ થાય, અને નીચે શકરીઆં બફાય. અગીયારશ, સોમવાર કે ઉપવાસનો વાંધો આ ઘેંશ ખાવામાં ના આવે.

ચહાને દૂર કરવાના હેતુથી અખંડ રાતો ઉજાગરા કરીને મેં આ શોધ કરી હતી. છતાંએ કોઇને કદરજ નહીં બધાંએ હસાહસજ કરી. એક માત્ર તુંજે મને સંપૂર્ણ પણે સમજી શકયો. હું તો હજીએ ઘેંશ અને શકરીઆંજ ખાઉં છું.

વળી ઘણાએ લોકો અને ચીકણા કહેતા હતા. sense of proportion મારામાં નથી એમ કહેતા હતા. અને બીચારા એમજ કહે કારણ કે દરેક વાત માની લેવાની એમને ટેવ. અને હું તો ચર્ચા કરું, વાદવિવાદ કરું અને પછીજ મારો અભિપ્રાય આપું. કોલેજમાં ત્રીજે દિવસે તેઓ ગપ લાવે કે મીસ... ચાંપલી છે...ખરાબ છે...અને ફલાણા સાથે આખો દિવસ ગુસપુસ કરે છે. પણ હુ આ માનુંજ નહીં. પુરાવા માગું. તેના બધા ખુલાસા હોઇ શકે તે બતાવુ અને અતે એ કહેનારનાંજ મીસીસને મેં કોઇ સાથે વાત કરતા જોયાં હોય તેનું નિવેદન કરું. એટલે બસ ખલાસ. વાત અધુરી રહી જાય, અને મને ચાંપલો, દોઢડાહ્યો, ચક્રમ, મફતીઓ વકીલ વગેરે ઇલકાબ મળી જાય. અને કોઇ વાર તો પેલા ભાઇના ઘરમા પણ કલેશ દાખલ થાય. હુ ઘણીએ વાર કોઇનુ સારુ કરવા જતો, તો તેને નુકશાનજ થતું હતુ. એક તારે અને મારે-જ અણબનાવ નથી થયો. કોલેજ જીવનને તો વર્ષો વીતી ગયાં. તે સમયના કોઇ કોઇ બનાવોજ હવે તો યાદ છે. પરંતુ ત્યાર પછી હું કોઇની વાતમાં, અરે ખુદ મારા પોતાના ઘરસંસારમાં, વચ્ચે પડતોજ નથી. મનમાં કોઇવાર દુનીઆની મુર્ખાઇના વિચારો આવે છે. અને કેટલીએક વાર તો તે મનમાં નથીજ સમાવાતા. તેવે સમયે એકલો એકલો જઇને નદી કે દરીઆ જોડે ઘાંટા પાડીને વાતો કરી આવું છું કે તને કાગળમાં લખું છું.

આજે તો કાગળ લખવાનું કારણ, ખાસ કરીને આ લગ્ન ગાળો છે. હમણાં બહુ વરઘોડામાં મારે જવું પડયું છે. અને ખુદ મારે પોતાને ઘેર પણ વરઘોડો હતો. તુંજ એક ડાહ્યો મિત્ર છું કે મારે ત્યાં ના આવ્યો. એકવાર હું વરઘોડે ગયો. મારા મનમાં વિચાર આવ્યો કે આ છોકરાને એનો બાપ એક છોકરી સાથે પરણાવવા માંગે છે. એમાં છોકરાનાં અને છોકરીનાં બાપ અને માનું કામ છે. નાહક આખી નાતને, અને બધાંએ ઓળખીતાં પાળખીતાંને શીદને તેઓ સતાવતાં હશે! ધામધુમ વાજાં અને ખુશાલી! પણ તેઓ જાણે શું કે આ લગ્ન સુખીજ થશે? દુઃખી કેમ ના થાય! આપણાજ અનુભવ જુવો! ખરું જોતાં તો સુખ અને દુઃખના સરખાજ ચાન્સ છે. માટે વરઘોડા સમયે સુખ અને દુઃખ બંનેનાં ચિન્હ રાખવાં જોઇએ. એ તો જાણે ઠીક. પણ વરઘોડામાંએ આપણે પણ રેશમી કોરનું ધોતીયું, રેશમી શર્ટ અને ચાઇનાસીલ્કનો કોટ પહેરવો પડે. અને વળી ગ્લેઝ કૉલર. જો ના પહેરીએ તો લોકો કહેશે મવાલી છે. અને મીસીસ પાછાં વરરાજાની પાછળ ગીતો ગાતાં હોય! તેને સરખી સહીપણીયો કોણી મારે અને ઇશારાથી આપણું મવાલીપણું બતાવે. એટલે એ બીચારી શરમાઇ મરે. પણ ભાઇ! કોઇ ઘોડે ચઢીને પરણવા જાય ત્યારે આપણે આ ખર્ચ શા માટે? કપડાંનું ખર્ચ. શીલાઇ તો મુંબાઇનીજ જોઇએ. અને વળી આ કપડાં ધોવા તો અમારે અમદાવાદથી મુંબાઇ મોકલવાં જોઇએ. એવી હાલમાં ફેશન છે. અસલ તો એમ હતું કે રેશમી કોરનાં ધોતીઆં પહેરવનાં હતાં, પણ તે ધોવાનાં નહીં ને નીખારવાનાંપણ નહીં. એટલે મેલાંજ ના થાય, અથવા ના દેખાય. બાકીનાં કપડાં તો વરસુલવાળો ધોબી ધોતો હતો. એટલે એમાં ખર્ચજ નહીં. વળી એ ઉપરાંત નાળીએર મળતાં હતાં. નાળીએર

નાતીલાઓને તો માથાદીઠ મળે. અને એવો તો ધારોજ પડેલો કે ગામમાં, પરગામમાં, જે આપણા સગાં હોય તે બધાનાં નામ ગણાવીને શ્રીફળ લેવાય. આ રીતે ઠીક તડાકો પડતો હતો. આ શ્રીફળ ટકે ટકે વેચાતાં હતાં એટલે વરઘોડાથી આપણને તો કૈંજ નુકશાન નહોતું. પરંતુ હવે તો સુધારાવાળાઓ શ્રીફળ પણ નથી વહેંચતા! એમાં સુધારો કરે છે ત્યારે વરઘોડોજ ના ચઢાવવો, એવો સુધારો કેમ નથી કરતા!

અને વરઘોડો પણ કેવો હતો! તદ્દન વેવલા જેવો. મુંબાઇના વરઘોડાની આ વાત નથી. આ તો અમદાવાદી વરઘોડો. ઘોડા ઉપર સાંબેલા. માંગ્યા તાગ્યા ઝગઝગાટ, નાટકી લુગડાં પહેરાવેલાં બાળકો ઘોડે બેઠાં હતાં, તેનું નામ સાંબેલા તેમાં બેસાડવા માટે તકરાર. પછી આગળ કે પાછળ એમ નંબર મેળવવા માટે તકરાર. અને ડ્રેસ પણ કેવા? ઘણાને તો બંધ બેસતાએ નહોતા અને પોળમાં રુપાળાં રમતાં છોકરાને બોલાવવાનું કે રમાડવાનું મન થાય, તેજ છોકરાને સાંબેલા તરીકે જોતાં ચીતરી ચઢતી હતી. અને વાજાં કેવા હતાં? નગારા ને ઢોલ તો અવાજજ કરતા હતાં. થાળીયો કે ઘાસલેટના ડબ્બા પછાડયા હોત તો પણ ના ચાલે! અને પાછું એક નાનખટાઇ બેન્ડ પણ હતું. એમાં શું સંગીત હશે તે ખોળવા બહુએ મેં પ્રયત્ન કર્યો. પણ કૈં નિરાકરણજ ના આવ્યું. અને વળી કોઇએ કહ્યું કે આના તો રુપીઆ એકસો આપ્યા છે. ત્યારે તો હું બેંડવાળાને ધન્યવાદ આપવા લાગ્યો. અને એ ધંધો પણ ધ્યાનમાં રાખવા લાયક છે એમ મેં ગાંઠ વાળી.

પછી આવ્યું સાજન. અરે તેમાં નાતના અને પર નાતના ડાહ્યા લોકો ચાલતા હતા. મોઢું ગંભીર. ચાલ ધીમી. પગલા પાછળ પગલું ઉપડે. તેમાં પ્રથમ પંક્તિવાળા તો કોઇની સાથે વાત પણ ના કરે. જીલ્લા જજ સાહેબ અને એક મીલનો કાર્ડીંગ માસ્તર, એમ બે આહુઓ હતા. એ તો હાર પહેરીને હાથમાં ગોટા ઝાલીને સૌથી આગળ ધીમે ધીમે ચાલે. દેશીઓને હાર નહીં. ફક્ત ગોટાજ. અને તે પણ નાના.

મારા દોસ્ત! આ વખતે તુંજ નો મળે, મારી સાથે. નહીં તો મારું પંજાબ મેલની ઝડપે દોડતું મગજ કૈં કૈં ટીકાઓ, તારી સમક્ષ કરત. હું તો અકળાયો. મારા પેટમાં મારી ટીકાઓ સમાઇ શકી નહીં. તેથી રસ્તામાં એક હનુમાનનુ મંદિર આવ્યું તેમાં ભરાઇ ગયો. ત્યાં સુભાગ્યે કોઇજ નહોતું. હનુમાન વજ્ર કછોટા ભેરજ ઉભેલા. અને ચિત્ર વિચિત્ર કપડાંઓ જોઇને હું અકળાઇ ગએલો. એટલે મારે તો એકદમ હનુમાન સાથે દોસ્તી થઇ. અને મારા પેટનો ભાર બધોજ મેં તો ઠાલવી દીધો. અને કહ્યું: "ઓ બ્રહ્મચારી પવનપુત્ર! આ લોકોનું ગાંડપણ તો જો. શુ બ્રહ્મચર્યભંગનો મહિમા બતાવવા આ લોકો ધામધુમ કરે છે કે વરરાજાના બાપને સુખે બેસવું નથી ગમતું તેથી આ ખર્ચ કરીને દુઃખમાં પડવા માગે છે, કે એને વૈરાગ્ય આવવાથી લક્ષ્મી ત્યાગ કરે છે?" ખુબ પેટ ભરીને મેં વાતો કરી અને પછી હું બહુ હસ્યો. હનુમાનજી પણ હસ્યા. અને જાણે એમ કહ્યું કે એ તો આ સૌને સાડા ત્રણ દિવસનો સનેપાત થયો છે. હું તો હસતો હસતો દોડયો પાછો વરઘોડામાં. પણ વરઘોડો કૈં બહુ આગળ ચાલી ગયો નહોતો. આ વખત તો હું પાછળથી આવ્યો એટલે વરરાજાની પાછળ ગીતો ગાતી સ્ત્રીઓ જોવાનો મને લાભ મળ્યો. સંગીત તો જાણે નાનખટાઇ બેંડ જોડે હરીફાઇ કરતું હતું. દરેક કોમલાંગીએ, કીમતીમાં કીમતી વસ્ત્ર

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૪૪૯]




લેખક:
શ. જ્યોતિ

—o—

૧

કૃષ્ણલાલે કિશોર વયથી લીધેલી પ્રતિજ્ઞા શી વિલક્ષણ ! અને તે એજ કે કન્યા ફાવે તેટલી સ્વરૂપવતી હોય પરંતુ તે સારી પેઠે ભણેલી ન મળે તો આપણે બસ લગનજ કરવું નથી ! એકનો એક દીકરો એટલે પિતા કૃષ્ણલાલની દરેક ઇચ્છા પુરી પાડતા. કૃષ્ણલાલ મેટ્રીકને ઇન્ટરમાં સ્કૉલરશીપ લઇ પાસ થયો હતો અને ઑનર્સ સાથે બી. એ. ની ડીગ્રી મેળવી હાલ એમ. એ. નો અભ્યાસ કરતો હતો. કન્યાના બજારમા આવી લાયકીવાળા વરની સાતેક હજાર સુધીની કીંમત અંકાતી હોય તો તેમાં શી નવાઇ ! પણ સહૃદય પિતાએ રોકડા છ હજારનું નુકશાન વેઠી માત્ર બે હજારથી સંતોષ પામી વડોદરાની એક ખાનગી હાઇસ્કુલના શિક્ષક હરગોવિંદરાયની પુત્રી સાથે પુત્રનું લગ્ન કર્યું.

ખાસ કરીને કેવળ સૌંદર્યવતી પત્ની મેળવવાની ઇચ્છા ન હોવા છતાં ખુદાએ કૃષ્ણલાલને અનાયાસે સુંદર પત્નીજ મેળવી આપી. કન્યાનું નામ બંસરીબાલા હતું: તેને સોળમુ વર્ષ ઉતરી સત્તરમું હમણાંજ બેઠું હતું. આ વરસે તેણે મેટ્રીકની પરીક્ષા આપી હતી પણ પરિણામ હજી બહાર પડયું ન હતું. લગ્ન અષાઢ માસમાં થયું. થાત તો જ્યેષ્ઠ માસમાં પણ જ્યેષ્ઠ પુત્રનું લગ્ન જ્યેષ્ઠ માસમાં શી રીતે થાય ? એટલે એક મહીનો આગળ ઠેલાયું. કૃષ્ણલાલના પિતા માધવલાલ વડોદરા રાજ્યના ડભોઇ કસ્બાના વતની હોઇ પુત્રના લગ્ન માટે કુટુંબસહ વડોદરા આવી એક માસ માટે તેમણે મહમદવાડીમાં એક મકાન ભાડે લીધું હતું.

લગનની પ્રથમ રાત્રે કૌમુદી–ઉત્સવનો લાભ લેતાં કૃષ્ણલાલને જણાયું કે કન્યા તો કવિતા લખી શકતી હતી એટલુંજ નહીં પણ કવિતાની લખેલી બે સંપૂર્ણ નોટબુકો પણ તેના પિતાને ઘેર ટ્રંકમાં પડેલી હતી. આ હકીકત જાણતાં

કૃષ્ણલાલ આનંદમાં ગાંડો ઘેલો બની ગયો. તેણે સહજ ધીમા હાથે બંસરીબાળાને ગાલમા ટપલી મરતાં કહ્યું " આવ્યાં ત્યારે તે બે નોટબુકો કેમ સાથે ન લેતાં આવ્યાં ? જોત તો ખરા !"

" તે ચોપડીઓ હું કૈં કોઇને બતાવું ખરી કે ? " નવવધૂએ પ્રશ્ન કર્યો.



તેણે સહજ ધીમા હાથે બંસરીબાળાને ગાલમાં ટપલી મારતા કહ્યું
" આવ્યા ત્યારે તે બે નોટબુકો કેમ સાથે ન લેતાં આવ્યાં ? જોત તો ખરા !"

"પણ હું કે કોઇ છું ?" કૃષ્ણલાલે કુતૂહલથી સામો પ્રશ્ન કર્યો.

"તે હવે–નહીં, અત્યાર સુધી તો કોઇજ હતા ને ?" બંસરીએ ખુલાસો કર્યો.

પત્નીની આવી રસિકતા જોઇ કૃષ્ણલાલ મુગ્ધ બની ગયો અને મનમાંજ બોલ્યો, 'મારી પ્રાતજ્ઞા તો ઓર ફળી લાગે છે !' ક્ષણવાર પછી તેણે મોટેથી કહ્યું: "એકાદ કવિતા મોઢે હોય તો ગાઇ તો સંભળાવ ?"

પરંતુ લાચાર બંસરીને એકે કવિતા મોંઢે નહતી. પતિનો અત્યાગ્રહ જોઇ આખરે તેણે દીલાસો આપ્યો કે આઠ દિવસ પછી મારી સાથે આપ મારે પીયર આવશોને ત્યાં બતાવીશ." બીચારા કૃષ્ણલાલને આ લાંબી મુદત ધીરજ શી રીતે રહે ? જેમ તેમ એ આઠ દિવસ અને આઠ રાત્રિ પસાર થઇ ગયાં. પરંતુ એ સમયમા ઉભય વચ્ચે અપૂર્વ સ્નેહ અને હૃદયનું અદ્ભૂત ખુન જામી ગયાં

૨

આઠ દિવસ પછી કૃષ્ણલાલ સજોડે સાસરવાસી થયો. પત્નીની લખેલી કવિતાઓ વાંચીને તેની આઠ આઠ દહાડાની આકાંક્ષા પરિતૃપ્ત થઇ કવિતાની તે એટલી તો પ્રશંસા કરવા લાગ્યો કે બીચારી બંસરી ખરેખર શરમાઇને અડધી થઇ ગઇ. તેણે કહ્યું: "બજ્યું આ તે શું બોલતા હશો ? બહુ મોટી કવિતા–તેનાં આટલાં બધાં વખાણ ?"

કૃષ્ણલાલ જાણે કવિ નાનાલાલ બોલતા હોય એમ બોલ્યોઃ 'પુષ્પ સમી અન્ધ બાલિકા –જાણતી નથી જે કોણ મુગ્ધ ન થાય એ તારી પુષ્પમાલિકાથી ?"

કૃષ્ણલાલે મન સાથે પ્રતિજ્ઞા કરી કે બને તેટલી જલ્દીથી આજ કવિતાઓને પુસ્તકાકારે છપાવી નાખવી. કોલેજ ખુલતાંજ બોર્ડીંગમાં રહી સ્વહસ્તે નકલ કરી મેન્યુસ્ક્રીપ્ટ પ્રેસમાં આપી દેવાં.

આઠ દિવસ પોતાને ઘેર અને આઠ દિવસ સાસરામાં–એમ સોળ દિવસ કેવી રીતે નીકળી ગયા તે કૃષ્ણલાલને જણાયા પણ નહીં. આખરે વીદાય થવાની રાત્રિ આવી. ગંભીર રાત્રિમાં ઉંડા નિઃશ્વાસ પરસ્પરનાં વક્ષઃસ્થળપર અશ્રુપાત વગેરે વગેરે એકેએક સમાપ્ત થતાં કૃષ્ણલાલે કહ્યું: "બાળા, તું રોજ મને એકેક પત્ર લખજે હોં, નહીં તો મારું જીવન ટકવું કઠિન છે. ભણવાનું પડયું ચુલામાં–હું ફેઇલ થઇશ."

"તે તો લખીશજ ! ત્યારે આપ પણ મને રોજ એકેક કાગળ લખશોને ?"

"જરૂર, જરૂર !"

"અને શનિવારે, શનિવારે અહીં આવો તો ? શનિવારે સાંજે રહેવાય, રવિવાર રહેવાય અને સોમવારે સવારમાં ચહાનાસ્તો લઇને બોર્ડીંગમાં ચાલ્યા જવાય. કેમ આવે છે ને મારી વાત–ધ્યાનમાં ?"

"હા, એ પણ ઠીક વિચાર છે. તોએ અઠવાડીઆનો વિયોગ તો બહુ સાલે; ને વખતો વખત તારે ઘેર આવવું એ તારાં જુના વિચારનાં માતાપિતાને નજ રુચે ! પણ કૈં રસ્તો કાઢીએ. હા, લ્યોને, બુધવાર ! તે દિવસે પણ તારા મુખ દર્શનનો લાભ મને કેમ ન મળી શકે !" કૃષ્ણલાલે અધીરાઇની પરાકાષ્ટા કરી.

બંસરી નમ્ર સ્વરે બોલી: "પણ તે કેવી રીતે બને ?"

કૃષ્ણલાલ જરા ટટાર થયો. બે બાજુએથી કપાવેલી અર્ધી મુછપર હાથ ફેરવી તેણે કહ્યું: "તેનો પણ એક કીસ્સો કાતર્યો છે. તારે દર બુધવારે લગભગ આઠ વાગ્યાના સુમારે તારા છજામાં ઉભા રહેવું. હું પણ બરાબર તેજ વખતે

એ રસ્તે થઇને જઇશ. જોકે આ મકાન ગલીમા છે તોપણ રસ્તા પરથી લગભગ માણસનું મો તો જણાય છેજ."

બંસરીએ ડોકું ધુણાવ્યું: "હા, એ ખરું" રસ્તા ઉપરથી જતા આવતા વરઘોડાના વર મારે જોવા એમને—વાકય પુરું કરતાં બંસરી કિંચિત્ હસી.

ઉભા રહી પારકાના વર જોઇ જોઇને હું મરી ગઇ તે હવે પોતાના વરને જોવા પાછી જીવી ખરી. માત્ર રોશની, વાજાં નહીં એ માફ—!"

પ્રિયતમાની આવી અલંકારિક ભાષાથી કૃષ્ણલાલને સાક્ષાત કાલિદાસનું કાવ્ય—માધુર્ય પ્રાપ્ત થયા જેટલા સતોષ મળ્યો. આનંદાવેગને દબાવી નહીં શકતાં તેને હૃદય



પ્રો મુજુમદાર, ઠમકમા આવે તેવી રીતે વર્ણનો આપે છે.

હસવાનું કારણ જાણવા કૃષ્ણલાલ આતુર થઇ ગયો.

બંસરીએ ખુલાસામાં જણાવ્યુ "મને એક વાત યાદ આવી!"

"શી વાત? કહને?"

"એ તો એમ થયું કે આટલા દિવસ છજામાં

ચાપી તેણે કહ્યું: "શો સુંદર તારો ભાવ? કેરી મજાની તર્ક શકિત!—હાં! પણ કેમ રોશની નહીં? જેનાં નેત્રમાં પ્રેમનાં માણિકય ઝળકે છે તેને રોશનીની શી ખોટ? જેના હૃદયમાં સ્વર્ગીય વીણા વાગી રહી છે તેને બીજાં વાજાંની શી દરકાર?"

કૃષ્ણલાલ સાસરેથી પોતાના પિતાવાળા મકાન પર આવ્યો. તેને બીજેજ દિવસે તેમણે વતનમાં જવાની તૈયારી કરવા માંડી. પણ કૃષ્ણલાલે ઘેર જવાની કંઈ વૃત્તિજ બતાવી નહીં. તેણે પિતાને જણાવ્યું: "બાપા, હજી કોલેજ ખુલવાને ત્રણ અઠ્વાડીઆં વાર છે–અને મારો કોર્સ હજી બહુ બાકી છે એટલે—"

પુત્રના હૃદયની ગુપ્ત વાત સમજી જતાં પિતાને મનમાંજ હસવું આવ્યું. છતાં તે વચમાં બોલી ઉઠયા. "ઠીક ભાઇ, એમ કરો. અભ્યાસ બરાબર ચિત્ત દઇને કરજો હો."

"હા જી! તે મને નહીં કહેવું પડે. હમણાં બોર્ડીંગ લગભગ ખાલીજ છે–અને એક કલબ ચાલુ રહેવાનીજ છે એટલે જમવાની પણ તકલીફ નથી. ને એકાંત મળતાં અભ્યાસ કરવાનું ઠીક ફાવશે. ખાસ કરીને તો બાપા એટલાજ કારણથી હમણાં ઘેર આવવા મારી ઇચ્છા નથી" આ પ્રમાણે કહી કૃષ્ણલાલ પોતાના ખંડમાં ચાલ્યો ગયો અને મનમાંજ ગણગણ્યો "બુઢ્ઢાઓ સામે ટકવું એ સહજ વાત છે?—"

૩

પાંચ વર્ષ સપાટાબંધ બહી ગયાં. એ પાંચ વર્ષના ગાળામાં અનેક ઘટનાઓ બની. બંસરી મેટ્રીકમાં પહેલા વર્ગમાં પાસ થઇ—એ તો લગ્ન પછી થોડાકજ દિવસે. કૃષ્ણલાલ એમ. એ. માં ઉંચા સન્માન સાથે પાસ થતાં ઇષ્ટ કૃપાથી તેને મુંબાઇની એલ્ફીન્સ્ટન કોલેજમાં પ્રોફેસરની જગ્યા મળી. આ વખતે તેમને ત્યાં એક કન્યા રત્નનો જન્મ થયો હોઇ હમણાં તેનુ વય ત્રણ વર્ષનું હતું. ગીરગામ બેકરોડ પર એક નાનું મકાન ભાડે રાખી કૃષ્ણલાલ પત્નીસહ રહેતો હતો.

એક દિવસ સાંજે બહાર ફરી આવ્યા પછી પોતાના ખંડમાં બેસી કૃષ્ણલાલે હાક મારી: "બાળા, સાંભળ્યું કે ?"

કૃષ્ણલાલ પોતાની પત્નીને બાળા કહીનેજ બોલાવતો. તે માટે કવચિત્ કોઇ કોઇ હસતું પણ ખરું પણ કૃષ્ણલાલ તેની કંઈ દરકાર ન કરતો.

"બાળા, એક વાત સાંભળી લેતો—"પુનઃ હાંક પડી.

બંસરી હમણાં રસોડામાં રસોઇ કરતાં ઘાટણબાઇ સાથે વાતે વળગી હતી. પતિની હાંક સાંભળતા ઝટપટ હાથ ધોઇને તેના ખંડમાં આવી. જોયું તો પતિ એક ન્યુસ પેપર ધ્યાનપૂર્વક વાંચતા હતા.

પત્નીનાં પગલાંનો અવાજ સાંભળતાં મોં ઉંચુ કરી કૃષ્ણલાલે પુછ્યું: "કંઈ કામમાં હતી?"

"રોટલી વણતી હતી, બીજું શું કામ હોય ?"

"કેટલી વાર છે, હવે?"

"કેમ વારુ, ભુખ લાગી છે ? હમણાં અર્ધા કલાકમાં બધું તૈયાર થઇ જશે, પછી ભાણું પીરસતાં વાર—"

"ના, ના. ભુખ તો નથી લાગી. પણ કંઈ જરા ખાસ વાત હતી. માટે બધું પરવારીને આવ એટલે ધીમે રસ્તે વાતચીત કરીશું."

પતિની ગંભીર મુખમુદ્રા જોઇ બંસરીએ ગભરાઇ જઇ પુછ્યું: "કંઈ માઠા સમાચાર તો નથીને ?"

"ના, ના, કંઈએ માઠા નથી. બધું All right (ઠીક) છે. જા, તું, કામ ઝટપીને વહેલી આવ્જને."

"વારુ," કહી કંઈક કચવાતા મને બંસરી રસોડામાં ચાલી ગઇ. કૃષ્ણલાલ હવે ન્યુસ પેપર લઇ નીચેની જાહેરખબર વાંચવા લાગ્યો :

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૪૫૦]

# મારી નોંધપોથી

લેખક:
શ. ગુપ્તા

તા. ૭-૧૨૮

ગયા કાર્તિકના 'કૌમુદી'ની 'મનન-નોંધ'માં વાચ્યું:—

"વળી, મનનના આ નવા અવતારમાં તો, અનેક કારણોને લઈને, બને તેટલું કલમ-બ્રહ્મચર્ય પાળવું પડે તેવું છે. આખી સાહિત્યસૃષ્ટિના જે પ્રસંગોને પ્રકાશનો વશે આ વિભાગમાં લખવું તે સર્વમાંથી પણ બહુ સંભાળથી ને બારીકીથી વીણણી કરીને તેનાં સૌથી મહત્વનાં અંગોનેજ સ્પર્શ કરવો, એવો નિયમ રાખીશું."

'કલમ-બ્રહ્મચર્ય' અને લેખન નિયમનના આદર્શો આ પહેલાં પૂર્વેજ દર્શાવ્યા નથી પણ એ તો નવયુગનાંજ પુષ્પો છે. સ્વ. કવિ નર્મદે કલમને ખોળે માથું મુક્યું ને લેખન વડેજ જીવનનિર્વાહ ચલાવવાનો નિશ્ચય કર્યો. એના એ પુણ્યનાં પ્રાયશ્ચિત્ત આજે આપણને કરવા પડે છે. જેના વડે લીટા નીકળે તે કલમ, ને જે લીટા કાઢે તે લેખક: એવી સાદિલાના જેવી વિશાલ વ્યાખ્યા બાંધીને આપણે કલમને અને લેખકને અત્યાર સુધી સત્કાર્યાં. હવે આપણે કલમને લેખન બંને પર અંકુશ મુકવા માગીએ છીએ પણ એ શક્ય છે ખરું ? અંગ્રેજો આપણા અતિથિઓ છે, આપણે તેમને વદાય આપવી હોય ત્યારે આપી શકીએ; સિદ્ધાંત તરીકે એ ગમે તેટલું ખરું હોય પણ વ્યવહારમાં તો આપણે એમના અતિથિ જેવા છીએ; તેજ પ્રમાણે લેખન ને કલમની પ્રવૃત્તિ પર આપણે, સિદ્ધાન્ત ખાતર, અંકુશ મુકવાની વાતો કરીએ, પણ વસ્તુતઃ આપણી સર્વ પ્રવૃત્તિઓ પર લેખન ને કલમનો અંકુશ નથી હોતો ?

પરંતુ અત્યારે લેખન નિયમન કરતાં સંતાનનિયમની જરૂરીઆત વધારે પ્રમાણમાં દર્શાવવામાં આવે છે, અને તે યોગ્યજ છે. સંતતિ નિયમન કર્યાથી ઠીક અંશે લેખનનિયમન પણ થશે. મનુષ્યોની સંખ્યા ઘટવાથી લેખકો પણ ઓછા થશે. કારણ કે, લેખકો પણ મનુષ્યોજ (આશા છે આ 'જ'કાર માટે કોઈ વાંધો નહીં દર્શાવે ) છે અને લેખકો ઘટવાથી લેખન પ્રવૃત્તિ પણ શિથિલ થશે. માટે વસ્તુના એક દેશ કરતાં આખી વસ્તુ પર ધ્યાન આપવું વધારે સારું છે. તેજ પ્રમાણે એકલા લેખન નિયમન કરતાં, સંતતિનિયમનની પ્રવૃત્તિજ વધારી લેવી એ ઇષ્ટ છે



ચિત્રકાર: 'સુધા'ના ] [નિયમન કમીશનનો સત્કાર. [સૌજન્યથી

પણ સંતતિનિયમનના જે ઉપાયો દર્શાવવામાં આવે છે તે અધર્મ્ય છે, અસ્વાભાવિક છે, અતિવાદ છે એમ ઘણાને લાગે છે. સમૂલઘાત પ્રહાર કર્યા વિના આવાં કાર્યોની સિદ્ધિ થતી નથી અને મૂલ ક્યાં છે તે આપણે ભુલી ગયા છીએ. આનું કારણ બીજું કે નથી. આપણે

નાસ્તિક થઇ ગયા છીએ; આપણે ધર્મને દેશવટો –દેશવટો નહીં, 'દુનીઆવટો'–દીધો છે; આપણે ઉપનિષદોનું, બાઇબલનું કુરઆને શરીફનું મુખ્ય વાક્ય ભુલી ગયા છીએ. આપણે બી. એ. ને એમ. એ. થયા છીએ, પણ પહેલી ચોપડીના પહેલા પાઠનું પહેલું વાક્ય વીસરી ગયા છીએ. આપણે સૌ બંધુઓ છીએ, ને આપણા એ બંધુત્વનું પ્રભવસ્થાન ઇશ્વર છે: આપણે સર્વ એકજ પિતાની સંતતિ છીએ. એ વાત જડતાના આ જમાનામાં જગત ભુલતું જાય છે. જગતની સર્વ પ્રાણિજનો એ ઇશ્વરની સંતતિ છે.

આથી આ સર્વ સંતતિસમૂહના મૂલ કારણરૂપ ઇશ્વરનેજ સંતતિનિયમન માટે વીનવવા રહ્યા. આપણે તો એમ કર્યેજ છુટકો. એને આપણે સંતતિનિયમનના માર્ગો દર્શાવવાની ધૃષ્ટતા નહીં કરીએ. પણ માત્ર અરજ ગુજારીશું. એવી એક અરજી મેં ઘડી કાઢી છે. તે યોગ્ય લાગે તો એના પર બધા ભાઇઓ સહી આપે.

.રા. રા. પરમેશ્વર,

સ્વર્ગ

મુરબ્બી મહાશય,

અમે, નીચે સહી કરનાર આ જગતના જીવડાઓ, આપણી હજુરમાં અરજ ગુજારવા રજા લઇએ છીએ–

નીચે દર્શાવેલાં કારણોને લીધે જગતમાં સંતતિનિયમન થવાની જરૂર છે.

૧ આપને ખબર હશે કે ઘણા વખત પર આપે આ જગતમાં આધિપત્ય ભોગવવાને એક પુરુષ ને એક સ્ત્રી સર્જ્યાં હતાં. પણ આજે એ એકનાં વધીને એટલાં બધાં થઇ ગયાં છે કે તેમની સંખ્યા આપને જણાવવા અમારે અમારી અશક્તિ કબુલ કરવી પડે છે. આં જાણીને, બાલકને એક આરસો રમવા આપ્યા પછી અર્ધા કલાકમાં તેના અનેક આરસા થએલા જોઇ જેવી પિતાને લાગણી થાય છે, તેવી લાગણી કદાચ આપને થશે. પણ એ બાબતમાં અમે નિરુપાય છીએ.

૨ આપે પ્રથમ સૃષ્ટિ રચી ત્યારે એ ઘણી વિશાલ છે, એવો ખ્યાલ આપણને આવ્યો હશે. પણ હવે એ ખ્યાલ આપ રાખતા હો તો સત્યને ખાતર, છોડી દેજો. આપ સર્વવ્યાપી છો. અમારી મુંબાઇની ઓરડીઓમાં આપ વસો છો? વસતા હો તો આપનું સ્વમાન સચવાય છે? ભલે, જવાબ ન દેતા; મનમાં સમજી લેશો. અમારે પણ અમારુ સ્વમાન જાળવવું છે. અને તેમ કરવામાં ભીડ બહુ નડે છે.

૩ આપે પ્રથમ પુરુષ ઉત્પન્ન કર્યો, અને પછી તેને એકલું ન લાગે માટે સ્ત્રી સર્જાવી. બંનેની એક બીજા તરફની પ્રીતિ જોઇ આપને થયું કે 'ચાલો આ પણ સરસ થઇ ગયું! બંને એક બીજા સાથે કેવાં હળી ગયાં છે!' પણ હવે તો સ્ત્રી સ્વતંત્રતા માગે છે ને પુરુષ નોકરી માગે છે; અને બનેની માગણી વ્યર્થ જાય છે. સ્ત્રીને રાંધવું પણ નથી ગમતું ને નોકરી કરવી પણ નથી રુચતી. 'હું કમાઉં અને એ (સ્ત્રી) ખર્ચે!' એવો આશ્ચર્યજનક ઉદ્ગાર કાઢનાર પુરુષને સ્ત્રી કમાય ને સ્ત્રી ખર્ચે એ વસ્તુસ્થિતિ પણ ફાવતી નથી! આમ કોઇ પણ રીતે, સંસારમાં અમારો–સ્ત્રી પુરુષનો મેળ ખાતો નથી. આનું કારણ બીજું કંઇ નથી. પણ



સ્ત્રી ધારે છે, અને વાસ્તવિક રીતેજ ધારે છે, કે જગતમાં કેં એકજ પુરુષ નથી. અને પુરુષ એમ માને છે, અને ખરુંજ માને છે કે 'શિર સલામત તો પાઘડી બહોતેરી.' દુનીઆમાં સ્ત્રીઓનો દુકાળ પડવાનો સંભવ નથી. આથી આપને માલુમ પડશે કે અમારી દુનીઆમાં આપને ત્યાંથી એ બંનેની આયાત જેમ બને તેમ ઓછી થાય તો સારું.

૪ મનુષ્યો એકબીજાના સંસર્ગથી પ્રસન્ન રહેતા હશે એમ આપ માનતા હો તો અમારે સખેદ કહેવું પડશે કે આપ હિમાલય જેવડી ભુલ કરો છો ! એકબીજાના સંસર્ગથી અમને પ્રસન્ન કરવાનો આપનો ઇરાદો હતો તો પછી અમારા વચ્ચે આટઆટલા ભેદ શા માટે ઉત્પન્ન કર્યા ? ધર્મના, જાતિના, વર્ણના, રાષ્ટ્રના ઇત્યાદિ અનેકાનેક પ્રકારના ભેદો જ્યાં પ્રવર્તતા હોય ત્યાં વૈમનસ્ય સીવાય બીજા શેની આશા રાખી શકાય ? શ્વેત વર્ણના મનુષ્યો શ્યામ વર્ણના માટે શી રીતે પ્રેમ રાખી શકે ? એને પોતાનો બંધુ ક્યાંથી માની શકે ? આપ ગોરા હો અને આપના ભાઇ કાળા હોય તો તે આપ પણ સહન નહી કરી શકો. આ વીશે વિસ્તારી ચર્ચા આપને સાંભળવી હોય તો આફ્રીકા તરફ જરા વધારે ધ્યાન આપતા રહેશો.

આ સીવાય બીજાં અનેક કારણો છે. આપ સર્વજ્ઞ છો. એટલે આપને વિશેષ શું કહીએ ? પણ હવેથી આપ સંતતિનિયમન કરવા તરફ લક્ષ આપતા રહેશો.

કદાચ, આપ કહેશો કે મારે નામે, ધર્મને નામે ઘણા મનુષ્યોનો ઘડાડો કરવામાં આવે છે, તેં તે અમારા કસુર નથી. અમારે સંતતિવિદ્ધંસ જોઇતો નથી; સંતતિનિયમનં જોઇએ છે. માટે હવેથી આપ સંતતિનિયમન કરી જીંદગીભર —અને ત્યાર પછી પણ—અમને આભારી કરશો.

લી. સેવકો.

તા૦ ૨૦-૧-૨૮.

આજે, યુરેપીઅન એમેન્સીએશનના ખાણા વખતે મુંબાઇના ગવર્નરે સાઇમન કમીશનની પેંડોરાની પેટી સાથે કરેલી સરખામણી વાંચી.

પેંડોરા એ પ્રથમ માનવ સ્ત્રી હતી દેવોએ એને સૌંદર્ય, લાલિત્ય ને કલાજ્ઞાન આપ્યાં હતાં. જ્યુપીટરે એને એક પેટી આપી—જે પેંડોરાની પેટીને નામે પ્રખ્યાત છે. એ પેટી એણે પોતાના પતિને આપી. એના પતિએ એ પેટી ખોલી કે તેમાંથી તરત અનકાનેક રોગ, દુભિક્ષ વગેરે અનર્થો નીકળીને જગતમાં વ્યાપી ગયા. પણ એમાં છુપાઇને એક વસ્તુ રહી ગએલી હતી અને તે આશા.

ગ્રીસની આ દંતકથાનું મૂલ વેદમાંથી જડે છે. શતપથ બ્રાહ્મણના અલભ્ય અધ્યાયમાં નીચે પ્રમાણે વાત આવે છે.

દ્યૌષ્પિતરે જ્યોતિષ્ટોમ્ કર્યો—સ્વારાજ્ય માટે, પારમેષ્ઠ્ય માટે. એ સમયે પ્રજાપતિએ, વરુણે દ્યૌષ્પિતરને ભેટો આપી. ઇંદ્ર અને અશ્વિનોએ દેવના ત્વષ્ટૃ પાસે એક પેટી બનાવડાવી. તેમાં અગ્નિએ કલ્પવૃક્ષ મુક્યું ને તેના પર વસુંધરાએ અને રત્નાકરે પોતપોતાનાં રત્નો સીંચ્યાં. અને એ પેટી દેવગુરુ બૃહસ્પતિ પાસે દ્યૌષ્પિતરને અપાવી.

આ પછી એ પેટીનું શું થયું તે વીશે કોઇ પણ સ્થળે ઉલ્લેખ કરાએલો જોવામાં આવતો નથી. પણ અનુમાન, તર્ક અને ભાષાશાસ્ત્રને આધારે મેં કેટલુંક સંશોધન કર્યું છે.

ઘોષ્પિતરને ત્યાં એક રસોઇઓ હતો. તેણે એ પેટી જોઇ હતી અને તેની દાનત બગડી હતી. એક દિવસે રાતના એ પેટી લઇને એ નાસી ગયો. આર્યાવર્તમાં આશ્રયસ્થાન ન મળવાથી એને છેક ગ્રીસ જવું પડ્યું. ત્યાં જઇને 'હું જ ઘોષ્પિતર છું' એમ એણે કહેવા માંડ્યું. ગ્રીક દેવતાઓ, સંસ્કૃત શબ્દોના બરાબર ઉચ્ચાર કરવાની અશક્તિને લીધે એને જ્યુપીટરને નામે ઓળખવા લાગ્યા. પેંડોરા નામની માનવકન્યાના સૌંદર્યથી મોહિત થઇને જ્યુપીટરે એ પેટી તેને આપી પતિ-પરાયણા પેંડોરાએ પેટી પોતાના પતિને આપી.

આ સમયે ભગવાન માતરિશ્વા હવા ખાવા ગ્રીસ આવ્યા હતા. દૈવયોગે એમણે તે પેટી જોઇ. એમણે એ સમાચાર ઘોષ્પિતરને કહાવ્યા. ઘોષ્પિતરે શાપ દીધો કે એ પેટીમાંનાં રત્નો રોગો ને અનિષ્ટો બની જશે ને સર્વ આશા પુરનારું કલ્પવૃક્ષ, માનવીની નિર્બલતાના લક્ષણ સમી, ખાલી, વણપુરાએલી આશારૂપજ રહેશે.

આવી પેટીની ઉપમા સાઇમન કમીશનને આપવી એ મને અયુક્ત લાગે છે. શુ એ કમીશન આવીને ઉત્પાત અને અનિષ્ટો ફેલાવશે ? અને પછી, ગયા પછી માત્ર ખાલી, નિર્જીવ ન પુરાય એવી આશાજ અહીંઆં મુકી જશે ? અમારે માત્ર આશા જોઇતી નથી. આશાની તૃપ્તિ જોઇએ છે. માત્ર આશાજ આપવી હતી તો આ કમીશન નીમવાની ખાસ જરુર નહોતી. એવી ખાલી આશા ને અકલ્યાણોથી ભરેલી પેંડોરાની અનેકાનેક પેટીઓ દરીઆપારથી હીંદુસ્થાનને મળી છે; ત્યાં આ નવી પેટીની લ્હાણ જરાએ જરુરની નથી.

તા-૨૫-૧-૨૫

અમદાવાદમાં બીજી પત્રકાર પરિષદ ભરાઇ ગઇ. એ વીશે અનેક સ્થળે અનેક પ્રકારની ચર્ચા થઇ છે.

મારે પત્રકાર પરિષદ સાથે કોઇ પણ રીતનો પ્રત્યક્ષ સંબંધ ન હોવા છતાં મને એ વીશે કૈં કૈં પ્રશ્નો પુછવામાં આવ્યા છે.

'પરિષદ કેવી હતી ? અમદાવાદમાં બીજી વખત પરિષદ શા માટે ભરી ? પરિષદમાં કૈં ઉપયોગી કાર્ય થયું હતું ? આચાર્ય આણંદશંકરને સ્વાગતસમિતિના ને આખી પારષદના રા. મણિલાલ દેશાઇને પ્રમુખ કેમ બનાવ્યા ? 'પરિષદના પ્રમુખના ભાષણમાંથી કૈં નવું જ્ઞાન મળ્યું ?—મને તો ન મળ્યું !' એવા એવા અનેક પ્રશ્નો મને પુછવામાં આવ્યા હતા. પણ પ્રશ્ન પુછ્યા પછી કોઇ પણ મારા જવાબની વાટ જોયા વગર બીજા પ્રશ્નો, બીજા મનુષ્યોને પુછવા મંડી ગયા હતા. આથી મારી સ્વમાનવૃત્તિ ઘવાઇ છે. મને પ્રશ્નો પુછ્યા છે તો મારા જવાબો જાણવાજ જોઇએ, માટે અહીં એ જવાબો લખવાની હું તક લઉં છું.

પરિષદ કેવી હતી તે હું નથી કહી શકતો; કારણ કે તે લાગણીની વાત છે. બીજી વખત પરિષદ ભરી તેથી આશ્ચર્ય પામવાનું કૈં કારણ નથી. એક વખતના અનુભવથી ડહાપણ આવતું નથી. નહીં તો મનુષ્ય બીજી વાર લગ્ન કરત નહીં. પરિષદમાં ઉપયોગી કાર્ય થયું હતું કે નહીં તેની ચોક્કસ ખબર નથી, પણ સાંભળ્યું છે ખરું કે સ્નેહસંમેલનની ગોઠવણ થઇ હતી. હું દશ વર્ષથી 'ગુજરાતી' વાંચું છું એટલે પરિષદના પ્રમુખના ભાષણમાંથી નવું જ્ઞાન મેળવવા વીશે મને જરા પણ ચિંતા નહોતી.

આચાર્ય આણુંદશંકરને સ્વાગતસમિતિના પ્રમુખ બનાવ્યા ને રા. મણિલાલ દેશાઇને પરિષદના પ્રમુખ બનાવ્યા તેમાં કૈં નવાઇ નથી.

આચાર્ય આણુંદશંકર માસિકના તંત્રી છે, રા મણિલાલ સાપ્તાહિકના તંત્રી છે. રા. આણુંદશંકર પ્રાચીનતા તેમજ અર્વાચીનતા બંનેના ઉપાસક છે, રા. મણિલાલ કેવળ પ્રાચીનતાનાજ પૂજક છે. રા. આણુંદશંકર લેખનકાર્યમાં પાશ્ચાત્ય સદ્દગુણ–સુરુચિને કેળવે છે; રા. મણિલાલ એથી ઉલટું પ્રાચીન શાસ્ત્રના વાદની પદ્ધતિને સ્વીકારે છે. આથી Balance સમતોલપણું સાચવવા ખાતર પ્રમુખોની આવી પસંદગી કરાઇ હશે એમ હું ધારું છું.



# વેર વાળ્યું !

લેખક:
રા. ઇંદ્રધનુ

શહેરની પશ્ચિમે આવેલાં મીલોનાં ઉંચા ઉંચાં ભુંગળાં, ગરીબોને પરસેવે લહેર મારતા શ્રીમંત વર્ગની સ્વાર્થધતાના ધુંધવાઇ રહેલા અગ્નિના ધુમાડાના ગોટેગોટ કાઢતા હતા. એની સામેજ થોડે દૂર એ ધુમાડામાં અરધી ઢંકાઇ જતી મજુરોની ચાલીઓ આવેલી હતી. એમાંની એકએક અંધારી નાનકડી ઓરડીમાં, મૂર્તિમંત ગરીબી સમું એકએક મજુર કુટુંબ, જીવનમાં કશીએ નવીનતા કે ઉલ્લાસ વગર, મીલના સંચાઓની જેમ ઘસાઇ ઘસાઇને ઇશ્વરે આપેલું આયુષ્ય પુરું કરતું.

પ્રભાતના સૂરજનાં સોનેરી કિરણો, શ્રીમંત ગરીબનો જરાએ ભેદ રાખ્યા વગર, ધુળમાં નાગાં નાગાં રમતાં મજુરોનાં છોકરાંઓના ચહેરા પર ગેલ કરી રહ્યાં હતાં.

એ વખતે ઉજળા લુગડાંવાળા એક ફુલ-ફટાક જુવાને છોકરાંઓ રમતાં હતાં ત્યાં આવી પાંચેક વર્ષની એક છોકરી સામું જોઇ પુછ્યું: "રામજી ઘેર છે કે !"

"કોણ ? માલા બાપુ ! હેં ? હેં !" છોકરીએ ખોળામાંથી ધુળ જમીન પર સેરવતાં સામો પ્રશ્ન કર્યો.

"હા, હા, હવે તારો બાપુ. ઘેર છે ને !" ગરીબોને તો જાણે કુટુંબસુખનોએ હક્ક ન હોય તેમ એ જુવાન બાપુ શબ્દને તિરસ્કારી કાઢતો બોલ્યો.

"કહૂં ? કહૂં, હેં ? એ...માલા બાપુ ઘેર છે, હો !" કહી છોકરીએ પાછો ધુળનો ખોળો ભર્યો.

ફટાક કરતુ બારણુ ઉઘાડી કનૈયાલાલે રામજીની ઓરડીમાં પ્રવેશ કર્યો.

એક ખુણામાં દસઅગીઆર વર્ષનો છોકરો ફાટલતુટલ ગોદડીમાં પડ્યો પડ્યો, "દુધ, દુધ; બા, એક પૈસાનું તો દુધ લાવી દે મારે દુધ પીવું છે, બા. એ મને ભાવશે. દુધ" એમ એકની એક વાત વારંવાર ઉચ્ચારતો હતો. એની ગોદડી પાસે દયામણો ચહેરો લઇ મા ઉભી હતી, ને "હમણાં દુધ લાવી દઉં છું, હો ! ઘડીક ઉંઘી જા જોઇએ;" કહી એની આંખ પર પડતા વાળ ઉંચા ચઢાવતી હતી. છોકરાના પગ આગળ બેસી રામજી કૈંક ઓસડીઆં વાટતો હતો.

ઓરડીમાં ત્રણ ચાર હાંડલાં, થોડાક ફાટલ તુટલ લુગડાના ગાભા, બે માટલાં ને ત્રણ ચાર ફુટલી થાળીઓ સીવાય બીજું કૈંજ આવનારની આંખને જોવા મળે એમ નહોતું. એમનીજ મહેનતે શ્રીમંત થએલા જ્યારે પૈસા કેમ વાપરવા એની ચિંતામાં પડયા હતા ત્યારે ગરીબી એમના ઉપર જુલમ ગુજારી રહી હતી.

"રામજી" કનૈયાલાલે ઓરડીમાં પગ મુકતાવેંતજ મોટે સાદે કહ્યું; "આજે દસમી તારીખ થઇ. ખબર છે ને ?"

" હા, બાપજી !" જવાબમાં એટલાજ શબ્દો રામજી બોલી શકયો. એના ચહેરા પર ગભરાટ સ્પષ્ટ જણાતો હતો.

"હા બાપજી એટલે ?" કનૈયાલાલ રોફમાં-જ બોલ્યો, " હું કૈં તને તારીખ કહીને લોટની ચપટી માગવા નથી આવ્યો, સમજ્યો ? ભાડું લાવ."

"મારી ગરીબની એક અરજ સાંભળશો ?" રામજી કનૈયાલાલ સામે હાથ જોડીને બોલ્યો.

" પહેલાં ભાડું તો લાવ. પછી એક નહીં, તારી દસ વાત સાંભળીશ."

" પણ બાપુ, એક અરજ કરવાની છે."

"આપના મકાનમાં મફત રહેવા દો, એમને ? પછી અમારે કૈં પેટ હશે !" કનૈયાલાલ કડકાઇથી બોલ્યા.

" એમ નહીં, ભાઇસાહેબ. પણ આ છોકરો પંદર દિ'થી માંદો થયો છે. અને દવાદારુ કરવામાં પૈસા વપરાઇ ગયા. હવે અઠવાડીયુ ખમી જાઓ, બાપુ ! એટલી મેરબાની કરો. રાતે મજુરી કરીને પણ તમારા પૈસા ભરી દઇશ. મારી દાનત ખોટી નથી."

"તારી દાનતને શું મારે ધોઇ પીવી ? કાલે તું માંદો પડીશ ને પરમ દિ' તારી બૈરી માંદી પડશે; પછી મારે કૈં ભાડું મુકી દેવું ? ચાલો, ઓરડી ખાલી કરો. તમારા જેવા ભીખારીને રહેવા માટે તો ધર્મશાળાજ બરોબર છે."

રામજીને લાગ્યું કે દુનીઆંમાંથી ઇશ્વર પરવારી ગયો છે, એટલે ગમે તેટલી વીનવણીથી પણ પથ્થરના હૈયાં પીગળે એમ નથી. એ ચુપ રહ્યો.

કદાચ કનૈયાલાલના દીલમાં ગમ વસે, એ આશાએ દોરવાઇ આંસુ પાડતી રામજીની સ્ત્રી ગંગા બોલીઃ " આ માંદા બાળક ઉપર તો દયા લાવો, શેઠ ! તમે કાઢી મુકશો પછી અમે કયાં જશું ?"

" જહન્નમમાં !" ખીસ્સામાંથી સીગાર કાઢી રુળમાવતાં સળગાવતાં કનૈયાલાલે જવાબ દીધો, ને ગરીબ મજુરોનાં હૈયાં પણ સળગી ઉઠયાં.

માંદા છોકરાએ એક દયામણી નજર કનૈયાલાલ ઉપર ફેંકી પણ એની આંખ ઉપર વળેલાં શ્રીમંતાઇનાં પડળે એને એ જોવા ન દીધી.

" ઠીક બાપુ, તમારું મકાન છે. અમથાં કૈં પરાણે રહેવાશે ?" કહી રામજીએ માંદા બાળકનો હાથ ઝાલી એને ઉઠાડવા માંડયો.

ગંગા એની ઘરવખરી બાંધવા જતી હતી એટલામાં કનૈયાલાલનો અવાજ આવ્યોઃ " એ કૈં લઇ જવાનું નથી. ભાડાના પૈસા ભરી જશો પછી મળશે. હું તમને કયાં શોધવા આવું ?"

" શેઠ, હજી ગરીબના હૈયામાંથી રામ હાલી નથી નીકળ્યો. તમારે મને શોધવા નહીં આવવું પડે; ભાડાના પૈસા મળશે કે તરતજ હુંજ તમને શોધતો શોધતો આવીને આપી જઇશ. અમારી માયામુડી લેવા દો, બાપુ ! એની પૈએ ઉપજે એમ નથી." રામજી કરગર્યો.

" ચાલ, ગડબડ નહીં. છાનાં માનાં બહાર નીકળી જાઓ."

રડતું કકળતું મજુર કુટુંબ ઘરમાંથી બહાર નીકળ્યું.

દસમી તારીખે ભાડું ન મળે એટલે મકાન ખાલી કરાવવાનો કનૈયાલાલનો અચળ નિયમ હતો, ને દર મહીને એકાદ બે ઓરડીઓ તો એ ખાલી કરાવતોજ. આથી તે ભાડું લેવા નીકળે ત્યારે ખીસ્સામાં એક બે તાળા રાખવાનું પણ ચુકતો નહીં. રામજીની ઓરડીને તાળું મારી એ શહેર ભણી ચાલી નીકળ્યો.

"જડી, ચાલ આપણે ગામ જઈએ છીએ" સરખે-સરખાં છોકરાંની ટોળીમાં રમને ચડેલી જડી આગળ જઈ ગંગાએ કહ્યું.

પણ જડી તો રમવામાં મશગુલ હતી. એની નાનકડી દુનીઆમાં રમતગમત ને આનંદ સીવાય બીજી કોઈ વસ્તુને સ્થાન નહોતું. મોટાંનાં સુખ-દુઃખ સમજવાને એને હજી વાર હતી.

"જડી, આપણે ગામ જવાનું છે, ચાલ" ગંગાએ એનો હાથ પકડી ફરીથી કહ્યું.

જાણે ઉંઘમાંથી જાગતી હોય એમ જડી ચમકીને બોલીઃ "ગામ? હેં બા! ગામ? કીયે ગામ? મને નવું ઝભલું પેરાવીશ, બા? ભઈલો એ ગામ આવશે, ખરું? તું-એ ગામ આવીશ ખરું? માલા બાપુ-એ ગામ-"

"હા બેટા, આપણે બધાંએ ગામ જઈએ છીએ" અંતરનું અપાર દુઃખ છુપાવી આંખમાં આવેલાં આંસુડાં રોકી રાખી ગંગાએ જડીને તેડી લીધી ને એના ગાલપર એક વહાલભર્યું ચુંબન લીધું.



"ભાઈ! હવે, આપણે ત્યાં રહેતા રહેતાં બધાં સારાં વાનાં થઈ રહેશે. ચાલો!"

ગરીબનું દુઃખ ગરીબને વહેલું સમજાય છે, ને સમજાયા પછી એ પોતાથી બનતી સહાય કરવા સદા તત્પરજ હોય છે.

બીજા એક મજુરને આ વાતની ખબર પડતાં તે ઉતાવળો રામજી પાસે દોડી આવ્યો ને બોલ્યો· "ભાઇ, હવે આપણે ત્યાં રહેતાં રહેતાં બધાં સારાં વાનાં થઇ રહેશે, ચાલો."

રામજીએ ઘણી આનાકાની કરી પણ હલુએ માન્યું નહીં પોતાની છેલ્લી પાઇ પહોંચે ત્યાં સુધી તે આ નિરાધાર કુટુંબને રઝળતું થઈ જવા દે એમ નહોતો. ખુબ આગ્રહ કરીને એ સૌને પોતાની ઓરડીએ લઇ ગયો.

મનુની તબીઅત દિવસે દિવસે વધારે ખરાબ થવા લાગી. રામજીને લાગ્યું કે એ હવે થોડા દિવસનો મહેમાન છે. આથી એની ગોદડી આગળથી પલવાર પણ અળગા થવા એનું હૈયું નહોતું ચાલતું. પણ બીજી બાજુથી પોતે નોકરી પર નહીં જાય તો મીલમાંથી રજા મળશે એ બીક એને કોતરી ખાતી. છેવટે જે પડે તે ભોગવી લેવા એ તૈયાર થયો. મનુની આગળ-થી એક ડગલું પણ દૂર જવા એના પગ ના પાડતા.

આમ 'ને આમ પખવાડીઉં વીતી ગયું. છેવટે 'નિર્બલ કો બલ રામ' એ દુઃખી કુટુંબ સામુ જોયું. મનુ ઉગર્યો. પણ રામજીની બીક

સાચી પડી. પંદર દિવસ ગેરહાજર રહેવા માટે મીલમાંથી એને રજા આપવામાં આવી.

હવે રામજીની મુંઝવણનો પાર ન રહ્યો. નોકરી હતી ત્યાં સુધી તો એને આશા હતી કે અરધો રોટલો ખાઇને પણ એ કનૈયાલાલનું લેણું ભરી દેશે ને પોતાને ખરી વેળાએ મદદ કરનાર દલુને પણ હરકોઇ રીતે બદલો વાળી આપશે. પણ હવે એ છેલ્લી આશાએ ધુળમાં મળી ગઇ. કોઇને ત્યાં વધારે દિવસ રહેવું એને ઠીક ન લાગ્યું.

"ભાઇ! હવે હું જઇશ" ઉપકારી મિત્રની તેણે રજા માગી.

" ઉતાવળ શી છે ? તપાસ કરતાં વળી બીજે કયાંક નોકરી મળી રહેશે. એમ હું તમને જવા દેનાર નથી." દલુ બોલ્યો. જો કે મનમાં તો એ બરોબર સમજતો હતો કે નોકરી મેળવવાનું કામ પોતે મોંએથી બોલે છે એટલું સહેલું નથી.

હવે દલુએ મીલમાંથી છુટે કે તરતજ મિત્રને માટે નોકરી શોધવા ભટકવા માડયું.

ચોથે દિવસે એ ભટકીને આવ્યો ત્યારે એના ચહેરા પર વિજયની ચમક હતી. રામજીની પીઠ થાબડી એ બોલ્યો: "ભાઇ! કાલથી તારે નોકરી પર જવાનું છે. તૈયાર થઇ રહેજે."


'' કાણુ છે ?'' અંદરના ઓરડામાંથી એક ડોસાએ બહાર નીકળી પ્રશ્ન કર્યો.

" હેં ! શું તમે મારે સારુ નોકરી શોધી કાઢી ? ના, ના; એમ તરત તો કયાંથી મળે ?" રામજીએ જાણે માન્યામા ન આવતું હોય એમ બોલ્યો.

" ન કેમ મળે ? કલેકટરની ઓફીસમાં વીસ રુપીઆના પગારની નોકરી છે."

" કામ ?"

"પટ્ટાવાળાનું."

બીજે દિવસે રામજી એ નોકરી પર ચઢી ગયો. મિત્રે એને એક ઓરડી ભાડે લઇ આપી ને થોડા પૈસા પણ વાપરવા આપ્યા. થોડાંજ વખતમાં રામજીએ નોકરીમાંથી પૈસા બચાવી કનૈયાલાલને ભાડું ભરી દીધું, ને દલુના પૈસા પણ પાછા આપી દીધા.

× × ×

વીસ વર્ષના પડ નીચે એ ઘટના દબાઇ ગઇ.

મેઘરાજા કોપાયમાન થયા છે. આઠ દિવસથી એક પળ પણ વીસામો લીધા વગર મુશળધાર વરસાદ પડી રહ્યો છે. પ્રલયકાળ નજીક આવ્યો હોય એમ ભાસે છે.

સારાં સારાં મકાનો પડી ગયાં. મકાનમાથી પહેર્યે લુગડે બહાર નીકળી જવાય એ પણ સદ્‌ભાગ્ય મનાવા લાગ્યું. કેટલાંએ કુટુંબો ઘરબાર વગરનાં થઇ મકાનની શોધમાં પડયાં.

આ તોફાનમાં કનૈયાલાલનું મકાન પણ પડી ગયું. એમની માલીકીની મજુરોની ચાલી આખી જમીનદોસ્ત થઇ ગઇ.

કનૈયાલાલની બધી માલમીલ્કત આ મકાનોજ હતાં. એમના પિતા વારસામાં આટલાં મકાનો મુકી ગયા હતા એટલે એમણે મહેનતથી કમાવાનો વિચારજ માંડી વાળ્યો હતો. ભાડાની

આવક ઉપર એ તાગડધીન્ના કરતા.

પણ આજ એકજ દિવસમાં એ ભીખારી બની ગયા. કનૈયાલાલ, એમની સ્ત્રી, બાવીસ વર્ષનો પુત્ર મનહર, તેની સ્ત્રી ને બે વર્ષનો છોકરો ને કનૈયાલાલનો દસેક વર્ષનો બીજો પુત્ર—એમ ૭ જણાં શહેરમાં કોઇ ઉદાર ગૃહસ્થનો આશરો શોધવા નીકળ્યાં.

પરંતુ બધાંજ મકાનો ભરાઇ ગયાં હતાં. મકાન ધણીઓએ ઘરબાર વગરનાં કુટુંબો પાસેથી બમણું ભાડુ લુંટવા માંડયું હતું.

કનૈયાલાલ પોતાના આખા કુટુંબ સાથે સાંજ સુધી ભટકયા પણ કયાંએ મકાનનો પત્તો લાગ્યો નહીં. વરસાદ તો હજુ ચાલુજ હતો. પાણીથી ભીજાઇ સૌ થર થર ધ્રુજતાં.

ત્રણ માળનું એક ઉંચુ મકાન આવ્યું. પહેલે માળે ત્રીસેક વર્ષના ગૃહસ્થ આરામ ખુરશીમાં પડયા પડયા છાપું વાંચી રહ્યા હતા.

" અહીં કોઇ મકાન ખાલી છે ?" આશા તો નહોતી પણ તોએ કનૈયાલાલે એમના સામું જોઇ પૂછયું:

" ના ભાઇ, અહીં તો અમે રહીએ છીએ" જવાબ મળ્યો.

" કોણ છે ?" અંદરના ઓરડામાંથી એક ડોસાએ બહાર નીકળી પ્રશ્ન કર્યો, ત્યાંથી ચાલતા જતા નિરાધાર કુટુંબ ઉપર એમની નજર પડી.

"એ તો મકાનની તપાસ કરવા આવ્યા'તા" કનૈયાલાલે કૈંક આશામાં બે ડગલાં પાછા વળી કહ્યું.

ડોસાએ પોતાની ઝીણી આંખો ફાડીફાડીને બોલનાર સામું જોયું. કૈંક ન સમજી શકાય એવા ભાવો એના કરચલીઓવાળા ચહેરા ઉપર પથરાઇ રહ્યા. પછી તેણે લાંબો હાથ કરી કહ્યું: " છે, અહીં મકાન છે. પાછા આવો. "

ખુરશીમાંથી ઉભા થઇ જઇ ડોસાના પુત્ર મનુભાઇ આશ્ચર્યમાં પિતા સામું જોઇ રહ્યા ને પછી પુછયું: " બાપુ, તમે એમને બોલાવો છો પણ મકાન કયાં ?"

" આપણું મકાન મોટું છે. બે ઓરડા એમને રહેવા માટે કાઢી આપશું. માનવનો એ ધર્મ છે " ડોસાએ ઉત્તર દીધો.

" પણ બાપુ—"

" બીજું કૈંજ બોલીશ મા. અત્યારે તો મેં કીધું છે એટલું સમજ. મારે વેર લેવું છે, વધારે અર્થ પછી સમજાશે " મનુભાઇને બોલતા અટકાવી વચ્ચેજ ડોસાએ કહી દીધું.

મનુભાઇને તેમજ ઘરમાં સૌને ડોસાનું આ વર્તન બહુજ વિચિત્ર લાગ્યું. પરંતુ ડોસાની બુદ્ધિમાં સૌને સંપૂર્ણ શ્રદ્ધા હોવાથી કોઇ કૈંજ બોલ્યું નહીં.



"એ તો મકાનની તપાસ કરવા આવ્યા'તા."
કનૈયાલાલે કૈંક આશામાં બે ડગલાં પાછા વળી કહ્યું.

"કેટલા રુપીઆ ભાડું છે ?" કનૈયાલાલે ડોસા સામું જોઇ પુછ્યું.

"વીસ."

કનૈયાલાલ વિચારમાં પડી ગયા. એમની પાસે તો રાતી પાઇ પણ નહોતી. પરંતુ એકાએક છુટકારાનો કંઇક વિચાર સુઝી આવ્યો હોય તેમ એમણે તરતજ હા પાડી દીધી.

"પણ ભાડું પહેલાં આપવું જોશે." ડોસાએ શરત મુકી.

"અત્યારે તો નથી, શેઠ !" કનૈયાલાલ દીન વદને બોલ્યા. "પણ કાલ સવારમાં આપને ગમે ત્યાંથી લાવી આપીશ."

"વારુ" કહી સૌને પોતાની પાછળ પાછળ આવવા નીશાની કરી ડોસા અંદર ચાલ્યા. એ ઓરડા ને એક ઓસરી આ નવા કુટુંબને રહેવા માટે કાઢી આપ્યાં.

બીજે દિવસે સવારમાં કનૈયાલાલના ઓરડામાં નીચે પ્રમાણે વાતચીત થતી ડોસાએ સાંભળી.

"તમે હા તો પાડી, પણ હવે ભાડું કયાંથી કાઢશો ? હમણાં ડોસા ભાડું લેવા આવશે. આજ ક્યાંક થી તો અત્યારે કોઇ કંઇ ભાડું મુકી દે ? જુઓને, ભાડું આપતાં એક દિવસ મોડું થાય તો તમેજ મકાન કયાં નહોતા ખાલી કરાવતા ?"

કનૈયાલાલના સ્મૃતિ પટ પર એક ચિત્ર આવીને ભુંસાઇ ગયું. તરતજ એમણે ગંગાના પ્રશ્નનો ઉત્તર વાળ્યો: "તું મુંઝાઇશ નહીં. મેં જે કર્યું છે તે બરાબર વિચારપૂર્વકજ કર્યું છે. મારી ઘડીઆળનો છેડો હું હમણાંજ વેચી આવું છું."

ત્યાર પછી થોડીવાર કોઇ બોલ્યું નહીં.

"કેમ સાહેબ, બરાબર ફાવે છે ને ?" ડોસાએ ઓરડામાં દાખલ થઇ પ્રશ્ન કર્યો.

"હાજી, આપની મોટી મહેરબાની થઇ" કનૈયાલાલે કોટ પહેરતાં પહેરતાં કહ્યું.

"આવા વરસાદમાં કયાં જશો ?" ડોસાએ પુછ્યું.

"જરા બહાર કામ છે."

"કનૈયાલાલ હું ભાડું લેવા નથી આવ્યો. ઘડીઆળનો છેડો વેચવાની કંઇજ જરુર નથી. આ ઘર તમારુંજ છે." ડોસાએ અત્યંત માયાળુ પણે કહ્યું.

ડોસાને આ વાતની ખબર પડી ગઇ તેથી કનૈયાલાલ બહુજ દીલગીર થયા. એ કંઇજ બોલ્યા નહીં.

"મને પણ એકવાર આવો અનુભવ થયો છે. એ અનુભવ ન થયો હોત તો, માણસનો મોટામાં મોટો આશરો ઘર જતાં એને કેટલું દુઃખ થાય છે એ વાત આજે કદાચ હું સમજી ન શકત." ડોસાએ આગળ ચલાવ્યું.

કનૈયાલાલ ભૂતકાલના ચોપડાનાં પાનાં ઉતાવળા ઉતાવળા ફેરવી જતા હોય એમ લાગ્યું.

"એ વખતે હું અહીંની લક્ષ્મી મીલનો મજુર હતો ને એની સામેજ આવેલી ચાલીમાં રહેતો."

આ સાંભળી બધાજ ચમકી ગયા. કનૈયાલાલ કંઇક ઉંડી વ્યથા અનુભવી રહ્યા હોય એમ એમના ચહેરા સામું જોતાં સ્પષ્ટ દેખાતું હતું.

હવે તો મનુભાઇ પણ આવી પહોંચ્યા હતા ને પિતાની વાત રસ ને કૌતુકપૂર્વક સાંભળતા હતા.

"એકવાર આ છોકરો મોટો હતો" મનુભાઇ તરફ આંગળી કરી ડોસાએ કહ્યું;

"એની દવામાં ભાડાના પૈસા પણ ખર્ચાઇ ગયા. દસમી તારીખે મકાન ધણીએ આવી ભાડું માગ્યું. હું ન આપી શક્યો એટલે તરતજ એણે ઓરડી ખાલી કરાવી. મારું રાચરચીલું પણ એણે લેવા ન દીધું."

"ને આજે તમે એજ નરાધમને આશ્રય આપી રહ્યા છો !" કહી કનૈયાલાલ ડોસાના પગમાં પડ્યા. એમની આંખમાંથી પશ્ચાતાપનાં આંસુ વહેવા લાગ્યાં.

"કેટલી ઉદારતા !" ગંગા બોલી ઉઠી.

"ઉદારતા ?" ડોસા આશ્ચર્યમાં બોલી ઉઠ્યા, "આને તમે ઉદારતા કહો છો ? ના, ના; આજે તો મેં વર્ષો પહેલાંનું વેર વાળ્યું છે." પછી એમણે મનુભાઇ તરફ એક અર્થસૂચક દૃષ્ટિ ફેંકી.

"હવે બાકી રહેલી થોડી વાત પુરી કરી દઉં. એક ઉદાર મજુર અમને બધાને એને ઘેર તેડી ગયો. મનુની સારવારમાં રહેવાથી હું પખવાડીઉં મીલમાં ન જઇ શક્યો, એટલે નોકરી પરથી મને રજા આપવામાં આવી. ત્યાર પછી દલુએ–એ મજુરનું નામ દલુ હતું–મને કલેક્ટરની ઓફીસમાં વીસ રુપીઆની નોકરી શોધી આપી. ત્યાં મોટા મોટા અમલદારોને જોઇ, મારા મનુને પણ ગમે તે રીતે ભણાવી અમલદાર બનાવવાની મને હોંસ જાગી. એક ઉદાર ગૃહસ્થે સારી મદદ આપી એને ભણાવ્યો. એ વકીલ થયો તે પછી મેં આરામ લીધો."

સૌ આશ્ચર્યમાં એક બીજા સામું જોઇ રહ્યા.

× × ×

થોડા દિવસ પછી કનૈયાલાલે કારકુનની નોકરી શોધી કાઢી. મનહર તો એક બેંકમાં નોકરી કરતોજ હતો. એક નાનકડું ઘર ભાડે રાખી તેઓ રહેવા લાગ્યા.

ને પછી લોકો વાતો કરતા કે કનૈયાલાલ છે તો ગરીબ પણ એમની ઉદારતા શહેરના શ્રીમંતોનેએ શરમાવે એવી છે.

રામજી ડોસાએ કદાચ એમને ઉદારતા શીખવવા માટેજ વેર વાળ્યું હોય !



# મુંઝવણ

લેખક :
રા. પથિક

ઉભો તપન આભતિરે, કરણુ રજની ધસે,
દિશા લલિત ગૌર નથી, ઝુઝું વદનની રસે;
ફીકા હરિત સીમપથે, ઉરે સમજ શું ચવે,
અરે ! હરખ ઉજમતું રુવે જગત કેમ હે ?—

વહે સરિત નીર મુગાં મૃદુ પવન ના રતી,
ધીમે તિમિર આવરણે વીતી ભવન આરતી,
થઈ અગમ આચરણે વી'લી જગત આરસી,
સદા નિયમ નાથ જતા હશે નિયત નાશ શું ?

દિને સતત આશ્રમમાં મતિ મનુજની મથે,
નથી વિરમવા, જરીએ સ્પૃહા, ઉજમતા પથે;
મહા જીવન ઉદ્યમએ દિને દમત કયાં ગયો ?

પ્રભો ! સમન તાપ છતાં મથે જગત કેમ રે ?
હવે સુભગ શામ સરે બધાં નિરવ કેમ રે ?
સદા પ્રબલ તાપ વીશે હશે રમવું વિશ્વ શું ?—



# સ્વપ્ન કે સત્ય?

—o:—


લેખક:
રા. ચ્યવનરાય શુક્લ


મનુષ્યત્વ અને પશુત્વ, દેવ અને દાનવ વચ્ચે ચચ્ચાર વર્ષ સુધી અખંડિત ચાલી રહેલ યુદ્ધનો દ્રષ્ટા થવાથી, સમદુઃખી સ્થિતિ ભાળવાથી ઉપજેલી સહાનુભૂતિનું પરિણામ અન્યથા કેમ આવે ?

ઉગતાથી તે આથમતા સુધી અસંખ્ય વાર સામટાં પીયર કરતી વણાતની ગરતીભરી ચાલથી સાળુની ફરફરતી કોરે કોરેલું કામણ આબાદ કેમ ન ઉતરે ?

હીમાબી ખાતાના દળદાર લાંબાગોળા ચોપડાના સંકાથી ધોધા સુધી પહોંચે એવા નવનંવ દસદસ આંકડાના લાંબાપહોળા સરવાળા બાદબાકી તથા માથુ ધુમ કરી નાખતા ગુણાકાર ભાગાકાર નિત્ય સતત ૭ ૭ કલાક સુધી કરી જીવનથી અસંતુષ્ટ થઇ કંટાળી જઇ ઘેર આવતો ત્યારે થાક ઉતારવા બાજી રમતી વખત સહેજ આડકતરુ જોઇ અટકચાળી આંખોની ટારી કટારોથી ઘા ઉપર ઘા કરતી એ બધું શેં વીસરાય ?

તારા હાથના નિર્બલ નીવડેલા ઉમેદવારોએ મને સફળ પ્રતિસ્પર્ધી માની આપણા નિર્મલ મૈત્રી વીશે જે અનેક અફવાઓ ઉરાડી, કાગા કાનનાં માણસોને ભમાવી–ઉશ્કેરી રાખ્યા હતા રહેલાં એવી પ્રચંડ મારવારથળી જગાવેલી તે વખતે તેં એક કાબેલ વકીલને પણ આંધો બેસાડે એવી કુનેહ અને છટાથી આપણો બચાવ કર્યો હતો એ તે કેમ ભુલાય ?

દુનીઆની ગંદી આંખો સર્વત્ર ગંદવાડ સીવાય કશુજ દેખતી નથી એવી પ્રતિતી થવાથી "થાય એવાં થઇએ તો ગામ વચ્ચે રહીએ" એ ન્યાયનો આશ્રય લેવાની ઊર્મિ થઇ આવવાથી મેં મૂર્ખે જે પાસો નાખ્યો તે જોઇ તારો અગ્નિ કેવો ભભુકી ઉઠયો હતો તે યાદ છે ?

પછી તો જન્મગાંઠને દિવસેજ મૃત્યુતિથિ આવે એવી ઘટના બન્યાથી જ્યારે હું પથારીવશ હતો ત્યારે એ કરુણ પ્રસંગ દેખી તારા સદા હસતા મુખ પર જે દીનતા છવાઇ હતી તે સાંભરે છે ?

આપણે જ્યારે પ્રથમ ત્રીજા માળની મેડીમાં મળ્યાં ત્યારે તારાં તોફાની નેણ નીચાં ઢળ્યાં હતાં. જમણા પગનો અંગુઠો લીંપણ ખોતરતો હતો, તારા ગાલે શરમના શેરડા પડતા હતા, મારા હાથમાં આવી ભળેલો તારો હાથ ન તું પાછો ખેંચી લઇ શકી કે તારા ખભે મુકાયલો મારો હાથ ન તું તરછોડી શકી—એ બધું શાને વાસ્તે ?

એક વખત વહાણું વાઇ ગયું હતું છતાંએ હું ઘસઘસાટ ઉંઘતો હતો અને તું તો શીરસ્તા મુંજબ આની ખડી થઇ હતી ત્યારે તું સૌની નજર ચુકાવી મારા શયનગૃહમાં સરકી જઇ હળવે પગે ચાલી આવી મારા ગાલ પર ચુંટી ખણી મને જગાડી મીઠો ઠપકો આપતાં નેણ નચાવી બોલેલીઃ "હજુ વખત થયો નથી કાં? વલણ તો ઠીક પતવાય છે! વાયદા તો સારા સચવાય છે!"—એ બધુ સાંભરે છે?

મારો બહારથી ઘેર આવવાનો વખત થાય ત્યારે "ઉભી ઉભી જોઉ, વહાલા! તમારી વાટડી" એ ચીજ ગણગણતી જાળી ઝાલી પગ ઝુલાવતી ઉભીજ હોય. આંખમાં રમત, મુખ પર સ્મિત, ઉરમાં ઉલ્લાસ ઉભરાતાં હોય—એ બધુ યાદ આવે છે?

હું વાંચન લેખનમાં લીન થઇ બીજું બધુ ભાન ભુલી ગયો હોઉં ત્યારે તું ઓચીંતો ફડાક લઇ એક બે ત્રણ કાંકરા નાખી, હું ઉંચુ જોઇ સામુ ભાળુ તે પહેલાં તો અદરય થઇ જતી અને હું નજરથી નજર મેળવવામાં નિષ્ફલ નીવડુ એટલે એક ખુણેથી તારા ખડખડાટ હસવાનો અવાજ આવતો. એ સૌ સાંભરે છે?

ઉતરાંણ ઉપર અગાશીએ ચઢી દિવસે પતંગો ઉડતા અને રાતે ફાનસો ચઢતાં જોઇ આપણો એ સાથે ઉડતાં—ચઢતાં અને પેચ થતા તે જોઇ રહેતાં. લોટતા પતંગોમાં અપુર્વ રસ લેતાં અને દોર કપાતાં અધોગતિ પામનાર પતંગ પ્રત્યે દીલસોજી દાખવવાને બદલે હરીફોની "કાટી હે" ની મદોન્મત્ત ગર્જનાઓમાં આપણે પણ તાળીઓ પાડી આપણો અવાજ ઉમેરતાં—એ યાદ આવે છે?

એક વખત મારી ઇન્દ્રિઓએ બંડ કરવાથી હું પામર બનતો હતો ત્યારે તેં વ્યાજબી શિક્ષાથી અને મારાં એ અક્ષમ્ય આચરણને લીધે મને થતા અસહ્ય પશ્ચાતાપથી મારું હૈયું કેવું વલોવાઇ રહ્યું હતું—તે શું તારા સ્મૃતિપટ પરથી લોપાઇ ગયું?

સંસારમાં સ્નેહનો દુકાળ દેખી સંન્યાસમાંજ શ્રેય માની હું એકદા ચાલી નીકળ્યો હતો ત્યારે મને પાછો બોલાવવા તેં કેટકેટલી બાધા આખડીઓ રાખી હતી તે ભુલી ગઇ?

તારા સદુપદેશનો અવળો અર્થ કરી હું મુરખો જ્યારે જ્યારે રીસાઇ—દુભાઇ સંતાતો ફરતો હતો ત્યારે ત્યારે એ દિવસોમાં તારી આંખો રડી રડી કેવી લાલચોળ થઇ જતી, કેટલી બધી સુજી જતી અને છતાં હું દુરાગ્રહ ન છોડતો ત્યારે તું પરિણામ કિસ્મત પર મેલી કેટલી ઉદારતાથી અને કેવી સ્નેહભીની થઇ મારુ મન મનાવતી—તે યાદ આવે છે?

એક વેળા મારો પગ પાકતો હતો ત્યારે લોક નિંદાને નેવે મુકીનેએ તું મારી સુશ્રૃષામાં કેવી ઉઘાડે છોગ ખડે પગે રહી હતી—તે સાંભરે છે?

પછી તો "મા" ની મુક્તિ માટે ચાલી રહેલ યુદ્ધના મધ્યાહ્ન કાળમાં જ્યારે મેં એક સૈનિક તરીકે જોડાઇ 'મારુ આયુષ્ય અર્પવાની ઇચ્છાએ બીજી વાર ગૃહત્યાગ કર્યો ત્યારે મને સમજાવી પટાવી પાછો મોકલવા સારુ તેં મારા સેનાપતિ પર કેવો દયામણો અને કેટલો કંગાલ પત્ર લખ્યો હતો તે યાદ આવે છે?

—પણ, પણ આજ હવે હું શું દેખું છું? તું એજ છે કે બીજી? હું એજ છું કે બીજો? કાયા પલટાઇ કે દષ્ટિમાં વિકાર થયો? અત્યાર સુધીનું આપણું વર્તન એ શું આત્મવંચનાજ હતી કે? અગર તો ઉપયુક્ત પ્રસંગો અને એવી અનેક બીજી અણનોંધી ઘટનાઓ એ શું માત્ર સ્વપ્નજ હતાં?




લેખક :
રા. જ્યોતીંદ્ર હ. દવે,
ઉપમંત્રી, સાહિત્ય સંસદ.

—o—

પવિત્ર હિમાલય પ્રવાસ. લેખક અને પ્રકાશક : ગં. સ્વ. પદ્માવતી દેસાઈ, મૂલ્ય: રૂ. ૧–૮–૦.

શ્રીમતી સુંદરબાઈ હંસરાજ પ્રાગજીના સાથી તરીકે કરેલા હિમાલયના પ્રવાસની નિત્ય નોંધ રૂપે આ પુસ્તક લખાએલું છે. આરંભમાં ઔષધના સાધનો, ખોરાક, માર્ગ, વગેરે ઉપયોગી સૂચનાઓ તથા અગત્યના, જાણવા યોગ્ય પહાડી હિંદી શબ્દો આપીને પુસ્તકની ઉપયોગિતામાં વૃદ્ધિ કરી છે.

ઐતિહાસિક તેમજ ભૌગોલિક માહીતી ને ધાર્મિક વિષયોની ચર્ચા વડે વૈવિધ્ય આપ્યું છે. આખા પુસ્તકની ભાષા સરળ, સાદી ને હૃદયંગમ છે. લેખક વૃક્ષોની નિર્જન વાદી કે વારંવાર વપરાતી ઉપમાઓ વડે સૃષ્ટિસૌંદર્યનું વર્ણન કરવાનો મિથ્યા યત્ન કર્યો નથી; પણ ખરેખરી કલા દૃષ્ટિવડે સૃષ્ટિસૌંદર્યનું દર્શન કર્યું છે ને એટલીજ રસિકતાથી એ દર્શન વાચકને કરાવવાનો યત્ન કર્યો છે. દાખલા તરીકે—

"કેં લીલા, લાલ ને સોનેરી રંગથી ચકચકિત થતી એક ચકલી ઉંચે ધારની બાજુ પર, પગ ટેકી રહી તેની નીચે બીજી તદ્દન કાળી પાંખાવાળી નાની ચકલી પાણીનાં બિંદુને ઝીલતી પીવા લાગી. વાછંટમાં પવળી પાંખો ફફડાવવા લાગી. દૃશ્ય ઘણું જ મનોહર હતું. બે પહાડની કમાન હતી. વચમાં નેરી ઉંડો પહાડ હતો, સૂર્યનો પ્રકાશ ત્યાં ન હતો. તેજ ગુફાનો અંધકાર પણ ન હતો. આછી છાયા હતી ત્યાં જળબિંદુઓ સરતા હતાં. ત્યાં બાપીકી આ બે ચકલીઓ આવી, બેઠી ને બિંદુ ઝીલવા લાગી. તૃષા છીપાવવા માંડી, પાંખો ફફડાવી, સ્નાન કર્યું. ચોખ્ખી થઈ, સ્થિર રહી એ ઉડી જાય તે પહેલાં મારી ગાડી ચાલી ગઈ. આ દૃશ્ય દર્શની મને લગની રહી ગઈ, મુકામ પાસેજ હતો એટલે તરત હું પાછી આવી; પણ ત્યાં ચકલીઓ નહોતી, એ પહાડ હતો, એ ધોધ હતો, પણ—પણ એ દૃષ્ટિવિલોભન દૃશ્ય ન હતું.

આપણી ભાષાના પ્રવાસના સાહિત્યમાં આ પુસ્તકથી ઘણો સારો ઉમેરો થાય છે એ નિઃસંશય છે.

**યુરોપનાં સંસ્મરણોઃ** લેખક અને પ્રકાશક : રા. મોતીચંદ ગિરિધરલાલ કાપડીઆ મૂલ્ય : રૂ. ૧–૮–૦.

૧૯૨૬ ના મે માસમાં રા. મોતીચંદ કાપડીઆ યુરોપના પ્રવાસે ગએલા. ત્યાંથી પોતાના સ્નેહી સંબંધીજનો પર ત્યાંના સ્થળોની માહીતી આપતા પત્રો લખ્યા હતા. એ પત્રો પરથી એમણે આ પુસ્તક રચ્યું છે.

મૂલ પત્રરૂપે લખાએલું હોવાથી આ પુસ્તકની ભાષા ઘણીજ સાદી, સરળ ને ઘરગથ્થુ છે. છતાં નિર્માલ્ય કે તેજહીન નથી. ખોટી ભભક વિનાની, ઊર્મિલતાનો ડોળ વગરની છે છતાં ધારી અસર કરવા સમર્થ નીવડે, વિના પ્રયત્ને સમજાય એવી આ પુસ્તકની ભાષાશૈલી આવા પ્રકારના ગ્રંથો માટે નમુનારૂપ છે.

આરંભમાં યુરોપની મુસાફરીએ જનારને જોઇતી સર્વ પ્રકારની માહીતી આપીને પુસ્તકની ઉપયોગિતામાં વધારો કર્યો છે.

લેખકે પ્રસ્તાવનામાં લખ્યુ છે. તે પ્રમાણે એમણે પોતે 'ઉઘાડી આંખે' કરેલી મુસાફરીનું આ રસિક, માહીતીથી ભરેલું યુરોપના ભિન્ન ભિન્ન દેશના રીતરીવાજ, કલા કૌશલ્ય, ઉદ્યોગહુન્નર વગેરેનું વિસ્તારથી, રસિકતાથી ને ગ્રાહ્ય વિવેકથી દર્શન કરાવતું આ પ્રવાસ વર્ણન દરેકે વાંચવા લાયક છે. પ્રવાસના આપણા નિર્જીવ સાહિત્યમાં આવું સારું ઉમેરણ કરવા બદલ રા. મોતીચંદ કાપડીઆને અભિનંદન ઘટે છે.

**પ્રભાતના રંગઃ** લેખકઃ રા. વિજયરાય કલ્યાણરાય વૈદ્ય પ્રકાશક : આર. વનમાળીદાસની કંપની, મુંબાઇ. મૂલ્યઃ રૂ. ૨–૪–૦.

'પાંચ સંવાદ, ચાર વાર્તા, અને અગીઆર વિનોદ લહરીવંતા ' સ્કેચોનો આ સંગ્રહ છે.

સંવાદોને અગ્રસ્થાન આપ્યું છે તે યોગ્ય છે. વાર્તા અથવા હાસ્ય રસના લેખો કરતાં ગંભીર, વિવેચનાત્મક લેખો રા વિજયરાય વધારે સારા લખી શકે છે અને આ સંગ્રહમાં પણ એમની સારામાં સારી કૃતિઓ છે તે વિવેચનાત્મક ગંભીર સંવાદોજ છે. પાત્રાલેખનના, માનસશાસ્ત્રની પર્યેષણા કે હૃદયના વિસંવાદી ભાવોના નિરુપણ કરતાં રા વિજયરાયનું વલણ વિયાસ્યતા તરફ વધારે છે. આથી કાલિદાસ અને ભવભૂતિ, રાજા ભોજ અને સીતા પંડિતા તથા જગન્નાથ અને લવંગિકાના સંવાદોમાં જેટલી સફળતા એ મેળવી શકયા છે તેટલી સફળતા નહુષ ને શચિના સંવાદમાં મેળવી શકયા નથી. પ્રેમાનંદ ને નાથાશંકરના સંવાદમાં નાથાશંકરેજ પ્રેમાનંદને નામે નાટકો લખ્યાં છે એવી જેમને પ્રતીતિ થઇ હશે તેને રસ પડે એમ છે. બીજાને નાથાશંકર બીચારાને વધારે પડતો દુષ્ટ વર્ણવ્યો છે એમ લાગવાનો સંભવ છે.

વાર્તાઓ રસભરી, વસ્તુ અને શૈલીના આકર્ષણવાળી હોવા છતાં ઘણે અંશે કૃત્રિમ ને અસ્વાભાવિક લાગે છે.

રા. વિજયરાયને શુદ્ધ હાસ્યરસ કરતાં કટાક્ષલેખન પર વધારે કાબુ હોય એમ લાગે છે. પુસ્લાં બટન, અગ્રલેખનું લેખન, ઇત્યાદિ હાસ્યરસના સફળ લેખો નજ કહી શકાય. બધામાં કૈંક કટાક્ષ છે, પણ હાસ્ય પ્રેરે એવું નથી.

પુસ્તકની શૈલી વૈવિધ્યવાળી એકંદરે દોષરહિત અને તેજસ્વી છે.

વાર્તા અને સ્કેચો કરતાં સાહિત્ય સમીક્ષાનાજ લેખો એકત્ર કર્યા હોત તો પુસ્તકનું મૂલ્ય ઘણું વધી જાત.

**સ્ત્રી સ્વાતંત્ર્યવાદ;** અનુવાદકઃ સૌ. સરોજિની એન. મહેતા, બી. એ., પ્રકાશકઃ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી, અમદાવાદ. મૂલ્યઃ રૂ. ૦-૧૨-૦.

માઇસ્રિર યુનીવર્સીટીના પ્રોફેસર એ. આર. વાડીઆએ પાશ્ચાત્ય દેશમાં હાલ ચાલી રહેલી સ્ત્રીસ્વાતંત્ર્યવાદની હીલચાલનું તટસ્થ તે ઐતિહાસિક દૃષ્ટિએ વર્ણન કરનારું Ethics of feminism નામનું પુસ્તક લખ્યું છે. તેનો અનુવાદ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ બહેન સરોજિની મહેતા પાસે કરાવ્યો છે.

અંગ્રેજીનો અનુવાદ હોવા છતાં ને ખાસ કરીને વિષય તદ્દન નવો હોવા છતાં પુસ્તકની ભાષા ઘણીજ સરળ ને છતાં જોરદાર છે. ગંભીર અને શાસ્ત્રીય વિષયો માટે સંસ્કૃતમય અથવા ક્લિષ્ટ ભાષા અનિવાર્ય છે એવા મતને આ પુસ્તકની ભાષા ખોટો ઠેરવે છે.

આ પુસ્તકમાં સમાએલા વિષયો એટલા ને વિવિધ છે કે તે વીશે અહીં ટુંકમાં લખવું પણ શકય નથી. વળી એ વિષયોજ એવા છે કે તે વીશે ભાગ્યેજ ઘણા એકમત થઇ શકે. પ્રો. વાડીઆએ સ્ત્રીવર્ગને ન્યાય આપવાનો ઘણો પ્રયત્ન કર્યો છે, એમના વિચારો ઘણા ઉદાર છે; છતાં અનુવાદકને એમાં "પુરુષ સુલભ સંકુચિત વિચારોનું દર્શન ઠેકાણે ઠેકાણે" થાય છે. અને તેથી એમણે જ્યાં જ્યાં મૂલ ગ્રંથકર્તા સાથે એમને મતભેદ દેખાયો છે ત્યાં ત્યાં હેઠે નોંધ મુકી છે; આથી આપણને બંનેના અભિપ્રાયો જાણવાના મળે છે એ આ ગ્રંથની વિશિષ્ટતા છે.

"સંસારની બાબતોમાં પરસ્પર આધીનતા એજ કાયદો છે. એક બીજાની સેવા કરવાની શક્તિ અને ઇચ્છા માનવ સંબંધોને સૌંદર્ય અને લાવણ્ય અર્પે છે. કોઇને ઉપયોગી થયા સીવાય માત્ર આધીનજ થવું એ સ્વાધીનતાથી તદ્દન વિમુખ છે. કોઇ પણ રીતે આધીન થયા સીવાય ઉપયોગી થવું એ અશકય છે. તદ્દન સ્વાધીન હોવાનો ડોળ કરવો તે ચોખ્ખી ગર્વિષ્ઠતા છે." આ અવતરણમાં માત્ર સ્ત્રી સ્વાતંત્ર્યવાદનુંજ નહીં પણ સર્વ પ્રકારના સ્વાતંત્ર્યવાદનું રહસ્ય સમાઇ જાય છે.

આવું ઉપયોગી, શાસ્ત્રીય, ને વિદ્વત્તાભર્યું પુસ્તક પ્રસિદ્ધ કરવા બદલ વર્નાક્યુલર સોસાઇટીને તેમજ તેનો સરળ, સુવાચ્ય ને સટીક અનુવાદ કરવા બદલ બહેન સરોજિની મહેતાને અભિનંદન ઘટે છે.

**સુલતાન રઝીયા.** લેખકઃ શ. સાદીક પ્રકાશકઃ મુસ્લીમ પબ્લીસીટી કંપની મૂલ્યઃ રૂ. ૩-૮-૦.

હાલના મુસ્લીમ લેખકોમાં 'બે ઘડી મોજ' ના સહતંત્રી શ. સાદીકનું નામ ઘણું જાણીતું છે. અસલ કરબલાના વતની હોવા છતાં એમણે ગુજરાતી ભાષાને પોતાની માતૃભાષા બનાવી છે. અને તેના પરનો એમનો કાબુ પણ ઘણો પ્રશંસનીય છે.

સુલતાના રઝીઆની ઐતિહાસિક કથામાં નલકથાને યોગ્ય ફેરફાર કરી શ. સાદીકે લખેલી આ વાર્તા વાંચવી ગમે એવી છે. પાત્રાલેખન એકંદરે સફળ કહેવાય એવું છે. વસ્તુની પસંદગી ઘણી સારી કરેલી છે. યાકુબ અને રઝીઆના ભાવો ઘણી ઝીણવટથી અને સ્વાભાવિકતાથી દર્શાવ્યા છે. શૈલી સરળ ને એકધારી છે. આ વાર્તા દરેકને બે ઘડી મોજ આપે એવી છે.

## સ્વીકાર

**દરદી:** લેખક અને પ્રકાશક : રા. ગોપાળ શંકર વેણીશંકર ભચેચ મૂલ્ય રૂ. ૧-૪-૦

રા. ગોપાળશંકર ભચેચે પોતાના જીવનનો ઇતિહાસ, તે સમયની સ્થિતિ વગેરેની માહીતી સાથે, આમાં આપ્યો છે. પુસ્તકને અંતે પોતે રચેલાં ભજનો આપ્યાં છે.

**નવી બાળપોથી:** રા. કાનજી કાલિદાસ જોશી. મૂલ્ય: રૂ. ૦-૧-૪.

અક્ષરોના કર્મ સાચવીને બાળકોને મૂલાક્ષર તથા બારાખડીનું જ્ઞાન થાય એવી રીતે આ નવી બાળપોથીની યોજના કરવામાં રા. કાનજી કાલિદાસ જોશી સફળ નીવડ્યા છે. શાળાઓમાં આ પુસ્તક પાઠ્ય પુસ્તક તરીકે દાખલ કરવા યોગ્ય છે.

**તૃતીય ગુજરાત પ્રાંતીય વૈદ્ય સંમેલનના સ્વાગત મંડળના પ્રમુખનું ભાષણ.** રા. રાજેંદ્રરાવ સોમનારાયણ દલાલ બી. એ., જે. પી. નું માર્મિક તેમજ સૂચક ઉપદેશ અને માહીતીવાળું આ વ્યાખ્યાન માત્ર વૈદ્યોનેજ નહીં પણ સર્વ વાચકને ગમે એવું, ને માર્ગદર્શક થાય એવું છે.

**સિદ્ધાન્ત દર્શન.** અનુવાદક રા. છોટાલાલ નરભેરામ ભટ્ટ.

**નેપોલીઅન. બોનાપાર્ટ** ભાગ ૪ રા. ગોકળદાસ મથુરદાસ શાહ.

**વડોદરા રાજ્યનો ઇતિહાસ.** રા. ચુનીલાલ મગનલાલ દેશાઇ.

**ઈંગ્લાંડ અને હીંદુસ્તાન.** લેખક સ્વ. સત્યેન્દ્રરાવ દીવેટીઆ.

**ઇટલીનું જીવન પ્રભાત.** રા. લલિતપ્રસાદ શ્રીપ્રસાદ.

**લંડન નિવાસીની કેળવણી:** રા. નરહરિશંકર શિવશંકર શાસ્ત્રી.

**આર્યોનું આદિ નિવાસસ્થાન:** અનુવાદક રા. સુરેંદ્રનાથ રંગનાથ ધારેખાન.

**સરોવરના જીવો:** અનુવાદક: રા. ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતા.

**જીવનરસાયણ વિદ્યા:** રા. જગન્નાથ પ્રભાશંકર પંડિત.

**સૂર્ય:** અનુવાદક: બળવંતરાય હરિહરરાય વોરા.

**મંગળ:** રા. સુરેન્દ્રનાથ રંગનાથ ધારેખાન.

**યકૃતની કથા:** રા. ઘનશ્યામ નટવરરરાય મહેતા.

**કરોળિયાનાં કાવતરાં:** રા. ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતા.

**સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ:** રા. રામચંદ્ર રાવજી પવાર.

ઉપલા સર્વ નાના મોટાં પુસ્તકો શ્રી સયાજી સાહિત્યમાળાના ધર્મ, વિજ્ઞાન, ઇતિહાસ અને પ્રકીર્ણગુચ્છ તરીકે પ્રસિદ્ધ થયાં છે. પુસ્તકો ઉપયોગી છે એમાં સંશય નથી, છતાં બાળજ્ઞાનમાળાનાં કેટલાંક પુસ્તકો એના વિષયને લીધે ને કેટલાંક ભાષાને લીધે બાળકોને વધારે ભારે પડે એવાં છે.

**શુદ્ધાદ્વૈત અને ભક્તિ માર્તંડ:** તંત્રી: રા. વસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી

શુદ્ધાદ્વૈત સાહિત્યમાં રસ લેનારા સર્વને આ પત્ર ઉપયોગી થઇ પડે એવું છે.

## ચક્રમના પત્રો

[ અનુસંધાન પૃષ્ઠ ૪૨૩ થી ]

લટકાવવાના ડમીનું કામ સરવાનો જાણે નિશ્ચય કર્યો હતો. પરસેવા અને ધુળથી તેમનાં મુખ કમળ આચ્છાદિત થયેલાં, જાણે શૈવલથી ઢંકાયલા લાગતાં હતાં. પણ રમ્યનો નહીંજ. એ કવિ કાકા નાનાલાલ! આવો અને ઉતારો અહીં તમારૂં ગુજરાતણો વીશેનું અભિમાન! બાનુઓના આ કપડાંમાં નહોતાં ઢંગ. લાલ પટ્ટણી મોટા સુનેરી ચાલાંવાળી! એક વેતની અક્કડ ફીનારી. નાકે ગોળ મોટી વાળી અને લીલી મોટાં મોતીવાળી ચોળી (!) આવાં ત્રણ ચાર સ્થંભ હતાં. હાથ અને ગળું એ ઘરના ઘરેણાં-કે કદાચ માગેલાં ઘરેણાં-લટકાવવાની ખીંટીનું કામ સારતા હતા.

અલબત્ત ત્યાં "નવી સ્ત્રી" The new woman પણ ગેરહાજર નહોતી ઝીણી હોઝરીવાળી સાડી, તેજ રંગનું બ્લાઉઝ. નાકે હીરાની નાજુક ચુની, કાને બુટ્ટી, મોતીની બે બે બંગડી. અને વળી પગમાં સ્લીપર. સાંકળાં પણ નહીં પરંતુ આની તો એ ત્રણજ. અને તે પણ અટુલી અટુલી ફરે. તેમને પણ પરસેવો અને ધુળ તો એટલાંજ. આ બને પ્રકારની વચલો પ્રકાર તે વેવલીઓનો હતો. માફ કરેજ મિત્ર! પણ તે સીવાય બીજો શબ્દજ મને નથી જડતો. અને આ સેવકનાં મીસીસ પણ તેજ કોટિમાં હતાં.

આ નીરિક્ષણથી તારા ચક્રમ મિત્રનું મગજ વળી ચસક્યું. એટલામાં વરઘોડો માણેક ચોકમાં આવ્યો. ત્યાંથી પાછા શહેરના શેઠીઆઓ દાખલ થયા. ભારેખમ પાઘડાં સફેદ અંગરખાં અને ઉંચાં પોતીઆં દાખલ થાય, દસવીસ પગલાં ચાલે, અને પાછા બીજા વરઘોડામાં દોડે. ખરેખર આમને પણ સનેપાતજ થયો લગતો હતો.

અને આ સર્વ વખત પેલા વરરાજાની શી સ્થિતિ હતી! માથે મોટું પાઘડું, સુનેરી જામો, ભારે અક્કડ પીતાંબર. આસપાસનો દેખાવ જોઇ ના શકે તેવો ફુલનો શેરો! હાથમાં નાળીએર અને ઘોડાની ગતિ પ્રમાણે ઝાડપરના નાળીએરની માફક આગળ પાછળ થતું તેનું મસ્તકરૂપી બીજું નાળીએર! "જાઓ ગચ્ચા! લગ્નના લહાવા ર્યો!" આપણા મોમાથી બોલ નીકળ્યા. અને વળી પાછી મારી વાગ્ધારા છુટી નીકળી. એટલે આપણે ત્યાંથી એલીસ બ્રીજની નીચે સાબરમતીને તીરેજ પલાયન કરી ગયા. અને ત્યાં મારી નાની નાજુકડી સાબરમતીને મારા બધા વિચારો કહી દીધા. મુંબાઇમાં હું સાગરરાજને મારા વિચારો કહુ છું. તો અહીં એની સૌભાગ્યવની નાનીશી સાબરમતીને કેમ ના કહું! અને સાબરમતી તો મારી બ્હેન. નાનપણમાં અમે બહુ સાથે રમ્યાં છીએ, અને તુંએ ખરોસ્તો. ચાલ હવે બસ.'

× × × આ લગ્ન પ્રકરણ પુરું કરું છું.

લી૦ તારો સદાનો, ચક્રમ મિત્ર.



## નવલકથા કૉલેજ

કક્કડદક

[અનુસંધાન પૃષ્ઠ ૪૨૮ થી]

ખુશ ખબર! ખુશ ખબર!!

: સાહિત્ય સેવકો માટે અપૂર્વ તક :

"નવલકથા–કૉલેજ"

ગુજરાતમાં, ચાલુ જમાનામાં વાર્તા સાહિત્યનું કેટલું આદરમાન છે તે સૌ કોઇ જાણે છે. આ યુગને ખાસ કરીને વાર્તા અને નવલકથાનો યુગ કહીએ તો પણ ખોટું નથી. સારી નવલિકા, સારી નવલકથાને માટે પ્રકાશકો, માસિકપત્રોના સંપાદકો હાહાકાર કરતા ફરે છે; અને દરરોજ નવીન લેખક, લેખિકાઓની રચેલી વાર્તા અને નવલકથાઓ મેળવી મનમાં કચવાય છે. આનું મુખ્ય કારણ જો હોય તો તે એટલું જ કે એવાં લેખક લેખિકાઓએ કોઇ પણ જાતની Training તાલીમ લીધા વિના લેખિનીનું શરણ લીધેલું હોય છે. પદ્ધતિસર ગુરુના ઉપદેશ વિના કોઇ પણ કાર્યમાં નિપુણતા મળતી નથી દેશની આ ભયંકર ખોટ પુરી પાડવાને કેટલાક પ્રખ્યાત અને પ્રતિષ્ઠિત સાહિત્યવિલાસી વાર્તા લેખકોએ મળીને આ નવલકથા–કૉલેજની સ્થાપના કરી છે. તેમાં પદ્ધતિસર શિક્ષણ આપી અઠવાડિક એક્સરસાઇઝ બુકો તપાસી વિદ્યાર્થીઓને વાર્તા–સાહિત્ય રચવામાં કુશળતા મળે એવી વ્યવસ્થા કરવામાં આવશે. કૉલેજમાં બે વિભાગ પાડેલા છે. એક પુરુષ વિભાગ અને બીજો સ્ત્રીવિભાગ સોમ, બુધ અને શુક્ર એ દિવસોએ પુરુષવિભાગ માટે અને મંગળ, ગુરુ અને શનિ એ સ્ત્રી વિભાગ માટે લેક્ચરો આપવાનો બંદોબસ્ત કરેલો છે.

પ્રવેશ ફી રૂ. દસ અને માસિક ફી માત્ર રૂપીઆ છ. અત્યાર સુધીમાં બને વિભાગમા કેટલીક જગ્યાઓ ખાલી છે. ઇચ્છા હોય તેમણે સત્વર અરજી કરવી. વિશેષ ખુલાસા માટે એક આનાની પોસ્ટની ટીકીટો સાથે લખો :

નવલકથા–કૉલેજ

દસ્માનીયા બીલ્ડીંગ ચાયખલા,

મુંબાઈ.

જાહેરખબરના ઉપલા ભાગે એક મોટાં વિશાળ પાંચ મજલાંના મકાનનો ફોટો છાપેલો હતો.

જાહેરખબર બે ચાર વાર વાંચી કૃષ્ણલાલે તેમાં નીશાની રાખી અને ચિંતામગ્ન અવસ્થામાં પડયો. પત્નીની અસાધારણ કવિત્વ શક્તિ જોઇ તેના મનમાં ભારે આશા હતી કે સાહિત્ય ક્ષેત્રમાં શ્રીમતી બંસરીબાલ ના પ્રભવથીજ આખો દેશ ગાજી ઉઠશે; મારા દીવાનખાનમાં પુસ્તકના પ્રકાશકો અને માસિક પત્રોના તંત્રી–સંપાદકોની એકસરખી ભીડ જામશે. ગુજરાતમાં સર્વ કોઇ એકજ અવાજે કહેશે કે આટલા દિવસે ખરા કાવ્યરસનો આસ્વાદ આ રમણી રત્ને કરાવ્યો."

લગ્ન પછી કેટલાક મહીના મહેનત કરી કૃષ્ણલાલે પત્નીનાં અનેક કાવ્યો એકત્ર કર્યાં, અને તેનું 'પુષ્પ–માલિકા' નામે એક નાનું પુસ્તક છપાવી પ્રસિદ્ધ કર્યું. પરંતુ એની પુષ્પ માલિકાનો આદર થયો. છતાં તેણે તો એકજ સિદ્ધાંત માની લીધો કે "સમાલોચકો, વાંચકો અને તંત્રીઓ એ બધા કોઈ ઉંડા ઉતરી વાંચવા તસ્દીજ કયાં લે છે? સારા ઝવેરીઓની ગેરહાજરીમાં રત્નની પરીક્ષા નજ થાય એ સ્વાભાવિક છે. મારી બાળાની માલિકાની પણ એજ સ્થિતિ થઇ છે."

પુસ્તક બહાર પડ્યા પછી એક વરસ લગલાગટ બંસરીની લગભગ સો એક નવીન કવિતાઓ કૃષ્ણલાલે જુદા જુદા માસિકોમાં મોકલી. તેમાંની પંચાણું પાછી આવી. માત્ર પાંચજ પ્રસિદ્ધ થઇ. ને તેએ કોઇ મવાલી–મુફલીસ પત્રોમાં. આથી કૃષ્ણલાલ ઘણો નાસીપાસ થઇ ગયો તેણે નક્કી કરી લીધું હતું કે કવિતાનો જમાનો આજે નથી. આ જમાનામાં તો સાક્ષાત્ કાલિદાસ પોતે એકાદ નવીન મહાકાવ્યનાં હસ્તલિખિત પાના લઇ હીંદુસ્તાન-

માં ભમે તો કોઈ પણ પ્રકાશક તે છપાવવાનુ માથે ન લે. એ લોકો તો પ્રેમલા–પ્રેમલી અને વહાલા–વહાલી–ના પ્રકારની નવલકથાઓજ શોધે છે—"

આજે જાહેરખબરમાંનો મજકુર વાંચતા તેના એ મંતવ્યને પુષ્ટિ મળી. તે વિચારવા લાગ્યો: 'અહા ! મારી બાળા જેવી પ્રતિભાશાલિની લેખિકા જો નવલકથા લખવામાં મન પરોવે તો તે જરુર સફળ થયા વિના ન રહે. વળી જાહેરખબરમા લખે છે કે ગુરુના ઉપદેશ વિના કોઇપણ કાયમાં નિપુણતા મળવાની નથી. એ વાત પણ મુદ્દાની '

આ કોલેજમાં બાળાને દાખલ કરવાની કૃષ્ણલાલને પ્રબળ ઇચ્છા થઇ. હવે માત્ર તે કબુલ કરે એટલીજ વાર હતી.

## ૪

બંસરી કબુલ તો થઇ; પણ ઘણા તર્ક વિતર્ક કરી તેને સમજાવવી પડી. તેણે કહ્યું: "હું ઇંગ્લીશ ભલે શીખી છું તેથી કૈં મડમ ઓછીજ બની ગઇ છું બુટ મોજાં પહેરી ટ્રામમાં બેસી રોજ રોજ મારાથી એ કોલેજમાં શી રીતે જવાશે? '

"કેમ વળી બુટ મોજાં પહેરી ટ્રામમા બેસી તુ નાટક–સીનેમા જોવા નથી જતી ? આ હમણાં હમણાં કીકી અવતર્યાં—"

"પણ તે તો આપની સાથેને ?" બંસરી વચમાજ બોલી ઉઠી.

"હા, એ બરાબર, પણ એકલા જતાં તને બીક લાગતી હોય તો હુ તારી સાથે આવી તને મુકી જઇશ. પાછો તેડવા આવીશ."

"હં એ ! બેજણનુ ટ્રામ ભાડું કેટલુ થાય? પાછી કોલેજની ફી માસિક છ રુપીઆ, કપડા લત્તાંનો ખર્ચ–ધોબીનો ખર્ચ પણ વધશે-પછી બધુ કેમ કરી નભશે ?"

"મારા પગારમા નહીં પુરું થાય તો હું એકાદ ખાનગી ટયુશનની તજવીજ કરી લઇશ: તેમા શી ચિંતા છે ? નહી તો પછી થોડા દહાડા તાણી તુસીને નભાવીશુ. પછી જ્યારે મારી બાળાની એક પછી એક નવલકથાઓ બહાર પડવા માંડશે ત્યારે રુપીઆ પણ આપોઆપ આવવા માંડશે."

"તેવું તો શી રીતે કહેવાય ? આટલા દહાડા કવિતા લખતી હતીસ્તો. ને વાર્તા નવલકથા તો લખવાનો કદી પ્રયત્નજ કર્યો નથી. ને કદાચ કરીએ તેમાંએ શી ભલીવાર હોય ?"

'કેમ નહીં ! એમા મુળ વાત પ્રતિભા શક્તિની છે; અને તે તો તારામાં જોઇએ તેટલી છે. પછી તે તુ કાવ્યમાં વાપરે કે નવલકથામાં, તો પણ તારા હાથે ઉચ્ચ કોટિની વસ્તુજ બહાર નીકળવાની એમાં શંકા નથી."

"પ્રતિભા બતીભા તો આપણામાં કૈં નથી. ને એ બધું કૈં આપણાથી નથી બનવાનુ મને નાહક ત્રાસ ન આપશો, કહો તો પગે પડુ ભાઇ સાહેબ !" આટલું કહી બંસરી મોં ચઢાવી બેઠી.

કૃષ્ણલાલ બીજી તરફ જોતો બેઠો ક્ષણવાર પછી તેણે એક દીર્ઘ નિ:શ્વાસ નાખ્યો. બંસરી આડી નજરે પતિ તરફ જોઇ રહી અને કૈંક પશ્ચાતાપ સૂચક સ્વરે બોલી: "પુરુષોને આટલી બધી રીસ ? ઓયં બાપ !"

પત્ની તરફ નજર કર્યા વિનાજ કૃષ્ણલાલે કહ્યું: "રીસ નહીં, બાળા ! કષ્ટ."

"ઓહોહો ! એવું શુ કષ્ટ આપને પડ્યું ! બધાંની સ્ત્રીઓ કૈં કુમુદ, કુસુમ હોતી હશે ?"

કૃષ્ણલાલે જણાવ્યું: "ના, ના. મારા કષ્ટનું કારણ એ નથી. એ તો, મારો મોહભંગ છે."

"કેમ વારુ, આપના મોહનો શો ભંગ થયો ?"

કૃષ્ણલાલના મુખમાંથી અનિચ્છાએ પણ એક દીર્ઘ નિઃશ્વાસ નીકળ્યો. તેણે કહ્યું "હા, આટલા દિવસ મારી ધારણા હતી કે આપણી બંને વચ્ચેનો પ્રેમ એજ આદર્શ દામ્પત્યપ્રેમ હશે! હવે જોઉં છું કે મારી એ ધારણા કેવળ મોહજ હતો. એક ભૂલ સીવાય બીજું કંઇજ નહતું."

બંસરીએ દીન મુખે પુછ્યું: "ભૂલ શાથી વહાલા?"

'બાળા, બાળા, યથાર્થ દામ્પત્યપ્રેમ શાને કહે છે? વહાલા વહાલી કહી બંને એકમેકને અડોઅડી ચાલે, બેસે ઉઠે એ કે દામ્પત્યપ્રેમ છે? નહીં, નહીં. સમ હૃદયના, અને આચાર વિચારોની એકમતી એનુંજ નામ દામ્પત્ય સ્નેહ. આ તો હું કહું કે દક્ષિણમાં જવું છે ત્યારે તું કહે કે ચાલો ઉત્તરમાં. એમ કૈં સત્ય સ્નેહ જળવાય છે?—" ક્ષણવાર તે શાંત પડ્યો.

પતિની લાગણીભરી વાતો સાંભળી બંસરીની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં તેણે સ્નેહપૂર્વક તેનો હાથ પકડી કહ્યુઃ "નાથ! આમ દુઃખી ન થશો; હું આપની મરજી વિરુધ્ધ નહીં જાઉં. આપ જેમ કહેશો તેમજ કરીશ."

આમ બંને જણ વચ્ચે પાછી સુસ્નેહ થઇ ગઇ. પાછી જાહેર ખબર વંચાઇ. કેટલીએ વાતો ઉપર વિવેચન થયું. જાહેર ખબરના ઉપલા ભાગે છાપેલા પાંચ મજલાવાળું મકાનનુ ચિત્ર જોઇ બંસરી બોલીઃ "ઓહો! મકાન તો ભવ્ય દેખાય છે!"

"લાગે ન હોય? આવું મોટું સાહસ? કેટલા વિદ્યાર્થીને વિદ્યવિંતાઓ તેમાં દાખલ થશે તેનો કૈં હીસાબ રહેવનો છે?" કૃષ્ણલાલે કોલેજની તારીફ કરતાં જણાવ્યું આખરે બંસરીએ "રસોઇ થંડી પડી જશે હો!" એવી યાદ આપતાં ઉભય ઉઠ્યાં અને રસોડા તરફ ચાલવા માંડ્યું.

૫

કોલેજમાં દાખલ થતા પૂર્વે તે એક દિવસ ઉભયે જોઇ આવવાનો ઠરાવ થયો હતો તે આજે અમલમાં મુકાયો. આજે બપોર પછી કૃષ્ણલાલને તેની કોલેજમાં અવર્મ ન હતા. જેથી તે બે વાગતાના સુમારે ઘેર આવ્યો, અને ચાર વાગતાં પત્નીને તૈઆર થવા સુચના કરી.

બંસરી છુટ મોજાં સુંદર સાડી ઇત્યાદિ વસ્ત્રાભૂષણથી બરાબર શણગારાઇ લગભગ સાડ ચાર વાગે પતિ સહ ઘરની બહાર નીકળી બંને ટ્રામમાં ચઢી બેઠાં. ભાયખલા આવતાં નિર્દિષ્ટ સ્થળે ઉતરી પાંચ મીનીટમાંજ નવલકથા કોલેજના મકાન આગળ તેઓ આવી પહોચ્યા. મકાન તો જાહેરાતમાંના ફોટા મુજબ વિશાલ પાંચ મજલાનું હતું. પણ તે આખું કોલેજથી રોકાએલું ન જણાયુ. નીચલા ભાગની ખોલીઓમાં સાઇકલવાળાની દુકાન, પાનવાળાની દુકાન, ચહાની હોટેલ એવી એવી કેટલીએક દુકાનો હતી. ઉપલા મજલે માત્ર કોલેજ હતી. ત્રીજા ચોથા અને પાંચમા મંજલે તો ભાડુત લોકો રહેતા હતા.

ઉભય દંપતી બીજે મજલે ચઢયાં તો પ્રથમજ એક ખંડના બારણાને મથાળે ઓફીસ એવા અક્ષરો કોતરેલા વંચાયા તે જોઇ ઉભયે પડદો ઉંચકી અંદર પ્રવેશ કર્યો. સામે ખુરસી પર દાઢી મુછ સાફ કરાવેલો, ફાંકડા વાંકડીયા વાળવાળો અને આંખે સોનેરી ફ્રેમનાં ચશ્માં ચઢાવેલો એક યુવક રજીસ્ટરનો મોટો ચોપડો લઇ બેઠો હતો. તેણે આગંતુક તરફ જોઇ ખુરસીઓ બતાવતાં બેસવા ઇશારત કરી અને તેમના આગમનનો ઉદ્દેશ સાંભળી એક નિયમાવલિ

અને દાખલ થવાનું એક ફૉર્મ કૃષ્ણુલાલના હાથમાં મુક્યાં. કૃષ્ણુલાલ અને બંસરી તે સાથે વાંચવા લાગ્યાં.

વંચાઇ રહેતાં કૃષ્ણુલાલે પુછ્યું: " સ્ત્રી વિભાગમાં કેટલી વિદ્યાર્થિનીઓ દાખલ થઇ છે, સાહેબ ? "

સાહેબ બોલ્યા: " વીસેક જણુ તો દાખલ થયાં છે. હજી પણુ એપ્લીકેશન્સ આવ્યેજ જાય છે. પણુ ત્રીસ જેટલી સંખ્યા થયા પછી અમારે વધારે લેવાની ઇચ્છા નથી, કેમકે સ્ત્રી વિભાગમાં વધારે સંખ્યા હાલ તુર્ત માટે રાખવા કેટલાક મેમ્બરો નારાજ છે—અને તેઓ મારા ધારવા પ્રમાણે છેવટમાં પચાસ જેટલી સંખ્યા તો દાખલ કરવીજ પડશે. "

" સ્ત્રી વિભાગમાં કોણુ શિક્ષણુ આપનાર છે ? "

સાહેબે ટેબલ પરના એક ખુણા પરથી એક કાગળ ખેંચી તેના તરફ નજર કરતાં કહ્યું: " ટુંકી વાર્તાઓ ઉપર લેક્ચર આપવા માટે શ્રી. નિરંજનરાય મુઝુમદાર તથા મનુભાઇ ખાંડવાળા; નવલકથા માટે શ્રી. કંચનલાલ, શ્રી. મારફતીઆ તથા શ્રી. તિલોત્તમા મહેતા. ભાષા અને વર્ણન શૈલી શીખવવા માટે શ્રી. રમણિકલાલ જોષી અને શ્રી. ચંદ્રિકા દેસાઇ. "

સૌ કોઇ જાણુતું હતું તેમ બંસરી કૃષ્ણુલાલ પણુ જાણુતાં હતાં કે ગુજરાતી સાહિત્ય ક્ષેત્રમાં આ લેખક લેખિકાઓનું સ્થાન ઉચ્ચ હતું. ક્ષણુવાર પછી કૃષ્ણુલાલે કહ્યું: " એ લોકો તો આજકાલ નામાંકિત સાક્ષરો ગણાય છે ! "

સાહેબે કંઇક ગર્વથી છાતી ફુલાવી કહ્યું: " બેશક. "

"આ જે શ્રી. નિરંજનરાય મુઝુમદાર કહ્યા એ તો 'નવજ્યોત' પત્રના સંપાદકને ? "

" હા જી, તેજ ! "

" ઓહો ! ત્યારે સ્ટાફ તો બહુ હોંશીઆર લાગે છે. "

" હાસ્તો; નહીં તો દાખલ થવાને આટલી ભીડ અને પડાપડી શાની હોય ? "

" All right, thank you very much, અમે હવે રજા લઇશું." કહી કૃષ્ણુલાલ ઉભો થયો. બંસરી પણુ સાડીની ઢીલી પડેલી પીનને કૈંક સમારતી ઉભી થઇ. તે જોઇ સાહેબે શિષ્ટતા જાળવવા ઉભા થઇ કહ્યું: " હાં, જો દાખલ થવાની ઇચ્છાજ હોય તો વધારે વખત ન લગાડશો કેમકે જગ્યાઓ બહુ ઓછી છે–અને જેમ જેમ એપ્લીકેશન્સ આવે છે—"

" ના, ના, વખત શેનો લગાડવાનો ? ઘણું ખરું તો કાલેજ આવી ફી ભરી દઇશું, સમજ્યાને સાહેબ ! " કૃષ્ણુલાલે સાહેબના લાંબા વાક્યને કાપી નાખતાં ટુંકામાંજ ઉત્તર દઇ પતાવ્યું અને પત્નીસહ વીદાયગીરી લીધી.

૬

બીજે દિવસે કૃષ્ણુલાલ બંસરીની દાખલ ફી કૉલેજમાં જઇ ભરી આવ્યો અને નામ રજીસ્ટર પર ચઢ્યું. એક અઠવાડીઆ પછી લેક્ચર શરુ થયાં. પ્રથમ દિવસે કૃષ્ણુલાલ પત્નીને કૉલેજમાં વખતસર પહોંચાડી પોતાની કૉલેજમાં ગયો. ચાર વાગે બંસરીને રજા પડી ત્યાં તો ભાઇ સાહેબ ત્યાં હાજરજ હતા. એટલે દંપતી ટ્રામમાં ઘેર આવ્યાં.

રસ્તે ચાલતાં બંસરીએ પતિને કહ્યું: " લો જુઓ, કહેતા હતાને કે ત્રીસની સંખ્યા નક્કી કરવા છતાં પચાશેક તો દાખલ કરવીજ પડશે–પણુ તેમાંનું કે નથી; હોં મારી સાથે સત્તર જણુ છે. બીજી બધી ક્યાં ગઇ ત્યારે ?"

"આજ તો પહેલો દિવસને ? બધી દાખલ થઇ હશે તે આજે નહીં આવી હોય ! ધીમેધીમે ભરતી થશે" કૃષ્ણલાલે પત્નીના મનનું સમાધાન કરતા કહ્યું.

ટ્રામમાં બેઠા પછી ઉભય વચ્ચે વિશેષ વાર્તાલાપ થયો નહીં. ઘેર આવી કપડાં બદલ્યાં પછી ચહા પીતાં પીતાં કૃષ્ણલાલે પુછયું: કેમ આજે શું શું હકીકત બની, બોલો?"

"અમે બધાં કલાસમાં બેઠાં. પછી ઘંટ વાગ્યો. વર્ણન શૈલીમા પ્રોફેસર શ્રી. રમણિકલાલ જોષી આવ્યા. પાટીઆપર એક મોટી છબી લટકાવી. મોટા મોટા વાળ, મોટી દાઢી, આંખો બે લાલ ધુમ, વરસ લગભગ ત્રીશ બત્રીશ–એની મૂર્તિ તેમાં જણાઇ. પ્રોફેસરે કહ્યું આ માણસનો ચહેરો તમે બધાં એક ચિત્તે બરાબર જોઇ લો. તે પછી નોટ બુકમાં ચહેરાનું વર્ણન લખો અને એના મનોભાવ શું સુચવે છે—તે અનુમાન કરી લખો. આટલું કહી તેમણે ખીસ્સામ થી એક પુસ્તકનો ગોળો કાઢી તે વાંચવા માંડયો, એટલે અમે છબી જોઇને વર્ણન લખવા બેઠાં."

" ઠી—ક; વારુ પછી ? "

" કલાક પુરો થયો એટલે તેમણે બધાની નોટબુકો એકઠી કરી લીધી. બીજા કલાકમાં એક પછી એક નોટ બુક તેમણે વાંચવા માંડી અને ભુલચુક નીકળી તે સમજાવી. "

" હાં, તેં શું લખ્યું હતું બાળા ? "

બંસરી હસી. તે બોલી: " મેં કે ? મેં ચહેરાનું વર્ણન કરતાં લખ્યું કે પ્રથમ યૌવનમાં કોઇ કન્યા સાથે એને પ્રેમ હતો. પણ કન્યાના બાપની અનિવાર્ય હઠના પરિણામે લગ્ન થઇ શકયું નહીં. પછી બંને જણું અંદરપરસ્પર એવી પ્રતિજ્ઞા લઇ છુટાં પડયાં, કે આપણે આખું જીવન કૌમારવ્રત પાળીશું. યુવક માનસિક ખેદને લીધે વનવાસી થયો. દસ વર્ષ પછી તેને ઇચ્છા થઇ કે દૂરથી પણ એકવાર મારી પ્રિયતમાનું દર્શન કરી આવું. વન છોડી વસ્તીમાં આવી જોયું તો તેની પ્રિયતમા લગ્ન કરી સુખે સંસાર માંડી રહી હતી. તે જોઇ અત્યારે યુવકના મનમાં ભયાનક દુ:ખ અને ગ્લાનિ ઉત્પન્ન થયાં છે."

કૃષ્ણલાલ બોલી ઉઠયો: " અદ્ભુત, સુંદર ! વાહ વાહ ! વારું, બીજી બધીએ શું લખ્યું હતું ? "

બંસરીએ કહ્યું: " તે સર્વ અદ્ભુત વાતો હતાં. કોઇએ લખ્યું કે એ ખુન કે મારામારી કરી આવ્યો છે; કોઇએ લખ્યું કે દારુ પીને દીવાનો બન્યો છે; કોઇએ લખ્યું કે પ્રેમ–પાગલ બની ગયો છે–એવું બધું—"

" પછી પ્રોફેસરે શું કહ્યું ? "

" તેમણે મારું વર્ણન ઘણું ઉત્તમ હોવાનું જણાવ્યું અને બોલ્યા કે તમે જે કોઇ સાથે સંસર્ગમાં આવો–તમારા પતિ, સગાં સંબંધી, દાસદાસી, કે કવિને–તે સર્વનું મુખ જોઇ તેનું મનમોજ વર્ણન કરવાનો તમારે પ્રયત્ન કરવો. માનસિક તત્ત્વ એજ મૌલિકતા *Originality* છે. તેને જે જેટલી નિપુણતાથી ખીલાવી શકે તેટલી ઉત્તમ સફળતા તે નવલકથાના લેખનમાં પ્રાપ્ત કરે છે. તમારામાં પ્રતિભા શક્તિ સારા પ્રમાણમાં છે; માટે ખરા જીગરથી પ્રયત્ન કરતાં રહો. ઇત્યાદિ વચનો કહી તેમણે મને ઘણું પ્રોત્સાહન આપ્યું. "

ઉપર્યુક્ત સંવાદની હકીકત સાંભળી કૃષ્ણલાલનું હૃદય આનંદથી વેંત કુદ્યું. તેણે કહ્યું: "તારામાં પ્રતિભાનો અંશ છે તે તો મેં ઘણા દિવસ પૂર્વેજ ભવિષ્ય ભાખ્યું હતું ને?'

આમ પતિપત્ની અવર્ણનીય આનંદમાં મહાલતાં હતાં. અઠવાડીઆમાં ત્રણ દિવસ બંસરીને ક્લાસ હતા. અને કૃષ્ણલાલ નિયમિત રીતે કૉલેજ મુકી આવી પાછો સાથેજ તેડી લાવતો. લેકચર, એક્સરસાઇઝ વગેરે શું શુ થયું તેની રોજ તપાસ કરતો.

એક દિવસ બંસરીએ કહ્યું: "કાલે તો મારે ડબલ ક્લાસ છે. તે એકથી પાંચ સુધી કૉલેજ છે. નવલિકાના પ્રો. મુઝુમદાર અમને એક નવલિકા–અગર વાર્તા— જે કહો તે —ની રૂપરેખા આપશે. તે ક્લાસમાં બેસી ચાર કલાકમાં અમારે બધાંને લખી આપવાની છે. જે વાર્તા સૌથી સરસ હશે તે પ્રોફેસર સાહેબ પોતાના 'નવજ્યોત' માસિકપત્રમાં પ્રકટ કરવાના છે."

"ફીકર નહીં, કાલે હું તારા ટાઇમેજ તને કૉલેજમા મુકી જઇશ, પછી કૈં છે ?"

બીજે દિવસે કૃષ્ણલાલે તે પ્રમાણે કર્યું. તેના ક્લાસ તે દહાડે ત્રણથી શરુ થવાના હતા તેથી બે કલાક સુધી તેણે આંટા મારવામા, હોટેલમાં જઇ ચહા પીવામાં અને ફુટપાથ પર ઉભા રહી નૈસર્ગિક સૌંદર્યનું અવલોકન કરવાંમાં કાઢી નાખ્યા. વચમા તેને વિચાર આવવા લાગ્યા:"અહા, એવો એક દિવસ કેમ ન આવે કે જયારે નવલકથા લેખિકા શ્રીમતી બંસરીબાળાની નવ પ્રકાશિત નવલકથાનાં પોસ્ટરો મુંબાઇની દીવાલો પર છવાઇ રહેશે ! એક દિવસ એવો પણ કેમ ન આવે કે જ્યારે રસ્તામાં, ટ્રામમાં, ટ્રેનમાં, સભા, સમિતિઓમાં મને બતાવી લોકો ગુસપુસ વાતો કરે કે આમને ઓળખ્યા કે ? એ તો નવલકથા લેખિકા શ્રી. બંસબાળાના પતિ—"

આશાએ જાણે કે તેના કાનમાં કહ્યું 'આવશે ! એવો પણ દિવસ આવશે !'

૭

એક્સરસાઇઝમાં લખેલી બંસરીની વાર્તા સર્વોત્કૃષ્ટ ગણાતાં પ્રોફેસર મુઝુમદારે તેને 'નવજ્યોત' માસિક પત્રમાં પ્રસિદ્ધ કરી. જે દિવસે તે પ્રસિદ્ધ થઇ તે દિવસે કૃષ્ણલાલ જાતે 'નવજ્યોત' કાર્યાલયમા જઇ તે અંકની પચીસેક નકલો ખરીદી તેમાથી વીસેક તો ટપાલદ્વારા સ્નેહી મિત્રમંડળમાં પહોંચાડી બંસરીની વાર્તાને મથાળે બંને બાજુએ લાલ પેન્સીલથી મોટી નીશાનીઓ કરી કોઇ પણ સ્નેહી મિત્ર મળવા આવતો તો બે ચાર આડી અવળી વાતો કર્યા પછી કૃષ્ણલાલ કહેતો 'હા, એ તો ઠીક પણ 'નવજ્યોત' માસિકમાં મારી બાળાની લખેલી વાર્તા આવી છે તે વાંચી ?–' અને ગમે તેમ કરી તે મિત્રને ત્યાંજ બેસાડી વાર્તા વંચાવ્યા વિના છોડતો નહીં. 'નવજ્યોત'ની એક નકલ તો હમેશાં તેના ખીસ્સામાંજ પડેલી રહેતી અને ઘણું ખરું રોજ બેએક વાર તો તે વાર્તા વાંચીજ જતો.

એક દિવસ કૃષ્ણલાલે પત્નીને પુછ્યું: "બાળા, આજકાલ તારી કૉલેજમા શા વિષય પર લેકચર્સ ચાલે છે ?"

બંસરી બોલી: "પ્રેમતત્ત્વ ! પ્રેમની ઉત્પત્તિ, પ્રેમનું સ્વરૂપ, પ્રેમના પ્રકાર ! કેમકે વાર્તા સાહિત્યમાં અત્યારે પ્રેમનોજ પ્રભાવ પ્રચલિત છે; ને કેટલીક વખત તો પ્રો. મુઝુમદાર કમકમાં આવે તેવાં વર્ણનો આપે છે. છતાં પ્રો. મુઝુમદાર જે કહે છે તે મને ઠીક લાગતું નથી !"

"મુઝુમદાર શું કહે છે ?"

"તે કહે છે કે દામ્પત્ય પ્રેમ કરતાં નિષિદ્ધ પ્રેમમાંજ રસ વધુ હોય છે–આવેશ હોય છે–ઉન્માદ વિશેષ હોય છે; જેથી એ નિષિદ્ધ સ્વતંત્ર પ્રેમનું ચિત્ર હોય તો નવલકથા સર્વોત્તમ

રીતે હૃદયગ્રાહી બને છે. આ વાત સાંભળી સાત આઠ જણીઓએ તો કોલેજ છોડી દીધી."

"વારુ, અત્યારે તમારે ત્યાં કેટલી વિદ્યાર્થિનીઓ છે ?"

"હું સુદ્ધાં ઓગણીસ."

"કેમ, સત્તર તો પહેલેજ દહાડે હતી ? પચાસ સુધી લેવાનો વિચાર હતો—તે પચાસ તો રહી. પણ પુરી ચાળીસે નહીં ! એટલી ઓછી સંખ્યા કેમ, બાળા ?"

બંસરીને આ પ્રશ્નમાં પોતની બેહદ સરળતા સીવાય બીજું કંઈજ ન જણાયું. તેણે હસીને કહ્યું: "પચાસ તો કોઇ દિવસ થવાનીજ નથી. એકત્રીસ બત્રીસ થઇ હતી. પણ પછી ધીમે ધીમે ઘણી ઉડી ગઇ."

"ઉડી જવાનું કારણ ?"

બંસરીએ સહજ મોં હાવકું રાખી કહ્યું: "બે ત્રણ જણને સુવાવડનો પ્રસંગ આવવાનો હોવાથી જતી રહી. પ્રેમતત્વની વ્યાખ્યા સાંભળી સાત આઠ પલાયન કરી ગઇ. બીજી પણ ત્રણ ચાર જણ તેમના પતિની ઇચ્છા હોવા છતાં સાસુસસરાની અનુમતિથી છોડીને ચાલી ગઇ. ને, જુઓ, મને પણ એ કંઈ ઠીક લાગતું નથી. પાછા તમે ગુસ્સે થાઓ, તેથી આટલા દહાડા હું કહેતી નહતી. ને જ્યારથી આ મુઝુમદાર સાહેબે 'નવજ્યોત'માં મારી વાર્તા છાપી છે ત્યારથી એ મારી સાથે કોણ જાણે એવું કંઈ વર્તન ચલાવે છે કે—"

બંસરી અટકી, તેથી કૃષ્ણલાલની જિજ્ઞાસા વિશેષ તેજ થઇ. તેણે પુછ્યું. "કેવું વર્તન ચલાવે છે ?"

"પુરુષો શિક્ષક અને શિષ્યાઓ વચ્ચે જે શુદ્ધ વર્તન હોવાની જરુર હોય છે તેવું તે રાખતા નથી." બંસરીએ મધ્યમ કહ્યું.

કૃષ્ણલાલ ખડખડ હસી પડ્યો. તેણે કહ્યું: "એ તારી ભુલ છે. બાળા, સાહિત્ય ક્ષેત્રમાં તે એક મહાન લેખક—આવા નામાંકિત માસિક પત્રનો તંત્રી—તેવાને માટે એકદમ કંઈ પણ હલકો વિચાર કે અભિપ્રાય માની લેવાની જરુર નથી. વર્ગમાં તું સૌ કરતાં ઉત્તમ શિષ્યા એટલે તારા પર સૌ કરતાં વધારે મમતા—વધારે આસ્થા રાખેજને ? એમાં તો કોઇક સહૃદય આત્મીયતાનો ભાવજ જણાય છે. બીજું કંઈ નથી હોં."

ચર્ચા એટલેથીજ અટકી. અને ઉભય ફરવા નીકળી પડ્યાં. કેટલાક દિવસ પછી બંસરીની ફોઇને તાવ આવ્યો અને તે ઘટવાને બદલે ઉતરોત્તર ઘણો વધવા લાગ્યો. આથી બંસરી એક અઠવાડીઆ સુધી કોલેજમાં જઇ ન શકી.

અઠવાડીઆ બાદ ફોઇની તબીઅત સુધરતાં કૃષ્ણલાલ આઠમે દિવસે પત્નીને હંમેશની માફક કોલેજ મુકી આવ્યો. સમય થતાં પાછો તે તેને તેડવા ગયો તો તેને સમજાયું કે 'આજે કોલેજ બંધ છે; રાસપૂર્ણિમાની રજા છે.' પત્નીની તપાસ કરતાં દરવાને જણાવ્યું કે બાઇ સાહેબ ઘેર ગયાં છે. બહુ સખત તાવ આવ્યાથી તે ધ્રુજતાં હતાં—આંખો બંને લાલચોળ થઈ ગઇ હતી; આથી એક ટેકસી ભાડે કરી લાવી મેંજ તેમને ઘેર વીદાય કર્યાં છે.'

કૃષ્ણલાલ બહુ ચિંતાતુર મને ટ્રામમાં બેસી ઘેર આવ્યો. અને મકાનમાં પેસતાંજ નોકર તરફથી ખુલાસો મળ્યો કે બાઈ સાહેબ કોલેજમાંથી ટેકસીમાં બેસી ઘેર આવ્યાં હતાં પણ મેડા ઉપર ચઢ્યાં નહીં. અને બાઇને બોલાવી નાંહી તે બદલવાનાં કપડાં લઇ આવવાનું કહી

તુર્તજ એક ગાડી મંગાવી, અને બંને જણ દરીઆ પર નહાવા ઉપડી ગયાં."

આ એકંદર પ્રકાર સાંભળી કૃષ્ણલાલ બહુ વિસ્મય પામ્યો. પુનઃ તેણે પ્રશ્ન કર્યો: "વારુ, રામા એને શરીરે કેમ હતું?" નોકરે જવાબ દીધો. "શરીરતો આગલી સારાજ હતા, સાહેબ, તે કહેતા હતાં કે દરીએ નાહી આવી મુંબાદેવી પૂજા કરવા જવાના છે ને પછી પાછા આવસ, ને વળી કહ્યું છે કે સાહેબ આવે ત્યારે કહેજે કે કંઈ ચિંતા ન કરશો."

કૃષ્ણલાલને આ ગોટાળો કંઈજ સમજાયો નહીં. અતિશય તાવ અને લાલચોળ આંખે કૉલેજમાંથી જે માલુમ આવતું રહે—અને તે આવતાં વારનેજ તેનો તાવ ઉતરી જાય—અને દરીએ નહાવા જાય; વળી આજે પાછી મુંબાદેવી ની પૂજા. એનો પણ શો અર્થ! આમ વિચારમાં ને વિચારમાં કૃષ્ણલાલ ધીરજ ધરી પત્નીના આગમનની રાહ જોતો કંઈ કંઈ શંકા કુશંકાઓ કરવા લાગ્યો.

૮

સાયંકાળે બંસરી પાછી ફરી. તુર્તજ નાહેલી, શુભ વસ્ત્રો પહેરેલી સેંથીમાં સિંદૂર પૂરેલું, કપાળે ચંદન લગાડેલું—એવી પત્નીની પવિત્ર મૂર્તિ જોતાં કૃષ્ણલાલ આશ્ચર્યચકિત નજરે તેના તરફ એક સરખો જોઈજ રહ્યો. બંસરીએ આવતાં વારનેજ નીચું મોં કર્યું અને પુંઠણીએ પડી. તે જોઈ કૃષ્ણલાલે પુછ્યું: "બાળા, શું છે? તું કેમ ગભરાએલી લાગે છે? તાવ આવવાથી તું કૉલેજથી રેકડી ભાડે કરી. ઘેર આવી હતી ને!"

"હા જી!"

"એકદમ તાવ ક્યાંથી આવ્યો! અને આવ્યો તો—લાગલુંજ દરીએ નહાવા જવાનું કેમ મન થઇ ગયું!"

"તાવ નહોતો આવ્યો."

"પણ કૉલેજનો સીપાઇ તો એમ કહેતો હતો!"

"તે તેણે કહ્યું હશે; પણ મને તાવ તો નહોતોજ આવ્યો."

"ત્યારે? લાગતું આમ વેળા કવેળાએ નહાવા જવાનું, અને પાછી મુંબાદેવીની પૂજા કરવા જવાની—આમાં તો મને કંઈ સમજ નથી પડતી!"

"પછી કહીશ!"

"ક્યારે કહીશ! હમણાં મુહૂર્ત નથી!"

બંસરીથી અનિચ્છાએ પણ હસી દેવાયું. તેણે કહ્યું. "ના, નથી. હમણાં મુહૂર્ત નથી રાત્રે કહીશ, જ્યારે નોકરચાકર સૌ ઊંઘી જશે ત્યારે. એકાંત વિના બધી વાત કહેવાય એમ નથી." કૃષ્ણલાલની અધીરાઇમાં ઓર વધારો થયો. તેણે કહ્યું: "તું મને નાહક ચિંતામાં નાખે છે, બાળા, કહેને, કંઈ અનિષ્ટ તો નથી થયું?"

"હા—ના—"

"હેં! થયું છે, નથી થયું! આ તું શું કહે છે? સંભાળથી નહીં તો ટુંકામાં કહે!"

બંસરીએ એક દીર્ઘ નિઃશ્વાસ નાખી જણાવ્યું. "ટુંકામાં એટલુંજ કહું છું કે હવે એ કૉલેજમાં ભણવા જવાની નથી. બધી વાત સાંભળશો ત્યારે તમે પણ મને ત્યાં જવાનું નહીં કહો. હમણાં મારું મન ઉદ્વેગમાં છે માટે બીજી ત્રીજી કાંઇ વાત મને કૃપા કરી ન પુછશો. હું તમને પગે પડું છું" આટલું કહી અશ્રુભર્યાં નયને બંસરી ત્યાંથી ચાલી ગઇ; અને રસોડામાં જઇ પતિ માટે રસોઇની તૈયારી કરવામાં પ્રવૃત્ત થઇ.

## મોગલ સામ્રાજ્યની રાજ્યપદ્ધતિ

[અનુસંધાન પૃષ્ઠ ૪૦૪ થી]

ના સમાચાર મેઍથી સાંભળવામાં આવતા. આ સમાચાર બાદશાહને અઠવાડીઆમાં એક વખત, બે વખત, ને માસમા એક વખત, એમ અનુક્રમે વાખ-એનવીસ, આવાને નીગાર, ને ખુરીઆ નવીસ તથા હરકારા તરફથી રજુ કરવામા આવતા

આ પ્રમાણે બાદશાહ સલામત આખા રાજ્યની છુપામાં છુપી હકીકત મેળવી લેતા તેમજ, તાત્કાલિક ન્યાયે એ મોગલ સમ્રાટોનુ સૂત્ર હોવાથી, કોઇ પણ મનુષ્ય બાદશાહને† મળ્યા પછી ન્યાય ન મેળવે એમ ભાગ્યેજ બનતું.

મોગલ સમ્રાટોની આ સત્ય જાણવાની પ્રથા, એટલું તો સૌ કોઇ કબુલ કરશે કે, હાલના વર્તમાનપત્રના 'કોલમ' કરતા ઘણી વધારે વિશ્વાસપાત્ર છે: પરંતુ મોગલ સમ્રાટોની ન્યાય આપવાની ખંત ચોક્કસજ અદ્વિતીય છે. કોઇપણ વિદેશી સત્તાએ, જીતાએલી પ્રજા પર જુલમ ગુજારવા માટે, પોતાના રાજ્યના સ્તંભ જેવા સુબેદારોને કોઇની પણ દરકાર રાખ્યા વિના, કાયદા પ્રમાણે જે સજા થઇ શકે તે કરી હોય એવું આજ સુધી જાણવામાં નથી: કલાઇવથી માંડીને આજ દિવસ સુધી, ઓછામાં ઓછા અઢી ડઝન જેટલા અંગ્રેજ અધિકારીઓ વાઇસરોય જેવી સત્તા ભોગવી ગયા છે કબુલ કરીએ કે પ્રો. જદુનાથ સરકાર કહે છે તેમ, કાયદાનુ કોઇ જાતનું સ્થિર સ્વરૂપ મોગલ સમ્રાટોના સમયમા હતું નહીં. તેમજ કુરાનપર રચાયલા કાયદા હીંદુસ્તાન બહાર જન્મ લઇ હીંદુસ્તાનના કંકાસ પતાવવામાં નિષ્ફળ નીવડ્યા હતા અને તે ઉપરાંત ગામડાના લોકોને ન્યાયની અદાલતનો લાભ ભાગ્યેજ મળતો આ બધી ઐતિહાસિક સત્ય બીનાઓ કબુલ કર્યા પછી, એકજ વાત કહેવાની રહે છે: મોગલ સામ્રાજ્યમાં ન્યાય એક પ્રથા નથી: છતાં, જેવી રીતે કાયદાને શાબ્દિક જ જાળમાં ગુચવી મારનારો વર્ગ હાલ અસ્તિત્વ ધરાવે છે, ને તેથી, શુદ્ધ ન્યાય એ લગભગ અશક્ય બીના બની છે, તેવી કઢંગી સુધરેલી પ્રથા પણ ન હતી બાદશાહની સ્વારી આખા દેશમાં વારવાર ફરવા નીકળતી આજે કર્ણાટક કે સિંધનો એક ગરીબ ખેડુત. પોતાના સીધા ઉપરી તહેસીલદાર સામેની ફરીયાદ, કલેકટર પાસે રજુ કરી શકે છે, પણ તેના તરફથી એને અન્યાય મળ્યો લાગે તો સીમલાની ટેકરી સુધી પહોચતાં પહેલા, રેલ્વે તાર કે વકીલોની બધી સગવડના છતાં, એનાં જીવન ને પૈસા બધાં પૂર્ણાહૂતિ પામે છે. પરંતુ મોગલ સમ્રાટ પોતે એવા બન્યા હતા કે તદ્દન ચીંથરે હાલ માણસ તેની સામે ઉભા રહેતા ક્ષોભ પામે નહીં ન્યાયનું આ મૂલ તત્ત્વ તે વખતે સચવાતું, એટલે સાધનોનો અભાવ છતાં કાયદાની સ્થિરતા ન છતા, ને વકીલોની ગેરહાજરી છતાં, ન્યાય– શુદ્ધ ન્યાય મેળવવામાં જે કોઇ પ્રયત્ન કરે તે ચોક્કસ ફાવે તેવું હતુ એટલુંજ કે ઝીણી ઝીણી અનેક અડચણો પર લક્ષ ન આપી શકાય તેવી સ્થિતિ છતાં મોગલ સમ્રાટોએ ન્યાયનુ રક્ષણ

† "History of Jahangir" Beniprasad. "It is a tribute to the efficiency of the intelligence department that HowLins, as he proceeded to complain of his ill treatment at Surat, was surprised to learn that the Emperor Jahangir, had already received a detailed report of the matter & taken first steps to justice."

જેમ બને તેમ આડંબર વિનાનું સીધું સરળ બનાવ્યું હતું. મોગલ સામ્રટોના ન્યાયની દુનીઆ, ચોક્કસ કુરાનના સિદ્ધાંતોથી ભરપુર હતી, પણ તેટલીજ આજના ન્યાયની દુનીઆં કાગળોનાં થોથાથી ભરપુર છે: જેથી સગવડતા ને સાધનોથી ન્યાયનુ રક્ષણુ વધારે શુદ્ધ ને સરળ થવાને બદલે વધારે કૃત્રિમ ને દાંભિક બને છે.

એ ઉપરાંત મોગલ સમ્રાટોની ન્યાયની પ્રથામાં એક એવું ઉંચું તત્ત્વ હતુ કે જેથી પ્રાંતિક સુબેદારો એટલે દૂર છતાં ને એટલ' શક્તિવાળા છતાં અન્યાયી વર્તન ચલાવવાની માગેજ હીંમત કરત. સુબેદાર જેવા રાજ્યના સ્તભોન પણ એવી સખત શિક્ષા થતી કે ભાગ્યેજ કોઇ જુલમ કરવાની હીંમત કરે જહાંગીર સૈયદખાનને પંજાબનો સુબો નીમતા ચોખ્ખા શબ્દમાં સંભળાવ્યુ હતું કે ન્યાયની તુલામાં એક તલભાર પણ ફેર નહીં પડે; પ્રજાજનમાં જો કોઇ પણ અન્યાય મેળવશે, તો એનો જવાબ તારે તારા માથાથ જ આપવાનો છે. એના મહેરબાનીનો માણસ મુકાયમખાન એકજ અન્યાયી ને ક્રૂર વર્તન માટે પોતાની સત્તા ગુમાવી બેઠો હતો.

ટ્ટ્ટાના સત્તાધીશ મીરઝા રુસ્તમને *ગ્વાલીઅરની જેલમાં પુરાઇ જવું પડ્યું હતું, અને જ્યારે શાહજહાને, સુરતના ફોજદારે અગ્રેજ વેપારીઓને અન્યાય આપ્યા છતાં, આંખ આડે કાન કર્યા ત્યારે ભર દરબારમાં જહાંગીરે એવા સખ્ત શબ્દોમાં ઠપકો આપ્યો હતો કે ઘડીભર આખો દરબાર થરથરતો' ઉભો થઇ રહ્યો હતો !– ઔરંગઝેબે મોંઆઝીમને ચોખ્ખા શબ્દોમાં લખ્યું હતું કે ફોજદારનું કામ ગુનહેગાર શોધવાનું છે એમ કહીને તું ભવિષ્યનો બાદશાહ, આ ઘટનામાંથી છુટી શકશે નહીં. તારે પોતેજ ગુનહેગાર શોધી કાઢવો. આવા અનેક દાખલા પરથી એક વાત સિદ્ધ થાય છે કે અન્યાયી વર્તન માલુમ પડ્યા પછી, માત્ર પોતાના અમલદારનો મરતબો સાચવવા ખાતર કે અદાલતનું માન જાળવવાની ખાતર, અન્યાયને સુંદર શબ્દોમાં વીંટી ન્યાયનું સ્વરૂપ આપવાની પ્રથા કોઇ પણ મોગલ સમ્રાટે ગૃહણ કરી નથી.†

હવે ન્યાયનાં આ શુદ્ધ મુળ તત્ત્વો સાચવ્યા પછી, મોગલ સમ્રાટોએ સાધારણ રીતે ન્યાયની શી પ્રથા રાખી હતી તે તપાસીએ.

મોગલ સામ્રાજ્ય સત્તર સુબામાં વહેંચાએલું હતું. સુબાનું ક્ષેત્રફળ લગભગ ઉત્તર હીંદુસ્તાનમાંના હાલના પ્રાંતથી અરધું હતું. સુબાનો મુખ્ય સત્તાધીશ સીપાહસાલાર અથવા સાહીબે–સુબા કહેવાતો. સુબેદાર એ ટુંકા નામથી પણ ઓળખાતો. ને પછી રફતે રફતે સુબો–એટલે ઇલાકો કે પ્રાંત તેમજ તે પ્રાંતનો મુખ્ય સત્તાધીશ–એવું રૂપ થયું. અત્યારે આપણે ન્યાયનીજ ચર્ચા કરીએ છીએ, એટલે સુબેદારની ન્યાયસભા વીશેજ

---

* ગ્વાલીઅર આગરા: રાજ્યદ્વારી કેદીઓને પુરવાનું મથક હતું: ગ્વાલીઅરના ભોંયરાના જુલમ ચોક્કસ અત્યંત નિંદ્ય છે. પરંતુ તેમા પુરાએલા રાજ્યદ્વારી મનુષ્યો આખી સલ્તનત ફેરવી નાખે એવા લશ્કરી બંડખોર હતા પરંતુ જ્યારે બંડખોર મંડળી માત્ર વીસ પચીસ માણસોની હીંખી શકાય તેવી ટુળી ન હતી પણ હથીઆરબંધ જબરજસ્ત સૈન્ય હતુ, એ બીના ધ્યાનમા લેવામાં આવશે, ત્યારે ગ્વાલીઅરના કીલ્લાની ક્રૂરતા માટે મોગલ બાદશાહોના પગલાને વ્યાજબી માનવામાં આવશે.

† "If complaints of injustice which the local governors do, be made to the king' it 'is well if they escape with the loss of their lands"–
—The Howkin's Voyages.

કહેવામાં આવશે. તે વખતની દેશની સ્થિતિ પ્રમાણે સુબેદાર લશ્કરી તેમજ રાજકીય વ્યવસ્થાનો ઉપરી હતો. તેની ન્યાયની અદાલતમાં કાઝી અને મીર આદીલ બે મળીને ન્યાય ચુકવતાઃ કાઝીનું કામ તપાસ કરવાનું હતું. ને મીર-આદીલ ચુકાદો આપતો. આ ન્યાય પર સમ્રાટ્ની ન્યાયસભામાં અરજ ગુજારી શકાતીઃ ને સમ્રાટ્ના વજીર કે કાઝી-અલ-કાઝત પાસે ન્યાય ન મળે તો સમ્રાટ્ને અરજ કરવાની છુટ હતી. આવી છુટનો લાભ કોઇ ગામડાનો એકાદ ખેડુત લેતો હશે કે નહીં તે ચોક્કસ ન કહી શકાય. પરંતુ ન લેતો હોય તો પણ વ્યવસ્થા ઉત્તમ છે એ કબુલ કરવું પડશે, કારણ કે બાદશાહ ઝરુખામાં બેસે, ત્યારે ન્યાય માટે માત્ર સામે ઉભા રહેવાનુંજ હતું. બીજો કોઇ આડંબર નહીં.

ન્યાયસભામાં વાદી પ્રતિવાદી ને સાક્ષી પોતાના ધર્મ પ્રમાણે પવિત્રશાસ્ત્રના સોગંદ લેતા. કોઇ જાતનો લખેલ કાયદો હતો નહીં. ને તેથી ન્યાયાધીશની પોતાની વિવેક બુદ્ધિ પર ન્યાયનો ઘણો આધાર હતો. પરંતુ વાદી પ્રતિવાદી, જ્યારે પોતાના સમર્થનમાં પોતાના જુદા જુદાજ રીતરીવાજો ને ધાર્મિક કાનુનો આપતા હશે, ત્યારે ન્યાયાધીશનીજ નિષ્પક્ષપાત બુદ્ધિ એજ ન્યાય મનાતો હોય તેમ લાગે છે. અબુલફઝલ લખે છે તેવીજ ધાર્મિક ભાવનાથી મીર-આદીલ કે કાઝી કામ કરતો હશે તે મનુષ્ય સ્વભાવ જોતાં, ખાત્રીથી ન કહી શકાય. છતાં, આ ગેરવ્યવસ્થામાં એકજ લાભ હતો, કે તેથી હીંદુના રીતરીવાજોએ જે લોખંડી ચોકઠાનું સ્વરૂપ ધારણ કર્યું છે તે ધારણ કરવાનું કારણ મળતું નહીં† છતાં, વીસમીસદીના મનુષ્યના મગજમાં એક વાત ખુંચ્યા વિના નહીં રહે. આ ન્યાયની અદાલતમાં વકીલો ક્યાં? એમની મદદ વિના નિર્દોષ (?) મનુષ્ય કાયદાનું રક્ષણ કેમ મેળવી શકે? એ વાત સાચી છે કે બાદશાહી ગુપ્ત જાસુસો-જેમનાં નામ પણ ફોઝદારને કે કાઝીને આવડતાં નહીં હોય, તે વારંવાર નવી હકીકત બાદશાહને પુરી પાડતા. ને એ પણ સાચું છે કે બાદશાહ સલામત વારંવાર મુસાફરીએ નીકળતા ત્યારે ઘણાં માણસો તેને મળી શકતા. તેમજ દીલ્હી કે આગ્રામાં પહોંચતાં જે વખત થતો, તે હાલના કાગળીઆ વખત કરતાં, ચોક્કસ ઓછો હશે, અને હોયજ; છતાં, અદાલતને વકીલો વિનાની કલ્પનાં, ઘણી વખત આપણને સામાજિક દુર્દશાનું જ્ઞાન થાય છે. મનુષ્યને જે કહેવાનું છે તે વકીલ કાયદાની દલીલથી સબળ બનાવી શકે છે એવો ખ્યાલ, અનુચિત નથી. જો કે વકીલોને લીધે કાયદો વધારે રક્ષણ આપે છે એમ માનવું તે ગંભીર ભુલ છે. કારણ કે વકીલ મનુષ્ય છે. તે તેથી જેમ ક્યારેક ધાર્મિક કાઝી ન્યાય આપી શકે તેમ ક્યારેક ધાર્મિક વકીલ કામ કરી શકે એટલુંજ વ્યવસ્થાનો ફેર છતાં, એક વ્યવસ્થા બીજા કરતાં વધારે આડંબરવાળી ને ખર્ચાળ બને છે, જ્યારે રક્ષણનો સવાલ બન્ને વ્યવસ્થામાં અચોક્કસ છે.

ઘણી વખત મોગલસામ્રાજ્યની ન્યાયપદ્ધતિને એની મોટી ખોડ ગણવામાં આવે છે. અને આ કાયદાની અવ્યવસ્થાથી, ગરીબમાં ગરીબ ગામડીઆને, હાલ જે કાયદાની અનુકુળતા ને રક્ષણ છે, તે મોગલ વખતમાં મળતું નહીં.* આ કલંક કાલ્પનિક છે કે સત્ય એ

† —More than one eminent jurist has complained that the action of the present High Courts of Judicatur is imparting an unnatiural rigidity of Hindu Custom,. "History of Jahangir."

* જદુનાથ સરકાર.

તપાસ્યા પછી, આપણે ગામડાનાં ન્યાય પદ્ધતિ તરફ નઝર ફેંકશું.

માણસ જ્યારે તર્કપ્રધાન મનોદશામાં હોય છે ત્યારે ઘણું કરીને એનામાં ન્યાય કરતાં શબ્દની મારામારીમાંથી ન્યાય જેવુ સ્વરૂપ શોધવાની–ભારે ધગશ છે. પરિણામ એ થાય છે કે–They (lawyers) interpreted the laws according to the dictates of private interest; Careless of fame and of justice, they are described for the most part, as rapacious, guides, who conducted their clients through a maze of expense, of delay, and of disappointment; from which they were at length dismissed, when their patience and fortune were almost exhausted"

ગીબન રોમનધારાશાસ્ત્રીઓ વીશે જે લખે છે, તે અક્ષરશઃ વાદી પ્રતિવાદી તરીકે કોર્ટના સમક્ષ ઉભા રહેવાનો જેમને અસંગ આવ્યો હશે, તેમને સાચુ લાગ્યા વિના નહીં રહે. મૂળ તત્ત્વ એટલુંજ છે કે મોગલ સમયમા વકીલો ન હતા એ ઐતિહાસિક સત્ય છે. એથી કાયદાનો વિકાસ ન થયો એ પણ સચુ છે; એથી એક સામાન્ય સિદ્ધાંતના અભાવે, શિક્ષાની વ્યવસ્થા ચોક્કસ ને ચોખ્ખી ન હતી; પરંતુ આ ઉપરથી જો કોઇ એમ અનુમાન દોરે કે એટલાજ માટે તે વખતનાં ગામડામાં ઘોર અન્યાયને રહેવાની જગ્યા હતી, ને ગામડીઆને ન્યાય મેળવવાનો અભિમાનભર્યો લહાવ લેવાનો સમય આપવામાં આવતો નહી, તો તે અનુમાન, તદ્દન નિર્દોષ નથી. કારણ કે ઉપર જણાવ્યું તેમ, જ્યાં જ્યાં ન્યાયમાં દોષ રહેતો, ત્યાં ત્યાં બાદશાહ સુધી પહોંચવાની તક રહેતી. ને તે વખતે, બાદશાહ પાસે પહોંચવું, આજના કારકુનીઆ કાગળીઆ રરતા કરતાં, ઓછું મુશ્કેલ હતું. તેમ બાદશાહ પાસે પહોંચ્યા પછી, ન્યાય ન મળે, તેવું ભાગ્યેજ બનતું. એટલે એકંદરે મોગલના ન્યાયાધીશની સમક્ષ વકીલોની ગેરહાજરી, અવ્યવસ્થા સુચવતી નથી. ખરી રીતે તો એ એટલુંજ દર્શાવે છે કે 'The Mughal government was a National government, solely because, it summed up the hopes the beliefs and the ideals of our race' (Shaffat Ahmadkhan from his introduction to the History of Jahangir).

હવે ગામડા તરફ વળીએ. ગામડીઆ ન્યાય કેમ પામતા? આજે એક ગામડીઓ ન્યાય લેવા જાય તો એને મદદ કરનાર વકીલો તૈયાર હોય છે, ને નિયમસર અદાલતમા કામ ચલાવી શકે છે. મોગલસમ્રાટોએ ગામડીઆને ન્યાયની શી સરળતા આપી?

સુબાનો પેટાભાગ સરકાર–હાલના જીલ્લા છે તેમ–હતો. સરકારના ઉપરી તરીકે રહેનાર અમલદાર ફોઝદારના નામથી ઓળખાતો. જે સમય, બખેડા ને બંડ થતાં વાર લાગતી નહીં, ત્યારે, રાજ્યદ્વારી તેમજ લશ્કરી બધી સત્તા એકજ અમલદારને આપવામાં વધારે સગવડતા હતી. તે પ્રમાણે સુબાની જેમ ફોઝદાર પણ મુલ્કી અને લશ્કરી–બન્ને વ્યવસ્થાનો ઉપરી હતો. સુબેદારના તાબા નીચે એ કામ કરતો છતાં. તેની બદલી, અને નીમણુંક ઠેઠ બાદશાહી દરબારથીજ થતી. આ પ્રમાણે સુબેદાર પર મોગલ સમ્રાટોએ ત્રણ જાપ્તા રાખ્યા હતા. પ્રથમનો સુબેદારનો દીવાન. બીજો વાક્‌–એ–નવીસ. અને ત્રીજો ફોઝદાર. બનીઅર પોતાના પ્રવાસ-

ના વર્ણનમાં સુબેદાર અને વાક્-એ-નવીસ વચ્ચેની સાધારણ કડવાશ વીશે ફરીઆદ કરે છે.

સરકારના પેટાભાગ તરીકે પ્રગણાં કે મહાલ હતા. મહાલના અધિકારી વીશે જહાંગીરે લખ્યું છે, તે પરથી જણાય છે કે તેનું નામ, ચૌધરી હતું. પ્રગણા કે મહાલનો છેક નાનો ભાગ શહેર કે કસ્બો. ત્યાં મુખ્ય અધિકારી કોટવાલ હતો. એને કોટવાલખાન પણ કહેતા. કોટવાલ, અનેક કામ કરતો. તે મ્યુનીસીપલ ઓફીસર હતો. બજારના કાટલાંની તપાસ પણ તેના હાથમાં હતી. વળી પોતાની હદમાં થએલા ગુન્હા માટે પણ તે જવાબદાર હતો. તેની આસપાસ, હાલ આપણે જેને-ગુપ્તપોલીસ-કહીએ તેવું મંડળ રહેતું. અને શહેરમાં તે ગુન્હા શોધીને શિક્ષા ફરમાવતો. ઇલાકાના મુખ્ય શહેરમાં જેમ ન્યાય-ને માટે કાઝી અને મીર અદલ હતા, તેમજ તાલુકાના મુખ્ય શહેરમાં, ને લગભગ બધા મોટાં ગામોમાં પણ તેવીજ વ્યવસ્થા હતી. પરંતુ અતિ મહત્ત્વના કે રાજ્યદ્વારી વિષયો સીવાય ગામડાંઓ પોતે પોતાની ન્યાય પ્રણાલિ ચલાવી લેવા સ્વતંત્ર હતાં. ગ્રામ્યપંચાયતની જુની સંસ્થા-મોગલસમ્રાટોએ એમ ને એમ રહેવા દીધી હતી. મોગલસામ્રાજ્યની ન્યાય પ્રણાલિમાં દરેક ગામને પોતાનું મહત્ત્વ હતું; ભલે એનામાં પાર્લમેન્ટની પ્રથા પર પ્રતિનિધિત્વ-ની ભાવના જાગી ન હતી, પરંતુ એ ભાવનાજ સાચી છે, એમ માનવાની જે ટેવ પડી છે તેને લીધે ગ્રામ્ય પંચાયત જુના વખતમાં કેટલી મહત્ત્વની જીવન્ત સંસ્થા હતી, તે આપણને ખબર પડતી નથી. ગ્રામ્યજીવનમાં નૈતિક વિકાસમાં, પણ આ સંસ્થાએ-અગત્યનો ભાગ ભજવ્યો છે. ગામનું અણીના વખતે, રક્ષણ કરવાનું કામ, ગામડાની મ્યુનીસીપાલીટી, અને ગામડાના સાધારણ કજીયા-આ જીવનના હંમેશ-ના પ્રશ્નો માટે, એક ગામડીઓ શહેરમાં જઇ હેરાન થાય, ને ન્યાયને નામે પોતાના જીવનનો રસ વેચતો આવે, એ કરતાં, આ જુની જેવી પદ્ધતિ વધારે ઉપયોગી છે. તેમજ ગ્રામ્ય-જીવનની સ્વાધીનતા સાચવવાનો પણ એ માર્ગ છે. એ સંસ્થાના મૂળ તત્ત્વના છેદનથી, ખરી રીતે માનીએ તો, ગ્રામ્યજીવનમાં અનેક વિકૃતિ પેઠી છે. અને તેને પરિણામેજ હાલના ગામડામાં નિર્દોષ ને બળવાન ભલા ભોળા ગામડીઆ બદલે અજ્ઞાનતાના અંધકારમાં ગોથાં ખાનારા માણસો માલુમ પડે છે.

સુબેદારોને એમની જગ્યા પર જતા પહેલાં, જે શીખામણો મળતી, તેને આપણે, માત્ર શબ્દાડંબર તરીકે માનીએ તો પણ એક વાત, ધ્યાન ખેંચ્યા વિના રહેશે નહીં. મોગલ સામ્રા-જ્ય ખેડુતો નીરાંતે ખેતી કરે ને યોગ્ય રાજ્ય-ભાગ ભરવા શક્તિમાન થાય માટે હંમેશાં આતુર રહેતું. એને પરિણામે બધા સાધનોનો અભાવ છતાં, ગામડીઆને પોતાની સ્વાધીનતા જાળ-વવામાં તે હમેશાં સહાયક બનતું. તેમજ ગામડાને કોઇ સતાવી ન જાય, તે માટે, બાદ-શાહ પોતે નજર રાખતો. તેની રૈવન્યુમાં પણ બાદશાહે એટલીજ કાળજી દર્શાવી[*] છે. ખેડુતો સુખે ખેતી કરે, વેપારીઓ વેપાર કરે ને સૌ શાંતિથી રહે, એવી ઇચ્છા, મોગલ રાજ્યના મહાન અધિકારી વઝીરે વારંવાર, પોતાના

[*] શાહજહાને એક વખત એક ગામના રેવન્યુમાં વધારો થએલો જોઈ, તેના કારણની તપાસ કરાવી હતી. ને તેને ખબર પડી કે નદી હટી જવાથી, જમીન વધી હતી, ને તેથી રેવન્યુમાં વધારો થયો છે તેણે હુકમ કર્યો કે જે વખત જમીન પાસેથી હટી હોય, તે જમીનના માલીક કે વિધવા કે બાળકોની વેદના સાંભળી આ વધારી ચમત્કાર બન્યો છે. માટે તે જમીન લેવાની ન જરૂર!

તક અધિકારીઓ સમક્ષ દર્શાવી છે.

દીવાની કાયદાની વ્યવસ્થામા ને ફોઝદારી કાયદાની વ્યવસ્થામાં ઘણું'ખરું કુરાનના કાયદા માન્ય રખાતા. જો કે એ કાયદા માન્ય રખાતા, એટલે, કાઝી સમયાનુસાર પોતાની વિવેક બુદ્ધિ પ્રમાણે એમાંથી તત્ત્વ શોધી કાઢતો. પણ ઘણું' ખરું, કુરાની કાયદા, મુસલમાની રીતરીવાજો, હીંદુના રીવાજો ને બાદશાહી ફર્માન, આ ચાર મળીને કાયદો બનતો. ખુન કે લુંટ ચોરી અને વ્યભિચાર માટે મૃત્યુની શિક્ષા હતી. દેવું ભરપાઇ કરવા માણસને ગુલામ તરીકે વેચાવુ પડતુ.

જેલની સજા કયારેકજ મળતી. ઘણું ખરું જેલ તો રાજ્યદ્વારી બંડખોરો માટેજ હતી. દરેક અધિકારી શુ સજા કરી શકતો, તે વીશે ચોક્કસ ઉલ્લેખ નથી; પરંતુ, મૃત્યુની સજા બાદશાહી ફર્માન વિના થતું નહીં. અને જહાંગીરે ૧૭૧૨ માં પોતાના સુબાઓ પર ફરમાન કાઢ્યું છે તેમાં નાક કાન કાપવાની સજા સુબાઓએ ન કરવી તેમ ચોખ્ખુ લખ્યું છે. એટલે, સજા કરવાનો ઘણોખરો અધિકાર બાદશાહ પાસે હતો. એમ જણાય છે કે ન્યાયની તપાસમાં વર્ષોનાં વર્ષો ચાલ્યાં જતાં નહી હોય. એકદમ ન્યાય, તરત ફેંસલો ને તરત સજા. મોગલ સમયમા આ ક્રમ હશે. તેમજ, પ્રજા જેમ સુધારામાં આગળ વધે છે, તેમ તેમ, તેનામાં તર્કપ્રધાન પ્રકૃતિ થવાથી નૈતિક શિથિલતા આવતી જાય છે. એટલે, આજના અસંખ્ય સવાલો તે વખતે ઉપસ્થિત થયા ન હતા ને તેથી, ન્યાયનું કામ ચોક્કસ ને સરળતા ભર્યું રહેતું * આ સંબંધમાં માર્કોપોલોના પ્રવાસના વર્ણનમાંથી એક પ્રસંગ યાદ આવે છે. તે લખે છે કે જ્યારે લેણદાર પોતાના દેણદારને મળે ત્યારે ધુળમાં માત્ર એક ગોળ તેની આસપાસ દોરી દેતો. અને તરતજ તેના પૈસા પાકી જતા ! કારણ કે એવી રીતે ગોળને ઠેકી જવું તે પાપ મનાતું ! માર્કોપોલો કહે છે કે મેં એક રાજાને તેવી રીતે પોતાનું દેણું ચુકાવતો જોયો ! માનવસમાજમાં નૈતિક બળ હોય તો ન્યાયાધીશ અને ન્યાય નકામાં છે. પરંતુ એક વાત યાદ રાખવી કે નૈતિક બળ એ અજ્ઞાન કે અંધકાર નથી; સંસ્કાર હોય; જો કે ખરી રીતે તો તે સંસ્કૃતિનો વિજય જોઇએ. મોગલ સામ્રાજ્યની ન્યાયની પ્રથા વીશે જે કંઈ સમાલોચના કરવી હતી તે પુરી થાય છે તેના અંતમાં એટલું જણાવવું આવશ્યક છે કે અકબર બાદશાહ તો ન્યાયના ઘણા સિદ્ધાંતોમાં લગભગ આર્યજ હતો. કેટલાકે તેના હીંદુને મેળવી લેવાના પ્રયાસને એક ધૂર્તરાજનીતિ જણાવી છે, પરંતુ તેનો દીને-ઇલાહી, એ વાતને ખોટી પાડશે. આદર્શને પુજનાર હોવાથી, તેના ન્યાયમાં કયારેએ ધૂર્તતા કે છલકપટ અથવા દોષિત વાગ્વ્યાપાર આવ્યો નથીઃ Akbar's endeavours to realise the Aryan ideal are still worthy of imitation both by British Rulers of India and by all statesmen for whom politics is a *religion* rather than a *game* of craft and skill † હાવેલના આ

* શાહજહાન વીશે લખેલ છેકેઃ That *great King during whose reign there* was such a strictness in the Civil government, and particularly for the security of the high ways, that there was never any occasion to put any man to death for robbery. —Tavernier.

† Aryan Rule in India: Havell.

શબ્દો ન્યાયાધિકારીઓએ કોતરી રાખવા જેવા છે.

મોગલ સમયમાં બીજી ધ્યાન રાખવા જેવી વાત એ છે કે અકબરના પગલે પગલે ચાલનારા જહાંગીર અને શાહજહાં અનુક્રમે લગભગ ½ અને ¾ હીંદુલોહીથી ભર્યા હતા. અકબરે ૭૦૦૦ ના મનસબદાર તરીકે માત્ર ત્રણ માણસોનેજ ચઢાવ્યા હતા, તેમાં એક માનસિંહ હતો. એ લખવાનો હેતુ એ છે કે, જેમ મોગલની રાજ્યનીતિમાં બાદશાહનું વ્યક્તિત્વ એ સૌથી અગત્યનો ભાગ ભજવે છે તેમ રાજ્યની ચોક્કસ વ્યવસ્થામાં, રાજાની આસપાસનું વાતાવરણ પણ એવોજ મહત્ત્વનો ભાગ ભજવે છે. દીને ઇલાહી-અકબરનો નવો ધર્મ-સ્વીકારવા જ્યારે અકબરે માનસિંહને સમજાવ્યો ત્યારે તેણે જવાબ આપેલો કે તમને એમ લાગતું હોય કે હું મારું જીવન સામ્રાજ્યના હિત માટે અર્પણ કરતાં આંચકો ખાઉંશ, માટે આ નવા પંથમાં આવું તો ઠીક, તો એને માટે તમને આ પહેલાં ઘણી વખત સાબીતી મળી ચુકી છે. હીંદુ: મુસલમાન: સીવાય ત્રીજો ધર્મ હું માનતો નથી.

અકબરની આસપાસ આવા સ્વતંત્ર પરંતુ રાજ્યભક્ત સરદારોનું વાતાવરણ હતુ અકબરની રાજનીતિ પર જેમણે રક્તે રક્તે, મેવાડને ટેકની ખાતર સ્વતંત્ર રહેવા દેવા જેટલી લાગવગ મેળવી, તેમણે હીંદુ માટે, ન્યાયનાં બંધારણો પર પણ ચોક્કસ અસર ઉપજાવી હશે. અને તેથી અકબરે હીંદુઓ માટે તેના જ્ઞાતિ રીવાજ, વગેરેને માન આપી, બ્રાહ્મણો મારફત ન્યાય અપાવવાનો ધારો કર્યો તેવો ઉલ્લેખ છે તે તદ્દન નાપાયાદાર લાગતો નથી.

શબ્દ, વકીલો, કાયદા ને ન્યાયાધીશ, આ જે હાલ ન્યાયનાં પગથીઆં મનાય છે તે મોગલ સામ્રાજ્યના વખતમા હતાં નહીં. છતાં, તાત્કાલિક ન્યાય ને દેશની સૌથી વરિષ્ઠ સત્તા પાસે ઉભા રહેવાની સરળતા એ બંને હતાં. ઘડીભર એ વાતાવરણમાં જઇએ છીએ ત્યારે સાધનોના અભાવ વીશે કૈં ગ્લાનિ થતી નથી.

મુગલ સમયનાં મહેસુલ પદ્ધતિ ને કલા, સાહિત્ય તથા શિલ્પનો વિકાસ, એ વિષયોની સમાલોચના થશે ત્યારે લાગશે કે મોગલ સમ્રાટો અસલ દેશી બન્યા હતા, ને તેથી તેમનું અસ્તિત્વ તદ્દન કુદરતી હતું. વિદ્યાનો શોખ તેમને વંશપરંપરા* આવેલો છે. ને તેથી, તેમાંનો દરેક બાદશાહ, થોડે ઘણે અંશે, આર્ય સંસ્કૃતિ જાળવવા મથી રહ્યો છે. પ્રજાના પ્રાણ સચવાય એવું એ શાસનમાં કેંક હતું, એમ વારંવાર લાગી આવે છે.

---

* બાબરે પોતાની તવારીખ લખી છે.
એની પુત્રી ગુલબદન કવિ હતી.
હુમાયુ જ્યોતિષવિદ્યા પારંગત હતો.
અકબર, પોતે વિદ્વાન હતો. ને તેણે અથર્વવેદ, મહાભારત, રામાયણ, હરિવંશ, રાજતરંગિણી ને લીલાવતીનાં ભાષાંતર કરાવ્યાં છે
તેના વખતના સો વિખ્યાત ચિત્રકારો વીશે અબલફઝલ લખે છે.
જહાંગીર પોતે સુંદર ચિત્રકાર હતો.
શાહજહાં સંગીતનો અચ્છો ઉસ્તાદ હતો.

દારાએ ઉપનિષદનું ભાષાંતર કર્યું છે કે જેમાંથી શોપનહોરે લીધેલું.

—આ સંસ્કાર એટલુંજ દર્શાવે છે કે મોગલ સમ્રાટોમાં આદર્શ ને વ્યક્તિત્વ હતાં. ન્યાયની પ્રથા એવા માણસો નીચે શુદ્ધ રહે એમાં શંકા લાગતી નથી.

## થોડાંક રસ-ગીતો

[અનુસંધાન પૃષ્ઠ ૪૧૬ થી]

નથી. પરંતુ પ્રિયે ! તારા પડતા બોલ ઝીલવા માટે મેં જુદીજ ગોઠવણ કરી છે.

સો ભાડુતી નોકરો કરતાં હોંશેહોંશે બનેલો આ એકજ સેવક તારી વધુ સેવા નહીં ઉઠાવી શકે, વહાલી ?

હેતનાં અમી આપણા લુખાસુકા ભોજનનેએ મિષ્ટ પકવાન બનાવી દેશે.

આટલેથી સંતોષ હોય તો આવો પ્રિયે ! પધારો. મારું અંધારું જીવન ઉજાળો.

એ મારું સર્વસ્વ છે. આ ભીખારી એથી વધારે તો કશું આપી શકે એમ નથી.

આવો પ્રિયે ! પધારો.

× × ×

'જીંદગીમાં શુ કશુંજ કર્તવ્ય નથી તારે ?' ગંભીર ચહેરે પંડિતે કવિને પુછ્યું.

'ના. આ સીવાય તો નથી.' હસીને કવિએ જવાબ આપ્યો.

'પાગલ ! અજ્ઞાનમાં જીંદગી વેડફી નાખે છે !' પંડિત તિરસ્કાર લાવીને બોલ્યો.

'અરેરે ! કેવો મૂર્ખ ! જીંદગી જરાએ માણ્યા વગર થોથાંઓ વાંચતાંજ બીચારો મરી જશે !' પંડિત પર દયા લાવીને કવિ મનમાંજ બબડ્યો.

× × ×

પ્યારી !

લોકો તો મને દીવાનો કહે છે. પરંતુ મને એમની દરકાર નથી. એમાંના કેટલાક અદેખા છે ને બીજા મૂર્ખ છે.

શું હું દીવાનો છું, વહાલી ? કહે, તુંજ કહે. શું હું દીવાનો છું ?

જો તું પણ એમજ કહે તો હું માનીશ કે સાચ્ચેજ, હું દીવાનો છું. દુનીઆં ગમે તેમ બકે એની મને પરવા નથી.

કહે. માત્ર તારાજ બોલની મને કીંમત છે. તારી એકનીજ નજરમાં ડાહ્યો વસું તો દુનીઆ આખીને મને મૂર્ખ ગણવાનું મારે કબુલ છે.

કહે પ્રિયે ! શું હું દીવાનોજ છું ?

× × ×

પ્રિયે !

તને જોઉં છું ને મને કવિતા સ્ફુરે છે. કવિતાની જીવંત મૂર્તિ તું તો નહીં હો ?

તારે વેણવેણે કવિતા ઝરે છે. તારી પગલીએ પગલીએ કવિતાની કડીઓ વેરાય છે. તારી આંખમાં ને વાળમાં પણ હું કવિતાજ ભાળું છું.

તને દૂર કરી એ કવિતાનો દેહ ઘડવા બેસી જાઉં, પ્રિયે ? કે એના પ્રાણુનીએ જન્મદાત્રીનું સૌંદર્ય પીધા કરું ?

પ્રિયે ! તને જોઉં છું ને મને કવિતા સ્ફુરે છે. તુંજ કવિતદેવી છે, વહાલી !

× × ×

શું બધાંજ મને છોડી દેશો ?

જેના વગર મારી એક પળ પણ યુગ જેવી વીતતી, જેના સાથમાં મારાં ગમે એવાં દુઃખ પણ સુખમાં ફેરવાઇ જતાં, મુજ સંતપ્તની જે આરામગાહ હતી એ તો મને સજીને ચાલી ગઇ પણ વહાલાં ! સાથે તમેએ શું સજી દેશો મને ?

ઓ મેના ! રોજ તો તું તારા મીઠા સુર છેડી મારા આનંદમાં ઓર ઉમેરો કરતી. આજ દુઃખની વેળાએ હસીને મારી મશ્કરી કરે છે, નિર્લજ ! શું તેં પણ મને સજી દીધો ?

ને વાયુ ! રોજ તો તું મારે માટે શીતળતા ભરી લાવતો. આજ સળગી રહ્યો છું, ત્યારે

આની જવાલ ઓ કાં ભરી લાવે ?, શું તું પણ બદલાઇ ગયો ?

ને પ્યારાં ફુમડાં ! તમે તમારી સુગંધ કોને આપી દીધી ? એમાં ઘડીક હું માનું દુઃખને ભુલી જાઉં એટલુંએ તમથી સહન ન થયું ? એટલા ખાતર તમે તમારી પ્યારી ચીજને પણ જતી કરી ? શું ત્યારે તમે પણ મારાં ન રહ્યાં ?

આમ કેમ બનતું હશે ? રોજ હોંશે હોંશે મોજ ઉડાવી મનરંજન કરનારાં આજે, એકજ દિવસમાં વૈરી કેમ બની રહે ?

હા, હા. હવે સમજાયું.

એ કોઇ મારાં સ્નેહી નહોતાં. સૌ એનાંજ હતાં ને એની સાથે ચાલ્યાં ગયાં.

જાઓ ! સૌ દૂર થાઓ ! મને કોઇની પરવા નથી.

---

## રંગભૂમિ

[અનુસંધાન પૃષ્ઠ ૪૨૦ થી]

કેટલા છોકરાઓ પરીક્ષામાં પાસ થઇ જાય છે અને નામાંકિત વકીલ દાક્તરો તરીકે હજારો રૂપીઆ કમાય છે. જ્યારે પ્રમાણિક માણસો પેટે સો સો રુશ્વડી કમાઇને પોતાની જીંદગીનું ગાડું ગબડાવ્યે જાય છે પણ સ્ટેજ ઉપર તો એ બાબતનો હીનઃભાગ્યેજ ચોખ્ખો. એક માણસ આરંભમાં ગમે તેવો ચમન ઉડાવતો હોય પણ જો તે ખરાબ હોય તો આપણે ખાત્રી રાખવી કે નાટક પુરું થતાં પહેલાં આપણે તેજ માણસને અમીરમાંથી ફકીર થતા અને પોતાના પાપની સજા ભોગવતાં જોઇશુંજ. જે માણસને આપણે પુર હમામમાં સગીતના જલસાના આનંદનો ઉપભોગ કરતા આપણે જોયો હોય તેજ માણસને છેવટે ફાટાંતુટાં કપડાં પહેરેલો અને બહુજ દુઃખી અવાજે હારમોનિયમના સુર અને તબલાંની થાપો સાથે ગીતો લલકારતો આપણે જોવાનાજ.

આ સીવાય નાટકોમાં પાંચ વરસની અંદરના નાના છોકરાઓને તમે જોવાનાજ નહીં. જુઓ તો પણ ક્વચિતજ. આપણાં જીવનમાં ચોવીસે કલાક જે તોફાન, જે કોલાહલ બાલકો કરી રહે છે. તે બધામાથી રંગભૂમિ ઉપર કંઇજ નહીં ! આખો દિવસ સુઇને રાતે બાર વાગે ઉઠીને રમવાની ઇચ્છા કરનારાં બાલકોને રંગભૂમિ ઉપર સ્થાનજ નથી. જ્યાં બાલકોજ નહીં ત્યાં એમની જીદ, એમને થતા અનેક રોગો અને પરિણામે માથે આવી પડતી અનેક ઉપાધિઓ એ બધું હોયજ ક્યાંથી ? હા, કેટલીક વાર નાનાં નાના છ સાત વર્ષના બાલકો રંગભૂમિ ઉપર દેખાવ દે છે પણ તે માત્ર કોઇની તરવારના ભોગ થઇ પડવા અને એ બહાને પ્રેક્ષકોની દુઃખની લાગણી તીવ્ર કરવાને માટેજ. પાંચ દસ મીનીટ, અલપ ઝલપ આવી જાય અને પછી અદૃશ્ય ! આ જાતની વસ્તુસ્થિતમાં આપણા જીવનને અને રંગભૂમિના જીવનને સામ્ય ક્યાં દેખાય ?

હવા એ રંગભૂમિની આનંદમયી, હાસ્યરસથી છલકાતી અને સંગીતથી ભરપુર જીંદગી

અને કયાં આપણું મનુષ્યજાતનું અનેક દુઃખોથી ઘેરાયલું જીવન ! રંગભૂમિના થોડાંક મોટાં મોટાં સુખનું અલ્પ વર્ણન મેં અહીં કરેલું છે. પણ તે સીવાય તો ત્યાં બીજાં ઘણાં સુખ છે. દુઃખ તો ઘણાંજ થોડાં છે. અને આપણા જીવનમાં હાલતાં ચાલતાં દુઃખ, સુખનાં સાધનો પણ દુઃખનાં શસ્ત્રો થઇ પડે. નીતિ-અનીતિનાં ધારેણાં નહીં. પાપ-પુન્યના હીસાબ નહીં. જન્મ-મરણના નિયમ નહીં. તો પછી આપણા જીવનને જ્યારે અને ત્યારે રંગભૂમિના જીવન સાથે સરખાવવું એમાં ફાયદો શો ?

અલબત્ત, કેટલાક એમ કહેશે કે રંગભૂમિની અને આપણી દુનીઆની ક્ષણભંગૂરતા સરખી છે એટલા માટે એનો દાખલો અપાય છે. મારે મન તો એ દલીલ પણ લુલી છે. આપણામાંથી કેટલાક માણસો સાઠ સાઠ અને સીત્તેર સીત્તેર વર્ષ સુધી દુનીઆમાં ધપા ખાધા કરે છે અને દરેક માણસ તાનમાંથી મોટો થાય છે ત્યારે રંગભૂમિમાં તો ચાર કલાકની રમત અને એમાં નાનેથી મોટા થવાનુંજ નહીં. નાનપણમાં ભોગવવા પડતાં પરતંત્રના અને ઇસ્કુલે જવાનાં દુઃખો મળેજ નહીં. એટલે ક્ષણભંગૂરતા પણ કયાં સરખી છે ?

બાકી તો માણસજાતમાં ડાંડાઇનો ગુણ કહો કે દુર્ગુણ કહો એટલો બધો છે કે મારી દલીલો લાખ માણસમાંથી એકને ગળે પણ ઉતરશે કે કેમ એ કહી શકાતું નથી. અને એવો એક માણસ હવે તે શાંત ચિતે મારી વિદ્વતાભરી દલીલો પોતાની મૌલિક દલીલોજ છે એમ બતાવીને જાહેરમાં મુકશે અને એ રીતે મારી કીર્તિ પાછળ પાડશે એટલે મેં આટઆટલી મહેનત કરી આવો મહત્વનો લેખ લખ્યો એમાં મને ફાયદો તો કોઇ જાતનો થવાનો સંભવ નથી. સંતોષ માત્ર એટલો કે મનુષ્ય જાતને સુધારવી અથવા સુધારવા યત્ન કરવો એ હું મારી ફરજ સમજુ છું એથી મેં મારી ફરજ આ રીતે અદા કરી છે. ફુલ નહીં તો ફુલની પાંખડી, આપણાથી બને તેટલું કરી છુટીએ. કાલ ઉઠીને કોણ જીવ્યું અને કોણ મરી ગયું ! આપણી દુનીઆ તો—

× × ×

દેખાદેખીની ટેવ એવી બુરી છે! બીજાઓને શીખામણ આપવા નીકળેલ હું હમણાં એમજ લખી નાખવાનો હતો કે "આપણી દુનીઆ તો રંગભૂમિ જેવી છે !"

હું પોતે મારી જાતનેજ સુધારી શકતો નથી તો બીજાને સુધારવાની આશાજ શી ?

---

## ભગવાન કૌટિલ્ય

[ અનુસંધાન પૃષ્ઠ ૪૬૨ થી ]

"ગૌરી ! ગૌરી !" ખોખરા અવાજે સ્થૂલભદ્રે કહ્યું. "તું કયાંથી ? પિતા યમસદન ગયા ?" તેણે એકીટશે જોઇ રહેતાં કહ્યું. તે પોતાની સ્મરણશક્તિ સતેજ કરવાનો પ્રયત્ન કરતો હતો.

"ના. એ તો માત્ર મળવા આવી છે" કોશાએ કહ્યું. સ્થૂલભદ્ર કચવાઇ ગયો. "અરે પણ તું છાની રહેની" કોશા જરાક હસીને મુગી રહી. હમણાં હમણાં સ્થૂલભદ્ર ચીઢીઓ થઇ ગયો હતો.

ગૌરીને નાસી જવાનું મન થયું. આ માણસને શું કહેવું, ને શું પુછવું ? એને જીવન એક નિરંતર મચી રહેલો વાસનાનો ઉત્સાહ હતો. સેનાજિત, વિષ્ણુગુપ્ત, રાજ્યનીતિ, ઋષિપત્નીઓની સ્પર્ધા એ બધાંની આને શી પરવા ? એ બધાંને સમજવાની આને કયાંથી બુદ્ધિ ? અને એની સલાહ શા કામની !

"તને અહીં કોણ લાવ્યું ?"

"કોશા" ગૌરીએ ગુંગળાતે, રડતે રાગે કહ્યું.

"કોશા !" તેના તરફ ફરી સ્થૂલભદ્રે કહ્યું; "તને આ કર્યા વિના નહીં ચાલ્યું ?" તે કોશા તરફ કંટાળાથી, અકળામણથી જોઇ રહ્યો. કોશા સ્નેહભરી સહિષ્ણુતા દર્શાવી રહી. "છોકરી ! શા માટે અહીંઆં આવી ? તારું અહીંઆં–અહીંઆં—" તેણે તિરસ્કારથી ચારે તરફ પડેલી સામગ્રી બતાવી, "શું કામ છે ?"

ગૌરીનું હૈયું ભરાઇ આવ્યું. તેની આંખમાંથી આંસુ ખરવા માંડ્યાં. ફુસકાં ભરતાં તેણે કહ્યું: "ભાઇ ! મેં ભુલ કરી. હું જાઉં છું."

"જા. મને કોઇનુ મોઢું નથી ગમતું."

ગૌરીથી ધ્રાંસો પાડી રડાઇ ગયું. તે રુદન સાંભળી સ્થૂલભદ્ર એકદમ ઉભો થયો ને તેની પાસે ગયો.

"ગૌરી ! ગૌરી ! જતી રહે." તે આત્મતિરસ્કારથી બોલ્યો. "મારું મોઢું તારે જોવા લાયક નથી. જા."

રડતી રડતી ગૌરી બીકની મારી ચાલી ગઇ. કોશા સ્થૂલભદ્રની પાસે આવી.

"ભદ્રદેવ ! નાથ ! આમ આકળા શા માટે પડો છો ? જરા સ્નાન કરો, જરા મધુ પીઓ, પછી સ્વસ્થ થશો."

"મારે સ્વસ્થ થવું નથી" તેણે કોશા પર અકળામણ કાઢી. "મારો દહાડોજ ખરાબ ઉગ્યો છે" તે બહાર જવા લાગ્યો. "કયાં જાઓ છો ? સ્નાન તો કરો. જાઓ છો કયાં !"

"યમને ઘેર" કહી કોશાને તરછોડી સ્થૂલભદ્ર ચાલી ગયો.

કોશાએ નિઃશ્વાસ મુકયો. હમણાં હમણાં સ્થૂલભદ્રની તબીએત સારી નહોતી રહેતી.

## પ્રકરણ ૨૧ મું

### જેમાં સ્થૂલભદ્રને નવો રસ્તો જડે છે

ઝપાટાબંધ સ્થૂલભદ્ર ઘરની બહાર નીકળ્યો. અને તડકાની પરવા કર્યા વિના પાસેના કોટના દરવાજા તરફ ગયો.

એના મગજમાંથી હજુ નીશો દૂર થયો

નહોતો; હજુ સૃષ્ટિ બધી સ્વપ્નવત્ લાગતી હતી. તેમાં કરમાએલી ઉંઘથી જાણે આખી દુનીઆ તેના પર તુટી પડતી હોય એવો કૈં ભ્રમ તેને પેદા થયો હતો. જે દુનીઆમાં જપીને ઉંઘાય નહીં તે દુનીઆ દુઃખમય નહીં તો બીજું શું?

બાર વર્ષ થયાં તે કોશાને ત્યાં પડયો પાથર્યો રહેતો હતો; અને પળે પળ વિષય તૃપ્તિમાં તોફાનોમાં તે મચ્યો રહ્યો હતો. કોશા માટે પિતા, પ્રતિષ્ઠા ને જાત તેણે જતાં કર્યાં હતાં, સગાં સંબંધીઓને વીસારે પાડ્યાં હતા. પણ તેની નાની બ્હેન ગૌરી તેને મન એક પવિત્રતા અને નિર્દોષતાની મૂર્તિ હતી. તે મૂર્તિને આ પાનાગારમાં કોશા લઈ આવી તેથી તેને ક્રોધ આવ્યો. કોશાએ તેની બહેનની પવિત્ર મૂર્તિને ભ્રષ્ટ કરી! કેટલું દુઃસહ!

આટલાં વર્ષ તેના હૃદયમાં શરમનો સંચાર થયો નહોતો. દરેક વસ્તુને અભિમાનથી તિરસ્કારવામાં તે મઝા લેતો હતો. સદ્ગુણોની મશ્કરી કરી કરી તે નફ્ફટ થઇ ગયો હતો. આજે તેણે ગૌરીને જોઇ. ગૌરીના આવ્યાથી પવિત્રતાનો, સ્નેહનો અને માર્દવનો સમીર વાયો. એકદમ આટલાં વર્ષો જે વસ્તુ તેણે જોઇ નહોતી તે તેણે જોઇ.

ગૌરી જેવીની સૂક્ષ્મતા અને પોતાની સ્થૂલતા વચ્ચેનો અંતર તેને આઘાતરૂપ થયો; તેને પોતાની સ્થિતિની શરમ આવી. પવિત્રતા અને નિર્દોષતાની નમ્ર મૂર્તિનાં દર્શન કરતાં તેને પોતાની અધોગતિ સમજાઇ. તેનો આત્મા કાંપ્યો; આ ગૌરી ને પોતે એક માના છોકરાં હતાં, અને છતાં કયાં ગૌરી અને કયાં પોતે!

ગૌરી જોતા તેને તેના પિતા સાંભર્યા. પિતા યાદ આવતાં કુટુંબની કીર્તિ-ગગને તેની આચ્છાદિત પણ અપૂર્વ કીર્તિ યાદ આવી.

બાહ્લિકાચાર્ય—ગુરુઓના પણ ગુરુ, વૃદ્ધ, તેજસ્વી, એક ચક્રે મગધનું શાસન ચલાવના બ્રહ્મપુરુષનું તેને સ્મરણ થયું. પ્રૌઢ પ્રતાપથી આખી અવની કંપાવતા તેના પિતાની ભવ્ય મૂર્તિ તેના મગજ આગળ રમી રહી.

નંદરાજાના દ્વેષના અગ્નિમાં અપાએલી ભાંડુઓની આહૂતિનું સ્મરણ થતાં તેને ગર્વ થયો. નિર્ધનતા, અપમાન, નરેન્દ્રનો દ્વેષ અને પુરવાસીઓના તિરસ્કારમાં પણ ભયંકર ગૌરવ ધારી રહેલા વૃદ્ધ શકટાલ નજર આગળ દેખાયા. આવા પ્રતાપી કુળના અવશેષમાં એક નિર્માલ્ય અવશેષ. તે તેનો ભાઇ શ્રીયક—જેણે કીર્તિમય મરણ કરતાં અકીર્તિકર જીવન પસંદ કર્યું તે; અને બીજો પોતે જે બધું વીસારી સુરાપાન અને કોશાના આલિંગનમાં દિવસ ને રાત પુરાં કરતો હતો તે. તેનો આત્મતિરસ્કાર વધ્યો.

તે તિરસ્કારથી હસ્યો. મહત્તા, કીર્તિ, ભવ્યતા—એ કોનાં સગાં ને કોનાં નહી? તેમાં સાર શો? કયાં અમાત્યશ્રેષ્ઠ શકટાલ અને કયાં આંધળો, ક્ષુદ્ર ભીખારી આજનો શકટાલ? કયાં બાહ્લિકાચાર્ય અને કયાં તેનો વંશજ પોતે? બધા જન્મ્યા; બધા મુઆ. ખાલી હાથે જેમ આવ્યા તેમ ખાલી હાથે ગયા. પોતે સુરાપાનમાં ચકચુર રહેતો બીજા કીર્તિનું-જાત છેતરામણની-શરાબનું—પાન કરતા. આખરે બધાનો રસ્તો એકજ તે કડવાશથી હસી રહ્યો. કેવી વ્યથતા! કેવાં ફાંફાં! મહેનત કરો કે ન કરો; કીર્તિ મેળવો કે ન મેળવો: મહત્તા પામો કે નહીં, આખરે જન્મથી મરણ સુધીના એક કંટાળાભર્યા પ્રયાણ સીવાય તેને બીજું કૈં દેખાયું નહીં.

તે થાકેલો હતો; નિસ્તેજ હતો; કચવાએલો હતો. હજી નિદ્રાભંગની મહાવ્યથામાંથી છુટયો

નહોતો. એની કંટાળેલી દૃષ્ટિએ આખી જીવનચર્યા નિરર્થક દેખાઈ. પણ અત્યારના તેના કચવાટનાં મૂળ ઘણાં ઊંડાં હતાં. પહેલું મૂળ તેની શક્તિનું શૈથિલ્ય હતું. દિવસ ને રાત અનેક પ્રકારની મસ્તી સેવી તેનું શરીર નિર્બલ પડ્યું હતું; અને તેનું મગજ સ્થિર અને અસ્વસ્થ રહેતું હતું. આખો વખત સુરાના સેવનથી તે કૃત્રિમ ઉત્સાહ રાખી રહેતો; અને ખરું બળ ખોતો હતો. શરીર ને મન હવે છેલ્લે પાટલે બેઠાં હતાં. સુરાપાન વિના તે ચાંચલ્ય દાખવવાની ના પાડતાં હતાં. અત્યારે સુરાના ઘેનમાંથી જાગતાં, ઉત્રના ભંગથી કચવાતાં, ગૌરીને જોઈ અધમતા અનુભવતાં બંને શરીર ને મન—જવાબદારી છોડી નિઃસત્ત્વ દશામાં પડ્યાં હતાં. જીવનક્રમ માત્ર ભારરૂપ લાગતો હતો; તેની નીચે કચરાઈ જવાનો તેણે ન છુટકે સંકલ્પ કર્યો હતો.

આથી પણ એક મોટું—અને ખરું જોતાં મોટામાં મોટું—કારણ કોશા હતી.

કોશા, દુનીઆમાં ઘણી પ્રતાપી સ્ત્રીઓ હોય છે તેમ, સદાએ તરસ્યા વિલાસની મૂર્તિ હતી. રસિકતાના ધનુષ્ય પર ઠરેલા ભોગાકાંક્ષાના તીર જેવી સ્થિર, એકાગ્ર ને તત્પર તે હતી. તે ગાતી, અને સૃષ્ટિ ગુંજતી. તે ચીતરતી અને સર્વે ભાવો મૂર્તિમાન થતા. તે નાચતી અને દશે દિશાઓ થનગન કરતી. તે હસતી કે કલ્લોલતી અને લાલસા ચારે તરફથી મર્યાદા છોડી ઉભરાતી. તેની આંખો કટાક્ષ ફેંકતી અને હૈયાં કહ્યું કરતાં નહીં. તે આલિંગતી અને મોક્ષનો સ્પર્શ થતો.

દિવસ ને રાત–બાર વર્ષ સુધી આ સદાય તત્પર એવા બાણને એણે ઝીલ્યું હતું. અને સત્કારથી નિરંતર સેવેલી આ જીવનચર્યામાં તેને પલ વાર પણ વિચાર કરવાનો પ્રસંગ મળ્યો નહોતો. થોડો વખત થયાં તેની શક્તિ ક્ષીણ થતી હતી. અને પહેલાં જેવો સત્કાર કરવો અઘરો થઈ પડ્યો હતો.

પણ કોશાને તૃપ્તિ નહોતી. કોઈને પણ અતિતૃપ્તિ થઈ શકે તે તે સમજી શકે એમ નહોતી.

સ્થૂલભદ્ર અતિ તૃપ્તિની દુઃસહતા અનુભવતો હતો.

તે ઝપાટાભેર ગામની બહાર નીકળ્યો અને અકળામણનો માર્યો આગળ ને આગળ ચાલ્યો.

નમતો પહોર થયો. પાછા વળવાને બદલે તે આગળ ચાલ્યો. માથું દુઃખતું હતું, પગ દુઃખતા હતા, ને આત્માનું દુઃખ મપ્યું જતું નહોતું. બધું અકારું લાગતું હતું. સૂર્ય, વ્યોમ, પૃથ્વી, વૃક્ષો એ બધાં તરફ કંટાળાની નજરે તે જોતો હતો. બધુંજ ભારરૂપ હતું.........

એક ગુરુ અને તેના બે શિષ્યો રસ્તા પર થઈ એક નેળ તરફ વળતા હતા. સ્થૂલભદ્રે તિરસ્કારથી તેમની સામું જોયું. આવા માણસો શા માટે આમ નીરાંતે ફરતા હશે? દુનીઆમાં દુઃખ ઓછાં છે કે વળી આમ રખડવાનું દુઃખ દેવું?

ત્રણે જણના હાથમાં રજોહરણ હતાં. સ્થૂલભદ્ર વિચિત્ર રીતે તેના તરફ જોઈ રહ્યો.

સ્થૂલભદ્રે પહેલાં સાધુ તરફ દૃષ્ટિ કરી. એણે સબળ અને નિરોગી શરીર જોયું, એણે તેજસ્વી ને શાંત મુખ જોયું; જ્ઞાન અને કરુણાથી પૂર્ણ આંખો જોઈ. એણે સમભાવના પરાકાષ્ઠા પર પહોંચેલાં વ્યક્તિત્વનું દર્શન કર્યું.

કચવાએલા સ્થૂલભદ્રની નજરે નવું તેજ દેખાયું. અતિતૃપ્તિને લીધે દુનીઆથી તે કંટાળી ગયો હતો. તે દુનીઆ આ માણસને ખપતી નહોતી એવો ભાસ થયો. ઇર્યાસમિતિના દીન

તેની વાટ જોઈ રહી. પિતા શું હમણાં વિવાહ તોડી નાખશે ? શું થશે ? સેનાજિતનું-તેનું શું થશે ?"

"હાલ તો મારું નૈમિષારણ્ય જવાનું પણ રહ્યું." શતાનીકે કહ્યું.

ગૌરીએ ધાર્યું કોઈ કંઈ બોલ્યું નહીં. તેને શું સેનાજિતનેજ પરાવવી એવું પિતાએ નક્કી કર્યું હતું ? તેને પલ વાર હર્ષ થયો. પણ રાતના જોએલી આચાર્યની અડગ મુખમુદ્રા તેને યાદ આવી. શું આચાર્યે નિશ્ચય બદલ્યો ? એ કેમ બને ?

બંને પુરુષમાંથી કોઈ પણ કંઈ વધારે બોલ્યું નહીં. બે જણ બહાર ગયાં. ગૌરી વીમાસણમાં પડી: એક રીતે તેને નીરાંત થઈ. હમણાં કોઈ સેનાજિત જોડે સંબંધ તોડવા માગતું ન હોતું; એટલે આપત્તિ દૂર હતી. અને પિતા પણ હાલ અહીંઆંજ રહેશે. પછી જે થવાનું હશે તે થશે. તેનો ગભરાટ ઓછો થયો. તેને માથે ઝઝુમતો ભય દૂર ગયા. હજુ વિચાર કરવાનો, કોઈને પુછવાનો ઘણો વખત છે. આચાર્ય તો બે ત્રણ દિવસમાં ચાલી જશે. ક્યારે આવે તે કોણ જાણે ! અને પછી પાછુ બધું હતું તેવું થઈ પણ જાય. સેનજિત બીચારો કેવો દીલગીર દેખાતો હતો ! તેને પરણવાનો કેવો કોડ હતો ! તે કેવો નિરાશ થએલો લાગતો હતો ? તેનો સ્નેહ કેવો નિર્મળ ને અડગ હતો ! તેને શા સારુ છેહ દેવો ? પિતાને આ શી અક્કલ સુઝી ?

સાંજ પડી. તેણે ઉત્સાહથી રાંધવા માંડ્યું. ગઈ કાલનું ઘેરાએલું વાદળ આજે ઉતરી ગયું લાગ્યું. જમતી વખતે તેણે આચાર્યને જોયા. તેના ધીમા ને સ્વસ્થ ડગમાં રહેલી શક્તિ તેણે જોઈ. તેના તેજસ્વી, તટસ્થ આંખોમાં રહેલી, ગહનતાનો પ્રતાપ પ્રસર્યો. તેની જટાથી સુશોભિત ભસ્મથી ઓપતા કપાળની મોહિની તેને અસર કરવા લાગી. શું તે ભગવાન અશ્વિન જેવા લાગતા હતા—કે બાલશંકર જેવા કે યુવાન થએલા બૃહસ્પતિ જેવા ? ગૌરી પીરસતાં પીરસતાં તેના તરફ ચોરી છુપાથી, મર્યાદાભંગ કર્યા વિના જોઈ રહી.

[ આ વાર્તાનો વધુ ભાગ આવતા અંકમાં ]



[illegible] ડાહ્યાભાઈ આણંદજી ચાવડા તરફથી સવિનય સપ્રેમ ભેટ.





પુસ્તક ૧૨ ] ફાલ્ગુન ૧૯૮૪ [ અંક ૬


## ગુજરાત અને યુગધર્મ

# ઉગતી પ્રજાને



**સમાજ** કે ધર્મે ઘડેલાં બીબાંમાં રહી નિશ્ચેતન ઢીંગલીઓ બનશો મા. તપથી શક્તિ મેળવજો, ભાવનાથી શુદ્ધિ મેળવજો. અભ્યાસથી કાર્યદક્ષતા મેળવજો; જ્ઞાનથી સંસ્કાર સમૃદ્ધ કરજો; છે તેજ જીવનમાં રસ કેળવી ઉલ્લાસ અનુભવજો; —અને આમ ઘડાયેલી માનવતાને વ્યક્ત કરજો—શબ્દમાં, વિચારમાં, ચારિત્ર્યમાં ને કર્તવ્યમાં, —કોઈનો ભય રાખ્યા વિના, કશાની અમલ રાખ્યા વિના. ગુજરાતને મહાન રાષ્ટ્ર થવું હોય, સંસ્કારનો મંત્ર ફેરવવો હોય તો તેની ઉગતી પ્રજાને આ માનવતા સર્જાવવી પડશે.

—કનૈયાલાલ મુનશી.

'કુમાર' આષાઢ '૮૩ ના અંકમાંથી.



"દેવ! કૃપાનાથ! મને સ્થૂલભદ્ર પાછો બોલાવી આપો"

—ભગવાન કૌટિલ્ય · પૃષ્ઠ ૫૪૦




લેખક:
રા૰ કનૈયાલાલ માણેકલાલ મુનશી,
પ્રમુખ, સાહિત્ય સંસદ.

ચિત્રકાર
રા. જગમોહન મિસ્ત્રી

---

**સમય:**
ઈ. સ. પૂર્વે ૩૨૦ ની આસપાસ

**સ્થલોની માહીતી**

**પાટલીપુત્ર, કુસુમપુર, રાજગૃહ** — પુરાતન મગધનું પાટનગર હાલ પટણા છે તેની પાસે

**તક્ષશિલા.** અફઘાનીસ્થાન આગળ આવેલું વિદ્યાને માટે વિખ્યાત હીંદુ રાજાનું પાટનગર.

---

**ક્રમવાર આવતાં પાત્રો**

**રાક્ષસ.** મગધના નરેંદ્ર હિરણ્યગુપ્તનો મંત્રી

**વક્રનાસ....** મગધના નરેંદ્ર હિરણ્યગુપ્તનો અમાત્ય.

**સુમોહા.....** તક્ષશિલાના રાજા સુબાહુની પુત્રી ને હિરણ્યગુપ્તની રાણી

**હિરણ્યગુપ્ત, ધનનંદ** — શુદ્ર મહાપદ્મ નંદનો વંશજ અને પાટલીપુત્રનો ચક્રવર્તી રાજા.

શેષ...ક્ષુલ્લક માલ્લનોના દૂત પ્રણિધિ.
આંભિ...તક્ષશિલાને યુવરાજ ને સુમોહાનો ભાઇ.
ભિખ્ખુ યશ...પૂર્વાશ્રમે કામંદકનો પુત્ર.
સેનાજિત......હિરણ્યગુપ્તના અંતઃપુરના સૈન્યનો અધ્યક્ષ.
ગૌરી........સેનાજિતની પ્રિયતમા.
મૈનાકી......મહામાત્ર દર્શકની પત્ની.
આચાર્ય શકટાલ...ગૌરીના પિતા.
વિષ્ણુગુપ્ત...આભિનો ગુરુબંધુ.
પ્રમંડક } ...આચાર્ય શકટાલના શિષ્યો.
કકુ }
શ્રીયક... } ...આચાર્ય શકટાલના પુત્ર.
સ્થૂલભદ્ર }
કોશા...પાટલિપુત્રની વિખ્યાત ગણિકા.

## આગલાં પ્રકરણોનો સાર

વાર્તા ઇ. સ પૂર્વે ૩૨૦ ના આસપાસના સમયથી શરૂ થાય છે. મહાપદ્મ નંદના રાજ્યાભિષેકને એકાણું વર્ષ થયાં હતાં; અને તેનો પૌત્ર હિરણ્યગુપ્ત 'સર્વાર્થસિદ્ધિ'નું બીરુદ ધારી, મગધને સિંહાસને વીરાજતો હતો

નરેંદ્રના ભુવન તરફ મંત્રી રાક્ષસ કેંક સમાચાર લેઇ આવ્યો. અંતઃપુરના રક્ષક સેનાજિતને તેણે નરેંદ્ર સંબધી પુછપરછ કરવા માંડી ત્યાં મંત્રી વક્રનાસ મળ્યો.

મંત્રી રાક્ષસે આંભિ કેમ ગામમાં આવવા ના પાડનો હતો અને આંભિનો બ્રાહ્મણમિત્ર ચાણાક્ય શકટાલને ત્યાં ગયો તેની વાત કરી. અને તેઓ અંતઃપુરમાં ગયા.

અંતઃપુરમાં નરેદ્રની મહાદેવી સુમોહા આ અંતઃપુર ને રાજ્ય, રાજા ને ચાકરોથી કંટાળી વીમાસણ કરતી હતી, ત્યાં રાજાને મંત્રીઓ તેને મળવા જાય છે.

રાજા સુમોહાને હસીને તેનો ભાઇ આંભિ આવ્યાના સમાચાર આપે છે ને મનમાં રહેલા કે તરકટને સાધવા નિર્દેષ સુમોહા પાસે આંભિને આમંત્રણ અપાવે છે.

હિરણ્યગુપ્તના અંત.પુરનો અધ્યક્ષ સેનાજિત પચ્ચીસેક વર્ષનો છે. તે દેખાવડો છે, અનાળી ને કર્તવ્યપ્રિય છે. તે સુમોહાને કુમાર પ્રાગ્જ્યોતિષ તરફ ગયાના સમાચાર આપે છે સુમોહા તેની ભાવિ પત્ની વીશે પુછે છે. સેનાજિત પોતાની પ્રિયતમાને મળવા અંધીરા બની ઘર તરફ જાય છે. એના ઘરમાં એ એક અજ્ઞાત કેદીને ખાવાનું આપવા જાય છે. અજ્ઞાત કેદીને વિષ્ણુગુપ્ત નામના બ્રાહ્મણ આવ્યા ના સમાચાર આપે છે. અજ્ઞાત કેદી એને ચેતવણી આપે છે 'આવતી પૂર્ણિમાએ તે નાસી જશે.'

સેનાજિત વાતચીત પુરી કરી ભોંયરાનું બારણું બંધ કરી ઉપર આવ્યો. તેના મનમાં ગૌરી ને શકટાલના અનિવિનાજ વિચારો ઘોળાયા કરતા હતા.

તેનું હૃદય શકટાલને ત્યાં જઈ એની પ્રિયતમા ગૌરી અને વિષ્ણુગુપ્તને મળવા અધીરું થઈ રહ્યું હતું. તેણે જવાનો નિશ્ચય કર્યો ને નીકળ્યો.

સેનાજિત અશ્વિનોને મંદિર દર્શન કરવા ગયો હતો: મગધના મહામાત્ર સંનિધાતાનું તેને

નિમંત્રણ આપ્યું. તે ત્યાં ગયો. દર્શક જુવાન પત્નીના ઘરડા પતિઓમાં પ્રચલિત રોગને હંમેશાં વશ હોવાથી એ પોતાની સ્ત્રી પાછળ ગાંડો થઈ ફરતો. સેનાજિતને જોતાં દર્શકે પોતાની પત્ની મૈનાક્ષીને કંઈક અકથ્ય રોગ થયો છે એવું કહ્યું અને તે રોગ મટાડવા તેને વીનંતી કરી.

સેનાજિત મૈનાક્ષીને ઓળખતો હતો. તેણે ધીમે ધીમે મૈનાક્ષીને ગામમાં નવા આવેલા પુરુષના, કુમારના પ્રાગ્જ્યોતિષ તરફ ગયાના સમાચાર વગેરે આડકતરી રીતે કહી મૈનાક્ષીના રોગના ઉપચારો અજમાવવા માંડ્યા. આથી તેની તબીયત સુધરી જાય છે, અને સેનાજિત ચાલી જાય છે.

મૈનાક્ષી સંનિધાતાને રાજગૃહમાં વદાય કરે છે અને સુકેતુને બોલાવે છે.

સુકેતુને મૈનાક્ષી વિષ્ણુગુપ્તના અને કુમારના સમાચાર જણાવે છે અને એ વિષ્ણુગુપ્ત કોણ છે તેની ચર્ચા કરે છે.

શકટાલને ત્યાં વિષ્ણુગુપ્ત આચાર્યને મળવા સિદ્ધ ક્ષપણક, રાક્ષસમંત્રી, ક્ષુદ્રક માલવોના દૂત મણિધિ વગેરે આવવા લાગ્યા. આજે આ સત્તામાં અશાંતિ ને કૈંક નવીનતા પથરાઈ રહ્યાં હતાં. સેનાજિત પણ મળવા આવ્યો. પરંતુ તેની ગૌરીના જે ઘરમાં તે વગર રજાએ જઇ શકતો તે ઘરમાં પ્રવેશ કરવા આજે તેને રજાની વાટ જોવી પડી. આ અપમાનથી એનું હૃદય આકુળવ્યાકુળ થઇ ગયું. તેણે મન પરનો કાબુ ગુમાવવા માંડયો. છેવટે અગ્નિહોત્રી પણ આચાર્યનાં દર્શને આવી પહોંચ્યા. ત્યાં બારણા આગળ એક યુવાન તપસ્વીને જોઈ તે થોડી વાર થંભી ગયા; આખરે અગ્નિહોત્રીએ એને પોતાના પુત્ર કહુ તરીકે ઓળખી કાઢયો.

સેનાજિત શકટાલને જઈ મળે છે. તે એની લગ્નતિથિ નક્કી કરવા કહે છે. ઉત્તરમાં શકટાલ કહે છે જે દિવસે મહારાજ નંદ તેને નૈમિષારણ્ય જવાની રજા આપે તે દિવસે લગ્નતિથિ. વિષ્ણુગુપ્ત અહીંના બ્રાહ્મણોની અધમ દશાથી ગભરાતા થાય છે. જ્યાં બ્રાહ્મણોની અવગણના થતી હોય ત્યાં બ્રાહ્મણોએ ન વસવું એમ કહે છે. ને બધાને આ સ્થાન છોડી જવા પ્રેરે છે.

મૈનાક્ષી વિષ્ણુગુપ્તને ગુપ્ત રીતે મળે છે. ને કુમાર ચંદ્રગુપ્તનો પત્તો નથી, અહીંનું જીવન તેને અકારું થઇ પડયું છે એમ જણાવી મદદ માગે છે. ઉત્તરમાં વિષ્ણુગુપ્ત આ દેશ છોડી ચાલી જવાની તૈયારી કરી આવવા કહે છે.

શકટાલ વિષ્ણુગુપ્તને સેનાજિત સાથેના ગૌરીના વિવાહની વાત કરે છે. વિષ્ણુગુપ્ત આશ્ચર્ય પામે છે ને આ લગ્નનો સખત વિરોધ કરે છે. શકટાલ પુછે છે: 'તું એને પરણીશ?' વિષ્ણુ ગૌરીને જગાડી બોલાવે છે ને તેને પ્રશ્ન પુછે છે. ગૌરી આખરે નિશ્ચય કરે છે 'વિષ્ણુગુપ્ત ને હું વરીશ'

નરેંદ્રદેવ ઉંઘમાંથી ઉઠે છે ને સેનાજિત, રાક્ષસ તથા વક્રનાસ પાસેથી બધા સમાચાર જાણે છે. વિષ્ણુની વાત સાંભળી તેને દૂર કેમ કરવો તેનો ઘાટ ઘડે છે.

આંભિ તેની બહેન સુમોહાને મળવા આવે છે. બહેન દુઃખી છે ને તેની સાથે તક્ષશિલા આવવા માગે છે એમ સમજી જાય છે. નરેંદ્રદેવ ત્યાં જ મળે છે. આંભિ સાથે વાત થતાં સુમોહાને એનાં માતાજી માંદાં છે તેથી તક્ષશિલા જવા દેવાં એમ નક્કી થાય એટલામાં સમાચાર આવે છે કે ગૌતમ ઓવારે નવા આવેલા બ્રાહ્મણે કોઇ સૈનિકને માર્યો. નરેંદ્રદેવ રાક્ષસને આ બાબતમાં તપાસ કરવા જવા આજ્ઞા કરે છે. આંભિ તેની સાથે બહાર જાય છે

આંભિ ને રાક્ષસ ઝપાટાબંધ ગૌતમ ઓવારે જઈ પહોંચ્યા. આચાર્યને મળ્યા. શૌનકને એક સ્થાનિક હેરાન કરવા મથેલો. આચાર્યે દૂરથી તેને એકૈં કર્પણ વડે વીંધી નાખ્યો હતો. સ્થાનિક જુઠું બોલતો હતો. ને મળેલી ઠઠ આચાર્યની હીંમત વગેરે જોઇ રાજાની વિડંબના કરતી હતી. રાક્ષસ વગેરે શૌનકને લઈ ભિખ્ખુ યસની ઝુંપડીએ ગયા. શૌનકને યસે ઉપચાર કર્યો. ને આંભિની જિજ્ઞાસા સંતોષવા ભદંત યસે ગૌતમ ઓવારાની કથા કહેવા માંડી.

ગૌરી ઉપરાઉપરી બનતા અદ્ભુત બનાવોથી કંટાળી ગઇ હતી ગભરાઈ ગઇ હતી પોતે શો નિર્ણય કરે ? તેને કોઈ સલાહકારની જરૂર હતી તેનો એક ભાઈ સ્થૂલભદ્ર કોશા ગણિકાને ત્યા પડયો પાથર્યો રહેતો તે સમર સાધી ત્યા તેને મળવા ગઈ અણધાર્યા બનાવથી સ્થૂલભદ્રમા એકદમ નવુ ચેતન આવ્યુ તે કોશાને ત્યજી ચાલી નીકળ્યો ને અંતે એક મહાવીરના અનુયાયી સાથે દીક્ષા લેવા ચાલી નીકળ્યો

ગૌરી અહીંથી ભગ્નાશ થઇ ઘેર ગઈ સેનાજિતે આવી શકટાલને કહ્યુ 'નરેન્દ્રદેવે આપને નૈમિષારણ્ય જવાની રજા આપી છે પણ લગ્નની તિથિ મહાદેવી પીએરથી પાછા આવે ત્યાર પછી નક્કી થશે'

આ સાભળી શકટાલે નૈમિષારણ્ય જવાનુ મુલતવી રાખ્યુ

ગૌરીને સંકટનુ વાદળ દૂર થયુ હોય એમ લાગ્યુ તેણે સાજના બધાને ઉત્સાહભેર રાધી જમાડવા માડયુ

(હવે આગળ વાચો)

## પ્રકરણ ૨૨ મું—(ચાલુ)

### જેમાં પોતે કોને પરણશે તે ગૌરીને સમજાતુ નથી

ત્રણ બ્રાહ્મણો બેઠા હતા—આચાર્ય, પ્રમડક ને શકટાલ તેના પિતાને તે રોજ જોતી હતી, અને એક મહાત્મા તરીકે પુજતી હતી પ્રમડકનુ ભગ્ન મુખ માન ઉપજાવે એવુ હતુ અને છતા આચાર્યની આખમાથી, મુખ પરથી, અવાજમાથી, શબ્દોમાથી એવુ શુ પ્રસરતુ હતુ કે જેથી તેને પોતાનુ વીસરેલુ બ્રાહ્મણત્વ યાદ આવ્યા કરતુ હતુ ? તેણે જે કારમા શબ્દો કહ્યા હતા તે તેના હૈયા પર જખાએલા હતા "શિલાતલની શય્યા, ભિક્ષાપાત્ર, મૃગચર્મ ને વિભૂતિ" આ ક્ષુદ્ર શબ્દો એની હાજરીમા કેમ ભવ્ય બનતા હતા ?

"કાલે રાતથી નદરાજ સમાજ રચે છે" તેણે ગૌરી તરફ જોયુ "ગૌરી ! તુ કોઇ દિવસ સમાજમા ગઇ છે કે ?"

"નાનપણમા ગઇ હોઇશ" ગૌરીએ કહ્યુ અને તેને વિચાર આવ્યો પદભ્રષ્ટ અમાત્યની કન્યાને સમાજમા સ્થાન કેવુ ?

"આજે આચાર્ય દેવે સેનાજિત પાસે વચન લીધુ છે કે એની બહેનની જોડે તને લઇ જાય અભિકુમાર આવ્યો તો સારુ સકેતને સમાજ જોવા તો મળશે કેમ આચાર્યદેવ !"

"હા સેનાજિતે લઇ જવાનુ વચન આપ્યુ છે" શકટાલે કહ્યુ ગૌરીનુ હૈયુ હરખી રહ્યુ જે સમાજ જોવા દુનીઆના લોક આવે ત્યા તે જવાની ! અને સેનાજિતની બહેનની જોડે–તેની ભાવિ નણદ જોડે !

'આવતી કાલે રાતથી શરુ થશે; કાલે સાજે સેનાજિતની બહેનનો રથ આવશે, જો એના નરેંદ્રદેવની રજા હશે તો"

"કેટલા દહાડા ચાલશે ?" ગૌરીએ કહ્યુ.

"ચોથની રાત, પાચમ ને પાચમની રાત, છઠે સવારે પુરો થશે અને અમે જઇશુ." વિષ્ણુગુપ્તે કહ્યુ, 'પણ ગૌરી ! હુ પાછો આવું ત્યા સુધી એક વાત ધ્યાનમા રાખજ઼ે–ની મારા આચાર્ય ને તારા પિતા–તેની સેવા કરજે. તારા જેવી આર્ય પુત્રીને શુ કહેવુ પડે ? હુલીશ મા કે પૃથ્વી પર એકજ રાજનીતિ છે–અને મગધમાં એકજ બ્રાહ્મણ છે 'શકટાર્ન અચાર્ય !"

"તેની તમે ફીકર રાખશો નહીં." શરમાતાં શરમાતાં ગૌરીએ કહ્યું.

"આચાર્યદેવ!" ઘણીજ મમતાથી વિષ્ણુગુપ્તે કહ્યું; "ગૌરીનું હૃદય સુકુમાર છે, એની બુદ્ધિ હજુ ઘડાય છે. શકટાલની પુત્રીત્વનું ગૌરવ એને ધીમે ધીમે સમજાતું જાય છે. ગૌરી!" એકદમ ગૌરી સામું જોઇ વિષ્ણુગુપ્તે મીઠાશથી કહ્યું; "આજ્ઞા ઉલ્લંઘી માટે આચાર્ય દેવની ક્ષમા માગી?"

ગૌરીની આંખે અંધારાં આવ્યાં. વિષ્ણુગુપ્ત શું કહેતા હતા? એ અશ્વિનો! શું પોતે કોશાને ત્યાં ગઇ તે જણાઈ ગયું?

શકટાલે વિષ્ણુગુપ્ત સામું જોઇ રહી મુગે મોઢે પ્રશ્ન કર્યો.

"આજે ગૌરી જરા ક્ષુબ્ધ હતી. તે આપની આજ્ઞા ઉલ્લંઘી સ્થૂલભદ્રને મળી આવી."

ધરતી ફાટી હોય એમ ગૌરી ફાટી આંખે જોઇ રહી. વૃદ્ધ શકટાલનું આંખો વિનાનું મુખ ગૌરીને પોતાની ઉગ્રતાથી નિઃશબ્દ ઠપકો આપી રહ્યું. ગૌરીની આંખમાંથી આંસુઓ ચાલી રહ્યાં.

"આચાર્યદેવ! એને ક્ષમા કરો સહોદરની પ્રીત કૈં વીસરાય છે? સારું થયું" વિષ્ણુગુપ્તે સ્નેહાળ અવાજે બોલવું ચાલુ રાખ્યું. "ગૌરીએ એની પશુતા પોતાની નજરે જોઇ."

"ફરી જતી નહીં" શકટાલે સખત અવાજે આજ્ઞા કરી.

"આચાર્યદેવ! ગૌરી તમારી પુત્રી છે. શુક્રાચાર્યની પુત્રી દેવયાનીની કીર્તિની સ્પર્ધા કરે એવી છે. એ ફરી એવું નહીં કરે. એને કોઇનો પણ સહચાર નથી; એ પણ જીવ ગુંગળાય ત્યારે શું કરે? ને ફરી સ્થૂલભદ્ર મળવાનો નથીઃ ગૌરીનાં દર્શનથી એનો ઉદ્ધાર થયો લાગે છે. ગણિકાને એ બપોરનો છોડી ગયો છે અને તે બેઠી બેઠી હવે હાથ ઘસે છે."

ગૌરી એભાન બંની જોઇ રહી. બધા જમીને ગયા પણ એને વિચારે કરવાની સ્વસ્થતા આવી નહીં. એ ભાનમાં આવી ત્યારે વિષ્ણુગુપ્તની શક્તિનું સ્મરણ કરતાં ભયવ્યાકુળ બની. આ પ્રતાપી પુરુષની પત્ની થવાનું સદ્ભાગ્ય તેના લલાટે લખાયું હતું? તો પછી સેનાજિતનું શું?...અને કાલે તેને સેનાજિત તેડવા આવવાનો!

રાત પડી. કામકાજ પરવારી ગૌરીએ સુવાની તૈઆરી કરી. આગલા ખંડમાં શકટાલ ને પ્રમંડક જોડે આચાર્યે ધીમે ધીમે વાત કર્યા કરી. તે ઉંઘી ગઇ.

કેટલી વાર તે ઉંઘી તેની ખબર રહી નહીં; પણ કોઇએ પાછલું બારણું ઠોક્યું. પ્રમંડકે આવી તે ઉઘાડયું, અને કોઇ બેજણ આવ્યા. ઝાંખા દીવાના અજવાળે, એક તો સુકેતુ જેવો લાગ્યો; બીજો કોણ હતો તે ઓળખાયો નહીં. તે બંને બહારના ખંડમાં આચાર્ય જોડે વાત કરવા ગયા અને પોતાનાં પોટલાં ત્યાં મુકતા ગયા.

આમ બધા આવશે ને નરેંદ્રને ખબર પડશે તો? ગૌરીને ધ્રાસકો પડયો, પણ શું કરવું? તે પથારીમાં માથું નાખી પડી રહી.

બે ત્રણ નાલિકા સુધી અંદર વાત-ચાલી રહી; અને સુકેતુનો સાથી અંદર આવ્યો. અડધી ઉંઘેલી ગૌરી તેને ઓળખે તે પહેલાં તે એક કુદકે તેની પાસે આવ્યો, અને તે બુમ મારે તે પહેલાં તેને વળગી પડયો.

"ગૌરી! મને ઓળખી કે?" તેનો અવાજ આનો હતો. તેના હાસ્યમાં વિજયનો ધ્વનિ હતો.

ગૌરીએ આંખો જોઇ, કપાળ જોયું, હોઠ જોયા. વાળની ભવ્ય ગ્રંથિ જોઇ. પાટલિપુત્રમાં

એકજ જણ એ બંધાનું ધણી હતું. "કોણ સેનાજીના!"

"છાની મર" હેતથી તેને દબાવી મેનાકી બોલી.

---

## પ્રકરણ ૨૩ મું

### જેમાં ગૌરીને મિત્ર સાંપડે છે

સંનિધાતાની સ્ત્રીનું પુરુષના વેશમાં લાલિત્ય હજારઘણું ઓપતું હતું. તે હર્ષથેલી દેખાતી તેનું મોં હસ્યા કરતું અને તેના ગાલના ખાડા ઉંડા ને ઉંડા પડ્યાજ જતા. તેના લાલ હોઠ વધારે લાલ થતા હતા. તેનું પ્રૌઢ સ્ત્રીત્વ અત્યારે વિજયના તોફાનમાં મસ્ત બન્યું હતું.

"ગૌરી! ગૌરી!" મને શકટાલ આચાર્ય ઠપકો દેતા હતા કે હું તારી દરકાર કરતી નથી. બહેન! તું એમ એકલી પડી રહે તે કેમ ચાલે?" જાણે અનેક વર્ષની મૈત્રી હોય તેમ તે બોલી.

ગૌરી વિસ્મિત થઇ ગઇ. કોઇ અપ્સરા વિમાનમાં વિહાર કરતી ફરે તેમ તેણે સંનિધાતાની લાવણ્યવતી સ્ત્રીને ગોખે, ઝરુખે કે નદી પર હીરામાં ચમકતી, દૂરથી જોઇ હતી. પદભ્રષ્ટ શકટાલની પુત્રીને તે ઓળખે છે કે નહીં તેની પણ તેને ખાત્રી ન હતી. તે આમ ઘેલી કેમ બની ગઇ? આ ભાવ તેના ગર્વિષ્ઠ હૈયામાં કયાંથી પ્રગટયો?

"ગૌરી! શું વિચાર કરે છે? મને કહે, શું થાય છે? તું પેલી ગણિકાને ત્યાં ગઇ? મને કહેવું હતું ને?"

ગૌરી શરમાઇ ગઇ. તેના પિતાએ એ વાત આને પણ કરી! "મેં ભુલ કરી."

"અંહ ચાલો" મૈનાકીનો ઉત્સાહભર્યો અવાજ આવ્યો. "એમાં થઇ શું ગયું? માણસ ગુંચવાય ત્યારે બીજું શું કરે?"

ગૌરીને આ પ્રશ્નમાં વિષ્ણુગુપ્તના શબ્દનો ધ્વનિ સંભળાયો. આ ગર્વિષ્ઠ સ્ત્રી શું તેને ખરે ખરી મદદ કરવા આવી હતી? કે કંઈ કામસર, તેને ફોસલાવતી હતી?...કે...કે વિષ્ણુગુપ્તની પ્રેરણાથી આમ કરતી હતી?

"મારે ગુંચવાવું શું કામ?" ગૌરીએ પુછ્યું.

મૈનાકીના હોઠ, મજાકમાં ગુસ્સાથી ખીડાયા. "જો જુઠું બોલી કે? ગૌરી હું બધું જાણું છું. ખબર છે? હું તારે માટે તો શકટાલ આચાર્ય જોડે લઢી." તેણે આશ્વાસન આપ્યું.

"શું કાન?"

"આમ ને આમ તને એકલી રાખી મુકે. ...ને સેનાજિત તને પ્રિય હોય તો તેને વરજે. હમણાં તો કંઇ નથી."

"શું તેના પિતાએ બધી વાત આને કહી દીધી? ગૌરીએ વિચાર્યું. અને છતા આ સ્ત્રી હેતાળ હતી એ શા માટે દગલબાજી કરે? આવી વિખ્યાત ને સુંદર સ્ત્રી તેની સહચરી થાય એથી વધારે સદ્ભાગ્ય બીજું કયું? તેને વાત કરવાનો વીસામો નહોતો ત્યાં આ ઇંદ્રાણી સમી જાજ્વલ્યમાન મિત્ર કયાંથી?

"દેવી! મને કંઇ સમજ પડતી નથી. પિતાજી અને બધાં સુખી થાય એમ મારે કરવું છે. પણ રસ્તો કોણ દેખાડે?"

"હું દેખાડીશ જરા ગભરાતી નહીં. હું

સાંજે બપોરે મારે ત્યાં આવજે, હું શિબિકા[1] મોકલીશ."

"તમે ક્યાં તસ્દી લેશો!"

મૈનાકી હસી. એના હાસ્યની રમણીયતાના તરંગો તે ખંડમાં પ્રસરી રહ્યા. "હું જાતે ઉંચકવાની ખરીને" કહી તેણે ગૌરીને એક તમાચો માર્યો. "જો; ને સાંજે તો સેનાજિત તને લઈ જશે–સમાજમાં. હું પણ જવાની છું. ત્યાં મળીશું."

"તમે પણ જવાનાં છો?" હરખભેર ગૌરી બોલી

"મારા વગર પાટલિપુત્રનું રાજ્ય ચાલવાનું છે કે?" ગર્વથી હસીને મૈનાકીએ કહ્યું: "તું તો સેનાજિતની બહેન સાથે જશેને? સારું. એ લોકોને પણ એ ળખાણ થશે."

"તમે તો બધુ જ જાણતાં લાગો છો!"

"ત્યારે! હું કોણ?" પાછી મૈનાકી હસી. જાણે પાટલિપુત્રનું રાજ્ય એનુંજ હોય એમ તે અત્યારે હસતી. આ તેજસ્વી સ્ત્રીની ભભક જોઈ ગૌરી અંજાઈ ગઈ. "બોલ તું શુ પહેરશે? મારે ત્યાં આવશે ત્યારે વસ્ત્રાલંકાર આપીશ."

"નારે! મારે શુ કરવાં છે?" ગૌરીના મનમાં શબ્દો સંભળાયા: "શિલાતલની શૈય્યા, ભિક્ષાપાત્ર, મૃગચર્મ ને વિભૂતિ."

"અરે કે ચાલે? હું એવાં સરસ આપીશ. ને તું એવી સુંદર દેખાશે!"

"હું તો ઠીક છું. પણ તમે કેવાં લાગશો તે મારે જોવુ છે."

"જોજે મોડી પડતી" મૈનાકીએ કહ્યું. "ગૌરી! હું આ પુરુષવેશમાં કેવી લાગુ છું?"

"કોઈ તમને પુરુષ માની શકે તેમ નથી. તમારો ચોટલો ને આંખો તરત પકડાઇ આવે" ઉભરાતા હેતથી ગૌરીએ કહ્યું.

"તું પણ મોડી પડી છે હોં, યાદ રાખજે."

"હું સંનિધાતા હોઉં તો—"

મૈનાકીના મોં પરથી હર્ષ જતો રહ્યો. તેણે ભ્રૂભંગ કરી મોં મચકોડ્યું. ગૌરીનું વાક્ય અધૂરું રહી ગયું.

"ચાલ હવે જાઉં" મૈનાકી ઉઠી.

"આવજો દેવી!", તેણે ઉમળકાથી કહ્યું.

"કંઈ બીજું કહેવું છે?"

થોડીવાર તેણે વિચાર કર્યો અને આખરે મૈનાકીએ બતાવેલા હેતથી તે મુક્ત બની; અને હૃદય ખોલવા બેઠી.

"દેવી! સેનાજિત કેવો લાગશે?"

"ફક્કડ! કાલે એનો ભભકો જોવા જેવો થશે. તુ હૃદય કાબુમા રાખજે."

ભોળી ગૌરીના હૃદયનાં ઢાકણ ઉઘડ્યાં તે બંધ થાય એમ નહોતાં.

"તમારે ત્યાં આવે છે?"

"હા. રોજ."

"એની બહેન કેવી છે?"

"જોવા જેવી. મોટા રુનો ઢગલો છે. પણ ભલી બાઈ છે. તને ગમશે ખરી."

"મને બહુ બીક લાગે છે."

"તારા પિતા તો બીક માત્રને ગળી બેઠા છે, ને તું કેમ આમ ઢીલી પોચી છે?"

"કોણ જાણે? ને દેવી! બધામાં રુપાળું કોણ હશે?"

"રુપાળું! અરે મૂર્ખી! તેં પણ ખબર નથી?"

"કોણ તમે?" હસીને ગૌરીએ પુછ્યું.

"તે તને હજી ખબર નથી? પાટલિપુત્રમાં મારાથી કોઇ રુપાળું થાય તો તેના વાળ પીંખી નાખું" કહી મૈનાકી ફરીથી હસી.

"—ને એક બીજું પુછું!" પિતાજીએ

[1] પાલખી.

આ શું માંડયું છે ?" ગૌરીએ ધીમેથી પુછ્યું

"હું કાલે કહીશ. હવે જાઉં." કહી મૈનાકી જવા લાગી.

"પણ દેવી ! જરાક ઉભાં રહો. મારો જીવ ગુંગળાયા કરે છે ?"

"શું છે ?"

"તમે આચાર્યને મળ્યા ?" છેક ધીમેથી ગૌરીએ પુછ્યું.

મૈનાકી ગંભીર થઇ ગઇ "કોને ? તારા પિતાને ?" તેણે વાત ઉડાવી.

"ના. તક્ષશિ—" કહી ગૌરીએ નજર આગલા ઓરડામાં કરી.

મૈનાકી બોલી નહીં.

"કેમ બોલતા નથી ?"

"કહું ? ગૌરી ! મનમા રાખજે" મૈનાકીએ ધીમે ને ગભીર સ્વરે કહ્યુ, "એ આચાર્ય માણુસ નથી—"

"હેં !"

"—દેવ છે" પૂજ્યભાવથી મૈનાકીએ કહ્યુ.

ગૌરીએ નિઃશ્વાસ મુકયો ને નીચું જોયું.

"ગૌરી ! તારા લગ્નને વિચાર કરે છે ? સેનાજિત કે આચાર્ય ? મૂર્ખી ! હું તારી જગ્યાએ હોઉ તો શુ કરું ખબર છે ?".

"ના."

"ચોરાશી લાખ ભવમા દરેક ભવે સેનાજિત મળે તોએ આચાર્ય માટે વાટ જોયાં કરું." તેણે ભયંકર ગાભીર્યથી કહ્યુ.

ગૌરીએ મૈનાકીની ગંભીર આંખો જોઇ, શબ્દ સાંભળ્યા; તેનો અર્થ સમજ્યો; અને ઢગલો થઇ પથારી પર પડી.

મૈનાકી મુગે મોઢે ત્યાંથી બહારના ખંડમાં ગઇ, અને થોડી વારે સુકેતુને લઇ ચાલી ગઇ.

ગૌરીને થોડી વારે આવતી કાલના ઉત્સવના વિચારો આવ્યા. સારા કપડા પહેરી, સેનાજિતની બહેનની જોડે જવાના ખ્યાલો કરતી તે ઉંઘી ગઇ.

## પ્રકરણ ૨૪ મું

### જેમાં સંનિધાતાને પાતે રાજનીતિજ્ઞ છે એવી ખાત્રી થાય છે

બીજે દહાડે સવારે નરેંદ્રદેવ ઉઠયા કે તરત સનિધાતા દર્શક તેમને મળવા આવી પહોંચ્યા.

સંનિધાતા આજે ઘણાજ આનંદમાં હોય એમ દેખાતુ હતું તેમની આખો હરખથી પટપટી રહી હતી. તેમનો હાથ ફુડ પર જઇ પડતો, અને તેમના હોઠો હસ્યાંજ કરતા.

વાત ઘણીજ ગભીર હતી અનેક વર્ષો થયાં, તેમની તીવ્ર બુદ્ધિ છતા, નરેદ્રદેવ રાજ્યના સબધમા તેની સલાહ પુછતા નહીં. ધનની બાબતમા તે માનીતા હતા, રાજનીતિની બાબતમાં તેમનો હીસાબ નહોતો. આ વાત તેમને ઘણીજ સાલતી. એટલુજ નહીં પણુ આ વાતથી તેમના મનમા ડર પેઠો હતો કે એમનું મગજ રાજનીતિમા બરોબર ચાલતું નહોતું.

આજે સવારે તેમના મગજમાં એક મહાન વિચાર આવ્યો. એ વિચાર એમનોજ હતો કે એમની મૈનાકીનો તે વીશે તે સ્પષ્ટ નહોતા. પણુ એને પુરેપુરો ગોઠવી કાઢયો તો તેમણેજ. ના. ના. એ વિચાર તેમનો પોતાનોજ હતો.

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૫૩૭]



# : : : : : હીંદનું પશુધન : : : : :

———o———

લેખક:
રા. ડુંગરસી ધરમસી સંપટ

———o———

પંજાબના પશ્ચિમ ભાગ તથા સિંધના કેટલાક જીલ્લાઓ મુકીને બાકી આખા હીંદમાં સર્વે સ્થળે શીંગડાંવાળાં પશુઓથી ખેતરોમાં ખેડ કરી વાવણી કરવાનો રીવાજ છે. યુરોપના કેટલાક પ્રાંતો, ઓસ્ટ્રેલીઆ, અમેરીકા ખાતે ઘોડાઓ ખેતીની ખેડમાં ઉપયોગી છે. હમણાંની સદીમાં તો સર્વત્ર વગર યંત્રોથીજ ખેડ કરવામાં અમેરીકાના ખેડુતોએ શરુઆત કરી દીધી છે. અને દરેક મોટા ખેતરમાં ખેડ, વાવણી, કાપણી, નીંદામણી, અને દાણા છુટા કરવા એ સર્વે યંત્રોની મદદથીજ થાય છે. આપણા દેશમા હજારો વરસોથી પશુધનજ ખેતીના કામમા વાપરવામાં આવે છે. અને બળદની સારી જોડ અને એકાદ ગાય સાથે ખેડુત સુખ ચેનથી પોતાના કુટુંબનુ ભરણપોષણ કરી શકે છે હીંદમાં સેંકડો જાતિના, કદનાં, દેખાવનાં પશુઓ ખેતી પાછળ નીભે છે. પરતુ આ વિષયમાં જોઇતો રસ અને ખબરો કોઇ ધરાવતું નથી. જેથી હીંદનું પશુ બળ કેટલે દરજ્જે દિવસે દિવસે ઉતરતું જાય છે; અને બળ, મજબુતાઈ તથા કદમાં તેની અવનતિ થતી જાય છે, તે વિષય અંધારામાંજ રહ્યો છે. આ દેશમા હમણાં શું સ્થિતિ છે? શા માટે પશુધનહીન થાય છે? તેમા કેવા અને કોની મારફતે સુધારા થવા જોઇએ? એ સુધારાઓમા શું અંતરાય છે? અને બીજા દેશોમાં કેવી અને કેટલી પ્રગતિ થાય છે. અને તેના ઉપરથી આપણે શું બોધ લેવાનો છે. એંજ આ લેખનો વિષય છે.

એ તો નિર્વિવાદ વિષય છે-સર્વે તજ્ઞો

સરકારી અથવા ખાનગી એકજ અભિપ્રાય ઉપર આવ્યા છે કે હીંદનાં પશુઓ દિવસે દિવસે નિર્બલ થતાં જાય છે. છેલ્લી સદીમાં ઋતુ, હવાપાણીની પ્રતિકૂલતા, વિશાલ ગૌચર જમીનનો ખેતીના કામમાં ઉપયોગ, ઉંચી જાતનાં મજબુત જનાવરો પેદા કરવાની લોકોની બેદરકારી, રાજ્ય તરફનું અત્યંત દુર્લક્ષ, જમીનદારો, નવાબો રાજાઓ જેઓ સારાં જનાવરો ઉછેરવા માટે પરસ્પર હરીફાઇ કરતા હતા તેઓનું નભરવાપણું વગેરે અનેક કારણોને લીધે સારાં પશુઓ દિનપ્રતિદિન બહુજ ઓછાં થતા જાય છે. અંગ્રેજી કેળવણી વધી, સાહિત્ય, ધર્મ, સંસાર અને રાજકીય વિષયો સંબંધી જ્ઞાન વધ્યાં. બધી દિશાઓમાં પાશ્ચિમાત્ય સુધારાનું અનુકરણ થાય છે. આપણા પહેરવેષો, રીત રીવાજો પણ યુરોપની ઢબ ઉપર યોજાતાં જાય, પરંતુ સારાં જનાવરો પેદા કરી દેશનું આર્થિક બળ વધારવું તે વિષય ઉપર તો આપણે દુર્લક્ષજ રાખ્યું છે. હમણાં હમણાં એ વિષય ઉપર થોડું લક્ષ અપાવું શરુ થયું છે. પણ પ્રજાનો મોટો ભાગ તો એ પશુ સુધારણા અથવા પશુ પાલન વિદ્યામાં બીલકુલ રસ લેતોજ નથી.

હીંદના જુદા જુદા વિભાગોમાં જુની ઉંચી જાતની જનાવરોની પેદાશ હજી કોઇ કોઇ સ્થળે થાય છે. પરંતુ ચરવાનાં ખુલ્લાં મેદાનોની અછતને લીધે, અને ઉપરા ઉપરી આવતા દુકાળોને લીધે એ જાતો પણ ધીમે ધીમે ઉતરતીજ જાય છે. માઇસોર ખાતે હૈદરઅલી સુલ્તાનની કાળજી, ખંત અને પ્રેમથી 'અમૃતમહાલ' નામની ગાયો અને બળદોની ઉંચી જાત સ્થાપવામાં આવી હતી. રાજ્યની મદદથી હજી એ જાતનાં જનાવરો ઉત્પન્ન કરી નીભાવવામાં આવે છે. મદ્રાસ નેલ્લોર અને કર્નુલ પ્રાંતના ગોવાળોએ ગૌ અને બળદોની સારી જાતો ઉત્પન્ન કરી ઠીક નામના મેળવી છે. પશુ પ્રદર્શનો ત્યાં વારંવાર ભરાય છે; અને તેને લીધે આ ધંધાને ઠીક ઉત્તેજન મળ્યું છે. ગુજરાતનાં ખેડુતોની સંભાળથી ઉછરેલા બળદો પણ હીંદમાં વખણાય છે. પંજાબને હરીયાણા જીલ્લાના મોટા કદનાં બળવાન જનવરોએ પણ સારી નામના મેળવી છે. એ રીતે કોઇ કોઇ સારી જાતનાં જનાવરોને જુદે જુદે ઠેકાણે ઉછેરવામાં આવે છે. પરંતુ સામટી રીતે જોતાં દેશના ખેડુતો સારાં પશુ ઉછેરવામાં પ્રગતિમાન થયા જણાતા નથી. પણ ઉલટા પાછા પડતા જાય છે. જુના દેશી રાજાઓ સારાં પશુઓ ઉછેરવાની બાબતમાં ઘણો રસ લેતા હતા ઘણાં ખરાં રાજ્યોમાં રાજાની જાતીય દેખરેખ નીચે પશુશાળાઓ નીભાવવામાં આવતી. પરંતુ આજે તે વિષય ઉપર દેશી રાજાઓમાં ઉદાસિન વૃત્તિ જોવામાં આવે છે.

સને ૧૮૯૭ થી ૧૯૦૦ સુધીના ત્રણ મોટા દુકાળ જેને આપણી તરફ છપ્પનીઆના કાળ તરીકે ઓળખવામાં આવે છે, તેણે જનાવરોનો બહુ મોટો ભોગ લીધો હતો. વરસાદનો આખા દેશમાં લગભગ તદ્દન અભાવ, ઘાસચારાનો કયાંએ પણ સંગ્રહ નહીં, લોકોની ભવિષ્યને માટે તદ્દન બેદરકારીને લીધે આફત, એકદમ પોતાનાં પુરા જોસથી ત્રુટી પડી. ગુજરાત અને પંજાબનાં ઉંચીજાતનાં ઢોરો તો મોટે ભાગે ખલાસજ થઇ ગયાં. પંજાબના જીલ્લાઓમાં કોઇ ઠેકાણે ૧૭ ટકા અને કયાં કયાં તો ૪૫ ટકા સુધીનાં જનાવરોનો નાશ થઇ ગયો. માત્ર છપ્પનીઆમાંજ રાજપુતાનાનાં ૧॥ કરોડ જનાવરોમાંથી લગભગ ૫૦-૬૦ ટકા જનાવરો ખોરાક અને પાણીના અભાવને લીધે મરી ગયાં. એક દેશી રાજ્ય તો એટલે હદ સુધી સંગ્રહમાં પછાત હતું કે તેના લગભગ ૯૦ ટકા જનાવરો ભુખમરાનો ભોગ બન્યાં. બીજાં દેશી રાજ્યમાં ૭૦ ટકા નાશ પામ્યાં. ગુજરાતનાં ખેડુતોએ પોતાનાં ઢોરો,

શાયરચીલુ વેર્યાં છતાં ૨૦ લાખ જનાવરોમાંથી બહુ મહેનતે ૧૭ લાખ પશુઓ બચાવી શક્યા. રાજ્ય અને પ્રજા આવા ભયંકર સમય માટે આગમચેતી વાપરી શક્યા નહી. આ ઉપરથી ભવિષ્યમાં કેવી રીતે અને કેટલો સંગ્રહ સારી મોસમોમાં ચારાનો કરી રાખવો એ હવે વિચારવા જેવો પ્રશ્ન રાજા પ્રજા પાસે ખડો ઉભો છે. આગળ તેની વિશેષ ચર્ચા કરીશું.

વાયવ્ય પ્રાંત અને બંગાળાનાં ગાયો તથા બળદો કદમાં બહુ નાનાં, નિર્બલ, અને બેડોળ હોય છે. ત્યાં સારી જાતનાં પશુઓનો અભાવજ જોવામાં આવે છે. ગાયોમાં દુધ ઓછું અને બળદોમાં બળ ઓછું. તેથી ખેતીનું લગભગ મોટે ભાગે કામકાજ પાડાઓ અને ભેંસોદ્વારા થાય છે. એ જનાવર ઘણું મજબુત અને ખડતલ હોય છે. કલકતાના નાના રસ્તાઓમા જ્યાં જુઓ ત્યાં માલથી ભરપુર ભરેલ પાડાથી ખેંચાએલાં ગાડાંઓ જોવામાં આવે છે. ભેસોને જગલમાં મુકી જંગલી પાડાઓ દ્વારા સંતતિ પેદા કરી, તેમને પકડી ખેતીના અને ભાર વહનના કામમાં વાપરવામાં આવે છે. ભેંસો દુધ અને ઘી પણ ઘણું આપે છે તેમ કષ્ટ સહન કરવામાં કસાએલી જણાય છે.

સિંધના કેટલાક ભાગોમાં તથા રજપુતાનામાં બળદોને બદલે ખેતી માટે ઉંટો વાપરવામાં આવે છે. ઘાસ પાણીની અછત જેથી બળદો એ સ્થાનોમાં ઉછેરી શકાતા નથી. પણ ઉટો વધારે સહન શકિતને લીધે ત્યાં સારું કામ આપી શકે છે. ઘોડાઓ મારફતે ખેતી કરાવવાની પ્રથા હીંદમાં નથી. તેમ વીલાયતનાં અને ઓસ્ટ્રેલીઆના મોટા કદવાળા મહેનતુ બળવાન ઘોડાઓ હીંદમાં નીપજતા નથી. એટલે ખેતીના બળની ઘોડાની જાત હીંદમાં છે નહીં. ઉત્તેજનના અભાવથી સારા ઘોડાઓ સવારી માટે પણ કોઇકજ સ્થળે તૈઆર થાય છે. અંગ્રેજ સલ્તનતની સ્થાપના પછી લશ્કરી કામ માટે ઘોડાઓની માગ બહુ જુજ રહી. રાજાઓમાં મોટરોનો શોખ વધ્યો. પૈસાદારોમાં પણ સારાં ઘોડાઓના સંગ્રહ પ્રત્યે અભાવ જોવામાં આવે છે. કાઠીઆવાડની ઉંચી જાતની ઘોડીઓ કાઠીઓના દરબારમાંથી ઘટતીજ જાય છે. કચ્છના સારા વખણાએલા ઘોડાઓનું સ્થાન તો હવે માત્ર કવિ દલપતરામની કવિતા "કચ્છી તો ઘોડા ભલાં" માંજ રહ્યું છે.

દક્ષિણમાં નામાંકિત માંવલી લડવૈઆઓની ઘોડીઓ પણ હવે ઉછેરાતી નથી. બંગાળામા અને મદ્રાસમાં ઘોડા કદી ઉછેરાતા નહોતાં અને હમણાં પણ નથીજ. વાયવ્ય પ્રાતના વેંતીઆ ટટુઓ ઘોડાનાં નામને એબ લગાડે છે. હીંદના ઘોડેસ્વાર લશ્કરના અમલદારો સારાં ઘોડાઓનો સંગ્રહ કરવા ઓસ્ટ્રેલીઆ અને યુનાઇટેડ સ્ટેટમાં ભટકે છે. લડાઇ પછી કંઇક સ્થિતિ સુધરી છે. ઘોડાઓ ઉછેરવાનાં ખાતાંઓ પંજાબ, વાયવ્ય પ્રાંત અને બલુચીસ્થાનમા લશ્કરી ખાતા તરફથી ખોલવામાં આવ્યા છે. અને આરબ જાતનાં ઘોડાઓ ઉછેરવામાં આવે છે. હવે ઘોડેસ્વાર લશ્કરમાં પણ નોહફોક અને ઓસ્ટ્રેલીઅન ઘોડાઓને ઠેકાણે આરબ ઘોડાઓ જોવામાં આવે છે. મોટી તોપો તાણવા માટે અને માલ ઉપાડવા માટે તો લશ્કરી ખાતાનાં ખચ્ચરોજ નીભાવવામાં આવે છે. લડાઇ પહેલાં ઘણાં ખરાં ખચ્ચરો યુરોપના જુદા જુદા ભાગોમાંથી લાવવામાં આવતા હતાં પરંતુ લડાઇ પછી પંજાબ ખાતે હીઆર જીલ્લામા ખચ્ચરો ઉછેરવાનું એક મોટું ખાતું લશ્કરીઓ નીભાવે છે.

હીંદના મોટા ભાગમાં બળદોદ્વારાજ ખેતી કરાવવામાં આવે છે. તેઓ શરીરે બહુ ચપળ અને ચંચળ હોય છે. પણ યુરોપના ઘોડાઓને

મુકાબલે ખેંચવાની શકિત અને ભારવાહીપણું ઓછું ધરાવે છે. ખેતરોમાં વારંવાર હળ ફેરવવામાં આવે છે. પરંતુ પુરતી જમીન ઉંડી ખેડાતી નથી. અને હલકી ખેતી થાય છે. બીજા પ્રાંતોના મુકાબલે ગુજરાતનાં ખેતરો ઓછાં ખેડાય છે. બંગાળમાં ચોખાની ખેતી તો મોટે ભાગે પાડાઓ દ્વારાજ થાય છે. નાના છોકરાઓ હાથમાં લોઢાની આરવાળી લાકડીઓ રાખી, એ ભેંસાઓને હાંકે છે. વધારે વરસ દવ ળા ભાગો માં પુરતો ખોરાક મલતો હોય તો ભેંસ ગાયો કરતાં વધારે ફાયદાકારક છે. વધારે દુધ, ઘી આપે છે. અને તડકામાં પણ મહેનત કરી શકે છે. હીંદના ગરીબ લોકોના મોટા ભાગનો નિર્વાહ તો બકરાંના દુધ ઉપર થાય છે. બકરાંઓની સંખ્યા ઘણી મોટી છે. પરંતુ તેમનો ઉપયોગ દુ ર સારુજ કરે છે. ખેતી માટે નકામાં છે.

મધ્ય હીંદ, દક્ષિણ હીંદ, પંજાબના દક્ષિણ ભાગ અને રજપુતાના ખાતે જે સ્થળે ખેતી ઓછી હોય છે અને ચરવાનાં મોટાં જંગલો તથા પાણી પીવાનાં નેસોની સગવડો મોજુદ હોય છે; ત્યાં ભરવાડો, ગોવાળીઆઓ- અને ગુજરો પશુઓનાં મોટાં ટોળાંઓ સાથે ભમેછે. તેઓનું કામ ઢોર ઉછેરનુંજ હોયછે. અને પેઢી દર પેઢી ચાલ્યું આવે છે. હીંદના જુદા જુદા ભાગોમાં દર વરસે મોટાં મેળાઓ થાય છે. એવાં ઢોરો હજારોની સંખ્યામાં વેચાય છે. એ ભરવાડો અને ગુજરો એકજ સ્થળે રહેતા નથી. પણ જ્યાં ચારાની સારી સગવડ હોય છે ત્યાં ધામો નાખી પડી રહે છે. અનાજ [illegible]ઠેકાણેથી લઇ જવા અગાઉ હીંદમાં વણજારો [illegible] સંખ્યામાં નીકળતી. પરંતુ રેલ્વેના વ્યવહાર[illegible] રજપુતાનાના કોઇ [illegible]વાથી વણજારો હવે માત્ર નેલોર, અમૃત મહાલ, [illegible] ભાગોમાં ચાલુછે. હાચી [illegible]રાત અને માલવીની સારી જાતો એ ભરવાડો અને ગુજરો પાસે વંશપરંપરા જાળવી રાખેલી જોવામાં આવે છે. પંજાબના શામવાળ અને ગીરની ભજાન દુધવાળી ગાયો આખા હીંદમાં પ્રસિદ્ધ છે. પરંતુ એ ભરવાડો અને ગુજરો ખરાબ સંજોગોને લીધે અને ખેતીના મોટા વધારાને લીધે ઢોર ઉછેરનો ધંધો મુકતા જાય છે. એ લોકો પાસે ઢોર ઉછેરનું વંશપરંપરાનું સારું જ્ઞાન હોય છે. અને તેઓ સારી જાતના આખલાઓ પાળી મજબુત દેખાવડાં ઢોરો ઉત્પન્ન કરાવી ઉછેરે છે. પરંતુ વખતના વહેવા સાથે એ ભરવાડો ગુજરો અને તેમનું ઢોરઉછેરનું જ્ઞાન કાળના ગર્ભમાં સંતાતું જાય છે. ખેડુતો પાસે સારાં ઢોરો કવચિતજ હોય છે. પણ તેમને ઢોરઉછેરનું વંશ પરંપરનું જ્ઞાન સારું હોતું નથી. તેમ સારા આખલાઓ કોઇ પાળતુંજ નથી જેથી ગામડાંઓમાં સારાં પશુઓ કવચિતજ મળી શકે છે.

ઘેટાંઓનો ઉછેર મોટે ભાગે માંસ માટે અને સાધારણ રીતે ઉન માટે થાય છે. દક્ષિણ અમેરીકાના એસ્ટ્રેલીઆના કે ઇંગ્લંડમાં નોકફોક ખાતેના પુષ્ટ મેંઢાઓ મેં જોયાં છે. તેઓ દર વખતે ૭ ૮ રતલ ઉન આપી શકે છે. આપણે ત્યાં ઘેટાંઓ ૦॥ રતલથી ૧ રતલ ચોખ્ખી ઉન આપે છે. તેનું કારણ સારી જાતનાં ઘેટાંઓની ઉછેરનો અભાવ છે. બીચારાં ગરીબ ભરવાડો સાધનોને અભાવે સારી જાત ઉછેરવા મોટા કદનાં પરદેશી ઘેટાંઓ ખરીદી શકવાની હાલતમાં નથી. જો સરકાર તરફથી તેમને તેવી મદદ મળે તો ભરવાડો હાલ કરતાં ઘણાં સારાં ઘેટાં ઉછેરી શકે છે.

હીંદનાં શીંગાળાં ઢોરોની સંખ્યા ૧૯૧૯-૨૦ નાં સરકારી રીપોર્ટ મુજબ ૧૪ કરોડ ૫૦ લાખની જણાય છે. ૧૦૦ એકરની ખેતીની પાછળ ઢોરોનું પ્રમાણ બંગાળમાં ૧૦૧ અને

મુંબાઇમાં ૭૦ ઢોરોનું આવે છે. જ્યારે ૧૦૦ માણસની વસ્તીના ઉપર સરેરાસ ગણતાં દીલ્હી-જીલ્લામાં ૩૩ અને માનપુર પરગણામાં દરસેંકડે ૮૬ જનાવરોની આવે છે. આખા હીંદમાં અંગ્રેજી વિભાગનું પ્રમાણ દર ૧૦૦ એકર જમીન ઉપર ૬૬ ઢોરોનું અને વસ્તીમાં દર ૧૦૦ માણસે ૬૧ ઢોરોનું આવે છે. પારકા દેશાવરોના પ્રમાણમાં જો કે બહારના દેખાવમાં સંખ્યાનુ પ્રમાણ ઠીક છે; પરંતુ જનાવરોની હાલત, તેમની નબળી સ્થિતિ અને બેડોળ રૂપ સરખાવતાં આપણે ઘણાજ પછાત છીએ. તેમ સૌથી મોટી આફતની બીના એજ છે કે ભવિષ્યમાં તેમના નિર્વાહ માટે આપણી પાસે પુરતો બંદોબસ્ત નથી અને ઇશ્વરી આફતો સામે ભવિષ્યમાં રક્ષણ લઇ રાખવાના ઉપાયો પણ આપણે યોજી રાખ્યા નથી. આ જનાવરોનો મોટો ભાગ આર્થિક નજરે ફાયદાકારક જણાતો નથી. આપણે ત્યાં ઢોર ઉછેરના આંકડા તપાસતાં તેમાં ઢોરમાથી વધારે નફો મળતો લાગતો નથી. પરદેશોમાં આ સવાલ માત્ર આર્થિક દૃષ્ટિથી જોવામાં આવે છે. હીંદમાં એ પ્રશ્ન ધાર્મિક લાગણીઓથી ભરપુર છે. એટલે ત્યાંનો મુકાબલો અને ત્યાંના નિર્ણયો આપણને નકામાજ છે. ઢોર નકામુ થયું અથવા આર્થિક દૃષ્ટિએ ખોટ કરતું જણાયું એટલે કસાઇને ત્યાં મુકી દેવાની પરદેશના લોકોમા રુઢિ છે. અત્રેના લોકો એ માર્ગ કદી સ્વીકારી શકે નહીં. જેથી હીંદનાં પશુધનનો આર્થિક દૃષ્ટિએ વિચાર કરવો હમણાં દોહ્યલું છે. ગયા વરસે ઇંગ્લંડમાં રીન્ડરપેસ્ટ અથવા જનાવરોની મરકી ઢોરોને લાગુ પડી. સારાં સાજાં ઢોરોને રક્ષણ આપવા સરકારે હાજારો રોગી ઢોરોને જુદાં કઢાવી મરાવી નાખ્યાં. એ દે માર અત્રે હીંદુ વસ્તી જોઇ શકે નહીં. વૃદ્ધ, દુધ નહીં આપતાં રોગી અને ગર્ભ નહીં ધારણ કરતાં જનાવરોનું પાલન આ દેશની હીંદુપ્રજાને માન્ય છે. એટલે તેનો નીવેડો બીજી રીતે થઇ શકે નહીં.

હીંદમાં પશુધનની વૃદ્ધિ પાલન અને રક્ષણ માટે માત્ર બે ઉપાયો છે. તેની આપણે ચર્ચા કરીએ. પેહેલાં તો ઢોરોની જાત સુધારવી અને બીજું તેમનું રોગો અને દુકાળની આફતોથી રક્ષણ કરવું. આ બન્ને સવાલો ઉપર વિશેષ લક્ષ આપવાની તાકીદે જરુર છે. જ્યાં શહેરો વધારે છે તે વિભાગમાં પશુઓના પાલન માટે સારી વ્યવસ્થા નથી. છતાં ગામડાંઓમાં સારાં દુધાળાં જનાવરો ભેગા કરી શહેરીઓ માટે કીંમત આપી ખરીદાય છે. શહેરોમાં અસુખકારી તબેલાઓમાં રાત દિવસ એ ઢોરોને પુરે છે. જ્યાં સુધી પુરતું દુધ આપે છે ત્યાં સુધી પાલન થાય છે. અને પછી હીદુ હોય તો પાંજરાપોળમાં અને મુસલમાન હોય તો કસાઇને ત્યાં મુકે છે. કલકત્તામાં ગોપાલનની આર્થિક દૃષ્ટિએ એક સારી યોજનામાં હું સામેલ હતો. બધી તરફ ગુણ દોષો જોયા પછી પરિણામે જણાયું કે આપણી ધાર્મિક દૃષ્ટિએ વ્યવહારુ રીતે એ પ્રશ્ન ફતેહમંદ થઇ શકયો નહીં.

ગામડાંઓ સાથે સંબંધ રાખ્યાથીજ આ સવાલ કૈંક સહેલો થાય છે. ત્યાં સારા પાણીના નેસો હોય અને ચરવાને પુષ્કળ જમીન હોય તો ઢોર ઉછેરનું કામ સારુ ચાલી શકે. પરંતુ દર ૫૦ ગાયો દીઠ એક સારા મજબુત નીરોગી આખલાની જરુર છે.તેમ ઢોર ઉછેર કરનારને ઢોર સંબંધી રોગોનું અને તેની ચિકિત્સાનું સામાન્ય જ્ઞાન હોવું જોઇએ. પોતે જાતે દેખરેખ રાખી શકે અને ઢોરોની સેવા ઉપર જાતે નજર રાખી શકે તોજ એ કામ હાથમાં લેવાય. તેમ ખરાબ વરસોમાંથી બચાવવાને ઘાસનો સારો સંગ્રહ, ખરાબ ઋતુમા આશ્રય આપવાને જોઇતાં છાપરાં વગેરે બાંધવાં જોઇએ. માંખણ, છાશ અને ઘી

તૈયાર કરવાનાં યંત્રોની યોજના પણ ગોશાળા સાથે હોય તો વધારે ફળવતી થાય છે. મતલબ દરેક જનાવરોને પુરતું ખાવાને મળે અને તેની પાસેથી તેટલુંજ કામ મળે એવી યોજના હોવી જોઇએ.

હીંદની સરકારનું લક્ષ પણ આ સવાલ પ્રત્યે ખેંચાયું છે. પશુપાલનમાં રસ લેતી દરેક વ્યક્તિએ પુસાની સરકારી પશુશાળા અને ઉછેરખાતું જોવાં જાણવાં જોઇએ. જુદા જુદા પ્રાંતોમાંથી સારાં પશુઓ મંગાવી, તેમની જાત પ્રમાણે ઉછેરવામાં આવે છે. અને એશાયર, હોલસ્ટીન, ઓસ્ટ્રેલીઆ વગેરે ઠેકાણેથી સારા આખલાઓ મંગાવી તેમની મારફતે અત્રેની જાતોમાંથી મિશ્રજાતોની ઉત્પન્ન કરાવી એનાં પરિણામોનો સાર કાઢવામાં આવે છે. અને ગામઠી, પરદેશી તથા મિશ્ર એ ત્રણેનાં જુદાં જુદાં લક્ષણોના ગુણદોષોનું તોલન પણ યથાશક્તિ કરવામાં આવે છે. પ્રાંતિય ખેતીખાતાના વિભાગોમાં પણ સારી જાતના આખલાઓ ઉછેરવા માટે હમણાં હમણાં સારું લક્ષ આપવામાં આવ્યું છે. પરંતુ આ પ્રયાસો હજી બાળ અવસ્થામા છે. અને સવાલનું ગંભીરપણું એટલું મોટું છે કે ઘણા વરસોના ચાલુ પ્રયાસો પછી કૈંક ફળ મળવાનો સંભવ છે. પ્રાંતિક સરકારો પાસે નાણાંનો અભાવ છે અને બીજી ઘણી અગત્યની જરુરીઆતો સામે ઉભી છે. એટલે આ સવાલ ઉપર ખેતીવાડી ખાતું પુરતું લક્ષ આપી શકતું નથી. પોતપોતાના પ્રાંતના સારી જાતના પશુઓના ઉછેર માટે હજી મોટા પ્રયત્નો કરવા બાકી છે. તેમ આ વિષયના તજ્ઞો પણ પુરતા પ્રમાણમાં મળી શકતા નથી. પુસા ખાતે અને બેંગલોર ખાતે કેટલાક સુજ્ઞો અંગ્રેજી પાઠ્ય પુસ્તકો ઉપરથી વીલાયતી રંગથી રંગાઇ કેળવાય છે. ખેતીવાડી ખાતાઓમાં નીમાવી પછી, ઢોરઉછેરનાં કામને કેવી સારી રીતે પ્રગતિમાન કરી શકશે, તે તો માત્ર ભવિષ્યજ બતાવી શકે. મુંબાઇ ઇલાકામાં વારંવાર પડતી આફતોને લીધે ત્યાંની સરકાર જાગી છે. મુંબાઇ સરકારનો માર્ચ ૧૯૨૫ નો રીપોર્ટ જણાવે છે કે - "છેલ્લાં ૧૦-૧૫ વર્ષનો અનુભવ બતાવે છે કે દુષ્કાળ નિવારણ ફંડનો આધાર હવે ઘાસચારો સંગ્રહવામાંજ પુરો થશે. હવે એ ફંડમાંથી ઘાસ વગેરે ભરવું જોઇશે. પંચમહાલમાં-દાહોદ અને ગોધરામાં, ખાનદેશ-નવા પુરામા અને પાલઘરમાં સંગ્રહવાની યોજનાઓ મોજુદછે અહમદનગરમાં પાંચ કરોડ પૌંડ ઘાસ સંગ્રહવાની યોજના છે. બેલગામ, બીજાપુર, ધારવાડ અને સોલાપુરમાં પણ ઘાસ સંગ્રહવામાં આવશે. ઘાસ કાપવાનાં યંત્રો ખરીદવા માટે અમુક રકમો મંજુર કરવામાં આવશે. ગુજરાતમાં પણ આવું ઘાસ સંગ્રહવાની યોજના કરવામાં આવી છે. ખાનદેશમાં સરકારે જંગલખાતાને દુષ્કાળમાં પાણી પુરું પાડવાનું કહ્યું છે. અત્યારે સંગ્રહેલો ઘાસનો જથ્થો ૩૫૦ લાખ પૌંડની કીંમતનો છે."

એ તો નિર્વિવાદ વાત છે કે હીંદનાં ઢોરોને પેટપુરતો ખોરાક મળતો નથી તેમજ અમેરીકા વગેરે દેશોમાં શોધી કાઢેલાં જનાવરોના માટે જુદી જુદી જાતના હમણાં નીરુપયોગી પરંતુ શોધખોળને અંગે ઉપયોગી ખોરાકો પણ અત્રે વપરાતા નથી. બીજી મુશ્કેલી જ્યારે ઢોરોમાં ચેપી મરકી ચાલે છે ત્યારે ગામડાવાસીઓ અને ગુજરોનાં અજ્ઞાનને લીધે ઉત્પન્ન થાય છે. રોગી જનાવરોને જુદાં કાઢી તેમની સારવાર કરવાની પ્રથા અજ્ઞાત છે. જો એક ઠેકાણે જનાવરોમાં મરકી ફાટી નીકળે છે, એટલે તરત ગુજર બીજે ગામ તેમને લઇ જાય છે. ત્યાં એ રોગ ફેલાય છે.

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૫૪૦]



# સંધ્યાને—

લેખક:
રા. પીયૂષ.

(હરિગીત)

સંધ્યા, સુનેરી બાલ તારા,
કોણ નભમાં ગુંથતું ?
ધનુ-રંગનાં નવ નુરની
આ છાંટ કયાંથી છાંટતું !

ધીમાં ધીમાં મલકાવી મોં
કો તારલા અંબોડલે,
તુંજ અલકના ચંદ્રક સમા
ઝબકે ઝલકતા નભતટે.

તારાં વસન નિર્મલ ઉડે
આસ્માનના રસ મંડપે,
નવચેતનો શુદ્ધિ તણાં
સ્ફુરે અમુલાં તાંતણે.

બીજ ચંદ્રને તુજ ભાલમાં
કંઇ કોડથી ઝબકાવતી,
ભીનાં ભીનાં રસ-વ્યોમમાં
સૌંદર્ય નીર છલકાવતી.

સુવર્ણ ઘન હીંડોલ પર
　　　　અલકાવલિ　　ફરકાવતી,
સોને મઢયા ઘન-વૃન્દમાં
　　　　કંચન કલાપ વહાવતી.

એ અમુલ ગૌરવનાં ભીના
　　　　યશગાન અનિલો રેલતાં,
ધીમા ધીમા જાયે વહ્યા
　　　　નભ-વાટિકામાં　ખેલતાં

તે ગાનનાં આંદોલનો
　　　　અભિનવ ભર્યા, ઉરથી ઝીલું,
રાત્રિ તણા પરદા પડયે
　　　　તું'જ ગાન રહી જાયે ઉણું.






લેખક :
રા. જીવણલાલ મોતીલાલ ઠાકોર

—.o.—

"કેમ જીતુ, આજે ઘરઘર રમવા મોડો આવ્યો ? જાણતો નથી કે આજે રવિવાર છે એટલે આપણે ઉજાણી કરવાના છીએ ? ને આ બીચારો સુરેશ તારી ક્યારની રાહ જોઇ બેસી રહ્યો છે ?"

"સરોજ, ખરી વાત કહું ? આપણી ઉજાણી માટે લાડુ લાવવા માટે તેં કહેલું પણ મારા બાપુ ઘરમાંજ હતા એટલે બાને કહેતાં હીંમત ચાલી નહીં. પછી તો છે ને તે મારા મારા બાપુ જેવા બહાર નીકળ્યા કે તુરતજ મારી બાને અષ્ટમપષ્ટમ સમજાવી કે આપણા પાસા પોબાર."

"અલ્યા એ, સહેજ ચાખવા તો દે. સુંગધ તો દોસ્ત અચ્છી આવે છે." જીતુ ને સરોજની વાતમાં સુરેશે વચ્ચે ઉમેરો કર્યો.

"નહીં વળી હોં. આપણા મહાદેવને (એક ગોળ પથરા સામુ આંગળી કરી ) પહેલાં પરસાદ ધરાવવો પડશે. મારી બામાસી તો છે ને તે મને ગમે તેટલી ભુખ લાગી હોય તોપણ અમારા બાલાજીને આરોગાવ્યા વગર અમને જમવા બેસાડેજ નહીં ને," સરોજે ઉત્તર આપ્યો.

"એટલેજ જ્યારે મારી મોટી બેન અમારા મહાદેવને આરોગવા મારી પાસે બજારમાંથી પેંડા મંગાવે છે ને ત્યારે અગાઉથીજ હું તો તેમાંથી કંદોઇની દુકાન પરજ એકાદ પેંડાનો સહેજ ટેસ્ટ કરી લઉં. પછી બીજીવાર કૈં આખું વધુ મળતાં વહેલું મોડું થાય તો હરકત નહીં." સુરેશે પોતાનું પરાક્રમ વર્ણવ્યું.

"જોઇ તારી બહુ મોટી બહાદુરી. હમણાં હું મારી બહાદુરી કહેવા બેસીશને તો તું તો ગુંલાટજ ખાઇ જાય, સમજ્યો ! પણ ઘરઘર રમવાનું મોડુ થાય એટલે પછી કોઇ વખત કહી સંભળાવીશ." જીતુએ ગર્વથી કહ્યું. "ને સરોજ ! તું અમને ઘરઘર રમવાનું કહ્યા કરે છે તેમાં અમને ગમ્મત પડે છે, પણ મને અત્યારે તો કઢંગુ લાગે છે. એ તો આપણે ચાર-બે છોકરા ને બે છોકરી-હોય કે'ની ત્યારે ઓર મોજ આવે."

"વળી એમાં શું ?-હું તમારા બેઉની વહુ થઇશ, અને ઘરની શેઠાણી બનીશ." સરોજે તોડ કાઢયો. આ શબ્દો તેના ભાવિમાં અમંગલ્ય પાઠ ભજવશે એ વીશે સરોજને ક્યાંથી ભ્રાંતિ હોય ? એ નિર્દોષ અબળાને ક્યાંથી સાન હોય કે હીંદુસ્તાનની અસંખ્ય જ્ઞાતિનાં કુંડાળાં ને પરાપૂર્વથી ચાલતાં આવેલાં રુઢિનાં

બંધનો એના શબ્દોને નિંદા અને ટીકાથી વીંધી નાખશે !

સરોજ, સુરેશ અને જીતુની બાળ ત્રિપુટી શેરીમાં તોફાન કરવામાં પ્રથમ પંક્તિમાં આવતી. "One for all and all for one" અર્થાત એક તે સર્વ ને સર્વ તે એક એમનો મુદ્રાલેખ હતો. તે પૈકી એક જણની વિરુદ્ધ કદી કોઇ ઝગડો કરતું તો ત્રણે ભેગાં થઇ વિરોધીને હંફાવતાં અને પોતાની જીત જાહેર કરતાં. જો કે જીતુ ને સુરેશ એકજ નીશાળમાં ભણતા હતા પરંતુ તે બેઉ જુદા જુદા વર્ગમાં હતા. બંને નીશાળમાં પણ ટીખલી તરીકે પ્રખ્યાત થયા હતા. સરોજ મહિલા વિદ્યાલયમાં ભણતી હતી અને અડપલાંમાં પહેલો નંબર રાખતી. દર સાંજે જ્યારે ત્રિપુટી મળતી ત્યારે પ્રત્યેક જણ અન્ય ગોઠીયા સન્મુખ પોતાનાં પરાક્રમ કહી સંભળાવતું. રસ્તે પસાર થતા આધેડ વયનાં સ્ત્રીપુરુષના કર્ણોને તેમના શબ્દ અથડાતા ત્યારે તેઓની મુખાકૃતિપર સ્મિતની છાયા પસાર થયા વગર રહેતી નહીં. આ ત્રિપુટીની નિર્દોષ મસ્તીમાં મર્દાઇ હતી. તે જોઇ બીજા નકલ કરતા હતા.

એક દિવસે શેરીના કોઇ એક ગોઠીયાએ નીશાળનાં પરાક્રમ કહી સંભળાવવા જીતુને આગ્રહ કર્યો. સુરેશ–સરોજે પોતાના પરાક્રમ પણ કહેવા કબુલાત આપી, એટલે જીતુએ કહેવાનું શરુ કર્યું; " અબે, 'અમારા ત્રિભોવનદાસ બાયલા માસ્તરે અમને બધાને ઘરથી પાંચ દાખલા કરી લાવવા કહ્યું હતું. મારી કલાસના છોકરા તો છેને તે મારા માસ્તર જેવા જ ઢીલા રહેલા એટલે તે બધા તો ઘરથી પાંચે દાખલા કરી લાવેલા, પણ મને તો ખરું પુછે ને, તો દોસ્ત ભાનજ નહીં કે ઘરથી લેસન કરવા આપ્યું છે. પછી મેં તો શું કર્યું કે ગયે મહીને કોઇ એકસર્સાઇઝના દાખલા કરેલા તેમાંથી પાંચ દાખલાના જવાબ ગજવામાંથી ઝટ રબ્બર કાઢી એકદમ ભુસી નાખ્યા ને રીત તો એની એ રહેવા દઇ ફક્ત જવાબમાં લેસનમાં આપેલા દાખલાના જવાબ માંડી દીધા. ને છેને તે બાયલા માસ્તરે તો મને દોસ્ત વીસમાંથી વીસ માર્ક આપી દીધા. ને દોસ્ત કેની આપણો બેડો પાર."

" અરે પણ મારી આજની વાત તો સાંભળ " સુરેશે શરુ કર્યું; " આજે રીસેસ પછી અમારે ચુનીલાલ ગંજેરીનો કલાસ હતો. રીસેસમાં અપણે જે કેળાં લીધેલાં કેની તેની છાલ છેને તે માસ્તરના આવવાના રસ્તાપર કલાસમાં મુકી દીધી, અને પછી જેવા માસ્તર રોફભેર મીજાજમાં ને મીજાજમાં આવ્યા કેની કે તેતો છાલની અડફટમાં આવવાથી જમીન દોસ્ત થઇ ગયા એટલે જોઇ લો વગર પૈસાનો તમાસો. "

" જોકે બા અમારી નીશાળમાં તો છેની તે છોકરીઓ તમારી માફક અમારાં બહેનને (શિક્ષકને) પજવતાં તો નથી. " સરોજે ટીકા સહી કહેવાનું જારી રાખ્યું; " પણ મારાથી તો બા છેને તે આખો દહાડો મુંગા રહેવાય નહીં. એટલે મેં તો શું કર્યું કે જ્યારે અમારાં બહેન ઝોકાં ખાતાં કેની ત્યારે છેને તે ગજવામાંથી બોર કાઢીને એવું તો તાકીને માર્યું કેની કે બહેન તો ધડ લઇને તાડ જેવાં ટટાર થઇ ગયાં અને આંકણી લઇ બોર મારનારને પકડવા ઉભાં થઇ ગયાં. પણ બા એમ કેં પકડવું સહેલી વાત છે ?"

આ પ્રમાણે નિર્દોષ બાળ ત્રિપુટી ઉલ્લાસમાં ને ઉમગમાં દિવસો પસાર કરતી. શેરીનાં વયોવૃદ્ધ સ્ત્રીપુરુષ આમન્યા ને માન જારી રાખવા બાહ્ય ધાક પ્રદર્શિત કરતાં, પરંતુ આ બાળ યુવાનોની જીંદગી પસાર કરવાની રીત તેમને આંતરિક હર્ષ આપતી હતી, તેઓને પણ તેમની

બાળ ક્રિડા યાદ આવતી. તદ્દાપિ આ ત્રિપુટીના જીવનમા તેમને કૈંક નવીનં જ્યોત જણાતી હતી. ભલે દેશનેતાઓ મીટીંગો ભરી, લાંબા લાબા ભાષણો કરી સ્ત્રી–પુરુષના સરખા હક્ક માટે અગણિત કાયદા કાનુનો પસાર કરે ને તોડે, ભલે સાક્ષરો લેખોદ્વારા માસિકોનાં પાના ભરી સ્ત્રીસ્વાતંત્ર્યનાં બણુગા ફુંકી પોતાનાજ ગૃહ સંસારની જડતા નાબુદ કરવા અશક્ત રહે, અને ગૃહદેવી પ્રાપ્ત કરવાની ગડમથલમાં વૃથા મચ્યા રહે. પરંતુ આ બાળ-ત્રિપુટીએ તો સર્વ આપો-આપ પ્રાપ્ત કર્યું હતું. નિર્દોષ ત્રિપુટી દૈવી હતી ઉમંગી ત્રિપુટી અલૌકિક હતી .તે માનવ જીવોથી સર્જાએલી એટલેજ તે સુખ-દુઃખને આધીન હતી. એજ એનો અનિવાર્ય દોષ. તેના વિધિના લેખ જુદા હતા તેનો છેડો નજદીક હતો.



હું તમારી બેઉની વહુ થઈશ અને ઘરની શેઠાણી બનીશ

૨

જીતેદ્રના પિતા સબ જડજ હતા. સરકારી નોકરીને અંગે તે એકજ શહેરમાં કાયમના રહે એ અસંભવિત હતુ. તેમની બદલી થઇ. જીતુને ત્રિપુટીનો વિયોગ થયો. ભવિષ્યમા એ પુન પ્રાપ્ત થશે એ સ્વપ્ન હતુ. દરરોજ રમાતા ઘરઘર ફરી રમાશે ? રવિવારની ઉજાણી ઉજવાશે ? નળની જલક્રિડા ફરી ક્યા મળશે ? સુરેશ-સરોજ પૈકી કોઇ કદી મંગશે ? સંસારની સફરના તે સાથીઓ તેને શું અર્ધેથી તજશે ?

પછીનાં પાચ વર્ષમા જીતેંદ્રના પિતાની

સાત જગ્યાએ બદલી થઈ. ખાનદેશથી વીરમગામ સુધીનાં મોટા શહેરમાં એમની ફેર બદલી થયા કરતી. આથી જીતેંદ્રને જુદા જુદા શહેરમાં નવીન મિત્રાચારીનો અનુભવ પ્રાપ્ત થતો. તે દરમ્યાનમાં સુરેશ–સરોજ વીશે તેને કૈં ખાસ માહીતી મળતી નહીં. પરંતુ તે અરસામાં જ્યારે તેના પિતા ધુળીયા હતા ત્યારે સુરેશનાં સરોજ સાથે લગ્ન થવાનાં છે તે સંબંધી આમંત્રણની કંકોત્રી સુરેશના પિતા તરફની જીતંદ્રના બાપુ પર આવી. તેમાં જીતેંદ્રને પણ આગ્રહપૂર્વક નિમંત્રણ હતું.

કંકોત્રી લઈ જીતેન્દ્ર તેની માતા પાસે રસોડામાં ગયો. તેની માતાપર સુરેશ કે સરોજની માતા તરફથી કૈં ખબર અંતર ન હતાં. કંકોત્રી વાંચી જીતેન્દ્રની માતાએ નાક ઉંચું ચઢાવ્યું.

"બા, સુરેશ ને સરોજ આટલી નાની વયમાં પરણવાનાં !" જીતુએ આશ્ચર્યથી વાત ઉપાડી.

"એ લોકોની ન્યાતમાં તો નાની વયમાંજ લગ્ન થાય" માતાએ પુત્રની શંકાનું નિરાકરણ કર્યું.

"પણ, કંકોત્રી વાંચતાં મારી જમણી ને ડાબી બેઉ આંખ ફરકે છે." જીતુએ વાત લંબાવી.

"એ તો અર્જીર્ણને લીધે." માતાએ ટુંકમાં પતાવ્યું.

"ગઈ કાલે રાત્રે શકુન્તલાની વાર્તા કહેતાં તેં મને કહ્યું હતું કે વિકાલ જંગલમાં જ્યારે દુષ્યંતની જમણી આંખ ફરકી હતી ત્યારે શકુન્તલા પ્રાપ્ત થયેલી; પણ મારી તો સાથે સાથે ડાબી આંખ સુદ્ધાં ફરકે છે." જીતુએ પોતાનો બચાવ કરતાં કહ્યું.

"મારે તો હજી કળશી કામ છે. શેર ઘી ખાઈએ તોપણ તારી સામે પુરા ન પડાય." જીતેન્દ્રનાં માતા વાતને છેલ્લે પાટલે જઈને બેઠાં.

"એ તો જાણે ઠીક; પણ આપણાથી લગ્નમાં જવાય કે નહીં." જીતુએ સવાલ કર્યો.

"ના" માતાએ ટુંકમાં જવાબ વાળ્યો.

"કેમ ? કંકોત્રીમાં તો આગ્રહથી બોલાવ્યા છે ને ?" જીતુએ દલીલ કરી.

"એ પ્રમાણે કંકોત્રીના આમંત્રણથી લગ્નમાં જાવઆવ કર્યા કરીએ તો પારજ ન આવે. એ તો એવો બહારનો ખોટો આગ્રહ કંકોત્રીમાં લખાયા કરે." માતાએ ટીકા કરી.

આ બનાવ પછી જીતુએ કદી માતા સન્મુખ સુરેશ ને સરોજ વીશે વાત ઉપાડેલી નહીં. ત્યાર પછી બેચાર દિવસ સુધી જીતેન્દ્રના મુખપર ગમગીની છવાઈ રહી. સુરેશે પોતાને લગ્નમાં બોલાવ્યો પણ નહીં ? હશે તેના ઘરમાં માબાપ નાની વયમાં છોકરાંને સ્વતંત્રતા નહીં આપતાં હોય, અને તેથીજ તેના પિતાએ કંકોત્રીમાં લખ્યું હશે. પણ સરોજ સુદ્ધાં એને ભુલી ગઈ ? એ બાળાને વ્યવહારનું શું જ્ઞાન ? "હું તમારા બેઉની બૈરી થઈશ" સરોજના શબ્દો યાદ આવ્યા. તે દિવસની ઉજાણીનું ચિત્ર એનાં ચક્ષુ આગળથી પસાર થયું. કંકોત્રીમાં ખોટા આગ્રહ હોય ? આવા અનેક તર્ક વિતર્કોએ જીતેન્દ્રના શાંત મગજ તંતુઓ સામે બંડ ઉઠાવ્યું.

જીતેન્દ્રના પિતાની સુરતમાં બદલી થઈ, અને અહીંથી પેન્શન પર જશે એ સ્વાભાવિક હતું. જીતેન્દ્ર મેટ્રીકમાં આવ્યો. હાઈસ્કુલમાં પણ તેનાં તોફાન મસ્તી ચાલુજ હતાં. હજી માસ્તરોની મશ્કરી ઠઠ્ઠા કરવાનું ચાલુજ હતું. ઘણી વખત હેડમાસ્તર સુધી એના વીશે ફરીયાદ જતી, અને કોઈ વખત પરિણામમાં એને સોટીનો સ્વાદ ચાખવો પડતો હતો. પરંતુ 'છોકરો બહાદુર ને ચાલાક છે. બાપનું નામ રાખશે' વગેરે શબ્દો, એની મર્દાઈ, વર્તણુંક ને સંસ્કારી રીતભાત નીહાળી હેડમાસ્ત અને માસ્તરોના મુખદ્વારે પરોક્ષે બહાર આવતા.

જીતેંદ્ર સ્કુલની ક્રીકેટ ટીમનો કેપ્ટન હતો, અને અભ્યાસમાં તેમજ સ્પોર્ટમાં ઉપલે નંબરે આવી ઇનામો મેળવતો. મેટ્રીક કલાસનું લેસન અને બીજા બહારના અન્ય કર્તવ્યથી જીતેન્દ્રને સુરેશ ને સરોજ યાદ આવતાં નહીં. તે તેઓને વીસરી ગયો.

જીતેન્દ્ર મેટ્રીક પાસ થયો. તેણે કોલેજ જીવનનાં વિચાર વમળમાં ગોથાં ખાવાં શરુ કર્યાં. કોલેજ જીવન કેવું હશે? કોલેજ જીવન એ યુવકની જીંદગીમાં વિસ્તાર ને પરિવર્તન કરાવનાર દૈવી જીવન છે એવું સુશિક્ષિત પુરુષો તરફથી જીતુએ સાંભળ્યું હતું. અને એ કહેણુની તરફેણુમાં એના બાપુ ઘણી વખત ઇશારો કરતા. જીતેન્દ્રને મુંબાઇ મોકલવા એના પિતાએ વિચાર કર્યો, પરંતુ તેની માતાએ વાંધો ઉઠાવ્યો, અને દલીલ કરી કે, "ઘરને આંગણે કોલેજ છે તો પછી નકામા ખર્ચના ખાડામાં શા માટે પડવું? વળી મુંબાઇનું પાણી જીતુને સહે કે ન સહે."

"જીતુને એલએલ. બી. માટે મુંબાઇ મોકલવોજ પડશે તો અત્યારથીજ જો તેને મોકલીએ તો હોસ્ટેલમાં રહી જુદા જુદા ગામના માણસોના સહવાસથી તે સહેજ ઘડાય ને ટરેલ તેમજ વ્યવહારુ બને. પ્રિવીયસની પરીક્ષા તો તે ઝેવીયર કોલેજમાં અહીંના કરતાં સહેલાઇથી ને થોડી મહેનતે પસાર કરશે." સબ જડજ સાહેબે પ્રત્યુત્તર વાળ્યો

"તમારી સીફારસ અહીંઆં શુ ઓછી છે? આટલી બધી આબરુ વધારી છે તે કોને માટે? ઘરનાંજ છોકરાં એનો લાભ નહીં લે તો બીજાં કોણ લેશે? ઇન્ટરમાં આપણે એને મુંબાઇ મોકલીશું." એ પ્રમાણે જીતુની બાએ સમાધાનું કર્યું.

જીતેન્દ્ર સુરત કોલેજમાં દાખલ થયો. તેને તો તે હજી હાઇસ્કુલ જેવીજ લાગતી. મુંબાઇ, પુના કે અમદાવાદના કોલેજીઅનો એમની કોલેજની મઝા કહેતા તેવું કંઇ અહીં એના જોવામાં આવતું નહીં. કોલેજની હોસ્ટેલ લગભગ ખાલી માલમ પડતી. સ્પોર્ટસ કે એવા બીજા કાર્યમાં છોકરાઓ નહીં જેવો ભાગ લેતા. તદ્યપિ પ્રીવીયસ કલાસમાં સૌથી વધારે તોફાન થતું. જુદી જુદી નીશાળના ને જુદા જુદા ગામના છોકરાઓથી તે કલાસ ભરપુર હતો એટલે તોફાન કરવાની તક પ્રમાણમાં વધારે મળતી. નીશાળના કલાસમાં ગણ્યાં ગાંઠયાં છોકરાં એટલે દરેક વિદ્યાર્થીને માસ્તર ઓળખે. પરંતુ કોલેજમાં એ પ્રમાણે ન હતું. માસ્તરના જેટલો પ્રોફેસરનો ધાક ન હતો, અને વિદ્યાર્થી પણ માસ્તરના જેટલા પ્રોફેસરને માન અને આવકાર આપતા નહીં. પ્રોફેસર વિદ્યાર્થીને ઓળખે નહીં એટલે પરસ્પર માનની લાગણી ઉત્પન્ન થાય એ અસંભવિત હતું. પ્રીવીયસ કલાસમાં મેથેમેટીકસના અવર વધારે એટલે પ્રોફેસરને હરઘડીએ બોર્ડપર લખવા જવું પડતું: આથી તેમની પીઠ ફરતાંજ વિદ્યાર્થી પોતાની મરજીમાં આવે એ પ્રકારનાં અડપલાં ને મસ્તી તોફાન શરુ કરે. કોઇ પ્રોફેસરની પીઠપર ચૉકના ટુકડા ફેંકતુ, કોઇ સીસોટીમાં માર્ચ ચલાવતું ને ગાયન ગાતું. કોઇ જોડાનાં તળીઆં ઘસી મારતુ, કોઇ ન્યુસપેપર કે ચાહ-ચેવડા વેચવાની બુમ પાડતું, કોઇ કાગળની પાઇપ બનાવી વગાડતું કે તેનાં બલુન બનાવી ઉડાવતું. કોઇ તો મરણ સમયના રાજીયા ગાતું; ટુંકાણમાં, કલાસનો દેખાવ શાકભાજીની મારકીટ કરતાં એક ડીગ્રી ચઢીયાતો થતો.

કલાસના એક ખુણામાં વિદ્યાર્થીનિઓ પણ હતી. તેઓ આવું તોફાન જોઇ કદી મલકાતી તો કદી હસતી; જેથી પ્રોફેસર વધારે ઢીલા થતા, અને ઘણી વખત નિર્દોષ છોકરાને પકડી કલાસની બહાર કાઢી મુકતા.

જેવી રીતે આપણા કેટલાક દેશનેતાઓ

સરકાર વિરુદ્ધ ગમે-તેવા ભાષણો બોલી જેલમાં જવામાં ગર્વ ને મોટાઇ માને તે પ્રમાણે પ્રીવીયસ કલાસમાં પ્રોફેસરની સામે ગમે તે પ્રકારનું તોફાન કરી કેટલાંક વિદ્યાર્થી કલાસની બહાર જવામાં વંગને મોટાઇ માનતા. જીતેન્દ્રને બાળ વયનાં નીશાળનાં અડપલાં યાદ આવતાં. તેને તો અહીં ગમ્મત પડવા લાગી. તે કલાસના તોફાનમાં અગ્ર ભાગ લેતો. ને તેને બદલે નિર્દોષ વિદ્યાર્થી સપડાતા હતા. થોડા સમયમાં તે પ્રીવીયસ કલાસનો માનીતો થઇ ગયો. આ તકનો લાભ લઇ તે કોલેજના જીમખાનાનો મેમ્બર ચુંટાયો. તેના રમુજી તોફાનમાં મસ્તીથી વિદ્યાર્થીનિઓનાં મુખારવિંદ પર ઉલ્લાસના શેરડા માલમ પડતા. જીતેન્દ્ર કોલેજમાં મશહુર થયો. તેના પિતાએ ખાતા સંબધી તકરારમાં ઉપરી અધિકારી સાથે ઝગડો થવાથી રીટાયર થવાના સમયે નોકરીમાંથી રાજીનામું આપ્યું. વાંક ઉપરી અધિકારીનો હતો. આ બનાવે તેમની આબરુમા વધારો કર્યો. તેમણે સામાજિક સુધારમા અગ્ર ભાગ લેવા માંડયો. તે સુરત શહેરની મ્યુનીસીપાલીટીમાં પ્રેસીડન્ટ તરીકે ચુંટાયા.

જીતેન્દ્ર ઇન્ટર આર્ટસમા વીલ્સન કોલેજમા દાખલ થયો, અને મેકીકન હોલમા રહેવા લાગ્યો. તેને સુરત અને મુબાઇની કોલેજમાં બેહદ ફેરફાર માલમ પડયો. હવે તે કોલેજ જીવનમાં દાખલ થયો એવુ એને જણાયું. તેના હૃદયમા નવીન ઊર્મિઓના ઉમળકાના અંકુર ફુટતા. અનેરી અભિલાષા ને અનંત સુખની ભરતીનાં મોજાંનો ઘુઘવાટ તેના સ્ફુરિત હૃદયને ઉમંગથી ઉછાળી રહ્યો. ઉજ્જ્વળ ભાવિની ઘોષણાના પડઘા અથડાવા લાગ્યા. અહીં પણ તે જીમખાનાનો મેમ્બર ચુંટાયો.

કોલેજની જુદી જુદી સોસાઇટી તેના જોવામા આવી, પરંતુ તે સર્વમાં ઇંગ્લીશ ડીબેટીંગ સોસાઇટી ને સોસીયલ યુનીયનમાં કંઇક સ્ફુર્તિ જણાઇ. વીલ્સન કોલેજના પ્રોફેસરો વિદ્યાર્થી સાથે વધારે મીલનસાર ને મળતાવડા હતા. આ કોલેજમાં વિદ્યાર્થીઓનો સારો નંબર હતો. તેઓ છુટથી હરતા ફરતા હતા. કોલેજમાં મુઠ્ઠીભર પારસીઓનું રાજ્ય હતું. તેઓ કોલેજના દરેક કાર્યમાં અગ્રપાઠ ભજવતા હતા. દક્ષણી ને ગુજરાતી વધુ મતીમાં હતા; પરંતુ તેઓ બહુ ફાવતા નહીં. દક્ષણી વિદ્યાર્થીઓને પુસ્તક ગોખવામાથી ફુરસદ મળતી નહીં. ગુજરાતી વિદ્યાર્થી માંહ્યો માંહ્યની તકરાર, કુસંપને ઇર્ષ્યામાંથી પરવારતો નહીં. કોઇ કોલેજના કાર્યમાં અગ્રભાગ લે તો તેની નિંદા ને અદેખાઇ કરવામાં આ લોકો પછાત પડતા નહીં. તદાપિ દક્ષણીમાંથી પ્રભુ અને ગુજરાતીમાંથી શહેરના તેમજ સુરતી કોમના હોવાથી તેને પોતાના કુલનું અભિમાન હતું. પ્રભુ સીવાયના દક્ષણી વિદ્યાર્થી તેમજ ગુજરાતીમાં પાટીદાર અને અનાવિલ વિદ્યાર્થી પ્રત્યે જીતેન્દ્ર ધિક્કારની દૃષ્ટિએ જોતો. તેઓની વર્તણુંક ને રીતભાત તેને બીલકુલ પસંદ પડતાં નહીં. તેની રહેણીકરણી એ લોકોથી નીરાળી હતી. તેના વિચક્ષણ, હાજર જવાબી ને મળતાવડા સ્વભાવે જે કોઇ એના સંગમાં આવે તેનાં હૃદય હરી લીધાં. હજી પોતે કોલેજમાં મસ્તી–તોફાન કરતો, પરંતુ તે પ્રમાણમાં ઓછાં હતાં. બાઇબલ કલાસમાં અડપલાં કરવામાં એને ઓર આનંદ પ્રાપ્ત થતો. પ્રોફેસર તેમજ ઓલીયા વિદ્યાર્થીઓની મશ્કરી કરવામાં તે એક્કો હતો. વાદવિવાદ ને કુસ્તી કળામાં પણ પ્રથમ પંક્તિમાં આવતો. ટુંક સમયમાં તે મશહુર થયો.

જીતેન્દ્રને હોસ્ટેલ જીવન કંઇ અદ્‌ભુત પ્રકારનું જણાયું. તે જીવન ફીકર ચિંતાથી વિમુક્ત હતું. તેના લહાવો અલૌકિક હતો. કોલેજ જીવનને હોસ્ટેલ જીવન એક બીજાના પરિશિષ્ટરૂપ



હજી તેના હાથ સરોજના હાથમાંજ હતા.

છે તે વીશે એની ખાત્રી થઇ. હૉસ્ટેલની ડીસીપ્લીન કૈંક અંશે કડક છતાં જીતુનાં અડપલાં ચાલુજ હતાં. ભારેખમ થઇ હૉસ્ટેલમાં રહેનાર વિદ્યાર્થીને મશ્કરી ઠઠ્ઠાથી પજવી તેને તે ગરીબ ગાય જેવો બનાવતો. ડાહ્યા પૂર્ણાંક એક દ્વિતીયાંશ વિદ્યાર્થીનાં અડપલા કરવામાં તેને ઓર મઝા પડતી. સુપ્રીટેન્ડન્ટનો વેષ લઇ નબળા પોચા વિદ્યાર્થીને રાત્રે બહીવડાવતો; થોડા ગમ્મતી વિદ્યાર્થીઓને રાત્રે ભેગા કરી હૉસ્ટેલની લોબીમાં ગરબા ગાઇ તે સુપ્રીટેન્ડન્ટના કર્ણ ફોડતો. જીતેન્દ્ર સીનીયર બી. એ. માં આવ્યો ત્યાં સુધીમાં તે જીમખાનાનો જનરલ સેક્રેટરી રહ્યો, ક્રીકેટમાં બોલરનું ઇનામ મેળવ્યું, ટેનીસમાં, સ્પોર્ટસમાં તેમજ ડીબેટીંગ સોસાયટી તરફથી વકતૃત્વમાં કેટલાક કપ અને ચાંદ અને પુસ્તકનાં ઇનામ મેળવ્યાં.

જીતેન્દ્રના પિતા મુંબાઇ કાઉન્સીલમાં મેમ્બર તરીકે ચુંટાયા. સામાજિક અને રાજકીય બાબતું

માં પ્રમાણિક અને નિઃસ્વાર્થપણે કાર્ય કરી અખિલ ઇલાકામાં જાહેર થયા.

૩

જીતેન્દ્ર બી. એ. ના છેલ્લા વર્ષમાં આવ્યો. હવે તે ઠરેલ ને સમજુ બન્યો હતો. ગદ્ધાપચ્ચીસીનાં શરુઆતના વર્ષ તેણે પસાર કરી દીધાં હતા. તે આદરશીલ, વ્યવહારુ ને અનુભવી બન્યો હતો. સંસ્કારી રીતભાત ને બુદ્ધિનીતિનો વિકાસ તેનામાં ઉત્તમ રીતે ખીલ્યો હતો. તેની ઉચ્ચ ભાવના અને આદર્શ તેમને સંસાર સાગરમાં ઝંપલાવવાને સમય નજદીક આવ્યો. યુવાવસ્થાની નીસરણી પ્રૌઢાવસ્થાના દ્વારમાં પ્રવેશ કરવાની તે તૈયારીમાં હતો, પરંતુ સંસાર સાગરમાં જીવન નૌકા હંકારવાને તેને સાથીની જરુર હતી. પ્રૌઢાવસ્થાના દ્વારમાં પ્રવેશ કરતાં કોઈ સ્વાગત કરનાર વ્યક્તિની હાજરીની ખામી હતી. તેનું વિદ્યાર્થી જીવન એકાદ વર્ષમાં પૂર્ણ થશે એ વાસ્તવિક હતું. તેનાં માતાપિતા તે સાથીની શોધમાં હતાં. એમાં એમને લહાવો હતો. પરંતુ જીતુને લાયક હજી તેમને કોઈ વ્યકિત નજરે પડી ન હતી. કોઈ હતી તો જીતુને ના પસંદ પડતી. તે વીશે હજી જીતુ બેફીકર હતો.

જુન માસમાં કોલેજમાં લેકચર શરુ થતાં પ્રીવીયસ કલાસના દ્વાર આગળ નવીન વિદ્યાર્થીનિઓના કુંડાળા મધ્યે એક વ્યક્તિપર જીતુની નજર પડી. પાંચ મીનીટનો ઘંટ વાગી ગયો હતો, એટલે પોતાના બી. એ. ના કલાસમાં બાઈબલના પ્રોફેસર દાખલ થઇ ગયા હતા. જીતુનાં ચક્ષુને પેલી વ્યકિતનાં નેત્રે વધાવી લીધાં. વ્યકિત ગુજરાતી હતી, પણ કપાળપર ચાંલ્લો ન હતો. એ તો મુંબાઇ શહેર ને કોલેજ શિક્ષણ એટલે વીસમીસદીના સુધારાને અંગે તે બાળાએ ફેશન રાખી હશે, એવું જીતુએ વિચાર્યું. પરંતુ ગુજરાતી વિદ્યાર્થિની દક્ષિણી વિદ્યાર્થિની માફક કોલેજમાં શરમાળ ને શાંત હોય છે એવો એનો અનુભવ હતો. યુવતી કોઇ પરિચિત વ્યકિત છે એ વીશે એના હ્રદયે સાક્ષી પુરી.

જીતુ પોતાના કલાસમાં ગયો. તેનું મુખ શંકાશીલ ને વિચારમય બન્યું. પાસે બેઠેલા વિદ્યાર્થીએ જીતુની કદી નહીં અનુભવેલી એવી અસ્વસ્થ સ્થિતિ નીહાળી ટાણું માર્યું, જેના જવાબમાં તબીયત ઠીક નથી એમ કહી જીતુએ વાતનો પાયો તોડી નાખ્યો. કલાસમાં જીતુને કેં ચેન પડયું નહીં. તે બાઇબલમાં માથું નીચું કરી પડી રહ્યો. અનેક વિચારોએ તેના મગજમાં દોડધામ મચાવી. જીતુએ પોતાનો કલાસ છોડયો. રુમપર જતાં પ્રીવીયસ કલાસમાં આગલી બાસ્ટીપર બેઠેલી યુવતીઓ પ્રત્યે ફરીથી એકવાર નજર ફેંકી. પેલી વ્યક્તિનું મુખ કોઇ પુસ્તકમાં હતું. બીજે દિવસે ફરીથી તે બાળાને બારીકાઈથી નીહાળવાનો જીતુએ નિશ્ચય કર્યો. પરંતુ વિધાતાએ તેના વિચાર સાથે અબોલા લીધા.

જીતુને તેજ દિવસે બપોરના તાઢ ચઢી મેલેરીઆનો તાવ આવ્યો. ચોમાસાની ઋતુમાં મેકીકન હોલ મેલેરીયા માટે સુપ્રસિદ્ધ હોય છે. એ સમયમાં તે હોસ્ટેલ મટી હોસ્પીટલ બને છે. જીતુથી કોલેજ જવાનું અશકય હતું. તેના તાવની ખબર મળતાં જોતજોતામાં તેની રુમ ભાઇબંધોથી ભરાઇ ગઇ. સુપ્રીન્ટેન્ડન્ટ સાહેબ પણ એની ખબર લેવા આવી પહોંચ્યા. જીતુના મિત્રો ઘરના ભાંડુ જેવી એની સારવાર કરતા. તાવ કેમે કર્યો ઉતર્યો નહીં. બીજે દિવસે તબીયેત વધારે બગડી. જીતુને એકલો મુકાય એવી સ્થિતિ ન હતી. તે વારેવારે બેભાન થઇ જતો. દાક્તરોએ કહ્યું કે તાવની અસર તેના મગજ પર ચઢી છે, અને તાવ ઉપરાંત કોઇ ગુપ્ત ચિંતાએ તેના હ્રદયપર હલ્લો કર્યો છે. તેને હોસ્ટેલમાંથી જલદી ખસેડવાની ખાસ જરુર હતી.

[વધુ માટ જુઓ પૃષ્ઠ ૫૪૯]

# શ્રીમદ્ ભાગવત પુરાણનો ભાગવત ધર્મ

લેખક :
રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી
સભ્ય, સાહિત્ય સંસદ.

---

પુરાણોમાં શ્રીમદ્ભાગવતનું સ્થાન અસાધારણ છે. હીંદુ સમાજની છેલ્લા ૬૦૦–૭૦૦ વર્ષની ધાર્મિક સ્થિતિ ઉપર આ પુરાણે ઘણી અસર કરી છે ભગવદ્ગીતા અને તુલસીકૃત રામાયણ સાથે તુલના થઇ શકે એટલી આ પુરાણની પ્રતિષ્ઠા છે; અને આ પ્રતિષ્ઠાનું કારણ એની યોગ્યતા છે એમાં કંઇ શંકા નથી

બીજાં પુરાણોથી શ્રી ભાગવત પુરાણ ઘણી રીતે જુદું પડે છે. (૧) વાયુ, મત્સ્ય, બ્રહ્માંડ વગેરે ઘણા ખરા પુરાણો જુદા જુદા કટકાએના એક કે વધારે લેખકોને હાથે થએના સંગ્રહ રૂપ છે, ત્યારે શ્રી ભાગવત સળંગ એક કર્તાની કૃતિ છે. ભાગવતમાએ પ્રક્ષિપ્ત શ્લોકો કે અધ્યાયો હોવાનું કેટલાક માને છે, પણ એથી સમગ્ર રીતે જોતા આખા ગ્રંથની એકરૂપતાને બાધ આવતો નથી.

(૨) કેટલાક (વાયુ, મત્સ્ય, બ્રહ્મ વગેરે) પુરાણો માત્ર જૂના અને નવા પૌરાણિક વિષયોના સંગ્રહરૂપ છે અને બીજા કેટલાક (વિષ્ણુ, કૂર્મ, લિંગ, દેવી, વગેરે) શિવ વિષ્ણુ, દેવી; વગેરેની ભક્તિનો ઉપદેશ કરનારા છે કેટલાક વળી ઉપરના બેય પ્રકારના મિશ્રણરૂપ છે અને કેટલાક તો આધુનિક સાંપ્રદાયિક વાતોનો પણ સંગ્રહ કરે છે (પ્રક્ષિપ્તો ન હોય એવું પુરાણ દુર્લભ છે એટલે એનો પ્રશ્નજ નથી) પણ ભાગવત આ બધાથી જુદું તરી રહે છે એ વાયુ અને વિષ્ણુને અનુસરી જુના સર્ગ, પ્રતિસર્ગ, વંશ, મન્વંતર, વગેરે વિષયોનો સંગ્રહ કરે છે અને તીર્થ, વ્રત, વગેરે નવા વિષયોનો સંગ્રહ નથી કરતુ, છતા એને તીર્થ, વ્રત, દાન, ગોબ્રાહ્મણનો મહિમા વગેરેના પ્રચારની ખબર છે.

વળી ભાગવત વૈષ્ણવ પુરાણ છે, એમા વિષ્ણુભક્તિ અથવા કૃષ્ણભક્તિનો સ્પષ્ટ ઉપદેશ છે પણ ભાગવતકાર ઘણી ઉંચી ભૂમિકા ઉપરથી આ ઉપદેશ કરે છે, અને એ સાથેજ પુષ્કળ દાર્શનિક ચર્ચા કરે છે આ દાર્શનિક તત્ત્વ ભાગવતની વિશેષતા છે એ તત્ત્વ એટલા પ્રમાણમા બીજા કોઇ પુરાણમાં નથી

(૩) શ્રીમદ્ ભગવદ્ગીતાને અનુસરી શ્રી ભાગવત એક પ્રકારનો હીંદુ ધર્મનો સમન્વય રજુ કરે છે અલબત્ત ગીતા જેટલો માનવ

જીવનમાં વ્યાપક કે તલસ્પર્શી ભાગવતનો સમન્વય નથી પણ જે વખતે આ અપૂર્વ ગ્રંથ રચાયો તે વખતના હીંદુસમાજના ઉંચા સંસ્કારોનો સમન્વય કરવાનો ભાગવતમાં સરસ પ્રયાસ છે.

(૪) બધાં પુરાણોમાં–કેટલાંકમાં વધારે અને કેટલાકમાં ઓછો પણ–કયાંક કાવ્ય અંશ હશે, પણ એ બધાં સમગ્ર રીતે પુરાણોજ છે. જ્યારે ભાગવતમાં કાવ્ય ગુણ કોઇ કોઇ ઠેકાણે તો એટલો બધો તરી આવે છે કે એ ભાગ પુરાણ મટીને કાવ્ય બની જાય છે. દૃષ્ટાંત તરીકે ભાગવતના દશમસ્કન્ધનો પૂર્વાર્ધ. રઘુવંશ, કિરાતકે નૈષધ જેવું મહાકાવ્ય લાગે છે. ભાગવતનાં કેટલાંક પદ્યોની રમણીયતા સારામાં સરા મુક્તકો જેવી છે. ભાગવતની ભાષા પણ મહાભારત પુરાણોમાં અને મહાકાવ્યોને વધારે મળતી છે. વૃત્તાની વિવિધતા અને પદ્ય રચના ઉપર ભાગવતકારનો કાબુ એ પણ પુરાણી કરતાં મહા કવિને શોભે એવાં છેઃ ભાગવતકાર એક મહા કવિ છે.

બધી રીતે તો ભાગવતકાર વિદ્વાન પુરાણી, સમર્થ દાર્શનિક, પ્રતિભ શાળી કવિ અને અત્યંત ભાગવદ્ભક્ત છે. ભાગવતકારે આપેલા ભક્તિ રસામૃતનું પાન કરીને અનેક ભાવુકો મરણભયને ભુલી ગયા છે, એ ભક્તિનું શ્રીમધ્વે, શ્રી વલ્લભે, ચૈતન્ય સંપ્રદાયી લેખકોએ સાંપ્રદાયિક રીતે અને શ્રી મધુસૂદન સરસ્વતી જેવાએ સ્વતંત્ર રીતે એટલું વ્યાખ્યાન કર્યું છે કે અહીં કશું કહેવાની જરુર નથી.* ભાગવતની કવિતા એ જુદા લેખ માટે આકર્ષક વિષય છે. પુરાણ તરીકે ભાગવતમાં કૈં વિશેષ નથી., અલબત્ત પૌરાણિક સાહિત્યમાં ભાગવતનું સ્થાન એના સમયનો વિચાર કરવામાં ઉપયોગી છે. ખાસ પૌરાણિક વિષયની ચર્ચામાં તો ભાગવતનું સ્થાન વાયુ, મત્સ્ય, વિષ્ણુ કરતાં ગૌણ છે.

પણ ભાગવતમાં જે એક પ્રકારનું દર્શન-તત્ત્વજ્ઞાન મળે છે તેની ચર્ચા ભક્તિમાર્ગના ઇતિહાસમાં તથા તત્ત્વજ્ઞાનના ઇતિહાસમાં તથા ભાગવતના સમય નિર્ણયમાં ઉપયોગી હોવાથી અહીં કરી છે.

### ભાગવત અને પાંચરાત્ર

'વૈષ્ણવ ધર્મના સંક્ષિપ્ત ઇતિહાસ'માં પાંચરાત્ર સંપ્રદાય અને ભાગવત સંપ્રદાય એ એક અર્થ સૂચક શબ્દો છે એમ મેં ડા. સર રા. ગો. ભાંડારકર વગેરેને અનુસરી ગણેલું (જુઓ પા. ૫૯ થી ૬૫) 'હીંદ તત્ત્વજ્ઞાનના ઇતિહાસ'માં શ્રીયુત નર્મદાશંકર મહેતા પણ એમજ કહે છે. (જુઓ 'હીંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ' ઉ. પા. ૮૪) પાંચરાત્ર અને ભાગવતની આ એકતાનું મૂલ બ્રહ્મસૂત્ર ઉપરનું શાંકરભાષ્ય લાગે છે. ब्र—सू. अ. २. पा. २ स. ४२ ના ભાષ્યમાં तत्र भागवता मन्यन्ते–"ભાગવતો માને છે કે" એમ શરુઆત કરીને શંકરાચાર્યે "નિરંજન સ્વરૂપ એક વાસુદેવજ પરમાર્થ તત્ત્વ છે પણ એ ભગવાન પોતેજ વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધ એ રીતે પોતાને ચારે વ્યૂહરૂપે પ્રવિભક્ત કરીને રહ્યા છે. તેમાં વાસુદેવ પરમાત્મારૂપ છે, સંકર્ષણ જીવ રૂપ છે, પ્રદ્યુમ્ન મન છે અને અનિરુદ્ધ અહંકાર છે. વળી વાસુદેવ પરમ કારણ છે અને સંકર્ષણ વગેરે કાર્ય છે"

* 'વૈષ્ણવ ધર્મના સંક્ષિપ્ત ઇતિહાસ'માં મેં પણ ભાગવતની ભક્તિનું ટૂંકમાં વિવરણ કર્યું છે. એથી વધારે વિસ્તારથી સ્વતંત્ર વિવરણ ગુજરાતીમાં લખાય એ ઇષ્ટ છે પણ અહીં તો સ્થાન નથી.—લેખક

વગેરે પાંચરાત્ર મતનો, મહાભારતના નારાયણીય પર્વને અનુસરતો તથા પાંચરાત્રસંહિતાઓમાં જેનો વિસ્તાર મળે છે એવો સાર આપ્યો છે. આ પ્રસંગમાં આરંભમાંજ ભાગવતો માને છે, એમ શંકરાચાર્યે કહ્યું છે અને આગળ ચાલતાં "પાંચરાત્ર સિદ્ધાંતીઓ આમ માનતા નથી" એ રીતે કહીને ભાગવતો અને પાંચરાત્રીઓ એકજ છે, એમ સૂચન કર્યું છે. શ્રી શંકરાચાર્યના ટીકાકારો પણ એમજ ગણતા લાગે છે; છતાં મને પાંચરાત્ર અને ભાગવત બે જુદા સંપ્રદાયો હોય એમ નીચેનાં કારણોથી લાગે છે.

પાંચરાત્ર શબ્દ પહેલવહેલો નારાયણોપનિષદ્‌માં મળે છે. પણ ત્યાં તો પાંચરાત્ર સત્રનો પાંચ દિવસનો યજ્ઞ એટલો સાદો અર્થ હોય એમ લાગે છે. ભક્તિમાર્ગના અર્થમાં પાંચરાત્ર શબ્દનો પહેલવહેલો મહાભારત શાંતિપર્વના નારાયણીયપર્વમાં દેખાય છે. ત્યાં સાંખ્ય અને અને યોગ સાથે પાંચરાત્રનો શાસ્ત્ર તરીકે ઉલ્લેખ મળે છે. (જુઓ મ. ૧૨–૩૫૨–૨૨) ભાગવત શબ્દ પહેલવહેલો વિદિશાના ગરુડધ્વજ ઉપરના લેખમાં મળે છે. (જુઓ વૈષ્ણવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ પા. ૧૮) પણ એ વખતે (ઇ. સ પૂર્વે ૧૪૦) તો એ રૂઢ થઇ ગયો હતો કારણ કે એજ અરસાના પાતંજલ મહાભાષ્યમાં શિવભાગવત શબ્દ શિવભક્તના અર્થમાં મળે છે. મૂલ તો કદાચ, ઉપનિષદો, ચરક, સુશ્રુત જેવા વૈદ્યના પ્રાચીનતમ ગ્રંથો, બૌદ્ધ સુક્તો વગેરેમાં જેમ ઉપદેશક માટે ભગવત શબ્દ વપરાયો છે તેમ ગીતામાં પણ વપરાયો છે પણ પછી ગીતાના અનુયાયીઓ ગીતાના ઉપદેશ માટે ભગવત શબ્દ રૂઢ કરીને પોતાને ભાગવત કહેવરાવવા લાગ્યા. આ રીતે ભાગવત શબ્દ વાસુદેવ ભક્તના અર્થમાં રૂઢ થયો. એ અર્થમાંજ ગરુડધ્વજના લેખમાં વપરાયો છે. પણ કોઇ વખત માત્ર ભક્તના અર્થમાં ભાગવત શબ્દ લઇને શિવભાગવત જેવો શબ્દ વપરાતો હતો પણ કેવળ ભાગવત શબ્દ તો હંમેશ વિષ્ણુ ભક્તના અર્થમાં રૂઢ રહેલો છે એમ લાગે છે. નારાયણીય પર્વમાં ભાગવત અને પાંચરાત્ર પર્યાય તરીકે વપરાયા છે.

વિષ્ણુભક્તિ તો ગીતા પહેલાં પાછલા બ્રાહ્મણ કાળમાં પ્રચારમાં આવી હશે. (જુઓ વૈષ્ણવ ધર્મનો ઇતિહાસ પા. ૫૭) પણ ગીતા જેવા અપૂર્વ ગ્રંથે અને ગીતાના ઉપદેશકની વિષ્ણુ સાથેની એકતાએ વૈષ્ણવ ભક્તિને નવુંજ બળ આપ્યું. આ ઐતિહાસિક સ્થિતિમાં કદાચ એમ હોય કે ગીતા પહેલાંના વિષ્ણુ ભક્તો કોઇક જાતનો પાંચરાત્ર સત્ર કરતા હોય અને એ કારણથી પોતાને પાંચરાત્રી કહેવરાવતા હોય. અને ગીતાને પોતાના પ્રમાણ ગ્રંથ તરીકે સ્વીકાર્યા પછી પોતાને ભાગવત પણ કહેવરાવવા લાગ્યા હોય. આ રીતે નારાયણીય પર્વના સમયમાં બેયની એકતા થઇ હશે. કદાચ કેટલાક પાંચરાત્રીઓએ ગીતાને પોતાનો પ્રમાણ ગ્રંથ ગણ્યો હોય એમ પણ સ્થિતિ હોવાનો સંભવ છે. ગમે તેમ હો પણ નારાયણીય પર્વ અને પાંચરાત્ર સંહિતાઓ તથા વિષ્ણુ પુરાણ અને ભાગવત એ બેની વચ્ચે વૈષ્ણવ ભક્તિની ચાલું પરંપરા બતાવનારું કશું સહિત્ય જળવાઇ રહ્યું નથી. પણ મને નારાયણીય પર્વ પછી વૈષ્ણવ ભક્તિની બે પરંપરા ચાલી હોય એમ લાગે છે. એક પરંપરામાં હરિવંશને અનુસરી કૃષ્ણનાં તથા વામનાદિ વિષ્ણુના અવતારોનાં ચરિત્રોનું તથા ભક્તિ પોષવા માટે ધ્રુવ, પ્રહ્લાદાદિ ભક્તોનાં ચરિત્રોનું સાહિત્ય ઉત્પન્ન થયું; અને બીજી પરંપરામાં ચતુર્વ્યૂહાત્મક વાસુદેવની ભક્તિ, વાસુદેવની મૂર્તિ પૂજા, ભગવાનનાં

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૫૪૭]

# અતિથિ ઘર ઘર વાસી રાજ!

લેખક:
રા. નાનાલાલ દલપતરામ પટેલ.

(મા ૯)

અતિથિ! ઘર ઘર વાસી રાજ!
પધારો મંદિરીએ મહારાજ!

કુમ કુમ લીપ્યાં આંગણીઆં, તમ પદપંક્તિથી સુહાય;
"આવો" કહેતાં અંતર ઉછળે, આતુર આંખડી ચહાયઃ
અતિથિ! ઘર ઘર વાસી રાજ!

અણચિંત્યા તમ આગમનેથી, લેશ ક્લેશ નવ થાય,
મંગલકારી મુખડું નીરખી, પાપ–તાપ સહુ જાયઃ
અતિથિ! ઘર ઘર વાસી રાજ!

સ્વાદ વીહોણાં, ભાવભર્યાં છે, યથાશક્તિ અન્નપાન;
ભાવ ભુખ્યા! ઓછપ નવ ધરશો, સાચાં એ સન્માનઃ
અતિથિ! ઘર ઘર વાસી રાજ!

રંક ઉપર બહુ મહેર કરીને, પાવન કરવા ધામ;
સ્નેહભર્યાં સ્વાગત આ સ્વીકારો, મોંઘરા મેમાનઃ
અતિથિ! ઘર ઘર વાસી રાજ!

# ગુજરાતનો એક જ્યોતિર્ધર*


લેખકઃ

રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી

પ્રમુખ, સાહિત્ય સંસદ.


દેશભક્તિનું મુખ્ય અંગ દેશના સદ્દગત મહાત્માઓનું દર્શન છે. આ મહાત્માઓએ દેશને ભજવા યોગ્ય બનાવ્યો; એમની જ્યોતિથી આપણો સંસ્કારાગ્નિ પ્રગટાવ્યો. અને એમનાં દર્શનથીજ આપણે દેશની ભૂત મહત્તા જોઈ શકીએ છીએ અને ભાવિ વિકાસ સાધી શકીએ છીએ. પણ એ દર્શન તે કૃત્રિમ નહીં, કાલ્પનિક નહીં, ધાર્મિક કે રાજકીય ઝનુનથી રંગેલું નહીં-પણ આબેહુબ અને નિષ્પક્ષપાત દર્શન; અને એ દર્શન તે દેવસ્વરૂપનું નહીં, દાનવરૂપનું નહીં, પણ મનુષ્યરૂપનું-તેના હતા તેવા રૂપનું-સદ્દગુણ ને દુર્ગુણ, શક્તિ ને અશક્તિના સંભારરૂપ માનવરૂપનું.

પ્રણાલિકા એવી છે કે સદ્દગતો અને ખાસ કરીને સદ્દગત મહાત્માઓને દેવ જેવા પ્રતાપી અને ઇશ્વર જેવા અપૂર્વ માનવા. આ મુર્ખાઇભરી પ્રણાલિકાથી સદ્દગત મહાત્માઓનું ખરું દર્શન થતું નથી. ન સમજાય એવું, ન ઉપયોગમાં આવે એવું, ન પ્રેરે એવું, ફરકી ગએલા ચિત્ર જેવું, દર્શન થાય છે. અને પરિણામે મનુષ્ય તરીકે તે કેવો હતો, કેમ જીવ્યો, કેટલું કરી ગયો, કોની સાથે આથડ્યો તે ખરેખરું સમજાતું નથી; અને ભૂતકાલ કે ભૂત મહત્તાનું ખરું રહસ્ય પરખાયા વિના રહી જાય છે. આ પ્રણાલિકા જુનાં પુરાણો અને પ્રબંધોનો વારસો છે. અજ્ઞાન, શ્રદ્ધા, ધાર્મિક આડંબરના જમાનામાં રચાએલું આ સાહિત્ય દંતકથાને ઇતિહાસ લેખે છે, ઇતિહાસને ધાર્મિક સિદ્ધાંતો પ્રચારવાનું સાધન બનાવે છે; અને સદ્દગત મહાત્માઓને દૈવી શક્તિ ને પરાક્રમના અધિકારી બનાવવાના ઉત્સાહમાં તેની ખરી મહત્તાનું દર્શન કરવા દેતા નથી. પણ આપણે ખરેખરો માનવી જોવો છે; કાલ્પનિક દેવ જોવો નથી.

શ્રીકૃષ્ણને દેવાંશી તરીકે ગમે તેવા ગણીએ; પણ એક સ્વાભાવિક નાડીજાયા તરીકે તેને ગણીએ તો તેનાં પરાક્રમ કેવાં મહાન લાગે છે! આત્મબળ ને શૌર્યને મુત્સદ્દીપણાથી એક ગોવાળનો છોકરો વાસુદેવ બને છે, સામ્રાજ્યો સાચવે છે ને ઉથલાવે છે, તે ગીતા ઉચ્ચારે છે, આર્યાવર્તનો અર્ધ્યાર્હ બને છે. દેવ જન્મી દેવત્વ દર્શાવવા કરતાં ખરી મહત્તા મનુષ્ય જન્મી દૈવી પરાક્રમો કરવામાં છે. તેવીજ રીતે બધા

* 'મુંબાઇ સમાચાર'ના દીપોત્સવી અંકમાંથી ઉધ્ધૃત.

મહાત્માઓનાં દર્શન કરવામાંજ તેમની મહત્તાની ખરી પીછાણ પડે છે.

તેજ પ્રમાણે ચાચીગના પુત્ર ચાંગાનું મહાત્મય પારખવાનો પ્રયત્ન કરવો જોઇએ. તેને દેવાંશી-માનીએ તો તેની કીંમત ઘટે છે, અને ગુજરાતની મહત્તા પણ ઘટે છે. પણ તેનું માનવી તરીકે દર્શન કરીએ તોજ ગવંભ્રદ ચિત્ર ખડું થાય છે.

અંધાધુંધીનો અંધકારગ્રસ્ત મધ્યયુગ પ્રવર્તતો હતો. તે સમયનું ધંધુકા; તેનો એક અવિદ્વાન વાણીઓ, તેનો એક પુત્ર-અજ્ઞાન જનતાના સાગરનું એક બિંદુ-તે ચાંગો. કુમળી વયે દેવચંદ્રસૂરિ તેને દીક્ષા આપે છે. ચાંગો સોમચંદ્ર બને છે.

તેની તેજસ્વી કારકીર્દીમાં તે અનેક નામ ધારે છે, અનેક બીરુદો પામે છે; જૈન સાહિત્યમાં તે ભલે 'કલિકાલ સર્વજ્ઞ' હોય, સંસ્કૃત સાહિત્યમાં તે ભલે હેમચંદ્ર હોય પણ એ મહત્તાના તેજમાં ધંધુકાનો શેરીમાં રમતો પાહિણીનો પુત્ર ચાંગો ગુજરાતના પ્રતાપના સ્ફુલિંગરૂપ મારી નજર આગળ તરે છે.

સોમચંદ્ર હવે વણિક નથી; પણ જૈન સાધુ છે. તે સમયના જૈન સાધુનો સંઘ એટલે જ્ઞાન અને વિવાદકલાના ઇજારદારોનો સમુદાય, વિશાલ દૃષ્ટિ બ્રાહ્મણોના ઇજારાની સ્પર્ધા કરવાની ઇચ્છા રાખનાર બંડખોર સૈન્ય. આ સૈન્યમાં રહી સોમચંદ્ર માત્ર જૈન સાધુ નથી રહેતા પણ સારસ્વત મંત્રની સિદ્ધિ મેળવે છે. ધંધુકાના અનેક ચાંગાઓ એકવીશ વર્ષે દુકાને બેસવાની શક્તિ મેળવતા હતા, પણ આ ચાગો જ્યોતિર્ધર થવા સર્જાયો હતો. એકવીશ વર્ષે વિદ્વાન સાધુઓ તેનાં જ્ઞાન અને શક્તિની કીંમત આંકે છે. સંવત ૧૧૬૬ માં તે આચાર્યપદ લે છે.

ધંધુકાનો આ નાનકડો ચાંગો આત્મબળથી વિદ્વત્પરંપરાનું પરમ લક્ષ્ય એવું પદ લે છે. હેમચંદ્રસૂરિ એવું બીરુદ ધરી તે જિનશાસનનો નેતા બને છે. સૈનિક સેનાપતિ બને છે. નેપોલીઅનની ધૂમકેતુ સમ કારકીર્દીનું સ્મરણ થાય છે. કલ્પના તેની શક્તિનો ખ્યાલ કરતાં કરતાં કાંપે છે.

તે સમયમાં મહત્તાનું મૂલ રાજસત્તા હતી. જેને કીર્તિ જોઇતી હોય તેણે રાજદરબારે શોભવું જોઇએ; જેને માન જોઇતું હોય તેણે રાજા પાસે તે મેળવવું જોઇએ; જેને આધિપત્ય જોઇતું હોય તેણે રાજાને હાથમાં રમાડવો જોઇએ; જેને પોતાના ધર્મનો વિજય જોઇતો હોય તેણે રાજા પાસે તે સ્વીકારાવવો જોઇએ. આ કારણોથી વિદ્વાનો રાજાના દરબારમાં બુદ્ધિની મલ્લકુસ્તી-વિવાદો કરતા; રાજાને પોતાના હાથમાં લેવા મથતા; રાજાને પોતાના ધર્મના અનુયાયી કરવા સતત પ્રયાસો કર્યા કરતા. પહેલાં બ્રાહ્મણો ને બૌદ્ધોએ, પછી બ્રાહ્મણો ને જૈનોએ સદીઓ સુધી આ સિદ્ધાંતો સ્વીકારી સ્પર્દ્ધા કરી છે.

જિનશાસનની સ્થિતિ તે વખતે કફોડી હતી. ગુજરાત સીવાય હીંદમાં બીજે તેનું પ્રાબલ્ય નહોતું અને અહીંઆં પણ તેમનું બળ નિરંકુશ સત્તા અપાવે એવું જબરું નહોતું. સિદ્ધરાજ જયસિંહ ઉદાર હતો; બધાને શિરપાવ આપતો પણ તે માનતો શૈવ સંપ્રદાયને ને નમતો સોલંકીઓના ઇષ્ટદેવ સોમેશ્વર ભગવાનને. તેના રાજ્યકાલમાં જિનશાસને તેને પોતાનો કરવા પ્રયત્નો કર્યા ખરા, પણ તે એકનો બે થયો નહીં. તે છતાં તે બધા સંપ્રદાય તરફ ઔદાર્ય રાખતો અને નેમિનાથ ભગવાનને ભજતાં તેને વાંધો નહોતો.

આચાર્યપદ પામી હેમચંદ્રસૂરિએ જિનશાસનનો વિજય સાધવો શરુ કર્યો; સંવત

૧૧૮૧ માં * જયસિંહદેવ સમક્ષ શ્વેતાંબરી દેવસૂરિ કુમુદચંદ્ર જોડે વિવાદ કરે છે. અને ઉછેરનો જુવાન હેમચંદ્રસૂરિ દેવસૂરિની પડખે ઉભો રહી તેને વિજય અપાવે છે. હેમચંદ્રનું વર્ણન મોહક છે. *કિંચિદ્ વ્યતિક્રાન્તશૈશવ:* અને તે પ્રખર ને વયોવૃદ્ધ વિદ્વાનોના દ્વંદ્વયુદ્ધમાં નામ કાઢે છે. ધંધુકાનો બાળક પાટણના ચક્રવર્તિ પરમ ભટ્ટાર્કની ધ્યાનમાં આવવા માંડે છે.

આ સમયે શ્રાવક શ્રેષ્ઠ ઉદા મહેતા ખંભાત બેઠા બેઠા જિનશાસનના સૂત્રધારનો ભાગ ભજવતા હતા. તેનું ધન, તેની શક્તિ, તેની સત્તા બાલ સૂરિને હીંમત આપી રહ્યાં હતાં.

હેમચંદ્રસૂરિ સિદ્ધરાજ જયસિંહને મુગ્ધ કરવા પોતાની શક્તિનો ઉપયોગ કરી રહ્યા. એને માત્ર કીર્ત્તિ નહોતી મેળવવી, વિવાદો નહોતા જીતવા, પણ પાટણને જિનશાસનનું પાટનગર કરવું હતું અને એના પ્રભાવ સામે કોણ ટકી શકે ? કઇ કલા ને કઇ વિદ્યા એને નહોતી આવડતી ?

શાકટાયનાદિ વ્યાકરણોને આધારે તેણે 'સિદ્ધ હેમચંદ્ર' લખ્યું; આગળ વૃદ્ધ સિદ્ધરાજ રીઝે એવી પ્રશસ્તિ લખી; આખરે ગુજરાત કાશ્મીરમાં શોભે એવું કૈં લખ્યું. પાટણ એ પુસ્તકપર મુગ્ધ થયું, રાજાએ તેની ત્રણસો પ્રત કરાવી. આખા આર્યાવર્તમાં મોકલી. કાયસ્થ કક્કલ વૈયાકરણે તેને પાટણમાં શીખવવા માંડ્યું.

મહાન હેમચંદ્રે વિજય પ્રણાય શરૂ કર્યું હતું. પ્રશંસા મેળવ્યા પછી વિજય મેળવવા વચ્ચે થોડોજ અંતર હોય છે. એ અંતર કેમ કાપવો એ તેને આવડતું હતું. પછી તેણે 'દ્વયાશ્રય' લખ્યો; અને વ્યાકરણદ્વારા સિદ્ધરાજની કીર્તિ અમર કરી.

કુમારપાલ, રાજ્યનો વારસ, સિદ્ધરાજના ભયંકર ક્રોધથી ત્રાસનો નાસતો ફરતો હતો. હેમચંદ્ર અને ઉદા મહેતાએ તેને મદદ કરી પોતાનો કર્યો. અને જ્યારે સંવત ૧૧૯૯ માં સિદ્ધરાજનો સ્વર્ગવાસ થયો ત્યારે જિનશાસનનો સૂર્ય આકાશે ચઢ્યો. વૃદ્ધાવસ્થામાં પ્રવેશવાની તૈયારી કરતો કુમારપાલ આખરે ગાદીએ આવ્યો. એ *સૌભાગ્યના કારણભૂત હેમચંદ્રસૂરિ હોય* કે ન હોય પણ ઉદા મહેતા તો હતાજ. કુમારપાલના મુખ્ય મદદગાર ઉદા, તેના પ્રિય મિત્રો તે ઉદ ના પુત્રો વાગ્ભટ્ટ ને આમ્રભટ્ટ; પછી હેમચંદ્ર જેવા પ્રખર મુત્સદ્દીને બીજા કેવા શુભ સંયોગ જોઇએ ? તેણે કુમારપાલને જૈન કરવાનો પ્રયત્ન આદરવા માંડ્યો.

કુમારપાલ સોમનાથ ગયો ત્યારે પણ સૂરિ સાથે ગયા, અને આજના કેટલાક ચુસ્ત જૈનો, જે જૈનો હીંદુઓથી જુદા છે એમ કહે છે અને મનાવે છે, તમને ન રુચે એવું કાર્ય કર્યું. શિવને પ્રણિપાત કરી પ્રાર્થ્યા. મહાદેવે આકાશવાણી વડે હેમચંદ્રની વિદ્વતા વખાણી. કેવી રીતે તે કોયડો મધ્યકાલના મુત્સદ્દીઓ ઉકેલી શકે? પરિણામે કુમારપાલે માંસ મદિરા ત્યાગ્યાં. સૂરિએ જૈન અને બ્રાહ્મણો વચ્ચે ઝાઝો ભેદ માન્યો હોય એમ લાગતું નથી.

હેમચંદ્રની સત્તા વૃધ્ધ રાજાપર વધતી ગઇ; વૃદ્ધ રાજા સૂરિનાં પ્રવચન સાંભળી રહ્યો. સંવત ૧૨૧૩ માં તે પરમ શ્રાવક થયો. સંવત ૧૨૧૬ ના અરસામાં–લગભગ ૬૫ વર્ષે–કુમારપાલ

* પ્રભાવચરિત્ર ૨૧. ૧૯૫ મેરૂતુંગ આ પ્રસંગ ૧૧૯૨ માં મુકે છે.

જૈન થયો. વસ્તુપાલ મંત્રીએ એ પ્રસંગને અમર કરવા 'મોહરાજ પરાજય' નું નાટક લખ્યું જેમાં કુમારપાલને કાલ્પનિક કૃપા સુંદરી જોડે પરણાવ્યો છે.

આ સમયે સૂરિની વિદ્વત્તા પણ પુરેપુરી પ્રકાશી રહી હતી. 'અલંકાર ચૂડામણિ' 'છંદોનુશાસન', "દેશી નામમાલા', 'યોગશાસ્ત્ર' વગેરે કૃતિઓ આ સમયની તેની પ્રવૃત્તિનાં ફળરૂપ ગણી શકાય.

સૂરિના હાથમાં ધીમે ધીમે બધી રાજ્ય સત્તા આવી; અને ગુજરાતમાં જિનશાસન પ્રસારી જીવનનું સ્વપ્નું સિદ્ધ કરવા તેણે પ્રયાસ કર્યો. હેમચંદ્રાચાર્યે ગુજરાતને ધાર્મિક વ્યક્તિતત્ત્વ આપવાનો ક્રમ શરુ કર્યો. રાજ્ય કરવાનો અધિકાર મળવો સહેલ છે, પણ પોતાની ભાવના પ્રમાણેજ રાજ્યની રચના કરવાનો લહાવો કોઇકનેજ મળે છે. કુમારપાળના સમયમાં આ લહાવો હેમચંદ્રને મળ્યો.

હીંદની શ્રમણ ભાવનાનું એક પ્રબલ સાધન તે જિનશાસન: અને તેનો પરમ મંત્ર તે અહિંસા. અજ્ઞાન ને તોફાનના જમાનામા—જ્યારે મુસલમાનો ઉત્તરમાં હીંદુ રાજ્યો જોડે આથડતા હતા, ત્યારે—શ્રમણ ભાવનાના અવતારરૂપ બનેલા હેમચંદ્રે ગુજરાતને અહિંસા ભૂમ કરવા માંડી. માંસ અને મદિરાનો ઉપયોગ બંધ થયો; યજ્ઞમાં માંસને બદલે ધાન્ય નખાતુ થયું; પાડુરંગ બ્રાહ્મણોને શ્રાવકોની માફક રહેવાની આજ્ઞા થઇ, શીકાર બંધ થયો; જુ મારનારના ધનવડે યૂકાવિહાર બધાયો; લોકાલોક ચૈત્ય આગળ કાચું માંસ મુકનારને દેહાત દંડ થયો. ચૈત્યો, ઉપાશ્રયો ને વિહારો બંધાવા લાગ્યા, અને તેની રથયાત્રા કરવાનો શ્રાવકોને હક્ક મળ્યો. લશ્કર વીખેરી નાખવામાં આવ્યું; અમારી ઘોષણા થઇ; બલજોરીથી અહિંસાનું સામ્રાજ્ય જામ્યું.

કુમારપાલે શૈવ ધર્મ તજ્યો નહીં. તેણે શિવાલયો પણ બંધાવ્યાં; તે સમયના બ્રાહ્મણશ્રેષ્ઠ ભાવ બૃહસ્પતિનો સત્કાર અદાય કર્યા કર્યો, અને 'માહેશ્વર નૃપાગ્રણિ'નું બીરદ પામ્યો. પણ તે વૃદ્ધ હતો. સબળ અને પ્રભાવશાળી પુરુષોને ખુશ રાખી શાંત રીતે જીવન વીતાવવાનો પ્રયોગ તેણે આરંભ્યો લાગે છે. એક પ્રસંગે આખું રાજ્ય પણ ગુરુને ચરણે તેણે ધર્યું. તપસ્વી ગુરુએ તે લીધું નહીં, પણ રાજાને આજ્ઞા કરવાનો અધિકાર સ્વીકાર્યો.

સૂરિ સરસ્વતીને સેવ્યાજ ગયા. 'ત્રિષષ્ટિશલાકા પુરુષ,' 'અભિધાન ચિંતામણિ,' 'અનેકાર્થ કોષ ' વગેરે કૃતિઓ વૃદ્ધાવસ્થામાં પણ તેમની કીર્તિ વધારી રહ્યા. ગુજરાતી મોઢ વાણીઆની પ્રતાપી મેધાના ચમકારા ચારે તરફ પ્રસર્યા. વ્યાકરણ ને અલંકારના ક્ષેત્રમા ગુજરાતના આ વિદ્વાનોના શિરોમણિને આખા આર્યાવર્તે સન્માનવા માંડ્યા.

કુમારપાલે ' પરમાર્હત ' ને ' પરમશ્રાવક ' નાં બીરુદો શોધવા જતાં—ગુજરાતને અહિંસા ભૂમિ કરવા જતાં બધું ખોયું. ભયંકર નિર્બળ રાજનું વિશાલ સામ્રાજ્ય વૃદ્ધ ને ' મોહરાજ પરાજય ' કરવામા મશગુલ રાજાના રાજ્યમાં ટકી શકે એમ નહોતું. તે તુટયું પાટણ નિર્બલ થયું. વિજયપ્રયાણનું સ્થાન રથયાત્રાઓએ લીધું. ગુજરાતનું ગૌરવ પરવારી ગયું. હેમચંદ્રે જીવનભર સેવેલા સ્વપ્નાની સિદ્ધિ અને ગુજરાતની મહત્તાનો અસ્ત બે સાથે લગાં થયાં.

એક ચોમાસુ આવ્યું અને રાજાએ ગુરુની આજ્ઞાથી વ્રત લીધું—પાટણ નહીં છોડવાનું.

[વધુ માટ જુઓ પૃષ્ઠ ૫૫૦]



જિનશાસનંનો નેતા હેમચંદ્રસૂરિ.



ક્રીશ્ચન દેવળ, સીમલા.



पमनी स्व पत्निश्रीना स्मरणार्थे
श्री फार्बस गुजराती सभाने
શ્રીયુત ડાહ્યાભાઇ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.



વાઇસરીગલ લૉજ.

# સીમલા

લેખક:
રા. મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ
સભ્ય, સાહિત્ય સંસદ

અમે મુંબાઇથી બી. બી સી. આઇ. રેલ્વેના પંજાબ મેલમાં કોલાબા સ્ટેશનેથી ઉપડયા રસ્તે ખાસ નોંધવા જેવા બનાવમાં કોટા અને મથુરા દરમ્યાની અસહ્ય ગરમી હતી. ગમે તેમ કરીને તે વટાવી દીલ્હીનું વિશાલ રેલ્વે સ્ટેશન જોઇ આખરે પ્રભાતમાં અમે કાલકા સ્ટેશને પહોંચ્યા કાલકાથી હિમાલયના સીમલા વિભાગના પર્વતોનું ચઢાણ શરુ થાય છે અને મોટા માપની ગાડીને બદલે નાના માપની ગાડી શરૂ થાય છે. કાલકા સ્ટેશને સર્વ માલ લગેજમાં મૂકવો પડે છે. માત્ર હેંડબેગ છતરી, લાકડી અથવા બહુ નાની ચીજો સાથે રાખવા દેવામાં આવે છે આ ગોઠવણ મુસાફરોની સગવડ માટે હોય છે મુસાફરો જો મોટો મોટો સામાન સાથે રાખે તો બેસવાની જગ્યા રહેતી નથી તેથી બીસ્તરા પણ લગેજ કરાવવા પડે છે. કાલકા સ્ટેશને ગાડી બદલવાની હોવાથી અને વખત પુષ્કળ રહેતો હોવાથી અગવડ પડતી નથી. બહુ જરુરી સીવાય સર્વ ચીજોને અમે લગેજમાં મુકી અને રેલ્વે રીસીટ લઇ અમે સીમલા કાલકા રેલ્વેની નાની ગાડીમાં બેઠા. આ ગાડી નાની છે છતાં તેમાં બનતી સર્વ સગ-

વડે રાખવામાં આવી છે. ઇજનેરી કળાનો આ નાની ગાડી એક ખરેખરો નમુનો છે. કાલકાનું સ્ટેશન'દરીઆની સપાટીથી લગભગ ૨૨૦૦ ફુટ ઉંચુ છે જયારે સીમલાનું સ્ટેશન લગભગ ૭૨૦૦ ફીટની ઉંચાઇએ આવી રહેલું છે. આટલી ઉંચાઇએ પહોંચતા પહેલાં અનેક ટેકરાઓ, ડુંગરાઓ અને ગલીઓ વટાવવી પડે છે અને તે સર્વમાંથી રેલ્વેને બહુ યુક્તિથી લઇ જવામાં આવે છે. ઘણી ગાળીઓને બાંધી લેવામાં આવી છે અને તે ઉપર પુલ કરી તેની ઉપર થઇ રેલ્વે પસાર થાય છે. અને કેટલાક પર્વતો ને અંદરથી કાપી બુગડાઓમાંથી રેલ્વેને પસાર કરવામાં આવે છે. આવા નાના મોટા ૧૦૦ બુગડાઓ આવે છે જેમાંના ઘણાનો દેખાવ બહુ ચિત્તાકર્ષક હોય છે. કેટલાક બુગડાઓ તો બહુ મોટી લંબાઇવાળા હોય છે, હજાર બારસો ફીટની લંબાઇવાળા પણ પાંચ સાત બુગડાઓ આવે છે અને છેલ્લો સમરહીલ અને સીમલાના સ્ટેશન વચ્ચેનો બુગડો પણ લંબાઇમા ઘણો મોટો છે. વચ્ચે ગાળીઓ આવે છે ત્યાં સૃષ્ટિ સૌંદર્ય બહુ દેખાય છે. આખી પર્વતમાળા લીલીછમ છે અને જ્યાં જ્યાં બહાર નજર નાખીએ ત્યાં કુદરતની લીલાનું ભાન થાય છે.

વચ્ચે ધરમપુરનું સ્ટેશન આવે છે. ત્યાં પાઇનનાં ઝાડોની મોટી હાર દેખાય છે અને આખા શહેરની રચના ઘણી સુઘટ્ટ નજરે પડે છે. ત્યાં મરહુમ મલબારીએ મુંબાઇમાં ફંડ એકઠું કરી ક્ષયના વ્યાધિવાળા માટે એક સુંદર આરોગ્ય ગૃહ (સેનીટેરીયમ) બાંધ્યું છે. તે એક વખત જરૂર જોવા લાયક છે એ સ્થાને ૭ માઇલ સુધી હરી ફરી શકાય તેવો લાંબો છાયાવાળો રસ્તો છે. અને વૈદકિય નજરે એ પાઇન વૃક્ષોની હવા ક્ષય રોગના વ્યાધિવાળાને બહુ લાભ કરનારી કહેવાય છે. એ વૃક્ષો આપણા અસલ વાડીના ઝમરખ પડાના આકારવાળો છે અને નજરને બહુ આહ્‌લાદ આપે તેવા છે. ધરમપુરથી કસૌલી જઇ શકાય છે. તે આઠ માઇલ દૂર છે. ત્યાં જવા માટે ઘોડાના ટાંગા મળે છે. ત્યાં હડકવાના વ્યાધિનો ઉપચાર છે. રેલ્વે ગાડીનું એન્જીન પણ તદ્દન જુદાજ આકારનું હોય છે અને આખો વખત અવાજ કરી પર્વતની ગંભીર શાંતિમાં ભંગ કરનાર હોય છે. રેલ્વેની બાજુમાંજ આડી અવળી સડક છે જેને બહુ સારી રાખવામાં આવે છે. તેના પર જતી આવતી મોટર ગાડીઓનાં દર્શન કવચિત્ થયા કરે છે. કાલકાથી કોઇને મોટરમાં સીમલા જવું હોય તો ભાડાની મોટર મળી શકે છે. એકાદ વખત મોટરને માર્ગે પણ જવા યોગ્ય છે, પણ રેલ્વેની ગોઠવણનો એક વખત તો જરુર લાભ લેવા જેવો છે. એથી ઇજનેર કળા કેટલી હદ સુધી કામ કરે છે તેનો સાદો પણ સ્પષ્ટ ખ્યાલ જરુર આવી શકે તેમ છે. નાની ડુંગરની રેલ્વે ૬૨ માઇલ છે જેને બાંધવામાં લગભગ એક કરોડ રુપીઆ ખરચેલા કહેવાય છે. વચ્ચે એક બડોદનું સ્ટેશન આવે છે ત્યાં રેલવે ગાડી લગભગ અરધો કલાક ખોટી થાય છે. ત્યાં દેશી તેમજ અંગ્રેજી ઢબે ખાવાની પુષ્કળ વસ્તુઓ વેચાતી મળી શકે છે. અને ત્યાંનું પાણી પણ ઘણું સુંદર છે. સખ્ત ગરમીના વખતમાં પણ બરફ જેટલું તે ઠંડુ હોય છે અને પાન કરતાં તે મધુર લાગે છે.

સૃષ્ટિ સૌંદર્ય નીહાળતાં એક પછી એક સ્ટેશન પસાર કરતાં અમે પ્રભાતનો લહાવો લેતા લેતા આગળ વધવા લાગ્યા. કાલકાના સ્ટેશન પહેલાંજ પ્રભાતનો ઉદય થયો હતો અને આગલા દિવસના અનુભવ પ્રમાણે અમે ગરમીની આશા રાખતા હતા પણ રેલ્વેટ્રેન આગળ વધી તેમ શીતળ પવન આવતો ગયો. અને ગરમીનો સમય છે એ વાતનું તો સહજ

વિસ્મરણ થઇ ગયું. અમારાં એક મિત્રે અમને દીલ્હીને સ્ટેશને ચેતવણી આપી હતી કે નાની રેલ્વે ગાડી કાલકાથી આડાઅવળા ઘણા ચક્કર લે છે તેથી અમારે ભુખ્યા રહેવું, નહીં તો ફેર ( ચક્કર ) આવશે. તેની સુચના માન્ય કરી અમે કાલકાને સ્ટેશને માત્ર ચહાજ પીધી, પણ આગળ વધતા અનુભવથી અમને એ ચેતવણી બહુ અગત્યવાળી ન જણાતા મુસાફરી યોગ્ય ખોરાક અમે બડોદને સ્ટેશને લીધો, પણ તેથી ત્યાર પછી કૈં અગવડ આવી નહીં.

એંજીનના સુસવાટા સાંભળતાં, સૃષ્ટિ-સૌંદર્ય નીહાળતા, અને બુગડાઆમાંથી પમાર થતા અમે આગળ ચાલ્યા અને છેવટે લગભગ એક વાગે બપોરે અમે સમરહીલને સ્ટેશને ઉતર્યા. અમારે છેક સીમલાના સ્ટેશન સુધી જવાનું નહોતુ, પણ અમારા ઉતારાનું સ્થાન સમરહીલના સ્ટેશન નજીક હોવાથી અમે ત્યા ઉતર્યા અમારા પૂર્વગામી મિત્રાદિ અમને સ્ટેશને લેવા આવ્યા હતા. સામાન ઉતારી અમે પર્વતનું સૌંદર્ય જોતા બાંધેલ રસ્તાએ પ્રોસ્પેકટ હીલની ઉત્તર બાજુએ આવેલા ' શાંતિકુટિર ' નામના સ્થાનમાં પહોચ્યા.

સીમલાની બાંધણી આકર્ષક છે. જોવા લાયક છે. આશ્ચર્ય ઉત્પન્ન કરે તેવી રીતે સર્વ ગોઠવણો પાર ઉતારવામા આવી છે અને વિદ્યા, કળા અને વિજ્ઞાનના નવાઇ પમાડે તેવા અનેક નમુનાએ પુરા પાડે તેવી છે એમા ખુબી એ છે કે પર્વતની ટેકરીઓને એક બીજા સાથે જોડી બહુ યુક્તિથી રસ્તાએ કાઢવામાં આવ્યા છે. રસ્તાનો ઢોળાવ જરા જરા ચકરાવા લઇને એવી રીતે ગોઠવ્યો છે કે એકદમ આકરું ચઢાણ કે ઉતરાણ ન આવે. સારી યોજના કરીને આખી ટેકરીઓ ઉપર નીચે બાંધી લીધી છે અને તેનો દેખાવ દૂરથી જોવા લાયક છે.

### પ્રોસ્પેકટ હીલ

આખો દેખાવ પ્રોસ્પેકટ હીલ ઉપરથી



જેક્કા હીલ ઉપર વાંદરાઓ ને મંદિર.

સારી રીતે નજરે પડે છે. એ ટેકરી સમરહીલના સ્ટેશનની પાસે આવી રહેલી છે અને જેકો સીમલાની સર્વ ટેકરીથી ઉંચી છે. એ ટેકરી પાસેથી ચર્ચ જે સીમલાનું કેંદ્ર સ્થાન ભોગવે છે ત્યાં પહોંચતા લગભગ ૪૦ મીનીટ થાય છે. એક ટેકરી ઉપર ચઢીને જોઇએ તો તેની બરાબર સામે પશ્ચિમ તરફ જુટોઘની નીચી ટેકરી દેખાય છે. એ સ્ટેશન પણ છે અને લશ્કરી છાવણી છે. પ્રથમ સ્ટેશન તારાદેવીનું આવે છે. ત્યાંથી જુટોઘની ટેકરી ફરતું પશ્ચિમનું ચક્કર લઇ રેલ્વે સમરહીલના સ્ટેશને આવે છે જે પુર્વ દિશામાં છે અને છેવટે ઉપર જણાવ્યો તે મોટા અને છેલ્લા બુગડામાંથી પસાર થઇ સીમલાના સ્ટેશન અટકે છે. આ આખો દેખાવ પ્રોસ્પેક્ટ હીલ ઉપરથી જોઇ શકાય છે.

સીમલા સાત ટેકરીઓનું બનેલું છે. તે પશ્ચિમથી આ પ્રમાણે ગોઠવાએલી છે; પ્રોસ્પેક્ટ-હીલ, માઉન્ટ પ્લેઝન્ટ, એન્ટીક હીલ, જેકો હીલ, રીજ, સ્ટરલીંગ હીલ અને ઇલીસીયમ. એના બે પરાઓ છે; મસોબ્રા અને માહસુ. આ સાતે ટેકરીઓ એક પછી એક ગોઠવાએલી છે અને એક પરથી બીજી પર જવા માટે સુંદર રસ્તાઓ ચકરાવા વાળીને કીધા છે. તેથી ચઢાવ લાગતો નથી. એ ઉપરાંત છોટા સીમલાની પછવાડે સંજોલી હીલ આવે છે ત્યાં રસ્તામાં પંજાબના ગવર્નરનું સરકારી ખાતું ગોઠવાએલું છે. છોટા સીમલાથી જેકોહીલને રસ્તે સંજોલી જઇ શકાય છે અને ચર્ચની બાજુમાં પણ ત્યાં જવાનો રસ્તો છે. છોટા સીમલાથી જરા વિશેષ દૂર કુસુમટી નામનું પરું આવે છે. ત્યાંથી પણ સીમલાની ટેકરીનો દેખાવ જોઇ શકાય છે. પ્રોસ્પેક્ટ હીલ-થી ચર્ચને રસ્તે કુસુમટી જતાં લગભગ ૭ થી સાડા ૭ માઇલ થાય છે.

**સીમલા:** એનું અસલ નામ સ્યુમલા હતું. અને આ આખી પર્વતની માળા અસલ પતી-આળા અને કૌથલ સ્ટેટના તાબામાં હતી. પ્રથમ ગવર્નર જનરલ ત્યાં સને ૧૮૨૭ માં આવેલ. તેનું નામ લોર્ડ એમ્હર્સ્ટ હતું. તે વખતે રેલ્વે કે મકાનનાં સાધન નહોતાં, પણ જ્યારથી અંગ્રેજો ત્યાં આવવા લાગ્યા ત્યારથી શરુઆતથીજ ત્યાંની શીતલ હવા અને પાણીની તેના મોહમાં પડી ગયા હતા એમ જણાય છે. જુદે જુદે પ્રસંગે દેશી રાજ્યો પાસેથી ટેકરી પરની જગ્યાઓ સરકારે લીધી અને પરિણામે અત્યારે લગભગ આખી ટેકરી સરકારના હાથમાં આવી છે.

**એન્ટીક હીલ:** લોર્ડ વીલીયમ એન્ટીક ત્યાર પછી ગવર્નર જનરલ થયા અને તેના નામથી વચ્ચેની ટેકરીનું નામ એન્ટીક હીલ પડયું. તેના ઉપર વાઇસરોય માટે એક ઘણો મોટો મહેલ બાંધવામાં આવ્યો છે; જે ઘણો ઉંચો આવેલો હોવાથી સીમલાની ઘણી જગા એથી જોઇ શકાય છે. વાઇસરોયના બંગલાની નીચે એજ ટેકરી ઉપર સરકારી ખાતું (સેક્રેટરીઅટ) છે તે ઘણું મોટું મકાન છે, ભવ્ય છે અને ત્યાં સવારના દશથી સાંજના પાંચ વાગ્યા સુધી ઘણી ધમાલ રહે છે. મુખ્ય સરકારની ઘણી ખરી ઓફીસો આ વિશાલ મકાનમાં અને તેની આજુબાજુમાં આવેલી છે. મુખ્ય સરકાર એપ્રીલની શરુઆતથી તે ઓકટોબર આખર સુધી લગભગ ૬-૭ માસ અહીં રહે છે અને હીંદુસ્તાનના કરોડો લોકોનું ભવિષ્ય આ શીતળ ટેકરી પર નિર્મે છે. જ્યારે ૭ સાત માસ મુખ્ય સરકાર અહીં હોય છે ત્યારે અમલદારો અને કલાર્કો તથા ચપરાશી અને કામદાર વર્ગની ધમાલ બહુ રહે છે અને દસ વાગે સવારે તો લોકોનો ઘણો મોટો અવરજવર ત્યાં જોવા-

માં આવે છે. એ સરકારી ખાતાની સામેજ પોસ્ટ ઓફીસ આવેલી છે.

**મોલ:** સીમલામાં આકર્ષક ચીજ મોલ (Mall) છે. એ એન્ટીક હીલથી આગળ પૂર્વમાં અને જેકો હીલની પહેલાં આવે છે. ત્યાં હારબંધ દુકાનો છે અને કેટલાકનાં નામો બહુ સારી રીતે અસર કરે તેમ ગોઠવેલાં હોય છે. ઘણી વીલાયતી પેઢીઓ તથા દેશી પેઢીઓ એક હારમાં આવેલી છે. એક પછી એક દુકાનનાં પાટીઆં વાચતાં ચાલો તો થાકો નહીં. કપડાની, દવાની, પરચુરણ ચીજોની, ઘડીઆળની અને ઝવેરાતની હારબંધ દુકાનો ચાલી આવે છે. દુકાનમાં જે જાતનો માલ વેચાતો હોય તે કાચની બારીઓમાં શણગારીને બતાવેલ છે. હજારો રુપીઆનું ઝવેરાત ખરીદવું હોય તો અહીં મળી શકે છે અને સોઇ કે રુમાલથી માંડીને ઉપયોગી તેમજ મોજશોખની ઘણી ખરી ચીજોનું આ સ્થાનમાં મોટું પ્રદર્શન યોજાએલું છે. આખો મોલનો દેખાવ મુબઇ કલકત્તાના આકર્ષક વેપાર સ્થાન, કોટ કે હેરીસન રોડને યાદ કરાવે તેવો છે અને આખો રસ્તો તેમજ દુકાનોનો અંદરનો ભાગ સ્વચ્છતાના નમુના પુરા પાડે છે. આ બજારના ભાગમાં સવારના નવ વાગ્યાથી રાતના સાત સુધી લોકોનો અવરજવર ઘણો રહે છે, વચ્ચે વચ્ચે રીકશા (મનુષ્યથી વહન થતી ગાડીઓ) અને ઘોડાઓ દેખાય છે. સીમલાના વાઇસરોય અને ગવર્નર સીવાય કોઇની મોટર ચાલી શકતી નથી તેથી જોખમ કે અકસ્માતનો ભય નથી અને લોકોને બહુધા ડાબી બાજુએ ચાલવાની ટેવ પડેલી હોય છે અને બહુ અવરજવરને વખતે રસ્તાનો વહીવટ રીતસર રાખવા પોલીસ તેની સુચના કરે છે. તેથી આખો વ્યવહાર ઠીક ચાલે છે.

કપડાંની દુકાનો નજીક દરજીની પણ મોટી દુકાનો હોય છે. ઘરની ખાવાની ચીજો ચીજો બીસ્કીટ વગેરે જે જોઇએ તે આ મોલમાં મળી શકે છે. દારુની દુકાન એક મુંબાઇવાળા પારસી ગૃહસ્થની છે. દરરોજના મુંબાઇ-કલકત્તાનાં છાપા પણ અહીં મળી શકે છે અને મોલની સામે જાહેર લાઇબ્રેરી છે ત્યાંથી પણ વાંચી શકાય છે.

મોલની દુકાનોની હારાવળીની સામે મ્યુનીસીપાલીટીનું ભવ્ય મકાન છે. અને બાજુમાં ટાઉન હોલ છે તે સાદો પણ સુંદર છે.

**છોટા બજાર:** મોલ ઉપરના ઉંચાણ ભાગમાં છે. જ્યારે નીચેના ભાગમાં તેની સામી-બાજુએ છોટા બજાર છે જે આપણા ગામ તથા શહેરના બજારો જેવી છે. ત્યાં શાક, ફળ, અન્ન, લોટ, મીઠાઇ વગેરે ચીજોની સેંકડો દુકાનો છે. તે દેખાવમાં દેશીજ રહી છે અને મોલ જ્યારે પાશ્ચાત્ય શહેરનો નમુનો પુરો પાડે છે ત્યારે આ છોટા બજાર દેશી લોકો માટે વધારે ઉપયોગી ચીજો પુરી પાડે છે. એક મોજશોખનુ સાધન છે ત્યારે બીજું જરૂરીઆતનુ સાધન છે.

**લકડીબજાર:** મોલથી જરા આગળ જતાં ડાબી બાજુએ લકડી બજાર આવે છે ત્યા દેશી કારીગીરીનાં રમકડા, લાકડી, રકાબીઓ વગેરે અનેક ચીજો મળી શકે છે. દીલ્હી આગ્રાની કારીગીરીના નમુનાઓ જોઇ શકાય છે પણ ભાવની બાબતમાં સાવધ ઘણું રહેવું પડે છે. જે ચીજના રુપીઆ આઠ કહે તેના તમે ચાર કહો તો કેટલીકવાર સોદો સહી થઇ જાય છે. અનેક ચીજો જોવાલાયક હોય છે અને દેશમાં કેટલા પ્રકારની કળાઓ હજુ જીવે છે તેનો ખ્યાલ આવે છે. મોલમાં ઇન્ડીઅન અજબ ચીજો (curious) ની ઘણી દુકાનો છે તે પણ ખાસ જોવા લાયક છે.

## જોવાં લાયક દૃશ્યો.

પ્રોસ્પેક્ટ હીલ: આ સંબંધી પ્રથમ ઉલ્લેખ થઇ ગયો. એ ઘણી ઉંચી ટેકરી છે અને ત્યાંથી આખા સીમલાનું એક બાજુએ અને બીજી બાજુએ પર્વત અને ટેકરીઓની હારનું દર્શન થાય છે. આંખને ઠંડક આપે તેવી લીલોતરી એ ટેકરીની એક બાજુએ છે અને બીજી બાજુ ગમે તે કારણે તદ્દન સુકી રહે છે. કહે છે કે એનું કારણ કે ભૂસ્તર વિદ્યાને લગતું છે. અસલ એ પર્વત જ્વાળામુખી હતો અને સુકી બાજુએ હજુ પણ જ્વાળાના આવા રસના અવશેષો મળી આવે છે. એ ટેકરી ઉપર કામનાદેવીનું મંદિર આવેલ છે. એ ટેકરી ફરતી પ્રદક્ષિણાનો રસ્તો બાંધેલ છે અને તે પણ ફરવા લાયક છે. અમે તો એ ટેકરીના પશ્ચિમ-પાદની બરાબર સામે શાંતિકુટિરમાં ઉતર્યા હતા તેથી આ શાંત રસ્તાનો ઘણીવાર લાભ લેતાં હતા. આ ટેકરીની નીચેના ભાગમાં શાંતિકુટિરની સામે એક સપાટ જગ્યા છે ત્યાં રવિવારે કુસ્તીનો મેળો અવારનવાર થાય છે. દેશમાં લશ્કરી જુસ્સો કેટલો છે, મરદાનગીથી શરીરના સ્નાયુઓ કેવા સુઘટ્ટ બની શકે, અને અખાડાઓ હજુ પૂર્વ શૌર્યની ઝાંખી કેવી કરાવી શકે છે તે જરુર જોવા લાયક છે. આવા પ્રસંગે હજારો લોકો જોવા માટે એકઠા મળે છે અને અખાડામાં જીતનારને ઇનામ મળે છે.



સીમલાનું સ્ત્રી સૌંદર્ય.

આ પ્રોસ્પેક્ટ હીલ ઉપર અથવા એના પૂર્વ તરફના રસ્તા ઉપર ઉભા રહી રાત્રે ૭ા વાગ્યા પછી સીમલાની મુખ્ય ટેકરીનો દેખાવ જોવા લાયક છે. ઉપર નીચે આવેલા મકાનોમાં અને રસ્તા પર વીજળીક બત્તી થાય છે. મુકામોની બાજુમાં ચોતરફ ઝાડો ઉભાં હોય છે

અને આખો પર્વત જાણે સુંદર તારાઓથી ઉપરથી નીચે સુધી ઝગમગી રહ્યા હોય તેવો દેખાવ થાય છે. આ દેખાવ દિવસે ઉપર નીચે આખા પર્વતને મકાનોથી બાંધી દીધાનો દેખાવ આપે છે અને રાતે તો ખરેખર અભિનવજ રૂપ ધારણ કરે છે.

**એનનડેલ:** આ સીમલાનું ઓલીંપસ (Olympus) છે. વાઇસરોયના મહેલની બાજુમાં ઉત્તર દિશાએ આવેલ છે. ત્યાંથી આડા અવળાં વલણ લેતાં લગભગ બે હજાર ફીટ નીચે ઉતરવું પડે છે. આખે રસ્તે દેવદાર વૃક્ષની વિશાળ ઘટા છે. એમાંનાં ઘણાં વૃક્ષોની ઉંચાઇ ૭૫-૧૦૦ ફીટની હોય તો પણ ના નહીં. અને આખો રસ્તો ઘણો રમણીય છે. નીચે જવાના ચાર પાંચ રસ્તાઓ છે, જેમાંનો એક વાઇસરોયના મહેલની બાજુથી છે, બીજો સેસીલ હોટેલની સામેથી છે; ત્રીજો મોલની સામી બાજુએથી છે. નીચે એક ઘણું મોટું મેદાન છે. ત્યાં પોલો અને ઘોડાની શરત થાય છે. આજુબાજુ જીમખાનાં છે. આવા મોટા ડુંગર ઉપર નીચે બે હજાર ફીટ ઉતરીને પણ રમત ગમતનાં સ્થાનોનો લાભ લેનારની જીવન મર્યાદા પર એકવાર આફરીન કહી દેવાય છે. આખા સ્થાનમાં શાંતિ દેખાય છે અને થાકેલાં મનને સ્ફુર્તિ મળે છે, નવું જીવન મળે છે અને થોડો વખત ચિત્ત રસાનંદ અનુભવે છે.

**જેકો હીલ:** મોલથી આગળ દોઢેક માઇલ ચાલતાં લકડી બજાર પછી આ હીલ આવે છે. સીમલામાં એ સર્વથી વધારે ઉચી છે. જવાનો રસ્તો ચઢાણવાળો છે, કેટલેક સુધી બંગલાઓ આવે છે. જેકો હીલ ઉપર એક દેવાલયનું મોટું લશ્કર છે. ઘણા આનંદી પ્રવાસીઓ પોતાની સાથે ચણા લઇ જઇ વાંદરાઓને ઉજાણી કરાવે છે. એ વાંદરામાં રાજા, રાણી, પ્રધાન વગેરે છે. વાંદરાઓ આપણી બાજુએ આવે તો પણ બીક લાગતી નથી કારણ કે ઘણા વખતના પરિચયથી તે પણ સુધરી ગએલા જણાય છે. ઉપર દેવમંદિર છે તેમાં બહુ વૃદ્ધ વયનો એક મહંત રહે છે. વાંદરા તેના પાળેલા છે અને તેના હુકમમાં રહે છે. જેકો હીલ ઉપર બેસીએ ત્યારે મનને બહુ આનંદ આવે છે. તે આખી ટેકરી લીલાં વૃક્ષોથી છવાએલી છે અને ચારે તરફ આંખોને શાંત કરે તેવો દેખાવ નજરે પડે છે.

**ઇલીશીઅમ (Elysium):** મોલથી આગળ ઉત્તરે ઇલીશીઅમ આવેલ છે. તે પણ મોટી વિશાલ ટેકરી છે. અને તે નામનું એક હોટેલ પણ ત્યાં બાંધવામાં આવ્યું છે. એ રસ્તે જતાં ડાબી બાજુ સમરહીલની આખી ટેકરી નજરે પડે છે. એનો દેખાવ બહુ સુંદર લાગે છે. જમણી બાજુએ નજર કરતાં મસોબરા નામનું ગામ દૂરથી નજરે પડે છે અને વચ્ચે ચઢાણ ઉતરાણવાળા રસ્તાઓ બહુ સુંદર દેખાવ આપે છે. વળી વધારે દૂર નજરે કરીએ તો બરફથી છવાએલા પર્વતોની હારમાળા (Snowolnds) સહેત ચાંદનીનો ખ્યાલ કરાવે છે. ઇલીશીઅમની ડાબી બાજુએ 'કઇતો' નામનું નાનું ગામ દેખાય છે. ત્યાં પણ નાનું બજાર છે.

**સંજોલી:** આ ઇલીશીઅમની ડાબી બાજુએ સંજોલી હીલ આવેલી છે જ્યાં જવાનો રસ્તો પણ લકડી બજારથી મળે છે.

**છોટા સીમલા અને કુસુમટી:** મોલથી આગળ પૂર્વ બાજુએ ઉત્તમા છોટા સીમલા લગભગ અઢી માઇલ દૂર છે. તેની બાજુમાં પંજાબના ગવર્નરનો બંગલો અને સેક્રેટરીઅટ તથા બીજા અનેક બંગલા છે. સંજોલી હીલ

[વધુ માટ જુઓ પૃષ્ઠ ૫૪૫]



એથેન્સનો સુવર્ણયુગ ઘડનાર : પેરીક્લીસ.

—ગુજરાત : ફાલ્ગુન ૧૯૮૪ —એરપેરીઆ.

# એરપેશીઆ: સ્ત્રીઓમાં એક વસંતાવતાર*



લેખક:
સૌ. લીલા મુનશી
સભ્ય, સાહિત્ય સંસદ.

પ્રમુખ સાહેબ, સન્નારીઓ અને સજ્જનો,

આજનું ભાષણ શરુ કરતાં પહેલાં એક વાતનો મારે આપની સમક્ષ ખુલાસો કરવાનો છે. પણ એ ખુલાસો કરતાં પહેલાં એક વાત મારે જે પહેલી કહેવાની છે તે એ કે અત્રેની સાહિત્ય સભાએ મને વસંતોત્સવમાં નિમંત્રણ આપી આપ સૌને મળવાની તક આપી તે ખાતે હું તેની આભારી છું. આ વાક્ય શિષ્ટાચારરૂપે નથી; પણ સંસ્કૃતિના કેન્દ્રસ્વરૂપ ગણાતા વડોદરામાં–જ્યાંથી આખું ગુજરાત પ્રેરણા પામી રહ્યું છે, ત્યાં–આવી એ સૌ પ્રેરણામૂર્તિઓનાં દર્શન કરવાનો મારો ઘણા વખતનો અભિલાષ હતો. આજે તે સફળ થયો છે તેથી એના નિમિત્ત-રૂપ થએલી સાહિત્ય સભા તરફ આભારની ભાવના જાગે છે.

અહીંઆં આવ્યા પછી મને એક વાત જણાઈ છે તે એ છે કે "એરપેશીઆ"નું નામ ઘણાઓને અપરિચિત છે, અને જેઓ તે જાણે છે તે પુછે છે કે ભાષણના વિષય તરીકે મેં કોઈ હીંદી સ્ત્રીને બદલે ગ્રીક સ્ત્રીની તે શું પસંદગી કરી?

ખુલાસામાં મારે એટલુંજ જણાવવાનું છે કે આજથી બારેક દિવસ પહેલાં સાહિત્ય સભા તરફથી મને નિમંત્રણ આવ્યું ત્યારે વસંતોત્સવ નિમત્તે બોલવાનો વિષય મને પહેલાં તો કૈં સુઝયો નહીં. મુંબાઈમાં ગયા વસંતોત્સવ પ્રસંગે કવિ ખબરદારે જેવું સુંદર વ્યાખ્યાન વસંત ઉપર કર્યું હતુ, તે મને સાંભર્યું, પણ તેટલું બધું અને તેવું સુંદર બોલવાની તો મારી શકિત હતી નહીં. પછી મેં આપણા "જુના અને નવા કવિઓની દૃષ્ટિએ વસંત" એ વિષય પસંદ કર્યો; પણ તે લખવા માંડયો ત્યારે જણાયું કે કવિઓએ વસંતના વર્ણનમાં જે જે લખ્યું છે તે તે બધું આપ સૌની સમક્ષ વર્ણવવાની અને તે બધું વાંચી જવાની મારામાં હીંમત નહોતી.

* તા ૫:૨:૨૮ ના રોજ વડોદરા સાહિત્ય સભાના 'વસંતોત્સવ' પ્રસંગે આપેલું વ્યાખ્યાન.

વળી કવિઓના શિરોમણિ પ્રેમાનંદના શહેરમાં, જ્યાં અત્યારે પણ અનેક કાવ્યરસિકો અને તેની ચર્ચા કરનારાઓ વસે ત્યાં, મારા જેવી અકવિએ તે ઉપર બોલવું એ પણ ધૃષ્ટતા કહેવાય. આ વિચારથી અર્ધો તૈઆર કરેલો એ વિષય મેં રહેવા દીધો અને બીજો વિષય શોધવા માંડ્યો.

એસ્પેશીઆ વીશે એક અંગ્રેજ લેખિકાની છેલ્લી શોધોને આધારે તૈઆર થએલી કથા મેં કેટલાક સમય પૂર્વે વાંચી હતી, ત્યારથી તેના વીશે વધારે જાણવાને મારું મન પ્રેરાયું, તેથી તેને અંગે મેં બીજું પણ થોડુંક વાંચેલું હતું. સ્ત્રીઓમાં સ્વાતંત્ર્યની ભાવનાના પ્રથમ પ્રચારક તરીકે મને જગતની નામાંકિત સ્ત્રીઓમાં એનું સ્થાન અગત્યનું લાગ્યું હતું. આ સ્ત્રીને માટે પ્રો. મીચેલ કેરોલના શબ્દોમાં કહું તો:

"એસ્પેશીઆ પ્રાચીન કાળની સ્ત્રીઓમાં અદ્દભુત ગણાય છે. સ્ત્રી જાતિમાં તેને અગ્રગણ્ય ગણવાનું કારણ એજ કે એ પેરીક્લીઅન યુગના તેજસ્વી જનોની હારમાં તે એકજ સ્ત્રીનું નામ દેખાય છે. અને તે કાળના મહાપુરુષોની ટોળીના નેતાઓ પણ તેની પ્રેરણા અને સલાહનું ઋણ સાનંદ સ્વીકારે છે. એથેન્સના જીવનમાં તે એકજ સ્ત્રી છે કે, જેને વીશે ઘણું જણાયું છે. તેણે ગ્રીક સ્ત્રીઓના ઇતિહાસમાં પોતાને અજોડ સ્થાનની અધિકારી બનાવી છે."

આ એસ્પેશીઆથી સ્ત્રીઓમાં સ્વાતંત્ર્યનો પ્રથમ વસંતાવતાર થયો. સ્ત્રીને સ્વાતંત્ર્ય તે એક મહેરબાની કે હક્ક તરીકે નહીં પણ જીંદગીની જરૂરીઆતરૂપે જોઇએ એ માન્યતા પ્રમાણે જીવનાર પ્રથમ કોઇ હોય તો તે હતી. એના વખતમાં જે પૂર્વે કદી બન્યું નહોતું તે એણે જીવીને સિદ્ધ કરી બતાવ્યું. આજે સ્ત્રી-સ્વાતંત્ર્યની ભાવના આપણી સમક્ષ જ્યારે બળતા પ્રશ્નરૂપે ખડી ઉભી છે ત્યારે એ ભાવનાને જીવનમાં સિદ્ધ કરી બતાવનાર પ્રથમ સ્ત્રીનું જીવન આપણે જાણીએ તે સુયોગ્યજ ગણાય, એમ મને લાગવાથી મેં ભાષણને માટે આ વિષય પસંદ કીધો છે.

આટલો ખુલાસો કરી મારું ભાષણ વાંચવા-ની રજા લઉં છું.

## એસ્પેશીઆ : સ્ત્રીઓમાં એક વસંતાવતાર

જે નગરમાં વસંતોત્સવ ઉજવાય, જ્યાં વસંતે રંગેલાં અંગ અને હૃદયનાં દર્શન થાય, જ્યાંનો જનવર્ગ જીવનમાંએ વસંતની વાટ જોતો થયો હોય, ત્યાંના લોકોને વસંત વીશે ને વસંતની ભાવના વીશે શું કહેવું? કોઇને વસંતમાં વિલાસ જણાય, કોઇ વસંતના ઉત્સવ ઉજવે, કેઇ પોતે વસંતનો વિજય કરે કે પોતાના પર વસંતનો વિજય થવા દે, કોઇ જીવનમાં વસંત માણે, કોઇને સૃષ્ટિ પર વસંત ઉતારવાના કોડ હોય, કોઇના આયુષ્યની વસંત બેસવાની હોય, કોઇ-નાં હૈયાં સદાય વસંતરંગી હોય, એમ સૌના જીવનમાં કોઇને કોઇ સ્વરૂપમાં સદાય વસંત પધારે છે; અને જીવનપ્રદેશમાં વસંતનાં વાયુ પોતાની સુગંધ મુકતા મુકતા વાય છે.

ને એ વસંત દેશ દેશની જુદી હોય છે. દરેક માનવવર્ગની જુદી હોય છે. દરેક ખંડે વસંતના રંગ અનોખા હોય છે. કોઇની વસંત લાંબી, કોઇની ટુંકી, કોઇની એક રંગી, કોઇ-ની વિવિધરંગી અને કોઇની ક્ષણજીવી હોય છે.

પણ વસંતનો અર્થ તો સઉએ સ્થળે સમાન છે. સૌએ વસંતને યૌવન લેખે છે, સૌ વસંત-માં નવજીવન કલ્પે છે, સૌ વસંતને આશા

અને ઉલ્લાસની અધિકારી લેખે છે. આમ પ્રકૃતિની ને માનવવર્ગની વસંત આવે ત્યારે નવી પુષ્પપાંદડીઓ અને નવા આદર્શોથી તેનું આવાગમન સુચવાય છે અને સૌ તેથી વસંતને ઋતુરાણીની ઉપમા આપે છે.

જીવનને ને વસંતને આવો નિકટ સંબંધ છે. માનવોની કે માનવોના કોઇ વર્ગની વસંત મહોરે ત્યારે, સૃષ્ટિ વસંતમાં નવપલ્લવિત થાય તેમ, તેમના નિત્ય જીવનમાં નવા ફેરફાર થાય છે; અને એક વાર આમ પ્રગટેલી વસંતનું પુનરાગમન ક્યારે ને ક્યારેએ થયા વિના રહેતું નથી. સૃષ્ટિની વસંતની માફક પ્રતિવર્ષે તો નહીં પણ અનેકવાર—વારંવાર જન વર્ગમાંના એવા કોઇ સુભાગી આત્મામાં નવા ભાવો–નવા આદર્શોના ફાલ આવે છે. એ ફાલમાંથી પડેલાં બીજોમાંથી કોઈ રહે, કોઇ જાય, કોઇના ઉપર થર ચઢે, કોઇ પૃથ્વીના પડમાં દટાઇ નાશ પામે. વસંતની માફક માનવ જીવનનીએ એવી એક અનંત વાર્તા છે.

પણ આપણે આ સૃષ્ટિના અને માનવોના મહાકુલની વાતો જવા દઇએ. આપણે તો માનવોના એક નાના ગણાતા, છતાં મોટા વર્ગની–સ્ત્રીવર્ગની વસંતવાર્તા માંડીએ. ના, તેમનીએ આખી ફુલી ફાલી નવપલ્લવ વસંતની નહીં પણ સુંદર અને કોમળ છતાં ચિરસ્મરણીય એવી વસતની પ્રથમ કુંપળની. એ કુંપળરૂપે–એક વસંતાવતાર લેખે–આજથી ચોવીસશે વર્ષ પૂર્વે ગ્રીસના સુવર્ણ યુગને નામે ઓળખાતા યુગના અથેન્સના પેરીક્લીસની પત્ની ઍસ્પેશીઆને આપણે ઓળખીશું.

કોઇ કહેશે કે ભારતખંડનો જનવર્ગ વસંતોત્સવ ઉજવે ત્યાં દૂરની એ સ્ત્રીનાં સંભારણાં શા માટે ?

ઉત્તર અઘરો નથી. વસંત જેમ એકજ દેશનો વારસો નથી તેમ માનવકુલના વસંતાવતારો પણ એકજ સ્થળે ઉતરતા નથી. ભારતનો સ્ત્રીવર્ગ જ્યારે જીવનમાં વસંત પ્રગટાવનો હોય ત્યારે પૂર્વે સૃષ્ટિના એક ખુણામાં પ્રગટેલી, એમના જેવી દશા અને સમયનો ભાસ આપતી, પહેલી વસંતની કથા અસ્થાને શાને કહેવાય ? અને કોઇ દેશની કે જાતિની વસંતકથાને બદલે સ્ત્રીવર્ગની વસંતકથા તો એટલા માટે કે પોતાના વર્ગ તરફ કોને પક્ષપાત નથી હોતો ?

પણ ઍસ્પેશીઆને ઓળખતાં પહેલાં એના સ્થળ કાળને અને સમાજમાં, શિશિરની થંડી સમી સ્થિતિમાં વસતી તે સમયની સ્ત્રીઓની સ્થિતિને જોઇએ.

ઍસ્પેશીઆનો સમય એટલે ગ્રીસની–ખાસ કરીને એથેન્સની સત્તાનો, સંસ્કૃતિનો, કલાનો. સુવર્ણયુગ.

પણ આ સુવર્ણયુગમાંએ સ્ત્રીઓની સ્થિતિ તો પગ તળેની રજકણ જેવીજ હતી. આજે ભારતમાં છે તેમ એથેન્સની સ્ત્રીઓથી તે વખતે બહાર નીકળી શકાતું નહીં. તેમનાથી પરપુરુષની સાથે વાત ન થઇ શકતી. વાત થઇ શકતી નહીં એટલુંજ નહીં, પણ તેને મુખ સુદ્ધાં ન બતાવી શકાતું. તેમને કેળવણી બીલકુલ મળતી નહીં. તેમનાથી ઘર રાખવા અને છોકરાં ઉછેરવા સીવાય બહારની એક પણ વસ્તુમાં ભાગ લેવાતો નહીં એ બધું તો ' હીટીયરી ' નામથી ઓળખાતો, આજની અશિષ્ટ ગણાતી સ્ત્રીઓ ની સમાન પદવીએ લેખાતો સ્ત્રીવર્ગજ કરી શકતો.

અને એ 'હીટીયરી' વર્ગનાં માત્ર અશિષ્ટ વર્ગનીજ નહીં પણ એથેન્સમાં પરણી આવેલી પરદેશી સ્ત્રીઓનો પણ સમાવેશ થતો. એથેન્સમાં તે વખતે એવો કાયદો હતો કે એથેન્સના વતની થી એથેન્સ શહેર બહારની કોઇ વ્યક્તિ સાથે કાયદાપૂર્વક પરણી શકાતું નહીં. બીજા કોઇ શહેર કે ટાપુની ઉત્તમ વર્ગની સ્ત્રી પણ એથેનીઅનને

પતિ તરીકે સ્વીકારે તો તે ' હીટીઇરી ' સ્ત્રીમા ગણાતી. *

આ કાયદો એસ્પેશીઆને મળ્યા પહેલા પેરીકલીસે પસાર કરાવ્યો હતો એ કાયદાના એકજ ફરમાનથી એથેન્સમા પરણી આવેલી કેટલીએ પરદેશી ગૃહિણીઓને તેણે 'હીટીઇરી' વર્ગમા મુકી, કેટલાએ ઘરો તેથી ભંગાયાં; ને એ પાપનુ પ્રાયશ્ચિત પોતાની પ્રિયતમા પત્નીને એ અધમ સ્થિતિમા જોઇ–તેને આખી જીંદગી સુધી કરવું પડ્યુ. †

આ ' હીટીઇરી ' સ્ત્રીઓને એક પ્રકારનું સ્વાતંત્ર્ય વધારે મળતુ. તેઓ કેળવણી લેતી,

* ગુજરાતના કેટલાક ગામોમા આજે પણ રીવાજ છે કે એકજ ન્યાતનો છતાં કોઇ પરગામનો માણસ હોય તેને કન્યા પરણાવે તો તે ન્યાત બહાર મુકાય છે એકજ ગામમા પણ એકજ ધર્મના હોવા છતા જુદી પેટા જ્ઞાતિના માણસ સાથે પણ લગ્ન થઇ શકતાં નથી. દાખલા તરીકે દશા અને વીશાઓ બીજી દરેક રીતે આચાર, વિચાર, ધર્મમા સરખા હોવા છતા માહોમાંહ્ય પરણી શકતા નથી

† એ સબંધી છેલ્લામા છેલ્લી શોધનો સાર ગરટ્રુડ એથરટન તેના પુસ્તક "The Immortal Marriage"ની ઐતિહાસિક નોધમા આ પ્રમાણે આપે છે

The conclusions of modern scholars, who have made her social status a matter of exhaustive research are these " While her irregular marraige with Pericles may have made her a hetœra under the law, she was not one by pro fession Her position was much the same as that of the morganatic wife of a prince in subsequent times. Adolf Schmidt seems to have settled the question once for all The attacks of the comic poets—who were allowed more licence than our yellow press—were directed partly by hatred of Pericles, partly by resentment that a member of a thoroughly despised sex should possess the ' virtues " of a man In all ancient literature there is no authority for the prevalent belief, so facilely accepted, that she was a professional hetœra except these same comic poets Plato and Xenophon speak of her with the greatest respect As the glory and prest ge of Athens declined her men of genius were forgotten to be resurrected later by the Romans When interest in those great poets, architects, sculptors revived, as well in their petron Pericles, Aspasia too was remembered, and libidinous minds accepted without question the savoury libels of the comic poets. Plutarch was the most careless offender On one page he states that her house was [full of young harlots, on another that Pericles never left the house nor returned to it without kissing her, which certainly intimates that she lived under his roof Is it to be imagined that the first citizen and virtual ruler of democratic Athens kept an assi uation house ! It is astonishing that for twenty four centuries scholars seem to have done no thinking for themselves where this remarkable woman was concerned

—Historical notes to The Immortal Marriage

તેઓ નૃત્ય, ગાન, ચિત્ર વગેરે કળાઓમાં પારંગત થતી. તેમને વાંચનાં લખતાં આવડતું, તેઓ પાદા વગર બહાર જઇ શકતી. તેઓ પુરુષોની સાથે છુટથી ભળી શકતી. એથેન્સના સંસ્કારી પુરુષો ઘરના સ્ત્રીવર્ગના અજ્ઞાનથી કંટાળી આવી સ્ત્રીઓની મૈત્રી શોધતા.

ઍસ્પેશીઆ પણ જન્મથી એથેનીઅન નહોતી, પણ મીલેટસ નામના ટાપુમાં જન્મી એથેન્સમાં આવીને વસી હતી. મીલેટસની સ્ત્રીઓ આજની સ્વતંત્ર સ્ત્રીઓની જેમ ઘણા પ્રકારની છુટો ભોગવી શકતી. મીલેટસ તે વખતે એશીઆ માઇનોરનું સૌંદર્ય અને કલામાં સૌથી પ્રથમ પંક્તિએ આવતું શહેર હતું. ઍસ્પેશીઆ ત્યાંના તવંગર વતની એકસીઓકસની પુત્રી હતી. ત્યાં તેને વક્તૃત્વ, ગાન, કલા અને બીજી અનેક પ્રકારની કલાઓ શીખવવામાં આવી હતી. સ્ત્રીઓના હુન્નરમાં તે એક્કો હતી. વાદવિદ્યામાં બહુ થોડાજ તેને હરાવી શકતા. તત્ત્વજ્ઞાન તેનો પ્રિય વિષય હતો.

ઍસ્પેશીઆ મીલેટસ મુકીને એથેન્સમા કેમ વસવા આવી તેની ચોક્કસ માહીતી કોઇને નથી. કદાચ કલા, સંસ્કાર અને શૌર્યના શિખરે મનાતા શહેરમાં પોતાની બુદ્ધિ અને જ્ઞાન અજમાવવા તે પ્રેરાઇ હોય; કદાચ ત્યાંના મહાજનો અને બુદ્ધિશાળીઓના સંગમાં પોતાનો વિકાસ સાધવા તે આવી હોય; પણ યુવાન અને આંજી નાખતા વક્તૃત્વકલાના શિક્ષક તરીકે ત્યાં આવી તે પોતાની મેધાના ચમકારા ચારે પાસ વેરી રહી. અને એથેન્સના વિદ્વાનો અને કલાવિદો એના દરબારને શોભાવી રહ્યા.

એથેન્સમાં તે વખતે પેરીકલીસનો સૂર્ય મધ્યાહ્ને તપતો હતો. ગ્રીસમાં અનેક સદીઓ સુધી સત્તા ભોગવતું સ્પાર્ટા નિસ્તેજ થયું હતું. પેરીકલીસના રણકતા કંઠની વક્તૃત્વછટા, મુરલીથી પ્રેરાતા નાગની માફક એથેનીઅનોને ડોલાવી રહી હતી. એની રાજ્યદ્વારી કુનેહ અને ભવ્ય દેખાવથી દેશમાં અને દૂર દૂરના પરદેશોમાં એ જાણીતો થઇ ગયો હતો. આવો પુરુષ જ્યારે ઍસ્પેશીઆની બુદ્ધિછટાથી આકર્ષાય ત્યારે એ સ્ત્રી અસાધારણ હોવી જોઇએ એમ સહજ માનવાનું મન થાય છે.

અને ઍસ્પેશીઆની બુદ્ધિએ માત્ર પેરીકલીસને એકલાનેજ નહોતો આંજ્યો. સોક્રેટીસ જેવો વાદવિદ્યામાં પ્રવીણ, ગંભીર તત્ત્વજ્ઞાની એનો વાર્તાલાપ સાંભળવાને આવતો. એનાકઝાગોરાસ જેવો તત્ત્વજ્ઞાની એની સાથે વાદમાં ઉતરતો. ફીડીઆસ જેવા અપૂર્વ કલાકારનું તે પ્રેરણાસ્થાન હતી. સોફોકલીસ અને યુરીપીડીસ જેવા નાટ્યકારો તેની સાથે અભિનયના આદર્શો અને તેમના નાટકોમાં આવતાં સ્ત્રી પાત્રો વીશે ચર્ચા ચલાવતા. થ્યુસીડાઇડીસ અને હીરોડોટસ જેવા અપૂર્વ ઇતિહાસકારો સરસ વાર્તાલાપથી તેના મંડળને શોભાવતા. તત્ત્વજ્ઞાનીઓને ધીક્કારનારો એરીસ્ટોફેનીસ તિરસ્કાર ને મજાકથી જગતને ડામતો છતા પણ ત્યાં આવ્યા વગર રહેતો નહીં. અને બાલક આલ્સીબીઆડીસ જેવો રૂપાળો છેલ જેને પેરીકલીસે ઉછેરીને મોટો કીધો હતો તે ગામ ગપાટાથી આ મંડળના ગહન પ્રશ્નાવલિઓમાં માનુષી તત્ત્વો ઉમેરતો.

ઍસ્પેશીઆ પેરીકલીસને મળી ત્યારે પુરા પચીસ વર્ષની પણ નહીં હોય પેરીકલીસની ઉમર તો તે વખતે ઘણી મોટી—તેના કરતાં લગભગ પંદર વીસ વર્ષ વધારે હશે. એથેન્સમાં પેરીકલીસ જેવો કોઇ નર તે વખતે નહોતો. ઍસ્પેશીઆ જેવી કોઇ સ્ત્રી પણ નહોતી. બંનેમાં લોકોને આકર્ષવાની અને દોરવાની શક્તિ હતી. બંનેમાં મહાન આદર્શો રચવાનું

અને તેને પાર ઉતારવાનું બળ હતું. બંને સ્થળકાળની સાંકડી સીમાઓની પાર જોઈ શકતાં.

છતાં જે એકમાં હતું તે બીજામાં નહોતું પેરીકલીસમાં સખ્તાઈ અને એકલતા હતાં, એસ્પેશીઆમાં કુમાશ અને આકર્ષણ હતાં. આમ બંને કેટલેક અંશે સમાન તો ઘણી રીતે જુદાં હતાં. પણ એ સમાનતા અને જુદાપણું એકબીજાનું પૂરક હતું. બંનેએ એ જોયું અને બંને તેથી નજીક આવ્યાં.

એથેન્સના કાયદા પ્રમાણે લગનથી એસ્પેશીયા પરદેશી હોવાથી ગ્રીક સ્ત્રીની પદવી લઈ શકે તેમ નહોતું, છતાં આવાં બે સમાન આત્માઓને દૂર રાખવાને તે કાયદાનું બંધન પુરતું ન નીવડયું. પેરીકલીસ એસ્પેશીઆને પરણ્યો.

કેંક વર્ષો સુધી આ બંનેનો સહચાર રહ્યો. શરીર, ઊર્મિ અને બુદ્ધિ એ ત્રણે એ સહચારને સમૃદ્ધ કરી રહ્યાં. પેરીકલીસ મૃત્યુ પામ્યો ત્યારે જ એ સમૃદ્ધિ નષ્ટ થઇ.

એસ્પેશીઆની અસર પેરીકલીસના આખા જીવનમા ને તેનાં કાર્યોમાં વ્યાપી રહી. એના કાર્યોમાં તે ઉત્સાહ ભરતી; એના સખત જીવનમાં તે કુમાશ આણતી અને તેની એકલતાથી દૂર ને દૂર રહેતા જનવર્ગની સાથે સંબંધમાં આવી બંને વચ્ચેની તે સાંકળરૂપ બનતી.

તે પેરીકલીસનાં ભાષણો તૈયાર કરવામાં મદદ કરતી. પેરીકલીસનુ એક પ્રખ્યાત ભાષણ એનુજ લખેલું કહેવાય છે. એ દૂર યુદ્ધે ચઢયો હોય ત્યારે તેના મંત્રીની ગરજ તે સારતી. એ પાસે હોય ત્યારે સૂચનો ને સલાહદ્વારા એના કાર્યોમાં તે સંપૂર્ણતા આણતી.

એથેન્સની આ કાળની જાહોજલાલી અવર્ણનીય હતી. દુનીઆના ઇતિહાસમાં બીજા કોઇ દેશે પ્રાપ્ત કરી ન હોય એટલી સમૃદ્ધિ અને સંપૂર્ણતા તેણે આ કાળમાં પ્રાપ્ત કર્યાં હતાં. અને સદીઓ સુધી ચાલે એટલો કળા અને સંસ્કારોનો પાક તેજ કાળમાં ત્યાં તૈઆર થએલો હતો. વિખ્યાત તત્ત્વજ્ઞાનીઓ, અપૂર્વ નાટયકારો, અદ્વિતીય શિલ્પીઓ, અજોડ વકતાઓ, અપ્રતિમ ઇતિહાસકારો, અમર કવિઓ એ સૌ, કોઇ દૈવી ચમત્કારથી હોય તેમ, પૃથ્વીના આ નાનાશા ખુણા પર એક સામટા ઉતરી પડ્યા હતા. એથેનાના–સરસ્વતીદેવીના–આ નગરે સર્જાવેલા સંસ્કાર અને સાહિત્યની અપૂર્વતા આજ ચોવીસસો વર્ષે એ જગત ઝાંખી કરી શકયું નથી.

અને એથેન્સની સત્તા તે વખતની દુનીઆ પર જેવી તેવી નહોતી. આખી સુધરેલી દુનીઆમાં તેની આણ મનાતી. તેનો દરીઆઇ કાફલો ગ્રીસનું રક્ષણ કરવાને રાત્રિ ને દિવસ સજ્જ રહેતો. અને એ સેવાના બદલામાં એથેન્સ ગ્રીસનાં બીજાં રાજ્યો પાસેથી ખંડણી ઉઘરાવતું. આખી દુનીઆના વેપારનું તે મુખ્ય મથક હતું. ઇરાનાઓના પ્રતાપી રાજાઓનાં હૃદય ઉંડમાંએ તેની અદેખાઇથી ફફડતાં. તેની સ્પર્ધામાં સ્પાર્ટા વગેરે બીજા ગ્રીક રાજ્યોનાં અંતર બળતાં. તેનાં સૌંદર્ય, શૌર્ય અને સમૃદ્ધિની હરીફાઇ કોઇ કરી શકતું નહીં. ગ્રીસની–એથેન્સની સત્તા અને સંસ્કૃતિનો તે વસંતકાળ હતો.

આ સઘળાનો વિધાતા પેરીકલીસ હતો. દુશ્મનોની સાથે સંધિ વિગ્રહમાં જેવો તે નિપુણ હતો; જેટલો યુદ્ધ સમયે સૈન્યને દોરનારો તે ચતુર સેનાપતિ હતો, તેટલુંજ એથેન્સની આંતર–વ્યવસ્થામાં તેનું બુદ્ધિકૌશલ્ય અપૂર્વ હતું. તેણે ઉદ્યોગોને વધાર્યા, તેણે પરદેશો સાથેનો વેપાર વિસ્તાર્યો, તેણે લોકસત્તાને વધારે વ્યવસ્થિત કરી. તેણે દરેક જણને મળી શકે તેવી રીતે ન્યાયને નિયંત્રિત કર્યો.

તેણે કળાને પોષી, તેણે એથેન્સની આસપાસ દીવાલો બાંધી તેની સુદૃઢતા સાધી. તેણે શિલ્પ અને સ્થાપત્યના ઉત્તમ નમુનાઓને ઉત્તેજી તે દ્વારા શહેરની ભવ્યતા વધારી.

એસ્પેશીઆ તેનાં આ બધાં કાર્યોમાં ઓતપ્રોત થએલી દેખાય છે.

પણ જ્યાં સુખ હોય ત્યાં સુખને જોઇ બળનારા પણ હોય છે. અને આ સુખની લીલી વાડી જોઇ બળનારા જવાસાઓ પણ તે વખતે ઉગ્યા હતા. જેમ એસ્પેશીઆને વખાણનારા મહાજનો તે વખતે હતા તેમ તેની નિંદા કરનારા, તેને હલકી પાડનારા નાટકકારો—કોમીક પોએટ્સ—પણ હતા. એસ્પેશીઆની સ્વતંત્રતા તેમને ખુંચતી. એથેન્સમાં કોઇ સ્ત્રી આટલી છુટથી રહી શકે તેજ તેમને મન અશક્ય હતું સ્ત્રીઓથી પુરુષને મુખ ન બતાવાય, ઘરના બહાર પગ પણ ન મુકાય એવો તે વખતે રીવાજ હતો, છતાં એસ્પેશીઆનું જોઇ બીજી કેટલીક સ્ત્રીઓ પણ આગળ આવવા લાગી હતી. એસ્પેશીઆને મળવા અને તેની વાતો સાંભળવા ઘણા પતિઓ તેમની પત્નીઓને તેની પાસે લઇ આવતા. એસ્પેશીઆનું સખીમંડળ પણ કંઇ નાનું નહોતું. તે સ્ત્રીઓને શીખવતી; તેમના મગજમાં સ્વાતંત્ર્યનાં બીજો રોપતી; તેમનાં મનમાં નવી અભિલાષાઓ ઉત્પન્ન કરતી.

રુઢિરક્ષકોથી આ કેમ સહ્યું જાય ? પેરીકલીસની ઉત્તરોત્તર થતી ઉન્નતિ પણ તેના દુશ્મનોની આંખમાં ખુંચતી. તેમણે "કોમીક પોએટ્સ" દ્વારા એસ્પેશીઆ પર નીચ હુમલા કરાવવા માંડ્યા.

તેનાં ઉપર એક આરોપ પેરીકલીસને સંતોષવાનો બીજી સ્ત્રીઓને એકઠી કરવાનો હતો.† બીજો વધારે ગંભીર ગણાતો આરોપ નાસ્તિકતાનો—દેવ દેવીઓમાં શ્રદ્ધા ન રાખવાનો હતો. આ આરોપનું મુળ એસ્પેશીઆના દરબારમાં એનાક્ઝાગોરાસ વગેરે સ્વતંત્ર વિચારના ઘણા તત્ત્વજ્ઞાનીઓ એકઠા થતા તેમાં રહેલું હતું. સામીઅન અને પેલોપોનીશીઅન વિગ્રહોમાં પેરીક્લીસે એથેન્સને ઉતાર્યું તે પણ તેનીજ પ્રેરણાથી એવો ત્રીજો આરોપ હતો.

શરુઆતમાં આ આરોપો નિંદકોની જીભોએ શોધી કાઢ્યા અને પારકાઓ પર ધુળ છાંટીને જીવનારા મજાક કરનારા કવિઓએ ઉતાર્યા. એનું પ્રાબલ્ય એનણે એટલું વધાર્યું કે

†And rumours were set afloat which represented her as ministering to the vices of Pericles by the most odious and degrading of offices. There was perhaps of little foundation for this report, as for a similar one in which Phidias was implicated, though among all the imputations brought against Pe'cles this is that which it is tl e most difficult clearly to refute.

But we are inclined to believe that it may have arisen from the peculiar nature of Aspasia's private circles, which, with a bold neglect of estab- ed usage were composed not only of the most intellegent and accomplished men to be found at Athens, but also of matrons, who it is said were brought by their husbands, to listen to her conversation; which must have been highly instructive as well as brilliant, since Plato did not hesitate to describe her as the preeptress of Socrates, and

પરીકલીસના દુશ્મનોએ એસ્પેશીઆ પર એ આરોપો ઉઘાડી રીતે ન્યાયાસન પાસે નોંધાવ્યા.‡

આવા આરોપો જેટલા શોધવા સહેલા છે તેટલા તેને નિર્મૂલ કરવા અઘરા છે. જુઠું બોલનારને પોતાનું જુઠાણું સરસ રીતે વર્ણીને માત્ર ફેલાવવાનું હોય છે. અને એક જુઠાણું જાય તો બીજા હજારો જુઠાણા માત્ર મગજમાંથીજ પેદા કરવાના હોય છે. નુકશાન તો માત્ર તેની સાથે લઢનારને થાય છે. એ જુઠાણાનો કાદવ જેમ વધારે ચોળાય તેમ તેના ડાઘ તો ખરી કે ખોટી બંને રીતે માત્ર નિર્દોષ ઉપરજ પડે છે.

પેરીકલીસનો એસ્પેશીઆ પ્રત્યેનો પ્રેમ આ વખતે ખરી કસોટીએ તવાયો. એને એસ્પેશીઆ પોતાના જીવન જેટલીજ—કદાચ તેથીએ વધારે પ્રિય હતી. તેણે ન્યાયાસન આગળ એસ્પેશીઆની વતી વકીલાત ચલાવી; અને તેને છોડવી.

પણ શા ભોગે ? જે મહાનરની મુખકળા શત્રુઓ સાથે લઢતાં કે પોતાના વહાલાઓના મરણ સમયે જરાએ બદલાઈ નહોતી; જેની સ્વસ્થતા દેવાધિદેવ જેટલીજ અભેદ્ય ગણાતી; જેની શાંતિ કડવામાં કડવા પ્રસંગોએ પણ છેદાઈ નહોતી; તેણે એસ્પેશીઆને માટે ન્યાયાસન આગળ વકાલત કરતાં આંખમાંથી આંસુ સાર્યાં. ગૌરવ અને ભવ્યતાની સંપૂર્ણતામાં માનનાર એ શહેરમાં એ આંસુઓ કરતાં દસ એસ્પેશીઆઓ ગુનહેગાર હોઈને એ છુટી ફરે તો વધારે સારું એવું પેરીકલીસના શત્રુઓને

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૫૪૧]

to assert that she both formed the rhetoric of Pericles, and composed one of his most admired harangues. The innovation which drew women of free birth, and good condition into her company for such a purpose, must, even where the truth was understood, have surprised and offended many, and it was liable to the grossest misconstruction. And if her female friends were sometimes seen watching the progress of the works of Phidias, it was easy, through his intimacy with Pericles, to connect this fact with a calumny of the same kind.

—"Historians' History of the world Vol III"—

‡ The comic poets, as the chief organs of the opposition, engaged in this most merciless and unjust tirade against the party of the philosophers None of their charges, however, can be said to have had any basis in fact, and all may easily be accounted for when the envy and hatred of the ingnorant towards the beautiful and accomplished and independent woman is taken into consideration. In the Athens of the fifth century before our era, when people were just beginning to break away from the narrow conservatism of centuries, a woman who enjoyed an unheard- of degree of liberty, and because of her talents was regarded with admiration by the Greatest men of the city, might well be the target for the grossest abuse. A vicrous woman would be the last to undertake, as did Aspasia the study of philosophy, which, with Socrates, was the study of virtue.

—MITTCHELL CARROLL'S WOMAN—IN ALL AGES IN ALL COUNTRIES.



# સ્નેહીનું સુખ

—૦—

લેખક :

રા. જયેન્દ્રરાય દૂરકાળ



અહીં હું 'સુખ' શબ્દ ખાસ આનંદના અર્થમાં નથી વાપરતો પણ તેના ઘરગથ્થુ અર્થમાં વાપરું છું. આપણે કહીએ છીએ કે અમારે પાણીનું સુખ છે, કે અમારે નોકરનું સુખ છે કે અમારે દીવાબત્તીનું સુખ છે, એ જગ્યાએ આપણે 'સુખ' શબ્દ સગવડ, લાભ ખાસ અનુકુળતા એ અર્થમાં વાપરીએ છીએ. એવા કૈંક અર્થ મારા મનમાં છે એમ કહું તો ચાલે. એટલે સ્નેહી જનોના પરિચય, પરિમલ અને પ્રવાસથી જે અનેક આનંદો પાપ્ત થાય તેનો ઉલ્લેખ કરવાનો મારો હેતુ નથી. કારણ કે એ આનંદો સુહાગીઓને સહજ પ્રાપ્ય અને સુજ્ઞાત છે અને વિરાગીને અપ્રાપ્ય અને અપ્રમેય છે. એટલે એની મીમાંસામાં ક્યાં ઉતરીએ ?

હવે રહ્યો 'સ્નેહી'–એટલે એ શબ્દ, સુભાગ્યે એને સમજાવવો પડે એમ નથી, સ્નેહથી ઘેરાએલુંજ આપણું જીવન છે. સ્નેહમાંથી માનવનો જન્મ છે, સ્નેહમાં એનું જીવન છે અને સ્નેહમાંજ એનાં પ્રયાણ છે. એ સ્નેહ માતાનો હોય કે પિતાનો હોય, મિત્રનો હોય કે મહિલાનો હોય, પ્રાણધારીનો હોય કે પ્રભુનો હોય. રસથી છલકાતી મીરાંને પ્રભુનો હતો. ફરહાદને શીરીનમાં હતો. અને રામકૃષ્ણ પરમહંસને પોતાની તેમજ જગતની જનનીમાં હતો. આપણનેએ કોઇ કોઇનામાં હોય છે. એ સ્નેહને જગત જુએ તો શરમાવું ન પડે એવો હોય તો સારુ, વેરીઓ વખાણે એવો હોય તો વધારે સારું, અને વિશ્વ વંદે એવો હોય તો તો વાતજ શી ?

પણ સ્નેહ એ એવી ચીજ છે કે એ સંબંધે ઝાઝું સુથણું કરવા જેવું નથી. એને તો જેમ પવિત્ર મૂર્તિની આપણે ધીમેહાથે ભાવથી પૂજા કરીએ છીએ એમ સુપૂજિત રાખવા જેવો છે; —અત્યારના સમયમા વળી વિશેષે. એની પ્રભા વડેજ એ પ્રમેય છે એટલુંજ નહીં પણ વિશ્વના અનુસ્યૂત સૂત્ર જેટલો એ વિશાલ છે. આપણે એટલું ધ્યાનમાં રાખવાનું કે તેને 'પ્રેમ' શબ્દથી જરાક છુટો પાડી શકાય. 'પ્રેમ' શબ્દ જેક ને જીલ 'તે' અને 'તેણી' વચ્ચેના સ્નેહને સારું રાખી મુકીએ. વળી જેમ 'પ્રેમ' શબ્દ જરાક ખાસ અર્થમાં વાપરવા જેવો છે તેમ 'રાગ' શબ્દ જરાક વધારે વિશાલ છે. આપણને અમુક વસ્તુનો, વાનીનો કે વાસણનોએ રાગ હોઇ શકે પણ સ્નેહ તો જીવતા જીવમાંજ હોય, અને તેએ સજાતીયમાં હોય.

અન્ય પ્રાણીઓ તરફ હોય તેને સ્નેહ કહેવા કરતાં 'માયા,' 'ભાવ' કે 'મમતા' આપણે કહીએ છીએ. ઘરની ગાય કે પાળેલા પોપટ તરફના રાગને મમતા, માયા કે ભાવ કહેવાય. ભરતને હરણમાં સ્નેહ હતો એમ આપણે કહીએ છીએ પણ તે શબ્દાર્થના અતિદેશથી. અને જુઓને એમને એ સ્નેહને લીધે હરણે થવુંજ પડ્યુંને. સ્નેહ વસ્તુજ એવી છે.

હવે આ રીતે શબ્દોનો સાર કહ્યા પછી આપણે પ્રસ્તુત વિષય ઉપર આવવું ઘટે છે. સુચવ્યુંજ છે કે સ્નેહીઓના અનેક આનંદોને અહીં લખવાની ભાંજગડમાં ઉતરવાનો મારો હેતુ નથી. અહીં તો એક વિશિષ્ટ, અનન્ય લાભ સ્નેહીને સ્નેહી જોડે મળે છે તેનુંજ સ્મરણ કરાવવાનો મારો વિચાર છે. એટલા સારુ કે એનો મહિમા આપણે વીસરી ન જઇએ. સંધ્યાની રુપેરી વાદળીઓ કેવી આલ્હાદક હોય છે? પણ આપણે તેની શોભા કવિઓ કે કોઇ સ્મરાવે ત્યાં સુધી ક્યાં ધ્યાનમાં લઇએ છીએ? એ વાદળીઓ કેવી ક્ષણે ક્ષણે નવતા અથવા કહો કે નવનવાં રૂપોને ધારણ કરનારી હોય છે? અને તે છતાં સર્વ રૂપોમાં પણ કેવી કમનીય ને રમણીય લાગે છે! મોટી હોય કે નાની હોય, મોટી થાય કે નાની થાય કોઇવાર, વધારે ચમકે કે કોઇવાર ઘેરાએલી હોય પણ એ મનોહરજ લાગે છે. કારણ કે એમાં પ્રભુના ઘરની શ્રી છે, વિભૂતિ છે, ઊર્જિતતા છે. એ જાણે પ્રભુના તેજોંશમાંથી ઉત્પન્ન થએલી લાગે છે. એમાં ઓજસનાં બિંદુઓ ભર્યાં હોય છે અને સવિતાના ભર્ગનો સંસર્ગ થતાં એ બધાં ઝળહળી ઉઠે છે.—વાદળીએ આપણને ધાર્યા કરતાં વધારે રોક્યા. પણ સંભારણાં કરતી વેળા એ ક્યાં નવાઇની વાત છે?

સ્નેહનું સુખ હું કહું છુ તે એ કે સ્નેહીની પાસે મોટાંથીએ નાનાં થવાય છે. નાનાં હોય તે મોટાં થવા મથે એ તો દુનીઆમાં ચાલતુંજ છે. સૌને એની હોંશ હોય છે. અને ઘણાખરા કૈંક ગુણથી, કૈંક ડોળથી, કૈંક દમામથી મોટા થવા મથે છે. કોઇ ફાવેએ છે ને કોઇ નથી એ ફાવતા. કેટલાક કોઇ વાર ફાવે છે.ને.કોઇ વાર નથી ફાવતા. કોઇ, કોઇની જોડે ફાવે છે ને કોઇની જોડે નથી ફાવતા. પણ એ તો બધી ચાલુ વહેવારની વાત. પણ સ્નેહીની પાસે તો મોટું હોય તે નાનું થઇ શકે છે અને તે અપવાદ કે આરોપ વિના. પ્રોસ્પેરોની કુંવરી મીરેન્ડા પોતાના બાપના કેદીને કહે છે કે, 'લાવો તમારી ભારી હું ઉચકીશ,': ત્યાં સ્નેહેજ એને નાની બનાવી દીધી છે. દુષ્યન્ત શકુન્તલાને કહે છે કેઃ—

संवाहयामि चरणावुत पद्मताम्रौ ।

ત્યાં સંવનન તો છે, મૃદુસ્પર્શનું આંતરસ્વમ પણ છે, પણ એ ઉપરાંત એક સમ્રાટની નાના થવાની અભિલાષાનો આવિર્ભાવ છે. સ્નેહી જન જોડેજ એ અભિલાષા સફળ થવા છતાં નિર્બલતાની દ્યોતક થતી નથી. સ્નેહીના સ્નેહે પાર્થિવ નવયૌવન આવે છે, નાનપણ આવે છે એ વાતે ખરી પણ હું હમણાં એની વાત નથી કરતો. હું તો માત્ર મોટાં નાનાંનું અંતર તિરોહિત કરી નાનાંને મોટાં અને મોટાંને નાનાં કરી દેવાની સ્નેહની જાદુઇ શક્તિની વાત કરું છું. એજ સ્નેહવડે માતા પોતાના પુત્રને મોટો કરતી કહે છે કે "ભાઇ, તું કહે. તું કહે એમ કરીએ." એજ દૃષ્ટિએ પુત્રથી પિતા પરાભવ ઇચ્છે છે, પોતાનાથી એ સવાયો થાય એમાં દુનીઆનો અનેરો લહાવો માને છે. એજ દૃષ્ટિએ મોટો સત્તાધીશ પોતાનાં સગાંઓ પાસે નાનમમાં પોતાનો કુટુંબસ્નેહ માણે છે. એજ

સ્નેહે કરીને આપણે નાનાં બાલુડાં જોડે રમવા ગુંડી જઇએ છીએ. આવા સ્નેહના નવવિધાનથી અનુભવાતા નાનાપણાથી આપણને આનંદ થાય છે. કેમ જાણે જે સર્વના પિતાની પાસે આપણે સૌ બાળકોજ છીએ એનો આપણને સાક્ષાત્કાર થતો હોય નહીં !

આ સ્નેહશક્તિ વડેજ ભક્તોની ભક્તિ બલવતી થઇ જાય છે. એ વડેજ હાર આપતા પ્રભુ વાર કરે છે ત્યારે નરસિંહ મહેતા પ્રભુને મેહેણાં મારી શકે છે અને પ્રભુ રોષે ભરાતા નથી, ચીઢાતા નથી પણ ;મારી ભુન થઇ એમ જાણે કહેતા કાર્ય કરવા દોડી આવે છે. એજ સ્નેહ-વડે, નાદ ઉતારવાની શકિતવાળા શ્રીકૃષ્ણચંદ્ર ગોપીને પોતાને ખભેએ બેસાડે છે. પ્રભુ રાધિકા-ને પાયે પડે છે તે રાધાજી એમના કરતાં જરાક મોટાં હતાં માટે નહીં પણ સ્નેહની આ લઘુલાઘવી લીલાને સારુ. પ્રેમાનંદે પોતાની ભાવવાહિની વાણીમાં એ ભાવભર્યું ચિત્ર હુંડીમાં આલેખ્યું છે. શામળશા નરસિંહ મહેતાની હુંડી તો સ્વીકારે છેજ પણ ભેગા એમ કહે છે કે –

> અમે નરસૈંયાના કહેવાઇયે રે,
> જ્યા નરસૈ યો વેચે ત્યાં વેચાઇએ રે

જે પ્રભુ મહતો મહીયાન્ છે એને સ્નેહની ખાતર નવી રીતે અણોરણીયાન્ અણુથી પણ નાનો થતો આપણે અહીં જોતા નથી શું ? પ્રભુ પાસે કે પ્રિયજન પાસે આપણે નાના થઇએ છીએ તે એટલા સારુ હશે કે આપણે તેના હૃદયમાં સમાઇ શકીએ ?






લેખકઃ
રા. દયાશંકર મ. ભટ્ટ,
સભ્ય, સાહિત્ય સંસદ.

—:o:—

**સંતતિ નિયમનઃ**—લેખકઃ રા. વકીલ ગ. ના. મોડક. વડોદરા, મૂલ્યઃ રૂ. ૦–૮–૦

અત્યારે સમાજમાં પશ્ચિમમાંથી ઉતરી આવેલો એક પ્રશ્ન સંતતિ નિયમન ખુબ ચર્ચાય છે. બ્રહ્મચર્ય અને સંતતિ નિયમન એ બંનેમાં વિદ્યા અને અવિદ્યા જેટલો તફાવત છે. આ પુસ્તકમાંથી સંતતિ નિયમન ઇચ્છનારને ઘણીજ ઉપયોગી ને શાસ્ત્રીય ઉપચારોથી ભરપુર છતાં ટુંકમાં સમજી શકાય તેવી માહીતી મળી શકે તેમ છે.

ગુજરાતીમાં આ સંબંધેનું સાહિત્ય નહીં જેવું છે. તેમાં આ પ્રયત્ન આવકારપાત્ર છે.

**સરોવરની સુંદરીઃ**—લેખકઃ રા. રમણલાલ નાનાલાલ શાહ. પ્રકાશકઃ બાલજીવન કાર્યાલય, બાજવાડા; વડોદરા મૂલ્ય રૂ. ૦–૨–૦

પ્રો. એઇનના અંગ્રેજી પુસ્તકના સારરૂપ માત્ર નાનાં બાલકોને, અદ્દભુત વાર્તાનાં રસીઆં કુમાર કુમારીઓને માટે આ વાર્તા તૈયાર કરવામાં આવી છે. ભાઇ રમણલાલે ભાષાની સરળતા છતાં સચોટતા એકધારી સાચવી રાખી છે તે માટે તેમને અભિનંદન આપીએ છીએ. આ પુસ્તક દરેક કુમાર કુમારીને ભેટ આપવા યોગ્ય છે એમ અમને લાગે છે.

**કચ્છની રસધારઃ**—(પ્રથમ ભાગ) લેખકઃ રા. જયરામદાસ જેઠાભાઇ નેગાંધી અંજાર-કચ્છ, મૂલ્યઃ રૂ. ૦–૪–૦

દરેક દેશ ને પ્રાંતને પોતાની માનવતાની કથાઓ કેંક ને કેંક હોય છે. ગુજરાત ને

સારાષ્ટ્રે આ કથાઓ, દંત કથાઓને ઐતિહાસિક વાર્તાઓરુપે સંગ્રહી લોક સમક્ષ મુકી છે. કચ્છના વીર નરોની પરાક્રમ વાર્તાઓ આ નાનકડા પુસ્તકમાં લેખકે રજુ કરી છે. ને આ રીતે આખાએ ગુજરાતની માનવતાનું, પૂર્વજોની પુણ્ય કથાઓનું સાહિત્ય આપણી સમક્ષ રજુ થાય છે.

આ પ્રયાસથી ઐતિહાસિક સામગ્રી કૈંક અંશે મળી શકશે. અને તે દષ્ટિથી આ પુસ્તક તૈયાર કરી પ્રસિદ્ધ કરવા માટે અમે લેખકને ધન્યવાદ આપીએ છીએ. ને આ દિશામાં વધુ ને વધુ સફળતા મેળવતા રહે એમ ઇચ્છીએ છીએ.

કિરણાવલિઃ–લેખકઃ રા. લતીફ; અંજાર કચ્છ મૂલ્ય. રૂ. ૦–૪–૦

લેખક પોતાના અભિલાષમાં જણાવે છે "સતશાસ્ત્રો તેમાંએ વિશેષત, ઉપનિષદો વાંચી વિચારતાં જીવનની કે ધન્ય પળે મીંચાએલી આંખે સ્વયંપ્રકાશની ઝીણીશી અક્ષર કાયની ઝાંખી થતી, તેની અતિ આછી શબ્દછબી તે આ કિરણાવલિ.'

લેખક કચ્છી ને ધર્મે મુસલમાન હોવા છતાં એમની ભાષામાં ને સંસ્કારમાં ગુજરાતી ને હિંદુધર્મની સ્પષ્ટ ને સુરેખ અસરો પડી રહી છે. આ કાવ્યની ૫૬ કડીઓમાં એમણે સૃષ્ટિનાં જુદાં જુદાં તત્વો, પદાર્થોનો કવિને છાજતી સૌંદર્ય દષ્ટિથી પરિચય કરાવ્યો છે.

આ સુંદર અર્પણ માટે આ ઉછરતા લેખકને અમે અભિનંદન આપીએ છીએ.

મહારાષ્ટ્ર જીવન પ્રભાત } અનુવાદકઃ
રાજપુત જીવન સંધ્યા }
રા. નરસિંહભાઇ ઇશ્વરભાઇ અમીન : પ્રકાશકઃ પુસ્તકાલય સહકારી મંડળ, વડોદરા. મૂલ્ય રૂ. ૧–૦–૦

આ બંને રાષ્ટ્રીય ભાવનાથી ઓતપ્રોત નવલકથાઓના મુળ લેખક હીંદના ઇતિહાસના અભ્યાસી સ્વ. રોમેશચંદ્ર દત્ત છે.

પ્રથમ પુસ્તક મુસલમાન રાજ્ય કાળના સમયમાં મહારાષ્ટ્રમાં પ્રવર્તતી રાજકીય સ્થિતિનો કૈંક અંશે સારો પરિચય કરાવે છે. શિવાજીના જન્મ પહેલાં મહારાષ્ટ્રે રાષ્ટ્રીય અસ્મિતા જાગ્રત કરવા કેવાં કેવાં કાર્યો કર્યાં, કેટકેટલાં સાહસ ખેડ્યાં ને કેટકેટલાં આત્મભોગ આપ્યા તેની રસિક કથા છે.

જ્યારે 'રાજપુત જીવન સંધ્યા' અંદર અંદરનાં વેર ને દ્વેષ ને ખોટી આપવડાઇમાં એ સામ્રાટીય સત્તાનો સૂર્ય મધ્યાન્હેથી અસ્તાચળે કેવા વિલક્ષણ સંજોગોથી ગયો એની કરુણ ને દયાદ્ર છતાં સ્વદેશાભિમાન જગાડે ને 'કૈંક કરી નાખું' એવી પ્રેરણા આપે એમ નવલકથા છે.

બંને પુસ્તકો એવી છટાભરી ને સચોટ શૈલીથી લખાયા છે કે એ બંને નવલકથાઓ વાંચકના મનમાં તુમાખી આણી મુકે ને જીવનમાં કૈંક પલટો કરી મુકે તો નવાઇ નહીં. આવી રસયુક્ત ને છટાદાર શૈલીમાં આ નવલકથાને આપણી ભાષામાં ઉતારી નવલકથા સાહિત્યમાં એક સગીન ઉમેરો કરવા માટે અમે અનુવાદકને અને પ્રકાશકોને ધન્યવાદ આપીએ છીએ.

સુમતિ : લેખકઃ રા. બાળકૃષ્ણ ચુનીલાલ જોષી. પ્રકાશકઃ 'નવગુજરાત' વડોદરા, મૂલ્ય : રૂ. ૧–૮–૦

આ પુસ્તક વડોદરામાંથી પ્રગટ થતા અઠવાડિક પત્ર 'નવગુજરાત'ની ભેટ તરીકે

યુરપે રોમ અને ગ્રીસનો ઇતિહાસ ૧૫૦૦ વર્ષ સુધી પ્લુટાર્કના જીવન ચરિત્રોમાંથી લીધો. અને પરિણામે એસ્પેશીઆને અન્યાય આપ્યો. ગઇ સદીમાં અનેક શોધો થઇ. અનેક ઇતિહાસકારોએ ગ્રીક સ્ત્રી પુરુષો વીશે પોતાનો અભિપ્રાય બદલ્યો. પ્લુટાર્કની આંકણી કેટલીક બાબતોમાં ખોટી ઠરી.

એસ્પેશીઆના ચારિત્ર્ય વીશે અનેક શોધો કરવામાં આવી. આખરે એસ્પેશીઆનાં શક્તિ, ચારિત્ર્ય અને આદર્શમય સ્વાતંત્ર્યને ન્યાય મળવા માંડયો. અનેક ઇતિહાસકારોએ પ્લુટાર્કે તેના પર અન્યાય કર્યો છે એમ સાબીત કર્યું; અને સ્વતંત્ર અને આદર્શોજ્જ્વલ એસ્પેશીઆને અર્વાચીન સ્ત્રીત્વના પ્રથમ અવતાર તરીકે લેખવા લાગ્યા. આ વીશેની છેલ્લી અને સંપૂર્ણ શોધ કરનાર તે વિદ્વાન ઇતિહાસકાર એડોલ્ફ સ્મીટ ( Adolf Schmidt ).

વડોદરામાં વસંતોત્સવ વખતે મુખ્ય વક્તાએ એસ્પેશીઆને ગુજરાત સમક્ષ રજુ કરી. વક્તાના ભાષણ પ્રમાણે એસ્પેશીઆ તે સ્ત્રીઓમાં એક વસંતાવતાર; પ્રેરણાની મૂર્તિ; સંયમભર્યા સ્વાતંત્ર્યનો આદર્શ; અને અભેદ્ય દામ્પત્ય જીવનનું એક જ્વલંત દૃષ્ટાંત. વક્તાએ અર્વાચીન ઇતિહાસોના ઉતારા પણ ટાંકયા.

એસ્પેશીઆને દૂર પડેલા ગુજરાતમાં પણ ૨૫૦૦ વર્ષે ન્યાય મળવો અઘરો થઇ પડયો. પ્રમુખે પ્લુટાર્કે ચીતરેલી એસ્પેશીઆનું વર્ણન કર્યું. એટલું જ નહીં પણ એક બીજી એસ્પેશીઆ જેને અને આ એસ્પેશીઆને કૈં સંબંધ નહોતો તેની પણ વાત કરી.

'સયાજી વિજય'ના રીપોર્ટરે એ બંને [illegible]પેશીઆ એકજ હોય તેવો રીપોર્ટ પ્રગટ [illegible]. એ રીપોર્ટથી બે એસ્પેશીઆ એક થઇ ગઇ. અને ઘણાની કલ્પના એવી ઉત્તેજાઇ કે તેઓ વક્તાએ ચીતરેલી એસ્પેશીઆ વીસરી એ રીપોર્ટની એસ્પેશીઆનો પરિચય કરવા અને કરાવવા મંડી ગયા.

જે વિષમુખી સ્વાતંત્ર્યદ્વેષીઓએ એસ્પેશીઆ પર ૨૫૦૦ વર્ષ પર કલંક ચઢાવ્યું હતું તેના અર્વાચીન અવતારો વિશુદ્ધ એસ્પેશીઆનું વર્ણન સહન કરી ન શકયા; સદીઓ સુધી એસ્પેશીઆને જે અન્યાય મળ્યો હતો તેવોજ અન્યાય કેટલાક આપી રહ્યા.

ખરી વાત છે : કોઇને વીશે પણ સારું કહેવું એમાં વિવેક જોઇએ છે. કોઇને પણ વીશે ખરાબ કહેવામાં અસંત રસ પડે છે; એ કેમ છોડાય ?.........

એક આગીઓ અને દેડકો મળ્યા. પ્રભાફીટે દેડકાને પુછ્યું. "ભાઇ ! તું વિષ્ટા શા માટે મોમાંથી કાઢે છે ?" દેડકાએ જવાબ આપ્યો: "તું શા માટે ચમકે છે ?"

ખરું. દરેક જણને પોતપોતાના સ્વાભાવ પ્રમાણે ચાલ્યા વગર છુટકો નથી.........

ગ્રીસના સુવર્ણયુગના સ્રષ્ટાઓની એસ્પેશીઆ પ્રેરણામૂર્તિ હતી. એ યુગના વિધાતાની પ્રિયતમા ને ગૃહિણી હતી. તેના પ્રેયગણમાં, તત્ત્વવિદ્યાના બે આદ્ય સ્થાપકો હતા, બે આદિ ઇતિહાસકારો હતા, બે અપૂર્વ નાટયકારો હતા, એક શિલ્પસ્વામીઓનો શિરોમણિ હતો–તેમને પ્રતાપે એથેન્સ સમસ્ત મનુષ્ય જીવનમાં દિવ્ય જ્યોતિરૂપ થઈ ગયું છે.........

તે સમયમાં બે ત્રણ વિષમુખી તેજોદ્વેષી હતા. તેણે એસ્પેશીઆ પર કાદવ નાખ્યો.

આગીઆ ચમકયા. દેડકાએ થુંક ઉરાડયું....

• મનુષ્ય સ્વભાવમાં એવું કૈં શુ છે કે એ થુંક ઉડતુ જેવામાં રસ પડે છે ?

# મારી નોંધપોથી

લેખક:
શ૦ ગુપ્તા

તા. ૧૨-૨-૨૮

**આ**જે એક વર્તમાનપત્રમાં વાંચ્યું:— '—ના. મહારાજાએ મુંબાઇથી ખાસ ફેશનેબલ બાલ કાપનારને બોલાવી ત્રણ માસ રોકી દરરોજના રૂ. ૯૦ બદલ રુ. ૮૧૦૦ ની રકમ આપી !'

આ વાંચતાં પહેલાં તો મને થયું કે મુંબાઇના એ હજામે મહારાજાને ખરેખરો 'મુંડયો !'

પણ વધારે વિચાર કરતાં લાગે છે કે દુનીઆને અદીઠ એવી કદરદાનીનો ગુણ આમાં વ્યક્ત થાય છે. કલા છે, કલાકાર છે, પણ કલાની કદર કરનારા કયાં છે ? આવો પોકાર જે જે પોતાને કલાકાર માને છે તે તે સર્વ કરી રહ્યા છે. અમારા એક અધ્યાપક પોતાને કુશળ હાસ્યરસવેત્તા માનતા. વર્ગમાં ગમે તેવા ને ગમે ત્યારે મજાક કરવાનો એ પ્રયત્ન કરતા. પણ કોઇ હસતું નહીં; ના, એક વ્યક્તિ હસતી. અને તે એ પોતેજ. વિદ્યાર્થીઓ બાઘા બની જોઇ રહેતા કે એ હસ્યા કેમ ? વિદ્યાર્થીઓમાં હાસ્યરસની પરખ નથી એમ માની એ સંતોષ લેતા. ત્યાર પછી એમણે હાસ્યરસના–જેને એ હાસ્યરસના કહેતા તેવા લેખો લખવા માંડયા. એ લેખો વખણાયા નહીં એમ કહેવું ખોટું છે અથવા અધુરું છે. વખણાયા નહીં એટલુંજ નહીં પણ સમજાયા પણ નહીં. વાંચકવર્ગની આ અધમ મનોદશાની અસર અધિપતિઓના મગજ પર પણ થયા વગર રહી નહીં. ધીરે ધીરે એમના લેખો છપાતા બંધ થવા માંડયા. 'હવે તમારા લેખો કેમ આવતા નથી !' એમ કોઇ એમને પુછતું તો એ કહેતા 'લોકોને કદરજ કયાં છે ? કલાની કદર જગતમાં છેજ નહીં.'

કેટલાંક અંગત કારણોને લીધે હું પણ આવોજ અભિપ્રાય પ્રગટ કરતો રહું છું. અને મારા એ અભિપ્રાયને પુષ્ટિ આપનારા ઘણા છે. એમ જોઇને મને આનંદ થાય છે. ઉગતા લેખકો, નાટક કંપનીઓ, ચિત્રકારો, પત્રકારો, શિલ્પીઓ, હોટલવાળાઓ, રસોઇઆઓ અને હજામો આજ પોકાર કરી રહ્યા છે. 'કલાની કદર કોને છે ?'

અને તેમાંએ હજામો ! એ બીચારાઓની દશા કફોડી થઇ પડી છે. હાથવણાટ ને હાથ-

કંતામણુની ખાદી લોકપ્રિય કરવાના મહાત્મા ગાંધીજી જેવાના પ્રયત્નો પણુ જોઇએ તેટલા સફળ થયા નથી. પણુ હાથ હજામતને લોકોમાં પ્રચલિત કરવાની જે અજ્ઞાતનામા વીરે પહેલ કરી તેનુ નામ ભલે અમર ન થયું, પણુ તેનું કામ તો સફળ થઇ ગયું છે. આ હાથહજામતના મૂલ, આપણા ભૂતકાલની ભવ્ય ઇમારતોના ઢગલાઓ ગમે એટલા ઉંડા ખોદો પણુ ત્યાંથી જડે એમ નથી. મારે કબુલ કરવું જોઇએ—જો કે એમ કરતા મારી દેશાભિમાનની વૃત્તિને અમૂલ્ય આઘાત થાય છે, અને 'વેદમાં બધુંજ લખ્યું છે' એવા પ્રકારના દૃઢ મન્તવ્યને ક્ષણુભર ભુલી જવું પડે છે, છતાં મારે કબુલ કરવુંજ જોઇએ કે આ હાથહજામતની કલા પશ્ચિમમાંથી અહીં અહીં આવી છે. ઋષિમુનિઓ દાઢી ને જટા રાખતા ઉપનિષદ ને પુરાણુના સમયમાં પણુ એ પ્રથા ચાલુ રહી, માત્ર રાજાઓ, ક્ષત્રીઓ અને ગૃહસ્થો હજામ પાસે જતા. આમ ધારવાને ઘણાં કારણો છે. કાદમ્બરી ને બીજા સંસ્કૃત ગ્રંથોમા, રાજાઓ જો દાઢી રાખતા હોત તો તેમની દાઢીના અને જો હાથે હજામત કરતા કરતા હોત તો તે ક્રિયાના રસિક, શ્લેષયુક્ત વર્ણનો આપ્યાં હોત. પરંતુ કોઇ પણુ સસ્કૃત ગ્રંથમાં કોઇ પણુ મનુષ્યને તેમ કરતો વર્ણવ્યો નથી તેથી એવું અનુમાન કરવુ સહજ પ્રાપ્ત થાય છે કે તે સમયના લોકો હજામ પાસે જતા. જો તેઓ હાથે હજામત કરતા હોત તો 'કાદમ્બરી'માં કેક આવા પ્રકારનુ વર્ણન માલમ પડત.

"યુદ્ધેપ્સુ નહીં છતાં સશસ્ત્ર, સમૂલ સંહાર કરવાની વૃત્તિવાળો છતા કોઇના પ્રાણુ હરવાની જેને ઇચ્છા નથી એવો, સમુદ્ર નહીં છતાં ફેનીલ એવા તારાપીડનો પહેલાં અસ્ત્રવાળો હસ્ત ઉંચો થયો અને પછી એનો જીવ ઉંચો થયો. પ્રથમ કરાગ્ર કંપ્યું, હૃદય કંપ્યું. ગગન મંડળમાંથી ઉતરતી વીજળી ચમકી ઉઠે, ભગ્ન પ્રતિજ્ઞ કૃષ્ણનું ચક્ર કુરુક્ષેત્રમાં ઝબકી રહે, પુરદહનસમયે નીલકંઠનું તૃતીય ચક્ષુ પ્રજ્વલી રહે, સરસ્વતી પાછળ પ્રધાવતા બ્રહ્માની બંને આખોની જ્યોતિ એકધારે ઝળકી રહે એમ તારાપીડનું કરાગ્ર ચમકી રહ્યું. રવિપ્રભામાં પન્નગ મસ્તકમણિની દ્યુતિ વિલીન થાય તેમ મુખ પર ફેનીલ પ્રવાહીની ધવલિમામાં અસ્ત્રની ધવલિમા વિલીન થઇ. સ્નેહપૂર્ણ છતાં અનનુરક્ત, દ્વિજ* છતાં નિરસ્તવર્ણ, નિરંતર વૃદ્ધિમાન છતાં અચિરસ્થાયી, અંગાગી છતાં અચેતન, પોકલાસક્ત છતાં ઓઇ નહીં, કૃષ્ણ છતાં અધોગમનશીલ એવાં રોમ પુલક અનુભવી રહ્યાં. નિઃશસ્ત્ર પર શસ્ત્ર ફેરવતો છતાં ક્ષાત્ર ધર્મનો જેણે જરા ભંગ નથી કર્યો એવા તારાપીડે કપોલ અને હનુને રોમ રહિત કીધાં. કાંટાળી ભૂમિપર સમુદ્રનાં વારિ ફરી જાય ને ફીણ ત્યાં ચોંટી રહે એવા વાળ પર લાગેલા સાબુને લીધે, દેખાતી એની દાઢીએ ક્ષણુમા સાંધ્ય સમયની શોભા ધારણ કરી.' ભગવાન સહસ્ત્રરશ્મિ અસ્તાચલે પ્રયાણ કરે અને પતિ સન્મુખ ઉભેલી નવોઢાના કપોલ પેઠે પશ્ચિમાકાશમાં લાલ રેખાઓ પડી રહે, તેજ પ્રમાણે તારાપીડના મુખ પરથી અસ્ત્ર હેઠે ઉતર્યું અને કપોલ પ્રદેશપર રક્તરેખાઓ ચમકી રહી! રક્તનાં બિંદુઓ પર, રક્ત કમલ પર હરિદ્રા (હળધ) જેવુ શોભતું, પોતાનું અમ્બર જેણે દાબ્યું છે એવા તારાપીડ, કૃષ્ણ પેઠે પીતામ્બર છતાં દુર્વાસા થયા, પોતાના તીક્ષ્ણ નખાગ્ર વડે મત્ત માતંગરાજના દર્પનું દલન કરનાર વનરાજ કેસરી મૃગશાવકોને પોતાની ગુફામાં લઇ જાય ત્યાર પછી પણુ જે માર્ગે એણે પ્રયાણ કર્યું હોય તે માર્ગ રક્તબિંદુઓ વડે અંકિત થઇ એના પરાક્રમની પ્રતીતિ કરાવે,

* બીજીવારના ઉગેલા.

એમ પોતાની તીક્ષ્ણતમે ધાર ધરે અન્ય શસ્ત્રો-ના પ્રસાદરૂપ બનેલું અસ્ત્ર મુખ પરની શ્મશ્રુ રાજિ લેખાને લઇ ગયા પછી પણ એ આખો મુખમાર્ગ શોણિતબિંદુ વડે અંકિત થઇ તેના શૌર્યની પ્રતિતીરૂપ બની રહ્યો. સાબુ અને શોણિતના મિશ્રણથી, દાડિમબીજશા કિંચિદ-આરક્ત દેખાતાં, બિંદુઓ જોનારના હૃદયમાં, કોઇક અભિસારિકા ચન્દ્રાનના પોતાની (બના વટી) દંતપંક્તિજ આ કપોલપર ભુલી ગઇ છે કે શું, એવો સંશય ઉત્પન્ન કરતાં હતાં. શ્યામ ધૂમશિખાને અદ્રશ્ય કરતી ધવલ અગ્નિ જ્વાલા હેઠે જેમ સઘડીમાં લાલ અંગાર તપતા દેખાય, તેમ કૃષ્ણ કેશલેખાને અદ્રશ્ય કરતી શ્વેત ક્ષુર-ધારા જતી રહી ત્યાર પછી મુખ પર લોહિત બિંદુઓ જણાવાં માંડ્યાં. મનસ્વી સ્વભાવના પતિના કર વડે કિંચિદ બલપૂર્વક સ્પર્શાએલી વનિતા અશ્રુ સારે તેમ તેજસ્વી ધારના અસ્ત્રવડે સંસ્પૃષ્ટ એવી દાઢીએ જાણે લોહીનાં આંસુ પાડ્યાં હોય એવો ભાસ થતો હતો—વેદના જાતે રક્તાશ્રુ-બિંદુ રૂપે ઠરી ગઇ હોય એમ લાગતું હતું શ્વેત-ધારા ક્ષુરા વીશે (દર્પણના પ્રતિબિમ્બ તરફ ધ્યાન હોવાથી) વિકૃતદૃષ્ટિ એવુ તારાપીડમુખ, શુભ્રાંગી અહલ્યા વીશે વિકૃતદૃષ્ટિએ ઇન્દ્ર ગૌતમના શાપથી થાય તેમ, ક્ષણમાં સહસ્રવ્રણવાળું થઇ ગયું. મેઘમાલાને ચીરીને ચપલા ચમકી રહે અને નભમાં ચીરા દેખાય અને તત્પશ્ચાત ભગવતી પૃથિવી વારિબિંદુઓ વડે આર્દ્ર થઇ રહે, તેમ મુખરોમમાલાને ચીરીને ક્ષુરધારા અદ્રશ્ય થઇ, ને મુખ પર કાપાઓ દેખાવા માંડ્યા, ત્યાર પછી તારા પીડની કાયા પ્રસ્વેદનાં બિંદુઓ વડે ભીંજાઇ ગઇ. પંકમાંથી પંકજ પ્રભવ એમ વેદનામાંથી વિવેક જેને ઉત્પન્ન થાય છે એવો તારાપીડ વિચાર કરવા લાગ્યોઃ ‘મેં મૌર્ખ્ય કીધું, સાહસ કર્મ આદર્યું, સારાસાર વિવેક વીસાર્યો, સ્વર્ગે સંચરવાની ઇચ્છા કીધી અને આખરે થાણા જવા જેવું કીધું.* અનુભવથી અજ્ઞાન વધે છે એ સૂત્રનો હું નિદર્શનરૂપ બન્યો, કારણ કે એક વાર હાથે હજામત કરવાથી પીડા ભોગવી છતાં બીજી વાર તેમ કરવાની વૃત્તિ રોકી શક્યો.’

આમ વિચાર કરતા તારાપીડના પ્રથમ ચક્ષુ અને પછી ભાન અંધકારગ્રસ્ત થયા, પ્રથમ સ્વેદબિંદુ અને પશ્ચાત્ વિવેકબુદ્ધિ ગળવા માંડ્યાં, પ્રથમ બાહ્ય જગત ને પછી આંતર સૃષ્ટિ ચક્કર ચક્કર ફરતાં લાગ્યાં. માતંગગણવડે જાણે ખેંચાયા હોય તેમ એના પાદ પદ્મો પીઠિકા પરથી ઉંચા થયા ને ગજરાજની શુંડામાં-થી ઉછળીને નીચે પડતું હોય તેમ એનું શિરકમલ અવનિતલનું આલંબન પામ્યું. જે ઊર્ધ્વગમન કરે તેજ નીચે આવે એવા અર્થાન્તરન્યાસના અપવાદભૂત થતા તારાપીડના ચરણોએ ઉર્ધ્વપ્રયાણ આરંભ્યું, પણ અધોગમન તો પ્રથમ મસ્તકે કીધું. તારાપીડ બેભાન થઇ ગયો.

આવા પ્રકારનું વર્ણન સંસ્કૃત ગ્રંથોમાં નથી. એટલે હાથ હજામતનો દુર્ગુણ, બીજા લગભગ બધાજ દુર્ગુણોની પેઠે, પાશ્ચાત્ય પ્રજાના સંસર્ગને લીધે આપણામાં આવ્યો છે. એને લીધે નાપિતોનો ધંધો ને કલા બંને ભયમાં આવી પડ્યાં છે. હાથે રાંધવાની જેને ટેવ હોય છે તેનામાં સ્વાભાવિક રીતેજ એવુ અભિમાન આવી જાય છે કે ‘મારા કરતા રસોઇઓ કે સ્ત્રીઓ શું સારું રાંધવાનાં છે?’ તેજ પ્રમાણે

* આ વાક્ય પ્રક્ષિપ્ત છે એ નિર્વિવાદછે, અથવા તારાપીડના સમયમાં પણ થાણા હતુ અને થાણામાં ‘મેડહાઉસ’ પણ હતું એ નિર્વિવાદ છે.

હાથે હજામત કરનારને પણ મનમાં એમજ થાય છે કે ' હું હજામ કરતાં કોઇ રીતે ઉતરું એમ નથી.' આથી જે કલા માત્ર ગુરુગમ્ય અને પરંપરાપ્રાપ્યજ છે, કારણ કે હજામતના શાસ્ત્ર ને કલા વીશે કોઇએ કૈં પણ લખ્યું નથી–તે કલા ધીરે ધીરે અસ્ત પામતી જાય છે. હાથ હજામત ઘણાને પીડાકારક થઇ પડે છે. અફઘાન નરેશ હજામત કરતાં પડેલા વ્રણને લીધે બેભાન થઇ ગયા હતા એના સમાચાર આપણને હમણાંજ મળ્યા છે. છતાં એ દુર્ગુણ ઘટવાનો સંભવ જરા પણ દેખાતો નથી

આવી સ્થિતિમાં હજામતની કલાની કદર કરનાર હોય તો તેને માટે હજામોએ પરિષદ ભરીને અભિનંદનનો ઠરાવ સર્વાનુમતે પસાર કરવો જોઇએ. આશા છે કે ૮૧૦૦ રુપીઆ મેળવનાર મુંબાઇના પોતાના હજામભાઇની અદેખાઇ ન કરતાં દરેક શહેરના હજામો ભેગા મળી —ના મહારાજાને અભિનંદન આપવાનો ઠરાવ પસાર કરશે અને એ રીતે પુરવાર કરી આપશે કે કલાની કદર કરનારા જ્યાં હોય, ત્યાં કલાની કદર કરનારાની કદર કરનારની ખોટ *હોતીજ નથી.*

તા ૧૪–૨–૨૮

આજે ' સયાજી વિજય 'માં વાચ્યું: " હીંદુ લગ્ન પ્રસંગે વર કન્યા પાંસે જે જરુરી મંત્ર બોલાવવામા આવે તે મંત્રોનો અર્થ લગ્ન કરાવનાર પુરોહિતોએ કન્યાને સમજાવવો. જો ગોર તે પ્રમાણે ન કરે તો ......... ગોરને રુપીઆ ૨૫ સુધી દંડ થવાનો, કાયદો ચૈત્ર માસ થી અમલમાં આવશે. "

આ કાયદાની સામે ગોરોએ વાધો ઉઠાવવો જોઇએ. એ કાયદો ઘડનારાઓ વિચાર શાસ્ત્રનો મૂલ નિયમ ભુલી ગયા હોય એમ લાગે છે. પોતાની પાસે ન હોય એવી વસ્તુનું કોઇથી કોઇને પણ દાન આપી શકાતું નથી. છેક નિરુકતના પણ સમય પહેલાં કુત્સમુનિએ જણાવ્યુ હતું કે વેદના મંત્રો અર્થ રહિત છે. યાસ્ક મુનિએ તેનો રદીઓ આપ્યો છે એ ખરું, છતાં અત્યારના ગોરોના મનમાં, પર્વતની અંદર ગુપ્ત રીતે અગ્નિ સળગતો હોય છે તેમ, એવી કુશંકા રહેલી હોય છે કે ' હું જે આ મંત્રો બોલું છું તેનો કૈં અર્થ છે ખરો ? ' માત્ર મંત્રોચ્ચાર પરત્વેજ નહીં પણ એમના અન્ય વચનો વિષે પણ એવી શંકા યજમાનોના મનમાં થાય છે. જે હુ પોતે સમજતો નથી તે અન્યને સમજાવી શકતો નથી. આ જ્ઞાન મને ઘણા અનુભવોને આધારે મળ્યું છે. મારા જ્ઞાનનો લાભ અન્ય સર્વ લેઇ શકે તો ખોટું નહીં. ગોરો પણ મારા અનુભવથી સંતોષ માની લેશે એવી મને દૃઢ શ્રદ્ધા છે. એમને જાતે અનુભવ કરી જોવાની જરુર નથી.

કદાચ કોઇ શંકા કાઢે કે એટલા માટે કાયદો ફેરવવાની જરુર નથી; ગોરોએ અર્થ શીખી લેવા તો તે પણ યોગ્ય નથી. ગોરોને અર્થ શીખવાની વૃત્તિ કે નવરાશ હોત તો તેઓ અત્યાર સુધી શીખ્યા નહીં હોત મે ઘણા ગોરોને પુછી જોયુ છે કે ' તમે આ મંત્રો બોલો છો તેનો અથ જાણો છો ? ' એકાદ બે પ્રમાણિક અપવાદ શીવાય લગભગ બધાએ એવી મતલબનો ઉત્તર આપ્યો છે કે ' બરાબર અર્થ તો નથી જાણતા, પણ સંસ્કૃતના જ્ઞાનને લીધે કૈં કૈં સમજાય ખરું ' મેં તેમાના એક જણને પુછ્યું, ' આનો શો અર્થ ? इदं विष्णुर्विचक्रमे त्रेधा निदधे पदम् । समूढमस्य पांसुरे । ' તેણે જવાબ દીધો, " ઓહો ! એ

[વધુ માટ જુઓ પૃષ્ઠ પ૪૮]

## ભગવાન કૌટિલ્ય

[અનુસંધાન પૃષ્ઠ ૪૮૪ થી]

મૈનાકીએ પોતે તેમના મુત્સદ્દીપણાનાં વખાણ કર્યાં હતાં. નહીં તો મૈનાકી કોઈ દિવસ નહીં ને આજે મુક્ત કંઠે વખાણ કરે ? એમને ખાત્રી થઈ કે વિચાર તેમનો પોતાનોજ હતો.

આ ખાત્રી સાથે એક બીજી વસ્તુથી પણ તે ખુશમીજાજમાં આવી ગયા હતા. આજે મૈનાકી સવારથી હસતી હતી. આજે તેમની દાઢી પકડી તેમને ઉઠાડ્યા, ને હસતાં હસતાં તેમનું નાક પકડ્યું. તેમની દાઢી ને નાક પર તેનો સ્પર્શ–આલ્હાદક માદક સ્પર્શ તેમને હજુ લાગતો હતો.

આ વિચાર ઘણોજ ઉંડો ને સરસ હતો; અને વક્રનાસાદિ જે વસ્તુની ચિંતા આજે બે દહાડા થયાં કરી રહ્યા હતા તેનો ઝટ તોડ કાઢે એવો હતો. આનો તોડ રખેને કોઇ કાઢે અને નરેંદ્રદેવને કહી દે એટલીજ બીક તેમને હતી. પોતે મળવા આવ્યા છે એ સંદેશો તેમણે ક્યારનો મોકલ્યો હતો; પણ હજુ નરેંદ્રદેવ કેમ આવ્યા નહીં ? શું એમનો વિચાર વક્રનાસ જાણી ગયો ? તે કેમ બને ? યવનીઓ આવી; સેનાજિત આવ્યો; અને પછી નરેંદ્રદેવ ને વક્રનાસ બંને આવ્યા. સંનિધાતા હસવા લાગ્યા. આજે વક્રનાસને પણ પાઠ પઢાવવા તે આવ્યા હતા.

"કેમ દર્શક ! તું ક્યાંથી અત્યારમાં ? બૈરીએ કાઢી મુક્યો ?" નરેંદ્રે હસતાં કહ્યું.

"દેવ ! ગમે તેવી પણ વૈશાલીની કન્યા છે." વક્રનાસે ક્રૂર રીતે હસતાં કહ્યું.

"કૃપાનાથ ! એક અગત્યના કામને લીધે આવ્યો છું" નરેંદ્રદેવે આસપાસ જોયું એટલે વક્રનાસ અને એક યાવની સીવાય બીજાં બધાં ચાલી ગયાં.

"એવું શું છે ?" નરેંદ્રદેવે પુછ્યું.

"આજે ત્રણ દહાડા થયાં આપ અને અમાત્ય બધા ચિંતાતુર છો–આ તક્ષશિલાના બ્રાહ્મણને લીધે."

"કોણે કહ્યું ?" વક્રનાસે પુછ્યું.

ગર્વથી સંનિધાતાએ પેટ પર હાથ ફેરવ્યો અને હસ્યા. હું પણ કંઈ થોડું ઘણું જાણું છું. આજે ત્રણ દહાડા થયાં નરેંદ્રદેવનો જીવ ઠેકાણે નથી તે હું જ નહીં જાણું ?"

"તું શું જાણે છે ?"

"અમાત્ય એને અહીંઆંથી કાઢવા મથે છે. ક્ષપણક, શૈવ, અને આભિનો એ મિત્ર કેમ જાય એ ચિંતા એ દિવસ ને રાત કરે છે. અને તેમાં મદદ કરવી એ મારું કામ."

"શું મદદ કરે છે ?" સંનિધાતા તરફ અણગમો દર્શાવી નરેંદ્રે કહ્યું.

"એને અહીંઆંથી કાઢવા માટે તો મહાદેવીને વળાવો છો." સંનિધાતાએ કહ્યું.

નરેંદ્ર ને વક્રનાસ ખસીઆણા પડી એક બીજા તરફ જોવા લાગ્યા. આ માણસમાં આ અક્કલ ક્યાંથી આવી ?

"સંનિધાતા !" વક્રનાસે જરા કટાણું મોઢું કરી કહ્યું; "શું કહેવા માગો છો તે કહી નાખો."

"હું એક, રસ્તો દેખાડવા આવ્યો છું" મરઘો છાતી ફુલાવે તેમ છાતી ફુલાવી સંનિધાતાએ કહ્યું.

"શો ?"

"જુઓ" ભપકાથી સનિધાતાએ કહ્યું; "એ બ્રાહ્મણ કાવત્રું રચવા આવ્યો છે."

"ક્યાંથી જાણ્યું ?" વક્રનાસે પુછ્યું.

"મેં જાણ્યું. એને જવા દેવો એ તમારો રસ્તો છે. એને અહીંઆં રાખવો છે એ મારો રસ્તો છે."

નરેંદ્ર ને વક્રનાસ હસી પડ્યા. સંનિધાતા જરાક ખીસીઆણા પડી ગયા.

" તારી સલાહ તારી પાસેજ રહેવા દે. "

" ત્યારે આ રહી. બાકી મારો રસ્તો લેશો તો એ અહીઆંનો અહીઆં રહેશે ને કાવત્રુ તુટી પડશે " તોરથી સંનિધાતાએ કહ્યું.

" કેવી રીતે ?" નરેંદ્ર પુછ્યું.

" જુઓ સમાજ પછી તમે યુવરાજ આંભિને અને શેષને વદાય કરવાના છોને ?"

" હા. તે વખતે આને અર્ધ્ય આપવા બોલાવવો છે નહીં ?"

" વારુ ? " વક્રનાસે અજાયબ થઇ કહ્યુ.

" ત્યારે જુઓ એ ત્યાં આવેજ નહીં તો કેવું ? "

"મૂર્ખો ! એ બહુ સહેલી વાત હશે કેમ ! " નરેંદ્રદેવે કહ્યું.

સંનિધાતાએ ધીમેથી કહ્યું: " આવતા પહેલાં શકટાલનું ઘર ચેતી ઉઠે તો પછી કેમ આવે ?" કહી નીરાંતે સંનિધાતાએ પેટ પર હાથ મુકયો. નરેંદ્ર ને વક્રનાસ બંને એક બીજાની સામુ જોઇ, ચિંતા દર્શાવી, થોડીવાર મુગા રહ્યા.

" પણ શેષ ને આંભિ છવ કાઢશે તો ? " નરેંદ્રે કહ્યુ.

" શું કરવાના હતા ? બધું મળીને એમની પાસે આઠસેં માણસ છે.. પણ આપણે બે હજાર હાજર રાખીશુ."

" બહુ જોખમ છે. " વક્રનાસે ડોકું ધુણાવ્યું

" પણ એ ચાલી જશે ત્યારે કેટલું જોખમ ઉભું થશે તેનો કંઈ ખ્યાલ છે ?" સંનિધાતાએ પુછ્યું; "બહુ બહુ તો તક્ષશિલા ને ક્ષુદ્રકમાલ્લવો જોડે યુદ્ધમાં ઉતરવું પડશે "

" પણ મૂર્ખ ! " નરેંદ્રે કહ્યુ; " એક આ બ્રાહ્મણ ખાતર એટલું બધું શા માટે [illegible]દાન કરવુ ?"

" જોજો કૃપાનાથ ! કરવું ન કરવું આપના હાથમા છે. હું તો સલાહ આપી છુટું. "

વક્રનાસે ડોકું ધુણાવ્યું. " તારો રસ્તો વ્યાજબી નથી લાગતો. છતાં હું વિચાર કરીશ."

સંનિધાતા નાસીપાસ થયા. આવો રસ્તો પૂર્વાભિર્યો વક્રનાસ જાણી જોઇને લેતો ન હતો.

" વારુ, બધું બગડે તો મને પૂછવા નહીં આવતા. "

" દર્શક ! " નરેંદ્રે કહ્યું: " એક કામ કર, તારી યોજના પ્રમાણે તું તૈઆરી કરી મુક. જરુર પડશે તો એ યોજના આપણે અજમાવીશું. "

" જેવી કૃપાનાથની આજ્ઞા " નીચા વળી દર્શકે નમસ્કાર કર્યા.

" જા હવે " નરેંદ્રે કહ્યુ. દર્શક પ્રણામ કરી ચાલ્યો ગયો.

" વક્રનાસ ! આજે આને શું થયું ?" તેણે પુછ્યું.

" કંઈક અંદર મુદ્દો છે. "

" શો હોઈ શકે ? "

"આ અક્કલ એની નથી કોની હોઇ શકે ?"

"બીજું તો કોણ હોય ?"

"હા" વક્રનાસે દીવાલ પર હાથ મુકયો અને તે હસવા લાગ્યો "મૈનાકીની."

"એની સ્ત્રીની ?" નરેંદ્રે વિસ્મિત થઇ પુછ્યું.

"બીજું કોઇ દેખાતુ નથી."

'પણ એ આ બધું કયાંથી જાણે ?'

" એજ સમજાતું નથી. અને એ આ બધું જાણે એ તો બહુ ખોટું. એ અને ચદ્રગુપ્ત બંને એક."

"હા" ચિંતાતુર અવાજે નરેંદ્રે કહ્યું.

"એકજ કારણ હોઇ શકે."

"શું ?"

"દર્શકને અમાત્ય થવું હશે તેની તૈઆરીઓ કરતો જણાય છે."

"એમ ?" નરેંદ્ર વહેમાયા. "આ તો બીચારો આપણો છે પણ એની સ્ત્રીનું કેમ ?"

"એની સ્ત્રી મોજમજાહ કરે છે. ત્યાં સુધી એ કંઈ કરવાની નથી. ચંદ્રગુપ્ત પાછો આવશે એટલે પાછી શાંત પડી જશે. આજેજ એના ઘરમાં ગૂઢ પુરુષ મુકું."

"સમાજની તૈયારી થઇ ગઇ ?"

"બધું તૈઆર છે"

"ને ચાણુક્યને નિમંત્રણ મોકલ્યું ?"

"હું જાતેજ હમણાં કહેવા જાઉં છું. મારે એનું માપ કાઢવું છે. વખત છે ને કાલે ઉઠીને કામ પડે." વ નાસે ખાત્રી આપી.

"મહાદેવી તો તૈઆર થઇ ગઇ છે" નરેંદ્રે કહ્યું.

"હા. એમને પીએર જવાની ઉતાવળ આવી ગઇ છે."

"ત્યારે છઠે સવારેજ બધાને વદાય કરીએ. આ બ્રાહ્મણને પણ જવાજ દઇએ."

"હાલ તો એમજ રાખો. પછી જોઇશુ કોણ જાણે શું થાય છે ? આ ચાણુક્યનો મને ભરોસો નથી."

"મને પણ એ જશે ત્યારે નીરાંત વળશે."

એટલામાં એક મંત્રી આવ્યો ને વક્રનાસના કાનમાં ક કહેવા લાગ્યો.

"શું છે ?" નરેંદ્રે આજ્ઞા કરી.

"કૃપાનાથ ! કાલે રાતના મધરાતે સુકેતુ ને એક બીજો પુરુષ શકટાલને ત્યા પાછલે બારણે ગયા હતા."

"પછી ?"

"અને ઘણો લાંબો વખત ત્યાં રહ્યા. પછી બંને સુકેતુને ત્યાં ગયા."

"બીજો કોણ હતો ?"

"કોઇ છોકરો હતો. ઓળખાયો નહીં. સુકેતુના ઘરમાંથી નીકળ્યો નથી."

"હજુ ?" આશ્ચર્યથી વક્રનાસે કહ્યું.

"હા."

"ઠીક, જા." વક્રનાસે કહ્યું.

બંને એકલા રહ્યા એટલે નરેંદ્રે કહ્યું, "આ વળી નવી પીડા."

"એનો તો કંઈ હીસાબ નથી છઠે આ બધા આમ ગયા કે આઠમે ચંદ્રગુપ્ત પ્રાગ્જ્યોતિષથી પાછા આવશે એટલે સુકેતુનો પછી ભય શો ?"

"ચાલો, આ બધા ક્યારે જાય એમ હવે તો થાય છે" નરેંદ્રે જવાબ વાળ્યો.

એટલામાં બીજો એક મંત્રી આવ્યો.

"કૃપાનાથ ! કોશા મળવા માગે છે."

"ગણિકા ?" વક્રનાસે પુછ્યું, "કેમ હવે બધા પરવારી ગયા તે એને કામ પડ્યું ? શું કામ છે ?"

"કહે છે ઘણુંજ અગત્યનું કામ છે."

"બોલાવ" હસીને નરેંદ્રે કહ્યું; "જરા ગમ્મત તો કરીએ."

મંત્રી નમસ્કાર કરીને ગયો, અને થોડી પળમાં કોશા આવી. એક દહાડામાં કોશાનાં રૂપ ને રંગ ફેરવાઇ ગયાં હતાં. રડી રડી તેની આંખ લાલ થઇ ગઇ હતી તેના વાળ વીખરાએલા હતા તેનું મોં સુઝેલું લાગતું હતું. અત્યારે તે દુઃખની પુતળી લાગતી હતી. આવી તેણે નરેંદ્ર અને વક્રનાસને પ્રણામ કર્યા અને તે સામુ બેઠી.

"કેમ !" નરેંદ્રે તોછડાઇથી હસીને પુછ્યું.

"કૃપાનાથ ! દેવ !" તેના અવાજમાં અશ્રુઓ હતાં; "મારું સૌભાગ્ય પરવારી ગઇ છું તે પાછું લેવા આવી છું."

"શું થયું તને ?" વક્રનાસે તિરસ્કારથી પુછ્યુ; "ઘડપણ આવ્યું ?"

"આવ્યું હોત તો સારું" તેણે નિરાશ વદને કહ્યુ; "સ્થૂલભદ્ર ચાલી ગયા."

"ક્યાં ?" વક્રનાસે ગંભીર થઇ ધ્યાન આપ્યું.

"બપોરે ઘેરથી પાછા આવ્યાજ નહીં,"

" તપાસ કરાવી ? "

" બહુએ કરાવી " કોશાએ માથે હાથ દઇ જવાબ દીધો. " આખરે પત્તો આપો. એક કોઇ મુંડ પાસે દીક્ષા લઇ તેની સાથે ચાલી ગયા " કોશાની આંખમાંથી આંસુ પડવા લાગ્યાં.

નરેંદ્ર હસ્યા " શકટાલનો છોકરો મુંડ થઇ ગયો ? વક્રનાસ ! એ પણ ખુબી થઇ ગઇ. "

વક્રનાસના મુખ પર દ્વેષભર્યો હર્ષ છવાયો હતો.

" દેવ ! કૃપાનાથ ! મને સ્થૂલભદ્ર પાછો બોલાવી આપો. એના વિના મારાથી કેમ જીવાશે ?" તે કરગરી. જેમ કોશા વધારે ગંભીર થતી ગઇ તેમ નંદને વધારે હસવું આવ્યું. " પણ હું શું કરું ?" તેણે આખરે હસવું ખાળી કહ્યું.

" એના ગુરુને બોલાવી આજ્ઞા કરો."

" પણ ગાંડી ! એ બધું હું ક્યાં કરવા બેસું ? "

" કૃપાનાથ ! તમે નહીં કરો તો બીજું કોણ કરશે ? "

નંદ હસ્યા ને વક્રનાસ તેમાં સામેલ થયો.

" દેવ ! એક કામ કરો " વક્રનાસે ક્રૂર હાસ્ય કરી કહ્યું.

" શું ? "

" બીચારી આ એકલી પડી છે. એને કોઇ બીજાને સોંપો."

કોશા પહેલાં તો સમજી નહીં; અને પછી સમજી ત્યારે તેના ગુસ્સાનો પાર રહ્યો નહીં. રડતી આંખે પણ તે રોષભરી જોઇ રહી.

નરેંદ્ર ખડખડ હસ્યા " અરે હા ! એ વાત ખરી. કોશા રડે શું કામ ? પાટલિપુત્રમા સ્થૂલભદ્રોના ક્યાં તોટા છે ? "

" દેવ ! શું બોલો છો ? બેચારાને શીદને મારો છો ? દુનીઆમાં એકજ સ્થૂલભદ્ર હતો."

નરેંદ્ર પાછા હસ્યા. "વક્રનાસ ! પાટલિપુત્રની ગણિકાઓ પણ હવે શીયળવતી થઇ ગઇ, નહીં ? " વક્રનાસ જવાબમાં હસ્યા. " કોશા ! ગભરા નહીં. તને બીજો કોઇ મોકલી આપું છું."

" કૃપાનાથ ! દયા કરો. મારે કોઇ નથી જોઇતું. "

" અરે કેં ચાલે ? " વક્રનાસે એક આંખ કોશા પર ઠેરવીને કહ્યું.

" ના, ના " આક્રંદ કરી કોશાએ કહ્યું. આ બાબતમાં પણ નરેંદ્રદેવની આજ્ઞા પાળવાની ફરજ દરેક ગણિકાની હતી; અને તે ન પાળે તો તેને સખત શિક્ષા કરવામાં આવતી. કોશાએ જોયું કે સ્થૂલભદ્ર મેળવવા જતાં તેના ભોગ લાગી ગયા.

" કોશા ! " વક્રનાસે ગંભીર અવાજે કહ્યું. " નરેંદ્રદેવની આજ્ઞા થઇ ચુકી. "

"દેવની આજ્ઞા મારે શિર સાટે છે. પણ—પણ—"

"અરે પણ ને બણ" વક્રનાસે કહ્યું; "દેવ ! કોણ કોશાને રાખશે ? "

" આપણો સીતાધ્યક્ષ[1] તૈયાર છે. "

" દેવ—"

" કોશા ! હવે ઘણું થયું જા. " નરેંદ્રે સખતાઇથી કહ્યું.

કોશા ઉઠી ને નરેંદ્રદેવને પગે લાગી. તેની આંખમાથી ઝેર વર્ષી રહ્યું હતું. દેખીતી નમ્રતામાં પણ તેનો ક્રોધ છુપાઇ રહેતો નહોતો. ગર્વથી તે ઉભી થઇ. "સીતાધ્યક્ષ ક્યારે આવશે ? " તેણે પુછ્યું; " સમાજમાં મળશે" વક્રનાસે કહ્યું.

" જેવી આજ્ઞા !' કહી માથું ઉંચકી, ગુસ્સામાં તે બહાર જતી રહી.

[ આ વાર્તાનો વધુ ભાગ આવતા અંકમાં ]

1. ખેતીવાડીનો અધ્યક્ષ.

## એસ્પેશીઆ

[અનુસંધાન પૃષ્ઠ ૫૨૪ થી]

પણ લાગ્યા વગર રહ્યું નહીં હશે. ઇતિહાસકાર થ્યુસીડાઇડીસ એસ્પેશીઆનો પ્રશંસક થતાં અચકાય છે તે પેરીકલીસ જેવા અભેદ્ય વીરની આંખમાં આસુ આણવાનું તે કારણ બની તેથીજ.

એન્થેસ પર આ પછી યુદ્ધનાં વાદળો આવ્યાં; ઘણા કટોકટીના સમયમાંથી એને પસાર થવું પડયું; પણ આ દંપતીનું આંતર જીવન તે પછી શાંતિમાં પસાર થયું. પેરીકલીસની મત્તા છેક સુધી કાયમ રહી. એના મરતી વખતના શબ્દો 'એસ્પેશીઆ' અને 'એથેન્સ' એ બેજ હતા.

પ્રો. કેરોલે આજ પ્રસગને બહુ સુંદર શબ્દોમાં નીચે પ્રમાણે વર્ણવ્યો છે.

"તે મરતા મુત્સદ્દીના વિચારમાં એથેન્સ અને એસ્પેશીઆ બંને સંકળાએલા હતા. જેમ તેણે પહેલાને ( એથેન્સને ) મહાન બનાવ્યું તેમ તેણે બીજીને ( એસ્પેશીઆને ) અમર બનાવી. જો એસ્પેશીઆ અને પેરીકલીસના જીવનનો કલ્યાણકારી સુયોગ ન થયો હોત, જો પેરીકલીસનો સ્વભાવ એસ્પેશીઆની મૈત્રીથી મીઠો બન્યો ન હોત, જો તેની રાજનીતિ એસ્પેશીઆની કેટલેક અંશે બુદ્ધિ અને કેટલેક અંશે સલાહથી ન ઘડાઇ હોત; જો તેના શોખ એસ્પેશીઆના કલાત્મક સ્વભાવના સહવાસથી સૂક્ષ્મ અને સંસ્કારી થયા ન હોત તો જે કલાની કૃતિઓથી આજે તે નગર ( એથેન્સ ) મનુષ્યોની ભાવના ઉપર અપૂર્વ રીતે રાજ્ય કરે છે તે કૃતિઓથી તે શોભી રહેત નહીં. સ્ત્રીની અસર જ્યાં ઘણી હોય ત્યાં ઘણી ખરી મુગી હોય છે અને પુરુષ દ્વારાજ તે અસરકારક બને છે. તે "વાયોલેટ પુષ્પના મુકુટથી શોભતા નગરમાં" એસ્પેશીઆનાં કાર્યોનું પરિણામ જોતાં શું, તે કુસુમમાલાનો ઉપહાર અર્પવા યોગ્ય નથી."

૨

એસ્પેશીઆ એટલે સ્ત્રીઓના સ્વાતંત્ર્ય અને બુદ્ધિબળની પહેલી વસત. આજે ચોવીસસો વર્ષ પછી જે છુટ સ્ત્રીઓ સામાન્ય હક તરીકે લઇ શકે છે તેના પહેલા બીજ રોપનાર તે એસ્પેશીઆ. જે યુગમા ગ્રીસની સસ્કૃતિનો મધ્યાહ્નકાળ હોવા છતા સ્ત્રીઓના જીવનમા તો મધ્યરાત્રિનો અધકાર હતો તે યુગમાં તેણે સ્ત્રીઓ માટે આશાનુ પહેલું કિરણ પ્રગટાવ્યું હતું. સ્ત્રીઓમાએ શકિત છે, તક મળે તો પુરુષો જેટલીજ વિદ્યામા, કળામા, તત્ત્વજ્ઞાનમા, વાદવિવાદમાં તેઓ નિપુણ થઇ શકે છે એનું ઉદાહરણ પુરું પાડનારી એ સ્ત્રી હતી. પુરુષોની સાથે સરખાપણું અથવા સ્ત્રીપુરુષના સમાન હક્ક એ વાતનો પહેલો ધ્વનિ પ્રગટાવનાર કોઇ હોય તો તે એસ્પેશીઆ હતી.

ગ્રીકોએ જગતને ત્રણ સ્ત્રીઓ આપી છે. વિનાશનો દાવાનળ પ્રગટાવનાર સૌદર્યમૂર્તિ હેલન, સાહિત્યમા પ્રથમ કાવ આપનાર ઊર્મિ ગીતો ગાનારી કવિયત્રી સેફો અને સ્વાતંત્ર્ય અને સરખાપણાનો દાવો કરનારી એસ્પેશીઆ. આ ત્રણે સ્ત્રીઓની વિખ્યાતિ એક બીજાથી જુદી છે છતા એ ત્રણે સ્ત્રીઓના નામ અભ્યાસીઓની જીભે વસેલા છે.

જગતના ઇતિહાસમા સેકડો વર્ષો સુધી દેશપરદેશમા સંભારાય એવી સ્ત્રીઓના નામ આગળીને વેઢે ગણાય એટલાજ છે. ઇજીપ્તે ક્લીઓપેટ્રાના રૂપમા જ્વલંત વાસનાની ચીનગારી જગતને આપી. અદમ્ય અતૃપ્તિના અવતાર સમી રશીઆની મહારાણી કેથેરાઇને પોતાના ત્રાસના સ ભાગ્ય જગતભરમા મોકલ્યા. ફ્રાન્સે એક અને અદ્વિતીય એવી વીરતાની

સાક્ષાત મૂર્તિ જ્હોન ઓફ આર્કને સર્જાવી. હીંદુસ્થાને સતીત્વનો આદર્શ સીતા, પ્રેરણાની જ્વલંત મૂર્તિ દ્રૌપદી; કાલ્પનિક છતાં સત્ય લાગતી મીઠી શકુંતલા અને પ્રણયમૂર્તિ રાધાઃ એમ ચાર ચાર સ્ત્રીઓ જગતના કીર્તિમંદિર-માં મોકલી. બીજી નાની મોટી અનેક પ્રતાપી સુંદરીઓની દેરીઓ ઉપર નાના કે મોટા સોના રૂપાના અનેક કીર્તિકળશો ચઢયા છે પણ, કારણે કે અકારણે, કોઇનાં તેજ આમનાં જેટલાં આખી દુનીઆ પર ફરી નથી વળ્યાં.

એસ્પેશીઆનું સ્થાન આમ જગતની પ્રખ્યાત સ્ત્રીઓમાં છે. એની આ વિખ્યાતિ એ સુંદર અને છટાદાર હતી તે માટે નહીં. જગતમાં સુંદર અને છટાદાર સ્ત્રીઓનો તોટો કદી હતો જ નહીં—એ બુદ્ધિશાળી અને સરસ વાર્તાલાપ કરનારી હતી તેટલા માટે પણ નહીં—એવી સ્ત્રીઓ એક કે બીજા સ્વરૂપમાં બધે સ્થળે જડે છે—પણ સ્ત્રીજાતિની મહત્તાનું ભાન કરાવનાર એ પહેલી હતી તે માટે એને મળી છે. આજની 'સફ્રેજીસ્ટ મુવમેંટ' નાં મુળ આમાંથી જડે છે. એણે સહેલાં દુઃખો અને નિંદાઓનું કારણ પણ એમાંથીજ મળી રહે છે. આ જુદી નિંદા-ઓમાંથી 'પ્લુટાર્ક' જેવો લેખક એને ન્યાય ન આપી શકયો. ચોવીસ સદીઓ સુધી એની નિર્મલતા અંધકારમાં દટાઇ રહી. સ્ત્રીઓનું વ્યકિતત્વ ઓળખનાર આ યુગમાં તેની કીંમત અંકાઇ અને છેલ્લી શોધખોળોએ આપેલાં પ્રમાણોદ્વારા તે સ્વીકારાઇ.

જ્યારથી સૃષ્ટિનો ઇતિહાસ જડે છે ત્યારથી સ્ત્રીઓની દશા પરાધીન આલેખાઇ છે. પુરુષ સ્ત્રીને માટે કાયદા કરે, એમનો જીંદગીના બીજા વ્યવહારોમાંથી બહિષ્કાર કરાવે, એના રક્ષણનો ભાર પોતાને માથે લઇ એને નિર્બલ બનાવે, અને તેથી આખા સ્ત્રીવર્ગનું વ્યકિતત્વ એવું કરમાઇ જાય કે વર્ષો અને સદીઓના અંધારા પછી અકસ્માતરૂપે કોઇ વ્યકિતત્વશાળી સ્ત્રી ઝળકી રહે. કેટલી થોડી સ્ત્રીઓ સતીત્વના એક સર્વમાન્ય ગુણ શીવાય બીજી બાબતોમાં અમર થઇ છે એ ગણીએ ત્યારે ઉપરની વસ્તુસ્થિતિની તીવ્રતા બરાબર ધ્યાનમાં આવે છે.

અને તોએ આમ દબાએલી કરમાએલી સ્ત્રીની અસર માનવજાત પર થોડી નથી. એણે ઇતિહાસ લખ્યો નહીં હશે પણ ઘણે સ્થળે ઇતિહાસની બીનાઓનો માર્ગ નિશ્ચિત કરનાર સ્ત્રીઓ હતી. એણે સાહિત્ય રચ્યું નહીં હશે પણ સાહિત્યનો જન્મ અને પ્રેરણા એને લીધે થયાં હતાં. તે જાતે કલાકાર નહોતી પણ ઘણી ખરી કલાઓનો ઉદ્દેશ સ્ત્રીની વિવિધતા અને ભાવોને ઝીલવાનો અને એક સંપૂર્ણ સ્ત્રીના આદર્શને મૂર્તિમાન કરવાનો હતો. સંગીતના સુરો સૌથી પહેલા તેના મગજમાંથી નહીં જન્મ્યા હોય તો મીઠાશ, કોમળતા અને ભાવસમૃદ્ધિથી એને સ્વર્ગીય બનાવનાર તો સ્ત્રીઓજ હતી.

અને જીવનમાંએ પોષનાર ને ઉછેરનાર તો સ્ત્રીજ. તેને મધુર અને માનવતાવાળું બનાવનાર પણ સ્ત્રી. તેમાં વિમળતા અને સાત્વિકતાનો સંચાર સ્ત્રીને લીધેજ થયો. પુરુષના સાહસ અને સૌજન્ય સ્ત્રીનેજ લીધે વિકાસ પામ્યાં.

જે એકનિષ્ઠા સ્ત્રીમાં હોય છે, જે મૃદુતા અને નમ્રતાથી તે દુઃખો સહે છે, જે ધીરજથી તે સંસાર ચલાવે છે, જે શ્રદ્ધા અને સ્નેહથી તે અન્યાયો સહે છે, જે આત્મભોગ તે ડગલે ને પગલે કરતી દેખાય છે, જે ખંતથી ઝીણી ઝીણી બાબતો અને વીગતોમાં આયુષ્યની અવધ પુરી કરે છે, જે સ્નેહ અને સહિષ્ણુતાથી સંસારના બધા તાપોને તે ગળી જાય છે અને

જીવન પર્યંત જે રીતે એ એક આદર્શને વળગી રહે છે એટલું અને એ રીતે તો માત્ર સ્ત્રીઓજ કરી શકે.

પણ એસ્પેશીઆની મહત્તાનું એક બીજું કારણ કહેવાનું બાકી રહી ગયું.

આરંભકાળથી સ્ત્રી અને પુરુષનો સંબંધ માત્ર શારીરિક સહાનુભૂતિ પર રચાયો હતો. પુરુષ આત્માના વિકાસ માટે સૃષ્ટિમાં ફરે, માનસિક સમભાવ મિત્રોમાંથી શોધે અને શારીરિક વૃત્તિઓ સંતોષવાનો વિચાર એને થાય ત્યારે એને ઘર સાંભરે ! અસલના કાળમા સ્ત્રીને માટે સૌંદર્ય શીવાય, પુરુષની આંખમાં ગમવા શીવાય બીજી કોઇ વસ્તુ ખાસ આવશ્યક મનાતીજ નહીં. સુંદર સ્ત્રીને માટે પુરુષ યુધ્ધો લડે, સુંદર સ્ત્રીની શોધમા પુરુષ જગત યાત્રા આરંભે અને છેવટે શોખના સાધન જેવી એક સુંદર સ્ત્રીને આણીને પોતાના ઘરમા કોઇની દૃષ્ટિએ ન પડે એમ સંતાડી રાખે.

એથી જગત જરા આગળ વધ્યું અને સ્ત્રી પુરુષોના સંબંધમાં ઊર્મિઓનો સમભાવ ઉમેરાયો. સુખ દુઃખના સંવેદનો જે સાથે અનુભવે; સૃષ્ટિની નાની મોટી સુંદરતામાં જે સાથે રમ લઇ શકે; પ્રેમ કે ભક્તિનાં ગાન જે સાથે ગાઇ શકે; સંસાર ને સમાજના વ્યવહારોને જે એક દૃષ્ટિએ જોઇ શકે; એવી એવી બાબતો પર આ ઊર્મિનો સમભાવ મંડાયો છે. અને તેનાથી માત્ર શારીરિક સ્પર્શથી જુદો એવો છતા હૃદયોને જે વધારે નિકટતાથી જોડી શકે એવો સંબંધ સ્ત્રી પુરુષે વચ્ચે સંધાય છે.

ત્રીજી અને છેલ્લી સ્થિતિ તે બુદ્ધિના સહકાર પર રચાએલો સંબંધ. વાસનાઓ અને ઊર્મિઓથી પર મામ સત્ય અને સત્ત્વના વાતાવરણમાં બે આત્માઓ સાથે વિહાર કરે–હવામાં પંખીની જોડી તરતી તરતી ઉડે તેમ–અને દૂર દૂરના પ્રદેશોનું સૂક્ષ્મ સૌંદર્ય વિશાલ દૃષ્ટિ મર્યાદાને લીધે જોઇ શકે એવો સંબંધ પૃથ્વીની મલિનતાઓથી દૂર વ્યોમ વિહારમાં ઉડતાં–તરતા બે આત્માઓ વચ્ચે જ શક્ય હોય છે. લગ્નની આ છેલ્લી દશા કોઇકજ સ્ત્રીપુરુષો અનુભવી શકે છે.

પણ લગ્ન એટલે સંસાર અને સંસાર એટલે વ્યવહાર. મંદવાડ ને મૃત્યુ, બાલ્યાવસ્થા ને જરા, નિર્બલતા ને નિયંત્રણ, ક્ષુધા, તૃષા અને નિદ્રા એ સૌ સંસાર. વ્યવહારના સંગી માણસને જન્મથી મળેલો વારસો છે અને એ સંસારમાં બીજું બધું વીસરી માત્ર બુદ્ધિના આઠે પહોરના સહચાર પર જીવન રચવું દુષ્કર–લગભગ અશક્ય છે. બુદ્ધિના સહકારની આ દશા આઠે પહોરની નહીં પણ વચ્ચે વચ્ચે અંતરાળે આવતી સંવેદનની એક દશા છે. ખરું લગ્ન માત્ર વૃત્તિ અને ઊર્મિઓનું પોષક નથી તેમ માત્ર બુદ્ધિ પર પણ નભી શકે તેમ નથી. પણ વૃત્તિ, ઊર્મિ અને બુદ્ધિ એ ત્રણેની ત્રિગુણાત્મક અસરો વડેજ લગ્નનો આદર્શ સધાય છે.

પણ સંસ્કારી ગણાતા ગ્રીસમાં આજના ભારત કાળની જેમ શારીરિક લગ્નો કરવાની પ્રથા તે કાળે હતી. ઘર એ સુવાનું અને જમવાનું સ્થળ, પત્ની એ ઘર સાચવનારી અને પ્રજાને માટે આણેલી સ્ત્રી. પુરુષને સૌથી ઓછામા ઓછી વાત કરવાનો પ્રસંગ પોતાની પત્ની સાથે આવતો. ઊર્મિઓ અને બુદ્ધિનો સહચાર માત્ર પુરુષ મિત્રો વચ્ચેજ શક્ય ગણાતો. તે વખતના જનો પોતાનાથી નાની વયના એક પુરુષ મિત્રને શોધી તેના પર પોતાની ઊર્મિ અને બુદ્ધિનાં જળ ઢાલવતાં. લગ્ન કરતાં મૈત્રી તે વખતે પ્રથમ પદે ગણાતી. શરીર, ઊર્મિ અને બુદ્ધિ એ ત્રણેની સહાનુભૂતિવાળું ઇતિહાસમાં

પહેલીજ વાર નોંધાએલું લગ્ન એસ્પેશીઆ અને પેરીક્લીસનુંજ છે.

આમ એસ્પેશીઆથી પુરુષની ઇચ્છાને પોષનારી દાસી મટી તેની મિત્ર અને મદદગાર થવાની ભાવના સ્ત્રીવર્ગમાં પહેલ વહેલી જાગી. અને સ્ત્રીપુરુષોની લગ્ન વીશેની ભાવના-પરિવર્તનના બીજ તેનાથી નંખાયા. ત્યારથી સ્ત્રી દાસી મટી સુહૃદ થઇ અને સુહૃદમાંથી અત્યારે સાથીમાં પરિવર્તન પામી છે.

અને એથેન્સની તે વખતની સંસ્કૃતિની ઘટનામાં એસ્પેશીઆનો ફાળો કે જેવો તેવો નહતો. જો કે સ્ત્રી પોતાના કાર્યપ્રદેશોની આકરી મર્યાદાને લીધે ઘણું ખરું પુરુષ દ્વારાજ પોતાના આદર્શો સાધી શકે છે અને એસ્પેશીઆથી પણ તેવીજ રીતે થયું. પણ જે સ્ત્રી પેરીક્લીસ જેવા પુરુષ-ઉત્તમ નરની પ્રિય પત્ની અને સહાયક હોય, જેને જગત આશ્ચર્યથી જોઇ રહ્યું છે એવા પાર્થિનોનના મંદિરના વિધાયક ફીડીયાસ જેવા અદ્વિતીય કલાકારની પ્રેરક હોય; જે એનાક્ઝાગોરાસની પ્રિય શિષ્યા અને સોક્રેટીસની ગુરુ હોય; અનેક કવિઓ અને નાટકકારો જેના અભિપ્રાયને અમૂલ્ય લેખતા હોય અને બીજા સમકાલીન મહાનજનો એની સલાહનું ઋણ સહર્ષ સ્વીકારતા હોય અને ઇતિહાસમાં જે અમર થઇ હોય તે સ્ત્રીની અમર એથેન્સના તે સુવર્ણ યુગની સ્થાપનામાં અતિશય હોવી જોઇએ એમ લાગ્યા વિના રહેતું નથી.

સ્ત્રીજનમાં પ્રથમ વસંત સમી એસ્પેશીઆના જીવનનો આ આદર્શ, આજનો નારીવર્ગ આવા કેટલા વસંતના આદર્શો સરજાવશે?



# સી મ લા

[ અનુસંધાન પૃષ્ઠ ૫૧૬ થી ]

અને છોટા નાગપુર વચ્ચેનો આ વિભાગ બહુ રમ્ય છે. છોટા નાગપુરમાં જુદું બજાર છે જ્યાં પણ જરુરી સર્વ વસ્તુઓ મળી શકે છે. એનાથી વધારે દૂર કુસુમટી નામની નાની પણ સુંદર જગ્યા આવે છે જ્યાં સીમલાની હદ પુરી થાય છે. તેને છેડે જમુકેસલ આવે છે જે કાશ્મીરના નરેશનો ઉનારો છે.

આ તો જોવા લાયક દશ્યોમાંનાં મુખ્યનો હેવાલ થયો. નાનાં નાનાં અનેક દશ્યો અને સ્થાનો છે. આખા પ્રદેશમાં લીલોતરી અને વચ્ચે નાના મોટા બંગલાઓ સુઘડ રીતે ગોઠવ્યા છે.

## સગવડો

સીમલામાં રસ્તાઓ બહુ વિશાલ અને ચાલુ સારી સ્થિતિમાં રાખ્યા છે. ગમે તે રસ્તે ચાલતાં કંટાળો આવે તેમ નથી.

આખા સીમલાને નળથી પાણી પુરું પાડવામાં આવે છે અને ચોવીશે કલાક પાણી મળે છે. ગટરો યુક્તિથી ગોઠવેલી છે તેથી પાણીનો ભરાવો થતો નથી અને મચ્છરનું નામ નથી.

આખા પર્વત પ્રદેશમાં વીજળીની ગોઠવણ છે અને તે બંગલામાં પણ આપવામા આવે છે. આખા રસ્તાઓ પુર પ્રકાશમાં બહાર મારે છે અને રાત્રિએ સામેની ટેકરી પરનો દેખાવ જોવા જેવો કરી મુકે છે. વીજળીક બળ હવાને કારણે અટકી પડે ત્યારે આખું સીમલા અંધારામા અટવાય છે.

જરરી તેમજ મોજશોખની લગભગ સર્વ ચીજો મળે છે. ઠેકાણે ઠેકાણે દુકાનો ગોઠવાયલી છે અને વેપારીઓ ટેલીફોનથી માલ મોકલી આપે છે. માલ મોકલનારની સુચના (orders)-નો તરત અમલ થાય છે.

ટેલીફોન લગભગ દરેક દુકાન રાખે છે તેથી દૂર રહેનારને પણ ઘણી સગવડ પડે છે. ટેલીફોન માટે સીમલામાં ટ્રંક લાઇન છે ત્યાંથી કાલકા, દીલ્હી, અંબાલા, મુંબાઇ, પેશાવર વગેરે અનેક સ્થળે ટેલીફોન થઇ શકે છે, આથી સગવડમાં વધારો થાય છે.

ઈંગ્લીશ પદ્ધતિએ રહેનારને માટે ઘણી હોટેલો છે તેમા Haletis Hotel જે સેસીલ હોટેલના નામથી વધારે પ્રસિદ્ધ છે તે મુખ્ય છે. બાકી ઠેકાણે ઠેકાણે તેવી હોટેલ છે. એક હીંદુ હોટેલ છે પણ સગવડ કેવી છે તે જાણવાનો મને સમય મળ્યો નથી.

ખાનગી ડાકટરો અહી છે જેથી તબીઅતમાં બગાડો થતાં ખાસ અડચણ પડતી નથી.

બંગલાઓ ભાડે મળી શકે છે, ફરનીચર સાથે મળે છે; પણ અહીંના ભાડાં ઘણાં મોઘાં છે. અનાજ સાફ મળે છે, શાક તાજાં કે વિવિધ પ્રકારના મળે છે. પોસ્ટ ઓફીસો અને તાર ઓફીસો ઠેકાણે ઠેકાણે છે, પ્રમાણમાં ઘણી વધારે છે.

જવા આવવાના સાધન માટે રીકશાઓ ઘણી મળે છે. સાધારણ રીતે ચાર માણસો તેને ચલાવે છે. ગરીબ માણસો ઘણું કામ કરે છે. ડુંગરો ચડે ઉતરે છે તેના પ્રમાણમાં તેનો ભાડાનો દર બહુ જુજ છે. રીકશાવાળાઓ ગરીબ હોવા છતાં પ્રમાણિક બહુ હોય છે અને કોઇ ચીજ ભુલી ગયા હો તો બંગલે પહોંચતી કરી જાય છે સીમલામાં ગાડી કે મોટર ચાલતી નથી તેથી જવા આવવાનાં સાધનોમાં કાંતો પોતાની પગો અથવા આ રીકશાઓજ છે.

કેટલીક જગ્યેએ થોડા વખત માટે ફરનીચર ભાડે પણ મળી શકે છે એટલે સુખ-

સગવડ માટે બંગલામાં ઉણપ હોય તો તે અલ્પ કીંમતે થોડા વખત માટે આ રીતે પુરી પાડે છે. સીમલામાં પોલીસનો બંદોબસ્ત ઘણો સારો છે. ચોરીનો ભય નથી. બંગલાનાં દ્વારો ઉઘાડાં મુકી સુઇ શકાય છે.

## પ્રકીર્ણ

જ્યારે વરસાદ વરસતો હોય અથવા બરફ પડતો હોય ત્યારે અહીં બહુ ગમ્મત આવે છે. ઝરમર ઝરમર બરફ પડે ત્યારે જાણે આકાશમાંથી લોટ ( આટો ) વેરાતો હોય તેવું લાગે છે. કેટલીક વાર કરા પડે છે ત્યારે છાપરાપર મોટા અવાજ થાય છે અને રસ્તે ચાલતા હોઇએ તો તડતડ વાગે છે.

ઓગસ્ટ–સપ્ટેંબરમાં સીમલા પુર બહારમાં હોય છે. વનરાજી પુષ્કળ ખીલે છે અને ફુલનો ભર બહુ સુંદર દેખાવ આપે છે.

અકટોમ્બરની આખરે સખત બરફ પડવા માંડે છે ત્યાર પછી ત્યાં પહાડી બાંધાવાળા રહી શકે છે. કેટલાક ઓફીસરોને રહેવું પડે છે, પણ ઠંડી ઘણી લાગે છે. માર્ચની આખરે મોસમ શરુ થાય છે અને સરકાર ત્યાં એપ્રીલની શરુઆતમાં આવે છે.

કેટલીક ફરવાની જગ્યા ખાસ શાંતિવાળી હોય છે. સમરહીલનો આખો વિભાગ બહુ શાંતિ આપે તેવો છે અને વરસાદ ન થતો હોય અને વાદળાં થએલાં હોય ત્યારે ત્યાંનું સૌંદર્ય અલૌકિક દીપે છે. પ્રોસ્પેક્ટ હીલ ઉપરથી દેખાવ એવોજ સુંદર છે. ઉઘાડ હોય ત્યારે ત્યાંથી સતલજ નદી દેખી શકાય છે. અમને તે જોવાનો પ્રસંગ આવ્યો નહીં. એનન્ડેલમાં પોલો કે રેસ હોય ત્યારે મોટો મેળાવડો થાય છે અને બહુ આનંદ આવે છે.

એમ્પાયર ડેને દિવસે મોલ ઉપર પરેડ થાય છે, વાઇસરોય અને પંજાબના ગવર્નર તેમજ સર્વ અમલદાર અને નામાંકિત પરોણાઓ તે પ્રસંગે મોલ પર આવે છે. અને તે વખતના જુદા જુદા પહેરવેશો અને પદ્ધતિઓ જોવાની તેમજ સરકારની રાજ્યપદ્ધતિનો એક અંશ જોવાની સારી તક મળે છે.

### હવાપાણી

સીમલાની હવા સુકી છે, ઘણી તંદુરસ્ત છે, વગર હર્યે ફર્યે પણ ભોજન તે પાચન કરે તેવી છે અને લોહી માંસમાં વધારો કરે તેવી છે. ખાસ કરીને મુંબાઇના કંટાળેલા મગજનો શ્રમ દૂર કરે તેવી અને મુંબાઇના ચોક્કસ વ્યાધિઓ ( સંગ્રહણી વગેરે)ને દૂર કરે તેવી છે. પાણી નળનું છે તેથી સુમધુર તો નથી પણ ઠંડુ રહેતું હોવાથી ભાવે તેવું છે.

આખા વાતાવરણમાં અજબ શાંતિ રહે છે. વાંચવા લખવાનો શોખ હોય તેને પ્રેરણા આપે તેવું વાતાવરણ રહે છે. હરવા ફરવાના શોખવાળાને અનેક મોટા નાના રસ્તાઓ છે. માઇલો ચાલતાં થાક લાગે તેમ નથી અને બહુ ચાલે તેને ખોરાક પચવામાં માથેરાન પેઠે વાંધો આવે તેમ નથી. હીંદુસ્થાનની કળાના નમુનાઓ જોવા હોય તેને માટે મોલ પર અનેક દુકાનો છે અને ધનની વિપુલતા હોય તે મોં માગી રકમ આપી સારી ચીજો ખરીદી શકે છે.



# શ્રીમદ્ ભાગવત પુરાણનો ભાગવત ધર્મ

[ અનુસંધાન પૃષ્ઠ ૫૦૩ થી ]

મંદિરોનો નિર્માણવિધિ, એને લગતા મંત્રો વગેરે વગેરે સાહિત્ય ઉત્પન્ન થયું; બંનેમાં ભગવાનની સ્તુતિ, ધ્યાન, શ્રવણ, કીર્તન વગેરે વાળી ભક્તિ તો સામાન્ય. કદાચ ઘણા સમય સુધી આ બે પરંપરાના અનુયાયીઓ તદ્દન જુદા પણ નહીં પડયા હોય, પણ ઇ. સ. સાતમા શતકમાં બે જુદા હોય એમ બાણ ચરિતમાં દિવાકરમિત્ર પાસે કયા કયા માર્ગના લોકો હતા તેનું નીચે પ્રમાણે વર્ણન છેઃ—

अथ नाना देशीयैः वीतरागैराईतैर्मस्करिभिः श्वेतपटैः पाण्डुरभिक्षुभिर्भागवतैर्वर्णिभिः केशलुञ्चकैः कापिलैर्जैनैर्लोकायतिकैः काणादैरौपनिषदैरैश्वरकारणिकैः कारन्धमिभिर्धर्मशास्त्रिभिः पौराणिकैः साप्ततन्तवैः शैवैः शाब्दैः पाञ्चरात्रिकैरन्यैश्च स्वान्स्वान् सिद्धान्तान्शृण्वद्भिः

આ વાકયમાં બાણભટ્ટે ભાગવતને તથા પાંચરાત્રિકોને જુદા ગણ્યા છે. મતલબ કે એના વખતમાં એક ભાગવત અને બીજો પાંચરાત્ર એ રીતે વૈષ્ણ ભક્તિના બે માર્ગો પ્રચલિત હોવા જોઇએ; ભક્તિ માર્ગનું પાછળનું સાહિત્ય જોતાં પણ એમજ લાગે છે. આ બે માર્ગોમાંથી ભાગવત માર્ગના મુખ્ય ગ્રંથો બાણના વખતમાં ભગવદ્ગીતા અને હરિવંશ હશે. પણ એજ આરસામાં કે પચાશ વર્ષ આગળ પાછળ રચાએલું વિષ્ણુ પુરાણ એ આ ભાગવતો માટેજ રચાયલો ખાસ ગ્રંથ લાગે છે. જો કે ત્યાં સુધી, ભાગવત અને પાંચરાત્ર મતના કેટલાક સિદ્ધાંતો સામાન્ય હશે. વાસુદેવના ચાર વ્યૂહની વાત માર્કંડેય પુરાણમાં અને વિષ્ણુ પુરાણમાં વ્યૂહવાદ કરતાં પ્રહ્લાદની ભક્તિ, ભગવાને એ માટે લીધેલો નરસિંહનો અવતાર, ધ્રુવની ભક્તિ, શ્રીકૃષ્ણનું અદ્ભુત ચરિત્ર વગેરે વાતો મુખ્ય છે. મતલબ કે વિષ્ણુ પુરાણે ભાગવત મતને પાંચરાત્રથી જુદો પાડવાનું ખાસ કામ કર્યું.

વિષ્ણુ પુરાણના વખત સુધી પાંચરાત્રીઓ પણ ગીતાને અને નારાયણીય પર્વને પ્રમાણ ગ્રંથ ગણતા હશે; પણ પછી પાંચરાત્રીઓને હાથે સાત્વતાદિ પાંચરાત્ર સંહિતાઓ રચાવા લાગી, એટલે ભાગવત માર્ગમાંથી એ જુદાપણું સ્પષ્ટતર થયું.

આ રીતે વિષ્ણુ પુરાણના તથા પાંચરાત્રિ સંહિતાઓના રચના કાળથી આ બે મતો સ્પષ્ટ જુદા પડ્યા લાગે છે. પછી ભાગવત મતનાજ કોઇ સમર્થ અને પ્રતિભાશાળી અનુયાયીએ શ્રી ભાગવત પુરાણની અદ્ભુત રચના કરી ભાગવત મતને જોર આપ્યું. અને પછીનાં સેંકડો વર્ષ સુધી ભાગવત મતના વૈષ્ણવોના મુખ્ય પ્રમાણ ગ્રંથો પુરાણ અને શ્રી ભાગવત એજ રહ્યા.

પાંચરાત્રીઓએ અનેક પંચરાત્ર સંહિતાઓ રચી અને દ્રાવિડ ભકતોએ દ્રાવિડ ભાષામાં પુષ્કળ ભક્તિ સાહિત્ય સર્જ્યું. આ પાંચરાત્ર સંપ્રદાયને અનુસરી રામાનુજાચાર્યે ૧૧ મા શતકમાં વિશિષ્ટાદ્વૈત માર્ગ ચલાવ્યો. અને ભાગવત સંપ્રદાયને અનુસરી શ્રી વલ્લભાચાર્યે છેક ૧૫મા શતકમા શુદ્ધાદ્વૈત માર્ગ ચલાવ્યો.

બ્રહ્મસૂત્રનાં ઉપર કહેલાં અધિકરણનાં જુદા જુદા આચાર્યોનાં ભાષ્યો આ ઐતિહાસિક સ્થિતિને બરાબર દેખાડે છે. સૂત્રકારે સાંખ્ય પાશુપત વગેરેનું જેમ ખંડન કર્યું તેમ પાંચરાત્ર પણ એને માન્ય ઔપનિષદ મત ન હોવાથી એનુ ખંડન કર્યું. સૂત્રકારે કદાચ ભાગવત અને

પાંચરાત્રને એક સાથે ગણ્યાં હશે, અથવા એ બે મતો ત્યારે જુદાજ નહીં પડયા હોય. પછી શંકરાચાર્યે, સૂત્રકારના મતને અનુસરી પાંચરાત્રનું ખંડન કર્યું, પણ એમણે એટલું ઉમેર્યું છે કે "ભાગવતોની માન્યતાનો કેટલોક અંશ શ્રુતિ માન્યતા સમાન હોવાથી એ અંશ માટે વિરોધ નથી પણ બીજા અંશ માટે વિરોધ છે માટે એનું ખંડન કર્યું છે." (ब्र. सू. ૨-૨-૪૨)

રામાનુજાચાર્યે આ સૂત્રોને પાંચરાત્રના ખંડનરૂપે નહીં પણ એના અમુક અંશના મંડનરૂપે લીધાં છે; અને મધ્વે પણ શાક્ત મતના ખંડનમાં અર્થ કર્યો છે. પણ શ્રીવલ્લભાચાર્યે શંકરાચાર્ય પ્રમાણેજ પાંચરાત્રના શ્રુતિ વિરુદ્ધ અંશના ખંડનરૂપે અર્થ કર્યો છે. આ રીતે પાછળથી બે પરંપરા સ્પષ્ટ દેખાય છે.

વળી શંકરાચાર્યે ભાગવત અને પાંચરાત્ર બેને શા માટે એક ગણ્યા એ સમજાતુ નથી. કારણ કે બાણ પછી શંકરાચાર્ય થયા છે. એટલે બાણના વખતનો ભેદ એમના વખતમાં પણ હોવો જોઇએ, છતાં ભેદ નથી પાડયો એટલે કાંતો સૂત્રકારની દૃષ્ટિમાં ભેદ ન હોવાથી પોતે પોતાનો ભેદ ન ગણ્યો હોય અથવા ભાગવતો અદ્વૈતવાદી હોઇને ઔપનિષદના વિરોધી ન હોય. ભગવાનનું ધ્યાન કરવાની, શ્રવણ, અર્ચન કરવાની વગેરે ભક્તિની વાતો માટે તો શંકરાચાર્યને વિરોધ નથી. એ તો ગીતા ભાષ્ય ઉપરથી દેખાય છે. પણ પાંચરાત્ર અવૈદિક છે. એમાં વેદની નિંદા છે માટે શંકરાચાર્યે ખાસ ખંડન કર્યું છે. "चतुर्षु वेदेषु परश्रेयोऽलब्ध्वा शाण्डिल्य इदं शास्त्रमधिगत वान्त्यादि " वेदनिन्दादर्शनात्। ब्र. सू. २-२-४२.

અને કેટલાંક પુરાણો પણ કદાચ આજ કારણથી પાશુપત સાથે પાંચરાત્રને પાખંડ શાસ્ત્ર કહે છે. દૃષ્ટાંત તરીકે કૂર્મપુરાણમાં વ્યાસગીતામાં પાખંડી, વિકર્મસ્થ અને વામાચારીઓ સાથે પાંચરાત્ર અને પાશુપતોની નિંદા કરી છે. (જુઓ અ. ૧૬ શ્લોક ૧૫)[1]

શ્રી ભાગવત પણ "ભગવાનની પૂજા વૈદિક, તાંત્રિક અને ઉભય મિશ્રિત એ રીતે ત્રણ પ્રકારે થાય છે." (જુઓ ભા. ૧૧ ૨૭.૭) એ પ્રમાણે વૈદિક અને તાંત્રિક પૂજાને જુદી પાડે છે. અને શ્રી અપ્પય દીક્ષિતે વેદાન્ત કલ્પતરૂ પરિમલમાં ઉતારેલા વૈખાનસ શાસ્ત્રના શ્લોકમાં પાંચરાત્રને સ્પષ્ટ શબ્દોમાં અવૈદિક અને તાંત્રિક કહ્યું છે. (જુઓ ब्र. सू. अ. ૨, ૨-૪૪ ઉપર વેદાન્ત કલ્પતરૂ પરિમલ).

આ વિષયમાં સંપ્રદાયોની પરસ્પર નિંદાના અંશને છોડી દઇએ તો પણ ભાગવત અને પાંચરાત્ર બે વૈષ્ણવ ભક્તિના જુદા સંપ્રદાયો હતા એટલું ચોખ્ખું દેખાય છે. આ સંપ્રદાયો ક્યારે જુદા પડ્યા? જો કે ચોક્કસ પુરાવો નથી પણ મને તો લાગે છે કે નારાયણીય પર્વ અને બ્રહ્મસૂત્ર પછી અને બાણ પહેલાં, આ બે માર્ગો કેટલેક અંશે છુટા પડ્યા હશે; પછી વિષ્ણુ પુરાણે એ બેના ભેદને સ્પષ્ટ કર્યો અને શ્રી ભાગવતે અદ્વૈતવાદ યુક્તજ્ઞાન અને વૈરાગ્ય સાથે ભક્તિના સમન્વયવાળો માર્ગ આપીને ભાગવત સંપ્રદાયને અપૂર્વ પ્રતિષ્ઠા આપી.

[1] ઉક્ત સૂત્રના ભાષ્ય ઉપર ભામતી ટીકાનું વિવરણ કરનાં વેદાન્ત કલ્પતરૂનો લેખક કહે છે કે "પંચરાત્રની બુદ્ધાદિના ઉપદેશ પેઠે વ્યામોહ માટે ઇશ્વરે રચના કર્યાનું પુરાણોમાં કહ્યું છે." આ બાબતમાં પુરાતત્ત્વ પુ. ૪ અ ૩-૪મા 'સાંપ્રદાયિકતા અને તેના પુરાવાઓનું દિગ્દર્શન' એ લેખ જુઓ.

## હૃદયોદ્ગાર

[ અનુસંધાન પૃષ્ઠ ૫૦૦ થી ]

સુરત મોકલાય એવી સ્થિતિમાં તે ન હતો, એટલે સાન્ટાક્રુઝમાં તેના કાકાને ત્યાં તેને લઇ જવામાં આવ્યો.

કાઉન્સીલના કાર્ય અર્થે તેના પિતાશ્રી પણ તેજ દિવસે પુને જવા મુંબાઇ આવ્યા હતા, અને સાન્ટાક્રુઝમાં ભાઇને ત્યાં ઉતર્યા હતા. બપોરનો સમય એટલે માળામાં રહેલો મહિલા વર્ગ ખબર પહોંચતા જીતુના પલંગ આગળ વીંટળાઇ વળ્યો. અશક્તપણાને લીધે તે ભર ઉંઘમાં હતો. સાંજના પાંચેક વાગતાના સુમારે જીતુએ આંખ ઉઘાડી ને એની આજુબાજુ માળાનું સ્ત્રીમંડળ ભરાયેલું જોયું. કેટલાંક બૈરાં અંદરના ખંડમાં સ્ટવ ચેતાવી બેઠાં હતાં. જીતુએ આંખ બંધ કરી;-ને પીવા માટે પાણી માંગ્યું. જીતુના ઓશીકા નજદીક તેનાં કાકી બેઠાં હતાં. તેમણે અંદરના ઓરડામાંથી કોઇને સોડા લાવવા કહ્યું. સોડાથી ભરલો ગ્લાસ લઇ એક બાળા જીતુ સન્મુખ આવી ઉભી રહી. જીતુએ આંખ ઉઘાડી તેને સામે ટગર ટગર જોયા કર્યું. પોતે જાગ્રતાવસ્થામાં છે કે સ્વપ્નાવસ્થામાં તેનું તેને ભાન નહતું.

"ભાઇ, જીતુ, તું એને ઓળખે છે ?" કાકીએ જીતુના કપાળપર હાથ ફેરવતાં ફેરવતાં લાડથી સવાલ કર્યો. પ્રીવિયસ કલાસની એ બાળા અહીં ક્યાંથી ? એ શંકાનો નીવેડો લાવવા પહેલાંજ જીતુથી કાકીના સવાલનો જવાબ મુખમાંથી આપોઆપ નીકળી પડ્યો. "કોણ ? સ...રોજ ! ! તું અહીંઆ ! સુરેશ ક્યાં!" મુરબ્બીની હાજરી સન્મુખ કે ઉચ્ચાર વદે એ અશક્ય હતું. તેણે શોકજનક મુખે નીચે જોયું. તેની આંખમાં ઝળઝળીયાં આવ્યાં. છેવટે તેના ચક્ષુમાંથી બે અશ્રુનાં ટીપાં જીતુના હસ્તને સ્પર્શ કર્યાં. કપાળપર ચાંલ્લો નહતો, તેનો તોડ જીતુ સમજી ગયો. સરોજ બાળ વિધ્વા ! તે ફરીથી બેભાન થઇ ગયો.

જીતેન્દ્રની તબીયેતમાં દિવસે દિવસે અણધાર્યો સુધારો થતો હતો. તેને હવે તાવ આવતો ન હતો. તે હવે બેભાન પણ થતો નહીં. ફક્ત તે હવે અશક્ત હતો. સરોજ કોલેજના લેસનપર હાલમાં બીલકુલ ધ્યાન આપતી નહીં. તે હાજરી પુરાવી સાન્ટાક્રુઝમાં આવતી રહેતી, અને જીતેન્દ્રની સારવાર કરવામાં અથાગ શ્રમ લેતી. જીતેન્દ્રને સુરત લઇ જવા પિતાએ વાત ઉપાડી પરંતુ ભાઇના આગ્રહથી વાત મોકુફ રાખવામાં આવી હતી. કાઉન્સીલનું સીટીંગ પણ લાંબો સમય ચાલે એમ હતું, એટલે સેશન પુરુ થતાં સુધી એને સાન્ટાક્રુઝમાં રાખવો એ નક્કી કર્યું. સરોજ સાથે એકલા વાર્તાલાપનો આનંદ કરવાની તક હજી સુધી જીતેન્દ્રને મળી ન હતી. તેણે દાક્તર તરફથી બહુ વાત કરવાની મનાઇ હતી. બટક બોલા જીતુને આ પરેજી કઠણ લાગતી. હવે તે હીંચકા પર બેસી શકતો. કોઇ કોઇ વખત પાસેના માળામાંથી વીણા વગાડતી સરોજનો મધુર સ્વર એના કર્ણમાં પ્રવેશ કરતો.

> "ધર્મી ધર્મી પાર ઉતર ગયે
> પાપી ડુબે જળમેં;
> સુંબડા ક્યા દેખે દરપણમેં ?"

કે—

"શું છેહુંમાં સુખરૂપ તને દેહ આ છે જવાની."

વગેરે પ્યારા સાહેબ ને કલાપીના 'ટહુકાર'માથી વૈરાગ્યની લીટીઓ સરોજના સુંદર તાલ ને આલાપ અને મધુર કંઠથી ગવાતી. જીતુ એક ધ્યાનથી સાંભળતો. જીતુ સંગીત ને ગાયન કળાનો પણ ખા હતો એટલે તેને કે જાદુઇ

આનંદ પ્રાપ્ત થતો. હજી સુધી તેણે સરોજને વીણા વગાડતી કે ગાતી પ્રત્યક્ષ જોઇ ન હતી. સરોજ તેમ કરતાં શરમાતી હતી.

૪

એક રવિવારે સાંજે આબાની વાડીમાં હીંચકાપરજ સરોજ કૈં વાંચતી માલમ પડી. હાલમાં થોડા દિવસથી તો તે હીંચકાપર બેસવાનો ફક્ત જીતુએજ ઇજારો લીધો હતો. વગર રજાએ બેસનાર વ્યક્તિ તેની હૃદયદેવી હતી, એટલે એને પણ હીંચકાપર બેસવાના સમાન હક્ક હતા. ધીમે પગલે બીલાડીની ચાલે પાછળથી હીંચકા નજદીક જઇ જીતુએ સરોજની આંખો ડાબી "જાણુ, જીતુ ?" સરોજે ઉમળકાથી હાથ દાબી ઉપાડતાં કહ્યું. હજી તેના હાથ સરોજના હાથમાંજ હતા. જીતુએ સરોજના ચક્ષુમાં કૈં નવીન સ્ફુર્તિ નીહાળી. તેના મુખારવિંદપર લજ્જાના શેરડા માલમ પડ્યા. તે તેની સાથે હીંચકાપર બેઠો ને વગર પુછે બોલવા લાગ્યોઃ "સરોજ, મારું હાર્ટ (હૃદય) દાકતરો કહે છે તેવું હવે નરમ નથી. તારો પૂર્વ હેવાલ હવે મને કહે. તું વીલ્સન કોલેજમાં ક્યાંથી આવી ! તુ અત્યાર સુધી કયાં હતી ?"

"શું કહું ? સરોજે નિઃશ્વાસ નાખ્યો, મારા કમનસીબ ભાગ્યની વાત તું ન જાણે એજ તારે માટે બહેતર છે."

"ના, મારા સમ, તું કહે તો." જીતુએ ઉત્સુકતાથી કહ્યું.

"તારા દરરોજના આગ્રહને લીધે મારે કહેવું પડે છે કે" સરોજે વાત ઉપાડી, "પતિ વિહોણી એક નિરાધાર સ્ત્રી હું છું. મારી વિરહ વેદનાનું વર્ણન અવર્ણનીય છે. મારાં સુરેશ સાથે લગ્ન થયાં તે વાત તારાથી હવે અજાણ નહીં હોય. એટલી નાની વયમાં લગ્ન કરવા સુરેશ જાતે ને હું નાખુશ હતા, પંતુ ન્યાતની રૂઢિ ને લહાવાના ખોટા શોખને ઉત્તેજન અર્પવા તેની માતાએ મારી બાને સમજાવી લગ્નનું મુહૂર્ત ગોઠવ્યું. મારા બાપુ જીવતા હોત તો એટલી નાની ઉમરમાં મને લગ્નની જંજાળમાં ફેંકતે નહીં. મારે સાસરેથી પ્રથમ તેડાનો તાર સુરેશની માંદગી સંબંધી હતો. સુરેશને ઘેરી નીકળ્યાં હતાં. તેની આજુબાજુ ખિન્ન હૃદયે સગાં વહાલાં ટોળું કરી બેઠાં હતાં. તે બચે એમ કોઇને આશા ન હતી. લગ્ન મંડપમાં હસ્ત મેળાપ સમયે જોએલું મુખ ફરીથી મરણ શય્યાપર જોવા મારા ભાગ્યમાં નિર્માણ થયું હતું. મને જોઇને તે તો આ ફાની દુનીઆં ત્યજી પરલોક ગમન કરી ગયો." સરોજનું હૃદય ભરાઇ ગયું. તેનાં ચક્ષુમાંથી ગંગાજી વહેવા લાગ્યાં. તેનું મસ્તક અજાણતાંમાંજ જીતુના ખોળામાં પડી ગયું. તેના અંબોડાની લટ છુટી થેઇ ગઇ. માથા પરની વેણી ખસી જઇ ભોંયપર પડી. બે ઘડી સુધી બેઉ પૈકી કોઇએ એક શબ્દનો પણ ઉદ્ગાર કાઢયો નહીં.

"સરોજ" જીતુએ સરોજની પીઠપર હાથ ફેરવતાં કહ્યું: "તું સમજુ છે. ગત ન શોચયેત ?"

"હું તે સમજુ છું. પણ જ્યારે તે દેખાવ યાદ કરું છું ત્યારે મારું હૃદય ચીરાઇ જાય છે,"

"તું અહીં કયાંથી?"

"મારા મામા તારા કાકાના માળામાંજ રહે છે. મારી પરાધીનતા ને વિરહની તીવ્ર વેદનાને મગજમાંથી જડમુળથી ઉખેડવા કાજે તેમણે મારું મન આગળ અભ્યાસ તરફ દોરવ્યું. મેં ડોઈંગની 'એલીમેન્ટરી' પરીક્ષા પાસ કરી. મેટ્રીક કલાસમાં આવતાં પહેલાં માસ્તર રાખી હારમોનીયમ ને વીણા વગાડતાં પણ શીખી લીધાં. વધુ અભ્યાસ માટે મારા મામાએ તેમની દેખરેખ નીચે મને મુંબાઇ બોલાવી. મોજમજાહના અંધકારમય વાતાવરણમાં કોઇવાર

મારા નાથનું મને સ્મરણ થતું, અને થરથર કાંપતી ડોળા ફાડી હું ચારે તરફ શૂન્ય નજરથી જોતી. સુરેશ મારો મહા દેહનાથ કે હૃદયનાથ. તે તો મારો હસ્ત ઝાલનાર હતો. જીતુ, મારી જીંદગી ખરેખર ઓશીઆળી છે, અને જો કંઈ આશાનાં અંકુરની ઝાંખી જણાતી હોય તો તે હું તારામાંજ નીહાળું છું. હીંદુ સંસારની રુઢિનાં બંધનો તોડનાર તે ગૃહજીવનમાંથી જડતા અને કડવાશને નાબુદ કરનાર સુધારક તું છે એવી મને તારા લેખ વાંચ્યાથી ખાત્રી થતી હતી. તને રુબરુમાં જોવાની મને અભિલાષા હતી. તું મારો જીવન-દાતા થશે, દેહનાથ ને હૃદયનાથ બનશે એવી મને આશા છે."

"હા, હું જરુર બનીશ." કહી જીતુએ સરોજને ગોદમાં લીધી.

હીંચકા ઉપરની માળાની પાસેની બારી-માંથી જીતેન્દ્રના પિતાએ આ દેખાવ જોયો, અને "શાબાશ, દીકરા, ભાવિ સુધારક તરીકે તારા બાપનું નામ રાખ્યું" મનમાં બોલી ત્યાંથી ઝટ ચાલ્યા ગયા.

---

# હીંદનું પશુધન

[અનુસંધાન પૃષ્ઠ ૪૯૦ થી]

અને એવી રીતે આખા પ્રાંતમા જનાવરોમાં મૃત્યુ સંખ્યા હદવગરની થઇ પડે છે. હવે ધીમે ધીમે લોકોને રોગી જનાવરોને જુદાં પાડી, જુદીજ સારવાર કરવા અને નિરોગી જનાવરો સાથે તેમને ન ભેળવવા દેવાની સમજણ પડવા માંડી છે. જ્યાં તેનો અમલ થાય છે ત્યાં રોગ આગળ વધતો અટકે છે.

પશુઓ માટે દવાખાનાં ખોલવાની સરકારી યોજના પણ છે. જો કે ઘણાં કારણોને લઇ એ દવાખાનાંઓ માલ ધણીઓ વચ્ચે લોકપ્રિય થયા નથી. છતા સરકાર તે દિશામાં સારો પ્રયત્ન કરી રહી છે. આખા હીંદમાં ૧૯૨૦–૨૧માં ૫૭૪ જનાવરોનાં દવાખાનાં નાના મોટા સ્થાપવામા આવ્યાં છે. આમાં દશેક લાખ જનાવરોની દવા અને તેમનામાના કેટલાક ઉપર શસ્ત્રક્રિયા કરવામાં આવી હતી. મુખનસર ( પંજાબ ) ખાતે ઢોરોની મરકી સામે રક્ષણ આપવાને રસી તૈયાર કરવામા આવે છે. ત્યા "ઇમ્પીરીઅલ જંતુશાળા" મા ૨૫ લાખ જનાવરોને રસી કાઢી શકાય તેટલી રસી તૈયાર કરવામાં આવે છે. કારણ કે આંકડાઓથી જણાયું છે કે રસી જનાવરોને સારું રક્ષણ આપે છે. અને એવા રસી કાઢેલ જનાવરોમાં મરણ પ્રમાણ ૪ ટકાજ હતું. એ મુક્તસરની શાળામા પુષ્કળ વધારો કરવામાં આવે છે છતા આખા હીંદની જરુરીઆતોને પુરી પાડી શકે તેવો શક હોવાથી, બીજી સંસ્થા દક્ષિણ હીંદમાં સ્થાપવાની સરકારે જરુર જોઇ છે.

પશુબળને બદલે હીંદનાં ખેતરો ખેડવાને માટે યાંત્રિક બળ દાખલ કરવાનો સવાલ બહુ વિચારવા જેવો છે. પરંતુ સર્વે બાબદો તપાસતાં યાંત્રિક હળો અત્રે હમણા વધારે ચાલે તે અ-સંભવિત જણાય છે. તે યંત્રો ખરીદવા ખેડુતો પાસે પૈસા નથી. ખેતરોનો વિસ્તાર નાનો હોવાથી યંત્રો મોઘાં પડે. યંત્રો સમારવાને ગામડાઓમાં કોઇ

જાણતું નથી. નહેરોવાળા વિભાગમાં યંત્રથી ખેતી કરી શકાય તેમ નથી, વગેરે કારણોને લીધે હીંદને તો તેના પશુબળ ઉપરજ આધાર રાખવો પડશે.

જનાવરો માટે ખાસ ખોરાક ઘાસચારાની એકલીજ વાવણી હીંદમાં બહુ જુજ થાય છે. જેથી સરકારી રીપોર્ટોમાં તેની ખાસ નોંધ લેવાનો રીવાજ જણાતો નથી. અને સરકારી અનુભવીઓએ પણ ઘાસચારા કરતાં અનાજની જાત સુધારવા તરફ વધારે લક્ષ આપ્યું છે. જનાવરો માટે કઇ કઇ જાતના નવા ખોરાકો શોધી કાઢવા તે સવાલ હવે ધ્યાન ખેંચી રહ્યો છે. અનુભવીઓ જણાવે છે કે જ્યાં ત્યાં વગર વરસાદે પણ ઉગતો કાંટાળો થોર ઢોરોને ખોરાક તરીકે આપી શકાય છે. અને તેમની કીંમત ટકાવવા માટે તે યોગ્ય ખોરાક છે. વાયવ્ય પ્રાંતોમાં "બૈસુરાઇ" નામનું ઘાસ ખેતરોમાં છુટથી પેદા થાય છે. અને ખેડુતોની ઘણી મહેનત છતાં તેને નિર્મૂલ કરી શકાતું નથી. અને વગર વરસાદે જમીનના રસમાંથી ઉગે છે. આ ઘાસ દુકાળના વખતમાં જનાવરોને નીભાવી શકતું જણાયું છે. અને તેના ઉપયોગથી દર વર્ષે વાયવ્ય પ્રાંતોમાં ૨૨ લાખ ટન ઘાસનો બચાવ થઇ શકે. જેટલી સંખ્યા દુકાળનાં વખતમાં પરદેશથી લાવવાની ફરજ પડે છે.

રીન્ડરપેસ્ટ વગેરે ચેપીરોગોથી હીંદનાં પશુઓનું મરણપ્રમાણ મોટું છે અને તેમાંથી રોગી જનાવરોને છુટાં કાઢી ચિકિત્સા કરવાની રીત બાળ દશામાં હોવાથી, જ્યારે પણ આ રોગ આવે છે, ત્યારે ૧૫-૨૦ ટકા જનાવરોને લઇ જાય છે. સરકારી રીપોર્ટો ઉપરથી જણાય છે કે હીંદનાં ઢોરોમાં ૨૦ ટકા મરણ પ્રમાણ દરવરસે મારે છે. તેમાં ૧૫ ટકા આવાં રોગોથી થાય અને પાંચ ટકા કસાઇખાનાઓને લીધે મરે છે. આ સીવાય જો કોઇ મોટો દુકાળ આવ્યો તો મરણ પ્રમાણની હદ રહેતી નથી. આથી હીંદના ઢોરોનું મરણ પ્રમાણ બીજા પરદેશના દેશોને મુકાબલે ઘણું મોટું છે.

પશુચિકિત્સા શાસ્ત્ર હીંદમાં ઉદ્દભવ્યું. હીંદના વિદ્વાનને હાથેજ વૃદ્ધિ પામ્યું. અને અત્રેજ પાછું જર્જરિત થયું છે. એ ચિકિત્સા મહારાજા નળ, ઋતુ પર્ણ, મહર્ષિ પાલકાપ્ય જાણતા હતા. પાંડવો નકુળ-સહદેવે તેમાં નામના મેળવી હતી. અને છેલ્લે ચક્રપાણી દત્ત સુધી એ વિદ્યા આદેશમાં હતી. ઘણા પ્રાંતોમાં ગૈવૈદ્યો " જનાવરોની ખાસ ચિકિત્સા કરતા હતાં તેપણ હમણાં અસ્ત થયા છે. હવે તો અંગ્રેજી વેટરનરી ખાતું આવી પોચ્યું છે. અને અંગ્રેજી ચિકિત્સા પદ્ધતિ પ્રમાણે શીખેલા ફક્ક યુવકો કોલેજોમાંથી બહાર પડી ગામડાઓનાં જનાવરોની ચિકિત્સા કરે છે. (૧) તેઓની સંસ્કૃતિનું ગામડીઆઓ સાથે સામ્ય નથી (૨) અંગ્રેજી દવાઓ અત્રેનાં સાધનોના પ્રમાણમાં ઘણી મોંઘી છે (૩) આ યુવકોની સંખ્યા હીંદના મોટા વિસ્તારના પ્રમાણમાં બહુ નાની છે. આ કારણોથી અંગ્રેજી ચિકિત્સા ગામડામાં લોકપ્રિય થઇ નથી.

સરકાર, જમીનદારો રાજાઓ અને ગામના લોકો સર્વે જમીનની વાવણી કેમ વધારવી, અને ખાલી જમીનનો ખેતીના કામમાં કેમ મોટે ભાગે ઉપયોગ થાય એ સવાલ મોઢા આગળ રાખી બેઠા છે. પરિણામમાં ગૌચરજમીન ઘટતી જાય છે. ઢોરોને ચરવાની, હરવા ફરવાની અને પગ દંડો કરવાની જમીન હવે ગામડાઓમાં પણ ઘટતી જાય છે. પરિણામમાં ઢોરો નબળાં અને અશક્ત થતાં જાય છે. બીજાં દેશોના પ્રમાણમાં આપણે આ બાબતમાં ઘણાં પછાત છીએ તે નીચેના કોઠાથી જણાશે:—

પોતાનાં પેટપુરતો ખોરાક મેળવી લે છે. હવે એ આખલાઓ ઉપર મોટું ભય આવી પડયું છે. હીંદની સરકારી હાઇકોર્ટોએ એ મહાજની આખલાઓને નધણીઆતી મીલ્કત ઠેરવી છે. તેને કોઇ ઉપાડી જાય મારી નાખે. હેરાન કરે અથવા ગમે તેમ કરે છતાં નમાલીકા તરીકે તેને માટે કૈં દાદ ફરીઆદ સાંભળી શકાય નહી. આવી સ્થિતિ ઉભી થઇ હોવાથી, મહાજનાઉ આખલાઓ ઘણી વખતે રખડતી જાતો અથવા કસાઇઓ પકડી જાય છે. પરિણામ એવું ગંભીર આવ્યું છે કે ઘણાં મધ્યમ શહેરોમાં ૧૦૦૦ ગાયો પાછળ એક આખલાની રાસ આવે છે. આથી સારાં અને પુરતાં મજબુત ઢોરોની ઉત્પતિ અશકય બને છે, દર ૫૦ ગાય દીઠ એક આખલાની જરુર પશુચિકિત્સા શાસ્ત્ર સ્વીકારે છે. અને હીંદના દરેક ગામડામાં તેવી સગવડ થવાની જરુર છે. બંગાલ તથા બીહારના બળદો તથા ગાયો દેખાવમાં, બળમાં અને કદમાં ઘણાં નાના હોય છે. ગામડાનાં જનાવરો જોતા મોટા બકરા જેવાં લાગે છે. દુધ બહુ થોડુ, ખેતી કરવ ની શક્તિ જુજ એવા પશુઓની જાત સુધારવ.ની ઘણી જરુર છે. પંજાબ અથવા સીંધના સારા આખલાઓ જો સરકાર તરફથી દરેક ગામ દીઠ ૧–૨ મળે તો બંગાળ અને બીહારની ઢોરોની જાતની સુધારણાં માટે યોગ્ય દિશામા પ્રયત્ન થાય. અલબત આ આખલાઓ નીભાવવાનો ભાર મ્યુનીસીપાલીટી અથવા લોકલ બોર્ડ ઉપર અને માલેકી પણ તેમનીજ જોઇએ.

"ગુજરાતમાં સીરાં ઢોરો છે, પણ ડોળા ચાલતાં દુકાળ સામે રક્ષણ લઇ રાખવાના કે ઉપાયો યોજાતા નથી. અગાઉથી એક મોસમનો ઘાસ ભરી રાખવામાં પ્રયત્ન સશક્ત જમીનદારો તરફથી પણ થતો નથી. જેથી વરસાદ ખેંચાતાંજ હાહાકાર થઇ રહે છે.

હાઇકોર્ટોના ચુકાદાઓથી આખલાઓનું ન ધણીઆતાપણું દૂર કરવું જોઇએ (જુઓ ઇંડી લૉ. રીપૉર્ટ ૧૫ કલકત્તા ૧૫૨. અલ્હાબાદ ૮. મદ્રાસથી પા. ૧૪૫) અને જાહેર સંસ્થાઓ ઉપર તેમનું માલીકત્વ કાયદાની રાહે સોંપાવું જોઇએ. આમ નહી કરવામા આવે તો મહાજની આખલાઓ ઘટશે અને પરિણામમાં આ મોટી સગવડ મટી ભયંકર અગવડનુ સ્વરૂપ બનશે.

કલકત્તાની "હીંદ ગૌસભા" ના "સેક્રેટરીએ કેટલાક આંકડાઓ ભેગાં કર્યા છે. આમાં દરવરસે ૧૦ લાખ ઢોરો કસાઇખાનામાં કતલ થતાં હોવાનું જણાવ્યું છે. સરકારી આંકડાઓ જોતાં આ અડસટ્ટો કાચો અને બહુજ ઓછો જણાય છે. છેલ્લા પચાસ વરસોમા ચાંમડાઓની ચઢત હીંદમાંથી વીસઘણી વધારે થાય છે. ૧૯૨૨–૨૩ ની સાલમાં ખાલી ચામડાંઓ હીંદમાથી ૪૫૭૦૦ ટન પરદેશ ખાતે રુપીઆ ૫૭૨ લાખની કીંમતના ચઢયા હતાં. તેના અગાઉના વરસમા ૪૫,૫૦૦ ટન ચામડા ૫૯૮ લાખ રુપીઆની કીમતના ચઢયાં હતા. આ ઉપરથી કતલનું પ્રમાણ ઘણુંજ મોટુ હોવાનું સહેજે અનુમાનાય છે. પરંતુ ખાલી જનાવરોની સંખ્યા માટે પણ મોટી ફરીઆદ નથી. દુધવાળાં ઢોરો અને વાછડા વાછડીઓની કતલ થાય છે. તેને માટે સમજુ પ્રજા તરફથી ખરી ફરીઆદ થાય છે. કલકત્તા મ્યુનીસીપાલીટી તરફથી એ માટે કાયદો થયો છે. મુબાઇમાં પણ પ્રયાસ થયો પણ યુરોપીઅ। અને મોટે ભાગે મુસલમાન સભાસદો વાંધો લે છે. આ સવાલને આર્થિક ગણવાને બદલે ધાર્મિક ગણ્યાથી ખોટી રીતે લાગણીઓ ઉશ્કેરવાનુ કારણ મળ્યું છે. જેથી એ દિશામાં આગળ વધવાનો પ્રયાસ હમણા બની શકે તેમ લાગતું નથી

હીંદમાં એ જનાવરોનો મોટો વેપાર ચાલે

છે. ગામડાઓમાંથી એ વેપારીઓ જનાવરો એમાં કરી રેલ્વે મારફતે મોટા શહેરોમાં લાવે છે. અને ત્યાં કસાઇખાનામાં મુકે છે. ગોવાળાઓ જે ગાયમાં દુધ સુકાઇ જાય કે તરત કસાઇઓ પાસે ઢોરને મુકતાં અચકાતાં નથી. સાધન, જગ્યા અને ગૌચરજમીનના અભાવે એ લોકોને હીંદુ છતાં ઢોરોને વેચવાની ફરજ પડે છે. દરેક શહેરમાં મહાજનની ગનીભાવેલી મોટી પાંજરાપોળો હોય છે પરંતુ આર્થિક, ધાર્મિક, વૈદકીય, આરોગ્ય અને બીજા ખાતાઓમાં તે ઘણીજ પછાત છે. તેથી પશુધન સંભાળાતું અથવા ઉછેરાતું નથી એ પાંજરા પોળોને ધામક, આરોગ્ય અને આર્થિક એ ત્રણે દૃષ્ટિઓ મેં પામે રાખી સુધારવાની ઘણી જરુર છે. હાલમાં એ ખાતાંઓ વિશેષ ઉપયોગી નથી.

નાગોરના બળદો, નેલ્લોરનાં ઢોરો, અમૃત મહાલ જાતનાં પશુઓ, સાનીવાલ અને હરીઆણાની ભેસ જેવી ગાયો આખા દેશમાં પ્રસિદ્ધ છે. સિંધના મજબુત જનાવરો જોતાં સારી જાતની ગાયો અને બળદો ઉછેરવાનો શોખ આ દેશમાં ઘણાં વખત થયાં વંશપરંપરા ચાલ્યો આવે છે. શાસ્ત્રીય ઉછેરનું જ્ઞાન તો આ લોકો પાસે નથી છતાં પેઢી ઉતાર હુન્નર તો વંશપરંપરા ચાલ્યોજ આવે છે. પરંતુ એ જ્ઞાનના આપસે નથી. તેમ ફેલાવો અથવા જાહીરાત પણ નથી. જેથી શુષ્ક અને તરત મૃત્યુને પામવા યોગ્ય સ્થિતિમાં હાલ છે. હવે એ જુના ગુજરો ઘટના જાય છે. જંગલોમાં ચરાવાના સરકારી નિંબધોને લીધે તથા ઢોરચારવાની ઘણી ખરી જમીનનો રેલ્વે, નહેરો, જાહેર રાતાઓ અને બીજા બાંધકામોમાં ઉપયોગ થઇ ગયો હોવાથી એ ભટકતાં ગુજરોનાં ટોળાંઓ બહુજ ઓછાં થઇ ગયાં છે. અને ઢોર ઉછેરનું કામ ઘણુંજ ઘટયુ છે.

આ વિષયમાં આપણે ડેન્માર્ક પાસેથી ઘણું શીખવાનું છે. આખા યુરોપને તે દેશ માખણ, પનીર પુરું પાડે છે. કારણકે પશુઉછેરને ડેન્માર્કમાં જાતીય ઉદ્યોગ તરીકે સ્વીકારવામાં આવ્યો છે. સતાવીશ લાખની વસ્તીવાલા નાના પ્રદેશમાં ગામે ગામ ગૌપાલન શાળા છે. તે પ્રાંતય સંસ્થા સાથે જોડાએલી છે. ત્યાંની ૯૩૪ સંસ્થાઓ ૧૧૨૩ સાંઢા રાખી ઢોર ઉછેરનું કામ કરે છે. ૨૩૧૪ મેમ્બરોવાળી મોટી સંખ્યા કમીશનરો, ઇન્સપેક્ટરો રોકી દેખરેખ રાખે છે. સલાહ આપે છે. સરકાર મ્યુનીસીપાલીટીઓ લોકલ યુનીઅનો તરફથી પૈસા સંબંધી મદદ મળે છે. ફરજીઆત ગૌચર જમીન રાખવાનો ગામડાઓમાં નિયમ છે પશુઉછેર સારું સાંઢો પુરા પાડવા, ખેડુતોને પશુપાલનનું શિક્ષણ આપવું, સારા ઢોરોને પ્રદર્શનોમાં વારંવાર ઇનામો મળવા અને પશુચિકિત્સાનાં સાધનો પુરાં પાડવા એ સર્વે સગવડો તથા શાસ્ત્રીય ધોરણે પુરતી દેખરેખ સાથે સહકારી ધોરણ ઉપર યોજાયાં છે. અને આર્થિક દૃષ્ટિએ એ ધંધો ત્યાં બહુજ ફાયદાથી ચાલે છે.

હમણાં બેંગલોર ખાતે ઢોર ઉછેર માટે સરકારી શાળા સ્થાપવામાં આવી છે. આમાં પશુપાલન પશુ ઉછેર અને પશુ ચિકિત્સા સંબંધી સારું જ્ઞાન આપવાની ગોઠવણ કરી છે. ત્યા વધારે, દુધ આપતી એંશાયર ,અને હોલસીનની મિશ્ર જાતની ૩૦૦ ગાયો રાખી છે. દીલ્હીની ભેંસો, સિંધની ગાયો પણ ત્યાં રાખી સૌની સરખામણી શાસ્ત્રીય રીતે ૨ણદોષો જોઇને કરવામાં આવે છે. જરસીથી સારાં સાઢા મંગાવી મિશ્ર ઢોરો ઉત્પન્ન કરવામાં આવે છે. જનાવરોને યોગ્ય ઘાસચારો વાવવાના માટે ૧૦૦ એકર જમીન ઉપર અખતરાઓ કરવામાં આવે છે. આરોગ્યતાનાં ધોરણ ઉપર તબેલાઓ બાંધવામાં આવ્યા છે. સારું દુધ માખણ ઘી વગેરે બનાવાની છેલ્લામાં છેલ્લી ઢબનાં યંત્રો પણ ગોઠવવામાં આવ્યાં છે જનાવરોનું વજન

તપાસી કયો ખોરાક વધારે માફક આવે છે તે સંબંધી શોધખોળ પણ ત્યાં ચાલુ છે. હમણા તો પ્રાંતિક સરકારો તરફથી સ્થાપવાની સંસ્થાઓને ચલાવી શકે તેવા યુવકો ત્યાં તૈયાર કરવામા આવે છે.

હીંદ એ ખેતી પ્રધાન દેશ છે. તેમાં લગભગ ૨૨ા કરોડ માણસો ખેતી ઉપર રોકાયાં છે. પ્રજાનો મુખ્ય ધંધો ખેતી છે. અને ખેતી નો આધાર સારા ઢોરો ઉપરજ છે. અમેરીકા અને કેનેડાના દરેક માણસ દીઠ ખેતીની પેદાશ રુ ૬૨૪ અને રુ. ૪૭૬ ની રાસ આવે છે. હીંદમા રુ. ૪૫ ની માત્ર આવે છે. તેનું કારણ ખેતી ની સાથેજ સારાં ઢોરોમાંથી દુધ અને માખણના પેદાસની યોજનાનો અભાવ છે હીંદમાં તો સારા સાઢો પુરા પાડી, ગૌચર જમીનો સ્વતંત્ર રાખી લોકોને ઉત્તેજન અપાય તો પશુપાલન વ્યવહારું ધંધા તરીકે ખુબ વધી શકે. પણ તે ધંધા શાહુકારી ધોરણ ઉપર નભાવવાની જરુર છે.



# ગુજરાતનો એક જ્યોતિર્ધર

[અનુસંધાન પૃષ્ઠ ૫૦૮ થી]

મુસલમાન સૈન્ય ચઢી આવ્યું. દેશ બચાવવા કે વ્રત ભંગાય ? શિષ્ય ગુરુ પાસે ગયો અને મદદ માગી ગુરુની મંત્રસિદ્ધિથી મુસલમાન રાજાની પાલખી ઉડતી ઉડતી ત્યાં આવી. અનાર્ય રાજા જાગ્યો ને ગુરુને પ્રણિપાત કર્યો; પોતાના રાજ્યમાં ૭ મહિના જીવહિંસા ન કરવા દેવાનું વચન આપ્યું; ને કેમે કરતાં છુટયો. ગુજરાતની મહત્તાનો પૂજક અને વાસ્તવિક ઇતિહાસનો સંશોધક આ દંતકથામાં રહેલું રહસ્ય જોઇ આંસુ સારે તો શી નવાઈ ?

સૂરિ સંવત ૧૨૨૯ સુધી ચોર્યાસી વર્ષ જીવ્યા, અને કુમારપાલ ગુજરી ગયા તેના થોડાક મહીના પહેલાં કાળ કર્યો.

ગુજરાતને માટે થોડાજ મહાપુરુષો લખાયા છે. એમાંના આ એક છે. ધંધુકાનો એક ગુજરાતી આત્મબળે વિદ્વતા સંપાદન કરી ' કલિકાલ સર્વજ્ઞ ' બને છે. ગુજરાત વિદ્વતામાં, રસમાં, સર્જકતામાં સદાએ આર્યાવર્તની બહાર ગણાતુ તે-ઇતિહાસમાં પહેલીવાર અને હજી સુધી છેલ્લીવાર-પોતાની વિદ્વતાનો પડકાર આખા વિશ્વમાં અનંતકાળ સુધી સંભળાય એમ એ ' કલિકાલ સર્વજ્ઞ ' ની કૃતિઓદ્વારા કર્યે જાય છે. આર્યાવર્તના સરસ્વતી મંદિરમાં ભગવાન પતંજલિ, પાણિનિ ને મમ્મટ આદિના સમૂહમાં એક ગુજરાતી પહેલીવાર આવે છે.

તે ઉપરાત આ દેશમાં સદીઓ થયાં શ્રમણ-ભાવના ચાલી આવે છે. એ ભાવના એક સૂત્રમાં સમાઇ શકે છે:—" वितरागभयक्रोध: " એ ભાવના વીશે વાત કરવી સહેલી છે, એને સિદ્ધ કરતાં માનવતાની ખરી કસોટી થાય છે. મધ્ય કાલના અંધકારમાં આ ગુજરાતી એ ભાવના સાધે; તાદાત્મ્ય મેળવવા પ્રયાસો કર્યાં એટલુંજ નહીં પણ એ ભાવનાથી રાજ્યકારભાર પ્રેર્યો. જિનશાસન સમસ્ત ગુજરાતપર ઇતિહાસમા પહેલી ને છેલ્લીવાર પ્રવર્તાવ્યું. એક દેશને અહિંસા ભૂમિની ભાવનામય ભૂમિકાએ સ્થાપવાનો પ્રયત્ન કર્યો. પ્રયત્નજ માનવીને નશીબે છે. સિદ્ધિ તેના હાથમાં નથી.

આ પ્રયત્ન કરનાર ધંધુકાના ચાંગાનુ સ્થાન ગુજરાતના જ્યોતિર્ધરોમાં અમર નથી, એમ કોણ કહેશે ?



## મારી નોંધપોથી

[અનુસંધાન પૃષ્ઠ ૫૩૬ થી]

તો ઘણું સહેલું છે. इद विष्णुः કહેતાં આ વિષ્ણુ, વિચક્રમે નામ ચક્રમની પેઠે ત્રધા નામ જે છે તે ત્રણ વાર, निदधे पदम । કહેતાં જે છે તે ત્રણ વાર આપણે રસોડામાં, જે છે તે, પગ મૂક્યો, નામ ત્રણવાર સારી પેઠે ખાધું. અને પછી એ સમુઢ કહેતાં મૂઢની માફક મસ્ય કહેતાં મસ પાંસુરે કહેતાં ધુળમાં પડી રહ્યો. તાત્પર્ય એટલું કે ત્રણવાર સારી પેઠે ખાવું નહીં. હાલના સુધરેલા લોકો ત્રણ વાર ખાય છે તેનો આમાં નિષેધ કરેલો છે."

એક આ બધા કરતાં વિશેષ પ્રમાણિક એવા ગોરને 'તમે આ મંત્રો બોલો છો તેનો અર્થ સમજો છો?' એમ પુછતાં જણાવ્યું હતું કે "ના, અર્થ સમજવાની માથાકુટ કર્યા કરું? પહેલાં તો આ મંત્રો કરતાં દમ નીકળી જાય છે. પછી એમાં પણ નામ, જાત, વિભક્તિ ને વચન ને સંધિમાં ફેરફારો વખતોવખત કરવા પડે છે તેજ અઘરું પડે છે; તો વળી અર્થની કડાકુટ કર્યા કરવા બેસું? વખત તો મળવો જોઇએ ને? ને વખત મળે તોએ મન થતું નથી.' મેં કહ્યું: "ખરી વાત છે. તમે આ મંત્રો મોઢે કરો છો તેમાં પણ મૃત મનુષ્યની ઉત્તર ક્રિયા કરાવતાં જો, મૃત મનુષ્ય સ્ત્રી હોય તો તે પ્રમાણે ફેરફાર કરવા પડે છે. હમણા તમે મારાં દાદી વીગે બોલતા જે કહ્યુ તેનો અક્ષરશઃ ગુજરાતીમાં અનુવાદ કર્યો હોય તો આ પ્રમાણે થાય: 'હું આજે હું ભાદ્રપદ માસે બારમે દિવસે ચૌશનસ ગોત્રનો જે મારાં દાદી તેના ક્ષયીટ નિમિત્તે ટેક બ્રાહ્મણોને અને કુતરાઓ-શ્વજન (સ્વજન?) ને ખવાડીશ તેથી શ્રી ભગવાન પરમેશ્વર પ્રસન્ન થાઓ. મારું નહીં."' આ સાંભળીને એણે હસીને જવાબ દીધો, 'એ તો એમજ ચાલે.'

એમણે કહેલી, 'એ તો એમ જ ચાલે' એ ચતુરક્ષરીમાં, વેદાંતની ચતુઃસૂત્રી કરતાં વધારે સત્ય રહેલું છે. જીવનની, બાહ્ય દૃષ્ટિએ નિરર્થક ને અનિષ્ટ લાગતી, ક્રિયાઓ માટે આપણને એ ચતુરક્ષરીમાંથી જ સમાધાન ને સંતોષ મેળવી લેવાં પડે છે. અન્યાય, જુલ્મ, પરિગ્રહ, દ્વેષ, ઇર્ષ્યા અસૂયા, કલહ, ઇત્યાદિ દરેક વસ્તુને પ્રવર્તતી જોઇ આપણે એટલુંજ કહીએ છીએ 'એ તો એમજ ચાલે.'

લગ્નની ક્રિયામાં જે નિરર્થક સમયનો વ્યય થાય છે તેથી વર અને કન્યા બને કંટાળી જાય છે. ગોર ક્યારે પુરું કરે એટલીજ એ વાટ જોયા કરતાં હોય છે. તેમાં પાછી અર્થ સમજવાની પ્રથા દાખલ કરવાથી બમણો વખત બગડશે. માટે એ દૃષ્ટિએ પણ એ કાયદો અનિષ્ટ છે.

'પરણવું એટલે પ્રભુતામાં પગલાં માંડવાં' એમ કવિવર નાનાલાલે કહ્યું છે. 'પરણવું એટલે ગધેડા બનવું' એમ અમારા પડોશી સ્વાનુભવને આધારે દરેકને કહી રહ્યા છે. લગ્નનાં અર્થ વીશે વિચારકો, કવિઓ ને સામાન્ય મનુષ્યો એટ-એટલા ભિન્ન છતાં વ્યાજબી અભિપ્રાયો ધરાવે છે. કે લગ્નનો અર્થ હજી સુધી જગતમાં કોઇને સમજાયોજ નથી એમ કહેવું વધારે વાસ્તવિક છે. આ પ્રમાણે લગ્નનોજ અર્થ કોઇ સમજી શક્યું નથી તો તેને મારના મંત્રોનો અર્થ સમજવાની શી જરુર છે તે સમજાતું નથી.

ધારો કે પરણનાર દંપતી એ મંત્રોનો અર્થ બરાબર સમજ્યાં, પણ તેથી ફાયદો શો? એમાંની પ્રતિજ્ઞાનો ભંગ થાય અને જીવન એટલેજ પતિજ્ઞા

અહણુ અને પ્રતિજ્ઞાભંગનો ઇતિહાસ-તો નકામાં બંનેના જીવને કલેશ થાય. એટલુંજ નહીં પણ જ્યાં સુધી એ પ્રતિજ્ઞાઓનો અર્થ જાણતા નહીં ત્યાં સુધી તેઓ પ્રતિજ્ઞાનો ભંગ કરતાં તો પણ પોતાનાં અજ્ઞાનને લીધે ઇશ્વરના ગુનેહગાર થતાં નથી. પણ હવે મંત્રોના અર્થ સમજાવતાં એ સ્થિતિ રહેશે નહીં. આવી રીતે મનુષ્યોના મનમાં નકામો ખેદ ઉત્પન્ન કરનાર અને તેમને ઇશ્વરના ગુનેહગાર બનાવનાર કાયદો અનર્થાવહ છે એ દેખીતું છે

ઉપલી બધી બાબતોને લક્ષમાં લઇ હું સરકારને વીનવું છું કે આ કાયદાને પાછો ખેંચી લેવો અને 'એ તો એમજ ચાલે' એમ માનીને ચાલે છે તેજ સ્થિતિથી ચલાવી લેવુ.

